અંક બીજો

જાન્યુઆરી '૪૬

काव्येषु रम्या कथा

# અખબાર નો અભ્યાસી

લેખક
નાથાલાલ દવે

એ વર્ષે દિલીપ મુંબઈથી દેશમાં આવ્યો.

ગાડી ઘર પાસે આવીને ઊભી એટલે ઘરમાંથી તેની પત્ની નીલાંબરી અને પુત્ર કિરીટ બહાર આવ્યાં. પત્ની ભાવભરી આંખે પતિ સામું જોઈ રહી, 'જો કિરીટ! આ તારા બાપુ આવ્યા.'

પણ દિલીપનું તેમના તરફ ધ્યાન ન હતું. એ ગાડીવાળા સાથે ઝઘડવામાં પડ્યો હતો. 'ચાલ હવે, ગરબડ નહિ. ચાર આના પાછા લાવ. વતનમાં આવતાં થતો અનેરો સત્કાર. પ્રથમ ડગલે નડેલી પીડા.'

'પણ સાહેબ! પેલા શેઠને ઉતારવા ગયા તેનું કંઈ નહિ! ગાડી ત્યારે કેટલી ફેરમાં પડી પડી!' ગાડીવાળો અપીલ કરતો હતો.

'તે પહેલેથી નહોતું કહ્યું કે સુમનભાઈને ઉતારવા પડશે! હાથમાં આવેલી રૂપિયાની નોટ. તેમાં ગાડીવાળાને લાગેલો લોભ. ચાર આના પાછા આપ્યે જ છૂટકો.'

'પણ સાહેબ! છૂટા નથી. તમારી પાસે પરચૂરણ હોય તો...'

'પણ પરચૂરણ! મારી પાસે પરચૂરણનો અભાવ. તેથી જ તને આપેલી નોટ' અને વળી જરા વિચાર કરીને, 'પરચૂરણનું કલ્પિત બહાનું. પૈસા પડાવવાની તરકીબ મુસાફરના મનમાં જાગેલો અવિશ્વાસ.'

ત્યારે નીલાંબરી બોલી, 'મૂકોને હવે વાત. ભલે ચાર આના એ રાખે.' મુસાફરીમાં ધૂળ ધૂળ થયેલા પતિના વાળમાં આંગળાંઓ પરોવવા તે અધીરી બની હતી.

દિલીપે ઊંચા અવાજે કહ્યું: 'આમ જ વળતું દેશનું સત્યાનાશ. અન્યાયને સહન કરવો તે જ ભયાનક અપરાધ. ડગલે અને પગલે દરેક ગેરવાજબી વાતનો પ્રતિકાર. ઝુંબેશ અને જેહાદ, વ્યવસ્થિત સામનો; વાતાવરણમાં ગાજી રહેલા એના પડઘા. તે વગર સમાજ સુધરે! લોકોમાં કંઈ તાકાત આવે! સત્તાના મદથી છકેલા અમલદારોની આંખ ઊઘડે! નહિ, નહિ ને નહિ!!! પણ જ્યારે અન્યાયનો પ્રતિકાર કરતાં શીખે ત્યારે જ સત્તાની સલ્તનતનાં સિંહાસન ડગમગવા લાગે.'

દિલીપની બોલવાની છટાથી નીલાંબરીને અપાર નવાઈ લાગી.

ગાડીવાને ખિસ્સામાંથી ચાર આના કાઢ્યા અને દિલીપના હાથમાં તે મૂકી, સલામ ભરી, ગાડી હંકારી ગયો.

દિલીપ બોલ્યો, "હું નહોતો કહેતો! કેમ પૈસા આપી દેવા પડ્યા? દલિત કોમોનો વધતો જતો જુલ્મ. આજકાલ બધે જૂઠનાં જાળાં ને ફરેબનાં ફાંસા ફેલાઈ ગયા છે. કોઈના વચન પર ઇતબારની ઇમારત ચણવાથી પશ્ચાતાપના અગ્નિમાં પ્રજ્વળવું પડે છે. ગાડીવાળાની સામે ઉગ્ર મોરચો ન માંડ્યો હોત તો આજના ખર્ચની ટોચ પર ચાર આનાની કલગી ચડી ચૂકી હોત."

* * *

સાંજ પડી.

નીલાંબરીએ પતિને પૂછ્યું, 'સુમનભાઈ કેમ આપણે ઘેર ન ઊતર્યા?'

"આજે ભાણેજને ઘેર ઊતારો. કાલે સવારે ગોઠવેલી આપણી મુલાકાત.'

"પણ બે વરસથી તમે એમની સાથે રહો છો. તો પછી એમને આપણે ત્યાં જ લાવવા જોઈએ ને?'

મુંબઈમાં દિલીપ સુમનરાયની ઓરડીમાં રહેતો હતો. તેને પોતાને નોકરી મળી હતી પણ રૂમ મળતી ન હતી. તેથી સ્ત્રીને દેશમાં નાખી તેને મુંબઈ એકલું રહેવું પડ્યું હતું.

દિલીપે કહ્યું "આગ્રહ કર્યો પણ તે નિષ્ફળ. જૂના સંબંધનું જોર, ભાણેજ પરનું અગાધ વાત્સલ્ય, તેથી મિત્રના પ્રેમને મળેલો પરાજય.'

થોડી વારે નીલાંબરી બોલી, 'ગાડીમાં કંઈક તકલીફ નડી?'

એકદમ ઊંચા અવાજે દિલીપે જવાબ આપ્યો, 'અસહ્ય! અસહ્ય! અધીરા મુસાફરોની ધક્કાધક્કી, ગાડીમાં પારાવાર ઘોંઘાટ, ફૂલ જેવાં બાળકો—ભવિષ્યના શહેરીઓની બૂમાબૂમ. રેલ્વે અમલદારોની ગુનાહિત બેદરકારી લાંચરુશ્વતની બદીથી સડેલું આખું તંત્ર પાયામાંથી જ પરિવર્તનની ઊભી થયેલી આવશ્યકતા. વિરમગામની દોઢખબારી, અનેક મુસાફરોનાં અપમાન, ગરીબ જનતા પર ગુજરતો ત્રાસ સમસ્ત આમવર્ગનો જાગેલો પુણ્યપ્રકોપ. વર્તમાનપત્રોએ ઉઠાવેલી જેહાદ – પણ લોકલાગણીની સરકારે કરેલી ઉપેક્ષા.'

નીલાંબરીએ કહ્યું, 'ત્યારે તો ખૂબ થાકી ગયા હશો?'

દિલીપે કહ્યું, 'થાકની વાત અસ્થાને છે. સમસ્ત આમ જનતાના દુઃખનો સળગતો પ્રશ્ન. વ્યક્તિગત અગવડનો સવાલ નથી. પણ હશે, પોલીસતંત્ર બળવાન છે, તો કાળ તેથી પણ વધારે બળવાન છે. કાળના બળ આગળ આ સલ્તનત શી વિસાતમાં છે? સામ્રાજ્યો ભૂંસઈ જાય છે. મહેલાતોનાં ખંડેર બને છે, ગર્વિષ્ઠ રાજાઓના તાજ જમીનદોસ્ત થાય છે. મલબારી કહી ગયા છે કે—

સુગા દીઠા મેં શાહઆલમના ભીખ માગતા શેરીએ.'

દિલીપના મુખ સામું તાકીને નીલાંબરી જોતી હતી. આજ સ્વામી આ શી વાતો કરે છે? કદી તેણે તેને આમ બોલતા સાંભળ્યા નથી!

રાતે પથારીમાં એ પતિની બાજુમાં સૂતી હતી. આકાશમાં ચંદ્ર હતો. બારી પાસેથી ચમેલીની સુગંધ આવતી હતી.

કિરીટ સૂઈ ગયો હતો.

પતિના હાથ પર માથું મૂકતી એ બોલી, 'હાશ! કેટલા દહાડે તમારા હાથનું ઓશીકું મળ્યું? મુંબઈમાં પગાર મળે ને રૂમ ન મળે એ કેવી મોટી સજા છે? મારે ક્યાં સુધી અહીં રહેવું પડશે?'

દિલીપે કહ્યું, 'સરકારી નિયમન નાકામયાબ નીવડ્યું છે. પાઘડીના રિવાજે મધ્યમવર્ગને પોતાની શયતાની ચૂડમાં જકડેલો છે. મૂડીદાર મકાનમાલેકો ઠંડે કલેજે ભાડાં ખાય છે, તેમને મિટાવ્યા વગર બીજો ઈલાજ નથી. રોગ જ્યારે હાડોહાડ ફેલાઈ જાય ત્યારે જલદ હથિયારોની જરૂર પડે છે. પણ હશે, એક દિવસ કાળનો પ્રવાહ પલટો લેશે. આકાશમાં આશાના રંગો ઊગી નીકળશે. આઝાદીના આસમાનમાં સુખના મંગલ સ્વસ્તિકો આલેખાશે. કોઈ પ્રજા કાયમ પરાધીન રહેતી નથી. જનતાની તાકાત દુર્ગમ કિલ્લાને ભેદી નાખે છે, ગુલામીની વજ્રશૃંખલાને છિન્નભિન્ન કરી નાખે છે."

ત્યારે નીલાંબરી પથારીમાં બેઠી થઈ ગઈ અને ગભરાઈને તે પતિના મુખ સામે જોવા લાગી. 'તમે કેમ આવી રીતે બોલ્યા કરો છો?'

'કેમ? કેવી રીતે બોલું છું?'

'કેવી રીતે શું? સાવ અર્થ વગરના મોટા મોટા શબ્દો ઓકાવ્યે જાવ છો!'

'એમાં તું ન સમજે. ભાષા તો જુસ્સાદાર જ વાપરવી જોઈએ. જેહાદ, ઝુંબેશ ને જુલ્મ જેવા શબ્દોથી ઝમાનામાં જોસ આવે છે, સહુને એ પસંદ પડે છે—'અત્યાચાર' આગળ 'અમાનુષી' શબ્દ વાપરવો જ જોઈએ. અવાજ તો 'બુલંદ', લાઠીચાર્જ તો 'બીભત્સ', મહાત્મા તો વિશ્વવંદ્ય, મેદની તો 'પ્રચંડ' અથવા 'છલકાતો માનવ–મહેરામણ', સામનો તો 'વીરતાનો', કેસ હોય તો 'ચકચારભર્યો', બનાવ તો 'સનસનાટીભર્યો', એમ વિશેષણોની ભભક ભપકામ છાંટવી જોઈએ. 'લોકો ભૂખે મરે છે' એમાં શું? 'દુષ્કાળનું ભયાનક તાંડવ' એમ બોલવું જોઈએ. 'વિદ્યાર્થીઓને પોલીસે ફટકાર્યા' એ કેવું ફિક્કું લાગે છે! 'દમનનો વીંઝાતો ભયાનક કોરડો,' એમ કહીએ તો લોકોને અસર થાય.' –

'નીલાંબરીએ કહ્યું, ' તે છો મતી. પણ અત્યારે તો શાંતિથી વાત કરો.'

દિલીપ કહે, ' ગુલામોને વળી શાંતિ કેવી ! રાત-દિવસ પરાધીનતાનો દાવાનળ ભઠ્ઠીની પેઠે ધખધખે છે, ચારે બાજુ બેફામ સત્તાનાં ષડ્યંત્રો પ્રજાને પીસી રહ્યાં છે, અસંખ્ય દલિતોનો આર્તનાદ આસમાનની નિદ્રાને ઉડાડી મૂકે છે, ત્યાં આ કમનસીબ રાષ્ટ્રમાં કોઈને શાંતિનો અધિકાર નથી. અહીં શાંતિ છે પણ તે સ્મશાનની. અધિકારીઓ આસન વાળીને બેઠા છે પણ તે સૂતેલા જ્વાળામુખી પર. એક દિવસ એ જ્વાળામુખી ધૂણી ઊઠશે, ધગધગતો લાવા ચોમેર છંટાશે, વિરાટ જાગશે, ભૂકંપોના પાવા વાગશે...'

' શાના પાવા વાગશે ?' નીલાંબરીએ પૂછ્યું.

' ભૂકંપોના.'

' શાના ?'

' ધરતીકંપના અવાજને પાવા કહે છે.'

' કોણ કહે છે ?'

' સૌરાષ્ટ્રના શાયર, મેઘાણી.'

' તે ક્યારે એ ધરતીકંપ થવાનો છે ! તમને ક્યાંથી ખબર ?'

' એ તો એક ગીતમાં આવે છે.'

' હાય ! હું તો ગભરાઈ ગઈ. માડી રે ! કેવી વાતો કરો છો ! હવે સૂઈ જાવ હવે. ભલે પાવા વાગે.' નીલાંબરીએ કહ્યું.

તે રાતે નીલાંબરીને નિદ્રા ન આવી.

સવારે સુમનરાય મળવા આવ્યા ત્યારે તેમને એક બાજુએ બોલાવીને નીલાંબરીએ પૂછ્યું, ' આમને શું થયું છે ? વારે વારે આવેશમાં આવી જાય છે અને બોલમોલ કર્યા કરે છે ! પહેલાં તો આવું કાંઈ ન હતું. તમે બે વરસથી તેમની સાથે છો તે જાણતા હશો. તમને એમનામાં મગજની નબળાઈ કે એવું કંઈ લાગ્યું છે ?'

સુમનરાયે કહ્યું: ' પતિની બુદ્ધિ વિશે પત્નીને જાગેલી શંકા. હિંદુ સમાજમાં જાગેલો જટિલ કોયડો. મદદ કરવા ઇચ્છતા મિત્રની મૂંઝવણ.'

નીલાંબરીના વિસ્મયનો પાર ન રહ્યો. તે બોલી, ' તમે પણ એમની જેમ જ વાત કરો છો !'

સુમનરાય કહે, " સોબત તેવી અસર. સમાનશીલો વ્યસનેષુ સખ્યમ્, ' વંદેમાતરમ્'નું બે વરસનું નિયમિત વાચન. અગ્રલેખોનો એકધારો અભ્યાસ. તેની દિલીપ તથા મારા પર થયેલી ઉગ્ર અસર. સમર્થ અખબારનવેશ સામળદાસ ગાંધીની તાકાત અને તાઝગીભરી કલમની પ્રસાદીનું પરિણામ.'

નીલાંબરી કાંઈ બોલી ન શકી. તેને હસવું કે રડવું તે સમજાયું નહિ. અખબારોના અભ્યાસી બને મિત્રો મારે આ મૂકવા તે અંદર જતી રહી.

લેખક
પ્રબોધકુમાર સન્યાલ

# હોનારતે

અનુવાદક
મણિલાલ અલગારી

સ્ટેશનથી થોડે છેટે ગાડી ઊભી રહી. આ તરફ હજી રેલનાં પાણી આવ્યાં નથી. સ્ટેશનની થોડી ખાલી જગ્યામાં આજ ચાર દિવસથી ભૂખ્યા ને નિરાધાર માણસોએ આશરો લીધો છે. પીવાનું પાણી પણ ડોળું થઈ ગયું છે તે સંબંધી માસ્તર મહાશયે અમને સાવધાન કર્યા હતા. વળી દુકાળ અને મરકી પણ શરૂ થયાં છે.

સ્વયંસેવકોની એક ટોળી ગાડીમાંથી પાટાની ધાર પર ઊતરી પડી. હવે પછીની ગાડીમાં ચોખા, દાળ, બટાટા, કાપડ, બળતણ અને કોલેરા તથા મેલેરીઆની દવાઓ આવી પહોંચે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. એટલા માટે અહીંયાં ક્યાંક રાહ જોવાની હતી. ઠેકઠેકાણે સેવાસમિતિનાં કેન્દ્રો ખોલવામાં આવ્યાં હતાં.

હોનારતથી જ્યાં જુઓ ત્યાં ચોમેર પાણી રેલાઈ ગયું હતું. જમીનનું નામનિશાન પણ દેખાતું નહોતું. ફક્ત નાશ પામેલાં ધાન્યક્ષેત્રો તથા તારાજ થયેલાં ગામડાંનાં અસ્પષ્ટ ચિહ્નો જ ક્યાંક ક્યાંક દેખાતાં હતાં. રેલ્વેની સડક ઉપર ગાંડો પવન સુસવાટા મારતો દોડ્યો જતો હતો. નવીનબાબુ આમતેમ જોઈ બોલ્યા, 'નદી પશ્ચિમ દિશામાં લાગે છે ખરું?'

સ્વયંસેવકો એકબીજા સામું જોવા લાગ્યા. નદી કઈ દિશામાં હતી એની કોઈને ખબર ન હતી. માસ્ટર મહાશય સિવાય બધા જ અજાણ્યા હતા.

નવીનબાબુ કાન માંડી બોલ્યા, 'દૂર પાણીનો હડેડાટ સંભળાય છે. હં...એ જ દિશામાં લાગે છે. જુઓ પણે શું દેખાય છે? પવન પણ એ દિશામાંથી જ સુસવે છે.'

કોઈએ જવાબ ન આપ્યો. સર્વની કુતૂહલભરી આંખો ચિંતામય બની; દિગન્તવિસ્તૃત પાણીનાં મેદાનો તરફ ઘૂમવા લાગી.

સુરેશ્વર બિહાર તરફનો હતો. એને હોનારતનો અનુભવ નહોતો. તે બોલ્યો, 'માસ્ટર મહાશય! આપણે રહેવાની ગોઠવણ ક્યાં થશે? મનુષ્યનું તો ક્યાંય નામનિશાન નથી.'

નવીનબાબુ હસતા હસતા બોલ્યા, 'આપણે શું અહીં રહેવા માટે આવ્યા છીએ કે કામ કરવા? આપણામાંથી ઘણાને મોભડા કે લાકડા ઉપર તરતાં તરતાં રાત વિતાવવી પડશે. વીસ વરસ પહેલાનું પૂર જો તેં જોયું હોત તો......'

'આપણે હવે કઈ દિશામાં જવાનું છે?'

'ચાલો સડકની પશ્ચિમ બાજુએ થઈને જવાનો પ્રયત્ન કરીએ. તું ડરી તો નથી ગયો ને?'

બધાની સાથે દરરોજનો બહુ જરૂરી કંઈ ને કંઈ સામાન હતો તે બધાએ પીઠ પર ઊંચકી લીધો. થોડાં પગલાં ચાલ્યા ત્યાં અવનિ બોલ્યો, 'ડરતો નથી માસ્ટર મહાશય, પણ તરતાં શીખીને સ્વયંસેવકગીરી કરવા આવ્યા હોત તો સારું.'

બીજા સાથીઓ હસતા હસતા બોલ્યા, 'એ જ ખરો ભય છે, અવનિ!'

પશ્ચિમ તરફ રસ્તો નહોતો. ધાંધે રસ્તે જ જવાનું હતું નહિ તો રસ્તાનો સગડ ન મળે. હજી હમણે જ એક ઝાપટું વરસી ગયું હતું એટલે રસ્તો કાદવવાળો થઈ ગયો હતો. વખતની પણ ખબર પડે તેમ નહોતું. કદાચ બાર વાગ્યા હશે. આકાશમાં ઘનઘોર વાદળાં છવાયેલાં ને ક્યારેક ક્યારેક ગીધનાં ટોળાં માથા ઉપરથી ઊડીને જતાં હતાં. સ્વયંસેવકો ભારે મને રેલના પાટે પાટે ચાલવા લાગ્યા.

'વીસ વરસ પહેલાં પણ રેલ આવી હતી તેમાં પણ હું સ્વયંસેવક થઈને આવ્યો હતો.' નવીનબાબુ બોલવા લાગ્યા. 'ત્યારે કોલેજમાં હતો. તમલુકના એક ગામમાં જે દૃશ્ય મેં જોયું છે તે કદી નહીં ભૂલું.'

ચાલતાં ચાલતાં બધાએ તેમના તરફ કાન માંડ્યા. તેમણે આગળ ચલાવ્યું. 'બાવીસેક વરસની એક મરેલી સ્ત્રીને એક વાઘ તોડી તોડીને ખાતો હતો. વાઘ પણ પૂરના પાણીમાં તણાઈ આવેલ ને ભૂખ્યો-ડાંસ હતો. થાણાના જમાદારને બોલાવી બંદૂકથી એને મારવામાં આવ્યો. એક ગોળી વાગતાં જ ઢળી પડ્યો. જાણે મરવાની એ વાટ જોઈ રહ્યો હતો.'

થોડે દૂર આવ્યા એટલે સ્ટેશનમાં માણસો નજરે પડ્યા. તેઓ બધા જ ગરીબ હતા. નવીનબાબુ બોલ્યા, 'તેઓનું બધું તણાઈ ગયું છે. પાસે જશું તો આપણને ઘેરીને ગૂંદી નાખશે. આપણી પાસે કંઈ નથી એ વાતની જો તેઓને અત્યારે ખબર પડશે તો આપણને ગાળો દેશે ને આપણું અપમાન કરશે.

ભૂખના દુઃખથી તેઓ મરવા જેવા થઈ ગયા છે. જુઓ આપણને બોલાવી રહ્યા છે. હવે આગળ જવામાં સાર નથી. ભૂમિકંપ અને રેલ એ મનુષ્યસમાજને મોટી આફતરૂપ છે.'

સ્ટેશનમાં આવ્યા પછી માસ્તર પાસેથી જાણવા મળ્યું કે રાતે આ તરફ પાણીની રેલ આવવાનો સંભવ ખરો. કારણકે આજ સવારે વળી નદીનો બંધ સાત ઠેકાણે તૂટી ગયો હતો. દસ ગામના ઘેરાવામાં લગભગ તેર ગામ તણાઈ ગયાં હતાં. મનુષ્યો કેટલા મરી ગયા તેની સંખ્યા હજી જાણવામાં આવી નહોતી અને નૌકા વિના પગે ચાલીને સહાય પહોંચાડવાનો કોઈ ઉપાય નહોતો. માત્ર થોડેક સુધી પગે ચાલી જઈ શકાય તેમ હતું. પણ સાવધાન રહેજો. હવે ક્યાંય પોલીસ-પહેરો નથી. કાલથી ચોરડાકુઓનો ઉપદ્રવ બહુ વધી ગયો છે. હથિયાર–બથિયાર કંઈ છે કે!

'ના, જી.'

'તો તો આફત. વળી પાણીની રેલ ચડે છે, એટલે આ તરફની શિયાળો હડકાઈ થઈ જાય છે. એ જો કોઈને કરડી તો પછી કોઈની મગદૂર નથી કે એને બચાવી શકે. રેલમાં જંગલી જનાવરો પણ ગામ-માં ઘૂસી ગયાં છે. અહીં હવે વસવા જેવું નથી રહ્યું.'

એવું કંઈ હતું નહિ તોપણ હાજર હતા તેટલા બધા મનમાં મનમાં એનો ભાગે અનુભવ કરવા લાગ્યા. એવામાં બે માણસો ક્યાંકથી હાંફળાફાંફળા આવી સ્ટેશન માસ્તરના પગમાં પડી પોક મૂકી રડી પડ્યા, 'બાબુજી! અમારું સત્યાનાશ નીકળી ગયું. અમારું નખોદ નીકળી ગયું. અમારા બાપાને સાપ કરડ્યો છે. તેમને બચાવો.'

સ્વયંસેવકો ચંચળ થઈ ગયા. સ્ટેશન માસ્તર બોલ્યાઃ શાંતિ રાખ, રડીશ નહિ એમની ઉમર કેટલી છે!

'સાઠ હશે. કોઈ રીતે એમને બચાવો બાબુ, તમારે પગે પડું.'

'જા દોરીથી કાંડું બાંધી દે. તારા બાપા બચવાના હશે તો બચશે પણ હવે વહુ–બેનની સંભાળ લે. મહાશય, આ સાત દિવસમાં ઓછામાં ઓછી પચીસ સ્ત્રીઓ ચોરાઈ ગઈ. જા, જલદી જા, અહીં ખોટી થા મા. આપ ખૂબ સાવધાન રહેજો. પૂરમાં તણાઈ આવેલા સાપ માણસને જોતાં જ કરડે છે. એમનાં દરો પણ પાણીથી ભરાઈ ગયાં છે.' એટલું બોલી સ્ટેશન માસ્તર અકારણ હસવા મંડ્યા.

પેલો માણસ ભારે હૈયે ચાલ્યો ગયો. નવીન-બાબુની ટુકડી તેમની સાથે ગઈ. કદાચ પેલાને જિવાડી શકાય તે માટે કંઈ ઉપાય કરવા પણ અનેક પ્રયત્નો કર્યાં છતાં વૃદ્ધને કેમેય બચાવી ન શકાયો. નવીન-બાબુ અને તેમના સાથીદારો ઊંડી વેદના સાથે ધીરે ધીરે ત્યાંથી બીજે ગયા. હોનારતમાં કેવળ પાણીથી જ મૃત્યુ નથી.

બીજી ટ્રેનમાં જ્યારે ખોરાકીનો સામાન તેમ જ બીજી વસ્તુઓ આવી પહોંચી ત્યારે અહુર થઈ ગયું હતું. કલકત્તાથી ઉત્સાહી નવજવાનોની ટુકડી પણ આવી હતી. ગાડી ઊભી રહી કે લોકોનો કોલાહલ શરૂ થયો. ભૂખ્યા માણસોએ ગાડાની માફક ગાડી ઉપર આક્રમણ કર્યું. તેમણે કોઈની મનાઈને પણ ન ગણકારી તેમ જ તેમને અપમાન જેવું પણ કંઈ નહિ. આવેલા નવજુવાનો લગભગ બધા જ નવીનબાબુ-ના ઓળખીતા હતા. તેઓ સ્વયંસેવકોની સાથે ત્યાં જઈ લોકોને વારવા લાગ્યા.

કલાકેક આમ ધક્કામુક્કી ચાલી રહી એટલી વારમાં થોડા સ્વયંસેવકો જઈને હોડીની વ્યવસ્થા કરી આવ્યા. આવતી કાલે સવારે દૂરનાં ગામડાંઓ તરફ પ્રસ્થાન કરવાનું હતું. જ્યાં સુધી ચાલીને જવાય ત્યાં સુધી ખોરાકીનો માલ ઠેલાગાડીમાં અને કુલીને માથે લઈ જવાનો હતો.

હાડમારીનો કંઈ પાર નહોતો. ગોઠણ સમાણાં પાણી, ઠંડો સુસવતો પવન, ઝરમર ઝરમર વરસાદ ને પીઠ ઉપર પોટલાં–એવી અવસ્થામાં નવીનબાબુ અને તેમના અગિયાર યુવાન સાથીઓ રસ્તો કાપવા લાગ્યા. જોતજોતાંમાં વર્ષાઋતુની સંધ્યા ગાઢ થવા લાગી. હડકાઈ શિયાળ અને સાપના ભયથી સૌ સાવચેત હતા અને તેથી ક્યારના ય ઝાડોની ડાળીઓમાંથી સોટા તૈયાર કરી લીધા હતા. પણ ખરે ટાણે એનો ઉપયોગ કરવાની શક્તિ રહેશે કે કેમ એ જ પ્રશ્ન સૌને મૂંઝવતો હતો.

નવીનબાબુ ચિંતામાં ડૂબી ગયા હતા. પ્રત્યેક ક્ષણે કામ વધારે કઠણ બનતું જતું હતું. જાતજાતની સમસ્યા ખડી થતી જતી હતી. સ્વયંસેવકોનો ઉત્સાહ થોડો ઓસરી ગયો હતો.

મહામહેનતે અનેક દુઃખો વેઠી આખરે ત્રણ

માઈલનો રસ્તો કાપીને એક ગામડાનાં પડુ પડુ થઈ રહેલાં છાપરાંઓ પાસે આવી પહોંચ્યા. સ્ટેશન માસ્તરે જ એ ગામ ચીંધ્યું હતું. ઘરો ગરીબીના નમૂના હતા. વાવાઝોડાથી અને રેલના પાણીથી રક્ષણ માટે જગ્યા સલામત ન કહેવાય તો પણ આ સિવાય આજની રાત ક્યાં ય કઢાય તેમ નહોતું. જાણે કોઈ દુર્લભ વસ્તુ હાથ લાગી હોય તેમ સુરેશ્વર, અવનિ, વગેરે ઝૂંપડાના ઓટલા ઉપર ચઢ્યા.

એક કાંધો કૂતરો એક બાજુ ચૂપચાપ બેઠો હતો. તે ન ભસ્યો કે ન હાલ્યો–ચાલ્યો. એમ ને એમ સ્તભૂત બેસી રહ્યો. અમારો સંચળ સાંભળી પડખેની એક કોટડીમાંથી એક વૃદ્ધ બહાર આવ્યો. તેને મોટી ધોળી દાઢી હતી. માથાના વાળ પણ ધોળા. જાતે મુસલમાન હતો અને લુંગી પહેરેલી.

નવીનબાબુ આગળ આવી બોલ્યા, 'મિયાં–સાહેબ! આજની રાત અમારે પણ રહેવું છે, જગ્યા દેશો ને!'

વૃદ્ધ વિનયપૂર્વક કરયો. કહ્યું: 'આપ સદ્‌ગૃહસ્થોને તકલીફ પડશે. ક્યાંથી, કલકત્તાથી આવો છો?'

'હા મિયાંસાહેબ, કેમ આવ્યા છીએ એ પણ આપને ખબર પડી ગઈ હશે. આ કૂતરો રાતે કરડશે તો નહિ ને?'

'ના, ના બાબુ, એનામાં એવું બળ જ નથી રહ્યું. ઉપવાસ કરી કરી...' એટલું બોલી વ્યથિત દૃષ્ટિથી સામેના મેદાન ઉપર ઘેરાતા અંધકાર તરફ વૃદ્ધે એકવાર નજર નાખી.

અવનિ બોલ્યો, 'આપ એકલા જ અહીં રહો છો કે બીજું કોઈ છે મિયાં?'

'એકલો જ છું. સ્ત્રી ગુજરી ગઈ છે. છોકરો આસનસોલના રેલના કારખાનામાં નોકરી કરે છે. મારાથી આજે પણ છાપરાની માયા છૂટતી નથી એટલે રહ્યો છું પણ હવે લાગે છે કે છોડવી પડશે. નદીનો બંધ તૂટી ગયો છે.' એટલું કહીને તેણે એક પ્રકારનું અદ્‌ભુત હાસ્ય કર્યું.

ચારેક હરિજન સાથે જ હતા–સળગાવ્યાં. સુરેશ્વર બોલ્યો, 'અહીં બળતણ મળશે કે?'

'હા, છે તો ખરું પણ પલળેલું. રાંધવું છે?'

'હા, પાણી ક્યાં મળશે?'

વૃદ્ધ હસ્યો, 'પાણી ય છે પણ મારું ...પાણી. આપ તો હિંદુ રહ્યા.'

નવીનબાબુ બોલ્યા, 'અત્યારે હવે અમે હિંદુ નથી, હવે કેવળ મનુષ્ય છીએ. વારુ, જરૂર પડશે ત્યારે પાણી માગી લેશું. આપને પણ આજ અમારી સાથે જમવાનું છે.'

કૂતરાએ મોઢું ઊંચું કરી એકવાર સતૃષ્ણ દૃષ્ટિથી જોયું. વૃદ્ધ તેની પીઠ થાબડી બોલ્યો, 'તને પણ બાબુઓ નહીં ભૂલે, સમજ્યો બેટા રહમન.'

'એનું નામ રહમન છે?' અવનિએ આશ્ચર્યથી પૂછ્યું.

'હું એને રહમન કહીને જ બોલાવું છું.' એટલું કહી, વૃદ્ધ બળતણ ને પાણીની વ્યવસ્થા કરવા ચાલ્યા ગયા.

મકાનમાં બે ઓરડી હતી. બારી કે કબાટ કંઈ જ નહોતું. અંદર દાખલ થવાની કોઈની ય હિંમત ન ચાલી. સાપ કે હડકાયું શિયાળ અંદર નહીં હોય એની શી ખાતરી? ઓસરીમાં જ રાત ગાળવાનો નિશ્ચય કરી બધા ય પીઠનાં પોટલાં છોડવા ને પથારી પાથરવા લાગી ગયા.

બળતણ આવ્યું, પાણીની પણ જોગવાઈ થઈ ગઈ બીજી સગવડો પણ વૃદ્ધ ચૂપચાપ કરવા લાગ્યો. એના મોં ઉપર જરાય ઉદ્વેગ નથી. આગતા–સ્વાગતામાં પણ હોંશની કંઈ ખામી નથી. કૂતરો જરા આગળ આવીને બેઠો. કદાચ કોઈ એને ભૂલી જાય તો! એ ય બધામાંનો એક જીવ છે ને!

વિપિન બોલ્યો, 'જો પાણીની રેલ આવે તો હવે પછી તમે ક્યાં જશો મિયાં!'

ઘરડા મુસલમાનની ધોળી દાઢીમાંથી અને માથાના વાળમાં થઈને એક પ્રકારનું હાસ્ય રમી ગયું. એનો અર્થ કે પણ રહસ્યથી ભરપૂર. પૂરની હોનારતથી પૃથ્વી જળબંબોળ થઈ ગઈ છે, તો પણ આ સંધ્યાકાળના અટલ ધૈર્યમાં લેશ પણ ઊણપ નથી આવી. કંઈક આવો અર્થ એમાં છુપાયો હતો એમ મને લાગે છે. તો ય તે મૃદુકંઠે બોલ્યો, 'જેવો અલ્લાહનો હુકમ.'

વાત સામાન્ય અને દરરોજ સાંભળીએ છીએ તેવી છે, પરંતુ આના જેવું મહદ્ સત્ય સંસારમાં બીજું એકે ય નથી. બધા એકબીજા તરફ જોવા લાગ્યા. આ પછી વિપિનને કંઈ બોલવાપણું રહ્યું નહિ.

સંધ્યા વીતી ને રાત્રિ અંધારવા લાગી. જોરથી વરસાદ શરૂ થયો અને સાથે સાથે વાવાઝોડું. સામે જ.

બાપા. હવે મારો થાક ઊતરી ગયો છે. તમે ક એટલું ચાલીશ.'

જેટલું લઈ શકાય તેટલું મિયાંએ માથે લી કૂતરો પણ બગાસું ખાઈ સાથે થયો. ઈશ્વર પ માથે ઉપાડીને બોલ્યો, 'ચાલો મિયાં! તમારી હું પણ નીકળું. ચાલ જોઈ ભૂનિ. પણ આજ ચાલવાનું છે હો!'

નવીનબાબુની ટોળીને બોગક વહેંચવાનો એટલે તેઓ પણ તેમની સાથે નીકળી પડ્યા. વ સવારની આર્દ્ર ઠંડીથી બધાને ટાઢ વાતી હતી પાછા દૂર પૂરનાં પાણીના ઘુઘવાટા સંભળાવા લા

મિયાંસાહેબે પાછું વાળીને જોયું પણ નહિ માયામોહને વશ થાય એવા નહોતા. તેઓ બોલ 'આ પૂરમાં શું છે, તેં જો છન્નુની સાલનું પૂર હોત.........'

એટલું બોલી દૂર ભૂતકાળમાં ડૂબી ગયા.

નવીનબાબુ બોલ્યા, 'પાણીની આફત ભય છે. એના જેવી ભયંકર આફત જગતમાં બીજી નથી કેમ મિયાંસાહેબ!'

'બરોબર છે બાબુજી.' ટાપસી પૂરી [ ચાલવા લાગ્યા.

ભૂનિ હાંફતાં હાંફતાં બોલી, 'હેં બાપા!'

'શું બેટા!'

'પાણીની આફત વધારે કે અગ્નિની!'

છોકરીના આ પ્રશ્નથી બધા ય તેની સામે રહ્યા. એનું કુતૂહલ તો સામાન્ય હતું પણ રે વાતમાં અને આ સર્વગ્રાસી હોનારતનો ઉદ્ભાંત ચ કેવો તુચ્છ છે એ સૌએ અનુભવી લીધું. પૂરમાં એતો, જન્મ. ને. પૂરના. પાણીમાં. તરતું એનું જીવ

નાની દીકરીના આવા પ્રશ્નથી બલિષ્ઠ ઈશ્વ વિશાળ વક્ષપિંજર અત્યંત ઉગ્ર ઉત્તેજનાથી ક્ષણ આંદોલિત થઈ ગયું. ભૂતકાળની એક ઘટના યાદ કંપતે કંઠે બોલ્યો, 'જળમાં વિપદ નથી બેટા. કે એ હોય તોય આપણે જીવતા છીએ પણ અ આફત તો......'

તે વાત પૂરી ન કરી શક્યો. અગ્નિથી એની ર નહિ પણ હૃદય દાઝી ગયું છે—એનું જીવન વ થઈ ગયું છે. આંખો બંધ કરી, ભૂનિનો હાથ સર્વની સાથે મૂંગાં મૂંગાં ઈશ્વર રસ્તો કાપવા લાગ્યો

———

# સગાઈ સંગાર

લેખક
મયૂર

ધુતારાની દીકરી કહેઃ ‘ તે તમને દેતાં ય આવડે ને લેતાં ય આવડે ? ’

ત્યો કેઃ ‘ મારી પાસે તે છે શું કે દઉં ને વળી લઉં ? ’

તો કેઃ ‘ ઓલ્યો તમારો હાર ? ’

તો કેઃ ‘ જડ જેવો એક ગોખલો. ગોખલે કંઈ કાળનાં ઊંડાં દર. દરમાં કોણ જાણે કોણ વસતાં હશે ? એવા અવાવરૂ દરમાં હાર અલોપ થઈ ગયો. હું તે કોની પાસે રાવ ફરિયાદ કરું ? ’

તો કેઃ ‘ ને મેં લીધો હોય તો ? ’

તો કેઃ ‘ તે તમે એમ માનો છો કે તમારે માથે હાથ ફેરવવાવાળો મલકને માથે કોઈ જ નથી ! ’

તો કેઃ ‘અમે તો ધુતારાના ધુતારા. અમને જે ધૂતી જાય એના પગની ધૂળ ચાટીએ. ’

તો કેઃ ‘ તમને ત્યારે ઓલી વાતની ખબર જ નથી. ઓલ્યા બ્રાહ્મણ ને ધુતારાવાળી વાત. ’

તો કેઃ ‘ ઈ વળી શી વાત છે ? ’

તો કેઃ ‘ એક હતો બ્રાહ્મણ. બિચારો સાવ ગરીબ. માથામૂડીમાં પંડ ઉપર એક પોતડી, મેલીદાટ જનોઈ ને માગી ખાવા માટે એક તાંબડી. બ્રાહ્મણ આ ગામ તે ગામ માગી ખાય ને જ્યાં ધરતી ઓથાર આપે ત્યાં પડ્યો રહે.

ફરતો ફરતો બ્રાહ્મણ એક દિવસ એક ધુતારાના ગામમાં જઈ ચડ્યો. એને કાંઈ આ ધુતારાનું ગામ છે એવી ખબર નહિ. એ તો સવારથી સાંજ સુધી ઘેર ઘેર રખડ્યો, પણ કોઈએ ચપટી લોટ તો ન આપ્યો પણ ઉપર જતાં તાંબડી આંચકી લીધી.

બ્રાહ્મણ ઘડીક તો વિચારમાં પડી ગયો, પણ એણે તો ગામેગામનાં પાણી પીધેલાં, એ સમજી ગયો કે આ તો ધુતારી વસ્તી છે. આપણી તાંબડી હવે પાછી મળવાની નથી. પણ એ ય ધુતારાનો ધુતારો હતો. ઘર ઘરનું અન્ન ખાય એટલે જાતજાતના સંસ્કાર આવે ને. એણે નક્કી કર્યું કે આજ તો આ ધુતારા મને ધૂતી ગયા છે પણ એને માથે પણ હાથ ન ફેરવું તો હું બ્રાહ્મણનો દીકરો નહિ.

એક બે દિવસ જવા દઈને બ્રાહ્મણ ચોરે પહોંચ્યોઃ ‘ તમારા ગામની તે શી વાત ! પૃથ્વીના પડ ઉપર આવું ગામ જોયું નથી. તમારા ગામમાં બધી વાતે સમરધિ છે, પણ એક વાતની મોટી ખોટ છે. ’

મુખી કહેઃ ‘ અમારે વળી ખોટ શી ! ખોટ હોય તો અબઘડી પૂરી કરીએ. મલકમાં ના મળે ઈ અમારા ગામમાં મળે ! ’

તો કેઃ ‘ તમારા ગામમાં ગોર જજમાનનો નાતો જ નથી ’

તો કેઃ ‘ ગોર શું ને વળી જજમાન શું ! ’

તો કેઃ ‘ ઈ જ મોટી વાત છે ને ! તમે કોઈને ગોર કરી થાપ્યો નથી, એમાં તો તમારું ધાર્યું કામ થતું નથી. ઠાલા ફેરા ને રખડપાટ કરવા પડે છે. ગોર હોય ને ટીપણું જોઈને મૂરત આપે તો બસ બેડો પાર થઈ જાય. ગોરના દેખાડ્યા કોઈ દી એળે ન જાય. એ તો અફર બ્રા જ સમજી લ્યો. ’

તો કેઃ ‘ધાર્યાં નિશાન પડે ? ’

તો કેઃ ‘ ધાર્યાં નિશાન પડે. ’

તો કેઃ ‘ તમે તો મારાજ ! તમે જ અમારા ગોર. ’

તો કેઃ ‘ એમ ગોર કીધે કાંઈ ગોર થઈ ગયા ? રહેવાને ઘર આપો. ઘર ચલાવવા બાયડી આપો. સીધુંસામાન આપો. ’

તો કેઃ ‘ બીજું બધું તો ઠીક, પણ અમારી દીકરીને તમે પરણશો ? ’

તો કેઃ ‘ એ જ વાત છે ને. કહ્યું છે કે જુદાપો એટલો જુદાપો. લોહીનો મેળ ન મળે ત્યાં સુધી કાંઈ દી ન વળે. એ તો જજમાનની સાથે એક થઈને રહે એ જ ખરો ગોર. જેટલો આઘો ભાગે એટલી એની વિદ્યા આઘી ભાગે. ’

તો કેઃ ‘ ભલે તો મારાજ ! તમારી વાતનો બંદોબસ્ત થઈ જાય. ’

ને બ્રાહ્મણની ગોરપદે થાપના થઈ ગઈ. બ્રાહ્મણ રોજ ટીપણું ઢઢોળી મુરત આપે ને એનું દીધેલું મુરત ઈશ્વરને કરવું કે ને તે સાચું જ પડે. બ્રાહ્મણ તો દેવની જેમ પૂજાવા લાગ્યો. બ્રાહ્મણ કહે એટલું જ થાય. પછી તો વાત એટલે સુધી વધી કે ખજાનાની ચાવી પણ બ્રાહ્મણના હાથમાં આવી.

હવે બ્રાહ્મણ જેની વાટ જોતો હતો એ લાગ મળી ગયો. એક વખત એણે ધુતારાને એવે ઊંધે રસ્તે ચડાવી દીધા કે આઠદસ દિવસ સુધી અટવાય ય પાછા ન ચડે. ધુતારાને મન તો ખોબ

એ જ ખરો બોલ હતો. એટલે એ તો દીધે મુરતે ઊપડી ગયા ને ગામમાં એકલાં બાયડી–છોકરાં જ રહ્યાં.

બૈરાં–છોકરાં પણ આઠ દિવસ સુધી ઘરની બહાર ન નીકળે એવી યે એણે જોગવાઈ કરી. ઘેર ઘેર જનોઈ કહી દીધું કે બરાબરનું દિશાશૂળ છે. જો ઘરની બહાર નીકળશો ને સૂરજચંદ્રને ઓછાયે પડશો તો તમારા ઘરના આદમી ફાટી પડશે.

એમ બ્રાહ્મણે બધા પુરુષોને આડેઅવળે ચડાવી દીધા. બૈરાં–છોકરાંને ઘરમાં પૂર્યા ને બ્રાહ્મણને વચને ને સૂરજચંદ્રની સાખે એ જેટલી માયા હતી તે બધી ઉપાડી ત્યાંથી છપંચા ભણી ગયો.

એમ શેરને માથે સવાશેર મળી જ રહે. એ વાતનો એકાર નકામો છે સુંદરી!'

તો કે: 'અમે ધુતારા છીએ એ તો તમે અમને ભખણે પિછાણી લીધા. પણ તમે ધુતારાને ય ધૂતી જાઓ એવા છો એની તો ખરે ખબરું પડે.'

તો કે: 'હવે ઈ વાતની તથ્યા મૂકો સુંદરી! હું તો લૂંટવા યે નથી આવ્યો ને લૂંટાવા યે નથી આવ્યો. ચાલો આપણે હેતપ્રીતની વાતો કરીએ.'

એટલી વાત થાય છે ત્યાં કમ્બલી કલાવણ ધમધમાટી કરતી આવી પહોંચી છે. ને બાપુને ધમધાવવા મંડી છે: 'તમારે તે કાંઈ કામધંધો છે કે હાઉ સવારના પોરમાં જ હેતપ્રીતની વાતો માંડી બેઠી છો!'

મહેમાન કહે છે: 'આ તો ઉચારતની વાત થતી'તી. હેતપ્રીતની વાતો તો વાતમાં આવતી'તી. મારે અજાણ્યા મુલકમાં વળી હેત શું ને પ્રીત શું!'

તો કે: 'અટાણના પોરમાં વળી શેની વાત માંડી'તી!'

તો કે: 'ધુતારાના મુલકની ધુતારી વાત.'

તો કે: 'તે બાપુ, મેમાનને સમજાવો કે આ કાંઈ ધુતારપુરના ધુતારાના આવાસ નથી.'

તો કે: 'આવા રૂડા આવાસ છે ને આવાં રૂડાં દિલ છે. એમાં કાંઈ ધુતારાના ઢોંગ થોડા જ હોય?'

ત્યાં તો બાપુ બોલી ઊઠે છે: 'તે તમારી વાત તો પૂરી કરો મેમાન.'

તો કે: 'હવે એમાં વાત કયાં અધૂરી રહી છે! પછી તો રાજકુંવર ધુતારાની દીકરીને ને ધુતારાની માલમત્તાને લઈને રાતબૂડો નીકળી ગયો ને ખાધું પીધું ને રાજ કર્યું.'

કલાવણ કહે છે: 'તે તમારે કાંઈ ખાવુંપીવું છે કે બસ વાતો જ કર્યા કરવી છે!'

તો કે: 'હું તો પારકે પનારે પડ્યો. મને તો જેમ હુકમ કરો તેમ મારે કરવાનું.'

કલાવણ કહે: 'સાંભળ્યું ને બાપુ! તમે વાતમાં ને વાતમાં વખત કાઢી નાખ્યો ને મેમાને આપણને ભોંઠામણમાં મૂકી દીધા. હવે ઝટપટ મેમાનને માટે જમવાજૂઠવાની તેવડ કરો.'

બાપુ બોઠી પડી ભાગી છૂટી ને કલાવણ હાસ્યનાં મરકલાં વેરતી ત્યાંથી ચાલી ગઈ.

મહેમાનની આગતાસ્વાગતામાં જરા યે ઊણપ નથી. મહેમાનને માટે ઓશરીમાં હીરભરેલો ચાકળો ઢાળી દીધો છે. રૂપાની ઝારીએ પાણી ભરી દીધાં છે. દાસી દાતણ કરી કરાવીને મહેમાનને પાલડીએ સુખ સેવ્યું છે. ત્રાંબાકુંડીએ ઊનાં પાણીનાં નાવણ દીધાં છે, નાહીધોઈ ને મહેમાને કેસર કસ્તૂરી ને બદામ એલચી નાખેલાં કઢિયલ દૂધ પીધાં છે. બત્રીસ જાતનાં થાક ને તેત્રીસ જાતનાં ભોજન આરોગીને મેમાન સવામણની તળાઈમાં આડે પડખે થયો છે.

કલાવણ આવી છે: 'જરા સુખસેજ કરો મહેમાન. હું સરખી સાહેલીઓને હળીમળી આવું.'

તો કે: 'અમારે કાજે સુંદરી તમારાં કામ નો વિસારવાં.'

તો કે: 'પણ અમારો તો આશરાધર્મ છે ને!'

રૂમઝુમ કરતી કલાવણ ચાલી નીસરી છે.

સાહેલીઓ કેવી ને વાત કેવી! એનું પીઠું એની વાટ જોતું બેઠું છે. એના આંકડો એના હાથનું રંગેલું પાણી પીવા માટે બેઠી થઈ રહ્યા છે. કલાવણ પીઠે જઈ બેઠી છે. દામ લ્યે છે ત્યારે દારૂના ને પાય છે ટાઢાબોળ પાણી.

થોડી વાર થઈ છે ને કલાવણને ઘેર મહેમાન બનેલો પદમણીનો બેરિયો પથારીમાંથી બેઠો થયો છે. 'પથારીમાં પડ્યા પડ્યા તે કેમ વખત જાય? આવ્યો છું ત્યારે નગર જોઉં, નગરના માટ જોઉં, માનવી જોઉં, માનવીનાં મંદિર જોઉં, અજાણ્યાને ય આવાં આદરમાન મળે છે એ નગરના રંગ રોનક તો નજરે કરી લઉં. જોઈ કરીને પાછો આવું છું.'

એમ કહી કારસીને બેરિયો હાલી નીકળ્યો છે ને સીધો ગારુડીને ઉરે પહોંચ્યો છે. પછી તો ગારુડીએ

રજવાડી વાઘાવસ્ત્ર ઉતારી નાખ્યાં છે, કાળી કંથા પહેરી લીધી છે. માથે મોટી જટા વધારી છે. અંગ આખે ભભૂત ચોળી છે. ગાંજાની ચલમ ફૂંકી આંખને રંગી લીધી છે ને ખભે ઝોળી ભરાવી, હાથમાં ચીપિયો ખખડાવતો કાગણગારી નગરીનો એ કિમિયાગર ઊભી બજારે અહાલેક પુકારતો હાલી નીકળ્યો છે.

પહેલી પોળમાં પેસતાં કળાલી કલાલણનું પીઠું આવ્યું છે. પીઠાના થડા ઉપર કલાલણ રૂપનાં જાદુ જગાવતી બેઠી છે. પીઠામાં મનખ્યો ક્યાંય માતો નથી. પીને ઘેઘૂર બનેલા માનવી હાથમાં રંગરંગની પ્યાલી લઈ દિલને રૂંગત ચડાવી રહ્યા છે ને 'વાહ કલાલણ! વાહ તારાં રૂપ!' એમ બોલી રહ્યા છે.

વેરાગીએ પીઠે પહોંચીને અહાલેક પુકારી છેઃ 'વારે રંગ–કટોરા.'

પણ કલાલણ શું કામ સામું જ જુએ! એની દુકાને ઘરાકીનો પાર નથી. પૈસાની ટંકશાળ પડતી'તી. એવા હાલીમવાલી તો રસ્તા પર કોણ જાણે કેટલા ય રખડતા હશે!

વેરાગીએ ફરી અહાલેક પુકારી છેઃ 'એઈ કલાલણ! ભીખના નામ પર એક પ્યાલી ભરી દે.'

કલાલણે વેરાગીની સામે જોયું ને છણકો કર્યોઃ 'હાલી મળ્યાછ ને કોઈ મલકના પુતારા. તારા જેવા ભગત–ભિખારા માટે અહીં કાંઈ સદાવ્રત નથી માંડ્યું.'

તો કેઃ 'સદાવ્રત તું શું માંડતી'તી વેરાગીરામ! સદાવ્રત તો મારા નાથે માંડી રાખ્યાં છે. આ બધું રૂપ ને રોનક તું કયે મુલક રળવા ગઈ'તી! એ બધો કહારો મારા નાથે આપ્યો ત્યારે તો તું આ દુકાન માંડી બેઠી છે.'

તો કેઃ 'કહું છું તે કે માગણને મત ઘોડી ને મિજાજ ઝાઝો. તારી જેવા વેરાગી સાથે વાદ કરવા બેસું તો પાર ન આવે. બધાને એમ ને એમ દેવા બેસું તો આજે ઘર ઉલેચાઈ જાય. આ તો દુકાન માંડી છે દુકાન.'

તો કેઃ 'ભીખમાંથી યે ભાગ પડાવછ કલાલણ!'

તો કેઃ 'અહીં તો દામ આપે તે દારૂ પીએ.'

તો કેઃ 'પૈસા પૈસા શું કરછ કલાલણ! પૈસાની મારાજના દરબારમાં ક્યાં તાણ છે! કહે તો આખી ઝોળી ઠાલવી દઉં.'

ને વેરાગીએ ઝોળી ખખડાવી છે. રોગા સોનૈયા ને રૂપિયા એમાં ભર્યાં છે.

કલાલણે શીશો હાથમાં લીધો છે ને અંદરથી રાતુંચોળ પાણી પ્યાલીમાં રેડ્યું છે. પ્યાલી ભરીને એણે વેરાગીને આપી છે.

વેરાગીએ પ્યાલી લીધી એવી જ કલાલણના મોં ઉપર ફેંકી છે. એની કાયા ગુસ્સાથી રાતીપીળી થઈ ગઈ છે. એની આંખો અંગારા વરસે છે.

> મું મગેઓ મધ, તું વારે આવઈએ પાણી;
> વેરાગી બેસેં જાણી કુડ કેતી કમાઈએ!

'એલી કલાલણ! મેં દારૂ માગ્યો ને તું તો પાણી ભરી લાવી! મને વેરાગી જાણીને આવું કુડ કરછ–તે શરમ નથી આવતી?'

કલાલણ તો વિચારમાં પડી ગઈ છે. આજ સુધીમાં કંઈ કેટલા યે એને પીઠે આવીને દારૂ પી ગયા. કોઈને એણે દારૂ પાયો નથી. બધાને રાતુંચોળ પાણી પાયું છે. તો ય બધા દારૂની રંગત ચડાવી પાઠેયા પાછા વળ્યા છે. કોઈને એની કરામતની ખબર પડી નથી ને આ વેરાગી પાણીને પાણી કહે છે એ તે કેવી વાત છે?'

એ કહે છેઃ 'મારાજ! કોઈ દી દારૂ ચાખ્યો છે!' ચાખ્યા કારવ્યા વિના દારૂને પાણી કહો છો તે તમ જેવા વેરાગીને દારૂની શી ગતાગમ હોય?'

તો કેઃ 'તેં દીધો ઈ જ જો દારૂ હોય તો પછી તારા દારૂમાં રંગ જ છે રંગત નથી.'

તો કેઃ 'રંગત વિના આ બધા રંગે ચડ્યા છે?'

પીઠામાં બેઠેલા બધા ય પ્યાલીના પીવંદા ઘેનમાં ઘેઘૂર હતા.

તો કેઃ 'એમને તો કેફ ચડ્યો છે તારી કાયાનો. તારા રૂપની રંગતે એ બધા રંગાણા છે. અમે તો જોગી વેરાગી. માનવીના રૂપના રંગ અમને નો અડે. તારી પાસે ખરેખર દારૂ હોય તો દે નહિતર ના કહી દે, હું મારે રસ્તે પડું.'

કલાલણને ચાનક ચડી ગઈ છે. એણે સાચોસાચ દારૂનો શીશો લીધો છે. પ્યાલી ભરીને વેરાગીને આપી છે.

વેરાગીએ વળી પાછો પ્યાલીનો રંગ કલાલણના બદન ઉપર છાંટ્યો છે. 'તારી દુકાનમાં દારૂ ન હોય તો ના પાડી દે કલાલણ!' આમ પાણીની પ્યાલીઓ ભરી ભરીને મલકને છેતરવાનો ધંધો લઈ બેઠી છે તે એ તારો વેપાર ક્યાં સુધી ચાલશે?'

તો કે: 'બાવાજી ! આ વખતે તો સાચુકલો દારૂ જ હતો. તમે નાહકનો ઢોળી નાખ્યો.'

તો કે: 'દારૂ જ હોય તો તારા અંગ ઉપર એની ચમક નો આવી જાય કલાલણ ?'

કલાલણે શીશામાં જોયું છે. જોયું છે તો શીશામાં રાતા રંગનું ટાઢુંબોળ પાણી છે. એણે દુકાનના શીશેશીશા ઉઘાડી જોયા છે. કંઈ કાળના સઘરી રાખેલા એના દારૂનાં પીપ ઉથલાવ્યાં છે. કોઈ કરતા કોઈમાં દારૂની ગંધ સરખી પણ આવતી નથી.

એ જોઈને તો કલાલણ વેરાગી સાથે તકરાર કરી બેઠી છે: 'મુવા નજરબંધિયા ! મારા દારૂનું પાણી કરી નાખ્યું.'

વેરાગી ખડખડ હસે છે ! 'તેં વળી કયે દહાડે દારૂનો વેપાર કર્યો'તો ? દુકાન માંડીને બેઠી છે ત્યારથી બધાને ભૂ પાયું છે.'

તો કે: 'ભૂ જ પાતી હોઈશ ને ?'

તો કે: 'હવે એ હાલો વાદ જવા દે. સમો સયર્યો દારૂ પાવો હોય તો એકાદી પ્યાલી પાઈ દે.'

તો કે: 'દારૂ હતો એ તો પાણી થઈ ગયો. હવે દારૂ ક્યાંથી લાવું ?'

તો કે: 'હાઉ એક વેરાગીના વળગાડે દારૂનું પાણી થઈ ગયું !'

તો કે: 'તને પગે લાગું, મારો કેડો છોડ. મારી ઘરાકી ખોટી થાય છે. હું તારાથી હારી, મા'રાજ.'

તો કે: 'પેટીપટારા ઢંઢોળી જો, કલાલણ. ક્યાં-ક્યાં દારૂના શીશા જડી આવશે.'

તો કે: 'પેટીપટારામાં જ દારૂના શીશા સંઘર્યા હશે ને ?'

તો કે: 'જોતી હો તો જો, સંઘરેલી વસ્તુ પછી ખપ નહિ લાગે.'

કલાલણે પટારો ઉઘાડ્યો છે. જુએ છે તો અંદર ઊંચી જાતના દારૂના શીશા હારબંધ પડ્યા છે. દુકાન માંડીને બેઠી છે ત્યારથી આ જાતનો દારૂ એણે વેચ્યો નથી ને આ શીશા પટારામાં ક્યાંથી આવીને પડ્યા !

એ તો ઘડીક શીશા સામું ને ઘડીક વેરાગી સામું જુએ છે.

વેરાગી કહે છે: 'કયા આશકને માટે આ શીશા સંઘરી રાખ્યા'તા કલાલણ ? આશક કરતાં વેરાગીનાં મૂલ વધારે હોય છે. એક પ્યાલી ભરી દે. એક પ્યાલી તું યે પી. તારું દિલ પણ ડોલી ઊઠશે.'

કલાલણે બે પ્યાલી ભરી છે. એક પ્યાલી વેરાગીને આપી છે ને એક પોતે પીધી છે. વેરાગી પ્યાલીનો પદારથ પી કરીને મૂલ ચૂકવ્યા વિના ચાલી નીકળ્યો છે. કલાલણમાં દામ માગવા જેટલું ચેતન નથી. એ તો વેરાગીની કરામતનો વિચાર કરી રહી છે.

એના મનમાં રહી રહીને થાય છે કે રખેને પદમણીનો ભેરિયો તો નહિ હોય ! પણ એને દારૂની રંગત લાગી ગઈ છે. એનું મસ્તક ડોલી રહ્યું છે. એની આંખો નાચી રહી છે, ને બીજી પળે તો એના પીંડમાં ઈંદ્રસભાનો નાટારંભ શરૂ થાય છે.

સાંજ પડી ને કલાલણ ઘેર આવી. એની આંખડી હજી યે ઘેને ઘેઘૂર છે. એનાં પગલાંનું નૃત્ય હજી શમ્યું નથી.

ઘેર આવીને જુએ છે તો મહેમાન ઢોલિયામાં આરામથી પડ્યો છે. પડ્યો પડ્યો આળસ મરડે છે.

'કાં મેમાન ! છે તો સુવાણ ને ?'

તો કે: 'સુવાણ તે કાંઈ જેવીતેવી સુવાણ છે ! આવાં આદરમાન તો કેવળ વાતોમાં જ સાંભળેલાં.'

તો કે: 'તમને ગોઠી ગયું હોય તો હાઉ, અમારી મહેનત લેખે.'

તો કે: 'ગોઠી તો એવું ગયું છે, સુંદરી, કે અહીંથી જવાનું મન જ થતું નથી.'

તો કે: 'આ સુખવાસરા તો દો દિન કા આસરા છે. તીસરે દિન તો પછી ખાસડાં મળે.'

તો કે: 'ખાસડાં ખાતાં યે આ નવનીધ મળતી હોય તો ખાસડાં ખાધાં ય પરમાણ છે.'

કલાલણ તો મહેમાનની વાત સાંભળી હસી પડી છે. હસતી હસતી ઘરને કામેકાજે વળગી છે.

એમ કરતાં રાત પડી. રાત પડી ને કલાલણે મેડી શણગારી. રૂડાં ફૂલનાં તોરણ ટાંગ્યાં. માણેકમોતીએ દીવડા પ્રગટ્યા.

અંગ ઉપર રૂપનો ઓળિયો કરીકારવીને કલાલણ મેમાનની પાસે આવી.

'મેડીએ પધારો તો મેમાન ! બે ઘડી રંગત માણીએ.'

તો કે: 'મેડીએ ચડ્યાનાં અમારે નીમ છે. અમે પરથમીની પરકમ્માએ નીકળેલા. અમથી રંગત ન મણાય.'

તો કે: 'બીજું તો કાંઈ નહિ, એકાદ બાજી

ચોપાટ ખેલીએ.'

તો કે: 'તમારી ચોપાટે હારજીતની હોડ શી સુંદરી!'

તો કે: 'હારું તો પગ નીચેથી નીસરી જાઉં. જીતું તો ગુલામ કરીને રાખું ને બજારે હરાજી બોલાવું.'

તો કે: 'આજની રાત રહેવા દો સુંદરી. લાંબા પંથનો થાકોડો છે. કાલે ચોપાટ માંડશું.'

તો કે: 'કાલે તો પરદેશી પંથ પરિયાણ કરશો!'

તો કે: 'તમારી સાથે ચોપાટ રમ્યા વિના નો જાઉં, હાઉ.'

તો કે: 'ભલે તો કાલે ચોપાટ માંડશું. આજે સુખરાત કરો.'

રૂમઝુમ કરતી-કલાલણ ચાલી નીસરી છે. જઈને એની મેડીએ બેઠી છે.

મધરાતનો ગજર થયો છે ને એની મેડીએ દીવડા ઓલવાણા છે.

ભેરિયો પથારીમાં પડ્યો પડ્યો જાગે છે. એને મધરાત પછીનાં કલાલણનાં કરતૂક જોવાં છે. ઊંઘે તો કામ વણસી જાય તેમ છે. એ તો જાગતો પડ્યો છે ને દીસંતો અઘોરીની જેમ ઘોરે છે.

મેડીએથી ઊતરીને કલાલણ મેમાનને ઓરડે આવી છે. આને તે કાંઈ ધારણ વળ્યું છે? કાંઈ ધારણ વળ્યું છે? કાનના પડદા ફોડી નાખે એવા નસકોરાં બોલે છે. કોઈ જાણે કયાંય કાળનો અઘોરી છે!

કલાલણે મેમાનના ઢોલિયા ફરતી પાણીની ધારાવાડી દીધી છે. મંતરી કરીને મેમાનને માથે પાણી છંટકાર્યું છે, 'સવાર પહેલાં જાગે તો તને બાવન વીર ને ચોસઠ જોગણીની આણ.' આણ દઈ કરીને એ પાછી ફરી ગઈ છે.

એણે નેજનનો શણગાર ઉતારી નાખ્યો છે નાહીધોઈને પવિત્ર થઈ છે. વાતની વાતમાં બત્રીસ ભોજન રાંધી નાખ્યાં છે. એક થાળમાં ભોજન પીરસ્યું છે. બીજા થાળમાં પૂજનની સામગ્રી લીધી છે. ધૂપદીપ ને ફૈફળપાન-બીડાં લીધાં છે. કુમકુમ અક્ષત ને ચંદન લીધાં છે. બધું લઈ કરી અંગ ઉપર ટાંચાં ચીર ને ટાંચાં આભૂષણ પહેરી છૂટા કેશે એ ઘરની બહાર નીસરી છે.

ઘરની પાસે એક પીપળો છે. કલાલણ પીપળે ચડી છે. પીપળાને ત્રણ ટકોરા મારી બોલી છે: 'ઊડજે રે પીળાપંખી જ્યાં સિદ્ધગુરુ તપ તપે.'

એટલું કહેતાંમાં તો પીપળો જમીનમાંથી ઊખડી પડ્યો છે. એની ડાળીઓ પાંખો સમી બની ગઈ છે. પીપળો આકાશ-માર્ગે ઊડ્યો છે.

ભેરિયાના ઢોલિયા ફરતી કલાલણે પાણીની ધારાવડી દીધેલી. બાવન વીર અને ચોસઠ જોગણીની આણ દીધેલી. પણ કલાલણને ખબર નહિ કે આ તો લખ ગુરુનો ચેલો છે; તેપનમો વીર છે. એને રોકતાં કોઈ રોકી શકે તેમ નથી. એ આણ દેતી રહી ને ભેરિયો એનું ઉથાપન કરતો ગયો. કલાલણ ઘરની બહાર નીસરી કે વાંસે ભેરિયો પણ ઘરની બહાર નીસર્યો.

બહાર નીસરીને ભેરિયાએ ખેચર વિદ્યાનું આરાધન કર્યું. મંત્ર ભણતાં તો એને જાણે પાંખો આવી છે ને પીપળાની પાછળ પાછળ ભેરિયો ઊડી નીકળ્યો છે.

બન્ને ઊડ્યા જાય છે. આગળ પીપળો ને પીપળા ઉપર કમળી કલાલણ. પાછળ પવનની પાંખે સવાર થયેલો પદમણીનો ભેરિયો.

ઊડતાં ઊડતાં ઉજેણી નગરી આવી છે ને ઉજેણીનું ગધેરવું મસાણ આવ્યું છે. મસાણની માલીપા બાવન વીર ને ચોસઠ જોગણીઓ ખિખિયાટા કરતાં નાચે છે. અનેક ભૂતપિશાચ પ્રલયના રાસડા લેતાં કિકિયારી કરી રહ્યા છે. કોક ઠેકાણે ચિતામાંથી ભડકા ઊડી રહ્યા છે, તો કોક ઠેકાણેથી ભૂતના ભડકા હવામાં કૂદકા મારી રહ્યા છે. ચારે તરફ હાડકાં ને ખોપરીના ઢગલે ઢગલા પડ્યા છે ને મહીં પેસી પેસીને પવન જાત જાતના શોર મચાવી રહ્યો છે. એવા કાળભૈરવના ક્રીડાંગણ સમા ઘોંકાર ને ભયાનક સ્મશાનમાં એક સિદ્ધવડ ઊભો છે. સિદ્ધવડ નીચે બેઠા બેઠા સિદ્ધગુરુ મસાણના દેવોની મેલી સાધના કરે છે.

ફરતું કૂંડાળું કર્યું છે. વડા, બાકળા, લાડુ, ખીર ને નરમાંસનાં નૈવેદ્ય તૈયાર રાખ્યાં છે. એક મડદાને નવડાવી, શુદ્ધ કરી, ચંદનનો લેપ કરી, લાલ પુષ્પની માળા પહેરાવી તેના ઉપર સિધ્ધે આસન જમાવ્યું છે. મંત્ર ભણી ભણીને ભૂતપ્રેતોને વડા, બાકળા, લાડુ, ખીર ને નરમાંસનું બલિદાન આપે છે. ભયંકર કિકિયારીઓ પાડતાં અને ચિત્રવિચિત્ર બિહામણા આકારવાળાં ભૂતડાંનાં ધાડેધાડાં અદ્ધરથી જ એ બલિદાન ઉપાડી જાય છે ને વધુ ને વધુ રિડિયારમણ બોલાવે છે. આમ બધી ભૂતાવળ ચારે તરફ દેકારો મચાવી રહી છે, તો ય જરાકે બીક વગર સિદ્ધ પદ્માસન જમાવી અગોચર વિદ્યાની આરાધનામાં મશગૂલ બેઠા છે.

કલાલણનું પીપળપંખી સાસકાટ કરતું સિદ્ધવડની પાસે ઊતર્યું છે. બંને હાથમાં ભોજન અને પૂજનના થાળ લઈ કરી કલાલણ નીચી ઊતરી છે ને સીધી સિદ્ધના કૂંડાળા પાસે પહોંચી છે, કૂંડાળાની ફરતી તો બાવન પીરની ચોકી છે. કલાલણ એ ચોકી વટાવી શકે તેમ નથી. એ તો કૂંડાળાને કિનારે ઊભી રહી ગઈ છે. એની આસપાસ ભૂતાવળ ખદબદી રહી છે. એના કાનમાં કારમો શોર મચી રહ્યો છે. એની નજર સામે આગના કુંઆડિયા ઊછળી રહ્યા છે. માનવી જોતાંવેત જ ફાટી પડે એવું રૌદ્રતાંડવ ચારે કોર મચી રહ્યું છે. તોય કલાલણને હૈયે ધાક નથી, ધડકારો યે નથી. એ તો ઊભી ઊભી સિદ્ધગુરુને વંદના કરી રહી છે.

બેરિયે સ્મશાનનું આ ભેંકાર રૂપ જોયું. અઘોરી જેવા સિદ્ધને સાધના કરતો જોયો ને સામે હાથ જોડી ઊભેલી કલાલણને જોઈ. જોતાં શું એ તો જોઈ જ રહ્યો છે લખગુરુના ચેલાને આ સ્મશાનની સમૃદ્ધિનો કે સિદ્ધની સાધનાનો અચંબો નથી. એણે તો ખેચર, ગોચર, ને અગોચર, લઘુલાઘવી ને અદૃષ્ટ વિદ્યા સાધેલી છે. એની એને અચરજ નથી. પણ એને અચરજ થઈ છે એક નારીજાતની અજબ હિંમતની. વાત સાંભળે ત્યાં જ માનવી ફાટી પડે એવી પિશાચભૂમિમાં આ માખણના પિંડા જેવી મુલાયમ ને ગુલાબની કળી જેવી કોમળ સુંદરી આવીને ઊભી છે ને એની છાતીએ જરાકે થથરાટ નથી. બેરિયાનું હૈયું કૂ પુકારી ઊઠે છે: 'રંગ છે કલાલણ! રંગ છે તારી છાતીને!'

પછી તો કલાલણે એક પછી એક વસ્તર ને આભૂષણ ઉતારવા માંડ્યાં છે. ઉતારી કરીને બધાં એક કોરાણે મૂકી દીધાં છે. શરીર ઉપર સૂતરનો તાગડો યે રહેવા દીધો નથી. રૂતિભાર સોનાની વાળી યે અંગ ઉપર રાખી નથી. બધું જ ઉતારી કરીને એક હાથમાં ભોજનની થાળી ને બીજા હાથમાં પૂજનની સામગ્રી લઈ કલાલણ ગુરુને જણાવી રહી છે: 'ગુરુ મહારાજ! હું આવી પહોંચી છું.'

પણ સિદ્ધ યોની આરાધનામાં મશગૂલ છે. ચારે કોરથી ભૂતડાં ખાઉં ખાઉં કરતાં ઝઝૂંબી રહ્યાં છે. બલિદાન ઉપર બલિદાન આપ્યે જાય છે તો ય એમની ભૂખ શમતી નથી ને હવે તો ગુરુની સામગ્રી યે ખૂટવા આવી છે, સિદ્ધ મૂંઝાયો લાગે છે. એને થતું હશે કે આ ભૂતડાંની ભૂખ તે કિયાં કાળથી સંઘરી રાખી છે? આજે તો મને પણ ખાઈ જશે કે શું! પણ એમ મૂંઝાણું કામ આવે તેમ નથી. આવી તો અનેક કાળરાત્રિઓ એણે જોઈ નાખી છે. આરાધનામાં જરાકે ઊણપ રહેશે ન જોઈએ નહિતર વિદ્યા વહોરવા જતાં વિદ્યા જ વેરી નાખશે. સામગ્રી ખૂટી છે ને ગુરુએ ચળકતી છરી હાથમાં લીધી છે. પિંડી તોડી તોડીને માંસના લોચા ચારે કોર ઉછાળવા માંડ્યા છે. ભૂતજગતમાં તાજા માનવમાંસે આનંદ આનંદ મચી રહ્યો છે. થેઈ થેઈ નાચ કરતાં ભૂતડાં તૃપ્ત થઈ થઈને ધીમે ધીમે અદૃશ્ય થવા માંડ્યાં છે.

ને થોડી વારે શોરબકોર શમી જાય છે. સ્મશાનની ભૂમિને નિંદરે ઘેરી છે. એ ભૂમિના જીવ ઉપર ધારણ ઊતર્યાં છે.

કલાલણે ફરીથી વેણ નાખ્યું છે: 'ગુરુ મહારાજ! હું ક્યારની વાટ જોતી ઊભી છું.'

પિંડમાંસનું બલિદાન પૂરું થયું છે. ભૂતડાંની લીલા સંકેલાઈ ગઈ છે ને ગુરુએ આંખ ઊંચી કરી કલાલણ સામું જોયું છે. 'આ ગઈ કલાલણ?'

તો કે: 'જી મહારાજ!'

'આજ અચ્છા અવસર હૈ કલાલણ! આજ દેવતા બહોત પ્રસન્ન હૈ. આજ તેરી સાધના...' ગુરુની વાણી અધૂરી રહી ગઈ છે. એનું સિંહાસન એકાએક ડોલી ઊઠ્યું છે. અત્યાર સુધી સુષુપ્તાવસ્થામાં પડી રહેલા મુડદામાં કોણ જાણે ક્યાંથી જીવનનો સંચાર થયો છે. તે સળવળી ઊઠ્યું છે. ઘોર ચિત્કાર કરી ગોઠણભર થઈ ગયું છે. ગુરુનું પદ્માસન છૂટી ગયું છે. બંને તરફ પગ ભરાવી માંડ માંડ ગુરુએ પંડને જાળવી રાખ્યો છે.

ગુરુએ ત્રાડ નાખી છે: 'રંડા! કિસકો સાથ લે કર આઈ હૈ!'

ત્રાડ સાંભળી કલાલણ ગભરાઈ ગઈ છે: 'કોઈને નહિ ગુરુ મહારાજ! આવી કાળરાત્રિએ કોના દેન છે કે મસાણમાં સથવારો કરાવે? વસ્તર આભૂષણ પણ કોરાણે મૂકી દીધાં છે. ફક્ત ભોજન અને પૂજનની સામગ્રી હાથમાં ધરીને ઊભી છું.'

'નહિ, તૂ જૂઠ બોલતી હૈ. તેરે સાથમેં કોઈ હૈ. દેખ મેરા આસન ડોલ ઊઠા હૈ. મંત્રબલસે કિસીને ઉસે સજાગ કર દીયા હૈ. બોલ, કૌન હૈ તેરી સાથ

રંડા!' ગુરુ ગર્જના કરે છે. તે સાથે તેનું આસન પણ ઊછળે છે. ઉલાળેઉલાળા મારવા માંડે છે. ગુરુ માંડ-માંડ સમતુલા જાળવી રાખે છે.

ને લંખગુરુનો ચેલો ભેરિયો અદષ્ટ વિદ્યાનું આરાધન કરી અદશ્ય રહ્યો રહ્યો હસી રહ્યો છે. મંત્રબળે સિદ્ધના મુડદાને નચાવી રહ્યો છે.

કલાલણે ચારે તરફ નજર ફેરવી છે. એક તરફ ભેંકાર વડલો ઊભો છે. એની પાસે એના બચોળિયા જેવો પીપળો નિમાણો થઈ પડ્યો છે. દૂર દૂર સુધી ચારે તરફ નિબિડ અંધકાર ફરી વળ્યો છે. કોઈક કોઈક સ્થળે ભડકા થઈ થઈને હોલવાઈ જાય છે. એ સિવાય કશું જ કલાલણની દષ્ટિએ પડતું નથી.

ને ગુરુની રાડ વધે છેઃ 'બોલ દે રંડા! કૌન હૈ તેરી સાથ?'

કલાલણ રોઈ પડે છેઃ 'કોઈ નથી, મહારાજ! કોઈ જ નથી.'

'કોઈ નહિ હૈ! તો...' ને ગુરુની વાણી ફરી અધૂરી રહે છે. એના આસને જોરથી કૂદકો માર્યો છે. ગુરુ ચતાપાટ ધરણીએ ઢળી પડ્યા છે ને આસન ગુરુ પર આસન જમાવી બેઠું છે. 'ઓ...ઓ...' ગુરુનું ગળું ભીંસાઈ રહ્યું છે.

કલાલણ કરુણ ઊઠી છેઃ 'ગુરુ મહારાજ! ગુરુ મહારાજ!'

સિદ્ધ દર અંધારી ચૌદશે અહીં સાધના કરે છે. સાધના કરતાં એને યુગ વીતી ગયા છે. સ્મશાનભૂમિના બધાય જીવ એના સહવાસી બન્યા છે. કલાલણ પણ ચૌદશે ચૌદશે પૂજન અને ભોજનની સામગ્રી લઈ સિદ્ધ ગુરુની વંદના કરવા અને મંત્રસિદ્ધિ મેળવવા અહીં આવે છે. દર વખતે ગુરુને પ્રસન્ન કરી કાંઈ ને કાંઈ સિદ્ધિ મેળવી એ પાછી વળી છે. કોઈ દિવસ ગુરુનો આવો પરાજય એણે જોયો નથી. આજે આ શો ઉલ્કાપાત મચી રહ્યો છે! તો શું ખરેખર એની પછવાડે પછવાડે કોઈ આવ્યું છે! મંત્રબળે કરીને ગુરુને પરાજિત કરી રહ્યું છે! કલાલણ મૂંઝાઈ રહી છે. મૂંઝાઈને ચારે તરફ જોયું છે. કોઈ કરતાં કોઈ નજરે પડતું નથી.

ને આ તરફ ગુરુને ગળે ટૂંપો આવી રહ્યો છે. તેની જીભ બહાર નીકળી પડી છે. ઘડી બે ઘડીમાં પ્રાણ નીકળી જશે એમ થઈ રહ્યું છે.

કલાલણને થાય છે કે દોડીને ગુરુ મહારાજને છોડાવું. પણ આડી આગ ફરી વળી છે. એ આગ ઉપાવવાની એની શક્તિ નથી. એ કૂંડાળાની અંદર પગલું ભરવાની એની તેવડ નથી. એની એટલી વિદ્યા હજી અધૂરી છે.

ને ભેરિયે કરવું'તું તે કરી લીધું છે. અદશ્ય રહીને પરચો બતાવી દીધો છે. પછી તો એણે એની માયા પૂરી કરી છે. એણે કલાલણનાં આભૂષણમાંથી હાર, કંકણ, નૂપુર ને ઝાલ ઉપાડી લીધાં છે. વિદ્યા સમેટી કરીને પવનની પાંખે ચડી એ તો ત્યાંથી વિદાય થઈ ગયો છે. એને તો કલાલણનાં પાછલી રાતનાં ચરિતર જોવાં'તાં. એના ચારિત્ર્યની એને કાંઈ કિંમત નથી.

ગુરુને ગળેથી ટૂંપો ઢીલો થયો છે. એનું આસન પાછું શબવત ધરણીએ ઢળી પડ્યું છે. ગુરુ મહારાજ માંડમાંડ ઊભા થયા છે. એમનો શ્વાસ માતો નથી. ક્રોધથી અંગ થરથરી રહ્યું છેઃ 'દેખ રંડા! આજ કંઈ વર્ષો કે બાદ તૂને મેરી સાધના નિષ્ફળ કર દી. ચલ જા યહાંસે.'

કલાલણ કરગરે છેઃ 'ગુરુ મહારાજ! મારો કાંઈ વાંક નથી.'

ગુરુએ ત્રાડ નાખી છેઃ 'જાતી હૈ કે તેરા ભી બલિદાન ચડાદું?'

કલાલણ થરથરી ઊઠી છે. ગુરુનું આવું ભૈરવરૂપ અને આવી ત્રાડ એણે કદી સાંભળ્યાં નથી. પડતી-આખડતી હાથ લાગ્યાં એટલાં વસ્તર-આભૂષણ પહેરી લીધાં છે ને પીપળે ચડી ઝટ ઝટ ભાગી નીસરી છે.

ઘેર પહોંચી છે ત્યારે જ એનો શ્વાસ હેઠો બેઠો છે. એની કાયાનો કંપ દૂર થયો છે. [ચાલુ

# સાચી પણ અદ્ભુત વાતો

લેખકઃ છોટાલાલ માનસિંગ ઠામદાર

: ૪ :

[illegible]રા કાકા ચિત્તોર (કોચીન)માં શ્રીમંત શરાફ તે ચાર પત્ની પરણ્યા હતા (અલબત્ત ચારે એકી યે નહિ). છેલ્લાં બાર વર્ષ સુધી તેને ત્યાં પુત્રનો મ થયો નહોતો અને જ્યારે મારાં છેલ્લાં કાકીએ ને જન્મ આપ્યો ત્યારે આખા કુટુંબમાં આનંદ ઈ રહ્યો. પુત્રને ખૂબ લાલનપાલનથી ઉછેરવામાં વ્યો હતો. તેને માટે એટલા બધા પૈસા ખરચવામાં વતા કે સીધી યા આડકતરી રીતે ઘણા માણસોને થી પોતાનું ગુજરાન મળી રહેતું.

આ રીતે એક વર્ષ વીતી ગયું. એટલામાં એક પશુકનિયાળ દિવસે બાળક માંદો પડ્યો અને માંદગી ખૂબ ગંભીર થઈ પડી. એક વેળા તો શહેરના સારા ગણાતા ચાર ડૉક્ટરોને એક સાથે ભેગા કરવા પડ્યા. ચારે ડૉક્ટરોને તેના જીવન સંબંધી ચિંતા થવા લાગી. અમારા કુટુંબના દેવ વેંકટેશ હતા. ઘરની સંખ્યાબંધ સ્ત્રીઓએ બાળક સાજો થાય એ માટે બાધા લેવા માંડી. એક એવી બાધા લીધી કે ' હું મારી જીભની વચ્ચે સોય રાખીને તિરુવલ્લી ટેકરીની પગપાળા યાત્રા કરીશ. બીજીએ બાળ-મોવાળા ઉતારવાની તથા એવી બીજી કેટલી યે બાધાઓ લેવાણી. તે ટોળામાં મારાં દાદીમા પણ હતાં. તેને બાળક પર એટલો બધો પ્રેમ હતો કે તેણે કોઈ ન જાણે તેમ બાળકના વજન જેટલા રૂપિયા દાનમાં આપવાની પ્રતિજ્ઞા લીધી.

સર્વશક્તિમાન પ્રભુની કૃપાથી બાળક એક જ દિવસમાં સાજો થયો અને ત્યાર પછી તરત જ હું પચાસ માણસોની સાથે તિરુપટી ગયો અને ત્યાં બડી ધામધૂમથી મારી દાદીમા સિવાયની બીજી સ્ત્રીઓની પ્રતિજ્ઞા પૂરી કરવામાં આવી. આ ઉત્સવના હર્ષમાં મારી દાદીમા પોતે પ્રતિજ્ઞા લીધી હતી તે વાત જ ભૂલી ગયાં હતાં.

જ્યારે આખી મંડળી તિરુમલૈથી પાછી આવતી હતી ત્યારે જે ડોળીમાં બાળક હતું તેની દોરી તૂટી ગઈ અને બાળક ટેકરી પર પડી ગયું. અમે બધાં ભયથી વિસ્મિત થઈ ગયાં અને બૂમો પાડતાં તે સ્થળે દોડી ગયાં.

થોડી વાર તો આખું વાતાવરણ ઉશ્કેરાટમય થઈ રહ્યું. બાળકને કેટલી ઈજા થઈ છે તે જાણવાને અમારાં હૃદયો ધડકી રહ્યાં હતાં કેમકે જે સ્થળેથી તે પડ્યું હતું તે ઊંચાઈ જોતાં ઈજા નજીવી હોવી ન જોઈએ. જ્યારે અમે બાળકને ત્યાં રમતું જોયું ત્યારે અમને નિરાંત વળી અને અમે આશ્ચર્યચકિત થઈ ગયા. તે જ વખતે એક સ્ત્રીના શરીરમાં દેવી આવતાં તે બોલી ઊઠી, 'તમે લોકો બધી પ્રતિજ્ઞા પૂરી કર્યા વિના ચાલ્યા જાઓ છો. હું તેમ થવા નહિ દઉં. ધ્યાન રાખો. હું ચેતવણી આપું છું.'

દરેકની આંખમાં ભયનાં ચિન્હો દેખાયાં અને અમારી જીભ તાળવે ચોંટી ગઈ. મારા કાકાએ દરેકને વારાફરતી પૂછવા માંડ્યું કે કોઈએ પ્રતિજ્ઞા કરી હોય ને પાછળથી ભૂલી ગયા હો તો યાદ કરો. દરેક જણે માથું ધુણાવ્યું. આખરે મારી દાદી અત્યાર સુધી જે ભૂલી ગયાં હતાં તે તેને યાદ આવ્યું.

વધારે વિગત આપવી નકામી છે. આખું મંડળ ફરીથી ઉપર ઊપડ્યું અને રૂપિયાની ગોઠવણ થઈ ત્યાં સુધી બે દિવસ રોકાયું. આખરે બાળકનું વજન કરીને તેના જેટલા રૂપિયા દાનમાં આપી પ્રતિજ્ઞા પૂરી કરી.

: ૫ :

આ વિષય લખવો સહેલી બાબત નથી. આપણા વાર્તાલેખકો આનાથી અર્ધી રસદાયક વાત આપણને આપી શકતા નથી. તમે પૂછશો કે તેનું શું કારણ છે? કારણ તો એટલું જ કે તે લેખકો પ્રાચીન પુસ્તકો તથા જૂનાં માસિકો (જેમ વધારે જૂનાં તેમ વધારે સારાં)માંથી હકીકત મેળવે છે. વાસ્તવિક જીવનમાંથી નહિ. અલબત્ત વાસ્તવિક જીવનની વાતોમાં આપણને શંકા આવે છે કેમકે તેમાંની કેટલીક તો સાવ મૂર્ખાઈ ભરેલી લાગે છે. આઠ વર્ષ પહેલાં મને કોઈએ ભૂતની ઝવેરાતની પેટીની વાત કરી હોત તો હું તેને ગપ્પીદાસ જ માની લેત. હું આવી વાતો કદી માનતો નથી. અને જો મારી બીજી પત્નીની સાડીનો આઠ વર્ષ પહેલાં નીચેનો બનાવ બન્યો ન હોત તો આજે પણ હું આવી વાતો માનત નહિ. આ વાત બહુ ઉશ્કેરાટભરી નથી પરંતુ તે ચોક્કસ વિચિત્ર તથા ન સમજાવી શકાય તેવી છે.

૧૯૩૧માં આ બનાવ બન્યો. દિવાળીની સાંજ

હતી. મારી બીજી વારની પત્ની શાંતાએ મને ઓરડામાંથી બહાર મોકલીને હું તે પ્રસંગે તેને માટે કાર્જીવરમની રેશમી સાડી લાવ્યો હતો તે તેણે પહેરવા માંડી. એવું બન્યું કે અમારા લગ્ન પછી મારી તેને આ પહેલી જ ભેટ હતી. થોડી મિનિટોમાં તો તે તેની જૂની સાડી પહેરીને બહાર આવતાં મને આશ્ચર્ય થયું. મેં જોયું કે નવી સાડી વેરવિખેર સ્થિતિમા જમીન પર પડી હતી. મારી માતા પાસે દોડી જઈને મારી પત્નીએ તેના કાનમાં કંઈક કહ્યું. સાસુ–વહુ વચ્ચે સારો બનાવ હતો. બે જણ વચ્ચે શી વાતચીત થઈ તેની મને ખબર પડી નહિ પણ શાંતાએ નવી સાડી પહેરી નહિ. અને તેને પેક કરી ટ્રંકમાં મૂકી દીધી.

તેણે એ નવી સાડી ન પહેરી તેથી મને નવાઈ લાગી કેમકે સાડી તેની પસંદગીની હતી અને જ્યારથી સાડી આવી ત્યારથી તે તેનાં વખાણ કરતાં થાકતી નહિ. મેં તેને પૂછ્યુ: 'તે શા માટે આવી સુંદર કીમતી સાડી પહેર્યાં વગર મૂકી દીધી?'

તેની હમેશની રીત મુજબ હસતાં હસતાં તેણે કહ્યું: 'હું જીવતાં બળી જવા માગતી નથી. જ્યાં મેં તે પહેલવહેલ્યાં પહેરી ત્યારે મારા આખા શરીરમાં અદૃશ્ય આગના ભડકા બળતા હોય તેમ મને લાગ્યું. મેં તરત જ તે કાઢી નાખી, જૂની સાડી પહેરીને બાને વાત કરી. અલબત્ત તમને તેની ખબર નહોતી, પરંતુ મેં ઘણી વાર તે પહેરવાનો યત્ન કર્યો અને દરેક વખતે તે પહેરતાં મને બળતરા થવા લાગતી હતી. બા બહુ ડાહ્યાં છે. તેણે મને કહ્યું કે તમારી પહેલી પત્નીની પહેલી મૃત્યુતિથિને દિવસે સુમંગલીને નવી સાડી ન આપવાથી આ બધું થયું છે. મારા સાંભળવા પ્રમાણે તેથી તેના આત્માને ખૂબ જ દુઃખ થયું છે. મને જે બળતરા થાય છે, તે મને તેની યાદ આપવા માટે છે.'

આ બનાવ પછી પહેલા જ માંગલિક પ્રસંગે મેં બીજી સાડી ખરીદ કરી. મારી પત્નીએ યોગ્ય વિધિ કરીને સુમંગલીને તે આપી.

ત્યાર પછી શાંતાએ જ્યારે રેશમી સાડી પહેરી ત્યારે તે બરફ જેવી ઠંડી તથા આનંદી લાગતી હતી.

---




'શનિવારની સાંજે અમારા ઉપાહાર-ગૃહના દરવાજે હું આવ્યો ત્યારે મારી મહાનીશ સ્વાગત-સહાયિકાએ મને એક બાજુ ઉતાવળે બોલાવી ધીરેથી કહ્યું: 'જુઓ છોને, પેલો એક તરુણ, આપણને મૂંઝવે એવું પાત્ર છે. તમે એના સંબંધમાં કંઈ કરી શકશો ખરા!'

નૃત્યની ધમાલ અને ધૂંધળા પ્રકાશમાં મેં એ ગૂંચળિયા કાળા વાળ અને અર્ધ મીંચેલાં નેત્રોવાળા જુવાન ખલાસીને જોઈ લીધો. તે એક બારી આગળ ઊભો હતો. તેની મૂઠીઓ સજ્જડ બીડેલી હતી. જેમ જાણે તેણે કોઈ ભયંકર વસ્તુ પકડી લીધી હોય અને તેને છોડી શકતો ન હોય. 'ભાઈ ખલાસી! કેમ છો?' 'ગુડ ઇવનિંગ, સાહેબ!' અવાજમાં નહિ ધારેલી મૃદુતા અને વિવેક બંને હતાં. ઝડપથી મારી સામે જોઈ એટલું બોલી તે ફરી બારીમાંથી બહાર તાકી રહ્યો. 'નૃત્યમાં જવાનું મન થાય છે?—તો હું કોઈ જોડ........'

'ના સાહેબ, મહેરબાની.'

'સિગાર લેશો?'

'ના સાહેબ, મહેરબાની.'

'થોડી કૉફી અને સેન્ડવીચ ભાવશે?'

'ના સાહેબ, મહેરબાની.'

'હોકલી ભરી આપું તો પીશો?'

'ના સાહેબ, મહેરબાની.'

આમ મેં ઘણું પૂછ્યું પણ તેનો જવાબ એકનો એક જ હતો; છતાં હું તેને છોડીને જઈ શક્યો નહિ. તે એકલ ઉદાસીને અને તેની જડ મૂઠીઓને જોઈ મારા જેવો અનુભવી ધર્મસેવક સહેલાઈથી થાકી જાય એવું બને જ નહિ.

જરા રહી મેં ફરી પ્રયત્ન કર્યો.

'તમે ઇંગ્લિશ પ્રજા છો?'

'કોર્નવૉલનો જ, સાહેબ!'

કોર્નવૉલમાં તો હું રહી આવેલો. મેં સેંટઇવ, ફ્લાલ માઉથ, વેનઝેન વગેરે સ્થળો યાદ કર્યાં. ત્યાંના ખરાબાવાળા કિનારાના કિલ્લાઓનાં પ્રાચીન રચનાની વાત કાઢી. તે બધામાં તે વિનયથી હા–માત્ર ભણતો, પણ તેની વાત એક વાક્ય જેટલી પણ લંબાવતો નહિ તેમ જ તેની સજ્જડ વાળેલી કસાયેલા હાથની મૂઠીઓ જરા પણ ઢીલી પાડતો નહિ.

ત્રણ-ચાર વાર હું માફી માગી નવા આવનારાને મળવા કે તે સાંજે સરસ નાચેલા તેમને ઇનામો આપવા કે એવા કોઈ નાના કામે આઘોપાછો થતો, પણ તુરત તે ખલાસી પાસે આવી વાત ચલાવવા મથતો પણ તે તો એક જ શબ્દે અટકી જતો, 'હા, સાહેબ!' અને 'ના, સાહેબ!'

મધરાત થઈ. ઓરકાઓ ખાલી પડ્યા અને અમે રાત પૂરતું ઉપાહાર-ગૃહ બંધ કરવા લાગ્યા.

'જો ભાઈ,' મેં તેને કહ્યું, 'કોઈને પણ સમજાય કે તારા મનમાં કોઈ ઊંડું દુઃખ છે. હું કંઈ ખાલી-પીલી પૂછતો નથી, તેમ તારી વાત કઢાવવા માગતો નથી પણ મને એમ લાગે છે કે તું નિદ્રાભંગ થયેલો લાગે છે. મારું કહેવું ખરું કે નહિ.'

'હા સાહેબ!'

'એમ ને? ત્યારે એનું કારણ એ કે તારા મનમાં શાંતિ નથી, સુખ નથી. માટે ઘણી વાર મનમાં જે કંઈ ભાર હોય તે કાઢી નાખવાથી રાહત મળે છે. આપણે બે અહીં એકલા જ છીએ. તું મનમાં જે હોય તે કહેતાં જરાય સંકોચ પામીશ નહિ.'

એમ છતાં તેની કડકાઈમાં જરાય ફેર પડ્યો નહિ. બહુ નિરાશા અને અધીરતાભરી નજર કરી તે બોલ્યો:

'ઠીક ત્યારે હું તમને કહી નાખું.' નિસાસો નાખી તે નજીકની આરામખુરશી પર બેસી ગયો. તેની મૂઠીઓ ગોઠણ પર રાખી અને જમીન પરના એક ડાઘ તરફ તાકી રહ્યો. તેનો અવાજ તદ્દન એકધારો હતો. 'હું સેંટઇવમાં મોટો થયો. મારી બાજુમાં એક છોકરી રહેતી હતી. તેનું નામ જેની હતું. મારાં અને તેનાં કુટુંબીઓને બહુ મેળ હતો અને એકબીજાની હૂંફે રહેતાં. યુદ્ધ જાગ્યું અને હું સાગર-સૈનિક થયો. દક્ષિણ પેસિફિકમાં મેં યુદ્ધના ખૂની રંગો જોયા. એક દિવસ મેં જેનીને પત્ર લખ્યો અને મારી જોડે લગ્ન કરવાનું પૂછ્યું. તેણે તુરત સીધો જવાબ લખી હા પાડી. એટલે અમે અમારી યોજના ઘડી કાઢી. તે પ્રમાણે હું પાંચ દિવસની રજા લઈ કોર્નવૉલ પહોંચ્યો.

'પાંચ પૂરા દિવસો મહાલવાના હતા. અમે રોજ જતા તે જ દેવળમાં સુંદર લગ્નવિધિ ગોઠવાયો, અને તે

પછી જેનીને ઘેર આ–નાસ્તો રાખવાનાં હતાં. એ પતે કે તુરત બાકીની રજા માણવા અમે બંને નીકળી જવાનાં હતાં. પણ તે દરમિયાન મારે એક ફરજ બજાવવાની હતી, કે હું રજા પર આવ્યો છું તે બાબત સ્થાનિક દરિયાઈ અધિકારીને હાજરી આપી આવવાની હતી. એટલે લગ્નવિધિ થઈ રહ્યો કે તુરત હું ઓફિસર-ની ઓફિસે ગયો અને હાજરી નોંધાવી જેનીને ઘેર પહોંચવા પાછો વળ્યો પણ...પણ ત્યાં કશું જ નહોતું.'

વચ્ચે જન્મેલા મૌનમાં હું મારા હાથની ઘડિયાળ-ની ટક ટક સાંભળી શક્યો. ખલાસી સખત ઘૂંટ ગળી ગયો અને વળી તેના મંદ એકધારા સ્વરે બોલવા લાગ્યો:

'પહેલાં તો મને મારી આંખોનો વિશ્વાસ બેઠો નહિ. ત્યાં જમીનમાં એક મોટો ઊંડો ખાડો માત્ર હતો. ઘર ગુમ થયું હતું. તેમ જ જેની, તેનાં સંબંધીજનો અને મારાં પણ—કોઈને ય દાટવાનું બાકી રહ્યું નહિ.'

આ પળે મેં મારા બેઉ હાથે તેને બાથ ભીડી દીધી હોત પણ હું સમજ્યો કે એમ કરતાં તેનો મૃત્યુપ્રાય જખમ ઊખળે તો હું શું બોલું? આવી આપત્તિ પ્રસંગે એક માનવી બીજાને દિલાસો આપવા શું કહે? અમે એ ઝાંખા નૃત્યખંડમાં પાછલા પહોરના અંધારામાં જમીન પર તાકતા બેસી રહ્યા.

'ભાઈ ખલાસી,' આખરે મેં વાત છેડી, 'તું મારી સાથે મારે ઘેર ચાલ. હું તને મારા દીકરાના ખંડમાં રાખીશ. તે પણ દરિયાપાર છે. મારી પત્ની તને ત્યાં જ નાસ્તો પહોંચાડશે અને તેથી અમને બેઉને ઘણું ગમશે.'

'ના સાહેબ, મહેરબાની.'

વળી એનું એ વાક્ય! હવે તો હું અકળાયો.

'જો ભાઈ, હું મારો આ ધર્મવરો બાજુ રાખું અને આપણે કોઈ સિનેમા જોવા જઈએ. તેથી તારા મનને કંઈ નવું વલણ મળશે.'

'ના સાહેબ, મહેરબાની.'

'ઠીક પણ જો મારી કાર (મોટર) નીચે જ છે. હું તને થોડું ફરવા લઈ જાઉં અથવા તારા વહાણ પર પહોંચાડું. તાજી હવાથી તને થોડી ઊંઘ મળશે.'

'ના સાહેબ, મહેરબાની.'

મેં કંઈ બાકી રાખ્યું હતું! મારી ધર્મશ્રદ્ધા—આ બધો વખત તે અણગમતી અને એમ ધારી-વિચારી-ને મેં તેનો ઉપયોગ નહોતો કર્યો. આપણામાં રહેલી ઊંચી બાબતનો પ્રયોગ કરતાં અચકાઈએ છીએ.

'તું કદી દેવળમાં જતો?'

'હા, સાહેબ! હું નાનો હતો ત્યારે જતો અને ભજનોમાં સાથ આપતો.'

'કોઈ ભજનો યાદ છે ખરાં?'

'ઘણાં યાદ છે, સાહેબ!'

'તારું સૌથી પ્રિય, ભજન કયું હતું?'

'મને લાગે છે 'પ્રેમળ જ્યોતિ તારો દાખવી' એ હતું.'

'અત્યારે તું ગાઈ શકે ખરો?'

તે હજી પણ જમીન પર તાકી રહ્યો હતો. એ જ સ્થિતિમાં તેણે ધીમે ધીમે ગાવું શરૂ કર્યું—

પ્રેમળ જ્યોતિ તારો દાખવી
મુજ જીવનપંથ ઉજાળ.
ઘોર તિમિર ચોપાસે—

તેના અવાજમાં ધીરે ધીરે કૌવત અને ઘેરા-પણું આવ્યું અને માત્ર સંગીતમાં વ્યક્ત થાય એવું અકથ્ય દર્દ અને નવું જોમ તેમાં પ્રગટ્યું.

દૂર પડ્યો નિજ ધામથી હું ને ઘેરે ઘન અંધકાર.

તેની આંખો વધારે ઊઘડી, પહોળી થઈ. જાણે તે ઉપાશ્રય–ગૃહની દીવાલો વીંધી કૉર્નવૉલના દેવળના ભજનમંડળમાં સાથ પૂરી રહ્યો હોય. એક ભજન પૂરું થયું એટલે તે મારા તરફ ફર્યો. ને પૂછ્યું:

'વ્હાલા, સંગાથે રે'જે' એ આપને આવડે છે?'

'હું તારી સાથે સાથે ગાઈ શકીશ.'

અજબ જોડી જામી. મારો થડકતો, મથવળતો સ્વર અને તેનો એકધારો જુવાન સ્વર શ્રદ્ધા અને ભાવનાથી ભરેલો ઊચકાયેલો—

કોઈનો ના સાથ મળે, ના સ્હાય મળે.
રે સુખશાંતિ વિલાઈ જાય;
અનાથના બેલી, વ્હાલા, સંગાથે રહેજે.

કલાકો વીતી ગયા, અને અમને તેની ખબરે પડી નહિ. એક પછી એક ગીતો અને ભજનો પર અમે વધતા ચાલ્યા.

આખરે બહાર નીચે રસ્તા પર પ્રભાતનાં કિરણો-ની રેખાઓ પડવા લાગી. મેં ખલાસી તરફ જોયું તેની આંખમાં પ્રકાશ હતો.

'કેમ ભાઈ, હવે નિદ્રા આવશે?'

'હા, સાહેબ! મહેરબાની.'

અમે હાથમાં હાથ મિલાવી સવારમાં જ ચાલી નીકળ્યા. [જૅસેફ આરસીઝ (ન્યુયૉર્ક)ની વાર્તાનો અનુવાદ]

લેખક
ઉપેન્દ્રનાથ 'અશ્ક'

# અ ☆ ટ ☆ કો

અનુવાદક
કાન્તિલાલ શાહ

આજ તો રાધાએ બહુ જ સરસ રસોઈ બનાવી હતી.' શિવપ્રસાદે પોતાની પત્નીને કહ્યું. અને પેટ ભરીને સ્વાદિષ્ટ ભોજન મળવાથી પ્રાપ્ત થયેલા આનંદનો અનુભવ કરતાં કરતાં તકિયાને અઢેલીને ટાંગા લાંબા કર્યા.

તેની પત્નીએ પંખાની ગતિ વધારી અને પછી પતિ પાસે આવીને બેઠી.

શિવપ્રસાદની આંખોમાં આછી આછી ઊંઘ ભરાવા લાગી. તન્દ્રિલ સ્વરે એ બોલ્યા, 'આટલો સરસ પુલાવ તો એણે આજ સુધીમાં કદી નથી બનાવ્યો. કોરમું પણ કેટલું સ્વાદિષ્ટ હતું અને દહીંમાં દૂધીની કચુંબર મેળવી ઉપર જે ફુદીનો છાંટ્યો હતો—ભાઈ વાહ, શું લિજ્જત!'

પત્નીએ કહ્યું, 'એ તો મન ઠેકાણે હોય છે તો રસોઈ સારી કરે છે નહિતો રોજ વેઠ કરે છે.'

*'તું તો કોઈ દિવસ કોઈનાં વખાણ જ નહિ કરે કંચી. પછી ભલેને એ મરી જાય બિચારી.'* ને હસીને શિવપ્રસાદે પડખું બદલ્યું.

'હા હું છું જ એવી દોષીલી નજરવાળી.'

જરાક મોં ફેરવીને શિવપ્રસાદે જોયું. ભ્રૂભંગ થયો હતો અને હોઠ ફફડતા હતા. તે કંઈક જવાબ આપવા જતા હતા પણ સહધર્મિણીની આ આકૃતિ જોઈને એ શાંત રહ્યા. ક્યારે શાંત રહેવું, ક્યારે વાત બદલાવવી ને ક્યારે ગરજવું એ બધી જ વાતો શિવપ્રસાદબાબુએ પોતાના ચાર વરસના પરિણીત જીવનમાં સારી રીતે જાણી લીધી હતી. એટલે જો કે અત્યારે તેની પાંપણો ઊંઘના ભારથી બિડાઈ જાય એટલી બધી ભારે નહોતી છતાં યે શિવપ્રસાદને અત્યારે એ બંધ કરી દેવામાં જ પોતાનું કલ્યાણ દેખાયું. શિવપ્રસાદ કંઈ જવાબ આપે તો પોતે એના આનંદને થોડો ઓછો કરવાનો શુભ પ્રયત્ન કરે એની રાહ જોઈને જ શ્રીમતી બેઠી હતી. પણ શિવપ્રસાદજી યે એકના બે ન થયા તે ન જ થયા ત્યારે રાધાએ સાનુનાસિક મીઠા અને લહેકેદાર સ્વરે કહ્યું: 'બાબુજી, પાન ખાશો કે!'

રાધાનો આ સ્નિગ્ધ સરલ સ્વર શિવપ્રસાદને હંમેશાં સારો લાગતો હતો. એ અવાજ સાંભળી તેને પોતાની સ્વર્ગસ્થ માતાના અવાજનું સ્મરણ થતું હતું.

માતાને એણે કદી જોઈ નહોતી અને માનો કે કદાચ બાળપણમાં જોઈ હોય તોપણ એ સ્મૃતિ એટલી ઝાંખી હતી કે પોતે કદી એને રેખાઓમાં અંકિત નહોતા કરી શક્યા. માના લાડ–પ્યાર સંબંધી એણે ઘણું ઘણું વાંચ્યું તેમ જ સાંભળ્યું હતું. અને રાધા જ્યારે એને બોલાવતી ત્યારે એના સ્વરમાં તેને એવી જ તરલતા, કોમળતા અને સ્નિગ્ધતાનો ભાસ થતો હતો. કેમ જાણે પોતાની માતાનો જ સ્વર હોય એમ તેને લાગતું હતું. વળી જો કે રાધા તેને 'બાબુજી' કહીને બોલાવતી હતી છતાં શિવપ્રસાદને તો કેમ જાણે તે 'બેટા' કહીને બોલાવતી હોય એમ લાગતું હતું.

'બાબુજી, પાન લેશો કે?' સાંભળીને શિવપ્રસાદને લાગ્યું કે 'બેટા, પાન ખાઈશ કે?' કહીને પોતાની મા પોકારી રહી છે. એક ક્ષણવાર તેને ઇચ્છા થઈ આવી કે બેટાની પેઠે લાડથી એને જવાબ આપું પણ તુરત જ તેને ભાન થઈ ગયું કે રાધા તો નોકરાણી છે ને પોતાની સહધર્મચારિણીની આજ્ઞા પણ યાદ આવી ગઈ કે નોકરોને હંમેશા પોતાની જગા ઉપર રાખવા જોઈએ. જરાક ઢીલા થયા કે બસ એ પોતાનુ સ્થાન ભૂલી જાય છે ને માથા ઉપર ચઢી બેસે છે. એટલે શિવપ્રસાદબાબુ પોતાની આ જાતની લાગણીને દબાવી, વાણી ઉપર કાબૂ મેળવી, સ્વરને જરા માલિક જેવો બનાવી બોલ્યા: 'હા, લઈ આવ પાન.'

રાધા રકાબીમાં પાન લઈ આવી. શિવપ્રસાદે જરા બેઠા થઈ બીડું લીધું. સ્ફૂર્તિથી રાધાએ ઉગાલદાની લાવીને તેની પાસે મૂકી.

'બહુ જ સુંદર પાન બનાવ્યું છે તેં, રાધા!' પાન ચાવતાં ચાવતાં પોતાના માલિકના સ્વરને ભૂલીને શિવપ્રસાદ એની પ્રશંસા કરવા લાગ્યા. 'ખૂબ ટેસ આવ્યો–ખરેખર.'

રાધાના મુખ ઉપરની કરચલીઓ એક પલભર અદશ્ય થઈ ગઈ. માથું અને આંખો નીચે ઢળી ગઈ. લાલ લાલ દાંત ચમકી ઊઠ્યા. અને ચૂંદડીને પોતાની પાતળી સંકોચાયેલી ડોક ઉપરથી બરાબર લઈ જઈને શરમાતાં શરમાતાં કહ્યું: 'આપની કૃપા છે બાબુજી.'

'ભોજન પણ આજ સરસ બન્યું હતું.'

સાચી વાત તો એ હતી કે 'સરસ' પહેલાં

એ 'અત્યંત'નું વિશેષણ લગાવવા ઇચ્છતા હતા પણ એ દરમ્યાન તેની આંખો શ્રીમતી કંચનમાલાની આંખો સાથે મળી ગઇ હતી; એટલે એણે માત્ર 'સરસ' કહેવાનું જ યોગ્ય સમજ્યું. અને અવાજ પણ એવો બનાવી દીધો હતો કે કેમ જાણે એમ કહેતા હોય કે સાહેબ ખૂબ ખુશ થયા છે.

એના જવાબમાં રધિયાનું મુખ સહેજ નમી ગયું. તેના મુખ ઉપર સ્મિત ફરી વળ્યું. અને તેના ગાલ તેમજ દાઢી ઉપરનાં વાજવાં જરા ઊપસી આવ્યાં.

પાનને ટેસથી ચાવતાં ચાવતાં અને આનંદથી એના રસનો આસ્વાદ લેતાં લેતાં શિવપ્રસાદે ફરીને ડિલ લંબાવ્યું. તેને પાન ખાવાનું કંઈ ખાસ વ્યસન નહોતું. ક્યારેક જ્યારે એને ખાવાનું ભાવ્યું હોય તો તે દિવસે એ પાન ખાઈ લેતા. કદાચ એ વસ્તુ તરફ સંકેત કરીને રાધાએ કહ્યું: 'આપ તો ખાતા નથી બાપુજી નહિતો હું તો એવું પાન બનાવું કે જિંદગી આખી ન ભુલાય.'

શિવપ્રસાદ હસ્યા; 'રાધા, દુનિયામાં ત્રણ ચીજો સંજોગવશાત જ રુચિ અનુસાર મળી શકે છે: પાન, ચાનો પ્યાલો અને પત્ની. આજ જે પાન મળ્યું એવું કાલે મળશે એનો શો ભરોસો!'

'પતિ તો હંમેશાં સાગ જ મળી જતા હશે.' કંચનમાલા જરા છણકો કરીને બોલી.

'પત્નીમાં પતિનો સમાવેશ થઈ જાય છે.' શિવપ્રસાદે હસતાં હસતાં કહ્યું. 'હું પતિ છું એટલે મેં પત્નીનું નામ લીધું. કોઈ પત્ની આ વાત કરત તો 'પતિ'નું નામ લેત. મેં તો નાનીમોટી બધી ય જાતની હોટલમાં ચા પીધી છે. કોઈવાર કોઈ સામાન્ય રેસ્ટોરાંમાં ચાનો પ્યાલો રુચિ અનુસાર મળી જાય છે. અને કેટલી ય વાર મોટા મોટા રેસ્ટોરાંમાં પણ નથી મળતો. જેમાં ચા, ખાંડ, દૂધ પ્રમાણસર હોય અને રુચિ અનુસાર મળ્યા હોય એવી ચા તો કોઈકવાર ફક્ત કોઈક જ વાર મળે છે. પાનની પણ એ જ હાલત છે અને સ્ત્રી—એ મનપસંદ મળવી એ તો એથી યે વધુ સંજોગની વાત-નસીબની વાત છે.' ને પોતાની આ મશ્કરી પર પોતે જ ખડખડાટ હસતા હસતા તકિયાને અઢેલીને ડિલ લાંબુ કર્યું ને પત્ની સામું જોયા વિના જ એણે આંખો બંધ કરી દીધી.

રાધાએ પાનની રકાબી શેઠાણીની આગળ મૂકી. શેઠાણીએ ત્રાંસી નજરે રકાબી તરફ જોયું ને પછી ભર્યાં તાણનાં તાણનાં પાન ઉપાડ્યું. પણ મોંમાં નાખતાવેંત જ બોલી ઊઠી: 'આ તો તેં_પાન બનાવ્યું છે કે, શંભુમેળો! આટલી બધી વરિયાળી ને મુલેઠી નાખી દીધાં છે!'

'બાપુજીને ખાવું હતું એટલે,' રાધાએ કહ્યું: 'નહિતો હું સોપારી સિવાય પાનમાં કંઈ નાખતી નથી. એલચી સુદ્ધાં નહિ.'

'તો શું તું અમને જાનવર-બાનવર સમજી ગઈ છે?' કહીને શ્રીમતી કંચનમાલાએ પાન જઈને થૂંકી નાખ્યું.

'બાપુજીને મીઠું પાન ગમે છે બા.' રાધાએ ખુલાસો કર્યો.

શિવપ્રસાદ ત્યાં જ સૂતાં સૂતાં ખડખડાટ હસી પડ્યા ને પછી પગ પૂરેપૂરા લંબાવીને મોં ઉપર ચાદર ઓઢીને આંખો બંધ કરી દીધી.

એ વખતે રાધાએ જરા પાસે આવીને કહ્યું 'મારી એક અરજ છે બાપુજી.' -

'હં.' શિવપ્રસાદે પહેલાંની પેઠે જ આંખો બંધ કરીને કહ્યું.

'સાંભળ્યું છે કે આ વરસે ગયા વરસ કરતાં યે ખરાબ વખત આવશે. બાપુજી, ઘઉંની વાત તો દૂર રહી, ચણા પણ રૂપિયાના શેર શેર મળશે. જો આપ કંઈક દયા કરો તો મોટી મહેરબાની.'

તન્દ્રિલ સ્વરે શિવપ્રસાદે કહ્યું: 'હં.'

'બાળબચ્ચાં સૌ આપના ગુણ ગાશે. આપને આશીર્વાદ આપશે. અમ ગરીબોનું આપ સિવાય બીજું કોણ છે?'

કંચનમાલાએ ત્યાં આવીને પૂછ્યું: 'તારે જોઈએ છે શું!'

'બા! ઘઉં આવી ગયા છે. બજારમાં રૂપિયાના સાડાત્રણ ચાર શેર વેચાય છે, પણ સાંભળ્યું છે કે થોડા દિવસમાં જ ભાવ હજી યે વધી જશે. ને પછી દાણાનાં દર્શન જ દોયલાં થઈ જશે. બા! આપ એકાદ ગુણ ઘઉં અપાવી દો તો મોટી દયા થશે. ચાર છ મહીના નીકળી જશે. ચણા ભેળવીને ખાધા કરશું'

'એક ગુણ લઈ લે.'

'લોકો શિયાળા માટે અત્યારથી ઘઉં સંઘરવા મંડ્યા છે બા. લોકો વાત કરે છે કે શિયાળામાં ઘઉં,

ગમે તેવી કિંમત આપતાં ય નહિ મળે. કોને ખબર આ કાળમુખી લડાઈ ક્યાં સુધી ચાલશે !'

કંચનમાલાએ ચિંતિત થઈને કહ્યું: 'ગયે વરસે પણ આમ જ થયું'તું. પહેલાં પહેલાં રૂપિયાના ૭ શેર ઘઉં મળતા'તા પછી ત્રણ શેર પણ શેના મળે. હું તો ઘણું ય એને કહેતી'તી કે થોડીક ગુણો ભરી લ્યો. પણ એ તો સાંભળતા જ ન હતા. એક રૂપિયાનો લોટ લેવા માટે હું આખી 'બારી-બાવલી' ફરી વળી હતી.'

'એટલે જ કહું છું બા, આપને પુણ્ય થશે, ધરમ થશે. મારા પગારમાંથી પૈસા વાળી લેજો પછી.'

'તારો પગાર છે કેટલો તે વાળી લ્યે ?'

'ચાર ૭ મહિનામાં જ બધું વળાઈ જશે બા.'

'પણ હવે તો મહિનો પૂરો થવા આવ્યો. એનો પગાર ક્યારનો વપરાઈ ગયો. કાલ ખાંડ લેવા ય પૈસા ન હતા.'

'બા, તમ જેવા ભાગ્યશાળીને તે શેની કમી છે. ઘરમાં રૂપિયા ન હોય એવું બને !'

'હા હા અપાવી દેશું રાધા.' શિવપ્રસાદે નિદ્રાથી ભારે થયેલા અવાજે કહ્યું. 'સાંજે સંભારી દેજે.'

રાધા એને આશીર્વાદ દઈને ચાલી ગઈ એટલે કંચનમાલાએ કહ્યું: 'હું એ જ વિચાર કરતી હતી કે આજ આટલું સરસ ખાવાનું બનાવ્યું તે કાંઈ અમસ્તું ન હોય. જરૂર કાંઈક સ્વારથ હોવો જોઈએ. હવે સમજાઈ ગયું.'

શિવપ્રસાદે આનો કંઈ જવાબ ન આપ્યો. આંખો બંધ કરીને ચુપચાપ પડ્યા રહ્યા.

પડ્યા તો રહ્યા પણ એને ઊંઘ ન આવી. સ્વાદિષ્ટ ભોજન ઠાંસીને ખાવાથી એની આંખોમાં તન્દ્રાનું જે આછું ઘેન ચડ્યું હતું તે શ્રમિક સ્ત્રીના ખોરાકના પ્રશ્નનો વિચાર કરતાં જ સાવ ઊડી ગયું. એની સામે યુદ્ધમાંથી પેદા થતી પરિસ્થિતિઓ એક પછી એક આવવા લાગી. નિમ્નવર્ગ તેમ જ મધ્યમવર્ગ બન્નેને આ દિવસોમાં કેવા સંકટનો સામનો કરવો પડતો હતો તેનો વિચાર કરવા લાગ્યો.

છોકરાને ભણાવવા માટે એક શિક્ષક આવતા હતા. તેના પહેલા દર્શને તેમની ઉપર પાડેલી છાપે શિવપ્રસાદના અર્ધચેતન મનમાં એના પત્યે એટલો બધો અણગમો તેમ જ ઘૃણા પેદા કર્યાં હતાં કે આજ સુધી શિવપ્રસાદને તેનું નામ સુદ્ધાં જાણવાની ઇચ્છા થઈ નહોતી. છોકરો પાંચમી શ્રેણીમાં હતો. ગણિતમાં થોડો નબળો હતો; પોતે છોકરાને ભણાવવા જેટલો વખત બચાવી શકતા નહિ એટલે જ એણે મિત્રોને કહી રાખ્યું હતું કે કોઈ સારો શિક્ષક મળે તો મને કહેજો. યુદ્ધને કારણે માત્ર જીવનની જરૂરિયાતની ચીજો જ મોંઘી થઈ હતી એમ નહોતું; પણ મજૂરી, ગાડીભાડું, નોકરોનો પગાર અને શિક્ષકોની ટ્યુશન ફી પણ વધ્યાં હતાં. જે નોકર પહેલાં પાંચ રૂપિયામાં તો રાજી રાજી થઈ જતો તે આજ પંદર રૂપિયે પણ રહેવા તૈયાર થતો નહોતો. પણ હવે તો ટ્યુશન આપનાર શિક્ષકો મળતા જ નહોતા. મેટ્રિક પાસથી માંડીને બી. એ. સુધીના તમામ જુવાનો કોઈ અકળ જાદુના પ્રભાવથી સેક્રેટરિયેટની આસપાસ પરીકથાની દુનિયા માફક ઊભાં થઈ ગયેલ અસંખ્ય તંબૂ અને ઝૂંપડાંમાં સમાઈ ગયા હતા અને જે બાકી રહ્યા હતા એમની પાસે તો એટલું બધું કામ હતું કે ફરી પૂછો કરતાં સીધી રીતે જવાબ પણ ન દેતા.

આમ લગાતાર ત્રણ ત્રણ મહિના શિક્ષકની શોધખોળમાં ગાળ્યા પછી કંટાળીને પોતે જાતે જ છોકરાને શીખવવા બેઠા. એટલામાં જ કોઈ મિત્રે મોકલેલ એક મહાશય એને મળવા આવ્યા. એની ઉંમર પિસ્તાળીશ વરસની હતી એ તો એને પાછળથી પૂછ્યા પછી ખબર પડી. પ્રથમ દર્શને તો દેખાવમાં એ સાઠ વરસના લાગતા હતા. તેણે માથે મેલીઘેલી ગાંધી-ટોપી પહેરી હતી અને તેમાં ન સમાતા પુષ્કળ વાળ તેની રૂક્ષતાની ચાડી ખાતા ઊભા થઈ ગયેલા હતા. ગાલમાં ખાડા પડ્યા હતા. જડબાંનાં હાડકાં ઉપર ઊપસી આવ્યાં હતાં. આગળના ચાર દાંત તૂટી ગયા હતા. કાળાધોળા વાળ જાણે બાકળી ગયેલી ખીચડી જેવા દાઢીએ વળગી રહ્યા હતા.

ઉબાડા કાંકલાવાળું મેલું એવું ખમીસ અને ઉપર જૂનો-પુરાણો કોટ તેણે પહેર્યો હતો. ઘૂંટી સુધીનો ટૂંકો પાયજામો જાણે કોઈ જૂનું-પુરાણું પાટલૂન કાપીને બનાવ્યો હોય એમ લાગતું હતું. જાડા સફેદ જીનનું પાટલૂન કોરીને નીચેના મોળિયા બીજા રંગીન કપડામાંથી ચડાવ્યા હતા અને તેની નીચેના પગ મેલાઘેલા હતા. અને એ બધાં ઉપર લેવરનું રેંટાં ધીગડાવાળાં પગરખાંનું પરિધાન હતું.

પ્રોફેસર શિવપ્રસાદ તો એના દિદાર જોઈને જ

આવ્યો. પોતે સ્થાનિક કૉલેજમાં પ્રોફેસર હતા. બસો રૂપિયા પગારના મળતા હતા અને મોંઘવારીએ જોકે એના રોજ-બ-રોજના જીવન ઉપર અસર કરી હતી છતાં એના કુટુંબમાં એ, એની પત્ની અને છોકરા સિવાય બીજું કોઈ નહોતું. માબાપ ખાતાં-પીતાં અને સુખી હતાં. ગાંઠે બે પૈસા હતા એટલે એને આપવાની કંઈ જરૂર નહોતી; ઊલટાં એ બે પૈસાની ચીજ અહીં દીકરાને ત્યાં મોકલાવતાં. આમ હોવાથી મોંઘવારીના ડંખનો તીવ્ર અનુભવ એમને હજી થયો ન હતો. એમાં તો જરા ય શંકા નહોતી કે આ ત્રણ વર્ષમાં પોતા માટે એક ગરમ સૂટ, અને પત્ની માટે ચાર પાંચ રેશમી સાડી સિવાય વધારે ખરીદી શકાયું નહોતું. બજારમાં છ આનાની કિંમતનાં મોજાંનો દોઢ રૂપિયો તથા દસ આનાની કિંમતની શીશીના અઢી રૂપિયા થઈ ગયા હતા. છતાં એમની પાસે સૂટ, સાડી, મોજાં, રૂમાલ અને સામાન્ય જરૂરિયાતની બીજી વસ્તુઓ એટલી વિપુલ પ્રમાણમાં હતી કે તેની કલ્પનામાં પણ એ વાત નહોતી આવી શકતી કે આજકાલ સામાન્ય જરૂરિયાતની વસ્તુઓ ખરીદ કરવી પણ કેટલી મુશ્કેલ અને કષ્ટસાધ્ય થઈ પડી છે.

તેમને કદાચ મુશ્કેલી ભોગવવી પડી હોય તો તે અનાજ મેળવવાની બાબતમાં. તેઓ જે કંઈ કમાતા તે ખર્ચી નાખતા હતા. બચાવવાનું તેઓ કદી શીખ્યા નહોતા. એટલે ગયે વરસે બળતણ, કોલસા અને બીજી જરૂરી ચીજો એકદમ ભેગી નહોતા કરી શક્યા.

એક કારણ આ પણ હતું: એમને કોઈએ જણાવ્યું હતું કે ઘઉં ઉપર માપબંધી આવી જવાની છે એટલે અનાજ સસ્તું થઈ જશે પણ મુસીબત તો એ હતી કે જે વસ્તુ ઉપર માપબંધી આવતી તે જ વસ્તુ કાળાં બજારમાં ચાલી જતી. અને કાળાં બજારમાં જઈને કોઈપણ ચીજ ખરીદવી તે એના કાબૂની વાત નહોતી. એક દિવસ તે દીવાસળીની પેટી લેવા ગયા અને બે આના આપતાં યે જ્યારે એને દીવાસળીની પેટી ન મળી ત્યારે એના આશ્ચર્યની સીમા ન રહી, ખબર પડી કે એ જ દિવસે દીવાસળી ઉપર માપબંધી આવી ગઈ હતી. જે પાડોશીઓ પહેલાં દીવાસળીની પેટી આપી તે પાછી લેવાનું ભૂલી જતા હતા એ હવે એક એક દીવાસળીનો હિસાબ રાખવામાં પણ સંકોચાતા નહોતા.

શિવપ્રસાદનો જાણે શ્વાસ રૂંધાવા લાગ્યો. જોકે ઓરડામાં સતત પંખો ચાલતો હતો. છતાં યે એને એમ લાગ્યું જાણે ત્યાં પહેલાં કરતાં યે વધારે ઘામ થઈ રહ્યો છે. તે ઊઠ્યા. તેણે ઓરડાનું બારણું ખોલી નાખ્યું. બહારની ઠંડી લહેર આવી. તેણે ચાદર ઉઠાવીને બહાર જવાની તૈયારી કરી.

'ક્યાં ચાલ્યા?' કંચનમાલાએ પૂછ્યું.

'આજે મન જરા ભારે ભારે લાગે છે. વિચાર થયો કે એકાદ લટાર મારી આવું.'

'ઘઉં અને બળતણનો પણ કંઈક પ્રબંધ કરતા આવજો. ગયે વરસે કોલસા આઠ રૂપિયે મણ પણ નહોતા મળતા. રાધાને તો લઈને દેવા તૈયાર થઈ ગયા. ઘરની કંઈ યે ચિંતા છે! આ વખતે આવતા શિયાળા સુધીનું અનાજ ભરી લેવા માગું છું. જો તમે ન લાવવાના હો તો કહી દેજો હું પિતાજીને કહું.'

'ગમરાજદત્ત પાસે જાઉં છું.' તેણે ચિડાયેલા અને થાકેલા અવાજે કહ્યું. 'એને કહીશ. તું તો જાણે છે કે મને તો આવી બાબતોમાં કંઈ સમજણ પડતી નથી.' અને લાકડી લઈ એ બહાર નીકળ્યા.

ઓશરીમાં આવી કેમ જાણે ચેન ન પડતું હોય એવી રીતે તેણે બહાર ક્ષિતિજ તરફ જોયું. કાળાં કાળાં વાદળાંઓના થર જામતા જતા હતા. એમાંથી કેટલાંક, આક્રમણ કરવા માટે તૈયાર થયેલા સેના-નાયકોની પેઠે વિશાળ નીલા આકાશમાં થોડાં આગળ વધી ગયાં હતાં. લાગતું હતું કે નિમેષમાત્રમાં આખા આકાશને કબરી નાખશે.

એક લાંબો શ્વાસ લઈને શિવપ્રસાદ ઊપડ્યા. આંખોની સામે યુરોપની વિશાળ ધરતી આવી ગઈ. નિર્મળ, નિસ્તબ્ધ અને નીલામ્બરની પેઠે ત્યાં પણ થોડાં વર્ષ પહેલાં સ્વચ્છ ધૂલી પડી હતી. એવામાં ઉદ્દંડ મેઘની પેઠે જર્મનીનો આતતાયી હિટલર જાગ્યો ને ઝટકું મારીએ એટલા વખતમાં તો તેણે સમસ્ત યુરોપને છિન્ન-ભિન્ન બનાવી દીધો.

શિવપ્રસાદ સીધા સાદા શાંતિપ્રિય માણસ હતા. કૉલેજમાં ગણિત શીખવતા હતા. પોતાના શિક્ષણકાળ દરમ્યાન અને આજ સુધી પણ તેઓ પોતાના અંક-ગણિત, ભૂમિતિ, ત્રિકોણમિતિ અને ડિફરેન્શિયલ કેલ્ક્યુ-લસમાં એટલા બધા અટવાઈ રહેતા હતા કે રાજનીતિ, અર્થશાસ્ત્ર, ઇતિહાસ વગેરેમાં રસ લઈ શકતા નહોતા. માણસ માણસના લોહીથી હોળી ખેલીને કેમ પ્રસન્ન

થતો હશે એ જ એ સમજી શકતા નહોતા. એના મનમાં સવાલ ઊઠતો હતો કે પોતાના જ ભાઈનું ગળું કાપતાં કેમ માણસને કોઈ પણ પ્રકારનો આંચકો લાગતો નથી! સુખ અને શાંતિથી તે શા માટે રહેતો નથી! 'સ્વયં જીવો અને બીજાને જીવવા દો'ના સોનેરી સિદ્ધાંતને માનીને તે શું કામ ચાલતો નથી!

આ પ્રકારના વિચારના ગૂંચવાડામાં તે ચાલ્યા જતા હતા એટલામાં અચાનક કોલાહલ તેના કાને પડતાં જ એ ચોંકી ઊઠયા. એક દુકાન ઉપર ખૂબ ભીડ જામી ગઈ હતી અને અગણિત મજૂરો ચાદર, પછેડી, ફાળિયું જે હાથ લાગ્યું તે લઈ લોટ લેવા માટે પડાપડી કરતા હતા.

શિવપ્રસાદ ઘડીક તો હેબતાઈ ગયા અને ઝડપથી પગલાં ભરતા આગળ ચાલ્યા. પોતે હમણાં રામભજદત્ત પાસે જઈને કહેશે કે ગમે તેમ કરીને મારે ને તારે માટે પાંચ છ ગુણી ઘઉંની વ્યવસ્થા કર. પોતે તો પ્રલયકાળ સુધી પ્રયત્ન કરે તો પણ આ ગંદા, અભણ અને અસભ્ય મજૂરો સાથે લડી–ઝઘડીને અનાજ મેળવી શકે તેમ નહોતું.

રામભજદત્ત ગલી–બતાશામાં રહેતો હતો. બળદ-ગાડી, એકા, ટાંગા ને સાઈકલની ભીડ વટાવીને કંદોઈની દુકાનોમાંથી આવતી હલકી જાતના વનસ્પતિ-ઘીની દુર્ગંધથી બચવા માટે મોઢું ચાદરના છેડાથી ઢાંકીને એ રામભજદત્તના ઘેર પહોંચ્યા. દાદર પાસે જ ખાંડની દુકાન હતી. ત્યાં એટલી ભીડ હતી કે ત્યાંથી આગળ વધવું મુશ્કેલ હતું. શેર બશેર ખાંડ માટે લોકો એક-બીજા ઉપર તૂટી પડતા હતા. અને આ બજારમાં ગોળ–સાકર અને ખાંડનો એટલો છતારો હતો કે સાંજ–સવાર ઊડનારી મધમાખીઓ અને ભીડને લઈને ત્યાંથી પસાર થવું મુશ્કેલ થઈ પડતું હતું.

પ્રોફેસર શિવપ્રસાદે રામભજદત્તને કેટલી ય બૂમો પાડી. પણ ત્યાં એટલો બધો કોલાહલ રચ્યો હતો કે પૂરા જોરથી બૂમ મારવા છતાં અવાજ ત્યાં સુધી ન પહોંચી શક્યો. એટલે પછી ગમે તે કોઈ રીતે ભીડમાંથી રસ્તો કરી લઈ તે દાદરા પાસે પહોંચ્યા અને જઈને થાકના માર્યા આરામખુરશી ઉપર ઢળી પડ્યા. આ તાણાતાણીમાં તેની રેશમી ચદર પણ ફાટી ગઈ, ઝભ્ભો ચોળાઈ ગયો અને તેના ઉપર કરચળીઓ પડી ગઈ.

'આ કમબખ્ત લડાઈ કોણ જાણે ક્યારે ય પૂરી થશે!' થોડી વાર સુધી આરામ લીધા પછી તેણે રામભજદત્તને કહ્યું. 'જીવવું મુશ્કેલ થઈ ગયું છે. લોટ ઘી, ખાંડ, બળતણ, કોલસા કાંઈ પણ મળતું નથી બીજી વાત જવા દો પણ આ કમબખ્ત દીવાસળીની પેટી પણ એક કીમતી વસ્તુ બની ગઈ.'

'એ તો પહેલેથી જ ખબર હતી.' રામભજદત્તે ભવિષ્યવેત્તાની માફક કહ્યું: 'પણ......'

પણ એ શું કહેવા માગતા હતા તે શિવપ્રસાદ બાબુ નક્કી ન કરી શક્યા.

રામભજદત્તે કહ્યું: 'મેં તમને ગયે વરસે પણ કહ્યું હતું પણ તમે એવા ભલા માણસ છો કે માન્યું નહિ. મારી સામું જુઓ. વરસભરનું રાશન અત્યારથી સંઘરી રાખ્યું છે.' ને ગર્વસહિત તે શિવપ્રસાદને અંદર લઈ ગયો. અંદરની ઓશરીમાં એક ઉપર એક એમ ઘઉંની દસ ગુણો ખડકેલી પડી હતી.

'આટલા ઘઉં છે ને અંદર ગોદામમાં બે ગુણ ખાંડની રાખી છે.' રામભજદત્તે ગર્વભર્યા અવાજે કહ્યું: 'અને મજા તો એ છે કે મેં રૂપિયાના છ શેર ઘઉં ખરીદીને સંઘરી રાખ્યા છે. એ વપરાઈ જશે એટલા વખતમાં તો હું બીજા ઘણા ય ખરીદ કરી લઈશ.'

શિવપ્રસાદે ઇર્ષામિશ્રિત આશ્ચર્યથી તે દૂરંદેશ માણસ તરફ જોયું ને પછી કેમ જાણે લાચારી પ્રકટ કરતો હોય તેમ કહેવા લાગ્યો: 'ભાઈ! ગમે તેમ કરીને મારા માટે શિયાળા સુધીનું રાશન તેમજ બીજી જરૂરી ચીજોનો પ્રબંધ કરી આપ. કંચન મારો જીવ ખાઈ ગઈ છે અને તું તો જાણે છે કે મારી પાસે આ ભીડમાં લડીઝઘડીને વસ્તુ મેળવવા માટે શક્તિ નથી, હિંમત નથી કે સમય નથી.'

ને એ આવીને ચૂપચાપ ખુરશી ઉપર બેસી ગયા. એ પછી પોતાની આ સફળતાથી ફુલાઈને રામભજદત્ત પોતાનાં પરાક્રમો સંબંધી જે વાતો સંભળાવતો રહ્યો તેમાંથી એક પણ તેણે ન સાંભળી એનું મગજ તો દિવસે દિવસે ગૂંચવાતી જતી આ પરિસ્થિતિને ઉકલતું તેમ જ ગૂંચવતું રહ્યું. એના મન ઉપર એક એવી ઉદાસીનતા, એવી શિથિલતા અને કોઈ એવી હીન લાગણી છવાઈ ગઈ હતી કે રામભજદત્તની કોઈ વાતનો જવાબ આપવાનું તેને માટે કઠણ થઈ ગયું હતું. વીસ–પચીસ મિનિટ સુધી આ રીતે જ બેસી

રહ્યા પછી એ ઊઠીને ઊભા થયા અને રામભજદત્તને રાશનનો પ્રબંધ કરવાની પ્રાર્થના કરીને નીચે ઊતરી ગયા.

નીચેની ભીડ પહેલાં કરતાં પે વધી ગઈ હતી: કેટલાક માણસો આ ભીડમાંથી રસ્તો કરવાની અશક્તિને લીધે થાકી–હારીને આસપાસની દુકાનનાં પાટિયાં પર બેસી ગયા હતો. 'આ માણસો જો હારબંધ ઊભા રહે તો સૌને સહેલાઈથી બધી વસ્તુઓ મળી જાય અને વખત પણ ઓછો લાગે.' શિવપ્રસાદ વિચારતા હતા. પણ બળિયા માણસોને તેમનો આ મત મંજૂર નહોતો. પશુઓની પેઠે લડનારા આ માણસો ઉપર એક ઉપેક્ષાની નજર ફેંકીને ગમે તેમ કરી ભીડમાંથી મારગ કાઢીને તે બહાર નીકળ્યા.

'સામ્રાજ્યના બીજા નંબરના શહેરમાં માનવતાનું દેવાળું' છાપા વેચનાર છોકરાની બૂમથી એ ચોંકી ઊઠ્યા. તેમણે એક છાપું ખરીદ્યું. પહેલા જ પાના ઉપર મોટા અક્ષરોમાં લખ્યું હતું:

'કલકત્તાની સડક ઉપર લોકો ઘેટાં–બકરાંની માફક મરી રહ્યાં છે.'

'બંગાળમાં દુર્ભિક્ષનો કાળો કેર.'

શિવપ્રસાદ એક નજર ફેરવી સડસડાટ બધા સમાચાર વાંચી ગયા. સમાચારની સાથે સાથે છાપામાં દુકાળપીડિત લોકોનાં અત્યંત કરુણાજનક ચિત્રો હતાં. શિવપ્રસાદનું આખું શરીર કંપી ઊઠ્યું. એ વખતે તે નવા બજાર પાસેથી પસાર થતા હતા. બન્ને બાજુ આડતિયાઓની દુકાનો અનાજની ગુણોથી ઠાંસોઠાંસ ભરી હતી. બજારમાંથી એક્કા, ગાડાં, અને ગાડીઓને લઈ જવાનું મુશ્કેલ બની ગયું હતું. હજી થોડા દિવસ પહેલાં જ એમણે સાંભળ્યું હતું કે આ વખતે પાક ઘણો સારો થયો છે છતાં પાડોશના પ્રાંતના લોકો ભૂખે મરી રહ્યા છે. આ છત સુધી લાદેલી અનાજની ગુણો જોતાં જોતાં એની નજર સામે રામભજદત્તની ઓશરીમાં પડેલી ગુણો આવી ગઈ અને પછી જ્યાં ૭ ૭ મહિના સુધીનું અનાજ ખરીદીને સંઘરવામાં આવતું હતું એવા ઘણાયનાં ઘર એમની પ આંખ આગળ તરવરવા લાગ્યાં. સેંકડો ઘરોમાં પોતાની જરૂર કરતાં ઘણું વધારે અનાજ ભર્યું છે અને લાખો માણસો ભૂખ અને દુકાળને પોતાના આંગણામાં પામી રહ્યાં છે ને પોતે પણ એ જ વસ્તુ કરવા જતા હતા ને! આત્મગ્લાનિથી એમનું હૃદય ભરાઈ ગયું.

સંધ્યા સમયે તે ઘેર પહોંચ્યા ત્યારે શ્રીમતી કંચનમાલાએ તેમને પૂછ્યું: 'કાં પછી અનાજનું શું કર્યું?' ત્યારે જવાબમાં એ ચૂપ રહ્યા. પણ રાધાએ જ્યારે આપેલું વચન યાદ કરાવી આપ્યું ત્યારે તેમણે જવાબ આપ્યો કે ગમે તે થાય પોતે દર મહિને અનાજ મેળવી આપવાની ગોઠવણ કરશે. પણ આમ એક સાથે જથ્થાબંધ એકઠું કરવાના કાર્યમાં ઓછામાં ઓછું પોતે તો કોઈ જાતની મદદ નહિ કરી શકે.

શ્રીમતી કંચનમાલાએ આ વાત સાંભળી એટલે તેના ગુસ્સાનો તો પાર જ ન રહ્યો. છણકો કરીને આવેશમાં ને આવેશમાં તે રસોડામાં જઈ કામ કરવા લાગી. બીજે દિવસે જ્યારે પ્રોફેસર સાહેબ કૉલેજમાંથી પાછા આવ્યા તો તેણે જોયું કે ઓસરીની છત સુધી અનાજની ગુણીઓની થપ્પી લાગી ગઈ છે. પ્રોફેસર કૉલેજમાં ગયા પછી કંચનમાલા પોતાના પિતાને ઘેર ગઈ હતી ને એ આવે એ પહેલાં જ વરસ સુધી ચાલે એટલું અનાજ ખરીદીને ભરી રાખ્યું હતું.

લાચાર ગુસ્સાથી શિવપ્રસાદ કાંપી ઊઠ્યા. એનાથી ઘરમાં બેસવું પણ દુષ્કર થઈ પડ્યું. તેઓ ઊઠ્યા અને મકાનની પાછળની બાજુમાં આવેલા બગીચામાં આંટા મારવા લાગ્યા. મનમાં ને મનમાં બળતા હતા: 'મારે ઘેર અનાજ છાપરા સુધી ખડકાયું છે ને આસપાસ જ હજારો માણસો ભૂખમરાથી પીડાઈ રહ્યાં છે. જો આ બધાં મળીને મારો કોઠાર છીનવી લે? એક પળવાર તેની આંખ સામે એ યુદ્ધનું દૃશ્ય તરવરવા લાગ્યું. પછી ધીરે ધીરે એ યુદ્ધ એક મહાયુદ્ધના રૂપમાં પલટાઈ ગયું. બધું જ જાણે એની સામે સ્પષ્ટ થઈ ગયું. પોતાના પ્રશ્નનો જાણે એને જવાબ મળી ગયો. જ્યાં સુધી દુનિયાના દરેક દેશ, દરેક જાતિ અને દરેક માણસને જીવવાનો, ખાવાપીવાનો અને ઉન્નતિ કરવાનો સમાન અધિકાર ન મળે ત્યાં સુધી આ લડાઈ ચાલ્યા કરશે.

શિવપ્રસાદ ઊઠ્યા. સામે ક્ષિતિજ ઉપર ફરી વાદળાં ઘેરાતાં જતાં હતાં. પવન જોરથી ફૂંકાતો હતો. જોતજોતામાં આખું આકાશ અંધારાથી ઢંકાઈ ગયું. શિવપ્રસાદે એક દીર્ઘ નિસાસો મૂક્યો. આ અંધકાર ને પ્રકાશનું યુદ્ધ. કોણ જાણે ક્યાં સુધી આ અંધારું અજવાળાને ઢાંકી રાખશે. તે ચુપચાપ

[ અનુસંધાન પાન ૩૫ મે

એચ સી. એન્ડરસનકૃત

# નાનકડી કન્યા

અનુવાદિકા
સૌ ભાગીરથી દ મહેતા

ઠંડી સખત હતી બરફ પડતો હતો સાવ અંધારું થઈ ગયું હતું સાંજ પડી ગઈ હતી હા, વરસની એ છેલ્લી સાંજ હતી એ ઠંડી અને અંધારામાં એક ગરીબ કન્યા ખુલ્લે માથે ને ખુલ્લે પગે શેરીમાં ચાલી જતી હતી ઘેરથી એ નીકળી ત્યારે તેના પગમાં જોડા હતા, પણ એ કામના ન હતા એ બહુ મોટા હતા પહેલાં તો તેની મા તે પહેરતી રસ્તા પર બે ગાડીઓ વચ્ચેથી આ કન્યા નાસવા ગઈ ત્યાં બીચારીના એ જોડા પગમાંથી નીકળી ગયા એક જોડો જડ્યો નહિ અને કોઈ છોકરો બીજો જોડો લઈને નાસી ગયો એટલે આ છોકરીને બરફમાં ઉઘાડે પગે ચાલવું પડતું હતું અને એના નાના પગ લાલ અને ભૂરા થઈ ગયા હતા તેના ઓઢણામાં થોડી દીવાસળી હતી અને થોડીક તેના હાથમાં હતી આખા દિવસમાં કોઈએ તેની પાસેથી એક દીવાસળી ખરીદી ન હતી, કોઈએ તેને એક પાઈ પણ આપી ન હતી

ભૂખ અને ટાઢથી ધ્રૂજતી એ આગળ ચાલી, બાપડી દુખી કન્યા! તેના કંઠની આસપાસ તેના રેશમી વાળનાં ગૂંચળાં પડ્યાં હતાં તેમાં બરફની કણીઓ ભરાઈ ગઈ હતી પણ હવે તેનું એ તરફ ધ્યાન ન હતું બાજુના મોટા મકાનમાંથી બત્તીનો પ્રકાશ શેરીમાં પડતો હતો અને અંદરથી મીઠાઈની સુવાસ આવતી હતી કારણ આવતી કાલે નવું વરસ બેસવાનું હતું એ સુવાસ લેતી તે પ્રકાશ તરફ તાકી રહી હતી

બે ઘર વચ્ચે ખૂણો પડતો હતો ત્યાં એ બેસી ગઈ એક દીવાલની ત્યાં ઓથ હતી પગનાં ટૂંટિયાં વાળીને તે બેઠી કારણ કે તેને ટાઢ બહુ વાતી હતી પણ તેનાથી ઘેર કેમ જવાય? આજ એક દીવાસળી વેચાઈ ન હતી ને એક પાઈ પણ આવી ન હતી તેના બાપ તેને માર્યા વગર રહે નહિ વળી ઘરમાં પણ ટાઢ જ હતી ઘેર માત્ર માથે જ છાપરું હતું ચોમેરથી પવન ફૂંકાતો ચારે બાજુ ઘાસ ને ગુણિયાં નાખ્યાં હતાં છતાં પવન તો એવો ને એવો જ વાતો

તેના નાનકડા હાથ સાવ ઠરી ગયા એકાદ દીવાસળી જો પોતે કાઢી શકે ને ભીંત સાથે ઘસીને એને ચેતવે તો જરા આંગળાં તો ગરમ કરી શકાય

એટલે છેવટે તેણે એક દીવાસળી કાઢી તેને ભીંત સાથે ઘસી અહો! કેવા તણખા ઝર્યા! કેવી એ સળગી! તેનો મીઠો ઉજળો તાપ પડે મીણબત્તીના જેવો તેના પર એણે હાથ ધર્યા ભારે સરસ દેખાવ હતો એ તેના મનમાં થયું કે જાણે પોતે મોટી સગડી પાસે બેઠી છે તાપ એવો તો સરસ થયો અને ગરમી એવી મીઠી લાગી કે એ નાનકડી કન્યાએ એવી જ ગરમીની આશાએ પગ પણ લાંબો કર્યો પણ ત્યાં તો હવે આગ ઓલવાઈ ગઈ સગડી અદૃશ્ય થઈ ગઈ તેના હાથમાં દીવાસળીનું ઠૂંઠું બાકી રહ્યું

પછી ભીંત સાથે તેણે બીજી દીવાસળી ઘસી અજવાળું થયું ભીંત પર તેનો પ્રકાશ પડ્યો દીવાલ જાણે કે કાચ જેવી બની ગઈ અને કન્યાને અંદરનું બધું દેખાવા લાગ્યું ટેબલ પર સ્વચ્છ કપડું પાથર્યું છે ઉપર કાચનાં સ્વચ્છ વાસણ છે તેમાં તાજી ગરમ મીઠાઈ પીરસી છે એની મીઠી વાસ આવે છે મીઠાઈની રકાબી જાણે કે એ નાની કન્યા પાસે ચાલી આવે છે ત્યાં વળી દીવાસળી ઓલવાઈ ગઈ એ ઠંડી દીવાલ તેની સામે ઊભી રહી.

તેણે ફરી દીવાસળી સળગાવી પોતે મોટા ઝુમ્મર આગળ ઊભી છે પેલા ધનવાન વેપારીને ત્યાં તેણે જોયેલું તેના કરતાં આ મોટું ઝુમ્મર છે ચારે બાજુ બત્તી બત્તી એના રંગો એ જોઈ રહે છે તેણે હાથ લાંબો કર્યો ત્યાં તો દીવાસળી બુઝાઈ ગઈ મનો પ રોશની થતી હતી દીવા આકાશના તારાની જેમ ઝગમગતા હતા એક તારો ખર્યો આકાશમાં લાંબો લિસોટો થયો નાનકડી કન્યાને યાદ આવ્યું કે કોઈક આજ મરી જશે હા તેની દાદીમાએ એ વાત કરી હતી દાદીમાને તેના પર બહુ વહાલ હતું તે તો ગુજરી ગયાં હતાં તેમણે તેને કહ્યું હતું કે તારો ખરે ત્યારે સમજવું કે કોઈ જીવ સ્વર્ગે જાય છે

પછી તેણે એક દીવાસળી ભીંતે ઘસી ચારે કોર અજવાળું અજવાળું થઈ ઉજાસમાં દાદીમા સામે આવીને ઊભાં હા એવાં જ શાંત અને સ્નેહાળ એ કન્યા બોલી ઊઠી મા મા મને તમારી સાથે તેડી જાવ દીવાસળી ઓલવાય ત્યારે તમે પેલી મીઠાઈ

[અનુસંધાન પાન ૩૫ મે

# વિદેશી વિભૂતિઓનાં

## જીવન-સૌરભ

લેખક

**છોટાલાલ માનસિંગ કામદાર**

**પ્ર**સિદ્ધ ફ્રેંચ નવલલેખક બાલ્ઝાક-ના જીવનના બે ત્રણ પ્રસંગો નોંધપાત્ર છે તેણે ૧૪૩ નવલકથાની હારમાળાની યોજના કરી હતી અને તેમાં ૯૩ નવલકથા તો લખી નાખી હતી.

જીવનની શરૂઆતથી જ તેને પોતાના સાહિત્ય-વિજયની જરા પણ શંકા નહોતી. એક બાજુ જ્યારે લેણદારો તકાદો કરી રહ્યા હતા ત્યારે ચીંથરેહાલ કપડાં પહેરી ભૂખે મરતા તેણે તેની બેન પરના પત્રમાં લખ્યું હતું કે 'તને જણાશે કે આપણા દેશ પર ચાર માણસોનો ખૂબ પ્રભાવ પડ્યો છેઃ નેપોલિયન, કુવિયર અને ઓકોનેલ. હું ચોથો થવા ધારું છું. પહેલો યુરોપના રક્ત પર જીવ્યો હતો; બીજાએ પૃથ્વીના ગોળાર્ધનો પક્ષ લીધો હતો, ત્રીજો તો જનતાના અવતાર જેવો હતો; હું, આખા સમાજને મારા મસ્તકમાં લઈ જઈશ

બાલ્ઝાક બહુ બડાઈખોર હતો. તેને મળેલ કીર્તિથી તેની બડાઈ વધતી ગઈ. એક વખત સાહિત્ય-રસિકોના ભોજન-સમારંભ વખતે સાહિત્યના કોપી-રાઈટ-ભંગના પ્રશ્ન પર વાત નીકળી.

ભેગા થયેલ સભ્યો પૈકી કોઈ બહુ ઓછા જાણીતા સભ્યે કહ્યું: 'હા, સદ્‌ગૃહસ્થો, આપણે સાક્ષરોએ આ અટકાવવા માટે ખરેખર મંડળ સ્થાપવું જોઈએ.'

બાલ્ઝાક તિરસ્કારભરી રીતે ખડખડાટ હસી પડ્યો. તે બૂમ પાડી ઊઠ્યો, 'તમે સાહેબ? તમે અમારી સાથે સરખામણી કરવાની ધૃષ્ટતા કરો છો! આમ આવો આમ. અહીં કોની સાથે જોડાવાનું તમને માન મળ્યું છે તે તમે જાણતા નથી. તમે અહીં આધુનિક સાહિત્યના 'ફિલ્ડ માર્શલો' વચ્ચે બેઠા છો.'

બાલ્ઝાકે પોતાના જીવનથી પોતાની શેખી સાચી પાડી હતી. તે દિવસના સરેરાશ અઢાર કલાક કામ કરતો અને કેટલીક વખત તો તેને હજામત કરવાનો કે જમવાનો સમય પણ નહોતો મળતો. વીસ વર્ષમાં તેણે ૮૫ લાંબી નવલકથા, કેટલાંક નાટકો, સેંકડો લેખો, પરચૂરણ નાનાં પુસ્તકો તથા તેની બેન પર તથા પ્રેયસી પર અસંખ્ય પત્રો લખ્યા હતા.

તેની વિશિષ્ટતા એ હતી કે તે હમેશાં અસંભવિત કાર્ય કરવાનો યત્ન કરતો હતો. તેની કારકિર્દીને છેડે તેને પોતાની વિવિધ નવલ-કથાઓને 'હ્યુમન કૉમેડી' નામક પુસ્તકમાં સંયુક્ત કરી દેવાની કલ્પના આવી. આ અસંભવિત યોજનાને પાર પાડવામાં તેણે ખરું 'સાહિત્ય' ઉત્પન્ન કર્યું.

તે પુસ્તકમાં બે હજાર ઉચ્ચ પ્રકારની વિશિષ્ટ વ્યક્તિઓ આવે છે. જગતના ઇતિહાસમાં આ કાર્ય અપ્રતિમ છે. તેના ધ્યાન બહાર કોઈ બાબત રહેતી નહિ.

૧૮૫૧ના ઑગસ્ટની ૧૮મી તારીખે પોતાનું પ્રસિદ્ધ પુસ્તક 'હ્યુમન કૉમેડી' પૂરું કરવાની ચિંતાને અંગે તેણે ડૉ નેકાર્ટને બોલાવીને પૂછ્યું: 'હું આ પૂરું થતાં સુધી જીવીશ કે કેમ?'

નેકાર્ટે પૂછ્યું: 'તે પૂરું કરતાં તમને કેટલો સમય લાગશે?'

બાલ્ઝાકે કહ્યું: '૭ મહિના.' નેકાર્ટે ડોકું ધુણાવ્યું.

'શું? તમે મને ૭ મહિના પણ નથી આપતા! તો પછી ૭ અઠવાડિયાં આપો!'

ડૉક્ટરે ફરીથી માથું ધુણાવ્યું.

બાલ્ઝાકે કહ્યું: 'મારે શેની આશા રાખવી? હું ધારું છું કે તમે મને ૭ દિવસ તો આપી શકશો. મનુષ્યની ઇચ્છાશક્તિ ચમત્કાર કરી શકે છે. જે જગત-નું મેં સર્જન કર્યું છે તેને હું અમર જીવન આપી શકીશ. સાતમે દિવસે હું આરામ લઈશ.'

છતાં નેકાર્ટે કંઈ ઉત્તેજન આપ્યું નહિ.

તેણે કહ્યું: 'મારા વહાલા મિત્ર! એક કલાક પછી શું થાય તે કોઈ કહી શકે નહિ. અત્યારે તદ્દન સાજા-સારા માણસો તમારી પહેલાં પણ મૃત્યુ પામે. પણ તમે મને સત્ય કહેવાનું કહ્યું છે. તમે તમારું વસિ-યતનામું કરવાનું કહેતા હતા ને!'

'વારુ, ડૉક્ટર.'

'તમારે તમારું વસિયતનામું આજે જ કરી નાખવું.–તમારે કાલ સુધી રાહ જોવી ન જોઈએ.'

'શું! માત્ર ૭ જ કલાક!'

ત્યારે બાલ્ઝાકને નગ્ન સત્ય સમજાયું. તે પથારીમાં ફરીથી સૂતો અને મૃત્યુ સુધી બેભાન રહ્યો.

☆

**પ્ર**સિદ્ધ ડિટેક્ટીવ શેરલોક હોમ્સના સર્જક ડૉ. કોનન ડોઈલની શરૂઆતની સ્થિતિ ખૂબ જ ગરીબ હતી. ડૉક્ટર તરીકે તેનો ધંધો બિલકુલ ચાલતો

ન હોવાથી પોતાના શાળાના સાથી ડૉ બડની સાથે તે ભાગીદારીમાં જોડાયો હતો ડૉ બડ કંઈ પણ લીધા વિના સેંકડો દર્દીઓની સારવાર કરતો હતો

ડૉ બડની સારવાર કરવાની અસામાન્ય પ્રથા ડોઈલની માતાને પસંદ ન પડતાં ભાગીદારી છૂટી થઈ અને ડોઈલ પોતે પ્રેક્ટીસ શરૂ કરવા સાઉથસી ગયો

તેના ઘરમાં ફક્ત ત્રણ પાઉંડનું ફરનિચર હતુ તે વસ્તુ તે તે વખતે કેટલો ગરીબ હતો તે બતાવે છે તેના શયનગૃહમા ફક્ત એક લોઢાનો પલંગ હતો પણ તેના પર પાથરવાનું ગાદલું નહોતું બીજી વસ્તુઓની પણ તે જ સ્થિતિ હતી

દરરોજ બે પેન્સના ખર્ચે તે સુક્કી રોટી, સુક્કી માછી વગેરે લઈને ગુજરાન ચલાવતો હતો વર્તમાન પત્રો ખરીદવા માટે તેને માખણ તથા તમાકુ છોડી દેવા પડ્યાં હતા મોડી રાત્રે જ્યારે પાડોશીઓ સુઈ જતા ત્યારે યુવાન ડોકટર ઘરકામ કરી નાખતો ઓરડો વાળવાનું કે પોતાના નામની, બહાર ચોડેલ પિત્તળની તખ્તીને ચળકાટ આપવાનું કાર્ય ત્યારે જ થતું હતું

ધીમે ધીમે દરદીઓ આવવા મંડ્યા પણ તેમની સંખ્યા એટલી ઓછી હતી કે સમય વિતાવવાને તેણે વાર્તાઓ લખવા માંડી આ વાર્તાઓ જ તેને ભવિષ્યમાં પ્રખ્યાત બનાવવાની હતી

તેને શરૂઆતમા તો બહુ જ નિરાશાજનક અનુભવ મળ્યો પહેલું શેરલોક હોમ્સ પુસ્તક 'એ સ્ટડી ઈન સ્કાર્લેટ' નો એક પછી એક પ્રકાશકે અસ્વીકાર કર્યો હતો આખરે માત્ર ૨૫ પાઉંડમાં તેનો નિકાલ કરતાં ડોઈલ રાજી થઈ ગયો

ડોઈલ જ્યારે પોતાનાં ભાષણની છેલ્લી હારમાળા માટે સ્કેન્ડિનેવિયા ગયો ત્યારે તેની ઉંમર સિત્તેર વર્ષની થઈ હતી અને તેનામા થાક તથા વૃદ્ધાવસ્થાના ચિહ્નો જણાતા હતા તેને છાતીમાં અસહ્ય પીડા થતી હોવા છતાં તેને સાંભળવાને ભેગા થતા હજારો મનુષ્યોને નિરાશ કરવાની તેણે ના પાડી

તે માંદા માણસની ખુરસીમાં બેસીને ઈંગ્લાંડ પાછો આવ્યો જે તજજ્ઞ ડૉક્ટરે તેને તપાસ્યો તેણે તેને સંપૂર્ણ આરામ લેવાની સલાહ આપી ડોઈલે તેને જવાબ આપ્યો કે 'આવતી કાલે હું યુદ્ધવિરામની એ મોટી સભામાં ભાષણ આપવા ધારું છું.'

તજજ્ઞે કહ્યું 'તમે તે રીતે તમારી જિંદગીને જોખમમાં નાખો છો '

રસ્તામાં જ વૃદ્ધ મનુષ્ય પર દુખાવાનો સખત હુમલો થયો અને ગાડીમાંથી તે ઊતરી શકે તેમ નહોતો છતાં તેણે પ્લેટફોર્મ પર જઈ ભાષણ આપવાનો આગ્રહ રાખ્યો આ તેના છેલ્લા ભાષણો હતાં ત્યાર પછી તે થોડા મહિના જીવ્યો

તેના જીવનવૃત્તાંતકાર મિ પીઅર્સનના શબ્દોમાં 'તેને માટે મૃત્યુ ફક્ત નવા અને અદ્ભુત સાહસની શરૂઆત હતી માટે આપણે કહીએ કે ૧૯૩૦ના જુલાઈની ૭મી તારીખે સવારના સાડા નવ વાગ્યે મુસાફરીની શરૂઆત કરી તે આગળ વધ્યા '

★

**અ**બ્રાહમ લિંકન યુવાવસ્થામા એક સ્ટોરનો માલિક હતો એક કર્કશા બાઈએ એક વખતે તેને બૂમ પાડીને કહ્યું 'મિ. લિંકન! તમે છેતરપિંડી કરો છો મે મારા નાના છોકરાને તમારી પાસે બે રતલ જરદાલુ લેવા મોકલ્યો હતો અને તમે તેને દોઢ રતલ જ આપ્યા હું આ ખાતરીપૂર્વક કહું છુ કેમકે છોકરો ઘેર આવ્યો ત્યારે મે પોતે જરદાલુનું વજન કર્યું છે '

લિંકને શાંતિથી જવાબ આપ્યો 'બાઈ સાહેબા! છોકરાનું પણ વજન કરી જુઓ તેમ હું સૂચના કરૂ છુ'

★

**બ્રિ**ટિશ અને ખાસ કરીને અમેરિકન વર્તમાન પત્રોમાં ક્રિમિયા પરિષદ સંબંધી હકીકતનો આરો આવતો નથી સોવિયેટ આતિથ્ય સ્વાગત ભરપૂર હતું

•

ત્રણે મહારથીઓ સખત કામ કરતા હતા અને તેમની ટૂંકી ફુરસદના સમયનો ઉપયોગ મૈત્રીને દૃઢ બનાવવામા કરતા હતા લાંબા સમયની બેઠક પછી તેઓ એકબીજા સાથે આનંદથી વાતો કરતા હતા

ચર્ચિલે કહ્યું 'જો હું અંગ્રેજ ન હોત તો મે અમેરિકન થવાનું પસંદ કર્યું હોત '

રુઝવેલ્ટે જવાબ આપ્યો 'જો હું અમેરિકન ન હોત તો મે અંગ્રેજ થવાનું પસંદ કર્યું હોત.'

સ્ટેલિન શુ કહે છે તે જાણવાની આતુરતાથી બન્ને તેના તરફ તાકી રહ્યા તેણે શાંત અવાજે કહ્યું 'જો હું રશિયન ન હોત તો મારે શરમાવું પડત '

★

શ્રી ઑસોફિકલ સોસાયટીના સ્વ. પ્રમુખ મિ. જી. એસ. એરૂન્ડેલના શાંત સ્વભાવ સંબંધી 'રીઈડર્સ વીકલી'માં એક લેખકે દાખલો આપ્યો છે. હોમરૂલની ચળવળ વખતે મિસિસ બીસંટ તથા તેના શિષ્ય એરૂન્ડેલને સરકારે થોડા વખત માટે કેદમાં રાખ્યા હતા. હિંદી દેશભક્ત તરીકે એક અંગ્રેજની ધરપકડ થાય તે જરા સનસનાટી ભરેલ હતું. વોરંટ લઈને એક પોલીસ અધિકારી મિ. એરૂન્ડેલની ધરપકડ કરવા માટે 'ન્યુ ઇન્ડિયા'ની ઑફિસમાં આવ્યો. મદ્રાસના ખૂબ પ્રવૃત્તિશીલ વિભાગ જ્યોર્જ ટાઉનમાં બધે ખબર ફેલાઈ ગયા હતા અને દરેક સાચો હિંદી આ ધરપકડથી ઉશ્કેરાઈ ગયો હતો. પરંતુ આ નાટકના મુખ્ય પાત્ર પર તેની કંઈ અસર થઈ નહોતી! તેણે ખૂબ જ શાંતિથી પોલીસ અધિકારીનું સ્વાગત કર્યું, અને તે બિચારાના મહદ્ આશ્ચર્ય વચ્ચે શાંતિથી તેને પૂછ્યું: 'મારા વહાલા મિત્ર, તમારા કોટનાં બે બટન ઓછાં લાગે છે તે બટન ટાંકી દેવામાં હું તમને મદદ કરું!' આ પ્રસંગ બતાવે છે કે અણીના પ્રસંગે પણ મહાપુરુષો સદા શાંત હોય છે અને તેઓ તેમની અંગત લાગણીઓને તેમની સ્વસ્થતા પર વિજય મેળવવા દેતા નથી.

★

જે વાત કહેનાર વારંવાર અટકીને સાંભળનારને પૂછે કે 'આ વાત તમે અગાઉ સાંભળી તો નથી ને! તેનાથી માર્ક ટ્વેઇન ખૂબ જ કંટાળી જતો. એક વખત તેને એક એક્ટર મળ્યો. પોતાની વાત શરૂ કરવા પહેલાં તેણે તેને ઉપરોક્ત પ્રશ્ન પૂછ્યો. માર્ક ટ્વેઇને સભ્યતા ખાતર જણાવ્યું કે 'મેં આ વાત અગાઉ સાંભળી નથી.' પછી વાત કરતાં કરતાં એક્ટર તે જ પ્રશ્ન પૂછવા માટે વચ્ચે બે વખત અટકી ગયો. ટ્વેઇને ઉત્તરે જણાવી દીધું કે 'હું એક વખત જૂઠું બોલી શકું; સભ્યતા ખાતર બે વખત જૂઠું બોલી શકું પણ ત્યાં જ હું હદ બાંધી દઉં છું. ગમે તે ભોગે હું ત્રીજી વખત જૂઠું બોલી શકીશ નહિ: મેં આ વાત માત્ર સાંભળી જ નથી. તે શોધી કાઢનાર પણ હું જ છું.'

★

શ્રી સચ્ચિદાનંદ સિંહાએ બિહાર સરકારના સભ્ય તરીકેના પોતાના અનુભવનું વર્ણન એક લેખ દ્વારા કર્યું છે. જ્યારે પ્રિન્સ ઑફ વેલ્સે—જે પાછળથી ઇંગ્લાંડના રાજા આઠમા એડવર્ડ થયા—હિંદની મુલાકાત લીધી અને જ્યારે તે બિહાર પ્રાંતમાંથી પસાર થયા ત્યારે બિહાર સરકાર ખૂબ ધમાલમાં પડી ગઈ હતી. તેના માનમાં સંખ્યાબંધ સમારંભો ગોઠવવામાં આવ્યા હતા. તે પૈકી એક સમારંભ પટણાના સરકારી મહેલમાં ગોઠવવામાં આવ્યો હતો. જ્યારે મહેમાનોની પ્રિન્સ સાથે ઓળખાણ કરાવવામાં આવે ત્યારે મંત્રીઓ તેમને યોગ્ય રીતે સંબોધન કરી શકે તે ખાતર મહેમાનો પોતાનું નામ પોતે જ લખે તેવા હેતુથી કોરા કાર્ડ તેમને આપવામાં આવ્યા હતા. એક મહેમાનને અંગ્રેજી આવડતું નહોતું પણ બ્રિટિશ રાજ્યની તેણે બજાવેલ સેવા માટે તેને રાયબહાદુર બનાવવામાં આવ્યા હતા. પોતાને રાયબહાદુરનો ખિતાબ કઈ રીતે પ્રાપ્ત થયો તે પાટવીકુમાર જાણે તેવી તેની ઇચ્છા હતી. તેથી તે એક યુવાન બૅરિસ્ટર પાસે ગયા અને કાર્ડમાં પોતાનું નામ લખવાનું કહ્યું. પોતાના નામ કરતાં પોતાનો ખિતાબ મોટા અક્ષરોમાં લખાય તેવો તેણે આગ્રહ કર્યો. યુવાન બૅરિસ્ટર ખૂબ રમૂજી હતા. તેને રાયબહાદુરના ડોળથી મજાક કરવાનું મન થઈ આવ્યું. તેણે રાયબહાદુરનું કાર્ડ ભરી દીધું. રાયબહાદુરે થોડા વખત પછી તે કાર્ડ એક સેક્રેટરીને આપ્યું અને તે વાંચતાં તે સડક થઈ ગયો. તેણે ઉતાવળથી તે કાર્ડ બીજા અધિકારીને આપ્યું અને તે પણ ડઘાઈ ગયો! તેણે તેટલી જ ઉતાવળથી ત્રીજા અધિકારીને કાર્ડ આપ્યું અને તે બિચારાને વાંચવું પડ્યું કેમકે પાટવીકુમાર સાથે રાયબહાદુરની ઓળખાણ કરાવવાનો સમય થઈ ગયો હતો. તેથી અધિકારીએ કાર્ડ પર જેમ લખ્યું હતું તેમ મોટે અવાજે બૂમ પાડી: 'મિ. ગધેડા!' આખો હૉલ ગભરાટથી શાંત થઈ ગયો. પણ રાયબહાદુરને અંગ્રેજીનો કક્કો પણ આવડતો નહોતો અને તેથી જ્યારે પાટવીકુમારે તેની સાથે હસ્તધૂનન કર્યું ત્યારે તેની મહત્ત્વાકાંક્ષાની પરાકાષ્ઠા આવી પહોંચી હતી! પાછળથી પાટવીકુમાર કેવા હસ્યા હશે!

# ફરી ફરી વાંચો

[આ વિભાગમાં અન્ય કોઈ સામયિકમાં આવી ગયેલું ફરી ફરી વાંચવા યોગ્ય લખાણ લેવાનું રાખ્યું છે. તંત્રી]

## એક ડોશીની આત્મકથા

નીચેની વાત સાચેસાચ હસી ઉડાવવા જેવી છે?

'અમારા સમયમાં ધણીને સામાન્ય નોકરી હોય તો તે રૂ. ૭ થી ૧૫ સુધીનો પગાર લાવતો અને આ રકમમાં જ અમારે ઘર નભાવવું પડતું હતું.'

મેં એક ડોશીમાને પ્રશ્ન પૂછ્યો: 'ત્યારે તમને ખૂબ જ મુસીબત પડતી હશે.'

'મુસીબત તો ઠીક, પરંતુ અમારો ગૃહવ્યવહાર વધારે સુંદર રીતે ચાલતો હતો.'

મારા મગજમાં એ વાત ઊતરતી ન હતી. તેમણે આગળ ચલાવ્યું: 'આ ચિમનના દાદાને શરૂઆતમાં રૂ. ૭ નો પગાર મળતો અને પાછળથી રૂ. ૧૧ થયેલો.'

'તે વખતે વસ્તુઓ ઘણી જ સસ્તી હશે!' મેં વાત બરાબર આગળ ચાલે તેટલા માટે કહ્યું.

'સસ્તું તો ખરું જ, પરંતુ અમારી રીત જરા જુદી હતી, મહિનો થાય એટલે આઠ આનાનું તેલ, રૂપિયાનું ઘી, રૂપિયાનાં લાકડાં, ચાર આનાનો ઉસ કપડાં ધોવા માટે, અને મરચું, મીઠું, દાણોપાણી વગેરે તો અમે વરસ દહાડાનું ભરી લેતાં. તમે પાલીસ કરેલા ચોખા વાપરો છો તેવા ચોખા અમે ખાતાં નહોતાં. ડાંગર અમે હાથે ખાંડતાં હતાં. અનાજ બધું હાથે સાફસૂફ કરીને કોઠીઓમાં ભરી લેતાં. આજની બૈરાંઓ જુઓ તો ખરેખર હરામ હાડકાંનાં થઈ ગયાં છે. તેમનાથી વાકું યે વળાતું નથી. આખો દિવસ નોકર વિના ન ચાલે. ત્યારે એમનાં શરીર કેવાં થઈ ગયાં છે! તેમની આંખો પર ચશ્માં, દાંત હાલતા હોય, વાત વાતમાં શરદી થઈ જાય.' વગેરે વગેરે ઘણું કહ્યું.

'પણ તમે ટૂંકા પગારમાં આ બધું બચાવ્યું કેવી રીતે?'

'એ જ તો બધી વાત છે ને. મેં તમને કહ્યું તો ખરું કે તમારા જેવી મોંઘવારી નહિ અને ઉડાઉપણું પણ નહિ. આઠ આનાથી નવમા આનાનું તેલ ન જવું જોઈએ. એક રૂપિયાથી ઉપર એક આનાનું ઘી ન જાય. આ તો અમારી નાગરની વાત થઈ બીજી બાબતમાં આથી યે ઓછું ખર્ચ!'

'મહેમાનોનું ને વખતે બહુ જોર નહિ હોય.'

ખોટું લાગ્યું હોય તેમ તેમણે કહ્યું: 'એવું કંઈ હોય? મહેમાનો તો ચાલુ જ. અમે ન ખાઈએ પણ મહેમાનને ખવડાવ્યા વિના ન રહીએ. અમારે તો પાછાં ચચ્ચાર છોકરાં સંભાળવાનાં. બે પહેરણ બે ધોતિયાં અને બે પંચિયાં છ મહિના ચલાવવાનાં વચ્ચે માગે તોપણ મળે નહિ. સવારે છોકરાંઓને પણ નાસ્તામાં એક ભાખરી, ગોળ અને અથાણાની એ જ ચીર. આવું બધું છતાં યે અમારાં શરીર જોયાં હોય તો પહાડ જેવાં. આ ચિમનિયો આવો છે, બાકી તેના દાદાને જોયા હોય તો બારસા છ ફુટ ઊંચા.' એટલામાં એક તારકસબવાળાએ બૂમ પાડી 'ડોશીમા, કસબ આપો છો કે?' ડોશીમાએ કહ્યું: 'સાત રૂપિયા આપવા હોય તો આપી જા.'

કસબવાળો ચાલતો થયો એટલે ડોશીમાએ મને કહેવા માંડ્યું: 'અમારા વખતનો કસબ પણ કેવો! એમાં નરી ચાંદી જ. આજનો કસબ જુઓ તો કોઈને હાથમાં પકડવાનું સુદ્ધાં મન ન થાય. અમે બધાં બપોરે કસબ ભરવાનું કામ કરીએ. વેપારીઓ ઘેર આવીને કામ આપી જાય અને કામ લઈ જાય.'

મેં પૂછ્યું: 'સુરતમાં એ ધંધો ખરો?'

'અરે અહીંનો કસબ પણ ખૂબ વખણાતો હતો. અહીં પણ તે વખતે કસબનાં કેટલાં યે કારખાનાં હતાં. અમે બધાં જ બૈરાંઓ બપોરના વખતે નવરાં પડીએ ત્યારે કસબ ભરીએ. વરસ દહાડે ત્રીસ-ચાલીસ રૂપિયાનું કામ કરીએ અને તેનાં ઘરેણાં ઘડાવીએ. આ ચિમનની વહુ પહેરે છે તે નેકલેસ અને લોકીટ તો મારાં ઘરેણાંમાંથી બનાવ્યાં છે.'

'કસબ સિવાય બીજો કોઈ ધંધો તે વખતે ચાલતો હતો ખરો કે?'

'કેટલીક જગ્યાએ ઓઓ દોરાનાં બટન બનાવે, કો તો દોરાની ફિરકીઓ ભરે, દાળ વણે, ભરત-ગૂંથણનું કરે. બધું ઘણું યે કામ હતું અને આજે વ કર્યાં નથી! પણ કરવું હોય તેને ને! અને વળી પછી અમારે તો વ્યવહાર સાચવવાનો. લગ્નપ્રસંગે નાતો કરવાની. બધું યે એમાંથી ને એમાંથી.'

હું રસ્તે ચાલતો ચાલતાં વિચારે ચઢયો કે ખરેખર મોંઘવારીએ આપણી આ સ્થિતિ કરી છે ! સ્ત્રીઓ પહેલાં ગૃહખર્ચમાં ફાળો આપતી ન હતી ? આર્થિક સ્વતંત્રતાનો પ્રશ્ન તદ્દન નવો છે ? ગૃહવ્યવહાર ચલાવવાની કળા શું સ્ત્રીઓ ગુમાવી બેઠી છે ?

[ 'ગુજરાત સમાચાર'માંથી ]

કહીકે

## ખટકો

[ પાન ૨૯ નું સાંધણ

અંધારામાં જ આંટા મારવા લાગ્યા. આંટા મારતા હતા ને વિચારતા હતા. ધીરે ધીરે ઘટા વીખરાઈ ગઈ, ચંદ્રમા ફરી ચમકવા લાગ્યો ને વિશાળ નીલ ગગન જાણે એની જ્યોત્સ્નામાં નાહી કરીને ઝગમગી ઊઠયું. બાગની દીવાલને અઢેલીને ઊભા ઊભા શિવપ્રસાદ અનિમેષ નજરે એ જ્યોતિપુંજને જોઈ રહ્યા, જે આ ઘટા વીખરાઈ ગયા પછી વધારે પાવન, વધારે પવિત્ર ને વધારે તેજસ્વી દેખાતો હતો. શિવપ્રસાદને થયુ જાણે ચંદ્રમાની એ પવિત્ર જ્યોત્સ્નાના એના હૃદયમા પ્રવેશ કરી રહી છે ને હૃદયની અંધારી ઊંડી ગુફાને અજવાળી રહી છે।



## નાનકડી કન્યા

[ પાન ૩૦ નું સાંધણ

ની રકાબી અને બત્તીવાળો ઝુમ્મરની જેમ જતાં ન રહેશો.' અને દાદીમા જતાં ન રહે તે માટે ઉતાવળ કરીને ત્રણચાર દીવાસળી એક સાથે ચેતાવી. ખૂબ અજવાળું થયું. એનાં દાદીમા કેવાં મોટાં ને સ્પષ્ટ દેખાતાં હતાં ! દાદીમાએ તેને બાથમાં લીધી, અને બંને ઊંચાં ઊંચાં ઊડ્યાં, આ ધરતીથી ક્યાંય દૂર, જ્યા ઠંડી નહિ, ભૂખ નહિ ત્યાં, આથે આથે, જ્યાં વરસાદ નહિ, બરફ નહિ, તોફાની પવન નહિ, પણ આખું વરસ ઉષ્માભર્યા ઊજળા દિવસો હોય છે.

હિમ જેવા ઠંડા સવારમાં લોકો ટોળે વળ્યાં. નાનકડી કન્યા ભીંત પાસે બેઠી છે. ગાલ લાલ છે; હસતું મુખ છે; આગલી રાતે એ ટાઢમાં ઠરી ગઈ છે. એના નિર્જીવ શરીર પર નવા વર્ષના સૂર્યનો તડકો આવ્યો. તેની મુઠ્ઠીમાં હજી દીવાસળીઓ રહી ગઈ છે. થોડી દીવાસળી સળગી ગયેલી છે. લોકો વાતો કરવા લાગ્યા કે 'એ વડે એણે તાપવા પ્રયત્ન કર્યો હશે.' પણ તેણે કેવાં સરસ દૃશ્યો જોયાં છે અને દાદીમા સાથે નવા વરસના આ પ્રભાતે તે કેવા આનંદમય પ્રદેશમાં પ્રવેશ પામી છે તેની બીજા કોઈને ખબર પડે તેમ નથી.

# અજાણ અતિથિ

લેખક
નચિકેત

હવે તું કોઈ રીતે જઈશ? ત્રણ વાગ્યા. જરા સૂવા દે તો ભગવાન તારું ભલું કરશે.' દિનેશે કહ્યું.

'જાઉં છું જ તો. આવડો મોટો ઊંઘણશી ક્યારનો થયો? જા સૂઈ જા, સવારના સાત સુધી કોઈ તારું નામ ન લે.' બાબુલાલે જવાબ આપ્યો.

'સાત વાગ્યામાં મને જગાડવાનો નથી હો કે, આવીશ તો માર જ ખાઈશ. અગિયાર પહેલાં ઊઠીએ તો રજાનો અર્થ શો!'

'તોપછી હજી એક કલાક બેસીએ. ચાર પહેલાં સૂઈએ તો આઝાદીનો અર્થ શો!'

'ના હવે એક મિનિટ પણ નહિ. તું ઉપર જા ને એકલો બેસીને તારી આઝાદી ભોગવ.' કહી દિનેશે બારણું બંધ કર્યું.

બાબુલાલ હસતો હસતો દાદર ચડ્યો. 'હા, આઝાદી જ તો. તું હજી પરણ્યો નથી એટલે તને ખબર નથી.'

તેની પત્ની લલિતા ત્રણે બાળકોને લઈ આજ માટુંગા ગઈ હતી. ત્યાં કોઈ સંબંધીને ત્યાં સત્યનારાયણની કથા હતી. રાતે આવતાં મોડું થાય એટલે ત્યાં જ સૂઈ રહેવાની હતી. 'બાળકો ઊંઘી ગયાં હોય પછી ફેરવવાં મુશ્કેલ પડે. સવારે જ આવીશ' એમ તે કહેતી ગઈ હતી. પત્ની અને બાળકોની ઉપાધિ એક રાત માટે ગઈ એને બાબુલાલ આઝાદી માનતો હતો.

પત્નીની ગેરહાજરીનો લાભ લઈ તે દિનેશ સાથે 'હમરાહી' જોવા ગયો. ઉકળાટ શોમાંથી છૂટયા પછી બન્ને મિત્રો ફરવા ચાલ્યા. ચાંદની રાત, નિર્જન રસ્તા, મોટાં મકાનોની આસપાસ તેજ-છાયાની જાદુઈ કરામત. બે વાગ્યા સુધી બંને રખડ્યા. આઝાદીનો પૂરો ઉપયોગ કર્યો. દિનેશ 'પન્નાલાલ ટેરેસ'માં બીજે માળે રહેતો હતો, બાબુલાલ ત્રીજે માળે. દિનેશે ચા બનાવી, બંનેએ પીધી. વાતોમાં ત્રણ વગાડ્યા.

છેવટે જ્યારે દિનેશને ઉપરાઉપરી બગાસાં આવવા માંડ્યાં ત્યારે વાતોએ ચડેલા બાબુલાલને તેણે પરાણે ઊભા કરીને ઉપર મોકલ્યા.

પછી દિનેશે પથારી ઝાટકી અને પોતાનાં કપડાં બદલાવ્યાં. બત્તી બંધ કરીને એ સૂતો ત્યાં તેના બારણા પર ધડધડ અવાજ થયો. 'અરે દિનુ! ઉઘાડ.' બાબુલાલનો અવાજ આવ્યો.

'અગિયાર પહેલાં નહિ.' દિનેશે સૂતાં સૂતાં કહ્યું.

'ઉઘાડને હવે ડાહ્યો થતો!'

'ના, હવે નહિ.'

'અરે, પણ મારા રૂમમાં કોઈએ ખોલ્યો છે.'

'તે તારે મહેનત ઓછી. સાલા! તું જ ભૂલકણો છે. તાળું નહિ વાસ્યું હોય.'

'તું ઉઘાડે છે કે બૂમ પાડું? આખી ચાલી જાગશે.'

દિનેશે બારણું ખોલ્યું.

બાબુલાલ કહે, 'ગયા ત્યારે તાળું બરાબર માર્યું હતું. ઉપર જઈને જોઉં છું તો ખાલી જ બારણું બંધ! ધક્કો માર્યો ત્યાં ઊઘડી ગયું. બત્તી કરીને જોયું તો ટેબલ પર મારી પેન નથી, ઘડિયાળ નથી, દોરી પર કપડાં નથી, ખીંટી પર મારો ઓવરકોટ નથી. તને હસવું શું આવે છે!'

'મારાં ભાભી બધું અંદર મૂકીને ગયાં હશે.'

'ના, એ તો એમ જ મૂકીને ગઈ છે. બંધ કરતી વખતે બધું હતું, મને યાદ છે.'

'જા, જા. જઈને જો; શું શું ગયું છે તેની તપાસ કર. પોલીસને ખબર કરીએ.' દિનેશે કહ્યું.

બાબુલાલ ઉપર ગયો અને તરત જ પાછો આવ્યો.

'અંદર કો'ક છે.'

'કોણ છે? ચોર?'

'ના, કોઈ સ્ત્રી છે.'

'શું કરે છે?'

'સૂતી છે, મારી જ પથારીમાં.'

'મહેમાન હશે.'

'મહેમાનની આ રીત છે? આવીને પથારીમાં સૂઈ જાય!'

'તું ય નસીબદાર છે,' દિનેશે કહ્યું: 'ભાભી ગયાં ત્યાં બીજું કોઈ આવ્યું. અહીં તો ત્રીસ વરસથી વાટ જોઉં છું. કોઈ સામે ય જોતું નથી.'

'મશ્કરી રહેવા દે. બોલ, હવે હું શું કરું?'

'તે એને જ પૂછ ને.'

'એ તો ઊંઘે છે. બત્તી કરી તો ય જાગી નહિ.'

'ઉંમર કેટલીક લાગે છે?'

'શી ખબર ? ભીંત તરફ મોઢું છે. અંબોડો વિખાયેલો છે. પીઠ પરથી સાડલો સરી ગયો છે પગ પર શાલ ઓઢીને સૂતી છે.'

'આ તો નવાઈની વાત છે. ચોર માલ લઈ જાય. પણ બદલામાં કોઈને મૂકી જતા નથી. જોજે, ક્યાંક ખૂન થયું ન હોય ! પથારીમાં લોહીના ડાઘ કે એવું કાંઈ તેં જોયું ?' દિનેશને તેણે વાંચેલી ડિટેક્ટીવ નવલો યાદ આવતી હતી.

'ના, મારું ધ્યાન નથી.'

'જો, જો બરાબર, ને ભૈયાને જગાડ.'

'તું ઉપર તો આવ.'

દિનેશનો હાથ પકડી બાબુલાલ તેને ઉપર ખેંચી ગયો.

બંને હળવે પગલે અંદર દાખલ થયા. પથારી પાસે જઈને ઊભા રહ્યા. કોઈ યુવાન સ્ત્રી સૂતી છે. લાલ સાડલો, ભરેલી કોર. અંબોડાનો છૂટો થયેલો ચોટલો ઓશીકા ઉપર અસ્તવ્યસ્ત પથરાયેલો છે. ભરાવદાર ગૌર કાયા છે. એક હાથ પર માથું મૂક્યું છે, બીજો હાથ શાલની બહાર છે. કાનમાં એરિંગ, હાથમાં સોનાની પાતળી બંગડી છે. કશી ફિકર વગર લહેરથી એ ઊંઘે છે.

થોડી વાર બાબુલાલ તથા દિનેશ એકબીજાની સામે જોતા ઊભા. ત્યાં તે સ્ત્રીએ 'ઉહ !' એવો ધીમો અવાજ કર્યો અને પડખું ફેરવ્યું.

હવે તેનું મુખ આખું દેખાયું. ખૂબ સુંદર ચહેરો છે. કપાળમાં કંકુની બિંદી છે. સેંથીમાં પણ કંકુ પૂરેલ છે. નેણનો મોહક વળાંક, બિડાયેલી રેશમી પાંપણો, ભરેલા ગાલ, હોઠનો મધુર મરોડ. આ મુખ બાબુલાલે *કદી જોયું નથી. દિનેશને તેણે હાથની મુદ્રા અને ચહેરાના* અભિનયથી સમજાવ્યું કે આ સ્ત્રીને પોતે ઓળખતો નથી. કોણ હશે ! સામે નજર કરી તો અંદરના ઓરડાનું બારણું બંધ છે અને તેને તાળું મારેલ છે.

બાબુલાલને વધારે નવાઈ લાગી. જે તાળું પોતે બહારના બારણે વાસ્યું હતું તે અંદરના ખંડમાં કોણે લગાવ્યું !

બહાર શાંતિ છે. ઘડિયાળનો ટકટક અવાજ આવે છે. ચાલીમાં બધાં સૂઈ ગયાં છે. આસોપાલવનું એક લવાયું ઝાડ નીચે ઊભું છે. તેના પર ચંદ્રનું તેજ ચમકે છે.

બંને મિત્રો નીચે ગયા અને ભૈયાને સાદ પાડ્યો 'રામુ ! એ રામુ !'

રામુ ઘસઘસાટ ઊંઘતો હતો. દિનેશે ત્રણચાર બૂમો મારી ત્યારે તે 'હં ! ક્યા ! ક્યા હૈ ! કૌન હૈ !' કરતો જાગ્યો. પછી પરિસ્થિતિ સમજાતાં બોલ્યો: 'કૌન બાબુભાઈ સેઠ ! આપના દેસવાલી ઓરત આવેલી છે.'

ગુસ્સે થઈને બાબુલાલે કહ્યું: 'મારે વળી બીજી ઓરત કેવી ? શું બકે છે ?'

ભૈયાએ કહ્યું: 'નહિ, નહિ. દૂસરી નહિ. વો આપ્કે ન આપકા દેસસે ? વો હમકો ઐસા બોલતી થી'

'ક્યા બોલતી થી ?'

'યહી તો. વો આપકે ગાંવવાલી હૈ. ગાડીમેં રાતકો ઈધર આઈ. આપ નહિ થે. મૈંને કહા સેઠ નહિ હૈ. ઉસને કહા, મૈં ચલ જાતી હૂં. મૈંને કહા, કહાં જાઓગી ? ઉસને કહા, મૈં ક્યા કરૂં ! મૈંને કહા, મૈં ચાવી લાતા હૂં. મૈંને કમરા ખોલ દિયા.'

'તે તું ચાવી ક્યાંથી લાવ્યો ?'

'ચાવી મેરી પાસ થી.'

'અરે તારી ભલી થાય. પણ એ કોણ છે એ તો પૂછવું હતું !'

'વો આપકે ગાંવવાલી હૈ'

'રાખ હવે; તો હું એને ન ઓળખું ? એનું નામ તેં પૂછ્યું ?'

'નહિ. ઉસને કહા બાબુભાઈકા કમરા બતાઓ. મૈંને બતાયા. તાલા ખોલ દિયા. આધીરાત; અંબઈમેં ઔરત લોગ કિધર જા સકતી ?'

'તે અંદરના ઓરડાને તાળું તેં માર્યું છે ?'

'હાં, સેઠ ! ઉનકા સામાન અંદર રખ્ખા હૈ. ટ્રંક, બિસ્તર; ઔર આપકા સામાન બી–કોટ, ઘડી, ઈન્ડીપેન સબ કુછ અંદર હૈ'

'ચાવી એને આપી છે ?'

'નહિ, મેરી પાસ હૈ. ઉસકો મૈંને કહા, ચાવી રખ્ખો. ઉસને કહા,, નહિ, તુમ રખ્ખો. સુબેમેં આકર કમરા ખોલ દેના. મૈંને કહા...'

'સારું સારું. તું તારે સૂઈ જા' કહી દિનેશ તથા બાબુલાલ ઉપર ચડ્યા.

બાબુલાલ કહે: 'આ તો મુસીબત થઈ હવે શું કરીશું ?'

દિનેશ કહેઃ 'મુસીબત શી ! ચાર તો થવા આવ્યા છે, હમણાં સવાર પડશે. સૂવું હોય તો ઘડીક સૂઈ જા, નહિતર આંટા માર.'

બાબુલાલે કહ્યુંઃ 'મને ઊંઘ ન આવે. ઘરમાં અજાણી સ્ત્રી...'

દિનેશ કહેઃ 'એને ઊંઘ આવે છે ને તને ન આવે !'

બાબુલાલે કહેઃ 'ના, ન આવે.'

'તો આંટા માર,. આઝાદી મળી છે તે. હું તો સૂઈ જાઉં છું.'

'હું તારા રૂમમાં સૂઈ રહીશ.'

'ના, તારું કામ નથી.'

'અહીં મને નહિ ફાવે.'

'હું જાણતો જ હતો. તારામાં આ બૈરી જેટલી યે હિંમત નથી.' દિનેશે કહ્યું.

પેલી અજાણી રમણી તો નચિંત ભાવે નિરાંતે નિદ્રા કરતી હતી. તેના તરફ કુતૂહલપૂર્ણ આશ્ચર્યમિશ્રિત દીર્ઘ દૃષ્ટિ નાખી બત્તી બુઝાવી, હળવેથી બારણું બંધ કરી બાબુલાલ તથા દિનેશ નીચે ગયા. જમીન પર ચટાઈ પાથરી બાબુલાલ સૂતો. પોતાનો પલંગ પચાવી પાડનાર આ અપરિચિત નવયૌવના કોણ હશે એ વિચારે તેને કેમે ય ઊંઘ ન આવી.'

થોડી વારમાં સવાર પડ્યું. 'પન્નાલાલ ટેરેસ'ના ચારે માળની વસતી જાગી. વાસણ માંજવાના, પાણી ભરવાના, કપડાં ધોવાના અવાજ ચારે મેર ચાલુ થયા. પાછળ ગ્રાંટરોડના પુલ પર ટ્રામનો ઘરઘરાટ શરૂ થઈ ગયો.

બાબુલાલ જાગીને પોતાની ચટાઈ સંકેલી ઉપર ગયો. ત્યાં પેલી સ્ત્રી શાલ ઓઢીને પલંગ પર બેઠી હતી. આંખમાં હજી ઓસરતી નિદ્રાની અસર હતી. બે હાથ ઊંચા કરી 'હાશ !' કહી તેણે આળસ મરડી. પોતાનાં કપડાં સરખાં કરતી તે બોલીઃ "તમે જ બાબુભાઈ કે ?"

બાબુલાલે હા કહી.

"તમારા મકાનમાં હું રાત રહી છું. તમને મુશ્કેલી તો નથી નડી ને ?"

બાબુલાલે એનાં વિશાળ નેત્રો સામે જોયું. 'કોણ હશે આ !' હજી તેને કાંઈ સમજાતું ન હતું. જવાબ આપ્યોઃ 'ના, કશી તકલીફ નથી નડી.'

પથારી પરથી ઊભી થતાં થતાં તે બોલીઃ 'તો સારું. મને તો બીક લાગતી હતી, કે રાતમાં શું નું શું થશે.'

'પણ તમે કોણ છો ? હું તમને ઓળખતો નથી.'

હસીને સહજભાવે સ્ત્રીએ જવાબ આપ્યોઃ 'ક્યાંથી ઓળખો ? રાતે કાઠિયાવાડની ગાડી બહુ મોડી હતી. સેંટ્રલ સ્ટેશને આવીને જોઉં છું તો અમારા 'એ' મળે નહિ. મેં તાર કરેલો. પણ એમને મળ્યો નહિ હોય. હું પહેલવહેલી જ મુંબઈ આવું છું. હજી ગયે સાલ મારાં લગ્ન થયાં. એમનો કાગળ આવ્યો કે હું તેડવા આવું છું. મેં લખ્યું કે તેડવા શું આવે ? એકલી મુસાફરી કરતાં મને ન આવડે એમ ? પણ જુઓને, આવું થયું.'

'તે તમારા પતિ ક્યાં રહે છે ?

'શી ખબર ? અમૃતવાડી, અનંતવાડી, ખેતવાડી—એવું કાંઈક સિરનામું છે. પણ મને મોઢે યાદ નથી. બૅગમાં કવર પર લખેલું હતું. પણ વીરમગામ મારો સામાન જકાતવાળાએ વીંખ્યો. બધું ઉપરનીચે કરી નાખ્યું; આમતેમ બધું ફેંકે ને પાછા કેટલી ઉતાવળ કરે. 'ઝટ ઉઠાવ, ઝટ ઉઠાવ.' નર્યો જુલમ જ છે તો. તેમાં કવર ક્યાંક પડી ગયું. અર્ધીરાત. કોઈ સાથે નહિ. હું તો મૂંઝાણી. હવે જવું ક્યાં ? સ્ટેશનથી ગાડી કરીને હું આ તરફ આવી. બૅગમાં કવર તો શોધતી હતી. હું અજાણી ને એકલી છું એમ ગાડીવાળાને ખબર પડી જાય તો મારી દે. પછી મને બીક લાગી. રસ્તા પર કોઈ નહિ. ત્યાં મને 'પન્નાલાલ ટેરેસ'નું નામ યાદ આવ્યું. અમારાં ગામનાં સરિતાબહેન મુંબઈથી આવતાં ત્યારે 'પન્નાલાલ ટેરેસ' અને 'પાર્વતી મેન્શન'ની વાત કરતાં. તે મને એ બે નામ યાદ રહી ગયેલાં. એટલે ગાડીવાળાને મેં તો રોફભેર કહી દીધુંઃ 'લઈ લે 'પન્નાલાલ ટેરેસ' પર.'

બાબુલાલ કહે, 'પછી મારું નામ તમને ક્યાંથી મળ્યું ?'

'તમારું નામ ? એ તો એક સાદી વાત છે. હિન્દુઓનો લત્તો ને મોટું મકાન હોય ત્યાં એક બે બાબુભાઈ હોય જ. બાબુભાઈ, હિંમતભાઈ, કાંતિભાઈ—કોઈ ને કોઈ મળી આવે. એટલે મેં બૈયાને જગાડ્યો. કહ્યું કે બાબુભાઈનો રૂમ બતાવ. હું એના ગામથી આવું છું. એટલું જૂઠું બોલી. શું થાય ? બાબુભાઈની ના કહેત તો કાંતિભાઈને ત્યાં ચાલ એમ કહેત.'

માનેલું કે સ્ત્રી કે બાળકો હશે એટલે એમને સ્થિતિ સમજાવીને એક રાત કાઢી નાખીશ. પણ અહીં તો રૂમ પર તાળું. ગાડીમાં ગજબની ભીડ હતી. માણસો ઘાંસની જેમ ચડે. આપણે તો ભીંસાઈ જ જઈએ. હું તો એવી થાકી ગઈ હતી કે ચાલીમાં જ સૂઈ જાત. ચોવીસ કલાકની બેઠાં બેઠાં મુસાફરી કરવી એટલે શું! આખું શરીર અકડાઈ ગયું હતું. લૈયો બીચારો સારો તે તાળું ખોલી આપ્યું. મેં એને એક રૂપિયો આપ્યો એમાં બધી સગવડ થઈ ગઈ. કહે કે શેઠ બહાર ગયા છે અને આવે કે ન આવે. જોઉં તો તૈયાર પથારી. આંખમાં ઊંઘ, શરીરમાં થાક–બસ, મેં તો એક વાતની ફિકર કર્યા વગર સૂઈ જવાનું જ નક્કી કર્યું. સવારે જે હશે તેની સાથે ખુલાસો કરીશું. કાંઈ ફાંસીએ નહિ જવું પડે. વળી જેનું નામ બાબુભાઈ હોય તે તકરાર કરે તેવા નથી હોતા. સ્વભાવના નરમ હોય છે. કેમ, મારી વાત ખોટી છે!'

'ના, સાવ સાચી છે.' બાબુલાલે કહ્યું.

પોતાનું નામ આટલું સામાન્ય ગણાય છે એ વાતનું જ્ઞાન બાબુલાલને પસંદ ન પડ્યું. પણ તેનો કાંઈ ઈલાજ ન હતો. તેમણે પૂછ્યું: 'આ તો હું હતો. પણ કોઈ ખરાબ માણસને ત્યાં જઈ ચડ્યાં હોત તો!'

'તો વળી શું થઈ જવાનું હતું! ઈશ્વરની કૃપાથી કંઠ સારો છે. મોટે અવાજે બૂમ મારું તો આખું ગામ સાંભળે. આવી મોટી ચાલી હોય ત્યાં બીક શાની! પાંચદસ માણસ જાગીને ન આવે એમ થોડું બને! ખરાબ માણસ હોત તો ય પહોંચી વળત. પેલા રસ્તા ઉપરના મારીવાળા કરતાં તો સારા હોત કે નહિ!'

બાબુલાલે કહ્યું: 'તમે જબરાં છો. બીજું શું કહું!'

જવાબમાં તે હસી અને વાત આગળ ચલાવી: 'તમારી ચાવી અહીં બહાર હતી. મને થયું, રખે તમાંથી કાંઈ ખોવાઈ જાય તો મારા પર આવે. તેથી લૈયા પાસે મેં એ બધી અંદર મુકાવી. મારો સામાન પણ અંદર મુકાવ્યો, આપણ તરીકે. લૈયાને વહેમ પડ્યો હોય એવું લાગ્યું. તે માટે એની શંકા નિર્મૂળ કરવી ને! ક્યાં છે એ! બોલાવોને, ચાવી એની પાસે છે.'

બાબુલાલને આ સ્ત્રીના શબ્દોથી પારાવાર નવાઈ લાગતી હતી. પંદર વરસથી એ વીમા કંપનીની નોકરી કરે છે. સાદું સીધું જીવન ગાળે છે. આ સરલ સાહજિક રીતે વાત કરનાર કોઈ તેને મળ્યું નથી. આ સ્ત્રી હુકમ કરે છે તેમાં પણ નિર્ભય સરલતા છે, સત્તાનો રોફ કે રૂપનો અહંકાર નથી. બાળકની જેમ તે ઘણી વાત કરે છે. બચપણથી સર્વ પર અધિકાર ચલાવવાના સંસ્કાર એને મળ્યા લાગે છે.

'મારી પાસે ચાવી છે, ઊભા રહો, ખોલી આપું' કહીને બાબુલાલે અંદરનો ઓરડો ઉઘાડી આપ્યો. જોયું તો એક ખૂણામાં બેગ, બિસ્તર અને ખાતાને કડિયો પડ્યાં હતાં. નાની ટીપાઈ પર પોતાની ઘડિયાળ ફાઉન્ટનપેન વગેરે ચીજો પડી હતી.

'મને દાંતિયો આપોને જરા, વાળ તો સરખા કરું.'

બાબુલાલે તેને દાંતિયો આપ્યો અને તે વાળ ઓળવા લાગી. શ્યામ દીર્ઘ કેશ તે રમણીની કમર સુધી ઢળી રહ્યા.

'તમે ચા પીઓ છો કે!' બાબુલાલે પૂછ્યું.

'હાસ્તો, કેમ નહિ! સમજુ માણસો ચા પીએ જ. હું હમણાં જરા તૈયાર થઈ જાઉં.'

બાબુલાલ સ્ટવ પેટાવી ચા બનાવવા બેઠા અને એ અજ્ઞાત પ્રવાસિની સ્નાન કરવા માટે અંદર ગઈ. થોડી વારે બાથરૂમમાંથી કોઈ ગીતનો–ધીમો ધીમો અવાજ શરૂ થયો.

બાબુલાલ સ્ટવને પંપ મારતા મારતા વિચાર કરતા હતા કે કેવી બેફિકર આ સ્ત્રી છે! બાથરૂમમાં લહેરથી ન્હાય છે, જાણે પોતાનું જ ઘર હોય એમ. એ અહીં રાત રહી. ઘરમાં નિરાંતે ફરે છે. માથે તેલ નાખે છે, વાળ ઓળે છે, સાબુ લે છે, નેપકિન લે છે, કંકુનો ચાંદલો કરે છે. એને પરાયું લાગતું નથી. પોતાનો પતિ શું કહેશે તેની ચિંતા પણ તેના મુખ પર દેખાતી નથી.

પાણી ઊકળવા લાગ્યું. બાબુલાલે ચા નાખી.

ત્યાં તો અંદરથી એ બોલી: 'લ્યો, આ રહ્યું કવર! હાય બાપ! બેગને એક તળિયે જતું રહેલું. હું તો શોધી શોધીને થાકી. હાશ! બાબુભાઈ, જુઓ તો આ એમનું સિરનામું. અહીંથી કેટલુંક દૂર છે!

બાબુલાલે કવર લીધું. ઉપર સરનામું લખેલું હતું:—

ડૉ. અ. વ. દેસાઈ

બીજી ફણસવાડી, મુંબઈ નં. ૨.

'દૂર તો છે. રાતે તમને હાથ જ ન આવત.'

'તોપછી ભૈયાને કહોને મારે માટે ગાડી બાંધી લાવે. સારું થયું તે હું અહીં જ આવી તે.'

બાબુલાલે ભૈયાને ઉપર બોલાવ્યો: 'જા, રામુ! ગાડી લઈ આવ.'

રામુ ગાડી લેવા ગયો અને બાબુલાલે ચાના પ્યાલા ભર્યા.

કપડાં બદલાવીને એ સ્ત્રી બહાર આવી. અને પાટલી લઈ તેના પર બેઠી. નવી કેસરી સાડી તેણે પહેરી હતી. કાનનાં એરિંગ પણ તેણે બદલાવ્યાં હતાં. નવાં મીનાકારી આસમાની એરિંગ તેના મુખના ઉજ્જવળ રંગ સાથે આલ્હાદ મેળ લેતાં હતાં. આછા બદામી રંગનો કમ્મખો તેની નવી સાડી સામે બંધબેસતો થતો હતો. સાબુની તાજી આછી સુગંધ હવામાં ફેલાઈ. લાવણ્યનું મોજું જાણે કે આવીને બાબુલાલની મુગ્ધ દૃષ્ટિ સામે પથરાઈ ગયું.

'અંદર મોડિયું છે. બધાં કપડાંલત્તા છે. મારાં ભાભી ક્યાંક બહારગામ ગયાં લાગે છે?'

ભાભી! કુટુંબ સાથે સંબંધ બાંધતાં પણ આને વાર લાગે તેમ નથી.

'ના, માટુંગા ગયાં છે. લોકલનો સમય થયો છે. થોડીવારમાં જ આવશે.'

'કાંઈ પ્રસંગ હશે!'

'ના, એક મિત્રને ત્યાં સત્યનારાયણની કથા હતી. પછી બધાં ત્યાં જ સૂઈ ગયાં હશે. રાતે મોડું થાય ને!'

તે બોલી. 'સત્યનારાયણની કથામાં હુંય માનું છું. પાંચમા અધ્યાય પછી સારો રસ જામે છે.'

પ્રસાદ વિશે આ વાત છે તેનો ખ્યાલ બાબુલાલને આવતાં તે હસ્યા.

'આ મઝાની બની છે.' તેણે કહ્યું. બાબુલાલ કંઈ જવાબ આપે તે પહેલાં તો તેણે ઉમેર્યું: 'હા, નહિતો પુરુષોને કંઈ આવડે જ નહિ.'

'એમ હોય!'

'નહિ ત્યારે. પુરુષોને શું આવડે? તકરારો કરે, દારૂગોળા અને બૉમ્બ બનાવે. એમાં શું! એ તે કાંઈ આવડત છે! એથી કોણ સુખી થાય છે? મીઠાઈ, ફરસાણ, પાપડ, ચા, પૂરી, શાક–એ જેને આવડે છે તેની દેશને સૈનિકો કરતાં વધારે જરૂર છે.'

બાબુલાલ દલીલમાં ઊતરવા માગતા ન હતા. પણ વાતમાં તેને મઝા પડતી હતી. કંઠનો મધુર રણકાર તેને મીઠો લાગતો હતો.

ઘડિયાળમાં આઠના ટકોરા થયા.

'હું જાઉં હવે. રખેને 'એ' વળી શોધાશોધ કરી મૂકે હા, એવું બધું પૂછવું. આ શહેર છે, કાંઈ જંગલ નથી. છતાં એક રાત કોઈ ન જડે તો કેમ જાણે લોકો ખાઈ જવાના ન હોય! દોડાદોડ ચાલે. જે થયું હોય તે ખરું. ઘેર ગયે ખબર. અનંતા સુધી તો કંઈ નહિ હોય. જે સ્ટેશને ન આવે તો બીજું શું કરે!'

બાબુલાલને થતું હતું કે આ સ્ત્રી અહીં જ રહે ને આમ વાતો કર્યા કરે. પણ તેને તેની સ્ત્રી સાંભરી. સ્વપ્ન જેવી આ વાતનો હવે અંત આવશે તે તેને યાદ આવ્યું અને તેણે એક નિઃશ્વાસ મૂક્યો.

તેનું મન આ અપરિચિતા સાથે પોતાની પત્નીની સરખામણી કરતું હતું. ત્યાં ગાડી આવી.

બાબુલાલે કહ્યું: 'ઘર જડશે કે સાથે આવું?'

'ના, શોધી લઈશ. તમને આટલી તકલીફ આપી એ ઓછી છે. ભૈયાજી, મારો સામાન ગાડીમાં મૂકો તો.'

રામુ બૅગ, બિસ્તર, કંડિયો વગેરે નીચે લઈ ગયો.

'સારું થયું તમે હતા તે. મને તો બીક લાગતી હતી કે અજાણ્યા ઘરમાં આવીને સૂતી છું તે પોલીસચોકીએ જવું પડશે કે શું!'

'રાતે જે રીતે ઊંઘતાં હતાં તે પરથી તો તમારા મનમાં બીક જેવું જણાતું ન હતું.'

'રાતે તમે અંદર આવેલા!'

'એક નહિ પણ બે જણ. બત્તી કરેલી. ચટાઈ લઈને હું નીચે ગયો તોય તમને ખબર ન પડી.'

'હું ઊંઘતી હોઉં ત્યારે મારું ખૂન કરી નાખો તોય મને ખબર ન પડે. જેની ઊંઘ સારી તેનું આયુષ્ય લાંબું. તેથી તો બા કહે છે કે હું સવાસો વર્ષ જીવવાની છું.'

'અહીં રહ્યાં છો તે તમારા પતિ કાંઈ નહિ કહે!'

'એમનો પોતાનો વાંક નહિ ને મને શું કહેવાના હતા? અક્કલ હોય તો તો સ્ટેશને સામા ન

આવે!' કહી એ હસી. એની આંખમાં જે વહાલની ચમક આવી ગઈ તે બાબુલાલે જોઈ. નવાં પરણેલાં જ એ રીતે વાતો કરી શકે.

રામુએ આવીને કહ્યું કે સામાન ગાડીમાં મુકાઇ ગયો છે અને ભાડાના બે રૂપિયા ઠરાવ્યા છે.

'લ્યો, ત્યારે હું રજા લઇશ. તસ્દી માફ કરશો.' કહી તેણે હસીને હાથ જોડ્યા અને ધમધમ પગથિયાં ઊતરવા લાગી.

એ અજાણી રમણીને દાદર ઊતરતી બાબુલાલ જોઈ રહ્યો. કેવું સૌન્દર્ય! કેવું નિખાલસ સરલ દિલ! કેવું નિર્ભય મુક્ત મન! કોણ જાણે કયા પુણ્યના ફળ રૂપે આ સ્ત્રી એક દિવસ પોતાને આંગણે આવીને ચાલી ગઇ છે! જરા વધારે સારી રીતે વિદાય આપવાની એની ઇચ્છા થઈ.

'રામુ! આ પ્યાલા સાફ કર. અને મારી ચીજો પાછી હતી તેમ ગોઠવી દે હું પેલીને ગાડી સુધી મૂકી આવું.' કહીને બાબુલાલ જ્યાં દાદર ઊતરવા જાય છે ત્યાં પોતાની પત્ની લલિતાને તેમણે દાદર ચડતી જોઈ. તેની પાછળ બાળકો ચડતાં આવતાં હતાં.

'શીદ જાઓ છો?' પત્નીએ પૂછ્યું.

'હું હમણાં આવું છું.' કહીને એ ઝપાટાબંધ નીચે ઊતરી ગયા.

ચાના બેત્રણ કપ ખાલી પડેલા જોઇ લલિતાએ પૂછ્યું: 'આટલી બધી ચા અત્યારમાં કોને માટે બનાવી?'

રામુ કહે, 'વો ઓરત થી ન? મહેમાન!'

લલિતા કહે, 'ઓરત? કઇ ઓરત?'

રામુ કહે, 'વો મહેમાન થી. આપકે ગાંવવાલી.'

લલિતા કહે, 'મારા ગામવાળી? કોણ?'

રામુ કહે, 'આપકો દાદર પર મીલી નહિ!'

લલિતા કહે, 'મને સામી મળી એ! હું તો એને ઓળખતી યે નથી.'

રામુ કહે, 'લેકિન શેઠકો વો પહચાનતી થી. રાતકો ઇધર સોનેકે લિયે આઇ થી.'

લલિતા વિસ્મિત નેત્રે રામુની સામે જોઇ રહી.

થોડી વારે જ્યારે બાબુલાલ પાછો આવ્યો ત્યારે પત્નીએ પૂછ્યું: 'કોણ હતી એ?'

બાબુલાલે કહ્યું: 'મને શી ખબર?'

લલિતાએ કહ્યું: 'એમ અજાણ્યા ન થાવ. એનું નામ શું હતું?'

બાબુલાલ એ પૂછવાનું જ ભૂલી ગયો હતો. 'ભગવાનના સમ જો મને ખબર હોય તો.'

'ભગવાનને વચ્ચે ન લાવો. કહો તો ખરા અહીં શું કામ એ આવી હતી?'

'અહીં? શું કામ? રાતે સૂવા જ તો.'

લલિતાનો અવાજ ઉગ્ર થયો: 'અરે! તમે શું બોલો છો તેનું કાંઈ ભાન છે? કઇ લાજશરમ છે કે નહિ?'

'શું તું યે તે કાંઈ સમજે નહિ નો!' બાબુલાલે કહ્યું.

પણ જવા દો. આગળ લખવામાં સાર નથી. પછી પતિપત્ની વચ્ચે શો સંવાદ થયો હશે તે બધા પરણેલા વાચકો સહેજે સમજી શકે તેમ છે.

[Marguerite Steenની 'Strange Guest' વાર્તા પરથી સૂચિત]

# નીલમપરી

લેખક મયૂર

કોઈ એક દેશ અને એ દેશનો એક રાજા. રાજાને એક કુંવર. એનું નામ નીલમકુમાર. એકનો એક કુંવર એટલે રાજા એને ખૂબ જ જતન કરીને રાખે. ક્યાંય એકલો ન જવા દે. જ્યાં જાય ત્યાં સાથે દાસદાસીઓનાં લંગરનાં લંગર.

નીલમકુમાર મોટો થયો. ભણીગણીને હોશિયાર થયો. એને તો જાતજાતનાં હથિયાર વાપરતાં આવડી ગયું. પછી રાજમહેલમાં પડ્યા પડ્યા તે કેમ ગોઠે? એક દિવસ એને શિકારે જવાનો વિચાર થયો. રાજા આગળ એણે વાત કરી.

રાજા તો એ સાંભળી બોલી ઊઠ્યો: 'ના રે કુંવર! જંગલમાં તો જવાય જ નહિ. જંગલમાં હિંસક પ્રાણીઓ વસે, ઝેરી સાપનો પાર નહિ. ખાડાટેકરા, નદીનાળાં ને મોટાં મોટાં કાંટાળાં ઝાડ. આપણે શિકારે નથી જવું.'

પણ કુંવરે તો બરાબર હઠ લીધી: 'શિકાર કરવા જાઉં જાઉં ને જાઉં. ના કહો તો ય જાઉં ને હા કહો તો ય જાઉં.'

કહ્યું છે ને કે રાજહઠ કરતાં બાળહઠ ચડે. રાજા ક્યાં સુધી ના પાડે! આખરે તો નમતું આપવું પડ્યું. એણે શિકારની તૈયારી કરાવી. શિકારીઓની એક મોટી બધી ફોજ સાબદી કરી. બધાને ઠરાવી ઠરાવીને કહ્યું: 'કુંવરની બરાબર સંભાળ રાખજો. જોજો આઘોપાછો ન થઈ જાય.'

નીલમકુમાર મોટા રસાલા સાથે શિકાર કરવા નીકળી પડ્યો.

એક જંગલ વટાવ્યું ને બીજું જંગલ આવ્યું. બીજું વટાવ્યું ને ત્રીજું જંગલ આવ્યું. એમ કરતાં કરતાં સાત જંગલ વટાવ્યાં. ચારે કોર જોતા જાય છે. નદી, નાળાં ને કોતર ઢંઢોળતા

એમ કરતાં કરતાં તો બધા બહુ દૂર નીકળી ગયા. ખરા બપોર થયા છે. તડકો કહે મારું કામ. તરસે જીવ જાય છે, પેટમાં પાપડી ઓલે છે. બધા અકળાઈ ગયા છે.

શિકારીઓ કુંવરને વીનવે છે: 'હવે પાછા વળી જાઓ રાજકુમાર. આજ શિકાર નહિ મળે. કાલે ફરીથી આવશું.'

પણ રાજકુમારને તો શિકારની બરાબર રઢ લાગી છે. એ તો કહે: 'શિકાર કરું તો જ પાછો ફરું. ત્યાં સુધી પાછું પગલું ન ભરું.'

શિકારીઓ બાપડા શું કરે! બધા કુંવરની પાછળ પાછળ ચાલ્યા જાય છે.

એટલામાં તો એક હરણ નજરે પડ્યું. સોનાવરણી એની કાયા છે ને ઉપર રૂપેરી બુટ્ટીઓ છે. સોનાની શીંગડીઓ છે ને રૂપાની ખરીઓ છે. એ તો ચારે પગે કૂદે છે ને ગેલ કરે છે.

નીલમકુમારે હરણને જોયું ને એ ખુશખુશાલ બની ગયો. 'શિકાર! શિકાર!' એ તો ઘોડાને નચાવવા લાગ્યો.

શિકારીઓએ શિકાર જોયો એટલે તરત જ મોરચો રચી દીધો. હરણને ચારે તરફથી ઘેરી લીધું. હરણ ક્યાંયથી છટકી ન શકે એવી યુક્તિ કરી. રાજકુમારે પણ હરણ પાછળ ઘોડો મારી મૂક્યો.

પણ એ તો હરણ. ચારે પગે રબરના દડાની જેમ ઊછળે. ઘોડાને ને ઘોડેસવારને પણ ઠેકી જાય. ગમે તેવો ઘેરો ઘાલો ને. એને છટકી જતાં વાર શી? રાજકુમારે ઘોડો તગડાવ્યો. હરણ ચારે પગે નાઠું. શિકારીઓ આડા ફરે ફરે. એટલામાં તો હરણ ઘેરામાંથી છટકી ગયું અને પાટીએ ચડ્યું.

નીલમકુમાર અને હરણની બરાબરની શરત

બન્ને દોડ્યાં જ જાય છે, દોડ્યાં જ જાય છે. એમ કરતાં કરતાં બન્ને ક્યાંનાં ક્યાં નીકળી ગયાં.

આખરે હરણ થાકી ગયું. નીલમકુમારે ભાલો ઊંચકયો. મારે એટલી જ વાર.

ત્યાં તો હરણ એકાએક બોલી ઊઠ્યું: 'રાજકુમાર, મને બચાવ.'

રાજકુમાર કહે: 'હવે તને બચાવું! દોડાવી દોડાવીને મારો દમ કાઢી નાખ્યો છે.'

હરણ કહે: 'તું કહે તે આપું લાખોનો ખજાનો આપું.'

રાજકુમાર કહે: 'ખજાનાની મારે ક્યાં [illegible]? હું તો રાજાનો કુંવર'

[illegible] કહે: 'આખી દુનિયાનું રાજ અપાવું'

[illegible]કુમાર કહે: 'મારે રાજપાટ કાંઈ જ [illegible]. હું તો તને મારીને તારું ચામડું [illegible]ઈશ.'

[illegible] કહે: 'તું કહે તો તને મારા ઉપર [illegible] આખી દુનિયાની મુસાફરી કરાવું.'

મુસાફરીની વાત સાંભળી રાજકુમાર લલચાયો. હરણ ઉપર બેસવાનું મળે અને દુનિયાના દેશ જોવાનું મળે. કેવી મઝા પડે? નીલમકુમાર રાજી રાજી થઈ ગયો. કહે: 'કબૂલ.'

એ તો ઘોડા ઉપરથી ઊતરીને હરણ ઉપર ચડી બેઠો.

હરણને જાણે પાંખો આવી હોયને એમ એ તો તરત જ આકાશ-મારગે ઊડ્યું. નીચે એક પછી એક જુદા જુદા દેશ પસાર થાય ઘડી કમાં મોટાં મોટાં જંગલો દેખાય તો ઘડીકમાં ઊંચા ઊંચા ડુંગરા દેખાય ઘડીકમાં મોટી મોટી નદીઓ આવે, તો ઘડીકમાં મોટાં મોટાં શહેરો નજરે પડે. એમ હરણ તો ઊડ્યે જાય છે ને રાજકુમાર દેશ પરદેશ જોતો જાય છે

એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ, એમ કરતાં સાત દિવસ ને સાત રાત પસાર થયાં.

શરૂઆતમાં તો નીલમકુમારને આકાશી સહેલથી ભારે મજા આવી. પણ જેમ જેમ દિવસ વીતતા ગયા તેમ તેમ એને ચકર ચડવા લાગ્યા. ઊંચે ઊંચે ઊડવાનું. ખાવાપીવાનું કાંઈ ન મળે. ભૂખ કહે મારું કામ. એ તો મૂંઝાવા લાગ્યો. પોતે ક્યાંનો ક્યાં નીકળી ગયો છે એની એને ખબર નહિ. પોતાનો દેશ પાછો જડશે કે કેમ એની પણ એને ચિંતા થાય.

એ તો ધીમે ધીમે ભાન ભૂલવા લાગ્યો. થાક કહે મારું કામ આખું ડિલ ભાંગે. સમુંસરખું બેસાય પણ નહિ. પડયો કે પડશે એમ થવા લાગ્યું. આખરે આઠમા દિવસની સવારે હરણે એને એક અજાણી ધરતી પર ઉતારી મૂકયો. રાજકુમાર તો તે વખતે બેભાન બની ગયેલો.

થોડી વારે ભાન આવ્યું એટલે ઊભો થઈ ને નીલમકુમાર ચારે તરફ જોવા લાગ્યો. સાવ અજાણી ધરતી. ચારે તરફ મોટા મોટા ડુંગરા. ઝાડપાનનું નામ-નિશાન નહિ. ક્યાં ય કરતાં ક્યાં ય માણસનું જણ્યું ન મળે

એ તો માણસની શોધમાં આમ ફરે છે ને તેમ ફરે છે. ચારે તરફ રઘવાયો થઈ ને ફરે છે. પણ ક્યાંયે માણસ નજરે પડતો નથી.

એને તો કકડીને ભૂખ લાગી છે. તરસે જીવ જાય છે. પણ ખાવાનું કાંઈ હોય તો ખાય ને? પાણી દેખે તો પીએ ને?

થાકી થાકીને એ તો લમણે હાથ દઈ ને એક ઠેકાણે બેસી ગયો. હમણાં જાણે જીવ નીકળી જશે એમ થઈ રહ્યું છે.

ત્યાં સામેથી એક ડોસો ચાલ્યો આવે. ખખડી ગયેલી કાયા આખે ડિલે મોટા મોટા વાળ. લાંબા લાંબા નખ. મોટો નર-વાનર જેવો લાગે.

ડોસો રાજકુમારને પૂછવા લાગ્યો: 'કોણ છે? ને ક્યાંથી આવે છે?'

રાજકુમારે માંડીને વાત કહી.

ડોસો કહે: 'અરેરે તું તો રાક્ષસના મુલક-

માં આવી ચડ્યો છે. તારો દેશ તો અહીંથી લાખો ગાઉ દૂર છે. હવે ત્યાં કેવી રીતે જઈશ? હમણાં રાક્ષસો આવી પહોંચશે તો તને કાચો ને કાચો ખાઈ જશે.'

રાજકુમાર કહેઃ 'રાક્ષસોથી હું ડરતો નથી. પણ મને કકડીને ભૂખ લાગી છે. ભૂખ-તરસ આગળ લાચાર થઈ ગયો છું. થોડું ખાવાપીવાનું મળી જાય-તોપછી મને કોઈની પરવા નથી.

ડોસો કહેઃ 'ખાવાનું જોઈતું હોય તો ચાલ મારે ઘેર.'

રાજકુમાર ડોસાની સાથે ચાલવા લાગ્યો.

થોડેક દૂર ગયા ત્યાં પેલો ડોસો એકાએક અલોપ થઈ ગયો. તેની જગ્યાએ એક મોટો બધો રાક્ષસ ઊભેલો.

રાક્ષસ કહેઃ 'માણુસ ગંધાય માણુસ ખાઉં.'

રાજકુમાર કહેઃ 'એક વખત મને ખાવાનું દે ને. પછી તને પણ ખબર પાડી દઉં. તું રાક્ષસ છો તેથી શું થઈ ગયું?'

રાક્ષસ કહેઃ 'બહુ બડકમદારી કરે છે પણ અહીં તારું કશું ચાલવાનું નથી. આ તો રાક્ષસોનો દેશ. રાક્ષસ સિવાય બીજું કોઈ અહીં ન રહી શકે.'

રાજકુમાર કહેઃ 'હું તો રાક્ષસોને જીતીને એનો રાજા થાઉં.'

રાક્ષસ કહેઃ 'સાબાશ! સાબાશ! નાનો છે પણ ખરો બહાદુર છે. હું તને આ મુલકનો રાજા બનાવવા જ લઈ આવ્યો છું. હું જ પેલો હરણ છું. તેં મારો જીવ બચાવ્યો છે એટલે તને કોઈ કાંઈ જ નહિ કરી શકે.'

એમ વાતો કરતા બંને ચાલ્યા જાય છે. ચાલતાં ચાલતાં રાક્ષસનું ઘર આવ્યું. મોટો બધો મહેલ છે. અંદર કોઈ વસ્તુની ખામી નથી. જે જોઈએ તે હાજર છે. રાક્ષસ નીલમકુમારને દીકરાની જેમ રાખે છે. કુમાર તો રાક્ષસને

રાક્ષસને કાંઈ આ એક જ મહેલ નથી. એવા તો એકસો મહેલ છે. એક જુઓ ને બીજાને ભૂલો એવા. બધા મહેલની ફરતા મોટા મોટા બગીચા. અંદર જાતજાતનાં ઝાડ, ઝાડ ઉપર રંગરંગનાં ફળ. ઠેકાણે ઠેકાણે સંગેમરમરની બેઠકો ને રંગબેરંગી જળના ફુવારા. બગીચાને ફરતા ઊંચા ઊંચા કોટ ને દરેક કોટને દરવાજે મણ મણનાં તાળાં.

રાક્ષસે નીલમકુમારને બધા મહેલની ચાવીઓ આપી કહ્યું: 'નવ્વાણું મહેલ ઉઘાડજે, પણ સોમો ઉઘાડીશ મા.'

રાક્ષસ તો આખો દિવસ બહાર ફર્યા કરે રાતે ઘેર આવે. ઘેર આવે ત્યારે નીલમકુમાર માટે જાત જાતની વાનીઓ લેતો આવે.

નીલમકુમાર તો રોજ રોજ આ મહેલ ને તે મહેલ જોતો ફરે. જોતાં ધરાય નહિ એવી બધી શોભા. રાજકુમાર તો ખુશખુશાલ છે. એને પોતાનો દેશ સાંભરતો નથી, માબાપ સાંભરતાં નથી. એને તો રાક્ષસના દેશમાં ખૂબ જ ગમી ગયું છે.

જોતાં જોતાં એણે નવ્વાણું મહેલ જોઈ નાખ્યા. સોમા મહેલનો વારો આવ્યો.

સોમો મહેલ ઉઘાડવાની રાક્ષસે ના પાડી છે. રાજકુમારને વિચાર થાય છે કે ઉઘાડું કે ન ઉઘાડું? ના પાડી છે એટલે તો એની ઇંતેજારી વધી ગઈ છે. માણસનો જીવ જ એવો કે જેની ના પાડો એ કામ એ પહેલું કરે.

આખરે એક દિવસ રાક્ષસ ફરવા ગયો હતો. રાજકુમાર તરત જ સોમા મહેલને દરવાજે જઈને ઊભો રહ્યો ને ઝટ લઈને દરવાજો ખોલી નાખ્યો.

મહેલ ફરતો એવો મજાનો બગીચો હતો કે જોતાં ધરાઈએ નહિ. રાજકુમાર મનમાં વિચાર કરે છે કે આવો મજાનો બગીચો છે

કેવો લુચ્ચો છે. આવો મજાનો મહેલ જોવાની મને ના પાડી. પણ હું જોઉં ત્યારે જ નીલમકુમાર ખરો.

એણે તો મહેલનું બારણું ઉઘાડ્યું. બારણું ઉઘાડે ત્યાં તો અંદર મોટા મોટા કાળોતરા નાગ. ફુંફાડા મારતા નીલમકુમાર ઉપર ધસી આવ્યા. લાલ લાલ આંખો, ફુંફાડા મારે ત્યાં ઝેરની વરાળો ઊડે અને એકલા સાપ જ થોડા હતા? દરેક જાતનાં ઝેરી જીવજંતુ. બધાં રાજકુમાર ઉપર હલ્લો લઈ આવ્યાં.

રાજકુમારે તો જલદી જલદી બારણું બંધ કરી દીધું. સારું થયું બારણું બંધ કરી દીધું; નહિતર એ તો ઝેરના વેગથી જ બળીને ઢગલો થયો હોત ભાઈસાહેબ ઊભી પૂછડીએ નાઠા. બગીચામાં થોડીક વાર ફર્યો ત્યારે જ એને કંઈક શાંતિ થઈ.

બગીચો તો બારે સરસ હતો. સાત ગાઉમાં એનો વિસ્તાર. અંદર સોનારૂપાનાં ઝાડ ને હીરામાણેકનાં ફૂલ. કોઈ ઠેકાણે મોતી પરવાળાનાં લુમખાં લટકે. ઠેકાણે ઠેકાણે સંગેમરમરના હોજ ફુવારા. ફુવારામાંથી રંગબેરંગી સુગંધી પાણી ઊડે. રંગબેરંગી પતંગિયાં નાચે કૂદે ને પક્ષીઓ મજાનાં ગીત ગાય. રાજકુમાર બગીચો જોઈને ખુશી ખુશી થઈ ગયો. એ તો જોતો જાય ને આગળ ચાલતો જાય.

એમ કરતાં કરતાં એ એક ઝાડ નીચે આવી ચડ્યો. ઝાડને પાંદડે પાંદડે દીવા બળે ને એના થડ ઉપર વેલબુટ્ટાની ભાત. નીચે સંગેમરમરનો ચોતરો. ચોતરા ઉપર સોનાનો પલંગ ને પલંગ ઉપર મખમલ મચરૂની તળાઈ બિછાવેલી.

રાજકુમાર બગીચામાં ફરી ફરીને ખૂબ જ થાકી ગયેલો એટલે થોડી વાર એ પલંગ ઉપર બેઠો. બેઠાં બેઠાં એની આંખો ભારે થવા લાગી એટલે એ પલંગ ઉપર આડો પડ્યો ને થોડી વારમાં તો ઊંઘી ગયો.

હવે નીલમ પર્વતના રાજા નીલમરાજની કુંવરી નીલમપરી રોજ એ બગીચામાં રમવા આવે. એની સાથે એની સોળસો સાહેલીઓ હોય ને બધી ભેગી મળી એ ઝાડ નીચે નાચે કૂદે ને ગેલ કરે.

રોજના વખતે નીલમપરી સોળસો સાહેલીઓ સાથે બગીચામાં રમવા ઊતરી જુએ તો સોનેરી પલંગ ઉપર ગુલાબના ગોટા જેવો રાજકુમાર સૂતો છે. રાજકુમારના રૂપનો ક્યાંયે જોટો નથી. એના રૂપે સૂરજ ચંદ્ર ઝાંખા પડી જાય છે. નીલમપરી રાજકુમારને જોતાં જ મોહી પડી. એ તો ઊભી ઊભી નીલમકુમારને પાંખ વતી પવન નાખવા લાગી.

હવાનો ઝોકો આવ્યો એટલે નીલમકુમાર જાગી ઊઠ્યો. જાગીને જુએ તો સામે ઇંદ્રની અપ્સરા ઊભી છે. રૂપનો કાંઈ આરોવારો નથી. હવાની જેવાં બારીક કપડાં પહેર્યાં છે. ફૂલના શણગાર સજ્યા છે. રૂપેરી કાયા છે ને માથે સોનેરી વાળ છે. રાજકુમાર તો એકીટશે પરીને જોઈ રહ્યો, જોઈ જ રહ્યો

નીલમપરીએ કહ્યું: 'હું નીલમ પર્વતના નીલમરાજની કુંવરી. મારું નામ નીલમપરી. કેટલાય વખતથી તમને શોધતી હતી આજે એકાએક મળી ગયા. હવે તો તમને પરણું પરણું ને પરણું.'

આવી રૂપાળી પરી પરણવા આવે એ કોને ન ગમે? રાજકુમારે તો ન કોઈને પૂછ્યું, ન કોઈને કહ્યું ને તરત જ હા પાડી દીધી.

બન્ને જણાં પલંગ પર બેઠાં બેઠાં વાતો કરે છે ત્યાં તો રાક્ષસ આવી પહોંચ્યો.

સામો મહેલ ઉઘાડવાની ના પાડેલી. છતાં ય નીલમકુમારે એ ઉઘાડેલો. એટલે રાક્ષસ તો ખૂબ ગુસ્સે થયેલો. એ તો ધૂંવાપૂંવા થતો આવ્યો. પણ નીલમકુમારને અને નીલમપરીને સાથે ગેલ કરતાં જોયાં, એટલે એના ગુસ્સો ક્યાંનો ક્યાં

ઊઠી ગયો. એ તો નાચવા અને ગાવા લાગી ગયો:

સરખે સરખી જોડ મળી!
કેવી મજાની જોડ મળી!

રાજકુમાર કહે: 'નીલમપર્વતના નીલમરાજાની કુંવરી આ નીલમપરી છે. એ મને પરણવા આવી છે.'

રાક્ષસ કહે: 'હું ન ઓળખતો હોઉં ત્યારે ને!' વળી પાછો એ તો નાચવા અને ગાવા લાગી ગયો:

કેવી મજાની જોડ મળી!
સરસ મજાની જોડ મળી!

કુંવર કહે: 'તો પછી અમે પરણી જઈએ ને?'

રાક્ષસ કહે: 'એમાં પૂછો છો શું? રૂપાળો રાજકુમાર રૂપાળી પરીને ન પરણે તો બીજા કોને પરણે?'

પછી તો નીલમકુમાર અને નીલમપરી પરણી ઊતર્યાં. રાક્ષસે તો એમનાં લગનમાં ખૂબ જ ધામધૂમ કરી.

બન્ને રાક્ષસને ઘેર રહે છે, ખાય છે, પીએ છે ને મોજ કરે છે. રાક્ષસને બન્ને ઉપર ખૂબ જ હેત. બન્નેને પેટનાં છોકરાંની જેમ રાખે. જરા ય આંખ આગળથી આઘાં ન કરે. રાતે ચારો ચરીને ઘેર આવે કે બન્નેને બોલાવે. હેતપ્રીતની વાતો કરે. ને બન્નેને કલાવામલાવા કરે.

એમ કરતાં કરતાં કેટલાં ય વરસ વીતી ગયાં છે. એક દિવસ નીલમકુમારને પોતાનો દેશ સાંભર્યો છે. માબાપ સાંભર્યાં છે. ભાઈબંધ દોસ્તાર સાંભર્યા છે. એ તો ઉદાસ થઈ ગયો છે.

એને ઉદાસ જોઈને પરી પણ ઉદાસ થઈ થઈ ગઈ છે. રાજકુમારને પૂછે છે: 'આજે ઉદાસ કેમ છો?'

એટલે રાજકુમારે એને માંડીને વાત કરી છે. વાત પૂરી કરીને કુંવર કહે છે: 'અરેરે મારાં ઘરડાં માબાપનું શું થયું હશે?'

નીલમપરી કહે છે: 'તો પછી ચાલોને તમારા વતનમાં આંટો મારી આવીએ.'

નીલમકુમાર કહે છે. 'મને ય ઘેર જવાનું મન થાય છે. રાક્ષસ આવે એટલે વાત.'

રાત પડી છે ને રાક્ષસ ઘેર આવ્યો છે. ઘેર આવીને જુએ છે તો નીલમકુમાર અને નીલમપરી ઉદાસ બની બેઠાં છે.

રાક્ષસે પૂછ્યું: 'તમને શું થયું છે બેટા! કોઈએ ગાળભેળ દીધી? કોઈએ અણુકોજણુકો કર્યો? તમને આંગળી ચીંધનારની આંગળી કાપી નાખું.'

એટલે તો રાજકુમારે કહ્યું છે: 'ઘણે દહાડે માવીતર સાંભર્યાં છે. મનમાં એમ થાય છે કે એક વખત જઈને એમના ખબર કાઢી આવું.'

રાક્ષસ એ સાંભળી બોલી ઊઠ્યો: 'અહીંથી જવાની તો વાત જ ન કરવી. તમે ચાલ્યા જાઓ, પછી મને કેમ ગોઠે?'

એ તો રાજકુમારની વાત પણ પૂરી સાંભળ્યા વિના ચાલ્યો ગયો. પણ રાજકુમારની ઉદાસીનો પાર નથી. એ તો ખાતો નથી, પીતો નથી. આખો દિવસ ઘુમસુમ બની પડ્યો રહે છે. એ તો દિવસે દિવસે સુકાતો જાય છે. એનું જોઈને નીલમપરીની કાયા પણ ગળવા માંડી છે.

પછી તો રાક્ષસને દયા આવી છે. એણે બન્નેને કહ્યું છે: 'જવું હોય તો જઈ આવો. પરંતુ આટલાં વરસમાં તો દુનિયા બદલાઈ ગઈ હશે.'

રાજકુમાર કહે: 'માબાપને મળી કરીને તરત જ પાછાં ચાલ્યાં આવશું.'

રાક્ષસ કહે: 'ભલે તો જાઓ. કાંઈ સંકટ પડે તો મને યાદ કરજો. હું જ્યાં હઈશ ત્યાંથી મદદ કરવા આવી પહોંચીશ.'

એણે રાજકુમારને પોતાનો એક વાળ આપ્યો છે: 'જ્યારે કાંઈ સંકટ પડે ત્યારે આ વાળ સળગાવજો. હું ગમે ત્યાંથી હાજર થઈશ.

નીલમકુમારે તો ઝટઝટ તૈયારી કરી. જોઈતી ચીજ વસ્તુ સાથે લઈ લીધી. એ અને નીલમપરી ચાલી નીકળ્યાં.

થોડે દૂર ગયાં હશે ત્યાં તો રાક્ષસ પાછો આવી પહોંચ્યો: 'ઊભાં રહો! ઊભાં રહો!'

બન્નેને થયું કે ખુશી થઈને રજા આપી છે. વળી પાછળ શું કામ આવ્યો હશે? એમની છાતી ધડકવા લાગી

રાક્ષસ કહે: 'આમ ચાલતાં ચાલતાં જશો તો તો કોણ જાણે ક્યારે ય પહોંચશો! તમારો દેશ તો અહીંથી લાખો ગાઉ દૂર છે. રસ્તામાં અનેક સંકટ આવી પડશે. એના કરતાં તમે આંખ મીંચીને ઊભાં રહો હું હમણાં જ તમને તમારે દેશ પહોંચાડી દઉંછું '

બન્ને જણાં આંખ મીચી ઊભાં રહી ગયાં. રાક્ષસે પોતાનો જાદૂઈ ડંડો બન્ને ઉપર ફેરવ્યો. ત્યાં તો બન્ને આકાશ મારગે ઊડયાં છે. આંખના પલકારામાં નીચે એક પછી એક દેશ પસાર થતા જાય છે. થોડી વારમાં તો બન્ને નીલમકુમાર-ના વતનમાં આવી પડ્યાં

વતનમાં આવીને જુએ છે તો રાક્ષસે કહ્યું હતું તેમ જ થયું છે. આખી દુનિયા બદલાઈ ગઇ છે. રાજારાણી મરણ પામ્યાં છે. એમનું રાજ કોઈ જુલ્મી રાજાએ ખૂંચવી લીધું છે.

નીલમકુમાર તો શહેરમાં શેરીએ શેરીએ ફરે છે. કોઈ કરતાં કોઈ એને ઓળખતું નથી. સામા મળ્યા કોઈને પોતે ઓળખતો નથી. એ તો ચારે તરફ જોતો જોતો આગળ ને આગળ ચાલ્યો જાય છે.

એમ કરતાં કરતાં એક ઘરડો શિકારી મળ્યો. શિકારીએ રાજકુમારને ઓળખી કાઢ્યો એ તો નીલમકુમારને જોઈ ને ખુશ ખુશ થઈ ગયો.

નીલમકુમાર એને પૂછવા જાય છે, ત્યાં તો શિકારીએ નાકે આંગળી મૂકી અને ચુપ રહેવા કીધું ને પોતાની પાછળ આવવા ઈશારો કર્યો. નીલમકુમાર શિકારીની પાછળ પાછળ એને ઘેર ગયો.

ઘેર પહોંચ્યા પછી શિકારીએ કુમારને બધી વાત કરી. કેવી રીતે રાજાએ રાજકુમારની શોધ કરાવી? કેવી રીતે રાજારાણી રોઇ રોઈને આંખે આંધળા થયા? કેવી રીતે પેલા જુલ્મી રાજાએ રાજારાણીને મારી નાખી રાજ ઝૂંટવી લીધું.' વગેરે વાત સાંભળીને નીલમકુમારની દિલગીરીનો પાર રહ્યો નથી.

વાત પૂરી કરીને શિકારીએ કહ્યું: 'રાજ-કુમાર તમે આવી પહોંચ્યા, એટલે મારા આનં-દનો તો પાર નથી. પણ તમારે માથે તો મોત ભમે છે. નવા રાજાએ જે કોઈ તમારું માથું કાપી લાવે એને મોટું ઈનામ આપવાનો ઢંઢેરો પિટાવ્યો છે. તમે શું કરશો કુમાર?'

નીલમકુમાર તો બરાબરનો મૂંઝાયો. આહીં સુધી ચાઈ ચલાવીને આવ્યો છે. હવે ક્યાં જવું? એને કાંઈ રસ્તો સૂઝતો નથી. એ તો કહે છે: 'માર કે જિવાડ. તારે આશરે આવ્યો છું. તું મારા બાપનો વફાદાર સેવક હતો તું જ મને રસ્તો સુઝાડ.'

શિકારીએ થોડા વખત વિચાર કરીને કહ્યું: 'તમે આવ્યા છો કુમાર, તોપછી હું નકારો શી રીતે દઈ શકું? ખુશીથી મારે ઘેર રહો. મારા ઘરમાં મારી આંધળી મા સિવાય બીજું કોઈ નથી. કોઈને ખબર નહિ પડે છાનામાના પડ્યા રહેજો. પછી કોઈક રસ્તો કાઢશું.'

નીલમકુમાર શિકારીને ઘેર રહ્યો. રોજ શિકારી સાથે શિકારે જાય છે. રાતે નીલમપરી સાથે ગુલતાન કરે છે. કોઈ ને ખબર પડી નથી કે પોતે રાજાનો કુંવર છે.

એક દિવસ નીલમકુમાર શિકારી સાથે શિકારે ગયો છે. નીલમપરી નાહીધોઈ ને સોનેરી વાળ સૂકવતી બારીમાં બેઠી છે. ત્યાં એ રસ્તે થઈ ને શહેરનો કોટવાળ ઘોડે ચડીને નીકળ્યો.

કોટવાળની નજર બારી તરફ ગઈ તો રૂપના અંબાર જેવી પરી બેઠેલી. એના સોનેરી વાળ હવામાં ગેલ કરે.

કોટવાળને નીલમપરીનું રૂપ જોઈને ચકરી આવી ગઈ. એ તો બસ કરતો ઘોડેથી ઊડી પડ્યો.

નોકર ચાકર દોડ્યા. બધાએ મળી કોટવાળને ઉપાડી લીધો. કોટવાળનાં સાનભાન ઊડી ગયાં હતાં. એ ગાંડા જેવો બની ગયો એ તો એક જાતનું લવન કર્યા કરે: 'સોનેરી વાળવાળી પરી! સોનેરી વાળવાળી પરી!'

નોકરોને કાંઈ ખબર નહિ. એમણે કાંઈ દીઠેલું કારવેલું નહિ. નીલમપરીએ કોટવાળ ઘોડા ઉપરથી પડી ગયો કે તરત જ બારી બંધ કરી દીધેલી. એટલે નોકરો તો માનવા લાગ્યા કે કોટવાળને કાંક વળગાડ થયો છે. બધા તેનાથી આઘા આઘા ભાગે.

ને કોટવાળ તો બસ એક જ લવન કર્યા કરે: 'સોનેરી વાળવાળી પરી! સોનેરી વાળ વાળી પરી!'

ચાલતી ચાલતી વાત રાજા પાસે પહોંચી. રાજાએ હુકમ કર્યો: 'જઈને તપાસ કરો. એ ઘરમાં કોઈ રહે છે કે નહિ.'

એક કરતાં એકવીસ વછૂટ્યા ને ગયા તેવા પાછા આવ્યા: 'એ ઘરમાં તો બુઢ્ઢો શિકારી ને તેની ડોશી રહે છે. બીજો તો કાળો કાગડો યે નથી.'

પણ કોટવાળ કહે છે: 'મેં મારી સગી આંખે પરીને જોઈ છે. રૂપાળી છે. કંચનવરણી કાય છે. સોનેરી વાળ છે.'

રાજાએ તો ફરી માણસો દોડાવ્યા છે: 'અંદર જઈને ખૂણેખૂણો તપાસી આવો.'

વળી પાછા સિપાઈઓ શિકારીને ઘેર આવ્યા

બુઢ્ઢી ડોશી કહે છે: 'ઘરમાં તો કોઈ યે નથી ભાઈ. રૂપાળી પરી યે નથી ને ભૂંડીભૂખ ડાકણે નથી. કોઈ કરતાં કોઈ નથી.'

પણ સિપાઈઓ કહે છે: 'અમને રાજાનો હુકમ છે. અમે ખૂણેખૂણો તપાસીશું.'

ડોશી કહે છે: 'તો ભલે જોઈ લ્યોને. એ ઘર પડ્યું.'

સિપાઈઓએ એક ઓરડો તપાસ્યો છે ને બીજો ઓરડો જુએ છે. એમ કરતાં એ તો નીલમપરીવાળે ઓરડે આવ્યા છે. જુએ છે તો ઓરડો અંદરથી બંધ.

સિપાઈઓ બારણાં ખખડાવે છે: 'ઉઘાડો.'

નીલમપરી તો મૂંઝાઈને બેઠી છે. નીલમકુમાર શિકારે ગયો છે. શું કરવું એની એને સૂઝ પડતી નથી એ તો બેઠી બેઠી વિચાર કરે છે.

સિપાઈઓએ બારણાં તોડવા માંડ્યાં છે.

આ તો હમણાં બારણાં તોડી નાખશે! નીલમપરી તો ખૂબ જ મૂંઝાણી છે. પણ મૂંઝાઈને બેઠે પાર આવે તેમ નથી. રાજકુમારની વાટ જોવી પોસાય તેમ નથી. એણે તો મનમાં નક્કી કરી લીધું છે. છાપરામાં કાણું પાડ્યું છે ને પારેવડી થઈને નીલમપરી કાણામાંથી બહાર નીકળી છે.

ઊડતી ઊડતી એ ડોશી પાસે આવી છે. ડોશી તો નિરાંતે લાંબા પગ કરી બેઠી છે. એને તો જરા યે ઉફડકો નથી. ઉફડકો શેનો હોય? એને કાંઈ થોડી જ ખબર છે કે ઘરમાં રૂડી રૂપાળી નીલમપરી વસે છે?

નીલમપરી ડોશી પાસે આવી છે. ડોશીના કાનમાં કહ્યું છે: 'નીલમ પર્વત ઉપર મારા બાપનું ઘર છે.' ને પછી ખરરર કરતી એ ઊડી ગઈ છે. હવામાં અલોપ થઈ ગઈ છે.

સિપાઈઓ ઠાલી હાથે પાછા ફર્યા છે. જઈને રાજાને કહ્યું છે: 'ઘરનો ખૂણેખૂણો જોઈ લીધો. ઘરમાં કોઈ કરતાં કોઈ નથી.'

સાંજ પડી છે ને નીલમકુમાર શિકારેથી પાછો આવ્યો છે. જુએ તો ઘરબાર સૂનાં પડ્યાં છે. નીલમપરી અલોપ થઈ ગઈ છે.

ડોશીએ બધી વાત માંડીને કહી છે. કહ્યું

છે: 'ઠીક મારા કાનમાં કહેતું હતું કે નીલમ પર્વત ઉપર મારા બાપનું ઘર છે.'

નીલમકુમારે નિસાસો નાખ્યો: 'ત્યારે તો નીલમપરી બાપને ઘેર ચાલી ગઈ.'

હવે અહીં રહેવું નકામું છે. નીલમપરીને ગોત્યા સિવાય છૂટકો નથી. પરંતુ નિલમ પર્વત ક્યાં આવ્યો એની તો એને ખબર નથી. તોય એ તો પહેરેલે લૂગડે ઘોડે ચડીને ચાલી નીકળ્યો છે.

એ તો ચાલ્યો જ જાય છે, ચાલ્યો જ જાય છે એમ કરતાં કરતાં તો કેટલાય દિવસ વીતી ગયા. તોય નિલમ પર્વત દેખાતો નથી.

એક દિવસ તો એ થાકીને લોથપોથ થઈ ગયો. આ ભવમાં તો હવે નીલમપરી પાછી મળે તેમ લાગતું નથી. હવે જીવીને પણ શું કરવું છે? રાજકુમારે ગળે ફાંસો ખાવાનો વિચાર કર્યો.

પણ ત્યાં તો એને પેલો રાક્ષસ યાદ આવ્યો. રાક્ષસે દીધેલો વાળ યાદ આવ્યો. એણે ઝટ લઈને વાળ સળગાવ્યો. થોડી વારમાં રાક્ષસ માર માર કરતો આવી પહોંચ્યો.

રાક્ષસ ખૂબ ગુસ્સે થઈ ગયેલો. એ તો નીલમકુમારને વઢવા જ માંડ્યો: 'મેં નો'તું કીધું કે દુઃખી થશો. બોલ હવે શું કામ છે?'

નીલમકુમાર કહે: 'મારે નીલમ પર્વત ઉપર જાવું છે.'

રાક્ષસ કહે: 'નીલમ પર્વત ઉપર જવું એ કાંઈ છોકરાના ખેલ હશે? મારી આટલી અવસ્થા થઈ, પણ મેં યે નીલમ પર્વત નથી જોયો. એટલે હવે નીલમપરીની વાત મૂકી દે ને બીજી રૂપાળી કુંવરી જોઈને પરણી જા.'

રાજકુમાર કહે: 'નીલમપરીને મેળવું તો જ હા નકર ના. મરી જાઉં પણ કેડો ન મૂકું.'

નીલમકુમાર તો રાક્ષસના પગમાં પડી વીનવવા લાગ્યો. એની આંખમાંથી આંસુની ધારા ચાલી જાય. રાક્ષસને કુંવરની દયા આવી. એ કહે: 'હમણાં તો મારે ઘેર ચાલ. પછી બધું થઈ રહેશે.'

બન્ને જણા થોડી વારમાં રાક્ષસના દેશમાં આવી પહોંચ્યા.

દિવસ ઉપર દિવસ ચાલ્યા જાય પણ રાક્ષસ નીલમ પર્વતનું નામ ન લે.

એક દિવસ રાજકુમાર ઉતાવળો થઈ બોલી ઊઠ્યો: 'આમ ને આમ ક્યાં સુધી બેસી રહેવું? મને નીલમ પર્વતનો રસ્તો બતાવવો હોય તો બતાવી દો નહિતર હમણાં જ પેલા સોમા મહેલમાં જઈને પડીશ.'

રાક્ષસ કહે: 'તું તો બહુ ઉતાવળો ભાઈ. નીલમ પર્વતની મને જ ખબર નથી ત્યાં તને રસ્તો કેવી રીતે બતાવું?'

કુંવર કહે: 'તોપછી મને અહીં શા માટે લઈ આવ્યા?'

રાક્ષસ કહે: 'તું એક કામ કર. અહીંથી આગળ ચાલતાં બીજો રાક્ષસદેશ આવે છે. એ દેશમાં મારો ભાઈ રહે છે. તું એની પાસે જા. એ તને કદાચ નીલમ પર્વતનો રસ્તો બતાવશે.'

નીલમકુમાર તો તરત જ બીજા રાક્ષસદેશમાં જવા તૈયાર થઈ ગયો.

એ જોઈને રાક્ષસ હસી પડ્યો: 'તારા મનમાં એમ હશે કે વાત કરી એટલે પહોંચી ગયાં કાં? અરે ભાઈ! આ તો રાક્ષસોના મુલક. ચારે તરફ મોટા મોટા વિકરાળ રાક્ષસો રહેતા હોય, એમની વચ્ચે થઈ ને રસ્તો કાઢવો એ કાંઈ સહેલી વાત નથી. એ બધા તો માણસભરખુ માણસને જુએ કે કાચો ને કાચો ખાઈ જાય. રાક્ષસોના દેશમાં કોઈથી પેસી પણ ન શકાય. પણ તું મારો જાદુઈ દંડ લઈ જા. એ હાથમાં ને હાથમાં રાખજે. ભૂલેચૂકે પણ નીચે ન મૂકીશ નીચે મૂકયા ભેળું તારું મોત સમજજે. આ દંડ તારા હાથમાં હશે ત્યાં સુધી તારો વાળ પણ વાંકો નહિ થાય.'

રાક્ષસે નીલમકુમારને જાદુઈ દંડ આપ્યો. નીલમકુમાર રાજી રાજી થઈ ગયો. એ તો રાક્ષસને પગે પડી આગળ ચાલી નીકળ્યો.

રસ્તામાં જાતજાતના રાક્ષસો સામા મળે. નીલમકુમાર સામે ડોળા ડબકાવે, દાંત કચકચાવે, મોટા મોટા ડુંગરા ને ઝાડવાં લઈને મારવા દોડે પણ રાજકુમારના હાથમાં તો જાદુઈ દંડ. દંડ જુએ કે બધા આઘા આઘા ભાગે.

કેટલાક તો વળી મજાનાં રૂપ લઈને એને લોભાવવા આવે. હીરામાણેક ને સોનારૂપાની છડીઓ લઈ કહે: 'રાજકુમાર, આવો ભૂંડોભૂખ જેવો હાડકાનો ધોકો હાથમાં શું કામ રાખ્યો છે? એના કરતાં આ હીરામાણેક ને સોનારૂપાની છડી લેને. એ દંડ નાખી દે.'

પણ રાજકુમાર કોઈની વાત સાંભળતો નથી. આગળ ને આગળ ચાલ્યો જાય છે.

એમ કરતાં કરતાં એ પેલા રાક્ષસના ભાઈને ઘેર આવી પહોંચ્યો.

રાક્ષસના ભાઈને એવી ટેવ કે એ બાર વરસ ઊંઘે ને બાર વરસ જાગે. એને તો બાર વરસનો દિવસ ને બાર વરસની રાત.

નીલમકુમાર એને ઘેર પહોંચ્યો તે દિવસે એને જાગવાનો વખત થયો હતો. એ જેવો જાગ્યો એવો જ સામે રાજકુમારને જોયો. બાર વરસની ભૂખ લાગેલી એટલે એ તો 'ખાઉં ખાઉં' કરતો જ જાગ્યો. સામે મજાનું ખાજ ઊભું હતું. રાક્ષસના મોઢામાથી પાણી છૂટવા લાગ્યું. એ તો રાજકુમારની સામે દોડ્યો. પણ રાજકુમારને કોની બીક હતી? એના હાથમાં તો જાદુઈ દંડ. દંડ જોઈને જ રાક્ષસ શાંત થઈ ગયો.

કહે: 'મારા ભાઈએ મોકલ્યો છે ને? બોલ તારે શું જોઈએ?'

નીલમકુમાર કહે: 'મારે નીલમ પર્વત ઉપર જાવું છે.'

રાક્ષસે માથું ધુણાવ્યું: 'એકસો ને સાઠ વરસથી અહીં રહું છું, પણ નીલમ પર્વત જોયો નથી. ફક્ત નામ સાંભળ્યું છે. ભાઈ, નીલમ પર્વત એમ રેઢો પડ્યો નથી. નકામી માથાકૂટ મૂકી દે. ને બીજું જે જોઈતું હોય તે માગી લે.'

નીલમકુમાર કહે: 'નીલમપરી સિવાય બીજું કાંઈ ન જોઈએ. એ મળે તો જ જીવું, નહિતર મોતકમોત કરું.'

રાક્ષસને દયા આવી: 'અહીંથી આગળ રાક્ષસનો બીજો દેશ આવે છે. એ દેશમાં મારો મોટોભાઈ રહે છે. એણે આખી દુનિયા જોઈ છે. એની પાસે જા. એ તને નીલમ પર્વતનો રસ્તો બતાવશે.'

નીલમકુમાર તો તરત જ રાક્ષસના મોટાભાઈ પાસે જવા તૈયાર થયો.

એટલે તો રાક્ષસ હસી પડ્યો: 'કહ્યું એટલે ચાલી નીકળ્યો! તારા મનમાં એમ હશે કે મારો મોટોભાઈ પાદરમાં જ રહેતો હશે કાં? અરે એ તો અહીંથી લાખો ગાઉ દૂર રહે છે. ત્યાં પહોંચતાં પહોંચતાં જ તું મરી જઈશ. હું તને એક ઊડણપાવડી આપું છું. એમાં બેસીને ત્યાં પહોંચી જા. ઊડણપાવડી હશે એટલે રસ્તામાં તને કશી હરકત પહોંચશે નહિ.'

રાક્ષસે એને ઊડણપાવડી આપી.

ઊડણપાવડીએ ચડીને રાજકુમાર ખરરર કરતો આકાશમાં ઊડ્યો. એ તો ખરરર ખરરર ઊડ્યો જાય છે ને આગળ ચાલ્યો જાય છે.

એમ કરતાં કરતાં સાતમે દિવસે નીલમકુમાર રાક્ષસના મોટાભાઈ પાસે આવી પહોંચ્યો.

રાક્ષસનો મોટોભાઈ આમ તો રાક્ષસ, પણ બધાં કરતાં વધુ દયાળુ. એણે નીલમકુમારને જોયો. જોતાંવેંત જ એની બધી વાત જાણી લીધી.

એણે કહ્યું: 'નીલમ પર્વત ઉપર જવું છે ને? નીલમપરીને તો એના બાપે કેદ કરી છે. સાતથરો કિલ્લો છે ને એ કિલ્લામાં એક

મહેલ છે એ મહેલમાં નીલમપરીને કેદ કરી છે નીલમ પર્વત ઉપર તો કોઈ કરતાં કોઈ જઈ શકે નહિ. એ તો જંતરમંતરનો દેશ. એ દેશમાં બીજો કોઈ જઈ ચડે કે તરત જ કાં તો બાળીને ભસ્મ કરી દે ને કાં તો પક્ષી બનાવી દે. હું તને એની સરહદ સુધી પહોંચાડી દઈશ. આગળની વાત તું જાણે '

રાક્ષસે નીલમકુમારને ઉપાડી લીધો છે ને બન્ને આકાશ મારગે ઊડ્યા છે ઊડતા ઊડતાં બન્ને નિલમદેશની સરહદે આવી પહોંચ્યા છે.

રાક્ષસ કહેઃ 'હવે તારો રસ્તો તું ગોતી કાઢજે. આગળના રસ્તાની મને ખબર નથી '

નીલમકુમાર તો આગળ ચાલવા લાગ્યો છે.

પણ વળી રાક્ષસને કાંઈક યાદ આવ્યું છે. એણે નીલમકુમારને ઊભો રાખ્યો. 'તારી પાસે આ જાદુઈ દંડ છે એની અસર રાક્ષસોના દેશમાં જ થાય છે. નીલમદેશમાં એ નકામો છે. આ ઊડણપાવડી તને કામ લાગશે ખરી. પણ સહુથી મોટી વાત તો એ છે કે તારે કોઈની નજરે ન પડવું. નજરે પડ્યો કે લાગ લાગ્યા સમજવા. હું તને આ તુંબડી આપું છું. એ તુંબડી માથે ઓઢી લેશે એટલે તને કોઈ નહિ જોઈ શકે. એ તુંબડી તારી પાસે હશે ત્યા સુધી તું ગમે ત્યાં હરીફરી શકીશ'

રાક્ષસે એને તુંબડી આપી છે ને એ તો પાછો ફરી ગયો છે.

નીલમકુમાર તો આગળ આગળ ચાલ્યો જાય છે.

નીલમદેશની શોભાનો કાંઈ પાર નથી ઠેકાણે ઠેકાણે નીલમનાં ઝાડ છે. એની ડાળીએ ડાળીએ નીલમનાં લૂમખાં ઝૂલે છે નીલમના રસ્તા ને નીલમના મહેલ છે. એ દેશનાં માનવી યે રૂડાં રૂપાળાં છે. એકને જુઓ ને એકને ભૂલો એવાં એમનાં રૂપ છે

નીલમકુમાર તો ચારે તરફ નીલમપરીને શોધતો જાય છે ને આગળ આગળ ચાલ્યો છે. ચાલતાંચાલતાં કુમાર સાતથરા કિલ્લાના દરવાજા પાસે આવી ઊભો છે. દરવાજે મણ મણનાં તાળાં મારેલાં છે. કિલ્લાની દીવાલ તો છેક આકાશે ટલ્લા દે છે. કોઈ કરતાં કોઈ અંદર જઈ શકે તેમ નથી.

નીલમકુમાર એક તરફ બેઠો બેઠો વિચાર કરે છે. આ કિલ્લામાં એની નીલમપરી છે ને અંદર જવાનો મારગ નથી. એ તો કોઈ આવીને દરવાજો ઉઘાડે એની વાટ જોતો બેઠો છે. એણે માથે તુંબડી ઓઢી છે. કોઈ એને જોઈ શકતું નથી.

થોડી વાર થઈ ત્યાં તો રૂમઝૂમ રૂમઝૂમ કરતી એક દાસી દરવાજા પાસે આવી ઊભી છે. હાથમાં સોનારૂપાના થાળ છે, થાળમાં મેવા મીઠાઈ ને બત્રીસ ભોજન ભર્યાં છે. દાસીની કેડે સોનાની ચાવીઓનો ઝુમખો લટકે.

એણે તો ચાવી લીધી, તાળું ઉઘાડ્યું ને દરવાજો ખોલ્યો

નીલમકુમાર વાટ જોઈને જ બેઠેલો. જેવી દાસી અંદર ગઈ કે પોતે પણ લાગ જોઈને અંદર પેસી ગયો.

દાસીએ અંદરથી દરવાજો બંધ કર્યો.

અંદર બીજો કિલ્લો છે. એનો દરવાજો ખોલીને દાસી અંદર ગઈ. રાજકુમાર પણ પાછળ પાછળ દાખલ થઈ ગયો.

એમ કરતાં કરતાં સાતે કિલ્લાના દરવાજા ખોલ્યા છે ને રાજકુમાર તો સાતે કિલ્લા વટાવીને રાજમહેલમાં આવી ઊભો છે.

મહેલમાં જઈને જુએ તો નીલમપરી રુએ છે એની આંખે શ્રાવણ ભાદરવો વહે છે. એની કાયા તો સુકાઈને છોડિયા જેવી બની ગઈ છે. એને જોઈને રાજકુમારની આંખમાંથી દડદડ આંસુ પડવા માંડ્યાં છે

દાસીએ સોનારૂપાના થાળ નીલમપરી

પાસે મૂકયા. નીલમના કુંજામાં પાણી મૂકયું. બધું મૂકી કરીને દાસી પાછી ચાલી ગઈ. એ તો એક દરવાજો ઉઘાડે છે ને પાછો બંધ કરી બીજો દરવાજો ઉઘાડે છે. એમ સાતે ય દરવાજા બંધ કરી સાતેને મોઢે તાળાં મારી એ ચાલી ગઈ છે.

નીલમપરીની સામે સોનારૂપાના થાળ ભર્યા છે. મેવા મીઠાઈ ને બત્રીસ જાતનાં ભોજન મઘમઘે છે. તો ય નીલમપરી તો ખાતી નથી ને પીતી નથી ને બેઠી બેઠી રસરસ રોયા કરે છે. એની તો ભૂખતરસ ઊડી ગઈ છે.

નીલમકુમાર સામો ઊભો ઊભો બધું જોયા કરે છે. એના મનમાં થાય છે કે હમણાં નીલમપરીને કહી દઉં કે હું આવી પહોંચ્યો છું. પણ એને તો ઘડીક ગમ્મત કરવાનું મન થયું છે.

એને તો કકડીને ભૂખ લાગેલી. એ તો નીલમપરીની સામે બેસી પડ્યો. થાળમાંથી મેવા મીઠાઈ ખાવા લાગી ગયો. માથા ઉપર તુંબડી ઓઢી છે એટલે પરી એને જોઈ શકતી નથી.

થાળમાંથી મેવા મીઠાઈ અલોપ થવા લાગ્યાં છે. આજુબાજુ તો કોઈ નથી. પરી ચારે તરફ નજર ફેરવે છે, પણ કોઈ કરતાં કોઈ નજરે પડતું નથી. ત્યારે થાળમાંથી આ બધું કયાં ઊપડી જાય છે? આ તે શું કૌતક છે? પરી તો વિચારમાં પડી ગઈ છે.

પણ એ તો જોતી રહી છે ને થોડી વારમાં થાળ ખાલીખમ થઈ ગયા છે.

એટલે તો નીલમપરી ધ્રૂજી ઊઠી છે. ધ્રૂજતે અવાજે તે બોલી છે: 'કોણ છે? કોણ મારા થાળમાંથી ખાવાનું ચોરે છે?'

નીલમકુમાર તો કાંઈ બોલે કે ચાલે. એ તો કુંજામાંથી ઢચક ઢચક પાણી પીવા લાગી ગયો છે.

'કોણ છે? કોણ છે?' પરીએ રાડ નાખી છે.

નીલમકુમારે તુંબડી થોડી ઊંચી કરી. એની કાયા ઝાંખી ઝાંખી પરીની નજરે પડી છે ઝાંઝવાના જળમાં જેવો આકાર દેખાય તેવી.

નીલમપરી રાજકુમારની ઝાંખી ઝાંખી કાયા જોઈ વિચારમાં પડી ગઈ છે. એને થયું છે કે આ તે પોતે જાગે છે કે સ્વપ્નું જુએ છે. આખા મહેલમાં તો કોઈ છે નહિ. એક ચરકલું પણ આવી શકે તેમ નથી. ત્યારે આ મને ઓછાયો શેનો દેખાય છે? રાજકુમાર શું મરી ગયો હશે? એનું ભૂત અહીં આવી ચડ્યું હશે? એ તો હીબકે હીબકાં ભરવા લાગી છે.

પણ ત્યાં તો નીલમકુમારે તુંબડી દૂર ફેંકી દીધી છે. રૂડોરૂપાળો નીલમકુમાર નીલમપરી સામે ઊભો છે ને મરક મરક હસે છે.

નીલમપરીને હજી ભરોસો પડતો નથી. આવા સાતથરા કિલ્લામાં કયો માઈનો પૂત આવી શકે? નક્કી સ્વપ્નું જ લાગે છે. એ તો ફાટી આંખે રાજકુમારને જોતી રહી છે.

ત્યાં તો રાજકુમાર એની બાજુમાં બેસી ગયો છે પહેલેથી છેલ્લે સુધી બધી વાત કહી છે. એટલે પરીના આનંદનો તો પાર રહ્યો નથી.

બન્ને પ્રેમીઓ કેટલા ય દિવસે એકબીજાને હળ્યામળ્યા છે. બન્નેના હરખનો કાંઈ પાર નથી. સૂના રાજમહેલમાં આનંદના અંકોર બોલી ઊઠયા છે.

બીજે દિવસ થયો છે ને રૂમઝૂમ કરતી દાસી મેવા મીઠાઈના થાળ ભરી લાવી છે. મહેલમાં આવીને દાસી જુએ તો નીલમપરી કોઈ અજાણ્યા રાજકુમાર સાથે ગુલતાન કરી રહી છે.

દાસી તો દોડી દોડી નીલમરાજ પાસે ગઈ છે. રાજા રોષભર્યો આવ્યો છે. એને તો રોમ રોમ ક્રોધ વ્યાપી ગયો છે. ઉઘાડી તલવારે એ તો કુંવરની સામે ધસી ગયો છે: 'અરેરે કાળા માથાના માનવી! તને ખબર નથી કે અહીં આવનારનું માથું ઉડાડી દેવામાં આવે છે?'

કુંવર તો આ સાંભળી હસવા જ લાગ્યો. હસી હસીને લોટપોટ થઈ ગયો.

નીલમરાજ કહેઃ 'એલા તને મોતની યે બીક લાગતી નથી ?'

કુંવર કહેઃ 'મને વળી મોતની બીક કેવી ? મોટા મોટા રાક્ષસોને મેં તાબે કર્યા છે. નીલમરાજ ? તમે નીલમપરીના પિતા છો એટલે જીવતા જવા દઉં છું.'

નીલમરાજ તો ખૂબ ગુસ્સે થઈ ગયો 'એમ છે ? જોઈ લે તારી કેવી વલે કરું છું તે !'

એણે તો તાળી પાડી એટલે એકી સાથે કેટલા ય સૈનિકો ત્યાં આવી પહોંચ્યા. 'પકડી લો આ હરામખોરને. ખગખગતા સમુદ્રમાં એને ફેંકી દો '

પિતાનો ગુસ્સો જોઈને નીલમપરી તો થરથર થરથર ધ્રૂજે છે. પિતાના પગમાં પડવા જાય છે પણ નીલમરાજ તો ગુસ્સાથી આંધળો થઈ ગયેલો. એણે તો નીલમપરીને તરછોડી નાખી છે.

પણ નીલમકુમાર તો જેવો ને તેવો ઊભો છે. સિપાઈઓ એના તરફ ધસી ગયા. પણ કુમારે તરત જ પેલી તુંબડી માથે ઓઢી લીધી. એ તો ઘડીવારમાં અલોપ થઈ ગયો. સિપાઈઓનાં માથાં એકબીજા સાથે અફળાયાં.

નીલમરાજ તો આમ ઘૂમે ને તેમ ઘૂમે સિપાઈઓ આમ જુએ ને તેમ જુએ. પણ નીલમકુમારનો પત્તો જ ન મળે.

પરી તો આ જોઈને ખૂબ જ હરખાઈ ગઈ. એ તો તાળીઓ પાડવા લાગી ગઈ.

એટલે તો નીલમરાજ એના ઉપર ગુસ્સે થયો તલવાર લઈને એને મારવા ધસી ગયો. કહેઃ 'તું જ આ ઉપાધિનું મૂળ છે.'

પણ ત્યાં તો નીલમપરી અદ્ધર અદ્ધર ચડવા લાગી. એને જાણે કોઈ ઊંચે ઊંચે ખેંચી રહ્યું હતું. ખૂબ ઊંચે ચડ્યા પછી તો એ આઘે ને આઘે જવા લાગી.

નીલમરાજ ફાટી આંખે જોઈ રહ્યો કે શું થાય છે ને શું થશે ?

પણ ત્યાં તો આકાશમાં નીલમકુમાર અને નીલમપરી દેખાયાં. બન્ને, ઊડણપાવડી ઉપર ચડી બેઠેલાં. જાય ઊડ્યાં, જાય ઊડ્યાં.

## છૂટક "કહાની" મેળવવાનાં સ્થળો—

મેસર્સ એ. એચ. વ્હીલર રેલ્વે બુકસ્ટોલ

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
 પો. બો. 620, મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
 પો. બો. 353, મોમ્બાસા

### —: લવાજમ ભરવાનાં સ્થળો :—

અમદાવાદ : આદર્શ પુસ્તક ભંડાર
 ધનજીભાઈની ફેક્ટરી સામે, રાયખડ રોડ

કલકત્તા : એલ. કે. મેઘાણી
 14, અમરતલ્લા સ્ટ્રીટ

ભાવનગર : નારણદાસ નવનીતરાય મહેતા
 C/o. વૈદ્ય એન. એચ. મહેતા
 કાઠીયાવાડી બાલામૃત સોગઠી ડીપો, આંબાચોક

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

અંક ત્રીજો

ફેબ્રુઆરી '૪૬






काव्येषु रम्या कथा

# પૂજાનાં વાસણ



રસનિધિ

ઉંદરથી માંડીને દરેકની કિંમત હોય છે.' આ સૂત્ર લાંચરુશ્વતથી કામ લેનારાઓ કહે છે. એ હકીકતની દૃષ્ટિએ બરોબર છે. કોઈની એક બીડીની કિંમત હોય છે, કોઈની ચાના પ્યાલાની કિંમત હોય છે. કોઈ પૈસાથી રીઝે છે, કોઈ માનથી અને કોઈ યુવતીના કટાક્ષથી. માત્ર ક્યા માણસની શી કિંમત છે તે જાણવું તે બુદ્ધિનું કામ છે. અમારા જિલ્લામાં એક મામલતદાર આવેલા તે બહુ પ્રમાણિક ગણાતા. હું થોડોઘણો વેપાર કરું છું પણ એ તો માત્ર નામનો. મારી કમાણીનું અને પ્રતિષ્ઠાનું ખરું મૂળ તો સાહેબોની મહેરબાની મેળવવામાં છે. આ સાહેબ બધાને તરછોડી કાઢતા. પરંતુ અનુભવે જણાયું કે તેઓ તેમની પ્રમાણિકતાના વખાણથી ખૂબ રાજી થતા હતા. એટલે મારે જ્યારે કામ, કઢાવવું હોય ત્યારે અસીલને સાથે લઈને સાહેબને ત્યાં જતો. અસીલને બહાર બેસાડતો અને તેને સમજાવતો કે મારે તેની સાથે કાંઈ સંબંધ નથી એમ વર્તવું. હું સાહેબ પાસે જઈ જેજે કરી બેસતો. આડીઅવળી વાતો કરતો અને અસીલ વરધી મેગની સાહેબ પાસે અરજ કરવા આવતો. સાહેબ સાંભળે તેમ અરજદારને હું કહેતો: 'આ સાહેબ કાંઈ બીજા જેવા નથી. તું ખોટો હોઈશ તો તારું અહીં બિલકુલ ચાલશે નહિ. સાહેબ પ્રમાણિક છે. જે વાજબી હશે તે કરશે. તારી સાચી હકીકત કહી દે.'

અરજદાર એની વાત કહેતો. હું તેમાં ટાપસી પૂરતો અને આ માણસ સાચો છે અને તેના સામાવાળો હરામખોર છે એમ પરોક્ષ રીતે સાહેબને ગળે .ઉતારતો. બસ, મારું કામ પાર ઊતરી જતું. સામાવાળો ગમે તેવો સાચો હોય, તેના ગમે તેટલા સાક્ષી હોય, બધા ખોટા અને બનાવટી છે એમ સાહેબ ઠરાવી દેતા અને હું સાહેબના પ્રમાણિકપણાનાં ઓર વખાણ મુક્ત કંઠે કરતો. સાહેબ આત્મસંતોષ લેતા કે પોતે વાજબી કર્યું છે. કેટલીક વખત તેમના હાથે ઘણું ગેરવાજબી પણ થતું. લાંચ આપીને પણ કામ કરાવવામાં મુશ્કેલી પડે એવું કામ સહેલાઈથી થતું. ઉપલા મામલતદાર સાહેબ બહુ જ ચીકણા હતા. પ્રત્યક્ષ કે પરોક્ષ વાત કરી હોય તો કામને શંકાની દૃષ્ટિથી જોતા અને વાજબી રાહત પણ મળતી નહિ. ત્યારે મારે તેમની પાસેના માણસને સાધવા પડતા. અને ઓછા ખર્ચે કામ પતી જતું. પણ તેમની બદલી થઈ હતી. નવા મામલતદાર સાહેબ ઘણા પ્રમાણિક છે, વિગતથી જોનાર છે. ઘરના શ્રીમંત છે એટલે પૈસાની તેમને ગરજ નથી વગેરે ઘણું સાંભળ્યું હતું. હવે શું થશે એ ચિંતાએ હું તેમને મળવા ગયો. ગાડીમાંથી તેઓ ઊતર્યા. કચેરીના માણસોએ અને મેં સાહેબને હારતોરા પહેરાવ્યા. સ્ટેશનથી ઉતારો નજીક જ હતો એટલે ચાલતાં ચાલતાં ઉતારે આવ્યા. કચેરીના માણસોએ મારી ઓળખ સાહેબને કરાવી. જિલ્લાની પરિસ્થિતિની જુદી જુદી વાતો અમે કરી. કચેરીના કામ સંબંધે વાતો થઈ. ધીરે ધીરે બીજા માણસો ઓછા થવા લાગ્યા. જમવાનો સમય થયો. મેં નમ્રભાવે સાહેબને વિનતિ કરી: 'સાહેબ, આજ તો સામાનની વ્યવસ્થામાં સમય જશે. આપની જમવાની ગોઠવણ આજે મારે ત્યાં કરી છે. માટે પધારો.'

સાહેબે તરત જ જવાબ આપ્યો: 'મારી સાથે

નાસ્તો છે. હું કોઈને ત્યાં જમતો નથી. એટલે તમારે આગ્રહ ન-કરવો. માણસો બધું વ્યવસ્થિત કરશે ત્યાં અમે જમી લેશું.'

શિરસ્તેદારે જરા હિંમત લાવી કહ્યું: "સાહેબ, રતિભાઈને ત્યાં જવામાં કાંઈ હરકત જેવું નથી. એ તો દરેક અમલદારનું સારું માન જાળવે છે. અને દરેક અમલદાર તેમને ત્યાં જાય છે...'

એ આગળ બોલવા જતા હતા ત્યાં સાહેબનો જુદા પ્રકારનો ભ્રૂકુટિ-ભંગ જોઈ ચુપ થઈ ગયા. તેમની મદદે આવતાં મેં કહ્યું: 'સાહેબ, હું તો વેપારી છું. મારે કાંઈ કામકાજ આપની કચેરીમાં નથી. અને મારું કામ આવે તો આપ ઠીક પડે એમ કરજો; એને ને આ જમવાને કાંઈ સંબંધ નથી. મારે ત્યાં આવવામાં કાંઈ હરકત નથી. વનની ઓથે સિંહ અને સિંહની ઓથે વન એકબીજાથી શોભે. આપ પધારો એમાં અમારી શોભા છે.'

સાહેબે કહ્યું: 'ઠીક છે. મારે સાથે સગવડ છે એટલે જરૂર નથી.'

– આટલી વાત પછી વધારે આગ્રહ કરવો એ મને યોગ્ય ન લાગ્યું એટલે છેવટે હું જેજે કરી ગીદયો.

: ૨ :

થોડા દિવસો તો એમ ને એમ ગયા. મારાં કેટલાંક કામો અગત્યનાં હતાં. હું વિચારમાં હતો કે આ મામલતદાર સાહેબ સાથે કઈ રીતે કામ લેવું. ઉનાળાના દિવસ હતા. સાહેબને ત્યાં મહેમાન આવ્યા હતા. તેમને દહીં ખાવાની ઈચ્છા થઈ. ગામમાં બધે તપાસ કરાવી પણ ક્યાંઈ દહીં મળે નહિ. સાહેબને ત્યાં પટાવાળા રહેતા તેમને હું તેમના પગાર પેટે જરૂર પડે ત્યારે પાંચ-સાત રૂપિયા આપતો. એટલે તેઓ મારા આભાર તળે હતા. અને આગળના અધિકારીઓ તેમને જરૂર પડે તે વસ્તુ મારે ત્યાંથી મગાવતા એટલે પણ આવા પ્રસંગે મારે ઘરે આવતા અને જરૂર પડતી વસ્તુઓ લઈ જતા. એટલે પટાવાળે સાહેબની પત્નીને કહ્યું: 'બા, રતિભાઈ શેઠને ત્યાં કદાચ દહીં હશે ત્યાં ખબર કાઢું?'

બાએ કહ્યું: 'જા, ખબર કાઢી આવ. અને હોય તો લેતો આવજે. આપણે ક્યાં મફત લેવું છે!'

પટાવાળો મારે ત્યાં આવ્યો અને તેણે બધી વાત કરી. પ્રસંગ સામે ચાલીને આવ્યો હતો. પટાવાળાને મેં ઘરે બેસાડ્યો. બીડી આપી તે પીતો બેઠો. મારા પાડોશમાં જ દુઝાણું હતું. તેઓ ઘી કરવા માટે દૂધ મેળવતા હતા. બીજાને તેઓ ન આપે પરંતુ ગમે તેટલું નુકસાન થાય પણ મને ના પાડી શકે તેમ નહોતું. એટલે તેમને ત્યાંથી ગોરસુ લાવી મેં થોડું ખાવા રાખ્યું અને બાકીનું બધું પટાવાળાને આપ્યું.

બીજે દિવસે હું સાહેબની સલામે ગયો ત્યારે પોતાની ઓપદી સાર્યા બદલ મારો આભાર માન્યો અને શું પૈસા આપવાના છે તે પૂછ્યું. મેં તગત જ હસીને જવાબ વાળ્યો: 'સાહેબ, એની કિંમત ન હોય. આ ગામમાં દહીં વેચાતું મળતું નથી. મારા ઘરની ખાવાની ચીજ મોકલાવી એના તે કંઈ પૈસા હોય.'

સાહેબે જરા કચવાયા જેવી મુખમુદ્રા કરી પણ એ સંબંધે પછી કાંઈ વાત થઈ નહિ. સાહેબ બને ત્યાં સુધી તો મારે ત્યાંથી કંઈ મગાવતા નહિ પણ આવા અણૂટકયાના ચાર-પાંચ પ્રસંગો બની ગયા પછી મારો અને તેમનો મેળ બેસી ગયો. હવે મારું કામ તરત કરી નાખવા સાહેબ શિરસ્તેદારને કહેતા હતા. શિરસ્તેદારે કાંઈક કર્યું હશે, કે જ્યારે અમલદાર લઈને કાંઈ આવે ત્યારે કામમાં અવશ્ય કાંઈક ગોટાળો હશે એવી શંકા લાવી વાજબી અને ન્યાયપુરઃસરનાં કામોમાં પણ પ્રમાણિકતાનો ફાંકો રાખતા અમલદારો ખોટાં ચૂંથણાં ચૂંથે છે અને અરજદારો ખોટી રીતે હેરાન થાય છે. આવું મારા સંબંધમાં બનતું તે હવે મટી ગયું.

સાહેબના વધારે પરિચયમાં આવતાં મને જણાયું કે સાહેબને પૂજાનો સારો શોખ છે. મારી પાસે એક મોટું કામ આવ્યું હતું. જે લાભમાં ઊતરે તો ઘણો ફાયદો થાય તેવું હતું મારો એક અમીન હતો. એનું નામ દેવજી. દેવજીની માને વિધવા થયા પછી એક કણબી સાથે પ્રેમ થયેલો. તેઓ લગ્ન કરી શકે તેવું હતું નહિ પણ આવા વર્ણમાં બને છે તેમ દેવજી અને તેની મા આ કણબીને ઘરે રહેતાં. તેની પરણેતર ગુજરી ગઈ ત્યાં સુધી તો તકરાર ચકમા કરતી પણ પછી ચાર-પાંચ વર્ષ સારું ચાલ્યું દેવજી મોટી ઉમરનો થઈ ગયો હતો અને તેણે કણબીનું ખેતીનું કામ પણ ઉપાડી લીધું હતું બાપ દીકરા જેમ જ તેઓ રહેતા. કણબી મહિનો દિવસ થયા ગુજરી

ગયો હતો. તેની ઘણી જમીન અને ખોરડાં તથા બીજી સારી મિલકત હતી. ગુજરનાર કણબીને પિતરાઈઓ હતા. તેમણે ગુજરનારનાં ખોરડાં અને જમીન મેળવવા માટે અરજ–હેવાલ શરૂ કરી દીધાં હતાં. કાયદેસર તો દેવજીને કાંઈ મળી શકે નહિ. પણ દેવજી ગુજરનાર સાથે નાનપણથી રહેલો, ગુજરનારે સારો ખર્ચ કરી પરણાવેલો અને દેવજીએ સેવા–ચાકરી સારી કરેલી અને ખેડ પણ સંભાળી હતી. પરંતુ એ બધાનો કાંઈ ઉપયોગ થઈ શકે તેવું નહોતું. શું કરવું અને સાહેબને ગળે આ વાત કેમ ઉતારવી એની વિચારણામાં હું હતો.

: ૩ :

સાહેબ પૂજામાં બેસતા હતા ત્યારે હું તેમને ત્યાં ગયો. સાહેબની પૂજા બેએક કલાક ચાલતી હતી પણ પૂજા કરતાં કરતાં તેઓ વાતો કરતા, જરૂર પડે કાગળોમાં સહીઓ કરતા, પટાવાળાને શાકપાનની અને ઘરમાં રસોઈને અંગે ઘટતી સૂચનાઓ પણ આપતા. મેં થોડી આડીઅવળી વાતો શરૂ કરી. ત્યાં પટાવાળો દેવજીની વરધી લઈને આવ્યો. સાહેબે તેને ઓફિસમાં આવે તેમ કહેવા હુકમ કર્યો. પટાવાળો જરાક બારણામાં ઊભો રહ્યો. મેં સાહેબને કહ્યું: "સાહેબ, દેવજી મારી પાડોશમાં જ રહે છે. એને આપનું અંગત કામ હોય તેમ લાગે છે. તેને શું કહેવું છે તે આપ સાંભળો અને પછી જરૂર લાગે તો ઓફિસમાં આવવાનું કહેજો.'

કે સાહેબ બહુ પવિત્ર છે. ભગવાનના ભગત છે. એટલે મેં આપ નાયેલા તે પંચિયાનું પાણી નિચોવી વાટકીમાં લીધેલું તે મારી વહુને પાયું'તું. અને સવાશેર સાકર અને પૂજાનાં ઠામ આપને ચરણે મેલવાનું નીમ લીધું હતું. મારી બાધા ફળી અને ઘેર દીકરો આવ્યો છે. આજે છઠ્ઠો દિવસ છે. માનતા પૂરી કરવા આવ્યો છું.'

આમ કહી તેણે સાકર ભરેલા રૂપાનાં પૂજાનાં વાસણ સાહેબની સામે મૂક્યાં.

'મેં કહ્યું: 'સાહેબ, એની વાત તો સાચી છે. એને ત્યાં ૭ દિવસ થયા દીકરો અવતર્યો છે. અમે બેઠા હતા ત્યારે પ્રાસ્તાવિક આપની દેવસેવાનાં અને ધર્મભાવનાનાં વખાણ તો કર્યાં હતાં. પણ મને ખબર નહિ કે દેવજી એ સાંભળી આવી માનતા રાખશે!'

સાહેબ વિચારમાં પડ્યા હતા. અચાનક તેમણે પૂછ્યું: 'તને એ પાણી કોણે આપ્યું?'

દેવજીએ કહ્યું: 'બાપુ, પાણી તો કોઈ એ આપ્યું નહોતું પણ રવિશંકર મા'રાજ હતા તેમને પૂછીને આપનું પંચિયું વાટકીમાં નિચોવી લઈ ગયો હતો.'

રવિશંકર સાહેબનો રસોઇયો હતો. તેને બોલાવીને ખાનગીમાં મેં સમજણ પાડી હતી અને ગુપ્ત રાખવા માટે પાંચ રૂપિયા પણ આપેલા. સાહેબે રવિશંકરને બોલાવ્યો અને ગરમ બનીને આ હકીકત પૂછી. રવિશંકર ઘડીક તો ગભરાયો અને મારું હસતું મોઢું જોઈ તેણે હિંમતથી વાત કરી, 'સાહેબ, ઘણા મહિના

# સગઇ સંગાર

લેખક
મયૂર

ઊભે મારગડે એના મનમાં એકનો એક વિચાર ઘોળાયા કર્યો છે કે આ તે શું કૌતુક થયું છે! પરછાયે પરખાણો નથી ને નજરે દેખાણો નથી, એ ધાણીએ ઓળખાણો નથી ને ગોત્યો હાથ લાગ્યો નથી. તો ય કોણે સાં હાજરાહજૂર રહીને ગુરુનાં આદર્યાં અધૂરાં રાખી દીધાં! કોણે ગુરુને માથે સો સો વાનાં કર્યાં? એવો તે કોણુ બે માથાળો એવે ટાણે ત્યાં આવી ચડ્યો હશે? ને આવી ચડ્યો હશે તે એટલી વારમાં ક્યાં અલોપ થઈ ગયો હશે! કોઈ દેવ હશે, દાનવ હશે? કે વીર હશે, વેતાળ હશે? કલાલણે ઘણો વિચાર કર્યો છે, પણ એની બુદ્ધિ કારગત નીવડી નથી ને અથડાતી-કુટાતી એ ઘેરે પહોંચી છે.

રહી રહીને એના મનમાં થાય છે કે રખેને આંગણે આવેલો પરોણલો પદમણીનો ભેરિયો તો નહિ હોય! આજ તો દી ઊગ્યો છે ત્યારથી માઠા ઓસાણ મળ્યા છે. એકે ય વાતે સુખ રહ્યું નથી. આદર્યાં એટલાં બધાં ય ઊંધાં પડ્યાં છે. આજ સુધી પીઠે બેસીને બધાને પાણી પાતી ને પાણીનાં યે ઘેન ચડાવતી, ત્યાં એને જ કોક ભૂ પાઈ ગયો. આખા મલકને આંખને ઈશારે નચાવનારીને એક વેરાગીરામ પ્યાલીનો પદારથ પાઈને થેઈ થેઈ નચાવી ગયો ને એક કોડીની કરી ગયો. રાતે એની મેડીનો શણગાર સૂનો પડી રહ્યો ને એની રૂપની રંગત જામી નહિ. આજ સુધી તો કોઈ માઇનો પૂત એની રંગતે રંગાણા વિના રહ્યો નથી ને આજે એક હાલ્યા અમથા પરદેશીએ એના રૂપની અને એની રંગતની મશ્કરી કરી. અધૂરામાં પૂરું એના ગુરુને માથે પણ અટાટની પડી ને પોતાને લાંબા પંથનો પલ્લો પડ્યો. કલાલણને થાય છે કે રખેને પદમણીનો ભેરિયો તો એની માયા નહિ બતાવી રહ્યો હોય ને!

એટલે ઘેરે પહોંચીને પરથમ પહેલો તો એણે મહેમાનનો ઓરડો ઢંઢોળ્યો. મહેમાન તો ઢોલિયામાં પડ્યો પડ્યો નિરાંતે ઘોરે છે. એના ઉપર જાણે કલાલણના મંત્રનું ધારણ ઊતર્યું છે. એ તો કાંઈ ઊંઘે છે! કાંઈ ઊંઘે છે! કલાલણને થયું કે હાશ એક બીક તો મટી! પદમણીનો ભેરિયો હોય તો વળી આવાં ધારણ એને માથે ક્યાંથી ઊતરે! એણે તો રજેરજ મહેમાનની કાયા નીરખી છે. ક્યાં ય કરતાં ક્યાંય આટલી અમથી રજ લાગી નથી કે અમથો ઉઝરડો પડ્યો નથી. હાશ કરીને કલાલણે ઢોલિયા ફરતી દીપેલી આણ ઉથાપવા માંડી છે. હાથમાં રૂપલા ઝારી લીધી છે ને ઢોલિયા ફરતી ધારાવડી દ્યે છે.

પહેલું ચરણ વટાવતાં ધરતીને દૈયેથી ફૂંફાડો ફૂંકતો છે ને ઢોલિયાને પાયેથી કાળોતરો નાગ પૂંછડી-ભેરો ઊભો થઈ કલાલણની સામો ઝઝૂંબી રહ્યો છે.

'હાય હાય, મારા રોયા! મારા ઘરમાં તે ક્યાંથી ભરાણો!' કલાલણ ખમચીને ઊભી રહી ગઈ છે ને નાગને જાણે મેણું લાગ્યું હોય એમ રેલો પાછો ધરતીમાં સમાઈ ગયો છે.

બીજે ચરણે ય કલાલણે ધરતીના ફૂંફાડા સુણ્યા છે ને ત્રીજું ને ચોથું ચરણ પૂરું થતાં એને થયું છે કે આ તે શો કોપ છે! થોડા ને ઝાઝા ચાર કાળોતરા મહેમાનનો ઢોલિયો ઝાલી બેઠા છે તે ઈ તે મહેમાનનો કાળ થઈ આવ્યા છે કે પછી અજાણ્યા મુલકમાં પરદેશીનાં રખવાળાં કરે છે?

મહેમાનને એની ઝાપટ તો નથી લાગી ગઈ ને! પણ ના, મહેમાનની કાયા તો મોગરા જેવી મહોરી રહી છે ને એની છાતીએ ય ધડકારો નથી. એ તો સુખનિંદરમાં પડ્યો છે.

આણ ઉથાપી છે ને મંત્રી કરીને જળની અંજલિ મહેમાન ઉપર છાંટી છે. ત્યાં તો ધડાક કરતો મહેમાન પથારીમાં બેઠો થઈ ગયો છે: 'ઓહોહો સુંદરી! તમે છો! પરભાતના પહોરમાં શુકન તો રૂડાં થયાં. નહિતર કોણ જાણે કેવો યે દિવસ જાત.' મહેમાન પથારીમાં બેઠો બેઠો આળસ મરડી રહ્યો છે.

તો કે: 'નકર કાંઈ માઠાં સ્વપનાં આવેલાં!'

તો કે: 'માઠાં તે કેવાં માઠાં! હજી ય જાણે આંખ સામે તરવરે છે.'

તો કે: 'અમારા મુલકમાં તો પરદેશી પરભાતનો પહોર થાય ને રૂડી પનિહારીયુંનાં મોઢાં જોવા મળે. પહોર દી ચડે ને શેરીએ રૂપની રંગોળીઓ પુરાય. જમવા ટાણે રૂડી રસોઈયું મઘમઘે ને જમાડનારી સમ દઈ દઈ જમાડે. શેરિ ગુલાબ ને મોગરા જાણે ન રોપ્યા હોય એવા કામણગારા ને ઉલળ્યીલા હાટે હાટે ને વાટેઘાટે સામા મળે. રાતે તો રૂપની રોશની થાય ને રંગના નોબતું વાગે. અમારા મુલકમાં તો આઠે પહોર ને બત્રીસે ઘડી રંગ ને રંગરાત. માઠું ઓસાણ હૈયે ન ચડે.'

તો કે: 'તમારા મુલકની વાત હવે અમથી

અછતી નથી રહી, સુંદરી ! આ તો અજાણ્યા મુલકનાં સપનાં હતાં. ઉલસનો તો આરોવારો ન હતો, પણ એક કાળનાં ઘડિયાળાં વાગવા બાકી હતાં.'

તો કેઃ 'કહેવા જેવી વાત હોય તો કહોને મહેમાન. નજરે દીઠાં નથી એવાં કાને સાંભળીએ તો ખરાં.'

તો કેઃ 'ઓહોહો મારે તો એક કરતાં બે ભલાં. એમ કરતાંય હૈયાનો થડકારો ઓછો થાય તો, બાકી તો–'

ને મહેમાને સપનાની વાત માંડી છેઃ

રૂડો રૂપાળો રંગમહેલ હતો ને રંગમહેલને રંગમંડપે તારોડિયાની ભાતે દીવમાળા પ્રગટી હતી. ફરતા બત્રીસ થાંભલા હતા ને થાંભલે થાંભલે માણેક–મોતી ને હીરા–રતનના અક્ષરે અપસરાઓ આળેખી હતી. અપસરાને હૈયે ને હાથે, મુખડે ને માથે ઝમરખ દીવડાની જ્યોતો ઝબૂકતી'તી ને એનાં તેજનાં કૂંડાળાં માણેક–મોતીને હૈયે પરવરીને લીલાંપીળાં મેઘધનુષ ...ત્યાં'તાં. મંડપ વચાળે સંગેમરમરનો ચોતરો ને ...તરાને ફરતી બત્રીસ બત્રીસ પૂતળાંઓ ગરબા લ્યે. ...તરાની ઉપર સાત ધાનનાં સાત કૂંડાળાં ને કૂંડાળાં ... બે કુંડ પ્રગટેલો. કુંડની પાસે જવ–તલના કુંડાં ને મદ્ય, માંસ અને રગતના રંગેલા. કુંડની સામેસામ એક નવસ્ત્રી સુંદરી પદ્માસન વાળી બેઠેલી. છૂટા કેશ છે, કપાળે કંકુની આડ કરી છે, આખે અંગે ફૂલનાં ઉપરણાં ઓઢયાં છે. આંખો મીંચી રાખી છે. મોઢેથી શેનાક જાપ જપતી જાય છે ને કુંડમાં જવ–તલ હોમતી જાય છે. શાં એનાં રૂપ હતાં ? પણ હવે તે મારે રૂપની અચરજ ક્યાં રહી છે, સુંદરી ! રૂપની શગ જેવાં તો તમે સામેસામ ઊભાં છો !

થોડીક વાર થઈ છે ને એક પુરુષ ત્યાં આવ્યો છે. હાથમાં ઉપાડી તલવાર સંવળક સંવળક થઈ રહી છે. આખી કાયા ક્રોધથી કંપી રહી છે. આવતાંવેંત જ એણે તો કાંઈ પૂછ્યું નથી, ગાછ્યું નથી ને સીધી તલવાર જ ઉપાડી છે. હમણાં જ જાણે એક ઘા ને બે કટકા કરી નાખશે.

પણ ત્યાં તો સુંદરીની પાંપણ ઊંચી થઈ છે. ઘડીક પુરુષ સામે નજર નોંધાણી છે. પછી તો નાકે આંગળી અડાડી પુરુષને ચૂપ રહેવા સાનમાં સમજાવ્યો છે ને સુંદરી એના જાપ જપવામાં પડી છે.

પુરુષને તો આખે અંગે લાયલાય થઈ રહ્યું છે, એ તો માર કે મારું, માર કે મારું થઈ રહ્યો છે. પણ કોણ જાણે કેમ્યે કર્યાં પગ ઊપડતા નથી. ધરતી સાથે જાણે જડાઈ ગયા છે. ઘણું બળ કરે છે; પણ એક ડગલું યે આગળ ભરાતું નથી. બોલવા જાય છે, પણ જાણે મોઢું જ નથી, ને એ તો રઘવાયો બન્યો છે, તલવારનો ઘા કરવા જાય છે, પણ ત્યાં તો સુંદરીનો હાથ ઊંચો થયો છે. એ જાણે માકારો કરે છે ને એના હોઠ તો એનો મંત્ર જપ્યે જાય છે.

પુરુષના હાથ હેઠા પડ્યા છે. તલવાર ઠૂંઠાની જેમ હાથમાં રહી ગઈ છે ને ઈ યે ઠૂંઠાની જેમ જ્યાંનો ત્યાં ધર્યો રહ્યો છે.

ને પછી કુંડની જ્વાળા વધી છે, દીવડાની જ્યોત વધી છે, રંગમંડપની રોનક વધી છે, સુંદરીની જપમાળા વધી છે ને રાતીચોળ તપાવેલા તાંબા જેવી એક આકૃતિ કુંડમાંથી પ્રગટી છે. શું એનું ભેંકાર રૂપ છે ! કાળાં ડિબાણું જેવાં ભમર ને કાચબાની જેવી આંખો, નીચું ને ચપટું નાક ને લાલચોળ લબડતા હોઠ, ખીલાસરી જેવા મોટા મોટા દાંત ને વચ્ચેથી બહાર નીકળી પડેલી લાંબી છીભ, લાંબી ડોક ને એથી ય લાંબી પેટને પનારે પડેલી છાતી, ત્રાંબાની ગોળી જેવું પેટ ને હાથીના ગંડસ્થળ જેવા નિતંબ, હાથ લાંબા લાંબા ધૂંટણને આંબે છે ને પગ તો અડધા કુંડમાં સમાઈ રહ્યા છે તો ય તાડના ત્રીજા ભાગ જેવા લાગે છે. શું વિધાતાએ ઘાતર ઘડ્યું છે ! જોતાં જ છાતીનાં પાટિયાં બીસાય ને મોંમાંથી કાળી રાડ નીકળી પડે એવું ભેંકાર રૂપ છે. પુરુષ તો ઊભો'તો ત્યાંનો ત્યાં શીંગડું વળી ગયો છે. એની આંખો ફાટી ગઈ છે, હાથમાંથી તલવાર હેઠી પડી છે ને હમણાં જ જાણે ધરણીએ ઢળી પડશે એમ થઈ રહ્યો છે.

પણ સુંદરીને એ રૂપનો અચંબો નથી એ કરાળ કાયાની એને જરાકે કળ ચડી નથી. પદ્માસન છોડી કરી એ ઊભી થઈ છે. 'જય મા ભૈરવી' કહીને એણે નરમાંસનું નૈવેદ્ય ધરાવ્યું છે. ભૈરવીએ નૈવેદ્ય હાથોહાથ લીધું છે. નૈવેદ્ય આરોગી કરી શેષ સુંદરીને આપી એ પાછી કુંડમાં સમાઇ ગઇ છે.

સુંદરીએ શેષના બે કટકા કર્યા છે. એક પોતે આરોગ્યો છે, બીજો પુરુષ તરફ ફેંક્યો છેઃ 'ભાગ્યમાં હોય તો લે આ દેવીની પ્રસાદી.'

પણ પુરુષ તો ખીલો જ થઈ ગયો છે. એને ભાન નથી, સાન નથી, બોલવાની સોં નથી. ઊભો

ઊભો ટગર ટગર સુંદરી સામું જોઈ રહ્યો છે.

આદમી જેવો આદમી સામે ઊભો છે તો ય સુંદરીને એના ઉઘાડા અંગની મોકળ નથી. સાત ધાનનું ફૂંડાળું વીંખ્યું છે ને સુંદરી પુરુષની સામી આવી ઊભી છે. 'દેવીએ આજે વરદાન દીધું છે, ભલા ભાગ્યમાં નો સમાતું હોય તો ના પાડી દે ને. દેવીની પ્રસાદી રજે રોળાય છે ને ઊભો ઊભો શું જોયા કરે છે!'

ને જોવા જેવું હતું યે શું! સ્ત્રી જેવી સ્ત્રી સામી ઊભી છે. એકે ય અંગ ઓછું'અદરું' નથી. તો ય પુરુષ એની સામે તાકી રહ્યો છે.

ને પછી તો સ્ત્રીની મુદ્રા બદલી છે. અંગ ઉપર રૂંવાટી ઊભી થઈ ગઈ છે. આંખેથી અંગારા વરસી રહ્યા છે ને એણે ત્રાડ દીધી છેઃ 'આજ તો મારી ભેરવી માનો અનાદર કર્યો. કાલ ઊઠીને કોણ જાણે...'

ને એણે પુરુષની હેઠે પડેલી તલવાર લઈ લીધી છે ને...ને...

સ્વપ્નું તો ઊડી ગયું, સુંદરી! પણ સ્વપનાની વેદના હૈયે ચડી બેઠી. અરેરે બચાડા પુરુષની શી ગત થઈ હશે! મન મૂંઝવણે ચડી ગયું'તું, ત્યાં આંખ ઊઘડી ને સામાં તમને ઊભાં દીઠાં સુંદરી! પરભાતના પહોરમાં શુકન તો ભલેરાં થયાં. સ્વપનાની આળ-પંપાળ હવે નહિ સતાવે.'

સ્વપ્નાની વાત સાંભળતી ગઈ ને કલાલણ વિમાસણમાં પડતી ગઈ છે. મધરાતે ગંધરવા મસાણમાં સિદ્ધગુરુને કોકનો પડછાયો લાગેલો. ને આ ટાણે મહેમાન સાધકની ને સાધનાની વાતો કરી રહ્યો છે. બેઈ વાતનો મેળ મળે છે ને મહેમાન તો પથારીમાં પડ્યો પડ્યો આળસ મરડે છે. એને અંગે ને વરતરે ધારી ધારીને જોયું છે. લાંબી વાટની એકે ય એંધાણી ગળી નથી. ત્યારે શું સાચોસાચ મહેમાન સ્વપ્નાની વાત કરતો હશે! એણે બનાવટ તો'નહિ આદરી હોય ને!

કલાલણ પૂછે છેઃ 'મહેમાન! તમારાં સ્વપનાં તો ત્યારે દેવલાં. આવાં સ્વપનાં તો કાં તો સિદ્ધને આવે કાં સાધકને આવે. તમે બેમાંના એકે ય ખરા!'

તો કેઃ 'અમે સિદ્ધે નથી ને સાધકે નથી. અમે તો વાટેઘાટે ફરનારા. મલક મલકનાં પાણી પીએ ને મન મનના મોજમ લઈએ.'

તો કેઃ 'કપાંઈ યે આવી સાધનાની વાત જોયેલી ખરી, મહેમાન?'

તો કેઃ 'જોઈ તો નથી સુંદરી, વાતોમાં જાણી છે ખરી.'

તો કેઃ 'એવી એકાદ વાત કરોને મહેમાન! અમે યે વાતનો મરમ જાણીએ.'

તો કેઃ 'આ ટાણે તો એક સપનાની વાત મન-માં રમી રહી છે. તમારે દર્શને માંડ મન મોકળું થયું છે, ત્યાં ક્યાં વળી એવી ભેંકાર વાતોને રવાડે ચડવું?'

તો કેઃ 'તો કાંઈ નહિ મહેમાન! તમને સાજા-નરવા દીઠા એટલે નિરાંત થઈ.'

તો કેઃ 'તમને યે કાંઈ માઠાં સ્વપનાં આવેલાં?'

તો કેઃ 'સ્વપનાની વાત તરંગી જાણે. બાકી મેં તો પલંગને પાયે ચાર કાળોતરા દીઠા'તા.'

તો કેઃ 'મોટા ફણીધર ઢોલિયો વીંટી બેઠેલા? મને તો એમ કે પલંગને પાયે તો રૂડા હાર-ગજરા ટાંગ્યા છે. કાગાનિંદરમાં હાથ પડેલો તે સુંવાળું સુંવાળું લાગેલું!'

તો કેઃ 'હાર-ગજરાની હોંશ રહી ગઈ છે મહેમાન!'

તો કેઃ 'અમારે પરદેશીને પારકા મુલકમાં વળી હાર શા ને ગજરા શા? એ તો મનમાં જાણ્યું જે તમારા મુલકનો એવો રિવાજ હશે. તમારા દેશનાં આદરમાન તો ક્યાંય થયાં નથી ને થાવાં નથી.'

ને મહેમાન તો ખડખડ ખડખડ હસે છે. સામી ઊભી કલાલણ પણ મરક મરક મરકે છે.

ને વળી આગળ ચાલતાં મહેમાન પૂછે છેઃ 'ને હેં સુંદરી! તમારા મુલકમાં આમ તો અષ્ટમાસિધ ને નવેનિધ. સુખનો કાંઈ આરોવારો નહિ. પણ આવડા નાગના ઉત્પાત શા! એક સામટા ચાર પાયે બેઠેલા.'

તો કેઃ 'અમારા મુલકમાં તો માનવીની ને નાગની આંખો વઢે. નાગનું બી નહોતું રહેવા દીધું. પદમણીએ પૂરા નવસેંનવાણું નાથ્યાને ખીલે બાંધેલા, ને એક બાકી રિયો'તો તે ભાગીને ડુંગરામાં ભરાણો. દરકા માતર ખાલી ખમ. પણ હમણાં ઓલી ગારુ-ડીની જમાત આવી છે ને તે પાછા દરે દરે નાગ ઊભરાવી દીધા છે.'

તો કેઃ 'એવા તે કેવા ગારુડી આવ્યા છે તે ભેગા રાંઢવાની જેમ નાગને ફેરવે છે!'

તો કેઃ 'ગારુડીની તો જાડી જમાત છે, પરદેશી!

પૂરા એક્કસો ને સાઠ છે. પાદર પડ્યા છે તે હાલવા મારગ રહેવા દીધો નથી.'

તો કે: 'એવા ગારુડીને તે શા સારુ ઉતારા દેતા હશો! એની તે કાંઈ જાત છે! પગે ઘુઘરા બાંધી નાચે ને મોઢેથી મોરલી વગાડે. નો હોય ત્યાંથી અછતની વસત આણી બતાવે ને નજર બાંધી માનવીનાં મન હરે. માણસને થાય કે વાહ ભાઈ વાહ, કાંઈ ખેલ કરે છે, પણ એ તો જાદુમંતરના ઉધામા. એમાંથી એકયે વાત સાચી હોય તો એ ગારુડી નહિ. એની નજર જ કૂડી ને કામણગારી.'

તો કે: 'એટલે જ અમારી પદમણીને ઘેલાં લગાડ્યાં છે ને!'

તો કે: 'તમારી પદમણી કાંઈ ને નહિ ને ગારુડીને મોહી!'

તો કે: 'એ તો કહ્યું છે ને કે કામ ન જુએ જાતકજાત.'

તો કે: 'ત્યારે તો તમારી પદમણીમાં ય શું શુકરવાર હશે! એક મુલકમાં ભેંશને પદમણી કહે છે. આ તો કાળી ડિંબાણુ જેવી આખો દિવસ માળામાં પડી રહે.'

તો કે: 'અમારી પદમણી તો પદમણી જેવી પદમણી છે.'

તો કે: 'તો તો પદમણીને નજરે જોવી પડશે.'

તો કે: 'રાતે રમત માંડશું ત્યારે પદમણીને ય નોતરશું.'

ને રાત પડી છે ને કલાલણે મેડી શણગારી છે. કીનખાબની ચોપાટ ઢાળી છે. સાવ સોનાના સોળ સોગઠાં ને પરવાળાના પાસા લઈ કરીને કલાલણ મહેમાનની વાટ જોતી બેઠી છે.

મહેમાને રજવાડી પોશાક પહેર્યો છે. હાથમાં બટવો લીધો છે. ને કટકટ દાદર ચડી મહેમાન-કલાલણની મેડીએ જઈ બેઠા છે.

કલાલણ મહેમાનની સાથે રમવા બેઠી છે. હારે તો પગ નીચેથી ન સરી જાય ને જીતે તો ગુલામ કરીને રાખે ને બજારે હરાજી બોલાવે એવી એની હોડ છે.

રમત તો બરાબરની ચડી છે. બે ય એકબીજાનું માથું ફોડે એવાં સામસામાં ગોઠવાયાં છે. હારજીતની વાત તો કેવળ વાતોમાં જ રહી જશે અને રાત પૂરી થશે એમ લાગે છે. ત્યાં તો મહેમાને ટહુકો કર્યો છે.

'આવી મજાની રાત છે ને રાતે રંગત આદરી છે. હોંકારો દ્યો તો કાંઈ અનુભવની વાતો કરીએ સુંદરી. પાસા તો પાસાનું કામ કર્યે જશે.'

તો કે: 'વાત કરો તો હોંકારો દઈશ જ તો, મહેમાન.'

ને મહેમાને વાત માંડી છેઃ

'એક દી ઇંદ્રસભાનાં અમને તેડાં આવ્યાં'તાં સુંદરી......'

એટલું વેણ કાઢ્યું છે ત્યાં તો કલાલણ બોલી ઊઠી છે: 'તમે તો મહેમાન વળી પાછી સ્વપનાની માયા શરૂ કરી.'

તો કે: 'અમે તો સ્વપનાં યે સાચાં કરી દેખાડશું, સુંદરી! તમારે સાંભળવી હોય તો વાત કરું. નહિતર મારે જીભની મોજ શું કામે ઉતારવી જોવે!'

તો કે: 'ભલે તો મહેમાન સાંભળીએ. જોઈએ તો ખરાં, કેવાંક સ્વપનાં સાચાં કરી દેખાડો છો!'

ને મહેમાને વાત આગળ ચલાવી છેઃ

એક દી ઇંદ્ર રાજાનાં અમને તેડાં આવ્યાં'તાં, સુંદરી. સરગાપરને મારગ જાતાં ઇંદ્રની વાંસે કેરી દૈત પડેલો ને તે દી અમે આડા ઘા ઝીલેલા. તે દિવસની અમારે સ્વરગના રાજા સાથે મહોબત. રથમાં બેસીને અમે સરગાપર પહોંચ્યા ને શોભા નીરખતાં નીરખતાં અમે ઇંદ્રસભામાં જઈ ચડ્યા.

ઇંદ્રસભાનાં તે શાં વર્ણન કરવાં સુંદરી! કહેતાં રાતની રાતો વીતી જાય ને તો ય વગત પૂરી ન થાય એવા એના શણગાર હતા. રાજાએ અમને સામા ચાલી આદરમાન દીધાં ને અડધે આસને બેસાડ્યા. તે દી તો રાજાએ ઇંદ્રાણીજીને ય અળગાં કરેલાં, એવાં અમારાં સન્માન થયાં'તાં.

સભામાં નાટારંભ થઈ રહ્યો'તો. એક એકને ટક્કર મારે એવી અપ્સરાઓ છનનન છુમ છનનન છુમ નાચ કરતી'તી. ગંધર્વો ગાન કરતા'તા. કિન્નર વીણા વગાડતા'તા, દેવ ને દેવીઓ રૂપના અંચળા ઓઢીને હારબંધ ગોઠવાઈ ગયાં'તાં.

આ બ્રહ્મા ને આ શંકર, આ વરુણ ને આ ધર્મરાજ, એમ એક એક કરીને બધાંની ઇંદ્રરાજાએ અમને ઓળખાણ કરાવી. દેવદેવની ઓળખાણ થઈ રહ્યા પછી આ મેનકા ને આ રંભા, એમ અપ્સરાની ઓળખાણ થવા લાગી. એ તો એકને જુઓ ને બીજીને ભૂલો, વીજળીના સબાકા જાણે નો થઈ રહ્યા હોય

એવી રૂપાળી, પણ ત્યાં તો એકની સામી આંગળી ચીંધાણી. ચીંધાણી એવી જ આંગળી ત્યાંની ત્યાં ચોંટી રહી. એ એક તો એક હજારી હતી. હાટે હાટે ને વાટેઘાટેથી તલ તલ જેટલું રૂપ લઈ કરીને એણે એની કાયા મઢેલી. અડો ત્યાં હજાર કટકા થઈ જાય એવી સોહામણ અને જોબનિયું જાણે કામદેવનો ગઢ.

ઈંદ્રરાજા કહેઃ 'એ-તો તિલોત્તમા.'

બસ થઈ રહ્યું. ઓળખાણ થઈ એવી મનને મુર્છા વળી ગઈ સુંદરી. સભામાં જોણાનો કંઈ પાર ન હતો, પણ અમારે મન તો બસ એક તિલોત્તમા ! તિલોત્તમા જ થઈ રહ્યું !'

એમ અમે તો તિલોત્તમાને રટણે ચડ્યા ને સભા તો બરખાસ્ત થઈ. ક્યારે બધા હાલ્યા ગયા એની યે સુધ ન રહી.

ઈંદ્રરાજાએ બાવડું ઝંઝેડી જગાડ્યો ત્યારે સાન ઠેકાણે આવી. સભામાં જોયું તો કાંઈ દીવડા તગતગતા'તા, પણ એની જ્યોત તો ક્યારની યે ઊડી ગઈ હતી.

'માયા છે એવી ને એવી રાખજો.' કહીને રાજાએ અમને ઈંદ્રાણીનો હાર ભેટ દીધો. પણ એ હારને અમારે શું કરવો'તો ! એની પહેરનારીને અમે શોધતા'તા ને એ તો આંખ આગળથી ઊડી ગઈ હતી.

અમે તો સુંદરી, તિલોત્તમાની પાછળ ઘેલા બનેલા. તિલોત્તમા ! તિલોત્તમા ! કરીએ ને ઇંદ્રપુરીની શેરીએ શેરીએ એના નામની બાંગ દેતા આંટા મારીએ. મારગમાં રંભા મળી, ઉર્વશી મળી, મેનકા મળી, બધીયું હાથ ઝાલી ઝાલીને એમને મહેલે એ લે. પણ એના મહેલ તો અમને સૂના સૂના લાગે. અમને તો એક તિલોત્તમાનો વળગાડ લાગેલો. એના હેડા વિના અમને ટાઢક વળે તેમ નથી. અમે તો તિલોત્તમા ! તિલોત્તમા કરીએ છીએ ને તિલોત્તમા તો સૂરજના તેજમાં સમાઈ ગઈ છે.

તે દિવસના સુંદરી, અમે ઈંદ્રાણીના હારનો ભાર વેંઢારીએ છીએ. તિલોત્તમા તો હવે આ ભવે મળવાની નથી ને કાંઈ હારનો અમને મોહ શો ! તમારે કામ આવે તો સુંદરી તમે કંઠે ધરો.'

એમ કહીને મહેમાને બટવામાંથી હાર કાઢ્યો છે. હાર કંઠી કરીને બાજઠ ઉપર પાથરી દીધો છે.

હાર જોઈને કલાવતી ચમકી ગઈ છે. એ તો ઘડીકમાં હાર સામું તો ઘડીકમાં મહેમાન સામું જુએ છે.

ને મહેમાન કહે છેઃ 'સ્વપ્નાની વાતો યે સુંદરી સાચી પડે છે ને ! ઇંદ્રસભાની અમારી વાત સાચી ન હોય તો અમારી પાસે વળી સુંદરીના શણગાર ક્યાંથી !'

પણ કલાવતી તો બોલે કે ચાલે. એ તો મહેમાન સામું જોઈ જ રહી છે.

ને મહેમાનના પાસા પોબાર પડ્યા છે. ચોથા ભાગની બાજી મહેમાન જીતી ગયો છે.

હાર તો લઈ કરીને મહેમાને એક કોરાણે મૂકી દીધો છે ને બાજી આગળ ચાલી છે. પા ભાગની બાજી કલાવતી હારી ગઈ છે એની એને રીસ ચડી છે. હારની વાત ભુલાઈ ગઈ છે ને ચીપી ચીપીને એ પાસા નાખે છે ને ધાર્યા દા લે છે. પણ મહેમાને એના માથાનો છે. એ તો જેવા કલાવતીના પડે છે એવા સામા વાળે છે.

થોડી વાર થઈ છે ને મહેમાને વળી ટહુકો કર્યો છેઃ 'મૂંગા તે રાત કેમ ભાગે સુંદરી ? હું વાત કરું ને તમે સાંભળો. પાસા તો એનું-કામ કર્યે જશે.'

ને મહેમાને વાત શરૂ કરી છેઃ

એક સમે અમે જાત્રાએ નીકળેલા, સુંદરી. દેરાં જોયાં, દેરાં માયલા દેવનાં દર્શન કર્યાં. તીરથજળમાં પાપ ધોયાં ને ફરતાં ફરતાં અમે કાશી વિશ્વનાથના દરબારમાં જઈ ચડ્યા.

'દાદાને દરબાર તો રૂડી ગંગાજીની ધારા વહે. આંભરે ભર્યાં નીર છે ને બેય કાંઠે રૂડા ઘાટ છે. ઘાટે ઘાટે અનેક દેવદેવીનાં ધામ છે ને માનવીનો મેળો તો ક્યાંય માતો નથી. સહુ ગંગાજીમાં ડૂબકી મારી પાપ ધુવે ને દાદાનાં દર્શન કરી પાવન થાય.

સહુ ઘાટમાં વશેકો મણીકર્ણિકાનો ઘાટ. એની શોભા તો જોયા જેવી સુંદરી. પરભાતને પહોર મણીકર્ણિકાને ઘાટે અમે નાવા ગયા. નાહીધોઈને ઊભા થાતા'તા, ત્યાં જળમાં એક કૌતુક દીઠું. જળમાં એક કમળફૂલ ખીલી ઊઠ્યું. સો સો પાંખડીએ સોહંતું ક્યાંય માતી નથી ને રૂપે જળાંજળાં થાય છે. કમળ જોતાં અમે ઊભા છીએ ત્યાં તો કમળમાંથી કાંપા થાય છે ને થોડી વારે કમળને ઠેકાણે એક કમળમુખી, જળમાં ડૂબકી-દા રમતી ને લહેરિયાની ભાત પાડતી દીઠી છે. અંગે એણે ભૂરા રંગનું અંબર પહેર્યું હતું. અંબર જળમાં ઓગળી જઈને કમળમુખીને અંગે ચોંટી ગયું છે, એ તો જાણે શામળાજીએ રાધાને

આલિંગન દીધાં હોય ને મહારાજના અંગનો રંગ રાણી રાધાને તો લાગી ગયો હોય એવું રૂડું દીસે છે. શંખલાની જેવી એની ડોક છે ને ડોકને ભરડો લઈને એના કેશકલાપની લટ ઉરપ્રદેશ ઉપર ઝૂલી રહી છે, એ તો જાણે શંભુજીના દર્શને નાગણી પધારી હોય એવી રૂડી દીસે છે.

અમારી ને કમળમુખીની એકનજર થઈ ને અમને એણે સાન કરીને રમવા નોતર્યા. પણ અમે રહ્યા તપેશરી ને વળી તીરથનો કાંઠો. અમે તો કહી દીધું: 'સુંદરી! અમે રહ્યા તપેશરી. અમથી તીરથ-મર્યાદા નો લોપાય.' [ચાલુ

### પૂજાનાં વાસણ

[પાન ૩ જાનું સાંધણ

આ વાત દેવજી ક્યાંઈ નહિ કરે. બાકી એની માનતા તો લેવી જોઈએ. વખતે કંઈક થાય તો એનો દોષ આપને લાગે.' દેવજી તરફ ફરીને મેં તેને કહ્યું: 'જો, દેવજી, આ વાત ક્યાંઈ કહીશ નહિ. તું હવે જા.'

દેવજી સાહેબને ફરી પગે લાગી ચાલ્યો ગયો. તેના ગયા પછી સાહેબે પૂજાનાં વાસણ દેવ-સેવાના કબાટમાં દેવની સામે મૂક્યાં.

હું પણ થોડી વાર બેસી ચાલ્યો ગયો. અઠવાડિયું-દસ દિવસ જવા દઈ મેં દેવજીના કેસની વાત કરી. અને કહેવાની જરૂર નથી કે પરિણામ દેવજીના લાભમાં આવ્યું.

# ભૂતની શોધમાં

લેખક

**ભાવી ભૂતનાથ**

[ આ વાર્તા રાતના ૧૨ પછી વાંચવાની ખાસ ભલામણ છે ]

•

નાનપણથી જ મને નાટક–સિનેમા જોવાનો ખૂબ શોખ છે. અને નાટકવાળા મારા કાકાના ઓળખીતા હોવાથી નાટક મફત જોઈ શકાતાં. અને એટલે જ ઘરેથી કોઈ પણ નાટક જોવા જતું હોય ત્યારે વિના સંકોચે મને સાથે લઈ જવામાં આવતો. અને સવારથી મને ખબર આપવામાં આવતી કે 'આજે રાત્રે નાટક જોવા જવાનું છે. વહેલો સૂઈ ન જતો, અને તૈયાર રહેજે. અમે દુકાનેથી માણસ મોકલશું–તને તેડવા.' અને વડીલો બનતાં સુધી શનિવાર નક્કી કરતાં. કારણ તે દિવસે ખેલ પણ સારો હોય અને વધારે તો એમને શનિવારે સાંજે ભોજનનો કાર્યક્રમ ન હોય એટલે ઘરે આવ્યા સિવાય સીધા નાટકશાળાએ જવાય. છતાં શનિવાર નક્કી કરવાનું કારણ મને તો એમ જ બતાવતાં કે, 'કાલે રજા હોય, એટલે તને નિશાળે ઝોલાં આવે નહિ.' અને હું એટલા માટે મનમાં મગરૂબી અનુભવતો કે મારે લીધે બધા શનિવારે નાટક જોવા જવાનું રાખે છે. પરંતુ સવારની બીજી એક ચિંતા મગજ પર સવાર થઈ જતી. કાકા પાસે જ સાંભળ્યું હતું–એ કોઈ દોસ્તને વાત કરી રહ્યા હતા અને હું અચાનક સાંભળી ગયો હતો કે દરબારી કોઠાર સામેના લીમડા પાસે ભૂત થાય છે. કોઈ વાર ડાકણનો વેશ લે છે અને કોઈ વાર તો બુઢ્ઢી ડોશી બને છે. મારા કાકાએ એને બુઢ્ઢીના વેશમાં જોયેલી. એક દિવસ એ નાટક જોઈને ચાલ્યા આવે. નાટક પૂરું થયા પછી પણ એ નાટકશાળામાં રોકાયા હતા. નાટકવાળાઓની એક આદત હોય છે, નાટક પૂરું થયા પછી નાસ્તો કરવાની. તે રાત્રે નાસ્તામાં ભાગ લઈને મારા કાકા મોડા મોડા ચાલ્યા આવતા હતા. આખા રસ્તા પર એકલા. કોઠાર નજીક આવ્યા પણ તેમને તો કંઈ વહેમ જ નહિ. પેલા લીમડા પાસેની ભીંત પાસેથી પસાર થવા જાય ત્યાં અચાનક એક બુઢ્ઢી ડોશીને ભીંતને ટેકે બેઠેલી ભાળી એમને તો બહુ આશ્ચર્ય થયું. એક મિનિટ પહેલાં કંઈ ન હતું અને આ ડોશી, તેનું પોટલું, ભાંગેલી લાકડી વગેરે ક્યાંથી પેદા થઈ ગયું! પરંતુ એમને આવી વાતનો અનુભવ, એટલે એ તો મૂંગા મૂંગા ચાલવા લાગ્યા. ત્યાં તો ડોશીએ જ કહ્યું:

'બેટા! ફરટને કેટલી વાર હશે!'

'વખત થવા આવ્યો છે, માજી.'

'તો તું મને જરા સ્ટેશન સુધી મૂકવા આવીશ!'

'માફ કરો માજી! મારે મોડું થઈ ગયું છે!'

'નાટક જોઈને આવતો લાગે છે!'

'હા, માજી.'

'પાછળ બીજા માણસો આવે છે!'

'હા, માજી! લોકોનાં બે–ત્રણ ટોળાં આવે છે' એમ કહીને મારા કાકા તો સીધું જોઈને ચાલવા માંડ્યા. બાકી લોકો કેવા અને ટોળાં કેવાં!

થોડે દૂર જ પોલીસ–ચોકી આવેલી છે. મારા કાકા નજીક ગયા એટલે પોલીસ ગોદડામાંથી મોઢું બહાર કાઢીને કહે, 'મિસ્તર! હમણાં કોની સાથે વાત કરતા હતા?'

'કોઈ ડોશી હતી' કહીને જ્યાં પાછું જુએ ત્યાં તો એક ભડકો દેખાણો ન દેખાણો અને બધું અલોપ. ડોશી યે ન મળે અને પોટલું યે ન મળે.

પોલીસ કહે, 'મિસ્તર! હનુમાનજતિનું નામ જપતાં જપતાં ઘર ભેગા થઈ જાઓ. એમ રાતને વખતે કોઈની જોડે વાત કરવા ખોટી ન થવું.' અને મારા કાકા ઘરે ચાલ્યા આવ્યા.

બસ, આ વાત સાંભળી ત્યારથી જ નાટક પૂરું થાય કે ચિંતા શરૂ થઈ જતી. અને હું કાકાને સમજાવતો, 'ચાલોને! આમ મોટા રસ્તે, ઘોઘાના દરવાજા પાસેથી જ જઈએ!'

'અરે! અત્યારે એટલા ફેરમાં કોણ ચાલે? આ ટૂંકે રસ્તે, સ્ટેશન પાસે થઈ કોઠાર પાસે થઈને ઘરે ન જઈએ!'

અને હું મૂંગો મૂંગો ચાલતો. કેમ કરીને સમજાવું કે મને એ રસ્તે બીક લાગે છે. બધા મશ્કરી જ કરેને. અને પછી બીકણની છાપ પડી જાય એ ખોટું એટલે ચુપચુપ ચાલ્યા કરતો. અને પછી કોઠાર નજીક મને અચૂક ઠેશ આવતી અને કાકા કહેતા: 'એલા! ઊંઘવા માંડ્યો!' અને મારો હાથ ઝાલીને ચાલતા અને હું મનમાં 'હાશ' કરતો કને વાય ભરેલી જગ્યા ઓળંગી જતો. સદ્‌ભાગ્યે કોઈ યે એટલું ન વિચાર્યું કે આ

છોકરાને કોકાર પાસે જ શાં માટે હેશ આવે છે!

મોટા થતાં ભૂતની બીક સાવ મટી તો નહિ જ. બધા વાત કરે કે ભૂત તો, તેમનાથી જે બીએ એને જ હેરાન કરે! બીજાને તો કાંઈ ન કરી શકે. અને બ્રાહ્મણના દીકરાને તો કાંઈ ન કરે. જેણે જનોઈને બરાબર વખતસર એક પણ ભૂલ કર્યા વગર કાને ચડાવી હોય, એ ભૂત આવતાં એ જનોઈ એને દેખાડે તો ભૂત બળીને ભસ્મ થઈ જાય. વળી લોઢું બતાવીએ કે 'જય બજરંગ' એવું બોલીએ કે ભૂત નાસી જાય. અને હું આ બધું સાચું હશે એમ માનીને ક્યારેક કોઈ વહેમ ભરેલે રસ્તે રાત્રે એકલા આવવું હોય ત્યારે ત્રણે ઉપાયોની કાળજી રાખી લેતો. અને એટલે જ હું ક્યારે ય જનોઈને કાને ચડાવવી ભૂલ્યો નથી. કૉલેજમાં દોસ્તો મશ્કરી કરે તો ય સાંખી લેતો. અને ખીસામાં ચપ્પુ કે જૂની ખીલી એવું કાંઈક જરૂર રાખતો. પરંતુ મને એના સાચખોટની કસોટી કરવાની તક કોઈ દી ન મળી.

ભૂતની મારી બીક તો મટાડી 'કહાની'એ. 'કહાની' હું નિયમિત વાંચું છું. અને જ્યારે વાંચું છું ત્યારે સૌથી પહેલાં તો 'ભૂતકથા' જ વાંચું છું. મને એમાં રસ પડે છે. અને હવે તો ભૂત પ્રત્યે મને ઘણો પ્રેમ થવા લાગ્યો છે. 'મયૂર'ના મદારીની છોકરી કે 'મન્મથ'ની મિનક્ષી મને મળી જાય તો કેવું સારું! એમ મને હવે ઘણીવાર થાય છે. હું તો એને ફોસલાવી એવું કામ કાઢી લઉં કે ભૂતાવળ પણ મારી તારીફ કરે. મને 'ભૂતનાથ' થવાના કોડ જાગ્યા છે. એવી કોઈ સ્વરૂપવાન ભૂતબાઈ જો મારા પર મોહી પડે તો તો બસ કમાલ કરી દેખાડું. એને હાથમાં રાખીને ખૂબ પૈસા કમાઉં. એક ફિલ્મ-કંપની જ ન શરૂ કરું? અને એ ભૂતબાઈને જ એમાં ન ઉતારું! જોઈ લ્યો પછી દુનિયાભરમાં ભાઈનો ડંકો!

પરંતુ કોઈ કહેશો કે એવી ભૂતબાઈ ક્યાં મળે! સાંભળ્યું હતું કે કૃષ્ણનગરમાં એવું એક મકાન છે. એક અઠવાડિયા સુધી સતત આંટા ખાધા ત્યારે પત્તો મળ્યો. અને એના માલિકને ગળતાં બીજા ત્રણ દિવસ નીકળી ગયા. દાણાપીઠમાં એ સજ્જનની દુકાન હતી. એ દુકાનનાં પગથિયાં ચડીને ગાદી પર બિરા-જેલા શેઠ સાહેબને નમસ્તે કર્યા.

'આવો બેસો, શું કામ છે!' કહે ઘરાક ધારી વાત શરૂ કરી.

'જી! સાંભળ્યું છે કે કૃષ્ણનગરમાં આપને એક મકાન ભાડે આપવાનું છે.'

શેઠ ચમક્યા. એમને થયું કે પોતાના મકાનની ખ્યાતિ આટલે સાંભળી લાગતી નથી. કહેવું કે ન કહેવું એવી ગડમથલમાં થોડો સમય ગૂંચવાઈને અંતે એમણે કહ્યું, 'ભાઈ! ભાડે તો આપવાનું છે. પરંતુ મકાન જરા વહેમવાળું છે. કોઈ ભાડુત એમાં ટકતું નથી.'

'જી! શું ભાડું છે!' શેઠને એમ લાગ્યું કે જુવાન છાતીનો કઠણ લાગે છે. એમણે જ પછી મને સમજાવવા માંડ્યું, 'ભાઈ! જાણે તમે મકાનમાં રહો એ તો હું મકાનધણી તરીકે જરૂર ઇચ્છું. પરંતુ હું તમને જરા ય અજાણ રાખવા માગતો નથી. એ મકાન ખરેખર વહેમવાળું છે. ત્યાં જે જે ભાડુત આવ્યા છે તે બધા ય કુટુંબમાંથી કોઈક નહિ ને કોઈકને ગુમાવીને જ ગયા છે.'

'જી! પરંતુ ભાડું શું છે?' શેઠને ક્યાં ખબર હતી કે હું આવા મકાનની જ તલાશમાં હતો! શેઠને પણ થયું કે ભલેને રહી જોતો.

એમણે કહ્યું, 'કેટલા વખત માટે જોઈએ છે?'

'ત્રણેક માસ રહેવું છે.'

મેં જવાબ આપ્યો. તો મને શેઠનો ચોંકાવનારો જવાબ મળ્યો, 'પિસ્તાળીશમાં આપીશ, જાવ!'

મને થયું એ તો મોંઘું પડે.

મેં કહ્યું, 'એટલું બધું તો ન પરવડે.'

શેઠ કહે, 'અરે તમે સમજ્યા નહિ! પોણા ત્રણ ને એક આનાના ભાવમાં આપીશ. હવે કાંઈ!'

મને તો કાંઈ સમજણ પડી નહિ. હું તો બાઘાની જેમ શેઠની સામું જોઈ રહ્યો. મને આમ નવાઈ પામેલો જોઈને શેઠ બોલ્યા, 'કૉલેજમાં ભણતા લાગો છો?'

મેં ડોકું ધુણાવી હા કહી. મનમાં એમ કે કૉલેજમાં રહી મકાનનું ભાડું પોણા ત્રણ ને એક આનાના ભાવનું હોય છે એવું કોઈ કહેતાં કોઈ પ્રોફેસરે શીખવ્યું જ નહોતું. અને શેઠના ગુમાસ્તા અંદર અંદર હસી રહ્યા હતા. શેઠને પણ હસવું આવતું હતું. શેઠ કહે, 'ભાઈ પિસ્તાળીશ એટલે પોણા ત્રણ ને એક આનાનો ભાવ એટલે મફત! હવે સમ-જ્યા! આ તો અમારી ભાષા કહેવાય! અને તમારે ત્રણ માસ રહેવું છે ત્યારે ભલે રહી જુઓ. ભાડું

હશે તો અઠવાડિયામાં જ મકાન ખાલી કરવા આવશે નહિ તો મારે તો મકાન પરથી વહેમ ટળી જતો હોય તો એના જેવું એકેય નહિ. અરે શાંતિલાલ! ભાઈને જરા મકાનની ચાવીઓનો ઝુમખો આપજે.'

હું તો ચાવીઓ લઈને રસ્તે પડ્યો. મનમાં થયું ચાલો, ભૂત ન મળે તો કંઈ નહિ, ત્રણ માસ સુધી ખુનગરની હવા તો ખાશું. અને એમ છતાં જો ભૂત મળી જાય તો એના જેવું એકેય નહિ. 'ભાગ્યશાળીને ભૂત રળે' એ કહેવત સાચી પાડી દઉં.

અને મેં બીજા ગુરુવારથી રહેવાનો આરંભ કરી દીધો. મને મનમાં એમ હતું કે કોલેજની પહેલી ટર્મ છે! લહેરથી રહેશું. બીજા મિત્રોને પણ બોલાવશું, અને આનંદ-કલ્લોલ કરશું. પણ કોણ જાણે કેમ બધા દોસ્તો દિવસના આવે પણ રાત્રીનું આમંત્રણ આપું તો કહેશે, 'ના ભાઈ! સીનિયરનું વર્ષ છે, વાંચવું જોઈએ ને?' હું મનમાં હસતો. તેમને શેનો વાંધો હતો તે હું બરાબર જાણતો. કારણ એ બધા રાત્રે વાંચતા કે સિનેમા જોતા એની મને ખબર હતી. અને હું બીજાને ખાસ આગ્રહ કરતો યે નહિ. આવાં કામ તો એકલા પતાવવાં જ સારાં.

પરંતુ એક માસ તો શાંતિથી વીતી ગયો. રોજ રાત્રે સુવાસિત ધૂપ અને અગરબત્તીઓ પેટાવી હું આરામખુરશીમાં પુસ્તકો વાંચતો બેસી રહેતો. પરંતુ કંઈ જ પરચો દેખાય નહિ. ચોમાસાની મેઘલી રાતોમાં વરસાદ જ્યારે બહાર મૂશળધાર પડતો હોય. ગાજવીજથી વાતાવરણ ગાઢ ઊંડું હોય અને હું શેરલોક હોમ્સ કે એડગાર વૉલેસનાં પુસ્તક વાંચીને કંટાળતો ત્યારે પણ કોઈ ભૂત મને દર્શન દેવા ન આવતું.

એવી જ એક જામતી રાત હતી. બહાર અનરાધાર વરસાદ વરસી રહ્યો હતો. રાતનો એક થયો હતો. હું દીપક બુઝાવીને સૂવાની તૈયારી કરતો હતો ત્યાં બહારથી દ્વાર ખખડાવવાનો અવાજ આવ્યો. હું ચોંકી ઊઠ્યો. ઝટપટ તૈયાર થઈ ગયો. મારા જીવનને ફેરવી નાખે એવી ઘડી આવી લાગી હતી. 'કોણ છે?' મેં સાદ પાડ્યો. જવાબમાં દ્વાર ફરી ખખડ્યાં. મને મનમાં થયું કે કદાચ પવનનાં યે ખખડતાં હોય. એટલે મેં વધુ જોરથી કહ્યું, 'કોણ છે!'

'ઉઘાડો તો ખરા!' ઝીણો મંજુલ અવાજ આવ્યો.

મને ખાતરી થઈ કે ભૂતભાઈ આવી પહોંચ્યાં. મેં જઈને દ્વાર ઉઘાડ્યું. અને હું અચંબો પામી ગયો. એક અતિ સ્વરૂપવાન વિશેક વર્ષની સ્ત્રી, વરસાદથી ખૂબ પલળેલી, માથા પરથી પાણી નિતારવા પ્રયત્ન કરતી દ્વાર પાસે ઊભી હતી. મને વિચાર થયો કે સામે ચાલીને ભૂતને આવકાર દેવાય કે નહિ? એમ વિચાર કરતો હતો ત્યાં તો તે જ અંદર આવી અને બારણાં બંધ કરીને મારી સામે ઊભી રહી. શી રીતે વાત શરૂ કરવી એના જ વિચારમાં પડ્યો હતો. મને હજી મૂંગો જ નિહાળી તે બાઈએ હસીને કહ્યું, 'કેમ બહુ વિચારમાં પડી ગયા? હું કંઈ ભૂતબૂત નથી હો!'

મને આશ્ચર્ય થયું કે મારા મનની વાત આ શી રીતે જાણી ગઈ! નક્કી એ જ લાગે છે.

મેં કહ્યું, 'હું તો ઇચ્છું છું કે તમે ભૂત હો!'

'હેં!' આશ્ચર્યથી એ મારા સામું જોઈ રહી હતી. 'મશ્કરી કરો છો!'

'ના, ખરેખર, કહું છું. પણ ચાલો આડીઅવળી વાત જવા દો. હું જાણું છું કે તમે ભૂત છો. હવે તમારે ભૂત શા માટે થવું પડ્યું એ વાત કરો.'

એ તો ડઘાઈને મારી સામું જ જોઈ રહી. પછી હસીને કહે, 'જબરા મશ્કરા લાગો છો. ચાલો, કંઈ પહેરવાનું વસ્ત્ર આપો છો! હશે કંઈ ઘરમાં કે પછી રામરામ!'

'વસ્ત્ર કેમ ન હોય? પરંતુ તમને ભૂતને વળી વસ્ત્રની જરૂર શી? તમે તો ધારો તો આ વસ્ત્ર સૂકવી નાખી શકો અથવા બીજાં લઈ આવી શકો.'

'અરે, હવે મશ્કરી પછી કરજો. પહેલાં મને કંઈક વસ્ત્ર આપો. સાવ ઠરી ગઈ છું તો.'

'એમ બની જાય એ બીજા. હું કંઈ ભૂતથી બીતો નથી. તમતમારે અહીં શું કામ પધાર્યાં છો એ કહોને?'

પણ હું વધુ બોલું તે પહેલાં તો વળગણી-પરથી ટુવાલ તથા ધોતિયું લઈને તે પાસેના રૂમમાં ચાલી ગઈ. હું નિરાંતે આરામખુરશી પર પડ્યો. એક સરસ અગરબત્તી પેટાવી, અને પછી હવે એની સાથે કેમ વાત શરૂ કરવી એના વિચારમાં ગૂંથાયો. એને હવે બરાબર કાબૂમાં લઈ લેવી જોઈએ. આવી પળો વારંવાર નથી આવતી. વિચાર કરું છું ત્યાં તો એ આવી. અરે! વાહ! ધોતિયું પહેરીને ઉપર મારું ખમીસ એ રૂમમાંથી લઈને પહેરી લીધું હતું. વાળ

સાવ છૂટા મૂકયા હતા. શું રૂપ હતું! મને સહેજ-સાજ ગર્વ ઊપજવા લાગ્યો. વળી વિચાર આવ્યો કે ભૂતને કપડાં બદલવાની શી જરૂર! પણ કદાચ એને હજી ભૂત તરીકે ન ઓળખાવું હોય. સામેની ખુરશી પર એને બેસવાનું કહી મેં પૂછ્યું, 'હં! આપનું નામ?'

રૂપાની ઘંટડી જેવો મધુર અવાજ આવ્યો, 'મિનાક્ષી.'

હેં! હું ચમક્યો. 'મન્મથ'ની મિનાક્ષી અહીં? અને હું બબડ્યો, 'ચિક્ ચિક્ ચરર.'

'કેમ! એમાં તમને અરર કહેવા જેવું શું લાગ્યું!' તેણે સાશ્ચર્ય પૂછ્યું.

'કંઈ નહિ.' મેં કહ્યું, 'તમારે અહીં ચીવટી થવું નહિ પડે.'

'હેં? શેની ચીવટી! તમે કેમ આવું બોલ્યા કરો છો? જુઓ, હું તમને મારી વાત કહી દઉં.'

હં! હવે કંઈક ઠેકાણે આવી ખરી. મેં કહ્યું, 'તમારે કહેવું જ હોય તો હું સાંભળીશ. નહિ તો હવે તો મને તમારી વાતની ખબર પડી ગઈ છે. હુ જાણું છું કે તમો કોણ છો અને અહીં શા માટે વસો છો?'

'હું અહીં વસું છું? તમને તે થયું છે શું? અને મારી વાતની તમને ખબર પડી ગઈ? કઈ વાતની? કહો ત્યારે હું કોણ છું!'

'તમે 'મન્મથ'નાં મિનાક્ષી છો.' મેં કહ્યું. તે ચમકી ગઈ. મારા સામું ધારી ધારીને જોવા લાગી.

''તમે મન્મથને ઓળખો છો?' તેણે પૂછ્યું.

'જી હા, 'મન્મથ' મારો દોસ્ત છે.'' મેં ચલાવ્યું. તે વધુ ગૂંચવાઈ. રૂપાળા મુખ પર મૂંઝવણની રેખાઓ એવી સુંદર લાગતી હતી જાણે વાયોલીન પર વાગતા શિવરંજનીના સૂરો! હું તો મુગ્ધ થઈને બેઠો જ રહ્યો.-

થોડી વારે તેણે કહ્યું, 'મન્મથે તો મને કદી કહ્યું નથી કે ભાવનગરમાં એનો કોઈ દોસ્ત છે.'

'ક્યાંથી કહે! મન્મથ મને ઓળખે તો ને? એ કંઈ મને નથી ઓળખતો.'

'હેં? તો પછી તમે એના દોસ્ત ક્યાંથી? મને તો આ બધા ગોટાળામાં કંઈ સમજ જ પડતી નથી. તમે કોણ છો? તમારું નામ?'

'મારું નામ ભૂતનાથ.'

'શું? મહેરબાની કરીને મશ્કરી જવા દો,'

'ના, ખરું કહું છું. મારું નામ ભૂતનાથ અને હું મન્મથને ઓળખું છું. એ મને ઓળખતો નથી. તમારી બન્નેની મુલાકાત પ્રથમ તો લગભગ પાંચેક વર્ષ પર થઈ હતી. પછી તો તમે અવારનવાર રાણીના બાગમાં અને એમ મળતાં.'

'સાચું, સાચું. પરંતુ અમારા બે સિવાય આ વાત તો કોઈ જાણતું નથી. હા, મારા એક ભાઈ અહીં રહે છે. એમને ખબર છે થોડીઘણી. કદાચ એમણે જ તમને વાત કરી હશે. હા, હા, બસ, એ જ બરોબર છે, કહો, ચંદુએ જ તમને એ વાત કરી છે ને!'

'મારા ઓળખીતાઓના લિસ્ટમાં ચંદુ જેવું નામ જ નથી.'

'તો મને કંઈ ખબર પડતી નથી. કાં તો તમે ખૂબ જબરી મશ્કરી આદરી રહ્યા છો અને કાં તો-કાં તો તમે ખરેખર ભૂતનાથ છો.' અને તે વિહ્વળ દૃષ્ટિથી આમતેમ જોવા લાગી. બહાર વરસાદ પણ આ દૃશ્ય જોવાનું ખૂબ ગમતું હોય તેમ અટક્યા સિવાય અમારી તરફ ડોકિયાં કરી રહ્યો હતો.

મેં કહ્યું, 'પછી મન્મથ તમને મૂકીને ચાલ્યો ગયો. અને તમે ઘણા સમય બાદ મરી ગયાં!'

'હેં!' તે એકદમ ઊભી થઈ ગઈ. તેના ડોળા આશ્ચર્યભરી બીકથી ખેંચાઈ ગયા હતા. તેણે કહ્યું, 'મહેરબાની કરીને સીધેસીધી વાત કરો.'

'તમે એમ નહિ માનો. તમારી બધી વાત તો મન્મથે 'કહાની'માં છપાવી છે. હું એ અંક તમને લાવી દઉં.' હું બીજા રૂમમાં જઈ એ અંક શોધવા લાગ્યો. ઘણી ખરાબ ટેવ છે, પુસ્તકો અને માસિકો ઠેકાણાસર ન રાખવાની. માંડ ગોતીને લઈ ગયો. જોઉં છું તો રૂમમાં કોઈ ન મળે. અરે! આ શું! બહાર વરસાદ ખૂબ જોરથી પડતો હતો. ગાજવીજ પણ થતી હતી. અને રૂમમાં કોઈ નહિ! ચારે બાજુ જોયું. કોઈ ન મળે. મેં બૂમ પાડી, 'અરે મિનાક્ષી! તમે ક્યાં ગયાં?' જવાબમાં દૂર દૂરથી ખડખડાટ હસવાનો અવાજ સંભળાયો. મને થયું કે કિંમતી પળ જતી રહે છે. મેં ફરી બૂમ પાડી, 'મિનાક્ષી! તમે ક્યાં છો!' અને ફરી ખડખડાટ હાસ્યધ્વનિ સંભળાયો. અને સાથોસાથ જબરો કડાકો થયો. વીજળી પડી કે શું! ના, ના એ બધા મિનાક્ષીના પ્રતાપ. પણ મને પ્રસ્વેદ કેમ વળવા માંડ્યો? દિલ કેમ ધ્રૂજવા મંડ્યું! છટ્, એમાં બીવા જેવું છે શું! મેં ફરી બૂમ પાડી,

'મિનાક્ષી, તમે ક્યાં છો ? જલદી અહીં આવો.' અને જવાબમાં ફરી હાસ્યધ્વનિ. આ વખતે તો સ્પષ્ટ સંભળાયું—જાણે ત્રણચાર જણાં હસતાં ન હોય ! મેં ઝટપટ દીવો બુઝાવી દીધો. ધ્રૂજતો ધ્રૂજતો પથારીમાં પડ્યો. રજાઈ માથે ઓઢી લીધી. છતાં હજી પેલો હાસ્યધ્વનિ સંભળાતો હતો. એ અવાજ નજીક ને નજીક આવતો જતો હતો. મેં કાન બંધ કર્યાં. છતાં મને એ અવાજ વધુ ને વધુ સંભળાવા માંડ્યો. અને મારાં દ્વાર પણ ખખડ્યાં. હું 'રામરામ'નો જાપ જપવા માંડ્યો. દ્વાર પર અવાજ ચાલુ જ રહ્યો. બૂમ પડી. 'ભૂતનાથ ! બારણું ઉઘાડો.' હું ચમક્યો. અવાજ પુરુષનો હતો. મારા ભૂતનાથ નામની ખબર એને કેમ પડી ? ફરી અવાજ આવ્યો. 'ભૂતનાથ ! બારણું ઉઘાડો. મરી ગયેલી મિનાક્ષી પાછી આવી છે.' મેં રજાઈ વધુ માથા પર ઓઢી. મિનાક્ષી આ કોઈ ભૂતના સરદારને તેડીને આવી લાગે છે. ખરેખરો ભૂતનાથ આવી પહોંચ્યો લાગે છે. ફરી અવાજ આવ્યો, 'ભૂતનાથ ! બીઓ છો શા માટે ? બારણું ઉઘાડો.' મને થયું ઉઘાડવા દેને ! નહિ તો એ તો ખરો ભૂતનાથ છે, તોડીને આવશે. જે થાય તે ખરું. અલ્લાબેલી કહીને મેં બારણું ઉઘાડ્યું. સાચે જ મિનાક્ષી અને બીજા બે જુવાન આવ્યાં હતાં. રેઈનકોટ ચડાવ્યા હતા. હાથમાં છત્રીઓ હતી. આ વખતે તો મિનાક્ષી પાસે પણ છત્રી હતી. બધાં અંદર આવ્યાં અને મિનાક્ષીએ કહ્યું, 'જો, આ જ એ ભૂતનાથ.'

'ના, ના, મારું નામ ભૂતનાથ નથી. મારું નામ તો કાન્તિલાલ.' મેં લોચા વાળ્યા.

'ના, ચંદુ. એ જ ભૂતનાથ. એમણે જ મને આટલી બધી બિવરાવી દીધી.'

અને ચંદુએ આગળ આવીને કહ્યું, "મિસ્ટર કાન્તિલાલ, આ બધો ગોટાળો શો છે ? તમે તો અહીં એકાદ માસથી રહો છો. આ વહેમી મકાનમાં રહીને ભૂતનાથ તો નથી થઈ ગયા ને ?'

અને હું પણ કંઈ ન સમજ્યો. આ ચંદુ કોણ છે ! એ મને શા માટે આમ પૂછે છે ! મગજ પર હિમની પોપડી બાઝી હોય એમ લાગ્યું. હું ખુરશી પર બેસી ગયો. અને સ્વસ્થ થઈને પૂછ્યું, 'પણ તમે કોણ છો ! અત્યારે રાત્રે અહીં કેમ આવ્યા છો ?'

'જુઓ તમને મારી વાત કહી દઉં.' ચંદુએ કહ્યું. 'આ મારી ફઈની દીકરી છે. મિનાક્ષી એનું નામ. અઠવાડિયાથી એ અહીં આવી છે. આજે બપોરની ગાડીમાં એ શિહોર ગયેલી. એની એક બેનપણી ત્યાં છે, અને ફાસ્ટમાં એ પાછી આવવાની હતી. સાંજ પછી વરસાદ શરૂ થયો એટલે હું તથા આ જગદીશ એને તેડવા સામે ગયા. સ્ટેશને તપાસ કરી તો ગાડી બે કલાક મોડી. બે કલાક સુધી ત્યાં બેસી રહેવા કરતાં ચાપાણી પીવા અમે નાટકશાળા બાજુ ગયા. ત્યાંથી પાછા જઈએ ત્યાં તો ગાડી એક જ કલાક લેઈટ હોવાથી એને આવ્યાને અર્ધો કલાક તો થઈ ગઈ હતી. પ્લેટફોર્મ ખાલી હતું. ગાડી પણ એકે ન મળે. અમે ઝડપભેર પાછા વળ્યા. ત્યાં આ ધોતિયા અને શર્ટમાં મિનાક્ષીબહેન અમને મળ્યાં.'

હું તો સાવ ડઘાઈ ગયો.

ત્યાં તો મિનાક્ષીએ જ શરૂ કર્યું, 'તમને કોઈને ફાસ્ટ પર ન જોઈને પહેલાં તો હું મૂંઝાઈ. ઘોડાગાડી પણ નસીબજોગે એકે ય ન મળે. અંતે પલળતાં પલળતાં નીકળી પડી. પણ મકાન જડે નહિ. ત્યાં અહીં બત્તી બળતી જોઈ એટલે અહીં આવી. ત્યાં તો આ ભૂતનાથભાઈએ મને ભૂત જ ઠરાવી દીધી..'

'પણ ત્યારે મન્મથ કોણ ?' મેં પૂછ્યું.

ચંદુએ હસીને કહ્યું, 'મારા ભાવી બનેવી. મિનાક્ષીબેન જોડે એનાં સ્નેહલગ્ન થવાનાં છે.'

ઓત્તારીની ! ભારે ગોટાળો કર્યો. મેં કંઈ બોલ્યા ચાલ્યા વગર એમને 'કહાની'નો અંક જ આપ્યો અને 'ચિક્ ચિક્ ચરર'ની વાર્તા વાંચી જવાનું કહ્યું; અને એ વંચાઈ રહ્યા બાદ, હું ભૂતની શોધમાં નીકળેલો છું એ વાત કરી. બધાં હસી હસીને ઢગલો થઈ ગયાં.

'જબરા ભૂતનાથ, તમે તો ! એમ કંઈ ભૂત મળતાં હશે ?' મિનાક્ષીબેન બોલ્યાં.

'હશે, જે થયું તે, હવે ચાપાણી પીને પછી જ જજો.' અને મેં સ્ટવ પેટાવ્યો.

ચા થઈ ત્યાં સુધી એ લોકો શું હસ્યાં છે ! અને તેમણે તો મારું નામ સાચોસાચ 'ભૂતનાથ' ઠરાવી દીધું. રસ્તામાં પણ હવે જ્યારે મળે છે ત્યારે 'ભૂતનાથ' જ કહે છે. મારે તે એનો શો ઉપાય કરવો ? પરંતુ ખરેખર હું 'ભૂતનાથ' થઈશ ત્યારે જ મને જંપ વળશે. ભરતી ભાવટ ભાંગે એવી ભૂતબાઈની શોધમાં હું છું. કહેશો કોઈ એ ક્યાં મળશે ?

# એક સાંજે

લેખક
નચિકેત

'નહિ, નહિ, નહિ!' પ્રતિમાએ કહ્યું અને તે દૂર ખસી ગઈ.

અવિનાશનો લાંબો થયેલો હાથ એમ ને એમ રહી ગયો. પ્રતિમા આટલે મોટેથી બૂમ પાડે! બાજુના ખંડમાં એના પિતા સાંભળે તો? તે પ્રતિમા સામે જોઈ રહ્યો. તેની નજર પ્રતિમાને ઠપકો આપી રહી. શી બેવકૂફી! કશું બોલ્યા વગર તે દાદર ઊતરી ગયો.

પણ તેના ગુસ્સાનો પાર ન હતો. ગુલાબી સાડી નીચેથી આછા લાલ રંગના કબજામાંથી આવતો સોનાની બંગડીવાળો ગૌર, કોમળ, સુંદર હાથ તે હાથમાં લેવાનો હતો. અને પ્રતિમાની સ્નેહભરી હસતી આંખો સામે જોવાનો આનંદ! બસ, તે માટે, હૃદયના મીઠા થડકાર સાથે, તેનું મન તૈયાર થયું હતું. ત્યાં પ્રતિમા પાછી હટી ગઈ. એટલું જ નહિ, પણ તેણે મોટેથી બૂમ મારી, એના પિતા સાંભળે એમ, છટ્! અવિનાશના મનને મોટો આંચકો લાગ્યો હતો. આમ કોઈ કરતું હશે! હું શું એને ખાઈ જવાનો હતો?

ઝપાટાબંધ ડગલાં ભરતો એ આગળ ચાલ્યો. માત્ર હાથમાં હાથ લઈ તેને રજા લેવી હતી. બસ એટલું જ. એમાં શું બગડી જાત? સહુ જાણે છે કે પ્રતિમાનાં લગ્ન થયાં છે. તેથી શું! આટલી છૂટ ન લેવાય? દસ વરસથી અવિનાશ રાવસાહેબને ત્યાં આવે-જાય છે. કેટલી વાર પ્રતિમાએ તેની સાથે વાતો કરી છે, હસી છે, મસ્તી કરી છે. લગ્ન થયાં એટલે બસ? આડી આવડી મોટી દીવાલ ઊભી થઈ ગઈ?

'પત્નીએ તો પતિપરાયણ થવું જોઈએ. તેને જ વફાદાર રહેવાનું. પરપુરુષ...' પ્રતિમાનાં વૃદ્ધ કાકીના બોલ તેને યાદ આવ્યા. છી! પરપુરુષ! વફાદારી! જૂનાં, નિર્જીવ સૂત્રો! અવિનાશને ઘરડાંઓની જમાત પર ચીડ ચડી. છોકરી જન્મે ત્યારથી ટકટકાટ! વિધવાઓની શિખામણ! એ જ યુવતીઓ પર રાજ કરે છે! બધીને ડરપોક બનાવી દે છે! પણ પ્રતિમાને તેણે એટલી મૂર્ખ નહિ ધારેલી. જહન્નમમાં જાય બધાં. ભલે છોકરીઓને પેટીમાં પૂરી રાખે. તિજોરીમાં મૂકીને તાળાં દે. એમનો કિંમતી ખજાનો કોઈ ઉઠાવી ન જાય.

પાછળ મોટરનું હોર્ન વાગ્યું. કૂદીને અવિનાશ રસ્તામાંથી ખસી ગયો. તેને યાદ આવ્યું કે પોતે મુંબઈની બજારમાં ચાલતો હતો. ટ્રામનું ક્રોસિંગ ઓળંગી એ આગળ ચાલ્યો:

પ્રતિમાનું નામ જ બસ મગજમાંથી ભૂંસી નાખવું પડશે. એને રદ કરી દઉં. ભૂંસી નાખું. એને કદી યાદ કરવી નથી. કેવી સ્વાર્થી ને ગણતરીબાજ છોકરી! ઈશ્વરે બે મોટી આંખો આપી છે તેમાં તો મિજાજનો પાર નથી. કેમ જાણે દુનિયામાં એના સિવાય કોઈ રૂપાળું હોય જ નહિ! અને વળી પ્રતિમામાં રૂપ જેવું છે શું! એ તો એની ઉંમર એવી છે. અવિનાશને તેના કાકાના બોલ સાંભર્યા: 'વીસ વરસની છોકરી રૂપાળી ને બુદ્ધિશાળી લાગે જ. દસ વરસ જવા દો. ત્રીસ વરસની ઉંમરે આજની જાજરમાન યુવતી સાવ બૈરું બની બેસશે.' કાકાના એ શબ્દો અત્યારે તેને સાચા લાગ્યા.

-ને કેટલી વાર પ્રતિમાએ તેને બનાવ્યો હતો? પોતે પ્રતિમાને ગાડી કરી ફરવા લઈ જવાનું નક્કી કરે. 'ચાલો ફઈબા! જરા ફરી આવીએ. ખુલ્લી હવાથી તમારી તબિયત સારી થશે. તમારે માટે અવિનાશ ગાડી લાવ્યા છે,' કહી પ્રતિમા તેની વૃદ્ધ ફઈને સાથે લે. અવિનાશ પ્રતિમા સાથે સિનેમા જોવા જવાનું ઠરાવે. પ્રતિમાએ એના બે નાના ભાઈઓને આગળ કર્યા જ હોય. કદી એ એકલી તેની સાથે આવી નથી. લુચ્ચી! સદાય એને મૂર્ખ બનાવ્યો છે અને તેનું ખિસ્સું ખાલી કરાવ્યું છે એ વધારામાં.

વરસો થયાં તેણે પ્રતિમા પાછળ આંટા માર્યા છે. તે શાળાએથી ઘેર આવતી હોય ત્યારે શેરીમાં સામે મળવા અવિનાશ તપ તપ્યો છે. કલાકો સુધી તેને ઘેર બેસીને તેના વૃદ્ધ પિતા સાથે કાવકે મુખે વાત કરી છે. બેવકૂફ, અશક્ત ડોસો! એનો વીમો અને એનો વેપાર! એનો દમ અને ઉધરસ અને એની દવાઓ એને દાક્તરો-ઓહ! એની તબિયતની વાતો કરવામાં શું એને રસ હતો? પ્રતિમાને ખાતર જ કેટલી સાંજ તેણે બગાડી છે; શિયાળાની ઠંડી રાતોમાં અને ચોમાસાના વરસતા વરસાદમાં એ રાવસાહેબને ઘેર જઈ જઈને કલાકોના કલાક બેઠો છે. માત્ર

પ્રતિમાનું હસતું મુખ જોવા, તેના બે બોલ સાંભળવા. પ્રતિમાને એની કિંમત નથી. અક્કલ હોય તો કિંમત કરે ને !

અને અવિનાશને સમસ્ત સ્ત્રીજાતિ તરફ ગુસ્સો ચડ્યો. આ આજની ભણેલી છોકરીઓ ! પ્રેમ આપવો નથી, અને એટલો લેવો છે. કેવી કંજૂસ ! પ્રશંસા, સ્નેહ, ભક્તિ એ સર્વની તેને ભૂખ છે. પણ સામે પ્રેમ દર્શાવવાની હિંમત નથી. કાયર ! નિર્જીવ ! જિંદગીની પ્યાસ ક્યાં છે ? તમન્ના ક્યાં છે ? પ્રેમના ઝંઝાવાતથી તો દૂર નાસવું છે. તેને તો માત્ર ટાઢક જોઈએ છે, આરપાર જોઈએ છે. સાચી મહોબ્બતનો રંગ જુએ ત્યાં તો એ અકળાય છે, 'નહિ, નહિ' કહી નાસી જાય છે. કેવી છીછરી ને નિષ્પ્રાણ !

પ્રતિમા તરફ તેને આવો કંટાળો કદી આવ્યો ન હતો. અત્યારે તો એ સામી મળે ને અવિનાશ તેને બે તમાચા ચોડી દે તો તેને નિરાંત વળે. શું ને પોતે આટલાં વરસ મનમાં મોહ રાખીને ફર્યો ! આજથી ખેલ ખતમ. પ્રતિમાને ઘેર ફરી પગ નથી મૂકવો. એનું મોઢું ફરી જોવું નથી.

'એ મિસ્તર ! જરા જુઓ તો ખરા !' કોઈ આધેડ વયના આદમી સાથે તે અથડાયો. તેની સામે અવિનાશે જોયું નહિ. લેમિંગ્ટન રોડ પર માણસોની ગીરદી જોઈ તે ગ્રાંટરોડના પુલ તરફ ઊપડ્યો. આજ બસ, ચાલ્યા જ કરવાનું તેને મન થતું હતું

પ્રતિમાના જીવનમાંથી ખસી જવાનો તેણે નિર્ણય કર્યો. એનાથી હજાર ગાઉ દૂર જવું છે, મનથી—એ સ્વાર્થી છોકરીને એકલી મૂકી છે. પ્રેમ, આનંદ, ઉષ્મા એને એ લાયક નથી. ભલે રહે એકલી, ટાઢી હિમ જેવી. એ અને રેતો પેસો ઈજનેર પતિ, એકલઅટૂલ- ઈંટચૂનામાં દટાઈ રહેલો એનો ઈજનેર. એ ક્યાં માણસને પરણી છે ! એ તો પરણી છે મોટરકારને, પેન્શનવાળી સરકારી નોકરીને. એને પૈસા મળશે, પેટ્રોલ મળશે. પ્રેમ નહિ મળે. પેટ્રોલ અને પ્રેમ ! એનાથી જ સંસારનાં ચક્રો ચાલે છે. અવિનાશ ચાલતાં ચાલતાં હસ્યો. પોતાના વિચારની વિચિત્રતાનો તેને ખ્યાલ આવ્યો.

પિટિટ મેન્શન પાસે વળાંક લઈ એ ઈરાની રેસ્ટોરાંમાં ચડ્યો. એક કપ ચા મંગાવી. પણ દૂધની ભૂકીની ચા ! એ કેમ પીધી જાય ! પ્યાલો અધો

પડતો મૂકી એ ઊભો થઈ ગયો. હાથમાં ટેલિ લીધો. નંબર મેળવ્યો.

'હલો ! પ્રતિમા કે ?'

હા, એ પ્રતિમા જ હતી. અવાજ તેણે ઓળખ 'એ તો હું અવિનાશ. જતાં જતાં મારાથી ભૂલ થઈ ગઈ. હા. તે માટે માફી ચાહું છું. માફી માગવાની જરૂર છે જ. હારતો. મને એટલી લેવાનો અધિકાર શો ? જવા દો. હું તો પરાયો માણ ફરી કદી એવી ભૂલ નહિ કરું. બસ ત્યારે, એટલું ને તેણે રિસિવર મૂકી દીધું. એ પણ જાણતી પરાયો માણસ ! કેવી આબાદ સંભળાશે ! અધિ શો ! અધિકાર કેમ નહિ ! પ્રતિમાને આજ તે ભૂલ સમજાઈ જવાની છે. એટલી તો લાગણી હશે જ. ભલે આજની રાત ઉજાગરો કરે. આ વરસથી પ્રેમની રમત રમે છે. એને થોડી શિ થવી જ જોઈએ.

અને તે લેમનેમ રોડ વટાવી હેંગિંગ ગા તરફ વળ્યો. ધીરે ધીરે તે પગથિયાં ચડવા લાગ નીચે મુંબઈનો વિસ્તાર તેની દૃષ્ટિ આગળ પથર લાગ્યો. ગામદેવીનાં મકાનો, આગળ ઊંચીનાં મહેલાતો, દૂર સ્ટોક એક્ષચેન્જનું બિલ્ડીંગ, અ યુનિવર્સિટીનો ટાવર, ચોપાટીનો વળાંક, મરીન ડ્રા વનાં ઊંચાં મકાનો પર આથમતા સૂર્યનો પ્રકા ચર્ચગેટ પાસેથી સરતી જતી વીજળીની ગાડી, ન ચોપાટી પર મનુષ્યોનાં ટોળાં. બૅન્ડસ્ટૅન્ડ, બાણુંગનાનું મંદિર, ભૂરા રંગનો સમુદ્ર; આઘે ક્ષિતિજ પર સ જતું એકાદ સઢવાળું વહાણ અને સમુદ્રને મળી જ આકાશ. બીજી બાજુ વાદળાંથી ઢંકાયેલા ડુંગરા પ્રહરો. આ વિસ્તાર અવિનાશને પ્રેરે. ગીરિ ટ તેના મસ્તક પર થઈને વાવા લાગી. ટેકરો ચડ શ્રમ પછી એ હવા તેને બહુ સરસ લાગી.

નાની એવી વાતમાં પોતે કેટલો ગુસ્સે થઈ ગ હતો ! પ્રતિમા એને ન સમજે તો એમાં શી મો વાત હતી ! સ્ત્રીઓ પુરુષોને કદી સમજે છે ! આઠ વરસ તેને લગ્ન થયાને થયાં. તેની પત્ની જ અ નાશને કદી સમજી છે ? હા, એ રસોઈ કરે, એ સગવડો જાળવે, એનું ઘર સાચવે, પતિની સ એના ઘરમાં રહે, ધર્મશાળામાં બે મુસાફર રહે તે પણ એના મનની દુનિયા ! એની આકાંક્ષાઓ ! એ

ઇચ્છાઓ! પત્નીને એની કશી ગતાગમ નથી. આ જ તેના દુઃખનું મૂળ છે. પત્ની સાથે તેને માત્ર દેહનો સંબંધ છે અને તેથી અવિનાશને સંતોષ નથી. પ્રેમ નહિ છતાં પતિપત્ની તરીકે સાથે રહેવું. ઓહ! એ કેટલી ઘૃણાસ્પદ વાત છે! એનું મન કોઈનો પ્રેમ શોધે છે. કોઈ સહૃદયી, સ્નેહાળ, બુદ્ધિમાન સ્ત્રીને તે ઝંખે છે. એણે જેની કામના રાખી છે તે એની પત્ની આપી શકી નથી. નહિતર અવિનાશ પ્રતિમા સામે જોવાની પરવા કરે તેમ નથી.

અવિનાશ સમુદ્ર સામે જોતો બેઠો. બગીચામાં રંગીન ફૂલો ખીલ્યાં હતાં. લીલી ગોદડી પર બાળકો રમતાં હતાં. સ્થિર નજરે અવિનાશ જલતરંગો પાછળ ડૂબી જતા સૂર્યબિંબને જોઈ રહ્યો. તેના મનમાં ઊંડી ગ્લાનિ ઊભરાઈ આવી. માબાપો યુવકયુવતીઓના સંબંધ જોડી દઈ કેવી વેદનાનાં બી વાવે છે! મનનો કશો જ મેળ નહિ, એની જ સાથે આખી જિંદગી ગાળવી. ગાંઠ પડી તે ન જ છૂટે. વિધાતાના જેવા જ અફર લેખ વડીલો લખી જાય છે. તે વગર એમને જંપ વળતો નથી. અને પાછળ ક્ષિતિજ સુધી પથરાયેલાં મકાનો તરફ નજર નાખી તે જોઈ રહ્યો. શી સમાજવ્યવસ્થા! આ નગરીમાં વસતા લાખો મનુષ્યો, એમાંથી કેટલાના સંસાર સુખી હશે! માનવીનાં હૈયાં! અહો શી એની કરામત! સુખી થવાની અને બીજાને સુખી કરવાની કેટલી આવડત એમાં ભરી છે! અને છતાં એ દુઃખી થયા કરે છે અને બીજાને દુઃખી કરે છે!

ઠંડી હવાની લહરો એના શિર પર થઈને વાવા લાગી. અવિનાશના તપ્ત મગજને હવે શાતા વળતી હતી.

'ક્યાં હશે એ દુઃખનું મૂળ?' અવિનાશને વિચાર આવ્યો. એને પ્રતિમા જોઈતી હતી. એ ન મળી એમાં આટલી વેદના, આટલો ખેદ! પણ શા માટે એને પ્રતિમાની જરૂર હતી? હા, તેના મનમાં ભૂખ છે, હૃદયમાં પ્યાસ ભરી છે. પણ એ ક્ષુધા ન હોય તો! મનમાં એવી કામના જાગવા ન દીધી હોય તો? ઇન્દ્રિયો કેવી રીતે મનને વિમાર્ગે લઈ જાય છે! એ જૂની વાત, છતાં એ જ સાચી હતી. સર્વ ઇચ્છાઓ શમી જાય, બધી કામનાઓનો નાશ થાય ત્યારે જ શાંતિ મળે. જ્યાં સુધી સ્વાર્થ છે, સુખનો મોહ છે ત્યાં સુધી શાંતિ નથી.

શાંતિ! આહ! કેટલા દિવસે આજ એ શબ્દ તેને યાદ આવ્યો! ને તેને સાંભર્યું કે હા, તેને એ જ જોઈએ છે. તેની વ્યાકુળ ઇચ્છાઓ, તેની દોડધામ—એ સર્વની પાછળ તેને એ જ ઝંખના હતી, શાંતિની; પણ તેની હજી સુધી તેને ખબર ન હતી. આજ એને એ દીવા જેવું સ્પષ્ટ દેખાય છે. ભલે પ્રતિમાએ તેને આજ જબ્બર આઘાત આપ્યો. તેની તંગ થયેલી લાગણીઓને લીધે જ આ વાત ઉત્કટ તેને સમજાઈ. કેટલા દિવસ થયા તેણે આમ નિરાંતે બેસીને વિચાર કર્યો નથી. નિરાંતે એકલા બેસીને માણસ વિચાર કરતાં નથી, તેથી જ તેમનાં મન ભૂખ્યાં રહે છે. દોડધામ કરવાથી જે સુખ મળતું નથી તે આમ શાંત બેસતાં સામે આવીને ઊભું રહે છે. કારણ, સુખનાં બીજ કાંઈ બહાર નથી, એ તો અંદર જ છે, માનવીના હૈયામાં. સુખી થતાં આવડે તો સુખી થવાય. અવિનાશનું મન કશીક તૃપ્તિથી ભરાઈ ગયું છે. હવે તે ખાલીખમ લાગતું નથી.

આ અનુભવ તેને માટે નવો હતો. કશું મળ્યું નથી. છતાં આ સંતોષ શાથી? માણસની અંદર આવી શી સમૃદ્ધિ છે જેની સાથે સરખાવતાં બહારનું સુખ સાવ તુચ્છ લાગે છે! ને અવિનાશે વાંચેલાં પુસ્તકો તેને યાદ આવ્યાં. કેવા કેવા વિચારકોના ગ્રંથો તેણે વાંચ્યા છે! ભગિની નિવેદિતા અને સ્વામી રામતીર્થ, અને વિવેકાનંદ, અરવિંદ ઘોષ અને રાધાકૃષ્ણન, ગાંધીજી અને ટાગોર, રમણ મહર્ષિ અને પછી કેટલા ય પરદેશી લેખકો. ટોલ્સ્ટોય, રોમે રોલાં અને ઇમર્સન—અને છતાં પોતાનું ચારિત્ર! એ કેમ તલમાત્ર ઊંચે આવ્યું નથી? તેનું જીવન અને તેના મનની દુનિયા એ બેમાં કેટલો ભેદ છે! કેટલો વિસંવાદ છે! સારા વિચારો અને તેની અતૃપ્ત વાસનાઓ—બે વચ્ચે મેળ ક્યાં છે! પોતાની જાત આગળ અવિનાશ શો ખુલાસો કરી શકે એમ છે? ભલે બીજાને જવાબ ન દેવો પડે, પોતાને તો સાચો જવાબ આપ્યા વગર છૂટકો નથી.

સંધ્યાનો પ્રકાશ લુપ્ત થયો અને આકાશમાં એક પછી એક તારા દેખાવા લાગ્યા. ક્ષિતિજ પરથી ચાલ્યા આવતા નીરવ અંધકારે સમુદ્રના પાણીને ઢાંકી દીધું.

અવિનાશે પાછળ નજર કરી તો અસંખ્ય ઘરોમાં બત્તીઓ પ્રગટી છે. મરીન ડ્રાઈવ પરના દીવાના લાંબા પડછાયા પાણીમાં પથરાયા છે. શહેરમાં વસતા આ

લાખલાખ માનવી! દરેકને ધનની તૃષ્ણા છે, સુખની પ્યાસ છે. કોઈ ને કોઈ પ્રિયજન માટે સહુ પરિશ્રમ કરી રહ્યા છે. ઘણાને માટે જીવનવિગ્રહ ભારે ભીષણ બની ગયો છે. બીચારા નિષ્કિંચન કંગાળ લોકો! ધન નથી, ઘરબાર નથી, કશો આધાર નથી. કેટલાક વળી એથી યે કમનસીબ છે, જેમને કોઈના પર પ્યાર નથી, કોઈની મહોબ્બત જેમને મળી નથી. આખા નગરને ઘેરી વીંટી વળી છે—વાસનાની અદૃશ્ય ઇન્દ્રજાળ! અને પોતે જે જીવન જીવે છે એ જીવન નથી એની પણ ઘણાને ખબર નથી. અને એ વિચારે અવિનાશના મનમાં સારા યે સંસાર તરફ કરુણા છલકાઈ રહી. હૃદય કોઈ અકથ્ય મમતાથી દ્રવી રહ્યું.

ત્યાં એનું કામ એની વાટ જોતું હતું. આટલા મનુષ્યોમાંથી કોઈને ઉપયોગી થઈ શકાય, કોઈના બે આંસુ લૂછી શકાય! અત્યાર સુધી એણે પોતાનો જ વિચાર કર્યો છે. પ્રતિમાથી એ દૂર રહે એમાં જ પ્રતિમાનું હિત હતું. પ્રતિમા એ સમજી ને પોતે અત્યાર સુધી એ ન સમજ્યો. ને તેની પત્ની! એના આધારે જીવન જીવતી ભોળી સ્ત્રી; ઈશ્વરે એને એવી સર્જી છે. એની પાસેથી વધારેની આશા રાખીને પોતે બેસે પછી નિરાશ થવું જ પડે ને! સહુને તેમની રીતે જીવવા દો. પોતાની ઇચ્છા પ્રમાણે બધું થવું જોઈએ એ આગ્રહ ખોટો છે. ત્યાં જ બધી વ્યથાનું મૂળ છે, પોતાના અહંકારમાં. એનામાં રહેલા 'હું'ને તેણે અત્યાર સુધી હૃદયનું સિંહાસન આપી દીધું છે, વાસનાના અગ્નિને ફૂંકી ફૂંકીને ઉદ્દીપ્ત કર્યો છે. એના ધુમ્રથી તેની આંખો ભરાઈ ગઈ હતી, તેને પોતાની ઇચ્છાઓ સિવાય બીજું કશું દેખાતું ન હતું.

અને ત્યારે અસંખ્ય નક્ષત્રોથી ઝગમગતા આકાશ નીચે બેસીને અવિનાશે ઈશ્વર પાસે પ્રાર્થના કરી. કેટલાં વરસ થયાં એણે પ્રાર્થના કરી ન હતી! મનની બધી કામના શમી જાય એવી તેણે પ્રાર્થના કરી અને કહ્યું, 'રજ માત્ર પણ અહંકાર મારામાં ન રહેો. હે સચરાચરના સ્વામી! મારે કશી ઇચ્છા ન હો, કશાં બંધન ન હો. મારા જીવનમાં તમારી જે ઇચ્છા હોય તે પૂર્ણ કરો. અને તેની આંખમાંથી બે અશ્રુબિંદુ ચાલ્યાં અને તેના ગાલ પર આવીને અટક્યાં. તો પણ તે આકાશના નક્ષત્રપુંજ સામે જોતો બેઠો અને તેણે સંસારના સર્વ માનવીઓ સુખી થાય એવી પ્રભુ પાસે માગણી કરી. તેણે તેના સર્વ મિત્રોને યાદ કર્યાં, તેના માતાપિતાને યાદ કર્યાં, તેની પત્નીને યાદ કરી. સર્વનું કલ્યાણ થાય એવી તેણે પ્રાર્થના કરી. અને પ્રતિમાને માટે પણ તેણે હૃદયના સદ્‌ભાવ સાથે પ્રભુના આશીર્વાદ માગ્યા. અસીમ ઔદાર્ય તેના મનમાં આવી વસ્યું હતું. આકાશ સામે દૃષ્ટિ કરી તેણે અદૃશ્યને વંદન કર્યાં અને સુખથી છલકતે હૈયે ઘર તરફ ચાલવા માંડ્યું.

'બહુ મોડું થયું?' તેની પત્નીએ કહ્યું.

'હા, મોડું થઈ ગયું. તને ખૂબ વાટ જોવરાવી, ખરું! રસોઈ ઠરી ગઈ હશે.'

મોડા થવાની વાત કાંઈ નવી ન હતી પણ આજ અવિનાશના જવાબમાં સ્નેહની ઉષ્મા હતી. તેની પત્નીને એનો ખ્યાલ આવ્યો અને તેથી 'ક્યાં રોકાયા હતા' એમ તેણે પૂછ્યું પણ નહિ.

અવિનાશ જમવા બેઠો એટલે તેની સ્ત્રીએ કહ્યું, 'પ્રતિમાબહેનનો ફોન હતો. બે વાર કૉલ આવ્યો.'

'શું કહ્યું એણે?'

'ખાસ કાંઈ નહિ, 'હજી નથી આવ્યા!' એમ પૂછતા હતા.'

જમી પરવારીને અવિનાશે રિસીવર હાથમાં લીધું અને એ પ્રતિમા સાથે ફોન પર વાત કરવા બેઠો.

'હા, હું બહાર ગયો હતો...ના, મને ખોટું નથી લાગ્યું. શાથી કહો છો! જતી વખતના મારા ચહેરા પરથી? ના, એવું કશું નથી...તમે જે કર્યું તે વાજબી જ છે...હા, એ તો જરા ગુસ્સામાં ફોન કરી દીધો હતો...કોણ? તમારાં ભાભી? આ રહ્યાં અહીં મારી સામે. મારાં કપડાં ગડી કરે છે...ના, કાલે નહિ આવું. તમારાં ભાભીને લઈને બહાર જવું છે. પરમદિવસે? ના, પરમદિવસ પણ નહિ. પરમદિવસ અમે બંને સિનેમામાં જવાનાં છીએ. બસ ત્યારે, ના, હું રિસાયો નથી, ખરેખર કહું છું. એવું કશું મનમાં ન રાખશો.' અને તેણે રિસીવર મૂકી દીધું. પોતે એક મિત્ર ગુમાવી બેસશે એવી ચિંતાથી પરનાઈને પ્રતિમા તેને ફરી બોલાવતી હતી પણ આજ અવિનાશના મનની ભૂમિકા બદલાઈ ગઈ હતી. પ્રતિમાની તેને જરૂર રહી ન હતી.

[ અનુસંધાન પાન ૨૪ મે

# સાચી પણ અદ્ભુત વાતો

લેખક
છોટાલાલ માનસિંગ કામદાર

## સંત અને સેતાન

**કાવેરી** નદીના સામસામા કાંઠા પર લગભગ બે માઈલ દૂર વ– તથા મ– નામનાં બે ગામો છે. ત્યાં નદીનો પટ વિશાળ છે અને મ–ના કાંઠા પાસે ઠીક ઠીક ઊંડી નહેર છે. ત્યાં ભર ઉનાળામાં પણ નદીનો પ્રવાહ ચાલુ રહે છે એટલે બન્ને ગામ વચ્ચે અવર-જવરનું એક જ સાધન જૂની ઢબના ચાગડાવાળા વાંસડાના મછવાનું છે. બન્ને કાંઠા પરની જમીન ખૂબ જ ફળદ્રુપ છે અને સામાન્યતઃ વર્ષમાં ત્રણ પાક ઊતરે છે. પણ આવા કિસ્સાઓમાં બને છે તેમ, જમીનની ફળદ્રુપતા કેટલેક અંશે ત્યાંના રહેવાસીઓને શાપરૂપ બની છે. કેમકે જમીન પર કામ કરનારા મજૂરોનો અપવાદ બાદ કરતાં લોકો આળસુ જીવન વ્યતીત કરે છે અને તેથી સેતાનને ત્યાં કામ મળી રહે તે સ્વાભાવિક છે. લોકો નજીવી બાબતમાં લડી પડતા અને અદાલતમાં જતાં તો થાકતા જ નહિ. અદાલતમાં ચાલતા કેસોમાં બન્ને પક્ષોના સાહેદો સોગન પર ખોટી જુબાની આપતા હતા.

વ–માં બે પાડોશીઓ રહેતા હતા. આપણે તેને વેંકા તથા કૃષ્ણ કહીશું. વેંકા કંજૂસ હતો. તેણે વ્યાજખોરીથી થોડાઘણા પૈસા ભેગા કર્યા હતા. તેના દેવાદારો વ્યાજ ભરવામાં બહુ નિયમિત હતા કેમકે તે બાબુએ તે એકલો જ કિન્નાખોર જાદુગર હતો. એમ કહેવાતું હતું કે તેણે યુવાનીમાં નાના દેવોને સાધ્ય કરવાની કળા પ્રાપ્ત કરી હતી. આ દેવોને મનુષ્યોને હેરાન કરવામાં આનંદ આવે છે. જરૂર પડ્યે, તે પોતાની મેલી વિદ્યાની ઉચ્ચ સાધના વડે પોતાના પ્રતિસ્પર્ધીને મારી નાખી શકતો.

કૃષ્ણ જુદા જ પ્રકારનો મનુષ્ય હતો. જ્યાં તેની ધર્મચુસ્તતાને બાધ ન આવે ત્યાં તે તદ્દન નિર્દોષ હતો. સવારનું સ્નાન કર્યા પછી કાવેરીએથી પાછા વળતાં રખેને કોઈ વસ્તુથી તે અભડાઈ જાય તે માટે તે બહુ સંભાળપૂર્વક ચાલતો દેખાતો હતો. હમેશાંની ધર્મક્રિયા કરવામાં પણ તે ખૂબ સંભાળ રાખતો, કેમકે જરાજેટલી ભૂલથી રખેને એક અગર બીજા દેવ નારાજ થાય. વેંકાને ઘણાં કારણોસર તેને માટે ખૂબ તિરસ્કાર હતો–પહેલું તો એ કે તે સાખપાડોશી હતો, બીજું એ કે તે કદી પૈસા ઉછીના લેતો નહિ. ત્રીજું એ કે વેંકાની જમીન બે એકર હતી ત્યારે માત્ર કૃષ્ણે ત્રણ એકરના માલિક હોવાનું પાપ કર્યું હતું. એક દિવસ બપોરે ગંજીપાની રમતમાં બન્ને વચ્ચે કજિયો થયો અને તેમાં બન્નેએ મગજ પરનો કાબૂ ગુમાવી દીધો. બીજા દિવસથી કૃષ્ણની કમબખ્તી બેઠી.

કૃષ્ણ બપોરે જમવા બેઠો હતો અને પતરાવળી પર ચોખા પીરસ્યા હતા. પરંતુ તે ચોખાને સ્પર્શ કરે ત્યાર પહેલાં બે દેડકાં ખોરાક પર કૂદીને ચાલ્યા ગયા. ખોરાક અભડાઈ જવાથી ફેંકી દેવો પડ્યો. કૃષ્ણે ધાર્યું કે આજે ફળાહારનો દિવસ હશે. હું ભૂલી ગયો હઈશ. તેથી તેણે કેળાં ખાવાનો વિચાર કર્યો, પણ પહેલા કેળાની છાલ ઉખેડતાં તેમાં એક લાંબું જીવડું લટકતું દેખાયું. જ્યારે તેણે પાણી પીવા માટે પ્યાલો હોઠ પાસે લીધો ત્યારે તેના નાકમાં ગટરની ગંધ આવી. બીજે દિવસે કંઈક ફેરફાર સાથે તેને ખાવા–પીવામાં તેવા જ પ્રકારનાં વિઘ્નો નડ્યાં. બિચારા કૃષ્ણે ધાર્યું કે હું કોઈ દેવદેવીના વાંકમાં આવી ગયો હોઈશ. તેથી તે તે જ રાત્રે ગામનાં ત્રણે મંદિરોમાં ગયો અને ત્યાં ખાસ પૂજા કરી. મંદિરના પૂજારીઓએ તેને ખાતરી આપી કે 'તમારા પાપનું પૂરેપૂરું પ્રાયશ્ચિત થઈ ગયું છે.' અને તે ઘેર આવતો રહ્યો.

એટલી વાત સાચી કે બીજા દિવસથી કૃષ્ણને ખોરાક લેવામાં કંઈ તકલીફ પડી નહિ પરંતુ સતામણીનું સ્વરૂપ બદલાયું હતું. તે રાત્રે તે સૂતો ત્યારે દર વખતે તેના કાનમાં કોઈ બૂમ પાડીને તેને જગાડી દેતું. બીજી રાત્રે તેની ખૂબ નજીક કૂતરાના ભસવાનો અવાજ આવતો હતો, તેથી તેને જાગવું પડ્યું. જ્યારે તેણે દીવો કરીને જોયું તો ઓરડામાં કંઈ જણાયું નહિ. પછી તેણે આખી રાત દીવો સળગતો રાખવાનો યત્ન કર્યો પણ આ સંભાળ પણ નકામી નીવડી. જ્યારે આંખમાં બરાબર ઊંઘ ભરાઈ ત્યારે તેના શરીર પર સાપનો ઠંડો સ્પર્શ તેને જણાયો. બિચારા કૃષ્ણના તો હાંજા ગગડી ગયા પરંતુ સર્પ

કદાચ કરડે તે બીકથી તેણે બૂમ પાડવાની હિંમત કરી નહિ. તેની પત્નીને પતિની સ્થિતિની ચિંતા હોવાથી સદ્‌ભાગ્યે તે અંદર આવી અને તે આવતાં જ સ્પર્શની ઝણઝણાટી અદશ્ય થઈ ગઈ. પત્નીએ તેની પાસે બેસીને પરિસ્થિતિની ચર્ચા કરી. તેણે પહેલાં એવી સૂચના કરી કે 'આપણા પાડોશીની સલાહ લઈએ.' વેંકા એટલા માટે જ બધું કરી રહ્યો હતો, પણ કૃષ્ણની ધર્મચુસ્તતા આડે આવી. તે મેલી વિદ્યાનો આશરો લે નહિ. પત્નીએ બીજી એવી સૂચના કરી કે આપણે મ–માં રહેતા સાધુ પાસે જઈએ કેમકે મને ખાતરી છે કે આ બધાં વિઘ્નો કોઈ મનુષ્યકૃત જ છે.

પણ દિવસ ઊગતાં પહેલાં કૃષ્ણના ભાગ્યમાં વધારે દુઃખ આવી પડવાનું હતું. સવારે ઊઠતાંવેંત કૃષ્ણને જણાયું કે તે પોતે ઢાળવાળા છાપરાના બે મોભને જોડતા લાકડાને પલાણીને બેઠો હતો, તેને એ પણ જણાયું કે પોતે પડી ન જાય તે માટે મોભને ઝાલી રહ્યો હતો. તે ભયભીત હતો છતાં સદ્‌ભાગ્યે સમયસૂચકતા વાપરી તે પકડ મૂકતો ન હતો. તેની બૂમોથી તેની પત્ની તથા બેત્રણ પાડોશીઓ દોડી આવ્યા. અલબત્ત વેંકા તેમાં નહોતો. તેઓ એક મજબૂત સીડી લાવ્યા અને તેને આ જોખમભરી સ્થિતિમાંથી છોડાવ્યો. બધાને ખાતરી થઈ કે કોઈ અદશ્ય શક્તિ કામ કરી રહી છે કેમકે કૃષ્ણ ઊંઘમાં ચાલનાર હોત તોપણ તે એટલો બધો બીકણ તથા નબળો છે કે આ સ્થિતિમાં પોતાને મૂકી શકે નહિ, તેઓને વેંકા પર શંકા આવી પણ ભૂલેચૂકે પણ તેનું નામ લેવાની તેમનામાં હિંમત નહોતી. તેથી એમ નિર્ણય કરવામાં આવ્યો કે તે જ બપોરે સાધુના દર્શને જવું.

જે સાધુનાં દર્શને જવાનું કૃષ્ણે નક્કી કર્યું હતું તેનું નામ ઉપેન્દ્રદાસ બાવાજી હતું અને તે દ્વારકાથી પણ દૂરના કોઈ સ્થળેથી આવ્યાનું કહેવાતું હતું. તેની સાથે ફક્ત એક જ ચેલો હતો. તે હમેશાં પોતાની સાથે ૧૦૮ શાલિગ્રામની પેટી લઈ જતા હતા અને હમેશાં એક વખતનું ભોજન લેતાં પહેલાં તે તુલસીની પૂજા કરતા હતા. સતત યાત્રા દરમિયાન તે અવારનવાર નિરુમલૈ અને શ્રીરંગમમાં રહ્યા હતા અને તામિલ અને તેલુગુ ભાષા સારી રીતે બોલી શકતા હતા. તે ઊંચા, દેખાવડા તથા ગંભીર હતા, તેનું હૃદય માયાળુ હતું અને તેના મુખ પર સ્મિત ફરકતું હતું. લોકો તેની શેહમાં દબાતા હતા છતાં તેને ચાહતા હતા. કૃષ્ણ અને તેની પત્ની તેને મળવા ગયાં.

જેવાં તેઓ મછવામાંથી ઊતર્યાં કે કૃષ્ણને પેશાબ કરવાની હાજત થઇ આવી. તે રેતીમાં નીચે બેઠો પણ પેશાબનું ટીપું પણ ઊતર્યું નહિ. થોડી જ મિનિટમાં તેનું પેટ ફૂલીને ફાળકો થયું અને તેને અસહ્ય પીડા થવા લાગી. તેની પત્નીએ સમયસૂચકતા વાપરીને પાસે ઊભા રહેલા થોડા માણસોને બોલાવ્યા અને પતિને સાધુ પાસે લેવડાવ્યો. સાધુએ દરદી પ્રત્યે ફક્ત દૃષ્ટિપાત જ કર્યો અને તેની પત્નીને બેસી જવાની નિશાની કરી. તે માત્ર એટલું જ બોલ્યા કે 'ડરતી નહિ.' શાલિગ્રામની પૂજા માટે વપરાતું થોડું પાણી તેણે લીધું અને કૃષ્ણની ઉપર થોડાં ટીપાં છાંટ્યાં. કૃષ્ણ એકદમ ઊભો થઇ ગયો. ત્યારપછી સાધુએ કૃષ્ણની હથેળીમાં થોડું પાણી રેડ્યું અને આચમનની માફક ત્રણ વખત પીવાનું કહ્યું. આમ કર્યા પછી તેણે દરદીને બહાર જઈને પેશાબ કરવાનો હુકમ કર્યો. તેને સહેલાઈથી પેશાબ આવ્યો અને તે પીડામુક્ત થઈને પાછો આવ્યો. પ્રેક્ષકો તો એક નજરે તાકી રહ્યા હતા, પરંતુ કોઈની એક અક્ષર બોલવાની હિંમત ચાલી નહિ.

અજાયબી અત્રે જ પૂરી થતી નહોતી. એક કલાક પછી એક માણસ દોડતો સાધુ પાસે આવતો દેખાયો. તે મનુષ્ય બીજો કોઈ નહિ પણ પીડાથી બૂમો પાડતો વેંકા હતો. જ્યારે તે પાસે આવી પહોંચ્યો ત્યારે તે રડતાં રડતાં નીચે ઠોકર ખાઈને પડ્યો. બાવાજીએ પૂછ્યું: 'તેં એવું તે કયું પાપ કર્યું છે કે તને આવી શિક્ષા કરવામાં આવે છે!' વેંકાએ સત્યને છુપાવવા યત્ન કર્યો પણ કોઈ અદશ્ય શક્તિએ તેની પાસેથી વાત કઢાવી. ધીમે ધીમે આખી વાત તેને મોઢેથી જ જાણે-અજાણ બહાર આવી. ત્યાં ઊભેલા લોકો તો આવી ભયંકર દુષ્ટતાથી, હેબતાઈ ગયા અને સાધુની ત્યાં હાજરી ન હોત તો તેઓએ એનાં હાડકાં ખોખરાં કર્યાં હોત. જ્યારે વાત પૂરી થઇ ત્યારે બાવાજીએ વેંકાને માત્ર એક કાચી કેરી આપી અને કહ્યું કે 'આમાંથી એક ચીર ખાજે અને તારી અનિષ્ટ કરવાની શક્તિ અદશ્ય થશે.' વેંકાએ હુકમ માન્યો અને હજુ તો કેરી પર પોતાના દાંત ન બેસાડ્યા ત્યાં તો તેના આગલા આઠ દાંત–ઉપરનીચે દરેક હારમાંથી ચાર ચાર–પડી ગયા. તેથી

કરીને અસ્પષ્ટ પણ ઉચ્ચારાયેલ મંત્રોની ધારી અસર થાય નહિ. પછી બાવાજીએ તેને થોડો પ્રસાદ આપીને કહ્યું: 'તારું ઘર તથા જમીન વેચીને આ સ્થાનનો હમેશ માટે ત્યાગ, કરવા માટે ઉપેન્દ્રનારાયણ તને એક મહિનાની મુદત આપે છે. હરદ્વાર જઈને ત્યાં રહેજે. કદાચ, નારાયણ તેની અસીમ દયા બતાવી તારા પાપી આત્માની વિશુદ્ધિ કરશે.'—આ હુકમનો અનાદર કરવા માટે વેંકટને સ્વપ્ને પણ વિચાર આવ્યો નહિ.

## અગ્નિપરીક્ષા

દક્ષિણના મહારાષ્ટ્રી બ્રાહ્મણોમાં લગ્નો પછી કુળદેવતા શાંતિ કરવાના કેટલાક વિચિત્ર રિવાજો અસ્તિત્વ ધરાવે છે. બ્રાહ્મણોમાં ઘણી પેટાજ્ઞાતિઓ છે. તેમની અટક જુદી જુદી હોય છે અને લગ્ન અને બીજા શુભ પ્રસંગો પછી કુળદેવતાની પૂજા કરવાના તેમના રીતરિવાજોમાં ખૂબ તફાવત હોય છે. અત્રે 'રાક્ષસ' કુળના કેટલાક વિચિત્ર તથા ભયંકર રિવાજોનું હું વર્ણન આપું છું. દેવીને રાજી કરવાના તથા નવપરિણિત યુગલને લાંબું આયુષ્ય તથા સમૃદ્ધિ પ્રાપ્ત થાય તેવા આશીર્વાદ મેળવવાનો આ ક્રિયાનો હેતુ છે.

દક્ષિણના મરાઠા બ્રાહ્મણોમાં 'રાક્ષસ'ની વિશિષ્ટ જાતિ છે. તેઓ ઉપરાઉપરી ચાર દિવસ સુધી લગ્નક્રિયા ચાલુ રાખે છે. સ્વાઈ—આ સુખદ બનાવના અંતે કરવામાં આવતા સમારંભ—પછી ચોથે દિવસે કુળદેવતાની પૂજા કરવામાં આવે છે. તે દિવસે માત્ર રાક્ષસ કુળના સભ્યો તથા કુટુંબો જ તેમાં ભાગ લઈ શકે છે. લગ્નમાં આવેલ બીજા મહેમાનોને તેમાં ભાગ લેવા-દેવામાં આવતો નથી. સામાન્યતઃ રાત્રિના દશ વાગ્યા પછી પૂજા થાય છે. આ પવિત્ર ક્રિયામાં ભાગ લેનારા સભ્યોએ પાણી તથા થોડા દૂધ સિવાય આખો દિવસ કોઈ પણ પ્રકારનો ખોરાક લેવાનો હોતો નથી. આખો દિવસ તેઓ ધ્યાનમાં બધો સમય ગાળે છે. રાત્રે દશ વાગ્યા પછી દેવીની પૂજા શરૂ થાય છે. પૂજા માટે કોઈ ગોરની જરૂર પડતી નથી. લગ્ન થયેલી કન્યાના માતાપિતાએ જ પૂજા કરવાની હોય છે. વરરાજા અને તેના માતાપિતાને આ કાર્યમાં ભાગ લેવા-દેવામાં આવતો નથી. આખી ક્રિયા ગુપ્તપણે થાય છે. બહારનો કોઈ અંદર ન ઘૂસી જાય તે માટે ખાસ સંભાળ લેવામાં આવે છે.

કન્યા આખો દિવસ બીજા ઓરડામાં ધ્યાનમગ્ન બેઠેલ હોય છે. તેને પૂજા શરૂ થતાં અંદર લાવવામાં આવે છે. પૂજા પછી ફક્ત કન્યાની માતા જ રહે છે, અને બીજાઓને વિનયપૂર્વક ઓરડાની બહાર જવાનું કહેવામાં આવે છે. પૂજાના ઓરડાનાં બારીબારણાં બંધ કરી દેવામાં આવે છે. બહારથી પ્રકાશનું એક પણ કિરણ અંદર પ્રવેશ કરી શકતું નથી. માતા મ્યાનમાંથી પવિત્ર તલવાર કાઢીને ધ્યાનમાં ઊભી રહે છે. દેવીના મુગટમાંથી ફૂલ અથવા પાંખડી ખરે ત્યાંસુધી તે તે પ્રમાણે ઊભી રહે છે. પાંખડી ખરે તે માતાને સંકેતરૂપ છે. તે તરત જ કન્યાને પવિત્ર શેતરંજી પર સૂઈ જવાનું કહે છે. શેતરંજીને ખૂબ સંભાળપૂર્વક સ્વચ્છ રાખવામાં આવેલ હોય છે. આંખનું મટકું માર્યા વિના માતા એક જ ઝટકાથી કન્યાનું માથું ધડથી જુદું પાડે છે. પછી તે શેતરંજી પર તલવાર મૂકી દે છે અને ત્યાંથી ચાલી જાય છે. જતાં જતાં તે સંભાળપૂર્વક બારણું બંધ કરતી જાય છે.

બીજા ઓરડામાં બધા મહેમાનો કેળનાં પાન ઉપર જુદા જુદા પ્રકારનાં મિષ્ટાન્નો પર હાથ મારવા બેઠા હોય છે. ઘી સિવાય બધી ચીજો પીરસવામાં આવે છે. મહેમાનો કેળનાં પાન પાસે બેસીને પંદર મિનિટ ઈશ્વર-પ્રાર્થના કરે છે. મહેમાનોને ઘી પીરસવા માટે માતા પોતાની ગેરહાજર રહેલ પુત્રીને બોલાવે છે, અચાનક ઓરડાનાં બારણાં ખૂલી જાય છે અને પોતાના હાથમાં ગરમ ઘીનું વાસણ લઈને પુત્રી ભભકભેર ચાલતી સદેહે ત્યાં હાજર થાય છે. તેના શરીર પર લોહીની કંઈ પણ નિશાની—ટીપું પણ—દેખાતું નથી.

પરંતુ આ રિવાજનો હાલમાં ત્યાગ કરવામાં આવ્યો છે અને 'રાક્ષસ'-કુટુંબો હવે કાપવાને બદલે કન્યાના વાળની એકાદ-બે લટ કાપી લે છે અને તે રીતે તે જૂની પ્રથાને ચાલુ રાખે છે. રાક્ષસ-કુટુંબ સિવાયના કોઈ માણસે ખાનગી ઓરડામાં ચાલતો આ વિધિ છાનામાના જોઈ લેવાથી દેવીનો કોપ રાક્ષસ-કુટુંબ ઉપર ઊતર્યો અને તેથી જ કુટુંબના રિવાજમાં આ ફેરફાર કરવામાં આવ્યો છે.

આ વાતની સત્યતાની ખાતરી કરવા તથા મારા

પવિત્ર તલવારથી પુત્રીનું ગળું ખરેખર ઉડાવી દે છે કે કેમ તે નજરે જોવાની ઇચ્છાથી એક જિજ્ઞાસુ ચુપચુપ તે ઓરડાના છાપરા પર ચઢ્યો. માતા તલવારથી ગળું કાપીને બહાર ચાલી ગઈ, ત્યાર પછી થોડા વખતે તેણે પુત્રીને ઘી પીરસવા બોલાવી પણ કંઈ જવાબ મળ્યો નહિ. તેણે ત્રણ વખત બૂમ પાડી છતાં પુત્રીના આવવાનો પત્તો નહોતો. બધા મહેમાનોએ ઓરડાના બારણા પાસે દોડી જઇને તે તોડી નાખ્યું. જ્યારે તેઓએ કન્યાને લોહીના ખાબોચિયામાં પડેલી જોઈ ત્યારે તેમના ભય તથા નિરાશાનો પાર નહોતો. સાથોસાથ ઉપરથી અવાજ સંભળાયો કે 'મદદ કરો, મદદ કરો.' તે મનુષ્ય આંધળો બની ગયો હતો. તે જોઈ શકતો નહોતો. લોકોએ તેને નીચે ઊતરવામાં મદદ કરી અને તેણે પોતાનો ગુનો કબૂલ કર્યો અને તેમની ક્ષમા યાચી. તે રાત્રે કન્યાની માતાના સ્વપ્નમાં દેવી દેખાયાં અને ખાનગી ઓરડાનું મકાજ જોવાને બહારના માણસને આવવા દેવા માટે તેને ઠપકો આપ્યો. દેવીએ ફરમાવ્યું કે 'ગળું કાપવાનો રિવાજ હવે બંધ કરવો અને તેને બદલે ભવિષ્યમાં કન્યાના વાળની લટમાંથી એકાદ બે ઇંચ વાળ કાપી લેવા.

⊙

## એક સાંજે

[પાન ૨૦માનું ચાલુ

તેની સ્રીને આ વાત સાંભળીને, નવાઈ લાગી. કેટલા દિવસ થયા પતિ એને ફરવા લઈ ગયા નથી અને તેમની સાથે બેસીને ફિલ્મ તેણે બે વરસ થયાં જોઇ નથી.

'આજ મારાં નસીબ ઊઘડી ગયાં લાગે છે!' હસીને તે બોલી.

અવિનાશ સસ્મિત વત્સલ ભાવથી તેની પત્નીના મુખ સામે જોઈ રહ્યો, 'હા, નસીબ–ઊઘડી જ ગયાં છે,' તેણે કહ્યું અને પત્નીની પીઠ પર તેણે વહાલથી હાથ ફેરવ્યો.

⊙

# ચીનની નવશક્તિ

લેખક

'મન્મથ'

સને ૧૯૩૭ના સપ્ટેમ્બર માસનું એક પ્રભાત ઊઘડતું હતું. એ ઊઘડતા પ્રભાતના પ્રકાશમાં પિપિંગના બધા જ ચીના વિદ્યાર્થીઓ પશ્ચિમની ટેકરીઓમાં ટોળે મળી પિતૃભૂમિની મુક્તિ અર્થે વિચારણા ચલાવી રહ્યા હતા. એમણે ઘરબાર, અભ્યાસ બધું જ તજી દીધું હતું. હૈયામાં પિતૃભૂમિ અર્થે મરી મટવાની તમન્ના ભરી એ બધા ત્યાં એકઠા મળ્યા હતા.

એ વખતે જાપાનીઓએ પિપિંગ સર કર્યાને ફક્ત બે માસ થયા હતા.

ચીનની એ નવશક્તિને શેની ઊણપ હતી! એમની નાડીઓમાં ધગધગતું શોણિત હતું. એમના દેહમાં અતુલ બળ હતું અને સૌથી વિશેષ એમના અંતરમાં પિતૃભૂમિ ઉપરથી ઓળઘોળ થઈ જવાની ભાવના ભરી હતી. જુવાની ફાટફાટ થતી હતી. જોમનો કાંઈ પાર ન હતો. તો ય એક વસ્તુની એમને ઊણપ હતી અને વાત ઉપર વિચાર કરવા એ બધા ભેગા થયા હતા.

તેમની પાસે ટાંચાં હથિયારો હતાં. જાપાનીઓના રાક્ષસી સરંજામ પાસે એની કોઈ જ ગણતરી ન હતી અને થોડીઘણી રાઈફલો કે પિસ્તોલો સાથે જાપાનીઓ સામે જંગ ખેલવો એ નરી મૂર્ખાઈ હતી. તેઓ વિચાર કરતા હતા, હથિયાર ક્યાંથી મેળવવાં અને કેવી રીતે મેળવવાં.

હથિયાર! હથિયાર! દરેકના હૈયાનો એ નાદ હતો.

અને હથિયાર તો દૂર દૂર જાપાની બેડા વચ્ચે ખડકાયે જતાં હતાં, ખડકાયે જ જતાં હતાં. જહાજ ભરી ભરીને ચીનની ભૂમિ ઉપર જાપાનીઓનાં તોતિંગ હથિયારો ઠલવાયે જતાં હતાં.

એમાંનાં થોડાક મળી જાય તો? થોડાંક જ મળી જાય તો પછી બેડો પાર હતો. એ જુવાનડા પછી તો ઝાલ્યા રહે તેમ ન હતા, વાર્યા રહે તેમ ન હતા. પણ એ હથિયારો એમ રેઢાં પડ્યાં ન હતાં. એની આસપાસ તો મજબૂત ચોકી-પહેરા હતા. ગણનાતીત જાપાનીઓ એની ચોકી કરી રહ્યા હતા.

'ભાઈ મેલી દો વાત એ હથિયારોની. એ આપણે હાથ આવે તેમ નથી.' એક જુવાનડાએ અભિપ્રાય રજૂ કર્યો.

'એના ઉપર ત્રાટકવાની આપણી ગુંજાશ નથી.' બીજાએ સૂર પુરાવ્યો.

'એના કરતાં તો બીજો કાંઈક માર્ગ કાઢો, ક્યાંકથી થોડાંકે હાથ લાગી જાય તો.'

'તો તો પછી મોડલ કેદખાનું જ લ્યો ને.'

'એ વાત સારી. સંત્રીઓ પાસે થોડાં તો હથિયારો હશે ને.'

'થોડી ને ઘણી સાઠ રાઈફલો છે ને દારૂગોળાનો તો પાર નથી.'

'તો પછી ત્રાટકો મોડલ કેદખાના માથે. હથિયારે મળશે ને થોડાક સાથીદારોને યે ઉપાડી લાવશું.'

'બસ ત્યારે. આજ રાતે જ.'

'અને ખૂબ જ અંધારી રાત હતી ચીની જુવાનડાઓએ કૂચ શરૂ કરી જાપાનીઓની જેમ એમનાં ય ભારે ભારે પગલાં ધરતીને ધણધણાવી રહ્યાં. એમને મોખરે એક જુવાનડો ચાલતો હતો, હાથમાં જાપાની વાવટો લઈને. જાપાનીઓની જ ટુકડી જાણે કૂચકદમ કરી રહી હતી.

કેદખાનું આવ્યું. જાપાની ભાષામાં હુકમ વછૂટ્યો: 'દરવાજા ખોલ દો.'

સંત્રીઓ ખબરદાર બન્યા. ભોગળો ઊપડી. કેદખાનાનાં તોતિંગ બારણાં ખુલ્લાં થયાં. સંત્રીઓએ માન્યું તપાસ ટુકડી આવી છે.

[અનુસંધાન પાન ૭૧ મે

# મુક્તિ

☆

કુબેરભાઈ છો. પટેલ

સમયસર મારી ટ્રેન સ્ટેશન પર થોભતાં દૂરથી જ રમેશે બૂમ મારી, 'અરે, નિશિકાન્ત! પહોંચી ગયા છો ને?' મેં ડબ્બામાંથી બહાર નીકળતાં હસતાં હસતાં કહ્યું: 'નમસ્તે, કહો કેમ છો?'

'મઝામાં છું. તમે ખુશીમાં ખરા ને!' એણે પણ એ જ રીતે પ્રશ્ન કર્યો. અને લંબાવ્યું, 'મને ખાતરી હતી કે તમે મારા આમંત્રણને માન આપી એકવાર જરૂર આ અનાથાલય જોવાને આવશો જ.' આગળ વધી મારી સુટકેસ ઉપાડી લેતાં બોલ્યો, 'ચાલો, બિસ્તર તમે સંભાળો. આશ્રમ નજદીક જ છે. ભાગ્યે ફર્લાંગ ગણાય.'

રમેશ અને હું શાળા-સમયના મિત્રો. રમેશ ઉત્સાહી યુવક હતો. કોઈ જન-ઉપયોગી સંસ્થામાં જોડાઈ આજીવિકા મેળવવાનો તેનો આદર્શ હતો. મને સમાજશાસ્ત્રના વ્યવહારુ અભ્યાસની દૃષ્ટિએ અને રમેશના ઉત્સાહને નજરોનજર જોવાની ઇચ્છા હતી તેથી તેના આમંત્રણે રજામાં અત્રે આવવાનું રાખેલું.

સ્ટેશન નાનું એટલે ભીડ નહિ જેવી જ હતી. સૂર્યોદયને હજુ વાર હતી. વીજળીના પ્રકાશમાં શેત્રાત્રી અતિ સુંદર જણાતી હતી. રમેશ શાલ ઓઢીને આવ્યો હતો એટલે સુટકેસ સહેલાઈથી ઉપાડી શક્યો પરંતુ મેં તો ઓવરકોટ ઠઠાડ્યો હતો, એટલે બિસ્તર ઉપાડવામાં મુશ્કેલી જણાતી હતી. એનો વાક્પ્રવાહ ચાલુ હતો. 'બિચારાં અનાથ બાળકો! નિશિકાન્ત, ગયા મહિને બે બાળકો આ સ્ટેશને ઊતર્યાં ત્યારે એમને જોતાં મારી આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં હતાં. હાડકાં તરી આવેલાં, આંખો ઊંડી પેસી ગયેલી, સૂકલકડી શ્યામ પડી ગયેલા હાથપગ! કેમ જાણે યુગોથી અન્ન નજરે જ ચડ્યું ન હોય! ખૂબસૂરત હતાં છતાં ભૂખનો શિકાર બનેલાં, અને તેમાં માબાપનો વિયોગ!' વાત લંબાવતાં એના મુખ ઉપર કરુણતા છવાઈ રહી.

હું બિસ્તરના વજનથી એટલો કંટાળ્યો હતો કે એની સાથે જોવાની ઇચ્છા સિવાય સહજ સંમતિ સહ બોલ્યો, 'ભૂખ અને સ્નેહનો અભાવ છતાં જીવતાં રહ્યાં એ શું ઓછું આશ્ચર્ય છે!'

'હા, હા,' રમેશે ચલાવ્યું, 'આશ્ચર્ય તો છે જ. નિશિકાન્ત, એ દૃશ્ય તમે નથી જોયું. મેં જોયું છે. પહેલે દિવસે એમને જ્યારે ખાવાનું આપ્યું, ત્યારે, ભાઈ સાચું કહું છું ખવડાવનારા થાકી ગયા પણ તેઓ મોંએથી ના ન બોલે. ભૂખ્યા વરુની જેમ ખોરાક પર તૂટી પડ્યાં!' સહજ ધીમા અવાજે આગળ ચલાવ્યું, 'કોણ જાણે કેટલાય દિવસ થયા એમણે રાંધેલો ખોરાક નહિ જોયો હોય, ખવડાવનારાઓને પણ એમનું પેટ ફાટી જવાની બીક હતી.'

'જરૂર અતિ ખોરાકથી પણ મોત આવી જાય છે, અને તેમાં પણ કેટલાય દિવસની લાંઘણો હશે!'

મારી વાત સાંભળ્યા વગર જ એણે આગળ ચલાવ્યે રાખ્યું: 'પહેલાં તો એમની ભાષા જ સમજાતી ન હતી. હવે ધીમે ધીમે તેઓ હિન્દી બોલતાં થઈ ગયાં છે. ભજન ગાય છે. મન્ત્રોચ્ચાર કરે છે, પણ ભાઈ, પ્રેમને માટે વાણીની જરૂર નથી રહેતી. એક છોડી મારી સાથે એટલી હળીમળી ગઈ છે કે જાણે અમે કોઈ પૂર્વજન્મના સંબંધી હોઈએ. એનું નામ મીનુ છે. રંગે શ્યામ છે પણ આંખોનું ભોળપણ જોઈને તો ચિત્ર દોરવાની ઇચ્છા થઈ આવે! પહેલી જ્યારે એને મેં જોઈ ત્યારે એ ગભરાટમાં ચારે તરફ જોતી હતી. હું પાસે જઈને બોલ્યો, 'કેમ છો મુનિયા?' એ ન સમજી. શી રીતે સમજે! બંગાળી બાળકો હિન્દી ક્યાંથી સમજે! એનું નામ પૂછ્યું તો એ મારી સામે જોઈ રહી. હું સમજ્યો. મેં કહ્યું, 'મારું નામ રમેશ, આમનું નામ જીવનદાસ, આમનું નામ ધીરેન.' એ હસી અને બોલી, 'આમાર નામ મીનુ.' ભાઈ અત્યારે તો હું પણ એની સાથે તૂટી-ફૂટી બંગાળી બોલી લઉં છું. 'બંગલા-શિક્ષક' ખરીદી લીધું છે. એને આધારે બાળકો સાથે વાતો કરીને લાયક બની ગયો છું.'

વાત આટલે પહોંચતાં એક ફર્લાંગ પૂરો થયો. હું હાંફી ગયો હતો. આંગળીઓ બરફ જેવી ઠંડી થઈ અકડાઈ ગઈ હતી. નાકેથી પાણીનાં બિંદુ ટપકી પડતાં હતાં. સામે જ એક મજલાનું મકાન હતું. મુખ્ય દ્વાર પર 'અનાથાલય'નું પાટિયું હતું. મકાન, જોનાર પર સહજે પ્રભાવ પાડે એટલું વિશાળ હતું. રમેશ થોભતાં બોલ્યો, 'બસ આ મકાન,' અને બૂમ પાડી ઊઠ્યો, 'રામુ! ઓ રામુ!'

રામુ અનાથાલયનો નોકર હતો. થરથરતો દોડી આવ્યો. રમેશે હુકમ છોડ્યો, 'આ સામાન લઇ જાવ. મારા ઓરડામાં મૂકો. ચાની વ્યવસ્થા કરો. હાથમોં ધોવા માટે ગરમ પાણી લાવો.'

માથે બિસ્તર અને હાથમાં સૂટકેસ ઉપાડી રામુ ચાલવા જતો હતો ત્યાં રમેશે પૂછ્યું: 'બાળકો જાગ્યાં?'

'ના.' રામુએ જવાબ આપ્યો.

'કેમ, છ તો વાગી ગયા! જાવ, જગાડો, મૂરખ છો કે શું? રોજનું કામ કેમ ભૂલી જાવ છો? સાત વાગે પ્રાર્થનામાં હાજર થવા પહેલાં એમણે સૌએ દાતણ-પાણીથી પરવારી લેવું જ જોઈએ.'

અમે એના ઓરડામાં ગયા. હું કોટ ઉતારવાનો વિચાર બાજુ પર મૂકી ખુરસી પર બેસી ગયો, દૂર પૂર્વમાં પ્રકટવા પ્રયત્ન કરતાં સૂર્યનાં કિરણોને ધુમ્મસનો પડદો રોકવા પ્રયત્ન કરતો હતો. શરદી ઘટવાને બદલે વધતી જતી હતી. રમેશ બાજઠ પર બેસી સંધ્યા-મંત્રનો ગણગણાટ કરતો હતો. થોડી જ મિનિટોમાં એણે પોતાનું કામ આટોપ્યું, અને ઊભા થતાં પૂછ્યું: 'તમારી ચા આવી ગઈ?'

'ના, હજુ સુધી તો નથી મળી.'

'શું હેરાનગતિ છે! આ લોકોને વખતની કિંમત જ નથી. રામુ, ઓ રામુ!' મારી તરફ ફરતાં બોલ્યો, 'એની ફિકર નથી. અમે ચા પીતા નથી.' કપાળેથી બે ગ્લાસ ઝાલીને રામુ હાજર થયો. ગ્લાસ મેજ પર મૂકતાં બોલ્યો: 'ચા તો બની ગઈ હતી. પણ બાળકોને જગાડતાં મોડું થયું. મીનુ તો કહે છે કે હું પણ ચા પીશ.'

'ના, એનાથી એ ન પિવાય.' અધિકારપૂર્વક રમેશે કહ્યું.

મેં ચા પીવાનું ચાલુ કરી દીધું. શરીરમાં જરા ગરમી આવી. હું બોલ્યો: 'એ મીનુને જરા અહીં તો બોલાવો.'

રમેશ ગંભીર સાચરનાં બોલ્યો, 'નહિ, એને ખરાબ ટેવ પડે. ગમે તેમ તોપણ એ અનાથ છે. ફિકર રહો. જરા ન રહો...'

'નહિ રમેશ, અત્યારે કાંઈ ન જોઈએ. મને ચાની સાથે કંઈ જ લેવાની ટેવ નથી.'

'હું જાણું છું.' રમેશ હસ્યો. 'શહેરમાં રહેતા છતાં શહેરનો રંગ હજુ તમને પૂરો લાગ્યો નથી.'

અનાથાલયનો ઘંટ વાગ્યો. રમેશ ચોંકી ઊઠ્યો. 'લો ચાલો, સંધ્યાનો સમય થયો.

હું એની પાછળ પાછળ ચાલ્યો. એક મોટો ખંડ જેમાં છસો-સાતસો માણસ માઈ શકે-તેમાં અમે આવી ઊભા. ભીંતો પર ચિત્રો હતાં. કેટલાંક આર્યસમાજી નેતાઓનાં, કેટલાંક દાન આપનાર ધનિકોનાં, તો કેટલાંક દેશનેતાઓનાં. વચ્ચે વચ્ચે આદર્શ વાક્યો પણ તરી આવતાં હતાં. જમીન પર જૂની શેતરંજી બિછાવી હતી, અને તે પર લગભગ સો બાળકો સરખી હારમાં બેઠાં હતાં. તેઓ યોગની મુદ્રામાં હતાં. તેમને શૂન્યમાં ધ્યાનમગ્ન બનાવીને મંત્રોચ્ચારની અપેક્ષા રખાતી હતી. છતાં વાસ્તવિક દૃષ્ટિએ તો તેઓ ટાઢથી કંપતાં હતાં. એમના હાથો ઢીંચણ પરથી ખસીને ખોળામાં છુપાવા પ્રયત્ન કરતા હતા. લગભગ સર્વની આંખો ઉઘાડી હતી, અને એ છૂપી નજરે આમતેમ તાકતાં હતાં. એમની આકૃતિઓ પણ વિચિત્ર હતી. એ સમૂહમાંનાં ઘણાં તો દયનીય અને ત્રસ્ત જણાતાં હતાં. ફક્ત અવાજ સહુ ઊંચો રાખતાં હતાં. બાળકોમાં બાગડી, પંજાબી, બંગાળી વગેરે ભિન્ન ભિન્ન પ્રાંતીય હતાં. સહુના અવાજ ભિન્ન હતા, ઉચ્ચાર પણ ભિન્ન. એમની ચાલતી પ્રાર્થના હું સાંભળી જ રહ્યો. મારી કલ્પના કયાંની કયાં પહોંચી ગઈ. મારાં કલ્પનાચક્ષુ સમીપ એમનાં માબાપ ખડાં થયાં. સૌને પોતપોતાની માતાઓની ગોદમાં છુપાયલાં જોયાં. રડતાં બાળકોને આનંદભાવે ગોદમાં લેતાં-હસતાં માબાપ જોયાં. કોણ જાણે ગોદમાં લેતાં માબાપોના દિલમાં કેટલાંયે આશાઓ-ઉમંગો હશે! આમાંનાં કેટલાંક બાળકો તો એવાં હશે કે જેમને એમની વિલાસિની માતાઓએ રસ્તા ઉપરના ઢેખાળાના રૂપમાં તજી દીધાં હશે.

પ્રાર્થના સમાપ્ત થઈ. સહુએ એક સાથ ગીત ગાયું: 'हे दयामय हमें सबको शुद्धताई दीजिए' પછી શાંતિ-પાઠ કરીને સહુ ઊઠ્યાં. એક કતારમાં સહુ બહાર નીકળ્યાં.

હું નવો અતિથિ હતો. સહુએ મને જોયો અને મેં એમને જોયાં. એમની નજર ખાલી હતી. કારણ કે એમણે પોતાને ભાગ્યને ભરોસે છોડી દીધાં હતાં. એમનો પહેરવેશ લગભગ સમાન હતો. પીળું પહેરણ અને ચડ્ડી અને ઉપર-કોઈક ધનિક પોતાનાં પાપોનાં

ભાર હલકો કરવાને દાન કરેલાં–સસ્તાં સ્વેટર હતાં. કન્યાઓ–જેઓ લગભગ બધી જ બંગાળી હતી તેમણે સાદી સાડીઓ ઓઢી હતી. ધીમે ધીમે તેઓ મારી નજદીક થઈ નીકળી. સહસા મેં એક છોડીને જોઈ. આંખમાં અદ્‌ભુત આકર્ષણ અને ભોળપણના ભાવ ચમકતા હતા. એ જ તે મીનુ. મેં એને બોલાવીઃ 'મીનુ!' એ એકદમ થંભી. મને ઓળખવા પ્રયત્ન કરતી હોય તેમ આશ્ચર્યથી જોઈ રહી.

મેં ફરી પૂછ્યુંઃ 'તારું નામ મીનુ ને?'

એ વગર બોલ્યે હકારમાં ગરદન હલાવતી મારી સામે જોઈ રહી.

હું હસ્યો. 'મારી પાસે આવ.' મેં કહ્યું.

એણે મારી પાસે આવતાં રમેશ તરફ જોયું. રમેશે સંમતિ આપી. હું મીનુને સાથે લઈ બેઠકના ઓરડામાં ગયો. આટલા વખતમાં તો મીનુમાં અદ્‌ભુત પરિવર્તન જણાયું. એ મારાથી સહેજ પણ શરમાઈ નહિ. એણે જ પૂછ્યુંઃ 'આપે ચા પીધી?'

'હા.' મેં કહ્યું. 'તને મળી હતી?'

'ના, મને દૂધ મળે છે.'

'અરે! ત્યારે તમે તો નસીબદાર છો. ચા કરતાં દૂધ સારું છે.'

એણે આશ્ચર્ય સહ મારી સામે જોયું. બોલી, 'ના, મને તો ચા મીઠી લાગે છે. દૂધ નહિ. અમારા દેશમાં સરસ ચા થાય છે.'

'તારો દેશ કયો?'

'ચટગ્રામ. ત્યાં તો બાપુજી ઘણી ચા લાવતા.'

'બેન, તારા બાપુ શું કરતા?'

'ખબર નથી.' એણે કહ્યું.

'અને મા?'

'મા?' એણે મારી સામે જોયું. 'મા તો ઘરે જતી રહી.'

'અને તું?'

'હું પણ જઈશ. આ લોકો મોકલતા નથી. કહે છે કે ત્યાં ખાવાનું નથી, કપડાં નથી. શું સાચી વાત? ત્યાં કપડાં અને ખાવાનું નહિ! મા શું ખાતી હશે?'

મેં એને ગોદમાં લીધી અને પૂછ્યું, 'તું અહીં શી રીતે આવી?'

'માએ મોકલી.' એણે કહ્યુંઃ 'એ કહેતી હતી કે તને સુંદર કપડાં ને સરસ ખાવાનું મળશે. મોટી બેનને પણ એણે એ પ્રમાણે મોકલી દીધેલી. મને કોઇ ગાડીમાં બેસાડીને લઇ ગયું. એ રોતી હતી.'

મીનુ આ બધું સહેજ ભાવે બોલતી હતી. પરંતુ મારું હૃદય ચિરાઈ જતું હતું. શું, એ નિરાધારોને માટે જીવનનો કોઈ જ અર્થ નથી! મેં પૂછ્યુંઃ 'ત્યાં ખાવાનું મળતુ હતું?'

'પહેલાં તો મળતું હતું, પણ પછી તો થોડું જ મળવા માંડ્યું. મા કહેતી હતી કે ચોખા તો દુશ્મનો લૂંટી ગયા. દુશ્મનો આવેલા ને, તે મારા બાપુજીને પણ પકડી ગયા. બાપુજી આવશે? ક્યારે આવશે? અમને પણ તમે ત્યાં લઇ જાવને.'

'મારી સાથે આવીશ?'

'હા, હા.' આનંદથી એની આંખો ચમકી. 'ચટગ્રામ જઇશું ને? આજ જ જઇશું! ત્યાં મા હશે, બાપુજી હશે, બેન હશે, હાસી અને સોના હશે.'

એની ભોળી આંખોમાં આનંદ હતો, અને મારી આંખો આંસુથી ભરાતી જતી હતી. મે વાત પલટી, 'તું ભણે છે?'

'ભણું છું. તો ખરી પણ જીવ નથી ચોંટતો.'

'રમવાની ઇચ્છા થાય છે?'

'રમવાનું બહુ ગમે છે. ઘરે હાસી, સોના, બધું; અમે બધાં કાગળની હોડીઓ તરાવતાં. મારા દેશમાં તો બહુ જ મોટી નદી છે. એ તો સાગર કહેવાય. એમાં મોટી મોટી હોડીઓ ફરે છે.'

અમે વાતો કરતાં હતાં ત્યાં રમેશ આવ્યો. બોલ્યો, 'મીનુ! આ તારા દેશના માણસ છે; એમની સાથે જઇશ ને?'

'હા, હા. જરૂર, જરૂર જઇશ.' એ હસી ઊઠી.

'અમને મૂકીને?' રમેશ સહેજ કંપ સહ બોલ્યો.

મીનુ થોડી વાર અટકી. બોલી, 'તમે પણ ચાલો. આપણે બધાં જઈએ. ત્યાં ચા ખૂબ થાય છે. ભાત પણ ખૂબ. ખૂબ માછલી છે.'

મેં રમેશને અંગ્રેજીમાં કહ્યુંઃ 'છોડી બહુ જ ભોળી છે. બિચારીને દુકાળની ભયંકરતા, અને દુર્દશાનો ખ્યાલ સરખો ય નથી. એ માને છે કે એનાં માબાપ જીવે છે.'

રમેશ ધીમેથી બોલ્યોઃ 'વખતે એનો વિશ્વાસ ખરો પણ હોય. રિપોર્ટ પ્રમાણે એની મા અને એ

રૂપિયામાં વેચી ગઈ. એનો બાપ બરમામાં વ્યાપાર કરતો હતો ત્યાં જ રહ્યો. એની બેન ક્યાં ગઈ તેનો પત્તો નથી. સાંભળવા પ્રમાણે એમના જિલ્લામાં લશ્કરની મોટી છાવણી છે. સ્ત્રીઓ બધી ત્યાં ચાલી ગઈ છે. મરનારાઓને મરણ અગાઉ એમની જરૂર હોય ને!'

વાત કરતાં કરતાં એના મુખ પર તિરસ્કાર ફેલાયો. સહેજ અટકી આગળ બોલ્યો: 'ભૂખ્યો કયું પાપ ન કરે! તેથી તો મેં વિચાર કર્યો છે કે મીનુને હું જ સંભાળીશ. તમારી ભાભીના મરણ પછી હું પરણ્યો નથી, પરણીશ નહિ. બસ આ સંતાન. બસ મીનુને સંભાળીશ.' એ અટકી ગયો અને ચુપચાપ મીનુ તરફ જોઈ બોલ્યો: 'ચા પીશ મીનુ!' મીનુ એકદમ ખુશ થઈ ગઈ. 'હા' પાડી ઊઠી.

હું અત્યાર સુધી કલ્પનાની પાંખો પર ઊડતો હતો. એની આ વાત સાંભળીને ચોંકી ઊઠ્યો. ગજવામાંથી ૫૦ રૂપિયાની નોટ કાઢી રમેશના હાથમાં મૂકતાં બોલ્યો: 'આજે બધાં બાળકો ભલે પેટ ભરીને મીઠાઈ અને ફળ ખાય; સાથે ચા પણ પીએ.' અને એના જવાબની અપેક્ષા વિના ઓરડામાંથી બહાર નીકળી ગયો.

: ૨ :

કોણ જાણે કેમ પણ હું આશ્રમમાં રોકી શક્યો નહિ. રમેશનો આગ્રહ છતાં તેજ સાંજે ટ્રેન પકડી. મારું મન ખિન્ન બની ગયું હતું. અને તે આશ્રમનું દશ્ય ભૂલવાને માટે બીજી પ્રવૃત્તિમાં પરોવાવા ઇચ્છતું હતું. જતાં સુધીમાં મીનુને ફરી મળવાની હિંમત પણ ન કરી શક્યો જ્યારે હું બહાર નીકળ્યો ત્યારે નજદીકના ઓરડામાંથી મીનુનો ટહુકો સંભળાયો. એ બીજી છોકરીઓને કહેતી હતી: 'હવે હું મારે ઘેર જઈશ. બા આવ્યા છે ને એ અમારા દેશના છે!' આ વાક્યો સાંભળતાં મારું ગળું ભરાઈ આવ્યું. આંખોમાં પાણી આવ્યું. એની દૃષ્ટિ ચુકાવી હું જલદી જલદી સ્ટેશન પહોંચી ગયો. દિલ્હી આવીને બીજાં કામોમાં મન લગાડવા છતાં, એ હતું સ્વસ્થ થતું નહોતું. આશ્રમનું દશ્ય ભુલાતું નહોતું. હર-હમેશ ઉદ્વિગ્ન રહ્યા કરતું. લખવા માટે કલમ હાથમાં લઈ કલાકો સુધી શૂન્યમાં જોયું રહેતો.

હું આ પ્રમાણે એક દિવસ શૂન્યમાં તાકતો બેઠો હતો, ત્યાં કોઈનો દયાર્દ્ર-કોમળ સ્વર સંભળાયો:

'હું આવી શકું છું!' હું ચમક્યો.

મારી સામે એક યુવતી આવીને ઊભી. એણે એક છાપેલી મામૂલી સાડી પહેરી હતી. પગમાં સામાન્ય ચંપલો હતાં. ખુલ્લા મસ્તક પરથી લાંબા કાળા વાળના ગૂંથાયેલા બે ચોટલા લટકતા હતા. મારા ઉત્તરની રાહ જોયા વિના જ અંદર આવી એણે એક ચિઠ્ઠી મારા હાથમાં મૂકી, અને બોલી: 'આપ જરા આ વાંચશો.'

મેં વાંચ્યું. અંગ્રેજીમાં લખ્યું હતું: 'આ છોકરી બંગાળના ભીષણ વિનાશનો ભોગ થઈ પડી છે. એનાં માબાપ મરી ગયાં છે. ભાઈ બેભાનથી મૃત્યુ પામ્યો છે. એ ભૂખનું દુઃખ વેઠતી અહીં આવી છે. ઉચ્ચ કુળની છે. ભીખ માગતાં આવડતી નથી. આશા છે કે વાંચનાર એના પ્રત્યે દયામય હાથ લંબાવશે.'

વાંચી રહ્યા પછી સ્ત્રી તરફ જોયું. ભારે આશ્ચર્ય લાગ્યું; 'તો આપ...'

એ ગદ્‌ગદ કંઠે બોલી, 'અમે ભૂખ્યાં છીએ, અમારું સર્વસ્વ નષ્ટ થઈ ગયું છે. અમે દુઃખમાં રિબાતાં આપને આશ્રયે આવ્યાં છીએ. અમને મદદ આપો. અમારું એક બાળક મરવા પડ્યું છે.'

'જુઓ, અહીં બંગાળી મંડળ છે. હું ચોકનાં ઠામઠેકાણું આપું. ત્યાં જાઓ; એ લોકો તમારે માટે કાંઈક વ્યવસ્થા કરી આપશે.'

એ બોલી, 'અમને ખબર છે. અમે ત્યાં ગયેલાં, પણ એ અમને મદદ આપી શકતાં નથી.'

'કેમ!

'અમે મોટી સંખ્યામાં છીએ.'

'ક્યાં રહો છો!'

એણે એક સ્થાનનું નામ બતાવ્યું. અને દયાર્દ્ર સ્વરે બોલી, 'કાંઈક આપો બાબુ.'

મને ઠીક ન લાગ્યું. એની આંખોમાં ચમક હતી. અને તે દેહવિક્રય કરનાર-ધંધાર્થી સ્ત્રીઓના જેવી મને લાગી. હું બોલ્યો: 'હું કાંઈ જ કરી શકું તેમ નથી.'

'પણ બાબુ...'

'નહિ. અત્યારે મને માફ કરો.'

'બાબુ, આપ હિંદુ છો. આપે જરૂર મદદ આપવી જોઈએ.'

હું એની વાત માની શક્યો નહિ. મેં નિરાશ

થઈ ચાલી ગઈ. જતાં જતાં બડબડતી હતી:

'તમે હિંદુ નથી. સાચો હિંદુ જરૂર મદદ આપે.'

એ શું કહેવા ઈચ્છતી હતી તે હું ન સમજ્યો, પણ મેં એમનો પત્તો મેળવવાનો નિશ્ચય કર્યો.

સંધ્યા સમયે એણે બતાવેલે સ્થળે પહોંચ્યો. એની વાત સાચી હતી. ત્યાં કેટલીક બંગાળી મહિલાઓ હતી. મેં જોયું તો એમનાં વસ્ત્રો ફાટ્યાંતૂટ્યાં ન હતાં. વાળ ઓળેલા હતા—અને બેત્રણ બાદ કરતાં બાકી સર્વ યુવતીઓ હતી. અત્યારે તેઓ એક આખર ઘડીએ પહોંચેલી સ્ત્રીની આસપાસ ટોળું વળી બેઠી હતી. દર્દીસ્ત્રી બહુ જ બૂરી હાલતમાં હતી. જર્જર વસ્ત્રોની નીચે જર્જરિત કાયા ઢંકાયેલી હતી. વાળ વીખરાયલા હતા. આંખો ઊંડી પેસી ગઈ હતી, અને શરીર શિથિલ થતું જતું હતું.

'એને શું થયું છે?' મેં એક સ્ત્રીને પ્રશ્ન કર્યો.

સહુએ ચોંકીને મારી સામે જોયું.

'બાબુ, દુકાળનો ભોગ બનેલી છે. એનું સર્વસ્વ નષ્ટ થયું છે. એ પણ હવે બેચાર કલાકમાં છૂટે છે.'

આ જ વખતે એ દર્દીસ્ત્રી બોલી ઊઠી, 'નહિ, નહિ, હું પાછી જઈશ. મારાથી એ પાપ નહિ થાય. મારી છોડી, મારી બચ્ચી...' મેં જોયું કે દર્દીના આ બોલ બીજી સ્ત્રીઓને તીર સમાન લાગ્યાં. આખું સ્ત્રીમંડળ ખળભળી ઊઠ્યું. એક પ્રૌઢ સ્ત્રીએ દર્દીને ધમકાવી: 'પેટમાં અનાજ પડ્યું એટલે અત્યારે પાપ-પુણ્યની વાત સાંભરે છે!'

અને મારી તરફ જોતાં બોલી, 'બાબુ તાવ સખત છે, આ તાવનો લવારો છે. કાંઈક દવા બતાવશો!'

મેં પૂછ્યું: 'તમે શું કરો છો? શી રીતે નિભાવ કરો છો?'

એ જરા ગભરાતાં બોલી, 'આપ જેવા બાબુ-લોક પાસે માંગીએ છીએ. અને મળે તે પર નભાવી લઈએ છીએ.'

રાગિણી સહસા બેઠી થઈ ગઈ! એની આંખો ક્રોધની મારી જાણે બહાર તરી આવતી હતી. એ ઉચ્ચ સ્વરે બોલી ઊઠી: 'ક્યાંથી ખાય છે? બાબુજી, અત્યારે માંગનારને કોણ આપે છે? બધી જવાની છે, એ જવાનીનું મૂલ ખાય છે.'

હું કંપી ગયો. બીજી સ્ત્રીઓ ગુસ્સામાં એના પર તૂટી પડી, 'જવાનીનું મૂલ ખાઈએ છીએ તેમાં તારે શું છે? જવાની તો પોતાની છે. તેં તારી છો[ડી] વેશ્યાના દલાલને હાથ વેચી એ ભૂલી જાય છે ને અમારી જાત ઉઘાડી કરવા બેઠી છે!'

મારું હૃદય ધબધબી ઊઠ્યું. મેં રાગિણીની આંખે જોઈ. એમાં કોણ જાણે શું હતું, પણ મારા હૃદયં એ જલાવી રહી હતી. સહસા મને મીનુ યાદ આવી શરીર કંપ્યું. હું કાંઈક બોલું તે પહેલાં રાગિણી બોલી 'સાચું કહે છે. મેં મારી પુત્રી વેચી છે. મને એનું દુઃ[ખ] છે. હું પાછી જવા માગું છું. હું મારી છોડીને છોડાવ[વા] લઈશ.' મારી તરફ ફરતાં બોલી: 'બાબુ, બાબુ, મા[રી] છોડી પાછી અપાવી શકશો? મારી એ ભોળી બચ્ચી!'

મેં હૃદયને દબાવ્યું. સ્થિર કર્યું અને એક સ્ત્રી[ને] પૂછ્યું: 'આ શી વાત કહે છે? આ કોણ છે?'

આ પ્રશ્નનો જે સવિસ્તર ઉત્તર મળ્યો તેનો સારાંશ એ કે 'એક દિવસ એ સુખી કુટુંબની ગૃહિણી હતી. પતિ, પુત્ર અને બે પુત્રીઓ હતી અચાનક લડાઈ જાગી. દુકાળના ઓળા ઊતર્યા. લોક ભૂખે મરવા લાગ્યા, આનો પતિ બરમામાં હતો એટલે આવી ન શક્યો. પુત્ર લડાઈમાં ખપી ગયો ભૂખને કારણે એને ઘર છોડવું પડ્યું. શરીર વેચ[નારી] નારીઓ તો અત્યારે અન્નસંકટમાં પણ મજા કરે છે આ પણ ધારે તો શરીર વેચી શકતી હતી. પ[ણ] એનું મન કબૂલ ન થયું. શહેરમાં ગઈ પણ ત્યાં તે બમણી મુસીબત! ન ખાવાનું મળે, ન ઊભા રહે[] વાનું ય મળે. છેવટે એક માણસ મોટી છોડીને પાળવાન[ી] ખાતરી આપી લઈ ગયો. એણે જતાં જતાં પં[દર] રૂપિયા આપ્યા, પણ એ ક્યાં સુધી ચાલે! દર[-દર] ભટકવું પડ્યું. એક દિવસ સરકારે એને પકડી શહેરમાંથી બહાર કાઢી મૂકી. એની નાની છોડી કોઈ અનાથાશ્રમમાં મોકલી દીધી.'

'અનાથાશ્રમમાં!' મારાથી બોલાઈ ગયું.

'હા, વાત તો એવી જ સાંભળી છે.'

'એનું નામ?'

રાગિણી બોલી ઊઠી, 'કોનું નામ? મા[રી] છોડીનું? બેટીનું? વિનોદ અને મીનુ.'

'મીનુ? હું જીભ પર કાબૂ ન રાખી શક્યો. અ[ને] એણે મારી તરફ એવી આકાંક્ષાભરી દૃષ્ટિએ જો[યું] કે જાણે હું બધું જાણું છું. 'હા, હા, મીનુ. શું ત[મે] મીનુને ઓળખો છો?'

મેં મારા એકાએક ધડકતા દિલ પર હાથ મૂક્યો. "ના, ના, હું તમારી મીનુને ઓળખતો નથી. મારી એક પુત્રીનું નામ પણ મીનુ છે.'

આ સાંભળતા એ ઠંડી પડી ગઈ. જાણે એની ચેતના ડૂબવા લાગી. ક્ષીણ સ્વરે બોલીઃ 'બોલો, બાબુ, એટલું બોલો કે હું મીનુને ઓળખું છું, મેં વિનોદને જોઈ છે-આટલું કહો તો મને શાંતિ વળે. હું અભાગણી...'

ક્ષણે ક્ષણે મારા દિલમાંથી અવાજ ઊઠતો હતો, 'હા, જોઈ છે. મેં મીનુને જોઇ છે. એ સુખી છે.' પણ કોણ જાણે કેમ મુખેથી શબ્દો નીકળતા ન હતા. મહામુશ્કેલીએ જઈ ચૂકેલી આ સ્ત્રી સાથે મીનુનો સંબંધ જોડવા દિલ ચ લતું ન હતું. 'મીનુ હમેશાં માનતી રહે કે એની મા જીવે છે. એ પોતાને ઘરે સુખી અને સંતુષ્ટ છે.' આ જ વખતે રોગિણી ચીસ પાડી ઊઠી. સહુ ચોંકી ઊઠયાં. હું સહુને ખસેડી રોગિણી પાસે જઈ બેઠો અને જલદી બોલ્યોઃ

'સાંભળો બાઈ, મેં તમારી પુત્રી મીનુને જોઈ છે. સાચું કહું છું એ સુખી છે. ખૂબ મજામાં છે.'

એણે આંખો ઉઘાડી પણ હવે એમાંથી તેજ ઓછું થતું જતું હતું.

એનો ક્ષીણ સ્વર નીકળ્યો, 'સાચું, તમે મીનુને જોઇ છે?'

'હા. તે સુખી છે.'

'હા.' રોગિણીએ ઠંડી આહ ભરી આંખો મીંચી દીધી. સંતોષની ઘેરી રેખાઓ એના રક્તહીન મુખ પર તરી આવી. એ બોલીઃ 'બાબુ, વિનોદ જરૂર બજારમાં છે. શોધી શકશો! એને બચાવી શકશો!'

એનો કંઠસ્વર દબાતો જતો હતો. ફક્ત બડબડા જેવો જ હવે અવાજ આવતો હતો. હું એના કા[ન] પાસે નમ્યો ને જોરથી બોલ્યોઃ 'વિનોદને જરૂર શોધી કાઢીશ. બચાવી લઈશ. ચિંતા છોડી દો.'

ઘણું કરીને એણે સાંભળ્યું-જાણે આશીર્વા[દ] આપતી હોય તેમ તેનો જમણો હાથ ઊપડ્યો. [બ]ેઠા થવા પ્રયત્ન કર્યો પણ ખલાસ, હાથ પડી ગયો. ગરદન લચી પડી. હું ચોંકી ઊઠ્યો. 'અરે આ[ ]તો દેહ છોડ્યો!'

આશ્ચર્ય એ કે હું શું જોવા આવ્યો હતો અ[ને] શું જોઈને જતો હતો!

[હિંદી પરથી

⊖

## ચીનની નવશક્તિ

પાન ૨૫ નું ચાલુ

પરંતુ ત્યાં તો ચીની જુવાનડા સંત્રીઓ પ[ર] તૂટી પડ્યા. બધાને ઠાર કર્યા. હથિયાર દારૂ ગોળો હાથ કર્યાં.

ખૂણે ખૂણેથી પોકાર ઊઠ્યોઃ 'પિતૃભૂમિને જય.'

અને આવ્યું હતું તેમ જ એ જુવાનોનું સરઘસ કેદખાનાનાં હથિયારો, દારૂગોળો અને ચારસો જેટલા કેદીઓમાંથી ત્રણસો જેટલા નવા સાથીદારો મેળવીને પાછું વળી ગયું.

⊙

# પેટના જણ્યાની વાટે

લેખક
રામભાઈ કુરજી પાઠક

'એ ગોરાણીમા....એ....હાલો હવે હાલો હવે હાલો, ઘર બારાં નીકળો ઝટ; ક્યે આવશું આપણે પાછાં; આમ દી સામું તો જુવો; બપોર લટકી જાવા આવ્યા છે; હમણાં એક વાગ્યાની રેલગાડી પણ નીકળશે.'

ટીંબડી ગામના ખેડૂતોનાં તે વ્રતધારી બૈરાંના ટોળાએ ગામના ગોરના ઘર આગળ આવી સાદ દીધો.

એકસો ને પાંત્રીશ ઘરની વસતિના આ ગામડામાં ગોવા ગોર જેમ એક જ થોડુંઘણું ભણેલા બ્રાહ્મણ અને ગામના કુળગોર હતા અને શુકન–અપશુકન, મૂહુર્ત–કમૂહુર્ત, રાશી–પનોતી, પંચક-વીંછીેા વગેરે જોઈ આપવામાં જેમ એક્કા ગણાતા, તેમજ તેમની સ્ત્રી રળિયાત ગોરાણીએ પણ પોતાના જીવનની પ્રખર રહેણીકરણીથી આખા ગામની સ્ત્રીઓનાં મન જીતી લીધાં હતાં અને ઉપવાસ, પ્રદોષ, પુણ્યદાન, વ્રત વગેરે કરવામાં હરેક સ્ત્રી તેને અનુસરીને જ ચાલતી.

આજ સાડાચાર મહિના થયા, ગામની સ્ત્રીઓએ મહાદેવજીના દોરાનું વ્રત લીધું હતું. ૧૩૫ દિવસનાં એકટાણાં સેવ્યા પછી આજ કાર્તિક માસના શુકલપક્ષની એકાદશીની પુણ્યતિથિ હોઈ વ્રતના દોરાનું ઉજવણું કરવા હરેક સ્ત્રી હરખઘેલી થઈ રહી હતી. અગિયાર વાગ્યાને સુમાર થતાં તો ઝગોઝગ ચુરમાના લાડુ કરી, નાહી, ચણિયો, કાપડું અને મજલીનો કોરોકડાક સાડલો પહેરી, ગામથી એક માઈલ દૂર આવેલા એકલેરા મા'દેવના મંદિરે લાડુ ધરવા અને મા'દેવજીની જે વાર્તા કહેવા તે એડુ સ્ત્રીઓએ ટોળે મળી રળિયાત ગોરાણીને સાદ દીધો, 'ગોરાણીમા હાલો....નીકળો ઝટ ઘર બહારાં. ક્યારે આવશું આપણે પાછાં; આમ દી તો જુએ, બપોર લટકી જવા આવ્યા છે; હમણાં એક વાગ્યાની રેલગાડી પણ નીકળશે.'

'એ હાલો ...માડી....હાલો....હમણાં હજી લાડુ વાળી પરવારી, તમાકુની ચપટી ભરી પગ વાળીને બેઠી હતી.' એમ કહી, રળિયાત ગોરાણી, વ્રત–ઉપવાસથી સૂકલકડી જેવા બની ગયેલા શરીરને રાખોડી રંગના ધોયેલ સાડલામાં ઢાંકતાં, ઘરના બારણાને તાળું લગાડી, આગળ થયાં.

રસ્તે ચાલતાં મોટા મુખીપટેલની વહુ દિવાળીએ પૂછ્યું: 'પછી રળિયાતમા, તમારા ઈન્દરભાઈના કાંઈ વાવડ છે કે નહિ?'

રળિયાતમા જાણે કે તેજ વિચાર કરતાં હોય તેમ જવાબ વાળ્યો, 'મારા ઈન્દરની રખવાળ તો, દિવાળીવહુ, આ એકલેરા જેવો મહાદેવજી કરે છે. આપણા ગામથી તો ઈ એ ગાઉ માથે જ બેઠા છે પણ વિલાયત તો શું પણ ત્રણલોકની ઈ ખબર રાખે છે હો!'

'હા, સતીમા,' મુખીપટેલની વહુ સંતોષ બોલી ઊઠયાં, 'મા'દેવજીને તો આકાશ, પાતાળ ને પૃથવીના માનવિયુંની ખબર રાખવાની છે પણ માડી, અમને તો એટલું જ પેટમાં બળે કે, તમારા જેવું દુ:ખ તો જેને માથે આવી પડયાં હોય એને જ પડે. રૂપાળો રાજકુંવર જેવો દીકરો. અણમોલાં દુ:ખ વેઠી આજ ભણાવ્યો, ગણાવ્યો અને માબાપને જ્યારે સુખનો અવસર અને દુ:ખનો આરો દેખાણો ત્યારે દીકરો ચાર ચાર વર્ષ થયાં વિલાયત જઈને બેઠો છે અને તેય પાછો ક્યાં છે ક્યાં નહિ એના કાંઈ વાવડ જ નથી. અટાણે આંહી હોત તો કાં કોઈક રજવાડાની દીવાની હોય નહિ તો ન્યાધીશ તો હોય જ ને?'

સાંભળીને રળિયાતમા બોલ્યાં: 'મુ કરીએ માડી, મારો વાલો જેમ રાખે તેમ

રહીએ; નહિ તો મારા ઈન્દરને ભણાવવા-માં વેઠેલાં દુઃખો કાંઈ ભૂલ્યાં ભુલાય એમ નથી. અહીં 'બરેલીમાં જ્યારે ઈન્દર મેટ્રિક ભણતો ત્યારે, તમારા ગોરબાપા, ઘોડા માથે, લોટ, દાળ, અને બળતણ પણ, ગોઠણ સુધીનો ગારો ખૂંદતા, લઈ જતા. 'ઈ તો માડી કાંઈ સમજણ જ પડતી નથી કે એને વિલાયત જવાનું કેમ સૂઝ્યું. વકીલાતની પરીક્ષામાં આજ ચાર વર્ષ પહેલાં ઈ પહેલે નંબરે પાસ થયો અને સરકારને ધ્યાનમાં આવી ગયો તે, તેના ખર્ચે મારિસ્ટર થાવા, વિલાયત મોકલ્યો. તે આજની ઘડી ને કાલનો દી, મારા તો સાતે ય જન્મારાનાં પાપ ભેગાં મળ્યાં હોય એમ લાગે છે. પેટના દીકરાએ અને સરકારે તો દુઃખમાં ઓરી દીધાં છે, માડી.'

'એમ વલોપાત કરો મા ગોરાણીમા, ને તમારા દીકરાને હમણાં હીમખીમ ઘરે આવ્યો દેખાડું, ઈ તો તમારો ઈન્દર, વિલાયત ગયો અને આ લડાઈ ફાટી નીકળી એટલે એને અહીં ઘેર આવવાની મના થઈ ગઈ છે, નહિ તો તો ઈ બારિસ્ટર થઈને કે' દિવસનો આવી ગયો હોત અને તમારી જેવું સુઃખી આજ હોત કોણ?' ગોમતી પટલાણીએ આશ્વાસન આપ્યું.

'ગોમતી વહુ, હવે સુઃખી કે દુઃખી, પેટનો જણ્યો આવે કે ન આવે, મારે મન તો બધું ય સરખું છે, જ્યાં આભ ખડક્યું હોય ત્યાં કાંઈ થીંગડું દઈ શકાય નહિ. આજ આઠ જમણ થયાં તમારા ગોર મુંબઈ જઈને બેઠા છે. આપણા ગામના ગુલાબરાય વકીલનો મુંબઈથી કાગળ હતો કે એક સ્ટીમર વિલાયત બાજુથી, મુંબઈ-ને બાજુ આવવાની છે તેમાં તમારો ઈન્દર હોય તો હોય; નો હશે તો હું ઘર ભીમનો ગોકળી દઈશ અને તમારે જો આવવું હોય તો આવજો. આવી ખબર તો માડી આજ ચાર ચાર વર્ષ થયા રોજ આવ્યા કરે છે. હવે તો ખોળિયામાં જીવ છે ત્યાં સુધી ધરતીને માથે પગલું ભરવું પડે છે, અને પછી તો રાખોડી થઈને પડવું જ ને?' એમ કહેતાં કહેતાં રળિયાતમાએ નજીક આવેલ એકલેરા મા'દેવના મંદિર તરફ ઠપકાભરી નજરે જોયું. મા'દેવજીનું મંદિર આવતાં, વ્રતધારી કણબણો પરસાળનો ઘંટ વગાડી, ખોળો પાથરી પાથરીને પગે લાગી થોડી-વારમાં એકઠી થઈ, મહાદેવજીના પોઠિયા આસપાસ ટોળે વળી બેઠી એટલે રળિયાતમાએ, નિયમ મુજબ વાર્તા કહેવાનું શરૂ કર્યું:

એક દિવસને સમયે, ભગવાન શંકર, વનમાં તપશ્ચર્યા કરવા જવા તૈયાર થયા એટલે પાર્વ-તીજીએ પણ હઠ પકડી કે, 'પ્રભુ, મારે પણ તમારી સાથે આવવું છે.' શંકર ભગવાને તો પાર્વતીજીને ઘણું ઘણું સમજાવ્યા કે, 'સતી, વનમાં આવવું રહેવા દો. ત્યાં કાંટા, કાંકરા, ઝાંખરા હોય, પગલું મૂકવાનો ય માર્ગ પણ ન જડે, વળી ભૂખતરસ છિપાવવા પણ કાંઈ જ મળે નહિ.' પણ સતીમા તો એકના બે ન થયાં. એટલે, ભગવાને તો નમતું આપ્યું અને શંકર–પાર્વતીજીની બેલડી–ઈશ્વરપાર્વતીજીની જોડલી વનમાં જવા સંગાથે ચાલી નીકળ્યાં. ચાલતાં ચાલતાં અઘોર વન આવ્યું. અંદર ક્યાંય નાખી નજર પહોંચે નહિ અને પગલું મૂકવા જેટલી ય જગ્યા જડે નહિ. રુદ્ર ભગવાન તો ચાલ્યા જ જાય છે ચાલ્યા જ જાય છે. પાછળ પાર્વતીજી પણ કઠણ મન કરી ચાલ્યાં જાય છે જેઠ મહિના-નો તાપ માથે અંગારા ઓરી રહ્યો છે. એવામાં પાર્વતીજીને ગળે શોષ પડવા માંડ્યો. થોડી વાર તો સતીમા કાંઈ બોલ્યાં નહિ, પણ જળ વિના કેટલી વાર રહી શકાય? છેવટે પાર્વતીજીએ કહેવું પડ્યું, 'પ્રભુ, મને તરસ લાગી છે.'

શંકર ભગવાને તો ઊભા રહી કપાળ પરના પરસેવાનાં મોતિયાં લૂછી નાખ્યાં અને પાર્વતી-જીને હેતથી ઠપકો આપવા લાગ્યાઃ

'સતી, હું તમને નહોતો વારતો; હવે આ પારે અહીં જળ ક્યાંથી લાવવું; ત્યાં દૂર

જુવો: કાગડા, કાબર, ચોપટ વગેરે પક્ષીઓ, ઊતરતાં જણાય છે, ત્યાં કાંઈક જળાશય જેવું જણાય છે; ત્યાં જાવ અને જો સરોવર કે જળાશય હોય તો ત્રણ અંજલિ-ખોબા પાણી પીજો પણ ત્રણ ઉપર ચોથો પીશો મા.'

સતી પાર્વતી તો ઉતાવળાં ઉતાવળાં પક્ષીઓ ઊડતાં હતાં એ તરફ ગયાં. જઈને જુએ છે ત્યાં તો રૂપાળું દૂધ જેવું સરોવર ભર્યું હતું, પાર્વતીજીએ તો પગથિયાં ઊતરી પાણી પીવાનું શરૂ કર્યું; એક પહલી પાણી પીધું; બીજી પહલી પાણી પીધું અને ત્રીજી પહલી પણ ગટગટાવી ગયાં. પણ સતીજીની તરસ તો બિલકુલ છીપી નહીં પાર્વતીજી તો વિચાર કરવા માંડી ગયાં, 'અરે, ભગવાને મને ત્રણ ખોબા પાણી પીવાનું કહ્યું છે પણ મારા પેટમાં તો પૂરું પાવળું પાણીયે ગયું જણાતું નથી. ઠીક જે તે ખરું.' એમ કહીને જ્યાં ચોથી અંજલિ પાણીની ભરી ત્યાં તો સરોવરમાંથી હાથે લીલા પીળા દોરા વળગ્યા આવ્યા.

પાર્વતીજી તો ઢેબતાઈ ગયાં. અને પશ્ચાત્તાપ કરવા લાગ્યા, 'અરે ભગવાને મને ના કહી હતી પણ મેં અભાગણીએ તો આજ્ઞાનું ઉલ્લંઘન કરી ચોથો ખોબો પાણી ભર્યું તો આ લીલાપીળા દોરા વળગ્યા આવ્યા. ઠીક ચાલ હવે પ્રભુને જઈને વાત તો કરું' એમ વિચારી, શંકર ભગવાન પાસે આવી સર્વ વાત કહી.

ભગવાને તો કોઈ જાતની ચિંતાનું કારણ બતાવ્યું નહીં અને પછી ભોળાનાથ અને ગૌરી, ઝાડ નીચે ટીમણ કરવા બેસી ગયાં.

દેવ દેવીએ તો નિરાંતે આરોગી, પાણી પીધું અને સૂર્ય જરાક નમે એટલે મુસાફરી આગળ ચલાવવાનો વિચાર રાખ્યો. એટલામાં ભગવાન શંકર બોલ્યા: 'ચાલો સતીજી, આપણે ઘડીભર ચોપાટ ખેલીએ.'

સાંભળી પાર્વતીજી બોલ્યાં: 'પણ આપણા દાવ ખરાખોટા છે એની સાક્ષી કોણ પુરાવશે?' ભગવાને ઉત્તર વાળ્યો: 'સતી, તમારા અંગનો મેલ ઉતારી બડુલો સ્થાપો.'

સતીજીએ તો પોતાના અંગનો મેલ ઉતારી બડુલો ઘડી કાઢ્યો; રુદ્ર ભગવાને તો અંજલિ ભરીને પાણી છાંટ્યું એટલે બડુલો સરજીવન થયો.

તાંડવ-ભગવાન અને હિમસુતાએ તો અઘોર વન વચ્ચે ચોપાટ માંડી.

પહેલો દાવ પૂરો થયો અને પાર્વતીજી બોલી ઊઠ્યાં: 'કહે બડુલા કોણ હાર્યું અને કોણ જીત્યું?'

બડુલો તો મશ્કરી કરતો હોય તેમ બોલી ઊઠ્યો: 'માતા હાર્યાં કેમ કહું, પત્યા હાર્યા અને માતા જીત્યાં.'

રમત આગળ વધી. બીજો દાવ પૂરો થયો. 'કહે બડુલા, કોણ હાર્યું અને કોણ જીત્યું?'

બડુલો કહે: 'પત્યા હાર્યા કેમ કહું? માતા હાર્યાં ને પત્યા જીત્યા.'

ત્રીજો દાવ નાખ્યો અને ત્રીજી વખત પણ બડુલાએ ખોટી સાક્ષી પૂરી: 'માતા હાર્યાં કેમ કહું? પત્યા હાર્યા ને માતા જીત્યાં.'

બડુલાએ તો આમ ચારેય વખત ખોટી સાક્ષી પૂરી. રુદ્ર ભગવાનને તો પગથી માથા સુધી ક્રોધ વ્યાપી ગયો, અને જાણે-અજાણ્યે શ્રાપ દીધો: 'જા તું ગળત કોઢીઓ થઈ જા.'

બડુલાની કંચનવર્ણી કાયા તો જન્મના કોઢીઆ જેવી, રક્તપીતથી ઉઝરડાયેલી બની ગઈ. અસહ્ય કોઢમાં તેનું શરીર રિબાવા લાગ્યું

ભગવાન શંકરે તો વ્યાઘ્રચર્મ ખંખેરી ચાલવા માંડ્યું. પાછળ પાર્વતીજી પણ ઊઠી ચાલ્યાં. પણ ચાલતાં જ, તેમણે પેટના જણ્યા જેવા બડુલા માટે, ભગવાનની ક્ષમા યાચી. પાર્વતીજી ભગવાનને વિનવવા લાગ્યાં: 'તપસ્વીજી, ગમે તેમ તોય બડુલો આપણો પુત્ર ગણાય

તમે જ તેને અંજલિ ભરી પાણી છાંટી સજીવન કર્યો છે; બાળક છે, તેનું રમત અને ખેલ કરવામાં જ ધ્યાન હોય, તેણે બાળકબુદ્ધિથી આપણી રમતની ખોટી સાક્ષી પૂરી છે, આપણા -માબાપના પ્રેમને ચકાસી જોવા માટે. તેને ક્ષમા કરો, તેનો ઉદ્ધાર કરતા જાવ નહિ તો વિશ્વનું આપણે માથે મેણું રહી જશે.'

બહુલો પણ આ સાંભળી ભગવાનના પગમાં, જેમ લાકડી પડે તેમ પડી ગયો.

'પ્રભુ! મારો ગુનો માફ કરો, મારો ઉદ્ધાર કરો.'

ભોળાનાથ તો ભલો જ છે. એણે તો શવણ જેવાને રાજપાટ આપ્યું છે. બહુલાને તો કાંડું ઝાલીને બેઠો કર્યો અને કહેવા લાગ્યા: 'આ લે આ દોરા, ગામોગામ ફરજે અને દોરાનો વ્રતનો મહિમા ગાજે; તારી કંકુવર્ણી કાયા થઈ જશે.'

બહુલો તો ચાલી નીકળ્યો. ગામોગામ ફરે છે ને ભગવાન શંકરના દોરાનો મહિમા ગાય છે.

ચાલતાં ચાલતાં એક, આપણા ગામ જેવું ગામ આવ્યું. બહુલો તો શેરીએ શેરીએ ભમે છે અને સાદ પાડે છે:

'લ્યો, બાઈ કોઈ મા'દેવજીના દોરા—લ્યો, બાઈઓ કોઈ મા'દેવજીના દોરા.' ગામમાં ભમતાં ભમતાં એક નાકા પરના ઘેર આગળથી સાદ પાડતો નીકળ્યો. ત્યાં એક કુંભારણ ઓશરીમાં અનાજનું દળણું કરતી હતી તેણે છોકરાને બોલાવ્યો.

'એલા છોકરા, શું વેચ છ?'

'ડોશીમા, હું મા'દેવજીના દોરા વેચું છું.'

'દોરા લીધે શું થાય?'

'માડી, મા'દેવજીના દોરાનું વ્રત કરવાથી ધન ન હોય તેને ધન મળે, પુત્ર ન હોય તેને ઘેર પારણું બંધાય. મા'દેવજીના દોરા તો નવે નિદ્ધિ અને આઠમા સિદ્ધિ આપનાર છે.'

'ઠીક, વ્રત કેમ કરવું?'

બહુલો કહે: 'સાડાચાર માસનાં એકટાણાં કરવાં. હરરોજ નાહી, ભગવાન શંકરની પૂજા કરી, તેમની બે વાર્તા કહી, આપણે જમવું. કાર્તિક મહિનાની અજવાળી અગિયારશ આવે ત્યારે દોરાનું ઉજવણું કરી, વ્રતની પુર્ણાહુતિ કરવી.'

કુંભારણે તો મા'દેવજીના દોરાનું વ્રત લીધું છે. બહુલાની તો કંચનવર્ણી કાયા થઈ છે અને પ્રભુભક્તિમાં જીવન ગાળવા ચાલી નીકળ્યો છે.

ડોશીમા તો હોંશથી રોજ નાહી ભગવાનને મંદિરે દર્શને જાય છે અને વાર્તા કહી પછી જમે છે. જે દિવસે વાર્તા કહેનાર મળતું નથી તે દિવસે પોતે અપવાસ ખેંચી કાઢે છે.

એમ કરતાં કરતાં સાડાચાર મહિના પૂરા થયા. કુંભારણનો તો હરખ ક્યાં ય માતો નથી. વ્રતના ઉજવણાને દિવસે તો તેણે ધમાકે કામ પતાવી, લોટ, ગોળ, ઘી લઈ આવી લાડુ બનાવ્યા છે. એક લાડુ ગાયને દીધો, એક ગાયના ગોવાળને દીધો, અને એક મંદિરે મૂકવા જવા પોતાના એકના એક દીકરાને કહ્યું:

'આલે બેટા, આ લાડુ, આપણા કામેશ્વર મા'દેવજીના મંદિરે દોડ્યો દોડ્યો મૂકી આવ; પછી આપણે મા–દીકરો બે ય જમવા બેસીએ.'

દીકરો તો, હરખથી કિલકિલાટ હસી ઊઠ્યો. ઝટ દઈ ને લાડુ લઈ ને દોડ્યો. જ્યાં ઝાંપાની બહાર નીકળ્યો ત્યાં તો એની ઓરમાન મા પાણી ભરીને સામી મળી. તેણે પૂછ્યું, 'એલા છોકરા, ક્યાં જા છો?'

છોકરો બોલી ઊઠ્યો, 'માડી, હું તો મંદિરે લાડવો મૂકવા જાઉં છું; હમણાં શંકર ભગવાનને હાથોહાથ લાડુ પુગાડી ઝટ પાછો આવું છું. પછે હું ને મારી મા ભેગાં ખાવા બેસશું.'

એમ કહીને છોકરાએ તો દોટ મૂકી. શોકના મનમાં તો અદેખાઈ સળગી ઊઠી આજ છ છ માસથી તે પોતાની શોકને નનના

નીમમાં વળગી રહેલી જોતી. તે મનમાં બળતી, 'રાંડ બાઈડીને તો વશ કર્યો પણ ભગવાનને ય વશ કરવા બેઠી છે.' તેણે તો ઘાટ ઘડવાનો નિશ્ચય કર્યો.

આ બાજુ છોકરો તો હાથમાં લાડુ લઈ 'લ્યો મા'દેવજી લાડુ, લ્યો મા'દેવ લાડુ' કરતો દોડ્યો જાય છે. મંદિરે પહોંચી સડસડાટ ભગવાન શંકરના થાળા આગળ બેસી ગયો અને લાડુ આગળ લંબાવી 'લ્યો મા'-દેવજી લાડુ, લ્યો મા'દેવ લાડુ,' બોલવા માંડ્યો.

છોકરો તો બોલતો જ જાય છે. ક્યારે મા'દેવજી મારા હાથમાંથી લાડુ લઈ લ્યે અને ક્યારે હું પાછો ફરી મારી માડી હારે જમવા બેસું એનો જ વિચાર કરે છે

એમ કરતાં કરતાં કેટલો ય વખત વહી ગયો. પાર્વતીજીથી રહ્યું ગયું નહિ. તેમણે ભગવાનને : 'પ્રભુ, આ તો બાળક છે. એ કાંઈ સમજશે નહિ અને તમારે લાડુ હાથમાં લેવો જ પડશે.'

'હા, દેવી. હું પણ એ વિચાર કરતો હતો. બાળહઠને કાંઈ પહોંચાય નહિ.' એમ કહીને ભગવાને તો હાથ લંબાવી લાડુ લઈ લીધો. છોકરો તો તુરત પાછો વળ્યો.

ઝાંપામાં પેસતાં જ તેની ઓરમાન મા સામી મળી. તે લહેકાથી બોલી, 'કાં બેટા, લાડુ દઈ આવ્યો ?'

છોકરાએ તો નિર્દોષપણે જવાબ દીધો, 'હા માડી, લાડુ દઈને જ ચાલ્યો આવું છું.'

'મા'દેવજીએ લાડુ કેમ કરીને લીધો ?'

'માડી, મા'દેવજીએ લાડુ હાથ કાઢીને લીધો.'

કુંભારણની શોક ઈર્ષાથી બળી રહી તેણે મનમાં નિશ્ચય કર્યો, 'આ છોકરાને જો મારી નાખું ને તો મને નિરાંત થાય'

તેણે છોકરાને ફોસલાવવા માંડ્યો. પોતાને ઘેર લઈ જઈ તેનું માથું રૂપાળું ધમધમતું મોઘિયું તેલ નાખી ઓળ્યું. કપાળમાં ચાંદલો કર્યો અને માથાંણે કરીને રોટલો ચોપડી આપી છોકરાને તો રમતે ચડાવ્યો.

છોકરો તો પોતાની માડીને અને લાડુને ભૂલી ગયો.

'બાયું, બોનું.' રળિયાતમાએ પોતાની વાર્તામાં મુગ્ધ કરેલ વ્રતધારી કણબણો પર વધુ જાદુ ફેલાવતાં કહ્યું, 'જોજો, આ નવખંડી ધરતી માથે, કેટ કેટલાં માનવી, કેવી કેવી અબળખા લઈ જન્મે છે. કુંભારણની તે શોક આ કુમળી કળી જેવા બાળકને ચૂંટી નાખવામાં જે સુખ માનતી હતી તેવું સુખ તેને દીલ્હીના પાદશાહની રાણી બનાવે તોય ન માનત.'

ખેડૂતની સ્ત્રીઓ તો એકધ્યાને સાંભળી રહી છે. રળિયાતમાએ આગળ ચલાવ્યું:

છોકરાને તો રમતે ચડેલો જોઈ કુંભારણની શોકે તો ઝટ દઈને કહ્યું, 'તું આ ઘડામાં બેસીશ?' પ્રભુના ઘરનો બાળક તો તરત બોલી ઊઠ્યો: 'હું....અ....માડી, લાવોને ઘડામાં બેસું' છોકરો તો માટીના ઘડામાં બેસી ગયો. કુંભારણે તો દોડીને ઘડો ઊંધો કરી નાખ્યો ઉપર માટીનાં કાચાં વાસણ ગોઠવ્યાં છે. આસપાસ ખડ, કડબ, વગેરે જલાઉ બળતણ ગોઠવી દીધું અને ઘડીમાં તો ડુંગરા જેવડો નિભાડો ખડકી અગ્નિ ચાંપ્યો.

નિભાડામાંથી વાંસ વાંસ જેવડી લાંબી જ્વાળાઓ નાચવા લાગી.

આ બાજુ, વ્રતધારી કુંભારણ પોતાના દીકરાની વાટ જોઈ જોઈ, વિચારમાં ને વિચારમાં, ઉંબરીનું ઓશીકું કરી સૂઈ ગઈ.

ભગવાન શંકર તેને સ્વપ્નામાં આવી કહેવા લાગ્યા, 'બાઈ, તું સુખે સૂતી કે દુખે ?'

બાઈએ તો લાગલો જ ઉત્તર વાળ્યો: 'પ્રભુ, હું તો તમારા પ્રતાપે સુખે સૂતી છું.'

ભગવાન કહે: 'સુખે સૂતી હો તો ભલે પણ તારી શોકે તારા છોકરાને નિભાડામાં

પૂર્યો છે માટે ઝટ બેઠી થા. ઉતાવળી થઈશ મા. તારા ઘરમાં, ઘંટી માથે દૂધની ટબુડી પડી છે; પાણિયારામાં ખંપાળી પડી છે અને નેવા માથે સોનાની સાખે અને રૂપાની આડે નીસરણી પડી છે. ગામના પાંચ ડાહ્યા માણસો-ને ભેગા કરજે અને નિભાડો વીંખી નાખજે, બધું સમુંસુતરું થશે.'

એટલું કહીને ભગવાન તો સ્વપ્નામાંથી અદ્રશ્ય થયા. તપસી બાઈ તો બેબાકળી આંખો ચોળતી ચોળતી બેઠી થઈ ગઈ. જુએ છે તો દૂધની ટબુડી, નીસરણી અને ખંપાળી કહેલાં સ્થાને પડેલાં જોયાં.

બાઈ ગભરાટમાં દોડી અને ઊભી બજારે દોડી જાય છે. થોડે દૂર ગઈ ત્યાં તો ગામની ચારપાંચ મોટી ગણાતી સ્ત્રીઓ ટોળે વળીને ઊભેલી જોઈ. બાઈ તો જઈને ભાંગ્યાતૂટ્યા શબ્દોમાં કહેવા લાગી, 'બાયું, બેનું હાલો તો ઝટ, મારી શોકે મારા છોકરાને નિભાડામાં પૂર્યો છે. મારો કલૈયા કુંવર જેવો છોકરો હમણાં બળીને ભડથું થઈ જશે.'

બાયુંએ તો સામો જવાબ વાળ્યો: 'અરે બાઈ, ગાંડી થઈ છો કે શું? આજ અસિયા-રશને દિવસે, નિભાડો જલાવવાની જ મનાઈ છે ત્યાં તારી શોકે તારા છોકરાને નિભાડામાં ખડકવાની શી ગાંડી વાત કર છ?'

બાઈ તો કરગરવા લાગી, 'બેનું, હું સાચું કહું છું; મા'દેવજી મને સ્વપ્નામાં આવી કહી ગયા છે. તમ વિના મને નિભાડો વીંખવા દેશે નહિ અને મારો એકનો એક પેટનો જણ્યો હમણાં રાખનો ઢગલો થઈ જશે. જુઓ મા'દેવજી મને આ નીસરણી, ખંપાળી, દૂધની ટબુડી પણ આપતા ગયા છે.'

સાંભળીને તે સ્રીઓનું ટોળું કુતૂહલતાથી ભડભડાટ બળતા નિભાડા તરફ ચાલી નીકળ્યું.

નિભાડા પાસે જઈને જુએ છે તો અગ્નિ-જ્વાળાઓ ચોસઠ જોગણીઓનાં નાચની જેમ, આકાશે અડવા મથી રહી છે અને ધુમાડાના ગોટેગોટા નીકળે છે.

કુંભારણ ડોશીએ તો, અગ્નિ ફરતી પરિ-ક્રમણા કરી દૂધની ધારાવડી દીધી; ઝપાટાબંધ સોનાની નીસરણી માંડી ચપ ચપ ઉપર ચડી ગઈ અને ટોચ માથે જઈને જ્યાં ટચલી આંગળી અડાડી એટલે નિભાડો, રમવાના પાનાનો બંગલો પડી જાય તેમ ખડેડી પડ્યો.

અંદરથી કુંભારણનો દીકરો, ચૂંદડી ઓઢેલ કન્યા સાથે ફૂલદડે રમતો રમતો બહાર નીકળ્યો. કુંભારણે તો ખંપાળી વતી સોનાનાં અને રૂપાનાં વાસણો ઘર ભેગાં કરી દીધાં. ને ઓખરાં થયેલ દીકરાનાં વાસણો પાછળ અદેખી શોકને રહ્યાં.

'હે ભગવાન! એને ત્રુઠ્યા એવા સૌને ત્રુઠજો.' એ છેલ્લું વાક્ય રળિયાતમાની સાથે હરેક વ્રતધારી બાઈ બોલી અને બોલતાંની સાથે સાથે હાથમાંના ચોખા ભગવાન શંકરની મૂર્તિ તરફ ઉરાડી ઓવારણાં લીધાં.

વાર્તા પૂરી થતાં બાઈઓને અંદર અંદર વાતો કરવાનો પ્રસંગ મળ્યો અને શ્રદ્ધાળુ સ્ત્રીઓ બોલવા લાગી, 'ભગવાનની તો બલિહારી ન્યારી જ છે. ધરતીને માથે એક કોડીનો માનવી પોતા-ના સ્વારથ માટે અઘોર પાપ કરે છે પણ પાપનું ફળ ભોગવ્યા વિના છૂટકો નથી અને ભક્તિ કોઈની જતી નથી. આપણે માથે દુઃખના ડુંગર પડ્યા હોય પણ ભક્તિ-ભગવાનમાં શ્રદ્ધા ઈ જ સાચું છે. ભક્તોનાં સુખદુઃખની વ્યાધિ તો ભગવાન જ કરે છે.' વગેરે સાંભળી વધારે ગંભીર બની મોં પર જરા વિષાદની છાયા સાથે રળિયાતમાએ બીજી વાર્તા ઉપાડી:

શંકર ભગવાન તો મર્ત્ય લોકમાં ચાલ્યા. પાર્વતીજીએ તો હઠ લીધી કે હું તમારી સાથે આવું; શંકર ભગવાન તો પાર્વતીજીને કહે,

'સતી, મર્ત્ય લોકમાં આવવું રહેવા દો; ત્યાંનાં માનવીઓ તો ધર્મ, દયા વગેરે વીસરી જઈ કૂડ-કપટ, કાળુંધોળું કરવામાં કાબેલ બન્યાં છે. તે જોઈને તમારા મનને વિષાદ જ ઉત્પન્ન થશે. મર્ત્ય લોકમાં આવવાની હઠ છોડી દો.'

પણ પાર્વતીજી તો એકનાં બે ન થયાં. એટલે ભગવાન તો પાર્વતીજીને સાથે લઈ ચાલી નીકળ્યા છે. મર્ત્ય લોકમાં ફરતાં ફરતાં એક આપણા ટીંબડી ગામ જેવા ગામડામાં, એક સુખી દેખાતા ઘેર જઈ 'આહાલેક' કરી ઊભાં રહ્યાં છે. રબારીના તે ઘેર ઘરડધમ ઘરડધમ છાશ ઠોવાઈ રહી છે. ભેંશોનાં દુઆણાં દોવાઈ રહ્યાં છે; બેત્રણ ગોલા ઢોરોને નીરણ નાખવામાં રોકાઈ ગયા છે; ત્રણચાર કામગરી બાયું છાણવાસીદું કરવામાં ધમાકે કામ પતાવે છે. ઓશરીના પગથિયા પાસે ગામની દસબાર વહુઆરીઓ મોટા ઘૂમટા તાણી છાશ લેવા ગોઠવાઈ ગઈ છે.

ઘરની સ્ત્રીઓ ઢોરાં છોડીને ચારવા લઈ ગોવાળોને ભાથાં-છાશ અને રોટલા અને … નાં ભાથાં બંધાવે છે. ઘરમાં બે ધિંગી … ડુઓ સામસામી ઊભી રહી છાશને ઘરડધમ રડધમ ગજવી રહી છે.

રબારીનું આ એક જ ઘર નાનાશા નેસડા જેટલું કામમાં આટોપાઈ ગયું છે. કોઈ ને ઊંચું જોઈને નજર નાખવાની ય ફુરસદ નથી.

એવે વખતે સાધુ-સાધ્વીનાં વેશધારી શંકર ભગવાન અને પાર્વતીજીએ 'આહાલેક' કરી ભિક્ષાનો સવાલ નાખ્યો. પણ સાંભળે કોણ?

ઘણી વાર સુધી મા'દેવજી અને પાર્વતીજી પામર માનવીઓની ઘેલી પ્રવૃત્તિઓ જોઈ રહ્યાં.

પરસાળમાં એક નિવૃત્તિ પામેલ ડોસા બેઠા હતા. તેમનું ધ્યાન ગયું એટલે હુક્કાની ભૂંગળી મોંમાંથી દૂર કરી બોલ્યા, 'બોલા આ મારાજ્યાં ક્યારનાં ઊભાં છે તે કાંઈ ટાઢો ટુકડો હોય તો દોને એને.'

પણ કોઈએ સાંભળ્યું હોય તેમ લાગ્યું નહિ. થોડી વાર રહી વળી ડોસાને મનમાં આવ્યું તે બોલ્યા.

તેના જવાબમાં ઘરમાંથી, લાજના ઘૂમટામાંથી અકળાયેલી વહુ બબડતી હોય તેમ લાગ્યું: 'હા, ઠારી મૂક્યું છે અટાણમાં ખાવા હારુ થઈને; હજી તો રખોપિયાને ભાથાં ય નથી બંધાવ્યાં ત્યાં ખાવાને દેવાનું કે'ય છે. એવા તો નવરા કેટલા ય હાલ્યા આવે.'

વાત બગડતી જણાઈ એવામાં એક ડોશીનું ધ્યાન પડ્યું એટલે ધીમે ધીમે ઘરમાં જઈ, કોઠી પાછળ ઉંદરના તાણી ગયેલા રોટલાના કટકા ખેંચી કાઢ્યા અને બીજા છોકરાના એંઠા થોડાક મેળવી, જઈને સાધુની ઝોળીમાં ફગાવ્યા.

શંકર ભગવાને તો પાર્વતીજી સામું જરાક શ્રીં મરકાવી, રોટલાના ટુકડા આંખે અડાડી કોર પર મૂકી દીધા અને ત્યાંથી અંતર્ધ્યાન થઈ ગયા.

વાટમાં શંકર ભગવાને પૂછ્યું: 'સતી, જોયાંને મર્ત્ય લોકનાં માનવી?'

પાર્વતીજી તો દિગ્મૂઢ બની પૂછી રહ્યાં, 'પ્રભુ, મર્ત્ય લોકમાં તમામ માનવીઓ આ પ્રમાણે રિદ્ધિસિદ્ધિ પાછળ ફના થાય છે?'

'ચાલો સતી, બીજે ઘેર જઈએ. પછી તમારી મેળાએ જ જોઈ લેજો.' એમ કહીને શંકર ભગવાન અને પાર્વતીજી ફરીથી સાધુ-સાધ્વીનું રૂપ લઈ એક ડોશીમાને ઘેર જઈ ઊભાં રહ્યાં.

ઘરમાં ડોશીમા અને તેનો દીકરો બે જ રહેતાં. દીકરો ગામનાં વાછરુ ચરાવી પેટ પૂરતું રળતો અને ડોશીમા કોઈનું છાણવાસીદું કરી બે-ચાર રૂપિયા કામતાં આમ મા'દીકરો પેટવડિયાં ગુજરાન ચલાવતાં.

પોતાને ઘેર સાધુ આવેલા જોઈ ડોશી તો હરખઘેલાં બની ગયાં.

સાધુ-સાધ્વીના પગમાં પડી જઈ કહેવા

લાગ્યાં, 'અહો, મા'રાજ, આજ મારાં ધન્ય ઘડી, ધન્ય ભાગ કે તમ જેવાં મે'માન મારે ઘેર આવ્યાં.'

ડોશીમાએ તો ખાટલી નાખી દીધી, ઉપર ગોદડું પાથરી દીધું અને સાધુને બેસાડી, ઝટપટ ચૂલો સળગાવી, ધાનનું હાંડલું ચડાવી, પંડેલનું ખાડું છૂટયું હતું તે છાણ લેવા દોડી ગયાં.

ઘણી ઘણી વાર સુધી બેઠા રહ્યા પણ ડોશીમા પાછાં આવતાં જણાયાં નહિ. એટલે શંકર ભગવાને પાર્વતીજીને કહ્યું: 'સતી, ઘણી વાર થઈ ગઈ પણ ડોશીમા પાછાં આવતાં જણાતાં નથી અને ચૂલે કાંઈક મૂકીને ગયાં છે, જરા જઈને જુઓને કાંઈ બળી નથી જતું ને!'

'હા, પ્રભુ, હું પણ જાઉં-હમણાં જાઉં અને તપાસું એમ વિચાર કરતી હતી.' એમ કહીને પાર્વતીજી ઘરમાં જઈ ચૂલા માથેના હાંડલાની ઢાંકણી ખસેડે છે ત્યાં તો પીળી ઘમરક જેવી ખીચડી ખદબદતી માલમ પડી.

સતીજી તો મનમાં સમજી ગયાં અને બહાર આવી મરક મરક હસતાં બેસી ગયાં. એટલામાં તો ડોશીમા ઝપાટાબંધ છાણનો સૂંડલો ભરીને આવ્યાં અને કુળીમાં ફગાવી દઈ, છાણવાળા હાથ ધોવા લાગ્યાં. એટલે પાર્વતીજીએ કહ્યું, 'ડોશીમા, ઉતાવળાં થશો નહિ; હું રાંધણું જોઈ આવી છું.'

સાંભળી ડોશીમાએ ઉત્તર વાળ્યો, 'અરે માડી, રાંધણામાં શું જોવાનું છે; મૂઠી ચૂલી ઓરીને ગઈ છું.' એમ કહી ચૂલા પાસે જઈ ને હાંડલામાં નજર કરે છે ત્યાં પીળી ઘમરક ખીચડી ખદબદે છે. ડોશીમા તો તરત કળી ગયાં કે મારે ઘેર મહેમાન જેવાતેવા સાધુ નથી પણ સાક્ષાત ભગવાન જ લાગે છે. ડોશીમા તો દોડીને ચરણમાં પડી ગયાં.

'મા'રાજ, ત્રુઠયા ત્યારે તો પૂરા ત્રુઠો. મારા દીકરાને કાંઈક વરદાન આપતા જાવ.

ભગવાન શંકરે તો જવાબ વાળ્યો, 'ડોશી-મા, ધર્મકર્મ જાળવો છો તેવાં જ સાચવજો અને સાંજે તમારો દીકરો ઘેર આવે એટલે એને કહેજો કે કાલથી કોઈનાં વાછરુ ચરાવા ન જાય. લ્યો આ ડાંગ, આ ધાબળી. સવારમાં વહેલો ઊઠી, ગામને ગોંદરે જઈ કાંટાનો વાડુલિયો કરે; હાથમાં ડાંગ રાખે, ખભા પર ધાબળી રાખે અને ઉગમણી દિશાએ ઊભો રહી 'હીરાળ્ય....પરવાળ્ય' કરે એટલું તમારે ગાયું-નું ધણ આવશે.'

એમ કહીને શંકર ભગવાન અને સતી ગૌરી અંતર્ધ્યાન થઈ ગયાં.

સાંજે દીકરો ઘેર આવ્યો એટલે, ડોશીમાએ તો બધી વાત કરી અને વાછરુ જેનાં હતાં તેને સોંપી આવવાનું કહ્યું. છોકરો તો શરમાતો શરમાતો, વાછરુ પાછાં વાળવા ગયો, 'કાલથી હું તમારાં વાછરુ ચારવા નહિ જાઉં; મારે ઘરે સાધુ આવ્યા હતા તે મારી માને વરદાન આપતા ગયા છે.'

સાંભળીને વહકયાં બૈરાંઓ તો બબડવા લાગ્યાં, 'હા....હા....તું તારે જતો નહિ અમારાં વાછરુ ચરાવવા. તારે ઘરે ગાયુંનાં ધણ આવશે ઈ જ ચરાવજે ને....ખાડું મોટું જબરું...; થપટી દાણા રળી ખાતો ઈ ય તને નો પોસાણું તે તું તારે તારું ખાડું ચરાવજે."

સવાર પડતાં તો છોકરો વહેલો વહેલો ઊઠી માતાના આશીર્વાદ લઈ, ગોંદરે આવ્યો. કાંટા લાવી વાડુલિયો બનાવ્યો અને સૂર્ય મા'રાજે કોર કાઢી ત્યાં ખંભે ધાબળી અને હાથમાં ડાંગ રાખી, 'હિરાળ્ય....પરવાળ્ય' એમ બોલ્યો ત્યાં તો ગાયું આવે ફાટફાટા દોડયું. રાતી ને ગોરી, ને વાંકડા શીંગડિયાળી અને ધામેણી ગાયું તો એક પછી એક આવતી જ જાય છે, અને વાડુલિયામાં તો ભીંસાભીંસ થવા માંડી, છોકરો મનમાં વિચાર કરી રહ્યો, 'અરે, આ વાડુલ્યો તો ભરાઈ ગયો અને હજી ગાયું આવતી જ જાય છે ને કેટકેટલું આવે છે!' એમ કરીને ત્યાં

પાછું વાળી જુએ છે ત્યાં તો સોનાની શીંગડી-વાળો અને રૂપાની ખરીવાળો એક ધણખૂંટ દોડ્યો આવતો હતો. ધણખૂંટની આગળની ગાયો ડોશીમાના દીકરાના વાડુલિયામાં આવી અને ધણખૂંટની પાછળની ગાયો અલોપ થઈ ગઈ.

'હે મા'રાજ! એને ત્રુઠ્યા એવા સૌને ત્રુઠજો.' વાર્તાનું છેલ્લું વેણ, હરેક વ્રતધારી સ્ત્રી બોલી અને ભગવાન શંકરને ચોખે વધાવી ઓવારણાં લીધાં.

'હ્યો હાલો હવે હાલો, ખાયું. કેવું ટાણું થયું છે. છોકરાં ભૂખે ટળવળતાં હશે.' મોટી પટલાણી બોલી ઊઠ્યાં એટલે સ્ત્રીઓનું ટોળું ફરીથી ખોળો પાથરી પાથરી, પગે લાગી: 'હે ભગવાન! આવતે વર્ષે, તમે હીમખીમ, સાજાંનરવાં રાખજો અને તમારો હુકમ હશે તો ફરી પાછાં આવશું.' કહી ચાલી નીકળી.

રસ્તામાં કોઈ કોઈ સ્ત્રીઓ, શ્રદ્ધા અને ભક્તિની વાતો કરતી હતી. પણ રળિયાતમા તો કાંઈ બોલ્યાં જ નહિ.

ઝાંપામાં પેસતાં પેસતાં અવલ ડોશી બોલતાં હતાં, 'માડી, દુઃખના સમદર ભર્યા હોય ને, પણ ભક્તિ હોય, શ્રદ્ધા હોય, ધર્મકર્મ કર્યાં હોય અને પુણ્ય ભેગું કર્યું હોય ને તો ઈ સમદરે ય વલો-વાઈ જાય છે. પ્રભુના ઘર આગળ શું થતું નથી.'

એટલામાં ધની આઈની મેઘુ પાણીનું બેડું છલકતું લઈ ચાલી આવતી હતી તે રળિયાત-માને જોઈ બોલી ઊઠી:

'ગોરાણીમા, વધાઈ આપું છું. રંગપુરને માર્ગેથી, ગાડું જોડી મારા ગોરબાપા અને ઈન્દરભાઈ હાલ્યા આવે છે. એક વાગ્યાની રેલગાડીમાં ઊતર્યા છે.'

સાંભળીને વ્રતધારી સ્ત્રીઓના વીખરાઈ જતા ટોળાએ રળિયાત ગોરાણીને મરક મરક હસતાં જોયાં. ◉

# સાત ચોર

કોઈ એક ગામમાં સાત ચોર રહે. છ ચોર ને એક ચોરનો સરદાર. મલક બધામાં ખાતર પાડે. પણ કોઈ પગેરું ય નો કાઢી શકે એવા ખડકમદાર ચોર. ગામના રાજાએ ચોરને પકડવા આકાશ–પાતાળ એક કર્યાં પણ કોઈ માઈનો પૂત ન નીકળ્યો કે ચોરને ચોરી કરતાં પકડી શકે. ચોર તો દિવસે છતરાયા થઈ ને હરે-ફરે ને રાતે ગલેશિયો લઈ ને શાહુકારનાં ઘર ફાડે.

રાજાએ ગામમાં બીડું ફેરવ્યું: 'જે કોઈ ચોરને પકડી લાવે એને એક હજાર સોના-મહોર ઈનામ.' બીડાદાર આખા ગામમાં શેરીએ શેરીએ ને ચૌટેચોરે ફરે. પણ કોની માએ શેર સૂંઠ ખાધી હોય તે બીડું ઝડપે?

હવે એ ગામમાં એક હજામ ને હજામડી રહે. હજામ કહેવાય ત્યારે હજામ, પણ પૂરી હજામત કરતાં ય નો આવડે. વાળ કાપવા બેસે તો ભેગા કાન પણ કાપી લે, ને દાઢી મૂંડવા માંડે તો ગાલના ગાબડા પાડી દે. એવાની પાસે કોણ હજામત કરાવે? હજામભાઈનો ધંધો જરાય નો ચાલે. ને એમ કરતાં કરતાં હજામના ઘરમાં તો એક એની હજામડી ને બીજો એનો અસ્તરો એ બે વાનાં જ બાકી રહ્યાં.

હજામ આમ અક્કલનો બારદાન ને આળસુનો પીર, પણ એની બાયડી ભારે ચાલાક. એની બુદ્ધિ સજેયાની ધાર જેવી. ને જેવી બુદ્ધિ એવી જ એની જીભ. એ તો રોજ હજામને ગાળો ભાંડે. 'તમે આવા છો ને તેવા છો. કામતા નથી, ધામતા નથી ને પડ્યા પડ્યા ખાઓ છો.'

પણ હજામને એનું કાંઈ જ નહિ ગમે એટલાં માથે માછલાં ધુઓને પણ એ રામ તો એના એ. એ તો કહેત કહેતો કહે: 'હું કામ્યો નથી, કામતો નથી ને કામીશ પણ નહિ.'

હજામડી ખૂબ ગુસ્સે થઈ જાય: 'તો શું ભીખ માગશો?'

હજામ કહે: 'આપણને એ પણ નો આવડે.'

એમ હજામડી એક વેણ કહે તો હજામ સામા સો ઉત્તર વાળે. એ તો હોઠ સાજા તો ઉત્તર ઝાઝા. હજામડી બિચારી શું કરે? આખરે તો સીની જાત! બહુ કડે કારવે તો હજામ મારવા દોડે. એ તો કહ્યું જ છે ને કે નબળો માટી બૈયર પર શૂરો.

હજામ ને હજામડીનો આમ ઘાટ ચાલે. ત્યાં શેરીમાં રાજાનો બીડાદાર ફરી વળ્યો: 'જે કોઈ ચોરને પકડી લાવે એને એક હજાર સોના-મહોર ઈનામ.'

હજામડીએ વિચાર કર્યો કે આ વારે સરસ લાગ છે. ચોર પકડાશે તો એક હજાર સોના-મહોર મળશે. એણે તો ઝગ લઈને બીડું ઝડપ્યું.

બીડાદાર હજામડી સામું જોઈ રહ્યો: 'તારે મન આ ખાંડી ખોબડીના ખેલ હશે?'

હજામડી કહે: 'તું તારે જાતો હોય ત્યાં જાને. મારું કામ હું કરીશ.'

બીડાદાર કહે: 'એમ બીડું નહિ ખવાય. પહેલાં કચેરીમાં આવવું પડશે.'

હજામડી કહે: 'કચેરીમાં આવે મારી બૂખરાત. રાજાને તે ચોરનું કામ છે કે મારું કામ છે? છ મહિનામાં સાતે ચોરને કચેરીમાં ખડા ન કરી દઉં તો થડંઘટા.'

હવે હજામડી વિચાર કરવા લાગી કે બીડું ઝડપતાં તો ઝડપી લીધું, પણ હવે ચોરને પકડવા કેવી રીતે? પોતે તો અસ્ત્રીની જાત. પોતાનું જોર કાંઈ ચોર જેવા ચોર પાસે થોડું જ ચાલે? કોઈ એવી યુક્તિ લડાવવી પડશે કે ચોર જ એની મેળાએ સપડાઈ જાય.

વિચાર કરતાં કરતાં હજામડીને એક યુક્તિ સૂઝી ગઈ. એણે હજામને કહ્યું: 'તમે રાજા પાસે જઈને થોડી જમીન માગી આવો.'

હજામ કહે: 'બાપનો માલ હશે કાં? એમ રાજા જમીન આપી જ દે ને. કોરડા ન મારે- તો મારું નામ નહિ. હું તો કંઈ જવાનો નથી.'

હજામડી કહે: 'નહિ જાઓ તો પછી ખાશો શું?'

હજામ કહે:'તે શું જમીનનાં બટકાં ભરીશ?'

હજામડી કહે: 'તમે એકવાર જઈ આવો પછી બતાવું કે જમીનનું શું કરવું છે.'

માંડ માંડ હજામ રાજા પાસે ગયો. રાજાને હજામની દયા આવી એટલે પાદરમાં એક ખેતર હતું તે હજામને લખી આપ્યું.

ખેતર મળી ગયું એટલે હજામડી ખુશ ખુશ થઈ ગઈ. સવારના પહોરમાં ઊઠીને હજામને કહે: 'ચાલો. ખેતર જઈએ.'

હજામ તો ભારે આળસુ કહે: 'ખેતર જઈને શું કરશું?'

હજામડી કહે: 'તમારે બીજું કાંઈ કરવાનું નહિ. હું કરું તેમ તમારે કર્યા કરવું.'

હજામ કહે: 'ઠીક'

હજામ ને હજામડી ખેતર આવ્યાં. હજામડી તો ખેતરમાં એક ખૂણેથી બીજે ખૂણે ને બીજે ખૂણેથી ત્રીજે ખૂણે આંટા મારે. નીચી નજરે જોયા કરે ને આંટા મારે. કોક ઠેકાણે વળી નીચે બેસી જાય ને જમીન વરખોળવા લાગે. હજામને તો બીજું કાંઈ કરવાનું નહિ. એ તો હજામડીની વાંસે વાંસે ફરે ને હજામડી કરે તેમ કરે.

એમ કરતાં કરતાં સાંજ પડવા આવી.

હવે એ ખેતરની પાસે મોટું બધું જંગલ ને એ જંગલમાં પેલા સાતે ચોર સંતાયેલા. સવાર સવારનાં હજામ ને હજામડી ખેતરમાં આંટા મારે ને પેલા ચોર બેઠા બેઠા જોયા કરે.

ચોરને વિચાર થાય કે આ હજામ ને હજામડીનું એવું તે શું ખેતરમાં ખોવાઈ ગયું છે તે સવાર સવારનાં આંટા મારે છે?

ચોરોના મનમાં ચટપટી થવા લાગી. પછી તો એમની ધીરજ રહી નહિ એટલે સાતમાંથી એક ચોર હજામડી પાસે આવ્યો, 'હજામડી! હજામડી! શું ગોતે છે?'

હજામડી: 'તારા બાપનું કપાળ! રોયા! તું તારે રસ્તે પડને. અમે કરતાં હશું તે કરશું!'

ચોર કહે: 'તારું કાંઈ ખોવાયું હોય તો ગોતવા લાગું'

હજામડી કહે:'આવ્યો છે ગોતાવવાવાળો! એમ કરીને તારે અમારો માલ ઓળવી જવો છે કાં?'

ચોર કહે: 'એવી બધી કિંમતી ચીજ ખોવાઈ છે?'

હજામડી કહે: 'થોડા ને ઘણા સાત ચરુ ખોવાયા છે. તારે મન એ કાંઈ જ નહિ હોય!'

ચોરને તો વાત સાંભળી ગલગલિયાં થવા માંડ્યાં. એણે પૂછ્યું: 'કયે ઠેકાણે પડી ગયા?'

હજામડી કહે: 'મૂવા અક્કરમા! આવડા મોટા ચરુ પડી ગયા હોય તે નો દેખાય? આ તો મારા દાદાએ જમીનમાં દાટ્યા છે. કયે ઠેકાણે દાટ્યા છે એ કીધા વગર મરી ગયા ને અમારે મહેનતનો પાર ન રહ્યો. કાંઈ થોડી માયા છે? સોનામહોરના સાત ચરુ છે.'

ચોર કહે: 'ત્યારે એમાં મારું કામ નહિ.' એમ કહીને એ તો ચાલ્યો ગયો.

હજામડીને એટલું જ જોઈતું હતું. એને ખબર જ હતી કે પેલા ચોર જંગલમાં રહે છે. એટલે હવે ખરા ચોર હશે તો રાતમાં ચરુ ખોદી કાઢવા આવ્યા વગર રહેશે નહિ. સવારે ખેતર ખોદી નાખ્યું હશે તો ખાતરી થઈ જશે. હજામ ને હજામડી બન્ને ઘેર ચાલ્યાં ગયાં.

પેલા ચોરે જઈને પોતાના સાથીદારોને

વાત કરી. બધા કહેવા લાગ્યા કે એ ચરુ વળી હજામડી લઈ જશે ? એ ચરુ તો આપણા જ. રાત પડે એટલી વાર. ચરુ ન શોધી કાઢીએ તો આપણે ચોર શાના ?

'રાત પડી એટલે બધા ચોર કોદાળી-પાવડા લઈને હજામડીના ખેતર ઉપર તૂટી પડ્યા. ખોદી ખોદીને આખું ખેતર ઉથલપાથલ કરી નાખ્યું. સાતથરી ખેડ કરી હોય તોય ન ખેડાય એવું સરસ ખેતર ખેડાઈ ગયું.

ચોરો તો મહેનત કરી કરીને અધમૂઆ થઈ ગયા, પણ કાંઈ હાથ લાગ્યું નહિ. અંદર ચરુ હોય તો હાથ લાગે ને ? બધા થાકીને ઠૂસ થઈ ગયા ને સવાર પડ્યું એ પહેલાં તો જંગલમાં સંતાઈ ગયા.

સવારમાં હજામડી જુએ તો આખું ખેતર ખોદાઈ ગયું છે. એને ખાતરી થઈ ગઈ કે એ જ પેલા ચોર છે. પણ હવે પકડવા કેવી રીતે ? એટલે એણે બીજી યુક્તિ અજમાવી.

આમેય ખેતર ખેડાઈ ગયું હતું. એમાં વાવેતર કરે તો ખૂબ પાક થાય. એણે તો ખેતરમાં કમોદ વાવી દીધી.

ભગવાનને કરવું છે તે ખેતરમાં એવો સરસ પાક થયો કે હજામડીને ખળાં ને ઢળાં થઈ ગયાં.

બસ હજામડીને જોઈતું હતું તે મળી ગયું. એણે તો કમોદ વેચીને રૂપિયા ગાંઠે બાંધ્યા. આખું ગામ ભાળે તેમ ખડીંગ ખડીંગ રૂપિયા ખખડાવતી ઘેર આવી.

એ જોઈને પેલા ચોરોની અદેખાઈનો પાર ન રહ્યો. એ તો અંદરઅંદર વાતો કરે કે મહેનત આપણે કરી ને માલ હજામડીને મળ્યો. એ તો પહોંચ્યા હજામડીને ઘેરઃ 'હજામડી ! હજામડી ! અમારો ભાગ લાવ.'

હજામડી કહેઃ 'ભાગ કેવો ને વાત કેવી ?'

ચોર કહેઃ 'ખેતર અમારી પાસે ખેડાવ્યું ને ભાગ નહિ આપે ?'

હજામડી કહેઃ 'મેં ક્યાં તમને બોલાવ્યા'તા ? અંદર હમિયાણી ભરી હશે એટલે લાલેલોલે ગયા હશો.'

હજામડીએ તો ચોરોને અંગૂઠો બતાવી દીધો. ચોરો ભૂંડું મોઢું લઈને ચાલ્યા ગયા.

પણ એમને એવી ખીજ ચડી કે ન પૂછો વાત. એ તો કહેઃ 'આજ રાતની રાતમાં એના રૂપિયા ન ઉપાડી લાવીએ તો પછી ચોરી કરવી જ હરામ '

રાત પડી એટલે એક ચોર હજામડીના ઘરમાં કોઠી વાંસે સંતાઈ ગયો. બીજા ચોર બહાર લપાઈને બેઠા.

હજામડીએ ચોરને ત્રાંસી આંખે જોઈ લીધો. પણ એ તો જાણે ચોરને જોયો જ નથી એમ ઘરનું કામ કર્યા કરે.

કામ કરતાં કરતાં એણે હજામને બધી વાતે પોપટની જેમ પઢાવી દીધો ને પછી હજામ ને હજામડી સોડો તાણીને સૂઈ ગયા.

થોડી વાર થઈ એટલે હજામે હજામડીને પૂછ્યુંઃ 'એલી સાંભળ છ કે ?'

તો કે 'શું કહો છો ?'

તો કે 'ઓલ્યા રૂપિયા ક્યાં મૂક્યા છે ?'

તો કે 'ઠેકાણાસર જ છે.'

તો કે 'વાત તો કર, ક્યાં મૂક્યા છે ? મારા જીવને નિરાંત તો થાય.'

તો કે 'કોઠલામાં પાટિયો છે ને એમાં રૂપિયા સંતાડી દીધા છે ને ઉપર ગોળપાપડી ઢાંકી રાખી છે. કોઈને ખબર જ નો પડે.'

હજામ કહેઃ 'વાહ તારી બુદ્ધિ ! તું તો રાજાની રાણી થવાને લાયક છે.'

એમ કહીને હજામ તો પાછો મોઢે ઓઢીને સૂઈ ગયો ને નસકોરાં બોલાવવા લાગ્યો. થોડી વારે હજામડી પણ ખોટાં ખોટાં નસકોરાં બોલાવવા લાગી.

પેલો ચોર બધું સાંભળે. હજામ હજામડી ઊંઘી ગયાં, એટલે ચોર કોઠી વાંસેથી બહાર નીકળ્યો. બીજે જુએ જ શું કામ?' સીધો કોઠલા પાસે પહોંચ્યો. કોઠલો ઉઘાડીને પાટિયો ઉપાડી લીધો. પાટિયો ઉપાડીને છાનોમાનો ઘરની બહાર નીકળી ગયો.

ચોર ઘરની બહાર નીકળ્યો એટલે હજામ હજામડી હસવાં લાગ્યાં. હસી હસીને ઢગલો થઈ ગયાં. હજામડી કહે: 'ભલેને બચાડા ગોળ પાપડી ખાય. ખાશે ત્યારે ખબર પડશે કે ગોળપાપડી છે કે ખોળપાપડી! રૂપિયા તો અહીં ઓશીકે દબાવીને સૂતી છું.'

એ તો નિરાંતે ઊંઘી ગયાં.

પેલો ચોર સીધો એના સાથીઓ પાસે પહોંચ્યો. સરદાર કહે: 'કાં પત્તો મળ્યો?'

પેલો ચોર કહે: એકલો પત્તો જ મેળવવા ગયો હતો? અરે આખો લબદો ઉપાડી લાવ્યો છું.

સરદાર તો એ સાંભળી ખુશ ખુશ થઈ ગયો. કહે: 'ફર્સ્ટ ક્લાસ!'

બધા લૂંટનો ભાગ પાડવા જંગલ તરફ ગયા.

જંગલમાં જઈ ને સરદારે પાટિયાનો કબજો લીધો અંદર હાથ નાખી જુએ તો શેનાંક બટકાં ભરેલાં: 'એલા! આમાં તો શેનાંક બટકાં છે'

ચોર કહે: 'એ તો રૂપિયાની ઉપર ગોળ-પાપડી દાબી છે.'

સરદાર કહે: 'ત્યારે તો પહેલાં ગોળ-પાપડી જ ઉડાવીએ પછી રૂપિયાનો ભાગ પાડશું.'

ગોળપાપડી કોને ન ગમે? બધાના મોઢામાં પાણી આવ્યું. ચોરના સરદારે પાટિયામાંથી થોડાંક બટકાં બહાર કાઢ્યાં. બધાને એકેક બટકું વહેંચ્યું. પોતે પણ એક લીધું.

બધા ખાવા લાગી ગયા.

પણ ત્યાં તો થુ થુ થુ થુ થુ થુ ચારેકોરથી બધા થુ થુ થુ કરવા લાગ્યા.

સરદાર કહે: 'એલા આ તે કેવી જાતની ગોળપાપડી છે?'

એક ચોર કહે: 'ખોળનાં બટકાં જ લાગે છે.'

'આ બીજાં બટકાં ચાખો તો!'

બીજાં બટકાં પણ ખોળનાં જ. સરદારે આખો પાટિયો ઊંધો વાળ્યો. અંદરથી ખોળનાં બટકાં સિવાય બીજું કાંઈ જ ન નીકળ્યું.

ભાઈસાહેબો આભાદ બન્યા. સરદાર કહે: 'સાળી હજામડી! આપણને છેતરી ગઈ. પણ વાત છે એની. કાલે એના રૂપિયા ન ઉડાવી લાવું તો હું ચોરનો સરદાર નહિ.'

બીજા દિવસની રાત પડી ને વળી એક ચોર ઘરમાં સંતાયો.

સૂવાટાણું થયું એટલે હજામે હજામડીને પૂછ્યું: 'પેલા રૂપિયા ક્યાં મૂક્યા છે?'

હજામડી કહે: 'તમે તો જ્યારે ને ત્યારે રૂપિયા રૂપિયા જ કર્યા કરો છો. રાતે તે રૂપિયા શું કામ સંભારતા હશો?'

હજામ કહે: 'તને ખબર છે, ચોરની કેવી બીક છે? રૂપિયા જેવા રૂપિયા છે. કાંઈ રેઢેરોળ થોડા જ રખાય છે?'

હજામડી કહે: 'આજે તો ભલેને ચોર આખા ઘરમાં આંટો મારી જાય. રૂપિયા જડે જ નહિ.'

હજામ કહે: 'તો શું કોઈને ઘેર મૂકી આવી છે?'

હજામડી કહે: 'તમારામાં તે અક્કલ ક્યારે આવશે? રૂપિયા કોઈ ને ઘેર મુકાતા હશે? આ જમાનામાં કોઈનો વિશ્વાસ નો થાય.'

હજામ કહે: 'તો પછી ક્યાં મૂક્યા છે તે કહી દે ને. નહિ કહે ત્યાં સુધી ઊંઘ નહિ આવે.'

હજામડી કહે: 'પણ કોક સાંભળી જશે તો?'

હજામ કહે: 'અત્યારે કોણ સાંભળવા બેઠું છે?'

હજામડી કહે: 'રૂપિયા તો ફળિયામાં

લીમડાનું ઝાડ છે ને એની ઊંચી ડાળે પોટકી બાંધીને લટકાવી દીધા છે.'

હજામ કહેઃ 'સાબાશ! હજામડી, તું પણ ખરી યુક્તિબાજ છે. તું રાજાની રાણી થવાને લાયક છે.'

એમ કહીને હજામ ઊંઘી ગયો. હજામડી પણ ઊંઘી ગઈ.

પેલા ચોરને તો એટલું જ જોઈતું હતું. એ તો ધીમે રહીને બહાર નીકળ્યો ને પોતાના ભાઈબંધોને બધી વાત કહી.

વાત સાંભળીને બધા લીમડાના ઝાડ નીચે ભેગા થયા.

આવડી મોટી રૂપિયાની પોટલી કાંઈ છાની રહે? એ તો ઊંચી ડાળે લટકતી હતી. ચોર તો પોટલી જોઈને ખુશ ખુશ થઈ ગયા આખરે હજામડી લાગમાં આવી.

એક ચોર તો તરત જ લીમડા ઉપર ચડી ગયો. ચડતો ચડતો પેલી પોટલીવાળી ડાળ ઉપર પહોંચી ગયો. જ્યાં પોટલીને અડવા જાય ત્યાં તો ચટાક એના સાથળ ઉપર કાંઈક કરડ્યું. ચોર સાથળ ખંજવાળવા લાગી ગયો.

ચોરનો સરદાર ને બીજા ચોરો નીચે ઊભા ઊભા જુએ. એમણે પેલા ઉપર ચડેલા ચોરને સાથળ ખંજવાળતો જોયો. એમણે માન્યું કે પેલો ચોર પોટલીમાંથી રૂપિયા સંતાડે છે.

સરદારે કહ્યું: 'અલ્યા રૂપિયા સંતાડ છ ને?'

પેલો ઉપરથી કહેઃ 'ના રે ભાઈસાહેબ! કાંઈક કરડી ગયું તે ચંચવાળું છું.'

નીચેવાળા કહેઃ 'જૂઠું બોલે છે હરામખોર! અમે નજરોનજર જોઈએ છીએ ને.'

ત્યાં તો ઉપરવાળાને વળી છાતીએ કાંઈક કરડ્યું. એ છાતી ચંચવાળે ને નીચેવાળા કહેઃ 'જો ખીસાં ભરવા લાગ્યો.'

એક ચોર કહેઃ 'ઊભો રહે તારી વાત છે!'

એમ કહીને એ ઝટઝટ લીમડા ઉપર ચડી ગયો.

ચોરભાઈ પેલી ડાળી પર પહોંચ્યા કે એને પણ કાંઈક ચટકેચટકા ભરવા લાગ્યું. એ તો બન્ને હાથ આમથી તેમ ને તેમથી આમ ઉલાળે.

નીચેવાળા કહેઃ 'આ સાળાએ તો ફાંટ બાંધવા માંડી.'

ત્રીજો ચડ્યો ને ચોથો ચડ્યો. એમ કરતાં છ ચોર લીમડે ચડ્યા. છયેની સરખી દશા થઈ. ચારે કોરથી ચટકેચટકા. એક જગ્યાએ ખંજવાળે તો બીજી જગ્યાએ ચટકો. ચોરો તો ઠેકડે-ઠેકડા નાખે ને ચારે તરફ હાથ પટાપટ લગાવે.

ચોરના સરદારને થયું કે આ તો બધા સંપી ગયા છે કે શું? ઉપર ને ઉપર જ બધા રૂપિયા વહેંચી લેશે કે શું? પોતાના ભાગમાં તો કાંઈ જ નહિ આવે. એ પણ લીમડે ચડ્યો.

હવે વાત એમ હતી કે જેને રૂપિયાની પોટલી ધારી લીધેલી એ કાંઈ રૂપિયાની પોટલી ન હતી. એ તો મોટો બધો મધપૂડો હતો. મધપૂડામાં મધમાખો નિરાંતે સૂઈ ગયેલી તે આ ચોરની હિલચાલથી જાગી ઊઠી. પહેલાં એક બે જાગી ને ચોરને ચટકા ભરવા લાગી. પછી તો આખો મધપૂડો ગણીગણી ઊઠ્યો.

ચોરનો સરદાર એ ડાળી પર પહોંચ્યો કે મધમાખોનાં ઝુંડનાં ઝુંડ તેની ઉપર તૂટી પડ્યાં. અહીં ચટકા લે ને ત્યાં ચટકા લે. ચારે તરફ ચટકેચટકા ભરે. ચોરોથી આમે ન નસાય ને તેમ પણ ન નસાય. એ તો બરાબરના સપડાણા.

ઓછામાં પૂરું એક જ ડાળ ઉપર સાતે ય જણા ઊભેલા. ડાળ તે કેટલાનો ભાર ઝીલી શકે. એ તો ફસકાણી ને કડડભૂસ કરતી ભાંગી. બધા ચોર ભુસ્કાંગ કરતા નીચે પટકાયા. કોકનાં ગોઠણ છોલાઈ ગયાં, તો કોકના વાંસા ભાંગી ગયા. કોકના મુંડા રંગાઈ ગયા તો કોકના હાથ-પગ મરડાઈ ગયા. બધાની ઉપર મધપૂડો તૂટી પડ્યો. બધા મધમાં લોપટચોપટ થઈ ગયા. શરીરે જામોજામડાં ને ઉપર જતાં મધના

લેપા. એ તો ઓળખ્યા ન ઓળખાય એવા બની ગયા.

પડતા આખડતા માંડ માંડ જીવ બચાવીને ભાગ્યા.

માંડ માંડ મહિને દહાડે બધા ચોર સાજા સમા થયા. સાજા થયા કે બધા હજામડીના ઘર તરફ ઊપડ્યા. હજામડીને કાંઈ ખબર નહિ. એને તો એમ કે બધા પડદે પડ્યા છે તે કોણ જાણે ક્યારે ય સાજા થશે. એ તો નફકરી થઈને હરેફરે. બારીબારણાં ફટાર રાખીને સૂવે.

ચોર બહાર બેઠા બેઠા ઘરમાં પેસવાની પેરવી રચે. એમની સણભણ સણભણ વાતો હજામડીએ સાંભળી. એ તો પથારીમાં બેઠી થઈ. જુએ તો ભાઈબંધ આવી પહોંચ્યા છે.

ચોરોને જોઈને હજામડી તો વિચારમાં પડી ગઈ. એને થયું કે આ વખતે બૂરી રીતે સપડાયાં. આ વખતે જરૂર ચોર રૂપિયા ઉપાડી જવાના. એ તો ઘણો વિચાર કરે, ઘણો વિચાર કરે પણ કશો રસ્તો સૂઝે નહિ.

એકાએક એની નજર હજામની કોથળી ઉપર પડી. નજર પડતાં તો એ રાજી રાજી થઈ ગઈ. એણે કોથળીમાંથી અસ્તરો લીધો ને છાનીમાની બારી પાસે બેસી ગઈ.

એક ચોર ધીમે ધીમે ઉપર ચડ્યો. હજામડી વાટ જોઈને જ બેઠેલી. જેવું ચોરનું મોઢું બારીમાં દેખાયું કે ઝબ કરતુંકને હજામડીએ એનું નાક પકડી અસ્તરાથી ટીચકું ઉડાવી દીધું.

ચોરના નાકમાંથી તો લોહી જાય હાલ્યું; જાય હાલ્યું. એ તો ભસ કરતોને નીચે પડ્યો. બધા ચોર દોડ્યા આવ્યા. 'એલા શું થયું?'

ચોરભાઈને પોતાનું નાક કપાઈ ગયાની ખબર. પણ એવી વાત એ શાનો કરે? કરે તો પોતે નાકકટો બનીને ફરે ને બીજાનાં નાક અણીશુદ્ધ રહી જાય. એને થયું કે મારું નાક કપાયું તો ભલે કપાયું, બધાનાં નાક કપાવું ત્યારે જ હું ચોર ખરો.

એ તો કહેઃ 'કાંઈ નહિ, એ તો કાંક વાગી ગયું.'

બીજો ચોર કહેઃ 'હેઠ બાયલા! એમાં નીચે ચાલ્યો આવ્યો? હવે જોઈલે ભાયડાના સપાટા. બંદા કામ કર્યા વિના પાછા નો જ ફરે.'

એમ બડાઈ હાંકીને બીજો ચોર ઉપર ચડ્યો. હજામડી અસ્તરો તૈયાર રાખીને બેઠેલી. બીજા ચોરનું નાક પણ ફટાક કરતુંને ઊડી ગયું.

એ ભાઈ પણ ઠગવો થઈ ને હેઠે પડ્યા.

ત્રીજાનો વારો આવ્યો. એ પણ નાક ગુમાવીને પાછા પધાર્યા.

એમ કરતાં કરતાં છ ચોરોનાં નાક હજામડીએ કાપી નાખ્યાં.

સાતમો ચોરનો સરદાર બાકી રહ્યો. એ તો ચોરનો સરદાર. બડો લુચ્ચો. એને થયું કે આ બધા ગુંગણુંગું કરે છે તે રખેને હજામડી જાગતી હોય ને બધાનાં નાક કાપી નાખ્યાં હોય! સરદારને એના નાકની એવના હતી. એ કહેઃ 'હાલો હાલો, આજે અપશુકન થયાં છે; ફરી કોઈ દિવસ શુકન જોઈને આવશું.'

ને ચોરનો સરદાર નાક સલામત રાખીને બીજા નાકકટા સાથે નાસી છૂટ્યો.

હજામડીએ પછી તો દીવો કર્યો. દીવો કરીને છ યે ચોરનાં નાકનાં ટીચકાં ભેગાં કર્યાં. ભેગાં કરીને બધાં ય એક ડાબલીમાં મૂક્યાં ને ડાબલીને સાચવીને સંતાડી દીધી. પછી નિરાંતે સૂઈ ગઈ.

ચોરભાઈનાં નાક રુઝાયાં એટલે વળી પાછા એ હજામડી સામે મેદાને પડ્યા. હજામડીને તો હવે ચોરની જરા યે બીક નહિ. એણે તો બહાર ફળીમાં પોતાનો ખાટલો ઢાળેલો ને નિરાંતે ઊંઘે.

ચોરો આવીને જુએ તો હજામડી ફળીમાં ખાટલો ઢાળીને ઘસઘસાટ ઊંઘે.

ચોરોને ઠીક લાગ મળી ગયો. બધાએ અંદર અંદર સંતલસ કરી કે આ વખતે તો

હજામડીને જ ખાટલા સોતી ઉપાડી જઈએ. હજામડી હાથમાં આવી પછી રૂપિયા નહિ કાઢે ને જશે કયાં? વ્યાજ સોતા ઓકાવશું.

નક્કી કરીને ચાર જણાએ હળવે રહીને હજામડીનો ખાટલો ઉપાડ્યો. ખાટલો ઉપાડીને સાતે ચોર ચાલી નીકળ્યા. હજામડીને કાંઈ જ ખબર નહિ. એ તો ખાટલામાં પડી પડી ઘસઘસાટ ઊંઘે, ને ચોર તો ઉતાવળે પગલે જાય ભાગ્યા.

ખાડાખડિયાવાળો રસ્તો એટલે ચોરના પગ ઊંચાનીચા પડે એટલે ખાટલો ય ઊંચો-નીચો આડોઅવળો થાય ને હજામડીને હડદોલા લાગે. હડદોલાથી હજામડી જાગી ગઈ. જુએ તો ચાર જણાએ ખાટલો ઉપાડ્યો છે ને ત્રણ જણા વાંસે ચાલ્યા આવે છે

આ જોઈને હજામડીનાં તો હાજાં ગગડી ગયાં હવે આ જમના મોઢામાંથી કેમ ઉગરાશે? આવી બન્યું. હજામડી તો ખાટલામાં પડી પડી વિચાર કરે ને ચોરો મોટી મોટી ડાંફો ભરતા આગળ ચાલ્યા જાય

ચાલતાં ચાલતાં એક મોટું જંગલ આવ્યું ને જંગલમાં મોટું વડનું ઝાડ આવ્યું. વડલા નીચે ચોર વિસામો ખાવા ઊભા. બધા થાકીને ઠેં થઈ ગયા હતા. કાંઈ થોડો ભાર ઉપાડેલો!

હજામડી ખાટલામાં પડી પડી ચારે કોર જોયા કરે. જોતાં જોતાં વડલાની એક વડવાઈ દીઠી. મોટી બધી વડવાઈ બરાબર માથા પર જ લટકે. હજામડી તરત જ બેઠી થઈ ગઈ. વડવાઈ પકડીને એ તો વડલા ઉપર ચડી ગઈ ને વડલાની ઘટામાં સંતાઈ ગઈ.

ચોર ઊભા ઊભા વિચાર કરે કે આ વડલા નીચે જ રાતવાસો રહીએ તો કેમ? મોટું કામ તો પતી ગયું છે. હજામડી હાથમાં આવી ગઈ છે. હવે બીજાં શું કામ છે!

હજામડીનો ખાટલો હેઠે ઉતાર્યો. ગોદડાનો ડૂચો પડેલો એટલે કોઈને જરા સરખો વહેમ ન આવ્યો કે હજામડી વડલે ચડી ગઈ છે.

ચોરનો સરદાર કહેઃ 'છ જણ સૂએ ને એક જણ પહેરો ભરે. પહેલો વારો આપણો.'

છ યે ચોરો સોડો તાણીને સૂઈ ગયા ને સરદાર પહેરો ભરવા લાગ્યો.

હજામડી ઉપર બેઠી બેઠી જુએ. જોતાં જોતાં એના મનમાં વિચાર થયો કે છ ચોરનાં નાક તો કાપ્યાં છે, પણ આ એક અણીશુદ્ધ રહી ગયો. એને લાગમાં લઉં તો જ હું હજામડી સાચી.

એણે તો મોઢા ઉપર લાજનો ઘૂમટો તાણ્યો ને ધીમે રાગે ગાવાનું શરૂ કર્યું.

અજવાળી દૂધ જેવી રાત છે. આડપાન પશુપંખી બધાં ય જંપી ગયાં છે. નીચે ચોરનો સરદાર પહેરો ભરે છે ને ઉપર બેઠી બેઠી હજામડી ધીમા રાગે ગાય છે. એ તો એવું મીઠું મધુરું ગાય છે કે સહુને સાંભળવાનું મન થાય.

સરદારે ગીતનો અવાજ સાંભળ્યો ને ઊંચું જોયું જુએ તો કોઈ બાઈ વડલા ઉપર બેઠી બેઠી ગાય.

એને થયું કે આ તે ચળીતર છે કે શું? વનવગડામાં આવી મઝમ રાતે ડર કાકણ વિના બીજું કોણ જંગલમાં આવી શકે? ડાકણનો વિચાર આવતાં તો સરદારના ટાંટિયા થર થર ધ્રૂજવા લાગ્યા.

હજામડીને તો જાણે કશી ખબર જ નથી. એ તો વધુ ને વધુ મીઠા રાગે ગાયે જાય છે.

ચોરનો સરદાર વારેવારે ઊંચું જુએ ને વિચાર કરે. વિચાર કરતાં કરતાં એને થયું કે રખે ને પરી કેમ ન હોય. આવી અજવાળી રાતે તો પરીઓ ફરવા નીકળે.

પરીનો વિચાર આવતાં ભાઈબંધ લહેરમાં આવી ગયા. એને થયું કાલને પકડી લઉં. મનની

એ તો ચડયો વડલા ઉપર. એને ચડતો જોઈને હજામડીએ ગીત બંધ કર્યું. સરદાર જેમ જેમ પાસે આવતો જાય તેમ તેમ હજામડી ઊંચી ઊંચી ડાળે ચડતી જાય. એમ કરતાં કરતાં એ તો છેક ઊંચી ડાળે જઈ બેઠી.

સરદાર એની પાસે પહોંચી ગયો: 'કોણ છે? ડર છે? ડાકણ છે? ભૂત છે? પલીત છે? છે કોણ?'

હજામડી તો કાંઈ બોલે કે ચાલે.

'જવાબ દે કોણ છે? પરિસ્તાનની પરી છે કે કોઈ દેવકન્યા છે?'

હજામડીએ લાજનો ઘૂમટો સહેજ ઊંચો કરી સરદાર સામે જોયું ને એક નિસાસો નાખ્યો.

સરદાર કહે: 'નિસાસા કેમ નાખે છે? તને શું દુઃખ છે?'

હવે હજામડી ધીમે અવાજે બોલી: 'દુનિયામાં કોઈએ દીઠી ન હોય એવી હું સબજપરી છું. ચારેકોર મારા લાયકનો વર શોધું છું. પણ કોઈ કરતાં કોઈ મળતો નથી. જેટલા મળે તેટલા બધા અણિયાળા નાકવાળા!'

સરદાર સબજપરીનું નામ સાંભળી લહેરમાં આવી ગયો. અહા સબજપરી! દુનિયામાં કોઈએ ન દીઠી હોય એવી સબજપરી! સાગે સબજપરી આવીને ઊભી છે, પણ એ તો ઉસાસા–નિસાસા મેલે છે. એને તો અણિયાળા નાકની સૂગ છે.

સરદાર કહે: 'સબજપરી! હું તો છ ચોરનો સરદાર. રાજાના મહેલ ફાડીને ઝરઝવેરાત લઈ આવું. રાણીનાં ચીર ચોરી લાવું. તું કહે તે હાજર કરી દઉં. મારા નાકથી શું કામ સુગાય છે?'

હજામડી કહે: 'અણિયાળા નાકનો વિશ્વાસ નહિ. એ બધાય બેવફા. અરેરે! મારા ભાગ્યમાં ભરથાર નહિ લખ્યો હોય. મળે છે એ બધા ય અણિયાળા નાકવાળા.'

સરદાર કહે: 'તું કહે તો મારું નાક કાપી નાખું.'

હજામડી કહે: 'નાક કાપ્યે તો નાકકટા કહેવાય. એવો વર તે કોને ગમે? મારે તો અણિયાળું ન હોય, બૂઠું ન હોય, એવું ન હોય એવા નાકવાળો પતિ જોઈએ.'

સરદાર કહે: 'સબજપરી! અહા સબજપરી! તને પ્રેમીના દિલની પરખ નથી.'

હજામડી કહે: 'દિલની પરખ તો છે, પણ એનું પારખું કોણ કરવા દે?'

સરદાર કહે: 'તું કહે તે કરવા તૈયાર છું'

હજામડી કહે: 'અમે પરિસ્તાનનાં વાસી અમારી જીભમાં જાદુ. જીભેજીભ અડાડું કે જેવું હોય તેવું જડી આવે. તારા દિલમાં ખરેખ પ્રેમ હોય તો તારી જીભનું પારખું જોવા દે.

સરદાર કહે: 'ઓહો એમાં તે શી મોટી વાત છે? લે કરી લે પારખું આ દિલ તે દિલાવરીનો દરિયો છે.'

એમ કહીને સરદારે તો લાંબી લચ જીભ બહાર કાઢી. હજામડીએ ધીમે ધીમે પોતાનું મોઢું પાસે લઈ જઈ એક જ ઝપાટે સરદારની જીભ કરડી ખાધી. મોઢું બધું વડચકું લઈ લીધું

સરદાર તો કાળી ચીસ પાડી ઊઠ્યો ને ડાળી ઉપરથી ગબડતો ગબડતો નીચે જઈ પડ્યો એના જોડીદારો સૂતા હતા, એમની ઉપર જ પડ્યો.

એ તો થરથર થરથર ધ્રૂજે ને બબબબબ કરે. ચોર બધા ચમકીને જાગી ગયા. 'શું થયું? શું થયું?' કરતા સરદારને વીંટી વળ્યા.

સરદાર તો બબબબબ કર્યા કરે ને ઊંચે ઝાડ તરફ આંગળી ચીંધે. જીભ કપાઈ ગઈ હતી, એટલે એનાથી બોલી શકાય એમ થોડું જ હતું!

પેલા તો કાંઈ સમજે નહિ. અને શું થયું, શું થયું પૂછયા કરે. આમાં કોણ કોને સમજાવે?

ચોરો કહે: 'નક્કી કાંઈક વળગાડ થયો છે.'

સરદાર બોલવા જાય પણ બોલી શકે નહિ. ને ઝાડ તરફ આંગળી ચીંધ્યા કરે.

ચોરોએ ઊંચે ઝાડ ઉપર જોયું તો આય

મારા બાપ! પીળાં લૂગડાં પહેર્યાં છે, મોઢા ઉપર ઘૂમટો તાણ્યો છે ને લાંબી તાડ જેવી એક બાઈ વડલા ઉપર ઊભી છે. એ તો હાથપગ હલાવે છે ને હાઉ હાઉ ખાઉં ખાઉં કરે છે.

ચોર તો બાઈને જોઈને એવા બી ગયા કે જાણે હમણાં જ ફાટી પડશે. સરદાર સરદારને ઠેકાણે રહ્યો ને બધા ઊભી પૂછડીએ ભાગ્યા. પાછું વાળી જુએ એ બીજા.

ચોર ભાગ્યા પછી ચોરનો સરદાર કાંઈ ઊભો રહે? ને એણે તો બરાબરનો પરચો ચાખેલો. એ પણ બધાની વાંસે ભાગી નીકળ્યો.

ચોર ભાગી ગયા એટલે હજામડી નીચે ઊતરી. પોતાનો ખાટલો હતો તે ઉપાડી લીધો ને હીમખીમ ઘર ભેળી થઈ ગઈ.

રાજાને છ માસની મુદત આપેલી તે પૂરી થવા આવી તો ય હજામડીએ ચોરને રજૂ કર્યા નથી. એટલે રાજાએ સિપાઈને હુકમ કર્યો: 'જાઓ પેલી હજામડીને બોલાવી લાવો.'

એક કરતાં એકવીશ વછૂટ્યા તે તાબડતોબ હજામડીને લઈ આવ્યા.

'કેમ પેલા સાત ચોર ક્યારે રજૂ કરે છે?'

રાજા આટલું પૂછે છે ત્યાં તો તે જ વખતે સાતે ચોર કચેરીમાં દાખલ થયા. 'ફરિયાદ! ફરિયાદ!'

રાજા કહે: 'શેની ફરિયાદ છે?'

ચોર કહે: 'આ હજામડી અમારા પૈસા રાખી રહી છે તે આપતી નથી.'

રાજાએ હજામડીને પૂછ્યું: 'કેમ રે હજામડી! શી વાત છે?'

હજામડી કહે: 'રાજાસાહેબ! એ તમારા સાત ચોર. લાવો અગારું ઈનામ.'

રાજા કહે: 'મેં પૂછ્યું એનો જવાબ દેતી નથી ને આડાં બાનાં બતાવે છે?'

હજામડી કહે: 'પૂછ્યું એનો જ જવાબ છે. આ તો ચોર કોટવાળને દંડવા નીકળ્યા છે.'

રાજા કહે: 'એ જ ચોર છે એની શી સાબિતી?'

તરત જ હજામડીએ એક ડાબલી કાઢી. ડાબલીમાં છ ચોરનાં નાકનાં ટીચકાં ને સાતમા ચોરના સરદારનું છેલાનું ટેરવું રાજા પાસે રજૂ કરી દીધાં. 'લ્યો રાજાસાહેબ! આ સાબિતી.'

ચોરોને તો વાઢો તો લોહી ન નીકળે. એમનાં મોં ભારે થઈ ગઈ. સાતેયને રાજાએ કાળકોટડીમાં પુરાવી દીધા.

ને હજામડીને મોટું ઈનામ આપ્યું.

ખાધું, પીધું ને રાજ કર્યું.

'લખમી, બળદિયા ય હાલતા નો'તા ને મને ય તારા વગર ચેન નો'તું, પડતું.' કોસને પાછો લેવા રાશથી એ બળદને પાછા ખેંચતો હતો. આટલું બોલતાં બોલતાં, નજર એની લખમી ઉપર એવી મંડાતી કે લખમી લાજની મારી બીજી તરફ જોઈ જતી ને ભાત નીચે જમીન પર ઉતારતી :ઉતારતી બોલતી:

'હવે આ બળદિયા ઊભા રહી ગયા ! અને ઓલી-કોર તમારા બાપા ઊભા છે. એનું તો ભાન રાખો !'

'ઈ શું કે'શે ? કે'શે કે લખમી આવી હશે. એને જોઈ બળદિયા ઊભા રઈ ગ્યા હશે ને મારુતિ જરા મોજમાં આવી ગયો હશે."

'હવે જોયું, બોલો મા. કોકને તો એમ જ લાગે છે કે તમને જેટલા આ બળદ વા'લા છે એટલી ય હું નહિ હોઉં ! અરે હા, હવે કોસ જલદી ઉતાવળે ઉતાવળે કાઢો. હું ય બાપાને ક્યારા વળાવવા જાઉં.' એમ બોલીને એ ત્યાંથી ભાગતી.

કોસ હાંકતાં હાંકતાં મારુતિ લાંબે અવાજે ગીતો ગાતો. લખમી એના તાનમાં ને તાનમાં એના સસરાને મદદ કરાવ્યા કરતી. બધું કામ પૂરું થતાં ત્રણે ય જણા કોસ છોડી રોટલા ખાવા બેસતાં. સવારની સાંજ કેમ પડતી ને દિવસ ક્યારે વહી જતો તેનું તેમને ભાન રહેતું નહિ.

દિવસ આથમ્યે માનભા પોતે આગળ ચાલી ગામ ભણી વળતા. પાછળ દીકરો-વહુ ધીરે ધીરે ટોળ-ટપ્પાં કરતાં, હસતાં રમતાં ઘર તરફ આવતાં. માન-ભાના મનમાં પોતાના ઘરના ઝાંપામાંથી આ ભાગ્ય-શાળી દીકરા-વહુને આવતાં જોઈને પોરસ ક્યાંય માતો નહિ.

એને જ માત્ર નહિ પરંતુ આખા ગામના માણ-સોને પણ લક્ષ્મી-મારુતિની જોડી લક્ષ્મી-નારાયણની જોડી જેવી લાગતી. ગામ આખામાં આમના જેવા ઘરસંસારની બીજી જોડ ન હતી.

પોતાનું કરજ ફીટી રહ્યું એટલે માનભાએ પોતાના ખેતરની અંદર જ એક સાધારણ ગારાનું ઘર બનાવ્યું. બે બળદ વેચાતા લીધા હતા. પડખે જ એને માટે કોઢ તૈયાર કરી હતી. માનભા પોતાનાં દીકરા-વહુ સાથે અહીં જ રહેતા. મારુતિના આ સંસારમાં અને આ ઘરમાં જાણે કે ખરેખરું નંદનવન ખડું થઈ ગયું હતું. અંધારામાં પકડાપકડીની રમત રમતાં એમને ભારે મજા પડતી. ચાંદની રાતે પોતાના મકાનની ઓસરીમાં કે કૂવા પાસેની આંબલીના ઝાડની નીચે બેસીને ગપ્પાં મારતાં એમના આનંદ અને સુખની સીમા રહેતી નહિ. એમની નાની એવી દુનિયા આગળ આ અફાટ જગત વિસારે પડતું. ઉપરાંત એમણે આજુબાજુનાં બેચાર ગામડાં સિવાય બીજું કશું જોયું પણ શું હતું ?

પરંતુ આ એમની મૈત્રી-આ એમનો આનંદ લાંબો સમય ટક્યો નહિ. એમની મૈત્રીમાં ગામલોકોની નજર પડી અથવા માનભાની માન્યતા મુજબ કોઈક એમના પર કામણ કર્યું. ગમે તે હો પણ એક દિવસે લખમી અને મારુતિ ચાંદનીમાં બેઠાં હતાં ત્યાં કોઢમાં બળદ કંઈ તોફાન કરતા હોય એવું તેમને લાગ્યું. કોઈ જનાવરની વાસ આવતાં જનાવરો જે રીતે ફૂંફાડા મારે અને ખીલો તોડી ભાગવા પ્રયાસ કરે એવો કંઈક બનાવ બનતો હોય એવું મારુતિને જણાયું. મારુતિ ઝપાટાબંધ ઊઠ્યો અને ગમાણ તરફ જતાં જતાં લખમીના ગાલ ઉપર હળવેથી ટાપલી મારીને બોલ્યો, 'જરા વાટ જોજે હો, અબઘડીએ આવ્યો.'

એ ગમાણમાં હજુ જાય છે જાય છે ત્યાં તો 'અરે બાપ રે, મરી ગયો રે મરી ગયો. કાળા નાગે મને ચટકાવ્યો રે. મારુતિ આ રીતે ચીસો નાખતાં નાખતાં જ નીચે ગબડી પડ્યો. માનભા દોડ્યા, લખમી તો દોડીને મારુતિની છાતી ઉપર પછડાઈને મોં મોકળું મૂકી રોવા લાગી. માનભાથી ય રહેવાયું નહિ. એ ય આક્રંદ કરવા લાગ્યા. આડોશી-પાડોશી એકઠાં થઈ ગયાં. ગામનાં માણસો ભેગાં મળ્યાં. કોઈથી કશું ન વળ્યું. આવેલાં સૌ એકઠાં મળી મારુતિનો અગ્નિ-સંસ્કાર કરી પાછાં ફર્યાં.

તે દિવસથી લખમી રાત ને દિવસ કૂવા પાસે ગાંડાની જેમ આંટા મારતી ને બોલતી, 'મારુતિ, મારુતિ, તું ક્યાં છો ?' પોતાનો મારુતિ કૂવા પાસે ક્યાંક લપાઈને બેઠો હશે એવું તેને લાગતું. અંધા-રામાં ક્યાંક લપાઈને એ બેઠો હશે અને અચાનક કૂદકો મારીને આવશે અને 'લખમી' કહી મને બૂમ પાડશે એવું તેને થયા કરતું હતું.

'લખમી, તું કેવી રૂપાળી દેખા છો...લખમી, આજ તેં ચટણી કેવી ભારે બનાવી છે...લખમી...'

એવા જુદે જુદે પ્રસંગે બોલાયલા મારુતિના બોલ એક-સરખા તેના કાનમાં ગુંજ્યા કરતા હતા. હરણીની જેમ તે બેબાકળી બની ક્યારેક ક્યારેક 'મારુતિ, મારુતિ' એવી બૂમો પાડતી ખેતરમાં દોડાદોડ કરી મૂકતી. થોડી જ વારમાં એને યાદ આવતું કે એ તો પોતાને છોડીને ચાલ્યો ગયો છે. ક્યારેક ક્યારેક જે જગ્યાએ મારુતિને અગ્નિદાહ આપ્યો હતો તે જગ્યાએ તે દોડી જતી ને આખી રાત ત્યાં બેઠી બેઠી આંસુઓ સારતી. એની આવી સ્થિતિ જોઈને માનસાનો જીવ ઊડી જતો. પોતે પોતાનું દુઃખ દાબી પાડીને લખમીને શાંત કરવા પ્રયત્નો કરતાઃ

'લખમી, બેટા! મારુતિ તો ગયો અને તું ય તે આમ રોઈ રોઈને આ ડોસાને છોડી જઈશ શું! મારુતિ તો ગયો, પણ તું છો. તુ એના ઘરની દરવાન હતી–મારા દીકરાની લાડકી વહુ તુ મારી પાસે છો એટલે હું આ દુઃખમાં સુખ માની સાસ લઉં છું...તું રો મા. હવે એ ગયો તે કાંઇ પાછો આવશે!...' આ રીતે એ વારંવાર લખમીને શાંત પાડવા મહેનત કરતા. એમ કરતાં કરતાં છેવટે તો એનું ય લખમીની સાથે હૈયું ખાલી થયા સિવાય રહેતું નહિ.

આટલું કરવા છતાંય છેવટે માનસાએ લખમી બાપને તેડાવીને તેને પિયર મોકલી દેવાનું નક્કી કરવું પડ્યું એ તો જતી જ ન હતી લગભગ તેને ઉપાડીને જ તેના બાપે ગાડામાં બેસાડી દીધી. તે તો રડ્યા જ કરતી હતી. 'મારુતિ'ના નામનો કલ્પાન્ત કર્યા કરતી હતી. ગાડું હજુ ગામ બહાર ન નીકળ્યું ત્યાં તેણે ગાડામાંથી કૂદકો માર્યો ને મારુતિના ઘર ભણી ભાગી. બે-ચાર જણાએ પાછળ દોડી તેને પકડી ફરી ગાડામાં બેસાડી.

'...બાપાજી, બાપાજી, મારા વગર મારો મારુતિ ભૂખ્યો રહેશે.'

પાગલ છોકરીનાં આવાં પાગલ વચનો સાંભળીને ગામના માણસોનાં હૈયાં હલી ગયાં; માનસા તો ઘરમાં બેસી છાતી ફાટી જાય તેમ મોટે મોટેથી રોયા.

અને છટ્ઠે મહિને એમને કાને વાત આવીઃ

'લખમીએ ફરી ઘર માંડ્યું!'

માનસાએ પોતાનું કપાળ કૂટ્યું.

પાળેલું જનાવરે ય તે ખોવાઈ જાય તો દુઃખ થાય છે તો લખમી તો એના દીકરાની વહુ હતી. એના મારુતિની લાડકી વહુ હતી. મારુતિએ જ માત્ર નહિ પણ માનસાએ પણ એને ખાતર બધું જ કરી છૂટવામાં કંઈ બાકી રાખ્યું ન હતું. એવી એ લખમીએ ૭ મહિનામાં જ મારુતિની પાછળ બીજું ઘર કર્યું એમ એણે જ્યારે સાંભળ્યું ત્યારે 'સ્ત્રીજાત એટલે જ હરામી' એવું તેને લાગવા માંડ્યું.

માનસા તડકાને લીધે પોતાના ખેતરના મકાનના ઓટાના ઘરમાં પડ્યા પડ્યા આ અને આવા બીજા વિચારો આવતાં પોતાની જિંદગીનું સિંહાવલોકન કરી રહ્યા હતા. અને જેના વિષે વિચાર કરતાં કરતાં તેમને તિરસ્કાર વછૂટી રહ્યો હતો તે જે માનસાના પગમાં આશરો લેવા દોડતી દોડતી આવી રહી હતી.

'મારુતિ...મારુતિ...' એમ કોઈક કૂવા પાસે આવી સાદ પાડતું હોય એવો તેમને ભાસ થયો. અવાજ તો લખમીનો જ હતો...છટ્! એ મનમાં ને મનમાં હસ્યા અને બબડ્યાઃ 'એ તે શા સારુ આવે! ફરી ઘર માંડી બેઠેલી બાઈ, આગલા ધણીને યાદ કરતી શા સારુ પાછી આવે!'

ફરી એ જ સાદ સંભળાયો.

બહાર આવીને એમણે જોયું તો મંડાણ પકડીને કૂવામાં જોતી જોતી, આંખમાંથી ચોધાર આંસુઓ વરસાવતી લખમી 'મારુતિ'ને બોલાવી રહી હતી.

માનસાને જોતાં એ દોડતી એમની આગળ આવી. ધ્રુજતી એ નીચે બેસી પડી અને એમના પગ પકડી બોલવા લાગી, 'બાપાજી, બાપાજી, મને આશરો આપો. મારો મારુતિ અહીં જ મરી પરવાર્યો. મને ય તે અહીંયાં જ એની પાછળ જવા દો.'

'આઘી ખસ, મને અડ મા. લખમી, આઘી ખસ. તેં તો ફરી ઘર માંડ્યું છે. ૭ મહિના ન વીત્યા ત્યાં તું મારુતિને ભૂલી ગઈ. મારી લખમીને મે સાવિત્રી જેવી માનેલી અને તેં...તેં આ શું કર્યું! તુ મને શું મોં દેખાડ છ!'

લખમી ઊભી થઈ ગઈ ને બોલીઃ

'હા, મારું બીજું ઘર થયું છે. પણ પૈસા સારુ મારા બાપે એ કર્યું છે. એણે પૈસા સારુ મને ફરી વેચી...પણ આ શરીર અભડાયું નથી. આ કાયા મારુતિની છે. મરું મને ય તે મારુતિનું છે. હું ખું કામ એની...અને તમારી. મારા બીજા ઘરનું નક્કી

થતાં જ હું અહીં ભાગી નીકળી છું. મારે અહીંયાં જ મરવું છે...આ જ ખેતરમાં...'

રોતાં રોતાં જ પોતાનો નવો ધણી અને બાપ કેવી રીતે પોતાની પાછળ પડ્યા છે તે માનભાને જણાવ્યું. માનભાને હતું જ કે તેઓ અહીં આવી પહોંચશે. લખમીને પણ એ બીક હતી જ. એ બીક સાચી પડી.

એ બન્ને ઊઠીને ઘરમાં જાય ત્યાં જ લખમીનો બાપ અને એનો નવો ધણી ત્યાં આવી પહોંચ્યા અને એમની જ પાછળ ઘરમાં ઘૂસ્યા. એના ધણીએ લખમીનો જોરથી હાથ પકડ્યો, 'ચાલ પાછી...ભાગી નીકળી ?'

અને એવું કંઈક બોલતો બોલતો તેણે પેલા બન્નેની નજર સામે જ લખમીને લાતો મારવી શરૂ કરી. એના બાપ અને સસરો વચ્ચે પડે ત્યાં જ તે બરાડ્યો, 'ખબરદાર, હું એનો ધણી છું. એ મારી બાયડી છે. મને ફાવશે તો હું એનું માથું ફોડી નાખીશ. ફાવે તે કરીશ. બશેં રૂપિયા તમને મળી ગયા ને ? હવે બીજું શું...'

લખમી ય હવે ત્રાસી ગઈ, ચિડાણી અને ઝડપ કરતી ઊભી થઈ ગઈ. સામે ખૂણામાં ખીલા પડ્યા હતા એમાંથી એક તેણે દોડીને ઉઠાવ્યો ને વાઘણની જેમ નવા ધણીના અંગ ઉપર કૂદીને બોલી, 'માર્યં મૂવા...હું ય તને પહોંચીશ. જોઉં છું, કે તું કેવોક મને મારછ ! મૂવાને બીજાની બાયડી જોઈએ છે !'

અને જોત જોતામાં તો એ ખીલો એણે એના નવા ધણીના માથામાં લગાવ્યો. તરત તેના બાપે તેને પાછળથી જોરથી પકડી લઈને ઊભી કરી દીધી.

એના ધણીને ય પારાવાર ગુસ્સો આવ્યો હતો. એક બાઈમાણસ અને એ ય તે પોતાની ઘરઘરણાની બૈરી પોતાના શરીર પર હાથ ઉપાડે અને પોતાનું માથું ફોડે એ વિચારે જ એ ચિડાયો અને લખમીને એક લાત મારીને નીચે પાડી દીધી અને ગૂંદવા મંડ્યો. માનભાથી આ દૃશ્ય ન જોવાયું. એણે લખમીના નવા ધણીને હાથ બતાવ્યો. લખમી એનો લાગ લઈને ઊઠીને કૂવા તરફ ભાગી.

'હું નથી આવવાની...કેમે કરી નથી આવવાની ...એ મૂવાનું ઘર હું નથી માંડવાની. મારુતિની આ કાયાને હું કોઈ કાળે અભડાવીશ નહિ. મારો મારુતિ દેવલોકમાં રહ્યો રહ્યો મને શું કહે ? એ મારી પર થૂંકે જ ને ?"

માનભા ને લખમીનો બાપ તો મૂઢ જેવા બની ગયા. લખમીનો નવો ધણી ક્રોધનો માર્યો થરથર ધ્રૂજતો હતો અને લખમી તરફ જતો હતો.

'મને અડ્યો છે તો જીવ દઈશ. આગળ તો આવ...'

'લખમી, આવ, મારી પાસે આવ. મારા પેટના દીકરા જેવી તું છો, ભલેને ગમે તે થાય. તને અહીંથી હું નહિ જવા દઉં. આવ બેટા, લખમી, આવ. ત્યાં ઊભી ન રહે. કદાચ પડી જઈશ. કૂવાને કઠોડો ય નથી. આટલું બોલીને માનભા લખમી પાસે ગયા. એનું માથું પોતાની છાતી સરસું ચાંપીને પ્રેમથી એના વાળ ઉપર એ હાથ ફેરવવા લાગ્યા.' એમની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં.

એટલામાં પેલો આગળ આવ્યો અને લખમીનો

હાથ પકડી તેને જોરથી ઢસડી.

'બશે રૂપિયા કાંઈ ફોગટના નથી ખર્ચ્યા. એમ કાંઈ હું આને હાથથી નથી જવા દેવાનો."

'બાપાજી, હું કદી ય નથી જવાની...મારો મારુતિ અહીં જ ખોવાયો ને હું ય અહીંયાં જ મરવાની.'

હવે માનભાથી રહેવાયું નહિ. એ આગળ આવ્યા. એના દુઃખનો પાર રહ્યો ન હતો. તેણે એના નવા ધણીને જોરથી એક લાત મારી નીચે ગબડાવી દીધો. લખમી ભાગીને સીધી કૂવાને કાંઠે પહોંચી ગઈ. જોત જોતામાં તેણે કૂવામાં પડતું મૂક્યું. 'ધબાક' એવો અવાજ આવતાં પહેલાં 'મારુતિ'ના નામની ચીસે માનભાના કાનમાં ધાક પાડી દીધી ને મગજને સુનમૂન કરી દીધું.

['મ્હોવર' નામની દત્ત રઘુનાથ કવઠેકરની મરાઠી વાર્તા પરથી]

## વાર્તા મોકલનાર માટે

☆ "કહાની"માં વાર્તા સિવાય બીજું કંઈ છપાતું નથી.

☆ 'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે.

☆ વાર્તા મોકલનારે વાર્તાનો સ્વીકાર-અસ્વીકાર જાણવા ૦-૦-૯ની ટપાલ-ટિકિટ બીડવી.

☆ વાર્તા પરત જોઈતી હોય તો તે માટે પણ આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી.

☆ આવશ્યક ટપાલ-ટિકિટો મળ્યા સિવાય કાર્યાલય કશો જ પત્રવ્યવહાર કરવા બંધાયેલ નથી.



## છૂટક 'કહાની' મળવાનાં સ્થળો

મેસર્સ એ. એચ. વ્હીલર રેલ્વે બુકસ્ટોલ

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો. બો. ૬૨૦, મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો. ૩૯૩, મોમ્બાસા

—: લવાજમ ભરવાનાં સ્થળો :—

આદર્શ પુસ્તક ભંડાર
ધનજીભાઈની ફેક્ટરી સામે, રાયખડ : અમદાવાદ

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

અંક ચોથો

માર્ચ '૪૬

काव्येषु रम्या कथा



# ઉઠાવગીર

લેખક
મેક્સિમ ગોર્કી
અનુવાદક
નાથાલાલ દવે

બંદર પરની ધૂળને લીધે દક્ષિણાકાશ ધૂંધળું બની ગયું છે. પ્રખર સૂર્ય જાણે કે ભૂખરા પડદા આડેથી નજર કરતો હોય તેમ સમુદ્ર પર જુએ છે. વહાણો, સ્ટીમરો, હોડીઓનાં હલેસાં, એ સર્વના ભારમાં મોજાં દબાઈ જાય છે અને ડહોળાયેલા દરિયામાં સૂર્યનું પ્રતિબિંબ ઊઠતું નથી. એ વલોવાયેલા પાણીમાં ફીણ અને ભાતભાતનો કચરો તર્યા કરે છે.

લંગરની સાંકળોનો રણકાર, માલગાડીઓનો ધમધમાટ, રેંકડીઓનો ખખડાટ, લાકડાના ધક્કા પરનો થડકાર, સ્ટીમરોની તીણી સીટીઓ, મજૂરો, ખલાસીઓ અને જકાતી અમલદારોની બૂમો...એ સર્વ અવાજના મિશ્રણથી ભારે ઘોંઘાટ મચી રહે છે. પત્થર, લોખંડ, લાકડાં, વહાણો અને માણસો મળીને જાણે કે બુલંદ સાદે લક્ષ્મીની આરાધના કરી રહ્યાં છે. પણ તેમાં માણસોનો સૂર નહિ જેવો થઈ ગયો છે, 'અને એ કેવાં નજીવાં અને દયાજનક લાગે છે! માણસોએ આ બધું ઊભું કર્યું છે. પણ હવે તેમનાં મેલાં દૂબળાં નાનાં શરીર ભારથી કેવાં નમી ગયાં છે! અને આ તાપ અને ધૂળમાં એ બધાં પેલા લોખંડના જબ્બર રાક્ષસો, ગાંસડીઓના ગંજ અને સરસર ચાલ્યા જતા રેલરોડના ડબ્બાઓ આગળ સાવ નાનાં અને ક્ષુદ્ર લાગે છે! પોતાના જ સર્જન આગળ તેઓ છેક દબાઈ ગયાં છે. મોટી રાક્ષસી સ્ટીમરો વરાળ કાઢે છે, સીટી મારે છે અને તેના પ્રત્યેક અવાજમાં આ ધક્કા પર સળવળતાં નાનાં ક્ષુદ્ર માનવીઓની મશ્કરી સંભળાય છે. પોતાના પેટપૂરતું થોડું અનાજ મેળવવા માટે દિવસભર અનાજની મોટી ગુણો ઊંચકી ઊંચકીને વહાણના પેટમાં ઠાલવતા આ માનવીઓ; તેમનાં પસીનાથી ભીનાં, ગરમી અને થાકથી લોથપોથ શરીર અને સામે પેલી ચળકતી સ્વસ્થ ગંજાવર સ્ટીમર અને લોખંડની મજબૂત ક્રેનો—કેવો ક્રૂર વિરોધ અહીં ઊભો થયો છે!

ઘોંઘાટથી મન અકળાતાં હતાં. ધૂળ નાકમાં અને આંખમાં ભરાઈ જતી હતી. શરીર તાપમાં શેકાઈ જતાં હતાં. એટલામાં બારના ડંકા થયા. સીટીઓ વાગી. ઘોંઘાટ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. માણસોની વાતો અને પાણીનો અવાજ ચોખ્ખા સંભળાવા લાગ્યા. મજૂરોને જમવાની છુટ્ટી મળી. મજૂરો નાનાં નાનાં ટોળાંમાં છાંયડો શોધી સાથે આણેલું ભાત ખાવા બેસી ગયા. એ વખતે ગ્રિશ્કા ચેલ્કાશ ત્યાં આંટા મારતો હતો. એ મોટા શરાબી અને ચાલાક ઉઠાવગીરને સહુ ઓળખતા હતા. ઉઘાડે પગે અને ખુલ્લે માથે એક જૂનો ફાટેલો કોટ પહેરીને તે ફરતો હતો. તેની અર્ધી મીંચેલી આંખો અને વીખરાયલા વાળ જોતાં ખ્યાલ આવે કે એ હમણાં જ ઊંઘમાંથી ઉઠ્યો હશે. એ ઊંચો પાતળો આદમી હતો. મજૂરોનાં ટોળાં તરફ ત્રાંસી નજરે તે જોઈ લેતો અને પાછી તેની તીક્ષ્ણ આંખો માલની થપ્પીઓ પર ટાંપી રહેતી. તેના ચહેરાનો દેખાવ ગીધના દેખાવને મળતો હતો, અને લાંબુ

કે શિકારને શોધતી હોય તેમ તેની આંખો ફર્યા કરતી હતી. બધા મજૂરો તેને જોઈને તેને બોલાવતા કે હાથ ઊંચો કરતા. સહુનો એ પરિચિત હતો. પણ આજે તેનું મન આનંદમાં ન હતું કે કોણ જાણે શાથી પણ તે સહુને ટૂંકાટચ જવાબ આપી પતાવી દેતો હતો.

માલની થપ્પી આડે ખાખી પોશાક પહેરીને એક ચોકીદાર ઊભો હતો. ચેલકાશની આડો એ એક હાથ લંબાવી ઊભો રહ્યો અને બીજો હાથ તેણે એની ગરદન ઝાલવા લાંબો કર્યો.

'એમ, ઊભો રહે! ક્યાં ચાલ્યો?'

ચેલકાશ એક ડગલું પાછું ખસ્યો. ચોકીદાર સામે તે થોડી વાર જોઈ રહ્યો અને હસ્યો.

ચોકીદાર ધમકી આપવાનો ભાવ ચહેરા પર લાવવા ગયો. તેના કપાળમાં કરચલી પડી, આંખો બહાર આવી, દેખાવ ઊલટો હસવું આવે તેવો થયો.

'તને કેટલી વાર કહ્યું? તારે આણીકોર આવવાનું નથી. હવે અહીંથી ચલતી પકડ!'

'કેમ છો જમાદાર! ઘણા દીએ આજ મળ્યા!' શાંતિથી ચેલકાશે કહ્યું અને હાથ લંબાવ્યો.

'જા જોઉં હવે. તને ન મળવામાં જ સાર છે.' જમાદારે કહ્યું છતાં એની સાથે તેણે હાથ મેળવ્યા.

'તમે શીદને એમ બોલશો? તમે મિસ્કાને ક્યાંય જોયો?'

'મિસ્કા? કયો મિસ્કા? હું જાને ભાઈ! હવાલદાર તને ભાળશે તો વળી ઉપાધી થશે.'

'તમે ઓળખ્યો નહિ? પેલો મિસ્કા–વાંકડિયા વાળવાળો. અમે સાથે કામ કરતા.'

'સાથે ચોરી કરતા એમ બોલ ને. એ તારો મિસ્કા તો ગયો દવાખાને. લોઢું ફેરવતાં પગ ભાંગ્યો. ચાલ, જા જોઉં હવે.'

'આજ તમે આમ અકોણા શું થયા છો, જમાદાર!'

'હવે ખાલી બબડાટ ન કર,' કહીને ચોકીદાર ચેલકાશને ધકેલીને ખસેડવા ગયો પણ ચેલકાશે તેનો હાથ પકડી રાખ્યો.

'ઉતાવળા ન થાવ; મારા મહેરબાન! મારે તમારી સાથે થોડી વાત કરવી છે. હં બોલો, બાલબચ્ચાં કેમ છે? બધાં મજામાં!' ચેલકાશની આંખમાં ચમક આવી. 'મને ઘણી વાર એમ થાય છે કે તમારે ત્યાં આવું પણ...'

'શા માટે? ખાતર પાડવા!'

'અરે શું બોલો છો! અહીં ક્યાં માલ થોડો છે! આ જુઓ ને! અહીં તો ભગવાનની મહેરબાની છે.' ચેલકાશે કહ્યું. અને પછી થોડી વારે તે હસતો હસતો પાછો વળ્યો. બન્ને બાજુ જે મળે તેની સાથે ગપ્પાં મારતો મારતો તે ધીમે પગલે ચાલવા લાગ્યો.

સડક વટાવીને એ સામે એક પત્થર પર જઈને બેઠો. બંદર પર કામનો ઘોંઘાટ પાછો શરૂ થયો હતો. પણ ચેલકાશનું મન લહેરમાં હતું. તેને આજે રાતે જે કામ કરવાનું હતું તેમાં તેને થોડી મહેનત તેમ જ ચાલાકીની પણ જરૂર હતી. તેને વિશ્વાસ હતો કે એમાં વાંધો નહિ આવે. એ આંખો અર્ધી મીંચીને, પોતે કેવી રીતે કામ કરશે તથા કાલે તો ખીસામાં નોટો કેવી સળવળતી હશે તેનો વિચાર કરવા લાગ્યો. પછી તેને તેનો સાથી મિસ્કા યાદ આવ્યો. એનો પગ ભાંગ્યો ન હોત તો રાતે એ કામ આવત. મિસ્કા વગર એકલે હાથે કામ મુશ્કેલ થઈ પડશે એમ તેને લાગ્યું. આજની રાત કેવી હશે? ચેલકાશે આકાશ સામે જોયું અને પછી શેરી તરફ નજર ફેરવી.

થોડે દૂર સામેના પત્થર પર એક થાંભલાને અઢેલીને એક જુવાન બેઠો હતો. તેણે જાડું ભૂરું ખમીસ અને પાટલુન પહેર્યાં હતાં. પગમાં દેશી જોડા હતા. માથે ફાટેલી રાતી ટોપી હતી. તેની બાજુમાં એક થેલી અને દાતરડું પડ્યાં હતાં. એના ખભા પહોળા હતા, એનું શરીર મજબૂત હતું. તડકા ખાઈ ખાઈને ચહેરાનો રંગ કાળો પડી ગયો હતો. એની મોટી ભૂરી આંખો ચેલકાશ સામે માંડી એ ભોળો જુવાન તેને જોઈ રહ્યો હતો.

ચેલકાશ એની સામે જોઈ હસ્યો. પછી જીભ કાઢીને એણે ભયંકર મુખમુદ્રા કરી અને ડોળા કાઢીને તે જુવાન તરફ તાકી રહ્યો.

જુવાનને પહેલાં તો નવાઈ લાગી. પછી એ ખડખડાટ હસી પડ્યો. હસતાં હસતાં એ બોલ્યો: 'તું તો કોઈ લહેરી આદમી લાગે છે.' અને પછી પોતાની થેલી ઉપાડીને તે ચેલકાશ પાસે આવ્યો.

'સફર કરીને આવ્યો છે કે શું?' તે બોલ્યો.

'હા, એમ જ છે,' ચેલકાશે કહ્યું. આ તંદુરસ્ત સાદા નિખાલસ જુવાન પર તેને વિશ્વાસ બેઠો. 'ક્યાં ગયો'તો–કાપણી કરવા?'

'હોવે. થોડાક પૈસા માટે આખું ખેતર લણવું પડે છે. સાવ નકામો ધંધો છે. આ દુકાળ પડ્યો છે તે લોકોના ટોળેટોળાં અહીં ચાલ્યાં આવે છે. તેથી મજૂરી ઘટી ગઈ છે. કયુબાનમાં સાઠ કોપેક મળતા અને પહેલાંના જમાનામાં તો, બધા, કહે છે કે, ત્રણ કે ચાર રૂબલ જેટલી રોજી મળતી.'

'પહેલાંના જમાનામાં? અરે એ વખતે તો રશિયનને કોઈ નજરે જુએ કે ત્રણ રૂબલ હાથમાં મૂકે. હું એ જ ધંધો કરતો. ખેતર કે વાડી આગળ જઈને ફક્ત કહેવું પડે કે 'હું રશિયન છું.' એટલે એ લોકો બસ મોઢું જોઈને ત્રણ રૂબલ આપી દે. અને ખાવા-પીવા આપે એ વધારામાં.'

ચેલકાશની આ વાતથી પહેલાં તો જુવાનને નવાઈ લાગી. પણ પછી તેને સમજાયું કે એ તો ગપ્પાં મારે છે ત્યારે તે મોટે અવાજે હસી પડ્યો.

'તું તો જાણે સાચી વાત કરતો હો એમ જ બોલવા માંડ્યો ને હું સાંભળી રહ્યો. પણ જૂના જમાનામાં, ખરેખર!...'

'હું એ જ વાત કરું છું ને!'

'લે રાખ હવે. તું કયો ધંધો કરે છે? મોચીનો? દરજીનો?'

'હું?' ચેલકાશે સામે પૂછ્યું અને પછી એક પળ વિચાર કરીને બોલ્યો: 'હું મચ્છી પકડવાનું કામ કરું છું.'

'મચ્છી પકડવાનું? ખરેખર?'

'અહીંના માછીમાર કંઈ માછલી જ પકડે એવું નથી; ડૂબેલા માણસો, જૂનાં લંગર, ભાગેલા વહાણના ટુકડા–એવું પણ હાથ લાગે.'

'પેલા બેંક તોડવાનું ગીત ગાય એવા માછીમાર?'

'તેં એવા કોઈ જોયા છે?'

'ના, જોયા નથી, વાતો સાંભળી છે.'

'એવા તને ગમે છે?'

'ગમે? હા, કેમ નહિ? એ કેવા બહાદુર ને આઝાદ લોકો હોય છે!'

'આઝાદ! તારે ને એ વાતને શું લેવાદેવા?'

'વાહરે, કેમ નહિ! સ્વતંત્ર રહેવું, ફાવે ત્યાં જવું, ગમે તે કામ કરવું. કામની આવડત હોય ને સીધી રીતે ચાલીએ તો એના જેવું શું છે? બસ આનંદ કરવાનો! માથે ભગવાનનો ડર રાખવો એટલું જ!'

ચેલકાશને એ વાત પસંદ ન પડી. તે મોઢું ફેરવીને બીજી તરફ જોવા લાગ્યો.

પેલા જુવાને તો ઉત્સાહથી વાત શરૂ કરી: 'આ મારો જ દાખલો છે. મારા બાપ મરી ગયા છે; જમીન સાવ સુકાઈ ગઈ, મારે જીવવું તો રહ્યું ને! ધંધો શો કરું, બોલ જોઉં? કોઈ પૈસાદારની છોકરીને પરણું? પણ એનો બાપ ના પાડે છે, કહે છે કે 'મારે ત્યાં સાથી રહે તો છોકરી પરણાવું.' એટલે મારે ગુલામ થઈને રહેવું? વરસો સુધી! પણ જો મારી પાસે સો–દોઢસો રૂબલ હોય, તો હું મારા પગ પર ઊભો રહું. મર્ફાના બાપને સીધી વાત કરી દઉં કે 'મર્ફાને મારી સાથે પરણાવે છ કે નહિ? નહિ એમ? તો ગામમાં કાંઈ છોકરીઓનો દુકાળ નથી.' અને હું સ્વતંત્ર થઈને ફરું.' પછી એ નિશ્વાસ નાખીને બોલ્યો: 'પણ એ વાતમાં સાર નથી. મારે સસરાને ત્યાં જઈને સાથી રહેવું પડશે. મને એમ હતું કે હું કયુબાન જાઉં, બસોએક રૂબલ કમાઈ આવું, ગૃહસ્થ બની જાઉં. પણ અફસોસ! આંટો ખાલી ગયો. મારે સસરાને ઘેર નોકર થઈને રહેવું પડશે.'

જુવાનને સસરાને ઘેર નોકર રહેવાની વાત પર બહુ અણગમો હતો. એનો ચહેરો ઉદાસ બની ગયો.

ચેલકાશે પૂછ્યું: 'તું અત્યારે ક્યાં જવાનો?'

'ક્યાં કેમ? ઘેર જ તો. બીજે ક્યાં જાઉં?'

'એની શી ખાતરી? રાતમાં તો તું તુર્કસ્તાન પહોંચી જાય!'

'તુર્કસ્તાન! ત્યાં મારે શું છે? કેવી વાત કરે છે?' કહી વળી એ હસવા લાગ્યો.

'મૂરખ છે સાવ.' કહીને ચેલકાશે વળી મોઢું ફેરવી લીધું. આ તંદુરસ્ત ગામડિયાએ એના હૃદયમાં કાંઈક એવી લાગણી ઉત્પન્ન કરી હતી કે રાતના કામ વિશે તેનું મન હજી સ્થિરતાથી વિચાર કરી શકતું ન હતું. આંખ ઝીણી કરી એ જોઈ રહ્યો. વાતનો આમ અંત આવી જાય તે એને ગમ્યું નહિ. પેલા જુવાનને પણ થયું કે આ જરાક પીધેલ છે. વાતનો અંત આવે તો સારું. 'તું આજની જેમ રોજ શરાબ પીએ છે કે હં, એય માછીમાર!' એવું કંઈક એ પૂછવા જતો હતો. ત્યાં ચેલકાશ એકદમ તેના તરફ ફર્યો અને તેને પૂછ્યું: 'ચાલ વાત કર. આજે મારી સાથે કામે આવીશ?'

'શું-કામે?'

'હું કહું તે, આજ મચ્છી પકડવા જવાનો છું, તું હોડી હંકીશ?'

'હોવે. પણ જોજે, ક્યાંય સપડાવી દઈશ મા. તું જરા ઊંડો અને મીંઢો લાગે છે.'

ચેલકાશને ખીજ ચડી. ધીમે સાદે એ બોલ્યો: 'તારી જીભ તારે વશ રાખવી પડશે. તને શું લાગે છે એ તું મનમાં રાખ, સમજ્યો! નહિ તો માથું ભાંગી નાખીશ.' અને મૂઠી વાળીને તે જુવાન સામે ઊભો રહ્યો.

જુવાન ઊભો થઈ ગયો. બંને એકબીજાની સામે જોઈ રહ્યા. ચેલકાશના મનમાં રોષ ભરાયો હતો, કારણ કે આ જુવાનની મોટી ભૂરી આંખો હતી. તંદુરસ્ત ઘઉંવર્ણો ચહેરો હતો, મજબૂત શરીર હતું. દૂરના કોઈ ગામમાં એને ક્યાંક ઘર હતું, કોઈ શ્રીમંત ખેડૂતનો એ જમાઈ થવાનો હતો, અને સ્વતંત્રતા એને આટલી વહાલી હતી. ચેલકાશને આમાંથી કંઈ ન હતું, તેથી ઊંડો અજ્ઞાત દ્વેષ તેના મનમાં જાગી રહ્યો હતો. 'બોલ, કામે આવીશ કે નહિ?' તેણે પૂછ્યું.

જુવાને કહ્યું: 'ભલે કામ તો હું ગોતું જ છું. તારું કે કોઈ બીજાનું કામ તો મારે કરવું જ પડશે ને! પણ તું કામ આપે એવો લાગતો નહોતો. મારી જ ભૂલ થઈ ભલા ભગવાન! શરાબી તો મેં કેટલાય જોયા છે, અને તારા કરતાંય વધારે ખરાબ.'

'ભલે, ભલે. તું આવીશ ત્યારે?'

'હા. કેટલા પૈસા આપીશ, બોલ.'

'એનો કામ ઉપર આધાર—જાળમાં શું આવે તેના પર. પાંચેક રૂબલ તો તને મળી રહેશે.'

પણ એ પૈસાની વાત હતી. અને તેમાં યુવાન કિસાનને સ્પષ્ટતા બહુ પસંદ હતી. ચેલકાશ પાસે પણ તેણે સ્પષ્ટતાની આશા રાખી.

'એમ કામ ન થાય.' એણે કહ્યું.

'માથાકૂટ મૂકી દે. આપણી કોર ચાલ.' ચેલકાશે કહ્યું. શેરીમાં તેઓ સાથે ઊપડ્યા, પણ જુવાનને વિશ્વાસ પડતો ન હતો.

'તારું નામ શું?' ચેલકાશે પૂછ્યું.

'ગેવરિલા.' જુવાને જવાબ આપ્યો.

એક નાના ગંદા ઉપહારગૃહમાં જઈને ચેલકાશે ચા-નાસ્તો અને પછી વોડકાના પ્યાલા મગાવ્યા. અને જ્યારે ચેલકાશે કહ્યું: 'બધું મારે નામે લખી લેજો' ત્યારે ચેલકાશની અહીં આટલી બધી આબરૂ જોઈ ગેવરિલાને તેના પર વિશ્વાસ બેઠો.

'તું બેસ અહીં. હવે આપણે બધી વાત નક્કી કરશું. જરા ઊભો રહે હું હમણાં આવું છું.' કહી ચેલકાશ બહાર ગયો.

ચેલકાશની સામે એક શરાબી બેઠો હતો. પાછળ બે સ્ત્રીઓ કંઈક બડબડતી હતી. ઘરાકો ઘોંઘાટ કરતા હતા. ઉપહારગૃહમાં ગેવરિલા એકલો મૂંઝાવા લાગ્યો. તેને ફેર આવતા હોય તેમ લાગ્યું. થોડી વારે ચેલકાશ આવ્યો અને બંનેએ મળી ભોજન શરૂ કર્યું. ત્રીજો પ્યાલો પીધો ત્યાં તો ગેવરિલાને નશો ચડ્યો. તે આનંદમાં આવી ગયો અને ચેલકાશને સારું લાગે એવું કંઈક કહેવાનું તેને મન થયું કારણ કે ભલો ચેલકાશ એને અત્યારે મિજબાની આપતો હતો. તેના ગળામાં શબ્દોના તરંગો ઊભરાવા લાગ્યા પણ તે બોલી શકતો નહોતો. તેની જીભ ભારે બની ગઈ હતી.

ચેલકાશ તેની સામે જોઈને હસ્યો: 'તું તો ખલાસ થઈ ગયો, ફક્ત પાંચ પ્યાલામાં. હવે તું કામ કેમ કરવાનો?'

'દોસ્ત! તું જોજે તો ખરો.' ગેવરિલા બબડ્યો.

'લે ત્યારે હજી એક'

અને ગેવરિલા પીધે જ ગયો. તેની દૃષ્ટિ સામે બધી વસ્તુઓ ચક્કર ચક્કર ફરવા લાગી. તે તેને ગમ્યું નહિ અને તેના ચહેરા પર કંટાળો દેખાયો. પાછો તેના મુખ પર ખોટો ઉત્સાહ પથરાયો. ચેલકાશ ધ્યાનપૂર્વક એ જોતો રહ્યો.

'ચાલ ત્યારે ઊઠ હવે.' હોટલમાં ઘોંઘાટ વધતો ગયો એટલે ચેલકાશ બોલ્યો.

ગેવરિલા ઊઠવા ગયો પણ તેનાથી ઊભા થવાયું નહિ. એ બેસી ગયો અને પાછો હસવા લાગ્યો.

ચેલકાશ તેની સામે બેઠો.

ગેવરિલા તેની સામે જોતો જોતો અકારણ હસ્યે જતો હતો. ચેલકાશ તે જોઈ વિચારમાં ડૂબી ગયો. તેના શિકારી પંજામાં આ કિસાન યુવક પૂરેપૂરો સપડાઈ ગયો છે. એના જીવન સાથે ચેલકાશ ફાવે તે રમત રમી શકે તેમ છે. ગંજીપાનાં પત્તાંની જેમ તે એના ચીરા કરી ઉડાડી દઈ શકે તેમ છે. નવી રીતે તેને આકાર આપી શકે તેમ છે. તેના યૌવનની

ચેલકાશને ઈર્ષા આવી. સાથોસાથ તેના મનમાં દયા ઉત્પન્ન થઈ, કંઈક તિરસ્કાર પણ આવ્યો.' એ-સર્વ લાગણીઓએ મળીને ચેલકાશના હૃદયમાં માલિક-ની વત્સલ વૃત્તિ ઉત્પન્ન કરી. એ કિશોર માટે તેના મનમાં દુઃખ થયું પણ એના વગર તેને ચાલે તેમ ન હતું. ગેવરિલાને ઊભો કરી, તેનો હાથ પકડીને એ તેને બહારના ચોગાનમાં લઈ ગયો. ત્યાં એક લાકડાની દીવાલની ઓથે તેને બેસાડ્યો અને પોતે બીડી સળગાવી. ગેવરિલા હસ્યો, કંઈક બબડ્યો. અને પછી ઊંઘી ગયો.

: ૨ :

'ચાલ, તૈયાર કે?' ચેલકાશે ધીમા અવાજે પૂછ્યું.

ગેવરિલા હલેસાં સરખાં કરતો હતો. તેણે જવાબ આપ્યો: 'હોવે. આ કડી વાંકી થઈ ગઈ છે, જરા ઠપકારું કે?'

'ના, ના. અવાજ થાય. હાથથી જરા ધક્કો માર એટલે સીધી થઈ જશે.'

તેઓ બંનેએ એક હોડી ધામેથી છોડી. રાત અંધારી હતી. આકાશમાં કાળાં વાદળાંના થર જામ્યા હતા. દરિયાનાં પાણી શાંત, કાળાં, તેલ જેવાં દેખાતાં હતાં. ભીની ખારી હવા વાતી હતી. મોજાં વહાણો સાથે ગેલ કરતાં હતાં. અંધારામાં દૂર વહાણોના આકારો દેખાતા હતા, તેમના સઢો પર ભાતભાતના રંગવાળી બત્તીઓ બળતી હતી. દરિયામાં એ બત્તી-ઓનાં પ્રતિબિંબ પડતાં હતાં. કાળાં સુંવાળાં પાણી પર એ બત્તીના પડછાયા સરસ લાગતા હતા. દરિયો અત્યારે દિવસભરના કામથી થાકેલા મજૂરની પેઠે ગાઢ નિદ્રા કરતો હતો.

ચેલકાશે બે વહાણો વચ્ચેથી જોર કરીને હોડી આગળ કાઢી. શાંત જળસપાટી પર હોડી તીરની જેમ છૂટી. હોડીની પાછળ પાણીમાં ભૂરો તેજસ્વી લિસોટો ચમકી રહ્યો.

ચેલકાશે ગાયાવાર્યા અવાજે પૂછ્યું: 'કેમ છે તને હવે? માથું દુઃખે છે હજી?'

'ગજબનું દુઃખે છે, માથા પર હથોડા મારવાનું મન થાય છે. હું જરા પાણી છાંટું.'

'લે, આ જરા પી લે,-સારું થઈ જશે.'

ગેવરિલાએ શરાબનો શીશો મોઢે માંડ્યો.

'શરાબ સારો છે ને? લે ઘણો પીધો, બસ કર. વધારે પીશ મા હવે.'

વહાણો વચ્ચે રસ્તો કરતી હોડી આગળ ચાલી. વહાણોનાં જૂથ વટાવી તેઓ આગળ આવ્યા. હવે ખુલ્લો સમુદ્ર આવ્યો; અસીમ અને વિરાટ એવો એ સમુદ્ર તેમની આગળ પથરાયો હતો. આકાશમાં વાદળાં જામતાં જતાં હતાં. ક્યાંક પીળાશ પડતાં, તો ક્યાંક પાણીના રંગ જેવા લીલા રંગનાં, તો વળી ક્યાંક રાખોડી રંગનાં વાદળાં પાણી પર લાંબા પડછાયા પાથરતાં હતાં. એ વાદળાં એકબીજાં પાછળ હળવે-થી ખસ્યે જતાં, એકબીજામાં ભળી જતાં, તેમના રંગો અને આકારો એકમેક થઈ જતા. આ નિષ્પ્રાણ અભ્રપુંજોના ધીમા પરિભ્રમણમાં કશીક ભયાનકતા રહેલી હતી. જાણે કે આ વાદળાંનાં વિરૂપ ટોળાંએ દરિયા પર રૂખબા જ કરવાનો અને પેલા રંગભરી આંખોથી દુનિયાને નિહાળતા તેજસ્વી તારાગણોના પ્રકાશને અહીં સુધી ન પહોંચવા દેવાનો દ્વેષભર્યો નિર્ધાર કર્યો હતો.

'કેવો સરસ છે આ દરિયો!' ચેલકાશે કહ્યું.

'હા, પણ મને ગભરામણ થાય છે.' હલેસાં મારતાં મારતાં ગેવરિલાએ જવાબ આપ્યો. લાંબાં હલેસાં પાણીમાં અફળાતી વખતે ધીમો અવાજ-કરતાં હતાં અને પાણીમાં ભૂરો સફેદ ઉજાસ થતો હતો.

'ગભરામણ? જા હવે, મૂરખ!' ચેલકાશે કહ્યું.

એ હતો ચોર પણ, એને દરિયો વહાલો હતો. એની તીક્ષ્ણ કુતૂહલભરી આંખો સમુદ્રનો આ અફાટ મુક્ત વિસ્તાર નિહાળતાં થાકતી નહિ. પોતાના પ્રિય દૃશ્ય વિશેના સવાલનો આવો જવાબ મળ્યો તે તેને ગમ્યું નહિ. સુકાન આગળ બેઠો બેઠો એ મૂંગો બની આસપાસ જોઈ રહ્યો.

સમુદ્ર પર તેના-મનમાં હંમેશા એક વિશાળ ઉદાર લાગણી જન્મ પામતી. તેથી એનો સમસ્ત પ્રાણ છલોછલ ભરાઈ જતો અને તેના રોજના જીવનની મલિનતા ધોવાઈને ચાલી જતી. તેને આ ભમતું પાણી અને મુક્ત પવન વચ્ચે તેના મનમાં જે આનંદ થતો તે તેની પ્રિય વસ્તુ હતી. અહીં ચિંતાનો ભાર હળવો થઈ જતો. નિદ્રિત રાત્રિનો મૃદુ ધ્વનિ સમુદ્ર પર સંભળાયા કરે છે અને આ અસીમ ધ્વનિ મનુષ્યના આત્માને શાંતિથી ભરી દે છે; તેની દુર્વા-

સનાઓ શાંત થાય છે અને વેગ સ્વપ્નો જાગે છે.

'પણ આંકડી ક્યાં છે?' ગેવરિલાએ ઓચિંતાં પૂછ્યું. ચેલકાશ ચમકી ગયો.

'આંકડી? એ મારી પાસે છે.'

'કેવી બનાવટની છે?' ગેવરિલાએ ફરીથી પૂછ્યું.

પોતાના સરસ વિચારોમાં આ ખેડૂત છોકરાએ સવાલ પૂછીને ભંગ પાડ્યો તેથી ચેલકાશ ચિડાયો. એના મનમાં તેમ જ કંઠમાં કર્કશતા ઊભરાણી. રોષથી તેણે ગેવરિલાને કહ્યું: 'તું મૂંગો મૂંગો તારું કામ કર. હોડી હાંકવા તને સાથે લીધો છે તે બેસે જો હાંક, ને જીભ સખણી રાખ.'

હોડી જરા હલીને ઊભી રહી. હલેસાં અટકી ગયાં. 'હાંક કહું છું, હાંક હોડી.'

હવામાં એક અપશબ્દ સંભળાયો. ગેવરિલાએ હલેસાં હલાવ્યાં. હોડી પાણીમાં અવાજ કરતી વાંકી-ચૂંકી ચાલવા લાગી.

'હળવે.'

ચેલકાશ ઊભો થયો અને પાસે આવી ગેવરિલાના મોંઢા સામે ખિજાઈને જોઈ રહ્યો.

'કોણ છે એ?' દરિયા પરથી કોઈનો અવાજ ગાજ્યો.

'હવે એ ભૂત! હાંક, હાંક ઝટ, નહિ તો મર્યો સમજ. ચાલ ચાલ, ઉતાવળ કર, જો અવાજ કર્યો છે તો તારું માથું ભાંગી નાખીશ.'

'પ્રભુ! પ્રભુ!' બીક અને થાકથી ધ્રુજતો ધ્રૂજતો ગેવરિલા બબડતો હતો.

હોડી હળવેથી બંદર તરફ વળી જઈ રંગ રંગની બત્તીઓ ને વહાણોના સઢના થાંભલાની દિશામાં ચાલી.

'કોણ છે એ!' ફરી અવાજ આવ્યો. પણ આ વખતે એ અવાજ દૂર પડી ગયો હતો. ચેલકાશ શાંત થયો. ગેવરિલા હજી ભગવાનને ગભારી રહ્યો હતો.

'બચી ગયો, દોસ્ત! તારાં નસીબ જોર કરે છે આજ. ઓલા સેતાનના બચ્ચા આંબી ગયા હોત તો માર્યા જ જાત.'

ચેલકાશ હવે નિરાંતે હસતો હસતો વાત કરતો હતો પણ ગેવરિલાની છાતી બીકથી ધડક ધડક થતી હતી. એ કાલાવાલા કરવા લાગ્યો: 'મને જવા દે, ભાઈ-સા'બ! ભગવાનની ખાતર, મને જવા દે. મને ક્યાંક મૂકી આવ, હું તને શા ખપમાં આવવાનો છું? મેં આવાં કામ કર્યાં નથી. આજ હું પહેલવહેલો તારી સાથે આવ્યો છું. હું માર્યો જઈશ. હું ક્યાંથી તારે હાથ પડ્યો! આ તો પાપ છે, મારી જિંદગી તું રોળી નાખીશ. આ તે કેવાં કામ!'

'કેવાં કામ? હં, પછી!' ચેલકાશે પૂછ્યું. તેને આનો ગભરાટ જોઈ મઝા પડતી હતી. પોતે ભયંકર માણસ છે એવા ખ્યાલથી પણ તેને આનંદ થતો હતો.

'કાળાં કામ. ઈશ્વરને ખાતર મને જવા દે. મારો તને શો ખપ છે?'

'તું મૂંગો મર, તારી લવરી બંધ રાખ. તારો ખપ ન હોય તો તને સાથે લઉં શું કામ?'

'ભગવાન!' ગેવરિલાએ નિસાસો મૂક્યો.

'ચાલ, હવે કામ કર છાનોમાનો.' કહીને ચેલકાશે તેને ચૂપ કર્યો.

પણ ગેવરિલા શાંત થયો નહિ. તે રોવા લાગ્યો, ડૂસકાં ભરવા લાગ્યો, પણ તેનાં હલેસાં ચાલુ રહ્યાં. મોટાં વહાણો વચ્ચેથી પાણીની સાંકડી શેરીઓમાં હોડી ચાલવા લાગી.

'જો અહીં કોઈ તને કાંઈ પૂછે તો બોલતો નહિ. મૂંગો મરજે—જીવતાં પાછાં જવું હોય તો. સમજ્યો?'

આ સલાહથી ગેવરિલા વધુ મૂંઝાયો. 'આજ મારું મોત થવાનું છે, બીજું કાંઈ નથી.'

'અવાજ નહિ.' ચેલકાશે ધીમેથી કહ્યું.

ગેવરિલાની સમજશક્તિ નહિવત્ બની ગઈ અને હવે તે માત્ર યંત્રવત્ કામ કરવા લાગ્યો. આફત-ના ભયથી તે ધ્રૂજી રહ્યો. હલેસાંને પાણીમાં ડુબાડે, શરીર પાછું નાખે, હલેસાં ખેંચે અને ફરી પાછો ડુબાડે. પણ એ ક્રિયા દરમિયાન તે શૂન્યભાવે પોતાના પગ તરફ જોઈ રહ્યો હતો. વહાણો સાથે મોજાં અફળાઈને અવાજ કરતાં હતાં, ઉપરાંત તેઓ ધક્કા આગળ આવી પહોંચ્યા મ ણુસોનો અવાજ ગાજવા લાગ્યો.

ચેલકાશે એના કાનમાં કહ્યું: 'બસ હવે. હલેસાં બંધ કર, હાથથી ધક્કા માર. આમ દીવાલ તરફ લે. અવાજ નહિ એય! ધીમે ધીમે!'

એક પથ્થરનો ખૂણો પકડી લઈ ગેવરિલાએ હોડી થંભાવી.

'બસ. અહીં ઊભી રાખજે. લાવ હલેસાં આ તરફ, અને તારો પાસપોર્ટ ક્યાં છે? થેલીમાં? થેલી

મને આપી દે. એ તું ઊપડી ન જા એટલા માટે છે, દોસ્ત. અહીં બેઠો બેઠો વાટ જોજે. જરા ય હીંચોળાચો થઈશ મા, જો ઉપર ડોકિયું કર્યું છે તો, ધ્યાન રાખજે, જીવતો નહિ છોડું.'

અને પછી કશુંક પકડીને ચેલકાશ ઊંચે ચઢ્યો અને દીવાલ ઉપર થઈને અદૃશ્ય થઈ ગયો.

ગેવરિલા ધ્રૂજતો હતો. પેલો ચોર જરા દૂર ગયો તેથી તેના મનનો ભાર ઓછો થયો. હવે નાસી જવાશે? તેણે આસપાસ નજર કરી. બાજુમાં કાળા ધાબા જેવી લોખંડની સ્ટીમર ઊભી હતી. તેની સાથે અથડાઈને પાણી આછો અવાજ કરતું હતું. એક બાજુ ધક્કાની દીવાલ વાંકીચૂંકી સર્પાકારે પથરાઈ હતી. પાછળ સમુદ્રનો મૂક વિસ્તાર પર તોફાનનાં વાદળાંઓ રસળતાં હતાં–મોટાં, ભારે, ભય ઉપજાવે તેવાં. આ બધું સ્તબ્ધ, નિર્જન, શ્યામ દૃશ્ય જોઈ ગેવરિલાને વધારે બીક લાગી. ચેલકાશ કરતાં યે આ ઠંડી નીરવતા વધારે ભયાનક હતી. ગેવરિલા ગોટો વળીને છાનોમાનો હોડીમાં બેસી રહ્યો.

સમુદ્રના ધીમા નિઃશ્વાસ. બીજો કશો અવાજ નહિ. આકાશમાં વાદળાંની જ ચડ–ઊતર અને નિદ્રાલીન શાંત પાણીનો ધીમો સળવળાટ. અંધારામાં એની ચમકતી ઘેરી લીલાશ. આ સ્તબ્ધતાના ભારથી ગેવરિલા કચડાઈ જશે કે શું? તેને ઈચ્છા થઈ કે હવે તો ચેલકાશ પાછો આવે તો સારું. એ નહિ આવી શકે તો! તેને વખત બહુ ધીમે ધીમે પસાર થતો લાગ્યો. વાદળાંઓ વધવા લાગ્યાં, સ્તબ્ધતા વધારે ભયાનક થતી ગઈ. દીવાલ પરથી કંઈક લસરવાનો અવાજ આવ્યો. ગેવરિલાને થયું કે પોતાની છાતી બેસી જશે કે શું?

'એય! ઊંઘી ગયો કે શું! લે, સાચવીને ઉપાડજે.' ઉપરથી ચેલકાશનો અવાજ આવ્યો.

ઉપરથી તેણે કાંઈ લાંબી ભારે ચીજ ઉતારી. ગેવરિલાએ તે હોડીમાં મૂકી દીધી. પછી એવું જ કાંઈ બીજું આપ્યું. પછી ચેલકાશ દીવાલ પરથી ઊતર્યો. એની સાથે હલેસાં પણ આવ્યાં. ગેવરિલાની થેલી તેના પગ આગળ પડી. અને જોરથી શ્વાસ લેતો લેતો ચેલકાશ હોડીમાં બેઠો.

ગેવરિલા તેની સામે જોઈ રહ્યો. 'થાકી ગયો કે?' તેણે બીતાં બીતાં હસીને પૂછ્યું.

'થાક તો લાગે જ ને! હવે હંકારી મૂક, દોસ્ત! દિલ દઈને કામ કરજે. અરધી વાત તો પતી ગઈ. હવે પેલાની નજર ચુકાવીને નીકળી જઈએ એટલે તું છૂટો. તારા પૈસા લઈને ઊપડી જા.'

ગેવરિલાએ ખૂબ મહેનત આદરી. હાથ તો જાણે લોઢાના હોય તેમ તે હલેસાં મારવા લાગ્યો. હોડી નીચે પાણી ખળખળ કરતું વહી જવા લાગ્યું. ગેવરિલા પરસેવાથી રેબઝેબ થઈ ગયો, પણ એનાં હલેસાં ધીમાં ન પડ્યાં. આ જોખમમાંથી હવે એને છૂટવું હતું. આ માણસ પાસેથી પણ છૂટીને હવે તેને જમીન પર પગ મૂકવો હતો. એ કદાચ એને મારી નાખે કે કેદખાને સપડાવે તો! હવે તો મૂંગા મૂંગા કામ પાર પાડી દેવું. ગેવરિલા એક અક્ષર પણ બોલ્યો નહિ. મનમાં એણે ઈશ્વરને પ્રાર્થના કરી, અને હલેસાં ચલાવ્યે રાખ્યાં.

ચેલકાશ એની ગીધ જેવી તીક્ષ્ણ આંખે અંધારામાં જોઈ રહ્યો હતો. પોતાનું કામ સફળ થયું તેથી તે રાજી થયો હતો અને તેના હાથમાં સપડાયેલા આ જુવાનને તેનાથી ડરતો જોઈ તેને આનંદ થતો હતો. એને મહેનત કરતો તે જોઈ રહ્યો. મનમાં એના પર દયા આવી. એને જરા પ્રોત્સાહન આપવાની તેને ઈચ્છા થઈ.

જરા હસીને તેણે મૃદુ અવાજે કહ્યું: 'ખૂબ બીક લાગી'તી કે?'

'નારે' ગેવરિલાએ કહ્યું.

'હવે ઉતાવળ નથી. એક જ ચોકી પસાર કરવાની બાકી છે. જરા આરામ કર.'

ગેવરિલાએ આજ્ઞા માની. કપાળ પરથી તેણે પસીનો લૂછ્યો.

'હવે ધીમે હાંકજે, અવાજ ન થવા દેતો. એ સીધો ગોળીબાર કરે એવા છે. ધીમે ધીમે!'

હોડી અવાજ વગર સરવા લાગી. રાત વધારે અંધારી થઈ હતી. વાદળાંના થર જામ્યા હતા. આખું આકાશ ઢંકાઈ ગયું હતું. સમુદ્રનો રંગ કાજળ જેવો કાળો બની ગયો હતો. પાણી પરથી ભીની ખારી ગંધ આવતી હતી.

'વરસાદ વરસે તો મજા પડે.' ચેલકાશે કહ્યું. 'તો સરસરાટ ચાલ્યા જવાય, આડો પડદો જ આવી જાય જાણે.'

હોડીની બંને બાજુએ મોટાં વહાણો શેરીનાં

મકાનોની જેવાં ઊભાં હતાં. એક સ્થળેથી પ્રકાશ આવતો હતો. કોઈક બત્તી લઈને ચાલતું હતું.

'ચોકીદાર!' ચેલકાશે ખૂબ ધીમેથી કહ્યું.

ભયથી ગેવરિલાનું શરીર જડ જેવું થઈ ગયું. થાકથી એનાં અંગેઅંગ તૂટી પડતાં હતાં. એના મગજમાં એક જ વિચાર ચાલતો હતો. છાતી ધમણની જેમ હાંફતી હતી. ક્ષણે ક્ષણે તેને બીક લાગતી હતી, હમણાં કોઈ 'ખબરદાર, ખડે રહો!' કહીને સાદ પાડશે. ચેલકાશનો અવાજ સાંભળી તે રડવા જેવો થઈ ગયો. સાદ પાડીને માણસોને મદદે બોલાવવાનું તેને મન થયું, એ ઊભો થવા ગયો, મોઢું ખોલીને ચીસ નાખવા ગયો પણ અપાર ભયથી પાછો એ બેસી ગયો. તેણે આંખો બંધ કરી દીધી.

ક્ષિતિજ પર સામે કાળાં પાણીમાં ભૂરા રંગની પ્રકાશની તેજસ્વી તલવાર ખેંચાણી. આકાશના અંધકારને ચીરતી એ રેખા સમુદ્રની છાતી પર અંકાઈ ગઈ. રાતના અંધારા પડમાં લપાઈ ગયેલાં વહાણો તથા સઢોના આકારો દેખાવા લાગ્યા. અનેક વહાણો પાણી પર હલવા લાગ્યાં અને તેની પાછળથી પ્રકાશની એ જાંબુડી તલવાર ઊંચે ચડી બીજી દિશાએ વળી. જ્યાં જ્યાં એનો લિસોટો પડ્યો ત્યાં અત્યાર સુધી અદૃશ્ય રહેલાં નવાં નવાં વહાણો દેખાવા લાગ્યાં.

ચેલકાશની હોડી જાણે કે મૂંઝાઈને થંભી ગઈ. ગેવરિલા મુખ પર હાથ ઢાંકીને આડો પડી ગયો. ચેલકાશ તેને પગનું ઠેબું મારીને ધીમે અવાજે પણ ખૂબ ગુસ્સે થઈને બોલ્યો: 'મૂરખ એ તો જકાતવાળાની લૅાંચ છે. એ વીજળીની બત્તી હતી. ઊભો થા, અજડ! બત્તી ક્યાંક આપણા પર મંડાશે! ચાલ એય! મારું ને તારું બેયનું સત્યાનાશ વાળવું છે કે શું!'

પીઠ પર બીજી લાત પડી એટલે વળી ગેવરિલા ઊઠ્યો અને હલેસાં મારવાં શરૂ કર્યાં.

'ધીમે, એય! અવાજ ન કર. તારું નખોદ જાય, એશા! સાંભળતો નથી? આટલો બધો ડરી શાથી ગયો? બત્તીથી! હલેસાં હળવાં હાંક. એ ચોરને પકડવા નીકળ્યા છે. પણ એ તો હવે આઘા નીકળી ગયા. હવે બીશ મા. આપણે પકડાવાના નથી.' અને પછી આસપાસ નજર કરી વિજેતાની પેઠે ચેલકાશ બોલ્યો: 'કામ પતી ગયું. હવે એ આવી રહ્યા. તારાં નસીબ ચડિયાતાં છે. સાંભળે છે કે એય ગમાર!'

ગેવરિલા મૂંગો રહ્યો. એનાં હલેસાં ચાલુ હતાં. હજી એની નજર પેલો પ્રકાશ પડ્યો હતો તે તરફ જ હતી. ભય જતો રહ્યો એવી વાત પર એને વિશ્વાસ બેસતો ન હતો. યંત્રવત્ તે હોડી હાંકતો હતો. મનમાં કશી લાગણી રહી ન હતી. એનું હૃદય ખાલીખમ, નિષ્પ્રાણ બની ગયું હતું. આજ રાતના અનુભવોએ એને ખલાસ કરી નાખ્યો હતો.

પણ ચેલકાશ લહેરમાં હતો. એનું મન હવે હળવું થયું હતું. એ મૂછોને વળ દેવા લાગ્યો. એની આંખમાં ચમક આવી. એ ધીમે અવાજે કંઈક ગાવા લાગ્યો અને દરિયાની ભીની હવાના ઊંડા શ્વાસ લેવા લાગ્યો. અંધકારમાં એ ચારે બાજુ જોયા કરતો હતો અને ગેવરિલા તરફ દૃષ્ટિ જતાં એ જરા હસતો હતો.

પવન શરૂ થયો. સમુદ્રમાં નાના નાના તરંગો જાગ્યા. વાદળાંઓ આછાં પારદર્શક બની ગયાં હતાં. પવન વાતો હતો છતાં હજી વાદળીઓ કંઈક ઊંડા વિચારમાં પડી ગઈ હોય તેમ જરા ય ખસતી ન હતી.

'ચાલ દોસ્ત, હવે જરા ટટ્ટાર થા. એમ સાવ ઢીલો શું થઈ ગયો છે, કોથળા જેવો! હવે બીક નથી.'

ગેવરિલાને આ અવાજથી કાંઈક ધીરજ મળી.

'ચાલ, એય લોથ! તું અહીં બેસ. હલેસાં લાવ મારી પાસે. તું થાકી ગયો હઈશ.'

ગેવરિલા લથડતે પગે ઊભો થયો અને જગ્યા બદલાવી. એના ધ્રૂજતા પગ જોઈને ચેલકાશને એના પર દયા આવી તેની પીઠ થાબડી એ બોલ્યો: 'ચાલ, ચાલ, દોસ્ત હવે બીવાનું ન હોય. આજ તું ખૂબ રળ્યો. તને પૂરેપૂરા પૈસા આપીશ. બોલ, પચીશ રૂબલ ઘણા કે નહિ?'

'મારે કાંઈ જોતું નથી. કિનારે પહોંચું એટલે બસ.'

ચેલકાશે લહેરથી હાથ ઉછાળ્યા અને પછી હલેસાં મારવા લાગી ગયો.

સમુદ્ર હવે જાગ્યો હતો. તે નાનાં નાનાં મોજાં ઉછાળી તેના પર સફેદ કિનાર બનાવી તેમને પરસ્પર અફળાવવાની રમત કરતો હતો. મોજાં અફળાઈને હસીને ભાંગી પડતાં. અંધારું હજી એવું ને એવું જ હતું.

'બોલ જોઉં, તું તારે ગામ જઈશ, પરણીશ,

ખેતી કરીશ, તારી સ્ત્રીને બાળકો થશે. પૂરું ખાવાનું નહિ મળે. આખી જિંદગી ભૂખમરો વેઠીશ. એમાં શી મઝા પડે તેમ છે?'

'મઝા તો શું!' ગેવરિલાએ બીતાં બીતાં જવાબ આપ્યો. પવને વાદળાંનો પડદો ચીરી નાખ્યો. વચ્ચે ભૂરા આકાશમાં બે તારાઓ દેખાયા. એનું તેજ સમુદ્રના પાણી પર નાચવા લાગ્યું.

'હવે સમજ્યો ખરો.' ચેલકાશે કહ્યું: 'આપણે હવે કાંઠે પહોંચશું એટલે વાત પતી જશે. એક રાતનું કામ ને જો, મેં પાંચસો રૂબલ ખીસામાં મૂક્યા. બોલ, શું કહે છે તું!'

'પાંચસો રૂબલ!' ગેવરિલાને નવાઇ લાગી. હોડીમાંની ગાંસડીને ઠેલું મારી તેણે પૂછ્યું: 'આમાં એવું તે શું છે?'

'કિંમતી માલ છે. બજાર-ભાવે વેચીએ તો હજાર રૂબલ ઊપજે. પણ હું સસ્તામાં આપી દઉં છું. બોલ ધંધો બરકતવાળો છે કે નહિ!'

'હોવે. જો એટલા પૈસા મારી પાસે હોય...' ગેવરિલાએ નિશ્વાસ મૂક્યો. એને પોતાનું ગામ યાદ આવ્યું. એની જમીન, એની ગરીબી, એની માતા, એ બધાં તેને કેટલાં પ્રિય હતાં! એમને ખાતર તો પોતે પરદેશ ખેડવા નીકળ્યો હતો અને આજ રાતની આફત વહોરી હતી. પહાડના પેટાળમાં ઊંચાં ઝાડોની ઘટામાં ઢંકાયેલું પોતાનું ગામ એને યાદ આવ્યું. 'તો તો કેવું કામ થાય!' કહીને તેણે ફરી નિશ્વાસ નાખ્યો.

'મને ખબર છે, તું તો સીધો ગાડીની ટિકિટ કઢાવે તેવો છે. અને તારા ગામની છોકરીઓ તારી પાછળ ગાંડી થાય, કેમ? તું ગમે તેને પસંદ કરીને પરણે. પછી એક મકાન બાંધે. ના પણ એટલા પૈસામાં મકાન ન બંધાય.'

'ખરી વાત: મકાન ન બંધાય. લાકડું અમારા ભણી મોંઘું છે.'

'તારે ત્યાં ઘોડો તો હશે.'

'હા. છે એક, પણ ઘરડો એવો.'

'તો પછી તું નવો ખરીદે, ખરું ને? અને ગાય, ઘેટાં, મરઘી...'

'એ વાત રે'વા દે, ભાઇ! મારી પાસે પૈસા હોય તો તો હું શું શું ન કરું?'

'તારી વાત હું સમજું છું. મારે પણ પહેલાં એક ઘર હતું. મારા બાપા ગામમાં સૌથી વધારે પૈસાદાર હતા.'

ચેલકાશ હળવે હળવે હલેસાં મારતો હતો. હોડી પાણી પર રમતી જતી હતી. ગેવરિલાનું મન જરા આનંદમાં લાવવા ચેલકાશે આ ગામડાની વાત ઉપાડી હતી. પણ ખેડૂતના જીવનની વાતોમાં ધીમે ધીમે એ તણાઈ ગયો. આ કિસાન યુવકને તેના ગ્રામજીવનની વાતો પૂછવાને બદલે પોતે જ તેનું વર્ણન કરવા લાગ્યો.

'ખેડૂતના જીવનમાં મોટામાં મોટી વાત તો દોસ્ત, એની સ્વાધીનતા છે. કોઈની ગુલામી નહિ. પોતાનું ઘર, પોતાના પૈસા. ઓછીવત્તી પણ પોતાની જમીન. જમીન પર આપણી જ હકૂમત ચાલે. જાતમહેનતથી રોટલો રળવાનો. કોઈથી વચ્ચે ન અવાય, આપણું નામ ન લેવાય, ખરું કે?'

ગેવરિલાને રસ પડ્યો. ચેલકાશ માટેનો તેનો ભય જતો રહ્યો. તેને લાગ્યું કે પોતાનો સાથી એ પણ કિસાન જ છે—જમીન પર વહાલ ધરાવનાર, સદીઓના પરિશ્રમથી ધરતીને જેણે પોતાની કરી લીધી છે, ધરતીની સાથે જેના બચપણનાં ગીતો સ્મરણો ગૂંથાઈ ગયાં છે, ધરતીનો જેણે એકવાર ત્યાગ તો કર્યો, પણ હવે જે એના વિયોગથી વ્યથા અનુભવે છે.

'હા ભાઈ! તારી વાત સાચી છે. જો ને તું જ, જમીન છોડીને તું શહેરમાં આવ્યો તેમાં તારી કેવી દશા થઈ! ધરતી તો, દોસ્ત, આપણી જનેતા જેવી છે; એને શે ભુલાય?'

ચેલકાશ વિચારમાંથી જાગ્યો. આ છોકરા પર એને ચીડ ચડી. 'બેસ બેસ હવે, મૂંગો મર. લે આ હલેસાં ઉઠાવ.'

ચેલકાશનું અભિમાન ઘવાયું. જગ્યા બદલતી વખતે તેને આ ખેડૂતને લાત લગાવી દરિયામાં પાડવાની ઇચ્છા થઈ.

વાત તો પછી આગળ ન ચાલી પણ ગેવરિલાના મૌનથી જ ચેલકાશનું મન ધરતી તરફ ખેંચાઈ ચાલ્યું. સુકાન ફેરવવાનું પણ તેને યાદ ન રહ્યું. મોજાં હોડી સાથે ગેલ કરતાં રહ્યાં. ચેલકાશને તેના બચપણના દિવસો યાદ આવ્યા. ત્યારે પોતે નાનો બાળક હતો. તેની માતા, રાતી દાઢીવાળો તેનો કદાવર પિતા; શ્યામલ આંખોવાળી તેની સ્ત્રી એનફિસા; પછી તો ચેલકાશ લશ્કરમાં સૈનિક તરીકે ગયેલો. લડાઈમાંથી

એ પાછો આવ્યો ત્યારે આખા ગામે એનો સત્કાર કર્યો. એના વૃદ્ધ પિતાના ગર્વને તે દિવસે સીમા ન હતી. ભૂતકાળનાં એ સ્મરણો—જે પત્થરને પણ સજીવન કરી દે છે અને એકવાર પીધેલા ઝેરમાં પણ અમૃતનાં ટીપાં રેડે છે...

ચેલકાશને વતનની એ મીઠી હવા યાદ આવી. માતાની વહાલભરી વાણી; પિતાના માનપ્રેરતા બોલ; ધરતીમાતાનાં નવાં નવાં રૂપ અને સુગંધ; ખેડેલી ધરતીનો વિસ્તાર; ઊભરાતા અનાજના રેશમી ફાલ: ચેલકાશને અત્યારનું જીવન એકલવાયું, દયાજનક અને 'અર્થવિહોણું' લાગ્યું.

'અરે પણ, આપણે જવું છે ક્યાં?' ગેવરિલાએ પૂછ્યું.

ચેલકાશ ચમક્યો. એણે આસપાસ નજર કરી.

'અરે, આગળ નીકળી ગયા. પણ હરકત નહિ. ખેંચ જરા, આપણે હમણાં પહોંચી જઈશું.'

'વિચારમાં પડી ગયો'તો કે?' ગેવરિલાએ હસીને પૂછ્યું.

'મને થાક લાગ્યો છે.' ચેલકાશે કહ્યું.

'પકડાશું તો નહિ ને?'

'તું તારે નિરાંત રાખ. હમણાં પૈસા પણ પતી જશે.'

'પાંચસો રૂબલ?'

'એથી જરાય ઓછું નહિ.'

'મારી પાસે એટલા પૈસા હોય તો હું કંઈનું કંઈ કરું.' એટલું બોલી ગેવરિલા વિચારમાં પડ્યો. ચેલકાશ કંઈ બોલ્યો નહિ. વરસાદ શરૂ થયો. મોજાં પર પાણીનાં ટીપાં પડવા લાગ્યાં. હોડી એક વહાણ પાસે આવી ત્યારે ચેલકાશે હુકમ કર્યો: 'થોભાવ હવે.'

હોડી ઊભી રહી. વહાણ પરથી લટકતું દોરડું પકડીને ચેલકાશે કહ્યું: 'બધા ઊંઘી ગયા છે કે શું! નીસરણી નાખો, એય! અને આ વરસાદ! પહેલાં આવતાં એને શું થતું'તું?'

'કોણ, ચેલકાશ છે!' ઉપરથી કોઈએ ધીમેથી પૂછ્યું.

'આવો, નીસરણી ઉતારો.'

'કાલીમેરા! ચેલકાશ આવ્યો.'

'નીસરણી નાખો, બધા ય બહેરા મૂઆ છો!'

'જો તો, એ કેવો ચિડાયો છે!'

'ઊઠ, ગેવરિલા! જરા ટેકો આપ.' ચેલકાશે તેના સાથીને કહ્યું. બે ય જણ ઉપર ચઢ્યા. પેલા લોકો ચેલકાશના સાથી સામે જોઈ રહ્યા. ચેલકાશ સાથે તેમણે હાથ મેળવ્યા. પછી થોડી વાતચીત થઈ.

'સવારે પૈસા તૈયાર રાખજો; હવે હું સૂઈ જાઉં છું. ગેવરિલા! તને ભૂખ લાગી છે?'

'ના. મને ઊંઘ આવે છે.' ગેવરિલાએ કહ્યું. પાંચ મિનિટ પછી વહાણના એક ગંદા ખૂણામાં એ ધસ-ધસાટ ઊંઘવા લાગ્યો. ચેલકાશ તેની બાજુમાં બેઠો. તેણે બેડા કાઢ્યા. ઘડીક તે વિચારમાં પડ્યો.

પછી કોઈ ગીતની લીટી એ ગણગણવા લાગ્યો. થોડી વાર પછી હાથનું ઓશીકું કરી તેણે શરીર લંબાવ્યું. તેને નિદ્રા આવી ગઈ.

વહાણ મોજાં ઉપર ધીમે ધીમે હલતું હતું. ધીમો વરસાદ વરસતો હતો. મોજાંઓ વહાણની સાથે અફળાતાં હતાં. એ સર્વને લીધે કોઈ નિરાશ માતાનાં હાલરડાં જેવો એકધારો અને ગમગીન અવાજ થતો હતો.

: ૩ :

ચેલકાશ પહેલો જાગ્યો. એ બે કલાક ક્યાંક જઈ આવ્યો ત્યારે પણ ગેવરિલા ઊંઘતો હતો.

'ઊઠ એય,' કહીને ગેવરિલાને તેણે હળવેથી ઠેબું માર્યું. ગેવરિલા જાગ્યો, આંખો ચોળી. થોડી વાર તે ચેલકાશને ઓળખી શક્યો નહિ. પછી તે હસવા લાગ્યો. 'અરે, તારો તો દેખાવ જ ફરી ગયો કોઈ ન કહે કે તું ચોર હશે.'

'ફરી જ જાય તો! કાલે તો બહુ ગભરાતો'તો!'

'એ પહેલી જ વારનું હતું એટલે.'

'હવે ફરીથી તું આવે કે?'

'ફરીથી!...કેમ કહેવાય? પૈસા મળે તો...'

'ધાર કે બસો રૂબલ મળે તો?'

'તો તો કેમ ના કહેવાય?' ગેવરિલા હસ્યો.

'ચાલ લે, હવે ગામ ભણી ઊપડીએ.'

વહાણમાંથી ઊતરી બંને હોડીમાં બેઠા. ગેવરિલાએ હલેસાં લીધાં. આકાશ પર વાદળાંનો પટ જામી ગયો હતો. દરિયા પર આછું ધુમ્મસ પથરાયું હતું. વહાણો જોજનો બધાં દૂર દૂર લાગતાં હતાં.

'બોલ, કેટલા પૈસા મળ્યા તને?' ગેવરિલાએ પૂછ્યું.

'જો,' કહીને ચેલકાશે પાકીટ કાઢ્યું. ગેવરિલા રંગીન નોટોની થોકડી જોઈ રહ્યો.

'કેટલા છે?'

'પાંચસો ને ચાળીશ.'

'અરે? એટલા બધા!' ગેવરિલા આતુર દૃષ્ટિથી જોઈ રહ્યો.

'આજે લહેર કરીશું, દોસ્ત! ઘણા પૈસા આવ્યા છે. તને હું ચાળીશ રૂબલ આપીશ. બોલ, જોતા હોય તો હમણાં આપું.'

'લાવ ત્યારે, તને વાંધો ન હોય તો.' ગેવરિલાએ કંપતા અવાજે કહ્યું. એના મનમાં કાંઈ જુદી જ લાગણી જાગી રહી હતી.

'લે. આટલા બધા પૈસાને હું કરું શું? જરા ભાર હળવો થાય. લે.'

ચેલકાશે ચાર નોટો ગેવરિલાને આપી. ગેવરિલા ભૂખ્યા માણસની જેમ એ પૈસા સામે જોઈ રહ્યો. પછી તેણે તે પોતાના ખીસામાં ભરી દીધા. એના હાથ ધ્રૂજતા હતા. આંખો ચકળવકળ થતી હતી. જાણે કશાની બીક ન હોય!

'એવા તું તો લોભિયો લાગ છે. એ ઠીક ન ગણાય. પણ ખેડૂત ખરો ને!' ચેલકાશે કહ્યું.

'પણ પૈસા હોય તો શું શું કરી શકાય!' ગેવરિલા એકદમ બોલી ઊઠ્યો. એ પોતાના ગામની, પૈસા હોય તો ત્યાં કેવું જીવન ગાળી શકાય તેની વાત કરવા લાગ્યો. પ્રતિષ્ઠા! માન! આનંદ!

ચેલકાશ સાંભળી રહ્યો. એ કંઈક વિચારમાં પડી ગયો હતો. હોડી કિનારે પહોંચી. 'ચાલ, કામ પૂરું થયું, દોસ્ત! હોડી જરા કાંઠે ખેંચી લે. એ લોકો આવીને લઈ જશે. હવે શહેર અહીંથી બહુ દૂર નથી. તું શું કરવાનો? શહેરમાં આવે છે કે?' ચેલકાશ ગેવરિલા સામે હસતો હસતો જોઈ રહ્યો.

'ના, મારે નથી આવવું.' ગેવરિલાએ કહ્યું. એનો અવાજ ધ્રૂજતો હતો. ચેલકાશ તેની સામે જોઈ રહ્યો.

'તને થયું છે શું?' તેણે પૂછ્યું.

ગેવરિલાનો ચહેરો બદલાઈ ગયો હતો. એના મનમાં કંઈક ગડમથલ ચાલતી હતી. ચેલકાશને આ યુવાનનો દેખાવ જોઈ નવાઈ લાગી. ગેવરિલા હસવા લાગ્યો અને શરમાઈને નીચું જોઈ ગયો.

'કેમ રે, તને થયું છે શું? મારી સાથે પ્રેમમાં પડ્યો તો નથી ને? છૂટા પડવામાં આટલો બધો મૂંઝાય છે શું? શું છે, વાત તો કર.'

'તું જતો ન રહીશ.' ગેવરિલાએ જોરથી કહ્યું.

તેના અવાજથી રેતીભર્યો કિનારાનો વિસ્તાર જાણે કે ચમકી ઊઠ્યો. પવનમાં રેતીની લહરો કંપી રહી. ચેલકાશ પણ ચમક્યો. ગેવરિલા એકદમ તેને પગે પડ્યો; તેના બંને પગ પકડી લીધા અને શરમાતો શરમાતો આજીજી-ભર્યા અવાજે તે કહેવા લાગ્યો:

'દોસ્ત! મને આપી દે—એ પૈસા મને આપ, ખુદાને ખાતર. એટલા પૈસાની તને કંઈ કિંમત નથી. તું તો એક રાતમાં તે ઉડાડી મૂકીશ. મને આપ. હું તારે માટે રોજ પ્રાર્થના કરીશ. તું તો ઉડાડી મૂકીશ એ પૈસા, હું તેને ધરતીમાં વાપરીશ. તને એમાં શી ખોટ જવાની છે? એક રાતમાં તું તો ફરી એટલો હાથ મારીશ. દયા કર, દોસ્ત! મને એ પૈસા આપી દે.'

ચેલકાશ અકળાતો અકળાતો ગુસ્સે થઈને જોઈ રહ્યો. આને તે કહેવું શું? ગેવરિલાએ તેના બંને પગ પકડી રાખ્યા. ખીસામાંથી નોટોની થોકડી કાઢીને ચેલકાશે કહ્યું: 'લે, ભિખારી કુત્તા! જા લઈ જા.' આ કંજૂસ ખેડૂત માટે એની આંખમાંથી તિરસ્કાર વરસી રહ્યો. પૈસા ફેંકતી વખતે તેના મનમાં થયું કે પોતે કોઈ મહાન પુરુષ છે.

'મને એમ હતું કે તને બીજી રીતે મદદ કરું. કાલે તારી વાત સાંભળીને મને તારા પર દયા આવી'તી. તને બધે ચડાવત. પણ સાલા હરામી! પૈસા માટે આમ ભીખ માગવા બેઠો! મૂરખ! ખેડૂતો આવા જ હોય છે. કોઈ પાંચ કોપેક આપે તો એના ગુલામ થઈ બેસે.'

'દોસ્ત! ખુદા તારા પર દયા કરે. બસ, આજ મારી પાસે પૈસા આવ્યા.' ગેવરિલા હસતો હસતો ઊભો થયો. તેના આનંદનો પાર ન હતો. પૈસા તેણે ખીસામાં મૂક્યા. 'હું તને કોઈ દી ભૂલીશ નહિ.. રોજ તારે માટે પ્રાર્થના કરીશ હું, મારી સ્ત્રી અને અમારાં બાળકો-બધાંય તારે માટે પ્રાર્થના કરશું.'

ચેલકાશ એની સામે જોતો હતો. એના મનમાં થતું હતું કે ગમે તે સ્થિતિ હોય તોપણ પોતે આમ ભીખ ન માગે. ભલે પોતે ચોર રહ્યો. પણ આમ પગે પડીને કાલાવાલા કરે એ બીજા. પોતે નહિ. એકાંત

સમુદ્રકિનારે ગેવરિલાની સાથે સાથે ચાલતાં તેને પોતાની સ્વતંત્રતાના વિચાર આવતા હતા.

તેનો હાથ પકડીને ગેવરિલાએ કહ્યું: 'દોસ્ત! તેં મારું દુઃખ ટાળ્યું છે.' ચેલકાશ બોલ્યો નહિ, તે માત્ર હસ્યો. ગેવરિલા તો બોલ્યે જ જતો હતો:

'હું શું વિચાર કરતો હતો તેની તને ખબર છે? હલેસાં હાંકતાં હાંકતાં તારા હાથમાં મેં પૈસા જોયા ને મને થયું;—આને એક હલેસાનો સપાટો લગાવું માથા પર, તો પૈસા મારા હાથમાં આવી જાય! કોણ તપાસ કરે એમ હતું? તારી કોને ખોટ પડવાની હતી? તું કાંઈ એવો માણસ નથી કે તારી પાછળ પોલીસ દોડધામ કરે—ખરું કે નહિ?'

ગેવરિલાની ગરદન પકડીને ચેલકાશ ગાજ્યો: 'પૈસા પાછા કાઢી નાખ.' ગેવરિલા તરફડવા લાગ્યો. તેની ડોકની આસપાસ ચેલકાશના હાથે સાપની જેમ ભરડો લીધો. એ રેતી પર પડ્યો. ચેલકાશનું ખમીસ ચિરાતું હોય તેમ લાગ્યું. ચેલકાશ તેને પડતો મૂકી ઊભો થયો. એના મુખ પર ખંધું દુષ્ટતાભર્યું હાસ્ય હતું. આખી જિંદગીમાં તેને આવી રીતે કોઈએ આઘાત કર્યો ન હતો. તેને ખૂબ રીસ ચઢી હતી.

'તને નિરાંત થઈ હવે?' કહીને તિરસ્કારથી એ હસ્યો અને પીઠ ફેરવી શહેર તરફ ચાલી નીકળ્યો. એણે માંડ બે ડગલાં ભર્યાં હશે ત્યાં ગેવરિલા ઊભો થયો. નીચા નમીને એક મોટો પથ્થર ઉપાડી તેણે પૂરા જોરથી ચેલકાશ તરફ ફેંક્યો: 'લે, લેતો જા.'

ચેલકાશે ચીસ નાખી. એના બંને હાથ તેણે ગરદન પર મૂક્યા. તે લથડ્યો. અને ગેવરિલા સામે ફરીને ભોંભર રેતી પર પડ્યો. તેના પગ ઘસાવા લાગ્યા. થોડી વાર ગેવરિલા એ જોઈ રહ્યો અને પછી ભાગ્યો. મોટું વાદળું રેતીના વિસ્તાર પર નીચું ઢળી રહ્યું હતું. દરિયો ગાજતો હતો. પવનમાં રેતીની ડમરીઓ ચડતી હતી. મોજાં ઊછળતાં હતાં અને હવામાં તેની ઝણ ઊડતી હતી.

વરસાદ વરસવા લાગ્યો. પાણીનાં ઝાપટાં આડે સમુદ્ર અને કિનારો બંને ઢંકાઈ ગયાં. ગેવરિલા વરસાદના પડદામાં અદૃશ્ય થઈ ગયો. થોડી વાર માત્ર વરસાદ અને રેતી પર પડેલા ચેલકાશ સિવાય કાંઈ દેખાતું ન હતું. પણ થોડી વારે ગેવરિલા વરસાદમાં દોડતો પાછો આવ્યો. ચેલકાશ પાસે તે બેસી ગયો અને તેને ચત્તો કરવા મહેનત કરવા માંડ્યો. તેના હાથ કોઈક ચીકણા પદાર્થથી ભીંજાયા. લોહી! ગેવરિલા ધ્રૂજી ઊઠ્યો. ભયથી તેનો ચહેરો પીળો પડી ગયો.

'ચેલકાશ! ભાઈ! ઊઠ.' તેણે ધીમેથી ચેલકાશના કાનમાં કહ્યું.

મોઢા પર પાણી પડતાં ચેલકાશ ભાનમાં આવ્યો. ગેવરિલાને જોઈ તેણે મોઢું ફેરવી લીધું: 'ચાલ્યો જા, તું જતો રહે આંહીથી.'

'દોસ્ત! મને માફ કર. સેતાને આજ મારી મતિ બગાડી નાખી.' ગેવરિલા ચેલકાશનો હાથ ચૂમવા લાગ્યો.

'જા હવે, જતો રહે.'

'મને માફ કર, ભાઈ! મારે માથે પાપનો ભારે ચઢ્યો છે.'

'જા કહું છું. શું છે તારે હવે!' કહેતો ચેલકાશ ઊભો થવા ગયો. પણ એ લથડ્યો. ગેવરિલાએ તેને ઝાલી રાખ્યો. 'તારું કાળું કર અહીંથી. તારું કામ પૂરું થયું. હવે શું છે તે બોલ છે!'

ગેવરિલાનો વિવર્ણ ચહેરો પોતાની સામે જોઈ તે વધારે ચિડાયો. 'થૂ' કરીને એ થૂક્યો.

નમ્રતાપૂર્વક થૂક લૂછીને ગેવરિલાએ કહ્યું: 'તારે કરવું હોય તેમ કર. હું કાંઈ જ બોલવાનો નથી. ખુદાને ખાતર, મને માફી આપ.'

'સાલા મૂરખ! તને બદમાશ થતાં પણ આવડવાનું નથી.' દાંત કચકચાવીને તિરસ્કારથી ચેલકાશ બોલ્યો. ખમીસ ફાડીને તેણે માથે પાટો બાંધ્યો. પોતાના ખીસામાં હાથ નાખી તે બોલ્યો: 'પૈસા તેં લીધા?'

'ના, ભાઈ! હું અડક્યો પ નથી. હવે મારે એનું કામ નથી.'

ચેલકાશે નોટોની થોકડી કાઢી અને ગેવરિલાના હાથમાં મૂકી. 'લે લઈ જા.'

'મારે નથી જોતા પૈસા; તું મને માફ કર.'

'લે, કહું છું.' ચેલકાશે રાડ પાડી.

'ભલે, પણ મને માફી આપ,' ગેવરિલાએ કહ્યું.

રેતી વરસાદથી ભીંજાઈ ગઈ હતી. ગેવરિલા ચેલકાશને પગે પડ્યો. ગેવરિલાનું માથું ઊંચું કરી ચેલકાશે પૈસા એના ખીસામાં ભરાવી દીધા. એટલી મહેનત પડતાં તો તે હાંફવા લાગ્યો.

'લઈ જા તું તારે. તેં કાંઈ ઓછી મહેનત નથી કરી. મારું ખૂન કરવા જેટલી હદે તું ગયો એમાં

ગભરા નહિ. કોઈ તને કાંઈ કહે એમ નથી. માણસો જાણે તો તારો ઉપકાર માને—મારા જેવા ઉડાવગીરને ઊંઘી દેવા માટે.'

ગેવરિલાએ જોયું કે ચેલકાશ હસતો હતો. તેના મન પરથી ભાર ઓછો થયો. નોટો તેણે લઈ લીધી.

'ભાઈ, મને માફ કરીશ ને !' રડતે રાગે તે બોલ્યો.

'માફ જ છે, મારા ભાઈ! એમાં શું ક્યારનો રાગડા તાણે છે? એવો કયો મોટો ગુનો તેં કરી નાખ્યો છે?' કહીને ચેલકાશ હસ્યો. ગેવરિલા તેની સામે જોઈ રહ્યો. ચેલકાશના માથા પરનો પાટો વધારે ને વધારે લાલ થતો જતો હતો.

વરસાદ ધોધમાર તૂટી પડ્યો. સમુદ્ર ઘેરો અવાજ કરવા લાગ્યો. મોજાંઓ કિનારા પર પછાડ ખાતાં હતાં અને રોષભર્યાં નાદે ગાજી રહ્યાં હતાં.

'ચાલ, આવજે ત્યારે.' ચેલકાશે કહ્યું. તેને તમ્મર આવ્યાં. તેના પગ ધ્રૂજતા હતા. માથું તેણે બે હાથે પકડી રાખ્યું હતું. લથડતે પગે તે ચાલી નીકળ્યો. જમણો હાથ તેણે માથાના ઘા પર રાખ્યો હતો, ડાબે હાથે તે મૂછોને વળ દેતો હતો.

વરસાદમાં તે દેખાયો ત્યાં સુધી ગેવરિલા તેની પાછળ જોઈ રહ્યો. પાણી પૂર જોસમાં પડવા લાગ્યું. સફેદ પડદામાં બધી દિશાઓ ઢંકાઈ ગઈ.

પછી ગેવરિલાએ પોતાની પલળી ગયેલી ટોપી લીધી; છાતી પર હાથ મૂકી પ્રાર્થના કરી અને ઊંડો શ્વાસ લઈને નોટો ખીસામાં ખોસી દીધી. પછી ચેલકાશ ગયો હતો તેનાથી અવળી દિશાએ મોટાં ડગલાં ભરતો ચાલી નીકળ્યો.

સમુદ્ર ગાજી ગાજીને કિનારા પર મોટાં મોજાં પછાડી ઝીણું ઉડાડવા લાગ્યો. પવન ગર્જના કરતો હતો. વરસાદ ધરતીના દેહ પર પાણીની ચાબુકો ફટકારતો હતો. સમસ્ત પૃથ્વી જાણે કે વેદનાથી ચીસો પાડતી હતી. વરસાદ આડે આકાશ કે સમુદ્ર દેખાતા ન હતા.

વરસાદે થોડી વારમાં ચેલકાશ પડ્યો હતો તે જગ્યા ધોઈને સાફ કરી નાખી. કિનારા પર ચેલકાશ તથા એ ખેડૂત યુવાનનાં જે પગલાં પડ્યાં હતાં તે પણ ભૂંસાઈ ગયાં. આ બે મનુષ્યો વચ્ચે જે નાનું નાટક ભજવાઈ ગયું તેની સમુદ્ર-કિનારા પર જરા જેટલી નિશાની પણ રહી નહિ.

# ઓશીકું

●

લેખક
રસનિધિ

હું થાણદાર હતો. જે દુર્ભાગીએ લહેણું ભર્યું ન હોય તેને ત્યાં જપ્તી લઈ જવાની મારી અણગમતી ફરજ હતી. આવા પ્રસંગો ઓછા બને તે માટે હું પ્રયત્નશીલ રહેતો અને આવે ત્યારે ટાળવા પ્રયાસ કરતો.

રામજી એક ખેડૂત હતો. તેની બૈરી ગઈ સાલ ગુજરી ગઈ હતી. તે લગભગ આખું વરસ માંદી રહી હતી. તેનાથી ખેડનું કામ બરાબર થઈ શક્યું નહોતું અને પરિણામે તેની પાસે મહેસૂલનું લહેણું બાકી રહી ગયું હતું. ઉપરથી ભીંસ થતી હતી અને આવા એક કિસ્સામાં જૂજ રકમ બાકી ન રાખવી જોઈએ એવો હુકમ થયો હતો. મને રામજીની સ્થિતિની પહેલેથી જ ખબર પડી હોત તો કદાચ હું જપ્તી કરવા ન જાત પણ પટેલે કહેલું કે હું જપ્તી કરવા જઈશ કે તુરત જ રકમ પતી જશે અને જપ્તી કરવાની જરૂર પણ કદાચ નહિ પડે.

હું, પંચ, પટેલ અને ગામના બીજા માણસો જેઓ અમલદારને મદદ કરવામાં ગૌરવ લે છે તેવા-ના ધાડિયા સાથે રામજીને ઘરે ગયો. ઉતારામાં તેને ઘણું સમજાવ્યો હતો પણ તેણે તો એક જ જવાબ આપ્યો: 'મારી પાસે કંઈ નથી. કોઈ ધીરતું નથી. જપ્તી કરવી હોય તો કરો.' એટલે બીજો ઉપાય નહોતો.

ફળિયામાં મારે માટે ખાટલો ઢળ્યો. ઉપર ગોદડું પાથર્યું અને તકિયાનો હેતુ સારવા ઓશીકું મૂક્યું. હું ખાટલા ઉપર બેઠો અને ઓશીકા ઉપર મારી નજર પડી. હું સ્તબ્ધ બની ગયો. ઓશીકાનું ભરત બેનમૂન હતું. હીરના ભરતમાં ખાપો જડેલી હતી. આવી કારીગીરી ગામડાના કંગાળ માણસના ઘરમાં કઈ રીતે કલ્પી શકાય? હું ઓશીકું ખોળામાં મૂકી તેને જોતો બેઠો અને નિરાશાના અવતાર સમો રામજી ઘડીકમાં મારી સામે તો ઘડીકમાં પટેલ અને પંચના માણસ ઘરમાંથી વાસણ કાઢી ઓસરીમાં મૂકતા હતા તે તરફ જોતો હતો. અને તેનો પાંચેક વરસનો છોકરો રોતો હતો તેને છાનો રાખવા નિષ્ફળ પ્રયાસ કરતો હતો.

ઓરડામાં પટેલે કહ્યું: 'સાબ, હવે બીજું કંઈ નોંધી-કાગળ કરો.'

મેં ઓશીકું બાજુ પર મૂક્યું અને દફતરમાંથી કાગળ કાઢી જપ્તીનું પંચાતનામું લખવું શરૂ કર્યું. થોડું લખી મેં પટેલને કહ્યું: 'પટેલ રામજીને સમજાવો. જો એ ભરી દે તો આ પંચાત કરવી મટી જાય.'

પટેલે કહ્યું: 'રામજી, તું કાંઈક સમજ. તારી પાસે હોય તો તેમ અને નહીં તો કોઈના લે. પણ આ ઠીક નહિ.'

રામજીએ નિશ્વાસ નાખી કહ્યું: 'હું શું કરું? તમે તો જાણો છો. મારી પાસે ખાવાનોય દાણો નથી. બે-ત્રણ ઠેકાણે તમે બોલાવ્યો'તો ત્યારે જ જતો આવ્યો હતો પણ કોઈએ હા ન પાડી. તમે આપો. હું તમને ખળાટાણે બેવડા આપીશ.'

સારી એવી વાતચીતને અંતે બે દિવસની મુદત આપવાનું નક્કી થયું. એ બે દિવસમાં લહેણું ન ભરાય તો ફરી જપ્તી કરવાની વિધિ ન કરવી પડે એટલે કાગળો તો પૂરા કર્યા અને જમાન લઈ એનો માલ એને સોંપી અમે ઉતારે આવ્યા.

મારું ચિત્ત હજી તે ઓશીકામાં હતું. હું ને પટેલ એકલા પડ્યા ત્યારે મેં પટેલને વાત કરી: 'પટેલ, રામજીને ત્યાં ખાટલા પર મૂક્યું હતું તે ઓશીકાનું ભરત બહુ સરસ છે.'

પટેલે જવાબ આપ્યો: 'હાજી. એની વહુ બહુ સારું ભરતકામ જાણતી હતી. એનું ભરેલું હશે. બાઈ બહુ સારી-જેનું નામ હતી. ઈ ગઈ અને રામજીનો દી આથમી ગયો. એની કમબખ્તી બેઠી છે.'

મેં કહ્યું: 'રામજી ઓશીકું ન આપે? આપણે મફત નથી જોતું.'

પટેલે ઉત્તર આપ્યો: 'ન શું આપે? આપને જોતું હોય તો લઈ આવું.'

'રામજીને સાથે તેડતા આવજો.' પટેલ જવા ઊઠ્યા એટલે મેં કહ્યું.

થોડી વારે પટેલ રામજીને લઈ પાછા આવ્યા. રામજીના હાથમાં ઓશીકું હતું. મેં રામજીને પૂછ્યું: 'રામજી, મને તારું ઓશીકું ગમી ગયું છે. તે આપવામાં તને વાંધો નથી ને?'

'ના બાપુ, રાખો. એમાં મને શું વાંધો હોય!'

'તને શું આપું!'

'કાંઈ નહિ. એમાં શું આપવું'તું! માલ વસ્તાર વગરની વાત છે. આપને ગમતું હોય તો ખુશીથી લઈ જાવ.'

'એમ તો હું નહિ લઉં. બોલ, પાંચ રૂપિયા આપું તો ખુશી છે ને?'

ઘણી આનાકાની પછી તેણે પાંચ રૂપિયા રાખ્યા. રામજી ગયો. ઓશીકું દફતર સાથે બંધાઈ ગયું. ગામના એક વેપારીને બોલાવીને રામજીને તૂટતી રકમ ધીરવાની મેં ભલામણ કરી અને હું ગામથી ઘેર આવ્યો.

: ૨ :

મેં દફતર છોડી ઓશીકું કાઢયું અને મારી બેઠકમાં લાકડાના હિંડોળા પર ગાદી પાથરી તે પર હું બેસતો ત્યાં તકિયા તરીકે મૂકયું. મારો નાનો દીકરો ભરત મારી પાસે ઊભો હતો. તેણે તે જોયું. તે તો ઓશીકાને હાથ ફેરવવા લાગ્યો અને મને પૂછયું: 'ભાઈ, આ ઓશીકું કયાંથી લાવ્યા?'

મેં ટૂંકો ઉત્તર આપ્યો: 'ગામથી.'

તેણે તેની બેનને સાદ કર્યો: 'સાવિત્રીબેન, અહીં આવ તો.'

સાવિત્રી આવી. તેને જોઈ ભરતે કહ્યું: 'જો તો ભાઈ કેવું સરસ ઓશીકું લાવ્યા છે!' ભાઈ કાંઈક ખાવાનું લાવ્યા હશે તેમ માની મંજુ પણ પાછળ આવી. અને ઘરનાં બધાં આવીને વારાફરતી ઓશીકું જોઈ ગયાં. કોઈએ ભાત વખાણી, કોઈએ ભરત ...ું: એમ સૌ ખુશી થઈ ગયાં.

મારા મિત્રો બેસવા આવેલા તેમણે પણ આ નવી વસ્તુ જોઈ. શહેરના માણસો ગામડાનું સાદું ભરત જોઈને પણ ખુશી થઈ જાય છે તો આ તો અનોખી-ડીઝાઈનવાળું સુંદર ભરત હતું. તેમણે વખાણ કર્યાં અને તેમને માટે પણ આવું ભરત ભરાવી આપવા કહ્યું.

રાત પડી. નવી વસ્તુનો મોહ થોડા દિવસ તો બહુ રહે છે. તેમાં આ તો સુંદરતા અને કલાના નમૂના સમી ચીજ! તે દિવસે તે ઓશીકું મેં પથારી પર મૂકયું અને તેની ઉપર માથું મૂકી હું સૂતો.

મારી આંખ જરા મળવા આવી ત્યાં કોઈ ઓશીકું ખેંચતું હોય એવો ભાસ થયો. મારી આંખ ઊઘડી ગઈ. મને લાગ્યું કે કંચન હશે. મેં ચારે કોર જોયું. ત્યાં કોઈ નહોતું. ભરત હિંડોળા પર ભરઊંઘમાં સૂતો હતો. ખાલી ભ્રમ ગણી હું સૂતો. ફરી ઊંઘ આવ... લાગી. અચાનક મારી ડોક અથડાણી. ઓશી... પથારી નીચે પડયું હતું. ફરી ઓરડામાં જોયું ... કોઈ નહોતું. ઘડિયાળમાં જોયું તો એક વાગવા... થોડી વાર હતી. ઊંઘમાં આમ થયું હશે એમ માન... ફરી ઓશીકું સરખું મૂકી હું સૂઈ ગયો.

મને લાગ્યું કે ઓશીકાની બધી ખાપો આ... બની ગઈ છે. તે બધી આંખો મારા તરફ જોઈ રહ... છે. તેમાંથી આંસુ ટપકે છે અને એક ઊંકારાન... રડવાનો કરુણ અવાજ આવે છે. હું ઓશીકા ઉપરથી માથું લઈ લેવા મથું છું પણ માથું ઊંચું થતું નથી અને એ આંખોમાંથી નીકળતાં આંસુ વડે મારું માથું ગાલ અને ડોક ભીંજાય છે. મને ભય લાગ્યો કે એ પ્રવાહમાં હું તણાઈ જઈશ કે શું! હૃદય વલોવી નાખે એવું કરુણ રુદનનો એકધારું, સંભળાયા જ કરતું હતું.

અચાનક મારું આખું શરીર કોઈ હલાવતું હો... એમ લાગ્યું. જાગી ગયો. આંખ ઉઘાડી જોઉં, તે કંચન મને ઢંઢોળી રહી હતી અને કહેતી હતી: 'આ ભરત કયારનો રોવે છે. તમે સાંભળતા નથી! અને આટલો બધો પરસેવો કેમ વળ્યો છે? રાનમાં તાવ આવ્યો'તો?'

: ૩ :

ફરી એ ઓશીકું દફતરમાં બાંધી દીધું અને રામજીને ગામ ગયો. વરધી હતી નહિ એટલે ઊતારાને તાળું હતું. ઓશીકું એક થેલીમાં સંતાડી થેલી લઈ હું રામજીને ત્યાં ગયો અને પટાવાળાને દફતર સોંપી પટેલને બોલાવી બેઠક કરવાનું કહેતો ગયો. આગલે દિવસે જપ્તી કરવા ગયો હતો એટલે રામજીનું ઘર મેં જોયું હતું. બનતાં સુધી રસ્તામાં કોઈ મળે નહિ એની સાવચેતી લેતો ઉતાવળે પગલે હું રામજીને ત્યાં પહોંચ્યો. છોકરો રોતો હતો, રામજી તેને કાંઈક સમજાવતો હતો. મને જોતાં જ તે એકદમ ઊભો થઈ ગયો. બેસવા માટે ફાળિયું પાથર્યું. હું બેઠો અને થેલીમાંથી ઓશીકું કાઢી મેં તેને આપ્યું અને કહ્યું: 'રામજી, મારે આ ઓશીકું નથી જોતું. તારો છોકરો તેમાં જ રડે છે ને!'

રામજીના હૃદયમાં ભય અને આશ્ચર્ય થયું. ભય એટલા માટે કે ઓશીકું હું રાખી ન શકયો તેથી તેને

ધારે નુકસાન કર્યું. અને એક દિવસમાં હું ઓશીકું પાછું આપવા આવ્યો એવું શું બન્યું હશે તેનું કારણ કળી નહિ શકવાથી તેને આશ્ચર્ય થયું હતું.

તેણે તે ભાવ દબાવી કહ્યું: 'શેઠ પૈસા મારે ખાને ગીર્યા હતા તે પરેશને આપી દીધા છે તે આજે ભરવા આવવાના હતા. છોકરો તો સાબ, અમથો વેન કરે છે. મા વગરનો એટલે વધારે લાડકો થઈ ગયો છે.'

મેં કહ્યું: 'હું પૈસાની ઉઘરાણી કરવા નથી આવ્યો. એ તો પરેશ આપી જાત. પણ મને થયું કે ઓશીકું તને પાછું આપી દઉં.'

'કેમ, આપને ગમ્યું'તું ને?'

ગઈ રાતના અનુભવની વાત રામજીને કહેવી કે કેમ એનો વિચાર હું કરતો હતો. મને લાગ્યું કે તે કાંઈ સમજશે નહિ એટલે મેં તેને પૂછ્યું: 'છોકરાને આ ઓશીકું કેમ બહુ ગમે છે?'

'ખાપવાળું અને ચીતરવાળું એટલે.' રામજીએ જવાબ આપ્યો અને કહ્યું. 'બાકી તો સાબ, મારી ઘરવાળી વરસ-દીથી માંદી હતી. તેનાથી કાંઈ કામ-કાજ થઈ શકતું નહોતું. મેં હીર ને ખાપો તેનો ઘાઘરો ભરવા લાવી આપ્યાં હતાં. પણ તેને લાગી નીકળ્યું હશે કે તે ઘાઘરો પહેરી શકવાની નથી એટલે છોકરાને સમજાવવા તેણે ઓશીકું ભર્યું. ત્રણ-ચાર મહીને પૂરું કર્યું હતું. ભરાતું જાય અને છોકરો રોવે ત્યારે તેને સમજાવે કે જો ટપુ, હું તારા માટે આ ઓશીકું ભરું છું. તે રોઈશ તો પૂરું નહિ કરું. એ સાંભળી છોકરો છાનો રહેતો. મરવાને આગલે દી તેણે ઓશીકું રૂ ભરી સીવીને તૈયાર કર્યું. રાતે તેના હાથે જ છોકરાને શિરાણે મૂક્યું. આખી રાત છોકરાના માથે હાથ ફેરવતી તે જાગી હતી. બીજે દી એ મરી ગઈ.' આ કહેતાં રામજીની આંખમાં આંસુ આવ્યાં. મારી આંખો પણ સજળ બની.

આંસુ લૂછી રામજીએ આગળ કહ્યું: 'એની માએ આવાં બીજાં ચીતરાં પણ ભર્યાં છે. તેમાંથી એકનું ઓશીકું મેં કાલે ભરી રાખ્યું છે. તમે તમારે હાથે એ છોકરાને આપો એટલે રાજી થશે.' વળી થોડી વાર અટકી તેણે કહ્યું: 'પણ સાબ, તમે કાલ મારે ત્યાં આવ્યા ત્યારે ખટપટમાં હતા એટલે કાંઈ બોલી શક્યો નહોતો. હું ચા મૂકું. આપવડીએ મોરસ ને ચા લઈ આવું.' કહી તે ઊઠ્યો.

મેં કહ્યું: 'રામજી, આ રૂપિયો લે. છોકરા માટે એ રૂપિયાનું ય ખાવાનું લેતો આવ.'

તેણે ઘણી ના પાડી પણ મારો આગ્રહ તેને માનવો પડ્યો. તેણે છોકરાને કહ્યું: 'ટપુ, તું સાબ પાસે બેસ. હું તારા માટે ખાવાનું લઈ આવું છું.'

છોકરો મારી પાસે એકલો રહે એમ નહોતું. એટલે છોકરાને લઈને તે ગયો. એક ફાંટમાં શિંગ, ખજુર, દાળિયા એવું ગામડામાં મળતું ખાવાનું અને ચા-મોરસનાં પડીકાં તે લઈ આવ્યો.

ઓસરીમાં ખાવાની ચીજોનો ઢગલો જોઈ છોકરો ખુશી ખુશી થઈ ગયો. રામજીએ આપેલું બીજું ઓશીકું મેં છોકરાને આપ્યું અને મેં પૂછ્યું: 'કેમ ટપુ, તને આ ઓશીકું ગમશે ને? અને આ ઓશીકું હું લઈ જઉં ને?'

છોકરાએ હસીને હા પાડી. રામજી ચા મૂકતો હતો તેને મેં કહ્યું: 'રામજી, હું ચા પીતો નથી. થોડું દૂધ લાવ. ઉતારે બધા વાટ જોતા હશે. મેં કોઈને કહ્યું નથી. તું કોઈને કહેતો નહિ.'

દૂધ પી છોકરાના હાથમાં બીજો એક રૂપિયો મૂક્યો ને ઓશીકું ફરી પાછું થેલીમાં નાખી હું ઘર બહાર નીકળી ગયો.

ઓશીકું મને ખૂબ ગમ્યું હતું એટલે પાછું આપવા લઈ ગયેલો છતાં તે, છોકરાને ખુશી કરી એ, મફત લીધું નથી, એના આત્મસંતોષ સાથે પાછું લાવ્યો અને તે ઓશીકું મારી ઓફિસ શોભાવે છે. છતાં ફરી તે ઓશીકું શિરાણે મૂકી સુવાની હિંમત મેં આજ સુધી કરી નથી.

●

# વીંટી

અનુવાદક
કુબેરભાઈ છો. પટેલ



આજ સવારથી જ વીણાનું મુખ ચિંતાથી વ્યગ્ર હતું. આજે એણે સુંદર નીલમની વીંટી ગુમાવી હતી. કબાટ જોયો, પેટી જોઈ, તાકાં જોયાં, બારીઓમાં જોઈ વળી, અરે એકેએક કપડું જુદું પાડી પાડીને જોયું, પુસ્તકો અને નોટો–કાગળો ફંફોળ્યાં પણ વીંટી નદારદ! વાસણો ફેરવી વાળ્યાં, ગાસિદી ખંખેરી, પાણીની માટલી સુદ્ધાં ન છોડી પણ વીંટી ક્યાંયથી ન મળી. નાહવાની ઓરડી, સુવાનો ઓરડો, રસોડું, બેઠક સઘળું સાફ કરી નાખ્યું, છેવટે પાયખાનામાં યે નજર ફેરવી લીધી. નાના મકાનનો ખૂણેખૂણો શોધી વળી, પણ વીંટીનો પત્તો ન જ લાગ્યો. ખોજ–તલાશમાં વ્યર્થનો કલાક વહી ગયો, પણ વીંટી નજરે ન જ ચડી.

એનો પતિ વિનોદ બજારમાંથી ઘરે આવ્યો ત્યારે જ એને ભાન આવ્યું કે ઑફિસનો સમય થવા આવ્યો છે. જલદી જલદી ભાત–રોટી પકાવી ગરમાગરમ પીરસી દીધાં. પતિને જમાડી પાન આપી વખતસર ઑફિસ તરફ વિદાય કર્યો; અને ફરીથી વીંટીની શોધખોળમાં પરોવાઈ.

એક તો એ કે એ વીંટી સોનાની હતી. એમાં સુંદર નીલમ જડેલું હતું. આજકાલ સોનાની કિંમત પ્રથમ કરતાં ત્રણ ગણી હતી. અને વીંટીની આ વિશેષતાઓ વખતે જતી કરાય તોપણ મહત્ત્વનું એક કારણ એને જતી કરી શકે એમ નહોતું. વિવાહ-સમયે લગ્નમંડપ વચ્ચે એને પતિએ આપેલી એ ભેટ હતી. એની પાછળ કોમળ, મધુર, પવિત્ર ભાવનાઓ છુપાયેલી હતી. વખતે તાંબા કે પિત્તળની હોત તો પણ એ વીણાની દૃષ્ટિએ અમૂલ્ય હતી.

પરડી નાકરભાઈને પૂછ્યું, તો એણે તો સામા કેટલા આરંભ્યા: 'વહુજી, તમે ગોળી તે કેવીક મૂકેલી કે આમ ખોવાય? અરે રામ, ભારે નુકસાન થયું.' ને શોધમાં શામિલ તો થઈ, પણ એની વાગ્ધારા આગળ વધતી ચાલી: 'ખોવાઈ' તો ક્યાં ખોવાઈ? ખોવાય કેમ! અહીં હશે? એને કંઈ પાંખો છે કે ઊડી જાય? શું કોઈ ભૂત ઉપાડી ગયું! કેટલું ભારે નુકસાન...' વગેરે.

જેવો જેટલું શાંત નહોતું. એ તો વીંટી શોધવામાં મશગૂલ હતી. હવે એ પ્રયત્નો પડતા મૂકી વિચાર પર આવી: 'ઘણુંખરું સવારે હું નાહવાની ઓરડીમાં ગઈ ત્યાં સુધી તો એ આંગળી પર હતી. પછી! વખતે એ પાણીમાં તણાઈ ગઈ હોય! સંભવ છે.' કંઈક આશા બંધાઈ. મેલી સાડી પહેરી લીધી. હાથમાં સાવરણી લઈ ગંદી ગટરને સાફ કરી નાખી. ગટરના બહારના ભાગમાં બારીક તપાસ કરી, પણ વ્યર્થ, વીંટી ક્યાંયથી ન મળી.

'ઝાડુવાળી વખતે હજમ કરી ગઈ હોય!' અરે રામ, એ તો બિચારી પરોઢમાં સફાઈ કરી ગઈ છે. અને વીંટી આઠ વાગતાં સુધી તો મારી આંગળી પર હતી. અને આ નોકરભાઈને માટે વિચાર સરખો કેમ આવે! એ ભલે મૂર્ખ હશે પણ પ્રમાણિક તો છે જ. એનો દેખાવ જ એ ચોર ન હોવાની ખાતરી આપે છે. એણે આજ સુધીમાં કદી યે કોઈ ચીજ તરફ છાનો હાથ લંબાવ્યો નથી. પણ ત્યારે વીંટી જાય ક્યાં? ' ખ્યાલ પર ચડેલું દિલ હતાશ થઈ ગયું. કપાળ પર પસીનાનાં બિંદુઓ તરી આવ્યાં. આંખોને ભીંજવતાં આંસુઓએ એમાં સાથ પૂર્યો. રડવા જેવે ચહેરે એ બિસ્તર પર પડી. ખાધાપીધા વિના જ રડની સૂરતે ચિંતામગ્ન સ્થિતિમાં એ પડી રહી.

આખર વીણાની ઉંમર કેટલી? એ પત્ની બની, પણ છેવટ તો બાલિકા જ ને! સત્તર વરસ પૂરાં થવામાં પણ હજુ થોડા મહિના બાકી છે. એને પરણ્યે હજુ હમણાં જ સાત મહિના પૂરા થાય છે. ગૃહસ્થાશ્રમ શું એનું જ્ઞાન તો હજુ એને ધીરે ધીરે થાય છે. એણે હજુ દુનિયા ક્યાં જોઈ છે? અને તેથી નાની નાની આપત્તિઓમાં પણ એ ગભરાઈ જાય છે. હા, એ શાણી છે. એટલે તરત જ પોતાની જાતને સંભાળી લે છે. પણ આજની સ્થિતિ જુદી જ અડધી અકળાતી છે. વિનોદનો પગાર શું? મહિને ૫૦) રૂપીઆ. વીમા-કંપની એથી એને વધારે આપવા તૈયાર નથી. મેનેજર કહે છે કે આ વિભાગમાં જો કામ વધે તો ૫) રૂપીઆ વધારી શકાય. આ મોંઘવારી એમાં ૫૦) થી પૂરું શે થાય! જો દવેનું ગુજરાન સહજ [illegible] આવે છે અને ઉનાં બેમાંથી એક દુઃખી

નથી. જાણે વિનોદને દોલ્લો મળતા હોય એવી સફાઈ અને સલૂકાઈથી—ઓછી આવકમાં પણ વીણા સુંદર રીતે ઘરવ્યવહાર ચલાવે છે. ખરેખર એ સાક્ષાત અન્નપૂર્ણા છે. જાણે એની હાજરી જ ઘરમાં કોઈ ચીજની ઊણપ જણાવા દેતી નહોતી.

વિનોદ એના પર અત્યંત પ્રસન્ન હતો. વીણાના સરળ અને સ્નેહપૂર્ણ સ્વભાવે એને પૂરેપૂરો મોહમુગ્ધ કરી દીધો હતો. અને વીણા? એણે તો પોતાનું સર્વસ્વ વિનોદના જીવનમાં જ સમાવી દીધું હતું. બન્ને એકબીજામાં મસ્ત હતાં. એમની નાની સરખી દુનિયા માનવજીવનની કલાનો સાચો ખ્યાલ આપતી હતી.

'પણ આજ આ ઓચિંતી આફત ક્યાંથી આવી પડી? વિનોદ જાણી જશે કે મેં વીંટી ગુમાવી, તો એના દિલને આઘાત નહિ પહોંચે? નાના સરખા પગારમાંથી બચેલી બચતરૂપ આ વીંટી, વિનોદના મંગળ પ્રસંગની સુમધુર ભેટ, અને તે મારી બેદરકારીને કારણે ખોવાય? નહિ, વિનોદને આ વાતની ખબર નહિ જ પડવા દઉં. નોકર પણ એને કાંઈ જ ન કહે.'

ઘોર ચિંતા અને માનસિક ઉથલપાથલને અંતે એણે એક રસ્તો કાઢ્યો. એણે પોતાના મનથી જ એક નિર્ણય કરી લીધો. અને નિરાશા, અસહાયતા આદિ નિર્બળતાઓને ફગાવી દઈ તે ઊભી થઈ ગઈ. કોઈ નવી હિંમતે, કોઈ નવી ઉમ્મીદે એને જાગૃત કરી. સાંજના ચાર વાગે સાદી પણ સફાઈબંધ સાડી પહેરીને એ ઝવેરી બજારમાં ગઈ. એણે સોનાચાંદીવાળાઓની ચાર-પાંચ દુકાનો પર તપાસ કરી, પણ અસલ ડીઝાઈનની નીલમ જડેલી વીંટી એના જોવામાં ન આવી. અડધી બજાર રખડી ત્યારે એક દુકાને તપાસ કરતાં અસલ નમૂનેદાર વીંટી એની નજરે ચઢી. જાણે સવારે અદશ્ય થયેલી તે જ વીંટી અહીં આવી ન હોય! હા, એની પર ફક્ત પાલીસ અને ચમકદમક વધેલી જણાતી હતી. 'બસ, ઠીક છે. આ જ વીંટી ખરીદવી છે. મળી ગઈ, એ જ મળી ગઈ. એની કિંમત?'

દુકાનદારે કહ્યું: 'બહેન, તેત્રીસ રૂપીઆ સાડાતેર આના.'

'ઓહ, તેત્રીસ રૂપીઆ સાડાતેર આના!' વીણાએ ઠંડી આહ ભરી. અત્યારે એની પાસે નવ રૂપીઆ સાડાપાંચ આનાથી એક પાઈ પણ વિશેષ નહોતી. જરા ઉત્તેજનાપૂર્ણ અવાજે એ બોલી: 'જુઓ ભાઈ! આ બીજા કોઈને આપશો નહિ. હું એ ખરીદીશ. મને એ પસંદ પડી છે. સમજ્યા ને? કોઈને આપશો મા. જરા અલગ રાખી લેજો. થોડા વખતમાં બાકીના રૂપીઆ ભરી જઈશ. અત્યારે બાનામાં આ પાંચ રૂપીઆ, ના ના આઠ રૂપીઆ...નવ રૂપીઆ સાડાપાંચ આના લઈ લો.' વીણા પોતાની મૂડી રજૂ કરી દીધી.

'ના ના, એની કાંઈ જરૂર નથી. જુઓ તમા દેખતાં જ આ વીંટી અલગ જુદા જ કબાટમાં મૂ દઉં છું. તમારા સિવાય બીજા કોઈને ય એ ન આપું. બસ?'

'ના, બાનું લઈ લો, નહિ તો વખતે આગ ગરબડ થાય. બાકીના રૂપીઆ પછી આપીને વી લઈ જઈશ.'

'ભલે, તમારો આગ્રહ માની લઉં છું. ખીમજી ભાઈ, જરા આ રૂપીઆની પહોંચ આપો ને.'

'ના રે ના, મારે પહોંચ-બહોંચ નથી જોઈએ આપની દુકાન પ્રખ્યાત છે. અહીં ઓછી જ છેતર પિંડી છે કે મારે પહોંચની જરૂર પડે? બસ જ્યા હું એ વીંટી લેવા આવીશ, ત્યારે એકંદર આંકડે આપી દેજો. પણ જુઓ, બીજા કોઈને આપી દેતા. કાંઈ ગરબડ ન થાય. મારું નામ વીણા. મ જ આપવાની છે.' આમ કહીને દરવાજે હેઠે એ મ તરફ વળી.

એ ઝવેરીને ચોપડે વીણાના નામ પર રૂ. હ઼ાન જમા થયા. રસીદ બની અને તે વીંટીની ડબ્બીમ મુકાઈ. આ પણ કોઈ અજબ ગ્રાહક હોવાનો ખ્યાલ કરતાં કરતાં આખિરે એ ડબ્બી કબાટમાં મૂકી.

સાંજે વિનોદ ઘરે આવ્યો. પણ વીણાએ દિવસ ની અજબ ઘટનાનો ખ્યાલ સરખો એના ધ્યાન પ આવવા ન દીધો. એણે ભોજન સમયે સ્મિત સા વીણાને પૂછ્યું: 'અરે, તારી આંગળી આજ ખાલી કેમ? વીંટી ક્યાં?'

વીણાનો ચહેરો સહજ ફીકો પડે ન પડે ત્યાં તે એ દિલ પર કાબૂ મેળવતાં બોલી: 'મૂકી દીધી છે.'

'શા માટે પહેરતી નથી?'

'વાહ, એમ રોજ રોજ પહેરીએ તો એનું મહત્ત્વ ઘટી ન જાય? એ તો ખાસ ખાસ પ્રસંગ પર પહેર

વાની ત્રીજ, વિવાહની વર્ષગાંઠ કે તમારા જન્મદિવસના ઉત્સવ પર, સમજ્યા ને?'

આ બંને ઉત્સવોને હજુ પાંચ-૭ મહિનાનું અંતર હતું. વિનોદ ફક્ત હસીને જ અટકી ગયો. વીણાએ એની આંખ તરફ દૃષ્ટિ કરી હોત તો એના દિલનો ભાવ સમજાઈ જાત. પણ અહીં જ ચર્ચા અટકતાં એને શાંતિ વળી.

: ૨ :

દિવસો પર દિવસો વહી ચાલ્યા. એક દિવસ સવારે ઊઠતાં જ વિનોદે અનાયાસે પૂછ્યું: 'વીણા! તું આમ દિવસે દિવસે સુકાતી કેમ જાય છે? શું કારણ છે?'

'કોણ, હું? ના રે ના, હું તો મજામાં છું.'

'દર્પણમાં જરા સૂરત તો જો. આંખો તરી આવી છે. ચહેરો ફિક્કો પડ્યો છે. કોઈ બીમારી લાગી છે કે પછી કોઈ ચિંતામાં પડી ગઈ છે?'

'રખે ખોટા વહેમ ઊભા કરતા; બીમારી યે નથી અને ચિંતા યે નથી. વગર કારણે બીમારી શાની! અને તમારી સાથે રહેતાં ચિંતા શી! મારા જેટલી ભાગ્યે જ કોઈ સુખી હશે.'

વીણાની આંખોનું તેજ એનાં વચન સત્ય ઠરાવતું હતું. પણ એનું નબળું પડતું શરીર વિનોદના દિલમાં ચિંતા પેદા કરે એ સ્વાભાવિક હતું.

'જોજો, મનમાં સહજ પણ ચિંતા ન રાખતા એ તો આ ઋતુ જ એવી છે કે શરીર સુકાઈ જાય. શિયાળાની ઠંડી શરૂ થઈ જાય પછી જોજો કે હું કેવી તંદુરસ્ત લાગું છું!'

કેટલી યે જગાએ સાંધીને ઠીક કર્યું છતાં ય ક્યાંઈક ક્યાંઈક તો ફાટેલું જણાઈ જ આવે છે. બસ હવે થોડીક ધીરજ રાખવાની છે. આવતા મહિનામાં તો વીંટી મળી જશે. વિવાહની વર્ષગાંઠ પહેલાં!' આમ મનોરાજ્યની કલ્પનાઓમાં એના ચહેરા પર આનંદ ચમકી રહ્યો.

થોડા દિવસ પછી...વળી વિનોદે પૂછ્યું: 'વીણા, આવતા મંગળવારે શું છે, ખબર છે?'

'વાહ રે વાહ! એ દિવસની પણ મને યાદ આપવી પડે! એ શી રીતે ભુલાય? એ દિવસે તો મને મારા ભાગ્યદેવ મળ્યા હતા.' એ સાભિમાન બોલી.

'ના રે ના, એ દિવસે તો મને મારી ભાગ્યલક્ષ્મી પ્રાપ્ત થઈ હતી.'

'જુઓ, તે દિવસે તમે ઑફિસમાંથી રજા માગી લેજો. ધ્યાન રાખજો. ભુલાય નહિ.' વીણાએ વાત બદલતાં કહ્યું: 'એ દિવસ આપણે સારી રીતે ઊજવવાનો છે.'

'ભલે, કબૂલ છે. આપણે એમ કરીશું.'

: ૩ :

મંગળવાર—મંગળ સ્મૃતિઓનો એ પવિત્ર દિન છેવટે આવી પહોંચ્યો. વીણા સવારથી જ ઉત્સાહમાં હતી. વહેલી ઊઠી, જલદી નાહીધોઈ રસોઈના કામમાં પરોવાઈ. આજે બાસુદી-પૂરી તૈયાર કરવાની હતી, કારણકે વિનોદને એ પ્રિય હતી. વિનોદ નવી સાડી લાવવા બજારમાં ગયો હતો. ઘરે પાછા આવતાં જ એણે દરખાસ્ત મૂકી: 'વીણા! તું મને હમેશ પહેલાં જમાડે છે પણ આજે તો આપણે સાથે જમીશું.'

વીણા સહજ સંકુચિત પણ પ્રસન્ન મને બોલી:

'આ વીંટી ક્યાંથી!'

'પહેલાં નહોતું કહ્યું કે વીંટી મેં મૂકી રાખી છે! રોજ રોજ પહેરવાથી તો એનું મહત્ત્વ ઘટી જાય. આજે એ વીંટીનો દિન આવ્યો ત્યારે તો એ પહેરવી જ જોઈએ ને! કેમ ઠીક લાગે છે ને!'

'પણ, પણ એ તો ગુમ થઈ ગઈ હતી ને!'

'ક્યારે! ક્યાં!'

વિનોદે એક લૂગડાના કકડામાં બાંધેલી સાડીની પોટલી છોડી. પોટલી છૂટતાં વીણાના આશ્ચર્યનો પાર ન રહ્યો. સાડીની ઉપરની ઘડ ઊખળતાં જ પેલી નીલમની વીંટી ચમકી પડી.

'અરે, આ ક્યાંથી, ક્યાંથી મળી?' ઊંડી શ્વાસે વીણા બોલી ઊઠી.

'મારી પાસે હતી.' વિનોદે સહજ હસતાં કહ્યું. 'એક દિવસ તું એ નાહવાની ઓરડીમાં ભૂલી ગયેલી. વખતે સાડીના ઝપાટે એ ખાળમાં પડી ગઈ હતી. મેં જોઈને ઉપાડી લીધી. અને સહજ મજાકની ખાતર આ પોટલીમાં મૂકી રાખી.'

'ઓહો!' વીણાના મુખમાંથી આશ્ચર્યોદ્ગાર નીકળી પડ્યો, અને તે સ્તબ્ધ થઈ ગઈ.

'પણ તું આ બીજી વીંટી ક્યાંથી લાવી!' વિનોદે ફરીથી વાત શરૂ કરી.

'ઝવેરીની દુકાનેથી પરમદિવસે જ લાવી.'

'કેટલી કિંમતે!'

'તેત્રીસ રૂપીઆ સાડાતેર આને. મહામુશ્કેલીએ મળી. દુકાનનો નોકર તો કહેતો હતો કે આ કિંમતમાં ન અપાય. સોનાના ભાવ પાંચ મહિનામાં તો ઘણા વધી ગયા છે. પણ શેઠ બહુ જ પ્રમાણિક, કહેઃ 'વધારે પૈસા ન લેવાય મેં તેત્રીસ અને સાડાતેર આના કહ્યા હતા."

'પણ એટલા રૂપીઆ તું લાવી ક્યાંથી!'

'વાહ! પાંચ મહિનામાં એટલા પણ બચાવી ન શકાય!'

'અરે વીણા!' બોલતાં બોલતાં વિનોદ ગદ્‌ગદ કંઠ થઈ ગયો. એની આંખમાં પ્રેમાશ્રુ ઊભરાયા પાંચ મહિનાથી વીણાનું ઘસાતું જતું શરીર, તરી આવતી આંખો, ફિક્કો પડતો જતો ચહેરો, આ મૂક ત્યાગનાં કારણો વ્યક્ત થઈ ગયાં. 'હવે બધી વાત સમજમાં આવે છે; દેવી! તું સાક્ષાત લક્ષ્મી છો. ખરેખર તેં ઉતાવેળી જહેમતે મને લજ્જિત કરી નાખ્યો છે.'

'કેમ, એથી નુકસાન શું થયું? આપણી પાસે હવે એકને બદલે બે વીંટી થઈ. લાભ જ થયો છે ને!'

'અરે ગાંડી, વીંટી બે નહિ એક જ છે. મેં તને જે આ વીંટી ભેટ આપેલી તે તો ઇમીટેશનની (નકલી) છે. અને આ નીલમ નથી પણ નીલો કાચ જડેલો છે. કિંમત કેટલી જાણે છે! ફક્ત સાડાત્રણ રૂપીઆ. એ વખતે સાચી ખરીદવાને મારી પાસે રૂપીઆ જ ક્યાં હતા!'

'ગમે તે હો. મારી દૃષ્ટિએ તો એ સાચી જ છે. તમારી આપેલી ભેટનું મૂલ્ય? મારે માટે એ અમૂલ્ય છે. લાવો એ વીંટી તો મને જ આપો. અને આજ વિવાહની વર્ષગાંઠને શુભ દિને મારા તરફની આ ભેટ તમે સ્વીકારો.' આટલું કહેતાં કહેતાં તો વીણાએ અસલ વીંટી પહેરી લીધી અને સોનાની કિંમતી વીંટી પરાણે વિનોદની આંગળી પર પહેરાવી દીધી.

'વીણા, વીણા!' બસ એટલું બોલવા સિવાય ભાવાવેશમાં વિનોદ આગળ કંઈ જ બોલી શક્યો નહિ. એણે વીણાને પાસે ખેંચી લીધી અને બંનેમાંથી પાણી વહી ચાલ્યું. એને પ્યારનું ઝરણું નહિ તો કે એક નાની સરણી મળ્યાનું આ પરિણામ આવ્યું.

વીણાએ પોતાનું માથું વિનોદના વક્ષઃસ્થળ પર ટેક્વ્યું. એની આંખોમાંથી પણ આનંદાશ્રુ સરી રહ્યાં હતાં વીણાએ જોયું કે પોતાના હાથ પર પોતાનાં તેમ જ પતિનાં નયનનીર એકત્ર થતાં હતાં.

[શ્રી અનંત ગોપાળ શેવડેની 'નીલમની અંગૂઠી' નામક વાર્તા પરથી અનુવાદિત]

# કોઈની લીલી વાડી વિખાશો મા

લેખક
રામભાઈ ક્રુરજી પાઠક

**જ્યા**રે શ્રાવણ મહિનો સરવડા નાખી રહ્યો હતો અને ટીંબડી ગામની સીમમાં કેડ કેડ સમી મોલાત ઊગી નીકળી પવનમાં હિલોળા લઈ રહી હતી ત્યારે બોળચોથનું વ્રત ઊજવવા ગામની કુંવારકાથી માંડી વનમાં પ્રવેશતી ડોશીઓ સુધીની સ્ત્રીઓ હરખી ઊઠી.

બપોર નમતો તો બાજરઉદયમાન બેસેલ નદીએ નાહી, કરિયાવરમાં લાવેલ અને જતન કરી સાચવી રાખેલ રાજલીનો સાડલો, અમરડું કાપડું અને પટોળાનો ચણિયો પહેરી ગાગડિયાના વેંકળામાં ઊંચે સાદે ગીત ગાતી ગામ ભણી વધી રહી હતી. બબ્બે સાથોડાં ઊડી ગાગડિયાની લેખડી ગીતનો પડઘો ઝીલી રહી:

કાળા કરશનજી, કેસરિયા રે વાઘા
ત્યાંથી તે વાલો મારા સીમડીએ આવ્યા,
ગોવાળા માગે છે દાન રે કરશનજી મથુરાના વાસી,
સાત સાત મોનામ્હોર વાલે દાનમાં દીધી
ચૂકવ્યાં છે ગોવાળીનાં દાન રે કરશનજી મથુરાના વાસી.

'એ, હાલો હવે હાલો ઝટ; પગ ઉપાડો સડડાટ. આમ પણે જુઓ ગાગડિયાના બેકડામાંથી ધણ ગામ ભણી વળી નીકળ્યું છે અને માવી-બાપુડી પણ વાછરુને ભેટવા ડાંફ ભરતી હાલી નીકળી છે'

ટોળાનાં મોવડી રળિયાતમા, સ્ત્રીઓને ઉતાવળે ચાલવા કહી રહ્યાં.

પગમાં પહેરેલ કાંબી, કડલા અને બેડીના ઠણકારામાં અને અકડ પોશાકના હડફડાટમાં ટોળામાંની અર્ધી સ્ત્રીઓએ રળિયાતમાનું કહેલું સાંભળ્યું ન સાંભળ્યું અને ટોળું તો ગામ ભણી ધપી રહ્યું.

ગામનો ઝાંપો આવતા તો સ્ત્રીઓએ બીજું ગીત ઉપાડ્યું:

પહેલે દીહારે ગોરી સીમડીએ આવ્યાં,
બીજે દીહારે ગોરી ઝાંપલીએ આવ્યાં,
ત્રીજે દીહારે ગોરી ખીલે જ આવ્યાં,
ઊઠો વાછરડું, તમે ચડ્યાં ધાવણ ધાવો,
ઘેલી માતાજી ઘેલું જ વદો
ચડ્યું તે ધાવણ કાવો લીમડો.

પોતપોતાનું ઘર આવતાં તો ટોળામાંની સ્ત્રીઓ સરી જવા લાગી. ધમા મગતનો ચો આવતાં તો ટોળામાંની છેલ્લી ત્રણચાર સ્ત્રીએ ય ગીત પડતું મૂકી પોતપોતાને ઘેર સરી ગઈ

ગાય પૂજવાનું ટાણું થતાં તો હરેક સ્ત્રી ત્રાંબાના ત્રાંસડામાં કે કથરોટમાં ઘઉં તથ ચણાની કે પછી બાજરાની ઘૂઘરી લઈ, હાથમ નાગલી, ચોખા, કંકાવટી વગેરે લઈ ગામન વજેરિયે ગામોટીની ગાય પૂજવા અને પોતાન મનના મનોરથ પૂર્ણ કરવા એકઠી થઈ ગઈ.

આખુ વર્ષ સત્તર આની પાક્યું હતું. તેથ ભર્યા મને, અને પોતાના ઘરની રિદ્ધિસિદ્ધિ બતાવવા કે પછી કાંઈ બીજા કારણે પણ ઘણી ખરી સ્ત્રીઓ, કીનખાબના ભરત અને આભલિ ભરેલ પોશાક પહેરીને આવી હતી, તો કોક વળી ડોકમાં હાંસડી ને ઝુમણું, તો કોઈ વળી માથા પર તાંત અને ટીલડી પહેરીને આવી હતી.

સ્ત્રીવૃંદના આવા લેબાસથી ગામોટીની ગાય રઘવાઈ થઈ હતી અને પૂજા કરાવનાર બ્રાહ્મણ તરફથી પોતાની ઊંચી પૂંછડી લઈ ધાવતા વાછરુ તરફ જોતી હતી અને વસ્તુસ્થિતિ પારખવાનો પ્રયાસ કરી રહી હતી.

સ્ત્રીઓ ગાય ફરતું કૂંડાળું વળી બેસી ગઈ. ગામના ગામોટી ગેરહાજર હોઈ એક વૃદ્ધ બ્રાહ્મણ પૂજા કરાવવા લાગ્યો:

આંખે જળ અડકાડો,
હાથમાં જળ ઝાલી રાખો.

ગ્રામદેવતાભ્યો નમઃ ।
કુળદેવતાભ્યો નમઃ ।
સર્વ દેવતાભ્યો નમઃ ।

માસોત્તમ માસે, પુણ્ય પવિત્ર માસે, શ્રાવણ માસે, કૃષ્ણપક્ષે, ચંદ્રવાસરે, મમ લાભાર્થે, મમ મનઃકામના પરિપૂર્ણાર્થે શ્રી ગૌપૂજનમ્ અહં કરિષ્યે.

આચાર્યના કહ્યા પ્રમાણે સ્ત્રીઓએ ગાયના કપાળમાં ચાંદલા કર્યા, શીંગડી પર નાગલા ચડાવ્યા; રાંધેલ ઘૂઘરી પીરસી અને ગાય ફરતી પરિક્રમણા ફરી, રહ્યુંસહ્યું જળ ગાય તથા વાછરુની પૂંછડીએ રેડી, 'ભાવેથી કભાવેથી વેળાએથી કવેળાએથી, સૂરજની સાક્ષીએ અને બ્રાહ્મણને વચને મેં જે તમારું વ્રત કર્યું છે તે ફૂલ નહિ તો ફૂલની પાંખડી સમાન માની લેજો.' કહી ગાયના કાનમાં મંદ સ્વરે કહ્યું:

શંકર-પાર્વતીની જોડલી,
ઈશ્વર-પાર્વતીની જોડલી.

એ સુજણનું વરદાન માગી, ગામોટીના ઘર તરફ રળિયાતમા પાસેથી માતાજીના વ્રતના મહિમાની વાર્તા સાંભળવા ચાલી નીકળી. રળિયાતમા તો પોતાના ઘર આગળ ઊભાં રહી સર્વે સ્ત્રીઓને આવકાર આપી રહ્યાં હતાં: 'આવો, દિવાળીવહુ, આવો. આવ મણી,-આવ. કે દી આવી બાપુ તું તારે સાસરિયેથી ? છો તો નરવી ને ? આવો કેસરમા, આવો, બેસો માડી, બેસો.

'આજ તો મારાં ધન્ય ઘડી ધન્ય ભાગ્ય કે ટીંબડી ગામની કુંવારકાઓ, વહુઆરુઓ અને પુણ્યશાળી ડોશીઓ મારે ઘેર બોળચોથ જેવા વ્રતનો મહિમા ઊજવવા એકઠી થાય છે.—આવ ફૂલબાઈ બેન આવ માડી, કયાં સંતોકમા ?— એ બાપુ શ્રદ્ધાથી કરજો, જે કાંઈ કરો ઈ. ધર્મ, કર્મ અને પુણ્ય કર્યાં આપણી હારે આવશે; બીજું કાંઈ નહિ હાલી નીકળે; મનખાદેહ મળ્યો છે, તો પુણ્ય પરમાર્થ અને ધર્મકર્મ કરવા માટે છે. માટે મનની મનમાં રહી ન જાય ઈ જોજો; ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક થાય એટલું જ આપણું; ઈ થકી જ આપણે ઊજળાં છીએ અને તેમાંય બોળચોથ જેવા વ્રતનું પુણ્ય તો જેના અહોભાગ્ય હોય એને જ મળે છે માડી; બેસો માડી, બેસો બાપુ, દયો કોથળા પાથરી દઉં. પટલાણી, આમ આ ખાટલી માથે બેસો ને ? બાપ, તમ થકી તો ગામ આખું રૂડું.'

ગાયની પૂજા કરીને જેમ જેમ સ્ત્રીઓ રળિયાતમાની ઓશરીમાં આવતી ગઈ તેમ તેમ તો રળિયાતમાની નાનીશી ઓશરીમાં સંકડામણ માંડી થવા, એટલે આખાબોલી જવલવહુ બોલી ઊઠી:

'આઈજી, હવે તો ઓરડાં કાંઈક પહોળાઈવાળાં કરાવો તો ? આમ મે'માન આવ્યે ઓતાં નથી પડતાં; હવે તો ભગવાનની તમારા પર મહેરબાની છે પછી બહુ લોભ શું કરવો ?'

રળિયાતમા જવાબ વાળવા જતાં હતાં ત્યાં તો વચ્ચે જ અવલ આઈ બોલી ઊઠયાં:

'તમને કયાં ખબર છે જવલવહુ, ઓરડાં હજી ગોરાણીમાની માલિકીનાં કયાં ગણાય છે ? બનેચંદશેઠે ગોરબાપા પાસે કાંઈક લેણું કાઢ્યું છે તે, કહે છે કે, ગોરબાપાનાં ઓરડાં, વાડો અને જમીન સરકાર દાખલ થાય તેમ છે. પછી શું થયું, સતીમા ? પછી શું નિવેડો આવ્યો, સતીમા, બનેચંદના લેણાનો ? રોયો બનેચંદે ય, મૂડીના એંકારમાં જમીનથી અદ્ધર હાલ્યો જાય છે.'

સતીમા કહી રહ્યાં: 'નિવેડો તો બાપુ, હજી કાંઈ યે આવ્યો નથી અને કોણ જાણે શું યે આવશે ! પણ સાચને આંચ ટાંચ ન હોય, માડી. અમારા વાંકા દી હશે તો તો બનેચંદ અમારાં જમીન, ઓરડાં અને માલમત્તા સરકાર દાખલ કરાવશે અને અમારું રહ્યું સહ્યું રદ જશે; અને પ્રભુ જો અમારો પાંસરો હશે તો તો ભલેને આવા લોભમાંથી ભાલા ઊગે; બનેચંદને ઝટ દઈને સવળી બુદ્ધિ સૂઝશે. પણ માડી,

અમારાં ઓલ્યા ભવનાં પાપ રહી ગયાં હશે તે અમારે માથે આવી કાળી ટીલી બેસવા લાગી છે; નહિ તો તો કાંઈ બનેચંદ જેવો દૂધપુતર વાળો વાણિયો અમારી જેવાં બામણુ હારે વાંકો હાલે? મારો ઈન્દર મૅટ્રિકમાં પાસ પડી અમદાવાદ ભણવા ગયો ત્યારે બનેચંદ પાસેથી રૂપિયા ૪૦૦ લીધા ને ૩૦૦ રૂપિયા લીધા મારી ઉજમનું કન્યાદાન દીધું ત્યારે; તેમાંથી તો જુઓને અમારાં દશ વીઘાંના કટકામાં ગાંઠુતૂર વણ જામી પડ્યું અને ચાર બોરી કપાસ થયો અને રૂ. ૪॥ ના ભાવમાં વેચાણો. ઈ વરસ ૨૫૦) ૨૫૦)ના બે હાંધા ભરી દીધા છે; ખોટું નહિ બોલાય, ઠાકર મહારાજ, આજ બોળચોથ જેવું વ્રત મારા મોંમાં છે ને; તે છતાં ય બનેચંદ આજે ૭૦૦ રૂપિયા મૂળગા અને ૭૦૦ રૂપિયાનું સાત વર્ષનું વ્યાજ ગણી ૯૦૦ રૂપિયા લેણા કાઢે છે અને ગામમાં ભાલા ભાલા વા ઊછળે છે કે બામણુનાં ખોરડાં, વાડા, જમીન હરરાજ કરાવું. તે શું એમ ઈ લઈ લેશે અનર્થના પૈસા?'

આ સાંભળી અવલ આઈ બોલી ઊઠ્યાં: 'તે, ગોરાણીમા! આપણે ય હોય એવું જ સુણાવી દ્યો ને ઈ ત્રણ દોકડાના વાણિયાને. ગામના કોઈ બીચારા ખેડૂતને ભરમાવી જાય; તમારે તો ઇન્દરભાઈ જેવો મોટા મુત્સદ્દીને ય મુજાવી દે એવો ભડ દીકરો છે; તો ય ઈ વાણિયો ભોંમાંથી ભાલા ઉગાડશે?'

રળિયાતમા બોલ્યાં: 'અવલ્ આઈ! ઈન્દરભાઈ તો તમને ખબર છે ને, સાત સાત વર્ષના વિલાયતના વસવાટ ખેડી હાલ્યો આવે છે અને બનેચંદને એમ થયું કે આ બારિસ્ટરની ગોટી પરીક્ષામાં પાસ થઈ હાલ્યો આવે છે તે મારું લેણું નહિ દે. એટલે એણે તો અરજી કરી હુકમનામું મેળવ્યું. મારો ઇન્દર ઘેર આવ્યો અને તમારા ગોરબાપાએ બનેચંદે કરેલ કરતકની વાત કરી તે દીનો ઊંચું મોં લઈ કોઈ સામી મીટ માંડી શકતો નથી. કાણુંધબ મોં લઈ બજારમાં ચાલ્યો જાય અને ચાલ્યો આવે. દીકરાની બળતરાએ અમારા પેટમાં લાય લાગી છે. અમારાં તો અન્ન ને જળ ઊડી ગયાં છે.'

'તે ગોરાણીમા! ઇન્દરભાઈને ગોકડોની વિજયનગર. ઈ મહેસૂલીની કોરાટમાં જઈ પાંશરું કરી આવે?'

'એમ તો ઇન્દરભાઈ ને તમારા ગોરબાપા આજ ૧૧ જમણુ થયાં વિજયનગર ગ્યા છે, તે જો પ્રભુ ભેરાયે હશે અને અમારા બાપદાદાનું પુણ્ય આડું આવશે તો તો સવળું થઈ જશે; પણ એમ કાંઈ સરકાર થોડું ગાડવું છે તે ખંખેરી લેવાય? એમાં ય પાછા મા'લકારી, તળાટી, કારકુન, બધા ય બનેચંદના વસીલા. ઈ અમારી જેવા બામણનું ઊપજવા દે ખરા?'

'પણ ગોરાણીમા! તમારી માલમત્તા માથે હાથ નાખે ઈ તો કાળો ગજબ કહેવાય આ તો ઠીક છે, લેણું નથી અને હોય તો ય તમારી લીલીવાડી વિખાવા દેવાય?' પોલીસ પટેલની વહુ બોલી ઊઠ્યાં.

'કેમ કરીએ માડી! એમાં કાંઈ આપણું થોડું ઊપજે છે? અમલદારોને ય કેવું અવળું સૂઝે છે? કાચી બુદ્ધિના તો કાંઈક ખરા જ ને, નહિતર કાંઈ અમને એમ કહે કે લાવો તમારા જમીન, ખોરડાં અને વાડાના લેખ? અમે તો મહારાજ ભીમદેવના વખતના ટીમડી ગામના ગામોટી છીએ; એનું કાંઈ લખત હોય તો ય ઈ કોરટના ચોપડે જ હોય ને; ઈ વખતમાં તો મોઢાનો બોલ ઈ જ લખત. એક દુકાનીના કાગળના કટકા માથે, કાળા અક્ષરથી લખત માંડી દેવું ઈ બાપુ આ જમાનામાં જોયું; તો ય કહે કે લેખ હાજર કરજો તમારી માલમિલકતનો, નહિતર બધું ય કાયદા દાખલ થશે અને બનેચંદનું દેવું તેમાંથી વસૂલ લેશું. ઈ તો માડી, અમારાં કોઈક ઓલ્યા ભવનાં પાપ રહી ગયાં હશે તે અમારી આબરૂ માથે શાહી ઢોળાવા બેઠી છે. ખોરડાં, જમીન અને વાડો

જેને મરનો આશરો કહેવાય છે ઈ તો જેની કાળી કઠલ્યાઈ હોય એનાં જ જાય ને ? લાખો રૂપિયા રજ્યા રદ થશે પણ કોઈની લીલી-વાડી વિણાશે મા '

એમ કહી રળિયાતમા, પોતાની વિચારસરણીને બીજે વાળવા વૃથા પરિશ્રમ કરી રહ્યાં.

' હાલો માડી, હાલો. એમ વલોપાત કર્યે કાંઈ વળવાનું છે ? ભગવાને માંડ્યું હશે એમ થાશે. આ પહુડા, આ દેહાણુ ગાય, આ કુંલી ભેંશ, આ ખીજી ખડાઈ, આ વછેરી, બધાં ય કાંડાં કરડાવીને ઉછેર્યાં છે અને આ કમઠાણ વિખાવા બેઠું હશે તો આપણને શી ખબર પડે માડી! દીનોનાથ એક જ જાણે; નહિનર માડી, મહારાજ ભીમદેવના વખતથી દરબારી કાગળિયાં થાણામાં પુગાડવાની નોકરી અમારું કુળ કરતું આવ્યું છે અને બદલામાં આ જમીન, ખોરડું અને વાડાનો અમને વંશપરંપરા ભોગવટો આપ્યો છે એના વળી પાકા લેખ અને લખત ને એવું માગવાનું હોતું હશે; પણ માડી, નથી કહ્યું કે–

સમે સમો બળવાન હે<br>
નહિ પુરુષ બળવાન.

આ તમે પૂજીને હાલ્યાં આવો છો ઈ ગાય માતાની ઈચ્છા હશે અને અમારું તપ તપતું હશે તો તો જાણે અમને કે અમારાંને ઊની આંચ નહિ આવે, અને નહિ તો તો અવળું થઈ ને ઊભું રહેશે અને બનેચંદ તો શું પણ ગામનો એક પિંજારો ય, ખોરડાં દરબાર દાખલ કરાવી શકે....ઠીક, માડી, ઠીક; જેમ માંડ્યું હશે એમ થઈ રહેશે. અમારાં કર્મ અમારા માથે, નકામા તમારા આત્માને આજ પર્વને દિવસે હું કાં દુઃખી કરું છું ! આ તો તમે વાત ઉચારી એટલે કોઠો ઠાલવ્યો; બાકી તો પડ્યા ભોગવવા છે; અને એમ કર્યાં, તપ પરવારી બેઠાં છીએ ? જેની આશા મેલી હતી એવા દૂધપુતરનો ય ભેટો કરાવ્યો ઈ પ્રભુ, એક નવસેંહ રૂપરડી સારુ તપનું નામ બોળાવા દેશે ? લ્યો હવે માતાજીની વાત કરું ને ? અવલ આઈ, તમે ટાપશી પૂરતાં જાજો '

રળિયાતમાએ પોતાની વાણીના શબ્દે શબ્દમાંથી શ્રદ્ધા અને ભક્તિના પડઘા ઝીલતા સ્ત્રી સમુદાયને વધારે મુગ્ધ કરતાં વાર્તા શરૂ કરી:

એક આપણા ગામ જેવું ગામ હશે શ્રાવણ માસના કૃષ્ણપક્ષની ચોથ આવતાં તો સ્ત્રીઓ બોળચોથ રહી. બપોર નમતાં તો સ્ત્રીઓ, ટોળે વળી નદીએ નાહવા ગઈ. તેમાં ગામના ગામોટીની સ્ત્રી તો મોવડી જ હોય ને ? નાહવા જતાં પહેલાં પોતાના દીકરાની વહુને ગામોટીની ડોશી કહેવા લાગી: ' વહુ, બેટા, હું સૌ સ્ત્રીઓ સાથે નદીએ નાહવા જાઉં છું; નાહીને આવ્યા પછી તમામ સ્ત્રીઓ આપણી ગાય પૂજવા આવશે તો; તમે ગાય સારુ ઘઉંલો ખાંડી મૂકજો. '

વહુએ તો જવાબમાં ' હો, બાઈજી, ' કહ્યું એટલે, ગામોટણ તો નવ નિરાંત કરી, નદીએ નાહવા ગઈ.

હવે એવું બન્યું કે, ગામોટીની ગાયને તાજેતરમાં જ એક વાછડો આવેલ. રૂણી માખણ જેવી તો એની કાયા; અને વાછડો રંગે ઘઉંવર્ણો હોઈ ગામોટીના ઘરે તેનું નામ ઘઉલો પાડેલ.

ગામોટીના દીકરાની વહુને તો બુદ્ધિ ફક્ત પાનીએ જ હતી એટલે એ ફૂવડ તો એમ જ સમજી કે મારી સાસુએ આ વાછડાને ખાંડિયામાં ખાંડી, બાફી મૂકી રાખવાનું મને કહ્યું છે - ડોશી તો, પોતાની ગાય પૂજવાની હોઈ, હરખાતી હરખાતી સ્ત્રીઓના ટોળાને ગવરાતી ગવરાવતી નદીએ ગઈ.

પાછળથી કભારજા વહુએ તો કાચના રમકડા જેવા વાછડાને ગળે દાતરડું મૂકી રાય રાય જેવડા ટુકડા કરી નાખ્યા અને ખાડિયામાં

ઓરી સાબેલું ચલાવવા મંડી પડી. ઘડી વારમાં તો હાંડલામાં ઓરી દઈ, નીચે તાપ કર્યો.

ગામોટીની ડોશી તો ટોળાને નદીએથી પાછું લાવી; અને ઘેર આવી વહુને પૂછ્યું:

'કાં બેટા, ઘઉંલો કરી શક્યો છે ને? અબઘડી સ્ત્રીઓ પૂજવા આવી દેખાડું.'

કભારજા વહુ તો હરખાતી હરખાતી બોલી: 'હું–અ, બાઈજી, ઘઉંલો હાંડલામાં ક્યારનો ય ચડી ગયો છે. પણ, બાઈજી, ઘઉંલાએ રાડો બહુ પાડી હો!'

સાંભળીને ડોશીના પેટમાં મેઘધનુષ જેવડો શેરડો પડ્યો; હૈયું લુહારની ધમણની જેમ હાંફવા માંડ્યું; ડોશી તો દોડીને રસોડામાં જઈ હાંડલામાં જુએ છે ત્યાં તો માંસ જ રાંધેલું ભાળ્યું અને તેના મોંમાંથી અરેરાટી નીકળી ગઈ.

'અરે, મૂઈ! તેં તો ગજબ કર્યો. આપણો બામણનો અવતાર અને હું તને આ પોઠીઆ જેવા વાછડાને રાંધવાનું કહેતી ગઈ હઈશ?'

ગામોટીની સ્ત્રીનાં તો સાતે ય ઘરણ મરી ગયાં. હમણાં ગામ આખું મારે ઘેર ગાય અને વાછડાની પૂજા કરવા આવશે અને હું શું મોં બતાવીશ? તે વિચારમાં ને વિચારમાં તેની છાતી બેસી ગઈ. પછી માંસવાળું હાંડલું લઈ દોડી ને નજીકમાં ઉકરડો હશે તેમાં ઊંડો ખાડો ખોદી દાટી આવી, અને ઘરના બારણાને અંદરથી ભોગળ મારી, ગાયમાતાનું નામ જપતી બેસી ગઈ. ઘરમાં શમશાન જેવી શાંતિ ફરી વળી. ડોશીનું હૈયું તો ધ્રુસકે ધ્રુસકે વજ્રપાત કરતું હતું: 'અરે, હું કર્મહીણી, મારાં ઓલ્યા ભવનાં તે શું એવાં પાપ કે આજ મારે માથે રામકાણી રહેવા બેઠી છે? હે ગવતરીમાતા, મેં જો મન અને કર્મથી તારી સાચી સેવા અત્યાર સુધીમાં કરી હોય તો મારી લાજ રાખજે.'

ઘડી વારમાં તો ગોરાણીના ઘર આગળ ગાય પૂજવા આવનાર સ્ત્રીઓનું ટોળું જમા થઈ ગયું. અને કેટલીક સ્ત્રીઓ કમાડનાં પાટિયાં વચ્ચેથી અંદર નજર દોડાવતી કહેવા લાગી:

'અરે, ગોરાણીમા! આ શું કરવા બેઠાં અત્યારે? બારણાં કેમ બંધ કર્યાં છે? આ ગામ આખું તમારી ગાય પૂજવા હાલી નીકળ્યું છે અને તમે વળી આ બારણાં બંધ કરી કવખતે શું કરવા મંડ્યાં; ઉઘાડો ઝટ ઉઘાડો.'

ઘરમાં ગોરાણી તો બોર બોર જેવડાં આંસુ સારતી ખૂણામાં લપાઈ ગઈ છે. કભારજા વહુ પણ વીલું મોં કરી, વાંહો ફેરવી બેસી ગઈ છે.

એટલામાં તપસ્વી ગોરાણીએ બહારના સ્ત્રીના ટોળાને બોલતું સાંભળ્યું: 'ગોરાણીમા! હવે ઉઘાડો ને? આ તમારી ગાય પણ આવી ગઈ છે અને આ વાછડો બધું ય ધાવણ ધાવી જાય છે; અને આ વાછડાના ગળામાં ઠીકરાનો કાંઠો કેમ નાખ્યો છે?'

ગોરાણી તો કાન માંડી સાંભળી રહી અને મન મનાવવા લાગી: 'અરે, આ બાઈઓ મારી ઘરડા માણસની મશ્કરી કરવા લાગી છે. ઠીક, ઓલ્યું હાંડલું ઉકરડામાં દાટી આવી છું તેની, ધણમાંથી આવેલી ગાયને વાસ આવી લાગે છે. આખર કરીને તેણે ઉકરડો આખો ફેંદી નાખ્યો હશે અને હાંડલું બહાર પડી ગયું લાગે છે; એટલે સ્ત્રીઓ, આવાં ફિટકારનાં વેણ કાઢે છે.'

બહાર સ્ત્રીઓનો શોરબકોર તો વધુ ને વધુ ઉગ્ર બનતો જણાયો. છેવટે થાકીને સ્ત્રીઓ બોલી: 'ગોરાણીમા! ઉઘાડતાં હો તો ઉઘાડો; નહિતર અમે આ હાલ્યાં બીજાની ગાય પૂજવા. અમારે ચોઘડિયું વીતી જાય છે. ક્યારનાં વળી કહીએ છીએ કે ઉઘાડો, ઉઘાડો પણ ઉઘાડતાં જ નથી તે કાંઈ તમારે એકને જ ગા નથી; અમે તો આ હાલ્યાં ડીરપાશંકર મા'રાજની ઓડકી પૂજવા; આ તો અમારે એમ કે ગામોટીની ગાય પૂજાતી હોય ત્યાં સુધી બીજાની ગાય ન પૂજવી. અને વળી ગાય માતા પણ તૈયાર

થઈ ને જ ઊભાં છે; રૂપાળો ઘઉંલો વાછડો પણ ભોંએ અડતા આઉમાં, માથું ઉલાળી ઉલાળી ધાવણનાં બચકારા બોલાવી રહ્યો છે અને ફીણ તો જાય છે મોઢે હાલ્યાં; અટાણે, શું એવા મોટા થરી કરવાના કામમાં રોકાઈ ગયાં છો તે આખા ગામની સ્ત્રીઓના વ્રતનું સત મુકાવા બેઠાં છો ?'

'બાપું, બહેનું, જોજો આ એક તપનો પ્રભાવ;' રળિયાતમા, પોતાની વાર્તાના પ્રવાહમાં મુગ્ધ બનેલા સ્ત્રીસમુદાયને વધારે ઓજસમાં આંજી દેતાં કહી રહ્યાં: 'તપ તો, માડી રાજાનું ય સરખું અને આપણી જેવા રંકનું ય સરખું. એક મોટો રાજા હોય અને સો જગન (યજ્ઞ) કરે તો ય એને ય એટલું જ પુણ્ય મળે; અને આપણે એક બોળચોથ જેવું વ્રત કરીએ કે, આતવાર જેવા વારવરતોલાનું એકટાણું કરીએ તો આપણને ય એટલું જ પુણ્ય મળે; દેવદેવીઓ તો તપને આધીન છે, માડી.'

દુઃખના ડુંગર નીચે ખડકાઈ ગએલી ગોરાણી તો વિચાર કરી રહી: 'અરે, આમે ય મારે કમાડ ઉઘાડ્યા વિના છૂટકયો નથી; છેવટે મારે કહેવું તો પડશે ને કે, બાપુ, મારા ઘઉંલા અને મારી ગાયને ભૂલી જાવ અને બીજાની ગાય પૂજવા જાવ; અને વળી આ શું બધી સ્ત્રીઓ ઘઉંલાને ધાવતો ભાળે છે તો જરાક નજર તો કરું.' એમ કહી જ્યાં ભોગળ ઉઘાડી ઉકરડા તરફ નજર કરે છે ત્યાં તો ખરેખર, ગાયને ઓખર કરતી અને ઈના ઈ જ ઘઉંલાને ઊંચી પૂંછડી લઈ, ફાટફાટ થતા આઉમાંથી ધાવતો જોયો. અને ડોશી તો દોડતાંકને ગાયના ચરણમાં પડી ગયાં: 'મારી માવડી ! તું દેવી અને અમે તો મર્ત્યલોકનાં માનવી; તું તપશ્ચર્યાવાળી અને અમે તો મેલાંઘેલાં સ્વારથી મનખડાં. તેં આજ મારી લાજ રાખી છે એવી સૌની રાખજે. દુનિયાનાં માનવીયું ઉપર કદી યે કકામહેરબાની કરીશ મા, નીકર ધરતીમાંથેથી દુઝાણાનો વેલો હાલી નીકળશે ગવતરીમાતા!

વ્રતધારી સ્ત્રીઓ કુતૂહલતાથી સ્તબ્ધ બની જોઈ રહી. ગાય તો ડોશીને ખરબચડી જીભથી ચાટી રહી હતી.

બાયુંએ તો તેને બાવડું પકડી બેઠાં કર્યાં. તેમણે વહુના કરતકની વાત કહી અને પોતે હાંડલું ઉકરડામાં દાટી આવ્યાં તે પણ કહ્યું.

'હે માતાજી ! એને ત્રુઠયાં એવાં સૌને ત્રુઠજો.' છેલ્લું વાક્ય હરેક સ્ત્રીએ ઉપાડી લીધું અને ગાય તરફ ચોખા ઉડાડી ઓવારણાં લીધાં.

ગાયમાતાને શીશ નમાવી, પગે લાગી, ઓવારણાં લઈ, વાર્તા કહ્યા પછીથી શ્રમ ઉતારતાં હોય કે પછી કાંઈ બીજી ઘટના યાદ આવી હોય તેને લીધે રળિયાતમા ચૂપ રહ્યાં.

વ્રતધારી સ્ત્રીઓ અંદરોઅંદર વ્રતના મહિમા વિશે પોતપોતાની રીતે વાતો કરવા લાગી. કેટલુંક ફઈ બોલતાં સંભળાયાં:

'ઢોરઢાંખરનું અને તેમાં ય ગાયમાતાનું સત તો એવું છે, માડી. એના જો આશીર્વાદ લીધા હોય ને તો ભગવાનને ય ભજવો ન પડે; એની મેળે પ્રભુ પ્રસન્ન થાય; કહ્યું છે ને કે પ્રભુભક્તિ અને પહુડાની ભક્તિ એક જ છે. કૃષ્ણ પરમાત્મા વૃન્દાવનમાં હિલોળા મારતા તે ઈ ગાય માતાજીઓના આશીર્વાદ થકી. દુઃખના ડુંગર કાપવા હોય ને તો આપણા આશ્રિતોનું રક્ષણ કરવું. એટલાથી બસ થાય—અરે, બે પગે ચાલતા, સ્વારથી માનવીને આશરો આપ્યે અને બટકું રોટલો ખવડાવ્યે, પહાડ જેટલું પુણ્ય મળે છે ત્યારે આ તો બચારાં ચારપગાં મૂંગાં, પરમાર્થી પ્રાણી. એને તો જેમ રાખીએ એમ રહે એના જો આશીર્વાદ લીધા હોય, એનું જો વ્રત કર્યું હોય તો સો યજ્ઞ જેટલું જ ફળ મળે ને, માડી ! અણચિંતવ્યાં દુઃખ માથે આવી પડ્યાં હોય પણ એને કાપી નાખવા બોળચોથ જેવું પશુભક્તિનું વ્રત બસ થઈ પડે.

કેહર ફુઈ હજી વ્રતનો મહિમા પૂરો બોલી ન રહ્યાં ત્યાં તો રળિયાતમાની ખડકીમાં ગામના મુખી પટેલને, ખાખી સાફો બાંધેલ, ચોળિયાનું કેડબંધણું બાંધેલ અને તસતસતી ચોરણી ને અંગરખા ઉપર દુપટ્ટો બાંધેલ, મહારાજાધિરાજના સીબંધી નોકરને લઈ દાખલ થતા જોયા.

ગામના હકૂમતી મુખી પટેલને જોઈ બેઠેલી વહુઆરુઓએ ઘૂમટા તાણ્યા.

મુખી પટેલ નજીક આવી બોલ્યા: 'રળિયાતમા, ગોરબાપા કેન્ઈન્દરભાઈ ઘેર છે? આ થાણામાંથી માણસ આવ્યો છે તે ક્યારનો તમારું ઘર ગોતે છે.'

અસવારને સંદેશો લઈ આવેલો જોઈ રળિયાતમાને પેટમાં ફાળ પડી કે નક્કી ખોરડાં, જમીન, વાડો હરરાજ થવાના માઠા સમાચાર! તે હેબતાઈ ગયાં.

મુખી પટેલ આગળ બોલ્યા: 'કેમ, બોલ્યાં નહિ ગોરાણીમા, છે ઈન્દરભાઈ ઘરે? આ ખબર જાણ્યાની સહી કરવી પડશે તે કોકની જરૂર પડશે.'

રળિયાતમાએ હિંમત લાવી કહ્યું: 'કાનજીભાઈ! ઈન્દરભાઈ ને તમારા ગોર તો આજ દસ–બાર જમણ થયાં વિજયનગર ગયા છે; બનેચંદના હારેનો મુકર્દમો હતો- મહેસલી કોરાટમાં એટલે, અને કાંઈક ઇન્દરભાઈ ને એની કોલેજમાં પણ કામ હતું. તે ભાઈ શેના ખબર લાવ્યા છે–આ અસવાર મા'લકારી સાહેબની આફિસમાંથી?'

'ઠીક ત્યારે, કરો કંકુના સતીમા! સહી તમારે કરવાની છે, ખબર જાણ્યા બદલની, અને ખબર જાણવાના છે, ગોરાણીમા, બનેચંદ હારેના તમારા મુકર્દમાના ફેંસલ થયાની રૂઈએ નામદાર સરકાર તમને આ ગામનાં તમારા કબજા–હક–ભોગવટાનાં જમીન, ખોરડાં અને વાડો વંશપરંપરા રહેવા લખી આપે છે. પ્રભુ પાંશરો તેનું બધું ય પાંશરું; અવળા નાખે પણ સવળા પડે. તમારી તપશ્ચર્યાને તો હજાર હાથવાળો આધીન થયો છે. આ, હવે સાંભળો, મહાલકારી સાહેબનું લખાણ આમ છે.

રળિયાતમા મરક મરક હસી રહ્યાં. ખીલે બાંધેલ ગાય ઘૂઘરી ખાવાની પડતી મૂકી, સરવા કાન કરી સાંભળી રહી. વ્રતધારી સ્ત્રીઓનું ઝુંડ સાંભળી રહ્યું. મુખી પટેલ ભાવવાહી લખાણ વાંચી રહ્યા:

મહાલકારી પ્રગણે મેંદરડા

શ્રી સરકારબહાદુર વિજયસિંહજી, સંસ્થાન વિજયનગર વિદ્યમાન: પ્રગણે મેંદરડાના મહાલકારી જોગ મોજે ટીબડીના વિપ્ર ગોવા ભીઠાને માલૂમ થાય, જે ગામ મજકૂરના ગામોટી તરીકે, તમો તથા તમારા પૂર્વજોએ, નામદાર સરકારશ્રીની બજાવેલ નોકરી બદલ, ગામ મધ્યે હાલ તુરતનાં, તમારા ભોગવટાનાં જમીન, ખોરડાં અને વાડો, કોઈપણ જાતની, ફારમ સુખડી, ચોથ કે ઈતર લેવાણુ સિવાય, તમને તથા તમારા વંશવારસોને, આ ઉપરથી, કબજાહક–ભોગવટામાં સોંપવામાં આવે છે, તો તે તે બાબતના પાકા લેખ, આ ઑફિસેથી લઈ જવાના તથા ખૂંટ વગેરેની વિગતના નકશા પ્રગણા મજકૂરના મોજણીદારની ઑફિસેથી તુરતમાં મેળવી લેવાનું ધ્યાનમાં રાખી આ નીચે તમારી સહી કરવી. સંવત ૧૯૪૦ના અશાડ શુદ ૧૨ ને સોમવાર તા. ૨ જી સપ્ટેમ્બર સને ૧૮૮૪.

સહી

મહાલકારી,
પ્રગણે મેંદરડા

'હવે ગોરાણીમા, છાપો અંગૂઠો અને કરો ફતેહ.' મુખી પટેલનું અંતઃકરણ હસી ઊઠ્યું.

'પણ શાહી વગર અંગૂઠો શેનાથી છાપું?' રળિયાતમા કહી રહ્યાં.

'એટલી શાહી યે ઘરમાં નથી, મારી?'

'નારે માડી, ઈન્દર તો ઇન્ડીપેનથી લખે છે; તે ઈ હારે લેતો ગ્યો છે: એક ચોખાના દાણા જેટલી યે શાહી નથી, ભાઈ.'

'ત્યારે, ઈ તો ભારે મૂંઝવણ કરી. એનું કેમ કરશું ? મારે બજારે વાણિયાની હાટડિયે લેવા જાવું પડશે.' એમ જ્યાં સુખી પટેલ રળિયાતમાને મૂંઝવણ કરાવતા હતા ત્યાં તો કુંવારકા મેઘું બોલી ઊઠી: 'રળિયાતમાં, આ સવાસો કંકાવટીયું તમારે ઘરે આજ લગીયું શું છે ઈ હું કામની છે.? રૂપાળો કંકુવાળો અંગૂઠો કરીને છાપોને સરકારી કાગળિયામાં તે, અંગૂઠાની રેખાઓના શેરડા, લાલ હીરના દોરા જેવા ઊઠી આવશે.'

અને રળિયાતમા કંકુવાળો અંગૂઠો કરી તુમારમાં છાપી રહ્યાં તે જાણે, એકઠા થયેલા સમુદાયના હૈયામાં છપાઈ રહ્યો.

●

[આ વિભાગમાં અન્ય કોઈ સામયિકમાં આવી ગયેલું ફરી ફરી વાંચવા યોગ્ય લેખન લેવાનું રાખ્યું છે. તંત્રી] ફરી ફરી વાંચો

# શ્રી રામકૃષ્ણ પરમહંસજી

લેખક
ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર

ધર્મના જે આચાર્યો હિંદમાં થઈ ગયા તેમાં શ્રી રામકૃષ્ણ પરમહંસજીનું સ્થાન વિશિષ્ટ પ્રકારનું છે. જેમ શ્રી ભગવદ્‌ગીતા કોઈ સંપ્રદાયનું પુસ્તક નથી પણ સર્વ ધર્મો સ્વીકારી શકે એવું મહાન પુસ્તક છે તેવી જ રીતે પરમહંસજી કોઈ એક સંપ્રદાયના પ્રતિનિધિ નહોતા. દુનિયાના બધા લોકો સ્વીકારી શકે એવો સરળ એમનો ધર્મ હતો. ધર્મની જે સંકુચિત વ્યાખ્યા અત્યારે સ્વીકારવામાં આવે છે તેને પરમહંસજીને ત્યાં સ્થાન જ નહોતું, કારણ કે કાલીમાતાના સાંનિધ્યમાં રહીને પણ પુસ્તકોનો આડંબરી અભ્યાસ કર્યા વિના તેઓને અંતર્જ્ઞાન થયું હતું કે ધર્મની કસોટી આપણા હૃદય અને કર્મોની શુદ્ધતા ઉપર અવલંબે છે. જેમ હનુમાનજીને રામનામ વિનાની કોઈપણ વસ્તુ સ્વીકાર્ય નહોતી તેમ હૃદયની શુદ્ધતાથી નહીં પ્રેરાયેલું કોઈપણ કર્મ પરમહંસજીને સ્વીકાર્ય નહોતું. તેથી જ્યારે જ્યારે પરમહંસજી પાસે અનેક માણસો આવતા ત્યારે તે કૃષ્ણભગવાનની માફક એક જ ઉપદેશ આપતા અને તે એ હતો કે હૃદય શુદ્ધ રાખી વ્યાકુળતાપૂર્વક કર્મો કર્યે જાઓ. પરમહંસજીની ધર્મની ઉદાર ભાવનાનું આ એક ખાસ લક્ષણ હતું. પોતે કાલીમાતાના પરમ ભક્ત હોવા છતાં કાલીમાતાની પૂજા એ જ સર્વસ્વ છે એવું કોઈ દિવસ પ્રતિપાદન કરતા જ નહીં. પોતાના શિષ્યોને તેથી પોતાને અનુકૂળ હોય તે ધર્મ સ્વીકારવાનું કહેતા; જેની પૂજા કરવી હોય તેની પૂજા કરવાની છૂટ આપતા; દ્વૈત-અદ્વૈતના કે શિવ-વિષ્ણુના ઝઘડામાં તેઓ પડતા જ નહીં. પોતાની ગામડી પણ અલંકારિક ભાષામાં પગલે પગલે એક જ વસ્તુ તેઓ કહેતા: 'જે ક્ષેત્રમાં હો તે ક્ષેત્રમાં હૃદય શુદ્ધ રાખી કર્મો કર્યા જ કરો. વ્યાકુળતાથી અને શુદ્ધતાથી કરેલાં કર્મોમાંથી તમારો જીવનમાર્ગ મળી રહેશે.' પરમહંસજીના માનસની આ ઉદારતા અને શુદ્ધ કર્મયોગની ઉપાસના કેવા પ્રકારની હતી તે આપણે તપાસીએ.

પરમહંસજી બધાને એક જ ઉપદેશ આપતા: 'ઈશ્વરને ગમે તે રીતે ભજો પણ વ્યાકુળતાથી ભજો; હૃદય શુદ્ધ રાખીને ભજો. દુનિયાને ઠગવા માટે ભજશો નહિ. દેખાવ માટે ભજશો નહિ. ભગવાન મન જુએ છે. અમુક માણસ શું કામ કરે છે તે ઈશ્વર જોતા નથી પણ કયા હેતુથી તે કરે છે તેના ઉપર ઈશ્વર લક્ષ આપે છે. ઈશ્વર તો ભાવગ્રાહી છે. જેમ મુસલમાન લોકો મસ્જિદમાં બેસી પુકારે છે તેમ ઈશ્વર માટે પોકાર કરો. ધાવણું છોકરું જેટલી વ્યાકુળતાથી મા તરફ દોડે છે તેટલી જ વ્યાકુળતાથી ઈશ્વર તરફ જાઓ અને તેના માટે પોકાર કરો.

'બિલાડીનાં બચ્ચાં મિયાઉં મિયાઉં કર્યા કરે છે તેઓ કાંઈ સમજતાં નથી. તમે તેને પલંગ ઉપર સુવાડો તોપણ મિયાઉં મિયાઉં કર્યા કરે છે. તેવી રીતે તમે ઈશ્વર માટે આક્રંદ કરો. હું તો ઈશ્વરને ઓળખવાનો પ્રયત્ન કરતો નથી. હું તો બિલાડીનાં બચ્ચાંની માફક મિયાઉં મિયાઉં કરું છું. માને જે કરવું હોય તેમ કરે. જેમ ગાય વ્યાકુળતાથી વાછરડા તરફ દોડે છે તેમ ઈશ્વરને મળવા માટે વ્યાકુળ બનો. જ્યારે એટલી વ્યાકુળતા થશે ત્યારે ઈશ્વરની પ્રાપ્તિ થશે એમ સમજજો.'

આ વ્યાકુળતા અને એકાગ્રતા કેવી જોઈએ તેનાં દૃષ્ટાંતો પરમહંસજી બહુ આપતા. તે દૃષ્ટાંતો આ છે:

એક શિકારી પક્ષીનો શિકાર કરવાને નિશાન તાકતો હતો. તેની પાસે જ થઈને વરઘોડો ગયો, સામેલાઓ ગયા અને જાનૈયા ગયા. રોશની, વાજાં અને ગાડીઘોડાની હાર ચાલી ગઈ પણ એ શિકારી પોતાના લક્ષ્યના ધ્યાનમાં એવો તો પરોવાઈ ગયો હતો કે આટલી બધી ધામધૂમની એને કશી અસર થઈ નહિ.

એક માણસ તળાવ ઉપર માછલી પકડવા બેઠો હતો. પાણીમાં નાખેલો ગલ માછલીએ પકડ્યો અને તેને બાંધેલી દોરી માછલીના ભારથી ખેંચાવા લાગી. તે સોટી હાથમાં લઈને એકચિત્તે દોરી ખેંચવા લાગ્યો. એવામાં એક મુસાફરે તેને પૂછ્યું: 'ભાઈ, ફલાણાભાઈનું મકાન ક્યાં છે!' આ માણસે ફરીથી સવાલ કર્યો પણ સવાલનો જવાબ મળ્યો નહિ. પછી પેલા મુસાફરે મોટા અવાજે પાંચ-છ વાર પૂછ્યું પણ જવાબ નહીં મળવાથી તે ખિજાઈને જતો રહ્યો.

માછીમારનું ચિત્ત તો માછલીમાં જ હતું. પછી એક-ચિત્તે માછલી કાઢયા પછી તે મુસાફર પાછળ દોડ્યો અને બૂમો પાડી પૂછયું: 'તમે મને તે વખતે શું પૂછતા હતા?' મુસાફરે ચિડાઈને કહ્યું: 'તમને પચીસ વાર તો પૂછયું તો ય તમે મને કહો છો શું પૂછતા હતા!' માછીમાર કહે: 'મારો ગલ પાણીમાં ડૂબ્યો હોવાથી મેં તમારું કહેવું જરા યે સાંભળ્યું નહીં.'

એક ચિત્ત હોવું જોઈએ અને સંકલ્પ કેવો હોવો જોઈએ તેનાં અનેક દૃષ્ટાંત 'પરમહંસજી' આપતા.

એકવાર દુકાળ પડ્યો. એક ખેડૂત ખૂબ ટેકવાળો અને આગ ગુસ્સાવાળો હતો. તેણે નિશ્ચય કર્યો કે જ્યાં સુધી ખેતરમાં પાણી ન આવે ત્યાં સુધી અન્ન-પાણી હરામ. વખત પસાર થતો ગયો. બપોર થયાં. નાહવાનો વખત થયો. તેની છોકરી તેડવા આવી અને કહ્યું: 'બાપા! જમવાનો વખત થયો, ચાલો.' ખેડૂત કહે: 'તું અહીંથી ચાલી જા, મારે હજી કામ છે.' પાછલો પહોર થયો તોપણ ખેડૂતે કામ ચાલુ રાખ્યું. ખાવાનું પણ તે ભૂલી ગયો. અંતે એની સ્ત્રી જાતે આવી અને કહેવા લાગી: 'ખાવાનું ટાઢું થઈ ગયું છે. ચાલો, ખાઈ લો. ખાઈને કામ કરજો. આજે ન થાય તો કાલે કરજો.' ખેડૂત બોલ્યો: 'તને અક્કલ નથી. વરસાદ પડતો નથી. ખેતરમાં કાંઈ વાવેતર થતું નથી. છોકરાં શું ખાશે? જા, ઘેર જા. મેં તો સંકલ્પ કર્યો છે કે ખેતરમાં પાણી આવે નહિ ત્યાં સુધી મારે નાહવું નથી અને ખાવું ય નથી' એમ બોલી તે પાછો કામે લાગી ગયો. સાંજ સુધી તન-તોડ મહેનત કરી નદી અને નહેરનું જોડાણ કર્યું અને પાણી ખેતરમાં આવ્યું તે જોઈને એનું મન શાંત થયું. પછી તેણે કોદાળીપાવડા ફેંકી દીધા અને સ્ત્રીને જઈને કહ્યું: 'ચાલ હુક્કો લાવ.' પછી તે નાહ્યો, જમ્યો અને ઘસઘસાટ ઊંઘી ગયો.

બીજો ખેડૂત જુદા પ્રકારનો હતો. એને પોતાના ખેતરમાં પાણી લાવવું હતું. તેની સ્ત્રી ખેતરે જઈને કહેવા લાગી: 'ચાલોને ખાવાનું તૈયાર થયું છે. અને કામ તો થશે એની શી ઉતાવળ છે!' તરત જ ખેડૂતે કોદાળીપાવડા દૂર નાખ્યા. પછી એણે ઘણી મહેનત કરી પણ એના ખેતરમાં પાણી આવ્યું જ નહિ.

તીવ્ર સંકલ્પ માટે પરમહંસજી એક બીજું દૃષ્ટાંત આપતા: ચાતક પક્ષી તરસથી મરણ જેવું દુઃખ વેઠે છે. તેની છાતી રૂંધાઈ જાય છે. તેની નજર આગળ સમુદ્ર, નદીઓ પણ હોય છે. પણ એ પાણીનું એક પણ ટીપું ચાખતું નથી. તરસથી પ્રાણ જાય તો પણ એક ટીપું લેવું હરામ છે. સ્વાતિ નક્ષત્રના વરસાદનું ટીપું આકાશમાંથી પડે તે માટે જ તે ઉત્સુકતાથી રાહ જુએ છે. પરમહંસજી આ પ્રકારના આગ્રહ માટે બીજું દૃષ્ટાંત આપતા. તેઓ કહેતા:

'વ્યાકુળ થઈને માની પાસે હઠ કરો હઠ કરીને માંગો તો તે આપ્યા વિના નહિ રહે. દાખલા તરીકે એક છોકરો પતંગ લેવાને માનું લૂગડું પકડીને પૈસો માગે છે, મા પાડોશણો સાથે ગપ્પાં મારે છે, અને તેથી સાંભળતી નથી. આડું મોં રાખીને તે કહે છે, 'મારાથી નહિ અપાય, તારા બાપા ના કહી ગયા છે. તે આવશે ત્યારે કહીશ.' પણ છોકરો છોડે એવો નથી. તે રડવા લાગ્યો-કકળવા લાગ્યો. 'એ મા, એ મારી મા!' એમ કહી માને વળગી પડ્યો. તે તો પૈસો લેવાની હઠ લઈને બેઠો. ત્યારે તે સ્ત્રી પાડોશણોને કહે: 'ઊભાં રહો, જરા એને ટાઢો પાડું.' એમ કહી ઘરમાં આવી છોકરાને પૈસો આપે છે. તમે પણ એ જ રીતે મા પાસે હઠ કરીને માગો અને પછી જુઓ એ દર્શન આપે છે કે નહિ. પણ દર્શન માટે પ્રયત્ન કરવો પડે છે. ઈશ્વર છે એમ બોલ્યેથી કશો ફાયદો નથી. ગમે તેમ કરીને એની સમક્ષ પહોંચી જાઓ, એકાંતમાં જઈ એને માટે પોકાર કરો, તેની પ્રાર્થના કરો, વ્યાકુળ થઈ આક્રંદ કરો. જેમ તમો સ્ત્રી અને પૈસા તરફ ગાંડા થઈ જાઓ છો તેમ તેને માટે પણ થઈ જાઓ. થોડા દિવસ બધું તો બધું કામકાજ છોડીને તેની જ પ્રાર્થના કરો.

'ઈશ્વર ઈશ્વર બોલ્યેથી કાંઈ ઈશ્વર મળે! સમુદ્રમાં બે મોટી માછલીઓ છે એમ બોલ્યાથી કાંઈ માછલી મળે! જાળ બનાવો અને પાણીમાં નાખો. કેટલીક વાર પછી ઊંડા પાણીમાંથી માછલી ઉપર આવશે અને પાણી હાલવા માંડશે. કોઈ વાર માછલાં ફક્ત દેખાવ દઈને ચાલ્યાં જશે અને કોઈ વાર ધાંધ કરીને ઉપર પણ આવશે.

'દૂધમાંથી માખણ કરવું હોય એમને એમ મળતું નથી. પહેલાં દહીં બનાવવું પડે છે, પછી છાસ કરવી પડે છે; છાસને વલોવવી પડે છે ત્યારે માખણ નીકળે છે. તમે એમ કહો કે ઈશ્વર અમને બતાવો, અમે

હાથ જોડીને બેસી રહીએ; માખણ અમારા મોંમાં મૂકો. એમ કંઈ મહેનત ન કરીએ તો ન ચાલે.

'સોની લોકો જ્યારે સોનું ગાળવા બેસે છે ત્યારે કેટલી મહેનત કરે છે! ભૂંગળી, ચીપિયો વગેરે લઈને એકચિત્તે તે બેસે છે. અને લાગલગાટ ફૂંક માર્યા જ કરે છે. જ્યારે સોનાનો રસ થાય છે ત્યારે જ તે નિરાંતે દમ લે છે. અને કહે છે કે ચાલો હવે જરા બીડી પીએ.

'આપણા મનની અવસ્થા એવી તીવ્ર જોઈએ કે ઈશ્વરને પણ આપણે કહી શકીએ: 'હું શું જગ-બહાર છું? મારા ઉપર દયા લાવે છે કે નહિ!'

'પણ ઘણાં માણસો ઈશ્વરની સમક્ષ પણ દગો કરે છે. ઠાકોરસેવાના ઓરડામાં ભજન થાય છે, ચંદન ઘસાય છે, નૈવેદ્ય તૈયાર થાય છે, પણ તે વખતે ઈશ્વરની મુદ્દલ વાત નહીં. 'કેમ આજે કઈ રસોઈ થવાની છે? આજે તો બજારમાં સારાં શાક તો ન મળ્યાં. કાલે ભીંડાના રવૈયા કેવા સરસ હતા...તમારા દીકરાનો વિવાહ થયો તે કેટલું ઘરેણું ચઢાવ્યું?...મારો ...હરીશ તો એવો છે કે મને જરા પણ છૂટી મૂકતો નથી......એ આજે ઈબ્રાહીમ કરીમના ૬૫૦ બોલાયા...પાંચ ટાટાના ખરીદજો.

'પોપટ રોજ રાધાકૃષ્ણ બોલે છે પણ જ્યારે બિલાડી એને પકડે છે ત્યારે 'કી કી' કરે છે. આ લોકો પોપટ જેવા છે.

'નાના છોકરાઓ પણ એકબીજાને કહે છે કે પરમેશ્વરની તને આણ છે. પણ આ રીતે ઈશ્વરનું નામ ન દેવાય. ઘરડી ડોશીઓ પણ લડતી વખતે 'તને ઈશ્વર પૂછે' એમ એકબીજાંને કહે છે તેમ સંસારી લોકો ઈશ્વરને પૂજે તો એમાં કાંઈ વળે નહિ.

'ઈશ્વર તો ભાવગ્રાહી છે. તમે હિંદુ હો કે મુસલમાન, પારસી કે ખ્રિસ્તી, વૈષ્ણવ કે શૈવ—એ જુદી જુદી વસ્તુ છે. તમારું હૃદય કેવું છે તે ઈશ્વર જુએ છે. તમારા હૃદયની શુદ્ધતા એને જોઈએ છે.

ઘણા શિષ્યો પરમહંસજીને પૂછતા: 'મહારાજ, અમે કેવી ભક્તિ કરીએ? અમે મૂર્તિપૂજા કરીએ કે ઈશ્વરનું ધ્યાન જ ધરીએ?'

પરમહંસજી દરેકને જુદી જુદી સલાહ આપતા ને જવાબ આપતી વખતે સવાલ પૂછનાર કેટલી કોટિએ પહોંચેલો છે તે જાણી લેતા અને તેની લાયકાત મુજબ જવાબ આપતા. પણ દરેક વખતે તેઓ એક જ વસ્તુ કહેતા: 'તમને જેમ યોગ્ય લાગે તેમ ભક્તિ કરો પણ શુદ્ધ હૃદયથી કરજો.' ભક્તિ કેવી કરવી તે અનેક દૃષ્ટાંતથી તેઓ સમજાવતા:

'એક માને ચાર–પાંચ છોકરાં હોય, મા દરેકને અનુકૂળ ધાન્ય આપે છે. કોઈને ખીર આપે છે, તો કોઈને રાબડી આપે છે. પણ હેત તો સરખું રાખે છે. તેમ હું કોઈવાર પૂજા કરું છું તો કોઈ વાર હરિકીર્તન કરું છું, તો કોઈ વાર સ્તુતિ કરું છું, તો કોઈ વાર સમાધિમાં જતો રહું છું.'

'રામનું નામ એક જ છે, પણ તેનાં નામ હજારો છે. નદી એક જ હોય છે. પણ ભક્તો અનેક ઘાટે સ્નાન કરે છે. હિંદુઓ આ પાણીને 'જળ' કહે છે. મુસલમાનો 'પાની' કહે છે. ખ્રિસ્તી 'વૉટર' કહે છે. હિંદુઓ પાણી ભરવા ઘડો વાપરે છે, મુસલમાનો મશક વાપરે છે. પણ પાણી મૂળ એક જ છે.

'હીરામાંથી પ્રકાશ પસાર કરીએ તો જુદા જુદા રંગનો દેખાય છે. પણ મૂળ રંગ તો એક જ છે.

'તમે પેંડા ખાવા બેસો, ત્યારે આડી ખાઓ કે ઊભી ખાઓ પણ એ એકસરખી જ મીઠી લાગશે.

'કબીર કહેતા: 'નિર્ગુણ મારા બાપ છે, અને સગુણ મારી મા છે. હું કોને વંદું અને કોની નિંદા કરું?'

'માટે તમારી શ્રદ્ધા બેસતી હોય એમ કરો. તે સાકાર છે અને નિરાકાર નથી એમ કેમ કહેવાય! કૃષ્ણ ભગવાન સાકાર બની અવતર્યા એ પણ સત્ય છે અને પ્રહ્લાદને ઈશ્વરે નિરાકાર દર્શન આપ્યાં એ પણ સત્ય. શ્રી ભાગવતમાં સ્તુતિ છે કે હે પ્રભો! તમે સાકાર છો અને નિરાકાર છો. તમે મનુષ્યરૂપે પ્રગટ થાઓ છો અને વેદમાં તમને વાણી અને મનથી અતીત પણ કહ્યા છે.

'પ્રહ્લાદ ઈશ્વરને પિતા ગણતો, યશોદા કૃષ્ણ-ભગવાનને પોતાના બાળક ગણતાં, અર્જુન કૃષ્ણ ભગવાનને મિત્ર ગણતા, ગોપી કૃષ્ણને પતિ સમાન ગણતી. અમે તે ભાવે ઈશ્વરને ભજી શકાય છે.

'પાણી અને બરફ એક જ વસ્તુ છે. અત્યંત ઠંડીને લીધે જેમ નિરાકાર પાણી સાકાર બરફ થઈ

[અનુસંધાન પાન ૩૬

લેખિકા
તેજસ્વિની પાઠક

# આમાં તે ઊંઘ આવે ક્યાંથી?

'વાર્તા

સંસારમાં પ્રાણીને સર્વ વસ્તુઓની આવશ્યકતા છે, અને એમાંય અધિક આવશ્યકતા છે ઊંઘની. અને હું થોડી વાર આંખ મીંચી લઉં છું એમાં શું ખોટું છે! કોઈને કાંઈ ને કાંઈ શોખ હોય જ છે. મને એવી રીતે ઊંઘવાનો શોખ છે–પરંતુ મારી શ્રીમતીજીને ઊંઘ ઉડાડવાનો. અને વળી એ ઉપરાંત મને આળસુ પણ કહે અને બીજા કોઈ કામકાજમાં ચિત્ત પણ નથી એમ ય કહી શકે.

એવા એક દિવસની વાત છે. આખા ય દિવસનો થાક્યોપાક્યો ઓફીસેથી ઘરે પહોંચ્યો કે ઝટપટ વાળુ પતાવીને સૂઈ જઈશ. પણ ઉંબરામાં પગ મૂકતાં જ શ્રીમતીજીનો ચહેરો દેખાઈ ગયો–ગભરાયો. તો ય ઉતાવળે મેં પૂછ્યું: 'ખાવાનું તૈયાર છે ને!'

'શું!' એકદમ જાણે સળગી ઊઠી ન હોય તેમ શ્રીમતીએ કહ્યું: 'કેમ! આજે આટલી બધી શી ધાડ મારવી છે! છડી-સ્વારી જવાની છે તો નિરાંતરીને ત્યાં ને!'

બસ એની તો એક જ વાત: મારી ઊંઘ. એનું તો જાણે શું ય બગાડ્યું હશે કે આમ હાથ ધોઈને એ એની પાછળ પડી છે!

મેં જરી દબાતા અવાજે કહ્યું: 'ના રે, મને ક્યાં ઊંઘ આવે છે! અરે જો ઊંઘ જ આવતી હોત તો તો મારા શરીરની આજ આ હાલત ક્યાંથી હોત!'

શ્રીમતીનો મેણા હાસેલો ધેરો અવાજ રણક્યો: 'ઓહારી! જ્યારે ઊંઘ આવતી નથી ત્યારે તો એવી હાલત હોય છે કે ઊંઘવા માટે જ નવું નવું દી સુધી કાંઈ પૂછવા-ગાછવાની તક જ ન મળતા હોય. અને જ્યારે ઊંઘ જ આવવા લાગશે ત્યારે તો જાણે શું યે હાલત થશે એ તો ભગવાન જ જાણે!'

હું તો ખૂબ જ મૂંઝવણમાં પડી ગયો. વાતને જલદી પતાવવા કહ્યું: 'મારે થોડું ઉતાવળનું કામ હોવાથી એમ કે જલદી વાળુપાણી પતી જાય તો ઠીક.'

પરંતુ શ્રીમતી એમ ક્યાં સરતું ઊડે તેવાં હતાં! એકદમ પ્રશ્ન છૂટ્યો: 'એવું તે શું કામ છે ભલા?'

બસ આફત જ આ છે ને! મને થયું કે અત્યારે તો સામેથી ખસી જવામાં જ માલ છે, અને સૂવાના ઓરડા તરફ ચાલ્યો ગયો.

ખીંટીએ કપડાં ટાંગતાં ટાંગતાં પલંગ ઉપરની સફેદ ચાંદનીશા બિછાના ઉપર એક ઊંઘલોલુપ નજર નાખી નિરુપાયે પાસેની ખુરસીમાં બેસી ગયો. નજીના ઘોડામાંથી કેટલીય ચોપડીઓ લે-મૂક કરી પણ એકમાં મન લાગ્યું નહિ. ખૂબ વિમાસણને અંતે સૂઝ્યું કે અંદરથી બારણું વાસીને એક ઝોકું મારી લીધું હોય તો કેમ! ઉત્સાહ સાથે ઊભા થતાં બારણા પાસે પહોંચ્યો કે રસોડામાંથી શ્રીમતીજીનો અવાજ આવ્યો: 'એ ચાલો, થાળી પીરસી છે.' બારણું બંધ કરવું છોડી ફરી એકવાર પલંગ તરફ નજર કરી રસોડા તરફ ગયો.

રાત્રિ અંધકારભરી ધીરે કદમે ને પગલે-પગલે ધપી રહી હતી. દસ વાગી ગયા હતા. પણ અહીં તો શ્રીમતીજીની આંખોમાં ઊંઘનું નામનિશાન શોધ્યું ય મળતું ન હતું. ઊંઘને અને એને કોણ જાણે કયા ભવનું વેર હશે! એ ન સૂએ તો ખેર. મુસીબત તો એ હતી કે એનું તો બીજાની પણ ઊંઘ હરામ કરાવી હતી.

સૂવાના ઓરડામાં જાણે અત્યારે જ બધું સમુનમું કરવાનો મોકો અવકાશ મળ્યો છે. જેટલી હોય તેટલી તાકાતથી કપડાં ઝાટકી ઝાટકી સંકેલીને કબાટમાં મૂકે છે. વચ્ચે પડેલા ટેબલને દૂર મૂકવા જતાં ઊંચકવાને બદલે ઢસડીને જેટલો બની શકે તેટલો વધારે અવાજ કરે છે. આખરે થાકીને હું બીજો કોઈ ઉપાય ન સૂઝતાં ગોદડાના ખૂણેથી થોડું રૂ ખેંચી, બંને કાનમાં ભરાવી મોં ઉપર ઓઢણું ખેંચી પાસું ફરી ગયો.

હળવે હળવે આંખ ઘેરાઈ રહી હતી. એક ઝોકું ખાધું ન ખાધું ત્યાં તો ધસક ધસક થતા કોઈ નિષ્ઠુર અવાજે, દાબેલ રૂની આરપાર થઈ મને ઝબકાવી દીધો. મોઢું ઉઘાડી જોઉં છું તો સામે ખુરશીમાં શ્રીમતીજી બિરાજમાન છે. પાસે ટેબલ ઉપર લેમ્પની તેજસ્વી શિખા સળગી રહી છે. મારા સામે જોઈ એ ખડખડાટ હસી પડી. મને તો એના આ અકારણ હાસ્યથી એવી તો ખીજ ચડી હતી. પણ ત્યાં તો હાથ લંબાવી તેણે મારા કાનનાં પૂમડાં ખેંચતાં કહ્યું: 'આટલા રૂથી શું થવાનું છે! કાપણી થે રજાઈનું રૂ કાનમાં ખોસ્યા તો ય આજ તો સૂવા પામવાના નથી જ નથી.'

ન્યાયાલયમાં બચાવ કરવાની તક મળે તે પહેલાં

જ તકસીરવાન ઠરાવતો હુકમ છૂટે ને સાંભળતાં માણસ ગભરાઈ જાય તેમ મારા તો છક્કા છૂટી ગયા. તોય હિંમત એકઠી કરતાં કહ્યું: 'આખરે છે શું?'

અને મારા એ શબ્દો સાંભળતાં જ શ્રીમતીજીનું હાસ્ય જાણે ક્યાંય ઊડી ગયું અને એકદમ મોઢું જાણે મણુએકનું બનાવી દેતાં બોલી: 'આમ સાવ ગીગલા બને કાંઈ નહિ ચાલે. આજે તમને ખાસ જરૂરી વાતો પૂછવાની છે અને કહેવાની પણ છે. કેટલાય દિવસથી રાહ જોઈ રહી છું પણ તમારી ઊંઘ આડે તક મળતી જ નથી ને! બધાને મારે રોજ રોજ કેટલા બનાવટી જવાબ દેવા! હું તો હવે થાકી છું. આમ ક્યાં સુધી ચાલશે! એટલે આજે તો એ બધી વાતોનો ફેંસલો કર્યે જ છૂટકો છે, કે કાલે મારે કોઈની પાસે શરમાવાપણું તો ન રહે.'

હવે તો માથે ચડીને આવેલી બલાને પૂરો જવાબ આપ્યે જ છૂટકો છે જાણી કહ્યું: 'એવડી લાંબી ભૂમિકા બાંધ્યા સિવાય જ જે કાંઈ પૂછવાનું છે તે કરો શરૂ.'

શ્રીમતીજીએ કહ્યું: 'ગભરાવ મા, આજ તો મેં બધીય તૈયારી કરી લીધી છે. હું જાણતી જ હતી કે તમે 'જલદી પતાવો, જલદી પતાવો' જ કરવાના છો, પણ એમ જલદીમાં એકાદ વાત રહી ગઈ તો પછી વર્ષો સુધી એ રહી જશે...એટલે તો મેં બધીય હકીકતોની નોંધ કરી લીધી છે.' એમ કહેતાંની સાથે એક ખાસો મોટો ખરડો ઉખેળ્યો. હકીકતોનો ખરડો જોતાં જ મારા તો રામ રમી ગયા. આવડો મોટો ખરડો! રાતભરમાંય પૂરો થશે કે? મેં પડખું ફેરવતાં કહ્યું: 'લો કરો શરૂ.'

પણ શ્રીમતીજીની ત્રેવડ દુર્લભ છે. તે ખિજાઈ બોલી: 'વાહ રે સાહેબ, આપ તો પાસો ફરી સૂતા અને મારે પ્રશ્નાવલી વાંચ્યે જવી અને ઉત્તર કોણ આપશે? હીવાલ આપનો એમ? આપ તો પડખું ફરી ઘોરવા માંડશો. અને મારે તો બસ વાંચ્યે જવું!'

ગજબનું રૂપ લઈને ઊંઘની બલા આજે તો શ્રીમતીજીની દ્વારા મારી પાછળ પડી હતી.

બીજો કોઈ ઉપાય રહ્યો ન હતો. મેં પડખું ફેરવ્યું. શ્રીમતીજીએ વાંચવા માંડ્યું:

'નંબર–૧. મકાન આખાને અંદર અને બહારથી રંગરોગાન દેવરાવવાનો છે. એનું ઊધડું કામ દેવાનું છે. ઊધડ રાખનાર પૂછે છે: કેટલા રૂપિયા દેશો?'

મેં જવાબ આપ્યો: 'વિચારીને કહીશ.'

નંબર–૨...ખબર ન રહી કે શ્રીમતી શું વાંચી ગઈ. હળવી ઊંઘમાં સરકી ગયો'તો. જ્યારે શ્રીમતીએ પૂછ્યું ત્યારે મેં ગભરાતાં કહ્યું: 'હં.' અને ભાગ્યદેવીએ સહાયતા કરી–શ્રીમતીજીના પ્રશ્નનો જવાબ 'હં' થી જ પતી જતો હતો. અને અનાયાસે 'હં' જ મોમાંથી નીકળી ગયેલો.

શ્રીમતીએ આગળ ચલાવ્યું: 'મોટી છોકરીના સાસરેથી કાગળ આવ્યો છે.'

મેં કહ્યું: 'હં.'

શ્રીમતીજીએ કહ્યું: 'એમાં લખે છે કે...'

મેં ઊંઘના ઘેનમાં જ 'હં' માર કરી દીધો.

શ્રીમતીજી આ વારે તો ચિડાઈ ઊઠી: 'તો એનો શો જવાબ દેવો?'

મેં ગભરાતાં ગભરાતાં પૂછ્યું: 'શેનો?'

શ્રીમતીજી: 'કેમ, એ કાગળનો?'

'કયા કાગળનો?' મેં પૂછ્યું.

'એનો, હમણાં જ વાત કરી ગઈ નહિ?' શ્રીમતીજી ઘૂરકતાં બોલ્યાં.

મને અચાનક યાદ આવી ગયું. છોકરીના સાસરેથી આવેલા કાગળની કંઈક વાત છે. મેં પૂછ્યું: 'તો સાસરાપક્ષવાળા શું કહે છે?'

શ્રીમતીજીએ કહ્યું: 'એ તો હું આપને વંચાવી રહી હતી. પરંતુ આપ તો અંતર્યામી ભગવાન નીકળ્યા. કાગળ વાંચ્યા કાઢ્યા વગર જ આપને તો બધું સમજાઈ ગયું છે કે એવડા એ પત્રમાં કેવળ 'હં' જ લખ્યું છે જાણે. હું તો જાણતી જ હતી કે આપ આપની ઊંઘ રોકી શકવાના જ નથી. જો આપને પૂછ્યા વગર કંઈ કરી લઉં તો એમાં વાંધાવચકા કરો છો. અને જ્યારે પૂછું છું તે વેળાએ જવાબ નથી મળતો. હવે આપની સાથે મારો સમય નથી ગુમાવવાની. ભલે આપ સૂઈ જાઓ.'

હું પળમાં બેઠો થઈ ગયો. શ્રીમતીને કહ્યું: 'લો હવે નહિ સૂઉં. બોલો શું કહેવું છે?'

પરંતુ શ્રીમતીજીની રીસ ગઈ નહીં. ન જાણે શું યે બડબડતી હતી.

મેં કહ્યું: 'લાવો જોઈએ. કાગળ વાંચીને જવાબ લખી નાખીશ.'

'હબી મૂકયા. હું...' શ્રીમતીજીએ મોઢું વધારે ચઢાવતાં કહ્યું.

મુસીબતમાં મુસીબત આવી પડી. નાનો બાબો ઊંઘમાંથી જાગી ગયો અને રોવા લાગ્યો. શ્રીમતીજી ઊઠી; કહેતી ગઈ 'તમે જરી બેસજો બાબો ઊઠયો છે, એને સુવાડી આવીને તમને બધી વાત વિગતવાર કહું છું. અગર જો આજ તમે આ બધાનો ફેંસલો કર્યા વગર ચાલ્યા ગયા છો તો પછી આફતના ઓળા જ ઊતર્યા સમજજો '

બેઠો બેઠો શ્રીમતીજીના પાછા આવવાની રાહ જોઈ રહ્યો છું પણ ભલા એ કયાંથી પાછી ફરે! કેટલી ય વારે મેં થાકીને બૂમ પાડી. 'એ સાંભળો છો કે!'

શ્રીમતીજી આંખો ચોળતા ચોળતા બોલ્યા 'અવાજ ન કરો. બાબો જાગી જશે.'

હું ચૂપ થઈ ગયો અને ત્યાં તો બાબાને બદલે બાબાની બાના નસકોરાંનો અવાજ આવવા લાગ્યો. હેરાન હેરાન છું. સૂરજ ઊગ્યા પહેલાં કાંઈ શ્રીમતીના ઊઠવાની આશા નથી. અને જો જગાડું તો બાબો ઊઠી જવાનો ભય છે. મારે શું કરવું? વિકટ સામલો છે. આમાં તે ઊંઘ આવે કયાંથી!

['મનોહર કહાનિયાં'માંની વાર્તા પરથી]

## ફરી ફરી વાંચો

[પાન ૩૩નું સંધાણ]

જાય છે તેમ અત્યંત ભક્તિને લીધે નિરાકાર ઈશ્વર સાકાર બની ભક્તને દર્શન આપે છે. પછી જ્યારે જ્ઞાનરૂપી સૂર્ય ઊગે છે ત્યારે સાકાર બરફ નિરાકાર બની જાય છે. વળી કેટલાક ભક્તો એટલી બધી ભક્તિ કર્યા કરે છે કે તેમનો બરફ પીગળતો જ નથી અને તેઓ સાકાર જ રહે છે.'

ધર્મની આવી ઉદાર ભાવના કેળવી, કર્મોની શુદ્ધતાનો આગ્રહ સેવી, દરિદ્રનારાયણની સેવા એ જ ભક્તિયોગ કે કર્મયોગ છે એવી તમન્ના પોતાના અનેક શિષ્યોમાં ઉત્પન્ન કરનાર આ મહાન પુરુષને અનેક નમસ્કાર હજો.

['પરમહંસજીનું જીવનમંથન' નામક અપ્રકટ પુસ્તકનું 'ગુજરાત સમાચાર'માંથી]

# સાચી પણ અદ્ભુત વાતો

લેખક
છોટાલાલ માનસિંહ કામદાર

## સર્પનો પ્રેમ

**આ** પત્રના વાંચકોએ મનુષ્યની નસેનસમાં પ્રસરી ગયેલ ઝેર ચૂસી લેતા સર્પની વાત તો વાંચી છે. હવે તેઓને સર્પનું વિલાસી વર્તન જાણવામાં રસ પડશે. પોતાની મનુષ્ય–પ્રિયતમાનું જીવન નષ્ટ થતાં પોતાનું જીવન પણ વ્યર્થ છે તેમ જણાતાં તેણે મનુષ્યોની મોટી સંખ્યાની હાજરીમાં આપઘાત કર્યો.

આ દશ્યનું સ્થાન મધ્ય ત્રાવણકોરમાં આવેલ પેરિલાકરા નામના નાના ગામમાં આવેલ એક ઘરમાં છે. દિવસ હમણાં જ ઊગ્યો હતો. ઘરની ઓસરી પ્રેક્ષકોથી ભરાઈ ગઈ હતી અને વાડામાં તેમ જ બહાર પણ માણસો માતા નહોતા. દરેકના ચહેરા પર ભય, ઉશ્કેરાટ તથા આશ્ચર્ય દગોચર થતાં હતાં. તેઓ બધા કોઈની રાહ જોઈ રહ્યા હતા. થોડો વખત આ રીતે વીત્યો. રસ્તાના દૂરના છેડેથી એક આધેડ વયનો મનુષ્ય–ઉચ્ચ જ્ઞાતિનો નાંબુદ્રી–આવતો હતો. તેના ચહેરા પર તથા હાથ પગ સુખડ તથા ભસ્મ લગાવેલ હતા. પ્રેક્ષકોએ માનભેર તેને માર્ગ કરી દીધો. તે ઘરના આગલા બારણા પાસે ગયો. લોકોની ચિંતા વધતી ગઈ, બારણું ઊઘડ્યું અને માણસે અંદર પગ મૂક્યો. તેણે જે દશ્ય જોયું તેવું દશ્ય મનુષ્યની આંખોએ કદી જોયું નહોતું.

ત્યાં પથારીમાં પચીસેક વર્ષની એક સ્ત્રી પડી હતી કોઈવાર અનિયમિત શ્વાસ લેવા ઉપરાંત તેનામાં જીવ હોવાનાં કંઈ ચિહ્નો જણાતાં નહોતાં. આ મૃત અથવા અર્ધમૃત સ્ત્રીના ગળા પર એક મોટો સર્પ વીંટળાઈને પડ્યો હતો અને તેની ફેણ તેની છાતી પર હતી. નવા આગંતુકને જોઈને સર્પે પોતાનું માથું ઊંચું કરી સુસવાટો કર્યો. આ પરથી મંત્રવાદી બ્રાહ્મણ સ્ત્રીના સામું જોઈને જમીન પર બેઠો અને પોતાની પાસેની ડાબલીમાંથી થોડાં પાંદડાં લઈ, જમણા હાથના અંગૂઠા વડે ડાબા હાથની હથેળીમાં મસળવા લાગ્યો. તે દરમિયાન તે ધીમા અવાજે મંત્રોનું ઉચ્ચારણ કરી રહ્યો હતો. આ રીતે એક કલાક વીતી ગયો. પછી મંત્રવાદી પોતાની જગ્યા પરથી ઊઠીને સ્ત્રીની નજદીક ગયો અને પોતાના ડાબા હાથ વડે સર્પની પૂંછડી પકડીને તેના જમણા હાથને તેના માથા પર ગોળ ગોળ ફેરવ્યો સર્પની ચૂડ દૂર કરવાનો મંત્રવાદીનો યત્ન નિષ્ફળ ગયો. પોતાને સતાવનાર મનુષ્યને ઈજા ન કરવાની ઈચ્છાવાળા ગુસ્સે થયેલા સર્પે પોતાની ચૂડ એવા જોરથી સખત કરી કે દેખીતી રીતે સ્ત્રીને પડખું ફરવાની તથા મંદમંદ અવાજે ચીસ પાડવાની ફરજ પડી. કંઈ પણ ઈજા વિના સર્પને જુદો પાડવાના પ્રયત્નમાં નિષ્ફળતા પ્રાપ્ત થવાથી મંત્રવાદી ઓરડાની બહાર નીકળ્યો અને બહારના માણસોને જણાવ્યું કે–અત્યારના અસાધારણ સંજોગોને પહોંચી વળવા માટે ખાસ તૈયાર કરેલ સાધન હું જઈને લાવું છું.

દરમિયાન સ્ત્રી અત્યંત બેચેન થઈ જમીન પર આળોટવા લાગી. સર્પ તો તેના ગળામાં વીંટાયેલો જ હતો. અચાનક તેના ગળામાંથી લાંબી ચીસ નીકળી. તેણે તેની આંખો ઉઘાડી અને ચકિત નયને આજુબાજુ જોવા લાગી. ઉધરસના અવાજ સાથે એક ચીસ અને પછી બીજી ધીમી ચીસ તેણે પાડી. પછી બધું શાંત થઈ ગયું. તે મડદું થઈ પડી હતી.

થોડી મિનિટ પછી અદ્ભુત બનાવ બન્યો. સ્ત્રીના મૃત્યુથી ઉદાસ બનેલા સર્પે ગૂંચળું છોડી નાખ્યું અને તેની આસપાસ ત્રણ વખત પ્રદક્ષિણા કરી તેના ચહેરા પર છેલ્લી દૃષ્ટિ નાખી અને બારણા તરફ પાછો હઠ્યો. આસપાસ અને દૂર મનુષ્યોનું ટોળું હોવા છતાં તે હિંમતભેર બારણામાંથી નીકળી ગયો અને બહાર આરસના પગથિયા પર માથું મૂકી આરામ લેવા લાગ્યો. પ્રેક્ષકો તો બધા આશ્ચર્યમુગ્ધ થઈને જોઈ જ રહ્યા હતા. વીજળીની ઝડપે સર્પે પોતાનું માથું ઊંચું કર્યું અને ખૂબ જોરથી પગથિયા પર ત્રણ વખત પછાડ્યું. તેના મોઢામાંથી લોહી નીકળવા માંડ્યું. તેના જખમી માથામાંથી કંઈક વહેવા લાગ્યું. તેણે પોતાની પૂંછડી જમીન પર પછાડી. તે ગૂંચળું વળ્યો. ગોળ ચક્કર ફર્યો અને થોડી મિનિટમાં મૃત્યુ પામ્યો.

તે કમનસીબ સ્ત્રીનું નામ પાર્વતી હતું. ઉપર કહેલા ગામના શ્રીમંત કુટુંબની તે એકની એક સ્ત્રી હતી. કરુણાકરણ–જેઓ તેને ઓળખતા તે તેને વહાલથી કરુણા ટૂંકા નામે બોલાવતા–પાડોશમાં રહેતો સુંદર

યુવક હતો. તે પાર્વતીથી થોડા મહિના નાનો હતો. જે નિશાળમાં કરણુ માસ્તર હતો તે ગ્રાંટ-ઈન-એઇડની શાળાના મેનેજરના જન્મદિવસની મિજબાનીમાં તેઓ પહેલવહેલાં મળ્યાં હતાં. ત્યાર પછી, તેઓ અવારનવાર મળતાં હતાં. ઓળખાણુ ઝડપથી વધતી ગઈ. આખરે તેઓ પ્રેમીઓ તરીકે જાણીતાં થઈ ગયાં. કર્ણુ યુવાન હતો. પરંતુ વ્યવહાર કુશળ હતો. તે ગરીબ હતો. પાર્વતીની અનાથ અવસ્થા તથા તેની દોલતનો લાભ લેવામાં તેણે લેશ આનાકાની કરી નહિ. તેથી તેણે સામાન્ય વાતચીતમાં લગ્નની દરખાસ્ત મૂકી અને તેના આશ્ચર્ય વચ્ચે પાર્વતીએ સત્વર હા પાડી. તેમનાં લગ્ન થઈ ગયાં. પાંચ વર્ષ સુધી તેઓએ એકબીજાનાં સુખદુઃખમાં ભાગ લીધો હતો. આ પાંચ વર્ષ સુધી તેઓ એકબીજાનો વિયોગ ઘડી પણ સહન નહોતાં કરી શકતાં.

સમયનું ચક્ર મનુષ્યજીવનમાં વિચિત્ર અને અણુધારેલી પરિસ્થિતિ લાવે છે. તે પ્રમાણે આ દંપતીના જીવનમાં પણ બન્યું. કર્ણુનો બાપ ઉડાઉ તથા ખૂબ દેવાદાર હતો. તેના હાથમાં પૈસો રહેતો જ નહિ. હવે તેના જીવનમાં દિવાળું કાઢવાની પરિસ્થિતિ આવી. પોતાના પિતાની આર્થિક મૂંઝવણુ જોઈ કરણે પિતાના દેવા માટે જામીન થવા અથવા તેની સામે થયેલ મુકદ્દમાઓનો નિકાલ કરવા માટે કેટલીક જમીન વેચી નાખવાની વિનંતિ કરી. પાર્વતીએ તેમ કરવામાં આનાકાની કરી. તેના પતિએ તેના પર બેવફાઈનો આરોપ મૂક્યો. પરિણામે સખ્ત કજિયો થયો. આગળનો ઉત્સાહ ધીમે ધીમે ઓસરવા લાગ્યો. પતિની પત્નીના ઘરની મુલાકાતો ઓછી થવા લાગી. પાર્વતીનું ધૈર્ય ખૂટી જતાં તેણે પતિ પર બેવફાઈનો આરોપ મૂક્યો. કરણે તો તેને કહ્યું કે મારાથી મોટી ઉંમરની સ્ત્રી સાથે લગ્ન કરવા માટે મારું હૃદય ડંખે છે. પછી પાર્વતીના મનમાં ભયજનક શંકા ઉપસ્થિત થઈ. મારા પતિ મારો ત્યાગ તો નહિ કરે ને! લગ્નનાં શિથિલ બંધનોથી તે પરિચિત હોઈ તથા છૂટાછેડાની વિધિ સંબંધી કંઈ ન જાણતી હોવાથી તે પ્રમાણિકપણે એમ માનતી થઈ કે મારા પતિ બીજી સ્ત્રી સાથે લગ્ન કરવા માટે સ્વતંત્ર છે.

મનુષ્યજીવનની નબળી ક્ષણોમાં જ્યારે મનુષ્યના મગજમાં દુષ્ટ વિચારો પ્રવેશ કરે છે ત્યારે દુષ્ટ સાધનો વડે પોતાની ઇચ્છા પૂરી કરવાની આશા તેના હૃદયમાં ઉપસ્થિત થાય છે. એમ નક્કી કરવામાં આવ્યું કે વશીકરણ મંત્રથી પ્રસિદ્ધ થયેલ અમુક મંત્રવાદી પાસે આ આખી પરિસ્થિતિ જણાવવી.

મંત્રવાદીને જણાવતાં તેણે વચન આપ્યું. મારી કળા વડે કરણુ તારી સાથે જિંદગીભર રહે તેવું હું કરી બતાવીશ. મંત્રવાદીએ મંત્રથી ભરપૂર એક કેળું તૈયાર કરી, કરણને ખવડાવવા પાર્વતીને આપ્યું. પાર્વતી ધારતી હતી કે આજરાત્રે કરણુ જરૂર આવશે તેથી તે તેની રાહ જોઈને બેઠી. પણુ તે રાત્રે તે આવ્યો નહિ. આથી નિરાશ થઈને તેણે કેળાને વાડામાં ફેંકી દીધું અને તે સૂઈ ગઈ.

રાત્રે પરિભ્રમણુ કરતી વખતે સર્પને પાકા ફળની ગંધ આવતાં તે ફળ શોધી કાઢી તે આનંદથી ગળી ગયો. તેની જાદુઈ અસર થઈ. સર્પ પોતાની મરજી મુજબ હાલીચાલી શક્યો નહિ. તે સીધો ઘર તરફ ચાલ્યો, કુશળતાથી દીવાલ પર ચઢ્યો, ખુલ્લી બારી વાટે ધીમેથી ઘરમાં પ્રવેશ કર્યો અને મરતાં સુધી જુદા ન પડાય તેવી રીતે પ્રેમથી સ્ત્રીનો કબજો લીધો. સ્ત્રીની છાતી પર પોતાનું માથું રાખીને તથા તેના ગળાની આસપાસ પોતાના શરીરને વીંટાળી દઈને તે રાતદિન પડ્યો રહેતો હતો. અને અંતે પ્રિયતમાની પાછળ તેણે પ્રાણ નિછાવર કર્યો.

## વહેમનું ઓસડ

વેંકડુ ઉર્ફે વેંકી ટીગડુ ઉર્ફે વેંકટેસ અમારા ઘરનું બધું કામકાજ કરે છે. ઉપરાંત તે ચોકી કરવાનો, રિક્ષા ખેંચવાનો, પાણી ભરવાનો તથા લાકડાં લાવવાનો ધંધો પણ કરે છે. તેની પત્ની વેંકીટી તેના જીવનની તેમ જ કામની સાથી હતી. ઘરકામમાં સ્ત્રીઓને લગતું કામ તે કરતી હતી. તેને અંગે આ યુગલ વિના ઘરના માણસોને ચાલે તેમ નહોતું. એક વખત વેંકડુ રમૂજી રીતે માંદો પડ્યો તથા વધારે ગમ્મત રીતે સાજો થયો.

વાત એમ બની કે વેંકડુને સવારમાં ટાઢી, પાણીમાં ઉકાળેલ ચોખાની કણકી તથા લીલાં મરચાંની ચટણી નાસ્તા તરીકે આપવામાં આવી હતી. તે કાંજી પીતો હતો. વેંકી જૂની ચટાઈમાંથી કંઈક શોધતી હતી. અચાનક વેંકડુએ કૂદકો માર્યો અને કહ્યું: 'હું જીવતી કેડઓળી ગળી ગયો છું!'

ચટ્ટી પર ઢેડગરોળી હતી તે જલદીથી ચાલી જઈને અચાનક અદૃશ્ય થઈ ગઈ હતી. વેંકડુએ માન્યું કે પોતે તે ગળી ગયો. તેણે તાત્કાલિક ઉપાય લેવા શરૂ કર્યા. તેણે ગળામાં આંગળાં નાખી ઊલટી કરી. પરંતુ ઢેડગરોળીનું કંઈ નામનિશાન નહોતું. છતાં તે તો એમ જ માનતો હતો કે ઢેડગરોળી મારા પેટમાં છે. તે પેટમાં ચાલતી હોવાનું તેણે જણાવ્યું. અત્યારે તે અહીં છે, હવે ત્યાં ગઈ, તેમ પેટ બતાવી બતાવીને તે કહેવા લાગ્યો. તેને સાંત્વન આપવાના બધા યત્નો નકામા નીવડયા.

તેણે ખોરાક લેવાની ના પાડી. તે તો પથારીમાં પડી રહ્યો. ઘરના કામકાજમાં અવ્યવસ્થા થઈ રહી. ઘર ઉપર-તળે થઈ રહ્યું. વેંકડુના પેટમાં જીવતી ઢેડગરોળી હોવાની માન્યતાના કારણે આ બધું થયું હતું. તેને લાગ્યું કે હવે મૃત્યુ નજીક છે! તેણે વેંકાને તે મુજબ કહેતાં તે રડવા લાગી. તેણે રડતાં રડતાં તેનું હૃદય ખોલી મને કહ્યું: 'અમ્મા, અમ્મા ગરુ, મારા પતિને બચાવો, મારા ભાવિની કલ્પના કરો, દાક્તરને બોલાવી તેનું પેટ ચિરાવીને ઢેડગરોળીને બહાર કાઢો.'

અમે તેનો ક્ષ-કિરણનો ફોટો લેવરાવ્યો. પેટમાં ઢેડગરોળી નહોતી. વેંકડુ માને તેમ નહોતો. તે કહે કે અંગ્રેજી દાક્તરોને ધૂળ ખબર પડે છે! તેથી અમે દેશી વૈદ્યને બોલાવ્યો.

અમે તે સુજ્ઞ પુરુષને અમારા દુઃખની સર્વ કથની કહી. તે કંઈ જાણતો હોય તેમ હસ્યો અને વેંકડુને સાજો કરવાની અમને તેણે ખાતરી આપી. તે આવ્યો ત્યારે સાથે પેટી, ગોળીઓ, દવાની ભુક્કી, ચાટણ તથા વૈદકનું મોટું પુસ્તક લેતો આવ્યો હતો.

વેંકડુને બતાવવામાં આવ્યો. વૈદે તેના પેટ પાસે કાન રાખીને બૂમ પાડી: 'હું ઢેડગરોળીનો અવાજ સાંભળું છું. હું હમણાં જ તેને બહાર કાઢું છું.' તેણે વેંકડુને થોડી સફેદ ભુક્કી આપી અને તેને ઊલટી થાય ત્યાર પહેલાં આંખે પાટા બાંધી દીધા. વેંકડુને ઊલટી થઈ વૈદે પોતાની સાથે છૂપી રીતે લાવેલ મરેલ ઢેડગરોળીને ઊલટીમાં મૂકી દીધી.

વેંકડુએ આંખો ઉઘાડતાંવેંત મરેલ ઢેડગરોળીને જોઈ. તે આનંદથી કૂદકા મારવા લાગ્યો અને બોલ્યો: 'આને જ હું ગળી ગયો હતો. હાશ, માંડ માંડ બચ્યો!' ઘરમાં આનંદ આનંદ થઈ રહ્યો. અને બધું પૂર્વવત્ ચાલવા લાગ્યું.

## ગૃહદેવતા

નીચે હું જે બનાવનું વર્ણન કરું છું તેની સત્યતા વિષે હું ખાતરી આપું છું. જોકે મેં પોતે તેને નજરોનજર જોયેલ નથી. પરંતુ મારા પિતા, તે માટે ખાતરીથી કહે છે અને મારા કુટુંબના કેટલાક માણસો, મારાં કેટલાંક સગાં તથા જે ગામમાં તે બનાવ બન્યો તેના રહેવાસીઓનો તે વાતને ટેકો મળે છે.

ગામડાનું નામ પેરીમપુલીપક્કમ છે. કાંજીવરમથી તે ગાડારસ્તે લગભગ બારમાઈલ થાય છે. ગામડાના નામનો અર્થ 'વાઘ-પ્રદેશ' એવો થાય છે. આ-નામ કેવી રીતે પડ્યું તે હું જાણતો નથી. ગામડાવાસીઓ તો તેને પ્રાચીન કાળના, વાઘ જેવા રાક્ષસી રાજાના નિવાસસ્થાન તરીકે ગણે છે. મારા મત પ્રમાણે આ અર્થ બંધબેસતો નથી. જગ્યાનું નામ પેરૂમ-પંબુન-પક્કમ એટલે મોટા સર્પોનો પ્રદેશ હોવું જોઈએ. કારણકે એટલામાં જુદા જુદા પ્રકારના અને નાના-મોટા કદના ઘણા સર્પો રહે છે.

મેં પોતે ઘણી વાર ઘણા મોટા સર્પો જોયા છે. એક વખત ૭ ફૂટ લાંબો કાળો સર્પ આ ગામમાં થઈને વહેતી નહેરમાં તરતો મેં જોયો હતો. આ નહેર કદી સુકાઈ હોય એવું બન્યું નથી. તેનું નામ યોગ્ય રીતે જ 'સર્પનહેર' પડ્યું છે. જોકે તેનું ખરું નામ 'રામકલનહેર' છે. આ નામ પડવાનું કારણ તેનો સર્પ જેવો વળાંક એ છે. એણે સાથે પ્રત્યેક વારના અંતર સુધીપણ તે સીધી વહેતી નથી, પણ મોટા સર્પની માફક આમતેમ વળાંક લેતી ચાલે છે.

આ નહેરના કાંઠા પર સંખ્યાબંધ નાગપ્રતિષ્ઠા-નાગદેવના માનમાં બંધાવવામાં આવેલ દહેરીઓ-જોઈ શકાય છે. સામાન્ય રીતે સંતતિની-અને તેમાં યે ખાસ કરીને પુત્રની ઈચ્છા ધરાવતા લોકોએ આ બંધાવેલી છે. મારા પિતાએ પણ આવી એક દહેરી ચણાવી હતી કેમકે તે વખતે તે નિઃસંતાન હતા.

મારા પિતાની નેલોર પરગણામાં ધીકતી વકીલાત ચાલતી હતી. લાગણી-પ્રાધાન્યતાને અંગે તેમને આ દૂરના ગામડાનું આકર્ષણ થયું. કેમકે ત્યાં તેમના બાપદાદાનું ઘર હતું ત્યાં તેમણે જમીન પણ ખરીદ-

કરી અને વર્ષમાં એકાદ-બે વખત રજાઓમાં ત્યાં જઈ પણ આવતા. આવા એક પ્રસંગે અદ્‌ભુત કહી શકાય તેવી પણ સત્ય ઘટના બની.

સવારના લગભગ આઠ વાગ્યા હતા. ઘરના અરધા ભાગમાં રહેતાં મારાં સગાં-વહાલાં સાથે મારા પિતા વાતચીતમાં મશગૂલ હતા. તે જ વખતે નોકરડીએ આવીને ખબર આપ્યા કે કુદુમી આવ્યો છે અને બહાર રાહ જુએ છે.

તમને આશ્ચર્ય થશે કે આ 'કુદુમી' વળી શું? તામિલ ભાષાના આ શબ્દનો સામાન્ય અર્થ 'વાળનો ચોટલો' થાય છે. પણ તેનો અર્થ ગામડામાં વાદી પણ થાય છે. તામિલનાં લગભગ બધાં ગામડાંમાં રહેતો 'કુદુમી' ભટકતા ભિખારી-વાદી કરતાં જુદો હોય છે. કુદુમીને 'સર્પ-ડાક્તર' કહી શકાય. ની જાતને લાગેવળગે છે ત્યાં સુધી તે, આપણા-માની ન શકાય તેવા, ચમત્કાર કરી બતાવે છે. નું એક સામાન્ય કાર્ય તીવ્ર ઝેર ચડી ગયેલ વ્યક્તિને પુનર્જીવન આપવાનું છે. તે મંત્રો બોલીને વ્યક્તિને ડંશેલા સર્પને બોલાવે છે અને તે જગ્યાએ ડંખ મારી ઝેર રેડ્યું હોય છે તે જગ્યાએથી તેની પાસે જ ઝેર ચુસાવી લે છે.

સામાન્યતઃ કુદુમી સર્પ-ડાક્તરના ધંધા સિવાય બીજો ધંધો કરતો નથી. પણ જે કુદુમી મારા પિતા પાસે આવ્યો હતો તે ખેડૂત હતો, તેમ જ તે અમારી જમીન ગણોતે ખેડતો હતો, આ સંબંધમાં મારા પિતાની સલાહ લેવા માટે તે આવ્યો હતો.

બરાબર તે જ સમયે રસોડામાંથી કારમી ચીસ સંભળાઈ અને મારાં કાકી રસોડામાંથી દોડતાં દોડતાં બહાર આવ્યાં. તેમની આંખો ભયથી વિહ્વળ બની ગઈ હતી, રસોડા તરફ આંગળી ચીંધી તેમણે બૂમ પાડી: 'સરપ! સરપ! બાપરે, કેવો મોટો સરપ!'

હાથમાં જે આવ્યું તે લઈને માણસોનું ટોળું રસોડામાં ઝપાટાભેર પણ સાવચેતીથી અંદર ધસ્યું. તેઓએ મોટા કદના સર્પને આડસર પર જોયો. પરંતુ તે વળીઓમાં તરત જ અદૃશ્ય થઈ ગયો. માણસો તો મૂંઝાઇ પડ્યા. સર્પ કઈ જાતનો હતો, તે મારાં કાકી કહી શકે તેમ નહોતાં. તે તો ફક્ત હાથ વડે બતાવીને આવડો મોટો સર્પ હતો તેમ તથા પોતે કેવી મુશ્કેલીથી બચી ગયાં તે કહેતાં હતાં.

મારા પિતાએ બહાર રાહ જોતા કુદુમીને સત્વર અંદર બોલાવી, હવે શું કરવું તે પૂછ્યું. બીજા માણસોએ તથા મારાં કાકી સુદ્ધાંએ તેને રસોડામાં જવા દેવાની સંમતિ આપી. બ્રાહ્મણિયું રસોડું ત્યાર પછી શુદ્ધ થઈ શકશે પણ રસોડામાંથી સર્પને કાઢી તે સ્થાન ભયમુક્ત તો બનાવવું જ જોઈએ.

કુદુમીએ માર્મિક હાસ્ય કર્યું અને જણાવ્યું: 'રસોડામાં મારું જવું નિરર્થક છે. મેં તે સર્પને અત્યાર અગાઉ ઘણી વાર આ ઘરમાં આવતો જોયો છે. તેને 'મનૈપંબુ' એટલે ગૃહદેવતા કહેવામાં આવે છે. તે આ કુટુંબની કેટલીય પેઢીઓથી અહીં વસે છે. તમને ખબર તો હશે કે સર્પ સેંકડો વર્ષ સુધી જીવી શકે છે. તે કુટુંબના કોઈ પણ માણસને ઈજા કરતો નથી પણ તમારામાંથી કોઈ તેને છંછેડશે તો તે આખા કુટુંબનો નાશ કરી નાખશે છે તે ધ્યાનમાં રાખજો। હવે, હું તમને તે વાત સાબિત કરી દઈશ!'

પછી તેણે પરિસ્થિતિ સંભાળી લીધી અને અમુક જગ્યાને પાણી વડે સાફ કરવાનું મારાં કાકીને કહ્યું. પછી તેણે ચોખાના લોટ વડે સાથિયા કાઢ્યા. થોડું કપૂર તથા દૂધથી ભરેલ થાળીની માગણી કરી અને બધાં માણસોને પગ ધોઈને નિર્દિષ્ટ સ્થળે એક સાથે ઊભાં રહેવાને કહ્યું. પોતાની સૂચના સિવાય કોઈ પણ પ્રકારની હિલચાલ ન કરવાનું કહ્યું, નહિ તો તેમના જીવનું જોખમ છે એમ પણ જણાવ્યું.

પછી તે પલાંઠી વાળીને જમીન પર બેઠો અને મોટા અવાજે મંત્રોચ્ચાર કરવા લાગ્યો. શું બનશે તેની જિજ્ઞાસાથી આખું યે ટોળું સંકડાઈને બેઠું હતું. પછી કાકીએ બૂમ પાડી પરંતુ કુદુમી સામે નજર પડતાં તે એકદમ શાંત થઈ ગયાં ને રસોડાની દિશામાં તેની આંખો ચોંટી રહી હતી. બધાં માણસોની નજર એ તરફ જતાં તેમની આંખોમાં પણ ભયની ચમક આવી ગઈ કેમકે તેઓએ રસોડામાંથી બહાર નીકળીને પોતાના તરફ ધીમે ધીમે સરકી આવતા એક સર્પને જોયો. કુદુમીએ ટોળાને એમ જ હાલ્યા-ચાલ્યા વગર ઊભા રહેવાનો હુકમ ફરમાવ્યો અને મંત્રોચ્ચાર ચાલુ રાખ્યો.

સર્પે જ્યારે થોડી વાર અટકી, સુસવાટા નાખી, માથું ઊંચું કરીને પોતાની ભયંકર ફેણ પ્રસારી ત્યારે ટોળામાં ફરીથી ભય વ્યાપી રહ્યો. તે બાર ફૂટ લાંબો

રાક્ષસી સર્પ હતો. પુખ્ત ઉંમરે પહોંચેલા મનુષ્યની ઊંચાઈ કરતાં તેની લંબાઈ વધારે હતી. તેની ફેણ આમતેમ ફર્યા કરતી હતી. તેની વિનાશક આંખો પરિસ્થિતિ નિહાળી રહી હતી અને તેની જીભ લબ-લબ કરતી અંદરબહાર નીકળતી હતી—આવા ભયંકર દૃશ્યે તે ટોળાને ભય અને આશ્ચર્યથી મંત્રમુગ્ધ બનાવી દીધું હતું.

કુદુમી તો શાંતિથી પોતાની આટલી નજીક આવેલ સર્પની દરકાર પણ કરતો નહોતો. તે તો મંત્રો બોલ્યે જ જતો હતો. ફેણ સીધી રાખીને સર્પ તો બાદશાહી રીતે, કોઈ મંત્રશક્તિથી મુગ્ધ થઈ ને, ધીમે ચાલતો હતો. ચોખાના લોટના સાથિયાથી નિર્દિષ્ટ થયેલ સ્થાને તે પહોંચ્યો. ત્યાં તે ફેણ સીધી રાખીને ગૂંચળું વળી ગયો અને કુદુમીને કંઈ પૂછતો હોય તેમ તેના તરફ જોવા લાગ્યો.

કુદુમી વાંકો વળ્યો પરંતુ તે મંત્રોચ્ચાર તો કર્યે જ જતો હતો. તેની આંખો સર્પની નજર પર ચોંટેલી હતી. તે સર્પની તદ્દન નજીક આવ્યો ત્યારે તો પ્રેક્ષકોના શ્વાસ થંભી ગયા. કુદુમીએ કપુરનો ધૂપ કર્યો અને સર્પની નજીક મૂકીને પોતાના મંત્રોચ્ચારના અવાજમાં ફેરફાર કર્યો. અને પછી તો આ અદ્ભુત બનાવની સત્ય ઘટના બની. સર્પે પોતાનું આખું શરીર લંબાવ્યું—ખરેખર આ દૃશ્ય ભયજનક હતું—અને જોસથી સુસવાટા કરતાં ચારે દિશામાં દૃષ્ટિ કર્યા પછી જાણે મૂર્છામાં હોય તેમ, હુકમને માન આપી સળગતા કપુર પાસે તેની ફેણ નમાવી અને ઉપરાઉપરી ત્રણ વખત જમીન પર ફેણ નીચી કરીને ફરીથી સુસવાટા કરવા લાગ્યો. પછી તેણે પોતાની અસલ સ્થિતિ ધારણ કરી લીધી.

કુદુમીના પ્રત્યાઘાતની અટકળ તેના કપાળ પરના પ્રસ્વેદથી થઈ શકે તેમ હતી. તેણે ફરીથી મંત્ર બદલાવ્યા. સર્પ પણ થાળીમાંનું દૂધ પી ગયો અને પછી વિરલ દમામથી તેની ફેણ અગાઉના જેવી થઈ ગઈ અને તે પાછલે બારણેથી સરકી ગયો.

કુદુમીએ ઊભા થઈને મોટેથી કહ્યું: 'જોયું ને, તેણે વચન આપ્યું છે, નાગદેવતાએ કપુર સમક્ષ વચન આપ્યું છે કે તમારા કુટુંબમાં તે કોઈને ઈજા કરશે નહિ. તમે લોકો ધ્યાન રાખજો કે તેને કંઈ પણ ઈજા ન થાય. આ જ સ્થળે દર પખવાડિયે તેના માટે દૂધ મૂકી રાખજો. તે પીને શાંતિથી ચાલ્યો જશે.'

બધાં પાંચ મિનિટ સુધી તો અવાક્ થઈ રહ્યાં. પછી તો તેઓ કુદુમીનો ખૂબ આભાર માનતાં તેની સાથે વાતે વળગ્યાં.

મારા પિતા મને કહેતા હતા કે ત્યાર પછી આ સર્પ ઘરમાં એટલી બધી વખત દેખાતો હતો કે મારાં કાકીને તેનો જરા પણ ભય રહ્યો નહોતો. તે જાણે ઘરનો એક અંતેવાસી થઈ ગયો હતો. પરંતુ તેણે કોઈને ઈજા કરી હોય તેમ કદી જાણવામાં આવ્યું નથી. એમ લાગે છે કે આજ સુધી સર્પે પોતાનો કોલ પાળ્યો છે અને કંઈ પણ ધમાલ વિના આજે પણ તે એકાદ વખત ઘરમાં દેખાય છે.

o

# બળ-સબળ

એક હતો રાજા. એને બે કુંવર. એકનું નામ બળકુમાર ને બીજાનું નામ સબળકુમાર. રાજાને બન્ને કુંવર ઉપર ખૂબ જ હેત. બન્ને વહાલા વહાલા ફિમ જેવા લાગે. સવારમાં ઊઠીને રાજા કુંવરનું મોઢું જુએ પછી જ બીજું કામ કરે.

પણ ભગવાનને કરવું છે ને રાજાની રાણી મરણ પામી. રાજા પરટે વડપણ નવી રાણી પરણી લાવ્યો. કહ્યું છે ને કે સાવકાં એટલાં સાવકાં ને પોતાનાં એટલાં પોતાનાં. નવી રાણીને આગલી રાણીના પુતર ઉપર કાંઈ થોડું જ હેત હોય ! એ તો એને કટવા વણ જેવા લાગે. કુંવર તો નવી રાણીને આંખના કણાની જેમ ખૂંચે.

નવી રાણી તો એમને મારે, કાંઈ મારે ? વાંક હોય તો ય મારે ને વાંક ન હોય તો ય મારે. ખાવામાં તો કે જોરી જારનો રોટલો ! પહેરવામાં તો કે સાત થીગડાંવાળાં લૂગડાં ! કુંવર તો એવા દુઃખી છે, એવા દુઃખી છે કે ન પૂછો વાત. એમના દુઃખની વાત તો કોઈ આગળ કહી જાય એમ નથી. એ તો બેઠા બેઠા બોર બોર આંસુડે રુએ છે.

રાજા તો નવી રાણીનો વેચાણ થઈ ગયેલો. નવી રાણી કહે એટલું જ રાજા કરે. એ ન કહે એવું કાંઈ ન કરે. નવી રાણીના જાદુમાં રાજા કુંવરને ભૂલી ગયો. કોના કુંવર ને કોનું કાંઈ ? કુંવર ક્યાં પડ્યા છે ? શું કરે છે ? શું ખાય છે ? શું પીએ છે ? સુખી છે કે દુઃખી છે ? એની કાંઈ રાજાને પડી નથી. એ તો એક નવી રાણીને જુએ છે.

એક દિવસ તો પછી બન્ને કુંવરને વિચાર થયો કે હાલોને છૂટવા ગામ-પરગામ નીકળી જાઈએ. જ્યાં અંજળ હાલ્યુંપાણી હશે ત્યાં રોટલો રળી ખાશું. આ દુઃખ તો હવે સહેવાતું નથી. આ મહેણાંટોણાંથી તો મોત ભલું. બન્નેએ ભેગા બેસી મનસૂબો કર્યો છે ને એક દિવસ પહેર્યે લૂગડે એક ટારડા ઘોડા ઉપર ચડીને કોઈને કહ્યા કારવ્યા વિના બન્ને ભાઈઓ દેશદેશાવર હાલી નીકળ્યા છે.

બન્ને ભાઈઓ ચાલ્યા જાય છે. ચાલતાં ચાલતાં એક મોટું જંગલ આવ્યું. જંગલમાં મોટું વડલાનું ઝાડ. બન્ને ભાઈઓ વડલા નીચે રાતવાસો રહ્યા. ત્રણ ત્રણ દિવસના કડાકા થયેલા પેટમાં ગજ ગજના ખાડા પડ્યા હતા. કાંઈ કરતાં કાંઈ ખાવાનું મળ્યું નહોતું. બિચારા દુઃખી દુઃખી થઈ ગયેલા. બન્ને વડલા નીચે બેઠા બેઠા વીતેલાં વીતકની વાતો કરે.

ત્યાં તો એ ઝાડની ડાળે એક પોપટ આવીને બેઠો ને બીજી એક મેના આવી ચડી. મેના-પોપટ વચ્ચે તો ઊંચી ડાળે બેસવાની તડછડ ચાલી. પોપટ કહેઃ હું મોટો. ઊંચી ડાળે હું બેસું. મેના કહેઃ હું મોટી. ઊંચી ડાળે હું બેસું.

પોપટ કહેઃ 'તું આજકાલની છોકરી મારા કરતાં મોટી ! હું જ મોટો છું. ઊંચી ડાળે તો હું જ બેસું.'

મેના કહેઃ 'હવે રાખ્ય રાખ્ય. બીજે ક્યાંય આશરો નહોતો ત્યારે અહીં આવી ચડ્યો ને હવે મોટો થવા બેઠો છે ! હું તો સદાય ઊંચી ડાળે બેસું.'

પોપટ કહેઃ 'તારામાં તે એવી કઈ લાયકાત છે કે મોટી થવા આવી છે !'

મેના કહેઃ 'મારું માંસ તો બહુ મોંઘું. જે કોઈ મને મારીને ખાય એ જાતે દહાડે રાજાનો પરધાન થાય.'

પોપટ કહેઃ 'પરધાન જ ને ? એમાં શું ? મને કોઈ મારીને ખાય તો એ બીજે જ દિવસે મોટા રાજનો રાજા થાય.'

આમ બે પંખીડાં તો વાદે ચડ્યાં છે ને બન્ને કુંવર નીચે બેઠા બેઠા સાંભળે છે.

બન્નેને થયું કે આ તે શતવાદી પંખી હશે કે શું? લાવને પારખાં લઈએ.

બન્નેએ તીર લીધાં ને નિશાન તાકીને એકી સાથે છોડ્યાં. એકે મેના પાડી ને બીજાએ પોપટ પાડ્યો.

પછી તો બન્ને ભાઈઓ વચ્ચે વાદવિવાદ શરૂ થયો. કોણુ મેના ખાય ને કોણુ પોપટ ખાય? મેના પ્રધાનપદું અપાવે ને પોપટ રાજ અપાવે

મોટોભાઈ નાનાભાઈને કહે: 'તું નાનેરો છે. તું પોપટ ખા. હું મેના ખાઈશ.'

નાનોભાઈ મોટાભાઈને કહે: 'તમે મોટેરા રાજના ધણી તમે કહેવાઓ તમે પોપટ ખાઓ હું મેના ખાઈશ. હું તો તમારી સેવા કરવાને જ લાયક છું. કારભારી બનીને તમારી ચાકરી કરીશ.'

આમ મોટેરો મોટાઈ મૂકતો નથી ને નાનેરો નાનપ છોડતો નથી. હા—ના કરતાં છેવટે મોટાએ પોપટ ખાધો ને નાનાએ મેના આરોગી

ખાઈ કરીને બન્ને ઘોડે ચડીને ત્યાંથી ચાલી નીકળ્યા. આઘેરાક જાય ત્યાં તો નાનાભાઈને ચાબખો સાંભર્યો.

'મોટાભાઈ! ચાબખો તો વડલા નીચે પડ્યો રહ્યો. તમે ચાલતા થાઓ હું હમણાં જ ચાબખો લઈને આવી પહોંચીશ.'

મોટોભાઈ કહે: 'તું નાનો છે, થાકી જશે હું જ લઈ આવું.'

નાનો કહે: 'તમે તો રાજા. હું તમારો પ્રધાન પ્રધાનને જ કામ કરવું જોઈએ ને? રાજા તો હુકમ કરે.'

મોટો કહે: 'તો તું ઘોડા લેતો જા. હું હળવે હળવે ચાલતો થાઉં.'

નાનો સબળકુમાર ચાબખો લેવા પાછો ફર્યો ને મોટો બળકુમાર ધીમે ધીમે આગળ ચાલતો થયો.

હવે જે વડલા નીચે બન્ને ભાઈઓએ રાતવાસો કરેલો, એ વડલામાં નાગદેવતાનું થાનક. નાગદેવતા ચારો ચરવા ગયેલ, તે દરમિયાન બન્ને કુંવરો ત્યાં આવી ચડેલ. અને નાગદેવતા ચારો કરીને પાછા ફરે તે પહેલાં તો બન્ને ભાઈઓ ત્યાંથી ચાલી નીકળેલ. એટલે બન્નેમાંથી કોઈને નાગદેવતાના થાનકની ખબર નહિ.

નાગદેવતા ચારો ચરીને પાછા ફર્યા થાનકે આવીને જુએ તો કોઈએ પોતાનું થાનક અભડાવી મારેલું. ચારે કોર પંખીનાં પીંછાં ને હાડકાં પડેલાં નાગદેવતા તો આ જોઈને ખૂબ જ ખિજાયા. એ તો ફૂં ફૂં ફૂંફાડા મારે ને ચારેકોર ચકરાવા દ્યે

ત્યાં તો નાનોભાઈ વડલા નીચે આવી પહોંચ્યો. એને નાગદેવતાના રોષની કાંઈ યે ખબર નહિ એ તો ઘોડેથી નીચે ઊતર્યો ને જેવો ચાબખો લેવા જાય છે ત્યાં તો નાગદેવતાએ દોડીને એને ડંશ દીધો. વાતની વાતમાં કુંવર લીલોકાચ બનીને ધરતીએ ઢળી પડ્યો.

આણીકોર મોટો બળકુમાર તો આગળ ને આગળ ચાલ્યો જાય છે. ચાલતાં ચાલતાં તે એક મોટા શહેરમાં આવી ચડ્યો

હવે એ શહેરનો રાજા સાત દિવસ થયાં મરણ પામેલો. એ દેશમાં એવો રિવાજ કે રાજા મરણ પામે એટલે હાથણી શણગારે. હાથણીને શહેરમાં છૂટી મૂકે. હાથણી જેની આગળ ઘૂંટણીએ પડી નમન કરે ને સૂંઢ ઊંચી કરી સલામી આપે એ માણસ એ દેશનો રાજા થાય સાત દિવસથી રોજ સવારે હાથણી શણગારે ને શહેરમાં ફરવા મોકલે હાથણી શેરીએ શેરીએ ને ચૌટે ચૌટે ફરે માનખ્યો તો અજારે આય નહિ સહુને રાજા થવાના કોડ. પણ સાત દિવસથી એવો કોઈ ભાગ્યશાળી મળ્યો નથી સાત દિવસથી હાથણી આખો દિવસ ફરે છે ને રાત પડે દરબારગઢમાં પાછી આવે છે.

ગામમાં તો ચારે તરફ કાળો કકળાટ થઈ રહ્યો છે. સાત દિવસથી રાજા વિના સિંહાસન

સૂનું પડયું છે. લોકો કહે છે કે આ તો દૈવનો કોપ ઊતરી આવ્યો સાત સાત દિવસથી રાજા ન મળે એ કાંઈ જેવીતેવી વાત છે!

આઠમા દિવસની સવારે પણ રોજના નિયમ મુજબ હાથણી શણગારીને શહેરમાં ફરવા મોકલી છે. હાથણી ફરતી ફરતી રાજમાર્ગે ચાલી જાય છે સામેથી બળકુમાર ચાલ્યો આવે છે. એ તો બધા માણસના મોઢા સામું જોતો જાય છે ને આગળ ચાલ્યો જાય છે. માણસો બધા ઘુમસુમ છે. બધાના મોઢા ઉપરથી નૂરતેજ ઊડી ગયાં છે. કોઈ કોઈની સાથે બોલતુંચાલતું નથી બધા મીણના પૂતળાની જેમ હાલેચાલે છે પણ કોઈના મોઢામાં જીભ જ નથી

આ બધા શું કામ ભેગા થયા છે? એમના ઉપર શું દુઃખ આવી પડયું છે? એની બળકુમારને કાંઈ ખબર નહિ એ તો આગળ ને આગળ ચાલ્યો જાય છે. સામેથી આવતી હાથણીએ એને દીઠો છે. દીઠો છે ને દોટ કાઢી છે. દોડીને એ તો કુંવરના પગમાં પડી છે. સૂંઢ ઊંચી કરી સલામી આપી છે લોકોના મુખ ઉપર આનંદ આનંદ ફરી વળ્યો ચારે તરફથી બળકુમારના નામનો જયજયકાર બોલી ઊઠયો દોડતા દોડતા પ્રધાન આવ્યા ને બીજા કારભારી આવ્યા. બધા વાજતેગાજતે બળકુમારને ...માં લઈ ગયા કચેરીમાં જઈ કરી સારું ... જોઈ કરી બળકુમારનો રાજ્યાભિષેક કર્યો. રાજમાં બળકુમારના નામની આણ ફરી વળી.

પછી બળકુમારે તો તાબડતોબ નાનાભાઈ સબળકુમારની શોધ કરાવી ચારે તરફ માણસો ફરી વળ્યા. ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ બધી દિશા માણસો જોઈ વળ્યા પણ કયાંયથી સબળકુમારનો પત્તો ન મળ્યો એ તો બધા જેવા ગયા હતા તેવા પાછા આવ્યા ભાઈનો પત્તો ન મળ્યો એ જાણીને બળકુમારને દુઃખ થયું પણ રાજપાટના કામકાજમાં એ વાત વિસારે પડી

હવે આણીકોર સબળકુમારને

આભડ્યો છે, એ તો લીલોકાચ થઈને વડલા હેઠળ પડ્યો છે ત્યાં એ રસ્તેથી એક જાદુગર અને તેની સ્ત્રી નીકળ્યાં.

જાદુગરે કુમારને જોયો એણે તો જાણ્યું-અજાણ્યું કર્યું. પણ સ્ત્રીનો જીવ છે ને! જાદુગરની સ્ત્રીએ આવા રતન જેવા કુંવરને મરણ પામેલો જોયો ને એનો જીવ તરફડી ઊઠયો. એણે જાદુગરને કહ્યું: 'તમે તો કહો છો ને કે હું ગમે તે કરી શકું? મરેલાં જીવતાં કરું?'

જાદુગર કહે: 'તે એ વાત કાંઈ આજ કાલની છે? આદ-જુગથી એ પ્રમાણે કરતો આવ્યો છું.'

સ્ત્રી કહે: 'તો આ કુંવરને સજીવન કરો

જાદુગર કહે: 'તારે તો બીજો કાંઈ ધંધો જ નથી. આ કરો ને તે કરો, એ જ વાત છે. હું તો કાંઈ એવી લપમાં પડતો નથી.'

સ્ત્રી કહે: 'ત્યારે એમ જ કહો ને કે તમને તો ઠાલી બડાઈ જ હાંકતાં આવડે છે?'

જાદુગર કહે: 'ઠાલી બડાઈ જ?'

સ્ત્રી કહે: 'બડાઈ નહિ તો બીજું શું? વાતો તો આખી દુનિયા કરે. પણ જે કરી બતાવે તે જ સાચો કહેવાય'

સ્ત્રીની વાત સાંભળીને જાદુગરને તો હાડોહાડ લાગી ગઈ. એણે તો બગલો હેઠો પછાડ્યો. બગલામાંથી એક કાચલી કાઢી કાચલી કાઢી ને એની સ્ત્રીને આપી કહે: 'ઓલા વડલામાંથી ઝરણું ઝરે છે એ આ કાચલીમાં ઝીલી લે.'

વડલાના થડમાંથી એક ઝરણું વહે. મજાનું ટાઢુંબોળ પાણી જે કોઈ પીએ એનાં કાળજાં ઠરે. સ્ત્રીએ તો જાદુગરે કહ્યું તેમ કર્યું. કાચલી ઝરણા હેઠળ ધરી. ઝરણાનું પાણી કાચલીમાં પડવા માંડયું. થોડી વારે તો આખું ઝરણું કાચલીમાં ઠલવાઈ ગયું. વડલાનો પ્રવાહ બંધ થઈ ગયો.

જાદુગર કહે: 'બસ હવે એ સાચવી

સ્ત્રીએ તો જેમ કહ્યું'તું તેમ કર્યું.

જાદુગર કહે: 'ચાલો હવે રસ્તે પડીએ.'

સ્ત્રી તો વિચારમાં પડી ગઈ. એ કહે: 'આમાં કુંવર તો કાંઈ જીવતો થયો નહિ.'

જાદુગર કહે: 'તું તારે જોયા કરજે ને. જેણે એને માર્યો છે એ જ એને સજીવન કરશે. એને હાથે જ કુમારને જીવતો કરું તો જ હું જાદુગર સાચો.'

જાદુગર અને તેની સ્ત્રી તો આગળ ચાલી નીકળ્યાં.

વડલાનું ઝરણું તો નાગદેવતાનો પિયાવો. એ ઝરણું વગર બીજું પાણી પીવાની એને બાધા. નાગદેવતા આવીને જુએ તો એનું ઝરણું સુકાઈ ગયેલું. પાણી વિના નાગદેવતા તો તરફોડે તરફોડા નાખે. એક દિવસ થયો, બે દિવસ થયા. નાગદેવતાને ગળે શોષ પડે. તરસે એનો જીવ જાય. નાગદેવતા તો માથાં પછાડતા જાદુગર પાસે આવ્યા. જાદુગરને કહે: 'મારો ઝરો પાછો સજીવન કરી દે.'

જાદુગર કહે: 'પહેલાં પેલા કુંવરને ડંશ દીધો છે એને જીવતો કરી દે.'

નાગ કહે: 'એણે મારું થાનક અભડાવ્યું છે. એને હું જીવતો નહિ કરું.'

જાદુગર કહે: 'અજાણ્યા ને આંધળા બેય બરાબરા. એને કાંઈ થોડી જ ખબર હતી કે ત્યાં તારું થાનક છે?'

નાગ કહે: 'એ હું ન જાણું. હું એને સજીવન નહિ કરું.'

જાદુગર કહે: 'તારું ઝરણું યે ત્યારે સજીવન થઈ રહ્યું.'

એ તો જેવી નાગદેવતાની વટ, એવી જાદુગરની યે વટ. બેય એકબીજાના વડિયા, પણ નાગદેવતાનો તો તરસે જીવ જાય ને જાદુગરને તો કાંઈ નહિ. એ તો બેઠો બેઠો હુંગે

તરસ્યા તે ક્યાં સુધી રહી શકાય? આખરે નાગદેવતાને નમતું આપવું પડ્યું. એણે જઈને સબળકુમારનું ઝેર ચૂસી લીધું કુંવર બહાક દઈને બેઠો થયો.

જાદુગરે તરત જ કાચલીનું પાણી વડલાના થડમાં ઢાળવી દીધું. નાગદેવતાનું ઝરણું સજીવન થઈ ગયું. પાણી પી, પોતાની તરસ છિપાવી નાગદેવતા એના થાનકમાં અલોપ થઈ ગયા. જાદુગર પણ પોતાને રસ્તે પડ્યો.

સબળકુમાર ઊઠીને ઊભો થયો. એને તો નાગદેવતાની કે જાદુગરની કાંઈ જ ખબર નહિ. એને તો એમ જ કે પોતે ઊંઘી ગયેલો. કાંઈ ઊંઘી ગયેલો! કાંઈ ઊંઘી ગયેલો! ઝટ ઝટ ઊઠીને એણે ચાબખો લઈ લીધો. પાસે જ ઘોડો ચરતો હતો. ઝટ ઝટ ઘોડા ઉપર ચડી બેઠો ને ઘોડો મારી મૂક્યો. પણ ઉતાવળને લીધે એને ભાન રહ્યું નહિ. એ તો ખરો રસ્તો ચૂક પડતો ને ઊંધે રસ્તે ચડી ગયો.

ચાલતાં ચાલતાં એક ગામ આવ્યું. ગામને પાદર એક ભરવાડણ સામી મળી. કુંવર કહે: 'બાઈ રે બાઈ! મને તારે ઘેર રહેવા દઈશ? હું તારાં ઘેટાંબકરાં ચારીશ.'

ભરવાડણ તો ઘરડી ખખ એને છૈયાંછોકરાં કાંઈ નહિ. એને થયું કે ભલેને બચારો પડ્યો રહે. ઘેટાં-બકરાં ચારશે ને બટકું રોટલો ખાશે. એણે તો કુંવરને હા પાડી ને સબળકુમાર ભરવાડણને ઘેર રહ્યો. ઘેટાંબકરાં ચારે ને લહેર કરે.

એક સાંજે સબળકુમાર ઘેટાંબકરાં લઈને ઘેર આવ્યો. ઘેર આવીને જુએ તો ડોશી બેઠી બેઠી રોટલા ઘડે. કંઈ કેટલા યે રોટલા ઘડી નાખેલા. એ તો રોટલા ઘડતી જાય ને રસરસ રોતી જાય.

સબળકુમારને થયું કે કોઈ દિવસ નહિ ને આજે ડોશી રુએ છે કેમ? એ તો હવે ભરવાડણને મા કહીને જ બોલાવતો. એણે પૂછ્યું: 'એવું તે શું દુઃખ આવી પડ્યું છે મા! કે બેઠાં બેઠાં રુઓ છો?'

ડોશી કહે: 'કાંઈ નહિ ભાઈ, અમસ્તું જ.'

સબળકુમારે તો બરાબરની હઠ લીધી: 'કહો તો જ હા નકર ના.'

પછી તો ડોશીને છૂટકો રહ્યો નહિ. ડોશી કહે: 'ભાઈ, આ ગામમાં એક રાક્ષસ આવીને રોજ કેટલાય માણસને ખાઈ જતો. રાજાએ રાક્ષસને મારવા ઘણી મહેનત કરી; પણ રાક્ષસ તે મરે! એ તો રોજ રાતે આવે ને માણસોને મારી ખાય. પછી તો રાજાએ એવું કર્યું કે રોજ એક ઘરનો વારો આવે. જેનો વારો હોય એ રાક્ષસને માટે એક ઘેટો, પાંચ માણાના રોટલા ને એક જુવાન માણસ એટલાં વાનાં પહોંચતાં કરે. એટલાં વાનાં રાક્ષસને રોજ મળે એટલે એ બીજાને ન રંજાડે. આજે મારો વારો છે. મારી પાસે ઘેટાં તો પાર વગરનાં છે. એક કહેતાં એકવીસ આપું. રોટલાનોય કાંઈ તોટો નથી. પણ મારે જુવાન માણસ ક્યાંથી કાઢવો? ઘરમાં માણસમાં માણસ હું એક. મારા જેવી ઘરડી ડોશલી કાંઈ રાક્ષસના મનમાં આવે? એને તો તાજોમાજો જુવાનજોધ માટી જોઈએ એવો જુવાનજોધ હું ક્યાંથી લાવું? એટલે રાક્ષસ પાછો ખિજાશે ને મારા પાપે કરીને ગામના વળી પાછા મારા દી આવશે.'

વાત સાંભળીને કુંવર કહે: 'એમાં તે શી મોટી વાત છે તે ક્યારના રોયા કરો છો? હું તમારો દીકરો નથી? હું તો જુવાનજોધ છું ને! આજે તો હું જ રાક્ષસ પાસે જઈશ.'

ડોશી કહે: 'ના રે ભાઈ. તું તો મારે અસુર થયું ને રાત રહ્યા જેવો, તને કાંઈ રાક્ષસને થોડા જ સોંપાય છે? તને રાક્ષસનો ભોગ બનાવીને હું કયે ભવે છૂટું?'

કુંવર કહે: 'તમે ચિંતા કરો મા, માડી! હું રાક્ષસને પહોંચી વળીશ.'

ડોશી કહે: 'રાક્ષસને પહોંચી વળવું એ રમતવાત હશે? એવા તો કંઈક આવેલા. બધા કહે રાક્ષસ શી બિસાતમાં છે? એવા તો અમે અનેક રાક્ષસો મારી નાખેલા! પણ કોઈ કરતાં કોઈનો ગજ વાગ્યો નહિ. બધાને રાક્ષસે મારી ખાધા. રાજાએ તો ગામમાં ઢંઢેરો ટીપ્યો છે કે જે કોઈ રાક્ષસને મારી નાખશે એને અરધું રાજપાટ આપીશ ને કુંવરી પરણાવીશ. પણ રાક્ષસનું નામ પડે ત્યાં જ બધા ભાગી જાય. રાક્ષસ સામે કોની તાકાત કે ઊભો રહી શકે? ના રે ભાઈ! આપણે નથી જવું. ગામનું જે થવાનું હોય તે થાય.'

કુંવર કહે: 'આજ તો તમે હા કહેશો તો ય જવાનો ને ના કહેશો તો ય જવાનો, જવાનો ને જવાનો, આજ તો રાક્ષસ છે ને હું છું.'

ડોશી બિચારી શું કરે? એનો વાર્યો કાંઈ થોડો જ સબળકુમાર ઘેર રહેવાનો હતો?

રાત પડી ને સબળકુમાર તૈયાર થયો. એણે તો સારો મજાનો ખૂબ ખાધેલો પીધેલો ઘેટો લીધો. પાંચને બદલે પચીસ માણાના રોટલા લીધા. બધું લઈ કરીને એ તો રાક્ષસને ભોગ આપવા ઊપડ્યો.

ગામને સીમાડે એક મોટો બધો વડલો ને એ વડલા નીચે રોજ રાક્ષસ પોતાનો ભોગ લેવા આવે. સબળકુમારે વડલા નીચે જઈ કરીને ઘેટાને વડલાના થડ સાથે બાંધી દીધો. રોટલાનો ખડકલો નીચે મૂકી દીધો. ને પોતે એક તરફ છાનોમાનો લપાઈને હાથમાં ઉઘાડી તલવાર રાખી બેસી ગયો.

બરાબર મધરાત થઈ એટલે ખઉં ખઉં કરતો રાક્ષસ આવી પહોંચ્યો. લાંબા લાંબા હળના કુંગા જેવા દાંત મોઢામાંથી બહાર નીકળી પડ્યા છે. આંખમાંથી ધગધગતા અંગારા વરસે છે. હાથે પાવડા પાવડા જેવા નખ છે. મોટો જાણે તાડનો મોટોભાઈ ન હોય એમ વાંસ વાંસના લાંબા ભરતો રાક્ષસ વડલા નીચે આવી પહોંચ્યો છે.

આવતાંવેંત જ એણે વડલાને થડ બાંધેલા

ઘેટો જોયો. ઘેટો તો ખાઈપીને માતેલા સાંઢ જેવો બની ગયેલો. ઘેટો જોઈને રાક્ષસ તો ખુશ ખુશ થઈ ગયો. આવો મોટો બધો ઘેટો તો એણે કોઈ દિવસ ખાધેલો નહિ એ તો ઘેટા ઉપર તૂટી પડ્યો ને થોડી વારમાં ઘેટાને કાચો ને કાચો ખાઈ ગયો. પછી એણે રોટલા ઉપર ત્રાપડ દીધી. ખાધા ન ખૂટે એટલા બધા રોટલા હતા. રાક્ષસ તો ધરાઈ ગયો. હોઈયાં હોઈયાં કરવા લાગી ગયો. એની ફાંદ ફાટફાટ થવા લાગી.

પણ માણુસના ભોજન વગર એને માણુ ન વળે.

માણુસ ગધાય! માણુસ ખાઉં!
માણુસ ગધાય! માણુસ ખાઉં!

કરતો કરતો એ તો જ્યાં સળળકુમાર બેઠો હતો ત્યાં ઊપડ્યો.

સળળકુમાર તો તૈયાર જ બેઠો હતો. એણે તો તરત જ રાક્ષસની સાથે લડાઈ શરૂ કરી દીધી. રાક્ષસ કાંઈ જેવોતેવો હતો? એ તો ખૂબ જ જોરાવર. સળળકુમાર જેવા મગતરાને તો એ ચાંચડની જેમ ચોળી નાખે પણ ભાઈસાહેબે આજ તો ઠાંસી ઠાંસીને ખાધેલું. એનું તો પેટ ફાટફાટ થાય. એને તો બગાસાં ઉપર બગાસાં આવે. ભાઈબંધનું ડિલ ભારે થયેલું એટલે લડતાં ફાવે નહિ ને ઓછામાં પૂરું ઊંઘ આવે. ઊંઘતાં ઊંઘતાં તે કેટલું લડાય? સળળકુમાર તો લાગ જોઈને તલવારના ઘા કર્યે રાખે

પછી તો રાક્ષસભાઈને એવું જોરથી બગાસું આવ્યું ને તે એનું ડાચું જ ફાટ્યું રહ્યું ઊંઘ કહે મારું કામ. એ તો ધબ દઈને નીચે ઢળી પડ્યો. સળળકુમારે તરત જ માખણનો પિંડો ઉતારી લે તેમ રાક્ષસનું માથું કાપી લીધું.

માથું કાપી લઈને એણે પોતાના રૂમાલમાં બાંધી લીધું ને પછી એ પણ ખૂબ થાકી ગયેલો એટલે ઝાડ નીચે સૂઈ ગયો.

હવે રાજાનો એવો હુકમ કે સવાર પડે તે પહેલાં વડલા નીચે હાડકાં–છોતરાં પડ્યાં હોય તે બધાં વળાઈ ચોળાઈને જગ્યા સાફ થઈ જવી જોઈએ. રાક્ષસની સાથે એવી શરત પહેલેથી જ કરેલી. વડલા નીચે જરાકે ગંદકી હોય તો રાક્ષસને ન ગમે ને એ ખીજી ઊઠે. એટલે રોજ સવાર પહેલાં એક ભંગી આવીને બધી જગ્યા વાળીને ચોળીને સાફ કરી જાય.

એટલે રોજના નિયમ મુજબ ભંગી આવ્યો ત્યારે વડલા નીચે રાક્ષસ લાંબો લથ થઈને પડેલો ને એક તરફ રાક્ષસનું માથું ઓશીકા નીચે દબાવી સળળકુમાર ઘસઘસાટ ઊંઘે. ભંગી તો આ જોઈને વિચારમાં પડી ગયો. એને થયું કે આવડા મોટા રાક્ષસને આ છોકરાએ માર્યો હશે!

પણ રાક્ષસ મરી ગયો હતો એ ચોક્કસ વાત હતી વિચાર કરતાં કરતાં ભંગીને થયું કે ભારે સરસ લાગ છે. લાવને હું જ રાક્ષસનું માથું લઈને રાજા પાસે પહોંચી જાઉં. અડધું રાજ મળશે ને રાજાની કુંવરી પણ મળશે.

સળળકુમાર તો ઘસઘસાટ ઊંઘે. એને તો એવી ઊંઘ આવી ગયેલી કે ન પૂછો વાત. ભંગીએ આસપાસ જોઈને કોઈ નથી એની ખાતરી કરી લીધી. પછી સળળકુમારને ઊંચકીને પાસે જ પૂડખાણુ હતી તેમાં નાખી દીધો. નાખી દઈને ઉપર ધૂડ વાળી દીધી. પછી રાક્ષસનું માથું હાથમાં લટકાવીને તે ગામ તરફ ઊપડ્યો.

એ તો ઊભી બજારે ચાલ્યો જાય છે, મોટી મોટી ડાંફો ભરતો જાય છે ને બધાંને રાક્ષસનું માથું બતાવતો જાય છે. એ તો કહેતો જાય છે: 'આ રાક્ષસને મેં માર્યો, મેં માર્યો.'

આખા ગામમાં તો ખબર ફરી વળ્યા કે ભંગીએ રાક્ષસને મારી નાખ્યો. રાક્ષસનું માથું જોવા આખું ગામ ઊલટ્યું. બજારે માનખ્યો ક્યાંય માતો નથી.

ભંગી રાક્ષસનું માથું બધાંને બતાવતો જાય છે ને બોલતો જાય છે: 'આ રાક્ષસને મેં માર્યો, મેં માર્યો!'

કચેરીમાં જઈ કરીને એણે રાક્ષસનું માથું રાજા સામે મૂકી દીધું. ઝૂકીને સલામ ભરી ને રોફથી કહ્યું: 'આ રાક્ષસને મેં માર્યો! મેં માર્યો! લાવો મારું રાજ! લાવો તમારી કુંવરી!'

રાક્ષસનું માથું જોઈને રાજા તો વિચારમાં પડી ગયો. એક ભંગી આવડા મોટા રાક્ષસને મારે એ વાતમાં કંઈ માલ નથી. એ તો રોજ ત્યાં ઝાડુ મારવા જતો હતો. એનામાં તાકાત હોત તો તો કે દહાડાનો રાક્ષસને મારી નાખ્યો ન હોત! ગમે તેમ વાતમાં કાંઈક ભેદ છે. પણ ભેદનો તો કાંઈ ઉકેલ નથી. કોઈ માઈનો પૂત આવીને કહેતો નથી કે આ રાક્ષસને મેં માર્યો! મેં માર્યો! ને આ ભંગી એકલો કહે છે કે આ રાક્ષસને મેં માર્યો! મેં માર્યો!

રાજા વચને બંધાયો હતો. એણે તો ન-હોય તોય ભંગીને અડધું રાજ આપ્યું. ભંગી અડધા રાજનો રાજા થઈ રાજ ચલાવવા લાગ્યો. એ તો પોતાની જાતને ભંગીરાજ કહેવડાવવા લાગ્યો.

પણ ભંગી કાંઈ એકલું અડધું રાજ લઈ ને જ બેઠો છોડવાનો હતો? એને તો રાજાની કુંવરી પરણવી હતી! એ તો રાજાને રોજ કહેવડાવે: 'હવે કુંવરી ક્યારે પરણાવો છો?'

ભંગીને કાંઈ રાજાની કુંવરી પરણાવાય? રાજાને તો બે ય વાતે દુઃખ કુંવરી ન પરણાવે તો પોતાનું વચન જાય ને પરણાવે તો લોકો વાતો કરે કે કોઈને નહિ ને ભંગીને કુંવરી પરણાવી રાજા તો ખૂબ જ મૂંઝાયો પણ આખરે એણે એક યુક્તિ શોધી કાઢી ભંગીરાજાને કહેવડાવ્યું કે કુંવરીને એક વરસનું છે વ્રત પૂરું થઈ જાય પછી વાત. પછી કુંવરી પરણાવીશું.

ભંગીને રાજ તો મળી ગયું હતું. કુંવરીને પરણવાની કાંઈ ખાસ ઉતાવળ ન હતી એણે કહ્યું: 'ભલે એક વરસ પછી વાત.'

આ તરફ સવાર પડ્યું એટલે એ ગામના કેટલાક કુંભારો ધૂડખાણમાં માટી ખોદવા ગયા. જે ખાણમાં પેલા ભંગીએ સગાળકુમારને દાટી દીધેલો એ જ ખાણમાં તેઓ માટી ખોદે. ખોદતાં ખોદતાં પોચું પોચું લાગ્યું એટલે કુંભારોએ હાથેથી ધૂડ વરખોળી તો અંદરથી રૂડો રૂડો રાજકુમાર નીકળી આવ્યો. ભગવાનની મહેર હતી કે કુમાર સાજોસમો હતો.

સગાળકુમારે તો આમ જોયું, તેમ જોયું. ચારે તરફ જોયું. જુએ તો ન મળે રાક્ષસ કે ન મળે રાક્ષસનું માથું! એ તો વિચારમાં પડી ગયો એને થયું કે આ તે શું હશે? ત્યારે રાતના પોતે રાક્ષસ સાથે લડેલો ને રાક્ષસને મારી નાખેલો એ શું સ્વપ્નું હશે? એ તો કુંભારોની સામું જોતો ઊભો રહ્યો.

કુંભારો કહે: 'એલા ભાઈ, તું અહીં ધૂડખાણમાં ક્યાંથી દટાઈ ગયો?'

રાજકુમાર કહે: 'કોણ જાણે. મને તો કાંઈયે ખબર નથી. હું તો આ વડલા નીચે સૂતો'તો, એટલી મને ખબર છે.'

કુંભારો કહે: 'તારાં કોઈ સગાંવહાલાં છે ખરાં?'

કુમાર કહે: 'મારે કોઈ કરતાં કોઈ નથી. તમે મને તમારે ઘેર રાખશો તો તમારું બધું કામ કરી આપીશ.'

કુંભારોને તો આવો પેટવડિયો ચાકર મળે એટલે એ તો ખુશી ખુશી થઈ ગયા કહે: 'ભલે અમારે ત્યાં પડ્યો રહેજે.'

કુંભારો સગાળકુમારને પોતાને ત્યાં લઈ ગયા. એ તો કુંભારને ઘેર રહે, કુંભારનું કામકાજ કરે ને ઘાટ ઘડતાં શીખે

એમ કરતાં કરતાં તો કુમાર કુંભારી કામમાં હુશિયાર થઈ ગયો એના ઘાટ તો ઘેર ઘેર વખણાય. દેશદેશમાંથી એની કારીગીરીનાં માગાં આવે.

ભંગીરાજાને ખબર પડી કે કુંભારને ઘેર એક છોકરો આવ્યો છે ને એવા સરસ ઘાટ ઘડે છે કે ન પૂછો વાત. ભંગીરાજાએ તો છોકરાને બોલાવ્યો ને જોતાંવેંત જ ઓળખી કાઢ્યો કે આ તો પેલો રાક્ષસને માર્યો હતો તે છોકરો. એને જીવતો જોતાં તો એને ફાળ પડી.

ભંગીરાજાએ વિચાર કર્યો કે આ છોકરાને જલદી ઠેકાણે કરી દેવો જોઈશે. એ જીવતો હશે ને કોક દિવસ કોઈકને રાક્ષસ માર્યાની વાત કરી બેસશે તો ઉપાધી થશે. ભંગીરાજા તો સબળકુમારનો ઘાટ કેમ ઘડી નાખવો એની ચિંતામાં પડ્યો.

એવામાં એ ગામના બંદરમાં કોઈ એક પરદેશી વેપારીનાં સાત વહાણ નાંગર્યાં. સાતે વહાણ તેજમતુરી ને જાતજાતના મરી મસાલા-માં ભરેલાં. વેપારીઓએ માલ વેચીસાટી નવો માલ ખરીદી વહાણ ભરી ઊપડવાની તૈયારી કરી. પણ પવન અનુકૂળ થાય જ નહિ. વહાણ થોડેક ચાલીને પાછાં બંદરમાં ભરાઈ જાય. વેપારી-ઓને વતનમાં પહોંચવાની ખૂબ જ ઉતાવળ. જો વખતસર ન પહોચે તો આ તો વેપારના મામલા. મોસમ ખલાસ થઈ જાય ને મોટું નુકસાન થાય. વેપારીઓ તો ખૂબ જ ઉતાવળ કરે, પણ વહાણ એક ડગલું યે આગળ નો ચાલે.

વેપારીઓએ જોશીડા બોલાવ્યા ને જોશ જોવડાવ્યા. જોશી કહે: 'દરિયાપીર રૂઠ્યો છે, બત્રીશ-લક્ષણાનો ભોગ ચડાવો એટલે બીજી ઘડીએ વહાણ ચાલી નીકળશે.'

હવે વેપારી તો રહ્યા પરદેશી. એમનાં વહાણ ઉપર બત્રીસ-લક્ષણો કોઈ કરતાં કોઈ નહિ. શહેરમાં કોઈને જાણે નહિ. બત્રીશ-લક્ષણો લાવવો ક્યાંથી? ને એમ કાંઈ બત્રીસ-લક્ષણા બજારે થોડા જ વેચાય છે?

વહાણવટીઓ તો રાજા પાસે અરજે ગયા. રાજાને કહે: 'માગો એટલાં મૂલ આપીએ. એક બત્રીસ-લક્ષણો આપો. અમારાં વહાણ ખોટી થાય છે. અમારા વેપારવણજ બોરંભે પડ્યા છે.'

રાજાને તો એટલું જ જોઈતું હતું. એણે તો તરત જ હુકમ કરી દીધો: 'કુંભારને ઘેર એક છોકરો છે તે પૂરો બત્રીશ-લક્ષણો છે. એ છોકરો આ વેપારીઓને સોંપી દો.'

રાજાનો હુકમ થતાં તો એક કરતાં એકવીસ બારીગર વછૂટ્યા. સબળકુમારને મુશ્કેટાટ બાંધીને વહાણવટીઓને હવાલે કરી દીધો.

સબળકુમારનું આ રીતે કાસળ નીકળી જશે એમ માનીને ભંગીરાજા તો ખુશી ખુશી થઈ ગયો. એને તો ટાઢે પાણીએ ખસ ગઈ.

વહાણવટીઓને બત્રીશ-લક્ષણો મળી ગયો એટલે એમણે તાબડતોબ દરિયાપીરને ભોગ ચડાવવાની તૈયારી કરી. એક ઘડીનો ખોટીપો એમને પોસાય તેમ ન હતો.

સબળકુમારને નવડાવ્યો ધોવડાવ્યો, અરિ-યાનના વાઘા પહેરાવ્યા, ફૂલની માળા પહેરાવી. સબળકુમાર તો દીપી ઊઠ્યો.

વહાણવટીઓને આવા રૂપાળા છોકરાને ચડાવી દેતાં કંપારી આવી. પણ શું થાય? એમનાં વહાણ ચાલતાં ન હતાં ને એમને લાખોની નુકસાની સહન કરવી પડે તેમ હતી.

બધી તૈયારી થઈ ગઈ. ભોગ ચડાવી દે એટલી જ વાર. ત્યાં સબળકુમારે કહ્યું: 'તમારે વહાણ ચાલે એટલું જ કામ છે કે મને મારી નાખવો છે?'

વેપારીઓ કહે: 'વહાણ ચાલતાં હોય તો કોઈને મારી નાખવાનું અમારે શું કામ? અમને કાંઈ માણસ જેવો માણસ મારી નાખવો ગમતો હશે! આ તો નછૂટકે કરવું પડે છે.'

સબળકુમાર કહે: 'તો મને એક છરી આપો.'

વેપારીઓએ કુમારને છરી આપી. છરી લઈને કુમારે પોતાની ટચલી આંગળી કાપી. લોહીનું એક ટીપું દરિયામાં નાખ્યું ત્યાં તો

એ વહાણુ સડસડાટ કરતું ચાલી નીકળ્યું. બીજે ટીપે બીજું વહાણુ, ત્રીજે ટીપે ત્રીજું વહાણુ, એમ સાત ટીપાં પાણીમાં પડતાં તો સાતે વહાણુ પૂર ઝડપે ચાલી નીકળ્યાં.

આ જોઈને વહાણવટીઓ તો રાજકુમાર ઉપર ખુશી ખુશી થઈ ગયા એમને થયું કે આ કોઈ સાધારણ છોકરો નથી. ખરેખર કોઈ દેવાંશી પુરુષ લાગે છે. એ વિના આમ વહાણુ ન ચાલી નીકળે. એમને તો રાજકુમાર ઉપર ખૂબ જ હેત ઊભરાઈ નીકળ્યું. વહાણુવટીઓ રાજકુમારને પેટના દીકરાની જેમ રાખે ને અછો અછો વાનાં કરે.

એમ કરતાં કરતાં વહાણુ તો એક બંદરે નાંગર્યાં. બંદરમાં ધીકતો વેપાર. જાતજાતના માલ મૂલવાય ને દેશદેશના સોદાગર ત્યાં આવે–જાય. વેપારીઓ વહાણુ સબળકુમારને સોંપી કરીને બજાર જોવા ને બજારની રૂખ જાણુવા ઊપડી ગયા. રાજકુમાર એકલો બેઠો બેઠો વહાણુનું ધ્યાન રાખે છે.

કેટલો ય વખત વીતી ગયો. સાંજ પડવા આવી તો ય વહાણુવટીઓ પાછા ફર્યા નહિ. સબળકુમાર એકલો બેઠો બેઠો મૂંઝાય કેમ્યે કર્યો વખત વીતતો ન હતો. એકલાં બેઠાં બેઠાં એને જૂના દિવસોની યાદ આવતી હતી ને, એનો આત્મા ફફડતો હતો.

વહાણુ ઉપર ન સોરવ્યું એટલે એ કિનારે ઊતર્યો ને કિનારાની રેતમાં રમત રમવા લાગ્યો. રમતાં રમતાં તો એણે રેતીમાં જાતજાતનાં ને ભાતભાતનાં આળેખન કર્યાં. પોતાના બાપનો રાજમહેલ બનાવ્યો ફરતા બાગબગીચા ચીતર્યા. બગીચાનાં ઝાડપાન ને પશુપંખી ળેખ્યાં. રાજાની કચેરી બનાવી ને સિંહાસને બાપને ચીતર્યો. અળખામણી નવી માનું ચિત્ર દોર્યું ને સહોદર ભાઈને કંડાર્યો. વનવનનાં ઝાડવાં આળેખ્યાં ને જંગલના જીવને દોર્યા. ભલી ભરવાડણ લખી ને લોંકાર રાણહને ચીતર્યો. ભૂંડાં અંગીરાજનાં દરહણુ દોર્યાં ને એમ કરતાં તો દરિયાની રેત પણુ ખૂટી ગઈ તો ય આળેખનનો આરો આવ્યો નહિ..

એ તો આંખમાંથી આંસુડાં વરસતો જાય, દરિયાની રેત પલાળતો જાય, રજેરજ સંભારતો જાય ને લખતો જાય.

સબળકુમાર આ પ્રમાણે એની જીવનકથા લખતો હતો તેવે સમે એ નગરના પ્રધાનની કુંવરી સરખી સાહેલીઓ સાથે દરિયાને કાંઠે સહેલાણે નીકળી. પ્રધાનકુંવરીના રૂપનો કાંઈ પાર નહિ. એના રૂપ પાસે ચાંદોસૂરજ ઝંખવાય ને મોટા મોટા ભૂપત ભાન ભૂલી જાય. એ તો ચાલે ત્યારે કંકુનાં પગલાં પડે ને બોલે ત્યારે મોતીડાંના મે વરસે.

પ્રધાનકુંવરીએ સબળકુમારને રેતીમાં આળેખન કરતો જોયો. કુંવરી ત્યાં આવી ચડી. ઊભી ઊભી ચિત્રામણુ જુએ છે ને ચિતારાને જુએ છે. જેવાં એનાં ચિત્રામણુ છે એવાં ચિતારાનાં રૂપ છે. પ્રધાનકુંવરી તો એને જોતાં જ મોહી પડી છે મનમાં ગાંઠ વાળી છે કે બસ પરણું તો આ કળાના ખાવંદને જ પરણું. નહિતર પ્રાણુ છાંડું.

એ તો સડવડ દડવડ ઘેર ગઈ છે. જઈને તૂટમુટ ખાટલી ઢાળી છે. સાત થીગડાંવાળાં લૂગડાં પહેરી ટૂટિયાં વાળી ખાટલીમાં પડી છે ને ડૂસકાં ભરી ભરીને રુએ છે.

ઘરમાં તો સમાચાર ફરી વળ્યા છે કે કુંવરી રિસાયાં!

પ્રધાન પત્નીને પૂછે છેઃ 'કોઈએ એને અણુકોઅણુકો કર્યો? કોઈએ એને ગાળભેળ દીધી? શા કારણે કુંવરી રિસાણી છે?'

પત્ની તાડૂકે છેઃ 'ગાળ દે એની જીભ કાપી નાખું. મારી દીકરીને તુંકારો કરે એનો ટાંટિયો કાપી નાખું. મારી દીકરીને શું દુઃખ છે તે દીકરી રિસાય?'

સરખી સાહેલીઓ કહે છે: 'નથી કોઈએ તુંકારો કર્યો. નથી કોઈએ ગાળભેળ દીધી કે નથી કોઈએ આંગળી ચીંધી. સમુદરકાંઠે ફરવા ગયાં'તાં. બંદર પર પરદેશી વેપારીનાં સાત વહાણ નાંગર્યાં છે. વહાણવટીનો છૈયો રેતીમાં મેલમેલાતું રચે છે. એ દેખીને કુંવરીને ચટક થયું છે.'

પ્રધાન કહે: 'પરદેશીના છૈયાને બાંધીને લઈ આવો. એનું ઘાણીએ ઘાલીને તેલ કઢાવો. મારી દીકરીને ચટક લગાડનારો એ વળી કોણ?'

મા કહે: 'પણ દીકરીને તો કોઈ પૂછો. શા કાજે એ રિસાણી છે?'

મા-બાપ દીકરી પાસે ગયાં છે. દીકરીને મનાવવા બેઠાં છે.

દીકરી કહે: 'બસ પરણું તો એ પરદેશીના છૈયાને જ પરણું. બીજા બધા ભાઈબાપ.'

પ્રધાન તાડૂકે છે: 'એવા ભગત ભિખારા તો મલકને માથે કંઈક હાલી નીકળ્યા છે. એમ હાલીમવાલીને વળી પરણાતું હશે? કાંઈક જાત જોવી જોઈએ, કાંઈક ભાત જોવી જોઈએ. કે બસ હાઉ? એને જ પરણું, એને જ પરણું રિસાણી તો ભલે રિસાણી. આફુડી ઠેકાણે આવી જશે.'

પ્રધાન તાડૂકે તો ભલેને તાડૂકે. એનો હુકમ એની કચેરીમાં હાલે. ઘરમાં એનું રતિભાર ચલણ નહિ. ઘરમાં તો પ્રધાનપત્નીનું જોર. એ કહે તેટલું થાય. એ ન કહે એટલું ન થાય.

એકની એક દીકરી છે. લાડકોડથી ઉછેરીને મોટી કરી છે. એ આમ ટૂટચુટ ખાટલીમાં ભૂખી ને તરસી રિસાઈને પડી રહે એ માને કાંઈ ચોખું જ ગમે? એણે તો દીકરીને મનાવવા માંડી છે:

'બેટા, કહે તો રાણીજાયા સાથે પરણાવું.'

દીકરી કહે: 'પરણું તો એ વહાણવટીના છૈયાને જ પરણું નહિતર જીભ કરડીને મરું.'

માએ તો આ વર બતાવ્યો ને તે વર બતાવ્યો પણ દીકરીએ તો બરાબરની હઠ લીધી છે. એ તો એકની એક વાત કહે: 'પરણું તો એ વહાણવટીના છૈયાને જ પરણું.'

પછી તો પ્રધાનને છૂટકો રહ્યો નથી. પણ એ તો પ્રધાન. ભારે હુશિયાર. હુશિયાર ન હોય તો એનાથી રાજકાજ કેમ થઈ શકે? એણે તો તરત જ પેલા વહાણવટીઓને બોલાવ્યા.

વહાણવટીઓને તો ફાળ પડી. દાણચોરી કરી નથી. રાજનો ગુનો કર્યો નથી ને પ્રધાન શું કામ બોલાવતા હશે? એ તો બીતા બીતા પ્રધાન પાસે આવ્યા.

પ્રધાને એમની સાથે છાની વાત કરી: 'તમારો છૈયો બહુ હરામખોર છે.'

વહાણવટી કહે: 'એણે રાજનો કાંઈ ગુનો કર્યો હોય તો દરબાર ધણી છે. એનું ઘાણીએ ઘાલી તેલ કાઢો.'

પ્રધાન કહે: 'એમ નથી. તમારા છોકરાને જોયો ત્યારથી મારી દીકરી એક જ વેન લઈને બેઠી છે કે પરણું તો એ છોકરાને જ પરણું.'

વહાણવટી કહે: 'છોકરો પૂરો બત્રીશ-લક્ષણો છે, પ્રધાનજી!'

પ્રધાન કહે: 'પણ એમ કાંઈ પ્રધાનની છોકરી વહાણવટીના દીકરાને પરણે? પણ એણે તો બરાબરની હઠ લીધી છે. એ તો લીધી વાત મૂકતી નથી. એટલે તમને બોલાવ્યા છે.'

વહાણવટી કહે: 'તમે હુકમ કરો એ અમારે કબૂલ.'

પ્રધાન કહે: 'તમારા છોકરા વેરે હું મારી કુંવરી પરણાવું, પણ લગન થાય કે તમારે તરત જ વહાણ હંકારી મૂકવાં. મધદરિયે જઈને એ છોકરાને તમારે દરિયામાં નાખી દેવો ને આજથી ચોથે દિવસે મારી દીકરી મને પાછી સોંપી દેવી. આટલું કરો તો તમારું દાણ માફ કરીશ.'

વેપારીઓ તો રાજી રાજી થઈ ગયા. એમને તો થયું કે દાણ માફ થાય છે પછી આપણે બીજું શું જોઈએ? છોકરો કયાં આપણો છે? આપણે તો એને બત્રીસો ચડાવવા લીધો હતો ને! એમણે પ્રધાનની વાત કબૂલ કરી લીધી

પ્રધાને તરત જ ઘડિયાં લગન લીધાં. સબળકુમાર પ્રધાનની કુંવરી સાથે પરણી ઊતર્યો પ્રધાને પેટીઓ ભરી ભરીને દીકરીને કરિયાવર આપ્યો. દીકરીને વળાવી બધાં વહાણમાં ચડી બેઠાં. સમે પવને વહાણ ચાલી નીકળ્યાં પ્રધાનની દીકરી માટે વહાણવટીઓએ એક સરસ મજાનો ખંડ કાઢી આપ્યો સબળકુમાર તો બીજા બધાની સાથે રહે છે. ને મોજ કરે છે એના આનંદનો તો પાર નથી. આવી મજાની કુંવરી મળી છે તે આનંદ કેમ ન હોય?

વહાણ તો દરિયાના પાણીમાં હાલ્યાં જાય છે. હાલતાં હાલતાં બીજા દિવસનું પરભાત થયું. એટલે લાગ જોઈને વહાણવટીઓએ સબળકુમારને દરિયામાં ધકેલી દીધો તરત જ વહાણ પાછાં વાળી દીધાં

હવે સબળકુમાર પાણીમા જઈ પડ્યો એ તો ડૂબું ડૂબું થઈ રહ્યો પણ એનું નસીબ જોર કરે પ્રધાનની કુંવરી જે ખંડમાં રહેતી હતી એ ખંડમાંથી એક દોરડું બહાર લટકે સબળકુમારે દોરડું જોયું, એટલે તરત જ દોરડું પકડી એ ઉપર ચડી ગયો

પ્રધાનકુંવરી તો એને જોઈને વિચારમાં પડી ગઈ. પણ સબળકુમારે બધી વાત કહી એટલે દાળમાં કાંઈક કાળું છે એમ સમજીને ચતુર પ્રધાનપુત્રીએ કુમારને એક પેટીમાં સંતાડી દીધો. કુંવરને પેટીમાં સંતાડ્યો છે એની કોઈને ખબર પડવા ન દીધી.

વહાણ તો પાછાં ફરી ગયાં તે ચોથે દિવસે પાછાં બંદરમાં આવી પહોંચ્યાં. વહાણવટીઓએ કરાર પ્રમાણે પ્રધાનકુંવરી પ્રધાનને પાછી સોંપી અને છોકરાને સમુદ્રમાં નાખી દીધાની વાત કરી. પ્રધાને વેપારીઓનું દાણ માફ કર્યું.

પ્રધાનકુંવરી તો રંગેચંગે રમેજમે છે, ઓઢેપહેરે છે, હરેફરે છે. એને તો કશી વાતનું દુઃખ નથી. પ્રધાનને થયું કે દીકરીની સાન ઠેકાણે આવી જણાય છે. એના મગજ ઉપરથી મણમણનો બોજો ઊતરી ગયો.

સબળકુમારવાળી પેટી પ્રધાનકુંવરીએ સાચવીને પોતાના ઓરડામાં મુકાવેલી. રાત પડી ને કુંવરીએ પેટી ઉઘાડી. પેટી ઉઘાડીને કુમારને અંદરથી બહાર કાઢ્યો નવડાવી ધોવડાવીને રૂડી રીતે જમાડ્યો આખી રાત બન્નેએ આનંદમાં વિતાવી

સવાર પડ્યું એટલે સબળકુમારે દાસીનાં કપડાં પહેરી લીધાં એ તો ઘરમાં હરેફરે છે, કુંવરીનું આહવતું કરે છે. ઘરમાં કોઈને કશી ખબર પડી નથી. નવી દાસીનું કામ જોઈને બધાં દંગ થઈ જાય છે. એવું સરસ કામ કરે છે કે બધાં કાન પકડી જાય

હવે એ જ શહેરમાં એનો મોટો ભાઈ બળકુમાર રાજ કરે. સબળકુમારને તો ફરતાં ફરતાં આ વાતની ખબર પડી છે. માનો જણ્યો ભાઈ સાંભરતાં એને દુઃખ થયું એની આંખમાંથી બોર બોર જેવડાં આંસુડાં પડે છે. એને થયું છે કે અરેરે નસીબ તો જુઓ! માનો જણ્યો ભાઈ રાજ કરે છે ને હું અહીં સ્ત્રીનાં લૂગડાં પહેરી દાસીપણું કરું છુ

ભાઈને મળવાના એને મનસૂબા થયા છે. પણ કેમે કરતાં લાગ મળતો નથી.

પણ એક દિવસ એને વખત મળી ગયો પ્રધાનનો એક બગીચો. તેમાં જાતજાતનાં ને રંગરંગનાં ફૂલ થાય આખા રાજમાં કયાંઈ યે ન હોય એવાં ફૂલ એ બગીચામાં થાય એ બગીચાનાં ફૂલના હારગજરા ગૂંથી રોજ માળી રાજા માટે લઈ જાય

સબળકુમારને આ વાતની ખબર પડી એટલે એણે માળીની દીકરી સાથે સહીપણા કર્યાં. એક દિવસ માળીની દીકરીને કહે: 'લાવને આજ તો હું હારગજરા ગૂંથી દઉં.'

એણે તો મજાના હારગજરા ગૂંથ્યા. એવા હારગજરા તો એક એના દેશમાં જ ગૂંથાય એવી કળા તો બીજા કોઈ ને ન આવડે. એવા હારગજરા તો એક એના બાપને જ ચડે હારગજરા ગૂંથી કરીને કુમારે માળીની દીકરીને આપ્યા દીકરીએ બાપને હાથે હારગજરા સોંપ્યા માળી તો કારીગરી જોઈને ખુશ ખુશ થઈ ગયો. એને થયું કે આજે તો રાજા જરૂર ઇનામ આપશે. હરખાતો હરખાતો માળી રાજદરબાર પહોંચ્યો.

રાજાએ હારગજરા જોયા ને એની કળા પારખી. હારગજરા જોઈને એ તો વિચારમાં પડી ગયો. આ તો પોતાના દેશની કારીગીરી. આવી કારીગરી દુનિયામાં બીજો કોઈ ન જાણે. એક એના બાપનો માળી જાણે ને બીજો ભાઈ સબળ જાણે. બાપનો માળી તો મરી ગયો હશે ને કાં મરવા પડ્યો હશે ત્યારે રખેને ભાઈ સબળ આવી ચડ્યો હશે ?

રાજા તો માળી ઉપર ખોટો ખોટો ગુસ્સે થયો 'સાચેસાચું કહી દે, આ હારગજરા કોણે ગૂંથી દીધા ?'

માળી તો રાજાનો ગુસ્સો જોઈ થરથર ધ્રૂજવા લાગ્યો એનાં ઇનામનાં સ્વપ્નાં ઊડી ગયાં ને સાચું મોત ઊભું થાવ્યું. એણે થરથરતી જીભે કહ્યું: 'મારી દીકરીએ ગૂંથી દીધા છે, અન્નદાતા.'

રાજા કહે: 'ખોટી વાત. સાચેસાચું કહી દે, નહિતર ઘાણીએ ઘાલી તેલ કાઢીશ.'

માળી કહે: 'સાચી વાત એમ છે કે પ્રધાન કુંવરીની એક દાસી છે એ દાસીએ આ હારગજરા ગૂંથી દીધા છે.'

રાજા કહે: 'તો કાલે એની પાસે બીજા હારગજરા ગૂંથાવી લાવજે તો તારી વાત સાચી. તો તારો ગુનો માફ.'

માળી તો હીમખીમ ઘેર આવ્યો. ઘેર આવીને એણે દીકરીને વાત કરી. વાત સાંભળીને દીકરી શ્વાસભેર પોતાની બહેનપણી પાસે ગઈ. બહેનપણીને માંડીને વાત કરી. વાત સાંભળી કુંવર કહે: 'એમાં તે શી મોટી વાત છે ?'

એમ કહીને એણે એથી યે સરસ હારગજરા ગૂંથી આપ્યા ગૂંથી કરીને એમાં એક ચિઠ્ઠી મૂકી. ચિઠ્ઠીમાં પોતાનું નામ લખ્યું.

માળી બીજે દિવસે હારગજરા લઈ કચેરીમાં હાજર થયો. કારીગરી જોઈને રાજા ખુશ થયો. રાજાએ પેલી ચિઠ્ઠી પણ વાંચી. એણે માળીને મોટું ઇનામ આપ્યું.

રાજાએ ચિઠ્ઠી વાંચી એટલે એની શંકા મજબૂત બની. એને થયું કે આ હારગજરા ગૂંથનાર બીજો કોઈ નથી, પણ પોતાનો ભાઈ જ છે. પણ એ ભાઈ જ હોય તો પછી સ્ત્રીના વેષમાં કેમ રહેતો હશે ? એટલે વધારે ખાતરી કરવા એણે માળીને કહ્યું: 'તારી દીકરીની બહેનપણીને પૂછી જોજે કે એને બળ-સબળની વાત આવડે છે ? પૂછી કરીને મને ખબર આપજે.'

માળીએ તો જાતાંવેંત જ કુંવરને પૂછી જોયું. કુંવર કહે: 'બળ-સબળની વાત કેમ ન આવડે ? જેટલી લોકો જાણે છે એ પણ આવડે ને જેટલી લોકો નથી જાણતા એ પણ આવડે. રાજાને વાત સાંભળવાનું મન હોય તો આપણે બગીચે તેડી લાવજો'

માળીએ જઈને રાજાને ખબર આપ્યા. રાજા તો બળ-સબળની વાત સાંભળવા અધીરો બન્યો.

બગીચામાં આસોપાલવના ઝાડ નીચે બેઠક કરી છે. મખમલ મશરૂના ગાદીતકિયા બિછાવી બળરાજા બિરાજ્યા છે. એક તરફ પ્રધાન પટે-

લિયા બેઠા છે ને બીજી તરફ બેઠી પ્રધાનપુત્રીની દાસી વાત કરે છે.

પહેલે દિવસે તો વાત મેના–પોપટના ભોજન સુધી પહોંચી છે ને અધૂરી રહી છે દાસીએ કહ્યું છે કે મારે તો ઘરમાં વાસીદાં વાળવાં છે ને એ તો ચાલી ગઈ છે.

બીજે દિવસે તો વાત રાક્ષસના વધ અને ભંગીરાજા સુધી પહોંચી છે. દાસીએ કહ્યું છે કે મારે તો કુંવરીને અંઘોળ કરાવવાં છે ને એ તો ઉતાવળે ઉતાવળે ચાલી નીસરી છે.

ત્રીજે દિવસે વાત માંડી છે ને વાત પ્રધાનપુત્રીનાં લગન ને વહાણવટીના કાવાદાવા સુધી પહોંચી છે. દાસીએ કહ્યું છે કે મારે તો હારગજરા ગૂંથવા છે ને એ તો ચાલી ગઈ છે.

ચોથે દિવસે વાત હારગજરા ગૂંથતી દાસી સુધી પહોંચી છે.

ને એટલી વારમાં તો બળકુમારે પોતાના ભાઈ સબળકુમારને ઓળખી લીધો છે. એણે તો બેઠાં'તા ત્યાંથી દોટ દીધી છે ને સગાભાઈ ને હેતથી એ તો ભેટી પડ્યો છે પ્રધાન પટેલિયા તો જોઈ રહ્યા છે, જોઈ જ રહ્યા છે.

પછી તો રાજાએ ફોડ પાડી છે ને પોતાના સગાભાઈની સહુને ઓળખ આપી છે. વાત જાણીને તો બધાના આનંદનો પાર રહ્યો નથી. પ્રધાન તો આવો રૂડો રાજાનો ભાઈ જમાઇ તરીકે મળ્યો જાણી હરખે ઘેલો બની ગયો છે.

એણે તો પ્રધાનપદું સબળકુમારને આપ્યું છે ને પોતે જાત્રા કરવા ચાલી નીકળ્યો છે. સબળકુમાર રાજકાજ સંભાળે છે ને પ્રધાનપુત્રી સાથે ખાય છે, પીએ છે ને આનંદ કરે છે.

પછી તો રાજાએ જ્યાં ભંગીરાજ અડધું રાજ કરે છે ત્યાંના રાજાને સંદેશો મોકલ્યો બધી વાત વિગતે લખી જણાવી. વાત વાંચીને રાજા તો ભંગી ઉપર એવો ગુસ્સે થયો, એવો ગુસ્સે થયો કે ન પૂછો વાત. એણે તો એનું ઘાણીએ ઘાલીને તેલ કાઢ્યું. ને પોતાની કુંવરી સબળકુમારને પરણાવવા માટે લગનોત્રી લખી મોકલી છે.

સબળકુમાર કહે: 'હું તો પ્રધાનપુત્રી સાથે પરણી ચૂક્યો છું. હવે તો મોટાભાઈનો વારો છે.'

ને બળકુમાર સાથે રાજાની કુંવરીનાં લગન થયાં છે.

પછી તો બધાંએ ખાધુંપીધું ને રાજ કર્યું.

●

# સમાજ અને સાહિત્યની નવાજૂની

[ જેમાં કંઈક સ્થાયી તત્ત્વ હોય એવા અખબારી ખબરો અને સાહિત્યપ્રવૃત્તિની માહિતીઓ અહીં સંઘરી છે ]

## સમાજ

તાજેતરમાં એક હજામની દુકાનમાં ચાર અંગ્રેજના છોકરા વાળ કપાવવા બેઠા હતા દરમિયાનમાં ત્યાં એક મનહર નામનો વિદ્યાર્થી વાળ કપાવવા ગયો.

ત્યાં પોતાના રિવાજ મુજબ તેણે હજામને 'જય હિંદ' કહેવા જ છોકરા અંગ્રેજ છોકરાઓ ખિજાઈ ગયા હતા અને મનહર ઘેર જતો હતો ત્યારે તેના પર તૂટી પડી બેહોશ બનતાં સુધી તેને માર માર્યો હતો.

વિશ્વાસપાત્ર સ્થળેથી સમાચાર સાંપડ્યા છે કે ધારાસભાની ચૂંટણીમાં કોંગ્રેસની સામે ઊભા રહેલા સોશ્યલિસ્ટ ઉમેદવાર વિનુભાઈ પટેલને એમની પોતાની પત્નીનો મત પણ મળ્યો નથી. એમની પત્નીએ કોંગ્રેસ ઉમેદવારને પોતાનો મત આપ્યાની હકીકત જાહેર થયેલી છે.

કેટલાંક સ્થળોએ તો કોંગ્રેસના હરીફ ઉમેદવારોના પોલીંગ એજન્ટો પણ પોતાની ફરજ ઉપર હાજર રહ્યા નથી અને કોંગ્રેસ ઉમેદવારોને મતદાન કરી ગયા છે.

શિવરાત્રીના દિને એક વિપ્રે સાણંદમાં ખૂબ ભાંગ પીને તોફાન મચાવ્યાના ખબર મળ્યા છે. કહે છે કે આ બ્રાહ્મણે ભાંગના નશામાં લોકોને 'જયશિવ' બોલવાનો આગ્રહ કરેલો અને ન બોલે તેને મારવાનું શરૂ કરેલું.

બાદ તે એક કૂવામાં પડેલો અને કાઢવા જનારને પણ મારતો હતો. અંતે તેને દોરડાથી બાંધીને ઘેર લઈ જવામાં આવ્યો. નશો ઊતરી ગયા બાદ આ મહાદેવના ભક્ત ઠેકાણે આવ્યા હતા.

નવસારી શહેરમાં ચાલતા સહકારી અનાજ મંડળીની અંદર કામ કરતા મંત્રી રણછોડજી ભગવાનજી દેસાઈ રૂા. ૩૬,૦૦૦ ઉપરની ગોલમાલ કરી ગુમ થયાની ફરિયાદ પોલીસમાં થતાં તોહમતદારના ઘરની જડતી કરતાં એક પત્ર હાથ આવ્યો છે જેમાં તેમણે નાણાં ઉચાપત કર્યાનું તથા પોતે ઈશ્વરધામમાં ગયાનું જણાવ્યું છે. પોલીસ તપાસ ચાલે છે. આ બનાવથી સહકારી વહીવટના રેર ધરાવનારાઓ ભારે ગભરાટમાં પડ્યા છે. પોલીસ તપાસ ચાલે છે.

એક જાનકીદાસ નામના શખ્સના ઘરમાંથી તે બહારગામ ગયેલો તે તકનો લાભ લઈને તેનો જ પુત્ર લગભગ રૂા. ૯૦૦ના દાગીના ચોરીને ભાગી ગયેલો.

આ છોકરાની પોલીસે સેવાશ્રીયાના મોટર સ્ટેન્ડ પાસેથી મુદ્દામાલ સાથે ધરપકડ કરી છે.

●

'મહાગુજરાત ગઝલ મંડળ' તરફથી 'રૂપની અપલસમૃદ્ધિ' નામનો ગઝલસંગ્રહ પ્રગટ થનાર છે. એ સંગ્રહમાં મંડળના દરેક સભ્યની ૧૯૪૫ ના વર્ષ દરમિયાન રચાયેલી ૩ શ્રેષ્ઠ ગઝલો પ્રગટ કરવાનું ઠરાવવામાં આવ્યું છે. સંગ્રહના સંપાદકો તરીકે જ. બેકાર, નિસાર, અમીન આઝાદ, ઇન્દુ અને હર્ષી ચૂંટાયા છે.

'સ્ત્રી-જીવન'નો માર્ચ અંક 'મહાકવિશ્રી ન્હાનાલાલ સ્મૃતિ અંક'

## સાહિત્ય

બન્યો છે. એના સંપાદકો પ્રો અનંતરાય રાવળ, શ્રી ઈન્દુમતી મહેતા, શ્રી શંકરદત્ત શાસ્ત્રી છે. ધૂમકેતુ, સુંદરમ, પ્રો. મનસુખલાલ ઝવેરી, ડૉ. રમણલાલ યાજ્ઞિક, પ્રો. કેશવરામ શાસ્ત્રી, પ્રો. મંજુલાલ મજમુદાર, પ્રો. ધીરુભાઈ ઠાકર, પ્રો મંગેશરાય પાઠકજી, શ્રી શંકરદત્ત શાસ્ત્રી, શ્રી હિંમતલાલ અંજારીઆ, દી. બ કૃષ્ણલાલ ઝવેરી વગેરે લેખકોના જુદા જુદા દૃષ્ટિકોણવાળા વિવેચનાત્મક ને સંસ્મરણાત્મક લેખો વડે અંક મૂલ્યવંતો બન્યો છે.

નવજીવન કાર્યાલય તરફથી શ્રી. નરહરિ દ્વા. પરીખે તૈયાર કરેલ ગ્રંથ 'માનવ અર્થશાસ્ત્ર' તેમજ શ્રી. ગગનભાઈ દેસાઈએ ટોલ્સટોયકૃત What is Art? નો કરેલો અનુવાદ "કળા એટલે શું?" અને શ્રી. વિઠ્ઠલદાસ કોઠારી સંપાદિત પુસ્તિકા "મધવિદ્યા" એટલાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

'દીનબંધુ' એ નામે સ્વ. દીનબંધુ એન્ડ્રૂઝનું જીવનચરિત્ર શ્રી રમણભાઈએ હિંદી પરથી તૈયાર કર્યું છે તે પુસ્તકાલય સ. સ. મંડળે પ્રગટ કર્યું છે.

'દેવ અને દાનવ' એ નામે શ્રી. મગનલાલ ત્રિવેદી (મયૂર) રચિત પુરાણકથા સરસ્વતી પ્રકાશન મંદિર : ભાવનગર, તરફથી પ્રગટ થઈ છે.

લાલ કિલ્લાનો મુકદ્દમો : સોલ એજન્ટ ભારતી સાહિત્ય સંઘ, મુંબઈ.

આઝાદ ફોજના ત્રણ અફસરો પર દિલ્હીના લાલ કિલ્લામાં ચાલેલ મુકદ્દમાનો અહેવાલ વિશેષત 'હિંદુસ્તાન ટાઈમ્સ' ના અહેવાલને આધારે તૈયાર કરીને શ્રી મહેન્દ્ર મેઘાણીએ એમની ચોટદાર શૈલીમાં અનુવાદ અહીં રજૂ કર્યો છે.

## છૂટક 'કહાની' મળવાનાં સ્થળો

મેસર્સ એ. એચ. વ્હીલર રેલ્વે બુકસ્ટોલ

—આફ્રિકામાં—

બાઝેર ન્યુસ સર્વિસ
પો. બો. ૬૨૦, મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો. ૩૯૩, મોમ્બાસા



—: લવાજમ ભરવાનાં સ્થળો :—

આદર્શ પુસ્તક ભંડાર
ધનજીભાઈની ફેક્ટરી સામે, રાયખડ : અમદાવાદ

એસ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ . મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ
કોઠીપોળ સામે, રાવપુરા : વડોદરા

## વાર્તા મોકલનાર માટે

☆ "કહાની"માં વાર્તા સિવાય બીજું કાંઈ છપાતું નથી.

☆ 'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને અંગ્રેજ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે

☆ વાર્તા મોકલનારે વાર્તાનો સ્વીકાર-અસ્વીકાર જાણવા ૦-૦-૯ની ટપાલ-ટિકિટ બીડવી.

☆ વાર્તા પરત જોઈતી હોય તો તે માટે પણ આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી

☆ આવશ્યક ટપાલ-ટિકિટો મળ્યા સિવાય કાર્યાલય કશો જ પત્રવ્યવહાર કરવા બંધાયેલ નથી.

---

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

અંક પાંચમો

એપ્રિલ '૪૬

काव्येषु रम्या कथा




# સગાઇ સંગાર

લેખક

મયૂર

મોઢેથી નનૈયો તો ભણ્યો છે, પણ મન તો નોખા જ મનસૂબા ઘડી રહ્યું છે. આવો રૂડો સમો છે ને વળી એકાંત છે. એકાંતે રૂપ રૂપના અંબાર જેવી સુંદરી સામી મળી છે. સામી મળી છે મ વળી સાદ કરે છે. સુંદરીએ તો ભલભલાનાં પાણી ઉતારી નાખ્યાં છે ને! પરાશરને મત્સ્યગંધા ગળી ગઈ ને વિશ્વામિત્રને મેનકા મૂકતી ગઈ; તો હું જેવા મગતરાનો હિસાબ શો ?

ને વળી એકાંતને તો કામદેવના બાપને ઠેકાણે થાપ્યો છે ને! ધારાનગરીના રાજા ભોજને ય એક દિવસ એવી એકાંતનો અનુભવ થયેલો. કોઈમાં નહિ ને સુંદરીના શબમાં જીવ વળગ્યો તે ન જોતા બેઠો દિવસ કે ન જોઈ રાત, ન પૂછી પરણી કે કુંવારી કે ન પરખી જડ કે ચેતન. એ તો ન કરવાનું કરી બેઠો ને પાછળથી પંડિત થઈ કાળિદાસને પૂછવા બેઠો કે 'કવિ! કામદેવનો પિતા કોણ ?'

કવિ તો કલ્પના કરી જાણે ને વણપીંછી વરતુનાં હૈયાં ઉકેલે. કવિ કહેઃ 'કામદેવ તો મનોજ છે. શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ એવા એવા તો એના ગણ્યા ગણાય નહિ એટલા બાપ. કયે ટાણે કયો બાપ બની બેસે એની ખબર કેમ રહે !'

તો કેઃ 'તમે તો મહાકવિ! તમે નહિ કહો તો કોણ કહેશે ? આઠ દિવસમાં મારે જવાબ જોઈએ. જવાબ નહિ મળે તો ઘાણીએ ઘાલી તેલ કાઢીશ.'

એ તો રાજાનો બોલ ને જમનો કોલ. કવિ જેવો કવિ મૂંઝાણો. રાજા કોણ જાણે કોને ય મનમાં કામદેવનો બાપ ધારી બેઠો હશે. એની સાથે મળતો જવાબ આવે તો જ આબરૂ રહે. ને બીજાના મનની વાત એક અંતર્જામી વિના બીજો કોણ જાણી શકે?

કવિ તો મૂંઝાઈને ઘેર આવ્યો. ઘેર આવીને ઘરને ખૂણે લમણે હાથ દઈને બેસી ગયો. ન ખાય, નં પીએ, ન બોલે, ન ચાલે. એ જાણે કવિ કાળિદાસ જ નહિ. કરતાં કરતાં આઠ દિવસમાંના સાત દિવસ વીતી ગયા.

કવિને એક દિકરી. દીકરીનું રૂપ તો ક્યાંય માય નહિ ને જોબન ઝમારા મારે. દીકરીએ બાપની પીડ પારખી ને બાપની વહારે ચડીઃ 'ઓહો! એમાં તે શી મોટી વાત છે? તમ તમારે ખાઓપીઓ ને લહેર કરો. કાલ સવારે હું એનો જવાબ આપીશ.'

દીકરીએ ભાતભાતનાં ભોજન બનાવ્યાં. હેતપ્રીતે બાપને જમાડ્યો. ને રાત પડી એટલે ચોપાટ માંડી બાપની સામે રમવા બેઠી.

ફૂલડાંની સુવાસ મહેકતી'તી. બરાસ કસ્તુરી ને કેસરની અમરજાના ફોરા વછૂટી રહ્યા હતા. દીવડો

આકાશમાંથી હતો ને સામે શૃંગારરસના ઝરા જેવી સુંદરી બેઠી હતી. રૂપની નોબત વાગતી હતી, જોબનના રાસ ગોલે ચડયા હતા અને કામદેવતાનો જન્મ થવાને હવે વાર ન હતી. કવિ એ સુંદરીના રૂપમાં સમાઈ રહ્યો હતો. બાપ–દીકરી અદૃશ્ય થઈ રહ્યાં હતાં. અને પુરુષ અને સ્ત્રી સામેસામ બેઠાં બેઠાં એકમેકને તાકી રહ્યાં હતાં.

કહ્યું છ ને કે અધરની મીઠાશને, નેણાની તીખાશને ને કવિતાની લિજ્જતને તો અનુભવી જ જાણી શકે. કાળિદાસ તો કવિનો કવિ. રૂપ, રસ, ગંધ, બધુંય પારખી શકે. પારખી શકે ને પરમાણી શકે. એ તો એની કવિતા જેવું જીવન જીવે. એણે સામે બેઠેલી સુંદરી જોઈ, સરસ મજાની રાત જોઈ ને વળી એકાંત જોઈ: બસ થઈ રહ્યું. કોણ બાપ ને કોણ બેટી! એણે ઝાપટ મારીને દીવો ઓલવી નાખ્યો.

દીકરીએ બધી ગણતરી કરી રાખેલી ને બાજી બરાબરની ગોઠવેલી. પડસાળમાં જ દાસી બણીઠણીને બેઠી હતી. દીકરી સરી ગઈ ને દાસી એની જગ્યાએ ગોઠવાઈ ગઈ.

રંગની રંમત ઓસરી ને કવિ પશ્ચાતાપ કરવા લાગ્યો: 'અરેરે મેં અધમે પેટની જણી ઉપર...'

ત્યાં તો દીકરી હાથમાં દીવો લઈને દાદર ચડી ને સામી ઊભી ઊભી ખડખડ હસવા લાગી. દાસી લૂગડાં સમાનમાં કરતી લાગી છૂટી.

કવિ ઓશિયાળો બની ગયો: 'દીકરી! આજ તેં મારી લાજ રાખી.'

તો કે: 'તમારી સમસ્યાંનો જવાબ મળી ગયો ને બાપુ!'

તો કે: 'કઈ સમસ્યા!'

તો કે: 'જેને ઉકલવા સાત સાત દિવસથી મૂંઝાઈ રહ્યા હતા તે. કામદેવનો બાપ કોણ એ.'

તો કે: 'ઉકેલ તો નથી મળ્યો, દીકરી.'

તો કે: 'હજુ ય ન સમજ્યા બાપુ! આટલે અનુભવે પણ એ ઉકેલ અધૂરો રહ્યો! એકાંત જ કામદેવનો ખરો બાપ છે. એણે બાપ–દીકરીનો સંબંધ પણ ભુલાવ્યો.'

ને એવી એકાંતે મને ય સુંદરી સામી મળી હતી. સામી મળી હતી ને સાદ કરતી હતી. મોઢેથી [illegible] મનમાં ગલગલિયાં થાતાં'તાં.'

ત્યાં તો સામેથી સુંદરીના મીઠા મુખનો રણકો આવ્યો: 'એવાં તપ તો મોટા ઋષિમુનિઓ તપ્યા'તા. તીરથને કાંઠે-વળી પાપ શાં ને પુણ્ય શાં આવો! આવો! સોહામણો સમો છે ને આછાં આછાં નીર છે. પધારો, જળમાં છબછબિયાં કરીએ.'

અમે તો વળી પાણું મોં બારે રાખ્યું. કહ્યું 'જળમાં જળદેવતા વસે. જળમાં મજા કરે એ કાં તો મગર ને કાં માછલાં.'

તો કે: 'જળમાં મળ ન હોય. ગંગાજી તો પતીતને ય પાવન કરે.'

'મારા સમ! તમારા સમ!' થાવા લાગ્યા. મોઢે ઘાલી રહ્યો, તોપણ હૈયું હાથ રહ્યું નથી. તો ય જળદેવતાની મરજાદ લોપાતી નથી. કીધું કે 'ઘાટે આવે ને સુંદરી! અમે ય બે ઘડીનું સુખ માણીએ.'

તો કે: 'અમે જળનાં રહેનારાં. જળબિંદુની અમારી કાયા ઘડેલી. પૃથ્વીની ટોકરે અમારાં મોતીડાં ફૂટી જાય.'

અમે કહ્યું: 'જરા ય ટોકર નહિ લાગવા દઈએ, સુંદરી! અમને ય જીવની જેમ જાળવતાં આવડે છે.'

ને સુંદરી મનાણી છે. સડસડાટ કરતી ઘાટ પાસે આવી છે. કમળનાળ સરખા એનાં ભુજદંડ પકડી અમે એને જળમાંથી થળમાં લાવવા મથ્યા; પણ જળની રહેનારીને થળના વાસ વસમા લાગ્યા. જળમાંથી કંડારેલી એની કાય જળમાં મળી ગઈ. કમળનાળ હાથમાંથી સરી ગયા ને રહી ગયાં બે કંકણ તે દીનાં સુંદરી! અમે એ કંકણની પહેરનારીને શોધી રહ્યા છીએ.'

ને એમ કહીને મહેમાને બટવામાંથી કંકણ કાઢીને કલાલેણની સામે મૂકી દીધાં છે..

કંકણ જોયાં ને કલાલણને તો વાઢો તો લોહી ન નીકળે. એ તો એવી ચમકી કે જાણે માથે વીજળી પડી. કંકણ તો જાણે પોતાનાં જ હતાં પણ એ મહેમાનના બટવામાં ક્યાંથી આવી પડ્યાં! એણે તો કંકણ ઘડાવીને અંગે ધર્યાં'તાં, તે દીથી જરા ય અળગાં કર્યાં નથી. ફક્ત ગઈ રાતે ગુરુને વાંદવા ગઈ હતી તે વખતે આભૂષણ ઉતારીને કોરાણે મૂક્યાં હતાં. કલાલણ તો વિચારે ચડી ગઈ કે રાતે પોતે કંકણ લાવી હતી કે કંકણ વીસરી હતી! મન ચગડોળે ચડ્યું છે. કશી યે વાતનું ઓસાણ રહ્યું નથી. એ

તો બારે વારે કંકણ સામું જુએ છે ને વળી વળી મહેમાનના મોઢા સામું જુએ છે. એમ કરતાં કરતાં એનો હાથ ધ્રૂજ્યો છે. એના કચાબાર પડ્યા છે ને અડધી બાજી મહેમાન જીતી ગયો છે.

'આ કંકણ તો હવે તમે જ રાખો, સુંદરી! જળમાં રહેનારી પરથમીનો જીવ ક્યાંથી પામશે! મારે-એટલો બધો ભાર હળવો થયો!' ને મહેમાને કંકણ કથાલણની પાસે મૂકી દીધાં છે.

'બલોયાં પહેરાવવાને હજુ વાર છે, પરદેશી!' કથાલણના મનમાં, બોલું બોલું થાય છે, પણ મોઢે તાળાં દેવાઈ ગયાં છે. એ તો કાંઈ બોલે કે ચાલે. એનો જીવ ઊંડો ઊતરતો જાય છે. એ મતમંત ભૂલી રહી છે.

ને મહેમાન કહે છે: 'અડધી બાજી હારી ગયા, એમાં કાં મૂંઝાઈ બેઠાં સુંદરી! હજુ અડધા ભાગની બાજી તો બાકી રહી છે.'

તો કે: 'હું તો કાંઈયે મૂંઝાતી નથી, પરદેશી. તમારા મનમાં જીતનો ગો આવી ગયો લાગે છે. પણ મહેમાન! અમે તો ગયાં કટક પાછાં વાળીએ.'

ને બાજી આગળ ચાલી છે.

થોડી વારે વળી મહેમાને ટહુકો કર્યો છે: 'માજમ રાતના અમે શેરીઓ જોવા નીસર્યાં'તા સુંદરી...'

તો કે: 'મારે તો કાંઈએ સાંભળવું નથી. મારે તો બાજી હારમાં છે.'

તો કે: 'આટલી વારમાં મૂંઝાઈ ગયાં, સુંદરી! કહેતાં હો તો બાજી બંધ રાખીએ. અમારે હારજીતના કાંઈ ઓરતા નહિ. પણ આવી મજાની રાત છે. રાતની રોનક છે ને સુંદરીનો સથવારો છે. વાતને વળગીએ તો જીવને ધમતળ ઓછી થાય.'

ને મહેમાને વાત આગળ ચલાવી છે: 'માજમ રાતના અમે શેરીઓ જોવા નીસર્યાં'તા, સુંદરી! સૂની શેરીએ અંધારાના ઉત્પાત હતા ને જગતની રોશની તો ક્યાંયે દીઠી નજરે પડતી ન હતી. નગર હઠોળતા ઘર ઘર જોતાં અમે આગળ જઈ રહ્યા હતા, ત્યાં એકાએક સૂની શેરીઓમાં કામદેવની નોબત વાગી રહી. ઝગમગતા દીવડા જેવી કોઈ સુંદરી અભિસારિકા બનીને પ્રીતમને મળવા પરવરતી હતી. પૂનમનો ચાંદો જાણે પૃથ્વી ઉપર રમવા ઊતર્યો'તો. રૂપનો અંચળો ઓઢી અંધારી રાતે એ એના છાના અભિસાર છતા કરતી'તી ને ઉપર જાતાં કામદેવની નોબત વગાડતી'તી.

અરેરે અભિસારિકા! તારે એવડી તે શી ઉતાવળ આવી પડી'તી કે પગનાં ઝાંઝર કાઢીને કોરાણે મૂકવાનું યે વીસરી ગઈ! આ તો બાઈ તારું છાનું છતરાયું કરવા હાલી છે. તારો આ અભિસાર લોકની નજરે પડતાં તારે લાજી મરવું નહિ પડે!

ને એમ એક દિવસ છાનું છતરાયું થઈ જતાં નોતાલાની નવી વહુને જવાબ દેવો ભારે થઈ પડ્યો'તો...'.

કથાલણને વાતમાં રસ પડ્યો છે. એણે પાસા એક કોરે ઉપાડીને પૂછ્યું છે: 'એ વળી શી વાત પરદેશી?'

તો કે: 'જારી વિજારીની વાતો કહેતાં અમને ઓઠપ લાગે છે, સુંદરી! પણ તમે સાંભળવા બેઠાં છો ને અમે કહેવા બેઠા છીએ ત્યારે અમારે વાત તો પૂરી કરવી જોશે ને!'

ને મહેમાને વાત આગળ ચલાવી છે:

'વંકાશાની રહેણાક સાંકડી ને વસ્તાર બહોળો. તે નાનો નોતાલશા દુકાને સૂએ ને નાની વહુ ઘરનું કામકાજ પરવારી અધરાતે પરણ્યાની પ્રીતિ માણવા હાટડીએ જાય. રાતનાં અંધારાં, વાટ લાંબી ને વચમાં વસમાણ ઝાઝી, તે ક્યારે આડોઅવળો પગ પડશે એની નાનીને રોજ ચિંતા થાય. પણ સાસુ–સસરાને એનો ઝાઝો વિચાર નહિ. એ તો વહુ વાસો વાળે કે રહેણાકનું બારણું ભીડે ને હાટડીએ બેઠો બેઠો પરણ્યો ય સોડો તાણે. વહુ સાંકળ ખખડાવે ત્યારે જાગીને બારણાં ઉઘાડે ને વળી ભીડી દે. એમ વહુની કોઈને ઝાઝી ખેવના નહિ. પણ વહુ જેની વહુ છે, બાઈ માણસનો અવતાર છે, રાતના વાળામાં કોઈ હરામી હવાલી મળ્યો તો શી સ્થિતિ થાય? એ મૂંઝવણે ધીરેથી પગલાં ઉપાડે ને હાટડીએ પહોંચે એટલા વામાં તો વહુનો જીવડો હાલકલોલક થાય. પણ એ તો ઝાંઝરને જોરે શેરી ગજાવતી હાલી જાય ને મન વાળે કે સારું છે કે ઝાંઝરના ઝણકારાનો સથવારો છે, નહિ તર આ રોયાઉને તો કોઈને કાંઈ પડી નથી.

પણ એક દી તો એનાં ઝાંઝરે'જ મૂંઝવણ ઊભી કરી. એક વાંઢો ને વરણાગિયો છેલ રોજ એ ઝાંઝર સાંભળે ને ઝાંઝરની પહેરનારીના મારગ સામું જોઈને બેસી રહે. એક દી 'એનાથી રહી શકાયું નહિ તે એના મારગની આડે આવી ઊભો. એણે તો

બાર ગાઉમાં ભીજડ ભાળ્યું હશે ને! ને કહ્યું છ ને કે સ્ત્રીને બમણો આહાર, ચોગણી લજ્જા ને સોળગણો કામ હોય છે. ને વળી કહ્યું છે ને કે અસ્ત્રી રહે તો આપથી ને જાય તો સગા બાપથી. એકાંતના અંધારામાં નાનીએ ઉલજરારને ભાળ્યો છે ને પાણીમાં પતાસું ગળી જાય એમ સુંદરી ગળી ગઈ છે.

પછી તો નાની વહુ નિત પહેલો પોરો પ્રીતમને ઘેર દ્યે છે ને બીજે પહોરે હાટડીએ પરણ્યાની ખબર લ્યે છે. સાસુ-સસરાને એમ છે કે વહુ તો કુહાને ગઇ છે. પરણ્યાને એમ છે કે ઘરે કામ આડે મોડું થયું હશે. ને એમ સહુના મનમાં વાતનો મેળ મળી ગયો છે ને આણીકોર નાની વહુ રોજ રોજ પ્રીતમ સાથે રંગરોળ કરે છે.

પણ એક દિવસ તો એનાં ઝાંઝર એનાં વેરી થઈ પડ્યાં છે. ચોરે ભવૈયા રમે છે. રોમાં ભૂંગળાં વાગે છે ને તાતાથૈ તાતાથૈ થઈ રહ્યું છે. નાનીએ ભૂંગળાં સાંભળ્યાં ને દોડી દોડી પ્રીતમને જઈ મળી: 'આજ તો ભવાઈ દેખાડો તો જ હા નકર ના.'

તો કે: 'વહાલને મારી ક્યાં ના છે!'

ને પ્રીતમ પ્રેયસીને રમત દેખાડવા લઈ ગયો છે.

માનખ્યો ક્યાંય માતો નથી. રમતની આડો જાણે માનવીનો ગઢ રચાણો છે ને નાની નાનું બાળ, એ ગઢ વીંધીને રમત ક્યાંથી નીરખી શકે? એ તો કહે 'પ્રીતમ! કેડે બેસાડો તો રમત જોઈ આંખો ઠારીએ.' ને પ્રીતમ કહે 'કેડે શું કરવા! ખંધોલે ચડ ને. તું તો મારે મન ફૂલની માળા છો.'

નાનાં ને મોટાં સહુ રમત જોવા મળ્યાં છે ને તેમાં નાનીનો સસરો યે એક કોરાણે બેઠો બેઠો રમત જુએ છે. રમત જોતાં જોતાં એણે નાનીને ખંધોલે ચડેલી જોઈ છે, જોઈને ક્રોધે સળગી ઊઠ્યો છે. 'અરરર! આ વહુએ તો કાળો ગઝબ કર્યો. હલકા કુળનીએ અમારાં મોટાં ખોરડાં વગોવ્યાં! કાંઈ નહિ ને ભવાઈ જોવા આવી છે. ને વળી ખંધોલે ચડી બેઠી છે.'

એ તો દાંત ભીંસતો ઊભો થયો છે. હમણાં મારોં મારશે એમ થઇ રહ્યું છે. પણ વાણિયાની જાત ..! ને! એણે મનને મારી રાખ્યું છેઃ 'અટાણે કાંઈ નહિ, સવાર પડવા દે. સવારે એની વાત છે.' શોરબકોર કરે ને ઘરની વાત બહાર કરે એ વહે-પારિયા નહિ. એ તો પાછો બેસી ગયો છે.

પણ વળી એને થયું છે કે સવારે ઊઠીને કપો[ળ] કેશ કરશું ને વહુ નામુક્કર જશે તો? એ તો બેઠો'તો ત્યાંથી ઊભો થયો છે. વહુની પાસે પહોંચી કરીને ડાબા પગનું ઝેર ઉતારી લીધું છે. ઝાંઝર લઈ કરીને કોને ખબે વહુ ચડી બેઠી છે એ જોયા તપાસ્યા વિના મૂઠીઓ વાળીને ડોસો નાઠો છે.

ઝાંઝરનો ઝમકારો થયો ને વહુએ પગ સ[ામું] જોયું છે. જુએ છે તો પોતાનો સગો સસરો ડા[બા] પગનું ઝેર ઉતારી ભાગી છૂટ્યો છે. વહુનાં ધ[બકારા] મરી ગયા છે, એનાથી બોલાઈ ગયું છે. 'ભોગ લાગ[્યા]'

કલાલણ વચમાં કહેઃ 'ભોગ જ લાગ્યા તો. [?] એ એ ધાણીએ એના અભિસાર કાંઈ છાના થોડા રહેવાના હતા?'

મહેમાન કહે છેઃ 'સુંદરી! એ જ ખરી મ[જા] છે ને! જારી કરતાં પકડાઈ જાય ને વિજારી-કરી [ન] જાણે તો પછી એ નારી જારી શી રીતે રમી શકવા[ની] હતી? નાનીએ જોયું કે તાલ બગડી ગયો. સગો સસ[રો] એંધાણ ઉપાડી ગયો. હવે શું થાય? એ તો ગ[ડમથલ] કરતી ને હેઠે કૂદી પડી. પ્રીતમને કહેઃ 'તું હવે ઘ[ેર] પહોંચી જા. વાત વણસી ગઈ છે. વાતનો મારે ઉપા[ય] કરવો પડશે.'

ઉતાવળી ઉતાવળી એ હાટડીએ પહોંચી [છે.] સૂતા ધણીને જગાડ્યો છે. ને હાવભાવ કરવા બેઠી છે.

'મોડું કેમ થયું સુંદરી?' પરણ્યાએ પૂછ્યું છે.

તો કે: 'અમે આવતાં'તાં ને મારગમાં ભવૈયા રમતાં'તાં. લોકોનો ગઢ તો બહુ વસમો. અમારાથ[ી] કેમ ભેદાય? લાખે પંથે પળાતાં અમને મોડું થયું. ને કૂથને ડોકે વળગી પડી છે. એ તો પાણીથી પાતળ[ો] થવા માંડી છે.

ને એમ કરતાં કરતાં ધણીને એણે વશ કર્યો છે ને સુંદરીએ વાત કાઢી છે. 'તમે આવો તો ભવા[ઈ] જોવા જઈએ. એવી રમત તો કદી યે દીઠી નથી.

ને પરણ્યો પત્નીને તેડીને રમત જોવા નીસર્યો છે.

રમતની આડાં તો ગઢ હતા. નાની કહે 'આડ[ા] તો માનવીના કોટ છે. ખંધોલે ચડાવો તો રમત જોઈએ.

કોડઘેલા પતિએ પત્નીને ખંધોલે ચડાવી છે ને બન્ને રમતમાં મશગૂલ થઈ ગયાં છે.

થોડી વાર થઈ છે ને નાનીએ રાડ સાધી છે:

મારો શેયો ! મારું ઝાંઝર ખેંચી ગયો.'

પતિ ગભરાયોઃ 'કોણ હતું ! કોણ હતું !'

તો કેઃ 'કોણ હોય ! તમારો બાપ. કે'દાડાનો ત્રાસે લાગ્યો છે. ઘરમાં ય ચાળાચસ્કા કરે છે. આજ જરા ખાનખેરાં થયાં કે ઝડપનું કરી ગયો ને ઝાંઝર પણ ઉપાડી ગયો. એ દોડ્યો જાય !'

નાની ખાંપોલેથી કૂદી પડી દોડવા લાગી છે. પતિ પણ પાછળ દોડ્યો છે. ને ચસરો તો હાથ ન આવ્યો પણ હાટડી આવી ગઈ છે. 'સવારે ડોસાની વાત છે !' કહીને બન્ને સવાર સુધી હાટડીમાં સંતાઈ બેઠાં છે,...'

'ને પછી ?' કલાલણ પૂછી રહી છે.

'પછીની વાત હવે પૂછવાની રહી છે ! સુંદરી ! અમે તો અભિસારિકાની વાત કરતા'તા ને વાતને વચમેથી પાછા વળીએ છીએ ત્યાં તો ઝાંઝરનો ઝમકારો અલોપ થઈ ગયો છે ને શેરીઓ સૂની પડી છે. આ મારગ તે મારગ આથડીએ છીએ ત્યાં અમને સુંદરીનાં ઝાંઝર જડી આવ્યાં. પણ ઝાંઝરને અમારે શું કરવાં'તાં ! અમારે સુંદરીનું પગેરું કાઢવું'તું, એની ભાળ તો અમે ન લઈ શક્યા ને પછી અમને શી ખબર પડે કે કોના ઘરની સુંદરી ને કોને ઘેર ગઈ ? તે દિવસના, સુંદરી ! અમે આ ઝાંઝર વેંઢારીએ છીએ.'

ને મહેમાને ખટવામાંથી ઝાંઝર કાઢીને કલાલણની સામાં મૂકી દીધાં છે.

ઝાંઝર જોઈને કલાલણની અચરજનો પાર રહ્યો નથી. એનો પગ ઠાલો ઠાલો ધરતીએ ઠેકા દ્યે છે. પણ એ પગે ઝાંઝરનો ઝમકારો નથી. કલાલણ તો વિચારે ચડી છે કે આ તે શી ગત છે ! આ હાર, આ કંઠણ, આ ઝાંઝર મારાં છે છે ને મારાં નથી. મારાં હોય તો મારે અંગે ન ઓપે ! મહેમાનના ખટવામાં ક્યાંથી સમાઈ ગયાં ! સોનારાએ સરખે-સરખા ઘાટ ઘડ્યા હોય એમ કેમ ન બને ? પણ તો મારા શણગાર ક્યાં ? આ બધું શું મહેમાને ચોરી લીધું હશે ? પણ એ તો ચોર્યાં શે ચોરાય ! ઘડાવ્યાં છે ત્યારથી અંગેથી અળગાં કર્યાં નથી. તો પછી... તો...પછી .

એને ગઈ ગતનાં ગુરુજીનાં વેણ યાદ આવે છેઃ 'રંગા કિસકો સાથ લે આઈ હૈ !' એનું મગજ ભમી રહ્યું છે. એ મહેમાનની સામે જોતી બેઠી છે.

પણ મહેમાન તો એની રમતમાં મશગૂલ ચી એણે દા નાખ્યો છે ને દા પડ્યો છે. કલાલણ પોણા ભાગની બાજી હારી બેઠી છે.

કલાલણ ગતમત વીસરતી જાય છે ને ચોપાટની બાજી તો આગળ ચાલી છે.

વળી પાછી મહેમાને વાત વહેતી મૂકી છેઃ 'એક સમાની વાત છે સુંદરી...'

ને કલાલણ વચમાં બોલી ઊઠી છેઃ 'આ બાજી પૂરી કરી લેવા દો પરદેશી ! પછી તમારી વાત સાંભળીએ.'

તો કેઃ 'વાતમાં કાંઈ માલ નથી. બે વેણમાં પૂરી થઈ જશે. વાત નહિ કરું ને વીસરી જઈશ તો વળી નહિ કર્યાનો વસવસો રહી જશે.'

ને એણે આગળ વાત ચલાવી છેઃ 'એક સમાની વાત છે સુંદરી ! સનખલપુરના ચોકમાં રાસ રચ્યો તો. ને અમે તે જોવા નીસર્યા હતા. ઘેરેઘેરની સરખી સહિયરો રમવા આવી હતી. એમને કંઠે જાણે વીણા વાગતી હતી, પગને ઠેકે જાણે મૃદંગ બોલી રહ્યાં હતાં ને અંગો જાણે પવનને ઝૂલે ઝૂલી રહ્યાં હતાં. અમે એ રાસની રમઝટમાં ભાન ભૂલી બેઠા'તા. રાસ ક્યારે પૂરો થયો ને બધી રંગની રેલ ક્યાં સમાઈ ગઈ એની અમને સુધ ન રહી. રસછાંટી ધરતી ઉપર રસની ચટકીઓ વીણતા અમે ફરી રહ્યા હતા ત્યાં અમને સુંદરી, બે ઝાલ જડી. કોક સુંદરીને કાનેથી કમળફૂલ નીચે સરી પડ્યાં ને કવિને કોકે પૂછ્યું કે 'કવિ ! આ પ્રસંગનું વર્ણન કરો.' ત્યારે કવિએ દડે રમતી સુંદરીની વાતમાં વાત ભેળવીને કહ્યું કે સુંદરીના સ્તનનો આકાર ધારણ કરીને આ દડો અવનિમાં અવતર્યો તે રીસે બળી બળીને સુંદરી એને ધરતીને માથે પછાડે છે. કમળફૂલને થયું કે હું યે સુંદરીનાં નેત્ર સરખું છું તો રખેને મારી યે એ દશા કરશે તો શું થશે એમ ધારી કાને બાંધેલાં એ કમળફૂલ સુંદરીને ચરણે નમી કહી રહ્યાં છે કે મને માફ કરજો ભગવાને જ અમને એવાં ઘડ્યાં છે. એમાં અમારો દોષ નથી.'

ને એમ કોક સુંદરીની ઝાલ એવી કાંઈક બેઅદબી બદલ ક્ષમાયાચના કરતી સુંદરીને ચરણે પડી હશે ને સુંદરી એની અવગણના કરી ચાલી નીસરી હશે. પણ અમે તે કોના કાન જોવા જઈએ ! કાન જોવા જાઉં છું તો ગાલની લાલી આડી આવે છે ને મારો યે કાન કોક ઝાલશે એવી દહેશત લાગે છે. એ

દખે તો સુંદરી મારે જ એનો ભાર વેઢારવો પડે છે'

ને મહેમાને બટવામાંથી ઝાલ કાઢી દીધી છે.

બેસ થઈ રિયું. ઝલ જોતાં તો કલાલણ ઠમસો થઈ પડી છે. નક્કી ચારે આભૂષણ પોતાનાં જ છે. તો શું મહેમાન ઊંઘમાં આભાઠેટ લગાડી એ આભૂષણ ઉતારી ગયો કે પછી......

એ વિચારે ચડી છે ને દાદર ઉપર ઝાંઝર રણુઝયાં છે. પાતાળકૂવામાંથી કમળફૂલ પ્રગટે તેમ પદ્મણીનું મોઢું ઉપર દેખાણું છે.

મહેમાને છેલ્લો દા નાખ્યો છે. કલાલણમાં બાજી રમવાની હવે હુંશ નથી. મહેમાનના દા સવળા પડ્યા છે ને કલાલણ બાજી હારી બેઠી છે.

મહેમાન કહે છેઃ 'હવે તો પગ હેઠેથી નીસરીજા, કલાલણ!'

કલાલણ શું બોલે? એ તો નીચું મોં ગપી ધરતી ખોતરે છે. પણ દાદર ઉપર ઊભી ઊભી પાતાળ-પદમણી કહે છેઃ 'તું તે કેટલીને પગ હેઠેથી કાઢીશ, જોગંદર!'

કલાલણની આંખો ફાટી રહી છે. તેણે ઊંચુ જોયું છેઃ 'પદમણીનો ભેરિયો!'

તો કેઃ 'હજી યે ન ઓળખ્યો બહેન કલાલણ!'

તો કેઃ 'હું તે કયે એંધાણે એને ઓળખું બેન સગઈ! મારી આંખે તો રતાંપીળાં આવ્યાં છે.'

'વેરાગીને વેશે પીડે આવી પાણીને પાણી કીધું, દારૂનો કેફ ઉતાર્યો ને કાલા શીશામાં કેફ ભરી દીધો...'

તો કેઃ 'આ વેરાગીએ?'

'સિદ્ધવડની હેઠે સિદ્ધગુરુનાં આદર્યાં અધૂરાં રાખી દીધાં...'

તો કેઃ 'તારા આ જોગંદરે?'

'કલાલણનાં હાર, કંકણ, ઝાંઝર ને ઝાલ ઉપાડી લીધાં...'

તો કેઃ 'તું ક્યાંથી બધું જાણે બેન સગઈ!'

'ને આ જીતી બાજી હારી બેઠી'

તો કે. 'આમે ય જીતી બાજી તો હારી બેઠી જ છુ ને. પદમણી જેવી પદમણીનું પાણી ઊતરી ગયું ને કોઈને નહિ ને ગારુડીને જઈ બેઠી; તો મારી ટેક તે ક્યાં સુધી રહેવાની હતી!'

પદમણી કહે 'હું તો બહેન કલાલણ! પારેવડીની જેમ મારા પાળાને પાય લાગી. તારે ને બેન તગઈને જરા હૂંપદ હતી તે બેન તગઈએ ગવેડીનો અવતાર લીધો ને એક ભવમાં બે ભવ કર્યાં ને હું વાટે ને ઘાટે લૂંટાણી.'

તો કેઃ 'હજી સાવ લૂંટાઈ ગઈ નથી, બેન સગઈ.'

તો કેઃ 'તારે તો હજી ભરી બજારે વેચાવું હતું!'

ને ભેરિયો બન્ને બેનપણીના વાદોવાદમાં વચ્ચે પડ્યો છે. 'તમે તે બેનું બેનું થઈને કાલાં વાદ શીદને કરતાં હશો! આમાં કોણ હાર્યું ને કોણ જીત્યું! હારજીતનાં પારખાં કરવાવાળાં આપણે તે વળી કોણ! એ તો મનનો માળખો છે. જે ડાળે જઈને બેઠો એ ડાળ પોતાની. બીજી બધી સુધી સોનાની હોય તો યે પિત્તળ બરાબર.'

કમલી પૂછે છે. 'તે હે બહેન સગઈ! સાચોસાચ તું ગારુડીને ધણીપદે થાપીશ!'

તો કેઃ 'હવે એ પૂછવું બાકી રહ્યું છે, બેન કલાલણ! હું તો દીઠો ત્યારથી એની થઈ રહી છું. આ તો તમે બે જણીયું વચમાં વાડે ચડી તે આટલો વિલંબ થયો. ચાલો જે થયું તે ઠીક જ થયું. તમારો એ એકાર ઊતરી ગયો ને!'

કલાલણ ચુપ થઈ ગઈ છે.

ને સગઈએ ભેરિયાનો હાથ પકડ્યો છેઃ 'હવે તો કોઈ મારગ રોકીને ઊભું નહિ રહે પ્રીતમ! મારે મોલે પધારો મહારાજ! આ મેડી તો બજારને માથે છે. મારા રંગમોલ આઘા તો દેવાના ઓથાર છે.'

ને ભેરિયો સગઈની સાથે દાદર ઊતરવા જાય છે ત્યાં સગઈની બહેન તગઈ દાદર ઉપર સામી મળે છે. 'આમથી હવે ના નહિ કહેવાય બેન સગઈ. પણ તારે એક વાતની આખડી છે એનું તો તને ઓસાણ છે ને! એ વાતની યાદી આપવા જ આવી છું.'

તો કેઃ 'હું તો મન એવરત બધું ય વીસરી બેઠી છું. બાધા-આખડીની કાંઈ યે ગનાગમ રહી નથી. મારું તો હૈયું જ ભૂલકણું થઈ ગયું છે.'

તો કે. 'તે તો નવસેનવાણું નાગને નાથીને ખીલે બાંધ્યા છે, નવસેનવાણુંને ખીલે બાંધનારી એક ઓલ્યા બાંડિયા બેવીના ભાઈ ભુજંગિયાને ભૂલી ગઈ?'

ને સગઈના હાથમાંથી ભેરિયાનો હાથ સરી પડ્યો છેઃ 'ઓહોહોહો! પ્રીતની આડા કાંઈ થોકા કાળમંઝરા ઊભા કર્યા છે! એવાં તો ઓસાણે ક્યાંથી

હોય કે મનનો મા'રાજ આવી મળશે ને તેવે ટાણે આ મંતરરતોલાં દરવાજા રોકીને ઊભાં રહી જશે.'

ભેરિયો પૂછે છે: 'એવાં તે આકરાં શેના મંત લીધાં છે, સુંદરી!'

તો કે: 'આ તો છતનાં ચાળાવાળી વાત છે. પરછમ ભેટને માથે પદમણીનું રાજ થપાણું ને પદમણીને એંધાર થયો કે પરથમીને માથે પદમણીથી વડેરું કોઈ નહિ. પદમણીની આણ ઉથાપી પરથમ પહેલાં દરમાં રહેતા નાગોએ. તે પદમણીએ નાથી નાથીને પૂરા નવસેનવાણું ખીલે બાંધ્યા. એક બાડિયા બેલીનો ભાઈ ભુજંગિયો હાથતાળી દઈ છટકી ગયો. તે દીનાં પદમણીને નીમ છે કે ભુજંગિયાને નાથીને ખીલે નો બાંધું ત્યાં સુધી પુરુષ નામનો સંગ નો કરું.'

તો કે: 'ભુજંગિયો વળી કોણ છે ને કિયા મુલકનો રાજા છે?'

ને પદમણીએ બાડિયા બેલીના ભાઈ ભુજંગિયાની વાત માંડી છે. [ચાલુ

હિંદુસ્તાનના વતનીને હવા જેમ હિંદુસ્તાનની તેમ દવા પણ
હિંદુસ્તાનની જ વધારે માફક આવે.



# દ્રાક્ષાસવ

—અકસીર દવા—

શરદી મટાડનાર
ભૂખ લગાડનાર
દસ્ત સાફ લાવનાર
ઊંઘ લાવનાર
તાકાત આપનાર
તાજગી બક્ષનાર

—લજ્જતદાર પેય—

જીવન સાથે વાપરવાથી અજબ ગુણ થાય છે.

ચ્યવનપ્રાશાવલેહ એટલે **જીવન**

—પુષ્ટિકારક ખોરાક !—

માંદા, સાજાં, નબળાં,
સબળાં, નાનાં, મોટાં,
સ્ત્રી, પુરુષ સૌને માટે

—જીવનવર્ધક દવા !—




દ્રાક્ષાસવ સાથે લેવાથી બેહદ ફાયદો થાય છે.

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિં.**

પો. બો. નં. ૫૫૧૩ મુંબઈ ૧૪

લેખક
● સત્યેન્દ્રદાસ

# દાવાનળ

અનુવાદક
અલગારી ●

અંધારેલાં વાદળાં વરસવાં શરૂ થયાં કે મંડળમાં ધમાલ મચી ગઈ. પથારીમાં સૂતાં સૂતાં જેને જેમ ફાવે તેમ બધા ગાવા માંડયા. જાણે કે ઘણા દિવસથી આટલી મજાની સવાર માણવા પામ્યા નહોતા!

પાસેના ઓરડામાં કોઈ લય સાથે અંગ્રેજી કવિતા લલકારતું હતું. વિષયની પસંદગી ગમે તેવી હો પણ તેના ઉચ્ચારણમાં ઠીક ઠીક માધુર્ય હોઈ સાંભળતાં જ કાન માંડવાનું મન થાય તેમ હતું.

હજુ કાલરાત્રે જ અહીં આવીને ઊતર્યો છું. દરવાજે પતરા ઉપર 'wanted members' (સભ્યો જોઈએ છે) લખેલું. વાંચીને અંદર ઘૂસી ગયો. નામ નોંધાવી દાખલ પણ થઈ ગયો.

સવારે ઊઠયા પછી મંડળના વાતાવરણ સાથે આસ્તે આસ્તે પરિચિત થવાનો પ્રયત્ન કરતો હતો પણ બારીમાંથી અંધારેલા આકાશ તરફ નજર જતાં એ વાત વીસરાઈ ગઈ. આષાઢ મહિનાનો પ્રથમ દિવસ ભલે ન હોય પરંતુ આવા દિવસે 'મેઘદૂત'ના એકાદ-બે શ્લોક એકાએક યાદ આવી જાય તો તેને રોકી થોડા જ રખાય છે?

પરંતુ પહેલેથી જ કહી રાખું કે હું પ્રેમમાં પડયો નથી અને સ્ત્રી વિષય તરફ મારી એવી આળપંપાળ પણ નથી. મને ખોટી રીતે ન સમજતા; બસ એટલું જ.

'ગઈ કાલે રાતે આપ જ આવ્યા ને!'

પાછળ ફરીને જોયું તો એક ગૃહસ્થ મારા ઓરડામાં દાખલ થતાં થતાં મને પૂછતા હતા. તેમણે કેડે મેલું પંચિયું વીંટેલું. અંદર આવી વળી બોલ્યા: 'કાલે મોડી રાતે આવી આપને તસ્દી દેવી ઠીક ન લાગી. મને થયું કે હવે સવારે જઈને જ પરિચય કરીશ.'

પરિચય કરવાનો આગ્રહ મને જરાય ગમતો નથી. અત્યારે મન જ્યારે 'મેઘદૂત'ના શ્લોકો પાછળ દોડવા ઇચ્છતું હોય ત્યારે તો નહીં જ. તોય કહ્યું: 'ઘણું સરસ. આવો બેસો.'

નવાઈની વાત છે કે એ ગૃહસ્થ ઝટ પાથરણા ઉપર બેસી ગયા. કેમ જાણે પરિચય કરવા હું અત્યંત આતુર હોઉં ની!

'કલકત્તામાં આપ સાવ નવા આવ્યા લાગો છો!'

જરા હસીને કહ્યું: 'એક રીતે સાવ નવો હતો પણ ત્યારે, મારી ઉમર માત્ર ચાર વરસની હતી.'

ગૃહસ્થ ટગર ટગર મારી સામું જોઈ રહ્યા. વાત પૂરી સાંભળ્યા વિના ઊઠે તેમ ન લાગ્યું એટલે મેં માંડીને વાત શરૂ કરી 'હા ત્યારે મારી ઉમર માત્ર ચાર વરસની હતી મારાં માબાપ ત્યારે ગુજરી ગયાં હતાં. તેમના મરણ પછી દૂરની સગાઈ કાઢી કોઈ વિધવા સ્ત્રી કુટુંબી હોવાનો દાવો કરી ક્યાંકથી ફૂટી નીકળીને મારે ત્યાં આવીને રહી. તેમ જ સ્વેચ્છાથી મને ઉછેરવાની જવાબદારી પણ પોતાને શિર લઈ લીધી. થોડાક મહિના પછી મને સાથે લઈ ગંગાસ્નાન કરવા કલકત્તે આવી. પણ જતી વખતે પુણ્યસંચયની ઉતાવળમાં ને ઉતાવળમાં મને ઘરે પાછો લઈ જવાનું તદ્દન વીસરી ગઈ એવું ધૂની જવું સકારણ હતું મારા પિતા થોડી સંપત્તિ મૂકી ગયા હતા. ત્યારથી માંડીને આજ સુધી કલકત્તાને વાટેઘાટે મનુષ્ય સાથે પરિચય સ્થાપવાનો પ્રયત્ન કરતો ફર્યા કરું છું.'

થોડી વાર મારી સામે બાઘાની જેમ એ ગૃહસ્થ જોઈ રહ્યા. બોલ્યા: 'હવે શું કંઈ કામધંધો કરો છો?'

વળી મને હસવું આવ્યું. કહ્યું: 'બહુ મોટું કામ કરું છું. નોકરી શોધું છું.'

પણ તેથી તેઓ રાજી ન થયા. તોપણ જરા શુષ્ક રીતે હસી રસિકતાપૂર્વક બોલ્યા: 'ત્યારે તો આખું મંડળ જ એક Unemployed's Problem (બેકારોનો કોયડો) થઈ ગયું (માત્ર મંડળ નહિ પણ આખો દેશ એમ કહેવું ઉચિત હતું) આપણે બધા જ એક, સમજ્યા ભાઈ અચ્છા જઈશ ત્યારે.' અને એ ચાલ્યા ગયા.

ખાલી ઓરડામાં એકલો બેસી રહ્યો 'મેઘદૂત'નું ભાંગેલું સ્વપ્ન ફરી ન સંધાયું ઘણા દિવસે આવી સુંદર સવાર સાંપડી હતી ત્યાં આ ભાઈ...જવા દો. એમનું નામ કોણ લે? પણ આવ્યા તો જતા કેમ રહ્યા! બધું ઊંધું વાળી નાખ્યું ત્યારે થોડું વધુ બેસીને જઈ શક્યા હોત. આવા સુંદર દિવસે મનુષ્ય જો આનંદાવસ્થામાં હોય તો એકલો સમય નથી વિતાવી શકતો.

મુશળધાર વરસાદ વરસે છે વચ્ચે વચ્ચે વીજળી પણ ચમકી રહી છે. સદ્ભાગ્યે કવિતા લખતાં આવડ્યું નથી. નહીં તો કદાચ કવિતા લખી બેસત કે—

ઓગો વિદ્યુત્‌લતા
આમાર પરાણે કેનો તુમિ આજિ
દીપિરચનરતા !

પણ અત્યારે એમ થાય છે કે કવિ થઈ શક્યો હોત તો પૈ કંઈ ખોટું નહોતું તો આવી એકાંત નિસર્ગ વેળા કાવ્યલક્ષ્મી સાથે પ્રેમગુંજન કરી વ્યતીત કરી શકાત તો ખરી પણ જે થવાનું નથી તેનો વિચાર કરી માથું ખરાબ કરવાનો કશો અર્થ પણ નથી

પાસેના ઓરડામાં તે વખતે પેલો ઉત્કટ કાવ્યરસિક આરડતો હતો

એમન દિને તારે બલા જાય
એમન ઘનઘોર બરિષાય

આરતેથી ઊભા થઈ તેના બારણા પાસે ગયો તડમાંથી જોયું તો ઓરડાના એક ખૂણે ઘાસલેટનો દીવો બળે છે તેની બાજુની ચીમનીમાં એટલી તો મેશ વળી ગઈ છે કે કાચ ફૂટેલો ન હોત તો પ્રકાશનું અસ્તિત્વ સમજવું મુશ્કેલ પડત બોતળિયે એક સાદડી છે તેના ઉપર રૂ નીકળી ગયેલા એક બાલસિયાને ટેકે બેસીને એક માણસ ઝોકાં ખાય છે ને અવિરત કવિતાના ઉદ્‌ગાર કાઢે છે ઝાંખા પ્રકાશમાં મોની રેખાઓ ઉકલી શકાતી નહોતી પણ માથાના વાંકડિયા વાળ બરોબર નજરે પડતા હતા સામે ખૂચ ઉઘાડેલા બે શીશા હતા અને એની પાસે ચીનાઈ માટીનો એક તૂટેલો પ્યાલો પડ્યો હતો આખા ઓરડામાં તીવ્ર વાસ પ્રસરી રહી હતી એ જો નાકમાંથી પેટમાં જાય તો નશો ચડી જાય.

સૂગથી આખે શરીરે મને કંપારી આવી ગઈ આવા મૂર્તિમંત નરકમાં હું ક્યાં હેવા આવ્યો ? એવા વિચારથી મન ખિન્ન થઈ ગયું પાછો ફરતો હતો ત્યાં મનમાં કોણ જાણે શું વિચાર આવ્યો કે નાકે રૂમાલ દબાવી બારણું ઠેલીને અંદર દાખલ થઈ ગયો

પણ અંદર ન ગયો હોત તો જ સારું હતું પાસે ગયો એટલે પેલાએ માથું ઊંચું કરી મારી મે જોયું વળી નીચું વાળી હાથમનો કપ હોઠ ઉપર ઊંધો વાળીને ત્યાં જ ઢાળી ગયો ત્યાર પછી મુખ વિકૃત કરી એ તરલ પદાર્થ ગળા નીચે ઉતારી કઢંગી રીતે ડોલવા લાગ્યો

કંઈ પણ વાત કર્યા વિના જ હું પાછો ચાલ્યો આવતો હતો બારણા સુધી આવ્યો કે એ ખોખરા ને મોટા અવાજે બોલી ઊઠ્યો 'બસ શાન્ત ! આવ્યો ? ચાલ્યો ! કેમ મને ઓળખી ન શક્યો ? સૂર્ય ગઈ હોય તો ભીંજો ન રહીશ પણ સાચે જ તારા ગિરિનદાને તું ન ઓળખી શક્યો ?'

હું અવાક્ થઈ ગયો એમ કહું તે બરાબર નથી —ચોંકી ગયો ગિરિનદા !

દોટ મૂકી પાસે જઈ મેં જોયું તો ગિરિનદા જ પણ કેટલું પરિવર્તન ! મોટેથી હું બોલી ઊઠ્યો 'ગિરિનદા ! તું ?'

અગાઉની માફક તે ખડખડાટ હસ્યો એ હાસ્ય કેવળ ગિરિનદા જ કરી શકે ત્યાર પછી તૂટલા પ્યાલામાં વળી થોડો શરાબ રેડ્યો એકે હોઠ બે વાર ચાટ્યા ને બોલ્યો 'જાણે છે ને ઓલ્યા ઉમર ખય્યામને ! અને કયો કવિ એમ કહી ગયો છે કે eat, drink & be merry (ખાઓ, પીઓ અને એશ કરો) ? એના કરતાં મહાન સત્ય બીજું કયું છે ! આ પૃથ્વીમાં ઇંગ્લાંની કવિઓ જે સમજ્યા તે હું જ બરોબર સમજ્યો છું, હો ! હું કવિ નથી, પણ કવિની વાણીમાં મને શ્રદ્ધા છે

વળી એક ઘૂંટડો ભરી બોલ્યો બીજો એક ઈરાની કવિ શું કહે છે એ ખબર છે ? કહે છે કે હું મરું ત્યારે મોઢામાં અંગૂરનો રસ ભરી અંગૂરના ઝાડ નીચે મને સદા માટે પોઢાડી દેજો ને મારી ઉપર અંગૂરનાં પાંદડાં ખરતાં રહેજો મને જો કોઈ પૂછે કે મારા મરણ સમયે હું શું ઇચ્છું છું, તો હું કહીશ 'લાવો, લાવો એક કપ તાજા રંગની મદિરા અને એક કુમારીના નિષ્કલંક ઓષ્ઠાધરનું ચુંબન'

એની વાત તરફ ધ્યાન આપ્યા વિના મેં પૂછ્યું 'તું અહીં ક્યાંથી ! અને શરીરના તેં આ હાલ કર્યા !'

• ગિરિનદા વળી હસ્યો બોલ્યો 'તું આજે ય ચાર માળ વહુ જેવો જ રહ્યો શાંત ! હા . તું શું કહેતો હતો ? ક્યારે અહીં આવ્યો ? એ જ ને ! હું શું એવો હિસાબ ગણી દિવસો વિતાવું છું ?—એ હું નથી જાણતો ! આ જો પણ એમ જ ચાલે છે, શાંત ! વળી તારા જગત સાથે મારા જગતનો જરા ય મેળ નથી માત્ર એટલું સમજું છું કે હું જીવું છું અને હાથમાં આ મારું '

કપમાંથી એક ઘૂંટડો ભરી અધૂરું વાક્ય સમજાવી દીધું માથું નાખી આંખો મીંચી પડ્યો રહ્યો

ઓચિંતા મેં પૂછ્યું 'ઉમાના શું ખબર છે !'

દારૂગોળો સળગે તેમ ગિરિનદા ભડકી ઊઠ્યો: 'ઉમા! ઉમા હવે મારી કોણ? ઉમા મરી ગઈ...' ને આસસિયા ઉપર નિર્જીવની માફક પડતું મૂક્યું. પછી ન ઊંચું જોયું કે ન કંઈ પણ વાતચીત કરી. ઘણી વાર સુધી એમનો એમ પડ્યો રહ્યો. આખી પૃથ્વી જાણે તેની આંખ સામેથી અદ્દશ્ય થઈ ગઈ!

: ૧ :

જીવનનાં એક સામટાં દશ વર્ષ—એ કાંઈ ઓછાં વરસોની વાત ન કહેવાય. ગિરિનદાનાં બા તે મારાં પણ બા હતાં. તેઓ ગંગાના ઘાટ પરથી મને ઘરે લાવ્યાં, નહિ તો કયારનું તરણું ભરતીનાં પાણીમાં ક્યાંય વહી જાત...મૂર્તિમંત કરુણારૂપે આવી તેમણે જ મને બચાવ્યો. એમના ખોળામાં જેટલું ગિરિનદાને સ્થાન હતું તેટલું મને પણ હતું. પણ કહેવત છે ને કે બાળોતિયાનો બળેલો જ્યાં જાય ત્યાં......

થોડા દિવસોમાં જ ગિરિનદનાં બા ઈહલોક ગયાં. ત્યાર પછી એની વિધવા ફઈબા પોતાની દીકરી સાથે ગિરિનદાને ત્યાં આવી રહ્યાં. આખા સંસારમાં ગિરિદાનું જ્યારે કોઈ નહોતું ત્યારે એ નિર્મળ થઈ દૂર કેમ રહી શકે! ગમે તેમ તોય લોહીની સગાઈ!

ગિરિનદા પ્રત્યે ફઈબાના અતિસ્નેહને લીધે જ ઘણો સંભવ છે કે મેં એમનો સ્નેહ—સ્નેહદૃષ્ટિ પણ ખોઈ. આ ઘરમાં મારો કેટલો અધિકાર છે એ વાત ફઈબાએ મને પહેલેથી સમજાવી દીધી હોત તો મારા જીવનેય ઘણી નિરાંત રહેત.

ત્યાર પછી જે ગરબડ મચી ગઈ તેનું નિમિત્ત ગિરિનદા જ બન્યો. ઉમાનો સ્વભાવ સ્વતંત્રતાપ્રિય હતો. તેમજ તે સ્નેહાળ અને મિલનસાર હતી. ગિરિનદા અને મારી સાથે તે થોડા દિવસોમાં હળી-મળી ગઈ.

ગિરિનદાની ઉમા પ્રત્યેની દૃષ્ટિ બરોબર કંપાસના કાંટા જેવી હતી. ઉમાનાં સર્વ કામોમાં ગિરિનદાનો હાથ હોય જ. ઉમાને લખતાંવાંચતાં શીખવવા એનો કેટલો બધો આગ્રહ! રોજ જાતે નેને નિશાળે મૂકી આવતો ને છૂટી થયે પાછો તેડી આવતો.

કદાચ ઉમા એમ માનતી હતી કે કંગાળ પ્રતિ ગિરિનદાની આ માત્ર અમીમ કૃપા છે. તેથી કૃતજ્ઞતાના આ ગાઢા બંધનને હળવું કરવાની દરપળે તે કોશિશ કરતી. પોતાનો ઘણોખરો વખત ગિરિનદા અને મારી તજવીજમાં ખર્ચી નાખતી.

પણ હું મનોમન હસતો. કારણ, હું જાણી શક્યો હતો કે ઉમા મનને ગમે તેટલું છેતરવા પ્રયત્ન કરે પણ એ બંધન હળવું નથી થવાનું. કૃતજ્ઞતાનું ઋણ અદા કરવા જતાં તે પોતે જ જકડાઈ ગઈ. કોઈએ એ વાત એને પૂછી નથી એટલે ઉમા સમજી શકી નહોતી પણ આજ જો પૂછવામાં આવે તો આ વસ્તુનો તે ઈન્કાર કરી શકે?

એક દી ગિરિનદાએ મને કહ્યું: 'શાન્ત! ઉમાને હું ચાહું છું.'

મેં કહ્યું: 'એ હું જાણું છું.'

તેથી ગિરિનદાને લેશ પણ આશ્ચર્ય ન થયું. ઊલટું મારી વાતથી તે રાજી થયો.

ત્યાર પછી થોડા દિવસે એકાંતમાં ગિરિનદાએ મારા કાનમાં કહ્યું: 'હું ઉમા સાથે લગ્ન કરીશ.'

મેં પૂછ્યું: 'ઉમાની ઈચ્છા છે?'

ગિરિનદાએ મલકાઈને કહ્યું: 'હા,' અને એનું મુખ લાલ લાલ થઈ ગયું. એ ખુશી ભરેલું મુખ આજે પણ મારી આંખ સામે તરવરે છે.

હું ચાલ્યો જતો હતો ત્યાં ગિરિનદાએ મારો હાથ ખેંચી કહ્યું: 'આમ બારેમાસ મોઢું કરી બસ જતા રહેવું છે? પૂરું સાંભળ તો ખરો.'

હું સાચે જ ગંભીર થઈ ગયો હતો કે નહિ તે નથી જાણી શક્યો. પણ હસીને બોલ્યો: 'એક ક્ષણમાં કોઈને સમ્રાટ થતાં જોઈને હસવું આવે કે ગિરિનદા!'

એકાએક બોલી તો જવાયું પણ તરત જ ભયથી ગિરિનદાના મોં સામે જોયું પણ બીવાનું કંઈ કારણ નહોતું. ગિરિનદા રાજી જ થયો હતો. મારી પીઠ ધબ્બો મારતાં તેણે કહ્યું: 'તેં સાચું કહ્યું, શાન્ત! ઉમાએ જ્યારે હા પાડી ત્યારે મને એમ જ થયું હતું કે કોઈએ મને એક જ ક્ષણે સમ્રાટના સિંહાસને બેસાડી દીધો. પણ શાન્ત, તું જાણે છે! ઉમા એવી મૂરખ છોકરી છે કે પહેલાં તો તે મારી વાત ન સહી શકી. પણ પછી...'

ઉતાવળે હું ચાલ્યો આવ્યો. સાંભળવા જેવું કંઈ નહોતું થયું એ શું હું પણ ન સમજી શકું?

અંતરાય ખરે ટાણે જ ઊભો થયો.

ફઈબાની પાસે હું વાત લઈને ગયો. સાંભળીને તેઓ જે બોલ્યાં તેને સંમતિ તો કહી જ ન શકાય અને મને ... પણ એ ન કહેવું જ ઠીક છે. તરત જ તેઓ ગિરિનદા પાસે દોડી ગયાં. 'હું આજે જ આ ચાલી જાત. ત્યાં આવી મારું સત્યાનાશ થશે એવી ખબર હોત તો તારા ઘરમાં પગ પણ ન મૂકત. ભાઈ-બહેનનાં લગ્ન ક્યાંય સાંભળ્યાં છે? તું કંઈ દીવાનો થઈ ગયો!' એમ ગિરિનદને ખૂબ ઊધડો લીધો. 'આ ઘોર કળિયુગમાં અનધરમ જવા બેઠો છે' એવો નિસાસો નાખી ભગવાન સંભર્યા.

'આજે જ ચાલી જાઉં છું' એમ તેમણે કહ્યું ખરું પણ કામકાજ કરતી વખતે જવાનો ઉત્સાહ ક્યાંય જણાયો નહીં. જરૂર જણાઈ તે તો ઉમાને માટે મુરતિયાની શોધની.

મુરતિયો મળી પણ ગયો. કારણ કે ઉમા જેવી કન્યા માટે અત્યારના ભારે મોંઘા બજારમાં પણ એની ખોટ નહોતી. ઉમાની તુલના એક ઉમા જ હતી.

પણ એ મુરતિયાની વાત સાંભળી ગિરિનદાએ ફઈબાને ગંભીર કંઠે કહ્યું 'ફઈબા, જો છોકરીને ગમે ત્યાં દેવી હોય તો બીજે કોઈ ઠેકાણે જઈને દેજો. પણ હું જીવું છું ત્યાં સુધી મારે ઘરે ઉમાનો સંબંધ એની સાથે કોઈ રીતે નહીં થવા દઉં.'

થોડી વાર રહી વળી કહ્યું 'અને જો હું જ્યાં કહું ત્યાં ઉમાને પરણાવવા સંમત હો તો મારાં ઘરબાર ને બધી માલમિલકત અને ઉમાને દાયજામાં લખી આપીશ. જમાઈ પણ અહીં આવીને ભલે રહે.'

આવી સોનેરી તક કંઈ મા જવા દે! ફઈબાને મોઢે સ્વર્ગીય દીપ્તિ ઝળકી ઊઠી.

એક ખૂણામાં બેઠેલી ગિરિનદાને મેં પૂછ્યું 'ઉમા શું કંઈ જ ન બોલી?'

થોડી વાર મૂંગા રહી ગિરિનદાએ કહ્યું 'ના. પણ ક્ષણ પછી એણે એ મારો હાથ એની છાતી ઉપર દબાવી રડી પડતાં કહ્યું 'એ હજી પણ ... સુહાગ ... મારા એ રડામાં આવી મારી ... પર એ આવણું-ભાદરવો વ સાચી ગઈ તું એ નહીં કલ્પી શકે શાન્ત! ઉમાને મેં પાછી બહાર મોકલી દીધી. તે વધુ ન બોલી શક્યો. વિરાટ રુદનાવેગે તેનો કંઠ રૂંધી ગયો. આખું શરીર સમુદ્રના હિલ્લોળ માફક ઊછળવા લાગ્યું.

ગિરિનદાના ઘરમાંથી તે જ રાતે અંધારે મેં વિદાય લીધી હતી.

૩

આજે લગભગ પાંચ વરસ પછી ફરી આ મુલાકાત. આ મ્લાન આકૃતિને જોઈને એમ લાગે છે કે ગિરિનદાનું જીવન પણ એના જેવું વર્ણહીન, ઉદાસીન ને નિર્વિકાર! એની જ જેમ તેના જીવનનો બધો પ્રકાશ આજ સાવ અલોપ!

વર્ષાઋતુની હવા ચંચળ બાળકની માફક કેમે યે શાંત રહેતી નથી. એમ થાય છે કે ઘેરાતી રાતના મ્લાન અંધકારમાં સ્તબ્ધ થઈ બેસી રહું! ઘરમાં દીવો પણ ન કરું.

મારા જીવનના એ પુરાણા દિવસો આજ પાછા ફેરવવા મન થાય છે. મારો એ ગિરિનદા ને એ ઉમા મને પાછાં મળે તો કેવું સારું!

બારણે કોઈએ હાક મારી 'શાન્તિ છે કે?'

પૂરો જવાબ આપું તે પહેલાં બારણું ઉઘાડી ગિરિનદા અંદર દાખલ થયો.

એણે પૂછ્યું 'દીવો કેમ નથી કર્યો?'

'બહારના અંધકારને દૂર કર્યે શું વળવાનું હતું, ગિરિનદા?'

'બસ તું તો તત્ત્વજ્ઞાનની જ વાતો કરવાનો. હવે તો મારો જીવ ખાઈ જવાનો. પરંતુ જ્યાં સુધી મારું 'ઉમર ખય્યામ' મારી પાસે છે ત્યાં સુધી કંઈ ભય નથી, સમજ્યો?' એમ કહી રજવામાંથી 'ઉમર ખય્યામ'ની રુબાઈયાતનું પુસ્તક કાઢ્યું ને ખડખડાટ હસ્યો. જાણે એ વેળા ઓરડાની દીવાલો પણ કંપી ઊઠી. વળી આગળ ચલાવ્યું 'ઉમર ખય્યામ' મારી ગીતા છે, ગીતા. એક કડી સાંભળીશ?—

'સુરાય જીવન આમિ કરિ જબો ભોર
કુરાને દીઓ નાહ્ણુ પાપજાતિ મોર
આમાર કબર હોતે ઉચ્છ્વસિયા દિવસરજની
સુરાર સુરભિધારા આમોદિત કરિબે ધરણી
જે કેહ આસિબે મોર સમાધિર પાસે
પ્રીતપુલકિત હોબે આસવ-સુવાસે.

જીવનસમસ્યાનું આવું સમાધાન મેળવી લીધી એમાં બીજું કોઈ કરી શકયું છે, શાન્ત?'

ગુસ્સાથી મેં કહ્યું 'રાખ હવે રાખ તારી સમસ્યા ને સમાધાન. બીજી બેચાર વાતો કર. આજ પાંચ

કરી નાખતો હતો અંધારા ઓરડામાં બે જણ પાસે પાસે સ્તબ્ધ થઈ બેસી રહ્યા જાણે અમારી સર્વ વાત ખલાસ થઈ

૪

ત્યાર પછી બે દિવસ ગિરિનદાનો પત્તો ન લાગ્યો

ત્રણચાર દહાડા પછી એક રાતે મંડળમાં દાખલ થતાં જ પાસેના ઓરડામાં કોલાહળ સાંભળ્યો વાત શું છે તે જાણવા ત્યાં ગયો ગિરિનદાને જમીન ઉપર સુવડાવી રાખ્યો હતો માથે પાટો બાંધેલો હતો રાતે અત્યંત ચકચૂર અવસ્થામાં તેને કેટલાક માણસો મંડળમાં પહોંચાડી ગયા હતા. રસ્તે પછાડ ખાવાથી કપાળમાં ફૂટ થઈ હતી એને એ સ્થિતિમાં બે જણાએ દબાવી રાખ્યો હતો

હું પાસે ગયો કે ગિરિનદા ભયંકર બૂમ પાડી હસી પડ્યો. એ હાસ્ય જાણે કેમેય શાંત થવા નહોતું સર્જાયું હાસ્યના પ્રચંડ વેગથી એની આંખમાંથી પાણી વહી રહ્યું કંઈ બોલવા જતાં એનાથી સ્પષ્ટ બોલી શકાયું નહીં કંઠ રૂંધાઈ ગયો ને બંને આંખો રંગીન જાસૂકુસુમની માફક લાલઘૂમ થઈ ગઈ

સવારે જાગી પથારીમાં પડ્યા પડ્યા બારી બહાર જોયું. આકાશમાં કાળાં વાદળાં ઘૂમી રહ્યાં હતાં ને નવોદિત સૂર્યને વારે વારે ઢાંકી દેતાં હતા હું તરત બેઠો થઈ ગયો ગઈ રાતની ઘટના યાદ આવવાથી પાછું મન ભારે થઈ ગયું ઊઠીને ગિરિનદાના ઓરડામાં જવા નીકળી પડ્યો

પણ જઈને જોયું તો દિગ થઈ ગયો ગિરિનદા નહોતો એટલું જ નહીં પણ તેની ફાટલી કામળી તેમ જ ફૂલી ગયેલી સુટકેસની પેટી પણ અદૃશ્ય થયાં હતાં

બાગણ પાસેથી પેલા સજ્જન–મંડળમાં સૌ પહેલાં મારી સાથે મૈત્રી બાંધી કૃતાર્થ કરી ગયા હતા તે–ખડાઉ પહેરી ખડાક ખડાક ફરતા જતા હતા નજીક તેમને જ ગિરિનદા સંબંધી પૂછપરછ કરી

તેમણે કહ્યું 'વાહ' એ તો વહેલી સવારે ચાલ્યા

એ માણસનું ચારિત્ર્ય ગમે તેવું હો પણ માયાળુ ભારે, મહાશય! સ્વભાવે પણ ખૂબ મિલનસાર. દોષ ફક્ત એટલો કે નશાનો બહુ શોખ અમારા મંડળમાં ... સ... ... સ્થિતિ નહોતી

એ ભાષણ સાંભળવા જેવી મનની ...

તેથી વચ્ચે જ કહ્યું 'વારુ, મારે વિષે કંઈ કહેતે ગયો છે'

સજ્જન આશ્ચર્યપૂર્વક બોલ્યા 'જતી વખતે તમારા ઓરડામાં નહોતો આવ્યો? તમને કંઈ નથી કહેતો ગયો?'

ત્યાંથી તરત મારા ઓરડામાં ગયો ટેબલ ઉપર એક ચિઠ્ઠી દબાવેલી પડી હતી વ્યાકુળ હાથે મેં વાંચવી શરૂ કરી

'હું આજે ચાલ્યો જાઉં છું શાન્ત! તને મળવા આવ્યો હતો, પણ તું નિરાંતે ઊંઘતો હતો તારી શાંતિમય નિદ્રા ભાંગવાની ઈચ્છા નહોતી'

ત્યાર પછી લખ્યું છે કે પોતે એકવાર સાંજે ઉમાને મળવા ગયો હતો ત્યાં જઈ તે ઘરમાં કોઈ અપરિચિત વૃદ્ધ પાસે સાંભળ્યું કે દેવા પેટે પ્રફુલ્લે એ અંધારી કોટડી સિવાય સર્વ તે વૃદ્ધને વેચી માર્યું છે પ્રફુલ્લ દારૂ પીએ છે રાતે મોટે ભાગે ઘરે આવતો નથી ને આવે છે ત્યારે લક્ષ્મી જેવી વહુને મારેઝૂડે છે વગેરે

આવા ખબર સાંભળી ગિરિનદા ઉમા પાસે ગયો. ઉમા એટલી બદલાઈ ગયેલી કે ઓળખવી પણ મુશ્કેલ પડે ઘાસલેટના દીવાના અજવાળામાં એક રોગી છોકરાને ખોળામાં લઈ બેઠી હતી ગિરિનદાને જોતાં જ હૂસકે હૂસકે રડી પડી તેની મા થોડા દિવસ પહેલાં જ ગુજરી ગયાં હતાં

ગિરિનદા ને ઉમા પેટ ભરી વાતો કરતાં હતાં એવામાં ચકચૂર અવસ્થામાં પ્રફુલ્લ આવ્યો આવું દૃશ્ય નજરે પડતાં જ એનું સ્વામિત્વ રુદ્રતેજે સળગી ઊઠ્યું ને એ અધિકાર વડે તે રડતી ને રોગી સ્ત્રીને પાટુ મારી તેનો નારીજન્મ ધન્ય કરી દીધો! ઉમા તેનો ધક્કો સહન ન કરી શકવાથી ગિરિનદાના પગમાં ઢળી પડી.

ગિરિનદાએ જતનપૂર્વક એને એક બાજુ બેસાડી બાયો ચડાવવા માંડી પણ ઉમા દોડીને વચ્ચે પડી ગિરિનદા એ તરફ દુર્લક્ષ કરી દાંતની કચકાટી સાથે ઘુરકો ઉગામીને પ્રફુલ્લ સામે થયો ઉમા ત્વરાથી વચ્ચે આવી ઊભી રહી ને મોટેથી બોલી ઊઠી 'મારા ઘરમાં ઘૂસી મારા પતિનું ખૂન કરવા માગો છો? અત્યારે જ બહાર નીકળી જાઓ નહિ તો પોલિસને બોલાવીશ નીકળો છો કે નહિ?'

પછી ગિરિનદાને ત્યાં ઊભા રહેવું શોભારૂપ ન પાયું. વધારે રહ્યો હોત તો કદાચ ઉમાનુંય ખૂન કરી

બેસત. પણ ગિરિનદા બહાર નીકળી ગયો ને પાછળ તરત જ ઘરમાં દારૂડિયાનું અટ્ટહાસ્ય ને પ્રહારલીલા શરૂ થયાં.

ચિઠ્ઠીમાં છેલ્લે લખ્યું હતું: 'ઉમાએ યોગ્ય જ કર્યું છે, શાન્ત! દારૂડિયો વળી દારૂડિયાને દંડવા ક્યા મોઢે જઈ શકે? આ મનનું બળ પણ જો પહેલાં દેખાડ્યું હોત તો કુઈમાના પંજામાંથી ઉમાને શું હું ન બચાવી શકત? તો કદાચ મારા જીવનનો પ્રવાહ પણ ઊલટી દિશામાં વહેતો હોત. આજે હું નશાબાજ છું પ્રફુલ્લ પણ...'

મારી આંખમાં પાણી ભરાઈ આવ્યાં. મનોમન કહ્યું: 'હા, તું નશાખોર છે...પ્રફુલ્લ પણ પરંતુ તારા જેવું હૃદય પ્રફુલ્લનું હોત તો!'

ધીરે ધીરે બહાર નીકળી પડ્યો. કેમ! એ ખબર નથી પણ એમ થાય છે કે ઉમાને મારી પણ કદાચ આજ જરૂર હોય.

પણ ગિરિનદા જો ઉમાને મૂકીને ચાલ્યો જઈ શક્યો છે, પ્રફુલ્લે પણ પાટુઓ મારી કુળની રક્ષા કરી છે તો પછી મારે શું! પણ હું કોઈને ય જીવન સાથે જકડવા નથી ઇચ્છતો, તેમ ધક્કો મારી દૂર ગિરિનદા કરતાં ઉમાને હું કમ ચાહતો નહોતો?

પાંચ વરસે ઉમાને હું મળ્યો એ દિસાએ વાતચીત અદ્ભુત જ કહેવી જોઈએ. મને જોઈને તે બોલી: 'આવ્યા! આવશો એ હું જાણતી જ હતી કાં તો ગિરિનદા અથવા તમે. મારું બીજું કોણ છે કહો જોઈએ?' કહેતાં જ રડી પડી.

થોડી વાર પછી બોલી: 'બચુ કાલે રાતે જ ગુજરી ગયો. દવા વિના છોકરો રિબાઈ રિબાઈને ગયો, શાન્તભાઈ! સારું થયું. એ બીચારો રાક્ષસી-માના પંજામાંથી છૂટ્યો. જવા દો. પાછળ હવે કોઈ જવાબદારી રાખીને હું જતી નથી, એ જ મારું સાંત્વન છે.'

ત્યાર પછી દરવાજા તરફ આગળ વધી બોલી. 'ચાલો શાન્તદા! હું કાલ રાતથી તૈયાર થઈ બેઠી છું. એટલે જ કહેતી હતી કે તમારામાંથી કોઈ આવશે એ જાણતી હતી!'

અવાક થઈ મેં પૂછ્યું: 'ક્યાં જવા ચાહો છો?'

ઉમાએ ગદ્ગદ્ કંઠે કહ્યું: 'ગિરિનદા પાસે. એમને મેં જેવાંતેવાં વેણ સંભળાવ્યા છે તે મારા હૃદયમાં શૂળની પેઠે ખટકે છે.'

પણ ઉમાને હું કેમ કરીને કહું કે જેને માટે તે સંન્યાસિની થવા નીકળી છે તે ગિરિનદા હવે કૈલાસમાં નથી. તે અત્યારે જગતની સ્મશાનભૂમિમાં ભસ્મ ચોળી રખડે છે. તેની સતી ગુજરી ગઈ છે-મદન ભસ્મ થયો છે.

# રામરાજ્ય

લેખક
મનોગમ

ગામે ચોરે બેસીને એક ગઢવીએ કરેલી આ વાત છે.

એક વખત એક રાજા હતો. એને તેના ભાયાતો સાથે સારું બનતું. તેના અમલમાં રૈયત સુખ અને આબાદીમાં રે'તી હતી.

એકવાર પોતાના જન્મદિવસે રાજાએ ઠાઠથી દરબાર ભર્યો. ઘણું માણસ ભેગું થયું હતું. તેમાં એક ભાટ આવ્યો અને ઠાવકું મોં રાખીને રાજાનાં યશોગાન ગાવા લાગ્યો. રાજાનાં જેમ ફાવે તેમ વખાણ કરવામાં તેણે મણા ન રાખી. કવિત ગાતાં અતિશયોક્તિ કરતાં તેણે કહ્યું: 'હે રાજા! તમે રાજા રામનો અવતાર છો. જેવા રાજા રામ, તેવી રામની પ્રજા. મારી આંખે હું ફરી રામરાજ્ય ભાળું છું. તમારા ભાયાત જાણે વીર લક્ષ્મણનો અવતાર. જ્યાં રાજા રામ હોય ત્યાં પછી બધું ય એના જેવું જ હોય ને?'

મોટે અવાજે લલકારીને ભાટ બોલતો હતો. ત્યાં તેની પાઘડી પર ઊંચેથી કાગડો ચરક્યો. રાજાનું ધ્યાન ત્યાં ગયું. ભાટે નજર કરીને જોયું ને સમજ્યો કે માથે કાગડો ચરક્યો. પણ તેણે પોતાનું કવિત ચાલુ રાખ્યું ને આગળ બોલ્યો: 'રાજા રામનો સમય જુદો હતો. આપે તો આ હડહડતા કળજગમાં સતજુગ દેખાડ્યો. હે રાજા! તમારાં મૂલ શે થાય?' એ કવિત પૂરું કરે તે પહેલાં એની પાઘડી પર કાગડો ફરી ચરક્યો.

રાજાએ કહ્યું: 'ગઢવી! જરા ખમો. તમે મારાં ભારે વખાણ કરો છો પણ આ કાગડો તમારા પર બે વખત ચરક્યો. તમારાં વેણમાં જાણે એ વિશ્વાસ રાખતો નથી.'

ભાટે ગૂંગા થઈને ઊંચે જોયું તો કાગડો ચકળવકળ આંખે દરબાર ભણી જોતો હતો. ભાટને તેના પર ખૂબ દાઝ ચડી.

ત્યાં કોણ જાણે કેમ કાગડાને માણસની વાચા ફૂટી! તે બોલ્યો: 'હે ગઢવી! તું ખોટાં ગુણગાન ગાય છે. હે રાજા! આ લોકો તને નકામો ફુલાવે છે. રામરાજ કેવું હતું, રામ-લક્ષ્મણ કેવા હતા તે તેઓ જાણતા નથી ને રામની તોલે તને સરખાવે છે.'

'તું લુચ્ચો છે.' ભાટે કહ્યું 'કાગડા જનમથી જૂઠું બોલે છે.'

'હું સાચો છું, ગઢવી!' કાગડાએ કહ્યું.

રાજાએ કહ્યું: 'તું સાચો તેનું પારખું શું?'

'હું પારખું આપું તો તેનો બદલો શું?' કાગડે પૂછ્યું.

'ત્યારે તું બદલો લેવા માટે વાત કરે છે કે?' ગઢવીએ પૂછ્યું.

'મારે બદલો નથી જોતો.' કાગડે કહ્યું. 'પારખું લેશો પછી મારી વાત તમારે ગળે ઊતરશે. અને આવા ભાટલોકોની વાત વગર વિચાર્યે સાચી માનીને ફુલાશો નહીં.'

પારખું લેવાનું નક્કી થયું. કાગડાએ કહ્યું: 'રાજના બે પૂરા વિશ્વાસુ નોકરો આવો અને પ્રજાના ખાસ સેવક ગણાતા હોય તેવા બે માણસ મહાજન આવે. ચારેય જણ મારી સાથે આવે. અમે પાછા આવીએ એટલે પારખું કરી લ્યો.'

રાજાએ કહ્યું: 'ઠીક.' ને તુરત કાગડાના માગવા મુજબ ચાર પ્રતિષ્ઠિત માણસો કાગડા સાથે મોકલ્યા.

એ ચારે ય જણને કાગડો ઉજ્જડ વગડા-માં લઈ ગયો. ત્યાં એક ઝાડ બતાવીને તેણે કહ્યું: 'તમે અહીં ખોદો. જે નીકળે તે આપણે રાજા પાસે લઈ જશું. તમે ખોદો તેટલી વારમાં હું બીજે જઈ આવું.' આટલું કહી કાગડો બીજી દિશામાં ઊડી ગયો.

ચારે ય જણાએ ખોદવા માંડ્યું. થોડેક ઊંડું ખોદ્યું ત્યાં એક મોટો સોનાનો થાળ હીરા-માણેકથી સમયગ ભરેલો તેમને મળ્યો. તેને ઊંચકીને બહાર કાઢતાં ચારે ય અચંબો પામી

ગયા. બે પહેરાદાર રાજસેવકો ને બે લોકસેવકો ચારેયનું મન આ હીરામાં ગયું. સામસામે જોઈ તેઓ કહેવા લાગ્યા: 'આવા પાસાદાર હીરા મેં તો કદી જોયા નથી.'

'આપણા રાજભંડારમાંય આવા હીરા નથી.'

'આવાં હીરા–માણેક હોય તે તો આજ ખબર પડી.'

એક રાજસેવકે કહ્યું: 'રાજાનાં નસીબ આજ આપોઆપ ઊઘડી ગયાં.'

'રાજાનાં નસીબ મોટાં હોય. પણ તેમાં તમને શું લાભ?' એકે કહ્યું

'કંઈક તો હશે જ ને? નહીં તો આપણે જ શા માટે અહીં આવ્યા?'

'હવે સહુ પોતપોતાના મનની વાત બોલો' બીજાએ કહ્યું

ચારે ય જણા અંદર અંદર સમજી ગયા કયાં કોઈએ ગણ્યા છે કે આપણે બે-ચાર લઈ લઈએ તો ખાવડાં- પકડશે? આપણે ક્યાં પરસ્પર વેરઝેર છે? આપણે શા માટે બોલવું?' આમ નક્કી કરી દરેકે પોતાની પાઘડીમાં બબ્બે હીરામહોર ખોસીને સંતાડી દીધી. ને હીરાના થાળને ઊંચકી ઝપાટાબંધ ચાલ્યા રાજધાની તરફ.

પાદરમાં કાગડો સામો મળ્યો તેણે પૂછ્યું: 'કેમ આવી ગયા? ખોદવાથી કાંઈ નીકળ્યું કે મહેનત ખપી માથે પડી?'

'મહેનત માથે તો નથી પડી.' તેઓએ કહ્યું ને અંદર અંદર ખુશી થયા. કાગડો થાળ વિષે અજાણ છે

ફરી દરબાર ભરાયો છે. આ બાજુ રાજાના બાપાતો ને અધિકારીવર્ગ છે. સામી બાજુ નગરજન છે પેલા ભાટને ખાસ જુદું આસન આપી બેસાર્યો છે. રાજાની સામે કાગડો બેઠો છે બરાબર વચમાં હીરાનો થાળ મૂકી ઉપરથું ઢાંકી ચાર જણા ઊભા છે. હુકમ થતાં એક નોકરે લૂગડું બાજુએ ખેસવ્યું છે. રાજાની નજર થાળ પર ચોંટી છે.. ચારમાંથી એક જણ કહે

છે: 'કાગના કેવા મુજબ એક ઝાડ નીચેથી ખોદી લાવ્યા છીએ?'

રાજા કહે: 'અહોહોહો! આવા હીરા તો હવે ક્યાંય મળતા નથી. પણ એ તો બીજી વાત થઈ. હે કાગડાભાઈ! કહો આનો અર્થ શું? તમારો મુદ્દો સમજાવો.'

કાગડો કહે: 'મહારાજ! આની પાછળ લાંબો ઇતિહાસ છે.'

'શું છે બોલો.' રાજા પૂછે છે.

કાગડો માંડીને વાત કરે છે:

બહુ જૂની વાત છે. એ વખતે રાજા રામ રાજ્ય કરતા હતા રાજમાં એક વાણિયો રહે. ભારે તવંગર. એને એક દીકરો ને દીકરાને એક વહુ. આ વહુને સીમંત આવ્યું ત્યારે તેણે વાત કરી કે મને સતી સીતા અહીં આવીને કોળિયો ભરાવે તો જમું એવી ઇચ્છા થઈ છે. મારા મનકોડ પૂરો તો હા નહિતર ના.'

એકના એક દીકરાની વહુ ને વળી સોજીવ સોતી એનું વેણ પાળવું જોઈએ શેઠાણીએ વાણિયાને વાત કરી વાણિયો પણ વિચારમાં પડી ગયો પણ વાણિયો ખરો ને? એટલે થોડીક વાર રહી ખભે ખેસ નાખી ગયો રાજદરબારમાં. રાજા રામને વાત કરી. સીતાજી પાસે બેઠાં હતાં.

'આપો જવાબ' રામે સીતાજી ને કહ્યું.

'એમાં જવાબ શો?' સીતાજીએ કહ્યું 'બે જીવ સોતી બાઈના મનકોડ પૂરવા જવું જ જોઈએ લોડાવો રથ હમણાં જ જઈ આવું.'

સીતાજી તો વાણિયાને ત્યાં ગયાં.

'હેં?' રાજાએ વચમાં પૂછ્યું: 'રામે જવા દીધા?'

'સાંભળો,' કાગડે કહ્યું. 'સીતાજીને ના કહે તો એ રામ નહીં. સીતાજીએ તો બે જીવ સોતી વહુને રૂપાની થાળીમાં કંસાર ભરીને તેમાંથી એક કોળિયો ભરાવ્યો જ્યાં બીજો કોળિયો ભરાવવા જાય છે ત્યાં વહુ કહે: 'હાંઉ હવે નહીં મારે' [illegible] એક જ કોળિયો ખાવો'તો.'

સીતાજીએ બેઠાં થઈ હાથ ધોઈ નાખ્યા. વહુને જમાડી એ રાજમહેલે જવા નીકળ્યાં. ત્યારે વાણિયે એક સોનાનો થાળ લીધો. હીરા માણેકથી સગોસગ ભરી સીતાજીને પગે ધર્યો. સીતાજીએ પૂછ્યું: 'આ શું?'

વાણિયો કહે: 'મારું આંગણું પાવન કર્યું મહારાણીજી! નજરાણું તો ધરવું જોઈએ ને?'

'રાખો,' હસીને સીતાજીએ કહ્યું: 'હું તો મારી દીકરીને જમાડવા આવી'તી, તમારું વચન રાખવા નો'તી આવી. દીકરીનું મન ઠારવા આવી'તી.' કહીને સીતાજી તો ચાલ્યાં ગયાં.

પણ વાણિયો તો થાળ ઉપાડીને પાછળ પાછળ દરબારમાં ગયો. રામને ખબર પડી. વાણિયાને બોલાવી રામે કહ્યું: 'તને આજ નથી સમજાતી પણ આ વાત પછી સમજાશે. સીતાજીએ બરાબર કર્યું છે. તું આ થાળ પાછો લઈ જા.'

પણ વાણિયો માને શેનો? એ તો કહે: 'હું તો થાળ મૂકીને જ જઈશ.'

ખૂબ રકઝક થઈ. રાત પડી એટલે દરબારગઢના દ્વાર પાસે ચોકમાં થાળ મૂકી દઈને વાણિયો ચાલ્યો ગયો. એક દિવસ ગયો બીજો દિવસ ગયો. અઠવાડિયું ગયું. મહિના ગયા. વરસ ગયાં. વાણિયો મરી ગયો. એની પેઢીની પેઢી બદલાઈ ગઈ. રામ ગયા. એની ગાદી પર ઘણા રાજા બદલાઈ ગયા. દુનિયા પલટી. ગામડાં શહેર થયાં. નદીઓએ વહેન બદલ્યાં. એમ કાળ બદલતાં એ નગર ઉજ્જડ થયું. પેલો થાળ ત્યાં જ પડ્યો રહ્યો. તેના પર ધીમે ધીમે ધૂળ વળતી ગઈ.'

એકાએક પેલો ભાટ વચમાં બોલી ઊઠ્યો: 'રસ્તે જતું આવતું કોઈ એ હીરામાણેક ઉઠાવી ન ગયું?'

'બારોટજી! એ જમાનાનાં કોઈને હીરામાણેકની ભૂખ ન હતી. પરસેવાનાં ટીપાં પર જીવનાર માણસને અભિમાન હતું. એ થાળમાં કોઈનો ય જીવ નો'તો જતો.' કાગડે કહ્યું.

થોડી વારે રાજાએ પૂછ્યું: 'પણ નાણું કે કોઈ જાતની સ્થાવર-જંગમ મિલકત બિનવારસ કરે તો તે દરબાર દાખલ થાય તેનું કેમ?'

'એવું તો આજે દરબાર દાખલ થાય છે, નામદાર!' કાગડે કહ્યું: 'તે દી એ વિચાર નો'તો. એક પ્રજાજન બિનવારસ મરણ પામે તો તે મંદભાગીનો વારસદાર આજે રાજ્ય બને છે! એવાનું નાણું રાજ્ય પેટમાં નાખે છે. રાજા તો ગરીબનો બેલી છે. એ પ્રજાનો બાપ કોઈનું રઝળતું ધન લેવા કેમ લલચાય? હે રાજા! એ જમાનાનો આ થાળ છે. એને ઓઢી લાવનાર આ વફાદાર રાજસેવકો ને પ્રજાસેવકો, જેના પર તમે ને પ્રજા બન્ને ખૂબ ભરોસો રાખો છો. એ ચારે ય સારા કુળમાં જન્મેલા રાજસેવા તથા પ્રજાસેવાની વાતો કરે છે. તેઓ પોતાની પાઘડી ઉતારી તમને પગે લાગવા માગે છે' આમ કહી કાગડાએ પેલા ચારેયને પાઘડી ઉતારવા કહ્યું.

ચારેયનાં મોં ઝાંખાં ઝપટ પડી ગયાં. બહુ સંભાળથી પાઘડી ઉતારવા છતાં બધાના હીરા બહાર ઊછળી પડ્યા.

કાગડે કહ્યું: 'હે રાજા! આ છે વફાદાર સેવકો. બે છે રાજના ને બે છે પ્રજાના. આ થાળ ઊંચકવાની તેમની સેવા જુઓ. આ ભાટની વાત કરેલી સાચી તે તમે નક્કી કરો. રાજા રામની સાથે ભાટ તમારી સરખામણી કરે છે. દરેક રાજાએ રામ જેવા થવા માટે ઉમેદ રાખવી જોઈએ. એ માટે આચરણ સુધારતાં જવું જોઈએ. રામ સાથે સરખામણી કરવાનો શું અર્થ છે! તેમ કરવાથી તો રામને હલકા પાડવા જેવું થાય છે. માટે હે રાજા! રામનાં કામ જુઓ, તેનું દિલ જુઓ ને તે જેવા માટે રામના ગુણ માટે મથવીને આજ્ઞા આપો. પ્રજા એ સમજતાં શીખે તેવું આચરણ શીખવો.'

આટલું કહી એ કાગડો રાજસભામાંથી ઊડીને બહાર વગડામાં ચાલ્યો ગયો.

# ઉસ્તાદ

લખનૌની ચોક નામની સુપ્રસિદ્ધ ગલીમાં સવારના વખતે જઈ ચઢ્યા હો અને તબિયત ઠેકાણાસર ન રહે તો ખાસ આશ્ચર્ય જેવું ન કહેવાય. એ વેળાનો ત્યાંનો યૌવનશૃંગાર એટલો વેરવિખેર થયેલો નજરે ચડે છે કે સાધારણ મનુષ્યનું મન કાબૂમાં ન જ રહે. અધૂરી ઊંઘની ઘેનભરી આંખો ને આગલી રાતના થાકે આળસ ભર્યા અંગના મરોડ એ સઘળું એકાએક હૃદયને વિચલિત કરી મૂકે છે. ગાલ ઉપર રાતે પોતેલ પાવડરના કોઈ કોઈ જગ્યાએ રહી ગયેલા થર અને કપાળની અવનતી કુંકુમ બિંદીઓ અને આંખોમાં ભરેલું કાજળ આ સઘળું જાણે રંગના કવિ–ચિત્રકારની ચટકીલી રંગકટોરી સમું દીસી રહે છે. આવો યૌવનશૃંગાર જ્યાં વિખરાયેલો અનાયાસે નજરે ચડે ત્યાં લોકોનું મન ડામાડોળ થઈ જાય એ સહજ છે.

અને જો કોઈ રંગરાગનો પ્રેમીજન દિવસના સાથી નીકળ્યો તો તેના તો ચિત્તમંડલને આકર્ષવા માટે ત્યાં બીજી ઘણી તરહ તરહની લહેરો ચાલી રહી હોય છે. શાસ્ત્રીય ગાયનનો શોખીન 'સા રે ગ મ પ ધ ની સા'ની સુરીલી તાન સાંભળી ત્યાં જ અડ્ડો જમાવી દેશે. અને કોઈ સામાન્ય જન તો ચટકીલી ગઝલ, ઠુમરી કે દાદરાની ગત ઉપર જ રીઝી જશે. કોઈ એકાદ કોઠામાંથી સારંગી સાથ ગવાય રહેલું: "મસીહા બનકે બિમારોં કો કિસ પર છોડે જાતે હો' ના સૂર પગને ત્યાં જકડી લે છે. તો સામેના બીજા કોઠામાંથી સુરીલા કંઠમાંથી નીકળતોઃ "જાય ના પઈ હો હમારી ગલી આઈ કે" નો ધ્વનિ ખરેખર આપણને ત્યાં જ રોકાઈ જવાનું આમંત્રણ દેતો લાગે. ને ત્યાં તો કોઈ પૌઢનું:

' ......મત ઈતરાયા કરો, " માત્ર મનને પ્રસન્ન કરવાનો પૂરતું થઈ પડે.

અને રાતે તો લોકો ત્યાં રોકાવા માટે તો જાય જ છે. ગલીની દુકાનોમાંથી પવનની હળવી લહેરો સાથે આવતી અત્તર અને હિનાની મહેક મનને મસ્ત બનાવી દે છે. માથે નાંખી મૂકેલી ટોપી અને કાજળ આંજી આંખોવાળા ફાંકડા જુવાનોને આંખો નચવતા, અને નજાકતના કોઠા ઉપરથી ખટખટાટ હાસ્યનો અવાજ સાંભળી મનોમન એ ફાંકડા છેલછબીલા જુવાનો અને એ મોજ લૂંટતા માણસો તરફ ઈર્ષાનો અગ્નિ સહેજે પ્રજ્વળી ઊઠે છે. દિલમાં એવી ગલગલી થઈ આવે છે કે ઝટ દઈને કોઈ સુંદરીના પડખામાં જઈ ભરાઈએ. નિત્ય ફરવાવાળા લોકો તો આંખો નચાવવી, મોં મલકાવવું કે સામેથીઃ 'પધારો સરકાર' નું સ્વાગત સાંભળવાપણું નહિ રાખતા સ્વયં સ્વર્ગની સીડી ચઢી જતા હોય છે.

ટૂંકામાં હરતરેહના લોકો માટે ત્યાં કોઈપણ વેળાએ આકર્ષણ ભર્યું પડ્યું છે. પરંતુ શું એ લોકો જે દિનરાત ત્યાં જ એ જ વાતાવરણમાં રચ્યા રહે છે તેમનું મન શું આવાં બધાં દૃશ્યોથી કંટાળી ભરાઈ નહિ જતું હોય? શું તેઓના મન આ બધાથી કદી તૃપ્તિની ભૂમિકાએ નહિ પહોંચતાં હોય? કહે છે કે જ્યાંસુધી પુરુષમાં પુરુષાતન છે ત્યાં સુધી આ બધાથી શે ધરાય? વારૂ! એ તો ત્યાં દિનરાત રહીને જે અનુભવ કરે એ જ પુરુષ કહી શકે.

પરંતુ ઉસ્તાદ મુજનખાંને જોઈને તો એમ જ થતું કે એને માટે ત્યાંના સૌંદર્ય અને આકર્ષણનો તેના ઉપર હવે ભાગ્યે જ જરી યે પ્રભાવ પડતો હોય, કદાચને જ કોઈ રસ અતૃપ્ત રહી ગયો હોય. વરસોથી આ બધું જોઈ-રહેલ એના મનને એમાં કશી નવીનતા નહોતી રહી. ચોક ગલીની દરેક વેશ્યાને એ ઓળખતો. કોઈની ય તરફ એને કોઈ પ્રકારનું કુતૂહલ કે વાંછા નહતી રહી અગર જો કોઈ નવી 'ચીજ' ત્યાં આવી ચડતી તો ઉસ્તાદ મુજનખાંને તો કેવળ પોતાના કામ સાથે નિસ્બત રહી હતી—કે તેને ગાયન-વાદન શીખવી આપવું

મુજનખાંનાં કેટલાં ય વર્ષો કોઠાઓમાં વહી ગયાં હશે તેની ખાસ યાદ તેને નહોતી રહી. અને આ પહેલાં જીવનમાં તેણે કશું કર્યું હતું કે નહિ એનો જો એ વિચાર કરવા માગે તો એ વિચારતાં ય એને ભારે પડી જાય એમ હતું. કેટલાં વર્ષોથી એ અહીં હતો તે તો એને ચોક્કસ ખબર નહતી, પરંતુ ઝાંખું-પાંખું યાદ હતું કે ખૂબ લાંબા અરસાથી એ આ જ ધંધો કરી રહ્યો છે.

મુબારકજાનની માએ ઉસ્તાદ મુજનને મુબારક માટે ચોક ગલીમાં આણ્યો હતો. એ વખતે મુજન મુબારકજાનની માના ઉસ્તાદની શાગિર્દી કરતો હતો.

પછી તો ધીરે ધીરે મુબારક અને મુબારકની હેઠીની વેશ્યાઓને શીખવતા શીખવતા ચોક ગલીમાં એને પૂરતું કામ મળી ગયું હતું. અને હવે તો તેની પાસે થોડાક દિવસ પણ શીખી ન હોય એવી એકાદ વેશ્યા પણ ભાગ્યે જ મળી આવે.

મુન્નનખાંએ પહેલાવહેલા જ્યારે આ દુનિયામાં પ્રવેશ કર્યો હતો ત્યારે તેની પણ એ જ હાલત હતી કે જે ત્યાંની મોજ કરવા આવનારની થાય છે. ત્યાં તેણે ઘણું ય ગુમાવ્યું. ખરું કહીએ તો મુબારકજાનની માતી અને પછીથી મુબારકજાનની એની ઉપર ખાસ મહેરબાની હતી એટલે બધું યે ખોયા પછી ય તે ત્યાં ચોક ગલીમાં રહી શક્યો.

અને પછી સંભવ છે કે એમ બન્યું હોય કે ત્યાં રહી રહી એનું દિલ ત્યાંની સઘળી વાતોથી ભરાઇ ગયું હોય. 'સંભવ છે કે' એમ કહેવું ઉચિત લાગે છે કારણ કે 'પુરુષાતન' વાળા કથનમાં માનનારાની ગણતરીએ હજી એની ઉંમર એ બાજુ ઉદાસીન થઈ જાય એવડી તો ન હોતી. છતાં દેખાવથી તો એ બધાથી ઉદાસીન જ લાગતો. હવે તો બસ પોતાના કામથી જ કામ રાખતો. નાનામાં નાની કે જુવાનમાં જુવાન છોકરીઓને એક સરખા અવિચલિત ભાવથી ગાયનવાદન શીખવ્યે જતો.

આ દુનિયાના જીવનપ્રારંભના દિવસોમાં તો એ ગુલામહુસેનના નાળા પાસે એક મકાનમાં રહેતો હતો. અને ભરજવાનીમાં દિવસોમાં તો ઘણુંખરું ચોકમાં જ કોઇને કોઈ જગ્યાએ પડ્યો રહેતો. અને પછીથી પાછળની સાંકડી ગલીમાં એક ઓરડી લઈને ત્યાં નજીકમાં જ વસવાટ કરી લીધો. પરંતુ આ ઓરડી સાથે સંબંધ માત્ર એટલો જ હતો કે કોઈ રાત્રે કોઈપણ ઠેકાણે જગ્યા ન હોય ત્યારે જ આવીને તેમાં પડવું.

સવારના ઊઠતાં જ તે કામ ઉપર ચડી જતો. અને ત્યાં તો લગભગ હંમેશા નવી નવી અને 'કાચી' છોકરીઓ આવ્યા જ કરતી. જેને 'સા' પણ સરખા ઢંગે ઉચ્ચારતા ન આવડતું અને મુન્નનખાંનું કામ આવી કાચી છોકરીનાં ગળાં ગવરાવી ગવરાવીને સાફ મુલાયમ બનાવીને બજારમાં મૂકી દેવાનું રહેતું અને હવે તો જુવાન છોકરીઓને પણ અગાઉની માફક નજરાયેલી આંખે, અપ્રતિ સાહજિક નરમાશ ને લાડપ્યારથી પુપલાવીને નહિ ધાકધમકીથી કામ લેતે હતો. અને એનું મન એમની જુવાની જોઇને હવે ચળી ઊઠતું નહોતું.

પોતાની ઉંમરની વેશ્યાઓ સાથે પણ ઘણી વાર સારંગી વગાડવાનું થતું. અને આવા પ્રસંગે ઘણુંખરું કોઇ મશહૂર ગાતી વેશ્યા ઉપર ઊથલી પડે તોપણ તેની આંગળીઓ તો સારંગી ઉપર પૂર્વવત્ ચાલ્યા કરતી. બહુ થાય તો પોતે ઊભો થઈને બહાર ચાલ્યો જતો.

આવા મદપૂર વાતાવરણમાં પુરુષ મુન્નનખાંના હૃદયમાં શું ઈર્ષાનો અગ્નિ પ્રજ્વલી ન ઊઠતો? શું પોતાના જ હાથ તળે તૈયાર થયેલી નવી નવી તાજી કુંવારી છોકરીઓને બીજાના હાથે મસળાતી જોઇને એને જરા પણ બળતરા નો'તી થતી? જરૂર એના દિલમાં કોઇ વેદના તો સળગી જ રહેતી હોવી જોઇએ. પરંતુ આવું પ્રતિદિન નીહાળી નીહાળીને એની પણ એક ટેવ જ થઈ ગઈ હતી. અને જો કે હજુ પણ અંતરમાં તો એની એ ભાવના સળવળી જતી હશે, પણ એના નિત્યક્રમમાં એ દેખાઈ આવતી નહોતી.

મુબારકજાનને દિન પ્રતિ દિન પોતાની ઊતરતી જુવાની જોઇ એ જ ચિંતા થયા કરતી હતી કે બુઢાપામાં ગાડું કેમ ગબડશે! અને જીવ એવો તો મોથી હતો કે કોઈ જુવાન છોકરીના પૂરાં નાણાં ખર્ચી રાખી લઇને કામ આગળ ધપાવે રાખે. ગમે તેમ તો યે આવી કારગી કમાણી શું બીજા માટે કરી છે?

પરંતુ ક્રૂર કાળે એનો કેડો છોડ્યો નહિ. હવે વખત એવો ભરાઈ ગયો કે જલદી કોઇ નવી છોકરી પાછળ ૫૦૦—૬૦૦ તો શું પણ હજાર સુધી ખર્ચી નાખીને લેવા તૈયાર થઈ ગઈ. અને જ્યારે રૂપિયા તૈયાર હોય છે ત્યારે કઇ વસ્તુની કમી રહે છે? એક દિવસે એ પંજાબી નવાબહીન એક પહાડી છોકરી એની પાસે લઈ આવ્યો.

હજુ છોકરી ઠીક ઠીક નાની લાગતી હતી. બે-ચાર વર્ષ તો પોતાની પાસેથી જ ખવરાવવુ પડે તેમ હતું. જો વખતસર વધી ગઈ તો તો ત્રીજે વર્ષે જ બજારમાં બેસી જાય. મુબારકજાને કહ્યું: 'હજુ તો ઘણી જ નાની છે.'

'અનિવાર્યું છે.' નવાબહીને રૂઆબથી કહ્યું.

'પણ ઘણા દિવસ સુધી એની કમાણી દેખવા-પણું નથી.'

'પહાડી બચ્ચું છે, મુબારકજાન! બે વર્ષમાં જ જો જો ને મોટી તાજી બની જશે ને કેટલી યે જુવાનને પાછળ પાડી દેશે.'

અને હતું પણ એમ જ. મોં કાંઈ ખાસ આકર્ષક ન કહેવાય છતાં ય બદન તો ભર્યા ભર્યા માંસથી ધોળી ચામડી વડે ઠીક મઢાયેલું હતું. ગોળમટોળ માંસલ બાહુ અને મોરની જેવી ભરાવદાર ગરદનવાળી એ ખીલતી કિશોરીના નવાબદીન પોણા બે હજાર માગી રહ્યો હતો.

"અરે મુબારકજાન! જરી 'ચીજ 'ની તો પણ કદર કરો. કેવા લાલચટક પરવાળા સમા હોઠ છે; કાળી કાળી મોટી આંખો;" છોકરીનો એક હાથ પોતાના એક હાથમાં રાખી પોતાનો બીજો હાથ તે ઉપર ફેરવી રહેલો નવાબદીન તે પહાડી બચ્ચીની ટેહુટા વર્ણવી રહ્યો હતો, "અને આ ભરાવદાર ગોળમટોળ બાહુ..."

પરંતુ મુબારકજાન એમ પીગળે તેમ નહોતી, પહેલાં તો તેણે પાંચસોથી એક ગતી પાઈ પણ વધારે નહિ એમ પકડું માંડ્યું. ત્યારે તો નવાબદીનને જ પીછેહઠ કરવી પડી. પાછા હઠતા અને આગળ વધતા આક્રોસોએ સોદો ટીપાઈ ગયો.

બને રાજી હતાં. મુબારકજાન એક હજાર ખર્ચવા તૈયાર થઈ ગયેલી એવા તેના સંજોગ હતા અને વાત તો આક્રોસોમાં પતી ગઈ. જ્યારે નવાબદીનને તો કોરો નફો જ હતો. એને આ છોકરીનું કાંઈ ખેંચું ન હતું. એને તો એ ભગાડી લાગ્યો હતો. હા રસ્તામાં, તેને ખુશ રાખવા થોડોએક ખવરાવવા પીવરાવવામાં પાંચ દશનો ખર્ચ થયો હોય એ જ.

છોકરીનું નામ કોઈ જાણતું નહતું. મુબારકજાને એનું નામ બદરી રાખ્યું. બદરી "જાન" કે બદરી "બાઈ" એ તો એનો પહેલો પ્રેમિક જે ઇચ્છે તે ખરે.

બદરીને તો ખાવાપીવામાં શહેરી ખાણું અને રમવામાં ખૂબ છૂટથી નાચવાકૂદવાનું મળી જતાં રાજીના રેડ થઈ ગઈ. હજુ તો નાળકથી હતી, આ નવા ચટકદાર વાતાવરણે તેને એકદમ આકર્ષિત કરી લીધી. આજ સુધીમાં તો મુબારકજાન જોડે ચટચટ વાતો કરવા પણ મંડી ગઈ.

બીજે દિવસે સવાર પડતાં જ મુબારકજાનની નોકરાણી ગુલશન ઉસ્તાદ મુજનખાંની શોધમાં નીકળી. પહેલાં તો ઉસ્તાદની ઓરડીએ પહોંચી. ત્યાં તો તાળું હતું. ત્યાંથી નાનભાઈને ત્યાં પહોંચી. એણે પોતાને ત્યાંથી સામેના કોઠા ઉપર ગયો છે એમ ચીંધ્યું. ત્યાં પણ ઉસ્તાદ ન મળ્યા. ત્યાંથી ખબર મળ્યા કે સુબીજાનને એક નવી ગઝલ બેસાડી દેવામાં મશગૂલ છે. ગુલશન ઉતાવળી હાંફતી સુબીજાનને ત્યાં પહોંચીને ઉસ્તાદને મુબારકજાનનો સંદેશો આપ્યો.

'જા, આ આવ્યો.' કહી ઉસ્તાદ ફરી સારંગી મેળવવા લાગ્યા.

સુબીને પણ આજે મુબારકજાને કેવીક છોકરી ખરીદી છે તેનું ક્યાંય ઓછું કુતુહળ નહોતું. તેણે વ્યંગમાં કહ્યું: 'ઉસ્તાદ, જઈ આવો ને. હું તો વળી દિવસભરમાં બેસાડી લઈશ.

એમને મુજનખાં ઊભો થઈ ચાલ્યો ગયો. મુબારકજાનને ત્યાં પહોંચતાં જ રાહ જોઈ રહેલી મુબારકે ઘણા ઠાઠ સાથે ચલાવ્યું: 'ઉસ્તાદ, તમે તો મને હવે સાવ ભૂલી જ ગયા છો.'

'ભૂલીએ કેમ, મુબારકજાન! પણ હવે તમે જાતે જ ગાવા બજાવવામાં એટલા કુશળ છો કે તમને હું શું શીખવું!'

'મહેરબાની બધી તમારી છે. હવે આ છોકરીને પણ હાથમાં લો અને તમારી નિગાહ હશે તો એ પણ નામ કાઢશે '

મુજનખાંએ બીજું કાંઈ પણ પૂછ્યાગાછ્યા સિવાય સારંગી ઉપાડીને બદરીને પૂછ્યું: 'ક્યા સ્વરથી ગા છો? કે હજુ સુધી સાજ સાથે ગાયું જ નથી!' બદરી કાંઈ સૂઝ્યા વગર એની ગંભીર મુખમુદ્રા જોઈને હસવા લાગી.

'ચૂપ રહે!'' મુબારકજાન તાડૂકી. 'જેમ ઉસ્તાદ કહે એમ કર.'' અને મુબારકજાન ત્યાંથી ઊઠીને ચાલી ગઈ.

મુજનને લાગ્યું કે છોકરી સાવ કાચી છે. એટલે તેણે સારંગી સાથે સૂર મેળવી–' આ...આ...આ' કરી કહ્યું: 'આમ જ આ સારંગી સાથે ગાવ.'

બદરીનું ગળું તો સારું હતું. ધીમા દબાયેલા અવાજે તેણે જ્યારે આ–ગાયું તો એ સારંગીના

'સા'થી ઘણો જ ઊંચો હતો. મુજનખાંએ પોતાનો સ્વર નીચો ઉતારી કહ્યું: 'આ...આ...આ'ને બદરી તો જોરથી હસી પડી ને બે હાથ વચ્ચે મોં ઢાંકી દીધું.

મુજનખાં ગાવું બંધ કરી ખીજાઈ ઊઠયો. 'આ કંઈ મજાક નથી. શીખવું હોય તો શીખો. નહિતર મને કાંઈ પડી નથી."

પછીથી તો બદરી સમજી ગઈ કે ઉસ્તાદ ખૂબ ગંભીર માણસ છે, એની સાથે રમત નહિ ચાલે. પછી તેણે હસવું બંધ કર્યું. એક ધ્યાન થઈ ગાવા માંડયું:

'સા, રે, ગ, મ, પ, ધ, ની, સા;
સા, ની, ધ, પ, મ, ગ, રે સા.'

નીચે ચોક ગલીમાં સૂર ગૂંજી રહ્યા. બીડી વાળતા લખધીરનું માથું કોઠા તરફ ઊંચું થયું ને બોલી ઊઠયો: 'વાહ, કેવું સુંદર ગળું છે!' પાન લેવા ઊભેલ એક કોલેજીઅને પાન ચોપડી રહેલ ભૈયાને પૂછ્યું: 'કઈ બાઈજી છે, ભૈયાજી!' અને આસપાસની બીજી વેશ્યાઓ પણ બારીએ ડોકાઈ જોઈ રહી કે આજ આ કોણ ગાઈ રહ્યું છે.

વારે વારે એ જ સા રે ગ મ ના સૂર સારંગી સહ ઝણઝણી ઊઠી અહિલન ફેલાવી રહ્યા હતા.

બેએક દિવસ સુધી તો ઉસ્તાદે એને કેવળ સા રે ગ મ નો જ પાઠ આપ્યા કર્યો.

એકવાર જ્યારે એના એ સૂર બદરી પંચઠ વાર બોલી ગઈ એટલે મુજનખાંએ ધીરેથી સારંગી નીચે મૂકી દીધી, 'સા–રે–ગ!' સુધી તો બદરી બોલી ગઈ પણ 'મ' એકદમ ગાંધાર સુધી ઊતરી આવ્યો. એ અટકી ગઈ.

'સ્વર પકડીને ગયા કરો' મુજનખાંએ કહ્યું.

બદરીને હસવું આવ્યું. ઓઢણીના છેડામાં મોં સંતાડી આડી ફરી ગઈ. પરંતુ એના ગાલની લાલી અને આંખ પાસેની ચામડીના સંકોચન–પ્રસરણથી મુજનખાં જોઈ રહ્યો હતો કે બદરી હસે છે.

'કેમ, શું છે! ધમકાવતા ઉસ્તાદે પૂછ્યું.

'કંઈ નહિ.' એકદમ હસવું રોકતા બદરી બોલી.

'મુબારકજાન!' મુજનખાં બરાડી ઊઠયો.

'શું છે ઉસ્તાદ!' એકદમ ઓરડામાં આવતાં મુબારકે પૂછ્યું:

"આ હસવામાંથી નવરી પડે તો કંઈ હું એને ગાવાનું શીખવું ને."

'કેમ, બદરી!'

બદરી વળી પાછી હસી પડી. હસતાં હસતાં બોલી: કહે છે 'સ્વર પકડીને ગાવ.'

'બરોબર, સ્વર પકડીને જ ગવાય.'

'સ્વરને કેવી રીતે પકડવો!' હજુ એ હસી રહી હતી.

'હજુ બિલકુલ નાદાન બચ્ચી છે.' જાતાં જાતાં મુબારકે પણ હસીને ઉસ્તાદ સામે જોઈ કહ્યું.

આમ કરતાં કરતાં મુજનખાં બદરીના હસવાથી ટેવાઈ ગયો અને બદરી એની ખાસિયતથી પરિચિત થઈ ગઈ. અને કામ ઢગ મુજબ આગળ ચાલવા લાગ્યું.

કિશોરી બદરી સાંજના ત્રીજા પહોરે જ્યારે ગાવાબજાવવાનું પૂરું કરી કોઠા ઉપરથી નીચે ઊતરી ગલીમાં આમતેમ આંટા મારતી ત્યારે જાણે અંધારા ઓરડામાં તીરાડમાંથી પ્રકાશનું ચાંદરડું આમતેમ હુલસી રહ્યું હોય એમ ભાસતું. અને એ અંધાર ગલીમાં જ્યાં દિવસે ય તડકો માંડ ક્યાંક પણ ન દેખાતો ત્યાં આવતાં જતાંની આંખમાં પ્રકાશની આનંદની એક અજબ લહરી ભરી દેતી.

અને બદરી આ પણ સમજતી જ હોય તેમ ખૂબ ગૌરવસહ ધીમે પગલે છટાથી ચાલતી. સફેદ વાયલ ઉપર કાંજળ કાળી પહોળી કિનારની સુંદર સાડીનો છેડો તો ક્યારે ય માથે ટકવા દેતી નહિ; ખભા સુધીના જમ્પરની બાંયમાંથી એના ગોળમટોળ ભરાવદાર બાહુ આગળપાછળ ઝુલાવતી પટક પટક ચંપલ પટકાવતી પાનવાલાને ત્યાં પહોંચતી ને પાનનાં બબ્બે બીડાં બન્ને ગલોફામાં ભરી દેતી. બન્ને ગાલ ફૂલી ઊઠતા અને હોઠના એક ખૂણેથી થોડી રતાશ બહાર નીકળી આવતી. ને ત્યાંથી કોઈ માળીને ત્યાં જઈ ઊભી રહેતી અને વળી ત્યાંથી ફાઈ અતરવાળાને ત્યાં. દુકાનદાર એને જોઈ પારદર્શી ભાવથી મરકી જતા. ગલીના નાનામોટા રખડુ છોકરાઓ સામસામી કોણી મારી બદરી સામે ઈશારો કરી હસતાં અને અંદરોઅંદર કંઈક ગુસપુસ કરતા. બદરી ખીજાઈને આગળ ચાલી જતી. અને ત્યાંથી બંગડીવાળાની દુકાને પહોંચતી કે સામેના કોઠા ઉપર ચુનીબાઈને ઘૂરતી જોઈ એકદમ ઘર તરફ ભાગી જતી.

ચોકની વેશ્યાઓને અને ગુંડાઓને બદરીના રૂપ કરતાં બદરીના ગળાનો ડર વધારે હતો. તેના ગાળ-

ભરેલા માંસલ બાહુ અને લાલ મોટા હોઠથી તો એ સફેદ માંસની પુતળી જેવી લાગતી, પણ એનું ગળું—બસ તોબાહ! જ્યારે એ ગાતી ત્યારે એનો સુર ગુંજારવ કરી રહેતો. ઉસ્તાદ મુન્નનખાં ઉપર પણ એનો સુર જાદુઇ અસર કરી ગયો હોવો જોઇએ. એને શીખવવામા એ ખૂબ પરિશ્રમ લેતો. જો કે એનો વર્તાવ હજુ પણ પહેલાની માફક ઉદાસીન અને રૂખો સૂકો તો હતો જ. છતાં શીખવવાનું કામ બહુ ઉમળકાથી કરતો. બીજી વેશ્યાઓને એકાદ બે ગઝલ ગવરાવીને ઊભો થઈ જતો તેમ આંહી નહોતું બનતું. આંહી તો 'સારેગમ' પછી કેટલાય તાનપલટા બદરી પાસે કરાવાતા ને ત્યાર પછી મણીવારે ગાવાનું શરૂ થતું

પણ ચોકની વેશ્યાઓને એક વાતનું આશ્વાસન હતું કે બદરી હજુ નાની છે, થોડીક ઉંમરલાયક થતાંવેત તેના ગળામાં જરૂર વિકૃતિ આવી જશે

એક વર્ષમાં તો બદરી ગઝલ ગાવામાં તો નિપુણ થઈ ગઈ, એત્રણ ગઝલમાં તો એ એટલી હદ કરતી કે ઉસ્તાદ મુન્નનખાં પણ ડોલી જતો. આવે સમયે વળી બદરીને હસવાનું મળી આવતું. એ જાણતી હતી કે ઉસ્તાદ એક વિચિત્ર પ્રાણી છે. એની ઉપર પોતાના ચેનચાળાની કોઈ અસર થતી નથી. અને આથી તો એના તરફ કોઇ પક્ષપાતી ભાવ હજુ બદરીને થયો ન હતો. અને જ્યારે ઉસ્તાદની કોઈ ખામી જણાય આવતી ત્યારે તેને હસવાનું મળી આવતું અને ખૂબ આનંદ લઈ લેતી, આમ તો બદરી હજુ નાની હતી. આવી બંધી વાતોનું હાર્દ નહોતી જાણતી. પરંતુ એ સહજ સ્વભાવથી જ ઉસ્તાદને ચીડવીને આનંદ લેવામાં બદરીને પોતાનો વિજય દેખાતો હતો.

આવા પ્રસંગો બાદ જ્યારે જ્યારે મુન્નનખાં ઘરે જતો ત્યારે તે પોતાની જાત ઉપર ખીજી ઊઠતો અને પોતાની આસપાસના અશ્લિલ વાતાવરણની સનગી હકીકતો તરફ "ઉફ" કરી મોં મચકોડી ઉપેક્ષા વૃત્તિ દર્શાવતો. અને પછી આંખ મીચીને કલાકોના કલાકો ખાટલામાં પડ્યો રહેતો ને વિચારઝૂલે ચડી જતો.

મીઠા સંસ્મરણોના બાળહિંચકેથી પ્રકૃતિદેવીના હલકા ધક્કાએ ચોક ગલીના યૌવનઝૂલે ચડી જતો: કેટકેટલા પરિશ્રમથી કેવી સાવ કાચી અને નાની ને જુવાન છોકરીઓને ગાયનવાદન શીખવતો. આવે ટાણે એમનાં દિલ એકમીજાં સાથે કેવાં હળી જતાં. અને આવાં એ દિલ પણ ક્યાં સુધી હળીને રહેતાં!...ને એ અસ્ફુટ રીતે હસી પડતો. આમ એ સ્મરણના મધુર ઝૂલે હિંચોળાયા કરતો. જ્યારે નિમાજનો સમય થતા પાસેની મસ્જિદમાંથી મુલ્લાં બાંગ પોકારી ઊઠતા કે કોઈકને ત્યાંથી તેડું આવતું ત્યારે જ આમાંથી જાગવાનું થતું. અને તૈયાર થતા વિચારતો કે મન પણ કેવું ઉદાસ થઇ ગયું છે! પહેલાં તો ઘરે જ આવવાનું મન જ થતું નહિ. જ્યારે હવે ઘરે તેડું આવ્યે બહાર નીકળવાનું થાય છે.

એક વર્ષ બીજું પણ પસાર થઇ ગયું હવે બદરી ઠુમરીને દાદરો પણ ગાઈ શકતી હતી એનો દાદરો તો જાણે હૃદય ઉપર કરવતી ફેરવી જતો હતો. જ્યારે એ—

'તોડ લાઈ ચમ્પેકી કલિયાં 'ની પંક્તિથી શરૂ કરતી ત્યારે મુન્નનખાં આંખ બંધ કરી દીવાલના સહારે માથું નાંખી દેતો.

'શું થયું ઉસ્તાદ?' બદરી ખબર પૂછતી.

'હં, ગાયા કરો. બરાબર છે.' એ આંખો ઉઘાડ્યા વિના જ બોલી જતો. પરંતુ એની મુખમુદ્રા ને અવાજ ઉપરથી સાફ સાફ જણાઇ આવતું કે એ કાંઈક બીજું જ વિચારી રહ્યો છે—શું? એ તો એ પોતે પણ જાણતો ન હતો.

"તોડ લાઈ ચમ્પે કી કલિયા
ચાચા કી બગરિયા."

અને મુન્નનખાની બંધ આંખો સમક્ષ એક ગુલઝાર બાગ ખડો થઈ જતો ને તેમાં નાચતીકૂદતી પતંગિયાની જેમ એક છોડથી બીજે છોડે ફૂલ ચૂંટતી કોઈ સુંદર છોકરી તરી રહેતી.

અને "હાઁ "કરીને બદરી જ્યારે એ કડી ફરી બોલતી ત્યારે તો એ 'હાઁ' ના સ્વર સાથે કલેજાના ઊંડાણમાંથી નીકળેલી તીવ્ર વેદના ભળી જતી લાગતી. થોડી એક પળો તો મુન્નનખાં સાનભાન ભૂલી જતો વળી પાછી એની મુખમુદ્રા એકાએક ગંભીર બની જતી ને આંખ ફાડી અક્કડ થઈ બોલતો: "બસ, બંધ કરો," અને ત્યાંથી ઊઠી કોઇએક ત્રીજી કક્ષાની વેશ્યાને ત્યાં જઇને બેસતો ને તેની અશ્લીલ વાતચીત અને ચેનચાળાથી ખૂબ જ કંટાળી જાય ત્યાં સુધી એની પાસે બેસી ઘેર ચાલ્યો આવતો.

અને બદરીને આમ વચ્ચેથી પોતાનું ગાણું બંધ

કરવું ગમતું નહિ. એમ થતું કે ઉસ્તાદ બારે ગર્વિલો છે. અને બદરીને મુજનખાંની વીતી જતી જુવાની પ્રત્યે કોઈ ખાસ સહાનુભૂતિ ન રહેતી.

ચોક ગલીની બીજી વેશ્યાઓની ધારણા મુજબ જ બદરીને તેરમું બેસતાં તેના સ્વરમાં પરિવર્તન માલૂમ પડ્યું.—યૌવનના ઉંબરમાં તેનું એક પગલું પડ્યું. જુવાનીનાં ચિહ્ન એનામાં દેખાવા લાગ્યાં હતાં. તેના હોઠ કવિ-પ્રશંસિત નારંગીની પાતળી ચીર સમા નહિ પરંતુ સારી પેઠે માંસગર્ભ જાડા હતા. તેલ-તરબોળ વાળની લાંબી લટ મુખ પર આખો ય દિવસ ઝૂલતી જ હોય. આંખોમાં ખૂબ કાજળ અને અંગે અતિ આભૂષણ એ તો એનો ખાસ શોખ હતો. અને ગળા ઉપરનો ગળપટ્ટો તો કેવળ ગાણાં વખતે જ નહિ. જોકે ચોક ગલીની વેશ્યાઓની આંખોમાં બદરી ખાસ સુંદર નહોતી લાગતી. પરંતુ યૌવનચર્ચિત એનાં સર્વ અંગોમાં એક અતીવ આકર્ષક અને ઉન્મત્ત ઉપાડ ઊભરી રહ્યો હતો. હવે એના નાકમાં સોનાની એક નથ પણ પહેરાવવામાં આવી હતી.

બદરીના ગળામાં એ ઊપડતી જુવાનીએ એક પરિવર્તન કર્યું: એનો સ્વર વિકૃત બન્યો—એના અવાજમાં તીખાશ આવી. પરંતુ આશ્ચર્ય તો એ થયું કે એનો આ સ્વર તો પહેલાંના કરતાં અધિક માદક હતો. બચપણનો અવાજ મીઠો હતો, જ્યારે જુવાનીનો આ અવાજ માદકતા મહેકાવી રહ્યો હતો. એમાં રસરંજિત કામિનીના સ્વરની વિકૃતિ હતી, નહિ કે ફાટતા વાંસના અવાજ શી વિકૃતતા. એનો આ વિકૃત અવાજ સાંભળતાં જાણે કે આપણે ઈરાદા-પૂર્વક કોઈ આકામવગા આરાવાળી તીક્ષ્ણ એવી કરવત આપણા પોતાના હાથ ઉપર ફેરવી રહ્યા હોઈએ એમ લાગતું કારણ કે એથી ઊઠતી પીડા ખૂબ જ મધુર, ખૂબ જ માદક લાગતી. અને આવા ગળામાંથી ટપકી રહેલાં ગાણાં દરમિયાન બદરી ક્યારેક ક્યારેક તીરછી નજર કરીને એવું ધીમું હસી દેતી કે પોતાની આ ઊભરાતી જુવાની-યુક્ત સ્વરાવલિ સામે કેવી જાદુઈ અસર ઉપજાવી રહી છે!

મુજનખાંએ પહેલે દિવસે જ્યારે આ નવીન સ્વર ઓળખ્યો ત્યારે તેને થયું કે પોતાની અંદરનો કોઈ એક પાકો સ્વામી ઊઠ્યો છે. એ પાકા પાછળ કોઈ એક અતિ આકર્ષિત ચીજ હતી, પરંતુ એ શું? તે એ ન પારખી શક્યો.

મુજનખાં એ ગળા ઉપર મોહિત થઈ ગયો. બદ-રીને તો તેણે આ વાત કદી કરી નથી છતાં બદરી તેના હાવભાવ ઉપરથી કહેવા કરતાં ય વધારે સ્પષ્ટ રૂપે આ વસ્તુસ્થિતિ પામી ગઈ હતી અને પછી તો તેને રીઝવવાનું તેણે છોડી દીધું. એ ભાવનાવસ્થા તો કિશોરાવસ્થા સાથે જ ચાલી ગઈ હતી. બદલાની એક પ્રબળ ભાવના તેનામાં ઊઠી રહી હતી તે મનોમન કહેતી હતી કે જ્યારે મન મારું ગુંજમાં રોપી રીઝવવા કેટલું ય કર્યું ત્યારે તો અક્કડાઈ બતાવી. લે તો આ હવે તો અહીં કંઈ તારી પરવા નથી.

બદરી પોતાની જવાનીનું મહત્ત્વ સમજવા લાગી હતી. કોઈક વેળા નીચે ગલીમાં જવાનું થતું તો હવે પોતાનાં અંગ બરોબર ઢાંકીને ઢાંકતી; જાણે કે એને ય જોવાના દામ પડશે! અને દેહવિક્રયની નિપુણ સોદાગર મુબારકજાન હવે તેને વારતહેવારે કોઠા ઉપર બેસાડતી પણ ખરી. જે વસ્તુ વેચવાની હોતી નથી એ જ વસ્તુની જેમ વધારે માંગ થાય એવા જ ઢંગથી મુબારકજાન બદરીનું મૂલ્ય વધારી રહી હતી. અને ક્યારેક ક્યારેક કોઈ શ્રીમંત શેઠ બદરીની લાલચે ઉપર ચડી આવતા તો મુબારકજાન એને પોતાના ફળિયામાં તો લઈ જ લેતી અને કહેતી: 'અજી સરકાર! બદરી તો હજુ બચ્ચી છે.' અને 'બચ્ચી' માટે પછી શું કોઈ કાંઈ બોલી શકે! પરંતુ ભવિષ્યની લાલચે મુબારકજાનને પસંદ ગમતા શ્રીમંત શેઠ ફસાવવાનું મંજૂર રાખી સમય વિતાવી ચાલ્યા જતા.

અને કોઈ રાજા કે નવાબ આવી ચડતા તો તેમની અદબ પૂરતું બદરીને થોડી પળ માટે તેમની નજરે પાડતી પણ ખરી. પણ તેના પૂરા દામ લઈને જ.

અને આ બધી યુક્તિપ્રયુક્તિથી બદરીનું મૂલ્ય દિનપ્રતિદિન વધતું જ રહ્યું હતું

અને જ્યારે મુજનખાં બપોરના બદરીને શીખવવા બેસતો ત્યારે નીચે ગલીમાં બારે ભીડ જમા થઈ જતી. સંસ્કારી હોવાના દેખાવ કરતા લોકો પણ આ વેળા કોઈ પાનવાળાની દુકાને પાન લેવાને રોકાઈ જતા કે અત્તરવાળાની દુકાને ભાવતાલની વ્યર્થ ચીક કરતા અને નિર્લજ્જ ગુંડા કહેવાતા લોકો તો કોઠા તરફ

ઊંચી ગરદન કરી, હરી તાલ પણ દઈ ઊઠતા. બદરીના ગાવા સાથે જ મુન્નનખાંનું અક્કડ મન પણ બોલી ઊઠતું: 'ઓહ! કેવું સુંદર ગળું, કેવું અજબ ગળું!'

બદરી થોડી વાર પછી ગરદન ઉપરનો ગળપટો દૂર કરતી અને એની માંસલ સ્નિગ્ધ ગરદન મુન્નનખાંના દિલમાં એક અજબ ગલીપચી મચાવી દેતી. ફરી મુન્નનખાં મનોમન કહી દેતો: 'કેવું ગજબ ગળું છે!'

પરંતુ એ પોતે જ સ્પષ્ટ સમજતો ન હતો કે એ કયા ગળાની પ્રશંસા કરી રહ્યો છે. સ્વરખચિત કે હાડમાંસ ને ત્વચામંડિત? છતાં ય એનું મન વારે વારે બોલ્યે જ જતું: 'કેટલું સુંદર! કેવું સુંદર!'

લખનૌની પ્રસિદ્ધ નૌચન્દી આડે બેએક માસ રહ્યા હતા. મુન્નનખાં બદરીને નૌચન્દીના મેળામાં ગાવા માટે સારી સારી કવ્વાલીઓ મહેનતપૂર્વક શીખવી રહ્યો હતો. મુબારકજાન નૌચન્દી બાદ બદરીને બજારમાં મૂકી દેવાનું વિચારી રહી હતી. મુન્નનખાં બીજાં કામકાજ ભૂલી કવ્વાલી શીખવવામાં જ સારો ય સમય વ્યતીત કરી દેતો—એવો બદરીના ગળાએ એને ગળચૂડો કરી મૂક્યો હતો, પરંતુ રહી રહીને એક વાતની એને તીવ્ર વેદના થઈ આવતી કે મુબારકજાન હવે કોઈ માલદાર અકરીને કોઈ મોટા અમીર કે શ્રીમંત શેઠ સમક્ષ ગણું ગવરાવવી અને મુન્નનખાંને થઈ આવતું કે મેં આટઆટલો પરિશ્રમ આ બેકદર ને નાસમજ લોકો માટે ઉઠાવ્યો છે? ઉસ્તાદ કેટલાં ય વર્ષોથી એના મનમાં કદી પણ આવો ભાવ નહિ જાગેલો. સંભવ છે કે આ પહેલી જ વાર મુન્નનખાંએ માન્યું હોય કે આ મોટા શ્રીમંત અમીર આદમી આ નિગળા ગળાને યોગ્ય ન હોય. અને વળી માનતો કે બદરીના ગળાની પૂરી પરખ—એની પૂરી સમજ માત્ર તેના એકમાં જ છે. અન્ય સમક્ષ બદરીનું ગવું મુન્નનખાંને પોતાના પરિશ્રમને વેડફ્યા જેવું લાગતું હતું. તો ય પોતે તો શું કરી શકે? આખરે એનો તો આ ધંધો જ હતો. તેને અમળાતા દિલે સમીન આ બધું સહેવું પડતું.

અને વાતવાતમાં નૌચન્દી પણ આવી પહોંચી. શાહમીનામાં એ રાતે ચોકની સઘળી વેશ્યાઓ પણ પહોંચી ગઈ હતી. મુબારકજાન પણ બદરી જો આ તક ચમકી ગઈ તો મોટા શ્રીમંત શેઠોમાં એની પૂરી જાણ થઈ જશેનું વિચારી બદરી [illegible] હતી કેટલા ય નવાબ, જાગીરદાર, શ્રીમંત શેઠો ત્યાં આવ્યા હતા.

અને બદરી કેમ ન ચમકી ઊઠે! હીરાનું તેજ કંઈ અછતું રહે? એ ઊઘડતી જવાની, એ મધુર સ્વર લોકોને આકર્ષિત કર્યા વગર રહી શકે ખરાં? જેવી મુબારકજાનની સાથે બદરીએ એની પ્રિય કવ્વાલી:

"મેરે દિલ કે પ્યારે માલિક
અલ્લાહ તૂ હી તૂ હૈ"

આરંભી કે લોકોની હાક ઊઠી ઊઠી. કેટલા તો ગાણાની સાથે સાથે ચપટી ને તાળીથી તાલ આપી રહ્યા. કોઈ અંદરોઅંદર કાનાફૂસી કરવા લાગ્યા: 'અરે યાર, આ કોણ પરીજાન છે!'

જે કોઈના દિલમાં એ તીખાશભર્યો 'અલ્લાહ' સ્વર ઊતરી જતો તે આખો મીઠી મનોમન કહી ઊઠતો: 'અરે, હું જ એનો અલ્લાહ બની જાઉં.'

અને બદરી શરમાઈ રહી હતી. ધંધો તો જરૂર હતો. પણ આખરે તો એ એક સ્ત્રી હતી. આટલી ભીડ સામે તો એ પહેલી જ વાર ગાતી હતી આ ગભરાટમાં વારે વારે કપાળ ઉપરનો પરસેવો લૂછતી અને મોં પર ઝૂલતી કેશલટને ઠીક કરી લેતી. વેણીમાંથી છૂટી અલગ થયેલી એ ઝૂલતી લટ વીજળીની ચમકીલી રોશનીમાં પાવડર પોતેલ એ ગોરી ચામડી ઉપર એ કાળી રેખા જાણે પાપની મેખ બની જવા તલસી રહી છે. ગાણું પૂરું કરી હાસ્ય છલી રહેલ ચહેરે બદરી છલંગ મારીને બાજુ ખસી ગઈ

એ રાત્રે મેદાનમાનુની બદરી હતી.

અને હવે એને બજારમાં મૂકવામાં આવી. બીજે પહોરથી એનો સાજશૃંગાર શરૂ થતો. ત્રીજે પહોરથી માંડી રાત્રિના મોડે સુધી રવેશમાં બેગી તે આંખો નચાવતી. હવે એના ભાવતાલ થવા લાગ્યા હતા.

મુન્નનખાંએ બદરીની પહેલી રાત માટે એક મશહૂર પુરાણી ચીજ પસંદ કરી:

"અભી બહિયાં ન પકડો,
જવાન હોને દો."

મુન્નનખાંએ સારંગી મેળવી. અને આ—આ—અ કર્યું ને એકવાર ગાઈ પણ ગયો. પછી બદરીએ ઉપાડ્યું:

"અભી બહિયાં ન પકડો
જવાન હોને દો."

મુજનખાં ઊછળીને જોરથી બોલી ઊઠ્યો: 'ઓહ બદરી! તું કમાલ કરે છે' અને ખરેખર એ પંક્તિઓ એના ગળામાંથી નીકળી ખંજર જેમ ભોંકાઈ રહી હતી. મુજનખાંની જેમ તો એ ગાઈ શકી નહોતી. 'અખિયાં'ને બદલે 'બઈયાં' ઉચ્ચારતી અને ઉતાવળે બોલી જતી. અને 'જવાન'-શબ્દને તેના તીખા ગળામાંથી ખૂબ ખેંચી લંબાવતી. ગાણાની આ નવી જ તરજ હતી. સારા યે ગાણાનો ભાવ-સત્કાર થઈ રહ્યો હતો.

મુજનખાં ઘણો જ બેચેન બની ગયો. વારે વારે એના કાનમાં જલદીથી બોલેલ 'બઈયાં' અને તીખા સ્વરે ખેંચેલ 'જવાન' શબ્દની સુરાવલી ગુંજી રહી હતી:

અભી બઈયાં ન પકડો
જવાન હોને દો,
અભી બઈયાં ન પકડો
જવાન હોને દો.

પછી તો દિવસભરમાં આ સુરાવલી એણે સેંકડો વાર ગાઈ હતી. અને ગાણાનો મૂળ રાગ ભૂલી જઈ બદરીની નવી તરજની ધૂન જ મુજનખાંના દિલમાં ગુંજી રહી હતી. અને પછી તો તેણે બદરીને આ ગીતનો મૂળ રાગ બતાવવાની ઉતાવળ ન જ દાખવી.

મુજનખાંને કોઈ એક વસ્તુ તરફ એક ઉત્કટ અભિલાષા અને તીવ્ર ચાહના થઈ રહી હતી. પણ એ કઈ વસ્તુ તે એનું મન ખુદ પણ પારખી શક્યું ન હતું. એના વિચારમાં બેસતું જ નહોતું કે જે રંગરસથી એનું મન તૃપ્ત થઈ ગયું હતું એ જ ફરી ઇચ્છી રહ્યો છે. ચાહના તો એના દિલમાં હતી પરંતુ એ શેની! એની પૂરી સમજ હજુ દર્શાઈ નહોતી. અને આ અધૂરી ચાહનામાં એનું મન બેચેન બની રહેતું. અને પછી તો ઘરમાંય મન ખૂંચતું નહિ કે કોઈ શિષ્યાઓને શીખવવામાં પણ મન લાગતું જ નહિ. અને ન તો કોઈ હમદર્દ જૂની વેશ્યા પાસે જઈ મન બહેલાવી લેતો. અજબ હાલ-હવાલ થઈ ગયા હતા. વારે વારે એ બેચેનીનું કારણ શોધવા કરતો હતો કે ખરેખર તે સ્વયં શું ઇચ્છી રહ્યો છે! અને આમ જ્યારે બેચેની ખૂબ જ વધી જતી ત્યારે મુખ્તારજાનને ત્યાં પહોંચી જતો અને બદરીને ગાવા-બજાવવાનું શીખવવામાં લાગી જતો.

અને આ તરફ મુખ્તારજાન બદરીનું મૂલ મૂલવી રહી હતી. એની પહેલી મુલાકાતના એક હજાર માગતી હતી. જોકે આ તો સોદા માટેનું પથરું માંડવાની વાત જ હતી. અને દેનારા તો ૨૦૦-૨૫૦ થી જ વાત શરૂ કરતા. છતાં ય જેમ જેમ દિવસ પસાર થતા જતા હતા તેમ તેમ માગણી કરનારની એંચેની પણ વધતી જતી. અને આખરે કોઈ એક નવાબજાદાએ રૂપિયા ૭૫૦ માં સોદો નક્કી કરી લીધો.

*

આજ બદરીની પહેલી રાત હતી. મુજનખાંએ પણ સારંગીસહ દીવાનખાનામાં હાજર રહેવાનું હતું. એ રાતના એક તીવ્ર વેદના મુજનખાંનું કાળજું કોરી રહી હતી. કે શું આ લોકો માટે જ મેં પરિશ્રમ ઉઠાવ્યો હતો!

તોપણ તેણે બેચેન મને સારંગીના સૂર મિલાવ્યા. સ્વર ગુંજી ઊઠ્યા—બદરીએ 'આ-આ-આ' કરી શરૂઆત કરી દીધી:

"અભી બઈયાં ન પકડો
જવાન હોને દો"

વાહ વાહ! બદરીજાન! સુબ્હાનઅલ્લા! અબ કબ જવાન હોગી!' નવાબજાદા સાહેબ બોલી ઊઠ્યા.

મુજનખાંની આંખ સામેથી બધા અંતરાય દૂર થઈ ગયા. જે કાંઈ તે શોધી રહ્યો હતો-સમજવા પ્રયત્ન કરી રહ્યો હતો તે તેને મળી ગયું. આ કારણે જ એ બેચેન હતો. મનોમન એ બોલી ઊઠ્યો: 'હું બદરીને ચાહું છું', અબ કબ જવાન હોગી બદરીજાન!'

એની આંગળીઓ સારંગી ઉપર ધ્રૂજતી હતી. બદરીએ સાશ્ચર્ય ખીજભરી દૃષ્ટિથી મુજનખાં તરફ જોયું. પરંતુ એ તો બેશુદ્ધ હતો. અને બદરીએ બીજા સારંગીવાળા પાસે જઈને ગાવાનું શરૂ કરી દીધું.

મુજનખાંની વર્ષોથી સુપ્ત તૃષ્ણા આજ ફરી સળગી ઊઠી હતી. અનેક વેશ્યાઓને તૈયાર કરવામાં આજ સુધી લીધેલ પરિશ્રમ કેવળ બીજાઓને માટેનો જ હતો. એ બધા દિવસોની અપરોક્ષ ઊર્મિ આજ સાક્ષાત રૂપે તેનામાં આવી ગઈ 'અબ કબ જવાન હોગી!' નવાબજાદાના એ બોલે એનામાં દબાઈને પડેલી-સુકાઈ ગયેલી ભાવનાઓને સજીવની મૂકી.

સારંગીના સ્વર જાણે સ્વતંત્ર રીતે તૂટી રહ્યા હતા. જાણે આજ સારંગી આલાપને બદલે ઉન્માદના દિલના તોફાન વ્યક્ત કરી રહી હતી. પરંતુ બદરીના તીખા સ્વરે એને પાછળ પાડી દીધી.

મુજનખાં મનોમન કહી રહ્યો હતો: 'બદરીજાન મને જ મળશે. બદરીજાન ઉપર પહેલો અખતિયાર મારો જ છે.'

વારે વારે એનું મન પૂછી રહ્યું હતું: 'અમ કમ જવાન હોગી! અમ કમ જવાન હોગી!'

ગાણું પૂરું થયું ત્યાં સુધીમાં તો મુજનખાં પોતાની સઘળી સાનભાન ગુમાવી ચૂક્યો હતો. બીજા વાજિંત્રવાળાઓ તો એક પછી એક ઊઠીને ચાલ્યા ગયા હતા. બદરીના ઈશારાએ નવાબજાદા સાહેબ પણ ઉપરની મેડીએ પહોંચી ગયા. બદરી પણ દાદરો ચડવા લાગી. ત્યાં મુજનખાં પોકારી ઊઠ્યો: 'બદરી!'

'કેમ ઉસ્તાદ?' કોઈ અગમ્ય આશાના સ્પંદનમાં હાંફી રહેલી બદરીએ પૂછ્યું.

'સાંભળો બદરીજાન!'

મુજનખાં દાદરાનાં બેત્રણ પગથિયાં ચડી ગયો. બદરી પણ એક પગથિયું ઊતરી આવી. બરોબર એ મુજનખાંની સામે આવી રહી. મુજનખાંએ પોતાના બને પંજા ફેલાવી, તેની સુંદર સ્નિગ્ધ ગરદન ઉપર લપેટી પોતા તરફ ખેંચી.

'કેમ ઉસ્તાદ!' બદરી અકળાઈને બોલી ઊઠી. 'તું જવાન થઈ ગઈ છો, બદરીજાન!'

બદરી ગરદન છોડાવવા કરતી હતી. પરંતુ મુજનખાં પોતાની જાતથી પર થઈ ગયો હતો. એણે એની ગરદન કસીને પકડી અને પોતા તરફ ખેંચી. બદરીનો ચહેરો બીકનો માર્યો સફેદ પૂણી જેવો થઈ ગયો. અને મુજનખાં તો ગરદનને જોરથી ભીંસીને પોતા તરફ વધારે નજીક ખેંચી ગયો હતો. આમ થતાં બદરીના લાલ લાલ હોઠ ઊઘડી ગયા અને મુજનખાંએ પોતાના હોઠ એના ઉપર ચાંપી દીધા અને બદરીનું મોઢું કે હોઠ એમ જ ખૂલ્લા રહી ગયા. અને મુજનખાંએ પોતાના હોઠ હઠાવી લીધા ત્યારે બદરીની લાલ લાલ જીભ બહાર નીકળી આવી હતી. એની મોટી કાળી આંખોની પૂતળીઓ ચડી ગઈ હતી.

બદરીજાન મરી પરવારી હતી (છતાંય) મુજનખાંના હાથ તેની સુંદર સ્નિગ્ધ ગરદન ઉપર એમ જ ભીંસેલા રહી ગયા હતા.

["મનોહર કહાનિયાં"માંની વાર્તા પરથી]

●

લેખ:
● ડુંગરશી ધરમશી સંપટ

# શ્રી જમશેદજી તાતા

સુમધુર સમીરની લહેરીઓ ચોપાસ પ્રસરી રહી હતી. સાગરનાં નાનાં નાનાં અસંખ્ય મોજાંઓ સડસડાટ ચાલી જતી સ્ટીમર સાથે અથડાતાં હતાં. આકાશમાં તારલાઓ મલકી રહ્યા હતા. ચંદ્ર વાદળમાં છુપાઈ જવાથી સહેજ અંધારું થયું. ચંદ્રની બરોબરી કરવાનું સામર્થ્ય ચમકતા તારલાઓમાં નહોતું. આવી વેળાએ વીશ વરસનો એક યુવાન સ્ટીમરના તૂતક પર ઊભો ઊભો પ્રકૃતિનું આ અવનવું સ્વરૂપ નિહાળી રહ્યો હતો. સાગરનાં મોજાંઓ સ્ટીમર સાથે અથડાવાથી સ્ટીમરની ચોતરફ ધોળાં રૂપાળાં ફીણ ફરી વળતાં હતાં.

થોડી વારમાં જ વાદળાંમાંથી ચંદ્ર બહાર નીકળ્યો. એની મનોહર ચાંદની ચારે બાજુ પ્રસરી ગઈ. સમુદ્રના જલતરંગોથી ઉત્પન્ન થતાં દૃશ્યો અનુપમ અને મોહક હતાં. ચોપાસ નીરવ શાંતિ છવાઈ હતી. માત્ર સ્ટીમરના એન્જિનનો અવાજ આ શાંતિમાં ભંગ પાડતો હતો.

જ્યારે પ્રકૃતિએ આવું મોહક રૂપ ધારણ કર્યું હતું ત્યારે આ પ્રકૃતિશોભા નીરખતા યુવાનના અંતરમાં પ્રચંડ આંધીના વાવાઝોડાં ચાલતાં હતાં. માતપિતાનો હૂંફાળો સાથ છોડી દૂર દૂરના દેશાવરે એકલા ભટકવાથી એ યુવાનનું હૃદય વિષાદયુક્ત બની ગયું હતું. પોતે બિનઅનુભવી હોવા છતાં ચીન તરફ એકલો જઈ રહ્યો હતો. ત્યાં એનાં કોઈ સગાસ્નેહી કે મિત્રો નહોતા. ત્યાંના લોકોની ભાષા, રીતરિવાજ, શાસનપદ્ધતિ અને સામાજિક બાબતો સંબંધી કશું ય જ્ઞાન નહોતું. આથી એ મનમાં ને મનમાં મૂંઝાતો હતો. સ્ટીમર પણ નાની હતી, અને બે દિવસ પહેલાં સહેજ તોફાનમાં ઝપટાઈ હતી. એ તોફાનમાં ડેક ઉપર ઊભેલા યુવકને મોટો ત્રાસ ભોગવવો પડ્યો હતો. એ વેળા મોજાંઓએ સ્ટીમર પર પાણી રેલાવીને પ્રવાસીઓને અને એમના સામાનને ભીંજવી નાખ્યા હતા. આખી રાત હાડમારી વચ્ચે, ભીંજાયેલાં વસ્ત્રો પહેરીને પ્રવાસીઓને ગાળવી પડી હતી. હજી એ તોફાનની છાયા એના અંતરમાંથી ભૂંસાઈ નહોતી.

એ વખતની સ્ટીમરો હજી નવી જ શોધાઈ હતી એટલે એમાં મુસાફરોને જરા ય આરામ નહોતો. કોલસાની રજકણથી પ્રવાસીઓને ખૂબ હેરાનગતિ ભોગવવી પડતી. છેવટે આ કંટાળાજનક મુસાફરી પૂરી કરી યુવક હોંગકોંગના કિનારે ઊતર્યો. કોઈ એને સામે લેવાને આવ્યું નહોતું અને આવે તેમ પણ નહોતું. એણે એક જીનરિક્ષા ભાડે કરી લીધી અને તેમાં બેસીને એ પોતાના એજન્ટ ચાંક-ટુકને ત્યાં ગયો. એજન્ટ ચાંક-ટુકે કોઈક નવાસવા માણસને આવેલો જોઈ દુભાષિયા ચીનાને બોલાવ્યો. એ દુભાષિયો અંગ્રેજી જાણતો હતો. એણે જમશેદજીનાં ભલામણપત્રો ચાંક-ટુકને વાંચી સંભળાવ્યાં. ચાંક-ટુકે એને આવકાર આપી એક નાની ચીનાઈ હોટલમાં ઉતારો આપ્યો.

જમશેદજી નસરવાનજી તાતા, નસરવાનજી તાતાને ત્યાં ઈ. સ. ૧૮૩૯માં જન્મ્યા હતા. નવસારીમાં ગુજરાતી મહેતાજી પાસે દેશી નિશાળમાં થોડું ગુજરાતી ભણી, તેર વરસની ઉમરે તેને લઈ નસરવાનજી તાતા મુંબઈ આવ્યા. અને ત્યાં એલ્ફિન્સ્ટન ઈન્સ્ટીટ્યુટમાં અંગ્રેજી ભણાવવાનું શરૂ કર્યું. લગભગ મેટ્રિક સુધી એમણે અંગ્રેજીનો અભ્યાસ કર્યો. ભણવામાં જમશેદ ખૂબ જ ઉદ્યમી હતા. સાહસિકતા અને ખંત એમને એમના પિતાએ વારસામાં જ આપ્યાં હતાં.

ચીન તરફ આ વખતે હિંદથી અફીણની મોટી નિકાશ થતી. ચીનથી રેશમ અને ચા હિંદમાં આવતાં. ચીનના લોકો અફીણના ખૂબ શોખીન બની ગયા હતા. હિંદથી મોટા પ્રમાણમાં અફીણ ચીન ખાતે જતું હતું. આથી ચીન અને હિંદ વચ્ચે મોટો વ્યાપારી સંબંધ હતો. શરૂઆતમાં ચીન ખાતે હિંદનાં વહાણો અફીણ લઈ જતાં હતાં, પરંતુ હવે સ્ટીમરોની શોધ થઈ હોવાથી વહાણોની જગ્યા સ્ટીમરોએ જ લીધી હતી. વેપાર ઘણોખરો હિંદી વેપારીઓના હાથમાં જ હતો અને વેપારમાં કસ પણ સારો હતો. પણ સાથે સાથે જોખમ પણ એટલું જ હતું. સાગરમાંથી હજી ચાંચિયાઓનો ભય નાબૂદ થયો નહોતો. તોફાન પણ વારંવાર થતાં હતાં.

ચીન એક વખતે જગતમાં સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિ ધરાવનાર દેશ હતો. વિદ્યા, કળા, હુન્નરઉદ્યોગ અને સમૃદ્ધિમાં ચીન આગળ પડતું સ્થાન ભોગવતું હતું.

એની સંસ્કૃતિનો ઇતિહાસ તો પાંચહજાર વર્ષ જેટલો જૂનો છે એના બાદશાહો પણ ચતુર, બુદ્ધિવાન અને પ્રજાપાલક હતા એમણે વિદ્યાકળા અને શિક્ષણને ખૂબ ઉત્તેજન આપ્યુ હતુ પાંચહજાર વર્ષો સુધી ચીનાઓએ સર્વોત્તમ સમૃદ્ધિ ભોગવી હતી જગતમાં સર્વશ્રેષ્ઠ ગણાતી પ્રજાઓમાં ચીનાઓ પણ એક મુખ્ય પ્રજા હતી યુરોપ એ વેળા જંગલી અવસ્થામાં હતો છાપવાની કળા–મુદ્રણકળા તોપો અને દારૂ ગોળો ચીને જ શોધ્યાં હતા ચીનાઇ વાસણો બનાવવાની કળા અને કવિતા, ઇતિહાસ, સાહિત્ય અને મોટા વિશ્વકોષોની રચના વગેરે કળાઓમાં ચીન અગ્રગણ્ય હતું

ચીનાઓની એ ઉન્નતિ છેલ્લા બસો વર્ષોમાં અવનતિમાં પરિણમી છે ગુલામગીરીની નિશાની તરીકે ચીનાઓને ચોટલી રાખવી પડી સ્ત્રીઓના પગમાં એક પ્રકારના લોઢાના જોડા નાનપણથી જ પહેરાવી એમની પ્રગતિ રૂંધી અફીણનું ભયંકર વ્યસન પણ શરૂ થયું અફીણ બધુ હિંદથી આવતું લોકો એને ભૂંગળામાં ગરમ કરીને પીતા એના નશામાં એમને અવર્ણનીય આનંદ સાંપડતો આ અફીણનું વ્યસન કાઢવા ચીનના એક ભલા બાદશાહે પ્રયત્નો કર્યા. અફીણનો વેપાર બંધ કરવાનું એણે અંગ્રેજોને સુચવ્યું પરંતુ આ વેપારમા અંગ્રેજોને મોટો લાભ હોવાથી આ વેપાર બંધ કરવાની એમણે ચોકખી ના પાડી આથી ચીનના સુલતાને કેન્ટોનને કિનારે પડેલી અફીણની ૨૦ હજાર પેટી દરિયામાં ડુબાડી દેવાનો હુકમ કર્યો. અને એ હુકમનો અમલ થવાથી અંગ્રેજોએ લડાઈ જાહેર કરી લશ્કર ઉતાર્યું અફીણનું વ્યસન છોડવાના સુલતાનના આદેશને માન આપી ચીનાઓ બહાદુરીથી લડ્યા પણ હાર્યા આથી અંગ્રેજોને હોંગકોંગ બંદર અને બીજી રોકડ રકમ આપવી એ શરતે સમાધાન થયું અને ચીનની દુર્દશાની શરૂઆત થઈ

હિંદમાં અફીણની પેટીઓનું લીલામ થતું કલકત્તા બંદરેથી અફીણ હોંગકોંગ તરફ ચઢતું પણ વેપાર બધો મુંબઈના ગુજરાતીઓના હાથમાં જ મુખ્યત્વે હતો. પારસી વાણિયા અને ખોજાઓ આ વેપાર ધમધોકાર ચલાવતા જમશેદજીના પિતાએ પણ ચીનમાં અફીણ મોકલવાનો વેપાર શરૂ કર્યો હતો. પણ એમા વધારે કસ રહેતો નહિ કારણકે આડતિયાઓ જ સારો નફો મેળવી લેતા હતા આથી વેપારમાં વધારે નફો ન મળવાથી પોતાનો ખાસ અંગત માણસ ચીનમાં જાય તો માલ વેચવાની બાબતમાં કાળજી રાખે અને વેપાર પણ વધે આથી નસરવાનજી શેઠે જમશેદજીને આશા છોડ્યા પછી તરત જ હોંગકોંગ મોકલ્યા માછલી જેમ પાણીમાં પડતાં જ તરવા માંડે તેમ જમશેદજી પણ વેપારમાં અનુભવી બની ગયા એમને ચીનમાં સારો વ્યાપારી અનુભવ મળવાથી એમનું મન પણ હવે પ્રસન્ન રહેવા માંડ્યું એમણે પોતાનું સમય ચિત્ત વેપારમાં પરોવ્યુ.

એમણે હોશિયારી અને ઉત્સાહથી કામ કરવા મંડ્યુ થોડા વખતમાં સારો નફો મળ્યો. નાણાંની હેરફેર પણ ખૂબ જ ઝડપથી થવા લાગી નસરવાનજી શેઠને જમશેદજીની દીર્ઘદૃષ્ટિથી ત્રણ વર્ષમાં હજારો રૂપિયાનો નફો મળ્યો. જમશેદજી હોંગકોંગમાં રહી ચીનની ભાષા શીખી ગયા ચીનની સંસ્કૃતિનો પણ એમણે અભ્યાસ કર્યો.

યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં થોડા અંગ્રેજો યુરોપથી આવી વસ્યા હતા ઇંગ્લાંડની રાણી મેરી કેથોલિક સંપ્રદાયની હતી. પ્રોટેસ્ટન્ટો પર તે જુલમ ગુજારતી હતી આથી થોડા પ્રોટેસ્ટન્ટ કુટુંબો બ્રિટનથી અમેરિકામા આવી વસ્યાં હતાં પછીથી એમણે ત્યાં પોતાના સંસ્થાનો બનાવ્યાં ધીમે ધીમે લાખો અંગ્રેજો આવી આ સંસ્થાનોમાં વસ્યાં બ્રિટનના રાજાની સામે કરવેરાની બાબતમાં વાંધો પડવાથી અમેરિકાએ બળવો પોકાર્યો આ લડાઈમાં બ્રિટિશ સૈન્ય હારી ગયુ અને અમેરિકા ઈ સ ૧૭૭૦મા સ્વતંત્ર થયા

અમેરિકામાં પુષ્કળ ફળદ્રુપ જમીન અને સુંદર હવામાન હતાં પરંતુ એ વખતે વરાળયંત્રો હજુ શોધાયાં નહોતાં યુરોપથી વધારે પ્રમાણમાં વસાહતીઓ આવતા નહોતા ફળદ્રુપ જમીન અને સારા વરસાદનો લાભ ખેડુતો લઈ શકતા નહોતા આથી મજૂરો મેળવવાની મુશ્કેલી કેમ ટાળવી એ ગંભીર પ્રશ્ન થઈ પડ્યો કપાસનો પાક આ જમીનમાં થઈ શકે તેમ હતો પરંતુ એ માટે મજૂરો નહોતા ઈંગ્લાંડ સાથેનુ યુદ્ધ હમણા જ પૂરુ થયુ હતુ એમાં ઘણાં માણસો ઘવાયાં હતાં અને માર્યા ગયાં હતા તેમજ રોગચાળો પણ મોટા પ્રમાણમાં ફાટી નીકળ્યો હતો. આથી પરદેશોથી પણ

બહુ જ થોડા માણસો અમેરિકામાં આવવાનું કરતા. મજૂરો ન મળે ત્યાં સુધી કપાસના મોટા પાક અને બીજા પાકો શી રીતે ઉત્પન્ન કરી શકાય? ખાસ કરીને યુ. સ્ટે.ના વિભાગમાં મજૂરોની વધારે તંગી રહેતી.

આફ્રિકા એ પછાત મુલક ગણાય છે. ત્યાંના હબસી સશક્ત પરંતુ પ્રાથમિક દશામાં છે. આફ્રિકામાં આરબોએ પોતાનાં સંસ્થાનો સ્થાપ્યાં હતાં. આ આરબો જુવાન સીદી પુરુષો અને સ્ત્રીઓને પકડી જંગબારમાં લાવતા, ત્યાંની બજારમાં આ લોકો સોથી દોઢસો રૂપિયાની કિંમતે ગુલામો તરીકે વેચાતા. આ ગુલામો ઉપર અનહદ જુલમો એના માલિકો વર્તાવતા. ગુલામોનો વેપાર બહુ જ મોટા પાયે ચાલતો હતો. ઈંગ્લાંડમાં પણ સીદી ગુલામો કામ કરતા. તેમ હિંદમાં પણ એ સીદી ગુલામો આયાત થતા. રજવાડાઓમાં પણ ગુલામો તરીકે તેઓ કામ કરતા. દર વરસે આવા લાખો ગુલામો વેચાતા હતા. અમેરિકાએ પણ આ ધીકતા વેપારને અપનાવ્યો. એણે મોટા પ્રમાણમાં ગુલામો આફ્રિકામાંથી ખરીદી પોતાના દેશમાં મંગાવવા માંડ્યા. ત્યાં આ લોકોને મજૂરીનું કામ આપવા માંડ્યું. દિનપ્રતિદિન આ વેપાર વધતો ચાલ્યો. અત્યારે આ ગુલામોના દેઢ કરોડ વંશજો અમેરિકામાં વસે છે.

અમેરિકામાં અબ્રાહમ લિંકન પ્રેસીડન્ટ થયા. એમણે ગુલામીની પ્રથાનો વિનાશ કરવાનું વિચાર્યું. ગુલામીની પ્રથા માનવજાતના મહાન કલંક સમી હતી એમ એમને લાગ્યું. યુનાઈટેડ સ્ટેટ્સના દક્ષિણ વિભાગને આ વિચાર પસંદ પડ્યો નહિ. ઉત્તર વિભાગના લોકોએ લિંકનનો વિચાર વધાવી લીધો. આથી બન્ને વિભાગો વચ્ચે સંદેશાઓ અને વાટાઘાટ ચાલી પણ સમાધાન થયું નહિ. આથી તેઓ વચ્ચે લડાઈ શરૂ થઈ. ખેતરોમાં કામ કરતા બધા માણસો લડાઈમાં પડવાથી ખેતરોમાં વાવેતર થઈ શક્યું નહિ. લાખો એકર જમીન ઉજ્જડ બની ગઈ. લાખો ગાંસડી કપાસ થતો હતો તેને બદલે એક ગાંસડી પણ કપાસ પાક્યો નહિ. પરિણામે કપાસની માંગ મોટા પ્રમાણમાં થવા લાગી.

હિંદમાં ઘણા જૂના વખતથી જે કપાસ પેદા થાય છે, હિંદીઓ વર્ષોથી ગૃહઉદ્યોગ દ્વારા સરસ કાપડ બનાવી પરદેશો ખાતે ચડાવતા હતા. અમેરિકામાં કપાસનો પાક વધવાથી હિંદી કપાસની માંગ ઘટી હતી પરંતુ આ લડાઈને લીધે હિંદી કપાસની માંગ વધી પડી. એના ભાવો વધી ગયા. શેઠ પ્રેમચંદ રાયચંદે મુંબઈમાં કપાસનો મોટો સટ્ટો ઉપાડ્યો: જમશેદજીના પિતા નસરવાનજી શેઠ પણ એ વેપારમાં જોડાયા. બન્ને મળીને કપાસના ભાવ દોઢસો રૂપિયામાંથી આઠસો રૂપિયા સુધી લઈ ગયા. લોકો પોતાનાં ગાદલાં ઉકેલીને પણ કપાસ વેચવા માંડ્યા. નસરવાનજી શેઠ આ સટ્ટામાં લાખો રૂપિયા કમાયા. એમનું ચિત્ત હવે અફીણના વેપારમાં રહ્યું નહિ. સાધારણ સ્થિતિમાંથી તેઓ મોટા લક્ષાધિપતિ વેપારી બની ગયા.

હિંદમાંથી કપાસ અને બીજી વસ્તુઓ યુરોપ ખાતે મોટા પ્રમાણમાં ચડતી. યુરોપથી પાકી વસ્તુઓની હિંદમાં આયાત થતી. હિંદી વેપારીઓને બ્રિટિશ બેંકો સારી સગવડો આપતી નહિ આથી હિંદી વેપારીઓ ખૂબ મૂંઝાતા. પ્રેમચંદ રાયચંદ મુંબઈની મોટી બેંકો સાથે સંબંધ ધરાવતા હતા. એમણે નસરવાનજી સાથે મળી વિલાયતમાં બેંકની શાખા ખોલવાનો વિચાર કર્યો. તે કામ માટે ઘરના કોઈ લાયક માણસની જરૂર હતી પરંતુ તેવો માણસ એમને મળ્યો નહિ. આથી નસરવાનજી શેઠે જમશેદજીને મુંબઈ બોલાવી લીધા. ચીનની અફીણની પેઢી બંધ કરી જમશેદજી સને ૧૮૬૩માં મુંબઈ આવી પહોંચ્યા. લંડન ખાતે જવાની તૈયારી કરવાની પિતાએ પુત્રને સૂચના આપી.

સમુદ્રમાં ભરતી પછી ઓટ પણ આવે છે. નસરવાનજી શેઠે લાખો રૂપિયાની કમાણી કરી હતી. હવે એમને કરોડોનાં સ્વપ્નાં આવતાં હતાં એમણે મોટી રકમનો કપાસનો વેપાર ચાલુ રાખ્યો. અમેરિકામાં લડાઈ બંધ થવાથી ત્યાં કપાસનો નવો પાક સારો ઊતર્યો. ભાવો ગગડી ગયા નસરવાનજીને મોટી નુકસાની આવી. આથી જમશેદજીને વિલાયત મોકલવાનો વિચાર બંધ રાખવો પડ્યો. હોંગકોંગની ઑફિસ બંધ કરી હતી. પણ વિલાયત જવાનો વિચાર પણ માંડી વાળવો પડ્યો અધૂરામાં પૂરું મૂડી પણ લગભગ ખલાસ થઈ હતી. હવે બીજો ધંધો કરવાની જરૂર હતી

એબિસિનિયામાં અંગ્રેજોનાં હિતો જોખમાયાં. ત્યાં બાદશાહ થિયોડોરે અંગ્રેજોના હક્કો બાબત કંઈક વાંધા લેવા માંડ્યા ત્યાંના તાના સમુદ્રમાંથી આફ્રિકાની સુવિખ્યાત નીલ નદી નીકળે છે એના પાણીના હક્કો બાબતમાં તકરાર થઈ. સર આલ્બર્ટ નેપિયરના

હાથ નીચે એક લશ્કર ત્યાં મોકલવામાં આવ્યું. બ્રિટિશો વિરુદ્ધ વલણ બતાવવા માટે શહેનશાહ થિયોડોરને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. આ યુદ્ધમાં હિંદથી મોટું સૈન્ય મોકલવામાં આવ્યું હતું. તેને ખાધાખોરાકી પૂરી પાડવાનો કૉન્ટ્રાક્ટ જમશેદજીએ લીધો. આમાં જમશેદજીએ થોડા લાખ રૂપિયા પેદા કર્યા. પરંતુ એમના સાહસિક મગજને આથી શાંતિ નહોતી વળી. ઈ સ ૧૮૭૭માં જમશેદજી તાતાએ કાંતવા–વણવાની એક મોટી એમ્પ્રેસ મિલ સ્થાપી. એમાંથી સારો નફો થતાં મુંબઈમાં સ્વદેશી મિલ સ્થાપી.

જમશેદજીને દરેક વાતમાં ઊંડા ઊતરવાની ટેવ હતી. જાતે તપાસ કરી ક્યાં ક્યાં ખામીઓ છે તે તેઓ શોધી કાઢતા હતા. હિંદમાં ટૂંકા તારનો કપાસ પેદા થતો હતો. તેમાંથી ૧૦ આંકથી નીચેનું સૂતર નીકળતું હતું. આથી હિંદમાં માત્ર જાડું કાપડ તૈયાર કરાતું હતું. ઝીણું મુલાયમ કાપડ બ્રિટનના લેંકેશાયરમાંથી આવતું હતું. દર વરસે હિંદમાં ૬૦ કરોડ રૂપિયાની કિંમતનું કાપડ આયાત કરવામાં આવતું. આથી હિંદમાં ઝીણું કાપડ પેદા કરવાની લગની જમશેદજીને લાગી. એમણે સારું ઊંચી જાતનું રૂ પીસવાને માટે પોતાનું જીન કાઢ્યું અને ઝીણા લાંબા તારનો કપાસ આ દેશમાં પેદા થાય તે માટે જમીનમાં વાવેતરની અને સારાં બીજોની ગોઠવણ કરી. ઇજિપ્ત-માં લાંબા તારનું પુષ્કળ કપાસ ઉત્પન્ન થાય છે, એટલે જાત–અનુભવ લેવા માટે એઓ જાતે ઇજિપ્ત ગયા. ત્યાં ખેતરો ખૂંદી, જમીનની માટી, બીજ, પાણીની વ્યવસ્થા અને આબોહવાનો અનુભવ લીધો. તેની વિગતવાર સમજણ આપતું એક પુસ્તક એમણે લખી પ્રગટ કર્યું અને કપાસની ખેતીથી માંડીને કાપડ તૈયાર કરવા સુધીનું સઘળું કામ પોતાની દેખરેખ નીચે કરાવવા માંડ્યું.

આ સમયે હિંદમાંથી કાપડ અને સૂતર મોટા પ્રમાણમાં ચીન ખાતે નિકાસ કરાતાં હતાં. પરદેશો ખાતે માલ બધો સ્ટીમરોની મારફત ચડતો હતો. આ સ્ટીમરો અંગ્રેજોની માલેકીની હોવાથી નૂરનો ભાવ વધારે લેતી હતી. અંગ્રેજ સરકારનો એમને આડકતરી રીતે ટેકો હતો. જમશેદજી શેઠને નફાનો મોટો ભાગ નૂરમાં ચાલ્યો જાય એ વાત ગમી નહિ. એમણે અંગ્રેજી સ્ટીમર કંપનીઓને નૂરના ભાવો ઘટાડવા વિનંતી કરી. પણ અંગ્રેજ કંપનીઓએ ભાવ ઘટાડ્યા નહિ. આ વખતે દેશી–વેપારીમંડળો સ્થપાયાં નહોતાં. જમશેદજીએ સર્વે દેશી કાપડ વેપારીઓને પોતાને ત્યાં બોલાવી સમજાવ્યા કે અંગ્રેજી કંપનીઓ મોટાં નૂર લઈ વેપારીઓને કેવી રીતે લૂંટી લે છે એ સમજાવ્યું. દેશી વેપારીઓ એમની આગેવાની નીચે સંપ કરી, અંગ્રેજી સ્ટીમરોમાં માલ ચડાવવાનું બંધ કર્યું. જમશેદજી તાતાએ પત્રવહેવાર કરી, લાગવગ લગાવી જાપાનીઝ સ્ટીમર કંપનીને હિંદમાં બોલાવી. સૌએ એ જાપાનીઝ સ્ટીમર કંપનીને માલ આપવા માંડ્યો. જાપાનીઝ કંપની માલ મળવાથી અંગ્રેજી સ્ટીમરો ખાલી જવા માંડી. આથી અંગ્રેજી સ્ટીમર કંપનીઓએ માત્ર નામનું ભાડું રાખવાનું જાહેર કર્યું. દેશી કાપડના વેપારીઓ લાલચને અટકાવી શક્યા નહિ. એમણે નજીવા ભાવે અંગ્રેજી સ્ટીમરોમાં માલ ચડાવવા માંડ્યો. આ રીતે અંગ્રેજી સ્ટીમરોને ફરી માલ મળતાં જાપાની સ્ટીમરો આવતી બંધ થઈ. એટલે અંગ્રેજી સ્ટીમર કંપનીઓએ વળી પાછું નૂર વધારી દીધું. જમશેદજીને દેશી વેપારીઓની લાલચ અને પરાધીનતા જોઈ ખૂબ દુઃખ લાગ્યું.

જમશેદજી શેઠ વારંવાર યંત્રો અને કારખાનાંઓનો અનુભવ મેળવવા માટે વિલાયત પ્રવાસે જતા. હિંદમાં મોટા પ્રમાણમાં ઇંગ્લાંડથી લોઢું અને પોલાદ આયાત થતું. આ બાબતમાં હિંદને સ્વાવલંબી બનાવવા શેઠ જમશેદજીની ઇચ્છા થઈ. પોતાને ખર્ચે એઓ ઇંગ્લાંડથી લોઢાની ધાતુઓના અનુભવીઓને લઈ આવ્યા. તેમને મોટા પગાર આપી, મોટું ખર્ચ કરી લોઢાની ધાતુ માટે હિંદના જુદા જુદા પ્રાંતમાં તપાસ કરાવવા માંડી. જમશેદજીએ એ પર ઘણું ખર્ચ કર્યું. ઉપરાંત બિહારમાં લોઢાની ખાણો શોધી કઢાઈ. ત્યાં લોઢું મોટા પ્રમાણમાં હતું. એમની આ શોધખોળને લીધે એમના છોકરાઓએ ઈ. સ. ૧૯૦૭માં 'તાતા આયર્ન ઍન્ડ સ્ટીલ કું' એ કરોડ રૂપિયાની થાપણથી કાઢી. ત્યાં લોઢાનું મોટું કારખાનું સ્થાપ્યું છે. એનો વિકાસ કરી જમશેદજી તાતાના છોકરાઓએ ત્રીસ કરોડ રૂપિયા ખર્ચ્યા છે. દર વરસે ૧૦ લાખ ટન પોલાદ અને ૧૫ લાખ ટન લોઢું એ કારખાનાઓમાં તૈયાર થાય છે. એ સ્થળે જમશેદપુરનું મોટું શહેર

# સાચી પણ અદ્ભુત વાતો

☆———————— લેખક : હીરાલાલ માનસિંગ કામદાર

## ઉપકારનો બદલો

નિઝામ સરકારના મહેબૂબનગર પ્રાંતમાં અમરાબાદ નામનું શહેર છે. તેની મોટી વસતી ચિંચોર નામની જંગલી જાતિની છે. ચિંચોર લોકો ખરેખર વિચિત્ર છે તેમની રહેણીકરણી આપણાથી તદ્દન જુદા પ્રકારની છે. તેમનો મુખ્ય ખોરાક ચિંચિગદા નામનું કંદ છે. તેનો બાફીને ઉપયોગ કરવામાં આવે છે. સામાન્યતઃ એવું કહેવાય છે કે તેથી અમરાબાદના જંગલી રીંછ મંત્રમુગ્ધ બને છે. વાઘદીપડા જેવા ભયંકર પ્રાણીઓ તથા બીજાં પ્રાણીઓ ધોળે દિવસે શહેરની સરહદમાં ભટકતાં હોય છે તે વાત સાચી છે. બપોરનો ત્રણ વાગ્યા પછી લોકો ભયંકર પ્રદેશમાં પ્રવેશ કરવામાં સાવચેતી રાખે છે. પરંતુ સાથોસાથ એ વસ્તુ પણ સાચી છે કે ચિંચોરનાં પશુઓ પર આ પ્રાણીઓ કદી હુમલો કરતા નથી કે ચિંચોર જાતિના મનુષ્યને કદી પણ ઈજા થઈ નથી. વળી ચિંચોર લોકો અસાધ્ય દર્દોને અજબ શક્તિથી મટાડી દે છે. એકે તેમની તે રીત માટે કંઈ વૈજ્ઞાનિક કારણ આપી શકાતું નથી.

થોડાં વર્ષો પહેલાં એક તાલુકદાર મહેબૂબનગર આવ્યો. તેનુ નામ યૂસુફુદ્દીન હતું. તેને ગરીબ મનુષ્યો પ્રત્યે ખૂબ મમતા હતી. વર્ષે એક વખત અમરાબાદ આવવાનો તેનો રિવાજ હતો. જ્યારે જ્યારે તે ત્યાં જતો ત્યારે ચિંચોરનાં સ્ત્રી-પુરુષો વચ્ચે પચાસ મેતિયાં તથા સાડી વહેંચી જતો તેમના પ્રત્યેનું તેનુ વર્તન ખૂબ માયાળુ હતુ ચિંચોર જાતિના લોકો તથા તેમના મુખી પર તેની ઉદારતાની ખૂબ અસર થઈ હતી. એક સમયે અમરાબાદના તેના નિવાસ દરમિયાન દિવસે તે પોતાના તંબૂમાં બેઠો હતો ત્યાં અચાનક તેને ખબર મળ્યા કે ચિંચોર લોકોનો મુખી તેને મળવા આવ્યો છે. તેણે તેને અંદર આવવા દેવાનું કહ્યું

કેટલીક સામાન્ય વાતચીત પછી મુખીએ તાલુકદારને નીચે પ્રમાણે કહ્યું: 'સરકાર ! આપની ઉદાર રીતભાત માટે અમે આપના ખૂબ આભારી છીએ અને અમારી લાગણી દર્શાવવા અમારી પાસે પૂરતા શબ્દો નથી. આજે મેં આપના ઉપકારનો અદ્ભુત બદલો આપવાનો નિર્ણય કર્યો છે. આપ તે કદી નહિ. મહેરબાની કરી મારી સાથે ચાલો. સાથે તમારા થોડાક સિપાઈઓ તથા સંત્રીઓ લેજો. પચાસ બકરા તથા પચાસ ધાબળા લેવાનો તમારા માણસોને હુકમ કરો અને પછી જંગલમાં મારી પાછળ ચાલ્યા આવો.'

તાલુકદાર તો મૂંઝાઈ ગયો. પહેલાં તો તેણે માગણીનો સ્વીકાર કરવામાં આનાકાની કરી. પણ થોડા વખત પછી તે તેમાં સંમત થયો. મુખીના કહ્યા પ્રમાણે દરેક વસ્તુની ગોઠવણ કરવામાં આવી અને તે *મુખીની પાછળ પોતાના માણસો સાથે ગયો.* જ્યારે મુખી નિશ્ચિત સ્થાને પહોંચ્યો ત્યારે તેણે માણસોને શાંત બેસી રહી જોતાં રહેવાનું કહ્યું. પછી તેણે મંત્ર બોલવાનું શરૂ કર્યું.

આમ તેણે બે દિવસો વિતાવી દીધા. પરંતુ કંઈ જાણવા જેવું બન્યું નહિ. મંત્રોચ્ચારનું કામ પૂર જોસમાં ચાલતું હતું. ત્રીજે દિવસે જ્યારે સાંજ પડી ત્યારે હવામાં કંઈક અસાધારણ જણાયું અને સૂર્યાસ્ત પહેલાં જમીનમાંથી કંઈક નીકળતું જોઈને પ્રેક્ષકો અજબ થઈ ગયા. કંઈક વૃક્ષ જેવી વસ્તુ આકાશમાં ધુમાડાની માફક ઊંચે જવા લાગી. મુખીએ મંત્રોચ્ચાર બંધ કર્યો. અને તલવારધારીઓને ઝાડ પર સતત તલવાર મારવાનો હુકમ કર્યો. તેના કહ્યા પ્રમાણે કરવામાં આવ્યું અને ઝાડમાંથી બે ઈંચ લાંબો કટકો કટકો પડ્યો. દરમિયાન હેતુસિદ્ધિ માટે નજીક ખોદી રાખવામાં આવેલ ખાડો બકરાઓના લોહીથી ભરી દેવામા આવ્યો. લોહી તો વહેળાની માફક વહેતુ હતુ મુખીના હુકમ મુજબ બકરાની કતલ કરવામાં આવી હતી. અને તેને ધાબળા સાથે ખાડામાં નાખવામાં આવ્યા હતા. ઝાડ સીધું આકાશમાં ઊંચે ચાલ્યું ગયું. આગળ કહેલ ઝાડનો બે ઈંચનો ટુકડો મુખીએ લઈ લીધો. તે કટકો માછલીના માંસ જેવો દેખાતો હતો. કોઈ જીવંત વસ્તુની માફક તે કંપતો હતો. મુખીએ તેને કોઈ પણ પ્રકારે શાંત પાડ્યો. અને હવે ખરે ખબતરાનો સમય આવી પહોંચ્યો હતો.

મુખીએ તાલુકદારના માણસો મોકલી ગામમાંથી એક બકરો મંગાવ્યો. પછી તેણે ઝાડનો બે ઈંચનો

ટુકડો તેને ગળે બાંધ્યો અને તલવારધારીઓને એ બકરાને મારી નાખવા માટે તલવાર ચલાવવાનો હુકમ કર્યો. પૂરજોસથી લગભગ પચાસ ઘા મારવામાં આવ્યા. પણ એક પણ અસરકારક નીવડ્યો નહિ. પછી તેણે પોતાના માણસોને બંદૂકનો ઉપયોગ કરવાનું કહ્યું. તે પણ નિષ્ફળ નીવડ્યું. હવે અખતરો પૂરો થયો હતો.

મુખીએ કહ્યું: 'સરકાર! હવે હું તે તમારી ડાબી જાંઘમાં સીવી લઈશ અને તમને કોઈ પણ અસ્ત્ર ઈજા કરી શકશે નહિ.' તરત જ તેના કહેવા પ્રમાણે કરવામાં આવ્યું. પછી તેણે તાલુકદારના પગ પર કંઈ લેપ લગાડ્યો. તેથી કરીને એ કલાકની અંદર કંઈપણ પીડા અગર સોજા વિના ઘા રુઝાઈ ગયો. આ પૂરું થતાં મુખીએ તાલુકદારની રજા લીધી અને તેને ખાતરી આપતાં કહ્યું: 'હવે તમે ફરીથી નવજવાન બની ગયા છો અને કંઈ પણ ભય વિના તમે વાઘનો પણ સામનો કરી શકશો.'

જે લોકો તે તાલુકદારના પરિચયમાં આવ્યા હતા તેઓએ તેના અદ્ભુત બળ તથા સામર્થ્યની સાક્ષી પૂરી છે. તેઓ મુખીના દાવાને મંજૂર રાખે છે અને કહે છે કે તાલુકદાર માત્ર માણસો પર જ સરસાઈ ભોગવતા નહોતા પરંતુ તે જંગલમાં ઘણી વાર વાઘ સાથે એકલા લડતા અને તેમને સહેલાઈથી અંકુશમાં લઈ શકતા હતા.

વાર્તાનો છેલ્લો ભાગ વધારે અદ્ભુત છે. જીવનનાં સો વર્ષ પૂરાં કર્યાં પછી તાલુકદાર જ્યારે મરવા પડ્યા ત્યારે તેણે પોતાના મોટા દીકરાને મૃત્યુ શય્યા પાસે બોલાવ્યો અને મૃત્યુ પછી પોતાની જાંઘ ચીરી જાદુઈ વૃક્ષનો અદ્ભુત ટુકડો શોધી કાઢવાનું કહ્યું. પરંતુ જ્યારે તાલુકદાર મૃત્યુ પામ્યા અને તેની જાંઘ ખોલવામાં આવી ત્યારે આખા પગની કાળજીભરી તપાસ કર્યાં છતાં ક્યાંયે જાદુઈ વૃક્ષનો ટુકડો મળ્યો નહિ. કદાચ તે ઓગળીને લોહી સાથે ભળી ગયો હશે.

## ન માની શકાય તેવા જોડિયા બાળકો

લગભગ ચાલીસ વર્ષો પહેલાં બનેલા આ બનાવને લગતી વાતોની મેં ખાતરી કરી છે અને મારી માતા આ વાત સાચી હોવાનો પુરાવો આપે છે.

શાસ્ત્રીઆર તથા તેનું કુટુંબ લાંબા સમયથી અમારું પાડોશી હતું. તે જૂના વિચારના સનાતની બ્રાહ્મણ હતા. સુખી થવાનાં બધાં સાધનો તેને પ્રાપ્ત થયાં હતાં. આમ છતાં તે દુઃખી હતા. જોકે તેના લગ્ન થયાને વર્ષો વીતી ગયાં હતાં છતાં તેને ત્યાં બાળક અવતરવાનાં કોઈ પણ પ્રકારનાં ચિહ્નો દેખાતાં નહોતાં. પોતાના જેવી દુઃખી અને નિરાશ પત્નીને તે સતત દિલાસો આપતા રહેતા. તેઓએ એક પણ પીપળો પૂજા કર્યા વિનાનો બાકી રાખ્યો નહોતો, એક પણ મંદિરમાં ગયા વિના રહ્યા નહોતા કે એક પણ સંત પુરુષને મળ્યા વગર રહ્યા નહોતાં. આખરે વર્ષોના તલસાટ પછી જાણે ઈશ્વરે તેમની પ્રાર્થનાનો પ્રત્યુત્તર વાળ્યો હોય તેમ શાસ્ત્રીઆરની પત્ની સીતામાને ગર્ભ રહ્યો. આ આતુર યુગલને તેથી અવર્ણનીય આનંદ થયો. તેમાં શાસ્ત્રીઆરે પોતાની ઈચ્છાની પૂર્તિ જોઈ. યુગલે આવતા બાળકની આશાએ ઈશ્વરનો આભાર માન્યો.

મહિનાઓ વીતી ગયા. એક રાત્રે નવા બાળકના રડવાનો અવાજ શાસ્ત્રીઆરના આતુર કાન પર પડ્યો. તે સમયે તેના જેટલું કોઈ સુખી નહોતું. પોતાના લોહી તથા માંસમાંથી ઉત્પન્ન થયેલ નાના બાળકને જ્યારે તેણે જોયું ત્યારે તેની આંખમાં ચળકાટ હતો.

આનંદ અને આશાપૂર્તિ તથા સ્વપ્નસિદ્ધિના આ સમયે એક બીજી લાગણીનો ઉદ્ભવ થયો. તે લાગણી નરદમ ભયની હતી. શયનગૃહમાં ખાટલાના પાયા પાસે લગભગ આઠ ઈંચનો એક સર્પ જોવામાં આવ્યો. સીતામાએ ચીસ પાડી. શાસ્ત્રીઆરની આગેવાની હેઠળ ઘરના માણસો દોડી જતાં તેઓએ જોયું કે એ નાનો સર્પ ખાટલા પાસે ધીમે ધીમે સરકતો હતો. સર્પની હાજરી તેમને ભયરૂપ થઈ પડી.

કેટલાકે બૂમ પાડી કહ્યું: 'તેને મારી નાખો, વીંધી નાખો. તેને જીવતો જવા દેશો નહિ.' પણ શાસ્ત્રીઆરના શાંત અવાજનો વિજય થયો: 'જુઓ, આજે આપણા માટે ખુશાલીનો દિવસ છે. આપણે આપણા બાળકનું ભલું ઈચ્છવું જોઈએ. એ બાળ- સર્પને ઈજા ન કરતા કેમકે તેમ કરવાથી કદાચ આપણા બાળક પર આફત ઊતરે. સર્પ પણ આપણું બાળક છે. તેને મારી નાખીને આ પ્રસંગ ઊજવવાની તમારી કોઈની ઈચ્છા ન હોય.' લાગણીથી બોલાયેલ તેના આ શબ્દોએ અસર કરી અને વહેમી બનેલા

લોકો એ નાના સર્પના જીવનનો અંત લાવતા અટકી ગયા. શાસ્ત્રીઆર યુક્તિથી સર્પ નજીક ગયા અને તેણે લોકોને પાછા જવાની આજ્ઞા કરી. પછી તેણે એક મોટો થાળ લઈ સર્પને જરા પણ ઈજા કર્યા વિના તેની આસપાસ મૂકી દીધો. ત્યાર પછી તરત જ તેને વાડામાં લઈ જઈ છૂટો મૂકી દેવામાં આવ્યો.

શાસ્ત્રીઆરના ઘરમાં બાળકના આગમનથી આનંદનું વાતાવરણ છવાઈ રહ્યું હતું. તેમનો બાળક ગોપી ચારે બાજુ હાસ્ય તથા ઉલ્લાસ ફેલાવી રહ્યો હતો. દિનપ્રતિદિન તે મોટો થતો જતો હતો. નાની નાની પગલીઓ ભરીને તે માતપિતાને આનંદ આપતો અને તોફાન કરીને તેમને ચિંતામાં પણ નાખી દેતો હતો.

પ્રેમાળ વાતાવરણમાં જ્યારે બાળક સુખેથી ઊછરતો હતો ત્યારે વાડામાં ફેંકી દીધેલ તથા લાંબા સમયથી ભુલાઈ ગયેલ નાનો સર્પ પણ મોટો થતો જતો હતો. શાસ્ત્રીઆર સનાતની તથા વહેમી હોવાથી તેણે આ સંજોગોને હિતકારી દૃષ્ટિથી જોયા. અને પત્નીના ભયને શાંત કર્યો. તેણે હુકમ કર્યો કે જ્યારે જ્યારે સર્પ ઘરમાં આવે ત્યારે તેને દૂધનો પ્યાલો પાવો. તેણે દલીલ કરી કે તેથી સર્પ રાજી રહેશે. આપણા ગોપીને કંઈ ઈજા નહિ થાય તેવો મને વિશ્વાસ છે. સીતામાએ પતિની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કર્યું.

એમ બન્યું કે પેલા સર્પને મૈત્રીભર્યા વાતાવરણમાં રાખવામાં આવ્યો હતો. પોતાના જોડિયા ભાઈની ઝાંખી કરવા તે કોઈવાર આસપાસ ફરતો. પણ તે વખતે તે જરા પણ અવાજ ન કરતો અને થોડી વાર રહીને ધીમેથી ચાલ્યો જતો. ઘણી વખત તે પારણા પાસે જઈને સૂતેલા બાળક પર પોતાની ફેણ પ્રસરાવતો. ત્યારે ગોપીની માતા તો નિર્ભયપણે ટાંચકા નાખ્યા કરતી પણ જો કોઈ પણ અજાણ્યો માણસ આવી ચડતો તો સર્પ જેવી શાંતિથી આવતો તેવી શાંતિથી ચાલ્યો જતો. લોકો ધારતા હતા કે સર્પ અને ગોપી વચ્ચે કોઈ આધ્યાત્મિક સંબંધ હોવો જોઈએ.

રમતગમતમાં ગોપીનાં સાત વર્ષો વીતી ગયાં. હવે તેના પિતાને લાગ્યું કે ઉપનયન-સંસ્કાર કરવાનો સમય આવી ગયો છે. સમારંભને માટે શાસ્ત્રીઆરે બધી તૈયારી કરી. સગાંવહાલાંઓને આમંત્રણો મોકલ્યાં. શાસ્ત્રીઆરના સામાજિક મોભા પ્રમાણે ઉપનયન-વિધિનો ભવ્ય સમારંભ ઊજવવાનો હતો.

શાસ્ત્રીઆરના ઘરમાં આનંદ છવાઈ રહ્યો હતો. સુંદર રીતે શણગારેલ ઘરમાંથી વેદોના મંત્રોચ્ચાર થઈ રહ્યા હતા. ગોપીને આશીર્વાદ આપવા માટે નજીક અને દૂરથી સગાંઓ આવ્યાં હતાં. બ્રાહ્મણો પણ મોટેથી મંત્રોચ્ચાર કરતા હતા અને શુભેચ્છાનો વરસાદ વરસાવતા હતા. કેસરી કિનારવાળું પીતાંબર પહેરીને ગોપી બાજોઠ પર બેઠો હતો. તેની પાસે પવિત્ર અગ્નિ સળગી રહ્યો હતો. તે ગોરની સૂચનાઓનો અમલ કરતો હતો.

ગોપીને પહેરવા માટે જનોઈ આપવામાં આવી બધાએ તેને આશીર્વાદ આપ્યા. આજે તે જાણે કોઈ નવા તેજથી પ્રકાશી રહ્યો હતો. ઘરની બહાર બેન્ડ વાગતું હતું શાસ્ત્રીઆરના માણસો પાન-સોપારી ઈત્યાદિ ફેરવી રહ્યા હતા.

શાસ્ત્રીઆરના ઘરના રસોડામાં ધમાલ મચી રહી હતી. ખૂબ ઠાઠપૂર્વક ભોજનની તૈયારી ચાલી રહી હતી. જ્યાં તમે નજર નાખો ત્યાં મોઢામાં પાણી આવે તેવી વસ્તુઓ દેખાતી હતી. શ...શ... ત્યાં નજર તો નાખો. કોઈનું ધ્યાન ન પડે તેવી રીતે સર્પે દમામથી રસોડામાં પ્રવેશ કર્યો. તે ચૂલા પાસે જઈને ગૂંચળું વળીને બેસી ગયો. તેણે આસપાસના દૃશ્ય તરફ નજર નાખી. દૂધપાક કરવા માટે પંદર-વીસ શેરના વાસણમાં દૂધ ઊકળતું હતું.

દૂધ ઉફાળે આવી જતાં રસોયો ચૂલા પાસે આવ્યો અને વાસણને ચૂલા પરથી ઉતારી નાખી નીચે મૂક્યું. તે વખતે વાસણ નીચેથી કોઈએ કદી પણ ન સાંભળેલ એવો ભયંકર સિસકારો નીકળ્યો. ત્યાં તો ગોપી અચાનક રસોડા તરફ દોડ્યો. તેણે પણ ચીસ પાડી. શૂન્ય દૃષ્ટિએ ઉપર નજર નાખી એકદમ ફિક્કો થઈ ગયો અને બેભાન થઈને તે જમીન પર પડ્યો.

ઘરમાં અવ્યવસ્થા થઈ રહી! આવા અચાનક બનેલા બનાવથી ત્યાં એકઠા થયેલ સર્વ માણસો દિગ્મૂઢ બની ગયા. ગોપીને ભાનમાં લાવવા બનતા પ્રયત્ન કરવામાં આવ્યા પણ તે નકામાં નીવડ્યા.

બન્ને તેજસ્વી આત્માનો યોગ બીજે કોઈ સ્થળે સધાયો ને આ કરુણ ચિત્ર પર પડદો પડ્યો.

પોતાના એકના એક વહાલા પુત્રના મૃત્યુથી શાસ્ત્રીઆર તથા તેની પત્નીને ખૂબ જ લાગી આવ્યું તેમના જીવનનું તેજ અચાનક અદૃશ્ય થઈ ગયું હતું.

એક રાત્રે ચાઓઆરને સ્વપ્નમાં તેના મૃત્યુ પામેલ પુત્રનું દર્શન થયું. તે કહેતો હતોઃ 'બાપુજી ! રડો નહિ. રસોઇયાઓએ અજાણતાં મારા ભાઈ સર્પને મારી નાખ્યો. તેના મૃત્યુ સાથે મારો પણ અંત આવ્યો. તમે મને ફરીથી મેળવી શકશો. તમારા ભાવિ બાળકને અનંત, નાગ, અથવા શેષનું નામ આપવાથી મારા સર્પ-ભાઈના આત્માને શાંતિ થશે.' સ્વપ્નથી આ યુગલને આશ્વાસન મળ્યું.

ફરીથી તેમને ત્યાં પુત્રનો જન્મ થયો. તેઓએ તેનું નામ નાગરાજ પાડ્યું.

## જાદુઈ બત્તી

નીચેની વાત મને એક બહુ આબરૂદાર કાનડી ખ્રિસ્તિબાઈએ જણાવી છે. આ વાતમાં જે યુવકનો ઉલ્લેખ આવે છે તે તેનો ભત્રીજો થાય છે. આ વાતની સત્યતા માટે મને તે બાઈમાં પૂરેપૂરો વિશ્વાસ તથા શ્રદ્ધા છે.

મલબારમાં પાલઘાટની સરહદ પર, બીજાં ઘરોથી સહેજ દૂર નાના ઘરમાં એક યુવાન યુગલ રહેતું હતું. યુવાન પોતાના ઘરથી દશ મિનિટના રસ્તા પર આવેલ એક ઑફિસમાં કારકુન હતો. સ્રીને નજીકના સમયમાં સુવાવડ આવવાની હતી.

એક દિવસ જ્યારે પોતે ઑફિસે-નોકરી પર ગયો હતો ત્યારે ત્રણ બંગડી વેચનારા તેને ઘેર આવી પોતાનો માલ બતાવવા લાગ્યા. આ બંગડીઓની વિવિધતા તથા અસામાન્યતા જોઈને યુવતી મોહિત થઈ ગઈ અને તેમાંથી મોટા ભાગની બંગડીઓ તેણે પસંદ કરી. તે બંગડીઓની કિંમત એટલી ઓછી માગવામાં આવી કે યુવતી તો ખુશ ખુશ થઈ ગઈ. પાછળથી જ્યારે તેણે આખા બનાવ પર વિચાર કર્યો ત્યારે તેને જણાયું કે બંગડી વેચનારાઓ દેખાતા હતા તેવા નહોતા. 'સામાન્ય બંગડી વેચનાર આવતાં પહેલાં મહિનાઓ વીતી જાય છે. કેમકે તેને ઘણી જગ્યાએ જવાનું હોય છે. ત્યારે પણ તેને બહુ થોડો સમય મળે છે ત્યારે દેખીતા શ્રીમંત ત્રણ બંગડીવાળા ક્યાંથી ફૂટી નીકળ્યા ?' તેને આ વિચિત્ર લાગ્યું હતું ઉપરાંત આ અધૂરું હોય તેમ આવી વિરલ વસ્તુ માટે માગવામાં આવતી કિંમત ઘણી જ ઓછી હતી. તેથી તેના મનમાં બીક આવ્યું એટલે તેણે નોકરડી સાથે તેના પતિ પર ચિઠ્ઠી લખી મોકલી કે એકદમ ઘેર આવો. સ્રી-સ્વભાવ મુજબ તેણે તેમાં કંઈ કારણ દર્શાવ્યું નહોતું.

પતિ જાણતો હતો કે સુવાવડ આવવાને હજુ એકાદ મહિનાની વાર હતી. છતાં સુવાવડનું કંઈ કહેવાય નહિ. એટલે તેણે રજાની માગણી કરી. રજાની ના પાડવામાં આવતાં તેણે રાજીનામું આપ્યું અને તે ઘેર જવા ચાલી નીકળ્યો. આ સમય દરમિયાન, પતિને બોલાવવાના પોતાના અવિચારી પગલા માટે પત્નીને પશ્ચાતાપ થતાં, પતિ આવે એટલે તેને બારણેથી જ પાછો મોકલવાનો તેણે યત્ન કર્યો. પતિએ હસીને કહ્યું કે હું તો નોકરી છોડીને આવ્યો છું. તે ઘેર જ રહ્યો.

રાત પડી. પતિ અને પત્ની બન્ને આનંદથી સૂતાં ગયાં અને સારી રીતે ઊંઘ્યાં. રાત્રિના લગભગ આઠ વાગ્યા હતા એક કલાક પછી કારકુનનો શેઠ—જે એક આયરિશ હતો—પોતાના બે શિકારી કૂતરાઓ તથા કારકુનના ઘરનો રસ્તો બતાવવા બે મલાયલી પટાવાળા સાથે નીકળ્યો. તેને આ લાંક યુવાન કારકુન પ્રત્યે લાગણી હતી અને જે રીતે તે ચાલ્યો ગયો તેના પર તેણે આખો દિવસ વિચાર કર્યો હતો. વળી આવી વર્તણૂકનું કારણ જાણવાની તેને જિજ્ઞાસા હતી. તેને થયું કે જરૂર એ યુવક કંઈક મુશ્કેલીમાં હોવો જોઈએ. અને તેથી તેને મદદરૂપ થવા વિચાર કર્યો. આથી ભોજન કર્યા પછી પોતાના ફરવાનો રસ્તો તેણે આજે બદલાવ્યો અને એ જ વખતે તેણે કારકુનને મળવાનું નક્કી કર્યું. વળતાં કંઈ શિકાર મેળવવાના આશયથી તેણે સાથે બંદૂક તથા ટોર્ચ રાખી લીધાં હતાં.

જ્યારે આ આખી મંડળી પેલા યુવાન કારકુનના ઘર પાસે પહોંચી ત્યારે તેઓએ ઘરની આસપાસ એક નાની બત્તીને ફરતી જોઈ. તેણે ઘરને ત્રણ ફેરા માર્યા અને પછી આગલા બારણા પાસે તે સ્થિર થઈ ગઈ. પહેલાં તો જે ઊંચાઈએ બત્તી ફરતી હતી તે જોઈને આયરિશને નવાઈ લાગી. જમીનથી લગભગ દશ ફૂટ ઊંચે બત્તી કોણ પકડી રાખતું હશે તે જોવાને તેણે અંધારામાં પોતાનાથી બની શકે તેટલી આંખો ખેંચી, પરંતુ કંઈ ન જોતાં તેણે તેના પર ટોર્ચનો પ્રકાશ ફેંક્યો. બત્તીને પકડીને કોઈ ઊભું નહોતું. ઘરની

એક દીવાલની સામે બસી સ્પષ્ટ દેખાતી હતી, પણ તેને હસાને આધાર નહોતો.

આયરિશ શેઠે પોતાના કારકુનના નામની બૂમ પાડી, પરંતુ કંઈ જવાબ ન મળતાં તે પટાવાળાઓ સાથે શયનગૃહની બારી પાસે ગયો. તેણે જોયું કે કારકુન અંદર ઘસઘસાટ ઊંઘી રહ્યો છે. તેને જગાડવાના પ્રયત્ન નિષ્ફળ ગયા. તેની પત્ની બાજુમાં સતી નહોતી પરંતુ તેના સ્થાને તેની સાડી પડી હતી. શું કરવું તે વિચારમાં તે પાછો ફરતો હતો ત્યાં તેના એક પટાવાળાએ હિંમત કરીને કહ્યું કે લોકોને ઘસઆવી તેમના ઘરથી દૂર લઈ જવા માટે સળગતી બત્તી એક રીત છે. આયરિશ શેઠને ખાલી પથારીનું સ્મરણ થયું અને જે બારણા પાસે તેણે બત્તી જોઈ હતી ત્યાં તે ગયો. ત્યાં બત્તી નહોતી. પણ આગળનું બારણું ઉઘાડું હતું. આસપાસ નજર નાખતાં એક પટાવાળાએ જંગલના રસ્તામાં લગભગ પચાસ વાર દૂર બત્તીને ચાલતી જોઈ અને તે વાંક લેવાની તૈયારીમાં હતી. ફરીથી એક વખત ટોર્ચનો ઉપયોગ કરવામાં આવ્યો. પરંતુ બત્તી ઝાલનાર કોઈ ન દેખાયું. બત્તીની પાછળ દશ વાર પર એક વિચિત્ર આકૃતિ–સુંદર યુવાન સ્ત્રી, તદ્દન નગ્નાવસ્થામાં અને દેખીતી રીતે ભારે પેટે ફરતી હતી. ત્રણે જણ સત્વર સ્ત્રીની પાછળ નીકળી પડ્યા. આયરિશ શેઠે પટાવાળાઓને બને તેટલો ઓછો અવાજ કરવાનું કહ્યું. પાછળ કૂતરા આવે છે કે કેમ તે જોતાં જણાયું કે તેઓ સદંતર અદૃશ્ય થઇ ગયા છે.

થોડી મિનિટ ચાલ્યા પછી સ્ત્રી સીધા રસ્તા પર આવી. ત્યાં તેના પર અગ્નિનો થોડો પ્રકાશ પડ્યો. તેની આંખો બંધ દેખાતી હતી. જમીન પરના ઢોળાવને અંગે થોડા સમય માટે પાછળ જનારાઓની નજરથી



તે દૃશ્ય દેખાતું બંધ પડ્યું. પાછળથી જ્યારે તેઓએ તે જોયું ત્યારે સ્ત્રી જરા ઊંચાણ પર પીઝર થતી હતી. ત્રણ ભયંકર આકૃતિઓ તેના પર નીચી નમી હતી. સ્ત્રી ઉપર બત્તી તે જ ઊંચાઈએ–દશ ફૂટ ઊંચે અત્યારે પણ રહેલી હતી.

આયરિશ શેઠ અને તેના પટાવાળાઓ સીધા રસ્તા પર જઈને પેલી ત્રણ આકૃતિ પાછળ દોડ્યા જાદુગરોને કંઈ પણ ક્રિયા અજમાવ્યા–વિના ત્યાંથી નાસી જવું પડ્યું. આયરિશ શેઠે પોતાની બંદૂક વડે એકને પાડી નાખ્યો અને બીજાની પાછળ દોડ્યો. થોડી વાર પછી તેઓ બેને પકડીને સીધા રસ્તા પર પાછા લાવ્યા. મલાયલી પટાવાળાઓએ ધોતિયાં વડે બાઈને ઢાંકી દીધી અને તેને ઘેર લઈગયા–શેઠ બે કેદીઓ સાથે તેની પાછળ જતા હતા. સ્ત્રીને તેના પતિ પાસે સુવડાવવામાં આવી. પેલાં ધોતિયાં લઈ લેવામાં આવ્યાં અને તેના પર સાડી ઓઢાડવામાં આવી.

કમ્પાઉન્ડની બહાર ઘણી સમજાવટ પછી બને લફંગાઓએ સુમલપરથી ઊંઘનું જાદુ દૂર કરવાની હા પાડી. જ્યારે તેમ થયું ત્યારે ઓરડાની અંદર અવાજ સંભળાવવા લાગ્યા. આયરિશ કારકુનને બૂમ મારી ઘરમાં ગયો. હોલમાં ખુરશી પર બેસીને તેણે રાત્રિના બનાવનું વર્ણન કર્યું. જ્યારે તેઓ જે સ્થળે પટાવાળાઓને કેદીઓને સોંપીને આવ્યા હતા તે સ્થળે આવ્યા ત્યારે તેઓએ પટાવાળાઓને જોયા પરંતુ જાદુગરોનો પત્તો નહોતો. તેઓ પટાવાળાઓને પછાડીને અદૃશ્ય થઇ ગયા હતા

જંગલના સપાટ રસ્તા પર જાદુગરોનાં નામ નિશાન નહોતાં–જેને ગોળી લાગી હતી તે માણસનો પણ પત્તો નહોતો ! થોડા સળગતા અંગારા, એક બાજુ બળી ગયેલ જાડા દોરડાનો નાનો ટુકડો, આખું દોરડું ચરબી અથવા તેલથી ચીકણું થઇ ગયેલ–આ બધી વસ્તુઓ બતાવતી હતી કે આ માત્ર સ્વપ્ન નહોતું.

સ્ત્રીને તો માત્ર એટલું જ યાદ હતું કે રાત્રિએ તે ભયાનક જાગી ઊઠતાં પોતે તદ્દન નગ્ન હતી અને તેથી ઝપાટાભેર કપડાં પહેરીને ફરીથી સૂઈ ગઈ હતી. બીજા બનાવોથી તે તદ્દન અજ્ઞાત હતી. આ વસ્તુ કદાચ તેના માટે શ્રેયસ્કર હોય.

# હોડી કે ઘોડી?

લેખક

રસનિધિ

[ હોડી અને ઘોડી બન્ને વાહન છે. અને તે બન્ને વડે રોમાંચ ખડાં થઈ જાય તેવાં પરાક્રમો થયાં છે. અગાધ ઉત્તુંગ સાગરતરંગો પર હોડી હીંચકા ખાતી હિંમતભર વિસ્તરતા દેશપરદેશનો પરિચય કરાવે છે. પારદેશની લક્ષ્મી વહી લાવે છે. હોડીનાં યુદ્ધો કલ્પનાને પણ સ્થગિત કરી દે તેવાં હોય છે. ઘોડીનાં પરાક્રમો પણ કાંઈ ઓછાં રોમાંચક નથી તે હણહણતી, થનગનતી, ફાળ ભરતી દુશ્મનોના હળકટક તરફ જ્યારે ધસે ત્યારે ધરતી ધ્રુજાવે છે. અરિદળોનાં હૈયાં કંપાવે છે. મહાયુદ્ધોમાં દુશ્મનના દળમાં પેસી જઈ ભયંકર ઉલ્કાપાત મચાવી તેના માલિકને સહીસલામત પરે પાછો લાવે છે હોડી અને ઘોડી એ બેમાં ઉત્તમ શું? એની ચર્ચા આ સ્થળે હોવાનો સંભવ પ્રથમ દષ્ટિને થાય, અગર કોઈ પરીકથા, જેમાં કોઈ પરી રાજકુમારને અકલ્પ્ય-અમોઘ પરાક્રમ માટે બેમાંથી શું આપે? એમ પૂછતી હોય તેવી વસ્તુસંકલનાવાળી આ વાત હોય એવું પણ અનુમાન વાંચનાર કરે તો તે અસ્વાભાવિક નથી

પરંતુ કાગળની હોડીને સમુદ્રના જળ સાથે અને ઘોડીને ધરતીના તળની સાથે નિસ્બત છે મગર તે બન્નેથી નિરાળી આ હોડી અને ઘોડી મારી માનસી સુષ્ટિના છે. તેવા કોઈએ જોયા હોય કે જુએ તો તે આ જ છે કે હતાં તેમ કોઈએ માની લેવું મિથ્યા છે. ]

હ. જા. નં. ૧૦૫

મે. આ. વ. સા. હજૂરમાં

સલામ દીગર અર્જ તર્ફે આ. વહી ની પ્રણામપૂર્વક વિનંતિ કરવાની કે ફા. નં. ૭ના હરમારી ખાતાદાર કણબી કેશવ રામજીએ તેના ખાતાની જમીનના સ. નં ૧૦ માં વાડ ચોપવા માટે નિભારણ તરીકે રૂ ૧૫૦) અંકે દોઢસો રૂા. મળવા માટે અરજ કરેલ છે. તે બાબતમાં તેના ખાતાની નકલ, પટેલ તથા પંચનો જવાબ, કબૂલત, હાંગી ખત વગેરે કાગળો પેટામાં છે. અરજદાર પાસે ખાતાની રકમ કાંઈ બાકી લેણી નથી. તેમ જ તગાવીનું પણ કાંઈ લેણું નથી. તગાવીના હેડે આ મહાલે રૂ ૨૦૦૦) ફાળવવામાં આવ્યા છે તેમાં આ રકમનો સમાસ છે. તો અરજદારના માગવા મુજબની તગાવીની રકમની મંજૂરી ફરમાવવા મહેરબાની કરશો તા ૧૫-૫-૧૯

અ. પ્ર. અ.

અ. આ. નં. ૨૨૦

જવાબમાં લખવાનું કે

અરજદાર શેરડીનું બી કોની પાસેથી લેવાનો છે! અને જેની પાસેથી તે નિભારણ લેવાનો હોય તેની પાસે તગાવીનું કાંઈ લેણું છે કે કેમ? તે લખી મોકલાવશો તા. ૨૫-૫-૧૯

આ વ. અ.

હ. આ નં. ૧૧૨૩

ઉત્તરમાં નમ્રતાપૂર્વક વિનતિ કે

આ બાબતમાં તજવીજ કરાવતાં અરજદાર મજ-જાહેર થાય છે ગોપાળ જાદવ પાસે રૂ ૧૦૦) તગાવીના લેણા છે. જે આ રકમમાંથી વસૂલ આવી જશે. તે આપ સાહેબને વિદિત થાય તા. ૩૦-૫-૧૯

પ. પ્ર. અ.

અ. આ. નં. ૩૧૦

જવાબમાં લખવાનું કે

આ તુમાર જે પાકીટમાં આવેલ છે તે પાકીટ ઉપર બે નંબર ચડાવેલ છે. જ્યારે આ એક જ તુમાર તેમાંથી નીકળેલ છે. તો બાકીનો નં. ૪૯ નો તુમાર શી બાબતનો છે અને તે કોની ગફલતથી અહીં આવવા પામ્યો નથી તે બાબે કામ કરનારનો ખુલાસો મેળવી લખી મોકલશો. તા. ૧૦-૬-૧૯

આ. વ. અ.

હ. આ. નં. ૬૧૭૫

ઉત્તરમાં પ્રણામ દીગર વિનતિ કે

નં. ૪૯ નો તુમાર નદીમાં પૂર આવતાં હોડી* તણાઈ જતાં તે બાબતની હકીકત મે. વ. જા. સા. હજૂર હકીકત જાહેર કરેલી તે બાબેનો છે. કામ કરનારની ભૂલથી પાકીટ ઉપર નંબર લખવામાં આવ્યો હોય તેમ જણાય છે. તે આપ સાહેબને રોશન થાય.

વ. પ્ર અ.

અ આ. નં. ૬૫૦

જવાબમાં લખવાનું કે

અત્યારના અસાધારણ સમયમાં કાંઈ ગાડું પડતી

* 'ઘોડી' લખ્યું હોય કે 'હોડી' લખ્યું હોય, અમે તે

હકીકત જણાય તો તે જાહેર કરવા માટે ફરમાન છે. એટમે તે હોડી કોની હતી ? તેમાં કેટલા માણસો હતા ? હોડી ડુબી જતાં શું નુકસાની થવા પામી વગેરે બાબતમાં ઘટતી તજવીજ કરી વેગાસર આ નીચે લખી મોકલાવશો તા. ૨-૭-૧૯

આ. વ. મ.

તા. ૬

જે કારકુને નંબર લખવામાં કસર કરી હોય તેનો આપના અધિકારથી યોગ્ય દંડ કરી લખી મોકલાવશો કે ભવિષ્યમાં આવા મુદતબધી જરૂરી તુમારે સવાલજવાબમાં લંબાણ થાય નહીં. તા. સદર

આ. વ. મ

હ. આ. નં. ૧૨૨૦

આજમ મહેરબાન મ. વ. સા. તરફ

સલામ સાથે લખવાનું કે આપના મહાલના કા. જગમોહન વિશ્વનાથે પાકીટ ઉપર નંબર લખવામાં ભૂલ કરેલી હતી તેમ રજિસ્ટર જોતાં જણાય છે. તેથી તેનો રૂ. ૦-૨-૦ દંડ કરવામાં આવે છે તેની બદલી આપ સાહેબના મહાલમાં થઈ છે તો દંડની રકમ વસુલ કરાવી લખી મોકલાવશો. તા. ૧૦-૭-૧૯

વ મ આ.

વ. આ. નં. ૭૦૧

ઉત્તરમાં સલામ સાથે લખવા હાસલ કે

કા. જગમોહન વિશ્વનાથનો જવાબ પેટામાં છે. તેમાં ભૂલ પોતાની થઈ નથી પણ કા. શાંતિલાલ અમૃતલાલની ભૂલ હોવાનું તે જણાવે છે. તે આપ સાહેબને રોશન થતાં દંડની રકમ કા. મજકૂર પાસેથી વસુલ કરવાની હોય તો મુજબ મેથી લખી મોકલાવશો કે દંડની રકમ કા. મજકૂર પાસેથી વસુલ કરી મોકલવા યોગ્ય થઈ શકે તા ૧૮-૭-૧૯

વ. મ. આ.

હ. આ. નં. ૧૨૯૯

મે. આ. વ. સા. ની હજૂરમાં

સલામ ઢીગર વિનતિ કરવાની કે આપ સાહેબના ફરમાન અનુસાર તજવીજ કરાવતા મે. બ. વ. સા. પર પ્રમાણે હકીકત જાહેર કરે છે તેથી આપ સાહેબને રોશન થશો.

સ્વાર પોતાની ઘોડી કે જેને માટે તેણે લોન લીધી છે તે પોતાની ઘોડી તણાઈ ગયાનું જાહેર કરે છે. જ્યારે કેટલાક હોડી તણાઈ ગયાનું જાહેર કર છે. તો આ બાબતમાં શી રીતે કરવાનું છે તે બાબે મરજી અન્વય હુકમ ફરમાવવા મેરબાની કરશો. તા. ૨૭-૭-૧૯

વ. મ. આ.

મ. આ. નં. ૪૦૯

જવાબમાં લખવાનું કે

અહીંના નં. ૩૫૦ તા. ૨-૭-૧૯ ના હુકમ મુજબ અમલ કરી લખી મોકલાવશો. તા. ૫-૮-૧૯

આ. વ મ.

હ આ. નં. ૧૩૪૦

આજમ મહેરબાન ક. વ. સા. તરફ

સલામ ઢીગર લખવા હાસલ કે ઉપરના હુકમથી આપ સાહેબના જાણવામાં આવતાં આપ સાહેબના મહાલના કોઈ ગામે હોડી તણાઈ આવેલ હશે તો તજવીજ કરી લખાવી મોકલાવવા મે કરશો તા ૧૭-૮-૧૯

વ મ. આ.

વ. આ. નં. ૪૭૪

મે. વ. અ. સા. ની હજૂરમાં

નમ્રતાપૂર્વક પ્રણામ સાથે વિનતિ કરવાની કે બે વર્ષ પહેલાં નિકોલીયા ગામની સીમમાં નદીને કાંઠે એક હોડી તણાઈ આવેલી તે બાબતમાં હકીકત નહીં જાહેર કરવાના કારણસર પટેલ ઓઘડ પેથાનો રૂા. ૨૦ દંડ અમારા અધિકારથી કરવામાં આવ્યો હતો. જે પૈકી રૂા ૧૫) હક વસુલ આપેલ છે. તે રૂા. પા ૪૫ તા. ૧૭-૧૦-૧૯ મે જમા કરવામાં આવ્યો છે. પરંતુ આ બાબતમાં આપ સા. હજૂર અપિલ થતાં તેમાં રૂા. ૧૫) હક માફ કરી રૂા ૨૫) દંડ કાયમ રાખવામાં આવ્યો છે. તે મુજબ પોતે ભરેલ અને પાછળથી માફ થયેલ રૂા ૧૫) પાછા મળવા પટેલ મજકૂર અરજ કરે છે. એટલે રૂા. ૧૫) રીફંડને હેડે લખી આસામી મજકૂરને પહોચ લઈ ચુકાવી આપવાની મંજૂરી ફરમાવવા મે. કરશો. રીફંડ અર્થને હેડે તેટલી રકમનો સમાસ છે તે આપ સાહેબને નિગાહ રોશન થાય.

સદરહુ મંજૂરી હાસલ થઈ આવ્યે કાયમ રહેલ દંડના રૂા વસુલ કરવા ઘટતું કરવામાં આવશે. તેમજ હોડીના લાકડાં મે. તરી વહીવટદારે કબજે લઈ હરરાજ કરી તે ખાતાની ઉપજમાં લીધેલ છે. ખરી

# રાક્ષસ-કુંવરી

વર્ધમાન નામનું એક મોટું શહેર ને એ શહેરનો વીરભુજ રાજા. વીરભુજ રાજાને એક સો રાણીઓ. તેમાં સહુથી નાની રાણીનું નામ ગુણવરા. ગુણવરા જેવી રૂપાળી, તેવી જ ડાહી. રાજાને એના ઉપર બહુ જ હેત. રાજા ગુણવરા રાણીને જ મહેલે જાય, બીજી કોઈ રાણીને મહેલે ન જાય. ગુણવરા કહે એવું જ રાજા કરે, બીજી કોઈ રાણીનું બોલ્યું કાન ઉપર પણ નો ધરે. એટલે બીજી રાણીઓ ગુણવરા ઉપર ખૂબ જ ખાર રાખે. એ તો એવી બળે કે ન પૂછો વાત.

વીરભુજ રાજાને બધી વાતે સુખ, પણ એક શેર માટીની ખોટ. ભગવાને બધું દીધું, પણ એક દીકરો ન દીધો. સો સો રાણીએ રાજાને વાંઝિયામેણું રહ્યું. રાજા તો પથ્થર એટલા દેવ કરીને પૂજે છે, તપ કરે છે, તીરથ કરે છે, બાધા આખડી રાખે છે, તોય રાજાને ઘેર એ વાતની ખોટ રહી ગઈ છે, તે પુરાતી નથી.

એમ કરતાં કરતાં એક દિવસ એક વૈદ મળી આવ્યો. વૈદ કહે: 'દીકરો દીકરો શું કરો છો? કહો એટલા દીકરા આપું.'

રાજા કહે: 'તો તો ભાઈ, તું દેવ કરતાં મોટો.'

વૈદ કહે: 'એક જંગલી બકરો પકડી મગાવો.'

રાજાએ જંગલમાં માણસો મોકલ્યા. ચારેકોર શોધ કરીને તેઓ એક મોટો તગડો બકરો પકડી લાવ્યા.

વૈદરાજે બકરાનું માંસ રંધાવીને તેનો રસ તૈયાર કરાવ્યો. પછી બધી રાણીઓને ભેગી કરી. બધી રાણીઓ ઉતાવળે ઉતાવળે આવી પહોંચી. એક ગુણવરા રાજાની સાથે પૂજા કરવા ગયેલી તે ન આવી. વૈદરાજે તો બધો રસ રાણીઓને વહેંચી દીધો.

રાજા પૂજા કરીને આવ્યો ને વૈદરાજને પૂછવા લાગ્યો. 'ગુણવરા માટેનો રસ ક્યાં?'

વૈદ કહે: 'રસ તો રાણીઓને વહેંચી દીધો.'

એ સાંભળી રાજા ખૂબ ગુસ્સે થયો. 'કોઈને માટે નહિ ને ગુણવરા માટે જ રસ ન રાખ્યો?'

વૈદ કહે: 'એમાં ગુસ્સે શું કામ થાઓ છો, મહારાજ? ગુણવરા રાણી માટે આવો યે સરસ રસ બનાવી આપું.'

વૈદે રસોયાને બોલાવી પૂછ્યું: 'બકરાના માંસમાંથી કાંઈ કરતાં કાંઈ વધ્યું છે?'

રસોયો કહે: 'એકલાં શીંગડાં વધ્યાં છે.'

વૈદ કહે: 'એ શીંગડાં લાવ. શીંગડામાંથી તો સરસ રસ બને.'

વૈદે શીંગડામાંથી રસ તૈયાર કરી ગુણવરા રાણીને આપ્યો.

રાણીઓને પૂરા દિવસે પુત્રનો પ્રસવ થયો. કાંઈ ન હતું ત્યાં એકી સાથે સો સો પારણાં બંધાણાં. એમ ભગવાને રાજા ઉપર મીઠી નજર કરી ને એની શેર માટીની ખોટ પૂરી કરી.

ગુણવરાનો કુમાર શીંગડાના રસથી થયો, એટલે એનું નામ રાખ્યું શૃંગભુજકુમાર.

કુંવરો તો દિવસે ન વધે એટલા રાતે વધે, ને રાતે ન વધે એટલા દિવસે વધે. રાજાએ કુંવરો માટે સરસ રૂપાની નિશાળ બંધાવી. મોટા મોટા પંડ્યા રાખ્યા. કુંવરો ભણીગણીને પાવરધા થવા માંડ્યા.

બધા ય કુંવરોમાં શૃંગભુજકુમારનું તેજ નોખું તરી આવે. એ તો એક પાઠ પૂછે ત્યાં બે પાઠ કહી બતાવે. ભણવામાં પહેલો ને રમવામાં યે પહેલો. રાજા-પ્રજા બધાનું એના ઉપર હેત ઢોળાઈ જાય. એ તો બધાને વહાલો વહાલો હિમ જેવો લાગે.

મોટી રાણીઓને ગુણવંતી રાણી ઉપર આમે ય ખાર. એમાં નાના કુંવરનાં માનપાન વધ્યાં ને પોતાના કુંવરો અળખામણા રહ્યા, એટલે એમની અદેખાઈનો પાર રહ્યો નહિ. બધી ય ભેગી મળીને વિચાર કરે કે કેમે કરીને નાની રાણી ને એના કુંવરનો કાંટો નીકળી જાય. વિચાર કરતાં કરતાં એમણે નક્કી કર્યું કે નાની રાણી ઉપર આળ ઓઢાડવું ને એમ એનું કાસળ કાઢી નાખવું.

એક દિવસ રાજા એક મોટી રાણીને મહેલે ગયો કે મોટી રાણી બોલી ઊઠી: 'અરેરે રાજા! તમારી નાની રાણીના ઢંગ તો જુઓ. કોઈને નહિ ને એક અમથા કોટવાળને ગઈ છે.'

સાંભળતાં તો રાજા ઉપર જાણે પહાડ તૂટી પડ્યો. એ તો ઊભો હતો ત્યાં ને ત્યાં સડાક થઈ ગયો. એ તો વિચાર કરવા લાગ્યો કે આ તે મોટી રાણી બોલે છે કે બકે છે? ગુણવંતી રાણી તો ગુણનો ભંડાર છે. કોઈ દિવસ ઊંચી આંખે જોવાની ટેવ જ નહિ. રાજા સિવાય બીજા પુરુષનું મોઢું પણ ન જુએ. આ તે કેવાં આળ માથે આવી પડ્યાં છે? પણ રાજા એ ટાણે તો ગમ ખાઈ ગયો. કાંઈ બોલ્યો કે ચાલ્યો. સડવડસડવડ મોટી રાણીને મહેલથી પાછો વળી ગયો ને બીજી રાણીને મહેલ ગયો.

બીજી રાણીએ પણ એની એ વાત રાજાને કરી: 'અરેરે રાજા! તમારી નાની રાણીના ઢંગ તો જુઓ. કોઈને નહિ ને એક અમથા કોટવાળને ગઈ છે.'

રાજા તો તરત ત્યાંથી યે પાછો વળી ગયો ને ત્રીજીને મહેલ ગયો. એમ કરતાં કરતાં નવ્વાણુ રાણીને મહેલ રાજા ફરી વળ્યો. બધેથી એકની એક વાત રાજાએ સાંભળી.

તો ય એ તો રાજા. રાજકાજ સંભાળે. પ્રજાનાં સુખદુઃખની વાતો સાંભળે. લોકોના ન્યાય કરે. એમ કાંઈ એ કોઈની ભંભેરણીથી ભોળવાઈ જાય એવો થોડો જ હતો?

પણ માણસનો જીવ છે ને! એને થયું કે રખેને વાતમાં કાંઈ માલ હોય! લાવને તેલ જોઉં, તેલની ધાર જોઉં.

એણે તો તાબડતોબ કોટવાળને બોલાવ્યો. આંખો લાલ લાલ કરી કહ્યું: 'તેં બ્રહ્મહત્યા કરી છે.'

કોટવાળ તો સાંભળતાંવેંત એવો ચમકી પડ્યો કે પડતો પડતો રહી ગયો: 'મહારાજ! શું વાત કરો છો? બ્રહ્માજીની તો રોજ પૂજા કરું છું. મેં વળી બ્રહ્મહત્યા કે'દહાડે કરી?'

રાજા કહે: 'મેં સાંભળ્યું છે એ ખોટું ન જ હોય. તારે પ્રાયશ્ચિત કરવું પડશે.'

કોટવાળ કહે: 'હુકમ કરશો તે ઉઠાવવા સેવક તૈયાર છે. પણ આ તો વગર વાંકે સજા થાય છે.'

રાજા કહે: 'વાંક કે વગર વાંક. ચાર તીરથની જાત્રા કરી એક વરસમાં પાછો આવ એ તારું પ્રાયશ્ચિત.'

કોટવાળ કહે: 'ભલે જેવો હુકમ.'

કોટવાળ આંગળ ટાંટિયે ત્યાંથી ચાલ્યો ગયો. એને તો વાઢો તો લોહી ન નીકળે.

કોટવાળની સૂરત જોઈ રાજાએ નક્કી કર્યું કે આ કોટવાળ તદ્દન નિર્દોષ છે એટલે રાજાના મનમાં જે થોડોઘણો વહેમ પેસી ગયો હતો તે દૂર થયો.

પછી ગુણવંતીની પણ પરીક્ષા કરવાનું એને મન થયું. એ નવી રાણીને મહેલે ગયો. મોઢું એવું રડમસ બનાવ્યું કે જાણે હમણાં રડી પડશે.

રાજાને ઉદાસ જોઈને ગુણવંતીએ પૂછ્યું: 'કેમ આજે આમ ઢીલા ઢીલા છો?'

રાજા કહે: 'કહેવાની વાત નથી.'

રાણી કહે: 'કહો તો હા, નકર ના.'

રાજા કહે: 'આજ કચેરીમાં એક જોષી આવ્યા હતા. જોષીમહારાજ કહે હમણાં ગ્રહ

વાંક આવે છે. જોષીએ તો કહ્યું છે કે એક વરસ સુધી મારે તમારું મોઢું ન જોવું. ભૂલ્યે-ચૂક્યે ય ન જોવું. જો મોઢું જોયું તો કાં તો મારું રાજ જશે, કાં તો મારો જીવ જશે '

ગુણવરા તો એ સાંભળી રોવા જેવી થઈ ગઈ, કહે: 'તો તો મને ઝટ ઝટ સંતાડી દો. રાજ જાય એ પણ પોસાય તેમ નથી ને તમારો જીવ જાય એ તો કોઈ રીતે ન પોસાય '

રાજા કહે: ' પણ તને કયાં સંતાડવી એ જ મૂંઝવણ છે '

રાણી કહે: ' એમાં વિચાર શાનો કરવાનો? નજરે ન પડું એવી રીતે ક્યાંક સંતાડી દો '

રાજા કહે: ' મેં એક વિચાર કર્યો છે, તને પસંદ આવે તો આપણા રાજમહેલની નીચે એક ભોંયરું કરીએ ને એક વરસ સુધી તારે એ ભોંયરામાં રહેવું.'

રાણી કહે: ' બહુ સરસ! બહુ સરસ! ઝટઝટ કડિયા-દાડિયા બોલાવો ને ભોંયરું તૈયાર કરાવો '

રાજા કહે: ' પણ રાણી, એક વરસનો કાળ છે, તમને મૂંઝવણ તો નહિ થાય ને?'

રાણી કહે: ' એ તે શું કહો છો, મહારાજ! તમને સુખ થતું હોય તો એક વરસ શું બાર વરસ સુધી ભોંયરામાં પુરાઈ રહેવા તૈયાર છું.'

રાજાએ તરત જ રાજમહેલ નીચે ભોંયરું તૈયાર કરવા હુકમ કરી દીધો. ભોંયરું તૈયાર થઈ ગયું એટલે ગુણવરા રાણી ઉં કે ચું કર્યા વગર ભોંયરામાં જઈને રહી

રાજાને ખાતરી થઈ ગઈ કે ગુણવરા માથે આઢ કેવું કલંક હડહડતું જુઠાણું છે

પણ મોટી રાણીઓના હરખનો પાર રહ્યો નહિ એમને ક્યાં સાચખોટનાં પારખાં કરાવવાં હતાં? એમને તો ગુણવરા રાણી રસ્તામાંથી દૂર થાય એટલું જ જોઈતું હતું. ગુણવરા ભોંયરામાં પુરાણી એટલે એ તો ખુશી ખુશી થઈ ગઈ.

હવે શૃંગભુજકુમારનો કાંટો નીકળી જાય તો બસ.

શૃંગભુજકુમારનું કાસળ કાઢી નાખવાનું મોટી રાણીઓના કુમારોએ માથે લીધું.

કુંવરો તો રોજ તરેહતરેહની યુક્તિ અજમાવે પણ એ વાત કાંઈ રસ્તામાં નહોતી પડી કે શૃંગભુજકુમારનો કાંટો એમ નીકળી જાય એ તો શૃંગભુજકુમાર હતો. બધા કુમારો-ને પહોંચીને પાછો વળે એવો.

કુંવરો તો રોજ રોજ કાંઈક ને કાંઈક કાવાદાવા કરે. એવામાં એક દિવસ એમને લાગ મળી ગયો

બધા કુમારો રાજમહેલના ચોગાનમાં રમતા હતા, તેવામાં એક મોટો બધો બગલો રાજમહેલની અગાસી ઉપર આવીને બેઠો. કુંવરો તો બગલાને જોઈ રહ્યા, જોઈ જ રહ્યા આવડો મોટો બગલો કોઈ દિવસ દીઠેલો જ નહિ. એમાં એક કુંવરને ટીખળ કરવાનું મન થયું તે એણે બગલાને તીર માર્યું. પછી તો બધા કુંવરો બગલાને તીર મારવા લાગ્યા. પણ કોઈનું તીર બગલા પાસે ન પહોંચે.

શૃંગભુજકુમાર એક તરફ ઊભો ઊભો જોયા કરે. એની પાસે તીર ન મળે. એ શું મારે!

તેવામાં એક સાધુ ત્યાં આવી પહોંચ્યો. સાધુ રાજકુમારોને કહે: 'તમે એને તીર મારો છો, પણ એ કાંઈ બગલો નથી. એ તો અગ્નિશિખ નામનો મહાભયંકર રાક્ષસ છે બગલાનું રૂપ લઈ ને આવ્યો છે ઝટ ઝટ ભાગી જાઓ, નહિતર બધાને ઉપાડી જશે. એ તો રોજ નાના છોકરાઓને ઉપાડી જાય છે.'

વાત સાંભળીને નવ્વાણુ યે કુંવરો ઊભી પૂછડીએ નાસવા લાગ્યા. એકલો શૃંગભુજકુમાર ઊભો રહ્યો એ તો ખરો બહાદુર. એ શેનો ભાગે? એ કહે: 'મારી પાસે તીર નથી. નહિતર એ રાક્ષસને પણ ખબર પાડી દઉં.'

એક મોટા કુંવર પાસે રાજાનું તીર હતું.

સોનાનું તીર ને એની પીછીમાં હીરામાણેક જડેલાં. એણે શૃંગભુજકુમારને કહ્યું: 'તીર જોતું હોય તો સોનાનું આપું. બહુ બહાદુરી હોય તો બતાવી દે.'

એણે તરત જ નાના કુમારને તીર આપી દીધું. એના મનમાં એમ કે બગલાને તીર વાગશે એટલે બગલો કુંવરને ઉપાડી જશે.

શૃંગભુજકુમારે તો બરાબર નિશાન તાકીને તીર છોડ્યું. તીર બગલાના શરીરમાં ખૂંચી ગયું. બગલો ચીસેચીસ પાડતો ઊડી ગયો. પેલું તીર પણ એના શરીર સાથે ચોંટ્યું રહ્યું.

બગલો નાના કુંવરને ઉપાડી ન ગયો, એટલે મોટા કુંવરો નિરાશ થયા. પણ તીર બગલો લઈ ગયો, એટલે પણ એમને તો જોઈતું હતું તે મળી ગયું: એ તો કહે: 'અમારું તીર લાવી દે, લાવી દે ને લાવી દે.'

નાનો કુંવર તીર ક્યાંથી લાવી આપે? તીર તો બગલો ઉપાડી ગયેલો.

તો ય પેલા તો કહે: 'તીર લાવી દે તો હા, નકર ના.'

એ તો ભાઈ જામી પડી. મોટા કુંવરો તો રોવા માંડ્યા. રોતા રોતા રાજા પાસે રાવે ગયા.

શૃંગભુજકુમારને થયું કે આ તો ભારે થઈ. આ બધા રાજા પાસે ફરિયાદ કરશે. રાજાએ માને તો ભોંયરામાં પૂરી દીધી છે. મને પણ પૂરી દેશે તો? એના કરતાં તો નાસી છૂટવું જ સારું છે. તીર મળ્યું તો પાછા આવશું; નહિ તર પછી જ્યાં નસીબ લઈ જાય ત્યાં.

એ તો ચાલી નીકળ્યો. બગલો જે મારગે નાસી છૂટેલો, એ જ મારગે લોહીની ધારાવડી પડેલી. કુંવર તો લોહીની ધાર જોતો જાય ને આગળ આગળ ચાલ્યો જાય.

ચાલતાં ચાલતાં શૃંગભુજકુમાર એક મોટા શહેરમાં આવી ચડ્યો. શહેર બહાર એક સરસ બગીચો. કોરી કોરીને જાણે ગોઠવ્યાં હોય એવાં ઝાડ ને ઝાડ ઉપર ફૂલનાં લૂમખે લૂમખાં. અંદર આછા આછા પાણીની સરવાણીઓ ચાલી જાય. હંસ કારંડવ ગેલ કરે. બગીચો જોઈને રાજકુમારનો અડધો થાક ઊતરી ગયો. એણે તો એક ઝાડ નીચે મજાની છાયા જોઈને લંબાવ્યું. લંબાવ્યા ભેગો જ તે ઊંઘી ગયો.

હવે એ નગરનું નામ ધૂમપુર ને પેલો અગ્નિશિખ રાક્ષસ એનો રાજા. રાક્ષસ ને રાક્ષસના પરિવાર સિવાય એ નગરમાં કોઈ ફરતાં કોઈ માનવીનું જણ્યું નો મળે. રાક્ષસ આખો દિવસ જંગલમાં ચારો ચરવા જાય. રાત પડે ને ઘેર આવે. આસપાસ બાર બાર ગાઉ સુધી રાક્ષસની હાંક ફરી વળેલી. પશુપક્ષી પણ ન ફરકે.

રાક્ષસને એક સો કુંવરી. બધી એકસરખી. એકસરખાં રૂપરંગ. એકસરખો પહેરવેશ. બદલી બદલાઈ જાય ને એકથી બીજી જુદી ન પડે એવી.

સો યે કુંવરીમાં સહુથી નાની કુંવરી રાક્ષસને ખૂબ જ વહાલી. એનું નામ રૂપશિખા. રૂપશિખા તો રૂપશિખા. એના રૂપનો દુનિયામાં જોટો નહિ. એના વિના રાક્ષસને ઘડીએ ન ચાલે. રાક્ષસ જંગલમાંથી આવે કે તરત એને બોલાવે. જંગલમાં જાય ત્યારે એને પૂછીને જાય. જેટલો વખત રાક્ષસ ઘરમાં રહે તેટલો વખત રૂપશિખા એની પાસે ને પાસે.

રાક્ષસે રૂપશિખાને બધી વિદ્યા ભણાવેલી. જેટલી કળા રાક્ષસ જાણે, એટલી કળા કુંવરી જાણે. જેટલી માયા રાક્ષસને આવડે, એટલી કુંવરીને આવડે. રાક્ષસની ખોડખાંપણ, ગતમત બધાંની રૂપશિખાને ખબર.

રાક્ષસ જંગલમાં જાય એટલે રૂપશિખા નગર બહાર આવેલા બગીચામાં રમવા નીસરે. સાંજ સુધી બગીચામાં હરેફરે. રાક્ષસને આવવાનો વખત થાય એટલે કુંવરી પાછી મહેલમાં પહોંચી જાય. એ બગીચામાં રૂપશિખા સિવાય

બીજું કોઈ ન જઈ શકે એવો રાક્ષસનો હુકમ

હવે આ તરફ શૃંગભુજકુમાર બગીચામાં ઝાડ નીચે સૂતેલો, ત્યાં રૂપશિખા આવી ચડી. રાજકુમારને જોતાં જ એ તો મોહી પડી. આવો રૂડો રૂપાળો રાજકુમાર એણે કોઈ દિવસ જોયેલો જ નહિ.

એ તો ઊભી ઊભી રાજકુમારને જુએ ને વિચાર કરે કે આ અજાણ્યો માનવી આ રાક્ષસના મુલકમાં ક્યાંથી આવી ચડ્યો હશે? હમણાં મારો બાપ આવશે તો 'આને મારી નાખશે.

એ તો એમ વિચાર કરે છે ત્યાં રાજકુમાર જાગી ઊઠ્યો. જુએ તો સામે રૂપની કળાઓ વેરતી સોળ વરસની સુંદરી ઊભેલી. સોળ શણગાર સજેલા, ને અંગે અંગ અમ-મગે છે. રાજકુમાર તો એને જોતાં શું જોઈ જ રહ્યો.

રૂપશિખા કહે: 'અરે હે કાળા માથાના માનવી! તારે માથે મરણનો ભે નથી? તને ખબર છે આ તો રાક્ષસોનો મુલક છે હમણાં મારો બાપ આવશે ને તને કાચો ને કાચો ખાઈ જશે. જીવ વહાલો હોય તો ઝટ ઝટ અહીંથી ચાલ્યો જા.'

શૃંગભુજ કાંઈ એમ કાચોપોચો થોડો જ હતો? એ કાંઈ રાક્ષસના નામથી બી જાય એવો ન હતો. એણે કહી નાખ્યું: 'આ નગરનો રાજા અગ્નિશિખ રાક્ષસ મારું તીર ચોરી લાવ્યો છે. એ તીર લેવા હું આવ્યો છું. તીર લીધા વિના જવાનો નથી.'

રાક્ષસકુંવરી કહે: 'મારા બાપને તીર લાગેલું તે તમે જ મારેલું? એવું ઊંડું પેસી ગયું હતું કે માંડ માંડ છ મહિને ઘા રુઝાયો એ તીર તો મેં રમવા રાખી લીધું છે'

રાજકુમાર કહે. 'એ તીર મને આપી દે, એટલે હું ચાલ્યો જાઉં.'

રાક્ષસકુંવરી કહે: 'એ તીર હવે મળી એવું મજાનું સોનાનું તીર કાંઈ પાછું મળશે.

રાજકુમાર કહે: 'આપીશ તો ય લઈશ ને નહિ આપ તો ય લઈશ. તીર લીધા વિના પાછો જવાનો નથી.'

રાક્ષસકુંવરી કહે: 'પણ હવે અહીંથી જવા જ નહિ દઈએ ને.'

રાજકુમાર કહે: 'જોઉં છું કેમ નહિ જવા દો. રાક્ષસના આખા મુલકને મેદાન-મેદાન કરી નાખું છું કે નહિ?'

રૂપશિખા એની હિંમત જોઈને દંગ થઈ ગઈ. એ તો રાજકુમારને જોતાંવેંત જ મોહી પડેલી, તેમાં એની બહાદુરી સાંભળી એટલે એના આનંદનો પાર ન રહ્યો એ કહે: 'હું તો તમને પરણીને મારી પાસે ને પાસે રાખીશ પછી કેમ જઈ શકશો?'

કુંવર કહે: 'એ કેમ બને? રાક્ષસના દેશમાં મારાથી કેમ રહેવાય?'

કુંવરી કહે: 'તમે તો બહાદુર છો, પછી તમને કોની બીક છે? મારો બાપ હમણાં આવી પહોંચશે તમારે એની પાસે જઈને સીધી મારી માગણી કરવી. હું પાસે હઈશ એટલે એ કાંઈ નહિ કરી શકે'

કુંવરને તો વાત ગમી ગઈ આવી રૂપાળી કુંવરી મળતી હોય તો પછી બીજું શું જોઈએ? એણે તો ઝટ લઈને હા પાડી દીધી.

રાક્ષસને આવવાનો વખત થયો એટલે રૂપશિખા ચાલી ગઈ.

થોડી વાર થઈ ને રાક્ષસ આવી પહોંચ્યો આવતાવેંત જ એ તો કહે:

માણસ ગંધાય, માણસ ખાઉં!
માણસ ગંધાય, માણસ ખાઉં!

કુંવરી કહે: 'પહેલાં મને ખાઈ જાઓ. પછી માણસને ખાજો'

રાક્ષસ કહે: 'તને ખાઈશ એ પહેલાં તો

હું મારાં જ વડચકાં નહિ ભરું? પણ આપણા નગરમાં કોક માણસ આવ્યો છે એ વાત ચોક્કસ છે. મને માણસની ગંધ આવે છે.'

કુંવરી કહેઃ 'રૂડો રૂપાળો રાજકુમાર આવ્યો છે. તમને પેલું સોનાનું તીર મારેલું ને, એ રાજકુમાર તીર પાછું લેવા આવ્યો છે.'

વાત સાંભળીને રાક્ષસ તો થરથર ધ્રૂજવા લાગી ગયો. કહેઃ 'ઝટઝટ એનું તીર આપી એને વળાવી દે. નહિતર એ મને મારી નાખશે'

કુંવરી કહેઃ 'એ તમને કાંઈ નહિ કરે. એને તો હું પરણવાની છું'

કુંવરીથી બોલતાં શું બોલાઈ ગયું. પણ એ સાંભળી રાક્ષસના ગુસ્સાનો પાર ન રહ્યો. 'કેમ રે છોકરી! તારી બુદ્ધિ બહેર મારી ગઈ છે કે શુ? માણસ તો આપણું ખાજ. એને તું પરણવાની!'

કુંવરી કહેઃ 'હા કહેશો તો ય પરણીશ ને ના કહેશો તો ય પરણીશ નહિ પરણાવો તો ઝેર પીશ.'

કુંવરીએ તો બરાબરની હઠ લીધી રાક્ષસને થયું કે આ છોકરી સીધી રીતે નહિ માને. યુક્તિથી કામ લેવું પડશે

એણે કહ્યું: 'ઠીક જા, રાજકુમારને બોલાવી લાવ'

તરત જ રૂપશિખા ઊપડી ને શૃંગલુજકુમારને લઈ આવી.

એને જોતાં જ રાક્ષસે દમ ભિડાવ્યોઃ 'કેમ રે કાળા માથાના માનવી! તને ખબર છે આ તો રાક્ષસોનો મુલક છે! અહીં કાળો કાગડો ય ન આવી શકે. તું કેમ આવ્યો?'

રાજકુમાર કહેઃ 'અમારા દેશનાં જંગલ બળી ગયાં છે. બધી જમીન ઉજ્જડ પડી છે. ખેતી માટે હળ મળતાં નથી રાક્ષસના દાંત મળે તો એનાં દંતાળ બનાવવાં છે. એ માટે હું રાક્ષસના દેશમાં આવ્યો છું. તને મારીને તારા બત્રીશે દાંત લઈ જઈશ ને તારી કુંવરીને પણ પરણીશ'

રાક્ષસે એક વખત તીરનો સ્વાદ તો ચાખેલો, એમાં રાજકુમારની આ વાત સાંભળી એટલે તો ખૂબ જ ડરી ગયો એને થયું કે આને નહિ પહોંચી શકાય. એની સાથે પણ કળથી કામ લેવું પડશે.

એણે કહ્યું: 'રાજકુમાર! તું તો બડો બહાદુર છે તું અહીં આવી પહોંચ્યો એ સારું થયું. નહિતર મારે તને બોલાવવા મોકલવો પડત. હું તો તને મારી કુંવરી પરણાવવા માગું છું.'

રાજકુવર કહેઃ 'ને મારું તીર પણ આપી દેવું જોઈશે.'

રાક્ષસ કહેઃ 'તારું તીર પણ આપી દઈશ. પણ કહે તો ખરો મારી કુંવરીઓમાંથી તેં જેને પસંદ કરી છે એને તું શી રીતે ઓળખી શકીશ? મારે તો એક સો કુંવરીઓ છે'

કુવર કહેઃ 'સોમાંથી મેં પસંદ કરેલીને હું ગોતી કાઢીશ.'

રાક્ષસ કહેઃ 'તો હું તને એની સાથે પરણાવીશ. પણ જો ભૂલેચૂકે બીજી કુંવરી તરફ આંગળી ચીંધી છે, તો એ તને ખાઈ જશે.'

કુંવર કહેઃ 'કબૂલ.'

શૃંગલુજકુમાર અને રૂપશિખા ત્યાંથી ચાલી નીકળ્યાં. રસ્તામાં રૂપશિખાએ કુંવરને પોતાની યુક્તિ બતાવી દીધીઃ 'આમ તો તમે મને નહિ ઓળખી શકો પણ હું મારા હાથમાં માળા રમાડતી હઈશ એ એંધાણીએ ઓળખી કાઢજો. જોજો ભૂલ ન થાય, નહિતર તમારું આવી બનશે.'

કુંવર કહેઃ 'ભૂલ થાય જ નહિ તો'

બીજી સવારે રાક્ષસે સો યે કુંવરીને ભેગી કરી. બધીના એકસરખા વાન એકસરખાં કપડાં પહેરેલાં. ફૂલની માળા પણ એકસરખી

ને એક જ જાતના ફૂલની. કોઈ કોઈથી જુદી ન પડે, ઊંચી નહિ તેમ નીચી નહિ બધી સરખી સમોવડી.

રાક્ષસ રાજકુમારને કહે: 'હવે આમાંથી તું પરણવા માગે છે તે કુંવરી બનાવ '

રાજકુમારે તો તરત જ રૂપશિખાને બનાવી દીધી

રાક્ષસ કહે: 'બસ, કાલે જ લગન કરીશું '

પણ એમ કાંઈ એ કુંવરીને પરણાવે તેમ ન હતો એણે બીજી યુક્તિ શોધી કાઢી. રાજકુમારને કહે: ' મારે' તો ભાઈ બહુ કામ છે ને મારું ખેતર વાવ્યા વગરનું રહી જશે ગામને પાદર ખેતર છે ને ખેતરને શેઢે તલના ઢગલા પડ્યા છે. એ ખેતર ખેડી, એમાં તલ વાવી સાંજ સુધીમાં પાછો આવી પહોંચજે. જો એ પ્રમાણે નહિ કરે તો તને કાચો ને કાચો ખાઈ જઈશ '

રાજકુમાર ખેતરે પહોંચ્યો જુએ તો મોટું બાર ગાઉનું ખેતર. મોટા ડુંગર જેવડા તલના ઢગલા પડેલા એક દિવસમાં આવડું મોટું ખેતર ખેડાય કેવી રીતે ને વવાય શી રીતે? એ તો મૂંઝાઈને એક તરફ લમણે હાથ દઈને બેઠો એને થયું કે હવે આપણું આવી બન્યું. જરૂર રાક્ષસ મને કાચો ને કાચો ખાઈ જશે

ત્યાં તો રૂપશિખા આવી પહોંચી 'આમાં તે શી મોટી વાત છે તે મૂંઝાઈ ગયા? ચાલો ઊભા થાઓ. હું કહું તેમ કરો આ લાકડી લો. એનાથી ખેતરમાં આડા ને ઊભા ત્રણ ત્રણ લીટા કરો. એના ઉપર થોડા તલ છાંટો. બસ આખું ખેતર આંખના પલકારામાં વવાઈ જશે'

કુંવરે તો કહ્યું તેમ કર્યું ને ઘડી વારમાં આખું ખેતર વવાઈ ગયું

કુંવર હરખભેર ઘેર આવ્યો ને રાક્ષસને વધામણી દીધી. રાક્ષસે જઈને જોયું તો સાચેસાચ કુંવરે આખું ખેતર વાવી દીધું હતું.

રાક્ષસે તો વળી નવી યુક્તિ અજમાવી, કુંવરને કહે: ' અરે ભાઈ! એ તલ તો કામના હતા એ કાંઈ વાવવા માટે થોડા જ હતા? હવે પાછા જેવા હતા તેવા તલના ઢગલા કરી દે. આજ સાંજ સુધીમા તલના ઢગલા નહિ થાય તો તને કાચો ને કાચો ખાઈ જઈશ.'

વળી પાછો કુંવર મૂંઝાયો. પણ આ વખતે સીધો ખેતરે ન જતાં રૂપશિખા પાસે પહોંચ્યો. જઈને બધી વાત કરી. રૂપશિખા કહે: 'એમાં તે કયો મોટો તીર મારવાનો છે! આ મારો વાળ લઈ જાઓ વાળને ખેતરમાં નાખજો ને થોડી વાર આંખ મીંચીને ઊભા રહેજો તલના ઢગલા જેવા હતા તેવા તૈયાર થઈ જશે '

કુમાર ખેતરે ગયો ને રાક્ષસકુંવરીએ કહ્યું હતું તેમ કર્યું. આંખ મીંચીને ઉઘાડે ત્યાં આખા ખેતરમાં કીડીઓના ધણ ઊભરાઈ નીકળ્યાં હતાં. જમીનમાંથી એકેએક તલનો દાણો વીણી લાવીને ઢગલા કરે. થોડી વારે તલના ઢગલા જેવા હતા તેવા થઈ ગયા ને કીડીનાં કટક અલોપ થયાં

રાજકુમારે રાક્ષસને ખબર દીધા. રાક્ષસે આખું ખેતર ખોદાવી ખોદાવીને જોયું, પણ અંદરથી તલનો એક દાણો યે હાથ ન આવ્યો.

તો ય એ તો રાક્ષસ હજાર યુક્તિ પ્રયુક્તિ જાણે એણે કુંવરને કહ્યું: ' હવે એક કામ બાકી છે અહીંથી થોડે દૂર એક શંકરનું દહેરું છે ત્યાં મારો ભાઈ ધૂમશિખ રહે છે એને લગનનું નોતરું દઈ આવ પછી કાલે સવારે લગન કરશું '

રાજકુમાર હવે બીજે જાય જ શાનો? એ તો સીધો પહોંચ્યો રૂપશિખા પાસે. બધી વાત કરી રૂપશિખાએ એને સરસ મજાનો ઘોડો આપ્યો થોડી ધૂળ આપી એક ટબૂડીમાં પાણી આપ્યું. થોડા કાંટા આપ્યા ને એક હાંડલીમાં દેવતા આપ્યો. બધું આપી કરીને

એણે કહ્યું: 'નોતરું દઈ કરીને તરત જ પાછો વળી, જલ્દી ખોટી થશો તો રાક્ષસ મારી નાખશે. રાક્ષસ જો પાછળ આવે તો પહેલાં પાછળ ધૂળ નાખી દેજો. તો ય પાછળ આવે તો પાણી ઢોળી નાખજો. પછી કાંટા ફેંકી દેજો ને છેવટે દેવતા નાખી દેજો એટલું કરશો તો તમને કાંઈ કરતાં કાંઈ નહિ થાય ને હેમખેમ પાછા આવશો.'

શંખભુજકુમાર ઘોડે ચડીને ચાલી નીકળ્યો. ઘોડો તો પાણીપંથો એક કલાકના સાઠ માઈલ ચાલે. વાતની વાતમાં કુમાર શંકરને દહેરે પહોંચી ગયો દહેરામાં જઈને શંકરના દર્શન કર્યાં. પછી ધૂમશિખ પાસે ગયો ધૂમશિખ તો એવો બિહામણો કે જોતાં વેંત જ માણસ ફાટી પડે.

કુંવરે તો ઝટઝટ એને નોતરું દઈ દીધું છલાંગ મારી ઘોડા ઉપર ચડી બેઠો ને ઘોડો મારી મૂક્યો

પેલો રાક્ષસ ઊઠે ઊઠે તેટલી વારમાં તો કુંવર ક્યાંનો ક્યાં નીકળી ગયો. પેલો રાક્ષસ તરત જ કુમારની પાછળ દોડ્યો. એ તો રાક્ષસ વાંસ વાંસની ઠેકો ભરતો આવે ને ફરડકું ફરડકું નસકોરાં બોલાવતો આવે.

રાક્ષસ તો કુમારને આંબું આંબું થઈ રહ્યો પણ કુમારે સમયસૂચકતા વાપરીને પેલી માટી પાછળ નાખી દીધી. માટી પડી તે જગ્યાએ મોટો પર્વત બની ગયો. રાક્ષસ એક તરફથી પર્વત ચડીને બીજી તરફ ઊતરે એટલી વારમાં તો કુમાર ક્યાંનો ક્યાં નીકળી ગયો.

પણ રાક્ષસ તો હવાની જેમ, દોડે. રાજકુમાર બહુએ ગમે તેટલો ઘોડો દબડાવે, પણ વાતની વાતમાં રાક્ષસ તેની નજીક જઈ પહોંચ્યો.

રાજકુમારે તરત જ પેલું પાણી પાછળ ઢોળી દીધું. મોટી જબ્બર નદી બની ગઈ. પાણી તો સેલારા મારે. રાક્ષસ નદીમાં તણાવા લાગ્યો. એ તો તણાતો જાય ને તરતો જાય. માંડ માંડ સામે કિનારે પહોંચ્યો. તેટલી વારમાં કુંવર ખૂબ દૂર નીકળી ગયો.

કિનારે પહોંચીને રાક્ષસે દોટ કાઢી. ને થોડી વારમાં કુંવરને પહોંચી ગયો કુંવરે તરત જ કાંટા પાછળ વેરી દીધા કાંટા નીચે પડ્યા કે બાર ગાઉમાં ઘનઘોર જંગલ બની ગયું રસ્તો સૂઝે નહિ ને એકલા કાંટાળા ઝાડ, એવું અડાબીડ જંગલ

રાક્ષસ જંગલમાં અટવાતો અટવાતો, મોટાં મોટાં ઝાડવાને ઉખેડી ઉખેડીને દૂર ફેંકતો ને માર્ગ કરતો માંડ માંડ જંગલમાંથી બહાર નીકળ્યો ને પાછો ઠેકા ભરવા લાગ્યો.

પણ રાજકુમાર પાસે હજી એક વસ્તુ બાકી હતી. એણે સળગતા અંગારા પાછળ ફેંક્યા

અંગારા પડ્યા કે આખું જંગલ સળગવા લાગ્યું ચારેકોર આગના મોટા મોટા ભડકા ઊઠવા લાગ્યા ઊંચે ઊંચે આકાશ સુધી એની જાળ ઊઠે.

રાક્ષસ હવે ખરેખરનો મૂંઝાયો એ તો આમથી તેમ જાય ને તેમથી આમ જાય ચારેકોર માર્ગ શોધે, પણ ક્યાંયથી રસ્તો ન જડે. ચારે તરફ ભડકા જ ભડકા રાક્ષસ દાઝવા લાગ્યો. એના ચામડી ચડચડ સળગવા લાગી. એ તો ચીસો પાડતો પાછો વળી ગયો

ને કુંવર સાજો સારો ઘેર આવ્યો.

એને જોઈ ને અગ્નિશિખ રાક્ષસના અચંબાનો પાર રહ્યો નહિ એ તો કહેવા લાગ્યો: 'તું ગયો જ નથી'

પણ કુંવરે બધી નિશાનીઓ આપી. ધૂમશિખનું આબેહૂબ વર્ણન કરી બતાવ્યું એટલે રાક્ષસને એની વાત માનવી પડી.

પછી બીજો કાંઈ ઉપાય રહ્યો નહિ એટલે રાક્ષસે શંખભુજકુમાર સાથે રૂપશિખાનાં લગ્ન કર્યાં.

રાજકુમાર તો રાક્ષસ નગરમાં રહે, ખાય, પીએ, ને મોજ કરે. એમ કરતાં કરતાં એક દિવસ એને એનું વતન સાંભર્યું. માબાપ સાંભર્યાં. ભાઈબંધ દોસ્તાર સાંભર્યાં. રાજકુમાર ઉદાસ બની ગયો ખાય નહિ, પીએ નહિ,

કોઈની સાથે બોલે નહિ, ચાલે નહિ ને ઘૂમ-સૂમ પડ્યો રહે

રૂપશિખાએ કુમારના મનની વાત જાણી એટલે એ તો કહે: 'ઓહો! એમાં તે શી મોટી વાત છે તે આમ ઘૂમસૂમ પડ્યા છો? આજે રાતના જ છાનામાના નાસી જશું. રાક્ષસને ખબર જ નો પડે ને ને ખબર પડે તો ય શું? એ તો એ છે ને હું છું.'

રાત પડી એટલે બન્નેએ તૈયારી કરી સરસ મજાનો ઘોડો લીધો સિવાય એટલું ઝવેરાત લીધું ને બન્ને ચાલી નીકળ્યાં સવાર પડ્યું ન પડ્યું એટલામાં તો કેટલો ય પંથ કાપી નાખ્યો

સવાર પડી ને રાક્ષસ જાગ્યો જાગીને તરત એણે રૂપશિખાને બોલાવી. રૂપશિખાનું મોઢું જુએ, પછી જ બીજું કામ કરે એવું એને નીમ. રૂપશિખા તો નાસી છૂટેલી સાથે પેલો રાજકુમાર પણ નાસી ગયેલ રાક્ષસ તો એવો ખિજાયો, એવો ખિજાયો કે ન પૂછો વાત

એ તો એકદમ આકાશ-માર્ગે ઊડ્યો. ઘરરર ઘરરર એક સાથે એક સો બલૂન ન ઊડતા હોય એવો અવાજ થાય ને રાક્ષસ જાય ઊડ્યો, જાય ઊડ્યો

રાજકુમાર ને રૂપશિખા તો ચાલ્યાં જાય રાજકુમારને તો જરા ય ઉફડકો નથી કેટલે ય દૂર નીકળી ગયાં છીએ હવે રાક્ષસ ક્યાથી આંબી શકવાનો હતો? એ તો મજાની વાતો કરતો જાય ને ધીમે ધીમે આગળ ચાલ્યો જાય

પણ રૂપશિખાને રાક્ષસની રજેરજ ખબર એ તો એના બાપની દીકરી હતી એને ખબર ન હોય તો બીજા કોને ખબર હોય? મે તેટલા દૂર નીકળી ગયા હો, પણ રાક્ષસ-મન એ રમતવાત હતી એ તો વાતની વાતમાં પહોંચી વળે. રાક્ષસકુંવરી રાજકુંવર સાથે વાતો કરતી જાય ને ચારે તરફ ધ્યાન રાખતી જાય

ત્યાં તો આકાશમાંથી ઘરરર ઘરરર અવાજ સાંભળ્યો અવાજ સાંભળતાં જ એ ઊઠી' 'મારો બાપ આવી પહોચ્યો.'

કુંવર તો એ સાંભળી ગભરાઈ ગયો. એ કહે: 'હવે શું થશે રાક્ષસ આપણને કાચા ને કાચા ખાઈ જશે'

રૂપશિખા કહે: 'તમતમારે લહેર કરો ને આપણને કાંઈ જ થવાનુ નથી તમે બાજુની ઝાડીમાં સંતાઈને જોયા કરો જોજો હું એને કેવી બનાવુ છું'

કુંવર ઘોડો લઈને ઝાડીમા સંતાઈ ગયો.

રૂપશિખાએ તરત જ કઠિયારાનો વેશ લઈ લીધો. ફાટ્યતૂટ્યાં લૂગડાં હાથમાં મોટો જબ્બર કુહાડો એ તો આબાદ કઠિયારો બની ગઈ ને ફડાફડ લાકડાં ફાડવા લાગી ગઈ.

રાક્ષસ તેની પાસે આવીને પૂછવા લાગ્યો: 'એલા ભાઈ કઠિયારા તેં આ રસ્તેથી કોઈ સ્ત્રી-પુરુષને જતાં જોયા?'

રાક્ષસકુંવરી સાભળે જ શાની? એને જાણે કાન જ નથી. એ તો ફડાફડ લાકડા કાપ્યે જાય

રાક્ષસે ફરીથી પૂછ્યુ. 'એલા એ સાભળતો નથી આ રસ્તેથી કોઈ સ્ત્રી-પુરુષ નીકળ્યાં'તાં?'

રૂપશિખા કહે: 'સ્ત્રી કેવી ને પુરુષ કેવો? કોને ખબર છે રસ્તેથી કોણ જાય છે ને કોણ આવે છે? મારે તે કોમના કોઈ પાર છે? કોણ જાણે ક્યારે ય પુરુ થશે?'

રાક્ષસે પૂછ્યુ: 'એટલુ બધુ તે શુ કામ છે?'

કુંવરી કહે: 'તમને ખબર નથી? અમારા ગામનો રાજા અગ્નિશિખ મરી ગયો છે એને બાળવા માટે આ લાકડા કાપું છું કોણ જાણે ક્યારે ય કપાઈ રહેશે! કાંઈ થોડા લાકડાં કાપવાનાં છે? મોટા બધા રાક્ષસને બાળવાનો છે.' એમ કહીને એ તો પાછી લાકડા કાપવા મંડી પડી

કઠિયારાની વાત સાંભળીને રાક્ષસ વિચારમાં પડી ગયો આ કઠિયારો તે બોલે છે કે બકે છે? હું અગ્નિશિખ તો અહીં એના મે હામોઢ ઊભો છું. તો શું હું ખરેખર મરી ગયો છું? ચાલ ઘેર જઈને ખાતરી કરી આવું.

એમ વિચાર કરીને રાક્ષસ પાછો પોતાના નગર ભણી વળી ગયો.

રાજકુમાર તો રૂપશિખાની ચાલાકી જોઈ ખૂબ જ હસી પડ્યો એ તો હસી હસીને ઢગલો થઈ ગયો.

બન્ને હાથતાળીઓ દેતાં ત્યાંથી ઝપાટાબંધ રસ્તે પડી ગયાં.

રાક્ષસ દોડતો દોડતો પોતાના મહેલમાં આવ્યો. મહેલમાં આવીને બધાં નોકરચાકર સગાંસાંઈને ભેગાં કર્યાં. ભેગાં કરીને બધાંને પૂછવા લાગ્યો: 'બોલો હું જીવતો છું કે મરી ગયો છું?'

રાક્ષસનો પ્રશ્ન સાંભળીને બધા વિચારમાં પડી ગયાં. આનું તે મગજ ખસી ગયું છે કે શું? જુઓ તો ખરા કેવો પ્રશ્ન પૂછે છે!

પ્રધાને કહ્યું: 'આ તે તમે શું પૂછો છો? તમે તો જીવતા છો.'

રાક્ષસ કહે: 'જંગલમાં એક કઠિયારાએ મને કહ્યું કે હું મરી ગયો છું અને બાળવા માટે એ લાકડાં કાપતો હતો.'

પ્રધાન કહે: 'કઠિયારાએ તમને બનાવ્યા. મરેલો માણસ કાંઈ બોલી શકે ખરો! તમે તો મજાની વાત કરો છો. તમે જીવતા જ છો.'

એટલે રાક્ષસને ખાતરી થઈ કે પોતે જીવતો છે એ તો પાછો. પેલા બન્નેને પકડી પાડવા ઊપડ્યો.

રાક્ષસને આવતો જોયો એટલે વળી કુંવર જંગલમાં સંતાઈ ગયો ને રૂપશિખા કાસદિયો બની દોડવા લાગી એના હાથમાં એક કાગળ. ખાય તો ક્યો ય ખાય નહિ

એને જોઈને રાક્ષસે પૂછ્યું: 'એલા ભાઈ કાસદિયા! આ રસ્તેથી કોઈ સ્ત્રી-પુરુષને જતાં જોયાં!'

કુંવરી કહે. 'મને તો ઘડીની યે નવરાશ નથી.' એમ કહીને એ તો દોડવા લાગી.

રાક્ષસે પૂછ્યું: 'એવું બધું ઉતાવળનું તે વળી શું કામ છે?

કુંવરી કહે: 'અરે વાત પૂછો મા. અમારા દેશના રાજા અગ્નિશિખ રાક્ષસને બીજા દેશના રાજા સાથે લડાઈ થઈ. લડાઈમાં અમારો રાજા હારી ગયો. એ તો લડાઈના મેદાનમાં મરણતોલ થઈને પડ્યો છે મરતો હશે કે મરી ગયો હશે એણે એનું રાજપાટ એના ભાઈ ધૂમ્રશિખને લખી આપ્યું છે. એનો કાગળ લઈને હું ધૂમ્રશિખ રાક્ષસ પાસે જાઉં છું.'

રાક્ષસ વિચારે કે આ તે શી વાત છે? લડાઈ શી ને વાત શી? તો હું ખરેખર લડાઈમાં મરી ગયો છું? ખાતરી કરવી પડશે. એ તો પોતાના નગર તરફ પાછો વળી ગયો ને રાજકુમાર અને રાક્ષસપુત્રી પોતાને રસ્તે પડ્યા.

ઘેર પહોંચીને રાક્ષસે પૂછ્યું: 'આપણે કોઈની સાથે લડાઈ થઈ છે?'

પ્રધાન કહે: 'ના'

'લડાઈમા આપણું લશ્કર હારી ગયું?'

પ્રધાન કહે: 'ના.'

'લડાઈમાં હું ઘાયલ થઈને પડ્યો?'

પ્રધાન કહે: 'કોણે કહ્યું?'

રાક્ષસે જોરશોરથી પૂછ્યું: 'સાચેસાચું કહો, હું મરી ગયો છું કે જીવતો છું?'

પ્રધાન કહે: 'પણ તમને મરી ગયાનું વારે વારે કહે છે કોણ? અને તમે પણ એ વાત સાચી માનીને દોડ્યા શું આવો છો? એટલું તો વિચારો કે મરેલો માણસ કાંઈ હાલે ચાલે? કંઈ બોલે કરે? તમને પાછા કોઈએ બનાવ્યા'

એટલું સાંભળતાં રાક્ષસ પાછો ઊપડ્યો.

પણ એ રાજકુમારને પહોંચી જાય તે પહેલાં તો બન્ને પોતાના શહેરમાં આવી ગયાં હતાં. રાક્ષસનું કાંઈ જોર ચાલ્યું નહિ વીલે મોઢે તે પાછો વળી ગયો

રાજકુમાર આવ્યો ને સાથે રાણી પરણીને લાવ્યો. એનાં વધામણાં રાજદરબારે પહોંચ્યાં. રાજા તો એ સાંભળી હરખમાં ઘેલો બની ગયો રાજકુમારનાં વાજતેગાજતે સામૈયાં કર્યાં. આખા નગરમાં ઉત્સવ થઈ રહ્યો.

પછી તો રાજાએ કુંવરને વાત પૂછી ને કુંવરે વિગતેથી વાત કહી સંભળાવી વાત સાંભળી રાજાને તો પગથી તે માથા લગી આળ ઊઠી. હમણાં ને હમણાં એ બધા કુંવરોને કાળે ઘેરે ને કાળે લૂગડે દેશવટો દઈ દ્યો. પણ શૃંગભુજકુમાર વચ્ચે પડ્યો. એ કહે: 'એમાં કુંવરોનો કાંઈ ગુનો નથી એમના મેણાથી તો હું પદમણી પામ્યો.'

રાજાને થયું કે ગુણવરા ઉપર મોટી રાણીઓએ આળ ઓઢાડ્યું છે ને ગુણવરાને ભોંયરામાં પૂરી છે ગુણવરા તો વાંઝણી છે, પવિત્ર છે એની રાજાને ખાતરી છે તો ય હજુ એ વિચાર કરે છે કે ચાલને સાચખોટનાં પારખાં લઉં મોટી રાણીઓના કુંવરોએ જેમ નાના કુંવરને દેશ તજાવ્યો, તેમ આ યે મોટી રાણીઓનું તરકટ કેમ નહિ હોય?'

રાજા મોટી રાણીને મહેલે ગયો રાણીએ રાજાને ફૂલડે વધાવ્યો રાણીનો હરખ તો માય નહિ. આજ ઘણે દિવસે રાજા પોતાને મહેલે પધાર્યા હતા. મોટી રાણીને આજે ઉત્સવ હતો. રાજાએ પણ મોટી રાણીને કલાવી મલાવીને ઠાંસાઠાંસ દારૂ પાયો. દારૂના કેફમાં રાણી તંદ્રામાં પડી ને રાજા જાગતો સૂતો

ત્યાં તો મોટી રાણીને બકવાટ શરૂ થયો એ તો કહેત કહેતી રહે: 'ગુણવરાને ખોટું આળ ચડાવી ભોંયરામાં ન પુરાવી હોત તો રાજા મારે મોલે ક્યાંથી આવત!'

રાજા કાનોકાન સાંભળે છે ને રાણી બકવાટ કર્યે જાય છે.

ખાતરી કરવી'તી તે કરી લીધી ને રાજા અંધારી રાતે રાણીને મહેલથી હેઠો ઊતરી ગયો.

સવાર પડ્યું ને રાજાએ ગુણવરા રાણીને ભોંયરામાંથી બહાર કાઢી નવડાવી ધોવડાવીને કચેરીમાં બોલાવી. એને તો પટરાણી કરીને થાપી ને મોટી રાણીઓનાં માનપાન ઓછાં કરી દીધાં એ તો એમને માથે મૂંડો કરી, ચૂનો ચોપડી, અવળે ગધેડે બેસાડી ગામ બહાર તગડી મૂકવા હુકમ કરત, પણ ગુણવરા રાણીએ હાથેપગે પડી આ ફજેતી બંધ રખાવી.

શૃંગભુજકુમારને યુવરાજપદે થાપ્યો ને પછી બધાએ ખાધું પીધું ને મોજ કરી.

# સમાજ અને સાહિત્યની નવાજૂની

[ જેમાં છપાનું કંઈક તત્ત્વ હોય એવા અખબારી ખબરો અને સાહિત્યપ્રવૃત્તિની માહિતીઓ અહીં સંગ્રહી છે ]

## સમાજ

"અમારી પાછળ કોઈને હેરાન ન કરશો, અમારી અગ્નિક્રિયા એક જ ચિતામાં કરશો, જીવતા સમાજ અમને એક માન્ય ન કરી શક્યો પણ છેલ્લા સંસ્કાર સાથે જ કરશો." કટાણાને ઉપરની મતલબના લખાણ સાથે બે પ્રણયીઓએ સમાજનાં બંધનોથી કૂવામાં પડીને પોતાના જીવનનો અંત આણ્યો છે. કહેવાય છે કે ખંભાત તાબાના હરીઆરા ગામના કણબી પટેલ જ્ઞાતિના એક યુવક અને યુવતિ બન્ને વિવાહીત હોવા છતાં પ્રેમમાં પડેલા. જ્ઞાતિના રિવાજ મુજબ એક પત્ની હોય ત્યાં સુધી બીજું લગ્ન થઈ શકે નહિ તે મુજબ યુવકે પોતાની પ્રથમ પત્ની સાથે છૂટાછેડા લીધા પણ યુવતિને જ્ઞાતિ અને તેના પતિ તરફથી છૂટાછેડા ન મળી શક્યા. જ્ઞાતિએ પણ તેમની વિનંતિ માન્ય ન રાખી અને બન્ને પ્રણયીઓ સમાજમાં ખુલ્લી રીતે સાથે ન રહી શક્યા. સમાજની સામે બળવો ન જગાવી શક્યા અને પોતાનો આખરી ઘાવ મૃત્યુને ભેટવા ગામ બહારના કૂવામાં પડી પોતાના જીવનનો અંત આણ્યો.

આ પ્રણયકિસ્સાથી ખૂબ જ સનસનાટી ફેલાઈ છે. બન્ને પ્રણયીઓની અંતિમ માગણી માન્ય રાખી જ્ઞાતિજનોએ બન્નેનો એક જ ચિતામાં અગ્નિસંસ્કાર કર્યો.

વડોદરાના એક મોટા અધિકારીની કુંવરીને થોડા વખત પહેલાં મુંબઈમાં ફર્સ્ટ ક્લાસમાં મોકલવામાં આવી હતી. આ કુંવરીનું મુંબઈમાં અવસાન થતાં તેને ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં વડોદરા લાવવામાં આવી હતી અને તેની અગ્નિવિધિ કરવામાં આવી હતી.

ખાવળા તાલુકાના દાસમ ગામમાં …

દાસમ ગામમાં રહેતા રહેમાન મિયાંભાઈ નામના એક ઇસમને તે જ ગામમાં રહેતા જીવા થાદા અને બીજાઓ સાથે જૂની અદાવતને કારણે તાજેતરમાં ઝઘડો થતાં ભયંકર મારામારી થવા પામી હતી.

આ મારામારીમાં રહેમાન સખ્ત રીતે ઘવાયો હોવાથી તેની પત્નીએ બીકના માર્યા પોતાનો અને પોતાના છોકરાનો જાન બચાવવા માટે પોતાના મકાનના બારણાં અંદરથી વાસી દીધાં હતાં. આથી ઉશ્કેરાયેલા જીવા થાદા અને તેના સાથીઓએ રહેમાનના મકાનનાં બારણાં તોડવાનો પ્રયત્ન કર્યો હતો પરંતુ તેમાં નિષ્ફળતા સાંપડતાં મકાન ઉપર સળગતા પૂળાઓ નાખી તેને બાળવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. પરંતુ તેવામાં ગામલોકો આવી પહોંચતાં આગને પાણીના સતત મારાથી બુઝાવી નાખવામાં આવી હતી. આ ભયંકર મારામારીના પરિણામે રહેમાન, તાજુ ઉમર, ફરમાન મિયાંભાઈ, હુસેન અને રસૂલ નામના શખ્સોને ગંભીર ઈજાઓ પહોંચી હોવાનું જણાય છે. રસૂલની સ્થિતિ ઘણી જ ગંભીર હોવાનું જણાય છે.

•

૧૯૪૬ના વર્ષનો રણજિતરામ સુવર્ણચંદ્રક શ્રી ધ્રુવ વરાય આચાર્યને અર્પણ કરવાનો ગુજરાત સાહિત્ય સભાએ નિર્ણય કર્યો છે.

ગુ. વ. સોસાયટીને વેધશાળા સ્થાપવા માટે જોશી ગિરિજાશંકર, શ્રી નંદલાલ બોડીવાળા તથા તેમના મિત્રોએ રૂ. ૧૦૦૦ મોકલી આપીને એ ફંડ ચાલુ રાખવાનું જણાવતાં સોસાયટીની કારોબારીએ ઠરાવ્યું છે કે તેમણે રૂ. ૨૫૦૦૦નું ફંડ એકઠું કરી આપવું અને ત્યાં સુધી એ રકમ અનામત તરીકે રાખવામાં આવશે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી

## સાહિત્ય

તરફથી નીચેની કૃતિઓ પ્રગટ થઈ છે. પ્રા. વિજયરાય ક. વૈદ્ય રચિત 'શુક્રતારક', શ્રી રામલાલ ચુનીલાલ મોદી રચિત 'બાલણ, ઉદ્ધવ અને ભીમ', દી. બ. કૃષ્ણલાલ ઝવેરી રચિત 'ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો' અને શ્રી ગોવિંદરાવ પાંડુરંગ ભાગવત રચિત 'ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ'.

હિંદના પૂર્વ કિનારે પોંડીચેરી (જે ફ્રેન્ચ કબજામાં છે અને જ્યાં શ્રી અરવિંદ યોગની ઉપાસના કરે છે) પાસે રોમન સામ્રાજ્યના પ્રાચીન અવશેષો સંશોધકોને મળી આવ્યા છે. પોંડીચેરીના દરવાજા પાસે ઈ. સ. પૂર્વેની બીજી સદીમાં એક રોમન નગર હશે એમ અવશેષો પરથી સંસ્કૃતિના અભ્યાસીઓ માને છે. લંડનમાં લેડનહોલ સ્ટ્રીટ પાસે પણ રોમન શહેરના અવશેષો તાજેતરમાં મળી આવ્યા છે.

મુંબઈ યુનિવર્સિટીએ પશ્ચિમ હિંદના ઈ. સ. ૩૦૦થી ૧૩૦૦ સુધીના સિક્કાઓ વિશે સંશોધન કરવા માટે પ્રો. મંજુલાલ મજમુદાર (વડોદરા કૉલેજના ગુજરાતીના પ્રાધ્યાપક)ની સ્પ્રિંગર રિસર્ચ સ્કૉલર તરીકે નિમણૂક કરી છે.

[નવસંભલનો દસમા વર્ષનો પ્રથમ અંક 'ધર્માંક' તરીકે પ્રસિદ્ધ થયો છે. દળદાર અંકમાં નિબંધો, ધાર્મિક કથાઓ, કાવ્યો વગેરે વિભાગો છે. અંક સચિત્ર છે.

'ભરતબાહુબલી સુભાષિ'ના શ્રી ઉત્તમચંદ મોહનલાલના મૂળ અંગ્રેજી લખાણનો શ્રી નિરંજન વર્મા અને શ્રી જયમલ પરમારે કરેલો અનુવાદ ભારતી સાહિત્ય સંઘે પ્રગટ કર્યો છે.

'અંધારના ટીમાડા' એ નામે ટૉલ્સ્ટૉયના Power of Darkness નું શ્રી ભૂગરા કર મો. ભટ્ટે કરેલું ભાષાન્તર પ્રસિદ્ધ થયું છે.

'નવું જીવતર' નામે શ્રી. નાથાલાલ દવેનો નવલિકાસંગ્રહ સરસ્વતી પ્રકાશન મંદિરે (ભાવનગર) પ્રગટ કર્યો છે.

## છૂટક 'કહાની' મળવાનાં સ્થળો

મેસર્સ એ. એચ. વ્હીલર રેલ્વે બુકસ્ટોલ

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો બો. ૬૨૦, મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો બો ૩૯૩, મોમ્બાસા

## —: લવાજમ ભરવાનાં સ્થળો :—

આદર્શ પુસ્તક ભંડાર
ધનજીભાઈની ફેક્ટરી સામે, રાયખડ : અમદાવાદ

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ . મુંબઈ–૨
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ અમદાવાદ
રાડીપોળ સામે, ગવપુરા વડોદરા

## વાર્તા મોકલનાર માટે

☆ "કહાની"માં વાર્તા સિવાય બીજું કંઈ છપાતું નથી

☆ 'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને અંગત કરવાના હક લેખકના પોતાના રહે છે મૂળ) અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે

☆ વાર્તા મોકલનારે વાર્તાનો સ્વીકાર–અસ્વીકાર જાણવા ૦–૦–૯ની ટપાલ–ટિકિટ બીડવી.

☆ વાર્તા પરત જોઈતી હોય તો તે માટે પણ આવશ્યક ટપાલ–ટિકિટો બીડવી

☆ આવશ્યક ટપાલ–ટિકિટો મળ્યા સિવાય કાર્યાલય કશો જ પત્રવ્યવહાર કરવા બંધાયેલ નથી.

---

ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

અંક છઠ્ઠો — મે '૪૬




कथ्येषु रम्या कथा




લેખક
ચાંદ્રગુપ્ત

રસ્તાને કાંઠે આવેલા વિદ્યુતસ્તંભ સાથે પાટિયું લટકતું હતું : 'બસ સ્ટોપ'

દોડી જતી બસને ત્યાં વિરમવાનું હતું. એ પાટિયા નીચે વિરામ લેતી—બસની રાહ જોતી વ્યક્તિઓને ઇચ્છિત સ્થાને પહોંચાડવાની હતી.

વટદાર વસ્ત્રોમાં સજ્જ થયેલ એક ગૃહસ્થ એ પાટિયા નીચે ઊભા હતા. સોનાની ફ્રેમવાળાં ચશ્માંમાંથી ચારે પાસ એમની વેધક નજર ફરતી હતી.

રસ્તા પરથી પસાર થનારાં એમની તરફ કુતૂહલભરી નજર ફેંકતાં જતાં હતાં. ઊભેલા ગૃહસ્થને એ કુતૂહલ સમજાતું નહોતું.

એમ ને એમ ઘણી પળો વીતી ગઈ. ન બસ આવી કે ન બસનો બેસનાર કોઈ પોતાના જેવો ઉતારુ.

રાહ જોવાની ય કોઈ હદ તો હોય જ ને ? એ કંટાળ્યા. બે કદમ આગળ વધી એક રાહદારીને પૂછ્યું : 'ભાઈ ! અહીં બસ ક્યારે મળે છે ?'

'બસ !!' પેલો સાશ્ચર્ય બોલી ઊઠ્યો.

'હા હા, બસ જ તો.'

'શ્રીમાન !'આપ ભૂલમાં તો નથી ને !'

'ભૂલમાં કેમ ?'

'આ મુંબઈ–અમદાવાદ નથી.'

'એટલે ?'

'એટલે એમ કે અહીં બસ ચાલતી નથી.'

'પણ આ પાટિયું છે ને !' એમણે પાટિયા તરફ આંગળી ચીંધી.

'બસ સ્ટોપ' પેલાએ ઊંચું જોઈને વાંચ્યું 'ઓહ !' એ હસી પડ્યો.

'કેમ હસો છો ?'

'અહીં બસ શરૂ થવાને હજી વા...૨ છે.' બોલતાં બોલતાં એણે 'હજી વાર' પર ખાસ ભાર મૂક્યો.

'સમજ્યો, સમજ્યો. આ તો માત્ર બસની જાહેરાત જ છે.'

હસતા હસતા બંને જુદા પડ્યા.

બે વર્ષ પછી—

મજકૂર વ્યક્તિ એ જ 'બસ સ્ટોપ' તરફ પગલાં માંડી રહી હતી. તેની નજર પાટિયા પર પડી. નજર પાટિયા પર ઠરી ન ઠરી ને પાટિયા પરથી નીચે સરકી પડી.

'આ શું !' તેનાથી બોલાઈ ગયું.

એક દિવસ જ્યાં પોતે એકલા જ અડધો કલાક

સુધી ઊભા રહી જતાઆવતા રાહદારીઓના કુતૂહલનો વિષય થઈ પડેલ ત્યાં—

આજે બસ માટે રાહ જોઈ ઊભેલાં ઉતારુઓની લંગાર લાગી પડી હતી. પુરુષો, સ્ત્રીઓ, બાળકો એકકતાર થઈને ઊભાં હતાં. ઊનાળાનો ધીખતો બપોર હતો, છતાં જાણે કોઈને તડકાનો સ્પર્શ સરખો થતો નહોતો.

એ ગૃહસ્થ હજી ઉતારુઓની કતાર પાસે પહોંચે પહોંચે ત્યાં તો આગગાડીના ડબા જેવી લાલ બસ આવીને ઊભી રહી. કંડક્ટરે 'બસ સ્ટૉપ'નું નામ, પોકારી ભૂલકણાં ઉતારુઓને એમને ઊતરવાના સ્થળની યાદી આપી.

ઊતરનારાઓને ઊતરવા દીધા વિના ચડનારાંઓ ચડી જવા માટે ધક્કામુક્કી કરવા લાગ્યાં. બધી બેઠકો ભરાઈ ગઈ. આઠ જણ રહી ગયાં. બીજી બસની રાહ જોવાનું એમણે શરૂ કરી દીધું. પોતાને ભાગ્યશાળી માનતાં, બસમાં બેસી ગયેલાં ઉતારુઓ ચાલતી બસે એમની તરફ સગર્વ જોઈ રહ્યાં.

'ભાઈ ! કેટલો વખત થયો બસ શરૂ થયાને ?' પેલા ગૃહસ્થે પોતાની આગળના ગૃહસ્થને પૂછ્યું.

'દોઢેક વર્ષ થવા આવ્યો હશે. કેમ પૂછવું પડ્યું ?'

'અમસ્તાં જ. જાણવા પૂરતું જ.'

પાંચ મિનિટમાં તો બીજી બસ આવી ઊભી બધાં અંદર ગોઠવાયાં એટલે બસ ઊપડી.

દોડી જતી બસમાં બેઠાં બેઠાં ગૃહસ્થને બે વર્ષ પહેલાંનો પેલો કંટાળાભર્યો અડધો કલાક યાદ આવ્યો.

*

પાંચ વર્ષ વીતી ગયાં.

પેલા ગૃહસ્થ ફરી એ નગરમાં આવી ચડ્યા. પળેપળ પલટાતી દુનિયામાં પાંચ વર્ષમાં તો કેવા કેવા પલટા થઈ જાય છે ! એ નગરમાં પણ ઘણાં ઘણાં પરિવર્તનો થઈ ગયાં હતાં.

રસ્તામાં ક્યાંય બસ ન દેખાણી એટલે ગૃહસ્થ આશ્ચર્ય પામ્યા. ચાલતાં ચાલતાં એ પેલા પરિચિત થાંભલા પાસે જ આવી ઊભા. ઉપર જોયું તો 'બસ સ્ટૉપ'નું પાટિયું હજી લટકતું હતું.

પણ......પણ આ શું ? જ્યાં પાંચ વર્ષ પહેલાં ઉતારુઓની કતાર લાગતી હતી ત્યાં આજે એક પણ વ્યક્તિ નજરે કાં પડતી નહોતી ? એમનું આશ્ચર્ય અને જિજ્ઞાસા પળેપળ વધી રહ્યાં હતાં. એમણે વિચાર કરી જોયો પણ કંઈ નિવેડો આવી શક્યો નહિ. દરેક મિનિટ એમ ને એમ વહી ગઈ. બસ ન આવી.

'અરે, ગયા વખતે તો તુરત જ બસ મળી હતી. પૂછવા દે કો'કને. આ બધો શો ગોટાળો છે !' એ મનોમન બોલી ઊઠ્યા.

એક સજ્જન જેવા લાગતા રાહદારીને પાડી પડ્યો. પૂછ્યું: 'ભાઈ, અહીં બસ ક્યારે મળશે ?'

'બસ !' એણે તાજુબી વ્યક્ત કરી.

'હા હા, મારે એમાં જવું છે.'

'આપ ક્યાંથી આવો છો ?'

'અમદાવાદથી.'

'છેલ્લા અહીં ક્યારે આવેલા ?'

'પાંચેક વર્ષ પૂર્વે.'

'ઓહ !' એ હસ્યો.

ગૃહસ્થને સાત વર્ષ પૂર્વેના પ્રસંગનું સ્મરણ થયું. જાણે આજ એનું પુનરાવર્તન થઈ રહ્યું હોય એમ એમને લાગ્યું.

'કેમ ભાઈ હસો છો ?' એમણે લગભગ બઘા-વરા બનીને પેલાને પૂછ્યું.

'શ્રીમાન, આ સામે જુઓ.' એણે રસ્તા પર કામ કરતા મજૂરો તરફ આંગળી ચીંધી.

ગૃહસ્થે પોતાની નજર ત્યાં સ્થિર કરી. કંઈ ન સમજાવાથી એમણે પ્રશ્ન કર્યો: 'શું કરે છે એ લોકો ?'

'શું કરે છે ? ટ્રામના પાટા નાખે છે.'

'ટ્રામના પાટા નાખે છે ?'

'*હા, શ્રીમાન. સમજ્યા હવે ?*'

'એટલે કે બસ......'

'એટલે કે બસનો જમાનો ગયો હવે. હવે તો ટ્રામનો જમાનો આવ્યો, ટ્રામનો. આ ટ્રામના પાટા નાખવાનું કામ ચાલે છે એટલે છેલ્લા એકાદ મહિના-થી બસ દોડતી બંધ થઈ ગઈ છે.'

'પણ આ પાટિયું તો છે ને !' એમણે 'બસ સ્ટૉપ'ના પાટિયા ભણી જોઈને પૂછ્યું.

'હા, પણ એમાં શું લખ્યું છે ?'

'બસ સ્ટૉપ.'

# સુંદરજી કરોડાધિપતિ કેમ થયા?

લેખક
ડુંગરશી ધરમશી સંપટ

"મારો સુંઘો ક્યાં છે, ભાઈ હીરા!" વૃદ્ધ શવોકાકો બજારમાં આવેલી ઊંચી પડથારવાળી દુકાનમાં લાડુ, પેંડા, બરફી વગેરે મિષ્ટાન્નોના થાળની સામે બેઠેલા હીરા કંદોઈને પૂછતો હતો. "બેટા, આજે ત્રણ ત્રણ દિવસથી એનું મોં દેખાયું નથી."

"મને શું ખબર તમારા સુંઘાની! મારા ખીસ્સામાં થોડા જ સંતાડ્યો છે કે હું તમને કાઢીને આપી દઉં?" હીરો કંદોઈ જરા ઉગ્ર થતાં બોલ્યો.

"મારા સમ છે, હીરા! સાચી વાત કહે. તું એનો ભાઈબંધ છે. તને ખબર ન હોય તો બીજા કોને ખબર હોય? તું તો એનો લંગોટિયો દોસ્ત!" વૃદ્ધ-શવાકાકાએ આજીજી કરી.

"જાઓ પેલા વેલા કંદોઈને ઘેર, કદાચ ત્યાં હોય!" હીરાએ કંટાળીને કહ્યું.

વૃદ્ધ શવો હાથમાંની લાકડી ઠપકારતો ઠપકારતો વેલા કંદોઈને ઘેર આવ્યો. બારણું બંધ હતું. બારણું ખખડાવ્યું. કોઈએ જવાબ ન આપ્યો. વૃદ્ધે લાકડી જોરથી બારણા પર ઠોકી.

જનસમૂહ હંમેશાં કુતૂહલપ્રિય હોય છે. જરાક કંઈક હોય તો લોકોને એકઠા થતાં વાર લાગતી નથી. જોતજોતાંમાં તો વેલા કંદોઈના ઘર પાસે પચાસ-સો માણસોનું ટોળું ભેગું થઈ ગયું.

"વેલા કંદોઈના ઘરમાં જુગારીઓ ભેગા થયા છે. દિવાળી આવે છે એટલે વેલા કંદોઈનું ઘર જુગારખાનું જ બની જાય છે." મોટી ફાંદવાળા ઠાકરશી શેઠ બોલી ઊઠ્યા.

"સુમરા પોચીને રોજ એને ઘેર જતો હું જોઉં છું." કાનજી કારડિયાએ ટાપસી પૂરી. "અને વેલાને તો જુગાર સિવાય બીજો કંઈ ધંધો જ ક્યાં છે?"

"હરજીવન ભાટિયો પણ એમાં ભરાયો છે. આજે સવારે મેં એને આ ઘરમાં જતો જોયો હતો." લખમશી ખત્રી બોલી ઊઠ્યો.

"અરે, પેલો લાલજી લોહાણો ય ક્યાં ઓછો છે! એ તો વેલાના ઘરનાં પગો-પાયથે જ રહે છે." નાનજી સોનીએ પણ કહી નાખ્યું.

લોકો વધારે ને વધારે ભેગા થવા માંડ્યા. થોડી વારમાં તો બસો-ત્રણસો માણસો ભેગા થઈ ગયા. બધા જુગારીઓ ઉપર ઉશ્કેરાયા હતા. એમણે વેલા કંદોઈનાં બારણાં ધમધમાવી નાખ્યાં. કેટલાક વળી બારણાં તોડવાની પણ સલાહ આપવા લાગ્યા. અંદર બેઠેલા જુગારીઓ લોકોના ઉશ્કેરાટ અને ઉગ્રતા જોઈને ચોંકી ઊઠ્યા. ગભરાઈને એમણે બારણું ઉઘાડ્યું. સાત-આઠ જુગારીઓ નીચું માથું કરીને એક પછી એક બહાર નીકળ્યા.

વેલો, સુમરો, હરજીવન, લાલજી વગેરે બધા બહાર નીકળ્યા. લોકોએ એમના તરફ ખૂબ ધિક્કાર વરસાવ્યો અને ગાળો કાઢવા માંડી. સૌથી છેલ્લે શવાકાકાનો સુંઘો નીચી નજરે બહાર નીકળ્યો. શવાકાકા બારણા પાસે જ ઊભા હતા. સુંઘાને જોઈ એમણે પોતાના હાથમાંની લાકડી એના માથા પર ફટકારી: એક, બે, ત્રણ, ચાર...દસ, બાર લાકડી એમણે કંઈ પણ બોલ્યા વિના એના માથા પર વીંઝી. સુંઘો ભાગવાનો લાગ જોતો હતો. ચોતરફ માણસો ઘેરીને ઊભા હતા. આખરે લાકડીઓનો માર અસહ્ય બનતાં તેણે એક મોટો કૂદકો માર્યો. તે ઠાકરશી શેઠની મોટી ફાંદ સાથે અફળાયો. ઠાકરશી શેઠ ઊભા હતા ત્યાં ને ત્યાં બેસી ગયા. બધા ઠાકરશી શેઠની સારવારમાં પડ્યા. કોઈ એમને હવા નાખવા મંડ્યા, કોઈએ

---

'સમજ્યા એનો અર્થ?'

'એનો અર્થ?'

'હા—એનો અર્થ એ કે બસ સ્ટોપ (બંધ) થઈ ગઈ.'

'બસ! બસ સ્ટોપ!!'

'હા, બ...સ સ્ટો...પ.' પેલાએ લહેકા સાથે કહી ચાલતી પકડી.

ગૃહસ્થે એક નજર, જમીનના જિગરમાં ઘાવ કરતાં કરતાં પરસેવે રેબઝેબ થઈ ગયેલા મજૂરો તરફ ફેંકી અને ઊંચે 'બસ સ્ટોપ'ના પાટિયા તરફ જોયું.

સાત વર્ષ પૂર્વે, ચાલુ થનારી બસની જાહેરાત સમું લાગેલું એ પાટિયું આજ એમને બંધ પડેલી બસના સ્મારક-રૂપે લટકી રહેલું લાગ્યું.

સુંધાને અને શવાકાકાને બે–ચાર ગાળો પણ ચોપડી દીધી. બેસ વતી હવા ખાના ઠાકરશી શેઠ મહા-મુશ્કેલીએ ઊભા થયા. કરડાકીથી તેઓ શવાકાકા તરફ જોતા પોતાના ઘર તરફ ચાલ્યા. શવાકાકા બીચારા પોતાની લાકડી ઠપકારતા ઠપકારતા ઘરે ચાલ્યા. આ બધી ધમાલમાં સુધો આબાદ છટકી ગયો હતો.

કચ્છના ગુંદિયાળી ગામના રહેવાસી શિવજી ભણશાળીનો પુત્ર સુંધો (સુંદરજી) નાનપણથી જ ખરાબ સોબતને લીધે વંઠી ગયો હતો. શવાકાકાએ એને ભણાવવા ખૂબ માથાકૂટ કરી પરંતુ સુંદરજી તો નિશાળના માસ્તરને છૂટી પાટી મારીને અનેક વખત નિશાળમાંથી નાસી જતો હતો. તે ઘરમાંથી ચોરી કરતો, જુગાર રમતો અને લોફરોની સાથે રાત–દી રખડ્યા કરતો. બીચારા શવજીકાકા એને ખૂબ સમજાવતા, કદી કદી ધમકાવતા અને મારકૂટ પણ કરતા, કયારેક તો એ તેને ઓરડામાં પણ પૂરી રાખતા, પરંતુ સુંદર ન સુધર્યો તે ન જ સુધર્યો.

સુંદરને થોડુંઘણું વાંચતાં–લખતાં આવડ્યું હતું, પરંતુ એનું ચિત્ત તો જુગારમાં અને વ્યસનોમાં જ હતું. શિવજી આબરૂદાર ગૃહસ્થ ગણાતા. એમણે વેપારમાં થોડો પૈસો ભેગો કર્યો હતો 'પરણાવશું એટલે માથે ધોંસરી આવવાની ને સુધો સુધરી જશે.' એવું વિચારી શિવજી કાકાએ નાનપણમાં જ એનાં લગ્ન કરી નાખ્યાં. પણ સુંદર તો દિવસે દિવસે વધારે ને વધારે બગડતો જતો હતો. ધંધો કરવાનું તો એને ગમતું જ નહિ. જુગાર, ચોરી અને વ્યસનોમાં જ એ રચ્યોપચ્યો રહેતો. એ એક છોકરાનો બાપ થયો છતાંય એનામાં સુધારાનાં જરા ય લક્ષણો દેખાતાં નહોતાં.

સુંદરજી થોડા દિવસ પહેલાં જ પોતાની પત્નીની સોનાની સાંકળી ઉપાડી ગયો હતો અને કચ્છ–માંડવીમાં જઈ વેચી આવ્યો હતો. એની એને ચારસો કોરી ઊપજી હતી. ગામના આઠ–દશ જુગારીઓ સાથે વેલા કરાઈના ઘરમાં એ જુગાર રમવા ગયો હતો. દિવાળી નજીક આવતી હતી એટલે વેલાએ મીઠાઈના ટોકરા ભરી રાખ્યા હતા એટલે જુગારીઓ આ મીઠાઈ બજાર કરતાં ત્રણ ત્રણ ચાર ચાર ગણા ભાવે લઈને ખાતા હતા અને જુગાર રમતા હતા. ત્રણ ત્રણ દિવસ સુધી આ જુગારનો અડ્ડો ચોવીસે કલાક ચાલ્યો. આખરે લોકોને શંકા પડતાં વેલા કરાઈના ઘર પર દરોડો પાડ્યો હતો.

રાતે આઠ વાગ્યે લપાતો–છુપાતો સુંદરજી ઘેર આવ્યો. ઘરમાં મા, પત્ની, બાપ, ભાઈઓ અને અન્ય કુટુંબીઓએ એને ખૂબ ધમકાવ્યો. બધાંએ જેમ ફાવ્યું તેમ એને ગાળો દીધી. બાપે આખ એનાથી કંટાળી એને ભાગ વહેંચી આપ્યો અ જુદા રહેવા કહ્યું: "જા કપૂત, કમા અને ખા. હ અમારું લોહી પીશ નહિ. જા તારું કાળું કર. પણ સુંદરજીને કયાં ધંધો કરવો હતો! એને તે ભાવતું'તું ને વૈદે બતાવ્યું. એના હાથમાં પોતાન ભાગની હજાર–બારસો કોરી રોકડી આવી. પછ જોઈએ શું! પત્ની અને બાળકને લઈને તે જુદ રહેવા ચાલ્યો ગયો. હવે તો એણે કોઈની શરમ રાખ્યા વિના છૂટથી જુગાર અને બીજાં વ્યસનોમ પૈસા ઉડાવવા માંડ્યા. એક મહિનામાં તો એણે બધુ સફાચટ કરી નાખ્યું. એની પાસે ફૂટી બદામે રહી નહિ

આખરે સુંદર કંટાળ્યો. ઘરમાં કંઈ હતું તે નહિ હવે બૈરીને અને છોકરાને ખવરાવે શું? પણ હિંદુઓમાં એક રિવાજ બહુ જ મજાનો છે. પત્નીને પોષવાની તેવડ ન હોય તો મોકલો પિયર. બીચાર છોકરીનાં માબાપના ભોગ. એમને તો દીકરીને પાળ્યે વિના છૂટકો જ નહિ. સુંદરજીએ પણ એ જ માર્ગ લીધો. એણે પત્નીને બાળક સાથે પિયર મોકલી દીધી.

સુંદરજી હવે આ જુગારી અને વ્યસની વૃત્તિઓથી ખૂબ કંટાળ્યો. આ બધાં વ્યસનોએ જ પોતાના જીવનની બરબાદી કરી છે એમ હવે એને સમજાયું. એણે નાનપણમાં અનેક માણસોએ ભગવાન પાસે તપ આદર્યાની વાર્તાઓ સાંભળી હતી. અનેક તપ કરનાર ભક્તોને ભગવાને પ્રસન્ન થઈ વરદાન આપ્યાનું સમર્થન અનેક વાર્તાઓમાં હતું. એના મનમાં પણ વિચાર ઝબકયો: 'હું પણ શા માટે તપ ન કરું! પણ ભગવાન વરદાન આપશે!'

ગામને પાદર ભગવાન શંકરનું મંદિર હતું. સુંદરે તો અહીં તપ આદર્યું. સ્નાન કરી મંદિરના ઓટલા પર પદ્માસન લગાવી એણે 'ૐ નમઃ શિવાય'ના મંત્રનો જાપ શરૂ કર્યો. ખાવુંપીવું તદ્દન મૂકી દીધું. ઉપવાસો કરવા માંડ્યા. એક, બે, ત્રણ, ચાર, પાંચ દિવસો પસાર થઈ ગયા પણ શંકર પ્રસન્ન થયા નહિ.

આખરે ધીરજની અવધિ આવી. સુંદરને ભગવાન પર ગુસ્સો ચડ્યો. તે પોતાનું માથું શંકરના લિંગ સાથે પછાડીને મરી જવા તૈયાર થયો. એકાએક એ ચમક્યો. એના અંતરમાં કોઈકનો અવાજ ઊઠ્યો: 'આપઘાત કરીશ મા. ધીરજ ધર.' સુંદરજીએ મંદિરની બહાર આવી ફરી પદ્માસન લગાવી 'ૐ નમઃ શિવાય'નો જાપ શરૂ કર્યો.

એ જ રાત્રે એને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં ભગવાન શંકરે એને કહ્યું: 'ભૂજના નગરશેઠને ત્યાં જા. તારી ઇચ્છાઓ પરિપૂર્ણ થશે.'

સવારમાં ઊઠી સુંદરજી ઘેર આવ્યો. ઘણા દિવસથી પુત્રને ન જોવાથી વૃદ્ધ બાપ બેબાકળો બની ગયો હતો. એણે એને પાસે બેસાડીને પ્રેમપૂર્વક જમાડ્યો. સુંદરજીએ પોતાના સ્વપ્નની વાત બાપને કહી. બાપે એને હર્ષપૂર્વક ભૂજ જવાની રજા આપી. સાંજ પડતાં તે ભૂજ તરફ ચાલી નીકળ્યો.

બીજે દિવસે તે ભૂજમાં આવી નગરશેઠ શવરાજ શાહને મળ્યો. નગરશેઠ શિવજી બ્રહ્મક્ષત્રીને ઓળખતા હતા. શેઠે કહ્યું: "સુંદર, તું હવે મોટો થયો. હવે તારે કાંઈક ધંધો કરવો જોઈએ. બીચારા વૃદ્ધ બાપને છતે દીકરે વિસામો ન મળે એ કેટલું ખરાબ ગણાય?"

"શેઠ, મારી પાસે ફૂટી બદામે નથી. ધંધો શી રીતે કરું?"

"મૂડી માટે ચિંતા ન કર. ધંધો કરીશ તો મૂડીને માટે વાંધો નહિ આવવા દઉં. બોલ, કયો ધંધો ફાવશે?" નગરશેઠે પૂછ્યું./

"ઘોડાઓનો ધંધો કરીશ. ગામના અજાજી જાડેજાએ મને ઘોડાઓને પરખવાનું શિખવાડ્યું છે. હું કચ્છના ઘોડાઓ બીજા દેશોમાં વેચવા લઈ જઈશ."

"કેટલી મૂડી જોઈશે તારે?"

"હમણાં આઠ-દસ હજાર કોરી બસ છે." સુંદરે જવાબ આપ્યો.

નગરશેઠે એ જ સમયે મુનીમને બોલાવી દસ હજાર કોરી ગણી આપી. સુંદરજીએ ગામડાંઓમાં જઈ ઘોડા ખરીદવા માંડ્યા. બારેક સારા ઘોડાઓ ખરીદી તે માંડવી આવ્યો. વહાણમાં ઘોડાઓ ભરી તે મલબાર તરફ ઊપડ્યો અને ત્યાંના કાનાનોર બંદરે ઊતર્યો.

કર્નલ મોંટગોમરીનો નિવાસ એ વેળા આ બંદરમાં હતો. આ વખતે ટીપુ સુલતાન સાથે અંગ્રેજોને યુદ્ધ ચાલતું હતું એટલે અંગ્રેજોને ઘોડાઓની ખૂબ જરૂર હતી. કર્નલે સુંદરજીના ઘોડાઓ જોયા. એમને પસંદ આવ્યા. એમણે એ ખરીદી લીધા અને બીજા ઘોડાઓ જલદી લાવી આપવાનું જણાવ્યું. સુંદરજીને ઘોડાઓનાં બમણાં નાણાં ઊપજ્યાં.

સુંદરજીએ બીજા પંદર ઘોડાઓ કચ્છમાંથી લાવી કર્નલને આપ્યા. આમાં પણ સુંદરજીને સારો લાભ થયો. વળી એણે પચ્ચીસ ઘોડાઓ લાવી ટીપુ સુલતાનના આડતિયાને વેચ્યા. આમ એ ટીપુ સુલતાન અને અંગ્રેજો એમ બંને પક્ષોને ઘોડાઓ વેચવા લાગ્યો. આમાં એને સારો નફો મળતો. કર્નલને આ વાતની ખબર પડી ત્યારે એણે સુંદરજીને બોલાવી બે લાખ રૂપિયાના ઘોડા કચ્છમાંથી જલદી લાવી આપવાનો કોન્ટ્રાક્ટ કરી લીધો. સુંદરજીને બે લાખ રૂપિયા રોકડા મળ્યા, પણ આ રૂપિયા કચ્છમાં શી રીતે પહોંચાડવા એ એને માટે મહાન મૂઝવણનો પ્રશ્ન થઈ પડ્યો.

આખરે એણે બે લાખ રૂપિયાનાં કીમતી મોતી ખરીદ્યાં. ત્યાંથી એ મુંબઈ ગયો. ત્યાં બે લાખનાં મોતી વેચ્યાં. નસીબની ચડતી કળા હોઈ બે લાખનાં મોતીના ત્રણ લાખ એને ઊપજ્યા. ત્યાંથી તે કચ્છમાં આવ્યો. કોન્ટ્રાક્ટ મુજબ સુંદરજીએ અંગ્રેજોને ઘોડાઓ મોકલાવ્યા. કર્નલ ઘોડાઓ જોઈ ખુશી થયો. એણે એને સર્ટિફિકેટ લખી આપ્યું. સુંદરજી તો હવે સુંદરજી શેઠ બન્યો. એણે મુંબઈમાં પોતાની શાખા ખોલી. ત્યાં એને કેપ્ટન બેરીની ઓળખાણ થઈ. આથી એને સૈનિકખાતા સાથે ગાઢ સબંધ બંધાયો. સૈનિકખાતાનો તે મુખ્ય કોન્ટ્રાક્ટર બન્યો.

સુંદરજીએ પોતાનું કાર્યક્ષેત્ર વિકસાવ્યું. હિંદુસ્તાનમાં એની લગભગ ચાલીસેક શાખાઓ જુદાં જુદાં સ્થળોએ સ્થપાઈ. એનો વેપાર વધતો ચાલ્યો. પરંતુ મુખ્યત્વે તો તે અંગ્રેજ સરકારનાં સૈન્યોને ખોરાકી, પોશાકી, ગાડીઓ, શસ્ત્રો વગેરે પૂરું પાડવાના કોન્ટ્રાક્ટો લેતા હતા. આ સિવાય તેમણે રાજા-રજવાડાઓને અને અન્ય વેપારીઓને નાણાંની ધીરધાર કરવા માંડી.

ધીમે ધીમે સુંદરજી શેઠની સમૃદ્ધિ વધતી ગઈ. મોટાં મોટાં દેશી રાજ્યો પણ આર્થિક મદદ માટે સુંદરજી શેઠ પાસે આવવા માંડ્યાં. અંગ્રેજોના સુંદરજી શેઠ પર ચારે હાથ હતા. રાજા-રજવાડા પણ સુંદરજી શેઠનો હુકમ

બજાવવા એકપગે રહેતાં. જુનાગઢ, પોરબંદર, નવાનગર, ભાવનગર, મોરબી વગેરે રાજ્યોના રાજાઓ સુંદરજી શેઠના મિત્રો બન્યા હતા. મોટા મોટા સરકારી અમલદારો પણ સુંદરજી શેઠના પરમ સ્નેહીઓ જેવા બની ગયા. સમય આવ્યે સુંદરજી શેઠ રાજા-રજવાડાંઓને આર્થિક મદદ આપતાં પાછી પાની કરતા નહિ. કચ્છના મહારાવ ભારમલજીને અંગ્રેજો તરફથી થતી અડચણો અને ત્રાસોમાંથી આ શેઠે જ ઉગાર્યા હતા. આથી કચ્છમાં પણ એમનું માન મોટા ગરાસદારો જેટલું હતું એક દિવસનો જુગારી, વ્યસની, રખડુ સુધી આજે સુંદરજી શેઠ બન્યો હતો. મોટાં મોટાં રાજ-રજવાડાં એના ચરણો ચૂમતાં હતાં. શી નસીબની બલિહારી!

સુંદરજી શેઠના નસીબનો સિતારો દિનપ્રતિદિન વધારે ચમકાર કરતો હતો. બધાં રાજ્યોએ એમની સેવાનો બદલો વાળવા એમને આઠ-દસ ગામો અર્પણ કર્યાં હતાં. આ ગામો વંશપરંપરાની બક્ષિસ હતા. મુંબઈ સરકારે પણ વિલાયતથી પરવાનગી મંગાવી નડિયાદ પાસેનું ઉત્તરસંડા ગામ એમને ત્રણ પેઢી સુધી બક્ષિસ આપ્યું. આ ગામોમાંથી દર વર્ષે એમને લાખો રૂપિયાની આવક થતી. કાઠિયાવાડનાં રાજ્યોની ખંડણી ઉઘરાવવાનું કામ અંગ્રેજોએ પોતાના હાથમાં લીધું હતું. આથી અંગ્રેજો તરફથી કર્નલ વૉકર કાઠિયાવાડમાં સૈન્ય સાથે આવ્યા. કોઈ અનુભવી માણસની જરૂર હોવાથી સુંદરજી શેઠને તેમની સાથે મોકલવામાં આવ્યા. સુંદરજી શેઠે સંતોષકારક કામ આપવાથી કર્નલ વૉકરના તેઓ મિત્ર બની ગયા.

કર્નલ વૉકર રજા ઉપર ગયા પછી એની જગ્યાએ કૅપ્ટન બેલેન્ટાઈન આવ્યા. એ જરા તુમાખી સ્વભાવ ના હતા. એને એક હિંદીનું આવું સર્વોપરીપણું ખૂચ્યું. આથી એણે સુંદરજી શેઠની કેટલીક સૂચનાઓનો અનાદર કર્યો. પરંતુ સુંદરજી શેઠનો તે વાંકો વાળ પણ કરી શકે તેમ નહોતું. માત્ર એણે કેટલીક વાર સુંદરજી શેઠની સલાહને અવગણવા માંડી.

સુંદરજી શેઠની સમૃદ્ધિનો પાર નહોતો. પરંતુ શારીરિક સુખ એમને નહોતું. એમને ભગંદર થયું હતું ઘણાજ ઉપચારો કરવા છતાં એ મટતું નહોતું. રાતોના રાતો એમને આ પીડાને લીધે ઉજાગરા કરવા પડતા. એક વખત તેઓ વડોદરા આવ્યા ત્યાં એકાએક આ વ્યાધિ ઊપડ્યો. તેઓ રાજ્યના મહેમાન તરીકે આવ્યા હતા એટલે શ્રીમાન ગાયકવાડ જાતે એમની તબિયત જોવા એમના રહેઠાણ પર આવ્યા. આ સમયે મુંબઈના ગવર્નર પણ વડોદરામાં હોવાથી તેઓ પણ ગાયકવાડ સાથે સુંદરજી શેઠની તબિયત જોવા આવ્યા. કોઈ પણ ગૃહસ્થની તબિયત જોવા શ્રીમંત ગાયકવાડ જાતે આવે એ જનતા માટે આ પહેલો જ બનાવ હતો. ગવર્નર જેવા મહાન સરકારી અમલદાર પણ સુંદરજી શેઠને કેટલું માન આપતા એ આ દાખલા પરથી સમજાશે

સુંદરજી શેઠે ધીમે ધીમે વેપાર-કાર્યમાંથી નિવૃત્તિ લીધી. આખરે સગાંસ્નેહીઓની સલાહથી તેઓ પોતાના પુત્રો અને ભત્રીજાઓને વેપાર-કાર્ય સોંપી મોટા રસાલા સાથે બદરીનારાયણની યાત્રા કરવા ઊપડી ગયા.

આ બધો રસાલો દિલ્હી પહોંચ્યો. દિલ્હીમાં મોટા તંબૂઓ બાંધી બધા ત્યાં ઊતર્યા. ત્યાં તો સમાચાર મળ્યા કે દિલ્હીના બાદશાહ બહાદુરશાહ જાતે સુંદરજી શેઠને મળવા આવે છે. બહાદુરશાહને સરકારે પદભ્રષ્ટ કર્યા હતા. એમને વર્ષાસન અપાતું. આ વર્ષાસન બાદશાહી મોભા પ્રમાણે ઓછું હતું. સુંદરજી શેઠે બાદશાહનું સારું સ્વાગત કર્યું. બાદશાહે પોતાની મુશ્કેલી એમને કહી સંભળાવી.

રસાલો દિલ્હીથી પ્રયાગ પહોંચ્યો. ત્યાં સુંદરજી શેઠે સંયુક્ત પ્રાંતના ગવર્નરને મળી દિલ્હીના બાદશાહના વર્ષાસનમાં યોગ્ય વધારો કરવાનું જણાવ્યું. ગવર્નરે એમની સૂચના મુજબ કરી આપ્યું.

હરદ્વારમાં પહોંચી સુંદરજી શેઠે મોટો ભંડારો (આખું જમણ) કર્યો. આ સમયે ત્યાં કુંભમેળો હોવાથી વીસેક લાખ જેટલા માણસો ભેગા થયા હતા. આ બધાને એક જ દિવસમાં જમાડવાની વ્યવસ્થા કરવી એ જેવું તેવું કામ નહોતું એ માટે હજારો રસોઇયા બોલાવ્યા. હજારો મણ લોટ, હજારો મણ ઘી, હજારો મણ ગોળ અને અન્ય વસ્તુઓ દેશાવરોમાંથી મંગાવી. સુંદરજી શેઠે એક માસ હરદ્વારમાં રહી મોટે પાયે તૈયારીઓ કરાવી. એક લાખ મણ લાડુ બનાવ્યા. સૈન્ય અને પોલીસના હજારો માણસોની મદદ સુંદરજી શેઠે મેળવીને ગંગાના સામેના કાંઠે એક જ દિવસમાં લાખો માણસોને સુવ્યવસ્થિત રીતે જમાડ્યા. આ પાછળ સુંદરજી શેઠને કુલ ચાલીસ લાખ રૂપિયા ખર્ચ થયું હતું.

સેંકડો માણસો સાથે એક વર્ષ સુધીની લાંબી ખર્ચાળ યાત્રા કરી તેઓ પાછા ફર્યા. કાઠિયાવાડના

લેખક
મનોગમ

# કૂવામાં ગાય

એક ગામમાં ભાણજી નામે એક વાણિયો રે'તો હતો. એના જુવાનીના દિવસોમાં એના જેવો ઉસ્તાદ વાણિયો કોઈ ન હતો. વાણિયામત માટે એ ખૂબ પંકાએલો હતો. એણે અઢળક ધન પેદા કર્યું હતું. ગામને પાદર ખેતરવાડી પણ તેણે રાખ્યાં હતાં.

છતાં આ ભાણજીભાઈને કાંઈ સંતાન હતું નહીં જુવાની ગઈ એટલે તેને ફિકર થવા માંડી ધરમનીમ કરવાથી, જોષીઓ પાસે જાપ કરાવવાથી કે બાધા રાખવાથી છોકરું થશે એમ સાંભળીને જે કહે તે પ્રમાણે તે પુણ્ય કરવા માંડ્યો. તો યે બાળક થયું નહીં ગમે તેવું કામ કરતાં પાછું વાળીને ન જુએ એવો આ વાણિયો હવે મનનો ભોળો થવા લાગ્યો હતો વૃદ્ધાવસ્થા આવવા લાગી હતી ઈશ્વરમાં ને પરલોકમાં તેને વિશ્વાસ બેસવા લાગ્યો હતો. કરેલાં કામનું ફળ કાં અહીં ને કાં તો આવતે ભવે ભોગવવું પડે છે એવી વાત તેને ગળે ઊતરી હતી.

એ અરસામાં ગામના પાદરની પોતાની વાડીમાં એક કૂવો ગળાવવો શરૂ કર્યો જે કૂવો હતો તેથી વાડીને પાણી પૂરું પહોંચતું નહીં એટલે બીજા કૂવાની જરૂર હતી કૂવો ગાળ્યો તો ખરો પણ ઊંડે સુધી ખોદવા છતાં તેમાંથી જરાય પાણી નીકળ્યું નહીં. કૂવો ગાળનારાએ કહ્યું 'વાણિયાના નસીબ'

ગામલોકમાંથી થોડાકે કહ્યું 'પુણ્ય ઓસર્યું.'

આ શબ્દો વાણિયાને ખૂંચ્યા પણ કરે શું?

પાણી નીકળ્યું નહીં એટલે કૂવો પાછો પુરાવી દેવો જોઈએ પણ એક દી એકાએક વાદળાં ચડી આવ્યાં ને વરસાદ શરૂ થયો એટલે પૂરનારાઓ કામે ન ગયા અને તે રાતે જ નસીબજોગે એક બરડી લગડી ગાય વાડીમાં નીકળેલી. ફરતી ફરતી એ પેલા કૂવા પાસે આવી અને રાતનું અંધારું ને વરસાદ: ગાય કૂવામાં ઊથલી પડી ને મરી ગઈ.

બીજે દિવસે જેને એ વાતની ખબર પડી તેણે ગામમાં એ વાત કરી. ભાણજી શેઠની ટીકા કરવાનો સ્વાદ ગામલોકમાં વધનો હતો વાત ચણભણ ચણભણ વધવા લાગી. બપોર સુધીમાં તો 'ભાણજી ગોહત્યારો' એવો પોકાર શરૂ થઈ ગયો. આડોશીપાડોશી વાતો કરતાં'તાં ત્યાંથી શેઠાણીએ સાંભળ્યું તેણે શેઠને વાત કરી અને કહ્યું, 'આખું ગામ તમને 'ગોહત્યારા' કહે છે ગોહત્યા થઈ વિચાર તો કરો. તમારી કંજૂસાઈને હદ છે કે નહિ? બે દોકડા બચાવવા માટે કૂવો પૂર્યો નહીં એમ ગામના માણસો કહે છે. હું તેમને શું મોઢું બતાવું?'

શેઠે કહ્યું: 'ભારે થઈ છે. પણ તેમાં હું શું કરું? મારો શો વાંક? વરસાદ થયો ને કામ બાકી રહ્યું તેમાં મારો શો ઈલાજ?'

'એવાં બાનાં નો બતાવો હું તમને નાનપણથી ઓળખું છું બરાબર ઓળખું છું જીવા ભટની વિધવા બાઈને પાંચ રૂપિયા સારુ તેના ઘરમાંથી કાઢી તી ઈ જ તમે કે બીજા? મને ઓળખાવો મા. મારાથી આ પોસાય તેમ નથી આવી કંજૂસાઈ હવે કોના સારુ કરો છો?

'એવી વાત ક્યાં છે?' એમ તે કહેવા જતા હતા. ત્યાં ફરી શેઠાણીએ કહ્યું: 'હા હા, આજ તો બહુ થઈ. હવે આ ઊતર્યે કાળે ગખો. ભવ બગાડો મા. તમારે પાપે તો મારે શેર માગીની ખોટ પડી. ઘેર પારણું નો બંધાણું અશ્રીનો અવતાર, સંતાન વિના જીવતર એળે ગયું'

'થનારું થઈ ગયું હવે શું કરવું એ કહેને! ગાળો દેવાનું પછી રાખ તો કાંઈ ખોટું ને?' શેઠે કહ્યું.

'હું ગાળ દઉં છું? સાચું કહું છું તો ય આવી લાગું છું તમે જાઓ હૂકો મેનો હેઠો ને ગાદીતકિયેથી ઊઠો જાવ વાડીએ ને ગાયને પાંચ અગિયારસ આપી આવો.'

નાના મોટા દોહસો રાજા–મહારાજાઓએ એમનું સામૈયું કરી સત્કાર કર્યો અને મોટું માન આપ્યું

યાત્રાએથી આવ્યા પછી સુંદરજી શેઠ થોડાં જ વર્ષોમાં સ્વર્ગવાસી થયા એમના પુત્રો ડુંગરશી અને કેશવજી ઉડાઉ હતા એમણે થોડાં જ વર્ષોમાં આ અઢળક સંપત્તિ ઉડાવી નાખી સ્વાર્થી રાજાઓએ એમને આપેલાં ગામો પાછાં લઈ લીધાં આમ સુંદરજી શેઠનું જીવન વીજળીના ઝબકારાની પેઠે ચમકી વિલીન થઈ ગયું

[ લેખકના પ્રગટ થનાર પુસ્તકમાંથી

'મેં સાત અગિયારસનું પુણ્ય દીધું પછી વાડીએ જવું પડશે?'

'હાય રે! તમે તે કેવા છો! મને બીક છે કે ન કરે નારાયણ ને મને કાંઇક થયું તો તમે મને મેલવા ય ન આવો, ઊઠો જાવું જોશે.' કહી શેઠાણીએ શેઠને બેઠા કર્યા.

વાણિયો વાડીએ ગયો ત્યાં પાછળ કારભારીનું તેડું આવ્યું. ઉતાવળો ઉતાવળો વાણિયો કચેરીમાં પહોંચ્યો.

શેઠને આવકાર આપી કારભારીએ કહ્યું: 'કાં શેઠ, તમારી વાડીએ તો ગજબ થઇ ગયો. પેલાં તો મેં માન્યું નહીં. ભાણજી શેઠ એમ ગાયથી કૂવો પૂરે એ કેમ મનાય? તમારા દિલમાં કેવું પાતું હશે! ભારે પાપ થઇ ગયું. અજાણતાં થયું. પણ અજાણતા ય થયું તો પાપ જ ને? આપણા ઠાકોરબાપુ જાણે તો શું ય કરી નાખે! એ તો ગૌબ્રાહ્મણ પ્રતિપાળ કે'વાય અને આમે ય રાજ તો ન્યાય કરે જ છે. આ કાંઈ જેવુંતેવું થઇ ગયું છે? ધારો કે કદાચ રાજ છોડે પણ શું ભગવાન છોડશે? બોલો ભાણજી શેઠ, તમારો શું ન્યાય કરવો?'

શેઠની તો મતિ મૂંઝાઈ ગઇ હતી. તે કહેઃ 'તમે જેમ કહો તેમ, મને બચાવવો તમારા હાથમાં છે.'

'ઈ શું બોલ્યા શેઠ! બચાવનારો તો ભગવાન છે. અમે તો કોઈના માન-આબરૂ લૂંટાતાં હોય ત્યારે બચાવવા થોડુંક કરીએ. દાખલો તમારો જ લ્યોને! એવું થઈ ગયું છે કે જો કાયદા-કાનૂન પ્રમાણે કામ લઈએ તો તમને બો ભારે થઇ પડે પણ તમને ગામમાં રે'વા દેવા છે. એમ કરો. રાજ તમારી લાજ રાખશે. દંડ તમારો લેવો નથી. રાજને થોડાં નાણાં આપો. એની પહોંચ-પાવતી હોય નહીં, એનાં ચોપડે નામાં મંડાય નહીં, સમજી લ્યો શેઠ, 'કે આટલેથી જ રાજ તમારા પર રે'મ રાખે છે.'

'એમ કરવામાં રાજીખુશી છું.' શેઠે કહ્યું. 'તમારું અહેસાન જીવીશ ત્યાં સુધી કેમ ભૂલીશ!' કહી નાણાં આપી વાણિયો પાછો આવ્યો.

થોડા દી થયા તોય વાણિયાને મનમાં જંપ વળ્યો નહીં. રસ્તે જતાં માણસો એના તરફ આંગળી ચીંધે છે, તીજોરીમાંથી થોડું ધન કારભારીને દેવું પડ્યું છે, સમોવડિયામાં બેસતાં વાતચીતમાં કોઈ રસ નથી લેતું અને ઘેર જાય છે તો એકધારી શેઠાણીની ટોક ટોક ચાલુ જ હોય છે. એમાં વળી ક્યાંક કથાવાર્તા સાંભળવા જાય છે તો પાપનાં ફળ સાંભળે છે, કર્મની ગતિ સાંભળે છે. શેઠને ક્યાં ય નિરાંત લાગતી નથી.

આમ દી જતા હતા. તેમાં એક રાતે ઊંઘમાં શેઠનાં નસકોરાં બોલવા લાગ્યાં. એના અવાજથી પડખેના ખાટલામાં ઘસઘસાટ ઊંઘમાં સૂતેલાં શેઠાણી ઝબકીને જાગી ગયાં. ધણીના ગળામાંથી અવાજ નીકળતો સાંભળી તે ગભરાઈ ગયાં ને એકદમ શેઠને ઢંઢોળીને જગાડવા લાગ્યાં. શેઠ જાગી ગયા.

શેઠાણીએ કહ્યું: 'ઈ તમારા ગળામાં શું બોલતું'તું!'

'શું બોલતું'તું?'

'મોટેથી ઘરડ ઘરડ થાતું'તું. મને લાગ્યું કે ગાયમાતા તમારા ગળામાં આવ્યાં છે. એનો જીવ અવગતે જઈને તમારા ગળામાં આવ્યો છે.' શેઠાણીએ કહ્યું.

'એમ તે હોય? શેઠે કહ્યું.

'તમે સાવ નાસ્તિક છો.' શેઠાણીએ કહ્યું. 'મને એમ લાગે જ છે કે ગાયનો જીવ ફર્યા કરે છે. પાપ કોઇને મેલી દેતું નથી. ગાય તમારા ગળામાં બોલે છે. મેં સાંભળી. પંડે સાંભળી. દાનપુણ્ય કરવાં જ પડશે, નહિ તો કોણ જાણે શું ય થશે!!'

એટલી અવસ્થાએ, રાતે ઊંઘમાંથી જાગીને શેઠાણીએ જે ધરમનો બોધ દીધો તેની અસર શેઠ પર થઈ. ગળામાં ગાય બોલે તો! એવી કલ્પના કરતાં ખરેખર ગાય ગળામાં બોલવા લાગી છે એવો તેને વહેમ આવ્યો. એ વહેમની સાથે હવે કોણ જાણે શું યે નહીં થાય એવો ડર બેસી ગયો.

સવારે ઊઠી દાનપુન કરે, ગરીબ ગુરબાંને જમાડે, ધણને ખડ નાખે, છોકરાંને સાકર-ખજૂર આપે, બ્રાહ્મણને સીધાં આપે તો ય એથી શેઠાણીને સંતોષ થતો નહીં. એ તો કે'તાં: 'કોણ જાણે કેટલે ભવે છૂટશે! કેવું મહાપાતક થઈ ગયું છે?'

ફિકરમાં ને ફિકરમાં શેઠનું શરીર ગળતું જતું'તું. આંખો ઊંડી ઊતરતી હતી. બોલવામાં ઉત્સાહ રહ્યો ન હતો.

એક દી સવારે ભાણજી શેઠને ઉલે લોટ માગવા આવનાર તગરી નામનો બ્રાહ્મણ આવ્યો. એણે શેઠાણીને પૂછ્યું: 'શેઠને શું થયું છે કે આમ ગળતા

જાય છે? જાણે શેઠ જ નહીં! કેવા બદલી ગયા છે!'

શેઠાણીએ તો માંડીને વાત કરીને પૂછ્યું: 'છે કોઈ એ મહાપાતક નિવારવાનો ઉપાય?'

'શાસ્ત્રમાં દરેક પાપનું પ્રાયશ્ચિત લખ્યું છે. આપણને વિચાર પણ ન આવી શકે તેવા પાપનાં નિવારણ લખ્યાં છે. આ તો અજાણતાં થયેલી ગોહત્યાનું પાપ છે! પૂર્વે કલિયુગમાં ફલાણા ફલાણા રાજાથી આપ-ગોહત્યા થઈ હતી. તલવારને ઝાટકે હો! ખોટું લાગે છે? પુરાણમાં કથામાં બધી વાત છે. શાસ્ત્રમાં જો પ્રાયશ્ચિત લખ્યાં ન હોય તો શાસ્ત્ર શા કામનાં? પાપનિવારણની વિધિથી જ સંસાર નભી રહ્યો છે.' બ્રાહ્મણે તો સરસ્વતી શરૂ કરી.

શેઠાણી કહેઃ 'તો બતાવો ઉપાય. મારે તમે જ પરમેશ્વર.'

બ્રાહ્મણને થયું કે ઠીક લાગ મળ્યો છે. વાણિયાની ગાંઠેથી માંડ દમડી છૂટે છે. આપણે બામણભાઈ, ગમે તે હોય, કોઈનું લેવામાં બાધ નહીં. જાચવું ઈ બામણનો ધંધો—અરે એ જ છે ધરમ. ગમે તેવાં દાન-દક્ષિણા બામણે લેવાં જોઈએ. મરણ હોય કે લગન હોય, મારણ હોય કે કામણ હોય આપણે તો દક્ષિણા હારે કામ. લાવ નિચોવાય તેટલો નિચોવું.

આમ વિચાર કરી બ્રાહ્મણે કહ્યું: 'દીપણું જોવા દો શેઠાણી. આ કોઈ જેવાતેવા માણસનું કામ નથી. ભૂલ થાય તો બામણ મરે.'

'પૂરું પ્રાયશ્ચિત જોજો ભાઈ,' શેઠાણીએ કહ્યું. 'બે કોરી વધુ થાય તેનો વાંધો નહીં પણ હવે વધુ વેઠવું ન પડે તેમ કરજો.'

'એમાં તો કેવું પડે.' કહી બ્રાહ્મણે વિધિ બતાવીઃ

'સવારનાં સ્નાન, શરીરે છાણનું લેપન, છાણનું આસન, ઉપવાસ, બ્રાહ્મણને સીધો, પાંચ કોરી દક્ષિણા, હોમ, જાપ, બ્રાહ્મણને વસ્ત્રદાન, સ્તુતિ, ગાય માટે સવાસો કોરી દાન, કુંભદાન, સુવર્ણદાન, બસ થયું થઈ ગયું. ગોહત્યા માટે થોડામાં થોડા ખર્ચે સારામાં સારો વિધિ છે. પવિત્ર થઈને શ્રદ્ધા કરવાથી ફળે છે. એટલું છે કે વિધિ કરાવનારને પાપ ચોંટે પણ તેનો કોઈ વાંધો નહીં.'

શેઠાણીએ શેઠને વાત કરીઃ 'કોના માટે સંઘરવું છે? શું વિચાર કરો છો? પંડ માટે કરો. અને એથી વધારે તો પાપ ટાળવું જ જોઈએ. ઊઠો.' કહી શેઠાણીએ પ્રાયશ્ચિત નક્કી ઠરાવ્યું.

શેઠે કહ્યું: 'કદાચ બ્રાહ્મણને વચને સિદ્ધિ થઈ જાય.'

બ્રાહ્મણે તો વિધિ કરાવ્યો ને સુવર્ણદાન તથા સવાસો કોરી ગાંઠે બાંધી ઘેર આવ્યો. વાણિયાનો ઠીક લાભ લીધો એવા વિચારે એનો પોરસ માતો ન હતો. એણે તેની સ્ત્રીને બોલાવીને કહ્યું: 'લો ભટાણી, ઘણાં પ્રેતકર્મ કર્યાં પણ રોજ દારિદ્ર હતું. આજે આ કર્યું ને દારિદ્ર ફીટ્યું.'

ભટાણીએ કહ્યું: 'પારકું પાપ તમે શીદ લીધું? ખૂન કરીને ખૂન લઈએ પણ પાપનું સારું ન હોય. બામણનું એ કામ નહીં. તમે બહુ ખોટું કર્યું.'

'તને તો ખોટું જ લાગે ને!' બ્રાહ્મણે કહ્યું. 'ચપટી લોટ માટે ઘેર ઘેર નારાયણ પ્રસન્ન કરવા જવું પડતું હોય તો તને ય સમજાય કે આ કેટલુંક ખોટું છે!'

બ્રાહ્મણના મનને ટાઢક હતી પણ એ ટાઢક ઝાઝા દી રહી નહીં. એક રાતે ઊંઘમાં તેનાં નસકોરાં બોલતાં સાંભળી ભટાણીએ તેને જગાડ્યો ને ગળામાં અવાજ થતો હતો તેની વાત કરી.

બ્રાહ્મણ કહેઃ 'એ તો ચૂરમું ખાઈને સૂવે તો નસકોરાં બોલે.'

'પણ એ ગાય બોલતી નથી એની ખાતરી શી! ગાય પંડે ન આવે પણ ગાયનું પ્રેત આવે. તમે ગોહત્યાનું પાપ લાવ્યા. ભારે કરી.'

બ્રાહ્મણ કહેઃ 'કદાચ હોય તો હોય. ખાતરી નથી પણ ના કહી શકાય તેવું પ્રમાણ નથી.'

બીજે દી લોટ માગવા જતાં તેણે જોયું કે બાપુજી શેઠનું શરીર હવે વળવા માંડ્યું છે. કામમાં આનંદમાં રહે છે ને શેઠાણી પણ ખુશી રહે છે. એ બ્રાહ્મણને બોલાવી શેઠાણીએ પાકું સીધું આપ્યું ને સંતોષ બતાવ્યોઃ

'બહુજી, તમે સારા કે તમે પાપ નિવાર્યું, નહીં તો આ ઉંમરે અમારું કોણ જાણે શું યે થાત!'

'હવે શેઠના ગળામાં કોઈ દિવસ ગાય બોલતી નહીં હોય.' બ્રાહ્મણે કહ્યું.

'ના રે ના. કોઈ દિવસ નહીં. તમે પ્રાયશ્ચિત કરાવ્યું તે દીથી ઊંઘે સારી આવે છે. જુઓને પંડે કેવા થયા છે!' શેઠાણીએ કહ્યું.

શેઠાણીની વાત સાંભળી બ્રાહ્મણ ઘેર ગયો. બ્રાહ્મણને થયું: 'દાન–દક્ષિણાના લોભમાં પાપ લેતાં તો લેવાઈ ગયું. શેઠ સારા થઈ ગયા. પાપ મારે માથે ચડ્યું. કરવું કેમ? છૂટવું કેમ!'

વિચાર ને ચિંતામાં બ્રાહ્મણ તો ગળતો ચાલ્યો. ગૌહત્યા મોટી એવો ભય પેસી ગયો. રાતે ઊંઘમાં ગળામાં પેસીને ગાય ભાંભરે છે એવો ડર લાગી ગયો હતો.

કારભારીની કચેરી આગળ થઈને રોજ બ્રાહ્મણ લોટ માગવા નીકળતો. નાનું ગામ એટલે કારભારી બ્રાહ્મણને ઓળખે. પ્રાયશ્ચિત આણે જ કરાવેલું એ વાત પણ તે જાણતા હતા.

એક દી બ્રાહ્મણ કચેરી પાસેથી નીકળ્યો ત્યારે કારભારીએ તેને બોલાવીને પૂછ્યું: 'તમે ગળતા કેમ જાઓ છો?'

બ્રાહ્મણ પહેલાં બોલી શક્યો નહીં. કારભારીએ કહ્યું: 'બોલો ઉપાય હોય તો અજમાવશું. કે'વામાં વાંધા જેવું છે?'

આવડો મોટો માન–આબરૂવાળો માણસ પૂછે ત્યારે કે'વામાં શું વાંધો? એમ માની બ્રાહ્મણે પોતે જે રીતે પ્રાયશ્ચિત કરાવેલું તેની વાત કરી ને દાન લેતાં પાપ લેવાઈ ગયું તેથી ગળામાં ગાય પેસી ગઈ છે તે વાત કરી.

'ઓહો એમાં શું!' કારભારીએ કહ્યું. 'પુણ્ય કે પાપ દક્ષિણા ભેગાં આવે ને દક્ષિણા ભેગાં જાય. આવેલી દક્ષિણા કોઈને દઈ દો એટલે પાપનું નિવારણ આપમેળે થઈ જશે.'

બ્રાહ્મણ કહે: 'ઈ તો હું આજે જ કરી નાખું.'

કારભારી કહે: 'આજે જ કરી નાખો. પણ જોજો હો કે દાન લેનાર સુપાત્ર છે; નહીં તો લેનારને દેનાર ઊલટાં વધુ પાપમાં પડશે.'



બ્રાહ્મણ તો વિચારમાં પડી ગયો: 'શું કરવું!'

'શું કરવું શું? દાન આવેલી કોરી મને આપી જાવ. પાપ બધું મારે માથે. હાથમાં લ્યો પાણી ને કરો સંકલ્પ. લાવો હું સ્વસ્તિ કરી લઉં.'

બ્રાહ્મણ કહે: 'આથી રૂડું શું! તમે મને ઉગારી લીધો.' કહી તેણે સંકલ્પ કર્યો ને ઘેર જઈ બધી દાનદક્ષિણાની વસ્તુઓ લાવી કારભારીને સોંપી દીધી.

કારભારી કહે: 'લીધું–દીધું છાનું રખાય; નહિ તો એનું ફળ નથી.'

બ્રાહ્મણ કહે: 'હું જાણું છું.'

કારભારીએ તો કોરીઓ લઈને ગાદી હેઠે દાબી દીધી.

બ્રાહ્મણ છુટકારાનો દમ ખેંચીને ગયો. બ્રાહ્મણી પણ રાજી થઈ. થોડા દીમાં બ્રાહ્મણનું શરીર સારું થવા માંડ્યું. ગળામાં હવે અવાજ થતો ન હતો. ઊંઘ નિરાંતથી આવતી હતી.

એક દી આ બ્રાહ્મણ ખભે ખડિયો નાખી લોટે નીકળ્યો હતો. ત્યાં કચેરી પાસેથી નીકળતાં બપોર થવા આવ્યા હતા. કચેરી તરફ નજર કરતાં તેણે જોયું કે તકિયે આવીને કારભારી ઝોકે ગયા છે. આંખો મળી ગઈ છે.

કારભારીને જરા ઊંઘતા જોઈ બ્રાહ્મણને થયું કે લાવને જોઉં, એના ગળામાં ગાય બોલે છે કે નહીં!

એ અંદર ગયો ને જાળવીને નજીક આવી કારભારી તરફ જોવા લાગ્યો.

કારભારી તો બહુ ચપળ હતા. તેણે આંખો ઉઘાડીને સામે જોયું ને પૂછ્યું: 'કેમ ભટ્ટજી, કેમ આવ્યા છો? શું જુઓ છો?'

કારભારી જાગી જશે તેમ બ્રાહ્મણે નો'તું ધાર્યું. તે મૂંઝાઈ ગયો ને બોલ્યો: 'હું તો તમારા ગળામાં ગાય બોલે છે કે કેમ! તે જોવા આવ્યો'તો. બીજું કાંઈ કામ નથી.'

'જુઓ ભટ્ટજી,' કારભારીએ કહ્યું. 'ગાયની હવે સદ્ગતિ થઈ ગઈ છે. હવે કોઈના ગળામાં એ ગાય બોલવાની નથી. ગાય તો બ્રાહ્મણ–વાણિયાના ગળામાં બોલે. મુત્સદ્દીના ગળામાં ગાય આવી શકે નહીં. એમ ગાય આવે તો રાજકારભાર થઈ શકે નહીં. સમજ્યા? તમે બેફિકર રે'જો બધાં સારાં વાનાં થઈ ગયાં છે.' કહીને કારભારીએ એ બ્રાહ્મણને વિદાય આપી.

● હિંમતલાલ એલ. ગાંધી **પર સાહિત્યના કથાપ્રસંગો**

## નજૂમી અબુ રૈહાન

'**અ**બુ રૈહાન! લોકો તો એમ જ માની રહ્યા છે કે તમારો વર્તારો એટલે ધ્રુવના જ અક્ષર. તમે જે ભાખો તેમાં જરા ય મીનમેખ થાય જ નહિ,' ગિઝનીનો સુલતાન મહમૂદ બિન નાસિરુદ્દીન બોલ્યો.

શહેર બહાર બાદશાહી બગીચામાં સુલતાને પોતાને માટે રળિયામણો મહેલ બંધાવ્યો હતો. ચારે તરફ વૃક્ષોની ઘટા આવેલી હોવાથી મહેલની અંદર વસવાટ કરનારને ઠંડક અને તાજગી મળતાં. ઉપલે મજલે એક મોટા ખંડમાં સુલતાન સભા ભરીને બેઠો હતો.

'નામવર! હજુ સુધી મારી ભવિષ્યવાણી ખોટી નથી પડી એટલે લોકોની મારા પ્રત્યેની શ્રદ્ધા અતૂટ રહી છે.' અબુ રૈહાને નમ્રતાપૂર્વક કહ્યું.

'તું બહુ જબરો નજૂમી છે, તો આજે તારી પરીક્ષા કરવા માગું છું.'

'ખુશીથી, સુલતાન! મારાં અહોભાગ્ય કે મારા જ્ઞાનની કસોટી કરવા ખુદ ગિઝનીનો ધણી તત્પર થયો છે.'

'ઠીક ત્યારે. જો, આ ખંડને ચાર બારણાં છે, તેમાંથી કઈ દિશા તરફના બારણામાંથી હું બહાર નીકળવાનો છું, તેનું ભવિષ્ય ભાખી આપ તો તું સાચો.'

'ભલે, કહી આપું.'

'એમ નહિ. તારે જે કાંઇ કહેવાનું હોય તે એક કાગળના ટુકડા ઉપર લખી નાખ અને તે ટુકડો મારી ગાદી નીચે મૂકી દે.'

'નામદારની જેવી આજ્ઞા.'

અબુ રૈહાને પાટી–પેન મંગાવી તેના ઉપર આંકડા લખવા માંડ્યા. ગ્રહોની ચાલ ઉપરથી ફળાદેશ નક્કી કરી એક કાગળ ઉપર વર્તારો લખી કાઢ્યો. સુલતાનની ગાદી નીચે મૂકતાં કહ્યું: 'મારું કથન આ કાગળમાં લખાઈ ગયું છે. હવે આપનો મનસૂબો આ સભા સમક્ષ જાહેર કરો તેની જ રાહ જોઈ રહ્યો છું.'

'કડિયા અને કારીગરોને જલદી બોલાવો. પૂર્વ તરફની દીવાલમાં એક નવું બારણું પડાવો.' મહમૂદે ફરમાન છોડ્યું.

આવા અણધાર્યા ફરમાનથી સભાજનો દિંગ થઈ ગયા. અબુ રૈહાનની કીર્તિ ઉપર આજે કલંક લાગી જશે એવી દહેશત દરેકના દિલમાં પેસી ગઈ.

'સુલતાન! આજે આની કારકિર્દી ઉપર પાણી ફેરવી નાખવા માગે છે કે શું?' અંદરોઅંદર ગણગણાટ થવા લાગ્યો.

પરંતુ અબુ રૈહાનના ચહેરા ઉપર વ્યગ્રતાની લેશમાત્ર અસર જણાઈ નહિ. તે તો સ્વસ્થ ચિત્તે બધો તમાશો જોઈ રહ્યો હતો.

કારીગરો તીકમ, ટાંકણાં, પાવડા વગેરે લઈ હાજર થયા. જોતજોતામાં દીવાલ કોરી બારણું પાડી દીધું.

કોઈ મહાવિજય પ્રાપ્ત કર્યો હોય એવા અદાથી સુલતાન ઊભો થયો અને એણે એ નવા બારણામાંથી ગર્વભેર બહાર પગ મૂક્યો.

'નજૂમી! હવે લાવ તારો કાગળ. તારો વર્તારો શું કહે છે!'

હાજર રહેલાઓનો શ્વાસ ઘડીભર થંભી ગયો. કાગળ લઈ વાંચ્યો. વાંચતાં વાંચતાં સુલતાન કોઈ આંચકો અનુભવી રહ્યો.

'આ ચાર બારણાં માંહેના એકેયમાંથી સુલતાન બહાર નીકળવાના નથી. પરંતુ ઊગમણી દીવાલમાં એક નવું બારણું પડાવશે અને ત્યાંથી બહાર જશે.' કાગળના શબ્દે શબ્દે સુલતાનના દિલમાં તેલ રેડ્યું.

અબુ રૈહાન ચોક્કસ જૂઠો પડશે એવી પોતાને ખાતરી હતી. પોતાની આશા ધૂળમાં મળતાં સુલતાનના દિલમાં ક્રોધાગ્નિ પ્રજ્વળી ઊઠ્યો. ગિઝનીનો ધણી સભાજનોની સમક્ષ પોતાની ધારણામાં પાછો પડે તે વસ્તુ કેમ સહી જાય?

'અબુ રૈહાનને અહીંથી નીચે ફેંકી દો.' ગુસ્સાના આવેશમાં અને પરાજિત સત્તાના મદમાં સુલતાને હુકમ છોડ્યો.

નોકરો જરા આંચકો ખાઈ ગયા. 'કેમ ઢીલ થાય છે? મારા ફરમાનનો અમલ સત્વર થવો જોઈએ.' સુલતાને આંખ લાલ કરી

ગુલામોએ અબુ રૈહાનને ઊંચકી બારીમાંથી બહાર ઝીકી દીધો, તેની સાથે જ સભાજનોના મુખમાંથી હાયકારો નીકળી ગયો.

નીચેની અગાસીમાં પક્ષીઓને આવતાં અટકાવવા માટે એક જાળ બાંધેલી હતી. જાળમાં અબુ રૈહાનનો દેહ આબાદ ઝિલાઈ ગયો જાણે, ખુદાએ

તેને બચાવી લેવા માટે પોતાનો ફિરસ્તો કેમ મોકલ્યો ન હોય! આસ્તેથી જાળમાંથી નીચે ઊતરી, બીજે માળ સુલતાન હતો ત્યાં આવી અબુ રૈહાન સલામ ભરી ઊભો રહ્યો સમ્રાજનો તો આ કૌતુકથી સ્તબ્ધ થઈ ગયા સગી આંખે પોતે જે દશ્ય જોઈ રહ્યા હતા તે સાચું માની શકતા ન હતા

'નામદાર! આપના સેવકને જરા પણ ઇજા થઈ નથી ખુદા તઆલા મને આ આફતમાંથી ઉગારી લેવા ના છે, તે હુ અગાઉથી જ જાણતો હતા '

'શા ઉપરથી તુ તેમ કહે છે?' સુલતાને કહ્યુ

'નામદાર! મારી જન્મોત્રીમાં એમ લખેલુ છે આપને ખાતરી કરવી હોય તો મંગાવીને આપને વંચાવુ'

'અબુ રૈહાનને ઘેર જાઓ, અને તેની જન્મોત્રી જલદી લઈ આવો ' સુલતાને અધીરાઈથી હુકમ કર્યો.

થોડી મિનિટમાં જન્મોત્રી હાજર થઈ ઉઘાડી વાંચતા નીકળ્યુ કે, 'ઊંચા મકાન ઉપરથી મને નીચે ફેંકી દેવામાં આવશે, પણ મને કંઇ ઇજા પહોંચશે નહિ '

## શેખ સાદીનું યોગબળ

બેટા! આજે વળી તને કઈંક નવુ તૂત સૂઝ્યુ લાગે છે! આ ગામડિયાનાં કપડાં પહેરી તારે ક્યાં જવુ છે? આપણા જેવા શ્રીમંત અને પ્રતિષ્ઠિત માણસને આવાં ધતિંગ તે શોભતાં હશે?' માએ યુવાન પુત્રને ઠપકો આપતાં કહ્યુ

'અમ્મા! આપણા ગામ બહાર, સીમમાં બુઝુર્ગ સંત શેખ સાદીનો આશ્રમ છે તે કંઈ ધંધોધાપો કરતો નથી પોતાની ઝૂંપડી નજીક એક વાસમાં ટોપલી ટાંગી રાખે છે, ગામના શ્રદ્ધાળુ લોકો તેને માટે કંઈ ને કંઈ ખાવાનુ તેમાં મૂકી જાય છે કઠીઆરા લોકો આસપાસના વગડામાંથી લાકડાના ભારા બાંધી વેચવા માટે શીરાઝમાં આવે છે ત્યારે તેની ઝૂંપડી પાસે વિસામો ખાયં છે અને ભૂખ લાગી તો પેલી ટોપલીમાંના ટુકડા નાસ્તો કરવાની તેમને છૂટ હોય છે દરેક ભૂખ્યા માનવી માટે તે ટોપલી સદાવ્રત સમાન છે

'અન્નનો યાચક હરકોઈ માણસ તેમાંથી વગર પૂછ્યે અને વગર પ્રતિબંધે કોળિયો લઈ તૃપ્તિ અનુભવી શકે છે પણ મે તો એટલે સુધી સાંભળ્યું છે કે તે ટોપલી ગાંઠિના ત્રણ ત્રણ દિવસના વાસી ટુકડામાં શેખ સાહેબ કોઈ અલૌકિક મીઠાશ મૂકી શકે છે અને તેના આરોગનારા કહે છે કે તેમાં તો કોઈ અનેરો સ્વાદ ભરેલો હોય છે' માતાએ વચમાં ઉમેર્યું

'બસ, એ જ લોકવાયકા, તેમાથી એકાદ ટુકડો ચાખી જોવાને મને ઘણા દિવસ થયાં લલચાવી રહી છે મારી એ ઇચ્છા આજે હુ અમલમાં મૂકવા માગુ છુ ગામડિયાનો પોશાક પહેરીને જાઉ તો કોઈ ઓળખવા પામે નહિ અને કશી પંચાત થાય નહિ.' પુત્રના ચહેરા ઉપર અધીરાઈ અને જિજ્ઞાસાની રેખાઓ તરવરી રહી

'તારા પિતા કહેતા કે, શેખ સાહેબ તો એક મહાન સંત, ફિલસૂફ અને સૂફી છે હું ન ભૂલતી હોઉં, તો અત્યારે તેમની વય લગભગ સો ઉપર હશે. ઓલિયાના અવતાર છે, આવા ચમત્કાર તો તેમને માટે સહજ ગણાય. પણ તેમની કસોટી કરવાની તારે શી જરૂર?' માએ પુત્રને સમજાવવા પ્રયત્ન કર્યો.

'જગતમાં શ્રદ્ધા અને ચમત્કારને નામે જે બધુ ચાલી રહ્યુ છે, તેમાથી નવ્વાણુ ટકા તો ધતિંગ જ નીકળે છે ભોળા જનો આવા કહેવાતા સંતોના છળપ્રપંચનો ભોગ સહેજે બની જાય છે આજે તો શેખની પવિત્રતાનો મારે ક્યાસ કાઢવો છે' થનગની રહેલો યુવક બોલી ઊઠ્યો

'ભાઈ! યોગી-મહાત્માઓનો તાગ લેવામાં કંઈ સાર નથી શેખ સાહેબ તો સિદ્ધપુરુષ સમા ગણાય છે, તેની ટીખળ કરનારનું તો નખોદ નીકળી જાય.' માએ ધમકી આપી.

'એ તો બધા નબળા મનના માનવી માટે ઘડી રાખેલા બચાવ છે એવા ખોટા વહેમમાં હું માનતો નથી' માતાના શબ્દોની અવગણના કરી નાસ્તિક યુવક ગામડિયાના વેશમાં શહેર બહાર ચાલી નીકળ્યો

શીરાઝની ભાગોળ બહાર એક નિર્જન સ્થળમાં ઝાડોના ઝુંડ વચ્ચે શેખ સાદીએ એક નાની શી મઢુલી બાંધી હતી પાસે ખળખળ કરતુ શેખના અંતઃકરણની પવિત્રતાનું પ્રતિબિંબ પાડતુ નિર્મળ ઝરણું અવિરત વહી રહ્યુ હતુ વાતાવરણમાં અખંડ શાંતિ વ્યાપી રહી હતી સાંજનો સમય થવા આવ્યો હતો, આખો દિવસ ભઠ્ઠીની માફક તપી રહેલો સૂર્ય

હવે કાંઈક દંડો પડતો જતો હતો. જગતની ધમાલ સાથે પોતાને કાંઈ નિસ્બત ન હોય તેમ, શેખ સાહેબ આખો દહાડો શાંત ચિત્તે મઢુલીમાં પડ્યા રહેતા. પોતાના વિશાળ અનુભવ અને ઊંડા ડહાપણના નિચોડ રૂપ પુસ્તકો તે આ મઢુલીમાં જ લખતા; ફાજલ રહેતો સમય ચિંતન અને ગનનમાં વ્યતીત કરતા.

ગામડિયાના વેશમાં સજ્જ થયેલો પેલો યુવાન, મઢુલી પાસે ટોપલી ટિંગાતી હતી, ત્યાં ધીમે પગલે આવ્યો. લોકવાયકાને સત્યની કસોટીએ ચઢાવવા તત્પર બનેલા યુવકે ટોપલીમાંથી ટુકડો લેવા પોતાનો હાથ લંબાવ્યો.

પરંતુ લંબાવેલો હાથ એમ ને એમ જડવત થઈ ગયો. તેનો દેહ જાણે કે ખીલાની માફક ભોંય સાથે જડાઈ ગયો. પત્થરમાંથી ઘડી કાઢવામાં આવેલ કોઈ પૂતળાની માફક તે સ્થિર થઈ ગયો. પોતાના ભરાવદાર શરીરમાંથી ચેતન સમૂળગું ઓસરી જતું હોય તેમ લાગ્યું. શક્તિ વિહોણો અને નિસહાય થઈ રહેલો યુવાન હવે મૂંઝાવા લાગ્યો. પોતાના માંસલ દેહમાં ભારોભાર ભરેલાં જોમ અને તનમનાટ ક્યાંય અદૃશ્ય થઈ ગયાં.

અહીંથી ખસવાનો હવે કોઈ માર્ગ રહ્યો નથી એમ ખાતરી થતાં તેણે બાજુમાંથી પસાર થઈ રહેલા કઠીઆરાને પોતાની મદદે બોલાવ્યા. સાચી વસ્તુસ્થિતિની તેમને જાણ થતાં તેઓ મઢુલીમાં જઈ શેખ સાહેબને બહાર તેડી લાવ્યા અને પેલા અલ્પમતિ છોકરા ઉપર દયા કરવા આજીજી કરી.

આસમાન તરફ નજર ફેરવી શેખ બોલ્યા: 'યા ખુદા! આ તો કાચી બુદ્ધિનો બાળક ગણાય. તેની ઉદ્ધતાઈ તરફ નહિ જોતાં, તેના ઉપર રહેમ કર અને આ સ્થિતિમાંથી તેને ઉગારી લે.'

તુરત જ તેના નિષ્પ્રાણ જણાતા દેહમાં ચેતનનો સંચાર થવા લાગ્યો. બધાઈ ગયેલા હાથપગમાં હવે નવેસર લોહી વહેવા માંડ્યું. તેને તજીને ચાલી ગયેલી તાકાત ધીમે ધીમે પાછી ફરવા લાગી. ડગલું ભરવાની શક્તિ પાછી પ્રાપ્ત થતાં જ નાસ્તિક યુવક પૂજ્ય ભાવથી સંતના ચરણમાં ઢળી પડ્યો.

# સાચી પણ અદ્ભુત વાતો

★————— લેખકઃ છોટાલાલ માનસિંગ કામદાર —————★

## જાદુઈ વૃક્ષ

**અ**મારા ગામમાં વીજળી દાખલ થઈ ત્યારનો લગભગ એક દશકા પૂર્વેનો આ બનાવ છે. નવાં નવાં ઘર બંધાતાં ગયાં અને પ્રકાશ માટેની આધુનિક ગોઠવણો થતી ગઈ તેમ તેમ અમારા ગામના મોટેરાઓ અમારા આખા ગામમાં વીજળીની બત્તીઓ લાવવાને આતુર બન્યા.

અમારું ગામ સીલોનમાં દૂર નદીના કાંઠા પર આવેલું છે. સામે કાંઠાના શહેરે અમને વીજળીનો સંબંધ આપ્યો તેમાં લાંબો સમય વીતી ગયો. હમેશાં ક્યાંક વાંધો આવતો અને અમારું ગામ અનિશ્ચિત સમય સુધી વીજળી વિના રહ્યું. વખત વીતતાં મારા દાદા ગુજરી ગયા અને બીજા સ્થળે ભણવા જવા માટે હું પણ ગામ છોડી ગયો. મારાં દાદી શાંતિથી અમારા ઘરમાં રહેતાં હતાં.

અમારા ઘર પાસેનો રસ્તો પત્થરનો છે. ત્યાં એક વડના ઝાડ સિવાય બીજું કશું નહોતું. ઘર પણ તેમાં રહેતાં મારાં દાદીની માફક પડું પડું થઈ રહ્યું હતું. તે સમયમાં અમે મારાં દાદીને રૂઢિચુસ્ત અને વહેમી માનતા હતા. પાડોશીઓની માફક તેમને ત્યાં મોટી વાડી નહોતી તે તેમના શોકનો વિષય હતો. એટલે તે ઘર પાસેના એક વડના ઝાડને કાળજીથી ઉછેરી મોટું કરતાં હતાં. વડના ઝાડને મોટું થતાં સમય લાગે છે. અને ઘણા સમયે વડ ખૂબ જ ફાલ્યોફૂલ્યો.

વર્ષો પછી જ્યારે હું મોટો થયો અને મારાં દાદીમા પાસે આવ્યો ત્યારે નાનું વડનું ઝાડ દીવાલથી પણ ઊંચે ગયું હતું અને તેની ડાળીઓ રસ્તા પર નમતી હતી.

રાત્રે હું ઝાડ પાસે જતાં ડરતો હતો. એક સાંજે જ્યારે મારાં દાદી દીવો સળગાવીને ભક્તિપૂર્વક વડની બખોલમાં મૂકતાં હતાં ત્યારે હું આદરપૂર્વક ઝાડ પાસે ગયો

મેં દાદીમાને પૂછ્યુંઃ 'તમે આ દીવો શા માટે કર્યો છે?'

તેણે ધીમેથી જવાબ આપ્યોઃ 'વૃક્ષમાં રહેતા દેવના માટે તે દીવો છે. તે દેવતા આપણા કુટુંબનું રક્ષણ કરે છે.'

'પણ ઝાડમાં દેવતા કઈ રીતે રહી શકે!'

'દેવતા એમાં રહે છે.' તેણે ફક્ત એટલો જ જવાબ આપ્યો

મારી ટૂંકી રજા પૂરી થતાં હું ચાલ્યો ગયો. વડમાં વસતા અદૃશ્ય દેવતાના માનમાં મારાં દાદી રોજ સાંજે નાનો દીવો સળગાવતાં હોય તે ચિત્ર હું મારી સમક્ષ ખડું કરતો હતો! પછી એક દિવસે, મારાં દાદીએ અમારા ગોવાળ સાથે સંદેશો મોકલ્યો કે અમારે બધાએ તાબડતોબ ઘેર પહોંચી જવું. અમને ભય લાગ્યો કે તેને મૃત્યુની આગાહી થઈ હશે અને તેથી આ જગતમાંથી વિદાય લેતાં પહેલાં કુટુંબમેળો કરવાની તેને ઇચ્છા થઈ હશે. પણ અમે જ્યારે ઘરે પહોંચ્યા ને તેને સાજાંતાજાં જોયાં ત્યારે અમને આશ્ચર્ય થયું. ગામના મુખીનો પત્ર હતો કે વીજળીના તારના થાંભલા નાખવાના હોઈ વડની રસ્તા પર પડતી કેટલીક ડાળીઓ કાપી નાખવી પડશે.

દાદીમાએ કહ્યુંઃ 'મજૂરો કાલે અહીં આવી પહોંચશે. તમારે તેને અટકાવવા જોઈએ.' મારા પિતાએ તેને શાંત કરતાં કહ્યુંઃ 'ફક્ત થોડી ડાળીઓ જ કાપી નાખવાની છે, આખું ઝાડ નહિ.' પણ તે શાંત થયાં નહિ. તેણે શોકાતુર અવાજે કહ્યુંઃ 'જો ઝાડ કાપી નાખશે તો કુટુંબને કંઈક થશે. તેમાં કુટુંબના દેવનો વાસ છે.' પિતાએ આખરે જ્યારે કહ્યું કે, ઠીક, આપણે કંઈક કરીશું, હું મુખીને સમજાવીશ.' ત્યારે દાદી શાંત થયાં.

દાદીમાને ખાતરી મળવાથી તે સૂઈ ગયાં અને અમે તે વાતની ચર્ચા કરવા લાગ્યાઃ 'ગમે તેમ, દાદીમા કહે છે તેમાં કંઈક સત્ય હોવું જોઈએ અને વૃક્ષ પવિત્ર પણ છે.' રાતના ખૂબ મોડું થયું હતું. હું તેલના નાના દીપકના તેજમાં વૃક્ષનું છાયાચિત્ર જોઈ રહ્યો. બીજે દિવસે સવારે તેની શી સ્થિતિ થવાની હતી તેની તેને ખબર હશે?

બીજે દિવસે સવારે દાદીમા ઉશ્કેરાઈ ગયાં હતાં.

તે જોરશોરથી કહેતાં હતાં કે, ગમે તે ઉપાયે એ કાર્ય અટકવું જોઈએ, બસ અટકવું જ જોઇએ. ખરેખર તેમાં દેવતાનો વાસ છે અને હું તમને કહું છું કે જો આપણે ઝાડની એક ડાળી પણ કપાવા દેશું તો વૃક્ષદેવતા આપણા ઘર તથા કુટુંબને બેદાન-મેદાન કરી નાખશે. જો આપણે ઝાડને એમ ને એમ રહેવા દઈશું તો દેવતા કાંઈક રસ્તો જરૂર કાઢશે.

દાદીમાના આ આગ્રહથી અમે બધા ઝાડ પાસે ગયા અને બહાર પડતી ડાળીઓને જોતાં લાંબો સમય ત્યાં ચર્ચા કરતા ઊભા રહ્યા. એક ડાળી તો રસ્તા પર લાંબે સુધી પથરાયેલ હતી. તે તો ચોક્કસ પણે વીજળીના તારની આડે આવવાની. નવ વાગ્યે મજૂરો કુહાડા લઈને આવ્યા. મારા પિતાએ ધીમેથી તેમને સમજાવ્યું: 'હું મુખીને મળી જઈશ. તમે અત્યારે ઘેર જાવ.'

બપોરે મુખી પોતે જ વૃક્ષ જોવા આવ્યો.

તેણે કહ્યું: 'રસ્તા પર પડતી લાંબી ડાળીને તો કાપી નાખવી પડશે જ. જુઓ, હું એક કૂદકે તેના પર પહોંચી જાઉં છું અને નાનાં છોકરાં રમતાં રમતાં ત્યાં પહોંચે અને તેમને ઈજા થાય. છેવટે એમ નક્કી થયું કે જે ડાળ નડતરરૂપ છે તેને જ દૂર કરવી. બીજો કોઈ રસ્તો નહોતો. દાદીમા અસ્વસ્થ થઈ ગયાં મજૂરો ઝાડ પર ચડવા તૈયાર થઈ ગયા. પોતાનું કાર્ય સહેલાઇથી કઈ રીતે થઈ શકે તે જોતા તેઓ ચર્ચા કરતા ઊભા હતા.

મુખીએ કહ્યું: 'તમારામાંથી એક ઉપર જાઓ અને તે ડાળીને દોરડું બાંધી નીચે પડતી મૂકો.'

માણસે તેમ કરવાની તૈયારી કરી. પણ હજુ તેણે થડ પર એક પગ મૂક્યો નહિ ત્યાં તો આખું ઝાડ, કોઈ મહાન રાક્ષસ ડોલાવતો હોય તેમ ડોલવા લાગી ગયું.

તે સમયે જરા પણ પવન નહોતો અને છતાં એવડો મોટો એ વડ હલી ઊઠયો. ડાળ કાપવા જનાર નીચે ઊતરી આવ્યો. તરત જ ડોલન બંધ થઈ જતાં આગળ માફક બધું શાંત થઈ ગયું.

ઠીક ઠીક દૂર જઈને મુખીએ કહ્યું: 'ઝાડ જાદુઈ છે.' મજૂરો ચમકી ગયા હતા. મજૂરો માટે ઘેર જવા સિવાય તે દિવસે કશું કામ નહોતું.

જતાં જતાં મુખી હુકમ છોડતા ગયા: 'હું રસ્તો શોધી કાઢીશ.'

મુખીએ તરત જ રસ્તો શોધી કાઢયો. એક દિવસે તેણે તાલીમ પામેલા હાથીને ઝાડની ચકાસણી કરવા માટે મોકલ્યો પણ ફરીથી ત્યાં આગળના જેવો જ બનાવ બન્યો અને હાથી ભયભીત થઈ ગયો. એક જ છલાંગે તે અમારા દરવાજા પાસેથી પસાર થઈ ગયો. આખા રસ્તે તે રણશીંગાની માફક અવાજ કરતો ગયો. માવત તો ડઘાઈને આ જોઈ જ રહ્યો.

દરમિયાન, તાર નાખવાનું કાર્ય અટકી પડયું હતું. પૈસા અગર ગામ ખાતર કોઈ પણ મજૂર તે ઝાડ પાસે હવે જવા માટે તૈયાર નહોતો! ગ્રામ પંચાયતને દાદીમાને નોટિસ મોકલી: 'તમારે એ ઝાડ તમારા ખર્ચે એકદમ કપાવી નાખવું.'

મારાં દાદીમાને તો હવે સાચી ધૂન ચડી હતી. તેણે વૃક્ષ-દેવતાને વિનવણી કરી. પરિસ્થિતિમાંથી રસ્તો કાઢવાનો સઘળો ભાર તેણે દેવતા પર નાખ્યો. જો અડચણ કરતી ડાળી ન કાપી નાખવાની રજા આપવામાં આવે તો પ્રેરણાની ક્ષણમાં તેણે દેવતાને તેલના દીવાને બદલે વીજળીના દીવાનું વચન આપ્યું.

પરંતુ જે ખરેખર બન્યું તે માટે કોઈ તૈયાર નહોતું. ગ્રામપંચાયતના આખરીનામા પછી બે ત્રણ દિવસે, હજુ ડાળી કાપી નાખવામાં આવી નહોતી ત્યારે, ગામના આધેડ વયના માણસો ગામના મુખી સાથે ટોળાબંધ આવ્યા. મુખીએ આ પ્રસંગે ભૂવાને બોલાવ્યો હતો.

નવાઈભર્યું તો એ હતું કે જ્યારે અમે ઝાડ પાસે ગયા ત્યારે ત્યાં દરેક વસ્તુ તદ્દન જુદી જ હતી. અમે જે નજરે જોયું તે માની શક્યા નહિ. એક જ દિવસમાં ઝાડની ઊંચાઈ અનેક ફૂટ વધી ગઇ હતી! અમે ઊંચે અને નીચે જોયું પણ એક પણ ડાળ રસ્તા-પર પડતી નહોતી. આખા ઝાડનો આકાર જ કેમ જાણે ફરી ગયો હોય! તેની ડાળીઓ એટલે ઊંચે ગઇ હતી કે ત્યાં કોઈ પહોંચી શકે તેમ નહોતું. ઝાડ દીવાલથી છેટે હતું. અમે જે જોયું તે અમે ભાગ્યે જ માની શક્યા!

મુખીએ અજાયબીમાં હડપચી પર હાથ ફેરવતાં કહ્યું: 'રસ્તા પર પડતી એક પણ ડાળ નથી. પરંતુ

હું તમને સોગન ખાઈને કહું છું કે ગઈકાલે એક તેવી ડાળ અહીં હતી. એક રાતમાં આ ઝાડને કોઈએ એક ઠેકાણેથી ઉપાડીને બીજે ઠેકાણે વાવી દીધું ન હોય! અથવા તો કોઈએ ડાળી કાપી નાખી હોય તેવી પણ કંઈ નિશાની નથી. ખરેખર આ વિચિત્ર છે '

ખરેખર આખી બાબત વિચિત્ર હતી પરંતુ તમે ખાતરી રાખશો કે દાદીમાના મનથી તેમ નહોતું. તેને દેવતામાં અસીમ શ્રદ્ધા હતી અને પોતે માનતા માની હતી તે મુજબ પહેલી જ તકે વૃક્ષના વિચિત્ર નાના દેવતા માટે તેણે નાનો ફક્કડ વીજળીનો ગોળો દીવાને બદલે મુકાવ્યો.

પરંતુ તેલના દીવા અગાઉ કરતાં વધારે તેજથી બળે છે કેમકે જાદુઈ વૃક્ષના દેવતામાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરવા ભક્તોએ ત્યાં ઘણા દીવા મૂક્યા છે.

## બ્રાહ્મણનો જીવ

ઈ. સ. ૧૯૦૭માં હું જ્યારે ચોથા ધોરણમાં ભણતો હતો તે સમયની આ વાત છે. તે વખતે હું તેલીચરીના પરા તિરૂવનગઢમાં વિદ્યાર્થીઓની લોજમાં રહેતો હતો. તેમાં લગભગ દશ વિદ્યાર્થીઓ હતા. બધા ઉત્તર મલબારના જેન્મી કુટુંબના હતા. અમારી લોજમાં બે નોકરો હતા. એક બાર વર્ષના ઉંમરનો કિત્તન નામનો છોકરો હતો. એક દિવસે અમે કિત્તનને આંતર પ્રદેશમાં પચીસ માઈલ દૂર અમારા એક સહાધ્યાયીના કાકાને પત્ર પહોંચાડવા મોકલ્યો. વચમાં તેને તેલીચરીથી વીસ માઈલ દૂર ઈરિકુર નજીક આવેલા ગાઢ જંગલમાંથી પસાર થવાનું હતું. માર્ચ મહિનાનો સખત તાપ પડતો હોવાથી તેને થાક લાગતાં એક મોટા વૃક્ષ હેઠળ તે આરામ લેવા પડ્યો તેને તરત જ ઊંઘ આવી ગઈ. તેને ઊંઘ્યાને એક કલાક પૂરો નહિ થયો હોય એટલામાં ઉપર પાંદડામાં ખખડાટ થવાથી તે અચાનક જાગી ગયો. તેણે અવધા ચારે બાજુ નજર કરી પણ તેને ખખડાટનું કારણ મળ્યું નહિ. તે તરત જ ત્યાંથી ભાગ્યો અને બપોરે ચાલીને સાંજે લગભગ સાત વાગતાં તેલીચરી પહોંચી ગયો. તેણે અમને જંગલમાં પોતાને બીક લાગ્યાની વાત કરી અને રાતમાં તેને સખત તાવ ચઢી આવ્યો.

બીજે દિવસે સવારે લગભગ નવ વાગ્યે તે જાગ્યો. તાવ તદ્દન ઊતરી ગયો હતો. તે નાહવા માટે નજીકના તળાવે જતો હતો. અમે તેને કપડાં આપી સૂઈ જવા કહ્યું. સામાન્યતઃ આ નોકર બહુ આજ્ઞાંકિત તથા શાંત પ્રકૃતિનો હતો. પરંતુ અમારા આશ્ચર્ય વચ્ચે અમારું કહેવું માનવાને બદલે તેણે તેની અવગણના કરી અને કહ્યું: 'તમે તમારું સંભાળી લો.' તે સીધો તળાવે દોડી ગયો અને અમારે પણ શાળાએ જવાનો સમય થઈ ગયેલ હોવાથી અમે તે વાત ભૂલી ગયા. બીજે દિવસ શનિવાર હોવાથી અમારે નિશાળે જવાનું ન હતું. તે દિવસે અમને જણાવ્યું કે સવારે નાહીને આવ્યા પછી તે લોજના એક ન વપરાતા ઓરડામાં જતો હતો. અમારા માંહેના એક વિદ્યાર્થીએ તપાસ કરતાં તેને પદ્માસન વાળીને બેઠેલો જોયો અને તે ધાર્મિક પુસ્તકોમાંથી શ્લોકો બોલતો હતો. અમે બધા તે ઓરડામાં ભેગા થયા પણ કિત્તનનું ધ્યાન તે પ્રતિ ખેંચાયું નહિ તે તો સંસ્કૃતના શ્લોકો પર શ્લોકો બોલતો હતો. અમને આશ્ચર્ય થયું કારણ અમને પૂરેપૂરી ખબર હતી કે તે અશિક્ષિત હતો. અમારી માતૃભાષા મલયાલમનો પણ તેને કક્કો ય આવડતો નહોતો.

અમારા માંહેથી એક તેને નામથી બોલાવી પૂછ્યું: 'રસોડામાં કામ કરવાને બદલે તું શા માટે અહીં બેસી શ્લોકો બોલી રહ્યો છે?' આથી તે ગુસ્સે થયો અને બૂમ પાડીને બોલ્યો: 'ચૂપ રહો. તમે તમારા અભ્યાસ પર ધ્યાન આપો.' આ પરથી લગભગ અઢાર વર્ષની ઉંમરનો, કૉલેજમાં પહેલા વર્ષમાં અભ્યાસ કરતો એક વિદ્યાર્થી તેની પાસે ગયો અને તેણે તેના હાથ પકડીને બહાર ખેંચવા યત્ન કર્યો. કિત્તન જરા પણ હાલ્યોચાલ્યો નહિ. તેણે કહ્યું: 'દશે જણ આવી જાવ. મને અહીંથી એક તસુ પણ ખસેડો તો ખરા કહું.' અમે બધાએ અમારું જોર અજમાવી જોયું પણ તેને પદ્માસનમાંથી અમે ચગાવી શક્યા નહિ. અમારા નિષ્ફળ પ્રયત્ન પર તે હસવા લાગ્યો અને પોતાને ઠીક પડે તેમ કરવા દેવા અમને વિનંતિ કરી. બજારમાંથી પાછા આવેલ બીજા નોકરને અમે બોલાવ્યો અને અમને મદદ કરવાનું તેને કહ્યું. આ નોકરની ઉંમર લગભગ ચાળીસ વર્ષની હતી. તે મજબૂત બાંધાનો હતો અને તે કિત્તનનો મામો થતો હતો. તેણે પોતાના ભાણેજ પાસે જઈને કહ્યું: 'અરે, આ શું ચાળા આદર્યા છે? ચાલ બહાર નીકળ, અને

રસોડામાં મને મદદ કર. જમવાનું મોડું થાય છે.' આ ઉપરથી તે છોકરો ભડક્યો. તેનો આખો ચહેરો બદલાઈ ગયો હતો. તેણે મોટા અવાજે ગર્જીને કહ્યું: 'કાનન, તું શું બોલ્યો ! મૂરખ ! તું એમ ધારે છે કે હું તારો ભાણેજ કિત્તન છું ! પણ મૂરખ, જાણી લેજે કે હું એદમન નાંબુદ્રી છું. જરા દૂર ઊભો રહે સમજ્યો !'

અમારો વિશ્વાસુ નોકર કાનન નાંબિયાર મજબૂત બાંધાનો નિર્ભય મનુષ્ય હતો. તે છોકરાના આ શબ્દ ચલાવી લે તેમ ન હોતો. તેણે રસોડામાં જઈ એક મોટી માછલી લીધી અને દોરીથી તેને બાંધીને જે ઓરડામાં અમે બધા ભેગા થયા હતા ત્યાં તે પાછો આવ્યો. તેણે કહ્યું: 'હે ગુરુવર્ય ! આપને હું કદાચ ભેટ ધરવાની ઇચ્છા રાખું છું. તમારા ગળામાં તે પહેરાવવાની મને અનુજ્ઞા આપો.' આમ કહીને તેણે તેના ભત્રીજાના ગળામાં દોરી નાખવાનો પ્રયત્ન કર્યો. જરા ખેંચતાણ થઈ અને બે સેકંડમાં તો મામા જમીન પર ચત્તાપાટ પડ્યા હતા અને ભાણેજ તેની છાતી પર ચઢી બેસી ગળા પર હાથ રાખી તેને ગળેચીપ દેતો હતો. કાનન નાંબિયાર તેની પકડમાંથી છૂટવા માટે પોતાનાથી બનતું કરી રહ્યો હતો પરંતુ છોકરાની પકડ વધારે મજબૂત બનતી જતી હતી અને મામો મહામુશ્કેલીથી શ્વાસ લઈ શકતો હતો, અમને લાગ્યું કે જો અમે ચુપચુપ જોયા કરશું તો બે મિનિટમાં તેનું શબ જ અમારા હાથમાં આવશે. મામા-ભાણેજને જુદા પાડવા માટે અમે સંયુક્ત પ્રયત્ન કર્યો.

લાલચોળ આંખો તથા મોટા અવાજે તેણે બૂમ પાડીને કહ્યું: 'આ દેહ મારો છે. તેણે મારુ અપમાન કર્યું છે તેનો જીવ લઈને હું બદલો લઈશ' અમે બધા ડરી ગયા. શું કરવું તે સૂઝ્યું નહિ એક જ મિનિટ પછી અમારે ખૂનના કેસમાં સાક્ષીઓ તરીકે ઊભા રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થાત! પરંતુ અમારામાં એક જણ હોશિયાર ગણાતો હતો તે ત્યાંથી આગળ આવી છોકરાની પાસે જઈ હાથ જોડીને નમ્રતાપૂર્વક બોલ્યો: 'ગુરુદેવ! તે બિચારા પર દયા કરો. અમે જાણીએ છીએ કે તેણે આપનું અપમાન કર્યું છે. પરંતુ ગુનેગારને શિક્ષા કરવાનું કાર્ય મહેરબાની કરી અમારા પર છોડી દો. આ પાપી આપનો સ્પર્શ કરવાને પણ લાયક નથી.' આ સાંભળી છોકરાએ પકડ ઢીલી કરીને કહ્યું: 'અરે ! આ પાપીના મૃત્યુથી મારે અપવિત્ર થવું ન જોઈએ. પણ ધ્યાન રાખજો કે તે નાલાયકને પૂરતી શિક્ષા થાય.' આમ કહીને તે ઊભો થયો અને જાણે કંઈ ન બન્યું હોય તેમ ખૂણામાં જઈને બેઠો. તેણે સંસ્કૃત કીર્તન વગેરે બોલવાનું ચાલું રાખ્યું. નાંબિયારના તો હાક ગળી ગયા હતા. તે લગભગ મૂર્છાવશ થવાની સ્થિતિમાં હતો, પરંતુ થોડું પાણી પીધા પછી તેને ભાન આવ્યું. તેને પૂર્વ સ્થિતિમાં આવતાં લગભગ વીસ મિનિટ લાગી. અમે તેને 'મહાત્મા'ના પગે પડી તેમની ક્ષમા યાચવા કહ્યું. અમારી ખૂબ સમજાવટ પછી તેણે તે પ્રમાણે કર્યું. છોકરાનું તો આ પ્રત્યે ધ્યાન નહોતું. તેણે મામાને ત્યાંથી ચાલ્યા જવાની નિશાની કરી.

અમે રસોડામાં સભા ભરી. એક જણે એવી સૂચના કરી કે તેને ઘેર મોકલી દેવો. બીજાએ કોઈ જ્યોતિષીની સલાહ લેવાની સૂચના કરી. આમ જુદા જુદા મત પડ્યા. બેત્રણ કલાક સુધી ચર્ચા ચાલી પરંતુ અમે કંઈ નિર્ણય પર આવી શક્યા નહિ. અમારા સદ્ભાગ્યે અમારા એક સાથી કલિયાત એજામેનના કાકા બપોરે આવી ચડ્યા. તે મોટા જેન્મી અને મદ્રાસ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ હતા. તેની સાથે લગભગ બાર નોકરો હતા. તે પૈકી બે જણ બ્રાહ્મણ હતા. અમે તેની સમક્ષ અમારા વિચિત્ર અનુભવનું વર્ણન કર્યું. જેન્મી એક ઘરની પરશાળમાં એક આરામખુરશીમાં બેઠા હતા અને બે બ્રાહ્મણો પૈકી એક પ્રખ્યાત વૈદ સ્વ. કહુકી નાંબુદ્રી હતા તે પાસે લાકડાની પાટલી પર બેઠા હતા. એજામેને છોકરાને તેડાવ્યો. અમારામાંથી એક જણે જઈને કિત્તનને કહ્યું કે, 'કલિયાત એજામેન તને બોલાવે છે' આ સાંભળી તે બહાર આવ્યો અને પરશાળમાં ગયો. જરા પણ આનાકાની વિના તે બીજા બે બ્રાહ્મણોની પાસે જઈને બેઠો. અમને બધાને આશ્ચર્ય થયું કે, આ નોકરો ઉત્તર મલબારના મહાન જેન્મીની હાજરીમાં ઉચ્ચ દરજ્જાના બ્રાહ્મણોની નજીક બેસવાની હિંમત કરે છે! એજામેન તરફ જોઈને કિત્તન બોલ્યો: 'તમે મને ઓળખતા નથી ! હું એદમન છું. મને અહીં આવ્યાને બે દિવસ થયા છે.' પછી એક બ્રાહ્મણ તરફ જોઈને

કહેઃ 'અરે! પ્રભુજી! તમે પણ મને ઓળખતા નથી? તમારી દવાથી મારા પેટના દર્દને જરા પણ ફાયદો થયો નહિ. મારાથી પીડા ન ખમાતાં જંગલમાં ઝાડ પર લટકીને ગળાફાંસો ખાઈને મારે મારા જીવનનો અંત લાવવો પડ્યો.'

એજામેનને શું કહેવું કે કરવું તે સુઝ્યું નહિ. ત્યાં હાજર રહેલ અમે દરેક જણ એકબીજાની સામે જોવા લાગ્યા. થોડીવાર શાંતિ રહી. આખરે એજામેન બોલ્યોઃ 'જો તું ખરેખર એડામન નાંબુદરી હો તો અમારી સમક્ષ સૂર્યનમસ્કાર કરી બતાવ.' જરા પણ આનાકાની વિના કિત્તને પાણીનું વાસણ લઈ પોતાના હાથપગ ધોયા અને તે વાડામાં ગયો. તેણે બરાબર સૂર્યનમસ્કાર કર્યા. તે મોટેથી મંત્રો બોલતો હતો જેથી એજામેન તથા બ્રાહ્મણ તે સાંભળી શકે. સૂર્યનમસ્કાર કર્યા પછી કિત્તન શાંતિથી પાછો ફર્યો અને એજામેન પાસે પોતાની બેઠક લઈને બોલ્યોઃ 'કેમ, નાંબિયર, હવે તો તમારી શંકા ટળી ને?' કોઈ પણ નાયર એજામેનને આ પ્રમાણે સંબોધન કરવાની હિંમત ન કરે, તે નિર્દેશ કરવો જરૂરી છે. કલિયાત એજામેનને 'નાંબિયર' કહેવાનો માત્ર રાજાઓ તથા બ્રાહ્મણોને હક છે. 'નાયર છોકરાએ એજામેનને 'નાંબિયર' કહેવાની ધૃષ્ટતા કરી તે જોઈ બધા ડઘાઈ ગયા.

એજામેને જવાબ આપ્યોઃ 'હા મને શંકા રહી નથી. પણ તારે આ છોકરાને શા માટે દુઃખ દેવું જોઈએ? તારે શું જોઈએ છે?'

કિત્તને જવાબ આપ્યોઃ 'છોકરો તારો આગળ લઈ જતો હતો, મને જણાયું કે હું તને અહીં મળી શકીશ. હું તારા ઘેર આવ્યો હોત પણ તારા ગૃહદેવતા વયથુરકારિયર મને આવવા ન દે. હવે મારે તને મળવું તો હતું. કારણકે મારા કુટુંબના લોકો ગરીબ છે તે તું જાણે છે, મને આપઘાત કર્યાને લગભગ ૭ મહિના થવા આવ્યા પરંતુ મારા જીવને શાંતિ મળે તેવી વિધિ મારો પુત્ર કરી શક્યો નથી. આવશ્યક વિધિ કરવા માટે મારા પુત્રને પૂરતા પૈસા આપવાની કૃપા કર.'

એજામેનને શાંતિ થઈ. તેણે કહ્યુંઃ 'આજથી ચાલીશ દિવસની અંદર તારો પુત્ર બધી ક્રિયા કરશે તેવું હું તને વચન આપું છું. હું તેને દરેક પ્રકારની મદદ આપીશ. તારા આત્માને શાંતિ મળો.'

કિત્તનને સંતોષ થયો હોય તેમ લાગ્યું. તેણે કહ્યુંઃ 'નાંબિયર, આભાર. હવે હું આ શરીરમાંથી ચાલ્યો જઈશ.'

કિત્તનને મૂર્છા આવી ગઈ અને તે જમીન પર પડી ગયો. તેના મોઢા પર પાણી છાંટવામાં આવ્યું. કિત્તન ધીમે ધીમે આંખો ઉઘાડીને જમીન પર બેઠો. તેણે આસપાસ જોયું. આટલા બધા લોકોને જોઈ તેને આશ્ચર્ય થયું. તેની નજર કલિયાત એજામેન પર પડતાં તે ઊભો થયો અને શેહથી દબાઈ જઈને બીજા ઓરડામાં અંદર દોડી ગયો. બે દિવસ સુધી તે ડાની બહાર જ નીકળ્યો નહિ. અમારા ઉની માફક તે આજ્ઞાંકિત કર્તવ્યપરાયણ કિત્તન થઈ ગયો. તે અમારી પાસે બે ત્રણ વર્ષ નોકર રહ્યો. તે દિવસથી 'ઠા તેના મૃત્યુ સુધી તેને કોઈ સરમાં આવ્યું નહિ.

પણ ભગવાનને કરવું છે ને તે એક દિવસ કોણ જાણે શિયા ય કારણે સાજોનરવો ને ધગડધિંગો નરશી પટેલ અનરવો થઇ ગયો. અનરવો થઈ ગયો પણ કોણ જાણે કેવોય રોગ આવ્યો કે મોટા મોટા ધનવંતરીના ય કબ્જામાં નો આવે. પરમી પટલાણીએ દવાદારૂમાં કાંઇ બાકી નો રાખી, ઓસડવેસડનો આરોવારો ન રાખ્યો, પણ પટેલ તો રોજ રોજ ગળતો જાય. જેટલું કરો એટલું સાસું પડે ને પટેલ તો રોગે બરાબરનો ઘેરાઈ ગયા.

પટેલ પથારીએ પડ્યો છે એની ખેડ રખડે છે, એનું કામ વહુસે છે, એનાં ઢોર રેઢારોળ ફરે છે ને એનું બધું રાનરાન ને પાન પાન રોળાઈ રહ્યુ છે

પટલાણીએ તો ચીંધી એટલી દવા કરી, તોય પટેલને ફેર પડતો નથી. દવાદારૂ કરી કરીને થાકી પછી તો પટલાણીએ દેવદેવીને મનાવવા માંડ્યાં છે. માનતા રાખવામાં કાંઈ બાકી રાખી નથી, બાધાઆખડીનો પાર રાખ્યો નથી. ભૂવા જોગી ને જતિનેય સાધી લેયા છે. ડાકલાં બેસાડયાં છે. ભૂવા ધુણાવ્યા છે દોરા-ધાગા ને માદળિયાં કરાવ્યાં છે. દાણા જોવડાવ્યા છે ને ચકલે ચકલે ઉતાર મેલ્યા છે. તોય નરશી પટેલનો મંદવાડ ગયો નથી.

પટલાણી કહે: 'બાઈ! મેં તો વરત કરવામાં બાકી નથી રાખી મારે તો બાધાઆખડી આડે બધી યે બાણસ્તાની અગડ છે. પાણે પાણે દેવ કરી થાપ્યા છે ને નવાણે નવાણે તીરથજળ કરી પૂજ્યાં છે. તોય મારા પટેલને સુવાણ થાતી નથી.'

'તોય પિતાંબર ગોરનું વરત લઈ જુઓને, પટલાણી!'

'હ્યોને બાઇ! પિતાંબર ગોર વરત દે ને હું વરત લઉં. કેમ્યે કરતાં મારો પટેલ સાજો થતો હોય તો.'

ને પરમી પટલાણી પિતાંબર ગોરને ઘેરે ગઈ છે.

ફળિયામાં પીપળો છે ને પીપળા નીચે શિવજી થાપ્યા છે. આંગણામાં તુળસીક્યારો છે ને ઓશરીમાં બેઠા બેઠા પિતાંબર ગોર માળા ફેરવે છે.

પટલાણી આવીને ગોરને પાય પડી છે: 'ગોરદાદા! ગોરદાદા! અમને વરત દ્યો ને.'

ગોર કહે: 'તમથી વ્રત થાય નહિ, પટલાણી! ને અમથી વ્રત દેવાય નહિ'

પટલાણી કહે છે: 'થાય તોય દ્યો ને નો થાય તોય દ્યો. વરત દીધે છૂટકો છે, ગોરદાદા! જેવાં દેશો તેવાં વરત લઈશ.'

ગોર કહે: 'વ્રત લઈને શું કરશો પટલાણી?'

'વરત લઈને મારા પટેલને સાજો કરીશ, ગોરદાદા! મારો તો પટેલ ખાટલે પડ્યો છે. મારાં ,ઠામકાજ રખડે છે. બધું રેઢેરોળ છે. અમને વરત દ્યો.'

ગોર કહે છે: 'વ્રત લેવા આવ્યાં છો, પટલાણી! પણ કાંઈ છાતુંછપતું રાખ્યું હોય, મનમાં કાંઈ કૂડકપટ ચિંતવ્યું હોય તો એ બધું ઘેરે મૂકી આવી પવિત્ર થઈને આવો તો વ્રત દઉં.'

. પટલાણી કહે છે: 'હું તો નાહીધોઈ પવિતર થઈ ને આવી છું, ગોરદાદા!'

ગોરે કીધું છે: 'કળશ્યો પાણી ઢોળ્યે દી નો વળે, પટલાણી. મનનો માયલો મેલ કાઢી નાખવો જોઈએ. નહિતર લીધાં વ્રત ફોક થાય ને દેવ ઊલટાના દંડ દે.'

'મારા તો મનમાં યે કોઈ દી માઠો વિચાર આવ્યો નથી, ગોરદાદા! ભગવાને દીધું છે, પછી કિયા ભવ સારું હીણું કરમ આચરીએ?'

ગોર કહે: 'પટેલને પૂછી આવો પટલાણી. એણે તો કાંઈ હીણું ચિંતવી રાખ્યું નથી ને?'

'મારા પટેલ તો ભોળો પાદશા છે.'

ગોર કહે: 'આ તો કળિકાળ છે, પટલાણી! કોણ જાણે ક્યારે મતકમત સૂઝી આવે? એક વાર પટેલને પૂછી આવો. પછી વ્રત દઈએ'

પટલાણી દોડી દોડી ઘેર આવી છે ઘેરે આવીને પટેલને પૂછવા બેઠી છે: 'પટેલ! પટેલ! પેટછૂટી વાત કરજો. મનમાં કોઈ દી કૂડકપટ ચિંતવ્યું છે? કોઈ દી હીણો વિચાર આવ્યો છે? જેવું હોય તેવું કહી દેજો અમારે વરત લેવાં છે. કૂડકપટિયાંને વરત નો ફળે ને સામા દેવના દંડ ભોગવવા પડે.'

પટેલ તો પથારીમાં પડ્યો પડ્યો કણસે છે: 'વરત લઈને શું કરશો, પટલાણી?'

પટલાણી કહે: 'મારા પટેલને સાજો કરીશ.'

પટેલ કહે છે: 'પટલાણી! સાચેસાચું કહું છું, કોઈ દિવસ સપને ય માઠું ઓસાણ આવ્યું નથી.'

'તો આ રોગ ક્યાંથી આવ્યો હશે પટેલ?'

'કોણ જાણે, કાંઈ કળ્યામાં આવતું નથી પૂરવ જનમનાં કોક પાપ આંબી વળ્યાં હશે.

પૂછી કરીને પટલાણી પિતાંબર ગોર પાસે આવી છે. ગોરને બધી વાત કરી છે. વાત કરીને પટલાણી વ્રત લેવા બેઠી છે. 'ગોરદાદા ગોરદાદા! વરત દ્યો.'

ગોર કહે: 'અમે વ્રત દઈએ ને તમે વ્રત લ્યો, પટલાણી! મનમાં કૂડકપટ હશે તો વ્રત નહિ ફળે.'

'અમારા મનમાં જેવું હશે તેવું ઊગશે, ગોરદાદા! તમતમારે વરત દ્યો ને વાર્તા કરો.'

પિતાંબર ગોરે કંકાવટી લીધી છે. કંકાવટીએ કંકુ ઘોળ્યાં છે. સાત સૂતરના તાગડા લીધા છે. સાતેને ભેળા કરી સાત ગાંઠો વાળી છે. સાતે ગાંઠે કંકુના સાત ચાંદલા કર્યા છે દોરો કરી પટલાણીના હાથમાં દીધો છે. ચપટી ચોખા પટલાણીને દીધા છે ને પોતે ય ચપટી હાથમાં રાખ્યા છે.

પિતાંબર ગોર વારતા કહે છે ને પટલાણી બેઠાં બેઠાં સાંભળે છે. વેણે વેણે 'કણદેવતા' કહેતાં જાય છે.

'કણના કણસલાનું વ્રત છે, પટલાણી! એકના સહસ્ર કરે ને માનવીની ભૂખ ભાંગે. કણ સમાન કોઈ મોટો દેવ નથી ને કણની ચોરી જેવું કોઈ હીણું કામ નથી.

'શંકર ને પારવતી હતાં. એક દિવસ પારવતીજીએ શિવજીને કહ્યું છે: 'શિવજી! મરતલોકની વાર્તા કહો ને.'

'શિવજી પૂછે છે: 'મરતલોકની વાત સાંભળીને શું કરશો સતિ?'

'સતીએ તો હઠ લીધી છેઃ 'કહો તો હા નકર ના.'

'ને શિવજીએ કહ્યું છેઃ 'તો સતિ! સાંભળવા કરતાં નજરે જ જુઓ ને.'

'સતી કહેઃ 'ઓહો એનાથી વળી રૂડું શું?'

'ને નંદી ઉપર ચડીને શિવપારવતી મરતલોક જોવા ચાલી નીકળ્યાં છે.

'ચાલતાં ચાલતાં મારગમાંથી એક કણુસલું જડ્યું છે. કણુસલામાં મોતીડાં જેવાં કણુ અંગારા મારે છે.

'કણુસલું જોઈને સતીને અચરજ થઈ છે. એમણે તો શિવજીને પૂછ્યું છેઃ 'ભગવાન! આ શું છે?'

'શિવજી કહે છેઃ 'એ ભૂખ્યાનું અન્ન છે, નાગાનું વસ્તર છે, નિરધનિયાનું ધન છે. મરતલોકનું એ અમૃત છે, સતિ! એના એક એક કણુમાંથી સહસ્રગણાં કણુ થાય.'

'આ કણુસલું આપણે કૈલાસે લઈ જઈએ, સ્વામીનાથ!' કણુસલાનું રૂપ જોઈને પારવતીજીને લોભ લાગ્યો છે.

'શિવજી કહે છેઃ 'તમારા દિલમાં લોભનો જન્મ થયો, સતિ! મેં નો'તું કીધું, મરતલોકની વાત મૂકી દો. મરતલોકના પડછાયા પડ્યા ને તમને ય મતકમત સૂઝી.'

'શિવજીનો ઠપકો સાંભળીને સતી ભોંઠાં પડ્યાં છે. એમની આંખે શ્રાવણ ને ભાદરવો વરસવા માંડ્યો છે. 'કહેતા હો તો કણુસલું નાખી દઉં, પ્રભુ!'

'સતીને દુઃખી જોઈને શિવજીએ કીધું છેઃ 'થયું ન થયું થવાનું નથી, પણ હવે એ કણુસલું ક્યાં યે આડુંઅવળું મૂકશો મા.'

"આડુંઅવળું મૂકયે શું થાય?"

"આડુંઅવળું મૂકયે ભારે ઉત્પાત થાય, સતિ! એને દાણે દાણે તમારા મનનો લોભ ભર્યો છે. જેના હાથમાં એના દાણા પડશે એને તમારી જેમ મતકમત સૂઝશે. લોભનો જનમ થાય, એટલે લક્ષણ જાય. પણ હવે આવી હતી તે થઈ ગઈ છે. એનો તો હવે ઉપાય નથી.'

'સતી શંભુજીના પગમાં પડ્યાં છેઃ 'તમે બધા દેવમાં સમરથ. તમે ઉપાય નહિ બતાવો તો કોણ બતાવશે?'

'સતીની વિનવણી સાંભળીને શિવજી પ્રસન્ન થયા છેઃ 'તમે કહો છો ને અમે સમરથ છીએ એટલે એનું નિવારણ કરીએ છીએ. આ કણુસલાને કૈલાસે લઈ જજો, સતિ! કૈલાસને માથે રૂડાં ખેતર ખેડજો એડી કરીને માંહી દાણા છાંટજો. ઉપર પાણીની ધારાવડી કરજો. સાંજસવાર એનાં રખોપાં કરજો. એના એક કણુમાંથી સહસગણાં કણુ થશે. કણુ લઈ કરીને એના મરતલોકને માથે વરસાદ વરસાવજો. તમારા તપના પ્રભાવે અને અમારા વચને એ દાણા મરતલોકનું કલ્યાણ કરશે. આટલું કરશો એટલે સતી તમારો યે શાપથી ઉદ્ધાર થશે.'

'સતીએ કહ્યું છેઃ 'ભલે સ્વામીનાથ.'

'ને શિવપારવતી ફરતાં ફરતાં પાછાં કૈલાસે આવ્યાં છે.'

'કણુદેવતા' પટલાણીએ હોંકારો ભણ્યો છે.

'કૈલાસે આવીને શિવજી સમાધિમાં પડ્યા છે ને પારવતીજી ઘરમાં એકલાં પડ્યાં છે. ભગવાને તો સતીને ખેતર ખેડીને કણુસલાના દાણા વાવવાનું કીધું છે. પણ મોતીડાં જેવાં કણુ જોઈને પારવતીનું મન માનતું નથી. એ તો મનમાં મનમાં ચિંતવે છે કે અરેરે આવાં રતન જેવાં કણુ ધૂળમાં તે દાટી દેવાય? શંભુજીને તો ટીખળ કરવાની ટેવ છે. મનમાં એમ ચિંતવીને સતીએ કણુસલાને પેટી પટારામાં સંઘરી દીધું છે. ને પછી તો ઘરના કામકાજમાં સતી કણુસલાની વાત વીસરી બેઠાં છે.

'કણુદેવતા.' પટલાણીએ કહ્યું છે.

'કણુના કણુસલાનું વ્રત છે ને કણુદેવતા તો પટારામાં પુરાણા છે.' પૃથ્વી ઉપર ચારેકોરથી

કણુદેવતા રિમાઈ રિસાઈને અલોપ થઈ ગયા છે. બાળટાળને મોઢેથી, બ્રાહ્મણ સરમણને હાથેથી, ઘરધણીની કોઠીમાંથી ને વાણિયા વેપારીના કોઠા રિયામાંથી કણુદેવતા અદ્રશ્ય થઈ ગયા છે ગાયનું તરણું ઝૂંટવાણું છે, શીમડીનો શણગાર વણુસી ગયો છે, ઘરે ઘરે અન્નપૂર્ણા રિસાઈ ને બેઠી છે, ને સતીના સંતાપ્યા કણુદેવતા પટારામાં પડ્યા પડ્યા કણુસે છે

'જમરાજાની બડી જમાત છે. જમાતને આંટાફેરાનો કાંઈ પાર રહ્યો નથી. જમરાજાના દરબારમાં ભીડ ક્યાં ય માતી નથી. ચિત્રગુપ્તના ચોપડા ઊંધા પડ્યા છે ને વિધાતા ચે જાણે લખતાં ભૂલી ગઈ છે ભગવાને જેવાં થાપ્યાં'તાં એવા સતીએ ઉથાપ્યાં છે ને સતીને તો એનું ઓસાણે નથી એ તો ઘરમાં નિરાંતે આંટા-ફેરા કરે છે મરતલોકની લીલી વાડી સુકાવા લાગી છે ને હસતાંરમતાં માનવી કાળાં જાડ બની ગયા છે. વાયરુ આવે ને ઝાડનાં ઝાડ ઊખડી પડે એમ ચારેકોર માનવી ટપોટપ મરી રહ્યાં છે.

ને શિવજી તો કૈલાસને શિખરે બેઠા બેઠા તપ કરે છે'

'કણુદેવતા' પટલાણીએ ટોકો કર્યો છે.

'મહાદેવજી તપ કરે છે, સતી ઘરના કામકાજમાં પડી ગયાં છે કણુદેવતા પટારામાં પડ્યા મૂંઝાય છે ને પૃથ્વીના જીવને ઉત્પાતનો પાર રહ્યો નથી. ને એ ઉત્પાતથી થાકીને જમરાજાએ વિધાતા સાથે વઢવાડ માંડી છે: 'અરેરે વિધાતા! તમે તે આ કેવા લેખ લખેલા કે એકી સાથે એકે ટાણે માનવીને માથે મોત ઊતરી રહ્યાં છે?'

વિધાતા કહે છે: 'મેં તો એવું કાંઈ ચે લખ્યું નથી ને કાંઈ ચે કૂડું ચિંતવ્યું નથી. આ તો કોક દેવના ઘરનો કોપ પૃથ્વીને માથે ઊતર્યો છે.'

જમરાજા વિધાતાને લઈ કરીને બ્રહ્માજી પાસે પહોંચ્યાં છે. બ્રહ્માજીને કશી વાતની કે કશી ચીતની ખબર નથી. એ તો મહાદેવજી પાસે જઈ ને ઊભા રહ્યા છે.

'શિવજીની સમાધ છૂટી છે ને એમણે સઘળી વાત જાણી છે. વાત સાંભળીને એમણે સતીને બોલાવ્યાં છે. 'સતી! તમારાં ખેતર ખેડાણાં!'

'સતી કહે છે: 'ખેતર તો કાંઈ ચે ખેડ્યાં નથી ને વાવ્યાં નથી.'

'સતીની વાત સાંભળી શિવજી એમની ઉપર રોષે બળ્યા છે. 'અરેરે સતી! ત્યારે તમે કણુસલું ક્યાં સંઘરી મૂકેલું?'

'સતી કહે છે: 'મોતીડાં જેવા દાણા હતા, તે ભગવાન! અમે તો એને પટારામાં સાચવીને મૂકી રાખ્યાં છે.'

'શિવજીએ કીધું છે: 'સતિ! તમારા લોભને તો થોભ જ નથી. તમારા લોભે તો મરતલોકને માથે સો સો વાનાં કર્યાં છે. તમે ભૂખ્યાંનું અન્ન ઝૂંટવી લીધું, નિરધનિયાનું ધન લઈ લીધું, તમે તો ધરતીમાતાનો રસકસ ચોરી લીધો તમે બહુ મોટું પાપ કર્યું છે, સતિ!'

'સતીએ કીધું છે: 'પાપ કર્યું હોય તો થાપ ઘો સ્વામીનાથ! ને મોટા જોગીજતિ છો તો થાપનો નિવારણ કરો'

'ને શિવજીએ સતીને શાપ દીધો છે: 'મરતલોકનાં માનવીને દૂભવ્યાં છે, સતિ! તો જાઓ મરતલોકમાં જનમ ધરો. પૃથ્વીને પટે રસકસ રૂપે અવતરો, માણસ તુણુસને રાંધણિયે અન્નપૂર્ણા થઈને બેસો. લોકોના આંગણામાં રિદ્ધિસિદ્ધિ થઈને આંટા મારો કોઈ ભૂખ્યું નો રહે, કોઈ દુખ્યું નો રહે એવી તેવડ રાખો.'

''અમારી એવડી તેવડ ક્યાંથી હોય, સ્વામીનાથ?

'શિવજીએ કીધું છે: 'અમે સમરથ છીએ તે તમને તેવડ સોતાં મોકલશું. મરતલોકને માથે જાણ્યેઅજાણ્યે દુઃખના દાવાનળ ઊતર્યા

છે તે અમે રસની રેલમછેલ કરી દેશું, સતિ! આ કણુના કણુસલામાંથી એકના સહસ્રગણા થશે ને સહુ ભેગાં મળી વેચીસાટીને ખાશે તો કોઈ દી ખૂટશે નહિ. સંઘરે પાડશે એનું સમૂળું જાશે ને કોઈનો ટાળો કરશે એના ભાણામાંથી અન્નદેવતા રિસાઈ જશે.' ને એમ કહી કારવીને શિવજી અંતર્ધાન થઈ ગયા છે.

'તે દિવસનાં પારવતીજી અષ્ટ મહાસિદ્ધિ ને નવે નિધિનાં જૂજવાં રૂપ લઈને મરતલોકનાં માનવીની ભૂખ ભાંગતાં મરતલોકે વસી રહ્યાં છે.

'જેવાં શિવ પારવતી મરતલોક પર તૂઠમાન થયાં એવાં સહુ ઉપર થાજો.'

'કણુના કણુસલાનું વ્રત છે, પટલાણી! કણુ સમાન મોટો કોઇ દેવ નથી. કણુદેવતાને ક્યાં ય રૂંધી રાખ્યા હોય, કોઇએ કળાપ્યા હોય તો એના બંધ છોડાવજો. આળેઝાળેથી ગોતી ગોતીને એની પૂજા કરજો. કણુના કણુસલા જેવું કોઈ મોટું વ્રત નથી. એ વ્રતના પરતાપે કરીને તમારો પટેલ સાજોનરવો થઈ જાશે.'

વારતા પૂરી કરીને ગોરદાદાએ પટલાણીને કપાળે કંકુનો ચાંદલો કર્યો છે. ઉપર ચોખા ચોડ્યા છે. પટલાણીએ ચોખા આંખે અડાડ્યા છે, બે દાણા માથે ચડાવ્યા છે ને ગોરદાદાને પાય લાગી પટલાણી ઘેર આવી છે.

બીજા દિવસનું સવાર પડ્યું છે. પટલાણી નાહીધોઈ છે. ઘીનો દીવો કર્યો છે. દોરાને કંકુના છાંટા નાખ્યા છે. ચપટી ચોખા લઈ ને પટલાણી પટેલની સામી આવી છે.

'કણુના કણુસલાનું વરત છે, પટેલ! તમે સાંભળો ને અમે વારતા કરીએ.'

પટેલ પૂછે છે: 'વરત લીધે શું થાય પટલાણી?'

'વરત લીધે અષ્ટ માસિદ્ધિ ને નવે નિધિ ઊભરાય. નિરધનિયાને ધન મળે. ભૂખ્યાને અન્ન મળે, વાંઝિયાને ઘેર પારણું બંધાય ને રોગિયાનો રોગ જાય. કણુદેવતા લીલાલહેર કરે ને સહુને સાજાનરવા રાખે.'

પટલાણી વારતા કહે છે ને પટેલ પથારીમાં પડ્યો પડ્યો સાંભળે છે. વેણે વેણે 'કણુદેવતા' કહેતો જાય છે ને વારતા સાંભળતો જાય છે.

વારતા પૂરી થઈ છે ને પટલાણીએ કીધું છે: 'મારે દેવતાની પૂજા કરવી છે, પટેલ. આળેઝાળે ક્યાંઈ ભરાવી રાખ્યા હોય તો મારા દેવતાને છૂટા મેલો.'

પટેલ કહે છે: 'કણુસલાં તો રાજદરબારે લઈ ગયા, પટલાણી વધ્યાં તેટલાં વેચીસાટી ઘરનો વહેવાર ચલાવીએ છીએ. કણુસલા વિના શેની પૂજા કરશો?'

પટલાણી કહે: 'રાજદરબારે ગયાં હશે તે તો ભૂખ્યાદુખ્યાને મોઢે જશે. રાજના કોઠાર તો કાળેદુકાળે સહુને કામ લાગે. તમે ક્યાંઈ દેવતાને દાટી દપટી મેલ્યા હોય તો જેવું હોય એવું કહી દેજો. કણુના કણુસલાનું વ્રત છે ને કણુ સમાન કોઈ મોટો દેવ નથી.'

'કણુદેવતા રૂઠે તો શું થાય પટલાણી?'

'રાંધ્યાં રઝળી પડે ને આદર્યાં અધૂરાં રહી જાય. સતીમાતાને માથે ય સો સો વાનાં વીત્યાં'તાં.'

વાત સાંભળી છે ને વાતનો મહિમા સાંભર્યો છે. સાંભળીને પટેલને હૈયે ધ્રાસકો પડ્યો છે. એ તો ખાટલામાં પડ્યો પડ્યો બે હાથ જોડી બોલ્યો છે: 'મારો આટલો વાંક માફ કરો દેવતા! મેં તમને કષ્ટમાં મૂક્યા.'

'પટેલ! પટેલ! તમે વળી કોને કષ્ટમાં મૂક્યા?

'વાડાના ઓઘા વરખોળી જુઓ, ગાયની ગમાણ હેઠે ખોદી જુઓ. કણુદેવતા ત્યાં પડ્યા પડ્યા કણાતા હશે.'

સાંભળીને પટલાણી તો શ્વાસભરી દોડી છે. આળેઝાળેથી ગોતી ગોતીને કણુદેવતાને બહાર કાઢ્યા છે. બહાર કાઢીને ફળી વચાળે

ઢગલો કર્યો છે. ઢગલા ફરતી પાણીની ધારાવડી કરી છે. કંકુના છાંટા નાખ્યા છે. પાલવ ઢાળીને પટલાણી કણદેવતાને પાય પડી છે. બે દાણા માથે ચડાવ્યા છે

ને પછી પટલાણી પટેલને પૂછવા બેઠી છે: 'અરેરે પટેલ! તમારે તે શી વાતની ખોટ હતી કે કણદેવતાને મૂંઝવ્યા?'

પટેલ કહે: 'દેશમાં હાયકારો સંભળાતો'તો. ધાન મોંઘાં થવા માંડ્યાં'તાં. માણસ વાતું કરતાં કે માનવીનાં જણ્યાંને અન્ન મળવાં મુશ્કેલ થઈ પડશે. રાજદરબારની નજરે પડે, આડોશી-પાડોશીના ભાળ્યાદેખ્યામાં આવે ને પછી એ બધાં લૂંટલસડીને ઉપાડી જાય, પછી આપણું શું થાય, પટલાણી! એ બીકે આટલો સંઘરો કરી રાખ્યો'તો.'

'પણ તમારે તે કે'દી કોઠીએ ધાન ખૂટેલાં તે આમ આળેઝાળે ભરાવી રાખેલું?'

પટેલ જવાબ દે છે: 'સંઘરો તો સહુ યે કરે, પટલાણી! ચોર કરે ને શાહુકાર કરે. સંઘરો કાળદુકાળે કામ લાગે. સંઘરામાં કાંઇ હીણું કરમ થોડું જ છે?'

'વધ્યા-ઘટયાનો સંઘરો સહુ યે કરે કાળ-દુકાળ માટે બધા ય સંઘરો કરી રાખે પણ માણસ જેવાં માણસ ભૂખે તરફડતાં હોય ને દુકાળના વરસમાં યે માણસ કોઠીનાં મોં બંધ રાખે તો એના જેવો પાપિયો બીજો કોણ હોય? ભગવાન તો દે છે ઈ વાવરવા માટે જ છે ને ખાતાંપીતાં વધે તો સાચવી રાખવાની કોણ ના પાડે છે? આ તો તમને ય સતીમાતાની જેમ લોભ લાગ્યો તે લોભ કરીને તમારાં લખણ ગયાં. એને પાપે કરીને તો આ કાયા અનરવી થઈ ગઈ હશે કોને ખબર છે? હવે ઊઠો. ઊઠો વાર લગાડો મા. દેવતાને પગે પડો, એની માફી માગો. કણદેવતા સહુ સારાં વાનાં કરશે.'

પટેલને તો ભોંઠામણ થઈ છે. એ માંડ માંડ ઊભો થઈને કણદેવતાને પગે પડ્યો છે. ચપટી ભરીને માથે ચડાવ્યા છે. બે દાણા આંખે અડાડી કપાળે ચોડ્યા છે. હાથ જોડી માફી માગવા બેઠો છે: 'મને મતકમત સૂઝી, દેવતા! ને મેં તમને મૂંઝવી માર્યા. મારો એટલો ગુનો માફ કરો. હવે કોઈ દિવસ આવું કામ નહિ કરું. ધરતીમાતા દેશે એ બધું વરે પાડીશ.'

ને પટેલે આડોશી-પાડોશીને બોલાવ્યા છે. ભૂખ્યાં-દુખ્યાંને ભેળાં કર્યાં છે. પટલાણી કણ-દેવતાની વાર્તા કહેતી જાય છે ને કણદેવતાને વરે પાડતી જાય છે.

ને કણદેવતા પટેલને ફળ્યા છે' એનો રોગ શમી ગયો છે એની કાયા કંચનવરણી થઈ ગઈ છે

કણદેવતા એને ફળ્યા એવા સહુને ફળજો.

# સિંહાસન

લેખક
રસનિધિ

આજનો દિવસ જ કંઈક ખરાબ ઊગ્યો હતો. બાની તબિયત સારી નહોતી એટલે રાતમાં થોડોક ઉજાગરો થયો હતો. સવારમાં દૂધવાળાના સાદથી જાગી, મોટીબેનને જગાડી હું દૂધ લેવા ગઈ ત્યાં દૂધવાળા સાથે માથાઝીક કરવી પડી—એમાં એનો વાંક નહોતો. એ પૈસા માગતો હતો અને મારી પાસે તેને આપવાના પૈસા નહોતા. જો એક–બે દિવસમાં પૈસા નહીં મળે તો દૂધ બંધ કરી દેશે એવી ધમકી આપી તે ચાલ્યો ગયો. દૂધ અંદર મૂકી, ઝટ દાતણપાણીથી પરવારી હું વાસીકામ કરવા લાગી. મોટીબેન ચા કરી બાને પાવા ગયાં.

એટલામાં બહારથી સાદ આવ્યો: 'કાશીબેન! એ કાશીબેન!'

એ કોનો સાદ છે તે હું જાણતી હતી એટલે થોડો વખત તો હું કાંઈ ન બોલી. બારકી બહાર બાંટા ચાલુ હતા. હવે મને લાગ્યું કે એ જવાબ લીધા સિવાય જાય તેમ નથી અને વધારે તાણીને સાદ પાડશે તો બા સાંભળશે એટલે બારકી અધબોલી કરી મેં પૂછ્યું: 'કેમ અમીચંદકાકા અત્યારમાં?'

'કાશી કહી ગઈ હતી કે તે પરમ દિવસે પૈસા આપવા આવશે. તે પરમ દિવસે ન આવી, કાલે ય ન આવી એટલે દુકાને જતાં હું આંટો આવ્યો છું. હિસાબના પૈસા ઘણો વખત થયાં બાકી છે તે લાવો.' અમીચંદે કહ્યું.

મેં સસકાતાં જરા કરગરતા સાદે કહ્યું: 'કાકા, મારી બાની તબિયત બરાબર નથી ને...' સમજીને પૈસા આપી દો.'

મોટીબેને ચાનો પ્યાલો લઈ બહાર આવતાં પૂછ્યું: 'ગંગા, કોણ છે?'

મેં કહ્યું: 'અમીચંદકાકા છે. પૈસા લેવા આવ્યા છે.'

મોટીબેનને જોઈ અમીચંદે કહ્યું: 'કેમ કાશી, તું પરમ દિવસે પૈસા આપવા આવવાનું કહી ગઈ હતી તે ન આવી? મારે આંટો થયો. તમારી સ્થિતિ જાણું છું એટલે અત્યાર સુધી આકરી ઉઘરાણી કરતો નહોતો પણ એમ તો તમે લંબાવ્યે જાવ છો. સૌનો વે'વાર છે. વે'વાર તો રાખ્યો રે'. મારો હિસાબ આજે હવે આપો નહીં તો મારી દુકાનનો અને તમારો સાત પેઢીનો વે'વાર તૂટી જશે. પછી તમે જાણો.'

મોટીબેનની આંખમાં આંસુ હતાં. તેણે ધીમેથી કહ્યું: 'કાકા, મારી બાની તબિયત આજ વધારે ખરાબર છે અમારી સ્થિતિ તો તમે જાણો છો. આટલા દિવસ સાચવ્યું તો હવે થોડા દિવસ ખમી જાવ. તમારા પૈસા પૂરેપૂરા આપી દેશું.'

'ઘણા દી ખમ્યું. ધરમાદો કરવા જેવી મારી સ્થિતિ નથી નહીં તો એમ સમજત કે એટલા દાણા નાખ્યા'તા. મારે બાઈડીછોકરાં છે. વે'વાર સાચવવા છે. ઘરાક પૈસા ન આપે તો મારે દેવાળું કાઢવું પડે. જો કાલ-પરમદી પૈસા નહીં આવે તો હું દાવો કરીશ, ને ઊભાં ઊભાં વસૂલ કરીશ. પછી કે શે કીધું નો'તું.' આમ કહી અમીચંદ ચાલ્યો ગયો.

મેં બારકી વાસતાં પૂછ્યું: 'હેં મોટીબેન! બાની તબિયત આજે બરાબર નથી?'

આ પાપ અત્યારમાં ક્યાં આવ્યું? હું ફળિયામાં ઊભી ઊભી સાંભળી રહી. તે કહેતો હતો: 'ચાર મહિનાનું ભાડું ચડ્યું છે તે કાલ નહીં આપ તો હું સામાન બહાર ફેંકી દઈ ખાલી કરાવી નાખીશ. સમજે છે શું તારા મનમાં? ભાડું ય આપવું નહીં અને ઘર ખાલી યે ન કરવું? એવી દાદાગીરી અહીં નહીં ચાલે.'

એ તો વળી જલદી ચાલ્યો ગયો. મોટીબેન બારણું દઈ અંદર આવ્યાં. હું તને વળગી રડી પડી. રોતાં રોતાં મેં પૂછ્યું: 'મોટીબેન, હવે શું થશે? બાને હવે સારું નહીં જ થાય? ને આ બધાને પૈસા ક્યાંથી આપશું?' આવું આવું કંઈક હું રોતાં રોતાં બોલી પણ તેણે કાંઈ જવાબ ન આપ્યો. ફક્ત તેના આંસુએ મારું માથું ભીંજવી દીધું. એમ અમે બે બહેનો ક્યાંય સુધી ખૂબ રડ્યાં.

પહેલાં તો અમારી સ્થિતિ ઘણી સારી હતી. વેપારધંધો ઘણો સારો ચાલતો. ઘરે ઘોડાગાડી હતી. મોટું મકાન હતું અને ઘરેણાંનો તો પાર નહોતો. મારા પિતાને વેપારમાં મોટી ખોટ આવી. બધું ય વેચાઈ ગયું. ઘરબાર, ગાડીઘોડા બધું ય ગયું. એ અરસામાં મારી મોટીબેન કાશી વિધવા થઈ. એનાં સાસરિયાંએ એને ન રાખી. તે અમારે ત્યાં આવી. મારાં લગ્ન થયાં હતાં. પણ મારો વર દારૂડિયો નીકળ્યો. તે કોઈ બાઈને લઈને નાસી ગયો. તેનો પત્તો જ નહોતો. મારે પણ બીજો આધાર નહોતો એટલે હું ય ઘરે આવી. આ બધાથી મારા પિતાને આઘાત લાગ્યો. તેમનું હૃદય બંધ થવાથી અચાનક ગુજરી ગયા. હવે અમે બે બેનો અને અમારાં બા એમ ત્રણ જણ રહ્યાં. હું થોડુંક ભણેલી હતી. એટલે મારા પિતા હતા ત્યાં સુધીમાં વધારે ભણી અને એ ગુજરી જતાં નિશાળમાં શિક્ષિકાની નોકરી લીધી. એમાંથી અને મોટીબેન ભરવા-સીવવાનું કરતાં તેમાં અમારું ગાડું માંડ માંડ દોડતું. એવામાં બા માંદાં પડ્યાં અને આ સ્થિતિ આવીને ઊભી રહી.

બંને રડતાં થાક્યાં એટલે મોટીબેને કહ્યું. 'ગંગા, એમ રોયે પાર આવવાનો નથી. તું નાહી, પૂજા કરીને રસોઈનું કર ત્યાં હું દવા લઈ આવું અને દાક્તર જો આવે તો તેડતી આવું.'

તે મોઢું ધોઈ દવાની શીશી લઈને દવાખાને ગયાં. હું બા પાસે જઈ આવી. તે એમ ને એમ સૂતાં હતાં.

હું નાહી અને પૂજા કરવા બેઠી. પૂજામાં પંચદેવની નાની મૂર્તિઓ હતી. તે નાના સિંહાસનમાં ગોઠવી હતી. આ પૂજા અમારી પેઢી દર પેઢીથી ચાલી આવતી હતી. સિંહાસન સોનાનું છે એમ ઘરમાં બોલાતું મેં સાંભળ્યું હતું. દેવને તરભાણામાં નવરાવવા મૂકી મેં સિંહાસન ફેરવી ફેરવીને જોયું. ઘસીને લૂછી જોયું. ચળકાટ અસલ સોનાનો હતો. તેમાં કોઈ કોઈ ઠેકાણે નંગ જડેલાં હતાં. સિંહાસન નાનું લગભગ ત્રણથી ચાર ઈંચનું જ હતું પણ એની કારીગરી અને કોતરણી અદ્ભુત હતાં. સિંહાસન સંભાળપૂર્વક લૂછી દેવને નવરાવી તેમાં ગોઠવી દીધા. ધીનો દીવો કરી પાછું સિંહાસન તેને ઠેકાણે મૂકી દીધું. એ વખતે મને વિચાર આવ્યો: 'આ સિંહાસન વેચી દઈએ તો કેટલા પૈસા આવે?' અને આ વિચાર પછી તો મારા મનમાં ચાલ્યા જ કરતો હતો. મેં રસોઈની શરૂઆત કરી દીધી. મોટીબેન હજી કેમ ન આવ્યાં? હું તેની વાટ જોતી હતી અને અધીરી થતી હતી. બેત્રણ આંટા બા પાસે જઈ આવી. તે તો એમ ને એમ સૂતાં જ હતાં. મેં બોલાવ્યાં: 'બા, કાંઈ લાવું?' બાએ ફક્ત આંખો ઉઘાડી અને વળી મીંચી દીધી. શરીરમાં જીવનની માત્ર આટલી જ નિશાની હતી.

આખરે ખડકી ઊઘડી અને મોટીબેન આવ્યાં. ફરી રોવાથી તેની આંખો સૂજી ગયેલી લાગતી હતી. મેં પૂછ્યું: 'દવા લેતાં આવ્યાં, દાક્તર ક્યારે આવશે?'

મોટીબેનની આંખમાં ફરી આંસુ આવ્યાં. તેણે કહ્યું: 'દાક્તરે કહ્યું, પહેલાં ફી લાવો અને ગાડી લઈ આવો તો આવું. અને દવાની ફી ચડી ગઈ હતી એટલે દવા પણ ન આપી. પછી ધર્માદા-દવાખાનેથી હકીકત કહીને દવા લાવી છું. એ દાક્તરને આવવાનું કહ્યું તો તેણે પણ ફી માગી. ફી વગર એ પણ ન આવ્યા.'

'મોટીબેન, એક વાત કહું?' મેં અચકાતાં પૂછ્યું.

'શું?'

'આપણે પૂજાનું સિંહાસન સોનાનું છે તે વેચી દઈએ તો?'

'ઘરેણાં અને સારી ચીજવસ્તુ તો આપણે વેચી પણ પૂજાનું સિંહાસન વેચાય?'

'કેમ ન વેચાય ? આપણે પૈસાની જરૂર છે. ઘરમાં બીજું કાંઈ નથી. દેવને તરભાણામાં કે નાની પાટલી પર બેસાડશું. દેવ તો ભાવનાના ભૂખ્યા છે. દેવને બધું ય સરખું છે.'

'બાપનું તો ઠીક. પણ આપણા બાપદાદા એ સિંહાસને દેવ પૂજતા આવ્યા છે. બાપદાદાનો જૂનામાં જૂનો વારસો છે. એ કેમ વેચાય ?'

'બાપદાદાનો વારસો આપણે ક્યાં સુધી રાખી શકશું ? એ સિંહાસન વેચશું તો ઓછામાં ઓછા પાંચસો રૂપિયા તો જરૂર આવશે ને દેવું બધું ય અપાઈ જશે. બા માટે સારી દવાની સગવડ થઈ શકશે. દાક્તરને બોલાવી શકશું. દાક્તરે બા માટે બીજી પેટન્ટ દવાઓ લખી આપી હતી તે લાવી શકતા નથી તે પણ લવાશે. પૈસા આવતાં ઇન્જેકશન કે એવું કાંઈ આપવાની દાક્તર વાત કરતા હતા તે અપાશે અને બા સાજાં થઈ જશે.' આવી મેં ઘણી વાતો કરી ત્યારે કચવાતે મને તેણે વેચવાની રજા આપી. અને કહ્યું: 'મને વેચવામાં કાંઈ ખબર ન પડે. તું જમીને પછી જજે અને વેચી આવજે.'

મોટીબેને બાને ચમચીથી ધીમે ધીમે દવા પાઈને બે-ચાર ચમચી ચા પાઈ અને પછી મોટીબેન જમવા બેઠાં અને હું બા પાસે બેઠી. મોટીબેન જમી રહ્યાં એટલે તે બા પાસે બેઠા. પછી મેં દેવને તરભાણામા ગોઠવી દીધા અને સિંહાસન ખાલી કર્યું; સિંહાસન ખાલી કરતાં એક તરફથી મારું હૃદય રડતું હતું. અને હું વિચારતી હતી: 'અહો, આ સિંહાસને અમારા ઘરના આ દેવો કેટલાં ય વર્ષોથી બિરાજતા હશે ! તેની સામે મારા પિતા, પ્રપિતા અને અનેક પૂર્વજોએ ભાવ અને ભક્તિથી શિર નમાવ્યાં હશે. તે વખતે તેમના મનમાં જરા યે કલ્પના આવી હશે કે તેમની અભાગી દીકરીઓ આ દેવના સિંહાસનના પૈસાની આશા કરી બેસશે અને વેચી નાખી દેવને આસનભ્રષ્ટ કરશે ?'

આવી આવી અનેક વિચારોની તરંગમાળા મારા મગજમાં ઊભરાતી જતી હતી. અને એક તરફથી વિચાર આવતો: 'રહેવા દે. તારા પૂર્વજોએ સિંહાસન સોનાનું ન બનાવ્યું હોત અને પિત્તળનું જ કર્યું હોત તો તું શું કરત ? એમ સમજ કે એ પિત્તળનું છે ' પણ એમ કેમ સમજાય ! સોનાનું છે એ હકીકત હતી. અને વેચાણના જે પૈસા આવે તેની ઉપર કેટલી આશાની ઇમારતો ચણાઈ ગઈ હતી ! કૂતરાઓ લેણા માટે ભસે છે ને કરડવા દોડે છે-તેમનાં મોં અદીઠ થાય, દેવું અપાઈ જાય, બાની સારી દવા થાય, બા સાજાં થાય અને......

એ સિંહાસનની કિંમત આવે તે પર અનેક આશાઓના કિલ્લા રચ્યા અને જમી લીધું ત્યાં સુધી રચાયે ગયા. કપડાં બદલી ધ્રૂજતા હાથે અને ધડકતા હૈયે સિંહાસનને થેલીમાં નાખી હું બજારમાં ગઈ.

અમારો ઓળખીતો એક સોની હતો. અમારી સારી સ્થિતિ હતી ત્યારે તે અમારે ત્યાં દાગીનાઓ માટે ઘણી વખત આવતો. હું તેની દુકાને ગઈ. થેલીમાંથી સિંહાસન કાઢી મેં તેના હાથમાં મૂક્યું.

તેણે પૂછ્યું: 'કેમ બેન !'

'આ વેચવું છે.'

તેણે સિંહાસનને ચારે તરફ ફેરવી જોયું. તોળી જોયું. કસોટીએ ઘસી જોયું. પછી ઝીણી અનરડીથી ત્રણચાર ઠેકાણે ઘસી તે પર એસીડનાં ટપકાં મૂકી લૂગડાથી ઘસી જોયું અને પાછું મારા હાથમાં આપ્યું.

મેં કહ્યું: 'કેમ, શું આવશે આનું ?'

તેણે કહ્યું: 'બેન, સિંહાસન તો પિત્તળનું છે. મને પણ પહેલાં વહેમ પડ્યો હતો. આમ તો સોના જેવું લાગે છે. સોનાનો પાકો ઢોળ છે. તમે કંસારાની દુકાને જઈ, તોળાવી ભંગાર શું ભાવે લે છે તે પૂછી કિંમત કરાવજો. તે જે કિંમત કહે એથી એક રૂપિયો હું વધારે આપીશ. મને આ સિંહાસનની કારીગરી ગમી છે એટલે તમારે વેચવું હોય તો ભાવ કરાવી મને વાત કરજો '

'હેં, આ પિત્તળનું છે ?' મારા મનમાં ધ્રાસકો પડ્યો. હું તે માની શકી નહીં. મને લાગ્યું કે મારી સ્થિતિ જોઈ મને બનાવી લઈ લેવાનો તેનો દુષ્ટ ઇરાદો હશે. પણ હું એમ કંઈ આપી દઉં તેવી નહોતી. હું બીજા સોનીની દુકાને ગઈ. તેણે પણ એ જ વિધિ કરી એને જોયું અને ગંભીર મુખ રાખી કહ્યું: 'બેન, આ અમારો ખપ નથી.'

આનો અર્થ હું સમજી તો ખરી પણ વધારે ખાતરી કરવા મેં તેને કહ્યું: 'કંઈ ઓછું સોનું છે ?'

તેણે જવાબ આપ્યો. 'ના બેન. એ પિત્તળ છે.'

જેને હું અત્યાર સુધી સોનાનું માનતી હતી તે પિત્તળનું છે તેમ ખાતરીપૂર્વક સાંભળતાં ઘડીભર માની

શકી નહીં. બાળપણ બકરો અને સાત ઠગની વાત મને યાદ આવી અને આ બધા સોની મને છેતરતા તો નહીં હોય ને? એ વિચારે એક ખાંચામાં એક સોની દાગીના ઘડવાનો ધંધો કરતો હતો. તેની છોકરી મારા ક્લાસમાં ભણતી હતી એટલે ઓળખાણ હતી, તેની પાસે ગઈ અને સિંહાસન બતાવી કહ્યું 'ગંગા, જરા આ જોઈ દે ને કેવું સોનું છે તે!'

તેણે સિંહાસનના એક વાળાને અગ્નિની આંચમાં મૂકી તાવી જોયો અને કહ્યું 'બેન, આ તો સોનું નથી પિત્તળનું સિંહાસન છે.'

હું હતાશ થઈ ગઈ મારા પગ ભાંગી ગયા. મને સિંહાસન ફેંકી દેવાનું મન થયું પણ તેમ કરવાથી મને કોઈ ગાંડી ધારશે એ ભયે સિંહાસનને ફરી થેલીમાં નાખી હું ઘર તરફ વળી.

બારીમાં પેસતાં જ મોટીબેનના તાણી રોવાનો અવાજ મારા કાને પડ્યો અને થેલો એક તરફ ફેંકી હું બાની પથારી તરફ દોડી.

❦

# તેજલ

લેખક
તખ્તસિંહ પરમાર

મને લઈ આવેલી મોટર સડસડાટ કરતી રાયસાહેબના આલીશાન બંગલા પાસે ઊભી રહી. રાબેતા મુજબ એક નોકરે બારણું ઉઘાડી સલામ કરી. એની સલામ કરવાની પદ્ધતિમાં જ મને કાંઈક નવીન લાગ્યું. હું આ બંગલે આવનો-જતો હોવાથી આ નોકર નવો છે એ તો તરત જ ખ્યાલ આવ્યો. હાથમાં થેલી લઈ હું દાદરાનાં પગથિયાં ચડવા લાગ્યો તે વખતે 'કાં તેજલ, ફક્કડ જુવાન છે ને !' એવા અસ્પષ્ટ શબ્દો મારા કર્ણપટે અથડાયા. મને થયું કે આ શબ્દો કોઈ નોકરડીને ઉદ્દેશીને બોલાયા હશે. સાથે સાથે આપણા નોકરોના અનીતિમાન જીવન વિશે પણ એક વિચાર મારા મગજમાંથી જલદી પસાર થઈ ગયો.

દીવાનખાનામાં હું થોડીક વાર બેઠો, ત્યાં એ મોટરનું દ્વાર ઉઘાડનાર નોકર જ પ્રવેશ્યો ને જણાવ્યું: 'આપ જરા બેસજો. સાહેબ હમણાં પધારે છે.' નોકર પાછો ચાલ્યો ગયો. નીચે બીજા નોકરો એક બીજા સાથે તાળીઓ લઈ-દઈ કંઈક ગુસપુસ ગુસપુસ વાતો કરી રહ્યા હોય એમ મને લાગ્યું. એ વિશે વધારે વિચારું તે પહેલાં તો એ નોકર ફરીથી આવીને જણાવી ગયો: 'સાહેબ પધારે છે.'

તરત જ રાયસાહેબ આવ્યા. મેં ઊભા થઈને નમસ્કાર કર્યા. રાયસાહેબના કુટુંબ સાથે મારો પરિચય જૂનો હતો. એમનો મોટો પુત્ર મારી સાથે ભણતો, એમના બીજા નાના પુત્રોને અભ્યાસ કરાવવા હું અનેકવાર અહીં આવતો એટલે એ મને પણ પુત્રવત્ જ ગણતા. ખરું કહું તો હું એમના કુટુંબનું એક અંગ હોઉં એમ જ મને લાગતું.

આજ લેખજીવનમાં મેગેઝિનમાં હું અવાર-

'મારું પ્રથમ પુસ્તક આપને અર્પણ કરવાની મારી ઇચ્છા છે. આપ સ્વીકારશો ?' જરા આર્જવતાથી મેં કહ્યું.

'જોઈશું.' કહી એમણે વાત ઉડાવી. થોડી વાર પછી તે બોલ્યા: 'ત્યારે તું બેસ—અથવા કાંઈક વાંચ. મારે ક્લબમાં જવાનો સમય થયો છે. તારા જૂના રૂમમાં જ તારી વ્યવસ્થા કરાવી દઉં છું.'

એમણે ઘંટડી વગાડી. ઘંટડીના જવાબમાં મોટરનું બારણું ખોલનાર નોકર દાખલ થયો. 'કિરીટભાઈવાળો રૂમ સાફ કરી આપો. એમને જે સગવડ જોઈએ તે આપજો.' સૂચના આપી રાયસાહેબ ક્લબમાં ગયા.

હું થોડી વાર એમ ને એમ બેસી રહ્યો. નોકરોમાં થતી વાતચીત મારા કાન પર આવતી હતી: 'અરે તેજલ ! મહેમાનની સરભરા તો બરાબર કરી છે ને !' મને ઉપર બેઠાં બેઠાં લાગ્યું કે આ વખતે આંખનાં નર્તન જરૂર થયાં હશે. બધા ખડખડાટ હસવા લાગ્યા. પેલો નોકર મને બહુ શાંત લાગ્યો. એણે જવાબ જ ન આપ્યો. ફરીથી પેલાઓએ જણાવ્યું: 'ઠીક મોકો મળ્યો છે હો !'

'તમે ય ટેમ-બેમ જાણો કે નઈ કે પાછા મશ્કરી જ કર્યા કરશો !'

ખડા રહેતા, સામાન્ય પુરુષથી સ્પષ્ટ જુદા લક્ષણો ધરાવતા નોકર સામે જોઈ રહ્યો લેખક જનસમૂહમાં ઘૂમી પોતાની કૃતિમાં સાચાં પ્રાણવાન પાત્રો રજૂ કરવાં જોઈએ એવી મારી માન્યતા હોઈ આ પુરુષ નુ માનસ જાણવા મે એના સાથે વાતચીત શરૂ કરી

'તમારુ નામ શુ ભાઈ!

'રઘુ એણે મમરાતા ઉત્તર આપ્યો

'અહીં કેટલા વખતથી છો?'

'ચાર–પાચ મહિનાથી '

'તેમા જ મે તમને ન ઓળખ્યા હુ તો અહીં અવારનવાર આવુ છુ જયેન્દ્રભાઈ મારી સાથે ભણતા'

'જી '

ધીમે ધીમે એનો સકોચ ઓછો થતો જતો હતો એટલે મારા મનમા જે પ્રશ્ન ઘોળાયા કરતો હતો એ મે પૂછ્યો—અનમત્ત સકોચથી, એને માઠુ ન લાગે એ રીતે જ—

'રઘુ! તમને બધાં તેજલ કેમ કહે છે?'

એ જરા શરમા યો એ શરમ પુરુષ કરતાં સ્ત્રી–ઉચિત વધારે લાગી થોડી વારે એ બોલ્યો 'અમસ્તાં જ!'

'એનુ કાંઈક કારણ તો હોવુ જોઈએ ને! તમને હરકત ન હોય તો કહો ને ' મારા લેખપદ વાંચ્છુ માનસે વિનવણી કરી એમ કહુ તોપણ ચાલે

એણે ધીમે ધીમે જવાબ આપવો શરૂ કર્યો 'એ તો હુ માંડવે રમુ છુ એટને જ રતો ઝડાના વેશ મા તેજલનો પાઠ લઉ છુ '

'તમે તેજલનો પાઠ શા માટે લ્યો છો?

'વાત એમ છે સા'બ કે મારી માને છોકરા ઊછરતા નો'તાં, એટને બૌચરાજી મા આગળ એણે બાધા લીધી કે 'હે માતાજી! મારે જો છોકરો થાશે ને ઈ જીવશે તો એ તમારી આગળ ઘાઘરી પેરીને નાચશે ' એટલે નાનપણથી જ હુ માતાજી આગળ નાચુ છુ ' એણે સ્પષ્ટતા કરી

'ત્યારે તો આ નવરાત્રિના જ દિવસો છે ઝડાનો વેશ કેદી છે! મારે ખાસ જોવા આવવુ છે '

'આજે જ છે પધારજોને સાહેબ!' મારી તત્પ રતાથી એને આનદ થયો હોય એમ લાગ્યુ 'આપ લગભગ બે'ક વાગે પધારજો નહિ તો પે'લાં ભામણુ કામાનો ને એવા જ વેશ આવે છે આપને મજા નહિ આવે '

'એમ! ત્યારે તો હુ બે વાગે જ આવીશ ' મે જવાબ આપ્યો

*

મારા અભ્યાસકાળ દરમિયાન નાટક અને ભવાઈ વિશે વાંચેલુ–વિચારેલુ એ બધુ આજે રઘુના આમ ત્રણે તાજુ થયુ નાટકની પૂર્વભૂમિકા જેવી ભવાઈ ઘણાં વર્ષે જોવા મળશે ને એમાંથી કાંઈક તત્ત્વો મારા સર્જનમા કે ભવાઈ વિશેના નિબધમાં પણ પરિ ણમે કદાચ!

પ્રથમ તો રાતના મે કેમ વગાડવા એ પ્રશ્ન થયો પણ તપાસ કરાવતાં ખબર પડી કે શહેરના એક છબીઘરમાં ન્યુથીએટર્સનુ 'સોગદ' ચાલે છે, એટલે છેલ્લા ખેલમા હુ ને જયેન્દ્ર એ જોવા ગયા સારામાં સારી બેઠક પર અમે ખડકાયા રજતપટ પર એ ભવ્ય કરુણ ચિત્રના એક પછી એક દશ્યો મારી આખ સામેથી પસાર થતાં હતા, પણ હુ એનો આનદ માણી શક્યો નહિ મારા મનમાં તો રઘુ સ્ત્રી જેવો કેમ બની ગયો, આવા અનેક પુરુષોની આવી દશા કેમ થાય છે એ જ વિચાર ઘોળાયા કરતો હતો હુ વિચારમાં તલ્લીન હતો વિશ્રાંતિ પડી તોપણ મને તો ખબર ન પડી જયેન્દ્રે મને ધબ્બો મારીને કહ્યુ 'શેનુ ચિતવન ચ લે છે લેખક મહાશય!' મે કાંઈ જવાબ આપ્યો નહિ

ફરીથી ચિત્ર શરૂ થયુ રૂપેરી પડદા પર રજૂ થતાં એક પછી એક દશ્યો પૂરાં થયાં ને છેવટે મોટા ભાઈનો ભવ્ય ત્યાગ નિહાળી હુ પણ મુગ્ધ બન્યો માર મા રહેલા લેખકને થયુ 'આવી એક કલાકૃતિ ગૂજરાત સમક્ષ ધરી હોય તો?'

અમે બહાર નીકળ્યા જયેન્દ્રને મે કહ્યુ 'ચાલ, ઝડાનો વેશ જોવા '

'અરે ના રે! તારે જવુ હોય તો જા મને તો ઊંઘ આવે છે એવા ટાયલા પાછળ ઊંઘ શા માટે બગાડવી?'

હુ તો માંડવીએ ગયો સાજ સજવા જતા રઘુએ મને કહ્યુ 'પધારો, પધારો ' પછી પરેલને કહ્યુ 'ભઈ માટે ચાકળો લાવજો ' સાજિદાઓ બેઠા હતા ત્યા મારો ચાકળો નખાયો ભવાઈનુ પડ (Stage) મારી સમક્ષ જ હતુ

ધીમે ધીમે પ્રેક્ષકો વધવા લાગ્યા. સાજિંદાઓએ ભૂંગળાં વગાડવાં શરૂ કર્યાં ને ઝંડાના વેશ માટે પૂર્ણ-તૈયારી કરતા હોય એમ એ વિષયની તૂકો બોલવા લાગ્યાઃ 'ભલે રે, ભાઈ ભાઈ' વગેરે શબ્દો વાતાવરણમાં વીંઝાવા લાગ્યા. મને સંસ્કૃત નાટકોની પ્રસ્તાવના યાદ આવી. એમાં સૂત્રધાર પાત્રોના પરિચય આપે છે. તો પાત્રોના પરિચય આપનાર ભવાઈનો મોવડી એ પણ સૂત્રધાર જ ને?

થોડી વારે હાથમાં બે સળગતા કાકડા લઈ તેજલે પ્રવેશ કર્યો. પ્રથમ તો હું રઘુને ઓળખી જ ન શક્યો. એણે મારી સામે દૃષ્ટિ કરી ત્યારે જ એ રઘુ છે એમ હું માની શક્યો. સ્ત્રીનો પોષાક એને ખૂબ શોભતો હતો. એણે પડમાં આવી 'સરસતીમાતાને વીનવું ને વળી ગુણપત લાગું પાય.' જેવાં ગીતો મંજુલ સ્વરે શરૂ કર્યાં. એના પતિ માટે તેજલે અસંતોષ વ્યક્ત કર્યો ત્યારે બરાબર રઘુ મને અસંતુષ્ટ સ્ત્રી જેવો જ લાગ્યો. એના પરીપક્વ અભિનયે હું મુગ્ધ બન્યો. આવા અદાકારો રંગભૂમિ પર હોય તો જરૂર સફળતા મેળવે એમ પણ મને થયું.

ઝંડો આવ્યો ત્યારે પ્રિયતમને મળવા ઉત્સુક થયેલ પ્રિયતમાની અદાથી એ (રઘુ) સામો ગયો ને સંતુષ્ટ થઈ પોતાના પ્રિયતમને રીજવવા લાગ્યો.

ઝંડાનું આત્મકથન શરૂ થયું ત્યારે તે મારી પાસે આવીને જરા સંકોચથી બેઠો. થોડી વાર રહીને પૂછ્યુંઃ 'આપને કેવો લાગ્યો વેશ?'

'બહુ સરસ.' ફરી વાર એના મુખ પર શરમની લાલી પ્રસરી ગઈ.

એણે બીડી પીવી શરૂ કરી, ત્યાં એનો છોકરો ચા લઈને આવ્યો. 'લ્યો બાપા! ચા.' સ્ત્રી-વેશમાં બેઠેલ પિતાને જોઈ છોકરો જરા પણ શરમાયો હોય એવું લાગ્યું નહિ.

ફરી પાછી એ મુસ્લિમ ઝંડા સાથે વણિકનારી તેજલની પ્રણયગાથા શરૂ થઈ. ભવાઈના અંત સુધી હું મુગ્ધ બની જોઈ રહ્યો. રઘુનું આખું નૃત્ય કરતું શરીર, એની ઉચ્ચારણ-છટા, એનું તાદાત્મ્ય એ સર્વ જોઈને હું મોહ પામ્યો હતું તો જરા ય ખોટું નથી. સામાન્ય માનવીઓમાં આવા અદાકારો પડ્યા છે એ જ્ઞાનથી મારી છાતી ઊછળી રહી.

ભવાઈ પૂરી થઈ. મેં રઘુને ધન્યવાદ આપ્યા.

બીજે દિવસે સવારે બરાબર આઠ વાગે તે ચા લઈને હાજર થયો, ત્યારે અન્ય નોકરોએ એની મશ્કરી કરી. મેં કહ્યુંઃ 'ગઈકાલે રાતે તો તમે કમાલ કરી! તમે કાંઈ ભણ્યા હો તો લાગવગ લગાડી કોઈ નાટક કંપનીમાં ગોઠવી દઉં.'

'ના જી. ભણ્યો નથી. ને ભણ્યો હઉં તો ય મારાથી નાટકશાળા પર તો ન જ નચાય. આ તો મારી માએ બાધા રાખેલી એટલે વેશ કાઢવા પડે છે—પૈસા માટે નહિ.'

મે મારી દલીલ આગળ વધારીઃ 'અહીં તમારી કદર કોણ કરે!'

'એમ હોય સાહેબ! ગયે વરસે જ ફોજદાર સાહેબે ખુશ થઈ પાંચ રૂપિયા આપ્યા'તા!'

માનવી કેટલો સંતુષ્ટ છે પોતાની દુનિયામાં!

*

છએક માસ પછી મને લઈને આવેલી મોટર એ જ બંગલા પાસે ઊભી રહી. એક નોકરે બારણું ઉઘાડી મને સલામ કરી પણ એ રઘુ નહોતો. એ ક્યાં ગયો હશે? મને અંતરમાં પ્રશ્ન થયો. પણ નોકરો હસે એ ઠીક નહિ એમ ધારી તેમને એ પ્રશ્ન ન પૂછ્યો.

રાયસાહેબને મેં મારું પહેલું પુસ્તક 'તેજલ અને બીજી વાતો' ધર્યું ત્યારે એ ખુશ થઈ ગયા ને પુસ્તક હાથમાં લઈ પાનાં ફેરવતાં બોલ્યાઃ 'શાબાશ!' પહેલી વાર્તા પર એમની નજર ફરતાં તેમણે કહ્યુંઃ 'અરે, તમે તો અમારા રઘુની ય વાર્તા લખી ને શું?'

'જી હા! એ કેમ દેખાતો નથી?' આવ્યો ત્યારથી મનમાં ઘોળાઈ રહેલો પ્રશ્ન મેં પૂછ્યો.

'ભમતો હશે કોઈકની પાછળ! એવા માણસને સંસ્કારી કુટુંબમાં વધારે વખત રાખવો એ ઠીક નહિ. એના આપણા પુત્રો પૂર કેવા બૂરા સંસ્કાર પડે!'

રાયસાહેબની તાત્ત્વિક દૃષ્ટિ સાચી હશે. પણ અત્યારે તો મને રઘુ જ વધારે યાદ આવ્યો ને જેને મેં રઘુના જીવન આસપાસ વણાયેલી વાર્તાવાળું પુસ્તક અર્પણ કર્યું હતું એ રાયસાહેબ પ્રત્યે માનસિક અણગમો થયો!

⊙

## રસ ક્યારી

વિગતો અંકના પાછળના પૂંઠા પર

# કોઈની ચડતી દેરડી ભાંગશો મા

લેખક
રામભાઈ કુરજી પાઠક

એકલેરા મા'દેવ તો ટીંબડી ગામથી એક ગાઉ જેટલા દૂર નાળિયેરીના વેંકળાને સામે કાંઠે આવેલા છે, પણ ગામના અધિષ્ઠાતા દેવ તો ગામની વચ્ચોવચ્ચ બિરાજેલા પ્રગટનાથ મા'દેવ જ છે. અને પ્રગટનાથના મંદિરની પાછળના ભાગમાં જમીનના એક નાના કટકાને ફરતી, ગોઠણ જેટલી ઊંચી પાણાની વાડ કરી, ફૂલવાડી રોપી, ધના ભગત તેની સાથે પોતાનું નામ અમર કરતા ગયા છે ધના ભગતની ફૂલવાડીની વચ્ચે એક આલીશાન પીપળો વાદળ સાથે વાતું કરતો ઊભો છે. પણ તેણે ફક્ત ડાળો જ જ ફેલાવી છે અને ઈ ડાળો પણ ઊંચે આભમાં જાવા જ મથી રહી છે. તે સિવાય, ફૂલવાડીમાં એક રાતા ફૂલની કરેણ, એક પીળા ફૂલની કરેણ, એક સમદરસોળની વેલ, એક જૂઈની વેલ અને ત્રણ-ચાર ધતુરાના ફૂલના રોપ, એટલાં જ ઝાડછોડ છે. ફુલવાડીની જમીન પર બધે વેણ પાથરી દીધી છે; જેથી અગર જોકે સૌરભ અને છાયાની અછત છતાં; ચોખ્ખાચટ તે સ્થાનમાં ઘડી બે ઘડી બેસવાનું મન થાય તેવું છે; ફૂલવાડીની દખણાદી હદ ગામની બજાર સાથે મળી જતી હતી અને આથમણી બાજુએ ગામના કુળગોર ગોવા પાઠકનું ઘર આવેલું છે.

અધિકમાસ પરશોતમ ચાલતો હોઈ, પરોઢિયામાં આગડના દોરા ફૂટતાં તો ગામની સ્ત્રીઓ ઊંચે સાદે પરભાતિયાં ગાતી ગાતી પરિકમ્મા કરી આવી હતી અને પછીથી શેત્રુંજી નદીએ નાહી, કાંઠાગોરની પૂજા કરી, સાબુને ટક્કર મારે તેવા ખારાથી ધોયેલાં સ્વચ્છ ચણિયોકાપડું અને સાડલો પહેરી, રસ્તામાં એકલેરા મા'દેવનાં દર્શન કરી, નદીની વેણમાં ઊટકેલા કોઈ તાંબાના તો કોઈ પિત્તળના લોટામાં જળ ભરી, હમણાં જ ગામમાં દાખલ થઈ હતી અને પ્રગટનાથની ફૂલવાડીમાંના ઝાડ પીપળા ને ચકચકિત લોટામાંનું જળ રેડી રહી હતી; તો કોઈ સૂતર અને નાગલા ચડાવતી હતી; તો કોઈ વળી સોપારી ને ત્રાંબાનાણું ધરી ચોખા અને કંકુએ વધાવી રહી હતી. એવામાં જગલ વહુ બોલી: 'રળિયાતમા ! આ સૂતરના નાગલા, સોપારી અને ત્રાંબાનાણું ખરી રીતે તમારાથી ન લેવાય હો; ઈ તો ઈન્દરભાઈની વહુ જ લઈ શકે—અટાણે આંહીં હોય તો; કાંઈ ઘરડે ઘડપણ જુવાનજોધ પીપળાના સ્વરૂપમાં કૃષ્ણ ભગવાનના વાઘા તમારાથી ન ઉતારાય હો ?'

લાગ મળ્યો જાણી સંતોક પટલાણીએ પણ કહી નાખ્યું: 'હા, હો ગોરાણીમા. હું ય તમને કેદુની 'પૂછું પૂછું' એમ કરતી હતી; તમારે ઈન્દરભાઈની વહુવાડી હવે કે'દી લાવવી છે ? તમારે લીધે તો માડી, અમારે ય કંઈક લજવાવાનો વખત આવી જાય છે; અમારું વેવાઈ વેલા અમારે ઘરે મેમાન આવે છે તે ઈ અમને પૂછે છે કે 'તમારા ગોરને એની નાત નાત-બારા મૂકવાની છે ને ? એનો છોકરો વિલાયતમાં સાત વરસ સુધી જઈ આવ્યો એટલે; અને ઈ તમારો ગોર નાતના કહ્યા પ્રમાણે નથી વર્તતો એટલે. તે તમારે બીજો ગોર ગામ સમસ્ત માટે લાવવો પડશે ને ?' તે ગોરાણીમા ! હવે ઈન્દરભાઈનાં લગન કરી નાખોને ઓણસાલ, એટલે માણસો તો અવળી વાતું કરતાં બંધ થાય; કે પછી છે કાંઈ, ઈ વાતુંમાં સાચુંખોટું ?'

'શું સાચું કે શું ખોટું; ભગવાનની માયા

છે માડી બધી યે-દીકરા, દીકરીયું, વહુઆરુ, છાંકરાં. ઈન્દરની વહુ લાવવી હોય તો અબઘડી એક ધુબાકે આવે પણ મારે ક્યાં એવી મોંઘા મૂલની વહુ લાવવી છે? મારે તો સાતખોટનો દીકરો હેમખેમ ઘેર આવ્યો ઈ વરઘોડિયાં આવ્યાં બરાબર જ છે. અને માડી, નસીબમાં કઠણાઈના લેખ લખ્યા હોય ત્યાં સુધી આવું બધું ય થયાં કરે; એક સાંધીએ ત્યાં તેર તૂટે; અમને તો જાણે હમણાં ભગવાને કસોટીએ ચડાવ્યાં છે તે કોઈ વાતે ક્યાં ય પાંશરું જ પડતું નથ; ઈ તો ઠીક છે ભગવાનને એકનિષ્ઠાથી ભજ્યા છે નીકર અટાણે કેદુનાં ભટકતાં વેરાગી થઈ ગ્યાં હોત '

અવલબાઈ વાત જાણી લેવા બોલી ઊઠ્યાં:

'તે માડી, હવે આ વૈશાખ મહિને લગન કરીને ઈન્દરભાઈનાં; વેવશાળ રૂડા નાતના પટેલને ઘેર કર્યું છે તે પછી બહુ લાંબુ શું કરવું? અને પછી કાંઈ બાદ આવતો હોય તો પછી જેમ નાત કે'ય એમ કરી નાખો ને! નાતમાં રહેવું અને નાતની અવગણના કરવી એમ કાંઈ બને?'

પીપળા નીચે આછા આછા છાંયડામાં ઘેરો વળી બેસી ગયેલ ગોપીયુંને રળિયાતમા કહી રહ્યાં: 'હં અ માડી, વેવાઈ તો રૂડો મણિધર જેવો મળ્યો છે ઈન્દરના સાસરા અમારા નાતના પટેલ શું, અટાણે ઈ નાતમાં કર્તાહર્તા છે. વેલજી મહેતો તો તમને ખબર છે ને માડી, અમારી નાતમાં 'સાકરિયા' કહેવાય છે. નાત-તેડાં તો અત્યાર સુધીમાં ઇ વેલજી સાકરિયાના જ વંશમાં થયાં છે. અને જ્યારે જ્યારે નાત-તેડાં થયાં છે તે દી ખોબલે સાકર અને ધારે ઘી પિરસાણાં છે, બાપ! ઈ વાંશ્યાળીના મહેતાને આંગણે. ઇ તો અમારા પૂર્વજના પુણ્ય અને ઈન્દરની માથે સરસ્વતીમાએ હાથ મૂકયો છે એટલે ઈ વેલજી સાકરિયા જેવો લોંઠકો આદમી અમારે ત્યાં એની દીકરી ઘોળે ધર્મે દઈ ગ્યો છે, નીકર માડી, અમારી જેવા દૂબળા બ્રાહ્મણને પરણવું હોય તો રૂપિયા ચારથી પાંચ 'હજારની કોથળિયું' ઠાલવવી પડે. અને વળી નાતમાં એની આબરૂ કેવી? એનો પડ્યો બોલ ઝીલવા નાતીલા તૈયાર રહે છે પણ નાતીલા'હૂબાળા કૂટતા રહે અને એની દીકરી અમારે ન્યાં પરણાવી દે તો ય એને કોઇ એક વેણુ કઠવું ન કહી શકે; પણ એને ય પાછું નાતમાં રહેવું છે હો માડી; મોભો આજ છે ને કાલ નથી; અને તેથી જ ઈ નાતના પાંચ માણસને પૂછીને જ પગલું ભરે એવો સમજુ છે. અને માડી તમે ઈન્દરનાં લગનની વાત કરો છો પણ ઈ નાતની અને ઈ વાતની તમને ખબર પડે તો તમે ય ના પાડો હો!

'ઈ ઈન્દરનો સાસરો વેલજી સાકરિયો આજથી ૧૦ જમણુ મોર અમારે ન્યાં મેમાન થ્યો'તો અને ત્રણ દી રોકાણો. પણ ત્રણ દી સુધી મોંમાંથી હડફ ન કાઢી; એનો પડ્યો બોલ ઝીલવા અમે ઘરનાં ખડાં થઈ રહીએ પણ મૂળ મોંમાંથી સુવાલ જ ન કાઢે ને, જાણે મોઢું સીવી લીધું હોય નહિ? જાણે મોંમાં બિલકુલ જીભ જ ન હોય એમ મનમાં ને મનમાં બબ્યા કરે અને ટગર ટગર જોયા કરે. અમે તો બાપ, અકળાઈ ગ્યાં, વેવાઈની આ વર્તણુકથી.

'છેવટ એને ઘરે જાવાનો વખત થ્યો અને ઘોડીના તંગ ખેંચી, તૈયારી કરી, પેઘડામાં પગ નાખી જ્યાં ઈ ઘોડી માથે પલાણ્યો અને તમારા ગોર એની રજા લઈ રહ્યા હતા: 'હ્યો, મેતા, આવજો દયાભાવ રાખજો. બાકી તો કર્તાહર્તા પરમેશ્વર છે.' ઇ વખતે બાપુ, ઈ પાંચ હાથ પૂરો પડછંદ વેલજી સાકરિયો માથે આંટિયાળી પાઘડી અને અંગે ધોળું બગલાની પાંખ જેવું તસતસતુ અંગરખું પહેરેલ, જેમ પવન આવ્યાથી લાકડી ઊડી પડે એમ, તમારા ગોરના પગમાં, ઘોડી માથેથી ઊતરી પડ્યો અને પાઘડી ઉતારી કરગરવા લાગ્યો:

'ગોવા પાઠક, બાપ તું ભલો થઈને એક વખત તારા દીકરાને વાંશ્યાળી લઈ આવ અને આટલાં જ વચન કહે, કે ' ભાઈઓ નાતની ઉપરવટ કાંઈ મારે જાવું નથી; દીકરો મારો પરદેશ ખેડીને આવ્યો છે અને પરદેશમાં કાંઈ બધા ય દિવસ સરખા ન જાય; કોઈક વખત અણઘટતું કામ થઈ ગયું હોય તો ઇ માફ કરો. અને અમને જાન લઇ વાંશ્યાળીમાં આવવાની રજા આપો.'–બસ આટલું જ કહે બાપ તું. આઝું તારે ન બોલવું, બાકીનું હું જોઇ લઇશ, અને શું કામ તું મારા એક ભવમાં બે ભવ કરવા ઊભો થયો છો ? '

' તમારા ગોરે તો એના વેવાઈને બાવડું ઝાલી બેઠા કર્યા અને કહ્યું:

' વેલજી મેતા, તું ભલે આજ દીકરીનો બાપ હો પણ ગમે તેમ તો ય તારી નાતમાં કેં કાંટે છે હો ! તું અમીરનો દીકરો છો અને વળી રાવતવાળા જેવા દરબારનો કામદાર છો. જોજે હો, હાથે કરીને હીણો પડીશ મા અને મને હીણો પાડીશ મા. તું દીકરીનો બાપ હો તો ભલે પણ દીકરી હારૂ રાંક બની, તું ઈ ત્રણ ત્રણ હાથની કાછડિયું પહેરનારા ભામટાવને હાથ જોડીશ મા હો. દીકરી કાંઈ તારી ઠેક મારી ઘરબારી નીકળી નહી જાય. અને તને અને મને કોરડામાં રાખવાની નાતની આ એક બાજી છે હો ! એમ તો હુંયે ય નાતના પગની રજ છું અને નાત થકી મારી જાતને રૂડો માનું છું પણ દીકરો વિલાયત ભણીને આવ્યો એટલે ઈ વટલાઈ ગયો એમ કહે ઈ નાતને તો હું ખાહડે મારું હો ! અને છતાં ય નાત મને ' જાકારો ' દેશે તો મારે માથે વિજયસિંહ જેવો દરબાર મહારાજા છે; એના ટીબડી ગામનો હું ગામોટ છું; ટીબડી ગામનો હું કુળગોર છું; હું લોંમાં પાટુ મારી મારો રોટલો પેદા કરીશ અને દીકરી–દીકરા તો જ્યાં વિધાતાએ અંજળપાણી લખ્યાં હશે ત્યાં વરીપરણી લેશે; બાકી વગર વાંકે શુડાવા હું વાંશ્યાળીની નાતને તો નમન નહિ જ કરું, અને વેલજી સાકરિયા ! તને કોઈ એ ભરમાવ્યો હોય તો ઈ વેમે ય તું તારા મનમાંથી કાઢી નાખજે હો બાપ. તું અહીં ત્રણ દી મારો મેમાન થયો પણ તેં પેટ ખોલીને વાત નથી કરી પણ હું તારી મૂંઅવણ કળી ગયો છું હો ! મારો ઈન્દર બારિસ્ટરનું ભણ્યો છે. તેં તારી દીકરી એને દીધી છે અને તું લખેશરી છો એટલે તું મારા છોકરાને ગજવે દસવીશ હજાર રૂપિયા નાખ તો જ હું પરણાવું, નહિતર નહિ ઈ વાતમાં કાંઈ માલ નથી હો; પણ બાપ, ઈન્દર બારિસ્ટરની પરીક્ષામાં પાસ થયો ઈ તમ જેવાના પુણ્યપરતાપે; તેં તારી દીકરી એને દીધી ઈ વિધાતાના લેખે, અને તું લખેશરી છો ઈ, બાપ તારા પૂર્વજના પુણ્યપરતાપે. આ બધું જોઈ મારી આંતરડી ઠરે છે બાપ, એમાંથી પાંદડું હલાવી વિધાતાના આળેખ બગાડવાનું મન મને જરા ય નથી થાતું હો ! વિધાતાએ નિર્માણ કર્યું હશે તો ઈન્દરની જાન તો તારા ઘરે જ આવશે, સાકરિયા ! એમ ગોવો પાઠક ખૂટલ નહિ થાય. અને મારો ઈન્દરે ય કાંઈ એમ આકેલ ખૂંટિયા જેમ ઠેકુ ભરવા નથી મંડી પડ્યો. અને બાપ, તારી જેવા સગાના તો હું પગ હેઠથી ગળકી જાઉં; હું કાલ સવારનો વરહડાનો લોટમંગો બ્રાહ્મણ; આજ મારાં ધન્ય ઘડી ધન્ય ભાગ્ય કે વાંશ્યાળીની નાતનો મોભિયો મારો વેવાઇ થયો છે; અને એમ કયાં ભાગ્યે મારો ઈન્દર જગ જીતી ગયો છે; જગત તો ત્યારે જીતે કે જ્યારે ગોવા પાઠકની ઈકોતેર પેઢીને તારે એવી અમીરાત ઓમાંથી વરસાવે, અને કાંઈ વિદ્યા વેચવા સારૂ સરસ્વતીદેવી મારા પુતર પર પ્રસન્ન નથી થઈ; તું તારે વાંશ્યાળી દીમની મોકળે મને ઘોડી મારી મૂક અને લાખો રળતો હો તો કરોડો રળ.'

' કેહરમા, આમ ' ઈન્દરની વહુ વહુ ' કરો છો પણ મારે આમાં વહુ લાવવી કયાંથી ?

એમ કાંઈ પારકી દીકરીને આવડું પકડીને લઈ અવાય છે ? અને આપણે કાંઈ થોડાં નાત કે ગામ બહાર મુંબાઈ જેવા શહેરમાં રહીએ છીએ તે બે-પાંચ માણસને ઓળખીતા-પાળખીતાને ભેગા કરી, ઊજળાં લૂગડાં પહેરી, વેવાઈને ઘેર જાઈએ અને દીકરાની વહુને ટ્રામ ગાડીમાં બેસારી ઘરે લઈ આવીએ ? આપણે તો બાપ, ૨૫, ૫૦ સગાં-સંબંધીને ભેગાં કરવાં જોઈએ, નાતીલાને ભેગા કરવા પડે અને પછી રૂડી જાન લઈ જાઈએ અને વાજતેગાજતે દીકરાને પરણાવી લાવીએ; અને ઈ તો તમે જુઓ છો ને કાંઈ ઝટ દઈને થાય એમ નથી. અમારા સામું ભગવાને જોયું તે દીનું અમારા નાતીલાની આંખમાં અમારી પાતીનુ ઝેર પડ્યું છે. ભગવાને અમારો દી વાળ્યો, તો નાતીલા અમારો દી ભાંગવા તૈયાર થયા છે તે બાપ, ચાર નાતીલા ભેગા થયા હોયને તો બીજી વાત નહિ, અમારી જ ખોદણી. અમારી જ નંદા. તે વાત કરે મા—કોઈ નાત બાર મૂકવાની વાત કરે તો કોઈ પાંચ-સાત હજાર રૂપિયા ધર્માદામાં નાખવાની વાત કરે, તો કોઈ વળી દસ હજાર રૂપિયા દંડમાં આપવાનું કહે આમ હાલી જ મળ્યા છે આમ ઘા ગોર કીડા પડ્યા છે. બાપ, દીકરો તો રળતો રળશે અને હકૂમત ચલાવતો ચલાવશે પણ ઈ મોર અમારા નાતીલા અમને બંધણીમાં રાખવા મંડી પડ્યા છે તે કેમ જાણે કાલ સવારે ઈન્દરને મોટી સૂબાગીરી મળવાની હોય અને ઈ અઢળક ધન રળી લેવાનો હોય; હજી તો બાપ ઈન્દરને ભણાવવાના ખર્ચામાંથી ઊંચાં નથી આવ્યાં અને જમીન, ખોરડાં અને વાડો છાશોડિયામાં જઈ પડ્યાં હતાં તે ઇ તો પ્રભુ પાંધરો હતો તે માંડ બચ્યાં. હવે આમાં મારે નાતને દંડ ભરવો ક્યાંથી ? અને ઈન્દરની વહુ લાવવી ક્યાંથી ? હું પોતે જ ટીગડી ગામનું ગોરપદું ધર્માદામાં ખાઉં છું; તમારો ગોર પોતે જ મહારાજા વિજયસિંહજીની જમીન ધર્માદામાં ખાય છે એમાં એની નાતને દેવા દશ-વીશ હજાર રૂપિયા લાવે ક્યાંથી ? અને ઇયેય તે ફક્ત એનો છોકરો વિલાયતમાં જઈ ભણી આવ્યો ઈ વાંક, અને ઈ ગુના સારુ !

'ઈરખાના તો માડી, આવા ધમરોળિયા છે'

રળિયાતમા ગોપીયુંના ટોળાને વાક્ચાતુર્યથી કામણ કરી રહ્યાં:

'ઈરખાને તો દુનિયામાં કોઈ પહોંચ્યું ય નથી અને કોઈ પહોંચશે ય નહિ; તેમ જ ઈરખા કાંઈ રંક, તવંગર, શ્રીમંત કોઈને જોવે નહિ. દિલ્હીના બાદશાહને વખોડી કાઢવો હોય તો ઘડાકમાં એક ફૂટી બદામ જેટલો કરી મુકાય. અને એમાં ય માડી અમારી નાતની ઈરખાએ તો, ધરતી માથે આડો આંક વાળ્યો છે. કેમ કોઈ નાતીલાનું ભૂંડું થાય, કમ ઈ પાછો પડે, કેમ ઈ સાંજ પડચે ત્રણ ગામનો લોટ માગી પગ ઉપર સૂંડલો ધૂડ ચડાવી ઘરભેગો થાય એમાં જ રાજી રહે; હે માં'રાજ, હે સૂરજનારાયણ, કોઈ કોઈની ચડતી દેરડી ભાંગશો મા.

એમ કહી રળિયાતમા સૂરજનારાયણ સામે હાથ જોડી, પગે લાગી રહ્યાં પવનની એક સેર આવવાથી પીપળાનાં પાન ખડખડાટ કરતાં હલી ઊઠયા અને સૂરજનારાયણના તેજમાં હસી રહ્યાં.

'ઠીક, માડી, નાત ઇ નાત. સમદર જેવી ગણાય નાત. સમદર જેમ રાજા છે એમ નાતે ય એક જાતનો રાજા છે. ઈ થકી કોઈ મોટું નથી દલ્લીનો બાદશાહ છે એને ય નાત છે અને આપણા ગામનો રખેહર છે એને ય નાત છે નાત વગરનું પૃથ્વી માથે કોઈ નથી; ઇ નાતને નંદા કરીને કે ભવ છૂટશું ? આ તો વાતમાંથી વાત નીકળી એટલે મારે ફોલવો પાડવો પડ્યો, અને ખાટલું ભોડવું પડ્યું; અને માડી તમે ય કહો, નાતને સમદરશું પેટ રાખવું જોઇ ને નાતીલાના ગુના, વાંક, દોષ બધું ય પી જવું

જોઈએ. એને બદલે નાત ઊઠીને જ સામાં પગલાં ભરે અને કોઈ નાતીલાને ભીંસી દેવા ઊઠે, ત્યારે તો પેટમાં ભડકા ઊઠે હો?

'ઠીક હાલો, માડી હાલો આપણે આપણું વ્રત કરીએ. આપણે શું કામ છે ઇન્દરની વહુનુ અત્યારે, કે ઇન્દરનું? અને એમ હું ક્યાં ઇન્દરની વહુની. લાંબી ડોક કરી, આષાઢના મેહુલાની જેમ વાટ જોઇ રહી છું; અને મેં અત્યાર સુધીમાં કે'દી એની વાટ જોઇ? શું આજ કે શું બે વર્ષ મોર; અરે જ્યાં દૂધપુતરને ખોયો હતો ત્યાં દૂધપુતરની વહુની વાટ કેને હોય? દીકરા વિનાની કાંઇ વહુ આવે? અને કોને ખબર છે કે કેવી આવશે કેવી નહીં? વહુમાં હિંગનો હઠાકો ન હોય એવી વહુ કરતાં તો પંડોપંડ કરી લઈએ ઇ શું ખોટું? ખળતરામાં ઓરાવું અને ટોકી ટોકીને છીરાના કુચા વળી જાય ત્યારે વહુલાડી એક કામ કરીને લે. ઈ વહુને તે શું ગુડવી હોય? હું તો આવી વહુ-બહુની કાંઈ ફિકર રાખતી જ નથી અરે માથે મોટા પહાડ જેવડાં દુઃખ આવી પડ્યાં અને ચાલ્યાં ગયાં એની આગળ આ વહુની વાત તો ફાકી જ થઈ જાય ને? આ પરસોતમ ભગવાને બ્રાહ્મણના દીકરાનું રૂપ લીધું અને વહુલાડી સાથે પરણ્યા; ઈ મારે ઘેર વહુલાડીનું રૂપ લાવશે અને એમ કયાં ઈ કરવું નવું છે; અત્યાર સુધીમાં સોળ વરસની સુંદરીનું રૂપ એણે ઘણી ફેરું લીધું અને દીધું.'

પીપળામાં ફરી એક પવનની લેર આવવાથી પાંદડાં હલી ઊઠયાં અને સૂર્યના તેજમાં નાચી રહ્યાં

'ઠીક, માડી, ઠીક. સૂરજનારાયણ તો જુઓ આજ આકાશમાં ઊંચે વધે જ જાય છે. કેવું ટાણું થવા આવ્યું છે; હમણાં લાયવારિયું હોત ગામબારી નીકળશે હવે હું વાર્તા કહી લઉં:

એક આપણા ગામ જેવું ગામ હશે. તેમાં એક ગોર અને ગોરાણી રહે. ભગવાનને કરવું છે ને તે બ્રાહ્મણ પાસે અઢળક નાણું લેખું થયેલું પણ વિધાતાનું દીધેલ એકે ય સંતાન ન હતું. ગોર-ગોરાણી તો ભગવાનને આધીન રહી, ધર્મકર્મ, વ્રત, નિયમ વગેરે કર્યે જાય છે અને જિંદગી ગુજાર્યે જાય છે. એમ કરતાં કરતાં પરસોતમ મહિનો આવ્યો. ગોર-ગોરાણી તો મોટી ધામધૂમથી પરસોતમ મહિનો નાય છે. એવામાં એક દી ગોરાણીએ ગોરને કહ્યું:

'આ હું અને તમે બેય જણાં તપ-ભક્તિ કરવામાં રોકાયેલાં રહીએ છીએ તે મારાથી ઘરનું કામ કાંઈ થઇ શકતું નથી અને ઘરનું કામ કરવા જાઉં છું તો રોજના વ્રતમાં ભંગ પડે છે તે તમે દીકરાની વહુ લઈ આવો ને તે મારાથી સુખે વ્રત-તપ તો થઈ શકે. અને દીકરાની વહુ ઘરનું બધું ય કામ આટોપી લ્યે. આ આપણા ગામમાં બધે ય ઘરે મારી સારથની આધેડ બાયું તો તપ-જપ કરવામાં રોકાયેલી રહે છે અને દીકરાની વહુઆરુઓ-કોઈક ઠેકાણે ત્રણ ત્રણ કોઈ ઠેકાણે ચાર ચાર ઘરનું બધું ય કામ ઘુણાકે પતાવી દે છે તે તમે ય જાવ ને, આપણા ઘરનું કામ કરી શકે એવી કોક વહુ ગોતી આવો ને.'

સાંભળીને તો ગોર ગોરાણીને કહેઃ

'તું કાંઈ ગાંડી થઈ છો? આપણે કર્મે દીકરો નથી અને દીકરાની વહુ દે કોણ? દીકરા વિનાની તે વહુ મારે લાવવી કયાંથી?'

એટલે ગોરાણી તો રીસ કરી અડબડવા માંડ્યાં: 'હવે તમે તો છો જ એવા; અધરથી જવાબ વાળો છો તે જાવ તો ખરા એક વખત, એક આંટો આપણી નાતમાં. તમારે તો પગે હાલીને જાવું છે અને મોઢે બોલવું છે. બસ એટલું જ કરવાનું છે બાકીનું કામ તો આપણી આ અઢળક લક્ષ્મી કરી લેશે. નસીબમાં એટલું સુખ માંડયું હશે તો મળી રહેશે. એમાં તમે શું કામ પહેલેથી નનૈયો ભણી અપશુકન ટેવો છો?'

ગોર તો મનમાં સમજી ગયો કે આ સ્રી-હઠ છે અને પોતાનું ધાર્યું ,કર્યે રહેશે. હાલને હુંયેય નાતમાં આટો મારી આવું, જોઈએ તો 'ખરા નાત કેવોક સત્કાર કરે છે.

. એમ વિચાર કરી બ્રાહ્મણ તો સોનામહોર અને હીરામાણેકનો ખડિયો ખભે મૂકી દીકરાની વહુ ગોતવા હાલી નીકળ્યો.

હાલતાં હાલતાં એક ગામની નજીક ગયો ને ત્યાં સૂરજનારાયણ આથમી ગયા અને રાત પડી જવા આવી, એટલે બ્રાહ્મણે તો ગામને પાદર આવી ગામમાં જ રાતવાસો કરવાનો વિચાર કર્યો ત્યાં પાદરમાં જ ગામની છોકરીયું ઘોલકી–ઘોલકી રમતી હતી તે સાંજ પડી જવા આવી હોવાથી ધૂડમાં આળેખેલી ઘોલકીયું બગાડી નાખી, ઘરભણી હાલી નીકળવા માંડીયું. એમાં એક બ્રાહ્મણની દીકરીને ગોરે બોલતી સાંભળી: 'એ....બાપુ, મારી ઘોલકી કોઈ બગાડશો મા–હું કોઈની ઘોલકી બગાડતી નથી; મારો ઘડ્યો ઘાટ જે બગાડશે એનું ઘર ભાંગશે.' પાદરમાં ઊભેલો બ્રાહ્મણ તો આ શાણી છોકરીને તખત થઈ જોઈ રહ્યો અને નજીક જઈને એને જ પૂછ્યું:

'દીકરી, બેટા, આ ગામમાં કોઈ બ્રાહ્મણનું ેારડું છે? અને મને રાતવાસો કરવા દેશે? ું ગામતરે જાવા નીકળ્યો છું. પણ આ ગામ ાવતાં દી આથમી ગયો. છે અને મને કોઈ ાત રહેવા દે તો ઠીક.'

એટલે છોકરી તો બોલી ઊઠી:

'હં....અ, મા'રાજ, અમે જ આ ગામમાં ્રાહ્મણ છીએ; તે તમ તમારે હાલો અમારે ઘેર. ાતની રાત ગાળી સવારે તમારે માર્ગે જજો.'

બ્રાહ્મણ તો ઈ છોકરીને ઘેર ગયો પણ ્રમાં ઈ છોકરી સિવાય બીજાં કોઈ જણને ાળ્યાં નહિ એટલે પૂછ્યું: 'બેટા, તારાં મા-ાપ ક્યાં ગયાં છે? અને કંઇ આવશે?'

એટલે છોકરી તો ઝટ લઈને બોલી:

'દાદા, મારાં માબાપ સામે કાંઠે ગામ છે ત્યાં ગયાં છે તે જો આવશે તો નહિ આવે અને નહિ આવે તો આવશે.'

બ્રાહ્મણ તો પૂછી રહ્યો: 'કયે ગામ ગયાં છે બેટા? અને 'આવશે તો નહિ આવે અને નહિ આવે તો આવશે' એટલે શું?'

'તમે જ કહો ને, દાદા, ઈ કયું ગામ! સામે કાંઠે; લ્યો ઈ ગામનું ઉખાણું કહું. એના ઉપરથી વર્તી કાઢો ઈ ગામને—

ખડ બાળીને કાળું કીધું, ખડને નામે નામ,
શેત્રુંજીને સામે કાંઠે, ગોતી દ્યો ઈ ગામ.

'કહી દ્યો લ્યો, દાદા, ઈ કયું ગામ!'.

બ્રાહ્મણ તો આ જીવરી છોકરીની હોશિયારીની મનમાં ને મનમાં તારીફ કરી રહ્યો ત્યાં છોકરી જ બોલી:

'દાદા, ઈ ગામ, ખડકાળું અને 'આવશે તો નહિ આવે અને નહિ આવે તો આવશે' એનો અર્થ એમ કે ચોમાસાનો વખત છે. નદીએ ગાંડાં પૂર હાલ્યાં જાય છે; આ અમારા ગામમાં તો બે દિવસ થયા વરસાદ નથી પણ ઉપરવાસ ગરમાં જો વરસાદ ત્રાટક્યો હોય અને શેત્રુંજીમાં બે કાંઠે પાણી હાલ્યું જાતું હોય તો મારાં માબાપ સામે કાંઠેથી આણીકોર આવી ન શકે પણ જો શેતલગંગા ન આવે અને આજનો દી મારી ઉપર પ્રસન્ન રહે તો તો મારાં માબાપ વાળુ ટાણે પણ ઘરે આવ્યા વિના ન રહે. હવે સમજ્યા ને?'

બ્રાહ્મણ તો મનોમન વિચાર કરી રહ્યો:

'અરે, મારે જો દીકરો હોય અને આવી વહુ મારે ઘેર આવે ને તો તો મારા ભવોભવનાં પાપ ટળી જાય'

એટલામાં ગામની મંદિરની આરતી કરવાનું ટાણું થયું ને ત્યાં તો દીકરીનાં માબાપ ઘરે આવ્યાં અને બ્રાહ્મણને જોઇને પૂછવા લાગ્યાં:

'બેટા, હીરૂ! આપણે ઘેર મેમાન કોણ છે?'

દીકરીએ તો જવાબ વાળ્યો: 'ઈ તો

મોલડીના બ્રાહ્મણ છે તે ગામતરું કરવા નીકળ્યા છે અને વચમાં આપણે ગામ આવતાં રાત પડી જવાથી આપણે ઘેર રાતવાસો કરવા હું તેડી આવી છું.'

'ઠીક બેટા, સારું કર્યું. પણ તેં કાંઈ મેમાન સારુ રાંધ્યું ?'

એટલે હીરૂએ જવાબ દીધો: 'હું અ બાપા, મેં તો લાપસી ને ભાત ને એવું રાંધ્યું છે'

એટલામાં વાળુ-ટાણું થયું એટલે બ્રાહ્મણ, અતિથિ બ્રાહ્મણને કહેવા લાગ્યો: 'લ્યો, દવેજી, હાલો ઊઠો વાળુ કરવા.'

એટલે મહેમાન બ્રાહ્મણ તો કહે: 'વાળુ કરવા તો હું એમ નહિ ઊઠું. હું જે કામે આવ્યો છું ઈ જો તમે કબૂલ રાખો તો જ હું વાળુ કરવા ઊઠું નહિ તો મારે વાળુ નથી કરવું.'

એટલે ઘરધણી બ્રાહ્મણ તો કહેવા લાગ્યો: 'પણ તમે વાળુ તો કરી લ્યો પછી આપણે તમે જેમ કહેશો એમ કરી દેશું. વિધાત્રીના લેખ હશે અને ભોળાનાથનો હુકમ હશે તો તો એમાં વાંધો નહિ આવે.'

એટલે અતિથિ બ્રાહ્મણે પોતે જે સોના-મહોરેનો ખડિયો ભરીને લાવ્યો હતો ઈ ખડિયો જ ઘરમાં આપી દીધો અને પોતે બ્રાહ્મણની સાથે બેસી નિરાંતે વાળુ કર્યું.

વાળુ કરી લીધા પછી બ્રાહ્મણ અને બ્રાહ્મણી અંદરોઅંદર બે ય ધણી-ધણિયાણી મત કરવા માંડ્યાં. છેવટે બ્રાહ્મણીએ પોતાનો વિચાર જણાવી દીધો, કે 'દીકરો હોય તો ય ભલે અને ન હોય તો ય ભલે; દીકરી તો સુખી થશે; અઢળક દોલત પાસે છે તે આપણી દીકરી બેઠી બેઠી ખાશે અને પ્રભુભજન કરશે. અહીંયાં ખડિયો ભરીને સોનામહોરું લાવ્યો છે ઇ ઘરે શું નહિ હોય ?'

સવાર પડ્યું અને બે ય ધણી-ધણિયાણીએ પોતાનો નિશ્ચય બ્રાહ્મણને જણાવી દીધો કે અમે અમારી દીકરી તમારે ઘેર દઈ ચૂક્યાં છીએ.

અતિથિ તો બે દિવસ વધુ રોકાણો અને સારું મુહૂર્ત લઈને ગોરગોરાણીએ-દીકરીનાં માબાપે પોતાની દીકરીના ફેરા પોથી સાથે ફેરવી દીધા અને દીકરીને તો ધોળું પાનેતર પહેરાવી, ધોળો ચૂડલો પહેરાવી, સેંથો પૂરી, કપાળમાં કંકુ ભરી, માથે મીંડલો ગૂંથી અતિથિ બ્રાહ્મણ સાથે સાસરે વળાવી.

બ્રાહ્મણ તો દીકરાની વહુને લઇને કર્મ-સંજોગોના ખેલ ઉપર વિચાર કરતો કરતો પોતાને ગામ આવી પહોંચ્યો અને સામૈયું લઈ આવવા પોતાને ઘરે ખબર પહોંચાડ્યા. નવી વહુ આવેલી જોઇને ગામનાં છોકરાં તો ગોર મા'રાજ અને વહુ ફરતાં વીંટળાઇ વળ્યાં અને ગોરને ઘરે જઇને પૂજામાં બેઠેલાં ગોરાણીને કહેવા લાગ્યાં:

'ગોરાણીમા, ગોરાણીમા ! અમારા ગોર-બાપા તમારી વહુ લઇને આવ્યા છે તે સામૈયું કરવાનું કહે છે.' પણ ગોરાણીએ કાંઈ સાચું માન્યું નહિ અને પોતે માળાના મણકા વધુ જોસથી ફેરવવા લાગી.

ત્યાં ગામની બાયું આવી કહેવા લાગી: 'ગોરાણીમા, ગોરબાપા વહુ લઈને આવ્યા છે તે સામૈયું લઇ આવવાનું કહે છે. તે હાલો આપણે ઝટ જાઈં, નીકર પાછું દી આથમી જાશે તો ચોઘડિયું સારું નહીં રહે અને રાત-નો બાધ નડશે.'

ગોરાણી તો જવાબ દઈ રહ્યાં:

'બાયું, બેનું, મારી ગળઢા માણસની તે શું કામ મશ્કરી કરો છો ? અને બળેલને શું કામ બાળો છો ? અને મારે દીકરો જ ક્યાં છે, તે મારે દીકરાની વહુ આવે !'

બાઇઓ તો કહે:

'અરે, પણ તમે હાલો તો ખરાં. અમે સાચું જ કહીએ છીએ અને કાંઈ તમારા જેવા ગળઢા માણસની થોડી મશ્કરી કરતાં હઈશું ?'

ગોરાણી પાદર આવી જુએ છે ત્યાં સાચે જ પાનેતરનો ઘૂમટો તાણી ઊભેલ વહુને જોઈ.

ગોરાણીએ તો હરખાતાં હરખાતાં સામૈયું કર્યું અને વાજતેગાજતે વહુને ઘેર લાવ્યાં.

અને ગોર–ગોરાણી તો ખમણી શ્રદ્ધાથી પરસોતમ મહિનો નાવા મંડી ગયાં છે પણ ગોરાણી નાવા જતાં પહેલાં વહુને રોજ શિખામણ આપી જાય:

'વહુ, બેટા! તમે ઘર રેઢું મૂકીને ક્યાંય આઘેરાં ય જશો મા, અને ઘરે ને ઘરે રહેજો. આડોશીપાડોશીના ઘેર મૂળ પગલું ય દેશો મા, અને ચૂલામાં દેતવા બિલકુલ હોલાવા દેશો મા હો?'

એવામાં એક દિવસ, ગોર–ગોરાણી નદીએ નાહવા ગયાં છે. વહુ ઘેર એકલી જ છે અને રસોઈ મૂકવાનો વખત થયો એટલે ચૂલામાં જ્યાં જઈને જુએ છે ત્યાં તો દેતવા સાવ ઠરી ગયેલા વહુએ તો પોતાને ઘેર પડસાળમાં ઊભાં ઊભાં પાડોશી પાસે દેતવા માગ્યો.

હવે એવું બન્યું કે ઇ જ સમે બરાબર પાડોશણ બાઇ અને તેના દીકરાની વહુ સામસામી વઢતી હતી. બ્રાહ્મણની વહુએ દેતવા માગ્યો એટલે તો પાડોશણ બાઇ તેની દીકરાની વહુને કહે:

'રાંડ, કલારજા, જરાક જો તો ખરી, આ બ્રાહ્મણની, દીકરા વિનાની વહુ છે તો ય સાંજ પડયે કેટલું કામ કરે છે; એક ધુબાકે ઘરનું બધું ય કામ પતાવી દે છે અને ઘરને તો આમ અબકારા મારતું ચોકખું ચણોઠી જેવું રાખે છે અને તું તો આખા દીમાં તરણું ય તોડીને બે કરતી નથી; જાણે કેમ મોટી નગરની ઘોણ લાવી હો તેમ, પડી પડી રોટલા બગાડ છ અને ડિલ માથે કોક એક લોહી ખડકી રહી છો.'

બ્રાહ્મણની જુવાન વહુ તો આ સાંભળી મથામણમાં પડી ગઈ. પોતે અધુંપધું જાણતી તો થઈ હતી એમાં પાડોશણે પૂરું કર્યું.

જુવાન વહુને તો તે દિવસે ક્યાંય ચેન પડયું નહીં. રાંધણું ય કાંઇ ચૂલે રાધ્યું નહીં અને સંજવારી, ઠામ, વાસણ, વાશીદું બધું ય જેમનું તેમ પડયું રહ્યું.

એટલામાં ગોરાણી અને ગોર નદીએથી નાહીને આવ્યાં; પણ રોજની જેમ, વહુએ તેમના હાથમાંથી ધોતિયાં–પોતિયાં સૂકવવા લીધાં નહીં. બ્રાહ્મણી તો ઘરમાં આવી જુએ છે તો બધું ય રણવિખણ રેઢગેઢ પડયું છે. ડોસી તો મનમાં કળી ગઈ કે નક્કી આજ વહુને કોઇકે ભરમાવી છે.

ડોસી તો વહુને પૂછવા લાગી: 'વહુ, બેટા, કેમ હજી આજ કામ બધું ય એમ ને એમ પડયું છે; ક્યાંય ગયાં હતાં તમે? કે તમને આજ શરીરે આરામ નથી? કે પછી તમને કોઈએ કાંઈ કડવાં વેણ દીધાં છે?'

વહુ તો ભટ લઈને બોલી: 'મને તો પાણા ય નથી પડ્યા, બાઈજી. પણ આજ મેં પાડોશણ બાઇ પાસે દેતવા માગ્યો તે એણે પોતાની વહુને આમ ધમકાવી: 'કે જો તો ખરી કે આ દીકરા વનાની વહુ છે તોય કેવું ધુબાકે કામ કરે છે અને તારે તો જુવાન જોધ માટી છે અને પેટે વેજા વળગી છે તો ય તારામાં તો આળસનાં ગાડાં ભર્યાં છે! તો હેં, બાઈજી! તમારે દીકરો નથી?'

એટલે ડોસી તો કહે: 'હવે, રાખો વહુ, દીકરો તો કે'નારીને નહીં હોય; મારે તો રૂડા કરશનજી જેવો દીકરો છે. અને વહુ, તમે ય એવાં ભોળાં તે પાડોશીના કહેવા ઉપર રીસ કરી અમારો પોખો કરો છો? છાનાંમાનાં ઘરનું

કામ કરો અને અમારી ડોસી–ડોસાની બનતી ચાકરી કરો. તે તમારે ઘરે ઝટ પારણું બંધાય.'

ડોસીએ તો એમ કરીને વાત પતાવી દીધી. પણ એકાંત મળી એટલે પોતાના મનની મૂંઝવણુ ઘણી આગળ ઠાલવવા લાગી: 'આ વહુ 'તમારો દીકરો, તમારો દીકરો' કરે છે તે મારે દીકરો કાઢવો કયાંથી? આ તો ભૂંડાઈની થાવા બેઠી છે; આ તો પહુડા જેવી ઊગતી દીકરીની કહુવા મને લાગવા બેઠી છે; અને અરે રે રે મને આવો વિચાર સૂઝયો કયાંથી? આવી રૂપાળી ફૂલી સાખણુ જેવી જીવરી છોકરીની જિંદગાની મેં બગાડી. આ પાપમાંથી હું કયે ભવ છૂટીશ?'

બ્રાહ્મણુ તો બ્રાહ્મણીને કહેઃ 'પણ તું ઘરની ચાવીયું હારે લઈને ફર છ તે ચાવીયું તો વહુને આપી દે. એટલે એટલા પુરતું તો એનું મન માયામાં પરોવાય અને એટલી ઘડી તો ઈ ધણીને ભૂલી જાય.'

ડોસીએ તો ઘરની ચાવીયું વહુને દેવા માંડી: 'લ્યો બેટા, આ ઘરની ચાવીયુંનો ઝૂડો. અમારે નાહવા જાવું છે, પૂજા કરવા રોકાવું પડે છે ને ઘણી વાર થઈ જાય છે, તે વખતે તમારે જરૂર પડે તો કામ લાગે; આ ચાવીયુંથી આખી પાના આ છયે ઓરડા ઉઘાડજો પણ આ સામેનો સાતમો ઓરડો, ભલાં થઈને ઉઘાડશો મા.'

ડોસી–ડોસો તો વળી, ચિંતાને અળગી કરી નદીએ નાહવા, પૂજા કરવા ચાલી નીકળ્યાં

અહીં પાછળથી વહુ તો ધડોધડ ચાવીયું લગાડી ઓરડા જોવા મંડી પડી: કોઈકમાં ઝગઝગાટ કરતું ઝવેરાત ભર્યું હતું, તો કોઈકમાં હીરામાણેક અને નીલમ ભર્યાં છે તો કોઈકમાં વળી સોનામહોરો અને રૂપાનાણું ભર્યું છે.

પાંચમો ઓરડો ઉઘાડતાં તો હીરચીર અને પાંભડીની સાચી અટલસના રેશમી વાઘાની થપ્પીઓ ભરેલી નજરે પડી અને છઠ્ઠા ઓરડામાં તો જરીબી, સાટા અને કંસારની સોડમ મઘમઘાટ કરી રહી.

ગહન જિંદગીના આરે પગલાં માંડતી જુવાનજોધ વહુ તો આ બધી માયા જોઇ ભગવાનની અકળ ગતિનો વિચાર કરી રહી.

ઘડીકમાં તો છયે ઓરડા જોઇ વળી અને સાતમો ઓરડો ઉઘાડતાં પહેલાં ઘડીક તો અટકી ગઇ.

'અરે, મારી સાસુ મને આ સાતમો ઓરડો ઉઘાડવાની ના પાડતાં ગયાં છે તે એમાં શું હશે? આ છ ઓરડામાં તો ઝવેરાત ભરી છે તે વળી આમાં શું ભર્યું હશે તે ઈ, ઉઘાડવાનો બાધ છે? લાવ ને લેગાલેગ ઈયે ય જોઈ વળું!' એમ કરીને જ્યાં કૂંચી લગાડી સાતમો ઓરડો ઉઘાડે છે ત્યાં તો ઘીની બે દીવીયું ઝગઝગાટ બળી રહી છે અને હીરા, માણેક, મોતીજડિત બાજોઠ પર પરસોતમજી પીળાં પિતાંબર–ઝરકશી ઝામા અને લાલ પાંભડી તથ માથા પર મોરના પીંછાનો મુગટ ધારણ કરં બેઠા છે અને પોથી વાંચી રહ્યા છે.

'હે ભગવાન! એને પ્રસન્ન થયા એવા સૌને પ્રસન્ન થાજો; એને દર્શન દીધાં એવાં સૌને દર્શન દેજો.' ગોપીયુંનું ટોળું ઉપર પ્રમાણે બોલી, જાણે કે સાક્ષાત ભગવાન તેમની સામે બેઠા હોય તેમ નમન કરી રહ્યું.

રળિયાતમા, સાક્ષરને ય ભૂ પાઇ દે તેવી વાણીમાં આગળ કહી રહ્યાં:

'એ બ્રાહ્મણના દીકરાની વહુ તો ભગવાનને જોઈ સાડીનો છેડો પાથરી પગે લાગતી હતી ત્યાં તો પરસોતમ ભગવાન કહી રહ્યા:

'હં....અ, હમણાં ઉઘાડશો મા; મારા વાંચનમાં ખલેલ પડશે. પણ જ્યારે મારી જરૂર પડે ત્યારે સાસુ–સસરાને કહેજો એટલે હું અવસરે આવી ઊભો રહીશ'

વહુ તો ઇ સાંભળી જમ દઈને પાછી

વળી ગઇ અને બારણાં પાછાં હતાં તેમ ને તેમ બંધ કરી દીધાં.

બાઇના હૈયામાં તો નવ નિરાંત થઇ; ને બત્રીસે કોઠે દીવા થયા અને બમણા–ત્રમણા ઉમળકાથી ઘરનું કામ કરવા મંડી પડી. બાઇના હૈયામાં તો હરખની છોળું ઊડવા માંડી.

એમ કરતાં કરતાં તો પરસોતમ મહિનો પૂરો થવા આવ્યો; અમાસને તો ફક્ત ત્રણ દિવસની જ વાર રહી એટલે વહુ તો સાસુને કહેવા લાગી:

'હેં, બાઇજી! આપણે અમાસને દિવસે બ્રાહ્મણ જમાડવા છે ને? તમે અને મારા સસરા પરસોતમ મહિનો નાહ્યાં તેનું ઉજમણું કરવું છે ને?'

ડોસી તો હવે ખરેખરી મૂંઝાણી. વહુને 'હા' કહ્યા સિવાય છૂટકો ન હતો અને વહુ તો લાડીલી થઇ વધુ ને વધુ ચીવટથી કામ કર્યે જાય છે.

'ત્યારે બાઇજી, હું લાડુ કરવા ઘઉં દળું ને? અને અમાસને દિવસે આપણે જમણ કરવો છે ને?'

ડોસી તો મનમાં ને મનમાં આંટીઘૂંટીમાં પડી ગઈ: 'અરે આ વહુ આપણી માથે રામકાણી રાખવા બેઠી છે હો; ગામ આખાને ભેગું કરી આપણને નક્કી ભૂંડાં લગાડશે; ઠીક પણ, જે થાય તે ખરું. દીકરાની વહુ એને માની છે એટલે એને ટોંચવી તો નથી જ; ઈ જેમ કરે એમ કરવા દેવું છે; બાકી તો મારો વાલો સંભાળી લેશે.'

'ગોપીયું, બાપુ, જોજો પરસોતમ ભગવાનની આ એક અકળ ગતિ. માગ્યા વિના લાખો દે અને માગીએ તો બટકું રોટલો ય ન દે. કરમમાં લખ્યું હોય તો પાંદડું હલાવીએ ત્યાં અઢળક મળી રહે અને કરમમાં ભમરો જ લખ્યો હોય તો લાખ પ્રયત્ન કરો તો ય બે પાંદડે ન થાય; ખરે ટાણે આવીને ભેરાયે થાય ઈ જ ભગવાન. દુનિયામાં માડી, એક નામચા જ સાચી છે. અને એ ભગવાનનું નામ. બાકી તો શું દીકરો કે શું દીકરાની વહુ કે શું દોલત? ઇ કાંઈ કામ નથી આવતું બાપુ, અવસર પડે કામ એક હરિનું નામ આવે ઇ તે જ્યારે ટાણું પડે ત્યારે હાજર ને હાજર

રળિયાતમા સ્ત્રીઓનાં હૈયાં ડોલાવતાં કહી રહ્યાં: 'એમ કરતાં કરતાં તો પરસોતમ મહિનાની અમાસ આવી એને વહુ તો સાસુને કહે 'ત્યારે બાઇજી, હું બધાંયને નોતરાં દઈ આવું ને આપણે ઘેર જમણમાં હાજર રહેવાનું અને જમણ પૂરો થયે સૌને જમીને જવાનું!'

સાસુ તો યંત્રવત 'હા' કહી રહી. એટલે વહુ તો ધમધમ કરતી ગામમાં નોતરાં દેવા ઊપડી ગઈ.

ગોરના ઘરનું નોતરું ગામ આખામાં ફરી વળ્યું; એટલે નાતીલા તો ભેગા મળી હાંસી કરી રહ્યા કે 'આને શું જોઈ નોતરાં દેવા મોકલી હશે? આને ઘરે દીકરો–દીકરી કાંઇ ચે નથી અને આ જુવાનજોધ વહુની પડખે સાંતક કોને બેસારશે? ઠીક ચાલોને, આપણે તો નોતરાં ઝીલોને, નોતરાં ઝીલવામાં શું જાય છે? એલ થાય ઈ જોશું જમણના મંડપમાં. દીકરા અને વહુને સાંતક બેસારે તો જ આપણે જમવું નીકર તો જમણ અને રસોઈ બધું ય અગાડી ચાલી નીકળશું.'

બ્રાહ્મણને ઘેર તો મંડપ નંખાયો છે. મંડપને કેળના થંભોથી શણગાર્યો છે. મકાનની દીવાલોને ધોળ કરાવેલ છે; અને તોરણ, ચાકળા ટાગી દીધાં છે. ફળિયામાં અગ્નિકુંડ કર્યો અને માલીપા ઘીની અને જવતલની આહુતિયું દેવાય છે અને ઓશરીની કોર પર બેસી કસૂંબલ ચૂંદડી અને કાંબીકડલા પહેરેલી એવું સ્ત્રીઓ ઝીણે સાદે ગીત અને ધોળ ગાઈ રહી છે.

વહુ તો ઘૂમટો તાણી ઘરમાંથી બહાર

અને ઓશરીમાંથી ફળીમાં ઘૂમી રહી છે; ઘડીકમાં પટારામાંથી થાળ ને ખૂમચા ને એવું એવું કાઢે છે તો ઘડીકમાં પેટીમાંથી રેશમી ધડકી અને કીનખાબનાં ગાદલાંતકિયા કાઢી આપે છે તો વળી ઘડીકમાં હવન કરાવનાર ગોર મહારાજને (હોત્રીને) સરવી ભરીને થીણું ઘી હોમ કરવા આપે છે.

સાસુ–સસરા તો એક બાજુ બેસી મૂંઝાય છે, ભગવાનનું નામ જપે છે અને મનમાં ને મનમાં અકળાય છે કે આ શું થાવા બેઠું છે? ઘરડે ઘડપણ અમારી માથે આવાં દુઃખ કેમ આવી પડ્યાં? આ હોમ–હવન કરવાની અને બ્રાહ્મણ જમાડવાની મેં હા જ કેમ ભણી ઈ જ સૂઝ નથી પડતી.'

છેવટે સાસુએ તો ત્રણ લોકના નાથને સંભાર્યા અને મનાવી રહી: 'હે પરસોતમ ભગવાન! તમે તો હાજરાહજૂર છો અને ભીડ પડયે સૌની વારે ધાયા છો; મેં જો મન, વચન, કાયાથી આ મહિનો માસ તમારી સાચી ભક્તિ કરી હોય ને તો આ અવસર સાચવી લેજો અને મારી લાજ રાખજો.' એટલામાં જ ગોર મા'રાજે મોટેથી સાદ કર્યો: 'યજમાન અને યજમાનપત્નીને સાંતક બેસવા મંડપમાં બોલાવો, ચોઘડિયું વીતી જાય છે.' એમ જ્યાં ડોસીમા પોતાની પ્રાર્થનાનું અને ગોર મા'રાજ પોતાની આજ્ઞાનું છેલ્લું વેણ મોંમાંથી ઉચારે છે ત્યાં તો ડોસીમાની નવે નિધિ અને અષ્ટમા સિદ્ધિથી ભરેલા સાતમા ઓરડાનાં બારણાં સડાક કરતાં ઊઘડી ગયાં અને લાલ ચાખડિયે ચડી, પીળાં પિતાંબર પહેરેલ, મસ્તક પર મોરમુગટ ધારણ કરેલ અને હાથમાં પોથી રહી ગયેલ પરસોતમ પ્રભુ તો ચટાક ચટાક કરતા મંડપમા આવી ઊભા રહ્યા; વહુલાડી હાથ એકનો ઘૂમટો તાણી પડખે આવી ઊભાં રહી ગયાં છે

ગોર મા'રાજે વરમાળા નાખી; વરઘોડિયાંની છેડાછેડી બાંધી અને પુષ્પની વૃષ્ટિ કરી.

દીકરા વિનાની વહુ અને પરસોતમ પ્રભુની જોડલીએ આહુતિ આપી.

'હે પરસોતમ ભગવાન! બ્રાહ્મણ–બ્રાહ્મણીને ત્રુઠયા એવા સૌને ત્રુઠજો, એમની લાજ રાખી એવી સૌની લાજ રાખજો.'

ગોપીયું માત્ર રળિયાતમાનાં ઉચારેલાં છેલ્લાં વેણ ફરી ફરી બોલી; ભગવાનને પ્રસન્ન થવા પ્રાર્થી રહી અને પુરુષોત્તમ યોગીરૂપી પીપળાને નમન કરી રહી.

આકાશમાં સૂર્યનારાયણ પણ સ્ત્રીઓના ટોળા સાથે પીપળાને વંદન કરી રહ્યા.

વાર્તા પૂરી થતાં વ્રતધારી સ્ત્રીઓએ વાત દરમિયાન બાંધી રાખેલ જીભને છૂટી મૂકી અને અલકમલકની વાતો કરવા મંડી પડી.

કેહર ફઈ બોલતાં સંભળાયાં: 'એવું છે માડી, ભગવાનની કસોટીનું. કસોટીએ ચડાવે ત્યારે તો ભલભલાની શ્રદ્ધા ડગમગાવી મૂકે. અત્યારના કળજુગમાં તો શ્રદ્ધા રાખવી માડી, બહુ દોયલી છે. ગોફણના ગોળાની જેમ જગત આખું ચકરાવે ચડ્યું છે. ઈ તો જેણે પૂરા પૂંન્યા હોય એનું જ મન ભગવાન તરફ વળે બાકી તો 'આ મારું ને તે મારું' કરતાં કરતાં જીવડો ખોળિયામાંથી ઘડી વારમાં ઊડી જાય છે, માડી.'

કુંવારકા મેંઘુ પૂછી રહી: 'હેં રળિયાતમા! આ અમે બધાં ય તમારી વાડે વાર વરતોલાં રહીએ છીએ; અને મા'દેવજીનું અને બોળચોથનું અને આ પરસોતમ મહિનાનું ને એવાં વ્રત કરીએ છીએ તે અમને તો અમારી શ્રદ્ધા પ્રમાણે જેટલું મળતું હશે એટલું એનું પુણ્ય મળશે, પણ તમે આ બધાં ય વ્રત–નિયમમાં અમને દોરવણી દ્યો છો અને ભગવાનની વાર્તા કહેવામાં એકમેક થઈ જાવ છો અને ભગવાનને અમારી આગળ ખડા કરી દ્યો છો તે તમને આ બધા પરમાર્થનું કેટલું પુણ્ય મળતું હશે?'

છોકરીના તે સવાલનો જવાબ રળિયાતમા આપે કે ટોળામાંની કોઈ સ્ત્રી આપે કે પછી

મેઘુ પોતે જ કાંઈ કહે તે પહેલાં ગોવા ગોર સામેથી પાહાળબંધી કડિયું અને ચાર છેડે પહેરેલ ધોતિયામાં સજ્જ થઈ, કોઈ આગંતુકને સાથે લઈ આવતા જણાયા.

નજીક આવી પાસે જ બેઠેલી કુંવારકા મેઘુને પૂછ્યું: 'કાં બેટા મેઘુ, તારી ગોરાણીમા છે આંહીં?'

'હું અ....જુઓને આ વચમાં બેઠાં. હજી હમણાં જ વાર્તા પૂરી કરી ચોખલિયે વધાવ્યા પરસોતમજી પ્રભુને.'

ગોવો ગોરે રળિયાત ગોરાણી તરફ જોઈ કહ્યું: 'આ લગનિયો આવ્યો છે; વાંસ્યાળીથી ઈન્દરનું લગન લઈને તે વૈશાખ સુદ ૧૨ નાં લગન નિરધાર્યાં છે તે વધાવી લેશું ને?'

રળિયાતમાનું મોં મરકી ઊઠ્યું.

ગોપીયું માત્રનું અંતઃકરણ વાહ વાહ પોકારી ઊઠ્યું.

આનંદનો ઊભરો સમાવતાં રળિયાતમા કહી રહ્યાં: 'તે એમાં મને શું આંહીં કે'વા આવ્યા? દીકરાનું લગન તો વધાવી જ લેવાનું હોય ને?'

'એમ નથી; ઈ પૂછવાનું નથી; પૂછવાનુ તો ઈ છે કે, સાથોસાથ વેલજી મેતાએ કહેવરાવ્યું છે કે વરોંડીને દિવસે તમારે વાંસ્યાળીની આખી નાત જમાડવી પડશે એવો મેં નાતને કોલ દીધો છે; અને પોતે ચોરીને દિવસે નાત જમાડવાના છે, તંબ્યુ ચૂરમું અને ધારે ધીએ; એટલે, બાંધે ભરમે એમ કહેવરાવ્યું છે કે જો તમે પોગી શકો તેમ ન હો તો પછી પોતે તૈયારી રાખે, ઈ બેય પ્રસંગની; એને તો એક ખર્ચ આપવું છે, તો સાથોસાથ બીજું ય થઈ જાય, એમ કહેવરાવ્યું છે તો એને શું જવાબ દેવો છે?'

'તે પણ એમાં મને શું પૂછવા આવ્યા છો?

નાત જમાડે કાંઈ ખાધ નહિ પડી જાશે. પાંચસેહ માણસ જમતું હશે તો હજાર જમશે અને હજાર જમતું હશે તો દોઢ હજાર જમશે; એમાં શી મોટી વાત હતી?' રળિયાતમાએ સુણાવી દીધું.

ગોવા ગોરનું ગળું રણકારા કરી રહ્યું: 'ઈ જ હું કહેતો હતો. આ લગનિયાભાઈને કે ભાઈ જેરામ, તું તારે વેલજી મેતાને કહેજે કે પોતે ખુમાણ શવતવાળાનું કામદારું કરતા હોય તો ભલે કરે; પૈસો કાંઈ એણે એકે જ દુનિયામાં નથી ભાળ્યો, સમજ્યો ને? અને નાતના પગની તો અમે રજ કહેવાઈએ. નાતને જમાડવા કોણ રાજી ન હોય? અમે કાંઈ જગતને ને નાતને ત્યજી નથી દીધાં. હા, આ ઘડી/દશ-વીશ હજાર રૂપિયાની કોથળી ઠાલવની પડતી હોય તો તો ઉખું ભાંગી જાય, ઈ વાત સાચી. પણ કાંઈ વાંશ્યાળીની નાત જમાડે ગોવા પાઠકના ઘરમાં ભૂખ નહિ ગરી જાય. તું તારે કહેજે સાકરિયાને કે વૈશાખ સુદ ૧૨ નાં લગન છે, અને વૈશાખી પૂનમનો વાંશ્યાળીનો મેળો છે તે હું ઈન્દરની જાન લઈને આવીશ ને ત્યારે, વરોંઠીને દિવસે, ઈ એના ગામ વાંશ્યાળીના મેળાનો ધુમાડો બાંધીશ; ને એનાથી થાય એટલી સોઈ કરી રાખે, બાકીની સોઈ મારા મહારાજ વિજયસિંહનું નામ કરશે.'

ગોવા પાઠક બોલી રહ્યા અને ત્યાં બેઠેલ ગોપીઓએ લગનગીત ઊપાડ્યું:

ગણેશ દૂંદાળા ને મોટી ફાંદાળા,
પ્રથમ ગણેશ બેસારો રે મારા ગણેશ દૂંદાળા.

o

# જંગલનો રાજા

કોઈ એક નાનું એવું ગામ ને એ ગામનો નાનો એવો દરબાર. દરબારનું નામ સજનસિંહ.

મધપૂડે મધમાખ ભેગી મળે, એમ દરબારને ય ભાઈબંધ–દોસ્તદારનો પાર નહિ. દરબારને દાયરે બધા ય ખાટસવાદિયા ભેગા થયેલા. ઊઠે ગળે દરબારનો માલ ખાય ને આળસુની જેમ પડ્યા રહે.

દરબારને એક કારભારી. કારભારીનો અવગતિયો જીવ. વરે ત્યારે દરબારનું ને કારભારી માને કે પોતાનું લૂંટાઈ જાય છે. એક દિવસ કારભારીએ દરબારને કહ્યું: 'બાપુ! આ બધાને મફતમાં ખવડાવો–પિવડાવો છો તે એમની પાસે કાંઈ કામ તો કરાવો.'

દરબાર કહે. 'તમ તમારે થતું હોય તેમ થાવા દો. ભાઈબંધ ભાઈબંધનું નો ખાય ત્યારે બીજું કોણ ખાય?'

કારભારીએ તો તે દિવસથી કાન વાળ્યો. એ તો બોલે ઈ બીજા. એને એમ કે આપણે શું? આપણા બાપનું ક્યાં વરે છે? વાજતું-ગાજતું માંડવે આવે તે દી વાત!

ને ખાધે તો મોટા માન્ધાતાના યે ભંડાર ખૂટી જાય. તો આ નાના એવા ગામના નાના એવા દરબાર પાસે વળી કેટલી માયામૂડી હોય? થોડા દિવસમાં તો એની તેજુરીનાં તળિયાં દેખાયાં.

કારભારી કહે: 'બાપુ! હવે તો તેજુરીનાં તળિયાં દેખાયાં.'

પણ દરબાર એનું સાંભળે ત્યારે ને? ખજાનો ખાલી થયો તો ય દરબાર ભાઈબંધ-દોસ્તદારને જાકારો ન દે. એને એમ કે બિચાડા મારે આશરે પડ્યા છે. મને મૂકીને બિચાડા ક્યાં જાય?

એણે તો ઘર વેચ્યાં છે, ઘરની ઘરવખરી વેચી છે, ગરાસ વેચ્યો છે, ગામ વેચ્યું છે ને છેવટે બાપનું નામ પણ વેચી નાખ્યું છે એમ કરતાં કરતાં દરબારનું હતું તે બધું ય વેચાઈ ગયું છે. દરબારને તો ઊંચે આભ ને નીચે ધરતી રહ્યાં છે

દરબારને થયું જે આપણી પાસે હતું ત્યાં સુધી દોસ્તોને ખવડાવ્યું. હવે નથી ત્યારે દોસ્તો મને નહિ ખવડાવે? એ તો કહેવત છે ને કે વારા પછી વારો ને મે પછી મારો.

દરબાર તો એક ભાઈબંધને ઘેર ગયો છે. ભાઈબંધે સીધો અંગૂઠો જ બતાવી દીધો છે. 'તારા જેવા ફતમ દીવાળિયાને ખવડાવવા બેસું તો ક્યાં આરો આવે?'

દરબાર બીજે ઘેર ગયો છે ને પછી ત્રીજે ઘેર ગયો છે. એમ કરતાં કરતાં બધા ય ભાઈબંધને ઘેર ફરી વળ્યો છે. બધેથી એક જ જવાબ મળ્યો છે. કોઈ કરતાં કોઈએ એને બટકું રોટલો આપ્યો નથી.

પછી તો દરબારને યે પસ્તાવાનો પાર ન રહ્યો. એને થયું કે અરેરે હું કેવો મૂરખ! દુનિયાને જરા ય નો ઓળખી શક્યો. પણ હવે રાંડ્યા પછીનું ડહાપણ શા કામનું?

એને તો દુનિયા ઉપર તિરસ્કાર આવ્યો છે. એણે વિચાર્યું છે કે આવી નગણી દુનિયામાં રહીને શું કામ છે? જ્યાં અહેસાન જેવી જાત નથી, જ્યાં આંખની યે શરમ નથી, એવા મુલકમાં રહીને શું કરવું છે?

દરબાર તો પહેર્યે લૂગડે જંગલની વાટે ચાલી નીકળ્યો છે.

ચાલતાં ચાલતાં એક દિવસ થયો, બે દિવસ થયા. એમ કરતાં કરતાં આઠ દિવસ થયા. એ તો ચાલ્યો જ જાય છે, ચાલ્યો જ જાય છે.

પાછું વાળીને પણ જોતો નથી. એને તો દુનિયાનો એવો અભખો આવી ગયો છે.

પણ આખર તો એ પણ કાળા માથાનો માનવી છે. મરવાનું મન કરે, પણ મોતને સામું ભાળે ત્યાં સો ડગલાં પાછળ હઠે. જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી દેહના દંડ એને ભોગવ્યા વિના છૂટકો નથી. એને તો ભૂખ લાગે ને તરસ પણ લાગે. ભૂખ ને તરસ કાંઈ કોઈનાં સગાં થોડાં જ થયાં છે! દરબારને તો આઠ આઠ દિવસના નકોરડા અપવાસ થયા છે. ભૂખે જીવ જાય છે. તરસે પ્રાણ તરફડે છે. એને તો થાય છે કે કોઈ બટકું રોટલો આપે! કોઈ પાવલું પાણી પાય!'

તરફડતો તરફડતો એ તો ચાલ્યો જાય છે. ત્યાં જંગલમાં એક નાની એવી ઝૂંપડી દીઠી ને એને થયું કે ત્યાં કોઈ રહેતું હશે? રહેતું હશે તો બટકું રોટલો આપશે. હાલને એની કોર જાઉં.

સજનસિંહ ઉતાવળો ઉતાવળો ઝૂંપડી પાસે આવ્યો. જુએ તો ઝૂંપડીનું બાર બંધ. અંદરથી જરા યે સંચાર-સંભળાતો નથી. એણે તો બાર ઉઘાડ્યું ને અંદર જઈને જુએ તો કોણ જાણે કેટલા ય કાળથી ઝૂંપડી અવાવરૂ પડી છે. અંદર ઉંદરે મોટાં મોટાં દર કર્યાં છે. ચારે તરફ ઉકેરાના ઢગલા છે. કરોળિયાનાં જાળાં આડે દશ સૂઝતી નથી.

સજનસિંહે ઝૂંપડીની દશા જોઈને નિસાસો મૂકયો: 'ઓય જીતવા! નસીબ છે ને કાંઈ!'

એણે તો ઝૂંપડીમાં આમ જોયું છે ને તેમ જોયું છે. ખૂણે-ખચકે જોયું છે. કાંઈ કરતાં કાંઈ મળી આવે? જોયું છે ત્યાં તો એક ખૂણામાં નાનકડી પેટી દીઠી છે.

સજનસિંહે તો તરત જ પેટી ઉપાડી લીધી. પેટી ઉઘાડી તો અંદર બીજી પેટી. બીજી પેટી ખોલી તો અંદર ત્રીજી પેટી. એમ કરતાં સાત પેટી એક પછી એક નીકળી છે. સાતમી પેટી ઉઘાડે તો અંદર એક મેથો દાટ જેવો કાગળનો કટકો.

એણે તો કાગળનો કટકો હાથમાં લઈને કપાળ કૂટયું. 'ઓય ધાડના! આ તો ધર્યું સોનું ધૂળ મળ્યા જેવું થયું. રળી રળીને આખરે તો એક કાગળનો કટકો જ રહ્યો!'

સજનસિંહ તો કાગળનો કટકો ફેંકી દેવા જાય છે. એ તો કહે છે કે આ કાગળના કટકામાં તે મારું કયું દાળદર ફીટવાનું હતું? પણ ત્યાં એના મનમાં એક તરંગ ઊઠે છે. આવો ગેલો દાટ જેવો કાગળ આટલાં જતન કરીને શું કામે જાળવી રાખ્યો હશે? આ કાગળમાં તે કાંઈ એવી બધી કરામત હશે? એ તો ઝૂંપડીની બહાર આવ્યો. બહાર આવીને કાગળનો કટકો આમ ઉથાર્યો ને તેમ ઉથાર્યો. આખા કટકા પર ડાઘાનો પાર નથી ને ડાઘા હેઠળ કાંક ઝાંખું ઝાંખું દેખાય છે. એણે તો કાગળ ઉપર કાંક અક્ષર ભાળ્યા છે. ભાળ્યા છે ને અક્ષર ઉકેલ્યા છે: 'ભૂરિયા બેટા! હાજર થા.'

'ભૂરિયા બેટા! હાજર થા.' એટલું બોલતામાં તો હવામાંથી અવાજ આવ્યો છે. ઘોઘરો ઘોઘરો ને માણસ બી મરે એવો: 'જી સરદાર.'

અવાજ સાંભળીને સજનસિંહ થડકી ગયો. આજુબાજુ જુએ તો કોઈ કરતાં કોઈ નથી ને આવા ભેંકાર વનમાં માનવીનો અવાજ કયાંથી? એણે તો આડું જોયું ને પાડું જોયું; ઊંચું જોયું ને નીચું જોયુ. કોઈ કરતાં કોઈ નથી.

એને તો અચરત થઈ પડી. ફરી વાર એણે કાગળના અક્ષર વાંચ્યા: 'ભૂરિયા બેટા! હાજર થા.'

ત્યાં તો ફરીથી એનો એ અવાજ આવ્યો: 'જી સરદાર!'

સજનસિંહ થડકી ગયો. પણ મનમાં વિચારે કે કહો ન કહો, પણ કાગળમાં કાંક કરામત છે.

એણે તો જોર કરીને પૂછ્યું: 'કોણ છે તું?'

જવાબ આવ્યો: 'ભૂરિયો બેટો!'

સજનસિંહ કહેઃ 'ભૂરિયો બેટો કોણ?'
જવાબ આવ્યોઃ 'ચિઠ્ઠીનો ચાકર.'
સજનસિંહ કહેઃ 'ભૂરિયો બેટો શું કરે?'
જવાબ આવ્યોઃ 'હુકમ કરો તે હાજર કરે.'

સજનસિંહને થયું કે આ તે ખાલી મનના ઉઠાવા છે કે સાચેસાચ કોઈ ભૂરિયો બેટો હુકમ ઉઠાવવા હાજર થઈ ગયો છે? એને તો એમ જ છે કે ભૂખ્યા પેટના ખાલી તરંગો જ છે ભૂરિયો બેટો કેવો? ને વાત કેવી? તોય એને ખાતરી કરવાનું મન થયું. એણે રૂઆબથી કહ્યુંઃ 'ભૂરિયા બેટા! મને ભૂખ લાગી છે ખાવાનું હાજર કરી દે.'

એટલું કહેતાંમાં તો જંગલમાં ખરરર ખરરર અવાજ થવા લાગ્યો છે. કોઈ જાણે ઝપાટાબંધ ઊડી રહ્યું છે. થોડી વારમાં તો આકાશમાંથી એક મોટો ભર્યો થાળ ઊતરી આવ્યો છે. સોનાનો થાળ ને રૂપાના વાટકા; અંદર જાત જાતની વાનીઓ પીરસેલી

સજનસિંહને તો બરાબરની ભૂખ લાગેલી. પીરસેલો થાળ જોયો. એટલે એ તો જમવા લાગી ગયો. વાનીઓ પણ એવી સરસ કે કોઈ દી ચાખેલ જ નહિ એણે તો ખૂબ તાપડ દીધી.

જમી કરીને એણે પાણી માગ્યું. રૂપાના લોટામાં પાણી હાજર થઈ ગયું. હાથ-મોં ધોઈને એણે પાણી પીધું. ને ઓડકાર ઉપર ઓડકાર ખાવા માંડ્યો.

ખૂબ જમેલો એટલે એને તો ઊંઘ આવવા માંડી કેટલાય દિવસથી નિરાંતે ઊંઘેલો નહિ. ભૂખે પેટે ઊંઘ શાની આવે? એ તો જમીન ઉપર લંબાવવાનું કરતો હતો; ત્યાં એને ભૂરિયો બેટો યાદ આવ્યો ભૂરિયો બેટો મળી ગયો છે; હવે જમીન ઉપર શું કામ સૂવે? મજાનો છત્રીપલંગ ના માગી લે?

તરત જ ભૂરિયા બેટાને ફરમાન છૂટ્યુંઃ 'મને ઊંઘ આવે છે. પથારી પાથરી દે'

ભૂરિયા બેટાએ એક મિનિટમાં મજાનો છત્રીપલંગ હાજર કરી દીધો. સોનારૂપાનો પલંગ, મખમલની તળાઈઓ અને મથરૂનાં ગાદ મશરિયાં, ઓઢવા માટે રેશમી રજાઈ. સજનસિંહ પથારીમાં પડ્યો એવો ઘસઘસાટ ઊંઘવા લાગ્

એ તો એવો ઊંઘ્યો એવો ઊંઘ્યો કે બીજા દિવસની સવારે જાગ્યો હવે ખાવાપીવા તો ચિંતા હતી જ નહિ. જે જોઈએ તે ભૂરિ બેટો હાજર કરી દે. હુકમ કરે એટલી વાર. સજનસિંહને તો લહેરંલહેરો થઈ ગ એ તો આખો દિવસ જંગલમાં રખડ્યા કે ભૂખ લાગે ત્યારે ભૂરિયો બેટો ખાવાનું હાજ કરે, તરસ લાગે ત્યારે પાણી પાય સૂવા મા મજાનો છત્રીપલંગ. એને શી વાતની ખોટ હતી

પછી તો એને થયું કે આવી તૂટીફૂ ઝૂંપડીમાં પડ્યા રહીએ છીએ એના કરત એક મોટો રાજમહેલ બનાવીને એમાં જ રહીએ? ને એમાં એને પૈસા ક્યાં ખરચ પડે તેમ હતા? એ તો કહે એટલી જ વા

વિચાર થયો પછી વાર શી? એણે ભૂરિયા બેટાને કહી દીધુંઃ 'દોસ્ત! સર મજાનો રાજમહેલ બનાવી દે'

રાતની રાતમાં રાજમહેલ તૈયાર. સં મરમરનો સાત માળનો મહેલ ઉપર સોના નળિયાં. અંદર ઓરડાનો તો પાર જ નહિ ભુલભુલામણી જ જોઈ લો. ઓરડે ઓર જાત જાતના શણગાર. કોઈમાં છત્રીપલંગ, કોઈમાં હિંડોળાખાટ, કોઈમાં ગાલીચા કોઈમાં ગાદીતકિયા. કોઈમાં કાંઈ-ને કોઈ કાંઈ. એક જુઓ ને એક ભૂલો એવી રચન

મહેલને ફરતો સાત ગાઉનો બગીચ અંદર ન જોયેલાં ને ન સાંભળેલાં ઝાડ. ઝા ઉપર રંગરંગનાં ફૂલ. અંદર મેનાપોપટ કલ્લો કરે ને મોરલા થનગન થનગન નાચે

બગીચાને ફરતો સાત થરો કિલ્લો. સાતે મોટા તોતિંગ દરવાજા દરવાજે દરવા ચોકીપહેરો.

સજનસિંહ દરબાર માટે તો મઝાની રિયાસત ખડી થઈ ગઈ.

હવે એ જંગલની બાજુમાં એક મોટું શહેર ને એ શહેરનો એક રાજા. રાજાને એક કુંવરી. કુંવરી રાતે જુઓ તો જાણે આભનો ચાંદો હેઠે આવ્યો ને દિવસે જુઓ તો જાણે તેજનાં કૂંડાળાં પડે, એવી રૂપાળી.

સજનસિંહે કુંવરીનાં વખાણ સાંભળ્યાં ને એને કુંવરીની રઢ લાગી. એ તો કહે કુંવરીને એક વખત નજરે જોઉં તો જ ચેન પડે.

રાત પડી ને એણે ભૂરિયાને બોલાવ્યો: 'ભૂરિયા બેટા! ઓલા રાજાની કુંવરી અહીં ઉપાડી લાવ.'

ભૂરિયાને વાર શી? વાતની વાતમાં એ તો કુંવરીને પલંગ સોતી ઉપાડી લાવ્યો.

કુંવરીનું રૂપ તો ચારે તરફ ઢોળાઈ જાય. આખો મહેલ ઝળાંઝળાં થઈ ઊઠ્યો: સજનસિંહ કહે: 'પરણું તો આ કુંવરીને જ પરણું.'

ત્યાં તો કુંવરી જાગી ઊઠી. જુએ તો સામે કામદેવના અવતાર જેવો કુમાર ઊભો છે એ તો જોતાંવેંત કુમાર પર મોહી પડી.

સજનસિંહ કુંવરીને કહે: 'કુંવરી, હું તને પરણું.'

કુંવરી કહે: 'મારી ના નથી. પણ મારા બાપુને કહો. એ હા કહે તો પરણો.'

સજનસિંહ કહે: 'ભલે હું રાજાને કહીશ.'

કુંવરીને તો શહેરમાં પાછી મોકલાવી દીધી.

સવાર પડ્યું એટલે સજનસિંહ બનીઠનીને કચેરીમાં ગયો.

કચેરીમાં જઈને રાજાને કહે: 'મને તમારી કુંવરી પરણાવો.'

રાજા કહે: 'તમે કિયા મુલકના રાજા?'

સજનસિંહ કહે: 'અમે જંગલના રાજા. અમારા મહેલને માથે સોનાનાં નળિયાં.'

રાજા કહે: 'જંગલનો રાજા સિંહ કહેવાય'

સજનસિંહ કહે: 'અમારે દરવાજે સિંહ પ્રહેરો ભરે ને વાઘ વાસીદાં વાળે'

રાજા કહે: 'અમારો પ્રધાન ખબર કાઢી જશે. સાચું હશે તો કુંવરી પરણાવશું ને ખોટું હશે તો ઘાણીએ ઘાલીને તેલ કાઢશું.'

સજનસિંહ કહે: 'ભલે પ્રધાનને મોકલજો'

સજનસિંહ ઘેર આવ્યો. ઘેર આવીને એણે ભૂરિયાને બોલાવ્યો: 'આપણા મહેલને સિંહનાં રખવાળાં. સિંહ ફરતા પહેરા ભરે. વાઘ વાસીદાં વાળે. હાથી પાણી છંટકોરે ને શિયાળ ઠામ ઊટકે. આપણે તો જંગલના રાજા. આપણું લશ્કર જંગલનાં જાનવરનું.'

ભૂરિયા બેટાને તો કહ્યું એટલી જ વાર. એણે તો તરત બધી તૈયારી કરી દીધી.

સવાર પડ્યું ને રાજાનો પ્રધાન સાજનમાજન સાથે આવી પહોંચ્યો. પ્રધાન દરવાજામાં પેસવા જાય ત્યાં તો એક તરફથી બબ્બે કદાવર મથા સિંહ ત્રાડ મારતા ધસી આવ્યા ને રસ્તો રોકી ઊભા.

પ્રધાન તો પાંચ ડગલાં પાછો હઠી ગયો.

સિંહની ત્રાડ સાંભળી સજનસિંહે અંદરથી પડકાર કર્યો: 'એ તો આપણા મહેમાન છે. એમને અંદર આવવા દો.'

હુકમ સાંભળીને સિંહ પાછા હઠી ગયા. પ્રધાન નવાઈ પામતો દરવાજામાં દાખલ થયો.

જંગલના રાજાએ પ્રધાનને ફરી ફરીને બધી રચના બતાવી. કિલ્લાની કારીગરી જોઈ, બગીચો જોયો, બગીચાના ઝાડ જોયાં. પાણીના હોજ-ફુવારા જોયા મહેલ જોયો. મહેલની રિયાસત જોઈ. સાયબીનો કાંઇ પાર ન હતો. જે જોઈએ તે હાજર હતું. એક ચે ચીજ લેવા જવી પડે તેમ ન હતી.

પ્રધાને શહેરના રાજાને જઈને બધી વાત કરી. કહ્યું: 'રાજા! પરણાવો તો જંગલના રાજાને જ કુંવરી પરણાવો. કુંવરી સુખમાં પડશે.'

પ્રધાનની સલાહ પડી પછી પૂછવા વાટ

માં જોવાની હતી? કુંવરી તો ક્યારની પરણું
રણું થઈ રહી હતી. રાજાએ તો ઘડિયાં
ાગન લીધાં.

જંગલનો રાજા શહેરના રાજાની કુંવરી
ાથે પરણ્યો.

પછી તો બંને લહેરથી રહે છે, ખાય છે,
ીએ છે ને મોજ કરે છે.

કુંવરીને તો ત્યાં ખૂબ જ ગોઠી ગયું. જે
ઈએ તે હાજરનું હાજર છે એ તો ખાટલેથી
ાટલે ને પાટલેથી ખાટલે, મહેલમાંથી બગી-
ામાં ને બગીચામાંથી મહેલમાં હરે છે, ફરે
ને લહેર કરે છે.

એમ કરતાં કરતાં કેટલા ય દિવસ વીતી ગયા.

એક દિવસ રાત પડી છે ને જંગલનો
જા છત્રીપલંગ પર પડ્યો છે. ત્યાં એકાએક
ચ્છરદાનીને હવાનો ઝોકો લાગ્યો. સજનસિંહ
એ તો તેના ઓરડામાં કોઈ આવીને ઊભું
. કોણ છે તે ઓળખાતું નથી, પણ આંખો
બે ઓળો દેખાય છે.

સજનસિંહ પથારીમાં એકદમ. બેઠો થઈ
ો: 'કોણ એ?'

જવાબ મળ્યો: 'એ તો હું, સરદાર!'

સજનસિંહ કહે: 'અત્યારે કાંઈ કામ નથી.
તારે આરામ કર.'

ભૂરિયો કહે: 'આરામ ક્યાંથી કરું? મારી
નોકરી જ એવી. મારે ચોવીસે કલાક ખડે
ગે રહેવું જોવે.'

સજનસિંહ કહે: 'ભૂરિયા! તેં મારાં ઘણાં
ાં કામ કરી આપ્યાં છે. હવે મને કોઈ
ાતની ખોટ નથી. તારે થોડા દિવસ જવું
ાય તો જા.'

ભૂરિયો કહે: 'પણ મારાથી જઈ જ ન
ાકાય. હું તો ચિઠ્ઠીનો ચાકર'

સજનસિંહ કહે: 'પણ કામ હોય તો ય
હે ને ન હોય તો ય રહે?'

ભૂરિયો કહે: 'હા રહેવું જ પડે'

સજનસિંહ કહે: 'પણ હું તને છૂટો કરું તો!'

ભૂરિયો કહે: 'તો ય ન જઈ શકાય.'

સજનસિંહને થયું કે ભૂરિયા પાસે ઘણી
ચાકરી કરાવી છે. હવે તો આપણને કશી
વાતની ખોટ નથી. મહેલમાં જે જોઈએ તે
હાજર છે. ભૂરિયાને હવે શું કામ હેરાન
કરવો જોઈએ? એને થોડા દિવસ રજા આપીએ
તો શું વાંધો છે? એણે કહ્યું: 'પણ હું તને
થોડા દિવસની રજા આપું છું ને?'

ભૂરિયો કહે: 'રજા આપતા હો તો પેલો
કાગળ આપી દો.'

સજનસિંહ ભૂરિયાની વાત સાંભળી ચમકી
પડ્યો. કાગળ આપી દઉં ને પછી ભૂરિયો પાછો
ન જ આવે તો?

એણે કહ્યું: 'કાગળ તો ન અપાય.'

ભૂરિયો કહે: 'તો પછી હું હાજર જ છું.'
એમ કહીને એણે એક નિસાસો મૂક્યો

સજનસિંહને ભૂરિયાની ખૂબ જ દયા આવી.
એની પાસે ખૂબ ખૂબ કામ કરાવ્યું છે. ભલે
ને બિચારો થોડા દિવસ ફરી આવે. સજન-
સિંહ કહે: 'આ લે તારો કાગળ. પણ થોડા
દિવસ પછી પાછો ચાલ્યો આવજે.'

કાગળ જોયો એટલે ભૂરિયે ઝડપ મારીને
કાગળ આંચકી લીધો. કાગળ હાથમાં આવ્યો
એવો એ તો સડસડાટ ચાલ્યો ગયો. ન આમ
જોયું, ન તેમ જોયું, સજનસિંહને જવાબ
પણ ન આપ્યો ને પોબારા ભણી ગયો.

સજનસિંહને નવાઈ તો લાગી. પણ
એણે મનમાં માન્યું કે બિચારો છૂટો થયો
છે એટલે આનંદમાં આવી ગયો છે!

એ તો થોડી વારે ઊંઘી ગયો.

સવાર પડ્યું ને જંગલનો રાજા જાગ્યો.
જાગીને જુએ તો મહેલ કેવો ને વાત કેવી?
એની એ ફાટીતૂટી ઝૂંપડી છે. ઝૂંપડીમાં
જમીન ઉપર પોતે પડ્યો છે. પાસે રાજકુંવરી
બેઠી બેઠી રસરસ રૂવે છે.

કુંવરી કહેઃ 'આ બધું શું થઈ ગયું? આપણે ક્યાં આવી ગયાં?'

કુંવરીને ભૂરિયા બેટાની કાંઈ જ ખબર નહિ. સજનસિંહે એ વાત કુંવરીને કહેલ જ નહિ. એવી વાત કહે તો એમાં એની બહાદુરી શી? પણ હવે તો વાત કર્યા સિવાય છૂટકો હતો. એણે કુંવરીને કહ્યું: 'જ્યાં હતાં ત્યાંનાં ત્યાં આવી પડ્યાં છીએ. આ બધી ભૂરિયા બેટાની કરામત હતી. કાલે રાતે એ કાગળ ઉપાડીને ચાલ્યો ગયો. ને જતાં જતાં બધી રિયાસત લેતો ગયો.'

એમ કહીને કુંવરીને એણે માંડીને બધી વાત કહી.

વાત સાંભળીને કુંવરીને તો હસવું ને હાણ થયાં. પણ એ તો રાજાની કુંવરી હતી. કાંઈ જેવીતેવી ન હતી. કુંવરી કહેઃ 'જે થયું તે થયું. ગઈ વાતનો અફસોસ કરવો નકામો છે. ચાલો આપણે કોઈ શહેરમાં જઈ રહીએ. મારી પાસે મારા બાપે દીધેલા ઘરેણાં છે. એ કાંઈ તમારો ભૂરિયો લઈ ગયો નથી. એ વેચીને આપણે ખાશું પીશું.'

સજનસિંહ કહેઃ 'મારા પાપે તું શું કામ દુઃખી થાય? તું તારે તારા બાપને ઘેર જઈ રહે. હું તો ગમે ત્યાં રખડતો રહીશ. વળી કોઈ દિવસ સારો વખત આવશે તો તરત જ તને બોલાવી લઈશ.'

પણ કુંવરી કહેઃ 'એ તો જ્યાં તમે ત્યાં હું.'

આમ બન્ને વાદવિવાદ કરતાં હવે શું કરવું તેનો વિચાર કરતાં બેઠાં છે.

હવે શહેરના રાજાને એવી ટેવ કે સવારમાં ઊઠતાંવેંત તે રાજમહેલની અગાસીએ ચડે. અગાસીએ ચડી એ જંગલના રાજાનો મહેલ જુએ. મહેલનાં સોનાનાં નળિયાં સૂરજના તેજમાં ઝળાંઝળાં થતાં હોય. એટલું જોઈ કરીને એ નીચે ઊતરે ને પોતાને કામે લાગે.

રોજના નિયમ મુજબ શહેરનો રાજા આજે પણ અગાસીએ ચડ્યો. જુએ તો રાજમહેલ ક્યાંય દેખાતો નથી. એણે તો આમ જોયું ને તેમ જોયું. આંખો ચોળીને જોયું. પણ રાજમહેલ નજરે ન પડે ચારે તરફ મોટું બધું જંગલ પથરાયું છે ને જંગલનાં ઝાડવાં પવનમાં ડોલે છે.

રાજાને થયું કે આ તે કેવી વાત! એક દિવસમાં આવડો મોટો મહેલ ક્યાં ગડપ થઈ ગયો? કાંઈ અકસ્માત થયો? કાંઈ વીજળી પડી? થયું શું?

એણે તો ઝટ ઝટ નીચે ઊતરી જંગલના રાજાના મહેલ તરફ માણસો દોડાવ્યા. 'જાઓ, જંગલના રાજાના મહેલના ખબર કાઢી આવો.'

માણસો તાબડતોબ ઊપડ્યા ને ગયા તેવા જ પાછા આવ્યા. પાછા આવીને શહેરના રાજાને જેવી હતી તેવી વાત કહીઃ 'મહેલ કેવો ને વાત કેવી? ભૂંડીભૂખ ઝૂંપડી છે. ઝૂપડીમાં જંગલનો રાજા ને રાજકુમારી બેઠાં છે.'

વાત સાંભળીને શહેરનો રાજા તો એવો ગુસ્સે થયો, એવો ગુસ્સે થયો કે ન પૂછો વાત. એણે તરત જ સિપાહીઓને હુકમ કર્યો. 'જાઓ, એ હરામીને મુસ્કેટાટ બાંધીને લઈ આવો. કોક જાદુગર જણાય છે. મોટા મોટા મહેલ બતાવી મને છેતર્યો ને મારી કુંવરી ઉપાડી ગયો.'

હુકમ થતાંમાં તો સિપાહીઓ સજનસિંહ અને રાજકુંવરીને પકડી લાવ્યા.

રાજા કહેઃ 'હું એનું મોઢું જ જોવા માગતો નથી. એને કાળકોટડીમાં પૂરી દ્યો ને સવારે ફાંસીને માંચડે લટકાવી દેજો.'

રાજાનો હુકમ સાંભળી કુંવરી તો એવી રુવે એવી રુવે કે ન પૂછો વાત. એ તો હાથ જોડી કરગરે છે, રાજાના પગમાં આળોટે છે, 'મારા ધણીને બચાવો. એનો કાંઈ વાંક નથી. એ મરી જાશે પછી મારું શું થશે?'

પણ એનું કોણ સાંભળે? રાજા તો ખૂણખૂણા ખિજાયો હતો. એણે તો કુંવરીને પણ

# સમાજ અને સાહિત્યના નવાજૂની

[ જેમાં કથાનુ કંઈક તત્ત્વ હોય એવા અખબારી ખબરો અને સાહિત્યપ્રવૃત્તિની માહિતીઓ અહીં સંઘરી છે ]

## સમાજ

જામકા ગામના બે કાઠી રાણીંગ અને જીવાએ થોડા દિવસ પહેલાં પોતાને ત્યાં કામ કરતી એક કોળણ બાઈ કેશાળાથી અમરેલી ખટારામાં જતી હતી ત્યારે ઘોડા ઉપર આડા ફરીને ખટારો અટકાવી બાઈને તેમાંથી બહાર ખેંચી કાઢી, પરંતુ ઉતારૂઓએ વચમાં પડી કાઠીઓને સમજાવીને જાળીઆ ભેગા કર્યા અને ત્યાં પોલીસને સોંપ્યા. પોલીસે તેમના ઉપર સ્ત્રી-હરણની કોશિશ કરવાનો આરોપ મૂકી અમરેલી મોકલેલા ત્યાં તેમને જામીન પર છોડ્યા છે કહે છે કે આ બાઈ ઉપર ત્રાસ વર્તતો તેથી થાકીને બાઈ તેના ભાઈ અને મા સાથે ભાગીને ખારી જતી રહેલી. પરંતુ કાઠીઓને વાવડ મળતાં આ બન્ને કાઠી તેને પાછી લઈ જઈને પોતાનો નેક જાળવવા માટે આવેલ.

જાણીતા બહારવટીઆ જુમાભા મૃત્યુ બાદ પોરબંદરની પોલીસે ઈસા સુમર કે જેના માટે મોટી રકમનું ઈનામ જાહેર કરવામાં આવ્યું હતુ તેની જૂનાગઢ રાજ્યના ચોતરાવડ રેલ્વે સ્ટેશન પરથી ધરપકડ કરી છે. ઈસા સુમર છેલ્લા ૩૫ દિવસથી સ્ટેશન ના ગેંગમેન તરીકે કામ કરતો હતો.

સૂરતમાં સમગ્ર વૈષ્ણવ સમાજને ચોંકાવી મૂકે એવું લગ્ન થયું છે. મોટા મંદિરના મહારાજ શ્રી વ્રજરત્નલાલજી મહારાજના નાનાં પુત્રી શ્રી. મંજુલા બેટીજીએ તેમના જ બનેવી શ્રી રામાં સાથે છૂપાં લગ્ન કરી લીધાં છે. શ્રી. મંજુલાની બેન હયાત છે અને તેમને બે સંતાન પણ છે.

સૂરતની નર્મદ સુવર્ણચંદ્રક સમિતિએ સને ૧૯૪૦થી ૪૪ સુધીનાં પાંચ વર્ષ દરમ્યાન પ્રગટ થયેલ સર્વોત્તમ નિબંધકૃતિ માટેનો નર્મદ સુવર્ણચંદ્રક 'રંગતરંગ' ભાગ ૧ થી ૫ના કર્તા સુપ્રસિદ્ધ હાસ્યલેખક શ્રી. જ્યોતીન્દ્ર હ. દવેને આપવાનો નિર્ણય કર્યો છે.

## સાહિ[ત્ય]

ગુજરાત સાહિત્ય સભા ત[રફથી] ૪૩-૪૪ના ગ્રંથોની ન[ક્કી] કરી આ[...]માં આવેલી સમીક્ષા તૈયાર કરા[વવા]નું નક્કી કરવામાં આવ્યું હોઈ પ્રક[ાશકો] પાસેથી તેમનાં ૪૩-૪૪નાં પ્રકાશ[નોની] યાદી માગવામાં આવી છે.

મુંબઈ જૈન યુવક સંઘ ત[રફથી] શરૂ કરવામાં આવેલી ગ્રંથમા[ળાના] પહેલા મણકા તરીકે શ્રી વ્રજ[લાલ] ધરમચંદ મેઘાણીનો વાર્તાસ[ંગ્રહ] 'આગાં હૈયાં' એ નામે પ્ર[ગટ] થયો છે.

ભાગ્તી સાહિત્ય સંઘ લિમિ[ટેડ] તરફથી શ્રી નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર કૃત 'સુભા[ષ] સેનાનીઓ' નામક જીવનચરિત્ર પ્રગટ થયો છે.

વિકાસ સાહિત્યમંદિર, અ[મદા]વાદ તરફથી શ્રી. શંભુપ્રસાદ રચિત 'ગુજરાતના કાંતિવીરો' પુસ્તક પ્રગટ થનાર છે.

## : અમને મળેલાં :

**આત્મદર્શન** : લેખક 'રસનિધિ' : પ્રકાશક દામોદર ત્રિવેદી : ભાવનગર : કિ. રૂ. ૧

આંપણાં ગામડાંઓની ભૂતપૂર્વ આબાદી, "વર્તમાન" અવદશા અને ભાવિ ઉન્નતિનું રમ્ય દર્શન આ વર્ણનકાવ્ય કરાવવામાં આવ્યું છે. સરળ, વિશદ અને હૃદયંગમ બાનીમાં વહેતુ મુકાયેલું આ કાવ્ય એના પ્રત્યેક વાચ[કને] રસાસ્વાદ પૂરો પાડવા ઉપરાંત ગ્રામપુનર્ઘટનાના દષ્ટિબિંદુને માર્ગદર્શક નીવડે તેવુ છે. શ્રી 'રસનિધિ' આવ[ી] ઉત્તમ કાવ્યકૃતિઓ આપે એમ ઈચ્છીએ.

**જાગૃતિ** : હીરકમહોત્સવ પ્રકાશન મુંબઈ. કિ. રૂ. ૨

નામદાર આગાખાનના હીરકમહોત્સવ પ્રસંગે બીજા અગ્રગણ્ય પત્રોની સાથે પ્રગટ થએલ આ પ્રકાશન એટલા [માટે] વિશેષ આવકારપાત્ર છે કે એ થોડાએક ઉત્સાહી નવજવાનોની ધગશનું પરિણામ છે. આપણા કેટલાએક નામાં[કિત] સાહિત્યકારોની કૃતિઓ સાથે બીજી રસમય સાહિત્યસામગ્રી સુંદર સજાવટમાં સચિત કરવાનો પ્રયત્ન નોંધપાત્ર [છે.] 'જાગૃતિ'ના આ પ્રકાશન બદલ તેના નવજવાન કાર્યકરોને અભિનંદન આપી એમની ધગશ આથી અધિક સફળ[તા]માં પરિણમે એમ ઈચ્છીએ.

**ચેતન** : ચેતન સાહિત્ય મંદિર : આનંદ ભવન : પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

'સેવા અને વધુ સેવા કરવાની' ભાવના લઈને જન્મેલ આ નવું માસિક હાર્દિક આવકારને પાત્ર છે અનેક[વિધ] સાહિત્યસામગ્રી સાથે આકર્ષક રૂપરંગમાં પ્રગટ થનો આ પ્રથમ અંક એના ઊજળા ભાવિની આશાહી આપે [છે.] વિવિધતાની સાથે સાથે સંગીનતા સધાશે તો આ માસિક અવશ્ય આપણા સામયિકજગતમાં યોગ્ય સ્થાન પ્રા[પ્ત] કરી લેશે.

—ઉ. સાં.

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

અંક સાતમો



જૂન '૪૬

કાવ્યેષુ રમ્યા કથા



# નાનસેન

લેખક
મૂળશંકર
મો. ભટ્ટ

“મા, મારે હવે નવી સપાટો જોઈએ છે. આવી જૂની અમારે ક્યાં સુધી વાપરવી ?” —

નોર્વેના ફ્રોએન ગામમાં એક નાનકડા પણ ઠાવકા ઘરમાં એક નાનકડો ચાર વરસની ઉંમરનો છોકરો પોતાની મા પાસે પોતાના હાથમાંની જૂની બરફની સપાટો ખીજમાં ફેંકી દઈને બોલી ઊઠ્યો. બાળકની ઊંડી નીલવર્ણી આંખોમાં ચમકાર દેખાવા લાગ્યો.

આ બાળકનું નામ ફ્રિડ્જોફ નાનસેન. નાનસેન–કુટુંબ નોર્વેનું ઘણું જૂનું અને ખાનદાન કુટુંબ લેખાતું હતું. તે કુટુંબમાં મુસાફરો, વકીલો, રાજદ્વારી પુરુષો અને વિવિધ પ્રકારના શક્તિશાળી માણસો પાક્યા હતા. આ જ કુટુંબમાં એક વકીલને ત્યાં નાનસેનનો જન્મ થયો હતો.

નાનસેનની માતા પણ ખૂબ સંસ્કારી કુટુંબની બાઈ હતી. પણ તે ઉપરાંત નોર્વેમાં બરફની સપાટો પર દોડવાની શરતોમાં ભાગ લેનાર એ પહેલી જ સ્ત્રી હતી. ઊંચા કુટુંબની સ્ત્રીઓ ‘આવી ‘બાયડી’ની રમતોમાં ભાગ લે, તે નોર્વેના સમાજમાં નવી વસ્તુ હતી. પણ નાનસેનની માતા પોતાની જુવાનીમાં પુરુષોને પણ આ શરતોમાં હંફાવતી હતી.

આવાં માતપિતાને ત્યાં ઇ સ ૧૮૬૧ના ઑક્ટોબરની ૧૦મી તારીખે નોર્વેના ક્રિસ્ટિયાનિયા શહેરની નજીકના ફ્રોએન નામના ગામમાં નાનસેનનો જન્મ થયો.

ચાર વરસની ઉંમરે તો ઘરમાં વપરાઈ વપરાઈને જૂની થઈ ગયેલી બરફની સપાટો પહેરીને નાનસેન ફર્યા કરતો. તે સપાટ નાના મોટી હતી. વળી નાનસેનના માપ કરતાં ઘણી ય મોટી હતી પણ એ સપાટોને પણ તે મૂકતો નહિ

તેના બાપનો ધંધો વકીલનો હોવા છતાં તે કુટુંબના દરેક બાળકને નાનપણથી જ ખડતલ જીવનની તાલીમ મળતી હતી. વળી નોર્વેનો દેશ પોતે જ આ તાલીમ આપનાર મોટા ગુરુ સમો હતો. કુદરતી દૃષ્ટિએ જોતાં નોર્વે સાહસને કેળવનારો દેશ છે. વળી કુદરતી સૌંદર્ય તો તે દેશમાં સભર ભર્યું છે. ઊંડા ઊંડા ફ્યોર્ડો, ઊંચા ઊંચા પર્વતો, લીલીછમ ખીણો, ખીણોની અંદર આરસી જેવાં પડેલાં સરોવરો, ખીણોમાં અને પર્વતો ઉપરનાં મોટાં જંગલો, શિયાળામાં બરફથી છવાયેલ ટેકરીઓ, આ બધું નોર્વે-જીવન બાળકના લોહીમાં ધમધમાટ મચાવી મૂકે તેવું છે. વળી આખો આટલાંટિક સાગરને

ઠાંઠે પાધડીપને પથરાઈને ઠેઠ ઉત્તરધ્રુવ વર્તુળને સીમાડેથી યુરોપની ભૂમિ સુધી પડેલો છે. આથી ધ્રુવપ્રદેશોની ઠંડી તથા આટલાંટિક સાગરના ગરમ પ્રવાહો એ બન્ને ત્યાં મળે છે.

નોર્વેના ફ્યોર્ડોનું સૌંદર્ય અપ્રતિમ છે. ઊંચી ઊંચી કરાડોની વચ્ચેથી સમુદ્રનાં પાણી કોઈ કોઈ જગ્યાએ નોર્વેના મધ્યભાગ સુધી ઘૂસી ગયેલાં હોય છે. તે કરાડો ઉપર કોઈ કોઈ જગાએ ગરુડનાં માળાં જેવાં નાનકડાં ઘરો ઝૂકી રહેલાં છે. હંસ જેવી હોડીઓ આ ફ્યોર્ડોમાં તરતી હોય છે. ત્યારે આખું દૃશ્ય કોઈ સ્વપ્ન સૃષ્ટિ જેવું લાગે છે.

આ કુદરતી સૌંદર્યનું ધાવણ પી પીને અને કુટુંબની ખડતલ કેળવણીથી કસાઈને બાળક નાનસેન હજુ ચાર વર્ષની ઉંમરે તો તેની મા પાસે બરફ પર દોડવા માટેની નવી સપાટો માગી રહ્યો છે. દૂરની ડુંગરમાળ, ફ્યોર્ડોની લેખડો, બરફના ઢાળો તેને સાદ કરી રહ્યાં છે.

નવી સપાટ માટેની તેની ઝંખના કેવળ એક કૌતુક કે નવા રમકડા માટેના કુતૂહલ ન હતી. એક પાડોશીએ તેનો સપાટ માટેનો કજિયો પતાવવા તેને આવતે શિયાળે નવી સપાટ લઈ આપવા માટે વચન આપ્યું. કદાચ તેની મા અને પાડોશી બન્ને આ વાત ભૂલી ગયાં હશે. પણ શિયાળો શરૂ થતાંની સાથે જ નાનસેન પેલા પાડોશીના માર્ગમાં આડો ઊભો રહીને પૂછવા લાગ્યો: 'પેલી સપાટો ક્યારે આવશે?'

અને આખરે બરફની નવી સપાટો મેળવીને જ નાનસેન જંપ્યો.

નાનસેનની સાહસોની તાલીમ અને અક્ષરતાની તાલીમ એક સાથે જ શરૂ થયાં. શાળા ઘરથી ત્રણેક માઈલને છેટે હતી. તે બીજાં બાળકોની સાથે ચાલીને આ ત્રણ માઈલ દૂર આવેલી શાળાએ ભણવા જતો. શિયાળામાં તો આખા રસ્તા ઉપર બરફ જામ્યો હોય, ત્યારે બધા છોકરાઓ પગમાં બરફની સપાટો પહેરીને ઢાળ ઉપર ચડીને બીજુનો ઢાળ ઊતરતા; અને એ રીતે રસ્તો કાપતા. શાળાના આરામના સમયમાં પણ વિદ્યાર્થીઓ આસપાસની ટેકરીઓ ઉપર લપસવા નીકળી પડતા. શિક્ષકો પણ આ મજામાં વિદ્યાર્થીઓની સાથે જ રહેતા, અને એ રીતે આખું વાતાવરણ ચેતનમય રહેતું. શાળામાંથી પાછા ફરતી વખતે પણ આ જ પ્રમાણે ઊંચી ટેકરી પર ચડીને લપસતાં લપસતાં ઠેઠ પોતાના મકાન સુધીની ખીણ સુધી આવી પહોંચતા.

શિયાળામાં બરફ પરની મુસાફરી થતી તો વસંત કે ઉનાળામાં તરવાની તાલીમ મળતી. તરવામાં પણ નાનસેન નાનપણથી જ ઘણો કુશળ હતો.

નાનસેનનું પહેલું સાહસ એની લગભગ દસ વરસની ઉંમરે થયું.

નોર્વેમાં દર વરસે ક્રિસ્ટિયાનિયાની પાસેની એક ટેકરી ઉપર શિયાળામાં બરફદોડ તથા સપાટ-કૂદની શરતો થતી. નોર્વેના સારામાં સારા સપાટ પર દોડનારા લોકો ત્યાં ભેગા થતા. અને દૂર દૂરથી લોકોનાં ટોળેટોળાં આસપાસની ટેકરીઓ પર બેસીને આ રમતો જોતાં. આ રમતો ખૂબ ખતરનાક હતી. તેમાં ઘણી વાર સારા સારા ખેલાડીઓ પોતાના હાથપગ ભાંગી બેસતા એટલું જ નહિ, પણ કોઈ કોઈ વાર તો જાન પણ ગુમાવી બેસતાં. ટેકરી પરના એ ઢોળાવ પર કોઈ જગાએ એક સામટો ૨૫-થી ૩૦ ફૂટ હવામાં કૂદકો લઈને નીચે ઊતરવાનું હોય છે. આ કૂદકામાં શરીર પરનું સમતોલપણું જાળવવું એ ખૂબ મુશ્કેલ હોય છે.

આ શરતો વખતે નાનાં નાનાં છોકરાંઓને તો ત્યાં જોવા માટે પણ આવવા દેવામાં નહોતાં આવતાં, કદાચ કોઈ બાળક આ કૂદકો જોઈને

છળી જાય ! બાળક નાનસેનને આ શરતોના દિવસોમાં ઘેર રહેવું પડતું. ઘર પાસેની ટેકરી પર બેસીને છાનાંમાનાં આ દૂરની ટેકરી પર ચાલતી રમતો જોવા તે પ્રયત્ન કરતો પણ ત્યાંથી તે બધું તો કેમ જોઈ શકે ? એટલે એ પોતાનાં કલ્પના-ચક્ષુઓથી આ બધું દશ્ય જોતો. નાનસેન લગભગ દસેક વરસની ઉંમરનો થયો, ત્યારે એકવાર છાનોમાનો પોતાનાથી મોટી ઉંમરના છોકરાઓ સાથે છટકીને તે ટેકરી પર પહોંચી ગયો. મોટી ઉંમરના જુવાન છોકરાઓ ભવિષ્યના ખેલાડી બનવા માટે તાલીમ લઈ રહ્યા હતા. બધા પોતાની તાલીમમાં મશગૂલ હતા. એકાએક તેમણે નાનસેનને ઢાળ ઉપરથી લપસતો જોયો. તેના પગમાં સપાટો હતી. હાથમાં લાકડી હતી. ઘડીક તો બધાને થયું કે નાનસેન ભૂલથી લપસી ગયો છે. પણ નાનસેન ટટ્ટાર છાતીએ ઢોળાવ પરથી વીજળી-વેગે ઊતરી રહ્યો છે. આખરે એકાએક મોટી કરાડ આવી. નીચે વીસેક ફૂટ ઊંડો ખાડો છે. નાનસેન કરાડની કોટે આવ્યો, અટકી ન શક્યો, ત્યાંથી કૂદ્યો ને જોતજોતાંમાં તો નીચે બરફના ઢગલામાં ઊંધે માથે પડ્યો. છોકરાઓ દોડ્યા. બધાએ ધાર્યું કે નાનસેન મરી ગયો. છોકરાઓએ તેના બહાર દેખાતા પગથી ખેંચી કાઢ્યો. નાનસેન બેભાન હતો. પણ તેનામાં જીવ હતો થોડી વારે તે ભાનમાં આવ્યો. આ વાત તેને ઘેર પહોંચી કે નહિ, તે ખબર નથી. પણ જો પહોંચી હોય તો તેની માને અંતરથી તો ખરેખર પોતાના પુત્ર પર ગર્વ થયો હશે.

નાનસેનનો આ પહેલો પાઠ હતો. અને તે પછીથી તેનાં સાહસો એક પછી એક એમ ઝડપથી આગળ વધવા લાગ્યાં. અને થોડા જ વખતમાં શરતોના મેદાનમાં નાનસેન મોખરે આવવા લાગ્યો. દર વરસે થતી શરતોમાં નાનસેન જ પહેલું ઇનામ લઈ જતો. આ પ્રમાણે તેણે લાગલાગટ ૨૦ વરસની ઉંમર સુધી ઇનામો લીધાં. પછી, તેણે શરતોમાં ભાગ લેવાનું છોડી દીધું. બીજાનો વારો તો આવવા દેવો ને !

પણ નાનસેનનો આ શોખ તો તેના અનેક શોખોમાંનો એક હતો. તેને ખરી મજા આવતી તે તો ભટકવામાં ને શિકાર કરવામાં. દિવસોના દિવસ સુધી તે ઘરમાંથી અદશ્ય થઇ જતો. ખિસ્સામાં રોટીના ટુકડા, દીવાસળીનું બાકસ, અને માછલી પકડવાનો એક કાંટો, આટલું જ લઈને તે જંગલમાં નીકળી પડતો. જંગલમાં દેવતા સળગાવીને ત્યાં ને ત્યાં માછલીઓ શેકી, માછલી-રોટી ખાઈને જંગલમાં ઝાડ નીચે રાત પડ્યો રહેતો. આવી રીતે અઠવાડિયાંઓ તે ગાળી નાખતો. તે નિશાનબાજીમાં પણ પાવરધો થઈ ગયો હતો પણ તેના મનના બંધારણમાં એક એવો કોમળ ખૂણો હતો કે શિકાર ઉપર તેને અનહદ શોખ હોવા છતાં તેનું દિલ આ નાહકની હિંસાથી ઘડીભર થરથરતું પણ પાછો તેનો શિકાર-શોખ તેના મનને જીતી લેતો. વસ્તીથી દૂર એકલા એકાંતમાં ભટકવાનો તેનો શોખ હોવા છતાં તે મિત્રો પણ કરી શકતો, અને મિત્રો તરફનો તેનો પ્રેમ તદ્દન સ્વાભાવિક રૂપમાં દેખાતો.

કુદરત તરફથી અને વારસામાં તેને જે શરીર મળ્યું હતું, તે પણ તેના જીવનને વેગ આપે તેમ હતું. ૧૫ વરસની ઉંમરે પણ નાનસેન પૂરો જુવાન જેવો દેખાતો હતો. તે શરીરે ઊંચો હોવા છતાં તેનું શરીર સપ્રમાણ દેખાતું હતું. તેનો ચહેરો જોતાં સૌથી પહેલી છાપ એ પડે કે આ છોકરામાં પૌરુષ ભારોભાર ભર્યું છે. છતાં તેના મુખ પરના ભાવોમાં કોમળતાનો ભાવ પણ ઝળકતો હતો. તેની ઊંડી, ભૂરી, વેધક અને જાણે કે કોઈ દૂર દૂરનાં સ્વપ્નમાં રાચતી હોય તેવી આંખો, તેના આજાનબાહુ, તેની વિશાળ છાતી, આ બધું તેને બીજા છોકરાઓથી જુદું પાડી દેતું હતું.

તેનો સ્વભાવ રખડાઉ હોવા છતાં અભ્યા-

સમાં તે સૌથી મોખરે હતો. કોઈ પણ વખતે તે પરીક્ષામાં નિષ્ફળ તો નહોતો જ ગયો પણ અનેક પ્રકારના વિષયોમાં તેણે ખાસ પ્રવીણુતા પણ મેળવી હતી.

તેની વિદ્યાર્થી અવસ્થામાં જ તેનામાં નેતાગીરીનો ગુણુ પણ સ્પષ્ટ દેખાતો હતો. રમતગમતમાં તે સૌથી મોખરે રહેતો, એટલું જ નહિ, પણ પોતાની ટુકડીને કેમ રમાડવી, તે કળા પણ તેને સહજ હતી.

જેમ જંગલોમાં ભટકવાનો તેને શોખ હતો તેમ જ તેને દરિયા ઉપર પણ એટલી જ પ્રીતિ હતી. નાનકડી હોડી લઈને નદીઓમાં સહેલગાહે ઊપડી જવું, તે તો તેને લગભગ રોજના કામ જેવું હતું. પણ ઘણી વાર તો વ્હેલનો શિકાર કરવા જતાં મોટાં વહાણોમાં બેસીને તે દૂર દૂર સુધી મુસાફરી કરી આવતો. એ વહાણના ખલાસીઓનાં પરાક્રમોની વાતો તે ધ્યાનથી સાંભળતો, અનેક પ્રશ્નો પૂછીને ખલાસીઓને પજવતો. પણ ખલાસીઓ છોકરા પર એટલા મુગ્ધ થતા કે તેમને આ પજવણી પણ ગમતી. કોઇ કોઈ વાર નાનસેન ઉનાળામાં નદીમાં કલાકોના કલાકો તર્યા કરતો અને કેટલીક વાર તો શિયાળામાં નદી ઉપર બરફ જામી ગયો હોય તો બરફમાં મોટું કાણું પાડીને અંદર ડૂબકી મારીને નાહતો. આ બધાની વચ્ચે તે પોતાનો અભ્યાસનો સમય કઈ રીતે કાઢતો, તે શી ખબર! પણ કોઈ કોઈ વાર તે અભ્યાસની પાછળ દિવસોના દિવસો સુધી એવો લાગી પડતો કે ખાવાપીવાનું પણ ભૂલી જતો.

આ રીતે બાળક નાનસેન જુવાનીને કાંઠે પહોંચ્યો! તેને મૂછનો દોરો ફૂટચો.

મૂછનો દોરો ફૂટવાની સાથે જ નાનસેનના દિલમાં અનેક પ્રકારના નવા અંકુરો ફૂટવા લાગ્યા. પછી તેને ન સમજાય એવો થનગનાટ આ તંદુરસ્ત, ખડતલ અને સુંદર દેહમાં ઊછળવા લાગ્યો. પણ નાનપણથી જ કસાયેલું તેનું શરીર અને મન કેવળ આ થનગનાટનું મંથન અનુભવી બેસી રહે તેવાં ન હતાં. તેના પ્રવાસો, તેની રમતો, તેનો અભ્યાસ એ બધાંમાં એક નવ પ્રકારનો વેગ આવ્યો. તેનું પૂર્ણયૌવનમાં પ્રવેશતું પડછંદ શરીર જેનારની આંખો ભરી મૂ તેવું હતું. અનેક વિદ્યાર્થીઓ તેનાં હાથ નીચે રહીને કામ કરવામાં ગર્વ અનુભવતા તેનાં માત પિતાએ પણ નાનસેનને તેના વિકાસ માટે પૂરત સ્વતંત્રતા આપી હતી. પણ નાનપણથી જ કેળ વેલા બે ગુણોએ તેને તેના આ કામમાં સૌથી વધારે મદદ કરી. એક તેનું નિશ્ચયબળ ને બીજુ તેનું ખડતલપણું. જે વાત તેના મનમાં એકવાર ઠસી તે ફરી ગમે તે સંયોગોમાં પૂરી કરવી એવી તેનામાં દૃઢ નિશ્ચય-શક્તિ હતી. અને આ પૂરી કરવા માટે કોઈ પણ જાતનું શારીરિક કઃ ઉઠાવવા તેનું શરીર તૈયાર હતું. આ ઉપરાંત નાનપણથી તેની એક મનોવૃત્તિ, કુતૂહલ–કેવ નાનપણનું જ—એક લક્ષણ બનીને અટકી ગઃ ન હતી પણ દિવસે ને દિવસે વધારે ને વધા સતેજ બનતી ગઈ. તેની આસપાસની સૃષ્ટિને તેને નાનપણથી જ પરિચય હતો પણ તે પરિચ સાથે જિજ્ઞાસા ભળવાથી તેની અભ્યાસ–પરાયણત ખીલી નીકળી. એનો અર્થ એમ નથી કે શાળા માં તે ખૂબ હોશિયાર વિદ્યાર્થી ગણાતો. તેની અભ્યાસ કરવાની રીત પણ નિરાળી જ હતી. તે કુદરતની વચ્ચે જ તેનો અભ્યાસ કરતો. પ્રાણીઓ, જીવજંતુઓ, વનસ્પતિ આ બધાંનો અભ્યાસ તે તેની વચ્ચે જ રહીને કરતો તેના શિક્ષકો આ છોકરો કેમ પાસ થઈ શકશે તેની ચિંતા કરતા. તેના અભ્યાસના અહેવાલમાં શિક્ષકની નોંધ હતી: 'બહુ જ અસ્થિર છે. અમુક વિષયોમાં તેનો અભ્યાસ ઘણો અસંતોષકારક છે.' પણ કોઈ કોઈ વિષયમાં તે શિક્ષકોને પ્રતિભાથી ચમકાવી દેતો. અંકગણિતના દાખલાઓના ઉકેલ તે ભૂમિતિથી કરતો. નાનસેનને આ પોતાની

શક્તિઓનું ભાન ન હતું એમ નહિ, પણ તે કેવળ પોતાની શક્તિથી ફુલાઈને બેસી રહે તેવો ન હતો. બેસી રહેવું તે તો તેના સ્વભાવમાં જ ન હતું.

૧૮૮૦માં નાનસેન મેટ્રિકમાં ઘણા જ સારા માર્કે પાસ થયો. શાળાના ઓરડામાં ઓછું ધ્યાન રાખનાર અને રખડાઉ નાનસેન આવી રીતે પાસ થાય તેથી શિક્ષકો નવાઈ પામે એ સ્વાભાવિક છે. પણ પ્રાકૃતિક વિજ્ઞાનમાં તો તે સૌથી મોખરે આવ્યો હતો.

આ પછી આગળના અભ્યાસ માટે તેણે પ્રાણીશાસ્ત્રના વિષયને પોતાના ખાસ વિષય તરીકે પસંદ કર્યો. જોતજોતાંમાં ક્રિસ્ટિયાનિયાની વિદ્યાપીઠમાં આ જુવાન વિદ્યાર્થીએ પ્રાણીશાસ્ત્રી તરીકેની પ્રતિષ્ઠા જમાવી દીધી.

ત્યાં ૧૮૮૨માં, તેની ૨૧ વરસની ઉંમરે નોર્વેના એક, સીલના શિકાર માટે નીકળેલા વહાણમાં મુસાફર તરીકે જવાનો લાગ મળી ગયો. તેના અધ્યાપકે પ્રાણીશાસ્ત્રના અભ્યાસ માટે નાનસેનને આ સ્ટીમરમાં મોકલવા માટેની ભલામણ કરી હતી.

નાનસેન આ તક જવા તો શેનો જ દે? તેણે તો આને પોતાના જીવનની એક મોટી તાલીમનું સાધન જ ગણ્યું. ગ્રીનલૅંડના પૂર્વ કિનારે જ્યારે આ નાનકડી સ્ટીમર ૨૪ દિવસ સુધી બરફમાં ભરાઈને પડી રહી, ત્યારે નાનસેન દિવસોના દિવસો સુધી સ્ટીમરના થાંભલાની ટોચ પર બેસીને દૂરબીન લઈ ને પશ્ચિમ દિશામાં નજર માંડી રહેતો. તે લખે છે: 'આ અણુદીઠ ભૂમિનાં રહસ્યો ઉકેલવા માટે મારા જેવા જુવાનના દિલમાં એક, અદમ્ય ઝંખના ઊભી થાય તેમાં શી નવાઈ?'

નાનસેનને આ પ્રવાસમાં બે લાભ થયા. એક તો તેનું પ્રાણીશાસ્ત્રનું જ્ઞાન વધ્યું અને બીજો લાભ એ થયો કે ઉત્તરધ્રુવ–પ્રદેશના મહાસાગરનો તેને પ્રત્યક્ષ પરિચય થયો. તેના પ્રવાહો, બરફનાં તરતાં મેદાનો, તેમાંથી વહાણનો માર્ગ કેમ કાઢવો વગેરેનું જ્ઞાન તેને આપોઆપ જ મળ્યું. પોતાના અધ્યાપક પાસેથી મળેલી સૂચના પ્રમાણે તેણે મુસાફરી દરમિયાન પકડેલ દરેકે દરેક દરિયાઈ પ્રાણી કે પક્ષીનો ખૂબ બારીકાઈથી અભ્યાસ કર્યો. અને આ રીતે આ ૭ મહિનાનો પ્રવાસ તેની ઉત્તમોત્તમ શાળા બની ગયો.

આ સફરમાં તેણે મેળવેલ જ્ઞાન તથા માહિતી તેણે જુદાં જુદાં માસિકોમાં આપવા માંડી. વિજ્ઞાનનાં પત્રોમાં વિજ્ઞાન સંબંધે અને શિકારમાં રસ ધરાવતા લોકો માટે તે પોતાના શિકારનાં વર્ણનો આપવા મંડ્યો. તેનું સૂક્ષ્મ અવલોકન, તેની વર્ણનાત્મક શક્તિ અને તેની પાછળ તેના વ્યક્તિત્વનું જોર, આ બધી વસ્તુએ નાનસેનના લેખો તરફ લોકોમાં ખૂબ આકર્ષણ ઊભું કર્યું. આ ૭ મહિના દરમિયાન તેણે લગભગ ૫૦૦ સીલ તથા ધ્રુવપ્રદેશના ૧૪ રીંછોનો શિકાર કર્યો હતો. તેની નિશાનબાજી અજોડ હતી. અને તેમાં તેની નિર્ભયતા ભળી એટલે શિકારમાં તેનું નિશાન ભાગ્યે જ ખાલી જતું.

૨૨ વરસની વયે નાનસેનને બર્ગન શહેરના મોટા સંગ્રહસ્થાનનો આચાર્ય બનાવવામાં આવ્યો. આટલી નાની ઉંમરે આવી મોટી પદવી મેળવવી એ નાનસેનની એક મોટી ફતેહ હતી. તેણે ઉપરાઉપરી પ્રાણીશાસ્ત્રમાં કરેલી શોધખોળો ઉપરનાં નાનામોટાં પુસ્તકો લખી પાડવા માંડ્યાં. અને સાથે સાથે અનેક નાનામોટા પ્રવાસો પણ ખેડવા માંડ્યા. નોર્વેના જંગલો, ખીણો, ફ્યોર્ડો અને પર્વતો તે ખૂંદી વળ્યો. વૈજ્ઞાનિક જગતમાં તેણે જોતજોતાંમાં વૈજ્ઞાનિક તરીકેની કીર્તિ સંપાદન કરી. ચાંદ, ઇનામ, અને પદવીઓ તેના ખોળામાં આવીને પડવા લાગ્યાં. પણ આ કીર્તિની હૂંફાળ ગોદમાં

તેનો રખડુ જીવ કોઈ રીતે જંપ અનુભવતો ન હતો. તેની નજર તો દૂર દૂર ક્ષિતિજને પેલે પાર જોવા અને જવા તલખતી હતી. તેની મનોદશાનું વર્ણન તેના જ શબ્દોમાં જોઈએ: 'હું બેઠો બેઠો બેધ્યાનપણે આજના છાપાના સમાચારો વંચાતા સાંભળતો હતો તેમાં એક તાજા સમાચારના તારે મારા કાન ચમકયા 'પ્રખ્યાત મુસાફર નોર્ડેન સ્કીઓલ્ડ ગ્રીનલેંડના મધ્યભાગ સુધી પ્રવાસ કરીને પાછો સહીસલામત આવી ગયો છે. ગ્રીનલેંડના મધ્યભાગમાં લીલી હરિયાળી ભૂમિ છે, એવા ચાલ્યા આવતા ભ્રમને તેણે ભાંગ્યો છે ત્યાં ગ્રીનલેંડના મધ્યભાગમાં પણ બરફ જ છવાયેલો પડ્યો છે' આ ..ચાર સાંભળતાની સાથે જ કોણ જાણે મારા [illegible]જમાં એક વિચાર ચમકી ઊઠ્યો શા માટે [illegible]લેંડને એક છેડેથી બીજે છેડે સુધી [illegible]ગવા ન નીકળવું?'

ગ્રીનલેંડ અમેરિકાની ઉત્તરે આવેલ એક ટાપુ છે તેનું નામ જ ગ્રીનલેંડ (લીલી ભૂમિ) છે બાકી લગભગ આખો બેટ બારે ય માસ બરફથી છવાયેલો રહે છે. આજથી ૧૦૧૦ વરસ પહેલા આ નાનસેનના જ દેશના સાહસિક વાઈકીંગ લોકો દરિયા ઘૂમતા ઘૂમતા આ ગ્રીનલેંડ પર આવી ચડ્યા હતા, અને તેમણે જ આ બેટ ઉપર બીજા લોકો આકર્ષાઈને આવે એ માટે તેનું નામ ગ્રીનલેંડ પાડ્યુ હતુ. આજ નાનસેનની નસોમાં વહેતું આ વાઈકીંગનું લોહી ગ્રીનલેંડનું નામ સાંભળી ધસકવા લાગ્યું હતું. વિદ્યાર્થી અવસ્થામાં ઉત્તરધ્રુવના મહાસાગરમાં તેણે જે છ મહિના સફર કરી હતી, તે જ વખતે તેના મનમાં આ વિચાર આવ્યો હતો. પણ ત્યાં કૂદીને પડાય તેમ નહોતું નાનસેન તે વિચારને પોતાના મગજમાં સેવતા સેવતો તેને યોજનાનું સ્વરૂપ આપવા લાગ્યો હતો. તે ભણ્યો, વિજ્ઞાનના પુસ્તકો લખવા લાગ્યો, તેણે પી. એચડી. ની ઉપાધિ મેળવી, હોદ્દો મેળવ્યા, પણ આ બધાં કામોની સાથે તેના મગજમાં ગ્રીનલેંડ તો ઘૂમી જ રહ્યો હતો. તેણે ગ્રીનલેંડ ઉપર જેટલાં જેટલાં પુસ્તકો લખાયાં હતાં તે બધાં ય વાંચી કાઢયાં. બરફની સપાટો ઉપર ચાલવાની તાલીમ તેણે વેગથી ચાલુ કરી દીધી

આખરે આ બાવીસ વરસના જુવાનિયાએ પોતાની ગ્રીનલેંડના એક છેડેથી બીજા છેડાના પ્રવાસની યોજના જાહેરમાં મૂકી. અને સાથે સાથે તેને માટે પૈસાની મદદની માગણી કરી. લોકોએ તેને પહેલે જ ઝપાટે હસી કાઢયો, ત્યાં મદદ તો ક્યાંથી જ મળે? આવી છોકરમત માટે કોણ પૈસા વેડફી દે? આખરે નાનસેનને તેની વૈજ્ઞાનિક તરીકેની દેશ-પરદેશમાં ફેલાયેલી પ્રતિષ્ઠાને આધારે ૫૦૦૦ ક્રોનેમ (લગભગ રૂપિયા)ની મદદ મળી, અને તે પણ પરદેશમાંથી નાનસેને તરત જ ગ્રીનલેંડના પ્રવાસની તડામાર તૈયારીઓ કરવા માંડી. નોર્વેના લોકો આ તૈયારીઓ તરફ કેવી દૃષ્ટિથી જોતા હતા, તેનો દાખલો નોર્વેના એક છાપામાં આ પ્રવાસની જાહેરાત જે રીતે થઈ હતી, તે પરથી મળે છે: 'આવતા જૂન માસમાં ડો. નાનસેન ગ્રીનલેંડના મધ્યભાગ ઉપર બરફની સપાટ પહેરીને દોડવાના તથા કૂદવાના પ્રયોગો કરી બતાવશે. આ માટેની બેઠકો ત્યાંની બરફની ચિરાડોમાં આગળથી રોકી લેવાની વ્યવસ્થા કરવામાં આવી છે. ત્યાં માટેની જતવળતની (રીટર્ન) ટીકીટ કઢાવવાની જરૂર નથી.'

પણ નાનસેન નાસીપાસ થાય તેવો ન હતો. તેને પોતાની શક્તિ તથા જ્ઞાન ઉપર વિશ્વાસ હતો, અને સાથે સાથે આ પ્રવાસમાં રહેલ જોખમોનો તેને પૂરો ખ્યાલ હતો. તેણે પોતાની તથા પોતાની ટુકડીના માણસોની સલામતી માટે જેટલી સાવચેતી તેના ખ્યાલમાં આવી, તે બધી લીધી હતી સૌથી પહેલાં તો તે આ પ્રવાસના અનુભવી મુસાફર નોર્ડેન

-સ્કીઓહડ પાસે ગયો, અને તેની સલાહ માગી. નોર્ડેન સ્કીઓહડ હસ્યો તેના હસવામાંથી 'હજુ તારે વાર છે' એવો ભાવ નીકળતો હતો પણ નાનસેન એમ તેને છોડે તેમ ન હતો. તે અતિશય નમ્રભાવે પણ આગ્રહથી પોતાની યોજનાને વળગી રહ્યો. સલાહ માટે આગ્રહ કરવા લાગ્યો. આખરે તે પીઢ મુસાફરની તેણે સહાનુભૂતિ, સલાહ અને મદદ મેળવ્યાં.

નાનસેનની તૈયારી ધમધોકાર ચાલવા લાગી. તેને ઊપડતાં પહેલાના ૬ મહિના તો ઘડીકની ય નવરાશ ન હતી. આજે બર્ગનમાં તો કાલે ક્રિસ્ટિયાનિયામાં ત્યાંથી પાછો કોઈ ફ્યોર્ડમાં જાય છે, તો ત્યાંથી પાછો આવીને ગ્રીનલૅંડ ઉપર ભાષણો આપે છે. વળી પાછો એકાદ રાતે કોઈ પર્વતની ટોચ ઉપર કડકડતી ઠંડીમાં તંબૂ તાણીને પડાવ નાખે છે, તો પાછો વળી પોતાની ડોક્ટરની પદવી માટેનાં વ્યાખ્યાનો આપવા ક્રિસ્ટિયાનિયામાં આવે છે. એપ્રિલની ૨૮મીએ તો તેનું વ્યાખ્યાન થાય છે અને મેની ૨ જી તારીખે તેને ગ્રીનલૅંડ માટે ઊપડવાનું છે.

આખરે ગ્રીનલૅંડ માટેની તૈયારી પૂરી થઈ ગઈ. અત્યાર પહેલાંના ગ્રીનલૅંડના પ્રવાસો મોટે ભાગે તેના પશ્ચિમ બાજુના વસ્તીવાળા ભાગથી ઉપાડવામાં આવ્યા હતા. નાનસેને ગ્રીનલૅંડના પૂર્વ તરફના ઉજ્જડ કિનારાથી પોતાનો પ્રવાસ શરૂ કરવાનો નિશ્ચય કર્યો હતો. એ વધારે જોખમી માર્ગ હતો. પણ પહેલાં મુશ્કેલી ભોગવવી સહેલી છે, અને પ્રવાસને અંતે મુશ્કેલીઓ વધતી જાય તો તે મુશ્કેલી જીવલેણ નીકળે એમ નાનસેનનું માનવું હતું.

નાનસેનની સાથે પ્રવાસમાં ભમવા માટે ચાળીશ માણસો ઉમેદવાર થયા હતા. તેમાંથી નાનસેને ફક્ત પાંચ જ પસંદ કર્યા. અને તેમાં પણ બે તો લૅપલૅંડના લૅપ લોકો હતા. સરંજામમાં એક કિનારા પર ઊતરવા માટે જ ખાસ મજબૂત હોડી, બરફગાડીઓ, સૂવાના કોથળાઓ, વિજ્ઞાનનાં સાધનો, ખોરાક, એ બધું બહુ જ કાળજીપૂર્વક તૈયાર કરવામાં આવ્યું હતું.

૧૮૮૮ના મેની ૨જી તારીખે નાનસેન કોપનહેગનથી આ પ્રવાસે ઊપડ્યો ડેન્માર્કથી સીધો આઈસલૅંડ ગયો. અને ત્યાંથી એક સીલના શિકાર માટેની નાનકડી સ્ટીમરમાં ચડીને ગ્રીનલૅંડના કિનારાની નજીક આવી પહોંચ્યો. અહીં તેમને સ્ટીમર છોડવી પડી. ગ્રીનલૅંડના કિનારા સુધી તેમને આ સ્ટીમર લઈ જાય તેમ ન હતું. એટલે ત્યાંથી એક હોડીમાં પોતાની ટુકડી સાથે તે ગ્રીનલૅંડના દૂર દૂર દેખાતા કિનારા તરફ ઊપડ્યો.

[ શ્રામદક્ષિણામૂર્તિ-આંબલા તરફથી પ્રગટ થનાર પ્રવાસ કથાઓમાંથી ]

# ફોટોગ્રાફ

લેખક
રસનિધિ

મને ગામડાં જોવાનો ખૂબ શોખ છે. કેમેરા વાપરતાં આવડે છે એટલે ઘણી વખત હું રજાઓમાં બહાર નીકળી પડું છું; તે રીતે ગયા ઉનાળામાં પણ નીકળી પડ્યો હતો. ગામડાંનાં સુંદર દશ્યો, બીજાથી જુદાં તરી આવે એવાં સ્ત્રી, બાળકો અને પુરુષોનાં ચિત્રો કેમેરામાં મેં ઝડપી લીધાં હતાં અને આગળ ને આગળ ચાલ્યો જતો હતો.

વૈશાખી પૂનમ હતી. ઉનાળાના તાપમાં ચાલવા કરતાં સૂર્ય ઢળતો થાય ત્યારે હું એક ગામથી બીજે ગામ જતો. તે પ્રમાણે હું બીજે ગામ જવા માટે તૈયાર થયો અને રસ્તાની માહિતી પૂછી ત્યારે મને કહેવામાં આવ્યું કે સામે ગામ સીમમાં એક મહાદેવનું મંદિર છે. તે ઘણું પુરાણું અને સ્થાપત્યના અસલી અવશેષના નમૂના રૂપ છે. તે ગામે તમારે સડક ઉપર જવું હશે તો લગભગ ચારેક ગાઉ થશે અને કોટમાં કેડી પડે છે તે રસ્તે જશો તો આશરે અઢી ગાઉ પડશે પણ એ રસ્તે રાત્રે કોઈ જતું નથી.

આટલી સૂચના સાથે હું ગામ બહાર નીકળ્યો. અને પાદરે આવી કયા રસ્તે જવું તેનો ક્ષણભર વિચાર કરવા ઊભો. કેડીએ જાઉં તો લગભગ સંધ્યા સમયે મંદિરે પહોંચી જાઉં અને સંધ્યાના પ્રકાશમાં મંદિરનો ફોટો લઈ નિવૃત્તિથી મંદિર જોઇ ગામમાં ચાલ્યો જાઉં અને સવારમાં આગળ જઈ શકું. અને રસ્તે જાઉં તો વધારે ચાલવું પડે, ફોટો લેવાનો અવકાશ રહે નહીં એટલે બીજે દિવસ રોકાવું પડે. એટલે કેડીએ જવાનો જ મેં નિર્ણય કર્યો.

કેડી સીધી અને ચાલવામાં સુગમ હતી. જેમ આગળ ચાલ્યો તેમ ઝાડોની ઘટા આવવા લાગી. સૂર્યનો પ્રકાશમાંથી તીવ્રતા જતી હતી. પવન મંદ મંદ ખુશનુમા વાતો હતો. આજે મારું મન કોણ જાણે શા કારણથી પ્રફુલ્લ હતું. ધીમે સાદે એક ગીત લલકારતો હું ચાલ્યો જતો હતો.

અચાનક મારી નજરે એક દશ્ય પડ્યું અને મારા પગ જમીન સાથે જ ચોંટી ગયા. હું દિગ્મૂઢ બની ગયો. એક કિશોરી જાણે મારી માર્ગ-પ્રતીક્ષા કરતી હોય તેમ રસ્તા તરફ જોતી ઊભી હતી. તેનું રૂપ! વિધાતાએ જાણે નારી-દેહનો નમૂનો બનાવ્યો હોય તેવું અદ્‌ભુત હતું. વસ્ત્રાભૂષણ મધ્યયુગના હતા. કંચુકીમાં બે કપોતો છુપાવ્યા હોય તેમ તે કંપતી હતી અને અસ્ત પામતા સૂર્યનાં ગુલાબી કિરણો તેમાં ભરેલી ખાપમાં પ્રતિબિંબિત થતાં વક્ષસ્થળે તેજધારાઓ નૃત્ય કરતી લાગતી હતી. હવાના હિલોળે પાલવ ઝૂલતો હતો. આંબાના ઝાડને કોણી ટેકવી તે કોઈની વાટ જોતી ઊભી હતી.

હું ઝાડની ઓથે ગયો. મને ખાતરી થઈ કે તેણે મને જોયો નથી. મેં કેમેરા તૈયાર કર્યો અને તેનો ફોટો પાડી લીધો. પાછો કેમેરા ખભે ભરાવી હું ઊભો રહ્યો અને તેને જોતો હું જ્યાં હતો ત્યાં ઊભો જ રહ્યો.

સૂર્ય અસ્ત પામ્યો એટલે તે કિશોરી નિરાશ વદને પાછી જવા ફરી ત્યાં તેની મારા પર નજર પડી. નછૂટકે હું પણ આગળ ચાલ્યો અને તેની પાસે જઇ મેં તેને પૂછ્યું: 'ગામ કેટલું દૂર છે?'

'આ રહ્યું.' તેણે જવાબ આપ્યો અને પૂછ્યું: 'ગામમાં રોકાવું છે?'

મેં કહ્યું: 'સગવડતા મળે તો વિચાર છે.'

તેણે કહ્યું: 'તો ચાલો. મારા બાપા મુખી છે. મકાનની પડતાશ છે.'

અમે ગામ તરફ ચાલ્યાં. કોણ જાણે કેમ મારાથી પુછાઇ ગયું: 'કોઈની વાટ જોતાં હતાં?'

તેણે જવાબ આપ્યો: 'હા. જાન આવવાની હતી.'

મેં ફરી પૂછ્યું: 'કોની?'

તેણે ઊંડો ભયંકર નિઃશ્વાસ નાખી જવાબ આપ્યો: 'મારી. મારાં આજે લગ્ન થવાનાં હતાં.'

સાથે ચાલવાનો આનંદ હું કઈ રીતે કહી બતાવું? શબ્દો નથી. તેનું ઘર આવી ગયું. ડેલીમાં દાખલ થતાં તે સડસડાટ ચાલી ગઈ. હું ફળીમાં ઊભો રહ્યો. ચારે તરફ ધમાલ જામી રહી હતી. ડેલીના દરવાજા પાસે ઢોલ અને શરણાઈ વાગતાં હતાં. ફળીમાં માંડવો શણગારેલો હતો. કેટલાક માણસો પાથરેલી જાજમ પર બેઠા હતા. બધાનાં મુખ ઉપર અધીરાઈ હતી. બધાનું ધ્યાન ડેલી તરફ હતું. મને જોતાં જ એક આદમી મારી પાસે આવ્યો અને મને પૂછ્યું: 'તમે ક્યાંથી આવો છો?'

મેં ગામનું નામ આપ્યું.

તેને પ્રતીતિ ન પડી હોય તેમ ફરી પૂછ્યું: 'એ ગામ કઈ તરફ આવ્યું ?'

એમના ગામથી ફક્ત અઢી ગાઉ દૂર બીજું ગામ છે તેની તેમને માહેતી નથી એ જોઈ મને આશ્ચર્ય થયું. મેં તેમને દિશા કહી. તેમણે પૂછ્યું: 'એ તરફથી કોઈ જાન આવે છે ?'

'કોઈ જાન આવતી મેં જોઈ નથી.' મેં કહ્યું.

તે સ્વગત બોલતો હોય તેમ બોલ્યો: 'એમ કેમ બને ? આવવી જ જોઈએ. ઘણું મોડું થયું છે.'

તે આદમી ઘરમાં જઈ આવ્યો અને બીજા સાથે જાન સંબંધી વાતો કરવા લાગ્યો. હું આ બધા વચ્ચે અજાણ્યો અને અપરિચિત હતો એટલે મને પહેલાં તો ત્યાંથી ચાલ્યા જવાનો વિચાર આવ્યો અને હું ડેલી તરફ વળ્યો.

મને જતો જોઈ સાજનમાંથી એક જણે જે આદમી મારી સાથે વાત કરતો હતો તેને કહ્યું:'પરશોતમકાકા, ચંદા સાથે આવેલા મહેમાન જાય છે.'

પરશોતમે મને પાછળથી સાદ કર્યો: 'એ ભાઈ, ક્યાં ચાલ્યા !'

મેં પાછા ફરી કહ્યું: 'મારે રાતવાસો રહેવું છે એટલે ઊતરવાના કોઈ સ્થળની તપાસ કરું.'

તેણે કહ્યું: 'બીજે ક્યાં જશો ? આટલા ભેગા એક વધારે. ન્યાતે કેવા છો ?'

'બ્રાહ્મણ.'

'કેવા બ્રાહ્મણ ?'

મેં તેમને મારી જાત કહી. તે સાંભળી તેણે કહ્યું: 'ત્યારે તો તમે અમારી નાતના. સારું સારું. ઘણો લાભ થયો. ઘરની પાછળ મારી દુકાન છે ત્યાં બેસો. જમવાનો વખત થશે ત્યારે બોલાવીશ.'

'મારે જમવું નથી, ભૂખ નથી. જમીને નીકળ્યો છું. માત્ર સૂઈ રહેવું છે' કહી હું દુકાનમાં જઈ ગાદી-તકિયા પાથરેલાં હતાં ત્યાં જઈ બેઠો. ચંદાની મૂર્તિ મારા માનસચક્ષુ સામેથી ખસતી જ નહોતી. એવું રૂપ, એવો કંઠ-રણકાર મેં મારી જિંદગીમાં જોયાં કે સાંભળ્યાં નહોતાં અને હું તેના વિચાર કર્યા જ કરતો હતો. ઘરના ડેલી તરફના ભાગમાંની બોલચાલ અને ધમાલ તરફ મારું મુદ્દલ ધ્યાન નહોતું.

વિચારમાં કેટલો વખત ગયો તેનું કાંઈ ભાન નહોતું. આંખે ઊંઘ ભરાવા લાગી. એટલે મારું ઘડિયાળ જોયું તો દસ થવા આવ્યા હતા. સહેજ શરીર લંબાવવા ગાદી ખંખેરી સરખી કરી તો હાથની લખેલી બે-ત્રણ કંકોત્રીઓ મારી નજરે ચડી. કુતૂહલ થતાં તે વાંચવા પ્રયત્ન કર્યો. અક્ષરો જૂની ગુજરાતીના બોડિયા હતા. ચંદાનાં લગ્નની કંકોત્રી હતી. છેવટ સંવત લખેલી હતી પાંચસો વર્ષ પહેલાંની ! ગામડાના માણસ, લખતાં ભૂલ થઈ લાગે છે. વળી મારી નજર ચોપડા પર ગઈ. તેના પૂંઠા ઉપર પણ એ જ સંવત લખેલી હતી. આમ કેમ ! આ વિચારો મારા મનમાં ઘોળાતા હતા ત્યાં પરશોતમને મેં આવતા જોયા. તેમની આંખમાં આંસુ હોય એવો મને ભાસ થયો. આવીને તુરત જ મને પૂછ્યું 'તમારું ગોત્ર કયું ?'

મારા ગોત્રનું આમને શું કામ ! એ વિચારું ત્યાં ફરી એ જ સવાલ પુછાયો. જવાબ આપ્યા સિવાય છૂટકો નહોતો. મેં મારા ગોત્રનું નામ કહ્યું. તે સાંભળી તેને કાંઈક નિરાંત થઈ હોય એમ મને લાગ્યું. તેણે કહ્યું: 'મારી લાજ રાખશો ?'

મેં પૂછ્યું: 'શું છે ?'

'મારી દીકરી ચંદાનાં આજે લગ્ન છે. જાન આવી નથી. કાંઈક વાંધો પડ્યો લાગે છે. મુહૂર્ત જાય છે. લીધે લગ્ને કન્યા કુંવારી ન રહે. હું આ ગામનો મુખી અને આબરૂદાર વેપારી છું. મારી આબરૂ જાય છે. ગામમાં મારી દીકરી આપી શકું એવું કોઈ નથી. તમે ગમે તે સ્થિતિના હો. મારી દીકરી સાથે લગ્ન કરો. એવી મારી વિનતિ છે.'

ચંદા મારી પોતાની થાય ! હૃદય હર્ષાતિરેકે નાચી ઊઠ્યું. મારે સગાંમાં એક ફક્ત મારાં બા હતાં. મેં કલ્પના કરવા માંડી: અમે બન્ને જઈ તેમને પગે લાગશું. બા તો આશ્ચર્યચકિત થઈ જશે અને હર્ષથી ગાંડાં થશે. હું ખરેખર હર્ષથી ગાંડો થવાની અણી પર હતો. મારા મિત્રો મારા રોમાંચક લગ્નની વાત જાણશે અને-આ બધા કલ્પનાના ઘેને મેં કાંઈ પણ વિચાર વગર હા પાડી દીધી. અને એમાં વિચારની જરૂર પણ શી હતી !

મારા ભાવી સસરા પરશોતમ ખુશી થતા થતા ગયા. તેમને ગયાને પાંચેક મિનિટ થઈ હશે ત્યાં નુપૂરનો રૂમઝૂમ અવાજ મારા કાને પડ્યો. અને લગ્ન માટે વસ્ત્રાભૂષણ સજેલી ચંદા આવી. પૂર્ણિમાની જુમ

જ્યોત્સ્નામાં મેં તેનું મુખ નિહાળ્યું. જાણે ચંદ્રિકા પૃથ્વી પર રમવા નીકળી. તે મારી સામે આવી ઊભી રહી. તેના મુખ પર વિષાદ હતો. તેણે મને પૂછ્યું: 'તમે મારી સાથે લગ્ન કરવાની હા પાડી?'

'હા. કેમ તમને ન ગમ્યું?'

'મને ગમવાની વાત શી? પણ તમારે સગામાં કોણ છે? માબાપ છે?'

'બાપ નથી. વૃદ્ધ મા છે. બીજું કોઈ નથી.' મને લાગ્યું કે મારી સાથે લગ્ન કરી મારે ત્યાં આવતા પહેલાં મારા સગાસંબંધીની માહેતી તે મેળવે છે.

તેણે કહ્યું: 'તો તે માની ખાતર તમે મારી સાથે ન પરણશો.'

'કેમ? એનું કારણ?'

'કારણનો જવાબ હું આપી શકું એમ નથી.'

'જો કોઈ કારણ ન હોય તો મને પરમેશ્વર તારા જેવી સ્ત્રી આપે છે તેની હું ના શા માટે પાડું? લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મારે મોઢું ધોવા જવું નથી.'

તેણે મને ઘણો સમજાવ્યો. પછી આખરે તેણે મને કહ્યું: 'હવે વખત નથી. તમે લગ્ન કરશો તો પૂરા પસ્તાશો. તમારે મારી જરૂર હોય તો તમે અહીંથી છાના નીકળી જાવ અને આપણે આવ્યાં તે ગામના સામા છેડે મંદિર છે તેના ઓટા પર મારી રાહ જુઓ. હું ત્યાં આવું છું પણ મારી સાથે લગ્ન તો ન જ કરશો અને જલ્દી ચાલ્યા જાવ–તમારે જીવવું હોય તો!' આમ કહી તે ઝડપથી ચાલી ગઈ.

હું સમસ્યામાં પડ્યો. આ શું! મોઢે આવેલ પ્યાલો આમ કેમ ઢોળાઈ જાય છે! કાંઈક ખટપટ લાગે છે અને મારા જાનનું જોખમ જાણી તેણે મને ચેતવ્યો છે. પણ તે આવવાની છે પછી શું? હું કૅમેરા અને થેલી ખંભે ભરાવી પાછલે બારણેથી ચાલી નીકળ્યો. ચંદાએ બતાવેલ મંદિર ચંદ્રના પ્રકાશમાં મેં જોયું. હું તેના ઓટલા પર બેઠો. ઘણો વખત બેઠો. આંખમાં ઊંઘ ભરાવા લાગી એટલે થેલી માથા નીચે મૂકી જાગવાના મિથ્યા પ્રયત્નો કરતો સૂઈ ગયો.

*

સૂર્યના તડકાએ મારી ઊંઘ ઉડાડી. ચંદાએ મને બનાવ્યો હોય એમ મને લાગ્યું. મને પાછા ગામમાં જવાની ઇચ્છા થઈ. રસ્તો શોધવા લાગ્યો પણ ત્યાં માત્ર કેડી હતી અને વૃક્ષોનાં ઝુંડ હતાં.

એક માણસ ત્યાં લાકડાં કાપતો હતો. તેને મેં પૂછ્યું: 'ભાઈ, આટલામાં ગામ હતું ને? કઈ બાજુ રસ્તો છે?'

ઘડીક તો તે મારા સામે જોઈ રહ્યો. તેણે કહ્યું: 'ભાઈ,...ગામ અહીંથી બેએક ગાઉ છે. અને...ગામ એક ગાઉ છે, આ કેડીએ જાશો તો પહોંચી જશો.'

હું તેની સાથે વધારે સવાલજવાબ કરવા રોકાયો નહીં. અને ગામનો રસ્તો લીધો. લગભગ અગિયારેક વાગે ગામમાં પહોંચ્યો. ત્યાં મારા એક ઓળખીતા રહેતા હતા. તેને મેં રાતની વાત કહી. તેણે કહ્યું: 'ત્યાં કોઈ કોઈ વખત ચળીતર થાય છે ખરું. ઘણાં વર્ષો પહેલાં આખું ગામ ત્યાં ગારત થઇ ગયેલું એમ કહેવાય છે.'

હવે મને સમજાયું. મેં ફિલ્મ–રોલ કાઢી ધોઇ જોયું તો ચંદાનો ફોટો તેર હતો. તે દિવસની નિશાની તરીકે ચંદાનો ફોટો મેં હજી સુધી સાચવી રાખ્યો છે.

લેખક
● હિંમતલાલ એલ. ગાંધી

# પર સાહિત્યના કથાપ્રસંગો

## સખાવતસમ્રાટ હાતિમ તાઈ

યમનના બાદશાહના ભવ્ય મહેલમાં મહેફિલ ગોઠવાઈ રહી છે. આસપાસના પ્રદેશોમાંથી ઉમરાવો અને જાગીરદારો, સાક્ષરો અને વિદ્વાનોને નોતરવામાં આવ્યા છે. મહેફિલમાં સર્વત્ર આનંદનું સામ્રાજ્ય જામી રહ્યું છે. બાદશાહની ઉદારતાની પ્રશંસા ભારોભાર થઈ રહી છે. દેશવિદેશમાં બાદશાહની સખાવતની વાતો ફેલાતી રહી છે.

દરેક ભૂખ્યા માનવીને બાદશાહના દ્વારે ભોજન મળી રહેતું. શાહના ભોજનાલયેથી કોઈ પણ ભિક્ષુક રોટી જમ્યા વગર પાછો ફર્યો સાંભળ્યો નથી. યમનનો શાહ એટલે મૂર્તિમંત ઉદારતા.

પોતાની સખાવત–ગાથા દિગંતમાં ગાજી રહી છે તેની શાહને સંપૂર્ણ જાણ હતી. કરમના ઠામમાં, પોતાની બરોબરી કરી શકે તેવો કોઈ માનવી પૃથ્વીને પાટલે હયાત હોય એમ તે સ્વીકારવા તૈયાર ન હતો. જગતભરમાં પોતે અદ્વિતીય દાતાર છે એવું ઊંડું ભાન તેના દિલમાં સદા વસી રહેતું. તેના ઉમરાવો અને અનુચરો તરફથી પણ તેના આ ઘમંડને કાયમ પુષ્ટિ મળી રહેતી.

મહેફિલનો કાર્યક્રમ પૂરો થવા આવતાં, સામાન્ય ચર્ચા નીકળી ત્યારે એક બારોટે સહેજ ટમકું મૂક્યું: 'આજકાલ હાતિમ તાઈની ઉદારતાનાં વિરલ દૃષ્ટાંતો પ્રકાશમાં આવતાં જાય છે. કેટલાકનું તો એટલે સુધી કહેવું થાય છે કે પરોપકારના કાર્યમાં હાતિમનો જોટો જડવો મુશ્કેલ છે. તેની કીર્તિની સુવાસ એટલી હદે ફેલાઇ ગઇ છે કે આજુબાજુના મુલકમાં કોઈ બાળક પણ તેના નામથી અપરિચિત નહિ હોય.'

બસ, બારોટના આટલા શબ્દો તો શાહના ઘમંડી બિજગરને વીંધવા માટે પૂરતા હતા. સખાવતની બાબતમાં પોતાથી ચઢે એવો માનવી જગતમાં શ્વાસ લઈ રહ્યો છે, એ કથને શાહને કંપાવી મૂક્યો. આ તો પોતાના ઉજ્જવળ નામને ઝાંખપ લાગવા જેવું થયું. હાતિમનું અસ્તિત્વ હશે ત્યાં સુધી પોતાના નામના ડંકા વગડાવવા સહેલા નથી, એવી તેને ખાતરી થઇ ગઈ. તે સાથે જ કોઇ પણ ઉપાયે પોતાના હરીફનું નિકંદન કાઢવાનો મનમાં મનસૂબો કરી લીધો.

મિજબાની પૂરી થતાં મહેમાનો વીખરાવા લાગ્યા, ત્યારે પોતાના ખાસ અંગરક્ષકને બોલાવી તેના કાનમાં આદેશ આપ્યો, કે ગમે તે ભોગે મારે હાતિમ તાઈનું મસ્તક જોઈએ. ફરમાન મળતાં જ અંગરક્ષક પોતાનું કાળું કૃત્ય પાર પાડવા રવાના થઈ ગયો.

કેટલાક દિવસની રખડપટ્ટી પછી હાતિમના વતનની તેને ભાળ લાગી. ગામની ભાગોળે, એક સામાન્ય જણાતો પરંતુ પ્રભાવશાળી આદમી તેને સામો મળ્યો. 'ભાઈ! મેં સાંભળ્યું છે કે હાતિમ તાઈ નામનો એક સખી ગૃહસ્થ આ પ્રદેશમાં વસે છે. મારે તેને મળવું છે; તો મને જરા તેનું રહેઠાણ બતાવવા કૃપા કરશો?' મુસાફરે પૂછ્યું.

'કોણ, હાતિમ! હા,-હું તેમને સારી રીતે જાણું. અહીંથી થોડેક અંતરે તેમનું મકાન છે. પરંતુ તમે બહુ શ્રમિત જણાઓ છો, વળી લાંબી સફર ખેડીને આવતા હો તેમ લાગે છે. માટે મારે ઘેર ચાલો. ત્યાં થોડી વાર આરામ લો. સાંજનો સમય થવા આવ્યો છે. મારે ત્યાં ભોજન કરી આજની રાત ગાળો. આવતી કાલે પ્રભાતે હું તમને હાતિમના રહેઠાણ ઉપર મૂકી જઇશ.' નગરજને મુસાફરને પ્રેમપૂર્વક આમંત્રણ આપ્યું.

અજાણ્યા મુસાફરને પોતાને ત્યાં લાવી ભોજન કરાવ્યું. તમામ જાતની સરભરા કરી. પોતાના અંગત સ્નેહીને પણ મળવું દુર્લભ એવું સ્વાગત મુસાફર પામી રહ્યો. કેટલી અદ્ભુત પરોણાગત.

'આ આરબની વાણીમાં શી મધુરતા! ચહેરા ઉપર કેટલું નિખાલસ સ્મિત! મારા સત્કાર અર્થે ખડે પગે થઈ રહ્યો છે. શરીરનો બાંધો કેટલો સુદૃઢ! ચહેરાની નમણાઈ અને અવયવોની સપ્રમાણતા એટલી જ નોંધપાત્ર! બાહ્ય અને આંતર સૌંદર્યનો કેટલો સરસ સુમેળ!' મુસાફર મનમાં ગણગણી રહ્યો. ભોજનમાંથી પરવાર્યા બાદ આરબ ગૃહસ્થે પોતાના અતિથિને પૂછ્યું: 'તમારે હાતિમનું શું કામ છે?'

'મારે તેનું અંગત કામ છે.' મુસાફરે ટૂંકમાં પતાવ્યું.

'તમારે તેની સાથે કંઈ ખાનગી વાતચીત કરવી હોય તો મારે તે જાણવાની ઇચ્છા નથી. પરંતુ હાતિમ મારો સ્નેહી છે, તો હું તમને તમારા કાર્યમાં

કદાચ મદદગાર થઈ શકું, એ હેતુથી મેં તમને પૂછ્યું હતું.'

પોતાના મિજબાનના શબ્દો ઉપર મુસાફરને વિશ્વાસ બેસવા લાગ્યો. તેના ચહેરા ઉપર નિર્દોષતાની છાપ જોઈ તેની આગળ પોતાના દિલનું રહસ્ય ખોલવાનું મન થયું.

'ભાઈ, મુસાફરીની આટલી હાડમારી વેઠતો અહીં સુધી આવ્યો છું, તે માત્ર એક જ હેતુસર. મારું વતન યમન છોડીને, આ અજાણ્યા મુલકમાં ભટકવા આવ્યો છું, તેનું કારણ માત્ર એક જ છે. મારા શાહને હાતિમનું મસ્તક જોઈએ છે' મુસાફરથી બોલી જવાયું.

'જરા બેસજો, હું હમણાં આવું છું.' એમ કહેતો યજમાન ઉતાવળે પગલે પાસેના ખંડમાં ગયો. થોડી વારે હાથમાં નાગી સમશેર સહિત પાછો ફર્યો. મહેમાનના પગ પાસે તરવાર મૂકી, તેના ખોળામાં મસ્તક ઝુકાવી બોલ્યો: 'આ રહ્યું હાતિમનું મસ્તક જે હાતિમનું માથું મેળવવા તમે આકરી સફર ખેડી રહ્યા છો તે હું પોતે જ. લો આ તરવાર, ચલાવો મારી ગરદન ઉપર, ઉતારી લો આ મસ્તક. ઘરમાં પણ હું બધે તપાસ કરતો આવ્યો છું, સૌ જપી ગયાં છે. એટલે તમારા કાર્યમાં વિઘ્ન આવે તેમ નથી.'

મુસાફર અવાચક બનીને સાંભળી જ રહ્યો

'પોતાને આંગણે આવતો માણસ જે વસ્તુની માગણી કરે છે તે વસ્તુ હાતિમ હંમેશાં હસતે વદને આપે છે. આજે તો મારાં અહોભાગ્ય! કે ખુદ યમનનો શાહ મારા નાચીઝ મસ્તકની ખેવના કરી રહ્યો છે!'

'આ હું શું સાંભળી રહ્યો છું! તાઈ કુટુંબની જાહેરાતી આટલી હદે જઈ શકતી હશે! પોતે પોતાને હાથે મસ્તક ઉતારી આપવા માનવી તૈયાર થાય!' મુસાફર આશ્ચર્યચકિત થઈ રહ્યો.

'ભાઈ, વિલંબ કરવામાં સાર નથી. તમારું કામ જલદી પતાવી લો. પ્રભાત થતાં લોકોમાં જાણ થશે તો ઉહાપોહ ફેલાઈ જશે. તમે મારું મસ્તક લઈ રાતોરાત અહીંથી પલાયન થઈ જાઓ. પાછળ ડેલીમાં મારી પવનવેગી ઘોડી બાંધેલી છે, તેના ઉપર સ્વાર થઈ અહીંથી દૂર નીકળી જાઓ.'

શો જવાબ આપવો તેની મુસાફરને કંઈ સમજ પડતી નહોતી.

'મારું મસ્તક તમારા ચરણ આગળ ધરી દઉં એટલેથી મારું કર્તવ્ય સમાપ્ત થઈ શકતું નથી. પરંતુ, તમે સહીસલામત તમારા શાહ પાસે હાજર થઈ જાઓ, ત્યાં સુધીની બધી વ્યવસ્થા કરી આપવી એ મારો ધર્મ થઈ રહે છે.'

'બસ થયું. જગતના જવાંમર્દ! હદ કરી દુનિયાના દાતાર! તમારું શિર મને ન ખપે. તમારો વાળ સરખો પણ જો મારા હાથે વાંકો થવા પામે તો ખુદાતા'લા મને દોઝખમાં જ ધકેલી મૂકે. હું કેટલો પાતકી કે આવા ફિરસ્તાનું માથું ઉતારી લાવવાનું બીડું મેં ઝડપ્યું!' મુસાફરની આંખમાંથી દડદડ અશ્રુ ટપકી રહ્યાં.

'ભાઈ! આ ક્ષણિક આવેશના ઊભરામાં તમે તમારી કર્તવ્યનિષ્ઠા ચૂકી રહ્યા છો. તમારા શાહની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનો દોષ તમારે શિરે આવી પડે છે. મારા મસ્તક કરતાં તમારા શાહના ફરમાનનું મૂલ્ય વિશેષ છે.' હાતિમે મુસાફરના કંપતા હાથમાં સમશેર આપતાં સમજાવ્યું.

'દાનવીર હાતિમ! તમારા આ દૈવી દેહ ઉપર તલવાર ચલાવવાનું દબાણ કરી મને શા માટે મહાપાતકનો ભાગીદાર બનાવો છો! મારા ઉપર વધારે દબાણ કરશો તો આ જ સમશેર મારી ગરદન ઉપર ઝીંકાશે અને મારા પાપી પગથી અપવિત્ર બનેલું તમારું આંગણું મારા રક્તથી ધોવાશે' તલવાર ફેંકી દઈ, ધ્રુસકે ધ્રુસકે રડી રહેલા મુસાફરે જવાબ આપ્યો.

'તારા કર્તવ્યપાલન ઉપર, હૃદયની લાગણીઓ ખોટી રીતે વિજય મેળવી રહી છે. તારા શાહને શો જવાબ આપીશ!'

'મારા શાહને મારા તરફથી હવે જ સાચો જવાબ મળી શકશે. ભર દરબારમાં પોકારીને કહીશ કે શાહ! હાતિમના ચરણની રજ થવા જેટલી પણ તારામાં લાયકાત નથી. તું બહુ બહુ તો રાજ્યની તિજોરીમાંથી ધનનું દાન આપી શકે છે; પણ હાતિમ તો હસતે મોઢે સ્વહસ્તે માથાનાં દાન કરી શકે છે. ધનભૂખ્યાને ધન આપવામાં કદાચ તું સંકોચ નહિ રાખતો હોય; પરંતુ તાઈ કુટુંબના શખ્સો તો પોતાનો જાન પરોણાને ચરણે ધરતાં જરા યે આંચકો અનુભવતા નથી. લ્યો, ખુદા હાફિઝ.' મુસાફરે ભાગવા માંડ્યું.

પોતાને આંગણેથી, ઇચ્છિત વસ્તુ લીધા વગર

પરોણાને ચાલી નીકળતો જોઈ દુઃખી હૃદયે હાતિમ તેની પાછળ અંધારામાં વ્યર્થ મીટ માંડી રહ્યો. મુસાફરની અસ્પષ્ટ આકૃતિ ગાઢ અંધકારમાં સમાઈ ગઈ.

## જીવતદાનથી મળેલું પુનર્જીવન

મારું દરદ દિનપ્રતિદિન ઘટવાને બદલે વધતું જાય છે. અફસોસની વાત છે કે સારામાં સારા ગણાતા હકીમોની દવાઓ કારગત નીવડી શકતી નથી. શરીરમાં કારમી બળતરા થયા કરે છે. બેચેની અને અસુખનો તો કાંઈ પાર રહેતો નથી. ગમે તેવી અમૂલ્ય ઔષધિ હોય, પણ મને સાજો કરી આપવાની કોઈ બાહેંધરી આપે તો તેની પાછળ, મારા રાજ્યની તમામ દોલત ફના કરવા હું તૈયાર થઈ ગયો છું.' પોતાના પલંગ પાસે બેઠેલા વજીરને ઉદ્દેશીને બાદશાહે તેની પાસેથી કોઈ રામબાણ ઉપાયની પૂછપરછ કરી.

'જહાંપનાહ! બીજી દુન્યવી વસ્તુઓમાં, માનવી ધારે તો ભાગ પડાવી શકે છે, પણ માંદગી એવી અજબ ચીજ છે, કે તેમાં ભાગ લઈ માંદા માણસનું દરદ હળવું કરવાની કોઈની મગદૂર નથી. પ્રયત્નમાં આપણે જરા ય કચાશ રાખી નથી. અનેક હકીમોની દવાઓ આપણે અજમાવી ચૂક્યા, પણ એકેથી ફાયદો જણાતો નથી. આપ નામદાર પલંગમાં પડ્યા રહી માંદગી ભોગવી રહ્યા છો, અને આપની યાતનાઓ, નિસહાયપણે નિહાળવાનું માત્ર અમારા ભાગ્યમાં રહ્યું છે.' વજીરે બીમાર શાહને આશ્વાસન આપવા માંડ્યું.

'એ તો હું યે સમજું છું કે દેહના દંડ તો દરેક પ્રાણીએ જાતે જ ભોગવવા પડે છે. પણ આ મંદવાડથી હું એટલો બધો કંટાળી ગયો છું કે, આવી પીડા સહન કરવા કરતાં તો મોત હજાર દરજ્જે સારું. શું બધા ય હકીમોનો એક જ મત થાય છે કે મારા દરદે અસાધ્ય સ્વરૂપ ધારણ કર્યું છે?' બાદશાહે સવાલ કર્યો.

'ગઈકાલે પેલા યુનાની હકીમ આવ્યા હતા તે એવું નિદાન કરી ગયા કે અમુક તાસીરવાળા છોકરાના પિત્તાશયનું બાદશાહને સેવન કરાવવામાં આવે તો તેમનો રોગ જવા સંભવ છે.' વજીરે ઉપાય રજૂ કર્યો.

'તો પછી શા માટે ઢીલ કરી રહ્યા છો? હકીમે વર્ણવ્યા મુજબનો છોકરો શોધી કાઢો અને ગમે તે ભોગે તેને અહીંયાં હાજર કરો. તે માટે તેના માબાપને જે કાંઈ આપવું પડે તે વિના સંકોચે આપો. પરંતુ હવે તો કોઈ પણ ઉપાયે મારો રોગ નાબૂદ થવો જોઈએ.' શાહે આજ્ઞા આપી દીધી.

'એક નિર્દોષ બાળકના ભોગે આપ સાજા થવા ઇચ્છો છો કે કેમ તે અમારે પ્રથમ જાણવું જોઈએ ને? આપ ફરમાવતા હો તો તે પ્રમાણે અમલ કરવાની અમારી ક્યાં ના છે?' અંતરમાં વિરોધ હોવા છતાં બહારથી વજીર શાહની આજ્ઞાને આધીન થયો.

તપાસ કરતાં કરતાં એક ગામડામાં, હકીમે વર્ણવ્યા મુજબનો છોકરો મળી આવ્યો.

'કેમ પટેલ! તમારે કેટલા દીકરા?' શાહના માણસોએ પૂછ્યું.

'સામે ઊભો તે મારે એક જ દીકરો છે.'

'તમને મનમાનતી રકમ આપીએ. તો આ છોકરો અમને વેચાતો આપો ખરા?'

'આ તે શું ગાય-ભેંસ છે, કે વેચવાની વાત કરો છો? પૈસાને મારે શું કરવા?'

'દુનિયામાં પૈસો એ જ સાચો ઈશ્વર છે. અણીને વખતે ઘરમાં બે પૈસા હોય તો ખપમાં આવે. દીકરા કાંઈ કાંઈ દીકરા નથી થઈ જતા. લક્ષ્મી હશે તો આખું જગત સગું થવા આવશે. માટે તમારે જોઈએ તે રકમ માગી લો.'

'પૈસા તો હાથનો મેલ છે. હું મજૂરી કરીને મારું પેટ ભરીશ અને તેમ છતાં નહિ ભરાય તો ફોડી નાખીશ. પણ આ છોકરાને વેચવાની વાત મારી પાસે કરશો મા.'

'જુઓ, આપણા બાદશાહ ભયંકર માંદગીમાં સપડાઈ પડ્યા છે. કોઈ દવા લાગુ થતી નથી. છેવટે એક યુનાની હકીમે સૂચવ્યું છે કે, અમુક તાસીરવાળા બાળકના પિત્તાશયનું સેવન કરવામાં આવે તો બાદશાહનું જીવન બચી જાય. હકીમે જે નિશાનીઓ બતાવી છે તે બધી તમારા આ પુત્રમાં મોજૂદ છે. તમે કરજમાં ડૂબી ગયા છો, કાળી મજૂરી કરશો તો ય આ દેવામાંથી છૂટવાના નથી. મોં-માગ્યું નાણું અમે અત્યારે શાહ પાસેથી તમને અપાવી શકીએ તેમ છીએ. વળી શાહની જિંદગી બચી જશે તો તમારા ઉપર શાહની કાયમની અમીદૃષ્ટિ રહેવાની, અને રાજદરબારમાં તમે ઊપડ્યા નહિ ઊપડો.'

પૈસાની લાલચ અને ઉજળા ભાવિના સ્વપ્નથી

કંગાળ ખેડૂતનું મન પલળવા લાગ્યું.

'તમારા એક પુત્રના બલિદાનથી, અનેક માણસોના પાલનહાર, એવા આપણા સુલતાનનું જીવન બચી જતું હોય તો, એ તો મહાસદ્ભાગ્ય સમજો. વળી બાદશાહ તમને ઉમરાવ બનાવી દેશે અઢળક સંપત્તિ તમારા ચરણમાં આવી પડશે. નોકર-ચાકરનો કોઈ પાર નહિ રહે. સમૃદ્ધિના શિખરે પહોંચી જશો. તમારું આખું જીવન પલટો ખાઈ જશે. ઝૂંપડાનો ત્યાગ કરી મહેલમાં વસવું હોય તો તમારા હાથની વાત છે.'

શાહના માણસોએ ગરીબ ગામડિયાને બરાબર જાળમાં લેવા માંડ્યો. લક્ષ્મીના લોભની ગરમી પાસે પોતાના પુત્ર પ્રત્યેનો વાત્સલ્યભાવ ઓગળવા લાગ્યો.

'વળી તમારો દીકરો દીર્ઘ આયુષ્ય ભોગવવાનો છે તેની તમને શી ખાતરી ! ધારો કે તેને કોઈ ગંભીર બીમારી આવી અથવા બનવા કાળ હોય અને ઝેરી સાપ ડસ્યો, તો તે વખતે તમારી કારી ફાવવાની નથી. તેનું લેણું લેવાનું તમારા ભાગ્યમાં નહિ હોય, તો તમે કેવી રીતે લઈ શકવાના ! અને ત્યારે તમારે તેનો વિયોગ તો સહન કરવાનો જ છે. માટે અમારું કહેવું '

દલીલોનો મારો ચાલ્યો.

'પણ છોકરાની મા હા નહિ પાડે તો !' ગામડિયાનું મન ડગી ગયું.

'એ તો અમે તેને સમજાવી લઈશું.' શાહના માણસોને પોતાના પ્રયત્નમાં સફળતા મળવા લાગી.

મા-બાપને આડું અવળું સમજાવી, અઢળક ધનની લાલચ આપી છોકરાને ખરીદી લીધો અને શાહ પાસે ખડો કર્યો.

'જહાંપનાહ ! જે પ્રકારનો બાળક આપના ઉપચાર માટે જરૂરી હતો તે મળી ગયો છે.' માણસોએ આનંદપૂર્વક, બીમાર શાહને શુભ સમાચાર આપ્યા.

'આખરે તમે ધાર્યું કામ કરી આવ્યા તેથી હું બહુ જ ખુશ થયો છું. તમારા કાર્યની સફળતા કે નિષ્ફળતા ઉપર મારા જીવન-મરણનો પ્રશ્ન લટકતો હતો. પરંતુ, આ બાળકનાં મા-બાપને સારી પેઠે સંતોષ્યાં છે ને ?' શાહના દિલમાં સાજા થવાની હવે આશાઓ સ્ફુરવા લાગી. '

'તેમને જરા ય કચવાવા દીધાં નથી. તેઓ માગે તેટલું દ્રવ્ય અપાવવાનું અમે વચન આપેલ છે.'

'ઠીક ત્યારે. પણ હજુ એક અગત્યની બાબતનો નિકાલ કરવાનું બાકી રહે છે. આપણા રાજ્યના મુખ્ય કાજી આ બાળકનો વધ કરવાની, કાયદેસર રીતે મંજૂરી આપે તો જ આપણું કામ સિદ્ધ થાય.' શાહના અંતરમાં હજુ એક મૂંઝવણ ઊભી હતી.

'આપ નામદારના જીવનનો સવાલ, જ્યાં ત્રાજવામાં તોળાઇ રહ્યો હોય, ત્યાં કાજીની મંજૂરી મળવી એ કાંઈ મોટી વાત નથી.' જીહજૂરીઓને મન તો આવી મંજૂરી સહજ હતી.

વરિષ્ઠ અદાલતના કાજીને બોલાવવામાં આવ્યા. વજીરે બધી પરિસ્થિતિથી તેમને વાકેફ કર્યા. સંજોગો લક્ષમાં લઇને તેમણે ફતવો આપ્યો કે–

'સમસ્ત રૈયતના શાસનકર્તાનો જીવ બચાવવા માટે એક પ્રજાજનનું લોહી રેડવું પડે તો કાયદો તેમાં પ્રતિબંધ કરતો નથી.'

કાજીનો ફતવો મળતાં જ બાળકના વધની તૈયારી થવા લાગી. જલ્લાદને તૈયારી કરતો જોઈ, આસમાન તરફ દૃષ્ટિ કરી બાળક ખડખડાટ હસવા લાગ્યો. માંદગીના બિછાને પડેલા બાદશાહે પૂછ્યું: 'તારા વધની તૈયારી થઈ રહી છે ત્યારે તને હસવું કેમ આવે છે !'

બાળકે જવાબ આપ્યો: 'આ જગતની ધનલોલુપતા અને સ્વાર્થવૃત્તિ મારા મૃત્યુને સમયે પણ મને હસાવી રહી છે. પોતાનાં માબાપના ખોળામાં નિર્ભયપણે રહેવાનો અને લાડમાં ઊછરવાનો દરેક બાળકનો હક છે. પણ મારા કિસ્સામાં તો ખુદ મારાં માતા-પિતાએ લક્ષ્મીના બદલામાં મને વેચી માર્યો. બીજું અદલ ઇન્સાફ આપવાનો જે કાજીનો ધર્મ છે, તેણે જ મારું લોહી રેડવાની કાયદેસરની મંજૂરી આપી. ત્રીજું રાજ્યના ધણી પાસેથી દરેક પ્રજાજન નિષ્પક્ષ ન્યાય મેળવવાની આશા રાખે; પરંતુ ખુદ બાદશાહ પોતાની જિંદગી બચાવવા ખાતર, મને જીવતો રહેંસી, મારું પિત્તાશય મેળવવા અધીરા થઇ રહ્યા છે. તો પછી મહાન ઈશ્વર સિવાય મારે બીજા કોનું શરણ શોધવાનું રહ્યું ? માબાપે દગો દીધો, કાજીએ અન્યાય આચર્યો, અને શાહે પોતાનો સ્વાર્થ શોધ્યો; તો હવે એક સરજનહાર સિવાય બીજું કોણ મારો પક્ષ લઈ મને ઉગારે તેમ છે !'

છોકરાના શબ્દોએ શાહને વિચારમાં નાખી દીધો.

'મારો જાન બચાવવા ખાતર, આ નિર્દોષ

બાળકની કતલ કરવા હું કેમ તૈયાર થઈ ગયો! મારો જીવ જેટલો મને વહાલો છે, તેટલો જ આ બાળકને તેનો જીવ વહાલો નહિ હોય! મને મરવું ગમતું નથી તો આ બાળકને મરવું ગમતું હશે!' શાહના મનમાં આવા સવાલો ઘોળાવા લાગ્યા. અંતરમાં જાગેલી સ્વાર્થવૃત્તિને સ્થાને માનવબાળ પ્રત્યેનો દયાભાવ સ્થાપિત થવા લાગ્યો.

'આ બાળક તેનાં માબાપને પાછો સોંપી આવો. હું સાજો ન થાઉં તેની મને પરવા નથી. મારું મોત કાલે આવવું હોય તો આજે ભલે આવે. આ નિર્દોષ બાળકના ખૂનથી મારા હાથ રંગી મારે મારી જીવનદોરી લંબાવવી નથી. બહેતર છે કે અત્યારે જ મારા પ્રાણ ભલે નીકળી જાય.' શાહની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. બાળકને પોતાના પડખામાં લઈ બેઠી પડ્યો. તેની નિર્દોષ મુખમુદ્રા ઉપર હજાર ચુંબન વરસાવી દીધાં. પછી પુષ્કળ નવાજેશ આપી રવાના કર્યો.

ઇતિહાસકાર કહે છે કે કોઈ ગેબી શક્તિએ એક અઠવાડિયામાં જ બાદશાહને માંદગીના બિછાનેથી બેઠો કરી દીધો.

## જ્યોતિષી ઉમર ખય્યામ

બલ્ખ નગરીમાં અમીર-અ-સા'દના મકાનમાં ખ્વાજા ઉમર ખય્યામે ઉતારો કર્યો હતો. ફારસી સાહિત્ય-જગતમાં તેમની રુબાયાતે સુંદર વર્ચસ્વ જમાવ્યું હતું. કોઈ વિદ્વાન વ્યક્તિત્વનું આગમન થવાની ખબર પડે કે તુરત સાહિત્યશોખીન વર્ગ તેને મળવા માટે એકઠો થાય તે સ્વાભાવિક છે. ઉમર ખય્યામના આગમનને લીધે અમીર-અ-સા'દનું મકાન આજે વિદ્યારસિકો અને સરસ્વતીના પૂજકો માટે એક ધામ બની રહ્યું હતું.

સારા યે બલ્ખ શહેરના કવિઓ અને પંડિતો, ચિંતકો અને વિચારકોની મંડળી જામી રહી હતી. સાહિત્યનાં વિવિધ અંગો ચર્ચાઈ રહ્યાં હતાં. એવામાં એક સભ્યે જ્યોતિષનો વિષય છેડતાં કહ્યું: 'જ્યોતિષીએ ભાખ્યા મુજબના બનાવો સોએ સો ટકા સાચા નીવડતા હોય તેવાં દૃષ્ટાંત બહુ ઓછાં છે.'

'જ્યોતિષશાસ્ત્ર પોતે અપૂર્ણ નથી; પરંતુ તેના જાણકાર આ જમાનામાં મરી ખૂટયા છે.' બીજાએ સાદ પુરાવ્યો.

'જ્યોતિષના સાચા જાણકાર મરી પરવાર્યા છે, એમ કહેવું તે વધારેપડતું છે.' ઉમર ખય્યામે વચમાં પોતાનો અભિપ્રાય આપ્યો.

'અમારી દૃષ્ટિએ કોઈ એવો માનવી પડે નહિ ત્યાં સુધી અમે અમારી માન્યતા કેવી રીતે ફેરવી શકીએ?' પેલો માણસ પોતાના મતને વળગી રહ્યો

'શોધવા નીકળ્યે કોઈ તેવી મહાન વ્યક્તિએ હાથ લાગી જતી નથી. લ્યો, હું મારી પોતાની જ વાત કરું. હું જ્યોતિષ-વિદ્યાનો નિષ્ણાત હોવાનો દાવો કરતો નથી. પરંતુ અત્યારે આ સવાલ નીકળ્યો છે તો તે સંબંધે થોડુંક કહી નાખું. મારા મૃત્યુ પછી મારા શબની સ્થિતિ શી થશે, તેનો વર્તારો અત્યારથી ભાખતો જાઉં છું.' ચર્ચાની ઉગ્રતા વધતાં ખય્યામથી બોલી જવાયું.

'પરંતુ તે વખતે, આપના શબ્દો સાબિત કરી બતાવવા આપ અમારી વચ્ચે નહિ હો.'

'તમારું કહેવું યથાર્થ છે, તે વખતે મારી હયાતી નહિ હોય; પણ મારો મૃત દેહ મારી ભવિષ્યવાણીની સાખ આપતો ત્યાં પડ્યો હશે.'

'આવી બાબતમાં સહેલાઈથી શ્રદ્ધા બેસી જતી નથી, તેથી કંઈ અવિનય થયો હોય તો દરગુજર કરશો. આપનું ભવિષ્ય જાણવા અમે ઉત્સુક થઈ રહ્યા છીએ, માટે નિખાલસપણે આપ કહી નાખો.' ઉમર ખય્યામના શિષ્ય નિઝામીએ વાત ફેરવી.

'તો સાંભળો. મારા શબને કબરસ્તાનમાં એવું સ્થાન મળશે, કે જેના ઉપર બારે માસ ફૂલોની વૃષ્ટિ થયા કરશે.'

તદ્દન સ્વાભાવિક છે કે આવી ભવિષ્યવાણી સાચી માનવાને કોઈ તૈયાર ન થાય. શ્રોતાવર્ગના ચહેરા ઉપર પણ આવો જ અશ્રદ્ધાનો ભાવ સ્પષ્ટ વાંચી શકાતો હતો. ખય્યામનો શિષ્ય નિઝામી કે જે પોતાના ગુરુ પ્રત્યે પૂજ્ય ભાવ ધરાવતો, તેના મનમાં પણ આ વચનોની સત્યતા વિષે શંકા ઊઠી. છતાં બધાએ મૌન સેવવું ઉચિત માન્યું.

મજકૂર પ્રસંગ ઉપર પંદરેક વર્ષનાં વહાણાં વાઈ ગયાં. નિઝામીને કામ પ્રસંગે એકવાર નીશાપુર જવાનું થયું. ત્યારે અગાઉની વાત તેના મનમાં તાજી થઈ.

'હું નીશાપુર આવ્યો છું તો મારા ગુરુની કબરની

મારે ઝિયારત કરવી જોઈએ. વળી તેમની ભવિષ્યવાણી કેટલી હદે સાચી નીવડી છે તેની ખાતરી પણ કરતો જાઉં.' નિઝામીએ મનમાં વિચાર કર્યો.

એ ગામ બહાર કબ્રસ્તાનના માર્ગે રવાના થયો. ત્યાં એક વયોવૃદ્ધ આદમી સામેથી ચાલ્યો આવતો હતો.

'દાદા! આ ગામમાં તમે સૌથી વૃદ્ધ હો તેવું લાગે છે.'

'હા ભાઈ. મેં તો ચાર પેઢી જોઈ નાખી. મારા બધા જોડીદારો તો ક્યારના યે મરી પરવાર્યા.'

'તો તો, તમે ખ્વાજા ઉમર ખય્યામનું નામ સાંભળ્યું હશે?'

'ઉમર ખય્યામ! તેને કોણ ન ઓળખે? શાયર તરીકે તેનું નામ તો મુલ્કમશહૂર છે.'

'હું તેમનો શિષ્ય છું. સાહિત્ય અને વિદ્યાના પાઠો તેમને ચરણે બેસીને હું શીખ્યો છું. આજે તેમની પાક કબરની મારે ઝિયારત કરવી છે. તો જરા મારી સાથે આવી તેમની કબર મને બતાવી જશો!'

'એમાં શું? ચાલ મારી સાથે.'

ડોસો નિઝામીને કબ્રસ્તાનના એક દૂરના ખૂણે લઈ ગયો. ફૂલનો એક ગંજ પડ્યો હતો તેના તરફ આંગળી ચીંધીને તેણે કહ્યું: 'આ પુષ્પના ઢગલા નીચે તારા ગુરુ ખ્વાજા ઉમર ખય્યામ સૂતા છે.'

નિઝામીએ જોયું તો કબર ઠેઠ દીવાલ પાસે હતી. તેને અડીને એક બગીચો આવેલો હતો. ખય્યામની કબરને ઉમંગથી ભેટવા માટે, પોતાના બાહુ લંબાવી રહ્યાં હોય તેમ તે બગીચા માંહેનાં બે વૃક્ષ પોતાની શાખાઓ કબર ઉપર ઝુકાવી રહ્યાં હતાં.

'આ બે ઝાડ જોયાં? એક આલુબદામનું છે અને બીજું જમરૂખનું છે. આ બન્ને ઝાડની વિશિષ્ટતા એ છે કે, તેમાંનું દરેક, વારા ફરતી છ છ મહિના સુધી ફૂલ આપે છે. તેથી કરીને ખય્યામની કબર બારે માસ ફૂલથી ઢંકાયેલી રહે છે.' ડોસાએ ખુલાસો કર્યો.

'મારા જેવો આપનો અદનો શિષ્ય તો આપની ઝિયારતે આવે એમાં કાંઈ નવાઈ નથી; પરંતુ કુદરત પોતે જ આપને અંજલી આપવા માટે બારે માસ પુષ્પવૃષ્ટિથી આપની કબરને નવાજી રહી છે.' આશ્ચર્યમુગ્ધ બની ગયેલો નિઝામી બોલી ઊઠ્યો.

પોતાના ગુરુએ ઉચ્ચારેલા શબ્દો પર તે વખતે પોતાને વિશ્વાસ બેસતો ન હતો, તે વાતનું દુઃખ અત્યારે તેના દિલમાં વ્યાપી રહ્યું.

## હઝરત ઉમરની ન્યાયપ્રિયતા

બગદાદની ધરતી ઉપર રાત્રીએ પોતાનું સામ્રાજ્ય બરોબર જમાવી દીધું હતું. તે સમયે નગરના બહારના ભાગમાં, ધીમે પગલે ચાલતી બે વ્યક્તિ અંધારામાં પોતાનો માર્ગ કાપી રહી હતી. સર્વત્ર શાંતિ વ્યાપી રહી હતી; ક્વચિત પક્ષીના ઝાડમાંથી એકાદ ચીબરીનો અપશુકનિયાળ શબ્દ સંભળાઈ જતો.

'પેલી ઝૂંપડીમાંથી કંઈક પ્રકાશ આવતો લાગે છે, તે તરફ જરા નજર તો કર, ઝૈદ!' અંધારી રાતે નગરચર્યા જોવા માટે નીકળેલા હઝરત ઉમરે પોતાના સાથીદાર ઝૈદને ઉદ્દેશીને કહ્યું.

'ત્યાં દીવો બળી રહ્યો હોય તેવું લાગે છે, વળી તેના આછા પ્રકાશમાં ભીંત ઉપર કોઈ માણસનો પડછાયો પડતો હોય તેવું મને તો જણાય છે ચાલો તે દિશા તરફ જઈએ અને ખાતરી કરીએ કે આવી અંધારી રાતે, આવી એકાંત જગ્યાએ ત્યાં શું થઈ રહ્યું છે.' ઝૈદે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં કહ્યું.

બન્ને જણે પોતાની ગતિ વધારી, અને ઝૂંપડી પાસે પહોંચતાં અંદર નજર કરી તો એક કંગાલ જણાતી ડોસી ચૂલા ઉપર હાંડલું મૂકી તેમાં કંઈક પકવી રહી હોય તેમ લાગ્યું. ચીંથરેહાલ અને દુકાળિયા જેવાં લાગતાં બે બાળકો તેની પાસે જમીન ઉપર ઊંઘતાં પડ્યાં હતાં. અવારનવાર ડોસીના મુખમાંથી ઉદ્‌ગાર સરી પડતા: 'હે ખુદા! આ તારા ઉમરને બરાબર શિક્ષા કરજે. પોતે તો પેટ ભરીને ભોજન કર્યા બાદ નિરાંતે પલંગમાં પોઢી ગયો હશે. અમે ત્રણ જણ બે દિવસથી ભૂખે મરીએ છીએ છીએ તેની તેને ક્યાં પડી છે!'

'આ ડોસી તો મારી વિરુદ્ધ ખુદા પાસે ધા નાખી રહી છે! ઝૈદ! ચાલ તેની પાસે જઈએ અને વસ્તુસ્થિતિ શું છે તેની તપાસ કરીએ.' હઝરતે ઝૈદનો હાથ પકડી, ધીમેથી ઝૂંપડીમાં પ્રવેશ કર્યો.

'માજી! અહીં વેરાનમાં આવા કવખતે આ હાંડલામાં શું પકાવી રહ્યાં છો!' કંઈક અચકાતે સ્વરે પરંતુ વિનયપૂર્વક હઝરત બોલ્યા.

'બેટા! અમે બબ્બે દિવસ થયાં ભૂખ્યાં છીએ. આ મારાં બે ગરીબડાં બાળકોને અડતાલીશ કલાક થયાં રોટીના દીદાર પણ થયા નથી. તેઓ રોટીનો

ટુકડો માગી ધમાલ કરતા હતા. રખેને તેમનો અવાજ કોઈ પડોશી સાંભળે અને અમારી કંગાલ સ્થિતિની તેને જાણ થઈ જાય તો મારી ખાનદાનીને ઝાંખપ લાગે, એ ડરથી તેમને ફોસલાવી હું અહીં સીમમાં તેડી લાવી છું. તેઓ મારી પાસે ખાવાનું માગે છે ત્યારે, હું ખોટી લાલચ આપી તેમને ફોસલાવું છું કે આ હાંડલામાં મેં તમારે માટે ખીર રાંધવા મૂકી છે. તે તૈયાર થશે ત્યારે આપીશ. માટે હમણાં તમે સૂઈ જાઓ, તમે જાગશો ત્યાં સુધીમાં ખાવાનું તૈયાર થઈ જશે. આશામાં ને આશામાં તેઓ સૂઈ ગયાં છે. હવે તેઓ જાગશે ત્યારે મારી સ્થિતિ કેટલી કફોડી થશે, તેનો તું જરા વિચાર કરી જો.' ડોસીના શબ્દોમાં ભારોભાર નિસહાયતા અને કરુણા હતી.

'માજી! ઉમરને તમે શ્રાપ આપતા હો તો ભલે. પણ અર્ધો કલાક થોભી જાઓ. હું હમણાં આવું છું.' એમ કહી હઝરત ઝૂંપડી બહાર નીકળી ગયા. 'ડોસી! હું આવું ત્યાં સુધી તું અહીંથી ખસતો નહિ.' એમ બોલતાં જ તેમણે અંધારામાં શહેર તરફ દોટ મૂકી.

થોડોક સમય વીત્યો નહિ હોય એટલામાં તો હઝરત હાંફતા હાંફતા પાછા આવી પહોંચ્યા. તેમના બન્ને ખભા ઉપર એકેક વજનદાર થેલો ઊંચકેલો હતો. તેમને બોજો ઊંચકીને આવતા જોઈ ડોસે બૂમ પાડીઃ 'હઝરત સાહેબ! આ બે ભારે થેલા આપ મને આપી દો. લાવો મારી પાસે હું ઊંચકી લઈશ.'

'મારા ખભા ઉપરનો બોજો, તું અત્યારે તો ઊંચકી, કદાચ મને ભારમુક્ત કરી શકીશ. પરંતુ કયામતને દિવસે મારા દુઃખરૂપી ડુંગરને હળવો કરવા કોણ શક્તિમાન થશે!' પશ્ચાત્તાપયુક્ત સ્વરે હઝરતે જવાબ આપ્યો.

ઝૂંપડીમાં પ્રવેશ કરતાં જ બન્ને થેલા ડોસીના પગ પાસે મૂકીને કહ્યુંઃ 'માજી! આ થેલા સંભાળી લો. એકમાં આટો ને બીજામાં ચોખા છે. હવે સુખેથી રસોઈ શરૂ કરો.'

તુરત જ ડોસીએ રાંધવા માંડ્યું. રસોઈ તૈયાર થતાં જ બાળકોને જમાડ્યાં. ખોરાકનાં દર્શન માત્રથી બાળકો આનંદમાં આવી નાચી ઊઠ્યાં. ત્રણે જણ પેટ ભરીને જમ્યાં. બે દિવસની લાંઘણ પછી આવી સ્વાદિષ્ટ રસોઈ મળવાથી બાળકોની તૃપ્તિની કોઈ સીમા રહી નહિ.

તેઓ ભોજનમાંથી પરવાર્યાં એટલે ઉમર તેમને પોતાની સાથે ઘેર તેડી ગયા. એક આસન ઉપર આદરપૂર્વક ડોસીને બેસાર્યાં અને નમ્રતાપૂર્વક બોલ્યાઃ 'માજી! તમે બિચારા ઉમરને નાહક શ્રાપ આપતા નહિ કારણ કે તમે આવી કંગાલ સ્થિતિમાં આવી પડ્યાં હશો તેનો તેને ખ્યાલ પણ નહિ હોય.'

'ભાઈ! ખુદાના નામથી સાચું કહેજે, તું પે તો ઉમર નહિ ને!' અચકાતાં ડોસીએ સવાલ કર્યો.

'માજી! તે દોષિત અને કમભાગી ઉમર પોતે જ.' હઝરત સખેદ નીચું જોઈ રહ્યા.

'દીકરા! અમો ત્રણ જણને તેં અન્નદાન આ પુનર્જીવન બક્ષ્યું છે; તો ખુદા પણ તારી કસૂર જ દરગુજર કરશે.' સજળ નયને ડોસી બોલી.

# બારીન્દ્રની પરીક્ષા

લેખક
નટવરલાલ મ. બુચ

આ સાલ બારીન્દ્ર મેટ્રિકમાં આવ્યો હતો. ખાસ ભણ્યા વિના કે વાંચ્યા વિના પણ તે શી રીતે મેટ્રિકમાં આવ્યો તે વાતમાં ઊંડે ઊતરવાની જરૂર નથી. તે મેટ્રિકમાં આવ્યો હતો એ વાત ખરી હતી. જાનેવારી માસ બેઠો ને તેણે વાંચવાનું શરૂ કર્યું. આગલાં વર્ષોની સરખામણીએ આ વર્ષે તેણે વાંચવાની શરૂઆત વહેલી કરી. કારણ તેને પોતાના વંશમાં નવો ચીલો પાડવાની ઇચ્છા થઇ આવી. તેના પિતામહ મેટ્રિક સુધી પહોંચેલા જ નહિ અને પિતા પાંચમે વર્ષે મેટ્રિક પાસ થયેલા. તેને થયું કે હું પહેલે વર્ષે જ નંબર કાઢી જઇ પ્રણાલિ તોડું. એટલે તેણે વાંચવું શરૂ કર્યું. ફોર્મ મળવાની બાબતમાં તો તેને ચિંતા ન હતી. શાળાની નીતિ છેલ્લાં કેટલાંક વર્ષોથી કોઇ પણ વિદ્યાર્થીને ન રોકવાની હતી. આચાર્ય અને ઉપાચાર્ય ભલે દમ મારી મારીને કહેતા કે આ વર્ષે તો હવે ફોર્મ રોકવાં પડશે, પણ બારીન્દ્ર તે બન્નેને પામી ગયો હતો અને તેને ખાતરી હતી કે બ્રાહ્મણ કસાઇનું કામ કરી શકવાનો નથી જ. પણ મોટી પરીક્ષામાં પહોંચી શકાય તે હેતુથી તેણે વાંચવાનું જાનેવારીથી શરૂ કર્યું.

બારીન્દ્રને બાપા હતા, બા ન હતાં; પણ બાનું સ્થાન પૂરે તેવી પોતાથી ઉંમરમાં થોડી નાની એક બહેન હતી. તેનું નામ માલતી હતું. માલતી પોતાના પિતા અને પોતાના એકના એક ભાઈ માટે જ જીવતી હતી. નાની ઉંમરમાં પણ તેણે કુટુંબની જવાબદારી સંપૂર્ણ રીતે ઉઠાવી લીધી હતી. બંનેનાં કપડાંલત્તાં, ખાવુંપીવું અને તબિયત સાચવવાનું કામ નાની માલતી કરતી.

બારીન્દ્ર વાંચવામાં મશગૂલ થઈ ગયો. આખો દિવસ તે વાંચ વાંચ કરતો. પણ અત્યાર સુધી તેણે બહુ વાંચેલ નહિ એટલે તેને વાંચ્યા કરવું ફાવતું ન હતું. વાંચતાં વાંચતાં તે ઊંઘી જતો; જોકે તેને ન્યાય કરવા ખાતર કહેવું જોઈએ કે તેને સ્વપ્નાં વાંચવાનાં જ આવતાં. જાગતાં તે અભ્યાસની જ વાતો અને વિચારો કર્યા કરતો. જોકે કેમિસ્ટ્રીનો ઉચ્ચાર તે હજુ સુધી ચેમિસ્ટ્રી કરતો, પણ બહેન પાસે પાણી માગવા ટાણે '$H_2O$ લાવ' કહી પાણી માગતો. બહારથી આવી ઘરનાં બારણાં ખખડાવતો અને અંદરથી માલતી પૂછતી 'કોણ?' ત્યારે જવાબ દેતોઃ 'સમ દ્વિભુજ ત્રિકોણ.'

બહેન પૂછેઃ 'ભાઈ, આજે ખીચડી શાની કરવી છે? તુવેરની કે મગની?' ત્યારે જવાબ મળેઃ

'ઇતિહાસ–ભૂગોળની.' અને તેણે પ્રિલિમિનરી-ના ઉત્તરપત્રોમાં તો ઇતિહાસ–ભૂગોળની ખરેખર ખીચડી જ કરી હતી. જમવામાં એક દિવસ વડાં હતાં ત્યારે પેલા મૂર્ખ પંડિતોની વાર્તા યાદ આવવાથી 'छिद्रेष्वनर्था बहुली भवन्ति। ક્યાંક હું નાપાસ થાઉં તો!' કહી ખાતો ઊભો થઈ ગયો. આખરે બહેને કાણાં વિનાનાં વડાં કરી આપ્યાં ત્યારે જ ખાધાં. અને તેનો અભ્યાસ ચાલતો. તેની આવી સ્થિતિ જોઇ એકવાર બહેને કહ્યુંઃ 'ભાઇ, આ તે તેં શું માંડ્યું છે? આવું તે વાંચવાનું હોય!' ત્યારે તેણે કહ્યુંઃ 'બહેન, મેટ્રિક તો થવા દે. જરા વટ પડે.' બહેને કહ્યુંઃ 'હવે ભાઇ, ભલેને નોન-મેટ્રિક રહ્યો. તેને બદલે તારે માટે મેટ્રિક થયેલી વહુ લાવું તો! પેલી જદુરામકાકાની ભદ્રા છે ને તે ગઇસાલ કર્વે મેટ્રિક થઈ છે.' બારીન્દ્રે કહ્યુંઃ 'તો તો મારી આબરૂ જાય ને! હું નોન-મેટ્રિક ને વહુ મેટ્રિક!' માલતીએ કહ્યુંઃ 'કેમ તું જ કહેતો હતો ને કે પત્ની પતિની પૂરક હોવી જોઈએ? તો તારામાં પૂરવા જેવી ઊણપ હોય તો પત્ની પૂરક થાય ને?'

ફોર્મ તો મળ્યું એટલે બારીન્દ્રે વાંચવાનો અને ભૂલવાનો વેગ વધારી મૂક્યો. દિવસો કેમ ગયા તે ખબર પડી નહીં અને દૂર ક્ષિતિજમાં દેખાતી પરીક્ષા જાણે કે એકાએક સામે આવી ઊભી રહી.

પરીક્ષાના બધા પેપરની આલમેલ તે બહેન-બાપાને આપતો. ગણિતમાં તો આઠમાંથી પાંચ દાખલા કરવાના હતા તેને બદલે પોતે બધા ગણી 'ગમે તે પાંચ તપાસી લો' તેમ લખ્યું છે એમ જાહેર કર્યું. બહેન અને બાપા ફુલાયાં. તેમને થયું કે આપણો બારીન્દ્ર બીજો ગોખલે થશે. પણ બારીન્દ્ર પોતે મનમાં સમજતો હતો કે વાતમાં કાંઈ માલ નથી. પણ અત્યા-રથી બહેન કે બાપાને નિરાશ શા માટે કરવાં!

પરિણામનો દિવસ નજીક આવતો ગયો તેમ તેમ તેની મૂંઝવણ વધતી ગઈ. નાપાસ થવાનું આવે તો આ પહેલી જ વખત આવવાનું હતું. તેને ખરેખર

નિરાશાનો અનુભવ થયો. એક વખત તો તેણે આપઘાત કરવા સુધીનો વિચાર કર્યો. પણ તેમ કરવામાં ઘણી મુશ્કેલી તેને લાગી. પોતાની વહાલી બહેન અને પ્રેમાળ પિતા કેટલાં દુઃખી થાય ! અને વળી આપઘાત કરવો પણ શી રીતે ? ઝેર પીએ ? ઝેર કેવું હોય તે તેણે જોયુંજાણ્યું ન હતું પણ કડવું હોય તેમ બોલવામાં અપાતી ઉપમા પરથી સમજી લીધું હતું તો આ દુનિયામાંથી વિદાય લેતી વેળાએ કડવો સ્વાદ શા માટે લેતા જવું ? ત્યારે શું પિસ્તોલ ખાય ? પણ પિસ્તોલ તો પરદેશી વસ્તુ અને પોતે સ્વદેશી ચીજોનો આગ્રહ રાખતો. છરી કે કટાર દેશી મળે પણ કળાની દૃષ્ટિએ છરી–કટારનો ઉપયોગ યોગ્ય ન ગણાય. ટૂંકમાં મરવા માટે હાર્ટફેઈલ થવા સિવાય કોઈ પણ રીત તેને યોગ્ય લાગી નહિ અને હાર્ટફેઈલ હાથની વાત હોતી નથી. આમ મંથન ચાલતું હતું ત્યાં તેને અચાનક પેલી ‘જીવતો નર ભદ્રા પામશે’વાળી કહેવત યાદ આવી ગઈ. બસ તેને નિર્ણય મળી ગયો–જીવવું બસ જીવવું. થોડા દિવસ પહેલાં જ બહેને જદુરામકાકાની દીકરી વિશે સાંભળવી ગમે તેવી સૂચના કરી હતી, તો હવે જીવવું જ જેથી ભદ્રા પામી શકાય.

પરિણામનો તાર કરવા માટે તેના પિતાએ મુંબઈ રહેતા પોતાના એક સંબંધીને લખ્યું હતું. એ ગૃહસ્થ બહુ ભણેલા ન હતા અને પરિણામનો તાર કરવાનો આ પહેલો જ પ્રસંગ હતો; પણ તેમણે તાર કરવાનું કબૂલ કર્યું.

પરિણામને દિવસે આખા ગામમાં સૌથી પહેલો તાર બારીન્દ્રને મળ્યો: ‘Barindra pass becomes.’ તાર વાંચીને તેના પિતા ખુશ થયા અને તેની બહેન તો ગાંડી ગાંડી થઈ ગઈ. બારીન્દ્ર થોડી વાર તો આશ્ચર્યમાં પડી ગયો. તાર માનવો કે ન માનવો ? પણ તાર આવ્યો જ હતો. એટલે થોડી ક્ષણ શંકામાં ગાળી બારીન્દ્રે વાત સાચી માની અને હર્ષમાં ને હર્ષમાં ઉછળંગ મારી તેની બહેનને વળગી પડયો. બન્ને નીચે પછડાયાં અને હસતાં હસતાં ઊભાં થઈ ગયાં.

દિવસ આખો તેઓ બધાનો આનંદમાં ગયો. મિષ્ટાન્ન પણ ખાધું. પણ સાંજે અમદાવાદના છાપાં આવ્યાં તેમાં બારીન્દ્રનું નામ નહિ પિતા અને બહેને માન્યું કે છાપભૂલ હશે. બારીન્દ્રે કહ્યું કે મારા મિત્રના એક મિત્ર મુંબઈમાં રહે છે તેને તારથી પુછાવી જોઉં. ખાતરી તો કરીએ. તારના જવાબમાં રાત્રે તાર મળ્યો: ‘Sorry. Try again.’ બહેન બિચારી નિરાશ થઈ રડી પડી. પણ બારીન્દ્રે કહ્યું: ‘બહેન, તું નિરાશ શા માટે થાય છે ? મેં તો મારું પરિણામ પહેલેથી જ જાણી લીધું હતું. ઉત્તરપત્રો લખનાર તો હું હતો ને ? તાર ખોટો હશે તેમ મને શંકા તો હતી. કારણ કે તાર કરનાર ભાઈ ભણેલા નથી એટલે તેમણે પરિણામનો નંબર જોવાને બદલે પરીક્ષાર્થીઓની યાદીમાં નામ જોયું હશે, કારણ એ યાદી પાસે બીડ ઓછી હોય ને ? એવું ઘણી વાર બન્યું છે. હશે, હવે તું દુઃખી ન થા.’

‘પણ, ત્યારે તું કેમ કહેતો હતો કે મેં બધું સારું લખ્યું છે ?’ બહેને રોષથી પૂછ્યું.

‘તે શું હું તને અને બાપાને પહેલેથી જ નિરાશ કરી દઉં ?’

‘પણ તું તો કહેતો હતો કે મેં આડેઆડ દાખલા ગણી ગમે તે પાંચ તપાસી લેવા પરીક્ષકને પડકાર કર્યો છે ?’

‘હા, તે વાત સાચી જ હતી. આડેઆડ ગણી ગયો પણ એકે ય મળ્યો નહિ અને બધા જ ખોટા છે એવી મારી ખાતરી થઈ. પછી Examine any five લખવામાં શો વાંધો ? પરીક્ષક ગમે તેટલો ચિડાય પણ એક પણ માર્ક ક્યાંથી કાપી શકે ?’

બહેન હસી રહી. તેને તેના બાપનો આ આનંદી ફાગડા જેવો સ્વભાવ ગમ્યો.

બાપાએ તો કહ્યું: ‘બેટા, હજી તો તારે ચાર વાર નાપાસ થવું પડશે. ત્યાં સુધી મારી તોલે નહીં આવે.’

છાપામાં, મેટ્રિકમાં નાપાસ થવાથી આપઘાત કરનારાઓના અહેવાલ વાંચી બારીન્દ્ર તિરસ્કારથી હસતો. જીવનની સરખામણીએ જોતાં પરીક્ષા જેવી નજીવી વસ્તુને આ મૂર્ખાઓ કેવું મોટું સ્વરૂપ આપી છે ! અને એવું મોટું સ્વરૂપ આપી આપઘાત કરનારા કેવા હૈયાફૂટા ? એના કરતા જીવતા રહી ભદ્રા પામવાનો વિચાર કેટલો સરસ ?

બીજે દિવસે સવારે બાપા બહાર ગયા પછી બારીન્દ્રે બહેનને કહ્યું: ‘બહેન હું નોન મેટ્રિક રહ્યો એ મારી ઊણપ તો કહેવાય જ ને ?’

# યાતનાનો લોકપ્રકોપ

ચંદ્રભાઈ કા. ભટ્ટ

તમે માનવજાતના ફાસીવાદી જાની દુશ્મનને ધિક્કાર્યા વિના તેનો સંહાર નહિ કરી શકો.' ૧૯૪૧ના મેના પહેલા દિવસે સોવિયેટોના મહા-સેનાની સ્ટાલિન ભયાનક બનીને બોલતો હતો.

અને શ્રમમાનવોનો સોવિયેટ દેશ હોઠ પર માનવતા, બાંધવતા અને સમાન રચનાને રટતો જન્મ્યા પછી પહેલી વાર દૃઢ બનતો ધિક્કારતો હતો. એના કટ્ટર કોપનો પ્રચંડ પ્રાણ જર્મન ફાસી પર જમા થતો હતો.

'પેલી ઝાડીના પેલે પારનું ગામ...નામ...'

'નામ શું, કોમરેડ કમાન્ડર!'

'નામ! પણ ત્યાં ગામ જ નથી...બધાં ઘરબાર, બધાં નરનારીઓ...બધાં બાળક-બાળકીઓની ત્યાં રાખ પડી છે.' લાલ સેનાના સરદારની મુખરેખાઓ સંકોચાતી દાંત કકડાવતી બોલી: 'નામ એક્સ.'

અને પછી લોક-આક્રમણે ત્રાડ દીધી. ઝાડી આખી ઊતરડાઈ ગઈ. ઝાડીના ઝુંડ સાથે જર્મન ડાકુઓની વિકરાળ કાપણી થઈ ગઈ. ઝાડના હાડ-પિંજરોમાં લપેટાયલાં જર્મન પશુઓનાં શરીરો લટકતાં પડ્યાં હતાં. ઝાડી અને પાછળના પીંખાઈ ગયેલા ગામની ધૂળમાં રગદોળાયલાં નાઝી જલ્લાદોનાં કલેવરોનું કબ્રસ્તાન ગંધાઈ ઊઠ્યું.

મહાસંહારમાં એક બચ્ચુંઝાડ જેવું ને તેવું લીલું રહેલું હતું. એક લાલ સૈનિક એના દેહ પર વહાલથી પંપાળતો હતો: 'મારા મીઠડા—આ બધા ઉત્પાતમાં તું એકલું કેવી રીતે જીવી ગયું!'

અને પાછન તરુના ચિરાઈ ગયેલા થડમાંથી ઝરતા રસને દેખતો એક બીજો લાલ સૈનિક સોગંદ લેતો હતો: 'હું તારું વેર લઈશ...અમે બોલશેવિક કદી ભૂલતા નથી...કદી માફ કરતા નથી. શ્રમ-માનવોના જાલિમ દુશ્મનોને....'

અને થોડે દૂર વિકરાળ કાળ જેવા બેઠેલા એક લાલ સરદારે ગળું ખોંખારી કહ્યું: 'સાથી...તેં એ શું કહ્યું...!'

લાલ સૈનિક લેફ્ટેનન્ટ જીરાસીમોલ તરફ જોઈ રહ્યો. તોપ-ગોળાએ પાડેલા એક ખાધરાની કિનારી પર બેઠો હતો. હમણાં જ દુશ્મનોના એક ટેંક-આક્રમણને પાછું હઠાવીને પોતાના સુક્કા ચહેરા પર ગંભીર છાયા ફેરવતો હોય તેમ એ જોઈ રહ્યો હતો. એણે એની સળગતી નજર ઠેરવીને ઉપરનો સવાલ પૂછ્યો.

'કોમરેડ કમાન્ડર, હું...!'

'તું જર્મનો વિષે વાત કરે છે ને...' બોલતો એ વચમાંથી જ અટકી જતો હોય તેમ અટક્યો અને ડાબે પડખે ડોક ફેરવીને ત્રણ જર્મન યુદ્ધકેદી-ઓને લઈ જવાતા દેખતો ઊભો થઈ ગયો અને તેમને લઈ જતા બે લાલ સૈનિકો તરફ તડૂકી ઊઠ્યો: 'જીવતા જર્મનો...' એ આગળ બોલી શક્યો નહિ. એ જીવતા જર્મનોને જોવા ના પાડતો હોય તેમ ખાધરાની અંદર ઊતરી ગયો.

અને ખાધરાથી થોડે દૂર થઈ આગળ ઊભેલો સૈનિક આગળ આવ્યો, અને બીજા બે સાથીદારો તરફ બોલ્યો: 'તમે તમારે જાવ...એવો એનો આદેશ છે...એ જર્મનોનો કેદી થઈ આવ્યો હતો પછી જીવતો જર્મન જુએ છે અને એને એવું થઈ જાય છે...ખાસ કરીને, જીવતા જર્મન જલ્લાદોને એ સહન નથી કરી શકતો...એટલે જ ટેંકો લઈને એ રણે ચડે છે ત્યારે મહા વિકરાળ બનીને કેર વરતાવી મૂકે છે. હું બે વાર કોમરેડ જીરાસીમોલની સરદારી નીચે ચડ્યો છું...ધ્રૂજી ઉઠાય એવો મહાસંહાર મચાવતો મેં એને નજરોનજર દીઠો છે...પણ એ જર્મન કેદીને જુવે છે ત્યારે કેદીને મરી નાખવાની મના, અને સંહારવેગ વચ્ચે ઘસડાતો એ ગરમ બને છે, ઠંડો થાય છે, આંખો મીચે છે, અને મરણ જેવો માંદો બનીને બેસી રહે છે અથવા એ પશુઓ તરફ જોવાને બદલે જતો રહે છે.'

---

'હા, પણ તેમાં શું થઈ ગયું?'

'ના, થઈ તો કાંઈ ન ગયું પણ એ ઊણપ પૂરવા માટે કાંઈક ગોઠવણ તો કરવી જોઈએ ને? કોઈ પૂરક જોઈએ ને!'

માલતી સમજી ગઈ અને 'લુચ્ચા' કહી ભાઈને એક ધબ્બો મારી બોલી: 'હું બાપાને કહીશ કે ઠાકુરામકાકા જોડે વાત કરે.'

'હા, હા, જરૂર કહેજે—આજે જ હો! ભદ્રા પામવા માટે તો હું આપઘાત કરી મરી જવાને બદલે જીવતો રહ્યો છું.'

અને પેલા ચાલ્યા ગયા.

પછી અંધારામાં ટગમગતા દીવાના અજવાળામાં એક લાલ સૈનિક જીરાસીમોલ પાસે આવ્યો અને બોલ્યો: 'કોમરેડ કમાન્ડર, પેલા મરેલા જર્મનના ગજવામાંથી નીકળેલી નોંધપોથી લાવ્યો છું.'

'કોની!'

'૬૨૬ મી ટુકડીનો જર્મન ફીલ્ડ-પોલીસ, નામ ફેડરીક-સ્મીટ.'

'વાંચો જોઉં.' એણે કાન માંડ્યા.

'ફેબ્રુઆરીની પમીએ શરૂ કરાયલી એ નોંધ મેની પમીના એના આખરી દિવસે પૂરી થઈ છે.' એણે નોંધ વાંચવા માંડી.

'ફેબ્રુઆરીનો ૨૫ મો દિવસ રૂપાળો ઊગ્યો. ચેકાટેરીના નામની ગેરીલા છોકરીને વીંધી નાખ્યા પછી ગોરેલીનના ચાર વરસના બાળકને ફૂંકી નાખવામાં આવ્યું તોય એણે ચીસ પાડી નહીં. પછી અઢાર વરસની દેખાતી એવી ચાર છોકરીઓને ચીરકમાંથી આણવામાં આવી અને કારાગારની ઓરડીમાં એમના ચિત્કાર સંભળાયા જ કર્યા. કેવાં બધાં જંગલીઓ છે...બે બોલ કહી દેવામાં એમને શું થતું હશે!

'૨૬ મો દિવસ ખરેખર ચડિયાતો નીકળ્યો. પેલા ૭ છોકરાઓ સાથે પકડાયલી તમારાનું રૂપ તો અસાધારણ હતું. એની સાથે થાય એટલી રમત કરી તોય એનું રૂંવાડું ફરક્યું નહિ. એને પીંખી નાખી તોય એનું આંસુ ટપક્યું નહિ,-એના પર વીંઝાતા ફટકાથી મારા હાથ દુખ્યા તોય એના બિડાયલા હોઠ ખૂલ્યા નહિ.

'પાછો ઠંડો પવન ફૂંકાવા લાગ્યો છે. પાછા બીજા પાંચ છોકરાઓ નવા આવ્યા છે. એ બધાને બબ્બે જણ એક સાથે ફટકા મારે છે પણ કોઈ કશું જ કબૂલતું નથી. લાલ કેદીઓ ઝાડની ડાળ પરથી ફાંસાદોર પર હીંચકા ખાય છે.

'તા. ૨૭ મી. બધું ઠીક ઠીક ચાલે છે. રોજ ને રોજ ગેરીલાં આવતાં જાય છે...બધું રાબેતા મુજબ ચાલે છે. રુસી લોમમાં પેઠી જવાની કમરો તો એ પ્રોફ જ બોદે છે પણ એમને અમારે પૂરવા પડે છે-ધરબીને, નહિ તો મધરાતે મરણમાંથી પણ જાગી ઊઠે એવા એ લોક જંગલી છે.

'માર્ચની ૮ મીની સવારે આજે કોરપોરલ રિપ્ગવોલ્ડ તથા ફ્રોરીડમેન આવી પહોંચ્યા છે. સાથે સંખ્યાબંધ કેદીઓ છે. છોકરીઓની સંખ્યા પણ ઠીક ઠીક છે. એમાંની એક પેરેયોથી આવેલી સત્તર વરસની ઉંમરવાળી તો ખરેખર દેખાવડી છે. એને સીધી કરવાની તક મને નહિ મળે તો મારો આખો દિવસ એળે જવાનો છે. મને ગઈ રાતના સ્વપ્ન આવ્યું. એમાં મેં પૂરા કરેલા પેલા ત્રીસ જુવાનો મારી ઊંઘ બગાડતા હતા. આજે પાછા તેત્રીસને વીંધવાનું મારે માથે છે. પણ પેલી ખાઈ તો લગભગ ઊભરાઈ ગઈ છે. મડદાંના આવા ઢગ-એ એકવાર જીવતાં થઈ જાય તો અને હું પકડાઈ જાઉં તો...! જાણે મને બીક લાગે છે.

'માર્ચની ૧૧ મી. એક સત્તર વરસનો જુવાન. એનો ૫૭ વરસનો બાપ અને એનો જમાઈ. જર્મન મહાપ્રજા તરફ સરકારી રીતે નહિ વર્તવાનો એમનો ગુનો છે. એમને સંસ્કાર શીખવવા ફટકા મારવા સિવા બીજો કોઈ ઉપાય છે જ નહિ...છેવટે એમની આંખ ઊતરડી લેવામાં આવી...એમને નવી ખાઈમાં ગબડાવી દેવા પડશે, ત્રણે ભેરુબંધ, બાપ, બેટો અને જમાઈ...'

'બસ બસ—' જીરાસીમોલ બરાડ્યો. 'જગતના સાહિત્યમાં જર્મન પિશાચે નોંધેલું પ્રકરણ થંભાવી દો, એ ક્યારે મૂવો?'

'મેનો પાંચમો દિવસ.'

'અને આજે?'

'અગીઆરમો—'

'હા, હા. આપણે મધરાતે આક્રમણ કરીએ છીએ, ત્યાં સુધી આરામ કરો.'

અને મધરાત પર એક ભયાનક આક્રમણ જર્મન છાવણી પર ધસી ગયું અને જર્મનોનાં શબથી છવાયલી રણભૂમિની એક કરાડમાં બેઠેલો જીરાસીમોલ આસપાસ વીંટળાયલા લાલ સૈનિકો સાથે વાતો કરતો એક શિલા પર પીઠ ટેકવીને હોકલી ફૂંકતો બેઠો હતો.

'પછી!' એકે પૂછ્યું.

'પછી કાંઈ નહિ......'

'ના, ના ત્યાર પહેલાં?' બીજો બોલી ઊઠ્યો.

'ત્યાર પહેલાનું શું!'

'તમારું જીવન......'

અને અંધારા ભૂતમાંથી ઝબાતા જીવન જેવો લાલ સરદાર ટટાર થતો હતો.

'યુદ્ધ પહેલાં હું પશ્ચિમ સાઇબીરિયામાં એક કારખાનામાં મેકેનિક હતો. આજે ત્યાં જ મારાં અપંગ બાપ છે, મારી સ્ત્રી તથા બે બાળકો છે. એમને લાલ સલામી ભરીને મેં જુલાઈના ૯મા દિવસે મોરચા પર પહોંચવા વિદાય દીધી. મારી સ્ત્રી ને મારાં બન્ને બાળકો વીંટળાયલાં ઊભાં હતાં. મારી સ્ત્રી મને વીંટળાઈને કહેતી હતી: 'આપણી મા–ભોમ્ અને શ્રમ–લોકને છેવટ સુધી બચાવતાં જીવન જંપી જાય તો ભલે, પણ આપણે જીતવાનું જ છે, આપણને એ વિના ચાલશે જ નહિ.' અને હું ખડખડાટ હસ્યો. એની આંખમાં આંસુ છલકાયાં. એ હસી શકી નહિ. અને મને વળાવવા ચાલી.

'અને મારા બાપાએ બિછાનામાંથી બેઠા થઈ જતાં સાદ દીધો: 'વિક્ટર, રખે ભૂલતો, આપણું જીરાસીમોલ–કુળનું નામ સામાન્ય નથી હો... આપણે તો ક્રાન્તિ પહેલાંથી લોખંડ ખોદતા આવ્યા છીએ, આપણી પેઢીઓએ લોઢના ગંજ ખડકયા છે... આપણી સરકારને આપણે જ લોખંડની ઘડી છે ...તારે મોરચા પર પોલાદી બનવાનું છે, બેટા!' 'હા, બાપા' બોલીને મેં વિદાય લીધી અને અમને લઈને ઊપડતી ગાડીને ટેકવતો અમારો પાર્ટી–આગેવાન મને કહેતો હતો: 'કૉમરેડ, જીરાસીમોલ... તમે દશ વરસ આપણા પક્ષની ફરજ બજાવી છે. પક્ષને તમારામાં વિશ્વાસ છે. જર્મન પશુ પર કયારે ય દયા બતાવશો નહિ' અને અમે ભેટયા.

'પછી અમારી ગાડી ઊપડી. મારી સ્ત્રી મારો હાથ હલાવતી થોડે સુધી ગાડી સાથે દોડી, અને બોલી: 'વીત્યા, વીત્યા સમાલજો, સાચવજો, સાવધ રહેજો,...' અને અમે છૂટાં પડયાં. ચાલતી ગાડીએ હું વિચારે ચડયો. મને જર્મની યાદ આવ્યું. જર્મન કામદારોએ ઘડેલાં યંત્રો આપણે જર્મનીથી મગાવતા હતા. એક મેકેનિકની રીતે મેં એ યંત્રોને ભાવથી તપાસ્યાં હતાં. એ યંત્રોના બનાવનાર લોક તરફ, દેશ તરફ મને માન હતું. પણ પછી હિટલર જેવા પિશાચ નીચે જોતરાયેલા લોકોની મને દયા આવતી.

'પણ ૧૯૪૧ના જૂનના ૨૨મા દિવસે આપણા દેશ સાથે હું ય ઝબકીને જાગ્યો. મને આપણાં યંત્ર-આયુધ યાદ આવ્યાં. મને યંત્ર–આયુધોના મહારથીઓ જેવા જર્મનો પર પહેલો ધિક્કાર આવ્યો. હું સવાર પડતાં જ મારું નામ નોંધાવવા ગયો. મારા દિલમાં જર્મનો સામે લડી લેવાની તાલાવેલી થઈ આવી.

'જુલાઈની આખરે અમારું પટક મોરચે પહોંચ્યું જુલાઈની ૨૭મીએ અમે જર્મન કબજા નીચેના એક ગામ પર ચડયા. અમારા પર જર્મન તોપોએ મૂશળધાર વરસાવ્યો પણ અમે તેમને એક ગામમાંથી હટાવ્યા અને પંદર જર્મન સૈનિકોને કેદ પકડયા. અમે કેદીઓ સાથે માનથી વરત્યા હતા. અમે એમની પીડ થાબડતા પૂછતા હતા: 'દોસ્તો, તમે અમારા દેશ પર કેમ ચડયા છો!'

'અને પછી અમે આક્રમણ કર્યું. અમે એમને, કેટલાંક ગામોમાંથી મારી હઠાવ્યા અને મેં મારી નજરોનજર આપણી તારાજી દીઠી. એમણે ગામનાં ગામ સળગાવ્યાં હતાં. સેંકડો સ્ત્રીઓ, વૃદ્ધો અને બાળકોનાં શબ રખડતાં હતાં. સેંકડો જીવતાં સળગી ગયાં હતાં. ઝાડની ડાળીઓ પરથી ફાંસીના દોર પરથી જુવાનો લટકતા હતા.

'મેં પહેલો આઘાત અનુભવ્યો. મારા લોહીમાં પહેલો તાપ પ્રજળી ઊઠયો. મને આગ લાગી હોય તેમ હું બરાડયો.

'મારી ખોપરીમાંથી એક શરીર હતું જ નહોતું. એક બગીચામાં પડેલાં શબો ભેગી અગિયાર જ વરસની એક છોકરીનું એ ભયાનક બનેલું કલેવર હતું. એ નિશાળે જતી પકડાઈ હશે. જર્મન જલ્લાદોએ એના પર અત્યાચાર કરીને એનું મરણ નિપજાવ્યું હતું. એની મડાગાંઠમાં હજુય એનું દફતર હતું. એના બિહામણા ચહેરા પરની નજર ફાટી ગઈ હતી. બારાખડી લખેલી ભૂગોળ એની પડખે પડી હતી. મારી દીકરી પણ એ જ પુસ્તક ભણતી હતી. મને મારી પોતાની દીકરી યાદ આવી. મારી આંખ આગળ દેશ દેશની કુમળી દીકરીઓ ભીંસાઈ. હું કંપી ઊઠયો.

'એ જગા રૂઝીન નામના ગામની હતી. પછી અમે રકવીરી પહોંચ્યા. ત્યાં ભયાનક યાતનાઓમાં ટળવળતા અને મરી પરવારેલા લાલ સૈનિકોનાં શરીરો છેલ્લા શ્વાસમાં તરફડીને મર્યાં હતાં. કેટલાંકનાં માથાં છેદાયાં હતાં, કેટલાંકનાં અંગ પર લોઢી ચીન્યાં હતાં. કેટલાંય કલેવરના હાથપગ કાપી લેવાયા હતા. કેટલા ય દેહો પરનાં ચામ ઊતરડાયાં હતાં. તૂટેલા માંસના ટુકડા ભેગાં અંગની ઢગલીઓ ખડકાઈ હતી. હું

પગથી માથા સુધી કંપી ઊઠયો. તમને કદાચ લાગશે કે મેં બધું જોયું તે તમને કહી શકવાની તાકાત મારામાં હશે......હું હજુ ય શબ્દો વિનાનો સળગું છું.' બોલતો જીરાસીમોલ અવાક બનીને જોઇ રહ્યો.

'કોમરેડ કમાન્ડર......' એક સૈનિકે એકસળગતી હોકલી ધરી અને જીરાસીમોલ ધુમાડાની સેર પર તાકતો આગળ બોલ્યોઃ

'અને અમે મરણિયા થઈને લડયા. આપણા યુક્રેનની તસુએ તસુ જમીન અમારા ખમીરથી ખરડાઇ છે. એકેએક ગામ અને ઘર પર અમે લડાયક વહાલ કર્યું છે. અમે પાછા હઠતાં દરેક ડગલે દુઃખ અનુભવ્યું છે. અમે એવા તો દિલગીર ડગલે પાછા હઠતા હતા કે એકબીજાની આંખમાં જોઈ શકતા નહોતા.

'પણ મને ખ્યાલ નહોતો કે હું જર્મનોનો યુદ્ધકેદી બનીશ. સપ્ટેંબરની ૨૧મીએ હું બીજી વાર ઘવાયો, અને ડેનીસોવકા–પોલટાવા પ્રદેશમાં અમે પકડાયા.

'ત્યારે આકાશમાં એક વાદળ નહોતું. તપતા સૂરજ નીચે અમારા હોઠ તરસથી કાળા પડી ગયા હતા. અમે એક ખીણ ઊતરતા હતા ત્યારે બરાબર અમારી આગળ એક ગોળો ફૂટયો. મારી ટોપીમાંથી એક કારતૂસ પસાર થઈ ગઈ. મારા ખભામાં એક ફાચર ભોંકાઇ ગઈ, અને હું બેભાન પડ્યો.

'હું જાગ્યો ત્યારે કેદી હતો. મારો પોશાક ઉતારી લેવામાં આવ્યો હતો. મારા ઘા પર લોહી બાઝી ગયું હતું. મારી આસપાસ ચાર જર્મનો વિકરાળ હસતા ઊભા હતા. મેં ચીસ પાડીઃ 'કાળપગાઓ મને મારી નાખો.'

'મારી મજાક કરતું હોય તેવું એક અટ્ટહાસ્ય ખખડી ઊઠ્યું. મને ઊભા થઇને ચાલવાનો હુકમ થયો. હું બબડ્યોઃ 'મોતનો પરાજય થશે...' અને ઊઠીને ચાલવા લાગ્યો.

'મારા પગ પાછા પડતા હતા. મારું માથું ભમતું હતું. ખભામાંથી લોહી ઝરતું હતું. મારા કંઠમાં તરસનો કારમો તલસાટ સળગતો હતો. મારી આંખ આગળ અંધારાં તરવરતાં હતાં.

'ઘણા બધા યુદ્ધકેદીઓની એક લંગાર આગળ હું અટક્યો. થોડાક તો મારી પોતાની રેજીમેન્ટમાંના હતા, લગભગ બધા જ ઘવાયેલા હતા.

'એક જર્મન સરદારે ભાંગેલી રશિયનમાં બરાડો પાડ્યોઃ 'કોમીસારો અને સરદારો આગળ આવો.'

'કોઈ આગળ આવ્યું નહિ. અને એણે બીજી વાર બરાડો નાખ્યો પણ કોઈ હાલ્યુંચાલ્યું નહિ

'પછી પેલાએ અમારી લંગારમાંથી કાળા વાળવાળા અને ભૂખરા દેખાતા પંદર જણને ચૂંટી કાઢ્યા અને દરેકને યહુદી કહીને અમારી સામે જ વીંધી નખાવ્યા.

'પછી અમારી શોધખોળ શરૂ થઈ. પછી અમને પશ્ચિમના રસ્તા તરફ હાંકવામાં આવ્યા. હું બે વાર લથડી પડ્યો પણ ચાલ્યો. રસ્તા પર પડતા ભેરુબધોને સંગીનની અણીથી પોંચાઈ જતા અને પડતા મુકાતા મેં દીઠા. મેં છેલ્લા શ્વાસ સુધી ચાલવાનો નિશ્ચય કર્યો.

'મારો સાથીદાર ચીસ પાડીને લથડ્યો. એ ઊઠી જ શકતો નહોતો. એણે એક બીજી ચીસ પાડીઃ 'લાલ સલામ, સાથીઓ...' અને એ પોંચાઈ ગયો.

'મારી આંખ આગળથી એ હજુ ય જતો નથી. આપણો રુસ દેશનો એ દીકરો કેવો જુવાન હતો! દરેક ડગલે એનું લોહી ઝર્યું હતું. યાતનાની એની આંખમાંથી આંસુ ટપક્યાં હતાં. મેં એને અનેક વાર હાથ આપ્યો હતો પણ હવે એના જીવનનું છેલ્લું જોમ ખરચાઈ ચૂક્યું હતું.

'થોડેક છેટે હું ય પડ્યો મારા મોઢામાં ધૂળ ભરાઈ ગઈ. મને કોઈએ ઉતાવળો ઉઠાડ્યો ને કહ્યુંઃ 'ઊઠી જાવ... નહિ તો પેલાઓ ધૂળમાં જ રગદોળી દેશે... હિંમતથી થોડા જ કદમ ઉઠાવે તો આપણી સામે પેલી નદી...'

'અને હું ઊઠ્યો. અમારી સામે ઓળંગવાની નદી દેખાઈ. આપણી મા-ભોમના વહેળાએ મારામાંથી હેવાઈ ગએલો દીવો ફરી પેટાવ્યો.

'પણ અમારી પાછળ દોડતી રણગાડીઓનો અવાજ અમારા કાન પર અથડાયો. જર્મન જલ્લાદો અમારા પર અચાનક મજાક ખેલતા અમે તેમ ગાડીઓ દોડાવતા આવતા હતા. અમારામાંથી ઘણા કચડાઈ ગયા, ઘણા વીંધાયલા પડ્યા. તો ય ઘણા બચી ગયા હતા. હું બચેલામાંનો એક હતો. હું નદી ઊતરતાં પાણી પીતો હતો. નવી તાજગી મેળવતો હતો. નદીપાર પાછી અમારી ગણતરી થઈ. અમારામાંથી અરધા ઉપર રસ્તામાં જ વીંધાઈ કે કચડાઈ ગયા હતા.

'અને સંધ્યાકાળ થતાં અમે કેદીઓને રાખવાની છાવણી પાસે પહોંચ્યા. અમને બંદૂકના કુંદા મારતાં મારતાં અંદર ધકેલવામાં આવ્યા. અંદર બીજા ઘણા હતા. અમે બધા ખીચોખીચ ભરાયા.

'એ કારાગારની ચારેકોર કાંટાળા વીજળિક તાર હતા. એ કારાગારની અંદર બેસવા જેટલી ય જગા નહોતી. એ કારાગારમાં કોઈ જાજરૂ હતું નહિ. એ કારાગારમાં કાદવ અને બદબો ખદબદતાં હતાં. અમને એક વખત ગંધાતું બટકું આપવામાં આવતું અને દિવસમાં એકવાર પાણી મળતું.

'અને અમારા કારાગાર પર વરસાદ પડ્યો. અમે કાદવમાં ઊભા, કાદવમાં જ અમારી હાજતો કરી. કાદવમાં કાદવથી સેળભેળ બટકું પીને કાદવમાં આળો-ટયા. ગંધાતી બદબો અમારા શરીર પર લપેટાઈ હતી. અમારામાંથી રોજ મરતાં શરીરો વધતાં હતાં. અમારી અંદરથી મડાંના ઢગ ગંધાયા પછી ખસેડાતા હતા. કોઈ પણ નરકાગારની કલ્પના આથી વધારે કપરી નહિ જ હોય.

'મારા ઘા બંધાયલા નહોતા ને બગડતા હતા. અમારી કારાગાર છાવણીની બહારના દરવાજા પરના એક જર્મન ચોકીદારની આંખ મારા પર ઠરી હતી. મને એ સવાર–સાંજ જ્યારે જુવે ત્યારે બહાર બોલા-વીને લાતો મારતો હતો. એને એમાં આનંદ હતો અને રોજ રોજ ટેવાતો જતો હોય તેમ નિરાંતે મારા પર લાતો વરસાવતો હતો.

'અને તોય હું મરતો નહોતો કારણ કે જીવવાની મારી ઇચ્છા હજુ નબળી પડી નહોતી.

'અમે થોડા જ દિવસમાં આ દુનિયામાં ન હોય તેવા પ્રાથમિક દશાના હેવાનો જેવા નરકા–ગારમાં સડતા માનવીઓ હતા. અમારી ભૂખ ક્યારેક ભયા-નક બનતી હતી. અમારી તૃષા ક્યારેક કારમી બનતી હતી. અમને બબ્બે દિવસ ભૂખ્યા રાખીને કોઈ કોઇ વાર, અમારી વચ્ચે મરેલા ઘોડાનાં શબ કાપીને નાખવામાં આવતાં અને અમારામાંના ભૂખે મરતા ભૂખના દુઃખમાં મડાંમાંસ ખાતા. અમારી છાવણી-માં બીજે જ દિવસે મરકી જાગતી. એમ સેંકડો ટપોટપ મરતા અને તેમનાં શબ બહાર સુકાયા કરતાંઃ

'કોઈ કોઈ વાર જર્મન સંત્રી આવીને કહેતો. 'ડાબી બાજુ શબ વહેંચવામાં આવશે' અને અમે ભૂખના બરડા જેવા ડાબી બાજુ પર પડાપડી કરતા ગોઠવાતા અને કલાકો સુધી ઊભા રહેતા. અમારા હાડપિંજર દેહો પર સુસવતો ઠંડો પવન છરીની ધાર જેવો ઘસાતો.

'અને એકાએક જમણી બાજુથી ઘોડાના માંસના ટુકડા ફેંકાતા. અમે ગાંડાતૂર બનીને ભૂખના માર્યા દોડતા, અને કાદવમાં ખરડાયલા ટુકડા પર પડાપડી કરતા. અને એકાએક અમારી પડાપડી પર બંદૂકની ગોળાઓ વરસતી. પડાપડી થંભી જતી. લોહી વહેતાં થતાં, ચિત્કાર સુસવતા બનતા અને ઘવાયલા ને કણ-કતા અમે ડાબી બાજુ પડતા–આખડતા ઊભરાતા.

'અને એક મોટો ખુશાલીનો અવાજ કરતો જર્મન જલ્લાદ અટ્ટહાસ્ય કરતો.

'એવા અનેક જાતના વિકરાળ આનંદોના જર્મન ખેલ અમારા પર ભજવાતા.

'અને તોય હું કેવી રીતે જીવતો રહ્યો તે મને પોતાને જ સમજાતું નથી. પણ ઘણા થોડામાંનો હું એક જીવ્યો ખરો.

'પણ મારો દેહ ગંધાતો હતો. મારા અંગ અંગ-પર માટી લપેટાઈ હતી. મારી આંખો નિસ્તેજ ને ઊંડી થઈ હતી. મારા ચહેરા પર એટલી યાતના પથ-રાઈ ગઈ હતી. મારો હાડપિંજર દેહ બિહામણો બન્યો હતો. એવા બીજા દેહોથી ડરતો હતો. અમે હરતા–ફરતા હતા તે સાચેસાચ જીવતા હોઈશું કે કેમ તેની અમને આશંકા થતી હતી. મારા માથામાં ધડાકા થયા કરતા હતા. મારી જીભ લથડતી હતીઃ મારી આંખ અંધારી બનતી હતી.

'ત્યારે શિયાળો દોડતો આવતો હતો. અને દૂર દૂરના અવાજ અમારા કાન પર ધડકી ઊઠ્યા.

'એકે કહ્યુંઃ આપણો ધસારો આવે છે અને જીવતા કાન ધસારાના મીઠા ધડાકા પર મંડાયા. અમારી આં-ખોમાંથી સુકાયલાં અશ્રુ વહેતાં થયાં. મારાથી ડૂસકાં દેવાઈ ગયાં. મારી સાથેનો એક ભેરુ જોરથી રડી પડ્યો.

'અને અમારા ભાંગી ગએલા અવાજ લથડાતા એકઠા થયા. મરેલાનાં હાડપિંજર કકડતાં હોય તેવો અવાજ અમારા કંઠમાંથી ઇન્ટરનેશનલ ગાઈ પડ્યો.

'અને અમારા પર મશીનગન તતડી ઊઠી. 'ભેંય સાથે સૂઈ જાવ...' મેં ચીસ પાડી. અમારામાંથી સેંકડો ઓછા થઈ ગયા.

'પછી થોડા દિવસે અમારામાંથી કેટલાકને બહારના કામે લઈ જવાયા. હું તેમાંનો એક હતો. અમારા રસ્તામાં એક ગામ આવતું હતું. ગામનો વસવાટ અમારા રસ્તા પર ખોરાકના ટુકડા વેરતો લપાઈ જતો હતો. ગામ પર ગોળીબાર થતા હતા, અગ્નિઝાળ વરસતી હતી. અને અમને દોડતા ચાલવાનાં ફરમાન મળતાં હતાં. તો ય અમારી ભૂખની યાતના જીવનના જોખમે પણ રસ્તા પર પડેલો કોઈ રોટીનો ટુકડો દોડતા પગ નીચેથી ઉપાડી લેવાની ફરજ પાડતી હતી. એ ગુના માટે ઘણા વીંધાઈ ગયા હતા. બીજા કામ કરવાની જગા પર પહોંચતા હતા. હું ય હતો.

'એક ત્રીજા દિવસની એ સાંજ હતી. અમે કામચલાઉ કિલ્લેબંધી બાંધતા હતા. હું બીજા કેટલાક સાથે તીકમ લઈને ખોદતો હતો. મારો જર્મન જાલિમ થોડેક દૂર ઊભો હતો.

'મેં ખોદતાં ખોદતાં જોઈ લીધું. બીજા જર્મનો થોડે દૂર આનંદ કરતા બીજાઓ પર નજર રાખતા હતા. મારા માથામાં એક ઝબકારો થયો. ઉતાવળા વિચારનો ધક્કો ખાતો હું ઊપડ્યો. મેં પેલા જર્મન તરફ જતાં વચમાં જ કહ્યું... 'મારો તીકમ તૂટી ગયો છે' અને બીજી છલંગે હું એની સામેસામ પહોંચી ગયો. મારી આંખમાં એની આંખ મળી અને એ ચમકીને ખભે લટકાવેલી બંદૂક ઉતારવા જાય ત્યાં તો બીજા ઝબકારા જેવો મારા તીકમનો ઘા એની ખોપરીમાંથી ચહેરા પર થઈને ઉતરી આવ્યો.

'મેં એની બંદૂક લઈ લીધી અને નાઠો. મારી પાછળ અવાજો દોડતા હતા, ગોળાઓ સુસવતી હતી. હું હતું એટલું છેવટનું બધું જોર જમાવીને દોડતો હતો. મારા પર અંધારું પથરાતું હતું. હું થાકીને પડ્યો ત્યારે છુપાઈ ગયો હતો એમ મને લાગ્યું. પછી હું ગેરીલાના એક ઘટક ભેગો થઈને પાછો પહોંચ્યો. હજુ હું બત્રીસ જ વરસનો છું અને ઓકના ઝાડ જેવો જાજરમાન છું હોં...મારા વાળ પર ધોળો રંગ ચડ્યો છે, મારા ચહેરા પર ફિક્કું તેજ ફરકે છે તે તો બધું મારી યાતનાઓની છેલ્લી છાયા જ માત્ર છે.

'યાતનાની છાયા સરીખો હું... લોકયાતનાનો લોકપ્રકોપ બનીને જર્મન જલ્લાદો પર કોઈ ખોજ... કોઈ મીનેક બનીને મરી ફીટું એ જ એક આજે તો મારા જીવનનો સંચાર છે...નહિ તો જીવતો જર્મન જોતાં મને લયાનક આવેશ શું કામ થઈ જાય?'

# સગાઈ સંગાર

લેખક
મયૂર

પચ્છમબેટને માથે પદ્મણીના સિંહાસન મંડાણાં ને તેવે ટાણે કચ્છમાં પાવર પરગણામાં બાડિયા બેલીના ભાઈ ભુજંગિયાનું ભારી જોર. એને ફૂંફાડે ઊભા ને ઊભા ડુંગરા ડોલી ઊઠે, ઝાડપાન કાળાંભઠ થઈ જાય ને માનવીની કાયા બળીને ઢગલો થાય. ચારેકોર ભુજંગિયા નાગની કે ફાટે. કોઈ એને ઓળાયે ય ન ઊતરે.

એમ પાવર પરગણામાં ભુજંગિયો જોર પછાડે ને પચ્છમબેટને માથે સગઈ સંગારના રૂરનાં રાજ્ય ચાલે. એના કામણટુમણના લીલાપીળામાં કંઈક અટવાઈ અટવાઈને માનવીના પશુ ને પશુના માનવી સરજાય. એક જાણે કે ફેણ માંડી ફૂંફાડા મારે ને બીજી જાણે મોરલી વગાડી જગતને વશ કરે.

ભુજંગિયાને એના ફૂંફાડાનું ને હૈયામાં સંઘરી રાખેલા વિષનું જોર ને પદ્મણીના એંકારનો ય કાંઈ પાર નહિ. એના મનમાં જાણે મલકમાં એના રૂપનો જોટો જ નથી. એના રૂપનું એને અભિમાન ને ઉપર જાતાં કામણટુમણની કરામત. કોના દેન કે પચ્છમબેટને માથે પગ મૂકી શકે!

ને પદ્મણીના રૂપની વાતો તો દેશેદેશ ને ઘેરઘેર થાય. ઓહોહોહો! એનાં તે કાંઈ રૂપ હતાં! કાંઈ રૂપ હતાં! ભગવાને જાણે રૂપનો સાગર એને એકને માથે જ ઢોળી નાખ્યો હતો.

પચ લઘુ, પંચ દીર્ઘ છે, પંચ રાતડા પૂર;
પંચ ઉન્નત, પચ પાતળા, નારીમાં બહુ નૂર.

સામુદ્રિકનાં એકચે એક શુભ લક્ષણ ભગવાને એનામાં જ ભેળાં કર્યાં છે. માથે સવા ગજનો ચોટલો ને વચ્ચોવચ્ચ આકાશગંગાની ધાર જેવો સેંથો, કમળફૂલ સરખું વદન ને મીનની જેવાં ચપળ ચક્ષુ, કાન સુધી ખેંચાયલી ભમ્મર, પ્રવાળ સરખા અધર ને દાડમી દાંત, પોપટની ચાંચ જેવી નાસિકા ને કપોત જેવી ડોક, કેળના પાન સરખો વાંસો ને પોયણીના પાન જેવું પેટ, કાગળના સંપૂટ જેવા પયોધર, ને હાથીના ગંડસ્થળ જેવાં નિતંબ, સિંહ જેવી કટી ને જાંઘો જાણે કદળીથંભની જોડ, હાથીની સૂંઢ જેવા ડોલતા હાથ ને અળતો લગાડી રાખ્યો ન હોય એવા રાતા ચોળ પગની પાનીઓ: ભગવાન પણ એકવાર તો એને જોઈ જ રહ્યો હશે ને!

ને આ સુંદરીમાં તો જાણે નવે ગ્રહે વાસો કર્યો હતો. એના મુખમાં ચંદ્રે, કેશકલાપમાં રાહુએ, સેંથી વચ્ચેના સિંદૂરમાં સૂર્યે, ભ્રૂકુટિમાં કેતુએ, હોઠ ઉપર મંગળે, પયોધર ઉપર ગુરુએ, મધુર વાણીમાં શુક્રે, મંદ ગતિમાં શનિએ, સૌમ્ય કટિપ્રદેશમાં બુધે, એમ નવે ગ્રહે એના દેહમાં વાસ કર્યો હતો. એ તો જેને ફળ્યા એના નવે પાધરા ને જેના ઉપર રૂઠી એના નવે વાંકા.

એ રૂપની પાછળ ઘેલા ઘેલા બની કંઈક જોબનવંતા ને છેલછબીલા, વાંકા ને વળી વરણાગિયા મારગ ભૂલી પદ્મણીનો પડછાયો પૂજી રહ્યા હતા. પણ પદ્મણી કોઈને ન ગાંઠે. એની તો બહુ આકરી શરત. જે એને પાણી પાઈ દે એના પગ હેઠેથી એ નીસરી જાય. બીજાને પોપટ કરી પાંજરે પૂરે. પદ્મણીને મનાવવા ઘણા દીઠી ન દીઠી, સાંભળી ન સાંભળી એવી કંઈક મથામણ કરે, પણ એ તો કહ્યું છે ને કે એક કંચન ને બીજી કામની એ ય અજિત છે. એવા તો કંઈક આવ્યા ને કંઈક ગયા, પણ પદ્મણી કોઈની ન થઈ. નસીબ પાધરાં હતાં તે હીમખીમ પાછા વળી ગયા ને હાથારીંગા કંઈક પચ્છમાઈને ડુંગરે પોપટ બનીને પંખીની બોલી બોલતા હશે!

એમ પદ્મણીનું રૂપજોબનિયું જેમ હેલારે ચડ્યું'તું તેમ એની વાત પણ વંટોળે ચડી. થાતી થાતી થાતી વાત ભુજંગિયા નાગ પાસે આવી. વાત સાંભળી ભુજંગિયે ફૂંફાડો માર્યો: 'ફૂંક મારું ત્યાં ડુંગરા ખાખ થઈ જાય. તો એક અમથી બચાડી અસતરી શું બિસાતમાં છે? જે કોઈએ ન કર્યું તે આપણે કરીએ. હું મારો બાપો, થઈ જાઓ સાબદા! પદ્મણીને નો લાવીએ ત્યાં સુધી પાવરનું પાણી હરામ છે.' ભુજંગિયે સગાંસાંઈને સાબદા થવા કહી દીધું.

ભુજંગિયો પચ્છમની પદ્મણીને વશ કરવા જાય છે એ વાત આખા પાવર પરગણામાં ફરી વળી. જેણે જેણે પદ્મણીનો પરચો જાણ્યો હતો તે થરથરી ઊઠ્યા, પદ્મણીએ જેને દાદ નહોતી દીધી તેઓ જાણે કે વેર વળશે એમ જાણી પોરસમાં આવી ગયા. ને જેને પદ્મણીનો અનુભવ ન હતો એવા કંઈક ભુજંગિયાની જેમ બોલી રહ્યા: 'અરે ભાર છે એના!'

ભુજંગિયો સાબદાઈ કરે છે ને એ વાત ભુજંગિયાના દસોંદી ભાટે સાંભળી. વાત સાંભળી એને

ધ્રાસકો પડ્યો ને દોડ્યો દોડ્યો એ કચેરીમાં આવ્યોઃ 'ખમા, અન્નદાતા. ખમા માઈબાપ! આ દળકટક ક્યાં હાંક્યાં?'

તો કેઃ 'પચ્છમાઈના બેટ ઉપર સોનેરી કમળફૂલ ખીલ્યાં છે. કમળફૂલની પથારીમાં આળોટી લેવાની જરા ઈચ્છા થઈ છે, બારોટ.'

તો કેઃ 'કમળફૂલ લેવાં દોયલાં છે, બાપ! એક તો જાણો એમ કે કમળફૂલ કાદવમાં ખીલે. ત્યાં ત્યાં એટલી વારમાં તો માહ્ણામાં ખૂંચી જાઓ ને બીજી વાત એ કે કમળફૂલ તો દિવસે ખીલે ને રાતે બિડાઈ જાય. કમળની મીઠી સુવાસ અને સુંવાળી સેજ તો ભોગી ભમરા જ માણી જાણે. બંદીવાસ સહન કરવાની તેવડ હોય ઈ જ રંગરાગ માણી શકે.'

તો કેઃ 'અમે ભમર નહિ, તો ભોરીંગ. અમારો તો સ્વભાવ જ એવો કે કરે કોક ને અમે ભોગવીએ. ભમરો બચાડો ભલે કેદખાનામાં પડ્યો રહેતો. અમે તો ફૂલની પથારીના પોઢનારા.'

'તમે નાગરાજ વળી માનવીની માયામાં ક્યાંથી લપટાણા?'

તો કેઃ 'અમે તો માનવી થઈ મરતલોકમાં મહાલીએ ને ભોરીંગ બની પૃથ્વીના પેટાળ વીંધીએ. અમારો તો દેહ એક ને જૂજવાં રૂપ.'

તો કેઃ 'એવો એક દિવસ ગયો'તો નાગકુમાર મરતલોકની માનનીને માણવા. પણ મોજ નસમી પડી ગઈ'તી, હો નાગરાજ.'

તો કેઃ 'તમારે ભાટચારણને તો વાતની જ વરોઠાઈ. વાતો કરો ને વળી વાતમાં મોણ ઘાલો.'

તો કેઃ 'અમારો વહીવંચાનો ધંધો. અમારે ચોપડે સતજુગથી માંડી આજ લગીનાં લખાણ. જેવાં લખ્યાં હોય એવાં ઉકેલીએ. અમારાં લખ્યાં એકચે ખોટાં નહિ.'

'ને એકચેમાં ભલી વાર નહિ.' ભુજંગિયાએ મોં મરડ્યું.

બારોટને વેણનું ચટકું લાગી ગયું. પણ એ ગળી ગયો. 'એ તો જેવી જેની આંખ, એવું એને દેખાય. આંધળા ને સૂધી આગ્મી ધરો તો ય દેહનાં દરશન એને થોડાં જ થવાનાં હતાં? એમાંથી તો પાવળું પૂંક જ ઊડે, બાપ, એમાંથી કાંઈ અનરાધાર આભ નો ગળે. સૂરજ ચંદરની સાખે વડવાએ વહી લખી ને અમે ય લખીએ છીએ. અમારાં લખ્યાં આજે ય વંચાય છે ને મલકમાં એની વાતો થાય છે.'

ભુજંગિયો કહેઃ 'તમે તો વાતની વાતમાં બદલી ગયા ને મેણાટોણાં બોલવા લાગી ગયા. ઠીક, મેલો ઈ વાતને. તમારે ચોપડે ઓલ્યા નાગકુમારની કેવીક વાત માંડી છે એ તો કહો.'

બારોટ કહેઃ 'હવે વાત કરું? વાત સાંભળીને વળી વગદ્યાં કરવા બેસશો.'

તો કેઃ 'એક વેણ બોલું તો મારા જીવના સમ છે. વચમાં હોંકારા સિવાય બીજું કાંઈ નો ભાણું.'

ને બારોટ મનાણા છે ને એણે વાત માંડી છેઃ

વાસુકિ નાગનો એક કુંવર. રંગેરૂપે કોડીલો કોડામણો. પાતળી સોટા જેવી કાયા ને ફેણ માંડી ડોલવા લાગે ત્યારે વાય નાગ દેવતા! એને માથે મણિ ને એનાં અજવાળાં બાર ગાઉમાં પથરાય.

નાગકુમાર એક વખત પૃથ્વીના પર્યટણે નીકળ્યો, દેશપરદેશ જોતો જાય છે ને આગળ ચાલ્યો જાય છે. ચાલતાં ચાલતાં એક નગરી આવી. રૂડી બોંતેર બજાર શોભી રહી છે. ચોરાશી ચૌટામાં માનવી કયાંઈ માતો નથી. હાટે હાટે વણજવેપાર ધમધોકાર ચાલે છે ને ઘેર ઘેર છપ્પન ઉપર ભેર વાગે છે. નાગકુંવર તો નગર જોતો જોતો આગળ ચાલ્યો જાય છે ને ચાલતાં ચાલતાં રાજમહેલ પાસે પહોંચ્યો છે. રાજમહેલને રૂડા ઝરૂખા છે ને ઝરૂખે રૂપાળી રાજકુમારી બેઠી છે. વાળે વાળે મોતીડાં હાસ્યાં છે ને સોનાને વીંજણે પવન ખાય છે જોતાં શું રાજકુંવરીને જોઈ ને નાગકુમાર થંભી ગયો. નાગકુમારનું મન કુંવરી ઉપર ટુંદી ટુંદી થઈ રહ્યું ને એણે તો ગાંઠ વાળી કે પરણું તો કુંવરીને જ પરણું.

પણ પોતાની નાગની જાત, કુંવરીની માનવીની જાત. એણે એટલો ય વિચાર ન કર્યો કે આ મેળ ક્યાંથી મળવાનો હતો? એ તો મનના મનસૂબા ઘડતો જ્યાંનો ત્યાં ઊભો છે. ઊભો ઊભો કુંવરીની કાયા નીરખી રહ્યો છે. એની કાયામાં કંદર્પે કળા પૂરી છે એના રૂપમાં સૂરજચંદ્રે સાથિયા પૂર્યા છે, એના જોબનમાં મહાસાગરે લહેરો મૂકી છે.

થોડી વાર થઈ ને કુંવરીને અંદરથી તેડું આવ્યું. એ તો ઝરૂખેથી ઓઝલ થઈ ગઈ. એને તો ખબરે નથી કે એણે કોકનું દૈડું હરી લીધું છે.

'રાજકુમારી ! રાજકુમારી !' કરતો નાગકુમાર ચારે તરફ રઘવાયો થઈને ફરે છે. મહેલના ખૂણામાં ભરાય છે, બાળટાળને ઠેબે ચડે છે. હડમ હડમ કરીને સહુ એને કાઢી મૂકે છે ને રાજકુમારી તો તે દી દીઠી ઈ દીઠી, બીજી વાર નજરે પણ ચડી નથી.

ઘણાં ય વલખાં માર્યાં, ઘણાં ય વલખાં માર્યાં પણ નાગકુમારને રાજકુમારી મળી નથી ને નિરાશ થઈને ભાંગલ ટાંટિયે એ જંગલની વાટે ચાલી નીકળ્યો છે. જંગલમાં જઈને એક ઝાડ નીચે એ લમણે હાથ દઈ બેઠો. બેઠો બેઠો એ વિચારે ચડયો ને મનસૂબા ઘડવા લાગ્યો. વિચાર કરતાં કરતાં એને કાંક સૂઝી આવ્યું. સૂઝી આવ્યું ને એ કેડાને કાંઠે આવીને બેઠો.

હવે એ રસ્તે થઈને એક બ્રાહ્મણ નીકળ્યો. ફાટયાં-તૂટયાં લૂગડાં, મેલોઘેલો પંડ, ખભે ખડિયો ને હાથમાં તાંબડી. ગામપરગામ માગીભીખીને ઘર ભણી જાય છે.

નાગકુમાર બ્રાહ્મણને જોઈ રસ્તામાં મણિ થઈને પડ્યો. બ્રાહ્મણે મણિ દીઠો. મણિ જોઈને ઘડીભર તો એ જોઈ જ રહ્યો. બાપગોતર કોઈ દી મણિ કેવો હોય એ સાંભળ્યું હોય તો ને ? એ તો ઊભો ઊભો વિચાર કરવા લાગ્યો કે ઓહોહોહો ! શી ભગવાનની માયા છે ! કેવા કેવા રંગ મારો વા'લોજી સરજે છે ! છે તો એક નાનકડો પાણો જ, પણ એને હૈયે ય કેવા રંગના અટાપટા પડ્યા છે ! હાલને ઘેર લઈ જાઉં. છોકરાંને રમવા કામ આવશે.

એમ વિચાર કરીને બ્રાહ્મણે મણિ ઉપાડી લઈ કેડે ચડાવી દીધો ને પછી એણે તો ખેપટ મારી મૂકયા.

બ્રાહ્મણ ઘેર પહોંચ્યો ને જુએ તો રોગી રીઢિયા-રમણ મચી રહી છે. છોકરાં સવાર સવારનાં ભૂખ્યાં છે ને આરાબેરડ મચાવી રહ્યાં છે. એને સમજાવવા તો દૂર રહ્યાં, પણ શંખણી જેવી બ્રાહ્મણી ડારા દઈ રહી છે ને ઉપર જાતાં જેમ આવે એમ ભાંડી રહી છે. 'મરરે મરે બાપ તમારો ! ઘરમાં ફૂટી કોડી નહિ ને રોયાના કપાળમાં યે ભમરો. એક ગામ માગે તો ય છ ને સાત ગામ માગે તો ય છ. કોઈ દિવસ ધરાઈને ધાન ખાધું નહિ. મારા તે શા ભોગ લાગ્યા તે આ ભૂખને પનારે પડી ! ને ઓછામાં પૂરું આ ભૂંડણનું ડાર વળગ્યું. દુકાળમાં જાણે અધિકમાસ.' ભૂંડણ પોતાની જણ્યને ભાંડી રહી છે. કરમે લખ્યા પતિદેવનો તો એ સતિ સ્ત્રી પાસે જરા યે વકર નથી.

બ્રાહ્મણને ભાળ્યો કે તરત જ બ્રાહ્મણીએ હાથમાંથી તાંબડી આંચકી લીધી. 'ક્યાં'તા તે સવાર સવારના ને એક ચપટી લોટે ન મળ્યો ! આખો દિવસ ક્યાં ગુડાણા'તા ? કમાવું નહિ, ધમાવું નહિ ને રોજ રખડ રખડ રખડ.'

બ્રાહ્મણીએ તો બ્રાહ્મણને બરાબરનો લીધો. એ તો વઢકણીનો વળગાડ. ભાળે એને ચોંટે. એનું તો વઢ નહિ તો વઢનાર દે એવું

બ્રાહ્મણ રોજનો ટેવાઈ ગયેલો. કરમે શંખણી લખેલી તે હવે કાંઈ પદમણી થાવાની નથી. તે ઈ કાંઈ કુંભારના ઘરનું હાંલ્લું થોડું જ હતી તે ફોડી નંખાય ! બાઈ ટકટક કરતી રહી ને બ્રાહ્મણ છોકરાંની આસનાવાસના કરવામાં પડી ગયો.

કેડે પડચો પડચો મણિ સળવળવા લાગ્યો ને તરત જ બ્રાહ્મણને હૈયે ચડયો. બ્રાહ્મણને થયું 'આવો મજાનો પાણો છે. છોકરાંને રમવા માટે તો લાવ્યો છું. બચાડાંએ કોઈ દિવસ રમકડું યે ભાળ્યું નથી. લાવને રમવા આપું, છાનાં રહી જશે.'

મણિ કેડેથી કાઢયો ત્યાં વળી વિચાર થયો, 'ગરીબનાં છોકરાંને વળી રમકડાં શાં ? કોઈ શેઠ શાહુકારની દુકાને વેચશું તો પાલી બાજરો મળશે.' ને બ્રાહ્મણ તો બજાર ભણી હાલી નીકળ્યો.

બ્રાહ્મણી વાંસે પપડતી રહી: 'છે કાંઈ ! આવ્યો ન આવ્યો ને આ ઊપડ્યો ! ઘરમાં ટાંટિયો ટકે છે !'

પણ બ્રાહ્મણના તો કાનના પડદા જ ફૂટી ગયેલા. બીજું બધું સાંભળે, બ્રાહ્મણીનો એકે બોલ એને કાને ન પડે

એ તો બજારે જઈ એક શેઠની દુકાને ઊભો: 'શેઠ શેઠ આ રમકડું રાખો. તમારાં છોકરાં રમશે. બદલામાં શેરનશેર બાજરો આપી શકો તો આપો.'

શેઠે મણિ હાથમાં લીધો. વાણિયાનો દીકરો છે. રતનપારખુ છે. એણે તો મણિને મણિ તરીક ઓળખી કાઢયો ને મણિ યે કાંઈ જેવોતેવો નહિ; મણિ જેવો મણિ. વાણિયો તો - ઘડીક મણિ સામું જુએ ને ઘડી: બ્રાહ્મણ સામું જુએ.

બ્રાહ્મણને થયું આ શેઠ ચપટી ધાન આપવાનો નથી. એ તો કરગરવા લાગ્યો: 'શેઠ એમ માનજો કે આટલો ધરમાદો કર્યો'તો. મરે છોકરાં સવાર

સવારનાં ભૂખ્યાં છે, થોડુંઘણું આપશો તો ખાઈને આશીર્વાદ દેશે.'

શેઠના મનમાં થાય છે કે બ્રાહ્મણને મણિ મળ્યો છે ને એ તો પાણો પાણો કૂટે છે. આ તો અપાતરને ધન મળ્યા જેવું થયું છે. ને બ્રાહ્મણ મણિને મણિ તરીકે ઓળખતો નથી એટલે શું એનો મણિ કાંઈ ઓળખી થોડા જ લેવાશે! વાણિયો ડાહ્યો હતો છે. એણે બ્રાહ્મણને કહ્યું: 'મહારાજ! પાણો પાણો કૂટો છો. પણ આ તો મોંઘા મૂલનો મરકત મણિ છે. એની કિંમત કરવાનું મારું ગજું નથી. એનાં મૂલ તો રાજદરબારે થાય.'

બ્રાહ્મણ કહે: 'મશ્કરી શું કરો છો! મૂઠી ધાન આપશો એથી કાંઈ તમારું ખૂટી નહિ જાય. ને આમે ય બ્રાહ્મણનો દીકરો છું. પુણ્ય થશે.'

પણ શેઠે તો ઊભા થઈ બ્રાહ્મણનો હાથ ઝાલ્યો ને જોર કરીને એને કચેરીમાં ઢસડી ગયો.

કચેરીમાં જઈ કરી વાણિયાએ વચ્ચોવચ્ચ મણિ મૂકી દીધો. આખી કચેરી ઝળાંઝળાં થઈ ઊઠી.

રાજાએ પૂછ્યું: 'આ શી ભેટ લાવ્યા છો, શેઠ?'

શેઠ કહે: 'ભેટ નથી! બ્રાહ્મણની મિલકત છે. એનાં મૂલ કરવાનું મારું ગજું નથી. રાજા મૂલ કરે ને બ્રાહ્મણને ચૂકવે.'

મણિ જોઈને રાજા ખુશ ખુશ થઈ ગયો. એણે ખજાનચીને હુકમ કર્યો: 'આ મણિનાં મૂલ નથી. ખજાનાનાં મોઢાં ખુલ્લાં મૂકો ને બ્રાહ્મણ ઉપાડી શકે એટલી સોનામહોર આપો.'

બ્રાહ્મણ સોનામહોર કેડે બાંધી હસતો-રમતો ઘેર ગયો ને રાજા હાથમાં મણિ રમાડતો રાજમહેલમાં ગયો. જઈને મણિ રાણીને સોંપી દીધો: 'રાણીજી! આવો મણિ તો એક વાસુકિ નાગને માથે સાંભળ્યો છે. એનાં ઝાઝાં કરીને જતન કરજો.'

રાણીએ મણિને હૈયા સાથે ચાંપ્યો, સુખડની મોટીમધી પેટી કરાવી અંદર રૂની ગાદી પાથરી ને અંદર મણિને મૂકી કરીને રાણીએ પેટી બંધ કરી દીધી. સોનાની ચાવી અંબોડાને દોરે બાંધી દીધી.

એ વાત તો વિસારે પડી ને એમ કરતાં કરતાં ૭ માસ વીતી ગયા. ૭ મહિને રાજાને મણિ સાંભર્યો: 'રાણી! રાણી! આપણો મણિ ક્યાં?'

'મણિ તો સુખડના પટારામાં મૂકી દીધો છે ને ચાવી અંબોડે બાંધી છે.'

'લાવો ને રાણી! મણિ જોઈએ, મણિનાં તેજ જોઈએ. કાંઈ વધ્યાં કે ઘટ્યાં?'

રાણી તો દોડી દોડી મણિ લેવા ગઈ પેટી ઉઘાડી અંદર જુએ તો એણે તો અચરજ દીઠી. મણિને બદલે ૭ માસનો બાળ મોઢામાં અંગૂઠો ધાવતો હુંઘ-વાટા કરે છે. જોતાં જ ધરાઈએ એવો બાળક છે.

રાણી દોડી દોડી રાજાને વધામણી દેવા ગઈ છે. 'હાલો રાજાજી! મણિમાંથી મણિકુમાર જન્મ્યા છે.'

રાજાએ બાળકને દીઠો છે. દીઠો છે ને બે ગઉ પાછળ હટી ગયો છે. 'આને ક્યાંક મૂકી આવો. આને અહીંથી દૂર કરો. આ તો કોઈ જાદુગર લાગે છે.'

રાણી આડી પડી છે. 'તમે તે કેવી વાત કરો છો? સારા શુકનનો મણિ સાંપડ્યો ને એણે દીકરા જેવો દીકરો દીધો. જાતે જનમારે દીકરાનું મોઢું દીઠું ને હવે એને દેશવટો દેવો છે!'

પણ રાજા કહે: 'આને જંગલમાં પૂરી આવો. એ જાદુગર છે. મહેલમાં રહેશે તો મહેલ ઉડાડી મૂકશે. રાજ્યમાં રહેશે તો રાજપાટ ખેદાનમેદાન કરી મૂકશે.'

રાજાએ તો કોઈનું સાંભળ્યું નહિ. મણિકુમારને પાંદડામાં વીંટી જંગલમાં મોકલાવી દીધો.

નાગકુમારની બધી મહેનત નકામી ગઈ. એને હતું કે બાળક બનીને રાજમહેલમાં અવતરીશ તો કુંવરીને ખોળે રમવાનું તો મળશે. પણ આ તો જન્મતાંવેંત જ જાકારો મળ્યો. કુંવરીનું તો મોઢું પણ દીઠું નહિ.

પણ નાગકુમારની પાસે યુક્તિનો ક્યાં આરોવારો હતો! નોકરચાકર જંગલમાં બાળકને મૂકી વાંસો વળ્યા કે મણિકુમાર પાંદડાના પડદા ચીરી બહાર નીકળ્યો ને કાયા વધારવા લાગ્યો. જોતજોતામાં એ જુવાન જોધ બની ગયો. માથે વાંકડિયાં જુલ્ફાં, મોઢે મૂછનો દોરો વરણાગિયો વેશ ને કામદેવ જેવો વાન. ખભે ઢાલ ને કેડે તલવાર, જાણે કોઈ બત્રીસ-લક્ષણો રણે ચડવા સાબદો થયો છે.

રાજા કૂંડાડે બીનો નથી, બાળક દેખી રીઝ્યો નથી, તો હવે પરાક્રમ કરી પ્રસન્ન કરું એવો મનસૂબો મન સાથે બાંધી નાગકુમાર નગરની વાટે ચાલી નીકળ્યો છે.

હવે રાજાના નગરને માથે એક રાક્ષસીનો ભારે ઉત્પાત રોજ રાત પડે ને ન હોય ત્યાંથી રાક્ષસી આવે ને મળ્યા એટલા માનવી ભરખી જાય રાજાની વસ્તી ઊજડ થાય ને રહ્યાસહ્યા ય ઉચાળા ભરવાની તેવડ કરે. રાજાને થયું આ તો નગરી વેરાન થશે. માણસ વગરનાં કાંઈ શહેરનાં મૂલ છે? ને એવા ખંડેર-નગરનાં રાજ ભોગવવામાં રાજવટ પણ શી? રાજાએ રાક્ષસીને મનાવી છે રોજ એક જુવાનનો બત્રીસો ચડાવવાની શરતે રાક્ષસની રંજાડ ઓછી થઈ છે

તે રાતે એક ડોશીના દીકરાનો વારો. ને નાગકુમાર હરતોફરતો એને ઘેર જઈ ચડ્યો. ઘરમાં જુએ તો ડોશી રોટલા ઘડતી જાય ને ઘડીકમાં રોવે ને વળી ઘડીકમાં હસવા માંડે.

નાગકુમાર કહેઃ 'માડી! આ તો રોનક જેવું છે. ઘડીકમાં રોવો છો ને ઘડીકમાં હસો છો.'

તો કેઃ 'દીકરા સુખદુઃખ તો સંગાથિયાં છે ને સ્વપ્નાં આવે ત્યાં હસી પડાય ને દુઃખને પડછાયે રોવું આવે.'

નાગકુમાર કહેઃ 'એવાં તે શાં દુઃખ આવી પડ્યાં છે, માડી!'

તો કેઃ 'મારે ભાઈ વળી દુઃખ કેવું!'

નાગકુમારે તો હઠ લીધીઃ 'જેવું હોય તેવું કહી નાખો. કહેવાય તો ય કહો ને ન કહેવાય તો ય કહો.'

પછી તો ડોશીએ માંડીને વાત કરી છે. 'એકનો એક દીકરો છે. એનો આજે બત્રીસો ચડાવવો પડશે. એ કાંઈ જેવુંતેવું દુઃખ છે!'

તો કેઃ 'એ તો દુઃખ જેવું દુઃખ. પણ એમાં હસવાનું ક્યાંથી જડે છે?'

તો કેઃ 'દીકરો ગામને ખપ આવશે ને એનો માનખ્યો સુધરી જશે, એ કાંઈ જેવોતેવો સંતોષ છે!'

તો કેઃ 'માડી! આજ તો તમારે દુઃખે નહિ ને સુખે નહિ. આજ તો મારો વારો.'

ડોશી હા ના કરતી રહી ને રાત પડી ને નાગકુમાર રાક્ષસીને ભાતું પહોંચાડવા ઊપડ્યો.

એ તો નાગકુમાર. વાસુકિ નાગનો પુતર. એણે તો ઘડીપળમાં રાક્ષસીને રોળી નાખી ને એનું માથું ને હાથ કાપી લઈ ગઢને દરવાજે ટાંગી દીધાં. હાથ-માથું ટાંગી કરી એ તો ઘેર આવી નિરાંતે સૂઈ ગયો.

સવાર પડ્યું ને લોકોએ રાક્ષસીને ગઢને દરવાજે દીઠી. દીઠી ને લોકો ઊભી પૂછડીએ નાઠા. જઈને રાજદરબારે રાવ ખાધીઃ 'ગઢને કાંગરે રાક્ષસી ઝૂલી રહી છે.'

'ક્યા અકરમીએ એને ખીજવી? રાતે કોનો વારો હતો? વારાવાળાને સતો જગાડો ને ઘાણીએ ઘાલીને તેલ કાઢો.' રાજાનો હુકમ વછૂટ્યો.

સિપાઈ સપરાં છૂટ્યાં ને ડોશીને ઘેર આવ્યાં. ડોશી કહેઃ 'રાબાઉ! તમારે તે આંખો છે કે કોડા છે! જીવતા મૂવાને તો પારખતા શીખો. રાક્ષસી તો સધામ પહોંચી ગઈ છે. એનો મારનાર એ નિરાંતે ઊંઘે.'

'ગઢને દરવાજે જઈને જોયું તો રાક્ષસીનું માથું ને હાથ જ ચોંટાડ્યા છે. દેહનો પત્તો જ નથી. વધામણી રાજદરબાર પહોંચી.

રાજાએ વાજતે-ગાજતે નાગકુમારનાં સામૈયાં કર્યાં. કચેરીમાં રૂડાં બેસણાં આપ્યાં. પાનબીડાં ચવરાવ્યાં. નાગકુમાર રાજાને ખૂબ જ ગમી ગયો. એવું તો મૂરત જોઈ નાગકુમાર સાથે રાજકુંવરી પરણાવી ને અડધા રાજનો ધણી કરી થાપ્યો.

ને એમ નાગકુમારે નજરમાં ઘાલી'તી એ કુંવરીને એ પરણ્યો ત્યારે જ એને જંપ વળ્યો.'

અધૂરી વાતે ભુજંગિયો વચમાં બોલી ઊઠ્યો. 'એમ છે ત્યારે. અમે તો ડંશીલી જાત. લીધી વાત ના મૂકીએ.'

'ને તમારા ડંશ ઉતારનાર ગારુડીઓ. દુનિયાને માથે કાંઈ ચોકા નથી. એ તો શેરને માથે સવા શેર ભગવાને ઘડી રાખ્યો છે. પણ જવા દો તંત. ઓલી રાજકુંવરીને નાગકુમાર પરણ્યો ને બન્ને વચ્ચે પ્રીતિ બંધાણી. પણ ગામમાં તો આંગળાં ચીંધામણું થયું. જેની જાત જાણી નથી, ભાત જાણી નથી, જેનાં સગાંસાંઈ, ભાઈભાંડુ, વંશવેલ કશાના વાવડ નથી એને લોકો તો ફટ જ કરે. પછી ભલેને રાજનો ધણી હોય ને બળિયા સાથે બાથ ભીડનારો હોય! નાગકુમારની સામે આંગળાં ચીંધામણું તો થયું પણ રાજકુંવરીને ય હેઠું જોવા જેવું થયું. બાઈ બાતડી જે કોઈ મળે એ એક જ વેણ કહેઃ 'અરેરે કુંવરી! તારાં તે કેવાં નસીબ! તારા બાપે તો ઉછીનાં અખવારાં કર્યાં.'

સાંભળી સાંભળીને કુંવરી વિમાસણમાં પડી ને એક દિવસ તો એણે નાગકુમારને પૂછી નાખ્યું: 'તમે કઈ માડીના જાયા ને કીયા મુલકના રાજીયા? તમારી વાત કહો તો હા નકર ના.'

નાગકુમાર ચમકી ગયો. એ વાત તો કરવા જેવી ન હતી. પોતાની ઓળખ આપે પછી તો એને ધરતીમાં જ સમાઈ જવું પડે. એણે કહ્યું: 'કુંવરી, બીજું બધું પૂછજે, પણ એ વાત પૂછીશ મા.'

ને કુંવરી વાદે ચડી. રોજ એની એ વાત પુછે. લોકોના મેણાં એનાથી સંભળાતાં નથી. એ તો કરગરે છે, પગમાં પડે છે, આંખે આંસુડાં લાવે છે. પણ કુમાર તો એકનો એક વેણ ભણે: 'કુંવરી, બીજું બધું પૂછજે, એ વાત પૂછીશ મા.'

પણ કુંવરી બરાબરની હઠે ભરાણી. કહે: 'વાત કહો તો જમું રમું, નહિતર ભૂખ્યે પ્રાણ છોડું.'

નાગકુમાર વીનવે છે: 'કુંવરી! એ વાત ભૂલી જા. એ વાત જાણવામાં સાર નથી.'

તો કે: 'સાર હોય તો'ય કહો ને ન હોય તો ય કહો.'

'પછી પસ્તાવાનો પાર નહિ રહે સુંદરી.'

તો કે: 'જે થશે તે ખરી. લોકોને મેંથી મોઢું બતાવાતું નથી.'

નાગકુમારે નિસાસો નાખી કહ્યું: 'હાલો નદીને કાંઠે. પાણીમાં ઊભો રહીને વાત કહીશ.'

બન્ને નદીને કાંઠે પંહોચ્યાં. નાગકુમાર ગોઠણભર પાણીમાં ઊતર્યો છે. કુંવરીને વળી વળી વીનવે છે: 'કુંવરી! હજુ ય વિચાર કર. એ વાત સાંભળવામાં સાર નથી.'

પણ કુંવરી લીધી વાત મૂકતી નથી. એ તો કહેતીતી રહે છે: 'મને તો લોકોના મેણાં મારે છે.'

નાગકુમાર કેડ સમાણા પાણીમાં ઊભો રહ્યો છે: 'હજુ ય માની જા કુંવરી. પછી બાજી હાથ નહિ રહે.'

તો ય કુંવરી કહે છે: 'લોકને મોઢે હું શું જવાબ દઉં!'

કુમાર ગળાબૂડ પાણીમાં ઊભો ઊભો કરગરે છે ને કુંવરી બરાબરની હઠે ભરાણી છે.

ને નાગકુમાર કહે છે: 'હું વાસુકિ નાગનો કુમાર. અમારી નાગની જાત. તને મોહીને આવ્યો'તો પણ હવે જાત પ્રગટ થયા પછી અમારાથી ન રહેવાય. લે કુંવરી, રામરામ.' ને નાગકુમારે પાણીમાં ડુબકી મારી દીધી છે. પાણીનો રેલો પાણીમાં સમાઇ ગયો.

ને ભુજંગિયો બોલી ઊઠ્યો: 'હક મૂરખ! અસતરીની જાતને આવડી ચડાવવી શી? એક અડબોત મેલી હોત તો ઠેકાણે આવી જાત.'

બારોટ કહે છે: 'નાગરાજ! હજી વીસનેરી વળગી નથી ત્યાં સુધી આ બધું જોર પછાડાય છે. એકાદી મળવા દો, પછી તમારા આ ફૂંફાડામાં કેવુંક જોર રહે છે એ જોશું. નાગે ડંશ દીધો હોય તો એનો ઉતારનાર કોક વાદી જડી આવે, પણ સ્રીના કટાક્ષથી ઘવાયેલા માણસને માટે તો કાંઈ જ ઓસડ નથી.'

તો કે: 'હવે એ ઓસડ-બોસડ બધું ઠીક છે. બાકી તો ઓલી ભોજરાજાવાળી વાત સાંભરી છે ને! એક દિવસ ભોજ રાજા જમવા બેઠા'તા ને પ્રભાવતી રાણી બેઠી બેઠી વીંજણો વાતી'તી. ત્યાં બે કીડીઓ આવી ચડી ને વાદવિવાદ કરવા લાગી. ભોજરાજા પશુપંખી, જીવજંતુ બધાંની બોલી જાણે. કીડીબાઈના વાદવિવાદ સાંભળી રાજા હસી પડ્યો. રાજા હસ્યો ને પ્રભાવતી રાણીએ પૂછ્યું: 'શું કામે હસ્યા?' રાજાથી વાત કહી જાય તેમ ન હતી. કહે તો રાજાનું મોત થાય. એણે જવાબ વાળ્યો: 'કાંઈ નહિ, અમસ્તું જ.' રાજા કહે હું વાત ન કરું ને રાણી કહે હું સાંભળ્યા વગર ન રહું. એ તો બરાબરની હઠે ભરાણી. ખાય નહિ, પીએ નહિ ને લીધી વાત મૂકે નહિ. રાજાને થયું વાત તો કરવી પડશે. ને વાત કહેતાં તો પોતાનું મોત છે. તો કાશીએ તીરથને કાંઠે તીરથને કાંઠે પંડ પડે તો સદ્‌ગતિ તો થાય. રાજાએ કહ્યું: 'હાલો રાણી! કાશીએ જઈ વાત કરશું.'

રાજા રાણી સાબદાં થઈ ચાલી નીકળ્યાં. ચાલતાં ચાલતાં મારગમાં એક ડુંગરો આવ્યો. ઊંચો ઊંચો તાડ જેવો ને માથે હરિયાળો ચારો. એક બકરો ને એક બકરી એની ઉપર નજર માંડી ઊભેલાં. બકરી કહે: 'ઓલ્યો ચારો લાવી આપો તો જ ખાઉં, નહિતર ભૂખે જીવ છોડું.'

બકરો કહે: 'ઘેલી થા મા. ત્યાં ચડવા જાઉં તો નીચે ખીણમાં જ પડું ને. તારે ઠીક છે, જીવ જાય તો મારો જ જાય.'

બકરી તો રિસાઈને બેઠી. બકરો કહે: 'લે હવે ખરભોગી થા. કાલીની થા મા. હું કાંઈ રાજા ભોજ

જેવો મૂરખ નથી. એ તો એ હાથે કરીને મરવા હાલી નીકળે, તારી જેવી તો મને કેટલીએ મળી રહેશે.'

ને બકરાની વાત સાંભળી ભોજ રાજાને ય જ્ઞાન થઇ ગયું. ગજા બદલી ગયો. હેં શું? પાછો હાલી નીકળ્યો. રાણીને કહેઃ 'હાલ મોઢાગળ થા. નહિતર પછી ચૌદમું રતન બતાવી દઇશ.'

ને એમ બાયડીને કોધે કાંઇ જીવ થોડો જ દઈ દેવાય છે? એ તો એ મૂરખ. મૂરખને એટલી યે ખબર ન રહી કે બાયડી બદલાવવી એટલે પગનાં પગરખાં બદલાવવાં. પણ મેલો ઈ વાતની લપ. એલી રાજકુમારીની શી ગત થઇ?'

'નાગકુમાર તો પાણીમાં સમાઈ ગયો ને કુંવરી કાંઇ રુવે કાંઇ રુવે! એણે તો પાણીમાં જાળો નખાવી. દેશેદેશમાં ભાળ કઢાવી. ભરવસ્તીમાં પડો વગડાવ્યોઃ 'જે કોઇ મારા રાજાને ગોતી લાવે એને એક લાખ સોનામહોર આપું.'

પરંતુ કોઈ કરતાં કોઈ સ્થળેથી નાગકુમારનો પત્તો ન લાગ્યો ને કુંવરી તો સુકાઈને સલ થઇ ગઇ. એની આંખે બારે માસ શ્રાવણ ભાદરવો વરસ્યા કરે. એ તો ખાય નહિ, પીએ નહિ ને નાગકુમારને ઝંખ્યા કરે.

એવામાં એક દિવસ એક નાયકા કુંવરીની પાસે આવી ને કૌતુકની વાત કરવા બેઠીઃ

'ઘનઘોર જંગલ ને જંગલ વચાળે વડલો. વડલો ઘેર ગંભીર. વડલા નીચે કંઇ કાળજૂનાં નાગદેવતાનાં થાનક હશે. રાત પડે ને ત્યાં રોનક થાય. બે નાગ આવી જમીન વાળી જાય, બીજા બે આવી પાણી છંટકોરી જાય. બીજા બે આવે ને પથરણાં બિછાવે. સોનારૂપાનાં સિંહાસન મંડાય ને સિંહાસને નવકુળ નાગ બિરાજે. નાગરાજની સભા ભરાય ને સભામાં નાટારંભ થાય. રૂડારૂપાળા નાગ વાદન વાય, ગાયન ગાય ને થેઇ થેઇ નાચે. વડલાને પાને પાને દીવા પ્રગટે ને એનાં અજવાળાં બાર ગાઉમાં રેલાય.'

કુંવરી નાયકાને પૂછે છેઃ 'તું તે બાઇ સાંભળી વાત કરછ કે દીઠી વાત વરણવે છે!'

તો કેઃ 'મારગ જાતાં વનમાં ભૂલી પડી તી ને વડલા ઉપર રાતવાસો રહી'તી. બધું ય નજરે દીઠું છે ને વાતે કહી સંભળાવ્યું છે.'

'તો આપણે ય ઈ રોનક જોવા જોઇએ.'

રાત પડી છે ને કુંવરી નાયકા સાથે વનને મારગ ગઈ. વડલા નીચે થેઇ થેઇકાર મચી રહ્યો છે. રૂડા રૂપાળા નાગકુમારો ને છેલછબીલી નાગકુમારીઓ જાત જાતના શણગાર સજી નાગરાજની સભામાં નાચી રહ્યાં છે. એમનાં દિલ ડોલે છે જા[illegible] તરુવરની શાખા હિલોળે ચડી છે. કુંવરી તો દુ[illegible] સુખ બધું વીસરી નાટારંભ નીરખી રહી છે.

પડીએક રાત રહી ને એક નાગકુમાર આવ્યો [illegible] ઠઠારાનો કંઈ પાર નથી. ફેણ માથે મોટા બધો મ[illegible] ઝગારા મારે છે. પણ કુમારની દેહ દૂબળી છે ને વા[illegible] ધીકો છે. વારે વારે નિસાસા નાખે છે ને હાલતાં પ[illegible] લથડે છે.

કુંવરીએ નાગકુમારને દીઠો ને જોતવેંત ઓળખ કાઢ્યો છેઃ 'આ તો મારો રાજા. અરેરે! બેહાલ બન[illegible] ગયો છે.'

નાયકા કહેઃ 'તું અહીં સુકાઈને પાટો વળી ગ[illegible] છે ને તારો રાજા ત્યાં રહ્યો રહ્યો વિરહમાં ઝૂરે છે.

'કોઈ પણ હિસાબે એને મેળવી દે મારી બેનડી.'

'નાગરાજ રીજે તો ભવની ભાવઠ ભાંગે.'

'હાલને બેની, નાગરાજને મનાવીએ.'

નાયકા કહેઃ 'હું નગરની નાયકા. મારા ચરણમાં મોટા ભૂપ માથાં નમાવે. હમણાં જ જઈને નાગરાજ પાસે નૃત્ય કરું. નહિ રીજે ને જશે ક્યાં?'

કુંવરી કહેઃ 'ના બેની, હું જ મારા દેવતાને મનાવીશ, તું મને નૃત્ય શીખવી દે.'

છ મહિનામાં તો કુંવરી નૃત્યકળા શીખી ગઈ છે. ઇંદ્રરાજાની અપ્સરા પણ એની આગળ ઝાંખી પડે.

ને નાગરાજ સભા ભરી બેઠા છે ત્યાં મોઢે મૂરએ હાળી સુંદરી નાચવા લાગી છે.

નવતરો નાચ છે ને નવતર નારી છે. નાચ જોઇ નાગરાજ તુઠી તુઠી થઈ ગયાઃ 'માગ! માગ!'

'મારો રાજા મને પાછો આપો, નાગરાજ!'

ને નાગરાજની આંખ લાલઘૂમ બની છે! અમે નવકુળ નાગની જાત. માનવીનો પડછાયો પડે તો ય અમને આભડછેટ લાગે. તું મારા ભોળા કુંવરને રૂપનાં જાદુ છાંટી ભોળવી ગઈ ને હવે ચાહન એને માગવા આવી છે!'

કુંવરી કહેઃ 'મારો રાજા પાછો દો ને કાં દંડ દો.'

પણ નાગરાજ તો એમાંથી એકે ય નો દે.

પછી તો કુંવરીએ દોડીને એના રાજાનો હાથ પકડી લીધો છે ને બન્ને ભાગવા લાગ્યાં છે. પણ ત્યાં તો ઝળ ઝળ ઝળ પૃથ્વી બળવા લાગી છે...

નાગરાજ! માનવી સાથેના ઘરવાસ એવા દોયલા છે. કાં તો પંડ જાય ને કાં તો પરતીત જાય. પદમણીની વાત મૂકી દો.'

બારોટે વાત પૂરી કરી.

ભુજંગિયો કહેઃ 'તમારી વાતમાં કાંઈ માલ નહિ, બારોટ. અક્કલ ઓછી ને વળી જાતનો કપાતર. નહિંતર વળી દેન છે માનવીનાં કે અમને બનાવી જાય! અરે બસેં વરસની ઘરડીખખ લમિયા બણીઠણીને રાજાના ઘરમાં બેઠી'તી તો રાજાને અણસારે ન ચડી કે આ નાગણી છે.'

બારોટ કહેઃ 'ઈ વળી કયા મુલકની વાત છે? એવી વાતનાં ઓસાણ નથી રહ્યાં.'

ભુજંગિયો કહેઃ 'કાશ્મીર દેશ ને અલીમર્દન શાહ. એના જંગલમાં બસો વરસની બૂઢી લમિયા રહે. લમિયા ચાય તેવાં રૂપ લઈ શકે. સોળ વરસની સુંદરી બની જાય ને મોટી વિકરાળ રાક્ષસી યે બને.

એક દિવસ લમિયાએ અલીમર્દન શાહને ભાળ્યો ને જોતાવેંત એને થયું કે આ નર ભોગવવા જેવો છે.

વિચાર થયો એટલી જ વાર. સોળ વરસની સુંદરી બની રાજાના મારગમાં બેઠી.

રાજા શિકારેથી પાછો ફરે છે ને ડાલ સરોવરને કાંઠે શિતળ ઝાડની છાયામાં એક રૂપસુંદરી દીઠી છે. સુંદરી રસરસ રૂવે છે ને એની આંખેથી મોતીડાં ઝરે છે.

રાજા કહેઃ 'સુંદરી! તું કોણ છો ને શીદને રૂવે છે?'

સુંદરી કહેઃ 'હું ચીન દેશની શાહજાદી. સાહેલીઓ સાથે વનજંગલ જોવા નીસરી'તી. મારગમાં વંટોળિયો ચડ્યો ને અમે સૌ ઊડી ઊડીને દેશપરદેશ જઈ પડ્યાં. કોણ જાણે કયા દેશમાં આવી પડી છું! અમારો મુલક અહીંથી કોણ જાણે કેટલો યે દૂર હશે! હવે ત્યાં કેવી રીતે પહોંચીશ? મારગડો તો દીઠો નથી.'

અલીમર્દન કહેઃ 'અમારો કાશ્મીર દેશ. અમારા દેશની શોભાનો પાર નહિ. સુંદરી, ઘેર ન જવું હોય તો ગારા મહેલ તારા જ છે.' રાજા સુંદરીને જોઈને પાણી પાણી થઈ ગયો હતો.

સુંદરી કહેઃ 'હું ચીનની શાહજાદી પારકે ઘરે કેમ રહું?'

તો કેઃ 'સુંદરી! તું પરણી કે કુંવારી? કુંવારી હો તો રાણી કરીને રાખું ને પરણી હો તો કહે ત્યાં પહોંચાડું.'

તો કેઃ 'હું તો બાળકુંવારી. રહું તો રાણી થઈને રહું.' ને અલીમર્દન ચીનની શાહજાદી સાથે પરણ્યો.

એટલી વાત થઈ ત્યાં તો બારોટે વચમાંથી વાત મરડી છે. 'નાગરાજ! હવે વાત હૈયે ચડી. તમારી વાત સાચી. લમિયા અલીમર્દનને પરણી ખરી પણ *પછીની વાતની ખબર છે?*'

તો કેઃ 'પછીની વાતમાં શું જાણવા જેવું છે?'

તો કેઃ 'ત્યાં જ સાચી મજા છે. અંધારામાંથી માણસ જેકાર અજવાળામાં આવે ત્યારે પહેલાં તો અંજાઈ જાય. પણ પછી અજવાળાં આંખને ગોઠે ત્યારે અજવાળાં ય ઝાંખાં ઝાંખાં લાગે. લમિયા અલીમર્દનની રાણી થઈને રહી. રૂડા રાજમહેલમાં, ડાલ સરોવરનાં નીરમાં, શાલીમારના બાગમાં રાજારાણી આનંદકલોલ કરે છે ને વખત કયાં જાય છે એની બેમાંથી એકેયને ખબર નથી. પણ રાજા દહાડે દહાડે ધોળો પૂણી જેવો થતો જાય છે. એની રાજાને પોતાને પણ ખબર નથી ને લોકો વાતો કરે છે કે આ તે રાજાને કાંઈ વળગાડ થયો છે કે છે શું?

એવામાં એક દિવસ એક લંગોટો શાલીમારના બગીચામાં આવી ચડ્યો. બાવો રોજ ગુરુજી માટે ગંગોત્રીનાં નીર કાશીએ પહોંચાડે. આજ રસ્તામાં જરા પોરો ખાવા રોકાણો ને ઠંડા પવનની લહર આવી તે આંખો મિંચાઈ ગઈ.

હવે રાજાનો એવો હુકમ કે શાલીમાર બાગમાં રાજાની આજ્ઞા વિના બીજો કોઈ દાખલ થઈ શકે નહિ. એ બાગ તો રાજારાણીના આનંદ ઉત્સવ માટે જ રાખેલો. રાજા ફરતાં ફરતાં પેલા લંગોટા પાસે આવી પહોંચ્યા અને એક બાવાને બાગમાં દાખલ થયેલો જોઈ નવાઈ પામ્યા. રાજાએ બાવાને ઢંઢોળીને જગાડ્યો ને કારો દીધોઃ 'કેમરે લંગોટા! અમારા બાગમાં કેમ દાખલ થયો?'

બાવો કહેઃ 'અમારે સાધુને વળી પારકા શા ને પોતાના શા! ધરતી જ્યાં મારગ દે ત્યાં સમાઈ જઈએ.'

તો કે: 'તું ક્યાંનો બાવો ને કયા ગુરુનો ચેલો! અહીં શા કારણે આવી ચડ્યો!'

બાવો કહેઃ 'મારા ગુરુ કાશીએ વસે. ગુરુના સ્નાન માટે રોજ ગંગોત્રીનાં પાણી લઈ જાઉં ને ગુરુના પગ પખાળી ચરણામૃત લઉં.'

તો કે: 'ક્યાં કાશી ને ક્યાં ગંગોત્રી! એક દિવસમાં એટલી ખેપ પૂરી કરે?'

બાવો કહેઃ 'ગુરુ પરતાપે એક દિવસમાં આવું ને પાછો જાઉં.'

તો કે: 'તારો ગુરુ એવો મોટો સમરથ છે?'

બાવો કહેઃ 'મારા ગુરુ સિદ્ધોના સિદ્ધ. મારામાં સિદ્ધિનો છાંટો યે નહિ. ગુરુની દીધેલી કાબલી મને પવનપાવડીએ ઉડાડે.'

બાવાએ ગુરુની દીધેલી કાબલી રાજાને દેખાડી ને રાજાએ કાબલી આંચકી લીધી 'કહેજે તારા ગુરુને સાચો સિદ્ધ હોય તો એની કાબલી પાછી લઈ જાય.' ને લાત મારી લંગોટાને તગડી મેલ્યો.

બાવો રોતો કકળતો, પડતો આખડતો બે વરસ ને છ મહિને કાશીએ પહોંચ્યો.

ગુરુ એની વાટ જોઈ બેઠેલા. બે વરસ ને છ મહિનાનું નાવણ ચડી ગયું છે. ગુરુને ડિલે ઝાળાં ઝાંખરાં વળગ્યાં છે. અઢી વરસના એને ઉપવાસ પડ્યા છે.

'કયું બચ્ચા ઈતની દેર લગી?'

ને ચેલાએ બધી વાત કહી સંભળાવી છે.

'રાજા અસીમર્દન કા ગુમાન મેં મર્દન કરુંગા.' ને ગુરુ પવનપાવડીએ ચડી ઊડ્યા છે.

શાલીમારના બાગમાં રાજા રાણી લમિયા સાથે અમનચમન ઉડાવે ત્યાં આકાશ-મારગે ગુરુ હેઠા ઊતર્યા. ગુરુને દીઠા ને રાજા દોડીને પગમાં પડ્યો; 'ગુરુનાં દર્શન કરવાની ઇચ્છા હતી એટલે આટલી તસ્દી આપી.' એમ ગુરુની કાબલી ગુરુજીના ચરણે ધરી.

ગુરુએ રાજાને શ્રાપને બદલે આશીર્વાદ દીધા ને રાજાના સામું જોયું. રાજાનો ધોળો પૂણી જેવો ચહેરો જોયો ને રાણી સામું જોયું. રાણીના રૂપમાં સંતાયેલી સાત ફણાવાળી બુઢ્ઢી લમિયાને ઓળખી લીધી. ને રાજાને કહ્યું: 'બેટા તેરેકુ કુછ કહેના હૈ?'

'જી મહારાજ.' રાજા ગુરુને એકાંતે તેડી ગયો.

એકાંતે જઈ કરીને ગુરુ મહારાજે રાજાને કહ્યું: 'દેખ રાજા! તારી આ રાણી ચીનની શાહજાદી નથી કે કોઈ દેશની માનવી નથી. એ તો બસો વરસની બુઢ્ઢી નાગણી લમિયા છે. એનું વિષ તારે રૂંવે રૂંવે પરવરતું જાય છે. એનાથી ચેતી જા, નહિતર તારો કાળ દૂર નથી.'

રાજા તો એ સાંભળી હસવા લાગ્યો: 'ગુરુજી! તમે અગમ-નિગમનું જાણતા હશો પણ આમાં તો ભીંત ભૂલો છો.'

ગુરુ કહે: 'સંતનાં પારખાં ન હોય: બચ્ચા! પણ આજે રાતે સાચખોટનાં પારખાં લેજે. તારી રાણી કોઈ દિવસ લવણ નહિ ખાતી હોય.'

તો કે: 'મીઠો ભાત જ ખાય છે.'

ગુરુ કહે: 'આજે રાતના ખીચડી રંધાવજે. મીઠી ખીચડી ને ખારી ખીચડી. ખારી ખીચડી રાણીને પીરસજે ને મીઠી તું ખાજે. રાતને વખતે રાજમહેલમાં ક્યાંય પાણીનું ટીપું સરખું યે રાખીશ મા. બસ બચ્ચા સવારે આવીને વાત કરજે.'

એમ કહીને ગુરુ મહારાજ ત્યાંથી ચાલી નીસર્યા છે.

રાજાને વિશ્વાસ બેઠો નથી, તો ય પારખું લેવા મન કર્યું છે. ખારી ખીચડી રાણીને પીરસી મીઠી ખીચડી પોતે લીધી. એક થાળમાં બે ય જમવા બેઠાં છે. રાણીને ખાવું ખારું ધૂધવા જેવું લાગે છે, પણ રાજા નિરાંતે જમે છે ને રાણીએ ય પરાણે પરાણે ખાધું છે. જમી કરીને સહુ સૂઈ ગયા સૂતો સૂતો રાજા જાગે છે ને રાણીની ચર્ચા જુએ છે.

નિમક ખાધેલું એટલે અરધી રાતે રાણીને તરસ લાગી. રાજમહેલનાં પાણિયારે પાણિયારાં ઢંઢોળી જોયાં. ક્યાં ય પાણીનો છાંટો યે નથી. પાણી તો ઠેઠ ડાલ સરોવરમાં ભર્યું છે ને તરસે રાણીનો કંઠ સુકાય છે. પેટમાં પાણીની ખપ થઈ છે.

નાગણી માનવી બની છે. દિવસે ચાય ત્યાં માનવીને વેષે હરેફરે. રાતે બહાર જાવું હોય તો નાગણી થઈને જાવું જોવે. આવી છે ત્યારથી આજ લગીમાં કોઈ દિવસ સાંજ પછી મહેલ બહાર રોકાઈ નથી. ને આજ હવે રાતે બહાર જવાની વેળા આવી છે.

એણે તો આડું જોયું, પાછું જોયું. કોઈ કરતાં કોઈને દીઠો નથી. રાજા સંતાઈને ચર્ચા જોતો ઊભો છે, એ ય રાણીની નજરે અદીઠ રહ્યો છે. ને લમિયાએ પોતાનું મૂળ રૂપ ધારણ કર્યું. સાત ફણા છે ને સાતે મોઢામાંથી લાંબી જીભ લપકારા કરે છે. મોટી તોતિંગ

કાયા છે ને બેંકાર રૂપ છે. રાજાએ એ રૂપ જોયું ને એ પડતો પડતો રહી ગયો. એને અંગે કંપારી વછૂટી ને માંડ માંડ પથારી ભેળો થયો.

સવાર પડી ને રાજા ગુરુ મહારાજ પાસે પહોંચ્યો: 'ગુરુ મહારાજ! આ બલામાંથી બચાવો.'

ગુરુ કહે: 'બચ્ચા, ડરના મત. એક મોટી બધી કડાઈ તૈયાર કરાવ. ઉપર મજબૂત ઢાંકણું કરાવજે. એને ચારે બાજુ સાંકળથી બાંધજે. કડાઈ નીચે ચૂલો ખોદાવજે. કડાઈમાં તેલ ઊકળે ને મહીં પૂરીઓ તળાય. રાજારાણી ભેગાં મળી રાંધજો. ને રાણીનો વારો આવે ત્યારે લાગ જોઈ કડાઈમાં રાણીને નાખી દેજે. ઉપરથી ઢાંકણું વાસી દેજે.'

'ને એમ, નાગરાજ! સમિયાને તેલમાં તળી નાખી અલીમર્દન માંડ એ બલામાંથી બચ્યો.' બારોટે ઉપાડેલી વાત પૂરી કરી.

---

**આપનો ગ્રાહક નંબર**

**પત્રવ્યવહાર વેળા અવશ્ય લખશો**

# સાચી પણ અદ્ભુત વાતો

લેખક : છોટાલાલ માનસિંગ કામદાર

## વિચિત્ર ચાકરડી

જાદુગીરીના સફળ યત્ન પછી ગોવિંદન ઘેર પાછો આવતો હતો. એક શ્રીમત યુવાન સગર્ભા સ્ત્રીના શરીરમાં કોઈ મેલા દેવે પ્રવેશ કર્યો હતો. સ્ત્રીના પતિ તથા પિતાએ બધા જાણીતા જાદુગરોને બોલાવીને તેના શરીરમાંથી ભૂતને હાંકી કાઢવા મેંકડો રૂપિયા ખર્ચ્યા હતા, પણ તેનું કંઈ પરિણામ આવ્યુ નહોતું. ગોવિંદ આ કળામાં પાવરધો હતો. પરંતુ તે તદ્દન સાદો હોવાથી ફક્ત આસપાસના થોડા જ ગામમાં જાણીતો હતો. તેના કાને આ સ્ત્રીની વાત આવતાં તેના પર તેને દયા આવી અને તેણે સામેથી પોતાની સેવા અર્પવાની માગણી કરી. જ્યારે થોડી જ મિનિટો મંત્ર ભણીને ગોવિંદને તે સ્ત્રીમાંથી ઝોડ-ને કાઢી મૂક્યું ત્યારે આખું ગામ સ્તબ્ધ થઈ ગયું. તેને કિંમતી ભેટો તથા પૈસા આપવામાં આવ્યા. પણ તેણે તો બલિદાનમાંથી બાકી રહેલ એક નાળિયેર તથા કેળાની લૂમ સિવાય બીજું કંઈ પણ સ્વીકારવાની ના પાડી. તેણે ટુવાલના એક છેડામાં નાળિયેર તથા કેળાં બાંધી લીધાં અને તેને ખભા પર ટિંગાડ્યાં. તેલમાં કપડું બોળીને તે લાકડીના છેડે વીંટાળ્યું. તેની મશાલ બનાવી. તેનું ઘર ત્રણ માઈલ દૂર હતું. ઘરનો રસ્તો બતાવવાને મશાલની જરૂર હતી.

ગોવિંદન કુંવારો હતો. તેને ફક્ત એક વૃદ્ધ માતાની સંભાળ લેવાની હતી. માતા ઘેર ન હોત તો તે ત્યાં જ રાત રોકાઈ ગયો હોત. પોતે જે ગામ ગયો હતો તે અને તેના ગામ વચ્ચે અર્ધે રસ્તે આવેલ ડાંગરના ખેતરમાં થઈને તે પસાર થતો હતો. ત્યારે તે તેના મનમાં માતાનો જ વિચાર કરતો હતો. અચાનક તેણે મશાલના પ્રકાશમાં જૂઈના ફૂલ જેવી સફેદ સાડી પહેરેલ એક સ્ત્રીની આકૃતિને જોઈ. રાત્રિના આવા સમયે, એકાંત જંગલમાં એક સ્ત્રી ? તે પોતે જે જોયું તેને સાચું માની શક્યો નહિ તેણે ત્યાં અટકીને મશાલને પોતાના માથા પર ઊંચી કરી અને તે આકૃતિ પ્રત્યે પોતાની દૃષ્ટિ તાકી. તેના કાળા ભમ્મર જેવા વીખરાયેલા જમીન-અડતા વાળ સાથે તે ચુપચુપ શાંત ઊભી હતી. ગોવિંદને ખોંખારો ખાધો અને ધીમેથી કંઈક અવાજ કર્યો. પણ સ્ત્રી તો ત્યાંથી હાલીચાલી નહિ કે તેણે પાછું વાળીને જોયું નહિ. ગોવિંદન બહુ સાવચેતીથી શ્વાસને થભાવીને તથા તેનો પગરવ ન સંભળાય તેમ થોડાં ડગલાં આગળ વધ્યો. તે પણ આગળ વધીને હંસગતિથી ચાલવા લાગી. ગોવિંદન અટકી ગયો. તે પણ અટકી ગઈ. તેની પાસે પહોંચવાને ગોવિંદને પોતાની ઝડપ વધારી. સ્ત્રી પણ હંસગતિની ચાલ છોડી દઈ તેટલી જ ઝડપથી ચાલવા લાગી. ગોવિંદન ફરીથી અટકી ગયો. સ્ત્રી પણ અટકી ગઈ. ગોવિંદન અટકતો તો તે અટકતી અને તે ચાલતો તો તે ચાલતી હતી. આ ક્રિયા લગભગ દરેક વખત ચાલુ રહી, પરંતુ તેની પાસે પહોંચવાને ગોવિંદન ગમે તેટલો યત્ન કરતો છતાં તેમની વચ્ચેનું અંતર ઘટતું નહોતું. ગોવિંદન મૂંઝાઈ ગયો. તેણે વિચાર કર્યો, કેવી મૂંઝવણભરી પરિસ્થિતિ છે !

ગોવિંદને પોતાની રાત્રિચર્યામાં ઘણાં ભૂતપલિત જોયાં હતાં. પરંતુ તેણે કદી પણ આવું જોયું ન હોતું. તે ભૂત હતું કે કોઈ સાચી સ્ત્રી હતી ? તેણે પોતાના મનમાં આ પ્રશ્ન પૂછ્યો. પોતાની નિર્બળતાને દૂર કરી તેણે પૂછ્યુઃ 'કોણ છે એ ?' કંઈ જવાબ મળ્યો નહિ. તેણે ફરીથી તે જ પ્રશ્ન પૂછ્યો પણ કંઈ જવાબ મળ્યો નહિ તેણે પોતાના પગરખામાંથી એક ખીલો કાઢી થોડા મંત્રોચ્ચાર કરી તેને જમીનમાં ધરબી દીધો ને શાંતચિત્તે તેણે આગળ પગલું ભર્યું અને તે સ્ત્રી ચાલે છે કે કેમ તે જાણવા એની તરફ જોયું. તે જડાઈ ગઈ હતી. તે તેની પાસે પહોંચ્યો અને વિષાદભરી દૃષ્ટિએ અર્ધી સેકંડ તેના તરફ જોઈ રહ્યો પોતાની પાછળ આવવાની તેને નિશાની કરીને તે બની શકે તેટલી શાંતિથી રસ્તો કાપવા લાગ્યો. તે મૂગા પાળેલ પ્રાણીની માફક તેની પાછળ જવા લાગી. હજુ અર્ધો રસ્તો બ કી હતો પરંતુ છેવટ સુધી ગોવિંદને કે તે સ્ત્રીએ એક પણ હરફનો ઉચ્ચાર કર્યો નહિ. ગોવિંદનને તો આખા રસ્તે માને કેવી ચિંતા થતી હશે તેનો જ વિચાર આવ્યા કરતો હતો.

ગોવિંદન ઘરની નજીક આવી પહોંચ્યો હતો. સ્ત્રી પણ આગળની માફક ચુપચુપ તેના પગલે પગલે ચાલી આવતી હતી. ઘરમાં ઝાંખો દીવો બળતો હતો. તે બતાવી આપતું હતું કે મા હજુ જાગતી હતી. ઘરે પહોંચતા તેણે ધીમેથી ટકોરો માર્યો. તેની માતાએ બારણું ઉઘાડયું અને પુત્રની સાથે અજાણી સ્ત્રીને જોઇ તે ગભરાઇ ગઇ. ગોવિંદને કહ્યુંઃ 'માજી, ગભરાતા નહિ. તમે વર્ષોથી ઘરનું કામકાજ તથા રસોઇ એકલા કરી રહ્યા છો. હું તમારા માટે ચાકરડી લાવ્યો છું. તે રસ્તામાં ભૂલી પડી હતી. તે એકલી જ છે. તે તમારું બધું કામ કરી આપશે.'

માતાએ તેને આમંત્રણ આપતાં કહ્યુંઃ 'બેટા, અંદર આવ. પુત્રવધૂ માટે કેવી સરસ પસંદગી કરી છે! તું ક્યાંથી આવે છે!'

'માજી, આપણે તે બાબત પાછળથી વાત કરીશું. તે બહુ શરમાળ છે, એટલે તેને પ્રશ્નો પૂછી મૂંઝવી નાખતાં નહિ'

'પણ મને તેનું નામ તો કહે.'

ગોવિંદને કહ્યુંઃ 'મોહિની.'

માતાએ કહ્યુંઃ 'નામ તો સરસ છે. પરંતુ તેવા નામવાળી અપ્સરા જેવી તે નહિ હોય તેમ ધારું છું.'

'જરીયે નહિ.' એમ કહી ગોવિંદન પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

તે દિવસથી મોહિની ઘરનું બધું કામકાજ કરવા લાગી. ગોવિંદનની માતા પરથી મોટો બોજો દૂર થયો. મોહિનીનો તેના પર એટલો બધો પ્રભાવ પડવા લાગ્યો કે મોહિનીનાં મા-બાપ કુળ, કે ક્યા સંજોગોમાં તે અહીં આવી ચડી છે એ સંબંધી તેણે તેને પ્રશ્નો પૂછ્યા નહિ. ઊલ્ટું માતાને પણ મોહિની પર એટલો બધો પ્રેમ ઊપજ્યો કે તે જાણે પોતાની પુત્રી હોય તેમ તેની સાથે વર્તવા લગી, તેનો અંતિમ હેતુ તેને પોતાની પુત્રવધૂ તરીકે સ્વીકારવાનો હતો. તેણે એક વખત ગોવિંદન પાસે પોતાની આ ઇચ્છા વ્યકત પણ કરી. પરંતુ ગોવિંદને તે પ્રતિ દુર્લક્ષ કરતાં, ભવિષ્યમાં કોઇ યોગ્ય સમયે આ વિષય •છેડવાનું માતાએ યોગ્ય ધાર્યું

એક દિવસે એવું બન્યું કે ગોવિંદનને ધંધાદારી કામે બીજે ગામ જવું પડ્યું. તેણે તેની માતાને કહ્યું કે હું બે દિવસ ત્યાં રોકાઇશ. કેમકે મારે ચારેક કેસો તપાસવાના છે. તેમાં ઓછામાં ઓછી બે રાત તો થશે. મને ખાતરી છે કે મોહિની જેવી વિશ્વાસપાત્ર ચાકરડી હોવાથી તેમને કોઇ પ્રકારની હરકત આવશે નહિ પછી સામાન્ય વાત કરતો હોય તેમ તેણે ખાસ ચેતવણી આપતાં કહ્યુંઃ 'તમારે તેના માથામાંથી જૂ કાઢવી નહિ.'

×

ગોવિંદનના ગયા પછી બીજા દિવસે બપોરનો સમય હતો. જમ્યા પછી મોહિની તથા ડોશી ગપ્પાં મારતાં બેઠાં હતાં. મોહિનીની આંખમાં ઊંઘ ભરાતાં તે આડી પડી પરંતુ ડોશીએ તેનું માથું લઇને પોતાના ખોળામાં મૂક્યું. મોહિનીએ ઊંઘવાનો ડોળ કર્યો. વહાલમાં ડોશીએ તેના વાળમાં પોતાનાં આંગળાં પરોવ્યાં અને કુદરતી રીતે જ આંગળાં અંદર જતાં જૂને શોધવા લાગ્યાં. અચાનક ડોશીએ બૂમ પાડીઃ 'મા!'

મોહિની જાણે ચમકી ગઈ હોય તેમ બોલીઃ 'શું!'

ડોશીએ આશ્ચર્યથી કહ્યુંઃ 'આ શું! તારા માથામાં ખીલો કઈ રીતે ઠોકાયો છે!'

મોહિનીએ બૂમ પાડીને કહ્યુંઃ 'ખીલો ખેંચી લો, ખેંચી લો.'

માતાએ જરા પણ આનાકાની વિના પોતાના બધા બળ વડે ખીલો ખેંચી કાઢ્યો. ગોવિંદન મોહિનીને રાત્રે લાવ્યો ત્યારે જે ખીલો તેણે જમીનમાં ઘરબ્યો હતો તે જ આ ખીલો હતો. માતાએ શું જોયું કે ન જોયું! મોહિની હવામાં અદૃશ્ય થઈ ગઈ! આશ્ચર્યચકિત થઈને માતાએ આસપાસ નજર કરી પછી મોટેથી બૂમ પાડીને તે ઢગી પડી.

## મૃત્યુની માળા

વિઝાગ પરગણામાં ધાર વિભાગમાં કેટલાંક વર્ષો સુધી મદદનીશ જંગલ અધિકારી તરીકે નોકરી કરેલ મારા મિત્ર શ્રીયુત શ—એ કહ્યુંઃ 'તે ભયંકર સ્થાનથી છૂટો થતાં મને આનંદ થયો. અંગત રીતે તો હું કદી ભયમાં આવી પડ્યો નહોતો. કરુણારસિક બનાવો પુષ્કળ બને છે. માત્ર તેટલાથી જ હું દુઃખી ન થાત પરંતુ આ કરુણાજનક બનાવોના આંતરપ્રવાહો વિષે મને જે થોડુંઘણું જ્ઞાન પ્રાપ્ત થયું તે જ મને દુઃખી કરવા માટે પૂરતું હતું.' પછી તેણે અમારી સમક્ષ તેના એક અનુભવનું વર્ણન કરી બતાવ્યું.

આખો પ્રદેશ ખીણોથી ભરપૂર છે. દરેક દિશામાં નાના નાના ટેકરા હોય છે, ખીણો ચારે બાજુ ચોમાસાની ગીચ લીલોતરીથી આચ્છાદિત હોય છે, પરંતુ દરેક નાની બખોલમાં જંગલવાસીઓ વસેલા હોય છે. આવાએક લગભગ સોનું પડાના ગામડામાં કમભાગ્યે બે પુરોહિત–જાદુગરો રહેતા હતા. આપણે એકને ક તથા બીજાને ગ કહીશું. બન્ને પ્રતિસ્પર્ધિ ટોળીના સભ્ય હતા. ક શુદ્ધ ચેંચુ હતો અને તે પોતાની પત્ની તથા બે બાળકો સહિત ગામડાના પશ્ચિમના છેડા પર રહેતો હતો. ગ ગોંડ જાતિનો હતો. તે બીજા છેડા પર પોતાની પત્ની તથા પાંચ વર્ષના પુત્ર સાથે રહેતો હતો.

ફાલ્ગુન માસની પૂર્ણિમાનો દિવસ હતો. તે દિવસે સોકો હોળિકા ઉત્સવ ઊજવે છે. બધા પુરુષો તેની ઉજવણી માટે પાસેની ટેકરીના શિખર પર ગયા હતા. ઘણીખરી સ્ત્રીઓ તથા બાળકો પણ ત્યાં ગયાં હતાં. પુરોહિત તરીકે શ્રી ક તથા ગ સૂર્યોદય પહેલાં જ ત્યાં પહોંચી ગયા હતા. તેમની પત્ની તથા બાળકો પાછળથી ત્યાં જવાનાં હતાં. બન્ને જણાએ સાત સપાટ કાળા પત્થર બાળને વૃક્ષને છેડે હારબંધ ગોઠવ્યાં હતાં. આ પત્થરોને કંકુ તથા અબિલ ગુલાલથી પવિત્ર બનાવવામાં આવ્યા હતા. દેવીને રીઝવવા માટે બકરા ઘેટાનો ભોગ ધરવામાં આવ્યો હતો અને તેનું માંસ ચોખા સાથે રંધાતું હતું.

અચાનક કોઈએ બૂમ પાડી. બૂમ પાડનાર ખીણમાં કંઈક બનાવતો હતો. ટોળું ત્યાં દોડી જતાં જણાયું કે એક ઝુંપડીને આગ લાગી હતી અને તે ભડભડ સળગી રહી હતી. આ ઝૂપડી કની હોવાથી તેણે પોતાનું માથું કૂટયું અને તે ઢોળાવથી નીચે જવા દોડ્યો. જ્યારે એ તે સ્થળે પહોંચ્યો ત્યારે તેની ઝૂંપડી બળીને રાખ થઇ ગઇ હતી. તેની પત્ની બહાર બેશુદ્ધ પડી હતી અને બાળકોનો પત્તો નહોતો. તેનું પહેલું કાર્ય તેની પત્નીની સંભાળ લેવાનું હતું. ઠંડું પાણી છાંટીને તથા મન્ત્રોચ્ચાર કરીને તે તેને શુદ્ધિમાં લાવ્યો ત્યારે તેણે તેની પાસેથી દુઃખદાયક ભયંકર વાત સાંભળી:

'પૂજારીઓની ગાફ્રક બાળકોને સાંજ સુધી ઉપવાસ કરવાનો ન હોવાથી ચોખા રાંધવા મેં ઝૂપડીથી દશેક વાર દૂર અગ્નિ પ્રગટાવ્યો હતો. અચાનક મેં એક ભૂતને સળગતું લાકડું લઇને ઝૂંપડી તરફ દોડતું જોયું મેં તેને અટકાવવા યત્ન કર્યો હતો પરંતુ ભયંકર દેખાવના બે રાક્ષસોએ બારણા પાસે મને અટકાવી. કમનસીબે તે ભૂતે ઝૂંપડીને આગ લગાડી હતી. બાળકો બહાર દોડી આવ્યાં પણ રાક્ષસોએ તેમને અંદર ધકેલી દીધાં. પછી હું મૂર્છાવશ થઇ ગઇ. મને ખાતરી હતી કે મારાં વહાલાં બાલુડાં અગ્નિમાં બળી મૂઆં છે.'

આ પ્રમાણે તેની હકીકત હતી. બાળકો ચોક્કસ મૃત્યુ પામ્યાં હતાં કારણકે બીજે દિવસે ઝૂંપડીના ખૂણામાં બે નાનાં હાડપિંજર મળી આવ્યાં હતાં.

જ્યારે શ્રી. ક–ને ખબર પડી ત્યારે તે તપાસ કરવા ગયા પરંતુ કોઈના પર સાબિત થાય તેવું કશું પૈ તેને જણાયું નહિ. આગ અકસ્માતના પરિણામે લાગી હોય. તે દિવસે પવન ઠીક પ્રમાણમાં વાતો હતો અને ઝૂંપડીના પરાળના છાપરા પર અગ્નિનો તણખો પડ્યો હોય. ભૂતની વાત જંગલના મૂળરહેવાસીઓની કલ્પનાના પરિણામ રૂપે હોય પણ ક જાણતો હતો કે પરિસ્થિતિ તેથી ઊલટી છે, શરૂઆતની દિલગીરીના થોડા દિવસો પછી તેના મુખ પર ચોક્કસ વિષાદના ભાવ દેખાવા લાગ્યા. જોકે બીજી બધી બાબતોમાં તે આગળના જેવો જ હતો. આ બનાવ માટે દરેક જણને ગ ઉપર શક આવતો પરંતુ કની તેના પ્રત્યેની રીતભાતમાં સહેજ પણ ફેર દેખાયો નહિ. છતાં ફેરફારના અભાવથી ગને ચિંતા થવા લાગી અને તે પ્રસંગોપાત ચિંતાતુર દેખાવા લાગ્યો.

બીજો ઉત્સવ–દિન પોષ માસમાં આવતો હતો.—તે દિવસે ક વિવિધરંગના નાના કાચના પારાની માળા લઈને ગના છોકરાને ભેટ આપવા ગને ઘેર ગયો. બાળકે તે પહેર્યા પછી જણાયું કે તે આઠ સરની માળા હતી. બેકી નંબર અપશુકનિયાળ ગણાતો હોઈ કએ એક સર કાઢી લીધી. અને બાકીની માળા બાળકની ડોકમાં પહેરાવી. તે દિવસથી એમ જણાયું કે ક પોતાના કચ્છના એક છેડામાં હમેશાં સર લઈ જતો હતો. કોઇ કોઈ વાર તે બહાર કાઢીને મિનિટો સુધી તેના તરફ તાકી રહેતો હતો એમ પણ જણાયું હતું. ગ આ બધું જોતો હતો પરંતુ તેણે તે બાબતને ખાસ મહત્ત્વ આપ્યું નહિ. ફરીથી ફાલ્ગુન માસ આવ્યો અને ફરીથી ટેકરીના શિખર પર પૂરજહારથી મહોત્સવ ઉજવવા લાગ્યો.

નિયમ મુજબ બે હરીફ પક્ષો માટે પવિત્ર પત્થરોની બે હાર હતી. ક પોતાની પત્ની સાથે પોતાના પત્થર-ની હાર પાસે બેઠો હતો પરંતુ તે ગની હારની સામે મોઢું રાખીને બેઠો હતો. અમારી પાસે ગ તથા તેના માણસો બેઠા હતા. છોકરાએ હજુ માળા પહેરી હતી પરંતુ રમવાને બદલે અપોરે તે અસાધારણ જડ લાગતો હતો. ક માળાની સર મકાર કાઢીને ગમન કરતો હોય એમ દેખાતો હતો. અચાનક છોકરો બૂમ પાડીને કૂદ્યો અને ખૂબ નાચવા લાગ્યો. બધાની દૃષ્ટિ તેના પર પડી કેમ કે દરેકે ધાર્યું કે માતાજી તેના સરમાં આવ્યાં છે. પરંતુ હું આ વખતે હાજર હતો. તેણે પોતાની દૃષ્ટિ ક ઉપર રાખી હતી. તેને જણાયું કે ક નાચતો હોય તેમ માળાને ઉપર-નીચે ફેરવતો હતો. થોડી વાર રહીને કએ 'દેખો' કહ્યું અને છોકરો મૂર્છા ખાઈને નીચે પડી ગયો પછી જ્યારે માળાને ખેંચવામાં આવી ત્યારે છોકરો પણ લાંબો થઈને શબવત પડી ગયો. આમ થોડી મિનિટ ચાલ્યું. જોકે અંગત રીતે મિ હાને થોડો વહેમ હતો કે માળા અને છોકરા-વચ્ચે કંઈ ગુપ્ત સંબંધ હોવો જોઈએ. પરંતુ એક સરકારી નોકર તરીકે જાદુના માત્ર વહેમ તરીકે તે કંઈ પગલાં લઈ શકે નહિ જ્યારે કએ માળાના બે ટુકડા કરી નાખ્યા ત્યારે છોકરાનાં અંગો બે-ત્રણ વખત ખેંચાયાં અને છેવટે તે મૃત્યુ પામ્યો.

પાછળથી મિ હાને ટોળીના મિત્રો તરફથી ખબર મળી કે કનો જાદુથી વિજય થયો હતો. છોકરાના જીવનને માળામાં કેદ કરીને પોતાનાં બાળકોની મૃત્યુ-તિથિને દિવસે તેણે ગ ઉપર વેર વાળ્યું હતું. મારા મિત્રે પૂર્ણાહુતિ કરતાં કહ્યું: 'તે કરુણાંત બનાવથી મારું મન તે સ્થળ પરથી ઊઠી ગયું અને મને જ્યારે મારી બદલીનો હુકમ મળ્યો ત્યારે હું રાજી થઈ ગયો.'

# મૃત્યુ-મિલન

અનુવાદક

ચાંદ સુત

મુર્શિદાબાદની મોતી-ઝીલના તટ ઉપર મોતી-મહેલ ઊભો હતો. નવાબ સિરાજને માટે એક નવી બેગમ લાવવામાં આવી હતી, જે મોતી-મહેલના એક ભાગમાં રહેતી હતી. નામ એનું સમરૂ. એ શિરાઝી હતી. શિરાઝથી એ પોતાના પતિ સાથે હિંદુસ્તાનમાં આવી હતી. દુનિયાના દૌલતખાના સમાન હિંદમાં પોતાના કિસ્મતને અજમાવવા જતાં મસરૂરે પોતાના આ એકના એક રત્ન-સમરૂ-ને પણ ગુમાવી દીધું. જ્યારે બુરખામાં છુપાયેલી સમરૂને લઈ મુર્શિદાબાદના દરબારમાં એ નોકરી મેળવવા હાજર થયો ત્યારે એનું સર્વસ્વ લૂંટાઈ ગયું. સમરૂ મોતી-મહેલમાં પુરાઈ ગઈ અને મસરૂર ક્યાં ચાલ્યો ગયો એની ભાળ કોઈને ન હતી-કોઈએ રાખી ન હતી.

સમરૂ હજુ સુધી કાબૂમાં આવી નહોતી એને મનાવવા નવાબ સિરાજે ચાર કાબિલ બાંદીઓને એની પાસે રાખી હતી પણ સમરૂ જબરી હઠાગ્રહી હતી. એ દિવસભર બાંદીઓની ટકટક મૂગે મોઢે સહન કરી લેતી. પરંતુ સાંજ પડ્યા પછી એ કોઈનું પણ સાંભળતી નહિ. સાંજ પડતાં એ બધી બાંદીઓને બહાર ધકેલી દઈ પોતાના મહેલનુ દ્વાર વાસી દેતી. જો કોઇ એમાં આવવા પ્રયત્ન કરતું તો એ છંછેડાયલી નાગણીનું સ્વરૂપ ધરતી.

મોતી-ઝીલના એક કિનારા પર મોતી-મહેલ ઊભો હતો અને બીજા કિનારા પર ધાન્યોના ખેતરોની વણઝાર હતી. ભાદરવો પૂરો થવા આવ્યો હતો, વર્ષાને વળામણાં અપાઈ ગયાં હતાં, શરદના ઉજ્જવળ ચળકાટથી ભુવન ભરાઈ ગયું હતું સમરૂ મોતી-મહેલના દ્વાર પર ઊભી ઊભી મ્લાન દૃષ્ટિથી જોતી હતી-ધાન્યથી લચી પડતાં હરિયાળાં ખેતરો, જ્યાં સુધી નજર પહોંચતી હતી ત્યાં સુધી હરિયાળી જ પાથરેલી હતી, ક્યાંક ઘેરો તો ક્યાંક આછો એમ ઠેર ઠેર હરિયાળીએ વિવિધ રંગો ધારણ કર્યાં હતા-એક જ વસ્તુની અનેક રંગી તસ્વીરો! ધાન્યના છોડની નીચે ક્યાંક એકઠાં થયેલાં નિર્મળ નીર ઝગમગી રહ્યાં હતાં, ધાન્યના છોડ માથું નમાવી, ગરદન હલાવી આમતેમ ડોલી જાણે આયનામાં પોતાનું પ્રતિબિંબ જોતા હતા.

થોડી થોડી વારે સમીરની લહેરી ધાન્યના ખેતરોને પિરોજી રંગની ઓઢણી પેઠે આંદોલિત કરી મૂકી પસાર થઈ જતી. સામે દૃષ્ટિ પહોંચતી હતી ત્યાં સુધીમાં એક પણ ઝાડ નહોતું, માનવ-વસ્તી પણ નહોતી. માત્ર ખેતરોના મધ્યમાં ઠીક ઠીક ઊંચે માંચડા બાંધી ધાન્યના શત્રુ પંખીઓને નસાડી રહેલા ખેડૂતો નજરે ચડતા હતા.

મોતી-ઝીલના આરા પર મોતી-મહેલની લગભગ સામે જે એક માંચડો હતો એ ઠીક ઠીક ઊંચો હતો. એ માંચડાનો રક્ષક મોતી-મહેલના દ્વાર પર એકી નજરે જોતો બેસી રહેતો. સમરૂ પણ એ કિસાનની દૃષ્ટિની અવગણના કરી ચાલી જતી નહિ.

દ્વારની સામે જોતાં જોતાં રક્ષકનો આખો દિવસ પસાર થઈ જતો. સંધ્યાનું આગમન થતાં એ એક તેલનો દીપક પ્રગટાવી એક લાંબા વાંસ સાથે એને ટાંગી દેતો. દિવસના પ્રકાશની સાથે સાથે જ્યારે આંખોનો પ્રકાશ પણ વિલાઈ જતો ત્યારે બે રોશની એકબીજાને એકીટસે નિહાળી હૃદયની સમસ્ત પ્રીતને જલાવી આખી રાત ઉજાગરામાં વિતાવતી.

સંધ્યા પછી જ્યારે દેઢીમાં નોબત ગાજી ઊઠતી, જ્યારે મસ્જિદોમાં અઝાનના લલકાર શરૂ થતા ત્યારે માંચડા પર પેલા કિસાનની બંસરી રુદન-સ્વરો છેડી જિગરની અકથ્ય વેદનાથી આખા યે ખેતરને ભરી દેતી અને સમરૂ પણ પોતાની દિલરુબાના તાર છેડી એની સાથે પોતાના સ્વરોનું ઐક્ય સાધતી.

આ રીતે દિવસ જતો ને રાત આવતી અને રાત જતી અને દિવસ આવતો. એકાએક એક દિવસ સમરૂ બેગમને પતંગ ચગાવવાની ઇચ્છા થઈ. બેગમની ઇચ્છા અને તે પણ નવી બેગમની ઇચ્છા!

જાતજાતની રંગબેરંગી પતંગો અને ચરખીઓ એના ચરણોમાં આળોટવા લાગ્યાં. બેગમ સાહેબાની પાતળા કાગળની પતંગ એમના હૃદય-તલના ધબકાર સાથે નૃત્ય કરી ફરફરાટ કરતી પેલા કિસાનના માંચડા તરફ હંમેશા ઊડી જતી. આ જોઈ કિસાનને પણ પતંગ ચગાવવાની ઇચ્છા થઈ. પછી તો અનેક વાર કિસાનની પતંગ ઝોક ખાઇને સમરૂના સીનાને ચૂમી ફરફર કરી ઊડી ભાગી જતી. ક્યારેક સમરૂની પતંગ કિસાનની પતંગને અસંખ્ય આલિંગનો આપી પેચ લડાવતી. એક દિવસ સમરૂએ કિસાનની એક પતંગને કાપી નાખી લૂંટી લીધી. એ પતંગ પર સુંદર હસ્તાક્ષરોમાં કવિ હાફિઝનો એક શેર લખ્યો હતો-

સબ્ર કુન હાફિઝ બસખ્તી રોઝો શબ
આકિબત રોઝી બિયાબી કામ રા.

( ઓ હાફિઝ ! વિપત્તિમાં રાતદિન ધૈર્ય ધર, તારી ખુશનસીબીને સમયે તારી કામના પૂર્ણ થશે. )

પતંગ પર લખેલી કવિતાની પંક્તિઓ વાંચતાં વાંચતાં સમરૂની અશ્રુદાનીઓ છલકાઈ ગઈ. એ વારંવાર ઓઢણીના પાલવથી આંખો લૂછવા લાગી.

આ રીતે દિવસે ચિંતા કરી અને રાત્રે ઉજાગરા વેઠી સમરૂની પુષ્પ જેવી સુકોમળ કાયા સુકાવા લાગી. આ તરફ ખેતરનો રક્ષક પણ સૂર્યનો તાપ અને વર્ષાની ઝડીઓ સહી ક્ષીણ અને વ્યાધિગ્રસ્ત બનવા લાગ્યો. એક દિવસે તાવે કિસાનને દૃઢ આલિંગન આપી હચમચાવી મૂક્યો. એના અંગે અંગમાં આગ વ્યાપી ગઈ અને એ તરફડી ઊઠ્યો.

એ દિવસે પણ કિસાને મહા કષ્ટે પોતાની પતંગ ચગાવી પણ પતંગ ગગનમાં ઊડવાને બદલે ધાન્યના ખેતરના કાદવમાં જઈ પડી. સંધ્યા સમયના આકાશમાં નક્ષત્ર-માળા ઝગી ઊઠી. મોતી-મહેલની બારીઓમાં શમાદાન પ્રકાશી રહી પરંતુ એ રાત્રે કિસાનના માંચડા પર દીપક ન પ્રગટ્યો. સમરૂએ શમાદાન હલાવી ઘણા પોકારો કર્યા પણ માંચડા પરથી કોઈએ પ્રત્યુત્તર આપ્યો નહિ. સમરૂની દિલરુબાએ રડી રડીને ધાન્યના ખેતરના રક્ષકને વારંવાર બોલાવ્યો; માંચડા પરના રક્ષકે પણ પોતાની બંસરીમાં ફૂંક મારી પણ આજે બંસરીમાંથી અવાજ ન નીકળ્યો. સમરૂ દ્વાર પર આવી ઊભી અને આંખોમાંથી ટપકતાં આંસુઓને લૂછતી માંચડા તરફ એકી ટસે જોવા લાગી. શરદપૂર્ણિમા હતી. સોનેરી ધાન્યો પર રૂપેરી ચાંદની પથરાઈ ગઈ હતી. માંચડો પ્રેતની જેમ સ્તબ્ધ ઊભો હતો. સમરૂ હવે રહી ન શકી. 'મસરૂર ! મસરૂર...તમે ક્યાં ચાલ્યા ગયા ! તમને શું થઈ ગયું !' કહી એ જમીન પર પાથરેલી વિશાળ જાજમ પર ઢળી પડી, અને રડવા લાગી.

મસરૂર માંચડા પર પડ્યો પડ્યો વિચારવા લાગ્યો: માનો કે એ પરી છે. ચંદ્રના પ્રકાશ જેવી પીળા રંગની બે પતંગોની પાંખો ફફડાવી એ દૂર આકાશમાં ઊડે છે. એને ઘેરી વળીને સમરૂના ગીત સાથે દિલરુબાનો સ્વર નૃત્ય કરે છે અને હિના અને બકુલની સુવાસ એ સ્વરમાં ટેકા આપી રહી છે. આસમાનના હૈયા પર તરતો પૂર્ણિમાનો ગોળ ચંદ્રમા જાણે એની પાસે આવ્યો, માનો કે એ ચાંદ નથી-સમરૂનું મુખ છે. નિકટ, હજી નિકટ, વધારે નિકટ સમરૂનું ચંદ્ર જેવું મુખ સરકી આવ્યું. સમરૂની કાળી કાળી, સુરમો આંજેલી બે આંખોની લાંબી પાંપણોના કોમળ સ્પર્શનો જાણે પોતાના ગાલોએ અનુભવ કર્યો. એણે પોતાની રહીસહી તમામ શક્તિથી પોતાના બે હાથ ઉપાડી સમરૂનું મુખ હૃદય સરસું ચાંપી દીધું.

*

બીજા દિવસની સવારે કિસાનોએ જોયું કે એક દોરો બરાબર મસરૂરના માંચડાથી મોતી-મહેલ સુધી ઝૂલી રહ્યો છે. ડરતાં ડરતાં કિસાનોએ એ વાત નવાબ સાહેબના દરબારમાં પહોંચાડી. નવાબ સિરાજે માંચડા પર જઈને જોયું તો એક શિરાઝી એક પીળા રંગની પતંગને બન્ને હાથો વડે હૃદય સાથે દબાવી ચિરનિદ્રામાં પોઢી ગયો હતો અને એ પતંગમાં નવી બેગમની તસ્વીર ચીતરેલી હતી.

ક્રોધાગ્નિ પોતાના ઓષ્ટને કરડીને નવાબ સાહેબે હુકમ આપ્યો: 'નકલી સમરૂ શા માટે, અસલીને જ એની સાથે દફન કરી દો.' [હિંદી પરથી]

લેખિકા
● સત્યવતી મલિક

# વસંત કે પાનખર

અનુવાદક
'મુશ્ફિક' ●

વસંતનું મદભર્યું પ્રભાત હતું શીતળ પવનના ઝાપટા જૂઈ, કેતકી અને ગુલાબ આદિ ફૂલોની સુવાસ પ્રસરાવતા સમુદ્રના તરંગોની માફક બારી રસ્તે અંદર આવી ઓરડાની દીવાલો સાથે અફળાઈ વળી પાછા બહાર ચાલ્યા જતા હતા. સાથોસાથ પરિચિત અને અપરિચિત પંખીઓનું મધુર સંગીત પણ રવિદેવનાં રશ્મિનું સ્વાગત કરી રહ્યું હતું.

સ્નાન–ઘરમાંથી ઓરડામાં જતાં વચ્ચે રવેશ માંથી મારી નજર નીચે ખીલી રહેલી ફૂલવાડી ઉપર જઈ પડી. એક તરફના ગોળ ક્યારામાં ગુલાબ ખીલી રહ્યાં હતાં. બીજી તરફના ક્યારામાંથી ગુલછડી મહેકી રહ્યું હતું. વંડીના ફાટકથી માંડીને બંગલાના આંગણા સુધી અલબેલી જૂઈ મીઠી ભીની સુગંધ પવનમાં ભેળવી ઝૂલી રહી હતી રંગબેરંગી ફૂલોના સૌંદર્યે એક પ્રસન્નમધુર દૃશ્ય ખડું કરી દીધું હતું.

વનસ્પતિ–જગતનો આ વૈભવ માત્ર તમારા માળી-ની ઉપજાવેલી સૃષ્ટિમાં જ સમાઈ જતો ન હતો. રસ્તા ઉપરનાં વૃક્ષો પર પણ નવી નવી કૂંપળો ને હરિયાળા હિલોળા રહી હતી. નાનામોટાનો ભેદ દફનાવી માતા પ્રકૃતિ જાણે આજે પોતાનાં સઘળાં સંતાનોને વસંતનો ઉપહાર વહેંચી રહી હતી.

વસંતની આ અનુપમ છટાનું માધુર્ય નીરખવાના ઇરાદે હું થોડી ક્ષણ ત્યાં રવેશમાં રોકાઈ ગઈ.

'ઓ રામકલી! તું તો બધું ધૂળમાં રગદોળી નાખીશ.' શોભાનો ઝીણો મીઠો અવાજ દૂરથી સંભળાયો.

આ શોભા ક્યાંથી બોલે છે? મેં ચારે તરફ ઉત્સુકતાપૂર્ણ નજર ફેરવી. શાકના ક્યારાઓની પેલી મેર મેં જોયું. અમારા માળીની નવવધૂ રામકલી અને શોભા આમથી તેમ દોડી દોડીને વસંતી રંગની એક સાડી સૂકવતાં હતાં.

મારી શોભા જેમ જેમ મોટી થતી જાય છે તેમ તેમ તેની જરૂરિયાત અને ઇચ્છાઓમાં પણ પરિવર્તન થતું રહે છે. હવે ઢીંગલીઓની રમતમાં એને રસ નથી રહ્યો. હવે એને ચોકલેટ કે પીપરમેન્ટ મેળવીને સંતોષ નથી થતો. એનું મન હવે તો મોતીનો હાર કે વિવિધ જાતનાં કર્ણફૂલમાં ગૂંથાઈ જાય છે અને હવે તો એને નવનવા ભાતની સાડી અને છેલ્લા ઘાટની ચૂડી મેળવવાની ઉપાધિ થવા માંડી છે. છતાં બાળસુલભ કોમળતા, ભોળપ અને ચંચળતાની ઝલક હજુ ય તેના ચહેરા ઉપર સ્પષ્ટ દેખાય છે. અત્યારે બાલ રવિનાં રેશમી રશ્મિઓ લપાતાં–છુપાતાં એના સુંદર ચહેરા ઉપર રમતાં દોડી રહ્યાં હતાં. ખભા ઉપર ઊડી રહેલી સુંદર સ્વચ્છ દીર્ઘ કેશાવલિ અને મોં ઉપરની શ્રમજનિત ગુલાબી રંગતે જાણે એને ફૂલવાડીનું એક અધખીલ્યું ફૂલ જ બનાવી દીધું હતું. જાણે વસંતનું આ શૈશવ રૂપ હતું.

બીજી તરફ યુવાન રામકલીના અંગ અંગથી પ્રગલ્ભ યૌવનનો ઉન્માદ ઊભરી રહ્યો હતો. એની મોટી કાળી આંખોમાં વસંતની સર્વ માદકતા છલકાઈ રહી હતી. એ એના સુડોળ શરીરને કારણે શામળા રંગમાં ય અતિ આકર્ષક લાગતી હતી. બાલિકા શોભાની સાથે એનું આમતેમ દોડવું એવું જણાતું હતું કે જાણે ગુલાબનું એક સંપૂર્ણ વિકસિત ફૂલ એક અધખીલી કળીની સાથે પવનમાં હિલોળી રહ્યું હતું.

ફૂલવાડીનાં ફૂલ અને માનવજગતનાં પુષ્પની સરખામણીમાં હું મગ્ન હતી એવામાં પાછળથી શોભાએ મારો છેડો ખેંચી કહ્યું:

'બા! જુઓ હું તમારું કેટલું બધું કામ કરું છું. અત્યારમાં જ રામકલી પાસે તમારી સાડી રંગાવી લીધી.' ઠીક આ મ બાબત છે! મેં તો માની લીધેલું કે શોભારાણી કોઈ નવી માગણી લઈ આવી હશે.

'તું તારી મેળે કાઢીને લઈ ગઈ હતી! સાડી લાવ જોઈએ.'

શોભાની માગણી તો હવે નીકળી: 'બા, રામ-કલી કહે છે કે આજ વસંત છે. એણે નવી ચૂડીઓ પહેરી છે અને નવાં કપડાં પણ. એના જેવી ચૂડીઓ મને પણ લઈ દો.'

'ગાંડી! તને તો સવાર સવારમાં જ ચૂડીનું ભૂત વળગી ગયું છે. બસ આખો દી રામકલીની દોસ્તીમાં જ. લાવ, સાડી તો આપ.'

'પહેલાં આવી ચૂડીઓ અપાવો પછી દઈશ.' નટખટ છોકરી સાડી દબાવીને આમતેમ દોડવા લાગી.

'ઠીક બાપુ, ચૂડીઓ લઈ દઈશ. સાડી તો આપ.' શોભાના હાથમાં વસંતી રંગની મલમલની બારીક સાડી જોતાં જ મારું હૃદય ઊછળી પડ્યું.

એક સુપ્ત ભાવ જાગી ઊઠ્યો. શોભા પાસેથી સાડી લઈને ચૂડી અપાવવાનું સ્નેહભર્યું વચન આપી કહ્યું:

'તું નીચે જઈ સુમન સાથે ચા પી લે. હું હમણાં સાડી પહેરી આવું છું.'

લગભગ સોળ વર્ષથી ગૃહસ્થીમાં ગૂંચાઈ રહેવાથી સાજ સજવાનો ઉમંગ અને નવનવાં વસ્ત્રાભૂષણ પહેરવાનો શોખ ઘણો જ ઓછો બાકી રહ્યો છે. પરંતુ આજ આ વસંતી સાડીને પહેરી હું જાણે સોળ વર્ષનો લાંબો ગાળો વટાવી નવયૌવનના પ્રારંભિક દિવસોમાં પહોંચી ગઈ ઉમંગોનું તોફાન જોરથી વહેવા લાગ્યું. કાળી સિસમની પેટીમાંથી લીલી મખમલની ડબ્બી કાઢી જૂનાં-નવી ઢબનાં બધાં આભૂષણો પહેરવા લાગી. સુવર્ણ, હીરા, મોતી, પન્નાની લીલી, પીળી અને શ્વેત ઝલકથી આખો ય ઓરડો ઝગમગી રહ્યો. આવો ઝગમગાટ જોઈ ગર્વિત મને સ્વયં પોતાની રૂપરાશિને નીરખવા શૃંગારના મોટા કબાટના આખા કદના અરીસા સામે જઈ ઊભી. પરંતુ સંગીન સત્યના પક્ષપાતી દર્પણે મારા હૃદયમાં ઊથલપાથલ મચાવી દીધી. મારું મન એકાએક ખિન્ન થઈ ગયું.

સફેદ કમળ તુલ્ય હાથોમાં સાચાં મોતીની સફેદ ચૂડીઓ ખૂબ દીપી રહી હતી. પરંતુ સાથોસાથ એના ઉપર લીલી લીલી રેખાઓ પણ ઊપસી આવેલી દેખાઈ રહી હતી.

ગળામાં ચંદનહાર એવી જ અદાથી સોહતો હતો. પરંતુ એની પાસેની ડોકાતી હાંસળીઓએ ફરી એકવાર મને ઉદ્વિગ્ન કરી મૂકી.

ઘણી જ સફાઈથી ઓળેલા વાળમાં બે-ચાર અંકોડા સફેદ વાળ તરી આવ્યા. નાકનાં બંને પડખે ચશ્માંનાં ચાઠાં જોઈ હજુ હમણે જ નિરાશ થઈ હતી ત્યાં તો બંને આંખો નીચેના કાળા ગોળ ખાડા મારી નજરે ચડી આવ્યા.

હું ભયભીત થઈ ગઈ. મને મારી અવસ્થા સામે પડેલ ફળની રકાબીમાં રાખેલ કાશ્મીરી સફરજન જેવી લાગી, જે ચારેક દિવસથી ત્યાં પડ્યું હતું: જેની ગુલાબી રંગત ધીરે ધીરે કરચલીઓમાં વિલીન થઈ રહી હતી.

એ ખાડા, હાડકાં અને લીલી નસોને ફરી એક સાથે જોઈને હું અધીર થ[illegible]—એક ચીસ બોલી ઊઠી:

'ઓહ! આજ વસંત છે કે પાનખર?'

મારો ક્ષણિક ઉન્માદ ચાલ્યો ગયો. હવે મને સ્પષ્ટ દેખાઈ રહ્યું છે કે નિષ્ઠુર કાળ એની તીવ્ર અને અચૂક અસર અદૃશ્ય રીતે સંભાળથી ઉછેરેલા શરીર ઉપર મૂકી જતો દેખાય છે. શ્વાસોચ્છ્વાસની આ ગતિમાં, સૂર્યચંદ્રની આ આંખમિંચામણીમાં અને દિનરાતની આ હેરફેરમાં મારી આ યૌવન-વસંત વીખરાઈ પડી હતી.

ઓ સ્વયંપૂર્ણ-સ્થિર અચળ મહાશક્તિ! તને આ સુંદર સૃષ્ટિને ધીરે ધીરે વિકસાવીને ફરી એને શૂન્યમાં સમેટી લેવાની આટલી ઉત્સુકતા કેમ થઈ રહી છે! તારા શાસનમાં આટલી તો અસ્થિરતા, આટલી કઠોરતા, આવું પરિવર્તન શા માટે!

દિવસ ઘણો ચડી ગયો હતો અને જ્યારે શોભા અને સુમનને પાછળ બારણા પાસે હસતાં સાંભળ્યાં ત્યારે હું બહુ ક્ષોભ પામી. જાણે એ બંને મને સામેના અરીસા સમક્ષ કાર્ટૂન જેમ ઊભેલી નીરખી હાસ્યની છોળો ઉડાડી રહ્યાં હતાં. ['દો ફૂલ' હિંદીમાંથી]



## વાર્તા મોકલનાર માટે

☆ "કહાની"માં વાર્તા સિવાય બીજું કંઈ છપાતું નથી.

☆ 'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને અંયસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે.

☆ વાર્તા મોકલનારે વાર્તાનો સ્વીકાર–અસ્વીકાર જાણવા ૦-૦-૯ની ટપાલ–ટિકિટ બીડવી.

☆ વાર્તા પરત જોઈતી હોય તો તે માટે પણ આવશ્યક ટપાલ–ટિકિટો બીડવી.

☆ આવશ્યક ટપાલ–ટિકિટો મળ્યા સિવાય કાર્યાલય કશો જ પત્રવ્યવહાર કરવા બંધાયેલ નથી.

## કહાણી કહું કૈયા

વિગતો અંકના પાછળના પૂંઠા પર

લેખક
• વનફૂલ

# દુઃખી લગ્ન

અનુવાદક
મણિલાલ અલગારી •

સ્તબ્ધ થઈને બેઠો છું.

મારા પગ ઉપર માથું નાખી મારી સ્ત્રી પડી છે. એના કેશ જમીન પર વીખરાઇ પડ્યા છે ને એનું રડવું દબાવેલું હોવાથી રુદનના આવેગથી તેનું શરીર વારે વારે ધ્રૂજી રહ્યું છે.

શું બોલું! જીભ ઊપડતી નથી.

ભૂતકાળનાં ચિત્રો મારી નજર સામે ખડાં થાય છે. હું જ્યારે સ્કૂલમાં ભણતો હતો એ દિવસની એ વાત છે. ત્યારે હજી મારી કિશોરાવસ્થા પૂરી નહોતી થઈ. ત્યારે સ્વપ્નની સાથે સત્ય પણ આટલું બધું મળ્યું નહોતું.

સ્કૂલમાં તકુ અર્થાત્ ત્રિલોક મારો મિત્ર હતો. એ મૈત્રીનો ય થોડો ઇતિહાસ છે. હું બોર્ડિંગમાં રહેતો ને તકુ ઘરે રહેતો. ગામડાની સ્કૂલમાં મને શિષ્યવૃત્તિ મળવાથી શહેરની હાઈસ્કૂલમાં છઠ્ઠા ધોરણમાં હું દાખલ થયો. બરોબર તે જ વર્ષે એ જ સ્કૂલમાં પાંચમા ધોરણમાં પહેલે નંબરે પાસ થઈ તકુ છઠ્ઠા ધોરણમાં આવ્યો. તકુ મોંસંતાકુ ને ભોળો હતો. સ્કૂલના શિક્ષકો તો ઘેટાની લડાઈ જોવામાં ગમત પડશે એવા મનોભાવથી અમારા બન્નેની પીઠ થાબડવા લાગ્યા.

જે શિક્ષકના આગ્રહથી હું આ સ્કૂલમાં દાખલ થયો હતો તેમણે મને બોલાવીને કહ્યું: 'આ તકુને ગમે તેમ કરીને હરાવવો પડશે. કેમ હરાવી શકીશ ને?'

મેં ડોકું ધુણાવી હા કહી હતી એવું મને યાદ છે. ત્યારે મને ખબર નહોતી કે તકુ એટલે શું?

તકુને પણ એક શિક્ષકે ખાનગીમાં કહ્યું હતું: 'પેલા છોકરાને ગમે તે થાય તો ય હરાવવો જોઈએ. સાંભળ્યું છે કે છોકરો હોશિયાર છે. પણ ભલેને ગમે તેવો હોશિયાર હોય, આવે છે તો ગામડામાંથી ને! એનું અંગ્રેજી તો નબળું જ હોવું જોઈએ. તું પ્રયત્ન કરીશ તો તને નહીં પહોંચી શકે.'

પ્રયત્ન કર્યો હોત તો તકુ મને સહેજમાં હરાવી દઈ શકત. એમાં મને લેશ પણ શંકા નથી. પણ તકુએ પ્રયત્ન જ ન કર્યો તેથી પેલા શિક્ષક પાસે મારું માન જળવાઈ ગયું. પણ તકુ હતો કવિ. તેણે તો કવિતા લખવી શરૂ કરી દીધી. જ્યોમેટ્રી ને સંસ્કૃતની ધાતુઓ ગોખે તેવો હોશિયાર છોકરો એ નહોતો.

એની કવિતાઓ પણ એવી હતી કે મારા પહેલે નંબરે પાસે થવાના ગૌરવને ઝાંખું પાડી દીધું. નવા ઊગેલા સૂર્યના પ્રકાશમાં ઈલેક્ટ્રીક લાઈટ જેમ ઝાંખી પડે તેમ. રાત-દી જહેમત ઉઠાવી હું માનપુર સ્કૂલનો ફર્સ્ટ સ્ટુડન્ટ બન્યો ને તકુ બંગસાહિત્યનો ઊભરતો કવિ ગણાવા લાગ્યો. આ તફાવત એ કેવો મોટો તફાવત છે એ સમજાવવાની કંઈ જરૂર નથી.

*

અમારી મૈત્રી સ્કૂલની ચાર દીવાલોમાં જ બંધિયાર ન રહી. બહાર પણ અમે હળવામળવા લાગ્યા. એક દિવસ તકુ મને તેને ઘરે તેડી ગયો. તેનાં માતા માપાજી હતાં ને તેમના સ્નેહકોમળ વ્યવહારથી હું બહુ ખુશ થયો. પરંતુ બીજી એક વ્યક્તિએ તો મને આંજી નાંખ્યો. એ હતી તકુની બેન. એનું રૂપ અસાધારણ હતું. અસાધારણ એટલા માટે કહું છું કે તેથી સુંદર ને સચોટ શબ્દ મારી પાસે નથી. એવી સુંદરી સાચે જ મેં જોઇ નહોતી. એની કાયા પાતળી ને બાંધો એકવડિયો હતો પણ આંખ, નાક ને મુખ અદ્ભુત હતાં. માથે સુશોભિત ગૂંચળિયા વાળ ને શરીરનો રંગ! એ પણ અપૂર્વ. જાણે ચંપાના ફૂલમાં ગુલાબી આભા! મને તો એમ લાગ્યું કે કોઈ સ્વપ્નાવિષ્ટ શિલ્પીની કલ્પનાએ એકાએક મૂર્તસ્વરૂપ ધારણ કર્યું છે.

એનું વર્તન તો વળી એથી ય વધુ આશ્ચર્યકારક હતું. દશ વરસની નાનકડી છોકરીમાં કેટલું બધું ગાંભીર્ય! હું તો છક થઈ ગયો. મારી સાથે એણે વાત પણ ન કરી. વાણીથી ને વર્તનથી તેણે મને સ્પષ્ટ સમજાવી દીધું કે મને તો તે ગણતી પણ નથી. મારી બાબતમાં તે તદ્દન નિર્વિકાર હતી. મારું આત્મસન્માન ઘવાયું પણ હું મૂંગો રહ્યો. બોલવાનું પણ શું હતું!...એ દિવસ આજે મને સ્પષ્ટ યાદ છે.

*

તકુને ઘરે ઘણી વાર નોતરું મળતું. લગભગ દર રવિવારે. એટલે વાતચીત કરવાનો પ્રસંગ પડ્યો ખરો.

મને બરોબર યાદ છે કે પહેલે દિવસે જ તેણે મને કહ્યું હતું: 'દાદાના વર્ગમાં આપ જ ફર્સ્ટ-સ્ટુડન્ટ છો ને?'

મેં સાચી વાત કહી હતીઃ 'હા.'

જવાબમાં એ શું બોલી એ સાંભળવું છે?

'ગોખીને તો બધાય પહેલો નંબર રાખી શકે પણ દાદાના જેવી સુંદર કવિતા લખી શકો છો?'

એના પ્રશ્નથી હું શરમાઈ ગયો. પણ મેં ગળું ખોંખારીને કહ્યું હતુંઃ 'હું તમારા દાદા જેવો નથી તો? એવા થવું પણ નથી.'

'થઈ પણ નહીં શકો.'

દશ વરસની છોકરી, પણ કેવી બોલકી!

*

જોતજોતામાં ચાર વરસ વીતી ગયાં. એ દરમિયાન તકુને ત્યાં ઘણી વાર જવાનું બન્યું છે. પરંતુ માલતી સાથે અર્થાત્ તકુની બેન સાથે ઘણી ઓછી વાતચીત થઈ છે. જ્યારે જાઉં ત્યારે તે કાં તો અરીસામાં મોઢું જોતી હોય, કાં તો સાડીની પાટલી વાળી પહેરતી હોય કાં તો તેના ગૂંચળિયા વાળ ઓળતી હોય અથવા તો એવું જ કંઇ કરતી હોય. પોતાને વિવિધ રીતે શણગારવાનું તેને બહુ ગમતું. જ્યારે તે અરીસા સામે જોઈ રહેતી ત્યારે એમ લાગતું કે તે પ્રણયીના મુખ ભણી તાકી રહી છે. તે પોતે પોતાના પ્રેમમાં પડી હતી. પોતે અપૂર્વ રૂપસી છે એ તે જાણતી હતી અને એક ક્ષણ પણ તે ભૂલતી નહીં.

એની ઉંમર જેમ વધવા લાગી તેમ માદકતા પણ વધતી ચાલી. મારા સવાજાગ્રત યૌવન–ચિતારમાં —વધારે દેઢ ડહાપણ કરી વખત નહીં ગુમાવું— આપ જેની આશંકા કરો છો તેવું જ બન્યું. જીવનમાં પહેલવહેલો હું પ્રેમમાં પડ્યો. અને તે ય એવી છોકરી સાથે કે જે મારી સાથે મન દઇ વાત પણ કરતી નથી. જેના હાવભાવમાં ને બોલચાલમાં મારા પ્રત્યે દરેક ક્ષણે અવજ્ઞા જ પ્રગટ થતી. પ્રેમનો નિયમ કેવો અજબ છે? હું એની નાતનો જ હતો ને સારા મુરતિયામાં મારી ગણતરી હતી. માલતીએ જો થોડુંઘણું મન આપ્યું હોત તો લગ્ન જરૂર થઇ જાત. પણ તેણે મન દીધું જ નહિ.

એક દિવસ તેને એકાંતમાં મળવાનું બની ગયું. મારા મનની વાત ગોઠવી ગોઠવીને કહેવા મારી ઇચ્છા હતી પણ હું થોથવાતો હતો. મારા હાવભાવ જોઇ માલતી હસીને બોલીઃ 'આપ જે કહેવા માગો છો તે હું સમજી ગઇ છું. પણ ન કહો તો જ સારું. તમે તમારું મોઢું કદી અરીસામાં જોયું છે?'

એટલું કહી તે તરત જ ચાલી ગઈ. તે દિવસે સાંજે સ્કૂલના મેદાનમાં ઘણી વાર સુધી બેચેન બની એકલો એકલો ફર્યો હતો. પણ એ યાદ છે કે આવા ભારે આઘાત પછી પણ માલતી ઉપરથી મારું મન ઊઠી ન ગયું. ઊલટાનો તેનો પક્ષ લઇ મેં મારી વિરુદ્ધ દલીલો કરી હતી. જેને ગર્વ કરવા જેવું રૂપ છે તે એનો ગર્વ કરે જ. એમાં નવાઈ શી? રૂપસી માત્ર ગર્વિષ્ઠ હોય છે. ગર્વ સૌંદર્યનો અલંકાર છે. ઘણી ઘણી તપશ્ચર્યાને અંતે જ સુંદરીનું મન જીતી શકાય વગેરે કેટલીક દલીલો.

મેટ્રીકની પરીક્ષાના દિવસો હતા એટલે વાંચવાનું વિશેષ હોવાથી મને તકુને ત્યાં જવાનો વખત મળતો નહીં. થોડા દિવસો તો પુસ્તકોમાંથી મો ઊંચું જ ન થઇ શક્યું. પછી પરીક્ષા આપી મારે ઘેર આવતાં રહેવું પડ્યું. માનપુર ફરી જવાનું પછી કાંઈ કારણ ન મળ્યું.

*

ત્યાર પછી પણ દોઢેક વરસ વીતી ગયું. મારી ઉપર ઘણુઃ વાવટોળ વાઈ ગયા. બા ગુજરી ગઈ. બાપા પણ ગુજરી ગયા. સંસારમાં મારું ગણાય એવું બીજું કોઇ ન રહ્યું. કલકત્તાની લોજમાં એકલુંઅટૂલું જીવન જીવતો હતો. માલતીને હજુ ભૂલ્યો નહોતો. ને ભુલાય તેમ નહોતી એટલે જ. અલબત્ત તેને પામવાની આશા ઘણા વખતથી તજી દીધી હતી. ક્યારેક ક્યારેક તકુના પત્રો આવતા હતા.

તકુ સાહિત્યસાધનામાં એવો તન્મય થઈ ગયો હતો કે મેટ્રીકમાં પાસ પણ ન થઈ શક્યો. જોકે તેને માટે તે ઘણું ય સહેલું હતું. તકુની સ્થિતિ કાંઇ સારી ન હતી. તેમાં તેના બાપા ગુજરી ગયા એટલે વિશેષ ખરાબ થઈ. એક દિવસ તકુનો કાગળ આવ્યો. એમાં લખ્યું હતું કે માલતીને માટે મારે સારા મુરતિયાની તપાસ કરવી. મુરતિયો બીજી રીતે ગમે તેવો હોય પણ સુંદર તો હોવો જ જોઇએ કારણકે બે મુરતિયા કાળા હોવાને લીધે તેમની સાથે પરણવા માલતી સંમત થઈ નહોતી. જવાબમાં મેં લખ્યુંઃ 'સારા મુરતિયાને શોધતો રહીશ પણ જોયેલો, જાણેલો એક મુરતિયો મારી જાણમાં છે. પરંતુ મોઢું રૂપાળું નથી. માલતીને પસંદ તો નહીં પડે પણ કહે તો વેશવાળ કરું.'

આતુરતાથી પત્રની રાહ જોઈ રહ્યો. કંઈ જવાબ ન મળ્યો.

*

એમ. એ માં ભણું છું. મનુષ્યનું મન કેવું આશ્ચર્યકારક છે! એક દિવસ ઓચિંતા માલૂમ પડ્યું કે મારા મનમાંથી માલતી કોણ જાણે ક્યારે સરી ગઇ છે અને એનું સ્થાન કોઇ બીજું પચાવી બેઠું છે. એ મિત્ર મૃદુહાસિની ને મૃદુભાષિણી મિસ મિત્ર. મિસ મિત્ર મારા સાથે ભણતી હતી. લાયબ્રેરીમાં એની ઓળખાણ થઈ. એથિક્સનો એક અઘરો ભાગ સમજવા મિસ મિત્ર મારી પાસે આવી હતી અને એમાંથી જ ઓળખાણ થઈ. સામાન્ય રીતે ઓળખાણ જેમ ગાઢતર થતી જાય છે તેમજ થઈ. મિસ મિત્ર સુંદર છે એમ નથી પરંતુ એનાં આંખ–મોં પર એવી સંસ્કારી નમણાઈ, એવું સંયત, મધુર ને બુદ્ધિદીપ્ત રૂપ મેં જોયાં કે મને લેહ લાગી ગઈ... થોડા દિવસો પછી મને ખબર પડી કે હું એની ગેરહાજરીમાં પણ તેના જ વિચાર કરું છું. જાણ્યે અજાણ્યે તેનું હાલવું-ચાલવું નિહાળું છું કઈ કઇ સાડી તેને શોભે તેનું પૃથક્કરણ કરું છું અને વર્ગમાં તે ક્યારે આવશે એવી આશાથી બારણા તરફ જોઈ રહું છું.

*

જ્યારે મિસ મિત્રની સાથે મારા વિવાહની વાત નક્કી થઇ ગઈ–થોડા દિવસ પછી લગ્ન પણ થવાનાં હતાં ત્યાં એકાએક તકુ આવ્યો.

તકુને મોઢે બધી હકીકત સાંભળી હું દિગ્મૂઢ થઈ ગયો. મેં કહ્યું: 'હવે શું એમ થઈ શકે?' તકુએ કહ્યું: 'શકે ન શકે એ હું નથી સમજતો, ભાઈ. પણ હવે એને કોણ પરણશે કહે જોઈએ? સ્ટવ સળગાવવા જતાં થોડીક બેકાળજીથી...અરરર...કેવો સત્યાનાશ વળી ગયો! માએ તારી પાસે આવવા કહ્યું. તારા સિવાય બીજા કોઇને આગ્રહ કરવાની હિંમત પણ ન ચાલી.' એટલું કહી તકુ એકાએક રડી પડ્યો.

એની આંખમાં પાણી જોઈ હું અત્યંત વિચલિત થઇ ગયો. એને સમજાવીને કહ્યું: 'જો તકુ, હવે મારાથી એમ ન થઇ શકે. વાત બધી પાકે પાયે થઈ ગઈ છે. ચાલ માને આવીને હું સમજાવું.'

માનપુર ગયો.

*

મારા પગમાં પડી મારી સ્ત્રી બોલી રહી છે. 'ક્યારેય તમે મને ચાહતા નહોતા–ક્યારેય નહીં. એક દી પણ તમે મને ચાહી નથી. વચને ચાહતાં પણ આવડતું નથી. મારી ઉપર તમે ફક્ત દયા કરી છે. કોણે તમારી દયા માગી હતી! તમે મારા પર કેમ દયા કરી? કેમ...કેમ...'ગાંડાની માફક મારી પત્ની બોલ્યે જતી હતી.

એના હાથ પકડી મેં કહ્યું: 'માલતી, સાંભળ જોઇએ. મારી સામે જો જોઇએ.'

તેણે આંસુભર્યું મોઢું ઊંચું કર્યું.

માલતીનું અનિંદ્યસુંદર રૂપ પહેલાં જેણે જોયું છે તે આ રૂપ જોઇને મૂર્છા ઊઠે. બીભત્સ, બળેલું ને વિકૃતાકાર! બેકાળજીથી સ્ટવ સળગાવવા જતા આખું મોઢું બળી ગયેલું.

મિસ મિત્રનો ખુલ્લો કાગળ પાસે જ પડ્યો છે.

['પ્રવાસી'માંથી]

# જંગલનો રાજા

બાહર જઈને જુએ તો ફાંસીના માંચડા ઉપર કોઈ કરતાં કોઈ લટકતું નથી. કુંવરી તો વિચારમાં પડી ગઈ. આ તે શો ગજબ ? કાંઈ નહિ તો કુંવરની લાશ તો ટિંગાતી હોય ને ! પણ આ તો લાશ પણ નથી. તો શું કુંવરને ગરજાં ઉપાડી ગયાં હશે ? એ તો ચારે તરફ ચકળવકળ આંખે જુએ છે. પણ અંધારું થઇ ગયું છે. કોઈ કરતાં કોઈ નજરે પડતું નથી. ને કુંવરી તો રોવા લાગી છે.

હવે વાત એમ બનેલી કે સજનસિંહને ફાંસીને માંચડે લટકાવીને ફાંસીગરો ચાલી નીકળ્યો. માણસને ફાંસીએ દે કે ઘડી વારમાં જ તેના પ્રાણ નીકળી જાય. પણ સજનસિંહનો જીવ જતો નથી ને એ તો માંચડે લટકતો રહ્યો છે. સજનસિંહ તો વિચાર કરે છે કે આ દેશની ફાંસી દેવાની આ તે કેવી રીત છે ? આમ ને આમ ક્યાં સુધી લટકતો રહીશ ? કોણ જાણે ક્યારે ય જીવ જશે ? આમ ને આમ રાત પડશે તો મસાણનાં ગીધડાં તૂટી પડશે ને સાજાસારા મારા દેહને એ બધાં ફોચી ખાશે. આ દેશનો તે રિવાજ કેવો ?

એ તો ફાંસીગરાને શાપ દે છે: 'અરેરે ! ફાંસીગરા ! આ તે તારો ગાળિયો કેવો ? સવાર સવારનો લટકું છું તો ય જીવ જતો નથી.'

સજનસિંહ આમ વિચાર કરે છે ત્યાં આઘેથી ગાડાનાં પૈડાંનો ખડખડાટ સંભળાય છે. આંખ ઊંચી કરી જુએ તો સામેથી ઘોડાં ને ઘણાં સાત ગાડાં ચાલ્યાં આવે.

અંધારી રાતના આ ગાડાં મસાણને મારગે થઈને ક્યાં જતાં હશે ? એ વિચાર કરે છે એટલામાં તો ગાડાં પાસે આવી પહોંચ્યાં. ગાડાં-માં ભરેલો ભાર જોઈને સજનસિંહના અચંબા નો પાર જ ન રહ્યો. બધાં ગાડાંમાં જૂના જોડા ભરેલા. એકચે જોડાનું તળિયું સાબૂત ન મળે.

ગાડાં એક પછી એક માંચડા પાસેથી પસાર થાય છે ને સજનસિંહ વિચાર કરે છે કે આટલા બધા જૂના જોડા તે કોણે સંઘરી રાખ્યા હશે ? આવો જૂના જોડાનો વેપારી તે વળી કોણ હશે ? એના વેપારને ય રંગ છે ! કાંઈ નહિ ને જૂના જોડાનો વેપાર કર્યો છે !

છ ગાડાં પસાર થયાં ને સાતમું ગાડું માંચડા પાસે આવી પહોંચ્યું. ગાડામાં જોડાના ઢગલા ઉપર એક બુઢ્ઢો બેઠેલો. બુઢ્ઢાના હાથમાં એક કાગળ.

સજનસિંહને વિચાર થયો કે લાવને આ ડોસાને કહું તે મને માંચડેથી હેઠો ઉતારે.

પણ એ બોલે તે પહેલાં તો પેલો ડોસો જ બોલી ઊઠ્યો: 'કાં ! કેવું વેર લીધું ? કેવું વેર લીધું ? કામ કરાવી કરાવીને મારો દમડો કાઢી નાખ્યો. સાત ગાડાં ભરીને જોડાનાં તળિયાં ઘસાઈ ગયાં. પણ જોયા ને ભાયડાના સપાટા ! ફાંસીએ લટકાવ્યો ને ! બસ હવે લટક્યા કર. હમણાં ગરજાં આવશે ને ફોલી ખાશે.'

ડોસો તો ખૂબ ગેલમાં આવી ગયો. એ તો ગાડા ઉપર ઊભો થઈ નાચવા લાગી ગયો.

અવાજ ઉપરથી સજનસિંહે ડોસાને ઓળખી લીધો. આ તો ભૂરિયો બેટો ! એના હાથમાં જ પેલો કાગળ છે. કોઈ રીતે કાગળ પાછો હાથમાં આવી જાય ! કાગળ મળી જાય તો એને પણ ખબર પાડી દઉં.

એ તો લાગ જોઈ રહ્યો છે.

ડોસો તો નાચ્યા જ કરે, નાચ્યા જ કરે. નાચતાં નાચતાં એણે સજનસિંહને મુક્કી મારવા હાથ ઉગામ્યો, ત્યાં તો ઝબ દઈને સજનસિંહે ઝોંટ મારી ને ડોસાના હાથમાંથી કાગળ આંચકી લીધો.

કાગળ હાથમાં આવી ગયો એટલે સજન-સિંહ માટી થઈ ગયો.

ભૂરિયા બેટાના રામ રમી ગયા. એ તો નરમ ઘેંસ જેવો બની ગયો. એને થયું કે આ તો કાંઈ મર્યો નથી. અમસ્થો જ લટકી રહ્યો છે.

તરત જ સજનસિંહે હુકમ કર્યો: 'ભૂરિયા બેટા!'

તો કે: 'જી સરદાર!'

'મને માંચડેથી નીચે ઉતાર.'

તરત જ ભૂરિયા બેટાએ સજનસિંહને ફાંસીને માંચડેથી નીચે ઉતારી લીધો.

જોડાનાં ગાડાં નધણિયાતાં આગળ ચાલ્યાં ગયાં ને સજનસિંહ પાસેના ઝાડ નીચે જઈ બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો. પહેલાં તો એને એમ થયું કે ભૂરિયા બેટાને કહું તે કુંવરીને લઈ આવે પણ વળી વિચાર થયો કે મહેલ વિના કુંવરીને રાખીશ ક્યાં? એટલે તરત જ ભૂરિયા બેટાને હુકમ કરી દીધો: 'આપણો મહેલ જેવો હતો તેવો બનાવી દે'

ભૂરિયો બેટો તો તાબડતોબ મહેલ બનાવવા ઊપડ્યો ને સજનસિંહ તેના આવવાની વાટ જોતો ઝાડ નીચે બેઠો.

આ પ્રમાણે સજનસિંહ ઝાડ નીચે જઈ બેઠેલો એટલે કુંવરીએ એને જોયો નહિ ને એ તો કાંઈ રુવે! કાંઈ રુવે!

હવે સજનસિંહે ફાંસીના માંચડા પાસે એક કાળો પડછાયો હાલતો–ચાલતો જોયો. એને થયું કે મસાણના ભૂતપ્રેત મડદાં ખાવા આવી પહોંચ્યાં હશે પણ ત્યાં તો એણે રોવાનો અવાજ સાંભળ્યો. એને થયું કે નક્કી ચળીતર છે.

એ તો જેમનો તેમ બેઠો રહ્યો.

પણ રુદનનો અવાજ વધતો જ ચાલ્યો એટલે સજનસિંહ છાતી મજબૂત કરીને માંચડા પાસે પહોંચ્યો.

જુએ તો એક બાઈ બેઠી બેઠી રુવે.

સજનસિંહે પૂછ્યું: 'બાઈ! તું કોણ છે? ડેર છે ડાકણ છે? તને શું દુઃખ છે? આં ટાણે મસાણમાં આવીને શું કામ રુવે છે?'

કુંવરીએ તરત જ સજનસિંહનો અવાજ ઓળખી કાઢ્યો. એ તો છાની રહી ગઈ. કહે 'હું તો મારા સજનસિંહને શોધું છું.'

સજનસિંહ કહે: 'કોણ કુંવરી?'

બન્ને હેતથી હળ્યાંમળ્યાં.

ત્યાં તો ભૂરિયે બેટે ખબર દીધા: 'મહેલ તૈયાર છે.'

સજનસિંહ અને કુંવરી બન્ને મહેલમાં પહોંચી ગયાં.

બીજા દિવસનું સવાર પડ્યું એટલે શહેરના રાજાએ સજનસિંહની તપાસ કરાવી. ખબર મળ્યા કે ફાંસીને માંચડે કુંવરે નથી કે કુંવરની લાશ પણ નથી. કુંવરીની ખબર કઢાવી તો મહેલને ઓરડે કુંવરી યે નથી. શહેરનો રાજા તો અગાસીએ ચડ્યો. જુએ તો જંગલના રાજાનો મહેલ ઝળાંઝળાં થઈ રહ્યો છે.

રાજાએ તો માણસો દોડાવ્યા. બધા દોડ્યા દોડ્યા ખબર કાઢી આવ્યા કે જંગલનો રાજા ને રાજકુમારી તો મહેલમાં બેઠાં બેઠાં ગુલતાન કરે છે.

શહેરનો રાજા વિચાર કરે કે આ તે શું અચરજ છે? મહેલ નહોતો ત્યારે કાંઈ યે નહોતું. ને આ બધું પાછું ક્યાંથી આવી પડ્યું! એણે તો પ્રધાનને મોકલ્યો છે. જંગલના રાજાએ પ્રધાનને બધી વાત કરી છે. પ્રધાને આવીને એ રાજાને કહી સંભળાવી છે. રાજાની તાજુબીનો પાર રહ્યો નથી. એને થયું છે કે જમાઈ હજો તો આવા જ હજો

શહેરના રાજાને રાજનો વારસ ન મળે. પ્રધાન કારભારીઓએ સલાહ દીધી કે 'આવો મજાનો જંગલનો રાજા છે. એને જ યુવરાજપદે સ્થાપો ને.'

[અનુસંધાન પાન ૫૪ પ્રે

[આ વિભાગમાં અન્ય કોઈ સામયિકમાં આવી ગયેલું ફરી ફરી વાંચવા યોગ્ય લેખન લેવાનું રાખ્યું છે. તંત્રી] ફરી ફરી વાંચો

# શ્રીમતીની જીવન-સફર

[એક સત્ય ઘટના]

લેખક : ગેટુભાઈ ગો. ધ્રુવ

ગુજરાતની ઊંચી ગણાતી એક જ્ઞાતિમાં શ્રીમતીનો જન્મ થયો હતો. પિતાની એ બહુ લાડકી હતી. શાળામાં અંગ્રેજી પાંચ ધોરણ સુધી એ ભણી હતી. લગભગ નવ વર્ષની ઉંમર થઈ ત્યારથી પોતાની જ્ઞાતિના એક ચંચળ છોકરા સાથે એને મૈત્રી થઈ. બન્ને મોટાં થતાં ગયાં, તેમ તેમની મૈત્રી ગાઢ થતી ગઈ. શ્રીમતીનાં માતાપિતાને પણ આ છોકરો ગમી ગયો અને આગળ ઉપર શ્રીમતીનો એની સાથે સંબંધ કરવાનો એમનો વિચાર હતો.

પરંતુ છોકરો જરા સ્વચ્છંદી થવા માંડ્યો અને જ્ઞાતિમાં એક બીજા સારા કુટુંબના ગણાતા છોકરા તરફથી શ્રીમતીનું માગું આવ્યું, એટલે તેના પિતાએ તેર વર્ષની ઉંમરે તેનું સગપણ એ છોકરા સાથે કરી દીધું. શ્રીમતીએ તો પોતા પિનાકિન સાથે જ પરણવાનો મનથી નિશ્ચય કરેલો હતો. પણ એટલી નાની બાળાનું શું ચાલે? છોકરી મોટી થાય અને કદાચ સગાઈ કરેલી જગાએ પરણવાની ના પાડે, એ ભયથી શ્રીમતીના પિતાએ 'શારદા કાયદા'ની પરવા કર્યા વિના તેને સૂર્યકાન્ત સાથે પરણાવી દીધી. બિચારી શ્રીમતી આંખમાં આંસુ સાથે પરણી ગઈ.

શ્રીમતીના પિતા ભૂપતરાય એકંદરે સજ્જન માણસ હતા, એટલે પિનાકિન સાથેનો સંબંધ ચાલુ રાખ્યો અને એ કુટુંબ સાથે એ અગાઉની માફક હળેલો રહ્યો. શ્રીમતી સૂર્યકાન્ત સાથે પરણી તો ખરી પણ એનું હૃદય તો પિનાકિન સાથે જોડાયેલું હતું. શ્રીમતી સોળ વર્ષની થઈ, ત્યાં એના પિતાનું અવસાન થયું. ભૂપતરાયને પાછળથી જણાયું કે સૂર્યકાન્ત ઊંચા કુળનો કહેવાતો પણ ઓછી બુદ્ધિનો અને શ્રીમતી જેવી રૂપાળી અને ચંચળ છોકરી માટે બરાબર લાયક ન હતો પણ હવે ઉપાય ન હતો.

પિતાના મરણ પછી છ માસ પછી શ્રીમતી સાસરે ગઈ. એના પતિ સૂર્યકાન્તમાં ખાસ કંઈ દૂષણ ન હતું પણ એ માણસ મીઠા વગરનો હતો. બાપના ધાકને લીધે છેક રાંકડો બની ગયો હતો. શ્રીમતીએ હૃદય બીજાને અર્પેલું હોવા છતાં સંસાર-વ્યવહાર સાસરામાં જ ચલાવવો પડ્યો ને એ વર્ષો દરમિયાન પિનાકિન અને શ્રીમતીનો મેળાપ અનેક વખત થતો, અને માતા, ભાઈઓ અને સાસરાનાં માણસોથી પણ આ વાત છાની ન હતી. પિનાકિન અને સૂર્યકાન્તનો સંબંધ પણ એકંદર મિત્રાચારીનો હતો. દરમિયાન શ્રીમતીને એક પુત્ર થયો.

પુત્રના જન્મ પછી સાસરાનાં માણસોને પિનાકિન અને શ્રીમતીના પરિચય પ્રત્યે અણગમો થતો ગયો અને ધીમે ધીમે અણગમાએ પ્રત્યક્ષ વિરોધનું સ્વરૂપ લીધું. દરમિયાન શ્રીમતીના પ્રૌઢ ઉંમરના સસરાએ તેની પ્રત્યે અનુચિત વર્તન કરવાનો પ્રયત્ન કર્યો; એમ શ્રીમતીને લાગવાથી એણે તે બાબત સૂર્યકાન્તને ફરિયાદ કરી, સૂર્યકાન્તે એ વાત માની ન હોય, કે પિતાને કહી ન શક્યો હોય, પણ એ ઉપર કાંઈ લક્ષ આપ્યું નહિ.

શ્રીમતીને સાસરામાં રહેવું હવે બહુ વસમું લાગ્યું. સૂર્યકાન્ત એના મનથી હવે છેક ઊતરી ગયો, પિનાકિન ઉઘાડી રીતે એનો બચાવ કરે કે રક્ષણ આપે એ બની શકે એવું ન હતું. એટલે શ્રીમતી માતાને ઘેર રહેવા ગઈ. માતા એને પોતાને ઘેર લાંબો વખત રાખવા ખુશી ન હતી. બે-ચાર માસમાં શ્રીમતીને ફરી સાસરે ચાલ્યા જવું પડ્યું.

સૂર્યકાન્ત સ્વભાવે નરમ તો હતો પણ ઓછી સમજણ હોવાને કારણે ચડાઉ હતો, તેના કેટલાક મિત્રોની શીખવણીથી શ્રીમતીને એણે વારે વારે ઠપકો દેવાનું શરૂ કર્યું, અને પછીથી તો હાથ પણ ઉગામવા માંડ્યો. માર સહન કરે એવો શ્રીમતીનો સ્વભાવ જ ન હતો. એણે ...ના સંચાલકને બધી વાત કરી અને એમની સંસ્થામાં રાખવાની માગણી કરી. માતા તથા ભાઈઓ આની વિરુદ્ધ હતાં; તેમ છતાં એ સંસ્થામાં સંગીત શીખવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો. સંગીતના શિક્ષણ ઉપરાંત સંસ્થાના બીજા કાર્યક્રમમાં પણ શ્રીમતીએ ઉત્સાહથી ભાગ લેવા માંડ્યો. રસ્તે આવતાં-જતાં કોઈ વાર પિનાકિનનો મેળાપ થઈ જતો. પાછળથી એ બન્ને સંકેતથી અનેક વખત મળતાં. રસ્તાની એક બાજુએ એક વખત પિનાકિન

હક્ક ઓછો થતો નથી. જ્યારે તને જરૂર લાગે ત્યારે તું અડધી રાતે મારે ઘેર આવી શકે છે. તારે માટે મારું ઘર સદાને માટે ઉઘાડું છે ' સૂર્યકાન્તની આટલી બધી ઉદારતાની શ્રીમતી ઉપર બહુ અસર થઇ. ભૂત કાળનું પોતાનું જીવન, નવા સંસારનાં સુખનાં સ્વપ્નાં અને અત્યારની સ્થિતિ વિષે તેને અનેક વિચારો આવ્યા, એ રાતથી શ્રીમતીની સ્થિતિ વધારે ગંભીર થતી ગઇ.

પિનાકિન હવે તો શ્રીમતીના આવુ મંદવાડથી કંટાળો પણ બતાવવા લાગ્યો જે બાળા માટે એણે ન્યાત, જાત, સગાં, સબંધી સર્વ સાથેનો સબંધ છોડ્યો, જેને માટે એ જિંદગીભર કુવારો રહ્યો, તેની સાથે છ–સાત માસ સંસાર ભોગવ્યા પછી એ તો મંદવાડની પથારીએ પડી, અને હવે તો એને જિંદગીભર માંદી સ્ત્રી જ વેઠવાની, એ વિચારે છેક નિરાશ થઇ ગયો. પેમેટક એ ખલાસ થઇ ગયો હતો ને ફરીમાં નિયમસર અને વખતસર ન જવાતું હોવાથી ત્યાં પણ ઉપરીનો ઠપકો વારંવાર ખાવો પડતો હતો. સૂર્યકાન્ત મળવા આવી ગયો અને પચાસ રૂપિયા શ્રીમતીની પથારીમાં મૂકી ગયો હતો એની પણ એને ખબર પડી હતી શ્રીમતીએ પોતે જ એને બધી હકીકત વિગતવાર કહી હતી. આ ઉપરથી એને જરા ઇર્ષા પણ ઉત્પન્ન થઇ હતી

શ્રીમતીનો મંદવાડ વધતો ગયો. દાક્તરોએ એની છોડી દીધી તેની માતાને પિનાકિને ખબર દી. માતા પિનાકિનને ઘેર આવી. શ્રીમતીએ પોતાને ઘેર લઇ જવાની માગણી માતા પાસે કરી. માતાએ એવી શરત મૂકી કે પિનાકિન ત્યાં રહે નહિ, એટલું જ નહિ પણ જોવા પણ ન આવે તો હું તને મારે ઘેર લઇ જાઉં. મરણ–પથારીએ પડેલી—આખરની અહુમાન–પોતાની દીકરીની છેલ્લી આશા પૂરી કરવાને વખતે આ બાઇને ન્યાત, જાત અને આબરૂ જવાનો ભય નડ્યો! શ્રીમતીએ આ શરતનો તિરસ્કારથી અસ્વીકાર કર્યો: ' તમારા કરતાં તો સૂર્યકાન્ત કેટલા બધા ઉદાર! એનું ઘર મેં ભાંગ્યું, એનું જીવન મારે લીધે રદ થયું છતાં એના બારણાં મારે માટે ઉઘાડાં છે અને તમે–મારી જનેતા–મને આખરના મંદવાડ વખતે ઘેર લઇ જવાની પણ ના પાડો છો? કુટુંબ, ઘરબાર, ન્યાત, જાત, સમાજ બધું તજીને જેને આશરે હું આવી છું તેના જ છાપરા નીચે હું મરીશ ' આમ કહી શ્રીમતીએ મોઢું ફેરવી લીધું.

રાત્રે શ્રીમતીએ પ્રાણ મૂક્યો.

એના તકિયા નીચેથી બે ચિઠ્ઠીઓ મળી આવી–એક સૂર્યકાન્ત ઉપર હતી: ' મને માફ કરશો? પણ માફી શી રીતે માગું! તમારી ઉદારતા દૈવી છે '

બીજી ચિઠ્ઠી પોતાના બાળક કશ્યપ ઉપર હતી ' મરતી વખતે તારું મોઢું જોવાની મારી ઇચ્છા અધૂરી રહી ગઇ! પાકીટમાં એક સોનાની સેર છે એ તારી વહાલી મા તરફની છેલ્લી ભેટ ' 'જ્યોતિર્ધર'માંથી

---

## જંગલનો રાજા

[ પાન ૫૦નું ચાલુ

રાજાને ય એ વિચાર ગમી ગયો. એણે તો જંગલના રાજાને બોલાવી રાજપાટ સોંપ્યું છે ને પછી પોતે તીરથ કરવા ચાલી નીકળ્યો છે.

સજ્જનસિંહ તો રાજ કરે છે. કુંવરી સાથે રંગે રમે છે. ખાય છે, પીએ છે ને મોજ કરે છે.

પછી તો સજ્જનસિંહને ભૂરિયાની યે દયા આવી છે. એણે ભૂરિયાને બોલાવ્યો: ' મારે તને છૂટો કરવો છે.'

ભૂરિયો કહે: ' મારો કાગળ મને આપી દો, એટલે હું છૂટો.'

સજ્જનસિંહ કહે: ' કાગળ તો તારા હાથમાં ન આપું પાછો તું મારા હાલહવાલ કરી દે તો?'

ભૂરિયો કહે: ' આ રાજ કાંઇ હું થોડું જ લઇ લઇશ? હું તો મારું દીધેલું લઇ લઉં.'

સજ્જનસિંહ કહે: ' પણ તારો વિશ્વાસ કોણ કરે? એના કરતાં એમ કરું કે કાગળ મારા હાથમાં ય ન રહે ને તારા હાથમાં ય ન આવે.'

ભૂરિયો કહે: ' ભલે તમને મરજી પડે તેમ કરો.'

સજ્જનસિંહે એક શીશો મંગાવ્યો. કાગળને શીશામાં ઉતાર્યો. ઉપર મજબૂત બૂચ મારી દીધું. બૂચની ઉપર સીલ કર્યું. બધું કરી કાસ્વીને મસાણમાં બે માથોડાં ઊંડો ખાડો કરાવ્યો ખાડામાં શીશો ભંડારી દીધો ને ઉપર પાકું ચણતર કરી લીધું.

હજુયે તે શીશો ભોંમાં પડ્યો છે.

# સમાજ અને સાહિત્યની નવાજૂની

## સમાજ

આ સિનેમાનો સ્ટંટ નથી પણ કઠલાલમાં તા. ૧૦મીની રાત્રે બનેલી તદ્દન સત્ય ઘટના છે.

વાત એમ છે કે અત્રેના મુખી-મતાદાર કુટુંબના રા. ફુલાભાઈ દેસાઈભાઈના પુત્ર ભીખાભાઈને તેની ધણીઆણી બાઈ શાન્તાએ પરમદિવસે રાતના બે વાગ્યાના સુમારે 'મને તાપેલીઆં થયાં છે અને મત્રેલી માડી લેવા જવું છે, માટે ચાલો મારી સાથે' એમ કહી તેના પતિ ભીખાભાઈને ગામ બહાર લઈ ગઈ. રાત્રિની નીરવ શાંતિમાં તે એકાએક ભીખાભાઈ ઉપર રણચંડી માફક તૂટી પડી. અને તલવારના ઘા કર્યા. ભીખો નાસવા જતાં જમીન ઉપર ઢળી પડ્યો હતો, આથી શાન્તાએ તેની છાતી ઉપર ચઢી બેસી, બીજા કેટલાક વધુ ઘા કર્યા હતા. મદદ માટેની બૂમો સાંભળી આજુબાજુના ધારાળાઓ જાગી ગયા હતા અને ત્યાં દોડી જઈ બાઈને પકડી લીધી હતી. આ વાતની ખબર પડતાં પોલીસપાર્ટી બનાવવાળે સ્થળે પહોંચી ગઈ હતી.

ભીખાને સારવાર વાસ્તે કપડવંજ સરકારી હોસ્પીટલમાં ખસેડ્યો છે તથા બાઈ શાન્તાને અટકમાં લીધી છે. આ બનાવ પાછળ કંઈપણ રહસ્ય સમાયલું હોવાનું માનવામાં આવે છે.

ભરૂચમાં એક ઋષિકુમારદાસ નામના એક બાવાએ આની ચૌદ દિવસ સુધીનો એક રામયાગ કર્યો હતો. આ યજ્ઞમાં ઘી અને બીજા ખાદ્ય પદાર્થો હોમવામાં આવ્યા હતા. યજ્ઞ થઈ રહ્યા પછી મહારાજના ભક્તોએ બ્રહ્મભોજન રાખ્યું હતુ. તેની ખબર મળતાં માપબંધી ખાતાના ઈન્સ્પેક્ટરોએ દરોડો પાડ્યો હતો.

ભક્તલોકો 'મહારાજ વ્યવસ્થા કરે છે' એમ કહી આઘા ખસી ગયા હતા. ત્યારબાદ આ મહારાજને એક હજાર રૂપિયાના જામીન પર છોડવામાં આવ્યા છે. મહારાજના ભક્તોમાં સોનું બેવડું બનાવવા જતાં સોનું ગુમાવનારા પણ છે.

જલાલપોર તાલુકાના એરૂ ગામે કુવર એફરજી દેસાઈ નામના ડોસા ૧૦૭ વર્ષે મરણ પામ્યા છે. મરનારના મોમાં દાંત હતા અને મરતાં સુધી સશક્ત હતા. ડોસાએ પોતાની ચાર પેઢીનાં છોકરાં જોયાં હતાં.

ઉમરાળાના કણબી પ્રાગનો એક વર્ષથી જુદો થયેલો મોટો દીકરો રવજી જમીનમાં પોતાનો ભાગ આપી દેવાની માગણી કર્યા કરતો તેથી ગૃહક્લેસ ચાલતો. આગલા બુધવારે બપોરે વાડીમાં બીજું કોઈ હતું નહિ તે વખતે રવજી ત્યાં પહોંચ્યો અને બાપાના માથામાં કુહાડીના ત્રણેક ઘા કરી લીધા પરિણામે પ્રાગ તુરત મરણ પામ્યો.

પાટણમાં અઇકાલે એક કરુણ અકસ્માત બની જવા પામ્યો છે. વિગત એવી છે કે ચાણસ્મા બાજુ એક કુંભાર પોતાના દીકરાના લગ્ન કરવાને પાટણ તાલુકાના કેબલા ગામે લગ્ન માટે જાન લઈને આવેલ. બપોરના જાન પાટણ સ્ટેશન ઊતરીને ધર્મશાળામાં ગયેલ આ જાનનો ખાવાપીવાનો બંદોબસ્ત કરવા માટે વરનો બાપ ગામમાં લાકડાં તેમ જ બીજો સામાન લેવા ગયેલ. સામાન લઈને પાછા આવતાં રસ્તામાં સ્ટેશન બાજુથી આવતી એક ખાનગી મોટર સાથે અકસ્માત થતાં ત્યાં ને ત્યાં કુંભારનું મરણ નીપજ્યું હતું. લગ્ન અટકી પડ્યાં અને જાન રોતી-કકળતી પોતાને ગામે પાછી ફરી.

★

શ્રી મયૂર કૃત નવો ભૂતકથા-સંગ્રહ 'ભૂતાવળ' સરસ્વતી પ્રકાશન મંદિરે (ભાવનગર) પ્રગટ કર્યો છે.

'કહાણી કહું કૈયા'ની નવી પરી-

## સાહિત્ય

કથા શ્રેણી સરસ્વતી પ્રકાશન મંદિર તરફથી શરૂ થઈ છે. તેનું પ્રથમ પુસ્તક મયૂરકૃત 'મેડકકુમારી પ્રગટ થયું છે.

શ્રી મણિભાઈ મો. ભટ્ટ. ૨૮ વર્ષની યુવાન વયે ટૂંક માંદગી ભોગવી ગઈ તા. ૪ થીએ સ્વર્ગવાસી થયેલ છે. સ્વ. શામળદાસ કૉલેજમાં ૧૯૪૨ માં ગુજરાતી ઓનર્સ લઈ ગ્રેજ્યુએટ થયા હતા. તેમના અભ્યાસ દરમિયાન કલાક્ષેત્રમાં ભાત પાડતી જીવતા માણસોના અંગસૌષ્ઠવને શિલ્પકલાની વ્યવસ્થિત મર્યાદામાં ગોઠવવાની યોજના યોજી તેમણે, મૌલિક સર્જનથી કોતરણી, રંગમિલાવટ, અને આલેખન ઉપરાંત શિલ્પવિધાનની નવી જ દિશા ઉઘાડી હતી,

સાહિત્યને ચિત્રાત્મક સ્વરૂપમાં સમૃદ્ધ કરવામાં એમનો ફાળો મોટો હતો. ઘણી શાળાઓએ તેમજ સંસ્થાઓએ તેમની સેવાનો લાભ મેળવ્યો હતો. મિલનસાર અને પ્રવૃત્તિશીલ સ્વભાવના શ્રી. ભટ્ટનું ભરયુવાન વયે નીપજેલું અવસાન તેમના મિત્ર સમુદાયને શોકગ્રસ્ત બનાવી ગયું છે.

પંજાબ યુનિવર્સિટીની સેનેટ સર્વાનુમતે એવો નિર્ણય કર્યો છે કે યુનિવર્સિટીની તમામ શાળાઓ અને કૉલેજમાં હાલ શીખવવામાં આવતી ઇતિહાસની તમામ ચોપડીઓમાંથી જૂના વખતના હિંદી રાજાઓને લગતી ખોટી હકીકતો કાઢી નાખીને ફરીથી લખાવવી જોઈએ. કપુરથલાના કેળવણી ખાતાના વડા ડીરેક્ટર દીવાન રાજકુમારે એ ઠરાવ રજૂ કર્યો હતો અને જણાવ્યું હતું કે આમ કરવામાં યુનિવર્સિટીનો હેતુ એવી ઐતિહાસિક હકીકતો જાહેરમાં લાવવાનો હોવો જોઈએ કે જે હિંદમાં વસતી જુદી જુદી કોમોમાં સામાન્ય સંસ્કૃતિની વૃદ્ધિ કરવામાં મદદરૂપ થાય.

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

અંક આઠમો






काव्येषु रम्या कथा

# કળાયેલ ખાંગો

લેખક
ઉમેશ કવિ

મુગ્ધ-મધુર અમે બહાર આવ્યા અને બારો બાર કલબમાં પહોંચ્યા, પણ તે પછી કલબના રોજિંદા ક્રમ પ્રત્યે મન નીરસ બની બેઠું.

ઉદયશંકરના નૃત્યપ્રયોગો જોવાની ઝંખના તો ઘણા વખતથી થયેલી. પશ્ચિમને નૃત્ય દ્વારા ભારતીય સંસ્કૃતિની ભુલાયેલી કલા-સૂક્ષ્મતાનો પરિચય કરાવી સ્વદેશનું એ ક્ષેત્રે બહુમાન કરી રહેલા એ નૃત્યકાર માટે પહેલેથી જ અનુરાગ ભર્યો હતો. અને એમાં એના નૃત્યે અસાધારણ ઉમેરો કરી દીધો. નૃત્યમાં અમને એવી કાંઈ લાંબી સૂઝ તો નહિ, હા, ઊંડી લાગણી અને ધીરગંભીર સદ્ભાવ ખરાં. પણ નૃત્ય જોયા પછી થોડી સમજણે જે અનહદ આનંદથી અંતર છાઈ રહ્યું એ જીવનના બહુમૂલા સુખપ્રસંગોમાંના એક તરીકે સ્થાન પામનારા માંહેનું હતું

એટલે અમારું ટેબલ આજે બીજની દીકસ બજાવે ભગજ રોકી શકે તેમ ન હતું. પ્રશસ્તિભરી વિવેચનામાં અમે અમારી નજીકના ટેબલવાળાઓનું ધ્યાન પણ ખેંચી શક્યા હતા. એકધારાપણા અને વૈવિધ્ય વચ્ચેની પસંદગીમાં વૈવિધ્યનું સ્થાન હરવખતે હરસ્થિતિમાં સદા ય બિનહરીફ રહ્યું લાગે તેમ સહુ ખુરસીઓ નજીક ખેંચી પાસે ગોઠવાણા.

'એણે જે રાસનૃત્ય કર્યું' તે તેની છેલ્લામાં છેલ્લી તૈયારીમાંનું છે. અહીંયાથી ઉદયશંકર તેના એક-બે સાથીઓ સહિત ગામડાંઓ ઘૂમી આવ્યા ને એ શીખતા પણ આવ્યા!' વાતને હમેશાં વેગ આપવા પૂરતું શરૂ શરૂમાં ભળી પછી મોટે ભાગે ચૂપ રહેતા એક શ્રી મહેતા બોલ્યા. લોકો વિષે વિગતવાર માહિતી જાણવાની સ્થિતિમાં રહેતા એ ગૃહસ્થે વળી ઉમેર્યું: 'એને માટેના શૃંગાર પણ ત્યાંથી જ ખરીદતા આવ્યા છે.'

'આભલાંવાળા ચણિયા ને કાપડાં, ઓઢણાં ને રંગબેરંગી ફુમતાંવાળી નાડી, લીલી મગજી મૂકેલા લાલ ફટકા ને ચંદરવા ને ભરત ભરેલા ચાકળા ઘણું લાવ્યા છે. મોઢે માગ્યું ચૂકવીને હો!' એવી બાતમી પામવામાં બહુધા અગ્રણી અને અદ્યતન રહેનારાઓ વચ્ચે સ્પર્ધા જેવું હોઈ શકે તેવો ખ્યાલ આપતા બીજા એક શ્રી શાહ નામે ગૃહસ્થ બોલ્યા.

વાતનો એક બજારભાવ તરફ જતો રોકી મેં કહ્યું: 'એ રાસનૃત્ય આપણા ગૂજરાતીઓને કદાચ ન પણ આજે બાકી બિનગૂજરાતીઓમાં એ ભારે ઊંચકાય.'

'પણ ખૂબી જોઈ ને! આપણી જ વસ્તુ એને હાથે કેવી સરસ ચગી!' અમારામાં નૃત્ય વિષે જેમનો મત પ્રમાણભૂત માનવો પડે તેવા મારા એક મિત્ર શ્રી પરીખે કહ્યું.

'ખરી કમાલ તો એણે તાંડવમાં કરી!' મહેતાએ વળી વેગ આપ્યો.

'કે પછી આપણને જે ખૂબ ગમ્યું તેમાં આપણી ખૂબ લાગ ભજવતી હોય!' મેં કહ્યું.

'એપ્રિસિએશન મોટી વાત છે. બાકી સામાની પ્રવીણતા પણ ખરી. ગમે તેવો બોથો પણ બે ઘડી થભી રહે તેવું એના તાંડવમાં છે!' મહેતા બોલ્યા.

'કશી જ ગતાગમ વગરનાને પણ તાજુબ કરી શકે તે કળા!'

'તાંડવમાં મુખ્ય આકર્ષક તત્ત્વ મહાદેવનું ઉદાત્ત-ભવ્ય ચરિત્ર છે.' પરીખ બોલ્યા અને ઉમેર્યું: 'આપણા

પુરાણ–પિતા ભગવાન શંકરના વ્યક્તિત્વની એ વિશેષતા છે એવી વિશ્વવિભૂતિના આહ્‌લાદ અને વિષાદે એના વિષદ અને વિષમ હોય. તાંડવ પછવાડે એવાં મહાન દૈવી જીવનના વિરાટ સત્ત્વો વણાયાં છે. જગત–જીવનનાં વિધાયક તત્ત્વોને પ્રતિબિંબિત કરુણાસિન્ધુ મહાદેવના પાપવિમોચક કલ્યાણકામી જીવનના પ્રવાહોને મૂર્તિમાન કરવા મથતાં આ તાંડવમાં, સૃષ્ટિના અંતિમ વિનાશ તરફ ધપતા શિવના સૂત્રસંચાલનને સચોટ કરતા ઘેરા સુરઘોષનું ઉદયશંકરનું વાદ્ય–આયોજન જોયું ને? સંતપ્ત અને સંક્ષુબ્ધ મહાદેવના કોપશમન માટે સ્તુતિ અર્ચન કરતાં ગંગા અને પાર્વતી તથા ગણો દેવોની કરુણાં પણ એને ભવ્ય બનાવી રહેતાં હતાં ને? અને એ બધાંને રૂપ, વેગ અને અર્થઘન બનાવતાં આનુષંગીઓમાં સમૃદ્ધ વસ્ત્રાલંકાર,તાલ–નાદ આદિ તથા પુરાણકાલીન વાતાવરણ જમાવવામાં મદદ કર્તા પ્રતિહાસનું જ્ઞાન પણ એટલાં જ ભાગ ભજવી જાય છે!'

'એવા લાવ–ખરચ તો ઉદયશંકરને પોસાય ભાઈ!' પેલા શાહે પાછું સોંઘા–મોંઘાનું બઝર સર કર્યું.

એમને જ જવાબ આપતા લાગે તેમ પરીખ બોલી ઊઠ્યા: 'પણ તેથી ગરીબોમાં નૃત્યભાવના નથી એવું કાંઈ નથી મિ. શાહ! સાધન–અભાવે કે શાસ્ત્રીયતાના અજ્ઞાને ગરીબોની કલા હિણાય કે કૂબડી લાગે તે હશે પણ તે કલા મટતી નથી.

'હું એના સમર્થનમાં મારા જ ગામનો એક કિસ્સો કહું, ચાલો!'

'કહો કહો.'

'હા હા એ ઠીક છે.'

'શરૂ કરો, ચલાવો.'

'ભાઈ સાંભળો.' કહેતા બધા કુતૂહલભર્યા સાંભળવા તત્પર બન્યા.

'એક મિનિટ પ્લીઝ!' કહેતાંક શાહે તાળી પાડી છોકરાને બોલાવ્યો અને ચોમેર નજર પાથરી વાતમાં રસ લેતા સહુને વિનયથી પૂછ્યું: 'આપ કોઈ કશુંક લેશો?' અને એમના પોતા માટે લેમન–કૂવોશનું ફરમાવી સહુના સાભાર નકાર સ્વીકારતા વિરમ્યા: કોઈએ આ તકે સિગરેટો સળગાવી તો કોઈએ પાન બનાવવા માંડ્યાં

'સાઠેક વર્ષ પહેલાં બની ગયેલો આ કિસ્સો છે. અમારા ગામમાં આજે પણ કોળીની વસ્તી ઠીક છે. તે દિવસોમાં પણ હતી. આજે પડખેના ગામે ઊપડ્યા પછી કોળીઓ ઘસાતા ચાલ્યા છે. આ દિવસોમાં સહુ સુખી હતા ને આ કિસ્સો એવા કોળી માટીગૈયરનો છે. જેનો કૂવો હજી ઊભો છે વંશવેલો ય ચાલતો છે. આપ સહુ જાણો છો કે ત્યાં ખાતે જમીન છે. ઘરખેડ છે. આ કોળી અમારું લોક હતો.' દરમિયાન મહેતાએ પરીખને પાન લંબાવ્યું તે મોમાં મૂકતાં પરીખે આગળ ચલાવ્યું

'મોટે ભાગે ગામ–ઝાંપે કોળીઓનાં ખોરડાં કેટલાકને તો સારાં ઘર છે. બાકીનાઓ તો આ કૂબાઓમાં જિંદગી ખેંચી નાખે છે. હવે તો કદા નમૂના દાખલ- એકાદ–બે કૂબા માંડ છે. શરૂઆત થતી જુવાનીની આ વાત. એ દિવસો થી, દૂધન બાંધાના. રૂપાળો ય ખરો. રંગીલી તો એ આખી ના છે. ઓઢિયાં રાખે.–કાંગસી ભેરવી હોય. તેલથી મા તરબતર હોય. ધોયેલાં કપડાં અને શ્રમભારે જાળ વેલું તંદુરસ્ત બદન. સાચા નીરોગી શરીર વ આપણે ન સમજી શકીએ કે નૃત્ય અને કૌવત જુવાન બદનને કેવો સંબંધ છે. એની બાયડી યે રસીલી બાઈ. જુવાન જોધ. છોકરુંછૈયું કાંઈ નહિ હજી નવતર. કોડભરી એ કોળણ અને કોળી એના માબાપે જુદાં કરીને ફટવી મૂકેલાં. ઈ બેઉ નવા કૂબામાં સંસાર માંડી દીધેલો. અને એ હિલોળા કરતાં રહે.

'આપ સહુ જાણો છો કે ગામડાંઓ જેટલાં સાચી કલાની નજીક છે તેટલાં શહેરો નથી. ગામડાંઓનાં ઘરગથ્થુ વાસણો અને રાચો માટે પ્રસિદ્ધ નૃત્યકાર રુક્મિણીદેવી અરંડેલનું વ્યાખ્યાન આપ સહુએ સાંભળ્યું હતું. તેમણે જ કહ્યું હતું કે આપણાં હિંદી ગામડાંના રસોઈનાં માટીનાં ઠામોના ઘ પેરિસ–લંડનના ઉમરાવ–ઘરોની શોભા બની બેઠાં તેટલાં કલાત્મક છે. તેવું સાંભળીએ ત્યારે બહુ આપણે દેશગૌરવ અનુભવી છૂટીએ તેટલું જ. એમાં આપણે પહેલ કરી ધારી શકીએ તે દિવસો હજી છેટા છે.

'એવું જ ગામડાનું રંગવિધાન. એવી વસ્ત્રકલા. ઘેરવાળાં કેડિયાં જે આપણા કણ પહેરે છે તે પહેરીને તો ઉદયશંકરે આપણને

વેગ આપતી એ વસ્ત્રકલાની દૃષ્ટિ આપી. તેમ ગામડાંઓ ઋતુના તાલ સાથે જીવે છે. એ પણ આપણા સહુના ખ્યાલની વાત છે. આપણા કેટલાક તહેવારો તો ઋતુના મહાત્મ્ય જ છે, એ બધું આ શંભુડાના વખતમાં એની પૂરી કલામાં સચવાઈ રહેલું. અને એ બધાં પ્રત્યેનો ગામડાંવાસીઓનો રસ અને ખૂબ પણ. એ પછી તો વિદેશી ચીજવસ્તુઓથી આપણાં શહેરી બજારો ઊભરાતાં ચાલ્યાં. ને હટાણે આવેલો ગામડિયો હરિકેન ફાનસથી માંડીને ચાનાં પડીકાં કે પ્રાયમસ વહોરતો થઈ ગયો. તાવડી–વાજાની બલિહારી તો મને ય યાદ છે.- કારણકે મેં ય નાનપણ ગામડામાં ગાળ્યું છે.

'એટલે શંભુડાની નાડીના ફૂમકાનો રંગ એની છડીના ફૂમકા સાથે 'મૅચ' થતો હતો કે નહિ યા એના કૂવાના ઘાટ તથા પ્રમાણ એના વાડાના શાકપત્રોના વેલા, કે ફળાઉ ઝાડો કે એની પાછળની ટેકરીઓ અને ભૂખરા આકાશની 'બૅક ગ્રાઉન્ડ હારમની' જાળવતી હતી કે કેમ, કે એ કૂવામાં વસનારાં આ માટીબૈયરની કોચાઈને છોભીલાં પાડતાં હતાં કે કેમ તે બધી વાતો જવા દઈએ. એક વાત દીવા જેવી હતી અને તે એ દિવસોનાં આપણાં ગામડિયાઓનાં ભર્યાં ભર્યાં જીવન. ઉલ્લાસ અને ઉત્સાહે થનગનતાં. હાથવગી મોજમજામાં રાચતાં, સંતોષભર્યાં. નૃત્ય ગાનની એ સ્વાભાવિકતા છે. અંતર જ્યારે હળવુંફૂલ હોય, કશાંય ભારણ વગરનું નિષ્ફિકરું મન દુન્યવી ઉપાધિઓથી મુક્ત અને વિસ્મૃત હોય તો જ અને ત્યાં જ સાચું નૃત્ય સંભવી શકે.

'આરોગ્યભરી જવાનીની તાજગી, નફિકરાઈ અને સંતુષ્ટ ગ્રામજીવન એ હાથવગાં સાધનો વચ્ચે સુખચેનભર્યું વીતે છે. એ હકીકત છે. ઉપરિયામણમાં આ દંપતી વચ્ચે ભારે મેળ હતો. એકબીજાં એકમેક સારુ મરી પડે તેવો. અરસપરસ માટે બેઉ ગાંડાં, પછી શું બાકી રહે! ઉનાળો ઊતરીને ચોમાસું બેસતું હતું. એ દિવસોમાં ગામડુંગામ કામઢું હોય. એ તો આપણેય જાણીએ. એ તો ગામડાં આજે હવે આઠમહિના બેકાર બની ગયાં. એ દિવસોમાં એવું ન હતું. ગામડિયો નવરો જ ન ભાળો. ખુલ્લા આકાશમાં વાદળાં-આંટા દેતાં ને ચોવટ કરતાં થઈ ગયાં હતાં. ગ્રીષ્મના કરાળ તાપમાં શોષાઈ ને–તપીને ધરતીથી માંડી વનસ્પતિ, પશુ–પક્ષી સાથે ગામડિયાં પણ મીટ માંડી બેઠાં હોય છે.

'એ જ તો આપણાં કૃષિજીવનનો એકમાત્ર આધાર છે: તેમ પાછું એવો એમાં એમને રસ પણ હોય છે. શંભુડો ખેડુ તો ન હતો. ખેતરનાં મૂલમજૂરી, ઘાસવઢામણું અને ઊભડકોથડ કામ ઉપર એનું ગુજરાન ચાલતું. એ દૂરની વાડીઓ અને ડુંગરના ઘાસની ટોપાગીરી પણ કરતો.

'એ દિવસોમાં ડુંગરધારથી એક દી એ ગામ તરફ ચાલ્યો આવે: ગામ સીમાડે એક વાદળું વરસીને ચાલી ગયેલું. એટલે ધૂળ બેસી ગયેલી. ઝાડવાં સ્નાન–સ્વચ્છ બની ગયેલાં. પહેલવહેલા વરસાદથી થોડી પલળેલી જમીનમાંથી એક મીઠી ખુશબો ફેલાઈ રહેલી. ગામતળ તરફ આવી રહેલા શંભુએ વૃક્ષો વચ્ચે ડોકાતાં ખોરડાંની ક્ષિતિજ, ગામમાં સંધ્યાકાળે ચૂલા ચૂલાઓના ધુમાડે છાઈ ગયેલી જોઈ. દિવસ આથમવાને હજુ થોડી વાર હતી. સૂરજ ડુંગરની ઓથાણે આવી ગયેલો અને પછી બારોબાર આથમી જવામાં હતો: ત્યારે એ ગામની લગોલગ પહોંચ્યો. ખીલી ઊઠેલી સંધ્યાએ જતા સૂરજના પ્રકાશ પાથરવાનું જાણે માથે લીધું હોય તેમ દિશાઓના કોટ વચ્ચે થોડો વખત પ્રકાશ રૂંધાઈ રહ્યો. હાથલા થોરની કુદરતી દીવાલવાળો રસ્તો વટાવી એ ટૂંકી કેડીએ પોતાના કૂબા તરફ વળે ત્યારે વચમાં એક વાડો આવે. એ વાડામાં સંઘરેલાં ખડની એક ગંજી હતી. છતાં રસ્તો ટુંકાવવા લોકોએ એમાં બે થીંડાં પાડી કેડી કરી હતી. ને બાકીની વાડા ફરતી ચિંગી વાડ તો અખંડ હતી, વાડોએ કાંઈ નાનો ન કહેવાય. ખાસો નાનકડી તળાવડી જેવડો. પણ એકાકી અને એકાંતિક સ્થાન. ગંજી યે જુનવાણી હતી. એની ઉપર અને આસપાસની વાડો સહિત સુકાઈ ગયેલા વગડાઉ વેલાઓ છાઈ ગયેલા. એથી ગંજી થોડી રળિયામણી પણ સોહતી અને કાળાં પડી ગયેલાં ક્યાંક ક્યાંક નજરમાં ઠરતાં ખડનાં ધાબાં પૂરતી બિહામણી પણ. ડુંગર- ઢાળા થીંડાથી શંભુ વાડામાં પગ મૂકે તો મોર ઢેલની એક મંડળી મઝાનાં નાચે. મોરે કળા પૂરેલી અને આઠદસ ઢેલડીઓ કુંડાળે પડેલી. એટલે એ છાનો ધીરો જોતો અટકી ઊભો. સૃષ્ટિના આ નાનકડા ભાગમાં નૃત્ય વાટે જીવનરસ ઊભરાવતાં

આ મનોહર પક્ષીગણોના નીરવ પ્રેમોપાલંભના મૌન-સમારંભે એને આકર્ષી લીધો. અને એમ ગંજીના છાયાઢળ્યાં પડખામાં નાચતા મોર અને આજુબાજુ ફરતી ઢેલો જોવામાં એ તલ્લીન બની ગયો. સંધ્યાની સુરખીમાં સોહામણાં લાગતાં આ મોરઢેલોને બરાબર એવી જ ઊલટથી ગામઢાળાના શીંડે ઊભી એની બૈયર–પાતી પણ જોતી હતી. ધણીની રાહ જોઈ કંટાળેલી વરસાદની બીકે માથે કુંચલુ નાખી એની સામે ચાલી નીકળેલી અને જો ઉપરવાસ વરસાદ હોય કે આવે તો ખપ પડશે ધારી, શંભુડા માટે એની જાડી છત્રી લીધેલી પણ એય અહીં જડાઈ ગયેલી. બેઉ લેરખડાં તો જોતાં ધરાત નહિ પણ એકાદ નટીને આ સ્ત્રીપ્રેક્ષકની હાજરીનો ખ્યાલ આવ્યો હશે કે પછી થાકીને, નૃત્યમંડળીએ એમનો નાચ સંકેલી લીધો કે તરત માટીબૈયરે થોરના શીંડાની નજીકના ઓથારેથી ચાલવા માંડતાં અરસપરસને જોયાં, પહેલાં તો નૃત્યલાધી ધીર ગંભીરાઈથી અને પછી મીઠું મરકતાં હસી પડતાં.નૃત્યની અસરમાં મૂંગા મૂંગા માર્ગ કાપી ઘેર પહોંચ્યાં. પ્રથમ ઇચ્છા પ્રગટ થઈ શંભુડાને. એણે થોડું મોરના નટાવાનું અનુસરણ કરી લીધું. ને એની ઘરવાળી મંદ મંદ હસતી એને જોઈ રહી. ખાવાનું ખાવાને ટાણે હતું અને દરમિયાન માટીબૈયર આ ચાળે ચડી ગયાં.

''શું પીટયાં રૂપાળું નાચતા'તાં!' ઘરવાળી હજી મયૂરનૃત્યની અસર માણતી હતી. આડીઅવળી અફળાતી બાડી ઢેલો અને વારે વારે કરાંસના કળા કરેલા મોરમાં જોવા બેસીએ તો નૃત્યને બદલે કશાં બીજાં જ તત્ત્વો મળી આવે પણ નકરા મોરઢેલની રફૂદડીની એ અસર ન હતી. રૂપઘેલાં માનવી–હૃદયને નાચતાં કરી મૂકનાર મંત્રોઓની સૂક્ષ્મતા બુદ્ધિગમ્ય વાત નથી. માનવીના મુગ્ધ અને ભર્યાં મનને જ્યાં નજર નાખે ત્યાં સુખ, આનંદ અને સંપત જ વસ્યાં લાગે એવા દિવસો સહુના જીવનમાં એકાદી વાર આવે છે. આને માટે પણ તેવું જ.

''તે તુંયે ઊઠ ને!' શંભુડે પાતીને આહ્વાન દીધું. 'રાસડામાં તો ઝમઝટ બોલાવસ, આંઈ તો પાણી દેખાડ!'

''દેસ એકલી ન અરધે! પાંચ–દસ જોઈએ, ઈ આવ્ય!'

''આવનારીયું તો આવે પણ તુંથી રાંધ્યું નહિ જાય પાછું!'

''નેવડ હોય તો લાવ્ય ને! દાણા તારે પૂરવા પડશે, મારે તો કામમાં સથવારો થાશે! બરો ન જોયો હોય!'

''લે ઊઠ ઊઠ! તું મારે એક હઝાર છે!' કહેતા શંભુડે એને હાથ પકડીને બેઠી કરી.

'માટીબૈયરને બહુ તો નવરાત્રના દિવસોમાંની ભવાઈ કે રડીખડી કો'ક રામલીલાના સંસ્કાર ખરા. એટલે ઉત્સાહી પાતીએ સાડલાની ગાત્રી વાળી લઈ વાંસે કડને ભાગે, ગામડામાં વપરાય છે તેવી ડાભોળિયાની સાવરણી ખોસી, ઢેલની પૂંછડીની અદા ઊભી કરી શંભુડાને છક કરી દીધો. તો શંભુડે કૂબામાં પોતાને વાંસે ઊભો ઊંચો નાનેરો ખાટલો કૂબામાં પડેલો તે રીચણિયા વડે કસકસાવીને બાંધી મોરની કળા પ્રગટાવી લીધી; ત્યારે હૈયે સંઘરેલી કોઈ ગુપ્ત અકળ અભિલાષા શા–મોતી અશ્રુકણો વીણતી, ટૂંકા ટૂંકા પગ ભરતી પા'તી કૂબાની થાંભલી આસપાસ ફરવા લાગી હતી. આમ મોર–ઢેલે થાંભલી આસપાસ ચકરાવા લેવા શરૂ કર્યાં મોર જાણે પોતાના હૃદયની ગૂઢ અભિજાત કામનાઓ અપ્તરંગી કલા દ્વારા અભિપ્રેત કરતો ન હોય! મયૂર શા શંભુની જીવન–કલાછાયામાં સોહાગન ઢેલ શી પાર્વતી જીવનઆનંદ ન માણતી હોય!

'મૂંગાં ધીરાં મૃદુ મીઠું મરકતાં જતાં આ માટીબૈયર બાહ્ય ભાન ભૂલી બેઠાં. અન્યોન્યના તલસાટને શમાવતી, અન્યોન્યને ઘેરા અનુરાગ વડે ગૂંથતી, અન્યોન્યના ઉરપ્રવાહોને એક સાથે વહેવરાવતી; ઊર્મિઓનાં, સ્મૃતિઓનાં, ભાવિ સુખભાવોનાં સંલગ્ન શી એ પળની તેમની આછરેલી–સત્ત્વશુદ્ધ પ્રેમલીલાનું સંગોપન કોઈ પણ સંસ્કારી માનવીથી ઊતરતું ન હતું. 'અવગણિત જીવપ્રાણીઓથી ઊભરાતી રહેતી પૃથ્વીમાં, જીવનની પળેપળને સાચી ગંભીરતા વડે મૂલવી રહેલા, હૈયાઉકલત માત્રથી મનુવિકારોની ઉચ્ચ ભૂમિકા પર જઈ બેઠેલા બે મુક્ત અને તુષ્ટ આત્માની દીપ્તિથી કૂબાનું વાતાવરણ એવું ઉજમાળું બની ગયું હતું કે તેમાં ખૂણાની ઘંટી પાસેની લાકડાની દીવીના ચાડા સાથે ઢેલની પૂછડી (સાવરણી) અડી જતાં સળગી ઊઠી ત્યારે જ એ બન્નેની નૃત્યસમાધિ ઊતરી–બન્ને

એકી સાથે ચોકી ઊડ્યા. પણ સાથે સાથે વળગણીનાં નીચાં લટકી રહેલાં, થોડાં લૂગડાં પણ આગની આંચે પકડાઈ ગયેલાં. વાતવાતમાં તો આગની જ્વાળાઓએ આગળ ખડના છાપરાને પણ ભરખવા માંડેલું.

'બાધાની જેમ ઘડીક તો બન્નેએ અરસપરસને ટીક્યા કર્યું', ત્યાં સુધીમાં કૂબો ધુમાડા વડે ભરાઈ ગયો હતો. ગૂંગળાતી ઢેલ તો એક છલાંગે કૂબાની બહાર ઠેકી પડી. ને પૂંછડી જમીન સાથે ઘસી ઓળવી નાખી. ધુમાડે આવરેલા કૂબાના બારણા પાસે ઊભાં રહી, અંદર પોતાના કલાભારે બહાર નીકળવા અશક્ત મોરને કહ્યું:

' 'કળાયલ! બાગો!' એટલે થોડાં વાડાં વળી ખાટલો બારણા બહાર કાઢી લે. પણ ખાટલો ઊભો કસકસાવીને મજબૂત બાંધેલો. એના બંધ અને નીંગડ પડી ગયેલી ગાંઠોને છોડવાનું કરતો શંભુડો ધુમાડે ગોટવાઈ ગયેલો મૂંઝાઈ રહેલો હતો.

' લૂગડાં બળવાની ગંધે તથા તરત ધુમાડા સાથે ભડકા વચ્ચે ઘેરાઈ ગયેલા કૂબા પાસે આસપાસનાં સહુ એકઠાં તો થઈ ગયેલાં. એમ તો શંભુડાનાં માબાપ પણ ઊંચે જીવે આવી પહોંચેલાં. અને એમ સારું ગામેડું એકઠું થતું ચાલેલું.

'પણ એ બધી હિલચાલ પ્રત્યે બેભાન રહેલી પાતી તો ઘેલછાભરી બોલ્યા કરતી સંભળાયા કરી કે 'કળાયલ! બાગો!'

'અને ભડકું થઈ જાય તે પહેલાં શંભુડાને એની કળાના બંધ સાથે લોકોએ બહાર ખેંચી કાઢ્યો. પણ ખૂરી તો એ થઈ કે બળી ગયેલા સાવરણીના ઠૂંઠાની લટકતી પૂંછડી સાથે પાતી અને ખાટલો બાંધેલો શંભુડો ખુલ્લાં પડી ગયાં હતાં. એ બેઉની કળાપ્રીતિને લોકોએ પોતાની રીતે ખૂબી–બિરદાવી ને જીવતી પણ રાખી. અમે જ્યારે નાના હતા, ત્યાં સુધી શંભુ જીવતો હતો, ત્યારે શંભુને તેના નામથી ગામમાં અમારી હેડીના તો કોઈ પણ ઓળખતા નહિ. રીઝમાં 'કળાયલ'નો ગીઠો ટહૂકો અને ખીજમાં 'બાગો' કહીને જ સહુ એને બોલાવતાં.

'એટલે સાધનના અભાવે કે શાસ્ત્રીય જ્ઞાનના બેખ્યાલે કળા અલબત્ત ગરીબ લાગે છે પણ કળા મટતી નથી!' કહી પરીખ બોલતા અટક્યા.

છેવટનો ઘૂંટ ગળે ઉતારી ગ્લાસ ટેબલ ઉપર ધોકતા શાહ બોલી પડ્યા: 'બહુ કરી તમે તો પરીખ!'

'આ તમારા ગામનો કળાયલ 'કલાપી' પહેલાં થઈ ગયો, ખરું?' મહેતાએ વાતને વેગ આપવાનું કર્યું. પરીખે હકારમાં ડોકું ધુણાવ્યું.

હું બોલ્યો: 'શંભુડાને ઠેકાણે કોઈ રાજા હોત ને એને કદાચ મયૂરનૃત્યનું ઘેલું લાગ્યું હોત તો ખાસા કંઈનબંધ મોરલાઓનો શિકાર થયા હોત ને ઢગલાબંધ સાચાં પીછાં વડે એકાદ હજૂરિયો મોર અને થોડી વડારણોને ચોપગે ચાલીને ઢેલ બનવું પડ્યું હોત!'

'કે ઉદયશંકરો, આના પાવલોવા, રાગીની, રુક્મિણી જેવાં સાધનસંપન્ન અને કલાપટુ નૃત્યકારોએ મયૂરનૃત્ય વાટે પ્રેમ કારુણ્ય છલતાં માનવજીવનને રૂપ આપ્યું હોત, મૂર્તિમંત કવિતા રચી હોત, એ સવાલ જ નથી.' પરીખ બોલ્યા.

'ભઈ! એવાઓને પોસાતી વાત છે. પહોંચતાની અધિકારી છો' કહેતા શાહ ઊઠ્યા.

હિંદુસ્તાનના વતનીને હવા જેમ હિંદુસ્તાનની તેમ દેવા પણ હિંદુસ્તાનની જ વધારે માફક આવે.



# દ્રાક્ષાસવ

—અકસીર દવા—

શરદી મટાડનાર

ભૂખ લગાડનાર

દસ્ત સાફ લાવનાર

ઊંઘ લાવનાર

તાકાત આપનાર

તાજગી બક્ષનાર

—લિજ્જતદાર પેય—

**જીવન** સાથે વાપરવાથી અજબ ગુણ થાય છે.

ચ્યવનપ્રાશાવલેહ એટલે **જીવન**

—પુષ્ટિકારક ખોરાક !—

માંદાં, સાજાં, નબળાં,

સબળાં, નાનાં, મોટાં,

સ્રી, પુરુષ સૌને માટે

—જીવનવર્ધક દવા !—




**દ્રાક્ષાસવ** સાથે લેવાથી બેહદ ફાયદા થાય છે.

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.

પો. બો. નં. ૫૫૨૩ મુંબઈ ૧૪

લેખક

● ચંદ્રશાઈ કા. ભટ્ટ

# લેનિનગ્રાડનાં નકશા દોરનારો

આજ સુધી એણે લશ્કરી નકશાઓ દોર્યા હતા. લશ્કરી શાળાના વિદ્યાર્થીઓને પ્રદેશોનું લશ્કરી મૂલ્ય શીખવ્યું હતું. આજ સુધી પ્રદેશોનાં જુદાં જુદાં રૂપને એણે લશ્કરી ઢબમાં ગોઠવવાનો પ્રયત્ન કર્યો હતો. એના મોટા ટેબલ પર પુસ્તકો પડ્યાં હતાં. એક મોટો નકશો એણે ટૂંકાતી નજરને તાણી તાણીને તૈયાર કર્યો હતો. એ નકશો લેનિનગ્રાડ પ્રદેશનો નકશો હતો. બીજા ઘણા નકશાઓ એના મોટા ખંડની દીવાલ પર લટકતા હતા.

એક મોટા અવાજે એને ટેબલ પર દેખતી નજરને સંકેલવાની ફરજ પાડી. 'હવે જોઈએ તેવું દેખાતું નથી.' એ બબડ્યો.

પણ એની અંદરની આંખ સામે લેનિનગ્રાડની આસપાસનો પ્રદેશ—એના બધા ચઢાવ ને ઢાળવાળો ઊંચોનીચો થઈ રહ્યો. એ પ્રદેશની તમામ રેખાઓ આ વૃદ્ધ પ્રોફેસર સામે ભયાનક વાસ્તવતા ધરી રહી. ગામમાંની હરોળો, લેનિનગ્રાડથી જોડાતા જતા અનેક વ્યવહારમાર્ગો એ બધું એને સાફ સાફ દેખાતું હતું.

'આ ઊંચી વધતી વનરાજિઓ, હિલોળા લેતી લીલોતરી, ઉપરના ભૂરા આકાશના રંગો ઓઢીને વહેતી જતી લેનિનગ્રાડની મરજીમૈયા જેવી નેરા...' પ્રોફેસર એની વિચારમાળાનો દોર પકડીને નેવાનાં પાણીમાં તણાતો એકદમ અટકી પડ્યો. એના કાનમાં દૂરનો એક અવાજ ગગડતો આવ્યો.

એ એંશી વરસના વૃદ્ધે એના વિચાર સંકેલ્યા અને ખંડની બારી બહાર ડોકું કાઢી નહિ દેખતી આંખે જોઈ રહ્યો.

થોડી વારે એણે બૂમ પાડી: 'ઓલ્ગા, ઓલ્ગા!'

સામેના ઓરડામાંથી એક જુવાન છોકરી આવી.

'હા, દાદા!'

'જરા દેખને દીકરા, મારાથી હવે દૂર દેખાતું નથી.'

'શું જોઉં?'

'આપણો મહાન પ્રદેશ—' વૃદ્ધના ગળામાં ગદગદ અવાજ ઘૂંટાયો. અને એણે જીવનભર દોરેલા નકશા ચૂંથાતા દેખાયા.

'એ તો કંઈ નહિ, દાદા...એ તો...હજુ ઘણા દૂર છે...'

'કોણ?'

'જર્મન જલ્લાદો.'

'પણ તું કહેતી હતી કે આપણાં લેનિનગ્રાડની હદનાં ગામો સળગે છે. તે શું ખરેખર સળગે છે?' વૃદ્ધે એની એંશી વરસની સંકોચાતી ભમ્મરો પર હથેળીની છાજલી કરી દૂર દેખવા માગતો હોય તેમ પૂછ્યું.

'હા.' એની આખી વૃદ્ધ કાયા પર કચ્ચરઘાણ કરતો ઘણ ગોઠવાયો.

'તો લાવ મારી......' વૃદ્ધ કલેવરનું આખું મોઢું તપી ગયું. એના હોઠ ધ્રૂજી રહ્યા.

'મેં તૈયાર કરી રાખી છે, તમારી રાઈફલ ને! અને લેનિનગ્રાડમાંથી ખરીદવામાં પણ મેં તમારું નામ કાઢી નખાવ્યું છે.'

'તો તેડું કેમ નથી આવતું...તું ય...મને છેતરે છે—આટલા મોટાને!' વૃદ્ધ દયામણો દેખી રહ્યો

'ના, દાદા હજુ તો એ દૂર છે.'

'પણ ગામડાં સળગે છે ને...?'

'હા, દૂર...દૂરનાં.'

'તો લાવ મારા બધા નકશા.'

'કેમ?'

'મારે બધા સળગાવી મૂકવા છે...મારે એની જરૂર નથી, મારે રાઈફલની જ જરૂર છે, મારા મગજમાં એ બધા નકશા જીવતા છે'

'પણ જેમના મગજમાં નકશા જીવતા નથી થઈ ગયા તેમને જરૂર પડે ને...!' ઓલ્ગા હસી.

વૃદ્ધ વિચારમાં ગરકી પડતો હોય તેમ બબડ્યો: 'તો રાખ, વાત સાચી હો!'

એવો એક દિવસ પસાર થઈ ગયો.

બીજા દિવસની મધરાતે પાછો વૃદ્ધ એની ઓલ્ગાને બારી બહાર ડોકાઈને બૂમ પાડતો હતો: 'ઓલ્ગા, ઓલ્ગા!' પણ ઓલ્ગા હતી નહિ. લેનિનગ્રાડ પર બહાર વરસતા બૉમ્બો નીચે રેલાતી આગ, મોત અને સર્વનાશની સારવાર કરવા એ ઉપડી ગઈ હતી, વૃદ્ધને એ વાત યાદ આવી અને એ દેખી રહ્યો.

'સળગતાં ગામડાં, સળગતા જાનમાલ, સળગતું લેનિનગ્રાડ. બધાં ગામ સળગે ત્યાં તો હોલવનારું ય કોઈ નહિ હોય ને!' એની આંખ સામે ખાલી થતાં ગામો, નાસતાં નરનારીઓ, રઝળતાં બાળકો, દોડતાં

'ના, ના.'

'તો બસ, લેનિનગ્રાડ તારાજ થયું નથી, થવાનું નથી.'

'આજે તું તાનમાં છે દીકરી...' વૃદ્ધે ઓલ્ગાનું માથું પાસે ખેંચી કપાળ ચૂમ્યું ને ધીમેથી એનાં ઝુલ્ફાંમાં આંગળીઓ પરોવીને પૂછ્યું: 'પણ ઓલ્ગા, એ લોક કેટલેક છે હવે?'

'કોણ?'

'જર્મન જલ્લાદો, નાઝી પશુઓ, જર્મનો, જર્મનો, આપણાં ખૂનથી આપણી ધરતી ધોનારા, આપણા જાનમાલ, આપણી ધરતી ને ધાન, આપણો શ્રમ ને પેદાશ, આપણાં બાળકો ને લાઈઓ, આપણા બધાનો શિકાર કરવા આવેલા ફાસિસ્ટ પશુઓ...' બોલતાં વૃદ્ધનું કંપી ઊઠેલું શરીર અક્કડ થઈ ગયું. '......એ કુક્કરનાં બચ્ચાઓ અને ગેંડાની ઓલાદની આપણે અહીં જ કબરો ખોદીશું....'

'દાદા, દાદા, આમ આવેશ કર્યે શું થાય?' ઓલ્ગાએ વૃદ્ધને શાંત કરતાં કહ્યું.

'તો હું આટલી ઉંમરે...' એક મોટા પર્વત પરથી વૃદ્ધ ગબડતો હોય તેમ જોઈ રહી.

'હું ક્યાં મરી ગઈ છું? મોરચા પર લડતો મારો બાપ તમારો જુવાન જોધ ક્યાં થાકી ગયો છે?'

વૃદ્ધ કંઈ બોલ્યો નહિ, પાછું એણે પૂછ્યું: 'પણ એ કેટલેક આવ્યા છે? બોલ બોલી નાખ...પુશ્કીન બાગનો એવેન્યુ એમના હાથમાં છે? એમની તોપના ગોળા ગેશીના મહાલની દીવાલો પર પડે છે? પેટરહોફ આખો તારાજ થઈ રહ્યો છે? કોલપીનો પાસે એમની તોપો ખખડે છે?'

'બાપા! બાપા! આ કેવી કારમી કલ્પનાઓ?' ઓલ્ગા બબડી.

'પણ લેનિનગ્રાડ પડશે નહિ...આજ સુધી એણે દુશ્મનનું શરણું કદી સ્વીકાર્યું નથી.' વૃદ્ધ આખો ય કંપી ઊઠ્યો.

'હું જાઉં!' ઓલ્ગા ઊભી થઈ.

'રાખ રાખ...' વૃદ્ધ ઉતાવળો થયો, 'એક જ વાત...'

'શું?'

'મેં જમીનની પલટાતી કાયાનો અભ્યાસ કર્યો છે. પવન ને પાણીના વેગે ડુંગરો ને પર્વતોને ધોઈ નાખ્યા છે ને ઉડાડી દીધા છે. દરિયા હતા ત્યાં ડુંગર ડોલ્યા છે. પર્વતમાળ હતી ત્યાં રેતીના રણ ઊડ્યાં છે, પણ લેનિનગ્રાડ......

'પણ રાખ, રાખ...મારે પૂછવું હતું એમ કે...' વૃદ્ધનો અવાજ ધીમો થયો—

'કે, આજે જ્યાં નાઝીનાં વિમાની ગીધડાં સંહાર વરસાવે છે તે લેનિનગ્રાડના આકાશમાં પક્ષીઓના કલરવ, આજે જ્યાં મોતની ઝડીઓ વરસે છે તે નેવાનાં પાણી પર આનંદી યુગલોનાં ગીતની લહેરો, આજે જ્યાં મકાનો ગબડે છે ત્યાં લેનિનગ્રાડની કલ્લોલની માનવતાનાં નેસડાં, આજે જ્યાં મોતનો સામનો કરતાં મરજીવા મરણનો ખડક જીતવા પડાપડી કરે છે ત્યાં લેનિનગ્રાડનો સોવિયટ જીવનવ્યવહાર......આજે જ્યાં આપણે બધાં એકમેક સાથે જીવતાં હતાં ત્યાં જીવનનો ફરી વાર...

'પણ રાખ રાખ!' પાછી વૃદ્ધે બૂમ પાડી. 'પણ આ હું બધું કહી ગયો તેવું કદી હતું ખરું? મને એવી ખાલી યાદ જ...ભ્રમણા!'

'એવું હતું જ...એવું છે અને એવું રહેશે...'

'ના, ના, એવું હતું જ નહોતું.' વૃદ્ધે વિચિત્ર નજર નાખીને જોયું, એ તો એક સ્વપ્ન–મારી આંખ ખોલીને બતાવ તો બેટા...' અને ઓલ્ગા ગઈ, પણ એ પાછી આવી ત્યારે ઉતાવળી પૂછી રહી: 'દાદા, દાદા...તમે ય સીવો છો? દેખાતું નથી ને...?'

'બટન ટાંકવાં તેમાં!' વૃદ્ધ બટન ટાંકતો રહ્યો. બોલ્યો: 'આ તો બધાં ના પાડે છે પણ હું બટન ન ટાંકું તો...'

'તો તમારી ઓલ્ગા ટાઢમાં ઠરી જાય!' ઓલ્ગા વૃદ્ધ કલેવરમાં લેનિનગ્રાડનો નકશો કોતરાતો જોઈ રહી, અને પાછી વખત થતાં ચાલી ગઈ.

બીજા દિવસની સવારે ત્યાં વૃદ્ધ બટન ટાંકતો નહોતો બેઠો. મોરચા પર જતી એક મોટરલોરીમાં એની છેલ્લી ઇચ્છા માટે કરગરતો બેસી ગયો હતો.

●

---

લેખક -
● હિંમતલાલ એલ. ગાંધી

# પર સાહિત્યના કથાપ્રસંગો

## દોઝખની યાતનામાંથી ઊગરી ગયેલો સુલતાન મલેકશાહ

**અહીં** આગળ આ ઝિન્દારૂદ નદીને કાંઠે પડાવ નાખો.' શિકારની સહેલગાહે નીકળેલા સુલતાન મલેકશાહે પોતાના માણસોને હુકમ આપ્યો.

બપોરનો સમય થવા આવ્યો હતો. મધ્યાહ્નનો સૂર્ય અગ્નિના ગોળા સમો તપી રહ્યો હતો. નદીમાં સ્ફટિક જેવા નિર્મળ જળનો પ્રવાહ ધીમી ગતિએ વહી રહ્યો હતો. કિનારા પાસેની લીલી હરિયાળી ઉપર શાહના તંબૂઓ તણાવા લાગ્યા. અમુક માણસો રસોઇ પકાવવામાં રોકાઈ ગયા; બાકીના માણસો થાક અને ગરમીથી બચવા માટે નદીના ઠંડા જળમાં સ્નાન કરવા ચાલ્યા ગયા.

પડખે મેદાનમાં એક ગાય ચરતી હતી. સુલતાનના માનીતા ગુલામની નજર તેના ઉપર પડી. 'આજે તો આ ગાયના ગોશ્તનું ભોજન ઉડાવીએ.' ગુલામના મનમાં વિચાર સ્ફુર્યો.

'અલ્યા! તમે બે જણ થઈને પેલી ગાય ચરે છે તેને પકડી લાવો.' ગાય ચરતી હતી તે દિશા તરફ આંગળી ચીંધી ગુલામ બોલ્યો.

'કેમ? તે ગાયનું તમારે શું કામ છે?'

'તમે સમજ્યા નહિ. તેને હલાલ કરીને તેના ગોશ્તની મિજબાની ઉડાવીએ.' ગુલામે ખુલાસો કર્યો.

'પણ તે ગાયના માલિકને ખબર પડશે અને સુલતાન પાસે ફરિયાદે આવશે, ત્યારે આપણી શી સ્થિતિ થશે તેનો કોઈ વિચાર કર્યો?'

'મારી મંજૂરી વગર સુલતાનના તંબૂ પાસે ફરકવાનું કોનું ગજું છે! સુલતાન સમક્ષ, મારી વિરુદ્ધ, એક હરફ સરખો ઉચ્ચારવાની કોઇનામાં શક્તિ હું દેખતો નથી.' ગુલામના દિલમાં ગર્વની માત્રા વધવા લાગી.

'સુલતાનની તમારા ઉપર સંપૂર્ણ મહેરબાની છે તે અમે ક્યાં નથી જાણતા? છતાં જે પગલું તમે ભરી રહ્યા છો તેનું પરિણામ બહુ ગંભીર હશે. તમે બહુ ભારે જવાબદારી ઉઠાવવા તૈયાર થયા છો.'

'આ કામની તમામ જવાબદારી મારે શિર રહે છે. તમે તેને પકડી લાવો અને બેધડક કાપી નાખો. તેમાં અચકાઓ છો શા માટે?' સત્તાની ખુમારીમાં ગુલામે બકવા માંડ્યું.

'તો અમે આ ચાલ્યા, અમારી કર્યા ના છે?' માણસો ઊપડ્યા.

*

'માજી! તમારી ગાય ઘેર આવી?' ગામના જુવાનિયાએ એક ડોસીને પ્રશ્ન કર્યો.

'સીમમાંથી દરરોજ તો વહેલી આવી જાય છે, આજ હજુ સુધી આવી નથી, એટલે ક્યાંક ઓખર કરવા રોકાઈ ગઈ હશે.' ડોસીએ જવાબ આપ્યો.

'હવે પાછી આવી રહી. એનું તો કલ્યાણ થઇ ગયું. સુલતાન મલેકશાહના ગુલામે તેને વધેરી નાખી અને તેના ગોશ્તનું ભોજન પણ પિરસાઈ ગયું.' જુવાને સાચી વાત રજૂ કરી.

'મારી ગરીબ ડોસીની ગાયને ઝબ્બે કરી નાખી! હું અને મારાં બાળકો જેના દૂધ ઉપર ગુજારો ચલાવતાં તે અમારી જીવાદોરી પેલા ગુલામે કાપી નાખી!' વજ્ર જેવો કારી ઘા ડોસીના દિલ ઉપર વરસી ગયો.

'હા માજી. તમારા પેટ ઉપર પાટુ પડી ગઈ. આ કાળાં કામનો કરનાર પેલો નામીચો ગુલામ છે. પણ શાહના તેનો ઉપર ચાર હાથ એટલે આપણું શું ચાલે?'

'એટલે આપણા અનાથનું કોઈ ધણી ધોરી જ નહિ ને? હું હમણાં શાહ પાસે પહોંચી જાઉં.'

'પણ શાહની મુલાકાત થવી જ અશક્ય છે. પેલો છકેલો ગુલામ તમને શાહનાં દર્શન પણ કરવા દે તેમ નથી. અધેથી પાછાં ધકેલવાનો.'

'તો નદીના પુલને છેડે, શાહના માર્ગમાં, અગાઉથી જઈને ઊભી રહીશ.'

*

સાંજનો સમય થવા આવ્યો ત્યારે સૂર્યે પોતાનાં ઉગ્ર કિરણો સંકેલવા માંડ્યાં. નદીના કાંઠા ઉપરથી સુલતાનના તંબૂઓ ઊપડવા લાગ્યા. શાહનો રસાલો ધીમી ગતિએ પાટનગરના રસ્તે પડ્યો. શાહ ચનમનતા અરબી ઘોડા ઉપર સવાર થઈને મોખરે ચાલ્યો આવે છે. બરાબર તેની લગોલગ પેલો દૂર, મદાંધ ગુલામ પોતાના ઘોડાને હંકારી રહ્યો છે.

પુલને બીજે છેડે, ડોસી રાહ જોઈ ઊભી હતી ત્યાં શાહ પહોંચ્યો કે તુરત ડોસીએ છલંગ મારી

-ઘોડાની લગામ પકડી લીધી. ડોસીને માર્ગમાંથી દૂર ધકેલવા પેલા ગુલામે ચાબુક ઊંચક્યો અને ફટકારવા જાય છે ત્યાં સુલતાને તેને રોકતાં કહ્યું: 'સબૂર, આ ડોસી ખરેખર દુઃખી જણાય છે; તેની વાત મારે સાંભળવી પડશે.'

'ડોસીમા! તમારે જે કંઈ કહેવું હોય તે ખુશીથી કહી નાખો.' ડોસીને ઉદ્દેશીને શાહ બોલ્યો.

'સુલતાન! આ પુલ ઉપર જો તું મારો ઈન્સાફ નહિ ચૂકવે, તો ખુદાના દરબારમાં તારે તેનો જવાબ આપવો પડશે. બોલ, મારી ફરિયાદ તારે સાંભળવી છે કે કેમ!' અન્યાયથી કકળી ઊઠેલી ડોસીએ સુલતાનને ઊધડો લીધો.

'તમારી ફરિયાદ રજૂ કરો. તેનો ચુકાદો હમ ણાં જ આપી દઉં.' મલેક ડોસીની હિંમત અને દેખાવ જોઈ ખંચકાઈ ગયો.

'તારી પડખે ઊભેલો આ તારો ગુલામ, જે તારી હાજરીમાં મારા ઉપર ચાબુક વીંઝવા તૈયાર થઈ ગયો, તેણે મારી ગાયને હલાલ કરી નાખી, મારું જીવન ધૂળમાં મેળવી દીધું છે. તે ગાયના દૂધમાંથી અમારું ગુજરાન ચાલતું અમારી ગરીબની હાંડલી ફૂટી જતાં, હવે અમારી કેવી કફોડી હાલત થશે તેનો ખ્યાલ કર' પોતાના ઉપર ગુજરી ગયેલા સિતમની કહાણી ડોસીએ રજૂ કરી.

'આવા અધમ ગુલામ મારા રાજદરબારમાં મારે ન જોઈએ. તેને બરતરફ કરો, અને આ ડોશીને એક ગાયના બદલામાં સિત્તેર ગાય લઈ આપો.' સુલતાને વજીરને હુકમ કર્યો.

*

થોડા સમય પછી સુલતાન ભયંકર માંદગીમાં પટકાઈ ગયો. અને તે જીવલેણ વ્યાધિએ તેનો ભોગ લીધો. પેલી ડોશી હજુ હયાત હતી. દરરોજ મધ રાતે તે ડોશી શાહની કબર પાસે આવતી અને દુવા ગુજારતી કે 'હે અલ્લાહ! આ તારો બંદો જે અત્યારે ખાકમાં સૂતો છે, તેણે કટોકટીની વેળાએ મને ઉગારી લીધી હતી; તો હવે તું તેના ઉપર રહેમ લાવી, તેનાં પાપ માફ કરી તેને શિક્ષામાંથી ઉગારી લે.'

તે ગામના એક સંત પુરુષે, બીજી રાતે મલેકશાહને સ્વપ્નમાં જોયો. અને પૂછ્યું: 'કેમ સુલતાન! ખુદાના દરબારમાં તને કેવો ફેંસલો મળ્યો!'

'અરે સાંઈ! હું તો પેલી ડોસીની દુવાથી બચી ગયો, નહિતર મારો એકેય આરો ન હતો. ડોસીની અંતરની આશિષ મારી મદદે ન આવી હોત તો હું દોજખની અસહ્ય યાતનાઓમાં ધકેલાઈ ગયો હોત.' સુલતાને જવાબ આપ્યો અને અદશ્ય થઈ ગયો.

## મહાન ચિકિત્સક અબુ અલી સીના

વજીર સાહેબ! આ શાહજાદાનું શરીર દિન-પ્રતિદિન ઘસાતું જાય છે. કોઈ દવા લાગુ પડતી નથી. વૈદો અને હકીમોએ તમામ નુસ્ખાઓ અજમાવી જોયા, પણ કોઈની કાંઈ કારી ફાવતી નથી.' સુલતાન કાબૂસ ચિંતાતુર વદને બોલ્યો.

'જી હા, હજૂર! શાહજાદાનો રોગ કોઈ કળી શકતું નથી. શરીરમાં તાવ જેવું કંઈ રહેતું નથી છતાં, દિવસે દિવસે શરીર ગળતું જાય છે. આ તે કંઈ જાતનો રોગ હશે! હકીમો કહે છે કે અમારા વૈદકશાસ્ત્રમાં આવા પ્રકારની માંદગીનો ક્યાંયે ઉલ્લેખ મળતો નથી.' વજીરે સુલતાનના શબ્દોને સમર્થન આપ્યું.

'કોઈ એવો હકીમ તમારી જાણમાં હોય તો નામ સૂચવો એટલે આપણે તેની સલાહ લઈ જોઈએ.'

'નિષ્ણાત ગણાતા તમામ હકીમો પાસે આપણે ઉપચાર કરાવી જોયા, પણ તેમાંના કોઈને જશ મળ્યો નહિ. એક બીજા હકીમનું નામ મને યાદ આવે છે. ગુરગાનનો તે વતની છે અને અબુ અલી સીના તેનું નામ છે. કહેવાય છે કે નાડી-પરીક્ષામાં તે અજોડ છે અને તેની ચિકિત્સાપદ્ધતિ પણ અદ્ભુત ગણાય છે.'

'બસ ત્યારે. માણસ મોકલીને તેને તુરત બોલાવો. શાહજાદાનું આયુષ્ય હશે, અને કોઈ સારો હકીમ નિમિત્ત તરીકે મળી જાય, તો છેલ્લી ઘડીએ પડેલો હોવા છતાં, કદાચ બેઠો થઈ જાય.' સુલતાનના દિલમાં આશાનો સહેજ સંચાર થયો.

*

'હકીમરાજ! તમારી નામના સાંભળીને અમે તમને તેડાવ્યા છે. અમારા શાહજાદાની બીમારીએ અસાધ્ય સ્વરૂપ ધારણ કર્યું છે. તેના દરદનું કોઈ યથાર્થ નિદાન કરી શકતું નથી. અમે તો તમામ આશા મૂકીને બેઠા છીએ. તમે હવે કાંઈ તમારી કારી

અજમાવી શકો તેમ હો તો જુઓ.' સુલતાને હકીમને ટૂંકમાં સઘળો ઇતિહાસ સમજાવી દીધો.

'નામવર! ખુદા તા'લાની રહેમ હશે, તો આ કામમાં કદાચ મને યશ મળી જશે.' હકીમે ગંભીરતાપૂર્વક જવાબ આપ્યો.

પછી હકીમે શાહજાદાની નાડી હાથમાં લીધી. તેના ધબકારાનો બરાબર અભ્યાસ શરૂ કર્યો, અને બહુ ઝીણવટથી નાડીની ગતિનું અવલોકન આદર્યું. થોડી વાર પછી નાડી મૂકી દીધી; દરદીના ચહેરાનું નિરીક્ષણ કર્યું. પછી શાહને ખંડની બહાર આવવાની ઇશારત કરી.

'આ શહેરના એકેએક રસ્તાનું નામ જાણતો હોય તેવો માણસ મારી પાસે હાજર કરો' હકીમ બોલ્યો.

રસ્તાનો જાણકાર આવી પહોંચ્યો. હકીમે તેને શાહજાદાના પલંગ પાસે બેસાડીને કહ્યું: 'આ શહેરના તમામ રસ્તાઓનાં નામ એક પછી એક બોલતા આવો.'

માણસે નામ બોલવા માંડ્યાં; હકીમે શાહજાદાની નાડ હાથમાં લીધી. અમુક રસ્તાના નામનો ઉચ્ચાર થતાંની સાથે દરદીની નાડીનો વેગ વધ્યો. તુરત જ હકીમે કહ્યું: 'સબૂર, આ રસ્તા ઉપર આવેલી તમામ શેરીઓનાં નામ જાણતો હોય તેવા શખ્સને બોલાવો.'

એવો એક શખ્સ સત્વર ત્યાં હાજર કરવામાં આવ્યો. ને તે રસ્તા ઉપરની શેરીઓનાં એક પછી એક નામ બોલાવા લાગ્યાં. અમુક શેરીનું નામ આવતાં દરદીની નાડીના ધબકારા બદલાયા. હકીમે સૂચના આપી: 'બસ, હવે આ શેરીમાં રહેતાં તમામ કુટુંબોનાં નામ મારે જોઈએ.'

અમુક કુટુંબનું નામ આવતાં જ દરદીની નાડી ઉપર અસર થવા લાગી. હકીમે કહ્યું: 'હવે આ કુટુંબનાં તમામ માણસોનાં નામ મારે જાણવાં છે.'

તે કુટુંબનાં માણસોનાં નામ બોલાવાં શરૂ થયાં. તેમાં એક કન્યાનું નામ આવતાં દરદીના દિલનો ઉશ્કેરાટ, તેની નાડીમાં વરતાવા લાગ્યો. હકીમે નાડી મૂકી દીધી. સુલતાનને એક બાજુ લઈ જઈને કહ્યું: 'શાહજાદાનો રોગ અસાધારણ પ્રકારનો છે, તે ઇશ્કની બીમારીથી પીડાઈ રહ્યા છે. પોતાના દિલની વાત આપની સમક્ષ જાહેર કરવાની તેની હિંમત ચાલતી નથી. પરિણામે તેના અંતરમાં છુપાઈ રહેલો પ્રેમનો આતશ, તેને ધીમે ધીમે ભરખી રહ્યો છે. માટે આ શહેરમાં ફલાણા રસ્તા ઉપર, ફલાણી શેરીમાં રહેતા ફલાણા કુટુંબની ફલાણા નામવાળી કન્યાને મહેલમાં હાજર કરો.'

સુલતાનના ફરમાન મુજબ તે બાઈને શાહજાદાના પલંગ પાસે હાજર કરવામાં આવી. બાઈ અત્યંત સ્વરૂપવાન નવયૌવના હતી. શાહજાદાના રોગનું મૂળ તેના અસલ સ્વરૂપમાં સજીવપણે હાજર થયું. પોતાની સનમનાં દર્શન થતાં જ તેના ચહેરા ઉપર તૃપ્તિ, આનંદ અને લજ્જાની મિશ્રિત લાગણી તરવરી ઊઠી.

'નામદાર! આ બન્નેનાં લગ્નની જાહેરાત કરી દો એટલે શાહજાદાને નખમાંયે રોગ રહેશે નહિ.' હકીમે નિદાન કરીને ઉપચાર બતાવી દીધો.

## સુલતાન ગ્યાસુદ્દીનનો મુકદ્દમો

'સુલતાન! ગજબ થઈ ગયો! પેલું હરણ તો આબાદ છટકી ગયું અને બદલામાં આપની કાતિલ ગોળીએ, એક નિર્દોષ ભરવાડના છોકરાનો જાન લઈ લીધો.' ખીણ તરફથી હાંફતાં હાંફતાં આવીને સાથીદારે સુલતાન ગ્યાસુદ્દીનને ખબર આપ્યા.

શિકાર માટે નીકળેલો સુલતાન એક ડુંગરાળ ભાગમાં આવી ચઢ્યો હતો. સાંજ થવા આવી તો પણ એકેય શિકાર આજે સુલતાનના હાથમાં આવ્યો નહિ. સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો; ધરતી ઉપર અંધારું ઊતરવું શરૂ થઈ ગયું હતું. તેવામાં નજીકની ઝાડીમાં કંઈક ખડખડાટ થયો. એક હરણ ત્યાંથી નીકળી પવન-વેગે સામેની ખીણમાં અદૃશ્ય થઈ ગયું. કાચી મિનિટમાં શાહે નિશાન તાક્યું, પરંતુ મંદ થતા જતા પ્રકાશમાં, શાહ નેમ ચૂકી ગયો અને ખીણમાંથી ચાલ્યા આવતા એક ગોપબાળને વીંધી નાખ્યો.

'મારું નિશાન કદી અફર ગયું નથી. અને દૈવયોગે આજે ગયું, તો બાળહત્યાની કાળી ટીલી મારે કપાળે ચોંટી. પશુના શિકાર અર્થે નીકળેલો હું, આજે મનુષ્યવધનું કારણ બન્યો.' ગામ તરફ પાછાં ફરતાં સુલતાને નિસાસો નાખ્યો.

સુલતાનની ગોળીનો ભોગ બનેલો કિશોર, તેની વિધવા માતાનો એકનો એક પુત્ર હતો. ગામલોક

પાસેથી, તેની માતાને ખબર પડી, કે પોતાનો પુત્ર સીમમાંથી ચાલ્યો આવતો હતો ત્યારે, એક શિકારીએ ભૂલથી તેનો પ્રાણ લીધો. ગરીબ માતાને ખબર નહોતી, કે પોતાના પુત્રનું મૃત્યુ સુલતાનના હાથે થયું છે. તેથી તે દુઃખી બાઈએ તુરત જ કાજી પાસે જઈને ફરિયાદ નોંધાવી.

'મારી જીવનદોરી સમાન, મારો એકનો એક પુત્ર, હું ગુમાવી બેઠી. મારી આંધળાની લાકડી ખૂંચવાઈ ગઈ. મારી અનાથ સ્થિતિ તરફ દયા લાવી, આપે મને તે શિકારી પાસેથી સંપૂર્ણ બદલો અપાવવો જોઈએ.' બાઈએ ન્યાયાધીશને કરગરીને કહ્યું.

'બેન, તમે નાહક શા માટે દુઃખી થાઓ છો? આવતી કાલે તે ગુનેગારને હું મારી કચેરીમાં બોલાવીશ અને યોગ્ય ફેંસલો આપીશ.' કાજીએ બાઈને આશ્વાસન આપ્યું અને બીજે દિવસે કચેરીમાં હાજર રહેવા સૂચવ્યું.

તપાસ કરતાં ખબર પડી કે સીમમાં જે ખૂનનો કેસ થયો હતો તેનો આરોપી ખુદ સુલતાન ગ્યાસુદ્દીન પોતે હતો. કાચો-પોચો ન્યાયાધીશ સુલતાન ઉપર તહોમત મૂકવાની હિંમત કરી શકે નહિ. પરંતુ આ કાજી પોતાનો ધર્મ બરાબર સમજતો હતો. તેથી તેણે વિચાર કર્યો કે 'કાયદાની નજરે, રાય અને રંક સરખા છે.' બીજે દિવસે ઊઘડતી કચેરીએ હાજર થવાનો હુકમ કાજી તરફથી શાહ ઉપર છૂટયો.

સુલતાન કોર્ટમાં હાજર થયો.

'સુલતાન! આપ ગઈકાલે સાંજે શિકારે પધારેલા ત્યારે આપે આપની બંદૂકની ગોળીથી આ બાઈના એકના એક પુત્રનું મોત નિપજાવ્યું છે, તેવો આપના ઉપર આરોપ છે, તે વિષે આપને કંઈ કહેવું છે?' ન્યાયમૂર્તિએ પ્રશ્ન કર્યો.

'નામદાર કોર્ટને મારી અરજ છે, કે તે ગુનો મારાથી અજાણતાં થવા પામ્યો છે. છતાં તેની તમામ જવાબદારી હું સ્વીકારી લઉં છું.' સુલતાને ગુનાનો એકરાર કર્યો.

'ત્યારે આ બાઈ માગે, તેટલી નુકસાનીની રકમ તેને ચૂકવી આપો.' કાજીએ ફેંસલો સંભળાવી દીધો.

કાજીનો ચુકાદો સાંભળતાં જ, લોકો અંદરોઅંદર ગણગણવા લાગ્યા:

'સુલતાનનો દંડ કરવામાં, કાજીએ વધારેપડતું સાહસ ખેડયું છે.' એકે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

'કાજીનો ફેંસલો વાજબી છે. કાયદાની નજરમાં રાય અને રંક બન્ને સરખાં છે.' બીજાએ વિરોધ બતાવ્યો.

'સુલતાનને સજા કરવાનાં પરિણામો કેવાં ભયંકર આવે છે, તે સમય આવ્યે ખબર પડે.' એક નવો અવાજ સંભળાયો.

કચેરીનું કામકાજ સમાપ્ત થતાં, કાજી પોતાના ન્યાયાસન ઉપરથી નીચે ઊતર્યો. અને સુલતાન ઊભો હતો ત્યાં આવીને તેની સમક્ષ માથું નમાવી બોલ્યો: 'સુલતાન! આ ન્યાયાસન ઉપર બેસીને ઇન્સાફ આપવાનું પવિત્ર કાર્ય આપે મને સોંપ્યું છે. આજનો કિસ્સો મારે માટે એક અગ્નિ-પરીક્ષા સમાન હતો. તેમાંથી અણીશુદ્ધ બહાર આવવાની મેં હિંમત કરી છે. મારું અંતઃકરણ મને કહી રહ્યું હતું કે સુલતાનનો ગુનો સાબિત થયો, માટે તારે તેને સામાન્ય નાગરિક ગણી, યોગ્ય સજા કરવી જ જોઈએ.'

'કાજી! આજનો મુકદ્દમો મારા જીવનમાં એક અમૂલ્ય પ્રસંગ બની રહે છે. ખરેખર મને સંપૂર્ણ સંતોષ થયો છે, કે મારું સોંપેલું કાર્ય તમે નીડરતાપૂર્વક અને સચ્ચાઈથી પાર ઉતાર્યું છે. સાથે સાથે એટલું ઉમેરી લઉં કે જો મારાથી ડરી જઈને આ બાઈને તમે અન્યાય કર્યો હોત તો આ તલવાર તમારી ગરદન ઉપર ફરી વળત.' પોતાના ઝભ્ભા નીચે સંતાડેલી શમશેર બતાવતાં સુલતાને જવાબ આપ્યો.

'નામવર! માફ કરજો. હું જણાવવાની રજા લઉં છું, કે મેં આપેલા ચુકાદાનો જો આપે અનાદર કર્યો હોત તો સામાન્ય તહોમતદારની પીઠ ઉપર પડે છે તેમ, પેલો કોરડો આપની પીઠ ઉપર વીંઝાઈ ગયો હોત.' દીવાલ ઉપર ટિંગાતા કોરડા તરફ આંગળી ચીંધી કાજીએ કહ્યું.

# છળ

લેખક

રસનિધિ

તેણે આવેલ ટપાલ જોઈ, તેમાંથી બે પત્રો લઈ તે મારી પાસે 'હું રસોડામાં જમતો હતો ત્યાં આવી. તેણે કહ્યું: 'આજની ટપાલમાં બે પત્રો તમને રસ પડે તેવા આવ્યા છે.'

'તમે વરંવાર શિખામણ આપો છો કે જમતી વખતે વંચાય નહીં. અને આજે તમે જ પાછાં પત્રો અહીં લાવો-છો ?'

'તે તમને વાંચવાનું કોણ કહે છે ? હું તમને વાંચી સંભળાવીશ. અને તમે સાંભળો. વધારે ખવાઈ જાય તો મારે માથે નહીં. એક પત્ર છે 'કહાની'ના સંપાદકનો અને બીજો તમારા ઉપર આફરીન થયેલા ભક્ત પ્રભાશંકરનો. 'કહાની'ના સંપાદક લખે છેઃ—

પ્રિય ભાઈશ્રી,

આપની વાર્તા અને પત્ર યથા સમયે મળી ગયાં. આપની વાર્તાઓ માટે અધિક પુરસ્કાર આપવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે. આ વખતની આપની વાર્તા ઘણી જ રસમય છે. એ ઢબની વાર્તાઓ મોકલતા રહેવાની કૃપા કરશો.

લિ. આપનો—

'પ્રભાશંકર અમરેલીથી લખે છે કે—

પૂજ્ય મુરબ્બીશ્રી,

અવારનવાર પ્રસિદ્ધ થતી આપની લગભગ બધી નવલિકાઓ મેં ઘણા રસપૂર્વક વાંચી છે. અને મને તે ગમી છે. વાર્તાલેખનના સંબંધમાં મેં આપને એક-બે પ્રશ્નો પૂર્વે પુછાવેલા. જેનો ઉત્તર આપે સંતોષકારક આપ્યો હતો. તે માટે આપનો આભાર માનું છું. આપની વાર્તા-લેખનની શૈલીથી મુગ્ધ બની હું આપને મારા વાર્તા-લેખનના ગુરુ માનું છું. આ હું ખરા અંતઃકરણપૂર્વક લખી રહ્યો છું. હમણાં જ મેં આપની એક વાર્તા 'ઓશીકું' અને બીજી 'ફોટોગ્રાફ' વાંચી છે. એ બન્ને વાર્તાઓ વાંચવાથી એમ ભાસે છે કે જાણે તે આપના જીવનમાં બનેલા પ્રસંગો જ ન હોય ! હું કોઈ વખત વાર્તા લખવાનો પ્રયાસ કરું છું. એટલે એ જાણવાની ઇચ્છા થાય છે કે 'ફોટોગ્રાફ'માં વર્ણવેલી ઘટના શું આપના જીવનમાં ખરેખર બની છે ! આપે ચંદાને ખરેખર જોઈ છે ! અને તેનો ફોટોગ્રાફ આપની પાસે મોજૂદ છે ! કે આ માત્ર આપની વિશદ કલ્પનાના તરંગો જ છે ! એ જણાવવાની કૃપા કરશો તો હું વાર્તા-લેખન માટે વસ્તુસંકલનાની શોધ કર્યા કરું છું તેમાં મને જરૂર માર્ગદર્શન મળી રહેશે.

આજકાલ આપ કાગળની બન્ને બાજુએ લખો છો કે એક જ તરફ ? અને આપના લેખો રજિસ્ટર્ડ પોસ્ટથી મોકલાવો છો કે સાદા બુક પોસ્ટથી ?

ઉત્તર માટે કાર્ડ સાથે મોકલ્યું છે. તકલીફ આપી છે તે માટે ક્ષમા કરશો.

લિ. આપનો પ્રભાશંકર

'આ ભાઈ તો તમારી ખૂબ પ્રશંસા કરે છે. અને તમારી કલા પર મોહી પડ્યા છે.' તેણે મને ચીડવવા કહ્યું.

'મારી વાર્તાઓ સંબંધે શ્રીમતીનો શું અભિપ્રાય છે ! તમને એ બન્ને વાર્તાઓ કેવી લાગી ?'

'ઓશીકું' તો મને યાદ પણ નથી. 'ફોટોગ્રાફ' મને એટલી બધી નથી ગમી.' તેણે કહ્યું.

'આપના અભિપ્રાય માટે આભાર.' મેં કહ્યું. આપના અભિપ્રાયને મારે વધારે મહત્ત્વ આપવું જોઈએ. કારણકે પૂજારી જો દેવને દેવ માને તો સમજવું કે તે દેવમાં ખરું દેવત્વ છે. 'ફોટોગ્રાફ' તમને એટલી બધી ન ગમી હોય તો થોડીક ગમી હશે તેમાં તમને સારું શું લાગ્યું ?'

'તેમાં ચંદા નાયકને કેવી રીતે વિદાય કરે છે તે પ્રસંગ મને ખરેખર ગમે છે. વાંચતાં વખતે એમ લાગે કે જાણે આખો પ્રસંગ આપણી નજર સામે તાદૃશ બની રહ્યો છે.'

'તમને એ પ્રસંગ ગમે તેનું કારણ છે.'

'શું ?'

'ચંદા સાથે નાયકનાં લગ્ન તે કારણથી ન થઈ શક્યાં તેથી.'

તેણે નાક પર આંગળી મૂકી.

પ્રભાશંકરે મારી વાર્તાઓ માટે જે અભિપ્રાય વ્યક્ત કર્યો હતો તે માટે મારે તેનો આભાર માનવો જોઈએ એમ વિચારીને મેં સુંદર સાક્ષરી ભાષામાં તેને એક પત્ર લખી નાખ્યો અને અનુકૂળતાએ રૂબરૂમાં મળી જવા આમંત્રણ પણ આપ્યું.

(૨)

હું જમીને જરા આરામ લેવાની તૈયારી કરતો હતો ત્યાં જંગલાનું ફાટક ઊઘડવાનો અવાજ મારા કાને પડ્યો. મેં બારીમાંથી જોયું તો એક યુવક ફાટક

વાસી અંદર આવતો હતો. બારણું ઉઘાડી મેં તેને આવકાર આપ્યો.

તેનું માથું ખુલ્લું હતું. મોઢું પહોળું અને રંગ ગોરો હતો. આંખો બિલાડી જેવી હતી. દાઢી-મૂછ મૂંડેલા સાફ હતાં. મેં કોણ જાણે કેમ એવું અનુમાન કર્યું કે આવનાર પ્રભાશંકર છે. મારા આમંત્રણને માન આપીને મને મળવા આવેલ છે. મેં પૂછ્યું: 'આપનું નામ પ્રભાશંકરભાઈ?'

'જી.' તે હસીને થોડી વાર મૌન રહ્યો. પછી બોલ્યો: 'આપે કેવી રીતે ઓળખી કાઢ્યો?'

'અમરેલીથી ચાલ્યા આવતા લાગો છો. હજી જમ્યા નહીં હો. ચાલો, જમવાની તૈયારી કરો.' મેં બેઠકના ઓરડામાં આવતાં કહ્યું.

'આપ મારા માટે ચિંતા ન કરો. આપને એ તકલીફ મારાથી ન અપાય.'

'અરે, વાહ! વાર્તાલેખન કાર્યમાં તો તમે મને તમારો ગુરુ માનો છો તો પછી મારે શિષ્યનો આદર-સત્કાર કરવો જ જોઈએ ને?' મારાથી આમ બોલાઈ ગયું. કારણકે મારા મનમાં એક વિચિત્ર પ્રકારના અભિમાનનો ઉદય થયો હતો. સારાં સારાં માસિકોમાં મારી વાર્તા છપાય, તંત્રીઓ મને લેખો મોકલવા આગ્રહભર્યા પત્રો લખે અને વિદ્વાન સાહિત્યકારો મારા લેખોની પ્રશંસા કરે ત્યારે સામાન્ય રીતે અભિમાનનો ઉદય થાય અને મને લાગે કે હું કાંઈક છું એમાં મનુષ્ય સ્વભાવની નબળાઈ જોતાં આશ્ચર્યકારક નથી. આ પ્રસંગ બન્યો તે પૂર્વે મેં મારી કોઈ વિશિષ્ટતાનો વિચાર કર્યો નહોતો. પરંતુ સાહિત્ય જગતના છેલ્લા બે પત્રોએ ને પ્રભાશંકરની મુલાકાતે મારા અંતરમાં અનેકવિધ ઊર્મિઓ જગાડી. વાર્તા કલાના અનેકવિધ અંશો સંબંધે મેં પ્રભાશંકર સાથે ચર્ચા શરૂ કરી. અને તેમાં મેં વિશેષ મારી જ સાહિત્યિક જીવનકથા કહી. બાલ્યાવસ્થામાં 'લક્ષ્ય' નામનું હસ્તલિખિત માસિક કાઢવું શરૂ કરેલું પછી 'અંકુશ', 'ચિત્રમયજગત', 'સાહિત્ય', 'કુમાર' ઈત્યાદિ શિષ્ટ સામયિકોમાં કેવી રીતે વાર્તાઓ લખવી શરૂ કરી તે વાત, વાર્તાની વસ્તુસંકલના કેવી રીતે, હાલતાંચાલતાં સમાજમાંથી ઉઠાવી શકાય છે તે ઉદાહરણરૂપે મેં તેને સમજાવ્યું.

પ્રભાશંકર પાસેથી જરા રજા લઈ હું અંદર ગયો. અને શ્રીમતીને કહ્યું. 'ઝટ થાળી પીરસો.'

'તમે તે કાંઈ કાળમાંથી આવ્યા છો!' તેણે કહ્યું: 'હમણાં જ જમીને ઉઠ્યા ને ફરી જમવા બેસો છો તે ભૂલી ગયા!'

'આવી ધાનચોર ક્યાંથી થઈ! ક્ષુધાર્થીને ખાવાનું તો દેવું જોઈએ ને!'

'અહિં તો બધું સફાચટ છે.' તેણે ખબર આપી મારું હસવું ઊડી ગયું. મેં ગંભીર બની કહ્યું: 'હું મારા માટે પીરસવાનું નથી કહેતો, જેનો પત્ર તેં મને વાંચી સંભળાવ્યો હતો તે સ્વયં પધાર્યા છે.'

'કોણ, 'કહાનીના' સંપાદક?' તેણે પૂછ્યું.

'ના. અમરેલીવાળા પ્રભાશંકરભાઈ છે.'

'ઠીક. તો શું તે પોતાને માટે ભોજન તૈયાર કરવાનો હુકમ કરે છે? ઘરેથી ખાઈને કેમ નથી આવતા.'

'તું પણ અજબ છો. આપણે ઘરે કોઈ મહેમાન આવે તો શું એમને એમ કહેવું કે ઘેરથી ખાઈને કેમ નથી આવ્યા?'

'પણ આ કાંઈ લોજ કે વીશી છે કે ચોવીસે કલાક ચૂલો ચાલતો હોય!' તે જરા ચિડાઈને બોલી.

મેં એક રમત કરી. મૂંગે મોઢે હું પાછો જવા ફર્યો.

'તમે ય ઠીક છો! એમ નથી કહેતા કે મહેમાન જમનાર છે. માટે રસોઈ તૈયાર કર. અને મોઢું ચઢાવી ચાલવા માંડો છો.'

પાછા ફરવાનો પ્રસંગ મળ્યો તે માટે મેં ઈશ્વરનો ઉપકાર માન્યો. જો તે ચુપ રહી હોત તો પ્રભાશંકરને શું મોઢું દેખાડત. મેં કહ્યું: 'ઠીક, હવે કૃપા કરીને મહેમાનને માટે ભોજનની તૈયારી કરો. બસ બાકી તો, સમજુને સાન અને...'

'ત્યારે હું બેવકૂફ!'

જાણે એ વાક્ય સાંભળ્યું જ ન હોય તેમ હું પાછો ફર્યો.

પ્રભાશંકરની આગતા-સ્વાગતા કર્યા પછી મેં તેના જીવન વિષે પૂછ્યું.

'બીજું પછી કહીશ. પણ પહેલાં આજનો બનાવ વર્ણવું.' તેણે કહ્યું: 'આજે આપનાં દર્શનનો સંકલ્પ કરી નીકળ્યો અને ગાડીમાં બેઠો. માંડ માંડ

જગ્યા મળી. ખૂબ ભીડ. ગાડીના ડબ્બામાં બારણા પાસે એક ગૃહસ્થ જેવો જણાતો યુવાન બેઠો હતો. મને તેની પાસે જગ્યા મળી હતી. હવા તે તરફથી આવતી હતી. તેના રૂમાલના સંચાલનથી ઉદ્‌ભવતી માદક સુરભિ મારા શ્વાસ સાથે મળી. અને મને જરા તંદ્રા આવવા લાગી તંદ્રામાંથી નિદ્રા ક્યારે આવી તેનું ભાન રહ્યું નહિ. જ્યારે જાગ્રત થયો ત્યારે બારણા પાસે બેઠેલ યુવાન જણાયો નહિ. મારા પગ બેઠક નીચે મૂકેલી બૅગને સ્પર્શવા માટે ગયા તો ખાલી! મને ધ્રાસકો પડ્યો. મેં મુશ્કેલીથી ભીડમાં ઊભા થઈ બેઠક નીચે જોયું તો બૅગ ગુમ થયાની ખાતરી થઈ. બૅગમાં પચાસ રૂપિયા, ફાઉન્ટન પેન, ઘડિયાળ, બે જોડી કપડાં વગેરે હતું. મેં બીજા મુસાફરોને પૂછ્યું તો જણાયું કે તે યુવાન ધોળા જંકશને ઊતરી ગયો હતો. તેના હાથમાં બૅગ હતી. હવે શું કરવું! અહીં સ્ટેશને આવી મેં પોલીસને ખબર આપ્યા. તેમણે રિપોર્ટ લખી લીધો. એ બિચારા બીજું શું કરે!'

હું આ સાંભળી બહુ દિલગીર થયો. મેં પૂછ્યું: 'તમારે અહીંથી બીજે ક્યાંય જવાનું તો નથીને?

તેણે કહ્યું: 'મારો વિચાર તો હતો આપનાં દર્શન કરી પ્રેરણા મેળવી પછી અમદાવાદ જવું એવો કાંઈ ક્રમ રાખ્યો હતો. પરંતુ હવે શું બને! હવે તો હું અહીંથી પાછો અમરેલી જઈશ અને ત્યાંથી કપડાં વગેરે લઈને અમદાવાદ જઈશ. ખેર! આપ દિલગીર ન થશો. ચોરી તો થયા કરે એવું એ મામૂલી છે. આપનાં દર્શનથી મને સ્વયં મૂર્તિમતી કલાનો સાક્ષાત્કાર થયો એ લાભ ઓછો છે?'

'હું એટલી બધી પ્રશંસાને પાત્ર નથી.' મેં નમ્રભાવે કહ્યું.

'એ આપનો વિનય છે. આવા મોટા કલાકાર છો છતાં કેવી નમ્રતા આપનામાં છે.'

'જવા દો એ વાતને. આપને માટે હું શું કરી શકું! આપને કાંઈ રૂપિયાની જરૂર હોય તો વિના સંકોચે કહો.'

'પ્રથમ મેં ઉલ્લેખ કર્યો છે કે બૅગમાં પચાસ રૂપિયા હતા....'

'તો હું તમને પચાસ રૂપિયા આપું?'

'જો આપને મુશ્કેલ ન હોય તો. અમરેલી પહોંચ્યાં પછી હું આપને રૂબરૂમાં રૂપિયા પહોંચાડી જઈશ, અગર તો ચેક મોકલીશ.'

'મારી પાસે રોકડા રૂપિયા નથી. ચેક લખી આપું તો ચાલશે?'

'જી.'

મેં મારી ટેવ મુજબ ઑર્ડરનો ચેક લખી આપ્યો.

'આપનો ઘણો ઉપકાર થયો.' કહી તેણે ચેક ખિસ્સામાં મૂક્યો.

'બીજું કાંઈ?'

'બસ. આપની કૃપા માત્ર.' એ વિચારી રહ્યો હતો કે રાતની ગાડીમાં જવાનું છે. રસ્તામાં ઠંડી લાગશે...'

'ઠીક કહ્યું. એક ધાબળો, ઓશીકું અને એક ચાદર લેતા જાવ.'

'આપને એટલી બધી તકલીફ...'

મેં વચમાં કહ્યું: 'એમાં શું! પછી પાછાં મોકલાવી આપજો.'

જતાં જતાં તેણે મારો બહુ બહુ આભાર માન્યો. અડધા–પોણા કલાક પછી વળીને ફરી પાછો આવ્યો અને કહ્યું; 'બૅન્કવાળા મને ઓળખતા નથી. એટલે ઓળખાણ માગે છે. એ સ્વાભાવિક છે. અહીં મને કોણ ઓળખે આપના સિવાય? એટલે હું પાછો આવ્યો છું.'

તેને થયેલી તકલીફ માટે મેં ક્ષમા-માગી અને બેરરનો ચેક લખી આપ્યો. તેણે મને ખૂબ વિનયસહ નમસ્કાર કર્યા અને ચાલ્યો ગયો.

(૩)

ઑફિસમાંથી સાંજે હું ઘરે આવ્યો ત્યારે બારણા-માંથી મને ખબર મળ્યા કે બેઠકમાં ઓરડામાં એક ગૃહસ્થ મારી રાહ જોઈને બેઠા છે. મેં ત્યાં જઈને જોયું તો એક અપરિચિત યુવાન ખુરશી પર બેઠો હતો. મને જોઈને તે વિનયથી ઊભો થયો અને મને નમસ્કાર કર્યા.

મેં પૂછ્યું: 'આપ......'

'આપણે પત્ર દ્વારા પરિચિત છીએ. મારું નામ પ્રભાશંકર. હું અમરેલીથી આવું છું.'

આ સાંભળી મને આશ્ચર્ય થયું ચિંતા અને વિચારમાં હું દિગ્મૂઢ ઊભો રહ્યો.

મને મૌન ઊભેલો જોઈ તેણે કહ્યું: 'આપ કાંઈ કામમાં તો નથી ને? આપને અત્યારે સમય ન હોય તો—'

'ના ના. કાંઈ નહીં.' મેં મારી વ્યગ્રતા છુપાવવા નિષ્ફળ પ્રયત્ન કરતાં કહ્યું.

'આપ કંઈક ગભરાટમાં હો તેમ લાગે છે. ચિત્તની સ્વસ્થતા નથી જણાતી. કાંઈ બન્યું છે?'

'ના, કાંઈ નહીં. અમસ્તું આપને લાગે છે.'

'ક્ષમા કરજો. આપનો પત્ર વાંચી આપનું કલ્પના-ચિત્ર મેં મારા માનસફલક પર દોર્યું હતું તે ખોટું ઠર્યું છે. મેં આપને અનોખા કલ્પ્યા હતા.'

'શું ધાર્યું હતું?'

'સ્વસ્થ, સુંદર, રસિક, રસના ઊર્મિતરંગે સદાય નાચતા, પ્રફુલ્લવદન...'

'આપે મારા માટે જે ખ્યાલ બાંધ્યો હતો તે માટે આભાર. આપની નિરાશા માટે દિલગીર.' મેં કહ્યું. 'પરંતુ એક મુસીબત ઊભી થઈ છે.'

'શી મુસીબત છે?'

'એ વાત આપ ન પૂછો.'

'કહો તો ખરા. મારાથી કાંઈ બની શકે તો!'

'હવે એ વાતને જવા દો.'

'કઈ વાત. શું આપે કોઈ નવી વાર્તા લખવી શરૂ કરી છે? અને એના પાત્રનું નિરૂપણ આપને મુંઝવી રહ્યું છે!'

'છે તો એવું જ કંઈક. આપણું જીવન પણ વાર્તાનો પ્રવાહ છે. કેટલીક વખત તેનો વેગ કલ્પનાને પણ સ્થગિત કરી દે એવો વેગવાળો હોય છે. અંગ્રેજીમાં કહેવત છે કે 'Truth is stranger than Fiction.' પતિ–પત્ની એ જીવનનાટકનાં નાયક-નાયિકા છે. પતિને એક અતિથી છળ કરી ઉતરે છે. પતિ ગભરાય છે. કથાના સંકલનમાં તો પતિને રસિક પાઠ ભજવતો બતાવવાની કલા પ્રાપ્ત છે. પરંતુ વાસ્તવિકતામાં કલ્પના કુંઠિત બની જાય છે. પતિ વિચારમાં પડી જાય છે. તેનો રસિક સ્વભાવ, રસઝરતી ઊર્મિતરંગમાળા ભોગાવાની નદીનાં નીર પેઠે લુપ્ત થાય છે, માત્ર પત્નીનાં વાગ્બાણોની કલ્પના જ તેના સર્જક મગજમાં ઊભરાય છે.'

'આપે જે વસ્તુ-વિસ્તાર કર્યો તેમાં મને કાંઈ સમજણ પડતી નથી.'

'એ પણ ઠીક નથી.'

'ઠીક કેમ?' તેણે પૂછ્યું. 'મેં આપની દરેક વાર્તા અભ્યાસની દૃષ્ટિથી વાંચી છે. અને જોયું છે કે આપની વાર્તા કયાં ખીલી ઊઠે છે. આપની આ નવી રચનાને ન સમજી શકું તો મને કેટલું દુઃખ થશે! મને આપે સમજાવવું જોઈએ. આપ તો મારા ગુરૂ...'

આ શબ્દ સાંભળતા મારું અભિમાન જાગ્રત થયું. મેં તેને સવારે બનેલી ઘટના કહી સંભળાવી.

'હવે?' તેણે પૂછ્યું.

'હવે શ્રીમતી જે વાગ્બાણો છોડશે તેનો પ્રતિકાર કઈ રીતે કરવો એ વાસ્તવિક કથાનો મુસીબતવાળો ભાગ છે.' ['મનોહર કહાનિયાં' પરથી સૂચિત]

અનુવાદક
● મગનલાલ પઢિયા

# બે વાર્તાઓ

## બાળકો અને બુઝર્ગો

રોજ રાત્રે સૂતાં પહેલાં ઘરનાં બાળકો તાપણીની આસપાસ ભેગાં થતાં, હાથપગ શેકીને ઠંડી ઉડાડતાં ઉડાડતાં મનમાં જે આવતું તેની વાતો કરતાં. બારીના કાચમાંથી સંધ્યાની લાલી ત્યાં ઝાંખી કરી જતી ને બાળકોના લંબાતા ઓળા પાસેથી કંઈ કંઈ નવીન વાતો લઈ જતી પછી જ રાત પડતી.

બાળકો મનમાં આવે તે કહેતાં. પણ એમની વાતોમાં હંમેશા તાજગી અને આનંદ જ રહેતાં. ભવિષ્ય એ વાતોમાં લાંબા તેજોમય સુખી દિવસો જેવું રહેતું ને ક્રિસ્ટમસ ને ઇસ્ટર વચ્ચે કાંઈ અંતર રહેતું નહિ. ત્યાં, ફૂલોના પડદા વચ્ચે જીવન હસતું હસતું, કૂદતું, સ્પંદતું, આનંદતું, શાંતિથી પ્રકાશમાંથી પ્રકાશ તરફ વહી જતું હતું. જે શબ્દો બોલાતા તેમાંથી અર્ધા જ સમજાતા. વાતો થતી તેમાં ચોકસાઈ કે પદ્ધતિ જેવું કાંઈ હતું નહિ. વાતોનો અંત આવતો જ એવું પણ નહોતું. ઘણી વાર તો ચારે બાળકો એકી સાથે બોલી ઊઠતાં, છતાં કોઈ કોઈને ગોટાળો ઊભો કરતું નહિ. કોઈ વાર વાતો કરવાને બદલે, સંધ્યાના સોનેરી પ્રકાશમાં ઊગતા આકાશના તારાઓને જોતાં અંતરમાં ઊભરાતી સ્તબ્ધતામાં શાંત બની, સૃષ્ટિની સુંદરતા પણ અનુભવી રહેતા.

બાળકો એકબીજાને એટલાં બધાં મળતાં આવતાં કે સંધ્યાના ઝાંખા પ્રકાશમાં સૌથી નાના ચાર વર્ષના ટાન્ચેકને સૌથી મોટી દસ વર્ષની લોઈઝકાથી ઓળખી કાઢવો મુશ્કેલ હતો. બધાના ચહેરા લાંબા ને આંખો પહોળી ને વિશાળ હતી. નજર માંડતાં જાણે બધાંની જ દૃષ્ટિ અંતર્મુખી જણાતી.

તે એક સંધ્યાએ કોઈ અજાણ્યા પ્રદેશમાંથી, કોઈ અજાણ્યા હાથે કોઈ અજાણી વસ્તુ જાણે કે તે સ્વર્ગીય પ્રકાશથી ભરેલા વાતાવરણમાં મૂકી દીધી હતી. રાજાઓ, દંતકથાઓ ને પરીઓના પ્રદેશમાંથી તેમને જાણે કે કોઈ બીજા પ્રદેશમાં હાંકી કાઢવામાં આવ્યાં હતાં. ટપાલથી સમાચાર આવ્યા હતા કે બાપા ઇટાલીની ધરતી પર 'પડ્યા' હતા. કંઈક ન સમજાય એવું મગજમાં જાણે કે બળ કરીને પેસી જતું હતું. સાથે જ જાણે કે કંઈક ઊંડું હતું પણ ધક કે માથા વગરનું અને આંખો વગરનું. પણ તેમના કિલકિલાટ ભરેલા જીવનમાં તે કોઈ દિવસ દેખાયું નહોતું, ને આજ ઓચિંતું કોણ જાણે ક્યાંથી આવી ચડ્યું હતું!

સમાચાર આનંદજનક તો નહોતા જ પણ અતિશય શોક પણ તે જગાવી શક્યા નહોતા. બાળકોને જાણે કે તે અસ્પૃશ્ય જ હતા—જીવંત નહોતા. આંખોથી જોઈ–સમજી ન શકાય કે મોઢેથી કહી ન શકાય એવું કાંઈક હતું. તે મહાકાળ ભયરૂપ પાસે વિચાર પણ જાણે કે થંભી જતો હતો. દીવાલ પાસે જ જાણે કે તે મૂંગું મૂંગું વિચાર કરતું ઊભું હતું.

'પણ, તે પાછા ક્યારે આવશે?' ટાન્ચેકે સાશ્ચર્ય પૂછ્યું.

લોઈઝકાએ તેના તરફ રાતી આંખ કરી: 'પડ્યા, પછી હવે તે શી રીતે પાછા આવે?'

બધાં ચુપ થઈ ગયાં. જાણે તેમની સામે જ કોઈ આરપાર ન જોઈ શકાય એવી દીવાલ ઊભી થઈ ગઈ.

'હું પણ લડાઈમાં જઈશ.' અચાનક સાત વર્ષનો માહિસે બોલી ઊઠ્યો. તેણે જાણે કે કોયડો ઉકેલી નાખ્યો હતો.

'તું તો બહુ નાનો છે.' સહુથી નાના ટાન્ચેકે વાંધો લીધો.

માની મોટી શાલમાં ઢંકાઈ પોટકાની જેમ પડેલી મિનકા, જે સૌથી પાતળી ને માંદલી હતી તેણે પૂછ્યું: 'પણ, લડાઈ એટલે શું?'

માહિસેએ જવાબ આપ્યો. 'લડાઈ! લોકો એકબીજાને છરા હુલાવે ને તલવારથી કાપી નાખે ને ગોળાથી વીંધી નાખે એ લડાઈ. બીજું શું? તમે જેટલા વધારે માણસો મારો તેટલું વધુ સારું. કોઈ તમને રોકે નહિ—કારણ, એમ જ થવું જોઈએ. બસ, એનું નામ લડાઈ.'

'પણ, તેઓ એકબીજાને શું કામ કાપી નાખે?' મિનકાએ પૂછ્યું.

'રાજાને માટે, દેશને માટે.' માહિસેએ જવાબ આપ્યો ને ફરી શાંતિ છવાઈ.

દૂર અંતરિક્ષમાં જાણે કે કંઈક ઊંડું હતું—વિરાગ ને રક્તવર્ણું. તેઓ નિશ્ચલ બની બેસી રહ્યાં. શ્વાસ પણ જાણે કે માંડ માંડ સરકી જતો હોય તેમ ચાલતો હતો.

માહિસેએ જાણે કે ફરી એકવાર પોતાના વિચારોને ભેગા કર્યા ને શાંતિનો ભંગ કર્યો.: 'હું પણ દુશ્મનો સામે લડાઇ કરીશ.'

'દુશ્મનો કેવા હોય, તેને શીંગડાં હોય!' મિત્કાનો તીણો અવાજ આવ્યો.

'શીંગડાં તો હોય જ ને, નહિ તો દુશ્મન કેવા?' ટૉન્ચેકે કહ્યું. આ વખતે માહિસેને પણ ખરા જવાબની ખબર નહોતી એટલે તેણે અચકાતાં કહ્યું: 'ના ના. હું માનું છું કે તેમને શીંગડાં નથી હોતાં.'

'શીંગડાં શી રીતે હોય! તે પણ આપણા જેવો માણસ જ હોય.' સૌથી મોટી લોઈઝકા બોલી ને વળી ઉમેર્યું: 'તેને આત્મા ન હોય એટલું જ.'

વળી શાંતિ છવાઇ ને થોડી મિનિટો પછી ટૉન્ચેકે કહ્યું: 'પણ, લડાઇમાં માણસ પડે શી રીતે? આમ પાછળ?' તેણે અભિનય કરી બતાવ્યો.

'તેને મારી નાખે.' માહિસેએ કહ્યું.

'બાપાએ મને બંદૂક લાવી આપવા કહેલું.'

'પણ તે પડ્યા પછી શી રીતે બંદૂક લાવે?' લોઇઝિકાએ ટૉન્ચેકને ધમકાવ્યો.

'તે લોકોએ તેમને મારી નાખ્યા?'

'હા, મારી નાખ્યા.'

શાંતિ અને દિલગીરી બન્ને એ વિશાળ આંખમાથી અંધારા તરફ તાકીને જોઇ રહી—ને કંઈક અગમ્ય, ન સમજાય તેવું ઉકેલવાનો વ્યર્થ પ્રયત્ન કરી રહી.

એ જ વખતે ઘરની બહાર બાંકડા ઉપર દાદા ને દાદી બેઠાં હતાં. સૂર્યનું છેલ્લુ લાલ કિરણ, બગીચાની વનસ્પતિની વિદાય લેતું થયું હતું, ને બધે શાંતિ હતી. તેમાં એક, લાંબા વખત સુધી દબાવી રાખેલું, ડૂસકું સંભળાયું—વેદનાથી પૂર્ણ પશુશાળા તરફથી એ આવતું હતું.—ધરતી વિધવા થયેલ વહુ એ બાજુ ગઈ હતી એ સાસુ-સસરાને યાદ આવ્યું.

ને બંને વૃદ્ધો માથું નીચું નમાવીને બેસી રહ્યાં. ને ઘણા વખતથી નહોતો સાહ્યો તે એકબીજાનો હાથ સાહી રહ્યાં. પૃથ્વી ઉપરથી પ્રકાશ માત્રને ઊસરડી લેતી સંધ્યાને તેઓ અનિમેષ નેત્રે જોતાં રહ્યાં—એક પણ શબ્દ બોલ્યા વિના *

*સ્લોવેનિયન લેખક ઇવાન કેન્કરની Children & old folk નામની વાર્તાના અંગ્રેજી અનુવાદ ઉપરથી

## કલાકારની કલા અને ઓરતની છાતી

તે ખેલ કરતો અને લોકો આફરીન પોકારતા. ગામડે ગામડે ને શહેરે શહેરમાં, નાકે ને ચૌટે બાળો, પુરુષો, સ્ત્રીઓ, યુવાન, વૃદ્ધ બધાં તેના ખેલ જોવા ઊમટતાં. એના હેરતભર્યા પ્રયોગોને અંતે સૌના મોઢામાં એક જ શબ્દ રમી રહેતોઃ અદ્ભુત!

તે ફ્રાંસનો મશહૂર છરૈયો હતો. પચાસ ફૂટે અંતરેથી, છરાની અણી પોતાની બે આંગળી અને અંગૂઠા વચ્ચે પકડી તે એવી સિફતથી છરો ફેંકતો કે ધારેલા નિશાનમાં એક તસુમાત્રનો ફેર પડ્યા વગર છરો નિશાન વીંધતો. છતાં, કમાણી ખાતર તો એને નાકે ને ચૌટે તમાશા જ કરવાના હતા—કારણ, સમાજની નજરમાં તો એ એક નાચીજ છરૈયો જ હતો.

લોકો તેની સિફતને વખાણતા, પણ લોકો કદર તો કરતા એની સોબતણની. છરૈયો છરા ફેંકતો અને સોબતણ નિશાન બની ઊભી રહેતી. પાન ખરી ગયેલ ઝાડની થડ જેવી જ ધિંગી ને રુક્ષ તે અડીખમ ઊભી રહેતી ને તેની ચારે બાજુ છરાનો વરસાદ વરસતો. માથે, બરાબર ટોપીને વીંધી જાય એમ, બે લંબાવેલ હાથની કાંખની બરોબર નીચે, પાછળ રાખેલ લાકડાના પાટિયામાં ચપોચપ પેસી જાય તેમ, લંબાવેલ બંને હાથની હથેલીઓના પહોળા કરેલ પંજાની આંગળીઓ વચ્ચેની જગ્યામાં ચાર ચાર છરા, આંગળીના ટેરવાને પણ અડ્યા વગર સનસનાટી કરતા ચાલ્યા જાય તેમ; બંને ખભાની ઉપર ગરદનને જકડી લે છતાં ગરદનને છરકો પણ કર્યા વગર ઊતરતા જાય તેમ, એમ અવનવી રીતે એના ઉપર છરાનો વરસાદ વરસતો, અને તે દિલમાં જરા પણ થડકાટ વગર જાણે કે હોંશથી તેમાં નાહતી.

જોનારની છાતીના ધબકારા અનેકગણા વધી જતા. કેટલાક બહુ પોચા હૃદયના લોકો ઘણીવાર ખેલ અધવચેથી બંધ કરાવતા. પણ એ ઓરત! કદી એક ઈશારેથી પણ બીકને પોતા પાસે ફરકવા દેતી નહિ.

એવી હતી એ ઓરત અને એવો હતો એ છરૈયો. વર્ષોથી તેમણે એકબીજાનો સહવાસ કેળવ્યો હતો ને સુખદુખનાં એ સાથી અદરાયા ન છતાં, અદરાયા જેવા હતાં. તે એનો આદર કરતી, કલાકારને ઉચિત માનથી,—તે તેને ચાહતો કદરદાનીથી.

નથી. એની હિંમત, છાતી ઉપર જ એની કલાનો નાચ હતો!

પણ હાય એ છાતી!

એ છાતી જ્યારે એણે એક ઉમરાવના હાથ નીચે ચોળાતી જોઈ, ત્યારે એનો વર્ષોનો વિશ્વાસ ભાંગી ગયો. જે વસ્તુની કદી તેણે કલ્પના જ નહોતી કરી. હા ઘણી વાર તેને ડર રહેતો—પણ એ ડર તો જુદી જાતનો તેણે કલ્પ્યો હતો. ઘણી વાર તે બીતો કે પીયારા આવીને એક દિવસ તેને કહેશે કે 'સેમ્યુઅલ, લુવ, હવે આ રમત બંધ કર,—હવે આ છાતી ઝાઝો વખત થડક્યા વગર તારા છરાના ઘા ઝીલી શકે તેમ નથી. આપણે બીજું ગમે તે કરશું પણ આ રોજિંદું મોત હવે નથી જોઈતું.'

રોજી તૂટવાની આ વાત સાંભળીને પણ તે, તેને બાથમાં લઈને કહેતઃ 'પિયારા! હું તારા શબ્દોની રાહ જ જોતો હતો. ચાલ પિયારા, નોર્મંડીના એક ખૂણે એક નાનકડું ઝૂંપડું ને એક ખેતર મારી ને તારી રાહ જુએ છે. મેં બધું ગોઠવી રાખ્યું છે.'

આ તેનું સ્વપ્ન હતું પણ એક પળમાં તે ઊડી ગયું. હાય રે ઓરત!

બીજે દિવસે ય છરાના ખેલ વખતે તો એ એમ ને એમ ઊભી રહી. 'એની બેવફાઈની મને ખબર છે, એનું એને તો ભાન જ ક્યાંથી હોય!' તે બબડ્યો. અચાનક એક ભયંકર વિચાર તેના મગજમાંથી પસાર થઈ ગયોઃ 'ત્યારે ભલે થઈ જાય,' એવો મનથી નિશ્ચય કરી તેણે છરો ઉપાડ્યો ને નિશાન તાક્યું.

પિયારાએ તેની સામે જોયું ને તેની આંખ જોતાં જ તે ચોંકી. ફક્ત એક જ પળ. બીજી જ પળે તેણે પોતાની નજર વાળી લીધી. અને જાણે કશું જ ન જોયું હોય તેમ દૂર અંતરિક્ષમાં તાકી રહી. તેણે પહેલો છરો ફેંક્યો. તેના ટોપાને ઉડાવીને તે દૂર પડ્યો. તેણે બીજા બે છરા વધારે મક્કમતાથી હોઠ પીસી, હાથમાં લીધા ને બંને હાથે ફેંક્યા.

લોકો અજાયબ થયા. બરાબર બે કાંખ નીચે છરા પહોંચ્યા હતા. ખેલ બરોબર ચાલતો હતો પણ ખેલ કરનારને કંઈક ગોટાળો થતો લાગ્યો.

ત્યાર પછી તેણે ચાર છરા લીધા ને એક પછી એક ઝપાટાબંધ ચારે ડાબા હાથની આંગળીઓ વચ્ચે થઈને પસાર થઈ ગયા. ફરી બીજા ચાર—ને જમણા હાથની આંગળીઓ સહાઈ ગઈ હવે છેલ્લા બે જ બાકી હતા. તે બંને, ખભા ઉપર ડોકને બાંધી રે તેમ ફેંકવાના હતા. તેણે બંને હાથમાં એકેક છરો લીધો. ફરી એકવાર પિયારાએ તેની આંખમાં પેલો વિચિત્ર ચમકારો જોયો. ફરી તેણે જાત સંભાળી પળમાં દૃષ્ટિ ખેંચી લીધી. બેમાંથી એક જ છરો જો સહેજ આડો જાય તો બરાબર ગરદન પર આવે અને ગરદનની શ્વાસનળી જો કપાય તો...! છરૈયાએ છરા ફેંક્યા. લોકો અદ્ધર શ્વાસે અંતરિક્ષમાં ગતિ કરતા છરા જોઈ રહ્યા. ઘડી પછી તો લોકોની તાળીઓથી મેદાન ગાજી ઊઠ્યું. છરા બરાબર ખભા ઉપરની ડોકની બેઉ બાજુ સમતોલ આવી ઊભા હતા. 'અદ્ભુત! અદ્ભુત!' લોકો બોલ્યા.

'આહ!' કરતો છરૈયો નીચે ફસડાઈ પડ્યો.

'હા, હા, હા.' તેની સોબતણથી ખડખડાટ હસી જવાયું.

કલાકારની વેરવૃત્તિ ઉપર કલાકારની કલાનો એ વિજય હતો ને કલાકારની મૂર્છામાં હતો એની વેરભાવનાનો પરાજય. પિયારાના હાસ્યમાં હતી કલાના વિજયનાદની મશ્કરી.

પણ આખરે પિયારાને કલાનો એ વિજય સમજાયો ત્યારે તેણે પિયારા ઉપર પણ વિજય મેળવ્યો. ત્યારે જ એને સમજાયું કે કલાકારની કલા તેની છાતી વગર પણ જીવી શકે તેવી છે. એ સમજ્યા પછી, તેણે એ છાતી સદાને માટે કલાકારને હવાલે કરી—આજ સુધી કરી હતી એમ કલાકારની કલાને હવાલે નહિ પણ કલાકારને પોતાને હવાલે, અને એમ કરીને એણે કલાકારની કલા ઉપરનો પોતાની છાતીનો વિજય સ્થાપિત કર્યો

[ ફ્રેંચ લેખક મોંપાસાની એક વાર્તાને આધારે

---

# સાચી પણ અદ્‌ભુત વાતો

⊙——— લેખક : હીરાલાલ માનસિંગ કામદાર ———⊙

## ચમત્કારિક પડીકાં

ગાયો અને વાછડાં. હજુ પણ મારો આ જ વેપાર છે. ઘણી વાર એમ કહેવામાં આવે છે હું જાનવરપારખુ છું. મારા પ્રત્યેના માનથી આ કહેવામાં આવે છે કે કેમ તે હું જાણતો નથી પરંતુ મેં સેંકડો જાનવરોની લે-વેચ કરી છે તેમાં એક પણ સોદામાં મારે પસ્તાવું પડ્યું નથી. નીચેની વાતને ગાય ને વાછડા સાથે કશી લેવા-દેવા નથી પરંતુ જો હું ઢોરનો વેપાર ન કરતો હોત તો આ વાત કદી પ્રકાશમાં આવત નહિ.

ચાળીશ વર્ષ પહેલાં ડિસેંબર મહિનાની એક સાંજે હું જરા આનંદમાં હોઉં તેમ લાગતું હતું. હું એક ગાયને ઘેર લઈ જતો હતો અને આ પ્રાણીને વેચવાથી કેટલો નફો થશે તેના આંકડા મગજમાં મૂકતો હતો. ટાઢ સખત પડતી હતી અને અંધારું ગાઢ બનતું જતું હતું. પુરાસવળકમ જવા માટે મેં મૂર માર્કેટનો ટૂંકો રસ્તો લીધો. ત્યાં રસ્તામાં મને એક સાધુ મળ્યો. તે વિશિષ્ટ પ્રકારનો 'વૈરાગી' હતો. તેણે તેની અસાધારણ લાંબી જટા માથા પર ચક્રાકારે વીંટી હતી. તેના પેટ પર ભસ્મ લગાવી હતી અને ગંદી લંગોટી તેણે પહેરી હતી. તેની વેધક આંખો અને [illegible]ડો અવાજ હજુ પણ હું ભૂલી શકતો નથી. તેના [illegible]વમાં ભિખારી જેવું કશું યે ન હોવા છતાં તેણે મારી પાસે ભિક્ષા માગી.

ગમે તેમ પણ મારા પર તેનો પ્રભાવ પડ્યો હતો. જ્યારે તેણે કહ્યું કે મારે તો ફકત ભોજન જ જોઈએ છે અને એક પણ પાઈ રોકડી જોઈતી નથી ત્યારે મેં તેને સરસ ભોજન આપવાનો નિર્ણય કર્યો. સાધુને નિરામિષ ભોજનની જ શરત હોવાથી હું તેને મૂર માર્કેટના પછવાડેના ભાગમાં આવેલ હોટેલમાં લઈ ગયો. અને હોટલના માલિકને મારા ખર્ચે સાધુને જમાડવાનું કહ્યું. માલિક મારો ગ્રાહક હતો.

સંતોષથી ઓડકાર ખાતો સાધુ થોડી વાર પછી પાછો આવ્યો અને થોડી વાર ચુપચુપ મારી પાછળ [illegible]ાલ્યો. તે[illegible] કહ્યું 'વત્સ, તેં મારી ક્ષુધાને શાંત કરી છે. મારા ઉપકારના પ્રતીક રૂપ અહીં તારા માં કંઈક છે. આ બે પડીકાં લે.' એમ કહી મારે હથેળીમાં બે નાનાં પડીકાં આપ્યાં.

તેણે કહ્યું: 'હવે, સાંભળ. એક પડીકું તાર કોઈ કોઢિયા મિત્રને આપજે. પછી ભલે દર્દ ગમે તેટલું વધ્યું હોય. અઠવાડિયામાં તે સાજો થઈ જશે બીજા પડીકામાં તે જ ભુકી છે તે તું લેજે. તેનાથી તું ઘોડા જેવો મજબૂત બની જઈશ. થાક શું છે તેની તને ખબર પડશે નહિ.'

હું જિજ્ઞાસુ વૃત્તિવાળો મનુષ્ય નથી, પરંતુ મારી બેપરવાઈથી સાધુને ગુસ્સે કરવાનું મને ઠીક લાગ્યું નહિ. તેનામાં અગર તેના પડીકાંમાં મને રસ છે તેમ જતાવવા મારે તેને વાપરવાની વિગતો પૂછવી પડી.

તેણે કહ્યું: 'વત્સ, જ્યારે આ ભુકી ગમે તેવા કોઢને એક અઠવાડિયામાં મટાડી દે છે, ત્યારે તારા જેવા તંદુરસ્ત મનુષ્યને તે કેવી અસર કરે તેનો વિચાર કર. જો તારા કોઈ મિત્રને કોઢ હોય તો તેને કેડ સમા વહેતા પાણીમાં તદ્દન નગ્ન ઊભા રહેવાનું કહેજે. ત્યાર પછી તેને રંગ તથા સ્વાદ વગરની ભુકી આપજે, તે અસહ્ય, ન કલ્પી શકાય તેવી ભૂખની ફરિયાદ કરશે. જ્યાં સુધી ભૂખની ફરિયાદ કરે ત્યાં સુધીને તેન રગીની ગરમ રાબ આપ્યા કરજે જ્યારે તેને લાગે કે હવે પાણીમાં વધારે સમય ઊભુ રહી શકાય તેમ નથી ત્યારે તેને પાણીની બહાર નીકળી જવાનું કહેજે. એક જ અઠવાડિયામાં તે સાજો થઈ જશે. તારા માટે તેવું કંઈ કરવાની જરૂર નથી. તું તો તે અત્યારે જ અથવા ઠીક પડે ત્યારે લઈ શકે છે. ફકત એક પડીકી તારા માટે છે અને બીજી તારા કોઢિયા મિત્ર માટે છે.'

સાધુ તેને રસ્તે ચાલ્યો ગયો અને ત્યાર પછી મેં તેને કદી જોયેલ નથી.

સાધુ ગયો કે તરત જ હું તેમને તેની પડીકી વિષે બધું ભૂલી ગયો તે મારે કબૂલ કરવું જોઈએ.

બીજે દિવસે વેલોરની નજીક વલાજાપેટ હું ન ગયો હોત તો ભુકીની અસરની પરીક્ષા કરવાની મને તક મળી ન હોત.

નવ ગાયની ખરીદી વિષે વાટાઘાટ કરતાં હું તેના માલિક સાથે વાતોમાં પડ્યો. માલિક જાનવરોનો શ્રીમંત વેપારી તથા દાનવીર હતો. થોડી વાર પછી પોતાના ભયંકર દર્દ—કોઢ—વિષે વાત કરતાં તે રડી પડ્યો. તેનું શરીર જોતાં મારા શરીરમાં એક પ્રબળ કંપારી આવી ગઈ.

તેના દુઃખની હૃદયભેદક વાત સાંભળતાં મેં તેને સાધુની તથા મને આપેલ બુક્કીની વાત કહી. મારી પાસે પડીકીની માગણી કરતી વખતે તેની આંખમાં આવેલ પ્રકાશ જોઈ શકાય તેમ હતું. જ્યારે મેં તેને કહ્યું કે પડીકી અહીં મારી પાસે જ છે ત્યારે તેની આંખમાં હર્ષાશ્રુ આવ્યાં.

નદી પાસે રંગીની રાખ રાખવાની સત્વર તૈયારી કરવામાં આવી અને થોડા વિશ્વાસુ નોકરોની સાથે અમે અર્ધા કલાકથી ઓછા સમયમાં નીકળી પડ્યા.

અંધારામાં અમે એકાંત સ્થળ શોધ્યું. મારો મિત્ર નગ્ન થઈને કેડ સમા પાણીમાં ઊભો રહ્યો. તેણે પડીકી લીધી અને પોતે સાજો થઈ જાય તેવી અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરી. પંદર મિનિટ સુધી કંઈ થયું નહિ. પણ ત્યાર પછી, તેણે સખત ભૂખ લાગવાનું કહ્યું. તેને ગરમાગરમ પુષ્કળ રાબ આપવામાં આવી. માનો કે ન માનો પરંતુ તે એક આખું તપેલું ગરમાગરમ ચીકણી રાબ પી ગયો! એક કલાકે જ્યારે તેની ક્ષુધા શાંત થઈ ત્યારે પાણીની બહાર આવ્યો

દશ દિવસ પછી તેણે મને લખ્યું કે હું ભયંકર દર્દમાંથી એવો મુક્ત થઈ ગયો છું કે મને એક વખત તે દર્દ હતું તે પણ કોઈ માને નહિ.

સાધુએ કહ્યા મુજબ હવે બીજી પડીકી મારે લઈ લેવી જોઈએ તેમ મને કદી વિચાર જ આવ્યો નહિ. જોકે તેમાં બેદરકારી કે અવિનય નહોતાં.

એક મહિના પછી, એક વખતના કોઢવાળો જાનવરનો શ્રીમંત વેપારી મારે ત્યાં આવ્યો અને એક શ્રીમંત જમીનદારની મને ઓળખાણ કરાવી. તે પણ આ દર્દનો ભોગ થઈ પડ્યો હતો અને તેણે દવા પાછળ હજારો રૂપિયા વેડફી નાખ્યા હતા. તેણે મારી પાસેના બીજા પડીકાની માગણી કરી. બાકી રહેલ પડીકામાં રહેલા મારા સ્વાર્થ પર ધ્યાન ન આપતાં મેં આવશ્યક સૂચનાઓ સાથે તેને બીજું પડીકું આપ્યું.

મને ખબર મળ્યા કે તેણે મારી સૂચનાઓનો અક્ષરશઃ અમલ કર્યો હતો. પણ કશું બન્યું નહિ! તેને સખત ભૂખ લાગી નહિ! તેનો કોઢ દૂર થયો નહિ!

સાધુએ મને કહ્યું હતું કે બન્ને પડીકાં સરખાં જ અસરકારક છે. અને બીજું પડીકું મારે લેવું તેવો તેનો આગ્રહ હતો.

ત્યારે એમ કેમ બન્યું કે એક પડીકું અસરકારક બન્યું અને બીજાની અસર ન થઈ! મેં સાધુની સૂચનાની અવગણના કરીને બીજું પડીકું પણ આપી દીધું તે કારણ હશે! મને એક જ પ્રશ્ન મૂંઝવે છે કે ગુણ શેમાં હતો—બુક્કીમાં કે દર્દીની સહૃદયતામાં? તે કહેવું મુશ્કેલ છે.

●

# સીતાંશુ

લેખક
● શ્રી મનોજ બસુ

અનુવાદ
મણિલાલ અલગારી

મા મરી ગયા પછી સીતાંશુના મનમાં સૌ પહેલાં સામે પડેલું વિશાળ ને નિર્વિઘ્ન જીવન ખડું થયું. માને તે ચાહતો નહોતો કે તેના મૃત્યુથી તેને દુ:ખ નહોતું થયું એમ કહી શકાય નહીં. બીજાની માફક તે પણ પોતાની માને ચાહતો—કદાચ વધારે. પણ તે માનતો હતો કે પોતાના જીવનમાં સૌથી મોટું વિઘ્ન તેની મા હતી. નિશાને માટે એને ચિંતા નથી. તે બેન છે. એક દી તેનાં લગ્ન થઈ જશે પછી તેની કોઈ જવાબદારી નહીં રહે પણ માનો બધો ભાર તો તેની ઉપર જ હતો. તેથી ભગવાન ઉપર ક્યારેક ખૂબ ગુસ્સે થતો. બીજી ઘણી માતાઓને તો એકથી વધારે દીકરા હોય છે અને પોતે જ કેમ તેની માતાનો એકમાત્ર પુત્ર! જો એક ભાઈ હોત તો! તેથી મા જ્યારે ગુજરી ગયાં ત્યારે એને લાગ્યું કે તેની મુક્તિનો રસ્તો ખુલ્લો થઈ ગયો. અલબત્ત એવી ઈચ્છાથી માનું મૃત્યુ તેણે ઈચ્છયું ન હતું. એ સમજતો હતો કે મૃત્યુ તો કાળાધીન છે. માતાની તબિયત તરફ ધ્યાન આપવાનું એક મોટું કર્તવ્ય હતું પોતાનું આ બંધન જ્યારે તૂટી ગયું ત્યારે તેણે જરૂર ભગવાનનો આભાર માન્યો હશે.

હવે તેની એકમાત્ર જવાબદારી નિશાનો વિવાહ કરી નાખવાની રહી. આ પહેલાં એ વાત જ્યારે તેની મા કાઢતી ત્યારે તેણે જરા પણ ચિંતા બતાવી ન હતી. એનું મૂળકારણ એમ હતું કે નિશા સાસરે ચાલી જતાં મા એકલાં પડી જાય ને પોતાને પરણવાનો આગ્રહ શરૂ થઈ જાય.

સીતાંશુને વિવાહ કરવા નથી. એને માટે એ અસંભવિત છે. તેથી નિશાના વિવાહનો ય કોઈ પ્રયત્ન કર્યો ન હતો. પણ હવે બીજી કોઈ બાધા રહી નથી. એકાએક નિશાના વિવાહ માટે તે એટલો બધો ચિંતાતુર થઈ ગયો કે બીજાં સંબંધી તો અચંબો પામી ગયાં. નિશા મોટાભાઈથી હંમેશા ડરતી. કોઈ દિવસ કંઈ કામ પડે તો પણ પૂછવાની હિંમત ન કરતી. બાબતમાં તે ચૂપ રહી. સગાસ્નેહીઓમાંથી ઘણાંએ કહ્યું: 'આટલી બધી શી ઉતાવળ છે! મા હજી હમણે જ ગુજરી ગયાં છે એટલામાં તેના વિવાહ કરી નાખીશ તો એ ધારશે કે પોતે તેને ભારે પડે છે એટલે આમ ઉતાવળે લગ્ન કરી નાખે છે.' સીતાંશુ તો આવી કોઈ દલીલનો કંઈ જવાબ દેતો નહીં ને પોતાનું કામ કર્યે જતો. એકવાર તેને જે સારું લાગ્યું તે કરતાં કોઈ તેને અટકાવી શકતું નહીં.

માની માંદગીને લીધે દફતરમાંથી તેણે લાંબી રજા લીધી હતી. રજાના શરૂઆતના દિવસોમાં જ મા ગુજરી ગયાં. એણે નક્કી કર્યું કે આ રજાના દિવસોમાં જ નિશાને પરણાવી દેવી. આખો દી વરની શોધમાં ભટકવા લાગ્યો. ક્યાંય સારો છોકરો છે તેમ સાંભળે કે ત્યાં દોડ્યો જાય. પણ જેવો જોઈએ તેવો મુરતિયો લાગતો નહીં. જોકે તેની આશા બહુ મોટી નથી. રાખે તો પણ કેમ ચાલે! નિશા દેખાવે બહુ સુંદર નથી. બહુ ભણીગણી પણ નથી અને તેણે એકઠી કરેલી પૂંજી પણ બહુ નથી. માત્ર એક બેન છે. એટલે લોકોના મત પ્રમાણે વ્યાજે નાણાં લઈને ય પરણાવી દેવી એ ઉચિત હતું. પણ આ વ્યવહાર તેને રુચતો નથી. ઉધાર નાણાં ભરપાઈ કરવાનાં રહે. એટલે વળી થોડા મહિના વધુ નોકરી કરવાની રહે. એમ જો કરે તો તો પછી પોતે........તેથી તે એવો કોઈ વર ઈચ્છે છે કે જેનું ચારિત્ર્ય સારું હોય, ભદ્ર સમાજમાં હળવા-મળવા જેટલું ભણ્યોગણ્યો હોય, અને પોતાનો સંસાર ચલાવે એટલો કમાઉ હોય એવી માન્યતા હતી કે આ કાંઈ વધુ નથી. પણ બીજી અનેક બાબતોની માફક વિવાહના બજારની તેને બહુ જ થોડી ખબર હતી. આવી જાતના વરનો પણ બજાર-દર કેવો એ, તેને માટે કેટલું કઠણ હતું એ તે જાણતો નહોતો.

કંઈ નક્કી નહીં થતું હોવાથી સીતાંશુ ખૂબ જ ચિંતામાં પડી ગયો. તેના એક સગાએ એક છોકરાનો પત્તો આપ્યો. તે સગાના એક મિત્રનો હતો. છોકરાની રીતભાત ડાહ્યી હતી—ભાગ્યે જ જોવા મળે એવી. સિગારેટ કોઈ દી' પીતો નહીં. વળી બાપને એક જ છોકરો છે. તેના પિતા પણ અત્યંત સાદાઈથી રહેતા. વળી પૈસે-ટકે ઠીક સુખી હતા. સીતાંશુએ વિચાર્યું: 'કંઈ ખોટું નથી.' એનું મન માની ગયું. છોકરી પણ સામાવાળાને પસંદ આવી. પૈસાની કંઈ ધમાલ

ઇ ગઈ. છોકરાનાં માબાપ આશીર્વાદનો દિવસ નક્કી કરી ગયાં. બધું આટલી સહેલાઈથી પતી જશે એની સીતાંશુને કલ્પના પણ ન હતી. બસ હવે લગ્ન થઇ જાય એટલે પત્યું. બધાં સગાંસંબંધીઓને કહેવું પડશે. પણ એમાં બીજા કોઈ શું કરે? મુર્તિપાને પણ પોતે જ તેની ઑફિસમાં જઈ જોઈ આવ્યો હતો. ઠીક સરળ અને શરમાળ સ્વભાવ. દેખાવે ય ઠીક. બરોબર એવો જ વર તે ઇચ્છતો હતો. એના હાથમાં નિશા સુખી થશે એમાં એને કોઈ શંકા રહી નહીં. સમીપ આવતી મુક્તિની આશાથી સીતાંશુએ નિરાંત અનુભવી.

*

બપોર વેળાએ ખૂબ થાકીને સીતાંશુ ઘરે આવ્યો. સીધો પોતાના ઓરડામાં જતો હતો પણ નિશા હજી ખાધા વિના તેની વાટ જોઈ બેઠી હશે એમ યાદ આવતાં નિશાના ઓરડામાં ગયો. સીતાંશુની તબિયત સારી નહોતી એટલે તરત ખાવા બેસી શકે તેમ નહોતું. ઓરડામાં નિશા નહોતી પણ તે તરફ ધ્યાન દેવા જેવી તેની સ્થિતિ યે નહોતી. સામે એક જણ બેઠું છે. એ નિશા સિવાય બીજું કોઈ હોઈ શકે એ વિચારવાનું પણ કારણ નહોતું. તેથી તે બોલ્યો: 'તેં હજી ખાધું નથી? મારી વાટ જોઈ શું કામ બેસી રહે છે?'

...વાત પૂરી થતાં પહેલાં જ જેને ઉદ્દેશીને તે બોલ્યો હતો તેણે જવાબ આપ્યો: 'નિશા નીચે ગઈ છે. બોલાવું?'

'ના જરૂર નથી...ઠીક ઠીક બોલાવ. તું ક્યારે આવી?'

'થોડી વાર થઈ. નિશા-તમારે માટે બહુ ચિંતા કરતી હતી. હમણે જ નીચે ગઈ.'

'હમણે તું આવતી નથી કેમ? તું આવે છે તો એને સોબત મળે છે. હું તો આખો દી બહાર રહું છું.'

'એના વિવાહ પછી આપ........'

'શું કરીશ? ખાસ કંઈ નક્કી નથી કર્યું. ગમે તેમ પણ દિવસો તો વીતી જ જવાના. ચિંતા શું કામ કરવી?'

'તમારી ચિંતામાં નિશાને પોતાના વિવાહની જરા ય ખુશી નથી.'

'મારી વાત હું જ વિચારી શકું. મારી તબિયત ખરાબ છે. તેને કહે કે ખાઇ લે. મારી વાટ ન જુએ.'

સીતાંશુ ગયો કે તરત જ નિશાએ નીચેથી આવી પૂછ્યું: 'અમલાબેન, દાદા શું બોલ્યા? વાતચીત કરી?'

'એમનું શરીર ઠીક નથી, તું ખાઈ લે.'

'મોટાભાઈને શું થયું છે? કંઈ વાતચીત કરી?'

'ના.' —

'ત્યારે શું કરતી'તી? આટલો વખત મળ્યો તો પણ કંઇ ન બોલી? તારી જીભ કોઈ દી ખુલવાની જ નહી કે?'

'બોલ્યે શું વળવાનું છે બેન? પત્થર કેમ યે ભાગે કે? અમસ્થાં અમસ્થાં હલકાં શા માટે પડવું? સન્માન જ્યાં એક દી પાછું મળવાની આશા હોય ત્યાં જ બોલું થાવરે'

'મોટાભાઈ સાથે મેં કોઈ દી વાત કરવાની હિંમત કરી નથી પણ હવે કરીશ.'

'ગાંડી થઈ? એ શું ધારશે!'

'શરમ રાખીશ તો કાંઈ નહીં વળે. મોટાભાઈએ શું નક્કી કર્યું ઉં-ખબર છે? નોકરી છોડી સંન્યાસી થવાનું'

'એમની જો એવી જ ઇચ્છા છે તો કોણ રોકવાનું છે કહે જોઈએ?'

'તું એને ચાહતી નથી?'

'ચાહું છું પણ એનું વળતર શું? તેઓ તો મને લેશ પણ ચાહતા નથી. કદાચ તિરસ્કારતા હશે.'

'કેમ, તેં શું અપરાધ કર્યો છે?'

'બધી વખતે શું અપરાધ જ હોય છે? ના-ના તું કંઇ કહેવું રહેવા દેજે.'

'વારુ મોટાભાઇ જો સાચે જ સંસાર છોડી દેવા માગતા હોય તો તને દુઃખ ન થાય?'

'કેમ કહું? તેમનો આદર્શ કેવો મોટો છે?'

'આદર્શને શું બધી જ બાબતમાં રખાય છે?'

'તોપણ પ્રયત્ન કરવામાં વાંધો શું? મનુષ્યની શક્તિનો પરિચય પ્રયત્નમાં છે. કેટલું ફળ મેળવ્યું તેમાં નહીં. વારુ,પણ તું ય ખરી છો. એમની તબિયત ઠીક નથી એ ભૂલી ગઈ? જા ખબર કાઢ.'

'ભૂલી નથી. જાઉં છું પણ જઈને શું બોલું? કંઈ સાંભળશે નહીં. રોજ કહું છું કે આટલે મોડે સુધી ખાધા વિના રખડો નહિ પણ કાને ધરતા નથી. ગઇકાલથી આંખમાં કેટલી પીડા થાય છે પણ એ ય કહેતા નથી. હું હમણે આવું છું. તું જઇશ મા.'

નિશા મોટાભાઈને સારી રીતે ઓળખતી એટલે જ બોલી હતી કે જઈને શું કરીશ! ઓરડામાં જઈને જોયું. મોટાભાઈ આંખો મીંચી સૂતા છે. એમના મોઢા સામું જોતાં સમજી શકી કે તબિયત સારી નથી. નિશા તેનાથી સદા ડરતી આવી છે. હિંમત કરી કોઈ દી પાસે ગઈ નથી. આજે પણ એની બીક દૂર નથી થઈ. મહામહેનતે હિંમત ભેગી કરી તેણે પૂછ્યું: 'શું થયું છે, દાદા!'

એની સામે જોયા-વિના જ સીતાંશુ બોલ્યો: 'કંઈ નથી થયું. તું ખાઈ લે જા કેટલીય વાર કહ્યું છે કે મારે માટે વાટ જોઈ બેસવું નહીં.'

પણ નિશા ન ગઈ. ચૂપચાપ ઊભી રહી ઘણી વારે તેની સામે સીતાંશુએ જોઈ કહ્યું: 'કેમ ઊભી! કંઈ કહેવું છે?'

નિશા નીચી દૃષ્ટિએ ઊભી હતી. ધીરે ધીરે બોલી: 'મને કાઢી મૂકવા આટલા ઉતાવળા કેમ થયા છો? મા હોત તો...'

'મા હોત તો ઉતાવળ કરવાની જરૂર નહોતી પણ હવે ઊભી થઈ છે. મારા ભવિષ્યનું કંઈ ઠેકાણું નથી એટલે તેનાથી તને અલગ કરી દેવા માગું છું.'

'તો શું તમે હવે મારી સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નહીં રાખો? તમારા વિના મારે બીજું ..'

'હા અત્યારે નથી પણ થશે. જેથી રૂડું થાય તેવા પ્રયત્નમાં જ છું. તારા વિવાહની જવાબદારી મારી છે. મારાથી બની શકે તેવી વ્યવસ્થા કરવા પ્રયત્ન કરું છું. પણ સુખી થવું ન થવું એ મનુષ્યના પોતાના હાથમાં નથી. તારા ભાગ્યમાં સુખ લખ્યું હશે તો સુખી થઈશ પણ જો દુઃખ હશે તો તેમાંથી હું તને બચાવી નહિ શકું.'

'આંખ દેખાડવા ડાક્તર પાસે ગયા હતા!'

'ના હમણાં થોડા દિવસ તો બને તેમ નથી. પછી જે કરવું હશે તે કરીશ'

'આજે તમારે એવું શું કામ હતું કે ડાક્તર પાસે પણ ન જઈ શક્યા?'

સીતાંશુ નિશા સામું જોઈ રહ્યો. જેણે કોઈ દિવસ તેની પાસે આવવાની હિંમત કરી નહોતી તેના મોઢેથી એકાએક આટલી સ્પષ્ટ વાતો સાંભળી તે આશ્ચર્ય પામી ગયો. નિશાએ આજે બધો ય સંકોચ મહામહેનતે જીતી લીધો હતો.

જે વાત કહેવા આવી છે તે હવે તેણે કહી જોઈએ, એમ તેણે મનોમન નક્કી કરી નાખ્યું. સીતાંશુ કાંઈ કહે તે પહેલાં જ તે બોલી: 'તમારી રૂબરૂ કોઈ દિવસ કોઈ વાત કરવાનું સાહસ કદી કર્યું નથી, દાદા આજ મને માફ કરજો. તમે હવે પછી ક્યાં રહેવાના!'

'તે હજી નક્કી નથી. પણ અહીં તો નહિ જ આ ઘર તારે નામે લખી દઈશ'

'હું મારે માટે નથી પૂછતી. મારે ઘર નહીં જોઈતું.'

સીતાંશુના વિસ્મયની માત્રા વધતી ગઈ. તેણે પૂછ્યું: 'તો કોને માટે પૂછે છે!'

'અમુદિનું શું થશે!'

'એ હું શી રીતે કહી શકું? હું અહીં રહું ન રહું એમાં એને શું લેવા-દેવા? તું કહેવા શું માગે છે—સ્પષ્ટ વાત કર ને.'

'તમને આટલું બધું સ્પષ્ટ કહેવું પડશે એમ મેં નહોતુંધાર્યું. અમલા સંબંધે તમારી કંઈ જવાબદારી નથી!'

'જવાબદારીનું કોઈ કારણ હોય તેમ મને નથી લાગતું. એની મા છે, ભાઈ છે; બે દી પછી વળી તેનાં લગ્ન થઈ જશે.'

'તમે ચૂપ રહો મોટાભાઈ. તેની ઉપર જેટલો અન્યાય કર્યો છે એ જ બસ છે—હવે એમાં ઉમેરો કરો મા.'

'બીજું કોઈ આ રીતે મારું અપમાન કરવાની હિંમત ન કરત—તારી અમુદિ પણ નહીં સમજી!'

'એટલા માટે જ તો મેં હિંમત કરી છે. એનાં આંસુ પણ શું તમારા રસ્તેથી તમને પાછા વાળી શકે તેમ નથી?'

'તું કહી થઈને જા અહીંથી અને તારી અમુદિને કહે કે તે અહીં ન આવે તો હું સુખી થઈશ.'

'કોઈ દિવસ મેં તમારો કંઈ અપરાધ કર્યો નથી મોટાભાઈ—મને ક્ષમા કરો. હું એને ખૂબ ચાહું છું. એનું દુઃખ મારાથી જેમ તેમ જોયું જતું નથી.'

થોડીવાર ચૂપ રહી સીતાંશુએ પૂછ્યું: 'એની પ્રત્યે મેં શું અન્યાય કર્યો તે કહીશ!'

'માએ ઘણા દી પહેલાં તેની બાને આશા આપી હતી ત્યારે તમે તમારી અનિચ્છાને જણાવી નહીં. જણાવી હોત તો તેઓ સાવધાન થઈ જાત.'

'વચન માએ આપ્યું હતું, મેં નહીં. મારી હા–નાની તો વાટ પણ નહોતી જોઈ.'

'કારણ મા જાણતાં કે તેમનું બોલેલું તમે પાળશો જ. એટલું ધારી લેવામાં ખૂબ અન્યાય નથી થયો.'

'બધું ય ધારી લેવું ન ચાલે. વ્યક્તિગત મતામતનું મૂલ્ય માણસને બહુ હોય છે.'

'વારુ પણ, તમે જે ધારી લીધું છે કે આ વિવાહમાં મારી અસંમતિ નથી એ કેવી રીતે! હું છોકરી છું એટલે જ ને?'

'તારો ભાર મારી ઉપર પડે છે એટલે જ એ ભાર હું ઉતારવા માગું છું. તારી–મારી સ્થિતિ સરખી નથી. પણ આ બધી વાતો શા માટે? જે અસંભવિત છે તેની વૃથા માથાફોડથી લાભ શું?'

'અસંભવિત કેમ? તમે શું સાચે જ એમ માનો છો કે એ પથે તમે ચાલી શકશો?'

'તેની ચર્ચા તારી સાથે નથી કરવા માગતો.'

નિશાનું મોં લાલ થઈ ગયું. તે બોલીઃ 'ના, તમારી સાથે ચર્ચા કરવાની હિંમત પણ મારામાં નથી. ફક્ત હું તો પૂછતી હતી.'

'વારુ, હવે જા અને જેટલા દિવસ અહીં છો ત્યાં સુધી આ બધી વાતો ન ઉપાડીશ. મેં કોઈને ય કશું ભૂરું કદી ઇચ્છ્યું ય નથી. કોઈ જો આપ મેળે દુઃખી થાય તો તેમાં મારો શું ઉપાય?'

*

નિશાનો કોઈ વાંધો આવ્યો નહીં. વિવાહનું ઠીક થઈ ગયું. નિશાને સારી પેઠે માલૂમ હતું કે સીતાંશુ જે સારું માને તે કર્યા વિના રહેતો નહીં. એમાં કોઈ તેને અટકાવી શકતું નહીં. તોપણ તેણે એકવાર પ્રયત્ન કરી જોયો હતો પણ આ એક દિવસ સિવાય સીતાંશુએ તેને અમલા સંબંધી કોઈ વાત કાઢવા દીધી નહીં. અમલા તેની પાસે આવતી, હસી વાતો કરતી પણ નિશા એની સામે ઊંચી નજરે જોઈ શકતી નથી. એને એમ થતું કે પોતે અમલાની અપરાધી છે. અમલા એમ સમજાવવાનો પ્રયત્ન કરતી કે જે થાય તે ભલા માટે. પણ કેમે ય તેને ગળે ઊતરતું નહીં. એને તો થતું કે આમાં જરૂર કંઈક મોટી ભૂલ રહી જાય છે.

લગ્ન વખતે સગાંસ્નેહીઓ ઘણાં આવ્યાં હતાં. તેઓ તેમનું હામે–વણમાગ્યો ઉપદેશ આપવાનું–બજાવ્યા વિના રહ્યાં નહીં. સ્ત્રીઓ લગ્નની વાત કાઢતાં તો સીતાંશુ હસી ઉડાવી દેતો; પુરુષો વાતો કાઢતા તો જવાબ આપ્યા વિના ત્યાંથી ચાલ્યો જતો. એના રંગઢંગ જોતાં બધાએ છેવટે નક્કી કર્યું કે એમાં કંઈક એવું રહસ્ય હોવું જોઈએ જે લોકો પાસે બોલવાનું તે સાહસ કરી શકતો નથી.

કોઈ કોઈ તો તેના ચારિત્ર્યમાં શંકા કરતાં અચકાતા નહીં. આ બધું જ સીતાંશુ જાણતો. ક્યારેક ક્યારેક એમ થઈ આવતું કે બધાંયને કાઢી મૂકી પંચાત ટાળું. પણ એમ થઈ શકતું નહીં. હેરાન થવાનો વખત પણ હવે કેટલો છે! નિશાના લગ્ન પતે જ એનો અંત આવી જશે. નાહકનું શા માટે મનદુઃખ ઊભું કરું?

લગ્ન પછી નિશાના સ્વામી શરતને તેણે પોતાની પાસે બોલાવી કહ્યુંઃ 'નિશાને તમારા હાથમાં સોંપી હવે હું નિશ્ચિંત થવા ચાહું છું. કોઈ દિવસ હું એની ખબર કાઢી શકીશ કે નહીં તે કહી શકતો નથી.'

બનેવી તો આશ્ચર્ય પામી ગયો. પૂછ્યુંઃ 'કેમ?'

'હું ક્યાં હોઈશ તેનું ઠેકાણું નથી. કદાચ કાલે જ અહીંથી ચાલ્યો જઈશ. બીજી એક વાત. મારી પાસે મારું કહેવાય એવું કંઈ હોય તો આ એક ઘર છે. એ ય તમારે નામે રજિસ્ટર કરાવી દઈશ. આ લ્યો મૂકી દો. હમણાં આ વાત નિશાને જણાવશો નહીં.'

'ઘર મને આપી દેવાનો અર્થ? આપે પોતાની વ્યવસ્થા શું કરી છે એ જાણી શકું?'

'ના–એની જરૂર નથી.'

'મારે ઘરની ખૂબ જરૂર છે એવું તો મેં કંઈ કહ્યું નથી.'

'મારે એની જરૂર ન હોય પણ તમારે હોઈ શકે. એમ સમજોને કે મારી બહેનને આપું છું.'

'તો એને જ આપો ને. એની વતી પણ હું ઘરની જવાબદારી નહીં લઈ શકું.'

સીતાંશુ એની સામે કેટલીક વાર જોઈ રહ્યો. આજ પહેલી વાર જ તેણે જાણ્યું કે સાધારણ સંસારી પણ ધનને માટે માણસાઈ ભૂલી જતો નથી. આવા પતિના હાથમાં નિશા દુઃખી નહીં થાય એ ચોક્કસ. સીતાંશુને એ જેવો–તેવો લાભ નહોતો. તેની અંતિમ જવાબદારી પણ એની કાંધેથી આટલી સહેલાઈથી સરી પડી તે જોઈ તેના આનંદનો પાર રહ્યો નહીં.

સાસરે જતી વખતે નિશાએ સીતાંશુને પ્રણામ કર્યાં ત્યારે ઘણુંએ ધાર્યું હતું કે તેની આંખ ભીની થશે પણ એ તો ખૂબ સહજ રીતે બોલ્યોઃ 'જ્યાં જાય છે તેને આજથી તારું ઘર સમજજે. ત્યાં જઈ જો તું સુખી ન થઈ શકે તો બીજે ક્યાં ય સુખી નહીં થઈ શકે.'

આજકાલના કોઈ યુવાન પાસે કણ્વમુનિની માફક ઉપદેશ સાંભળવો પડશે એમ એણે નહોતું ધાર્યું. સીતાંશુના આ વર્તનમાં કેટલો ડોળ છે તે એ નક્કી કરી શકી નહીં.

*

સીતાંશુના રંગઢંગ જોઈ આખી ઑફિસ અવાક થઈ ગઈ. એના બળવાન ભાગ્યને લીધે જ આટલી નાની ઉંમરે આવી મોટી નોકરી તેને મળી હતી એમ કહેવું જોઈએ. તેથી ઘણા તેની ઈર્ષા કરતા. એકાએક નોકરી છોડી દેવાના વિચારથી કોઈએ એમ કહ્યું કે તેનું મગજ ભમી ગયું લાગે છે, કોઈએ એમ કહ્યું કે ચક્રમ થઈ ગયો છે, કોઈએ વળી તરંગી ને તોરી કહ્યો. કોઈએ એમ પણ કહ્યું કે બીજે વધારે પગારની નોકરી શોધી કાઢી હશે.

સાહેબની એના પર ખૂબ પ્રીતિ હતી. સાહેબે સમજાવવાનો પ્રયત્ન કરી જોયો પણ કંઈ વળ્યું નહીં. અંતે સીતાંશુએ નોકરી છોડી દીધી. નિશા કે શરતને તો ખબર પણ ન પડી.

સીતાંશુને ઘરે તાળું વાગ્યું તેની સૌ પહેલાં ખબર પડી અમલાને. નિશાનાં લગ્નની સાથે સાથે તેના ઘરનાં બારણાં બંધ થઈ જશે એમ કોઈએ ધાર્યું નહોતું. અમલાએ ધાર્યું કે સીતાંશુ થોડા દિવસ માટે ક્યાંક બહાર ગયો હશે. તેથી નિશા સાસરેથી આવે ત્યાં સુધી વાટ જોતી રહી. નિશા આઠ દિવસ પહેલાં આવે તેમ નહોતું.

અમલાનાં ભાભીએ પૂછ્યુંઃ 'આ બધું એમને શું થયું છે? બહેનનાં લગ્ન પત્યાં એટલે બસ હવે જ્યાં-ત્યાં ભટકવાના!'

અમલા બોલીઃ 'મને શું ખબર? જ્યાં તમે રહો છો ત્યાં હું પણ રહું છું.'

'બરોબર શું એમ છે? ના અમલાબા, એમ નથી હું તમારા કરતાં ઘણી દૂર છું. વળી એ ઘરના કોઈને માટે હું કશી ખબર ન રાખું તો ચાલે પણ તમારે......'

અમલાએ તેને અટકાવીને ગદગદ કંઠે કહ્યું 'ભાભી! તમારે પગે પડું. એ વાત ન પૂછશો.'

'લ્યો રડવા મંડ્યાં! હું તો મશ્કરી કરતી હતી બેન. પણ બેન, આમ તમે ક્યાં સુધી જીવી શકશો!'

'મને નથી ખબર.'

'તમારા મોટાભાઈ પરાણે તમને બીજે પરણાવી દે તો તમે શું કરશો?'

'એ ય નથી ખબર.'

'આ છોકરમત છોડવાનો પ્રયત્ન કરવામાં બનું છે, બહેન. વખત જતાં બધું ઠીક થઈ જશે. કેટલી ય સ્ત્રીઓને મેં જોઈ છે. વિવાહ પછી આગલા જીવનને મોટી ભૂલ તરીકે કબૂલ કરી છે.'

'કેવી રીતે એમ કરી શકી હશે!'

'કેવી રીતે કેમ! હિંદુ સ્ત્રીઓએ બાલ્યકાળથી સ્વામીને માટે મનમાં એક સ્થાન નક્કી કરી રાખ્યું છે. લગ્ન પછી સ્વામીની ત્યાં પ્રતિષ્ઠા કરે છે. લગ્ન પહેલાં જો કોઈ પસંદ પડે તો તેને બરોબર ત્યાં કેમેય બેસાડી શકતી નથી.'

'તમારી જેમ એ બધું મેં કોઈ દી નથી વિચાર્યું. ભાભી, એ હું સમજી પણ નથી શકતી.'

અમલાને આ બધી ચર્ચા ગમતી નહોતી. તેના સંબંધી કોઈ ચર્ચા કરે કે સહાનુભૂતિ દેખાડે તે તેનાથી સહન નહોતું થતું. બાળપણથી જ ક્યારે ય કોઈ પાસે તેણે ફરિયાદ કરી નથી. કોઈની મદદ લેવામાં તેનું આત્મસન્માન ઘવાતું.

શરતને સાથે લઈને અમલાના ઘરે નિશા આવવાથી સૌ આશ્ચર્ય પામ્યાં. શરતે અશોકની માને કહ્યું: 'આપને આશ્ચર્ય થતું હશે પણ કહો જોઈએ એનું અત્યારે કોણ છે? નિશાને બેસવા જવું હોય તો એ હવે ક્યાં જાય? એના પરિચિતમાં એક આપ છો એટલે આપની સાથે પરિચય બાંધવા આવ્યો છું.'

અશોકની મા ખુશી થતાં બોલ્યાંઃ 'તમારા જેવા સહેલ-મહેલને કંઈ કહેવું પડે તેમ નથી. સીતાંશુ નિશાને તજી દૂર રહી શકે. હું નથી રહી શકતી. એને આ શું સૂઝ્યું!'

શરતે કહ્યુંઃ 'કંઈ સમજણ નથી પડતી પોતાની ઉન્નતિ માટે તેણે જો એમ કર્યું હોય તો કંઈ બોલવા જેવું ન ગણાય. પણ મને એમ થાય છે કે એણે કરવા જેવું કામ હાથ નથી ધર્યું. પાંચ-દસ દિવસ

પછી કલકત્તા છોડીને ગયો હોત તો તેમાં તેનું શું બગડી જવાનું હતું ?'

'મને ય નથી સમજાતું પણ તેની માએ જ બધું બગાડ્યું. તેઓ તેને જીવનના બધા ખ્યાલો આપી ન ગયાં. વળી બરાબર તેની અપરિણીત અવસ્થામાં સ્વર્ગવાસી થયાં, એટલે સાવ નફકરો થઈ ગયો.'

નિશાએ અમલાની સાથે શરતની ઓળખાણ કરાવી. શરતે કહ્યું: 'સીતાશુબાબુ પર મને જરા ય રોષ નથી. તેમના જીવનમાં ઊંડું દુઃખ હશે નહિ તો કોઇ આમ બધું છોડી જાય ખરું ?'

નિશાએ અમલાને છાનામાના કહ્યું: 'તને એક વાત કહેવી છે–પણ માઠું નહીં લગાડવાનું હો......હું હવે પરણીશ, જે તારું મૂલ્ય ન સમજ્યા તેમને માટે...'

'મને કોઇને ય માટે કાંઇ થતું નથી. હું નથી પરણવાની એમ પણ મેં કહ્યું નથી, અને એમ કહું તોપણ શું વળે ! પોતાના પગ ઉપર ઊભા રહેવાની કેળવણી મેં થોડી લીધી છે ?'

'ભગવાન તને એવું ન સુઝાડે, બેન. કોઈ દિવસ જો તેઓ આ તરફ પાછા આવે તો એમને લાગે કે કોઈ તેમને માટે વાટ જોઇ બેઠું હતું.'

'જે જાય છે તે પાછા ફરવા માટે નથી જતા, બહેન.'

'પણ જવું એ જ સૌથી મહત્ત્વની વસ્તુ નથી અને બધા જાય છે તે જવા માટે જાય છે તેમ પણ હું માનતી નથી. જવાનો મોહ હોય છે એટલે જ ઘણા જાય છે.'

'એ બધી વાત જવા દે. તારા ઘરને તાળું કેમ માર્યું છે ? ભાડે દઈ દેને !'

'મારે શું લાગેવળગે તે હું ભાડે દઉં ! એ કહેતા હતા કે લગ્ન પછી ઘર અમને આપી દેવા માગતા હતા. તેમણે ના પાડી.'

અમલાનો ઇરાદો વાત બદલાવવાનો હતો પણ આ વાત પણ નિશાને બહુ દુઃખદાયી નીવડી, એ જોઈ થોડી વાર ચૂપ થઈ ગઇ પછી બોલી: 'વખત મળ્યે આવતી રહેજે. બહેન. તારા વર તો મજાના માણસ લાગે છે. પણો બોલ ઝીલી લેશે.'

'લગ્ન પછીના થોડા દિવસો તો બધા જ વર સારા હોય છે–વાતો પણ બધી જ કાને દઈ સાંભળે.'

'ના, ના, તારા વર તો પછી પણ સાંભળશે.'

'એમ કે ? એકવાર જોવાથી જ ઓળખી લીધા !' નિશા હસી પડી.

થોડી વાર પછી અમલા બોલી: 'મા તારાં સાસુને તને તેડવા માટે કાગળ લખશે.'

'કેવળ લખ્યે નહીં ચાલે. અમારે ત્યાં તું ન આવે તો મને તારે ત્યાં શાના મોકલે ?'

'કુંવારા છોકરીને જ્યાં–ત્યાં જવાનું હશે કે !'

'કુંવારી છે તે શું થઈ ગયું ? ક્યાં કોઈ સોગંદ દઈ અટકાવે છે ! અશોકભાઈને હું કહી જાઉં છું કે..........'

'વારુ, બહાદુરી કરવાની કંઈ જરૂર નથી. હું મારી પોતાની મેળે એટલી વ્યવસ્થા કરી શકીશ.'

*

શરતને દશ વાગે ઑફિસે હાજર થવું પડતું એટલે નવ વાગે તેને ત્યાં ધમાલ મચી જતી. નિશાને નવવધૂ હોવા છતાં સ્વામીને શું શું જરૂર છે તેનું ધ્યાન આપવું પડતુ. એકાએક નિત્યનિયમનો ભંગ થવાથી આખું ઘર આશ્ચર્ય પામી ગયું. નવ વાગી ગયા છતાં શરત આવ્યો નથી. માએ પૂછ્યું: 'હેં વહુ, ઑફિસે આજ નથી જવાનું એમ કંઈ કહી ગયો છે કે ?'

એવું પૂછવાથી નિશા થોડી મૂંઝાઈ, કહ્યું: 'ના'

'ક્યાં ગયો છે એ કાંઈ કહ્યું છે ?'

'ના.'

'એ છોકરે તો મને હેરાન કરી મૂકી. આવી રીતે......'

તેથી વધુ કંઈ બોલે તે પહેલાં શરત કાગળે વીંટાળેલાં કેટલાંક બંડલ સહિત ઘરમાં પ્રવેશ્યો. મા કાંઇ બોલે તે પહેલાં જ બોલ્યો: 'ખૂબ ખિજાઇ હતી ને ?'

'ન ખિજાય–ઑફિસને મોડું થાય છે તે !

'આજ ઑફિસે નથી જવાનો.'

'શુ કહ્યું ! કેમ નથી જવાનો ?'

'મહારગામ જવું છે એટલે રજા લીધી છે. આ વસ્તુઓ ને કપડાં સુટકેસમાં મૂકી દેવાનાં છે. બારની ટ્રેનમાં જવાનો છું.'

'ક્યાં જાય છે, કેમ જાય છે એ તો કાંઈ કહેતો નથી.'

'કાશી સુધી જવાનો છું. ખાસ કામ છે.'

'બહુ દિવસ તો નહીં રોકા ને ?'

'કામ જલદી પતી જશે તો રોકાવું નહીં પડે. મારા બાપુજીને બધી વાત કરી છે.'

મા ચાલ્યાં ગયાં કે શરતે નિશાને કહ્યુંઃ 'માને તો જવાબ આપ્યા. હવે તારો વારો!' નિશા કંઈ ન બોલી. એટલે શરતે કહ્યુંઃ 'એકલો જાઉં છું એટલે ખૂબ ગુસ્સો ચડે છે ને! મારી લક્ષ્મી, માઠું ન લગાડીશ. ખાસ–બહુ જરૂરી કામ છે એટલે જવું પડે છે.'

નિશા સુટકેસમાં કપડાં ગોઠવવા લાગી. થોડી વારે બોલીઃ 'બિછાનું નથી લેવું!'

'ના, જરૂર નથી એક જણને ત્યાં જાઉં છું. થોડા દિવસો માટે એ બધો ભાર કોણ વેંઢારે! વારૂ, તારે જવું હોય ત્યારે અમલાને ત્યાં જજે. મા કે બાપા કાંઈ નહીં રોકે.'

'અમુદિ પાસે જવાની મારી હિંમત નથી ચાલતી.'

'એ બધું હું જાણું છું પણ એમાં આપણે નિરુપાય છીએ.'

નીચેથી મા બોલ્યાંઃ 'મોડું કરીશ નહીં–ભાત પીરસ્યા છે.'

*

ત્યારે અલ્હાબાદમાં કુંભમેળાની તૈયારીઓ ચાલતી હતી. આખા ય દેશમાંથી સાધુઓ ઊતરી રહ્યા હતા. ભાત ભાતના સાધુઓ! કોઈ કાંટા ઉપર સૂઈ રહે, કોઈ ધૂણી ધખાવે, રાત–દી પદ્માસન સ્થિર બેસી રહે, કોઈ એક હાથ ઊંચો રાખી મૌન સેવે, કોઈ રામાયણ વાંચે, કોઈ ઔષધો આપે.

સીતાંશુને થયું કે નસીબ તો બહુ સારું છે. જ્યારે આખા ભારત દેશના સાધુ–સંન્યાસીઓ એકત્ર થવાના હતા બરોબર તે જ વખતે એને પણ મુક્તિ મળી ગઈ. તે આખો દિવસ સાધુઓમાં રખડવા મંડ્યો. આજે એક સાધુ પાસે તો કાલે વળી બીજા પાસે. એમ એક પછી એક અનેક સાધુઓ પાસે જવા લાગ્યો. તેમની સેવા કરે, તેમની સાથે ચર્ચા કરે પણ કોઈની સાથે જાણે એનો મેળ મળતો નથી. એક સાધુ પાસે થાકી જાય એટલે વળી બીજો સાધુ ગોતે, ભૂખ–તરસ, ટાઢ–તડકો કે રાત–દી જોયા વિના એ ભટકી રહ્યો છે. થોડા દિવસોમાં તો એનો ચહેરો એવો કુરૂપ થઈ ગયો કે કોઈ એકદમ ઓળખી પણ ન શકે પરંતુ એ તરફ ધ્યાન આપવાની ય એને ફુરસદ ન હતી. આવો સુયોગ જીવનમાં ફરી ક્યારે ય આવે! પણ એને સૌથી મોટી મુશ્કેલી તો એ નડી કે જેના પર શ્રદ્ધા રાખનો તે જ તેનો ભાર પણ પૂછતા નહીં. ક્યારેક તો કોઈ સાધુ એની ઉપર ગુસ્સે પણ થઈ જતો. પણ તોય સીતાંશુએ હજુ આશા છોડી નથી.

એક સાંજે સીતાંશુ ગંગા તરફ જતો હતો. આખે દિવસ એણે કાંઈ ખાધું ન હોતું થાક પણ બહુ લાગેલ તેની આગળ આગળ બે જણા ચાલ્યા જતા હતા. તેનાથી ઠીક દૂર હતા પણ એટલા ધીરે ધીરે જતા હતા કે થોડીક વારમાં જ સીતાંશુ લગોલગ પહોંચી શક્યો. બેઉ ધીમે ધીમે વાત કરતા હતા પણ સીતાંશુને સમજવામાં મુશ્કેલી ન પડી. બંને બંગાળી હતા. એક જણે કા પહેર્યો હતો–તે બોલ્યોઃ 'સાધુ કુંભમેળામાં આવે તો પણ આવી નિર્જન જગ્યામાં કેમ રહ્યા કરે! અને સાધુ–સંન્યાસીઓ સાથે મળતા–ભળતા પણ નથી.

'મળે છે કે નહીં એ કેમ કહી શકાય! હું તે એમને વિશે બહુ જાણતો નથી પણ કદાચ રાતે જતા–આવતા હશે.' બીજાએ જવાબ આપ્યો.

'તું જ્યારે પહેલવહેલાં એમની શક્તિની વાત કરતો હતો ત્યારે મને એમ લાગતું હતું કે તેં એમણે જાદુ કર્યું.'

'એટલા માટે તો તને ત્યાં લઈ જઈ પછી જોયું ને કેવી અલૌકિક શક્તિ છે!'

'નજર સામે જ લોખંડનું કડું સાવ સોનાનું કરી નાખ્યું તેની કેમ ના પડાય!' એટલું કહી બીજાએ ગજવામાંથી સોનાનું કડું બહાર કાઢ્યું.

બીજાએ કહ્યુંઃ 'કેમ હવે તો વિશ્વાસ પડ્યો ને કહે જોઈએ હવે કે તારા સંબંધી તને જોયા વિના બધી વાત કહેશે એ એને માટે અસંભવિત છે!'

'એને માટે બિલકુલ સંભવિત લાગે છે.'

'મજાની વાત તો એ છે કે તારા જેવા અતિ ખાસ હોય છે તેઓને તે ફક્ત એક જ વાર શક્તિનો આવો પરિચય બતાવે છે.'

સીતાંશુને હવે ચૂપ રહેવું અસંભવિત હતું. આગળ આવીને કહ્યુંઃ 'તસ્દી માફ કરશો. આપની વાત થોડીઘણી સાંભળી છે. એ સાધુજીનો પત્તો ક્યાં છે તે મને જણાવશો!'

તેઓ સીતાંશુને જોઈ સમજ્યા. 'ત્યાં જવું યોગ્ય નથી. તેઓ ગુસ્સે થશે.'

'હું તેમને તકલીફ નહીં આપું. કુંભના લગભગ બધા સાધુ જોયા એમને ય જોવાની ઇચ્છા થાય છે.'

સુટવાળાએ પૂછ્યું: 'તમે સંસારત્યાગ કર્યો છે? માનું છું કે આવું પૂછવાથી આપને માઠું નહીં લાગે.'

'ના જી એમાં માઠું શું લાગે? એક રીતે લગભગ સંસાર છોડીને જ આવતો રહ્યો છું.'

'તો તો આપના જેવા માણસથી સાધુજી ચોક્કસ નહીં ખિજાય. વારુ આપ એક કામ કરો. કાલે સવારે આ જગ્યાએ બરોબર સાત વાગે આવજો. અમે પણ આવશું તમને સાથે લઈ જશું.'

નમસ્કાર કરી સીતાંશુ છૂટો પડ્યો.

×

શહેરની બહાર ખૂબ નિર્જન સ્થાને સ્વામી જટિલાનંદનો અસ્થાયી આશ્રમ હતો. સ્વામીજી દુઃખ-સુખની સંસારી દુનિયા બહાર જવા છતાં પ્રાકૃતિક સૌંદર્ય પ્રત્યે તદ્દન ઉદાસીન નથી એ માલુમ પડી આવતું. ચેલાઓ મૂંડ્યા નથી. ફક્ત એક માણસ જ એમની સાથે હોય એમ લાગ્યું. સ્વામીજીના વાળ અને દાઢી સફેદ પૂણી જેવાં હતાં પણ મોઢા સામું જોતાં એમ લાગે કે ઉમર બહુ મોટી નથી. સીતાંશુને થયું કે આ જ સાચા સંન્યાસી. સ્વામીને જોઈ તેને આંતરિક શ્રદ્ધા ઊપજી. સીતાંશુ અને ગઈ સાંજે જેની ઓળખાણ થઇ હતી તે બંનેએ સ્વામીજીને પ્રણામ કર્યા સ્વામીએ હાથ ઊંચો કરી બંનેને આશીર્વાદ આપ્યા. ત્યાર પછી સીતાંશુને પાસે બોલાવ્યો. સ્વામીજીએ ઇશારો કરવાથી પેલા બે ચાલ્યા ગયા. સીતાંશુને પૂછ્યું: 'કેટલા ય દિવસથી રખડે છે પણ શું પામ્યો?' સીતાંશુ આશ્ચર્ય પામી બોલ્યો: 'એ વાત આપ જાણો છો?'

'થોડું થોડું જાણું છું. દયા કરી ભગવાન જેટલું જાણવા દે છે તેથી વધુ જાણવાનો પ્રયત્ન નથી કરતો.'

'સ્વામીજી હું હજી હતાશ નથી થયો. દુઃખોમાં તાવીને ભગવાન મારી પરીક્ષા ભલે કરે. હું પાર ઊતરીશ એમાં મને પૂરો વિશ્વાસ છે.'

'ઘર છોડી બહાર આવતો રહ્યો પણ તું એમ માને છે કે મન ઘરને માટે વ્યાકુળ નહીં થાય?'

'હાજી, આપની કૃપાથી નહીં થાય.'

'વાહ તું તો ખૂબ બહાદુર દેખાય છે. પણ તને હું સહાય કરી શકું એમ મને નથી લાગતું. હજી ય પૂર્વાશ્રમ માટે ક્યારેક તારું મન ચંચલ થઈ જાય છે.'

'આપની વાત હું કંઇ નથી સમજી શકતો પણ મારે હવે કોઇ બંધન રહ્યું નથી.'

'બહેનના વિવાહ થઇ ગયા એટલે શું બંધન તૂટી ગયાં?'

ક્રમશઃ સીતાંશુનો વિસ્મય વધવા લાગ્યો.

સ્વામીજી મનોભાવ સમજી ગયા: 'એમાં એટલું બધું આશ્ચર્ય થાય છે! એ તો અતિસામાન્ય વસ્તુ છે. પ્રયત્નથી સૌ કોઇ મેળવી શકે.'

'સ્વામીજી, હવે હું કોઇ રીતે પાછો ઘરે નથી જવાનો.'

સ્વામીજી હસતા હસતા બોલ્યા: 'ઘર શું તું છોડીને આવ્યો છે તે કહે છે કે ઘરે પાછા ફરવાની મારી ઇચ્છા નથી?'

'બંગાળથી આટલે દૂર તો ચાલ્યો આવ્યો છું.'

'તારો દેહ આવ્યો છે—તું નથી આવ્યો. વારુ, તું સંસાર છોડી આવ્યો છે ને? તો ઘરનું ખત હજી સાથે કેમ રાખ્યું છે?'

સીતાંશુને યાદ આવ્યું કે ખત હજી ખિસ્સામાં જ પડ્યું છે. વ્યાકુળ થઈ બોલ્યો: 'જેને દેવા ઇચ્છ્યું હતું તેણે લીધું નહીં. શું કરું કહો જોઈએ?'

'રસ્તામાં ફેંકી દેવું હતું'

'રસ્તામાં? કોઈને હાથ આવે તો...'

'તો તેમાં તારું શું જાત? તારી પાસે એનું કંઇ મૂલ્ય હોવું ઉચિત નથી.'

'તો એને નાખી દઉં?'

'નાખી દઉં કહેવાથી નાખી દઈ શકીશ?'

સીતાંશુએ ગજવામાંથી ખત કાઢી જમીન ઉપર ફગાવ્યું.

સ્વામીજી હસતા હસતા બોલ્યા: 'હજી પૂરું નથી થયું, હજી તો તે તારું જ કહેવાય. કોઇ બીજાને નામે લખી દે.'

સીતાંશુએ સ્વામીજીને નામે લખી દીધું.

'હવે સાચું કહેવાય. પણ આ સિવાય બીજું કંઇ રહ્યું નથી ને?'

'રહ્યું હોય તો મને યાદ નથી આવતું. આપ બતાવો.'

'કોઈ માણસની વાત ક્યારેક ક્યારેક યાદ આવે છે કે?'

'ના જી.'

'આટલી બધી ઉતાવળથી જવાબ ન આપ. જરા વિચારી જો. એમ નથી થતું કે કોઈ રડે છે, કોઈને તેં અન્યાય કર્યો છે...મારા મનમાં તો જાણે એમ થાય છે કે બહુ દૂર ક્યાંક કોઈક તારે માટે રડી રહ્યું છે.'

'મેં જાણી જોઈને કોઈને દુઃખ દીધું નથી. કોઈ પોતાના હાથે ઊભા કરેલા દુઃખે રડતું હોય તો તે તરફ જોવાથી મારે રસ્તે હું કેમ કરી જઈ શકીશ?'

'કોઈનાય દુઃખે રડતાં ન આવડે તો એ રસ્તે ચાલવાથી શો લાભ?'

સીતાંશુ ઉત્તર આપતાં મૂંઝાયો. થોડી વાર ચૂપ બેસી રહ્યો. સ્વામીજી તેની સામે તાકી બોલ્યાઃ 'સાચે જ તેં દુઃખ નથી દીધું પણ એના દુઃખ માટે તેઓ શું તને મોટે ભાગે જવાબદાર ગણી શકે તેમ નથી?'

સીતાંશુને થયું કે સન્યાસીની વાતોએ તેને અભિભૂત કરી નાખ્યો છે. તેણે કહ્યું: 'મને વિચારવા માટે વખત આપો.'

'વારુ આજે જા પણ બધી વાતો મન સ્થિર રાખી વિચારી જોજે. પછી નિર્ણય કરીને આવજે.'

સીતાંશુ પ્રણામ કરી ચાલ્યો ગયો. પેલા બે સાથીદારોની તપાસ કરવા જેવી તેના મનની સ્થિતિ રહી નહોતી. એને એમ થયા કરતું હતું કે સંન્યાસી જાદુગર છે. એણે તેને સંમોહન કર્યું છે. એની વાતો ભૂલવાનો જેમ જેમ પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ તેની વાતો જોરથી એનું ગળું પકડવા લાગી. એને યાદ આવ્યું કે થોડા દિવસ પહેલાં નિશાએ પણ આવી બધી વાતો કરી હતી પણ તેને પોતે ધમકાવી કાઢી હતી.

*

ડાક્ટર ચેટરજીને ત્યાં રોજની માફક આજે પણ ભીડ જામી હતી. સવારથી દર્દીઓ આવવા મંડતા તે એક-વાગ્યા સુધી શ્વાસ લેવાની પણ ફુરસદ મળતી નહીં. બહુ દૂર દૂરથી લોકો આવતા. તેમને પાછા જવા પણ કેમ કહેવાય? ક્યારેક ક્યારેક એટલી વેળા થઈ જતી કે તેનાં મા ગુસ્સે થતાં. પહેલાં તો ડાક્ટર હસી ઉડાવી દેતા પણ આજકાલ હવે એમ નથી થતું. મા સિવાય એક બીજા જણને પણ અકારણે મોડે સુધી ભૂખ્યા રહેવું પડે છે.

દશ વાગી ગયા હતા. કામ ઝપાટાબંધ પતાવી રહ્યા હતા. જે થોડા દર્દી બાકી હતા તેમને તપાસી લેતાં બહુ વાર લાગે તેમ નહોતું. પણ તેમની તપાસ પૂરી થાય તે પહેલાં એક બળદગાડી આવીને ઊભી. ડાક્ટર નારાજ ન થયા એમ ન કહી શકાય. તેમણે ધાર્યું હતું કે આ દેશનો જ કોઈ માણસ હશે પણ ઉતરનાર અપરિચિત બંગાળી હતો. તેમ છતાં જરા આશ્ચર્યચકિત ન થયા. પૂછ્યુંઃ 'ક્યાંથી આવો છો?'

'લગભગ છ કોશ દૂરથી.'

'શું થયું છે આપને?'

'શું થયું છે એ ખબર નથી પણ આંખે અસહ્ય પીડા થાય છે.'

'આપ થોડી વાર બેસો. હમણે તપાસું છું.'

આંખો તપાસી દાક્તરે પૂછ્યું: 'આપ શું આ તરફ રહો છો?'

'ના જી, હમણે જ આવ્યો છું.'

'ક્યાં રહો છો?'

'કલકત્તા.'

'જુઓ તમને બધી વાત સ્પષ્ટ કહેવી યોગ્ય સમજું છું. ઘણા વહેલાં આપને ચિકિત્સા કરાવવી જોઈતી હતી. બહુ મોડું થયું છે પણ હવે ઢીલ કરશો નહીં. કલકત્તા જતા રહો. ત્યાં સિવાય બીજે ક્યાંય આ 'કેસ' કોઈ હાથ નહીં ધરી શકે. એ દવા આપું છું, ટ્રેનમાં વાપરજો. પીડા ઓછી થઈ જશે પણ હવે એક દિવસની પણ ઢીલ ન કરશો.'

'આંધળો તો નહીં થાઉં ને?'

'ના ના એવું કાંઈ નથી. કલકત્તા જઈ સારી ટ્રીટમેન્ટ લેશો તો સારું થઈ જશે અહીં ધંધો કરીએ છીએ પણ બધી જોગવાઈ નથી.'

'અહીંથી પોસ્ટ ઑફિસ કેટલે દૂર છે?'

'કેમ? આપને કંઈ કામ છે?'

'એક તાર કરવો છે......'

'બહુ સારું—આપ લખી આપો—હું મોકલાવી આપું છું.'

'માફ કરજો, નાહકની આપને તસ્દી આપું છું.'

'ના ના એમાં તસ્દી શાની? આપના દેશબંધુ પાસેથી એટલી પણ આપ આશા ન રાખો? બોલો શું લખું?' એમ કહી દાક્તરે જ કાગળકલમ હાથ ધર્યાં.

'શરતરાય...અપર સરક્યુલર રોડ......' વચ્ચે જ અટકાવી ચેટરજીએ પૂછ્યું: 'શરત આપને શું થાય?'

'શરતને શું તમે ઓળખો છો ?'

'અલબત્ત, પહેલાં ફક્ત મિત્ર હતો હવે તો સાઢુ ભાઈ પણ થયો.'

'સાઢુભાઈ કેવી રીતે ?'

'એક ગામમાં પરણ્યા છીએ એટલે જ તો. તેના સાળાના ઘરની પાસે જ મારા સાળાનું ઘર છે એટલે પૂછ્યું.'

'કોનું ઘર છે કહો તો ?'

'કેમ ? ત્યાં કોઈને ઓળખો છો કે શું ? ઓળ ખોજ ને, અશોકબાબુ......'

'વારુ, આપની ઓળખાણ થવાથી આનંદ થયો. અચ્છા...પ્રણામ......'

આંખ ઉપરથી ચશ્માં ઉતારતાં દાક્તર બોલ્યા: 'કેમ કેમ ! અત્યારે ક્યાં જશો ? ટ્રેન તો.........'

પૂરું બોલવા દીધા વિના સીતાંશુએ કહ્યું: 'તમે જ તે દિવસે મને સાધુ પાસે લઈ ગયા હતા કે ?'

'હા, એક દિવસ એક જણને લઈ ગયો હતો પણ તે શું આપ છો ?'

ખુરશીમાંથી ઊઠી ઊભો થઈ સીતાંશુ બોલ્યો: 'દાક્તરી સાથે મહાશય બીજો ધંધો પણ ચલાવતા લાગે છે.'

'આપ શું કહેવા માગો છો ?'

'એ પોલીસ આપને સમજાવશે.'

'મારે ઘરે બેસી આપ કયા અધિકારે મારું અપમાન કરો છો ?'

'એક ધુતારાને સાધુ બનાવી એની પાસે મને કયા અધિકારે લઈ ગયા હતા ?'

'સ્વામી જટિલાનંદ શું ધુતારા છે ?'

'ધુતારો નહીં તો શું ? પોતાને નામે બળ જબરીથી મારું ઘર તો લખાવી લીધું.'

'તે તમે શું કામ આપ્યું ? મેં તો આપવા કહ્યું નહોતું. ખત આપી દીધું છે તેથી થઈ પણ શું ગયું ? માગશો તો પાછું આપી દેશે.'

'દેવાનો જ તો ! ક્યાંય પલાયન કરી ગયો છે.'

'સ્વામીજી શું જતા રહ્યા ?'

'હા જતા રહ્યા છે પણ જોઉં છું ક્યાં જાય છે તે !'

'આપ તો સંસારત્યાગ કરી આવ્યા હતા. પર જો ધુતારાના હાથમાં જાય તો પણ......'

'બહુ થયું મહાશય, વધુ બાળો મા.' સીતાંશુને ઓરડામાંથી ચાલ્યો જતાં જોઈ દાક્તર બોલ્યા: 'વાહ તમે તો ચાલ્યા ! આપનું નામ તો કહો. કેસમાં લખવું પડશે અને દવા દીધી એના પૈસા......'

સળગતી આંખે દાક્તર સામું તાકી સીતાંશુએ પૂછ્યું: 'કેટલા પૈસા ?'

'બાર આના.'

રૂપિયો ફગાવી સીતાંશુ ચાલવા લાગ્યો.

દાક્તરે કહ્યું: 'તમારા ચાર આના લેતા જાઓ.'

પણ સીતાંશુએ પાછું વાળી ન જોયું.

*

શરત ઘરે આવ્યો એટલે માએ ખૂબ વઢવાનું શરૂ કર્યું. વાંક તો એટલો જ હતો કે ગયા પછી એક જ કાગળ લખ્યો હતો. નિશાને પણ ખૂબ ગુસ્સો ચઢ્યો હતો. પણ નિશાને એણે કહ્યું: 'થોડા દિવસ પછી તારો ગુસ્સો ઉતરી જશે.'

'નિશા કાંઈ ન સમજી શકી. શરતે કહ્યું: 'સાંભળ–આપણે થોડા દિવસ તારા ભાઈના ઘરમાં જઈને રહેવું પડશે.'

'કેમ ? હું તો ત્યાં નહીં આવું.'

'સાંભળ તો ખરી–તારા ભાઈ કલકત્તા આવે છે.'

'મોટાભાઈ ! એ શું ! તમને કેમ ખબર પડી ?'

'મારા એક મિત્રે તાર કર્યો છે.'

'મોટાભાઈને તેણે ઓળખ્યા શી રીતે ?'

'તારે તો પડપૂછ બહુ. ઓળખવા શું મુશ્કેલ છે ? તે ઓળખે છે એટલે જ તાર કર્યો છે.'

*

સીતાંશુ ઘરે આવી શરત અને નિશાને જોઈ આશ્ચર્ય પામી ગયો.

શરતે કહ્યું: 'માફ કરજો. ઘર ખાલી પડ્યું હતું ને એટલે જરા...'

'સારું કર્યું. વારુ, અલાહાબાદમાં તમારો કોઈ ઓળખીતો છે ? દાક્તર...'

'હા, સુનીલ ચેટરજી–ને મારો ખાસ દોસ્ત છે. બહુ મજાનો માણસ...'

'મને તો કંઈ એવો અનુભવ ન થયો.'

'શું કહો છો ? બહુ અચ્છો માણસ છે–તમારા સાથે શું કંઈ ખરાબ વ્યવહાર કર્યો ?'

'એ બધી લાંબી વાત છે, પછી કહીશ. નિશા ક્યાં ?'

નિશા આવી પ્રણામ કરી રોવા માંડી. સીતાંશુ માથે હાથ ફેરવતાં બોલ્યોઃ 'કેમ રડે છે? હવે હું પાછો આવતો રહ્યો છું–શરત કયાં જતો રહ્યો! વારુ બેસ તો.'

નિશાની સાથે અલાહાબાદની વાતો કરતાં કરતાં કેટલી વેળા વીતી ગઇ એની ખબર ન રહી. ઓચિંતા સ્વામી જટિલાનંદને સામે ઉભેલા જોઇ તે ચમકયો. તે કંઈ બોલે તે પહેલાંજ સ્વામીજી બોલ્યાઃ 'તું મહા અવિશ્વાસુ છે. તને સંન્યાસદીક્ષા નહીં આપી શકું. આ લે તારા ઘરનું ખત.'

ખત જોઈ–કારવી સીતાંશુ બોલ્યોઃ 'આ શું કર્યું? કોને નામે...'

'જેને મળવું જોઈએ તેના નામે લખી દીધુ છે. અમલા હાજર હોત તો એને આશીર્વાદ દેતો જાત.'

નિશાએ સીતાંશુના કાનમાં કહ્યું: 'મોટાભાઈ! સંન્યાસી સાચા નથી લાગતા. જુઓને ધોળા વાળ નીચે કાળા વાળ દેખાય.'

સીતાંશુએ એકદમ ઊભા થઈ જટિલાનંદના વાળ ખેંચ્યા. સંન્યાસીનો નવો ચહેરો જેના નિશાએ માથે સાફલો ખેંચી લીધો.

સીતાંશુએ કહ્યું: 'આ બધી તારી ચાલબાજી હતી ને?'

શરત હસતાં હસતાં બોલ્યોઃ 'ન કરું તો શું કરું કહો જોઈએ. એક બાજુ નિશા રડે અને બીજી બાજુ અમલા રડે અને હૂર......'

'હૂર વળી શું?'

દરમિયાન નિશા અમલાને ખેંચી લાવી હતી.

[બંગાળી પ્રવાસીમાંથી

લેખક

● જડભરતં

# ...તેર હાથનું—

દસ વરસના લાંબા ગામતરેથી વિશ્વંભર મહારાજ પાછા આવી ગયા હતા ને ગામડામાં જાણે જીવ સંચર્યો હતો. અમે જુવાનડાઓ જ્યારે નમતે પહોરે ચોરે ચડ્યા ત્યારે તો ડાયરો અકડાઠઠ જામી ગયો હતો. નાનામોટા સહુ વિશ્વંભર મહારાજના ભારેખમ મોઢા સામું તગતગી રહ્યા હતા. મહારાજે જાણે વરના બાપ ( Master of Sitnation )નો મોભો માણતા હોય તેવી તેમની કાયમી મુખમુદ્રા ધારણ કરી બેઠા હતા. પડખાની નાની કોઢય જેવા એક-ઢાળિયામાં દાળદે ચાનું રંગેડું ચડાવ્યું હતું ને કસુંબાના રંગે દાજી-ડાયરાના ચહેરામોરામાં 'જીવન' ઊભરાવ્યું હતું. આથમતા સૂરજનારાયણનાં કિરણો એકઠા થયેલા સહુના ભાવને ઉઠાવ આપતાં હતાં. ઉનાળાના આમ તેર દિવસો હતા.

પલાંઠી મારી, બેઉ પગે કૂળિયું વીંટાળી આરામથી બેઠા મહારાજ લડ્યા હતાઃ

'આંઈથી નીકળ્યો તે સીધો દુવારકાં ગિયો પે'લાં તો. તે તિયાં આગળ મહિનોમાસ સંતસમાગમમાં નીકળી ગિયો. જદુનાથનો દરબાર જગતમંદિર, એની શી વાત થાય કે જન્મારો ગાળીયેં તોય ધરવ ન થાય. તિયાથી એક સંધની હારે ઊપડ્યા કાશી. એય ને ગંગાના મણમણ-કણકા ઘાટે ખોળિયું બોળ્યું. ને વિસવેસર મા'રાજનાં દરશન કર્યાં ને કાશીધાન! છે ક્યાંય મારા બાપ! એય ને રૂડા પંડિતોના શાસ્ત્રાર્થ હાલે. આમ લાગું પંડિત જેવો તે ઈ બધા પૂછે કે હાલો શાસ્ત્રાર્થ કરવા. પણ સંઘ તો પાછો ફરી ગયો. મૂંગો નિસાસો નાખ્યું કે વો દિન કહાં કે...આપણા રામને થિયું કે ઓરતો રઈ ના જાય. હે જીવ! હાલ્ય હિમાળે. ફેરો લેખે કરી લીધો મોટી વાત છે બાપ. પાછું ફરી ફરીને અવાનાર નથી ને મનખાદેહનો ભરોસો કેવો! એટલે હું એકલો ઊપડ્યો. પે'લાં હરદુવારે. અહોહોહો શી રૂડી ભોમકા છે! આંખ-ભરી ભરી નત્ય નીરખ્યા જ કરીએ જાણે. બાપુ ને દેશ દેશનો મનખો ઊમટ્યો રિયે. સાધુબાવા સ્વામી હડફેટે ચડે. ફલાંગો ઘાટ ને દીઠણું મંદિર. જ્યાં જુવો ત્યાં ધરમ, ધરમ ને ધરમ. જાણે સતજુગ વર્તી રિયો છે.

નિયાં રિયો થોડું—ને ત્યાંથ. પહોંચ્યો હિમાળાના પેટાળે. કોક દી એકલા, કોક દી વળી કોક સાધુ મળી જાય તો તેવા સાથે ફરતાં માંડ્યો હિમાળો ચડવા. ગંગોત્રી ને જમ્નોત્રી, અમરનાથ ને કઈલાસ ને થાતો માનસરોવરને તીર પહોંચ્યો. લીલાં કમળ ને કાળા ભમરામાંથી ધડ્યું હોય જાણે. આઘે ને પાસે દૂર ને નજીક જ્યાં નજર નાખીએ ત્યાં બસ ધોળું, ધોળું ને ધોળું. હિમની મોટી પાટયું તરતી હોય—એવાં સારસબેલડાં ય એય ને રિયાં પીછડે ચાંચ્યું સાફ કરતાં ફર ફર કરે મઝાનાં.

'બસ બાપુ—એનાં વરણન શું કરવાં! આપણું ગજું છે કે થઈ શકે?

'પણ અચરજ તો દીઠું બાપુ પાછો ફર્યો ને રસ્તો ભૂલ્યો તંઈ. સોમિયો નંઈ, ભરયું નંઈ. ભારે થઈ માથે. થયું કે આ તો દાવલની થઈ. પણ પરભુનું રખવાળું મોટી વાત છે ને!

'પાસણ ઊંચાં ઊંચાં ઝાડવાં ને એની ઘટામાં અજવાળું ય ઊંચે ને ઊંચે રિયે તેવાં—નીચે વેલા, ઝાડ ને પાનના ગંજ લાગી રિયા'તા. નાગ પગમાં આંટા લેતા જાય. હરણાં તણખલાંવાળે મોઢે ટગર ટગર જોતાં રિયે ને વાઘના હોંકારા આઘે આઘે રિયા સંભળાય બાપા! જેવા-તેવાના તો છક્કા છૂટી જાય—પણ આપણા ગામનું પાણી તો જાણો છો ને મૂળવાજીબાપુ! તમ સહુના પરતાપે ને પુન ખરાં ને, ને કાંક આગલા ભવની કરણી આડી આવી હશે તે ઉજાગરા ને ભૂખનો બળ્યોજળ્યો બેસ ન થઈ જાઉં ત્યાં ચમત્કાર લાગ્યો બાપુ—

'નજીક એક મોટો પાણો પડ્યો હતો. તિયાં થાકીને બેસવાનું કરું તો નીચે દરવાજા જેવું દેખાણું. પાસે એક કબૂતર-જોડી ગેલ કરે તે હું જેવો જોવા ઊઠ્યો તો ઊડીને પેલા દરવાજામાં થઈ અંદર ઊડી ગયાં. તેના ફફડાટનો અવાજ સાંભળતો હું ય વાંસે વાંસે અંદર ઊતર્યો. લાગ્યું કે કોઈ તપસીની ગુફા હશે. અંદર આઘે ચાલવા માંડ્યો તો બધું અંધારું ઘોર. કાંઈ ન સૂઝે. તો ય અથડાતો-ભટકાતો આગળ વધ્યો. હાથે-પગે દીવાલ તથા રસ્તો ફંફોળતો ચાલ્યો જ જાઉં છું. જાણે વરસો વીતતાં જાય છે તેટલું ઊંડું કાપે જાઉં છું. થાકીને લોથપોથ થઈ ગયો'તો. ચાલતાં ચાલતાં ઊંઘ ને ભૂખથી આંખે અંધારાં આવતાં'તાં. છતાં ગણકાર્યા વગર મારગ કર્યે ગિયો.

મનમાં એક વાતની ધરપત કે જો જોગાનુજોગ કોઈ સિદ્ધ મા'તમાનો ભેટો થઈ જાય તો જન્મારો લેખે થઈ જાશે. કેટલીક વારે દૂર થોડો અજવાસ ડોકાણો. ત્યાં પોગ્યો તો એક મોટા ચોક જેવું ચોખવાળું આવ્યું. ને ચોકની વચાળે આસન વાળીને એક જોગંદર બેઠેલા જોયા. બસ પછી ભાન ન રહ્યું. જાગીને જોયું તો મા'તમાને હાથમાં જારી લઈ ઊભા જોયા. મારાં આંખ-મોં ભીનાં હતાં. ને એમ એ ભલા સાધુએ ભાનમાં આણ્યો ને નાની લોટીમાંથી ચમચે કરી મને કાંઈક પિવરાવ્યું-જડીબુટીવાળું કંઈક હશે પણ બાપુ! શું એનો સવાદ! અમૃત જોઈ લ્યો. ફૂર્તિ આવી ગઈ. ભૂખ ફીટી ગઈ. પાંચ પકવાન જમીને ઊઠયા હોઈ તેવા ઓડકાર આવ્યા.

પોતાની આંખ આડે આવતાં ભવાંનો ભારો હાથથી ઊંચો કરી, આડી નજર માંડી મા'તમાએ પૂછ્યું:

'કયું બેટા! આજ તો ઠીક હૈ ન?!'

'મેં કીધું: 'મા'રાજ! તમ પરતાપે નવો જનમ પામ્યો છું, હવે તો આપની સેવા કરવા દેજો.'

'મા'તમા તો કેટલાક જુગથી આસન લગાવી બેઠા હશે, પણ આપણું લેણું ખરું તે તે સમાધીમાં જાણ્યું કે એક માણસ આવી ચડ્યો છે તે આસનાવાસના કરવા લાગ્યા ને એમનું રૂપે કેવું ભેંકાર, મુગવાજી બાપુ! જોયું ન જાય જેવા-તેવાથી. જટા ને દાઢીમાં પગ રિયા અટવાય ને પડી જાય ને હાથપગના નખમાં તો ઢેઢગરોળીએ છોકાં મૂકયાં'તાં. આંખે ડિલે ચમરી જેમ મોવાળા ઊગી ગયેલ. પાપણ સૂપડાં જેટલી મોટી પથરાઈ ગયેલ. પણ મારી ચાકરીથી પરસન થયા-તમ સહુના પુને છેવટ સેવા ફળી ખરી ને કેક વરસની સમાધીમાંથી જાગી આશિષ દીધી ને કીધું કે જા હવે તું, તારે હજી સંસારમાં જાવાનું છે ને આ લે આ સંભારણું લેતો જા. કહી એક મોતીની માળા આપી.'

વાત સાંભળતાં સહુ માળા જોવા અધીરા થઈ ગયા કે જાણે હમણાં પહેરણ ઊંચું કરી બાવોજી માળા દેખાડશે પણ વિશ્વંભર મા'રાજે તો વાત આગળ ચલાવી:

'મેં કીધું: 'મા'રાજ! મારે આ માળાને શું કરવી છે? ભલે આવાં મોતી જાંબુદીપમાં નથી પાકતાં ને રાજામહારાજાના ખજાનામાંય ચાંડ હાથ આવે પણ મારે તો મા'રાજ, કાશીના પંડિતોને પાણી દેખાડવું છે ને હું શાસતર ભણ્યો નથી. એવો આશીર્વાદ આપો કે હું શાસતરની વાદાવાદમાં એ બધાયને જીતું.' કહી માળા મેં ગળામાં પે'રી લીધી.

'મા'રાજે કીધું: 'જાવ બચ્ચા! એસા હોગા!' ને પાછી સમાધી લગાવી લીધી. ને મેં બહાર નીકળીને સીધી પાછી કાશીની વાટ પકડી.

'પંડિતોની સભા બેઠી'તી ત્યાં જઈને બેઠો ને કર્યો પડકાર તથા વાદાવાદ કરી. ને શું! આ તમ સહુના પરતાપે જીત્યો. બીજું શું? ગામની નાક જાય શું, મુગવાજી બાપુ! તો તો થઈ'યા ને! એકસો ને આઠ પંડિતોને હરાવ્યા, તે બચાડાઓનાં મોઢાં ઊતરી ગયાં. મને દયા આવી કે આ બ્રાહ્મણના દીકરાઓ ઉપર ડિલે હલાં થઈ, એટલે એકેક મોતી ઈ સહુ બરામણને દાનમાં દઈ દીધાં અને ખુશી કર્યાં. આ તિયાં આગળથી ઈ સહુ વળાવવા આવ્યા ને બધા ય શું વીનવે કે પંડિત વિશ્વંભરજી! તમારે તો કાશીમાં રે'વું જોવે. તમારા જેવા પંડિત હોય તો અમારા કાશીના પંડિતોની શાસ્ત્રાર્થમાં કોઈ તમ જેવો લાજ તો ન લૂંટી જાય!

'મેં કીધું કે લાજ ભલે લૂંટી જાય બાકી આવાં મોતીની લાણુ તો નહિ કરી જાય. ને જેવો હું ઈ બધાથી છૂટો પડી આગળ હાલું ત્યાં તો સહુ સહુની પાસેથી ઓલાં મોતી બધ ય પાછાં માળા થઈને મારા ગળામાં પડ્યાં. કોક ખેસને છેડે તો કોક કાળિયાની માંડે રાખેલાં. મને તો ભારે વિચાર થયો કે આ મોતી મારા સિવાય કોઈને જરે તેમ લાગતું નથી. ને મારે આવાં ચરિતળાં મોતીને શું કરવાં છે-એટલે થિયું કે હાલ મા'તમાને ઈ માળા જ પાછી આપતો જાઉં.

'જ્યાં પાછો ગુફાના દરવાજા પાછળ પોંચું તો ઓલાં કબૂતરને બદલે બે ઘૂંડ ઊડીને અંદર ભાગ્યાં પણ તો ય મને ગરજુને અકકલ ન આવી કે આ માઠાં શુકન થાય છે.

'હું તો મારે અંદર ચોક સુધી પહોંચી ગિયો તો તિયાં તો જાણે નાટારંભ હાલે છે. ચૈયૈકાર થઈ રિયા છે ને એકસો આઠ ગેમજણીયું'ની હારની હાર માળાને આકારે રૈય ને રૂડી નાચી ર'ઈયું છે. ફૂલ, અત્તર ને ધૂપની મીઠી સુગંધ આવી રહી છે ને ઊડતા છેડે આછી કાયા દેખાય તેમ ઢાંકેલુંઉઘાડું દેહનાં તેજ ઢોળતી અપસરાઉ

એમને ખીલખીલાટ મચાવી રહીયું છે. ગુલાબ ને ડેવડાનો મઘમઘાટ ને કંઈ રૂપપરીઓના નાટારંભ પેલા માં'તમા જુવે છે. બે–પાંચ એમના ખોળામાં લપાણીયું છે ને બે–પાંચ પંખો નાખે છે; બે–પાંચ પાનબીડાં બનાવી રહી છે, બે–પાંચ કાચના કચોળામાં દારૂ પાઇ રહી છે ને ક્યાં જાઇશ? સહુએ મને જોયો. માં'તમાએ જેવો જોયો કે હું તો હેબતાઈ ગયો ને આંખ્યું તગતગાવી આ બધી લીલા ભાળીને બાપુ! બીકમાં હું તો અરધો બેભાન થઈને ઢળી રિયો છું ઇ જાણી માં'તમાને પડયા મૂકી બોલી બધી ચોટલા-બળિયું મને વીંટળાઇ વળી–કોક દાઢીએ હાથ નાખે ને કોઇ ગદગદિયાં કરે ને કોઈ બથમાં ઘાલી બચીયું ભરે. મૂળીવાળી બાપુ! આકાશમાં વાદળાની સાથે આપણને લાગે કે આપણો સરગાપુરીએ જઈ રિયા છીયે જાણે. આ એનું વરણન શું કરવું. ઇ તો અનુભવની મઝાયું છે. પણ હું ભાળ્યો ને! મેં ઇ સારંગિયાઉને આઘીયું ઠેલી માં'તમાને પડકાર્યા કે મા'રાજ આ તમારી સિદ્ધિયુંને સંકેલી લ્યો ને નકર તમારાં તમે ભોગવો. આ લીયો તમારી માળા. કહી બોલો માળા એમના ખોળામાં ફેંકી. બસ જેવી માળા એમના ડિલને અડી કે બોલું બધું અલોપ થઈ ગયું. ને આગળની જેમ મા'રાજ જાણે સમાધીમાં બેઠા'તા ને હું તો અચંબામાં ગરકાવ થઈ ગયો.

મા'રાજે આંખ્યું ખોલી ને મને બેસવા ઇશારો કર્યો. મેં પૂછયું: 'મા'રાજ! આવી જાદુગરી માળા મને આપે શું કામે આપી ઇ કિયો ભાઈશાબ!'

'માલા દી ન હોતી તો તુમ ઇધર ફિર આતે ક્યા? મુઝે તુમારા કામ હૈ! ઐસા કરો તુમ ઇસ બાર એક દફા અપને ગાંવ જાકર કુટુંબજાતરા કરકે ફિર વાપસ ઇધર આવ–ફિર ઇસકા ભેદ હમ તુમ્હેં દિખાયેંગે!'

ને એટલે આ દસ વર્ષે વળી ગામનાં ઝાડવાં દેખવાં ભાગ્ય હશે તો આવી શક્યો છું તે પાછો આવતે શનિવારે ઊપડી જઈશ. પછી તો અલ્લાબેલી, પાછા અવાય ન અવાય પણ આજે જીવતા–મુવાના જુહાર ગણજો બાપલાઓ!' કહેતા મા'રાજ અટક્યા કેમકે એમનો જુવાન દીકરો ચોરાના પગથિયાં ચડતો દેખ્યો હતો. છોકરાના હાથમાં ટપાલનું એક પત્તુ હતું.

'બાપા! આ કોકનો કાગળ આવ્યો છે'

ચાનો વાટકો મા'રાજ પાસે મૂકતા વાળંદે પત્તું વચ્ચેથી ઝડપી લીધું ને વાંચવા માંડતાં બોલ્યો:

'લ્યોને હું વાંચી દઉં.' કહેતો કાગળ વાંચતો હોય તેમ બોલ્યો: 'અલેખ ગુફાથી માં'તમા લખાવે છે કે તમે વેળાસર ચોમાસા પહેલાં આંઈ આવી જાજો નકર તમને તેડવા મોતીની માળા મોકલવી પડશે.'

અને હસવું ખાળતો પત્તું મા'રાજના ખોળામાં પડતું મૂકી બીજાને માટે ચાની ગોઠવણ કરવામાં ગૂંથાયો. સહુ હસી પડયા કેમકે એ અભણ હતો એમ આખું ગામ જાણતું હતું. મા'રાજે જનમના નરાતાળ ગપોડી હતા ને એ સમજણ તથા ભાવનાને એકઠા થયેલા સહુની આંખના ખૂણામાંથી ડોકાતી જોઈ શકાય તેમ હતું. તેમ મહારાજ પોતે એ જાણતા છતાં તે ભાવને નિર્દોષતાને ચરમે છાઈ શકતા હતા.

પરદેશ કે યાત્રાએ જઈ આવતા ગ્રામવાસીઓના અનુભવો ઝીલી ગામડાં સદા રાષ્ટ્રજીવન સાથે તાલ લેતાં રહ્યાં છે. વિશ્વભર મા'રાજને આવકારવા એકઠા થયેલ ગ્રામવાસીઓનું કુતૂહલ આ મિસાલનું હતું.

દસ દસ વરસનું તીર્થાટન મહારાજને બદલી શક્યું ન હતું. ગામડાના 'જીવન'ના લલિતકળાના પાયા સમા થઈ પડતાં વિશ્વભરોને ય સ્થાન હોય છે. ઘટતા–તૂટતા જીવનરસ ગામડાં તેઓથી પામે છે.

'માળા અદક! હું જાણું છુ કે તું કક્કાનો ચોઢમો છો–કપાતર! તું કેદુનો લખતો–વાંચતો થિયો!'

'આપણે ગામે પ્રૌઢશિક્ષણનું કેન્દ્ર રાખ્યું'તું સમજ્યા ને મા'રાજ! એમાં ઇ યે વાંચતાં–લખતાં શીખ્યો.' *સુરતાજી બાપુએ ખુલાસો કર્યો.*

ને સહુ પાછા હસી પડયા.

['ક્ષત્રિયમિત્ર'ના તંત્રી શ્રી. ધીરસિંહજી વ્હેરાભાઈ ગોહેલે કહી સંભળાવેલી વાત પરથી

# વીંટી

લેખક
રસનિધિ

જગતસિંહનો જન્મ થયા પછી થોડા વખતે તેના પિતા જે એક મોટા રાજ્યના રાજા હતા તે ગુજરી ગયા. રાજા વગરના રાજ્ય પર દુશ્મનો ચડી આવ્યા. સેનાપતિ અને પ્રધાન બેવફા બની દુશ્મન સાથે ભળી ગયા. રાજ્ય દુશ્મનોએ કબજે કર્યું એટલે જગતસિંહને લઈ ને તેની માતા ચાલી નીકળી. દૂરના પ્રદેશમાં ગિરીમાળાની તળેટીમાં એક નાનું ગામ હતું ત્યાં આવીને રહ્યા. જેમ–તેમ કરીને જગત મોટો થયો. નાનું એવું એક ખેતર ભાડે રાખ્યું. તેમાં એક ઝૂંપડી હતી. તેમાં રહેવા લાગ્યાં. જગતને બધાં જગુ કહી બોલાવતા. જગુને સારંગીનો ખૂબ શોખ. બજાવતાં પણ સારું આવડતું. તેની મા ભૂતકાળ સંભારી દિલગીર થાય ત્યારે સારંગી વગાડી તેની દિલગીરી મટાડતો અને એમ મા–દીકરો દિવસો પસાર કરતાં.

એક વખત દુકાળ પડ્યો. ખેતરમાં કાંઈ પાકેલું નહીં. ખાવાના સાસા પડવા લાગ્યા. ખેતરનો માલિક ભાડું ઉઘરાવવા માટે વારંવાર આવતો અને આકરી ઉઘરાણી કરતો પણ જગુ ભાડું ક્યાંથી લાવે? છેવટ બે દિવસનો વાયદો કર્યો.

બે દિવસમાં ભાડું ક્યાંથી લાવી આપશે? તેનો મા–દીકરો વિચાર કરવા લાગ્યાં. જગુએ કહ્યું: 'બા, ટેકરા ઉપર ઝાડવાં છે તે કાપી ભારો બાંધી લાવું. તેના પૈસા આવશે એમાંથી ભાડું આપી દઈશું.' જગુ લાકડાં ભેગાં કરવા ટેકરા તરફ ચાલ્યો. દુકાળ હતો. ગામનાં બીજા માણસો પણ લાકડાના ભારા ઉપર ગુજરાન ચલાવતા એટલે લાકડાં મેળવવા માટે તેને ખૂબ ફરવું પડ્યું. ફરતાં ફરતાં એક ખાડા ઉપર ઘાસ અને ઝાંખરાં વળી ગયેલાં તેમાં ભૂલથી તેનો પગ પડ્યો. ને તે ખાડામાં જઈ પડ્યો. જ્યારે તેની પછાડની કળ ઊતરી અને આજુબાજુ જોયું તો તે પર્વતની અંદર કોતરી કાઢેલા ઓરડામાં પડ્યો હોય તેમ તેને લાગ્યું. છત તરફ જોયું તો તે ક્યાંથી પડ્યો હતો તે તેને સમજાયું નહીં. ઓરડાની છત તો સુંદર રંગેલી હતી. અને ઝુમ્મરો ટાંગ્યાં હતાં. ઝુમ્મરમાં ઝાંખા દીવા બળતા હતા. અને દીવાના સુગંધી તેલની સુવાસથી ઓરડો મહેકતો હતો. દીવાના ઝાંખા પ્રકાશમાં ચારે તરફની દીવાલ પર હાથ ફેરવી જોયું તો તે કાળા આરસની બનાવેલી હતી.

બહાર નીકળવાના બારણા માટે તેણે ચારે તરફ હાથ ફેરવી તપાસીને જોયું તોપણ ક્યાંઈ બારણું જણાયું નહીં. આથી તેને કૌતુક અને ગભરાટ થયા. આ કેદખાનામાંથી બહાર કેવી રીતે નીકળવું તેનો તે વિચાર કરવા લાગ્યો. ચારે તરફ ફરી ફરીને તેણે જોયું તો ક્યાંઈ બારણાની નિશાની તેને દેખાઈ નહીં. માત્ર એક ઠેકાણે એક નાનું એવું કાણું જણાયું. ઓરડામાં તે ચારે તરફ ફરી વળ્યો. તેણે ફરી ફરીને જોયું પણ ક્યાંઈ બહાર જવાનો રસ્તો ન જોયો. ઓરડામાં સોનાનો પલંગ, સોનાના રત્ન–જડિત બાજોઠ અને બેઠકો, મશરૂના સુંવાળા ગાદીતકિયા અને બીજા કિંમતી અને શોભાવાળા મોટા રાજાધિરાજના દીવાનખાનામાં હોય તેવા શણગાર હતા. પણ આ કોઈ વસ્તુથી તેનું મન રીઝ્યું નહીં. હવે પોતાનું શું થશે? એની ચિંતા તેને થવા લાગી. ધીરે ધીરે બત્તીનું તેજ વધવા લાગ્યું અને ઓરડો રોશનીથી ઝાકઝમાળ થઈ ગયો. કાણામાં કાંઈ કારીગીરી હોય અને તેમાં કોઈ છૂપા બારણાની ચાવી હોય તો તે ઝીણી નજરે જોવા લાગ્યો. એટલામાં કાણામાંથી બોરનો ઠળિયો દડતો આવતો હોય તેમ જણાયું. તે દડતો દડતો ઓરડાના મધ્ય ભાગમાં આવ્યો. અને ધીરે ધીરે તે મોટો થવા લાગ્યો. ઠળિયામાંથી તે નારંગી અને પછી એથી પણ મોટો

થતો અને માણસનો આકાર ધરતો લાગ્યો. જગુ કોચની પાછળ ખૂણામાં સંતાઈને જોવા લાગ્યો. પેલી આકૃતિ ધીરે ધીરે મોટી થવા લાગી. છેવટે બોરના ઠળિયામાંથી એક મોટો દૈત્ય બની ગયો.

દૈત્યે ખિસ્સામાંથી સોનુરૂપું અને ઝવેરાતનો ઢગલો કર્યો અને ફરીને તે તપાસી જઈ એક તીજોરીમાં ભરી દીધું. પછી ખિસ્સામાંથી બે માણસો કાઢયા તે ભયથી થર થર ધ્રૂજતા હતા, દૈત્યે કોઈ મંત્ર બોલી એક ખંજર બંનેના માથા ઉપર આડું માર્યું એટલે બંનેનું માંસ શેકાઈ ગયું. પછી દૈત્યે છરીથી કાપી કાપી તે ખાવા માંડયું. બધું ખાઈ-પી ઓડકાર ખાઈ તેણે સૂવાની તૈયારી કરી. સૂતાં પહેલાં તેણે ટચલી આંગળીમાંથી એક વીંટી કાઢી અને ટેબલ પર મૂકી તે કોચ પર ઘસઘસાટ ઊંઘી ગયો.

જગુ તો ભયભીત બની ધ્રૂજતો હતો. તેણે વિચાર કર્યો કે જો રાક્ષસ જાગશે અને તેને દેખશે તો તેને પણ મારીને ખાઈ જશે. મોતમાંથી બચવા માટે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. રાક્ષસની બાજુમાં ખંજર પડેલું તેણે જોયું. ધીમે પગલે તે તેની પાસે ગયો. દૃઢ મન કરીને તેણે ખંજર હાથમાં લીધું અને ઊંઘતા રાક્ષસ પર તે ટૂટી પડયો. રાક્ષસ તો સ્વધામ પહોંચી ગયો. એટલે એ બીક તો તેની ઓછી થઇ પણ બીજી ક્ષણે જ પોતે આંહીં પુરાઈને ભૂખથી મરી જવાનો છે તેનો તેને ખ્યાલ આવ્યો. તે નિરાશ બનીને ટેબલ પાસે ઊભો હતો ત્યાં તેની નજર વીંટી પર પડી. રમતમાં તે લઈને પોતાની આંગળીમાં નાખી જોઈ તો તેને બરાબર થઈ રહી જાણે પોતાના માટે જ બનાવી ન હોય!

વિચારમાં ને વિચારમાં તે વીંટી ગોળ ગોળ ફેરવવા લાગ્યો. વિચારમાંથી ઝબકી તેણે જોયું તો ટેબલ જાણે એક મોટો વિશાળ હિમાલય પર્વત હોય તેવું લાગ્યું અને પોતે વેંતિયા જેવડો બની ગયો હતો. તેને ખાતરી થઈ કે વીંટી આંગળી પર ગોળ ગોળ ફેરવવાથી તે નાનો થતો જતો હતો. તેણે વીંટીને વધારે ને વધારે ફેરવવા માંડી. આખરે તે પેલા કાણામાંથી જઈ શકે તેટલો નાનો બની ગયો અને કાણામાંથી સડસડાટ બહાર નીકળી ગયો. બહાર આવી ફરી વીંટી બીજી તરફ ફેરવી પોતાનું અસલ રૂપ ધારણ કરી લીધું અને મળ્યા તેટલાં થોડાં લાકડાં લઈ તે ઘરે આવ્યો.

તેની મા તેને જોઈને ગુસ્સે થઈ અને પૂછવા લાગી: 'આટલો બધો વખત કયાં ગયો હતો? કંઈ ખાધું છે કે ભૂખ્યો જ છો?'

જગુએ જવાબ આપ્યો: 'મા, હું તો ભૂલો પડી ગયો હતો. મેં ખાધું નથી. બહુ ભૂખ લાગી છે.'

માએ કહ્યું: 'મેં પાડોશમાંથી મકાઈનો લોટ લાવી રોટલો કરી રાખ્યો છે. અને ક્યારની તારી વાટ જોઉં છું.' આમ કહી જગુની બાએ મકાઈનો રોટલો શીંકા ઉપરથી ઉતાર્યો અને માદીકરાએ વહેંચી ખાધો. રોટલો ખાઇ, પાણી પી જગુ અને તેની મા બેઠાં બેઠાં વાતો કરતાં હતાં ત્યાં ખેતરનો માલિક ભાડાની ઉઘરાણી કરવા માટે આવ્યો. તેણે કહ્યું: 'ડોશી, ભાડું લાવો.'

ડોશીએ કહ્યું: 'ભાઈ, ભાડું તો ભેગું થયું નથી. છોકરો લાકડાં લેવા ગયો હતો પણ ભૂલો પડી ગયો એટલે કાંઈ કમાણો નથી.'

ખેતરના માલિકે ગુસ્સે થઇ કહ્યું: 'આજ તો હું તમને મારા ખેતરમાંથી બહાર કાઢયે જ રહીશ. આ કંઈ ધર્મશાળા નથી. ઓચી આલીને બહાર. ધકેલી દઈશ. સમજો છો શું તમારા મનમાં?'

ડોશી આંસું પાડતી કરગરતી હતી અને ખેતરનો માલિક વધારે ને વધારે દમદાટી કરતો હતો. તેની નજર જગુ સામે ગઈ અને તે ખૂબ ભયભીત થયો. જગુનું માથું છાપરે

અડતું હતું અને પગ એક દીવાલને અડેલી તે બેઠો હતો ત્યાંથી સાગી દીવાલ સુધી પહોંચ્યા હતા. આવો રાક્ષસ ઝૂંપડીમાં! ખાઈ જાય તો! ભાગો મારા બાપ!! એક ચીસ નાખીને ખેતરનો માલિક ઊભી પૂંછડીએ ભાગ્યો.

ડોશીને આથી આશ્ચર્ય થયું અને તેની જશુ સામે નજર જાય તે પહેલાં જશુ ઝપાટા બંધ વીંટી ઊલટી દિશામાં ફેરવી અસલ રૂપમાં આવી ગયો હતો.

હવે જશુનું જીવન કંઈક સુખમાં વીતતું હતું. ખેતરનો માલિક ગયો તે ગયો જ. ફરી વખત ઝૂંપડી સામે નજર કરતાં પણ તેને બીક લાગતી હતી. રાત્રે રાત્રે જશુ મોટું રૂપ લઈ રાક્ષસના બળથી ખેતર ખેડી નાખતો. ઊપજ પણ ઠીક આવતી અને તેમનો વ્યવહાર સુખરૂપ ચાલ્યા કરતો.

એક-બે વર્ષ એમ ગયા અને ડોશી સ્વ-ધામ પહોંચી ગયાં.

હવે જશુ એકલો પડ્યો. તેને ગમતું નહીં. તેથી તે દેશ-પરદેશ જોવા નીકળી પડ્યો. સાથે એક સારંગી લીધી એક ગામથી બીજે ગામ જાય. સારંગી વગાડે. અને જે મળે તે ખાઈ-પી વળી આગળ ચાલે.

એક દિવસ તે એક મોટા શહેરમાં આવી ચડ્યો. ગામના દરવાજામાં પેસતાં જે માણસો તેને મળ્યા તે બધા બહુ જ ગમગીન જણાતા હતા. આખું શહેર શોકનું ધામ હોય તેમ જણાયું. કોઈના મોઢા પર આનંદ-ઉલ્લાસ જણાતો નહોતો તેણે એક માણસને પૂછ્યું: 'ભાઈ, આ ગામમાં બધાં શોકમાં કેમ દેખાય છે?'

તે માણસે જવાબ આપ્યો: 'તમે પરદેશી લાગો છો એથી તમને ખબર નથી લાગતી આ ગામના રાજાનો પાટવી કુંવર ઘણાં વર્ષોથી શોકમાં રહે છે તે કોઈ દિવસ હસતો નથી, બોલતો નથી, ઊંડી દિલગીરીમાં હોય તેમ રહે છે. કોઈ કોઈ વખત રડે છે. આથી દિવસે દિવસે સુકાતો જાય છે. કારણ કાંઈ કળાતું નથી. આથી રાજા અને પ્રજા ચિંતામાં પડી ગયા છે કે હવે શું થશે?'

'તે એનો કાંઈ ઉપાય નથી કરતા?' જશુએ પૂછ્યું.

'ઉપાય તો ઘણા કર્યા. ધન્વંતરી વૈદને લાવ્યા. ભૂવાને લાવ્યા. જાદુમંતર જાણનારને લાવ્યા પણ કોઈ કળી શકતું નથી. કોઈ એને સાજો કરી દે એને અડધું રાજ અને પાટ આપવાનો રાજાએ ઢંઢેરો પિટાવ્યો છે.'

જશુને થયું કે મારી સારંગીના પ્રભાવે હું રાજકુમારને જરૂર હસતો કરી શકું. તેની મા ઘણી વાર આગળના દિવસો સંભારી શોક કરતી ત્યારે તે તેની સારંગીના સરોદે તેની માને ઉલ્લાસમાં લાવી શકતો. આથી તે રાજા પાસે ગયો અને પોતાની ઇચ્છા જાહેર કરી.

રાજાએ કહ્યું: 'ભલે તમે પ્રયત્ન કરો. તમે તમારા પ્રયત્નમાં સફળ થશો તો તમને હું ખુશી થઈને મારું અડધું રાજપાટ આપીશ. પણ તમે પહેલે દિવસે કુમારની તબિયતમાં સુધારો નહીં કરો તો તમને દેશનિકાલ કર-વામાં આવશે બીજે દિવસે ફરી પ્રયત્ન કરવાની તમારી ઇચ્છા હશે અને એમાં સફળ નહિ થાવ તો ગામ વચ્ચે ચોકમાં તમને પચીશ ફટકા મારી સીમાડા બહાર મૂકી આવવામાં આવશે. અને આ શિક્ષા ભોગવ્યા પછી પણ તમને પ્રયત્ન કરવાની ઇચ્છા હશે તો અને તેમાં તમે નિષ્ફળ થશો તો તમારું ઘાણીએ ઘાલી તેલ કાઢવામાં આવશે જો અમે આવી શરત ન રાખીએ તો ઘણા ઉમેદવારો આવી અમને નાહક હેરાન કરે. જો તમને આ શરતો કબૂલ હોય તો અને તમને વિશ્વાસ હોય તો પ્રયત્ન કરી જુઓ.'

જશુએ તો ઝુકાવ્યું. સાંજ પડી. કુમાર જમીને પોતાના શયનખંડ તરફ જતો હતો ત્યારે જશુ પણ તેની સાથે ગયો. કુમારે તો

ઓરડામાં જઈ તુરંત બારણું વાસી દીધું. જગુ બહાર બેઠો અને સારંગીની ગતો વગાડવા લાગ્યો. તેણે સારંગીની અનેક ગત વગાડી. એમ સવાર સુધી વગાડ્યા જ કરી પણ કુંવર ઉપર તેની કાંઈ અસર થઈ નહીં. સવારે કુમારે બારણાં ઉઘાડ્યાં ત્યારે પહેલાં જેવી જ સ્થિતિમાં તે હતો.

જગુને દેશપાર કરવાની તૈયારી થઈ. તે રાજા પાસે ગયો અને ફરી પ્રયત્ન કરવાની રજા માગી. રાજાએ ફરી શિક્ષાની યાદ આપી. જગુએ તે છતાં પોતાનો ફરી પ્રયત્નનો આગ્રહ રાખ્યો. રાજાથી ના પડાય એમ હતું નહીં. વળી સાંજે કુમાર જમીને પોતાના શયનખંડ તરફ જતો હતો ત્યારે જગુ તેની સાથે ગયો.

પહેલા દિવસની જેમ આજે પણ કુમાર બારણાં બંધ કરી અંદર ગયો અને જગુ બારણા પાસે બહાર બેઠો. સારંગી વગાડતાં વગાડતાં તેને વિચાર આવ્યો કે રખે ને કુમાર તેની સારંગી સાંભળતો જ ન હોય તો! એ વાતની ખાતરી કરવા તેણે વીંટીને વળ આપી પોતાનું રૂપ નાનું કીડી જેવું કરી નાખ્યું અને તડમાં થઈને તે ખંડમાં ગયો.

ઓરડામાં જઈ તેણે જોયું તો કુમાર ભર-નિદ્રામાં હતો. ચર્ચા જોવા માટે તે એક બાજુ બેસી રહ્યો. લગભગ મધરાત થવા આવી ત્યાં બારી પાસે ઘોડાનો હણહણાટ સંભળાયો. તે સાંભળી કુમાર જાગ્યો અને પોષાક પહેરવા લાગ્યો. જગુ તો હજી કીડી જેવડા જ રૂપમાં હતો. તે કુમારનાં કપડાંને વળગી ગયો. કુમાર બારી ઠેકીને બહાર આવ્યો અને ઘોડા પર સ્વાર થઈ ઘોડો દોડાવી મૂક્યો.

પાણીપંથા ઘોડાને પાંખો ફૂટી હોય તેમ ઊડવા લાગ્યો અને વનો—નદીઓ અને પર્વતો વટાવી એક મોટા કિલ્લાના દરવાજા પાસે આવીને ઊભો. દરવાજાની બન્ને બાજુએ મદોન્મત્ત હાથી જેવડા મોટા બે સિંહ ગર્જના કરતા હતા. સિંહો નજરે પડ્યા એટલે ઘોડો અટકીને ઊભો. કુમાર ઘોડેથી ઊતરી, સિંહોને વટાવી દરવાજામાં કેવી રીતે જવું તેનો વિચાર કરતો ઊભો. સિંહ સામે લડવાની તેની હિંમત ચાલતી નહોતી. દરવાજો બીજી કઈ રીતે વટાવી શકાય તેની તેને કલ્પના પણ આવતી નહોતી. આમ ઊભા ઊભા જ સમય વીતી ગયો અને આકાશમાં અરુણોદયની લાલિમા પથરાવા લાગી. કુમાર નિઃશ્વાસ મૂકી ફરી ઘોડા પર ચડ્યો અને ઘોડો પાછો વાળી મૂક્યો.

ફરી પાછો પોતાના ઓરડામાં પગ મૂક્યો ત્યાં સવાર થવા આવ્યું. કપડાં ઉતારી કુમાર પાછો પથારીમાં પડ્યો. જગુ આવ્યો હતો તે રીતે જ પાછો ઓરડા બહાર નીકળી ગયો. પોતાની સારંગીની કેમ અસર થતી નથી એની હવે તેને ખબર પડી. તે પાછો વીંટી ફેરવી અસલ રૂપમાં આવી બારણા પાસે બેઠો અને પોતે રાત્રે જોયું હતું તેનો વિચાર કરતાં સારંગી ધીમે સરોદે બજાવવા લાગ્યો.

સૂર્યોદય થઈ ગયો. કુમારના ઓરડાના દર-વાજા ખૂલ્યા અને કુમાર પૂર્વવત શોકની મૂર્તિ સમો બહાર નીકળ્યો. રાજાના સેવકો જગુને પકડીને રાજા પાસે લઈ ગયા અને હકીકત જણાવી. રાજાએ નિયમ પ્રમાણે ફટકા મારવા-નો હુકમ કર્યો.

દાંત ભીંસી, હિંમત રાખી ફટકાની સજા સહન કરી લીધા પછી દેશનિકાલ કરવા માટે લઈ જતા હતા ત્યારે ફરી પાછી તેણે રાજાને મળવાની ઇચ્છા બતાવી. અનુચરો જગુને રાજા પાસે લઈ ગયા. જગુએ રાજાને છેલ્લી તક આપવા વિનંતી કરી.

રાજાએ તેને ઘણો સમજાવ્યો અને કહ્યું: 'ભાઈ, તારા જેવા જુવાનના મોતનું કારણ થતાં મને બહુ દુઃખ થાય છે. બે દિવસોના પ્રયત્ન નકામા ગયા હવે શી આશા છે? મને

એની ખબર જ હતી અત્યાર સુધી કોઈ સફળ થયું નથી. ઘણા યુવાનો કુમારને સાજો કરવાના પ્રયત્નમાં નિષ્ફળ જતાં મરણ પામ્યા છે તેમાં મારે તારો ઉમેરો કરવો નથી. તું ચાલ્યો જા.'

રાજાની સમજાવટની કાંઈ અસર થઈ નહીં. જગુએ કહ્યું: 'મહારાજ, મારું મૃત્યુ એ બહાને માંડ્યું હશે તો કેમ મિથ્યા થશે? આ છેલ્લા પ્રયત્નમાં હું નિષ્ફળ જાઉં તો પછી હું આપને તકલીફ આપી શકું એમ નથી. માટે મને છેલ્લી તક આપો મારા નસીબમાં યશ લખ્યો હશે તો મળશે.'

રાજાએ કચવાતે મને રજા આપી.

ફરી સાંજ પડી. કુમાર તેના નિયમ પ્રમાણે તેના ઓરડામાં ગયો અને બારણાં બંધ કરી દીધાં. અવરજવર ચાલુ હતી ત્યાં સુધી જગુએ સારંગી વગાડ્યા કરી આજુબાજુ કોઈને જોયા નહીં એટલે તેણે વીંટીને વળ દેવો શરૂ કર્યો ફરી નાનું રૂપ લઈ તે કુમારના ઓરડામાં ના અને કુમારના કાન પાસે જઈને કહ્યું: કુમાર, ગભરાશો નહીં હું તમારો મિત્ર છું. તમારા દુઃખની વાત કરો તો ઉપાય કરું.'

કુમારે આંખો ઉઘાડી ચારે તરફ જોયું તો ઓરડામાં કોઈને દીઠું નહીં. ભ્રમ થયો હશે તેમ માની તે ફરી સૂઈ જવા લાગ્યો. વળી પાછો એ જ અવાજ. કુમારે કહ્યું: 'જે હો તે મારી આંખ સામે આવો એટલે હું વાત કરું, તે સિવાય કેવી રીતે થાય?'

જગુ પલંગની પાછળના ભાગમાં ગયો અને પોતાનું અસલ રૂપ લઈ પલંગ નીચેથી કુમારની સામે આવ્યો. જગુને જોઈ કુમાર તો ખૂબ નવાઈ પામ્યો. જગુએ આશ્વાસન આપતાં કહ્યું: 'કુમાર, ગભરાશો નહીં. હું તમારો મિત્ર છું અને તમને મદદ કરવા માટે આવ્યો છું માટે તમારા દુઃખની વાત કહો.'

કુમારે માંડીને વાત કહી: 'અહીંથી દૂર એક બીજા રાજાનું રાજ્ય છે. તે રાજાને એક કુંવરી છે. એક દિવસ હું દૂર શિકારે નીકળી ગયો હતો. મેં તેને તેની સખીઓ સાથે નદીમાં જલવિહાર કરતી જોઈ અને તેનું રૂપ જોઈને અને ગુણની પ્રશંસા સાંભળીને તેની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. હું આ સંબંધમાં કાંઈ તજવીજ કરું તે દરમિયાન તે રાજા ઉપર એક જાદુગરનો કોપ ઊતર્યો અને રાજકુટુંબનો નાશ થયો. રાજાની નગરી વિકટ વન બની ગઈ. અને સાંભળ્યું છે કે કુંવરીને જાદુગરે એક થાંભલા સાથે બાંધી રાખી છે અને આસપાસ ચોકી મૂકી છે. જે કુંવરીને છોડાવે તેની સાથે તે પરણે એવું ભવિષ્ય ભાખ્યું છે. હું છોડાવી શકતો નથી એનું મને મોટું દુઃખ છે.'

જગુએ હસીને કહ્યું: 'ઓહો! એમાં શું મોટી વાત છે! હું તમને મદદ કરીશ અને તમારી ઇચ્છા પૂરી થશે આજે તમે તમારા નિયમ પ્રમાણે ઘોડા પર બેસીને નિર્ભયતાથી જજો હું તમારી સાથે જ છું છતાં મને શોધશો નહીં. જરૂર પડશે ત્યારે આવીને ઊભો રહીશ. હવે તમે આરામ કરો.'

કુમાર આનંદ અને આશ્ચર્યથી આશાના મિનારાઓ બાંધતો સૂતો જગુ પાછો પલંગ નીચે સરકી ગયો અને ત્યાં નાનું રૂપ ધારી પ્રસંગની વાટ જોતો બેઠો. બારી બહાર ઘોડાનો હણહણાટ સંભળાયો અને કુમાર ઊઠ્યો. પોષાક પહેર્યો અને બારીમાંથી ઠેકી ઘોડાની પીઠ પર જઈ બેઠો. જગુ કુમારના શરીર પર વળગી રહ્યો હતો. કુમારને તેની ખબર નહોતી.

દુર્ગના દરવાજાનું રક્ષણ કરતા સિંહોને જોઈ ઘોડો ઊભો રહ્યો. કુમાર ઘોડા પરથી ઊતર્યો. કુમાર લગામ છોડી દઈ રસ્તાની ધૂળ ખંખેરે છે ત્યાં જગુએ ઘોડાની ઓથમાં ઊભા રહી વીંટીને વળ દઈ અસલ રૂપ ધારણ કરી

લીધું. તે કુમાર પાસે આવ્યો અને કુમારને કહ્યું: 'તમને સિંહ પાસેથી નીકળી જવાનો કોઈ ઉપાય સૂઝે છે?'

મોટા હાથી જેવડી કાયાના ભયંકર રૂપવાળા સિંહો ત્રાડ મારી રહ્યા હતા. તે છલંગ મારી પોતાને ક્યારે મારી નાખશે તેનો ભય શમતો નહોતો ત્યાં તેમની પાસે જવાની વાત જ કેવી રીતે થાય? કુમારે તો નિરાશાથી માથું ધુણાવ્યું.

જગુએ કહ્યું: 'કાંઈ ફિકર નહીં. મારો રૂમાલ તમારી આંખો પર મને બાંધવા દો.' એમ કહી જગુએ ખિસ્સામાંથી રૂમાલ કાઢી કુમારની આંખે બાંધ્યો. અને વીંટી આંગળી પર ફેરવવા માંડી. મોટા તાડ જેવડું રૂપ ધારણ કરી, કુમારને ખિસ્સામાં મૂકી તે સિંહ તરફ ચાલ્યો.

જગુને દરવાજા તરફ આવતો જોઈ સિંહે ભયંકર ત્રાડ મારી અને જગુનો શિકાર કરી જવા ફાળ ભરી. સિંહ તેના ઉપર આવે તે પહેલાં જગુએ સિંહની પૂંછડી પકડી પાડી તેને માથા ફરતો ચકર ચકર ફેરવી દૂર ફેંક્યો. સિંહ તો માઈલો દૂર જઈ પડ્યો બીજા સિંહની પણ એ જ દશા કરી. દુર્ગની ઊંચી દીવાલ ઠેકી લાંબી ફલાંગો ભરતો જગુ અંદર ચાલ્યો. એકાદ માઈલ ચાલ્યો હશે ત્યાં બીજો ગઢ દેખાયો અને તેના દરવાજે બે ભયંકર ગરુડ જેવાં પક્ષીઓ દેખાયાં. તે સિંહ કરતાં પણ જબરાં હતાં, બે હાથ જેવડી તેમની ચાંચ હતી. સૂર્ય જેવડી તેમની આંખો હતી. મોટી તરવાર જેવડા પગના નખ હતા. આંખ અને મોઢામાંથી આગના ભડકા નીકળતા હતા. આવા ભયંકર પક્ષીની જગુએ કદી કલ્પના પણ કરી નહોતી. તેણે વળી પોતાનું શરીર વધાર્યું અને એક મોટું ઝાડ હતું તે ખેંચી કાઢ્યું. જગુને આવતો જોઈ બન્ને પક્ષીઓ આકાશમાં ઊડ્યાં અને જગુ ઉપર તરાપ મારી. જગુ તે માટે તૈયાર જ હતો. તેણે ઝાડ એવા જોરથી ચક્કર ચક્કર ફેરવ્યું કે બન્ને પક્ષીઓ તે ઝાડની ઘટામાં અટવાઈ ગયાં. અને જગુએ જોરથી તે ઝાડ જમીન પર પછાડ્યું. પક્ષીઓના રામ રમી ગયા.

બીજો દરવાજો ઠેકી તે અંદર આવ્યો. આંહીંથી પાકો બાંધેલો રસ્તો એક સ્ફટિકના મહેલ તરફ જતો હતો. અરુણોદયના અજવાળામાં તે મહેલ ઝગારા મારતો હતો. જગુ તે તરફ ચાલ્યો. મહેલના દરવાજા ખુલ્લા હતા. દરવાજા પાસે કોઈ ચોકી નહોતી એટલે કુમારને ખિસ્સામાંથી બહાર મૂકી જગુએ વીંટી ફેરવી અને પોતાનું અસલ રૂપ ધારી લીધું. કુમારની આંખેથી રૂમાલ છોડી નાખ્યો.

કુમાર અને જગુ દરવાજાના બારણે ગયા ત્યાં ઓરડાના મધ્યમાં એક મોટો સ્થંભ હતો. તેની સાથે છ સોનાની કડીઓથી કુમારીને બાંધેલી જોઈ. બે કડી બે પગમાં હતી. બે કડીથી બે હાથ બાંધેલા હતા. એક કડી ડોક ફરતી અને એક મોટી કડી કેડ ફરતી બાંધેલી હતી.

જગુ બારણા પાસે ઊભો રહ્યો. કુમારે કુમારી પાસે જઈ કહ્યું: 'ગભરાશો નહીં. હું તમને છોડવવા આવ્યો છું. આ કડીઓ કેવી રીતે છૂટશે તે તમે જાણતા હો તો કહો.'

કુમારીએ નિઃશ્વાસ નાખી કહ્યું: 'કુમાર! એ કામ સૌથી આકરું છે. ઊંચે ઘૂમટની છતમાં કૂંચીનો ઝૂડો લટકે છે તે મળે તો આ કડીઓ ખૂલે.'

કુમારે જોયું તો એક ફૂટ પહોળો કાચનો લપસણો ગોળ દાદરો સાત વળાંક લેતો ઘૂમટ સુધીનો હતો.

જગુએ કુમારને કહ્યું: 'કુમાર, તમે જીવને જોખમમાં ન નાખો. હું કૂંચી લાવી દઉં.'

પણ કુમારે તે કબૂલ ન કર્યું. જો જગુને બધું ય કામ કરવા દે તો પોતાની બહાદુરી શું? અને કુમારી પોતા માટે શું ધારે? આ

વિચારે કુમાર હેઠે ચડ્યો કુમારીએ સમજાવતાં કહ્યું: 'ઘણા યુવાનો મને છોડાવવાની ધૂનમાં આંહીં મૃત્યુ પામ્યા છે. તમે જોખમ ખેડવું રહેવા દો. મારા ભાગ્યમાં હશે ત્યાં હું સુધી દુઃખ ભોગવીશ તમારો ઉપકાર માનું છું અને વિનંતી કરીને કહુ છું કે તમે તમારે ઘરે સુખેથી જાવ.'

કુમાર એમ માને એવુ નહોતું. તેણે દાદર ઉપર સાચવીને ચડવા માંડ્યું. પાચ વગાંક તો તે ચડી ગયો. હવે તો કૂંચીને ઝટ આંબી જાઉં એ વિચારે જરા ઉતાવળ કરી અને તેના પગ લપસ્યો. ધડાક દઈ ને કુમાર હેઠે પડ્યો અને તેના પ્રાણ જતા રહ્યા જગુ ખૂબ દિલગીર થયો કુમારના શરીરને બહાર લઈ જઈ છેવટની ક્રિયા કરી તે પાછો આવ્યો. તેણે કુમારીના આંખે પોતાનો રૂમાલ કાઢી પાટો બાંધ્યો અને દાદરાના છેલ્લા પગથિયે પગ ટેકવી વીંટી ફેરવવા માંડી. તેના હાથ ઘૂમટની છતે અડે ત્યાં સુધી ઊંચો થતો જ ગયો છેવટ તેના હાથ કૂંચીના ઝૂડાને અડયા અને કડીમાથી તે ઝૂડા લઈ લીધો. ફરી પાછી અવળી દિશામાં વીંટી ફેરવી તેણે અસલ રૂપ ધારણ કરી લીધું.

કુમારીની આંખો પરથી પાટો છોડી લીધો અને કુમારીના કહેવા મુજબ કૂંચી લાગુ કરવા માંડી. કેડ ઉપરની છેલ્લી કડી છૂટી ગઈ અને ભયંકર અવાજ થયો જગુએ કુમારીને પકડી રાખી. બન્ને ભયથી વીંચાયેલી આંખો ઉઘાડે છે ત્યાં થાંભલો, દાદરો બધું ય અદૃશ્ય થયું. અને રાજકુમારીના મહેલમાં જગુ અને કુમારી ઊભાં હતાં.

કુમારીના બાપનું રાજ્ય ફરી વસી ગયું. જગુનો જગતસિંહ થયો. જગતસિંહ અને કુમારીનાં લગ્ન થયાં તેમણે સુખપૂર્વક રાજ્ય કર્યું અને દિવસો આનંદમાં વિતાવ્યા.



# ફૂલમણી

કોઈ એક ગામમાં એક અનાથ છોકરી રહે. છોકરીનું નામ ફૂલમણી. ફૂલમણી તો ફૂલ જેવી ગોરી ગોરી ને ફૂલની સુવાસ જેવી મીઠી મીઠી.

પણ બિચારીને આગળ પાછળ કોઈ કરતાં કોઈ નહિ. નહિ મા, નહિ બાપ, નહિ ભાઈ, નહિ ભાંડુડાં એકલી રહે ને એકલી રમે. ઘરમાં એક દિવસનું ખાવાનું નહિ. ને પંડ પર પૂરાં લૂગડાં યે નહિ. બિચારી કાંઈ દુ:ખી થાય! કાંઈ દુ:ખી થાય! એ તો ગામને આશરે રહે ને ગામને આશરે જીવે.

તો ય ફૂલમણી તો રૂપાળી રૂપાળી એનાં રૂપ તો ચારે કોર ફરી વળેલાં. એના રૂપની તો ઘેરે ઘેરે વાતો થાય.

ગામની છોડીઓ રોજ ભેગી થાય ને ભેળી થઈ ને ફૂલમણીને બનાવે. સહુ છોડીઓને કાકા-દાદા, મામા-માસા, ભાઈ-ભોજાઈ. ને ફૂલમણીને તો કોઈ કરતાં કોઈ નહિ. એ તો ભેગી મળીને ફૂલમણીને કહે: 'મારા કાકા આ લાવશે ને તે લાવશે. મારા ભાઈ આ લાવશે ને તે લાવશે: તારે કોઈ લાવવાવાળું છે ખરું ?'

પણ ફૂલમણી એમ કાંઈ લીધી ન લેવાય. એ તો છોડીઓને કહે: 'મારા કાકા છે ને એ તો આઘે આઘે દેશ રહે છે. એને ઘેર તો પૈસાની રેલછેલ છે. મારે માટે તો સૂંડલી ભરીને ઘરેણાં ને પેટી ભરીને લૂગડાં મોકલશે.'

છોડીઓ તો દાંત કાઢીને ઢગલો વળે. ને ફૂલમણી બિચારી શિયાવિયા થઈ જાય.

એ તો મૂંગી મંતર થઈ ને બેસી રહે. એનો કાકો કોણ જાણે કિયા યે મુલકમાં વસે છે!

હવે એક દિવસ એક ફેરિયો ગામમાં ફેરી કરવા આવ્યો. જાતજાતની વસત લઈને શેરીએ શેરીએ ફરે. શેરીએ શેરીએ ફરે ને જાતજાતની બૂમ પાડે: કોઈ આ લ્યો ને કોઈ તે લ્યો.

ફરતો ફરતો ફેરિયો છોડીઓ રમતી'તી ત્યાં આવીને ઊભો. છોડીઓ ફૂલમણીને બનાવે ને ફૂલમણી એના દૂર દેશના કાકાની વાતો કરે. છોડીઓ ખીખી ખીખી કરીને હસે ને ફૂલમણી મન વાળીને બેસી રહે.

બધી વાત સાંભળી કરીને ફેરિયો તો રસ્તે પડી ગયો.

હવે એ કાંઈ ખરેખર ફેરિયો ન હતો. એ તો ફેરિયાના વેષમાં મોટો લૂંટારો હતો. લૂંટારો ફેરિયાનો વેષ લઈને આખો દિવસ ગામમાં ફરે. ઘર ઘરની વાતો જોઈ જાણી જાય ને રાત પડચે ચોરી કરે. એવો એ ફેરિયો.

ફૂલમણીની વાત સાંભળી ફેરિયો તો રસ્તે પડી ગયો. ઝટઝટ પોતાને રહેઠાણે પહોંચ્યો. એણે તો કિંમતી લૂગડાંની પેટી ભરી. ઘરેણાંની સૂંડલી ભરી. લૂંટારાને ઘેર ચીજ-વસતનો કાંઈ આરોવારો ન હતો. બધું ભરી કારવીને એ તો ફૂલમણીનો કાકો બનીને ફૂલમણીને ઘરે આવી પહોંચ્યો.

'ક્યાં ગઈ બેટા ફૂલમણી ?'

ફૂલમણી આવીને જુએ તો આંગણામાં કોઈ પરદેશી ઊભો છે. ફૂલમણી તો એને ઓળખતી કરતી નથી. એ તો સામું જોતી ઊભી છે.

લૂંટારો કહે: 'હું તારો કાકો થાઉં બેટા ફૂલમણી.'

ફૂલમણી તો કાકા આવ્યા જાણીને હરખાઈ ગઈ એ તો દોડી દોડી કાકાને બાઝી પડી. 'મારે માટે શું લાવ્યા કાકા ?'

લૂંટારો કહે: 'સૂંડલી ભરીને ઘરેણાં લાવ્યો. પટારો ભરીને લૂગડાં લાવ્યો. મારી દીકરી માટે

ડોશી કહેઃ 'તો દીકરી ! મારા વાળ તારી જેવા બનાવી દઈશ ? માથે મુંડો તો બહુ ભૂંડો લાગે છે.'

ફૂલમણીને તો એટલું જ જોઈતું હતું એ તો કહેઃ 'હાલો ને માડી, એમાં કયાં વાર લાગવાની હતી ? બે સાંબેલાં માર્યાં કે વાળ લાંબાલસ થઈ જવાના.'

મોટો બધો ખાંડણિયો છે ને મોટું બધું સાંબેલું છે ડોશીએ તો માથું ખાંડણિયામાં નાખ્યું ને ફૂલમણીએ સાંબેલાં ઝાપટવા માંડયાં. ત્રીજે ને ચોથે સાંબેલે તો ડોશીના માથાનો ફૂચો થઈ ગયો. ડોશીના રામ રમી ગયા.

ફૂલમણીએ તો પછી ઝટ ઝટ ડોશીને નવાં નકોર લૂગડાં પહેરાવી દીધાં. વહુરાણીની જેમ શણગારી કરીને ડોશીના મડાને બાજોઠ ઉપર બેસાડી દીધું પોતે ડોશીનાં ફાટલતૂટલ લૂગડાં પહેરી લીધાં ને છાનીમાની સરકી ગઈ.

લૂંટારો લગનનો સામાન લેવા ગયેલો ત્યાં રસ્તામાં એક ઘંટીનું પડ પડેલું. એનો તો લૂંટારાનો જીવ એને તો જે મળે એ લઈ લું એ જ વાત એને થયું કે ઘંટીનું પડ તો ઘંટીનું પડ. વહુ પરણશું ને નવું ઘર માંડશું એટલે ઘરમાં ઘંટી પણ જોશે ને. એણે તો ઘંટીનું પડ માથે ઉપાડી લીધું ને ઘેર મૂકવા ચાલ્યો

ઘેર આવીને જુએ તો નવાં નકોર લૂગડાં પહેરીને લાજનો મોટો બધો ઘૂમટો તાણીને વહુરાણી બેઠાં છે. એને થોડી જ ખબર છે કે એ તો ડોશીનું મડું છે ? એને તો એમ જ કે ફૂલમણી બનીઠનીને બેઠી છે. લૂંટારાએ સાદ કર્યોઃ 'એલી એ ! આ ઘંટીનું પડ ઉતારી લે.'

પણ મડાં કાંઇ બોલે ખરાં ?

લૂંટારાએ ફરીથી બૂમ પાડીઃ 'એલી એ ! સાંભળતી નથી ? આ ઘંટીનું પડ ઉતારી લે માથે ભાર લાગે છે.'

પણ કોણ જવાબ દે ?

જવાબ ન મળ્યો એટલે લૂંટારો તો એવો ખિજાણો, એવો ખિજાણો કે ન પૂછો વાત એણે તો ધડ કરતું ને ઘંટીનું પડ ડોશીના માથા ઉપર પછાડયું. ડોશીના આમે રામ રમી ગયેલા, એમાં ઘંટીનું પડ પડયું એટલે તો એના માથાનાં કાચલેકાચલાં ઊડી ગયાં. ડોશી ઢગલો થઈને નીચે ઢળી પડી.

લૂંટારો જુએ તો ફૂલમણી કેવી ને વાત કેવી ? એ તો એની ડોશી એ તો ચમકી ગયો. આ ડોશીને અહીં બનાવી ઠનાવીને બેસાડી દીધી ત્યારે પેલી ફૂલમણી કયાં સટકી ગઈ ! એણે તો ચારે કોર શોધ ચલાવી. પણ ફૂલમણી શેની હાથ આવે ? ત્યાં હોય તો હાથ આવે ને ? એ તો બીજે રસ્તેથી પોબારા ભણી ગયેલી

લૂંટારાને તો ખૂબ જ ગુસ્સો ચડયો એ તો કહેઃ 'ફૂલમણીને આનું ફળ ચખાડું ત્યારે જ હું લૂંટારો ખરો.' એ તો ડોશીને બાળી-કરીને ફૂલમણીને પકડવા ઊપડયો.

પણ ફૂલમણી એવી પક્કી કે કોઇ દિવસ ઘેર જ રહે નહિ લૂંટારો રોજ એક-બે ચક્કર લગાવી જાય, પણ ફૂલમણીનું ઘર બધનું બંધ. ફૂલમણી તો આજે આ ઘરે રહે તો કાલ બીજે ઘરે રહે. એ તો રોજ રોજ જુદી જુદી બહેનપણીઓને ઘેર રહે ને લૂંટારો રોજ આવીને પાછો જાય

પણ પારકે ઘેર રહી રહીને કયાં સુધી રહેવાય ? ને એમ લૂંટારાથી બીને આખો જનમારો થોડો જ નીકળવાનો હતો ? બહેનપણીઓ તો ઘણી વારે, પણ ફૂલમણી કહેઃ 'રહું તો મારે ઘેર રહું ને લૂંટારો આવે તો એને પણ બતાવી દઉં.'

ફૂલમણીએ તો એક મોટું બધું દાતરડું લીધું. કકરાવીને ધારદાર કર્યું. ફૂલમણી દાતરડું પાસે ને પાસે રાખે. દિવસે પણ રાખે ને રાત્રે પણ રાખે. એ તો એને ઘેર રહે ને કહેઃ 'લૂટારો આવે તો માથું જ ઉડાવી દઉં'

પણ એનું જોર એની પાસે રહ્યું ને એક

રાતે લૂંટારો એના ત્રણ ભાઈબંધોને લઈ કરીને ફૂલમણીને ઘેર આવી પહોંચ્યો. ફૂલમણી તો ખાટલામાં પડી પડી ઘસઘસાટ ઊંઘે.

લૂંટારો કહેઃ 'આજે બરાબર લાગ આવ્યો છે. ખાટલા સોતી જ ઉપાડી જઈએ!'

ચારે જણાએ ખાટલાનો એકેક પાયો પકડ્યો. પકડી કરીને ખાટલો અદ્ધર ઊંચકી લીધો. ખાટલો ઊંચકીને ચારે જણા ચાલી નીકળ્યા. ફૂલમણી તો ખાટલામાં પડી પડી નિરાંતે ઊંઘે. એને તો વાતની કાંઈ ખબર નહિ.

ઘોર એવું જંગલ આવ્યું. જંગલમાં વાઘ-વરૂ ડણકું દે. પવન સુસવાટા કરે. ફૂલમણી જાગી ઊઠી. જુએ તો ચારે તરફ ઘોર અંધારું. ચારે કોર બિહામણું જંગલ. ટાઢોબોળ પવન ફૂંકાય.

ફૂલમણી તો વિચાર કરે કે પોતે ક્યાં હતી ને ક્યાં આવી પડી છે.

એણે તો આંખો ખોલી જોયું તો મોટું બધું જંગલ છે. જંગલ વચ્ચે ખાટલો ચાલ્યો જાય છે ને પોતે ખાટલા ઉપર સૂતી છે.

ખાટલો તે કાંઈ ચાલે? એ તે કાંઈ ઊડણ પાવડી થોડી જ છે? એણે ફરીથી ઝીણી આંખે જોયું તો ચારે ખૂણે ચાર કાળા કાળા ઓળા છે. ખાટલા સાથે સાથે ચારે ઓળા ચાલે છે.

પછી તો એને થયું કે નક્કી પેલા લૂંટારાના જ કામા. લૂંટારો પોતાને ખાટલા સોતી ઉપાડી જાય છે.

ફૂલમણી તો ગભરાઈ ગઈ. એને થયું કે આ વખતે તો લૂંટારો જરૂર મારી નાખશે. એ તો એવી ધ્રૂજે એવી ધ્રૂજે.

ધ્રૂજતાં ધ્રૂજતાં એનો હાથ કશાકને અડચો. એ તો ફૂલમણીનું દાતરડું હતું. દાતરડું તો એ ભૂલી જ ગયેલી. દાતરડું જોયું એટલે એને હિંમત આવી. એણે જોર કરીને દાતરડું હાથમાં લીધું. એક ઝટકે એક, બીજે ઝટકે બીજો ને ત્રીજે ઝટકે ત્રીજો. ત્રણ ઝટકામાં એણે ત્રણ ચોરનાં માથાં ઉડાવી દીધાં. ચોથો લૂંટારો ખાટલો પછાડીને ભાગી છૂટચો. એ તો પાસેના ઝાડ પર ચડી ગયો.

ફૂલમણી ઝાડ નીચે પહોંચી. નીચે ઊભી ઊભી કહેઃ 'હેઠે આવી જો. હેઠે આવી જો.'

એના હાથમાં ધારદાર દાતરડું ચમક ચમક થાય.

લૂંટારો નીચો શાનો આવે? એ તો ઊંચી ઊંચી ડાળે ચડતો જાય.

પછી તો ફૂલમણીએ સૂકાં લાકડાં ભેગાં કર્યાં. પાંદડાંનો ઢગલો કર્યો. ચકમક વતી દેવતા પાડ્યો પાંદડાં સળગ્યાં. મોટો બધો ભડકો થયો. પવન કહે મારું કામ. ભડકો તો ઝાડની ડાળે ડાળે પરવરી ગયો. એ તો લીલું ય બળે ને સૂકું ય બળે.

લૂંટારો તો આ ડાળેથી પેલી ડાળે જાય ને પેલી ડાળેથી આ ડાળે આવે. આગના ભડકા પાછળ ને પાછળ, જ્યાં જાય ત્યાં દાઝે.

લૂંટારો તો બૂમેબૂમ પાડેઃ 'બળું છું રે બળું છે.'

નીચે ઊભી ઊભી ફૂલમણી તાળીએ તાળીઓ પાડેઃ 'લે લે, લેતો જા.'

લૂંટારો કાલાવાલા કરેઃ 'ઓલવી નાખ. ઓલવી નાખ. તારે પગે પડું.'

ફૂલમણી કહેઃ 'ઓલવું જ ને? આંહ, લાગમાં આવ્યો છે!'

પછી તો લૂંટારાથી આગના ભડકા સહેવાયા નહિ. એણે તો આંખ મીંચીને નીચે ઝંપલાવ્યું નીચે તો આગની ભઠ્ઠી ધખધખે. લૂંટારો બરોબર ભઠ્ઠીમાં પડ્યો. પડતાં ભેગો ભડથું થઈ ગયો.

પછી તો ફૂલમણી લૂંટારાનો બધો માલ ગાડાં ભરી ભરીને લઈ આવી.

ને ખાધુંપીધું ને રાજ કર્યું.

•

# કાલિંદીનો ઘરસંસાર

અનુવાદક
ચંદુલાલ વ. ભટ્ટ

કાલિંદી કોંગ્રેસ સ્વયંસેવકદળમાં તાલીમ લઈને પાછી ફરી ત્યારે સાવ થાકીને લોથ થઈ ગઈ હતી. રવિવારની સવાર હતી એટલે લાંબા વખત સુધી ક્વાયત કરવાની હતી. ઘેર આવીને જરા નિરાંતે લાંબું ડિલ કરવાનું એને મન હતું, પરંતુ ઘેર પહોંચી ત્યાં તો એની મા એની રાહ જ જોતી હતી. 'કાલિંદી, બેટા, જરા ઉતાવળ રાખ. દેશપાંડેને ત્યાંથી આજે તને જોવા આવવાના છે. હમણાં જ એમને ત્યાંથી આ સમાચાર આવ્યા છે.' કાલિંદીની મા જરા વિનવણીભર્યા અવાજે બોલી. જોવા આવવાના બધા જ પ્રસંગોએ કાલિંદી ખૂબ ગુસ્સે થઈને જ તૈયાર થતી, એવો એની માને છેલ્લા બે–ચાર વખતનો અનુભવ હતો જ. પરંતુ એ ય તે કરે શું ? ઉપરાંત, એના બાપુજીએ પણ તેને દેખાડવાનું કોઈ સત્ર શરૂ કર્યું ન હતું. બહુ જ સહજ રીતે જો ક્યાં ય યોગ્ય સ્થળ મળી આવે, અને બંધબેસતું થઈ જાય તો પતાવી દેવું એવો એમનો ઇરાદો હતો.

તુરત જ કાલિંદીએ બડબડતાં બડબડતાં વાળ . , વેણી ભરાવીને સાડી બદલી લીધી. સાડી તાં બદલતાં હમેશ પ્રમાણે એના મનમાં વિચારો આવવા લાગ્યા: આજ આવનારા મહેરબાન તે કોણ હશે ? દેખાવમાં કેવાક હશે ? એમના વિચારો કઈ જાતના હશે ? પોતાના સાથી સાથે પોતે ખભેખભા મેળવીને કાર્ય કરવું, બને તો પ્રેમલગ્ન કરવાં, એવી તેની પોતાની ઇચ્છા હતી. અને એટલે જ જોવા આવનારાઓને પોતે પસંદ પડતી નહિ ત્યારે તેને એક રીતે નિરાંત થતી. વળી પોતે અત્યારે જુનીઅર બી.એ.માં હતી, એટલે પોતાનું બાકીનું દોઢ વર્ષ અધૂરું રહી ન જાય એની ય એને ચિંતા રહ્યા કરતી.

જોનારાઓ આવ્યાં. સાસુ તો ન હતાં એટલે દૂરનાં એક ઓરમાન માશી 'કામચલાઉ' સાસુ બનીને આવ્યાં હતાં. તેમને તેણે જૂની રીતે નમસ્કાર કર્યા. બહારનાને જરા આધુનિક પદ્ધતિથી ટ્રેમાં ચા આણી આપી. એમ કરતાં તેણે 'તેને' બરાબર જોઈ લીધા. 'ઠીક છે, આની સાથે જો મેળ ખાઈ જાય તો કંઈ ખરાબ નહિ.' એવું એનો દેખાવ જોતાં કાલિંદીના મનમાં થઈ આવ્યું.

બધાં જ ગયા પછી ઘરમાં હમેશ મુજબ ચર્ચા શરૂ થઈ. કોઈ પણ લોકો આ રીતે જોવા આવી ગયા પછી, આવનારાની સ્થિતિ અનુસાર 'કાલિંદી હવે તો દાક્તર થવાની' અથવા તો 'કાલિંદી હવે તો જીમખાનાના મકાનમાં રહેવા જશે.' અથવા તો 'હવે કાંઈ કાલિંદીએ પગે ચાલવું નહિ પડે' એવી જાતનાં વાક્યો સાંભળવા મળતાં કાલિંદીને આ બધું સાંભળી ભારે ગુસ્સો આવતો અને છતાં એવાં વાક્યો મારફત સામા પક્ષની પરિસ્થિતિનો એને કંઈક અંદાજ મળી આવતો એટલે એક રીતે તો એને સારું ય લાગતું. અત્યારે પણ એનાં માજીનું ભાષણ શરૂ થયું: 'કાલિંદી, બેટા, પણ અહીં તારે સાસુ નથી હો. ઘરનું બધું જ કામ સંભાળવાનું તારે માથે આવી પડવાનું ' 'હા, ઉપરાંત કૉલેજ નહિ હોય છતાં ય સમય કેમ પસાર કરવો તેની ય તેને પછી ચિંતા નહિ રહે.' એની બાએ ઉમેર્યું: 'અરે પણ વખત કેમ પસાર કરવો એની ચિંતા ઊભી થવાની જ નહિ.' કૉલેજમાં અભ્યાસ કરતા એના માશીઆઈ ભાઈએ ટાપશી પૂરી. 'વસંતરાવ જાય છે હિંદુમહાસભા સંઘમાં અને બેન જાય છે કોંગ્રેસ સ્વયંસેવકદળમાં. એટલે એ બે ય જણાં પોતપોતાના પક્ષના સિદ્ધાંતોની ચર્ચા કરવામાં જ પોતાનો સમય વિતાડી દેશે.'

પરંતુ કાલિંદીના મગજમાં જુદો જ વિચારપ્રવાહ શરૂ થયો. હિંદુમહાસભા સંઘ વિષે નાનપણથી જ તેના મનમાં અમુક પ્રકારની ગાંઠ બંધાઈ ગઈ હતી. જેમ, તેના વર્ગમાં છોકરીઓની જુદી જુદી ટોળીઓ બંધાયલી હતી, તે જ પ્રકારે પોતાના સામાજિક જીવનમાં પણ વાડા ઊભા થયા હતા. લાંબી કાળી ટોપીવાળા હિંદુમહાસભા સંઘના સભ્યો હાથમાં લાકડીઓ ફેરવતા ફેરવતા જ્યારે રસ્તા ઉપરથી પસાર થતા ત્યારે બીજી બહેનપણીઓની સાથે કાલિંદી પણ એમની મશ્કરી કરતી. એ જ સંઘનો સભ્ય પોતાનો પતિ પણ હોય એ એને ન ગમ્યું. એનું મન આ વિચારથી અસ્વસ્થ બની ગયું. એમ થાય તો પોતાની બેનપણીઓ પોતાને કેવી ચીડવશે એ વિચારે પણ એ મૂંઝાઈ ગઈ. જે સંઘમાં જાય એની સાથે પોતે લગ્ન નહિ કરે એવું એણે પોતાના મનમાં નક્કી કરી લીધું. રાત્રે જમતી વખતે

પોતાના પિતાને આ વાત જાહેર કરવી, અને એ પણ કઈ રીતે એ માટે એ થોડાં વાક્યો ય તૈયાર કરવા લાગી, પણ કેમે ય કર્યાં એનો મેળ બેસે નહિ. એટલે રાત્રે જમતી વખતે પોતાના પિતા એક દરદીની ગમ્મતભરી વાત કહેતા હતા તેમાં કે વચ્ચે પોતાની બા લગ્ન સંબંધની કોઈ કોઈ વાતો કહેતી હતી તે કોઈ જ વાતમાં તેનું ધ્યાન ન હતું. એ તો બસ આ વાત પૂરી થાય એટલે મારી હકીકત રજૂ કરી દઉં એવું એવું નક્કી કર્યા કરતી હતી. છતાં એક વાત પૂરી થાય તો ય પોતાથી બોલાય નહિ અને બીજી વાત શરૂ થઈ જાય એવું ચાલ્યા કર્યું. છેવટે પોતાના પિતાએ દાળભાત લીધા ત્યારે તેનાથી રહેવાયું નહિ. 'બાપુજી...' એ બોલી અને પછી જે રીતે કોઈ વિદ્યાર્થી પોતાનું ભાષણ મોંએ કરીને લાવ્યો હોય અને સભા સમક્ષ આવીને ઊભતાં 'પ્રમુખ મહાશય'થી આગળ બોલવાનો એક ય શબ્દ યાદ કરી બોલી ન શકે તેવી કાલિંદીની સ્થિતિ થઈ. 'હવે આ મોકો જવા ન દેવો જોઈએ' એવા વિચારમાં એ ગરકાવ હતી. એટલામાં એને સ્તબ્ધ બની ગયેલી જોઈને એના પિતાએ કહ્યુંઃ 'શું કહ્યું, બેટા!' આ રીતે નિયમ મુજબ પોતાના પિતા અતિશય પ્રેમભર્યા અવાજે બોલતાં તેની મૂઝવણનો પાર ન રહ્યો. બધાની જ નજર અને ધ્યાન પોતા તરફ છે. એ જોતાં એ તો શરમની મારી દબાઈ ગઈ. છતાંય છેવટે જોર કરીને બોલી કાઢ્યુંઃ 'દાળ ઠંડી થઈ ગઈ હશે, થોડી ગરમ લાવું?'

'ના, ના. ગરમ છે.' એમ બોલીને એના પિતાએ જમવાનું પૂરું કર્યું. જમી ઊઠી, હાથ ધોઈ, મોં લૂછી, સોપારી વગેરે ખાઈ, ફરી પાછા કોટ પહેરી બહાર જવા ઊપડ્યા. આ દરેક ક્રિયા વખતે કાલિંદી બધી જ ધીરજ એકઠી કરી બોલવાનો પ્રયત્ન કરતી હતી પરંતુ 'આ મોકો હવે જવા ન દેવો જોઈએ' એવું મનમાં ને મનમાં નક્કી કરવા સિવાય વિશેષ તે કશું જ ન કરી શકી.

પરંતુ જે વાત તે પોતાના પિતા આગળ ન કરી શકી તે પોતાની બા આગળ કરી દીધી. બાળકો જે રીતે કોઈક વાત અસંબદ્ધ રીતે કહે એ રીતે એણે પોતાની વાત પોતાની બાને કહી. બાએ એ વાત કંઈક બનતી જ રીતે એના પિતા સમક્ષ રજૂ કરી. છેવટે એમણે કાલિંદીને પોતાના ઓરડામાં બોલાવી.

'કાલિંદી, ગાંડી છોકરી! એ સંઘમાં જાય છે એમાં થઈ શું ગયું? તને એ થોડો આગ્રહ કરે છે ત્યાં જવાનો? તું ય તે ખુશીથી તારા સ્વયંસેવિકાદળમાં જજે ને! આમાં તને ખરાબ શું લાગે છે? તેઓ જ્યાં જાય છે ત્યાંથી પણ, તને તો તેમના થકી માન જ મળવાનું છે.'

'એ વાત તો ખરી જ છે, પિતાજી! પરંતુ એકબીજાના મત જુદા હોય...'

'અરે, પણ તારો તો મત કેવો? લગ્ન થયા પછી પતિની સાથે પતિના મતને પણ સ્ત્રીઓ પોતાનો જ મત કરી લે છે!' એમ બોલી એ હસવા લાગ્યા 'અને એકાદ બાળક થયા પછી તો મત હોવાનું કારણ સરખું નહિ રહે, સમજી?'

'ના, હો બાપુજી, હું કંઈ મારું દળ છોડવાની નથી.' જરા છણકો કરીને કાલિંદી બોલી. ના કહેલ છતાં ય છેલ્લાં બે વર્ષથી તે સ્વયંસેવિકાદળમાં જતી હતી. પોતાના નાના ભાઈબહેનોને પણ તે સાથે લઈ જતી, અને ત્યાં જવાનું શીખવતી. કોંગ્રેસ તથા તેના સ્વયંસેવક-દળ વિષે તેને એક પ્રકારનું મનથી અભિમાન હતું. અને એટલે જ ઘણી ય વાર સાંજને ટાણે તેને. પોતાના પિતા સાથે આ બાબતમાં ચર્ચાઓ થતી તેઓ દલીલ કરતાઃ 'હિંદુસભા શું, કોંગ્રેસ શું કે કોમ્યુનિસ્ટ શું, સૌને જ સ્વાતંત્ર્ય જોઈએ છે. સૌના રસ્તા ફક્ત જુદા છે. અને તમે કોંગ્રેસવાળાઓ હિંદુસભા વિષે અને હિંદુસભાવાળાઓ કોંગ્રેસ વિષે ટીકા કરવાના જ. કેટલુંક આ પક્ષનું ખરું હશે, કેટલુંક પેલા પક્ષનું ખરું હશે. અમારે દાક્તર લોકોને શું! બધું જ સરખું!'

આ વખતે પણ તેમણે કાલિંદીને એવો જ મત-લખનું જણાવ્યુંઃ 'તું ભલેને સાંજે તારા સ્વયંસેવિકાદળમાં જજે અને એ ભલે એના સંઘમાં જાય. એમાં બગડી શું જવાનું છે?'

'ખરેખર! સાંજે એ જશે સંઘમાં અને હું જઈશ સ્વયંસેવિકા-દળમાં. એમાં હરકત શી છે! બન્નેનું કાર્યક્ષેત્ર જુદું હોય તેથી શું થયું? પતિ દાક્તર અને પત્ની શિક્ષિકા હોય એવાં ઉદાહરણો ક્યાં નથી? એવું જ આ! પોતાના મન પ્રમાણે બધું જ ન થાય એ ખરું, પરંતુ બધું જ આપણા મન પ્રમાણે જ થવું જોઈએ એવી હઠ લઈ બેઠાએ

તો પાર ક્યાંથી આવે ! બીજી બધી જ રીતે એ સારા છે. કોઈ એકાદ વાતમાં મતભેદ હોય એમાં શું થઈ ગયું !' કાલિંદીની વિચારસરણી હળુહળુ બદલાઈ.

*

લગ્ન પછીના બે માસ કેમ પસાર થઈ ગયા તેનું તેને ભાન સુદ્ધાં ન રહ્યું. પ્રેમની મસ્તીમાં એ રંગાઈ ગઈ હતી. તેના મન અને શરીર ઉપર કશાકનો કેફ ચઢ્યો હતો. ઘરમાં સાસુ ન હતાં એટલે ઘરનું બધું જ કામકાજ તેને જ સંભાળવું પડતું. પણ કોઈ વાર શાક સમારતાં આગલા દિવસનો એકાદ મીઠો પ્રસંગ યાદ આવી જતાં એ મીઠો રોમાંચ અનુભવતી. વીજળી ચમકારો કરી જાય તેવો ભાવ તેને થઈ આવતો. પોતે એકલી ઓરડામાં હોય ત્યારે કેટલીય વાર જાણે કે પોતે પોતાથી શરમાઈ જતી અને એ વખતે એને મનમાં થતું: 'અરેરે ! લગ્ન પહેલાં તે હું કેવી કેવી કુશંકાઓ કરતી હતી !'

ક્યારેક ક્યારેક તેને વસંતરાવની નજર કામુક જણાતી. પોતાના સૌંદર્યનું એની મિત્રમંડળીમાં થતું વર્ણન ક્યારેક તેને અનુચિત લાગતું. છતાં જેમ એકાદ મિષ્ટાન્ન જમતાં જમતાં વચ્ચે એકાદ કોળિયામાં કાંકરી ચાલી જાય, અને પછી બીજે કોળિયે આવતાં કાંકરીનો આગલો અનુભવ વિસારે પડે છે તેવું જ તેનું થતું.

વસંતરાવ કોર્ટમાંથી ઘરે આવ્યા પછી મોટે ભાગે એ બન્ને ફરવા જતાં. એમ થતાં એમનું સંઘનું કામકાજ પણ અટક્યું રહેતું. એ રીતે દિવસો એમના આનંદમાં નિર્ગમન થતા. પણ પહેલો ઊભરો હળવે હળવે શમવા લાગ્યો. અત્તરનાં ચાર ટીપાં નાખતાં બધેય મઘમઘાટ થઈ રહે છે, છતાં બે-ચાર કલાકમાં એની વાસ ઊડી જાય છે. ટૂંક સમયમાં ઘરની ચાર દીવાલ વચ્ચેનું જગત એમને અધૂરું જણાવા લાગ્યું. સાદી દિનચર્યાના જીવનની શરૂઆત થઈ ચૂકી. એક-બીજામાં મસ્ત રહેનારાં એ બન્નેમાં બહાર નજર કરવાની વૃત્તિ જાગ્રત થઈ. વસંતરાવ ધીરે ધીરે સંઘના કામમાં જોડાયા—કાલિંદીએ પણ સ્વયંસેવક-દળમાં જવાની વાત કાઢી. મામાજીનું કહેવું હતું: 'દીવાટાણે ઘરની લક્ષ્મીએ બહાર શા સારુ રહેવું !' વસંતરાવનો કંઈ એવી જાતનો વિરોધ ન હતો. ફક્ત એમની જેવા સંઘના કાર્યકર્તાની પત્ની કોંગ્રેસ સ્વયંસેવક-દળમાં જવા લાગશે તો લોકો શું કહેશે એ જ એમનો મુદ્દો હતો. અને છતાંયે કાલિંદી તો સ્વયંસેવક-દળમાં જવા લાગી. તેને લાગતા સારું: 'ખરે જ, તેઓ સાંજે સંઘમાં જશે, અને હું જઈશ સ્વયંસેવિકા દળમાં.'

એક દિવસે વસંતરાવ જરા ખુશખુશાલ ઘેર આવ્યા. આંબેગામમાં દશેરાના ઉત્સવ નિમિત્તે એમને અધ્યક્ષ તરીકેનું આમંત્રણ આવ્યું હતું. કાલિંદીને તેઓ સાથે લઈ જવા ધારતા હતા. કાલિંદીએ ઘણાંય બહાનાં બતાવ્યાં, પરંતુ ફક્ત ઉત્સવમાં જવામાં એનું શું જાય છે એવે વિચારે એણે જવાનું નક્કી કર્યું. અને એ ગઈ પણ ખરી. ત્યાં રંગ પ્રમાણે હરતા-ફરતા અને વર્તતા માણસો વચ્ચે જઈને રહેવામાં એને જરા મૂંઝવણ જેવું લાગ્યું. લાગણીઓ ઉશ્કેરે તથા તર્કહીન લાગે તેવાં કેટલાંય ભાષણો ત્યાં થયાં. એ બધું જોઈને તે ભયભીત બની. શું ફરી ફરીને આવા ઉત્સવોમાં આવવું પડશે એવો વિચાર પણ એના મનમાંથી પસાર થઈ ગયો. વધારામાં ત્યાંથી પાછાં ફરતાં એણે ન ધારેલો એવો સવાલ વસંતરાવે ઘણી ઉત્કંઠાથી પૂછ્યો: 'કાં, ઉત્સવ કેવો લાગ્યો ?'

તેનો નાનો દેર પણ સંઘમાં જતો. કાલિંદી ક્યારેક તેને જવાહરલાલ નેહરુની વાત કહેતી અથવા તો સ્વયંસેવિકા-દળ વિષે માહિતી આપતી ત્યારે વસંતરાવ સાચે જ નારાજ થઈ જતા. તેઓ કહેતા. 'તારું ભૂંસું તું એના મગજમાં ન ભરતી. તમે સ્ત્રીઓ રાજકારણમાં શું સમજો !' અને પછી તો એના દેરને પણ એ વાત સાચી લાગતી. 'ખરેખર ભાભી તે આપણને શું શીખવવાનાં હતાં ! આપણે પુરુષ છીએ. અને એટલે એમના કરતાં આપણે ડાહ્યા છીએ જ છીએ.' અને પછી સહજ ગર્વભેર એ ભાભીને કહેતો; 'ભાભી, મારું શર્ટ અને ચડ્ડી આજે ધોઈ રાખજો. કાલે અમારો ઉત્સવ છે.' જાણે કે તેને હુકમ કરવાનો તેને પોતાને અધિકાર જ હતો. ત્યારે કાલિંદીને પોતાનો કોંગ્રેસ સ્વયંસેવક-દળમાં જનારો ભાઈ યાદ આવતો. સ્વતંત્રતા-દિનને આગલે દિવસે તે પોતે જ પોતાનું પહેરણ ને ચડ્ડી ધોવા બેસી જતો. ધોતાં પૂરું આવડે નહિ એટલે પથરા પર એ પટકવા લાગે. એ અવાજ સાંભળી કાલિંદી હસતી હસતી એની પાસે જઈને ધોવાનું લઈ લેતી અને

પોતે ધોવા લાગતી. જવાબમાં એ કહેતોઃ 'એમ ત્યારે મોટી બહેન, તું ધોઈ આપે છે!' આ બધું ય યાદ આવતાં એની આંખો ભીની થઇ આવતી. પણ પછી તરત જ એ સાવધ થઈ જતી. આવી નાની બાબતમાં શા માટે બોલવું ને ઝગડો કરવો? આવી બાબતો પ્રત્યે તો દુર્લક્ષ જ કરવું જોઈએ! અને પછી એ પાછી પોતાના કામમાં ગૂંથાઇ જતી.

*

તે દિવસે સાંજે સ્વયંસેવિકા–દળની છાવણીનો ઉદ્‌ઘાટન–સમારંભ હતો. ખેર સાહેબનું ભાષણ હતું કેટલીક નવી બૈનિઓને લઇને કાલિંદી ત્યાં જવાની હતી. બપોરની ચા એણે જરા વહેલી કરી નાખી અને પછી જવાની તૈયારી કરવા લાગી. છાવણીમાં જઇને પોતે રહી શકશે નહિ તેનું તેને દુઃખ થતું છતાં જનારી મૈત્રિણીઓ ત્યાંની બધી જ હકીકત કહેશે એ વિચારે એણે સમાધાન મેળવ્યું હતું. અને ઉત્સાહમાં પણ હતી. નીકળવાની એ તૈયારીમાં જ હતી. ત્યાં જ વસંતરાવને મળવા કોઇક મહેમાન આવી ચડ્યા. પત્યું! વસંતરાવે ચા મૂકવાનો હુકમ આપ્યો.

'મારે છે ને, જરા જરૂરી કામ છે, અત્યારે ખેર સાહેબને હાથે છાવણીની ઉદ્‌ઘાટનક્રિયા થવાની છે. મારે ત્યાં જવું પડશે. એટલે...' કાલિંદી બોલી.

'કામ–બામ કાંઈ નહિ, ત્યાં જવાનું તો હમેશનું છે જ. એક દિવસે ત્યાં ન ગઈ તો બગડી શું જવાનું?'

'મેં કહ્યું ને કે આજે ખાસ કાર્યક્રમ છે.'

'તારા વિના કાંઈ કાર્યક્રમ અટકી નહિ પડે ને!'

'પણ એના સિવાય મારું અટકી પડશે ને? ઉપરાંત હું થોડી નવી છોકરીઓને એમને ઘેરથી તેડીને ત્યાં જવાની છું.'

'શાનો સમારંભ છે? કાંઇ ખાસ વિશેષ હોય તો જવા દો એમને. મારે કાંઈ ચાની એવી જરૂર નથી. છોકરીઓ વગેરેને લઇ જવાની એ વાત કરે છે ને...' મહેમાન જરા વિવેકભરી રીતે બોલ્યા.

પણ વસંતરાવ તો હઠે ભરાયા જેવું થયું. હવે એ 'તાત્વિક' પ્રશ્ન બન્યો હતો! 'કઈ છોકરીઓ ને શી વાત! આ ચાર–પાંચ જાત–કજાત છોકરીઓ ભેગી કરીને ત્યાં દેશકાર્ય કરવા ઊપડ્યાં! પહેલાં ઘર-કામ કરો, અને પછી દેશકાર્ય!' તે બોલ્યા.

'આજનો દિવસ તમારા ભાઈ ચા કરી આપશે, તેઓ અત્યારે અમસ્તા બેઠા છે.' તેણે જરા નમ્રતાથી જવાબ વાળ્યો.

'તો પછી મારો ભાઈ શું કામ? હું જ કરી દઈશ. હું ય નવરો જ બેઠો છું. પ્રવૃત્તિ ફક્ત તારે જ છે!'

'એવું હું ક્યાં ક્યારે ય બોલી છું? નકામું શા માટે નાખી દેવા જેવું બોલો છો? એક તો મારે મોડું થયું જ છે, અને જવું છે એ ચોક્કસ છે.' કાલિંદી જરા અકળાઈને બોલી.

વસંતરાવે આટલું સાંભળતાં આગળ વધી દલીલો કરવા માંડીઃ 'જે એક પતિને સુખી કરી શકે નહિ, એ સમાજને તે શું સુખી કરવાની હતી?'

મહેમાનની હાજરીમાં જેટલી ફજેતી થઈ એટલી પૂરતી હતી એમ સમજી, સમજણપૂર્વક કાલિંદી મનમાં બળતી બળતી રસોડામાં જઈ ઝડપ દઇને સ્ટવ ખેંચી જોર જોરથી પંપ મારવા લાગી.

જેમ–તેમ કરીને એણે ચા તૈયાર કરી આપી. આંખોમાં આંસુ ઊભરાયાં કરતાં હતાં. છાનીમાની એ લૂછી નાખી એ કામ કરવા લાગી હતી. એ આંસુ સંતાપ અને નિરાશાનાં હતાં. સમારંભમાં પોતે નવી છોકરીઓની ભરતી કરાવી આપવાની જવાબદારી પાર પાડી શકી નહિ તેનું તેને વધારે દુઃખ હતું. વિશેષમાં આ માત્ર આજના પ્રસંગ પૂરતો જ સવાલ ન હતો. આવું તો પછી હંમેશ બને. ઉપરાંત આ એની એકલીનો સવાલ ન હતો. આખા દળનાં કામ–કાજ અને વ્યવસ્થામાં આને લીધે અગવડો ઊભી થાય તેવું હતું. એટલે એવે પ્રસંગે કાં તો પરિસ્થિતિની ઉપરવટ જવાનું સાહસ કરવું જોઈતું હતું અથવા તો દળોમાંથી પોતાનું નામ કમી કરાવવું જોઈતું હતું. કાલિંદીએ પાછલો રસ્તો સ્વીકાર્યો. એમ કરવામાં અલબત્ત એને પારાવાર દુઃખ થયું.

કાલિંદીને હવે કશી ખાસ પ્રવૃત્તિ ન હતી. દિવસ ભર એ એકલી રહેતી. એ પોતેય ન સમજે એ રીતે એની કાવ્યશક્તિ ખીલી ઊઠી. નવા નવા અર્થો ભરેલી કવિતાઓની લીટીઓ એ રચવા લાગી. જૂનાં હાલરડાંમાં નવી લડાઈઓના ભાવ એ ભરવા લાગી. રશિયાના લોકોના હાથમાંની રાજસત્તા પરનો જર્મનીનો હલ્લો અને એથી મચેલો હાહાકાર, દેશદેશમાં મચેલી ક્રાંતિની તૈયારીઓ ને દેશભક્તોની એ ક્રાંતિમાં

મરી ફીટવાની ગર્જનાઓ એ બધું જ એનાં કાવ્યોમાં વણાવા લાગ્યું. પારણામાં પોઢેલા બાળકને એ બધાઃ યમાંથી પ્રેરણા મેળવી, આવતી કાલ એની પોતાની છે એમ સમજી, લોકકાર્ય માટે તૈયાર થવાની જાણે કે મીઠી મીઠી વાણીમાં એ હાકલ કરતી હતી. પોતાનાં રચેલાં આવાં કાવ્યો એકવાર વસંતરાવના હાથમાં આપ્યાં. 'હં' એવો ઉચ્ચાર કરી એમણે એ નોટબુક નીચે મૂકી દીધી. 'પ્રાસ તો ખરેખર સરસ છે. હો. તારામાં કાવ્યશક્તિ પણ જરૂર છે. છતાં આ દુનિયાનું રાજકારણ એમાં શું ભર્યું? જો મને ય તે કાંઇ એનો અર્થ સમજાતો નથી, તો પછી બાળકો તે શું સમજવાનાં હતાં?'

કાલિંદી ખૂબ ગુસ્સે થઈ ગઈ. પરંતુ બીજે જ દિવસે વસંતરાવ બોલ્યાઃ 'કાલિંદી, તારી કાવ્યશક્તિની કદર થાય એવો યોગ પ્રાપ્ત થયો છે.'

કાલિંદીને લાગ્યું કે પોતાનાં કાવ્યો કોઈ ગાવાનું હશે કે છાપવાનું હશે. ત્યાં તો કાંઇક નવું જ નીકળ્યું.

વસંતરાવ બોલ્યાઃ 'આપણા મહારાજાને ત્યાં કુંવરનો જન્મ થયો છે. પુત્રજન્મના આનંદની તું એકાદ કવિતા કર. આપણે તેમને ભેટ કરીએ.'

'એટલે? એને દીકરો જનમ્યો એમાં હું કવિતા શા માટે કરું?'

'કેમ, આપણો એ આનંદનો પ્રસંગ છે માટે. કોઈકને દીકરો આવે તો તને આનંદ ન થાય?'

'ગમે તેને દીકરો આવે તો નહિ. કોઈ સારા માણસને ત્યાં આવે તો જરૂર આનંદ થાય.'

'અરે પણ એ તો મોટા મહારાજા છે. મને ને તને બેયને ખૂબ માનમરતબો મળશે. ને ગૌરવ લેવા જેવું એ કાર્ય ગણાશે.'

'એમ કે? આ બધું ગૌરવ લેવા માટે છે! પણ તમે યાદ રાખજો કે હું મારી કાવ્યશક્તિ વેચવાની નથી. ઉપરાંત ખરાબ રસ્તે તેનો ઉપયોગ પણ થવા દેવાની નથી.' જરા ગુસ્સાભરી રીતે એ બોલી.

'એમ કે! તો પછી પર્યા રહો અહીંયાં જ એકની એક સ્થિતિમાં!'

'ભલે! મારી કાવ્યશક્તિ અહીંયાં જ આની આ સ્થિતિમાં ખલાસ થઈ જાય તો ય વાંધો નહિ!'

'પરંતુ એમાં આટલું ચિડાવા જેવું શું છે? આવડી એવી વાતને આવડું મોટું સ્વરૂપ કાં આપે છે?'

'આવડી એવી વાત? દરેક પ્રસંગે આવડી એવી વાત જ લાગે છે. પરંતુ હવે આવડી એવી વાતો ઘણી જ એકઠી થઈ છે. અને એટલે જ આ આવડી એવી વાતનો ઘણો ય મોટો અર્થ છે. કૉલેજનું મારું એક જ વરસ બાકી રહ્યું હતું. તે વખતે પણ તમે એવું જ કર્યું. મારાથી ઘરનું કામ અને કૉલેજનો અભ્યાસ એ બન્ને નહિ બની શકે એવા પ્રેમભર્યા આગ્રહે મારો અભ્યાસ તમે બંધ કરાવ્યો. તમારે કારણે જ મારે સ્વયંસેવિકા–દળ છોડી દેવું પડ્યું. આમ છતાં મારે તમારી સાથે બંધબેસતાં થવું જ એમ માનીને તે પ્રમાણે હું વર્તી–એ બધા પછી પણ મારે કંઈક જુદું સ્વતંત્ર વ્યક્તિત્વ હોઈ શકે તેનો તમને ખ્યાલ જ નથી આવતો. અથવા તો તેમાં તમે કરો પણ શું! એ પ્રમાણે વર્તવું એ તત્ત્વજ્ઞાનનો એક ભાગ જ છે.'

'મારા –તત્ત્વજ્ઞાન સંબંધે કશું ય બોલવાનું અત્યારે કારણ નથી. મૂંગી જ બેસ. તું વધારેપડતી આગળ જા છે.' વસંતરાવ ડરાવતા બોલ્યા. એમની આંખમાંથી જાણે કે તણખા ઝરવા લાગ્યા હતા. એમની ભ્રૂકુટી ચઢી ગઈ હતી. ખૂબ જ વેધક નજરે તેઓ તેની સામું જોઈ રહ્યા હતા.

કાલિંદી ઊભી રહી–તેનું આખું શરીર ધ્રૂજતું હતું. કપાળ ઉપર પરસેવાનાં ટીપાં જામી ગયાં હતાં. અંદર ઉકળાટનો ચરુ ઊકળી રહ્યો હતો. હૈયું જાણે કે ફાટી પડતું હતું. આમ છતાં ઉદ્વેગના માર્યા ધાર્યા શબ્દો નીકળી શકતા ન હતા. તૂટક તૂટક રીતે છતાં જોરદાર રીતે તે બોલતી હતીઃ 'હું મૂંગી નથી બેસવાની..આજ સુધી દરેક વખતે મૂંગેમૂંગા સહન કર્યું, પણ હવે નથી કરવાની. વ્યવહારના તથા જીવનના દરેક પ્રશ્નમાં તમારી આ સંકુચિત વૃત્તિ–કૂપમંડૂક વૃત્તિ હું જાણું છું. ફક્ત જરા જેટલી દાળ ખારી થઈ જાય તો ય તમે ગુસ્સો કરો છો. જાણે કે હું એકાદ યંત્ર હોઉં એમ, રસોડામાંની કોઈ નાની એવી રસોઈની ભૂલ પણ તમને ઉશ્કેરી મૂકે છે. મેં સંતતિ-નિયમનની વાત કાઢી–તમે એ ઉડાડી મૂકી. માબાપને વૃદ્ધાવસ્થામાં ખોળામાં રમનારો ભાણિયો જોઈએ છે એવી દલીલ કરવામાં આવી. તમારા ભાઈને રમવા માટે ભત્રીજો જોઈએ છે. ચાર માણસોને દેખાડવા માટે અને ગર્વ લેવા માટે તમારે દીકરો જોઈએ છે!

આ બધામાં મારે પુત્રની ઇચ્છા છે કે નહિ, અથવા તો એ બાબતમાં મારે કાંઈ લાગેવળગે છે કે નહિ તેની તમે કદી દરકાર જ કરી નથી! હું એટલે કાંઈ જ નહિ!'

'તને 'કંઈક' માની એ જ મારી ભૂલ. તે દિવસે મહેમાનની સામે મારી સારી ફજેતી કરી!'

'ફજેતી કોણે કરી? મેં કે તમે? બીજાની દેખતાં તમે મારું અપમાન કર્યું...'

'કાલિંદી!' વસંતરાવે બૂમ પાડી. 'તું કોની સાથે બોલે છે? શું બોલે છે? તને અહીંયાં શી વાતની કમી છે? ઘરમાં જે જોઈએ તે બધું જ છે તારે તારા અભિપ્રાયની શી જરૂર છે? તું મારે માથે ચડતી જા છો. તું બહુ ડાહી છો. તે મને ખબર છે. પરંતુ તારું એ ડહાપણ ચૂલા આગળ ને કાં તો તારી બૈરિણીઓ આગળ દેખાડજે, મારે એ નથી જોવું.' જાણે કે કઠોર અવાજે એ બરાડતા હતા.

'મારો ને તમારો મેળ ખાવો શક્ય નથી! મેં પ્રયાસ ઘણો ય કરી જોયો, ઘણું સહી લીધું' કાલિંદી ત્રાસીને બોલી. 'બધા જ તમે એક માળાના પારા છો.' આટલું બોલી હતાશ બની તે નીચે બેસી ગઈ. વસંતરાવ બબડતા બબડતા બહાર ચાલ્યા ગયા. કાલિંદીની નજરે અંધારાં આવતાં હતાં. તેનાં આંસુ સુદ્ધાં હવે તો સુકાઈ ગયાં હતાં. લગ્ન પછીના દરેક પ્રસંગનો સ્પષ્ટ અર્થ તેને સમજાવા લાગ્યો. હવે તેને સમજાયું કે સાંજે સ્વયંસેવિકા-દળમાં જવાને બદલે સંઘમાં જવા પૂરતો જ આ પ્રશ્ન ન હતો. ગાંધી-ટોપીને બદલે કાળી ટોપી પૂરતો જ આ સવાલ ન હતો. હમેશ બનનારા આ બનાવોનો જીવનના તત્ત્વજ્ઞાન સાથે સીધો સંબંધ હતો.

જમ્યા સિવાય તે ત્યાં ને ત્યાં જ ઊંઘી ગઈ. શરીર તાવથી ફફડી ઊઠ્યું હતું. વટોળિયામાં અટવાયેલાં પાન જે રીતે ઘૂમરી ખાય તે રીતે તેના વિચારો ચકરાવે ચડ્યા હતા. પોતે જાણે કે એક પર્વતનું ચઢાણ ચઢે છે, શિખર ઉપર કોઈક ઝાંખી દિવ્યમૂર્તિ પોતાને દેખાય છે અને પોતે વેગ કરીને ઉપર જવાનો પ્રયાસ કરે છે; પરંતુ પગથાર પાસે ઊભેલ વસંતરાવ જાણે કે પોતાને પાછી ખેંચી ગ્હેલ છે. એવું અસ્પષ્ટ ચિત્ર એની નજર સમક્ષ ઊભું રહ્યું!

તે જાગી ત્યારે આઠ વાગ્યા હતા. તેને આ જગ્યાએ રહેવું અશક્ય જણાતું નથી. તે ઝપટભેર ઊભી થઈ. ઝપાટાબંધ બે સાડીઓ થેલીમાં લઈ લીધી. હાથથી પોતાના વાળ સરખા કરી, થેલી હાથમાં લીધી.

'પરંતુ તું ચાલી આવી શા માટે?' લોકો એને પૂછશે. આનો ઉત્તર આપવો કઈ રીતે શક્ય હતો? તેનાં સગાંવહાલાં સુધરેલાં હતાં; કદાચને તેનો પતિ દારૂબાજ પીતો હોય તો તેને તેઓ સમજી શકે, પરંતુ મત એટલે શું? તેમાં જુદાપણું કે ભેદ હોય તો ય જીવન સાથે એને શો સંબંધ એ તેઓ સમજી શકે તેવું ન હતું. તે લોકોને એની સૂઝ જ પડવાની નહિ.

ઉપરાંત કાલિંદીને બાળકનું બંધન પણ વળગ્યું હતું. પોતાના બાળકને તો એ તાલીમ આપી શકશે જ એ આશાએ એણે પોતાના મનનું સમાધાન કરી લીધું ને અટકી ગઈ.

સાંજને ટાણે એ દરવાજા પાસે આવીને ઊભી રહેતી ત્યારે આસપાસનાં બાળકોને જુદા જુદા ઘેરકામાં સ્વયંસેવક-દળમાં જતાં તે જોતી. તેમના તરફ તે મમતાથી જોતી. તેનું મન વલોવાઈ જતું. પોતે પણ કોઈ સમયે આસપાસથી આ રીતે બાળકોને એકઠાં કરે, તેમને લઈને સ્વયંસેવક-દળમાં જાય. રમેકૂદે અને સમાન ધ્યેયથી એકઠી થયેલી પોતાની બેનપણીઓ આગળ ગર્વભેર ઊભે એવું એને થઈ આવતું. પરંતુ આજની કાલિંદી માટે એ કયાં શક્ય હતું? શહેરમાં આગળ પડતો ભાગ લેતી, નવા નવા વિચારોને પોતાના કરી ચૂકેલી કાલિંદી આજે વસંતરાવની પ્રતિષ્ઠાને ધક્કો ન લાગે એટલા ખાતર ઉંબરો ન ઓળંગાય તે માટે સાવચેતી રાખતી હતી! તેની કાળી ભમ્મર, ગોળ નાચતી આંખોમાં હવે કરુણા ભરી હતી. અસહાયતા એમાં પ્રત્યક્ષ થતી હતી!

પોતાના બાળકને લઈને હજુ ય તે પેલાં બાળકો તરફ જોતી ઊભી રહે છે. દરવાજામાં ઊભેલી કાલિંદીને જોઈને કોઈને ય કાલિંદીના સુખની ઇર્ષ્યા આવતી હશે. કાંખમાં મીઠું મજાનું ગોળમટોળ બાળક, પતિ પ્રખ્યાત વકીલ, ત્રણમાળનું સુંદર મકાન, ને શરીર પર ઘરેણાંગાંઠાં! અને આમ છતાં એક હાથે નાચી ઊઠતી એ કાળી ભમ્મર આંખોમાં ઊભરાતી જીવનની કરુણતા! તે ફક્ત એ એકલીને જ લાગે અનુભવવાની હતી!

[ શકુન્તલા નરવણેની મરાઠી વાર્તા
'કાલિંદી ચા સંસાર' પરથી

# સમાજ અને સાહિત્યની નવાજૂની

## સમાજ

અમરેલી પ્રાન્તના ચલાળાના કાઠી ભગવના ઈનામી રામપરા ગામના એક માથાભારે કાઠીએ ગામની ચૌદ જેટલી સ્ત્રીઓને કહેવાતી સોનાના માદળીઆની ચોરી કરવાના બહાના તળે ધગધગતા તેલના તાવડામાં હાથ બોળાવ્યા હતા આ સનસનાટીભર્યા સમાચારે પ્રજામાં અરેરાટી વ્યાપી ગઈ હતી. ત્રણેક સ્ત્રીઓને કાંડા સુધી બળવાથી ગંભીર ઈજા થઈ છે. જ્યારે બીજી સ્ત્રીઓને ઓછી વધતી ઈજા થવા પામી છે. ગામમાંથી સમાચાર બહાર ન જાય તે માટે માથાભારે માણસોએ તકેદારી રાખી હતી અને પ્રજામંડળના કાર્યકરો આવે તો ગોળીએથી ઠાર કરી દેવાની અફવા પણ વહેતી મૂકવામાં આવી હતી. પોલીસને આ બનાવની જાણ દસ દિવસ બાદ થતાં નાયબ ફોજદાર, ડૉક્ટર વગેરે બનાવવાળા સ્થળે જવા ઊપડી ગયા હતા.

અજમેરમાં એક નવું ચણાતું મકાન એકાએક તૂટી પડતાં અત્યાર સુધીમાં ચૌદ શખ્સો માર્યા ગયા હતા અને ૨૫ માણસોને ગંભીર ઈજા પહોંચી હતી. મકાનમાં કામ કરતાં માણસોના ચોક્કસ આંકડો હજુ સુધી જણાયો નથી. પરંતુ એમ ધારવામાં આવે છે કે આશરે ૫૦ માણસો તેમા કામ કરતાં હતાં મકાનનો ત્રીજો માળ બંધાઈ રહ્યો હતો દટાઈ ગયેલા માણસોના મૃતદેહો ભંગારમાંથી બહાર ખેંચી કાઢવામાં આવ્યા હતા. દટાઈ ગયેલાઓમાં સ્ત્રીઓ અને બાળકોનો પણ સમાવેશ થાય છે.

ન્યાસા સરોવરમાં તા. ૨ જીના રોજ 'લીટિયા' નામનું જહાજ ડૂબી જવાથી તેમાંના ૨૯૫ મુસાફરો ડૂબી મૂઆ હતા. આ બધા મુસાફરો ના. આગાખાનના અનુયાયી ઇસ્લામીઓ હતા અને ના. આગાખાન હીરક મહોત્સવમાં ભાગ લેવા ન્યાસાલેન્ડ જઈ રહ્યાં હતા. જહાજ ફ્લોરેન્સના અખાતમાં પવનથી તોફાનને લીધે ઊંધું વળી ગયું હતું. ૨૯૫ ઈસ્લામીઓમાંથી મોટા ભાગના શખ્સો ડૂબી ગયા હોવાની ધાસ્તી છે. ફક્ત પાંચ શખ્સોને બચાવી લેવામાં આવ્યા હતા.

નાગપુર યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલર શ્રી. પુરાણીકે જણાવ્યું હતું કે નાગપુર યુનિવર્સિટીની કારોબારી સભાએ નિર્ણય કર્યો છે કે '૧૯૪૭ના જુલાઇ માસથી યુનિવર્સિટીમાં તમામ વિષયોના શિક્ષણ માટે ફરજિયાત મધ્યવર્તી ભાષાઓ તરીકે હિંદી, મરાઠી અને ઉર્દૂનો અમલ કરવામાં આવશે. ગઇ સાલ યુનિવર્સિટીએ નાગપુર અને વર્ધાની કોલેજોમાં તેમજ કોમર્સ કોલેજમાં હિંદી ભાષાઓના શિક્ષણના મધ્યવર્તી સાધન તરીકે ઉપયોગમાં લેવાની છૂટ આપેલી હતી અને તેમણે એ સગવડોનો લાભ પણ લીધો હતો. આ નવા અખતરાનાં પરિણામો ઘણાંજ સારાં આવ્યાં હતાં. વાઈસ ચેન્સેલરે એવી આશા વ્યક્ત કરી હતી કે મધ્યપ્રાંતની સ્કૂલબોર્ડ પણ આવું પગલું લેશે. આ યોજનાને ફરજિયાત રીતે દાખલ કરવામાં આવે તે અગાઉ હિંદી ભાષાંઓમાં પાઠ્ય પુસ્તકો તૈયાર કરવા માટે એક લાખ રૂપિયાની ગ્રાન્ટ યુનિવર્સિટીએ સરકાર પાસે માંગી છે.

## સાહિત્ય

ગૂજરાતી સાહિત્ય પરિષદના આગામી સંમેલનના મંત્રીઓ તરફથી નીચેનું નિવેદન બહાર પડયું છે:

ગૂજરાતી સાહિત્ય પરિષદે શ્રી રાજકોટ સાહિત્ય સભાના આમંત્રણનો સ્વીકાર કર્યો હોવાથી, સોળમું ગૂજરાતી સાહિત્ય પરિષદ સમ્મેલન શુક્ર, શનિ અને રવિવાર તારીખ ૧૮, ૧૯, અને ૨૦ મી ઑક્ટોબરે રાજકોટમાં શ્રી ધર્મેન્દ્રસિંહજી કોલેજમા ભરવાનું નક્કી કર્યું છે. તે પ્રસંગે સર્વ સાહિત્યરસિકોને પધારવા સહર્ષ વિનંતિ છે. સમ્મેલનની સાથે કળાપ્રદર્શન યોજવાની ગોઠવણ પણ કરવામાં આવી છે. સાહિત્ય પરિષદ સમ્મેલનના આ અધિવેશનમાં (૧) સાહિત્ય (૨) ઇતિહાસ અને અર્થશાસ્ત્ર અને (૩) વિજ્ઞાન એમ ત્રણ મુખ્ય વિભાગ રાખવાનું વિચારવામાં આવ્યુ છે કળાપ્રદર્શન યોજવાનું નક્કી કર્યું હોવાથી કળાવિભાગ જુદો રાખવાની જરૂર જણાઇ નથી. સર્વ સાહિત્યકારોને લલિત, લલિતેતર, અને બીજા સાહિત્ય વિષયક નિબંધો તા. ૧૫ ઑક્ટોબર સુધીમાં "મંત્રીઓ સોળમું ગૂજરાતી સાહિત્ય પરિષદ સમ્મેલન, ધર્મેન્દ્રસિંહજી કૉલેજ પો. બો. નં. ૫૪ રાજકોટ" એ સિરનામે મોકલી આપવા આગ્રહભરી વિનંતિ છે, સમય ટૂંકો હોવા છતાં સાહિત્યકારો તરફથી આ વિનંતિને સારો પ્રત્યુત્તર મળશે એવી આશા છે

*

રાજકોટ સાહિત્ય સભાના નવ વર્ષના અધિકારીઓ નીચે પ્રમાણે ચૂંટાયા છે:

પ્રમુખ: ડૉ. રમણલાલ ક. યાજ્ઞિક અને મંત્રીઓ પ્રો. ઉપેન્દ્ર પંડ્યા, શ્રી બળદેવભાઈ મહેતા અને શ્રી. મહાસુખ ઉદાણી.

*

'મૌલાના અબુલ કલામ આઝાદ' એ સ્વ. મહાદેવ દેસાઇએ લખેલા અંગ્રેજી જીવન ચરિત્રનો શ્રી ચંદ્રશંકર પ્રાણશંકર શુકલે કરેલો અનુવાદ વોરા એન્ડ કંપનીએ પ્રસિદ્ધ કર્યો છે.

*

પ્રો. અનંતરાય રાવળના વિવેચનલેખોનો સંગ્રહ 'સાહિત્યવિહાર' એ નામે ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ તરફથી પ્રસિદ્ધ થયો છે.

ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક






કાવ્યેષુ રમ્યા કથા

## આ અંકની સામગ્રી

વાર્તાને મથાળે જ વાર્તા અને વાર્તાકારનાં નામ આપવાની પ્રથા બદલી નાખવાનો અખતરો આ અંકમાં કરવામાં આવ્યો હોઈ વાર્તા અને વાર્તાકારનાં નામ આ પાને આપવામાં આવ્યાં છે.

—સંપાદક



'તો ડોસીમાએ ગોખલા કે શીંકામાંથી ચીજ-વસ્ત ગોતીએ તેમ હાથ પસવારી–ખંભાપચોર લંબાવી કાંઈક ઓચકતાં હોય તેમ ઝટકો કરી, કેડ સુધી વાળી પછી પાછો પેલા પૂછનારને કંઈક આપતા હોય તેમ ધર્યો–તો હાથમાં સડી હતી.

'અમે સહુ આભાં થઈ જોઈ રહ્યાં.

'પેલાએ ડોસીમાના હાથમાંથી સડી લઈને જોઈ તો ખેમો ઘેરથી લેતો ગયેલો તે જ નામવાળી સડી. કચ્છી બનાવટની.

'ડોસીમા બોલ્યાં: 'લે. હવે પતીજ પડીને, ભઈલા! અરે ગંડો! હવે જાવ બેટા. કાગળ લખી પૂછજો તું તારે. ને શેઠને ય હારે એક ચમરખી બીડજે. કંઈ કે ઊકરાને એક આરો મોકલે. પછી પરણીને પાછો આવશે ને તમારી ખંધણીનાં વરસ પૂરાં કરી જશે.'

'ઓલાએ ખેમાને કાગળ લખ્યો ને ઠપકો દીધો કે ભૂંડા, સુખમાં હોઈ તેથી મોમકા નો ભૂલીએ. માવતર ને ભાંડુને વિસારી નો બેસીએ. ને તાજી કસમ કરી લખી પૂછ્યું કે ફલાણે દિવસે આપણા ગામમાં એવાં માજી પાસેથી તારું સરનામું મેળવી તારો પત્તો કઢાવ્યો તે દી થાતા બપોરે તું શું કરતો હતો તે પણ લખજે.

'ત્યાંથી જવાબ આવ્યો તે કાગળ લઈને ડોસીમાને ઈ વંચાવવા આવેલા. ખેમલે લખેલું કે હું કાગળ લખું લખું કરતો રિયો. એક તો તમ સહુને પૂછ્યા વગર ચાલ્યો આવ્યો એનો વાંકગુનો હતો તે મારો હાથ ભાંગી ગયેલો. લખતાં જીવ જ ન હાલે. હું તમને સહુને ને વતનને ખૂબ ખૂબ યાદ કર્યા કરું છું ને તિયાં આવવા ઝંખું છું. ને તમ સહુના પુણ્યપ્રતાપે અહીં સુખચેનમાં છું. તાજી કસમ કરી એવો ય લખ્યું કે તમે પુછાવ્યું કે હું તે દી બપોરે શું કરતો હતો તેના જવાબમાં જાણજો કે હું તે દી જમીજૂઠી અગાસીમાં ટેલતો હતો. સોપારી વાંતરતો હતો. એમાં જાણે ઝમ કરતી એક સમડી આવી ને મારા હાથમાંથી સડી ઝૂંટવી બેપટ થઈ ગઈ.'

ફરી માજી થોડુંક ચૂપ રહી બોલ્યાં: 'ડોસીમા એવું બધું કોક વિદ્યાથી–મેલી સાધનાથી જાણતાં એમ અમે સાંભળેલું.'

સરોજે પૂછ્યું: 'બાપુજી! આ વાતનો ખુલાસો કરી બતાવો; ક્યાં! એ કેમ બન્યું હશે, કહો!'

'હા કરો એને 'બુદ્ધિગમ્ય.' શ્રીમતીએ ટોણો માર્યો. હરવાત, દરમનાવ બુદ્ધિપૂર્વક સમજતાં રહે વાની મારી વાતની શિખામણનું એ પરિણામ જે મારે આ કિસ્સામાં પણ સ્થાપી દેવાનું આ જોઈ હું થોડો વિચારવા થંભ્યો તો આ મારી વહુ આવ્યાં લાગે તેમ બોલ્યાં: 'તું ભરત! એક એ બીજી વાત સાંભળી લે. તને કદાચ એથી મદદ પડશે ને વહુને પણ બે વાર્તા સંભળાઈ જશે.'

'તો કહો ને! આપણને તો 'હૃદયગમ્ય' વાત નિસબત છે.'

'હાં. કહો બા! જોઉં એ કેમ 'હૃદયગમ્ય' કરી શકે છે બુદ્ધિથી સમજ્યા વગર!' મેં ય શ્રીમતીને ટોણો માર્યો તો ભભકી ઊઠતાં શ્રીમતી બોલ્યાં 'બુદ્ધિથી સમજાયેલું શ્રદ્ધા પેદા કરે છે કહો, બરાબર!

'હા.' મેં કબૂલ્યું.

'તો પ્રથમથી જ શ્રદ્ધા રાખી માની લીધું શું ખોટું કહો જોઉં–નાહક બુદ્ધિને કસરત આપવી, એટલું જ ને!

'તારી વાત આમ તો બરાબર છે. પણ બુદ્ધિ વડે સમજી–સોચીને માનેલું શ્રદ્ધા ઊભી કરે છે તેમ ભારે બળ ભર્યું હોય છે. એ શ્રદ્ધા વાત વાતમ ચળી જતી નથી સમજી? હં બા, તમે તમારી વાત કહો, પછી એની વાર્તા.'

'મારી છીંકણી લઈ આવ તો બેટા!'

સરોજે આણી આપેલી છીંકણીનો સડાકો ખેંચી બાએ શરૂ કર્યું: 'જામનગરમાં જ્યારે સતો જામ ગાદીએ હતા ત્યારની આ વાત અત્યારે રણજિત જામ...'

'ના બા, દિગ્વિજય જામ છે.' મેં માહિતી આપી ઉમેર્યું: 'રણજિત જામની પછી તેનો ભત્રીજો બેઠો છે.'

'હં એ રણજિત જામ પહેલાં આ સતો જામ હતા ને તે પહેલાં વિભો જામ ને તે પહેલાં આ સતો જામ હતા સમજી સરોજ!'

'હં દાદીમા!' સરોજે હોંકારો પૂર્યો.

'ત્યારે જામ કાળાવડમાં–સીતળાના કાળાવડમાં એક બહુ સારા જોશી રહે–દેવગ્ન કહ્યા જાય તેવા. એમને સઝયું કે સઝી ગ્ર બન્યું કે એકાદ રાણીને પૂરા દી છે તે પોતે કુંડળી મૂકીને જોયું તો લાગ્યું કે દરબારને હરખ કરવા જેવું છે. એ પાછા જામ દરબારી વર્ષાસન ખાતા તે જવું યે જોઈએ એટલે સાબદા થઈ ઊપડ્યા નગર.

'જામનગરને ટૂંકામાં 'નગર' કહે છે સરોજ!' શ્રીમતીએ હોંકારો પૂર્યો.

'વચમાં—અરધોક પંથ કાપ્યો હશે ને જોશી ભૂખ્યા થયા. સાથે ટીમણ હતું. નદીનો કાંઠો, આંબાની ઘટા ને એકાંતિક જગ્યા જોઈ એટલે જોશીએ ખભેથી ખડિયો ઝાડને ઠૂંઠે લટકાવી ઓઝિયું ઓઢી લીધું ને ઝટપટ સંધ્યાજપ પતાવી બેઠા ટીમણ કરવા—ખાસિયો કે સાથવો જે કંઈ ગોરાણીએ બંધાવ્યું'તું તે. ઓખા માણસને એવું વધુ માફક આવે. બપોરા કરી, હાથ ધોઈ, પાણી પી ખડિયો ઓશીકે મૂકી ટેવના માર્યાં થોડા આડે પડખે થવાનું કરે ત્યાં સામેથી કોક રબેસર જેવો ગામેડુ ડોકાણો. એ તો સીધો તેમની પાસે જ આવ્યો. આવીને બે હાથ જોડી માથું નમાવી બોલ્યોઃ 'એ ગોર મા'રાજ! પગે લાગીએ'!'

'તો જોશી કહેઃ 'આશીર્વાદ, ભાઈ.' બીજું એને કાંઈ પૂછે તે પહેલાં તો એણે જ પૂછ્યું જોશીનેઃ 'કહો જોશી મા'રાજ! નગર જાશો ને!'

'તો જોશી કહે 'હા, ભાઈ.'

''રાણીને ઓધાન છે ને તમે કૂંડળી માંડી છે, ઈ સાચું ને ગોર બાપા!'

'તો થોડું ઝંખવાતાં જોશી બોલ્યાઃ 'હા, ભાઈ.'

'' ને કુંવર આવશે એવો જોગ બેઠો છે ને બાપા! ભારે ઉદાર ને દાની નીકળે એવો, નામના કાઢે એવો સાચું ને જોશી મા'રાજ!'

'તો જોશી કહેઃ 'ઈ યે સાચું, ભાઈ.'

'જોશી એને કંઈ આગળ પૂછે તે પહેલાં તો એણે ચાલતી પકડી. કહેતો ગયોઃ 'તંઈ આપણે આજથી દસ દી પછી આ જ વેળા, આ જગ્યાએ વળી મળશું, બાપા. એ રામરામ.'

'જોશી તો અવાચક થઈ ગયા. એને થયું કે રાણીને ઓધાન આવવાનું ને જન્માક્ષર લઈને નગર જાઉં છું એ તો કદાચ એ મને ઓળખતો હોય તો અનુમાન કરી શકે ને નગર આવતો—જાતો હોય ને રાજદરબારમાં એનું કોક સગુંસાઈ જાતું—આવતું હોય તો તે પણ જાણે. પણ આ કુંવર આવશે ઈ એણે કેમ કરતાં જાણ્યું, ઈ નવું ખરું! કદાચ કુંવર ખોટો—કૃત્રિમ બેસાડી દેવાય છે ઈ રજવાડાની ભલી વાત. પણ એના લક્ષણે એણે ગાળો વરતાવ્યા.

'દસ દી વીતી ગયા. ઈ જ નદીનો કાંઠો. ઈ જ આંબાની છાયા. ને ઈનું ઈ બધું આરોપી જોશી કિલ લંબાવે ત્યાં તો ઓલો રબેસર ડોકાણો. મા'રાજ સફપ કરતા બેઠા થઈ ગયા ને બોલી પડ્યાઃ

''એ આવો ભાઈ.'

'તો એ બોલ્યોઃ 'બાપા રામરામ! આવી પોંચ્યા છો ને! હવે બો જેવું નહિ સારું કર્યું દરબારના સપાઈયુંને વળાવી દીધા ઈ. હવે કાળાવહ ક્યાં છેટું છે!'

'કંધાતાં જોશી માંડ બોલી શક્યાઃ 'હં.'

''આ તમે બાપા પોંચ્યા પણ મોડે ખરું ને. દરબારે આદર—માન દીધાં, કૂંડળી વધાવી ને ઉતારા દીધા ને રોકયા. ને છઠ્ઠે દી તો કુંવરે જન્મ્યા, ને ઈ વખત લઈને તમે પાછી જે બીજી કૂંડળી મૂકી તે ને આગલી બેઉ મળતી આવી ઈ જોઈ દરબાર ઘડીક તો દંગ થઈ ગયા સાચું ને! ને અંદર રાણીવાસમાં ઈ મોકલી ને વધાવ્યું થયું. ને તમે રજા માગી તો દરબારે તો બહુ તાણ કરી કે રોકાઈ જાવ જોશી! પણ તમને ઘરનો ઉચાટ ભારે ને પછી આવવાનું કહી માંડ રજા મેળવી.

''દરબારે શીખ દીધી તે પાંચસો કોરી. અંદરથી પણ તેટલી જ રકમનો વધાવો ને શાલ—દુશાલા, કડાં, વેઢ—વીંટી ઠીક મળ્યું કહેવાય. બાપા! હવે ગોરાણીમાને ઈ બધું હેમખેમ સુપરદ કરો તો સારું બાપા!'

''હાં!' ફફડતાં જોશીથી પુછાઈ ગયું.

''તમે રિયા ઉદાર જીવ. અમારાં ગોરાણીમાને જ ઈ પાંતીનો ઉચાટ! આટલું હગલાબંધ કમાણા પણ ગાંઠયે કોઈ દી થવા ન દીધું,'

''પણ આ બધું તમે જાણો છો કેમ કરતાં ઈ તો કહો ભાઈ! હું પૂછું પૂછું કરતો રહી ગયો છું. જતી વખતે ય પૂછું પૂછું કરતો રહી ગયો ને તમે ચાલ્યા ગયા. પણ આ વખતે એમ ને એમ નહિ જવા દઉં. કહો ભાઈ આ બધું તમે કેવી રીતે જાણ્યું! એ કઈ વિદ્યા છે તમ પાસે!'

'તો ઓલો કહેઃ 'ઈ ન જાણો ત્યાં સુધી સારું છે, બાપા! અમારી રબેસરની વિદ્યા તો જાણો

ગોઈ રી, ક્યાં ય મેલી ન હોય ભાઈ! વિદ્યા જ એક નિમળ છે બાપુ!'

''ઈ હરી બાપા! પણ આ વિદ્યા એવી નથી.''

'જોશી કહેઃ 'નહિ, તમારે મને શીખવવી જ પડશે. ભાઈ, હું કાશી જઈને ભણ્યો. મોટા ધુરંધર વિદ્વાનોને ગુરુ કર્યા પણ ભાઈ તમારી વિદ્યાને જોટો ક્યાંઈ જોયો નથી. મને તમારો શિષ્ય કરો. પણ વિદ્યા તો શીખવો જ.'

'પેલાએ જોશીના પગ ઉપર મીટ માંડી, તે તરફથી ધૂળ લઈ, આંખ-માથે અડાડી જીભ કચરી કહ્યું: 'બાપા! એવું બોલશો મા! મને પાપમાં નાખશો માં. હું તો જનમ જનમનો અપરાધી થાઉં છુ. આ એક જનમ બસ છે, બાપા! એમાં શીખવા જેવું કાંઈ નથી, આપ સમા તપસી બ્રાહ્મણને ઓછાયે ઊભો રહી ન શકું તેવી વિદ્યા છે હું પાસે બાપા! આપના તો પગની રજનું ગજું નથી મારી વિદ્યાનું. ભલે આટલું આવું જાણી જઉં છુ, પણ આપની પાસે પણ આવી ન શકું એવી આપની ગાવંત્રી ('ગાયત્રી')નું રખોપું છે. પવિતર ઈ પવિતર ને મેલું ઈ મેલું મા'રાજ. મને ઝાઝું પૂછશો મા! ભગવાન આપને એવી વાતુથી છેટા રાખે. આપના જેવાથી તો આ સંસાર ઊજળો છે બાપા! ને અમ જેવાથી તો ભૂમિને ય ભાર છે.'

'તો જોશી એને જોઈ રહ્યા. આશ્વાસન આપતાં બોલ્યાઃ 'તો ય મારું કૌતુક તો ભાગો ભાઈ, હું તો આમાં કંઈ જ સમજતો નથી. મારે ઈ જાણવુ છે કે આવું ભૂત, ભવિષ્ય ને વર્તમાન ત્રણે કાળનું તમે જાણી જાવ છો એ શેને લીધે! એમાં તમારે ભલે મેલી વિદ્યાથી પણ કેવી રીતે સાધના કરવી પડે એ તો મને કહો જ!'

'તો કહેઃ 'મા'રાજ! ઈ હું કહેવા ધારું તો ય તમને તપસીને ન કહી શકું. મારી જીભ જ ટૂંકાય જાય, જેવું હું બોલું કે. એમાં એટલુ જાણો કે બધું ય મેલું ને મેલું જ. અખો, સૂગ, ચીતરી ચડે તે તે બધું કરવાનું. લ્યો ટૂંકામાં કહી દીધું. આશીર્વાદ દ્યો, બાપા, કે હવેનો ભવ કાંઈક માણસ જેવા માણસની જેમ જીવવા મળે. તો આ દરશન કર્યા ને પાવન થયું ય પરમાણ.'

'કહેતો એ ગયો. ને જોશીએ કાળાવડનો રસ્તો લીધો.'

'લ્યો આ બીજી વાતે પૂરી થઈ. હવે કહો એ સાધનાનું ગોપ્ય જે ઓલો રખેસર બિચારો કહેતાં અચકાતો-લજવાતો હતો.'

'ના બાપુજી ન કહેશો. એ મારે નથી સાંભળવું!' કહેતી સરોજ ભાગી છૂટી. હું હસી પડો શ્રીમતી પાસેથી પસાર થતો તેને એક ચૂંટી ખણતો ગયો. બા ન ભાળે તેવી મારી એ ચૂંટી જાહેર કરતાં શ્રીમતી ફફડી ગયાં:

'ઓય મા! હું તો મરી ગઈ ઓલા રખેસરને પાપે!'

'રખેસર ઋષીશ્વરનો અપભ્રંશ છે, હો સરોજ!' કહેતો હું ય ભાગ્યો.

*

એવો એક કિસ્સો હું જાણું છું તે કહું, ચાલો!

ઝંઝીરાના જાફરાબાદમાં સુમારે ૪૦-૫૦ વરસો પહેલાં બનેલો. કહેવાય છે, ત્યાં વલ્લભ પંત કરીને એક દક્ષિણી બ્રાહ્મણ રહેતા માણસ બારે સજ્જન. તરીજકાતના કામમાં કારકુન હતા. હતા સાચો ધાર્મિક જીવ. પૂજાઅનુષ્ઠાન કરનારો પવિત્ર ને પારલૌકિક આત્મા

ત્યાંનો એક વેપારી હબસાન (એબિસિનિયા)ના કાઈક બંદર માટે માલ ભરી વહાણની સતમી-ચીઠી વહેલી મેળવી લેવાની ઉતાવળમાં પંતજીને ઘેર આવ્યો. પંતજી તે વખતે પૂજામાં બેઠેલા. વેપારી કહેઃ

'પંતજી! ભગવાન કરે ને વહાણ જો અત્યારના પાણીએ ઊપડી જાય તો ગગ નાહ્યા ને જો કેમે કરતાં વખતસર પહોંચી જાય. ત્યાં આગળ થોડોક માલ નોરી રાખ્યો છે તેનો ત્યાંના આડતિયાનો કાગળ છે કે એક આ તરફ આવનારા બતેલામાં ભરવાનું લગભગ નક્કી હતું તે બંદર-કાંઠે પહોંચાડી યે દીધો છે. પણ વહાણમાં જગ્યા ન રહી એટલે બંદરે પડ્યો છે. ઈ હવે આપણા ગળામાં પડ્યો કહેવાય ને બજારોનું તો જાણો છો ને! ગધસંધ પહોંચવી જોઈએ આપણા વેપારીઓને. તે જો આપણા કોટિયાને સન્વા (અનુકૂળ પવન) થઈ જાય તો બારે રંગ રહી જાય. બેપૈ કાંઈ ઓછી લાંબી છે! પૂરા ત્રણ મહિનાની જાતરળતની. ભારે થઈ છે. પંતજી!'

દયાળુ પંતજીએ સુંવાળા શેઠનો ફડકો પારખ્યો. લાખોના સાહસ ખેડનારાની ધીરજ તથા હિંમતનાં ઊંડાણ નીરખ્યાં. કૃપાભર્યાં એમનાથી સહસા બોલાઈ

જવાયુંઃ 'એમાં અણુશોણી જેવું કાંઇ નથી, શેઠ! દેવને કરવું હોય તો ત્રણ મહિનાના ત્રણ દીમાં વહાણ વળતિયું થાય.'

'આપણે તો પંતજી, ત્રણના પાંચ મહિના ન થાય તો ય ભગવાનની મહેર થઈ, જાણે!'

'પ્રભુ સારાં વાનાં કરશે, શેઠ!'

કહી પંતજી સાબદા થયા. ને શેઠની સાથે ચાલ્યા કચેરીએ. ત્યાં આગળથી ઉપયોગી કાગળિયાં શેઠને હવાલે કર્યાં. ટંડેલ નીચે કાગને ડોળે રાહ જોતો હતો. કોલ–સતમી હાથવગાં કરતો એ ય ઊપડ્યો ને વહાણ હંકારી મૂક્યું.

અરબી સમુદ્રનાં પાણી લગભગ આવ્યાં હશે ને હબસાનની હદ્દ સાધી સુકાન મરડે ત્યારે મધરાતનો સમય થયો હશે. બખિયાઈ લાલ ને સફેદ તારોડિયાનું નિશાન લે ત્યાં એકાએક ગાજવીજ ને તોફાન ફાટી નીકળ્યું લાગ્યું. અગસ્તું યે અંધારું ઘોર હતું એમાં પડખેનું માણસ માંડ ભાળ્યું જાય તેવું ઘેરું ડિબાંગ બની ગયું ને વા–વટોળ કહે મારું કામ. કરા કરા જેવડા છાંટાની ઝડી. ને વહાણ હાલકલોલક થાતું હિલોળા લેતું જાય. ટંડેલ ખલાસી બિચારા સત્યા–ભંડારામાં ઘૂસી ગયા. માનતા–આખડી ને રામ-નામનાં રટણ આદરી દીધાં.

ઉપર આવું આસતું ભેંકાર તાંડવ ને નીચેના વરુણ દેવની કરડાઇ—ખારવાઓ તો બિચારાઓ આંખ મીંચીને ઝંપી રહ્યા. જાણે મોતનાં બારણાં વળા ગયાં.

પણ સવારનું થાતું, તોફાનનું શમવું, ને હજ સાનના મુલકને જે બંદરે નાંગરવું હતું તે ખાળામાં વહાણનું દાખલ થવું, બધું સાથે બન્યું તે જાણે સ્વપ્નું જોતા હોય એમ વહાણવાળાઓ જોઇ રહ્યા. ગમે તેવા ભડ નાખવાની છાતી બેસારી દે, મતિ મૂંઝાય જાય–અક્કલ બેર મારી જાય પણ એ તો સાગરના બાળ, સમદરના બેકનાગ. જીવની લાલચ બાયડીના ચૂડલે–ચૂડીએ મૂકીને ઘર છોડનારા. સમ-રથના અકળ ખેલને એવા જ પચાવી રહે.

નાળિયેર પધરાવી, લંગર છોડી નાખોદો કરબ-ભેર ઊતર્યો. કાગળિયાં સોંપી, માલ ખેપટ ખાલી કરી નાખ્યો ને ઓલો કાંઠે પડેલો માલ વહાણવગો કરી લીધો–બસ એનાં તૈયાર કાગળિયાં હાથ કરતોક સાંજને પાણીએ ભગવાનનું નામ લઈ વહાણ ઉપાડી મૂક્યું મારે વાલીડે. કે વહેલું આવે જાફરાબાદ. ને એને બીજો કોઇ ઉચાટ નો'તો. ત્રણ ત્રણ મહિનાનાં ખાનપાન તો ભર્યાં'તાં ભંડકમાં ને વહાણે અરધી ખેપ તો એક રાતમાં પૂરી કરી નાખી'તી કોઈ તિલ-સ્માતી કરામતથી.

બરાબર મોટા પાણીએ વહાણ પહોંચ્યું ને એણે જાફરાબાદની દિશામાં સુકાન ફેરવી મૂક્યું. તો આગલા દીનાં બધાં એંધાણ ડોકાણાં. પણ એને આ વખતે તો હરમત રહી. થયું કે આમાં કોક દેવનો હાથ છે. રૂંવાડું ય ખાંડુ થનાર નથી. એટલે ઈ ભરોસે ધરપત રાખી સહુ પાછા ભંડકિયામાં ભરાઈ બેઠા.

સવારે જાગીને જુએ તો જાફરાબાદની ખાડીનાં પાણી સડસડાટ કાપતું વહાણ દાખલ થઈ ગયેલું. સદ સેંકેસવા માંડી સહુ બંદર ઉપર ફરફરતો વાવટો જોઇ રહ્યા, ને તેની પાછળનાં પોતાનાં ઘરના ઉત્સુક ચહે-રાની કલ્પનાએ મોઢે તેજ પાથર્યાં.

ભગવાનની આવી ગૂઢ લીલા અનુભવતો અરધો ઘેલો થઈ ગયેલો ટંડેલ કોલ–સતમી લઈ કાંઠાની રેતી માથે ઉડાડતો ઊતરીને સીધો વહીવટદારની કચેરીએ ઊપડ્યો.

નાંગરેલાં કે હંકારવા કરતા એના જાનભાઈઓને તો લાગ્યું કે નક્કી આ કમનસીબને કન્વા નડ્યો હશે. ને આવતલ નાંખવો ક્યાંક વામીને આવ્યો ન હોય!

એ શેઠની પેઢીનાં પગથિયાં ચડ્યો ત્યારે એને જોઈ શેઠનાં ય ધરણ મરી ગયાં પહેલાં તો. પણ પછી જ્યારે ખરા ખબર જાણ્યા ત્યારે એને અચરજનો પાર ન રહ્યો. સીધા પંતજી પાસે ઊપડ્યા. પંતજી પૂજામાં જ બેઠેલા હતા. વાત કરી સારા સમાચારની. તો સ્વાભાવિક વાત સાંભળતા લાગે તેમ નથા ભગ-વાનની કરુણામાં કૃતજ્ઞભાવે શ્રદ્ધા દ્દઢ થતી હોય તેવા પંતજી બોલ્યાઃ 'દેવને શું અગમ, શેઠ! ભગવાને તમારું કામ પાર પાડી દીધું હવે બ્રાહ્મણે જ કરાવો, બટુકો જમાડો, ગોરણીઓને ચીર ઓઢાડો, જાવ.'

શેઠ ગયા. ને પંતજી પાછા પૂજામાં પરોવાયા.

તો ધ્યાનમાં દેવને દીકા પંતે કચવાતે મોઢે બોલ્યા જાણેઃ 'પંત! હવે આવું નેણ ન નીકળી જાય ઈ સોચતા–સંભાળતા રહેજો, હો! મારે તરખડ કાંઇ ઓછી થઈ નથી. જુવો અહીં'–કહેતાં વાંસો

બતાવ્યો. પંતે જોયું તો ખરડો દરિયાઈ કાદવ, ખાર ને લોહીથી છોલાયેલો–ખરડાયેલો જોયો.

ચોખા–ઘઉંની ગૂણની જેમ આખું વહાણુ વામે ઉપાડીને દેવે સામે બંદરે દોટ મૂકી પાછુ આ બંદરે મૂકી દીધું હતું.

કકળી ઊઠતા પંત બોલી ઊઠ્યાઃ 'ક્ષમા કરો નાથ. મેં પાતકીએ આપને પારાવાર કષ્ટ આપ્યુ છે. હું તો બોલતાં શું બોલી ગયો ભગવાન! આવડું અસાધ્ય સાધ્ય થાય તેવું ત્રણ મહિનાની વાટ ત્રણ દીમાં થઇ જાય તેવુ પ્રભુ! મે નો'તું ગણ્યું.'

દેવે આશ્વાસન દીધું ને અદશ્ય થઈ ગયા.

પણ પછી પતજીને નોકરીનો સવાદ ઊડી ગયો ગામ એમનો જીવ આઈ જાય ઈ મોઢા આગળ એમણે રાજીનામું આપી પોતાના વતન કોકણુની વાટ પકડી ને કદાચ જીવતા હોય તો ભગવદ્‌ભક્તિ કરતા હશે આજે.

પણ આવી વચનસિદ્ધિ ને તેમાં દેવની સહાય થવી દોહલી છે. એવા જીવ નિસ્પૃહ ને નિર્મમ હોય છે. દયા–માયાનાં માર્યાં ક્યારેક આમ એમનાથી જીભ કચરાઈ જાય તો ભક્તવત્સલ દેવ એમની વહારે ધાઈ લાજ રાખે છે.

'સાચું છે ભરત. આપણા વેવાઈના એક ઓળખીતા બુઝરગ સબધીને વચનસિદ્ધિ જેવું હતુ. પણ બિચારા ભારે ચેતતા રહે. પાછા ખિજાળે ખૂબ એટલે પાટી ઉપર લખીનેજ બોલે. બસ એવી રીતે એ ગમ ખાઈ જાય–પણ જો ભૂલ્યેચૂક્યે ક્યારેક એનું રાજી–કરાજીનું બોલાઈ જવાય તો બસ કાં તો સામાનું આવી બને ને કાં લીલા લહેર વરસાવે.'

●

# ૨

નાની કીર્તિને કોણ જાણે શાથી એમ થયું કે 'બસ, મારે મુંબઈ જવું છે.' હા, એ ચાર વરસની થઈ પણ હજી તેણે મુંબઈ જોયું નથી. પિતાને તેણે જણાવી દીધું: 'બાપુજી! આ વખતે હું મુંબઈ આવીશ. પિતાએ કહ્યું: 'એમ! જરૂર આવજે હો બહેન!' અને પાછા એ પોતાના કામમાં ગૂંથાઈ ગયા.

વેપાર, બૅન્ક, મિત્રો, સગાંસંબંધીઓ એ સર્વમાં પિતા રોકાઈ રહે છે. કીર્તિને મુંબઈ લઈ જવાની પોતે હા પાડી છે તે તેમને યાદ પણ નથી રહ્યું.

પણ કીર્તિ કાંઈ ભૂલે તેમ નથી. પોતાનાં કપડાં સંકેલીને એ કબાટમાં જુદાં મૂકે છે. રમકડાંની પોટલી બાંધે છે. તેની બંગડીઓ, માથાનાં ફૂમકાં એ સાચવીને રાખે છે. બાને કહે છે: 'મારે મુંબઈ જવું છે ને એટલે. પછી જવાનું થાય ત્યારે જડે નહિ ને બા!'

બા કહે છે: 'હા, બરાબર છે. લે આ તારું ફ્રૉક સંકેલી લે. એ પણ સાથે લઈ જવું પડશે.'

અને કીર્તિ ફ્રૉકની ઘડી કરવા બેસે છે.

મુંબઈની વાત થાય તો એ બહુ રસથી સાંભળે છે. પિતા જ્યાંથી હલવો, મોસંબી અને કેરીના કરંડિયા લાવ્યા કરે છે તે મુંબઈ. મુંબઈ વિશે તેના મનમાં બહુ વિચિત્ર ખ્યાલો છે. રમેશ કહે છે કે ત્યાં ટ્રામગાડીઓ ઘરઘર અવાજ કરતી ચાલ્યા કરે છે. મોટાં મકાનો, ગાડીઓ, મોટરો, વીજળીની ગાડી, અને રસ્તા પર પાર નહિ એટલાં માણસો. મોટાં સિનેમા— જ્યાં ટારઝનની ફિલ્મ ચાલે. પણ સિનેમામાં હજી કીર્તિને રસ નથી; રમેશ પાસેથી તેને એટલી વાતો સાંભળવાની મળે છે કે સાથે સિનેમાની વાત આવી જાય. રે. કીર્તિ એ. સિનેમાની છે છે. બાકી તેને તો મુંબઈ એટલે પિપરમીટ, ચૉકલેટ અને બિસ્કિટનાં પૅકેટ જ યાદ આવે છે.

રમેશ આઠ વરસનો છે. મોટરબસમાં બેસીને બાળમંદિર જવાની તેની વાત કીર્તિને ખાસ પસંદ પડી છે. ઘણી વાર રમેશ ડ્રાઈવર બન્યો છે અને કીર્તિ તેનું ખમીસ પકડીને મોટરબસ બનીને રમી છે. રમેશે જ ટિકિટ ફાડી છે, ટન્ ટન્ કરી મોઢેથી દોરી વગાડી છે અને સાથે ટ્રાફિકનું પણ ધ્યાન રાખ્યું છે, એક પણ અકસ્માત વગર આ ભાઈબહેનની બસ સહીસલામત ચાલ્યા કરી છે.

છેવટે એ દિવસ આવી પહોંચ્યો. ટ્રંકોમાં કપડાં ભરાય છે. બિસ્તર તૈયાર થાય છે. પિતાજીનાં કપડાંનો ઢગલો થયો છે. સાથે ચોપડાના મોટા ગંજ છે. કીર્તિ પૂછે છે: 'આ બધું શું કામ બહાર કાઢ્યું છે?' બાએ કહ્યું: 'તારા બાપુજી કાલે મુંબઈ જવાના છે.'

લે, અને કીર્તિને હજી કોઈએ વાત પણ કરી નથી! એક રાતમાં પોતે કેમ કરીને તૈયાર થઈ શકશે!

સાંજે તેણે પિતાને જણાવ્યું: 'બાપુજી! હું મુંબઈ આવીશ ' તેની સામે જોયા વગર જ પિતાએ જવાબ આપ્યો: 'આવજે.'

ને કીર્તિ પોતાનો સામાન બાંધવામાં મગ્ન થઈ ગઈ. આખી રાત તેને મુંબઈનાં સ્વપ્નાં આવ્યાં. ગાડી ઝડપથી ચાલી જાય છે. એન્જિન, ડિબ્બા, ડબ્બા ને માણસો, માણસો. પિપરમીટ, ચૉકલેટ, મકાનો જાણે બિસ્કિટનાં પડીકાનાં બનાવેલાં. રસ્તા પર મોટરો, ટ્રામ અને બસ. રમેશનો હાથ પકડીને પોતે આખું મુંબઈ જોઈ નાખે છે.

સવાર પણું 'બા બાપુ' કરે છે. પિતાજી કામમાં છે. ઘરમાં બધું અસ્તવ્યસ્ત પડ્યું છે. પેટીઓ, બિસ્તર ને પોટલાં. કીર્તિની વાત સાંભળવાની કોઈને ફુરસદ નથી.

એનું ફ્રૉક ખોવાઈ ગયું છે. રડવા જેવી થઈને એ બાને ત્રણ ત્રણ વાર પૂછે છે પણ કોઈ જવાબ આપતું નથી. ગુસ્સાથી કીર્તિની આંખો લાલ થઈ જાય છે. એના પાટલા, હાય! બાએ કોણ જાણે એ ક્યાં મૂકી દીધા છે!

મહામહેનતે બધું મળ્યું. પોતાની મેળે જ એ નાહીધોઈને તૈયાર થઈ. વાળ ઓળ્યા, કપડાં પહેર્યાં. પિતાની સાથે બેસીને થોડું જમી. પોતે શું જમે છે તેનું પણ કીર્તિને ધ્યાન નથી. સ્ટેશને જવાનો સમય થયો. ઘોડાગાડીમાં પિતાનો સામાન ગોઠવાયો એટલે કીર્તિ પણ પોતાની પોટલી લઈને આવી. ગાડીમાં ચડીને બેઠી.

પિતાએ સહુને 'આવજો' કહ્યું. બાની આંખો જોઈ હોય તો આંસુથી છલછલ. કીર્તિ કહે છે: 'હું બાપુની સાથે પાછી આવની રહીશ.'

પિતા કહે: 'હવે તું ઊતરી જા, બહેન!'

લો, આ શી વાત છે! પોતે તો મુંબઈ જવાની છે ને! ઊતરી કેમ જવાય! માથું હલાવી એ ના કહે છે.

પણ પિતા એક અક્ષર બોલ્યા નહિ. હળવેથી કીર્તિને ઊંચકીને તેની આના દાયમાં આપી દીધી. કડકભૂસ, મોટી ઇમારત જાણે તૂટી પડી. આક્રમણ, રુદન, હાથપગના તડફડાટ, એનું સ્વપ્ન વીખરાઇ ગયું. એકાએક બધી યોજના ભાંગી પડી. ગાડીનો સળિયો કીર્તિએ પકડ્યો. હાથમાંથી તે પણ છૂટી ગયો. પોતે નાની છે. બીજાં બધાં પોતાથી જોરાવર છે. કીર્તિનું કાંઈ ચાલે તેમ નથી. આવું કોણે ધાર્યું હતું!

કીર્તિ પગ પછાડતી રહી. ગાડી ચાલી ગઈ. મુંબઈ દૂર સરી ગયું. મારા માનસશાસ્ત્રી મુરબ્બી કહે છે કે આવા અનુભવથી બાળકોમાં અસ્પતાની ગ્રંથિ કેળવાય છે, તેનું અહમ્ ખંડિત થાય છે. સદ્ભાગ્યે કીર્તિને એવું કંઈ ન થયું, એ રિસાઇને હોઠ કાઢીને બેઠી હતી. ત્યાં રમેશે આવીને સામે હોઠ કાઢ્યો. 'મુંબઈ જવું'તું તે, લે, લેતી ખા.' કહી તેણે અંગૂઠો બતાવ્યો! કીર્તિ તેની પાછળ દોડી. બંગલાની આસપાસ બીજું ચક્કર લગાવતાં એણે રમેશને પકડી પાડ્યો અને તેની સાથે લડવામાં એ મુંબઈની વાત ભૂલી ગઈ.

## ખલીફા મામૂન અને આરબ બદુ

# ૩

**વા**હ ! આ પાણી કેટલું મીઠું ! આવું સ્વાદિષ્ટ પાણી તો મેં જિંદગીમાં કદી યે દીઠું નથી.' પાણીનો ઘરો ભર્યો હતો તેમાંથી એક ખોબો ભરીને પીતાં આરબ મનોમન બોલી ઊઠ્યો.

આરબ અરણ્ય-નિવાસી હતો, ભટકતું જીવન ગાળતો. આજ દિવસ લગી મીઠા પાણીનાં તેને દર્શન થયાં ન હતાં. તેના રખડુ જીવન દરમિયાન તેને ખારું અને ભાંભરું પાણી જ પીવા મળતું.

જે ખારું પાણી પીવા પોતે ટેવાયેલો હતો, તેની સરખામણીમાં આ ધરાનું પાણી ચઢિયાતું ગણાય. એટલે આરબના મનમાં થયું કે 'આ કોઈ દૈવી જળ-જળભંડાર હશે. સ્વર્ગમાં વહેતા અમૃતના ઝરાનું પાણી જરૂર આના કરતાં વિશેષ મીઠું તો નહિ હોય.'

પેટ ભરીને પાણી પીધા પછી તેના મનમાં વિચાર આવ્યો: 'આમાંથી એક મશક ભરીને પાણી સાથે લઈ લઉં અને ખલીફા મામૂનને ભેટ ધરું. એક ઘૂંટડો પીશે કે તુરત મારા ઉપર પ્રસન્ન થઈ જશે અને મને કંઈક સારું ઇનામ આપશે.'

મશક પાણીથી ભરી લીધી અને બગદાદને રસ્તે ઊપડ્યો. પરંતુ ખલીફા મામૂન શિકાર અર્થે જંગલમાં આવેલા, એટલે આરબને જંગલમાં જ તેમનો ભેટો થઈ ગયો.

'આપને માટે એક સ્વર્ગીય ચીજ ભેટ તરીકે લાવ્યો છું.' ખલીફાના પગ પાસે મશક મૂકી આરબ બોલ્યો.

'આમાં કઈ સ્વર્ગીય વસ્તુ તું મારે માટે ભરીને લાવ્યો છે!' મશક તરફ આંગળી ચીંધી ખલીફાએ પૂછ્યું.

'નામદાર! આમાં એક અલૌકિક વસ્તુ ભરેલી છે. હું જંગલમાં ચાલ્યો જતો હતો ત્યારે એક જળા-શય તરફ, અચાનક મારી દૃષ્ટિ ગઈ. મને તરસ લાગી હતી તેથી મેં તેમાંથી થોડું પાણી પીધું. પાણી એટલું મધુર લાગ્યું કે, મને થયું કે, પૃથ્વી ઉપરનું સાક્ષાત અમૃત જ છે. આવું પાણી આપે કદી ચાખ્યું નહિ હોય. તેથી મને લાગ્યું કે આમાંથી મશક ભરીને ખલીફા માટે લેતો જાઉં.' આરબે ખુલાસો કર્યો અને તેમાંથી પ્યાલો ભરીને ખલીફા પાસે ધર્યો.

ખલીફાએ પ્યાલો હાથમાં લઈ તેમાંથી એક ઘૂંટડો પીધો. પાણી અત્યંત કડવું અને બેસ્વાદ હતું. છતાં મોં હસતું રાખીને બોલ્યા: 'તું સાચું કહે છે. પાણી બહુ મીઠું છે. આવું સ્વાદિષ્ટ પાણી મેં મારી જિંદગીમાં પહેલી વાર આજે ચાખ્યું. ખરેખર મારે તારી કદર કરવી જોઈએ. આ મશક તું મારે માટે મૂકતો જા. એક હજાર દિનાર હું તને બક્ષિસ તરીકે આપું છું તે લેતો જા. જે માર્ગે તું આવ્યો તે જ રસ્તે પાછો જજે; તારું કુટુંબ તારી રાહ જોઈને બેઠું હશે.'

આરબ પૈસાની થેલી લઈને ખુશી થતો થતો પોતાને માર્ગે પડ્યો.

'આપે અમને મશકનું પાણી ચખાડ્યું નહિ. અને આરબ જે રસ્તે આવ્યો હતો તે જ રસ્તે પાછા જવાની આપે તેને ભલામણ કરી. આ બે વસ્તુનો ભેદ કૃપા કરીને અમને સમજાવો.' સાથી-દારોએ ખલીફાને વિનતિ કરી.

'મશકનું પાણી મેં તમને ચાખવા આપ્યું નહિ, તેનું કારણ એ હતું કે, તે અત્યંત બેસ્વાદ હતું. જો તમે તેમાંથી એકાદ ઘૂંટડો પીધો હોત તો તમે તુરત મોં બગાડી નાખત અને બિચારા આરબને ઠપકો આપત. હવે ખરી વસ્તુસ્થિતિ એમ છે કે, આ આરબે આખી જિંદગી ખારું પાણી પીને વિતાવી છે, એટલે આ પાણી તેની નજરે શ્રેષ્ઠ લાગ્યું. તેમાં તેનો વાંક ન હતો. બીજું જે રસ્તે તે આવ્યો હતો, તે જ રસ્તે મેં તેને પાછો વાળ્યો. તેમાં ખૂબી એ હતી કે જો તે બીજે માર્ગે ચાલત તો તેના રસ્તામાં ટાઇગ્રીસ નદી આવત, અને તેનું પાણી જો તે ચાખત તો તે બાપડો મનમાં બહુ પસ્તાત. કારણ કે ટાઇગ્રીસનું પાણી આ મશક કરતાં અનેકગણું મીઠું છે. એ સ્થિતિમાંથી તેને ઉગારી લેવાના હેતુથી મેં તમને પાણી ચખાડ્યું નહિ અને આરબને તે જ રસ્તે પાછો વાળ્યો. વળી દરેક રાજવીનો એ ધર્મ છે કે, પોતાને આશરે જે કોઈ માણસ કંઈ આશાથી આવ્યો હોય, તેને નિરાશ વદને પાછો ફરવા દેવો જોઈએ નહિ.' ખલીફાએ પોતાના વર્તનનું બધું રહસ્ય પ્રગટ કર્યું.

### નવશીરવાનનો ઇન્સાફ-ઘંટ

**પો**તાના અમલ દરમિયાન કોઈ પણ માનવીને જરા સરખો પણ અન્યાય ન થવા પામે એ વિષે બાદશાહ નવશીરવાન બહુ ચીવટ રાખતો. કોઈ અધિ-

કારી તરફથી રૈયતના કોઈ પણ માણસ ઉપર જુલમ ગુજર્યાની ફરિયાદ તેની પાસે પહોંચતી, તો તે અધિકારીને સખત સજા કરવામાં આવતી. પોતાના અમલ તળેના સઘળા પ્રદેશોમાં, જનતાને શુદ્ધ ન્યાય મળે તે વસ્તુ પ્રત્યે તે હંમેશા જાગ્રત રહેતો. નાનો સરખો પણ સિતમનો કિસ્સો તે જતો કરતો નહિ.

'જનતા માટે મારા મહેલનાં દ્વાર ચોવીસે કલાક ખુલ્લાં રહે તે બાબત મારે કંઈક પ્રબંધ કરવો જોઈએ.' નવશીરવાનના મનમાં એક વેળા વિચાર આવ્યો.

અને પોતાના દિલની ધારણા બર લાવવા માટે તેના શયનખંડની અગાસીમાં તેણે એક ઘંટ ટંગાવ્યો. તેની સાથે રેશમી દોરી બાંધી, તે દોરી મહેલ બહારના ખુલ્લા ચોગાનમાં, એક થાંભલા સાથે ભરાવી અને એવો પ્રબંધ કરાવ્યો કે જે કોઈ માણસ ફરિયાદ માટે આવે, તે પેલી દોરી ખેંચે, એટલે અગાસી માંહેનો ઘંટ ગાજી ઊઠતો. આથી કોઈ દુઃખી માણસ દાદ માગવા માટે આવ્યો છે એમ શાહને જાણ થતી. તુરત ફરિયાદીને પોતે બોલાવતો, તેની હકીકત સાંભળી યોગ્ય ફેંસલો આપતો. શાહની આ પ્રથાથી રાજ્યનો કોઈ પણ અમલદાર કોઈને જરા સરખો પણ ત્રાસ આપી શકતો નહિ. પરિણામે રૈયતમાં સંતોષ અને સલામતીનું વાતાવરણ ફેલાઈ ગયું.

એક વખત દૈવયોગે સીમમાંથી ચરતો ચરતો એક ગધેડો સ્થંભ સાથે ઘંટની દોરી બાંધેલી હતી ત્યાં આવી ચડ્યો. શરીરમાં ખંજવાળ આવવાથી ગધેડાએ પોતાનું શરીર પેલી દોરી સાથે ઘસવા માડ્યું. દોરીને આંચકો લાગતાં શાહની અગાસીમાં ટાંગેલો ઘંટ ગાજી ઊઠ્યો.

'જુઓ, તપાસ કરો. કોઈ દુઃખી માણસ ફરિયાદ કરવા આવ્યો જણાય છે.' શાહે હુકમ કર્યો.

'નામદાર! ત્યાં આગળ કોઈ માણસ નથી. એક ગધેડો ત્યાં ચરતો ચરતો આવી ચડ્યો છે, તેણે દોરીને આંચકો માર્યો હશે.' તપાસ કરવા જનાર માણસે પાછા આવી હકીકત રજૂ કરી.

'દોરી હલાવનાર ભલે ગધેડો હોય, પણ મારે તેને વિષે તપાસ કરાવવી પડશે. તે મૂંગા પ્રાણીને જરૂર કંઈક ફરિયાદ કરવાની હોવી જોઈએ, નહિંતર તે આ ચોગાનમાં આવે નહિ. આ તરફ આવવાની અને દોરી હલાવવાની ખુદાએ તેને પ્રેરણા કરી હશે. તેનો માલિક કોણ છે અને તેને શા માટે રખડતો મૂક્યો છે, તેની તપાસ કરી લાવો.' શાહે ફરમાવ્યું.

'જહાંપનાહ! આ ગધેડો એક ચક્કીવાળાનો છે. અશક્ત અને ઘરડો થઈ જતાં તે હવે કામ આપી શકે તેમ નથી. તેથી તેના ધણીએ તેને હાંકી કાઢ્યો છે. તે હવે જ્યાંત્યાં ચરી ખાય છે.' માણસોએ આવી ખુલાસો કર્યો.

'ગધેડાના શરીરમાં બળ હતું ત્યાં સુધી તેની પાસે કામ ખેંચાવ્યું અને હવે અશક્ત થઈ ગયો એટલે કાઢી મૂક્યો! તેના શરીરમાં લોહીનું છેલ્લું ટીપું રહ્યું ત્યાં સુધી તેની પાસે બોજો ઊંચકાવ્યો અને હવે બાપડો હાડપિંજર જેવો થઈ ગયો એટલે રઝળતો મૂકી દીધો!' શાહના દિલમાં ગધેડાના નિર્દય અને સ્વાર્થી માલિક પ્રત્યે રોષ પ્રગટ્યો.

'બિચારાં મૂંગાં પશુઓનો કોણ ભાવ પૂછે! દુર્બળ અને નકામાં થઈ જાય, એટલે તગડી મૂકવાં એ તો સાવ સામાન્ય વાત થઈ ગઈ છે.' એક ગુલામે સૂર પુરાવ્યો.

'પશુઓને પણ ન્યાય માગવાનો હક છે. તેઓ પણ સરજનહારની સૃષ્ટિનું એક અંગ છે. માનવી જેટલો જ જીવવાનો તેમને પણ અધિકાર છે. માટે તેમના ઉપર ગુજરી રહેલા અત્યાચારોમાંથી તેમને બચાવી લેવાં તે શાસનકર્તાની ફરજ થઈ પડે છે.' શાહે સ્પષ્ટ કરતાં કહ્યું. 'તે ગધેડાના માલિકને બોલાવો અને મારા નામથી ફરમાવી દો કે, આ ગધેડો જીવે ત્યાં લગી પોતાના ઘરમાં તેને સંભાળપૂર્વક રાખે: તેના ઘાસચારાની તમામ વ્યવસ્થા કરે અને તેની પાસેથી કોઈ પ્રકારનું કામ લે નહિ. તે ઉપરાંત આખા રાજ્યમાં ઢંઢેરો પિટાવી દો કે, જે કોઈ માણસે, જે કોઈ પણ પાસેથી તેની યુવાનીમાં કામ લેશે, તે માણસે, તે પશુની તેની વૃદ્ધાવસ્થામાં સંભાળ રાખવી પડશે.'

---

૪

ચિ. નિલા,

શ્રી. અરુણનો પત્ર વાંચીને અમને બન્નેને જબરો આઘાત પહોંચ્યો છે. અનિલના ગયા પછી તને તથા ચિ. પ્રદીપને યાદ કરીને અમે દુઃખમાં સુખ માની લીધું છે. તું જાણે છે જ કે માલતીને તારા પર પેટની દીકરી જેટલું જ વહાલ છે. તારી મરજી વિરુદ્ધ તને અહીં બોલાવીને, તારા દુઃખી મનને વધુ દુઃખી ન કરવું એમ સમજીને જ તેને તને અહીં બોલાવતાં મેં વારી છે. આ પાછલી જિંદગીમાં, પુત્રશોકથી વિહ્વળ બનેલા અમારા જીવનમાં તારો એકલીનો જ અમારે આધાર છે.

અમારો વિચાર કદાચને તું છોડી દે, પરંતુ તારે પ્રદીપ તરફ પણ જોવું જોઈએ. પિતા વિહોણા એ બાળકને તારો જ ફક્ત આધાર છે અમારી જેવાં વયોવૃદ્ધ દાદા-દાદી તે એની કેટલોક સમય સંભાળ રાખી શકશે? આ નવા સંબંધથી તો પ્રદીપ પોતાની માને પણ ગુમાવશે અરુણ ગમે તેટલી ખાતરી આપે, છતાં બીજાના બાળક પ્રત્યે તેને કેટલુંક પોતાપણું લાગશે?

મેં માલતી સાથે પુનર્લગ્ન કર્યાં એટલે તું પણ તારા આ પુનર્લગ્ન માટે મારા આશીર્વાદ માગે છે. પરંતુ આ બન્ને સંબંધોમાં કેટલું અંતર છે તેનો તેં વિચાર કર્યો? માલતી એક બાળવિધવા હતી. તેને કોઈનો આધાર નહોતો, તેમજ તેના પર કોઈનો આધાર નહતો. મારા જીવનનો સાથ આપી મેં એને મારી અર્ધાંગના બનાવી. આજ અનિલ જતાં તારા પર પણ દુઃખનો ડુંગર તૂટી પડ્યો છે એ હું જાણું છું. છતાં શું તું માલતી જેમ સાવ એકલીઅટૂલી છો? માબાપની જેમ તારા પર પ્રેમ રાખનારાં અમે સાસુ-સસરા છીએ. ઉપરાંત આ પ્રદીપ! એ ત્રણ વર્ષના નાના બાળકની તે તારા વિના શી વલે થશે? આ બધી બાબતોનો વિચાર કરીને તું તારાં આ પુનર્લગ્ન કરવાના વિચારને છોડી દે એવું અમને બન્નેને અંતરથી લાગે છે. અને આમ છતાં તને આ વાત ગળે ન જ ઊતરે તો ઉવટ પ્રદીપને તો અહીં પહોંચાડી જજે. અમ જૈફ લોકોથી જેટલું એનું લાલનપાલન થશે એટલું અમે કરી છૂટશું અનિલની સાથે તને ય ખોઈ એમ અમે માની લઈશું. ચિ. પ્રદીપને પ્રેમપૂર્વક આશિષ.

તારા તાત્યા

તા. ક. અરુણને હું હવે કંઈ જુદું લખવાનો નથી આ જ પત્ર તેને પણ વંચાવજે.

હમણાં જ આવેલો પત્ર નીલા ધડકતે હૈયે ઊભી ઊભી વાંચતી હતી. એની સાડીનો છેડો ખેંચી ખેંચીને એ કાગળ પોતે મેળવવા પ્રદીપ મહેનત કરી રહ્યો હતો. પત્ર પૂરો થયો કે તરત જ નીલાએ પ્રદીપને તેડી લીધો અને પોતાની બાથમાં દબાવી દીધો. એના ગોળમટોળ ગાલને બચી ભરતાં ભરતાં પોતાની આંખમાંનાં આંસુ રોકવાં તેને મુશ્કેલ જણાવાં. માના પ્રેમનો આ આવેગ પ્રદીપને માટે નવો ન હતો. એવા પ્રેમાળ ભાવથી કાંઈ એ સેતાન પોતાનો કાગળ મેળવવાનો પ્રયાસ ઓછો જ છોડી દેવાનો હતો? પગ પછાડી પછાડીને એની બાથમાંથી એ છૂટી ગયો અને તરત જ તેના હાથમાંનો પત્ર ખેંચવા લાગ્યો નીલાએ હળવેકથી એનો હાથ અંદરના પત્ર ઉપરથી સેરવી દીધો અને ખાલી કવર એના હાથમાં જવા દીધું. કવર મળતાં પોતાને જોઈતું બધું જ મળી ગયું જાણી એના આનંદમાં ને આનંદમાં, કવરમાં હવા ભરવા ફૂ ફૂ ફૂંકો મારતો એ ઓરડાની બહાર દોડી ગયો. એના નાના એવા મનમાં, પોતાની માના વિચારમંથનની તે કલ્પના કઈ રીતે આવી શકે?

જે દરવાજામાંથી પ્રદીપ બહાર ગયો તે દરવાજા તરફ નીલા કેટલાય સમય સુધી જોતી રહી. આજ ત્રીજે વર્ષે, તેનો પ્રદીપ જાણે કે એનો બહાર ફરતો પ્રાણ હતો. અને ગયાં બે વરસ તો અનિલની પાછળ એ એના પ્રેમનું સર્વસ્વ બન્યો હતો હવે ફરી કદી જ ન મળનારા અનિલની પ્રતિમા બનીને પ્રદીપ એનું સર્વસ્વ લાગતો હતો. અને આજ પ્રદીપનો શું વિચાર કર એવી એના તાત્યાની સલાહ પડી હતી. અરુણ સાથે પુનર્લગ્ન કરે તો પ્રદીપને તાત્યા પાસે મૂકી આવવાનો, અને એમ થતાં અનિલની સ્મૃતિના અવશેષને ગુમાવી દેવો! ખરે જ, તાત્યા આવું તે કઈ રીતે લખી શક્યા હશે? તેમના પુનર્લગ્નનો પ્રસંગ જુદો, અને આ પુનર્લગ્નનો પ્રસંગ જુદો! સાસુજી નિરાધાર અને હું આધારવાળી? સાસુ-સસરાના આધારે મારા જેવી યુવતી જીવી શકે તો પછી માતાપિતાને આધારે યુવાનો તથા યુવતીઓ કાં અખંડ રીતે જીવી ન શકે? પછી લગ્ન અને પુનર્લગ્નની ઝંઝટ જ શા સારુ?

સાસુજીની સ્થિતિ તો એક રીતે સારી હતી. બાળપણમાં જ વૈધવ્ય પ્રાપ્ત થયું એટલે તેમણે સંસાર-સુખની મોહકતાનો અનુભવ નહોતો કર્યો મારા જેવીએ તો પતિપ્રેમનો લગભગ બે વર્ષ અનુભવ લીધા પછી, તે યાદીના વહેણમાં આખો જન્મારો તે શી રીતે કાઢવો ? અને હવે હું પણ પુનર્લગ્નને માટે તૈયાર થઈ તે શું હું અનિલને વીસરી ગઇ એ માટે ? આ બે વર્ષના ગાળામાં જુદી જુદી પ્રવૃત્તિઓમાં મન પરોવીને અનિલને વીસરવાનો પ્રયાસ હું કરી રહી છું. તાત્યા પાસે જઇને જો હું રહી શકી હોત તો આ નોકરી યે શું કામ કરત ? પરતુ આ વૃદ્ધાવસ્થામાં તાત્યા ઉપર જ પોતાનો બધો ભાર ન નાખવો એ વિચાર કરતાં ય પોતાના મનને વધુ વિચારને ચકડોળે ચડવા દેવાનો અવકાશ ન આપવો એ દૃષ્ટિએ જ મેં આ આખા દિવસની નોકરી સ્વીકારી. પ્રદીપને પણ એનાથી જરા તકલીફ થાય છે, છતાં એનાથી દિવસભર બાળતા વિચારો તો સતાવી શકતા નથી એ એક સાંત્વન છે. રાત્રે ફક્ત મનને કોઇ પણ જાતનું બંધન રહેતું નથી. આમ અનેક રાત્રિઓ તે મારે કઇ રીતે વિતાવવી ?

નીલાના એ ક્ષુબ્ધ મન પર ગયા દોઢ-બે વર્ષના કેટલાક પ્રસંગો પહેલાંના જેવી જ તીવ્ર લાગણી ભરી રીતે ફરી અંકિત થવા લાગ્યા. નોકરી નિમિત્તે જ તેની અરુણ સાથે ઓળખાણ થઇ હતી. પોતે જે ઑફિસમા કારકુન તરીકે કામ કરતી, ત્યાં એ એક અધિકારી હતો. તેની ઓળખાણ કાંઇ કોઇ અવિસ્મરણીય પ્રસંગે થઇ ન હતી. ફક્ત કામ નિમિત્તે બે બન્નેને આખા દિવસમાં એક-બે વાર બોલવાનો પ્રસંગ ઉપસ્થિત થતો. ગયા વર્ષ સુધી આ પ્રસંગ ફક્ત ઔપચારિક રીતે જ બનતા. એથી ઊલટું, આ ગયા વર્ષમાં તેમના આ સંબંધનું સ્વરૂપ ક્યારે અને કેમ બદલ્યું તે તે બન્નેમાંથી કોઇ ચોક્કસ રીતે કહી શકે તેવું ન હતું. ક્યાંથી અને કઇ રીતે કોણ જાણે, પરંતુ નીલાની બધી જ હકીકતથી અરુણ વાકેફ થઈ ગયો હતો, અને અરુણની હકીકતથી નીલા વાકેફ થઇ ગઇ હતી. અરુણના સાદા અને ઉદાર સ્વભાવની નીલાને પૂરેપૂરી જાણ થઇ ગઈ હતી. પ્રથમ પરિચયે, બીઓ સાથે ખચકાઈને વર્તતાં થનારી ગંમત નીલાએ કેટલી ય વાર જોઈ હતી પરંતુ પૂરા પરિચય પછી પોતાના માટે અરુણના મનમાં કેટલી મમતા બંધાઈ હતી તેનો અનુભવ એ હવે પ્રત્યક્ષ લેતી હતી, મોટો અધિકારી હોવા છતાં નીલાની માફક બીજા બધા જ તેના હાથ નીચેના માણસો સાથે તે સલુકાઇથી વર્તતો. પોતાની કંઇ ભૂલ થઇ જાય તો પોતાના હાથ નીચેના લોકો આગળ કબૂલ કરતા તે જરા ય અચકાતો નહિ. મોટાઓના કડક વર્તાવનો તેનામાં બિલકુલ અભાવ જ દેખાતો. ઉપરાંત આ અનુભવ કાંઈ એકલી નીલાનો જ ન હતો, એના બીજા સહકાર્યકરોનો પણ એવો જ અનુભવ હતો. અરુણને પણ, ઉપરથી દેખાતી નીલાની ગંભીરતામાં, લાગણીઓનું કેટલું ઊંડાણ છે એ સમજાઈ ગયું હતું. પરિચયથી સંબંધ વધતા વધતા પ્રદીપનો બાળકિલ્લો અરુણે ક્યારનો ય સર કરી લીધો હતો. દર રવિવારે પ્રદીપ, અરુણની ભૂલ્યા વગર રાહ જોતો.

તે દિવસે નીલાને જન્માષ્ટમીની રજા હતી કંઈ પ્રવૃત્તિ ન હોવાને લીધે મનમાંનાં દુઃખો વધુ સતાવે છે. બપોરથી નીલાનું હૈયું ખૂબ જ ભરાઇ આવ્યું હતું. ટેબલ પરના પેપરવેટને જોતાં જ, અનિલે અને પોતે તે કઇ દુકાનેથી લીધેલ, તે વખતે પસંદગી નાપસંદગીની કેવી ચર્ચા થઇ હતી એ જ દશ્યો તેની નજર સમક્ષ ખડાં થવાં લાગ્યાં. અભરાઈ પરથી અનેક પુસ્તક લઈને વાંચવાનો તેણે વિચાર કર્યો. પહેલા જ પાના ઉપર અનિલના હસ્તાક્ષરથી લખાયલું નીલાનું નામ હતું. નીચે તારીખ હતી. અનિલના મૃત્યુ પહેલાંના પાંચ જ મહિના પહેલાંની તે તારીખ હતી. નીલાએ કેટલાંક પાનાં ઉથલાવીને વાંચવાનો પ્રયાસ કર્યો. છતાં તેની નજરે તો એ પહેલું પાનું અને અનિલના હસ્તાક્ષરો જ ચડવા લાગ્યા! સ્મૃતિના તાર અનિલના અંતસમય સુધી પહોંચી ગયા. 'નીલા, મારી તને છોડવાની જરા ય ઇચ્છા નથી હો......' અનિલ તેને કહેતો હતો.

હાથમાંનું પુસ્તક નીચે પડી જઈ નીલાનાં આંસુથી તરબોળ થઈ ગયું. બારણાં ખખડવાના અવાજે તે ઝબકીને ઊભી થઈ ગઈ. પ્રદીપ, અરુણના હાથમનો આંગ ઝૂંટવતો અંદર આવતો હતો નીલાની રાતી આંખો જોતાં જ અરુણ ખચકાયો તેના એકાંતમાં પોતે ભંગ પાડ્યો એની મૂંઝવણમાં એ પાછો ફરવા માટે બારણા તરફ વળ્યો ય ખરો.

'આવો ને અરુણ......' નીલાએ જ પોતે જરા સ્વસ્થ થઇ જઇને તેને પાછો બોલાવ્યો. ખાવાનો ભાગ મળી જતાં પ્રદીપ તો ક્યારનો ય આંગણામાં પસાર થઇ ગયો હતો. અરુણ અંદર આવીને નીલાની સામેની જ ખુરશી પર બેઠો. થોડો સમય બન્નેને શું બોલવું તે સૂઝ્યું નહિ. છેવટે અરુણે જ શરૂઆત કરી. 'નીલા, શું તમે રડતાં હતાં?' એણે પૂછ્યું.

'આજ મને અનિલની યાદ બહુ બહુ આવે છે.' નીલાએ જેમતેમ કરી આ શબ્દો બોલી કાઢયા, અને પછી અસહાય બની સામેના ટેબલ પર પોતાનું માથું ઢાળી દઇ, મોં ઢાંકી દીધું. ડૂસકાં ભરવાથી એનું આખું શરીર ઊછળતું હતું.

થોડી વારે એને શાંત કરવાના ઉદ્દેશથી અરુણ બોલ્યોઃ 'આમ રડવાથી શું વળવાનું છે, નીલા?'

'હવે રડવા સિવાય તથા અંદર ને અંદર બળવા સિવાય મારે માટે બીજું શું બાકી રહ્યું છે!' નીલાએ જવાબ આપ્યો.

'જીવનમાં એકાદ સુખની આપણને ખોટ આવી પડે તો તે ખોટને પૂરી કરવાનો આપણે બીજો શક્ય હોય તેટલો પ્રયાસ ન કરવો જોઇએ! જે વસ્તુ આપણા હાથથી સરી ગઇ તેનું દુઃખ તે કેટલાક દિવસ સુધી લગાયા કરવું!' અરુણ સહાનુભૂતિપૂર્વક બોલ્યો.

'પરંતુ મારી આ ખોટ બીજી કશાથી જ પુરાવાની નથી, અરુણ. મારો અનિલ મને કોઇ પાછો લાવી આપી શકશે!' નીલાના શબ્દોમાં ભારોભાર નિરાશા ભરી હતી.

'તમે જો જરાક શાંત ચિત્તે વિચાર કરશો તો આ ખોટ પણ કદાચને પુરાઇ જશે!' અરુણ બોલ્યો. 'માતાના પુત્રપ્રેમને, તેના જીવનમાં પતિપ્રેમના જેટલું જ સ્થાન હોય છે. પરંતુ એવા પુત્રવિયોગનું દુઃખ સુદ્ધાં કાળાંતરે બીજું બાળક ઘરમાં રમતું થતાં વિસારે પડે છે. તો પછી તમારું આ દુઃખ પણ કાળાંતરે ઓછું થઇ જવાની આશા નથી શું?'

'અરુણ, તમે મારા પુનર્લગ્નની જ વાત કરો છો ને? પરંતુ મારા અનિલ જેટલો પ્રેમ મારા પર કોઇ કરી શકે, નહિ. ઉપરાંત મારો પ્રદીપ...'

'નીલા, તારો પ્રદીપ મને કેટલો વહાલો છે તે તું જુએ છે જ. તારા પરના નિઃસીમ પ્રેમની કસોટીમાંથી જો હું પાર ઊતરું તો તું શું મારી બનીશ?'

નીલા સ્તબ્ધ બની ઊભી રહી. અરુણ તરફથી આવી આશા તેણે કરી ન હતી. તેને શાની કમી હતી! કીર્તિ, જુવાની, રૂપ બધું જ કંઇ તેને વર્યું હતું. તો પછી નીલા જેવીના ભાંગેલા જીવનને આધાર આપવા તેણે શા માટે આગળ આવવું જોઇએ! બેબાકળી બનેલી નીલાના મોંમાંથી કંઇજ ઉદ્ગાર નીકળતા ન હતા.

'ત્યારે હું જાઉં છું. તમે શાંત ચિત્તે આનો વિચાર કરો.' એટલું બોલીને અરુણ ચાલ્યો ગયો. નીલા કેટલી ય વાર સુધી એની ખાલી પડેલી ખુરશી તરફ જોઇ રહી.

*

આઠદસ દિવસ પહેલાં અરુણે પૂછેલઃ 'નીલા, તું શું મારી બનીશ?' એ પ્રશ્ન નીલાને એકધારો સતાવતો હતો. ઑફિસમાં તો હમેશ મુજબ તેની મુલાકાત થતી જ હતી. એ મુલાકાતમાં ઉપરના બની ગયેલા પ્રસંગને પરિણામે કશો જ ફેરફાર થયો ન હતો. એનું એ જ ઉદાર વર્તન, એ જ સૌજન્ય અને એ જ કાર્યરતતા દેખાતી હતી. નીલાએ ગયા આઠદસ દિવસમાં તેના તરફથી થતા વર્તાવમાં કંઇક વધુ આત્મીયતાની અપેક્ષા રાખી હતી અને દરેક વખતે એ આશા ફળીભૂત ન થતાં અમુક જાતનો આઘાત એ અનુભવતી. ખરી રીતે તો તે દિવસે બની ગયેલા બનાવ પછી બીજે દિવસે ઑફિસમાં જતાં જ નીલા ગભરાતી હતી. તે દિવસે સવારમાં એક દિવસની રજા લઇ લેવાનું જ તેના મનમાં થતું. પરંતુ પાછળથી કદાચને અરુણને કંઇક ગેરસમજણ થશે એ વિચારે એ ઑફિસમાં ગઇ જ. ઉપરાંત કદાચ ને પોતે ન જાય, અને અરુણ ઘેર પોતાના સમાચાર પૂછવા આવી ચડે તો પોતાની શી સ્થિતિ થાય એ વિચારે પણ એણે પોતાનો નિર્ણય બદલેલો. ઑફિસમાં ગયા પછીના અરુણના વર્તાવથી એના મનમાંની બધી જાતની બીક ટળી ગઇ. એથી ઊલટું ક્યારેક ક્યારેક એને એમ લાગવા માંડ્યું કે ખરેખર શું આ એનું દિવાસ્વપ્ન હતું કે શું! શું એ પોતાની લાગણીઓની જ રમત હતી! એ પ્રસંગ ખરેખર તાજો જ બની ગયો હતો અને છતાં જાણે કે કેટલો ય કાળ વચ્ચે વહી ગયો હોય તેવું તેને લાગવા માંડ્યું. વિચારવમળમાં ચડેલા

તેના મનને હવે ક્યારેક ક્યારેક અરુણની સૂચના અંશતઃ ગળે ઊતરવા લાગી હતી. કોને ખબર કદાચને પોતાના અનિલની ખોટ અરુણ જેવો એકાદો કાઈ ભરી કાઢે ય ખરો! પરંતુ પોતાના પ્રદીપનું શું? પોતાના નવા જીવનમાં એનું સ્થાન કયુ? આનો માત્ર પોતાના હૃદયની સાક્ષીએ સમાધાનકારક જવાબ મળતો ન હતો. પોતે કદાચને ફરી સુખી થઇ શકે તો તે અરુણના સહવાસમાં, એવી એને ત્યારથી ખાતરી થઇ ચૂકી હતી. પરંતુ પોતાના સુખને માટે પ્રદીપને દુઃખી કરવાની તેની તૈયારી ન હતી.

આજે રવિવારે સવારથી જ 'અરુણભાઇ ક્યારે આવશે? ક્યારે આવશે?' એમ પૂછી પૂછીને પ્રદીપ નીલાનો જીવ ખાતો હતો. તે ય તે અરુણ આજે આવશે કે કેમ એ વિચારે અસ્વસ્થ બની હતી. 'એમનો સમય થશે ત્યારે આવશે' અથવા તો ક્યારેક 'હમણાં થોડી વારમાં આવશે' એવુ કંઇક કહીને દરેક વખતે તે પ્રદીપને શાંત કરતી હતી.

પ્રદીપને લઇને પોતે જ ક્યાંક પસાર થઈ જવું એવું પણ એને થઈ આવ્યું. પગ્તુ આ ભીરુ વિચાર એને પસંદ પડ્યો નહિ. ક્યારેક પણ પોતે જ હાન્નાનો ઉત્તર આપવો જ જોઇએ એવું તેણે નક્કી કર્યું. આ વિચિત્ર પરિસ્થિતિમાંથી તો જ વહેલો છૂટકો થાય તેવુ હતુ.

સાંજને સમયે તો નીલા બહુ જ અસ્વસ્થ બની )ઘડીક તેને લાગે કે અરુણ આવશે, ઘડીક તેને થતુ કે નહિ આવે પરંતુ આખરે મોડા મોડા પણ અરુણ આવ્યો. પ્રદીપે તેના આવવાની સાથે જ પોતાનો કર વસૂલ કરી લીધો. માત્ર અરુણે તેમ તેનો ભાગ આપ્યા પછી તરત તેને બહાર પસાર થઈ જવા દીધો નહિ. તેને ખોળામાં બેસારીને તેની સાથે આડી-અવળી વાતો કરવા લાગ્યો. પ્રદીપ જેવડા નાના બાળકની સોબત પણ અત્યારની આ વિચિત્ર પરિ-સ્થિતિમાં અરુણને આધારરૂપ બની ગઇ. છતાં ખાવાનો ભાગ ને રોળટપ્પાં પૂરાં થતાં, પ્રદીપનું બાળમન થોડું જ એને લાંબો સમય ત્યાં ટકવા દે તેવું હતું! તે તો તુરત ખોળામાથી ઊતરીને ભાગી ગયો. અરુણ તથા નીલાને એકબીજા સાથે શું બોલવુ તે સૂઝતું ન હતું. થોડી વાર પછી અરુણે જ પૂછ્યું: 'નીલા, મારા પ્રશ્નનો તેં વિચાર કર્યો?'

'અરુણ, રાતદિવસ એનો વિચાર કરું છું, છતાં મને કાંઈ સૂઝતું નથી. જુઓ અરુણ, તમે ગેરસમજ કરશો નહિ. તમારા જેવા ઉદાર અને પ્રેમળ પુરુષના સહવાસમાં કદાચને મારા અંતરની વ્યથા દૂર થશે પરંતુ આ સ્વાર્થી આશાએ હું પ્રદી-પને કઇ રીતે ભૂલી જાઉં? હું જો એકલી હોત તો તો મેં હા કહી જ દીધી હોત. પરંતુ પ્રદીપ ખાતર મારે આ મોહ જતો કરવો જોઈએ, નહિ?'

'પ્રદીપની સારસંભાળ મારા તરફથી પૂરેપૂરી લેવાશે એમ તને નથી લાગતું, નીલા? મારી અને એની કેવી દોસ્તી જામી છે, તે તું નથી જોતી? તેના ઉપર હું પિતાની જેવો જ પ્રેમ રાખી શકીશ એની મને પૂરી ખાતરી થયા પછી જ મેં આ પ્રશ્ન તને પૂછ્યો છે. માત્ર મારો અને તારો જ વિચાર નથી કર્યો'

'પરંતુ અરુણ, અત્યારે એવું લાગવું એ જુદી વાત છે, અને એ વસ્તુ હમેશ ટકવી એ પણ જુદી વાત છે. આપણા સહજીવનમાં આગળ ઉપર ક્યારેક પ્રદીપ, તમે અને હું એવો ત્રિકોણ નિર્માણ થાય તો?' નીલાએ પોતાના અંતરની બીકની રજૂઆત કરી.

'નીલા, તારા જીવતરના ધાગા પ્રદીપમાં કેટલા ઓતપ્રોત થયા છે એ જાણી લીધા પછી, તેને વીસરીને હું તારા પર કદી જ ઉત્કટ પ્રેમ કરી શક-વાનો નહિ.' અરુણ લાગણીભર્યા અવાજે બોલ્યો. થોડી વાર બધે જ શાંતિ પસરી રહી. પોતાના બોલવાનું નીલા પર શું પરિણામ થાય છે તેનું માપ અરુણ લેતો હતો. અને અરુણના બોલવામાં અને તેના હૃદયમાં રહેલી લાગણીઓ એ બન્નેમાં કેટલી એકરૂપતા છે તેનો જાણે કે નીલા એના મોં ઉપરથી તાગ લેતી હતી!

'અને જો નીલા ...' અરુણ એકદમ બોલ્યો. 'હું ય તે એક સામાન્ય માણસ છું. કદાચ હું ભૂલ પણ કરી બેસું. કદાચને કોઈ, પ્રસંગે મને પ્રદીપ તરફ પારકાપણું લાગી ય જાય. કદી ન જ લાગે તેમ તો કોણ કહી શકે! છતાં હું તારી લાગણીઓને સમજુ છું. તેને કદી જ દૂભવવી ન જોઈએ એટલે તારે માટેની મારી મમતા મને પોતાને મારું સમ-તોલપણું સંભાળવામાં મદદ કરશે. અને એટલે જ એવા પ્રયત્નમાં હું મારા મન ઉપર વિજય મેળવી શકીશ એવો મને વિશ્વાસ છે. તો પછી તું મને એવો અવસર આપીશ?'

'અરુણ, મને જરા વધુ વિચાર કરવાની તક આપો.' એટલું બોલીને નીલા ઊભી થઈ. હવે પોતે પણ જવું જોઈએ એવી આ સૂચના હતી એમ સમજીને અરુણ ત્યાંથી ચાલી ગયો.

*

આગલા અઠવાડિયામાં નીલાએ પોતાની શંકા-કુશંકાઓ પર વિજય મેળવ્યો. શનિવારે ઑફિસમાંથી નીકળતી વખતે ખાસ ઈરાદાપૂર્વક અરુણને મળીને તેને બીજે દિવસે સાંજે ચાર વાગે પોતાને ઘેર આવવાનું જણાવ્યું. અરુણ આવવાનો હતો એટલે એણે પોતે જમવાનું તૈયાર કર્યું હતું પ્રદીપ પણ 'અરુણભાઈ આવવાના છે, આવવાના છે.' એમ બોલતો બોલતો નીલાની પાછળ પાછળ ચક્કર મારતો હતો. આજે નીલા થોડી ઉત્સુકતાથી અરુણની વાટ જોતી હતી. અરુણને આવતો જોઈ, એ ઊઠી સામી ગઈ અને જરા ઉત્તેજિત આવાજે બોલી: 'અરુણ, તમારા સવાલનો હકારમાં જવાબ આપવાનું મેં નક્કી કરી લીધું છે.'

અરુણે પણ એકદમ લાગણીપૂર્વક એના બન્ને હાથ પોતાના હાથમાં લઈને દાબ્યા અને બોલ્યો: 'સાચું કહે છે, નીલા ?' તેનો આ પ્રથમ સ્પર્શ તે વખતે નીલાને ચિરપરિચિત અને સુખદ લાગ્યો. ક્ષણમાં જ તેણે પોતાના હાથ છોડાવી લેતાં કહ્યું: 'સાચે જ.' 'પરંતુ પ્રદીપ ક્યાં છે ?' એ અરુણના બીજા પ્રશ્નનો જવાબ આપતાં 'રસોડામાં હશે. મહેરબાનને આજ ત્યાં જ વધુ રસ પડ્યો છે !' એમ કહીને એણે પ્રદીપને બૂમ પાડી અને પોતે અંદર ગઈ. 'પ્રદીપ, એ પ્રદીપ ! આ જો તારા ભાઈ આવ્યા.'

પ્રદીપ દોડતો પોતાની મા પાસે આવી પહોંચ્યો. આવીને તેણે અરુણના હાથમાંના પિપરમેન્ટના પાકીટ ઉપર ઝડપ મારી. નાનું એવું પાકીટ હતું, છતાં પ્રદીપ એનાથી પારાવાર ખુશ થઈ ગયો. આમ છતાં આજે એ બહાર રમવા ચાલ્યો ગયો નહિ આજના આગલા ભોજનના કાર્યક્રમની તેને ખબર હતી. એણે અરુણના ખોળામાં પોતાનું સ્થાન જમાવ્યું. એ સ્થિતિમાં જ ત્રણે જણાનું ભોજન પણ સમાપ્ત થયું.

પ્રદીપ બહાર ચાલ્યો ગયો ત્યારે નીલા બોલી: 'તો પછી આપણે આ નિર્ણય આજે જ તાત્યાને જણાવીએ. તમે જ એમને પત્ર લખો. આ નિર્ણય તેઓને કેવોક રુચશે એ કોણ જાણે ?'

'કેમ ? તાત્યાને આમાં અજુગતું શું લાગવાનું છે ! તેમણે પોતે જ તો પુનર્લગ્ન કર્યાં છે. તેઓ તો રાજી થઈને આપણને આશીર્વાદ જ આપશે.'

અને તે જ દિવસે બન્નેએ ખૂબ જ વિચાર કરીને પેલો પત્ર તાત્યાને લખી કાઢ્યો. અરુણે લખ્યું હતું—

'તીર્થ સ્વરૂપ તાત્યા સાહેબ સારૂ,

સવિનય જણાવવાનું કે પૂર્ણ વિચારને અંતે મેં આપની નીલા સાથે પુનર્લગ્ન કરવાનું નક્કી કર્યું છે. આપ પાછલી પેઢીના સુધારક છો. અમારાં હૃદયો તો આપ જ યોગ્ય રીતે વાંચી શકશો. મારા સહવાસમાં નીલા સુખી થશે એવી મને શ્રદ્ધા છે. ચિ. પ્રદીપને પણ એનાથી પિતાની ખોટ સાલશે નહિ. નીલાને પણ આ લગ્નથી ગયેલું સુખ પાછું મળશે એવી આશા છે. એટલે આ પ્રસંગે આપના જેવા વડીલ લોકોના અમને આશીર્વાદ મળે એવી અમે આશા કરીએ છીએ. આપનો સ્નેહકાંક્ષી

અરુણ ગોખલે

આ જ પત્રનો તાત્યા તરફથી આવેલ ઉત્તર વાંચીને નીલા ખૂબ જ ક્ષુબ્ધ બની હતી. કેટલીક વાર પછી ગભરાઈને તેણે ઘડિયાળ તરફ જોયું. અરુણનો આવવાનો સમય થયો છે એવું યાદ આવતાં તે ઝડપથી ઊઠી. હાથમાંનો પત્ર તેણે ટેબલના ખાનામાં મૂક્યો. અંદર જઈને ઠંડા પાણીએ પોતાનું મોં ધોયા પછી તેને કંઈક ઠીક જણાયું. ભીંત ઉપરના આયનામાં જોઈને પોતાના મોં પર એણે પાવડર છાંટ્યો. અને પહેલાંની માફક કપાળમાં કંકુનો ચાંદલો કર્યો. અત્યાર સુધી જે જાતની ક્ષુબ્ધતા તેણે અનુભવી હતી તેનો અરુણને પત્તો ન લાગે એટલા ખાતર આ બધો એનો પ્રયાસ હતો.

-પરંતુ અરુણ આવતાં વાર જ સમજી ગયો. 'તાત્યાનો પત્ર આવ્યો છે કે શું ?' નીલા તરફ જોઈને તે બોલ્યો.

'હા' એટલું જ બોલીને તેણે ખાનામાંથી પત્ર અરુણને આપ્યો. અરુણે પત્ર વાંચ્યો અને તેની પ્રશ્નસૂચક નજર નીલાના નજર સાથે મળી.

'તાત્યાએ ગમે તે લખ્યું હોય છતાં આપણે આપણો વિચાર બદલવો ન જોઈએ ખરું ને અરુણ !' નીલા ગંભીરતાથી બોલી.

ટાળે ચડી ગઇ. પ્રદીપને પાસે ખેંચી એના માથે
ાથ ફેરવતી એ બોલી: 'પ્રદીપ, બાબાનું નામ પ્રકાશ
ાખશે રાખવાનું છે, હો!' નીલાને વાક્ય પૂરું કરવા
ાધા પહેલાં જ એણે પૂછ્યું: 'તો પછી મારું એકલાનું જ
ામ પ્રદીપ સાટે શા માટે ? હું ય ગોખલે કેમ નહિ ?'

'અરે પ્રદીપ! તું મારો ને' તું જનમ્યો ત્યારે
ારું નામ સાઠે હતું; અને એટલે તું સાઠે. આ
ાબો છે તારા અરુણભાઇનો અને એટલે એ ગોખલે.
મેમનું નામ ગોખલે છે' પ્રદીપનું આ જવાબથી
સમાધાન થયું. બાને વળગીને એ બોલ્યો: 'તો
ાછી આ બાબો અરુણભાઇને આપી દે.' પરંતુ
એટલામાં એનો વિચાર બદલાયો અરુણભાઈના
ખોળામાં કૂદકો મારીને એ બોલ્યો: 'નાહતર, આ
આપણે એમ કરીએ. હુ અરુણભાઈનો બની જાઉં,
અને એ બાબો તુ રાખ.' અરુણને ગળે વળગી
ાડીને પ્રદીપ આગળ બોલ્યો: 'અરુણભાઈ હું થાઉં છું
પ્રદીપ ગોખલે અને આ બાબાને પ્રકાશ સાઠે બનવા
ા. ચાલશે ને ?'

અરુણ પણ આ ચર્ચાથી મૂઝાયો. પોતે આટલું
સમતોલપણું ગુમાવ્યું તેથી તેને પોતાને શરમ આવી.
ઊંચી આંખ કરી એ નીલા સામે જોઈ ન શક્યો.
છતાં પ્રદીપ પોતાને ગળે વળગ્યો એટલે એને ધીરજ
આવી. એણે પોતે પરિસ્થિતિ સંભાળી લીધી અને
પ્રેમથી પ્રદીપને બચી ભરી કહ્યું: 'તારી બા તને
ગોખલે થવા દેશે કે કેમ એ તેને પૂછી જો.'

નીલાએ અરુણના મનની સ્થિતિ ઓળખી લીધી.
અરુણે પોતાનું સમતોલપણું મેળવી લીધું એ પણ
તેણે જાણ્યું બચ્ચા તરફના પ્રેમનો અનુભવ તેને
નવો નહોતો. અરુણનો આ પહેલો જ અનુભવ હતો
તે વસ્તુ નીલાના ધ્યાનમાં હતી. 'હું પણ એક
સામાન્ય માણસ છું- પરંતુ તારા પરના પ્રેમથી મારા
મન પર વિજય મેળવીશ.' એ અરુણના બોલ તેના
કાનમાં ગુંજતા હતા. બની ગયેલા પ્રસંગને જુદી
દિશા આપવા તેણે ગમ્મતભરી રીતે કહ્યું: 'અને
તારા અરુણભાઈ પણ બાબાને સાઠે બનવાની રજા
ક્યાં આપે છે ?'

પ્રદીપને પોતાના ખભા પર બેસાડીને અરુણે
કહ્યું: 'અરે પ્રદીપ, જવા દે. નામમાં તે એવું બધું
શું છે ? તું નામથી સાઠે પરંતુ ખરેખરો મારો;
અને આ બાબો નામથી ગોખલે અને ખરેખરો એની
બાનો. હવે પત્યુ ને ?'

'સરસ સરસ! પ્રદીપ અરુણભાઈનો અને
પ્રકાશ બાનો.' એમ બોલીને એ અરુણના ખભા
પર ઊભો થઈને, આનંદથી તાળીઓ પાડવા લાગ્યો.

નીલા આશ્ચર્યથી એકવાર અરુણના ખભે ઊભેલા
પ્રદીપ તરફ જોતી હતી અને બીજી વાર પોતાના
ખોળામાં સૂતેલા બાબા તરફ જોતી હતી. તે બન્ને
બાળકો તેના જ હતા. તેને પોતાને માટે એ બેમાં
શો ફરક હતો ? અરુણ પોતાના ખભા પરના પ્રદીપ
તરફ જોતો તેનું સમતોલપણું ન જાય તેની કાળજી
રાખતો હતો અરુણને માટે પ્રદીપ, પ્રકાશમાં ભેદ
હોવાનું સંભવિત બનશે ! આજના એ બધાના
અંદર અંદરના સંબંધો જોતાં તો એ નીલાને
અશક્ય જ લાગતું હતું.

[ સૌ. મમૂ ભાટે, બી. એ , બી. ટી.ની
મરાઠી વાર્તા પુઢલા દપ્પા પરથી ]

# પ

પાંચ વરસનો બાળક બાના પડખામાં સૂતો છે. બા ઊંઘવા સળવળી કે બા.ક ,આંખો મટમટાવી બા સામું જોઈ રહ્યો.

વિભા મૂંઝ રહી ને વઢીઃ ' તોફાની, હજી સૂતો નથી! તારા બાપાનો આવવા‍ે સમય થયો. એમને વાળુ પીરસવું હશે કે નહીં!'

બાને ગળે વળગી બાળક બોલ્યોઃ ' હે બા ! પછી શું થયું ?'

વિભા વાર્તા કહેતી હતી તે પાછી શરૂ કરવી પડીઃ ' રાજકુમાર પાંખાળા ઘોડા પર બેસીને ચાલ્યો. કેટલા ય દેશ, કેટલી ય નદી ને પર્વત તેણે ઓળંગ્યાં ને આખરે વાદળ વીંધી એક દેશમાં આવી પહોંચ્યો. પાંખાળા ઘોડાને એક ઝાડે બાંધી જરા આગળ ગયો તો એ મોટી રાજપુરી. ને તેમાં રાજાનો ભવ્ય મહેલ. દરવાજે પહેરેગીરો પહેરો ભરતા ભરતા ઊંઘી ગયા છે. આજુબાજુ બીજા સૈનિક-સંત્રીઓ પણ અસ્ત્રશસ્ત્ર સાથે સૂઈ ગયા છે. રાજકુમાર તો અંદર ગયો અંદર તો જરા ય સંચળ નથી. રાજાનો ઓરસો પણ સોનાના બાજઠ પર ઊંઘી ગયો છે. ઘડીકમાં રાજકુમારે બધું જોઈ લીધું પણ આ બધાં કેમ સૂઈ ગયાં છે, ક્યારે જાગશે એના કંઈ ખબર એને ન પડી. પછી તો એ રાજમહેલમાં દાખલ થયો તો ત્યાં સોનાના પલંગમાં એક રાજકન્યા સૂતી છે...'

'પલંગ એટલે શું બા ?'

'આ ખાટલા જેવો જ હોય પણ એમાં નકશી હોય ને સોના-રૂપાથી મઢેલો હોય ને ઉપર સોનાના મોર બેસાડ્યા હોય...પણ તારે હવે સૂવું નથી ? સૂઈ જા છાનોમાનો.'

પાસેના રાજમહેલના ડંકા-ઘડિયાળમાં ઢન ઢન કરતા નવના ટકોરા થયા.

બાળકે પૂછ્યુંઃ ' એ શું બા ?'

'રાજમહેલના ઘટમાં નવ વાગ્યા. તારે હવે સૂવું છે કે નહીં !

' ...ત્યાર પછી બા ! '

વિભાએ વળી પાછી વાત શરૂ કરીઃ ' રાજકન્યાના વાળ મેઘવર્ણા ને રૂપ તો ચણોઠી જેવું તે આખો ઓરડો એના રૂપથી ઝગહળ થાય. દાસીઓ ચામર નાખતાં સૂઈ ગઈ છે ને રાજકન્યાના વાળ પલંગ ઉપરથી નીચે ઝૂલે છે.'

'એમ તો તારા ય વાળ ઝૂલે છે તે શું શું રાજકન્યા છે ?'

બાએ જરા હસીને કહ્યુંઃ ' ના, સાંભળ જોઈએ ઓશીકે એક સોનાની ને એક રૂપાની છડી હતી રાજકુમાર તો એનાથી રમવા લાગ્યો. રમતાં રમત રાજકન્યાના કપાળ ઉપર છડી અડી ગઈ જોત જોતામ બધાં જાગી ગયાં. હાથીશાળામાં હાથી જાગ્યા ઘોડાહારમાં ઘોડા હણહણ્યા. એટલે રાજકુમા તો રાજકન્યાને ઉપાડી પાંખાળા ઘોડા ઉપર ચડ ચાલ્યો આવ્યો.'

'હેં બા ! એ રાજકન્યાને કેમ લાવ્યો !'

'સાથે રમીશ એમ સમજીને હવે તારે જંપવુ છે કે નહીં !'

બાળક ઘડીક ચૂપ રહ્યો. થોડી વારે પાસેના રાજમહેલને ઉદ્દેશીને પૂછ્યુંઃ ' હેં બા ! પેલા રાજમહેલમાં પાંખાળો ઘોડો છે !'

દાદરે જોડાનો અવાજ થયો. વિભાએ ઉતાવળે ઊઠીને કંટાળેલા અવાજે કહ્યુંઃ ' નથી ખબર. તારા બાપા આવ્યા છે. હવે એકલો સૂઈ રહે.'

બાળક આંખો મીંચીને વિચારવા લાગ્યોઃ એ પાંખાળા ઘોડા પર ચડ્યો છે. સાંજે આકાશમાં જે સોનેરી કિનારવાળાં કાળાં વાદળાં તેણે જોયાં છે તેમાં સોંસરો ચાલ્યો જાય છે ને આડાં આવતાં સોનેરી વાદળાંને તલવારથી ચીરી ચીરી કાપી નાખે છે. ઘોડો પણ પૂરપાટ દોડી રહ્યો છે ને જોત જોતામાં દૂર-બહુ દૂર પેલાં વાદળાંઓની ય પેલે પાર સૂતેલી રાજપુરી પાસે આવી પહોંચ્યો છે. ત્યાં રાક્ષસીએ આવીને રસ્તો રોક્યો......

બાપા કંઈક બોલતા હતા.

બાળક નિદ્રાના ઘેનવાળી આંખો મીંચી સૂઈ ગયો.

*

બીજે દિવસે સવારે પતંગ ને દોર લઈ ને આગ આંગણામાં રમતો હતો. પતંગમાં તો કાગળનું નામ નિશાન પણ રહ્યું ન હોતું તો પણ તન્મય થ એને ઉડાડવાની કોશિશ કરી રહ્યો હતો.

બાએ આવીને કહ્યુંઃ ' બેટા ક્યાંય જતો નહીં

'નહીં જાઉં. જોને અહીં પતંગ ઊડે છે ને

બા ચાલી ગઈ. બાળક આકાશ સામું જો

રહ્યો. બરાબર એવાં જ વાદળાં! બાળક વિચારે છેઃ એ મેઘરાજની પછી જ પેલી સૂતેલી રાજપુરી છે. ત્યાં વાળ છૂટા મૂકી કેટલાય વખતથી રાજકન્યા સૂતી છે. અને દાસીઓ હાથમાં ચામર લઈ ઊભી વાયુ ઢોળે છે.

પક્ષીરાજ ઘોડા ઉપર ચડી જે દિવસ તે રાજકન્યાને લઈ આવશે તે દી મા કહેશેઃ ' ક્યાં ગયો'તો બેટા!'

રાજકન્યાને સંતાડી એ કહેશેઃ ' તું કહે જોઈએ ક્યાં ગયો હઈશ?'

મા અચરજ પામશે પછી રાજકન્યાને બહાર કાઢી તે હસશે અને રાક્ષસીને કેવી રીતે મારી નાંખી તેની વાત વિસ્તારથી કહેશે.

હાથમાંનો પતંગ પવનમાં બે-ચાર ગુલાંટ ખાઈ ગયો. બાળક રહી રહીને એ જ વિચારે છેઃ 'જો પોતે રાજકન્યાને આજ જ લાવી શકે તો બંને સાથે મળી પતંગ ઉડાડે. રાજકન્યા પતંગની કમાન પકડી આકાશમાં ફંગોળત ને તે દોર પકડી દોટ મૂકત.

બપોરે થાકેલી વિભા ઓરડામાં આવી જુએ છે તો છોકરો પંચાગ ખોલી તલ્લીન થઈ ચિત્રો જુએ છે. રસોઈ પતાવી, સ્વામીને જમાડીને ઑફિસે ક્યારનાય રવાના કર્યા છે. પછી ઢગલો એક મેલાં કપડાં ધોવાથી થાકી ગયેલી વિભાએ છોકરાને કહ્યુંઃ 'બેટા, અહીં આવ જોઈએ આપણે સૂઈ જઈએ.'

'ના બા, મારે ચિતર જોવાં છે.'

'ના. તાપનો ઘડીક સૂઈ જા. આવ જોઈએ. જો હું પણ સૂઈ જાઉં છું.'

બાળક આજીજીભર્યાં કરે બોલ્યોઃ 'હું ક્યાંય નહિ જાઉં. ચિતર જોઈને સૂઈ જઈશ.'

થાકેલ વિભા સૂતાં જ ઊંઘી ગઈ.

બાળક ચિત્રો જોતાં જોતાં આડી નજરે જુએ છે તો બા ઊંઘે છે. બીના વાળ ઓસરી પર વીખરાઈ ગયા છે—બરાબર રાજકન્યાની જેમ જ!

બપોર વેળાની સ્તબ્ધ શાંતિ છે. ક્યાંય કશો કલરવ નથી. ઝાડનાં પાંદડાં સુદ્ધાં હલતાં નથી. બાળક આમતેમ જોઈ ધીમે ધીમે નીચે ઊતર્યો. રસ્તાની ધારે તરુની છાયામાં એક કૂતરું ગૂંચળું વળી સૂતું હતું એની પૂછડી ખેંચવાની ઇચ્છા થઈ આવી પણ

મનમાં મનમાં એકવાર તેણે વિચાર્યું કે તેના હાથમાં તલવાર તો નથી. જો રાક્ષસી આવી પહોંચશે તો તે શું કરશે? ઘર સામે બકુલઝાડની નીચે ભયભીત થઈ સૂતેલા કૂતરા પાસે ઊભો રહ્યો. સામે ઊંચે ઊંચે જોયું તો વાદળાં બહુ નથી. રસ્તો જોઈએ તેવો સાફ છે. એની બા રાણી નથી એટલે જ પાંખાળો ઘોડો તેને આપી શકી નથી. ગમે તેમ હો પણ તે આજ સ્વપ્નપુરીની સૂતેલી રાજકન્યાને બા જાગે તે પહેલાં જ લાવીને હાજર કરશે.

એક ઘરડી ભિખારણ ખખખખતા રસ્તા ઉપર લાકડી ઠોકતી ચાલી જતી હતી. બાળક ચૂપ થઈ ભયભીત દૃષ્ટિથી જોઈ રહ્યો છે. આ જ પેલી રાક્ષસી. પણ હાથમાં કશું ય નથી. એ ઝાડની ઓથે ભરાઈ ગયો. ભિખારણ ધીરે ધીરે ચાલી ગઈ. બાળક છુટકારાનો શ્વાસ લઈ આગળ વધ્યો.

ઢન ઢન કરતા બે ડંકા વાગ્યા.

બાળકે તાકીને જોયુંઃ આ જ એ રાજપુરી. સાંભળ્યું છે કે રાજમહેલમાં ડંકા-નિશાન વાગે. બાળક ઉત્સાહિત થઈ ચાલવા લાગ્યો.

સિંહદ્વારે એક સિપાઈ બંધૂક ખભે રાખી સ્ટૂલ પર ઊંઘતો હતો. આંખો તરફ તાકીને જોયું તો સાચે જ સૂતો હતો. ત્યારે શું વાદળાંઓ વીંધ્યા વિના જ સૂતેલી રાજપુરીમાં તે આવી પહોંચ્યો!

પાંજરામાં મોરલો પણ સૂતો છે. બસ આ જ એ સૂતેલી રાજપુરી. ચોક ઓળંગી મહેલના દાદરે આવી પહોંચ્યો.

ચોરણી ઊતરી જતી હતી એને મજબૂત બાંધી લઈ બીજે દાદરે ચડવા જાય છે ત્યાં એક કૂતરો આંખો ઉઘાડી સામે જોઈ રહ્યો. સૂતેલી રાજનગરીમાં જીવતાજાગતા કૂતરાનો વિશ્વાસ કરવાની ઇચ્છા ન થઈ. એકદમ દાદરો ચડી ગયો. પછી એકવાર કૂતરા સામે જોયું. કૂતરે પાછી આંખ મીંચી દીધી હતી.

કમાડ આગળ ઊભો રહી બાળક જોઈ રહ્યો. એવો જ ઓરડો ને એવી જ આરસપાણની લાદી. પણ પલંગ ક્યાં? ઓરડામાં દાખલ થયો તો ત્યાં પલંગ ઉપર એક રાજકન્યા સાચેસાચ ઊંઘે છે. એના મેઘવર્ણા વાળ નીચે ઝૂલી રહ્યા છે. છાતી ઉપર એક ઉઘાડેલી ચોપડી શ્વાસોશ્વાસની સાથે કાંપી

બાળકે આખું ઘર તપાસવા માંડ્યું. રૂપા ને સોનાની છડી ક્યાં? પલંગ નીચે જોયું. એની બા એવા જ ઠેકાણે શક્કરપારાની પેટી છુપાવી રાખતી. ક્યાં ય સોનાની કે રૂપાની છડી હાથ આવી નહીં બહાર નીકળવા જતો હતો ત્યાં મેઘધરણા વાજાથી એનો રસ્તો બંધ થઈ ગયો. એને ખસેડી તે બહાર આવતો રહ્યો.

અદ્ભુત! સોનાની છડી રાજકન્યાના કપાળમાં અડ્યા વિના તે જાગી ગઈ! એની પાસે જઈ બાળકે પૂછ્યું: 'તું રાજકન્યા છે?'

રાજકન્યા વિસ્મયથી જોઈ રહી. બાળકે ફરી પૂછ્યું: 'તારી પાસે પાંખાળો ઘોડો છે?'

રાજકન્યા હસીને બોલી: 'હં તારે જોઈએ છે?'

'હોવે.'

'શું કરીશ?'

'રાજકન્યાને બેસાડીને લઈ જઈશ.'

'પછી?'

'રાજકન્યા લઈ જઈને બાને આપીશ.'

'રાજકન્યાને શું કરીશ?'

બાળકે કહ્યું: 'એની સાથે રમીશ!'

'શું રમીશ?'

'પતંગ ઉડાડશું.'

'તારું ઘર ક્યાં?'

બાળકે બહુ ઉદાસ ચહેરે જે ફાવી તે એક દિશા બતાવી દીધી.



'અહીં કેવી રીતે આવ્યો?'

'પગે ચાલીને.'

'કેમ?'

બાળક દુઃખિત કંઠે બોલ્યો: 'મારી બા પાસે પાંખાળો ઘોડો નથી એટલે.'

રાજકન્યા ફરી હસી પડી.

રાજકન્યાએ દાસીને કહ્યું: 'આ છોકરો કોને છે તે ખબર છે?'

દાસી બોલી: 'આ તો ભરતભાણુ—આપણા કામદારનો દીકરો છે.'

રાજકન્યા બોલી: 'એને મૂકી આવ. એ અહીં આવ્યો કેવી રીતે?'

દાસીએ બાળકને તેડી પૂછ્યું: 'ઘરે જવું છે ને?'

બાળકે ડોકું ધુણાવી કહ્યું: 'જવું છે પણ રાજકન્યા તો સાથે નથી આવતી.' તેણે રાજકન્યાને પૂછ્યું: 'તું નહીં આવ?'

રાજકન્યાએ હસીને પૂછ્યું: 'મને લઈ જઈ શું કરીશ?'

'રમીશ, તું પતંગ પકડી રાખજે.'

'પછી?'

'બાની પાસે લઈ જઈશ.'

રાજકન્યાએ હસતાં હસતાં કહ્યું: 'વારુ, એક દિવસ આવીશ.'

બાળકનાં મોટાં નયનોમાં આંસુ ભરાઈ આવ્યાં. રાજકન્યા તો ન આવી! દાસીના ખભા ઉપર હતાશ થઈ તેણે માથું ઢાળી દીધું.

એકાએક બાને બોલતી સાંભળી: 'ક્યાં ગયો હતો બેટા?'

બાને વળગી પડી ડુસકે ડુસકે રડતાં રડતાં તે બોલ્યો: 'બા, રાજકન્યા તો ન આવી.'

બાએ કહ્યું: 'એવો મસ્તીખોર થઈ ગયો છે ને, તું ગયો'તો ક્યાં?'

રાતે સૂતાં સૂતાં બાળકે સાંભળ્યું બા બાપાને ફરિયાદ કરે છે, 'એવો તોફાની થઈ ગયો છે! મારાથી હવે નથી સચવાતો. આજ એકલો એકલો એ રાજમહેલના રાણીવાસમાં ઘૂસી ગયો હતો.'

[શ્રી. પૃથ્વીરાયચંદ્ર આચાર્ય
પ્રવાસીમાં પ્રગટેલી વાર્તા પરથી

૬

[વાર્તાનું મૂળ તો માત્ર એક પ્રસંગ, ઘટના કે લેખકના હૃદયને હલાવી મૂકનાર કોઈ એક ભાવ માત્ર જ હોય છે. તેને લેખક પોતાની શૈલીમાં લાંબી-ટૂંકી રચનામાં આપે છે. એવી યે ઘટના હોય છે જે સ્વયં જ વાર્તા હોઈ એને લેખકની કલ્પનાની જરૂર નથી પડતી. આવી ઘટનાઓ ઘટી હોય તે જ સ્વરૂપે અને નિયમિત રજૂ કરવા માટે આ લેખકશ્રીનો સહકાર મળ્યો છે.

—સંપાદક]

## મૃત્યુ-ઘટિકા

ઝેકોસ્લોવેકીઆ પર નાઝીઓએ આક્રમણ કર્યું. તે દિવસોની આ વાત છે. એોકકાર સેડલેક નામનો ૮૦ વર્ષનો એક ડૉક્ટર રહેતો હતો. આખા ગામમાં તે ખૂબ જાણીતો માણસ હતો. જૂના જમાનાનાં ઘડીઆળો ભેગાં કરવાનો તેને શોખ હતો. તેણે ૫૦૦ જેટલાં જુદી જુદી જાતનાં ઘડીઆળો ભેગાં કરેલ હતાં; અને દરેકેદરેક ઘડીઆળનું મિનિકેનીઝમ, કોણે બનાવ્યું, કઈ સાલમાં અને ઘડીઆળનો આખો યે ઇતિહાસ તે કહી જતો.

એક ઘડીઆળ વિષે તે કશું જ કહેતો નહિ. દેખાવમાં તે બહુ જ જૂનું લાગતું. ઓરડાની મધ્યમાં તેને રાખવામાં આવ્યું હતું. જોકે તે ચાલતું નહિ, અને કોઈ એ વિષે ડૉક્ટરને પૂછતું, તો હસતાં હસતાં તે કહેતો: 'જરૂર હશે ત્યારે તે ચાલશે.' તે ઘડીઆળનું નામ તેણે 'મૃત્યુ-ઘટિકા' રાખ્યું હતું.

નાઝીઓએ તે ગામનો કબજો લીધો. ચાર જાસૂસી અમલદારો ડૉક્ટરને ઘરે તેનો જુવાન દીકરો કે જે દુશ્મનો સામે ગામના જુવાનોને એકઠા કરી ગેરીલા-પ્રવૃત્તિમાં રોકાયો હતો, તેની ભાળ મેળવવા આવ્યા. તેઓએ ડૉક્ટરનું આ નાનું મ્યુઝીઅમ જોયું, અને તેને હુકમ કર્યો કે આ સંગ્રહ તો બર્લિનમાં જ શોભે. ડૉક્ટરે તે કબૂલ રાખ્યું, અને તેમને રાતના અગીઆર પછી આવવાનું કહ્યું અને પોતે આ સંગ્રહમાના દરેક ઘડીઆળનો વિગતવાર ઇતિહાસ આપશે અને ખાતરી આપી કે 'તેમાં આપના જેવા આલા દરજ્જાના ઓફિસરોને મઝા આવશે.'

રાત્રે ચારે જાસૂસો પોતાના બે ઉપરીઓને સાથે લઈને આવ્યા.

રાત્રીની ઠંડીમાં ગામ આખું એક મોટા ધડાકાથી હલમલી ઊઠ્યું. ડૉક્ટરે તેની 'મૃત્યુ-ઘટિકા'ને ચાલુ કરી હતી. અને તેમાં બાર વાગ્યા હતા

બંબાઓ આવ્યા તે પહેલાં તો આખું ઘર બળીને ખાખ થયું હતું. સવારે સાત બળી ગયેલાં શરીરો જડ્યાં. જેમાં ડૉક્ટર પણ હતા.

ઘડીઆળના સંગ્રહમાં ખાસ કંઈ રહ્યું ન હતું. થોડીક કમાનો, ચક્કરો, પતરાના કટકા અને પેલી 'મૃત્યુ-ઘટિકા'નું ડાયલ પડેલ હતાં, જેના પર લખ્યું હતું: 'દરેક જણને છેલ્લી ક્ષણ તો એક જ જાતની હોય છે.'

## હીરા-પારખુ

એક હંગેરીઅન કેવલરી ઓફિસરને જુગાર રમવાની બહુ ટેવ. એક વખત તે ૩૦૦૦ પાઉન્ડ હારી ગયો. તેની પાસે પુરાતન હીરાજડિત વીંટી હતી, તે તેણે વેચી નાખવાનો વિચાર કર્યો. 'વેચવી કોને?' એમ પૂછતાં તેના મિત્રે તેને કહ્યું: 'પાસેના શહેરમાં મિ. સ્કુર્ઝ નામે એક હીરામાણેકનો વેપારી છે. જોકે જરા ખેંચતાણ કરે તેવો છે, પણ તેની સિવાય આવી જૂની વીંટી બીજો કોઈ લેશે નહિ.'

તેણે વીંટી એક લાલ ચામડાના પાકીટમાં પેક કરીને પેલા વેપારી પર મોકલી અને સાથે એક ચિઠ્ઠી લખી મોકલી કે, 'જો વીંટી રાખવી હોય તો ૩૦૦૦ પાઉન્ડ તેની કિંમત પડશે. તેનાથી એક પેની પણ ઓછી હું લઈશ નહિ.'

બીજે દિવસે પેલા અનુભવી વેપારીનો નીચે મુજબ જવાબ આવ્યો:

'વીંટીની કિંમત ૩૦૦૦ પાઉન્ડ જરા વધુપડતી છે, બહુ બહુ તો હું ૨૦૦૦ પાઉન્ડ આપીશ.'

પેલા ઓફિસરે લખ્યું: '૩૦૦૦ પાઉન્ડથી એક પેની પણ ઓછી થઈ શકે તેમ નથી. અને લાંબી માથાકૂટ મને પસંદ નથી.'

બીજે દિવસે પેલા વેપારીનો પત્ર આવ્યો: 'તમારો બહુ આગ્રહ છે તો ૨૫૦૦ પાઉન્ડ આપીશ, બાકી બહુ ખેંચ્યે દોરડું પણ તૂટે!'

આ કાગળ વાંચીને ઓફિસરનો તો પિત્તો જ ગયો. તેણે તાર કર્યો: 'વીંટીના ૩૦૦૦ પાઉન્ડ હોય તો વેચવી છે. નહિ તો પાછી મોકલો.'

બે દિવસમાં ઓફિસરને વીંટીનું પારસલ મળ્યું. તેણે તે ઉઘાડ્યું તો તેમાં સંભાળપૂર્વક પેલું લાલ ચામડાનું પાકીટ સીલ કરેલું હતું, અને સાથે એક

# ૭

શહેરમાં એ સમાચારે પેલી ' સનસનાટી ' ફેલાવી દીધી હતી. અવનવી ટીકાટિ-ટીકાઓ વહેતી કરી આપી હતી.

એ જિના એક પ્રસિદ્ધ બુધવારિયાએ પ્રગટ કરીને, શહેરના ગરીબ ગાડીવાળાઓ પ્ર શરીફવર્ગમાં અવિશ્વાસની આગ-ભભૂકાવી દીધી હતી.

પાણી-શેરડાની પનિહારીઓથી માંડી સ્મશાનના ડાઘુઓ સુધીના શહેરીઓમાં થઈને ફેલાતી આવતી એ વાતમાં ઢંકાયેલાં પાત્રોને ઓળખી કાઢવા માટે વગવાયાં કે દાડિયાં સહુ અક્કલ લડાવતાં હતાં. શહેરના નવરા બેકારો કે બેઠાડુઓ બધા 'શબ્દવ્યૂહ-રચના-હરીફાઈ' જેટલી જ ઊલટથી અનુમાન-પ્રમાણના પતંગો ચગાવી રહ્યાં હતાં.

શહેરના નામચીન કે ઊગતા-આથમતા પ્રેમીઓ માથે આ અફવા-પાઘડી બંધબેસતી કરવામાં તો કોઇ એ બોટું ઠેરવવામાં ચાના પ્યાલા ઠરી જાય તેટલા એકતાર બની જતાં હતાં રહસ્યજિજ્ઞાસુ તથા મર્મભેદુ માનવજાતને આવા એક 'ગોપ્ય'ના ઉકેલ પછવાડે સમજણીક કે સરખા અભિપ્રાયોની આપ-લે પૂરતાં સહકારી કરી મૂકયાં હતાં.

નિંદા-કૂથલી કે બદબોઇને નામે વખોડતા કેટલાક માનવજીવોની સત્ય જાણવા મથનારી મનોદશાનો પારો ખૂબ ઊંચે ચડાવી મૂકયો હતો. છાપાવાળાએ આપેલા તેના ખબરપત્રીએ મોકલેલા સમાચારનો પાઠ આમ હતો:

'સિનેમાના ઉલા શોમાંથી દૂરની સોસાયટીઓના જનસ્થાને જવા નીકળેલી એક અટૂલી યુવતીએ લાજ લેવાને ઈગદે પોતાને ભળતે જ સ્થળે લઈ જવાનો પ્રયાસ કરવા માટે વચમાં આવતી એક પોલીસ ચોકીએ ઊતરી પડીને એક ભાડૂતી ઘોડાગાડીવાળાને અટકમાં લીધો હતો એને કોઈ અકળ કારણે છોડી મૂકેલ હોવાનું કહેવાય છે.'

નગરજીવનના વાહનવ્યવહાર જેવા આ પ્રશ્નમાં સામાજિક તેમ જ આર્થિક, નૈતિક તેમ જ ધાર્મિક શહેરી જીવનને જોખમાવતું તત્ત્વ એ પત્રને દેખાતું હતું.

અમુક જગ્યાએ જવાઆવવા જેવી સામાન્ય હ ફરમાં પણ રહસ્ય, પોલ, કે એવું ધાલમેલિયું તત્ ગૂંથાયેલું હોઈ શકે તે વાતની છાપાવાળાને મન દૈનિ જીવનના નિર્દોષ દેખાવો પાછળની કાળજાળ 'કલકકથા' હતી-જે કહાણીના પ્રકારોમાં એક નવે ઉમેરો કરવા ઉપરાંત બહુ તો જે તે દિવસન છાપાની નકલોની વેચાણ-સંખ્યા પરથી તેઓ નક્કી કરતાં હતા.

જે બે દિવસ પછી અમે શું કે શું છાપાનો તેમનો ખાસ ખબરપત્રી કે શું એ નિસબતની ગાડીવાળો કે પેલી પુરુષ સમોવડી યુવતી-સહુ ભૂલી ગયાં હોઈશું. અને એ જ છાપાએ મથાળે મોટ અક્ષરે મૂકેલા કોઇ બીજા સમાચારોની સૃષ્ટિ પાછળ એવી કોઈ ક્ષુદ્ર વાત રોજિંદા સમાચારના અફાટ આકાશના હવામાનમાં ચેરાઈ ગયેલી કોઇ વાદળી જેવી વીખરાઇ ગઇ હશે.

અને ઉદ્યાનમાં કોઈ વૃક્ષઘટા નીચે કે કોઈ વેલી વીંટયા મંડપમાં ખવાયેલા ચેવડાભેળના મસાલે ત્રિરંગી બનેલું એ છપાયેલું જાહેરનામી કાગળિયું 'કચરો' બની ગટરમાં ઠલવાતું ને ઠેલાતું દરિયા દેવને ચડયું હશે.

સ્ટેલિનગ્રાડના ઐતિહાસિક રશિયન બચાવ અને જ્વલંત શૌર્યદલ સામનાનું પાણી માપતા જર્મન હલ્લાના કે એવી કાળ-જૂની લડાઈઓથી દુનિયાને ઉગારી લેવાના ધરાર પ્રયાસ સમાં એટમોટિક બા નામાં માનવજગતની શાશ્વત શાંતિ ઝંખનારાઓને થયેલાં આર્ષદર્શન સમા સમાચાર-નદમાં આવા વહેતિયા રેલાનું શું સ્થાન!

કે લોકશાહીઓની દાનત તથા નિયત માટે શ્રદ્ધા

---

પત્ર હતો જેમાં લખ્યું હતું: 'એક હીરાપારખુ તરીકે હું તમને ખાતરી આપું છું કે આ વીંટીના કિંમત ૩૦૦૦ પાઉન્ડ તો નથી જ પણ મને તમારો વેપારી જેવો સ્વભાવ ગમ્યો છે અને તેથી જ મને તમારી સાથે સાટું કરવાનું મન થાય છે. છેવટમાં હું તેના ૨૮૦૦ પાઉન્ડ આપીશ. ઉપર પ્રમાણેનો સોદો મંજૂર હોય તો પાકીટ ઉઘાડયા સિવાય પાછું મોકલજો અને નહિ તો તમારી વીંટી સંભાળી લેજો.'

પણ પેલો તો લશ્કરી માણસ હતો. એક વખત ૩૦૦૦ પઉન્ડ કહ્યા પછી, પછી કિંમત ઘટવા તેના કરતાં, 'બીજે વેચીશ' એમ કહી તેણે પાકીટ ખોલ્યું તો અંદરથી વીંટીને બદલે એક ચિઠ્ઠી નીકળી જેમાં લખ્યું હતું: 'ઠીક ઠીક, હવે તું રાખી જાણ્યું, ૩૦૦૧ પાઉન્ડ આપીશ.'

ગુમાવી રહેલા હિન્દી નેતાઓની પકડાપકડી સામે દિમાગ ગુમાવી બેઠેલા થોડા આકળા દેશજનોની ભાંગફોડો અને અંધ નિશાળો, નવરા નખોદિયા પંતુજીઓ ને સંમૂઢ માસ્તરોને મૂંઝરતા દેશપ્રેમી વિદ્યાર્થીઓના વહીવટો કે તારટપાલખાતાને ઓરવી નાખનારી, પાટાગાડીને ઉથલાવી પાડનારી પ્રવૃત્તિઓ આડે એવા સમાચાર શહેરી જીવોને તે કેટલુંક આકર્ષી શકે!

એમ સોનામોંઘી થતી જતી પસ્તીના પડીકામાં બંધાતા એ સુધરાઈરિયામાં દટાઈ ગયેલા એ સમાચાર કાળચક્રીના કુચ્ચામાંથી ફિકરડા ભેગા ગળી ગયા હતા.

સ્થાનિક સદેશ-વાહકની શોધથી તે છાપાને તથા ફોજદારી કચેરીને થોડી ફળાઉ કામગીરી પૂરી પાડી શકેલા એવા સમાચાર, મોડી રાતે હાલતી પાટાગાડીમાં હું જ પોતે બહાર ગામથી આવ્યો ત્યારે ભૂલી ગયો હતો.

સ્ટેશન નજીક આવ્યું તે ભેગી એક તો ઊંઘ ડોકાતી થઈ. ત્યાં સુધી ચા પી પીને માંડ રોકેલી તે હું તો ભામી ગયેલો. પોર્ટરે આવી ઉઠાડ્યો ત્યારે શરમને હસી કાઢતાં થેલી લેતો ઊતરી પડ્યો. જોઉં તો સ્ટેશન સ્ટાફના રડ્યાખડ્યા માણસો સિવાય ટ્રેન પ્લેટફોર્મ બધું ખાલી. ને મુસાફરો સહુ ગામ-ઘર ભેગા. દરવાજે ખાલી સ્ટૂલ પર ટિકિટ મૂકી બહાર નીકળું તો એકલી ઘોડાગાડી યે સ્ટેશનનું કમ્પાઉન્ડ વટાવતી હતી. ઘેર જતી રડી-ખડી મજૂરણો સિવાય એવડા વિશાળ મેદાન પર કંઈ જ નથી.

ઘર પણ કાંઈ ઓછું દૂર નહિ. ખાસા ત્રણ માઈલ-નવા વિસ્તારોમાં. થયું, ગામની એકાદ પોલીસ ચાવડીએ ટેલિફોન કરી સ્ટેન્ડ પર ગાડી હોય તો મંગાવવાનો રસ્તો કાઢું. વિચારતો તેમ કરવા સ્ટેશન માસ્તરની વાર લઉં તો ત્યાં એક યુવતી સાથે ડેપ્યુ-ટીને વાતે ગૂંથાયેલા જોયા.

બૂટના અવાજે ઊંચું જોતાં મને જોયો તેવી વાત બંધ કરી બોલી પડ્યા: 'અહો ભરત! તમે ક્યાંથી ફૂટી નીકળ્યા અત્યારે!'

તેમના સૂરમાંની શંકાને સ્પર્શતાં મેં કહ્યું: 'ફાસ્ટમાં જ આવ્યો. સૂઈ રહેલો.'

'ઠીક થયું તમે રહી ગયા તે. આ બહેનને બિચારાં રખડી પડ્યાં છે. તેમણે ખબર તો કરેલા પણ તેમના પતિ કદાચ ઊંઘી ગયા હશે. એ ય બિચારાં તેમની રાહ જોતાં રહ્યાં ને છેવટે મારી પાસે આવી મૂંઝવણ ઠાલવી. તમારી નજદીકમાં જ ઘર લીધું છે. હું ગાડી મંગાવી દઉં છું. એમને ઘેર પહોંચાડી દેવાનું હવે તમારા ઉપર. હું તો એમની સગવડ મારે ત્યાં કરવાનું વિચારતો હતો.

ગાડી-તેડી વાનો થઈ. માસ્તરે પત્નીસમાંથી ચા પાઈ પાન બનાવી આપ્યું. ત્યાં ગાડી યે આવી ગઈ. એટલે પોતે ખુરસી પરથી ઊઠતાં સંકેલ-ખાટલે પડતાં બગાસતાં બોલ્યા: 'હાશ ઊપડો ત્યારે! સવારને કાંઈ લાંબી વાર નથી. જે થોડી નીંદર થઈ એ.' કહેતાં માથે ઓઢી પોઢી ગયા.

મેં થેલીઓ-મારી તથા પેલી યુવતીની-લઈ લીધી ને ગાડીવાળાને સોંપી બારણું ખોલી આપ્યું. તેઓ બેઠાં એટલે હું ગાડીવાળાની પાસે બેસવાનું કરતો હતો તો તેમણે અંગ્રેજીમાં શબ્દે શબ્દ વીણી શકાય તેવી છટા, સૂરાવલિ ને આજ્ઞાની ઢબે કહ્યું: 'અંદર બેસો.'

હું બેઠો. ગાડીવાળાને ઠેકાણું આપી ચલાવવા કહ્યું તો કંઈક બીતાં બીતાં તે બોલ્યો: 'દોઢ રૂપિયો લઈશ, શેઠ!' ઓળખીતો છતાં તેને આમ ભાડું આગળનું નક્કી કરતો જોઈ મેં સહજ પૂછ્યું: 'હા, પણ તે આજે તેં ભાવ કહેવા કેમ માંડ્યા!'

તો કહે: 'દૂધનાં દાઝ્યાં જ તો!

'તમારા ખાદીવાળાનું ભલું પૂછવું ભાઈસાબ! એનો ય જમાનો છે ને, શેઠ! બેસવું ત્યારે ગાડીમાં ને ગરથી પૈસા છૂટે નહિ ને રકઝક કરે કાઢા. ને છાપે ચડાવી ગામની આખે કરે ઉપરિયામણમાં.'

'બધા કંઈ થોડા છાપાવાળા હોય, ગાંડા!' હું બોલ્યો.

'હા ઈ ખરું. પણ ચેતતા નર સદાય સુખી!'

'પણ છાપાવાળાથી કેમ બીતો છો?' મેં પૂછ્યું.

'એનો ય જમાનો છે ને! થોડા દી પહેલાં એક બાઈ હતી કોક પરદેશી જેવી-બેઠી. ઠેઠ સોસા-યટીનો પત્તો ને આપી ત્યારે આડાની. ને મને કાળ ચડ્યો. તે ફેરી પાછી. એવી બોલાઈ જવાયું કે બાઈ! આડાનની તો આ પૈસાની બાદની ટોપલી યે નો આવે!

'આપણે જરા જીભના આખા ને સાચી વાતમાં

કોની સાડીઆર ! તે તડનું ફડ ચોડીએ. પણ એવીયું-નો બરો ય જોવા જેવો. બસ, ચંપલ કાઢયું જ છે. પંણ આ વળી વિચિતર માયા, મારા બાપ ! સુધરેલ ગાર્જ્યુંની તડી ઓસાગ્યે જાય. રોયા–પીટ્યા કિયે તો તો એની મા મૂઈ જાશે પણ નાલાયક ને પાજી ને ગધેડા સુવર કિયે. નવાબજાદા હું હરામજાદા, આ ઈ આપણાથી સાંખ્યું જાતું નથી, ભાઇસાબ ! તે મેં'થી કેવાઇ ગિયું કે હવે રે રે મોટી ગાડીમાં બેસનારી જોઈ ન હોય તો, તારા જેવીયું તો ઘણી ભાળી. સહુને તારા જેવા ભાળ્યા ? બસ કર્યાં કીધું જાણે. એનો ઘરનો માટી હોય એમ એણે તો ઉપાડીને એક ધોલ વળગાડી દીધી. ને ભોગ જોગે સામી પોલીસ ચોકી હતી ત્યાં બાવડું પકડી ખેંચી ગઈ. ને ગોટપીટ કરતી પેલાને ભળાવતી માણસ એકઠું થાય તી મોર તો હાલતી થઈ ગઇ પોલીસને તો તુબડીમાં કાંકરા ને ઈ આવાં કબાડાં ગોતતા ફરે એને સામે ચાલીને ખોળામાં આવ્યું તો સાકર જેવું જ ને !

'આપણે તે દીથી એવી જોગમાયાવનું ભાડું જ છોડી દીધું છે. હા પણ જે શિખાણા તે. ને આપણે રિયા બચરવાલ માણસ રળવું કે આમ ટોચાતા રે'વું, ને જાતે જન્મારે ખોટા ધજાગરે ચડવું !'

'ત્યારે તે દી તમે હતા એમ ને ! મારી ઊંઘ ઊડી ગઇ હતી મને પેલી છાપાની વાત તાજી થઈ ..ી હતી. પેલાં યુવતીને વાતમાં રસ પડયો લાગતો હતો.

'હા ભાઇસાબ. કેમ જાણ્યું !'

'છાપામાં વાંચેલું તે યાદ રહી ગયું !' મે કહ્યું.

'છાપાવાળે તો ભાઇસાબ, નરાતાળ ગલોલો જ ગબડાવેલો.'

'પણ ગાંડા ! તારે છાપાવાળાને બન્યું તેવું લખી જણાવવું'તું ને ! તો સાચું સુધારી લેત.'

'એટલી અક્કલ જોવે ને ! ને એટલું ભણ્યા હોઈ તો આ ગોલાપું શેનું કરીએ ! ને આવું ખોટું છપાવે તો એવું ભણતર શું દી વાળે બાપુ ! ગાડી-વાળાવને ય માબોન હોય ને કિયે–લાજ લેવાનું–અરે ઇ માયાને જોઈ હોત તો ખબર પડત કે લાજ કોની લેવાઇ જાય ! મારી તો દાંતની બત્રીસી હલાવી નાખી છે, બાપુ !

'આરને બેટા !' ઘોડાને વાંકમાં ધીરો પાડવા એણે ડચકાર્યો. ને પોલીસે ટપાર્યો તેનો જવાબ વાળતે બોલ્યો: 'રૈયત, કાકા'

અમે હસી પડ્યાં.

'પણ પછી ભાડું પૂરું મળ્યું કે પેલી આકાની પે ખોઇ !' પૂછતાં મે વાતનો દોર પકડ્યો.

'ઇ વાત જ ન પૂછો ભઈસાબ ! પચીસનું આખણું મૂક્યું તે દી ! છોકરીના છડા મૂકીને પૈસા ભર્યા તે હજી પટાણને ત્યાં જ પડ્યા છે.

'બસ બેટા !' કહી એણે ઘોડાને રોક્યો. ઘર આવી ગયું હતું. હું ઊતરવાની ચેષ્ટા કરું તે પહેલાં પેલાં યુવતીએ મારો હાથ પકડી લઈ ધીમેથી અંગ્રેજીમાં કહ્યું: 'હું પણ અહીં જ ઊતરી પડું છું ચલતી જ જઇશ. એને જવા દો.'

'ભલે !' કહી મેં પાકીટ કાઢી પેલાને બે રૂપિયાની નોટ લંબાવી.

'ભાઇ, મારી પાસે છૂટા નથી. આ તમારી હજી પેલી જ બોણી છે. જોડીને સીધો ચાલ્યો આવું છું.' થેલીઓ આપતાં એ બોલ્યો.

'કાંઈ વાંધો નહિ. બાકીની આઠાની તો તે દી-વાળાં એ બહેનની ગણજો. હું ઊપડો.'

'તમે ય ઠીક છો ભઈસાબ ! તે ઈ બાઇ તમને કાંઈ થાય !'

'હા; ઈ મારે બહેન થાય. બૈરાં એવાં જ હોય. પૈસો ખરચતાં એમના જીવ અચકાય. ને સાચ્ચી માણુની કોને ન ગમે ! પણ આપણે માન ને વિવેકથી વર્તવું જોઇએ, સમજ્યો ને !'

'ઈ સાચું છે સહુની બેન-દીકરીયું સરખી. કહેતો એ ગયો.

'ચાલો હું આપને મૂકતો જાઉં.' કહી હું યુવતી સામે જોઉં તો એણે રૂપિયાની નોટ લબાવી રાખી હતી. હું સમજ્યો કે ગાડીનું ભાગે પડતું એ ભાડું આપે છે.

'ભલે, લાવો. અજાણ્યાનો અજાણ્યો રાખી કે ગણી જો મારી આટલી સેવા પે સ્વીકારવી ન હોય તો.' કહી જરા દૂરની રસ્તાની વીજળીની બત્તીના પ્રકાશે ઊઠતા તેના મુખભાવો જોતા હું પૈસા લઉં તો નોટ દાબતા તેના અંગૂઠાની નીચેની ચારઆની મારા ધ્યાનમાં ન આવેલી તે પડી ગઈ. તીચેથી તે

ાઈ એ મિતભાષી બાઈની રીત પ્રત્યે અસમંજસ-
ાવે હું બોલ્યોઃ 'અરધું ભાડું તો બાર આના થાય,
ાપરના આઠ આના...'

'પેલી બહેનના તમે આપ્યા તે તમારા પાછા.'

'એવું શ્રેય કે યશ હું લઈ જઉં તેટલું ય સાંખી
। શક્યાં ? તેવા ભગિનીભાવ માટે તમને ધન્યવાદ !'

'એ હું જ હતી. એટલે મારે જ આપવા જોઈએ
ાે !' કહી એ હસી પડી. 'એના છડા તમે છોડાવી
ાપજો, બસ !'

હું દંગ થઈને જોઈ સાંભળી રહ્યો. એ વળી
ોલીઃ 'લોહોનું ટોણું વળે ને એને પોલિસ કેઈસનું
.પ મળે તે મને પોસાતું નો'તું એટલે મેં ચાલતી
ાકડેલી, ને એનું ભાડું આપવું રહી ગયેલું.'

સાનંદાશ્ચર્ય અનુભવતો હું એને જોઈ રહ્યો.

'એક તો હું ગૂજરાતી ઓછું જાણું ને અહીંના
ાાડાના દરોથી પાછી વાકેફ નહિ. એટલે મેં આઠ
ાાના આપ્યા હતા. પણ એ તપીને વાત કરતો
ાતો. ને સન્માનપૂર્વક વર્ત્યો નહિ તેનું મને ચાટી
ાયું. પછી તો મને એવા ગરીબ ને અજ્ઞાનને ક્યાં
ાારી બેઠી તેનું દુઃખ વસ્યું ને મારી મૂર્ખાઈયે સમજાઈ
ા હું એવા અનાડી ને અજડ પાસેથી સન્માનની
ાાશા રાખું તેને બદલે તે મારી પાસે રાખવાનો
ાાધિકારી હતો. એવાઓમાં તેવું આવતાં હજી
ાે પેઢીઓ લાગશે, મારા જેવી અજાણી બહારની
ાી સાથે જ્યારે તેવા આવું વર્તે તો તેમની ઘરની
ાીઓ સાથે કેવું વર્તતા હશે એ વિચારે મને ખૂબ
ાીજ ચડેલી. હશે નાહક માર્યો ને ખુવાર થયો બિચારો.'

ત્યાં તેનું ઘર આવી ગયું હતું. બંધ હતું. તાળું
ાાસેલું જોઇ તેની ચિંતા મારી કરતો હું બોલ્યોઃ

'ઘર તો બંધ છે બીજે રસ્તે આપને લેવા આપના
ાાથી કદાચ સ્ટેશને ગયા હોય તેમ લાગે છે કે
ાહારગામ. કૂંચી છે ને ? નહિ તો મારે ત્યાં પધારો.'

એ હસતાં હસતાં મૂગી જ રહી. મને માપતી
રહી દયા ને કૃપાભરી. હું એ તેજ એ દૃષ્ટિ ને એ નિર્ભિક
મંગળ પવિત્ર નારીત્વ જોઈ રહ્યો. હું બધું સમજી ગયો હતો.

પરતંત્ર દેશનાં દાસત્વ સામે દુર્ગંભાઈ પડેલી વિ-
દેશી રાજની ફેરેબઝાળને કાપતી, દેશજનોની અજ્ઞાન
ઝાંખ ઉડાડી આવી અભારીનું ગુપ્ત કાર્ય—ભૂગર્ભવાસી-
પણું મને આજી રહ્યું. પ્રીતિ ને મુક્તિ અનુભવાતે

સંતુષ્ટ ને શાંત બનતો એની એવા વ્યક્તિત્વની
અવિશુદ્ધ માતા, ન્યાયનીતિ ને સમવેદનાની નીતિ-
માંથી ઘડાયેલી એ નારીની સમતા જોઈ રહ્યો.

દેશનાં સ્વાતંત્ર્ય, સમૃદ્ધિ ને સુખશાંતિ સુરાજ
તથા સ્વરાજ્ય માટે ઝૂઝતા થનગનતાં યુવક—યુવતિઓનાં
સમાજવાદી જૂથ એ વિખ્યાત ભૂગર્ભ પ્રવૃત્તિધારી
નારી નેતા હતાં. છેલ્લી મહાસમિતિની બેઠકમાં સળ-
ગતી રોશની જેવી એ છબીને મેં પડાલમાં રહ્યાં
મંચ ઉપર દૂરતી જોઈ સાંભળી હતી. હું એ ચહે-
રાની રેખા એ રેખા વીણી રહ્યો. બોલ્યોઃ 'બીજું
તો થઇ શકતું નથી. આપ સમાની આટલી સેવા
સંનિધિ પામું તોય ગનીમત છે પધારો !'

'પણ ભૈયા ! તમારે ત્યાં અખાડો જામે છે ને
મારે નાહક ગોંધાઈ રહેવું પડે.'

હસતાં હસતાં હું બોલ્યોઃ 'અહીંની જેમ ત્યાં
પણ બહાર તાળું દઈને તે ટાળી શકીશ. પણ હવે
તો નહિ છોડું. પિનાકીનાં કપડાં ને દાઢીમાં તમે
દીપી નીકળશો.'

'તમને યાદ રહ્યું છે ખરું ત્યારે—હું તમારે ત્યાં
એમ આવી તો ખરી પણ તમારી બીક બહુ લાગેલી
તમે ઓછા ચબરાક છો કાંઈ!'

'હું પણ તમારી નજર તથા ટાંપમાંથી મુક્ત
ન હતો, ખરું ! બહેન ! આ અમારા છાપાવાળા,
ને સ્ટેશનવાળાઓ ઊંઘે છે એવો દેશનો આ ખૂણો જાણે
અંધાર—ઊંઘમાં જ છે. એવી દુનિયાને તમારે પલટવી છે—
પલોટવી છે, ખરું ને, ખૂબ મુશ્કેલ કામ છે—લાગે છે ને !'

હસી પડતા તે બોલીઃ 'હા—ને પક્ષને તેનાં અહીંના
કામ માટે તમારા જેવાની સેવાની જરૂર છે!'

'હું તે કસોટીમાં પાસ થવામાં મારું ભાગ્ય
સમજું છું.

'હું તમારા જ ડબ્બામાં હતી. ખબર હતી ?'

'નાં !'

'ને તમને જગાડવા પોર્ટરને મેં જ મોકલ્યો
હતો ને હું માસ્તર પાસે રાહ જોતી બેઠી હતી.
અમે તમારે માટે ખૂબ સાંભળ્યું હતું—અરસપરસ
વિરોધી. જુવોને માસ્તરે પણ 'તમને ભાળીને વાત
પલટી હતી. અમને એવા એકલ માણસની જરૂર છે
સમજ્યા. હું નાહી કરી આવું છું. ચા તમારી સાથે
પીશ. કલાક થશે.'

## ૮

# ગુપ્ત શક્તિઓ

પશ્ચિમની જડવાદી સંસ્કૃતિના છેલ્લા સિત્તેર વર્ષથી થઈ રહેલા ઝડપી ફેલાવાને અંગે આપણા પૂર્વજોમાં અજ્ઞાતપણે ખીલી રહેલ કેટલીક અદ્ભુત ગુપ્ત શક્તિઓ અદૃશ્ય થઈ ગઈ છે. આવી શક્તિઓના ઘણાખરાં પ્રદર્શન લેભાગુ નાટક હતાં, તો કેટલાંક તદ્દન સચ્ચાં હતાં. કેમકે તેનો હેતુ પ્રદર્શન કરવાનો ન હતો. મારા પિતા પણ આવી શક્તિ ધરાવતા હતા, જોકે તેમાં કંઈ અસામાન્ય હોવાનું તેને લાગતું નહોતું.

આ શક્તિઓનો પહેલો અનુભવ ઈ. સ. ૧૮૮૯માં થયાનું મને સ્પષ્ટ સ્મરણ છે. તે વખતે અમે બેલારી પ્રાંતમાં હોસ્પેટમાં રહેતા હતા. મારા પિતા ત્યાં સ્થાનિક કડથા ચાલતી પ્રાથમિક શાળામાં શિક્ષક હતા અને હું ત્યાં નિશાળમાં ભણતો હતો. એક દિવસ, જ્યારે તે નાક છીંકવા બહાર ગયા ત્યારે તેણે એક ગરીબ દૂધ વેચનારની દીકરીના શબને સ્મશાને લઈ જવાતું જોયું. તેણે એકદમ બહાર નોકરોને આગળ કરી જનારાઓને તેના મૃત્યુનું કારણ પૂછ્યું. તે સર્પદંશથી મૃત્યુ પામ્યાનું તેને કહેવામાં આવ્યું. તેણે ડાઘુઓને શબને અંદર લાવવાનું તરત કહ્યું. વિદ્યાર્થીઓ અને શિક્ષકો વર્ગો છોડી દઈને ત્યાં શું થાય છે તે જોવાને દોડી વળ્યા. મારા પિતાએ જમીન પર થોડી રેતી પથરાવી તેમાં વિચિત્ર આંકડાઓ વડે એક જાદુઈ આકૃતિ દોરી અને બાળિકાના શબને ત્યાં લાવવાનો તથા અમુક રીતે ત્યાં પ્રદક્ષિણા ફરવાનો ડાઘુઓને હુકમ કર્યો. તેઓએ ખુશીથી તે પ્રમાણે કર્યું.

લગભગ પા કલાક પછી તેણે શબને નીચે મુકાવ્યું. અને શબ પરનાં બંધનો છોડાવી નખાવ્યાં, તેણે પગથી માથા સુધી શરીર પર કેટલાક ઠેકાણે સ્પર્શ કર્યો. સઘળો સમય મંત્રનું ઉચ્ચારણ ચાલુ હતું. છોકરીએ આંખો ઉઘાડી આશ્ચર્યથી ચારે બાજુ એ નજર નાખી. તેના ગરીબ માબાપને થયેલ આનંદ અવર્ણનીય હતો. દીકરીને ઘેર લઈ જવામાં આવી અને અમારા વર્ગો હમેશ મુજબ ચાલ્યા

×

બીજો અનુભવ ૧૮૯૦માં થયો. અમે તે નાના શહેરના એક છેડે રહેતા હતા. ત્યાંથી પા માઈલના અંતરે જંગલ શરૂ થતું હતું. તે ધીમે ધીમે ઉત્તર તરફના જંગલમાં મળી જતું હતું. બેલારી શહેર પહોંચાય ત્યાં સુધીની જમીન પર વસ્તી બહુ આછી હતી. જંગલમાં આદિવાસી, સર્પનો એક મદારી રહેતો હતો. તે વર્ષમાં ચારપાંચ વખત હોસ્પેટમાં આવી પોતાના સર્પો બતાવતો હતો. દરવખતે તેની પાસે એકાદ નવો સર્પ પકડેલ હોય. દરવખતે તે ઘર દીઠ બે આનાનો ફાળો ઉઘરાવતો હતો. તે અરસામાં આ રકમ સારી પેઠે મોટી ગણાય. પરંતુ લોકો આ જંગલી દેખાવના મનુષ્યથી તથા જો પૈસા ન આપે તેના ઘરમાં સર્પને મોકલવાની તેની કહેવાતી શક્તિઓથી ડરતા હતા અને મહામુશ્કેલીથી બચાવેલ બે આના આમ તેની થેલીમાં પડતા.

એક વખત તે અમારા ઘેર આવ્યો ત્યારે રજાનો દિવસ હતો અને મારા પિતા ઘેર હતા. મદારીએ તો સર્પ બતાવવા માંડ્યા. નવો સર્પ ફક્કડ દેખાવનો ને રૂપા જેવો શ્વેત હતો. તેને કરંડિયામાં ગોંધી રાખવા માટે તે ગુસ્સે થયો હોય તેમ જણાતું હતું. મારા પિતાને બે આનાના નિયમની ખબર ન હોવાથી તેણે મારી માતાને એક પૈસો આપવાનું કહ્યું. વાદી તો ગુસ્સે થઈ ગયો અને એક પૈસો આપવાની મારી માતાએ હિંમત કેમ કરી તે પૂછ્યું. અમારા ઘરમાં એકાદ સર્પને મોકલવાની તેણે ધમકી આપી. મારા પિતા હવે બધી વાત સમજી ગયા હતા. તેણે પોતાની ફરવાની લાકડીના છેડા વડે એક લીટી દોરી. આ લીટી અમારા બારણાથી લગભગ ચાર ફૂટ છેટે હતી. ત્યાં તે બેઠા અને તેણે વાદીને કહ્યું: 'તારાથી બને તેટલા સર્પો તું તારે આવવા દે!' વાદી તરફથી આ આહ્વાહનનો સ્વીકાર કરવામાં આવ્યો, બધા કરંડિયા ખુલ્લા કરવામાં આવ્યા અને મંત્રોનું ઉચ્ચા-

---

મેં પૈસો સવા રૂપિયો તેના પગમાં પાછો મૂકતાં હસતાં હસતાં કહ્યું: 'આટલી ગરીબ ભાઈની પમલી સ્વીકારો!'

મને દુઃખણાં લઈ, મારે મસ્તકે મૂકેલા તેના બેઉ હાથો ચૂમતાં પ્રસન્ન મધુર પણ ગદગદિત કંઠે તે બોલી: 'ભલે વીરા!'

રણ શરૂ થયું. બે સર્પો ફેણ ઊંચી કરી અમારા તરફ ધસ્યા, પણ એકાએક ફેણ નીચી કરી ચાલ્યા ગયા.

ફરી ફરીને અનેક સર્પોને ઉશ્કેરવામાં આવ્યા પણ પરિણામ તે જ આવ્યું. છેવટે વાદીને લાગ્યું કે મરણિયો પ્રયત્ન કરવાનો સમય આવી લાગ્યો છે. તેણે શ્વેત સર્પને આગળ વધવાની આજ્ઞા કરી. ફૂંફાડા મારતો તે આગળ વધ્યો. લીટી પાસે ફેણ ચડાવી થોડી ક્ષણો ઊભો રહ્યો ને પાછા ફરવાની તૈયારી કરી. જ્યારે વાદીએ ફરીથી તેના પર મંત્રનો પ્રયોગ કર્યો ત્યારે તે જંગલી રીતે તેના તરફ ફર્યો તેથી વાદીને પોતાને થોડાં ડગલાં પાછા ખસી જઈ પોતાનો પરાજય સ્વીકારવો પડ્યો. જ્યારે તે તેના સર્પોને ભેગા કરી રહ્યો હતો ત્યારે મારા પિતાએ તેને કહ્યું: 'આમ ભય બતાવી ગરીબ લોકો પાસેથી પૈસા પડાવતાં તું શરમાતો નથી?' તે માણસમાં થોડીઘણી ખાનદાની હોવી જોઈએ કેમકે તેણે મારા પિતાની શિખામણ માની અને તે ચાલ્યો ગયો.

*

**મા**રો ત્રીજો અનુભવ જુદા પ્રકારનો હતો અને તે ૧૮૮૨ના ડિસેંબરમાં મને થયો હતો. પરા પૂર્વથી ચાલતા આવતા નિયમ પ્રમાણે બાર વર્ષની ગેરહાજરીની મુદત વીતી જાય તે પહેલાં, મને મારાં સગાંવહાલાંઓને બતાવવા માટે મારાં માબાપ મને દક્ષિણમાં લઈ ગયાં. અમે પહેલવહેલાં મારી માતાના જન્મ-સ્થાનમાં ગયાં. મોહતુર તે સમયે કાવેરી નદીના કાંઠા પર બહુ સમૃદ્ધ ગામ ગણાતું હતું. અમે ત્યાં પહોંચ્યાં પછી બાપ-દીકરો બન્ને સવારે કાવેરી નદીમાં સ્નાન કરવા ગયા. સ્નાન કરી અમે ઘેર આવવા નીકળતા હતા ત્યારે મેં લગભગ વીસ વર્ષની ઉંમરના એક વૈષ્ણવ બ્રાહ્મણને નદીની રેતમાં ચાલતો જોયો. તેની આકૃતિ એટલી આકર્ષક હતી કે હું તેના પરથી મારી નજર ખસેડી શક્યો નહિ. તે ઊંચો તથા રૂપાળો હતો. તેનું શરીર તથા અવયવો પ્રાચીન ગ્રીક મૂર્તિની યાદ આપતા હતા. તે મોટે અવાજે સંસ્કૃત શ્લોકો બોલતો રેતીમાં આંટા મારતો હતો. મેં મારા પિતાને તેને બતાવ્યો. તેણે તેના તરફ એકાદ-બે વખત નજર કરી નિઃશ્વાસ નાખી દૃષ્ટિ પાછી ખેંચી લીધી. અમે ઘેર આવવા મૂંગા મૂંગા ચાલી નીકળ્યા. પણ ઘર આવવાને જરા વાર હતી ત્યારે મેં મારા પિતાને નિસાસો નાખવાનું કારણ પૂછ્યું, તેણે કહ્યું: 'આ જુવાનનું આયુષ્ય થોડા જ દિવસોનું છે તે જાણી મને દિલગીરી થાય છે. બે દિવસ પછી કાવેરી નદીના કાંઠા પર આવેલ બીજા ગામ મુસ્તરી જવા માટે અમે ત્યાં થઈને નીકળ્યા. મુસ્તરીમાં મારી માની કાકી તથા તેના મોટી ઉંમરના બે દીકરા રહેતા હતા. ત્યાં પહોંચ્યા પછી ત્રીજે દિવસે ખબર મળ્યા કે તે યુવક ફક્ત બાર કલાકના તાવમાં આગલી સાંજે મૃત્યુ પામ્યો હતો.

આવા દરેક બનાવનું વિગતવાર વર્ણન કરવા બેસું તો ઘણી જગ્યા રોકાય. તેથી મારા પિતાની અદ્ભુત શક્તિઓના છેલ્લા અનુભવનું વર્ણન કરીને આ લેખ સમાપ્ત કરીશ. છેલ્લો બનાવ ૧૮૮૬માં બન્યો હતો. છેલ્લાં બે વર્ષથી તે તદ્દન આંધળા થઈ ગયા હતા. તે વખતે અમે મદ્રાસમાં હતાં. મોહતુરના મારા મામા તેના નિર્વાહને અર્થે મદ્રાસમાં આવી વસ્યા હતા. પરંતુ બન્ને કુટુંબો એકબીજાથી લગભગ પાંચ માઈલને અંતરે રહેતાં હતાં. અમારું ઘર જૂના 'બ્લૅક ટાઉન'માં વૈરાગી મહાત્મ્ય મંદિરની બરાબર સામે હતું. ૩૧મી ડિસેંબરે સાંજે હું તથા મારા જેટલી ઉંમરનો મારા મામાનો દીકરો બન્ને લોકોના બાગનો મેળો જોવા માટે ગયા. તે સમયની ગોઠવણ તદ્દન જૂના પ્રકારની હતી. કામચલાઉ માંડવાની ભીંતો નાળિયેરીનાં સૂકાં પાંદડાંના પડદાની હતી. વચ્ચે જાડા વાંસડાનો ઓરડીને ટેકો આપવામાં આવ્યો હતો. જાડા વાંસડાના બનાવેલા ચાર દરવાજા હતા. અમે બન્ને પ્રવેશ-ફીના બે પૈસા આપી એ અદ્ભુત સૃષ્ટિમાં દાખલ થયા.

અત્યારના ફૅશનેબલ યુવકની દૃષ્ટિએ અંદરના દેખાવો નજર નાખવા લાયક પણ ગણાય નહિ. પરંતુ અમારી દૃષ્ટિએ તે અદ્ભુત હતા. સૂર્ય અસ્ત પામવાની તૈયારીમાં હતો અને અમને હજુ પૂરો સંતોષ થયો નહોતો ત્યાં અમે અચાનક અમારી પાછળથી ચીસો આવતી સાંભળી તથા દરવાજા પાસે ધક્કામુક્કી થતી જોઈ. અમે પણ ગભરાઈ જઈને ટોળામાં ભળી ગયા. અમે જોયું કે નાળિયેરીનાં પાંદડાંની ભીંતો સળગી ઊઠી હતી. અને પવનને અંગે તેના ભડકા અમારી તરફ આવતા હતા. દોડતા અને ધક્કામુક્કી કરતા અમે નજીકના દરવાજે ગયા અને

આખો મીચીને ધક્કામુક્કીમાં પડી ગયેલ પુરુષો, સ્ત્રીઓ તથા બાળકોની વચ્ચે થઈને મહામુશ્કેલીએ અમારો રસ્તો કાઢ્યો. અમે દરવાજો કેવી રીતે ઓળંગી ગયા તેની અમને ખબર ન પડી, પરંતુ અમે બહાર નીકળ્યા પછી જણાયું કે આગના ભડકા અમારાથી બહુ જ થોડે દૂર રહ્યા હતા. અને થોડી જ પળોમાં આગળ વધીને પાછળ રહી ગયેલા માણસોને બાળી નાખ્યા હતા. અમે તો હોશકોશ ઊડેલે ચહેરે ઘેર ગયા.

જ્યારે હું ઘેર પહોંચ્યો ત્યારે મેં મારી માતાને રડતાં રડતાં કહ્યું: 'મા, પોન્નુ સહીસલામત છે.' મેં ઠંડા થઈને બધી વાત ન કરી ત્યાં સુધી તે મારા બાવરીત દેખાવ તથા બોલવા પરથી કશું યે સમજી શકી નહિ. મારી માતાએ મારા ઊંઘતા પિતા તરફ અપૂર્વ માનની દૃષ્ટિથી જોયું અને મને કહ્યું: 'લગભગ અર્ધા કલાક પહેલાં તારા પિતાએ મને બોલાવીને પૂછ્યું કે ઘરમાં કંઈ પૈસા છે કે કેમ? મેં જવાબ આપ્યો કે ઘરમાં ફક્ત એક જ પૈસો છે. તેણે કહ્યું: 'જલદી નાહી લે, નાહેલ ભીનાં કપડાં પહેરીને પાછી આવ, કેસરી રંગના કપડાના ટુકડામાં પૈસો બાંધીને તેને થાળીઆમની ડાબલીમાં મૂકજે અને આપણો પુત્ર સહીસલામત પાછો ફરે તેવી તું પૂરા હૃદયથી પ્રાર્થના કરજે. મૃત્યુ તેની ઘણું સમીપ આવી ગયેલ છે અને શ્રીનિવાસ દેવ જ તેને બચાવી શકે તેમ છે. જો ઈશ્વર તેને લઈ લેશે તો મારું બાકી રહેલ જીવન ધૂળધાણી થઈ જશે. જો તે બચી જશે તો તે લાંબો સમય જીવશે અને હું એકાદ બે વર્ષમાં મૃત્યુ પામીશ' મેં તેની આજ્ઞા પ્રમાણે કર્યું અને રાહ જોતી બેઠી. થોડા જ વખત પહેલાં તેં કહ્યું: 'શ્રીનિવાસ પ્રભુએ આપણી પ્રાર્થના સાંભળી છે.' અને એ, સૂઈ ગયા.'



સ્ટીમરમાં મેં આજ સુધી મુસાફરી કરી નહોતી. અને દરિયાની મુસાફરી મને બહુ પસંદ પણ નહોતી. છતાં મારા એક મિત્રના આગ્રહથી મેં એ સાહસ ખેડ્યું. અમે બંદરેથી સાંજે સ્ટીમરમાં બેઠા. સ્ટીમર ચાલતી થઈ. એકાદ કલાક પછી અમે ખાટે પડ્યા અને મેં ઊંઘવાની તૈયારી કરી. મારા મિત્રની ઇચ્છા મને ઊંઘવા દેવાની નહોતી, એટલે એક પછી એક જીવનની વાતો તેણે કરવા માંડી. રમતનું પ્રલોભન બતાવ્યું, સમુદ્રના તરંગ પર નાચતી ચંદ્રિકા તરફ પણ મારી રસવૃત્તિ દોરી પણ આખરે બધા પ્રયત્નોને નિષ્ફળ કરી નિદ્રાએ મારી ઉપર વિજય મેળવ્યો.

કેટલો વખત ગયો હશે તેની તો મને ખબર નથી પણ કેબીન બહાર થતા અવાજોથી હું જાગી ઊઠ્યો. અને બહાર જઈને જોઉં છું તો સ્ટીમર ડૂબવાની તૈયારીમાં. સૌ ગભરાટમાં હતા. મારા મિત્રનો પત્તો નહોતો. મને થોડુંઘણું તરતાં આવડતું હતું પણ અગાધ દરિયામાં તરવું અને ધર્મ–તળાવમાં તરવું એમાં કેટલો ભેદ છે તે મને તરત સમજાઈ ગયું. મારા સદ્ભાગ્યે લાકડાનું એક મોટું પાટિયું ઉપરના ખીલાવાળું મારા હાથમાં આવ્યું. તે પકડી લઈ મેં જીવન–મરણનો સંગ્રામ શરૂ કર્યો. પાટિયું કઈ દિશામાં ઘસડાતું હતું, મને તે ક્યાં લઈ જશે, એનો કાંઈ ખ્યાલ નહોતો. એમ ને એમ આખી રાત વીતી. સૂર્યનાં કિરણોમાં દૂર દૂર મેં ઊંચાં વૃક્ષો અને મિનારા જોયા. મારી તરવાની આવડતનો ઉપયોગ પાટિયાને તે દિશા તરફ ધકેલવામાં મેં કર્યો અને થોડોઘણો સફળ થયો. જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ મુશ્કેલી વધતી ચાલી. મોજાં મને દરિયા તરફ ધકેલતાં હતાં અને હું તે ટાપુ તરફ જવા પ્રયત્ન કરતો હતો. આ પ્રયત્નમાં મોજાં અને હું બેમાંથી કોણ સફળ થાત તે કહેવું મુશ્કેલ હતું. દરમિયાન કિનારાના હોડીવાળાની મારી તરફ નજર પડ્યાનું જણાયું. એક હોડી મારી તરફ આવવા લાગી. જીવનની આશાએ માગમાં બમણું બળ આવ્યું અને મેં તે હોડી તરફ જોરથી ધસડાવાનો પ્રયત્ન કર્યો અને બચાવ માટે મારો કંઠ જેટલા જોરથી અવાજ કરી શકે તેટલા જોરથી પોકાર કર્યો. હોડીમાંથી પણ પોકારનો જવાબ આવ્યો અને દસ–પંદર મિનિટમાં તો મને હોડીમાં ઊંચકી લેવામાં આવ્યો.

અમે કિનારે આવ્યા. વાતચીતમાં તેમની ભાષા મારી ભાષાને મળતી જણાઈ. અમે એકબીજાનું બોલવું સમજી શકતા હતા. બંદરના અધિકારી જેવો એક આદમી મારી પાસે આવ્યો અને મને ઘણી હકીકત પૂછી. મારા દેશનું નામ પણ તેમણે સાંભળ્યું હોય એમ એની પૂછપરછથી મને લાગ્યું. અને દુનિયાના કયા ખૂણામાં હું આવી ચડ્યો છું તેનો અને અહીંથી પાછું કેવી રીતે જવાશે તેનો હું વિચાર કરવા લાગ્યો. મારાં ભીનાં કપડાં બદલીને મને નવાં કોરાં કપડાં આપવામાં આવ્યાં તે પહેરીને હું સ્વસ્થ થયો એટલે મને તેઓ તેમના રાજા પાસે રાજમહેલમાં લઈ ગયા.

બધાનો સ્વભાવ માયાળુ અને આતિથ્ય–પ્રિય હોય તેમ મને લાગ્યું. એક મોટા મણિમય સિંહાસન પર રાજા બેઠા હતા. જમણી અને ડાબી બાજુ આપણે ત્યાં પાટ હોય છે તેવાં સોનાનાં આસનો હતાં. એક પર રાણી અને રાજકુંવરી બેઠાં હતાં. બીજી બાજુ રાજકુંવર અને પ્રધાન બેઠા હતા. મારા આવવાની તેમને ખબર હોય તેમ મારી માર્ગ-પ્રતીક્ષા કરતાં તેઓ કાંઈક ચર્ચા કરતા હતા. મેં ત્યાં પહોંચી રાજાને પ્રણામ કર્યા અને બીજાંને નમસ્કાર કર્યા મારા વિનયથી તેઓ ખૂબ રાજી થયા હોય એમ મને લાગ્યુ. રાજાએ મને પ્રધાન અને રાજ-કુંવરની વચ્ચે બેસવા કહ્યું. હું બેઠો. અને હું ક્યાંથી આવું છું, મારો દેશ કેવો છે, લોકો કેવા છે," શું નીપજે છે વગેરે જુદી જુદી હકીકતો પૂછી. મેં મારા જ્ઞાન મુજબ તેમને બધું સમજાવ્યું.

પછી અમે જમવા માટે ઊઠ્યાં. તેમના સ્વજનની પેઠે જ મને રાજાએ પોતાની પાસે બેસાડીને જમાડ્યો. બીજા કરતાં કુંવરીને મારા પ્રત્યે કંઈક વધારે આકર્ષણ હોય એમ મને લાગ્યું. તે મારી સાથે ને સાથે ફર્યા કરતી. અને મને મારા કુટુંબની અને જીવનની હકીકતો બહુ જ ઝીણવટથી પૂછતી હતી અને હું જે કહું તે ધ્યાનપૂર્વક અને મુગ્ધ ભાવે સાંભળતી હતી.

સંધ્યાનો સમય થયો. રાજમહેલમાં દીપમાળાઓ પ્રગટી. મારી આંખોમાં ઘેન ભરાતું જતું હતું. સભામાં સંગીત ચાલતું હતું તે તરફ મારું ધ્યાન નથી તે

ગજાના જોવામાં આવ્યું. તેણે કહ્યું: 'આપને આ સંગીત રુચતું ન હોય તો તે બંધ કરાવી બીજો કાર્યક્રમ રાખીએ. કુમારી સુંદર નૃત્ય કરે છે. અમારા દેશનું નૃત્ય જોવાની ઇચ્છા હોય તો તેની ગોઠવણ કરું.'

મેં કહ્યું: 'આપની મારા પર ઘણી કૃપા છે તે માટે આપનો આભાર માનું છું. પણ...'

'શું?' રાજાએ મારું મન જાણવા વચ્ચે જ પૂછ્યું.

'દેવીનું નૃત્ય જોવાનો મને પ્રસંગ મળે એ મારાં અહોભાગ્ય છે. પરંતુ હું પરિશ્રમથી થાકી ગયો છું અને મને નિદ્રા આવે છે એટલે મને સવાની ઇચ્છા છે'

તેમણે અજાયબીમાં પૂછ્યું: 'નિદ્રા! એ શું છે?'

મેં નિદ્રા એટલે શું તે બની શકે એટલી સ્પષ્ટતાથી સમજાવ્યું.

રાજાએ કહ્યું: 'તમે જે નિદ્રાની વાત કરો છો એ તો ક્ષણિક મૃત્યુ છે. એવી ભયંકર રમત કરવાનું સાહસ તમે કેવી રીતે કરશો? અમે કદી ઊંઘતા નથી. અને તમને સલાહ આપીએ છીએ કે તમે એ પ્રયોગ કરવો રહેવા દો.'

પછી મારા જાણવામાં આવ્યું કે આ ટાપુના લોકો સૂતા જ નથી. બહુ જ થાકી જાય ત્યારે જરા આડા પડે, આરામ લે પણ સૂવાની વાત જ નહીં. તેમને ભય લાગતો હતો કે સૂતા પછી ઊઠાશે કેવી રીતે? આથી તેમણે ઊંઘ ગુમાવી હતી અને ઊંઘનું નામ પણ ભૂલી ગયા હતા. સતત રાત-દિવસ કામ કર્યા જ કરતા. આથી તેઓ કામ ઘણું કરી શકતા પણ તેમનાં આયુષ્ય ટૂંકાં થઈ ગયાં હતાં. મેં રાજા સાહેબને સમજાવ્યું કે ઊંઘવું એ તો મારા દેશમાં રોજ રાતનું કાર્ય છે. ઊંઘમાંથી કેમ ઉઠાશે એ ભય હરતાં ઊંઘમાંથી જાગી જવાનો ભય વધારે લાગે છે. ને ઊંઘ ન આવવી એ અમારા દેશમાં રોગ મનાય છે.'

આશ્ચર્યચકિત નેત્રે રાજા, રાણી અને કુમાર મારી વાત સાંભળી રહ્યાં. તેમણે મને એ ભયંકર અને વિકટ સાહસ ન કરવા ઘણું સમજાવ્યો. રાજકુમારીની આંખમાં તો આંસુ આવી ગયાં. મેં રાજકુમારીને બહુ બહુ રીતે સમજાવી ત્યારે મને સૂવાની રજા મળી.

રાજાએ પૂછ્યું: 'તમારે એ પ્રયોગ કરવા માટે શું શું સાધન જોઈશે?'

મેં કહ્યું: 'ખાસ કાંઈ જ નહીં. માત્ર એક ગાદી પાથરી દેવામાં આવશે તોપણ ચાલશે.'

'અમે તમારો પ્રયોગ જોઈએ એ તો કાંઈ હરકત છે?'

'ના. પરંતુ ખૂબ પ્રકાશ ન રાખવામાં આવે અને અવાજ ન થાય તો મને કાંઈ હરકત નથી.'

એક વિશાળ ખંડમાં આ માટેની તૈયારીઓ કરવામાં આવી. ખંડની વચ્ચે એક પલંગ ગોઠવવામાં આવ્યો. તે પર જાડું અને મુલાયમ ગાદલું પાથરવામાં આવ્યું. મખમલનો ઓછાડ બિછાવવામાં આવ્યો. ભોંયતળિયે જાડો ગાલિચો પાથર્યો હતો કે આવનાર-જનારના પગનો અવાજ ન આવે. બારણાં ખુલ્લાં રાખી તેની આડા જાડા કાળા કાપડના પડદા નાખવામાં આવ્યા કે જેથી બધું જોઈ શકાય છતાં આંખ ઉપર તીવ્ર પ્રકાશ ન આવે.

હું પલંગ પર જઈ સૂતો. બધાં શ્વાસ થંભાવી ભયભીત નેત્રે, ધડકતા હૃદયે મારો આ મહાભારત વિકટ પ્રયોગ નીરખતાં ઊભાં અને હું ખૂબ જ થાકેલો હોઈ પાંચ મિનિટમાં નિદ્રાવશ થયો.

હું જાગ્યો ત્યારે મારી નજર પહેલાં કુમારી પર પડી. તે મારા પગ પાસે એકાગ્ર દૃષ્ટિએ મારું મુખ નિહાળતી ત્યાં બેઠી હતી. તેનું અર્ધસ્ફુટ પંકજ શું બદન મારી આંખો ઊઘડેલી જોઈ સહસ્ર કળાએ ખીલી ઊઠ્યું 'અદ્ભુત!' કહી તે તેનું ઉધાવણું મુખ મારા મુખ પાસે લાવી અને—

મેં ભયથી ચારે તરફ જોયું. ઓરડો ખાલી હતો. તે હસી પડી:

'પ્રિય, તમે અદ્ભુત પ્રયોગ કરી બતાવ્યો છે. અત્યાર સુધી આવો પ્રયોગ કોઈએ કર્યો નથી. તમે આંખો મીચી અને બાપુ, બા અને આ દેશના મોટા માણસો તો તમને ક્ષણિક મૃત્યુ પામેલા જોઈ રહ્યાં. અડધોક કલાક થયો હશે ત્યાં તમારા નાકમાંથી અવાજ આવવા લાગ્યો. બાપુ ગભરાઈ ગયા. તેમણે કહ્યું: 'ખરેખર, આ મૃત્યુની વેદનાથી કરાંસવું શરૂ થયું છે.' મને વઢવા લાગ્યા. મારા આગ્રહથી જ તમને આ પ્રયોગ કરવા દેવાની રજા આપી હતી. 'અતિથિનું આપણે ત્યાં આ રીતે મૃત્યુ થાય એ મને કલંક રૂપ છે.' કહી તેમણે અવાજે કરી તમને ઢંઢોળવા નક્કી કર્યું. મેં તેમના પગે પડીને કહ્યું: 'બાપુ, ગભરાવાની જરૂર નથી. શ્વાસ સારી રીતે અને વધારે ઝડપથી ચાલે છે. આપણે આ પ્રયોગ જોયો નથી. કદાચ એ પ્રયોગમાં પરાકાષ્ઠાની સ્થિતિ હોય.

મૂંઝાવાની જરૂર નથી. જોઈએ શું થાય છે.' તેમનાથી રહેવાયું નહીં. બા તો મૂર્છિત પણ થઈ ગયાં હતાં. સૌ ચાલ્યાં ગયાં અને હું તમારી પાસે જ બેસી રહી છું.' પ્રયોગની સફળતાએ અને મારું આ ભવ્ય પરાક્રમ જોઈ તેની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. હું તેને મારા ઓષ્ઠોથી ચૂમી લઉં તે પહેલાં તે બહાર દોડી ગઈ.

પથારીમાંથી ઊઠી મારાં કપડાં વ્યવસ્થિત કરું છું ત્યાં રાજારાણી અને એ દેશના મહાન પુરુષો એ ખંડમાં ધસી આવ્યાં અને મને ભેટી પડ્યાં.

બપોરે દરબાર ભરવામાં આવ્યો અને ગંજાવર માનવ–મેદનીમાં મારા ક્ષણિક મૃત્યુના પ્રયોગનું સવિસ્તર વર્ણન રાજા સાહેબે પોતે આપ્યું. હર્ષનાદ અને તાળીઓના ગડગડાટથી આખો યે દરબારગઢ ગાજી ઊઠ્યો.

સાંજના હું અને રાજકુમારી ફરવા નીકળ્યાં હતાં. રસ્તામાં અચકાતાં અચકાતાં કુમારીએ પૂછ્યું: 'હું ક્ષણિક મૃત્યુનો પ્રયોગ કરી શકું ?'

મેં ઉત્સાહિત બની કહ્યું: 'જરૂર. કેમ નહીં!'

'તો આજે રાત્રે મને તે પ્રયોગ શીખવો'

મેં કબૂલ કર્યું. અમે ફરવા ગયાં હતાં ત્યાં ખેતરો અને વાડીઓ હતી. તેમાં ઊંઘ આવે તેવી વનસ્પતિ મેં જોઈ. કુમારીને જન્મથી જ ઊંઘની આદત નથી એટલે ઊંઘની વૃત્તિ કેળવવા માટે કદાચ દવાની જરૂર પડે એ માટે મેં તે રોપાઓ ચૂંટી કાઢ્યા. ફરીને પાછાં મહેલમાં ગયાં ત્યારે તે વનસ્પતિનો રસ કાઢી એક શીશીમાં ભરી રાખ્યો. રાજારાણી તથા બીજા અગ્રગણ્ય માણસોના મતથી વિરુદ્ધ, તેમને સમજાવીને મેં રાત્રે કુંવરી પર ક્ષણિક મૃત્યુનો પ્રયોગ આદર્યો.

કુંવરી માટે પણ પલંગ બિછાવવામાં આવ્યો. તે પલંગ ઉપર સૂતી. મેં તેને આંખો વાંચી ઊંઘની વૃત્તિ કેળવવાની સૂચના આપી. મેં ધીરે ધીરે તેને પંપાળવા માંડી. કલાક દોઢ કલાક વીતવા છતાં તેને ઊંઘ આવી નહીં એટલે મેં તૈયાર કરેલી દવા તેને પીવડાવી. ત્યાર પછી અડધા કલાકે કુંવરી તેના જીવનમાં પ્રથમ વખત જ ગાઢ નિદ્રામાં પડી.

હું પણ સૂઈ ગયો.

સવારે અમે બન્ને જાગ્યાં. એકબીજાને જોઈ હસ્યાં. કુંવરી તેના અનુભવની વાત કહેવા લાગી: 'મેં ક્ષણિક મૃત્યુમાં જીવન જોયું...'

'અમે તેને સ્વપ્ન કહીએ છીએ.' મેં વચ્ચે કહ્યું.

'એમ ! તો મેં સ્વપ્ન જોયું.' તેણે કહ્યું. 'કેવું મધુરું સ્વપ્ન ! જાણે એ ક્ષણિક મૃત્યુમાંથી જાગું જ નહીં એવું થયા કરે છે.'

'સ્વપ્નમાં શું જોયું ?'

'હેં ! સ્વપ્નમાં હું અને તમે પરણ્યાં !' તેણે લજ્જાથી ઉષાવર્ણી બનતા મુખે નીચે જોઈ કહ્યું. 'અને એવો આનંદ કર્યો કે જ્યારે મારી આંખો ઊઘડી ત્યારે મને રડવું આવ્યું. પણ તમે બાજુમાં જ હતા એટલે મારું રુદન શમી ગયું. મને લાગે છે કે ક્ષણિક મૃત્યુ અનંત મૃત્યુમાં પલટાઈ જાય તો મારું સ્વપ્ન પણ અનંત કાળ ચાલે. કેમ ખરું કે નહીં!'

આનો જવાબ મારી પાસે કોઈ નહોતો. અમે બીજી વાતોએ ચઢ્યાં. તે સાંજની રાહ જોવા લાગી.

સાંજે તે મારા પહેલાં સૂઈ ગઈ. એકદમ તેને ઊંઘની અસર થવા લાગી હતી તે જોઈ મને આશ્ચર્ય થયું. પણ તે અનેક વર્ષોના ઉજાગરાનો પ્રત્યાઘાત હોય તેમ મેં મારા મનને મનાવ્યું.

મેં કુંવરીને ક્ષણિક મૃત્યુની લગાડેલી ઘેલછાથી રાજાજી મારા પર નારાજ થયા હતા. પરંતુ મેં તેમને સમજાવીને પરિણામની જવાબદારી મારે શિર લીધી ત્યારે તેમને જરાક શાંતિ થઈ.

બીજે દિવસે સવારે હું જાગ્યો. મેં કુંવરીની તપાસ કરી તો તે હજી જાગી નહોતી. રાજાજી રાત્રે શિકારે ગયેલા તે આવીને કુંવરી પાસે ઊભા હતા. ઘણો દિવસ ચઢી ગયો; છતાં કુંવરી જાગી નહીં એટલે મને ફિકર થવા લાગી. મેં કુંવરીનું શરીર તપાસ્યું તો મારા ગભરાટનો પાર રહ્યો નહીં. મેં કારણ શોધવા પ્રયાસ કર્યો. મેં તૈયાર કરેલી દવાની શીશી જોઈ અને મને કારણ સમજાઈ ગયું. કુંવરી તમામ દવા પી ગઈ હતી. તે વધારે પ્રમાણમાં લેવાથી મૃત્યુ નીપજે તેની મને ખબર હતી. મેં વૈદ્ય વિશે તપાસ કરી પણ કોઈ વૈદ્ય આ દવા કે તેના નિવારણનો ઉપાય જાણતો નહોતો. રાજાજીએ દવાની વાતને બાના તરીકે ગણી કાઢી. અને મારા જેવા ભયંકર પ્રયોગ કરનાર માણસને પોતાના રાજ્યમાં ન રહેવા દેવાનો હુકમ કર્યો.

[ અનુસંધાન ૩૫મે પાને

૧૦

જેના પર મીણાના અક્ષરોમાં 'શ્યામ' લખ્યું હતું એવી પોતાની સોનાની વીંટી તરફ અમારા સહુનું ધ્યાન ખેંચતાં દેવેન્દ્રે કહ્યું: 'મારા મિત્ર શ્યામ-સુંદરે આ વીંટી ભેટ આપતાં મને કહેલું કે તું સદાયે આ પહેરી જ રાખજે જેથી હું તારી સ્મૃતિમાં તાજો ને તાજો જ રહું.'

થોડી વાર સુધી એ વીંટી તરફ જોઈ રહ્યા પછી હસતાં હસતાં પરમેશ્વરે કહ્યું: 'ભેટની વાત નીકળી છે તો એક ફક્કડ વાત તમને સંભળાવું. માનવું ન માનવું - તમારી ઇચ્છાની વાત છે. હું તો એટલું જાણું છું કે વાત સાચી છે, કારણ આ વાતમાં હું પણ હતો–છું. જો કોઈને કંઈ ઉતાવળ ન હોય તો સંભળાવું.'

ચા તૈયાર થતી હતી. અમે સહુએ એક સાથે કહ્યું: 'ઉતાવળ શાની ! કથા–વાર્તા માટે સમય પણ અનુકૂળ છે. ચાલ શરૂ કર.' ને એણે વાત આરંભી:

બે વર્ષ પહેલાંની વાત છે. અમારી કંપનીનો સેલ્સ-સ્થાન્ય મૅનેજર બની હું દિલ્હી ગયો હતો. મારા બંગલાની બાજુના જ ક્વાર્ટરમાં એ રહેતી. એ ગ્રૅજ્યુ-એટ હતી ને કોઈ ગર્લ્સ સ્કૂલમાં વડી શિક્ષિકા હતી. સાંજે ફરવા જતો ત્યારે લગભગ રોજ એ પણ ફરવા આવતી. અમે પરસ્પરને જોતાં પણ ઓળખાણને અભાવે વાતચીતનો વ્યવહાર નહોતો.

એક દિવસ બગીચામાં જઈને જોયું તો એક ફુવારા પાસે એ ઊભી છે. મને જોતાં જ તુરત એ ત્યાંથી ધીમે ધીમે ટહેલતી ટહેલતી જતી રહી. હું પણ એની પાછળ પાછળ પચીસ–ત્રીસ ફૂટને અંતરે ચાલ્યો જતો હતો. વચ્ચે વચ્ચે એ પાછું વાળી જોતી યે જતી. ઓચિંતો એનો રૂમાલ નીચે પડી ગયો અથવા એમ કહો કે એણે એ નીચે નાખી દીધો તો યે ખોટું નથી કારણ મેં એને એમ કરતી બરાબર જોઈ હતી. રૂમાલ નીચે સરકવા દઈ એ આગળ ચાલી ગઈ.

અને શ્રીમાન ! સારા નાગરિક તરીકે મારી ફરજ હતી કે હું પેલો રૂમાલ ઉપાડીને એને પહોંચતો કરું. મેં કર્યું પણ એમ જ. સ્વીકારતાં હસતાં હસતાં એ બોલી: 'આભાર તમારો, ધન્યવાદ.'

ને મેં પણ હસતાં હસતાં કહ્યું: 'આભાર અને ધન્યવાદની શી જરૂર હતી ? આ તો મારી ફરજ હતી.'

અને તીણી નજરે મારી સામે જોઈ એ બોલી: 'તમે અહીં આ બાજુ જ રહો છો કે શું ? તમને તો ઘણી વાર જોયા છે.'

'હા, તમારી બાજુના જ બંગલામાં હું રહું છું. હમણાં થોડા દિવસો થયા જ અહીં આવ્યો છું.'

'ઠીક ઠીક, ત્યારે તો તમે પાડોશી થયા, એકદમ નજદીકના પાડોશી ને જરા વાર ચૂપ રહી–' પણ આ યે ગમ્મતની વાત છે કે આટલાં પાસે પાસે રહેતાં હોવા છતાં આપણે આજ સુધી પરસ્પરને ઓળખતાં યે નથી !'

જરા શરમાઈને મેં કહ્યું: 'શરૂમાં દિલ્હી આવ્યો ત્યારે એકવાર બધા પાડોશીઓ સાથે ઓળખાણ કરી લેવાનું નક્કી કરેલું, અને થોડાક સાથે કરી પણ ખરી, પણ તમે એક સ્ત્રી–બાઈ માણસ રહ્યાં એટલે તમારે ત્યાં આવવાની હિંમત ન ચાલી.'

મારી વાત સાંભળી એ ખડખડાટ હસી પડી. ને બોલી. 'વારુ, ત્યારે તમે સ્ત્રીઓથી બહુ ડરો છો એમ ને ! પણ સ્ત્રીઓથી ડરવાનું કોઈ જ કારણ મને તો નથી લાગતું. હવે તમે જો તમારા મનના ભૂતને ભગાડી શકો તો મારે ત્યાં આવજો. ખરું જ કહું છું કે સ્ત્રીઓ બહુ જ નિર્બળ હોય છે ને સાથોસાથ અતિ કોમળ પણ. એનાથી ડરવું એ તો બહુ મોટી ભૂલ છે !'

પાન ૩૩નું સાંધણ ]

મારું હૃદય દ્વિધા-ભાવે આક્રંદ કરી રહ્યું. મેં કુંવરીના વિશાળ સ્ફટિક શા ભાલને આંસુએ ભીંજવી દીધું. તેને એક છેલ્લું ચુંબન લીધું અને પહેરગીરો મને બાંધીને લઈ ચાલ્યા.

જે કિનારે હું ઊતર્યો હતો તે કિનારે મને લાવવામાં આવ્યો. જે કપડાંભેર હું આ કિનારે ઊતર્યો હતો તે કપડાં મને ફરી પહેરાવ્યાં. હોડીમાં બેસાડી મધ્ય દરિયા તરફ લઈ ચાલ્યા અને મને દરિયામાં ફેંકી દેવા ઊંચક્યો. મારી આંખો ભયથી, દુઃખથી અને નિરાધારીથી બંધ થઈ ગઈ.

હું પાણીથી ભીંજાઈ ગયો હતો. મને કોઈ હચમચાવતું હતું. મેં આંખો ઉઘાડી. જોયું તો મારો મિત્ર કહી રહ્યો હતો: 'આવી ઊંઘ તો કોઈની જોઈ નથી. સૂર્ય ઊગી ગયો છે. નાસ્તાનો વખત થઈ ગયો છે. ચહા ઠરી જાય છે. અને તમે ઊંઘમાં રોતા'તા કેમ ? એવો શોક છે, કે સ્વપ્ન આવ્યું હતું ?'

[ સુવિધ

એના એ હાસ્ય અને વાક્પટુતા પર હું મુગ્ધ થઈ ગયો એ રૂપાળી ન હતી, પણ એને કુરૂપા પણ ન કહી શકાય એની ઉમ્મર લગભગ ત્રીસની આસ પાસ હશે. સશક્ત મેદડુ શરીર મોટી મોટી આંખો, અને ગોળ-સુડોળ મોં માથુ નીચુ, વાળ લાંબા, *કાળા ને એપરવાહથી ઓળેલા બે-ચાર લટ વારવાર* ચહેરા પર દોડી આવતી રગ ધર્ણવર્ણી અને કદ મધ્યમ મલમલનો છાપેલો સાળુ એણે પહેર્યો હતો રૂપાળા સુંવાળા ને આકર્ષક ચપલ એના પગમા સોહતા હતા અને એનુ નામ શશીબાળા પણ કયાં ઓછુ સોહામણુ હતું?

તે દિવસે મે એને પહેલી વાર નિહાળીને જોઈ મારી દૃષ્ટિની એને ખબર હોય તેમ એ સંકોચાઈ છતાં હસતાં હસતા જ બોલી નમે વિચિત્ર માણુસ લાગો છો-બોલો હવે ક્યારે આવો છો?"

'કાલે સાંજે તો તમે ઘેર જ હશો ને?' મે પૂછ્યુ

'હા તમે આવો તો નહિ તો રોજની જેમ ફરવા નીકળી પડીશ'

'તો કાલે સાંજે પાંચ વાગે આવીશ મે કહ્યુ અને અમે છૂટાં પડ્યાં

*

શશીબાળા અને મારી દોસ્તી ધાર્યા કરતાં યે વધુ જામી હું પરિણીત છુ એ તો તમે જાણો જ છો અને એ સાથે મારી પત્ની રૂપવતી સુદરી છે એની પણ તમને ખબર છે એથી હું એમ પણ કહી શકુ કે મારી દોસ્તી જરૂરતથી યે વધુ જામી ગઈ એનામાં એક વિચિત્ર પ્રકારનુ આકર્ષણ હતું જે સામાન્યત ગૃહિણીઓમાં નથી મળતુ-એનુ શિક્ષણ અને એના સસ્કાર! હુ દરરોજ એને ત્યાં જવા લાગ્યો ક્યારેક ક્યારેક તો રાતોની રાતો હું ઘેર નહોતો જતો

એક દિવસ સવારે જ્યારે મારી આંખ ઉઘડી ત્યારે માથામાં હળવો એવો દુ ખાવો જણાયો ઊઠીને હું પાછો પલગ પર બેસી ગયો એ ઓરડો એનો હતો, પણ એ વખતે એ ત્યાં હાજર નહોતી એ બાથરૂમમાં નાહતી હતી પડિયાળમાં ટન્ ટન્ આઠના ટકોરા થતાં આળસ મરડીને ઊભો થયો બારી ખોલી સૂર્યપ્રકાશ ઓરડામા પથરાયો રાત્રે જરા મોડો સૂતો હતો માથાનો દુ ખાવો કદાચ એથી જ હતો ડ્રેસિંગ ટેબલના અરીસામા મોઢુ જોયું આંખો જરા લાલ હતી અને ચહેરો જરા ઊતરી ગયેલો જણાયો. એકાએક મારી નજર ડ્રેસિંગ ટેબલના ખૂણામાં ચોડેલી એક કાગળની કાપલી તરફ ગઈ એમાં કંઈક લખ્યુ હતું વાચ્યુ અંગ્રેજીમાં લખ્યુ હતુ 'પ્રકાશચદ' કોણ હશે આ પ્રકાશચદ? હું એ વિષે વિચારતો જ હતો ત્યાં મે એનુ વેનિટી બોક્સ જોયુ ઉપર ઉપરથી તો મે એ ઘણી યે વાર જોયેલુ તે દિવસે અદરથી જોયુ પાવડર, ક્રીમ, લિપસ્ટિક, ભ્રો પેન્સિલ વગેરે સજાવીને રાખ્યુ હતુ બધું ફેરવ્યુ-ફેરવ્યુ એકાએક એને તળિયે એક ચબરખી જણાઈ એમાં લખ્યુ હતુ 'સત્યનારાયણ મે એ બોક્સ બધ કર્યું, પણ 'પ્રકાશચદ' અને 'સત્યનારાયણ' આ બન્ને નામોએ મને અજબ ચકરાવે ચડાવ્યો

એકાએક મારી નજર જરા દૂર ખૂણામાં પડેલા ગ્રામોફોન ઉપર પડી વિચાર્યુ ચાલ એકાદ રેકર્ડ વગાડુ જેથી જરા સમય જાય ગ્રામોફોન ખોલ્યુ અને ખોલતાંની સાથે જ ચમકીને હું જરા પાછો હટ્યો. અદર એક ખૂણામાં એક લેબલ ચોડ્યુ હતુ ને એના પર લખ્યુ હતું 'ખ્યાલીરામ' ત્યાંથી ખસ્યો બાજુમાં જ હારમોનિયમ પણ હતુ હાર મોનિયમ વગાડવાની ઇચ્છા એ ધમણુ પર હાથ મૂક્યો, તો ત્યાં ખૂણામાં એક કાપલી ને એના પર 'ભૂગ સિહ' એ શબ્દ નજરે પડ્યો. ધીરજથી એ બધ કરી કપડાં પહેર્યાં પણ જોડા પલગ નીચે આઘા ઠેલાઈ ગયા હતા એ લેવા વાંકો વળ્યો ઉફ! પાયાની પાછળની બાજુએ એક કાગળ ચોટેલો હતો 'મુહમ્મદ સિદ્દીક' ના નામનો

પછી તો મે ઓરડાની પ્રત્યેક ચીજ ધ્યાનથી જોવી શરૂ કરી દરેક પર એક ચબરખી ચોટાડેલી હતી ને એ દરેકમા એક એક નામ વિલિયમ ડર્બી, પેસ્તનજી પાલનજી પારડીવાલા, રામેન્દ્ર ચેટરજી, શ્રીકૃષ્ણ રામકૃષ્ણ મહેતા, રામનાથ ટડન, રામેશ્વર સિંહ વગેરે વગેરે

એ નિરીક્ષણથી થાકીને હું મેરોક તુરત શશી બાળા બાથરૂમમાંથી નીકળી હસતાં હસતાં એ બોલી 'આજે તો બહુ મોડા ઊઠ્યા!'

માથુ ઝુકાવી મે જવાબ દીધો ઊઠ્યાને તો

ઘણી વાર થઈ પણ મેં એક અનુચિત કામ કરી નાખ્યું. મને માફ કરશો ?'

ને મારી પાસે આવી, મારા હાથ ઝાલી એ બોલીઃ 'હું જ તમારી છું. પછી માફી માફી શા માટે માગો છો ?'

'છતાં યે માફી માગવી જરૂરી ગણું છું. એક વાત પૂછું ! સાચો જવાબ આપશો ?' મેં કહ્યું.

'તમારી સાથે જૂઠું બોલવાની કલ્પના પણ મેં નથી કરી !'

'ના, વચન આપો કે સાચેસાચું જ બોલીશ.'

અને મારા ગળામાં હાથ નાખી એ બોલીઃ 'વચન આપું છું.'

મેં કહ્યુંઃ 'તમારા આ ઓરડાને આજે જ મેં પહેલી વાર બરાબર જોયો છે, અને એ પણ તમારી ગેરહાજરીમાં, હું જાણું છું કે એમ મારે નહોતું કરવું જોઈતું પણ ઉત્સુકતા મારા પર વિજય મેળવી ગઈ, એણે મને હરાવ્યો. અહીંની એકએક વસ્તુ હું જોઈ વળ્યો, ખૂબ ધ્યાનપૂર્વક. પણ એક વિચિત્ર વાત છે કે એકએક ચીજ પર ચબરખી છે; એ દરેક પર એક એક પુરુષનું નામ છે. એનું રહસ્ય ઘણા ઘણા પ્રયત્નો છતાં હું નથી ઉકેલી શક્યો. હવે તમે જ કહો એ.'

એ હસી પડી, ને હસતી જ રહી. મૃદુ કોમળ સાદે એણે કહ્યુંઃ 'એ રહસ્ય તમે ન જાણો એ જ સારું છે. જાણશો તો તમે દુઃખી થઈ જશો, અને સંભવિત છે કે મારાથી નારાજ પણ થઈ જાવ.'

'ના, હું દુઃખી પણ નહિ થાઉં, ને નારાજ પણ નહિ બનું. કહો શું છે એનો ભેદ ?' મેં પૂછ્યું.

'વચન આપો.'

'હું વચન આપું છું.' મેં કહ્યું.

અને એક ખુરસી પર બેસી—જરા એક બાજુ મારા તરફ ઢળીને એણે શરૂઆત કરીઃ 'આ રહસ્યમાં મારી નિર્બળતા છે અને સાથે જ મારી સહૃદયતા પણ. આ બધી ચીજો મને મારા ચાહકો તરફથી ભેટ મળી છે. ને એટલું સ્મરણમાં રાખજો કે મેં પ્રત્યેક ચાહક સામેથી માત્ર એક જ વસ્તુ લીધી છે. અત્યારે મારી પાસે એટલી બધી ચીજો થઈ ગઈ છે કે દરેક ચાહકનું નામ યાદ રાખવું મારે માટે અસંભવિત છે. વસ્તુઓ બધી રોજિંદા ઉપયોગની છે. એથી પ્રત્યેક ચીજ પર મેં એના આપનારનું નામ લખી રાખ્યું છે. એથી જ્યારે પણ હું એ ચીજનો ઉપયોગ કરું છું ત્યારે એ આપનાર મારા ચાહકની સ્મૃતિ મારા હૃદયમાં જાગી જાય છે શું કરું, પરમેશ્વર હું એટલી તો નિર્બળ છું કે મારા પ્રેમીઓને વીસરી જવા—ભૂલવા નથી ઈચ્છતી.'

'તમારી પાસે કુલ કેટલી ચીજો છે ?' મેં પૂછ્યું.

'સત્તાણું.'

'એટલી બધી !' આશ્ચર્યથી હું બોલી—ના બરાડી ઊઠ્યો.

'હા, એટલી બધી.' ને એનો સાદ પણ ગંભીર બની ગયો. એ બોલીઃ 'પરમેશ્વર, એમ ન માનશો કે મારાં લગ્ન નથી થયાં તેથી મારા મનમાં કદી યે લગ્નની ઈચ્છા જ નથી જાગી—નથી જન્મી. હકીકતમાં તો એક સમયે મને—મારામાં લગ્નની પ્રબળ ઇચ્છા જાગી હતી, મારા જીવનમાં આવનાર પ્રત્યેક પુરુષ ભાવિનું સુખ—સ્વપ્ન જન્માવતો આવતો, એ પ્રત્યેકને હું ભાવિ પતિના રૂપમાં જોતી. પણ થતું શું ? એ પુરુષ મારી સાથે આનંદ—વિનોદ માણી શકતો, મને ભેટ આપી શકતો, પણ પોતાની પત્ની બનાવી ન શકતો. ને ધીરે ધીરે હું એથી ટેવાઈ ગઈ.

'અને રહસ્યમય જીવન ધીરે ધીરે મારે માટે એક ખેલ બની ગયું. વિચાર કરું છું કે એ દિવસોમાં હું કેટલી—કેવી ભોળી હતી, જ્યારે વિવાહ—લગ્ન માટે છાપાંઓમાં જાહેરખબરો પણ આપેલી. પણ માનવી માત્ર ભૂલ કરે છે. અને મેં પણ ભૂલ કરી. હવે એ બંધનની કાંઈ જરૂર નથી. જીવન એક ખેલ છે, જેમાં સૌથી સુંદર ખેલ હૃદયનો, ના, ભોગવિલાસનો ખેલ છે અને પેટ ભરીને એ ખેલ ખેલી લેવો એ આપણી ફરજ છે. આ છે મારી સ્મૃતિની કથા, અને મારી સ્મૃતિના રૂપને તો તમે જોયું જ છે.'

'સામાન્ય માનવી માટે એ બરાબર હોઈ શકે.' મેં જરા ખચકાતાં ખચકાતાં કહ્યું.

'સામાન્ય માનવી જ શા માટે ! તમારો નંબર અઠ્ઠાણુમો આવશે.' ખડખડાટ હસતાં એ બોલી.

એ વખતે કોણ જાણે કેમ હું દાર્શનિક બની ગયો. શ્રીમાન ! મારા જીવનમાં ને દર્શનમાં આમ તો આસમાન—જમીન જેટલું અંતર છે, પણ હકીકતની એ વાત સાંભળીને હું ખરેખર દાર્શનિક

## વાર્તા મોકલનાર માટે

☆ "કહાની"માં વાર્તા સિવાય બીજું કંઇ છપાતું નથી.

☆ "કહાની"માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે.

☆ વાર્તા મોકલનારે વાર્તાનો સ્વીકાર-અસ્વીકાર જાણવા ૦-૦-૯ની ટપાલ-ટિકિટ બીડવી.

☆ વાર્તા પરત જોઇતી હોય તો તે માટે પણ આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી.

☆ આવશ્યક ટપાલ-ટિકિટો મળ્યા સિવાય કાર્યાલય કશો જ પત્રવ્યવહાર કરવા બંધાયેલ નથી.

બની ગયો. મેં કહ્યું: 'સાચી વાત છે. જિંદગી એક ખેલ છે અને જ્યાં સુધી આપણે ખેલી શકીએ ત્યાં સુધી જ એ એક ખેલ છે. આપણે અશક્ત બનતાં એ જ જિંદગી આપણી સામે એક ભયંકર ને કુરૂપ સમસ્યા થઈને ઊભી રહે છે. તમે વર્તમાન વિષે વિચારો છો; હું ભાવિ વિષે વિચારું છું-દસ વર્ષ પછીનો વિચાર કરું છું. એ વખતે તમારા મોં પર કરચલીઓ પડી જશે. કોઈ તમારી સાથે ખેલ ખેલવાની કલ્પના સરખી યે નહિ કરે, અને પછી-પછી આ સ્મૃતિઓ તમને સુખ આપવાને બદલે કરડવા દોડશે.

'તમારે આગળ-પાછળ કોઈ છે નહિ. ને તમારા દેખાવ-સ્વભાવને કારણે તમે કંઈ બચાવી પણ નહિ શકતા હો, અને આ ખેલ ખતમ થયા બાદ તમારી પાસે સિલકમાં રહેશે બુઢાપો, અશક્તિ, ભૂખ, માંદગી અને ગત જીવન વિષેનો પસ્તાવો. આથી હું તમને એવી ભેટ આપીશ જે એ દિવસોમાં તમને કામ આપે. તમારો આ સંગ્રહ બહુમૂલ્ય છે.-હું વચન આપું છું કે દસ વર્ષ પછી તમારો આ સંગ્રહ હું પાંચ હજાર રૂપિયામાં ખરીદી લઇશ. એ રીતે આ અભિશાપિત-સ્મૃતિચિહ્ન એ વખતે તમારી સામેથી ખસી જશે તમે ભગવાનનું ભજન કરી શકશો, ભગવાનની સેવામાં જવાની તૈયારી કરી શકશો. અને સાથે જ પાંચ હજાર રૂપિયાથી તમે વૃદ્ધાવસ્થાની તકલીફો પણ ઓછી કરી શકશો.'

'અને એણે નોકરને બોલાવીને તને ઘર બહાર કાઢી મૂક્યો કેમ!' મે પરમેશ્વરને પૂછ્યું.

પરમેશ્વર હસી પડ્યો ને બોલ્યો: 'ના. થોડી વાર વિચાર કરી એણે મને કહ્યું: 'જે કાંઈ તમે કહ્યું એ બધી વાતો તો હું નથી માનતી, પણ એટલું ખરું છે કે મારી વૃદ્ધાવસ્થા માટે કોઈ વ્યવસ્થા નથી કરી એથી આ બધું હું તમને વેચી દઈશ. કોન્ટ્રેક્ટ સાઇન કરી દો.' હજુ તો બે વર્ષ જ થયાં છે. પરમદિવસે જ એનો પત્ર હતો કે અત્યારે એની પાસે ૧૧૩ વસ્તુઓ થઈ છે.

[મૂળલેખક શ્રી ભગવતીચરણ વર્મા

# ૧૧

[ મૂળલેખિકા કેરિન મિચાલિસ ડેનમાર્કનાં વતની છે. પણ હાલ અમેરિકામાં વસે છે. આ નીચેની કથા તેમના અંગત અનુભવથી લખાયેલ છે. એમની 'Dangerous Age' નામની નવલકથા યુરોપમાં ખૂબ લોકપ્રિય બની છે. કેરિન મિચાલિસ હાલ પોતાની આત્મકથા લખી રહ્યાં છે. ]

ડેનમાર્કમાં ચોરીઓ ઘણી થતી, પણ તેમાં ખરેખર ગુના કરનારા કોઈક જ હોય. પણ જ્યારે હેન્સ પીટર્સન ડેનમાર્કના ભયંકર ઘરફાડુ તરીકે જાણમાં આવ્યો ત્યારે દેશભરમાં ખળભળાટ વધી ગયો. ચાલીસ વર્ષ કેદખાનામાં તેણે કાઢ્યાં હતાં, પણ તેની અસર તેની ઉપર લેશ માત્ર નહોતી. કારણ કે ગુના કરવાની સફળ યુક્તિપ્રયુક્તિની આવડતના અભિમાનને કારણે તે કદી પણ હલકા પ્રકારના ગુનામાં પડવાનું કે કોઈ મનુષ્યને ઈજા કરવાનું પસંદ કરતો નહિ

પીટર્સન પુરાણી વસ્તુઓમાં ખાસ ધ્યાન આપતો અને એક દિવસે એક ઘરમાં ખાતર પાડી, વળતે જ દિવસે પોતાની આ કામગીરીના સમાચાર પોતે જ શહેરના વર્તમાનપત્રમાં અને પોલીસખાતાને એ ચોરીમાં એણે શું શું તફડાવ્યું છે અને તેની વાજબી કેટલી કિંમત છે એ વિગતવાર અહેવાલ પોતે જ લખી મોકલતો. કદી તે કોઈ હલકા શોખવાળા માણસના ઘરમાં પેસતો તો કશું પણ લીધા વગર નીકળી જતો. અને તે દિવસની કામગીરીનો અહેવાલ પણ મળતો કે તેના ઘરનું કેટલુંક ફર્નિચર પોતે ફરી વાર હરસર ગોઠવ્યું છે અને તેના સમદની ફલાણી ચીજો મામૂલી કે નકલી છે.

એનું મશહૂર પરાક્રમ તો જ્યારે શહેરનો મુખ્ય પોલીસ અમલદાર અઠવાડિયા માટે કુટુંબ સાથે બહાર ગામ હવાફેર કરવા ગયો ત્યારે તેના જ ઘરમાં એક અઠવાડિયું ગુજાર્યું એ હતું અને આ કામગીરીનો અહેવાલ પણ બધાને જાણવા મળ્યો કે તેનું ઘર મજાનું છે, પણ પલંગની કમાનો ચિચૂડ ચિચૂડ કરી રાત્રિની નિદ્રામાં ખલેલ કરે છે અને ચિનાઈ વાસણોમાં ફાટ પડી છે.

ડેનિશ લોકોને કોઈ હસાવે તો સામાના બધા વાંકગુના ભૂલી જાય છે—જતું આવતું કરે છે. એટલે આ બાઈસાહેબના કામાઓમાં આખો ય દેશ આમ ખૂબ મજા લેતો. એચ. પી. ( હેન્સ પીટર્સન )ને પોલીસના હાથમાં પડેલો જોવા કોઈ ખુશી નહોતું. અને એક એવી માન્યતા શું, સમજ જ હતી કે પોલીસ માત્ર પોતાની પ્રતિષ્ઠા ખાતર જ તેને પકડવાની દોડાદોડી કરે છે. બાકી એમને પણ જનતાની જેમ જ પીટર્સનની અજબ ચોરીઓમાં એટલો જ રસ છે.

સત્તાધીશોની આગળ તે અત્યંત વિવેકથી વર્તતો અને સામે તેઓ પણ વિનયનો બદલો વિનયથી જ વાળતા.

છતાં તે એકવાર ઝડપાઈ ગયો. કોર્ટમાં પોતાનો બચાવ કરતાં જણાવ્યું કે પહેલાં તે એકવાર પકડાયો હતો ત્યારે તે પોતે સારી ચાલચલગત રાખે તો એક ગૃહસ્થે તેને મદદ કરવાનું વચન આપ્યું હતું. પણ તેણે તો એક જૂની ફાટી પાટલૂન આપી અને બાકી તો એણે મને ભૂખે મરતો રાખેલો. તેની આ વાતમાં કોઈએ શંકા કરી નહિ. અને આમ થતાં ખૂબ નિરાશ થઈ ને સમાજની સામે તેણે ફરી મોરચો માંડ્યો હતો.

તેણે કોર્ટમાં કબૂલ્યું કે ચોરીનો માલ તે લંડન પહોંચાડતો અને એક વિશ્વાસપાત્ર માણસ દ્વારા પુરાણી વસ્તુઓના એક અજાયબઘર તરીકેનો વેપાર ચલાવતો હતો પેલા માણસને એ બધો માલ ક્યાંથી આવે છે એ જાણવા દીધું નથી. એચ. પી. પકડાઈને જેલમાં ગયો અને લંડનની એ દુકાન બંધ થઈ.

મેં નિશ્ચય કર્યો કે મારે એચ. પી.ને મદદ કરવી. તેને આબરૂદાર થવાની એક વધુ તક આપવી. તેથી તેને મેં લખ્યું કે હવે તમે છૂટો ત્યારે સારી રીતે રહેવું હોય તો હું મદદ કરીશ.

તેના પત્રવ્યવહારથી સમજાયું કે તે પોતે પણ સ્થિર-શાંત જીવનનું જ સ્વપ્ન સેવતો હતો. હું રાજા આગળ ગઈ અને આ માણસને માફી આપવા વિનંતી કરી. એમણે મને એમાં જોખમ કેટલું છે તેની સમજ પાડી. પણ મેં કહ્યું: 'નામદાર, એ બધું હું સમજું છું. હું આ માણસને મારા પોતાના ઘરમાં મારી પાસે જ રાખીશ અને સુધારીશ.'

એ વેળા તો રાજાસાહેબે કંઈ વચન ન આપ્યું. પણ થોડા અરસા બાદ તેમના જન્મદિને મારા ઘરફાડુ મિત્રને છૂટી બક્ષવામાં આવી.

છૂટી મળતાં જ પીટર્સને 'મને 'કાગળ લખ્યો કે ડુરોના ટાપુ પરના તમારા નિવાસ પર એક અઠવાડિયું હું મોડો પહોંચીશ કારણ કે સ્વેન્ડબર્ગમાં મારે થોડી કામગીરી છે તે પતાવવાની છે.

અને બરોબર આઠમે દિવસે જ એક મોટર મારા નિવાસસ્થળ સામે આવી ઊભી. એક પાતળો થોડો વાંકો વળી ગયેલો સદ્‌ગૃહસ્થના પોશાકમાં સજ્જ થયેલો આદમી તેમાંથી ઊતરી ધીર ગંભીર પગલે અમારી તરફ આવી રહ્યો. તેને આવતો જોઇ મારી માતા તો તેને ડાકુ માની ચકર્યા જ નહિ અને કહ્યુંઃ 'આવો તે ડાકુ હોય ખરો ? આ તો કોઈ પ્રોફેસર હોય તેવો લાગે છે.'

ભોજન બાદ મારા અતિથિને મારા વિશાળ બગીચામાના એક તરફના બંગલામાં લઈ ગઈ. તે એક નાની પણ પૂરતા હવા–ઉજાસવાળી સુંદર જગ્યા હતી. ચારે કોર એક નજર ફેરવી તે પ્રસન્ન થતો બોલ્યોઃ 'આ તો ખરેખર ઘર જેવું છે.' અને તેણે ધીરે ધીરે ખૂબ સ્વસ્થતાપૂર્વક પોતાનો સામાન છોડવા માંડ્યો અને ખૂબ જ વ્યવસ્થિતપણે ગોઠવવા લાગ્યો. એના સામાનમાં કેટલીક પેટીઓ મગરના ચામડાથી સુંદર રીતે મઢેલી હતી. અને આ ઉપરાંત બીજી થોડી પેટીઓ પણ આવશે એમ પણ તેણે કહ્યું. અને ખરેખર તે પેટીઓ લોખંડની પટીઓથી સફાઈપૂર્વક પેક કરેલી આવી ત્યારે તેમાંથી એશિયાની શેતરંજીઓ, સુંદર પાત્રો ને એવાં જ પુરાણાં પુસ્તકો નીકળી પડ્યાં. હું સ્તબ્ધ થઈ જોઈ રહી.

એકવાર મને થયું કે તેના ઓરડાની બત્તીમાં ગ્યાસતેલ પૂરતું નથી એટલે હું એક ભરેલો શીશો લઈ તેને ઓરડે પહોંચી. ઓરડો અંદરથી બંધ હતો. તેણે મને થોડી વાર રાહ જોવા કહ્યું. અંદર સામાન અને ફર્નીચરની હેરફેરના અવાજ થતા હતા. થોડી વારે બારણું ઊઘડ્યું. મને વિનયપૂર્વક અંદર દાખલ કરતા ગુડ નાઇટ બોલ્યો. મેં એટલા જ વિનયથી જવાબ વાળતાં ફરતી એક નજર દોડાવી લીધી ઓરડાના દેદાર ફરી ગયા હતા અને એ એક કળાની સજાવટનો નમૂનેદાર ઓરડો બની ગયો હતો.

તેણે મને ખૂબ નિખાલસતાપૂર્વક કહ્યુંઃ 'તમે સામાનને ઠાંસ્યો હતો. ગોઠવણી કરવી એ એક કળા છે જે બહુ જ ઓછા જાણે છે.'

'તમે આ ક્યાંથી મેળવ્યું ?' મેં પૂછ્યું.

'તમે સાવ ભલાં છો ! જેલમાં જઈ આવેલા માણસને તમે ઓળખતાં નથી. અહીં આવતાં પહેલાં એક અઠવાડિયું સ્વેન્ડબર્ગમાં રોકાવાનું કારણ જ એ હતું. મારા માલનો વીમો હતો. ત્યાં જઈ હાથ ફેર્યો. આમાંનાં પુસ્તકોની બધી પ્રથમ આવૃત્તિઓ છે. એ કોઈ ઉઠાવી જાય એની મને બીક હતી.'

એચ. પી.ને લોકોમાં ભળી જતાં પણ આવડતું. અને થોડા વખતમાં તો તેને એ ટાપુ ઉપર બધે આમંત્રણ પણ મળવા માંડ્યાં. રવિવારે પાદરી બાવા તેને કોફી પીવા બોલાવતા અને કેટલાંક બાળકોની ધર્મવિધિમાં તે ધર્મપિતા બનતો. જલસામાં તો એને ગામલોક ઉપાડી જ ગયા હોય. ત્યાં તે પોતાની ધાડોનાં વર્ણન કરતો. માથાની પિન વડે તાળાં કેમ ઉઘાડી નાખવાં તેના પ્રયોગ બતાવતો. માથું પેસે એટલી જગ્યામાંથી શરીરને–કપડાંને વળ ચડાવી જેમ વીંટીમાંથી પસાર કરવાની વાત છે તેવી જ રીતે–આમળીને આખું શરીર કેમ પસાર કરી દેતો તેનું આબેહૂબ વર્ણન સ્તબ્ધ બનીને બધાં સાંભળી રહેતાં.

અઠવાડિયાના બીજા દિવસોમાં એચ. પી. તેના ઓરડામાં ભરાઈ રહી આત્મચરિત લખવા બેસી જતો. પણ તેનું લખાણ એવું તો આડંબરી અને ચબ્બડભંડોળ પણ થોડો એટલે વાંચતાં કંટાળો આવતો. મેં તેને તેના એ કામમાં સહાય કરવા કહ્યું. તેણે જવાબમાં ખૂબ જ વિનયસહ પણ દૃઢતાપૂર્વક કહ્યુંઃ 'મારાં માયાળુ બહેન, તમે તમારી સુંદર ઢબે લખો તેમાં મારાથી વચ્ચે કંઈ બોલાય નહિ. એટલે મને મારી રીતે જ લખવા દો.'

તેના કામમાં પણ કંઈ કહેવાપણું નહિ. બહુ સ્વચ્છ અને કાળજીવાળું સાથે એટલું જ ધીમું. જેલમાં સ્વેચ્છાએ મજૂરી કરવાથી તેનામાં આવી ધીરતા આવી હતી.

કેટલાક મહિના બાદ એચ. પી.ની લાંબા સમયની મુરાદ પાર પડી. કોપનહેગનમાં તેણે જૂની અપ્રાપ્ય ચોપડીઓની દુકાન ખોલી. આમાં તેને પૂરતી કમાણી થતી નહોતી પણ તેના જીવનમાં રસ લેનારા વકીલો, પોલીસ અમલદારો અને ન્યાયાધીશો તથા બીજા કેટલાકોએ મળીને તેના માટે ફાળો કરી આપ્યો.

તેના ઘરાકો પ્રત્યેનું તેનું વર્તન બહુ વિવેકભર્યું હતું. પણ સાથે સાથે લોકોને સુધારવા તેમને બોધ આપ્યા વિના રહી શકતો નહિ. કોઈ ઘરાક ચાલુ હળવું નવલકથાનું પુસ્તક માગે તો એવા નમાલા વાચન પાછળ જીવનનો સમય ન બગાડવા માટે ઉપદેશ આપતો. ડિટેક્ટીવ વાર્તાઓનાં પુસ્તકો તો તે દુકાનમાં રાખતો જ નહિ. 'લોકોને ખૂની, ડાકુ કે વહેમી બનાવનાર પુસ્તકો વેચવા મારું મન સાફ ના પાડે છે' એમ તે કહેતો.

એક દિવસે કોપનહેગનના વકીલની પેઢીમાં નોકરી કરતી એક બાઈ સાથે તેને મહોબ્બત થઈ. તેના આગલા જીવનનો તે પ્રણય-સંબંધમાં છાંયો પણ આવ્યો નહિ અને તે સુપ્રસિદ્ધ વકીલના ઘરમાં તેમના ઘણા મિત્રોના વચ્ચે સમારંભથી તેનું લગ્ન થઈ ગયું. અને તેનું લગ્નજીવન સુખી નીવડ્યું.

જેલમાંથી જે દિવસે તેને માફી મળી હતી તે દિવસની યાદગીરીમાં એક ભેટ અને એક પત્ર તે કાયમ મને મોકલતો.

ઉનાળામાં તે તેની પત્નીને લઈને ઘણી વાર અમારા ટાપુ પર આવી પેલા નાના બંગલામાં રહેતો. મને જણાયું કે એચ. પી. હવે એક ઉદ્યોગી દુકાનદાર થયો છે. સાથે સાથે ડાહ્યો ઘરધણી-શાંત અને વિનયી ગૃહસ્થ પણ બન્યો છે. અમારો નિવૃત્ત બનેલો ઘરફાડુ ખરેખર પરિવર્તન પામ્યો હતો.

*

અને પછી તો જર્મનોએ ડેનમાર્કને પંજામાં લીધું. જર્મનોને એચ. પી. વિષે ખૂબ જાણ હતી અને તેમના કામમાં આવે તેવા લોકોની નામાવલિમાં તેનું નામ પણ હતું. અને તેને જર્મનોએ હાથ કર્યો. અને પછી તો જ્યાં ત્યાં જર્મનો વચ્ચે તે નજરે પડતો એટલે સુધી કે જર્મન ઑફિસરો સાથે ખાતોપીતો, દારૂ પીતો, બેસતો-ઊઠતો. સરસ સિલાઈવાળો જર્મન યુનિફોર્મ-લશ્કરી ડ્રેસ-તે પહેરતો અને દીમાગથી નીકળતો.

તેના અગાઉના મિત્રોને તેના પર અણગમો થયો. એ બધા જર્મનો સામે ભૂગર્ભ-પ્રવૃત્તિમાં ગોઠવાઈ પડ્યા હતા. ઇંગ્લાંડ સાથે સાંકળ રાખી સૂચના-સામાન મેળવી જર્મનોની યુદ્ધપ્રવૃત્તિને નુકસાન પહોંચાડવાની તૈયારી કરી રહ્યા હતા.

રીફશેલીઓ (Refshalio)ના ટાપુ પર એરોપ્લેન ફેક્ટરી જર્મનોએ હાથ કરી ચાલુ રાખી. ભૂગર્ભ કાર્યકરોએ તે ઉડાવી દેવાનો નિશ્ચય કર્યો. સેંકડો માણસો તે યોજનામાં જોડાયા. કેટલાક મજૂર બની બેસી ગયા, કેટલાકે મોટરના અકસ્માતો કરવાનું લીધું, કેટલાકે આગોના ભૂમાટા કરવાનું નક્કી કર્યું જેથી ઠરાવેલ રાત્રિએ કોપનહેગનની જર્મન પોલીસ બીજે દોરવાઈ જાય.

અંધારપક્ષની એક મધરાત નક્કી કરવામાં આવી. ફેક્ટરીનું રક્ષણ કરનારા જર્મન સંત્રીઓની સંભાળ લેવાનું કેટલાકે માથે લીધું. ડાઇનેમાઈટ ચોરી લીધો ને બરાબર ગોઠવાઈ ગયો. વખત નજીક આવતો ગયો.

બધું બરોબર થયું લાગ્યું. ત્યાં યોજના પડી ભાંગતી લાગી. ઘણો વિચાર કરી જોયો પણ ફેક્ટરીના તોતિંગ લોખંડી દરવાજાનાં તાળાં ખોલવાનો ઇલાજ જડ્યો નહિ.

એ જ દિવસે રહ્યા ત્યાં એક ભૂગર્ભ-નાયકને એક ચિઠ્ઠી મળી. આવી ચિઠ્ઠીઓ પહેલાં આવતી તેમાં ઘણી વાર જર્મનોની યોજનાઓ ખુલ્લી થતી પણ તેના લખનારને કોઈ જાણી શક્યું નહોતું. પણ આ ચિઠ્ઠીમાં લખનારે સહી કરી હતી. 'આજથી બે દિવસ પછી હું ફેક્ટરીના દરવાજે હાજર રહીશ. હું જર્મન પોશાકમાં હઈશ. હું તાળાં ખોલી આપીશ.' નીચે એચ. પી.ની સહી હતી.

આ માણસ પર ભરોસો રાખી શકાય? પણ હિંમત ભરી નિરાશાથી તેમણે તક લેવાનો નિશ્ચય કરી નાખ્યો.

ઠરાવેલ સમયે તે જર્મન યુનિફોર્મમાં ત્યાં આવી પહોંચ્યો. નજીક ફરતા જર્મન સંત્રીઓને બહુ ખૂબીથી મૂગા માર્યા. ડાઇનેમાઈટ લગાડનારા થોડી વાર આઝાદ બની દરવાજા આગળ ભેગા થયા.

'હું મારું વચન પાળવા અહીં હાજર છું.' એચ. પી.એ કહ્યું. 'તમારી પાસે એક વચન માગી લઉં છું. મને કંઈ થાય તો મારી બદનામી દૂર કરજો મારી પત્ની...' તે આગળ બોલી શક્યો નહિ. વાંકા વળી તાળા પર તેણે કંઈ કરવા માંડ્યું. ત્રણ મિનિટમાં દરવાજો ખુલ્લો થયો. અને તે ધારત તો સલામત નાસી જઈ શકત પણ તેણે કહ્યું: 'એક જામગરી હું જાતે જ મૂકવાનો છું.'

બધી જામગરી ગોઠવાઈ ગઈ ઇશારો થતાં તો સૌ ઝડપથી આઘા ખસી ગયા. બધા રાહ જોઈ રહ્યા અને જામગરી મૂકનારાઓ એક પછી એક મકાનની બહાર દોડી આવ્યા. સલામત અંતરેથી એક મહાપ્રચંડ ધડાકો થયો. પૃથ્વી ફાટવા લાગી અને આકાશ ભરી દેતો ચમકારો થયો. ફેક્ટરીનું નામનિશાન રહ્યું નહોતું. માત્ર વળ ખાઈ ગયેલાં યંત્રો અને ઈંટ-પથરાનો ઢગ.

હેન્સ પીટર્સને જે ઝડપથી તાળું ખોલ્યું એથી ઊલટી જ ધીરજથી તેણે જામગરી સળગાવી બહાર ભાગી આવનારાઓમાં તે જ બાકી રહી ગયો હશે એનો અંત બહુ ભવ્ય પ્રકારે આવ્યો.

મને લાગે છે કે એચ. પી.એ પોતે જ એ અંત પસંદ કરી લીધો હશે. કોણ કહી શકે! કદાચ એમ જ હશે

●

## પીવણુ સાપ

સંપાદક : ધીરસિંહજી વહેરાભાઈ ગોહિલ

એ કેરાડું જોઈ રહીને હાથિયો ગામની અંદર આવી એક રાજપૂતને ઘેર રાતવાસો રહ્યો. ભાઈ આખી રાત નિદ્રા લેવા પામ્યો નહિ કારણકે ત્યાંના લોકોએ નીચે પ્રમાણે વાત કરીને ચોક્કસ રહેવા કહેલું:

એ કેરાડું આસપાસ દસવીસ કોસ સુધીના પ્રદેશને ધળગો મુલક કહે છે. એ આખા દેશમાં પીવણુ સાપ નામે એક મહા ઝેરી સાપ થાય છે. તે માણુસને ડસતો નથી. પણ બીજી ઘણી જ ભયંકર રીતે માણુસનો પ્રાણ લે છે. અને તે જાગતા માણુસ પાસે બિલકુલ જતો નથી.

માણુસ જ્યારે સૂઈ જાય અને ભર નિદ્રામાં આવે ત્યારે તે પીવણુ સાપ સૂતેલા માણુસના ઓશીકા તરફ આવે છે અને તેના માથા પાસે ગોઠવાઈ, ફેણુ ચઢાવીને તૈયાર થઈ સૂતેલા માણુસનાં (શ્વાસ લેવાના) નસકોરાં તરફ પોતાનું મુખ-ફેણુ ઠેરવી માણુસના શ્વાસને પીવા લાગે છે. સૂતેલ માણુસ જ્યારે શ્વાસ બહાર કાઢે છે ત્યારે સાપ પોતાનો શ્વાસ અંદર ખેંચીને માણુસનો છોડેલો શ્વાસ પોતાના મોંમાં ઉતારે છે. અને માણુસ જ્યારે શ્વાસ અંદર લે છે ત્યારે સાપ પોતાનો શ્વાસ તેના તરફ છૂટો મૂકે છે. એ રીતે માણુસના નાક વાટે માણુસના મગજ સુધી સર્પનો શ્વાસ જેમ જેમ પહોંચે છે તેમ તેમ એ સૂતેલ માણુસને સારી પેઠે નીશો (ઘારણુ) ભરાઈને [illegible] વધે છે. એમ થતાં કેટલીક વારે શ્વાસ પી પીને [illegible] થાય છે ત્યારે પોતાના નસકોરામાંથી શ્લેષ્મની માફક પાણીનાં એક-બે ફોરાં પેલા માણુસના નાકમાં પડે છે. આ ફોરાં જેવાં સાપના નસકોરામાંથી ટપકીને પડે છે કે તુરત જ સાપ પોતાની ફેણુ માણુસના કપાળ ઉપર પછાડીને તૃપ્તિ અનુભવી જે જગાએથી આવ્યો હોય છે તે તરફ તામસતો જતો રહે છે. ને સાપની ફેણુના પછાડના માર્યો સૂતેલો માણુસ બેબાકળો જાગી ઊઠી કહે છે કે મને ભરનિંદરમાં આવી લપાટ કોણે મારી! મારી ઊંઘ બગાડી! આમ બોલતાં સુધીમાં તો સાપનાં નસકોરામાંથી ટપકેલાં ફોરાં તેના ગળા સુધી પહોંચે છે

એટલે માણુસના ગળાના હાડકાની પાછળ તીવ્ર દાહ થવા લાગે છે. માણુસ ગભરાવા લાગે છે. તીવ્ર દાહના પરિણામે પીવા માટે પાણી માગે તેટલી વારમાં તો ગળાના અંદરના ભાગમાં મોટો જળેળો ઊપસી આવે છે ને તે તુરત જ ફૂટી પણ જાય છે જેવો એ ફૂટ્યો કે તુરત જ બીજો જળેળો ઊપડે અને તે ફૂટી ત્રીજો, ચોથો એમ એક પછી એક ચારપાંચ જળેળા ઊપડે છે ને ફૂટે છે. આમ બે-ત્રણ કલાક પસાર થાય છે અને માણુસ મરણ પામે છે.

આમ એ પીવણુ સર્પનું ઝેર છે એ કારણુ જાણી તુરત જ ઉપાય કરવામાં કોઈ સારો ડૉક્ટર મળી જાય અને સર્પના ઝેરવાળો ગળાની અંદરનો ભાગ તુરત જ કાપી દૂર કરવામાં આવે તો બચી જાય એમ કાં છે પણ તેવું બનતું નથી. અને આ પીવણુ સાપના આ પ્રકારના ઝેર-સિંચનથી દર વરસે બે-ત્રણ માણુસો આ ગામમાં કાળને શરણે થાય છે.

# ૧૨

પરિચય: આજથી લગભગ ૧૩૨ વરસ પહેલાં સ્વીટ્ઝર્લૅન્ડના બર્ન નામના ગામમાં, જોન ડેવીડ વ્હીઝ નામના એક માણસે આ ‘Swiss family Robinson’ નામનું લખાણ લખ્યું હતું. પોતાનું આ લખાણ છપાવવાની તેની ગણતરી ન હતી. પોતાનાં ચાર બાળકોની આગળ વિજ્ઞાનની ઘણી હકીકતો વાર્તારૂપે રજૂ કરવાનો એમાં પ્રયાસ થયો છે એનો આગલાં વર્ષોનો જૂનો પ્રયાસ, આજે જે વખતે વિજ્ઞાનયુગ પૂર બહારમાં વિકસી ચૂક્યો છે ત્યારે જરા મોટાં બાળકો અને કિશોરો આગળ આ વાર્તા ઘણું રસિક વાચન પૂરું પાડશે એમ માનવું વધારેપડતું નથી લાગતું.

આ વાર્તા, વાર્તાલેખકના દીકરા જોન રૂડોલ્ફ વ્હીઝ કે ,જેઓ એક જાણીતા પ્રોફેસર હતા, તેની મહત્ત્વાકાંક્ષાને પરિણામે જ બહાર આવવા પામી છે.

સૌથી પહેલી એની જર્મન આવૃત્તિ ઝુરીચમાં ઈ. સ. ૧૮૧૩માં બહાર પડેલી. એમાં વાર્તાનાં પાત્રો દસથી બાર વરસ પ્રશાંત સાગરના ટાપુમાં રહે છે, અને પછી યુરોપથી એક વહાણ આવી ચડતાં તે બધાંયે પોતાની માતૃભૂમિમાં પહોંચી જાય છે એવી વસ્તુગૂંથણી છે.

વાર્તાનો લેખક પોતાના બાપનો એકનો એક દીકરો હતો. પોતાની કેળવણી પૂરી કરી પોતે ઈ. સ. ૧૭૮૬માં લશ્કરમાં પાદરી તરીકે જોડાયો હતો ત્યાં એને ફ્રેંચ અને જર્મન ભાષામાં ઉપદેશ આપવો પડતો. એની ટુકડી એ વખતે સારડીનીઆમાં હતી. અને એટલે જ એણે ત્યાં ઈટાલીઅન ભાષા તો શીખી લીધી હતી. ઉપરાંત વિજ્ઞાનનું ઘણું સાહિત્ય તથા દરિયાઈ સફરો, લશ્કરનું વિજ્ઞાન, જુદા જુદા વેપારો, ખેતીવાડી વગેરે જીવનનાં અનેકવિધ પાસાંઓનો અભ્યાસ પણ કર્યો હતો. એ બધાંનો જ ઉપયોગ આ વાર્તાને સળંગ-સૂત્ર કરવામાં તથા તેને વૈજ્ઞાનિક રીતે રસિક કરવામાં થયો છે.

## [૧] વહાણ ભાંગ્યું

જોતાં જ શ્વાસ થંભી જાય એવા પર્વત જેવડાં મોજાં ઉપર અમારું વહાણ હાલકડોલક થઈ રહ્યું હતું. લાગલાગટ ૭ દિવસ સુધી આ સ્થિતિમાં અમે પસાર કર્યા હતા. આજે સાતમે દિવસે ય તે તોફાનનું જોર વધતું જ ચાલ્યું હતું. ખલાસીઓ કે મુસાફરો કોઈને ય હવે બચવાની જરીલે આશા રહી ન હતી. વહાણને બચાવવાના બધા જ પ્રયાસો એળે ગયા હતા. સઢ ચિરાઈ ગયા હતા. સઢનાં લાકડાંઓ તૂટી પડ્યાં હતાં. વહાણની એના બંકમાં વહાણમાં કાણું પડતાં પાણી ભરાવા લાગ્યું હતું. આવી સ્થિતિમાં કુદરત બચાવે તો જ બચાય તેવું રહ્યું હતું.

મારાં બાળકો અમારી નાની એવી કેબીનમાં તેની માને વળગી પડ્યાં હતાં. શું બને છે કે બનશે તેના વિચારમાં એ બાવરાં બન્યાં હતાં. મારી પત્ની પણ બિચારી આંખમાં આવતાં આંસુઓ લૂછતી હતી. મારી મૂંઝવણ કંઈ ઓછી ન હતી. અને છતાં હું તો સૌનો વડો હતો. હું મારી ધીરજ ખોઈ બેસું તો અમારો આરો ન હતો.

એવામાં એકાએક એક મોટો કડાકો સંભળાયો. મને થયું કે જરૂર વહાણનાં ભૂકા બોલી ગયા. હવે બચવાની કોઈ આશા નહિ રહે. ચારે તરફ રડારોળ અને કિકિયારણ મચી ગઈ. કપ્તાન તરફથી જાહેરાત થઈ: ‘હવે બચવાની કોઈજ આશા નથી. હોડીઓ નીચે ઉતારો.’ આ શબ્દો મેં ય સાંભળ્યા. મારા હૈયામાં એ તીરની જેમ ભોંકાયા. હું ભાગ્યો. તૂતક ઉપર પાણીની છોળો ઊછળી ઊછળીને અફળાતી હતી. મોજાં ઉપર મોજાં અફળાઈને પાછાં જતાં હતાં. એક મોજાના ઝપાટે હું લબોલસ થઈ પડ્યો. સાવચેતીથી તૂતકનું એક લાકડું પકડીને હું ઊભો થયો. અત્યારે તો મારી બધી જ તાકાત એકઠી કરી, જીવવાનો કંઈ કે ય માર્ગ હોય તો શોધવાનો હતો.

જરા સ્થિર બની મેં નજર દોડાવી. વહાણ પરનાં બધા જ માણસો હોડીઓ ઉતારી ઉતારીને ભાગવા લાગ્યા હતા. એમને જોઈને હું ચીસો ઉપર ચીસો નાખવા લાગ્યો. મને ને મારાં બાળકોને બચાવી લેવાની કેટલીય આજીજીઓ અફળ ગઈ. સૌ સૌના જાન બચાવવાની તેવડમાં હતાં. એ ડૂબવતા સમુદ્રમાં મૃત્યુના મોંમાં જ ગયા પછી કોણ કોની આશા કરે એવું હતું!

થોડી ક્ષણો તો હું નિરાશ બની ગાંડા જેમ ઊભો રહી ગયો. પણ તરત જ પાછાં મારાં બાળકો યાદ આવતાં હું જાગ્રત બન્યો. કેમે ય કરી બચાય તો બચવાનો ઈલાજ હું શોધવા માંડ્યો.

અમારું વહાણ ખડકની એક મોટી તરાડમાં આવી ભટકાયું હતું. એનો આગલો અર્ધો ભાગ એમાં

ભરાઈ ગયો હતો. પાછલો ભાગ ઊંચો થઈ ગયો હતો. મને લાગ્યું કે આ ને આ સ્થિતિમાં તોફાન શમી જાય તો તો જરૂર કંઈક બની શકે. વહાણને પાણીથી આગળ ફેંકાઈ જવાનો તો હવે ભય રહ્યો ન હતો.

ઉપર ઊભા ઊભા વળી પાછી મેં આસપાસ દૂર નજર દોડાવી મારી ગણતરી મુજબ દક્ષિણ દિશામાં મને કાંઠો દેખાયો. બસ. મારા મને એ જગ્યા ઉપર બધો મદાર બાંધી દીધો. હેમખેમ જો આ તોફાન શમે તો ત્યાં પહોંચવું એવો મનથી સંકલ્પ કર્યો. છતાં એને પાર પાડવામાં હવે કુદરત સિવાય બીજું કોઈ જ આ વહાણ ઉપર રહ્યું ન હતું.

હું મારી પત્ની તથા બાળકો પાસે પહોંચ્યો. તેઓ મને બાઝી પડ્યાં. મેં એમને હિંમત આપતાં કહ્યું: 'હજી સાવ નિરાશ થવા જેવું નથી. આપણું વહાણ એક ખડકની મોટી તરાડમાં ભરાઈ પડ્યું છે. આગળથી એ નીચું થઈ જઈ એમાં ફસાયું છે. પાછલો ભાગ ઊંચો છે. આ ને આ સ્થિતિમાં જો હવા પડી જાય ને તોફાન શમે તો જરૂર આપણે સામે દેખાતે કાંઠે પહોંચી જઈ શકીશું.'

બાળકોના આનંદનો પાર ન રહ્યો. નિરાશામાંથી આશાનું કિરણ પ્રગટ્યું હાલકડોલક થતું વહાણ હવે સ્થિર બન્યું હતું. એક બાજુથી બીજી બાજુ ને બીજી બાજુથી આ બાજુ ઊછળી પડતાં સૌ હવે સ્થિરતાથી બેસી-ઊઠી શકતાં હતાં. આમ છતાં મારા અંતરમાં તો ગભરાટ પૂરો હતો જ. કેમ કરીને પાર જવાશે એની ગડમથલ મારા મનમાં ચાલુ જ હતી.

સાંજ પડવા આવી હતી. મારાં બાળકો ભૂખ્યાં હતાં. મારી પત્નીએ હિંમતપૂર્વક વહાણના રખવાળની કેબીનમાં જઈને જે મળ્યું તે ખાવાનું આપ્યું. સૌને એકઠાં કર્યાં. કુદરતની આફતમાંથી બચવા માટે શરીર સાબૂત રાખ્યા સિવાય છૂટકો ન હતો. સૌએ જે ભાવે તે ખાઈ લીધું. ખાઈને મારાં નાનાં બાળકો સૂઈ ગયાં. સૌથી મોટો ફ્રિલીપ અમારી સાથે જાગતો બેઠો.

હજુ ય તે તોફાન સાવ શમ્યું ન હતું સાગરનો ઘુઘવાટ ને હવાના સુસવાટા જેવા ને તેવા જ અમારા હૈયાને હચમચાવતા હતા. માત્ર વહાણ સ્થિર બન્યું હતું. એમ છતાં ય વહાણના નીચલા ભાગમાં મોજાં અથડાઈ અથડાઈને મોટા કડાકાભડાકા સાથે વહાણના નીચેના ભાગના પાટિયાંના કુરચા ઉડાડી દેતાં હતાં. એમ થતાં કેટલી ય વાર આખું વહાણ ધ્રૂજી ઊઠતું.

મારો મોટો દીકરો થાક્યો હતો, અને છતાં એની ચિંતા ઓછી થતી ન હતી. કદાચને આવી જ પરિસ્થિતિમાં વહાણ તૂટીફૂટી જાય તો તે પોતે અને હું તો તરીને ય તે સામે દેખાતા કાંઠે પહોંચીએ એમ તેને લાગતું હતું. એવી સ્થિતિમાં પોતાના નાનાભાઈઓ અને માનું શું થાય! એ વિચાર એને મૂંઝવતો હતો. અને એટલે જ 'વહાણમાં ક્યાં ય તરવાના પટ્ટા હશે!' એમ એણે મને પૂછ્યું. 'કદાચ ને હોય. ચાલો આપણે તપાસ કરીએ.' મેં જવાબ વાળ્યો. અમે જઈને બધે જોયું પણ કોઈ પત્તો ન લાગ્યો.

તો પછી કરવું શું? મને એક વિચાર આવ્યો. વહાણના રખેવાળની કેબીન પાસે જ ખાલી ડબ્બાઓ અમને જડી આવ્યા. એ બે બે ડબ્બાઓને અમે વચ્ચેથી રૂમાલો વડે બાંધવાનું નક્કી કર્યું. મુશ્કેલી ઊભી થાય તો એ ડબ્બાની મદદથી મારા નાના દીકરાઓ તથા મારી પત્નીને મદદ મળી રહેશે એવી ખાતરી થઈ. એ બધાં સાધનો તૈયાર કરીને અમે પાછા અમારે સ્થાને આવ્યા. મારો મોટો દીકરો આટલી ખાતરી કરીને પછી સૂઈ ગયો. અમે બે જણાં માત્ર આખી રાત શું બનશે ને શું બને છે તે જોતાં બેઠાં. જીવન-મરણ વચ્ચે ઝોલાં ખાતાં, કુદરત જો મદદે આવે તો બચવાની એકમાત્ર આશાએ ધીરજ ધરી બેઠાં હતાં.

અને અમારાં સૌનાં સદ્ભાગ્યે પાછલી રાતે તોફાન શમવા લાગ્યું. સવારના ભાગમાં તો પાણી શાંત બન્યું. હવા પડી ગઈ. અમે જોયું તો અમે સૌ સલામત હતાં. આકાશ ચોખ્ખું બન્યું હતું. પૂર્વ દિશામાં સૂર્ય ઊગતો હતો. સારા ઉઘાડવાળા દિનની એ ખાતરી આપતો હતો.

ખૂબ જ આનંદભર્યા હૃદયે મેં મારાં બાળકોને ઉઠાડ્યાં. એમના આનંદનો પાર ન હતો. સૌને ઉઠાડીને તુરંત જ હું તૂતક ઉપર લઈ ગયો. અમારા સિવાય આખા વહાણ ઉપર બીજું એક ય માનવી રહ્યું નહોતું એની અમને પૂરી ખાતરી થઈ.

'ત્યારે હવે આપણે કરીશું શું? કાંઠે કઈ રીતે પહોંચશું?' ફ્રિલીપે સવાલ કર્યો.

'મને લાગે છે કે આપણે વહાણમાંથી મળતી વસ્તુઓ એકઠી કરીને એક તરાપો બનાવીએ. આપણે સૌ એને માટે વહાણના જુદા જુદા ભાગમાં શોધ ચલાવીએ.' મેં જણાવ્યું અને મારો જવાબ સાંભળતાં વાર જ સૌ જુદા જુદા ભાગમાં શોધ કરવા ઊપડ્યા. હું જે જગ્યાએ ખાવાપીવાની ચીજોનો કોઠાર હતો ત્યાં ઊપડ્યો. મેં જોયું કે જરૂરજોગું પાણી અને ખાવાનું ત્યાં હતું જ. મારી પત્ની અને નાનો દીકરો જ્યાં જનાવરો હતાં ત્યાં પહોંચ્યાં. ફ્રિલીપ જે જગ્યાએ બધાં હથિયારો હતાં ત્યાં ગયો અને અર્નેસ્ટ વહાણના મિસ્રીના કારખાનામાં પહોંચ્યો. જેક જઈને કપ્તાનની કૅબીનનો દરવાજો ઊઘાડ્યો. દરવાજો ઉઘડતાંની સાથે અંદરથી બે મોટા કૂતરા કૂદ્યા. આનંદના જોસમાં એ બન્ને જેકને વળગી પડવા માંડ્યા આગલા પગ ઊંચા કરી કરીને એ એને ભેટતા. જેક ગભરાયો. એને લાગ્યું કે આ કૂતરાઓ તો ફાડી ખાશે. ગભરાટમાં એ નીચે પડી ગયો છતાં જ્યારે કૂતરાઓએ એને કશી જ ઈજા કરી નહિ ત્યારે એને હિંમત આવી. એ સમજી ગયો કે કૂતરા કરડે એવા નથી. પછી ભાઈસાહેબ ઊઠ્યા ને એક કૂતરાનો કાન પકડ્યો. કાન પકડીને ઉપર સવારી કરી અને એ જ રીતે એ મહેરબાન મારી પાસે આવ્યા!

એક પછી એક સૌ પાછાં અમારી કૅબીનમાં આવ્યાં. જેને જે વસ્તુઓ ઉપયોગી લાગી તે લાવ્યાં હતાં. ફ્રિલીપ બે પિસ્તોલ, દારૂ, તથા પિસ્તોલની ગોળીઓ લાવ્યો હતો. અર્નેસ્ટ એક હૅટ ભરીને ખીલીઓ અને હથોડી લાવ્યો હતો. એ ઉપરાંત એના ખીસામાંથી એક પકડ અને નાનકડી કુહાડી પણ મળી આવી. નાનકડા ફ્રેન્ક પાસે માછલાં મારવાના હૂકનું એક પડીકું તથા દોરી હતાં.

મારી પત્નીએ અમને સમાચાર આપ્યા કે વહાણ ઉપર થોડાં જનાવર પણ હતાં. એમાં એક ગાય, ગધેડું, બે બકરાં, છ ઘેટાં, એક ઘેટો અને એક ભૂંડ એટલાં જીવતાં હતાં. એમને તેમણે જઈને ઘાસ ને પાણી આપ્યાં હતાં. 'એટલાં જનાવરને ઘાસ વગેરે આપ્યું તે તો સારું કર્યું. પરંતુ આપણા નાના જેકભાઈ જે બે મોટા કાબિયા કૂતરા લઈ આવ્યા છે તે તો ભારે પડી જાય તેવા છે. એમને તે કેટલું બધું ખાવા જોઈશે! એ ક્યાંથી આપશું!' મેં મૂંઝવણ રજૂ કરી.

'તમારી એ વાત સાચી છે, બાપુ. પણ આપણે કાંઠે જઈશું ત્યારે એ આપણને શિકાર કરવામાં ખૂબ મદદગાર થશે.' જેકે જવાબ વાળ્યો.

અને ખરેખર એનું કહેવું જરા ય ખોટું તો ન હતું. પરંતુ અમારો સવાલ હવે કાંઠે પહોંચવું કઈ રીતે એ હતો.

'ટબમાં તરતાં તરતાં આપણે ત્યાં ન પહોંચી શકીએ?' જેકે કહ્યું. 'ઘેર તો હું એમાં તરું છું.'

ખરેખર એનો વિચાર સરસ જ હતો. અમે સૌ વળી પાછા ઉતાવળે ઉતાવળે ખીલીઓ, હથોડી, કરવત, શારડી એવાં હથિયારો લઈને વહાણના ભંડકમાં પહોંચ્યા. ત્યાં જઈને જોયું તો એમાં પાણી ભરાઈ ગયું હતું. પાણીમાં સરસ મજાનાં મજબૂત પીપ તરતાં હતાં. એમાંથી ચાર પીપ અમે બહાર ખેંચી કાઢ્યાં. એ મજબૂત લાકડાનાં હતાં અને ફરતી લોખંડની ચીપો જડેલી હતી. એ પાણીમાં તરતાં હતાં, છતાં અંદર જરા ય પાણી ભરાયું ન હતું.

મારે મારા કામને માટે જોઈએ તેવાં જ એ હતાં. તુરત જ વચ્ચેથી કરવતથી વેરીને એ દરેકના બે ભાગ બનાવ્યા. કુલ ચાર પીપમાંથી મેં આઠ અડધિયાં ટબ બનાવ્યાં. એ આઠેયને હળતા તૂતક ઉપર એક હારમાં ગોઠવ્યાં. એટલું કરીને પછી એક લાંબું લાકડું શોધી કાઢ્યું. એ લાંબા લાકડા ઉપર એ આઠેયને ગોઠવ્યાં. એ ગોઠવણ પૂરી થઈ એટલે પછી એ ટબની હારની બાજુમાં બન્ને બાજુએ બીજાં બે પાટિયાં લાવી ખીલીઓથી જડી દીધાં. આટલું કર્યું એટલે એમાંથી એક સાંકડી, લાંબી, નાની આઠ ખાનાની હોડી બની ગઈ. હોડીને સરસ રીતે મજબૂત બનાવવામાં આવી હતી. થોડે દૂર જવા માટે, તથા તોફાન ન હોય ત્યારે દરિયામાં એ કામ આપશે એની મને ખાતરી હતી.

પણ હોડી તૈયાર થઈ ત્યારે એક ગમ્મત થઈ. એનો ભાર એટલો બધો વધી ગયો કે અમે સૌ એકઠાં મળ્યાં તો ય એ જરા ય ખસતી ન હતી! એનો ય તે કંઈક રસ્તો કર્યા સિવાય છૂટકો નહોતો. મેં એક લોખંડનો સળિયો શોધી મંગાવ્યો. સદના બે લાકડાને જોતા બીજા બે ગોળ લાકડાના ટુકડા ય મંગાવ્યા. સૌથી પહેલાં પેલા લોખંડના સળિયાને

હોડીની નીચે ભરાવ્યો અને પછી હોડીને એની મદદથી ઊંચી કરી. તુરત જ નીચે પેલા બે ગોળ લાકડાના ટુકડા થોડે થોડે અંતરે આડા ગોઠવી દીધા. પત્યું! પછી તો થોડો ધક્કો મારીએ તો ય એ હોડી દડતી દડતી આગળ ધસી જાય એવું બન્યું! અને પછી તો અમારે એને સંભાળવી પડી એને પાછળથી એક દોરડું બાંધ્યું. અને એ દોરડાને સઢના એક લાકડા સાથે બાંધી દીધું.

છોકરાઓ તો પછી અંદર બેસવા ઉતાવળા થવા લાગ્યા. પણ એમ ઉતાવળ કર્યે કંઈ ચાલે એવું ન હતું. હોડી આડીઅવળી ઊંધી ન વળી જાય એ માટે શરૂમાં તો અંદર થોડો માલ ભરી એને સમતોલ બનાવવાની હતી. એ માટે મેં આસપાસની જરૂરી ચીજો અંદર ભરી દીધી. અને હજુ આટલું થયા પછી પણ હોડી ચલાવવા માટે હલેસાંની જરૂર હતી. તે પણ અંદરથી લાકડાં લાવી એમાંથી હલેસાં બનાવી પૂરી કરી. હોડીની આગળ અને પાછળ એમ બે સઢનાં લાકડાં બાંધી, એની સાથે એક એક પીપ જડી દઈ હોડીને પૂરતી રીતે સમતોલ બનાવવા તથા તેને ધારી દિશાએ વાળવાનાં સાધન પણ ઊભાં કરી લીધાં. ઉલ્લે ઉલ્લે હોડીને તૂતક ઉપરથી સીધી દરિયામાં વહેતી કરી દેવા માટે, વચ્ચે વહાણના કોઈ ભાગની જે કંઈ આડશ આવતી હતી તે બધી, કુહાડીથી તોડીફોડી નાખી પછી તો બધું પૂરું થતાં મુસાફરી શરૂ કરવાની હતી.

તૈયારીઓ તો પૂરી થઈ, પણ એટલામાં સાંજ થઈ. દરિયામાં રાત્રે હોડીનું આ સાહસ થઈ શકે એવું નહોતું. એટલે રાતવાસો તો ત્યાં જ થયો. છોકરાઓની માએ સૌને સરસ મજાનું ખાવાનું તૈયાર કરી આપ્યું. સૌ થાકેલાં ય હતાં. ખાઈપીને સૌ ઘસઘસાટ ઊંઘી ગયાં. વાતાવરણ જોકે શાંત હતું છતાં અગમચેતી તરીકે પેલાં ડબલાં તો તૈયાર રાખ્યાં જ હતાં. મારી પત્નીને પણ વહાણમાંથી મળી આવેલ એક તરવા માટેનો પોશાક પહેરાવી દીધો હતો. એની જતી ઉંમરે એને આવો પોશાક પહેરવાનું મન ન હતું. પણ કુદરતની આફતમાંથી બચવા આ નાટક ભજવ્યા સિવાય આરો ન હતો.

## [ ૨ ] નિર્જન બેટમાં

**બીજે** દિવસે વહેલી સવારમાં સૌ હરખભેર ઊઠી તૈયાર થઈ ગયાં.

હોડી તો તૈયાર જ હતી. પરંતુ જ્યાં જઈએ ત્યાં વસવાટ કરવા માટે જોઈતી સામગ્રી જો અહીં વહાણમાંથી સાથે ન લઈ લઈએ તો બીજે ક્યાંયથી એ મળે તેવું ન હતું એટલે હજુ બીજું ઘણું એકઠું કરવાનું હતું. સૌથી પહેલાં તો જ્યાં જઈએ ત્યાં આશરો લેવા માટે એકાદ તંબૂ ઊભો કરવો જોઈએ. અને એને માટે સઢનું કાપડ ઉપયોગી હતું એ અમે ટબમાં સારા પ્રમાણમાં લીધું. છોકરાઓ તો બીજું ઘણું લાવ્યા, પરંતુ એમાંથી જરૂરી હથિયારો, ખીલાનાં ખોખાં, હથોડીઓ, કરવત, પકડ, ફરસી, કુહાડી વગેરે લીધાં. રસોઈ માટે સગડી અને માછલાં પકડવા માટેની એક જાળ લીધી. આ ઉપરાંત બંદૂકો, દારૂ, ગોળીઓ વગેરે પણ લેવાનું જરૂરી હતું. વહાણનાં બધા ઉતારુઓ માટેની ભોજન-સામગ્રીમાંથી સૂકું માંસ, સૂપ બનાવવાની ટીકડીઓ તથા બીજી ય ખાદ્ય-સામગ્રી અમે લઈ લીધી હતી.

અમારી ઇચ્છા તો હતી કે અમે બધાં જનાવરોને ય સાથે લઈ જઈએ. પરંતુ અમારી અમીરી હોડી એ બધું ઉપાડી શકે એવી મજબૂત ન હતી! છતાં જ્યારે અમે તૈયારી કરી અમારાં બધાં બાળકોને સામાન સહિત હોડીઓમાં બેસાડી દીધાં અને પછી ઊપડ્યાં ત્યારે કૂકડા-કૂકડીઓએ જોર જોરથી ચિલ્લાહટ શરૂ કરી દીધી! અમને ખાતરી થઈ કે એ બધાં અમારા ચાલ્યા જવાથી દુઃખની ચીસો પાડે છે, અને અમારી મદદ માગી રહ્યાં છે. હજુ થોડાં કૂકડા-કૂકડીઓ લઈ લેવાય તો હરકત ન હતી, એટલે જરા થોભી જઈને અમે બેએક કૂકડા ને દસેક કૂકડીઓ લઈ લીધી. આઠમાંથી એક ટબ ખાલી હતું તેમાં એ બધાંને પૂરી દીધાં ને ઉપર લાકડાના પાટિયાની જાળી જેવું બનાવી દીધું.

આ રીતે થોડાં મરઘા-મરઘીઓ તો આવ્યાં અમારી સાથે, પરંતુ એ સિવાયે ય તે ઘણાં ય જનાવર વહાણ ઉપર હતાં. તે બધાં માટે અમે બને તેટલું ખાવાનું તેમને માટે એકઠું કરી આપ્યાં હતાં. નાનાં-મોટાં બતકાં તથા કબૂતરોને અમે વહાણના ઉપરના

પાંજરામાંથી છૂટાં કર્યાં રાખ્યાં હતાં—છૂટાં હોય તો તેઓ ફાવે ત્યાં ઊડી શકે એ આશયથી જ.

બસ, અને પછી તો અમારી હોડી ઊપડી. જુદા જુદા ટબમાં મારી પત્ની, ફિલીપ, અર્નેસ્ટ, જેક અને હું સામાન ઉપર બેઠાં હતાં. સૌથી નાનો ફ્રેન્ક એની મા પાસે હતો. સૌથી છેલ્લું ટબ મેં સંભાળ્યું હતું. મારા ત્રણે ય મોટા દીકરાઓ પાસે એક એક હલેસું હતું. મારી પાસે પણ એક હતું. એની મદદથી હું હોડી ચલાવતો ય ખરો ને હોડીને યોગ્ય દિશામાં વાળી પણ શકતો હતો.

અમે બધાં જ તાજાં બાવાઓ હતાં. અમારે માટે આ જરા કપરું કામ હતું. છતાં ભરતીનો સમય હતો અને સામેજ કાંઠો અને એને થોડી લીલોતરી જેવું જણાતું હતું એટલે બચી જવાના ઉત્સાહમાં સૌના કાંડામાં જોર આવ્યું હતું.

અમારી હોડી ઊપડી કે તરત અમને વહાણ ઉપરના કૂતરાઓનો રડવાનો અવાજ સંભળાયો. એનું શું કરવું એનો મને વિચાર આવતો હતો ત્યાં તો અમે એ કૂતરાઓને પાણીમાં ભૂસકા મારતા જોયા! પાણીમાં પડીને તેઓ ઝપાટાબંધ તરતાં તરતાં અમારા તરફ આવી પહોંચ્યા. કૂતરાઓ પણ કંઈ નાના ન હતા. એમાંનો એક ઢળતા કાન ને લબડતા હોઠવાળો જબરો ઈંગ્લીશ કૂતરો હતો. બીજો ફ્લોસ પણ એવો જ જબરો ડેનીશ કૂતરો હતો. એની દયા ખાઈને અમે હોડીમાં ઉઠાવી લઈએ તો એમને બચાવતાં અમે સૌ પાણીમાં ડૂબી મરીએ તેવું હતું. આમ છતાં તેમણે તો તેમનો પ્રયત્ન ચાલુ જ રાખ્યો. તરતાં તરતાં વચ્ચે થાકતા તો આગલા પગથી અમારા તરાપા પર તેઓ થોડો આધાર લઈ લેતા. અને વળી પાછા તરવા લાગતા. એ સ્થિતિમાં અમારું સાગર-સરઘસ ચાલ્યું!

થોડા કલાકની મહેનત પછી કાંઠાની જમીન સાવ સ્પષ્ટ જણાવા લાગી. દેખાવ તો તેનો સાવ સૂકો—ભીજક હતો. બધો જ ભાગ ખડકવાળો જણાતો હતો. કોઈ પણ જાતની વનસ્પતિ સાવ પાસે તો દેખાતી ન હતી. એટલે ભૂખ અને દુઃખની કલ્પના આવી આવીને મને સતાવી જતી હતી. છતાં અત્યારે તો કાંઠે જ પહોંચવાનું હતું. દરિયો શાંત હતો. આકાશ ચોક્ખું હતું. મોજાંઓ ધીરી ગતિએ હળવે હળવે કાંઠા સામે અફળાતાં હતાં. અમારી આસપાસ બધે જ સમુદ્રના પાણી ઉપર પીપો, માછલી પકડવાની વાંસડીઓ, પેટીઓ અને વહાણનો તૂટેલો કાટમાળ તરતો જણાતો હતો. અમે ધારેલું કે એ બધા પીપોમાં કંઈક કંઈક ઉપયોગી વસ્તુઓ હશે, અને એથી જ હલેસાંઓની મદદથી એમને અમારા તરફ વાળી લેવા અમે પ્રયત્નો ય કરતા હતા. કાંઠો પાસે જ હતો એટલે એમાંનાં જેટલાં હાથ પડ્યાં તે બધાંને અમારા તરાપા સાથે ખેંચી લેવા માટે અમે કાળજી રાખી.

કાંઠો તો સાવ પાસે આવી ગયો હતો છતાં બધે જ ખડકો હતા. હોડી અફળાઈ પડે તો ભૂકા બોલી જાય. ઉપરાંત ક્યાંક ઊતરાણ મળે તેવું ય જોઈએ ને! હું પોતે તો દૂરબીન લેવું ભૂલેલો પણ નાના જેકે વહાણમાંથી એક શોધી કાઢેલું તે મને આપ્યું. એની મદદથી કોતરોની વચ્ચે નાની એવી ખાડી મને જણાઈ. અમારા વહાણમાંથી છૂટાં કરેલાં બતકો વગેરે પણ અમારા પહેલાં ત્યાં આવી પહોંચી એ ખાડી તરફ જઈ રહ્યાં હતાં!

મેં જાણે કે એમને મારા માર્ગદર્શકો જ માની લીધાં. એમની પાછળ પાછળ મેં હોડી અંદર લીધી. મારો શ્વાસ હેઠો બેઠો. બહુ જ નિરાંતે માત્ર હોડી અંદર જ તરતી જઈ શકે તેટલું જ તેમાં પાણી હતું. હોડી ત્યાં જઈને ઊભી કરી.

સૌના આનંદનો પાર ન રહ્યો. અમે સૌ નાચતાં કૂદતાં હોડીમાંથી કૂદી કૂદીને બહાર આવ્યાં. નાના ફ્રેંકને મેં તેડી લીધો. કૂતરાઓ પણ લગભગ અમારી સાથે જ આવી પહોંચ્યા. તેઓ પણ ગેલમાં આવી ગયા. કાંઠે જઈ પહોંચી, મોટે મોટેથી જુદી જુદી રીતે ભસીને એ આનંદ વ્યક્ત કરવા લાગ્યા. બતકાંઓના ક્વેક ક્વેક અવાજો પણ શરૂ થઈ ગયા. આ બધા અવાજોની સાથે ત્યાં વસતાં બગલાંઓનાં અવાજો પણ ભળી ગયા અને એ રીતે આખું વાતાવરણ જીવતું બની ગયું. મને અહીં પંખીઓનો વસવાટ જોઈને ખાતરી થઈ ચૂકી કે જ્યાં આવાં પંખીઓ વસતાં હોય તે સ્થળ સાવ શુષ્ક કે રુક્ષ ન જ હોઈ શકે.

અમે તેમ હોય, અત્યારે તો કુદરતની કૃપાથી અમે અમારા જીવનમરણના ખેલમાંથી બચી જઈને અહીં આવી પહોંચ્યાં હતાં. ધીરે ધીરે અમે અમારો

બધો સામાન ઉતાર્યો. કૂકડાં–મરઘાંઓને પોતાનો ખોરાક શોધવા માટે છૂટાં કરી દીધાં.

ચારે તરફ ફરીફરીને, વસવાટને માટે અમે એક જગ્યા નક્કી કરી લીધી. અમારે અમારો રાજમહેલ ત્યાં ઊભો કરવાનો હતો. હોડીની આગળ–પાછળ ઊભા કરેલા બે દંડાઓમાંથી એક ને એક જગ્યાએ ઊભો ખોસ્યો. બીજો એની ઉપર આડો કર્યો, અને એનો એક છેડો એ ઊભા દંડા સાથે બાંધ્યો. એનો બીજો છેડો એક ખડકના પોલા ભાગમાં ભરાવ્યો અને એને મજબૂત રીતે બેસતો કરી દીધો. આ મંડાણ ઉપર અમે સઢનું કપડું ઓઢાડ્યું. ઓઢાડી-ને એના બધા જ છેડાઓ જેટલા લાંબે દૂર ખેંચી શકાય તેટલા ચારે તરફથી ખેંચ્યા. ખેંચેલા એ છેડા-ઓ ઉપર જમીનમાં ચારે તરફ લાકડાના ખીલાઓ ખોડી સજ્જડ ચોંટાડી દીધા. આસપાસની નીચેની તરડોમાંથી અંદર હવા ન આવે એટલા માટે અમારી સાથેની પેટીઓ અને વધુ વજનવાળી વસ્તુઓ અમે એ તંબૂની કિનાર ફરતી અંદરની બાજુ ગોઠવી દીધી. કપડાને છેડે એનો દરવાજો થઈ શકે એટલા માટે ફિલીપે એને હુક મારી દીધા. રાત્રે એ હુક ભરાવી દઈને અમે એ તંબૂને બંધ કરી દઈ શકતા.

આટલું થયું એટલે મારા બધા બાળકોને મેં ઘાસ એકઠું કરવા મોકલ્યા. એ આવ્યું એટલે એણે સૂકવવા મૂકી દીધું. પથ્થરવાળી કઠણ જમીન ઉપર આ પોચી ચીજની પથારી રાત્રે આરામ આપે તેવી હતી.

છોકરાઓએ આ બધું કામ ઉપાડ્યું ત્યારે મેં બધું આસપાસથી પથરા શોધી એનો એક મંગાળો બનાવ્યો. સૂકાં જાળાં, ઝાંખરાં ને લાકડાં પણ આસ-પાસથી સારા પ્રમાણમાં મળી આવ્યાં. એના વડે મેં અગ્નિ પ્રગટાવ્યો.

ચૂલો સળગ્યો અને ચૂલા ઉપર મેં એક ઘડો પાણી મૂકી દીધું. મારી પત્નીએ એમાં બે મોટી ટીકડીઓ નાખી. છોકરાઓને શી ખબર કે એ શેની છે ? નાનો ફ્રેંક એ જોતો હતો. એણે પૂછ્યું: 'મા, મા ! બાપુને આ શું ચોંટાડ્યું છે ?'

'કાંઈ નહિ, બેટા. એ તો હું સૂપ બનાવું છું.'

'અરે પણ કાંઈ ગૂંદરનો સૂપ હોય ! આપણે નથી પીવો.!'

'હું તે કાંઈ ગાંડી થઈ છું કે તમને ગૂંદરનો સૂપ પાઉં ! આ તો છે સૂકા માંસની ટીકડીઓ. વહાણમાં તાજું માંસ મળે નહિ એટલે આવી ટીક-ડીઓ વહાણવાળા તૈયાર રાખે છે. વહાણમાંથી મેં આપણે માટે એ લઈ લીધી છે.'

આટલી વાતચીત તો નાના ફ્રેંક અને એની મા વચ્ચે થઈ.

દરમિયાનમાં ફિલીપ પોતાની બંદૂક લઈને કાંઠે કાંઠે ફરવા ઊપડી ગયો હતો. અર્નેસ્ટ દરિયા તરફ પહોંચ્યો હતો. જેક ખડકમાં છીપલાં શોધવા નીકળી પડ્યો હતો. હું પોતે અમારી સાથેનાં બે પીપ કાંઠે લાવવા મહેનત કરતો હતો.

હજુ થોડો સમય ગયો ત્યાં જેકની ચીસ સંભ-ળાઈ. હાથમાં કુહાડી લઈને હું એ અવાજ તરફ દોડ્યો જેક ગોઠણ ગોઠણ પાણીમાં ઊભો હતો. એક મોટા કરચલો એને પગે વળગ્યો હતો. જેક એને છોડાવવા મહેનત કરતો હતો. હું પાણીમાં કૂદ્યો મને જોઈ ને કરચલો બીને નાસવા લાગ્યો. હું થોડો જ એને છોડું એમ હતો ! એક કુહાડી મારી એને અધ-મૂઓ કરી નાખ્યો. એને પકડીને કાંઠે આણ્યો. જેક ખુશી ખુશી થઈ ગયો. ભાઈસાહેબે જાણ્યું કે ઠીક છે હવે. ચાલો એને પકડીને પોતાની મા પાસે લઈ જઈએ. પરંતુ જેવો એને એ અડવા જાય છે ત્યાં પેલાએ ટપ કરતાં ને ચટકો ભર્યો. એણે તો જોરથી એને જમીન પર ફેંકી દીધો ને રડવા લાગ્યો.

હું હસી પડ્યો એના ગુસ્સાનો પાર ન રહ્યો. ગુસ્સામાં ને ગુસ્સામાં એણે એ કરચલાના માથામાં જોરથી એક પથરો માર્યો.

'-મરેલાને મારવામાં કાંઈ બહાદુરી નહિ હો !' મેં કહ્યું.

મારા બોલવા તરફ તેણે ધ્યાન ન આપ્યું. એણે જોયું કે હવે તો એ સાવ મરી ગયો છે એટલે દોડીને એને પકડ્યો ને પોતાના પરાક્રમની પ્રસાદી તરીકે એને પોતાની માની પાસે જઈને ભેટ ધર્યો !

અને સ્ટે પાછાં આવીને આજુબાજુના ખડકોની તરાડોમાં ભરાયેલું પણ હતું તે મીઠું લાવીને એનો એક નાનકડો ઢગલો કર્યો.

'બહુ સરસ થયું, બેટા.' એની માએ એને ધન્ય-વાદ આપ્યા. 'મીઠા વગરનો આપણો સૂપ મોળો જ રહેત.'

આવેલું મીઠું તો ધૂળભર્યું હતું. મારી પત્નીએ એને ચોખ્ખા પાણીમાં ઓગાળી નાખ્યું. ઓગાળીને એને કપડાથી ગાળી નાખ્યું. જેકને આ ક્રિયામાં રસ પડ્યો. એણે સવાલ કર્યો: 'આવી બધી માથાકૂટ કરવાને બદલે ખાવાની ચીજોમાં આપણે સીધેસીધું દરિયાનું પાણી જ ધબકાવીએ તો?'

'અરે એમ કરીએ તો તો ખાવાનું ખૂબ કડવું થઈ જાય.' અર્નેસ્ટે પોતાના જ્ઞાનનું પ્રદર્શન કર્યું. 'દરિયાનું પાણી જ્યારે ઊકળે ત્યારે એમાં રહેલો કડવો સ્વાદ ખૂબ જ કડક બની જાય.'

મેં એના આ અભિપ્રાયને સમર્થન આપ્યું: 'સાવ સાચું કહ્યું અર્નેસ્ટ! દરિયાના પાણીમાં 'બિટુમિન' નામનું તત્ત્વ હોય છે. એનો સ્વાદ ભાવે તેવો નથી હોતો. ચોખ્ખા કરેલા મીઠામાં એ નથી રહેતું.'

આ બધી ચર્ચા દરમિયાન સૂપ તૈયાર થઈ ગયો. સૂપ તો થયો પણ સૌને પીવા શામાં આપવો! નાનો પણ જરા મૂંઝવે એવો સવાલ હતો. અર્નેસ્ટને એક વિચાર આવ્યો: 'વારુ આપણી પાસે જો નાળિયેરની આખી કાચલીઓ હોય તો તેમાંથી બે બે પ્યાલા બને!'

'કાચલીઓ હોય તો ને!' મેં જવાબ આપ્યો. 'તો તો પછી આપણી પાસે એકાદ ડઝન રૂપાના ચમચા હોત તો ય મજા પડે!' 'તો'ની વાત જ ક્યાં કરવાની છે! જે મળે તે અત્યારે મેળવી લેવું જોઈએ.'

'ઠીક ત્યારે પેલાં છીપલાં કામ લાગે!' અર્નેસ્ટે રસ્તો ચીંધ્યો.

'જરૂર, જરૂર.' હું બોલી ઊઠ્યો. એ ખૂબ જ સરસ વિચાર છે. જાઓ તમે બધા જ દોડો અને એ એકઠાં કરી લાવો.' થોડી વારમાં એ બધા જ દોડ્યા ને મોટી મોટી છીપો લઈ આવ્યા.

દરમિયાનમાં ફ્રિલીપ પણ આવી પહોંચ્યો. સાથે એક નાનું મારેલું કુક્કર હતું. એ જોઈને સૌને નવાઈ લાગી. ફ્રિલીપે ટૂંકમાં પોતે પોતાની નાનકડી એવી સફરની વાત કરી નાખી. ખડકની પાછલી બાજુએ જઈને પોતે આ શિકાર કરેલો. એ બાજુ ખૂબ જ વનસ્પતિ હતી. લીલું લીલું ઘાસ હતું, રળિયામણાં ખેતરો હતાં અને મોટાં મોટાં ઘટાદાર વૃક્ષો પણ હતાં.' એ બધી વાત એણે કહી સંભળાવી.

એની વાત પૂરી થઈ ને સૌ છીપલીઓમાંનું સૂપ પીવા લાગ્યા. સૂપ પીતાં પીતાં વળી પાછી ફ્રિલીપની વાત શરૂ થઈ: 'બાપુ, આપણા વહાણમાંથી જે કોઈ ચીજો ને પેટીઓ વગેરે તરે તેવું હતું તે બધું જ તરતું તરતું આખા કાંઠા ઉપર આવી પહોંચ્યું છે. આપણે જઈને એ લઈ આવશું! આ તો એક બેટ જ લાગે છે. પાછલા ભાગમાં ઢોર ચરી શકે તેવું ચરાણ ને વનસ્પતિ પણ પુષ્કળ છે. આપણે વહાણ પરની ગાયો વગેરે લાવ્યા હોત તો દૂધ વગેરે ખાવાની ય આપણને ખૂબ જ મજા આવત. અહીંની આ જગ્યા કરતાં પેલી બાજુએ જઈને રહેવામાં મજા પડે એવું તે જરૂર છે.'

'થોડી ધીરજ ધર, બેટા બધું જ થઈ રહેશે. આપણે બધું જોઈ કારવીને પછી નિર્ણય કરીશું. વારુ, પણ તને વહાણમાંથી બચેલાં કોઈ માણસો ક્યાં ય જોવા મળ્યાં?' મેં પૂછ્યું.

'ના, બાપુ. ન કોઈ દરિયામાં દેખાયું કે ન કોઈ જમીન ઉપર દેખાયું. અહીંયાં તો કુક્કર દેખાય છે. છતાં યુરોપનાં કુક્કર જેવાં તો તે નથી જ લાગતાં. એના પંજા સસલાને મળતા હોય છે. એમને મેં ઘાસમાં જોયાં. મારાથી એ બીતાં ન હતાં. હું એમની પાસે ગયો. એમના પાછલા પગ ઉપર એ બેઠાં હતાં. અને ખિસકોલીની માફક બેસીને ખાતાં હતાં! એટલું પાસે ગયા પછી હું જરા ભડક્યો ને એથી તેઓ ભડક્યાં! એટલે જીવતું એકે ય ન પકડાયું.'

અર્નેસ્ટ આમ આળસુ હતો છતાં વાંચતો ખૂબ. અક્કલવાળો ય સૌના કરતાં વધારે ખરો. ફ્રિલીપ જ્યારે વાત કરતો હતો ત્યારે એ પેલા જનાવરને બારીકાઈથી તપાસતો હતો.

'ફ્રિલીપ, આ કુક્કર જ નથી.' એણે કહ્યું. 'એને રેશમ જેવા વાળ છે, અને આગળ મોટા કાપવાના ચાર દાંત છે. મેં મારી પ્રાણીશાસ્ત્રની ચોપડીમાં વાંચેલ Agoutiના જેવું આ જનાવર છે.'

'સાંભળો! આપણા વિજ્ઞાન-વિશારદની વાત સાંભળો!' ફ્રિલીપે કટાક્ષ કર્યો. 'મારું તો માનવું છે કે એ નાનું એવું કુક્કર જ છે.'

ફ્રિલીપનો કટાક્ષ સાંભળીને મારે વચ્ચે પડવું પડ્યું. અર્નેસ્ટ ખરો જ હતો. એગાઉટી એક અમેરીકામાં થતી કુક્કરની જ જાત હતી. આટલી વાતની ચોખવટ થતાં એ વાતનો ત્યાં અંત આવ્યો. દરમિયાનમાં પેટનું ભાડું પણ ચુકવાઈ ગયું હતું.

સાંજ પડવા આવી હતી. અમે આણેલ બધો જ સામાન ધીરે ધીરે ગોઠવાઈ ગયો હતો. એક કોથળામાં અમે જુદી જુદી જાતનું અનાજ પણ ભરી આણેલું. કોથળો ઉપાડીને તંબૂમાં મૂક્યો. બધાં બતકાં, કૂકડાં, કબૂતર વગેરે સૌ અમારી આસપાસ આંટા મારી જ રહ્યાં હતાં. કોથળામાંથી વેરાતા દાણા જોતાં જ તેઓ બધાં આસપાસ વીંટળાઇ વળ્યાં. એમને બિચારાંઓને તો જાણે કે ઉજાણી થઇ પડી!

બીજી બાજુથી અમારા બન્ને શિકારી કૂતરાઓ હજુ ભૂખ્યા જ રહ્યા હતા. ક્યાંક શિકારની શોધ કરતા હતા. હજુ તેમાં તેઓ ફાવ્યા ન હતા. દરમ્યાનમાં તેમની નજર પેલા ફિલીપે આણેલ એગાઉટી ઉપર ઠરી. અમે સૌ જરા બીજી બાજુ કામમાં હતાં ત્યાં તેઓએ એની ઉપર ઝપટ બોલાવીને એને ફાડી નાખ્યું. ફિલીપના ગુસ્સાનો પાર ન રહ્યો. એ તો દોડ્યો બંદૂક લઇને અને હાથમાંથી છૂટી મારી ય ખરી. એ મેં જોયું ને દોડીને એને વાર્યોઃ ' ભલા એ કૂતરાઓને મારી નાખીને આપણા ચોકીદારોનો જ શું તું નાશ કરવા માંગે છે? આખા દિવસના ભૂખ્યા એ પ્રાણીઓએ આમાં ખોટું શું કર્યું છે!'.

ફિલીપ પાછો ફર્યો. મનમાં તો હજુ એ પોતાના શિકારને આમ વેડફાઇ ગયેલો જોઈ ધૂંવાંપૂંવાં થતો હતો, પણ પરિસ્થિતિ એ સમજી ગયો એટલે શાંત થઈ ગયો.

સાંજ પડી. સંધ્યાના રંગ દેખાયા ન દેખાયા ત્યાં તો અંધારું થયું. એથી હું નક્કી કરી શક્યો કે અમે જે જગ્યાએ હતાં તે જગ્યા વિષુવવૃત ઉપર જ કોઈક જગ્યાએ હતી. રાતનું ખાણું પણ વહાણમાંથી લાવેલ બિસ્કીટ વગેરેથી પતાવી સૌ થાક્યાપાક્યાં આરામની તૈયારી કરવા લાગ્યાં. પક્ષીઓ થોડાં ખડકોની કોતરોમાં, થોડાં નખૂની અંદરની ઉપરની જગ્યામાં, ને થોડાં દરિયાકાંઠેની આસપાસની વનસ્પતિમાં જંપી ગયાં. મેં મારી બંદૂક ભરીને પાસે તૈયાર રાખી. મારા બાળકો ને એની મા સૌ સૂઈ ગયાં. હું જાગવાની કોશિશ કરતો હતો. અમે ચોકી કરવાના વારા ગોઠવ્યા હતા. છતાં જાગવાનો મારો પ્રયત્ન વ્યર્થ ગયો. ? એનો અધિકાર મારા પર પરાણે જમાવી ?. થાક્યાપાક્યાં હજુ અમે સૂઈએ સૂઈએ ત્યાં ? સવારનાં અજવાળાં દેખાયાં!

## [ ૩ ] શોધમાં ઊપડ્યા

સવારમાં કૂકડા બોલ્યા ને વહાણું વાયું. અમારો વસવાટ નક્કી કરતાં પહેલાં અમારા કોઇ સાથીઓ વગેરે મળી આવે છે કે કેમ, તેમ જ અમે રહ્યાં હતાં તે કરતાં વધારે સુંદર ને સલામત જગ્યા હતી કે કેમ તેની શોધ કર્યા સિવાય અમારે ચાલે એમ ન હતું. એ માટે અમારે શોધખોળમાં નીકળવું જરૂરી હતું. અમે બન્ને પતિ-પત્નીએ આ વાતનો નિર્ણય કરી લીધો. હું અને મારો મોટો દીકરો ફિલીપ એ માટે યોગ્ય હતા. હાથમાં ભરી બંદૂકો, નાસ્તામાં થોડી ચીજો, પાણીની કોથળી તથા વધારામાં સાથમાં અમારો ટર્ક કૂતરો એટલું અમારે માટે પૂરતું હતું.

બીજા નાના દીકરાઓ તથા મારી પત્નીને ફ્લોસ કૂતરાની રખેવાળીમાં રાખીને અમે જવાનું ઠરાવ્યું. નાના દીકરાઓ ઘણા ય હઠે ભરાયા, પણ એવું સાહસ કરવું પાલવે તેવું ન હતું. બન્ને પક્ષે સલામતીની જરૂર હતી. સૌની સાથે સમજાવટ કરીને અમારી મુસાફરી અમે શરૂ કરી. અમારી મોટી બંદૂકો ઉપરાંત બે–ત્રણ પિસ્તોલો, કુહાડી, વધારાની ગોળીઓ, દારૂ વગેરે જરૂરી વસ્તુઓ પણ સાથે લઈ લીધી.

નીકળતાં પહેલાં મારી પત્નીને મેં સૂચના આપી હતી કે ભરેલી બંદૂકો હમેશાં તૈયાર રાખવી. છોકરાઓને એમની માનું કહેવું માનવાની શિખામણ આપી હતી. અમારી ટબની હોડી સંભાળવાની ખાસ સૂચના કરી હતી. કારણ કંઈ કે ય બને ત્યારે અમારી એ જીવાદોરી હતી.

અને પછી સૂરજનો તાપે વધે તે પહેલાં અમે ઊપડ્યા. ડુંગરમાંથી વહી આવીને દરિયાને મળતી એક નાનકડી નદીને સામે કાંઠે અમારે જવાનું હતું. નદીને આ કાંઠે જઈને અમે અટક્યા. એ જ જગ્યા એથી નદીને ઓળંગવી એ મુશ્કેલ હતું. એમાં મોટા મોટા ખડકો હતા તથા એનો પ્રવાહ પણ ત્યાં વધુ વેગવાન હતો. એટલે ઉપરવાસ જ્યાં એનો પટ નાનો હોય તે તરફ જવા અમે પગ ઉપાડ્યા. ધીરે ધીરે આગળ વધ્યા. પટ નાનો નાનો થતો જતો હતો. આગળ વધતાં વધતાં આખરે અમે એના મૂળ પાસે આવી લાગ્યા. એક ખડકની બાજુમાંથી પાણી નાના શા ધોધની જેમ નીચે પછડાઈને પ્રવાહરૂપે વહેતું હતું.

અમે એનીય ઉપરવાસ થઈને નાનામોટા ખડકો ઓળંગતા, ઊંચું ઊગી ગયેલું ઘાસ વીંધતા સામે કાંઠે પહોંચ્યા. સામે જઈને ય પાછા દરિયા તરફ વળવામાં જ મુશ્કેલીઓ ઓછી નડશે એમ ધારી કિનારા તરફ ચાલ્યા.

ચાલતાં ચાલતાં એકાએક અમે ઘાસમાં કંઈક ખળભળાટ સાંભળ્યો. ફિલીપ તરત ખબરદાર બની ગયો. બંદૂકનો ઘોડો ચડાવીને જે તરફથી અવાજ આવતો હતો તે તરફ તાકીને ઊભો રહી ગયો. અંદરથી શું ય નીકળશે તેની રાહ જોતાં અમે ઊભા. જોયું તો અમારાથી હસ્યા સિવાય રહેવાયું નહિ. ઉતાવળે ઉતાવળે નીકળતાં અમારા ટકંને લેવાનું જ અમે ભૂલી ગયેલા. એ બિચારો રહી ગયેલો પાછળ. અમારી વાંસે વાંસે દોટ દેતો અમને એ આંબી ગયો. ફિલીપે તો દોડીને એને બાથમાં લઈ લીધો ને એને બચીઓ ભરવા માંડ્યો

થોડી વારમાં અમે ખુલ્લા સમુદ્રને કાંઠે આવી પહોંચ્યા. ચારે તરફ નજર કરી, પણ ક્યાંય પાણી ઉપર ન તો કોઈ હોડી દેખાણી કે ન તો રેતીમાં કોઈ માણસ કે હોડીનાં નિશાનો દેખાયાં.

'વારુ, બાપુ. પણ આપણને જે લોકો ઘાતકી રીતે એકલા છોડીને ચાલી ગયાં તેની તપાસ કે પંચાત આપણે શીદને કરવી જોઈએ?' મારો દીકરો મને પૂછતો હતો.

મારો જવાબ તો એને સ્પષ્ટ જ હતો: 'દુનિયામાં ભલા સાથે ભલાઈ તો સૌ કરે છે. બૂરા સાથે ભલાઈ કરનારા બહુ ઓછા હોય છે. ઉપરાંત બિચારાઓ પાસે કંઈ ખાવાપીવાની ય તે સાધનસામગ્રી નહિ હોય. આપણને તેમાંનું કોઈ આવી મળે તો તેને મદદ કરવાની આપણી ફરજ છે.'

'ત્યારે આપણે એમ કરીએ તો?' ફિલીપે પૂછ્યું. 'આપણે બંદૂકોના અવાજો કરીએ. જો કોઈ આસપાસમાં હશે તો એ અવાજો સાંભળી આપણને આવી મળશે.'

'તારો વિચાર તો સરસ છે; પરંતુ એમ કરતાં ક્યાંક જંગલમાંથી જંગલી પ્રાણીઓ નીકળી આવે તો લેવાદેવા વગરની નવી આફત ઊભી થાય ને!' મેં જણાવ્યું.

અને આ રીતે વાતો ને ચર્ચા કરતા કરતા અમે સમુદ્ર-કિનારેથી વળી પાછા જમીનના અંદરના ભાગ તરફ ચાલ્યા. બેએક કલાક ચાલ્યા હોઈશું ત્યાં એકાદ ગીચ જંગલની શરૂઆત થતી હોય એવું જણાયું. અમે ત્યાં જ એક ઝાડ નીચે આરામ લેવા બેઠા. એની પાસે ખળખળ કરતું એક ઝરણું ચાલ્યું જતું હતું. આસપાસમાં કેટલાં ય પંખીઓ ઉડાઉડ કરતાં હતાં. એમના અવાજમાં મધુરતા હતી એના કરતાં એમના રંગોમાં વધુ ભભક જણાતી હતી.

થોડી વાર બેસીને અમે આગળ ચાલ્યા. જરા દૂર ગયા ત્યાં ફિલીપને કાંઈક ગોળ ગોળ જડ્યું. ફિલીપને લાગ્યું કે એ કોઈ પંખીનો માળો હશે એટલે મારી પાસે લાવ્યો. હું હસી પડ્યો.

'આટલું ય ઓળખ્યું નહિ? આ તો છે નાળિયેર. તોડીએ તો અંદરથી નીકળે સરસ મજાનું મીઠું પાણી ને મીઠો મીઠો માવો.'

ફિલીપ તો રાજીના રેડ થઈ ગયો. ઉતાવળે ઉતાવળે એને તોડી નાખ્યું. ત્યાં તો એની નિરાશાનો પાર ન રહ્યો. ઘણા જૂના વખતનું એ ત્યાં પડ્યું હશે એટલે સુકાઈને અંદરથી સડી ગયેલું.

'આ નહિ ને બીજું. ચાલ, હજુ તો બહુ યે દૂર જવાનું છે. ત્યાં આવાં કેટલાં ય મળશે.'

અમે અમારી સફર આગળ વધારી.

આગળ વધ્યા તો Gourdનાં ઝાડનાં ઝુંડ દેખાયાં. ઝાડના થડ ઉપર મોટા મોટા ફુગ્ગા જેવાં લટકતાં એનાં ફળ દેખાયાં. ફિલીપે ખૂબ આતુરતાથી મને બોલાવ્યો. મેં એ જોયાં. મારા વાચનથી હું જાણી શક્યો કે એ ફળોના કાચલામાંથી તો જંગલી જાતિઓ શીશીઓ, ચમચાઓ, કાઠલાવાળી તપેલીઓ ને એવું એવું ઘણું બનાવે છે. જંગલી લોકો એ ફળોને લીલાં હોય ત્યારે વચ્ચેથી દોરીથી બાંધી દોરીને બે છેડેથી ખેંચે છે. દોરી ખેંચાતાં એના બે ભાગ થઈ જાય છે. એની બે કાચલીઓ જેવું થાય. એને કાઢેલો જડે. કોઈ પ્રવાહી ગરમ કરવું હોય તો અંદર પ્રવાહી ભરી, પથરા ધગાવી એની અંદર નાખે એટલે પ્રવાહી ગરમ થઈ જાય. અમેરિકામાંના જંગલી પ્રદેશોમાંની ઘણી જાતિઓ એનો આવો ઉપયોગ કરે છે.

આ અને આવી બીજી વાતો કરતા કરતા અમે Gourdની કાચલીઓ એકઠી કરી એમાંથી થોડી ચીજો ય બનાવી પણ એ બધી ચીજો એકઠી કરીને અમારી સફરમાં સાથે લઈ જવી અશક્ય હતી. ત્યાં ને ત્યાં અમે એને રેતીમાં દાટી રાખી. ફરી પાછા વળતાં એને સાથે લઈ લેવાનો નિર્ણય કર્યો.

આવી નાની વાતોમાં રસ લેવા છતાં અમારી મુખ્ય નેમ અમે વીસર્યાં ન હતા. અમે અમારા માટે નવો પ્રદેશ નિહાળવા નીકળ્યા હતા. હજુ સુધીની એકેય જગા અમને પસંદ પડી જાય એવી કે ઉપયોગી જણાઈ ન હતી. અમે આગળ ને આગળ ચાલ્યા જતા હતા. ચારેક કલાક એ જ રીતે ચાલ્યા કર્યા. એ જંગલમાંથી અમે પસાર થઈ ગયા ત્યારે એક દ્વિપકલ્પ જેવું અમે જોયું. એમાંની જમીનનો સારો એવો ભાગ દરિયામાં લંબાયો હતો. એ જમીનને સાવ છેડે એક ઊંચી, સીધા ચઢાણ વાળી ટેકરી હતી. તે ટેકરી ઉપરથી સમુદ્ર ઉપર ચારેતરફ લાંબે સુધી આસપાસના પ્રદેશ ઉપર દૂર સુધી નજર પહોંચી શકે એમ હતું.

ટેકરીનું ચઢાણ કઠણ હતું. છતાં ચઢ્યા વગર છૂટકો ન હતો. ઉપર જઈને જોયું ત્યારે એ ચઢાણનો થાક ઊતરી ગયો. દૂર દૂર સુધી સમુદ્ર ઉપર નજર નખાતી હતી. દૂર દૂર સુધી અંદર જમીન ઉપરનો પ્રદેશ નજરે પડતો હતો. ડાબી બાજુએ એક અખાત જેવું હતું. એનો કાંઠો મજાનો હરિયાળો હતો. થોડે જ છેટે જાત જાતની વનસ્પતિ અને વગર વાવ્યે ઊગેલું અનાજ દેખાતું હતું. હજુ અહીં પણ દરિયા ઉપર કે જમીન ઉપર અમારા કોઈ સાથીદારો તો દેખાતા જ ન હતા, છતાં ભૂખના દુઃખે ખલાસ થઈ જવાની અમારી ભીતિ તો નાબૂદ જ થઈ ગઈ. કુદરતે જાણે કે આ જગ્યા અમારે માટે જ નિર્માણ કરી હતી. નવી જ વસાહત કરીને અમારે અહીં રહેવું એવો એનો ગૂઢ ઈરાદો હોય એવું અમને જણાયું.

ફિલીપે ય કદાચ અહીં રહેવું પડે તો ભડની માફક રહેવાની તૈયારી બતાવી. 'બાપુ, આપણે જરૂર અહીં રહીશું. અમે થોડા વખતમાં મોટા થઈ જઈશું, તમને બધી જ રીતે મદદ કરવા ખડે પગે તૈયાર રહેશું.'

ફિલીપના જવાબે મારા હૈયામાં બહુ જ હામ પ્રગટાવી. અને પછી તો અમારે બળતા બપોરમાં એ ટેકરીનો તાપ ઊડી જાય છાંયો શોધવો જરૂરી હતો. ટેકરીથી નીચે ઊતર્યા ત્યાં થોડે દૂર તાડનાં ઝાડોનું એક ઝુંડ દેખાયું. મનમાં થયું કે ત્યાં પહોંચાય તો સારું. પરંતુ વચ્ચે તો બરુની ગીચોગીચ ઊગેલી એક ઝાડી પસાર કરવાની હતી. એ પસાર કરતાં ક્યાંક અંદરથી ઝેરી મોટા જીવ પણ કરડી ખાય તેવું હતું. એટલે તેમાં રસ્તો બતાવવા ટર્કને મેં આગળ કર્યો સ્વરક્ષણની ખાતર એક મજબૂત, જાડી લાકડી એમાંથી કાપી લઈ મેં હાથમાં લીધી.

જ્યાં હજુ થોડુંક ચાલ્યા ત્યાં મારા હાથના આંગળામાંથી એક ચીકણો પ્રવાહી રસ વહેતો જણાયો. આ રસ શાનો હતો તે ન સમજાયું. જરા ચકાસણી કરવા મેં એ ચાખ્યો. એ તો લાગ્યો ગળ્યો. મને ખાતરી થઈ ગઈ કે આ કોઈ બરુ ય ન હતાં તેમ નેતર પણ ન હતું પણ જંગલી જાતની શેરડીનું ગીચ ઝુંડ હતું.

મારા આનંદનો પાર ન રહ્યો. ફિલીપ મારી આગળ આગળ ચાલતો હતો. એને આ વાતની જાણ જ ન હતી. એને જરા નવાઈ પમાડવા મેં હાંક મારી ને હાથમાં ટેકો રાખવા ખાતર બાજુમાંથી એકાદ લાકડી કાપી લેવાનું જણાવ્યું

ફિલીપે તુરત જ ઝુંડની વચ્ચેથી જ બે-ચાર ડંડાને આડાઅવળા વાળીને દબાવ્યા એમાંથી એ ભાંગી ગયો. એ એણે લઈ લીધો. એમાંથી રસની તો ધાર નીકળી ને એનાથી એના હાથ ભીંજાયા. શબ્દે ય બોલ્યા વગર એણે પણ એની ચાખણી કરી જોઈ. એ પણ હવે સમજી ગયો. હાથ ને આંગળાં બધું જ એ ચાટી ગયો અને પછી આનંદથી કૂદતે કૂદતે બોલ્યો: 'બાપુ, બાપુ! શેરડી! જરા ચાખો તો ખરા! પેલા મારા ભાઈઓ ને મારી મા કેવાં રાજી થશે!' ફિલીપ આટલું બોલતા બોલતા માંડ્યો શેરડી ચૂસવા. જરા ચૂસી ધરાયો એટલે પછી બોલ્યો: 'બાપુ, આપણે થોડી શેરડી સાથે ય લઈ જશું ને?'

'જરૂર, એમાં શી હરકત છે! પરંતુ, એ ભાર ઉપાડીને ત્યાં પહોંચાડતાં આંખો ઓડચે આવશે!' મેં જવાબ વાળ્યો.

મારા જવાબની બહુ પરવા કર્યા વગર ફિલીપે સરસ મજાના બારેક સાંઠાનો ભારો બાંધી લીધો ખભે ઉપાડી અમે આગળ વધ્યા.

'શેરડીનું ઝુંડ પૂરું થયું એટલે અમે નાળિયેરીના ઝાડ નીચે આવી પહોંચ્યા. પહોંચતાંની સાથે અમારા ટર્ક એકાએક જોરજોરથી ભસવા લાગ્યો અમે ઉપર જોયું તો વાંદરાઓનું મોટું ટોળું ત્યાં હતું. અમારું આગમન થતાંને ટર્કનું ભસવું સાંભળી એમની કૂદાકૂદ પારવગરની વધી પડી. ઊંચુ જોયું તો ગુસ્સામાં એ બધાંઓ અમારી સામે ઝીણી કિકિયારીઓ પાડતાં હતાં અને દાંતિયાં કરતાં હતાં ફિલીપ ચિડાયો. ચિડાઇને એણે તો બંદૂક જ તાકી. મેં એને અટકાવ્યો. 'જનાવર દાંતિયાં કરે કે ગુસ્સો કરવા માંડે તો આપણે ય ભાન ભૂલીને એને મારી જ નાખવાં એમ ?'

'ત્યારે કરવું શું ?' એણે ધીરા પડી પૂછ્યું.

'જો હું એક યુક્તિ કરું છું.' એમ બોલી મેં નીચેથી થોડા પથરા લીધા. એક એક પથરો હું વાંદરા તરફ થોડો થોડો ઊંચે ફેંકવા લાગ્યો. એકે પથ્થર ઠેઠ ઝાડની ટોચ સુધી પહોંચવા દેતો નહિ વાંદરાઓ તો આથી ખરેખરા ચિડાયાં. એમણે તો ગુસ્સામાં ને ગુસ્સામાં ઉપરથી નાળિયેરો તોડીને અમારા તરફ માંડયાં ફેંકવાં અમારે એ જ જોઇતું હતું. એમના ઘામાંથી સિફતથી બચી જઈને અમારે જોઈતી વસ્તુ એકઠી કરી લેવાની હતી ફિલીપ તો આ યુક્તિથી ભારે ખુશી થઈ ગયો. હસી હસીને એ ઢગલો થઈ ગયો.

થોડી વારે નાળિયેરનો વરસાદ અટક્યો. જોઈતાં નાળિયેરો એકઠાં કરી, આરામ કરવાની એક જગ્યા અમે પસંદ કરી લીધી. ત્યાં જઈને બેઠા. પેટ ભરી ભરીને નાળિયેરો તોડી તોડીને અંદરનું પાણી પીધું. કોઈ કોઈ નાળિયેરનું પાણી જરા તેજ લાગતું. પરંતુ તેને બિલકુલ તોડી નાખ્યા પછી અંદરનો માવો ભારે મીઠો લાગતો. શેરડીના રસ તથા નાળિયેરથી જ અમારું ભોજન સમાપ્ત થયું.

અમારા મુકામેથી નીકળ્યા ત્યારે પેલો જેકને પગે વળગેલો કરચલો અમને ભાતામાં મળેલો ! આવા સુંદર નાસ્તા પછી એવી ચીજમાં તે કોણ મન ઘાલે ! એને મૂક્યો પડતો અને આપી દીધો ટર્કને એ તો એ ચટ કરી ગયો. એની ભૂખ તો ઘણી ય વધી હતી કરચલા ઉપરાંત થોડાં નાળિયેર ને શેરડીનો પણ એને નાસ્તો આપ્યો.

આરામ અને નાસ્તો પૂરો કરી, અમે સારાં સારાં નાળિયેર એકઠાં કર્યાં. પેલો શેરડીનો ભારો ય ખભે ઉપાડ્યો. અને એમ કરી અમારી સવારી અમારાં કુટુંબીજનોની પાસે જવા પાછી ફરી.

[ ક્રમશઃ

## માથાખાઉ માણસો

દક્ષિણ અમેરિકામાં એન્ડીસ પર્વત પાસે પેરૂમાં જાવારો નામની ભયંકર જાતિ રહે છે. આ જાતિ જૂની માન્યતાઓમાં આજે પણ શ્રદ્ધા ધરાવે છે. વનસ્પતિ અને પશુપ્રાણીઓમાં આત્મા છે તેમ માને છે. આ જાતિમાં માથાં કાપવાની પ્રથા પ્રચલિત છે, તેથી ઘણા સંશોધકો ત્યાં જાય છે. માણસના માથાનો શિકાર કરવાની રીત ખાસ નિયમાનુસાર ચાલે છે. તેનું અનુસરણ અંગત ઝઘડાઓ વેળા જ કરવામાં આવે છે. જો એક કુટુંબનો પે'લો બીજા કુટુંબના સભ્યને મારી નાંખે યા તો બીજા માણસની સ્ત્રીઓ ભગાડી જાય તો આ માણસ વેર લીધા વગર જંપતો નથી. તે દુશ્મનને ત્યાં દરોડો પાડે છે. અને અપમાનના બદલામાં માથું વાઢી લાવે છે.

જીવારો માથું લઈ આવે તે પછી તેને સુકાવવાની મોટી વિધિ કરે છે, કારણ કે આ કપાયેલા માથામાં હજી ય ભમતું ભૂત હોય છે. પ્રથમ તો ગળા અને ખોપરી પાછળ કાપ મૂકવામાં આવે છે પછી ચામડી કાપે છે, ખોપરીના વાળ ઉતારે છે. પછી ગરમ પાણીમાં તેને ઝબોળવામાં આવે છે અને હજુ ય ચોંટી રહેલા માંસને કાઢવા માટે ગરમ પથરો તેને મારવામાં આવે છે. ત્યાર પછી ગરમ રેતી તેમાં મૂકવામાં આવે છે. છેલ્લે તેને આગ પર લટકાવવામાં આવે છે, અને વિજય ઊજવવા ત્યાં બધા ભેગા થઈ નાચે છે.

નિયમ પ્રમાણે એક સાથે એકથી વધારે માથું લઈ શકાતું નથી.

[ ગુજરાત સમાચાર

# સમાજ અને સાહિત્યની નવાજૂની

અલ્લાહબાદ જિલ્લાના ધુમાઇ નામના ગામડામાં ભૂખથી ગાંડા બની ગયેલા એક શખ્સે પોતાની પત્નીને મારી નાખી હતી. કહેવાય છે કે આ માણસ કેટલાક દિવસ થયા તેની પત્ની અને બે છોકરા સાથે ભૂખમરાની હાલતમાં રહેતો હતો.

કટોકટીનો સમય છેલ્લી કક્ષાએ ત્યારે પહોંચ્યો કે જ્યારે તે જેમ તેમ કરીને થોડોક આટો મેળવી લાવ્યો અને તેમાંથી તેની સ્ત્રીએ ત્રણ 'ભાખરી' બનાવી. એમાંથી બે પોતાનાં બાળકોને આપી અને બાકી રહેલી એક પોતે ભૂખ સહન કરી ન શકવાથી ખાઈ લીધી.

પેલો શખ્સ કામ પરથી ઘેર પાછો ફર્યો અને પોતાને લાગેલી ભૂખ મિટાવવાને પોતાને માટે કાંઇ જ બચ્યું નથી એ જોઇ મિજાજ ગુમાવી બેઠો અને ગુસ્સામાં જ તેની સ્ત્રીને લાતો મારી અને એની લાતના પરિણામે બાઈનું મૃત્યુ નીપજ્યું હતું.

અમદાવાદમાં ઘી-કાંટા પંચભાઈની પોળ પાસે આવેલી મોહનલાલની ચાલીમાં રહેતા એક કાનજી નામના ૫૦ વર્ષના કચ્છી વાણિયાએ તેની પત્ની અને તેના ભત્રીજાનું કિરપાણના સંખ્યાબંધ કરપીણ ઘા મારી કમકમાટીભર્યું ખૂન કર્યાના કરુણ સમાચાર મળે છે.

આ બે ખૂનો સબંધમાં તપાસ કરતાં એવા સમાચાર જાણવા મળે છે કે પંચભાઈની પોળ પાસે આવેલી મોહનલાલ શેઠની ચાલીમાં રહેતો કાનજી આશાભાઈ નામનો ૫૦ વર્ષનો કચ્છી વાણિયો કેટલાય વખતથી બેકાર હોવાથી અને અથાગ પ્રયત્નો કરવા છતાં ગમે ત્યાં ગમે તેવી પણ નોકરી નહિ મળતી હોવાથી ભારે મૂંઝવણમાં પડ્યો હતો.

ત્યારબાદ નોકરી કરવા માટે સતત ફાંફાં મારવા છતાં કોઈપણ જગ્યાએ નોકરી નહિ મળતાં તે પોતાનો ધર્મ છોડીને પરધર્મ અપનાવવા માગતો હતો. આ અંગેનો કાનજીએ નિશ્ચય કરીને તેની પત્ની માણેક અને તેના ભત્રીજા ભવાનને જણાવતાં ઘરમાં ઝઘડા શરૂ થયા હતા.

આ પછી કાનજીને પરધર્મમાં પલટાવા માટે તેની પત્નીએ કોઇપણ ભોગે નમતું નહિ આપતાં ખૂબ કંટાળ્યો હતો અને આથી ગઇકાલે રાત્રે જ્યારે તેની પત્ની માણેક અને તેનો ભત્રીજો ભવાન ઘોર નિદ્રામાં પથારીમાં સૂતાં હતાં ત્યારે રાત્રે લગભગ એક વાગ્યાને સુમારે કાનજી જાગ્યો હતો અને ઉશ્કેરાયેલી હાલતમાં મકાનમાંથી કિરપાણ લાવી સૌથી પ્રથમ તેની પત્ની માણેક ઉપર ખૂની હુમલો કર્યો હતો. અને તેના દેહમાં સંખ્યાબંધ ઘા માર્યા હતા.

આ પછી કાનજીએ બાજુમાં સૂતેલા તેના ભત્રીજા ભવાન પર હુમલો કરી તેના શરીરમાં પણ કીરપાણના સંખ્યાબંધ ઊંડા ઘા માર્યા હતા. આથી બન્ને જણા પથારીમાં જ મૃત્યુ પામ્યાં હતાં. અને આખો યે ઓરડો લોહીથી છવાઈ ગયો હતો.

આ પ્રમાણે બે કરપીણ ખૂન કરી કાનજી લોહીભીના ખુલ્લા કિરપાણ સાથે પાસે આવેલી ઘીકાંટા ચોકી ઉપર ગયો હતો અને ત્યાં તેણે કરેલાં કૃત્યોની પોલીસ હેડ કોન્સ્ટેબલ સમક્ષ જાહેરાત કરી હતી. આથી પોલીસે તરત જ કાનજી પાસેથી કિરપાણ લઈ તેને ગીરફતાર કર્યો હતો.

•

રાજકોટમાં ૧૮ મી ઓક્ટોબરે મળનાર ગુજરાતી સાહિત્યપરિષદના સોળમા અધિવેશનના પ્રમુખ તરીકે પ્રો. રામનારાયણ વિશ્વનાથ પાઠકની વરણી કરવામાં આવી છે.

પ્રો. પાઠક ગુજરાતના વિવેચકોમાં પ્રથમ પંક્તિનું સ્થાન ધરાવે છે. 'અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો', 'કાવ્યની શક્તિ' અને 'સાહિત્યવિમર્શ' એ સંગ્રહોમાં એમની વિવેચના અંગરૂપ થઇ છે. 'દ્વિરેફની વાતો'ના ત્રણ ભાગમાં વહેંચાયેલી એમની ટૂંકી વાર્તાઓ અને 'શેષનાં કાવ્યો'ની કવિતા એમને સર્જક તરીકે દ્વિતીય પંક્તિમાં માનભર્યું સ્થાન અપાવે તેમ છે. 'સ્વૈરવિહાર'ની નિબંધિકાઓમાં એ હસતા ફિલસૂફની પ્રતિભા વિશિષ્ટ સ્વરૂપે ખીલી ઊઠી છે.

પ્રો. પાઠક ફક્ત બી. એ. એલ એલ. બી.ની ડીગ્રીઓ ધરાવતા હોવા છતાં એ સાક્ષર અને પ્રોફેસરને એમ. એ.ના પરીક્ષકપદે નીમીને આપણી યુનિવર્સિટીએ સત્કાર્યા છે. પ્રો. પાઠકે ગુજરાતી વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે કાર્ય કરેલું છે. આ વર્ષે અમદાવાદની એસ. એલ. ડી. આર્ટ્સ કોલેજ-

માંથી છૂટા થઈ તેઓ મુંબઈમાં નવી શરૂ થયેલી મેઘજી મથુરદાસ આર્ટ્સ કૉલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક તરીકે જોડાયા છે. પ્રો. પાઠક એમનાં યુવાન શિષ્યા શ્રી. હીરાબહેન સાથે લગ્નવિધિથી ગયે વર્ષે જોડાયા ત્યારે ઊહાપોહ થયેલ; પરંતુ આજે એ અંગત જીવનનો પ્રસંગ વીસરી જઈને ગુજરાત પ્રો. પાઠકના સાહિત્યની કદર કરી રહ્યું છે તે ગુજરાતી સાહિત્યપરિષદના સભ્યો માટે તેમ ગુજરાત માટે અભિનંદનનો વિષય બને છે.

હિંદી લેખકોના હિતના રક્ષણાર્થે ગયે વર્ષે રાષ્ટ્રકવિ મૈથિલીશરણ ગુપ્તના પ્રમુખપણા હેઠળ, અલ્હાબાદમાં સાહિત્યકાર સંસદની સ્થાપના કરવામાં આવી છે. શ્રીમતી મહાદેવી તેનાં મંત્રી છે. સંસદ હિંદી લેખકોનાં પુસ્તકો પ્રગટ કરશે અને તેમને બની શકે તેટલું વધારે મહેનતાણું આપશે તેમ કરતાં જે કંઈ નફો રહેશે તે લેખકોના હિતના ફંડમાં આપી વાશે. લેખકોના આરામ તથા અભ્યાસ માટે સંસદ આરોગ્યધામ બંધાવવાની યોજના કરી રહેલ છે. ગ્રંથસ્વામીત્વના કાયદાની સુધારણા માટે, લેખકો અને પ્રકાશકો વચ્ચેના સંબંધો વધારે સારા કરવા માટે અને લેખનકાર્ય વડે જ આજીવિકા ચલાવનારાની સ્થિતિ સુધારવા માટે પણ સંસદ કાર્ય કરશે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની વાર્ષિક સભાએ એ સંસ્થાનું નામ બદલીને 'ગુજરાત વિદ્યાસભા' એ પ્રમાણે રાખવાનો સર્વાનુમતે ઠરાવ કર્યો છે એટલે રજીસ્ટર્ડ સોસાટીઓને લગતા કાયદાના રજીસ્ટ્રારની અનુમતિ બાદ એ ઠરાવનો અમલ થવા પામશે.

સાહિત્ય પરિષદના આગામી સંમેલનના મંત્રીઓએ સર્વ સાહિત્યકારોને લલિત, લલિતેતર અને બાળસાહિત્યવિષયક નિબંધો તા. ૧ લી ઑક્ટોબર સુધીમાં "મંત્રીઓ, ૧૬મું ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન, ધર્મેન્દ્રસિંહજી કૉલેજ, પો. બો. નં. ૫૪, રાજકોટ" એ સરનામે મોકલી આપવા વિનંતિ કરી છે.

મુંબઈ જૈન યુવક સંઘ તથા મુંબઈની બીજી કેટલીક સંસ્થાઓના ઉપક્રમથી ગયા બુધવારે મુંબઈમાં મુંબઈ યુનિવર્સિટી કાનવોકેશન હૉલમાં શ્રી. કાકાસાહેબ કાલેલકરનો ષષ્ઠીપૂર્તિ ઉત્સવ દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે ઉજવાયો હતો.

શ્રી ચંદ્રશંકર શુક્લ સ્વર્ગસ્થ મહાદેવભાઈનાં સંસ્મરણો લખે છે, તે માટે તેમણે અનેક મિત્રોને આમંત્રણો મોકલ્યાં છે. સ્વ. મહાદેવભાઈના મોટા જીવનચરિત્રની એક પૂર્તિ રૂપ તે ગ્રંથ બનશે. લેખક તથા પ્રકાશક બન્નેએ પુસ્તકના પ્રકાશનમાંથી ખર્ચ બાદ જતાં બધો નફો ગાંધીજી ઇચ્છે તે સેવાકાર્યમાં આપવાનું જાહેર કર્યું છે. જેમની પાસે સ્વ. મહાદેવભાઈના પત્રો વગેરે હોય તે મોકલવાની લેખક વિનંતિ કરે છે.

સંસ્કાર-સંપાદક : પ્રો. મનસુખલાલ ઝવેરી; પ્રકાશક : સંસ્કારમંડળ, મુંબઈ; પૃષ્ઠ સંખ્યા : ૪૮; કાચું પૂંઠું

શેઠશ્રી અમૃતલાલ હરગોવિંદદાસે આણંદના ઇન્સ્ટીટ્યુટ ઑફ ઍગ્રીકલ્ચરમાં એક ખેતીવાડી કૉલેજ કરવા માટે પોતાના સ્વ. પુત્ર ભાઈ બંસીલાલના સ્મરણાર્થે રૂા. ૫ લાખની રકમ એ સંસ્થાના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલને આપવાની ઇચ્છા જાહેર કરી હતી. શેઠ અમૃતલાલ ગુજરાત યુનિવર્સિટીના કાર્યમાં સારો રસ ધરાવે છે. તેમણે જણાવ્યું હતું કે અમદાવાદમાં આર્ટ્સ, કૉમર્સ અને મેડીકલ કૉલેજ થઈ ગઈ છે. એન્જીનીયરીંગ કૉલેજ ચાલુ કરવાની તજવીજ ચાલે છે. તથા પાંચ લાખ રૂપિયાથી ખેતીવાડી કૉલેજની ખોટ પુરાઈ જશે તોપણ ગુજરાત યુનિવર્સિટીના આદર્શને પહોંચવામાં હજી ઘણું કામ બાકી છે. હજી એક રીસર્ચ ઇન્સ્ટીટ્યુટની જરૂર છે.

મુંબઈમાં બીજાં દસ નવાં દૈનિક પત્રો ટૂંક સમયમાં જ પ્રગટ થવા લાગશે. આ દસમાંથી એક અંગ્રેજી, અને બીજાં હિન્દી, મરાઠી ગુજરાતી તથા બીજી દેશી ભાષાઓમાં હશે. એમાંથી પાંચ સવારનાં હશે. આ માટે રૂા. ૫૦ લાખની મૂડીથી એક મોટી કંપની ઊભી કરવામાં આવી છે આમાં મોટા રાષ્ટ્રવાદી વેપારીઓનો સાથ હશે બીરલા, રુઇઆ અને પોદાર એ ત્રણે પેઢીઓ ડીરેક્ટર બોર્ડમાં હશે. બે મોટાં મકાનો આને માટે ખરીદી લેવામાં આવ્યાં છે. પત્રોની નીતિ સંબંધમાં સલાહ આપવા એક સલાહકારક સમિતિ રચાઈ છે અને સરદાર વલ્લભભાઈ પટેલ જેઓ આની પાછળ ખરા પ્રેરક બળ છે તેઓ તથા શ્રી મુનશી, અને ધી. પાટીલ વગેરે એમાં છે. આ અખબારી જૂથની સ્થાપના કૉંગ્રેસના સત્તાવાર દૃષ્ટિબિંદુના પ્રચાર માટે થયેલી છે.

# ર સ ક્યા રી

**[ જેમાં ગુજરાતના સિદ્ધહસ્ત લેખકોની નીચેની દરેક પ્રકારની વાર્તાઓ છે ]**

| | | | |
|---|---|---|---|
| દેવકથા | સામાજિક કથા | માનસકથા | જીવનકથા |
| મંત્રદીક્ષા | પરિણામ | તરસ્યો જીવ | કસ્તુરબા |
| જય | બાપ | ગરમી | પ્રફુલ્લચંદ્ર રોય |
| બુદ્ધનિશ્ચય | દૂધ | હા જી | ખાન અ. ગફારખાન |
| નચિકેતા | એક કુ ગોળો | નથી ચાડિયા | ઘોડો ફેરવ કર્યે |
| વિશ્વરૂપ | વાડી | મેં જ પતાવ્યું | વીર સાવરકર |
| અભિશાપ | સર્વેશ્વર | નસીબની બલિહારી | શ્રી રમણ મહર્ષિ |
| મૃત્યુ | ન્યાયો મોદી | તકેદારી | સહન કેમ થાય ? |
| સ્વર્ગાધિપતિ નહુષ | પ્રણયકથા | ફિરના | હાસ્યકથા |
| ભૂતકથા | વચનભંગ | ફોટો ઢાલવ્યો | જોઈએ છે દુખ |
| વાસનામૂર્તિ | રોટી ને પ્રેમ | પરીક્ષા | નનામા કાગળો |
| અજ્ઞાત અંક | કલ્યાણી | રમૂજી કેસકથા | સંતકથા |
| હવેલીના ખંડેરોમા | જુદકા | કે. ફા. જા. નં. ૭૦૨ | કાળા ભગત |
| પ્રબળ વાસના | જગતનો એકરાર | 'બેન્કના નાણાં' | પુરાણકથા |
| ચીક ચીક ચરર | સ્મરણો | રે. અ. ન. ૭ | સર્પયજ્ઞ |
| ભૂતનું વેર | નલિનીનાં આંસુ | અસૂસકથા | દેવ અને દાનવ |
| ગ્રાહકકથા | પત્ર | ખૂની કોણ ? | કામણકથા |
| શિર માટે શોધ | ગુહ્યકથા | રાતી ટોળી | સગઈ સંગાર |
| અનુભવકથા | જીવનનો સાદ | જાતીયકથા | નારીકથા |
| મધુપ્રસાદની વાતો | સમર્પણ | ગોદડાનો હાથી | જૂદા |
| કોનાં પાપે ? | નીતિકથા | સ્થૂળ પ્રલોભન | પરીકથા |
| પ્રવાસકથા | ક્રાઈસ્ટ અને જુડાસ | રૂપકકથા | મેડકુમારી |
| કિસનસિંહ | વ્યંગકથા | બારનો ટુકડો | પ્રસંગકથા |
| નવું જીવતર | સ્વપ્ન | પ્રધાનત્રિપુટી | સાચી પણ અદ્ભુત વાતો |

ઉપરની સામગ્રી 'કહાની'ના પહેલા વર્ષના ૧૧ અંકની છે. આ વાર્તાઓ આપને પસંદ પડી હોય તો વાર્ષિક લવાજમ રૂપિયા ૬–૧૨–૦ (ભેટ-પુસ્તક સાથે) ભરી 'કહાની'ના કાયમી ગ્રાહક થવાથી દરેક વર્ષના બાર અંકોમાં આવી લગભગ ૧૦૦ વાર્તાઓ આપને વાંચવા મળશે.



—: 'કહાની'નું લવાજમ ભરવાનું સ્થળ :—

**કહાની કાર્યાલય : દાણાપીઠ : ભાવનગર**



# નૂતન વર્ષાભિનંદન

**કહાની**

ના

ગ્રાહકો, લેખકો અને ચાહકો,

આપને હાર્દિક નૂતન વર્ષાભિનંદન
પાઠવીએ છીએ અને પ્રાર્થીએ છીએ કે
સંવતનું આ નવલું પ્રકરણ આપની તેમ જ
આપનાં સ્વજનોની જીવનકહાનીમાં સમૃદ્ધિ,
યશ, આરોગ્ય અને ઉન્નતિના અનેકાનેક
સુવર્ણ પ્રસંગો ઉમેરો.

આપનો
સંચાલક
કહાની કાર્યાલય
ભાવનગર



ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

અંક દસમો



સપ્ટે.-ઓક્ટો. '૪૯



काव्येषु रम्या कथा

# એક નો એક

લેખક
ચંદ્રભાઈ ભટ્ટ

પોલર વસંતનો હિમવંટોળ જોરથી ફૂંકાતો હતો. કાયનેમાઇટના બોજા દેહ પર બાંધીને એ વંટોળની ફૂંકના પરપોટા જેવા ચાર જુવાનો એક વાયુયાનમાંથી જર્મન છાવણીની પીઠમાં ફેંકાતા હતા. પૃથ્વી પર ઊતરતા વંટોળની ઘૂમરીઓ જેવા એ ચારેના કાનમાં પેલું ફરમાન તાજું હતું:

'ફરી વાર જાવ......ત્યારે ગયા હતા પણ ખાલી હાથે પાછા આવ્યા, આ વાર......' કૉમરેડ કર્નલનો એ અવાજ ચારેના કાનમાં ગાજતો હતો.

'આ વાર એવું નહિ બને કૉમરેડ કર્નલ.' બહાર ત્રણે જણ વિમાન પાસે રાહ જોતા ઊભા હતા. ચોથો કર્નલના તંબૂના ઉંબરા પરથી ખાતરી આપતો કહેતો હતો: 'આ વારે એવું નહિ બને કૉમરેડ કર્નલ.' એ કહેનાર વીશ વરસનો જુવાન હતો. કર્નલના લશ્કરનો એ લેફ્ટેનન્ટ હતો. એકવાર એ કામ પાર પાડ્યા વિના પાછો ફર્યો હતો. ફરી વાર એવું નહિ બને એવો એનો મક્કમ નિરધાર હતો. એ નિરધારની આરપાર નીકળી જાય તેવી ધારીલી નજર નાખતો વીશ વરસનો જુવાન કર્નલ પરમોલીવની રજા લેતો હતો. કર્નલ પરમોલીવ આ ધીર ગંભીરની નજરનો વિનિમય કરતો મદહોશ થતો હોય તેમ ચાનો ઘૂંટડો ઉતાવળે ગળતો અવાજ કરતો હતો: 'એલેક્ષી!'

એ અવાજમાં કંપ હતો. ઉંબરે ઊભેલો જુવાન એ કંપને ઓળખતો ચોંકી ઊઠતો હોય તેમ તંબૂની અંદર બીધેલી નજર નાખતો ઉતાવળો પૂછતો હતો: 'મને રજા છે!'

'એલેક્ષી! અહીં આવ.' ધીમો બનતો પેલો અવાજ આખા તંબૂને ભરી દેતો હતો.

અને એલેક્ષી અંદર ગયો.

'મારી સાથે ચા પીતો જા.' એલેક્ષીની આંખમાં જોયા વિના કર્નલે કહ્યું.

એક પળવાર એલેક્ષી જોઈ રહ્યો. પછી ન સાંભળ્યું હોય તેમ હોશિયાર બનતો એ પાછો બોલ્યો: 'વાયુયાન તૈયાર ઊભું છે—મારા સાથીદારો રાહ જુવે છે...કૉમરેડ કર્નલ! મને રજા...'

અને હાથમાંનો ચાનો પ્યાલો કંપાવતો કર્નલ કંઈ બોલી શક્યો નહિ.

એલેક્ષી સલામ ભરીને ચાલ્યો ગયો હતો. જાણે બીજી જ પળે ભાનમાં આવતો હોય તેવો કર્નલ પરમોલીવ યાદ કરી રહ્યો: 'મારાથી સહાયો સહાતો છે. સોવિયેટી બધી ઓલાદમાં કોણ જાણે શું...કદાચ એને યાદ પણ નહિ હોય...આ જાની જંગમાં કે હું એનો બાપ...અને એ ફિક્કું હસ્યો. 'કૉમરેડ લેફ્ટેનન્ટ એલેક્ષી...ભલે ગયો.' પાછો એ વિચારે ચડ્યો. 'પણ મારા તરફ એ સખતાઈથી વરતે છે....હું ય એના તરફ...હું પણ એના તરફ કયાં ઓછો સખત છું! નહીં તો બાપદીકરો એક-બીજા તરફ મુલાયમ થઈ જાય ને મોરચાનું સમાન શિસ્ત ખોરવાઈ જાય...એની તો એ ય સંભાળ ઠીક રાખતો લાગે છે. પણ એ મને પાર'' ગયો છે.' બોલતો કર્નલ પરમોલીવ પાછો ફિ

'હું તો એનું લાડનું નામ પણ નથી'

એલેક્ષી જ કહું છું. મારાં ફરમાન એ

કપરાં હોય છે. એની ફરજની બજવણીની કડકાઈથી તમારાથી ડરું છું અને એને ભાગ્યે જ વખાણું છું પણ એ ભારે પાકો છે...મારી અંદરની મુલાયમતા ઓળખી જઈ ને હું એના પર વહાલ ન બતાવી બેસું, તે બીકે મારાથી દૂર જ રહેતો ફરે છે. વીસ વરસનો મારો આલ્યોશકા, અને એ લાડીલું નામ કોઈ સાંભળી તો નથી ગયું એવા ખ્યાલથી એણે આસપાસ જોઈ ને ઉમેર્યું: 'ભારે કપરો છે.'

બોલતો એ ઊઠીને આંટા મારવા લાગ્યો. એને પોતાની સાથે જ મોરચા પર આવવા તૈયાર થયેલો આ આલ્યોશકા યાદ આવ્યો. ત્યારે એની માતાના વહાલભર્યા હાથની પકડ પર એ એમ જ જોઈ રહેલો એની આંખ સામે દેખાયો. એણે એની માતાના ઊડી જતા ફિક્કા સ્મિત તરફ પણ એ જ રીતે જોયું હતું અને એની છેલ્લી ગોદમાંથી નીકળતો, આંસુધારના ભીનાશથી છલકાતી આંખમાં જોઈ રહેતો જાણે આવી જ રીતે ત્યારે ય એ ટપકતી આંખને ફરતી નિસ્તેજ રેખાઓ ગણતો હતો. એની માનો લાડીલો અમારો બંનેનો એકનો એક બસ એક જ રાતમાં મોલોટોવનો વાયુસંદેશ સાંભળતો કેવો થઈ ગયો હતો! બિલકુલ આવો...'મને જવાની રજા છે કોમરેડ કર્નલ' અને પાછો એ મલકતો ખુરશીમાં બેસી ગયો, 'પણ મારી ને એની મિત્રાચારી ઉપરથી બિલકુલ ઠંડી અને શિસ્તવાળી જ છતાં મુલાયમ છે...ને એની માતાનો એ એકનો એક આ બધી ઠંડક નીચે ઉગ્ર પ્રેમથી ભર્યો ભર્યો છે...એ જ અનુરાગ આજે સળગતો બન્યો છે ને મોરચા પર નેમ ધારીને...'

'કોમરેડ કર્નલ...' એ ચમકીને ઊભો થયો. એને સમજાયું...એ તો ખાલી ભ્રમણા હતી.

એટલામાં તો એ ચારે રૂસી ફરજદોને લઈને વાયુયાન જર્મન છાવણીની પીઠમાં ફૂંકાતા વાવંટોળની પાંખ પર ફેંકીને એ ચારે જણને જમીન પર ઉતારતું હતું.

એ ચારેની નેમ પેલા પુલ પર હતી. પુલ પર પહોંચીને એમણે ડાયનેમાઈટનો બોજો ખાલી કરવાનો ...ફરજને બજાવવાની હતી.

બધું ઠીક થઈ જાત પણ એક જર્મન ટુકડી સાથે એ ચારે જણ અથડાઈ પડ્યા. અને પુલ તરફ —નાસતા-ભાગતા—પાછળ પડેલ જર્મનોના ગોળીબારે એલેક્ષીના પગના બંને સાથળ વીંધી નાખ્યા.

અને ત્રણે જણે અટકીને પોતાના આગેવાનનું મોત જોયું. એલેક્ષી તરફડતો હતો. બંને હાથની આંગળી ...ને ચૂસાઈને એ પાણી માગતો હતો.

ત્રણમાંથી એકે આગળ આવીને બગલમાં લટકતા ચંબુમાંથી પાણી રેડ્યું અને બધા બરફ પર પથરાતા લોહીમાં મરણની છબી જોતા મૂઢ બન્યા.

'મને છોડી જાવ.' એલેક્ષીનો તરફડતો પ્રાણ બોલ્યો, 'કેપ્ટન સરગીવ...ઉતાવળા થાવ. પેલા પુલ પરની આપણી નેમ આ વારે એળે ન જાય...હું તમારી સાથે નહિ હોઉં...મને માફ...'

અને સરગીવે ઈશારો કર્યો. એલેક્ષી ઊંચકાયો. એનો અવાજ કરગરતો રસ્તા પર પથરાતો હતો: 'મને છોડી જાવ...'

અને જર્મનો પાસે ને પાસે આવતા જતા હતા.

અને પેલો કરગરતો અવાજ ક્રુદ્ધ થયેલો ચીસ પાડી ઊઠ્યો: 'તમારી–મારી ફરજ...મને છોડો... દેશદ્રોહ...' અને સરગીવ કંપી ઊઠ્યો. અટકી ગયો.

એક નાની ટેકરી પરના બે પથરાને અઢેલીને એલેક્ષીનો દેહ આરામ-ખુરશી પર ગોઠવાય તેમ ગોઠવાયો. સરગીવે બે જણને ડાયનેમાઈટ લઈને પુલ તરફ દોડવાનો ઈશારો કર્યો અને, પોતે વિદાય લેતા સાથીદારને છેલ્લી સલામ ભરવા નીચો નમ્યો પણ કંઈ બોલી શક્યો નહિ. એલેક્ષીએ એક હાથે એના કાનને પોતાના હોઠ પાસે લીધો. એક અમાનુષી અવાજ ગુંજતો ઠરતો હતો: 'મારા હાથમાં મારી ભરેલી રીવોલ્વર અને પેલો ચંબુ પીઠ બાજુ પર...અને મારા બિરાદર, તું ઉતાવળો થા...પેલો પુલ...આ વારે આપણે...મને તમે બધા અને મારો બાપ...' અને રૂંધાતા અવાજે એણે સુધાર્યું: 'કોમરેડ કર્નલ' અને એનું ભાન ગયું.

અનિમીષ બનેલો સરગીવ અવાક બનીને દેખી રહ્યો. એણે એલેક્ષી પર ઝભ્ભો ઓઢાડ્યો ને ગોઠણભર ઉતાવળો બોલ્યો: 'આ વારે–અને અનેકવાર–' બોલતો એનો અવાજ એક ડૂસકામાં અટવાઈ ગયો. એણે લાલસલામ ભરી અને પાછું જોયા વિના દોટ દીધી.

એલેક્ષી ભાનમાં આવ્યો ત્યારે જાણે આખી ધરતી ધણધણી ઊઠી હોય એવું એને ભાન થયું. ધડાકાના ભયાનક અવાજે એનું ભાન એકઠું થવા દીધું નહિ. એ આંખો ફાડીને સમજવાનો પ્રયત્ન કરતો હતો.

એ ધડાકા થમી જતા લાગ્યા. એનો હાથ કંઈ યાદ આવતાં પડખાની આસપાસ ફરતો હતો. એના હાથમાં રીવોલ્વરનો હાથો અથડાયો. એના કાનમાં કોઈના દોડવાનો અવાજ આવ્યો.

પેલી ભયાનક યાદ એના માથામાં સળવળી. એને દોડવાનું મન થયું પણ એને પગ નહોતા તે યાદ આવ્યું. એને લાગ્યું કે પાછું ભાન જશે. ભાન જાય તે પહેલાં એણે બે કામ કરવાનાં હતાં. એણે પ્રાણને પકડી રાખ્યો. એણે ઓગળતા ભાનને એકઠું કરવાનો પ્રયત્ન કર્યો.–

જાણે એનું કફન બનવા માગતાં હોય તેવાં વાદળાં નીચાં ને નીચાં આવતાં હતાં. આથમતો સૂરજ એ કફન પર લાલ રંગ છાંટતો હતો. પેલા દોડતા અવાજ પાસે ને પાસે આવતા હતા. ધસી આવતા મોત પહેલાં એની આંખ મીંચાઈ. એની આંખ સામે તેજનાં કુંડાળાં જોરથી ફરતાં થયાં. એ કુંડાળામાંથી એક આકાર સરજાયો. એ આકાર એના માથાને હચમચાવી નાખતો કહેતો હતો: 'બેટા...બેટા આલ્યોશ્કા...' એ આખો હચમચી ગયો. એને ચાનો પ્યાલો ધરતા એના બાપની છબી દેખાઈ. એણે આંખો ખોલી નાખી. એની સામે કેટલાક દોડતા પડછાયા દેખાયા. ધુમ્મસમાંથી ઊઠતા ધુમ્મસના બનેલા જર્મન જલ્લાદો પર એણે એક હાથની કોણી ટેકવી બીજા હાથમાંની રીવોલ્વર દબાવી. ધુમ્મસમાં ધુમાડા ઊભરાયા. ધુમ્મસના પેલા પડછાયામાં ચીસ સંભળાઈ. એક જર્મન શરીર એની એડને અડીને પટકાઈ પડ્યું. એણે પાછી જોરથી આંખ મીંચી. એની ખોપરીમાં થતા અવાજને દબાવીને એણે છાતીની પાંસળી સાથે રીવોલ્વર દબાવી. રીવોલ્વરનો ઘોડો દબાવતાં પહેલાં એના માથામાં કોઈ ઘસતું હોય તેવું એને ભાન થયું. એના બાપની છબી પાછી ચીસ પાડતી હતી: 'આલ્યોશ્કા...' અને એ અવાજમાં એક ધડાકો થયો. એની પાંસળીમાંથી એના આખા કલેવરમાં કંઈ ફરતું હોય એવું એક પળ વાર એને ભાન થયું અને પછી ભાન ગયું.

ત્યારે એ બાપની જીવતી છબી સંધ્યાની સુરખી નીચે છાવણીની તપાસ પછી તંબૂમાં પેસતી હતી. કર્નલ પરમોલીવ છાવણીમાં પેસીને કોટ પર પડીને ફૂંકતો હતો. બે દિવસથી શરૂ થયેલો વાવટોળ એના તંબૂની દીવાલો પર ઠોકાતો હતો, અનેક જાતના અવાજ સૂસવતો હતો. કોઈ વાર નહિ અને આજે એને ઊંઘ આવતી નહોતી. મોડી રાત સુધી મુખ્ય મોરચા પરથી સંદેશાઓની આપલે ચાલુ રહી હતી. એ હમણાં જ ઊઠીને એક અવલોકન–ચોકી પર જઈ આવ્યો હતો. એને પેલા ચારનો ખ્યાલ સતાવતો હતો. કે ને આજે એનો એકાંતભાવ એકાએક સાલી ઊઠ્યો.

એની સાથે એની સ્ત્રીની છબી દેખાઈ. પણ એ તો સાઇબીરિયામાં દૂર હતી. એ યાદ પરથી ઊઠી ઊઠીને જાણે એની આંખ સામે એણે મોકલેલા એની સ્ત્રી પરનાં પરબીડિયાં પસાર થવા લાગ્યાં. એમાંના કેટલાંક એની સ્ત્રી પર જતાં હતાં, બીજાં કેટલાંક ત્યાંથી લખાયેલાં એના તરફ આવતાં હતાં. 'કેટલાંક તો હજુ રસ્તામાં જ હશે ને! મારા તરફ આવતા...એના તરફ જતા પત્રો.' એ બધા પત્રોમાં એની આંખે વળગતા અક્ષરો જાણે ઊડતા હતા, 'આપણો આલ્યોશા–બિલકુલ બાળક છે હો...'

અને એને આલ્યોશા યાદ આવ્યો. 'અમારો એકનો એક...' એ બબડ્યો. 'પણ હવે તો એ આવી પહોંચતો હશે.' એણે મન મનાવ્યું અને પગલાંનો અવાજ સાંભળવા કાન માંડ્યા. પણ હજુ પેલો ઝૂંતિયો ફૂંકાતો હતો અને કશું જ સાંભળવા દેતો ન હતો. પાછો એલેક્ષી જાણે ઉંબરામાં રજા માગતો ઊભો હતો: 'આ વારે તો...મને રજા છે કોમરેડ કર્નલ!' કેવા વીરતાથી ઊભરાતાં એનાં આજ સુધીનાં પરાક્રમો હતાં! કેવી પ્રાણથી તસતસતી એના ચહેરાની રેખાઓ હતી! કેવો નિરધારની મક્કમતાથી ઘડેલો એનો શાંત દમામ હતો! કેવી ધીરતથી તરબોળ એની તમન્ના હતી! અને તો ય પોતે કેવો મુલાયમ છે......નરમ છે તે એવા વીરની ચિંતા કરે છે એમ એને લાગ્યું.

'મને હવે રજા છે, કામરેડ કર્નલ!' બસ એટલું જ એણે પૂછ્યું ન હોત અને પોતે ધરેલી આ ચૂપચાપ પી લીધી હોત તો એમ કશું ન લાગત

એમ એ વિચારી રહ્યો. પોતે જે પોતાથી અને આલ્યોશાથી છુપાવવા માગતો હતો તે જાણે એના તરફ હસી રહ્યું. કેવો મુલાયમ એનો અનુરાગ હતો! કેવી ઉદાસીનતા એ એની ગેરહાજરીમાં અનુભવતો હતો! આવો મોટો કર્નલ આજે સાવ ઓગળતો બેઠો હતો. આજે એનો આખો ય સંસાર એની અંદર તોફાન મચાવતો હતો. આજે એની બધી સખતાઈ, એનું બધું અભિમાન પેલા એકના એકની યાદમાં પીગળતું હતું

એ પોતાથી જ શરમાયો. એ પથારીમાંથી ઊઠ્યો અને સગડી પાસે જઈને તાપતો બેઠો. એને પોતાનું પહેલું લશ્કરી જીવન યાદ આવ્યું. ત્યારે આલ્યોશ્કા એની માતાના ખોળામાં રમતો બાળક હતો અને પોતે આલ્યોશા આજે છે તેથી થોડાં જ વરસ મો' હતો. ત્યારની પોતાની છબી બુડેની જેવા સરદારન હરોળમાં ઘોડા પર બેઠેલી દેખાઈ ત્યારે એ વરસતા ગોળીબાર સામે લગામ તાણતો ને દુશ્મનની તોપ ટપી જતો તે એને યાદ આવ્યું. આજે એ તોપખાના-નો આગેવાન બન્યો હતો, અને જર્મન જલ્લાદો પર ગોળા ફીંકતો હતો. આજે એને પ્રતિઆક્રમણ પહેલાંની ગોલંદાજી પો ફાટે ત્યાં શરૂ કરવાની હતી. તે પહેલાં જ જર્મન પીઠમાંના પુલને ઉડાવી દઈને આલ્યોશ્કાએ પાછા ફરવાનું હતું.

એ એકાએક ઊભો થયો અને એણે તંબૂની બારી બહાર જોયું. સવાર થઈ જવા આવ્યું હતું. 'એ આવી પહોંચશે હમણાં જ ..' વિચારતો એ કોઈની મુલાકાતની રાહ જોતો હોય તેમ અંદરના ટેબલ પાસે તૈયાર થઈ ને બેઠો.

અને થોડીવારે તંબૂના બારણા પર ટકોરો પડ્યો. 'અંદર આવો.' એણે ઉતાવળી અનુમતિ આપી. અને કેપ્ટન સરગીવ ભારે પગલે અંદર દાખલ થયો એ સીધો જ અહીં આવ્યો હતો. એણે ગુપ્તચરનો પોશાક જ હજુ પહેર્યો હતો.

'શા સમાચાર છે?' તાકતો હોય તેવો અવાજ ફૂટ્યો. અને પોતાની ઓટોમેટીક જમીન પર નાખતો સરગીવ કર્નલના બાંકડા પર બેસી પડ્યો.

'થાકી ગયો લાગે છે' બોલતો કર્નલ સરગીવના પર હાથ ફેરવતો બોલ્યો, 'પણ સમાચાર શા છે?' સરગીવ કર્નલની આંખમાં બીધેલો જોઈ રહ્યો.

'પકડાયો છે?' કર્નલ ઉતાવળો થયો.

'ના, કોમરેડ કર્નલ...ના, ના.'

અને 'ના' શબ્દમાં મરણ દેખતો હોય તેમ મરણ આડો અવાજ ધરતો એ ઉતાવળો થયો, 'બિમાર પડી ગયો છે?' સરગીવે ભયાનક મૌનથી જોયું અને સમજી ગયો હોય તેવો કર્નલ બાંકડા પરથી ઊઠીને ફરવા લાગ્યો. એક જ પળમાં પેલા ભયાનક સમાચાર સાંભળવા ના પાડતો હોય તેમ એ અવાક બન્યો. એના માથામાંથી તમામ ખ્યાલો અને યાદ જાણે ઊડી ગયાં. આખા માથામાં એક જ અવાજ ભયાનક તોફાન મચાવતો હતોઃ 'આલ્યોશા...આલ્યોશ્કા...'

'કોમરેડ કર્નલ...!' બોલતાં સરગીવે એને હાથ ઝાલીને બાંકડા પર બેસાડ્યો કર્નલે જોરથી આંખો મીંચી દીધી ને ઉઘાડી. કર્નલના હોઠ પરથી અવાજ ફફડી રહ્યોઃ 'આલ્યોશા...'

'ગયો.' સરગીવે હિંમત એકઠી કરીને કહી દીધું

'ક્યાં?' કર્નલે વિકરાળ નજર ઊંચકી અને સરગીવ આંખો કંપી ઊઠ્યો. એની આંખ સામે પેલો બ્રીજ દેખાયો. એના પર અઢેલેલો આલ્યોશા દેખાયો ...એને એણે ત્યાં એકલો છોડ્યો હતો એણે એ લાલચીરની છેલ્લી સાથીદાર 'જેરી રીવોલ્વર જર્મનો આવે તો પકડાવા કરતાં આપઘાત કરવા છોડી હતી.

'કોમરેડ કર્નલ...પુલ ઊડી ગયો' અને કર્નલની નજર ધીરી પડી...'અને એ પણ...' એણે ઉમેર્યું.

અને કર્નલની આંખ સામે ડાયનેમાઈટના ધડા-કાથી ઊડતા પુલનું કમઠાણ દેખાયું. એમાં એના આલ્યોશાની કરચો પણ ઊડતી દેખાઈ.

એ ઊભો થઈ ગયો. એની આંખ સામે મોરચો દેખાયો. પોતે તંબૂમાં છે તે ભૂલેલો કર્નલ વિકરાળ બનીને બરાડ્યોઃ 'આપણી ગોલંદાજી શરૂ કરી દો.'

એની આંખ સામે તોપો તરવરી ઊઠી. એ મોર-ચાના ભયાનક પ્રેતમાં તરવા લાગ્યો દરેક તોપમાથી એનો આલ્યોશા જર્મન જલ્લાદો પર ઊડતો એને દેખાયો. એ ઉતાવળો થયો. એના માથામાંથી તમામ વિચારો અને લાગણીઓ ભાગી ગયાં હતાં. એકલા મોરચાથી સળગતો એ બબડ્યોઃ 'હું એનામાં જીવીશ ...બિલકુલ મારા જેવો...એની યાદમાં હું...'

પણ...પણ...એના મોરચા પરથી છૂટી નીકળતી આલ્યોશાની જુવાન જનેતાની છબી એનો જવાબ માગતી એને રોકી રહી, 'મારું શું? મારો એકનો એક ...જર્મન જલ્લાદો પર વેર બનીને હું ક્યાં ભભૂકી ઊઠવાની હતી! તોપોની નેમ તાકીને જર્મન જલ્લાદો પર હું ક્યાં ધડકી પડવાની હતી!' એનો કદમ થંભી ગયો. એ ઉતાવળો બરાડ્યો: 'કોમરેડ...સરગીવ... તજવીજ કર કે મારી ઓર્તે...અલ્યોશાની માતાને...' બોલતાં એના કંઠમાં ખંજર વાગતું હોય તેવી પીડા થઈ આવી અને સરગીવને ઉતાવળાં કહ્યું: 'કોમરેડ કર્નલ...આલ્યોશાના ખબર નહિ આપવામાં આવે... મને રંજ છે!'

'હા.' બોલતો કર્નલ ભયાનક રીતે જોઈ રહ્યો અને બહાર જતા સરગીવને બોલાવી રહ્યો: 'ઠીક છે, ઠીક છે.'

'શું?' સરગીવ ધીમેથી બોલ્યો.

'એને સમાચાર નહિ પહોંચાડવા માટે—એ તો મને માફ કરશે જ.'

અને સરગીવ ચૂપચાપ ચાલતો થયો.

પછી કર્નલ પોતાની ઘડિયાળ તરફ જોતો, ગોલંદાજી કરતા તોપખાના પર ફરતો હતો. એના દરેક ડગલાને ગમગીન અને ગહન બનાવતો પેલો અવાજ હજુ ય એના માથામાં સળવળતો હતો: 'અમારો એકનો એક'

અને આક્રમણ શરૂ થઈ ચૂક્યું હતું.

*

તેની એને શી ખબર? એ તો સાઈબીરિયાના એક ગામમાં રહેતી હતી. એના એકના એકની અને તેના બાપની રાહ દેખતી હતી. આલ્યોશાના બાપની વૃદ્ધ જનેતાની સારવાર કરતી હતી અને ઘર સંભાળતી સંગ્રામના સથવારામાં શ્રમ કરતી હતી, અને જેમના દીકરાઓ અને બાપાઓ મોરચે મુકામ કરવા ગયા હતા તેમનાં બાળકોને વાર્તાઓ કહેતી હતી અને શીખવતી હતી.

'સંગ્રામની વાત...' બાળકો એને છોડતાં નહોતાં.

'આપણો આલ્યોશા આવશે ત્યારે...' એ પતાવતી હતી.

'કાગળમાં લખતો હશે ને!'

'કાગળમાં કંઈ સંગ્રામની વાતો લખાય કે!'

'ત્યારે શું લખાય?'

'લાગણી.' એ હસતી હતી અને ઘણા વખતથી નહિ આવેલ પોતાના એકના એકના પત્રની રાહ દેખતી દૂર દૂર ગમગીન બનીને જોઈ રહેતી હતી, અને મોરચા પરથી નવા આવતા જખમીઓને જોવા ઉતાવળી જતી હતી. એણે હવે નિશાળ ઉપરાંત સારવારનું કામ પણ બજાવવા માંડ્યું હતું. હવે એની નિશાળ પણ વધારે ને વધારે આવતા જખમીઓ માટે ખાલી કરી આપવી પડી હતી. કેટલા યે જખમીઓના ચહેરામાં એ આલ્યોશાની એક કે બીજી રેખા દેખતી દિવસરાતની ફરજ પર મંડી પડી હતી. એકવાર એનું બારણું ખોલીને કોઈએ એના હાથમાં એક મહિના પર લખાયેલો કાગળ મૂક્યો એ ઉતાવળી આનંદી ઊઠી અને દાદી પાસે પહોંચી બોલી: 'દાદી ...આપણો આલ્યોશા હવે એના બાપની જ હરોળમાં રહીને લડે છે.'

'ઠીક થયું બેટી!' દાદીએ કહ્યું.

'મેં લખ્યું હતું ને...તમારા દીકરાને કે...દાદી પણ લખાવે છે—આપણો આલ્યોશા તો બિલકુલ બાળક છે.'

'ઠીક થયું' પાછી દાદી બોલી અને આલ્યોશાની સંભાળ માટે છાતી પર ક્રૉસનું ચિહ્ન આંગળીથી દોરી રહી. 'એનો બાપ...ઊંચો કદાવર ને મોટો મહારથી...આલ્યોશાને આંચ નથી આવવા દેવાનો હોં!' દાદી પોતાના દીકરાને યાદ કરી રહી.

'પણ કેવો આળસુ છે...આલ્યોશાએ એના હાથથી અક્ષરે લખ્યો નથી...ને આ તો એક મહિના પહેલાનો પત્ર છે...'

'હવે આવશે તે આલ્યોશાના હાથનો હશે.' ડોસી સમજાવી રહી.

એમ થોડા દિવસ વહી ગયા.

અને પછી એક દિવસ એ બારણા પર થતા અવાજથી ઝબકી ઊઠી. 'આના, આના પેરોવના!' અને એણે ઊઠીને કાગળ લીધો.

[અનુસંધાન પાન ૭ મે

લેખક
● ઉમેશ કવિ

# પિંજરાનો રાજા*

કોઈ અગત્યની ખાનગી મસલત માટે એક રાજા તેના મહામંત્રી સાથે શિકારને બહાને જંગલ તરફ ઊપડયા.

વગર પ્રયત્ને મનની સ્થિરતા ઉપજાવી આપવાનું એવાં કેટલાંક સ્થળોમાં સહજ હોય છે. કોઈ પહાડની ટૂંક ટેકરી, કોઈ વહેતિયાણુ ઝરણાનું કલકલ જલ-સ્ત્રવણ, કોઈ ઘન વૃક્ષની ઘટાછાયા, કોઈ પુષ્પવેલીની પ્રસન્નમધુર સૌરભ, કોઈ ખળખળતી નદીનો શીતળ આરો, કોઈ સ્થિર જળરાશી સરોવરનો પાળ કે ભવ્ય સાગરનો કિનારો આ વાતની સાક્ષી પૂરતાં આપણી સ્મૃતિએ કેવાં સંઘરી રાખ્યાં છે!

કોઈ સાધુ-ફકીરની કુટિર પાસેથી, કલાલના પીઠા પાસેથી કે બારી-બેઠી છટકેલ રામજણીના માળિયા પાસેથી, આભ આંબતા શિખર-મિનારે આંખ ભરી મૂકતાં મંદિર-મસ્જિદ કનેથી વહતી આપણી વિચારધારા કેવા બદલાવક વાંકમરોડ લેતી રહી છે તે યાદ છે ને? તેમાં ય આ તો પાછી રાજ-મંત્રણા. સંભળ્યું પાછું સંભળાવી જતાં પોપટ-મેના જેવાં પક્ષીગી પે સાચવીને કરવાની હોય. તેમાં સમજતા ઠરેલ પીઢ-ને જે તાત્કાલિક વાત કે બનાવની અસરમાં આવી ન જાય-તેમાં મેડોવાયા ન હોય-તેવા નિસ્પૃહ-વિદ્વાન, કુલીન સંસ્કારી રાજદ્વારી જીવો સલાહે ખપની. એથી તો બેઉ રાજના સીમ તેવાને વસાવેલા તે ઠેકાણે પહોંચ્યા. વાનપ્રસ્થી સંન્યાસીના સ્વાશ્રમમાં એવા થોડા રાજદ્વારી રાજ ખૂબ ખપના થઈ પડે છે.

ઘોડાં ચરવા છૂટાં મૂકી, બેઉએ નજીક પડોશ રાજ્યોમાંના એલચીઓ તરફથી આવેલા સંદેશા બીજી બાતમીઓ ઉપર વિચાર ચલાવ્યો. એતદ્ રાજની પ્રજા સુખી હોય જ. એમાં મુખ્ય તે પડોશનાં રાજ્યોના રંગઢંગ જોતા રહેવાના હોય છે એનાઓની વઢવાડ કે સારાસારી કે ચૂપકીદી બહુ શા કારણે જન્મ્યું ત્યાંથી માંડી પોતે તેમાં સંડોવાવું આંખ મીંચામણાં કરવાં કે ઉપરિયામણુ ધરાવ બેસવું એ બધું જોતાં રહેવું પડે છે. પાડા પાડાઓની લડાઈમાં ઝાડવાનો ખો થતો અટકાવવાની એટલે કે પોતાનું કોઈ મિત્રરાજ્ય તેમાં ઓદરાઈ ન જાય તેની, જેણે એ ઝાડની ડાળીએ પોતાના છોકરાં માટે હીંચકો કે ડાળી બાંધી હોય તેને તે જરૂર ન છૂટકાની. બેસવાની ડાળ કપાઈ ન જાય તેની દેખ-રેખથી માંડી તૈયારી સુદ્ધા રાખવી જોઈએ.

મંત્રણા એ બધી નીતિનું શિરકેન્દ્ર-નાભી સ્થાન હોય છે.

મંત્રણા થઈ ગઈ. નિર્ણય લેવાઈ ચૂક્યો. રાજે ધારણ કરવાની નીતિ ઘડાઈ ગઈ. એટલે રાજા નફિકરો થયો. એને થયું કે હવે એકાદ શિકાર કરીએ કે બહાનું સચવાય. રાજધાનીમાં પડેલા પરરાજ્યોના વેપારીઓ એલચીઓ, ચરો-ઉપચરો સહુ જે રાજાની ઝીણીમોટી હરફર નોંધતા રહેતા હોય, તેવાઓની જે થોડી પડપૂછ ને ખણખોદ ઓછી થઈ!

પણ નિર્માણ જુદું હતું. રાજા પોતે જ એક હિંસ્ર પશુનો શિકાર થઈ ગયો. અણધાર્યા નીકળી

---

અને પછી એના કણકણને કચડી નાખતો આઘાત એના જીવન પર ફૂટી નીકળ્યો. એ આખો દિવસ ઘરમાં ગોંધાઈ રહી ને ઝૂરયા કરી. જાણે એક જ રાતમાં બદલાઈ ગઈ. એનો કાયાપલટ થઈ ગઈ. જીવન પર ચાહનાની ક્યારી જેવી એ આગથી ભભૂકતી હતી. આજ સુધી ચાહનાને ચૂમતી એ ધિક્કારથી ફૂંફરતી જીવી રહી.

એ ધિક્કાર હવે એને ખાઈ જતો હતો. એ ધિક્કારને બહાર કાઢીને જીવવાની એની પાસે જોગ વાઈ નહોતી. એ એના સુકોમળ હાથ તરફ જોતી અને મૂઠીવાળીને ટેબલ પર પછાડતી અને હાથના ખોબામાં આંસુ વિનાના સૂકા ચહેરાને સંતાડતી હતી.

* એથી કોઈ ખાટસવાદિયો રખે એમ માનવાની ભૂલ કરે કે સિંહાસન ખાલી હશે ને મુગટ માથે બેસ-મિસતો આવશે.

પડી રાજા હજી પૂરું જુવે કે શું છે તે પહેલાં એણે એને એક થાપે નીચે પાડી દીધો. ચેતક અમાત્યે એને અલબત્ત તત્ક્ષણ જ પૂરું કરી દીધું પણ રાજાને જૂએ તો તે તો નિષ્પ્રાણ જ હતો. મંત્રીની ગભરામણનો પાર ન રહ્યો. રાજ્યપક્ષે યુવરાજ હજી કિશોર હતો. મંત્રી મંડળ એકરાગી ન હતું ને પડોસ તેમ જ દેશનું રાજકીય વાતાવરણ પીંખીવીંખી નાખે તેવું ખટપટે ઘેરાયેલું હતું.

સ્વપક્ષે રાજાનું આમ અકાળ મૃત્યુ પણ ભારે હાનિ કરનારું નીવડે તેવું હતું. પોતાનું તો ખેર ન રહે. બીજા દ્વેષી મંત્રીઓ રાજાના મૃત્યુ નિપજાવવાનો આરોપ મૂકતાં ન અચકાય તેવા રાજભક્તો હતા. એને આવતા અપ્રતિષ્ઠા ને પોતાનો સર્વનાશ સિવાય જાણે બીજું દેખાતું ન હતું. રાજલક્ષ્મી જાણે રૂઠયાં. પ્રજાની નિરાધારીનો વિકલ્પે તે ન સાંખી શકયા.

સૌથી વધુ જે હૃદયને અસહ્ય થઈ પડે તેવું તો એ કૃપાવંત ને કદરબૂઝ રાજાનું આત્મીયપણું પોતે ગુમાવી બેઠો હતો તે હતું. આવી વિષમ વિપદમાં એ વિચક્ષણ અમાત્યની પણ મતિ મૂંઝાઈ ગઈ. એણે બે હાથ જોડી ગદ્‌ગદ કંઠે ઢળતા આંસુએ ભગવાનને પ્રાર્થ્યા.

પણ ભગવાનનું પ્રતિનિધિત્વ લઈ ત્યાં તો માત્ર યમદેવના દૂતો સિવાય તેની મુત્સદ્દી–બુદ્ધિને બીજું સૂઝતું ન હતું. ઝટઝટ એણે રાજાના શબને કોઈનો સંચાર સંભળાતાં એક ખાડામાં પાંદડાં ઢાંકી છુપાવી દીધું

રાજાનું અધાર્યું મૃત્યુ જો નિર્માણ હતું તો એ પછી મહામંત્રીને ત્યાંથી વટતો એક કુંભાર જોવા મળવો તેને પણ એવું નિર્માણ જ કહી શકાય. બે–ત્રણ ગધેડાઓ ઉપરના છાલકાંમાં માટી લાદી એ ખંભે કોદાળી–પાવડાને તાલ દેતો નીકળ્યો.

જલદી સ્વસ્થ થઈ જઈ, મુખની સ્વભાવિકતા સાચવી લઈ અમાત્યે અમસ્તી નજર કરી જોયું તો એ જ ચહેરો–મહોરો, એ જ કદકાઠું એ જ ઘાટઘૂટ ને રૂપરંગ. મોઢા ઉપર હાસ્ય ફરકે છે. તે જાણે રાજાએ આવા કુંભારનો વેશ કાઢી પોતાને કેવો છેતર્યો કે ". પાડી તે સૂચવતું ન હોય! ગમે તેવી મતિ મૂંઝાયેલો તો ય રાજનો મહામંત્રી.

અરધા કલાક પછીમાં જે બન્યું તે જો એ ઠેકાણે પેલા મૃત રાજાનો આત્મા હાજર હોય તો તેણે કે વૃક્ષદેવતાઓને જે દેખાયું, તે રાજા તથા દીવાનના ઘોડા બેરતે પગલે રાજધાનીને માર્ગે ધૂળ ઉડાડતાં ને ડાબલાના ઝાંખા પડતા અવાજમાં વિલીન થતાં ને ઊંચીનીચી ધરતીના વાંકધોકમાં પાછાં કળાઈ અદૃશ્ય બનતાં જુવે. તેવાં પેલાં ગધેડાઓને પણ કતીકાણીને કાઢી મૂકતાં, છાલકાની ધૂળ ઢોળતાં ઘર તરફ ભાગી નીકળતાં દેખે કે હજી તે નિર્જન નીરવ પહાડી જગ્યાએ થોડું વધારે જોવા કરે તો એકલાં ઘરે પહોંચેલાં લગડાં જોઈ ફટકેલી કુંભારણને ધણીની ગોત કરતી, માટીની ભેખડોથી ત્યાં સુધી સગડે સગડે આવી પહોંચેલી જુવે ને પોતાના પતિને કોઈ હિંસક પશુએ ચૂંથી નાખેલો જોઈ તેના હૈયાફાટ રડાપીટ સાંભળીને ત્યાંથી ખસી જવાનું કરે.

કે એ કુંભારની અંતિમ ક્રિયા સુધી ત્યાં એ પછી જેમ બને કે બનતું ઘટે તે બધું જોઈ કદાચ પેલા ઘોડાઓને આંબી જઈ એના પંથી અસવારોની સાથે સાથે થોડું જાય તો તેમને ઘોડાંને થાક દેતા કે બદલાવતા, કયાંક બપોરા તો કયાંક સંધ્યાપાઠ કરતા, કયાંક આરામ લેતા ને પાછા દડમજલ કૂચ આરંભી દેતા જુવે, ને તેમની અવિરત ધીમે સાદે થતી રહેતી ગુફતુગો સાંભળે. પછી એમનો કેડો ઊઠવાનું કદાચ ન પણ ગમે, તો:

એટલા વખત તથા પલ્લા દરમિયાન આવશ્યક સૂચનાઓ દીધા કરી અને સાશ્ચર્ય એ બધું સહુ જ સ્વાભાવિકપણે મન ઉપર લેવાતું જોઈ મંત્રી ખુશ થતો નિશ્ચિત થતો રહ્યો.

રાણીઓ, કુંવરો, કુંવરીઓ, મંત્રીઓ, સેનાપતિઓ, ભાયાતો, સગાંઓ, શેઠિયા, શ્રીમંતો, મહાજન, રાજસભાના સભ્યો, દાસદાસીઓનાં નામો–દેખાવો–ખાસિયતો, રહેણીકરણી તથા તેમની ફરજોથી તેણે રાજાને વાકેફ કરી દીધો. એટલે સુધી કે નગરની રચના અને રાજમહેલના ખંડેખંડના ગોઠવણ સુદ્ધાં સમજાવી દીધાં.

મૃત દેહ ઉપરથી અલંકારો તથા પોષાક ઉતારી સજ્જ થયેલા આ બદલાવેલા રાજા સાથે કયારેક વાત કરતાં મહામંત્રી ભૂલ ખાઈ જતો હતો કે આ અવેજી રાજા હતો–કૃત્રિમ હતો: પણ એ બધું કર્યા વગર તેને છૂટકો ન હતો: જોખમને પહોંચી વળવું જ રહ્યું.

પ્રજાનાં રક્ષણ ને રાજાની રક્ષા એ વગર સચવાય તેમ ન હતાં.

એ બીકે તો મંત્રી ઠેઠ રાજાને તેના આરામ-ગૃહ સુધી મૂકવા આવ્યો. થોડું કામ કાઢી ત્યાં સારો એવો વખત વિતાવ્યો. થાકોડાને બહાને રાજાને આરામ કરતો જણાવી મુલાકાતીઓને વળાવ્યા. નાહક ક્યાંઈક ઘડો ફૂટી જાય ને રંગ બગડી જાય. કેમકે મૂગા રહી તેની સલાહસૂચનાઓ સાંભળી લીધા સિવાય રાજા હજુ સુધી કશું જ બોલ્યો ન હતો. તેથી તેને પતીજ પડતી ન હતી. એની એ ચિંતા જોઈ છેવટે રાજાએ આશ્વાસન આપતાં કહ્યું:

'નચિંત થઈ, હવે મંત્રીજી! આપ ઘેર પધારો. પદ પદને સાચવશે. સ્થિતિ તેને લાયક કરી લેશે. હા, એક વાત ન ભૂલશો—જોજો—જ્યારે સંજોગો અનુકૂળ થાય ત્યારે મને આ પિંજરામાંથી જલદી છોડજો; નાહક પછી પૂરી ન રાખશો. પ્રજા—રાજાની અત્યારની નાજુક દશા ન હોત, જાણો કે આ ઉપાધી લાખ વાતેય ન વહોરત.'

મંત્રી કપાતાં સાંભળી રહ્યો. રાજામાં 'જન્મ-રાજત્વ' જોતાં એનેય ધડક વળી ગઈ હતી કે ગધે-ડાંઓ હતીકાવીને કાઢી મૂક્યા ત્યારે આ માણસે પોતામાહેના કુંભારનેય જાણે વિદાય દઈ દીધી હતી.

•

સાંજે મશાલ થઈ. છડીદારોએ નેકી પોકારી: બંદીજનોએ બિરદાવળી ગાઈ. સાયંસંધ્યા ને હવન પતાવ્યાં. સ્વસ્થચિત્તે રાજા દિનચર્યા પૂરી કરી પૂજાના ઓરડામાં ભરાઈ બેઠો. એને માટે જે ખરેખરું ધર્મ-સંકટ જેવું હતું તે એણે ટાળવાનું હતું. રાણીવાસના ઓરડાઓનો પ્રકાશ એની રાહ જોવાતી હોવાનું સૂચ-વતો હતો. મોડી રાત સુધી પોતપોતાનું ભાગ્ય ઉજા-ગરે હોડે મૂકી ડોકાઈ ડોકાઈ રાજાની હરફર નક્કી કરવા બારીઓ રોકી કે દાસીઓ રોકી ઘેરાતી ઊંઘ રોકી રહી હતી. રાજા પૂજાના ઓરડે છે જાણી છેવટ એ માથાઓ ઝપી ગઈ. એમણે સહુએ સંપીને એક વાત તો નક્કી જાણી લીધી હતી કે આ વખત કોઈ વધારાની શોકય નહોતી આવી.

મંત્રણા, દાન ને ન્યાય તથા રાજસભાની હાજરી જેવા મુખ્ય મુખ્ય વ્યવસાયો સિવાય રાજાએ બાકીનો મોટા ભાગનો સમય પૂજામાં ગાળવા માંડ્યો હતો. એ છેલ્લા શિકાર-ગમનમાંથી આવ્યા પછીનો નવો છંદ, નવો વળગાડ છે. ને તે ક્યાં સુધી લંબાય છે તેની રાહમાંય તે બધાંઓને રસ પડતો હતો. સિવાય બીજો કોઈ અંદેશ એમાંના કોઈને વસ્યો નહિ.

મહામંત્રી યે મોઢામાં આંગળા ઘાલી ગયો કે મારે બેટે શું વેશ ભજવી બતાવ્યો છે. ટપલે બહુ કરી!

ક્યારેક કોડીલી કે માનેતી રાણી રાજાને આંતરી બેસતી, રોકી પાડતી. કોઈ વ્રતમાં હોમમાં તેની હાજરી પૂરવા વીનવવા આવતી કે એવી વિધિ ત્યાં આવી પતાવી લેતી, એમ જરૂર બનતું. કોઈ ધીટ રાણી નફટ થઈ ભક્તિનાં ચાંદુડિયાં પાડી જતી. પણ એમની દેહવાસનાનું વિષ, રાજાની માત્ર એક મીટમાં ઊતરી જતું. ને ઊલટું કોઈ અદ્ભુત આત્મસુખ ઓસરતી એ બમણા પ્રેમથી એને અનુસરી રહેતી. એવા જીવોને માટે આ અનુભવે નવો હતો. એટલે રાજમહેલના અંતેવાસીઓમાં, દૂરના ઝૂંપડાના ભંગી સુદ્ધામાં જે એક નવા છંદે ઘર કર્યું હતું તે સૌ પૂજામાં પડ્યાં પાથર્યાં રહેતાં હતાં, તે હતું. રાજા બે વખત સવાર સાંજ દર્શન આપે એટલામાં તેમને સંતોષ રહેતો. વળી ખટપટો, કાવાદાવાઓ, સ્પર્ધા, અદેખાઈ ને એવાં લાકડાં લડાવી રાજાને માત્ર 'પોતાનો' અને કેવળ 'પોતાનો' કરી લેવાની આગલી ટેવો સદંતર લોપાઈ ભૂલાઈ ગયેલી. એક ખરાબ સ્વપ્નું થઈ ખરી ગયેલી.

પણ એમાં એક વસ્તુ તો અવશ્ય બની તે મહામંત્રી કડેધડે બની ગયો. માથું કાઢી ગયો. રાજ-કાર્યમાં એની જ સલાહ અમલી થતી ચાલી. એની ઈચ્છા મુજબ બધું ચાલતું હતું.

બીજા મંત્રીઓના કચવાટે મારગ કરવા માંડ્યો—જે સ્વાભાવિક હતું. કેમકે તે બિચારા કંઈ થોડું જાણતા હતા કે હકીકત શું છે? મહામંત્રીને માટે એ પોતે એમ જ સમજી રહે કે રાજાને પોતે બેસા-ડ્યો છે, રાજા કર્યો છે એટલે એના દબાણ ઉપરવટ રાજા થઈ જ કેમ શકે? પોતાનો બેસાર્યો બેઠો છે એવા મહામંત્રીના પ્રપંચનું ગોપ્ય બીજા મંત્રીઓને શે સમજાય! એમને તો એક જ વાત પ્રત્યક્ષ દેખાતી હતી કે મહામંત્રીએ રાજા ઉપર કંઈક કર્યું છે. વશી-કરણ, અભિચાર કે કામણ તે તો કેમ કહેવાય પણ

તેમણે પણ અનુષ્ઠાન આદરી દીધેલાં.

છતાં–રાજા આ બધું સમજતાં છતાં–સાચવી લેતો હતો ભારે કુનેહથી. મહામંત્રીની ભૂલો આડકતરી રીતે એ સુધારી લેતો રહ્યો કે અપયશ પોતે ઓઢતો રહ્યો તેનાં પગલાંનું વાજબીપણું બુદ્ધિથી ઘટાવી બીજા મંત્રીઓના રોષ ઢાંકતો રહ્યો. એમ મંત્રીમંડળનો વિખવાદ ઉગ્ર રૂપ પકડતો અટકાવી રહ્યો. પણ મહામંત્રીને તો એથી ખોટું ઉત્તેજન જ મળતું ગયું. એ પોતાને કાંઈનો કાંઈ માનતો થઈ ગયો. સર્વગુણ-કળાસંપન્ન-સર્વજ્ઞ સમો સમજી બેઠો.

એક પ્રસંગ લઈએ. કોઈ પણ સાધારણ બનાવ એ સમજવા બસ થઈ પડશે.

મંત્રીમંડળ રાજા પાસે બેઠું છે. બારણે બારણે પહેરેગીરો લાગી ગયા છે. ખુલ્લી સમશેરો સાથેની એ નારી દ્વારપાલિકાઓ છે. અબોલ ને રુક્ષ. એ રાજરહસ્યો તો શું સાધારણ વાતો ય જાણવા પામી ન શકે તેટલી અબૂઝાઓ જ છે. કડક ને ખડી ચોકી છે. ચકલું યે ફરકી ન શકે.

પડોસી રાજ્યના સીમાપ્રાંતી રાજમાંથી એક ચર આવ્યો છે. સમાચાર લાવ્યો છે. એને સાંભળી લઈ સ્વસ્થ થવા નિદ્રા–આહારાદિ માટે વિદાય કર્યો છે. ત્યાં ખાતેના આ રાજના સાંધિવિગ્રહિકને રાજગણિકાના પાશમાં પડ્યાની એ વાત લાવ્યો હતો. સ્વતંત્ર ચર હતો. સાધો–ગજાનીભ્યો હતો.

'એ એવો નથી મહારાજ! કંઈક હિસાબે કરતો હશે.' વિદેશમંત્રીએ વાત ઉપાડી

'હા લાલો લોભે લોટતો લાગે છે.' રાજપુરોહિતે ટહુકો કર્યો.

'પણ એને કહેવડાવો કે દેખાવ ખરાબ થાય છે. ક્યાંઈક નાક કપાવે નહિ. ને એવી રાજગણિકા કોઈ હેવાફૂટી યૌવનતલસી રૂપગર્વિતા નથી.' મહામંત્રી બોલ્યા.

'થોડી રાહ જોઈશું તો કદાચ એના તરફનો સંદેશો જ આવી પહોંચશે.' વિદેશમંત્રી બોલ્યા.

'હા, આપણે એના ઉપર અંદેશ લઈ જઈએ છીએ એવું એ જાણે તો એનો ઉત્સાહ ઘવાય, અપમાન જેવું લાગે, એ ઠીક નહિ.'

'પણ તમે ચરને બોલતો સાંભળ્યો ને કે રાજગણિકા ત્યાંના યુવરાજની પ્રેયસી છે. નાહક હાસો જીવ ખુવે એના કરતાં એને બોલાવી લીધો સારો.' મહામંત્રી ભારેલા આદેશ ભાવે બોલ્યા. એ પોતાનું ધાર્યું કરવા મથતા હતા.

'એ દેખાવ સારો ન થાય. ત્યાંના રાજપુરુષો આપણા માત્ર એટલા પગલા ઉપરથી જ આપણી સ્થિતિ સમજી જાય કે આપણા માણસો આપણા કાબૂ બહાર છે–વિશ્વસનીય નથી. એમાં આપણી શિથિલતા જ દેખાય.' ન્યાયમંત્રીએ સૂર પૂર્યો.

'એવું કશું ન હોય તે ન દેખાય, મંત્રી!' મહામંત્રી તપી ગયા.

'પણ મંત્રીશ્વર! એવો તૈયાર માણસ ગુમાવવો આપણને ન પાલવે. આમાં જોકે કાંઈક બીજું જ હોવું જોઈએ. ને પુરુષ માણસ છે ને સ્ત્રીચરિત્ર આગળ ભલભલા ચકરી ખાઈ જાય છે. પણ પોતાને સંભાળતો રહીને જ એ એમ કરી શકે. એને ય પોતાની ને અહીંની પ્રતિષ્ઠા વળગી હોય.' વિદેશીમંત્રીએ પેલાનું તાણ્યા કર્યું.

'ખરું છે, આયુષ્યમન્! તેના વિરુદ્ધનું કંઈપણ માની લઈએ ત્યારે આપણે એક વાત ન ભૂલીએ કે તેનો પક્ષ અહીં રજૂ થતો નથી. ત્યાં સુધી આપણે તેની સંનિષ્ઠા સ્વીકારી, પરિસ્થિતિ જાણી, પછી જ નિર્ણય કરીએ. એણે ત્યાંના આપણા વેપારી સોદાગરોમાં સારી નામના કાઢી છે.' વ્યાપારપ્રધાને કહ્યું.

'તો એમ કરીએ: હાલ તુરત માટે, તેના જેટલા જ અધિકારથી બીજો એલચી આપણે ત્યાં મૂકીએ. વ્યાપારી સ્વાંગમાં એ ત્યાં જાય ને પેલા ઉપર નજર રાખે. કંઈક કબાડું બને, તે પહેલાં એની જગ્યા સંભાળી પેલાને જીવતોમૂવો અહીં મોકલી દે!' મહામંત્રીથી રહેવાતું ન હતું.

'અરે એટલું તો બસ થઈ પડે. ઓલ્યો ઓછો ચબરાક જાણો છો! ત્યારે તો ઇર્ષ્યાથી–અપમાનથી દાઝી એ આપણને સતા જ રાખે ને!' વિદેશમંત્રીએ કહ્યું. 'ને આ ગુપ્તચર અહીં આવીને આવી બાતમી આપે તેવો દેખાવ ઊભો કરી, એણે આપણી અહીંની સ્થિતિ જાણવા દાણો ચાંપી જોવાનો ઢંગ નહિ કર્યો હોય એની શી ખાતરી? પોતે સાચા સમાચાર

પહોંચાડે તે પહેલાં તે, સમજવા જેટલી આપણી મનોદશા—આપણા મંત્રીમંડળની જાગ્રતિ જાણી લેવા કરતો હોય તો!'

'હા, છે માળો મહત્ત્વાકાંક્ષી!' મહામંત્રી ફરફરી ગયા. 'પણ ગણિકા પાસેથી ખાતમી કઢાવવાના ઘણા ઉપાય છે. એણે આમ રાફડામાં હાથ ન નાખવો જોઈએ. અમે ય સાંધિવિગ્રહિક હતા. એટલા માટે આવી રૂપાળી–રૂડી બાઈ ઉપર જીવ બગાડવો જ પડે એમાં હું નથી માનતો! ચારિત્ર્યશિથિલ માણસો માટે બચાવ શોધવા ને તેઓને ઉત્તેજન દેવું સારી વાત નથી. અમારા વખતમાં આ વાત માટે આટલાં ચૂંથણાં ન ચૂંથાતાં. એનો ઘાટ ઘડાઈ જવાતો. શિરચ્છેદ એ એક જ શિક્ષા હતી તે માટે એ જ ગણિકાના મકાનમાં એનું મડદું થઈ જતું. બાકીનું આપણું કામ ગણિકા જ પતાવી આપતી. પણ ખેર! આપણે એને એક તક જરૂર આપીએ!'

રાજા આ મંત્રીગોષ્ઠી લક્ષપૂર્વક સાંભળ્યે જતો હતો. તેણે ચર્ચા સમેટતાં ફરમાવ્યું. 'આપ સહુ એક સપ્તાહ ખમી ખાવ. ત્યાં સુધીમાં બધું પતી જશે!' કહી રાજાએ સહુને પાનબીડાં દઈ વળાવ્યા ને પેલા ચરને બોલાવી કહ્યું: 'એ એલચી મને આવતી કાલે વહેલી રાતે સીમાડાના ફલાણા ગામની અમુક જગ્યાએ મળી જાય. જાવ જલદી ઊપડો!'

'ને શિકારને બહાને મહામંત્રીના પુત્રને સાથે રાખી, રાજા નિર્જિંતસ્થાને જઈ બેઠો. મહામંત્રીને ખુદને અંધારામાં સૂતા રાખી પેલાને મળ્યો એને કશું જ બોલવા ન દેતાં રાજા જ બોલ્યો:

'તમારી શક્તિ માટે અમે અંધારામાં નથી આકળા થાવ નહિ. છેવટે અમને અંધારામાં રાખી લાકડાં લડાવતાં બચો. એમાં દૈવને કરવું હશે તે જો ઊંધું ઊતર્યું તો તમારી ખેર નહિ રહે. આપણા પ્રકૃતિમંડળમાં ક્ષોભ ઉપજાવી, તમારી મહત્ત્વાકાંક્ષાથી ડોળી રાજકારણ ગૂંગળાવો નહિ. વિદેશમંત્રી ક્યારના બિચારા નિવૃત્તિ ઝંખે છે. ગુરુપૂર્ણિમા—આજથી પંદરમે દિવસે તેઓ વાનપ્રસ્થી થાય છે. એ અધિકાર હું તમને સોંપું છું. તમારી જગ્યા સાચવે તેવું તમને કોઈ સૂઝે છે? છે ધ્યાનમાં?'

'મારે ત્યાં તો નથી, મહારાજ!'

'હું સાથે લાવ્યો છું. મોરતું મેંડું છે. ચીતરવું નહિ પડે. તેડતા જાવ ને તમે તેને બધું સોંપી સમજાવી ગુરુપૂર્ણિમાના તે ઉત્સવમાં જ હાજર થઈ જાવ. અને તે જ દિવસે આપણે અહીંથી રાજપુરોહિતને કુંવરીબાનું શ્રીફળ લઈને મોકલશું એટલે તમારી ગેરહાજરીનો કશો વિકલ્પ થશે નહિ, સમજ્યા!'

સાંધિવિગ્રહિક તો આભો બની ગયો. એ બોલી ઊઠયો: 'મહારાજ! હું તાજુબ તો એમાં થઉં છું કે અહીં બેઠે આપે મારી આખી રમત કેવી રીતે પકડી? હજી મારા એક સિવાય બીજું એ કોઈ જ જાણતું નથી.'

રાજા કહે: 'એ તો ઠીક. મારે તમને જે થોડું ચેતાવવાનું છે તે એ છે કે કેવળ તમારી શક્તિઓનો જ પરચો બતાવવા તમે રાજ્યને તેની નિશ્ચિત નીતિ ફેરવવાની સ્થિતિમાં મૂકી દો; તે કદાચ રાજનાશ તરફ આપણને વાળી બેસે. લડયા વગર આપણું વર્ચસ્વ સ્થાપી શકીએ તેવા રાજ્યથી તો આપણે ચેતવું રહ્યું. ને તેવા નબળા રાજનો ચેપે ભૂંડો છે. સમજ્યા!

એક એવી નિર્બળ પ્રજા તથા રાજના કચવાટમાંથી પ્રાપ્ત થયેલું વર્ચસ્વ લાંબો વખત ન ટકે. આપણે તેના શુભેચ્છુ જ રહીએ. તેને આપણી રક્ષાની ખાતરી ને આપણી યોગ્યતા જોનારાં ચશ્માં આપીએ. એમાં જ આપણી સલામતી છે.'

'આપની આ શીખને હું ગુરુદિક્ષા ગણીશ, મહારાજ!'

'તો હવે તમે જલદી ઊપડો. સમય વ્યતીત ન કરશો. ને લેખ તૈયાર કરો હું મુદ્રા કરી આપું. ને હું ઊપડી જઉં ત્યારે મંત્રીપુત્રને ઉઠાડી તેને એ આજ્ઞા વંચાવજો. મેં એનું મન જોઈ લીધું છે. થોડું તૈયાર કર્યું છે, રસ્તામાં. હો!'

'જોકે આપની તહેનાતમાં આવવાની આશાથી મેં સંભાળ કઢાવી વાતનો દોર તો મેળવી લીધો હતો. પણ મહારાજ! આ અંદરની વાત તો મારો અંતરયામિ એક જ જાણે છે. હું તો ગૂંચવાઈ ગયો છું.' એલચી હજી વખાણતો હતો.

'એ જ અંતરયામિ જેને જાણવી જોઈએ તેવાને જણાવતો રહે છે!' કહી રાજા હસી પડ્યો. સંદેશે

આવી એણે મહામંત્રીને ત્યાં કહેવરાવી મોકલ્યુ કે તેણે તેમના પુત્રને કામસર અમુક ઠેકાણે મોકલ્યો છે માટે રાહ ન જુવે ચિંતા ન કરે.

દીકરાને આમ દૂર કરવાની સોગઠી ભાંમતા એ દેખાવે મહામંત્રીને, જોર બતાવતા થયેલા રાજાને વશમા રાખવાની ચિંતએ ઘેરી લીધે

તાબડતોબ એણે એવુ પેતરુ ભર્યું એક દબાતા રાજની રાજકુમારીનુ શ્રીફળ લઈ ત્યાંથી પુરોહિત હાજર થયા રાજા પાસે તેને લઈ જઈ જરા દૂર બેસારી ધીરેથી એણે કહ્યુ

'મહારાજ! આપને અહીં લઈ આવ્યો ત્યારથી મારી હમેશની ચિંતા આજે ટાળવા ભગવાને માગ સાધ્યુ એવુ જ જૂના રાજાની રાણીઓથી અળગા રહી આપે પણ ખૂબ નર એવુ કર્યું છે હવે મારી વિનતિ માન્ય કરો તો આપણે આ માગુ સ્વીકારી લઈએ! કન્યા રૂપસુંદરી છે ગુણવતી છે ને નારીયે છે'

પ્રતિહારીને ફરમાવી મહામંત્રીને મૂઝવતાં રાજા એ મહારાણીને તેડાવી બોલાવ્યા યુવરાજને પણ તેઓ આવે દરમિયાન રાજા બોલ્યા

'યુવરાજ ઉમરલાયક થયા છે જે જેમ ને જ્યારે થવુ ઘટે કે શોભે તેમ કર્યું સારુ

કુવરી મહારાણીના નજદીકના સંબંધમા હતી તવી યુવરાજની નજરમાં પણ એમને ભાવતુ કહ્યુ શ્રીફળ વધાવાયુ ને મંગળ વધો વાગી રહ્યાં મહામંત્રી હોઠ કરડતા ભાગ્યા એમણે જોયું કે બાજી વણસતી ચાલી છે

તેવુ વાતપ્રસંગ થતા વિદેશમંત્રીને વિદાયમાનની છેલ્લી સભા મળી ત્યારે મંત્રીના અધિકાર-પોશાક સાથે પેલા સાંધિવિગ્રહિકની હાજરી જોઈ બેવડાયુ કેમકે એણે પોતાના કોઈ આશ્રિતને ત્યાં મૂકવા વિચારી મૂક્યુ હતું એને હવે લાગ્યુ કે રાજા વહેલુ-મોડુ પોતાને પાણીચુ પરખાવે તે પહેલાં કાંઈક માર્ગ શોધી લેવો રહ્યો રાજજ્યોતિષી હાજર હતા મુહૂર્ત જોવાયાં કુંકુમ અક્ષત શ્રીફળ રાજપુરોહિતને સોંપાણું રાજકુમારી ને મહારાણી સહુ ગયાં એટલે પ્રવાસની ? તૈયારી સાથે પુરોહિતે પણ વિદાય લીધી મંત્રીના હાથ હેઠા પડ્યા જાણે રોષમાં એ સળગી રહ્યા

'રાજગણિકા સાથેની એ યુવરાજ માટે થતી વાતમાં તથ્ય હતું કાંઈ?' નવા મંત્રીને મહામંત્રી પૂછી બાતમી જાણવા મથતા હતા

'ગણિકા એક નમૂનેદાર સ્ત્રી છે, મહામંત્રી! સાચી રાજભક્ત છે એ પોતે ઊઠીને ભાવિરાજાનુ અહિત કરે એ તો અસંભવ છે પણ એવુ થતુ સાંખી ન રહે તેવી ઉગ્ર છે પાછી એની પાસે કે એની માર ફત યુવરાજને પોતપોતાની કુંવરીઓનુ ઠેકાણું પાડી દેવા ઘણાં રંજ પેરવી કરતાં હતાં તે નૃત્ય-સંગીત શીખવા-સમજવાને બહાને યુવરાજ પેલી કન્યાનાં ચિત્ર જોવા ત્યાં જતાં આટલી મૂળ ને સાચી વાત મહામંત્રી!' નવા મંત્રીએ ખુલાસો કર્યો

'મહામંત્રીને પ્રભુ જાણે કેમ કોઈ કડવા અનુભવને કારણે માણસની સન્નિષ્ઠામાંથી શ્રદ્ધા ઊડી ગઈ છે હમણાં તેને એમને કડક તથા આગ્રહી બનાવી દીધા છે!' રાજાએ ટકોર કરી હસી નાખ્યુ

'માણસ માટે આવા આમવા કુતર્કો-વિકલ્પો આરોપી, તેવી દૃષ્ટિ તથા ભાવને ધર ચીંધવાનુ સારુ નથી તે સાચુ છે મહારાજ!' નવામંત્રીએ સૂર પૂર્યો.

એક ખોટુ સાચુ ઠરાવા બેઠેલાને પછી બધે જ તેવુ દેખાય કદાચ, મહારાજ! નવા મંત્રી તરફ ફરી મહામંત્રી બોલ્યા બસ એટલું એવુ જાણવા માટે તમે ત્યાં પડ્યાપાથર્યા રહતા હતા?

મહામંત્રીને ચૂપ કરી દેતા નવો મંત્રી હસતો હસતો બોલ્યો 'હા મહાઅમાત્યજી! મારે માટે એ નવી નિશાળ થઈ પડી હતી ને પેલી ગણિકા ગુરુ'

'ગુરુદક્ષિણામાં શુ માગ્યુ તમારી એ ગુરુએ?' મહામંત્રી પ્રગટ રસિક બનતા બોલ્યા

'આપણા રાજપુરોહિત જે લઈને ગયા તે શ્રીફળ માત્ર!'

અથવા તમારુ માથુ, બરાબર?' રાજા વચ્ચે બોલી પડ્યો

'હાજી ચકિત થતો નવો મંત્રી રાજાને જોઈ રહ્યો

એમ વાતને હળવી કરી મહામંત્રીએ વિદાય લીધી

પણ જ્યારે રાજા ટેના પૂજાના ઓરડામાં હતા ત્યારે ને ત્યાં એકલા ગયા બારણુ બંધ જ

રહેતું. અંદર આવવાની તો ઠીક પણ વિક્ષેપ કરવાની સખત મના હતી.

'હું અંદર આવું, મહારાજ!' બહારથી મહામંત્રીએ પૂછ્યું. અંદરથી પ્રસન્નચિત્ત અવાજ આવ્યો: 'આવો! દ્વાર ખોલો.'

મંત્રીએ અંદર જઈ જોયું તો એ વિશાળ લાંબા પહોળા ઓરડાની મધ્યે એક પાકી બાંધેલી વેદી હતી. પાસે ઢીંચો બાજોઠ પડ્યો હતો. હવનની શુદ્ધ પવિત્ર સુવાસ ફેલાતી રહી હતી. પણ એ તો પહેલેથી હતું જ. જે આશ્ચર્ય હતું તે ઓરડાને ચારે ખૂણે વિવિધ વ્યૂહાકારે ગોઠવેલા માટીના નાનાં રમકડાનાં સૈન્યો હતાં તે હતું. સૈનિકથી સરદાર, રથી કે પદાતી શૂરના ખડ્ગ કે ખંજરથી ઉતરીને અસ્ત્રશસ્ત્રોના મોટા રેગડા સુધીનાં બધું કૃત્ય કરતું તાલબદ્ધ ધપતું હોય નહિ જાણે! નીચે વનજંગલ કે ખુલ્લાં ચોગરદમ મેદાનવાળાં ક્ષેત્રો ઊંચી ભોં ઉપજાવી રચ્યા હતાં.

પણ આશ્ચર્ય મુત્સદ્દીનું નો! તેમાં રાજાને એવું જ રમકડું રંગતો જોઈ મહામંત્રીના મનમાં વસી આવ્યું: કુંભાર જ તે! બીજું શું સૂઝે!'

રાજા પ્રત્યેના રોષે ધૃણાનું રૂપ તો પકડી લીધું હતું. એમાં આ દ્રશ્યે તેની સામાન્યતા અને પોતાની મહાનતા—ઊંચ નીચના માપદંડમાં મેળવાતાં આશ્વાસન સુખથી મહામંત્રીને ભરી દીધો.

રાજા તેના અભિમાનને ઉત્તર આપતો હોય તેમ વિનયથી બોલ્યો:

'નવરાત્રનો સમય હું આમાં વિતાવી રહ્યો છું, મંત્રીશ્વર! મને બીજી તાલીમે શું ગમ્યા હોય કે કાંઈ નવું આવડે. પણ ગભરાવા જેવું નથી. આજે તમે જ એ જોયું બીજા કોઈને અહીં આવવા દીધા નથી. હું ન હોઉં ત્યારે ઓરડાની ભાગોળે મંત્રકડી દેતો જઉં છું. માટી હું જ શિકારે જઉં ત્યારે લેતો આવું છું કે પાર્થેશ્વર બનાવવાને બહાને મંગાવી લઉં છું ને તેવો સદૈવ નિર્મૂળ કરવા ચોકા પાર્થેશ્વરે કરું છું ને વિસર્જન કરવાને રાખુંમોને સોંપી દઉં છું.'

'જૂના સંસ્કાર રહ્યા ને એ જલદી છૂટતા નથી. એટલે જ હું આપને આજે અહીં ચેતવવા આવ્યો હતો. કે આપ ક્યાંક ભેખડાવી મારશો. દયા ને કૃપા સાથે કડકાઈ ને આગ્રહે જોઈએ રાજ્યમાં!' મહામંત્રી જાણે બહાનું ખોળતા હતા.

'અરધું તમારામાં ને અરધું મારામાં મળી રાજા થઈ રહે છે, પછી શી ચિંતા!' રાજા મહામંત્રીને કારણ આપવા જાણે નહોતો માગતો.

'પણ એના કરતાં તો રાજકાજમાં આપ મારા જેવા પર વિશ્વાસ રાખી રહો એ જ સારું છે. ભલે અપજશનો પોટલો અમારે માથે આવે!'

'અને હું તેમ ન કરું તો મને ગાંડો ગણી કેદ કરવો, ઝેર દઈ પતાવી દેવો, પેલી હકીકત જાહેર કરી પૂતકારી મૂકવે ગર્જિત સચકારી!'

મહામંત્રી સજાગ થઈ ગયો. રાજાએ તેનું મન વાંચી લીધું હતું. એ સર્વનાશ નોતરવા બરાબર છે. જાણે માંડ હાથ આવેલી બાજી ખોઈ બેસવાની.

તેવો જ રાજા બોલ્યો: 'નાહક ખડગ ગડગ કાઢી રક્તપાત કરશો મા. હું જાણું છું કે સાચો રાજા હોત તો તમે આમ વર્તવાની તો ઠીક મનમાં વિચારે લાવવાની હિંમત ન કરી શક્યા હોત. પણ તમારી સાચખોટની પરીક્ષા ખોટી છે. રાજવંશ ગણાતા સ્ત્રીપુરુષના બાળક તરીકે જન્મના-ને જ તમારી રાજભક્તિ ભજતી રહે છે એવા મહાલયોમાં દાસદાસીઓ ને ઐશઆગમનાં સાધનો વચ્ચે ઊછરનારામાં જ તમને રાજબીજ દેખાય, રાજતેજ લાગે છે. એ દૃષ્ટિદોષ છે મહામંત્રી! એક પ્રકારનો રાજા જન્મેલો હોય છે; એક બીજા પ્રકારનો રાજા 'ઘડાયેલો' હોય છે. પ્રજાના પ્રેમમાંથી પ્રજાની પીડભીડની યાતનાઓમાંથી 'ઘડાયેલો' રાજા, પ્રજામાં પ્રાણ પૂરવા ને ટકાવી રાખવાનું ને પેલો જન્મેલો, પ્રજાને 'ભોગ'નું સુખ શોધવાનું ભજાવી છૂટવા હોય છે.

'તમે ભૂલી ગયા લાગો છો તે હું અહીં આવ્યો ત્યારે તમને યાદ રાખવા કહ્યું હતું કે જ્યારે જ્યારે લાગે ત્યારે આ પિંજરામાં ગોંધાઈ રહેવું નહિ ફાવે. કેમકે હું 'જન્મેલો' પણ નથી 'ઘડાયેલો' પણ નથી પણ એક ત્રીજી જાતનો જ જીવ છું.

'મંત્રીશ્વર! મરવું તો છે જ પણ તમે કેદમાં પડો તેવું મરવું ન ગમે. હવે તમારે લાંબી રાહ જોવી નહિ પડે. કુંવરીના લગ્ન રાયોરાય યુવરાજના હસ્ત

અને રાજ્યાભિષેક હું ઉકેલી લેવા માગું છું. બસ પછી હું ચાલ્યો જઈશ. તમે નાહક હાથ લોહીથી ખરડશો નહિ. હાલું પ્રાયશ્ચિત ચડશે. ને પાછળથી સંતાપ થાય. મને પણ એ જ માત્ર સંતાપ થાય છે કે હું તમારો પ્રેમ ન પામી શક્યો.'

'અકૃતજ્ઞ માણસે એની આશા રાખવાની ન હોય !' મંત્રી ભભૂક્યા.

'કોણે કોના ઉપર ઉપકાર કર્યો એ વાત જ જ્યાં ખોટી છે ત્યાં કૃતજ્ઞ-અકૃતજ્ઞતા માટે શું વાદ કરવો. છતાં મેં તમારું હંમેશાં પ્રિય જ ચાહ્યું છે, કર્યું છે. કહો એવું કરવા જેવું કંઈ બાકી રહેતું હોય તો હજી હું કરું !' રાજાએ મહામંત્રીની સામે જોઈ રાખી કહ્યું.

'તમારા પ્રિય-અપ્રિયની મને કદી દરકાર નહોતી ને નથી. જ્યાં મારું આપેલું જ તમે ભોગવો ત્યાં.' મહામંત્રીનો ઘમંડ બોલી ઊઠયો

'તો પછી તમે એમ ચાહો છો કે હું કુંભાર જેવી દીનતાપૂર્વક તમારી સાથે વર્તું ! ને પાળેલા કૂતરાની માફક તમારે હાથે મોત પામું ! એમાં તો મેં તમારી સાથેનો કરાર તોડ્યો ગણાશે હું રાજા જેમ વર્તું તો કોઈ કુંભારને ગાળો ભાંડશે કે મૂડને રાજ કરતાં ય ન આવડયું.' કહી રાજા હસી પડ્યો. 'તમે સ્વસ્થ થઈ બેસો. આજે આપણે ફેંસલો લાવીએ.' આસન ચીંધી રાજા બોલ્યો.

'હું ઊભો જ છું.' રોષરાતા મંત્રીનું અહં બોલ્યું.

'તો હું યે ઊભો રહું જ્યારે તમારે રાજાની અદબઆમન્યા રાખવી નથી ને તેની આજ્ઞા માનવી નથી ત્યારે ચાલો હું ય થોડી સમોવડિયાઈ કરું. સંભવ છે ત્યાં સુધી તમારામાં સન્મતિ કદાચ નહિ જાગે. કહો ખડગબાજી, ગદાબાજી કે ધનુષ્યબાજી કરી લેશું આપણે!' રાજાની આંખમાં વીરત્વની ચમક હતી. મહામંત્રી એ પહેલી જ વખત જોતા હતા.

'પણ કદાચ તમને બચાવનું વળી બહાનું મળી જશે કે હું તમારાથી નાનો હોઉં એમ બળમાં ચડિયાતો હોઇ શકું-ખેર-તમને અંધારામાં રાખ્યા કહી તમે પાછા વંચના કરી શકો કે લોકોમાં ખોટો બચાવ -પ્રચાર. એટલે થોડું અપ્રિય પણ સાંભળો આજ તો.

'તમારી મુખત્યારી ક્યારેક મને-એટલે મારા રાજપાટને અપમાનતી થઈ પડી છે. મૂગ-સાચા રાજાના પક્ષને ઝંખવે છે. લજવે છે, તેવું તમારા મંત્રીપદને ઉથામે છે. મેં તમને સાંખ્યા કર્યા છે તે તમે જાણો છો. માત્ર કારણ તમે જુદું માન્યું છે. મારું કારણ તમારી રાજભક્તિ, કાર્યકુશળતા ને નિસ્પૃહ સેવાભાવ. પણ છેલ્લાં છેલ્લાં તો જાણે આગલા તમે બિલકુલ બદલાઈ ગયા છો.

'તમને હું ભલે કુંભારનો કુંભાર દેખાઉં, એનો મને ખેદ નથી. કેમકે કુમ્ભકાર તેને ફાળે આવેલું કરતો મહામંત્રીપદનું ફાળે આવેલું કરતા સ્થાનથી ઊતરતો મને કદી લાગ્યો નથી. સમદર્શી પંડિતોની સાક્ષીએ હું આમ બોલું છું. અર્થી મુત્સદ્દીઓ જે પોતામાંહેનું જોખમાવી બેસે છે ને તેણે જે ખૂબ જહેમતથી રક્ષવાનું હોય છે તે આ જ છે. માત્ર પુણ્યબળે સુખી ઐશ્વર્યશાળી સ્થિતિસંપન્નતા વચ્ચે જન્મતા રાજાને જ ગાજા ગણનારી એ તમારી પૂર્વગ્રહિત ભ્રમણા છે. હશે તે પણ ભલે રહી.

'રાજાને વાઘે ચૂંથી નાખ્યો ત્યારથી મને જોયો ત્યાં સુધી તમે ભગવાનની ખૂબ નજીક હતા. આજે'ય ભાવે તમે આંસુભર્યા લોચને તેને પ્રાર્થ્યાનું યાદ છે ને! પણ મૃત રાજા ઉપર હતી તે બધી જવાબદારીનો ભાર તેટલી ક્ષણો તમારા પર હતો તેને લીધે એમ બન્યું. એ પછી બધું અનુકૂળ આવતું ગયું તેથી તમે એ ઉપર ગણતરી ન રાખશો.

'ત્યારે તો તમારી આરદા ભગવાને સાંભળી હતી ને લાજ રાખી. અત્યારે એમ કર્યે અર્થ નહિ સરે. સેનાધિપતિ અદરના-બગલના ખંડમાં બેઠા છે મારા અન્નાજની જ માત્ર રાહ છે. પણ જવા દો. મારે એવા કોઈની મદદની જરૂર નથી.

'પણ પ્રભુ પરમાત્માની એ કૃપાને તમે જુદા રૂપે જોઈ તથા માની લીધી.

'જ્યાં હિંસક પશુઓની બોડ હોય ત્યાં-તેટલે દૂર માટી ખોદવા ન આવવા જેટલો તો કુંભારે ડાહ્યો હોય છે. છતાં તે ડાહ્યો ન હોય તો એનાં ગધેડાં તો જરૂર ડાહ્યાં હોય છે. જેને એવાં શિકારી પશુની ઘણે છેટેથી ગધ આવતી હોય છે, એટલે એ લાખ વાતે ય પગલે ન ઢૂંકે. પણ ખેર, તે વખતનો રાજા

જેમ અત્યારે તમારી નજરે કોક ભોટ કુંભાર જ છે.' કહેતાં રાજા હસી પડ્યો,

'બહુ થાય છે, રાજા! બધી વાતની હદ સારી.' દીવાન બરાડી ઊઠ્યો.

'એટલે જ કહું છું મંત્રી.' રાજાની જાણે આંખ ફરી ગઈ. એમાં જડધર્મી મુત્સદ્દીની આંખ ઉઘાડી તેનું અજ્ઞાન હઠાવવાનો નિર્ણય ઝળક્યો.

એ આજાનબાહુ પૂર્ણકાય સુંદર ને બલિષ્ઠ રાજાની દેહયષ્ટિ તેજ તેજ પ્રકાશી ઊઠી. આંખ માંડી જોવા જેટલી મહામંત્રીમાં હુસ ન રહી. છતાં સંમૂઢપણે એ જોતો ઊભો રહ્યો.

હોઠ ભીડી આજ્ઞા કરતી હમે રાજાએ એક તાળી પાડી. ને સામે ખૂણેના રમકડાંના ગોઠવેલા સૈન્યને કોઈ આજ્ઞા પાઠવતી હમે હાથની ચેષ્ટાથી આદેશ આપ્યો. તેવું જ તેજ ક્ષણે એ ઓરડાને ઠેકાણે મોટું મેદાન હોય તેવો મહામંત્રીને ભાસ થયો. અને રાજાને સલામી આપતાં એ તાલીમબદ્ધ સૈન્યે નજીક આવવા એક કદમે કૂચ કરવા માંડી.

શસ્ત્રો તથા વસ્ત્રાભૂષણોના તથા પગલાંના અવાજથી દિશાઓ ગાજી રહી જાણે. આગળ આવેલા બે સરદારોને આંગળીથી નજીક આવવાની મુદ્રા કરી રાજાએ ગાજતા સૂરે પડકાર કર્યો:

'મહામંત્રીને કેદ કરો!'

પોતે હજી શરીર સંકોરે, હથિયાર ઉગામે કે નાસવાનો વિચાર કરે તે પહેલાં પેલા બેઉ અલમસ્ત સરદારોએ બાવડેથી મહામંત્રીને પકડી લીધો.

ત્રીજાએ તેનું મંત્રીશસ્ત્ર આંચકીને રાજાના પગ પાસે મૂકી દીધું. ને તેમને ત્યાંથી લઈ જવાની સૂચના કરતો બોલ્યો:

'ચાલો! મોઢા આગળ થાવ, મહામંત્રી!'

મહામંત્રીનો ગર્વ ચૂરા થઈ ગયો ને સાચી વાત સમજાઈ ગઈ. એ લાકડાની જેમ રાજાના પગમાં પડ્યો ક્ષમા માગી રહ્યો. આંસુભર્યાં ક્ષમા આર્યતો બોલ્યો:

'ક્ષમા આયુષ્યમન્! ક્ષમા યોગી પ્રવર!'

પીઠે હાથ પસવારતા જતા રાજા એને આશ્વાસી રહ્યો. એને ક્ષમા આપવાની નહોતી એણે તો આપી રાખી હતી. કંઈ બોલવા મંત્રી મોઢું ઊંચું કરી રાજાને જોવા કરે તો તે શાંત પ્રસન્નચિત્તે મૃદુ સ્મિત કરતો હતો. પેલી સેના પાછી રમકડાંની હતી તેમની તેમ થઈ ગઈ હતી.

રાજા મીઠો ઠપકો આપતો બોલ્યો:

'મંત્રીશ્વર! રાજા થવાનો અભરખો થાય તે એ પ્રજાનાં પાપ સૂચવે છે. રાજ–અધિકાર તો પારકી થાપણ છે. ઘરની મતા નહિ. એમાં શું લલચાયા! ને લલચાયા તો એનો સાચો માર્ગ કેમ ભૂલ્યા! તમારે એનું પ્રાયશ્ચિત કરવું પડશે.

'આજ્ઞા કરો મહારાજ!' મંત્રીએ સજિજ્ઞાસ થઈ પૂછ્યું.

'કુંવરી મા સાથે તેને સાસરે સાથે રહી સાના સાધિવિમહિકને મહામંત્રીપદ સોંપી દેવું!'

'એ કાંઈ શિક્ષા ન કરી મહારાજ! એ તો કૃપા કરી આપે. પણ મારો પુત્ર હજી યુવાન છે, પ્રભુ!'

'તમને સાચવ્યા તે એને ય નિભાવી લેશે. તમે જેને ઘડ્યો તે એને પણ ઘડી લેશે. હવે જાવ આરામ લ્યો! ને મને મારું પ્રાયશ્ચિત કરી લેવા દો. મારે આજે આટલું ઉપાડા થવું પડ્યું. પ્રભુ મને જો ક્ષમા કરે તો!' કહી રાજાએ આંખ મીંચી લીધી. ઓરડાના દ્વાર વાસતા મંત્રીને માટે જે છેલ્લું દૃશ્ય હતું તે આ હતું: રાજાની આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં જતાં હતાં અને જાણે પોતાની જેમ તે પણ કોઈ અદૃષ્ટના પગ પકડી ક્ષમા માગી તેના પગ ભીંજવી રહેતો અચેત ને બેશુદ્ધ બની ગયો હતો.

*

# શ્વેતાંબરી

અનુવાદ:
ઇંદુલાલ વ. ભટ્ટ ●

હાથમાં ચાની ટ્રે લઈને પ્રતિભા શ્રીધરના ઓરડાના દરવાજા તરફ આવતી હતી અંદર ધીરે અવાજે ચાલતી વાતો સાંભળી એ એકદમ જ્યાંની ત્યાં સ્થિર ઊભી રહી ગઈ પોતાનો હાથપગનો જરા ય અવાજ ન થાય એ રીતે દરવાજાની ઓથે લપાઈને અંદર ચાલતી વાતચીતને સાંભળવા એણે જાણે કે પોતાનો શ્વાસ પણ થંભાવી દીધો.

'કેમ ભાઈ કેમ ! ક્યાં ય લાગ્યો કે નહિ શ્વેતાંબરીનો પત્તો !' શ્રીધરે નિરાશાભર્યા અવાજે પૂછ્યું.

'ના ભાઈ; આખું ગામ શોધી વળ્યો. પણ ક્યાં ય દેખાઈ નહિ' ગંગાધરે જવાબ વાળ્યો. ગંગાધર શ્રીધરનો દિલોજાન મિત્ર હતો.

'ઓહ...!' એક નિસાસો નાખીને શ્રીધર બોલ્યો: 'શ્વેતાંબરી વિના તો કાંઈ સૂઝતું જ નથી. લખવામાં ય ક્યાં ય જીવ લાગતો નથી. આ પાંચ–છ દિવસથી તો જરા ય ગોઠતું નથી.'

અને એ બરાબર સાચું હતું. છેલ્લા પાંચ–છ દિવસથી શ્રીધર હંમેશ પ્રમાણે આનંદમાં જણાતો ન હતો એ પ્રતિભાના ધ્યાનમાં આવ્યું જ હતું. શું ત્યારે એનું કારણ આ કોઈક શ્વેતાંબરી જ હતી !

'ત્યારે હવે કરવું શું !' શ્રીધરનો અવાજ આવ્યો.

'જોઉં છું. કહે છે કે બે–ચાર દિવસમાં આવશે.' ગંગાધરનો અવાજ સંભળાયો.

'હવે તો એનો વિરહ જરા ય સહ્યો જતો નથી !

એ સાંભળીને ગંગાધર હસ્યો એવો પ્રતિભાને ભાસ થયો.

એમની વાતચીતે હવે જાણે કે સાવ ગુસપુસનું રૂપ ધારણ કર્યું હતું.

એ સાંભળવા પ્રતિભા જરા વધુ વાંકી વળી. એનું હૈયું ધડક ધડક થતું હતું હાથ ધ્રૂજતા હતા. અને એટલે જ એના હાથમાંની ટ્રે હલી ગઈ અને અંદરનાં રકાબીપ્યાલા ખખડી ઊઠ્યાં. ખખડાટ થવાની સાથે જ અંદર થતો ગુપસુપ અવાજ પણ બંધ પડ્યો.

પ્રતિભાએ પોતાની જાતને જરા સંભાળી લીધી. ચહેરો અને તેટલો નિર્વિકાર ધારણ કર્યો અને અંદર જઈને ટેબલ ઉપર ચા મૂકતાં મૂકતાં શ્રીધરના ચહેરાનું એણે નિરીક્ષણ કર્યું. શ્રીધરના ચહેરા ઉપર તેના ગુનેગાર મનનું પ્રતિબિંબ દેખાઈ આવ્યું.

સ્ત્રીને માટે કોઈ સૌથી વધુ સહજ વાત હોય તો તે પોતાના પતિને માટેનો સંશય ! પુરુષપ્રાણી એ નંબર એકનું બેઈમાન ચંચળ અને વિશ્વાસઘાતકી પ્રાણી છે એ જ્ઞાન જાણે કે સ્ત્રીને અંતરપ્રેરણાથી મળેલું હોય છે, અને એટલે જ જાણે કે એની નીતિમત્તા ઉપર પહેરો ભરવા માટે જ એ એની સાથે લગ્ન કરે છે ! શ્રીધરના સદ્વર્તન માટે પ્રતિભા એટલી બધી કાળજી રાખતી કે પોતાને ત્યાં રહેનારી કામ કરવાવાળી બાઈ પણ જો બુઢ્ઢી હોય અથવા તો કુબડી હોય તો એ એની સૌથી મોટી લાયકાત ગણાતી ! શ્રીધરની નીતિમત્તા સારી છે એવો એણે લગ્ન પછીના ચારપાંચ મહિનામાં અંદાજ કાઢ્યો હતો, છતાં એના ઉપરનો પહેરો પોતે બિલકુલ ઢીલો કર્યો ન હતો. આજ સુધી કદાચને તેણે કોઈ પણ જાતની ભાંજગડ કરી ન હોય, તેથી કાંઈ હવેની કોઈ પણ ક્ષણે એ કાંઈ નહિ કરે તેની ખાતરી ન હતી. ગમે તેમ તો ય તે એક 'પુરુષ' જ હતો. આ જાતની ધોખાની સૂચના તેની અંતઃપ્રેરણાને હમેશ જાગ્રત રાખતી. શ્રીધર' પાસે કોઈ મિત્રમંડળી આવતી તો છુપાઈને તેમની વાતચીત સાંભળવાનો તેનો નિયમ હતો. ગંગાધર તો એનો બાળમિત્ર હતો, અને છતાં એની વાતચીત પણ દરવાજા પાછળ લપાઈને સાંભળવાનું એ ચૂકતી નહિ. તેની સાથે ગપ્પાં મારતાં શ્રીધરની કોઈક ખાનગી વાત સાંભળવા મળશે એવી એની કલ્પની હતી આટલી કાળજી રાખ ના છતાંય હજુ સુધી તે શ્રીધરને એકે ય વાતમાં પકડી શકી ન હતી. એના ઉપર હળવે હળવે એને વિશ્વાસ પણ બેસવા લાગ્યો હતો. એની બાબતમાં લગભગ એ નિર્જય

બની હતી. પરંતુ આજના આ બનાવે એના વિશ્વાસનું મંડાણ તૂટી પડ્યું !

ટેબલ ઉપર આ મૂકીને, શ્રીધરના ચહેરાનું અવલોકન કરતાં કરતાં ઓરડાની બહાર જઈને શું કરવું એનો કાર્યક્રમ એણે મનમાં નક્કી કરી નાખ્યો. દરવાજામાંથી બહાર નીકળતી વખતે જાણીજોઈને ચાલવામાં તે પગનો અવાજ મોટો કરતી ગઈ. એકબે વાર હાથ હલાવીને બંગડીઓનો અવાજ પણ પેલા બેય જણા સાંભળે તેવી રીતે કરતી ગઈ. ઘરમાં ને ઘરમાં, જ્યાં સુધી એમની નજરે પડાય ત્યાં સુધી એ સીધી ચાલી ગઈ. પોતાને કશો જ સંશય આવ્યો નથી અને પોતે પાછળના વાડામાં કામમાં છે એવો ડોળ એણે કર્યો. પોતે જ્યારે ચાલે છે ત્યારે પોતાની બંગડીઓનો અને પગનો અવાજ સામાને ચેતવવા પૂરતો તો આવે છે જ એવી છાપ પાડવાનો પણ એણે પ્રયત્ન કર્યો. પાછળના વાડામાં એ બે-ચાર મિનિટ રોકાઈ. એ બે-ચાર મિનિટ પણ એને તો બે-ચાર યુગ જેવી જણાઈ. એમની કોઈ જરૂરી વાતચીત પોતે ત્યાં પહોંચે તે અગાઉ ન થઈ જાય તેનો એના મનમાં ફફડાટ હતો. છેવટે પોતાની આ ચાલ કીથી શત્રુપક્ષ હવે ગાફેલ બન્યો હશે એમ માની લઈને તે તે તરફ ઊપડી. તેણે પોતાની બંગડીઓ હાથમાં ઊંચે ચડાવી દીધી. પોતાની સાડી લફડ લફડ થતી જરા વ્યવસ્થિત કરી લીધી. પછી જે જમીન ઉપર પોતે ચાલતી હતી તેને ય ખબર ન પડે એવે હળવે પગલે-લગભગ પોતાના ફણ્યા ઉપર જ ચાલતી ચાલતી તે પેલા દરવાજાની આડાશમાં જઈને ઊભી રહી.

થોડો સમય ઓરડામાં શાંતિ છવાયેલી જણાઈ. જાણે કે પોતે એ બેની વાતચીત સાંભળી ન શકે એટલે દૂર પહોંચે-એની જ રાહ જોતા ચૂપ બેઠા હતા. થોડી વારમાં હળવે અવાજે શ્રીધરને બોલતો તેણે સાંભળ્યો: 'કેમ રે, એણે આપણી વાતચીત સાંભળી!'

'ભલે ને સાંભળે!' ગંગાધરનો અવાજ આવ્યો. 'સાંભળ્યું હોય તો એમાં થઈ શું ગયું!'

'ના રે ભાઈ, તેને હજુ આ વાતની ખબર નથી. હજી મેં આ બધું એનાથી છુપાવી રાખ્યું છે.'

'ત્યારે તો તું ભારે બીકણ છો!'

'અરે પણ, આ વાત એ જાણે તો તો મને એ ફાડી જ ખાય!'

'નહિ તો ય આજ નહિ અને કાલે, તારું આ પોગળ ફૂટી જ જવાનું. એના કરતાં તો એકવાર સીધેસીધું બધું કહી નાખ ને. કરી કરીને ભાભી તે શું કરી નાખવાની છે? એટલો તે બૈરીથી શું બીએ છે?'

આટલું સાંભળીને શ્રીધરને જાણે કે ખિન્ન બનીને હસતો તેણે સાંભળ્યો, અને પછી એમની વાતચીત બીજા વિષય ઉપર વળી.

'ભાભી, ભાભી' કહી મોંએ મીઠું લગાડનારો ગંગાધર, પોતાની પીઠ પાછળ શ્રીધરને પોતાની લાગણીઓની પરવા ન કરવાનું કહેતો એટલો ક્રૂર હશે એની એને કલ્પના જ ન હતી. તેને તેના ઉપર ખૂબ જ ગુસ્સો આવ્યો. પરંતુ હવે તેને ગુસ્સો કરવા જેટલી પણ ફુરસદ ન હતી. પોતાનો જ રૂપિયો ખોટો ત્યાં બીજાને શો દોષ દેવો? પહેલાં તો શ્વેતાંબરીની આ શી ગડબડ છે તેની તપાસ કરવી જોઈએ. આ વિચારે એ ચકડોળે ચડી. એ સિવાય એને ચેન પડતું ન હતું.

આ શ્વેતાંબરી કોણ છે? તે શું કરે છે? તેની ઉંમર કેટલી છે? અલબત્ત એ જુવાન તો હોવી જ જોઈએ. ઉપરાંત એ દેખાવે કેવી છે એ બાબતની તેણે સૌથી પ્રથમ તપાસ હાથ ધરી. બપોરે શ્રીધર કોરટમાં ગયો એટલે પોતે આ નિમિત્તે બહાર નીકળી. એકાદ યુદ્ધખાતાની માહિતી મેળવવાને માટે બહાર પડેલી. માતાહરીને પણ લજાવે એટલી ટૂંકી મુદતમાં એણે શ્વેતાંબરીના જીવનની માહિતી એકઠી કરી કાઢી.

શ્વેતાંબરી એ કોલેજમાં જતી એક છોકરી હતી. ઉંમર એની વીસ-બાવીસ વર્ષ હતી. દેખાવે એ કાળી ડિબાંગ, ચીબી તથા ખૂબ નંબરનાં ચશ્માં લગાડનારી હતી. પોતાના જેવી સુંદર બૈરી મળવા છતાં, શ્રીધરને આવી છોકરી ઉપર પ્રેમ થયો એટલું જ નહિ પણ એવી કાળુડીને 'ગોરાંગી' કહેતો જેટલો એ પ્રેમથી આંધળો બન્યો એથી પ્રતિભાને વધુ દુઃખ થયું. આમ છતાં એને એની નવાઈ લાગી. કારણ પુરુષ ક્યારે શું કરશે એનું નીમ જ નહિ!

શ્વેતાંબરી સુંદર ન હતી. છતાં એના તરફ શ્રીધર શા માટે આકર્ષાયો એનું પણ એક કારણ

મળી આવ્યું. સાંભળવા પ્રમાણે શ્વેતાંબરી એક કવિ હતી! તેનું ખરું નામ હતું અંબિકા ગોરે. 'શ્વેતાંબરી' એ પોતાનું તખલ્લુસ તેણે ધારણ કર્યું હતું. સાંભળવા પ્રમાણે માસિકોમાં એની બે-ચાર કવિતાઓ પણ પ્રગટ થઈ હતી. શ્રીધર પણ લેખક હતો જ. પછી શું પૂછવું! બધું જ બરાબર મળતું આવી ગયું. 'વાઙ્મયવિહાર' સંસ્થામાં તે બન્ને મળતાં, અને ઘણો સમય સાહિત્યચર્ચામાં તેઓ ગાળતાં અને એ રીતે પોતાની બૌદ્ધિક ભૂખ કે ગમે તે, પણ એને તેઓ તૃપ્ત કરતાં એ એણે જાણી લીધું હતું. એમના ગામમાં જ કોઈક એકાદ નાનું એવું સાહિત્યસંમેલન ભરાવાનું હતું. તેના સંયુક્ત મંત્રીઓમાં શ્વેતાંબરીનું નામ હતું. એ સંમેલન માટેની ટિકીટો ખપાવવા માટે એ ચાર-પાંચ દિવસથી બહાર ગઈ હતી, અને એટલે જ તો શ્રીધર પંત વિરહવેદનાથી વ્યાકુળ બન્યા હતા! આ બધી વાતોનો વિચાર કરતાં, પોતાનું પ્રેમસર્વસ્વ હરણ કરનારી શ્વેતાંબરી તે આ જ, એમ એણે નક્કી કર્યું.

મળેલા પુરાવા ઉપરથી શ્રીધરે કરેલી ઊતરપિંડી વિષે તેને ખાતરી થવા છતાં, તેવો આરોપ પોતે એના ઉપર મૂકે તો એને પૂરેપૂરો સિદ્ધ કરી શકાય એના માટે એ અપૂરતો હતો. અપૂરા પુરાવાથી તેની ઉપર આરોપ મૂકે તો તો એ સાવધ જ થઈ જાય. દાવપેચની દૃષ્ટિએ એ ઇષ્ટ ન હતું. એટલે લાઈલાજે એણે થોડો વખત થોભી જવું પડ્યું. શત્રુ પૂરેપૂરો જાળમાં સપડાય ત્યાં સુધી કુશળ સેનાપતિ ધીરજ ધરી જાય છે. આમ છતાં ક્યારેક ક્યારેક એને થઈ આવતું કે પોતાની શંકાઓ ખોટી પડે તો કેવું સારું? પણ એ તે ક્યાંથી શક્ય હોય! તેના નસીબે તુરત જ એવો એક એક પ્રસંગ એની નજર સમક્ષ ખડા થવા લાગ્યા કે ઊલટું તેનાથી તેના સંશયને વધુ જ જોર મળ્યું!

ચાર-છ દિવસમાં જ 'સ્ત્રીમંડળ'માં 'ઉદયોન્મુખા કવયિત્રી શ્વેતાંબરી'નો કાવ્યગાનનો કાર્યક્રમ નક્કી થયો હતો. પ્રતિભાને તો શ્વેતાંબરી ઉપર એટલો ગુસ્સો, અને તિરસ્કાર વછૂટ્યો હતો કે પહેલાં તો ત્યાં જવાનું જ તેને મન ન થયું. છતાં મનુષ્યસ્વભાવની એ એક વિચિત્રતા છે કે પોતાના પ્રતિસ્પર્ધી માટે એક પ્રકારની કુતૂહલવૃત્તિ માણસને થાય છે. એને લાગવા માંડ્યું કે એકવાર શ્વેતાંબરીને ધરાઈ ધરાઈને જોઈ લેવી, અને તો એની સાથે બેચાર વાતો કરવી, અને એના નીચ કૃત્યનો પોતાને ખ્યાલ છે એ વાત એને સંભળાવવી પણ ખરી. ક્યારેક એને થતું: 'ના, ના. એ ડાકણનું મોં જ નથી જોવું!' તો ક્યારેક થતું: 'જોઉં તો ખરી, એનામાં "એને" એવું તે શું દેખાઈ ગયું!' અને છેવટે એ કાવ્યગાનના જલસામાં ગઈ જ.

શ્વેતાંબરીની સામું જોતાં જ એના રૂપ સંબંધે એને મળેલી માહિતી રજેરજ ખરી નીકળી એને ધાતી વખતે બ્રહ્મદેવના કારખાનાના સુંદરતાની વહેંચણી કરનાર કામદારોએ હડતાળ પાડી હોવી જોઈએ! તેનું રૂપ જોઈને પ્રતિભાને જરા શાંતિ થઈ. છતાં એ લાંબો વખત ટકી નહિ. આવી કજુડી, ચીબી, ચશ્માંવાળી છોકરી ઉપર તે શ્રીધરને કઈ રીતે પ્રેમ થયો! એ સવાલ એના મનમાં ફરી ફરીને ઘોળાયા જ કરતો હતો. એ સવાલનો જવાબ, જ્યારે શ્વેતાંબરી પોતાની કવિતાઓ ગાઈ બતાવવા લાગી ત્યારે મળી ગયો. શ્વેતાંબરીની એને અદેખાઈ થવા લાગી. એની ખામીઓ શોધવા એ મથી રહી, છતાં કોયલના રંગવાળા શરીરમાં કોયલનો કંઠ પણ હતો. એ વાતની કાવ્યગાન સાંભળ્યા પછી એ ના ન કહી શકી. છતાં એ કાવ્યગાનથી ખુશી થઈને બીજી સ્ત્રીઓએ જ્યારે તાળીઓ પાડી ત્યારે એમાં એ ન જ ભળી એની એ લોકપ્રિયતા જોઈને એના અંતરમાં આગ લાગી.

કાવ્યગાન સમયનો શ્વેતાંબરીનો અભિનય બીજી સ્ત્રીઓને પસંદ પડ્યો. પ્રતિભાને એનો તિરસ્કાર આવ્યો: 'કેવાં લટકાં કરે છે, ડોકી હલાવ્યા કરે છે, તાનો ખેંચે છે-એટલું ય તે એને શોભતું નથી!' આમ એ મનમાં ને મનમાં બોલતી હતી અને હસતી હતી; પણ જેવું શ્વેતાંબરીએ એક પ્રેમનું કાવ્ય ગાવાની શરૂઆત કરી કે એનું હસવું સુકાઈ ગયું!- 'આવ જરા રે સખા!' એવું કોઈક શૃંગારવાળું કાવ્ય ડોક હલાવીને, મોં મરડીને એ બોલતી હતી. એ 'સખા'ના વિશેષ નામનો ઉલ્લેખ એ કાવ્યમાં ક્યાંય ન હતો, પણ શ્વેતાંબરીનો એ 'સખા' એટલે પોતાનો શ્રીધર જ છે એ શોધી કાઢતાં પ્રતિભાને વાર ન લાગી.

કાવ્યગાન પૂરું થયું. 'ઉદયોન્મુખા કવયિત્રી'ના

સુંદર અને કરાવિક શબ્દોમાં વખાણ કરવામાં આવ્યાં અને પછી કોઈક ઝાડ ઉપર બેઠેલ કાગડાના ટોળા ઉપર પથરો ફેંકીએ અને જે જાતની કાગારોળ ઊઠે તેવી કાગારોળ 'શ્રીમંડળ'નાં સભાસદોના ટોળાએ મચાવી. પણ પ્રતિભા ઉપર એની કશી જ અસર ન થઈ. 'શ્રીમંડળ'ના હોલમાં ચાલુ રહેલા કોલાહલ કરતાંય મોટો કોલાહલ એના હૃદયમાં ચાલી રહ્યો. એને કોઈ પણ રીતે રસ્તો આપ્યા સિવાય એ શાંત થાય તેવો ન હતો. એમ કરવા માટે એને તરત જ અવકાશ મળી ગયો.

વખાણથી ફુલાયેલી શ્વેતાંબરી, બહાર નીકળવા માટે જાત જાતના તરંગોમાં રાચતી પ્રતિભા પાસે આવી પહોંચી. પોતાનાં ચશ્માંના જાડા કાચમાંથી પ્રતિભા સામે જોઈને એ બોલી: 'અરે પ્રતિભાબેન, તમો શ્રીધરપંતનાં પત્ની એ મને હમણાં જ ખબર પડી. મારું એક કામ કરશો?'

પ્રતિભાને પહેલાં તો થઈ આવ્યું: 'નથી કરતી જા' એમ સંભળાવી દઉં. પણ તુરત જ બીજો વિચાર મનમાં આવી ગયો: 'જોઉં તો ખરી, એને શ્રીધર પાસે તે શું કામ છે?' છેવટે આ ઉત્સુકતા જ પ્રબળ નીવડી અને એણે પૂછ્યું: 'શું!'

'મેં એક નવી કવિતા કરી છે, તે તેમને બતાવવી છે. આટલું કામ કરશો?' શ્વેતાંબરીએ 'તેમને' એ શબ્દ શ્રીધરને ઉદ્દેશીને વાપર્યો એ અત્યારની પ્રતિભાની મનની સ્થિતિમાં જરા ખૂંચ્યો! આમ છતાં પેલી કવિતા એણે હાથમાં લીધી.

તેણે એ કવિતાનું નામ વાંચી જોયું–'પ્રેમનો સંદેશ!' એટલે શું 'પ્રેમનો સંદેશો' મોકલવાની રાંડની આ મેલી યુક્તિ છે!

પ્રતિભા આવો વિચાર કરતી હતી ત્યાં શ્વેતાંબરીએ જરા ખોંખારો ખાઈને કહ્યું: 'થેંક્સ!' એનો એ ખોંખારો પ્રતિભાને ત્રાસજનક લાગ્યો. એ ખોંખારે જાણે કે એકાદ બંધ પેટીમાં પૂરી રાખેલી એની લાગણીઓને બહાર નીકળવાને રસ્તો કરી આપ્યો. તે દુઃખપૂર્વક બોલી: 'કેમરે કવયિત્રીબાઈ, અહીં આવીને મોટો અવાજ કાઢીને અને મોં વાંકું કરીને કવિતા જ બોલો છો અને ભલીભોળી સ્ત્રીઓની તાળીઓ ઝીલો છો, પણ બીજાની માલમતા ઉપર હલ્લો કરતાં તમને શરમ નથી આવતી?'

તેનું આવું આવેશમયું અને તદ્દન જ અણધાર્યું ભાષણ સાંભળીને શ્વેતાંબરી જ્યાં ઊભી હતી ત્યાંની ત્યાં જ ખોડાઈ ગઈ. તેનો ચહેરો કોઈ ચોરી કરતો ચોર પકડાઈ જાય ત્યારે જેવો થાય તેવો થઈ ગયો. આવા અણધાર્યા હલ્લામાંથી તરત જ સ્વસ્થતા મેળવી એણે વિનવણીભર્યા અવાજે પ્રતિભાને કહ્યું: 'પ્રતિભાબેન, કૃપા કરીને આ વિષયની વાત અહીં ન કાઢો. આપણે પાછળથી એ વિષે વાત કરીશું!'

'પાછળથી શા માટે! હું અહીં જ તારું પોગળ ફોડવાની. ચોરી કરવી ને પાછી ઉપર શિરજોરી! મોટી કવયિત્રી થઈ છે! હમણાં જ આ બધી બાઈઓને તારી લાયકાતની વાત કરું છું.'

'ના, ના. પ્રતિભાબેન.' ગભરાયલી શ્વેતાંબરી બોલી. આસપાસ નજર કરતી એ બોલી: 'હું તમારે પગે પડું છું. પણ મારી ખાનગી હકીકત બહાર ન પાડશો.'

ચશ્માના જાડા કાચની પાછળથી દેખાતાં મોટા ગોળા જેવડાં બે આંસુ એની આંખોમાંથી સરી પડી, એના ગાલ ઉપરના પાવડરને સાથે લઈ નીચે પડતાં પ્રતિભાએ જોયાં. એ બે આંસુથી પ્રતિભાનું હૃદય પીગળ્યું અને એ બોલી: 'વારુ. અહીં તો હું કાંઈ નથી બોલતી. પણ એટલું યાદ રાખ કે ફરી જો આ રસ્તે ચડી તો જોયા જેવી થશે!'

શ્વેતાંબરીએ રૂમાલથી આંસુ લૂછી એ વાત કબૂલી લીધી. પ્રતિભાને પોતે એની ધૂળ કાઢી એમ સમજી અપાર આનંદ થયો. કેવી એક ઝપાટે માની ગઈ? કેવું એકદમ બધું કબૂલ કરી લીધું? કેવી ઢીલીપોચી થઈ ગઈ! અને એનું કારણ એના પરનો આરોપ સો ટકા સાચો હતો એ જ! એનો અર્થ એટલો જ કે પોતાની શંકા પ્રમાણે તેનો શ્રીધર સાથે આડો સંબંધ હતો જ.

પોતે રાખેલ આશા વિરુદ્ધ વળી પાછી બેચાર દિવસમાં જ શ્વેતાંબરી શ્રીધરને મળવા એને ઘેર પહોંચી. પોતે એની આટલી ધૂળ કાઢી છતાંય શ્રીધરને મળવા આવવાની તેનામાં હિંમત રહી એથી ખરે જ પ્રતિભાને નવાઈ લાગી. બનતાં સુધી પોતાના 'પ્રેમસંદેશ'નો હજુ ય કંઈ ઉત્તર નહિ મળ્યો હોય

એટલે તપાસ કરવા એ આવી હોવી જોઈએ. કારણ પ્રતિભાએ એના એ 'પ્રેમસંદેશ'ને સેન્સર કરી નાખ્યો હતો. સારો એવો સમય એ બન્ને શ્રીધરના ઓરડામાં ચર્ચા કરતાં બેઠાં હતાં! એમની વાતચીતમાં કાવ્યચર્ચા ઉપરાંત એમના પર આક્ષેપ કરી શકાય તેવી એકેય વાત એના સાંભળવામાં આવી ન હતી. છતાં પણ ચાની ટ્રે હાથમાં લઈને જેવી તે દરવાજામાં ગઈ, તેવું જ એક કવર શ્રીધરને તેણે પોતાના ટેબલના ખાનામાં મૂકતાં જોયેલ. તે વખતે તો તેણે પોતાના વર્તાવમાં કશો જ ફરક થવા દીધો નહિ, તેમ જ શ્રીધરે આગ્રહ કર્યો છતાં ચા પીવા પણ તે તેમની સાથે બેઠી નહિ. એ કરતાં તો ભીંતની ઓથે ઊભા રહીને તેની વાતચીત સાંભળવી વધુ ફાયદાકારી હતી.

એ કવર તે શાનું હશે? શ્વેતાંબરી હવે ખુલ્લી રીતે શ્રીધર સાથે કંઈ બોલી શકે એવું રહ્યું ન હતું એટલે એકાદો પ્રેમપત્ર બંધ કરીને આપ્યો હશે! બીજી બાજુથી શ્વેતાંબરી પરગામથી પાછી આવી એટલે જ જાણે કે શ્રીધર મહેરબાન આનંદી જણાતા હતા. બસ! એ કવર જો હાથમાં આવે તો સરસ મુદ્દામાલ મળી જાય. અને પછી તો આવે વખતે પોતાના જેવી એક તેજ આધુનિક યુવતી શું કરી શકે છે એ બતાવી આપવાનું રહ્યું!

શ્વેતાંબરી ગઈ એટલે પ્રતિભા હસતી હસતી અંદર ગઈ. શ્રીધરે પણ હસતે મોંએ એનું સ્વાગત કર્યું. 'પુરુષજાત તે કેવી કપટી હોય છે!' એના મનમાં વિચાર આવી ગયો. તેણે તો સહજ રીતે ઉપર ઉપરથી હસતાં હસતાં પૂછ્યું: 'કવયિત્રીબાઈ શા કામે આવ્યાં હતાં?'

'સંમેલનની ટિકીટો ખપાવવા.'

'સંમેલનની કે મિલનની!' પ્રતિભાએ પૂછ્યું.

એની આવી વિચિત્ર ગંમત સાંભળી શ્રીધર જરા ખસિયાણો પડ્યો. એને ગોટાળે ચડેલ જોઈને પ્રતિભા હળવે હળવે ટેબલ પાસે ગઈ. પેલા ખાના પાસે જઈને જાણે કે સાવ જ સ્વાભાવિક રીતે એ ખાનું ખોલવા લાગી.

તેણે તેને જરાક ઉઘાડ્યું ય ખરું! એ કવરનો એક ખૂણો દેખાયો ય ખરો. પરંતુ એટલામાં બાજુમાં બેઠેલો શ્રીધર સજાગ બન્યો અને ખાનું બંધ કરવા હડસેલી દીધું.

'શું છે એ તો જોવા દો!' જરા લાડ કરતાં કરતાં પ્રતિભા બોલી.

'ના, ના. ખાસ જોવા જેવું કશું નથી.' શ્રીધર પણ જરા ગમ્મતભરી રીતે બોલ્યો ખરો, પરંતુ તેના મનમાં ચાલેલી ભાંજગડ શમી ન હતી.

શ્રીધર પોતાનાથી પ્રેમનું કવર છુપાવવા ધારે છે એ બાબતમાં હવે જરા ય શંકા ન રહી. પોતે પણ હવે તો એ કવર જોયા સિવાય ત્યાંથી ખસવું નહિ એવો નિશ્ચય કર્યો.

માત્ર લાડથી કામ સરતું નથી એમ જોઈને એણે થોડી મસ્તી કરી જોઈ, પણ શ્રીધર આગળ શું ચાલે? એ મહેનતથી તો એ બિચારી થાકી ગઈ. અને છેવટે તો એકાએક તેણે પોતાનું ભયંકર શસ્ત્ર (આંસુ) ઉપાડ્યું!

'અરે!' શ્રીધર હસતો હસતો બોલ્યો: 'આ તે શી નવાઈ? આકાશમાં ક્યાંય વાદળાં નથી ને આ વરસાદ તે ક્યાંથી પડવા લાગ્યો!'

પરંતુ એની આ મશ્કરી પછી પણ વાદળ વગરનો વરસાદ અટક્યો નહિ. એણે જુદી જુદી રીતે પ્રયત્નો કરી જોયા, પરંતુ ભળતા જ વખતે બેઠેલા હસ્તી-નક્ષત્રમાંના વરસાદની માફક એ વરસાદ ચાલુ જ રહ્યો.

'મને ખબર છે એ ખાનામાં શું છે તે!' હીબકાં ભરતાં ભરતાં અવાજ નીકળ્યો.

શ્રીધર ચૂપ રહ્યો.

'મારાથી આટલું તે શું છુપાવો છો!...મને બધી જ ખબર છે.' એટલું બોલી ફરી હીબકાંની શરૂઆત થઈ.

'ખાનામાં શું છે?'

'શ્વેતાંબરીનું કવર!'

'શ્વેતાંબરીનું કવર?'

'હા, હા, શ્વેતાંબરીનું કવર.'

'બાપ દેખાડ નહિ તો શ્રાદ્ધ કર' એવી વાત બની ગઈ. થોડી વાર રડવાનું બંધ કરીને પોતાના

શબ્દોની શ્રીધર પર શી અસર થાય છે તે જોવા એ અટકી. પોતાની ધારણા મુજબ એ શબ્દો સાંભળતાં જ એ ભડકેલો અને એનું મોં પડી ગયેલું.

પોતાની શંકાનું સમાધાન કરવાનો શ્રીધરે જરાય પ્રયાસ ન કર્યો એટલે તો પોતાની કલ્પના અતિશય દૃઢ બની. પછી શું પૂછવું! એકાદ મશીનગનમાંથી ગોળીઓ છૂટે એ રીતે એણે હીબકાં ભરવાં શરૂ કર્યાં. બે હીબકાના પહેરા વચ્ચે એક શબ્દ એના મોંમાંથી બહાર પડવા લાગ્યાઃ ''હું' કેટલાય 'હું' દિવસથી 'હું' સમજ 'હું' પડી 'હું' હતી. 'હું' મને' હું... હું' આનાથી આગળ જે શબ્દો એ બોલી તેમાં શબ્દો કરતાં હીબકાં જ વધારે સંભળાતાં હતાં. શબ્દના માથામાં, પેટમાં, હાથપગમાં, પૂંછડીમાં જ્યાં જુઓ ત્યાં તેઓ ઘૂસી ગયાં હતાં. 'હું...રૂ...હું...આની... હું...મને...હું...રૂ...હું...આવી ને...હું હું!'

'શું કહ્યું?' શ્રીધરે પૂછ્યું: 'સાફ સાફ કહે, મને તારી આ 'હું'ની ભાષા નથી આવડતી.'

'કાંઈ નહિ.' એની મશ્કરીથી જાણે કે એના શરીરમાં આધુનિક યુવતીએ પ્રવેશ કર્યો ને એ છણકો કરી બોલી: 'એમ કહ્યું કે તમે મને ફસાવી! હવે સંભળાયું?'

'સાચી વાત છે!' શ્રીધરે એકદમ કબૂલ કર્યું.

'તને મેં ફસાવી એ સાચી વાત પરંતુ આજ કે કાલ હું એ બધું જ તને કહેવાનો હતો.'

બરફનું ઢેકું અચાનક ઓગળી જાય તે રીતે ઓગળતા શ્રીધરને જોઈને એની સ્થિતિમાં પણ પ્રતિભાને નવાઈ લાગી. એણે ધારેલું કે શ્રીધર એકાદ મૅજનો આરકશ ઊભી કરીને પોતાની વાતને છુપાવશે. એ તો પોતે તાબે થઈ જઈને છૂટો થઈ ગયો! એ આમળ બોલ્યો: 'ખરું જોતાં તો આ હકીકત મારે તને આપણાં લગ્ન થતાં પહેલાં જ જણાવી દેવી જોઈતી હતી!'

'એટલે! તમારું આ શ્વેતાંબરી–પ્રકરણ લગ્ન પહેલાંથી ચાલે છે!'

'હા, પરંતુ એ માટે તું આટલું અશાંતાપરૂ શું કામ કરે છે! અત્યારના ઘણા ય શિક્ષિત લોકો મારી જેવા જ હોય છે.' ખાસ કરીને લેખકો તો...'

'હા! લેખકો! લેખક થયા એથી શું થયું!' પ્રતિભા જરા આવેગથી બોલી. 'હું તમને સાફ સાફ કહી દઉં છું કે તમે જો ગાંધર્વવિવાહ કરીને મારી ઉપર શોક્ય લાવવાના હો તો હું શાંત નથી રહેવાની.'

'ગાંધર્વવિવાહ! શોક્ય! આ બધું તું શું બોલે છે! કોની સાથે હું ગાંધર્વલગ્ન કરવાનો છું!'

'કોની સાથે!...પેલી ...પેલી રાંડ શ્વેતાંબરી છે ને મોટી કવયિત્રી! તમારી ગોરાંગી! કેમ ધ્યાનમાં આવે છે? અને ભગવાન જાણે તમને તે કઈ રીતે પસંદ પડી ગઈ!'

'શ્વેતાંબરી?'

'હા. તમારો એના ઉપર પ્રેમ છે ને! ચાર દિવસ એ બહારગામ ગઈ ત્યાં તમે કડાઈની અંદરના ભજિયાની જેમ બળતા હતા ને! હું બધું જોયા કરું છું! તમને એમ હશે કે મને કાંઈ ખબર નહિ પડે. મીંદડી આંખો મીંચીને દૂધ પીએ છે...'

પરંતુ આટલું બોલીને એણે ભાષણ પૂરું કર્યું. શ્રીધરના ચહેરા ઉપર ટ્રાન્સફર–સીન થયો હતો. ચહેરા ઉપરની લાચારી અદૃશ્ય કરી દઈ એ મોટે મોટેથી હસતો હતો. પ્રતિભાનું બોલવું બંધ થતાં જ એ બોલ્યો: 'હા, મને શ્વેતાંબરી ‐ઉપર પ્રેમ છે! બિલકુલ હૃદયમાં જ નહિ તો હૃદયની પાસે તો એને જરૂર મેં રાખી છે. હું હંમેશ એને ચુંબન કરું છું!'

એણે બિલકુલ નિર્લજ્જ રીતે બોલાયેલા શ્રીધરના આ શબ્દો સાંભળવા કરતાં, સીતાની જેમ ધરતી માગ દે તો એમાં સમાઈ જવું એવું પ્રતિભાને થઈ આવ્યું. શ્રીધર ખડખડ હસતો એથી તો એને ભયંકર દુઃખ થયું.

'અરે બાપ રે, હવે તો નિર્લજ્જપણાની હદ થઈ ગઈ!...હું તો મારે આ ચાલી મારે પિયરે! પછી કરો નિરાંતે પ્રીત તમે ને તમારી શ્વેતાંબરી!'

'તું આ પછી જ શા માટે! હમણાં જ, તું જો એ રીતે જ એ પ્રયોગ કરી દેખાડું.' એમ બોલીને શ્રીધરે પેલા ટેબલના ખાનામાંથી એક વસ્તુ કાઢી. એ વસ્તુ પ્રતિભાએ શ્રીધર પાસે કદી જ જોઈ ન હતી. એ એક 'કૅપ્સ્ટન સિગારેટ'નું પાકીટ હતું.

'આ જો મારી શ્વેતાંબરી!' પછી એક સિગા-

'ભદ્ર! તને તેડાવવાનું કારણ ઉપસ્થિત થયું છે. તું ભિખ્ખુશ્રેષ્ઠ કશ્યપ પાસે વિનયનું અધ્યયન કરે છે. તારા અધ્યયન સમયે હું ત્યાંથી પસાર થયો હતો. મને તારા સંસ્કૃત શ્લોકોના કેટલાક ઉચ્ચાર સંશય ગ્રસ્ત લાગ્યા તિબેટવાસીના એ ઉચ્ચારો હોય નહિ તું કોણ છો?'

'હું ભગવાન બુદ્ધનો ચરણકિંકર તિબેટ દેશનો વાસી છું.'

'વત્સ! હું તારો ગુરુ છું. મારી પાસે તેં દિક્ષા અને વિદ્યા બન્ને ગ્રહણ કર્યા છે ભિખ્ખુ કદી પણ અસત્ય બોલે નહિ તેમાં પણ ગુરુજનો પાસે તો એનાથી બોલાય જ નહિ માટે જે સત્ય વાત હોય તે મને કહી દે હુ તને અભય આપું છું. સાધુ-ઓ મિથ્યા અભય કદી આપતા નથી. મારામાં તને શ્રદ્ધા છે ને?'

ભિખ્ખુ વિચારમાં પડી ગયો. પ્રાણહાનિનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો તિબેટમાં પ્રવેશ કરનાર પરદે શીને મૃત્યુદંડની સજા થતી હતી. એનુ મૌન અને ગભરાટ વિચક્ષણ મહંતે જોઈ લીધા. એમણે ધીમેથી કહ્યું: 'વત્સ, સત્ય બોલી નાખ. મારામાં વિશ્વાસ રાખ. હુ પ્રાણપણે તારી રક્ષા કરીશ. તારા વાળને પણ વાંકો થવા નહિ દઉં તુ મારો પ્રિય શિષ્ય છે. તારી રક્ષા કરવી એ મારો ધર્મ છે. હુ ધર્મ ચૂકીશ નહિ, મેં તને અભય આપ્યુ છે.'

ભિખ્ખુને સત્ય વાત કરવા સિવાય બીજો હવે એકે ય રસ્તો રહ્યો નહિ મહંતજીનો એ કૃપાપાત્ર હતો. મહંતજી કૃપાળુ સૌમ્ય, આધ્યાત્મિક વલણ-વાળા અને પ્રસન્ન હૃદયવાળા હતા તે એણે ત્રણ વરસના પરિચયથી જાણ્યુ હતું. ભિખ્ખુ હવે પોતાને વધારે વખત છદ્મવેશમાં છુપાવી શક્યો નહિ. તેણે ગુરુજી સામે હાથ જોડ્યા. ધીમેથી બોલ્યો:

'મારવું-ઉગારવું આપના હાથમાં છે. હુ સત્ય જ વદીશ હું હિંદમાં બંગાળનો વાસી છુ. હિંદી ઓને આ તિબેટની હદમાં આવવા દેતા નથી, એટલે હું છૂપે વેશે આવ્યો છું.'

'પરંતુ આ દેશમાં હે ભિખ્ખુશ્રેષ્ઠ! તું શા માટે આવ્યો છે? અહીં ધન, વિદ્યા, સમૃદ્ધિ કાંઈ પણ તને પ્રાપ્ત થાય તેમ નથી, અહીં આવવામાં તારો કયો ઉદ્દેશ છે?'

'શ્રદ્ધેય ગુરુજી! હું કલકત્તા વિશ્વવિદ્યાલયનો સ્નાતક છું. બાળપણથી મને બુદ્ધ ધર્મ ઉપર અજબ શ્રદ્ધા હતી આથી મેં પાલી ભાષા અને બુદ્ધ ધર્મનો ખાસ અભ્યાસ કર્યો હતો મેં બુદ્ધ ધર્મના ભિખ્ખુનું વ્રત લીધું હતું બુદ્ધ ધર્મના વિશેષ અભ્યાસ માટે બ્રહ્મદેશ, લંકા વિગેરે સ્થાનો અને દેશોમાં ફરી આવ્યો પરંતુ ત્યાં મારા હૃદયને તૃપ્તિ મળે એવો ધર્મનો અભ્યાસ થયેલ નહિ તિબેટ વિષે મે બહુ સાંભળ્યું હતું. આથી વેશપલટો કરીને હું તિબેટ આવ્યો છું.'

'વત્સ! તારી સર્વ હકીકત મને વિસ્તારથી કહે મને એમાં રસ છે વેશપલટો સહેલી વાત નથી.'

'ગુરુજી! એ જાણતો હતો કે તિબેટમાં કોઈ પણ દેશોને માટે પ્રવેશની સ્વતંત્રતા નથી. આથી મેં તિબેટના લોકોની રહેણીકરણી અને ભાષા શીખવાનો નિશ્ચય કર્યો. એ માટે હું ખાસ દાર્જીલિંગ આવ્યો દાર્જીલિંગની આસપાસ બેત્રણ બુદ્ધ મઠો છે તેમાંના એકમાં રહીને એક તિબેટિયન લામા સાધુ પાસે મેં તિબેટિયન ભાષાનો અભ્યાસ કર્યો આઠ માસમાં હું એ ભાષા શીખી ગયો. દાર્જીલિંગમાં હું એક તિબેટિયન વેપારીના પરિચયમાં આવ્યો. એની સાથે મે દોસ્તી બાંધી એનુ કેટલુંક વેપારનુ કામ અને એક બંગાળી વેપારી સાથેના વાંધાને મે પતાવી દીધાં. આથી એ મારા આભાર નીચે આવ્યો એનું કુટુંબ દાર્જીલિંગમાં જ રહેતું હતું એમાં હું ભેળાઈ ગયો એની માતા અને સ્ત્રી મારા ઉપર ખાસ મીઠી નજર રાખતા હતાં એમની પાસેથી હું તિબેટના રીતરિવાજો, ભાષાના ઉચ્ચાર કયા શબ્દ ઉપર ક્યારે કેવો ભાર મૂકવો, કેવી રીતે સારા મંડળોમાં સભ્યતા રાખવાની પ્રણાલી રાખવાની છે તે સર્વ હું બારીકાઈથી જાણી ગયો મેં આ સર્વ લક્ષપૂર્વક અવલોક્યું. એમના પાસે હું રહ્યો હું તિબેટિયન જેવાં જ વસ્ત્રો પહેરતો એમની સાથે અને એમનાં બાળકોના સાથે તિબેટિયન ભાષામાં જ વાર્તાલાપ કરતો હતો. ત્રણચાર મહિના હું એમને ઘેર રહ્યો હતો. પછી એકાએક મારે એમનું ઘર છોડવુ પડ્યુ. મેં પછી તિબેટ તરફ આવવાનો વિચાર કર્યો.'

'વત્સ! તારે શા માટે એ ઘર છોડવું પડ્યું'!'

'એ વેપારીની નાની બહેન અપરણીત હતી. એ બાઈનો મારા તરફ પક્ષપાત હતો. એના ભાવ અને ચેષ્ટા મને ગમ્યાં નહિ. એની માતા મને એ બાઈ સાથે પરણાવવા માગતી હતી. પરંતુ મને એવો બોજો ઉપાડવાની વૃત્તિ નહોતી આથી એ ઘરનો મેં ત્યાગ કર્યો. પરંતુ એમને ત્યાં રહી હું પાકો તિબેટિયન થયો હતો.'

'પછી તું અહીં આવવા માટે ક્યારે રવાનો થયો!'

'મેં તરત જ દાર્જીલિંગ છોડ્યું. તિબેટ આવવાનો મારો દૃઢ નિશ્ચય હતો. એ પર્વતોનો રસ્તો ભયંકર અને ભુલભુલામણીવાળો છે તે હું જાણતો હતો. આથી દાર્જીલિંગમાં જ કોઈ સથવારાની વાટ જોતો બેસી રહ્યો. મેં દાર્જીલિંગમાં તિબેટના ઘણા વેપારીઓ સાથે પરિચય સાધ્યો હતો. એક મારો ઓળખીતો વેપારી પોતાની વણજાર સાથે તિબેટ જતો હતો. હું પણ તેની સાથે તિબેટિયન વેશમાં ચાલ્યો. એની સાથે દશબાર ટટ્ટુઓ ઉપર માલ લાદેલ હતો. એક ટટ્ટુ ઉપર એ સ્વાર થયો. બીજા ઉપર હું બેઠો. અમે હિમાલય પર્વતના સુંદર વનરાજીથી ભરેલા રમણીય પ્રદેશમાં પ્રવાસ શરૂ કર્યો. જ્યાં જુઓ ત્યાં સંગીત ગાતાં ઝરણાંઓ, ખળખળ વહેતા મોટા ઝરાઓ, યૌવનોન્મત્ત સુંદરીઓની જેમ નાચતીકૂદતી નદીઓ, બરફમય ઊંચાં ઊંચાં ગગનચુંબિત શિખરો, પાણીના ધોધો, સુંદર ગીત ગાતાં રંગબેરંગી વિચિત્ર પક્ષીઓ, ભયવિહ્વળ હરણાંઓ અને તેનાં બચ્ચાંઓ અમે જોયાં. વનસ્પતિ તો અઢારે ભાર ત્યાં ઊગેલી હતી. વસંતઋતુ હોવાથી જમીન લીલા ઘાસથી છવાઈ ગાલીચાની પેઠે શોભતી હતી. તેમાં જાત જાતના રંગબેરંગી ફૂલો ઊગ્યાં હતાં. વૃક્ષો ઉપર પણ ફૂલો ફાલી નીકળ્યાં હતાં. એમની સુગંધ અમારી નાસિકાઓને ભરી દેતી હતી. ટેકરીઓ ઉપર ઘેટાંઓ જ્યાંત્યાં ચરતાં હતાં. ઝાડોમાં ખિસકોલીઓ અહીંતહીં નાસાનાસ કરી રમતી હતી ઝરણાંઓમાં માછલીઓ રમતી હતી. અલૌકિક સુંદર એ દૃશ્યો હતાં. મંદ મંદ વાયુ વાતો હતો હવા સ્ફુર્તિમય હતી. અમે આનંદથી પ્રવાસ કરતા હતા.

'અમે ગ્યાન્ટસે આવી પહોંચ્યા. અહીંથી આગળ પરદેશીઓને જવાની મનાઈ છે. અહીં અંગ્રેજોનો પ્રતિનિધિ કોન્સલ પણ રહે છે. મારા મિત્ર સોદાગરે અત્રે મારો સાથ છોડ્યો. એ મને આગળ લઈ જઈ શકે તેમ નહોતું. કારણ કે પરદેશીને તિબેટમાં લઈ જનારને પ્રાણાંત દંડ થાય છે. આથી મારે ફરજિયાત ગ્યાન્ટસેમાં રહેવું પડ્યું.

'ગ્યાન્ટસેથી હું કૈલાસ યાત્રાએ ગયો. શિવરાત્રિ આવી હતી એટલે હું કેટલાક હિંદુ સાધુસંન્યાસીઓ સાથેના સંઘમાં મળીને કૈલાસ અને માનસરોવર તરફ યાત્રા માટે ગયો. એ યાત્રા પગપાળી હતી. કારણકે પ્રવાસમાર્ગ અત્યંત સાંકડો, બરફથી છવાયલો અને લગભગ સાવ નિર્જન છે. ગામડાં પણ ક્વચિત જ મળે છે. જમીનમાં ઘાસનું એક તણખલું પણ મળે નહિ એટલે ટટ્ટુને માટે કાંઈ ખોરાકી મળતી નથી. માણસને માટે ગામડિયાઓ સત્તુ (જવ જેવા અનાજનો લોટ) આપે છે તે ઉપર નભવાનું રહે છે. અત્યંત કઠિન અને મુશ્કેલી ભરેલો આ પ્રવાસ છે. પ્રવાસમાં અમને મુશ્કેલીઓ પાર વગરની નડી.

'અમે માનસરોવર પહોંચ્યા. માનસરોવર અને રાક્ષસતાલ આ બે સરોવરો એક બીજાની બગલમાં આવેલાં છે. એનાથી થોડે દૂર કૈલાસપર્વતનું બરફમય શિખર દેખાય છે. માનસરોવર સેંકડો માઈલના વર્તુલનું મોટું સરોવર છે. રાક્ષસતાલ એનાથી નાનું છે. એ બંને સરોવરના કિનારે સાધુઓ હંસો રહે છે. માનસરોવરમાં પવન ફૂંકાતો હોય ત્યારે મોટાં મોજાં ઊછળે છે. એ સુંદર દિવ્ય સરોવરનું જળ બહુ જ શીતળ હિમ જેવું છે. સ્નાન કરતાં ઝણઝણાટી થાય છે.

'સાધુઓ સાથે મેં પણ કૈલાસપર્વત જઈ એની પ્રદક્ષિણા કરી. કૈલાસપર્વત ૨૩૦૦૦ ફુટ ઊંચું ગોળ તંબૂ જેવા આકારનું શિખર છે. એનો ઉપલો ભાગ બરફ-આચ્છાદિત છે. સુંદર દૃશ્ય છે પણ એ પ્રદેશમાં કોઈ વનસ્પતિ નથી.

'કૈલાસની યાત્રા પછી અમે માનસરોવર આવ્યા. માનસરોવરને કિનારે તિબેટિયન લામાઓનો મઠ છે. હું તો બુદ્ધધર્મી તરીકે ત્યાં સારો આદર પામ્યો. મેં ત્રણ અઠવાડિયાં ભિખ્ખુના વેશમાં એ લામાસરી-(મઠ)માં ગાળ્યાં. મહંત પ્રેમી હતો. મારા ઉપર એણે ખાસ પ્રીતિ દેખાડી ઘેટાનું દૂધ અને સત્તુ ભરવાડો દઈ જતા તે અમે ખાતા હતા. મેં અહીં પણ બુદ્ધ

ધર્મનો અભ્યાસ ચાલુ રાખ્યો. હું હવે બોલવા-ચાલવામાં, વેશમાં અને રીતભાતમાં પાકો તિબેટિયન બની ગયો હતો.

'મારે તો તિબેટની રાજધાની લ્હાસામાં પહોંચવું હતું. એક લામા ટાસા સીરાઈમાં એટલે ટાસી લામાના મઠમાં જતો હતો. હું એની સાથે નીકળ્યો. રસ્તામાં ગામડામાં ભીખ માંગતા અમે ઘણાં દુઃખો સહન કરીને ટાસી સીરાઈમાં પહોંચ્યા. મને ત્યાં ખબર પડી કે ટાસી લામાને તિબેટમાં ખૂબ પૂજ્ય ગણવામાં આવે છે. દલાઈ લામા પછી પૂજ્યતામાં ટાસી લામા આવે છે. જોકે તિબેટની મૂળ રાજકીય અને શાસનસત્તા દલાઈ લામાના હાથમાં છે. મેં ટાસી લામાનાં દર્શન કર્યાં. મને એ પવિત્ર પૂજ્ય પુરુષ લાગ્યા. એમના વિસ્તારમાં એમની સત્તા છે.

'હું ત્યાંથી લ્હાસા તરફ એકલો રવાના થયો. ગામડામાં લામા તરીકે મને સારું માન મળતું હતું. ખાવાનો ખોરાક ભીખ માંગતાં મળી રહેતો. તિબેટમાં રાજ્યશાસન અને ધાર્મિક સત્તા બંને લામાઓના હાથમાં છે. પ્રજા લામાઓને બહુ પૂજ્ય માને છે. જ્યાં જુઓ ત્યાં મઠો આવેલા છે. આ મઠોમાં હજારો લામાઓ રહે છે. પરંતુ તેમાં મને વિદ્વાન થોડા જ મળ્યા. ઘણો ભાગ અભણ અને સ્વચ્છંદાચારી હોય એમ મને લાગ્યું જંતરમંતર કરી પ્રજાને વહેમોમાં રાખે છે.

'રસ્તામાં એક ગુફા આવી. તેમાં એક બુદ્ધ સાધુ રહેતો હતો. આ ગુફાને ચારે તરફ ભીંત ચણી દીધી હતી. એમાં શરીર નીકળી ન શકે એવી એક નાની બારી રાખી હતી. ભરવાડો અને ગામડિયાઓ એ બારી વાટે રોટલા અને યાકનું દૂધ સાધુને પહોંચાડતા હતા. પિસ્તાળીસ વરસો થયા આ સાધુ ક્યાંય પણ ગયા વગર આ ગુફામાં પુરાઈ રહ્યો છે. ત્યાં ધ્યાન ધરે છે. એમ મને આસપાસના ગામડિયાઓએ જણાવ્યું હતું. વૃદ્ધ સાધુ મૌન પાળે છે. મેં એ પવિત્ર પુરુષનાં દર્શન કર્યાં.

'તિબેટમાં વનસ્પતિ થોડી છે. પંદર હજાર ફૂટથી ઊંચો પ્રદેશ છે. ચારે તરફ બરફ-આચ્છાદિત ગિરિ-શિખરો સફેદ, ભૂખરા રંગનાં કાળાં કરાળ જેવાં દેખાય છે. જંગલી યાક જનાવરનાં ટોળાં જોવાં. તિબેટના લોકોનું એ કલ્પવૃક્ષ છે એમ મને પાછળથી ખબર પડી. દૂધ યાક આપે, ભાર યાક ઉપાડે, બાળવા માટે બળતણ સારુ છાણાં યાક આપે; સવારી પણ કરાય, માખણ પણ એનું જ મળે, પ્રજા માંસ પણ યાકનું જ ખાય, કપડાં પણ યાકના ચામડાનાં પહેરે, જોડાં પણ યાકના ચામડાનાં જ બનાવે છે. યાક શિયાળામાં બરફ નીચે જામેલી લીલ ખાય છે. એના પૂછડાના કોમળ વાળોની ચમરીઓ દેવમંદિર માટે હિંદમાં વેચાય છે. બીજા જનાવરોમાં પુષ્કળ ઘેટાં છે. મોટાં શિંગડાંવાળાં બકરાં ઘણાં થોડાં છે. ગાયો-ભેંસો નથી.

'હિંસ્ર જનાવરોમાં શિયાળ અને વરુઓ છે. મને મુસાફરીમાં વરુઓએ ઘણો ત્રાસ આપ્યો હતો. એમનાથી બચવા માટે મોટી ડાંગ મારે રાખવી પડતી હતી. સંધ્યા પછી હું પ્રવાસ કરતો જ નહોતો. હિંદથી આવતાં ૧૮૦૦૦ ફૂટ ઊંચેની તકલા પાસમાં મને એક મોટો બરફનો ચિત્તો મળ્યો હતો. અમે ઘણા મુસાફરો હોવાથી છાનોમાનો ચાલ્યો ગયો હતો.

'તિબેટમાં ચા ખૂબ પિવાય છે. ચામાં યાકનું માખણ અને મીઠું મેળવે છે. ઊંચા બરફમય પ્રદેશમાં અનાજમાં સત્તુ નામનું ધાન્ય થોડું થાય છે. પ્રજા બહુ જ થોડી છે. ખોરાકમાં યાકનું માંસ હોય છે. હું ગામડામાં ફરતાં ફરતાં લ્હાસા તરફ જતો હતો. તિબેટિયન ગામડિયાઓ સાદા સીધા, અભણ, વહેમી અને લામાઓ તરફ ખૂબ શ્રદ્ધાળુ હતા. સ્ત્રીઓ ખૂબ સ્વતંત્ર-પુરુષોથી દબાયેલી નહોતી. સ્ફૂર્તિદાયક ઉચ્ચ પ્રદેશના હવાપાણીથી લોકો તંદુરસ્ત છે. ટાઢને લીધે ક્યારે પણ નાતા નથી. પાણીથી બીએ છે. ગંદા રહેતા હોઈ શરીરમાંથી દુર્ગંધ છૂટે છે.

'આગળ પ્રવાસ કરતાં એક દિવસ હું એક કેડીને માર્ગે ઊંચા શિખર ઉપરથી નીકળતા માર્ગ ઉપર ચઢીને હાંફતો હાંફતો ખીણમાં આવ્યો. ઓચિંતા જમ જેવા પાંચ ઘોડેસ્વાર મારા તરફ ધસી આવ્યા. (લ્હાસા તરફ થોડી ખેતી હોવાથી ત્યાં ટટુઓ પાળવામાં આવે છે.) આ ભયંકર વિકરાળ લૂંટારા હતા. પણ મને બુદ્ધ ધર્મનો સાધુ જોઈ એઓએ મને જવા દીધો. મારી પાસે કશું યે હતું પણ નહિ. બાકી આ લોકો મુસાફરોના પ્રાણ અને ધન બંને હરી લે છે. આ સર્વે મોટા શરીરવાળા અલમસ્ત નિડામણા માણસો હતા.

'હું રસ્તામાં બનતાં સુધી મઠોમાં જ ઊતરતો હતો. મારું બુદ્ધધર્મના ધર્મપુસ્તકોનું ઠીક જ્ઞાન જોઈ મને સારું સન્માન મળતું હતું. દરેક મઠ ખૂબ વિશાળ હતો. સેંકડો લામાઓ ત્યાં રહેતા હતા. અમારા હિંદુઓમાં સાધુઓ પાછા સંસારી બની શકતા નથી. પણ બુદ્ધ સાધુઓ જોઈએ ત્યારે પીળાં ચીવરો ઉતારી સંસાર માંડી શકે છે. તિબેટનો કારભાર અને કુલ સત્તા લામાઓના હાથમાં છે. મોટો વર્ગ અજ્ઞાન-ઝનૂની છે.

'તિબેટમાં લાકડાં કે કોલસો નથી. આથી લોકો મરણ પામે એટલે બાળતાં નથી. જમીન પર્વતમય હોવાથી દાટવાનું પાલવે તેમ નથી. એક ઠેકાણે એક માણસ મૂડદાને કાપી કાપીને સમળીઓને માંસના ટુકડા ફેંકતો હતો. મને પછી જ ખબર પડી કે તિબેટમાં આ ચાલ સાર્વત્રિક છે.

'હું છેવટે લ્હાસા પહોંચ્યો. એ શહેર જૂના બાંધણીનું છે. આખા રાજ્યનો શાસક દલાઈ લામા પોટાલાના મહેલમાં રહે છે. એ મહાન ધર્મગુરુ, એક મહાન દેવનો અવતાર અને તિબેટનો માલિક ગણાય છે તે તો મને ખબર હતી. પરંતુ મને ખબર નહોતી કે એના મરણના બરાબર સમયે તિબેટમાં જે છોકરા જન્મ્યા હોય તેની પાકી નોંધ તૈયાર કરીને અમુક લક્ષણવાળા છોકરાને દલાઈ લામા એટલે રાજ-કર્તા તરીકે સ્વીકારાય છે. એના બાળપણ દરમિયાન રિજેન્ટ રાજ્ય કરે છે. લામાઓની લાગવગ મોટી છે.

'પોટાલાના મહેલમાં એક વિદ્વાન સાધુ તરીકે મને દલાઈ લામાનાં દર્શન થયાં. મને એ વિચાર-વંત પુરુષ લાગ્યો. મહેલમાં જ બુદ્ધમંદિર છે. ત્યાં હમેશાં મોટા ઉત્સવો થાય છે. દલાઈ લામા પરણતા નથી. દલાઈ લામાએ મને આશીર્વાદ આપ્યા.

'એક મોટા રાજદ્વારી અને ઉપવજીરે મને જમવા બોલાવ્યો. મને ત્યારે જ ખબર પડી કે એની પત્ની તે એના બીજા નાના ત્રણ ભાઈઓની પણ પત્ની છે. મોટાભાઈની પત્ની વારાફરતી નાનાભાઈઓને પણ પરણે છે. તિબેટમાં એક સ્ત્રી એક સાથે અનેકની પત્ની બની શકે છે.

'એક દિવસ એક યુવતી વાજાંગાજાં અને સાજ સાથે ધામધૂમથી જતી હતી. મેં તેનું કારણ પૂછતાં જણાયું કે બીજી પ્રજાઓમાં વરરાજા કન્યાને ત્યાં પરણવા જાય છે, તિબેટમાં કન્યા વરરાજાને ત્યાં ગાજતેવાજતે પરણવા જાય છે.

'પ્રજાનાં બાળકોને શિક્ષણ સાધુઓ આપે છે. ધાર્મિક શિક્ષણ અને અક્ષરજ્ઞાન બને સાધુઓ આપે છે. નિયમિત સ્કૂલો, હાઈસ્કૂલો કે કોલેજો ત્યાં નથી.

'પાછળથી આપની મહાન વિદ્વાન તરીકે કીર્તિ સાંભળી હું આપનો શિષ્ય થયો. આપની પાસે અનેક પુસ્તકોનો અભ્યાસ કરી લોકોમાં વિદ્વાન તરીકે પંકાયો. કેટલાક મને ભાવિષ્યનો મઠાધિશ માને છે. આ મારી હકીકત આપના ચરણમાં નિવેદન કરું છું.'

મહંતજી પ્રસન્ન થઈ બોલ્યા: 'સાધુ, સાધુ, વત્સ! તેં પરિશ્રમ કરી વિદ્યાર્જન કર્યું છે. પણ અતિ વિચાર કરતાં જણાય છે કે તું અત્રે રહે તે તારી અને મારી બંનેની જિંદગીને ભય રૂપ છે. માટે પહેલી તકે તું ચાલ્યો જા. જો, દશ દિવસ પછી અહીંથી મારો એક શિષ્ય મોટા રસાલા સાથે રાજ-કીય કારણે કલકત્તા જાય છે. તું એની સાથે ચાલ્યો જા. હવે અહીં રહીશ નહિ. હું મારા શિષ્યને ભલા-મણ આપીશ. તારાં ઉતારેલાં પુસ્તકો લઈ જવા માટે તને એક યાક પણ મઠ આપશે.'

સર ચંદ્રદાસ તિબેટથી પુસ્તકો લઈ હિંદમાં આવ્યા. એમના તિબેટના પ્રવાસની કથાઓ વર્તમાન-પત્રમાં છપાઈ. તિબેટ સમરતને આના ખબર એમના એલચીએ કરી. તપાસ થઈ. પરિણામમાં પેલા વિદ્વાન મઠાધિશને સરોવરમાં જીવતે સમાધિ લેવી પડી.

સર ચંદ્રદાસનું આ ચરિત્ર છે.



વા. ક. તિબેટ જગતમાં સૌથી ઊંચો પ્રદેશ હિમાલય પર્વતમાં આવ્યો છે. એનું ક્ષેત્રફળ ૪૬૩૨૦૦ ચોરસ માઈલનું પર્વતમય છે; પણ વસ્તી માત્ર ૩૦૦૦૦૦૦ની ગણાય છે. પરદેશીઓને પ્રવેશનિષેધ છે. તિબેટ ચીના-ઓના કબ્જા નીચે હતો પણ હમણાં થોડાં વરસો થયાં સ્વતંત્ર છે. ધર્મ બુદ્ધ છે. હિંદમાંથી પ્રસર્યો હતો. હિંદમાંથી તિબેટમાં જવા માટે ઊંચા પર્વતમાર્ગો ૧૪૦૦૦ થી ૧૮૦૦૦ ફૂટ ઊંચા છે. ચીન સાથે મુખ્ય વેપાર છે. તિબેટમાં વાતના સદેશા છે. પણ રેલ્વે કે પાકી સડકો નથી. વર્તમાનપત્રો નથી. આધુનિક યંત્રો પણ નથી સૈન્ય પણ હજી તીરકામઠાં કે થોડી બંદૂક તલ-વારો વાપરે છે. દેશમાં ખનીજો છે પણ વણુથોવાયેલી છે. પ્રજા ગરીબ પણ સુખી છે.

# સુદામાના તાંદુલ

અનુવાદ
[ 'આવાઝે આમ' ]

ધારાસભાની ચૂંટણીમાં તાજેતરમાં જ બહુમતીથી ચૂંટાઈ આવેલ અને લોકપ્રિય પ્રધાન તરીકે નિમાયેલ શ્રી. દેવકરભાઈ સાહેબના બંગલે સવારના આઠ વાગ્યામાં બે ગામડિયા સજ્જનો આવી પહોંચ્યા છે લાલ પાઘડીવાળા પટાવાળાએ એમને સાહેબના મુલાકાત માટેના 'વેઈટીંગ રૂમ'માં બેસવા કહ્યું છે અને એ બને સજ્જનો એ ઓરડાનું બારીક નિરીક્ષણ કરવાના કામમાં રોકાયા છે.

ઓરડાની દીવાલો જાણે કલઈ કરી હોય તેવા કાગળથી મઢેલી છે. પાછલી ભીંતમાં ત્રણ બારીઓ છે, જેમાંથી બહારના બગીચાનો થોડોક ભાગ દેખાય છે. ડાબી તરફની ભીંતમાં એક દરવાજો છે, જે બહાર વરંડામાં પડતો હોય તેવું લાગે છે. જમણી તરફની ભીંતમાં પણ એક દરવાજો છે જે બંધ છે. વીજળીની પાંચ બત્તીવાળું ઝૂમર ઓરડાની બરોબર વચ્ચે છત સાથે જડેલું, ઝૂલી રહ્યું છે. દીવાલો ઉપર પણ બત્તીઓ છે બે દીવાલ વચ્ચે એક ખૂણામાં એક ટીપાઈ ઉપર વીજળીનો પંખો છે જેનો એક છેડો વીજળીના બટનના 'સ્પેર પ્લગ'માં જોડેલો છે. એક બારી પાસે ટેલિફોનનું ખાલી 'કનેકશન' છે જેમાં પ્લગ ભરાવી ટેલિફોન ત્યાં ચાલુ કરી શકાય ઓરડાની ફરસ શેતરંજીથી ઢંકાયેલી છે, ને તે ઉપર એક તરફ ત્રણ ચાર માણસ બેસી શકે એવો એક સોફા, બીજી તરફ આમડાની ગાદીવાળી ત્રણ ખુરશીઓ ને ત્રીજી તરફ એક આરામખુરશી તથા એક મુંઢા-ખુરશી એટલું ફર્નિચર પડેલું છે.

આવેલ સજ્જનોમાંથી એકનું નામ મેપો પટેલ છે ને બીજાનું નામ મેધા શામા છે., મેપા પટેલે કડિયું, ચોરણો ને ફેંટો એવો ખેડુનો જ પોશાક પહેર્યો છે ને ઉમર લગભગ ૪૦ ઉપર લાગે છે મેઘો જુવાન છે ૨૭-૨૮ વર્ષનો લાગે છે ને ખાદીની કફની તથા લેંઘો પહેર્યાં છે. માથે ખાદીની ટોપી છે ને હાથ એક થેલી છે. પટેલને ખંભે બેસ પણ છે, ને બેસનો ઉપયોગ અત્યારે તો તેમણે કાંઈક બાંધવામાં કર્યો છે.

પટેલ મુંઢા ઉપર બેઠા છે ને મેઘો ચામડું મઢેલ ખુરશી ઉપર ઓરડો જોવામાંથી નવરા પડી બંને એકબીજા સામું જુએ છે. પરિચય કરવો કે નહિ તેનો ઘડીભર વિચાર કરે છે. આખરે પટેલ શરૂઆત કરે છે: 'કયું ગામ?'

'અદેસર. તમારું?'

'કરેણ'

'વળી પાછી ચુપકીદી છવાય છે. પટેલની નજર જે બારણાંથી તે દાખલ થયા તેના પર લાકડાના અક્ષરો ચોડેલા છે ને Waiting Room એ લખ્યું છે તેના ઉપર જાય છે ને પટેલ તે ઉકેલવાનો પ્રયત્ન કરે છે. 'એમ...એ...'

'ઈ, 'એમ નથી, 'ડબલ્યુ' છે ડબલ્યુ મેઘો કહે છે.

'ના, ભાઈ, ના. 'એમ'જ છે, અમારે અગાડી પેલો મોટાઉને ભણાવવાનો - વરગ ચાલે લે તઈ મારતર હારે મારે સારી બનતી થે'લી. તી ઈમાં મને અંગ્રેજી ડક્કો મ ઓળખતો કીધેલો. એ, 'એમ જ છે. એનાથી શીખ્યો હોય એ 'ડબલ્યુ'!

'એમ!' મેધાએ જ્ઞાનીના તિરસ્કારથી હસી દીધું. 'હા, આગળ વાંચો જોઈએ.'

'એમ...એ...વન...વન એટલે એકડો હોં કે!

'સાવ ખોટું'

'હશે ભાઈ, ત્યારે તમે વાંચો, બાપલા.'

'જુઓઃ ડબલ્યુ...એ...આઈ...ટી...આઈ.. એન ..સી...'

'સી, છે કે જી?'

'સી છે સી. ને જુઓ પછી આર...ઓ.. ઓ...એમ.'

'હશે. તે એ શું લખેલું છે? સા'બનું નામ છે?'

'ઇ કાંઈ મને નથી આવડતું. મેં તો અક્ષર ઉકેલી આલ્યા.' આટલું બોલી મેઘાએ મૌન ધારણ કર્યું.

'હં. તમારે,' થોડી વારમાં જ પટેલે પાછી શરૂઆત કરી. 'તમારે સા'બને શું કામ મળવાનું થયું?'

'દેવશંકરભાઈને,' મેઘાએ 'ભાઈ' શબ્દ ઉપર ભાર દઈને પટેલના 'સાબ' શબ્દ સામે સૂગ દર્શાવી છે, પણ પટેલના ધ્યાનમાં એ આવ્યું નથી. 'દેવશંકરભાઈ ને' મેઘાએ કહ્યું, 'અમારે જૂની ઓળખાણ છે. હું અદેસરમાં હરિજન કાર્યકર છું. આશ્રમમાં હું હતો ને બાપુની સાથે ત્યાં જ રહેતું હતું. પણ દેવશંકરભાઈ કહે કે અમને આવો કાર્યકર ખોવો પોસાય નહિ, એટલે પછી હું અદેસર આવ્યો ને ત્યાં જ કાર્ય શરૂ કર્યું'. વળી ચૂંટણી વખતે સમસ્ત હરિજન કોમના મત કેળવવાનું ને મેળવવાનું કામ મને જ સોંપવામાં આવેલું. દેવશંકરભાઈ આવેલા ત્યારે મને કહે કે અદેસરના ને તેમાંયે ખાસ કરીને હરિજનોના મત માટે તો મેં તમારા ઉપર જ છોડયું છે. ને મેંય કીધું કે એ બાબત આપે ફિકર કરવી નહિ.'

'અમારે કરેણુમાંય ત્યારે ઇમ જ થયેલું' તો. દેવુભાઈ સા'બ આવ્યા ને કે' જોવો મેપા પટેલ, આ વખત આપણું પ્રજાનું નાક નો જાય. મને કહે કે તમારે ત્યાંનું સગઠન સહુથી સારું છે ને એનો હેવાલ પણ મેં છાપાંઓમાં મોકલી આપેલ છે ને એમાં તમારો ફોટુ પણ છે.' આટલું બોલતાં પટેલ ખેસની ગાંઠો ખોલે છે ને એમાંથી એક ફાઈલ કાઢી મેઘાને બતાવે છે. 'આ રિયો ઈ ફોટુ ને આ હેવાલ. ને આ ૨૧ની સાલમાં હું જેલમાં ગયેલો તારે છાપામાં ખબર આવેલા ઈ ને આ કરેણુ ગામમાં સગઠન માટે દેવુભાઈ સા'બ પધારવાના હતા તારે સહુ પે'લો મારા ઉપર કાગળ લખેલો ઈ. ચૂંટણી વખતના આ એમના પત્રો.'

'હં.' મેઘો ફાઈલને જાણે કે અનિચ્છાએ જુએ છે. હજુ ખેસમાં એક પડીકું પડ્યું છે એ જુએ છે ને પૂછે છેઃ 'પણ, આ શું છે?'

'આ! આ તો પે'ડા છે. દેવુભાઈ સા'બને આલવા માટે. પટલાણીએ પોતાની જાતે ઘરની ભેંસના દૂધનાં માવાના બનાવેલા છે. હું તો ઇમ ને ઇમ આવતો'તો તારે મને કે' કે ઇમ ને ઇમ તો સુદામાની વહુએ યં સુદામાને કરસન ભગવાનને ત્યાં નો'તા જાવા દીધા. આ આટલા પેંડા લેતા જાવ, ને કેજો કે 'સુદામાના તાંદુલ' છે.'

'વાહ!' મેઘો ફિક્કું હસે છે. મનમાં તો એ ઘેર બેઠેલ પત્ની ઉપર ચિડાય છે કે પોતાને આવું કાંઈ ભેટ લઈ જવાનું તેણે સુઝાડ્યું નહિ—પણ બહારથી બેદરકારી બતાવે છે.

જે દરવાજો બંધ છે તેની પાછળથી કાંઈક અવાજ આવે છે ને પટેલ તથા મેઘો બંને ઘડીવાર ચૂપ થઈ જાય છે. બને કાન માંડે છે, પણ કાંઈ સ્પષ્ટ સંભળાતું નથી. એટલામાં પટાવાળો ત્યાંથી પસાર થતો દેખાય છે તેને મેઘો પૂછે છેઃ 'અમારા આવવાના ખબર આપ્યા છે ને?'

'સેક્રેટરી સા'બને કે'વડાવ્યું છે.'

'એ કોણ વળી?' મેપા પટેલ પૂછે છે પણ પટાવાળો જવાબ દીધા વગર ચાલ્યો જાય છે.

પાંચ-દશ મિનિટ એમ જ શાંતિમાં પસાર થાય છે, ત્યાં વચલો બંધ દરવાજો ખૂલતો દેખાય છે અને બંને ઊભા થઈ જાય છે. દરવાજો ઉઘાડી સેક્રેટરી મિ. કનકપ્રસાદ ઓરડામાં આવે છે ને બંને પૂછે છેઃ 'તમે દેવશંકરભાઈ સાહેબને મળવા માગો છો?'

'હા જી' બંને એકી સાથે જવાબ આપે છે.

'તમે કોઈએ 'એપોઇન્ટમેન્ટ' લીધેલી.' બંનેના મોઢા ઉપર આશ્ચર્ય જોઈ તે વધુ સ્પષ્ટ કરે છેઃ 'સાહેબની પાસેથી અગાઉથી મળવાનો ટાઈમ લીધો છે?'

'કેમ શું લેવો'તો! ઇમણે તો કીધેલું જ છે કે મારું કામ પડે તો તમારે અડધી ગતે પણ આવવું.'

'ક્યારે કીધેલું?'

'ચૂંટણી વખતે ગામમાં આવેલ ત્યારે.'

'કીધું હશે. પણ પ્રધાનપદે આવ્યા પછી તમે એમની સાથે મુલાકાત માટે સમય નક્કી કરેલો ખરો?'

'મેં એમને પત્ર લખેલો જે અદેસર ને તેની આસપાસનાં ગામોની હરિજનપ્રવૃત્તિ અંગે થોડી

લે તે! એ કાળે તો કોઈને સ્વપ્ને ય ખ્યાલ નહોતો કે, લાડમાં ને પૈસામાં ઊછરેલો સુંવાળો અચ્યુત આવો મોટો ક્રાન્તિકારી કાર્યકર નીવડશે.

પિતા થિયોસોફિસ્ટ હતા. એટલે બંને ભાઈઓને મેટ્રિક્યુલેશન પછી થિયોસોફી પ્રવૃત્તિના પ્રખર નેત્રી શ્રીમતી એની બેસન્ટે સ્થાપેલી સેન્ટ્રલ હિંદુ કોલેજમાં મૂક્યા. પછી તો એ કોલેજ મહામના પંડિત માલવીયજીની નિગેહબાની નીચે બનારસ હિંદુ વિદ્યાપીઠ બની. એ વખતના કોલેજના સ્ટાફમાં પ્રિન્સિપાલ તરીકે થિયોસોફીના અગ્રણી નેતા ને પ્રખર વિદ્વાન જ્યોર્જ એરુંડેલ ને પ્રોફેસરોમાં એક પ્રો. પી. કે. તેલંગ હતા. પ્રો. તેલંગ અતિ ઉચ્ચ કક્ષાના પ્રાધ્યાપક હતા. એમની કને તેજસ્વી બુદ્ધિમત્તા તો હતી જ, પણ સાથે ખૂબ જ ચારિત્ર્યશીલ અને જીવંત જ્ઞાનગોષ્ઠના અજબ મિશ્રણ જેવા હતા. બને ભાઈઓ પર આ અધ્યાપકોની ગાઢી અસર પડેલી કે ગણિતશાસ્ત્ર ઉપર અચ્યુત પટવર્ધનને કોણ જાણે કેમ પહેલેથી જ રુચિ નથી. એમાં એ એવા પારંગત પણ નથી. એમની હાઈસ્કૂલની કારકિર્દીમાં ગણિતશાસ્ત્રમાં હમેશાં એ 'મેસ'ના (મહેરબાનીના) ગુણ મેળવી પાસ થયેલા. અર્થશાસ્ત્રના વિખ્યાત પ્રોફેસર ડૉ. જ્ઞાનચંદના હાથ નીચે તે બનારસ હિંદુ વિદ્યાપીઠના અર્થશાસ્ત્રના એમ. એ. થયા ને વધુ અભ્યાસાર્થે યુરોપ ગયા. યુરોપ અભ્યાસ પૂરો કરી પાછા આવ્યા પછી એ બનારસ હિંદુ વિદ્યાપીઠમાં જ અર્થશાસ્ત્રનું પ્રાધ્યાપકપદ એમને મળ્યું. જયપ્રકાશ નારાયણ પણ બનારસ હિંદુ વિદ્યાપીઠના પ્રોફેસર બની ચૂકેલા છે. એ પણ કોંગ્રેસ સમાજવાદી પક્ષના આ નેતાઓની બાબતમાં નોંધાવું જોઈએ. રાવ પટવર્ધન અને અચ્યુત પટવર્ધન બંનેએ કોલેજ-કાળમાંથી જ જાહેર પ્રવૃત્તિમાં ભાગ લેવા માંડેલો મોટાભાઈએ તો અખિલ હિંદ આંતર વિદ્યાપીઠ-વક્તૃત્વ-ચંદ્રક–All India Inter University trophy જીતેલો. અચ્યુત વિદ્યાપીઠની પાર્લમેન્ટના વડા પ્રધાન ચૂંટાયેલા.

એ અરસામાં સવિનય ભંગની ચળવળ ઊપડી. રાવ પટવર્ધને, સ્વભાવ પ્રમાણે, પહેલેથી જ લડતમાં ઝુકાવ્યું, ને જેલમહેલમાં પેઠા. લડતે ખૂબ વેગ પકડ્યો હતો. બનારસ હિંદુ વિદ્યાપીઠના જુવાન પ્રોફેસરથી ન રહેવાયું. એમણે પ્રાધ્યાપકપદ છોડી દીધું, ને લડતમાં ઝંપલાવ્યું. મુંબઈના ભૂગર્ભ પ્રધાનમંડળ (Shadow Cabinet)ના એ સભ્ય બન્યા, અને 'શંકર'ના નામે નવે માર્ગે ક્રાન્તિકારી કૂચ કરવા માંડી.

ખરું કહીએ તો બબ્બે સવિનય ભંગની નિષ્ફળતાઓ યુવાન ક્રાન્તિકારી કોંગ્રેસ કાર્યકરોને ખૂબ સાલી હતી. રશિયાએ લેનિનના ઝંડા હેઠળ સ્વરાજ્ય લીધું; તુર્કી મુસ્તફા કમાલ પાશાના નેતૃત્વ નીચે આઝાદ બન્યું; ચીને ડૉ. સુન યાટ સેનની આગેવાની નીચે સ્વરાજ્ય ઝડપ્યું હિંદ કેમ હજુ લગી સ્વરાજ્યવંચિત રહે? આ યુવાન કોંગ્રેસ કાર્યકરોની ગાંધીજી પરની શ્રદ્ધા ડગી ગઈ હતી એમ પણ ન હતું. કોંગ્રેસની સચ્ચાઈ વિશે એમને રજ ભાર પણ શંકા ન હતી; છતાં આમ કેમ? જુવાનોને કારણ જડ્યું: વ્યવસ્થિત કાર્યશક્તિનો અભાવ. એમાંથી જ કોંગ્રેસ સમાજવાદી પક્ષનો જન્મ થયો

અચ્યુત પટવર્ધન સૌ પહેલાં પ્રકાશમાં આવ્યા કોંગ્રેસના ઈ. સ. ૧૯૩૪ ના અધિવેશનમાં. એમની વિચારસરણી ને વક્તૃત્વશક્તિની જાણ સૌ પહેલી ત્યારે જ થઈ. ૧૯૩૬ની લખનૌ કોંગ્રેસના પ્રમુખ પંડિત જવાહરલાલ નેહરુએ કોંગ્રેસ સમાજવાદી પક્ષનો સહકાર માગ્યો. આચાર્ય નરેન્દ્રદેવ, જયપ્રકાશ નારાયણ અને અચ્યુત પટવર્ધનને કોંગ્રેસ કારોબારીમાં જોડાવા આમંત્રણ આપ્યું. એ વેળા અચ્યુત પટવર્ધન માત્ર ત્રીસ વર્ષના નવજવાન ક્રાન્તિકારી વિદ્વાન સમાજવાદી પ્રોફેસર હતા. પણ આત્મપ્રસિદ્ધિથી અલિપ્ત રહેવાની કળા, એમના સહકાર્યકર્તા જયપ્રકાશ નારાયણની જેમ એમના જીવનમાં પણ ખૂબ શોભીતી રીતે વણાઈ ચૂકી છે. એમણે વિનયથી એ આમંત્રણને નકાર્યું ને માત્ર કોંગ્રેસના અદના સિપાઈ તરીકે જ કામ કરવાનું ચાલુ રાખ્યું.

સતારા તો બેતાળીસનું બારડોલી કહેવાય છે. સતારાની લડતના વીરપુરુષ (Hero) અચ્યુત પટવર્ધન હતા. એમની ભૂગર્ભપ્રવૃત્તિની અનેક રોમાંચક વાતો હિંદભરમાં ગાજતી થઈ છે. એકવાર એમને પકડવા ખાસ પોલીસ પાર્ટી સતારા ગયેલી. અમુક ગામડાઓમાં એ ફરે છે, એવી બાતમી પોલીસને મળેલી. નિષ્ફળ શોધને અંતે પોલીસ હાથ ઘસતી પાછી ફરી. વિધિનું વૈચિત્ર્ય કેવું કે-જે ટ્રેઈનમાં પોલીસ પાછી ફરતી હતી એ જ ટ્રેઇનમાં આ અજોડ ક્રાન્તિકાર

મુસાફરી કરતો હતો! એટલું જ નહિ પણ એક જ ડબ્બાના એક જ ખાનામાં પોલીસ અને એનો ગુનેગાર સાથે સાથે બેઠેલા હતા! ગુનેગાર માટે રૂપિયા ૫૦૦૦નું ઈનામ પણ સરકારે કાઢ્યું. પણ કુદરત એ દિવસે ક્રાન્તિકારીની તરફેણ કરતી હતી. બીજું શું?

બેતાળીસની લડતને કોઈથી પણ વધુ સફળતા પૂર્વક ને કોઈથી પણ વધુ લાંબો સમય દોરનાર કોઈ પણ વ્યક્તિ હોય તો તે અચ્યુત પટવર્ધન છે. ૧૯૪૨ના ઑગસ્ટથી માંડીને ૧૯૪૬ના એપ્રિલ લગી ૪૪ માસ સુધી કેટલા યે પ્રાંતોની છૂપી પોલીસ ને બીજી પોલીસને એમણે થાપ આપી છે. ૧૯૪૩ના મેમાં સાને ગુરુજી જેવા કસાયેલા ધરખમ નેતા, નાના સાહેબ અને મહારાષ્ટ્રના ભગતસિંહ તરીકે ઓળખાતા નીડર ક્રાન્તિકાર શિરુ લિમયે સુદ્ધાં પકડાઈ ગયા હતા, પણ અચ્યુત પટવર્ધન પોતાની જાતને બાકાત રાખી શક્યા હતા.

એકવાર ભૂગર્ભ-કાર્યકર્તાઓની સભા મુંબઈમાં મળવાની હતી. પોલીસને આ વાતની ગંધ આવી ગઈ હતી. પોલીસે એકએક મોટરની જડતી લીધી. અચ્યુતનો ડ્રાઈવર પણ આમાં પકડાઈ ગયો હતો. પણ આવે જ વખતે એમની પ્રત્યુત્પન્નમતિ, મગજની અસાધારણ સ્વસ્થતા ને જિંદગી પ્રત્યેની બેપરવાઈ ખીલી નીકળે છે એ વિક્ટોરિયામાં બેસીને પોલીસની વચ્ચોવચ્ચ થઈ હસતે મોઢે છટકી શકેલા. પોલીસને શી ખબર કે, છુપાતો ફરતો કાર્યકર તે આ ઉઘાડે છોગે નાસતો છૂપતો-ફરતો હશે! પણ બીજી મુશ્કેલી ખડી જ હતી. પોતાનાં જાણીતાં બધે ય સ્થળે પોલીસે દરોડો પાડ્યો હોવાની આશંકા હતી એટલે એમણે આખી રાત્રિ વિક્ટોરિયામાં જ ગાળેલી.

નેતા એટલે સૌથી મોટો સેવક. પોતાના સહકાર્યકરો ઉપર એ મા ને બાપ જેટલું વહાલ દાખવે છે. ભૂગર્ભ-પ્રવૃત્તિના એમના ત્રણ સાથીદારો હતા. એ એમની સૂચનાઓ ઠેકાણાસર પહોંચાડતા, ને અમલ કરાવતા. આ કામમાં એમને મોડું થતું, પણ સ્થાન પર પાછા ફરે ત્યારે એમનાં કપડાં ધોવાઈને તૈયાર થઈ જતાં, ને ભોજન પણ તૈયાર થઈ જતું. પહેલાં તો આ સાથીદારોને હતું કે, કોક આ બધું કરી જતું હશે. પણ પછી તો ચોરી પકડાઈ. એમનો આગેવાન જ એમનો ચોર હતો! અહીં ગાંધીજીએ પોતાને પંખો નાંખતા થાકીને ઊંઘી ગયેલા મહાદેવભાઈને કેવો પંખો નાંખેલો, એ સુપ્રસિદ્ધ વાત સંભારવા જેવી છે.

અચ્યુત પટવર્ધનનો બીજો એક સદ્‌ગુણ પણ પ્રશંસનીય છે. આ ગુણાબી જુવાનનું દિલાવર દિલ દોસ્ત અને દુશ્મન પ્રત્યે સરખું ઉદાર રહી શકે છે.

એમની વિદ્વત્તા કેટલી ઉચ્ચ કક્ષાની છે, તે તો તેમના શ્રી. અશોક મહેતાના સહકારથી લખાયેલા 'હિંદનો કોમી ત્રિકોણ'ના વાચનથી જણાઈ આવે છે. 'હિંદનો કોમી ત્રિકોણ'ને તો સ્વ. મહાદેવભાઈ જેવાએ પણ ખૂબ વખાણ્યું હતું એ સિવાય પણ એમનો અભ્યાસ ખૂબ જ ઉત્કટ છે. છેલ્લામાં છેલ્લાં જ્ઞાનવિજ્ઞાનનાં પુસ્તકોના સંપર્કમાં એ રહે છે, ને કોઈ ને કોઈ વિષય પર એમને કંઈ ને કંઈ નવું કહેવાનું હોય છે.

કોંગ્રેસ સમાજવાદી પક્ષમાં જયપ્રકાશ નારાયણ પછી બીજું જ સ્થાન એમનું છે, એ વાત તો તાજેતરની ઘટનાએ પુરવાર કરી આપી છે. તે એ કે, જયપ્રકાશ નારાયણ-1 કોંગ્રેસ કારોબારીમાં જોડાવા પછી કોંગ્રેસ સમાજવાદી પક્ષના નેતા તરીકે એમની વરણી થઈ છે.

હિંદનો દેશપ્રેમી યુવાનવર્ગ અચ્યુત પટવર્ધનની 'અચ્યુતં કેશવં' ઉતારે છે, તે સકારણ છે.

[મુખ્ય આધારગ્રંથ યૂસુફ મહેરઅલીકૃત Leaders of India]

*

# સાચી પણ અદ્‌ભુત વાતો

લેખક
છોટાલાલ મોનસિંગ ઠાકાર

## જાદુગર

**આ** ભયંકર દિવસોમાં જ્યારે મહત્ત્વાકાંક્ષા, તિરસ્કાર અને નાશના અસુરો, જગત પર છૂટા મુકાયા છે ત્યારે વિશુદ્ધ વિચારો ધરાવતા બહુ જ થોડા લોકો હશે. ઉપેન્દ્રશર્મા આ પૈકીના એક હતા. આધ્યાત્મિક વિષયો પર કેટલાક મિત્રો સાથેની વાતચીતમાં એવો પ્રશ્ન ઉપસ્થિત થયો કે મનુષ્યોને વળગતા બધા દેવો મેલા દેવો હશે કે કેમ તથા તેમની સુધારણા થાય છે કે કેમ ! શર્માજીનો એવો મત હતો કે, મનુષ્યોની માફક તેઓ પણ શાણુ વર્તન દાખવી શકે છે અને આ વાતનું તેમણે પોતાની નીચેની અંગત વાતથી સમર્થન કર્યું.

જ્યારે હું નોકરી કરતો ત્યારે મલબારના દૂરના ખૂણામાં મારી બદલી થઈ. ત્યાં કેટલાક વર્ષો સુધી રહ્યો. તે વખતે મારી ઉંમર ત્રીસ વર્ષની હતી. હું ત્યાં મારી યુવાન પત્ની, માતા તથા બે બાળકોને લઈને ગયો હતો. હું જે ગામમાં રહેતો હતો તે નાનું ગામ હતું. તેમાં ત્રણ મોટી શેરીઓ, નાહવા–ધોવા માટે ચાર તળાવો અને એક માઈલ દૂર નદી હતી. પરંતુ નજીકનું રેલ્વે સ્ટેશન વીસ માઈલ દૂર હતું. જંગલોવાળા પશ્ચિમઘાટથી આ ગામ એક જ માઈલ દૂર હતું.

લોકો મલયાલમ તથા સંસ્કૃત ભાષામાં સારી રીતે કેળવાયેલ હતા અને તેમાંના થોડાઘણાએ તો મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. છતાં મને જણાયું કે દરેક માણસ ભૂત, પલિત, વળગાડ તથા જાદુગરોમાં માનતો હતો મે શહેરની ઉચ્ચ કેળવણી લીધેલ હોઈ થોડો સમય હું તેમના પ્રતિ દયાર્દ્ર દૃષ્ટિથી જોતો હતો પરંતુ અનુભવે મને મારી ભૂલ બતાવી

એક રાતે હું અચાનક ભરનિદ્રામાંથી જાગી ઊઠ્યો અને મને જણાયું કે મારી પડખે મારી ગર્ભવતી પત્ની નહોતી. તે વાડામાં ગઈ હશે તેમ માની હું : ફાનસ લઈને દોડ્યો કેમકે દરેક વાડામાં સર્પો

પરંતુ મારા આશ્ચર્ય વચ્ચે મને જણાયું કે શેરીમાં પડતાં બધાં બારણાં ખુલ્લાં હતાં અને મારી પત્ની નીચે નહોતી. હું અંધારી ઉજ્જડ શેરીમાં દોડતો ગયો. મેં મારી પત્નીને તળાવથી દૂર આવેલી ઝાડી તરફ ધીમે પગલે ચુપચાપ ચાલી જતી જોઈ, જ્યારે હું તેની પાસે પહોંચી ગયો ત્યારે તેની આંખો ખુલ્લી હતી, પરંતુ તેમાં કોઈપણ પ્રકારનો ભાવ નહોતો. મેં જ્યારે તેને પૂછ્યું: 'મધરાતે તું એકલી બહાર કેમ નીકળી છો !' ત્યારે તેણે કહ્યું: 'મને ખબર નથી.' તેને આસામાન્ય સ્થિતિમાં જોઈને હું તેને ઘેર લઈ ગયો. અને પથારીમાં સુવરાવી દીધી. પરંતુ એક કલાક પછી તે જ વસ્તુ ફરીથી બની અને તે જ પરિણામ આવ્યું. જોકે સવારમાં તે હમેશની સ્થિતિમાં હતી અને રાત્રિના બનાવનો તેને કંઈ કલ્પના પણ નહોતી.

બીજી રાત્રે તે મોટેથી બૂમ પાડીને જાગી ગઈ અને કહેવા લાગી: 'મારી જમણી આંખમાં કોઈએ સોય ભોંકી છે.' ફાનસ ઊંચું કરીને જોતાં મેં તે આંખમાંથી લોહીનું નાનું ટીપું પડતાં જોયું. પરંતુ પોપચામાં સોય ભોંકાવાની કંઈ નિશાની નહોતી. ત્યાર પછીની બે રાત્રિએ ઉપરાઉપરી આવા બનાવ બનતાં મેં એક પ્રખ્યાત આયુર્વેદશાસ્ત્રી વૈદ્યને બોલાવી તેની તબિયત બતાવી તે વખતે ત્યાં હોસ્પિટાલ નહોતી. વૈદ્યે તેને બરાબર તપાસીને કંઈ પણ દર્દ ન હોવાનું કહ્યું. તેણે કહ્યું: 'કદાચ તેને ભૂતનો વળગાડ હોય. તમે સ્થાનિક મંત્રવાદીને બતાવી જુઓ.' આ માણસે આવીને થોડા મંત્રોચ્ચાર કર્યા પછી કહ્યું: 'ઓરિસ્સાના જંગલના પેલા જાદુગરનું આ કામ છે.' આ જાદુગરે તાજેતરમાં પાસેની ટેકરીમાં પોતાનું નિવાસસ્થાન કર્યું હતું. પોતાની જાદુઈ વિદ્યા વડે તે મધરાતે મારી પત્નીને લઈ જતો હતો. તેનો વિચાર તેનું પેટ ચીરીને, સ્મશાનમાં કોઈ મેલી વિદ્યાની સાધના કરવા માટે ગર્ભને લઈ જવાનો હતો મલબારના સામાન્ય કક્ષાના જાદુગરો તેની વિદ્યાનો સામનો કરવા અશક્ત હતા. તેણે મારી પત્નીને કોઈ દૂરના સ્થાનમાં મોકલી દેવાની સલાહ આપી. મે

તેની શિખામણ માનીને હું મારી પત્નીને તેને પિયર મદુરા મૂકી આવ્યો.

મદુરાથી મને દર અઠવાડિયે પત્રો મળતા હતા. તે પરથી જણાતું હતું કે મારી પત્નીની અસામાન્યતા અદૃશ્ય થતી જતી હતી, પરંતુ તેની શારીરિક સ્થિતિ બગડતી જતી હતી. બે મહિના પછી પખવાડિયા સુધી કંઈ પત્ર ન આવતાં હું મદુરા ઊપડી ગયો. મને જણાયું કે તેણે એક તંદુરસ્ત બાળકને જન્મ આપ્યો હતો પરંતુ તેની સ્થિતિ ભયજનક હતી. જે અનુભવી ડૉક્ટર તેની સારવાર કરતો હતો તે કહેતો હતો કે ભયંકર મનુષ્ય-આકૃતિઓ અવારનવાર આવીને મારી આસપાસ બેસે છે અને મારા પર કૂદી પડવાની તકની રાહ જુએ છે. અમે સ્થાનિક ભુવાને બોલાવ્યો. તે એક ફકીર હતો અને પોતાના વિશુદ્ધ જીવન તથા સાજા કરવાની અદ્ભુત શક્તિ માટે પ્રખ્યાત હતો. તેણે મલબારના લોકોએ કહેલી વાતને ટેકો આપ્યો તથા બે મહિના સુધી પોતાની રીતે મેલા દેવો સામે ઝઝૂમ્યો અને મારી પત્નીને પહેરવા માટે એક તાવીજ આપ્યું.

આ સમય દરમિયાન મારી પત્નીની તંદુરસ્તી મોટે ભાગે સુધરી ગઈ હતી અને હું તેને મલબાર લઈ ગયો. ત્યાં ગયા પછી મને પહેલી ખબર એ મળી કે 'ઓડિયન' (તે જાદુગરનું નામ હતું) મારી પત્ની વિષે ખૂબ તપાસ કરી રહ્યો હતો. તદ્દન બહારનો માણસ મારી પત્નીમાં આવો રસ ધરાવે તે વિચિત્ર હતું, અને મને વહેમ આવ્યો. જોકે મારો સંશય તદ્દન નાબૂદ થયો નહોતો.

કંઈ પણ અસાધારણ બનાવ બન્યા સિવાય એક મહિનો વીતી ગયો પરંતુ મને લાગ્યું કે મારી પત્નીમાં કંઈ વિચિત્ર ફેરફાર થતો હતો. સામાન્યતઃ તે આજ્ઞાંકિત પ્રેમાળ પત્ની હતી. બધા તરફ તે હસીને જોતી હતી. તેમ જ ઘરના કામકાજમાં કંઈ દેખીતો ફેરફાર જણાતો નહોતો. છતાં તેના દેખાવમાં તથા રીતભાતમાં ફેર લાગતો હતો. કંઈ પણ કારણ વિના તે અવારનવાર મારા પ્રત્યે ગુસ્સાથી તાકી રહેતી તેના હમેશના ભક્તિભાવને બદલે ધાર્મિક ક્રિયા તરફ તે અણગમો બતાવવા લાગી અને કોઈ વાર તો તે જપ અને પ્રાણાયામની મશ્કરી કરવા લાગી. તેનું

આ પરિવર્તન જાદુગરની મેલી વિદ્યાને પા
હોવાનું મને લાગ્યું.

ત્યાર પછી બીજો એક બનાવ બન્યો. તે
મારી માન્યતાને પુષ્ટિ આપી. એક દિવસ
હું ઊઠીને મારા ઘરની પાછળના ખેતરમાં ગયે
ત્યાં બેઠો હતો ત્યારે મારી પાછળથી મારા
સર્પ આવતો હોય તેમ મને લાગ્યું. પરંતુ
ફરીને જોતાં મને કંઈ દેખાયું નહિ. બે મિનિટ
મને ફરીથી તેવી લાગણી થઈ પણ આ વખતે
મારી કરોડ પર ચડતો હોય તેમ લાગ્યું. હું
હસીને ઊભો થયો. મેં આસપાસ જોયું તો લ
દશ વાર છેટે ઓડિયન પોતે ઊભો હતો અને
સામે તાકી રહ્યો હતો. તેના મેલા પ્રભાવમાંથી
પત્નીને બચાવવામાં મેં જે ભાગ ભજવ્યો હતે
માટે તે મારા પર વેર લેવાનો યત્ન કરતો હશે
મારા મનમાં વિચાર આવ્યો. લગભગ યંત્રવત્ હું
સામે તાકીને જોઈ રહ્યો. અને મનમાં તો હું
હંમેશની પ્રાર્થના કરી રહ્યો હતો. આ પ્રાર્થના અ
મને સહાયભૂત થઈ હતી. આ ઇચ્છા-યુદ્ધ લગભગ
મિનિટ સુધી ચાલ્યું. અંતે તે માણસ કૂતરો લ
ચાલ્યો ગયો અને ત્યાર પછી ત્યાં કદી દેખાયો

આ વિજયથી મને વિચાર આવ્યો કે મારી પ
પર હું પ્રાર્થનાનો પ્રયોગ કરું. મેં સ્નાનપૂજા
પછી ધીમેથી તેને પૂછ્યું: 'શ્રીરામ વિષે થો
સરસ શ્લોકો તને શીખવું તો?' તેણે ગુસ્સે થ
જવાબ આપ્યો: 'તમારા શ્લોકો તમારી પાસે
રહેવા દો ને!' પણ હું મારા યત્નમાં પાછો પ
નહિ. અઠવાડિયા પછી તેણે શ્લોકો સાંભળવાની
પાડી પણ તે ઇરાદાપૂર્વક દરેક શબ્દનો બો
ઉચ્ચાર કરવા લાગી. તે શ્લોકો મોઢે કરીને ખુશી
બોલવા લાગી તેની પાછળ મારો છ મહિના
શાંતિમય યત્ન હતો. ત્યાર પછી તો બધું 
ચાલ્યું. તે ભક્તિપૂર્વક દિવસમાં ત્રણ વખત શ્લો
બોલતી હતી. જો તેને આગલી અસામાન્યતા થવાં
વહેમ પડતો તો તેથી પણ વધારે વખત બોલ
હતી શ્લોકોમાં તો કોઈ જાદુઈ શક્તિ ન હોત
તે તો ફક્ત ઈશ્વરસ્તુતિના શ્લોકો હતા. અને તે
રક્ષણ કરવાની વિનંતિ કરી હતી.

એક આખું વર્ષ સરળતાથી વીતી ગયું. એક દિવસ સવારમાં વહેલાં મારી પત્નીએ ઉશ્કેરાટમાં મને જગાડ્યો અને તેને વિચિત્ર સ્વપ્ન આવ્યું હતું તેની વાત કરી તેણે કહ્યું: 'હું ધારતી હતી કે હું જાગૃત છું અને એકલી બેઠી છું ત્યાં કેટલાક મનુષ્યો ઘરમાં આવી મારી પાસે આવ્યા. સૌથી પહેલો માણસ બહુ ઊંચો, કાળો તથા મજબૂત બાંધાનો હતો. પરંતુ તેની દૃષ્ટિમાં નરમાશ તથા તેના હોઠ પર સ્મિત હતું, તેના કપાળ પર વૈષ્ણવનું તિલક હતું. તેની પાછળના માણસો કાળા જાડ તથા બેડોળ હતા ઊંચા માણસે મને કહ્યું: ' બાઈ તમારે મારા તરફથી કોઈ જાતની બીક રાખવાની નથી. તમારા પતિએ તમને શાપવેલ મંત્રોથી મારા બંધનમાંથી છુટકારો થયો છે અને હવે હું દુષ્ટતાનો ગુલામ રહ્યો નથી. મારી પાછળના લોકોને પણ તમારામાં રસ હતો. તેઓ જરા પણ સુધર્યા નથી. તેથી હું તેમને મારી સાથે લઈ જાઉં છું અને તેઓ તમારી પાસે ફરીથી ન આવે તેનું હું ધ્યાન રાખીશ. જે સ્થળે તમે સ્નાન કરતાં હતાં તેની નજીક નદીના કાંઠા પરના વડના ઝાડમાં તેમને મૂકવામાં આવશે. ભવિષ્યમાં તે સ્થાનનો મહેરબાની કરી ત્યાગ કરશો, અને નાહવા માટે બીજા કોઈ સ્થળની પસંદગી કરશો. હું તમને કાયમને માટે છોડી જાઉં છું તેની સાબિતી તરીકે આ શેરીના દક્ષિણ છેડા પરના પીપળાની નીચેની મુખ્ય ડાળી હું ભાંગી નાખીશ.' તેઓ બધા અદૃશ્ય થઈ જતાં હું સત્વર જાગી ઊઠી.'

અલબત્ત આના પછી અમે કોઈ ઊંઘી શક્યાં નહિ અને અર્ધી આશા અને અર્ધી શંકા વચ્ચે અમે ત્યાં બેઠાં–પણ અમારે લાંબો સમય શંકામાં રહેવું પડ્યું નહિ. થોડી જ મિનિટોમાં અમે ભયંકર કડાકો સાંભળ્યો. શું બન્યું તે જોવાને કેટલાક પાડોશીઓ સાથે અમે દોડી ગયાં અને ચોક્કસપણે અમે પેલા પીપળાની તે જ લીલી ડાળીને જમીન પર પડેલી જોઈ

આ બનાવ પછી મારી પત્ની ૭૬ વર્ષ જીવી. પણ તેના આગલા અનુભવનું કદી પણ પુનરાવર્તન થયું ન હતું. આ પ્રેતાત્માઓ મૂળથી દુષ્ટ નથી પણ સંજોગોને અંગે દુષ્ટ બને છે અને જો તેમને યોગ્ય તક આપવામાં આવે તો અહિતકારીને બદલે હિતકારી બને છે તે બતાવવા માટે આ પૂરતું નથી!

લેખક
● હિંમતલાલ એસ. ગાંધી

# વિલિયમ ટેલ

'આ મૃગચર્મ ઘણાં એકઠાં થઈ ગયાં છે, તો તમે પાટનગર એડોર્ફ જઈ વેચતા આવો, અને માથે કડકડતો શિયાળો આવે છે, માટે બાળકો સારુ કંઈક ગરમ કપડાં લેતા આવજો.' એક ખૂણામાં જમા થયેલી મૃગચર્મની થપ્પી તરફ આંગળી ચીંધી વિલિયમ ટેલની પત્ની બોલી.

વિલિયમ ટેલ નૈસર્ગિક જીવન ગાળતો, ડુંગરામા હરણાંના શિકાર ખેલતો અને સરોવરમાંથી માછલી પણ પકડી લાવતો. જગતના પ્રપંચની કે રાજ્ય ખટપટની તેને કંઈ પડી નહોતી. તે તો પોતાના આસપાસના ડુંગરાળ મુલકનો સમ્રાટ હતો. તેનું કુટુંબ શાંતિ અને સંતોષપૂર્વક જીવન વ્યતીત કરતું. આખા સ્વીટ્ઝરલૅન્ડમાં તેની તોલે આવે એવો એકુ ય તીરંદાજ નહોતો અને તેટલો જ કુશળ નાવિક હતો. ગમે તેવા તોફાન વચ્ચે સફળતાપૂર્વક વહાણ હંકારી જવાની આવડત તે ધરાવતો. કદાવર અને ઘાટીલો તેનો દેહ હતો. તેની આંખોમાં કોઈ અજબ તેજ પ્રકાશી રહેતું. તેની ચાલમાં મક્કમતા અને જગત તરફની બેપરવાઈ તરી આવતી.

આજે પોતાના વતન બર્ગલેનમાંથી, ખરીદી અર્થે તે પાટનગર એડોર્ફ આવ્યો હતો. નગરના ચોકમાંથી પસાર થતો હતો ત્યાં અચાનક કોઈએ તેનો હાથ ઝાલ્યો. વિલિયમ ટેલે પાછું વાળીને જોયું તો, પોતાની પાસે એક ઑસ્ટ્રિયન સૈનિક ઊભો હતો પડખે એક થાંભલા ઉપર ત્યાંના ડ્યુકની ટોપી ટિંગાતી હતી. તે તરફ આંગળી ચીંધી પેલો સૈનિક બોલ્યો: 'કેમ તું અજાણ્યો છે? આ થાંભલા પાસેથી જે માણસ નીકળે તેણે આ ટોપીને નમન કરવું પડે છે. તેમ નહિ કરનારને માટે મોતની સજા ઠરાવવામાં આવી છે.'

જોતજોતામાં તો લોકોની મેદની જામી ગઈ. આખા ચોકમાં નીરવ શાંતિ સ્થપાઈ ગઈ. હવે શું બને છે તે જાણવા માટે દરેક જણ અધીરું થઈ રહ્યું. સૌને ખાતરી હતી કે આ પહાડી માણસ સહેજે નમી જાય તેવો નથી.

વિલિયમનો ચહેરો લાલચોળ થઈ ગયો. ડ્યુકની ટોપી ઉપરથી નજર ઉઠાવી, તેણે સૈનિકના ચહેરા ઉપર ઠેરવી. પછી ધીમે મક્કમ અવાજે બોલ્યો: 'તું મોતની સજાની વાત કરે છે. પણ મેં કોઈ કાયદાનો ભંગ કર્યો નથી. હું તો મારે માર્ગે શાંતિથી ચાલ્યો જાઉં છું.'

'તેં ડ્યુકની સત્તાનો અનાદર કર્યો છે.' સૈનિક ઘૂરક્યો.

'એવો તે કેનો દી ઊઠ્યો હોય કે આવી ખાલી ટોપલીને સલામ કરે! કાલે તો તું એમ કહેશે કે આ ડ્યુકનાં પગરખાં છે, તેને સલામ કર! અમે પહાડોના વતની ડ્યુકની સત્તા સ્વીકારતા નથી.' વિલિયમે તિરસ્કારયુક્ત શબ્દો ફેંકવા માંડ્યા.

આ તકરાર ચાલતી હતી, ને જિલ્લાનો જુલમી સૂબો જેસ્લર ત્યાં આવી ચઢ્યો.

એક વખતની આઝાદ સ્વીસ પ્રજા ઉપર અત્યારે ઑસ્ટ્રિયાના ડ્યુકનો અમલ ચાલતો હતો. સ્વાતંત્ર્યપ્રિય આ પ્રજા અત્યારે પારકા શાસન નીચે ચગદાઈ રહી હતી. જેસ્લર પોતાના જિલ્લાની રૈયત તરફ અત્યંત ક્રૂરતાથી વર્તતો હતો. તેના આ દમનથી સ્થાનિક રૈયત ત્રાસી ગઈ હતી. જેસ્લર એટલે મૂર્તિમંત અત્યાચાર ને જુલમ. તેની સામે ઉંકારો કરનાર કંઈકને તેણે કારાવાસમાં ધકેલી દીધા હતા; અને તેની સામે માથું ઊંચકનારને તેણે ભોંમાં ભંડારી દીધેલા. આખા જિલ્લામાં જેસ્લરની હાક વાગી રહી હતી. હજુ પોતાના સિતમની અવધિ આવવી બાકી રહી હોય તેમ તેણે ફરમાન છોડ્યું: 'જે કોઈ માણસ ડ્યુકની ટોપીને નમન નહિ કરે તેને દેહાંતની શિક્ષા થશે.'

વિલિયમ ટેલ આઝાદ વાતાવરણમાં ઊછરેલો હતો. પોતાના મુલક ઉપરનું પારકું શાસન તેને સાલી રહ્યું હતું. પોતાના વતનને દુશ્મનની ધૂંસરીમાંથી કેવી રીતે મુક્ત કરવું એ તેની કાયમની ચિંતા હતી. જુલમગારોનો કેવી રીતે સામનો કરવો તથા

બીજું પોતાના કમરપટામાં ભરાવી દીધું. થોડી વાર નીચું જોઈને ઊભો રહ્યો. પ્રાર્થના કરી લીધી પાંદડું પડે તોપણ સંભળાય એટલી શાંતિ ત્યાં આગળ છવાઈ ગઈ.

થોડી વાર પછી તેણે ઊંચું જોયું. આ વખતે તેની આંખમાં સ્થિરતા હતી. તેના હાથ દૃઢ હતા, ચહેરો લોખંડી જણાતો હતો. કામઠાની દોરી ખભા સુધી ખેંચી અબાદ નિશાન લીધું. હોઠ દાબી તીર છોડયું. વીજળીના વેગે તીર સામેના ઝાડમાં ઊંડું પેસી ગયું. છોકરાના માથા ઉપરના સફરજનના બે સરખાં ફાડિયાં થઈ ગયાં અને તેની બન્ને બાજુએ ગીડી પડ્યાં.

આકાશ ચીરી નાખે તેવા આનંદના પોકારો ટોળામાંથી આવવા લાગ્યા. 'નિશાન સારું તાકયું હો! પણ તેં બે તીર શા માટે લીધાં હતાં?' જેસ્લરે પૂછ્યું.

'પહેલા તીરથી કદાચ મારા પુત્રને કંઈ ઈજા થઈ હોત તો આ બીજું તીર તુરત જ તારી છાતી સોંસરું નીકળી ગયું હોત.' પોતાના કમરપટામાં ભરાવેલું બીજું તીર બહાર કાઢીને બતાવતાં વિલિયમે કહ્યું.

'ત્યારે તો મારી જિંદગી હજુ ભયમાં ગણાય. પણ મારે મારું વચન પાળવું જોઈએ. તારો વધ હવે મારાથી થઈ શકે નહિ. મારે તને જીવતો રાખવો જોઈએ તે સાથે મારે મારી સલામતી પણ જોવી પડશે. મારા કિલ્લાના કારાવાસમાં તારે તારું આયુષ્ય પૂરું કરવું પડશે, કે જેથી ફરીને તારા તીરનો મને ભય રહે નહિ' જેસ્લર બોલ્યો.

તુરત જ સૈનિકોએ વિલિયમને પકડી લીધો અને ઓવારા પાસે જેસ્લરનું વહાણ લાંગરેલું હતું તેના ઉપર ઉપાડી ગયા.

સરોવરમાં વહાણ પોતાનો માર્ગ કાપી રહ્યું હતું તેવામાં એકાએક તોફાન જાગ્યું વહાણ માંહેનો એકએક માણસ ડૂબી જાય એવી સ્થિતિ ઊભી થઈ. ઑસ્ટ્રિયન ખારવો વહાણને કાબૂમાં રાખી શક્યા નહિ. વહાણને આફતમાંથી ઉગારી લેવાની તેમનામાં જરા ય તેવડ રહી નહિ.

તેમના આ ગભરાટ અને નિરાશા વચ્ચે તેમને યાદ આવ્યું કે તેમનો બંદીવાન વિલિયમ ટેલ અચ્છો નાવિક છે. અને આ કટોકટીમાં કદાચ તે ઉપયોગી નીવડે. તેથી તેઓએ તુરત જ સૂબાને આ વાતની જાણ કરી.

'તેને બંધનમુક્ત કરો અને વહાણનું સુકાન તેના હાથમાં સોંપો.' મોતની બીકથી ગભરાયેલા જેસ્લરે હુકમ આપ્યો.

વિલિયમે સુકાન સંભાળ્યું. વહાણને સરખી ગતિમાં મૂક્યું. અત્યારે તેના મનમાં જેસ્લર અને તેના સૈનિકોનો વિચાર આવતો ન હતો. ઑસ્ટ્રિયન સૈનિકોના પહેરા નીચેના આ વહાણમાંથી કેવી રીતે નાસી છૂટવું એ વિચાર તેના મનમાં ઘોળાઈ રહ્યો હતો.

સરોવરને કાંઠેથી પાણીમાં આગળ નીકળી આવતો એવો એક ખડક દૂરથી વિલિયમની દૃષ્ટિએ પડ્યો. તુરત જ તેણે વહાણને તે દિશામાં લીધું. વહાણ જેવું ખડક નજીક પહોંચ્યું કે તુરત જ, વિલિયમે એક કૂદકો માર્યો અને બીજી ક્ષણે તે ખડક ઉપર જઈને ઊભો. વહાણની અંદરના સૈનિકો આભા બનીને આ દૃશ્ય જોઈ રહ્યા. એક મિનિટમાં આ બધું કેમ બની ગયું તેની તેમને કંઈ સમજ પડી નહિ.

આ અચંબામાંથી તેઓ કંઈક સ્વસ્થતા મેળવે, તે પહેલાં તો વિલિયમ વાયુવેગે દોડતો ડુંગરામાં ભરાઈ ગયો. વહાણમાંથી ઊતર્યા પછી, જેસ્લર અને તેના સૈનિકો જે માર્ગે પસાર થવાના હતા, ત્યાં રસ્તામાં એક સ્થળે વિલિયમ છુપાઈને બેસી ગયો. જુલમગારના પંજામાંથી પોતાના વતનને મુક્ત કરવાનાં સ્વપ્ન સેવતો, તીર-કામઠું તૈયાર રાખીને જેસ્લરના નીકળવાની રાહ જોતો એક ઝાંખરા પાછળ લપાઈ ગયો.

થોડી વારમાં પગલાંના ધબકારા સંભળાવા લાગ્યા. તેની પાસેથી વહાણ માંહેના સૈનિકો કૂચ કરતા નીકળ્યા.

'હું એકાદ પહોંચું એટલી વાર છે. દેશદ્રોહી ટેલને તેના કુટુંબકબીલા સહિત એક ઝાટકે કાપી નાખું. તેના કુટુંબનું એક બીજ સરખું બાકી રહેવા નથી દેવું.' જેસ્લરનો ગર્વિષ્ઠ અવાજ કાને પડ્યો

ટવેંગ કરતોક એક અવાજ થયો. સણસણાટી કરતું એક તીર પડખેના ઝાંખરામાંથી છૂટ્યું, અને જેસ્લરની છાતી સોંસરું નીકળી ગયું.

# સાગરની ગોદમાં

અનુવાદક
ચંદુલાલ વ. ભટ્ટ

મધદરિયે તોફાનમાં એક વહાણ ભાંગે છે. પિતા, માતા અને ત્રણ બાળકોના એક કુટુંબને વહાણમાં જ રાખી સમસ્ત મુસાફરો હોડીઓમાં નાસી છૂટે છે. નીચે જળ અને ઉપર આભ એવી નિરાધારતામાં જીવન-મરણ વચ્ચે ઝોલા ખાતા કુટુંબમાં, તોફાન શમતાં જીવનની આશા જાગે છે હાથ લાગ્યાં તેવાં સાધનોથી તરાપો તૈયાર કરી ભાંગેલા વહાણમાંથી લઈ શકાય તેટલી ઉપયોગી સામગ્રી અને કૂતરા, મરઘાં જેવા જીવો સાથે એ કુટુંબ એક નિર્જન બેટમાં આવી પહોંચે છે વસવાટ માટે તબૂ ઊભો કરી થોડોક નિરાંતનો શ્વાસ લે છે બીજે દિવસે બાપ અને મોટો દીકરો ફિલીપ બેટના પ્રવાસે ઊપડે છે. પ્રદેશની કુદરતી રચના અને વનસ્પતિ જોતા જોતા બને એક સુંદર ટેકરી પર આવી ચડે છે અને પોતાનો ભાવિ વસવાટ ત્યાં કરવાનો ઇરાદો કરે છે. પ્રવાસ દરમિયાન જડેલા શેરડીના ઝુંડમાંથી શેરડીનો એક ભારો અને થોડા પાણીદાર નાળિયેર લઈ પિતા-પુત્રની સવારી એમના નિવાસસ્થાને જવા પાછી ફરે છે

## [૪] ઘર ભણી

ફિલીપે શેરડીનો ભારો બાંધ્યો ખરો અને નાળિયેરનો થેલો ભર્યો, પરતુ એ બધુ ઉઠાવીને મુસાફરી કરવી અઘરી હતી પોતાની શોધની પ્રસાદીનો લાભ પોતાની મા અને નાના ભાઈઓને આપવાનો એને લોભ હતો. ઉપરાંત એ વસ્તુઓ અમારા જીવનની અહીંની શરૂઆતમા ખોરાકની વિવિધતામાં નવી ભાત જેવી હતી ભાઈ સાહેબ ઘડીએ ઘડીએ શેરડીનો ભારો એક ખભેથી બીજે ખભે ફેરવતા હતા નાળિયેરનો થેલો પણ ઝોળીની જેમ ખભે લીધો હતો મે ય એમાથી અધીક ભાર તો ઓછો કરાવ્યો જ હતો. એનો આગ્રહ લીધેલી વસ્તુઓ ઘેર પહોંચાડવાનો હતો જ

શેરડી તથા નાળિયેર ઉપરાંત અમારી સાથે અમે બે-ચાર નાળિયેરના પાણીની બાટલીઓ ભરીને થેલીમાં નાખેલી. ફિલીપની ગણતરી નાળિયેરના એ પાણીથી એના ભાઈ તથા માને ખુશ કરવાની હતી

મે વચ્ચે જ કહ્યુ: 'પરંતુ એ પાણી તું ઘેર પહોંચીશ ત્યાં કેવુ થઈ જશે તે ખબર છે?'

'કેવુ તે કેમ વળી? પાણી જેવુ પાણી!' એણે જવાબ વાળ્યો.

'ના રે ભાઇ ના જોતો નથી માથે કેવો ધોમ ધખ્યો છે! એવા તડકામાં તો એ પાણી ઊકળીને દારૂ જેવુ ઉગ્ર બની જવાનુ. લાંબો વખત રહે તો એની અસર દારૂ જેવી જ થઈ જાય ઉપરથી પડે તડકો અને ચાલીએ ત્યારે એ ડળક ડળક થાય એટલે એનુ રૂપ બદલાઈ જાય.'

ફિલીપને તો નવાઈ લાગી અમે થોડો વખત થાક ખાવા બેઠા એટલી વારમા એ એક બાટલી ખોલવા લાગ્યો. જેવો બૂચ ખોલવા જાય ત્યાં તો બૂચ ઊડ્યુ. ખરે જ અંદરના પાણીનો સ્વાદ બદલાઈ ગયો હતો ફિલીપને મારા કહેવાની ખાતરી થઈ ગઈ ફિલીપે એક બાટલીમાંથી થોડું પાણી પીધું. લાગ્યુ તો સરસ જ્યારે મે પણ એ ચાખ્યુ ત્યારે એ માંડયો વધુ પીવા. તરત મે એને અટકાવ્યો. 'ભાઈ, વધારેપડતું પીવા મંડીશ તો તો એનો કેફ ચડશે, અને માથું ફરવા માંડશે'

'વારુ, વારુ. પરંતુ મારી માને એ ખૂબ ગમશે જ.' એ બોલ્યો. આવી રીતે વાતોચીતો કરતા, અમે અમારો રસ્તો કાપ્યે જતા હતા. જે જગ્યાએ અમે પેલા Gourdના ફળમાંથી રકાબીઓ, વાટકીઓ ને ચમચા બનાવેલા ત્યાં પહોંચ્યા જતી વખતે એ લીલા હતા. ત્યાં જઈને એ કાઢ્યાં રેતીમાં દાટવાથી એ સુકાઈ ગયાં હતાં એને અમારા થેલામાં ભરી દીધાં.

થોડુંક આગળ ચાલ્યા એટલે અમે આવી પહોંચ્યા પેલા જંગલમાં. અમારો ટર્ક આગળ હતો. વાંદરાના એક ટોળાને જોઈને એ ભુરાયો બન્યો અને માંડયો જોર જોરથી ભસવા. કૂતરાના ભસવાથી ભડકીને બધાં વાંદરાં માંડયા ભાગવા. વાંદરાં બેઠા

હતાં બધાં નીચે. એ બધાં જ કૂદી કૂદીને ઝાડ પર ચડી ગયાં. એક વાંદરી હેતી તે બિચારી એના નાના બચ્ચા સાથે હતી. તે ભાગી શકી નહિ. ટર્કની ઝપટમાં એ આવી ગઈ. ફિલીપે આ જોયું. શેરડીનો ભારો ને પોતાની હેટ વગેરે ફેંકી દઈને હજુ એ વાંદરીને બચાવવા જાય જાય ત્યાં તો ટર્કે વાંદરીને પૂરી કરી નાખી. ભૂખને લીધે એ ભયાનક બન્યો હતો. ફિલીપ ખૂબ ખિજાયો. મેં એને અટકાવ્યો. 'ભલા, ગુસ્સો કરીને ય શું થાય? તું જોતો નથી કે ટર્ક કેટલો ભૂખ્યો છે? આપણી પાસે કશું એવું નથી કે જેનાથી એનું પેટ ભરાય. પેટ ભરવા માટે આ સિવાય એને બીજો કોઈ રસ્તો જ નથી.'

ફિલીપ એક બાજુ ખસી ગયો. હું ય બાજુમાં ઊભો હતો. પેલું વાંદરીનું બચ્ચું એક બાજુ ઘાસમાં ઊંડી પડેલું ત્યાં પડ્યું પડ્યું એ હાંતિયાં કરતું હતું. છતાં બિલાડીના બચોળિયા જેવડું એ એથી વિશેષ કશું કરી શકે એવું નહોતું. ફિલીપને જોતાં જ એ કૂદ્યું અને એને માથે ચડી બેઠું. ફિલીપના વાળ ઝાલી એ ચોંટી ગયું. ફિલીપના વાળ ખૂબ ખેંચાયા એટલે એ એને લપાટો મારવા માંડ્યો ને ઘૂંસો મારવા લાગ્યો. છતાં કેમ કર્યું એ ત્યાંથી ઊખડ્યું નહિ હું ઘડીભર આ જોઈને હસી પડ્યો અને પછી તરત ત્યાં પહોંચી ગયો. મે ફોસલાવી–પટાવીને એને ત્યાંથી ઉતાર્યું.

'ભલા, એની તો બિચારાની મા મરી ગઈ છે. તને હવે એણે બાપ તરીકે સ્વીકાર્યો છે.' મેં હસતાં હસતાં ફિલીપને કહ્યું. 'વારુ ત્યારે હવે આપણે એને લઈ જઈએ તો એને ખાવા શું આપશું?'

'આપણે એને નાળિયેરનું પાણી પાશું; ઉપરાંત પેલા વહાણ ઉપરથી જો આપણને ગાય કે બકરી જીવતાં મળી આવશે તો એનું એને દૂધ પણ પાશું.' ફિલીપે પૂરું કર્યું.

અને પાછી અમારી સવારી ઊપડી. દરમિયાનમાં અમારા કૂતરાએ પણ પોતાનું ખાણું પૂરું કર્યું હતું. ફિલીપનો બધો ભાર મેં લઈ લીધો અને ફિલીપને ખભે પેલા વાંદરાના બચ્ચાને બેસાડી દીધું. ટર્ક એની પાછળ જ હતો. વાંદરાના બચ્ચાને જોઈને એ ભસતો હતો અને ભસતો હતો. અમે ધીરે ધીરે એની ભડક ઓછી કરી નાખી. પેટ તો એનું હવે ભરાયું જ હતું એટલે એ ચિંતા ન હતી.

ફિલીપને એક વિચાર આવ્યો. એણે ખીસામાંથી એક દોરી કાઢી. એને ટર્કના ગળા ફરતી બાંધી, અને વાંદરાના બચ્ચાને એની પીઠ ઉપર બેસાડ્યું. પેલી દોરીનો છેડો વાંદરાના આગલા પંજામાં આપી દીધો. પછી બોલ્યો: 'કુત્તાજી, તમે એની માને મારી નાખી છે એટલે હવે એના બચ્ચાને પીઠ પર બેસાડો.'

કૂતરાને આ વ્યવસ્થા શરૂમાં કંઈ ગમી નહિ. એણે એને હટાવવા ઘણાં ફાંફાં માર્યાં, પણ અમે એને સમજાવીને તથા દબડાવીને એમ કરતાં અટકાવ્યો. વાંદરાના બચ્ચાને પણ આ બેઠક રુચતી ન હતી, પરંતુ અમારા થોડા પ્રયાસો પછી રુચી ગઈ.

અમે તો જાણે કે કોઈ મદારીનો ભેખ કરવા નીકળ્યા હોઈએ તેમ કૂતરો, વાંદરું અને બીજો સામાન લઈને ચાલ્યા જતા હતા. અમારા કુટુંબના માણસો અમને આ સ્થિતિમાં જોશે ત્યારે કેવાં રાજી થશે ને હસશે એનો વિચાર અમને બંનેને ખુશ કરતો હતો.

આ રીતે જંગલ વટાવીને અમે પેલી નદી પાસે પહોંચ્યા. ટર્કને સામે કાંઠેથી તેના ભાઈબંધ ફ્લોસના ભસવાનો અવાજ સંભળાયો, એટલે એ તો સીધો નદીને તરી જઈને સામે કાંઠે પહોંચી ગયો. અમે ફેર ખાઈને આવતી વખતે, નદીના મૂળ પાસેથી આવ્યા હતા ત્યાંથી સામે કાંઠે પહોંચ્યા.

અમને જોતાં જ અર્નેસ્ટ ને જેક દોડ્યા.

વાંદરાના બચ્ચાને જોઈને તો એ ગેલમાં આવી ગયા. માંડ્યા કૂદાકૂદ કરવા. પેલો લાકડીઓનો ભારો જોઈને તથા પેલાં મોટાં મોટાં ફળ જોઈને અર્નેસ્ટને ભારે આશ્ચર્ય થયું. 'બાપુ, મોટાભાઈ, આ તે બધું તમે શું લાવ્યા?'

'પેલી લાંબી લાકડીઓ તો શેરડીના સાંઠા છે. અને પેલાં ગોળ ગોળ છે ને, એ તો તને ભાવતાં નાળિયેર છે!'

નાળિયેરનું નામ સાંભળતાં, પોતાથી ઊપડતો ન હતો છતાં આખો થેલો ઊંચકીને અર્નેસ્ટ ચાલવાનો પ્રયત્ન કરવા લાગ્યો. અને શેરડીના સાંઠાનો સ્વાદ તો સૌને પ્યારો હતો. વારાફરતી બધાં જ

એને ઉપાડીને તંબૂમાં લઇ ગયાં. અંદર જઈને સૌ નિરાંતે બેઠાં.

મેં અમારી આખી સફરની, સૌને માંડીને વાત કરી. મેં જણાવ્યું કે આખા બેટ ઉપર ન તો કોઇ માણસ મળ્યું કે ન તો કોઈ માણસ વસતું હતું. ગમે તેમ પણ અમે બાપ-દીકરો સલામત આવ્યા જાણીને અમને સૌને પરસ્પર નિરાંત થઈ.

ઘરની બહારના ચૂલા ઉપર એક બાજુ સૂપનો એક ઘડો ઊકળતો હતો. બાજુમાં એક Goose શેકાતું હતું. બેપાંચ જાતની માછલીઓ ધગાવેલા પથ્થરો પર શેકાતી હતી. મેં આથી અંદાજ બાંધ્યો કે અમારી ગેરહાજરીમાં અમારા કુટુંબના સભ્યોએ કંઇ ને કંઇ પુરુષાર્થ કરી પોતાનો ભાગ હાજર કર્યો હતો. રસોડાથી દૂર મોટું પીપ જોઈને મને વધુમાં એક બીજી ખાતરી થઇ કે અહીં રહેનારાઓએ એક વધુ મોટું કાર્ય પણ કર્યું હતું. એમાં ય કંઇક ખાવાની વસ્તુ ભરી પડી હતી.

પણ હવે આ બધું માત્ર જોયા કરવામાં તો ધીરજની તાવણી થઇ રહી હતી. વહેલામાં વહેલી તકે પેટપૂજા થઇ જાય તો સારું એવું થઇ રહ્યું હતું.

સૌ ભેગાં મળીને જે કંઇ તૈયાર હતું તે બધું જ અમારા નવાં બનાવેલાં વાસણોમાં લઇને ઝાપટી ગયાં. નાળિયેરની કાચલીઓમાંથી પણ ચમચાઓ અને પ્યાલાઓ બનાવીને અમારા ખાણા વખતે ઉપયોગમાં લીધા. ભોજન ઉપરાંત લીલા નાળિયેરના પાણીએ અને એના અંદરના માખણે તથા શેરડીના રસે અમારા આજના દિવસનું ભોજન ઉત્તમ બનાવી દીધું.

દરમિયાનમાં સાંજ પડવા લાગી હતી. વધુ મોટા પ્રમાણમાં આજે સૂકી લીલ અને ઘાસ એકઠું કરવામાં આવ્યું હતું. એની પથારીઓ તૈયાર થઇ ગઇ.

બધાં જ પંખીઓ પોતપોતાને નક્કી કરેલ સ્થાને જંપી ગયાં. અમે ય અમારા કર્તાનો આભાર માનીને દિવસનો થાક ઉતારવા પોઢી ગયાં. વાંદરીનું બચ્ચું પણ રૂમાલ ભિંજવેલો નાળિયેરનો રસ ચૂસીને તંબૂમાં અમારી સાથે જ આરામ કરવા ઘૂસી આવ્યું હતું.

સૌ સૂઈ ગયાં એટલે છેવટે મેં તંબૂના કપડાના છેડા હૂકથી બંધ કર્યા. સૂતા ભેગો જ હું ઘસઘસાટ ઊંઘી ગયો.

પણ અમારી એ ઊંઘમાં અર્ધી રાતે ખલેલ પડી. પક્ષીઓના ફફડાટ, કિકિયારી તથા કૂતરાંના ભસવાએ મારી ઊંઘ ઉડાડી દીધી. હું બંદૂક લઇ બહાર નીકળ્યો. પાછળ મારી પત્ની ને ફિલીપ નીકળ્યાં.

ચાંદની રાતના અજવાળામાં અમે વરુનું એક ટોળું જોયું. અમારા બહાદુર કૂતરાંઓ એમની સામે ટક્કર લેતા હતા. ચારેક વરુને તો એમણે પૂરા કર્યા હતા, પરંતુ બાકીનાઓ અમારા કૂતરાઓને વીંટી વળ્યાં હતાં. અમે બરાબર વખતસર બહાર નીકળ્યાં. અમારા બન્નેના બે ભડાકાએ એમાંનાં બેને ઢાળી દીધાં. બીજા બારમાં કેટલાંક ઘાયલ થયાં ને ભાગ્યાં.

અને પછી થોડી વાર બીજું કંઇ બને છે કે નહિ તે જોઈને અમે પાછા ફર્યા અમારા કૂતરાઓ પણ અમારી સાથે આવ્યા. ફિલીપે ફક્ત પોતાના ભાઈઓને પોતાના પરાક્રમની વાનગી બતાવવા એક વરુને ઘસડી લાવીને રાખવાની રજા માગી. અમે એ આપી. મોટા જબરા વરુને એકલાએ મહામહેનતે ઘસડી આણ્યું. તંબૂની બહાર એક કોતરમાં એને મૂકી દીધું.

તબૂમાં આવી, ફરી સૌ શાંત બની સવારની આશામાં નીંદને ખોળે સૂઇ ગયાં.

## [ ૫ ] વહાણની મુલાકાતે

હવે તો દિવસ પછી દિવસ પસાર થવાના હતા. વહાણમાંથી નીકળી આવ્યા ત્યારે તો કંઈ બહુ લાંબી ગણતરીએ મળી આવેલો સરંજામ સાથે લીધો ન ન હતો. ઉપરાંત એ વખતે અમારી નાની એવી હોડી વધુ કંઇ લઇ શકે તેવું ન હતું. એટલે આજે દિવસ ઊગતાં સામે ખડકમાં ભરાયેલા વહાણમાંથી જરૂરી વસ્તુઓ લઇ આવવાનું અમે યોગ્ય ધાર્યું. આ નિર્જન બેટમાં કોને ખબર કેટલો ય સમય પસાર કરવાનો હશે !

કઈ નહિ તો ખાવાની ચીજો, રસોઈ પકાવવાની ચીજો, દારૂગોળો, જનાવરો વગેરે બધી જ વસ્તુઓ જો અમે ધીરે ધીરે લઇ આવી શકીએ તો અમારે માટે એ ખૂબ જ ઉપયોગી નીવડે તેવું હતું. અમારું એ વહાણ પેસિફિકમાંના એક નવા જ ટાપુ ઉપર નવી વસાહત કરવાની દૃષ્ટિએ ઊપડ્યું હતું એટલે એમાં સારા એવા પ્રમાણમાં બધી જ સામગ્રી ભરી પડી

હતી. કુદરતે અમને આફતમાં મૂકી દીધાં તો ખરાં, પણ છતાં જ્યાં મૂકયાં ત્યાં અમને સહારો મળી રહે, તેવી સાધનસામગ્રીની વ્યવસ્થાનો પણ જાણે કે ખ્યાલ રાખી લીધો હતો.

અને એટલે જ સવારમાં આ વાત મેં મારી પત્ની આગળ મૂકી: 'આપણી પાસે જે કંઈ છે તે તો બહુ જૂજ છે. ફરીવાર વળી મોટું તોફાન ઊપડે અને સાથે જ સઘળી વસ્તુઓને લઇને પેલું વહાણુ સમુદ્રને તળિયે બેસે એ પહેલાં આપણે એમાંથી બને તેટલું અહીં પહોંચતું કરીએ.'

'જરૂર, જરૂર.' મારી પત્નીએ મને ટેકો આપ્યો. 'તમે તથા ફ્રિલીપ, બાપ–દીકરો બે ય ઊપડો. હું બીજા બાળકોને સંભાળતી અહીં રહીશ. અમે અહીં એક ખડક પર નિશાન તરીકે એક વાવટો રાખીશુ. એ ફરકતો રહે ત્યાં સુધી અમારી સલામતીની તમારે ખાતરી રાખવી. કંઇ મુશ્કેલી ઊભી થશે તો એને નીચો ઉતારશું અને બંદૂકના ત્રેણુથી ચાર બાર કરશુ.'

મારા આનંદનો પાર ન રહ્યો. મારી પત્ની બહાદુર હતી. અને એના દીકરાઓ પણ કાંઈ કમ નહોતા. તેમણે પણ રાજીખુશીથી અમને રજા આપી. વધુ કામને અંગે એકાદ રાત પણ ત્યાં ગાળવી પડે તો ગાળવાની અમને રજા મળી ગઇ હતી.

પછી તો અમારે તૈયારી જ કરવાની હતી. ફ્રિલીપ તૈયારી કરવા લાગ્યો. દરમિયાનમાં એને રાતની વાત યાદ આવી ગઇ. પોતે રાત્રે જે વરુનો શિકાર કર્યો હતો તે પોતાના નાનાભાઇઓને દેખાડવાનું તો રહી ગયું હતું. તે દોડયો પેલા કોતરમાં ને એ વરુને ઘસડી લાવ્યો વરુને જોતાં જ અમારા કૂતરાઓ ઝાલ્યા ન રહ્યા. મારે સાવધાનીથી બહુ જ કડકાઇથી એ કૂતરાઓને ભગાડી મૂકવા પડ્યા. દરમિયાનમાં મારા ત્રણે ય દીકરાઓ એ વરુની આસપાસ ફરી વળ્યા. કોઇ કહે કે એ લોંકડી છે. કોઇ કહે એ શિયાળ છે, કોઇ કહે એ જંગલી કૂતરો છે. અંદર અંદર એ લોકોને ભારે ચર્ચા જામી પડી. જ્યારે ચર્ચા વધુ ગરમ થઇ ત્યારે મારે વચ્ચે પડીને જણા વવું પડ્યું: 'તમે સૌ થોડે થોડે અંશે ખરા છો. પ્રાણી–વિજ્ઞાનના જાણુનારાઓનું કહેવું છે કે શું લોંકડી કે શું શિયાળ, શું વરુ કે શું કૂતરો, એ બધાનું કુટુંબ એક જ ગણાય.'

મારા આ જવાબથી સૌને સંતોષ થયો.

'વારુ, વારુ. ફ્રિલીપ, પણ એ શિકાર તેં તું કરી આવ્યો ક્યાંથી?' અર્નેસ્ટે પૂછ્યું.

'એ તો મહેરબાન, તમે રાત્રે ઘોરતા હતા ને, ત્યારે અમે મારી આવ્યા છીએ. કૂતરાની ભસાભસ કેટકેટલી જોરશોરથી થતી હતી છતાં તમારી કોઇની ઊંઘ જ ઊડી નહિ ને?' ફ્રિલીપે પૂરું કર્યું.

મારે આ ચર્ચા આટલેથી જ અટકાવવી પડી. અમારે ઊપડવાનો સમય થયો હતો.

નાસ્તો કરીને તરત રવાના થવું હતું નાસ્તામાં આમ તો કોરાં બિસ્કીટ ખાવાનાં હતાં, પરંતુ તાજું જ મળી આવેલું પેલું પીપ બોલનાં એમાંથી સાચેસાચ મીઠાવાળું માખણુ મળી આવ્યું અમારા આનંદમાં ઓર વધારો થયો. અમારા નાસ્તામાં માખણુ ભળતાં નાસ્તાની મજા અનેકગણી વધી ગઇ. નાસ્તો પૂરો થયો ને અમે હોડી તૈયાર કરવા માંડી. સાથે બંદૂકો સિવાય બીજું કશું લેવાની જરૂર ન હતી. વહાણુ પર બધું જ મળે તેમ હતું.

ફ્રિલીપ પોતાના નાના વાંદરા સહિત આવી બેઠો. વાંદરાને ગાય કે બકરાનું દૂધ પાવાની એને ભારે હોંશ હતી.

અમારી હોડી ખાડીમાંથી બહાર નીકળી. ફ્રિલીપ જોર જોરથી હલેસાં મારતો હતો. થોડે દૂર આવ્યા ત્યાં બાજુમાંથી સમુદ્રને મળતી નદીના પ્રવાહમાં અમે આવ્યા. અમે જાણીબૂઝીને અમારી હોડી એ પ્રવાહમાં લીધી. એ પ્રવાહ અમને અમારી ધારી દિશામાં જવાને ખૂબ જ મદદગાર નીવડ્યો. આગલા જે રસ્તો અમે લીધેલો એના કરતા આ ઘણો જ ટૂંકો નીવડ્યો.

જ્યાંથી અમે નીકળેલા તે જગ્યાએ હોડીને વહાણુ પાસે લાંગરીને અમે વહાણુમાં ઘૂસ્યા.

સીધા અમે જનાવરો પાસે ગયા. બધાં જ ખૂબ જ આનંદમાં હતાં. ખાવાપીવાનું અમે એમને નીરીને જ ગયાં હતાં. ફ્રિલીપે તો જતાંવેંત જ પેલા વાંદરાના બચ્ચાને એક બકરીના આંચળે ચોંટાડી દીધું. બકરીએ પણ જાણે કે રાજીખુશીથી

પોતાના બચ્ચાની જેમ એને ધાવવા દીધું. હું તો હસતો હસતો એ દૃશ્ય જોઈ રહ્યો.

વળી પાછાં અમે જનાવરોને નવો ચારો અને પાણી આપ્યાં અને પછી જોઈતી, અને જરૂરી વસ્તુઓની શોધખોળમાં લાગ્યા.

નાસ્તાપાણી ફરી પતાવીને કઈ વસ્તુ વધુ અગત્યની છે તેની અમે ચર્ચા કરવા લાગ્યા. ફિલીપે કહ્યું: 'આપણે સૌથી પહેલાં હોડીને માટે એક સઢ બનાવી લઈએ. આવતી વખતે સામી દિશાએથી હવાના ખૂબ જ ઝપાટા લાગતા હતા. પેલા પાણીના પ્રવાહમાં આપણી હોડી વહી આવતી હતી, એટલે સામી હવા આપણને રોકી શકી નહિ, પરંતુ જતી વખતે જો આપણી પાસે સઢ હશે તો હવાની મદદથી આપણે સામે પ્રવાહે જરૂર સરળતાથી મુસાફરી કરી શકીશું.' ફિલીપની અગમચેતી અને અક્કલ માટે મને ખરેખર ખૂબ જ માન ઊપજ્યું. અમે એક ડંડો ઊભો કર્યો. મૂળ સઢના કાપડમાંથી સઢના માપનો એક ત્રિકોણિયો કટકો કાપ્યો. એને કડીઓ ચોંટાડી અને એમાં દોરડાં પરોવ્યાં. એ બધાને ટબમાં કાણાં પાડી બાંધ્યાં અને વચ્ચેના ડંડા સાથે એના છેડા બાંધ્યા. હવે જાણે કે અમારી આ હોડી લાંબી સફરને માટે લાયક બની. ફિલીપની ઇચ્છાથી એક રંગીન રેશમી રૂમાલ પણ અમે સઢની ટોચ ઉપર બાંધી દીધો અને એને અમારો ફરકતો વાવટો બનાવી દીધો!

આ ઉપરાંત હલેસાં પણ જરા સરળતાથી મરાય એટલા ખાતર હોડીની આસપાસ, ઉપરની કિનારીએ બેવડાં દોરડાં અમે બાંધ્યાં. એ બેવડા દોરડાની વચ્ચે ખીંટી મારીને હલેસાંઓ ગોઠવી દીધાં. હલેસાં મારવામાં પડતી મહેનત, આ ગોઠવણીથી અનેકગણી ઓછી થઈ ગઈ.

અને આટલું કરીએ કરીએ ત્યાં તો સંધ્યાની સવારી આવવાનો સમય થયો. હજુ અમારું મુખ્ય કામ તો બાકી જ હતું. આગળથી નક્કી કર્યા મુજબ તુરત જ અમે અમારા વહાણ ઉપર એક વાવટો ચડાવ્યો. અમે રાત્રે અહીં જ રહેશું તેમ સમજાવવાનો આ સંકેત હતો. અજવાળું હતું તે દરમિયાન જ આ કાર્ય અમે કરી લીધું.

પછી બાકીનો સમય હોડીમાં જે નકામી વસ્તુઓ, માત્ર એનું સમતોલપણું સચવાય એટલા માટે ભરી હતી તે બધી ઠાલવવામાં ગાળ્યો. એને બદલે જરૂરી વસ્તુઓ જ ભરવાની અમારી ગણતરી હતી. ચાંચિયા લોકો જે રીતે લૂંટનો સામાન એકઠો કરવા શોધ ચલાવે તે રીતે અમે કિંમતી ખજાનાની શોધ કરવા લાગ્યા.

માલની પસંદગીમાં તો સૌથી પહેલાં અમને મળ્યો તેટલો દારૂ અને ગોળાઓ લઈ લીધાં. અમારો વસવાટ અહીં ને અહીં કેટલો લંબાશે તેની અમે કલ્પના ય કરી શકતા ન હતા. એવા સંજોગોમાં જંગલી જનાવરોથી બચવાનું આ જ એક સાધન અમારી પાસે હતું. બીજાં પણ મળ્યાં તે સાધનો અને હથિયારો અમે હાથ કરી લીધાં. છતાં એમાં પણ પસંદગી કરવામાં અમારે વિવેક વાપરવાનો હતો. છરીઓ, કાંટાઓ, ચમચાઓ, રાંધવાનાં વાસણો, પ્યાલા-રકાબીઓ, રૂપાનાં વાસણો, વગેરે પણ અમે ભેગાં કરી લીધાં. કપ્તાનની કેબીનમાંથી એક સુંદર દૂરબીન તથા પીવાના દારૂનું પીપ પણ મળી આવ્યું. આ સિવાય માંસ શેકવાનો તવો, તપેલીઓ, કિટલીઓ, કડાઈઓ વગેરે નાનીમોટી ચીજો પણ અમે એકઠી કરી. અને એ બધું ટબમાં લઈ જઈને ગોઠવી કાઢયું. આ તો થયાં સાધનો, પણ અનાજ સિવાય કાંઈ ચાલે તેવું ન હતું. થોડું માંસ, ઘઉં, જવ, ચોખા તથા બીજા અનાજના જે મળ્યા તે થેલાઓ પણ અમે લઈ લીધા. જે કંઈ લઈ શકીએ તે બધું જ અમને ઉપયોગી નીવડવાનું હતું.

થોડી રજાઈઓ, ઊનના ધાબળા અને ગાદલાંઓ પણ ઉપયોગી થાય તેવું હતું એટલે એ પણ ઉઠાવી લીધાં.

આટલું થયું ત્યાં તો અંધારું થઈ ગયું. સામે અમારા તંબૂ પાસે એક તાપણીનો ભડકો અમે જોયો. તેઓ આનંદમાં અને સલામત હતાં તેની એ નિશાની હતી. વળતી નિશાની તરીકે અમે વહાણ ઉપર વહાણના ચાર દીવાઓ સળગાવીને ઊંચે ચડાવ્યા. એના જવાબમાં એમણે બંદૂકના બે બાર કર્યા અને અમારી સલામતીનો એમને બરાબર ખ્યાલ આવી ગયો હોવાની અમને ખાતરી થઈ.

દોરડા વતી અમારી હોડીને વહાણના જર્જરિત કલેવર સાથે બાંધી, અમે અમારી હોડીમાં જ પથારીઓ પાથરી લંબાવ્યું ને ઘસઘસાટ ઊંઘી ગયાં. [ક્રમશઃ

અનુવાદક
● મણિલાલ અલગારી

# દંડિત કે ફાંસી

એનું ગરીબડું મોઢું જોતાં એમ ન લાગે કે તેને માથે આરોપ હશે. એ હાથ જોડીને તે પિંજરામાં ઊભો છે ને મારી સામે અવિચલ દૃષ્ટિથી જોઈ રહ્યો છે.

હું ન્યાયાધીશ છું ને એ ખૂની છે.

આજ એક અઠવાડિયું વીતી ગયું. આ મુકદ્દમાનો છેલ્લો અંક ચાલે છે. હવે પડદો પડવાને વાર નથી. એક પક્ષનો પ્રયત્ન એવો છે કે ખૂનીને સખત નસિયત થવી જોઈએ. સાક્ષી ને પુરાવા પણ પુષ્કળ લાવ્યા છે. પ્રતિપક્ષ માગે છે ન્યાય પરંતુ મોઢેથી જે માગે છે તેમાં મન સહાય દેતું નથી એટલે કેસ નબળો થઈ ગયો છે. તોપણ તેમના પોતાના મતનું સમર્થન કરવામાં પ્રયત્નની કાંઈ તાણ નથી.

જ્યુરી આગળ આખી ઘટના સવિસ્તર કહેવાઈ ગઈ છે. નિયમાનુસાર મેં બધી ઘટના ફરી વાર કહી સંભળાવી. મેં તટસ્થ રહીને જ કહેવા ઇચ્છ્યું હતું પણ મારા બોલવામાં ફરિયાદી પક્ષના મતનો પડઘો પડ્યા વિના રહ્યો નહિ.

આરોપીએ પોતાની સ્ત્રી અને તેનાં નાનાં બે બાળકોનું ખૂન કર્યું હતું. અત્યારના ભારે કરોકડીના દિવસોમાં તે હમેશ તનતોડ મહેનત કરી પોતાની સ્ત્રી અને બાળકોનું ભરણપોષણ કરતો. આરોપીનું કદાવર શરીર જોતાં જ તે શક્તિશાળી જણાતું. જોકે તેના કંતાઈ ગયેલા શરીર પર મમના વાધાનાં ચિહ્નો સ્પષ્ટ નજરે પડતાં.

જે સ્થિતિમાં એણે ખૂન કર્યું હતું તેમાં પડતા રહેલી હતી. એને શંકા હતી કે તેની સ્ત્રી બદચાલની છે. તે જ્યારે કામે જતો ત્યારે તે પરપુરુષ પાસે જતી. જોકે તેણે કદી કોઈ ને નજરે જોયા નથી પણ તેની શંકા આ જાતની છે. તે પોતાની સ્ત્રીના વ્યવહારની ઉપર દેખરેખ રાખતો. આવા દારુણ દિવસોમાં ખોરાકને અભાવે એની માંસપેશીઓ સુકાઈ ગઈ હતી. તેના બંને પુત્રો પણ ક્રમે દૂબળા થતા જતા હતા પણ તેની પત્નીની તંદુરસ્તી એવી ને એવી જ હતી.' એને જોતાંવેંત જ એમ લાગે કે એને અન્નનો અભાવ નથી.' આ એના સંદેહને સબળ કરવામાં કારણભૂત થયું ને વાતે વાતે એ એની પત્નીને જણાવતો. પરિણામે બંને વચ્ચે ઝઘડો થયો ને એક દિવસ તેની પત્ની રીસમાં ને રીસમાં પતિ–પુત્રને છોડીને ક્યાંક ચાલી ગઈ. તે જ રાતે ઘણી શોધખોળને અંતે ગામના જમીનદારના બંગલામાંથી પત્નીનો પત્તો લાગ્યો. તે બનાવટી બહાનું આપી સ્ત્રીને લોભાવી ઘરે લઈ આવ્યો. ત્યાર પછી સવારે તે પોલીસ ચોકીમાં હાજર થયો અને ગામને પાદર એક ખાબોચિયાને કાંઠે તેની પત્ની તથા બંને બાળકોની લાશના ટુકડા લોહીલોહાણ સ્થિતિમાં મળી આવ્યા. કોઈ અણીદાર હથિયારથી સ્ત્રીનું રાક્ષસી રીતે ખૂન કરવામાં આવ્યું હતું. ખૂન કર્યા પછી પણ મૃતદેહના કટકા કરી નાખ્યા હતા.

પતિએ પોતે જ બધું કબૂલ કર્યું છે.

જ્યુરીના પ્રધાને (પ્રમુખે) તેને ગુનેગાર ઠરાવ્યો. મેં પણ એ જ નક્કી કર્યું હતું એટલે ફેંસલો ઘડી નાખવામાં પણ કંઈ વાંધો ન હતો. ખૂનના ગુના બદલ ફાંસી આપવી એવું ન્યાયનું વિધાન છે.

રાત્રે ડ્રોઇંગ રૂમમાં બેઠાં બેઠાં આ ઘટના વિષે વિચારતો હતો. ન્યાયાધીશ તરીકે ફાંસીનો હુકમ આ પહેલવહેલો આપ્યો.

હત્યા પણ કેવી કરી છે! પોતાની પત્નીની ને પોતાના છોકરાઓની હત્યા! એમાં ભારે રાક્ષસી ક્રૂરતા હતી.

પરંતુ......

મેં પણ એવો ગુનો નથી કર્યો શું! મને તો કોઈ ફાંસીની સજા ફરમાવતું નથી. કારણ પુરાવાનો અભાવ છે.

દશ વરસ પહેલાંની વાત છેઃ

હું કોર્ટમાં અગિયાર વાગે જતો ને ઘેર પાછા ફરવાનો સમય નક્કી નહોતો. મારા બંગલામાં સુષમા એકલી રહેતી. મારો એકનો એક દીકરો કારશિયાંગમાં

ઑફિસમાં રહી અભ્યાસ કરતો. મારી ગેરહાજરીમાં મારી પત્ની કેવી રીતે સમય પસાર કરતી તેની મને કાંઈ ખબર નહોતી.

બંગલાના ફાટકે મારી મોટર ઊભી રહેતી કે સુષમા દ્વારમાં આવી ઊભી રહેતી. ચપરાસી ને ખાનસામા પણ એકોર ઊભા રહેતા. એ શહેરમાં ત્રણ વરસથી રહેતો. પણ ત્યાં આવ્યા ત્યારથી હું જોતો આવ્યો હતો કે સુષમા મારા આવવાની કદી વાટ જોતી નહીં.

'બાઈજી કહાં હૈ!'

'કમરામેં હૈ હજૂર!'

દરરોજ આ જવાબ મળતો.

ગોમેજ મારો યુવાન ચપરાશી હતો. તે સુંદર ને બળવાન હતો. અહીં આવ્યા પછી સુષમાએ પોતાના કામકાજ માટે ચપરાસી તરીકે બધામાંથી તેને જ પસંદ કર્યો હતો.

ગોમેજ જજસાહેબનો પટ્ટાવાળો નામનો જ હતો. ખરી રીતે સરકારનો પગાર ખાઈ મેમસાહેબનું બિનસરકારી કામકાજ કરવું એ જ એનું નિત્યનું કર્તવ્ય હતું.

એક દિવસ બંગલામાં દાખલ થતાં-જ ગોમેજને હાંક મારી પણ જવાબ દીધો વાહૂએ:

'ગોમેજ કમરામેં હૈ હજૂર!'

'કિસ કમરામેં?'

'મેમસાબકા.'

સીધા સુષમાના ઓરડામાં જઈ ને જોયું તો તે ગાલીચા પર સૂતી છે અને ગોમેજ હાથમાં ટુવાલ લઈને પડખે ઊભો છે.

'આ બધું શું છે સુષી?'

'માથું બહુ દુખે છે તે કોલનવૉટરનું પોતું લગાવરાવતી હતી.'

'એને બદલે એકાદ એસ્પિરિન ખાઈ લે ને.'

એટલું કહીને ચાલ્યો આવ્યો. પણ મને યાદ આવી મેરી એંતનેટ અને એના હજૂરિયા છોકરાની વાર્તા. તેના જેવું તો કંઈ નહીં હોય ને!

શંકા પુરુષના મનમાં આવી જ રીતે પલ્લવિત થતી હશે. ત્યારથી સુષમા માટે મારે સાવચેત થવું પડ્યું. ચાકર-ચપરાસીઓને જાસૂસ તરીકે કામે લગાડવા મને પસંદ નથી.

એટલે હું વેળા-કવેળા બંગલે આવી જતો. આ બધું યંત્રવત્ થતું. મને ખબર ન રહે તેમ હું ગોમેજને ખૂમ મારી બેસતો. કોઈ દી તે આવતો, કોઈ દી ન પણ આવે. શંકાવશ મને સીધો સુષમાના ઓરડામાં જતો ને જોતો કે ગોમેજ મેમસાહેબ પડખે ઊભો હોય.

'અહીં શું કરે છે ગોમેજ?'

'મેમસાહેબે બોલાવ્યો હતો હજૂર!'

'મારો ઝભ્ભો લઈ આવ તો.'

'જી,' ગોમેજ સલામ કરીને લેવા જતો રહેતો. આ દૃશ્ય રોજનું થઈ પડ્યું હતું. પરિણામે મારા મનની શંકા દૃઢમૂળ થઈ ગઈ હતી.

અંતે એક દી તો સુષમાને કહી પણ દીધું:

'આ બધું શું ચાલી રહ્યું છે?'

'એટલે?'

'જ્યારે આવું ત્યારે જોઉં છું તો ગોમેજ તારા કમરામાં જ હોય છે!'

એના જવાબમાં સુષમાએ જે રીતે મારું અપમાન કર્યું હતું તે દામ્પત્ય ઝગડાનું વર્ણન સંસ્કારી ભાષામાં થઈ શકે તેમ નથી. ત્યારથી સુષમાનો સમૂળો વિશ્વાસ કરતો નહોતો. પણ એ અવિશ્વાસનો અગ્નિ-પ્રવાહ મોઢેથી વ્યક્ત કરતો નહોતો. તે દીથી તેણે સંપૂર્ણ રીતે મારો વિશ્વાસ ગુમાવ્યો.

ત્યાર પછી કેટલાંક અઠવાડિયાં વીતી ગયાં. એક દી અઢી વાગે ચાલીને બંગલે આવ્યો. ચોરની માફક સુષમાના રૂમ તરફ ચાલ્યો. પણ જોડાનો અવાજ અટકાવી શક્યો નહીં. એટલે પડખેના બારણેથી કોઈ ઝડપથી નીકળી ગયું. ઓરડામાં દાખલ થઈને જોયું તો સુષમા સોફા ઉપર સૂતી હતી. કપડાં અસ્તવ્યસ્ત હતાં ને એનો દેહ શિથિલ હતો. જોતાં એમ લાગે કે ઊંઘને લીધે નિશ્ચેતન છે.

વારુ, જેને મેં ફાંસી ફરમાવી તેના વ્યવહારથી મારો વ્યવહાર કંઈ જુદો લાગે છે! તેણે પણ શંકા

કરી હતી પણ શંકા દાબી રાખી શક્યો નહીં. મેં શંકા ઘણા દિવસ દાબી રાખી ખરી પણ છેવટ સુધી દાબી રાખી ન શક્યો.

અંતે એક દિવસ સુષમા પકડાઈ ગઈ. મારી નજર સામે જ ગોમેજને સુષમાનો હાથ પકડી અસભ્ય ઢંગમાં ઊભેલો જોયો અને તે સાંજે જ એનો ઘડો-લાડવો કરી નાખવા મેં કમર કસી.

બધા ચાકર-ચપરાસીને ચાર દિવસ માટે રજા આપી. સુષમાને કહ્યું: 'હું બે દિવસ માટે મહાલમાં એક અર્ધસરકારી કામે જાઉં છું. આથી તે રાજી થઈ કે નહીં તેની કંઈ ખબર ન પડી. તોપણ તેણે બધા નોકરોને રજા આપવા ના પાડી હતી. મેં કહ્યું: 'ચાકૂબ ન્હેશે' તેણે કંઈ જવાબ ન આપ્યો. જે દિવસે જવાનો હતો તે દિવસે અચાનક ગોમેજને જોયો.

મેં કહ્યું: 'ગોમેજ! તું હજી ઘરે નથી ગયો?'

'ના હજૂર, આજ રાતની ગાડીમાં જવાનો છું.'

મુકરર કરેલે સમયે મેં મોટર હાંકી મૂકી. ત્યાર પછી આખો દિવસ મહાલમાં રખડી રાત પહેલાં એક સહકાર્યકર્તાને ઘરે પાછો આવ્યો. ત્યાંથી મોડી રાત્રે છાનોમાનો બંગલે આવ્યો. સુષમાના ઓરડામાં બત્તી બળતી હતી. છુપાઈ ને બારીમાંથી જે જોયું તેમાં લેશ પણ ભ્રમ નહોતો. સુષમાનું કાળું કામ સગી આંખે જોયું. જોતાં જ માથામાં ગરમી ચડી ગઈ. ઝભ્ભામાંથી પિસ્તોલ કાઢતોક વીજળી-વેગે સુષમાના ઓરડામાં દાખલ થયો એક ક્ષણમાં પડદો ખસેડી નાખ્યો. ગોમેજ ચમક્યો. એક સોફામાં બંને પડખે પડખે બેઠાં હતાં. મને જોતાં જ વીજળી પડી હોય તેમ ત્યાં ને ત્યાં ગોમેજ જડ થઈ ગયો.

'ગોમેજ!'

ભયના માર્યા એની જીભ પણ જડાઈ ગઈ હતી. ને આખું શરીર થરથર ધ્રૂજતું હતું. મારા હાથમાં પિસ્તોલ હતી. સુષમા પણ પત્થર જેમ સ્થિર થઈ ગઈ હતી.

'ગોમેજ! ભાગ અહીંથી, બદમાશ!'

ગોમેજ જીવ લઈને નાઠો.

'સુષમા! આ સહન કરવું મારે માટે અશક્ય છે. ઘણા દિવસથી તારું આ વર્તન હું જોતો આવું છું. પણ હવે બસ. લાંબી વાતોની પણ હવે જરૂર નથી. આ પિસ્તોલથી અત્યારે-આ ક્ષણે તારા જીવનનો અંત હું આણી શકું છું, પરંતુ તને મારીને મારા હાથ કલંકિત કરવા હું નથી માગતો. લે આ પિસ્તોલ. કાં તો મને મારી નાખ અગર તો તું મર.'

સુષમાના હાથમાં પરાણે પિસ્તોલ પકડાવી.

થોડીક મિનિટો જ લાગી. બે હાથે માથું દબાવી હું બેઠો હતો. અહા! કેવી તીવ્ર વેદના! ઓચિંતા પિસ્તોલના અવાજથી ચમકી ગયો. જોયું તો મારી સામે મારી વિશ્વાસઘાતી પત્નીનો લોહીલુહાણ દેહ પડ્યો હતો. ઠીક થયું, તે મરી ગઈ. મારું માન રહ્યું; આબરૂ રહી. પણ એના મરણની સાથે સાથે મારા હૃદયમાંથી પ્રેમ હંમેશ માટે જતો રહ્યો.

ત્યાર પછી...

ન્યાયાધીશની પત્નીએ કોઈ અજ્ઞાત કારણને લઈને આપઘાત કર્યો. સમાચારપત્રોમાં આ પ્રકારના ખબર તમે પણ વાંચ્યા હશે. મોટા સરકારી અમલદારોના ઘરની અંદરની ખબરો લેવી એ શક્ય જ નથી. સુષમાએ આત્મહત્યા કરી ખરી પણ સાચે જ શું એ આત્મહત્યા હતી?

સંભવ છે કે આજે જેને પ્રાણદંડ દીધો તેની વિશ્વાસઘાતી પત્ની પણ સુષમાની માફક મરી હોય. પણ એના સત્યાસત્યનો નિર્ણય કરવાની મારી લાયકાત ક્યાં! સાક્ષી-પુરાવા સજ્જડ છે એટલે કાયદાની દૃષ્ટિએ તે ગુનેગાર જ ઠરે. વળી એ પણ કેમ ભુલાય કે હું ન્યાયાધીશ કાયદાનો રક્ષક છું. પણ ક્યાં તે ને ક્યાં હું!

આરોપીના વકીલે આરોપીને કહ્યું હતું: 'તું નામુક્કર જજે.'

'નામુક્કર શું કામ જાઉં વકીલ સાહેબ! મેં માર્યાં છે. કારણકે મારી પત્નીનું વર્તન મારાથી સહન નહોતું થતું. મને જીવવાની કંઈ ઇચ્છા નથી. એમને મેં જ માર્યાં છે ને હવે હું પણ મરીશ.'

તેણે જીવવાની જરૂરિયાત પણ સ્વીકારી નહીં, મેં સ્વીકારી. એટલે જ તો આબરૂના આસન પર જીવતો બેઠો છું-પણ તેય સમજતો નથી કે જેને આજે ફાંસી દીધી તેના કરતાં હું કેટલો દીનો છું!

['ભારતવર્ષ'માંની શ્રી કમળદાસ બંદોપાધ્યાયની વાર્તા પરથી]

## સાપેક્ષવાદ

એક વખત મહાન વૈજ્ઞાનિક આઇન્સ્ટાઈનને તેનાં ઓળખીતા એક સન્નારીએ ' સાપેક્ષવાદ ( રીલેટીવીટી ) એટલે શું ' એમ પૂછ્યું અને જણાવ્યું કે બને તો બહુ જ થોડા શબ્દોમા મને તે સમજાવો

થોડી વાર વિચાર કર્યા પછી પ્રોફેસરે તેને કહ્યુ 'એક વખત ઉનાળાના દિવસોમા મને એક જૂનો મિત્ર મળ્યો જન્મથી તે આંધળો હતો ગરમી બહુ હતી, તેથી મે તેને પૂછ્યુ 'આપણે દૂધ પીશું ?'

તેણે વિસ્મિત ચહેરે મારા તરફ મોઢુ ફેરવીને કહ્યુ 'પીવુ' કોને કહેવાય તે મને ખબર છે પણ દૂધ શું તે હું જાણતો નથી '

મે કહ્યુ 'કેમ ધોળુ પ્રવાહી જેવુ હોય તેને દૂધ કહેવાય.'

'પ્રવાહી કોને કહેવાય તે હું જાણું છું પણ ધોળુ શું તે જાણતો નથી.' તેણે કહ્યુ

'અરે બગલાનુ પીંછુ જે રંગનુ હોય તેને ધોળુ કહેવાય ' મે કહ્યુ.

'પીંછુ શું તે હું જાણુ છુ, પણ બગલુ કોને કહેવાય તે મને ખબર નથી ' તેણે કહ્યુ.

'કેમ વળી વાંકી ડોક હોય તે બગલુ કહેવાય.' મે કહ્યુ.

'ડોક એટલે શું તે હુ જાણુ છુ પણ વાંકી એટલે શું તે મને ખબર નથી.'

હવે મને આ માથાકૂટથી ગુસ્સો ચઢ્યો એટલે તેનો હાથ પકડી જરા મોટા અવાજે કહ્યુ ' અત્યારે તમારો હાથ સીધો છે ' અને પછી હાથને કોણીમાથી વાળીને કહ્યુ 'હવે એ વાંકો થયો કહેવાય.'

મારા આંધળા મિત્રના મો પર સંતોષ દેખાયો અને પછી બહુ જ નરમાશથી તેણે કહ્યુ 'બસ હવે મને ખબર પડી કે દૂધ કોને કહેવાય '

## નેત્રદાન

'માની જિંદગી તો બચી ગઇ છે પણ બાળકને અમે નથી બચાવી શક્યા ખરેખર હું ઘણો જ દિલગીર છું ' મેટરનિટી વોર્ડના રીજિસ્ટ્રરે પાસે બેઠેલા એક જુવાનને બહુ જ લાગણીપૂર્વક કહ્યું જુવાનના મોં પર જરા ગ્લાની આવી ગઇ પણ તરત જ સ્વસ્થ થઈ તેણે કહ્યુ 'ડોકટર, થોડા વખત અગાઉ મારા જાણવામા આવ્યુ છે કે આંખના ઓપરેશન માટે 'રેડ ક્રોસ 'ને 'માણસની આંખ'ની જરૂર છે–તો જો મારા બાળકની આંખો કોઇનો અંધકાર દૂર કરી શકે તેમ હોય તો તો મારે તેમા વાંધો નથી '

ડોકટરે ઘણી ખુશીથી હા પાડી જરૂર પૂરતા કાગળો પર પેલા જુવાન પિતાની સહી લેવામાં આવી અને 'રેડક્રોસ'ના માણસો ગુજરી ગયેલ બાળકની આંખો લઈ ગયા

અને આંખો જુદી જુદી હોસ્પિટલમા રાખવામા આવી થોડા વખત પછી એક મોટા કુટુમ્બવાળો મજૂર કારખાનામા અકસ્માત થવાથી અંધ થયો તેને એક આંખ આપવામા આવી જે પછી તે કામ કરતો થયો અને ક્રાઇમસના અકસ્માતને લઈને દૃષ્ટિ ખોઈ બેઠેલ એક બાઈને બીજી આંખ આપી દેખતી કરવામા આવી. દુનિયા પર માત્ર ઘડી બે ઘડી રહેનાર એક બાળકે બે મનુષ્યોને દૃષ્ટિ આપી અને તે માત્ર પેલા જુવાનના ઉમદા વિચારને પરિણામે

ન્યુયોર્કમા એક 'આંખની બેન્ક ' ખોલવામા આવી છે તેમા તરત જ ગુજરી ગયેલ માણસની આંખો અગર તો અકસ્માતને પરિણામે કોઇની આંખ કાઢી નાખવાની જરૂર પડી હોય તેવી આંખો એકઠી કરવામા આવે છે, અને તંદુરસ્ત ' ટીસ્યુઝ 'વાળી આંખોથી બીજાને દેખતા કરવામાં છે

ઘણા માણસો આ બેન્કને પોતાની આંખોનુ વસિયતનામું કરી આપી—મરણ પછી પોતાની આંખો 'રેડ ક્રોસ 'ને આપે છે

એવી વસ્તુ બહુ ઓછી છે કે જે મરણ પછી પણ બીજાના ઉપયોગ માટે આપણે મૂકી જઇ શકીએ.

'રીડર્સ ડાયજેસ્ટ 'માંથી ]  બાબુભાઈ વ્યાસ

# સમાજ અને સાહિત્યની નવાજૂની

ભરૂચની મોઢ, ઘાંચી જ્ઞાતિના એક જુવાને પોતાની પત્ની જોડે લગ્ન કર્યા બાદ મુંબઈમાં ઘર માંડ્યું. એને એક મહિનો વીત્યો ન હતો એટલામાં નિર્દોષ બાળાને લાકડીઓથી લાકડીના ત્રણ ટુકડા થતાં સુધી માર માર્યો. આટલાથી જ ન અટકતાં, પત્ની કદાચ બૂમો પાડે અને આજુબાજુના લોકોને જાણ થઈ જાય તે માટે, ગ્રામોફોનનું વાજું વગાડતાં વગાડતાં, મોઢામાં ડૂચો મારી મારવાનું ચાલુ રાખ્યું. પત્નીનો ભાઈ એકવાર પોતાની બહેનને લઈ ગયો અને ફરી સમાધાન કરી મૂકી આવ્યો.

પછી એને માર મારવાની બીજી રીત અખત્યાર કરી. પત્ની મરી જાય તો ખટખટ જાય, તે માટે પતિએ લાતો અને મુક્કાઓનો ગુપ્ત માર શરૂ કર્યો. લાતો પેટમાં એવી મારી કે એથી યુવાન પત્નીના શરીરમાં પાક થઈ ગયો. પણ એટલાથી ન અટકતાં પત્નીના હાથ ચૂલા પર ધગધગતી લોઢાની સોઢી પર ચાંપી દીધા.

એક ઘણો જ આશ્ચર્યકારક બનાવ વોર ક્રિકથામ્પ્ટનમાં બની ગયો. ૨૬ વર્ષની યુવતી 'સુરે' એ વરરાજાનો સ્વાંગ સજી એક અન્ય યુવતી સાથે લગ્નવિધિ કરી નાંખી ! કોર્ટમાં પ્રથમ સુનાવણી વખતે 'સુરે'એ જણાવેલું કે પરણવા માટે એણે સ્થાનિક રજિસ્ટ્રારની કચેરીમાં જાણી જોઈને વિજ્ઞાપન-પત્રિકા પર સહી કરી હતી. પોતે પુરુષ છે એવું નિવેદન 'સુરે'એ આપેલું એમ પોલીસ કહે છે.

સિંગાપોરના કબ્રસ્તાનમાં કુમારી બી. ડી. જોન નામની એક હિંદી નર્સની કબર પરથી સોહનરાવ નામનો હિંદી કેપ્ટન મૃત્યુ પામેલો મળી આવ્યો હતો. મિસ જોનની કબર પર તે રોજ ફૂલ ચડાવતો હતો.

અમેરિકામાં બ્રુકલીન ખાતે મિસિસ બાર્બા સિંગર નામની ૧૯૬ રતલની સ્થૂળ ઓરત ટબમાં નાહવા બેઠી હતી તે ટબમાં ફસાઈ પડવાથી ટબ તોડીને બહાર કાઢવી પડી હતી.

ગુજરાત ભરના પીઢ અને નવા, સિદ્ધહસ્ત અને ઊગતા અનેક સાહિત્યકારો અને સાહિત્યરસિક સજ્જનો ને સન્નારીઓની પ્રચંડ મેદની વચ્ચે આનંદ અને ઉત્સાહના વાતાવરણ નીચે ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૬મું અધિવેશન આ માસની ૧૮, ૧૯, ૨૦ તારીખે રાજકોટ મુકામે સફળતાપૂર્વક ભરાઈ ગયું.

અધિવેશનમાં નીચેની બાબતો વિચારાઈ હતી: મધ્યસ્થ સમિતિમાં 'ગુજરાત' માસિકને પુનઃ સજીવન કરવાનું, ફંડ ઉભરાવવા માટે સમિતિ નીમવાનું અને પૈસા એકઠા કરી જૂનાગઢ ખાતે નરસિંહ મહેતાની સુંદર પ્રતિમા ઊભી કરવાની ભલામણ વિષયવિચારિણી સમિતિ સમક્ષ મૂકવાનું નક્કી કરવામાં આવ્યું હતું. વધુમાં ગુજરાત વિશ્વવિદ્યાલય માટે ઝડપી પ્રયાસ કરવાનું, ગુજરાત-કાઠિયાવાડના લોકસંગીતની રેકર્ડો ઉતરાવી લેવાનું અને ગુજરાતી કાર્યક્રમ માટે અમદાવાદ અને રાજકોટ ખાતે રેડિયો સ્ટેશનો ખડાં કરવાનું પણ વિચારવામાં આવ્યું હતું તથા ગુજરાતી કાવ્ય-સાહિત્યનાં પુસ્તકોની વિવેચનાત્મક આવૃત્તિઓ પ્રસિદ્ધ કરવાની પણ ભલામણ કરવામાં આવી હતી.

સ્વ. કવિ ન્હાનાલાલ, સ્વ. મહાદેવ દેસાઈ, સ્વ મનુભાઈ મહેતા, સ્વ. ભુલાભાઈ દેસાઈ અને સ્વ કસ્તુરબા ગાંધી વગેરેનાં અવસાન માટે ખેદ વ્યક્ત કરવામાં આવ્યો હતો તથા રાષ્ટ્રીય સરકારને અભિનંદન આપવામાં આવ્યાં હતાં.

ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી ગુજરાતી સાહિત્ય સંમેલનના પંદરમા અધિવેશન (વડોદરા)ને પ્રમુખ અને વિભાગી પ્રમુખોનાં ભાષણો સાથેને અહેવાલ પ્રગટ થયો છે.

શ્રી મયૂર કૃત નવી પરીકથા-શ્રેણીનાં પ્રથમ બે પુસ્તકો 'મેડક કુમારી' અને 'જંગલનો રાજા' શ્રી સરસ્વતી પ્રકાશન મંદિરે (ભાવનગર) પ્રગટ કર્યાં છે.

'ઘરકૂકડી' (એક સ્વપ્નાંકી)ના કર્તા શ્રી. ઉમેદ કવિએ પોતાનો વાર્તાસંગ્રહ 'વારસ' પ્રગટ કર્યો છે.

---

નીચેનાં સામયિકોનાં અનેકવિધ સામગ્રી પીરસતા, આકર્ષક રૂપરંગવાળા દીપોત્સવી-અંકો મળ્યા છે, એનો સાભાર સ્વીકાર કરીએ છીએ. [illegible] (રાણપુર); ચિત્રમય જગત (પૂના); સ્ત્રીજીવન (અમદાવાદ); ગુણસુન્દરી (વડોદરા) અને [illegible] (અમદાવાદ).

## છૂટક 'કહાની' મળવાનાં સ્થળો

મેસર્સ એ. એચ. વ્હીલર રેલ્વે બુકસ્ટોલ્સ

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો. બો. ૬૨૦, મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો. ૭૯૩, મોમ્બાસા



## —: લવાજમ ભરવાનાં સ્થળો :—

ભારતી સાહિત્ય સંઘ લિ.
મીમગાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ - મુંબઈ-૨
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ
કોઠી પોળ સામે, રાવપુરા : વડોદરા

ગુજરાત સાહિત્ય ભંડાર
પ્રિન્સેસ સ્ટ્રીટ, નાનકવાડા : કરાચી

એલ. કે. મેઘાણી'
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા



---

પત્રવ્યવહાર કરતી વેળા આપનો ગ્રાહકનંબર અવશ્ય લખવા વિનતિ

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક



અંક અગિયારમો

નવેમ્બર ૧૯૬




काव्येषु रम्या कथा

# બે હીરા

'દર્શક'

કેનીબાલના સમોવડિયા સીપિયોને એક કન્યા હતી: કોર્નેલિયા. કોર્નેલિયા એના પિતાને એક યુદ્ધમાં બચાવનાર સામાન્ય સિપાઈ ગ્રેકાઈને એના શૂરાતન પર મુગ્ધ બની પરણી હતી. સિપાઈ પાસે પૈસા ન હતા પણ પાણી હતું. આપબળે આગળ આવ્યો ને ધીમે ધીમે સૌને પ્રિય થઈ પડ્યો. કોર્નેલિયાને એનાથી બે દીકરા થયા: એક ટાઈબીરિયસ ગ્રેકાઈ ને બીજો કાયસ ગ્રેકાઈ. બીજા છોકરાના જન્મ પછી કોર્નેલિયા વિધવા થઈ. કોર્નેલિયાની ખ્યાતિ સાંભળી ઈજિપ્તના રાજાએ એને પોતાની રાણી થવાનું કહેણ મોકલ્યું પણ કોર્નેલિયાએ ના કહેવડાવી એણે તો આ બંને બાળકોની ઉછેરને જ પોતાનું ચરમ-લક્ષ્ય બનાવ્યું હતું. એ એમને રોમની પ્રાચીન પરંપરાના વારસ બનાવવા ધારતી હતી. એ કહેતી: 'લોકો આજે મને હેનીબાલ–જેતા સીપિયોની દીકરી તરીકે ઓળખે છે પણ ભવિષ્યમાં ગ્રેકાઈ–માતા તરીકે ઓળખશે '

કહે છે કે એકવાર એક જૂની ઉમરાવ બહેનપણી એને મળવા આવેલી; સ્ત્રીઓ ઘણી વાર કરે છે તેમ એ પોતાનાં ઘરેણાં–ગાંઠાની વાતો કોર્નેલિયાને કરવા માંડી. પછી કોર્નેલિયાને કહે: 'તમારી પાસે કેટલુંક ઝવેરાત છે? તમે સીપિયોનાં દીકરી છો એટલે ઝવેરાત તો કેવું ય હશે?'

કોર્નેલિયા કહે: 'મારી પાસે તો બે હીરા છે. કહો તો બતાવું.' પેલી ઉમરાવજાદીને અંદરના ખંડમાં લઈ જઈને ખાટલા પર સુવાડેલ ટાઈબીરિયસ ને કાયસને બતાવી કહે: 'આ મારા બે અમૂલ હીરા. બીજાનો મને લોભ નથી ' આવી આવી આશાઓ એણે પોતાના દીકરાઓ પર બાંધી હતી ને એ એળે ન ગઈ

ટાઈબીરિયસને જુવાની ફૂટી ત્યારે કાર્થેજનો નાશ થઈ ચૂક્યો હતો. રોમન સૈન્યો સ્પેનના રહ્યાસહ્યા ખૂણાનો કબજો લેતા હતા. પણ કાર્થેજ સાથેના સો વર્ષના વિગ્રહે રોમન સમાજની શિકલ પલટાવી નાખી હતી. એનું કલેવર ને આત્મા બંને બદલાઈ ગયાં હતાં. સ્પેન, સીસીલી, કાર્થેજ, એપુલિયાની લૂંટ ઈટાલીમાં ઠલવાઈ હતી. પણ રોમના મોટા ભાગના પ્લેબિયનો ને એના ઈટાલિયન સાગરીતો એક સદી પહેલાં હતા તે કરતાં ય નિર્ધન, કંગાલ ને આશરા વિનાના બની ગયા હતા. લાગે છે વિચિત્ર ને

વિરોધી; પણ લડાઈની એ જ ખૂબી છે કે એ ધનવાનને વધારે ધનવાન ને નિર્ધનને વધારે નિર્ધન કરે છે. સત્તાવાળાના હાથમાં વિશેષ સત્તા મૂકે છે ને અસહાયને વધારે અસહાય બનાવે છે કાર્થેજ સાથેના મહાવિગ્રહે પણ રોમન ધનિકો, પેટ્રીસ્યનો ને સેનેટના હાથમાં પાર વગરનું ધન ને સત્તા મૂકયાં હતાં. વિગ્રહ પહેલાનું પ્રજારાજ્ય તરફ જતું રોમ સામ્રાજ્યવાદી–એકચક્રી રાજ્ય–સત્તાવાળું બની ગયું હતું.

આ અહંભાવી ને એકચક્રી રાજ્યસત્તાને ઊગતા જ ડામવાનો પ્રયત્ન કરનારને પ્રયત્ન કરતાં ચિર–પથારીએ સૂનાર બે ભાઈઓ. તે ગ્રેકાઈ બંધુઓ–એના કરતાં વધારે બહાદુર, વધારે દીર્ઘદર્શી ને સમયસૂચક રોમનો થયા છે, પણ દરિદ્ર લોકો માટે એમના કરતાં વધારે દાઝવાળા રોમનો પાક્યા નથી.

કાર્થેજ સાથેના બીજા વિગ્રહના અંત પહેલાં રોમન સમાજની કરોડ હતો રોમન ખેડૂત. આજે જે જાતનાં શહેરો આપણે જોઈએ છીએ તેવું રોમ પહેલાં ન હતું. તે વખતનાં શહેરોના કિલ્લાની આજુબાજુ ગાઉઓ સુધી ખેતરો પથરાયલાં હતાં ને ખેતરોમાં થોડે દૂર આ રોમન ખેડૂતો રહેતા. તે બધા કોઈ ઉત્સવ ને સભાને પ્રસંગે રોમમાં આવતાં; બાકીનો સમય તો ખેતરો પર જ ગાળતા. કાયમ શહેરમાં વસનાર તો થોડા રોમન પેટ્રીશ્યન અમીરો ને પરચૂરણ કારીગરો જ. ઘણી વાર તો સેનેટના સભ્યો, લોક–ન્યાયાધીશ ટ્રીબ્યુનો પણ–પોતાના ખેતર પર કામ કરતા. સરમુખત્યાર કવેંટીલસને સેનેટના પ્રતિનિધિ બોલાવવા ગયા ત્યારે તે ઘૂંટણ સુધીના કાદવમાં કામ કરતો હતો. ખેતી એ સંસ્કારી માણસ માટે આદરવાળો ધંધો ગણાતો. એટલે મોટા ભાગના રોમનો પોતાના ખેતરો પર ઊંચું માથું રાખીને જીવતા, પ્રસંગ પડયે રાજ્ય–કારભારમાં ભાગ લેતા; લશ્કરના સરદાર કે સેનાપતિ પણ કામ પતતાં એ સેનાપતિનો ગણવેશ સેનેટમાં જ મૂકી પાછા પોતાના ખેતર ઉપર લાગી જતા. એમને મન ધરતીની ખેડ ને ફસલની લણણી, ઢોરની માવજત સિવાયની આ બધી આળપંપાળ હતી. બહારના આક્રમણને પરિણામે એમની જમીન ઢોર–ઢાંખર સલામત ન લાગે ત્યારે જ એ આળ પંપાળમાં પડવાનું પસંદ કરતો. સ્વતંત્રપણે એ બધી ખટપટો, પક્ષાપક્ષી ને સત્તાની હુંસાતુંસીમાં એ વર્ગને રસ ન હતો. બીજા કાર્થેજ વિગ્રહ સુધી સ્થાયી લશ્કર જેવું રોમમાં ન હતું. દરેક ખેડૂત કુટુંબે પ્રસંગ પડયે એક જણને લશ્કરમાં મોકલવાનો જ હતો ને એક વર્ષને અંતે એ ઘેર પાછો આવી શકતો. સેનાપતિઓ ને નાયકોની પણ આ ખેડુ કુલોમાંથી પસંદગી થતી એટલે એ વર્ગ કોઈથી દબાય તેવો ન હતો. એનું પોતાનું રક્ષણ કરે તેવા સૈનિકો ને નાયકો એના જ વર્ગમાંથી મળી રહે તેવા હતા. આ બળનું ચલણ જ્યાં સુધી રહ્યું ત્યાં સુધીના કાળને રોમન ઇતિહાસમાં સોનેરી કાળ કહ્યો છે. એક પ્રકારનું ખરછટ પણ પ્રજાતંત્ર ત્યારે હતું. કાર્થેજ સાથેના આ વિગ્રહે આ વર્ગને પાયમાલ કરી નાખ્યો ને એક નવા બળને જન્મ આપ્યો તે લશ્કર. ને લશ્કર જ રોમન પ્રજાસત્તાને છેવટ ખાઈ ગયું.

હેનીબાલ સાથેના વિગ્રહ દરમિયાન એક તો મુલક આખો વેરાન થઈ ગયો હતો, પાકનીસલામતી હતી નહિ, એથી ઉપરાઉપર વર્ષો સુધી ખેતી થઈ શકતી નહિ બીજી બાજુ ખેડુ–કુટુંબના જુવાન દીકરાઓ ને અનુભવી આધેડોની લશ્કરમાં ભરતી થયા જ કરી. પહેલાંની નાની નાની લડાઈઓમાં દર વર્ષે ચોમાસા પહેલાં જેમ પાછા ચાલ્યા આવી શકતા તેમ આ વખતે બની શક્યું નહિ વર્ષો સુધી ભરતી થયેલા છૂટા ન થઈ શકવાના પરિણામે સેનેટે એને પગારદાર ખડી ફોજ બનાવી દીધી. હવે એમને જમીન સાથે, ખેતીના વિકાસ સાથે કાંઈ રસ ન રહ્યો–એમને તો લડાઈમાં મળતી લૂંટ સાથે સંબંધ બંધાયો. ત્રીજું આ દરમિયાન રોમ શહેરના તેમજ લશ્કરના માટે સેનેટે તાબાના મુલકો–સીસીલી, ન્યુમીડીઆ, ઇજિપ્તમાંથી અનાજ લાવવા માંડયું. આ અનાજ અધૂરામાં પૂરું સસ્તું હતું. પરિણામે રોમન ખેડૂતોનો હાળોવાટો નીકળી ગયો.' એમનો જીવનવ્યવહાર ભાંગીને ભૂકો થઈ ગયો. ખેતી ચાલુ રાખવી એ એમને માટે અશકય હતું. હજારો એકર જમીન પડતર રહેવા માંડી કે શ્રીમંતોના હાથમાં જવા માંડી.

લડાઈએ લશ્કરની જોડાજોડ એક બીજા વર્ગને પણ જન્મ આપ્યો હતો ને તે કંટ્રાકટરો–શ્રીમંતોનો. આ કંટ્રાકટરો લડાઈ ને લગત રહેઠાણના, ખાવા–પીવાના, સરસામાનના કંટ્રાકટો લેતા. અને જિતાયલા મુલકની મહેસૂલના ઇજારાઓ પણ લેતા ને ગુલામો પૂરા પાડવાના કંટ્રાકટો લેતા. એ કંટ્રાકટરો ને પેટ્રીશ્યન અમીરો આ વિગ્રહ પછી ફુલફુલાં થઈ પડ્યા.

જિતાયલા મુલકની ઘણી ખરી જમીન આવાઓના હાથમાં જતી. રોમ ને ઇટાલીની જમીનો પણ ખેડૂતોના હાથમાંથી છૂટી આ ઉમરાવો ને ધનિકોના હાથમાં જતી. એક માણસે ત્રણસો વીઘાં જ જમીન રાખવાના લીસિયનના જે કાયદાને કૅમીલસે મંજૂરી આપી હતી તે તો કયાં યે વિસરાઈ ગયો હતો. ઇટાલીનાં હજારો એકરોનાં ખેતરો ખીડ બની ગયાં હતાં ને એમાં શ્રીમંતોના ગુલામો ઘેટાં–બકરાં ચારતા. અથવા તો સ્વતંત્ર ખેડૂતોને બદલે અનેક દેશોમાંથી ખેંચી આણેલ ગુલામો જ ખેતરમાં કામ કરતા દેખાતા. રોમ આવા ગુલામોથી ઊભરાતું હતું. કાર્થેજમાંથી પચાસ હજાર ગુલામો આવ્યા હતા. હેનીબાલને મદદ કરનાર શહેરોમાંથી દોઢ લાખ ગુલામો આવ્યા હતા; ડેલોસમાં દરરોજ દસ હજાર ગુલામોની લેવડદેવડ થતી. આ ગુલામોને કશા અધિકાર ન હતા. કોર્ટમાં એમનાં નામ પણ નહોતાં નોંધાતાં, એમના માલિકના નામથી જ બધો વ્યવહાર ચાલતો. એમને મારવા-પીટવા વેચવા કે વહેંચવાની છૂટ હતી. આજે આપણને ઘરડી ગાય કે ઊતરી ગયેલ ઘોડાને વેચી નાખતાં વિચાર થાય છે; પણ રોમન રાજનીતિજ્ઞ કેટોનું તો સૂત્ર જ હતું: 'ઘરડા ગુલામોને વેચી નાખો તો જ જુવાન ગુલામોનું ખર્ચ નીકળશે.' બાવડા પર ડામ, પગમાં બેડી સાથે ખેતરમાં કામ કરતા ગુલામોની ટોળીઓ ટાઈબીરિયસ ગ્રેકાઈએ નાનપણથી જ જોઈ હતી ને ત્યારે દરવખતે એ કાર્નેલિયાને પૂછતો: 'અહીંના સ્વાધીન ખેડૂતો કયાં ગયા?'

જમીન ખોઈ બેઠેલા આ ખેડૂતો બધા રોમ ભેગા થઈ ગયા હતા. જુવાન ઊછળતા લોહીવાળા બધા લશ્કરમાં ભળતા ને બાકીના બધા રોમની શેરીઓમાં ભટકતા. રોમન સેનેટે આવા બધા રોમનોને ઓછે ભાવે અથવા મફત અનાજ આપવાનું ઠરાવ્યું હતું. એટલે એને ખાવાપીવાની બહુ ચિંતા નહોતી. એટલું જ નહિ પણ રાજકીય ખટપટમાં એમના મતની કિંમત વધી હતી. આગળ ઉલાળ નહિ તેમ પાછળ ધરાળ નહિ એવા આ વર્ગના મતો 'જિસકે તડમેં લડુ ઉસકે તડમેં હમ' એ હિસાબે વહેંચાતા મત છૂટથી વેચાવાનું એક પરિણામ રાજકીય ખટપટ ને દગાબાજી હતું. ટાઈબીરિયસને મન આ બધાનું મૂળ મહેનતુ, સ્વસંતોષી, ઠરેલ પ્રકૃતિના ખેડૂતવર્ગનો નાશ થયો છે એ હતું. જમીન સાથે સંબંધ વગરના લશ્કરને એક જ વ્યવસાય હતો ને તે એક પછી એક મુલકો લૂંટવા ને જીતવાનો. મારફાડ એ એમની સહજ પ્રકૃતિ હતી. ને બીજો વર્ગ હતો કંટ્રાક્ટરોનો. જેનું પણ લશ્કરી ધંધા સાથે જ પોતાનું હિત સંકળાયું હતું. આ બંને વર્ગ ધારે ત્યારે આ અધભૂખ્યા–ધંધા વગરના છતાં મતાધિકાર અને મહેનત કરવાની ટેવ ભૂલી સ્ટેટે આપેલ ડોલ પર નભતાં લાખેક રોમનોને ગમે તેમ વાપરતા. આમ રહે તો રોમન પ્રજાતંત્ર કેટલા દિવસ ટકે ?

ટાઈબીરિયસ ૨૮ વર્ષની ઉંમરે ટ્રીબ્યુન ચૂંટાયો. ઉંમર નાની હતી પણ એણે કાર્નેલિયાનું દૂધ પીધું હતું. સ્પેનમાં લડાઈનો અનુભવ લીધો હતો, સીસીલીના ગુલામોનું બંડ ભાળ્યું હતું, વેરાન ઈટાલિયન ખેતરો ને બેહાલ રોમના ખેડૂતો જોયા હતા ને એનો ઉપાય એણે ફરી આ મૂઠીભર ઉમરાવો પાસેથી લઈને ખેડૂતોને પાછી આપવામાં જોયો હતો.

એણે અધિકાર આવતાં વેંત જ એક બિલ રજૂ કર્યું. જેને પરિણામે—

(૧) જેમની પાસે ત્રણસો એકરથી વધારે જમીન હોય તેમની પાસેથી એ જમીન રાજ્યે લઈ લેવાની હતી. (૨) ને એ જમીન એમ ને એમ લઈ લેવાને બદલે જૂના ઉપભોગ કરનારને કાંઈક વળતર આપવાનું હતું. માત્ર એણે પોતે એ ઉપભોગ કાયદેસર રીતે કર્યો હતો તે સાબિત થવું જોઈએ. ઉમરાવો ને સેનેટરો આ વાતથી ખળભળી ઊઠયા. ખાસ તો એમને કાયદેસર હક્ક સિદ્ધ કરવાની વાત ખૂંચતી હતી. કારણકે દર લડાઈને અંતે જે જમીનનો કબજો રાજ્ય લેતું તેનો મોટો ભાગ આ અમીર સેનેટરો વર્ષોથી બથાવી પડ્યા હતા. શરૂઆતમાં તો નામનું ભાડું પણ એ જમીનનું અપાતું પણ વર્ષોથી તો એ વીઘોટી પણ આપવાનું બંધ થઈ ગયું હતું. એટલું જ નહિ પણ એ જમીન અઘાટ હોય તેમ તેના વેચાણલેવાણના કાંઈક સોદા પણ થઈ ગયા હતા. ઘણા લેનારાને પણ સ્વપ્નેય ખ્યાલ નહોતો કે આ જમીન તો રાજ્યની છે.

આને લીધે ટાઈબીરિયસના કાયદાએ કેવો મોટો ખળભળાટ મચાવ્યો હશે તે કલ્પી શકાય છે. પણ એનો સીધી રીતે કાંઈ વિરોધ થઈ શકે તેમ ન હતું, કારણકે ત્રણસો વીઘાંથી વધારે જમીન

કોઈ ન રાખી શકે તે વાત તો દોઢ સદી પહેલાં કેમીલસેજ ઠરાવી હતી. માત્ર એના અમલનો આગ્રહ કરનાર કોઈ નહોતું નીકળ્યું ને આટલી મોટી હદે અંધેર આ પહેલાં ફેલાયું નહોતું.

ટાઈબીરિયસ પણ આ કાયદો શાંતિથી પસાર થાય તેમ ઇચ્છતો હતો એટલે જ એણે વળતરની વાત આમાં મૂકી હતી. નહિતર આમ તો નેવું ટકા જમીન–માલિકો સામે તે અન્યાયી ભોગવટો કરવાનો આરોપ મૂકી શકાય તેમ હતું. પણ સેનેટ એમ સહેજે નમતું આપે તેમ ન હતું. એને માટે આ જાતે જ ગળા પર છૂરી મૂકવા જેવી આકરી તાવણી હતી; પણ ટાઈબીરિયસ તો એમની સામે જોયા સિવાય ગામડાંની ગરીબ રોમન પ્રજામાં ઘૂમતો હતો. એના એ વખતે એટલે બે હજાર વર્ષ પહેલાં અપાયલાં વ્યાખ્યાનો આજે પણ એટલાં જ નવીન ને પ્રેરક લાગે છે. જાણે કાલ સવારે જ બોલાયાં હોય તેવાં. 'ઇટાલીના જંગલી જનાવરોને રહેવા માટે બખોલો ને ગુફાઓ છે પણ જે ઇટાલી માટે લડ્યા-કપાયા તેમને માટે ફક્ત ઊંચે આભ જ છે, નીચે ધરતી પણ જાણે આશરો નથી દેતી એટલે નાનાં નાનાં ગભુડાં લઈને એણે એક ઠેકાણેથી બીજે ઠેકાણે ભટકવું પડે છે. નથી ઉપર છાપરું, નથી નીચે ગોદડી. અમીર-ઉમરાવો એમને પોતાનાં ઘરબાર, માલ–મિલકત ને વડવાની ધરતી માટે લડવાને ઉશ્કેરે એ મશ્કરી કરવા જેવું છે. કારણકે આ અસંખ્ય ગરીબોમાંના એકે જણની પાસે નથી ઘર, નથી મિલકત, વડવાને રક્ષવા જેવી કબરો પણ નથી. કારણકે એ ને એમના બાપદાદા તો આ શ્રીમંતોના અમનચમન માટે લડાઈમાં જાય છે ને ત્યાં જ ખપી જાય છે. એક મૂઠી જમીન ભોગવવાનું એમના ભાગ્યમાં આવતું નથી.'

આવાં સચ્ચાઈભર્યાં ને વેધક વેણની સામે ટકી શકે તેવું કોઈ બળ નહોતું. સેનેટના પાયા હલતા હતા. પણ એમનો આધાર હતો ટાઈબીરિયસના સાથીદાર ટ્રીબ્યુન પર. રોમમાં આ પ્રજા બે ટ્રીબ્યુન નીમતી. એકની મુદત એક વર્ષ માટેની હતી ને એક ટ્રીબ્યુન બીજાનો કાયદો અટકાવી શકતો. બંને સમાન સત્તાધારી ગણાતા. ટાઈબીરિયસનો સાથી ટ્રીબ્યુન એનો જૂનો મિત્ર હતો એટલે એની એને ચિંતા ન હતી. પણ અમીર લોકોએ જ્યારે જોયું કે મત તો ટાઈબીરિયસના કાયદાને જ વધારે મળશે ત્યારે એ ટ્રીબ્યુનને ફોડ્યા સિવાય બીજો રસ્તો ન રહ્યો. પહેલી વાર જ્યારે એ ગયા ત્યારે એણે ના પાડી; કારણકે ટાઈબીરિયસ એનો મિત્ર હતો. પણ છેવટ શ્રીમંતોની અસરમાં એ અંજાયો ને ટાઈબીરિયસનો વિરોધ કરવાનું કબૂલ્યું.

સવાર પડ્યું. ફોરમમાં માણસો માતા ન હતા. સૌને નવાં ખેતરો, નવાં બીડ મળશે તેવી આશા હતી. એટલે સૌ હર્ષના પોકારો કરતા હતા. કેમ્પેનિયાના ડુંગરામાંથી, સેબાઈન ને ઇકવાઈનની ખીણોમાંથી ને મોટાં મેદાનોમાંથી ખેડૂતો ભાતભાતનાં વસ્ત્રો પહેરી રોમમાં ઊભરાણા હતા. એમના ઘવાયેલ ને ખોવાયેલ દીકરાઓના બલિદાનનો આજે બદલો મળવાનો હતો.

ગ્રેકાઈ ઊભો થયો. વ્યાખ્યાન લોકોએ વધાવી લીધું. પછી જેવો કાયદો લખનાર કારકુન આખો કાયદો મત દાન માટે મંજૂર કરવાની સલામણુ કરે ત્યાં બીજો ટ્રીબ્યુન ઓક્ટેવિયસ ઊભો થયો ને કહ્યું:

'આ કાયદો રજૂ કરવાની હું મના કરું છું' ગ્રેકાઈ દિગ્મૂઢ બની ગયો. કાલ રાત સુધી ઓક્ટેવિયસે એને કશું કહ્યું ન હતું. આ શું? પણ કાયદા મુજબ એને માટે કશો રસ્તો ન હતો. એણે સભાને વીખરાઈ જવા વિનંતિ કરી ને ખાતરી આપી કે બીજી સભા વખતે એ ફરીને આ જ કાયદો રજૂ કરશે.

ને દરમિયાનમાં એણે ઓક્ટેવિયસની આ દખલના બદલારૂપે બધી જ ન્યાયની અદાલતો ને તિજોરી બંધ કરી. એક પણ કાગળિયા પર સહી કરવાની ના પાડી. જાણે રોમનો રથ અધવચ્ચે અટકી પડ્યો. બીજી બેઠક વખતે ફરી ગ્રેકાઈએ બિલ મૂક્યું ને ફરી ઓક્ટેવિયસે પોતાનો વિરોધ આડો મૂક્યો. લોકો ઉશ્કેરાયા. ગ્રેકાઈ પણ ઉશ્કેરાયો. મારામારી પર મામલો આવ્યો. એક-બે જણે સેનેટ પાસે બિલ રજૂ કરવા કહ્યું. ગ્રેકાઈ એ આંતરવિગ્રહ થયા સિવાય બનતું હોય તો એક વધુ પ્રયત્ન કરવા સિવાય બીજી બેઠક પણ વિખેરી નાખી.

પણ સેનેટ પોતાના સ્વાર્થની ઊંચે શાને જુએ? એણે કાયદો ફગાવી દીધો.

હવે ગ્રેકાઈના રોષનો પાર ન રહ્યો, એની પાસે એક પણ કાયદેસર માર્ગ ન હતો. સાથી ટ્રીબ્યુને લાંચ લઈને કાયદો અટકાવ્યો હતો. સેનેટ પણ નમતું આપતી ન હતી. કાં તો એણે કાયદો પડતો મૂકવો ને કાં તો બળ વાપરી માર્ગ કરવો એ જ રસ્તો હતો.

ગ્રેકાઈએ બીજો માર્ગ જ પસંદ કર્યો. આમ પ્રજાના પ્રતિનિધિ તરીકે ઓક્ટેવિયસે પ્લેબિયનોના હિતને દગો દીધો હતો-એને એ આસને બેસવાનો અધિકાર ન હતો. એને ત્યાંથી ધક્કેલી કાઢવો જોઈએ.

ભયાનક દરખાસ્ત હતી એ. ટ્રીબ્યુનને એના હોદ્દા પરથી એક વર્ષ સુધી કોઈથી ન જ ખસેડી શકાય તેવો નિયમ હતો. ટ્રીબ્યુનનું શરીર એ હોદ્દા પર રહે ત્યાં સુધી અવધ્ય ને પવિત્ર ગણાતું. કોઈથી એને આંગળી પણ ન અડકાડાય તેવી પરંપરા હતી.

પણ અહીં એક ટ્રીબ્યુન એને જ ચૂંટનારાને ઉઘાડો છેહ દેતો હતો. ગ્રેકાઈએ પોતે એને સમજાવ્યો-મનાવ્યો, મૈત્રીને નામે આડે ન આવવા વીનવ્યો; પણ બધું એળે ગયું.

બીજો કોઈ રસ્તો જ ન હતો. ગ્રેકાઈએ ત્રીજી બેઠકમાં પહેલો જ ઠરાવ વિશ્વાસદ્રોહના આરોપ માટે ઓક્ટેવિયસને પદચ્યુત કરવાનો મૂક્યો. ઓક્ટેવિયસ ચમક્યો. એણે આ ધાર્યું ન હતું. પણ ગ્રેકાઈએ ઇશારો કર્યો. એક પછી એક જૂથો મત આપવા માંડ્યાં. સત્તર જૂથ આવી ગયાં. અઢારમું આપે એટલે બહુમતી થતી હતી. ગ્રેકાઈએ એમને થંભાવ્યા. ઊભા થઈને ઓક્ટેવિયસને નિરર્થક વિરોધ ન કરવા વિનંતિ કરી. પણ ઓક્ટેવિયસે કહ્યું: 'શરૂ કર્યું છે તે પૂરું જ કર.'

મત અપાયા. એકી અવાજે સૌએ

એને સ્થાનભ્રષ્ટ કરવાનો નિર્ણય થયો. ઓક્ટોવિયસે વિરોધ કર્યો, આ બધું ગેરકાયદેસર ઠરાવ્યું. પણ કોણ તેનું સાંભળે? લોકોએ એને ઘસડીને નીચે ફગાવી દીધો. એના એક રક્ષકની આંખ ફૂટી ગઈ. આમ પહેલી જ વખત રોમમાં અંદર અંદરની ચૂંટણીમાં લોહી રેડાયું. પછી તો ભાગ્યે જ એવી ચૂંટણી થઈ હશે કે જેમાં બે-ચાર ડઝનના જાન ન ગયા હોય.

કાયદો તો સર્વાનુમતે પસાર થયો. માત્ર વળતર આપવાની શરત ગ્રેકાઈએ છેકી નાખી. વળતર મેળવવાનો અધિકાર સેનેટે ખોયો હતો ને એનો અમલ કરવા ટાઈબીરિયસ ને એના ભાઈ તથા સસરાની સમિતિ પણ સ્થાપી. બીજે જ દિવસથી એણે કામ પણ શરૂ કરી દીધું. વળતર તો જે કાંઈ આપવાનું જ ન હતું; પણ જે ખેડૂતોને આ જમીનો અપાવવાની હતી—તે હળ, સાંતી, બળદ વગેરે વસાવી શકે તે માટે મદદ આપવાનું ઠરાવ્યું ને આ મદદ પણ ગ્રેકાઈએ અમીર સેનેટરોના ખિસ્સામાંથી અપાવવાનું ધાર્યું. રોમનો એક ખંડિયો રાજા ગુજરી ગયો. સાધારણ નિયમ મુજબ સેનેટે આ મિલકતની વ્યવસ્થા કરી હોત. પણ ટાઈબીરિયસે ફોરમમાં લોકસભા બોલાવી. એ મિલકતમાંથી પૈસા મેળવી નવા ઊભા થનાર ખેડૂતોને ખેતીનાં સાધન-સરંજામ વસાવવા માટે આપવા, ને એ રાજ્યનો વહીવટ સેનેટ મારફત નહિ પણ આ લોકસભા મારફત કરવો એમ ઠર્યું.

આ તો વિપ્લવ જ હતો. રોમનો વહીવટ સેનેટને બદલે લોકસભાના હાથમાં જતો હતો. ગ્રેકાઈ એ જ ઇચ્છતો હતો. પણ સેનેટે હવે બળ વાપરવાનું જ નક્કી કર્યું. બેઠા બેઠા પોતાનો સર્વનાશ કેમ જોઈ શકે?

ટાઈબીરિયસને હવે ટ્રીબ્યુનનો હોદ્દો ભોગવવામાં બે-ત્રણ મહિના જ બાકી હતા. પણ એનું અમલી કામ તો હજુ હમણાં જ શરૂ થયું હતું. બીજી બાજુ સેનેટરોએ ટ્રીબ્યુનના હોદ્દા પરથી દૂર થાય એટલે એને પૂરો કરવા જ ધાર્યું—અને તે સેનેટરોની બનેલી અદાલત પાસે લાવીને. ધોરણસર નહિ તો પછી વગર ધોરણે. ગ્રેકાઈના માથા પર મોત ઝઝૂમતું હતું એ પોતે પણ સમજતો હતો. એના મિત્રો પણ એનું રક્ષણ કરવા સાથે જ ફરતા. કયો પક્ષ ક્યારે આખરી ઘા કરે તે નક્કી નહોતું. આખરે ગ્રેકાઈએ જ પહેલો ઘા કર્યો. એણે રોમન સાગરીત ઇટાલિયનો જેના પરસેવા ને લોહીથી જ કાર્થેજ જિતાયું છતાં જેમને મતાધિકાર ન હતો તેમને મતદાન આપવાનું ઠરાવ્યું ને ટ્રીબ્યુનના હોદ્દા પરથી નહિ ખસવાનું જ નક્કી કર્યું. હવે નિયમ એવો હતો કે એક માણસ એક વર્ષને માટે જ ટ્રીબ્યુન રહી શકે. ફરી એ ચૂંટણીમાં પણ દસ વર્ષ સુધી ઊભો ન રહી શકે. કોઈ એક વ્યક્તિ માથાભારે ન થઈ જાય તેટલા સારુ આ નિયમ હતો. પણ ગ્રેકાઈએ લોકોના ભલા માટે એક નિયમનો તો ભંગ આ પહેલાં જ કર્યો હતો. એના સાથી ટ્રીબ્યુન પર હુમલો કરી કાઢી મૂકયો હતો. હવે એની પરિસ્થિતિ બીજા નિયમની પણ ઉપરવટ જવાની ફરજ પાડતી હતી. એ ટ્રીબ્યુન ન ચૂંટાય તો

એક તો એના જીવનું જોખમ હતું ને બીજું એના જ કાયદાનો હજુ પૂરો અમલ એ ટૂંકી મુદતમાં કરી શક્યો ન હતો. સેનેટને અપંગ કરે તો જ એ બની શકે. સત્તા લોકસભાને મળવી જ જોઈએ ને લોકસભા એને ફરીથી ચૂંટે તો પછી આગલા કાયદાની એને શું પડી હતી?

ગ્રેકાઈની નજર બહાર માત્ર બે જ વસ્તુ રહી ગઈ. એક તો એના આ પ્રસ્થાપિત ધોરણને ઉલ્લંઘવાના વર્તનને સામો પક્ષ પણ અનુસરવાને છૂટો હતો. એટલે આંતરિક ખૂનખરાબી થવાની જ હતી ને બીજું આવા આંતરવિગ્રહનો પલીતો ચાંપનારને લશ્કરનું પીઠબળ હોવું આવશ્યક હતું. લશ્કરનું બળ તે જ નિર્ણયાત્મક વસ્તુ હતી. ને ગ્રેકાઈ પાસે એ ન હતું. એની પછવાડે તો ભાવનાનું જોમ ને લોકોના ટોળાનો કોલાહલ હતો. એણે લોકપ્રીતિ સંપાદન કરવા બીજા બે સુધારા કરવાનું પણ જાહેર કર્યું. એક તો ન્યાયની અદાલતો કે જેમાં મુખ્યત્વે સેનેટરો ને સ્થિતિસંપન્ન લોકો જ બેસી શકતા તેની ઉપર લોકસભા પાસે અપીલ કરવાનો, ને બીજો આ અદાલતોમાં પણ જ્યુરી તરીકે સામાન્ય લોકોને પણ લેવાનો. પણ આ બંને સુધારાએ સેનેટના ક્રોધમાં ઘી હોમવાનું જ કામ કર્યું. સેનેટે નક્કી જ કર્યું કે ગ્રેકાઈ જવો જોઈએ.

ચૂંટણીનો દિવસ આવ્યો. શુકન બહુ સારાં ન હતાં. લણણીનો વખત હતો એટલે એણે ધાર્યું હતું એટલા ગામડાના લોકો આવ્યા ન હતા. બીજી બાજુએ સેનેટવાળા તો હથિયાર લઈને તૈયાર બેઠા હતા. ગ્રેકાઈના મિત્રો એને પણ તૈયાર રહેવાનું સમજાવતા હતા. પણ લોહી રેડતાં એનું મન ખચકાતું હતું. પણ જિંદગી આખીનું સોનું ધૂળ થવા બેઠું હોય ત્યાં કઠણ કાળજાના થયા સિવાય કેમ ચાલે? ફોરમમાં એકઠા થયેલ લોકોની આગળ પોતાના આઠ વર્ષના દીકરાને આંગળીએ વળગાડી, કાળાં લૂગડાં પહેરી ગયો ને જાણે પોતાનું મોત નિશ્ચિત હોય તેમ પોતાના છોકરાની ભાળવણી કરી ને મિત્રોને જરૂર પડયે બળ વાપરવાની નિશાની કરશે એમ સૂચવ્યું.

બીજે દી લોકસભા ફોરમમાં મળી ને સેનેટ કેપીટોલમાં. લોકસભા ગ્રેકાઈને ફરીથી ચૂંટતી હતી ને સેનેટ એને મોતની સજા ફરમાવતી હતી. નગરની બે સંસ્થાઓ એક જ માણસને માન ને મૃત્યુને પાત્ર જાહેર કરતી હતી.

લોકસભાનું કામ હજી પૂરું પત્યું ન હતું ત્યાં શસ્ત્રસજ્જ સેનેટરો ધસી આવ્યા ને ગ્રેકાઈના અનુયાયીઓને મારવા માંડ્યા. ગ્રેકાઈ સામનો કરવાની આજ્ઞા આપે તે પહેલાં જ ટોળું વિખાવા માંડ્યું. ગ્રેકાઈ બળ વાપરવાનો વિચાર માંડી વાળી જ્યુપિટરના દેવળમાં આશરો લેવા દોડ્યો. પણ પૂજારીઓએ બારણાં વાસી દીધાં. ઉતાવળમાં એ પગથિયું ચૂક્યો ને પડ્યો. ઊભો થાય તે પહેલાં એના જ જોડીદારે એના પર ઘા કર્યો, ને પછી તો બીજા પણ તૂટી પડ્યા. મંદિરના આંગણામાં જ ગ્રેકાઈનો પ્રાણ ઊડી ગયો.

સેનેટે એના કેટલા ય જોડીદારોને ટારપિયન ખડક પરથી ફગાવી દીધા. કુલ ત્રણસો જણનો ભોગ સેનેટે લીધો.

એના નાના ભાઈ કાયસ ગ્રેકાઈએ

એના ભાઈના શબને દફનાવવાની રજા માગી પણ એ ન મળી. ઉમરાવોએ એના તથા એના સાથીદારોનાં શબને ટાઈબરમાં ફગાવી દીધાં.

×

નાનો ગ્રેકાઈ આ વખતે એકવીશ વર્ષનો હતો. મોટા કરતાં એનામાં ધીરજ વધારે હતી. કાંઈ બોલ્યા–ચાલ્યા વિના એ સીસીલીના વિગ્રહમાં ચાલ્યો ગયો. આંખે ચડવાનો એ સમય નહોતો. એક દસકો આમ ને આમ વીતી ગયો. ગ્રેકાઈના પક્ષને પણ સેનેટરો ભૂલવા આવ્યા હતા. પણ કાયસ છાતીમાં મારેલ ખીલાની પેઠે એ કાંઈ જ ભૂલ્યો ન હતો; એ તો માત્ર સમયની રાહ જોતો હતો. એમાં લાગ મળી ગયો. સેનેટમાં કોઈ કે એના પર સીસીલીના વિગ્રહ દરમિયાન લાંચ લેવાનો આરોપ મૂકયો. કાયસ આ થોડું જ સહન કરે ? એ જાતે જ સેનેટ પાસે ગયો ને પોતાની તપાસ કરવાની માગણી કરી ને પોતાના બચાવમાં એણે જે વ્યાખ્યાન કર્યું એણે રોમના લોકોને ઘેલા કર્યા. રોમન ઇતિહાસમાં એવો વક્તા જન્મ્યો ન હતો. ' હું અહીંથી ખીસાં ભરીને ગયો હતો. ખીસાં ઠાલવીને આવ્યો છું. જોકે હું અહીં એવા માણસોને જોઉં છું કે જે અહીંથી દારૂના પીપ લઈને ગયા હતા ને સોનાથી ભરીને લાવ્યા છે.' એ નિર્દોષ છૂટી ગયો.

લોકોએ એને તરત જ ટ્રીબ્યુન તરીકે ઊભા રહેવા વિનંતી કરી.

સમય પાકયો હતો. એને રાત–દિવસ જંપવા ન દેનાર વિચારને અમલમાં મૂકવાની વેળા આવી હતી. એ ટ્રીબ્યુન તરીકે ઊભો રહ્યો. ચૂંટાયો ને પહેલો જ ઘા કર્યો. જે ન્યાયાધીશોએ લોકસભાની મંજૂરી સિવાય કોઈ પણ રોમનને મૃત્યુદંડની સજા કરી હોય તેને ગુનેગાર ઠરાવવાનો. ટાઈબીરિયસના સાથીદારોને ટાઈબરમાં ફગાવી દેનારા ચોંકયા. રાતોરાત રોમ છોડી ગયા.

બીજો કાયદો કર્યો, જે ટ્રીબ્યુનને લોકોએ બહુમતે ઉઠાડી મૂકયો હોય તેને રાજકારણમાં નાલાયક ઠરાવવાનો. આ હતું એના ભાઈનો વિરોધ કરનાર ટ્રીબ્યુન ઓકટેવિયસ સામે. ટાઈબીરિયસના વિરોધીઓ થરથરવા લાગ્યા. સદ્‌ભાગ્યે કાર્નેલિયાએ જ એને હવે વિશેષ વેરવૃત્તિ ન રાખવા સમજાવ્યો ને નક્કર કામ કરવા સૂચવ્યું.

પણ નક્કર કામ સંબંધમાં નાનો ગ્રેકાઈ મોટાની જોડનો ન નીકળ્યો. એણે ઘણીખરી બાબતમાં ટાઈબીરિયસનું અનુકરણ કર્યું ને કેટલીક બાબતમાં તો ઊંધુ પણ કર્યું. જેમકે એણે રોમ શહેરમાં રહેનાર ગરીબોના મતો મેળવવા માટે અનાજ હતું તેથી પણ ઓછા દરે ને વધારે પ્રમાણમાં આપવાનો કાયદો કર્યો. રોમન શહેરીઓ એનાથી રાજી થયા ને એણે એક વખત ચૂંટાયેલો ટ્રીબ્યુન ફરીથી પણ ચૂંટાઈ શકે એમ કાયદો મૂકયો તે પણ પસાર થઈ ગયો ને એ પ્રમાણે પોતે ફરીથી ચૂંટાઈને પણ આવ્યો.

પણ એ જ રોમન શહેરીઓ જ્યારે કાયસે બધા જ ઇટાલિયનોને મતાધિકાર આપવાનો ખરડો પસાર થવા માટે મૂકયો ત્યારે નારાજ થઈ ગયા. મોટા ગ્રેકાઈનું વહાણ પણ આ ખડક આગળ જ ભટકાઈ

ગયું હતું કારણકે બધા ઈટાલિયનોને મત મળી જાય તો પછી રોમન શહેરીઓના મતના ભાવ ગગડી જાય ને ? એમને આજે સામેથી ચાલીને મત લેવા સારુ લાંચ અપાતી હતી તે પાછી ન મળે ને ? એમણે કાયસનો વિરોધ કરવા માંડ્યો

એમાં સેનેટરોએ એક તુક્કો અજમાવ્યો. એમણે પોતામાંથી જ એક જુવાન સેનેટરને લોકોના હિતસ્વી તરીકે ઊભો કર્યો ને કાયસ કરતાં પણ ગરીબ રોમન શહેરીઓને વધારે રાહત મળે તેવી દરખાસ્તો મુકાવા માંડી. કાયસ જો ચોથા ભાગની કિંમતે અનાજ આપવાની વાત મૂકે તો પેલો સાવ મફત આપવાનો ઠરાવ લાવે; કાયસ જો જાહેર હોજ બંધાવવાની વાત કરે તો આ જાહેર હમામખાનું જ બંધાવવાની દરખાસ્ત લાવે. ધીમે ધીમે લોકોનું ધ્યાન કાયસ ઉપરથી ખસવા માંડ્યું ને બીજી ચૂંટણી વખતે એ સાવ ઊડી ગયો.

હવે સેનેટનો લાગ આવ્યો. એ ટ્રીબ્યુન હતો ત્યાં સુધી એને કશું થઈ શકે તેમ ન હતું. પણ હવે તો સાધારણ નાગરિક હતો. સેનેટે એક આરોપ ગોતી કાઢ્યો કાયસે ધંધા વગરના રોમનોને જીતેલા મુલકો પર શહેરો સ્થાપવામાં રોક્યા હતા. એવું એક સંસ્થાન કાર્થેજની જુની ભૂમિ પર જ બાંધ્યું હતું ને હવે ત્યાં વિકસતું ન હતું ને કાંઈક ઉત્પાત ત્યાં થતા હતા સેનેટે કહ્યું કે એ જગ્યા પર સીપિયોએ હળ ફેરવીને ફરી જે કોઈ અહીં શહેર બાંધશે તેનું સત્યાનાશ વળશે એવો શાપ આપ્યો હતો છતાં કાયસે ત્યાં શહેર વસાવીને રોમન પરંપરાનો ગુનો કર્યો છે ને એ માટે ખુલાસો કરવા હાજર થવા હુકમ કાઢ્યો. કાયસ બધું સમજી ગયો. ત્યાં જવામાં શું જોખમ હતું તેનો એને ખ્યાલ હતો એના મિત્રોએ પણ ત્યાં જવા કરતાં લડી લેવાની સલાહ આપી. કાયસે આ સલાહ—સંપથી બધું પતાવવા મધ્યસ્થ નીમવા સૂચવ્યું. એ માટે વાતચીત કરવા એક મિત્રને મોકલ્યો પણ સેનેટ કશું સાંભળવાના મિજાજમાં નહોતી સેનેટે ઊલટું એ આવનારને પકડીને પૂરી દીધો

અથડામણ સિવાય આરો ન હતો. બીજે દિવસે સેનેટના એક અનુયાયીના નોકરે કાયસનું અપમાન કર્યું એટલે નોકરને ઠાર કર્યો. સેનેટે કાયસ ને એના સાગરીતોને રોમન રાજ્યના દુશ્મનો જાહેર કર્યા. કાયસનું માથું વાઢી લાવનારને એના ભારોભાર સોનું આપવાનું જાહેર કર્યું ને આ પ્રજા પક્ષને નિર્મૂળ કરવા એક સેનેટરને સરમુખત્યાર નીમ્યો. ઉમરાવોની સેનાએ ગ્રેકાઈને એક ટેકરી પર ઘેરી લીધો. કાયસે નાસીને બાજુના મંદિરમાં આશરો લીધો તે પણ ઘેરાતાં ત્યાંથી બે મિત્રો સાથે ભાગ્યો; ભાગતાં ભાગતાં મંદિરની દેવીઓ પાસે આ કૃતઘ્ન રોમનોને સદા ય ગુલામ રાખવા માગણી કરી. ટાઈબરના પુલ આગળ એના દુશ્મનો એને આંબી જવા આવ્યા. પણ કાયસે એમના હાથે મરવા કરતાં પોતાના ગુલામને હાથે જ મરવું પસંદ કર્યું દુશ્મનોએ એનું માથું કાપી લીધું ને રોમન સરમુખત્યારે એની ભારોભાર સોનું આપ્યું.

કાયસના સાથીદારોને વીણી વીણીને જેલમાં ઠાંસી દીધા કશા પુરાવા આપ્યા

સિવાય કે ગુનાઓ સાબિત કર્યા સિવાય એ બધાને કતલ કરી નાખ્યા. ટાઈબર રોમન જુવાનોનાં મુડદાંથી ઊભરાઈ ગઈ. હીણુઅક્કલ રોમન લોકોએ એમના હિતસ્વી નેતાનાં ઘરો કોઈની રોકટોક સિવાય લૂંટયાં. કતલ થયેલાનાં સગાં–વહાલાંને સરમુખત્યારે શોક પાળવાની મના કરી. આટઆટલી ખૂનરેજી કરીને સરમુખત્યારે જાણે કેમીલસનું અનુકરણ કરવા શાંતિનું મંદિર બાંધ્યું. સરમુખત્યારે એનો પાયો નાખ્યો. બીજે જ દિવસે કોઈક લખી ગયું હતું:

અશાંતિના કરનારા
શાંતિનું મંદિર સ્થાપે છે!

પણ ગ્રેકાઈના પક્ષમાં હોવાનું ખુલ્લંખુલ્લા કહેવાની હિંમત ન રહી.

કાર્નેલિયાએ આ બધું શાંતિથી ગૌરવભેર સહન કર્યું. એણે કોઈની પાસે રોમન લોકો કે સેનેટ વિષે ફરિયાદ ન કરી. માત્ર રોમ છોડી દૂર ગામડામાં ચાલી ગઈ. તે પછી ઘણાં વર્ષ જીવી ને ઘણા એને મળવા જતા પણ કોઈ ને મોંએ પોતાના ખોયેલા દીકરા વિષે દુઃખનો શબ્દ ન ઉચ્ચારતી. ઊલટું એની બહાદુરી ને સવીર્યતાની જ વાતો આવનારને કહેતી.

‘ ભલે એમને અહીં કબર ન મળી હોય પણ ભગવાનના દરબારમાં એમને દેવોની જોડે આસન મળ્યું છે.’

એના અવસાન પછી ઘણા વર્ષે રોમનોએ રોમના ફોરમમાં એક પૂતળું મૂક્યું. નીચે લખ્યું હતું:

‘ કાર્નેલિયા-ગ્રેકાઈ બંધુઓની માતા.’

જો મહત્તાનું માપ સંપત્તિ કે સિદ્ધિ ન હોય પણ ભાવિ ઇતિહાસ પર પાડેલ અસર હોય તો ગ્રેકાઈ–બંધુઓ ખરેખર મહાન હતા. ખાસ કરીને મોટો ટાઈબીરિયસ. એના હાથમાં માત્ર ગણ્યા મહિના જ સત્તા રહી. પણ એટલા ટૂંકા સમયમાં પણ એણે ઉમરાવ પ્રધાન સેનેટને એવો સજ્જડ ફટકો માર્યો કે ફરી એ પહેલાં જેવી ટટ્ટાર ન થઈ શકી. જો એનો જમીન પર પાછો જવાનો કાર્યક્રમ સ્વીકાર્યો હોત તો રોમન સંસ્કૃતિનો જે સર્વનાશ થયો તેમાંથી રોમ ઊગરી જાત.

[ લેખકના, આવી અનેક ઇતિહાસકથાઓના પ્રગટ થનાર પુસ્તક ‘ રોમ ’માંથી ]

હુરમુઝ બિન શાપૂરનો વઝીર લખે છે કે એકવાર દૂર દેશાવરનો એક ઝવેરી સારું એવું ઝવેરાત લાવ્યો હતો. મેં તે બધું બાદશાહ માટે એક લાખ દીનારમાં ખરીદ કરી લીધું. જ્યારે ખબર પડી કે બાદશાહને એ ઝવેરાતની જરૂર નથી ત્યારે બાદશાહને જણાવવામાં આવ્યું કે એક વેપારી એ બધું દોઢ લાખ દીનાર આપી ખરીદવા માગે છે; આપનું ફરમાન હોય તો વેચી નાખીએ.

જવાબમાં બાદશાહે લખ્યું: ‘ આપણી પાસે લાખ–દોઢ લાખ દીનાર કશી ગણતરીમાં નથી અને જો આપણે (રાજ્ય) ઊઠીને વેપાર કરશું તો પછી બાદશાહી (શાસન) કોણ કરશે અને વેપારીઓ શું કરશે!’

# વેરતૃપ્તિ

ઈશ્વર પેટલીકર

તે દિવસે મોટાંની નજરે અમે નાનાં મલૂ-કિયાં જ હતા પરંતુ તે દા'ડે ય અમારી પુરુષપણાની—ધણીપણાની—બુદ્ધિ એટલી તો કેળવાયેલી હતી જ, કે વહુ રૂપાળી હોવી જોઈએ અને તે પોતા કરતાં ઉંમરમાં નાની જોઈએ.

આ રીતે કાળાં અમથીકાકીને મથુરકાકા શું જોઈને પરણ્યા હશે, કે કાણાં અને એક હાથ વધારે ઊંચાં ચંચળકાકીને મનોરકાકા કેમ કરીને પરણ્યા હશે, એ મૂંઝવણ અમને અમથીકાકી અને ચંચળકાકીને જોતાં થયા કરતી હતી. પરંતુ અમારો જ જોડીદાર, દોસ્ત, મોહન નવમે વર્ષે બાર વર્ષની ગગાને પરણ્યો અને એની વહુને અમે જ્યારે જોઈ ત્યારે બધા છી છી છી કરવા લાગી ગયા. કાળી કાળી કલેડા જેવી!

પરંતુ એમાંથી અમને એક સત્ય તો સમજાયું કે વહુની વાત આપણા હાથની ન હતી. બાપા પરણાવે ત્યાં છોકરાએ પરણવું પડે. તે દા'ડે માબાપ સામે બળવો કરવો કે લગ્ન કરવાની ના પાડવી, એવો કંઈ વિચાર અમને કોઈને ઉદ્ભવ્યો યે ન હતો. એટલે મથુરકાકા, મનોરકાકા કે મોહન, શું જોઈને પરણ્યા હશે એ પ્રશ્ન અમને પછી ઉદ્ભવતો નહિ. પરણનારને પોતાને જ વહુ જોઈ કરીને ઓછી જ પરણવાની હોય છે? એવું આશ્વાસન પણ અમે મનથી લઈ લીધું.

છતાં અમારે ઘેર નવો હાળી બોકાર આવ્યો ત્યારે એ કોયડો અમને પાછો મૂંઝવવા લાગ્યો. બધા છોકરાઓને જાણે એક નવાઈની વસ્તુ હાથમાં આવી હોય તેમ વાત કરે: 'અલ્યા મગના, વેરીકાકાનો હાળી, પેલો બોકારો નવો આવ્યો છે તેની વહુ તેં જોઈ!'

ફળિયાની છોકરીઓ ય અંદર અંદર મોં મચકોડીને વાત કરતી: 'બાપ હાય બાપ! બોકા-રાની વહુ તો મોટી હેડંબા જેવી છે ને! કાળી ય એટલી, ઊંચી ય એટલી ને જાડી ય એટલી!'

'અલી બોન! બોકારો તો એનો છોકરો હોય એવડો જ દેખાય છે!'

આવી વહુને બોકાર રાજપુરથી ઉપાડીને નાસી આવ્યો હતો. એ બાઈ હરખાને ત્રણ છોકરાં હતાં. એક છોકરો અને એક છોડી, બારસાં ૧૫ ને ૧૨ વર્ષનાં હતાં. અને ત્રીજો નાનો છોકરો અઢી વર્ષનો સાથે લઈને આવી હતી. વળી એનો ધણી ય હતો. છતાં બોકાર એને મોહીને ભગાડી લાવ્યો હતો!

અમારો જૂનો હાળી, લલ્લુ પંદર દિવસથી છૂટો થયો હતો. બાપુજી નવો નોકર શોધતા હતા. અને તેમાંથી આ ભાગી આવેલો બોકાર મળી ગયો. ગામના એના સગાને વચ્ચે જામીન લઈને આવ્યો હતો એટલે એને સંઘરવામાં કંઈ જોખમ ન હતું.

વળી એને સબળાનો આશરો જોઈતો હતો, હરખાનો જૂનો ધણી એને પજવે નહિ માટે. અમારા ફળિયામાં જ, ખૂણાનું અમારું કોઢિયું એને રહેવા માટે કાઢી આપ્યું.

શરૂ શરૂમાં, પહેલો એકાદ મહિનો તો ઘરનાં અમે નાનાં ભાઈબહેન હરખા ઘરમાં કામ કરવા આવતી ત્યારે એનાથી બીને બહાર રમવા નાસી જતાં.

બિચારી એ તો અમે છોકરાં એને હળી જઈએ તે માટે, સીમમાંથી અમારે માટે બોર લાવે, સીતાફળ લાવે અને બાજરીનો પોંક થયો ત્યારે ગામ પહેલાં એ અમારા માટે લાવી હતી. અને એ આપવા માટે અમને એના ઘરે બોલાવે. હાથની એની જાડી, કાળી આંગળીઓ

હલાવતાં કહે: 'શાન્તાબાઈ! મારો ભાઈ કરું, લે આવ તો ખરી. તારા સારુ કેવો ફૂલો ફૂલો બાજરીનો પૂંક લાવી છું!'

પણ મારા ખમીસનો પાછલો છેડો ઝાલી રાખીને મારાથી નાની બહેન, મંગી કહેતી: 'એને અસ્યા ભઈ જતો. એમ છેતરીને એ આપણને ઝાલવા ફરે છે!'

તે દા'ડે અમને એટલો ય સવાલ નહોતો થતો કે હરખા અમને ઝાલીને શું કરવાની હતી!

મંગી એકલી એમ કરતી એમ પણ નહિ. અમે બધા ભાઈબંધો ભેગા થતા ત્યારે ય દરેક એ જ કહેતો: 'જો શાન્તા હોં, જતો ના એ કાળમુખી પાસે. હેડંબાની જેમ હાથમાં ઝાલી એ ઝોલો ખવડાવશે ને તો ખાધેલું જ પેટમાંથી નીકળી જશે!'

બિચારી હરખાએ દોઢ મહિના સુધી અમને ગમે તેટલી લાલચો આપી તોપણ હું કે મંગી, બેમાંથી કોઈ એને ઘેર ન જ ગયાં. છેવટ થાકીને આણેલી ચીજ એ અમારે ઘેર મૂકી જતી.

બાકાર ખેતરમાંથી હળ લઈને ઘેર આવતો ત્યારે એ બળદને છોડે તે પહેલાં અમે એને ચોંટી પડતાં. બા અમારા ઉપર ખિજાઈ જતી: 'રહ્યાં, ઠરો જરા. આકળ-વિકળ થયેલા બળદો કંઈ માથું મારી બેસશે.'

બાકાર અમારો પક્ષ કરતો: 'તમે બા, ગભરાશો નહિ. હું છું ને બળદ શું મારી બેસતું'તું!'

બા કહેતી: 'તું ય આખા દા'ડાનો થાક્યો હોઉં, પછી છોકરાંના એ ચાળા તને ય અક-ળાવે ને!'

બાકાર અમારા સામું હસીને, માથે હાથ ફેરવીને, ઊંચે બા સામે નજર કરીને કહેતો: 'છોકરાં એવી ગમ્મત કરે એથી તો ઊલટાનો મારો થાક ઊતરી જાય છે.'

બા એના ઉપરે ય ખિજાઈ હોય તેમ ઘરમાં ચાલી જતાં કહેતી: 'મારે શું, તું મોઢે ચઢાવીશ તો તારો કેડો મૂકે તો કહેજે ને!'

પરંતુ આ ગમ્મત અમે બાકાર જોડે એ અમારે ઘરે હોય ત્યાં સુધી જ કરતાં. એ એના ઘર તરફ ડગ માંડે કે તરત બંધ કરી દેતાં. ભાગી છૂટતાં!

બાકારને અમારું આ કારણ ખબર નહિ એટલે એક વખત એણે મંગીને ઊંચકીને એને ઘર લેઈ જવા માંડી. સાથે સાથે કહ્યું: 'બસ! આજ તો તને મારે ઘેર જ રોટલો ખવડાવું.'

મંગીએ તો વાઘે ઝાલી હોય તેમ ચીસ નાખી. ફળિયાનાં બધાં બૈરાં ઘરમાંથી દોડી આવ્યાં. બાકાર બિચારો શિયાવિયા થઈ ગયો.

સાર પછી અમે જાતે એને ઘરે ધીમે ધીમે જતાં થયાં ત્યાં સુધી એણે એવો પ્રયત્ન ફરી કર્યો ન હતો.

એ જ મંગી, બે મહિના પછી હરખા સીમમાંથી ઘરે આવતી ત્યારે બાકીએ નાકું આંતરીને બેસતી, અને એને દૂરથી જોતાં સામી દોડતી.

'શું લાવી, શું લાવી, હરખાકાકી!' કરતી એ એના હાથમાં પોટલી હોય તે ઝૂંટવી લેતી.

હું મંગી કરતાં વધારે સમજણો હતો એટલે હરખા ન હોય ત્યારે કહેતો: 'હત્ રે ગાંડી છોડી! હરખાને તે કાકી કહેવાતું હશે!'

'કેમ ના કહેવાય!' પ્રશ્ન કરી મંગી જાતે જવાબ દેતી: 'સાકરકાકી, રેવાકાકી, મણિકાકી કરતાં તો એ બહુ મોટી છે. પછી એને કાકી કેમ ન કહેવાય!'

હું એના બે ગાલે ચીમટા ભરીને કહેતો: 'મોટી છે એટલે શું થઈ ગયું? એ આપણી નાતની છે?'

મંગી એમ તો લાંબી જીભની હતી. સામો જવાબ આપતી: 'નાતની નથી પણ રહે છે તો આપણા ફળિયામાં ને!'

હું મારું બધું ડહાપણ ઠાલવી દઈને એને

સમજાવતો: 'એ તો બકાર આપણો હાળા છે એટલે રહે છે. હાળાને કાકા કહેવાતું હશે?'

'તે હું બકારને ક્યાં કાકા કહું છું!'

મંગીની મૂરખાઇ ઉપર હું ખડખડ હસ્યો. બોલ્યો: 'બકારને કાકા નથી કહેતી, પછી હરખાને કાકી કહેવાતું હશે?'

મંગી મને સમજ પાડતી બોલી: 'તું ય તે ભઈ! બકારો તો આપણા મોટાભાઇ જેવડો છે. એને કાકા કહેવાતું હશે!' અને મારી સામે આંખ માંડી રાખતાં એણે આગળ કહ્યું: 'હરખા તો કેવડી મોટી છે? પછી એને તો કાકી તો કહેવી પડે ને!'

મને થયું, ગાંડી મંગી કશું સમજશે નહિ, નાહક એની સાથે માથાફોડ શી?

પરંતુ ત્રણ મહિના ગયા છતાં અમે બધા ભાઈબંધો એક વાત તો સમજી શક્યા જ નહિ કે, બકાર આવી કદરૂપી અને મોટી દૈત્ય હરખાને શું જોઇને ભગાડી લાવ્યો હશે.

આ કોયડો હજુ અમને અણઉકલ્યો જ હતો ત્યાં બીજો કોયડો આવ્યો.

ભાગોળે અમે બધા કુ તૂ તૂ તૂ રમતા હતા. હરખા પાણીનું બેડું લેઇને ગામ ભણી જતી હતી. અને ત્રણ જણા ખભે ધારિયાં મૂકેલા ત્યાં આવી પહોંચ્યા. એકે તો દોડતાંકને હરખાનું કાંડું ઝાલ્યું.

અમે છોકરા રમવાનું મૂકતાંક કુ દૂ દૂ દૂ કરતા ત્યાં દોડ્યા. પાણીના બેડાવાળાં બૈરાં ભેગાં થઇ ગયાં. બેપાંચ મોટા આદમીઓ પણ તરત આવી ચડ્યા. પેલાએ તો હરખાનું કાંડું ચપસીને એવું ઝાલ્યું હતું કે, કોઈના કહેવાથી એ મૂકતો ન હતો. હરખા જેવો એ ય કાળો સીસમધ અને પાંચ હાથ ઊંચો હતો. મોટી મૂછો, અને રાતા ડોળા જોઈને અમે છોકરાં થોડાં દૂર ખસી ગયાં હતાં.

એણે કહ્યું: 'મારી બાયડી છે. એને હવે હું છટકવા દેવાનો નથી.'

હરખા મીણનું પૂતળું હોય તેમ ત્યાંની ત્યાં સજ્જડ થઇ ગઈ હતી. પેલો આદમી ઝનૂનમાં આવી ગયો હતો. કળથી કામ લેવાની જરૂર છે માની અમારા શંકરકાકા મોં ઠાવકું રાખીને બોલ્યા: 'મિયાં! તમારું બૈરું હોય તો કોઈ કંઈ લેઇ જવાનું ના કહે છે? પણ થોડી સમજબુદ્ધિ તો રાખો. જેનું પાણી ભરે છે તેનું બેડું એને ઘેર પહોંચાડવા દો. અને પછી તમારે એને જ્યાં લેઈ જવી હોય ત્યાં લેઇ જાઓ.'

પેલા ત્રણે જણા શંકરકાકા સામે તાકીને વિચાર કરતા હતા, ત્યાં એમને વધારે વિશ્વાસ બેસે તેમ એમણે પાછું ઉમેર્યું: 'એમ હોય તો બે જણ એની પાછળ પાછળ જાવ. એક જણ...' ઉત્તર ભણી આંગળી કરતાં કહ્યું: 'એ ભણી જાવ. મુખીનું ઘર ત્યાં છે. મુખીને ચોરામાં બોલાવી લાવો. ફરિયાદ કરો. તમે શાહુકાર છો ત્યારે ગામ કંઈ ચોર છે કે તમારું બૈરું હશે તો નહિ સોંપે!'

આ વાત જાણે ગળે ઊતરી હોય તેમ પેલાએ કાંડું મૂકી દીધું. એ અને એનો બીજો એક જોડીદાર હરખા પાછળ પાછળ ચાલ્યા. ત્રીજો મુખીને બોલાવવા ઉત્તર તરફ ગયો.

બેડું લેઇને હરખા અમારા ઘરમાં આવી. પેલા બે જણ બહાર નેવાં આગળ ઊભા રહ્યા. જોતજોતામાં બૈરાં ભરાઇ ગયાં. એ ટોળા આથે ઘરમાં શું ચાલે છે તે, બારણે ઊભેલા આદમીઓથી જોવાય તેમ રહ્યું નહિ.

થોડી વાર થઇ પણ હરખા બહાર ન આવી. એમને પણ ખાતરી હતી કે કાંડું ઝાલીને ખેંચી આણ્યા વગર એમ નાસી આવેલી બૈરી તે વળી બહાર આવતી હશે! એટલે મુખીની રાહ જોતાં એ બેઉ માણસ એ ઘરમાંથી બીજે ક્યાંય નાસી ન જાય તેની ચોકી કરતા ખભે ધારિયાં મૂકીને બારણા સામે તાકતા નેવાં નીચે ઊભા રહ્યા હતા.

બિચારા એ આદમીઓને ખબર નહોતી

કે ઘરની પાછળ વાડો હતો, અને એનો વરંડો વટાવીને દરખા બીજા ઘરમાં થઈને ક્યાં ગાયબ થઈ ગઈ હતી !

દરખાને નાસવાની પૂરી તક મળે, એટલો વિલંબ કરીને મુખી વરતણિયા સાથે આવી પહોંચ્યા. આખા ઘરની જડતી કરી. પણ આ ગામમાં દરખા નાસી આવી હોય ત્યારે જડે ને ! મુખીએ પરિણામ જાહેર કર્યું: પરહદમાં, પરસાતીમાં. એ મૂછાળા ત્રણ આદમી હાથ ઘસીને રહ્યા ને દરખા છટકી ગઈ.

*ચોરામાં બધા મોટા મોટા ભેગા થયા હતા.* બધા એક જ વાત કરતા હતા કે, અમારા ગામમાં દરખા નામની કોઈ બાઈ ભાગી આવી જ નથી !

બીજા તો બીજા, પણ બાપુજી ય આવું બોલ્યા ત્યારે મને થયું કે એમને આવું જૂઠું બોલવાનું શું કારણ ? ને બાયડી એની હોય તો એ પકડી જાય એમાં બધાંને વાંધો શું હતો ? બકોર કંઈ આ ગામનો ન હતો. પરગામથી આવ્યો હતો. અને તે ય દરખાને લઈને નાઠો હતો માટે.

પેલા ત્રણે ય છોભીલા પડીને ઊભા થયા. અને જતાં જતાં કહેતા ગયા: 'જોજો ભાયડો, અમને આજ તો છેતરી ગયા છો, પણ એનાં માઠાં પરિણામ વેઠવાં ના પડે તો !'

એ વેણને તુચ્છકારી કાઢતાં એ ગયા એટલે મુખી બોલ્યાઃ 'તમે અમારા ગામમાં જાસો (કૂવામાં ઘાસતેલ રેડવું કે કોઈની મિલકત સળગાવી મૂકવી, એવું અદાવતને લીધે નુકસાન કરવું) કરી જશો, ત્યારે અમારા ગામના પાટણવાડિયા કંઈ મૂઆ પડ્યા છે !' અને બધા સામે વિજયનું હાસ્ય કરતાં એમણે કહ્યું: 'ભર્યા ગામમાંથી એમ ધોળે દહાડે બૈરું લઈ જાય ત્યારે ગામનું નાક કપાવામાં બાકી ય શું રહે !'

પરંતુ ગામનો આ બધો વટ અને વળ તે દા'ડે અમે સમજી શકીએ તેવા ન હતા. વળી એની અમને પડી પણ ન હતી. અમારા બધાથી તો, દરખાને એનો ધણી શું જોઈને પાછી લેવા આવ્યો હશે, તે કોયડો ઊકલતો ન હતો.

કનુ કહેતોઃ 'દરખા જેવી વહુ કોઈને ગમતી હશે ?'

મારી પાસે ય એનો જવાબ ન હતો, છતાં મેં કહ્યું: 'ગમ્યા વગર બકોર લાવ્યો હશે !'

રમણ બોલ્યોઃ 'શાન્તિયા ! સાચું કે'જે એવી વહુ તને ગમે ?'

મેં કહ્યું: 'તું જ કહે ને, તને ગમે ?'

રમણે તરત જવાબ આપ્યોઃ 'હું તો એવી વહુ હોય તો મારી મારીને કાઢી જ મૂકું.'

કનુ બોલી ઊઠ્યોઃ 'ત્યારે એનો ધણી દરખાને શું જોઈને લેવા આવ્યો હશે !'

રમણઃ 'નાસી ગયેલી બાયડીને તે વળી કોઈ, ફરી પેસવા આવે તો ય પેસવા દેતું હશે !'

મને પોતાને ય લાગ્યું કે, આવી બાયડીને એ શું જોઈને લેવા આવ્યો હશે !

પરંતુ તે દા'ડે અમે આ કોયડો ન ઉકલી શક્યા. ગામનો વટ જેમ નહોતો સમજ્યા તેમ દરખાના ધણીનો વટ પણ અમને સમજાવો મુશ્કેલ હતો.

ત્યાર બાદ બે વરસ જતાં રહ્યાં. દરખાને પકડવા બે-ત્રણ વખત એના ધણીએ ઉધામા માર્યા પણ એનું કંઈ વળ્યું નહિ. જાસો કરવાની મુરાદ પણ મનમાં ને મનમાં જ રહી.

વળી જાણે એણે નવી જાળ બિછાવી હોય તેમ આ વખત દરખાનો ૧૬–૧૭ વર્ષનો દીકરો જગો આવ્યો. બાપે નિશાની બતાવી હોય તેમ એ કોઈ ને પૂછ્યાગાછ્યા વગર સીધ્ધો ચાલ્યો અમારે ઘેર આવીને ઊભો રહ્યો.

બાપુજી, બકોર, દરખા, બધાં સીમમાં ગયાં હતાં. હું બપોરે નિશાળની છુટ્ટી પડતાં ઘેર આવી બા પાસે ખાવા માગતો હતો ત્યાં જગો બારણા આગળ આવી લાગ્યો.

બાની નજર એના સામે ગઈ. પૂછ્યુંઃ 'કોનું કામ છે?'

ઊભાં ઊભાં એણે કહ્યુંઃ 'મારી માનું.'

'કોણ તારી મા?' બાએ કહ્યું.

'હરખા.'

એની વાત આવતાં કોઈને કંઈ સીધો જવાબ ન આપવો એમ અમને બધાને હવે તો પૂરેપૂરી સમજ પડી ગઈ હતી. એટલે બા કંઈ જવાબ આપે તે પહેલાં મેં કહી નાખ્યુંઃ 'કોણે કહ્યું કે તારી મા અહીં છે? અહીં તો હરખા ય નથી ને બરખા ય નથી.'

પણ માનું હૈયું એવું કઠોર શી રીતે થઈ શકે? બાએ મને ઠપકો આપતાં કહ્યુંઃ 'હરખા નથી, પણ એને જરા બેસવા તો દે.' અને બાએ બહાર આવતાં કહ્યુંઃ 'ભાઈ! તારી મા તો તારા બાપા પહેલાં અહીં આયા ત્યારની બીજે જતી રહી છે. ક્યાં ગઈ છે તે અમે ય જાણતાં નથી. પણ બહુ દૂરથી આવ્યો છે, તો પાણીબાણી પી. જરા થાક ખાઈને જા.' અને બાએ પાણીનો લોટો એના મોં આગળ મૂક્યો અને પાલવ વડે પોતાની આંખ લૂછી તે મેં જોઈ. પરંતુ એ પાછળનું અંતર સમજાય તેટલી મારી ઉંમર તે કાળે ન હતી.

ઘરમાં આવી, મને થાળી પીરસતાં બાએ કહ્યુંઃ 'મારો કાલો દીકરો નહિ. જા, બેટા ઉતાવળો ઉતાવળો ખેતરમાં જઈ આવ. બાપા-રને પૂછજે કે હરખાનો દીકરો આવ્યો છે. એ બચારે તમારું કશું બગાડ્યું નથી. મળીને કાલે પાછો જતો રહેશે. કમાં માદીકરાને ભેગાં થવાનું ન ગમે?'

હું છાનોમાનો બાપારને વાત કરવા સીમમાં વિદાય થયો ત્યારે બાએ જગાને આગ્રહ કરીને થોડાં ભાતદાળ ખવડાવ્યાં. તે ઘડીએ ય બાનું અંતર કપાતું હશે તેની આજે મને શંકા નથી.

કામ વગર હું ખેતરમાં જતો નહિ એટલે બાપુજીએ જાણ્યું કે કોઈ આવ્યું હશે તે હું તેમને બોલાવવા આવ્યો હતો. મેં બાપુજીને વાત કરી. એમણે બાપારને બોલાવીને કાનમાં કહ્યું. હરખા તો બિચારી બીજે છેડે એવું કામ કર્યે જતી હતી. બન્નેએ થોડી ગુસપુસ કરી લીધા પછી બાપુજીએ મને જવાબ આપ્યોઃ 'તારી બાને કે'જે કે, છાનોમાનો કાઢી મૂકે. ના જતો હોય તો બીક બતાવે.'

હજુ બાપુજી આગળ મને કંઈ કહે તે પહેલાં બાપારને કંઈ સૂઝ્યું હોય તેમ એ બોલ્યોઃ 'મોટા! તમે જ જાતે જાવ ને. બૈરાં માણસ, કંઈ બીજું કરી બેસશે તો......'

બાપુજીને એ વાત બરાબર લાગી હોય તેમ એ મારી સાથે આવ્યા. હું ઘરે ન જતાં સીધો નિશાળે ગયો. બાપુજીએ ઘેર જઈને જગાને કાઢી મૂક્યો.

હવે હું થોડો વધારે સમજણો થયો હતો. બા સહેજમાં વાત બગાડી નાખત, તે બાપુજીએ કેવી સુધારી નાખી તેનો વિચાર કરતો કરતો સાંજે હું નિશાળેથી ઘેર આવ્યો. બા ઉપર મને બહુ વહાલ હતું. છતાં બાપુજી બહુ હોશિયાર હતા, એ ભાવને લીધે બાને જોતાં થયું, બૈરાંની બુદ્ધિ પાનીએ એ ખોટું નહિ! આ વાક્ય બાપુજી પાસેથી જ હું શીખેલો!

મેં ધારેલું કે હરખા આ વાત જાણશે ત્યારે હરખાશે. પોતે દીકરાથી પકડાઈ જાય તે પહેલાં એને નસાડી મૂકવામાં મેં ભાગ ભજવ્યો હતો જાણી મને મંગી કરતાં વધારે બોર-ટોઠાં આપશે, એવી ય મનમાં ઊંડી ઊંડી આશા હતી.

પરંતુ આ બે-અઢી વરસમાં હરખાને કોઈએ જે રૂપમાં નહિ જોયેલી તે રુદ્ર રૂપમાં એ આ વખતે આવી ગઈ. એના દીકરા જગાને પોતાને મળવા દીધા વગર કાઢી મૂક્યો તે માટે એ બાપાર ઉપર સવાર થઈ ગઈ. અમારા ઉપર તો એ નહોતી ખિજાઈ. કારણકે, અમે તો બાપારને વાત કરી હતી. એના કહેવાથી જ એ પગલું ભર્યું હતું.

પોતાના પેટમાં ગોદા મારતા એ બોલેલી તે હજુ મને પ્રત્યક્ષ હતું: 'એ ઉકરડાને શું તે મારા છોકરાને કાઢી મૂકે! ગમે તે તોય મારું પેટ. મને બળે એટલું એને શાનું લાગે!'

અને અમે છોકરાંએ હરખાને પ્રથમ જોતાં કલ્પી હતી તે ડેડંબા સાક્ષાત આ વખતે જોવા મળ્યા. અમે બીતાં'તાં એ વાતની આજે શરમેય ન રહી; કારણ કે બોઘાર પણ એનાથી બીને બે દા'ડા અમારે ઘેર સંતાઈ રહ્યો હતો.

આ નાનપણમાં જોયેલાં હરખા–બોઘારનાં જીવન-પાસાં હું મોટો થયો ત્યારે જાણી શક્યો. ને તે ય મારી સ્વબુદ્ધિથી નહિ, પરંતુ બોઘારના કહેવાથી.

તે પછી બોઘાર હરખા જીવી ત્યાં સુધી અમારે ત્યાં રહ્યો. હરખાને બે છોકરા પણ થયા હતા.

હું હવે કૉલેજમાં ગયો હતો. માનસશાસ્ત્ર-ની રીતે આ કિસ્સાનું પૃથક્કરણ કરવાની વૃત્તિ જાગી હતી. બોઘારને શું જોઈને હરખા સાથે પ્રેમ થયો હશે, તે નાનપણનો કોયડો વળી મારા માનસશાસ્ત્ર આગળ આવી ને ઊભો. મેં મારી બુદ્ધિ પ્રમાણે એના ઉકેલનો વિચાર કર્યો. વળી એમ પણ થયું કે બરાબર, મારી ગણતરી પ્રમાણે જ બનેલું હોવું જોઈએ.

ખાતરી કરવા રજાઓમાં હું ઘરે ગયો ત્યારે બોઘારને પૂછી જોયું હું આભો જ બની ગયો. મારી એકેય ગણતરી ખરી ન હતી.

બોઘારે પ્રેમ કર્યો હતો, કારણ કે એને વેર વાળવું હતું!

બોઘારના કિસ્સાનાં મૂળ આમ હતાં:

બોઘાર સવા વરસનો હતો ત્યારે એની માને ઊભે સાયડે દેવજી પાડણવાળિયો ભગાડી ગયો. બોઘારની માને દેવજી લેઈ ગયો ત્યારે દેવજીને એક બાઈ હયાત હતી. એને પંદર વર્ષનો એક માથો કરીને દીકરો પણ હતો. બોઘારની માને ઘરમાં ઘાલ્યા પછી દેવજી જૂનીથી જુદો રહ્યો. બોઘારની માને દેવજીને ઘેર બીજા ત્રણ છોકરા પણ થયા.

બોઘાર મોટો થયો ત્યારે પોતાની સ્થિતિનું ભાન થયું. એના મૂળબાપને ઘેર તો એને જવાનું રહ્યું ન હતું. એ દમિયલ હતો એટલે બાયડી ભાગી જતાં એકાદ વરસમાં રિબાઈ રિબાઈને મરી ગયો. ઘર કે ચરમાં ચપટી–મૂઠી જે હશે તે ભાઈઓ લેઈ બેઠા, એટલે બોઘારને દેવજીને ઘેર જ રહેવું પડ્યું. એનો બાપ પણ દેવજી જ ગણાતો.

બોઘાર દેવજીનો આંગળિયાત છોકરો કહેવાતો. આવા બનાવ નાતમાં કંઈ નવા ન હતા. પરંતુ બાઈ રાખ્યા પછી જે બને તેમાં નાનમ ન ગણાતી. પરંતુ આમાં તો બોઘારની માને દેવજી ભગાડી લાવ્યો હતો.

આ વેર બોઘારમાં મોટપણે પ્રસર્યું. એ વેર લેવા માટે બોઘારને એક જ ઉપાય દેખાયો કે, દેવજીના ઘરમાંથી બાયડી ભગાડવી. અને તે માટે એક જ મોકો હતો–દેવજીના પ્રથમ બૈરાના છોકરા માધાની વહુ હરખાને નસાડી જવાનો.

હરખા ઉપર જણાવ્યું તેમ એના કરતાં પણ મોટી, બારસી દસ વર્ષ હતી. રૂપ પણ નહોતું. છતાં બાપનું વેર વાળવું હોય તો હરખા સાથે પ્રેમ કર્યા વગર છૂટકો ન હતો.

માએ એની હયાતીમાં બોઘારને પરણવા પણું કહ્યું હતું. પરંતુ એ પરણ્યો ન હતો. હરખા સાથે પ્રેમ કરવા એ બને તેટલા પ્રયત્ન કરતો હતો.

હરખા અને માધો, બન્ને એકબીજાને રૂપ-રંગમાં મળતાં હતાં. છતાં હરખાને એથી અસંતોષ હોય તેમ લાગતું ન હતું. નાના દિયર તરીકે બોઘારના લાડનો એ સામો જવાબ આપતી, પરંતુ એનો વિકાર ભર્યો ન હતો. એટલે બોઘારનો કારગત ખાતો ન હતો.

પરંતુ ઉનટ એક દસકા પછી બોઘારના

# સાચી પણ અદ્ભુત વાતો

છોટાલાલ મા. કામદાર

## લગ્નના દિવસે ગુમ થયેલી કન્યા

ગોરે લગ્નની વેદી પાસે બળતા અગ્નિમાં ઘી નાખતાં અગ્નિ વધારે ભભૂક્યો.

પણ કન્યા ક્યાં!

લગભગ સો જેટલા મહેમાનોએ અર્થસૂચક નજરે એકબીજા સામે જોયું. વરરાજાનાં માબાપ ચારે તરફ વિષાદભરી નજરે જોઈ રહ્યાં.

વરરાજાએ તેના કેસરવર્ણા હાથમાં રહેલ નાળીએર તથા ફૂલોને મજબૂત પકડી રાખી ઊંઘતી આંખે અગ્નિ તરફ જોયું. કન્યાનો પિતા જાણતો હતો કે સો મહેમાનોની આંખો તેને પ્રશ્નો પૂછવા ટાંપી રહી હતી તેણે આશાભેર બારણા તરફ નજર નાખી.

પરંતુ કન્યા ક્યાં!

ફરી એક વખત ગોરમહારાજે મંત્રોનું ઉચ્ચારણ કરતાં ઘી રેડ્યું. 'કન્યા પધરાવો. કન્યા પધરાવો, મુહૂર્ત વીતી જાય છે.'

રાહ જોતા ટોળામાં અચાનક ગુપચુપી છવાઈ ગઈ. કન્યાની માતા અંદર આવી. તેના હાથ આકાશ તરફ ઊંચા હતા અને તેની આંખો આંસુથી ભરપુર હતી.

'મને તે મળતી નથી. મારી શરમનો પાર નથી! પણ મને તે મળતી નથી!'

નીચે જમીન પર પડી તે છાતી કૂટતી બોલવા લાગી: 'રે દીકરી, અમારી વૃદ્ધાવસ્થામાં અમને દગો દીધો! અરે રેવા, રેવા, આવા સમયે તારા બાપની મશ્કરી કરાવી!' અચાનક વરરાજાની માતાએ આવીને પોતાના પુત્રને ત્યાંથી ઉઠાડતાં કહ્યું: બેટા, ઊઠ, આપણા માટે આ સ્થાન નથી.' અને કન્યાનાં માતાપિતાનાં નીચાં નમેલ માથાં તરફ તિરસ્કાર ભરી દૃષ્ટિ નાખી, પુત્રને પોતાની પાછળ ઘસડતી તે ચાલી ગઈ.

કન્યાના અદૃશ્ય થવા વિષે ઘણી ગુસપુસ અને ચર્ચા પછી લગ્નનો મેળાવડો વિખરાઈ ગયો. ભડભડાટ બળતા અગ્નિનો તડતડાટ તથા દુઃખી માતપિતાનાં ડૂસકાં સિવાય ત્યાં શાંતિનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું

ગુમ થયેલ કન્યાની વાત સત્વર દૂર દેશાવરમાં પ્રસરી ગઈ ઘરોમાં તેમ જ શેરીઓમાં બજારમાં અને ધર્મસ્થાનોમાંથી લોકોના કાને તે જ વાત આવવા લાગી અને દરેક વખતે તેમાં મીઠુંમરચું ભભરાવવામાં આવતું હતુ. આખરે એમ મનાવા લાગ્યું કે રેવા તેના કોઈ પ્રેમિક સાથે નાસી ગઇ હતી. અલબત્ત જે લોકો તેને ઓળખતા હતા તેઓ આ વાત માનતા નહિ, કેમકે રેવા તે પ્રકારની બાળા નહોતી પરંતુ ધીમે ધીમે તેઓ પણ નાપસંદગીમાં પોતાનું માથું ધુણાવવા લાગ્યા.

સ્ત્રીઓ જ્યારે ગામના કૂવા પર પાણી ભરવા ભેગી થતી ત્યારે તેઓ ખૂબ ગપ્પાં મારતી. તેઓ બેડાંને એક બાજુ મૂકી કૂવા-પાસેના પીપળાના ઝાડ નીચે ભેગી થતી અને

---

પ્રેમનો જોઈએ તેવો સામો જવાબ મળ્યો. ૧૫-૧૨ વર્ષનાં બે બાળકો ત્યજીને, નાની વર્ષનું એક સાથે લઈને હરખા બોકાર સાથે ભાગી છૂટી.

હરખા જીવી ત્યાં સુધી બોકાર સાથે રહી. પાછળ ત્રણ બાળક સોંપતી ગઈ.

હરખા સાથે પ્રેમ કરીને બોકારે આમ વેર તૃપ્ત કર્યું!

પછી હીરાને તે વાત ફરીને કહેવી પડતી. કારણકે હીરાએ જ ગુમ થયેલ કન્યાને છેલ્લી વખત જોઇ હતી તથા તેની સાથે વાત કરી હતી.

હીરાએ કહ્યું: 'હું તેને લુગડાં પહેરવામાં મદદ કરતી હતી. તે પૂર્ણિમાના ચંદ્ર જેવી રૂપાળી દેખાતી હતી અને તેના ઘાઘરામાં જડેલા નાના આભલા તારાની માફક ઝળકતા હતા. તેના હાથ અને ગળાની આસપાસ સોનેરી પ્રકાશ પડતો હતો. તેના નાજુક પગ પર રૂપાની ઘંટડીનો અવાજ થતો હતો અને તેણે પગના અંગૂઠા પર કરડાં પહેર્યાં હતાં. 'મેં તેના સેંથામાં તથા કપાળ પર કંકુ પૂર્યું હતું. આંખ માટે તે અદ્દભુત દૃશ્ય હતું.

'હું હજુ પણ તેની આંખો મારા ભણી મંડાયેલી જોઇ શકું છું. તે કહેતી કે 'હીરા, હીરા, મેં તેને જોયો, મેં તેને જોઇ લીધો છે. બારણા પાછળથી ડોકિયું કરી મેં તેનો—મારા કૃષ્ણ કનૈયાનો ચહેરો જોઇ લીધો છે!'

'મેં કહ્યું: 'ઇશ્વર તારું રક્ષણ કરે! પણ તું જાણતી નથી કે લગ્ન પહેલાં વરનું મોઢું જોવામાં અપશુકન છે?'

'પણ તેણે હસીને કહ્યું: 'અરે, આમ આવ. આવા શુભ પ્રસંગે અપશુકનનો વિચાર કેર નહિ. ચાલ, મારો કૃષ્ણકનૈયો મને લઇ જાય ત્યાર પહેલાં આપણે સંતાકૂકડીની છેલ્લી રમત રમી લઇએ. હું એવી જગ્યાએ સંતાઈ જઇશ કે, તમે કોઈ મને શોધી શકશો નહિ.'

'આ તેના છેલ્લા શબ્દો હતા અને તે સંપૂર્ણ સાચા પડ્યા છે. અમે તેના માટે લગભગ એક કલાક શોધ ચલાવી પરંતુ અમને કંઈ પત્તો મળ્યો નહિ.' હીરાએ નિસાસો નાખી શ્રવણમુગ્ધ શ્રોતાઓ પ્રત્યે જોયું.

કોઇ વળી એમ પૂછવાની હિંમત કરતું: 'તેમાં કોઈ પુરુષ સંડોવાયો છે કે?'

'રેવા માટે આવી વાત કહેનારને ધિક્કાર હજો. હું મરતાં સુધી પણ એવી વાત માનીશ નહિ.' માત્ર હીરા જ પ્રેમિકની કલ્પનાને તરછોડી શકતી.

પણ હીરાનો વિરોધ આમાં કોઈ પુરુષનો હાથ હોવાની કલ્પનાને કે સ્ત્રીઓને એકબીજા સાથે ગુસપુસ કરતી અથવા નિંદા કરતી અટકાવતો નહિ. આ પુરુષ કોણ હતો અને કઇ રીતે તથા ક્યાં તે ચાલી ગઈ તે પ્રશ્નો તેમને અનહદ મૂંઝવતા હતા.

કન્યાના બાપને ગામમાં રહેવું દિનપ્રતિદિન વધારે મુશ્કેલ થઇ પડ્યું. જ્યારે જ્યારે તે ઘરની બહાર નીકળતો ત્યારે વાત તેની પાછળ પાછળ જતી હોય તેમ દેખાતું હતું. કોઇની ગુસપુસ કે તેના પ્રત્યે કોઈની નજર—આટલું જ શરમથી તેનું માથું નમાવવા માટે પૂરતું હતું. તેમની રેવાના નામ સાથે અપકીર્તિ જોડાય તે તેમનાથી સહન થઈ શકે તેમ નહોતું અને તેથી ઘણા દિવસના વિચાર પછી તેણે દૂરના ગામડામાં જવાનો નિર્ણય કર્યો. તેઓ આશા રાખતા હતા અને પ્રાર્થના કરતા હતા કે રેવાના ગુમ થવાની વાત ત્યાં તેની પાછળ આવે નહિ.

રેવા વિષે એક પણ શબ્દ વિના આખો મહિનો વીતી ગયો હતો તે જોતાં રેવા મળવાની બધી આશા છોડી દેવામાં આવી હતી.

×

સવારનો વહેલો સમય હોવાથી હજુ અંધારું હતું. રેવાનાં માબાપ છેલ્લો સામાન બાંધી રહ્યા હતાં. બહાર ચાર ગાડાં તેમને તથા સામાનને લઈ જવા માટે ઊભાં હતાં.

બે ગાડામાં બધો ઘરવખરીનો સામાન ભરવાનો હતો. ત્રીજામાં વૃદ્ધ યુગલ બેસવાનું હતું. ચોથા અને છેલ્લા ગાડામાં ખૂબ જ કીમતી વારસો—મોટો પટારો—લઈ જવાનો હતો. કાઠિયાવાડના દરેક ઘરમાં ઓછામાં ઓછો એક પટારો તો હોય છે જ. ચાર ફૂટ ઊંચા, પાંચ ફૂટ લાંબા તથા ત્રણ ફૂટ પહોળા આ પટારા મોટી પેટીઓ જેવા હોય છે. તે લાકડ

કાના અથવા લોઢાના બનાવેલા હોય છે અને તેના પર કોતરણી કરવામાં આવેલી હોય છે. તે ખૂબ મજબૂત તથા ટકાઉ હોય છે અને પેઢી દર પેઢી તે ચાલ્યા કરે છે. તેમાં હવાનો જરા પણ પ્રવેશ ન થતો હોવાથી કોઈ સ્થળોએ ચોમાસામાં અનાજ સળી જતું અટકાવવામાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. સામાન્યતઃ તેનો ઉપયોગ ઘરેણાં, કપડાં તથા રોકડ રકમ સાચવવા માટે થાય છે

એટલે રેવાના ઘરનો પટારો હમણાં કેટલાક સમયથી—રેવાના વૃદ્ધ પિતાને હાથમાં આવ્યો ત્યારથી—ખાલી હતો. તેમાં કંઈ નવાઈ નથી. જે સમયમાં લૂંટારાઓ ઘરમાં પેસીને જે વસ્તુ હાથ આવે તે લૂંટી લેતાં અને ઘરનો પુરુષવર્ગ આવી પહોંચે તે પહેલાં નાસી જતાં તે વખતમાં રેવાના દાદાએ આ પટારો તૈયાર કરાવેલ હોઇ તે ખૂબ વજનદાર હતો.

રેવા જ્યારે અઘરણીના આણે ઘેર આવે ત્યારે આ પટારો તેને આણામાં દેવાનું વિચારેલ.

ઘરની બધી ઘર વખરી ગાડામાં ભરાઈ ગયા પછી, જ્યારે પટારો પડ્યો હતો તે ઓરડામાં ડોશી ગયાં: ડોસો તથા ગાડાવાળો તેની પાછળ ગયાં બધો સામાન ગાડામાં ખડકાઈ ગયો હતો. આ પટારો જ હવે ઉપાડવો બાકી હતો. ગાડાવાળાઓને પટારો વધારેપડતો વજનદાર લાગ્યો. તેથી તેઓએ થોડી મહેનત કરીને ઢાંકણું ઉઘાડ્યું. તેમનો વિચાર પટારો ખાલી કરીને વજન ઓછું કરવાનો હતો.

ડોશીએ પટારા પાસે જઈ અંદર નજર કરી. બીજી જ ક્ષણે હવામાં તેની ચીસો ગરજી ઉઠી. 'અરે આ તો રેવા, મારી રેવા !'

ત્યાં તે–ગુમ થયેલ કન્યા–પટારાને તળિયે ભર ઊંઘમાં હોય તેમ પડી હતી. હવાનો પ્રવેશ ન થવા દેનાર તે પટારાએ તેના સૌંદર્યને જાળવી રાખ્યું હતું. મૃત્યુ પણ તેને ભૂંસી શક્યું ન હોતું. હજુ પણ તે પૂર્ણિમાના ચંદ્ર જેટલી જ-સુંદર હતી. અને તેના ચણિયાના આભલા નાના તારા જેવા હતા.

બિચારી રેવા ! તેને બાપડીને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે જે પટારામાં તે સંતાતી હતી તેનું વજનદાર ઢાંકણું અચાનક બંધ થઈ જશે અને તેને ગૂંગળાવી મારશે. મને કોઈ શોધી શકશે નહિ.' તેવું તેની સખીઓને આપેલું આહ્વાન મૃત્યુદેવ જ ઉપાડી લેશે તેનો તેને ખ્યાલ પણ ક્યાંથી હોય?

જ્યારે આ કરુણાજનક શોધની ગામમાં ખબર પડી ત્યારે એક પણ વ્યક્તિ એવી ન હોતી કે જેની આંખો ભીની થઈ ન હોય. મૃત્યુને પરણેલ તે ગુમ થયેલ કન્યાને જ્યારે સ્મશાને લઈ ગયા ત્યારે ગામમાં એક પણ જણ ઘરે રહ્યું ન હોતું.

●

## ગ્રાહકબંધુઓને

'કહાની' પ્રગટ થતાં તુરત જ દરેકેદરેક ગ્રાહકને રવાના કરવામાં આવે છે; એટલે જે ગ્રાહક મહાશયને વ્યવહારની આજની અવ્યવસ્થાને કારણે અંક ન મળે તેમને તે અંગે પૂરતી તપાસ કરવા વિનંતિ છે. અલબત્ત અમારી પાસે સિલકમાં અંકો હશે ત્યાં સુધી આવી વાજબી ફરિયાદોને પહોંચી વળવા પ્રયત્ન કરીશું.

— વ્યવસ્થાપક

# ફરી ફરી વાંચો

[ આ વિભાગમાં અન્ય કોઈ સામયિકમાં આવી ગયેલું ફરી ફરી વાંચવા યોગ્ય લેખન લેવાનું રાખ્યું છે. તંત્રી ]

## દાદા કૃપાલાની

પ્રો. નારાયણ એમ. મલકાની

હું નાનો હતો અને નિશાળે જતો હતો ત્યારનો કૃપાલાનીજીને ઓળખું છું. તેઓ મારા પડોશી હતા અને દૂરના સગાં પણ થતા હતા. પાછળથી સંજોગવશાત્ કેટલાં યે વર્ષો સુધી અમારે જી. બી. બી. કૉલેજ મુઝફ્ફરપુરમાં સાથે રહેવાનું થયું અને ત્યાર પછી ગુજરાત મહાવિદ્યાલય અમદાવાદમાં પણ અમે સાથે જ હતા. અમારા બંનેનાં કાર્યક્ષેત્ર અને સ્વભાવને અંગે અમે એકબીજા સાથે બહુ ઓછું ભળી શક્યા. ૧૯૧૪ સુધી તો હું સીધો સાદો પ્રોફેસર મલકાની જ રહ્યો પરંતુ મારો બચપણનો 'જીવત' તો (કૃપાલાનીનું હુલામણું નામ) પ્રોફેસર કૃપાલાની મટીને દાદા કૃપાલાની થઇ ગયો અને પાછળથી આચાર્ય કૃપાલાની તરીકે ઓળખાવા લાગ્યો. હવે તો એ પ્રેસીડેન્ટ કૃપાલાનીના નામથી ઓળખાય છે છતાં યે અમારામાંના ઘણાખરા તો તેમને 'દાદા'ના વહાલસોયા નામથી ઓળખવાનું વધુ પસંદ કરે છે.

એમ કહેવાય છે કે એક માણસનું પ્રથમ દૃષ્ટિએ નજરે ન ચડે તેવું ચારિત્ર્ય તેના લાંબાં સંભાષણો કરતાં વધુ અગત્યનું છે. અને એક માણસના લખાણ કરતાં તેનો બોલેલો શબ્દ વધુ કિંમતી છે. કૃપાલાનીએ લાંબાં ભાષણો કર્યાં છે, કેટલાંક પુસ્તકો લખ્યાં છે પરંતુ એ બધાં કરતાં તેઓ માણસ તરીકે વધારે આગળ પડતા છે. તેમના ટૂંકા પરિચય પછી તમે નક્કી કરી શકશો કે તેઓમાં જરા યે વિવિધતા નથી છતાં યે બધી જ જાતની વિવિધતા અને પ્રકારોના તેઓ સર્જક છે. કૃપાલાનીજીનો જન્મ હૈદરાબાદમાં જાણીતા આમિલ કુટુંબમાં થયો છે. તેમને છ ભાઈ અને એક બહેન હતાં. તેઓ તેમના માબાપનું છઠું સંતાન હતા. તેમના પિતા કાકા ભગવાનદાસ એક નિવૃત્ત તહેસીલદાર હતા. તેઓ ખૂબ જ નિખાલસ હતા અને ચુસ્ત વૈષ્ણવ ધર્મ પાળતા હતા. તેઓ પાકી બાંધણીના નાના મકાનમાં સીધું સાદું જીવન ગુજારતા હતા. તેઓના કુટુંબમાં અને પડોશમાં તેમનું ખૂબ જ માન હતું પરંતુ સાથે સાથે બધાંને તેમનો ખૂબ જ ધાક લાગતો હતો. તેઓ બધાનાં વડીલને સ્થાને હતા. અને તેમનો સ્વભાવ ખૂબ જ જલદ હતો એટલે કડક ટીકા તરત જ કરી નાંખતા. કૃપાલાનીજીના બીજા અને ત્રીજા નંબરના ભાઈઓ મુસલમાન થઇ ગયા અને તેમનું જીવન એ રાહ ઉપર જ દોડયું ગયું. એક ભાઇ ખિલાફત-ચળવળ વખતે ફરારી તરીકે મરણ પામ્યા અને બીજા ભાઇ પ્રથમ ગ્રીક યુદ્ધમાં તુર્કસ્તાન તરફથી ગ્રીસ સામે લડવા ગયા અને ત્યાં મરણ પામ્યા. તેમના ત્રીજા ભાઈએ સિંધ–હૈદરાબાદમાં સ્વદેશી વસ્તુ ભંડાર અને ચામડાની દુકાન ઉઘાડી. આમિલ કુટુંબમાં આ રીતનું કાર્ય કરનાર તેઓ પ્રથમ જ હતા. સાતમા ભાઇએ સુથારનું કામ કરવા માંડ્યું અને પાછળથી એકાએક સંન્યાસીનો ઝભ્ભો પહેરી લીધો. તેમના હૃદયમાં એટલી બધી આગ જલતી હતી કે ખુદ કૃપાલાનીજી પણ આ ભાઇથી ખૂબ જ ગભરાતા. સૌથી નાનામાં નાની તે કીકીબેન. આખા કુટુંબમાં તેઓ ખૂબ જ પ્રિય હતાં. અને તેઓની ઉપયોગીતા પણ ખૂબ જ સમજતાં. હમણાં તો તેઓ દેશસેવાના કામમાં પડી ગયાં છે.

આ કુટુંબમાં મોટા ભાગે બધા જ સભ્યો સ્વતંત્ર વ્યક્તિત્વથી રંગાયા હતા; બધાનાં જ પાતળાં, ઠાક હતાં અને કિલ્લા ગહેરા છતાં

ચપળ નયનો અને પ્રેમાળ હૃદયવાળા હતા આ કુટુંબના બધા જ સભ્યો ખૂબ જ ઓછું ઊંઘતા, બધાની જીભ ખૂબ જ તેજ હતી અને બધાનો કેટલીક વસ્તુ પ્રત્યેનો તીવ્ર રાગ કે અણગમો સ્પષ્ટ તરી આવતો.

કૃપાલાનીજીએ તેમની મેટ્રિકની પરીક્ષા પાસ કરી ત્યારથી હું તેમને ઓળખવા લાગ્યો. થોડીઘણી મહેનત અને કિસ્મતના પ્રતાપે તેઓએ પરીક્ષા પસાર કરી અને મુબઈની વિલ્સન કોલેજમાં તેઓ દાખલ થયા. મને હજી યે સ્પષ્ટ રીતે યાદ છે કે જ્યારે કૃપાલાનીજીએ પ્રથમ વર્ષની પરીક્ષા પસાર કરી ત્યારે મોટા અટ્ટહાસ્ય સાથે ગણિતનાં જાડાં થોથાં-ઓને બારીની બહાર ફેંકી દીધા તેમને પાઠ્ય પુસ્તકોનો તિરસ્કાર હતો એટલે કોલેજમાં શિખવાતાં જ્યોમેટ્રી ને ટ્રિગોનોમેટ્રીનાં પુસ્તકો કેમ ગમે ? મને યાદ છે કે તેમના ઓરડામાં આંગ્લ કવિઓનાં પુસ્તકો ખૂબ જ હતાં અને ચારે તરફની દીવાલો તેમના ચિત્રોથી જ સુશોભિત થઈ રહી હતી તેઓ આંગ્ન કવિઓના એક ચુસ્ત પ્રશંસક હતા પરંતુ પાછળથી આંગ્લ રાજકર્તાઓના અને તેમની રીતરસમોના તેટલા જ ચુસ્ત વિરોધી બની ગયા. જ્યારે તેઓ કાવ્ય વાંચતા ત્યારે તેમનો કંઠ લાગણીથી ઉભરાઈ જતો અને આંખમાં આંસુ આવી જતાં પછી તો અમે બંને મુજફ્ફરપુર ગયા. અમે બંને અમુક રીતે તો સાહસિક પ્રોફેસર હતા. અમે ત્યાંના ઘાસવાળા મેદાન ઉપર ઘણી વખત કુસ્તી કરતા અને પછીથી સિંધના મહાન સૂફી કવિ શાહ અબ્દુલ લતીફની જાણીતી બેતો અમે મોટેથી લલકારતા. અમારી ભાષા બહુ શુદ્ધ ન હતી. અવાજ પણ મોટો જાડો હતો પરંતુ મે અને કૃપાલાનીજીએ યુવાનીની ઉષ્મા અને થનગનાટને અસંગીતમય પ્રવાહ દ્વારા ઠાલવ્યો અમારા બિહારી વિદ્યાર્થીઓ હસતા હતા છતાં યે તેઓ આ સાંભળતા અને અમારી આ લગણીની પ્રશંસા કર્યા સિવાય રહેતા નહિ માણસના અંતરમાં કવિતા જેવું કંઈ તત્ત્વ ન હોય તો તે કંઈ ઉપયોગી વસ્તુ પ્રાપ્ત કરી ન શકે. કૃપાલાનીજીએ તેમની જિંદગીમાં કદાચ એકાદ લીટી કવિતા પણ બનાવી નહિ હોય છતાં યે તેમની વાણી અને લેખનકાર્યમાં તીવ્ર કાવ્યમય રચનાઓ સ્પષ્ટ તરી આવે છે.

મને હજી યાદ છે કે સાંજે ટૂંકો કોટ, રેશમી ટ્રાઉઝર અને પાતળા હાથમાં લાંબી જાડી લાકડી પકડીને કૃપાલાનીજી ફરવા નીકળી પડતા. તે સમય ઉત્ક્રાન્તિ કાળનો હતો વિદ્યાર્થીઓમાં પણ ચેતનની ચિનગારીઓ દેખાતી હતી અને દેશમાં ઠેર ઠેર સ્વદેશી વસ્તુની દુકાનો પણ ઉઘાડવામાં આવી હતી વિલ્સન કોલેજના પ્રિન્સીપાલ ડૉ મેકીકનને કૃપાલાનીજીએ ખૂબ જ પજવ્યા હતા એટલે કૃપાલાનીજી જે. સિંધ કોલેજના એક શાંત ખૂણામાં જઈને બેસી ગયા અહીંના પ્રિન્સીપાલ જેક્સને એક દિવસે એક કમનસીબ પળે વિદ્યાર્થીઓની એક સભામાં કહ્યું 'તમે હિંદીઓ હડહડતા જુઠ્ઠા છો.' ૧૯૦૭નો સમય હતો અને કૃપાલાનીજી એ વખતે બી એ મા હતા આ ભાષણના વિરોધમાં હડતાળ પાડવામાં આવી અને દેશ-ભક્તિનો પ્રથમ પાઠ વિદ્યાર્થીઓને ભણાવવામાં આવ્યો ત્યારથી કૃપાલાનીજીના જીવનમાં રાજ-કારણ લાલ લહેરની જેમ વહેવા માંડ્યું અને આજે પણ હિંદની બ્રિટીશ સત્તા સામે અણ-નમ ખડકની જેમ તેઓ ઊભા છે મુશ્કેલીનો સામનો કરવો એ તો એમનો સ્વભાવ છે. તે સમયમાં તેઓ જાહેર સભાઓમાં હાથમાં દંડો લઈને ટીખળી વિદ્યાર્થીઓના સમૂહ સાથે હાજરી આપતા અને સરકારી નિમકહલાલ વક્તાઓને ખૂમો પાડીને રંગમંચ ઉપરથી નીચે ઉતારી પાડતા. પાછળથી તેઓએ કેટલી યે નિશાળમાં શિક્ષક તરીકે કામ કર્યું અને કોલેજમાં પ્રોફે-સર થયા છતાં યે તેમને તમે જ્યારે પૂછશો ત્યારે તમને સ્કૂલ અને કોલેજના સત્તાધીશોને કેવા હફ્ફાવ્યા હતા તેની વાતો ખૂબ જ રસ પૂર્વક કહેશે તમે કૃપાલાનીજીને ચાહી શકો

આ તો તેમનાથી બીએ તે સિવાય વચ્ચેનો કોઈ રસ્તો છે જ નહિ. સામાન્ય રીતે યુવાનો તો તેમને ચાહતા હતા અને વડીલો તથા સત્તાધારીઓ તેમનાથી બીતા હતા. તેમનો જૂનો દંડો આજે હાથમાં દેખાતો નથી છતાં તેમના હૃદયમાંનો જૂનો આતશ હજી જલતો છે. ખરી રીતે તો વિરોધ કરવામાં તેમને ખૂબ જ ઉત્સાહ આવે છે અને તેમનો આંઝી સ્વભાવ એમાં સારી સફળતા મેળવી શકે છે. તેમના મોઢાની રેખાઓ કંઈક કડપવાળી છે. છતાંયે નૈતિક સચ્ચાઈ સ્પષ્ટ તરી આવે છે. તેમની મોઢાની રેખાઓ કંઈ તદ્દન કડક તો ન જ કહેવાય કારણકે જ્યારે તેઓ આનંદમય મુક્ત હાસ્ય કરે છે ત્યારે આ રેખાઓ કેટલી હળવી લાગે છે! હવે તો વખત વધુ કટોકટીનો આવ્યો છે અને તેમની કરમકઠણાએ વધુ ઉચ્ચ કાર્ય કરવા માટે તેમની રેખાઓને વધુ કડક બનાવી મૂકી છે. તેઓ બિહાર અને ગુજરાતમાં સાત વર્ષ પ્રોફેસર તરીકે રહ્યા ત્યારે હું તેમની સાથે હતો. ગુજરાતમાં તેઓ આચાર્ય તરીકે નિમાયા અને અત્યાર સુધી એ જ રીતે ઓળખાયા. તેઓ અંગ્રેજી અને ઈતિહાસ શીખવતા હતા પરંતુ પુસ્તકિયા જ્ઞાનના બળ વડે નહિ જ. વાસ્તવિક રીતે તો તેઓ પુસ્તકિયા જ્ઞાનને પસંદ જ કરતા ન હતા. પુસ્તકાલયમાં બેસવું કે પુસ્તકો વાંચવા કરતાં તેમને જંગલમાં ફરવું વધારે ગમતું. તેઓ કોઈ દિવસે શાંત કે અન્યમનસ્ક જેવા દેખાતાં જ નથી; જ્યારે જુવો ત્યારે તેઓમાં સ્ફૂર્તિ અને શક્તિનો તનમનાટ તરી આવતો. વર્ગમાં કે બીજે તેઓ વસ્તુ રજૂ કરવાની આવડત કરતાં હકીકતો દ્વારા જ તમારા મગજમાં કોઈ વસ્તુ ઠસાવી દેતા. તેઓ એવું વાતાવરણ ઊભું કરી શકે છે કે જેથી તમને સ્ફૂર્તિ આવે કે કાં તો તમે કંટાળી જાવ. તેમનાં વક્તવ્યમાં કઈ વસ્તુ ક્યારે ટપકી પડશે તેનો અંદાજ તમારાથી કદી નહિ નીકળે. છતાં યે તમે એટલી ખાતરી કરજો કે તેમના સંભાષણમાંથી તમને કંઈક નવું અને અસાધારણ જાણવા મળશે જ. લુખ્ખી દલીલો કરવા કરતાં સરખામણી કરવાની અને દાખલાઓને મૂળ વસ્તુ સાથે ગૂંથીને વક્તવ્યને વધુ સ્પષ્ટ કરવું તેમને વધુ ગમે છે. તેમના દાખલા-દલીલો કે શબ્દભંડારના વાદળામાં તમને ગૂંચવવાનો તેમનો હેતુ નથી. તેઓ તો વિષયને સીધી રીતે ચોટ મારીને જ તેને ઉડે છે. કોઈ જગ્યાએ તેમની દલીલોમાં હાસ્યરસ પણ દેખાય છે. તેમના મિજાજ ઉપર આ હાસ્યરસની મીઠાશનો કે તીવ્રતાનો આધાર છે. તેઓ માટે કહેવાય છે કે મશ્કરી જતી કરવી તેના કરતાં મિત્રને જતો કરવાનું તેઓને વધારે પસંદ છે. મને ખબર છે કે તેમની મજાકે ખોયા છે તેના કરતાં વધુ મિત્રો તેમણે મેળવ્યા છે. તેઓના લખાણ કરતાં ભાષણ વધારે સુંદર હોય છે. સહાનુભૂતિભર્યાં વલણવાળા પ્રેક્ષકવર્ગ સામે તેઓને બોલવાની ખૂબ જ મઝા પડે છે.

પરંતુ અમે તેમને દાદા કૃપાલાની તરીકે જ ઓળખીએ છીએ. તેમને આ નામથી પ્રથમ કોણે નવાજ્યા તેની મને ચોક્કસ ખબર નથી છતાં મને ખ્યાલ છે કે જી. બી. બી. કોલેજના રામવિનોદસીંગે જ તેમનું આ નામ પાડ્યું હતું. બીજા કોઈ શબ્દ કરતાં આ શબ્દ જ તેમને વધુ બંધબેસતો થાય છે. કૃપાલાનીજી કોઈ પ્રોફેસર કે આચાર્ય કે પ્રમુખ નથી પરંતુ તમારા મોટાભાઈ છે. તેઓ તમને એક મોટાભાઈ તરીકે ચાહે છે. અને ઠપકો પણ આપે છે. જૂનાનવા વિદ્યાર્થીઓ તેમની આજુબાજુ ટોળે વળી જાય છે અને તેમની સાથે તરત જ પ્રેમપૂર્વક વાતે વળગે છે. તેઓ નાના હતા ત્યારે કેટલાક છોકરાઓ તેમના ઉપર આફરીન હતા. હવે તો તેઓ પુખ્ત થયા છે. અને આજે પણ કેટલાં છોકરા-છોકરીઓ તેમના ઉપર ફિદા છે. જ્યારે છોકરાછોકરીઓ તેમની આજુબાજુ વીંટળાઈ વળે છે ત્યારે તેઓ ખૂબ જ પ્રફુલ્લિત લાગે છે. તેમના પ્રશંસકો બિહાર-ગુજરાત અને યુ. પી.માં વધારે છે અને

તેમની સાથે ઘરવટ જેવો સંબંધ રાખે છે. કૃપાલાનીજીને બીજા પ્રાંતોની ભાષાઓ બહુ સારી આવડતી નથી. તેઓ ભાંગીતૂટી ગુજરાતી અને હિંદી બોલી શકે છે આજે આ ભાષાઓના પરિચયને ત્રીસ વર્ષ થયાં છતાં યે પરિસ્થિતિમાં કશો જ ફરક પડ્યો નથી. પણ તેઓ ગુજરાતી કે હિંદીમાં બોલે છે ત્યારે શ્રોતાજનને ખૂબ જ મઝા પડે છે. તેઓ બહુ યોજનાબદ્ધ કાર્યકર્તા છે અને મોટા ભાગે એક સારા સગઠનકાર છે. તેઓ સિંધના જન્મ્યા છે છતાં તે પ્રાંત કે ત્યાંની જનતા તરફ તેમણે પક્ષપાત બતાવ્યો નથી એ જરા વિચિત્ર જેવું છે. સિંધમાં એવું કંઈક છે કે જેને લીધે તેમણે તેના તરફ અણગમો કેળવ્યો છે. પાશ્ચાત્ય રીતરિવાજોનું અને તેના સ્થૂલવાદના ખરચાળ અનુકરણ સામે તેમને ખૂબ જ અણગમો છે. સિંધમાં રાજકારણ અને ધાર્મિક વલણ તરફ પણ કોઈને રસ નથી. જ્યારે જ્યારે તેઓને તક મળે છે ત્યારે કૃપાલાનીજી પાશ્ચાત્ય રંગઢંગની અને પશ્ચાત્ય રીતરસમોની ખૂબ જ કડક રીતે ઝાટકણી કાઢતા જ હોય છે.

['ગુજરાત સમાચાર'માંથી

એક એવુ ગામ જેમાં બધા જ મૂરખાઓ. ગામભરમાં ડાહ્યું જણ ગોત્યું ન મળે.

ગામ તો હતુ લીલુ કુંજાર પણ એના પાદરમાં આડો ડુંગર પથરાયેલો. બોમજોગે એ ડુંગર પથરાળ હતો એટલે વસ્તો લાગતો. આ મૂરખાઓને આ ડુંગરો ગમતો નહિ. એને ખસેડવાનુ ઘણું ઘણું વિચાર્યું કરે પણ ડુંગર કેમ ખસેડ્યો જાય!

એક દિવસ એક બ્રાહ્મણ ગામમાં આવી પહોંચ્યો. ગામલોકોએ એની આગતાસ્વાગતા કરી અને ડુંગર ખસેડવાની વાત કરી.

બ્રાહ્મણ સ્વભાવે ધૂર્ત હતો. તેને થયું, ઠીક છે; ગામ ગામ સટકવા કરતાં અહીં જ થોડો વખત અડીંગા નાખ્યા હોય તો વાંધો આવે તેમ નથી.

એણે ચલાવ્યું: 'એમાં શું? છ મહિનામાં તમારો આ ડુંગરો ચપટી વગાડતાં કાંખે લઈ આપો ફેંકી દઉં.'

ગામલોક તો અક્કલના પૂરા જ હતા, બ્રાહ્મણના મોં સામે તાકાસી રહ્યા

'કે શું તમને વિશ્વાસ નથી આવતો?' બ્રાહ્મણ બોલ્યો

વ

એક જણે કહ્યું 'વિશ્વાસ-બિશ્વાસ કાંઈ નહિ તમે ખસેડી દ્યો. અમે તમે કહો તેમ

જાર

તમને રાજી કરશું.'

પછી

બ્રાહ્મણે કહ્યું 'જુઓ, છ મહિના મારે અહીં રહેવું પડશે. સારી પેઠે ખાઈ પીને

અને ' જોમજોર થાઉ પછી માથે ડુંગર ઊંચકી તમે કહો ત્યાં મૂકી આવીશ.'

અમે (

પૂરા છ મહિના બ્રાહ્મણને ગામે સારી પેઠે ખવરાવ્યો. બ્રાહ્મણ તો રાતોમાતો થઈ ગયો છે.

વખત કે

આજે છ મહિનાનો છેલ્લો દહાડો છે. બ્રાહ્મણ શરત પ્રમાણે ગામલોકોની ભેળો

મહાન સૌ ડુંગર તળેટીમાં જઈ ઊભો. જાડો રાખેલ ખેસ ખંખેરી, કસકસાવી કમર બાંધી બ્રાહ્મણ

જાણીતી બોલવા પીઠ કરી, થોડો વાંકો વળી, સાથળ ઉપર કોણી ટેકવી ઊભો અને બોલ્યો: 'લો

અમારી ભાષા\બધાં એક જોરે ડુંગરાને ઉપાડીને મારી કાંધે મૂકી દો, એટલે આથે આથે ફેંકી આવું.'

~ોટા જાડા ગામલોક તો બાઘાની જેમ એકબીજાનાં મોં સામે જોઈ રહ્યાં આવડો મોટો ડુંગરો

: યુવાનીની કે બ્રાહ્મણની કાંધ ઉપર મૂકવો?

,મય પ્રવાહ-દારેજણ બોલ્યો: 'અરે મા'રાજ અમે જો ઉપાડી શકત તો વળી તમને શું કામ કહેવ?'

, બીજાઓ હસવા \ જાણે બોલ્યા: 'હા, હા; જો અમે ઉપાડી શકત તો તમને શું કામ કહેવ?'

સાંભળતા અને અમારા બ્રાહ્મણ ટટાર થઈ બોલ્યો: 'ત્યારે એવા મૂરખાઓ જે તમ બધાંથી હાશકારો

કર્યા સિવાય રહેતા નહિ હવાથી કેમ ઊંચકાયો જાય?'

બીજા સામે જોતા રહ્યા અને બ્રાહ્મણે બીજા ગામ ભણી ચાલતી પકડી.

હિંમતલાલ એલ. ગાંધી

# આતિથ્ય અને સેવા

## પરોણાગતની પરાકાષ્ટા

કિરમાનનો મલેક શેટસે બહુ મોટો ગણાતો. દરેક માણસને તેને રસોડે જમી જવાની છૂટ હતી. પરદેશથી આવતો મુસાફર બારોબાર સરકારી ભોજનાલયે પહોંચી જતો અને તુરત ત્યાં આગળ તેના ભોજનની વ્યવસ્થા થઈ જતી. શાહનું ફરમાન હતું કે, કોઈ પણ અજાણ્યો માણસ જ્યાં સુધી તેના મુલકમાં રહે ત્યાં સુધી, તેના ભોજનની ગોઠવણ શાહી રસોડેથી થવી જોઈએ. કારણકે પોતાના પ્રદેશમાં આવતા તમામ પરદેશીઓ રાજ્યના મહેમાન ગણાય એવી તેની સમજ હતી.

'જાસૂસો ખબર લાવ્યા છે કે, અઝદુદ્દૌલા મોટું લશ્કર લઈને આપણી રાજધાની તરફ ધસ્યો આવે છે. તેના જેવા શક્તિશાળી દુશ્મનની સામે ટક્કર ઝીલવાનું કામ આપણે માટે મુશ્કેલ બનશે. વળી આપણને તૈયારી કરતાં પણ સમય જોઈશે.' સેનાપતિએ ચિંતાતુર વદને મલેકને ખબર આપ્યા.

'સરદાર! વીર પુરુષો તો યુદ્ધને માટે સદા તૈયાર જ હોય છે. તેમની સમશેરને મ્યાનમાં ગોંધાઈ રહેવું ગમે જ નહિ. મહેમાનોની સરભરા કરવા માટે આપણા અતિથિગૃહનાં દ્વાર જેમ ચોવીસે કલાક ખુલ્લાં રહે છે તેમ, દુશ્મનનો પડકાર ઝીલવા માટે પણ આપણા શૂરા સૈનિકો થનગની રહ્યા હોય છે.' શાહે દૃઢતાપૂર્વક જવાબ આપ્યો.

અઝદુદ્દૌલાના લશ્કરે કિરમાનના કિલ્લા પાસે પડાવ નાખી દીધો, અને ચારે તરફથી કિલ્લા ઉપર મારો શરૂ કર્યો. શાહના યોદ્ધાઓ પણ સામી છાતીએ લડવા ઊતરી પડ્યા. બંને પક્ષે ખૂનખાર યુદ્ધ જામી રહ્યું. સૂર્યાસ્ત થવા આવ્યો ત્યારે રાત પૂરતી લડાઈ બંધ થઈ. અને બંને બાજુનાં લશ્કરો આરામ અને ભોજન લેવા માટે, પોતપોતાની છાવણી તરફ પાછાં ફર્યાં.

×

'કોણ હાજર છે?' શાહે બૂમ પાડી. તુરત એક ગુલામ હાજર થયો.

'સરદારને બોલાવ.' શાહે ફરમાવ્યું.

સરદાર આવ્યો.

'કેમ સરદાર! અઝદુદ્દૌલાના લશ્કર માટે સીધા-સામાનની શી ગોઠવણ કરી?' સરદાર હાજર થતાં જ શાહે સવાલ કર્યો.

'આપણા દુશ્મનના ભોજનની વ્યવસ્થા વિષે પૂછપરછ કરી રહ્યા છો!' સરદારને નવાઈ લાગી.

'કેમ આપણો નિયમ ભૂલી ગયા કે શું? રણમેદાનમાં ઉઠાવેલા પરિશ્રમને લીધે, પરોણાગતની તમારી વ્યાખ્યા કંઈક સંકુચિત થઈ ગઈ લાગે છે.'

'નામવર! આપણું નિકંદન કાઢવા તત્પર થઈ રહેલા અઝદુદ્દૌલાને રોટી પહોંચાડવાની વાત ગળે કેવી રીતે ઊતરે? એ તો, પાક પરવરદીગારની આપણા ઉપર રહેમ છે, નહિતર, આજના યુદ્ધમાં તેનો વિજય થયો હોત તો કિરમાનના પાટનગર ઉપર તેનો વાવટો ફરકી રહ્યો હોત અને આપ નામદાર તેમના બંદીખાનાની મહેમાનગતી ચાખી રહ્યા હોત.' સરદારે પોતાનો વિરોધ દર્શાવ્યો.

'હું સમજું છું કે તે આપણો વેરી છે અને આપણા મુલકનો કબજો લેવા માટે આવ્યો છે. છતાં આપણા પ્રદેશમાં, આપણી વ્યાખ્યા મુજબ તો તે અજાણ્યામાં જ ખપે.'

'આપણા વતનને ગુલામ બનાવવા માટે

આવતા સુધી દુશ્મનને આપ અજાણ્યા પર-દેશીની કોટિમાં મૂકો છો ! આ તો દૂધ પાઈને સાપ ઉછેરવા કરતાં પણ વધારે ભયંકર ગણાય.'

'દોસ્ત હોય કે દુશ્મન, મારા મુલકમાં પગ મૂકનાર દરેક પરદેશી મારો મહેમાન છે. માટે, આપણા નિયમ અનુસાર તેના માણસોને પૂરું થઈ રહે તેટલું સીધું મોકલી આપો. તમારી દલીલો મારા નિશ્ચયમાંથી મને ડગાવી શકશે નહિ. મારી ટેકનું ગમે તે ભોગે પાલન થવું જ જોઈએ.' શાહે અફર વલણ ધારણ કર્યું.

×

'દુશ્મનની છાવણીમાંથી આવેલા સેના-પતિ આપ નામદારની મુલાકાત માગે છે.' અઝદુદ્દૌલાને સલામ ભરી પહેરેગીર બોલ્યો.

'એકલો આવેલ છે કે સાથે માણસો છે ! તેની પાસે કંઈ હથિયાર હોય તો નિઃશસ્ત્ર કરી પછી મારી પાસે મોકલો.'

'સુલતાન, તેની સાથે માણસોનું એક મોટું ટોળું છે. સીધા–સામાનથી ભરેલાં ગાડાંની એક આખી કતાર પાછળ ચાલી આવે છે. કોઈએ હથિયાર ધારણ કરેલ નથી.' પહેરેગીરે ખુલાસો કર્યો.

'ઠીક, ત્યારે આવવા દો.'

'સલામ, સુલતાન અઝદુદ્દૌલા ! અમારા શાહે આપના લશ્કર માટે ભોજનની સામગ્રી મોકલાવેલ છે, તે સ્વીકારી ઉપકૃત કરો.' કિર-માનના સેનાપતિએ કુર્નિશ બજાવી, પોતાના શાહનો સંદેશો ટૂંકમાં આપ્યો.

'અમારા લશ્કર માટે ભોજનની સામગ્રી ! અમે તો તમારા દુશ્મન ગણાઈએ. તમારા શત્રુને તમે રોટી આપવા આવ્યા છો !' અઝ-દુદ્દૌલા આશ્ચર્યચકિત થઈ ગયો.

'સુલતાન ! અમારા શાહનો નિયમ છે કે પોતાની હદમાં દાખલ થનાર તમામ પર-દેશીઓનો, જમવાનો પ્રબંધ રાજ્ય તરફથી થવો જોઈએ.'

'અમે પરદેશી તો ખરા; પણ તેથી, તમારો મુલક તાબે કરવા આવેલા તમારા ખૂંખાર વેરી તો કંઈ નથી મટી જતા ને ?'

'અમારા શાહના મહેમાનખાનામાં, દોસ્ત કે દુશ્મન, એવો ભેદ રાખવામાં આવતો જ નથી.'

'તો પછી તમે રણમેદાનમાં આખો દિવસ અમારી સાથે દારુણ યુદ્ધ શા માટે ખેલ્યું !'

'રણક્ષેત્ર ઉપર જંગ ખેલવો એ મર-દાનગીની નિશાની છે. અને સાંજ પડ્યે દુશ્મનને ભોજન પહોંચાડવું એ અમારી પરોણાગતનું પ્રતીક છે.'

'તમારા શાહની અતિથિની વ્યાખ્યા આટલી વિશાળ હોય, તો તે ન્યાયે તમે અમારા મીજબાન ગણાઓ. અને કોઈ પણ મહેમાનથી પોતાના મીજબાનની સામે હથિ-યાર ઊંચકી શકાય જ નહિ. માટે તમારા શાહને જણાવી દો કે, અઝદુદ્દૌલા હવેથી તમારો સાચો મહેમાન બની ચૂક્યો છે. તમારી મોકલાવેલ રોટી આજે રાત્રે આરોગી કાલે વહેલી સવારે તમારો અતિથિ લશ્કરને પાછા ફરવાનો આદેશ આપી દેશે.' અઝદુદ્દૌલા ગળ-ગળો થઈ ગયો.

## ગરીબોના દાક્તર ગોલ્ડસ્મિથ

'તમારું શરીર દિવસે દિવસે લેવાતું જાય છે. દાક્તરની દવા ચાલુ હોવા છતાં પણ તમારા મોઢા ઉપર તેજ જણાતું નથી. કોઈ નિષ્ણાત હકીમને બોલાવીએ, પણ તેનું બીલ ચૂકવવાની આપણી ગુંજાશ ક્યાં છે ! ઘરની ઘરવખરી વેચી વેચીને આજ સુધી તો તમારું જીવન ટકાવવા પ્રયાસ કર્યો. હવે તો છેક જ નિરૂપાય બની ગયાં છીએ. આજથી દવા બંધ કરવી પડશે. કારણ કે આજની દવાના પૈસાની જોગવાઈ થઈ શકે તેમ નથી.' નિરાધાર સ્ત્રી માંદગીને બિછાને પડેલા પોતાના પતિ સામે દયામણે મુખે જોઈ રહી.

'પૈસા વિના તો આપણને કોઇ ઊભું રહેવા દે તેમ નથી; જગતમાં સૌ કોઈ પૈસાનું સગું છે. શ્રીમંત કુટુંબના એકાદ માણસને સહેજ માંદગી જેવું જણાય ત્યાં તો વૈદો અને હકીમોની દોડધામ થઈ પડે કિંમતી અને શ્રેષ્ઠ દવાઓ તેને માટે હાજર કરવામાં આવે પરંતુ આપણા જેવા ગરીબ માણસને સાંજ પડયે એક મોસંબીનો રસ પણ મળતો નથી. આ અર્થવાદી જગતમાં આપણી જિંદગીનું મૂલ્ય કંઇ નથી. દાક્તરો માત્ર પોતાના ગજવાની દરકાર નહિ કરતાં, દરદીઓની દુર્દશા તરફ થોડુંક લક્ષ આપવા માંડે તો તેમનો ધંધો એક મહાન આશીર્વાદરૂપ થઇ પડે પરંતુ તેવા દાક્તરો શોધવા ગયે ક્યાં મળે તેમ છે!' દરદીના અવાજમાં ગરીબાઇનો પડઘો પડી રહ્યો હતો.

'તમે કહો છો તેવા એક દાક્તર મારા ખ્યાલમાં છે. ઓલિવર ગોલ્ડસ્મિથનું નામ તમે નથી સાંભળ્યું ? પોતાના ગજવામાં રહેલો છેલ્લો સિક્કો તંગીવાળા માણસને દાનાર્થે આપી દેતાં તે ખચકાતા નથી. તબીબી વિદ્યાની પરીક્ષા તેમણે પસાર કરી હોવા છતાં તેમનું વલણ સાહિત્ય તરફ વિશેષ છે. વૈદક કરતાં લેખન-પ્રવૃત્તિમાં તેઓ વધારે રસ લે છે. લોકો તેમનાં કાવ્યો અને નવલકથા ઉપર મુગ્ધ થઈ ગયા છે. પરિણામે તેમનું તબીબી જ્ઞાન જોઇએ તેટલું પ્રકાશમાં આવવા પામ્યું નથી. તમારો મત પડતો હોય તો તેમને તેડી લાવું. ગરીબી અને બીમારીનાં દશ્યો જોઇ તેમનું હૃદય એકદમ દ્રવી ઊઠે છે; એટલે આપણી હાલતથી વાકેફ થતાં જ તે આપણે ત્યાં જરૂર આવવાના.' પત્નીએ બીમાર પતિની સંમતિ માગી.

'તો ભલે, તેમને બોલાવી લાવ. ઇશ્વરકૃપાથી તેમની દવા લાગુ થઈ જાય તો જ આ પથારીમાંથી હું ઊઠી શકું તેમ છું. હું સાજો થઇને કામે ચડી જાઉં અને બે પૈસા કમાઇને લાવું તો તમે બધાં નભી શકો તેમ છો. નહિતર મારી પાછળ તમારી સ્થિતિ બહુ દયાજનક થઇ જશે.' દરદી ગળગળો થઇ ગયો.

'દાક્તર સાહેબ! મારા પતિ ગંભીર માંદગીમાં સપડાઇ ગયા છે. ઘરમાં જે કંઇ હતું તે આજ સુધીમાં તેમની સારવાર કરવામાં ખરચી બેઠા છીએ. આપ દયાળુ છો તો કૃપા કરી મારા પતિની તબિયત તપાસી જાઓ. અમ ગરીબ માણસોની આંતરડી તમને દુવા દેશે અને ઇશ્વર તમારું કલ્યાણ કરશે.' ઓલિવર ગોલ્ડસ્મિથ પાસે આવીને બાઈ કરગરવા લાગી.

'બેન! તું શા માટે દુઃખી થાય છે? ચાલ હું તારી સાથે આવું છું.' દાક્તર ગોલ્ડસ્મિથ સહાનુભૂતિપૂર્વક બોલ્યા.

દાક્તરે ઘરમાં પગ મૂક્યો કે તરત જ, નરી કંગાલિયતનું ચિત્ર તેની આંખ સામે ખડું થઈ ગયું. હવા-ઉજાસ વગરની એક ખોલીમાં, ભાંગેલા ખાટલા ઉપર એક દરદી ઊંહકારા ભરતો પડયો હતો. એક ફાટેલી કામળી ઓઢીને, પોતાના શરીરની રહીસહી ગરમી જાળવી રાખવા પ્રયત્ન કરી રહ્યો હતો. ઘરમાં બે-ચાર જૂનાં ઠોસરાં સિવાય કંઈ ઘરવખરી જોવામાં આવી નહિ.

ગોલ્ડસ્મિથનું કવિ-હૃદય આ કારમી કંગાલિયતના દૃશ્યથી પીગળી ગયું. તેને ખાતરી થઇ ગઇ કે આ કુટુંબ રોગચાળા કરતાં ગરીબાઇમાં વધારે પિસાઇ રહ્યું છે. પોતે સારી પેઠે જાણતા હતા કે જગતમાં વધી રહેલું બીમારીનું પ્રમાણ મુખ્યત્વે પોષણના અભાવને જ આભારી છે.

'તમને કેટલા દિવસ થયાં તાવ આવે છે?' ગોલ્ડસ્મિથે પૂછ્યું.

'ત્રણ મહિના થયાં ઓરડી બહાર મેં પગ દીધો નથી. ઊભો થવા જાઉં છું તો ચક્કર આવે છે. શરીરમાં તલ-ભાર શક્તિ રહી નથી. દાક્તરો કહે છે કે તમારે દૂધ અને તાજાં ફળ ઉપર રહેવું. પણ તેને માટે મારી પાસે પૈસા ક્યાં છે!' દરદીએ હાંફતાં હાંફતાં પોતાની કહાણી કહી સંભળાવી.

ગોલ્ડસ્મિથે તેનું શરીર બરાબર તપાસી જોયું. મનમાં નિદાન કરી લીધું કે પોષણના અભાવે આ માણસ પિલાઈ રહ્યો છે. જો આને પૌષ્ટિક ખોરાક મળે તો આ માણસ હમણાં ઘોડા જેવો થઈ જાય.

થોડી વાર પછી તેણે બાઈને કહ્યું: 'જુઓ બેન! તમારા પતિની માંદગી ગંભીર પ્રકારની છે. તેને સંપૂર્ણ આરામની જરૂર છે. તેના ઉપયોગ માટે હું આઠ ગોળી આપીશ. તેમાંથી દરરોજ એકેક લેવાની છે. આવતી કાલે પોસ્ટ મારફતે તેમને ગોળીઓ મળી જશે. તમે હિંમત રાખજો. તમારા ધણીને સારું થઈ જશે.' બાઈને આશ્વાસન આપી ગોલ્ડસ્મિથ ચાલ્યા ગયા.

બીજે દિવસે ટપાલી એક નાનું પારસલ આપી ગયો. બાઈએ તે ખોલ્યું તો તેમાંથી એક ડબી નીકળી. ડબી ઉપર લેબલ ચોડેલું હતું કે 'જરૂરિયાત મુજબ આમાંથી એકેક વાપરવી.' ડબી ઉઘાડતાં તેમાંથી આઠ ગીની નીકળી પડી. બાઈ તુરત જ સમજી ગઈ કે દયાળુ સ્વભાવના ડાક્તર સાહેબે આ આર્થિક મદદ તેમને મોકલાવેલ છે. પોતાના બીમાર ધણીના ખાટલા પાસે આવી હર્ષાશ્રુ વહાવતી બોલી: 'જુઓ, ઈશ્વરની કેવી બલિહારી છે! ડાક્તર સાહેબે તમારે માટે આઠ ગોળીને બદલે આઠ ગીની મોકલાવેલ છે. તેમાંથી તમારા માટે દરરોજ દૂધ, ફળો વગેરે ચીજો લઈશું.'

પૌષ્ટિક ખોરાક મળવાથી, થોડા દિવસમાં પેલા માણસના શરીરમાં નવું લોહી ભરાવા લાગ્યું. ધીમે ધીમે શક્તિ આવવા લાગી. બે અઠવા-ડિયામાં તેણે સંપૂર્ણ સ્વાસ્થ્ય પ્રાપ્ત કરી લીધું. સાજો થયા પછી તે તુરત જ ડાક્તર ગોલ્ડ-સ્મિથને ઘેર પહોંચ્યો. તેના પગે બાઝી પડ્યો અને બોલ્યો: 'દયાળુ સાહેબ! તમારી દવા તો એટલી અકસીર નીવડી કે બે અઠવાડિયામાં તો હું હરતો-ફરતો થઈ ગયો. આપે મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે. બરાબર ટાંકણે જો આપના તરફથી મને સહાય મળી ન હોત તો મારું કુટુંબ રખડી પડત. આપે મને બેઠો કરીને મારા આખા કુટુંબને ઉગારી લીધું છે. ડાક્તરો મને દવાના રગડા પાતા, પરંતુ આપે તો મને જીવનામૃત પાયું છે. આપનો આ બદલો હું શી રીતે વાળી શકીશ!'

ગરીબના બેલી, સમર્થ નવલનવેશ, ડાક્તર ઑલિવર ગોલ્ડસ્મિથ પોતાના દરદીના શબ્દો પ્રત્યે આછું સ્મિત કરી રહ્યા.

બે મિત્રો હતા. બન્ને બડા ગપ્પીદાસ; એક એકનું માથું ભાંગે એવા.

સવારમાં બંને મળ્યા.

'કાં કેમ છે?' એકે કહ્યું.

'અરે યાર, ગઈરાતે તો મને ગજબનું સ્વપ્નું આવ્યું.' બીજાએ કહ્યું.

'સ્વપ્નું તો મનેય આવ્યું હતું. હં, પણ તારા સ્વપ્નાની વાત તો કર.'

'યાર, મને તો એવું સ્વપ્નું આવ્યું કે આપણે બેઉ એક એવે ઠેકાણે ગયા કે જ્યાં એક ગંદકીનો અને એક શરબતનો એમ બે હોજ હતા.'

'હં, પછી?'

'ફરતાં ફરતાં અચાનક હું પડી ગયો શરબતના હોજમાં ને તું પડી ગયો ગંદકીના હોજમાં.'

'પછી?'

'પછી તો આંખ ખૂલી જ જાય ને? પણ તારા સ્વપ્નાની તો વાત કર.'

'મને પણ એ જ સ્વપ્નું આવ્યું હતું. પણ મારા સ્વપ્નામાં મને એવું દેખાયું કે આપણે બંને જ્યારે માંડ માંડ બહાર નીકળ્યા ત્યારે તું મને ચાટવા લાગ્યો અને હું તને ચાટવા લાગ્યો.'

મગનલાલ પડિયા

# જ્ઞાનદાન

મહર્ષિ દીર્ઘલોમ સ્વભાવે જ વિરાગી હતા. એટલે ગૃહસ્થાશ્રમમાં એ બહુ ટૂંક મુદત જ રહેલા. કામ અને મોહના બંધનોને જ્ઞાનરૂપી અગ્નિથી બાળી નાખીને વૈરાગ્યસાધના કરી મુક્તિ મેળવવાની ઇચ્છાથી તેઓ નર્મદા નદીને કાંઠે આશ્રમ બાંધી રહ્યા. ટૂંક મુદતના ગૃહસ્થાશ્રમના ફળરૂપે પ્રાપ્ત થયેલ પુત્રી-રત્નને લઈને તેમની પત્ની પણ પતિસેવાને પોતાનો પરમધર્મ સમજી આશ્રમમાં આવી રહી. પતિના જ્ઞાનના પ્રકાશ વડે પોતે પણ સંસારના દારુણ દુઃખ અને માયાના વમળમાંથી સુખરૂપ પસાર થઈ જશે એવી એને શ્રદ્ધા હતી.

મહર્ષિ દીર્ઘલોમે પુત્રીને પ્રથમથી જ તપ અને ત્યાગનું શિક્ષણ આપેલું. મહર્ષિએ પોતે તો ગૃહસ્થીના માયા–બંધનોના ઉકરડામાંથી પોતાના આત્માને ખેંચીને બહાર કાઢી લીધો હતો અને સારામાઠા અનુભવો પછી જ તપશ્ચર્યા દ્વારા મુક્તિસાધના કરવા માંડી હતી. પણ બ્રહ્મચારિણી સિદ્ધિને તો બાળપણથી જ ત્યાગ, સંયમ વગેરેની શિક્ષા મળી હતી. વનવેલી અને વૃક્ષો તથા આશ્રમનાં પશુ-પક્ષીઓના જ સહવાસમાં ઊછરેલી સિદ્ધિને શારીરિક કે માનસિક વાસનાનો પરિચય જ નહોતો થયો. મહર્ષિના આશ્રમના નિયમોમાં આત્મા જ મુખ્ય હતો, શરીર તો ગૌણ હતું. એટલે બ્રહ્મચારિણી સિદ્ધિ પોતાના શરીર-વિકાસ તરફ લક્ષ આપ્યા વગર આત્માને ઓળખવામાં જ તલ્લીન રહેતી.

બ્રહ્મચર્યનું પાલન કરતા કરતા સિદ્ધિ છત્રીસ વર્ષની થઈ ગઈ. એના માથાના લાંબા વાળે વાળ ઓળવાના કોઈ સાધનનો સ્પર્શ સુદ્ધાં નહોતો કર્યો. કેવળ ઉપેક્ષાવૃત્તિથી વાંસા પર ઝૂલતી વાળની જટાઓમાં આકર્ષણ હોય તો તે એક જ—અને તે સ્નાન કરીને પાછા ફરતાં નર્મદાના પાણીની ચકચકતી રેતી વાળમાં ભરાઈ રહેતી તે. સિદ્ધિના વાળમાં જાણે આભલાં ટાંક્યાં હોય એવી એ ચળકતી. કપાળ ઉપર પ્રાતઃસ્નાનની નિશાની રૂપે તિલક તાણેલું રહેતું. શરીરને બોજારૂપ થઈ પડતાં અકોમળ સ્તનો કેળાની છાલ વડે બંધાયેલ રહેતો. કટિ અને તે નીચેનો ભાગ મૃગચર્મથી ઢંકાયેલો રહેતો. ઋષિનો ઉપદેશ હતો કે શારીરિક સુખોને આત્માનો શત્રુ ગણવો ને એમ સમજીને સિદ્ધિ હંમેશ શરીરનું દમન કરતી. પ્રાણાયામની મદદથી સમાધિમાં લીન થવું એ એનું સુખ હતું. એ સિવાય સુખની ઇચ્છા માત્રને એ પાપ સમજતી. તેની કલ્પનામાં એક ચિરંતન સુખને સ્થાન હતું—એ સુખ તે, સુખની ઇચ્છાનો અભાવ. એ બ્રહ્મચારિણી હતી; એનું જીવન હતું, સંયમ.

મહર્ષિનો આશ્રમ નર્મદાને કિનારે પર્વતોની ગુફાઓથી ઘેરાયેલો હતો. મહર્ષિના અનાસક્તિયોગની ચર્ચા ગંગા, યમુના, ગોદાવરી અને હિમાલય સુધીનાં તપોવનોમાં અને તપસ્વીઓમાં થતી. મહર્ષિના આશ્રમમાં કર્મકાંડનું મહત્ત્વ વૈરાગ્ય પૂરતું જ હતું. એમનો ઉપદેશ હતો કે, કર્મ અને સંસ્કારનાં બંધનોમાં ફસાયેલો માણસનો આત્મા માયાના આકર્ષણમાં તણાઈ નિર્બળ બને છે અને પરિણામે જીવન અને મૃત્યુના બંધનમાં બંધાઈ રહી દુઃખી થાય છે. એ દુઃખમાંથી છૂટી કર્મ અને સંસ્કારનાં બંધનોથી આત્માને મુક્ત કરવાથી જ શાશ્વત આનંદ મળી શકે છે. મનુષ્યના જીવનનું ધ્યેય આનંદની પ્રાપ્તિ છે, પણ એ આનંદ એટલે મુક્તિ.

મહર્ષિ પૂર્ણજ્ઞાની અને વેદોમાં પારંગત છે. તેમને અનાસક્તિના ઉચ્ચ ધ્યેયમાં સંપૂર્ણ

વિશ્વાસ છે. તેઓ કહેતાઃ 'સંગ વડે જ મોહ ઊપજે છે ને મોહમાંથી કામ; કામમાંથી ક્રોધ અને ક્રોધથી બુદ્ધિ ફરી જાય છે અને બુદ્ધિભ્રમ એ સર્વનાશનું પગથિયું છે.'

અમરત્વનું જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળા જિજ્ઞાસુ બ્રહ્મચારીઓથી એ સદા યે ઘેરાયેલા રહેતા. દૂર દૂરના રાજા અને ઋષિઓ તેમનો અનાસક્તિ યોગનો ઉપદેશ સાંભળવા આવતા. પરિવ્રાજક (ભટકતા) સંન્યાસીઓ પણ ચાતુર્માસ મહર્ષિ દીર્ઘલોમના આશ્રમમાં ગાળવાનું પસંદ કરતા.

આ વખતે ચાતુર્માસની શરૂઆતમાં જ બ્રહ્મચારી નીડક પણ ફરતા ફરતા મહર્ષિના આશ્રમમાં આવી ચઢ્યા ને ત્યાં જ નિવાસ કર્યો. બ્રહ્મચારી નીડકને યુવાની પહેલાં જ જ્ઞાનપ્રાપ્તિ થયેલી. સાંસારિક મોહજાળમાં ફસાયા વગર એમણે બ્રહ્મચર્ય અને વૈરાગ્યનો માર્ગ ગ્રહણ કર્યો. કાચી ઉંમરે પણ એમનું જ્ઞાન અને યોગ પરિપક્વ હતાં. વિષય માત્ર સાર વગરના છે એ વસ્તુ જ્ઞાનચક્ષુઓથી જાણી લઈને એમણે પરમ સત્ય અને બ્રહ્મનો પરિચય મેળવી લીધો હતો. અનાસક્તિ અને સમાધિયોગના પ્રભાવથી એ મર્ત્યલોક અને બ્રહ્મલોક બંનેના અધિકારી હતા. સમાધિ પણ કેવી! ત્રણ ત્રણ ચાર ચાર દિવસ સુધી એમની સમાધિ પણ ચાલતી. સમાધિમાં જ એકવાર કોઈ પક્ષીએ એમની જટામાં નીડ (માળો) બાંધવા માંડ્યો હતો અને ત્યારથી એમનું નામ નીડક પડ્યું હતું

મહર્ષિ દીર્ઘલોમે બ્રહ્મચારી નીડકની આગતાસ્વાગતા કરી અને વિનંતી કરી કે તેમના અલૌકિક જ્ઞાન વડે જે લોકો જ્ઞાનના નામે તર્કનો આશ્રય લઈ પોતાની વાસનાઓને બુદ્ધિના પેંતરા ભરીને તૃપ્ત યાગે કરતા છે, તેઓના અજ્ઞાનને દૂર કરે

આશ્રમનું વાતાવરણ, યજ્ઞકુંડમાં હોમાયેલ ઘી, સુગંધિત સમિધ અને મૂળોના પવિત્ર ધૂમ્રથી છવાયેલું હતું. વનવેલી, માલતી અને પાટલનાં ફૂલોની સુગન્ધ વનપ્રદેશમાંથી આવી એ વાતાવરણને વિશેષ રુચિકર કરી જતી હતી. આશ્રમના વિશાળ વડલા હેઠળ ઋષિઓનું વૃન્દ બ્રહ્મચારી નીડકનું પ્રવચન સાંભળવા મળ્યું હતું. થોડીક વૃદ્ધ તાપસીઓ તથા બ્રહ્મચારિણી સિદ્ધિ ડાબી બાજુ બેઠાં હતાં.

હરણીઓ ભોજનતૃપ્તિના આનંદમાં કલ્લોલતાં ચારે તરફ ફરી રહ્યાં હતાં. પરંતુ ઝાડની ડાળીઓ પર પંખીગણ પણ કલરવ કરતો હતો. પરંતુ જ્ઞાનની ઉપાસનાને જ ધન સમજનારા ઋષિઓ આ બધાં સાંસારિક દૃશ્યો પ્રત્યે ઉદાસીન હતા. બ્રહ્મચારી નીડકના પ્રવચનમાંથી જ એમને ચિરંતન અવિનાશી સુખની પ્રાપ્તિ થવાની હતી.

બ્રહ્મચારી નીડકનું મસ્તક વાળની- જટા જેવી લટો વડે અને મુખ દાઢી-મૂછ વડે છવાયેલું હતું. કપાળે ત્રિપુંડ શોભતું ને આંખોમાંથી સજીવ ઉગ્રતાની જ્યોત નીકળતી. તેમનામાં સાહસ અને આત્મવિશ્વાસ બંને હતાં. રુવાંટીવાળા વિશાળ વક્ષસ્થલ પરથી કમર સુધી મુંજનું યજ્ઞોપવીત ઝૂલી રહ્યું હતું. મુંજના વસ્ત્ર વડે કમરથી નીચેનો પ્રદેશ વીંટાળેલો હતો. પદ્માસન વાળીને એમણે ચાર ઘડી સુધી પ્રવચન કર્યું. તેમણે કહ્યુંઃ 'તર્ક એ બુદ્ધિની શક્તિ છે અને બુદ્ધિ સંસ્કારોથી ઘડાયેલી છે. આપણી ઇચ્છાઓ અને વાસનાઓ જ આપણો તર્ક બાંધે છે, તેથી જ તર્ક પ્રત્યક્ષ રૂપે કે પરોક્ષ રૂપે પણ વાસનાના માર્ગની જ હિમાયત કરે છે.'

તેમણે કહ્યુંઃ 'અનુભૂતિ-સમભાવ વડે જ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. અનુભૂતિ જ મુખ્ય વસ્તુ છે. તર્ક પણ અનુભૂતિ ઉપર આધાર રાખે છે. સૃષ્ટિની, કારણભૂત શક્તિ, પ્રત્યક્ષ પ્રકૃતિ અને મનુષ્યની અનુભૂતિ એ બધાં એક છે. જેવી રીતે પવનના સ્પર્શથી પાણી ઉપર ઊડતા પરપોટાનું અસ્તિત્વ સત્ત્વ અને સાર વગરનું છે, ક્ષણભંગુર છે કારણકે વાસ્તવમાં તો એ

મહાન જલરાશિનો અંશમાત્ર છે, તેવી જ રીતે મનુષ્યનું જીવન, પણ, સંસ્કાર-રૂપી વાયુના સ્પર્શથી બ્રહ્મસાગરમાં ઊઠતા પરપોટા જેવું છે એ પરપોટો અમર શી રીતે હોઇ શકે ! અમર તો શાશ્વત બ્રહ્મ જ છે. હવે, સંસ્કારનો આધાર માણસની કલ્પના છે એ કલ્પના જ સંસ્કાર રૂપી વાયુની મદદથી જીવનનો આ પરપોટો ઉપજાવે છે–એ પરપોટો અહંભાવી છે ને તે જ દુઃખનું કારણ છે.

'આત્મા બ્રહ્મનો અંશ છે. શરીર બ્રહ્મની ક્રીડા, પ્રકૃતિનો અંશ છે. એના (શરીરના) સંયોગની કશી જ કિંમત નથી. આપણા સુખ ને દુઃખની લાગણીઓનો પણ કશો જ અર્થ નથી. સંસ્કારરૂપી વાયુને કારણે ઘડીભર જુદા પડેલા પાણીએ પાછું પાણીમાં મળી જવાનું છે. એટલે કે આત્માએ બ્રહ્મમાં મળી જવાનું છે. એ જ નિર્વાણ છે, એ જ મુક્તિ અને એ જ પરમપદ છે. ક્ષણિક સુખો નાશ પામતાં દુઃખની લાગણી ઉદ્‌ભવે છે. એથી જ ખરું સુખ એ ક્ષણિક સુખોને છોડી ચિરંજીવ સુખની સાધનામાં જ રહેલું છે. એ સાધના તે ઇચ્છાઓને જીતવી તે. એનો માર્ગ છે સમાધિ. સમાધિ શરીરથી પર લઇ જઈ આત્મા અને બ્રહ્મનો સંયોગ કરાવી આપે છે. શરીર એ તો આત્માનું બંધન છે. એટલે શરીરની સેવા, શરીરનાં સુખો સામે જોવું, તે તો આત્માના એ બંધનને વધુ મજબૂત કરવા બરાબર છે. જ્ઞાનીએ શરીરની જરૂરિયાતોની ચિન્તા જ ન ધરવી જોઇએ. એમાંથી મુક્તિ મેળવવી એ જ મુક્તિનો માર્ગ છે.'

પોતાના શબ્દોનો પ્રભાવ જોવા બ્રહ્મચારી નીલકે શ્રોતૃવૃન્દ પર એક દૃષ્ટિ નાંખી. કેટલાક સમાધિસ્થ બની ઉપદેશને હૃદયમાં ઉતારી રહ્યા હતા તો કેટલાકની દૃષ્ટિ જિજ્ઞાસુભાવે વક્તાના વદન તરફ તાકી રહી હતી. બ્રહ્મચારીએ પોતાની ડાબી તરફ નજર ફેરવી ત્યાં આશ્રમની તાપસીઓ બેઠી હતી. એમના દેહોને કાળ ભરખી ચૂક્યો હતો. ક્ષીણ શરીરમાં ઝુમ્માઓ જેવી લાગતી તેમની આંખો બ્રહ્મચારી નીલકના શાંતિદાયક શબ્દોને જાણે ગોતી હતી. અનંગલ રતન જેવા નિરુપયોગી તેમનાં સ્તનો પલાંઠી વાળેલ ઘૂંટણોને અડકી જતાં હતાં. ને તેમને જોઇ જીવનની નિસારતા પ્રત્યક્ષ થતી હતી.

તેમની વચ્ચે જ બ્રહ્મચારિણી સિદ્ધિ બેઠી હતી–એ બધી વૃદ્ધાઓ વચ્ચે કાલવ્યુત્ક્રમનો આભાસ આપતી–કેવળ ખાતર વચ્ચે જાણે સૂરજમુખીનું ફૂલ. જટાનો અંબોડો માથે બાંધેલો હતો. લાંબી પાંપણો મીંચેલી હતી. કઠોર જીવને શુષ્ક ને કઠણ કરી મૂકેલ ચામડીમાંથી પણ યૌવનનું લાવણ્ય બહાર ધસી આવતું હતું. વક્ષઃસ્થલનો ભાર જોકે મુંજ વડે બાંધેલો છતાં બંધનથી જ ધ્યાન ખેંચતો હતો. મેરુદંડ જેવી ગ્રીવાને ઊંચી રાખી તે સમાધિ–આસનમાં બિરાજમાન હતી સુગોલ બાહુ પદ્માસનની મુદ્રામાં શોભતા હતા. શરીર નિશ્ચલ હતું છતાં તેમાંથી જીવનની સ્ફૂર્તિનાં કિરણો પ્રકટી રહ્યાં હતાં.

બ્રહ્મચારિણીની હાજરીનો પ્રભાવ બ્રહ્મચારી નીલક ઉપર પડ્યા વગર ન રહ્યો. પ્રવચન કરતાં તેમણે કહ્યું: 'વૈરાગ્ય અને સમાધિને માટે યોગ્ય કાળ યૌવનનો જ છે.' કહ્યા પછી જરાક વાર રોકાઇ જઇ પાછા બોલ્યાઃ 'જ્યારે માણસ આસક્તિને ભ્રમ સમજે અને પરમ સુખ માટે ઉત્સુક બને ત્યારે વૈરાગ્યસાધના માટે વૃદ્ધાવસ્થાની રાહ જોવી એ પરમ સુખની ઉપેક્ષા કરવા બરાબર છે.'

તેમણે આગળ ચલાવ્યું: 'જે નિસ્તેજ ઇન્દ્રિયો વૃદ્ધાવસ્થામાં સાંસારિક સુખનાં સ્થૂલ સાધનો મેળવવામાં પણ અશક્ત થઇ જાય છે તે નિર્બળ ઇન્દ્રિયો વાયુ કરતાં પણ વધુ સૂક્ષ્મ આત્માને અને સમુદ્રના પ્રવાહથી પણ અધિક બળવાન મનોવિકારના વેગને શી રીતે રોકી શકે ? એ પરમસુખ માટેના અત્યંત સૂક્ષ્મ એવા જ્ઞાનરૂપી સાધનને શી રીતે પ્રાપ્ત કરી શકે ?'

આ બોલતી વખતે બ્રહ્મચારી નીલકના

મનોચક્ષુ સમક્ષ તાપસીઓનાં જરાજીર્ણ, અરુચિકર શરીર ગોચર થતાં હતાં. તેમણે કહ્યું: 'વૃદ્ધાવસ્થાનો વૈરાગ્ય એ વાસના પાસે ઇન્દ્રિયોનો પરાજય છે. પરંતુ યુવાનીનો વૈરાગ્ય વાસના પર ઇન્દ્રિયોનો વિજય સૂચવે છે.' આ કહેતાં યુવાનીનો આત્મવિશ્વાસ એમની છાતીમાં લહેરાતો હતો. અને ઉમેર્યું': 'જ્યારે શરીર ઓજ અને સ્પંદનની શક્તિ વડે સ્ફૂર્તિનો પ્રકાશ ફેલાવે છે ત્યારે વાસના સામે યુદ્ધ કરી જ્ઞાન ઉપાર્જન કરવું એ જ ખરી સાધના છે.' આ કહેતી વખતે તેમનાં કલ્પનાનેત્રો સમક્ષ શ્વાસ–પ્રક્રિયાથી સ્પંદિત બ્રહ્મચારિણી સિદ્ધિનું વક્ષસ્થળ હતું.

પ્રવચન :સમાપ્ત થતાં ઋષિઓ મધ્યાહ્નના કંદમૂળ આહાર માટે ઊઠ્યા. પરંતુ પોતાના જ વિચારોમાં અટવાયેલા બ્રહ્મચારી નીડક, પગદંડી પર ચાલતા ચાલતા નર્મદાને તટે એક શીલા પર બેઠા. ક્ષુધાની લાગણીએ એમને આ સમય કંદમૂળ આહારનો છે એવી યાદ આપી પણ શરીરના પોકારને એ શેના ગણકારે! શરીરદમન એ તો એક તપસ્યા હતી. એનું સજીવ ઉદાહરણ–બ્રહ્મચારિણી સિદ્ધિ–એમણે જોયું જ હતું. પરંતુ યુવતીનું ધ્યાન પોતાને વ્યગ્ર કરી જાય એ પણ એમને ઉચિત નહોતું જણાતું.

નર્મદાના પાણી તરફ તેમની નજર હતી. સ્વચ્છ પાણીમાં વિહરતી માછલીઓ જોતાં જોતાં વાસનાઓના દમન અને મુક્તિનો એ વિચાર કરી રહ્યા હતા. પરંતુ એ વિચારોમાં યે બ્રહ્મચારિણી સિદ્ધિનું પેલું પ્રવચન વખતનું સમાધિસ્થ રૂપ દેખા દઈ જતું હતું. ગ્રીવાના મેરુદંડની હારમાં જ આવેલ મસ્તક, નાસિકા, ચિબુક અને ઉરુજ બધાં જાણે દૃષ્ટિગોચર થતાં હતાં. મૃગચર્મથી ઢંકાયેલ શરીરનો અર્ધો ભાગ પણ સ્વયત ભાવે એકબીજા પર ચડાવેલ માંસલ પિંડીઓ સાથે યાદ આવતો હતો.

સ્ત્રીને તો આ પહેલાં પણ એમણે જોઈ છે. ક્ષીણગાત્ર તાપસીઓ તથા વસ્ત્રાભૂષણે વીંટળાયેલ, રાજમાર્ગે પ્રવાસિની નગરવાસિનીઓ એમણે જોઈ હતી, પણ એ મોહલિપ્ત આત્માઓ તરફ ફરીથી દૃષ્ટિપાત પણ તેમણે કર્યો નથી. ત્યાં તેનો વિચાર પણ શેનો જ કરે! પરંતુ બ્રહ્મચારિણી સિદ્ધિનું સમાધિસ્થ રૂપ વારવાર તેમની કલ્પનામાં આવી ચક્ષુ સમીપ તરવરવા લાગ્યું. એમને એ પણ યાદ આવ્યું કે જોકે સિદ્ધિની આંખો તો મીંચેલી જ હતી છતાં શ્રોતૃવૃન્દમાંથી ઘણા બ્રહ્મચારીઓ અને ઋષિઓ તેના તરફ પોતાની નજરનો દોર સાંધી બેઠા હતા.

આ સાથે જ બ્રહ્મચારી નીડકને પ્રશ્ન થયો: 'એ આંખો મીંચીને શા માટે બેઠેલી?' પોતે જ ઉત્તર આપ્યો: 'ધ્યાનથી પ્રવચન સાંભળવા.' એ જ ક્ષણે બીજો પણ એક વિચાર આવ્યો: 'એમ હોય કે એ મને જોવા નહોતી માગતી, તેથી.' પણ સિદ્ધિ શા માટે એને ન જોવા માગે? સિદ્ધિને એનો શો ભય? સમાધિ વખતે એ પોતે પણ નેત્રો મીંચે જ છે ને? એમાં ભય વળી શાનો?

વળી પોતે જ મનને સમજાવવા લાગ્યા: 'સંસારનાં દુઃખોમાંથી મુક્તિ મેળવવા આંખો મીંચીને સંસારથી જુદા થઈ શકાય છે. તે વિચારને પ્રયોગમાં મૂકતા હોય તેમ એમણે શીલા ઉપર પદ્માસન વાળ્યું. નેત્રો મીંચતા પહેલાં આંખો સામે માછલીઓ હતી, એટલે પહેલાં તો માછલીઓનો વિચાર આવ્યો. હજી એ વિચારને હાંકી કાઢે તે પહેલાં તો આકાશ ભેદતી અને નર્મદાતટની ટેકરીઓમાં ઘૂમરી ખાતી એક તીક્ષ્ણ ચીસ એમને કાને પડી. નદીને પેલે પાર સંગેમરમર શા સ્વચ્છ શીલા પર એક ચક્રવાકી ચાંચ ઊંચી કરી કાતરભાવે ચીખતી હતી ને ઉપર ચક્રવાક ઘૂમરી ખાતો ખાતો એની ચીસનો ચીસથી પ્રતિઘોષ કરતો હતો. નર્મદાનો વાયુ એ ચીસોને સેંકડોગણી કરી ટેકરીઓમાં અથડાવતો હતો. કોઈ અદૃશ્ય બંધને એ બન્ને પક્ષીઓ ખેંચાતાં લાગતાં હતાં.

આ દૃશ્ય જોતાં બ્રહ્મચારીનાં રોમ ઝણઝણી ઊઠ્યાં. મનની કઇ વૃત્તિ તેમને આમ વિક્ષેપ કરે છે એનો એ વિચાર કરવા લાગ્યા. મનોવેગને વશ કરવા તેમણે ધ્યાનમગ્ન થવું એવો નિશ્ચય કર્યો. પણ પાછો વિચાર ઊઠ્યોઃ શા માટે? સુખની પ્રાપ્તિ માટે! આ ચક્રવાક–ચક્રવાકી અને માછલીઓ કેમ સમાધિ નહી લગાવતાં હોય? જન્મ–મરણના બંધનનો એમને ભય કેમ નથી! એમના શરીરમાં રહેલ અવિનાશી આત્માને મુક્તિની ઝંખના કેમ થતી નથી?

પ્રત્યુત્તર મળ્યોઃ ભ્રમ અને અજ્ઞાનને કારણે એ દુઃખને દુઃખ સમજી શકતાં નથી. પરંતુ આ તર્કે તો વિચારોને વધુ ક્ષુબ્ધ કર્યા. પ્રશ્ન થયો કે દુઃખ દુઃખ ન સમજવું એ ભ્રમ તથા અજ્ઞાન કહેવાય અને દુઃખથી હંમેશા બીતા રહી તેમાંથી બચવા માટે ચિંતા કરતા રહેવું એ જ્ઞાન ખરું? વળી પ્રશ્ન થયો કે આ જીવોના અજ્ઞાન અને ભ્રમનું કારણ શું? શું એ વાસનાના દાસ છે! જો વાસનાના દાસ હોય તોપણ એમની એ વાસના એમના શરીર, અરે એમના અસ્તિત્વ જેટલી જ સ્વાભાવિક, પ્રાકૃતિક છે. વળી આ જીવોનું અસ્તિત્વ શું એમની ઇચ્છા કે વાસના પર આધાર રાખે છે! નહિ, એ તો બ્રહ્મની માયા, ઇચ્છા છે. બ્રહ્મની ઇચ્છા વિરુદ્ધ તેઓ શી રીતે જઇ શકે? ત્યારે શું મનુષ્ય જ જ્ઞાનમય બ્રહ્મની ઇચ્છા વિરુદ્ધ જઈ શકે છે! એનો જ્ઞાન–ઉપાર્જનનો પ્રયત્ન, એની તપશ્ચર્યા ને વાસનાનું દમન કરવાની ચેષ્ટા એ બધું શું બ્રહ્મશક્તિના કાર્યક્રમ વિરુદ્ધ નથી!

બ્રહ્મચારી સમાધિસ્થ ન થઈ શક્યા. તેમની વિચાર–પરંપરા ચાલુ જ રહીઃ ભય અને પીડા આ પશુપક્ષીઓના જીવનમાં પણ આવે છે; પરંતુ એ દુઃખની આશંકા અને એના જ વિચારોને જીવનનું લક્ષ્ય બનાવી તેઓ મુક્તિની ફિકર કરવા નથી લાગતા. સુખને સુખ અને દુઃખને દુઃખ જેમ આવી પડે એ રીતે જ સ્વીકારી જીવનયાત્રા પૂર્ણ કરે છે. તો પછી જીવનયાત્રા પૂરી થયા બાદના મુકામે, પરલોકમાં શું આ જીવોના અને મનુષ્યોના આત્મા વચ્ચે કાંઈ ભેદ રહેશે?

ફરીથી દૂરની શીલા ઉપર ફફડાટ અને ચીસો સાંભળી બ્રહ્મચારીથી ત્યાં જોવાઈ ગયું. જોયું તો ચક્રવાક–મિથુન જીવનની શૃંખલાનું બંધન ચાલુ રહે તેવા પ્રયત્નમાં મસ્ત હતું. કોઈ અદ્ભુત રોમાંચનો અનુભવ બ્રહ્મચારીને એ દૃશ્ય જોતાં થયો.

સમાધિસ્થ થવા માગતા હતા પણ તે માટેનો ઉત્સાહ અને દૃઢતા હતાં નહિ એમ એમને લાગ્યું. ઊલટું સમાધિ સામે જ વિદ્રોહી વિચાર–પરંપરા આવી કહેવા લાગીઃ 'સુખની જ શોધમાં સમાધિ દ્વારા સંસાર અને જીવનથી વિમુખ થવું એ સુખની જ ઉપેક્ષા નથી શું? એ વંચના નહિ તો બીજું શું?'

વિચારોની આ ભુલભુલામણીમાં ભૂલા પડેલ બ્રહ્મચારીજીને સમયનું ભાન રહ્યું નહિ. સૂર્ય આકાશ મધ્યેથી પશ્ચિમ તરફ ઢળતો જતો હતો. પ્રકૃતિનો વ્યવહાર તો પોતાની સ્વાભાવિક ગતિથી ચાલુ જ હતો.

સહસા નદીમાં પાણી ડહોળાવાનો અવાજ સાંભળતાં ગરદન ડાબી તરફ ફેરવી તેમણે જોયું. એક સ્થળે પાણીમાં કુંડાળાં પાડતી લહેરો લહેરાતી હતી. કિનારે કોઈનાં મૃગચર્મ અને કમંડલ પડેલાં પણ નજરે પડ્યાં. એ કોનાં તે પ્રશ્ન ઊઠે તે પહેલાં જ એ કુંડાળાં લેતા પાણીના કેન્દ્રમાંથી વીખરાયેલા કાળા વાળથી ઢંકાયેલું એક શીર પાણી ઉપર આવ્યું. બે હાથોએ એ ફેલાયેલ કેશોને દૂર કરી મુખને ખુલ્લું કર્યું. તાકીને જોયું તો એ મુખ બ્રહ્મચારિણી સિદ્ધિનું હતું. શ્મશ્રુવિહીન મુખની કોમળતા જોતાં બ્રહ્મચારીના શરીરમાંથી જાણે કે વીજળી પસાર થઇ ગઇ. ખભા સુધી પાણીમાં ઊભેલી બ્રહ્મચારિણી ડૂબકી મારી શરીરપ્રક્ષાલનનું કાર્ય કરી રહી હતી. એની હલચલથી નર્મદાનું પાણી ક્ષુબ્ધ થયું હતું. અને એવી જ રીતે એ દૃશ્ય જોઈને ક્ષુબ્ધ થયું હતું બ્રહ્મચારીના દેહનું લોહી.

- બ્રહ્મચારી નીડક એ તરફ જ જોઈ રહ્યા. સ્નાન કરી સિદ્ધિ કિનારા તરફ ચાલી, ને કિનારે જતાં દરેક ડગલે એનો દેહ ક્રમશઃ પાણીની ઉપર આવતો જતો હતો. નીડકની દૃષ્ટિ તે ઉપર જ જડાઈ ગઈ હતી વિચારોના ક્ષોભથી એમના શ્વાસની ગતિ તીવ્ર થઈ ઊઠી.

પોતાના યૌવનધનના શત્રુ મનુષ્યની દૃષ્ટિથી પોતાને સંપૂર્ણ સુરક્ષિત સમજતી સિદ્ધિ જળાવરણ ત્યાગીને બહાર આવી ને અન્ય આવરણો વડે શરીરને સુરક્ષિત અને સુશોભિત કરવા લાગી. કમરે મૃગચર્મ બાંધ્યું ને અકોમળ છતાં ઉન્નત-વર્તુલ સ્તનોને કેળના વલ્કલમાં છુપાવી દીધાં. તપસાધનાનાં એ શત્રુઓને જાણે ઘડીભર છુટ્ટી આપી પાછાં કારાગારમાં પૂરી દીધાં.

નદીના પાણીનું કમંડલ ભરી પશ્ચિમ ક્ષિતિજ પર વિકસતા અનેક રંગી મેઘોવાળા સૂર્યને અંજલિ આપીને આશ્રમ તરફ ચાલી. એ જ ક્ષણે તેને કાને અવાજ આવ્યોઃ 'બ્રહ્મચારિણી!'

ચોંકીને એણે ડાબી તરફ જોયું. લાંબાં ડગલાં ભરતા બ્રહ્મચારી નીડક તેની તરફ આવી રહ્યા હતા. બ્રહ્મચારિણીએ મસ્તક નમાવી પ્રણામ કર્યા પરંતુ એક વિચાર ઝડપથી મગજમાં ધસી આવ્યોઃ 'પોતે જે સ્થાનને સુરક્ષિત સમજી બેઠી હતી ત્યાં જ...લીલા ઘાસમાં અદૃષ્ટ પડેલા સાપ ઉપર અચાનક પગ આવી જતાં જેવી લાગણી થાય તેવી જ લાગણી સિદ્ધિને થઈ. તોપણ એ તો મસ્તક ઝુકાવી, કરસંપુટ જોડી રાખી આજ્ઞા માગતી ઊભી રહી.

બ્રહ્મચારીની તીવ્ર દૃષ્ટિ એ મુદ્રાને નીરખી રહી. શબ્દો જાણે કે ખોવાઇ ગયા. તરલસ્વરે બ્રહ્મચારીએ પૂછ્યુંઃ 'બ્રહ્મચારિણી, જીવનનો ઉદ્દેશ, ધ્યેય શું?'

'બંધનોમાંથી મુક્તિ.' જવાબ મળ્યો.

બ્રહ્મચારિણીના મોઢા પર દૃષ્ટિ કેન્દ્રિત કરી તેમણે પૂછ્યુંઃ 'જીવનનું પ્રયોજન શું જીવનનો નાશ કરવા માટે છે? જીવન શું છે?'

થોડી ક્ષણો મૂંગા રહી બ્રહ્મચારિણીએ જવાબ આપ્યોઃ 'મહર્ષિના વ્યાખ્યાનોમાં એ આવ્યું નથી હજુ. જ્ઞાનનિધિ, આપ જ એ પ્રશ્નનું સમાધાન કરો.'

મૃદુ હાસ્યથી બ્રહ્મચારીની મૂછો ફરકી ઊઠી પરંતુ બ્રહ્મચારિણીની નજર તો નર્મદાની રેતી પર જ હતી.

નીડક બોલ્યાઃ 'શંકા ઉત્પન્ન કરી એનું સમાધાન કરવું, દુઃખની કલ્પના કરી તેમાંથી છૂટવાનો ઉપાય શોધવો; શું એ જ જીવનના ઉદ્દેશ છે? બ્રહ્મચારિણી! જીવનની પ્રવૃત્તિ અને ગતિએ શું તને કોઈ વાર સ્વાભાવિક માર્ગ તરફ નથી બોલાવી?'

થોડી ક્ષણો મૂંગા રહી સિદ્ધિએ ઉત્તર આપ્યોઃ 'જ્ઞાનનિધિ, મારું તપ અપૂર્ણ છે. મારા આત્માને હજુ બ્રહ્મનો સાક્ષાત્કાર થયો નથી.'

'આંખો મીંચીને જે બ્રહ્મની શોધ થઈ શકે છે એ બ્રહ્મ વિશે મારો પ્રશ્ન નથી, બ્રહ્મચારિણી! પ્રત્યક્ષ અનુભવમાં જે જીવન આવે છે તેની હું વાત કરું છું.'

પ્રશ્નનો ભાવાર્થ બરાબર ન સમજતાં, નેત્રો નમાવી રાખીને જ બ્રહ્મચારિણીએ કહ્યું: 'ઋષિવર્યનું કથન હું ગ્રહી શકી નહિ. જીવન શું છે?'

દીર્ઘ નિઃશ્વાસ સાથે બ્રહ્મચારીએ ઉત્તર આપ્યોઃ 'નર્મદાનો વહેતો પ્રવાહ તેનું જીવન છે. પ્રવાહની ગતિ રોકી એને ઉદ્‌ગમસ્થાન તરફ ઉપર લઇ જવાની ચેષ્ટા કરવામાં આવે અગર નદી જ પ્રવાહને દુઃખ સમજી ગતિનિરોધ કરીને પ્રવાહમાંથી મુક્તિ ચાહે તો?...?'

કરસંપુટ ધરી રાખી બ્રહ્મચારિણીએ વિનયથી કહ્યું: 'આવું અગમજ્ઞાન કેવળ તપોપુંજ ભવિષ્યદ્રષ્ટા ઋષિઓને પ્રાપ્ત હોય છે. જ્ઞાનધન,' મારો આત્મા તો જ્ઞાનહીન અને નિર્બલ છે.'

'સંભવતઃ તું જીવનની ઇચ્છાને જ નિર્બલતા સમજતી હશે. જીવનની ઈચ્છાને વાસનાનું નામ આપી એને હણવાનો સતત યત્ન કરીને દુઃખને સુખ તથા સુખને દુઃખ માનવા

મથીને તું ભૂલીજ જવા માગે છે કે જીવન શું છે!'

રક્તાવેગથી બ્રહ્મચારીના દેહમાં જાગી ઊઠેલી ઉત્તેજનાનું જ્ઞાન, સંપર્કના અભાવે બ્રહ્મચારિણીને ભલે ન હોતું; તોપણ એ એટલું તો સમજી શકી કે સવારે પ્રવચન વખતનો સ્થિર ગંભીર ભાવ અત્યારના તરલ કમ્પિત સ્વરમાં નથી. એનું કારણ જાણ્યા વગર જ એક મધુર મૂઢતા એના મસ્તકમાં પ્રવેશ કરવા લાગી હતી. અંજલિ-બદ્ધ સ્થિતિમાં એણે વિનતિ કરીઃ 'હે જ્ઞાનઘન, જ્ઞાનદાન કરો.'

'જ્ઞાન?' દીર્ઘ નિશ્વાસ લઈને બ્રહ્મચારીએ પોતાની નજર નદીને પેલે પાર પેલી ઉત્તુંગ સંગેમરમર શી શિલા પર ઠેરવી. ચક્રવાક-દંપ પોતાની જીવનશક્તિના વહેતા પ્રવાહને ખાળી રાખવા અશક્ત બની એક નવું જીવન રચવામાં મશગૂલ હતું. ઉત્કૃષ્ટ આનંદનો એમનો ઉચ્છ્વાસ તીવ્ર ચીસરૂપે નર્મદાના પાણી પર રેલાતો હતો. એ તરફ સંકેત કરી બ્રહ્મચારીએ કહ્યું:'ત્યાં જુઓ, બ્રહ્મચારિણી!'

બ્રહ્મચારિણીએ નજર ઊંચી કરી જોયું. વિષયાન્ધ શરીરોનો આવો વ્યવહાર તેણે અગાઉ પણ જોયેલ હતો. એવે વખતે નજરને સાથી ખસેડી લઈ પ્રાણાયમ દ્વારા મન અને ઈન્દ્રિયોનો નિરોધ કરી એ આક્રમણથી બચવામાં એ ઘણી વાર સફળ થઈ હતી.

પરંતુ યુવાન બ્રહ્મચારીની હાજરીમાં, તેના જ સંકેતથી નજરે પડેલા આ દૃશ્યથી તેનું શરીર ઝણઝણી ઊઠયું. આંખો નીચી ઢળી ગઈ. મુખ આરક્ત થઈ ગયું.

બ્રહ્મચારી નીલકના શ્વાસની ગતિ તીવ્રતર થઈ ગઈ. સ્નાયુઓ વીણાના ખેંચાયેલા તારની માફક ઝણઝણવા લાગ્યા. બ્રહ્મચારિણી તરફ તેનું શરીર તીવ્ર વેગથી આકર્ષિત થતું હતું. ઝૂકેલી આંખો ને મુખની લાલિમા મૌન છતાં જાણે બોલી રહ્યાં હતાં. એક ડગલું આગળ આવી કંપતા અવાજે તેણે પૂછ્યું: 'બ્રહ્મચારિણી, શું એ પાપ છે? અનાચાર છે? તો શું જીવન પણ પાપ અને અનાચાર નથી?'

આંખો મીંચીને જ છતાં પણ કંપતા સ્વરે બ્રહ્મચારિણીએ ઉત્તર આપ્યો: 'તપોધન, ઋષિઓના વચન અનુસાર આ તો અજ્ઞાનને કારણે વાસનાના કાદવમાં ફસાઈને મુક્તિમાર્ગથી ચ્યુત થવાની ક્રિયા છે, એથી આત્મા દુઃખના બંધનમાં ફસાઈ જાય છે. એ જીવન ભ્રમ અને માયા છે'

'શું આ દુઃખનું બંધન છે, બ્રહ્મચારિણી?' તેના તરફ એક ડગલું વધુ આગળ વધી નીલકે પૂછ્યું: 'તને ખાતરી છે કે ચક્રવાકની આ જોડી અત્યારે જન્મ-મૃત્યુના માયા-બંધનને સમીપ નિહાળી આમ ચીસો પાડે છે! કે જીવનના શ્વાસોશ્વાસની પૂર્તિના આવેગમાં આત્મવિસ્મૃત બની રહી છે!'

બોલતાં બોલતાં નીલક સિદ્ધિની તદ્દન પાસે આવી ગયો છે. શ્વાસના વેગથી તેની મૂછો ફરકી રહી છે, ને બહાર નીકળતો ઉષ્ણ શ્વાસ તો સિદ્ધિના મસ્તકને સ્પર્શી તેની જટાના વાળને પણ હલાવી રહ્યો છે.

'શું આ જીવન માયા અને ભ્રમ છે, બ્રહ્મચારિણી?' તેમણે પૂછ્યું. 'શું જે સત્યનો અનુભવ રોમેરોમ કરી શકે છે, એ સંસારના વ્યાપક બ્રહ્મની શક્તિ માયા અને ભ્રમ છે અને આપણી કલ્પનાના વિશ્વાસથી ઊભી કરેલી, ઇન્દ્રિયપ્રાપ્ય જ્ઞાનની ઉપેક્ષા કરી, અતૃપ્તિ ઉત્પન્ન થતાં દુઃખને જ સુખ સમજવાના યત્નો કરીએ, એ સત્ય? તું મિથ્યાને સત્ય તથા સત્યને મિથ્યા માનતી હો એમ તને નથી લાગતું?' તર્જની ઊંચી કરી તેમણે સીધો પ્રશ્ન કર્યો: 'તું શું તારા હૃદયમાં જીવનશક્તિને કામનાના રૂપમાં નથી અનુભવતી? તારા હૃદયમાં શું દંદ નથી જાગ્યું?'

ઝૂકેલાં, ત્રસિત અને વિશાળ નેત્રોને સહેજ ઊંચાં કરી સિદ્ધિએ કહ્યું: 'અંતર્દ્રષ્ટા, આપની વાત સાચી છે. હું નિર્બળ છું. ઇંદ્રિયોનું દમન હું હજી કરી શકતી નથી.'

બ્રહ્મચારીએ પોતાનો હાથ સિદ્ધિના ખભા ઉપર મૂક્યો. સિદ્ધિનું શરીર જાણે તેના ભારથી ડગી ગયું. હાથ વડે તેની પીઠને ટેકો આપી,

બીજા હાથે તેની ચિબુક ઊંચી કરી બ્રહ્મચારીએ કહ્યું: ' સુંદરી, આ દ્વંદ્વજીવનનો અનુભવ, જીવનની શક્તિ છે. '

બ્રહ્મચારિણીના પગ કંપી ઊઠ્યા; જાણે કે તે હમણાં પડી જશે. સહેજ હતોત્સાહ થઇ બ્રહ્મચારીએ પૂછ્યું: ' સુંદરી, મારા કઠોર સ્પર્શે તને અસુખ થતું જણાય છે ? '

' નહિ બ્રહ્મચારી ' કંપતા સ્વરે સિદ્ધિએ ઉત્તર આપવા યત્ન કર્યો: ' કંઇક અસહ્ય, કાંઇક અપ્રાપ્યની વાંછના જેવું...' શબ્દો તો અધૂરા જ રહ્યા; પરંતુ તેનું જટાવૃત્ત મસ્તક બ્રહ્મચારીના વક્ષસ્થળ પર ટેકવાઇ ગયું; ને નીકકના ઓષ્ટ સિદ્ધિની જટાનો સ્પર્શ કરવા લાગ્યા

સહસા ચોકી ઊઠીને સિદ્ધિ પોતાના પગ પર ઊભી થઇ ગઇ. ' જ્ઞાનધન, ' તે બોલી: ' અજ્ઞાનનો અંધકાર મને ઘેરી રહ્યો છે. જ્ઞાનનું દાન કરો. '

' જ્ઞાન ? ચેતનાનો વિકાસ એ જ જ્ઞાન છે.' બ્રહ્મચારીએ કહ્યું. ' ચેતનાનું દ્વાર ઇન્દ્રિયો છે. ને ઇન્દ્રિયો પોતાનો માર્ગ પ્રકૃતિ પાસેથી મેળવે છે. પ્રકૃતિનું હનન અને દમન એ જ અજ્ઞાન છે. '

નિર્બળતાનો અનુભવ કરતી સિદ્ધિએ આશ્રયની શોધમાં પોતાના બંને બાહુ શરીરના સમગ્ર ભાર સાથે બ્રહ્મચારીના ખભા પર ટેકવ્યા

નર્મદાની રેતી પર કમ્પિત ચરણોનાં પગલાં મૂકતાં બ્રહ્મચારી અને બ્રહ્મચારિણી નદીતટની એકાંત શિલાઓ તરફ ચાલી નીકળ્યાં.

ચન્દ્ર અને તારાઓ પોતાનાં શીતળ કિરણોની આંગળીઓ વડે આવરણના કાળાં વાદળોને હટાવી પૃથ્વી પર થવાના સૃષ્ટિક્રમના એ વ્યાપારને જોઇ સંતોષ પ્રકટ કરી રહ્યા. બ્રહ્મશક્તિ, સૃષ્ટિની જરૂરિયાતોને પૂર્ણ કરવા પ્રાકૃતિક શક્તિનો ઉપયોગ કરી રહી હતી.

×

શ્રાવણનાં વાદળાઓની અવિરત ધારા તો બ્રાહ્મ-મુહૂર્તથી જ શરૂ થઇ ચૂકી હતી. યમ-નિયમના પાલન કરનારા ઋષિઓ પ્રાતઃકર્મથી પરવારી આશ્રમના વિશાળ વડ હેઠે જ્ઞાનચર્ચા માટે એકત્ર થતા હતા. યજ્ઞનો પવિત્ર ધૂમ્ર વારંવાર દિશા બદલતી હવાના પ્રહારો ખાતો વડની ચારે બાજુ જાણે કે બંધાઈ ગયો હતો.

ગઇકાલે મધ્યાહ્નથી બ્રહ્મચારી નીકકની ગેરહાજરી તથા સાંજે સ્નાન પછી બ્રહ્મચારિણી સિદ્ધિનું પાછા ન ફરવું એની ચિંતાઃ એ બને બાબતો આશ્રમવાસીઓના ચિત્તને ક્ષુબ્ધ કરી રહી હતી.

તોપણ મહર્ષિ દીર્ઘલોમ ઉપદેશ આપી રહ્યા હતા: ' વાસના માણસની સર્વથી મોટી શત્રુ છે. વાસનાના અગ્નિમાં માણસનું જ્ઞાન સૂકા સમિધ ( લાકડાં ) માફક ભસ્મ થઇ જાય છે. '

એ જ સમયે નર્મદા-તટની એક ગુફામાં નીકકે નિદ્રાભંગની તૈયારી રૂપે આળસ મરડ્યું. તેના શરીરના હલનથી સિદ્ધિ જાગૃત થઇ ગઇ. નીકકની પાંપણો ખૂલે તે પહેલાં જ ઉપેક્ષિત મૃગચર્મને શરીર પર ખેંચતાં, ગુફા બહાર દૃષ્ટિ કરી તેણે કહ્યું: ' બ્રાહ્મમુહૂર્ત વીતી ચૂક્યું લાગે છે ! '

' હા, ' નીકકે કહ્યું, ' સમાધિનો સમય પણ ગયો જણાય છે.' સિદ્ધિની ગ્રીવાને પોતાના હાથોમાં લેતાં કહ્યું: ' અનેક વરસો સુધી સમાધિ દ્વારા પરમ સુખમાં લીન અને આત્મ-વિસ્મૃત થઇ સંસારને ભૂલી જવાનો યત્ન કરતાં પણ શું તું કદી આટલી આત્મ-વિસ્મૃત થઈ શકી હતી, જેટલી તું આ પૂર્ણ રાત્રિએ થઇ શકી ! ' સિદ્ધિના અર્ધમીંચ્યાં નેત્રોથી નેત્ર મેળવતાં નીકકે પૂછ્યું.

આત્મતૃપ્તિમાં ફરીથી આત્મ-વિસ્મૃત થતાં નીકકની ગ્રીવાને આલિંગન કરતાં સિદ્ધિએ ઉન્મેષ નેત્રોથી જવાબ આપ્યો: ' આર્ય, સત્ય કહો છો. '

[ શ્રી યશપાલ કૃત હિંદી વાર્તાનો અનુવાદ

મણિલાલ અલગારી

# ઊથલપાથલ

અવિશ્વાસ કરવા જેવી વાત નથી.

પ્રાંતના સુપ્રસિદ્ધ દૈનિકમાં તેના જ ખાસ ખબરપત્રીએ મોકલેલા ખબર મોટા અક્ષરે પ્રસિદ્ધ થયા છે.

મોટા મથાળા નીચેના નાનકડા પારીગ્રાફ ઉપર મેં ફરી એકવાર નજર ફેરવી—જાણે ખાતરી કરતો હોઉં એમ: 'સત્કાર્યે દાન—બાજુડાંગાના શ્રીમાન લોકનાથ મિત્ર ૫૬ વરસની વયે સ્વર્ગસ્થ થયા છે. મૃત્યુ સમયે બાજુડાંગામાં એક હૉસ્પિટલ અને ચિકિત્સાલય માટે જિલ્લા બોર્ડના નામે ત્રણ લાખની કિંમતના પોતાની કંપનીના શેરનું તેઓએ દાન કર્યું છે. આ દાન માટે શ્રીમાન મિત્રમહાશયનું નામ ચિરસ્મરણીય રહેશે. અમે તેમના આત્માને શાંતિ ચાહીએ છીએ.'

આ દૈનિકના આંતરરાષ્ટ્રીય સમાચારો, દેશપરદેશની આર્થિક પરિસ્થિતિ ઉપરની સમાલોચના અને બજારના ભાવતાલ તથા સારી યે સંસ્કૃત દુનિયાના સામાજિક અનેકવિધ ઉત્તેજિત સમાચારો છોડીને બાજુડાંગામાં કોઈ હૉસ્પિટલ સ્થપાઈ કે નહિ એ જાણવાનું કુતૂહલ ભાગ્યે જ કોઈને થયું હશે.

પણ મારા હાથમાંનું છાપું લટકી રહ્યું અને દૃષ્ટિ સમક્ષ લોકનાથ મિત્રનું જીવન ખડું થયું. હું લોકનાથ મિત્રને ઓળખું છું. એમના જીવનના અજ્ઞાત્ ઇતિહાસનાં થોડાંક જ પાનાં જો આજે લોકચક્ષુ સમીપ પ્રગટ કરી બેસું તો તેમનો આત્મા મને શાપમુક્ત રાખે એમ પ્રાર્થું.

લોકનાથ મિત્રના જીવનનાં અનેક ઝાંખાં ચિત્રો મારી નજર સમક્ષ ખડાં થઈ ગયાં.

કલકત્તાની એક કમિશન એજન્ટની પેઢીમાં મહિને રૂપિયા ચાળીસના પગારની મારી નોકરી હતી. બહુબજારની એક ગલીમાં સસ્તા દામની લૉજમાં ખાતો અને પડ્યો રહેતો. દર શનિવારે ટ્રેનમાં મારે ગામ એક આંટો મારી સોમવારે ઑફિસ સમયે કલકત્તામાં પહોંચી જતો. બાજુડાંગા સ્ટેશનથી બે માઈલ દૂર હતું. એટલે દર અઠવાડિયે આમ બે-ત્રણ ચાર માઈલ ચાલવાની કસરત કરવી પડતી. એવી બાજુડાંગા ગામની અને મારી સ્થિતિ હતી. જીવનમાં કેટલાં ય યૌવનનાં વર્ષોમાં આવી મુશ્કેલી વેઠી છે. એની ગણતરી કર્યે પાર આવે તેમ નથી.

સમગ્ર બાજુડાંગામાં સારી સ્થિતિના માટે કોઈની ય તરફ આંગળી ચીંધવી હોય તો તે લોકનાથ મિત્ર તરફ જ. પણ એ તો મોટી ભૂલ હતી એમ એક પદાર્થપાઠથી જાણી ચૂકેલો. લોકનાથના પૂર્વજો જે અઢળક દ્રવ્ય એકઠું કરી ગયેલા હતા તે લોકનાથના સમયમાં ઘટતું ઘટતું લગભગ ખાલી થઈ જવાની દશામાં જ હતું. ઘણા લોકો આ સમજી શકયા નહોતા પણ મને તો બરોબર સૂઝી ગયેલું.

લોકનાથને કુટુંબમાં એક પત્ની અને એક છોકરી જ હતાં. છોકરી સદૈવ રોગી હતી. એક રવિવારે ગામના તળાવમાંની માછલી પકડવાનો નિષ્ફળ પ્રયત્ન કરીને ઘરે આવી જ્યાં ચાનો પહેલો ઘૂંટડો ભરું છું ત્યાં કોઈએ બહારથી સાદ કર્યો: 'તારક છે કે?'

બહાર આવીને જોયું તો લોકનાથ મિત્ર. મારા બેઠકના ઓરડામાં ફાટેલી શેતરંજી પાથરી તેમને બેસવા કહ્યું.

મારે ત્યાં લોકનાથનું આગમન એ તદ્દન અણધાર્યું ગણાય.

ઘરના રાચરચીલાની, અનાજની મોંઘવારી ને બીજા કલકત્તાના તાજા સમાચાર વગેરે પૂછી અને કહ્યું: 'તારક, એક વાત કરવા આવ્યો છું. પણ તને કહેતાં મારી જીભ ઊપડ

કંતી નથી અલિજાન પાસે મારા દોઢસો રૂપિયા છે ફરિયાદ કરવાનો ભય દેખાડું છું કે પગમાં પડે છે અને આજ દઉં, કાલ દઉં કરે છે હું કહું છું કે એકસાથે તો દઈ શકવાનો નથી, દશ-પંદર જે દઈ શકે તે દે ગઈકાલે આપવાનો વાયદો હતો પણ હજી આવ્યો નથી પણ મેં કાનાઈ મોઢીને એના પૈસાનો આજનો વાયદો આપ્યો છે એણે તો વચનભંગ કર્યો પણ મારાથી એમ થોડું થાય છે? અલિજાનના પૈસા કાલ કે પરમદિવસે આવશે ચોક્કસ એટલે તારી પાસે વધુ નહિ, માત્ર દશ રૂપિયા લેવા આવ્યો છું આવતા શનિવારે તું ઘરે આવીશ ત્યારે અથવા વહુમાને પહોંચાડી દઈશ આ એની ની ઉપાધી પણ લોહીનું પાણી કરી નાખે છે એમ થાય છે કે કલકત્તા જ જતો રહું તમારી ઑફિસમાં એકાદ નોકરી ન મળે

ચાળીશ રૂપિયાના પગારમાં મારું બજેટ થઈ ગયું હતું ૪૭ રનું એટલે કે રૂ ૭) ઉધાર લેવાના હતા મહિનાની અંતે જૂનાં છાપાં વેચતા દશબાર આના મળવાના હતા તેમાંથી ઑફિસના ચાવાળાના પૈસા ચૂકવવાના હતા આ રીતે રોજમેળમાં ઉધાર પાસું જ વધી જતું હતું

પણ લોકનાથમામુ પોતે રૂપિયા માગવા મારા જેવા માણસ પાસે આવ્યા છે એ ય કાંઈ સામાન્ય વાત નથી સીની પૂંજીમાંથી દશ રૂપિયા તેમને આપી દીધા તેઓ બહુ આભાર માનતા, ને અલિજાનને ગાળો દેતા ઊઠયા જતાં જતાં મને જણાવ્યું જો આવતા શનિવાર પહેલાં અલિજાન રૂપિયા નહીં આપે તો પછી વહુમાને '

મેં કહ્યું 'ના ના એની કંઈ ઉતાવળ નથી બે દી મોડા આવશે તો ય કંઈ ચિંતા નથી '

લોકોની ખાનગી અને વ્યક્તિગત વાત પાંચ ઠેકાણે કહેવી એમાં સજ્જનતા નથી તોપણ આ વાત હું કેમે ય ગુપ્ત રાખી ન શક્યો અમે નાટક કરવાના હતા તેનું દર રવિવારે સાંજે થીએટરમાં રીહર્સલ થતું હું ય હાજર રહેતો એટલે તે દી પણ ગયો

બરોબર કયે પ્રસંગે લોકનાથમામુની વાત નીકળી તે આજ યાદ નથી આવતું પણ વાત વાતમાં એમની નાણાભીડની વાત મેં કહી નાખી

અમારી મંડળીમાં નારદનો પાઠ લેનાર બંકુ ચાટુજ્યે બોલ્યો: 'શું કહે છે! અંતે તને પણ ધામાં લીધો!'

એમાં એક ગુપ્ત અર્થ હતો, સમજી ગયો બીજી મિનિટે વળી વધારે જાણવાની તક મળી બંકુ ચાટુજ્યે બોલ્યો 'ગામમાં એવો એક પણ માણસ નથી જેનો એ દેવાદાર ન હોય એટલું જ નહીં પણ જમીન-જાગીર અને ઘર પેલા ગામના કુન્ડુઓને ત્યાં ગીરો મૂકેલાં છે. આટલા દિવસ સુધી માત્ર તું જ બાકી હતો હવે તું પણ '

ખૂબ દુઃખ થયું હવે દશ રૂપિયા પાછા હાથમાં નથી આવવાના અને પાછા બજેટમાં જે સાત રૂપિયા ઘટતા હતા તે હવે ક્ષણમાં સત્તર થઈ ઊભા હતા અને મહિનાની શરૂઆતમાં ૪૦ રૂપિયા પગાર લઈ માસનું ખરચ અને સત્તર રૂપિયા ખોટ પૂરી કરવી એ કેટલું આકરું છે તે વિચારે અડધો થઈ ગયો

ત્યાર પછીના અઠવાડિયે પણ મારે ગામ ગયો રવિવારે નદીમાં સ્નાન કરવા જતો હતો ઓચિંતા માલૂમ પડ્યું કે મોટા વડની ઓલી-કોર જે કાશવન છે તે તરફથી આવતો કોઈ માણસ પાછો ફરી ચાલવા માંડ્યો. અવરજવરને હિસાબે એ રસ્તો સુગમ નહોતો એટલે કોણ છે એ જોવા માટે પગ થોડા વેગે ઉપાડ્યા તો લોકનાથમામુ

લોકનાથમામુએ કદાચ એવી આશા નહીં રાખી હોય બોલ્યા 'તારક કાલે રાતે તારે ત્યાં આવું આવું કરતો હતો પણ અવાણું નહીં પણ તારક, તને હું કહી રાખું છું જો અલિજાનને હું ઠેકાણે ન લાવું તો મારું નામ લોકનાથ

નહીં. હાઈકોર્ટના કોઈ સારા વકીલ સાથે તારે ઓળખાણ છે? અમારા મહાલના વકીલો– જવા દે એમની વાત–કેવળ પૈસા ખાઈ જાણે છે.'

'એ સંબંધી પાછી વાત કરશું' એમ કહી હું નદી ભણી ચાલવા માંડ્યો. મારો મનોભાવ જોઈ તેઓ બહુ ભોંઠા પડી ગયા હતા તે સમજતાં મને વાર ન લાગી.

સાંજે થિયેટરમાં ગયો પણ પાછા આવતા રહેવું પડ્યું. સંચાલક કલકત્તે ગયા હતા. એટલે રીહર્સલ બંધ હતું.

ઘરે આવી એક જૂના માસિકનાં પાનાં ફેરવું છું એવામાં બારણે કોઈએ ટકોરા માર્યા. ઉતાવળે બારણાં ઉઘાડ્યાં તો લોકનાથબાબુ.

આવકાર આપી શેતરંજી પર બેસાડ્યા. લોકનાથ બોલ્યાઃ 'તારક, મારી એક વાત સાંભળીશ?'

વળી પાછી રૂપિયાની જરૂર પડી છે એમ સમજ્યો. લોકનાથબાબુ બોલ્યાઃ 'તારી માફી માગું છું, ભાઇ. સવારે તને ભાળીને હું ખૂબ શરમાઈ ગયો હતો. મારી સર્વ વાત ખોટી છે, સાવ ખોટી. અભિજન પાસેથી મને કંઇ મળવાનું નથી. માગ ઘરબાર કુન્ડુઓને ત્યાં ગીરો છે. ડિક્રી થઈ ગઈ છે. કોઇ દી બજવણી કરી મને હાંકી કાઢશે. લોકોની પાસે ઉધાર હવે નથી મળતું. લોકો માને છે કે હું જૂઠો છું. કાનાઈ મંડળની મોદીખાનાની દુકાન મારા જ પૈસે થઇ છે. મેં એને એમ જ પાંચસો રૂપિયા આપ્યા હતા હેન્ડ નોટ પણ લખાવી નહોતી. આજ એ જ કાનાઈ મને જણસ પણ આપતો નથી. ગોપાળ કંદોઈની દુકાનનો ઇતિહાસ પણ તું ક્યાં નથી જાણતો? જવા દે એ સંભળાવવાની જરૂર નથી. પણ આજે હું કોડીહીન ભિખારી છું. પણ એથી મ હું ગાંજું તેમ નથી તારક. મને ચિંતા મારી છોકરી મિન્ટુની છે. મેં ધાર્યું હતું કે તેને પરણાવી હું ક્યાંક પરદેશ ચાલ્યો જઈશ. પણ એ ત્રણ વરસથી મેલેરીઆથી પીડાય છે. પહેલાં તો દાક્તરની દવા ખવરાવતો. વરસેકથી એય બંધ છે પરંતુ આજ એને...'

લોકનાથબાબુ ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યા. મેં એમને થોડું આશ્વાસન આપી શાંત કર્યા.

તેઓ બોલ્યાઃ 'ગઈરાતથી એને હેડકી શરૂ થઈ છે. હજી પણ અટકતી નથી. મમરાનું પાણી વગેરે ઉપાય પણ અજમાવ્યા પણ કંઈ ન વળ્યું. આજ આખો દી એટલી બધી રિબાઈ છે કે મારાથી જોયું જતું નથી ને પૈસાને અભાવે દવાનું એક ટીપું પણ હું પાઈ નથી શકયો. એક દી મારી પાસે બધું હતું. મારે લીધે ઘણા લોકો આગળ વધ્યા છે. અત્યારે તેઓ જ કહે છે કે હું પૈસા ઉધાર લઇ પાછા આપતો નથી–હું ખોટાબોલો છું.'

લોકનાથબાબુની આંખમાંથી પાછાં આંસુ વહેવા લાગ્યાં. લૂછીને તેઓ બોલ્યાઃ 'એને માટે દુઃખ નથી થતું, તારક, પણ મારી મિન્ટુ આખો દિવસ મારી નજર સામે પીડા ભોગવતાં મરે અને એક ટીપું ઔષધ પણ હું તેને ન દઈ શકું એનો જ શોક મને કોતરી...'

તેઓ વાત પૂરી ન કરી શક્યા.

મેં કહ્યુંઃ 'આ વાત તો તમે પહેલાં કરી નહોતી? ગયે અઠવાડિયે પણ કહ્યું હોત તો હું કલકત્તાની કોઈ હૉસ્પિટલમાં દાખલ કરવા વ્યવસ્થા કરત. વારુ, ચાલો તમારે ઘરે.'

ગામમાં એક જણ હોમીઓપથીથી ચિકિત્સા કરતો હતો. તેને બોલાવી સાથે લઈ ગયો.

ત્યાર પછીના મર્મભેદી દશ્યનો ઉલ્લેખ ન કરવો એ જ ઠીક છે. મોડી રાતે મિન્ટુ ચાલી ગઇ.

બીજે અઠવાડિયે બાજુડાંગા ગયો ત્યારે લોકનાથબાબુને જોયા નહિ. સાંભળ્યું કે મિન્ટુના મૃત્યુથી એની બા મૂર્છિત થઈ ગઇ હતી અને એ મૂર્છા વળી જ નહીં. એને બીજે દિવસથી જ લોકનાથ ક્યાંક જતા રહ્યા હતા.

લગભગ બાર વરસ પછીની વાત કરું છું.

અમારી આઢતની ઑફિસનો કાચો માલ ખરીદવા એક નાનો ડીપો હતો—ઉત્તર પશ્ચિમની સરહદના એક નાનકડા શહેરમાં. ત્યાંનો કામચલાઉ ઑફિસર થઇ આવ્યો છું.

કલકત્તાના બહુબજારની લૉજમાં કંટાળાભર્યો લાંબો સમય ગાળ્યા પછી આ પરિવર્તન ખૂબ જ સારું લાગ્યું. ખુલ્લા મેદાનમાં અને શાલવનમાં ખૂબ ફરવા મળ્યું. મારી સ્ત્રીને કાયમ ખાટા ઓડકારો આવતા તે પણ અહીંની હવાથી મટી ગયા.

એકવાર કાચા માલની આવક બહુ ઓછી હતી અને હેડ ઑફિસેથી ટેલિગ્રામ આવ્યો હતો કે એક મોટો ઑર્ડર મળ્યો છે. અત્યંત જલદીથી માલની ડીલીવરી આપવાની જરૂર છે.

એ મુશ્કેલી કેમ કરી ટળે એની ચિંતામાં હતો એવામાં ખબર મળ્યા કે અહીંથી દશ માઇલ દૂરના જંગલના સીમાડે એક સપ્લાઈ કું. છે. એના માલિક એક બંગાળી બાબુ છે અને તેમની પાસે પુષ્કળ માલનો જથ્થો છે પણ બાબુ બહુ કંજૂસ છે. સવારે તેમનું નામ લેવું પણ નિષેધ ગણાતું. જરૂર જ જ્યારે ઊભી થઈ છે ત્યારે અમારી ઑફિસ ઊંચે ભાવે ખરીદતાં પણ અચકાતી નહિ. એટલે ઘોડા પર ચઢી દશ માઇલ દૂર તે કંપનીમાં પહોંચ્યો.

નિર્જન જંગલના એક છેડે કંપનીનું જબરજસ્ત કારખાનું હતું. લગભગ ત્રણસોથી ચારસો માણસો કામ કરતા હતા. ને સાંભળ્યું કે વિલાયત અને અમેરિકા સાથે તેમને વ્યવહાર છે. રેલ્વે સાઇડીંગ પણ તેમના કારખાના સુધી પથરાયેલી હતી.

મેં વિઝિટિંગ કાર્ડ મોકલી મુલાકાતની ઇચ્છા પ્રદર્શિત કરી.

અહીંયાં આ સ્થિતિમાં અગિયાર વરસ પછી હું લોકનાથબાબુને જોવા પામીશ એ મેં નહોતું ધાર્યું. લાંબાં અગિયાર વરસનો ઇતિહાસ સાંભળ્યો. કેવી રીતે ધીરે ધીરે વેપાર ખીલવ્યો. એ જેવું કુતૂહલપ્રેરક છે તેવું જ વિસ્મયકર છે.

મારી પેઢી સાથે તેમનો વેપારી સંબંધ બંધાવાથી હું વારે વારે ત્યાં જતો. એક દી લોકનાથબાબુની ગેરહાજરીમાં કારખાનાના મેનેજર પાસેથી તેમના સંબંધે વધુ વિસ્તારથી જાણવા મળ્યું.

કોડીહીન, ભિખારીવેશે લોકનાથબાબુ અહીં આવ્યા હતા. જેણે આ કારખાનું શરૂ કર્યું તેની છોકરીને પરણવાથી લોકનાથબાબુ કારખાનાના ભાગીદાર થયા. પછી સસરા ગુજરી ગયા. સાસુ પણ ગુજરી ગઇ. 'અત્યારે બધી માલિકી લોકનાથબાબુની જ છે.' મનેજર બાબુ બોલવા લાગ્યાઃ 'પણ મહાશય! આના જેવો મેશ્રી ભાગ્યે જ હશે. ધંધા કે ફેક્ટરી માટે પૈસા ખરચતાં પાછી પાની ન કરે પણ પોતાને માટે એક પાઇ ખરચવી હોય તો તેનો જીવ જાય. શરીરે પેલું ભૂખરું સ્વેટર જોયું'તું ને, એ હું દશ વરસથી જોતો આવું છું. પાસે જાઓ તો ખબર પડે કે કેટલે ઠેકાણે ટેભા લીધા છે. માતા લક્ષ્મીની કૃપાથી સંતાનમાં માત્ર એક દીકરી જ છે...' ચાનો ઘૂંટડો ચડાવી મેનેજરે આગળ ચલાવ્યું: 'તે ય નિરોગી નથી. મને ક્ષયનો સંદેહ છે. મેં કેટલીવાર કહ્યું કે છોકરીને નૈનિતાલ કે બીજી કોઇ હવા ખાવાની જગ્યાએ લઇ જાઓ કે મોકલી આપો. પણ મારી વાત સાંભળતા જ નથી. અમે તો નોકર માણસ વધુ શું કહીએ!'

થોડા દિવસ પછી પાછો કામકાજને અંગે ગયો. મેનેજરે જણાવ્યું કે લોકનાથબાબુ બે દિવસ સુધી ફેક્ટરીમાં આવ્યા નથી. પાસે જ એમનો બંગલો હતો. ત્યાં ગયો. એક હોમીઓપથીની ચોપડી લઇ લોકનાથબાબુ બેઠા હતા. મને જોઇ બોલ્યા: 'છોકરીને બહુ તાવ આવ્યો છે તારક. પણ સીરિયસ જેવું નથી. એવું એને વારે વારે થઈ આવે છે. જો હોમીઓપથીને આધારે બેચાર લક્ષણો પકડી શકાય તો પછી રામબાણ ઇલાજ હાથમાં જ છે. પણ બેચાર

લક્ષણો એવાં જણાય છે કે એનો મેળ હોમીઓપથી સાથે બેસાડી શકાતો નથી; એટલે જ મને લાગે છે કે દવા કારગત થતી નથી.'

મેં કહ્યું: 'આમ ઉંકરમત શું કરતા હશો! ઘોડો કે મોટર મોકલી સિવિલ સર્જનને બોલાવી એકવાર દેખાડી જુઓ. છોકરી તો ઘણા દીથી માંદી છે એમ સાંભળ્યું છે.'

'બોલ્યા કમબખ્ત નગેને કહ્યું હશે તમને, ખરું ને! મારી છોકરીની તબિયત કેટલી ખરાબ છે તે શું હું નહીં જાણતો હોઉં! એમાં નગેન શું જાણતો 'તો! એના માટે ૫૮ માઈલ દૂરથી સિવિલ સર્જન લાવવાની શી જરૂર છે? આટલે દૂર આવવા માટે સિવિલ સર્જન શું લેશે એ ખબર છે? અઢીસોથી એક પાઈ ઓછી નહીં એની બા બીમાર હતી ત્યારે ય એમના કહેવાથી સિવિલ સર્જન લાવ્યો હતો. એણે શું કર્યું—એને બચાવી શક્યો! તો પછી? અઢીસો રૂપિયા આપી બોલાવવો તે શું ખીસામાં મારી ચાલતો થાય તે માટે જ ને? પૈસો તમારે મન આજકાલ બહુ સસ્તો થઈ ગયો લાગે છે ખરું ને?'

દલીલનો કંઈ અર્થ ન લાગ્યો. ચાર દિવસ પછી તેમની છોકરી ગુજરી ગઈ. મેનેજર નગેનબાબુ મારે ત્યાં આવી ખબર આપી ગયા ને શેઠની કંજૂસાઈ ગાતા ગયા.

અગિયાર વરસ પહેલાંની એક રાત્રિનું ચિત્ર મારી નજર સમક્ષ ખડું થઈ ગયું. એક દી હાથમાં પાઈ નહોતી ને તેથી જ ચિકિત્સા વિના ને દવા વગર તેમની છોકરી ગુજરી ગઈ હતી. આજે અઢળક ધન હોવા છતાં ધન ઉપર અતિ મમતાને લીધે આ છોકરીએ પણ વિના ચિકિત્સાએ વિદાય લીધી.

આ બેમાં ભેદ ક્યાં છે? એ સમસ્યાનું સમાધાન કોણ કરશે?

આજે લોકનાથબાબુ પોતે મૃત્યુલોકમાંથી જતાં પહેલાં કદાચ એનું પ્રાયશ્ચિત્ત કરતા ગયા. ચિકિત્સાલય અને હોસ્પિટલ કરતાં એમણે એકઠા કરેલા ધનનો વધુ સદુપયોગ બીજો કયો હોઈ શકે!

દૈનિક અખબાર પાછું ઉઠાવી લીધું. આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. લોકનાથ બાબુના આત્માની સદ્ગતિ થાઓ.

[ પ્રવાસીમાંની બંગાળી વાર્તા પરથી

ઘાંચી અને ધોબી બે પડોશી હતા.

ઘાંચીને ત્યાં બળદ અને ધોબીને ત્યાં ગધેડો. ધોબીનો ગધેડો રાતવરતનો હોંચી હોંચી કરીને ઘણીય વાર અડધોઅડધ ઊંઘ ઉડાડી દે અને દિવસેય પડોશી તરીકે એની રંજાડનો લાભ ઘાંચીને ખૂબ મળે. અને ઘાંચીના બળદને એવી રંજાડ કરવાની ફુરસદ ક્યાંથી મળે? ઈ તો ઘાંચીનો બળદ.

ઘાંચી ધોબીના ગધેડાથી કંટાળી રોજ પ્રાર્થના કરે: 'હે ભગવાન! આ ધોબીના ગધેડાને મારી નાખ. હે, ભલા ભગવાન! આને તું આ દુનિયામાંથી લઈ લે. અને આમ ઘાંચીનો એકેય દિવસ પ્રાર્થના વિના નથી જતો.

એક સવારે ઘાંચી ઊઠીને કુળિયામાં જુએ છે તો પોતાનો બળદ મરેલો પડ્યો છે. ઘાંચી તો આ જોઈને આભો જ બની ગયો. એને થયું કે ના, મારી પ્રાર્થના તો ભગવાને સાંભળી ખરી. પણ એમાં રહેલી ભગવાનની ભૂલ પકડી પાડતાં એક ઠંડો નિશ્વાસ નાંખતાં બોલ્યો: 'હે ભગવાન! તું આટઆટલાં વર્ષોથી ભગવાનપણું કરે છે પણ મને શી ખબર કે તારામાં હજી કયો ગધેડો અને કયો બળદ એ પારખવા જેટલીયે અક્કલ નહિ હોય!'

# જવના જવારા

મયૂર

એક હતો રાજા.

રાજાને રૂડું ને રળિયાળું રાજ ને આભલામાં ભાત પાડે એવી કળાયલ રાણી. તો ય રાજાને અંતરે વેદનાનો પાર નહિ. રાજા રાજ કરે, રાજની આંટીઘૂંટી ઉકેલે, પ્રજાની ભીડ ભાંગે પણ એક પોતાનું દુઃખ નિવારવું એ એના હાથની વાત નહિ. રાજા દુઃખમાં ઝૂર્યા કરે ને એની રાણી યે ખાતા ને પીતાં, સૂતાં ને બેસતા, હરતાં ને ફરતાં રોયા કરે, રસરસ રોયા જ કરે. એની આંખેથી શ્રાવણ ને ભાદરવો કદી યે ન સુકાય.

રાજમાં રોમરોમ સાયબી ને પ્રજા ઝલોઝલો કરે તો ય બચાડા જીવને કોણ જાણે કેવડા ય મોટાં દુઃખ કે સુખના દિવસ પણ ખારા ઉસ જેવાં લાગે ને દુઃખ તે કાંઈ જેવાં તેવાં દુઃખ હતાં? જેવાં કહીએ તેવા દુઃખ હતાં ભગવાને રૂડું રાજ દીધું'તું, સાજસાયબી દીધી'તી, બધું ય દીધું'તું, પણ એક શેર માટીનો જીવ જ નો'તો દીધો ખોળાના ખૂંદનાર વિના રાણીનો ખોળો વાંઝિયો હતો ને પગલીના પાડનાર વિના એનાં આંગણાં ઝાંખાઝપટ હતા.

ધરમ–ધ્યાન કરવામાં કાંઈ બાકી નથી રાખી. તપ–તીરથનો આરોવારો રાખ્યો નથી, તો ય રાણીને ઘરે પુતરનાં પારણાં બંધાણાં નથી. રાજારાણી શંકરને દેરે ઊભાં ઊભાં કરગરે છેઃ 'તારે દરબાર તો, દેવ! માટીના પિંડપિંડાં ખડક્યા છે ને એમાંથી શેર માટી અમને દીધે કાંઈ તોટો પડી જશે?' તો ય ભગવાનને કોઈ દિવસ એ ઓશિયાળા જીવની દયા આવી નથી ને એક શેર માટી આપવા જેટલો ય એ દેવ ઉદાર થયો નથી.

પછી તો રાજાને રાજ ને કાજ બધું કડવું વખ જેવું લાગવા માંડ્યું છે. એણે તો પછી નક્કી કર્યું છે કે કાં તો કામ કરેહ કરું છું ને કાં દેહ પાડું છું. મનમાં એવી ગાંઠ વાળીને રાજા એક દિવસ જંગલની વાટે ચાલી નીકળ્યો છે.

રાજા તો ચાલ્યો જાય છે. ટાઢતડકો, ભૂખતરસ, કાંટા–કાંકરા, કાંઈ યે લેખામાં ગણતો નથી ને એ તો આગળ ને આગળ ચાલ્યો જ જાય છે.

ચાલતાં ચાલતાં એક નદી આવી છે. નદીને કાંઠે શંકરનું દેરું છે ને મઝાની વનરાઇ છે. રાજા તો ત્યાં ઝૂંપડી બાંધીને રહ્યો છે બંટી, કોદરા, ફૂલમૂળ જે મળે તે ખાય છે ને શંકરની ભક્તિ કરે છે.

એમ કરતાં કરતાં એક દિવસ સાંજનો સમો છે ને રાજા શંકરની સમીપે ધ્યાન ધરતો બેઠો છે. ત્યાં તો એક સાધુ મહાત્મા દેરામાં આવી ચડ્યો છે. મહાત્મા રાજાને કહેઃ 'રાજા! તું આવડા મોટા રાજનો ધણી, તારે એવડું તે શું દુઃખ કે રાજપાટ મેલી કરીને જંગલમાં મઢુલી બાંધીને રહ્યો છે?'

રાજા કહે: 'અરેરે મારા તે દુઃખનો કાંઈ પાર છે? ભગવાને બધું ય દીધું છે. કશી યે વાતે ઓછું નથી. પણ એક શેર માટીની ખોટ રહી ગઈ છે. એ વાતનું મહેણું સહેવાતું નથી તે વીશથને માટે યંડ પાડવા આવ્યો છું.

વાત સાંભળી મહાત્મા કહે: 'ઓહો એટલી જ વાત છે ને? એક દીકરાની ખોટે જ રાજપાટ મેલી ચાલી નીકળ્યો હો તો રાજા! ઝટ ઝટ રાજધાનીમાં પાછો પહોંચી જા. ભગવાનને ઘેર ભલે ખોટ પડી ગઈ હોય, અમારે સાધુસંતને ત્યાં હજુ કશી વાતનો દુકાળ પડ્યો નથી. જા અમારા તપના પ્રભાવે કરીને તારે ત્યાં રૂડોરૂપાળો કુંવર અવતરશે ને વળી દુનિયામાં નામ કાઢશે.'

એમ કહીને મહાત્માએ ઝોળી ખંખેરીને થોડા જવના દાણા કાઢ્યા છે. જવના દાણા રાજાના હાથમાં દઈને મહાત્માએ કીધું છે: 'આ જવના દાણામાંથી અડધા રાણીને ખવરાવજે, અડધાના જવારા વાવજે. નવ દિવસ અને નવ રાત જવારાની પૂજા કરજે. જા, તારે ઘેર પારણું બંધાશે ને રાજમહેલના આંગણામાં બાળકિલ્લોલ થશે. વરસોવરસ જવના જવારા પૂજજે ને જ્યાં સુધી જવના જવારા પૂજાશે ત્યાં સુધી રાજકુમારની ચડતી કળા રહેશે.'

રાજાએ તો જવના જવારા હાથમાં લીધા છે. આંખ મીંચી આંખે અડાડ્યા છે. આંખ ઉઘાડી રાજા જુએ છે તો મહાત્મા નથી ને કોઈ નથી. પણ હાથમાં જવના દાણા છે ને રાજાએ જાણ્યું છે જે આખરે તો ભગવાને જ મહેર કરી ને એની એક શેર માટીની ખોટ પૂરી છે.

રાજા રાજધાનીમાં પાછો આવ્યો છે. એણે તો કીધું'તું એ પ્રમાણે રજેરજ કર્યું છે ને ભગવાનને વચને ને જવદેવતાને પ્રતાપે રાજાની રાણીએ પૂરા માસે દીકરો જણ્યો છે, રૂડો રૂડો રૂપ જેવો ને જવના જવારા જેવો ઝગારા મારતો. આખા રાજમાં ઉત્સવ થઈ રહ્યો છે ને રાજારાણીએ કુંવરનું નામ જવકુમાર રાખ્યું છે.

જવકુમાર તો દિવસે ન વધે એટલો રાતે વધે છે ને રાતે ન વધે એટલો દિવસે વધે છે. વધી વધીને એ તો મોટો થયો છે ભણી ગણીને બાજંદો થયો છે ને પછી તો એને દેશપરદેશ જોવાના મનસૂબા જાગ્યા છે. મનસૂબા જાગ્યા ને માતા-પિતાની રજા લઈ એ તો દેશદેશાંવર જોવા ચાલી નીકળ્યો છે. રાજકુમારને ત્રણ ભાઈબંધો. એક સરાણિયાનો દીકરો, બીજો લુહારનો દીકરો ને ત્રીજો સુતારનો દીકરો. બધા ય તેવતેવડા ને બધા વચ્ચે અપરંપાર હેતઃ રાજકુમારે ત્રણે ભાઈબંધોને સાથે લીધા છે ને જવના જવારા પણ ભેગા લઈ લીધા છે.

ચાલતાં ચાલતાં તેઓ કેટલેક દિવસે પેલા શિવાલય પાસે પહોંચ્યા. રાજાએ અહીં જ રહીને તપ કર્યું હતું. શંકરને પ્રસન્ન કર્યા હતા અને પુત્રનું વરદાન મેળવ્યું હતું. જવકુમારને એ બધી વાતની કાંઈ ખબર નહિ, સરસ મજાનું સ્થળ હતું, એટલે કુમારને થયું કે લાવ ને બે ઘડી વિસામો લઈએ. બધાએ ત્યાં મુકામ કર્યો. નદીનાં નિર્મળ પાણીમાં નાહી કરીને કુમાર શંકરનાં દર્શન કરવા શિવાલયમાં ગયો. ત્યાં શંકરની પાસે

એક ચકચંકિત તલવાર અને હીરામોતી જડેલું મ્યાન છે. કુમાર તો નવાઈ પામ્યો તે વિચાર કરવા લાગ્યો કે આવા અઘોર જંગલમાં ક્યાંઈયે માનવીનું જણ્યું નજરે પડતું નથી, ને આ તલવાર અહીં કોણ ભૂલી ગયું હશે? કુમાર વિચાર કરે છે ત્યાં તો શિવાલયના ગભારામાંથી અવાજ આવ્યો છેઃ 'કુમાર! એ તલવાર મ્યાન સોતી તું લઈ લે. એ તારે માટે જ રાખી મૂકી છે. એ તને જ્યાં જઈશ ત્યાં વિજય અપાવશે. એ તલવારમાં તારા મરણની ચાવી છે. એ તલવાર જેવી ને તેવી ચકચકિત અને ધારદાર રહેશે ત્યાં સુધી તને કાંઈ જ નહિ થાય. એના ઉપર જેટલા ડાઘા પડશે, એટલાં તને ચાઠાં ઊપડશે. એની મૂઠ નોખી થશે કે તારું માથું ધડથી નોખું થશે. કોઈ કારીગર ફરીથી એને પાછો મૂઠ સોતી જેવી હતી તેવી બનાવી દેશે કે તુરત જ તું પણ જેવો હતો તેવો બની જઈશ. એનું તું ઝાઝું કરીને જતન કરજે.'

કુમારે તરત જ તલવાર ઉપાડી લીધી. અને ગેબી અવાજની બધી વાત મિત્રોને કહી. ભમવાને આવી સરસ તલવાર આપી એ જોઈ બધા મિત્રો ખૂબ રાજી થયા ને થોડી વાર વિસામો લઈ પછી પંથે પડ્યા.

ચાલતાં ચાલતાં એક ઊજડ નગરી આવી. નગરી જુઓ તો અભરે ભરી છે. દુકાનોમાં માલના ગંજના ગંજ ખડકયા છે. ધનદોલતનો ક્યાંય આરોવારો નથી. હીરામોતીનાં તોરણ બાંધ્યાં છે ને સોનારૂપાની ઢેર ઢેર કમાનો છે. સાત સાત માળને માથે હવેલીઓ આભે ટલ્લાં દે છે. પણ આખાં શહેરમાં સમ ખાવા એકયે માણસ ન મળે. રાજકુમાર શહેર જોતો જાય છે, શહેરની રચના વખાણતો જાય છે ને આવું રૂડું શહેર ઊજડ પડ્યું છે તે જોઈ અચરજ પામતો જાય છે.

શહેરની વચ્ચોવચ્ચ રાજમહેલ જેવો એક મજાનો મહેલ છે ને એ મહેલને દરવાજે ચારે મિત્રો આવી ઊભા છે. આખો ય મહેલ સંગેમરમરનો બનાવેલો છે. મહેલમાં હીરા–માણેકનાં ઝુમ્મર લટકે છે. માણેક–મોતીએ દીવડા ઝગમગે છે. સોનાની હિંડોળાખાટ ને હાથીદાંતના છત્રીપલંગ છે. ચીજ–વસ્તુનો કાંઈ આરોવારો નથી. જે જોઈએ તે બધું જ હાજર છે, પણ એનો માણીગર કોઈ કરતાં કોઈ નજરે પડતો નથી.

રાજકુમારને થયું કે આવો રૂડો મહેલ છે, ભરી ભરી સામગ્રી છે. ચાલો ને અહીં જ રાતવાસો રહીએ. ખાશુંપીશું, નિરાંતે આરામ કરશું ને પછી સવારે આગળ ચાલશું. ચારે મિત્રોએ એ મહેલમાં ઉતારો કર્યો છે. સરાણિયાને જમવા કારવવાની બધી તૈયારી કરવાનું કહી બાકીના ત્રણ મિત્રો શહેરની શોભા જોવા નીકળી પડ્યા છે.

સરાણિયે જોઈતી ચીજ–વસ્તુ એકઠી કરી સરસ મજાની રસોઈ બનાવી. એ તો રાજકુમારની વાટ જોતો બેઠો છે ને રૂડી રસોઈ મઘમઘે છે. ત્યાં રસોડાનાં બારણાંની વચ્ચોવચ્ચ એક વેંતિયા ભાઈ કોણ જાણે કયાંથી આવીને ઊભા રહ્યા! વેંતિયા ભાઈનો પંડ વેંતનો

ને સવાવેંતની દાઢી. સોનાનું બખ્તર પહેરેલું ને રૂપાના પટા બાંધેલા. માથે લોખંડી ટોપ ઓઢેલો ને હાથમાં પંડ કરતાં બમણો મોટો ભાલો પકડેલો.

વેંતિયો કહેઃ 'એલા એ ય, મને ભૂખ લાગી છે. ઝટઝટ થાળી પીરસ.'

સરાણિયો ઊજડ મહેલમાં માણસનો અવાજ સાંભળીને ચમકી પડ્યો. તેણે આસપાસ જોયું. પણ વેંતિયાને જોયો એટલે તેનો શ્વાસ હેઠો બેઠો. વેંતિયાભાઈનું શરીર અને પંડ ઉપરનો ઠઠારો જોઈ તે ખડખડ હસવા લાગી ગયોઃ 'ઓહો નામદાર! કયા દરમાં આપ અત્યાર સુધી સંતાઈ બેઠા'તા?'

વેંતિયો કહેઃ 'આખા શહેરનો હું બાદશાહ છું. તું મને પૂછનાર કોણ? જલદી જલદી થાળી પીરસ નહિતર જોયા જેવી થશે.'

સરાણિયો કહેઃ 'વાહ મોટા બાદશાહ! બાદશાહ સલામત! આ બધી મહેનત તમારે માટે નથી કરી, સમજ્યા? ધુમાડો ફૂંકી ફૂંકીને આંખો તો મારી રાતી થઈ ગઈ છે. મહેરબાન! સીધેસીધા અહીંથી રવાના થઈ જાઓ અને જીવાત જીવડાં જે કાંઈ મળે તે ખાઈ લ્યો. વધારે વખત આંહીં ઊભા રહ્યા તો આપનું આવી બન્યું જ સમજજો. ચપટીમાં ચોળી નાખું એટલી જ વાર છે.'

આ સાંભળીને વહેંતિયો તો ખૂબ જ ગુસ્સે થઈ ગયોઃ 'મારા મહેલમાં વગર રજાએ પેસી ગયો છે, મારી ચીજ વસ્તુઓ લઈને રસોઈ બનાવી છે ને મારી સામે જ અંગૂઠો બતાવે છે? જોઈ લે તારી વલે કરું છું તે.'

એમ કહીને વેંતિયો શરીર વધારવા માંડ્યો. એ કાંઈ વેંતિયો થોડો હતો? એ તો ભયંકર જન હતો. આખા શહેરના માણસોને એણે મારી ખાધેલા. જેટલા જીવ લઈને આડાઅવળા નાસી છૂટેલા એટલા જ બચેલા. શહેર ફરતી બાર ગાઉમાં જનની આણ ફરે. ચરકલું સરખું યે અંદર ન ફરકી શકે. એ તો માંડ્યો શરીર વધારવા થોડી વારમાં તો એ મોટા પહાડ જેવડો બની ગયો. એનો ભાલો મહેલ વીંધીને બહાર નીકળ્યો.

સરાણિયાની શેખીખોરી કાંઈ કામ ન આવી. એ તો થરથર થરથર ધ્રૂજવા લાગ્યો. જન ન કાંઈ બોલ્યો, ન કાંઈ ચાલ્યો. એણે તો બબ કરતો સરાણિયાને પકડ્યો. પકડીને બગલમાં ઘાલ્યો ને મહેલની બહાર લઈ ગયો.

મહેલના ચોગાનમાં એક મોટું ઝાડ. ઝાડને ઊંચી ઊંચી ડાળીઓ. ડાળીએ ડાળીએ દોરડાં લટકાવેલાં. જને સરાણિયાને એક દોરડા સાથે કચકચાવીને બાંધી દીધો. સરાણિયાભાઈ અદ્ધર લટકતા રહ્યા ને જન રસોડામાં જઈ રાંધેલી રસોઈ ચવડચટ કરી ગયો ને પછી અલોપ થઈ ગયો.

સરાણિયો છૂટવા માટે ખૂબ જોર કરે. આમથી તેમ શરીર મરડે ને તેમથી આમ શરીર મરડે. ને એમ કરતાં કરતાં ડાળ ફસકી પડી. સરાણિયો આવ્યો લફાંગ કરતો નીચે. એવું વાગ્યું કે ન પૂછો વાત. હાડકેહાડકાં ભાંગી ગયાં. પણ વાગ્યાભાગ્યાને કોણ ગણકારે? જનની બીક હાડોહાડ પેસી ગયેલી. એટલે એ તો બળ કરીને ઊભો થયો. પડતો આખ-

હતો મહેલમાં પહોંચ્યો ને ગોદડું ઓઢીને એક ઓરડામાં સંતાઈ બેઠો.

શહેર ફરીને રાજકુમાર પાછો આવ્યો. જુએ તો રસોડામાં રસોઈ નથી ને સરાણિયો ક્યાં યે દેખાતો નથી. રાજકુમારે આખા મહેલમાં શોધ કરી ને અંધારા ઓરડામાંથી સરાણિયાને ગોતી કાઢ્યો. સરાણિયો તો કહે: 'મને તો ટાઢ આવી છે મને તો તાવ આવ્યો છે. હું કાંઈ રાંધી શકું તેમ નથી. મારાથી કાંઈ જ નહિ થઈ શકે.'

લુહાર કહે: 'એને ટાઢ આવી હોય તો એ ભલે ગોદડું ઓઢીને સૂતો. હું હમણાં જ બધું તૈયાર કરી નાખીશ.'

રાજકુમાર સુતારને લઈ નદીએ નાહવા ગયો. નાહી ધોઈને પાછો આવ્યો. જુએ તો લુહારને ય ટાઢ આવી છે ને ગોદડું ઓઢી સૂતો છે પછી તો સુતારનો વારો આવ્યો ને સુતારને ય ટાઢ આવી.

રાજકુમાર કહે: 'હવે તો હું જ રસોઈ કરી નાખીશ અને કયાં આવડતું નથી?'

એ રસોડામાં બેઠો બેઠો રસોઈ રાંધે છે ત્યાં પેલા વેંતિયા ભાઈ હાજર થઈ ગયા અને રાજકુમારને કહ્યું: 'થાળી પીરસ.'

રાજકુમારે વેંતિયાને જોયો અને એ બધી વાત સમજી ગયો પોતાના ભાઈબંધોને શેણે ટાઢ આવી હતી એ હવે તેનાથી છાનું ન રહ્યું એણે કહ્યું: 'જો ભાઈ! તું ગમે તે હો, ભૂત હો, પલીત હો, જન હો, જનાવર હો, રાક્ષસ હો, જક્ષ હો, હું તારાથી ડરી જવાનો નથી. આ મહેનત કરું છું તે તારે માટે કરતો નથી. તારે લડાઈ કરવી હોય તો તે માટે પણ તૈયાર છું.'

એમ કહીને તેણે પોતાની તલવાર હાથમાં લીધી. જને શરીર વધારવા માંડ્યું અને રાજકુમાર ઉપર ભાલો ઉગામ્યો. રાજકુમારે તરત જ તલવાર ચલાવી. જનનું માથું ધડથી જુદું થઈ ગયું. માથું આકાશે ઊડ્યું. રાજમહેલની અગાશી ચિરાઈ ગઈ અને તેમાં થઈને ચકર ચકર કરતું એ માથું બાર ગાઉને માથે જઈ પડ્યું. એનો જે ધડાકો થયો તે બાર ગાઉમાં સંભળાયો. શહેરના લોકો જનના ત્રાસથી આઠાઅવળા ભરાઈ બેઠેલા, તેમણે એ ધડાકો સાંભળ્યો. ચારેકોર ખબર પડી ગયા કે જન મરાયો, જન મરાયો.

પછી તો રાજકુમારે તો પોતાના મિત્રોને ઉઠાડ્યા: 'ગોદડું ઓઢીને ઢોંગ કરતા પડ્યા છો, તે હવે તો ઊભા થાઓ. જનને તો મેં મારી નાખ્યો.'

રાજકુમારની વાત સાંભળી ત્રણે મિત્રો ધડાક કરતા બેઠા થઈ ગયા ને બડાઈ હાંકવા લાગ્યા: 'શું અમને જનની બીક લાગી ગઈ હતી? જન કેવો ને વાત કેવી? જન આવે કે જનનો દાદો આવે, અમે કોઈથી ડરીએ તેવા નથી.'

રાજકુમાર કહે: 'તમે તો ખરેખરા બહાદુર છો. ઝાડના ઊંચી ઊંચી ડાળીઓ પણ ભાંગી નાખો. ચાલો ચાલો જમવાનું મોડું થાય છે.'

બધા મિત્રો રસોડામાં ગયા. રસોડામાં જનનું ભયંકર ધડ પડેલું. ધડ જોઈ પેલા ત્રણ બહાદુરો તો પાછાં પગલાં ભરવા લાગ્યા.

રાજકુમાર કહે: 'હવે એ તો ખલાસ થઈ ગયો છે! એનું માથું તો કોણ જાણે ક્યાં ય પડ્યું હશે. ચાલો ઝટઝટ જમી લઈએ.'

બધા ય નિરાંતે જમ્યા જમીને આડા પડ્યા.

જન મરાયો એના ખબર તો ચારેકોર પડી ગયા હતા. ચોતરફથી લોકો શહેર તરફ આવી રહ્યા હતા. સાંજ પડી ત્યાં સુધીમાં તો શહેરમાં માણસો ઊભરાઈ નીકળ્યા. બધા રાજકુમાર પાસે આવી પહોંચ્યા. રાજકુમારને કહે: 'હવે તો તમે જ અમારા રાજા. હવે તો અહીં જ રહો.'

રાજકુમાર કહે: 'હું તો દેશદેશાવર જોવા નીકળ્યો છું. મારાથી અહીં રહેવાય નહિ.'

તો ય લોકો તો એકની એક વાત કહે: 'તમે જ અમારા રાજા! તમે જ અમારા રાજા.'

ચારે તરફથી રાજકુમારનો જયજયકાર બોલી રહ્યો.

રાજકુમાર કહે: 'તમારો આટલો બધો આગ્રહ છે તો પછી મારો મિત્ર તમારો રાજા બનીને અહીં રહેશે.'

રાજકુમારે સરાણિયાને ગાદી ઉપર બેસાડ્યો અને પોતે બીજા મિત્રો સાથે આગળ ચાલી નીકળ્યો.

જતી વખતે રાજકુમારે સરાણિયાને થોડા જવના જવારા આપ્યા: 'આ જવારા આંગણામાં ચોપજે. એની રોજ સવાર–સાંજ પૂજા કરજે. એ જ્યાં સુધી તાજામાજા રહેશે ત્યાં સુધી હું સાજો-નરવો છું એમ માનજે. જવારા કરમાવા લાગે ત્યારે જાણજે કે મારે માથે કંઈક સંકટ આવી પડ્યું છે ને મારો જાન જોખમમાં છે. તે વખતે તું મારો મિત્ર હો તો મારી મદદે આવી પહોંચજે.'

સરાણિયાને મિત્રોથી છૂટા પડવું ગમતું ન હતું. છતાં રાજકુમારનો આગ્રહ હતો એટલે તે ત્યાં રહી ગયો.

રાજકુમાર ચાલતાં ચાલતાં એક બીજા શહેરમાં આવી ચડ્યો. એ શહેર પણ ઊજડ. ઊજડ શહેર જોઈને રાજકુમારને થયું કે અહીં પણ કોઈ જન કે રાક્ષસની રંજાડ હશે. જોઈએ તો ખરા, કોણ આ શહેરના માણસોને ખાઈ ગયું છે.

એણે તો રાજમહેલમાં ઉતારો કર્યો. લુહારને સામાન સાચવવા બેસાડીને રાજકુમાર શહેર જોવા નીકળી પડ્યો. લુહાર ખબરદાર થઈ ને બેઠો છે ને થોડી વાર થઈ છે ત્યાં તો એક થરડીખખ જેવી ડોશી ખાઉં ખાઉં કરતી આવી પહોંચી. એનો વિકરાળ ચહેરો અને લાંબા લાંબા દાંત જોઈને જ લુહારભાઈના હાંજા ગગડી ગયા. એ તો દોડીને એક ઓરડામાં ભરાઈ ગયો.

રાજકુમાર આવ્યો ને લુહારને ઓરડામાં સંતાઈ બેઠેલો જોયો એટલે એને થયું કે હાં ચમત્કાર થયો છે ખરો. સુતારને કહે: 'કેમ દોસ્ત! તારી બહાદુરી બતાવવી છે કે? લુહાર તો સંતાઈ બેઠો. તું કેવોક બહાદુર છે એ તો જોઈએ.'

સુતાર કહે: 'તમ તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ. હું અહીં બેઠો છું. જે કોઈ આવશે તેને કુહાડે કુહાડે ખલાસ કરી દઈશ.'

પણ એની બડાઇ અને એનો કુહાડો એની પાસે રહ્યો ને રાજકુમાર પાછો આવ્યો ત્યારે સુતાર પણ એક ઓરડામાં સંતાઈ બેઠો હતો.

રાજકુમાર મનમાં કહેઃ 'ચાલો હવે આપણો વારો.' એ ખબરદાર થઈ ને બેઠો.

થોડી વાર થઈ ત્યાં એક સોળ વરસની સુંદરી બણીઠણીને રાજકુમાર સામે આવીને ઊભી રહી. રાજકુમારને કહેઃ 'હું તો તમને જ પરણવાની છું.'

રાજકુમાર કહેઃ 'હું રૂપાળી કુંવરીને પરણવાનો જ નથી. હું તો ઘરડીખખ ડોકરીને પરણવાનો છું.'

સુંદરી કહેઃ 'આ તે કાંઈ વાત છે? આવો મજાનો રાજકુમાર કાંઇ ઘરડી ડોશીને પરણે ખરો?'

રાજકુમાર કહેઃ 'ડોશી તો ડોશી, એના પગ તો સીધા હશે ને? તારી જેમ ઊંધા તો નહિ હોય ને?'

ડાકણ ચેતી ગઇ કે રાજકુમારે પોતાને ઓળખી લીધી છે. એટલે એ તો વિકરાળ રૂપ ધરીને રાજકુમાર તરફ ધસી. રાજકુમારની તલવાર હાથમાં જ હતી. એક જ ઝાટકે ડાકણ ખલાસ થઇ ગઈ. એનું શરીર ભડકા થઈ ને ઊડી ગયું ને ભડકાની ઝાળ મહેલને અડતાં મહેલ ચારે બાજુથી સળગવા લાગ્યો. એના ભડકા આસપાસ બાર ગાઉમાં દેખાવા લાગ્યા.

ભડકા ભાળીને શહેરના લોકો સંતાઈ બેઠા હતા ત્યાંથી બહાર નીકળ્યા. શહેરમાં વસ્તી ઊભરાઈ વળી. બધાએ ભેગા મળી રાજકુમારનો ઉપકાર માન્યો. રાજકુમારે લુહારને એ શહેરનો રાજા બનાવ્યો અને એને પણ જવના જવારા આપી રાજકુમાર સુતારની સાથે આગળની વાટે ચાલી નીકળ્યો

આગળ ચાલતાં વળી એક ઊજડ શહેર આવ્યું એ શહેરના માણસોને એક રાક્ષસ ખાઈ ગયેલો. રાક્ષસને મારી કરી જવકુમારે સુતારને એ શહેરનો રાજા બનાવ્યો ને પછી પોતે એકલો આગળના દેશ જોવા રસ્તે પડ્યો.

ચાલતાં ચાલતાં મારગમાં એક નદી આવી. નદીના પાણીમાં લાલ ચટક જેવાં કમળ તણાયાં જાય મોટાં મોટાં કમળ. કોણ જાણે ક્યાંથી યે આવતાં હશે! હારની હાર ચાલી આવે પાણીમાં જાણે કોઇએ કમળની કેડી બનાવી ન હોય

રાજકુમાર તો કમળની હાર જોઈ જ રહ્યો. જોયા જ કરે પણ એનો આરો ન આવે. રાજકુમારને થયું કે આવાં મઝાનાં આટલાં બધાં કમળ તે ક્યાંથી તણાઈ તણાઈ ને આવતાં હશે? કૌતુક થયું એટલે રાજકુમાર નદીને કાંઠે કાંઠે આગળ ચાલ્યો કમળની કેડી જોતો જાય ને આગળ ને આગળ ઉપરવાસ ચાલ્યો જાય.

ચાલતાં ચાલતાં નદી ઉપર બાંધેલો આરો આવ્યો મજાનો આરસનો આરો ને લાંબી લાંબી પગથિયાંની હાર. આરા પાસે આરસનો ચોતરો ને ચોતરા ઉપર કદંબનું ઝાડ. ઝાડની એક ડાળી નદીના પાણી ઉપર ઝળૂંબે એ ડાળીએ એક સોનાની છાબડી બાંધેલી, છાબડીમાંથી લોહીનાં ટીપાં ત્રપક ત્રપક ટપકે ને નદીનાં પાણીમાં પડે પાણીમાં પડ્યાં ભેળાં તો મહીંથી કમળ ખીલી ઊઠે ને નદીમાં કમળની હાર બંધાય.

રાજકુમાર તો વિચારમાં પડી ગયો. ફરતું ઘનઘોર જંગલ, માણસનો સંચાર નથી ને અહીં આ છાબડી કોણ બાંધી ગયું હશે? છાબડી બાંધી તો ભલે બાંધી પણ એમાં લોહી કોણે ભરી રાખ્યું હશે? ને વળી ઈ લોહીનાં ટીપાં પાણીમાં પડતાં એમાંથી કમળફૂલ કેવી રીતે ખીલી ઊઠતાં હશે? રાજકુમારને બધી વાતની અચરજ થઈ ને એ તો ઝાડ ઉપર ચડ્યો. છાબડીમાં જુએ તો અંદર કોઈ રૂપાળી સ્ત્રીનું માથું છે. કોઈએ તાજું જ જાણે કાપીને છાબડીમાં મૂકી રાખ્યું છે. એ માથામાંથી લોહી ટપકે છે ને નદીમાં કમળની માળા રચે છે. સ્ત્રીનું મોઢું તો બહુ જ રૂપાળું. કોઈએ જાણે ચાંદાને આકાશેથી ઉતારીને છાબડીમાં મૂકી રાખ્યો છે.

રાજકુમારને થયું કે આવી રૂપાળી સ્ત્રીનું માથું કાપીને અહીં કોણે મૂકી રાખ્યું હશે? માથું અહીં ટિંગાડ્યું છે તો ધડ ક્યાં રાખી મૂક્યું હશે? એણે તો છાબડી લઈ લીધી ને ધડની શોધ કરવા લાગ્યો.

ચોતરા પાસેથી આરસના પગથિયાની હાર ચાલે. પગથિયે પગથિયે કુમાર આગળ ચાલ્યો. ઘનઘોર જંગલ આવ્યું. જંગલ વચ્ચે પગથિયાની હાર તો ચાલી જાય. મધ્ય જંગલમાં આવ્યો ને સંગેમરમરનો મહેલ દીઠો. મોટો જબ્બર મહેલ. મહેલને સાત માળ ને માળે માળે બત્રીસ ખંડ. ખંડે ખંડે સોળ સોળ બારીઓ. બારીએ બારીએ હીરા મોતીનાં તોરણ ને ખંડે ખંડે નીલમ-માણેકના ઝુમ્મર. ભીંતો જુઓ તો પરવાળે મઢેલી ને થાંભલે થાંભલે સોના-રૂપાની વેલો. મહેલ જોતાં ને મહેલની શોભા જોતાં છ માસ લાગે ને તો ય જાણે પૂરો જોયો નથી એમ જ થાય.

પરંતુ કુમારને તો કાંઈ મહેલ જોવો ન હતો. મહેલની શોભા જોવી ન હતી. એને તો સુંદર સ્ત્રીના માથાને ધરનારું ધડ ગોતવું હતું. રખેને ધડ મહેલમાં હોય. એ મહેલમાં પેઠો. પહેલા ખંડમાં દાખલ થતાં જ એણે એક પલંગ જોયો. પલંગને પાયે સોના-રૂપાના મોર ને એનાં નીલમ-માણેકનાં પીછાં. પલંગ ફરતી મોતીની માળા લટકે. ઉપર મખમલ મશરૂની તળાઈ બિછાવેલી. બગલાની પાંખ જેવી સફેદ ચાદર પાથરેલી ને એના ઉપર મજાની કાશ્મીરી શાલ ઓઢીને કોઈક સૂતું છે. કેસર કસ્તુરીની બહેક બહેકે છે ને ફૂલડાં ફોરે છે. [ચાલુ

## :: અમને મળેલાં ::

અનેકવિધ સાહિત્યસામગ્રીથી ભરેલા આકર્ષક રૂપરંગવાળા નીચેના દીપોત્સવી અંકો મળ્યા છેઃ નવી રોશની (મુંબઈ); નવસર્જન (મુંબઈ), દેશીમિત્ર (સુરત); પ્રતિમા (મુંબઈ)નો સમૃદ્ધ શરદ-અંક પણ મળ્યો છે. સર્વનો સાભાર સ્વીકાર કરીએ છીએ.

## બહાદુર વાન્યા

—સોંથીબેન

પહેલાં તો એને ખબર જ ન પડી કે એકાએક એ શા માટે જાગી ગયો. પણ પછી રાતની નીરવ શાંતિમાં દૂર દૂર કાંઇક અવાજ થતો હોય એવુ લાગ્યુ. જાણે કે કુહાડીથી કોઈ લાકડાં કાપે છે. વાન્યા એની પથારીમાંથી ઊભો થયો. એની નાની બેન નાદિયા અને ઝીનાને એના ફાટેલા કોટ સરખા ઓઢાડયા. અને દૂરથી આવતો આછો અવાજ સાંભળી રહ્યો.

ઝીના ઊંઘમાં જ બબડતી હતી. પછી એકાએક ચીસ પાડી જાગી ઊઠી 'બા, બા! જર્મન, જર્મન!'

પણ વાન્યાને ખબર હતી. એ જગંલમાં ગેરીલા ટુકડીને મળ્યો હતો. ગેરીલા ટુકડીએ કહ્યુ હતું કે આવતી કાલે લાલ લશ્કર અહીં આવશે. આવશે અને જર્મનોને તગડી મૂકશે. જર્મન પંજામાંથી બધાંને છોડાવશે.

વાન્યા જર્મનોને ધિક્કારતો હતો. હજી ગઈકાલે જ જર્મન જલ્લાદો એના ઝૂંપડામાં પેસી ગયા હતા. એની બેન ઝીનાને પાટુ મારી હતી. એની દાદીને ધમકાવી હતી. એની બાની પાસેથી બટેટાની બધી જ ગૂણો લઇ લીધી હતી. ઘરમાંથી ખવાય એટલું ખાધું હતું અને લેવાય એટલુ લીધું હતું. 'દુષ્ટો, રાક્ષસો!' એ મનમાં બબડતો હતો. બારીમાંથી દૂર દૂર જોતો ઊભો હતો. 'અમારું આખું ઝૂંપડું ચૂંથી નાખ્યું. અમારું ખાવાનું ખાઇ ગયા.'

જર્મનો આવ્યા ત્યારે વાન્યા પથારી પાછળ સંતાઇ ગયો હતો. એનો ફાટેલો ઓવરકોટ એણે સંતાડી દીધો હતો. રુવાંટીવાળો કોટ જર્મનો દીઠો પણ મૂકતા નહીં. રૂંવાવાળો કોલર હોય તો પણ કાપીને લઇ જતા. વાન્યાનો કોટ સાવ ફાટી ગયો હતો. ફાટેલા કોટ સોંસરવી ટાઢ એને ધ્રુજાવતી હતી. પણ. પણ એ કોટ એને કિંમતી હતો. કારણકે એને લાંબાં ખીસાં હતાં. એ ખીસાંમાં એ બટેટા, ભરતો અને ગેરીલા ટુકડીને પહોંચાડતો હતો. એના ગુપ્ત ભંડારમાં એણે અને એની બાએ બટેટાના ઘણા કોથળા સંતાડી રાખ્યા હતા.

આગલે દિવસે ઘણા જર્મનો ગામ છોડી ગયા હતા. પણ હજી ઘણા બાકી હતા. બાકી રહેલા જર્મનો મકાનોની દીવાલોમાં બાંકોરાં પાડતા હતા ને. તેમાં મશીનગનો ગોઠવતા હતા. વાન્યાએ એની સગી આંખે આ બધું જોયું હતું. મશીનગનો ચાલતી હતી, મકાનો સળગી રહ્યાં હતાં. અને બચેલાં મરતાં હતાં પણ હજી લાલ લશ્કરનો પત્તો ન હતો.

સવારના પહોરમાં વાન્યા એના મનમાં વિચારતો 'હજી લાલ લશ્કર કેમ ન આવ્યું? આવવાનું તો ચોક્કસ

હતું જ.' એ ચિંતિત બની ગયો. પણ ત્યાં તો દૂર દૂર એને કાંઇક દેખાયું: ધોળું ધોળું. એ નજીક આવતું ગયું અને વાન્યાએ એને પિછાન્યું. એ લાલ લશ્કર હતું.

લાલ લશ્કર સીધું જ ચાલ્યું આવે તો જર્મન મશીનગનો એના ફુરચા બોલાવી દે. વાન્યાનું ઘર ગામને છેડે ટેકરી ઉપર હતું. ટેકરીની પાછળથી એક બીજો રસ્તો જતો. લાલ લશ્કરને આ રસ્તે ચાલતું અટકાવવું જ જોઇએ. અને વાન્યા દોડ્યો.

'ઊભા રહો, ઊભા રહો.' વાન્યા બોલતો હતો. પણ એનો નાનો અવાજ દૂર પહોંચ્યો નહિ. પહેલી ટુકડી ટેકરી ઉપર આવી ને મશીનગનો ગર્જી ઊઠી. પેલી ટુકડી ખતમ થઇ ગઇ. પણ હજી બીજી ટુકડીઓ ચાલી આવતી હતી. તેમને તેમના સાથીદારોના ખતમ થયાના ખબર નહોતા.

વાન્યા એક ક્ષણ પણ થોભ્યા વિના મૂઠીઓ વાળી દોડતો હતો. મશીનગન ફરી વાર ગર્જી ઊઠી ને વાન્યાનું નાનકડું શરીર ગબડી ગયું.

બારીમાંથી જોઇ રહેલી વાન્યાની બેને ચીસ પાડી 'બા, વાન્યા ગયો. જર્મન જલ્લાદોએ મારી નાખ્યો.'

પણ વાન્યા મરી ગયો નહોતો. તેણે દુશ્મનોને મૂરખ બનાવ્યા હતા. ટેકરીના બરફ ઉપરથી ગબડતો તે નીચે ઊતરતો હતો. અને એ ગબડી રહ્યો એટલે પાછો દોડ્યો. 'અટકી જાઓ, અટકી જાઓ. આગળ ન વધો. જર્મન મશીનગનો તમારી વાટ જુએ છે.'

ટુકડીના સરદારે વાન્યા સામે જોયું. 'કેમ છોકરા, તું કોણ છે—અમને અટકાવનારો?'

'હું! હું વાન્યા.'

'પણ તું સાચું બોલે છે એની શી ખાતરી! અમને છેતરતો હોય તો!'

'નહિ નહિ.' વાન્યાએ જોરથી માથું હલાવ્યું. 'હું તમને છેતરું! જૂઠું બોલું! બિલકુલ નહિ. હું ગેરીલા ટુકડીને હમેશાં ખટરા આપવા જાઉં છું.'

'તો ચાલ તું અમને બીજો રસ્તો બતાવ.' ટુકડીના સરદારે કહ્યું.

વાન્યા લાલ લશ્કરને બીજે રસ્તે લઇ ગયો. લાલ લશ્કરે પાછળથી જર્મનો ઉપર હલ્લો કર્યો. જર્મનો શરણે આવી ગયા.

એકએક ઘરનાં બારી–બારણાં ઊઘડી પડ્યાં. પોતાના મુક્તિદાતાને સત્કારવા લોકો દોડી આવ્યાં.

અને ત્યારે લાલ લશ્કરનો વડો વાન્યાની પીઠ થાબડતો બોલતો હતો: 'વાન્યા, જ અમને બીજે રસ્તેથી અહીં લઇ આવ્યો છે. એની મદદથી અમે જર્મનોને હરાવ્યા છે. તમારો વાન્યા તમારો મુક્તિદાતા બન્યો છે.'

વાન્યા હસતો ઊભો હતો. નાદિયા ને ઝીના મહાન બનેલા ભાઇને જાણે ઓળખી શકતી ન હોય તેમ જોતી હતી,

# સમાજ અને સાહિત્યની નવાજૂની

એક તદ્દન નગ્ન ઓસ્ટ્રીઅન તા. ૯ મીએ ગાર્મની બહાર ફરતો ફરતો એમ બોલતો હતો કે 'હું ગાંધી છું, અને ઓસ્ટ્રીઆને મુક્તિ અપાવવા આવ્યો છું.' આ નાગા માણસને પકડવામાં આવ્યો છે.

એવું સાંભળવામાં આવે છે કે બ્રહ્મખેડા (દાહોદ તાલુકા)ના એક ભીલનું ખરજવાળાએ ખૂન કરેલું. તેનું વેર લેવા માટે બ્રહ્મખેડાના ભીલોએ એક ભીલનું ખૂન કરવાથી ખરજવાળા ભીલોએ બ્રહ્મખેડાના બે ભીલોને કહેવાય છે કે આંબાના ઝાડના થડ સાથે બાંધી શિકારની માફક ઘાતકી રીતે મારી નાખ્યા છે. એટલું જ નહિ પણ મરનારાઓનાં તથા તેમનાં સગાંઓનાં ઘરો લૂંટી લેવામાં આવ્યાં છે. ત્રણે મૂડદાંને પોસ્ટમોર્ટમ માટે દાહોદ લાવવામાં આવ્યાં હતાં.

**લીંબડી** રાજ્યના દારૂગોળાના સ્ટોરની તપાસણીનું કામકાજ ચાલી રહ્યું હતું ત્યારે એકાએક ભારે આગ ફાટી નીકળી હતી અને ભારે ધડાકા થયા હતા. આ હોનારતને કારણે નવ માણસનું મોત નીપજ્યું હતું અને એકાએક ભારે આગ ફાટી નીકળી હતી. ૨૫ શખ્સો ઘાયલ થયા હતા આગને કાબૂમાં લેવા ભારે પ્રયાસો કરવામાં આવ્યા હતા. આજુબાજુનાં ઝૂંપડાં તોડી પાડવામાં આવ્યાં હતાં આ બનાવથી સનસનાટી ફેલાઈ ગઈ હતી.

**બહારવટીઆ** સીધી સીદી ઇસ્માલ સુમેરા તથા સીધી ઓસમાણ ઇસ્માલ સુમેરા જેમને પોરબંદર સેશન્સ કોર્ટથી ફાસીની સજા કરવામાં આવી હતી અને જે સજા હાઈકોર્ટે પણ બહાલ રાખી હતી તેમણે તા. ૩૧મી ઓકટોબરના રોજ સાંજના જેલમાં ભયંકર તોફાન મચાવ્યું હતું જેલના અમલદાર ગમદેનું ક્રૂરપણે રીતે ખૂન કરી, જેલર શ્રી નાનાભાઈ ઝાલાને માથામાં ઈજા કરી એક જેલ કોન્સ્ટેબલને ઘાયલ કરી પોતાની ફાસીની સજા સામે વેરની પ્યાસ છિપાવી હતી. આ બનાવથી શહેરમાં ચકચાર ફેલાઈ હતી. પોલીસ વડાને આ બનાવની જાણ થતાં હથિયારબંધ પોલીસનો જડબેસ્ત જેલ આસપાસ રાખી બહારવટીઆના તોફાનને અંકુશમાં લીધું હતું. પાછળથી તેમને ફાંસી આપવામાં આવી હતી.

**ભારતી સાહિત્ય સંઘ** તરફથી નીચેની કૃતિઓ પ્રસિદ્ધ થઈ છે: શ્રી. ઈશ્વર પેટલીકરની નવલકથા 'ધરતીનો અવતાર'; શ્રી મહેન્દ્ર મેઘાણી રચિત 'આપણો સાગર-સૈનિક'; સ્વ. પ્રેમચંદજીની નવલકથા 'કાયાકલ્પ'નો શ્રી. રામનારાયણ નાગરદાસ પાઠકે કરેલો અનુવાદ બે વિભાગોમાં; શ્રી. સાને ગુરુજીની નવલકથા 'ક્રાન્તિ'નો શ્રી ગોવિંદરાવ સામંતે કરેલો અનુવાદ.

'ગતિ ગ્રંથમાળા' નવેસરથી શરૂ થતાં શ્રી. જયંતી દલાલ કૃત 'પાદરનાં તીરથ' પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

**સર સર્વપલ્લી** રાધાકૃષ્ણનના Education, politics and war ના અનુવાદરૂપે શ્રી ચંદ્રશંકર પ્રા. શુક્લે તૈયાર કરેલ 'ભારતનો વારસો' એ પુસ્તક વોરા ઍન્ડ કંપનીએ પ્રસિદ્ધ કર્યું છે.

સ્વ. મટુભાઇ કાંટાવાળાએ લખેલી 'સામાજિક' નવલિકાઓનો સંગ્રહ 'નારદની વાતો' એ નામે 'સયાજીવિજય' પત્રના ૧૯૪૬ ના ભેટપુસ્તક તરીકે પ્રસિદ્ધ થયો છે.

ગૂજરાત સાહિત્ય સભા (અમદાવાદ)ની સને ૧૯૪૪-૪૫ ની કાર્યવહી બહાર પડી છે.

ભાવનગરથી જાણીતા ગઝલકાર જ. 'ચમકાર' પોતાનું 'ચિરાગ' નામનું સાહિત્યિક માસિક પુનઃ પ્રગટ કરવાના છે,

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

# ઝગમગ

અંક બારમો ડિસેમ્બર '૪

काव्येषु रम्या कथा

# અસલ રકેબી

રવિશંકર મ. મહેતા

છેવટે જાનનાં ગાડાં ચાલ્યાં અને પુરુષોના ગાડામાં અમે બારેક જણા સાંકડમોકડ ગોઠવાયા. રાત્રીના અગિયારેક વાગ્યા હશે. રાત અજવાળી હતી. ઠંડી જામતી જતી હતી: આસપાસનાં ખેતરો ને વૃક્ષોના નીરવ વાતાવરણમાં બળદોની ઘૂઘરીના ધમકાર, ગાડાંવાળાઓના ભજનિયાં ને આગળનાં ગાડેથી જાનડીઓના ગીતોના પ્રલંબ સ્વર મંજુલતા પ્રસારી રહ્યા હતા. અમારું ગાડું ઉંવાડું હતું. થોડી વારે જુવાનિયાઓમાંથી એકે કહ્યું: 'વશરામકાકા ! કાંક વાત માંડો તો રસ્તો ખૂટે. આમ તો નીંદરેય નહિ આવે.'

વશરામકાકા વાતોના રસિયા એટલે બહુ આગ્રહ શેનો માગે ! કાકા કહે: 'મજલ છે લાંબીઃ રાત મેં એકલે નહિ ખૂટે. તમે બધાય, આ નરભેરામ, આ ગણેશ જોશી, આ કાશીએ ભણી આવ્યો છે તે શ્રીધર, સૌ એક એક વાત કહો તો હુંય કહું.'

સૌ કહે: 'કબૂલ, કબૂલ.' એટલે વશરામકાકાએ છીંકણીનો લાંબો સડાકો લઈ વાત શરૂ કરી:

અગણોતેરની સાલમાં હું કચ્છભુજમાં ... વાળાં બાનો કામદાર હતો; ત્યારે ઘરેણુંગાઠું ઘડવા–કરવાનું એક ત્યાંના સોની નામે મેઘોભાઈ કરતા. એમની દુકાને કાયમ સાંજે મારી ને માસ્તર શિવસુખરામભાઈની બેઠક. એક દિવસ સાંજે અમે બેઠા હતા ત્યાં ઘોડા પર રા'નું માણસ આવ્યું ને કહે: 'હમણાં જ મહારાવ બોલાવે છે.' મેઘોભાઈ તૈયાર થઈને ગયા. બીજે દિવસે વાત જાણી:

'મુંબાઈથી એક મોટા ગોરા અધિકારી મહેમાન તરીકે આવેલા. રાજમહેલમાં ફરતાં ફરતાં, તેમની નજર એક કલાના અપ્રતિમ નમૂના પર ઠરી; એ હતી એક નાનકડી રૂપાની મીનાકારી રકેબી. મોગલ સમ્રાટ જહાંગીરના વખતમાં રહમત નામના કોઈ કલાકારે આ અણમોલ કૃતિ ઘડેલી. તેમાં ફૂલ-ફળ, પત્રની અદ્ભુત કિનારી વચ્ચે ગોળાઈમાં બાદશાહ તથા અમીરોને, ઘોડેસવાર થઈ 'પોલો' રમતા ચીતર્યા હતા; એ આમતેમ વેગથી દોડતા ઘોડાઓ, વિવિધરંગી જરીઆન વસ્ત્રો તથા આભૂષણોમાં સજ્જ અમીરો, તેમનાં હર્ષ-આવેશથી ચમકતાં નેત્રો તથા મુખ, દૂરનાં વૃક્ષો તથા આકાશ બધું એવી નક્કર, બારીક, સજીવ રંગપૂરણીથી મીનાકારીમાં પૂરેલું હતું કે પેલો સાહેબ તો ત્યાં જ સ્તબ્ધ થઈ ઊભો. છેવટે રા'ને કહે: 'આવી બેનમૂન કલાકૃતિ તો મહારાણી વિક્ટોરિયાના સંગ્રહસ્થાનમાં શોભે.' ચતુર રા' ગોરાનો વિચાર સમજી ગયા ને ઘડી વિચાર કરી બોલ્યા: 'આપ ત્રણેક મહિને ફરી પધારવાના છો ને, તે સમયે આ ચીજ આપના

હસ્તે મહારાણીને નજર થવા મોકલીશ.' ગોરા મહેમાન તો આજ સવારે જવાના. મહારાવે બાપુએ પેલી રકાબી માટે મને બોલાવ્યો હતો. પણ એ જાતનું કામ દુનિયાની પીઠ પર કોઈ કરી શકે નહિ. એ કસબનો તો મોગલાઈ સાથે લોપ થઈ ગયો.'

વશરામકાકાએ વળી બજરની ચપટી ભરીને વાત આગળ ચલાવી: 'હવે મેઘાભાઈની દુકાને નાઝિરહુસેન નામે એક કારીગર કામ કરે. આ બધી વાત તે કાન દઈને સાંભળતો હતો. મેઘોભે કહે: 'બાણું રાજારજવાડામાં ના શી રીતે પાડવી—એ તો રાજહઠ ને બાળહઠ બરાબર! ને આ કામ છે ભારી કઠિન.'

ત્યાં પેલો નાઝિર કહે: 'મેઘાદાદા! આપણે જોઈએ તો ખરા! તમે કહો તો હું હાથ અજમાવી જોઉં.'

પછી બીજે દિવસે મેઘોભે નાઝિરને રા' પાસે લઈ ગયા, ને કહ્યું: 'આ રકાબીની નકલ કરી શકે એવો બીજો કોઈ તો, હજૂર, મારી જાણમાં નથી: કરી આપે તો આ કરી આપે.' રા'એ રકાબી મંગાવી, નાઝિરના હાથમાં મૂકી. લગભગ અડધા કલાક સુધી આમતેમ ફેરવી ઝીણવટથી, આગિયો કાચ આંખે ધરીને નાઝિરે એ તપાસી; પછી કહે: 'અન્નદાતા, હું મહેનત કરું. ત્રણ મહિનાની મુદત આપો.' પછી નાઝિરે ધીમે નમૂનો ઉતારવા માંડ્યો. ગોઠવણ એવી હતી કે અડવાડિયે એક વખત નાઝિર જામદારખાનામાં રા'ની હાજરીમાં અસલ રકાબી લેવા આવે: પાકો અડધો કલાક તે ધારી ધારીને રકાબી તપાસતો.

×

બરાબર ત્રણ મહિના થયા. રાજમહેલના વિશાળ દીવાનખાનામાં મહારાવ, ગોરા મહેમાન, દીવાનસાહેબ વગેરે અધિકારીઓની સામે નાઝિરે જામદારખાનામાંથી લાવીને ટેબલ પર બે રકાબીઓ રજૂ કરી. ભારે ખુશમિજાજમાં રા'એ, પેલા ગોરા મહેમાને, દીવાનસાહેબે એક પછી એક, બે ય રકાબીઓ લઈ તપાસી; બધાના મુખમાંથી એક જ ઉદ્ગાર નીકળતો: 'વાહ શી અદ્ભુત કારીગરી!'

પછી થોડી વારે પેલા ગોરાસાહેબે ફરી બન્ને રકાબીઓ બે હાથમાં રાખી રા'બાપુને પૂછ્યું: 'પણ આમાં કઈ અસલ ને કઈ નકલ!'

રા'એ ડાબા હાથવાળી રકાબી લઈ કહ્યું: 'આ મૂળ રકાબી'

ગોરો જમણા હાથની રકાબી આગળ ધરી કહે: 'હું ધારું છું કે મૂળ તો આ—આપ દર્શાવો છો તે મને તો નકલ લાગે છે.'

પછી તો ફરી બધા બન્ને રકાબીઓ તપાસવા લાગ્યા; અને તાકડો એવો થયો કે છ જણા કહે કે એક અસલ ને છ જણા કહે કે બીજી અસલ; એટલે રા' નાઝિર તરફ ફરીને બોલ્યા: 'અલ્યા તું જ કહી દે. કઈ રકાબી અસલ ને કઈ નકલ? અમે સાચા કે આપણા ગોરા મહેમાન!'

બધા ય તેનો નિર્ણય સાંભળવા ઉત્સુક થઈ રહ્યા. નાઝિર નીચો નમી સલામ કરી બોલ્યો: 'જી હજૂર, બેઅદબી માફ, પણ આપ સૌમાંથી કોઈ સાચું નથી. મૂળ રકાબી તો આ રહી—' કહી તેના અચકનમાંથી અસલ રકાબી કાઢી ટેબલ પર મૂકી.

ઘડીભર કોઈ કાંઈ બોલી શક્યું નહિ.

દીપિકા ગાંધી

●

એચાર વેપારીઓ બેઠા હતા, બહારથી આવી મંડળીમાં જમા થતા એક જુવાને પ્રશંસાભાવે બે ચબરાક વેપારી તરફ આંગળી ચીંધતાં કહ્યું: 'તમને બેને ગુરુ બનાવીએ તો આ દુનિયામાં નાગાભૂખ્યા ન રહીએ.'

ઘા થાવ, ભૂખ્યા નહિ રહો.'

# ધરતીનો અવતાર

લેખક : ઈશ્વર પેટલીકર
પરિચયકાર : મગનલાલ પઢિયા

[ગામડાનું જીવન અને ગામડાનાં પાત્રો સજીવ કરી દેખાડે એવા ગુજરાતના ગણ્યાગાંઠ્યા લેખકોમાં શ્રી. ઇશ્વર પેટલીકરનું સ્થાન છે. તેમનાં 'ગ્રામચિત્રો,' 'જનમટીપ' અને 'લખ્યા લેખ,' એ ત્રણે પુસ્તકો ઉપરના કથનની સાક્ષી પૂરે છે. 'ધરતીનો અવતાર' એ શ્રી. ઈશ્વર પેટલીકરની તાજેતરમાં પ્રગટ થયેલી નવલકથા છે.

શકય ત્યાં સુધી તેમની નવલકથાની ભાષાને જ જાળવી રાખીને એ કથાનાં ૨૦૦ પાનાંના વિસ્તારનો અહીં સંક્ષેપમાં પરિચય આપવાનો હેતુ છે. આશા છે કે નવલકથા-પ્રિય વાંચકને આ પરિચય એ સુંદર નવલ તરફ અભિમુખ કરવામાં સફળ થશે.

*આ અંકથી અમે આ નવલકથાપરિચય-વિભાગ શરૂ કરી નિયમિત ચાલુ રાખવા* વિચાર્યું છે. લેખકો અને પ્રકાશકોને પોતાની નવલકથાઓ અમને પહોંચાડી, અમારા આ પ્રયાસમાં પોતાનો સહકાર પુરાવવા વિનતિ.

–સંપાદક]

'આ બીજું એ ય કોઈ નથી, પણ ધરતીનો જ અવતાર છે. જેમ કોઈ ધરતી ટેકરાવાળી હોય, કોઈ ઝાખવાળી હોય, કોઈ કાળી હોય, કોઈ ગોરાડુ હોય, કોઈ રેતાળ હોય કે કોઈ પડતર હોય પણ એનું હૈયું બધી જગાએ એનું એ જ. ધણી જો એને હેત રાખી કેળવે તો એ કદી દગો ન દે. દુનિયા કરતાં કદી એ ઓછું ફળતી નથી. જેટલું ધણીને એના પ્રત્યે હેત હોય એટલો એને ઉમળકો આવે છે. અને એ ઉમળકો ફળ આપીને સાગો એ દેખાડે છે એના કરતાં હજાર ગણો અંદર વહેતો હોય છે.

'એ ધરતી જેવી જ આબી છે. એના રૂપરંગ જોવાના જ ન હોય. ભણેલા બધા એમ કરતા હોય તો ભલે; પણ એમાં આબીનું કાડોહાડ અપમાન છે. માટીનાં ઢેફાં એ કાંઈ ધરતી નથી, એના કાળાગોરા ઉપર એનો કસ નથી; કસ છે એના પેટાળમાં વહેતી શક્તિનો અને એ કાંઈ આંખે દેખાતો નથી. એનો સાચો ધણી એને પારખે છે, જગાડે છે અને વહાલ કરી જાણે છે. આબીનું પણ એવું જ. બહારથી દેખાય છે એ કાંઈ આબી નથી. સાચી આબી તો અંદર એના હૈયામાં છે. એ હૈયું એવું કાંઈ માટીનું, લાકડાનું કે લોઢાનું નથી કે એ આંખે જોઈ શકાય કે પારખી શકાય. એ તો એની મેળે એનો ધણી ગળતાં વહેવા માંડે છે. એની પરીક્ષા બધા ભણેલા કરવા બેસે તોય થાય એવી નથી.'

કોઈ કોઈ વાર જ અનુભવવા મળતો એવો પ્રેમના ઝરણા જેવો વાક્પ્રવાહ વહેવરાવતા છીતાબાવા એમના મોટા દીકરા બાધરને કહી રહ્યા હતા. પણ એ જ વખતે એમનો જ નાનો દીકરો ગેમલ, આધેના ઉવાડાના ખેતરે આંટો મારવાનું બહાનું કાઢી વહુને જોવા જ ચાલી નીકળ્યો હતો એની છીતાબાવાને ક્યાં ખબર હતી

મૂછનો દોરો ફૂટ્યો ત્યારથી ગેમલને વહુ તરફનું આકર્ષણ શરૂ થતું હોય તેમ લાગ્યું હતું; તેમાંય એણે મૂછ લેવડાવવા માંડી ત્યારથી તો એને વહુનો અભાવ અંતરમાં સાલવા પણ લાગ્યો હતો.

આમ ગેમલનું હૈયું વહુ ઝંખતું હતું, છતાં વહુ કેવી જોઈએ તે એનું મન નક્કી કરી શક્યું ન હતું. આસપાસમાં કોઈ એનો વહુનો આદર્શ પૂરો પાડે એવું નજરે નહોતું ચઢતું. એમાં જ્યારે મીઠા અને મુક્ત હાસ્યવાળી નંદુ

રાયસંગની વહુ બનીને આવી ત્યારે સહેલાઇથી એ ગેમલની નજરે આદર્શ વહુ બની ગઇ. એ નંદુ એની જ વહુ થઇ શકી હોત જો છીતાબાવાએ એક હજાર રૂપિયાની વાત સાંભળીને ના ન પાડી દીધી હોત.

પણ ગેમલની આદર્શ વહુના સ્થાન ઉપર નંદુ ઝાઝું ટકી શકી નહિ. પોતાની વહુ, નંદુની જેમ જેનીતેની સાથે હસવા કરે એ તો ન જ જોવાય એમ ગેમલને લાગતું. લાગતું એટલું જ નહિ એ ઇર્ષા ગેમલના સ્વભાવમાં જ હતી. નવી પરણીને આવેલી ભાભીનું કાંડું પણ એણે એ જ તોરમાં ખેંચી નાંખેલું. એટલે ઐરુંમાણસ પારકા જોડે દાંતહીહિયા કરે તે ના જ જોવાય.

આવા સ્વભાવના ગેમલના વહુ-ઝંખના હૈયે નંદુના, ઉજમ (ભાભી)ના અને એકાદ બે બીજાના અનુભવ ઉપરથી નક્કી કર્યું હતું કે બહુ રૂપાળી વહુ હોય એ ય સારી નહિ. ઠીકઠાક—વચલા આંગાની—હોય તો આંખને ય ગમે, મનને ય ગમે ને લોકોની નજર પણ બહુ એની ઉપર ન પડે.

ઉલ્લે ઉલ્લે, એની ઇચ્છા પ્રમાણેની વહુ કોઇ હિસાબે આ લગનગાળામાં ઘરમાં આવીને બેસી જોઇએ એમ ગેમલનું રૂંવેરૂંવું ઇચ્છતું હતું.

સૌનો ય ભગવાન છે ને? તે માગશરના ઊઘડતા લગનગાળામાં વગર પૈસે, કંકુ ને કન્યા આપનાર ગેમલને મળ્યો, નંદુના ગામનો અને એનો જ સગો પિતરાઇ.

આવા ગેમલને વહુ કેવી હશે એ જાણવાની તાલાવેલી થાય એ સ્વાભાવિક હતું. નંદુ પાસેથી જાણી શકાય એમ હતું પણ નંદુએ એને ત્રણ દિવસ સુધી ટગવ્યા કર્યો ને ...ત થઇ ત્યારે એનાથી એવું પૂછી જવાયું કે 'જા, જા; બાપ્ય હવે તારો સ્વભાવ. જો તને ચોખ્ખું કહી દઉં રૂપાળી રૂપાળી નથી, કાળી મેશ જેવી છે! આંખને દીઠી ગમે તેવી નથી. અને છતાં તારે સાડી સત્તર વાર ગરજ હોય, તો પરણજે. પણ આજ તો આજ, પણ કોઈ દા'ડો એના માટે, કે મારા પિયરની કોઈ છોડી માટે જો એવો બોલ ફરી કાઢ્યો છે તો આગ જેવી કોઈ ભૂંડી નથી.' એ નંદુના જવાબમાં સાચું કેટલું ને રોષનું કેટલું એ એનાથી કળાયું નહોતું.

વહુ વિશે જાણવાનો બીજો પ્રયત્ન એણે કાભઇ રાત મારફત કરી જોયો. કાભઇ ગમે તેવો તો યે વાળંદની ચકોર જાતઃ એણે પોતા ઉપર ટોપલો લીધા વગર, બીજા કોઈના ઉપર નાખ્યા વગર સીધો ગેમલ ઉપર જ મૂક્યો. એ જોઇ આવ્યો, જમી આવ્યો, અને જાણી આવ્યો છતાં મગનું નામ મરી ન પાડવું પડે અને અજાણ્યું રાખ્યું તેમ પણ કહેવા વારો ન આવે એવી યુક્તિ કાભઇ રાતે શોધી કાઢી.

ડાભસંગ (રૂપાળીના પિતા), લાડબા (રૂપાળીની મા) અને રૂપાળી સુદ્ધાં બજારમાં કપડાં ખરીદવા જવાનાં હતાં. વનમાળી શેઠને ત્યાં એમનું ખાતુંપતરું હતું. બજાર ત્યાંથી સાત ગાઉ એટલે વહેલું ગાડું જોડવાનું હતું. અને ગેમલને જવું હોય તો બજાર ત્રણ જ ગાઉ હતું. કોઇના કહ્યા કે જોયા ઉપર આધાર રાખવો તે કરતાં સગી આંખે ખાતરી કરી લેવી એ શું ખોટું!

એટલે, છીતાબાવા જ્યારે બાધરને ઉપર મુજબ વાણીના પ્રવાહમાં તરબોળ કરી રહ્યા હતા, ત્યારે ગેમલ વહુને જોવા ખેપટ હાલી નીકળ્યો હતો.

: ૨ :

વનમાળી શેઠની દુકાનની બરાબર સામે પટેલની હોટલ હતી. ત્યાં બેસીને રૂપાળીને જોઇ લેવાની ગેમલે યુક્તિ ગોઠવી હતી. બજારમાં હજુ અવરજવર શરૂ થાય તે પહેલાં ગેમલ હોટલે આવી પહોંચ્યો. પટેલની વહુ સંતોકની હાયની ચા પીને વાટ જોતો બેઠો.

પણ ધીમે ધીમે ગેમલની ગણતરી કરતાં સમય વધારે નીકળી ગયો. થોડા વખતમાં જો ગેમલની આશા ન ફળે તો એણે બપોરની ભાથું–વેળાએ ઘેર પહોંચી જવા કમને નીકળી જવું જ પડે.

ગેમલના મનમાં ઉત્સુક ચટપટી થઈ રહી હતી ત્યાં સામેની વનમાળી શેઠની દુકાનના ઉપલા માળના છજામાંથી એમની દીકરી કલાવતીએ બૂમ પાડીઃ ' આવી પહોંચી કે રૂપાળી ?'

સંતોક પણ રૂપાળીને ઓળખતી હતી એટલે ડોકું કાઢી બોલીઃ ' કોણ રૂપાળી આવી કે શું !'

રૂપાળીનું મોઢું ગેમલના જોવામાં આવે તે પહેલાં એનો સ્વર સંભળાયોઃ ' કલાબેન કે' કે' કરતાં'તાં એટલે...'

કાનો રૂપાળીનો સુર ! મેધાવાળા શ્રાવણિયા આંબાની કેરી જેવો મીઠો ! દૂરથી મીઠાઈની વાસ આવે ને મોંમાં પાણી છૂટે તેમ ગેમલના હૈયામાં વહાલ છૂટયું.

અને બીજી જ ક્ષણે હૈયામાં ફૂટેલી વહાલની સરવાણીઓને સાતમા પાતાળમાં ચાંપી દેતી, હંસની સાથે કાગડો ઊભો હોય તેમ કલાવતીની, સાથે ઊભેલી રૂપાળી ગેમલની આંખને દેખાઈ.

રૂપાળી સોળ વર્ષની ઉંમરે હતી, છતાં એનાં ઘણી હાડકાં બારતેર વર્ષથી વધારેનાં ન હતાં. એનો વર્ણ ઘૂંટવામાં કાચી રહી ગયેલી કાળી શાહી જેવો ઝાંખો હતો. વળી એના શરીરે પકડેલી શ્યામલતા એના કેશે પકડી ન હતી. ભૂખરા રંગના એ કેશ વળી એટલા આછા હતા કે પરાણે અંબોડો વળતો. એની ડાબી આંખ જ્યારે બાજુમાં ફરતી ત્યારે ડોળો તરડાતો અને બહાર ઊપસી આવી મોટો દેખાતો. એ પાછી સામી દૃષ્ટિ માંડતી ત્યારે એ વિકૃત ડોળો પાછો હતો તેમ સરખો બની જતો, જાણે ખોટ જ ન હોય તેવો ! વળી ઓછી શોભે અને એના ઘણી શરીરમાં દીપે તેથી કપાળ મોટું હતું. એના બેઉ ગાલે, ડાબા–જમણી છૂટેલાં છૂંદણાં અમાવાસ્યાની અંધારી રાતે તકતકતા તારાઓ જેવા દેખાવાને બદલે લેભાગુ સુધરાઈની ગલ્લાણિયા તૂટેલી ચિમનીની મેશથી લીંપાઈ ગયેલા કાચમાં ધૂંધવાતી જ્યોત જેવા દેખાતા. એના નીચલા ચાકાનો આગલો દાંત, મોં બંધ હોય ત્યાં સુધી તો અંદર સંતાઈ રહેતો, પરંતુ મોં ઊઘડતાં અંદર અમૂંઝાઈ ગયો હોય તેમ તરત બહાર નીકળી પડતો. ખેતરમાં બાંધેલ ચાડિયા જેવો એ મોં ઉઘાડતાં નજરે પડતો. વળી બહુ ચાલવામાં આવે ત્યારે નાનપણમાં ઊતરી ગયેલો પણ બેસાડી દીધેલો જમણો પગ લંઘાતો એ વધારામાં.

એક જ દૃષ્ટિમાં ગેમલથી રૂપાળી નખ-શિખ મપાઈ ગઈ.

' સંતોકકાકી, મારા સારુ કોઈ આવે તેવું નથી. એનનું લગન લીધું છે...' કલાવતી કહેતી હતી.

' કયે ગામ વિવાહ કર્યો છે ?' સંતોક પૂછે છે ને એ પ્રશ્ને પક્ષીની માફક એક ડાળેથી બીજી ડાળ કૂદકા મારે તેમ રૂપાળી–કલાવતી વચ્ચે કૂદાકૂદ કરતી પોતાની દૃષ્ટિ ખેંચી લઈ ગેમલ જાગ્રત થઈ ગયો.

કલાવતીએ જવાબ આપ્યોઃ ' બાચારા.'

' ઓહો ગેમલભાઈ ! ત્યારે તો તમારા ગામમાં જ છે ને !' સંતોક બોલી.

' હા, અમારા ગામમાં, પણ અમારા પામાં નહિ.' કહેતોક ને ગેમલ નાસી છૂટયો.

: ૩ :

બાચારા ગામ, ગેમલ નામ અને ' અમારા ગામમાં પણ અમારા પામાં નહિ.' એટલા શબ્દો એ નણેએ મળીને રૂપાળીના હૈયામાં ખળભળાટ મચાવી દીધો. રૂપાળીને સ્વપ્ને ય ખ્યાલ નહોતો કે એરૂઝાંઝરથી વધારે સલામત ગણાતા શહેરના રસ્તામાંથી એના મગજમાં કાનખજૂરા

જેવું સળવળાટ કરી મૂકનાર કોઈ જંતુ ઓચિંતું ભરાઈ બેસશે.'

પોતાના કરમની કઠણાઈ પોકારતું રૂપાળીનું હૈયું કપડાં પસંદ કરવામાં ન ચોંટ્યું એટલું જ નહિ, ઊંઘમાં યે આ કમનસીબ બનાવની ચાડી તેનાથી ખવાઈ ગઈ. એમાંથી જ લાડબાને પણ આ બનાવનો અંદેશો આવી ગયો. લગનની ના કહેવા આવતા વાળંદનાં પગલાં સાંભળતી હોય એમ એણે ડાભસંગને વાત કરી. વાત સાંભળી ડાભસંગ પણ ઘડીભર તો વિચારમાં પડી ગયો કે વિવાહ ખડશે કે શું!

પણ એમની એ આશંકા સાચી ન પડી. ગેમલે ઘેર જઈને આ લગન ન કરવાના ઉધામા તો બહુ કર્યા પણ તેનું કાંઈ ચાલ્યું નહિ. મોટાભાઈ બાધરે તો છીતાબાવાને ચીંધી દીધા અને છીતાબાવા પાસે તો ગેમલનું કાંઈ હાલે એમ હતું જ નહિ, એટલે એણે રીસ કાઢી ભાભી ઉપરઃ 'ભાભી, ભાભી. ઘરનું કોઈ તો મારું સગું ન થયું. પણ તું ય ન થઈ ને!'

ને એ વખતના ભાભીના જવાબે જ ગેમલને ભાન કરાવ્યું કે એ ભાભી તો કોઈ પુણ્યે જ મળે એવી છે.

'ગેમલભાઈ,' ભાભીએ કહ્યું. 'આ ઘરમાં તમે હશો ત્યાં સુધી પરણ્યા વગર છૂટકો નથી. જીજીએ સતીના સમ ખાધા છે. પણ જો તમારામાં હિંમત હોય તો ચાલ્યા જાવ. મારી પાસે પાંચસો–સાતસોની જણસો છે તે તમને આપી દઉં. વરસ–બે વરસ સુધી ક્યાં ગયા છો તે કોઈને જણાવશો નહિ. જીજીએ–છીતાબાવાએ–સમ ખાધા છે એટલે ઘરમાં તો નહિ સંઘરે, પણ એમનું હૈયું દીકરો ગુમાવવા પણ તૈયાર નહિ થાય. પછી વખત આવશે એટલે હું જણાવીશ, એટલે તમે આવી લાગજો. હું આ ઘરની વહુ છું એટલે મારાથી ઘરમાંથી પગ બહાર કઢાય નહિ; એટલે બીજું શું કરી શકું! કહો તો સતીના સોગન સાથે તમારે માટે ઝેર પીવા તૈયાર થાઉં.'

આમ ભાભીએ રસ્તો તો બતાવ્યો પણ ઘર છોડીને કદી ગયેલો નહિ તે ગેમલની હિંમત ન ચાલી ને રૂપાળીને પરણી જાવું પડ્યું.

આખી લગ્નવિધિ દરમિયાન પણ એના મન અને હૈયાનો સંગ્રામ ચાલતો જ હતો. છેક છેલ્લે ફેરે વરમાળને એક ઝાટકે તોડી હાલી નીકળવાનો વિચાર પણ આવી ગયો પણ છીતાબાવાની સૌથી સદ્ધર દલીલ હૈયે ચડી આવી. 'અહીંથી નાસી જઈશ. ઘેરથી કદી નાસી છૂટીશ પણ તારા કરમ કનેથી તું શી રીતે કદી ય ભાગી છૂટવાનો હતો!'

અને એમ કરમની ગતિને આધીન થતાં ગેમલે રૂપાળીનો હાથ ઝાલ્યો–જિંદગીભરને માટે.

: ૪ :

આવતાંવેંત આખા ઘરનો કામકાજનો બોજો રૂપાળીએ પોતાને માથે ઉપાડી લીધો, એટલું જ નહિ, પણ ઘરના આદમીઓની વ્યક્તિગત જરૂરિયાત પણ એ એવી વખતસર સાચવવા લાગી કે ઉજમને એને મોઢે કબૂલ કરવું પડ્યું કે આટલું બધું વરોળિયાની જેમ પોતાથી તો ન ફરી વળી શકાય.

જીજીને સવારના પહોરમાં દાંત ન હોવાથી દાતણનો કૂચો કરવો પડતો ત્યાંથી માંડી સાંજે સૂઈ જતી વખતે એમના ખાટલા નીચે તાંબાના લોટામાં જ પાણી મૂકેલું જોઈએ ત્યાં સુધીની દરેક સગવડ રૂપાળી કરી જ લેતી.

બાધર પૂરા કાકથી હુક્કો પીતો. વાંદરાના કાળજા જેવા લાલઘૂમ કઠણ મોટા મોટા અંગારાથી ચલમ ઠસોઠસ ભરેલી હોય ત્યારે જ એને તમાકુની કેફ આવતી. રૂપાળી એ વાત પહેલે મહિને જ પામી ગઈ એટલે પછી સવારના પહોરમાં બાધર ઊઠે, બપોરે ખેતરમાંથી ઘેર આવે કે સાંજે નિરાંતનો હુક્કો પીવા જોઈએ ત્યારે અચૂક રૂપાળીના અખેપાતર જેવા ચૂલામાં ભારેલા કે બળતા એવા અંગારા હોય, હોય ને હોય જ!

ગેમલની જરૂરિયાત સમજવી એ ગેમલને પોતાને પણ મુશ્કેલ હતું. એક રીતે જોઈએ તો એને કોઈ જરૂરિયાત જ નહોતી અને બીજી રીતે જોઈએ તો એને ડગલે ને પગલે જરૂરિયાત રહેતી.

એ ખિજાયો હોય રૂપાળી ઉપર ને ખીજ કાઢે ખીચડી ઉપર. થાળીને પછાડતાં એ બરાડેઃ 'આ તે ખીચડી કરી છે કે સૈડકું! સાવ ઢીલું ઢમ!'

એને ફરિયાદ હોય ફળિયાનાં કૂતરાં પર, આખી રાત ભસી ભસીને, ઊંઘવા ન દીધા બદલ, ને સવાર થતાં થતાં ટીપી નાખે રૂપાળીને, જેણે આખી રાત નસકોરાં બોલાવીને ય ડખલ ન કરી હોય!

એને ખાવી હોય કઢી, કરી હોય પણ કઢી, ખાતો જતો હોય પેટ ભરીને કઢી ને છતાં ખૂમો પાડતો હોય જુદી જઃ 'રોજ રોજ આ ઉકાળીને મૂકયો કઢીનો કુચો!'

પણ રૂપાળી એનું રૂંવેરૂંવું ઓળખી ગયેલી એટલે એનાઃખોલ સામું જોયા વગર એની રુચિને જ પકડીને એની સગવડ સાચવતી.

ને છતાં રૂપાળીને ગેમલ તરફથી તો હાલતાં ને ચાલતાં, ગમે તેવા કારણે કે વિના કારણે મેથીપાક જ મળતો.

રૂપાળીનો સીધો પરિચય નહોતો થયો ત્યાં સુધી તો ઉજમને એમ લાગ્યું હતું કે એના દેરનો લગન સાથેનો વિરોધ વાજબી હતો ને દેરાણીનું મોં જોતાં એ અભિપ્રાય દૃઢ થયો હતો. પણ રૂપાળીના ભીતરનો જેમ જેમ ઉજમને પરિચય થતો ગયો તેમ તેમ એ એના ઉપર વારી જવા લાગી.

એટલે કેવળ શરીરના રંગ સામે જોઈ ને પાંચ પાંચ વર્ષ સુધી ગેમલે રૂપાળીની કેવળ અવગણના જ કર્યે રાખી એ જોઈ ઉજમ ઘરની વડીલ તરીકે ઘણી વાર પોતાને ઠપકો આપતી કે ઘરમાં મુખ્ય ઓના છત્ર નીચે રહેનાર વહુ-દીકરીને દુઃખ હોય તે ઘર કાં તો ખેદાનમેદાન થઈ જાય કે કાં તો એને બચાવવા મુખ્ય ઓએ નાશ પામી જવું જોઈએ. આમ સમજીને ગેમલ અને રૂપાળી વચ્ચેનું અંતર ઘટે એ માટે ઉજમ પોતાથી બનતું બધું કરી છૂટી પણ રૂપાળીના રંગ સાથે ગેમલને જે ગાંઠ પડી ગઈ હતી તે ન છૂટી તે ન જ છૂટી. એટલે બધું કર્યા છતાં ગેમલ તરફથી તો રૂપાળીને ચૌદમા રતન સિવાય બીજું કશું જ મળતું નહિ.

પાંચ વરસ સુધી આમ ચાલ્યું. પણ ત્યાર બાદ એક અકસ્માતથી, ઊતરી ગયેલું હાડકું આંચકો લાગતાં આપોઆપ એની જગાએ બેસી જાય, તેમ આ ઘર પણ બરોબર બેસી ગયું.

: ૫ :

એ અકસ્માત આમ બન્યો.

વરસાદના દિવસો હતા. વરસાદ પડી ગયો હતો. ક્યાંકથી આવીને સાપ ગમાણમાં, ભેંસ ગોરમાંથી આવે ત્યારે ખાવા માટે નીરી રાખેલ ચાર નીચે ભરાઈ ગયો હતો. ભેંસ આવીને ચાર ખાવા માંડી ત્યારે ગમાણમાં સંચાર થયો, પણ દેડકું મળાને પકડ્યો હોય કે ઠંડી લાગી હોય, ગમે તેમ પણ સાપ ગૂંચળું વળીને પડી જ રહ્યો. છેવટે એની ઉપરનું ઘાસ ખવાઈને દૂર થતાં ભેંસની નજર એની ઉપર પડી અને એ ધમપછાડા કરવા લાગી.

ભેંસને વધારે ધમપછાડ કરતી સાંભળી રૂપાળી ઓરડામાંથી ઓસરીમાં આવી ત્યારે માથે ચારનો ભારો લેઈ ગેમલે આંગણામાં પગ મૂક્યો. ભેંસ એને જોતાં ચારે પગો ઉછાળીને બરાડી ઊઠી.

ભેંસના એ છેલ્લા ઉધાડા સમો સાપ સળવળ્યો. જરાક દેઈને સળકીને ગમાણમાંથી બહાર આવ્યો અને નાસવા માગતો હોઈ, બારણાની સામે નેવાં સુધી આવીને ગેમલ આવતો હતો તે તરફ ફર્યો.

ગેમલની નજર ભેંસ ઉપર હતી, પણ રૂપાળીએ સાપને એના તરફ જતો જોયો. બીકની મારી ઘરમાં નાસવાને બદલે એ તેના ભણી કૂદી. ને સાથે 'નાસો, સાપ' એમ એણે ચીસ પાડી–પડાઈ ગઈ. ગેમલની નજર ભોંય ઉપર મંડાય ને સાપ જોવામાં આવે તે પહેલાં એણે માથા ઉપરનો ચારનો ભારો નીચે ફગાવ્યો ને બોલ્યો: 'ક્યાં છે સાપ ?'

ધબાક દેતો ભારાનો અવાજ થતાં ગેમલ સામે જતો સાપ એક ગજ ઊંચો થઈ ગયો, ફૂંફાડો મારી રૂપાળી તરફ ધસ્યો; ને 'ફુ... ઉં...ઉં...ઉં' કરતો રૂપાળીના પગના અંગૂઠે કરડ્યો.

: ૬ :

તરત ને તરત નંદુના વર રાયસંગ પાસે કમણિયું જોડાવ્યું ને રૂપાળીને ખોળામાં સુવ-ડાવી નાગજી મોટા પાસે ઊપડ્યાં. નાગજી મોટા આસપાસનાં ગામો માટે બધી જાતના દર-દોનો એક જ વૈદ હતો.

કમણિયું ચાલ્યું જાય છે ને ગેમલ રૂપાળી સામે જોતો બેઠો છે. આજે પ્રથમ જ એની જે આંખમાંથી આજ સુધી અગ્નિ ઝરતો હતો તેમાંથી પાણી ઝર્યું.

જેને માટે 'મરે તોય કીમતી રહી' એ એક જ ભાવ હતો તેને માટે અત્યારે ગેમલનું મન ભગવાનને પ્રાર્થી રહ્યું હતું: 'હે ભગવાન ! કોઈ પણ ઉપાયે મારી રૂપાળીનો વાળ વાંકો થવા ન દેશ.'

'રૂપાળી !' જિંદગીમાં પહેલી જ વખત એને સાદ દેતો મીઠો શબ્દ ગેમલના મોંમાંથી નીકળ્યો.

પણ એ સાદ બ્રહ્મરંધ્રમાં ચડી ગયેલા રૂપાળીના આત્માને થાંભી ન શક્યો.

પણ આ અકસ્માતે ગેમલના હૈયાનો આજ સુધી બીડેલો દરવાજો ઉઘાડી આપ્યો.

તેમાં યે નાગજીએ ચિકિત્સા કરીને જ્યારે કહ્યું: 'પેટમાં બચ્ચાં હોય તેવી, છંછેડાયેલી, ધસીને ડસેલી ને પાછળથી મારી નાખેલી સાપણનું ઝેર જીરવેલું મેં આજ પ્રથમ જોયું. રૂપાળીને જ જોઈ.. આટલું ઝેર જીરવવાની સતી વિના બીજી સ્ત્રીની શક્તિ જ નહિ' અને એમ કહીને એવી સતી સ્ત્રીને વંદન કરવા જ્યારે નાગજીએ માથું નમાવ્યું ત્યારે ગેમલને તો પોતે કરેલા પાતક માટે જાણે કે વીંછીએ ચટકા ભરવા માંડ્યા એવું લાગ્યું.

ચાર દિવસ ઉપર મારઝૂડ કરતાં રૂપાળીની આંખમાં ગોદો વાગ્યો તેનું પાણી ડાબી આંખે ઝમ્યું હતું તે ચાંપી નાગજીએ કહ્યું: 'આંખે બહુ જ સંભાળવાનું છે. ઝેર અત્યાર સુધી જીરવ્યું છે એટલે જીવ તો બચી ગયો છે, પણ આંખ...'

થોડી વારે અટકીને નાગજીએ કહ્યું: 'પૂરે-પૂરી દવા ને કાળજી હશે તો જ આંખ બચશે. બાકી આખા શરીરમાં ઝેરનો પાસ બેઠેલો છે. એટલે એ દીવડો ઓલવાઈ જશે.'

ઘરમાંથી એક મૂળિયું લાવીને ગેમલને આપતાં નાગજી બોલ્યો: 'આને ઘસીને સવાર-સાંજ બે વખત ઊને પાણીએ આંખ ધોઈ નાખીને ચોપડજો. બે–ચાર દિવસમાં પાણી ઝમતું જો ઓછું ન થાય તો કોઈ સારા વૈદ્ય-દાક્તરને બતાવજો.'

અને નાગજીએ છેલ્લું એનું એ કહ્યું: 'એ તો સતી સ્ત્રી એટલે જીરવી શકી, બાકી બીજાનું ગજું નહિ.'

: ૭ :

અકસ્માતને કારણે રૂપાળીની આંખ ગઈ પણ અકસ્માતે એને એનો ધણી મેળવી આપ્યો.

ધણીપણાનું પુનર્જીવન પામેલા ગેમલે આંખ બચાવવા કોશિશ તો ઘણી કરી. નાગજી મોટાનાં વચન યાદ રાખી ચાર દિવસ થયા છતાં આંખનું પાણી ઝમતું બંધ ન થયું એટલે ગેમલે બેત્રણ વાર જીજી અને મોટા-બાપુ–ને કેસની ગંભીરતાની યાદ દેવડાવી

હતી. ઉવટે ભાભીને પણ કહી જોયું કે મોટાને વાત કરે.

કેવળ શરતચૂકથી ભાભી વાત કરવી ભૂલી ગઈ એટલે ગેમલે તો ભાભીને મોઢે જ ચોડ્યું: 'બધાં મારા કંઈ અજાણ્યાં નથી. સૌ કામનાં સગાં છે.'

પણ પછી શ્રાવણ જેવા, ખેડૂતને પાણી પીવાની નવરાશ ન મળે તેવા કામના મહિનામાં પણ, એક વેળાજાગીને ઉમળિયું બજારના ડાક્ટરના દવાખાને જવા લાગ્યું. પણ એણે ય કાંઈ ફેર પડ્યો નહિ.

તે પછી અમદાવાદ, આણંદ વગેરે બે-ત્રણ જગાએ આંખના દવાખાનામાં આંખ બતાવી જોઈ પણ કંઈ વળ્યું નહિ. ને ૭ મહિને એ આંખનું તેજ હોલવાઈ ગયું.

ને એ બનાવથી છીતા બાવા પણ ઉદ્-ગમાં રહેવા લાગ્યા.

: ૮ :

રૂપાળી પ્રત્યે જોતો થયેલો ગેમલ હવે રૂપાળી ન કહે તોય એનો પક્ષ તાણતો થયો હતો. એટલે શ્રાવણ મહિનાની, કામની પૂરબારની, મોસમમાં રૂપાળીને પિયરનું તેડું આવ્યું ત્યારે રૂપાળીની પોતાની ઈચ્છા ન હોવા છતાં, બારે પેટવાળી ભાભી ઉપર કામનો બોજો નાખીને રૂપાળીને પિયર જવું જ પડ્યું.

રૂપાળીની બધી દલીલોનો ગેમલે એક જ જવાબ આપ્યો: 'રૂપાળીને લાતો મારી ત્યારે બહુ દાઝ મારી, પણ હવે કોઈ એને દૂરથી આંગળી ચીંધશે એ પણ ગેમલ સહી નહિ શકે.'

જોગાનુજોગ એવું બન્યું કે રૂપાળી પિયર ગઈ તેને બીજે દિવસેથી જ ઉજમને તાવ આવવો શરૂ થયો. આજ મટે કાલ મટે એમ કરતાં પંદર દિવસ થયા. એટલે બાધરે રૂપાળીને તેડી લાવવાની દરખાસ્ત મૂકી.

'પણ માણસના હૈયાને જ જોતાં છીતા બાવાને રૂપાળી પ્રત્યે આવી ત્યારથી જ લાગણી હતી અને એની આંખ ગયા પછી એ લાગણી વધુ ઘટ્ટ થયેલી, એટલે એમણે એ દરખાસ્ત ના કબૂલ કરી.

રૂપાળીને તેડાવવાની ના પાડી એટલું જ નહિ, પણ છીતા બાવાએ એ ના પાડતાં જે વાણીપ્રવાહ ચલાવ્યો તેનાથી ઉજમને બહુ જ દુઃખ થયું.

'પાંચ પાંચ વરસથી એ આવી છે ત્યારથી ઘરનો બધો ધંધો એને માથે.

'નાનીએ દુઃખ વેઠયું ત્યાં સુધી ઓછું નથી વેઠયું.'

એ શબ્દો તો ઉજમના કાળજા સોંસરવા નીકળી ગયા. એને વધુ ખોટું તો એ લાગ્યું કે છીતાબાવા એટલું બધું બોલ્યા છતાં ગેમલ એક અક્ષર પણ બોલ્યો નહિ. એ જ વખતે ઉજમને હૈયે ચડી આવ્યા, ગેમલના પહેલાંના શબ્દો: 'બધાં મારાં કાંઈ અજાણ્યાં નથી. સૌ કામનાં સગાં છે.''

પોતાની બૈરી જ કામ કરીને ઘસાઈ મરે છે એ ભાવનાનું બીજ ફાલીફૂલીને ગેમલના મનમાં મોટું થઈ ઊભું રહે એ પહેલાં જ, ગેમલને જુદા થવાની સગવડ આપી એ કાંટો કાઢી નાખીએ તો કેમ એમ એણે બાધરને પૂછી પણ જોયું.

પણ રૂપાળીને ઓળખી ચૂકેલા બાધરને એમ કરવાની જરૂરત ન લાગી. તે એમ કર્યું હોત તો ધાર્યા કરતાં કાંઈ જુદું જ પરિણામ આવત એમ થોડા દિવસમાં જ રૂપાળીએ ઉજમને ખાતરી કરાવી આપી.

કામસંગને ઘેર જગન કરવાના ત્રણ દિવસ બાકી રહ્યા ત્યારે એના આમંત્રણની કંકોત્રી લેઈ જીવારાત બાચારા આવ્યો. ઉજમે તાવની વાત ના કરવા કહેલું છતાં જીવારાત પાસેથી એ વાત જાણતાં બીજે દિવસે સવારે જ રૂપાળી ઉમળિયું જોડાવી સાસરે આવી પહોંચી.

પોતાને ખબર ન કરવા માટે આવીને એણે ઉજમને એવી તો લીધી કે ઉજમને પોતાની ભૂલ અને હાર બંને કબૂલ કરવા પડ્યાં.

સમાધાન કરાવવા નંદી વચ્ચે આવી તેની પાસે ભાભી સામેની બધી ફરિયાદોનો એક વાક્યમાં જ સમાવેશ કરી નાખતા મોં છૂપાવી ડૂસકાં ખાતાં રૂપાળીએ કહ્યું: ' નંદી, ઝેર પીને જીવવાની મારામાં તાકાત છે, પણ ભાભીના હેત વગર મારાથી નહિ જ જિવાય. '

ને એ પછી જ્યારે એણે જાણ્યું કે જીજી અને બાધર આગળ ગેમલથી ' ભાભીના જુલમની તો હવે હદ થઈ ગઈ ' એમ ઓચિંતાની રૂપાળી આવવાના સમાચારે બોલાઈ ગયું હતું, ત્યારે રૂપાળીએ ગેમલને પણ લાગમાં લીધો ને ગેમલ પાસે દીવા સન્મુખ સતીના સોગન લેવડાવ્યા કે, ' રૂપાળીનું વહાલ હું રૂપાળીને જ બતાવીશ. એનો દેખાડો હું કોઈના આગળ નહિ કરું ને ઘરના બૈરાંની વાતમાં હું કદી માથું નહિ મારું. '

આમ ભાંગવા ઉપર આવેલા ઘરને સોગનની પાળથી ભાંગતું અટકાવીને જ એ ઝંપી.

: ૯ :

આમ હવે તો આ ઘરનો બધી રીતે મેળ બેસી ગયો છે. ને વરસ ઉપર વરસ ચાલ્યાં જાય છે. સુખના સમુદ્રમાં સડસડાટ વહી જતા કુટુંબ–નાવમાંથી છીતાબાવા તેમનો મરણ–બેટ આવતાં ઊતરી પડ્યા તેને યે ત્રણ વરસ વીતી ગયાં છે.

ગેમલને પરણ્યે તેર વરસ થયાં હતાં. રૂપાળીની ઉંમર અઠ્ઠાવીસ–ઓગણત્રીસ વર્ષની થઈ હતી. પણ એક વખત રૂપાળીને કસુવાવડ થઈ ગઈ હતી એટલું જ. બીજી વખત સારો દા'ડો દેખાવાનાં ચિહ્ન જ જણાયાં ન હતાં. છતાં એના તરફ ગેમલને સહેજ ઊંચું મન કે અસંતોષ હોય તેમ લાગતું ન હતું.

એમ કરતાં રૂપાળીએ ત્રણ દસકા વટાવી દીધા ત્યારે રૂપાળીનો ખાલી ખોળો દરેકની નજર પડે તેવો મોટો થયો હતો ને ગંભીર નહિ તો હાસ્યમાંય એ ચર્ચાનો વિષય બન્યો હતો.

ને આવા દાખલાઓમાં જેમ બને છે તેમ વાત ગેમલે બીજી બૈરી કરવા ઉપર આવીને રહી. રૂપાળીને નહોતું પરણવું ત્યારે માયરામાં બેઠા બેઠા પણ ગેમલે બે–પાંચ વરસે બીજું કરી લેવાશે એમ મનને મનાવેલું પણ હવે એકવાર પોતે જેને વહુનો આદર્શ માની હતી એ નંદુ મળે તો ય બીજીવાર પરણવા ગેમલ તૈયાર નહોતો.

પણ એક વાર ગેમલથી વિનોદમાં બોલી જવાયું કે રૂપાળીની સગી બેન હોય તો હું ફરી પરણવા તૈયાર છું. ખરા અર્થમાં તો એને એમ કહેવું હતું કે રૂપાળી જેવી બીજી સ્ત્રી લાવવી ક્યાંથી! રૂપાળી તો એક જ છે. ને હોય તો એની સગી બેનમાં જ એ ગુણ આવ્યો હોય.

રૂપાળીની માતૃત્વની ઝંખના પણ છેલ્લાં ચાર વર્ષથી દિવસે દિવસે પ્રબળ બનતી જતી હતી. ગોર મા'રાજના કહેલા એ મંગળવાર કરતી હતી. ગરોડાનો મંતરી આપેલો દોરો એ હાથે બાંધી રાખતી હતી અને વાંઝિયામે'ણું ટાળનાર કહેવાતી આશાપુરી માની એણે બાધા પણ રાખી હતી. આ ગાંડપણ બહુ વધી જતું ત્યારે ગેમલ રૂપાળીને બાથમાં લેઈ આશ્વાસન આપતો: ' એ તો તને તારામાં વિશ્વાસ નથી. બાકી ધરતી કદી એના ધણીને નિરાશ કરતી જ નથી. '

બાધા–આખડી કોઈ જ્યારે કાર કરતું જણાયું નહિ એટલે રૂપાળીએ પોતે જ ગેમલ પાસે બીજી બૈરી કરવાની વાત મૂકી:

' હસી ન કાઢો તો એક વાત પૂછું ! '

' પૂછ. '

' તમે આમ ક્યાં સુધી વાટ જોશો ! '

'શાની ? મોતની !' ગેમલ હસ્તામાં બોલ્યો.

ગંભીર બનતાં રૂપાળી બોલીઃ 'હા. મોતની. તે દાડે મને સાપ કરડ્યો ત્યારે મોત આવી ગયું હોત તો ધૂળ નાખી.'

'કંઈ મરવાની ઉતાવળ આવી છે કે શું ?'

'હા. હમણાં ને હમણાં જો ભગવાન લેઈ જતા હોય તો એને પગે લાગું.'

'કંઈ એટલું બધું !'

'તમારાથી હું ગૂંગળાઇ ગઈ છું, હવે તો છૂટકો થાય તો સારું.'

'પણ તને એ ખબર છે ! તારો છૂટકો થાય તોય ગેમલ બીજીને અહીં ગૂંગળાવવા ન લાવે !'

'આ તમે સાચું બોલો છો !'

'ત્યારે જૂઠું માને છે !'

'પણ એટલું બધું આ રૂપાળી ઉપર હેતનું કારણ ?'

'કારણ ? રૂપાળી ધરતીનો અવતાર છે.' ગેમલે છીતા બાવાના શબ્દો બરાબર હૈયે ઉતારી લીધા હતા.

મો ઉપર શોકની છાયા છવાઈ જતાં રૂપાળી બોલીઃ 'તમે અમસ્તા જીજીની ભૂલને વળગી રહ્યા છો. અમી એ ધરતીનો અવતાર છે એ જીજીનું કહેવું હું ખોટું નથી માનતી. પરંતુ રૂપાળીએ ધરતીનો અવતાર લજ્યો છે, જો અમી સાચે જ ધરતીનો અવતાર હોય તે ફળ્યા વગરની રહે જ નહિ.'

'તે તેં ક્યાં ફળ નથી આપ્યું ? પણ મેં અકર્માંએ એને કચરી નાખ્યું. પેટમાંના નિર્દોષ બાળકની, ક્રોધથી લાત મારી હત્યા કરી, પછી ધરતી નથી ફળતી એમ હું ક્યા મોઢે કહું ! મારાં પાપ હું ભોગવતો હોઉં એમાં ધરતી શું કરે !' ગેમલે કહ્યું. 'બાકી, ધરતી એના સાચા ખેડુને કદી ન ફળે એવું બને જ નહિ. જો એ ન ફળતી હોય તો એમાં ધરતીનો દોષ નહિ, પણ એના ધણીનો—એના સાચાપણાનો એના કરમનો. સાચા ધણીથી ફળ ન મળતાં એને તરછોડાય નહિ...'

રૂપાળીને લાગ મળી જતાં બોલીઃ 'પણ આમાં મને તરછોડવાની ક્યાં વાત છે ? હું તો તમારી સાથે ને સાથે રહેવાની છું. ઊલટ હું, મારી રાજીખુશીથી અને ઉપરથી બળજબરીથી તમને કહું છું ત્યાં તરછોડવાની વાત જ ક્યાં આવી ?'

રૂપાળીએ જાણ્યું કે ગેમલ સકંજામાં આવ્યો.

પરંતુ માણસ સંથરા–મનથી જ્યાં સુધી ઘેરીયેલો હોય ત્યાં સુધી જ એ આવા સકંજામાં સપડાય, બાકી જેનો હૈયા–ભરત જાગ્રત બની ગયો છે. તે તો એવા હજારો સકંજામાંથી છટકી જાય. ગેમલે ઝટ જવાબ આપતાં કહ્યુંઃ 'ધરતી ઉપર અવિશ્વાસની નજરે જોવું એટલે જ ખલાસ. સાચું ધણીપણું એમાં રહ્યું જ નહિ. એ તો લેવડદેવડનો સોદો થઈ ગયો. એ અવિશ્વાસ અને તરછોડવામાં કશો ફેર નથી. એના ઉપર અવિશ્વાસ આવ્યો એટલે પતી ગયું.'

: ૧૦ :

ગેમલની શ્રદ્ધા ઉવટે બે વર્ષે ફળી.

બાધા, આખડી, ભૂવા, જતિ કે જોષીથી કંઈ ન વળ્યું. છેવટે, રૂપાળીએ બીજી વખત જીવનું જોખમ ખેડ્યું. રૂપાળીને ડૉ. ફુકે તપાસી. એના ગર્ભાશયનું કમળનું મોં ફરી ગયેલું હતું. કારણ હતું નાજુક સ્થિતિમાં એની ઉપર પડેલો સખત ફટકો. ઓપરેશન કરવું પડે તેમ હતું. રૂપાળી શરીરના બે કટકા કરવા પડે તો કરાવવા તૈયાર હતી. કદાચ ઓપરેશન ફેઇલ જાય તો રૂપાળી ખલાસ જ થાય એ તો ચોખ્ખી વાત હતી, પણ રૂપાળીનો નિશ્ચય અફર હતો.

છેવટે ઓપરેશન થયું ને સફળ પણ નીવડ્યું, એની ખાતરી પણ રૂપાળીને જતા સારા દા'ડા આપતા હતા. [અનુસંધાન પાન ૧૩

# રીપવાન વીંકલ

'શશિન્' ઓઝા

રામાયણની અંદર તમે રાવણના ભાઈ કુંભકર્ણની વાત તો સાંભળી જ હશે.

કેવો ઊંઘણશી! ને તેને જગાડવા માટે કેવું કેવું કરવું પડતું! પ્રેમાનંદે તેના 'રણ-યજ્ઞ'ની અંદર તેનું રસિક બયાન આપ્યું છે. તે વાંચો તો તમે ખડખડ હસ્યા વગર રહો જ નહિ!

કુંભકર્ણ તો ૭ મહિના ઊંઘતો અને ૭ મહિના જાગતો.

ત્યારે કુંભકર્ણ કરતાં વધારે ઊંઘણશી કોઈ પાક્યો જ નથી? તમે કહેશોઃ 'ના.' પણ હું કહુંઃ 'હા.' કુંભકરણની ઊંઘને પણ આંટ મારે એવી એની ઊંઘ હતી. તમે પૂછશોઃ 'એ તે વળી કોણ?'

નામ શું દેવું'તું? એની આખી વાત જ સાંભળોને!'

ઘણાં વર્ષો પહેલાની આ વાત છે.

અમેરિકાના એક નાના ગામડાની અંદર કેટલાંયે પડું પડું થઈ રહેલાં ઘર હતાં. આવા એક ઘરની અંદર રીપવાન વીંકલ નામનો ભોળો ને ભલા સ્વભાવનો માણસ રહેતો હતો. પણ જોગજોગે આવો માણસ કર્કશા સ્ત્રીને પનારે પડ્યો હતો. એ એના જીવનની મોટામાં મોટી કરુણતા હતી. વિધિની યે શું લીલા હશે!

રીપ આખા ગામનો માનીતો હતો. બાળકો તેને બહુ ગમતાં. ખરું કહીએ તો રાતદહાડો તે બાળકોથી જ વીંટાયલો રહેતો. તે શેરીમાં જતો, તો બાળકો આનંદની કિકિયારી કરતાં તેને વીંટાઈ વળતાં, તેને ખભે ચડી જતાં. તેની આંગળિયે ટિંગાઈ ગેલ કરતાં. રીપ પણ બાળક સાથે બાળક બની તેઓની રમતમાં સામેલ થઈ જતો. તેઓને પતંગ ઉડાડાવતો, પેચ લડાવતો હરાવતો ને જિતાડતો ને સાંજે બીક લાગે છતાં હોંશે હોંશે કરીને સાંભળવી ગમે એવી ભૂત, પ્રેત, પીશાચ અને રાક્ષસ તથા પરીની અને જાદુઈ સૃષ્ટિની અદ્ભૂત ને રસિક વાર્તાઓ કહેતો. બાળકો સાંભળતાં થાકતાં નહિ. ને રીપ કહેતાં થાકતો નહિ.

પણ રીપના આખા જીવનમાં એક જ ખોડ સહુને લાગતી. તે એ કે તે અતિ સંતોષી હતો. તેને ખોડ કહો કે સદ્ગુણ કહો, પણ તેમાં તે સુખી હતો. અમુક વસ્તુથી પોતાને લાભ થાય એવું છે એમ જાણવા છતાં તે માટે તેણે પ્રયત્ન કર્યો હોય એવું કોઈએ કદી જાણ્યું ન હતું.

એક નાનકડી બંદૂક લઈને નીકળી પડતો. ને નદીનાળાં, જંગલો, ખીણો ને કોતરોમાં ક્યાંય સુધી રખડ્યા કરતો ને માંડ માંડ કોઈ પારેવાં ખિસકોલાંનો શિકાર કરી ઘરે આવતો.

આખું ગામ રીપના સ્વભાવને ઓળખી ગયું હતું લોકોને તો ખાતરી જ કે આપણા ગમે એવા કામ માટે રીપ મદદની ના નહિ પાડે! તેથી ગમે એવા શારીરિક શ્રમનું કામ હોય તો ય સૌ રીપને સાદ કરે! ગામની સ્ત્રીઓ પણ પોતાનું કંઈ કામ હોય તો રીપને દોડાવે! આ પ્રમાણે ભલો રીપ બિચારો સહુના નોકર જેવો હતોઃ પણ ભૂલ એ કે ભાઈશાબ પોતાના ઘરનું જ કામ કરે નહિ! કોણ જાણે શાથી પણ પોતાના ખેત-રની તકેદારી તે રાખતો નહિ. તે તો સૌને કહ્યા કરતો કે, 'ભાઈ, મારા ખેતરમાં ક્યાં કંઈ માલ બળ્યો છે. તેના પર મહેનત કરવી એ એક હાથે તાળી પાડવા જેવું અઘરું કામ છે. ને કામ કર્યે ય શુક્રવાર વળે એમ નથી.'

પરિણામે રીપનું આખું ખેતર ઉજ્જડ ને વેરાન જેવું થઈ ગયું. અને રીપનાં બાળકો! એમાં યે પછી શું મણા હોય? એ તો 'બાપ તેવા બેટા!' એનાં બાળકો. પણ સાવ ઢંગધડા વગરનાં હતાં ને ચીંથરે હાલ જ્યાંત્યાં આથ-ડ્યાં કરતાં.

આ પ્રમાણે રીપ બિચારો ‘ પ્રભુના ઘરનું માણસ ’ હતો. એક રોટલી મળે તો બીજી માટે મહેનત ન કરે એવો આળસુ, જગત પ્રત્યે બેદરકાર ને તદ્દન ભિનવહેવારુ હતો. જો કોઈ તેને પૂછે તો પોતાને તે સૌથી સંતોષી ને સુખી માણસ તરીકે ઓળખાવતો.

પણ તેની સ્ત્રી રોજ તેના કાન આમળ્યા કરતી ને કહેતીઃ ‘ તમે તો બહુ આળસુ છો, બેપરવા છો. તમે કુટુંબને પાયમાલ કરી નાખશો ’ વગેરે ચાવી દીધી હોય તેમ તેની જીભ આઠે પહોર બક્યા જ કરતી.

ભલો રીપ જવાબ પણ શું દે ? એને તો એક આવડી ગયું હતું. તે ખભા ઊંચા કરતો, કપકાભરી આંખે વૈરી તરફ જોઈ રહેતો ને કંઈ બોલતો નહિ.

આથી તો તેની સ્ત્રી બમણી ગરમ થતી. એટલે છેવટે રીપને ઘર છોડી બહાર ચાલ્યા જવા સિવાય બીજો ઇલાજ રહેતો નહિ.

આવા કંકાસભર્યાં ઘરમાં રીપને માત્ર એક જ સાથીદાર હતો તે તેનો કૂતરો ‘ વુલ્ફ.’ ડેમ (રીપની સ્ત્રીનું નામ) તેને પણ ધિક્કારતી. અને કહેતી કે બંને આળસુના પીર છે. વુલ્ફ આશા ને ઉત્સાહભર્યો બહારથી આવતો; પણ ઘરમાં આવતા જ ‘ મિયાંની મીંદડી ’ થઈ જતો. ડેમ તેના પર ખિજાતી. ને કોકવાર લાકડીનો સ્વાદ પણ ચખાડતી. ને વુલ્ફ ‘ વાઉ વાઉ ’ કરતો નાસી છૂટતો.

ઘણી વાર ઘરમાંથી ત્રાસી રીપ પાસેની હોટલના બાંકડા પર બેસતો. ત્યાં કેટલાયે સાધુબાવા ને રીપ જેવા નવરા ને બેકાર માણસો તડાકા મારતા ને ગામગપાટા હાંકતા કે નકામી ચર્ચા રસપૂર્વક કરતા.

રીપને આ મઝાનું વાતાવરણ ગમી ગયું. તેથી તે ઘણી વાર તેની સ્ત્રીથી કંટાળી અહીં ચાલ્યો આવતો. પણ તેની સ્ત્રી કયાં કાચી હતી ! તે અહીં યે આવી પહોંચતી. ને બધાયની વચ્ચે રીપને ઉધડો લેતી. નીકોલસ વેદર જેવી પવિત્ર વ્યક્તિને પણ ધમકાવતી કે તમે જ મારા પતિને આળસુ ને જડ બનાવો છો.

બિચારો રીપ દુઃખ અને નિરાશાથી ગળોગળ આવી ગયો હતો. તેથી ખેતરના કામમાંથી અને ડેમના કકળાટમાંથી છૂટવા ઘણી વાર તે વુલ્ફને લઈ જંગલમાં શિકાર કરવા ચાલ્યો જતો. ત્યાં તે કોઈ ઝાડના છાંયે બેસી તે અને વુલ્ફ સુક્કો-પાકો રોટલો ખાતા. વુલ્ફ ચતુરાઈથી સામે બેસી બે પગમાં રોટલો લઈ ખાવા મંડતો.

ખાતાં ખાતાં પોતાના અત્યંત નિકટ સ્નેહીને કહેતો હોય તેમ રીપ ગાંડા માણસની જેમ વુલ્ફને સંબોધીને વિવિધ વાર્તાલાપ ચલાવતો. વુલ્ફ પણ સમજતો હોય તેમ પૂંછડી પટપટાવતો. હું જ તમારે દુઃખે દુઃખી ને સુખે સુખી છું એમ સમજાવતો હોય તેમ તેની સામે જોઈ રહેતો.

શિકારની શોધમાં તાનમાં ને તાનમાં રીપ એક દિવસ કેટસ્કીલ પર્વતના ઊંચામાં ઊંચા ભાગ પર પહોંચી ગયો. બધે શાંતિ હતી. તેની બંદૂકના અવાજોના પડઘા પડતા હતા. ધીમે ધીમે સંધ્યાનું જોર જામતું જતું હતું.

રીપે નીચે નજર કરી તો ભયંકર ઊંડી ખીણ ચક્કર ખવરાવે તેવી દેખાતી હતી. તેને લાગ્યુંઃ ‘ અરર ! આજ તો રાત પડી જવાની.’ ડેમવાન વીફલ આજ કેવી ગુસ્સે થશે એ વિચારે તેનાથી નિસાસો મુકાઈ ગયો.

ધારતીમાં ને ધારતીમાં તે એકદમ ઊતરવા

---

## ધરતીનો અવતાર [ અનુસંધાન પાન ૧૧ થી

ગેમલ પોતાની શ્રદ્ધા ફળી એટલે વિજયી યોદ્ધાના ગર્વ સહિત રૂપાળીને કહે છેઃ ‘ મારું કહેલું ખરું પડ્યું ને ! રૂપાળી એ ધરતીનો અવતાર છે. ન ફળે તો એ એના ધણીનો દોષ...’ પણ પોતાનો દોષ સ્વીકાર એ કરે એ પહેલાં રૂપાળીએ પોતાનો હાથ એના મોઢા આડો ધરી દીધો.

[ ‘ ધરતીનો અવતાર ’: ભારતી સાહિત્ય સંઘ લિ. મુંબઈ અને અમદાવાદ: કિંમત રૂ. ૨ા ]

લાગ્યો. ત્યાં તો દૂરથી 'રીપવાન, રીપવાન.' એવા અવાજો સંભળાયા.

તેણે આજુબાજુ ઠીક ફેરવી જોયું, પણ કંઇ દેખાયું નહિ; સિવાય કે એક એકલરામ કામરો કરાડો ઓળંગતો ઊડયો જતો હતો.

તેને લાગ્યું કે આ તો માત્ર ભણકારા! અહીં તેને કોણ બોલાવતું'તું! તે તો ફરી ઊતરવા માંડ્યો. ત્યાં તો ફરી 'રીપવાન, રીપવાન' ના અવાજો શાંત હવામાંથી ગળાતા આવવા માંડ્યા. આ વખતે વુલ્ફની રુવાંટી ભયમાં ઊભી થઇ ગઇ. ધીમી ઘુરરાટી કરી તે રીપની બાજુમાં લપાવા લાગ્યો. રીપને પણ ભય લાગ્યો. તેને ફરી તે દિશામાં નજર ફેંકી. પીઠ ઉપર કંઇક ઉપાડવાથી કેડમાંથી વાંકી વળી ગએલી કોઈ વિચિત્ર આકૃતિ મહામહેનતે આગળ સરાતી તેણે જોઈ

આથી રીપના અચંબાનો પાર રહ્યો નહિ. આવા નિર્જન સ્થાનમાં આ શું! પણ પોતાનો કોઇ પડોશી મદદની શોધમાં હશે એમ માની પોતાના સ્વભાવ મુજબ તરત ત્યાં જવા ઊપડ્યો.

જેમ જેમ રીપ પાસે જતો ગયો તેમ પેલા અજાણ્યા જનના દેખાવથી તેના આશ્ચર્યમાં નવા રંગો પુરાયા. તે માણસ વામનજી જેવો ટૂંકો, મોટી ભૂખરી દાઢીવાળો ને ધગડો હતો. તેને આખે શરીરે વાળ હતા. જૂનામાં જૂની ડચ ફેશનનો તેણે પોશાક પહેર્યો હતો. તેણે ખભે એક મોટું પીપ ઉપાડયું હતું. તેમાં છલોછલ દારૂ ભર્યો હતો.

પેલાએ રીપને હાથથી ઇશારો કરી પોતાને મદદ કરવા કહ્યું. પહેલાં તો આ અજાણી વ્યક્તિને જોતાં રીપ ચમકયો ને મૂંઝવણમાં પડ્યો. શંકાભરી નજરે પળવાર જોઇ રહ્યો, પણ પછી તરત પોતાની નિત્યની ટેવ મુજબ પાસે જઈ તેને પીપ ઉપાડાવવામાં સહાય કરી. ને બન્ને ઉપર ચડવા માંડ્યાં.

જેમ જેમ તેઓ આગળ જતાં ગયાં તેમ તેમ રીપને દૂરથી વાદળના ગડગડાટ થતા હોય એવા અવાજ સંભળાવા લાગ્યા. જાણે તે પોતાને જવાનું હતું તે ઊંડી ઊંડી ખીણમાંથી કે ઊંચા તોતિંગ પહાડોમાંથી આવતા હોય તેમ લાગતું હતું.

આથી રીપ ક્ષણભર થોભ્યો; પણ આવું તો ઘણી વાર પહાડોમાં ઊંચે જતાં બને છે એ યાદ આવતાં પાછો આગળ ને આગળ ચાલ્યો.

ખીણ વટાવી તેઓ એક ગુફા આગળ આવી પહોંચ્યા. આ ગુફા ચોતરફથી સીધી પહાડોની કરાડોથી વીંટાએલી હતી. વળી તેની કોર પરનાં ઝાડોનાં પાંદડાં એવા ગીચોગીચ થઇ ગયાં હતાં કે માત્ર ભૂરું આકાશ ને ઝગહળતી સંધ્યાના આછા ગુલાબી રંગો જ નજરે જોઈ શકાતા હતા!

આ આખો વખત રીપ ને તેનો વિચિત્ર સાથી સતમૂન જ ચાલ્યા કર્યા હતા. જો કે રીપના મનમાં તો નવાઇના ઊભરા ઉપર ઊભરા આવતા હતા. તેના મનમાં સવાલ પણ ઊઠતો કે આ દારૂના પીપને આમ ઊંચે પર્વત પર લઇ જવામાં શો આશય હશે? પણ પેલા માણસનું બાધા જેવું વિચિત્ર સ્વરૂપ ને આકૃતિ જોઈ કંઇ બોલાતું નહિ. ને કુતૂહલ દબાવી મૂંગો મૂંગો પાછળ ચાલ્યો જતો.

પેલી ગુફામાં પ્રવેશતા જ રીપની અજાયબીનો પાર ન રહ્યો.

એક સપાટ જગ્યામાં કુંડાળું વળીને કેટલાક વિચિત્ર લાગતા માણસો 'નાઇન-પીન્સ' ની રમત રમતાં હતાં. તેઓનો પહેરવેશ તદ્દન જૂનો ને કોઇ પણ જાતના ધડા વગરનો હતો.

તેના મોઢાનો દેખાવ પણ સાવ વિચિત્ર હતો. એક જણને મોટું જબરું માથું હતું. ને મોટો ચહેરો હતો. પણ આંખ જોઇ હોય તો ઝીણી ડુક્કર જેવી! બીજાના મોઢાની તો વાત જ શી કરવી! એના ચહેરામાં માત્ર એકલું નાક જ હતું.

બધાયને લાંબી દાઢી હતી. તે પણ જુદા જુદા રંગની ને જુદા જુદા આકારની. એ બધામાં એક જણ બધાનો સરદાર હોય તેવો લાગતો હતો.

તેણે ઊંચી જાતનો ટોપો પહેર્યો હતો. તેમાં પીંછાં ખોસ્યાં હતાં રાતાં મોજાં ને ઊંચી એડીવાળા બૂટ પહેર્યા હતા. બૂટમાં ગુલાબ ભરાવ્યાં હતાં.

પણ અજાયબીને શિખરે તો રીપ ત્યારે જ પહોંચ્યો કે આ બધા રમતથી આનંદ પામતાં હતાં, પણ સૌનાં ડાચાં જોયાં હોય તો જાણે એરંડિયું પીધું હોય એવા સોગિયાં! કોઈ ભેદભરી ચૂપકી તેઓ જાળવી રાખતાં. આવી દિવેલિયાં ડાચાંવાળી આનંદમંડળી તો તેણે આજે જ જોઈ! આવી પ્રલયની શાંતિમાં માત્ર તેના દડબડ ગબડતા ગોળાથી જ ભંગ પડતો. ગોળાના દડબડાટનો પડઘો પર્વતોમાં ગાજી ઊઠતો ને પડઘાની પરંપરા ભયંકર વાતાવરણ ખડું કરતી.

જ્યારે રીપ અને પેલો સાથીદાર તેઓની નજદીક આવી પહોંચ્યા ત્યારે રમનારાઓ એકદમ થંભી ગયા. સહુ ન સમજાય એવી વિચિત્ર દૃષ્ટિથી પૂતળાની જેમ એકી ટશે રીપ સામે જોઈ રહ્યા.

રીપના હોંજા ગગડી ગયા. તેનું હૃદય થરથર કંપવા માંડ્યું. પોતે હમણાં ઢળી પડશે એમ લાગ્યું.

પેલા સાથીદારે આણેલું પીપ એક બીજા જંગી પીપમાં ઠલવી દીધું. ને રીપને પેલી વિચિત્ર મંડળીની તહેનાતમાં રહેવા આજ્ઞા કરી.

અને એ વિચિત્ર મંડળીએ ખૂબખૂબ દારૂ પીધો. ઠાસી ઠાસીને દારૂ પીધો. અને પાછા પહેલાંની જેમ ચોતરની રમત રમવામાં મશગૂલ થઈ ગયા!

ધીમે ધીમે રીપનાં બીક અને સંકોચ જતાં

લાગ્યું કે હવે કોઈ પોતાની તરફ જોતું નથી ત્યારે અત્યંત સ્વાદિષ્ટ લાગતા પેલા પીપમાંથી દારૂનો જરા સ્વાદ લેવાની પણ હિંમત કરી.

રીપ બિચારો સવારનો ભૂખ્યો ને તરસ્યો હતો. ગળું સુકાઈ જતું હતું. એટલે એક પ્યાલો પૂરો કરી બીજો ગટગટાવી ગયો. અને સ્વાદની તો કંઈ અવધિ ન હતી. આવી મીઠાશ તેને આખી જિંદગીમાં માણી ન હતી. તે તો પ્યાલા ઉપર પ્યાલા ચડાવતો જ ગયો.

છેવટે એટલો બધો દારૂ પિવાઈ ગયો કે તેની બધી ઇંદ્રિયો બહેર મારી ગઈ. યાદદાસ્ત ક્યાંય ચાલી ગઈ. ધીમે ધીમે લડથડિયાં ખાવા લાગ્યો. તેનું માથું ઘેનમાં ડોલવા માંડ્યું ને ઘણ કરતાકને તે મીઠી ઊંઘમાં ઢળી પડ્યો.

x

: ૩ :

જ્યારે રીપ જાગ્યો ત્યારે જ્યાંથી તેણે પેલા વિચિત્ર માણસને પીપ ઊંચકીને જતો જોયો હતો તે ટેકરી ઉપર પોતાને સૂતેલો જોયો. તેણે આંખો ચોળી.

તેજસ્વી સૂર્યનું અજવાળું પૃથ્વી ઉપર પથરાઈ ગયું હતું. પક્ષીઓ આમ તેમ ઊડતાં ઊડતાં કલ્લોલ કરતાં હતાં.

'હું અહીં આખી રાત તો નહિ સૂતો હોઉં!' રીપે વિચાર કરવા માંડ્યો. ને પોતે ઊંઘમાં પડ્યો તે પહેલાંની બધી વસ્તુ યાદ કરવા લાગ્યો.

'...હં' પેલો વિચિત્ર માણસ, ઊંડી ઊંડી ખીણ, નાઈન પીન્સની રમત, દીવેલિયાં ડાચાં; દારૂનું જંગી પીપ, બધું ધીમે ધીમે તેને સાંભરવા માંડ્યું.

'અરરર!' તેનાથી બોલાઈ ગયું, 'હવે હું ડેમ પાસે શું બહાનું કાઢીશ! આજ તો એના ગુસ્સાનું જ્વાળામુખી ફાટી જવાનું'

પોતાની નાની બંદૂક શોધવા તેણે આસ-

કરેલી બંદૂકને બદલે જૂની કાટ ચડી ગએલી બંદૂક તેની પાસે પડી હતી.

તેને શંકા આવી કે નક્કી પેલા લોકોએ તેને બનાવ્યો છે. અને દારૂ પાઇ પોતાની સુંદર બંદૂક ઉપાડી ગયા છે

વુલ્ફનો પણ પત્તો ન હતો. 'પણ એ તો કદાચ શિકારે ગયો હોય ' રીપ મનમાં બબડ્યો. ને વુલ્ફને બોલાવવા જે જાતની સિસોટી વગાડતો તે તેણે મોઢેથી વગાડી. 'વુલ્ફ, વુલ્ફ ' એમ તેના નામના અવાજે પણ કર્યા! પણ કંઈ વળ્યું નહિ. માત્ર સામેની ટેકરીઓમાંથી તેની સિસોટીના પડઘા પડ્યા. પણ વુલ્ફનાં દર્શન થયાં નહિ.

તેણે પેલી વિચિત્ર મંડળીને મળવાનો નિશ્ચય કર્યો, કે જો તેઓ તેનો કૂતરો ને નવી બંધૂક ઉપાડી ગયા હોય તો પાછી માગી શકાય.

જેવો તે ઊભો થવા ગયો તેવો જ તે દુઃખનો ચિત્કાર પાડી ઊઠ્યો. તેના સાંધેસાંધા રહી ગયા હતા. 'આવી કઠણ ભૂમિમાં સૂવું આપણને માફક ન આવે ' તે મનમાં બબડ્યો.

રીપ આખરે મહામહેનતે ઊભો થયો. ને પેલા પીપ લઇને જતા વિચિત્ર માણસને જોયો હતો ત્યાં જવા લાગ્યો પણ તેની અજાયબી વચ્ચે તે રસ્તો તો પુરાઇ ગયો હતો. એક નાનો ઝરો ત્યાં વહેતો હતો.

ખૂબ મહેનત પછી ગીચ ઝાડીમાંથી માર્ગ કરતો તે આગળ વધ્યો.

: કેટલોક વખત પછી તે પેલી ગુફાવાળા રસ્તા પાસે આવી પહોંચ્યો.

પણ અહીં તો કોઇ પહાડોની કરાડોમાંથી રસ્તો થયો નહિ. કાળમીંઢ પત્થરાની અભેદ્ય દીવાલ રસ્તો રોકી ઊભી હતી. તેના પર થઇને અત્યારે જળધારા પડયે જતી હતી.

રીપે અહીં ઊભા ઊભા અસહાય દશામાં વુલ્ફને બોલાવવા સિસોટી વગાડી. ને તેના નામના ઘણા સાદ પાડ્યા. તેના અવાજને જવાબ આપતા હોય તેમ કરાડો પર બેઠેલા કાગડાના ટોળાએ કોકો કરી ઝૂમરાણ મચાવ્યું. સીધી ઊંચી કરાડો જાણે દાંત કાઢીને રીપને કહેતી હતીઃ 'લેતો જા બચ્ચા રીપ, લેતો જા તું તો.'

હવે શું કરવું? ધીમે ધીમે પ્રાતઃકાળ પૂરો થયો. સૂર્ય આકાશમાં ઊંચે ને ઊંચે ચડતો હતો.

બિચારો રીપ નાસ્તા વગરનો અધમૂઓ થઇ ગયો હતો. પેટમાં ગલુડિયાં બોલતાં હતાં. અધૂરામાં પૂરું તેનાં બંધૂક અને વુલ્ફ ગુમ થયાં. ને માથે કર્કશા ડેમવાન વીંકલની બીક તો ગાજતી જ હતી.

પણ કંઇ આમ ને આમ પહાડમાં ઓછું મરી જવાશે? રીપે માથું ધુણાવ્યું. કાટ ખાઇ ગયેલી બંધૂક ખભે નાખી દુઃખ અને ચિંતા ભર્યા હૃદયે ઘરનો રસ્તો લીધો.

જ્યારે તેણે પોતાના ગામના પાદરમાં પગ દીધો ત્યારે તેને કેટલાયે માણસો સામે મળ્યા; પણ કોઇ તેને ઓળખે નહિ કે કોઇને તે ઓળખે નહિ. આ શું? આથી તો તેની નવાઇનો પાર ન રહ્યો. કારણ તે તો ગામના એકેએક જણને—બાળકથી તે વૃદ્ધ—સૌને ઓળખતો હતો.

વળી બીજું એ કે એ પોતે પહેરતો હતો એ પહેરવેશ કરતાં આ બધાનો પહેરવેશ પણ સાવ જુદી રીતનો હતો.

રીપ આશ્ચર્યથી આ બધું જોઇ રહેતો. ગામના માણસો પણ એટલા જ આશ્ચર્યથી રીપને જોઇ રહેતા. અને કુતૂહલમાં પોતાની દાઢીએ હાથ ફેરવતાં.

ગામના સૌ લોક જ્યારે આ પ્રમાણે કરવા લાગ્યાં ત્યારે અચાનક રીપથી પણ પોતાનો હાથ દાઢી ઉપર મુકાઇ ગયો. ત્યારે તો એના આશ્ચર્યની અવધિ જ ન રહી. તેની દાઢી એક ફૂટ વધી ગઇ હતી. આ શો

ચમત્કાર !

હવે તો રીપ તદ્દન ગામની અંદર આવી પહોંચ્યો. અજાણ્યા છોકરાઓનું એક ટોળું તેની પાછળ દોડતું હતું. કિકિયારી કરતું હતું ને તેની ભૂખરી દાઢી તરફ સૌ આંગળી ચીંધતાં હતાં. કૂતરાઓ (જેમાંથી એકયેને તે ઓળખતો ન હતો) પણ તેની સામે ભસવા લાગ્યા.

'આ તો આખું ગામ જ ફરી ગયું:' રીપ બબડ્યો. તેની આંખો બાઘાની જેમ, બધે ફરતી હતી ને કંઈક શોધતી હતી.

ગામ ખૂબ મોટું ને વસ્તીમાં વધી ગયું હતું. પહેલાં કદી તેણે જોયાં ન હતાં એવાં મકાનોની હાર પર હાર હતી. ને પોતાનાં ખૂબ જાણીતાં ઝૂંપડાંઓનું તો નામનિશાન નહતું.

બારણે બારણે અજાણ્યા નામ! બારીએ બારીએ અજાણ્યા માણસ! દરેકે દરેક વસ્તુ અજાણી હતી.

હવે તેના મનમાં સજ્જડ શંકા પેઠી; આ શું થયું! મારી પર અને આ ગામ પર કોઈએ જાદુ તો નહિ કર્યું હોય ને! એક વાત તો સાવ સાચી છે કે આ જ તેનું જ ગામ છે. અને એક દિવસ પહેલાં જ ઊંઘ્યું હતું.

આ કેટસ્કીલ પર્વતો આકાશે ઊભા. આ હડસન નદી મંજુલ અવાજ કરતી વહી રહી છે. પેલી દરેક ટેકરી ને ખીણ હતી તેની તે જ છે. ત્યારે આ બધું અજાણ્યું કેમ?

બિચારા રીપને મૂંઝવણ થઈ. 'પેલા દારૂએ જ મારા ભેજાને ચસકાવી મૂક્યું છે.' કહી તેણે નિસાસો મૂક્યો.

કેટલીયે મુસીબત પડી ત્યારે રીપને પોતાના ઘરનો રસ્તો જડ્યો. ધીમે ધીમે શ્વાસ લેતો 'હમણાં ડેમ વાન વીંકલ તીખા અવાજે પોતાના પર તૂટી પડશે' એવી બીકથી ધ્રૂજતો ધ્રૂજતો રીપ ચૂપકીથી પોતાના ઘર આગળ આવી પહોંચ્યો.

તેણે જોયું તો ઘર સાવ પડી ગયું હતું. છાપરાનું ઠેકાણું ન હતું. બારીઓ પડું પડું થતી અટકી હતી. બારણાં કડીમાંથી બહાર નીકળી ગયાં હતાં. મર્યાને વાંકે જીવતો-વુલ્ફ જેવો લાગતો-એક કૂતરો ત્યાં આંટા દેતો હતો.

રીપે તેને 'વુલ્ફ વુલ્ફ' કહી સાદ પાડ્યા પણ કૂતરો ઘીરુ ઘૂરક્યો ને પોતાના દાંત બતાવી ચાલતો થયો. 'મારો પોતાનો કૂતરો ય મને ભૂલી ગયો છે' રીપને બહુ ખેદ થયો.

તે ઘરમાં દાખલ થયો.

પહેલાં તો ડેમ આ ઘરને ચીવટપૂર્વક સ્વચ્છ ને સુઘડ રાખતી; પણ આજ તે તદ્દન ઉજ્જડ, ખાલી ને નધણિયાતું હોય એમ લાગતું હતું.

ઘર તદ્દન ખાલી છે એમ ખબર પડતાં પોતાની પત્ની તરફના ઠપકાની બીક ઓછી થઈ. તો ય તેણે ડેમને અને છોકરાને તાણીથી સાદ પાડ્યો.

થોડી વાર તેનો અવાજ ઓરડામાં ગાજી ઊઠ્યો. ફરી પૂર્વવત્ સૂમસામ શાન્તિ પ્રસરી.

કોઈનો જવાબ આવ્યો નહિ. હવે ક્યાં જવું? વિચાર કરતાં તેને પેલી હોટલ સાંભરી. તે ત્યાં દોડ્યો.

પણ એ હોટલ પણ ક્યાંય ગૂમ થઈ ગઈ હતી. તેને બદલે લાકડાનું સુંદર ને મોહક મકાન ખડું ઊભું હતું. તેનાં બારણાં પર મોટા અક્ષરે 'UNION HOTEL' by Jonathen Dolittle (જોનાથન ડુલિટ્લની 'યુનિયન હોટલ') એમ લખ્યું હતું.

પાસે જે છાંયડાવાળું વૃક્ષ હતું તેને બદલે ત્યાં માત્ર એક થાંભલો હતો. તેના પર ધજા લટકતી હતી.

નિશાની ઉપરથી રીપ કીંગ જ્યોર્જનો રતુંબડો ચહેરો ઓળખી ગયો. પણ આ યે કેટલો બદલાઈ ગયો હતો! રાતા કોટને બદલે ભૂરો કોટ-રાજદંડને બદલે તલવાર ને મસ્તક પર જરા વાંકો રહેલો ટોપો! નીચે General

Washington જનરલ વૉશિંગ્ટન' એમ મોટા અક્ષરે વંચાતું હતું.

લાંબી ભૂખરી દાઢી, કાટ ખાધેલી બંદૂક, વિચિત્ર પહેરવેશ આવો રીપનો દેખાવ. તેમાં વળી તેની આસપાસ ભેગું થએલું બાયડી-છોકરાઓનું નવરું ટોળું–આ બધું જોઇ હોટલના માણસોનું રીપ તરફ ધ્યાન ખેંચાયું. કોઇ નવા પ્રાણીને જુએ તેમ સૌ એને જોઇ રહ્યા!

જ્યારે રીપ કુંભકરણ નિદ્રામાં હતો ત્યારે અમેરિકાની સ્વતંત્રતા માટેની લડાઈ થઇ હતી. અત્યારના પોલિસ અમલદારોએ રીપને તે લડાઇને લગતા સવાલો કર્યા; પણ આ બધું 'ભેંશ પાસે ભાગવત' જેવુ હતું. રીપ બિચારો આમાં શું સમજે? ઉત્તરે અમલદારોએ નક્કી કર્યું કે આ કોઈ જ્યોર્જના પક્ષનો લાગે છે. માટે તેને તાબે કરવો જોઇએ. એ પ્રમાણે તેઓ વિચાર કરતા હતા. ત્યાં તો રીપ નિરાશામાં કરુણતાથી બોલી ઊઠયોઃ 'ભાઈ અહીં કોઈ રીપવાન વીંકલને ઓળખે છે કે નહિ!'

'કોણ! રીપવાન વીંકલ!!' એક સાથે ત્રણચાર જણ ટોળામાંથી બોલી ઊઠ્યાં. 'જરૂર, જરૂર, જો પણે ઝાડને અઢેલીને ઊભો.'

રીપે જોયુ તો અસલ પોતાના જેવો જ એક માણસ ઊભો હતો. પોતે જુવાન હતો ત્યારે આના જ જેવો હતો. આજ આકૃતિઃ!

હવે રીપ બરોબરનો અકળાઈ ઊઠયો. હવે તેને પોતાને વિષે જ સદેહ પડવા માંડયો. કે પોતે રીપવાન વીંકલ જ છે કે કોઇ બીજો!

એ જ વખતે એક ટોપાવાળો માણસ આવ્યો. તેના નામ કામ સંબધી હકીકત પૂછવા માંડ્યો.

'રામ જાણે' રીપે કહ્યું; 'હું પોતે જ હું નથી. નક્કી કોઈ મારામાં પેસી ગયું છે. કાલ રાત લગી હું 'હું' હતો. પણ હું પહાડ પર ગયો, ભર ઊંઘમાં પડ્યો ને તેઓ મારી બંદૂક બદલાવી ગયા અને બધું બદલાવી ગયા. આખો મને જ બદલાવી નાખ્યો. મારું નામ શું ને હું કોણ છું એની મને કશી ગતાગમ નથી.'

:૪:

હવે આજુબાજુ ઊભેલાં એકબીજા પ્રત્યે જોવા લાગ્યાં.

કોકે માથું ધુણાવ્યું તો કોક ટીખળી વળી અર્થસૂચક દૃષ્ટિથી આંખનાં મીંચકારા મારવા લાગ્યાં. તો કોઈ વળી વિચારમાં પડી ગયા હોય એમ કપાળે આંગળી મૂકવા લાગ્યાં. બીજા એકમેકના કાનમાં મોં ઘાલી વાત કરવા માંડ્યાં કે ભાઇ બંદૂકથી સાચવજો હો, ઓલ્યા બુઢિયા પાસે છે. કંઇક તોફાન ન કરી બેસે!

આ જ વેળા એક યુવાન ને ખૂબસુરત યુવતિ ટોળાની વચ્ચેથી ધક્કામારી પેલા દાઢીવાળાને જોવા યત્ન કરી રહી હતી.

બાઇના હાથમાં નાનકડું બાળક હતું. તે આ ડોસાનું વિચિત્ર ને બિહામણું મોઢું જોઈ બીધું ને રડવા માંડ્યું.

'અરે રીપ, નાના રીપ, તું રોમા. ડોસો તને કંઇ નહિ કરે!' તેની મા છોકરાને છાનો રાખવા બોલી.

બાળકનું નામ, માતાનું મુખ, તેનો સ્વર વગેરે જોઇ રીપવાન વીંકલની સ્મૃતિ તાજી થવા માંડી.

'બાઈ, તારું નામ શું!' એણે પેલી યુવતીને પૂછ્યું.

'જુડિથ ગાર્ડિનર' બાઈએ જવાબ દીધો.

'ને તારા બાપનું!' રીપે જિજ્ઞાસાથી પૂછ્યું.

'અરે! બિચારા' કહીને બાઇએ નિસાસો મૂક્યો; 'એ તો' ૨૦ વર્ષ ઉપર ઘરમાંથી બંદૂક લઇ ચાલ્યા ગએલ. તે આજ સુધી તેની કાંઈ બાતમી નથી. એનો કૂતરો એકલો પાછો ફરેલો એનું શું થયું એ કોઈ કહેતું

નથી. એનું નામ રીપવાન વીંકલ...હું તો એ વખતે સાવ નાની !'

રીપને લાગ્યું કે હવે પૂટતા અંકોડા સંધાતાં જાય છે.

'તારી મા ક્યાં છે ? થોથરાતી જીભે તેણે પૂછ્યું.

'એ ય બિચારી થોડા વખત પર ગુજરી ગઈ.'

હવે રીપ ધીરજ રાખી શક્યો નહિ. તેનું હૃદય પ્રેમથી ભરાઈ આવ્યું.

'હું જ તારો પિતા રીપવાન વીંકલ છું. તે દિ'નો જુવાન રીપ આજ ઘરડો થઈ ગયો છું. શું કોઈ રીપને નથી ઓળખતું ?' કહીને ગદ્‌ગદ્‌ કંઠે પોતાની પુત્રીને રીપ બાઝી પડ્યો.

બધા આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયાં. આખું વાતાવરણ સૂમસામ થઈ ગયું.

તે જ પળે એક જર્જરિત થઈ ગએલી ખરડીખખ ડોશી લાકડીને ટેકે ટેકે ત્યાં આવી ચડી. તેણે કપાળ પર હાથ મૂકી આંખને છાજલી કરી ધારી ધારીને જોયું ને બોલી ઊઠીઃ

'સાવ સાચું ભાઈ, આ જ રીપવાન વીંકલ છે.' પછી તેણે રીપને કહ્યું; 'ચાલ ભાઈ રીપ, મારા જૂના પડોશી ચાલ. આ વીશ વરસથી તું તે ક્યાં હતો ?'

રીપે ત્યાં ને ત્યાં ટૂંકમાં પોતાની બધી હકીકત કહી સંભળાવી કે આ વીસ વરસ તો મારે એક રાતમાં વીત્યાં.

આ સાંભળી બધાં પાડોશીઓ નવાઈમાં બાઘાની જેમ જોઈ રહ્યાં. કેટલાક ટીખળીઓ મશ્કરીમાં એક બીજા સામે મીંચકારા મારવા માંડ્યા કે 'સાંભળજો આ ડાહી અજાયબી !

છેવટે સૌએ નક્કી કર્યું કે આપણે પીટરનો અભિપ્રાય લઈએ.'

પીટર સામેથી ધીમે ધીમે ચાલ્યો આવતો હતો. પીટર આ ગામનો સૌથી જૂનામાં જૂનો રહેવાસી હતો.

તેણે તરત રીપને સત્કાર્યો ને રીપની વાતને ટેકો આપી ને કહ્યું; કે તેના પૂર્વજો પણ આ જ વાત કહેતા કે કેટસ્કીલ પર્વતોની અંદર આવા વિચિત્ર જીવો વસે છે. અને તેના પોતાના બાપે જ તેને પર્વતની ગુફામાં ડચડ્રેસમાં 'નાઈનપીન્સ' રમતાં દીઠેલ. ને ઉનાળાની બપોરે વાદળોના ગડગડાટ પણ સાંભળેલ.

આવી વાતમાં હવે વધું મીઠુંમરચું શું ભભરાવવું ?

ધીમે ધીમે સૌ પોતપોતાના બીજા કામ તરફ વળવા લાગ્યા.

રીપને તેની દીકરી પોતાને ઘેર લઈ ગઈ. તેને સુંદર મકાન હતું. તેનો પતિ આનંદી ખેડુ હતો. રીપ તરત તેને ઓળખી ગયો કે નાનો હતો ત્યારે મારો ખંભો ખૂંદનારા છોકરાઓમાં આ પણ હતો !'

અસલ રીપની જ પ્રતિ છબી જેવો રીપનો છોકરો ઝાડને અઢેલીને ઊભો હતો. તેને ખેતરમાં કામ કરવા રાખ્યો હતો; પણ એ તો 'બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા' જેવો રીપવાન વીંકલ તેવે જ તેનો છોકરો. તેને પણ પોતાના કામ સિવાય બીજું બધું ય કરવું ગમતું.

રીપે પોતાની જૂની ટેવ ને રીતભાત ફરી શરૂ કરી દીધી. પહેલાંની જેમ તે બાળકો સાથે હળી ગયો.

ઘરે કંઈ કામ ન હોવાથી ફરી તે પેલી હોટલના બાંકડે આવીને બેસવા લાગ્યો. ગામના 'દાદા' તરીકે સહુ તેને માન આપવા લાગ્યું.

તેની લાંબી ઊંઘ દરમિયાન બની ગએલ બનાવનું ઘણાં તેની પાસે રસિક વર્ણન કરતાં; પણ રીપને આવી વાતો સાથે કંઈ લેવા દેવા નહતી.

એક સ્ત્રીના રાજ તળે તેને માથે કેવી કેવી વીતી હતી તેનો જ તેને ખ્યાલ હતો. જુલમી રાજ્યનો આ એક જ પ્રકાર તેણે ચાખ્યો હતો.

[ અનુસંધાન પાન ૨૧ મે

# સાચી પણ અદ્ભુત વાતો

છોટાલાલ્ મા. કામદાર

## મંત્રનો પ્રભાવ

તમારામાંથી કેટલા મંત્રમાં માનતા હશે તેની મને જાણ નથી. આ આધુનિક વિજ્ઞાનના જમાનામાં જંતરમંતરનું નામ સાંભળીને જ કેટલાકને હસવું આવશે. મનુષ્યસ્વભાવ જ એવો છે કે પોતાની સગી આંખે જોયા સિવાય કોઈ વસ્તુને તે માની લેવા તૈયાર નથી. પરંતુ જે કુટુંબનો ખરો ઇતિહાસ હું જણાવું છું તે તમને નિઃશંકપણે આવા અગાતુષી પ્રભાવના અસ્તિત્વની ખાતરી કરી આપશે તેની સત્યતા માટે મારા પિતાએ તે નજરોનજર જોયું હતું.

×

કાંજીવરમની નજીકમાં તિરુમલપુર નામનું નાનું ગામ છે. વીસ વર્ષો પહેલાં ત્યાં થોડાંક લોકોની વસ્તી હતી. ગામના બધા રહેવાસીઓ એક જ જ્ઞાતિના હતા. અને દરેક કુટુંબનો પુરુષ-રૂપક એક યા બીજા સ્વરૂપમાં મંત્રો જાણતો હતો. તેમાંના ઘણાખરા તો મેલી વિદ્યામાં પારંગત હતા. અને તેઓ સારા તેમ જ નરસા હેતુઓ માટે તેનો અનિવાર્યપણે ઉપયોગ પણ કરતા હતા. વસ્તુતઃ લોકોનું એવું કહેવું છે કે મંત્રતંત્રની ઉત્પત્તિ તે જ ગામડામાંથી થઈ છે. તે ગામમાં દર બાર વર્ષે એક વખત મંદિરનો મહોત્સવ થતો હતો ત્યારે અસંખ્ય લોકો ત્યાં આવતા હતા. આ મહોત્સવ દશ દિવસ સુધી ચાલતો હતો. આ પ્રસંગે તે ગામના લોકો જનતાને પોતાના મંત્રતંત્રના પ્રયોગો બતાવતા અને જોનાર આશ્ચર્ય તથા ભયથી તે જોઈ રહેતા.

તે તિરૂમલપુર ગામમાં થડી નામનો એક માણસ રહેતો હતો. તે મંત્રતંત્રમાં પારંગત હતો. બાર વર્ષ સુધી એક કુટુંબને જે અકથ્ય યાતનાઓ ભોગવવી પડી હતી તેને માટે તે જવાબદાર હતો. તે કુટુંબ ખૂબ શ્રીમંત હતું અને અમારું દૂરનું સગું થતું હતું. તે કુટુંબ અને થડી વચ્ચે તકરાર થઈ અને તે કુટુંબ પર વેર લેવાને તથા તેનો નાશ કરવાને થડી તકની રાહ જોઈ રહ્યો હતો.

તરત જ તેને અનુકૂળ તક પણ મળી ગઈ. તે કુટુંબમાં એક લગ્ન નક્કી થયું હતું. લગ્નની વિધિ મનીગંડા મુદાલી શેરીમાં થવાની હતી. આખી શેરી તથા સામા ઘરને ઢાંકી દે તેવો એક મોટો મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. કુટુંબ વચ્ચે અણબનાવ હોવા છતાં થડીને પણ ઔપચારિક આમંત્રણ આપવામાં આવ્યું હતું. લગ્નની ત્રીજી રાત્રે મંડપની બધી ય બત્તીઓ અચાનક ફૂટી ગઈ અને જાણે જાદુથી નીચે પડી ગઈ હોય એમ લાગ્યું. મારા પિતા સહિત ત્યાં હાજર રહેલ દરેક વ્યક્તિ, ચકિત થઈ ગઈ. પરંતુ આથી જે અવ્યવસ્થા થઈ તેમાં લોકોએ તેના પર ગંભીર ધ્યાન આપ્યું નહિ અને તરત જ નવી બત્તીઓ લાવવામાં આવી. બીજી સવારે જ્યારે કન્યા કબાટમાં કંઈ શોધી રહી હતી ત્યારે વાળવાળા નાનકડા પીળા પડીકા પર તેનો હાથ પડ્યો. તેનો સ્પર્શ થતાં જ મંત્રનો પ્રભાવ શરૂ થયો અને ત્યારથી જ તેના પરની આફતનો આરંભ થયો.

×

તે કુટુંબમાં જે અદ્ભુત અને વિચિત્ર બનાવો બન્યા તે બધાનું હું વર્ણન કરી શકતો નથી. હું તો માત્ર જે અસાધારણ બનાવો બન્યા છે તેનું જ વર્ણન કરીશ. કુટુંબને ખૂબ મુશ્કેલીનો અનુભવ થવા લાગ્યો. દરરોજ તેઓ કોઈ અદૃશ્ય આકારને ઘરમાં ચાલતો સાંભળતા. લગ્ન પછી એક દિવસે કન્યાનું મોઢું અચાનક બંધ થઈ ગયું અને કન્યા તે ઉઘાડી શકી

નહિ. ચડીની સલાહ લેવામાં આવી પણ તેણે ઘુરચાઈથી ઉડાવ જવાબ આપ્યો. પરંતુ કન્યા માટે તેના હૃદયમાં લાગણી હતી. અને તેથી તેણે એક કાગડો પકડીને તેનું મોઢું મંત્રબળ વડે બંધ કર્યું. જેથી કન્યાનું મોઢું ખુલ્લી ગયું. એક દિવસ ઘરમાંથી રૂપાનાં વાસણો અચાનક અદૃશ્ય થઈ ગયાં અને મંત્રના પ્રભાવ હેઠળ આવેલ કન્યાએ જણાવ્યું કે વાસણો કૂવામાં પડ્યાં છે. તારાઓને બોલાવવામાં આવ્યા અને કન્યાના કહેવા મુજબ વાસણો કૂવાના તળિયેથી મળી પણ આવ્યાં. કોઈ વાર કન્યાનાં ઘરેણાં અચાનક અદૃશ્ય થઈ જતાં અને તેટલા જ અચાનક કોઈ વિચિત્ર સ્થળેથી મળી પણ આવતાં. વસ્તુસ્થિતિ આમ એટલી હદે પહોંચી કે એક દિવસ તેના ગળામાં 'થલી' (સૌભાગ્યચિન્હ) દેખાયું નહિ. તેના માબાપે સત્વર નવી દોરી બાંધી બીજું થલી ગળામાં નાખ્યું પણ પેલું જૂનું ક્યાંય દેખાયું નહિ.

×

આમ અકથ્ય દુઃખમાં દિવસો વીતવા લાગ્યા, દરરોજ, દિવસ અને રાત, કુટુંબ પર કંઈને કંઈ આફત આવતી હતી. કુટુંબના મુખીએ ઘણા જાદુગરો તથા તાંત્રિકોની સલાહ લીધી પણ કંઈ વળ્યું નહિ. તેણે મલબારથી વધારે હોશિયાર જાદુગરોને તેડાવ્યા પરંતુ તેઓએ પણ કંઈ પણ કરી શકવાની અશક્તિ જાહેર કરી. આમ બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. આખરે એક મૂંગો માણસ અચાનક ત્યાં આવી ચડ્યો. તેણે ગુનેગારને શોધવાની તથા તેના પ્રભાવનો નાશ કરવાની હામ ભીડી. તે એક જણને સાથે લઈને, મધરાતે કંઈક મંત્રો ભણવાને પેરણુરના સ્મશાને જવા ઊપડ્યો. કમનસીબે તેનો સાથી ગભરાઈ ગયો અને તે સૂચના મુજબ અમલ કરી શક્યો નહિ તેથી તેઓ બન્ને ભોંયપર નીચે પડી લોહીની ઊલટીઓ કરવા લાગ્યા. ભાન આવતાં તેઓ પોતાના સાહસમાં નિરાશ થઈ ને પાછા આવ્યા. પરંતુ તેઓ આ કાળા કામના કરનારને શોધી શક્યા હતા. ત્યારે જ અમને ખબર પડી કે આ બધું કરનાર ચડી જ હતો. પરંતુ પેલા મૂંગા માણસે મંત્રોની અસર દૂર કરવાની નાપાડી કેમકે તે એકવાર પ્રયત્નમાં નિષ્ફળ ગયો હતો. પેલા કુટુંબે તે ભૂતિયું ઘર છોડી દીધું અને ચીંગલપુર પરગણામાં અલંદુરગામમાં રહેવા ગયા. ત્યાં પણ મંત્રની અસર ચાલુ રહી અને તેમને અસંખ્ય રીતે મુશ્કેલીઓ પડવા લાગી. આખરે બાર વર્ષે તેનો અંત આવ્યો ત્યારે કુટુંબ ગરીબ તથા દુઃખી દુઃખી થઈ ગયું હતું.

---

## રીપવાન વીંકલ (અનુસંધાન પાન ૧૯થી

પણ હવે તે ડેમના રાજ્યનો સુખ ભર્યો અંત આવ્યો હતો. એટલે અત્યારે રીપને કોઈના બાપની સાડીબાર ન હતી. ડેમતાન વીંકલના ત્રાસ ને બીક વિના અત્યારે તે જ્યાં જવું હોય ત્યાં જઈ શકતો.'

મી. ડુલિટલની હોટલમાં જે જે અજાણ્યો શખ્સ આવે તે સૌને રીપ પોતાની વાત કહી સંભળાવતો. અને આમ હોટલની ચા પીતાં વધારાનું-મફતનું મનરંજન સૌ માણતા.

કેટલાક તો 'બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી' જેવી વાત કહી આને ઉડાવતાં ને કહેતાં કે રીપદાદાનું મગજ ઠેકાણે નથી લાગતું. જો કે બીજા રીપના જેવા બુઢ્ઢા લોકોને તો આ વાતમાં સોએ સો ટકા વિશ્વાસ હતો.

આ પછી કોઈએ કોઈ દિવસ કેટસકીલ પર્વતોમાંથી વાદળના ગડગડાટ સાંભળ્યા નથી.

અત્યારે પણ કર્કશા સ્ત્રી પામેલા પતિઓને રોજની ખોંકાખુથી જીવન ભાર રૂપ લાગે છે ત્યારે બોલી ઊઠે છેઃ 'ભાઈ આ કરતાં તો અમનેય રીપવાનને મળ્યો એવા દારૂનો એક ઘુંટડો મળી જાય તો કેવું સારું!'

પણ એમ કાંઈ સૌને થોડું મળે?

## ઇશ્વર અને સોની

ઈશ્વરના અસ્તિત્વમાં ન માનનાર આપણા અર્ધદગ્ધ આધુનિક યુવાનોને એવી ટેવ પડી છે કે અદ્ભુત દિવ્યતાની બધી સાચી વાતોને હસી કાઢવી અને તેને લેખકો કવિઓ તથા વહેમી લોકોની કલ્પના ગણવી. તેઓ તેને અનિવાર્ય રીતે ન માની શકાય તેવી ગણે છે. તેમના વિષે સત્ય શોધવાની તેઓ ભાગ્યે જ દરકાર લે છે.

જેઓ આવી વાતોમાં માનતા ન હોય તેઓએ ચેટીનાડમાં પલ્લાટુર નજીક સોલયંદ વરનું મંદિર જવું જોઈએ અને ત્યાં એક સોનીએ લખી આપેલ 'પ્રોમીસરી નોટ' જોવી જોઇએ. પલ્લાટુર નજીક રહેતા લોકો ચોક્કસપણે માને છે કે આવી પ્રમાણભૂત વાતના સત્ય વિષે શંકા લાવવી તે દેવની નિંદા કરવા બરાબર છે.

×

ઇશ્વર માટે આભૂષણ કરવા આપેલ સોનામાંથી સોનીએ થોડુંક સોનું ટેવ મુજબ ચોર્યું હતું. અને માનો યા ન માનો, પણ જેવો તેણે ઘડેલાં આભૂષણ સોંપીને મંદિરના બારણામાંથી આગળ પગ મૂકયો કે એક સર્પ તેની પાછળ પડ્યો! ભયથી વ્યાકુળ બનેલો પેલો સોની બની તેટલી ઝડપે દોડવા લાગ્યો.

સર્પ પણ, સોની જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેની પાછળ ગયો પણ તેનો જીવ લેવાનો તેણે યત્ન કર્યો નહિ. પછી સર્પ તેની સાથોસાથ થઇ જતાં, તેની સામી દિશામાં તેની પાછળ પડ્યો એટલે સોનીને મંદિર તરફ દોડવું પડ્યું! જે ક્ષણે તે મંદિરમાં પહોંચ્યો કે તરત જ સર્પ અદશ્ય થઇ ગયો. ત્યારે સોનીને સમજાયું કે જે ઇશ્વરને તેણે છેતર્યા હતા તેણે જ સર્પને મોકલ્યો લાગે છે. તેણે મંદિર અધિકારીઓ સમક્ષ પેટ છૂટી વાત કરી દીધી. તેણે માત્ર ચોરેલ સોનું પાછું આપ્યું એટલું જ નહિ પરંતુ દંડ આપવાનું પણ કબૂલ કર્યું અને સારી એવી રકમની એક પ્રોમીસરી નોટ રોકડ નાણું ન હોવાથી લખી આપી. ઉપલી વાતની સત્યતાની શંકા હોય તેણે મંદિરના અધિકારીઓ પાસે તે વિષે તપાસ કરવી.

એ વાતને અંગે તે જ દેવ સંબંધી મને બીજી તેટલી જ ખરી વાત યાદ આવે છે. ચેટીનાડમાં એક શ્રીમંત કુટુંબમાં એક રસોયો હતો. આ રસોયો ઉપલાં દશબાર વર્ષથી કુટુંબની નોકરીમાં હતો. તે નિમકહલાલ હતો અને તેના માલિકની બરાબર સેવા બજાવતો હતો. કુટુંબનાં બધાં માણસોની તેના પર મહેરબાની ને લાગણી હતી. તેથી દરેક વ્યક્તિની અને કુટુંબની બધી ખાનગી તે વાતો જાણતો હતો.

એક વખત શેઠાણી ગાડીમાં બેસીને સોલયંદવર મંદિરે જતા હતા. પેલો રસોયો જ ગાડું હાંકી લઈ જતો હતો. જ્યારે તેઓ જંગલમાં અર્ધે રસ્તે પહોંચ્યા ત્યારે રસોયાએ હમેશનો ગાડા માર્ગ છોડીને અજાણ્યો રસ્તો લીધો. આ નવો રસ્તો લેવાનું શેઠાણીએ તેને કારણ પૂછ્યું ત્યારે તેણે જવાબ આપ્યો કે 'આ રસ્તો ટૂંકો છે' ઘણી વાર ટૂંકો રસ્તો ખોટો રસ્તો હોય છે. પણ શેઠાણીએ માન્યું કે રસોયો ટૂંકા રસ્તાથી માહીતગાર હશે' અને તેથી તેને તેના દુષ્ટ ઇરાદાની જરા પણ શંકા આવી નહિ.

જ્યારે તેઓ હમેશના રસ્તાથી અર્ધો માઇલ દૂર પહોંચ્યા અને રસોયાએ જ્યારે તેને બધાં ઘરેણાં ઉતારી દેવાનું કહ્યું ત્યારે તેનો શ્વાસ થંભી ગયો. પહેલાં તો પોતે જે સાંભળ્યું તે સાચું હોવાનું તે માની શકી નહિ. ઉપલાં દસબાર વર્ષથી જે રસોયો સંપૂર્ણ પ્રમાણિક તથા વફાદાર હતો તે હવે તેને આમ અઘોર જંગલ વચ્ચે ઘરેણાં સોંપી દેવાનું કહે તે વાત જ તેના મનથી અકલ્પ્ય હતી. તે ખૂબ ગભરાઇ ગઇ. ઘરેણાં સોંપી દેવા સિવાય બીજો કોઇ રસ્તો ન હોવાનું તેને લાગતાં તેણે તેને બધાં ઘરેણાં સોંપી દીધાં. પેલો રસોયો ઘરેણાંને શેઠાણી પાસે પડેલા ટુવાલમાં બાંધીને તે વિચાર

કરવા લાગ્યો કે પોલીસથી હું કેમ ગુપ્ત રહું અને આ ઘરેણાં કઈ સરસ રીતે પચાવું ! તેને લાગ્યું કે શેઠાણીને જીવતી જવા દેવાનું કાર્ય મૂર્ખાઈ ભર્યું છે.

×

શેઠાણીને તેના દુષ્ટ વિચારની ગંધ આવતાં તેણે પોતાને જીવતી રાખવાની વિનંતિ કરી તથા તેને પોલીસને ન સોંપી દેવાનું વચન પણ આપ્યું. પરંતુ તેની વિનંતિ પર તેણે કશું યે ધ્યાન આપ્યું નહિ.

પકડાવા સિવાય શેઠાણીને કેવી રીતે મારી નાખવી તેનો તે હૃદયહીન દુષ્ટને કોઈ રસ્તો મળી આવ્યો નહિ. તેને ગળાફાંસો આપવા તેની પાસે દોરડું પણ ન હોતું કે ગળું કાપવા કે પેટમાં ઘોંચવા માટે ચાકુ પણ ન હોતું. ત્યાં તેને એક નવીન કલ્પના આવી. શરમહીન થઈને તે દુષ્ટે તેનાં કપડાં કાઢી નાખવાનો મોટેથી હુકમ આપ્યો. તેનો વિચાર તેણે પહેરેલ સાડી વડે તેને ગળાફાંસો આપવાનો હતો. શેઠાણી તો ગભરાઈ ગયાં. દિલગીરી ભર્યા ચહેરે આંખો નીચી ઢાળીને તે તો તેની આજ્ઞા માન્યા સિવાય ઊભી રહી. રસોયાએ પરાણે સાડી ખેંચી લીધી. પછી તે ઝાડ પર ચડ્યો. બે નિર્દોષ મૂંગા પ્રાણીઓ—બળદો વાગોળતા હતા તે આ સઘળું જાણે શૂન્ય દૃષ્ટિથી જોઈ રહ્યા હતા તે સિવાય શેઠાણીને મદદ કરે તેવું ત્યાં કોઈ નહોતું. પણ ત્યાં તેનો ઈશ્વર તો હતો જ. અત્યંત નિરાશામાં તે પ્રાર્થના કરી રહી હતી કે સોલર્ય દેવ, મારી મદદે ધાજો.'

×

અને રસોયો નીચે ઊતરવા માટે ઝાડના થડ પર પગ મૂકતો હતો. બરાબર તે જ સમયે એક સર્પ ઝાડની ટોચેથી નીચે ઊતરતો હતો. તેણે હવામાં પોતાની ફેણ ઊંચી કરી રસોયાના ખભા પર ઉપરાઉપરી ત્રણ વખત ઝડપભેર દંશ દીધા. રસોયો તરત જ મૃત્યુ પામી નીચે પડ્યો.

શેઠાણીનો આનંદ દર્શાવવા માટે શબ્દો પૂરતા નથી. ગાડામાં પાથરેલ ગુણપાટને તેણે ઝડપથી શરીર પર વીંટાળી લીધું. સર્પ નીચે આવીને ટુવાલમાં બાંધેલ દાગીના પાસે ગૂંચળું વળીને પડી રહ્યો. શેઠાણીએ ટુવાલ લેવાનો યત્ન કર્યો નહિ. શેઠાણીએ રસ્તા પર આવી કોઈ વટેમાર્ગુને પોતાની કથની કહી. તેઓએ ત્યાં આવીને સર્પને હાંકી કાઢવાનો યત્ન કર્યો. પણ સર્પ ત્યાંથી ખસ્યો નહિ. ત્યાંથી તેના પતિને પણ ખબર મોકલવામાં આવ્યા હતા. તે જ્યારે ત્યાં આગળ મોટરમાં આવી પહોંચ્યા ત્યારે જ સર્પ ટુવાલમાંના દાગીના પાસેથી હટી ઝાડીમાં ચાલ્યો ગયો. અને ઈશ્વરનો મહિમા માનતું શેઠ-દંપતી આનંદથી ઘેર પાછું આવ્યું.

●

બદલાતો મિજાજ

એલેકઝાંડરનો મિજાજ ઘડીપળમાં બદલાતી ઋતુ જેવો હતો. ક્ષણમાં તે નમ્રતામાંથી ક્રૂરતાની પરિસીમાએ પહોંચી જતો. એક વખત એનું સૈન્ય રણમાંથી પસાર થઈ રહ્યું હતું ત્યારે પાણીની બૂમ ઊઠી. બધાય પાસે પાણી ખૂટી ગયું હતું અને રણમાં ક્યાંયથી પાણી કાઢવું ક્યાંથી !

આ વેળા કોઈએક સિપાઈની પાસે હતો એક પ્યાલો પાણી બચી રહેલું તે તેણે એલેકઝાન્ડર સામે ધર્યું.

એલેકઝાંડરે કહ્યુંઃ 'સેનાપતિએ સૈનિકોની જેમ જ તરસ વેઠવી જોઈએ.'

અને એ જ એલેકઝાન્ડરે એક વેળાએ એના એક નોકરે પાણીનું વાસણ બરાબર નહિ [illegible]

# ત્રેવડી ચેતવણી

કપિલ ઠક્કર

પરિચય:—થીયોસોફિકલ સોસાયટીના એક મહાન આધ્યાત્મિક લેખક બિશપ લેડબિટરની લખેલી એક વાર્તાનો અનુવાદ નીચે આપવામાં આવે છે. બિશપ એ કથાને વાચક સમક્ષ મૂકતાં પહેલાં જણાવે છે કે 'નીચે જે વાર્તાઓ હું ઉતારું છું એ મેં ઇગ્લાંડના 'ચર્ચ'ના એક ઉચ્ચ હોદ્દેદાર ધર્મગુરુને ઘેર એક ભોજન પ્રસંગે સાંભળેલી. એ મહાપુરુષનું નામ હું ન આપી શકું. આપી શક્યો હોત તો વાચકો એ નામ પૂજ્યભાવ સાથે વાંચત, અને આ કથાઓના સાચા ખરા માટે કશી શંકા એમના મનમાં રહેત નહિ. એમનું નામ નોંધવામાં મને કંઇ હરકત જેવું લાગતું નથી, પણ એ વાર્તાઓ એમની પાસેથી સાંભળતી વખતે હું આ વાર્તાઓ કદી કાગળ પર મૂકીશ એવો મને ખ્યાલ નહોતો, એટલે મેં એમની પરવાનગી માગેલી નહિ. એટલા જ કારણે એ ઉલ્લેખ કરતો નથી.

આ વાર્તાઓ બીજા કોઈ લેખકે, કોઈ બીજા સ્વરૂપે લખી છે કે નહિ તેનો મને ખ્યાલ નથી. અમને આ કથા કહેનાર એ મહાપુરુષે એ વખતે અમને કહેલું કે આ વાર્તાઓ લોકોને મોઢે ચઢી ગયેલી છે. પણ એમને ઘેર ભોજન પ્રસંગે એકઠા થયેલા ૪૦-૫૦ મહેમાનોમાંથી કોઇને એની માહિતિ નહોતી અને હું પોતે પણ, જો કે આવી ભૂતાવળની વાર્તાઓ જેટલી પ્રસિદ્ધ થયેલી છે એ બધી મેં વાંચી નાખી છે એમ હું માનું છું, છતાં આ વાર્તા મારા હાથમાં આવ્યાનો મને ખ્યાલ નથી કેટલાક વાંચકોને માટે કદાચ એ પુનરાવર્તન હોય છતાં એ જોખમ ખેડીને આ કથાઓ અહીં ઉતારું છું. સરળતાને ખાતર આ વાર્તાના મુખ્ય પાત્ર અને કથા કહેનારને હું 'બિશપ'ના નામથી ઓળખાવીશ. જો કે પ્રથમ વાર્તાને ટાણે તો તેઓ સાહેબ હજુ કોલેજમાં અભ્યાસ કરતા હતા. અને 'બિશપ'નો આસો ધારણ કરવાનું તો એમને માટે એ પછી ઘણાં વરસે બન્યું હતું.)

'બિશપ સાહેબ' કોલેજમાં અભ્યાસ કરતા હતા એ સમયે એમને આ પ્રથમ વાતની ભૂતાવળનો અનુભવ થયો હતો. એક રાત્રે તેઓ નિયમ કરતા કંઈક વહેલા સૂઈ ગયા. દીવાનખાનાનું બારણું એમણે અંદરથી બંધ કરેલું. અને દીવાનખાના તથા સૂવાના ઓરડા વચ્ચેનું બારણું ખુલ્લું હતું. દીવાનખાનાની સગડીમાં તાપ ભડકે બળતો હતો અને ઓરડાની અંદરની બધી વસ્તુઓ ખરે બપોરે દેખાય એવી સ્પષ્ટ દેખાતી હતી. સાડાદસ વાગી ગયા હતા. અને શાંત ઘસઘસાટ ઊંઘ લેવાની ઉમેદ સાથે બિશપ પલંગ પર પડ્યા હતા. એ સમયે એમણે બે ઓરડાઓ વચ્ચેના બારણામાં, સગડીના આતશના સ્વચ્છ પ્રકાશમાં પોતાના પિતાની આકૃતિ ઊભેલી દેખી. અચંબાથી બે ઘડી તો બિશપ સ્તબ્ધ બની ગયા. એક મિનિટ સુધી તો એ આતશમાંથી નીકળતું તેજ એ આકૃતિને ઘેરી વળ્યું હોય એમ એમને ભાસ્યું અને એ ઘડીએ એ આકૃતિએ પોતાનો હાથ ઊંચો કર્યો અને હાથની ઇશારતથી એમને પોતાની પાસે બોલાવ્યા. આ ઇશારો જોતાં જ એમની સ્થિરતા અને અચંબો ઊડી ગયા. અને પલંગમાંથી કૂદીને બારણા તરફ દોડ્યા. પણ બારણા સુધી પહોંચાય એટલામાં તો એ આકાર અદૃશ્ય થઈ ગયો!

વર્ણન ન થઈ શકે એટલી હદ સુધી ચમકી જઇને એમણે સૂવાનો ખંડ અને દીવાનખાનું બંને બારીકીથી તપાસ્યા, અને એમને ખાતરી થઈ કે પોતે એકલા જ હતા. બહારથી આવનાર કોઈ માનવી માટે ત્યાં સંતાવાની જગ્યા જ હતી નહિ. અને બહારનું બારણું

એમણે જે રીતે બંધ કરેલું એમ જ બંધ હતું. ઉપરાંત એમણે જે આકૃતિ દીઠી હતી એ સ્પષ્ટ રીતે એમના પિતાની હતી એમાં કશો સંદેહ નહોતો. થોડાં જ અઠવાડિયાં પહેલાં એ એમની પાસેથી રજા લઇ ને કોલેજમાં આવ્યા હતા. એ આકૃતિના વદન પર કોઈ ગંભીર પ્રકારનો તલસાટ અત્યારે દેખાતો હતો. કોલેજના કોઈ મશ્કરા વિદ્યાર્થીએ રમૂજની ખાતર કંઈક અટકચાળો કર્યો હોય એવો જરાય સંભવ નહોતો. એટલે પોતે કોઇ ભ્રમણાનો ભોગ બનેલ હતા એવા જ નિર્ણય પર આવવાનું એમને વાજબી લાગ્યું. આ રીતે મન મનાવવાનું કામ એક રીતે તો મુશ્કેલ હતું, કારણ કે શગડીના દેવતાના પ્રકાશમાં એમણે પિતાનો ચહેરો સ્પષ્ટ જોયો હતો. છતાં એમણે ફરી સૂઈ જવાનો પ્રયત્ન કર્યો.

પણ આવા અનુભવ પછી એમ ઊંઘ આવી નહિ. એકાદ કલાક તો દીવાલ પરના ઘડીક ઝાંખાં અને ઘડીક તેજોમય લાગતાં ચિતરામણો એ નિહાળી રહ્યા. એ પછી એમને લાગ્યું કે હવે નિંદ્રા આવશે. પણ જાગૃતિમાંથી નિંદ્રાની સરહદ પર પહોંચતા એ જ ઓળો એમની નજર પાસે ફરી પ્રકટ થયો, અને તેઓ ચમકીને સંપૂર્ણ જાગૃતિમાં આવીને એના તરફ જોઈ રહ્યા. બારણાની વચ્ચે એ આકાર ઊભો હતો. એના વદન પરની ગ્લાનિ આ વખતે વધારે ગાઢ હતી, અને વધારે આતુરતાથી એ એમને પાસે આવવાનો ઈશારો કરતા હતા. આ વખતે તો એ આકાર નાસી જાય એ પહેલાં એને પકડી પાડવો એવા નિશ્ચયથી એક ઠેકડો મારીને એ પલંગ પરથી નીચે ઊતર્યા અને એ ઓળાને પકડી લેવા માટે ઝડપથી હાથ લંબાવ્યા. પણ એમને સફળતા મળી નહિ. બેએક હાથ દૂર ઊભેલી એ આકૃતિ હજુ દેખાતી હતી, પણ ઝલાતી ન હોતી. ધુમાડાના બાચકા ભરવા જેવો એ પ્રયત્ન હતો. ફરીથી બન્ને ઓરડામાં બારીક તપાસ કરી, અને ફરી ખાતરી કરી કે એ ઓરડાઓમાંથી નાસી જવાનું, અથવા કોઇ સ્થળે છુપાઇ જવાનું, કોઇ વ્યક્તિ માટે અશક્ય હતું.

ઘણા યુવાનોની માફક ભૂતોની વાતોમાં એમને કશી શ્રદ્ધા ન હોતી. જે દેખાયું હતું એનાથી એ ખરેખર કંપી તો ગયા હતા. પણ માનસિક તર્કો કરીને એ કોઈક શારીરિક વ્યાધીનું પરિણામ હશે એમ નિર્ણય પર આવીને મન મનાવ્યું. કપાળ પર ઠંડા પાણીનું સિંચન કર્યું. અને આવી ભ્રમણાઓને મગજમાં સ્થાન ન આપવું એવો નિશ્ચય કરી એઓ ઊંઘવા માટે ફરી પલંગ પર પડ્યા. એ વખતે કોલેજના ચોગાનના ટાવરમાં બારના ટકોરા થતા હતા. વહેલી સવારે દેવળની પ્રાર્થનામાં હાજરી આપવાનો મક્કમ નિશ્ચય કરીને એમણે કોઈ પણ ઉપાયે ઊંઘ લેવાનો નિશ્ચય કર્યો, ખરેખર શરીરને નિંદ્રાની બહુ જરૂર હતી.

અને ઊંઘ આવી પણ ખરી. પણ એમને એમ લાગ્યું કે ઊંઘ થોડી જ ક્ષણ આવી હશે એટલામાં તો ભયંકર રીતે ચમકીને તેઓ ફરી જાગી ગયા. લાગણીપ્રધાન મનુષ્યોને ભર ઊંઘમાંથી જગાડવામાં આવે ત્યારે તેમને જે જાતનો અનુભવ થાય છે એ એમને થયો. દીવાનખાનામાં શગડીનો દેવતા ધીરો પડી ગયો હતો, અને તે સૂતા ત્યારે જે પ્રકાશ ભડકાઓમાંથી આવતો હતો તેને બદલે એ વખતે ઝાંખું તેજ માત્ર પડતું હતું અને બન્ને બારણાની વચ્ચે ઝાંખા પ્રકાશમાં તેજોમય લાગતી એમના પિતાની આકૃતિ ફરી ત્યાં જ ઊભી હતી. પણ આ વખતે એના વદન અને હાવભાવ બન્નેમાં અગાઉ કરતાં ઘણો તફાવત હતો. પહેલાંનો તલસાટ અને આવેશ એમાં નહોતાં. કંઇક નિરાશા અને ઊંડો શોક ચહેરા પર સ્પષ્ટ ઊડી આવ્યા હતા, અને હાથના ઈશારાથી, પાસે આવવાનું સૂચવવાને બદલે એ આકૃતિ, બિશપ સાહેબની ભયભીત અને તાકી રહેલી આંખોને પાછા જવાનું સૂચવતી હતી. અગાઉની માફક તુરત જ અદૃશ્ય થવાને બદલે શગડીના ઝાંખા પ્રકાશની અંદર

તેઓ ધીમે ધીમે નજર બહાર થયા એમ જણાયું.

એ આકાર નજર બહાર થયા પછી જ બિશપને શરીરની હિલચાલ કરવાની શક્તિ આવી. અને તુરત જ એમણે ઘડિયાળ કાઢીને વખત જોયો. એ વખતે બેમાં દસ મિનિટ બાકી હતી. કોઈને જગાડવા માટે અથવા વતન તરફ જવા કશું વાહન મેળવવા માટે પણ એ બહુ વહેલું હતું. પણ એમણે જવાનો નિશ્ચય તો કરી લીધો હતો. એમના પિતા, જે દૂરે ગામડામાં આવેલા એક દેવળના ધર્માચાર્ય હતા, એમને મળીને થોડા અઠવાડિયા પહેલાં એ કૉલેજમાં આવ્યા, ત્યારે પિતાની તંદુરસ્તી પ્રગ્સ હતી. અને એ પછી કશાએ ચિન્તા ઉપજાવે એવા ખબર કુટુંબ તરફથી એમને મળ્યા નહોતા. પણ ત્રણ ત્રણ વખત આ આકારને જોયા પછી એમને એવો અંદેશો થયો કે કંઈક અસામાન્ય બની ગયું છે. અને પિતાને એકવાર નજરે જોયા વગર પોતાને નિરાંત વળે એવું લાગ્યું નહિ. 'પછી એમણે ઊંઘવાનો પ્રયત્ન કર્યો નહિ. અને કૉલેજના વડાને જેટલું વહેલું મળી શકાય એટલા વહેલા એમની પાસે ગયા, એમની આ શંકાઓ એમને સમજાવી, અને ઘડીભરની ઢીલ વગર ઘરને રસ્તે પડ્યા.

મુસાફરી ઝડપી હતી. અને આગલી રાતના અનુભવોની છાપ એમના મન પર ઝાંખી થવા લાગી. જ્યારે સંધ્યાના અંધકાર ધરતી પર ઊતરવા લાગ્યા ત્યારે જે શેરીમાં મકાન હતું એમાં ગાડી દાખલ થઈ. સ્વજનોને ફરી ભેટવાની હોંશમાં ને હોંશમાં અંતરમાં છુપાયેલી ચિન્તા આવરણ નાંખતી હતી. ઘર દૂરથી નજરે પડ્યું કે તુરત બધી બારીઓ પર પડદા નાંખેલા જોવામાં આવતા એમને એકાએક આઘાત થયો. અંધારું તો થયું હતું. પણ એ જાણતા હતા કે સંધ્યાનો સમય એમના પિતાને બહુ ગમતો હતો, અને દીવાના પ્રકાશની ખરેખર જરૂર પડે એ પહેલાં એ કદી મીણબત્તિ સળગાવવા દેતા નહિ. એના અંતરમાં એ જોતા ધ્રાસકો પડ્યો, અને બારણા પાસે પહોંચ્યા પછી થોડીવાર તો એ ટકોરા કરી શક્યા નહિ. પણ એમ કર્યા વગર છૂટકો ય નહોતો, એટલે સઘળી હિમ્મત એકઠી કરીને એમણે ટકોરા માર્યા. જવાબમાં વરસોથી કુટુંબની નોકરી કરતા બટલરે બારણું ઉઘાડ્યું. આ બટલરના ખોળામાં રમીને પોતે મોટા થયા હતા. એના વદન પર જે શોકની છાયા જોઈ તેથી એમની શંકાઓ તાજી થઈ.

નોકરે કહ્યું: 'અફસોસ, નાના સાહેબ! તમે મોડા પડ્યા છો. જો ફક્ત એક રાત વહેલા આવ્યા હોત! સાહેબ ગયા. માંદગીના બિછાના પર એ ફક્ત એક જ શબ્દ બોલ્યા હતા, અને એ તમને મળવા ખૂબ જ તલસી રહ્યા હતા. ગઈ રાત્રે દસ વાગે તેઓ પહેલી વખત બેભાન બન્યા. એ પછી અરધા કલાકે જ્યારે શુદ્ધિમાં આવ્યા ત્યારે ફક્ત એમણે એક જ વાક્ય કહ્યું: 'મારા પુત્રને તેડાવો. મારે તેને મળી લેવું છે.'

'અમે એમને કહ્યું કે પ્રભાત થતાં જ એક ખેપિયાને રવાના કરવામાં આવશે, પણ અમારા શબ્દો તેમણે સાંભળ્યા હોય એમ જણાયું નહિ, કારણકે તુરત જ તેઓ ફરી તંદ્રામાં પડ્યા. એ પછી પોણા બાર વાગે એ સહેજ ભાનમાં આવ્યા અને એટલું જ બોલ્યા કે ' મારો પુત્ર આવી પહોંચે તો કેવું સારું!'

'અને ફરીથી મરવાની અગાઉની ક્ષણે એમણે આંખો ઉઘાડી, અને અમને બધાને એ ઓળખી શકતા હોય એવું અમને લાગ્યું. બોલવાની તાકાત તો એમનામાં નહોતી. પણ બહુ ધીમેથી આટલું જ કહી શક્યા:– 'હું જાઉં છું. મારા પુત્ર સાથે એક વાર વાત કરી શક્યો હોત તો મને સુખ થાત. પણ હવે એને મળી શકાય એટલો સમય હું જીવી શકું તેમ નથી.

'એ વખતે ઘડિયાળમાં બેમાં દસ મિનિટ બાકી હતી. [અનુસંધાન પાન ૨૮મે

ચંદુલાલ વ. ભટ્ટ

# સાગરની ગોદમાં

મધદરિયે તોફાનમાં એક વહાણ ભાંગે છે. પિતા, માતા અને ત્રણ બાળકોના એક કુટુંબને વહાણમાં જ રાખી સમસ્ત મુસાફરો હોડીઓમાં નાસી છૂટે છે. નીચે જળ અને ઉપર આભ એવી નિરાધારતામાં જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતા કુટુંબમાં, તોફાન શમતાં જીવનની આશા જાગે છે. હાથ લાગ્યાં તેવાં સાધનોથી તરાપો તૈયાર કરી ભાંગેલા વહાણમાંથી લઈ શકાય તેટલી ઉપયોગી સામગ્રી અને કૂતરા, મરઘાં જેવા જીવો સાથે એ કુટુંબ એક નિર્જન બેટમાં આવી પહોંચે છે. વસવાટ માટે તંબૂ ઊભો કરી થોડોક નિરાંતનો શ્વાસ લે છે. વળતે દિવસે બાપ અને મોટો દીકરો ફિલીપ બેટના પ્રવાસે ઊપડે છે. પ્રદેશની કુદરતી રચના અને વનસ્પતિ જોતાં જોતાં અને અવનવા અનુભવો કરતાં કરતાં બંને સાંજે નિવાસસ્થાને પાછા ફરે છે. 'આખા બેટ પર ન તો કોઈ માણસ મળ્યું કે ન તો કોઈ માણસ વસતું હતું.' પોતાના પ્રવાસનું રસભર્યું વર્ણન આટોપતાં બાપે કહ્યું.

બીજે દિવસે ફિલીપ અને તેનો બાપ ' સામે ખડકમાં ભરાયેલા વહાણમાંથી જરૂરી વસ્તુઓ લઈ આવવા હોડી લઈ ઊપડે છે. દારૂગોળા અને બીજી ઉપયોગી વસ્તુઓથી ભરેલી હોડીને વહાણના જર્જરીત કલેવર સાથે બાંધી બંને જણા હોડીમાં જ ઊંઘી જાય છે.

## [ ૬ ] બેટ પર પાછા

વહાણમાંથી મળી આવેલ કપ્તાનના દુરબીનનો મેં સવારમાં ઊઠતાંવેંત ઉપયોગ કર્યો. અમારાં તંબૂ તરફ નજર કરતાં જાણ્યું કે સાવ મારી નજદીકમાં જ ફિલીપની મા અને એના ભાઈઓને ઊઠીને પોતપોતાનું નિત્યકર્મ કરતાં મેં જોયાં, સૌ ખુશમિજાજમાં જણાયાં.

અને એટલે જ તત્કાળ રવાના થવાના બદલે વળી આજનો દિવસ પણ વહાણ ઉપર રોકાઈ, શું શું વિશેષ લઈ શકાય તેનો અમે વિચાર કરવા માંડ્યો.

અમારે જો લાંબા સમય સુધી આ બેટ ઉપર જ વસવાટ કરવાનો હોય તો પાળેલાં જનાવરો અમને ખૂબ ઉપયોગી થઈ પડવાનાં હતાં એ નિર્વિવાદ હતું. વહાણમાં જનાવરો તો હતા જ. માત્ર એમને સામે કાંઠે કઈ રીતે પહોંચાડવાં તેની તરકીબો અમારે શોધી કાઢવાની હતી.

ફિલીપે તો કહ્યું કે આપણે એક તરાપો બાંધીએ. એના ઉપર બધાને ઉઠાવી જઈએ. પણ તરાપો બાંધવો એ કાંઈ રમતવાત ન હતી. ઉપરાંત એક ગાય, બકરી, ગધેડું, ઘેટાં, કુક્કરી વગેરે બધાંને એક તરાપા ઉપર ચડાવીએ ને બધાં તળિયે બેસે તો તો અમારી કરી કમાણી ધૂળ મળે ને ? આખરે જનાવરોને જ તરવાનું સાધન પૂરું પાડવાનો એક તુક્કો મને સૂઝ્યો.

બીજાં ચાર ખાલી પીપ અમને મળી આવ્યાં. એમાંનાં બે બેને અમે સઢના કાપડના ટુકડાથી એક બીજા સાથે એવી રીતે બાંધ્યાં કે બે પીપની વચ્ચે જગ્યા રહે, એ જગ્યામાં અમારે એક એક મોટું જનાવર બાંધવું હતું. એક ગાય હતી તેને એ રીતે ગોઠવી અને બીજું ગધેડું હતું તેને ય એ રીતે ગોઠવ્યું. કુંભાર લોકો ગધેડા ઉપર છાલકાં નાખે છે તેથી ઊલટી રીતે અમે એની નીચેથી કપડું ખેંચી બાજુમાં બે પીપ ગોઠવ્યાં. વચલું કપડું, ગાય તથા ગધેડા બન્નેના શરીર પર બીજા દોરડાથી વીંટાળી દીધું ! પછી ગાયને શીંગડે તથા ગધેડાના ગળે એક એક દોરડું બાંધી દીધું. એ દોરડાથી અમારે એમને દોરવાનાં હતાં.

આટલી વ્યવસ્થા થઈ આ બે મોટાં જના-

વરો માટે. ઘેટાં, બકરાં, તથા કુકરી માટ પતરાંના કબચ્ચાં તથા ગળામાં બાંધવાના સુચના પટ્ટાઓથી કામ સરશે એવું અમને લાગ્યું. વહાણમાં એવા પટ્ટાઓ તૈયાર હતા જ. અમે દરેક જનાવરને ગળે એ બાંધી દીધાં.

અને પછી એ આખા લશ્કરને વહાણના નીચલા ભાગ તરફ હંકાર્યું: આ હાલતમાં એમને ય જરા ગભરામણ તો થતી જ હતી. પરાણે પરાણે અમારે તેમને પાણી તરફ લઇ જવાં પડતાં હતાં. પહેલો પ્રયોગ ગધેડા પર અજમાવ્યો. તેને સાવ પાણી નજદીક લાવીને જોરથી ધક્કો માર્યો. મોટા ધમાકા સાથે એ પશુ, અને પાણીમાં ડૂબકાં ખાઈ ગયું. પરંતુ તરત જ ઉપર આવીને બે પીપ વચ્ચે સરસ રીતે એ તરવા લાગ્યું. એ જોઈ ફિલીપ તો તાળીઓ પાડતો પાડતો કૂદવા માંડ્યો.

પછી આવ્યો ગાયનો વારો. એનેય તે જરા સંભાળપૂર્વક છતાં જરા બળ વાપરીને પાણીમાં ધકેલી. ગધેડાની જેમ એણે પણ તરવું શરૂ કરી દીધુ.

પછી તો બાકીનાં જનાવરોને સહેલાઈથી દરિયામાં વહેતાં કરી દીધાં. પેલી કુકરી જરા જીદ્દી નીવડી. તે અમારી સામે જરા ઘુરાઈ થઇ. પરંતુ છેવટે તો અમે જ જીત્યા. આખી સવારી પાણીમાં આગળ ઊપડી.

અમારેય તે હવે તો વખત ખોવો પાલવે તેમ ન હતું. અમે ય દોરડાં છોડી, અમારી હોડીને ઉપાડી. થોડીવારમાં અમે ખુલ્લા દરિયામાં આવી પહોંચ્યાં. આસપાસ બધાં જનાવરો તર્યે જતાં હતાં. હોડીમાં બેઠા જ એ બધાંને દોરવા માટે બાંધેલી દોરીઓ અમે પકડીને એકઠી કરી લીધી. સૌને ખેંચતા ને દોરતાં અમે આગળ ઊપડ્યા. પવન અનુકૂળ હતો. દરિયો ય શાંત હતો. એટલે ઝપાટાભેર અમારી મુસાફરી શરૂ થઈ.

જ્યાં હોઈએ ત્યાં ડગલે ને પગલે, અમારી સામે, જાતજાતના ભય તો ખડા જ હતા. જરા દૂર ગયા હોઈશું ત્યાં એક જબરજસ્ત જનાવર પાણીમાં ઘુઘવાટા કરતું અમારા તરફ ધસી આવ્યું. ફિલીપ એને જોતાં રાડ પાડી ઊઠ્યો. હું સાવધ બની ગયો. ફિલીપને બૂમાટ કરવા કરતાં ચુપચુપ બંદૂક તૈયાર કરવા મેં સૂચના કરી. અમે બને તૈયાર બની ગયા.

જોતજોતામાં એ ભયંકર જનાવર અમારી સાવ નજીકમાં આવી પહોંચ્યું.

'ફિલીપ, ફિલીપ, બરાબર એનું માથું વીંધાય તે રીતે ગોળીઓ છોડજે.' મેં બૂમ-મારી. સાથે સાથે મેં પણ એવી જ તૈયારી રાખી. બેચાર ક્ષણ ગઇ ત્યાં તો એણે માથું

## ત્રેવડી ચેતવણી

[ અનુસંધાન પાન ૨૧નું

'પછી એમણે બહુ શાંતિથી દેહ છોડયો. જાણે ફરીથી નિદ્રામાં પડયા.'

×

આપણી સ્થુળ ભુમિકાથી ઉપરના ભુવનો માટેનો બિશપ સાહેબના જીવનમાં આ પહેલો અનુભવ હતો. આવી જાતના અનુભવો અસામાન્ય નથી, પણ આ બિનાની વિગતો બહુ ચોક્કસ અને સચોટ છે. અને આટલી વાત સ્પષ્ટ છે કે આ બનાવે અને એમાંથી મળેલા અનુભવે એમના પર જીવન ભર ન ભૂંસી શકાય એવી છાપ મૂકી, અને એમનું જીવન આ રીતે એક નવીન રંગથી રંગાયું.

જે અદૃશ્ય સૃષ્ટિ આપણી આસપાસ જ આવેલી છે. એની આવા પ્રકારની સહજ ઝાંખી થયાના અલ્પ પ્રસંગે જેમના પર ઊંડી અસર કરી હોય અને જેમના જીવનમાં પલટો લાવેલ હોય એવા માનવીઓ આપણા સમાજમાં ઠીક ઠીક સંખ્યામાં મળી આવે છે, આ અંધ અને અશ્રદ્ધાળુ જમાનામાં માણસો એવા અનુભવો વર્ણવતા નથી. પણ પોતાના મિત્ર વર્ગમાં જ તપાસ કરતાં અને પૂછતાં આવી વાતો એમને અચંબો પમાડે એટલા પ્રમાણમાં મળી શકશે.

ઊંચક્યું. એકી સાથે બે ય બંદૂકોના ભડાકા શરૂ થયા ને એ જનાવરનું માથું ગોળીઓથી વીંધાયું. જનાવર ફુંગવાટ કરતું કૂદ્યું ને ડૂબકી મારી ભાગ્યું. અમારું લક્ષ એની જ પાછળ હતું. થોડે દૂર જઈ, થોડી થોડી વારને અંતરે એનું ચળકતું શરીર પાણી બહાર આવતું હતું. સાથે સાથે સમુદ્રમાં એક લાલ પટો પડી ગયેલો પણ દેખાતો હતો. એ લોહીયાળ પટો સાક્ષી પૂરતો હતો કે અમારું નિશાન સચોટ હતું.

આવેલ ભય ટળી ગયો છતાં ય અમે તો સાવધ જ રહ્યા. કારણ આવાં જનાવર ઝપટમાં આવવાં મુશ્કેલ છે, ઉપરાંત સામાન્ય ઉપાયોથી એમને મહાત કરવાં એય કઠણ કામ હોય છે. એનું નિરીક્ષણ કરવાની જે થોડી ઘણી ઘડીઓ મળી એના પરથી મારી ખાતરી થઈ ગઈ કે એ શાર્ક માછલી હતી.

અને પછી તો અમે અમારે થાણે પહોંચ્યા ત્યાં સુધીમાં ફરી એણે અમારો પીછો કરવો છોડી જ દીધો. કદાચને પહેલી જ મુલાકાતમાં એને અમારી તાકાતનું માપ મળી ગયું.

કાંઠો નજદીક આવી ગયો હતો. હોડીને ધીરે ધીરે અમારા ઉતરાણના સ્થાન તરફ વાળી લીધી. અમારા જનાવરોની પકડેલી દોરીઓ અમે છૂટી મૂકી દીધી. સઢ નીચા નમાવ્યા. ફરી પાછાં કુદરતને દુવા દેતાં અમે તથા અમારાં આ નવાં સાથીઓ અમારા તંબૂ પાસે આવી પહોંચ્યાં. જનાવરોને શરીરે લાદેલાં પરેણાં ય ઉતારી લીધાં! હોડી ખાલી કરી અને બધા વાતચીતે વળગ્યાં.

આ નવી જાતની હોડીને જોઈને નાના છોકરાઓનો આનંદ કર્યો ય માતો ન હતો. જનાવરો આવેલા જોઈને, જેક ને અર્નેસ્ટ હોડી જોઈ ન જોઈ ત્યાં એમની પાસે પહોંચી ગયા. ફ્રિલીપની મા પણ જે સિફતથી આ જનાવરોને અહીં પહોંચાડવામાં આવ્યા તેનાથી હેરત પામી. એના પોતાના મત મુજબ જનાવરો આવતાં, અમને એક મોટો સહારો મળી ગયા જેવુંજ હતું.

પેલા ગધેડા સાથે બાંધેલા પીપ છોડી નાખ્યાં એટલે જેક દોડીને ઘડીભર એના ઉપર સવાર થઈ ગયો હતો. એને ત્યાંથી બૂમ પાડી બોલાવ્યો. બીજાં બધાને પણ આસપાસથી બોલાવી લીધા. એમની માએ જે જે ખાવાની સામગ્રી હતી તેમાંથી જુદી જુદી વાનીઓ બનાવી હતી. કાચબાનાં ઈંડાં મળી આવ્યાં હતાં એમાંથી એણે સૌને માટે પુડલા પણ બનાવ્યા હતાં. આજે આટલા દિવસે વ્યવસ્થિત રીતે બ્રેડ, માખણ, પુડલા, તથા માંસની જુદી જુદી વાનીઓ બધાને ખાવા મળી. ગમે તેવી મુસીબતોમાં ય સારું ભોજન ઘડીભર એ યાતનાઓને હળવી કરવામાં ક્યારેક મદદ કરે છે. અમે સૌ પેટ ભરીને જમ્યાં. આજે તો એમાંથી ઘણું વધ્યું ય હતું; અથવા તો વધુ જ બનાવ્યું હતું. એમાંથી અમારાં કૂતરાં, ઘેટાં, બકરાં એ સૌને ય ભાગ મળ્યો. મરઘાનાં બચ્ચાં, કબૂતરો વગેરે પણ અમારી આસપાસ આંટા મારતાં જ હતાં. એ બધાંની ભૂખ પણ સંતોષી; યોગ્ય ખાવાનું તેમને પણ આપ્યું. બતકાં વગેરે તો પાણીમાં જ એમનો ખોરાક શોધતાં તરી રહ્યાં હતાં.

ઠંડા પ્રદેશોમાં રહેનારાં અમારા લોકોનું ખાણું થોડો ઘણો ય દારૂ ન પિવાય તો અધૂરું જ રહે છે, એટલે કપ્તાનની કૅબીનમાંથી જડેલો દારૂ અમારા ભોજનની પૂર્ણાહુતિ તરીકે અમે પીધો.

અમારી ગેરહાજરીમાં છોકરાઓએ એમની મા સાથે અમારે રહેવા માટેનું કોઈ સારું સ્થાન મળી આવે તો તે શોધવા પ્રયત્ન કરેલો. પહેલે દિવસે અમે વહાણ ઉપરથી જ્યારે પાછા ન ફર્યા, અને જ્યારે અમે અરસપરસ 'સબ સલામતના સંદેશાઓ પણ મોકલી શક્યા એટલે આ કાર્યક્રમ બીજે દિવસે ઉઠાવેલો.

અમારા આ તંબૂમાં બપોરનો તાપ અસહ્ય લાગતો. અમે તો આ બધા દિવસોમાં કંઈ ને

કંઈ નિમિત્તે દિવસનો ભાગ બહાર ફરવામાં જ ગાળતા. ફિલીપની માને અમારા પાત્રમાં જ રહેવાનું થતું એટલે એને અહીંની ગરમીએ મૂંઝવી હતી.

તેઓ સૌ બીજે દિવસે અમે જે રીતે નદી ઓળગીને જંગલમાં ગયેલા તે જ રીતે રહેઠાણની ખોળ કરવા નીકળેલાં. એમણે એક સ્થાન શોધી કાઢેલું. મોટા જબરા વડલા જેવું એ ઝાડ હતું. માત્ર એની ઊંચાઈ, વડલા કરતાં ઘણી ઊંચી હતી. ઝાડનું થડ જબરૂં હતું. ઝાડની ડાળીઓ પણ જાડી અને બાજુબાજુમાં ફેલાયેલી હતી, એ બધી ડાળીઓ ઉપર જો આડાં પાટિયાં ગોઠવી શકાય તો જાણે કે ઝાડ ઉપર અદ્ધર માળ બાંધીને એક હવાઈ જંગલી ખડી થઇ જાય તેવું હતું।

અમારા ભોજન વખતે આ બધી જ વાત મારી પત્નીએ અમારી આગળ મૂકી. પંખીઓ તો ઝાડ ઉપર રહે, માણસો યે રહી શકે એ વિચારે ફ્રેંક 'જેક, અર્નેસ્ટ ફિલીપ તથા મારી જાતને ય ખૂબ આનંદ થયો. એવો હવાઈ મહેલ બને તો તો ભારે મજા આવે એવુ હતુ. પરંતુ એ બધાનો વિચાર કરતાં પહેલા બીજી કેટલી ય વાતો વિચારવા જેવી હતી. એમાંની મોટામાં મોટી વાત તો જનાવરો ને સરસામાન સહિત નદી કઇ રીતે ઓળંગવી એ હતી. એ બધાને માટે બીજે દિવસે આગળ વિચારણા કરવી એમ નક્કી કરી, નીંદર દેશમાં અમે સૌ ચાલ્યાં ગયાં.

## [ ૭ ] સ્થળાંતરની તૈયારી

સૌ સૂતાં હતાં ત્યાં અમે પતિપત્નીએ જાગ્યાં ઊઠયાં. 'ત્યારે શું ખરે જ આપણે આપણો મુકામ અહીંથી બદલીશું?' મેં સવાલ કર્યો.

'જરૂર, અહીંની ગરમી તો તોબા પોકરાવે છે. ઉપરાંત ધીરેધીરે જંગલી પશુઓ પણ કોઈવાર આપણી સલામતીમાં ખલેલ પહોંચાડશે. એ માટે આપણે હવે આફ્રેલ તો તુ જ રહેવું જોઇએ. મહેનત કરીએ તો ઝાડ ઉપરની ડાળીઓમાં, સીડી જેવું બાંધીને ય ઊંચે રહી શકાય.'

હું જરા વિચાર કરવા અટકયો. 'વારુ, આપણે તત્કાળ જઈએ તેમાં હરકત નથી. પણ તેમ કરવા જતાં આ નદી ઓળંગીને બધો સરસામાન તથા જનાવરોને લઇ જવાં એ બહુ કપરું કામ છે.'

'કામ તો એકેય સહેલું નથી જ, પરંતુ એ પાર પાડ્યા સિવાય છૂટકો પણ નથી.' એણે જરા હિંમતભેર કહ્યું.

'ઠીક ત્યારે અમે આજે વહાણ ઉપર જઇને નદી ઉપર પુલ બાંધવા માટેનાં પાટિયાં ઉઠાવી લાવીએ. વહાણના ઘણા ભાગો હવે તો સાવ વેરવિખેર થવાની સ્થિતિમાં જ હશે. એમાંથી સંખ્યાબંધ પાટિયાં આપણને મળી આવશે. હું ફિલીપ ને અર્નેસ્ટ હમણાં જ ઊપડીએ.'

આટલો નિર્ણય કરીને અમે અમારા બાળકોને ઉઠાડ્યાં. સૂરજ ઊગી ગયો હતો. સૌને આ વાતની જાણ કરી. નિત્ય કર્મથી પરવારી બધા નાસ્તાની તૈયારીમાં પડ્યા. ફિલીપ પોતાના વાંદરાને બકરી પાસે દૂધ પાવા ઉપાડી ગયો. જેક હળવેકથી સરીને ગાય પાસે પહોંચી ગયો. ત્યાં જઇને પોતાની હેટમાં જ ગાયને દોવાની એ મહેનત કરવા લાગ્યો, પણ ફાવ્યો નહિ ! પછી તો એને માટે એક જ ઈલાજ રહ્યો. ગાય બિચારી ભલી હતી એટલે નીચે ઘૂસી એને આંચળે જ એ વળગી ગયો ! જાણે કે એનો વાછડો જ ન હોય !

'ફ્રેંક ! અહીં તો આવ.' આંચળને વળગ્યા વળગ્યા જ જેકે બૂમ પાડી. સૌનું ધ્યાન એ બૂમથી એ તરફ ખેંચાયું. છોકરાઓ તો બધા જ એનો દેખાવ જોઇ હસી પડ્યા. એની મા એને જોતાંવેંત ખિજાઈ ઊઠી.

'તુ તો ભારે અઘોરિયો, જરાક તો રાહ જોતાં શીખ. આ તે કંઈ સારી રીત છે?' અને આટલું બોલી એ પોતે વાસણ લઈ દોવા ગઈ,

અને ગાયને દોહીને સૌને દૂધ પીરસ્યું. અમે નાસ્તા પાણી પૂરાં કર્યાં.

નાસ્તો પતાવીને અમારી હોડી ઊપડી. હવે તો અમે સૌ પાવરધા થઈ ગયા હતા. સૌના હાડમાં જોર હતું અને હૈયે હામ હતી. થોડી વારમાં તો ખાડીમાંથી બહાર નીકળી પેલી નદીના પ્રવાહમાં પહોંચતાં જે એક નાનકડો બેટ આવતો હતો તેની ઉપર અમારી નજર ફેરવી.

કેટલાંય સી-ગલ (sea-gulls)નું ટોળું ત્યાં એકઠું થયું હતું. નીચે અને ઉપર આકાશમાં બીજાંય પક્ષીઓ ઉડાઉડ કરતાં હતાં. તેમની ચીચીઆરીઓથી આખું વાતાવરણ ભયાનક બની ગયું હતું. કોઈક મરેલા જાનવરની આસપાસ એ બધી જમાવટ હતી એવું અમને લાગ્યું. એટલા જ ખાતર તો અમે અમારી હોડી પણ જરા ચકરાવામાં લઈને એ બેટ પાસે થંભાવી. અમે એની તપાસ કરવા માટે ત્યાં ઊતર્યા ય ખરા.

બધાં જ પક્ષીઓ એટલા જોરશોરથી એ કોઈ તરતા શબ પર તૂટી પડ્યાં હતાં કે અમારા આવવાથી પણ તેમના કામમાં જરાય ખલેલ પહોંચી નહિ. લાકડીએ લાકડીએ મારીએ તો ય એ ત્યાંથી ખસે એવું ન જણાયું. અર્નેસ્ટે પોતાની બંદૂક કાઢીને એનો કૂંદો ચારેતરફ માંડ્યો વીંઝવા. આમ છતાંય માંડ થોડાં એથી હટ્યાં. બાકીનાંમાંથી બેત્રણ કૂંદો વાગવાથી મરી ગયાં, પણ ખસ્યાં નહિ!

અમે બારીકાઈથી જોયું તો જણાયું કે અમે ઘાયલ કરેલી આ પેલી શાર્ક માછલી જ હતી. એના માથામાં બરાબર ત્રણ ઘા હતા. એની લંબાઈ અમે માપી જોઈ તો એ વીશ ફૂટ જેટલી હતી. ફિલીપે એ શાર્કના શરીર ઉપરથી ચામડીના થોડા પટ્ટા કાપી લીધા. શાર્કનું આટલું સંભારણું લઈને અમે હોડીમાં બેસીને સીધા વહાણ ઉપર પહોંચી ગયાં. રસ્તામાં એ શાર્કની ચામડીને અમે અધ્ધર ટાંગીને સૂકવી નાખી. શાર્ક માછલીની ચામડીમાંથી ઉપયોગી ચીજો માટેના ટુકડા કરવાનો અમારો ઇરાદો હતો એટલે જ આટલો નમૂનો અમે લઈ લીધો હતો.

વહાણ પર પહોંચીને જોયું તો અમારે જોઈએ તેવા કેટલાય લાંબાં પાટિયાને પટ્ટીઓ વહાણના કાટમાળનાથી છૂટાં પડીને એ ખડક પાસેની રેતીમાં પડ્યાં હતાં. એમાંથી ઝપાટા બંધ અમારે જરૂરી હોય તેમાંની મેં પસંદગી કરી લીધી એ દરેકને દોરડા વડે ઢસડી ઢસડીને એના છેડાઓ વડે અમારી હોડી સાથે બાંધી દીધી. હવા અનુકૂળ હતી એટલે તુરત જ પાછા મારી મૂક્યા. પાછળ અમારો લાકડ સામાન તરતો આવતો હતો.

ચારેક કલાકમાં તો અમે પાછાં આવતા રહ્યા. જોયું તો મારી પત્ની કે છોકરાઓ તંબૂમાં ન હતા. અમે બેત્રણ બૂમો પાડી એટલે તેઓ દોડતાં આવ્યાં. દરેકના હાથમાં એક એક મોટા ખીસા રૂમાલની પોટલી કચાકચ ભરેલી હતી. ફ્રેંક પોતાની પાછળ એક લાંબા લાકડાના ડંડા સાથે બાંધેલી માછલાં પકડવાની જાળ ઢસડતો ઢસડતો આવતો હતો.

અમે કેમ જલદી આવ્યા અને તેઓ ક્યાં ગયા હતાં એવા સામસામા સવાલ-જવાબો થવા લાગ્યા. દરમિયાનમાં જેકના ખીસારૂમાલનો છેડો છૂટી ગયો ને તાજા પાણીના કરચલાઓનો વરસાદ થયો. જેકની મા અને ફ્રેંકે પણ પછી પોતાના રૂમાલ ખાલી કર્યાં. કરચલાનો તો ઢગલો થઈ ગયો. એમાંના ઘણા ખરા જીવતા હતા. એટલે નીચે પડતાં જ ભાગાભાગી કરવા લાગ્યા. છોકરાઓ એમને પકડીપકડીને પાછા લાવવા લાગ્યા થોડી વાર ભાગાભાગી અને પકડાપકડીની રમતમાં સૌને રમૂજ પડી.

‘વારૂ, પણ આ કરચલા શોધી કોણે કાઢ્યા? આપણા અહીંના આ જંગલના વસવાટમાં આપણને ખોરાકમાં આની ય તે ઠીક મદદ થશે.’ મેં કહ્યું.

'એ તો બાપુ, ફ્રેંક શોધી કાઢયા. હું વાંદરાને તથા ફ્રેંકને લઈને નદીએ ફરવા ગયો હતો. આપણે નદી ઉપર પુલ બાંધવો હોય તો ક્યાં બાંધવો તે જગ્યાય મેં નક્કી કરી લીધી છે. ફ્રેંક બેઠો બેઠો પાણીમાં પથરા ફેંકતો હતો. થોડી થોડીવારે એને કંઈક દેખાતું હતું. છેવટે એકવાર એ દોડતો મારી પાસે આવ્યો અને કહ્યું: 'જોઉ, જોઉ, જો તો ખરો. ફિલીપના વરૂને એક કરચલાનું ટોળું વળગ્યું છે!'

'હું તેની પાછળ ગયો. જોયું તો અસંખ્યા કરચલાઓ પેલા ફિલીપે મારેલા વરૂના શરીરની ઉજાણી કરી રહ્યા હતાં. મેં દોડીને મારી માને કહ્યું. અમે એમાંના કેટલાય જાળમાં પકડ્યા ને કેટલાક હાથથી ય પકડ્યા. તમોએ આવીને અમને બૂમ ન પાડી હોત તો હજુ બીજા પણ કેટલા ય પકડત.'

આટલી વાતચીત થઈ પછી અમે જમવાની તૈયારી કરવાનું જણાવી પેલા પાટિયા ઉઠાવી લાવવા ગયા. અમારાથી હાથોહાથ ઢસડીને નદી કાંઠે એમને પહોંચાડવાનું કામ મુશ્કેલ હતું. મેં એમાં અમારી ગાય ને ગધેડાની મદદ લીધી. ગાયને શીંગડે તથા ગધેડાને ગળે એક એક દોરડું બાંધ્યું. એ બેય દોરડાં એમના પગ વચ્ચેથી કાઢયાં ને એના છેડા પેલા પાટિયા સાથે બાંધ્યા. કામે બહુ સરળ થઈ ગયું. ધીરેધીરે એ પાટિયાને જ્યાં અમારા નાના ઈજનેરે પુલ બાંધવાનું નક્કી કર્યું હતું ત્યાં પહોંચાડી પણ દીધા.

નદીના સામસામા બંને કાંઠાની ઊંચાઈ લગભગ સરખી હતી. અને કાંઠા કઠણ જમીનવાળા પણ હતા. બંને કાંઠા ઉપર અમે પુલના પાયા બનાવવાના ઉપયોગમાં લઈ શકીએ તેવાં જૂના ઝાડનાં થડ પણ મળી આવ્યાં

આટલું થયા પછી મને એક સવાલ થયો. મેં પૂછ્યું; 'ધારો કે આપણે આણેલા પાટિયાની લંબાઈ આ નદીના પટ જેવડી ન થઈ રહે તો શું કરવું? આપણી આંખનો અંદાજ ખોટો ઠરે તો? આપણી પાસે કંઈ માપવાનું સાધન તો નથી. શું કરીશું?'

'તંબૂમાં થોડી કાથી છે. એને છેડે એક પથરો બાંધીએ. પથરો બાંધીને એ છેડાને સામે કાંઠે ફેંકીએ. વળી પાછી એ સીંદરીને પાછી ખેંચી લઈએ. જેટલી લંબાઈ એ સીંદરીની થઈ હોય તેને આ પાટિયા સાથે સરખાવી જોઈએ.' અર્નેસ્ટે જવાબ વાળ્યો.

'શાબાશ,' મેં જણાવ્યું. 'જેક, દોડતો જઈને સીંદરી લઈ આવ તો.'

સીંદરી આવી ને નક્કી કર્યા મુજબ યુક્તિથી અમે નદીના પટનું માપ લઈ લીધું. અમારા પાટિયાની લંબાઈ બરાબર પટ જેવડી થઈ રહે તેમ હતું. ઊલટાં કાંઠા ઉપર બે બે ફૂટ વધે એટલાં એ લાંબાં નીકળ્યાં.

હવે માત્ર આવાં વજનદાર પાટિયાં આ કાંઠેથી સામે કાંઠે કઈ રીતે પહોંચાડીને ઢાળવાં એ એક પ્રશ્ન રહ્યો.

જમવાનો વખત થઈ ગયો હતો એટલે આ સવાલનો ઉકેલ લાવવાનું અમે જમતાં જમતાં ઠરાવ્યું. સૌ તંબૂમાં પહોંચ્યા. આજના ભોજનમાં કરચલાની વાનગી મુખ્ય હતી. અમે નદીએ હતા તે દરમિયાનમાં સઢના કપડાંમાંથી પોતે બનાવેલા બે મોટા થેલાઓ દેખાડવાની લાલચ મારી પત્ની રોકી શકી નહિ. 'એ જોઈ લ્યો પછી આપણે જમીએ.' એણે જણાવ્યું.

'અમે જોયું તો એ બે થેલાઓ એણે મોટો સોયો ન હોવાથી એક ખીલા સાથે માછીઓ દોરો બાંધીને સીવેલા. ઘર બદલતી વેળાએ બેય મોટા થેલામાં અમારો બધો ય ઘરખટલો ભરી શકાય તેટલા એ મોટા હતા. તેને સામસામે બાંધી કુંભારના છાલકાની જેવો તેનો ઉપયોગ કરવાની એની ગણતરી હતી.

આ કાર્ય માટે એને ધન્યવાદ આપી

અમે સૌએ જમી લીધું અને વળી પાછા નદી-કિનારે પહોંચી ગયા.

મેં એક રસ્તો શોધી કાઢ્યો. સૌથી પહેલાં આ કાંઠના એક સૂકા ઝાડના થડની પાછળ મેં એક લાંબું મોટું બીમ ઊભું કર્યું. એ બીમને જમીનથી ઊંચે ચારપાંચ ફૂટ પેલા થડની સાથે જાડા લાંબા દોરડાથી ખૂબ મજબૂત બાંધ્યું. એટલું થયા પછી એ દોરડાને બીજે છેડે, એક પથ્થર બાંધ્યો. પથ્થર બાંધી એ દોરડું નદીને સામે કાંઠે ફેંક્યું. હું પાણી વીંધીને એની પાછળ પાછળ સામે કાંઠે પહોંચ્યો. સામા કાંઠાના એક ઝાડ ઉપર 'પુલી' બનાવવા ખાતર મેં એક મજબૂત ગરગડી બંધબેસતી કરી દીધી. એ ગરગડી ઉપર થઈને પેલું દોરડું પસાર કર્યું ને વળી પાછો એ દોરડાનો છેડો લઈ ને હું આ કાંઠે પાછો ફર્યો.

આ કાંઠે ગાય ને ઘેટું હાજર જ હતાં. એમના ગળા ફરતા દોરડાના ગાળિયા હતા જ. એ ગાળિયા સાથે પેલા દોરડાનો છેડો બેય જનાવરને એકઠા કરીને બાંધ્યો. પછી એ બેય જનાવરને નદીકાંઠાની વિરુદ્ધ દિશામાં હાંક્યાં.

એમ થતાંની સાથે પેલું ઊંચું ઊભું કરેલું બીમ ધીમે ધીમે નીચે નમવા લાગ્યું. એને એવી રીતે ગોઠવ્યું હતું કે એ નીચું નમતાં જ બરાબર એ નદીના આ કાંઠા ઉપરથી સામા કાંઠા ઉપર ઢળી જાય. અમારો પ્રયોગ સફળ થયો. એક બીમ ઢળતાં એનો પુલ તો બન્યો જ. પછી એની મદદ વડે બીજાં પાટિયાં પડખે પડખે ઢાળ્યાં. ઊભાં પાટિયાં પૂરાં ગોઠવાયાં એટલે પછી આડ આડ દસ દસ ફૂટનાં આડાં પાટિયાં એની ઉપર ગોઠવ્યાં. પુલ તૈયાર થઈ ગયો. બધાં પાટિયાં સમજપૂર્વક એકબીજા સાથે અમે જડી દીધાં ન હતાં. કોઈ વખતે જંગલી જનાવરો કે માણસોનાં ટોળાં સામે જંગ જામે તો આખેઆખો પુલ ઉઠાવી લેવો હોય તો તેની ય તૈયારી રાખવી જોઈએ ને!

અમારે માટે આટલી મહેનત પૂરતી હતી. સૌ થાકી ગયાં હતાં. આજ ને આજ આગળ વધવાની શક્તિ કે હિંમત નહોતી. સૌ પાછાં ફર્યાં. રાતવાસો હંમેશ મુજબ તંબૂમાં જ ગાળીને નવા સ્થાનકે જવાનું બીજા દિવસ પર મુલતવી રાખ્યું. [ચાલુ

## ઓલિયાનો મંત્ર

લોકોમાં ઓલિયા તરીકે પ્રસિદ્ધ થયેલ એક મુસ્લિમ ફકીર પાસે એક સ્વાર્થસાધુ પહોંચ્યો.

'બાપુ, ખુદા પાસે ઘણી બંદગી કરું છું પણ કાંઈ વળતું નથી. હવે તો હંમેશની આ કમાવા-ધમાવાની પિંજણ મટે એવો કોઈ ઈલમ બતાવો.'

ઓલિયાએ મૂછોમાં હસતાં હસતાં પેલાને કહ્યું: 'જો આ મંત્ર આપું છું એ પઢવાથી ધારેલી મુરાદ ફળશે. પણ એક શરત છે. આ મંત્રના પઢવાની મુદત દરમિયાન મનમાં વાંદરાનો વિચાર સુદ્ધાં ન આવવો જોઈએ. અને જો એ જ વિચાર આવે તો પઢવાનું બંધ કરી દે જે; નહિતર વાંદરો બની જઈશ; લવ ફત્તેહ કરો.'

પેલો તો ખુશ થતો ઘેર ગયો. પાક થઈને મંત્ર પઢવા બેઠો, થોડી વાર તો પઢવાનું બરાબર ચાલ્યું પણ પેલી 'વાંદરા'વાળી વાત યાદ આવી જતાં વાંદરાનો જ વિચાર એની ઉપર સવાર થઈ બેઠો.

પછી તો એ ગભરાણો કે આ તો હવેલી લેતાં ગુજરાત ખોઈ.

એ દોડ્યો ઓલિયા પાસે. પગ પકડી કરગરી પડ્યો: 'બાપુ હવે કોઈ દી આવી માંગણી નહિ કરું. મને બચાવો. હું વાંદરો ન થઈ પડું, બસ એટલું કરો.'

# જવના જવારા

મયૂર

રાજકુમારને થયું કે કોણ સૂતું હશે? સૂતા માણસને જગાડવો કે નહિ એની ગડમથલમાં એ પડી ગયો પણ એને તો જોવું'તું ને જાણવું'તું; ગમે તે હોય, જગાડ્યા વિના છૂટકો ન હતો. હળવે હળવે અવાજ ન થાય તેવી રીતે તે પલંગ પાસે ગયો ને ધીમે રહીને શાલ ખેંચી લીધી. જુએ તો માથા વિનાનું સુંદરીનું ધડ પડ્યું છે. ગોરો ગોરો વાન છે ને કેળના થાંભલા જેવી કાયા છે. અંગ ઉપર સોળ શણગાર સજેલા છે. રાજકુમાર કહે: 'બસ આ જ માથું અને આ જ ધડ. એક જ શરીરના બે કટકા છે' પણ નવાઈની વાત તો એ હતી કે માથામાંથી લોહી ટપકતું હતું, ત્યારે ધડમાં જાણે લોહીનો છાંટો જ નથી. બધું નિચોવી નિચોવીને જાણે કાઢી લીધું છે. ચાદર ઉપર એક નાનો સરખો યે લોહીનો ડાઘ નથી. એટલે વળી રાજકુમાર વિચારમાં પડી ગયો રખેને મીણનું માથા વિનાનું પૂતળું હોય! ખાતરી કરવા સારૂ એણે પેલું માથું ધડ ઉપર મૂકી જોયું. બરાબર ગોઠવી દીધું ને જોઇ લ્યો, માથું ધડને અડયું કે તરત જ પેલી સુંદરી બડાક કરતી બેઠી થઈ ગઈ.

સુંદરીએ આંખો ચોળી જોયું તો સામે રંગીલો રાજકુમાર ઊભો છે.

રાજકુમારને જોઇને સુંદરી બોલી ઊઠી: 'અરે હે કાળા માથાના માનવી! તું અહીં ક્યાંથી આવી ચડ્યો? આ તો રાક્ષસનો મહેલ છે.'

રાજકુમાર કહે: 'રાક્ષસનો મહેલ હશે, પણ તું કાંઈ રાક્ષસની કુંવરી લાગતી નથી. તું કોણ છે અને અહીં ક્યાંથી આવી ચડી? પહેલાં તારી વાત કહે, પછી મારી વાત કહું.'

કુંવરીને રાજકુમાર ખૂબ જ ગમી ગયેલો. રાજકુમાર કહેતો હતો તે વાત કાંઈ ખોટી ન હતી એ કાંઈ રાક્ષસની કુંવરી ન હતી. રાક્ષસના મહેલમાં રહ્યા રહ્યા કેટલોય સમય વીતી ગયો હતો, તે દરમિયાન માણસ નામે તેણે દીઠેલો નહિ. આજે રાજકુમારને જોઈને તે રંગમાં આવી ગઈ.

ને રાજકુમારે પૂછ્યું કે તરત જ પોતાની વાત કહેવા લાગી: 'સાત સમદરને પાર એક બેટ ને એ બેટમાં મારા બાપનું રાજ. ફરતી દરિયાની છોળો ઊડે ને છોળે છોળે મોતીડાંના મે વરસે. હું તો રોજ સમદરને કાંઠે રમવા જાઉં ને છીપલાં ભેગા કરી મહીંથી મોતીડાં કાઢું. મોતીડાંની માળા કરું ને મોજ માણું.

એક દિવસ સમદરને કાંઠે હું રમતી'તી, ત્યાં સમદરનાં પાણી એકાએક ઊછળવા લાગ્યાં. મોટા મોટા લોઢ ચડે ને ચારે કોર ફરી વળે. મારા શંખલા પાણીમાં તણાઈ જાય ને હું એને લેવા દોડું. એમ કરતાં કરતાં તો હું યે લોઢે લેવાણી ને પાણીમાં તણાવા લાગી. ઘણીયે બૂમ પાડું, પણ કોણ સાંભળે ને કોણ બચાવવા આવે? હું તો જાણે હમણાં બૂડી જઈશ હમણાં બૂડી જઈશ, એમ

થાય, પણ મૂકી મૂકું નહિ ને લોઢે લેવાતી જાઉં. એમ કરતાં કરતાં મધદરિયે જઈ ચડી. ચારે કોર જળજળ બંબાકાર. બાપુનો બેટ પણ દેખાય નહિ ને પાણી કાંઈ ઉછાળા મારે, કાંઈ ઉછાળા મારે! પણ એ ઊછળતા પાણીની વચમાં મેં પડછાયો દીઠો. નજર ઠેરવીને જોયું તો મોટો બધો રાક્ષસ દરિયાના પાણીમાં ડાંકુ ભરતો જાય છે. એના હાથપગ હાલે છે ને પાણીનાં મોજાં ઊછળે છે. એના નાકમાંથી શ્વાસના સુસવાટા બોલે છે ને દરિયો હાલકલોલક થાય છે. હું રાક્ષસને ખંધોલે બેઠેલી ને રાક્ષસ દરિયો ડખોળતો ચાલ્યો જાય છે. ઈ રાક્ષસ મને અહીં ઉપાડી લાવ્યો છે. મારે માટે આ મહેલ બનાવ્યો છે ને હું એ દિવસની અહીં રહું છું.'

રાજકુમાર કહેઃ 'તે રાક્ષસ તને ખાઈ ન ગયો? રાક્ષસને તો માણસની ગંધ આવે ને માણસને ખાઈ જાય '

કુંવરી કહેઃ 'રાક્ષસ તો માણસને ભાળે કે આખો ને આખો ખાઈ જાય. પણ હું તો એને ખૂબ જ વહાલી છું. મને તો એ જતન કરીને જાળવે છે.'

રાજકુમાર કહેઃ 'બહુ જ જતન કરીને જાળવે છે. ધડ મહેલમાં રાખે ને માથું છાબડીમાં મૂકે. છાબડી ઝાડની ડાળે ટાંગે!'

રાજકુમારી કહેઃ 'એ તો રખે ને મને કોઈ ઉપાડી જાય એટલા માટે. રાક્ષસ તો આખો દિવસ જંગલમાં રહે. રાત પડયે ઘેર આવે. દિવસે હું કોને આશરે રહું? ચારેકોર ઘોર જંગલ ને જંગલમાં સિંહવાઘ ડણકું દે. એટલે તો મને એ સોનાની છાબડીમાં મૂકી રાખે છે. મારું લોહી નદીમાં ટપકે ને એનાં કાળફૂલ રચાય. હું છાબડીમાં પડી જોયા કરું ને હસ્યા કરું!'

રાજકુમાર કહેઃ 'ત્યારે તો તને ખૂબ જ ગમ્મત આવતી હશે?'

કુંવરી કહેઃ 'ગમ્મત તો શું આવે? ધડ ક્યાંક ને માથું ક્યાંક એવું તે કોને ગમે? પણ બીજો ઉપાય શું? કોઈ વાત કરનારો હોય તો વાત કરું ને? કોઈ સાથે રમનારો હોય તો રમું ને?'

રાજકુમાર કહેઃ 'પણ હવે તો હું આવી પહોંચ્યો છું.'

કુંવરી કહેઃ 'હા આજે તો ખૂબ જ લહેર થઈ. પણ એ લહેર કયાં સુધી? પેલો રાક્ષસ આવશે ને તરત જ તને મારી ખાશે!'

રાજકુમાર કહેઃ 'તો ચાલને આપણે નાસી જઈએ.'

કુંવરી કહેઃ 'ના રે. રાક્ષસની ચૂડમાંથી કેમ નાસી જવાય? એ તો ખૂબ જ ભયંકર છે. ગમે ત્યાં હોઈએ ત્યાંથી પકડી પાડે ને પછી તો કાચા ને કાચા ખાઈ જ જાય.'

રાજકુમાર કહેઃ 'એવા રાક્ષસ બાક્ષસથી હું ડરતો નથી. એવા તો કંઈ રાક્ષસોને મેં ઠેકાણે કર્યા છે.'

કુંવરી કહેઃ 'પણ આ રાક્ષસ એમ માર્યો મરે તેમ નથી. એ તો કહે છે કે મારું તો મોત જ નથી. મને તો કોઈ જ ન મારી શકે.'

રાજકુમાર કહેઃ 'એવું તે કયાંઈ હોતું હશે? મોત ન હોય એવું બને જ નહિ. એના મરણની કાંઈક ચાવી હશે.'

કુંવરી કહેઃ ' એવું હશે તો એની વાત જાણી લઈશ. એ તો મારી પાસે ડાહ્યો બનીને બેસે છે. એકે ય વાત મારાથી ન છુપાવે.'

રાજકુમાર કહેઃ ' ચાવી જાણી લે કે તરત જ એને સધામ પહોંચાડી દઉં.'

કુંવરી કહેઃ ' એવા મોટા રાક્ષસને મારવાની તારી તાકાદ ક્યાંથી હોય! ખાલી બડાઈ મારતો લાગે છે '

એટલે જયકુમારે કુંવરીને પોતાનાં પરાક્રમોની વાત કરી. રાજકુમારની વાત સાંભળી કુંવરીને વિશ્વાસ બેઠો. તે કહેઃ ' કુમાર! તું હમણાં ક્યાંઈક સંતાઈ જા. મારું માથું જેમ હતું તેમ છાબડીમાં મૂકીને છાબડી આડની ડાળે લટકાવી દે. રાક્ષસ આવશે એટલે એની પાસેથી બધી વાત જાણી લઈશ ને પછી તને કહીશ.'

રાજકુમારને એવી રૂપાળી કુંવરીના ગળા ઉપર તલવાર ચલાવવાનું કેમ ગમે? પણ રાક્ષસના મરણની ચાવી જાણવી હતી અને કુંવરીને રાક્ષસના પંજામાંથી છોડાવવી હતી. એટલે મન કઠણ કરીને તેણે કુંવરીનું માથું વાઢી લીધું. ધડ ઉપર શાલ ઓઢાડી દીધી ને માથું છાબડીમાં મૂકી, છાબડી આડની ડાળે લટકાવી પોતે જંગલમાં સંતાઈ બેઠો.

રાક્ષસ તો રાક્ષસ જેવો રાક્ષસ હતો. જાદુનો જાણનારો ને એના બળનો પાર નહિ. જાતજાતનાં રૂપ લઈ જાણે. ક્ષણમાં સમુદ્ર ઓળંગી જાય ને મોટા મોટા પહાડ ટપી જાય. એક વખત ફરતો ફરતો મોતીના બેટમાં જઈ ચડ્યો ત્યાં તો દરિયો મોતીની છોળો ઉછાળે ને સમદરને કાંઠે બેઠી બેઠી રાજકુમારી મોતીડાં ભેગાં કરી એની માળા ગૂંથે ને મોતીને પાંચીકે રમે. રાજકુમારીનાં તે કાંઈ રૂપ! એનાં રૂપ તો રાક્ષસ જેવા રાક્ષસને ય હૈયે ચડી બેઠાં. રાક્ષસને થયું જે વન-જંગલમાં વસું છું; જન-જનાવર મારી ખાઉં છું. બધાં ય મારાથી ભાગે છે ને મારી ધાકે મરી પરવારે છે. કોઈ કરતાં કોઈ મારી ઢૂંકડું આવતું નથી ને મારી સાથે બે વેણ બોલતું નથી. એવું નવરસું લાગે છે કે ન પૂછો વાત. એકલાં એકલાં તો જરા ય ગોઠતું નથી. હાલ્યને આ કુંવરીને ઉપાડી જાઉં. એ ય ને ઘરમાં કિલ્લોલ કરશે ને મીઠી મીઠી વાતું કરશે.

રાક્ષસ તો રાજકુમારીને ઉપાડી આવ્યો. જંગલમાં સરસ મજાનો મહેલ બનાવ્યો. ચીજ-વસ્તુનો કાંઈ આરોવારો રાખ્યો નહિ. રાક્ષસ તો રાજકુમારીને લાડ લડાવે, કાંઈ લાડ લડાવે! એ તો જંગલમાં જાય નહિ, આખો દિવસ મહેલમાં ને મહેલમાં પડ્યો રહે ને રાજકુમારી સાથે હસેરમે.

તો ય એનો તો રાક્ષસનો જીવ છે ને! એને એક ઠેકાણે પડ્યું રહેવું કેમ સોરવે? રોજ નવા નવા ઉત્પાત ન મચાવે તો એ રાક્ષસ શાનો? એને તો વન-જંગલમાં જાવાનું મન થાય, પણ વન-જંગલમાં જવાય નહિ વન-જંગલમાં જાય તો વાંસે રાજકુમારીનું શું થાય? ઊજડ પ્રદેશમાં બિચારી એકલી શી રીતે રહી શકે? વાઘવરુ આવીને ચૂંથી નાખે, એરુ વીંછી આભડી જાય, વન-જંગલમાં તો પાર વિનાની મુશ્કેલી. એટલે રાક્ષસથી વન-જંગલમાં જવાય નહિ ને ગયા વિના રહેવાય નહિ. રાક્ષસ તો મૂંઝાણો.

પણ એ તો રાક્ષસ હતો. એમ મૂંઝાઈ બેસે એવો ન હતો. એના હાથમાં અનેક કસબ. જાતજાતની માયા જાણે. ધડ ને માથું જુદાં કરે ને પાછાં સાંધી પણ જાણે. એટલે એણે તો એક યુક્તિ શોધી કાઢી. સવારમાં જંગલમાં જાય તે પહેલાં રાજકુમારીના બે ભાગ કરી નાખે. ધડ મહેલમાં રાખી મૂકે ને માથું સોનાની છાબડીમાં મૂકી છાબડી કદંબની ડાળે લટકાવે. છાબડીમાંથી લોહીનાં ટીપાં ત્રપકે ને નદીના પાણીમાં પડે. તેમાંથી કમળફૂલ ખીલી ઊઠે ને જળમાં કમળની હેડી રચાય. રાક્ષસ જંગલમાં ફરતો ફરે ને જ્યાં હોય ત્યાંથી આ કમળોની હાર જોઈ શકે. અખંડિત કમળફૂલની હાર જુએ એટલે એ માને કે બધું બરાબર છે. હેડીમાં એકાદ બે કમળ જેટલી ય તૂટી પડે તો એ તરત સમજી જાય કે નક્કી રાજકુમારીને કાંઈક થયું છે. બે છલાંગે નદી પાસે પહોંચી જાય.

રાક્ષસ તો જંગલમાં ફરતો'તો. ક્યાંયનો ક્યાં નીકળી ગયો હતો. તો યે એની નજર તો નદીના પાણીમાં ને પાણીમાં. રાજકુમારે છાબડી લઈ લીધી એટલે જળમાં કમળ ઊઘડતાં બંધ થયાં. રાક્ષસની નજર નદી તરફ ગઈ ત્યાં કમળોની હાર ખંડિત થયેલી. એ તો મોટી મોટી ડાંફો ભરતો, વન-જંગલ વટાવતો, પહાડ-પર્વત ચડતો-ઊતરતો નદીને કાંઠે આવી પહોંચ્યો. પણ તેટલી વારમાં તો રાજકુમારે પેલી છાબડી ઝાડની ડાળીએ લટકાવી દીધેલી. રાક્ષસ તો છાબડી લઈને મહેલમાં ગયો અને કુંવરીને બડાક કરતી બેઠી કરી.

રાક્ષસ કહેઃ 'કુંવરી રે કુંવરી! જળમાં કમળ રચાતાં બંધ કેમ થયાં'તાં?'

કુંવરી કહેઃ 'મને શી ખબર પડે? મારે તો માથે લાંબા લાંબા વાળ. લાંબા લાંબા ને લીસા લીસા. વાળ છાબડીની જાળીમાં ચોંટી ગયા હશે તે લોહી ત્રપકતાં બંધ થયાં ને કમળની હેડી વીંખાણી.'

રાક્ષસ કહેઃ 'કુંવરી! કુંવરી! મને તો માણસની ગંધ આવે છે.'

કુંવરી કહેઃ 'માણસ તો તમારી સામોસામ ઊભું છે. ખાઈ જાઓ ને એટલે મારો યે છુટકારો થાય.'

રાક્ષસ કહેઃ 'કુંવરી! કુંવરી! મને તો ભૂખ લાગી છે. મને જમવાનું દે ને.'

કુંવરીએ તો રૂડી રસોઈ બનાવી છે. રૂડી રીતે રાક્ષસને જમાડ્યો છે. જમાડી કરીને પાનસોપારીનાં બીડાં આપ્યાં છે. એલચીલવિંગ આપ્યાં છે. રૂડી પથારી પાથરી દીધી છે. રાક્ષસ પથારીમાં પોઢ્યો છે ને રાજકુમારી પંખો નાખતી પાસે બેઠી છે.

રાજકુમારી તો પંખો નાખતી જાય છે ને આંખેથી ડબક ડબક આંસુડાં પાડતી જાય છે.

કુંવરીની આંખમાં આંસુડાં જોઈને રાક્ષસની ઊંઘ ઊડી ગઈ. 'શું કામ રૂએ છે, રાજકુમારી?'

રાજકુમારી કહેઃ 'મને તો મારો દેશ સાંભર્યો છે.'

રાક્ષસ કહેઃ 'દેશની વાત હવે કેવી રાજકુમારી! કહે તો અહીં જ સમદરનાં મોજાં રચી દઉં. મોટાં મોટાં મોતીડાં લાવી આપું. હવે તો અહીં જ રહેવાનું છે, કુંવરી. ખાવું, પીવું ને મોજ કરવી.'

કુંવરી કહેઃ 'મોજ તે કાંઇ જેવી તેવી મોજ છે? રાત આખી તમે ઘોર્યા કરો ને હું તમારાં નસકોરાં સાંભળ્યા કરું. દિવસે પંડ પથારીમાં, માથું છાબડીમાં ને છાબડી ઝાડની ડાળે'

રાક્ષસ કહેઃ 'એ તો તને એકલું ન સોરવે એટલે સોરવણું ઘડાવી આપ્યું છે. લોહીનાં ટીપાં પાણીમાં પડે ને પડ્યાં ભેગાં તો કમળ ખીલી ઊઠે. કમળની હારની હાર તણાતી જાય. જોવાની કેવી ગમ્મત પડે?'

કુંવરી કહેઃ 'ખૂબ જ ગમ્મત પડે તો! માથા ઉપર કાગડા ઊડે, સમળાં ઊડે. હમણાં આવીને ઠોલી ખાશે. ગમ્મતનો કાંઈ પાર છે?'

રાક્ષસ કહેઃ 'અરે બાર છે કોઈના કે હું બેઠો છું ત્યાં મારી કુંવરીનો કોઈ વાળ વાંકો કરી શકે?'

કુંવરી કહેઃ 'ને તમે નહિ હો ત્યારે મારું શું થશે? પછી તો મને વનના જાનવર ફાડી જ ખાશે ને!'

રાક્ષસ કહેઃ 'તને મૂકીને ક્યાં ય જવાનો નથી, કુંવરી જ્યાં હોઉં ત્યાંથી નજર તો તારી ઉપર ને તારી ઉપર. જરા યે આંખથી આઘી ન કરું.'

'ને કોક દિવસના તમને કોકે મારી નાખ્યા તો?'

એ સાંભળીને તો રાક્ષસ ખડખડ હસી પડ્યોઃ 'તું તે કેવી વાત કરે છે? મને કોઈ મારી નાખે? અરે મને મારનાર તો એની માએ જણ્યો જ નથી. મારું મોત તો મારા જ હાથમાં છે'

કુંવરી કહેઃ 'ના ના, એવી વાત તે કોઈ માને? પોતાનું મોત પોતાના હાથમાં હોય એવું તે કાંઈ બને? હંઅઅ! તમને તો મારી જ બીક લાગે છે. એટલે જ તો મારા ઉપર ચોકી-પહેરો રાખી રહ્યા છો'

રાક્ષસ કહેઃ 'અરે કુંવરી મારી! તું તો મારું રમકડું છો! મારા અંધારા જીવનનો ઉજાસ છો. તને જોઈને તો હું થાક દુઃખ બધું ય ભૂલી જાઉં છું. અને વળી મને તારી બીક લાગે? તું તો મારે મન ફૂલ જેવી. ફૂલની તે કોઈને બીક લાગતી હશે?'

'તો પછી તમારું મોત તમારા જ હાથમાં છે, એ સાચી વાત?'

રાક્ષસ કહેઃ 'હા, મારું મોત હું એકલો જ જાણું'

'તો મને કહો ને. એક કરતાં બે ભલા.'

'ના, એ તો કોઈને કહેવાય નહિ.'

કુંવરી તાળીઓ પાડી હસવા લાગીઃ 'જોયું ને, મારી જ બીક લાગે છે. મારી જ બીક લાગે છે.'

એટલે તો રાક્ષસને ચાનક ચડ્યું. એ તો રહ્યો રાક્ષસ. આગળપાછળનો વિચાર કરે તો એ રાક્ષસ શાનો? એ તો પોતાના મોતની વાત કુંવરીને કરવા બેસી ગયો.

'જંગલ વચાળે એક વડલો છે બાર ગાઉમાં એનો ઘેરાવો, ને ઊંચી ઊંચી એની ડાળીઓ પાંદડાનો તો પાર નહિ. ઘટાટોપ વડલો છે ને એની ઊંચી ઊંચી ડાળે પાંદડાના ઝુંડમાં એક પાંજરું છે. લીલુડા વાંસનું લીલુંછમ પાંજરું ને

પાંજરામાં લીલુડા રંગનો એક પોપટ છે. બધું ય લીલું લીલું કોઈની નજરે ન પડે કે અહીં પાંજરું છે ને પાંજરામાં પોપટ છે. એ પોપટના પેટમાં એક ભમરો છે કાળો એમાણુ ભમરો ને એની ગુણુગુણુ ગાજતી પાંખો એ ભમરાને કોઈ મારી નાખે તો મારું મોત થાય.'

રાજકુમારી કહેઃ 'ઓહો એમાં તે શી મોટી વાત છે? એ ભમરાને તો હું ય મારી શકું.'

રાક્ષસ કહેઃ 'તું એમ ન સમજતી કે ભમરો રેઢોરોળ પડ્યો છે. વડલા નીચે બે ચોકીદારો બેઠા છે. એક છે કૂતરો ને બીજો ઘોડો. કોઈ વડલા ઉપર ચડવા જાય કે તરત જ કૂતરો ડાચિયાં ભરતો કરડવા દોડે અને ઘોડો હણેણાટી બોલાવતો લાત ઉપર લાત લગાવે. કૂતરાનો અને ઘોડાનો અવાજ તો હું જ્યાં હોઉં ત્યાં સંભળાય. બે લાંઘા ભરું કે વડલા પાસે પહોંચી જાઉં ને પછી ઝાડે ચડનારને મારી નાખતા મને કેટલી વાર?'

કુંવરી કહેઃ 'ત્યારે તો તમે ભારે જુક્તિ કરી છે. ભમરો મરે તો તમે મરો એવી તો કોને ખબર હોય? એવી ખબર કાંઈ પડે નહિ ને તમે કાંઈ મરો નહિ. હાશ હવે મને નિરાંત થઈ. હું તો ક્યાં ય નહિ જાઉં. આવો મજાનો મહેલ છે. જે જોઈએ તે હાજર છે. એ ય ને ખાઈશ, પીશ ને લહેર કરીશ દિવસે છાબડીમાં પડી પડી કમળફૂલ બનાવીશ ને રાતે તમને પંખો નાખતી નાખતી હાલાવાલા કરીશ.'

રાક્ષસ કહેઃ 'બુઢ્ઢો બાપ તો નાના ગગા જેવો ગણાય ને, કુંવરી!' ને રાક્ષસ ખડખડ હસી પડ્યો.

હસતાં હસતાં ઊંઘી ગયો ને કુંવરી પણ એના પગ પાસે ઊંઘી ગઈ.

સવાર પડી ને રાક્ષસ તો જંગલમાં ચાલ્યો ગયો. રાજકુમારે છાનામાના આવી કુંવરીને સાષ્ટવન કરી. કુંવરીએ રાજકુમારને રાક્ષસના મોતની વાત કહી.

એટલે તો રાજકુમાર તરત જ પેલો વડલો શોધવા ઊપડ્યો. ઘોડા અને કૂતરાની નિશાની હતી, એટલે વડ શોધી કાઢતાં વાર ન લાગી. વડ નીચે ઘોડા અને કૂતરો સોનાની સાંકળે બાંધેલા. એક તરફ ઘોડો અને બીજી તરફ કૂતરો. મોટો જબ્બર ખોરાસાની ઘોડો ફરડકું ફરડકું નાખોરાં બોલાવે ને કુહાડાની ધાર જેવા ડાબલાથી જમીન ખોતરે. કૂતરો ય મોટો રાઘા જેવો. ઊભો ઊભો ઘુરકાટા દે ને પાસે જાઓ કે વીંખી જ નાખે.

રાજકુમાર તો ઘડીક ઘોડા સામું જુએ ને ઘડીક કૂતરા સામું જુએ. ઘોડો પણ અંગારા વરસતી આંખે રાજકુમાર તરફ જુએ ને કૂતરો ડાચિયાં કરે. પાસે તો જવાય તેમ ન હતું. જાય કે બંને શિંડિયારમણ મચાવી મૂકે ને જો છૂટયા તો રાજકુમારને ખલાસ કરી દે. રાજકુમાર તો આઘો ઊભો ઊભો વડલા ઉપર ચડવાનો લાગ શોધે.

એમ કરતાં કરતાં એને એક યુક્તિ સૂઝી આવી. ઘોડા પાસે હાડકાનો ઢગલો હતો અને કૂતરા પાસે ઘાસ પડેલું. રાજકુમાર તો જંગલમાંથી એક મોટો બધો વાંસ લઈ આવ્યો. વાંસથી હડસેલી હડસેલીને પેલું ઘાસ ઘોડા તરફ કર્યું. એટલે

'બા, બા, એક વાર્તા કહે ને!' ડાઘિયાએ રમણીને કહ્યું.

ટીપુડે રમણીની પૂછડીએ બટકું ભર્યું ને રમણીએ ફૂદકો માર્યો ને ટીપુડાને ધક્કો મારી દૂર હડસેલી દીધો.

'બા, બા! વાર્તા કહે ને!' રૂપલી બોલી.

'સાંભળો ગલૂડિયાંઓ, આજે હું તમને એક ગલૂડિયાની જ વાર્તા કહું છું. એણે એના માબાપની પૂછડીઓ કરડી હતી. ગલૂડિયા થઈને માબાપની પૂછડી કરડાય? કેવું ખરાબ? માબાપની પૂછડી કરડવાથી કેવા હાલ થાય છે તે તમારે આ વાર્તા ઉપરથી શીખવાનું છે. તમે બધાં વિનયી બનો અને મુરબ્બીઓ તરફ માનથી વર્તો એમ હું ઈચ્છું છું.'

રૂપલી માને વધારે વહાલી હતી ને મોઢે ચડાવેલી હતી તેણે લાડથી કહ્યું: 'ના બા, મારે તો માણસની વાર્તા સાંભળવી છે. માણસની વાત કહે ને બા'

'ચાલો ચાલો, માણસની વાત કહું છું. પણ ગલૂડિયાંઓએ અધીરા ન બનવું જોઈએ, સમજ્યાં? એ બીજો પાઠ છે. ધ્યાન રાખો.'

રમણીની પાસે બધાં ગોઠવાઈ ગયાં. રમણીએ શરૂ કર્યું.

'એક નાનું ગલૂડિયું હતું. એનું નામ વિજુ....'

'એનું નામ વિજુ શું કામ હતું?' ટીપુડાએ પૂછ્યું.

કારણકે વીજળી જેવું એ ચંચળ હતું. પણ મહેરબાની કરી તમે વચ્ચે બોલબોલ ન કરો. અને એવા મૂર્ખાઈભર્યા પ્રશ્ન ન પૂછો. જ્યારે પૂરેપૂરી વાત સાંભળી રહો ત્યારે તમારી જાતને જ જે પૂછવું હોય તે પૂછજો. ચાલો સાંભળો. વિજુને સુંદર વાંકડિયાં અને ગૂંચળાં વળેલાં રૂંછડાં હતાં. મજાની કાળી કાળી આંખો હતી સુંદર અને ટિનુકડી એની પૂછડી હતી. સંપૂર્ણ સુંદર એ ગલૂડિયું હતું પરંતુ કમનસીબે એની બા સાથે એ માનભરી રીતે વર્તતું નહિ. વારંવાર એ એનું અપમાન કરતું. છેવટે એક દિવસ એક કમનસીબ પળે વિજુએ એના મા-બાપની પૂછડીએ બટકું ભર્યું. પછી તો એ દુઃખદાયક બનાવ માટે એને ઘણો પશ્ચાતાપ થયો પણ પછી થાય શું? જે બની ગયું એ બની ગયું.

અને પછી તરત જ ઊંઘી ગયું. માબાપની માફી પણ માગી નહિ. દિલગીરી પણ બતાવી નહિ. અને હજી તો એ થોડી વાર ઊંઘ્યું નહીં હોય ત્યાં—આપણને એક હાડકું દાટતાં વખત થાય એટલામાં જ—એ જાગી ગયું. કોઈ એનો કાન ખેંચતું હતું. એણે ચમકીને આસપાસ નજર ફેરવી પાસે જ એક જાદુગર ઊભો હતો!'

'જાદુગર વળી શું?' ડાઘિયે પૂછ્યું.

---

જવના જવારા [આગળ પાન ૪૦નું

એટલે રાક્ષસ પણ ખલ્લાસ. રાક્ષસનું માથું સંગેમરમરના મહેલ ઉપર ટોકર લગાવતું દૂર દૂર જઈ પડ્યું.

રાજકુમાર મહેલમાં પાછો આવ્યો. રાજકુમારી એને વધાવવા માટે બારણામાં જ ઊભી હતી રાક્ષસના મરણથી બંને ખૂબ જ ખુશી થયાં અને જંગલમાં મંગલ કરવા લાગ્યાં.

એવો માણસ કે જેણે બધી જાદુ-ભરી વસ્તુઓ બનાવી છે. એણે તેજસ્વી વસ્તુ બનાવી છે જે આકાશમાં લટકીને પ્રકાશે છે ને રાતે સંતાઇ જાય છે. એણે મોટી મોટી ચીજો બનાવી છે જે પૈડાં ઉપર દોડી જાય છે: એને બળદ કે ઘોડા જોડવા પડતા નથી. આગમાંની લાંબી લાંબી નળીમાંથી એકાએક પિચકારીની જેમ આવતું પાણી એણે જ બનાવ્યું છે. આવી તો ઘણી વસ્તુઓ એણે બનાવી છે. તમે મોટાં થાઓ ત્યારે જોજો એટલે તમને સમજાશે.

'વિજુ!' જાદુગરે કહ્યું: 'તું એક ખરાબ કૂતરું છો. તેથી હું તને મારા જાદુથી શિક્ષા કરવા માગું છું. તને માણસ બનાવી દઉં છું!'

ત્રણે ગલુડિયાંએ એક સાથે નિસાસો મૂકયો અને ધ્યાન દઇ સાંભળવા લાગ્યાં.

'અને સાથેસાથ જ વિજુને સજા થઇ ગઇ. પછી ઘૂરકવું, ભસવું કે બૂમો પાડવી એ બધું જ નકામું હતું. જાદુ-ગરને એની ગરજી પ્રમાણે કરતાં કોઇ અટકાવે તેમ નહોતું. વિજુને એમ થવા લાગ્યું કે જાણે કોઇ એની ગરદન પકડી આકાશમાં દૂર દૂર લઇ જાય છે. અને જ્યારે એમ લાગતું બંધ થયું ત્યારે એ એક માણસના ઘરમાં હતું ને માણ-સનું બચ્ચું બની ગયું હતું!'

'કેવો ખરાબ જાદુગર!' રૂપલી બોલી ઊઠી.

એના શરીર ઉપરના સુંદર વાંકડિયા વાળ ચૂંટી લેવામાં આવ્યા હતા. માથાના વાળ જ માત્ર બાકી રાખ્યા હતા. જેમ માણસના બચ્ચાના શરીર ઉપરથી વાળ ચૂંટી લેવામાં આવે છે ને માથા ઉપર રાખે છે તેમ.'

'તું એમ કહેવા માગે છે, બા, કે સાથેસાથ જ માણસો વાળ ચૂંટી લે છે?' ટીપુડાએ પૂછ્યું.

'ચોક્કસ એમ જ. તમે એમ ધારી પણ શકો છો કે શરીર ઉપર વાળ વિનાનું કોઇ જન્મે? તેઓ ચૂંટી જ લે છે. નહિતર કેવાં સુંદર દેખાત! બરાબર આપણી જેવાં જ!'

'પણ શું કામ ખેંચી લે છે?' રૂપલીએ પૂછ્યું.

'અલબત્ત માણસ બનાવવા માટે જ. અને પૂછડી પણ ખેંચી લે છે ને? ગરીબ બિચારો વિજુ; એને હવે પટપટા-વવા માટે પૂછડી રહી નહિ. જ્યારે માખી ઉડાડવી હોય ત્યારે એને આગલા પગ હલાવવા પડે. અને ખુશી થાય ત્યારે વળી બીજું જ કરવું પડે. શું કરે બિચારો!'

'બહુ ખરાબ.' હાથિયો ગણગણ્યો.

'અરે રામ!' ટીપુડાએ નિસાસો મૂકયો.

'પછી તો વાળ વિના એને ઠંડી લાગવા માંડી અને એ બેચેન બની ગયું. માણસોએ એને એક ખરાબ વસ્તુથી ઢાંકી દીધું. જેને માણસો 'કપડાં' કહે છે. હાથમાં, પગમાં અને બે પગની વચ્ચે પણ આ વસ્તુ વીંટાળી દીધી— બરાબર માણસની જેમ જ. અને પછી કૂતરાંની જેમ દોડવું કે કૂદકા મારવા એ તો એનાથી બને જ નહિ. બેઠું બેઠું મૂર્ખાઇભરી રીતે આગલા પગ હલાવ્યા કરે. અને ચાલવા માટે પગ તો બે જ

રહ્યા બરાબર એની જેવાં જ પેલાં માણસનાં ત્રણ બચ્ચા નહોતાં આવ્યાં? થોડુંક ભસતાં વાર લાગે એટલી વાર પહેલાં જ. અરેરે પછી તો બિચારાને ઘણું થવા લાગ્યું કે આબાપની પૂછડી ન કરડી હોત તો કેવું સારું હતું!

'પછી તો એને રહેવા માટે આપણા જેવી ઓરડી પણ નહોતી માણસના જેવી જ ઓરડીમાં રહેવાનું હતું. તમે તમારી જાતે કોઈ વાર જોશો ત્યારે ખબર પડશે કે માણસો કેવી જગ્યામાં રહે છે'

'પણ બા, પછી વિજ્જુનું શું થયું? કહે ને' રૂપલીએ કહ્યું.

'એક મોટી મોટી ઓરડી ધારી લો જોઈએ. આપણા કરતાં ખૂબ પહોળી, ખૂબ લાંબી, ખૂબ ઊંચી ને ખૂબ ખીચો-ખીચો ભરેલી છે.'

'પણ એટલું બધું તે શું ભર્યું હશે?' ત્રણે એક સાથે બોલી ઊઠ્યાં.

'લાકડાની મોટી મોટી ને ભારે ચીજો. કેટલીક માણસોને બેસવા માટે, કેટલીક સૂવા માટે, ને કેટલીક આરામ લેવા માટે. કારણકે તેઓ આપણી જેમ મીન ઉપર લાંબા થઈ ને સૂઈ શકતા નથી. અને એક ગમ્મતની વાત કહું? આરામ કરવાની વસ્તુ ઉપર જ્યારે તેઓ બેસે છે, ત્યારે આગલા પગને પાસેના લાકડા ઉપર મૂકે છે. વળી વધારે ગમ્મત-વાળું અને મૂર્ખાઇ ભરેલું તો એ છે કે એ વખતે એક કાગળની બનેલી વસ્તુ લઈ તેમાં મોઢું નાખી કાંઈક સૂંઘ્યા જ કરે છે અને તે પણ કયાં સુધી? ઘણી વાર તો મારી એક ઊંઘ પૂરી થઈ જાય છે ને જાગી જોઉં તો ય સૂંઘ્યા જ કરતાં હોય છે. મને વધારે ખરાબ અને મૂર્ખાઈ ભરેલું તો એ જ લાગે છે કે એ કાગળની બનેલી ચીજમાં કોઈ જાતની વાસ જ આવતી નથી! મેં સૂંઘી જોઈ છે ને. વિજ્જુ પણ એવી ચીજ લઈને થાકે ત્યાં સુધી સૂંઘ્યા કરતો ને જ્યારે એને ખાતરી થતી કે એ ખાઈ શકાય એમ નથી ત્યારે ફેંકી દેતો. એને બિચારાને ત્યાં ઘણું ન ગમતું પણ શું કરે? ઘણું ભસ-વાનું મન થાય, નાસી જવાનું મન થાય પણ જાદુનું જોર એટલું જબરૂં હતું કે એમાંથી છૂટી શકાતું નહિ.'

'પણ આ શું સાચી બનેલી વાત છે? જો સાચી જ હોય તો ગમે એવી નથી. કેવું થયું બિચારાને માથે!' ડાઘિયે કહ્યું.

'તદ્દન સાચી બનેલી વાત છે, બેટા! પણ માણસો રહે છે જ એ રીતે. એને રહેવા માટે કાંઈ એક જ ઓરડી હોતી નથી પણ એક મોટી ઓરડીમાં બીજી નાની નાની ઘણી ઓરડીઓ હોય છે. બધી જ એ રીતે ભરેલી. આપણે તો ચાલવું હોય તો બહુ જ સાવચેતીથી ચાલવું જોઈએ. અરે, હું તો ત્યાં જાઉં છુ ત્યારે ચાલતાં મૂંઝાઈ જ જાઉં છું. કોઈ વાર કૂદકો મારું છું ત્યારે તો શેનીક સાથે અફળાઈ જ પડું છું!'

'ભારે નવાઈ જેવું, નહિ?' ટીપુડો બોલ્યો.

'પછી તો વિજ્જુને ભૂખ લાગી. અને એને ખાવાનું મન થયું. તમે શું ધારો છો? પછી માણસોએ વિજ્જુને શું કર્યું હશે? એને પાછલા પગ ઉપર ચલા-વીને, એક પછી બીજી ને બીજી પછી ત્રીજી

એમ. કેટલી ય ઓરડીઓમાંથી એક ઓરડીમાં લઈ ગયા. ત્યાં લાકડાના ચોરસ કટકા મૂકયા હતા. એની પાસે બધી ખાવાની ચીજો મૂકી હતી. બધી જ ગરમ અને ઊકળતી. પણ એ બધી ચીજો આપણે ખાઈએ છીએ એવી સુંદર ન હતી. બધી જ ગંદી ને ખરાબ હતી. બિલાડીના માંસ જેવી એની વાસ આવતી હતી. જોકે મેં કોઈવાર બિલાડી ખાધી નથી. કોઈ સારાં કૂતરાં ખાતાં નથી છતાં મને ખબર છે કે એ કેટલું બધું ગંદું હોય છે. વિજુને ખાવા આપેલી બધી ચીજો આવી જ હતી. એક ધોળા લૂગડાના કટકાથી એને મોઢું લૂછવાનું હતું અને પછી માણસો એકબીજા સાથે કરે છે તેવો ગમ્મત ભરેલો અવાજ મોઢેથી કરવાનો હતો. હવે તો વિજુ માણસ હતો એટલે એને એવો અવાજ કરતાં આવડતું હતું. બીજાનો અવાજ પણ તે સમજી શકતો. પણ હું તો માનું છું કે એ બધાનો અર્થ તો એ જ હતો કે આપણે બધા કૂતરા હોત તો કેવું સારું હતું.'

'અરે બિચારાં! મને તો એમની બહુ જ દયા આવે છે.' રૂપલીએ કહ્યું.

'પણ એમને કૂતરાં બનાવવા માટે જાદુગરને એ વીનવી ન શકે?' ટીપુડો બોલ્યો.

'અરે, કૂતરાં નહિ તો બિલાડાં, ઉંદર–કોઈ પણ સારી જાતનાં પ્રાણી.' ડાહિયાએ કહ્યું.

રમણીએ માથું હલાવી ના પાડી

'કોઈ પણ જાદુગરને વીનવી શકે નહિ. જાદુગર એની ઈચ્છા પ્રમાણે જ કરે. નહિતર તો બિચારાને માણસ રહેવું ન પડત પણ એવું એનું નસીબ કયાંથી?'

'પણ પછી શું થયું?' રૂપલી બોલી.

'પછી તો એમ થયું કે વિજુને ઊંઘ આવવા લાગી. એ છાનોમાનો એક ઓરડીમાં ગયો. એક સારી જગ્યા સૂવા માટે પસંદ કરી. પરાળની પથારી કે એવું કાંઇ હતું જ નહિ. પણ આવા વૈભવની આશા હવે એણે છોડી દીધી હતી. એણે ગૂંચળું વળી આરામ મળે એ રીતે સૂવાનું નક્કી કર્યું. એક ભયંકર ધ્રુજારી એના વાંસામાં આવી અને પૂછડી હોય એ જગ્યાએ અટકી. અલબત્ત પૂછડી ન હોવાથી આગળ જઇ શકી નહિ. પછી એણે જોયું કે....તમે શું ધારો છો?'

'ઉંદર!' ડાહિયો બોલ્યો.

'તો તો ભાગ્યશાળી જ ને!'

'બિલાડી!' ટીપુડાએ કહ્યું.

'ના રે ના. બિલાડી પણ નહિ.'

'બીજો કૂતરો.' રૂપલી બોલી

'બીજો કૂતરો એમ ન કહો. હવે એ કયાં કૂતરો હતો? પણ પછી એણે જોયું કે ઘણી મહેનત કરવા છતાં એનાથી ગૂંચળું વળાતું જ નહોતું! જુઓ બિચારાની દશા!'

'અરરર! એ તો બહુ ખરાબ.' ટીપુડો બોલ્યો.

'આ તો ભારે નવાઈ!' ડાહિયાએ ને રૂપલીએ એક સાથે કહ્યું.

'બિચારો વિજુ વચમાંથી (કેડેથી) થોડોક વળી શકતો હતો જાણે વચ્ચેથી ભાંગી ન ગયો હોય! એના જીવનની

આ ભયંકરમાં ભયંકર પળ હતી. અને પછી તમે જાણો છો શું બન્યું તે ?'

'પછી માણસોએ એને સરખો કર્યો હશે.' ત્રણે બોલી ઊઠયાં.

'એ પણ એની જેવા જ એટલે સરખું શું કરે ? પછી વિજુને ઊંચકીને એક લાંકડાના લંબચોરસ કટકાની બનેલી ઊંચી ઊંચી વસ્તુ ઉપરથી ઉપર ને ઉપર લઇ ગયા ત્યાં તેની સૂવાની ઓરડી હતી. પછી બિચારાનાં બધાં કપડાં કાઢી લીધાં. શરીર ઉપર વાળ તો હતા નહિ. એટલે એને જરૂર ઠંડી લાગી હશે. પછી તો ઠંડી ન લાગે માટે કપડાની બનેલી બીજી ભારે ભારે વસ્તુ એને ઓઢાડી. ત્યાં તે લાંબો થઇને સૂઇ ગયો: જાણે મરી ન ગયો હોય ? પછી એ ઊંઘી ગયો ને એને સ્વપ્નું આવ્યું. એના બા, બાપા, ભાઈ, બહેન, બધાંને એણે સ્વપ્નમાં જોયાં. એ બહુ જ દિલગીર થયો. ઘણો જ પસ્તાયો. એણે માબાપની પૂછડી ન કરડી હોત તો કાંઇ એની આવી દશા થાત !'

'મને આ વાર્તા નથી ગમતી. આવી વાર્તા તે કોને સાંભળવી ગમે ? અંદર ખુશી થઇએ એવું તો કાંઈ આવે જ નહિ.' રૂપલીએ ગમગીનીભર્યા અવાજે કહ્યું.

'પણ એમાંથી તમારે સહુએ શિખામણ લેવાની છે, સમજ્યાં ને ? અને વાર્તાનો ખરો ભાગ તો હજી હવે આવવાનો છે. જાદુગરે એને સખત સજા કરવાનું નક્કી કર્યું હતું. સવારે જ્યારે એ ઊઠયો ત્યારે એને એક બીજી ઓરડીમાં લઈ જવામાં આવ્યો. ત્યાં એક મોટું પાણીનું ભરેલું

કાંઇક ફીણ વળે એવી ચીજ લઈને ખૂબ ઘસ્યો, ખૂબ ઘસ્યો. આંખો ઉઘાડી રાખે તો તો બિચારાના ભોગ જ મળે. અને પછી માથા ઉપર રાખ્યા હતા એટલાં વાળને પણ ખૂબ ખૂબ ઘસ્યા. પછી એને બહાર કાઢયો ને એક લૂગડાના કટકાથી ઘસીને એને સૂકવી નાખ્યો. પહેલા દિવસની જેવાં જ પાછાં ગંદાં કપડાં પહેરાવ્યાં. ને એવું જ ખાવા આપ્યું. પણ તમને ખબર છે ? ખાતા વખતે મોઢું તો અંદર નાખવાનું જ નહિ ! એવું માણસો કરવા જ ન દે....'

'હેં શું કહ્યું ?' ડાબિયો વચ્ચે બોલી ઊઠયો: 'પણ આ, મોઢું અંદર નાખ્યા વિના ખવાય જ કેવી રીતે ? અને એ કેવું ભયંકર અપમાન કે માણસો એને આપણે કરતાં હોઈએ એવું કાંઈ કરવા જ ન દે તો પછી એ ખાય કેવી રીતે ?'

'માણસો ખાય એ રીતે જ એને ખાવું જોઈએ. આગલા પગમાં કોળિયો લઇને એ ખાય છે. એવું બેડોળ લાગે કે બસ વાત ન કરો. મને લાગે છે કે એ હું તમને સમજાવી નહિ શકું. પણ મેં એમને ઘણી વાર ખાતાં જોયા છે. એમની ખાવાની રીત કેવી મૂર્ખાઈભરી છે તે હું બરાબર જાણું છું. અને ખાય છે કેટલાં ધીમાં ! આપણી જેમ ચટ ને પટ નહિ. ઘણી વાર સુધી ખાધા જ કરે છે મને થાય છે કે એમને કેટલીક ભૂખ લાગતી હશે ! કેટલુંક ખાતાં હશે ?

'પણ આખરે બિચારા વિજુને બહાર જવાની રજા મળી. વિજુને લાગ્યું કે હવે કાંઈક ગમ્મત પડશે. એણે શિકાર માટે

અને સંઘવા

પ્રયત્ન કર્યા પણ એને કાંઈ આપણા જેવું સુંદર નાક છે કે તરત જ વાસ આવે ? માણસોનાં કાંઈ નાક છે ? વાસ લેતાં યે કેટલી વાર ! પછી છેવટે વિજુને શેનીક વાસ આવી એ મનમાં બોલ્યો: ' અહા ! સસલાની વાસ આવતી લાગે છે.'

ત્રણે ગલૂડિયાંઓના કાન ઊંચા થઇ ગયા તેઓ બરાબર ધ્યાન દઇ સાંભળવા લાગ્યાં. વાર્તામાં જોકે અત્યાર સુધી રસ નહોતો પડ્યો છતાં હવે કાંઈક રસ પડે એવું આવશે એમ લાગ્યું.

' સારું થયું લ્યો. ' ટીપુડો બોલ્યો.

'મને લાગે છે કે આપણે વાર્તાના મજાના ભાગ ઉપર આવી પહોંચ્યાં છીએ.' ડાઘિયાએ કહ્યું.

' પછી સસલાને એણે પકડ્યું ? ' રૂપલી અધીરાઇથી બોલી ઊઠી. એનો સ્વભાવ જ જરા ઉતાવળિયો હતો. શું થયું તે ઝટ જાણવાનું મન થાય.

' તમે સાંભળો તો ખરાં ! ' તેમની બાએ ગંભીર બની કહ્યું. ' એને સસલાની વાસ આવી. આખરે એ સસલાની નજીક પણ આવી પહોંચ્યો. પણ સસલું તો જીવ લઇને નાઠું. વિજુએ મોઢું ઉઘાડી ભસવાનો પ્રયત્ન કર્યો પણ તરત જ એને સમજાયું કે એનાથી ભસી શકાતું નથી ! વહાલાં ગલૂડિયાંઓ ! એનાથી ભસી પણ ન શકાયું. સમજ્યાં ને ! માબાપની પૂછડીએ બટકું ભર્યાનું આ પરિણામ ! માણસો કરે છે એવો કાંઈક હસવા જેવો અવાજ એણે કર્યો ને પછી એની પાછળ દોડ્યો.—પણ એનાથી બરાબર દોડાયું પણ નહિ. કારણકે એને પાછલા બે પગે જ દોડવાનું હતું. એનાથી બને તેટલી ઝડપે એ દોડવા લાગ્યો. પેલો એક પગ ને પછી બીજો. વળી પાછો પેલો ને વળી પાછો બીજો. અને દોડે ત્યારે અવાજ પણ કેટલો થાય ? થબ, થબ, થબ ! આ જુઓ ને પેલાં હમણાં ત્રણ જણ દોડી ગયાં ને ત્યારે થતો હતો એવો. મને સમજાતું નથી કે આવો અવાજ કરવાનું શું કારણ છે. અને એ પણ ન કરવાની જગ્યાએ. એ મૂર્ખાઓને એટલું યે નહિ સમજાતું હોય કે અવાજ થાય એટલે શિકાર નાસી જાય. એ જો જરાક ભસીને અવાજ કર્યા વિના ચારે પગે દોડ્યો હોત તો સસલું પકડાત જ. કાંઇ નહિ તો શિકાર કરવામાં જે ગમ્મત રહેલી છે એ તો મળત જ. પણ અવાજ થવાથી સસલું દોડી ગયું ને પછી પકડવાની તક રહી જ નહિ.

'અને પછી એ ઊભો રહ્યો અને માણસો કરે છે એમ જ એણે કર્યું. આગલા પગથી એક પથરો લીધો; સસલા ઉપર ફેંક્યો. પણ એ સસલાને ન વાગતાં એના માણસ માબાપને નાક ઉપર વાગ્યો. આ સાવ સાચી બિના છે. મેં મારી સગી આંખે ભાળેલી. અને પછી તો માણસ માબાપે બિચારાને પકડ્યો ને સોટીથી ખૂબ માર્યો. બિચારો ચીસેચીસ પાડવા લાગ્યો. '

રૂપલીએ એક દર્દભરી બૂમ પાડી. ટીપુડો અને ડાઘિયો મહામહેનતે શાંત રહ્યા

'માબાપ સાથેના ખરાબ વર્તનથી વિજુની આવી દશા થઇ. અને જો જાદુગર ઇચ્છે તો ગમે તે ગલૂડિયાની આવી દશા કરી શકે. '

'પણ પછી વિંઝુનું શું થયું?' ટીપુડાએ પૂછયું.

'કહું છું ને! જાદુગરે માન્યું કે હવે એને બરાબર સજા થઈ ચૂકી છે. એણે જાદુ કર્યું અને એકાએક વિંઝુ પાછો, પૂછડી હલાવતો, ભસતો અને ચારે પગે ફાળ ભરતો કૂતરો બની ગયો વિંઝુ જોકે માણસમાંથી પાછો પહેલાં હતો એવો થયો પણ જીવ્યો ત્યાં સુધી એને થયેલી સજા એ ભૂલ્યો નહિ. હવે એને માણસોની ઘણી જ દયા આવે છે. કારણકે માણસોને કેટલું દુઃખ સહન કરવું પડે છે એની એને બરાબર ખબર છે. ફરી વાર માણસ ન બનવું પડે એને માટે એ ઘણી જ કાળજી રાખે છે, સમજ્યાં ને ગલુડિયાંઓ!'

'હાજી, માઈજી.' ત્રણેએ એક સાથે ઘૂરઘૂર અવાજ કર્યો

## તત્ત્વજ્ઞાની અને વિજેતા

ડાયોજીનિસ કોરીન્થનો તત્ત્વજ્ઞાની હતો. એલેકઝાન્ડરે એ નીડર અને કડવાં સાચાં વેણ સંભળાવનાર તત્ત્વજ્ઞાની વિશે પોતાના ગુરુ એરિસ્ટોટલ પાસેથી ઘણું સાંભળેલું..

એલેકઝાન્ડરે કોરીન્થ સર કર્યા બાદ કોરીન્થના શ્રીમંતો ટોળેટોળાં તેને વધાવવા ઊમટી પડેલાં આ કોઈ ટોળામાં એલેકઝાન્ડરે ડાયોજીનિસને ન જોયો તેથી તેણે તેની તપાસ કરાવી. ડાયોજીનિસ તો પરામાના પોતાના શાંત અને સાદા નિવાસમાં રહેતો હતો. તેને વિજેતાઓના ભભકા કે રાજવંશીઓના અભિમાનની કિંમત ચપટી ધૂળ બરાબર હતી. એટલે એને એલેકઝાન્ડરને ન તો જોવાનું કુતૂહલ થયું કે ન તો એ તેને મળવા ગયો.

ડાયોજીનિસે એલેકઝાન્ડરના તેડાને પણ ગણકાર્યું નહિ ત્યારે ખુદ એલેકઝાન્ડરે એને મળવા જવાનું નક્કી કર્યું. રસાલાના ઠઠારા સાથે એલેકઝાન્ડર ડાયોજીનિસ જ્યાં દરિયાના કાંઠે સૂર્યના તાપમાં સૂતો હતો ત્યાં જઈ ઊભો.

એલેકઝાન્ડર મૈત્રી અને મુરબ્બીવટ બતાવતો હોય તેમ એણે ડાયોજીનિસને કહ્યું: 'તત્ત્વજ્ઞાન માટે કશું કરી શકું તેમ હોય તો નિસંકોચ જણાવશો.'

'આ સૂરજનો તડકો રોકીને ઊભા છો તે આઘા ખસો ને બરાબર આવવા દો.' એ વૃદ્ધ તત્ત્વજ્ઞાનીએ મર્મ કર્યો.

એલેકઝાન્ડર સાથેના હજૂરિયાઓ તો આ સાંભળી લાલપીળા થઈ ગયા.

એલેકઝાન્ડરે કહ્યું: 'હું એલેકઝાન્ડર ન હોત તો ડાયોજીનિસ થવાનું પસંદ કરત.'

---

## ગ્રાહકબંધુઓને

આ અંકથી 'કહાની'નું બીજું વર્ષ પૂરું થાય છે. આ અંકે જે ગ્રાહક બંધુઓનું લવાજમ પૂરું થાય છે તેમને આવતો અંક વી. પી. કરવામાં આવશે. આશા છે કે આવતા વર્ષનો સમૃદ્ધ વાર્તાભંડાર મેળવવા ગ્રાહકબંધુઓ મનિઑર્ડરથી લવાજમ મોકલી આપશે અથવા વી. પી. કરવા વિશેના ખબર અવશ્ય આપશે.

—વ્યવસ્થાપક

# સમાજ અને સાહિત્યની નવાજૂની

એક હિંદી રાજવીની એક પત્ની તારાદેવીની લાશનું પોસ્ટમોર્ટમ કરવામાં આવ્યું હતું. આ લાશ ગઈકાલે બપોર પછીના ભાગમાં ૨૩૮ ફૂટ ઊંચા મશહૂર કુતુબમિનાર પાસેથી મળી આવી હતી. જે હોટલમાં તેનો મુકામ હતો તેની જપ્તી કરતાં પોલીસને એક સૂચનાપત્ર મળી આવ્યું હતું, જેમાં મરનારની અંગત મિલકતનો નિકાલ કેવી રીતે કરવો તે અંગે સૂચનાઓ હતી. આ મિલકત કેટલાય લાખ રૂપિયાની છે.

મરનાર એકાદ મહિના ઉપર દિલ્હી આવેલ હોવાનું કહેવાય છે. ગઈકાલે સવારે તેણે હોટલ છોડી હતી અને એક ભાડાની મોટરમાં કુતુબમિનાર તરફ ગઈ હતી.

મરનારની લાશને આજે બપોર પછીના ભાગમાં જૂની દિલ્હી ખાતે કુદસિયા બાગ નજીક આવેલા કબ્રસ્તાનમાં દફનાવવામાં આવી હતી.

*

શ્રી મયૂર કૃત પરીકથાશ્રેણી 'કહાણી કહું કૈયા'નું ૩ જું પુસ્તક 'ફૂલમણી' તથા તેમનો નવો ભૂતકથાસંગ્રહ 'ભૂતાવળ' (શ્રી મુનિકુમાર મ. ભટ્ટના પ્રવેશક સાથે) એ બંને પુસ્તકો શ્રી સરસ્વતી પ્રકાશન મંદિર તરફથી પ્રગટ થયાં છે.

બાદરન-જી-બારીએ તૈયાર કરેલો, જુદા જુદા કવિઓનાં બાળગીતોનો સંગ્રહ 'ગીતરાણી'ને નામે ટૂંક સમયમાં જ પ્રગટ થશે.

ભારતી સાહિત્ય સંઘ લિ. તરફથી શ્રી રામનારાયણ ના. પાઠક કૃત નવલકથા 'આવતી કાલ'ની સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે.

◉

## :: અમને મળેલાં ::

**ચિરાગ** : તંત્રી, 'ચમકાર' : ચિરાગ કાર્યાલય, ભાવનગર : વાર્ષિક લવાજમ રૂપિયા પાંચ

પુનઃ પ્રકાશન પામતા આ માસિકનો પ્રથમ અંક મળ્યો છે. સિદ્ધહસ્ત કલમોની પ્રસાદી સમી અનેકવિધ રસસામગ્રી-નિબંધો, વાર્તાઓ, કાવ્યો વગેરે-થી આ આકર્ષક અંક સમૃદ્ધ બન્યો છે. 'ચિરાગ'ની ભૂતપૂર્વ કારકિર્દી અને આ નવા અંકની સંગીનતા એના ઉજળા ભાવિની આગાહી આપે છે. 'ચિરાગ'નો હાર્દિક સત્કાર કરતાં ઇચ્છીએ છીએ કે સમાજ-સાહિત્યની સેવાના એના કોડ સર્વથા સફળ થાઓ.

**સાચાં સંતાન : માલવિયાજી** : બંનેના લેખક શિવલાલ જેસલપુરા : પ્રકાશક, વિકાસ સાહિત્ય મંદિર : ૮૩૬, માણેકચોક અમદાવાદ, : કિંમત અનુક્રમે ૬ આના, ૩ આના.

'ભાવિ સમાજને પલટાવવા આજના કિશોરોનું નવઘડતર કરવા પ્રેરણાત્મક અને જનસંત સાહિત્ય' આપવાના ધ્યેય સાથે આરંભાયેલી 'કિશોર ગ્રંથાવલિ'નાં ઉપરોક્ત બે પ્રકાશનો મળ્યાં છે.

'સાચાં સંતાન'માં લેખકે વિદેશી ઇતિહાસમાંથી સ્વદેશાભિમાની અને રાષ્ટ્રભક્ત એવી વ્યક્તિઓના પ્રેરણાત્મક જીવનપ્રસંગો આપ્યા છે. જ્યારે 'માલવિયાજી'માં 'ભારતભૂષણ'નું બિરુદ પામેલા સ્વ. પંડિત મદનમોહન માલવિયાજીના આદર્શ જીવનને આલેખવામાં આવ્યું છે. શ્રી જેસલપુરા સિદ્ધહસ્ત લેખક તરીકે જાણીતા હોઈ એમની આ સફલ કૃતિઓ વિશે વિશેષ કહેવાની જરૂર નથી. બંને પુસ્તકો ગ્રંથાવલિના હેતુને અવશ્ય બર લાવે એવાં થયાં છે.

'બે રૂપિયાના નજીવા લવાજમમાં' ૨૦૦ પાનાંનું પ્રેરણાત્મક કિશોર-સાહિત્ય આપતી આ ગ્રંથાવલિને આવકારીએ છીએ અને સૌને, આવકારવા ભલામણ કરીએ છીએ.

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક



જાન્યુઆરી '૪૭

વર્ષ ૩ : અંક ૧

काव्येषु रम्या कथा

# બાપ-દીકરો

ઈશ્વર પેટલીકર

ત્રિકમની મા મરી જતાં જીવા ઠક્કરે બીજું બૈરું કરેલું. પાંચ વરસ નવી બૈરું ત્રિકમે જેમ તેમ કરીને ચલાવ્યું. છેવટ બાપ પણ નવીથી દબાયેલો હોય તેમ ત્રિકમને અન્યાય કરવા લાગ્યો એટલે એ જુદો થયો. બાપને સામે બારણે જુદી હાટડીય માંડી. નવીને એથી વધારે ઝેર રેડાયું. ત્રિકમ સાથે પાડોસી જેટલોય સંબંધ ન રહ્યો.

જીવો ઠક્કર જોકે નવીથી છાનો-છપનો સંબંધ રાખવા પ્રયત્ન કરતો, પરંતુ જુવાન લોહીના ત્રિકમથી એ ન સહ્યું ગયું હોય તેમ બાપના એ ઉમળકા વગર જ એણે ચલાવ્યું.

છેલ્લાં પાંચ વરસથી તો એ બાપ-દીકરાની હાટડી વચ્ચે કોઈ પરાયા હોય તેમ હરીફાઈ ચાલતી હતી. ત્રિકમ એમાં જીતતો હતો, પરંતુ એનો ભેદ ઊંડો હતો. જીવા ઠક્કર જાણીને જ હારતા હતા. અને એ રીતે પોતાના દીકરાને મદદ કરતા હતા.

એથી નવી જીવા ઠક્કરને ઢોરને પેટ ઘાલતી: 'તમે આટલાં વરસ તે શામાં નાખ્યાં! આજકાલનો, તમારો હીંચોએલો છોકરો તમારી આંખોમાં આંગળી ઘાલી જાય છે.' અને સહેજ અટકી કહેતી: 'ઢાંકણીમાં પાણી લઈ બૂડી મરો, બૂડી!'

જોકે જીવા ઠક્કર નવીના કહેવા પ્રમાણે કૂવે નહોતા મર્યા, પરંતુ એમની ગાદીએ દુકાન ચલાવ્યા કરતા હતા. અને એ રીતે પોતાના દીકરાને વટાવ કર્યા કરતા હતા.

આ દાઝે બળતા નવીના હૈયામાં એક જ રટણ હતું કે, કાસ ફોડીને એમની આંખ મીંચાઈ જશે ત્યારે મારા છોકરાને હાટડીએ તાળું મારવા જ વખત આવશે ને!

પરંતુ ત્રિકમ તો પોતાની જીતને પોતાની આવડત માનીને ફુલાતો હતો. એટલે જ બાપથી અતડો રહેતો હતો. અતડાપણું છોડીને બાપને શરણે જવા જેવો પ્રસંગ આવતાં ત્રિકમ મનમાં મૂંઝાતો હતો.

શના ચિઓહરિયા તળે ત્રિકમ દબાયો હતો. બસો રૂપિયા જેવી મોટી રકમ એ આપતો ન હતો. ખાતાની મુદત થઈ હતી. જોકે શનો ચિઓહરિયો મુદત ગયાની વાત જાણતો ન હતો એટલી નિરાંત હતી. એ મુદત જવા દે તેટલો ત્રિકમ કાચો પણ ન હતો. પરંતુ ૫૦ રૂપિયાની મૂળ રકમમાંથી સવાસો રૂપિયા કટકે કટકે વસૂલ કર્યા છતાં બગનીમણ કરતાં હજુ રૂપિયા બસો ત્રિકમ કાઢતો હતો. આ ચોપડા લઈને કોર્ટમાં જવાથી કંઈ ફાયદો ન હતો એટલે જ મુદત થઈ છતાં ત્રિકમ કોર્ટે ગયો ન હતો. એને વારંવાર રોકવા છતાં શનો ઘણુ ધીરતો ન હતો!

ઉપાય શો? એને સાણસામાં લેવો થી

રીતે ! જીવા ઠક્કર વચ્ચે પડે તો ઘાટ થાય એવો હતો. છેવટ પૈસાની વાત આવી છતાં અતડાપણું જાળવી રાખી ત્રિકમ બેસી રહે તો એની લવાણાની જાત લાજે !

મનની વાત જીવા ઠક્કરને એણે કહી.

પોતાના વિજયનું સ્મિત મો ઉપર લાવી જીવા ઠક્કરે કહ્યું: 'સારું. એ આવે ત્યારે મને ઇસારો કરી આપજે.' અને ભજવવાના ખેલની રૂપરેખાથી બાપે દીકરાને માહિતગાર પણ કર્યો.

જોડેના ગામનો શનો ચિખોદરિયો ઠક્કરનો આસામી હતો. (મહી)કાંઠાનાં પાંચ-દસ ગામોનું બજાર એ ગામમાં હતું એટલે બહાર ગામનાં ઘરાક દરેક દુકાને રહેતાં જ. અને આવાં ઘરાક સાથે વેપાર ન કરે તો ધંધો ન ચાલે. એટલે આવી ભાળનીંગળ ચાલ્યા જ કરતી. જીવા ઠક્કરને આવાં કામ કાઢી લેવાં એ ડાબા હાથની રમત થઈ ગઈ હતી.

સવારનો પહોર હતો. નવેક વાગ્યા હશે ત્યાં કંઈ કામ અંગે શનો ચિખોદરિયો બજારમાં આવી ચડ્યો. જીવા ઠક્કર જોગેજોગે બહાર દુકાનના ઓટલા ઉપર બેઠા હતા, તે એને જોતાં અંતરમાંથી વહાલ ઊભરાઈ ગયું હોય તેમ સામેની દુકાનની અંદર બેઠેલો ત્રિકમ સાંભળે તેમ વહાલ ઠાલવતાં એ બોલ્યા: 'કીધું, શના ઠાકોર, બહુ દા'ડે કંઈ દરશન દીધાં !'

શના ઠાકોર એનો જવાબ આપે તે પહેલાં ત્રિકમને કાને ઘંટનો અવાજ સંભળાતાં એણે બારણામાં ડોકું કાઢ્યું. શનો જીવા ઠક્કરને ઓટલે અઢીને ઊભો રહે તે પહેલાં સામેથી ત્રિકમ બોલ્યો: 'અરે ! શનાજી ! હવે ખાતાનું શું કરવું છે ?'

અને જાણે તકરાર જ કરવી હોય તેમ એ બરાડ્યો: 'તમારી તો ઊંઘ જ ઊડતી નથી. દિવાળીએ કહ્યું ત્યારે હોળીએ ખાતું ચોખ્ખું કરવાનું કહ્યું. મેં જાણ્યું, મરશે; એટલા સારુ કોણ બોલે ! ત્યારે તો હોળી ગઈ તો ય ઊંચું જોતા નથી. પછી મારા જેવો કોઈ ભૂંડો નથી.'

શનાજી હજુ કંઈ બોલ્યા ન હતા. જીવા ઠક્કરે ત્રિકમને દબડાવતાં કહ્યું: 'હવે, જારયો તને. જરા ધીરે બોલ ને. શના ઠાકોર કંઈ ગામ મેલી નાસી જવાના છે !'

ત્રિકમ એવું ને એવું મો તંગ રાખીને બોલ્યો: 'તમારે બાપા, વચ્ચે મારામાં ડાંપણ ન કરવું. ગામ મેલી નાસી ન ગયા. એમાં મારું શું રંધાયું !' અને શનાજી તરફ નજર કરતાં એણે કહ્યું: 'આ તમને કહ્યું, તમારી મોંઘામાં મોંઘી ચીજ વેચીને મારા પૈસા મૂકી દ્યો. પછી મારા જેવો કોઈ ભૂંડો નથી. હવે એવી શરમ નહિ ચાલે. હાળી શરમને તે ઓઢે કે પાથરે ! બારણામાં જપ્તી ના લાવું તો મારો બાપ.........'

એને આગળ બોલવા દીધા વગર જીવા ઠક્કર તડૂક્યા: 'કરમ ચંડાળ ! ધંધા તું કરે ને વચ્ચે તારા બાપને શાળીએ શું કામ ચડાવ છ !'

શના ઠાકોર એનો જવાબ આપે કે 'જાવ. કોરટે જાવ. થાય તે કરી લેજો' તે પહેલાં જીવા ઠક્કરે એમનું પાગોઠું ઝાલી પોતાની દુકાનના ઓટલા ઉપર બેચ્યા.

એ હજુ હા–ના કરે તે પહેલાં ઓટલા ઉપર ખેંચીને બેસાડ્યા પછી જીવા ઠક્કર બોલ્યા: 'ઠાકોર, તમે હવે બોલશો નહિ. હવે એ છે ને હું છું.' અને શનાજીની આંખમાં આંખ પરોવતાં એ બોલ્યા: 'તમે મારો સ્વભાવ તો જાણો છો. સગા છોકરાની શરમ રાખે એમાંનો હું માણસ નથી.'

અને બહાર ઓટલા ઉપર, જાહેર રીતે બરાબર પાઠ નહિ ભજવાય તે યાદ આવતાં જીવા ઠક્કરે શનાજીને ઊભા કરતાં કહ્યું: 'તમે નિરાંતે હવે અંદર બેસો. આજ એનો ફેંસલો કરી નાખો. કૂતરાના સસરાને ખબર નથી કે સાત પેઢીનો સંબંધ છે.' વળી શનાજીએ વહાલનો ડપકો આપતાં કહ્યું: 'ભલા માણસ,

આવું છે ત્યારે મને વાત કેમ કરતા નથી? મૂળ કેટલા?'

શનાજી બોલ્યાઃ 'પચ્ચાસ.'

જીવા ઠક્કરઃ 'વચ્ચે શું શું આલેલું?'

શનાજીઃ 'એક ગાંળા ઉમલેલી પાડી, ત્રણ દાંતે થયેલો વાછડો, ખળામાંથી અઢી મણ બાજરી, જારના સો પૂળા અને......'

વાત લંબાતી જોઈ જીવા ઠક્કરે વચ્ચે પૂછ્યુંઃ 'પણ હાટડીમાંથી માલમાલ લેતા હશો ને?'

શનાજી એનો સ્વીકાર કરતાં બોલ્યાઃ 'એ તો મોટા, લેવું જ પડે ને!'

એ વાતને ત્યાં જ દાબી દેતાં જીવા ઠક્કર ગાજી ઊઠ્યાઃ 'એની માનો ભટ્ટો ચોર મારું, આટલું આપ્યું છે પછી હવે શું માગે?' અને શનાજીને એની ખાનદાની યાદ દેવડાવવા લાગ્યાઃ 'તારી સાત પેઢીમાં દાવો થયેલો નહિ. બોલાવ એને અહીં. જે હશે તે હિસાબે લેવાશે-દેવાશે. આપણે વળી બોલીએ નહિ ત્યારે એ આજકાલનું, નાનામોટાનું માપ રાખ્યા વગર દેઠ ચોલાઈ ગયું છે ને!'

અને પોતે જાતે જ એ પરોપકારનું કામ કરતાં ત્રિકમને બૂમ પાડીઃ 'અલ્યા, તું તારે તારા ચોપડા લેઈને અહીં આવ.'

ત્રિકમ ચોપડો લેઈને આવ્યો એટલે જીવા ઠક્કરે કહ્યુંઃ 'શારદાને માથે હાથ મેલીને તું કહે છે ને કે તારો હિસાબ બરાબર છે!'

શારદા એ ઘરમાં તો શું પણ ગામમાં ય હશે કે કેમ એ શંકા હતી, ત્યાં કોને માથે હાથ મૂકવાનો હતો! ત્રિકમે જવાબ આપ્યા વગર હકારમાં ડોકું ધુણાવ્યું.

જીવા ઠક્કર પોતાને યોગ્ય લાગે તેવી રકમો નામઠામ સાથે બોલવા લાગ્યા. શના ઠાકોર એની રકઝક કરતા, પરંતુ એનું સાંભળે છે જ કોણ!

એના બોલને મોંમાંથી ઝડપી લેતાં જીવા ઠક્કર કહેતાઃ 'ઠાકોર! તમારે હવે બોલવાનું નથી. ચૂપ રહો. એણે શારદાને માથે હાથ મેલ્યો છે. પછી એ શાનો વધારે લેઈ શકવાનો હતો! હિસાબે અપાશે-લેવાશે અનુતની એક પઈ પણ હું ક્યાં આલું એવો છું!'

હા-ના, હા-ના કરતાં ૧૫૦ થી ખસીને છેવટે ૧૪૦ માં નિકાલ કર્યો. બે જણને સાક્ષીમાં બોલાવ્યા. તરત દાન અને મહાપુરુષની જેમ શના ઠાકોરને પૂછ્યા વિના ૧૪૦ રૂપિયા પૂરા જીવા ઠક્કરે ત્રિકમને ગણી આપ્યા. અને ફટ દેઈને ધીરધારનો ચોપડો કાઢી સાક્ષીમાં બેઠેલા આસામીમાંથી એકના ખોળામાં નાખતાં કહ્યુંઃ '૧૪૦નું શનાજીનું ખાતું માંડી દો.'

પેલાએ ખાતું લખી દીધું. ટિકિટ ચોડી. શનાજીનો અંગૂઠો લેઈ લીધો. અને સવારના પહોરમાં એક શુભ કામ કર્યું એની ખુશાલીમાં અઢી આનાનું અફીણ મંગાવી ત્રણે ય જણને કસુંબો પિવડાવ્યો. ખજૂરના વાઢિયામાંથી જોખીને અચ્છેર ખજૂર લેઈ બબ્બે પેસી આપી મોં ગળ્યું કરાવ્યું.

બિચારા શનાજીને ઘેર જપ્તી આવત અને બધું હરાજ થઈ જાત તે અટકાવી જીવા ઠક્કરે સગા દીકરાના સામા પક્ષે રહી તોડ કરી આપ્યો!

## [ ૨ ]

આખી નાતમાં લીલી આસામી જોવા જાવ તો જીકુ ડોસા. પાંચસો રૂપિયા વગર વ્યાજે જીવા ઠક્કરને ત્યાં એમની કાયમ થાપણ તરીકે પડ્યા રહેવાના જ. જીકુ ડોસા એમાં કેમ વધારો થાય તેની ફિકરમાં રહેતા, પરંતુ જીવ જાય તો ય એમાંની એક કોડી ઓછી કરવાની વાત સો ગાઉ દૂર!

મોટો દીકરો બગો જુદો રહ્યો. જીકુ ડોસાએ જ થાકીને જુદા રહેવાની સલાહ આપી. ડોસી ઘરમાં કજાત. વહુ આવી ત્યારથી એને પેટ પાણી ન પડવા દે. બે વરસ સુધી વેઠ્યું, પણ એનો અંત જ ન આવ્યો. જીકુ

ડોસાએ આખી જિંદગી એની સાથે કાઢેલી એટલે ચુકાદો આપ્યો: 'એ રાંક, જુદા નંઇ જાવ ત્યાં લગી પાણી નંઇ પેટ પડવા દે '

છેવટ બાપની ગજાખુશીથી ભગો જુદો રહ્યો. એને એક ભેંસ લાવી આપવાની થઇ. જીકુ ડોસાને પેલા પાંચસોમાંથી એક પાઇ ઉપાડવા વાત આવે તે ન વેઠાય. એમણે ઘણો ઘણો વિચાર કર્યો. થયું, 'જો એ પૈસામાંથી ડોબું લેઇ આપીશ તો આજનાં છોકરાં પૈસાની કેમત (કિંમત) નંઈ સમજે. એમના હાથ પોંગોટાં પછાડીને રળી ખાય એના જેવુ બીજું છખ નંઇ.' ગડ બેસી ગઇ.

એમણે ભગાને કહ્યું: 'જો દીચરા, તારો વચાર હોય તો જીવા હોણુને ત્યાં હું જમાન થઇને તને રૂપિયા અલાવું. તારે હાધું અણીપૂણી ભરવું પડે.'

પેલા જીવા હોણુને ત્યાં અનામત પડેલા ૫૦૦ રૂપિયામાંથી બાપ એક પાઇ પણ નહિ ઉપાડે તેની ભગાને ખાતરી હતી એટલે એણે હાંધું ભરવાની સંમતિ આપી.

બીજે દહાડે બાપદીકરો જીવા ઠક્કરની હાટડીએ ગયા અધાં અધાં થઈ જતાં એમણે ગાદી ઉપરથી ખસી ગયેલી પૂંઠને સરખી કરતાં કહ્યું: 'આવ કંઈ, શો વચાર કરીને બાપદીકરો સાથે આવ્યા છો!'

અને પોતાની સામેની જગા આગળ, જ્યાં આચરકૂચર જોખતાં અધાં દાંડાના પડેલા કચરા ઉપર બેસવાની ઇશારત કરતાં જીવા ઠક્કરે જોરથી, અંદરના ખંડમાં નવી સાંભળે તેમ બૂમ મારી: 'ચિમનાની બા, સાંભળે છે કે, પાણીનો મોટો લોટો ભરી લાવ જોઈ. કંકાપરથી જીકુ ડોસા અને......' ઓચિંતું કંઇ સાંભરતાં મૂળ વાક્ય અધૂરું રાખી એ બોલ્યા: 'અલ્યા ભગલા, એમ હોય તો બે કોળિયા ખાઇ લેવું છે!'

ભગાએ મોં ફાડ્યા વગર ડોકું હલાવી ના પાડી.

જીવા ઠક્કરે જીકુ ડોસા તરફ જોઇ કહ્યું: 'કહો ને આ છોકરાને. જે ભાવે તે બે કોળિયા દાળભાત ખાઇ લે અહીં કંઇ પારકું છે! આ અમે હમણાં જ ખાઈને ઊઠયાં.'

~જીકુ ડોસા બોલ્યા: 'ના, નાં, જીવા હોણુ. ઘેરથી રોટલા ખાઇને જ હેંડ્યા આવીએ તંઈ......'

વહાલ ઠાલવતા હોય તેમ ખ ખૂ ખૂ ખૂ કરીને હસતાં જીવા ઠક્કર બોલ્યા: 'મને ખબર તો, તમે તો ના બેસો, પણ આજ રોક દા'ડો છોકરો સાથે આવ્યો છે તેને ય ના બેસવા દો.'

જીકુ ડોસાએ આખે ગરમીને લીધે પીઆ વળતા હતા તેથી આંખ ચોંટતી હતી માટે એને પટપટાવતાં કહ્યું: 'જીવા હોણુ! મારે કંઈ તમારૂં ઘર પારકું છે! એવું હોય તો માગીને રોટલો ખાઇ લઈએ પણ...'

વાતોનાં વાળુ પૂરતાં પિરસાઈ ગયાં જાણી ઠક્કરે એ બંધ કરતાં કહ્યું: 'ચાલો ભાઈ એમ રાખો' અને વળી અંદરના બારણા તરફ નજર કરતાં જોરથી કહ્યું: 'અરે! પાણીની કેટલી વાર! તાપમાં બે ગાઉ......'

'થાય છે, થાય છે, શી ઉતાવળ છે એટલી બધી!' આંખો પટપટાવતાં જીકુ ડોસા બોલ્યા. ત્યાં બે હાથે કાના ઝાલી ચિમનો પાણીનો લોટો લેઈને આવ્યો.

બાપ–દીકરો બહાર ઓટલે ગયા. ડોસાએ પહેલાં ઊંચા હાથે પીધું. પછી દીકરાએ પીધું.

ગાદી ઉપર બેઠાં બેઠાં ઠક્કરે કહ્યું: 'લાવે હજુ!'

બીડીનાં પાન અને તમાકુ આપી એટલે બાપદીકરાએ નિરાંતે ધુમાડી કાઢી લીધી.

મૂળ વાત ઉપર આવતાં છેવટ જીકુ ડોસા બોલ્યા: 'જીવા હોણુ! તમારું ચિયું અજાણ્યું છે! આની માનો સભાવ, મારે પાના પડ્યાં તે મેં વેઠ્યો. પણ પારકી આપણે ઘેર આવે તે કેટલા દા'ડા વેઠે!' સહેજ અટકીને કહ્યું:

'ખોટું શું કરવા બોલવું પડે કે વહુ બધા રીએ તો ય એ કે ચૂં કરી નથી. પણ મને જ થયું કે, ભગો જુદો નહિ રહે ત્યાં સુધી એ પેટ પાણી નહિ પડવા દે.' બેત્રણ વાર આંખ પટપટાવ્યા પછી એ બોલ્યાઃ 'તે ભગાને લેમડાવાળા ફળિયામાં ઘર છે ત્યાં જુદો રાખ્યો છે.'

જીકુ ડોસાની હામાં હા ભણવાની વૃત્તિવાળા જીવા ઠક્કરે અભિપ્રાય આપ્યોઃ 'ચાલો, સારું કર્યું. છોકરાં હખી થાય એટલે પછી આપણે બીજું શું જોઈએ?'

જીકુ ડોસા બોલ્યાઃ 'ભગાને એક ડોણું લાવવું છે.'

લાળ સાફ કરતાં જીવા ઠક્કરે કહ્યુંઃ 'હા ...આ...આ.!'

'તે કીધું, તમે એને જે ૫૦-૬૦ રૂપિયા જોઈએ તેનું કાંધું કરો.' જીકુ ડોસાએ પોતાનું કામ કહ્યુંઃ 'એનો જમાન હું વચ્ચે ખરો. પણ કાંધું લખવાનું તો એના નામનું જ.' અને ભગા તરફ પીઆથી ચોટી ગયેલી આંખ પાછી પટપટાવતાં ડોસાએ કહ્યુંઃ 'જો દીયરા, કાંધું ના ભર્યું અને જીવા હોણુનો ઠપકો આયો તો મારા જેવો કોઈ ભૂંડો નથી!'

ભગાએ ખાતરી આપતાં કહ્યુંઃ 'બાપા! એક દા'ડો ય કાંધું ભરવામાં મોડું થાય તો કે'જો ને.'

જીકુ ડોસા જીવા ઠક્કર તરફ જોઈ બોલ્યાઃ 'હોણુ! મને પાછી એમ ખાતરી તો. વહુ ઘરમાં કામઠી મળી છે. સહેજ ટકોર વેઠે એવી નથી. એવું ના હોત તો હું પાછો જુવાન છોકરાને છૂટાં મેલું એવો નથી તો.' એટલી વારમાં પાછી આંખ ચોંટી ગઈ હોય તેમ ડોસાએ એ પટપટાવી, અને કહ્યુંઃ 'નકર (નહિ તો) હું સગા બાપનો જમાન થઉં એવો નથી.'

મનમાં ચાલતી ગણતરી હજુ પૂરી થઈ રહી ન હતી તેથી એ ગડમથલમાં પડેલા જીવા ઠક્કરે અમસ્તો બોલવા ખાતર હાજિયો પુરાવ્યોઃ 'હું તમને કયાં નથી ઓળખતો?'

જીકુ ડોસાએ દીકરાએ કહ્યુંઃ 'બોલ, એટલા રૂપિયાનું કાંધું માંડવું છે!'

ભગાએ કહ્યુંઃ '૫૦ રૂપિયામાં પહેલવેતરું જોટડું આવી રહેશે.'

'એ તો તું જાણે. કન્યાની કેડો ઉપર ભાર છે. વધારે લેઈશ અને ઓછા લેઈશ તો ય તારે સીડવાના છે.' જીકુ ડોસા તટસ્થ થતાં બોલ્યા.

ગણતરી પૂરી થઈ રહેતાં જીવા ઠક્કર જાગ્યા. વચ્ચે બોલ્યાઃ 'પહેલવેતરીમાં દોવાનું શું સુખ પાવાનું હતું? ઘીદૂધ થાય એટલું તો એના ખરચમાં જાય. બીજ ત્રીજ વેતરી, જરા ખાધેપીધે સુખી હોય તેવી જાતવાન ભેંસ એક વખત લીધી હોય તો પાંચ વરસ સુધી દોવાનું તો સુખ પડે.'

ભગાએ એનો સ્વીકાર કરતાં કહ્યુંઃ 'એવી બધી રીતે શોધવા જઈએ તો પોણોસો રૂપિયા જોઈએ.'

ખડખડ હસતાં જીવા ઠક્કરે કહ્યુંઃ 'પોણોસોના કાકા! જેટલા માગે તેટલા. પણ માલ તો જાતવાન જ લેવો.'

'પણ કાંધું......'

ભગાને બોલવા દીધા વગર ઠક્કરે કહ્યુંઃ 'અરે ગાંડા! એની તારે શી પંચાત?'

ભગો સંમતિ માગતો હોય તેમ જીકુ ડોસા તરફ તાકયો. એ ભાવને સમજી જતાં, આંખને પટપટાવતાં એ બોલ્યાઃ 'તારો વચાર હોય તો મારી ના નથી. મેં તો ના કહ્યું, કન્યાની કેડો......'

છેવટ પોણોસોની ભેંસ લેવી એમ નક્કી થયું, એટલે જીવા ઠક્કરે કહ્યુંઃ 'જીકુ ડોસા! તમને ખોટું ન લાગે તો કહું.'

'અરે જીવા હોણુ! તમે કહો તે મને ખોટું લાગે?'

'મને થાય છે,' જીવા ઠક્કર હચકું ખાઈને આગળ બોલ્યાઃ 'આપણે હવે આજ છએ ને

કાલ નથી. આપણા દેખતાં, છોકરાછોકરાં વચ્ચે લેવડદેવડનો વેવાર બંધાઈ જાય એ સારું. ત્રિકમને કાંધું માંડવા દો. એ બેનો વેવાર થાય...' અટકીને 'એની તમારે કશી ફિકર ના રાખવી. વચ્ચે તમે ને હું ક્યાં નથી?'

વળી ચોટી ગયેલી આંખને પટપટાવતાં જીકુ ડોસા બોલ્યાઃ 'ત્રિકમ કાંધું માંડશે તો ય મને શો વાંધો છે? એ બધું એકનું એક જ છે ને?'

ગળામાં આવેલો ગળફો ઊભા થઈને બહાર થૂંકી નાખતાં જીવા ઠક્કરે કહ્યુંઃ 'આ તો જુવાનિયા—જુવાનિયા વચ્ચે વેવાર થાય—......' અને એ વાક્ય ત્યાં જ અટકાવી એમણે તરત સામી દુકાને બૂમ પાડીઃ 'ત્રિકમ!'

ત્રિકમ આવ્યો.

જીવા ઠક્કરે કાંધુ લખ્યું; ભગાએ અંગૂઠો પાડ્યો, જીકુ ડોસાએ જામીનનો અંગૂઠો ચોપ્યો. રૂપિયા પંચોતેર પેટે દર મહિને સાડા સાત લેખે અગિયાર મહિના કાંધાં ભરવાનું નક્કી થયું.

આવો સીધો સોદો બાપે પોતે ન કરતાં પોતાને કેમ આપ્યો તેની ત્રિકમને સમજ ન પડી. તે ઘડીએ તો એ કંઈ ન બોલ્યો. પરંતુ એ બાપદીકરો ગયા કે તરત એણે એ પ્રશ્ન કર્યો.

જીવા ઠક્કરે વિજયનું અટ્ટહાસ્ય કરતાં કહ્યુંઃ 'હું કરું, તું કરે; મારે મન તો સરખું જ છે. પરંતુ વ્યવહારમાં કોઈ જાણે તો ખોટું દેખાય. એના ૫૦૦ રૂપિયા આપણે ત્યાં કાયમ અનામત પડી રહે છે, પછી એના છોકરાનું કાંધું લખાય?' સહેજ ડચકું ખાઈને પૂરું કર્યુંઃ 'એના કરતાં તું કરે.........'

તે દિવસથી ત્રિકમે બાપ સાથેનું અતડાપણું છોડી દીધું.

---

## પતિનું સૂચન

એક કંજૂસને દાઢીને વાળ કઢાવાનો દિવસ હતો. તેણે હજામત કરાવવા હજામને બોલાવ્યો. હજામે એક પૈસામાં એક માથું મૂડું છું તેમ કહ્યું. પેલા કંજૂસે રકઝક કરી એક પૈસામાં બે હજામતના હિસાબે અર્ધા પૈસાની બોલી કરી અને હજામત કરાવવા બેઠો. હજામત થઈ રહી પછી પૈસા આપતી વેળા અર્ધો પૈસો છૂટો ન હોવાથી અને એક પૈસા જેવી રકમ તે હજામને વટાવવા કેમ દેવાય? એવામાં એને વિચાર સૂઝયો ને પોતાની ઘરવાળીને બૂમ પાડી 'અલી સાંભળે છે કે? આ બાકીના અર્ધા પૈસામાં તારું માથુ મુંડાવી લે તો શું ખોટું?'

# સાચો ખૂની

માધવજી પટેલ

આજે રજાનો દિવસ હતો એટલે ચા-નાસ્તો કરીને અમે (હું અને મારી પત્ની) ખરીદી માટે બજારમાં જવાનાં હતાં. મારી પત્ની ચા-નાસ્તાની તૈયારી કરતાં હતાં અને હું પણ તેમાં મારાથી બનતી મદદ કરતો હતો. બરાબર તે જ વખતે નોકર તારનું પીળું પરબીડિયું લઈને દાખલ થયો.

તાર મારા મિત્ર શેરલોક હોમ્સનો હતો. લખ્યું હતું કે 'પશ્ચિમ તરફના બોસકોમ્બના આમ્રવિસ્તારમાં એક કરુણ ઘટના બની છે તેની તપાસ માટે આવવાનું અને પોલીસખાતાને બનતી તમામ મદદ કરવાનું ખાતા તરફથી મને હમણાં જ તારથી નિમંત્રણ મળ્યું છે. હું ૧૧-૧૫ ની ગાડીમાં પેડીંગટન સ્ટેશનેથી રવાના થાઉં છું. તમને એકબે દહાડાની ફુરસદ હોય તો આવો. ત્યાંની હવા સરસ છે અને સૃષ્ટિ સૌંદર્ય ખૂબ આહ્‌લાદક હોય છે. તમને મજા પડશે અને મને સંગાથ થશે.'

'કેમ શો વિચાર કર્યો! જવું છે ને?' મારાં પત્નીએ પૂછ્યું.

'કામ ઘણું છે એટલે જવાનું મન થતું નથી.' મેં ઠંડો જવાબ આપ્યો.

'કામનો વિચાર કરશો તો તમે ઘરની બહાર કોઈ દિવસ જઈ શકશો નહિ કારણકે કામ તમને છોડતું નથી અને તમે કામને છોડતા નથી. કામનું તો થઈ રહેશે. એટલે જ કહું છું કે ઘણા વખતથી તમે બહાર નીકળ્યા નથી અને બે દિવસ બહાર જવાનો મોકો મળ્યો છે. માટે જઈ આવો તો સારું. હોમ્સ સાથે છે એટલે તમને મજા આવશે અને કામનો થાક પણ ઊતરશે.'

ઊંડે ઊંડે મને ય ઇચ્છા તો હતી જ તેમાં પત્નીનો આગ્રહ ભળતાં મેં જવાનું નક્કી કર્યું તૈયારી માટે માત્ર અરધો કલાક હતો એટલે જવું જ હોય તો મારે અરધા કલાકમાં તૈયાર થઈ જવું જોઈએ.

લશ્કરી ડૉક્ટર તરીકે હું અફઘાનિસ્તાનમાં હતો ત્યારથી જ ઝડપી તૈયારીથી મુસાફરી કરવાનું શીખ્યો હતો. તેમાં મારી ઓછી જરૂરિયાતવાળી અને સાદી રહેણીકરણીથી સરળતા થતી. આ ટેવ મારા જીવનમાં વણાઈ ગઈ હતી એટલે આજે પણ હું પહેલાંના જેટલી જ ઝડપથી તૈયારી કરી શકતો હતો. આ બધાને કારણે ધાર્યા કરતાં હું વહેલો તૈયાર થઈને પેડીંગટન તરફ રવાના થયો. સ્ટેશનમાં પહોંચતાં જ હોમ્સને પ્લેટફોર્મમાં આમથી તેમ ફરતો જોયો.

'વોટસન! તું આવ્યો તે ખરેખર સારું થયું. આવા કામમાં એકાદ વિશ્વાસુ મિત્ર હોય તો ઘણી અનુકૂળતા થાય છે. એક જ્યાં જઈએ ત્યાં સ્થાનિક મદદ તો મળી રહે પરંતુ તેના ઉપર ભરોસો રાખી શકાય નહિ.' મને જોતાં જ હોમ્સ બોલી ઊઠ્યો.

'સામેના ડબ્બામાં ખૂણાની બે બેઠક તું આપણે માટે સાચવી રાખ. હું તે દરમિયાન ટિકિટો લઈ આવું.'

ગાડી ઊપડી. નસીબ જોગે આજે ગીરદી ઓછી હતી. આખા ડબ્બામાં અમારા સિવાય બે ચાર માણસો જ હતા. ચાલતી ગાડીએ પણ હોમ્સ નવરો ભાગ્યે જ બેસતો. તેણે તો કાગળનો થોકડો કાઢ્યો અને વાંચવા માંડ્યો, વચ્ચે કાંઈક વિચાર કરતો જાય અને લાલભૂરી નિશાની કરતો જાય. મારે ખાસ કામ ન હતું એટલે બારીમાંથી દેખાય તેટલું આસપાસનું દૃશ્ય જોતો બેઠો.

રીડીંગ સ્ટેશન પસાર થયા પછી હોમ્સ

તેના વિચારવમળમાંથી જાગ્યો કાગળિયાં સંકેલી હેન્ડ બેગમાં મૂકતાં મૂકતાં બોલ્યોઃ 'કાં વોટસન! આ ઘટના સંબંધે તેં કાંઇ વાંચ્યું-સાંભળ્યું છે?'

'એક શબ્દ પણ નહિ. છેલ્લા કેટલાક દિવસથી છાપું જ કોણે ઉઘાડયું છે?'

'લંડન શહેરના એકેય છાપામાં વિસ્તૃત હકીકત આવી જ નથી. અને તેથી જુદાં જુદાં છાપામાંથી મેં મારી રીતે થોડી હકીકત મેળવી છે. મારી ગણતરી પ્રમાણે સ્થાનિક પોલીસની નજરે સાદી દેખાતી ઘટના ઘણી જ ગૂંચવણ ભરેલી છે. એટલે કે દેખાય છે તેનાથી તદ્દન ઊલટા પ્રકારની છે. એમ મારું માનવું છે. સ્થાનિક અમલદારે તો દીકરાને બાપનો ખૂની ગણી કાઢયો.'

'દીકરો બાપનો ખૂની!'

'હા, સ્થાનિક તપાસ કરનારા એમ માને છે. પરંતુ આસપાસની જે હકીકત હું મેળવી શક્યો છું તે જોતાં મારો અભિપ્રાય જુદો પડે છે. જોકે ચોક્કસ કશા નિર્ણય ઉપર હું આવ્યો નથી. તું તો જાણે છે કે જાતતપાસ વિના ઉતાવળિયો અભિપ્રાય હું કદી બાંધતો નથી. છતાં હું જેટલી હકીકત મેળવી શક્યો છું તે ટૂંકમાં તને જણાવું. હેરફર્ડ વિભાગમાં રોસ શહેરની નજીકમાં બોસકોમ્બનો આમ્ય-વિસ્તાર આવેલો છે. આ પ્રદેશમાં જોન ટર્નર નામનો એક મોટો જાગીરદાર રહે છે. આ માણસ પોતાની જુવાનીમાં ઓસ્ટ્રેલીઆ જઈને ઘણું દ્રવ્ય કમાઈ લાવ્યો છે અને છેલ્લાં કેટલાંક વરસોથી પોતાના વતનમાં આવ્યો છે. સ્વદેશ પાછા ફર્યા પછી તેણે આ જાગીર ખરીદી છે અને વાનપ્રસ્થ જીવન ગાળે છે.

'ચાર્લ્સ મેક કાર્થી નામનો તેનો એક મિત્ર પણ ઓસ્ટ્રેલીઆથી તેની સાથે આવ્યો છે. આ માણસ બહુ જ સામાન્ય સ્થિતિનો છે અને તેથી એક મિત્ર તરીકે ટર્નરે પોતાની જમીનમાંથી હેયલીનું મોટું ખેતર તેને ખેડી ખાવા આપ્યું છે. આ રીતે જો કે ચાર્લ્સ, ટર્નરનો ખેડૂત છે છતાં ખાનગી જીવનમાં બન્ને એકબીજાના મિત્રો તરીકે વર્તે છે.

'બંને વિધુર છે. ટર્નરને એક દીકરી છે અને મેક કાર્થીને એક દીકરો છે. બંને સમાજથી અળગા રહીને વાનપ્રસ્થ જીવન ગાળે છે પરંતુ મેક કાર્થી બાપદીકરો રમતગમતના શોખીન છે તેથી રમતગમતમાં ભાગ લેવા આસપાસના પ્રદેશમાં તેઓ બંને ઘણી વાર જાય-આવે છે.

'ચાર્લ્સ સામાન્ય સ્થિતિનો માણસ હોઈને તેને ત્યાં માત્ર બે જ નોકર છે જ્યારે ટર્નરને ત્યાં નોકરચાકરનો મોટો કાફલો છે.

'હવે આપણે બનેલ ઘટના તરફ વળીએ.

'તા. ૩ જી જૂનને દિવસે બપોરે ત્રણ વાગે ચાર્લ્સ પોતાના ખેતરને શેઢે આવેલ તળાવડી તરફ કોઈ ને મળવા ગયો હતો, જ્યાં તેનું ખૂન થયું હતું.

'તળાવડી તરફ જતાં ચાર્લ્સને વિલિયમ નામના માણસે જોયો હતો. ચાર્લ્સના ગયા પછી થોડી વારે તેનો પુત્ર જેમ્સ બંદૂક લઈને તેની પાછળ ગયો હતો. તળાવડીની આસપાસ ગીચ ઝાડી છે એટલે ત્યાં પહોંચ્યા પછી શું બન્યું તે જોઈ શકાય તેમ ન હતું એટલે વિલિયમ આથી વિશેષ કશું જાણતો ન હતો પરંતુ તળાવડી પાસેની ઝાડીમાં જાગીરદારની નોકરડી ફૂલ વીણવા આવી હતી. તેણે બાપ-દીકરાને જોયા હતા. ચાર્લ્સ ખૂબ ગુસ્સે થઈને જેમ્સને ગાળો દેતો હતો. જેમ્સે થોડી વાર તો શાન્તિથી બધું સાંભળી લીધું પરંતુ ત પછી તે પણ ગુસ્સે થઈને બોલવા લાગ્યો. 'આમ ગાળાગાળીમાંથી મારામારી સુધી વાત પહોંચી એટલે હું બીકની મારી ત્યાંથી ઉતાવળી ઉતાવળી ઘરે આવી. આ વાત મારા ઘરનાં માણસોને કહી સંભળાવી. થોડી વારમાં જેમ્સ દોડતો દોડતો ત્યાં આવ્યો. ખૂબ દોડવાથી તે હાંફતો હતો અને તેનો ચહેરો

ગભરાએલ જેવો લાગતો હતો. તેના બંને હાથ અને કોટની બાંય લોહીલુહાણ હતાં. માથું ખુલ્લું હતું. જેમ્સે અમને ચાર્લ્સના ખૂનની વાત કરી એટલે અમે સૌ તેની પાછળ ગુનાવાળી જગ્યાએ ગયા. તળાવડી પાસે અમે ચાર્લ્સનું મડદું જોયું. આખું શરીર લોહીથી તરબોળ હતું. બંદૂકના કુંદાના ઘાથી માથું ફાટી ગયું હતું. આખો દેખાવ બહુ ભયંકર હતો.'

'ઉપરની હકીકત ઉપરથી સ્થાનિક પોલીસ અમલદારે પંચ-ક્યાસ કરીને જેમ્સને ગુનેગાર ઠરાવી અટકમાં લીધો છે.

'હવે આપણે જેમ્સની જુબાની જોઈએ. આ જુબાની તેણે સ્થાનિક પોલીસ અમલદાર પાસે આપી હતી.

"આજથી ત્રણ દિવસ પહેલાં હું મારા અંગત કામે બ્રીસ્ટલ ગયો હતો અને ૩ જી તારીખે એટલે કે આ બનાવ બન્યો તે દિવસે જ પાછો ફર્યો હતો. હું આવ્યો ત્યારે મારા પિતા ઘરે ન હતા. તપાસ કરતાં સવારથી અમારા નોકર સાથે શહેરમાં ગયા હતા. અને ત્યાંથી આવ્યા પછી ત્રણ વાગે કોઈને મળવા બહાર જવાના છે. હું મારા ઓરડામાં ગયો અને ત્યાર પછી થોડી વારે તેમની ગાડી આવવાનો અવાજ સંભળાયો. બહાર જોયું તો મારા પિતાશ્રી ગાડીમાંથી ઊતરીને સીધા બહાર જવા ઊપડી ગયા હતા. મેં તેમને દૂરથી જોયા હતા. પરંતુ ક્યાં જવાના હતા અથવા કઈ તરફ જાય છે તેનો પણ મને ખ્યાલ ન હતો. થોડી વાર પછી હું પણ બંદૂક લઈને મારા સસલાના વાડા તરફ ઊપડ્યો. આ વાડો અમારી તળાવડીની બાજુમાં જ છે. વાડા પાસે પહોંચ્યો ત્યારે તળાવડી તરફથી મને કૂ-કૂ-ઊ-ઊ-એવો અવાજ સંભળાયો. આવો સાંકેતિક અવાજ એકબીજાને દૂરથી બોલાવવા માટે હું અને મારા પિતાશ્રી ઘણી વાર કરતા. એટલે આ અવાજ સાંભળીને મને લાગ્યું કે મારા પિતા ત્યાં હોવા જોઈએ અને મને બોલાવે છે. હું તે તરફ ગયો. જઈને જોયું તો મારા પિતાશ્રી ત્યાં ઊભા હતા. મને જોઈને તેમને આશ્ચર્ય થયું કારણકે તેમણે તો મને બહારગામ ધારેલો. મારા પિતાશ્રીનો સ્વભાવ ઘણો જ આકરો છે અને તેમાં પણ જ્યારે તેમનું ધાર્યું ન થાય ત્યારે તેમના ક્રોધનો પારો ઘણો જ ચડી જાય છે. ગુસ્સામાં ને ગુસ્સામાં તેમણે મારી સાથે કેટલીક વાતો કરી અમારી વચ્ચે સવાલ-જવાબ પણ થયા. કોણ જાણે કેમ પણ આજે તો હું જેમ જેમ તેમને જવાબ આપતો ગયો તેમ તેમ વધારે ને વધારે ગુસ્સે થતા ગયા. હું પણ તેમના આવા વર્તનથી ઉશ્કેરાઈ ગયો. જો હું વધારે વખત ત્યાં ઊભો રહ્યો હોત તો કદાચ અમે મારામારી પર આવી જાત. પરંતુ હું પ્રસંગ ઓળખીને ત્યાંથી ચાલ્યો ગયો. થોડે દૂર ગયો હઈશ ત્યાં મારી પાછળ મેં ભયંકર બૂમ સાંભળી. હું ફરી વખત તે તરફ દોડતો ગયો. ત્યાં મેં જે જોયું તેનાથી હું હેબતાઈ ગયો. મારા પિતા જમીન ઉપર ચત્તાપાટ પડ્યા હતા. તેમનું આખું શરીર લોહીલુહાણ હતું. માથાની ખોપરી તૂટી ગઈ હતી. તેની છેલ્લી ઘડીઓ ગણાતી હતી. મેં મારી બંદૂક એકદમ નીચે ફેંકી દીધી અને તેમનું માથું ખોળામાં લીધું. બેત્રણ મિનિટમાં તેના પ્રાણ ચાલ્યા ગયા.

"હું ત્યાં એકલો હતો. આસપાસથી કોઈ મદદે આવી શકે તેમ ન હતું. કોઈ પણ રીતે મદદ તો મેળવવી જ જોઈએ. વહેલામાં વહેલી તકે મદદ મળી શકે તેટલું નજીક ટર્નરના કારભારીનું ઘર હતું. હું ઝડપથી ત્યાં ગયો.

"રસ્તે જતાં મને થયું કે જ્યારે હું પહેલો તેમની પાસે ગયો ત્યારે તળાવડીની આસપાસ કે મારા પિતાની પાસે કોઈ માણસ હતો નહિ તો પછી આ ખૂન કોણે કર્યું હશે? મારા પિતા બહુ લોકપ્રિય તો ન હતા પરંતુ તેમને કોઈ દુશ્મન પણ ન હતો. તે પછી આ ભયંકર કૃત્ય કોણે કર્યું હશે!'

'હવે આપણે તપાસઅમલદારે આ જુબાની પછી જેમ્સની ઊલટતપાસ લીધી હતી તે જોઈએ.

અમલદાર–તમારા પિતાએ મરતાં પહેલાં તમને આ (ખૂન) બાબત કોઈ ખુલાસો આપ્યો હતો ?

આરોપી–તેમણે ભાંગીતૂટી ભાષામાં કાંઈક કહ્યું હતું ખરું પરંતુ હું કાંઈ ચોખ્ખું સમજી શક્યો નહિ. આખી વાત દરમિયાન છેડે 'રેટ' આવે એવો શબ્દ વારંવાર બોલતા હતા. આખો શબ્દ હું સમજી શક્યો નહિ.

અમલદાર–પાછળથી વિચાર કરતાં તમને એ શબ્દ મળ્યો હતો અથવા કોઈ ખુલાસો મળી આવ્યો હતો ?

આરોપી–હું તો આ બધી વાતને મરતાં પહેલાં માણસ ગમે તેવો બકવાદ કરે છે તેવો બકવાદ ગણું છું એટલે મેં એ બાબત ફરી વિચાર કર્યો નથી.

અમલદાર–તમે અને તમારા બાપ કયા મુદ્દા ઉપર તકરારે ચઢ્યા હતા ?

આરોપી–એ બાબત અમારી અંગત હતી એટલે હું કાંઈ જવાબ આપવા ખુશી નથી.

અમલદાર–એ મુદ્દો બહુ જરૂરી છે માટે તમારે એનો ખુલાસો કરવો જ પડશે.

આરોપી–મારાથી એ બને એમ જ નથી છતાં હું એટલી તો ખાતરી આપું છું કે એ વાતને અને આ બનાવને કશો સંબંધ નથી.

અમલદાર–એ બધું તો કોર્ટ નક્કી કરશે. પરંતુ ખુલાસો કરવાની ના પાડો છો એ વસ્તુ તમારા હિતની વિરુદ્ધ જાય છે એ ધ્યાન રાખજો.

આરોપી–છતાં પણ હું કહેવાની ના પાડું છું.

અમલદાર–તમે બાપ-દીકરો એકબીજાને દૂરથી બોલાવવા માટે કુ-ઉ-ઈ-ઈ-કુ-ઉ-કુ-ઈ એવો અવાજ કરતા એમ હું સમજ્યો છું એ બરાબર છે ?

આરોપી–હાજી.

અમલદાર–તો પછી તે દિવસે તમે બહાર-ગામથી આવી ગયા છો એમ જાણ્યા વિના તેમ જ તમને જોયા વિના તેમણે એ સંકેત શા માટે કર્યો હતો ?

આરોપી–(જરા ગૂંચવાઈને) એ બાબત-ની મને કઈ રીતે ખબર હોઈ શકે ?

અમલદાર–ખૂબ સાંભળજો. જ્યારે તમે ફરી વખત આવ્યા અને તમારા બાપને ઘાયલ થએલા જોયા ત્યારે તમને આસપાસ કોઈ માણસ હોવાનો વહેમ પડ્યો ન હતો ?

આરોપી–ખાસ નહિ.

અમલદાર–એટલે તમે શું કહેવા માગો છો ?

આરોપી–તે વખતે હું એટલો બધો ગભરાઈ ગયો હતો અને પ્રસંગ પણ એવો હતો કે મારા બાપ સિવાય મને બીજો વિચાર શી રીતે આવે ? છતાં મને ઝાંખું ઝાંખું યાદ આવે છે કે મારી ડાબી બાજુએ રાખોડી રંગના ઓવર-કોટ જેવું કાંઈક પડ્યું હતું. પરંતુ જ્યારે મદદ માટે જવાને હું ઊભો થયો ત્યારે ત્યાં કાંઈ જ ન હતું.

અમલદાર–તમે કોઈ માણસને આવતાં જોયો હતો ?

આરોપી–ના.

અમલદાર–એ કોટ તમારાથી આશરે કેટલો દૂર હતો ?

આરોપી–દશબાર વારને અંતરે હશે.

અમલદાર–બાર વારને અંતરે પડેલી વસ્તુ કોઈ લઈ ગયું અને તમને ખબર ન પડી એમ ને ?

આરોપી–હા, કારણકે તે તરફ મારી પીઠ હતી.

'આખા કેસની હકીકત સાંભળ્યા પછી મને લાગ્યું કે જો જેમ્મે સાંકેતિક અવાજનો, એટલે કે પોતે બહાર ગામ ગયો છે અને ત્યાંથી હજુ આવ્યો નથી એમ જાણવા છતાં તેના બાપે તેને બોલાવવા માટે સંજ્ઞા શા માટે કરી હતી તેનો ખુલાસો કર્યો હોત, બાપ-દીકરા વચ્ચે તકરાર શા કારણે થઈ હતી તે જણાવ્યું

હોત અને મરણ વખતે તેના પિતાએ કહેલ... .rat શબ્દનો અર્થ કહ્યો હોત, ન સમજાયો હોય તો કલ્પનાથી ઘડી કાઢીને પણ કહ્યો હોત તો કદાચ અમલદારની નજરમાં જેમ્સ નિર્દોષ દેખાયો હોત અને એ રીતે કાયદાની ચુંગાલથી છટકી જવા પામત.' મારો આ અભિપ્રાય મેં હોમ્સને જણાવ્યો.

'ત્યારે તો તું અને પોલીસ અમલદાર બન્ને આ સંબંધે એકમત થાઓ છો એમ જ ને? આ માણસે જૂઠું બોલીને અને ખોટી કલ્પના કરીને પણ પોતાનો બચાવ કરવો જોઈતો હતો એમ તમે માનો છો ને?' જરા અટકીને એણે કહ્યું: 'હું તમારાથી તદ્દન જુદો પડું છું. કારણકે હું તો માનું છું કે પોલીસ ખાતાએ હંમેશા સાચને પક્ષે ઊભા રહેવું જોઈએ અને પ્રમાણિકપણે તપાસ ચલાવવી જોઈએ. હું પોતે તો કાયમ આ સિદ્ધાંત પ્રમાણે ચાલું છું તે તું તો જાણે જ છે. આ કેસમાં પણ જેમ્સ સાચો છે એમ સ્વીકારીને જ હું આગળ ચાલવા માગું છું. કારણકે માણસ ફાંસીની સજા વહોરીને પણ સાચું બોલતો હોય તેની પાછળ કંઈક સબળ કારણ હોવું જોઈએ અથવા તો આટલું સંકટ વહોરીને માણસ જે બોલે તે સત્ય જ હોય એમ પણ બને. માટે હું તો આ વિચારસરણી પ્રમાણે ચાલીને સત્ય શોધવા પ્રયાસ કરીશ. આ રીતે ચાલવાથી મારું કામ કેટલું સરળ બને છે તે પણ હું તમને બતાવી આપીશ.'

આ પ્રમાણે વાતો કરતાં ચાર વાગે અમે 'રોસ' પહોંચ્યા. છૂપી પોલીસના અમલદાર મિ. લેસ્ટ્રેડ અમને લેવા સ્ટેશન આવ્યા હતા. તેની સાથે અમે અમારે ઉતારે ગયા.

'તમે આવા કામમાં ખૂબ ઉત્સાહી હો છો અને તેથી આવતાંની સાથે કામે ચડી જશો એવી ગણતરી કરીને મેં ગાડીની વરધી આપી દીધી છે. ગાડી હમણાં જ આવશે.' અમે ચા પીતા હતા તે વખતે લેસ્ટ્રેડે કહ્યું.

'આજનું હવામાન જોતાં મને લાગે છે આવતા ચોવીસ કલાકમાં વરસાદ થવા સંભ નથી. એટલે તમે ગાડી નકામી મંગાવી છે અત્યારે તો આરામ લેવા વિચાર છે.'

'ત્યારે તો તમને આ કેસમાં ખાસ વિશે પતા નથી લાગી એમ માની લઉં છું. છાપા ની હકીકત ઉપરથી તમે નિર્ણય ઉપર આવ ગયા હો એમ લાગે છે. જેમ્સ ગુનેગાર છે એ દેખીતું છે. મને તો હું અહીં આવ્યો ત તરત જ એમ લાગેલું અને એ પ્રમાણે મે સ્કોટલૅન્ડયાર્ડના વડાને જણાવી પણ દીધું છે હું તો તમને પણ અહીં આવવાની તસ્દી આપ વાનો ન હતો પરંતુ ટર્નરની દીકરીના આગ્ર હને વશ થઈને મેં તમને બોલાવ્યા છે. જોકે મે તો તમને કહી દીધું છે કે હકીકત એટલી સ્પષ્ટ છે અને ગુનેગાર ગુનો લગભગ કબૂલ રાખે છે તેથી હોમ્સ પણ આ બાબતમાં મારા કરતાં કાંઈ વધારે પ્રકાશ નહિ પાડી શકે. લ્યો મિસ ટર્નર પોતે જ આવી પહોંચ્યાં.'

લેસ્ટ્રેડનું વાક્ય પૂરું થયું ને અમારા ઓરડામાં મિસ ટર્નર દાખલ થઈ.

મિસ ટર્નર ઘણી જ સ્વરૂપવાન યુવતી હતી. ભભકાદાર પોષાક ને ટાપટીપથી તેના સૌંદર્યમાં ઓર વધારો થતો હતો છતાં આ કિસ્સા સાથે તેનો સંબંધ હતો તેથી અમને જોઈ જરા ગભરાયેલી દેખાતી હતી. અમે તેને વિવેકપૂર્વક સામેની ખુરશી પર બેસવા કહ્યું.

લેસ્ટ્રેડે હોમ્સની અને મારી ઓળખાણ કરાવી એટલે મિસ ટર્નરે પોતાને જે કહેવું હતું તે કહેવાની શરૂઆત કરી:

'બનેલા પ્રસંગથી આપ વાકેફ તો થયા હશો. છતાં આ સંબંધમાં હું મારી માન્યતા કહેવા આવી છું અને મેં જ આપને અહીં બોલાવવાનો આગ્રહ કર્યો હતો. જેમ્સ અને હું ઠેઠ બાલ્યાવસ્થાથી એકબીજાને ઓળખીએ છીએ તેથી બીજા કોઈના કરતાં જેમ્સનો સ્વભાવ હું સારી રીતે જાણું છું. તે ઘણો જ

દયાળુ અને સહૃદયી માણસ છે એટલે તે ધારે તોપણ આવું કરપીણ ખૂન કરી શકે જ નહિ. માટે આપ આ હકીકત ધ્યાનમાં રાખીને તપાસ કરશો તો એક નિર્દોષ માણસને બચાવી લેવાનું પુણ્ય મેળવશો '

'હું આ માણસને બચાવી લેવા મારાથી બનશે તે બધું કરી છૂટીશ એની ખાતરી રાખશો, મિસ ટર્નર. તમે મારા એક સવાલનો જવાબ આપશો તો મારા કામમાં ઘણી મદદ થશે એમ મને લાગે છે વળી તમે જેમ્સનો બચાવ કરવાના પક્ષનાં છો અને તેના સબંધે ઘણું જાણો છો એટલે તમે ધારો તો મારા પ્રશ્નનો જવાબ આપી શકો તેમ છો '

મિસ ટર્નર—ખુશીથી પૂછો હું મારાથી બનતું બધું જ કરવા ખુશી છુ

હોમ્સ—જેમ્સને તેના પિતા સાથે શી તકરાર થઈ હતી તેનો ખુલાસો કરવાની જેમ્સ શા માટે ના પાડે છે ? આ વાત છુપાવવાનું કારણ શું છે ?

ટર્નર—કારણકે તેમાં હું સંડોવાયેલી છુ. વાત એમ છે કે જેમ્સના પિતાની ઇચ્છા હતી કે અમારે બનેએ પરણવું. પરતુ એ બને તેમ ન હતુ કારણકે જેમ્સ ને હું બંને એકબીજાને ભાઇ–બહેનની જેમ ચાહતાં હતાં. ઉપરાંત કોણ જાણે કેમ પરંતુ જેમ્સ મારી સાથે તો શું પણ બીજી કોઈ પણ છોકરી સાથે લગ્ન કરવાની ના પાડતો હતો. આ તકરારનુ કારણ હોવુ જોઈએ એમ હું ચોક્કસ માનુ છુ.'

'તમારા પિતા આ લગ્નમાં સમંત હતા ?'

'ના. ઊલટા તેઓ તો આ લગ્નનો સખત વિરોધ કરતા હતા. જેમ્સના પિતા સિવાય કોઈ પણ આ લગ્ન થાય એમ ઇચ્છતું ન હતુ '

'તમે મને અગત્યની હકીકત પૂરી પાડી તે માટે હું તમારો ઋણી છુ. આવતી કાલે સવારમાં તમારા પિતાશ્રીને મળવા આવવાનો મારો વિચાર છે. કાંઈ હરકત નથી ને ?'

'મને લાગે છે કે ડોક્ટર મળવાની રજા નહિ આપે'

'ડોક્ટર !'

'હા તમને કદાચ ખબર હશે કે મારા પિતાની તબિયત છેલ્લાં કેટલાંક વરસોથી નરમગરમ રહ્યા કરે છે. તેમાં છેલ્લા બનાવે તો તેમને તદ્દન ભાંગી નાખ્યા છે અત્યારે તો લગભગ પથારીવશ છે ડો. વીલોઝ કહે છે કે તેમનું શરીર અને મન બને નબળાં પડી ગયાં છે. પહેલાંના વખતમાં એટલે કે તેમની જુવાનીમાં તેઓ કેટલા મજબૂત હતા તે સદ્ગત મેક કાર્થી સિવાય કોઇ જાણતુ નહોતું એ વખતે બંને મિત્રો વિક્ટોરીઆ શહેરમાં રહેતા હતા.'

'વિક્ટોરીઆમાં ! ઓસ્ટ્રેલીઆમાં સોનાની ખાણો છે તે જ વિક્ટોરીઆ શહેર ને !'

'હા, અને ત્યાંથી જ મારા પિતાએ આ બધી સંપત્તિ મેળવી છે. લ્યો ત્યારે હવે હું રજા લઈશ. આપ કાલે જેલમાં જેમ્સને મળવા જવાના હો તો તેને કહેજો કે હું તેમને નિર્દોષ માનું છુ.' ટર્નરે જતાં જતાં હોમ્સને કહ્યું.

'જરૂર કહીશ ' હોમ્સે ખાતરી આપી.

'હવે તો મારે જવુ જ જોઇએ. મારા પિતા મારી રાહ જોતા હશે.' આટલુ કહીને ટર્નરે વિદાય લીધી.

પૈડાંનો અવાજ સંભળાયો ત્યાં સુધી અમે તેની સાથે થયેલ વાતચીત ઉપર વિચાર કરતા શાન્તિથી બેસી રહ્યા

'મિ હોમ્સ, તમે મિસ ટર્નરને ખોટી આશા આપી તે મને ન ગમ્યું. જે વાત આપણા હાથની ન હોય તેનું વચન કેમ અપાય ! તેમાં પણ આ બાબતમાં તો જેમ્સ ચોખ્ખો ગુનેગાર છે જ. તેને તમે નિર્દોષ શી રીતે કરાવશો ! આખરે તો આમાં મિસ ટર્નર નિરાશ જ થશે.' લેસ્ટ્રેડે પોતાની માન્યતા કહી સભળાવી

'એની તમે ચિન્તા કરશો નહિ મને મારી રીતે કામ કરવા દો. અને તમે તમારી રીતે

કામ કરો. પરિણામે સત્ય તરી આવશે. તમારી પાસે જેલમાં મળવા જવા માટેનો પરવાનો છે?' હોમ્સે વાત ટૂંકાવતાં પ્રશ્ન કર્યો.

'હા, બે જણ જઈ શકે તેવી સગવડ છે.' લેસ્ટ્રેડે જવાબ આપ્યો.

હોમ્સના ગયા પછી હું નવરો પડ્યો. વખત પસાર કરવા એક નવલકથા ઉપાડી વાંચવાનું શરૂ કર્યું. પરંતુ મારું મન તેમાં પરોવાયું નહિ. ચોપડી બંધ કરીને પાછી મૂકી દીધી. અત્યારે મારું મગજ પણ આ ખૂન કેસમાં રોકાયેલ હતું.

હોમ્સના સિદ્ધાંત પ્રમાણે જેમ્સની હકીકત માન્ય રાખીને આખાયે પ્રસંગનો એની સાથે વિચાર કરવા લાગ્યો. બાપ-દીકરો તકરાર કરીને છૂટા પડ્યા પછી એવું શું બન્યું કે જેથી બાપે જેમ્સને બૂમ મારીને ફરી બોલાવ્યો હશે! કાંઈક એવું બની ગયું કે જેને પરિણામે બાપનું કરપીણ રીતે ખૂન થયું એ હકીકત છે.

હવે આ હકીકતને ડૉક્ટર તરીકે તપાસતાં કદાચ કાંઈક નવો પ્રકાશ પડે પણ ખરો. તે દિવસનું છાપું કાઢીને હું તેમાં આપેલ અહેવાલ ફરી વાંચી ગયો. મરનાર માણસનું ખોપરીની ડાબી બાજુએ કાનના ઉપરના ભાગનું હાડકું ભાંગી ગયું હતું. આ જોતાં બુઠ્ઠા હથિયારનો સખત ઘા વાગ્યો હોવો જોઈએ. ઘા પછવાડેથી જ વાગ્યો હોવો જોઈએ. હકીકત આરોપીના લાભમાં જાય છે. કારણકે તકરાર કરતી વખતે બન્ને સામસામા હોવા જોઈએ જ્યારે ઘા પછવાડેથી આવ્યો છે. પરંતુ એમ પણ અનુમાન થઈ શકે કે કદાચ મરનારે કોઈ કારણસર પછવાડે જોયું હોય અને તે જ વખતે ઘા પડ્યો હોય. આ વસ્તુ તરફ હોમ્સનું ધ્યાન ખેંચવું જોઈએ.

હવે બીજો મુદ્દો મરતી વખતે બોલાયેલ ...Rat (રેટ) શબ્દનો વિચાર કરીએ તો આ શબ્દો મરણ વખતનો માત્ર બબડાટ છે કે કેમ તે વિચારવું જોઈએ. આ પ્રમાણે અચાનક હુમલો થતાં ચએલ મરણ વખતે માણસ બબડાટ કરે જ નહિ. એટલે સ્પષ્ટ થાય છે કે આ શબ્દોની પાછળ કોઈક અર્થ છે અથવા તો મરણના કારણનો ભેદ ખુલ્લો કરવાનો મરનારનો પ્રયાસ છે. ત્યારે આ શબ્દનો અર્થ શો થઈ શકે? મેં ખૂબ વિચાર કરી જોયો પરંતુ હું કશો અર્થ બેસાડી શક્યો નહિ.

ત્યાર પછીનો મુદ્દો ખૂની પોતાનું કપડું ભૂલી ગયો તે છે. આ કપડું ઓવર કોટ હોવાનું અનુમાન થાય છે. આ કોટ ખૂની મારામારી વખતે ભૂલી ગયો છે. ખૂની ઘણો જ હિંમતવાન દેખાય છે કારણકે ખૂન થયા પછી તરત જ આ માણસ આવે છે અને દશબાર ડગલાં દૂર શબને ખોળામાં લઈને બેઠેલ દીકરાની પાછળથી કોટ લઈ જઈ શકે છે.

જેમ જેમ હું વિચાર કરતો ગયો તેમ તેમ આ આખો કિસ્સો ભેદી અને શક્યતા અને અશક્યતાની પરંપરાથી ગૂંચવાયેલો લાગવા માંડ્યો. આનો ઉકેલ કરવો મને મારી શક્તિથી પર લાગ્યો. ઘડીકમાં હું લેસ્ટ્રેડના મત તરફ ઢળ્યો, વળી બીજી ક્ષણે કાંઈક સ્વતંત્ર હોમ્સની શક્તિમાં વિશ્વાસ મૂકીને એ કાંઈક નિર્ણય ઉપર આવે ત્યાં સુધી રાહ જોવાનું યોગ્ય ધારીને હોમ્સ આવે ત્યાં સુધીમાં એક ઊંઘ ખેંચી કાઢવાનું નક્કી કર્યું અને ખાટલામાં લંબાવ્યું.

હોમ્સ એટલો જ મોડી રાતે અમારે ઉતારે આવ્યો. લેસ્ટ્રેડ શહેરમાં તેના મિત્ર ને ત્યાં સૂઈ રહ્યો હતો.

'હવામાપક યંત્ર જોતાં આવતી કાલે પણ વરસાદ થાય એમ લાગતું નથી. એટલે આપણે બનાવવાળી જગ્યાએ જઈશું ત્યાં સુધીમાં આસપાસનાં નિશાન ભૂંસાવા સંભવ નથી. અવલોકન કરવામાં આવતાં નિશાન જેટલાં સ્પષ્ટ હોય તેટલી મગજને મદદ થાય છે અને ચોક્કસ નિર્ણય ઉપર બહુ જલદીથી આવી શકાય છે.' આવતાં જ હોમ્સે કહ્યું.

'તમે જેલમાં શું કરી આવ્યા?'

'કાંઈ જ નહિ.'

'શું જેમ્સ સાથેની વાતચીત ઉપરથી કાંઈ અગત્યનો મુદ્દો હાથ લાગ્યો નહિ?'

'એકેય નહિ. પહેલાં મને લાગતું હતું કે જેમ્સ ખૂનીને જાણીજોઈને સંતાડવા માગે છે પરંતુ તેની સાથેની રૂબરૂ વાતચીત પરથી ખાતરી થઈ છે કે બીજા બધા માણસોની પેઠે તે પોતે પણ કશી જ ખાતરીબંધ હકીકત જાણતો નથી. ઉપરાંત મેં તેને ધાર્યો હતો તેટલો બુદ્ધિશાળી પણ નથી. હા તે ફૂટડો અને સહૃદયી જુવાન છે એટલું જ.'

'જો એમ જ હોય તો પછી મિસ ટર્નર જેવી સુંદરીને પરણવાની તે કેમ ના પાડતો હશે?'

'એ બહુ દુઃખદ બિના છે. આ માણસ મિસ ટર્નર પાછળ ઘેલો બન્યો છે પરંતુ થોડાં વરસ પહેલાં જ્યારે તે અણસમજુ હતો અને મિસ ટર્નર સાથે ગાઢ પરિચયમાં નહોતો આવ્યો ત્યારે તેણે એક દારૂ-કન્યકા (દારૂની દુકાનમાં કામ કરતી છોકરી) સાથે બ્રીસ્ટલમાં લગ્ન કર્યાં છે. આ વખતે મિસ ટર્નર કોઈક છાત્રાલયમાં રહીને અભ્યાસ કરતી હતી. આ વાત એ દંપતી સિવાય કોઈ જાણતું નથી. આ ભૂલને કારણે પોતાની અને બીજાઓની ખૂબ ઇચ્છા અને આગ્રહ હોવા છતાં મિસ ટર્નર સાથેના લગ્નમાં સંમતિ આપી શકતો નથી અને છતાં શી ખબર એ મનમાં કેટલો મૂંઝાતો હશે! બીજી બાજુ તેના પિતા આ હકીકતથી અજાણ હોઈને લગ્ન માટે વારંવાર આગ્રહ કર્યા કરતા હતા. કારણકે તેમને બન્નેને જમીન સિવાય નિર્વાહનું બીજું સાધન ન હતું અને જો આ લગ્ન થઈ જાય તો મિસ ટર્નર જાગીરની વારસ હોઈને આ સવાલ આપોઆપ ઊકલી જાય તેમ હતો. પરંતુ તેના બાપના આકરા સ્વભાવને લીધે જેમ્સ સત્ય હકીકત કહેતાં ડરતો હતો.

'આ પ્રસંગ બન્યો તે અગાઉ બે-ત્રણ દિવસ પહેલાં જેમ્સ બ્રીસ્ટલમાં તેની પત્નીને લાં ગયો હતો. પરંતુ તેના બાપને આ સંબંધે કશી જ ખબર ન હતી. આ મુદ્દો અગત્યનો હોઈને ખ્યાલમાં રાખવા જેવો છે.

'છેવટે આ અનિષ્ટ દૂર થયું છે અને થોડા વખતમાં સૌ સારાં વાનાં થઈ રહેશે. કારણકે જેમ્સની પત્નીએ જ્યારે જાણ્યું કે જેમ્સની જિંદગી જોખમમાં છે ત્યારે તેણે તેને સંકટમાંથી છોડાવવા માટે એક પત્ર લખ્યો છે અને તેમાં તેણે પોતાની એક ગુપ્તવાતનો સ્ફોટ કર્યો છે. અને એ રીતે જેમ્સને છેલ્લી ઘડીએ મદદ કરી છે. એણે લખ્યું છે કે તમારી સાથે લગ્ન થયા પહેલાં મેં એક જુવાન સાથે લગ્ન કર્યાં હતાં. એટલે આપણે બન્ને આ લગ્નબંધથી કાયદેસર છૂટાં છીએ.

'હવે જેમ્સને આ લગ્ન બંધનકર્તા નથી. અને અત્યાર સુધી તેણે જે સહન કર્યું છે તેનો બદલો મળી રહેશે.' હોમ્સે વાત પૂરી કરી.

'પરંતુ જો જેમ્સ નિર્દોષ હોય તો આ ખૂન કોણે કર્યું હશે!' મેં ખુલાસો પૂછ્યો.

'એના જવાબમાં હું બે મુદ્દા તરફ તારું ધ્યાન ખેંચું છું. એક તો એ કે મરનાર માણસ કોઈની રાહ જોતો હતો. જેની રાહ જોતો હતો તે તેનો પુત્ર તો ન જ હોઈ શકે. કારણ કે દીકરો બહારગામ ગયો હતો અને ક્યારે પાછો ફરશે તેની તેને ખબર ન હતી. બીજો મુદ્દો એ છે કે બાપ-દીકરા વચ્ચે યોજાએલ સાંકેતિક કૂ...ઉ...કૂ...ઉ શબ્દથી કોઈને બૂમ મારી હતી અને તે પણ દીકરો બહારગામ ગયો છે અને ત્યાંથી પાછો ફર્યો નથી એમ જાણવા છતાં આ બે મુદ્દાની ચોખવટ ઉપર આખા કેસનો આધાર છે. બાકીનું આવતી કાલે જોઈશું.'

હોમ્સે આગાહી કરી હતી તે પ્રમાણે બીજે દિવસે વરસાદનાં કશાં ચિહ્ન ન હતાં. આકાશ ચોખ્ખું હતું. બરાબર નવ વાગે લેસ્ટ્રેડ ગાડી લઈને આવ્યો અને અમે સૌ 'હેથલી ફાર્મ' નામથી ઓળખાતા મરનારના રહેઠાણ તરફ ઊપડ્યા. અહીંથી અમારે તળાવડી પાસે એટલે કે ખૂનવાળી જગ્યાએ જવાનું હતું.

'મેં સાંભળ્યું છે કે મિસ્ટર ટર્નર બહુ માંદા પડ્યો છે. કદાચ મરી પણ જાય.' લેસ્ટ્રેડે સમાચાર આપ્યા.

'હું ધારું છું, ટર્નર આધેડ વયનો હોવો જોઈએ.' હોમ્સે કહ્યું.

'લગભગ સાઠ વરસ તો ખરાં જ. પરદેશમાં હતો ત્યારે વધારેપડતી મહેનત કરીને તેણે શરીર બગાડી દીધું લાગે છે. એક તો છેલ્લાં થોડાં વરસથી માંદા રહે છે તેમાં આ બનાવથી તેના હૃદય ઉપર સખત આઘાત થયો છે. કારણકે મરનાર તેનો સાથી અને હિતેચ્છુ મિત્ર હતો. હેથરલી ફાર્મ તેને મિત્ર-દાવે આપ્યું હતું તે તેની સાબિતી છે.'

'તમે ખરેખર બહુ સરસ મુદ્દો કહ્યો.' હોમ્સે કટાક્ષ કર્યો.

'તમે ગમે તે માનતા હો પરંતુ ટર્નરને જાણનારાં બધાં માણસો કહે છે કે મરનારને ટર્નર ઘણી રીતે મદદ કરતો.'

'બરાબર છે! મેક કાર્થી જેવો ગરીબ અને મોટે ભાગે ટર્નરની દયા ઉપર નભતો માણસ ધનાઢ્ય પિતાની એકલી વારસ મિસ ટર્નરનું પોતાના પુત્ર વેરે સીધું માગું નાખે એ તમને વિચિત્ર નથી લાગતું? દીકરીનો બાપ આ લગ્નથી વિરૂદ્ધ છે એમ જાણવા છતાં તેણે આવી માગણી કરવા જેટલી ધૃષ્ટતા કરી છે અને મિસ ટર્નરે પણ આનું સમર્થન કર્યું છે એટલે હું તો કાંઇક જુદા જ વિચારપ્રવાહમાં ખેંચાયો છું.' હોમ્સે કહ્યું.

'બેઠાં બેઠાં તર્ક કર્યા કરવાનું અને કલ્પનાના ઘોડા દોડાવ્યા કરવાનું તમને મુબારક હો! અમે તો સીધું ને સટ કરી નાખવામાં માનનારા રહ્યા એટલે અમારો ને તમારો મેળ નહિ ખાય.' લેસ્ટ્રેડે પોતાનો વિરોધ નોંધાવ્યો.

'બરાબર છે. પોલીસ ખાતાને અમારી જેમ ઝીણું ઝીણું કાંતવાનું ક્યાંથી પરવડે!' હોમ્સે સંભળાવ્યું.

'તમે ગમે તેમ કહો પણ હું તો એક મુદ્દાની હકીકતને વળગી રહ્યો છું અને જે હકીકત તમારા મગજમાંથી નીકળી ગઈ છે.' લેસ્ટ્રેડ જરા ગરમ થઈને બોલ્યો.

'કઈ હકીકત?'

'જેમ્સ લોહીલુહાણ સ્થિતિમાં હથિયાર સહિત પકડાયો એટલે તેણે બાપનું ખૂન કર્યું છે તે. હું તો કહું છું કે આ સત્ય છે બાકીનું બધું એટલે કે તમે જે ઘટાવવા માગો છો, તે ઝાંઝવાના જળ જેવું મિથ્યા છે.'

'હું ભૂલતો ન હોઉં તો આપણી ડાબી બાજુએ દેખાય છે તે હેથર્લી ફાર્મ છે.' હોમ્સે અનુમાન કર્યું.

'હા. પેલું બે માળનું મકાન દેખાય છે તે મેક કાર્થીનું મકાન છે.'

એ મકાનમાં અમે પહોંચ્યા ત્યારે ઘરની કામવાળી સિવાય કોઈજ ન હતું. આ બાઇએ હોમ્સના કહેવા પ્રમાણે મરનારના અને જેમ્સના જોડા દેખાડ્યા. આ જોડા તેમણે બનાવ બન્યો તે દિવસે પહેર્યા હતા. હોમ્સે જોડાને સાત-આઠ વખત જુદી રીતે માપી જોયા. અહીંથી અમે મકાનના પાછલા ભાગમાં થઈને તળાવડી તરફ ગયા.

શાન્ત, વિચારક અને તર્કશાસ્ત્રી જેવો લાગતો હોમ્સ જ્યારે ગુનાની તપાસનું કામ હાથ ધરતો ત્યારે જુદો જ માણસ લાગતો. તેના ચહેરા ઉપર લાલી અને આંખોમાં ચમક આવી જતી, ભવાં ઊંચાં ચડી જતાં, અને કામમાં એટલો તન્મય થઈ જતો કે આસપાસનું જગત ભુલાઈ જતું. આ વખતે તે કોઇના પ્રશ્ન કે ટીકાનો જવાબ આપતો નહિ કારણકે તે એમાં એટલો મગ્ન થઈ જતો કે કોઇનો અવાજ તેના કાન સુધી જતો નહિ. શિકારી પ્રાણીની જેમ તે પોતાની બધી શક્તિ કામમાં કેન્દ્રિત કરી દેતો. અત્યારે તે શાન્તિથી પણ ઝડપથી તળાવડી તરફ ધસ્યે જતો હતો.

તળાવડીની આસપાસની જગ્યા ભેજ અને કાદવવાળી હતી. રસ્તાની બન્ને બાજુએ અને

રસ્તા ઉપર અવરજવરનાં ઘણાં નિશાન હતાં. હોમ્સ ઝીણી નજરે બધું તપાસતો હતો અને આમથી તેમ ફરતો હતો. હું અને લેસ્ટ્રેડ તેની પાછળ પાછળ પાળેલા કૂતરાની પેઠે મૂગા મૂંગા ફર્યા કરતા હતા.

તળાવડીની એક બાજુ હેથર્લી ફાર્મ અને બીજી બાજુ ધનાઢ્ય ટર્નરનો બગીચો હતો. તળાવડીની હેથર્લી તરફની બાજુએ બરુ ઊગેલાં હતાં અને બરુની પાછળ નાની સરખી ઝાડી હતી. ઝાડી ગીચ હતી.

લેસ્ટ્રેડે અમને જે જગ્યાએ મડદું પડ્યું હતું તે જગ્યા બતાવી. આ જગ્યા એટલી બધી ભીની હતી કે અત્યારે પણ માણસના અચાનક પડી જવાથી જમીન ઉપર થયેલાં નિશાન સ્પષ્ટ દેખાતાં હતાં. અમે તો આટલું જ જોયું પરંતુ હોમ્સની ચાલાક નજરમાં તો બીજું ઘણું ઘણું દેખાયું હશે. કારણ કે તેને તો જમીન ઉપર અણલખ્યું વાંચવાનો સારો મહાવરો હતો. એકાએક તેણે લેસ્ટ્રેડને કહ્યું: 'તમે તે દિવસે આ તળાવડીમાં શું તપાસવા ગયા હતા?'

વગર, કહે આ વાત હોમ્સ જાણી ગયો તેથી લેસ્ટ્રેડે ગભરાઈને જવાબ આપ્યો: 'કોઈ હથિયાર ખૂનીએ પાણીમાં ફેંકી દીધું હોય તો મળી આવે એ માટે મેં પાણીમાં તપાસ કરી હતી.

'તમે નકામો સમય બગાડ્યો. અહીં ખૂનીના પગલાં સ્પષ્ટપણે બતાવે છે કે એ માણસ તળાવડી તરફ ગયો જ નથી તો પછી હથિયાર છુપાવવા-બવાનો સવાલ જ ઊભો થતો નથી. તમે બધાએ મળીને ખોટી ધમાધમ કરીને અગત્યનાં નિશાન બગાડી માર્યાં ન હોત તો કેટલી સરળતા થાત; આખી જગ્યા તમે ખૂંદી મારી છે.' આટલું કહ્યા પછી હોમ્સ જાણે કે પોતાના મનની સાથે વાત કરતો હોય તેમ બોલવા માંડ્યો: 'આ રહ્યાં જેમ્સનાં પગલાં. તેની સાથે મદદે આવેલા માણસોનાં પગલાં પણ સાથે જ છે. આ લોકો મડદાની આસપાસ પાંચ છ ફૂટ જગ્યામાં ફર્યા લાગે છે. જુઓ અહીં જેમ્સના એકલાનાં પગલાં દેખાય છે.

'આ પગલાં જોતાં સાફ દેખાય છે કે જેમ્સ બે વખત ચાલ્યો છે. અને એક વખત દોડ્યો છે. કારણ કે દોડતી વખતે તેનાં પગલાં જમીનમાં વધારે ઊંડાં પડ્યાં છે. આ ઉપરથી તેના પિતાને પડેલા જોઈને તેણે ત્યાં દોડીને પહોંચી જવાનું કહ્યું છે. તે તદ્દન સાચું લાગે છે.

'આ રહ્યો બંદૂકના કુંદાનો ખાડો. અહીં તે બંદૂકનો ટેકો રાખી તેના બાપની સાથે વાત કરતો ઊભો હોવો જોઈએ. અને આ શું છે? અરે હા, હા, આ તો કોઈ ફણગાભર ચાલ્યું લાગે છે. પરંતુ એક બુટનો ઘાટ બરાબર છે જ્યારે બીજા બુટનો ઘાટ કાંઈક વિચિત્ર છે. બુટ ખાસ વરધી આપીને સિવડાવ્યા લાગે છે. આ પગલાં પણ એકવાર આવ્યાં, ગયાં, પાછાં આવ્યાં, અને ગયાં. ઠીક ઠીક આ તો ભાઈ સાહેબ કોટ લેવા પધાર્યા લાગે છે. પરંતુ ભાઈ કઈ બાજુએથી પધાર્યા છે તે તો જોવા દ્યો' આટલું કહીને હોમ્સે ખૂનીનું પગેરું કાઢ્યું. અને પગલે પગલે ઠેઠ ઝાડીની ધાર સુધી ગયો અને બીચના ઝાડ નીચે ઊભો રહ્યો. અહીંથી વળી પાછો ચાલ્યો. થોડે દૂર ગયા પછી કાંઈક જોઈને સંતોષ થયો હોય તેવો ભાવ તેના મોઢા ઉપર દેખાયો. ફરી તે આનંદમાં આવી ગયો. અહીં તે ઠીક ઠીક વખત સુધી ઊભો રહ્યો. નીચે નમીને જમીન ઉપરથી ચપટી ભરીને ધૂળ કે એવું કાંઈક લીધું અને કાગળમાં તેનું પડીકું વાળી લીધું. ખીસામાંથી સૂક્ષ્મદર્શક કાચ કાઢીને ધૂળ લીધી હતી તે જગ્યા અને ઝાડનું થડ તપાસ્યું. થોડે દૂર એક પથ્થર પડ્યો હતો તે તપાસ્યો અને ઉપાડી લીધો. અહીંથી થોડે દૂર ગયા પછી પગલાં દેખાતાં બંધ થઈ ગયાં હતાં.

હવે હોમ્સને અમારી સાથે વાત કરવાનો વખત મળ્યો. 'આ કેસ ઘણો રસપ્રદ છે. સામે દેખાય છે તે ટર્નરના મેનેજરનું મકાન હોવું

જોઈએ. હું ત્યાં જઈ મેનેજરને મળીને આવું છું. તમે ગાડીમાં બેસશો ત્યાં હું આવી પહોંચીશ'

અમે ગાડી તરફ ગયા. થોડી વારમાં હોમ્સ પણ આવી પહોંચ્યો. તેના હાથમાં હજુ પણ ઝાડ નીચેથી તેણે લીધેલો પથ્થર હતો. અમે સૌ ગાડીમાં બેઠા અને ગાડી ઊપડી.

'તમે જાણીને આશ્ચર્ય પામશો કે આ પથ્થરથી મેક્કાર્થીનું ખૂન થયું છે.' હોમ્સે ધડાકો કર્યો.

'શી વાત કરો છો? ખૂન થયું ત્યાં આ પથ્થરનું કોઈ પણ નિશાન નથી. પથ્થર તો તમે ઝાડ નીચેથી લીધો હતો. ક્યાં ઝાડ અને ક્યાં ખૂન થયું તે જગ્યા? તમે પણ ટાઢા પહોરની તોપ મારો છો કે શું? આ પથ્થર વડે ખૂન થયું છે એમ શા ઉપરથી કહો છો?' લેસ્ટ્રેડે શંકા બતાવી.

'આ પથ્થર જ્યાં પડ્યો હતો ત્યાં તેની નીચે ઘાસ ઊગેલું હતું એટલે એ પથ્થર થોડા દિવસ પહેલાં કોઈકે મૂકેલો હશે. કારણ કે પથ્થર ત્યાં પહેલેથી પડ્યો હોય તો નીચે ઘાસ ઊગે નહિ અને પથ્થર થોડોઘણો પણ જમીનમાં ખૂંચેલો હોય તેનું નિશાન હોય. તમે કહો છો તેમ ખૂનવાળી જગ્યાએ આ પથ્થરનું કોઈ જ નિશાન નથી એ સાચું પરંતુ મરનારના માથા પરનો ઘા આ પથ્થરથી થયો હોય એવો લાગે છે. ઉપરાંત બીજું કોઈ પણ હથિયાર દેખાતું નથી કે જેનાથી ખૂન કરવામાં આવ્યું હોય.

'ખૂની ખૂબ લાંબો માણસ છે. તે જમણે પગે લંગડો અને ડાબેરી છે. તેણે જાડા તળિયાવાળા શિકારી બુટ અને રાખોડી રંગનો ઓવરકોટ પહેર્યો હતો. અમેરીકન બનાવટની સિગારેટ પીએ છે અને પીતી વખતે સિગારેટ-હોલ્ડર વાપરે છે અને ખીસામાં બૂઠું ચપ્પુ રાખે છે.'

આ સાંભળીને લેસ્ટ્રેડ હસ્યો. તેને મન તો આ વધારેપડતા બુદ્ધિશાળી માણસનો માત્ર તરંગ હતો. આવી કલ્પનાથી ખૂની થોડો જ હાથમાં આવી જવાનો હતો! વધારે સ્પષ્ટ ખુલાસો મેળવવા માટે તેણે પૂછ્યું: 'તો પછી તમારું કામ પૂરું થયું એમ માની લઉં! ખૂનીને ક્યારે હાજર કરશો?'

'આજ સાંજ સુધીમાં થોડું કામ પતાવીને હું લંડન ઊપડી જવા ધારું છું.'

'કેસ અધૂરો મૂકીને?'

'ના, પૂરો કરીને.'

'તમે કાંઈ ઉકેલ તો આપ્યો નહિ!'

'ઉકેલ દીવા જેવો સ્પષ્ટ છે.'

'તો પછી ગુનેગાર કોણ છે?'

'ઉપર વર્ણન કર્યું તે માણસ.'

'પણ તે કોણ છે? તેનું નામ શું?'

'આવા ઓછી વસ્તીવાળા ગ્રામ્ય પ્રદેશમાંથી તેને શોધી કાઢવો એ બહુ મુશ્કેલ વાત લાગે છે?'

'હું તો તદ્દન વ્યવહારુ માણસ છું. તમારી જેમ ઘેર ઘેર ફરીને ડાબેરી ને લંગડા માણસને શોધવા નીકળું તો મારા ઉપરી સાહેબો મને હસી કાઢે ને!'

'બહુ સારું. તો પછી તમને ઠીક લાગે અને તમારું માન વધે તેમ કરો. આ તમારો ઉતારો આવી ગયો. લ્યો સાહેબજી, જતાં પહેલાં બનશે તો તમને મળતો જઈશ.'

લેસ્ટ્રેડને ઉતારીને અમે અમારે નિવાસસ્થાને પહોંચ્યા. ભૂખ ખૂબ લાગી હતી અને ભોજન તૈયાર હતું એટલે તૃપ્તિપૂર્વક જમ્યા. જમતાં જમતાં પણ હોમ્સ તો વિચારમગ્ન હતો એટલે તેણે શું ખાધું અને કેટલું ખાધું તેની કદાચ તેને ખબર પણ નહિ પડી હોય.

જમીને ઊઠ્યા કે તરત જ હોમ્સે કહ્યું: 'વોટસન, તું મારી સામે બેસ. હું તને મારી આજની શોધનો સારભાગ કહી જાઉં.

'આ કેસનો વિચાર કરતાં બે મુદ્દા ખાસ ચોખવટ કરવા જેવા લાગે છે. આ બન્ને મુદ્દા

આપણને બંનેને સૂઝ્યા છે. પહેલો મુદ્દો કૂ... ઉ...કૂ...ઉ શબ્દ અને બીજો મુદ્દો મરનારનો 'રેટ' જેવો બોલાયેલો શબ્દ હવે આ બંને મુદ્દાનો વિચાર કરતાં પહેલાં જેમ્સ સાચું બોલે છે એમ માનીને આપણે ચાલીએ છીએ ખરું ને? વારુ

'હવે પહેલો મુદ્દો એટલે કૂ...ઉ શબ્દનો વિચાર કરીએ.

'આ શબ્દ જેમ્સને બોલાવવા માટે બોલાયો ન હતો એ તો ચોક્કસ છે કારણકે તે બહારગામ ગયો હતો. જોકે તે જ વખતે તે આવી પહોંચ્યો એ તો અકસ્માત ગણાય. હવે મેક્કાર્થીએ કોઈકને મુલાકાત માટે બોલાવેલ હતો અને તેના આવવાની તે રાહ જોતો હતો અને મળવા આવનારને આ શબ્દથી બોલાવ્યો હતો કૂ...ઉ આ શબ્દ ઓસ્ટ્રેલીઆમાં એકબીજાને દૂરથી બોલાવવા માટે વપરાય છે. એટલે આવનાર માણસ ઓસ્ટ્રેલીઅન હોવો જોઈએ. એવું અનુમાન થઈ શકે છે.

'હવે આપણે 'રેટ' શબ્દ લઈએ તેના ખુલાસા માટે આ રહ્યો નકશો આ નકશો મેં બ્રીસ્ટલની પોલીસ ઑફિસમાંથી તાર કરીને જલદીથી મંગાવ્યો છે ગઈકાલે જ તે મને મળી ગયો હતો. આ નકશામાં વિક્ટોરીઆની આસપાસના પ્રદેશની માહિતી છે આ શબ્દ શું છે વાંચી જો જોઈએ' હોમ્સે અરધો શબ્દ આંગળીથી દબાવીને મને કહ્યું.

'એરેટ (ARAT)' મેં વાંચ્યું.

'હવે!' હોમ્સે આંગળી ઉપાડી લીધી.

"બેલારેટ (BALLARAT)' મેં ફરી વાંચ્યું.

'બરાબર આ શબ્દ મરનાર બોલ્યો હતો અને જેનો છેલ્લો ઉચ્ચાર દીકરો સાંભળી શક્યો હતો. આ શબ્દથી કોઈકનું નામ કહેવાનો તેનો (મરનારનો) ઈરાદો હતો'

'અદ્ભુત!' મારાથી બોલાઈ જ ગયું.

'આટલું થયા પછી આપણો ઘણો રસ્તો કપાઈ ગયો ખરું ને? રાખોડી રંગનો ઓવરકોટ આપણો ત્રીજો મુદ્દો છે. જેમ્સ સાચું બોલે છે એમ તો આપણે માનીએ જ છીએ એટલે આખી હકીકત ટૂંકામાં આમ થાય: મેક્કાર્થીની સાથે મુલાકાત માટે આવનાર રાખોડી રંગનો ઓવરકોટ પહેરેલો બેલારેટનો કોઈક ઓસ્ટ્રેલીઅન છે. ખરું?'

'ચોક્કસ.'

'તળાવડી હેથર્લી ફાર્મ અને ટર્નરની જાગીરની નજીક છે એટલે આવનાર માણસ બેમાંથી એક સ્થળે રહેનાર હોવો જોઈએ. અજાણ્યો માણસ ત્યાં આવે તેવો ઓછો સંભવ છે.

'હવે આપણે આજે કરેલી તપાસ અને તે ઉપરથી આપણે જે નિર્ણય ઉપર આવ્યા તે જોઈએ—એટલે કે મેં લેસ્ટ્રેડ પાસે કરેલું ખૂનીનું વર્ણન.'

'તમે આ કઈ રીતે શોધ્યું તે તો કહો!'

'સાદુ સીધું અવલોકન આવા કામમાં કેટલી કિંમતી મદદ કરે છે તે જોઈએ.

'માણસની લંબાઈનો અંદાજ ચાલતી વખતે પડતાં પગલાંના અંતર ઉપરથી બાંધી શકાય છે પગલાં ઉપરથી જોડા ઓળખી શકાય. આ માણસના તો જોડા ખાસ પ્રકારના છે એટલે આપણે તેને જલદી ઓળખી શક્યા.'

'માણસ જમણે પગે લંગડો છે એ કેમ જાણ્યું?'

'કારણકે તેનું જમણું પગલું અસ્પષ્ટ અને ચાલતાં ઘસક આવતી હોય તેવું પડ્યું છે. જ્યારે ડાબું પગલું બહુ જ સ્પષ્ટ અને ઊંડું પડ્યું છે. એટલે જમણા કરતાં ડાબા પગ ઉપર વધારે ભાર દઈને તે ચાલે છે'

'અને ડાબેરીપણું?'

'ડાક્ટરે મરનારના ઘાનું વર્ણન કર્યું છે તે ઉપરથી લાગે છે કે ઘા પાછળથી થયો છે. અને ડાબી બાજુ ઉપર થયો છે એટલે ડાબા હાથથી જ આવો ઘા થઈ શકે.

'હવે આગળ ચાલીએ. જ્યારે બાપ-દીકરો તકરાર કરતા હતા ત્યારે આ માણસ ઝાડની ઓથે ભરાઇને ધુમ્રપાન કરતો હતો. મને ઝાડ નીચેથી સિગારની રાખ અને સિગારનો પીતાં બાકી રહેલ કટકો મળી આવ્યાં છે. તું જાણે છે કે મેં તમાકુની જાતો ઓળખવાનો અભ્યાસ કર્યો છે. ૧૪૦ જાતની તમાકુ બહુ જ સહેલાઇથી ઓળખી કાઢું છું. આ બાબત ઉપર મેં એક નાનું પુસ્તક પણ લખ્યું છે. આ ઉપરથી મેં શોધી કાઢ્યું કે આ માણસ અમેરીકન બનાવટની સિગારેટ વાપરે છે. સામાન્ય રીતે સિગારનો મોઢામાં રાખેલો છેડો દબાએલો અને ભેજથી કરચળીવાળો થઇ જાય છે હોલ્ડરમાં ભરાવેલ સિગારનો છેડો સારી સ્થિતિમાં રહે છે. વળી પીધા પછી હોલ્ડરના છેડામાંથી સિગાર તોડી નાખવાને બદલે આ માણસે ચપ્પુથી કાપીને છૂટી પાડી છે અને કાપતી વખતે ચપ્પુ વારે વારે ઘસવું પડયું છે એટલે ચપ્પુ બુઠ્ઠું હોવું જોઇએ.'

હોમ્સે કરેલ ખુલાસાથી હું તાજુબ થયો. તેણે ખૂનીને બરાબર પોતાની જાળમાં સપડાવ્યો હતો. આ જાળ ભેદીને તે છટકી શકે તેમ ન હતું. ઉપરાંત એક નિર્દોષ માણસને બચાવી લેવાનું કામ તેણે કર્યું હતું.

હોમ્સે વાત પૂરી કરી તે જ વખતે હોટલનો માણસ અમારા ઓરડામાં આવ્યો અને જોન ટર્નરના આવવાના ખબર આપ્યા.

થોડી વારે જોન ટર્નર દાખલ થયો. તેનો બાંધો ઘણો જ મજબૂત હતો. મોઢા ઉપરથી લાગતું હતું કે આ માણસને લાંબા વખતથી કોઇ વ્યાધિ હેરાન કરતો હશે. અત્યારે તે થાકેલો અને ચિંતાગ્રસ્ત દેખાતો હતો. હોમ્સે તેને ખુરશી ઉપર બેસાડયો અને પૂછ્યું: 'સારે તમને મારી ચિઠ્ઠી મળી લાગે છે.'

'હા, મારા મેનેજરે મને થોડી વાર પહેલાં આપી હતી. આપણે અહીં મળ્યા તે સારું થયું. તમે ત્યાં આવ્યા હોત તો વિના કારણ વાત ચોળાત અને લોકોનું ધ્યાન ખેંચાત કે હોમ્સ ટર્નરને મળવા ગયો હતો. માટે હાલમાં કાંઇક કાળું હોવું જોઇએ.'

'હું તમારી અને મેક્કાર્થીની આખીયે વાત મારા કામ પૂરતી જાણું છું પરંતુ તમારી પાસેથી વધારે વિગતવાર સાંભળવા માગું છું.'

'મને કહેવામાં વાંધો નથી પરંતુ તમે મને ગીરફતાર કરો અને કામ ચલાવો તો મારી દીકરીને આઘાત લાગે એ બીક કહેતાં અચકાઉં છું, અને તેથી જ અત્યાર સુધી આ વાત મેં છુપાવી છે. બાકી મને મોતનો ડર નથી. ડોકટર કહે છે તેમ હું અમરથી પણ થોડા દિવસનો મહેમાન છું. ભાગ્યે જ બેચાર માસ કાઢીશ. મને લાંબા વખતથી મધુપ્રમેહનો રોગ છે.'

'તમારી બીક ખોટી છે. હું કાંઇ પોલીસ ખાતાનો માણસ નથી. હું તો ખાનગી ડીટેક્ટીવ છું અને તમારી દીકરીનો તેડાવ્યો, જેમ્સ નિર્દોષ હોઇને તેને બચાવી લેવા આવ્યો છું એટલે તમારી અને મારી વાત કોઇ જાણશે નહિ. તમારો ન્યાય તો કુદરત કરશે પરંતુ જેમ્સ નિરપરાધી માર્યો ન જાય તે મારે જોવાનું છે.'

આટલી વાતચીત થયા પછી ટર્નરે વાત શરૂ કરી. હોમ્સ ટર્નરની વાત લખવા માંડયો અને સાક્ષી તરીકે મારું નામ સામેલ રાખ્યું.

'મારી જુવાનીના દિવસોમાં હું ઓસ્ટ્રેલીઆમાં હતો ખરાબ માણસોની સોબતથી હું ચોર અને લૂટારુની ટોળીમાં ભળ્યો. મારું શરીર ઘણું જ મજબૂત હતું. હિંમતબાજ પણ તેટલો જ હતો એટલે થોડા વખતમાં મેં ચારે બાજુ ત્રાસ ફેલાવી દીધો અને હું 'બ્લેક જેક ઓફ બેલારેટ'ના નામથી ઓળખાવા લાગ્યો. બેલારેટમાં સોનાની ખાણો છે તે તો તમે જાણતા હશો. એક દિવસ અમને ખબર મળ્યા કે સોનું ભરીને એક ગાડું બેલારેટથી મેલબોર્ન તરફ જઇ રહ્યું છે. અમે તેને વચમાં આંતર્યું.

ગાડાની ચોકી માટે ૭ હથિયારબંધ માણસો અને ગાડું હાંકનાર એમ સાત જણા હતા. અમે પણ ૭ જણ હતા મારામારીમાં ત્રણ અમારા અને ત્રણ તેના એમ ૭ માણસો મરાયા. બાકીના ત્રણ નાસી છૂટ્યા. હવે માત્ર ગાડાવાળો બાકી રહ્યો. મેં તેના માથા આગળ મારી પિસ્તોલ ધરી. ઘોડા દબાવ તેટલી જ વાર હતી. પરંતુ તેની દયા આવી એટલે જવા દીધો. આ ગાડાવાળો તે જ મેકાર્થી. હે પ્રભુ! મે તે દહાડે જ તેને પૂરો કર્યો હોત તો આ દિવસ જોવાનો વખત ન આવત.

'અમે સોનું લૂંટીને રવાના થઈ ગયા અને અત્યાર સુધીની લૂટથી મે ઘણો પૈસો એકઠો કર્યો હતો એટલે હવે આ જોખમી ધંધો છોડી ને ઈંગ્લાંડમાં ક્યાંક સ્થિર થવાનો મને વિચાર થયો. હુ ત્યાંથી અહીં આવ્યો. આ જાગીર ખરીદી શાન્તિથી રહેવા લાગ્યો અને પરણ્યો. પરંતુ અમારો ઘરવાસ થોડો વખત જ ચાલ્યો. એલીસનો જન્મ થયા પછી મારી પત્ની ગુજરી ગઈ. હુ વિધુર થયો. થોડો વખત બહુ આનંદમાં ગયો. મારો ભૂતકાળ હુ ભૂલી ગયો. તેવામાં અચાનક મને મેકાર્થીનો ભેટો થયો. તે ચીંથરે હાલ હતો. તેણે મને ભૂતકાળની યાદ અપાવી અને કાયદાનો ડર બતાવ્યો. મારી ઇચ્છા ન હોવા છતાં મારે તેને ગુજરાનનું સાધન આપવું પડ્યુ.

'વળી થોડો વખત ગયો. મારા ઉપર તેની પકડ વધતી જતી હતી પરંતુ મારી પાસે તેનો ઉપાય ન હતો. તે મને પોલીસનો વારે વારે ડર બતાવતો. હતો પરંતુ મને પોલીસ કરતાં પણ મારી દીકરી મારો ભૂતકાળ જાણી જાય તેનો ડર વધારે હતો અને તેથી મેકાર્થી જેમ કહે તેમ કર્યે જતો હતો.

'એક દિવસ તેણે જેમ્સ સાથે મારી દીકરીને પરણાવવાની માગણી કરી. તેની આ ધૃષ્ટતાથી મને ખૂબ ગુસ્સો આવ્યો અને મેં તેની સાથે છેવટનો હિસાબ કરી લેવાનું નક્કી કરી નાખ્યું. ત્યાર પછી શું બન્યું તે તમો જાણો છો.' આટલું કહીને તેણે પોતાની વાત પૂરી કરી,

હોમ્સે આ લખાણ ઉપર મારી સાક્ષી તરીકે અને ટર્નરની લખાવનાર તરીકે સહી લીધી.

'આ લખાણ જેમ્સના બચાવ વખતે કોર્ટમાં બતાવવાની જરૂર લાગશે તો જ હું તેનો ઉપયોગ કરીશ એ સિવાય લખાણ કોઈની નજરે પડશે નહિ એની ખાતરી રાખજો.'

જોન ટર્નર ગયો.

જેમ્સનો મુકદ્દમો ઉપલી અદાલતમાં ગયો. અહીં હોમ્સે તેનો બચાવ કર્યો. તે નિર્દોષ ઠરીને છૂટી ગયો. ત્યાર પછી ૭—સાત મહિને ટર્નર ગુજરી ગયો.

જોન ટર્નરના મરણ બાદ એલીસ અને જેમ્સ પરણી શકે તેવા સંજોગો હતા. પરંતુ તેઓ પરણ્યા કે નહિ એ બાબત સાથે આપણે શી નિસ્બત!

[ અનુવાદિત

## ગુરુ પે ચેલા આગળા

ગુરુ અને ચેલા આશ્રમેથી શહેરમાં બજારમાં આવ્યા હતા. એક સાંકડી બજારમાંથી પસાર થઇ રહ્યા હતા તેવામાં ઓચિંતો દેકારો મચ્યો. એક ગાંડો બનેલો હાથી પોતાના માવતને નીચે ફેંકી, પગ નીચે ચગદી, રસ્તે આડા આવતાનો કચ્ચરઘાણ બોલાવતો સામેથી દોડી આવતો હતો.

ગુરુજીએ પરિસ્થિતિ સમજી પાસેની ગલીમાં દોડી જવા ચેલાને ઇશારો કર્યો પણ ગુરુ પે ચેલા આગળા હતા. ચેલાએ ગુરુનો હાથ પકડી તેમને દોડતા અટકાવી કહ્યુ: 'ગઈકાલે જ ઉપદેશમાં જગત મિથ્યા છે અને મરણનો ભય નકામો છે એમ કહ્યુ હતું. તો આજે આમ નાસવું ન જોઈ એ.'

'હા, બરોબર છે. જેમ જગત મિથ્યા છે એમ આ પલાયન થવું પણ મિથ્યા સમજ.' કહી, ચેલાને મિથ્યાની મથામણમાં રહેવા દઇ પોતાનો હાથ વછોડાવી ગુરુ પલાયન થઇ ગયા.

# સગઇ સંગાર

વાત પૂરી કરીને બારોટે કહ્યું: 'નાગરાજ! મારું કહ્યું માની જાઓ ને આ હઠ મૂકી દો. એ તો ઝાઝી વાતનાં ગાડાં ભરાય. પૃથ્વી ને પાતાળના જીવનો કોઈ દિવસ મેળ નહિ મળે તે નહિ જ મળે. પૃથ્વીનો જીવ પાતાળે પરવરે તો મૂંઝાઈને મરી જાય ને પાતાળનો જીવ પૃથ્વી ઉપર ફરે તો ઉજાસે અંધાપો પામે. ને કોઈ નહિ ને આ તો કામણની કરનારી અસતરીની જાત. કંઈકને અટાણ સુધીમાં એણે પંખી બનાવી વનવગડે ઉડાડી મેલ્યા છે. એનાં જંગલોમાં પંખી કરતાં માનવી વધારે ને તો ય જાણે એકલાં પંખી જ પંખી દેખાય છે.'

તો કે: 'બારોટ! એ કામણની કરનારી છે તો હું ય લખ ગુરુનો ચેલો છું. મારા ગુરુ લાખ થાપે તો હું અધલાખમાંથી તો ન જ જાઉં.'

તો કે: 'બધું ય જાણતા હશો, નાગરાજ, પણ એક અસ્રીવિદ્યા નહિ જાણતા હો.'

તો કે: 'અસ્રીવિદ્યા તો અસતરી હોય ઈ જ જાણે ને?'

બારોટ કહે: 'તયેં હાઉ. અસ્રીવિદ્યા આગળ બાકીની બધી વિદ્યા ઝાંખી ઝપટ છે. કવિએ અસતરીનાં વર્ણન તો ભારી સરસ કર્યાં છે. કેળનાં ગાભલાં જેવી કૂણી કૂણી ને ગુલાબના ફૂલ જેવી ગોરી ગોરી; ને એવી એવી તો કંઈક કોમળતા એને દઈ દીધી છે. પણ એ તો બધી કવિની બાની. સાચી અસતરી જોવી હોય તો કાં તો રાફડામાંથી નાગણી બહાર કાઢો ને કાં તો મ્યાનમાંથી તલવાર કાઢો ત્યારે જ ખબર પડે અસતરી કેવી હોય! એને વાંકનારી કોઈ અમથી કહી હશે! ને એ તો કહ્યું જ છે ને કે અસતરી રહે તો આપથી ને જાય તો સગા બાપથી. ઓલ્યા ભરથરી રાજાને ઘેર કઈ વાતની ભૂખ હતી? આખી પૃથ્વીનું એકચક્રવે રાજ હતું ને ભગવાનની દીધી સાયબીનો કંઈ આરોવારો ન હતો. પાણી માગો ત્યાં દૂધ મળે ને સોનારૂપાની જગ્યાએ હીરામાણેક વપરાય તો ય એની રાણી પિંગળા કોઈને નહિ ને ઓલ્યા ઘોડાના ચારનાર મહનિયાને ગઈ ને બચાડા ભરથરીને ભેખ લેવડાવ્યો. નાગરાજ! એના તો લાંબા લેખ છે, પણ આટલી વાતમાં સમજી જાઓ. અસતરી કોઈની થઈ નથી ને કોઈની રહી નથી.'

તો કે: 'બારોટ! તમારી વાત જાણે સાચી છે. પણ એકવાર જોઉં તો ખરો કે લોકો પદમણી પદમણી કહેતા ફરે છે ને પદમણીથી બીતા ભાગે છે, તે ઈ પદમણી છે કેટલામાં.'

બારોટ કહે: 'તમે વાર્યા રહેવાના નથી. હાર્યા રહેશો.'

તો કે: 'એ તો ખરે ખબરું પડે બારોટ.'

બારોટ કહે: 'હાઉ તો કરો કંકુનાં.'

ને ભુજંગિયાએ પાતર પરગણામાં પડો વગડાવ્યો: 'હાલો મારા બાપા! પચ્છમ બેટને માથે પદમણીને જોવા જાવું છે.'

નવસેં ને નવાણું સાબદા થઈને આવ્યા. અમસ્થા આળેઝાળે રખડતા હોય, કાળા કાળા ને કાબરચીતરા લાગે. પણ આજ તો આવ્યા ત્યારે છેલછોગાળા ને ફૂલફટાકિયા થઈને આવ્યા. બધાને સાબદા કરીને ભુજંગિયો પદમણીને દેશ જાવા હાલી નીકળ્યો.

ને એક દિવસ ભરતીએ ચડીને પચ્છમ બેટને માથે અણુશલાનાં આગમન થયાં. અણુશલાં જેવાં લાગે પણ એકયે અણુશલાં નહિ. એ તો કાળા ને કાબરચીતરા, પિંગળા ને કોડિયા લાંબા લાંબા લસ જેવા સુંવાળા રેશમ જેવા ને અડો તો ટાઢાબોળ લાગે એવા નવસે ને નવાણું નાગ ને હજારમો એમનો સરદાર ભુજંગિયો સગઇસંગારના મુલકમાં આવી લાગ્યા. ફૂંક મારે

ત્યાં અગનની વરાળો ઊઠે ને ડંખ મારે ત્યાં માનવી લીલો કાચ થઈ જાય, એવાં વખના ભરેલાં દરડે દરડે એણે વાસ કર્યાં પાણિયારીના પાણીશેરડા રોક્યા ગાયોની ગમાણે બેઠા, ઘરને ઉંબરે સંતાણા ને દાણાની કોઠી વાંસે ગરી ગયા છાણાને મોઢવે ને ઘરને આડસરે જ્યાં નજર નાખો ત્યાં શેરીમાં સાપોલિયાં જ સાપોલિયાં

રમણુ જોરો ત્યાં ફૂફાડો સંભળાય, હાથ નાખો ત્યાં છીંકોરો બોલે કોક જગ્યાએ વળી લહેરથી ફેણુ માંડીને ડોલતા હોય ને કોક ઠેકાણે વળી કુંડાળે પડીને ઊંઘતા હોય પચ્છમ બેટને માથે સમ ખાવા એકયે નાગ ન મળે ને આવીને ઊભરાણા ત્યારે તો હાલ્યાનો મારગ રહ્યો નથી

પદમણીની પાસે રાવ પહોંચી કે આડાં ને દોઢાં ચારે કોર જાણે દોરડાં ના બાંધ્યાં હોય એવા કંઈ કેટલા યે સાપ પચ્છમ બેટને માથે ઊભરાણા છે

પદમણી કહે 'એ તો કડવુ નખેતર વરસે ત્યારે અણુશક્ષા ઊભરાય. એ તો આકુડાં હાલ્યાં જશે'

પણુ એ તો આકુડાં યે ગયાં નથી ને ફુકકાર્યાં ય આઘાં ખસ્યાં નથી એ તો ચારે કોરથી છીંકોટા નાખે છે, માનવીની વાંસે દોડે છે ને ઝેરી ડંખ દ્યે છે માનવી ઘડીક વારમાં લીલો કાચ થઈ ધરણીએ ઢળી પડે છે

ને અણુશક્ષાં તો કોઈ દી કરડયાં જાણ્યાં નથી એને બચાડાને મોઢું હોય તો કરડે ને! ને આ અણુશક્ષાં હોય તો આ અણુશક્ષાં તે કંઈ જાતનાં? કરડયા ભેળો તો માણુસ લીલો લીલો કાચ થઈ જાય છે ને પાવળુ પાણી યે માગતો નથી

ને પદમણી કહે છે 'આ તો કાંઈ યે અણુશક્ષાં નથી કાલિન્દીના નીરમાં કાલીનાગ રહેતો ને એણે અમૃતનાં ઝેર કર્યાં હતાં એક દી કનૈયાએ રીસે બળી નાગને નાથ્યો ને એના વશવરો ન્યાંથી ભાગીને અહીં ભરાણા લાગે છે એની દાઢમાં જ ઝેરની કોથળી આપણે મુલક આવ્યા છે તે એના મનમાં તો એમ જ હશે ને કે અહીં કોઈ નાગને નાથનારુ નથી! પણ એને ખબર નથી કે અહીં તો સગઈ સમાન્ની આણુ ફરે છે તે દી જશોદાના છોયાએ તો કાલીનાગને જીવતો જવા દીધો તો, પણ આંહીં પચ્છમની પદમણી તો એનો એવો વાનપાટનો કરી નાખશે કે કોઈને ખબર નહિ પડે કે આ તે નાગ છે કે નેતરુ'

ને પદમણીએ એની સાધના આદરી છે એના મંત્રતંત્રનાં લીલાં ને પીળાં ચાંદરડાં નાગની આંખે આંખે પરવરવા લાગ્યાં છે બધી દશમોવળ બંધ થઈ છે ઝેર દાઢમાં પડયુ રહ્યું છે ને ફૂંફાડામાંથી ફરડકારો થંભી ગયો છે નાગોની આંખમાં જાણે ઈંગળાપિંગળા રમે છે ને એ તો એક પદમણીને જ ભાળે છે સાધ નાના દોરે દોરે એ તો દોરડ્યા છે પદમણીને મહેલ.

વાંસે ભુજંગિયો પડકાર કરે છે કે 'ઊભા રહો, એલા ઊભા રહો દોરડયા દોરડયા ક્યાં જાઓ છો? ન્યાં ઓલી કાળી સગી નહિ થાય'

પણુ નાગને કાને એનો અવાજ પડે તો ને? મધુરી મહુવર વાગી રહી છે ઝીણી ઝીણી ઘૂઘરીઓ ધમકે છે પદમણીએ જાણે કે નૃત્ય આદર્યું છે ને ગાનતાનની લયમાં બધા ય નાગ ભાન ભુલીને પદમણીને પાય પડવા દોડી રહ્યા છે

પદમણીએ તો આવ્યા એવા એકે એકે કરી બધાયને ઝલ્યા છે. ઝાલી કરીને બધાય ને નાથ્યા છે પૂરા નવસે નવાણુંને નાથીને ખાલે બાંધ્યા છે ને એટલા નાગને નાથતાં પદમણીને નવ દિવસની યે વાર લાગી નથી

નવસે નવાણુ તો પદમણીને પાય પડયા, પણ એક જાડિયા બેલીગો ભાઈ ભુજંગિયો હાથ ના પડે. ભુજંગિયો લાખ ગુરુનો ચેલો એના ગુરુની શીખવેલી બધી ય વિદ્યા જાણે પદમણી એક વિદ્યા અજમાવે તો ભુજંગિયો સામી બેવડી વિદ્યા ભણે

એ તો ભાઈ પદમણીને ને ભુજંગિયાને પછી તો જોયા જેવી જામી.

પદમણી કહેઃ 'નવસેં ને નવાણું નાથ્યા ને હવે તને નહિ નાથું ?'

ભુજંગિયો કહેઃ 'હો બચાડા હજી ઊગીને ઊભા થાતા'તા. એને ભોળવીને વશ કર્યા એમાં કયો મોટો મીર માર્યો ? '

પદમણી કહેઃ 'મારે પાયે તો મોટા અમરબંધી ઢળી પડ્યા છે.'

ભુજંગિયો કહેઃ 'એંકાર મૂકી દે પદમણી! ને ડાહી થઈને મારે પાયે પડી જા. રીઝ્યો તો અમૃતનાં અંઘોળ કરાવીશ. નહિતર મારાં વખ જીરવવાં બહુ દોયલાં છે.'

પદમણી કહેઃ 'તારી જેવા તો મારે માથે ચોટલા. એવો કચકચાવીને બાંધું ને તે એકયે લટ આઘીપાછી ન થાય. ને તું સરખા તો અમારી સૈયારી નેતરાં રાખે. રવાઈને વીંટીને ગોળીમાં ફેરવે તે જાણે સમુદ્રમાં મંદરાચળ ફરે. તું જેવાના તો અંકોડેઅંકોડા છૂટા પડી જાય.'

એ તો બંને વચ્ચે જામી તે કેવી જામી કે એક દિવસ બાજબહાદુર ને રેખતા રાક્ષસ વચ્ચે જામેલી એવી.

ગરીબ સુતારનો એક દીકરો ને એના ઉપર બાજબહાદુર પ્રસન્ન થયો. બાજબહાદુરે તો એને અઢળક ધન દીધું ને ફૂલ રાજાની ફૂલકુમારી લાવી દીધી.

સુતારનો દીકરો ને રાજકુમારી ચાલ્યાં જાય છે ત્યાં રસ્તામાં રેખતો રાક્ષસ મળ્યો. રેખતો કહે બંનેને ખાઉં. એ તો બંનેને પોતાને રહેઠાણે ઉપાડી ગયો ને ભોંયરામાં પૂરી દીધાં.

બાજબહાદુરે સુતારને કહેલું કે જે દી કામ પડે તે દી મને યાદ કરજે. ને આજે બરાબરનું કામ પડ્યું છે ને સુતારે બાજબહાદુરને યાદ કર્યો.

બાજબહાદુરે હજાર કામ પડતાં મૂકી પવન ઉપર પાંખો વહેતી મૂકી ને એ તો આવ્યો રેખતા રાક્ષસના અવાસે.

રેખતો બાજબહાદુરને પૂરેપૂરો ઓળખે. બાજબહાદુરને આવતો ભાળ્યો એટલે રેખતો વરોળિયો થઈને ભાગ્યો ને બાજબહાદુર કહેઃ 'ખેટમજી, જાઈશ કયાં? સૂરજમંડળમાં સંતાય તો ત્યાંથી ને નક્ષત્રોમાં ભળી જાય તો ત્યાંથી ગોતી કાઢું. સ્વર્ગમાં જાય કે પાતાળમાં પેસી જાય, ત્યાંથી યે પાછો પકડી લાવું.' ને એ તો મનરૂપ ધારણ કરીને રેખતા પાછળ ઊપડ્યો છે.

રેખતો સરપ થઈને સરકવા લાગ્યો તો બાજબહાદુર ગરુડ થઈ વાંસણ પડ્યો. રેખતો અંધારું થઈ અવનીએ પડ્યો તો બાજ સૂરજ થઈ અંધારું ગળી જવા લાગ્યો. રેખતો ઘોડો થઈ ભાગવા લાગ્યો. ને રસ્તામાં એક બ્રાહ્મણ મળ્યો. રેખતો કહેઃ 'મને ઝટ ઝટ બાંધી લે. હમણાં સોદાગર આવશે. તું તારે મન ફાવે તે કિંમતે વેચી દેજે, પણ ચોકડું દેતો નહિ.'

ને બ્રાહ્મણને થયું કે મફતમાં માલ મળી જાય છે. આપણને શો વાંધો છે? બ્રાહ્મણે તો ઘોડો બાંધી લીધો.

બાજ સોદાગર થઈ ઘોડો ખરીદવા આવ્યો.

બ્રાહ્મણ કહેઃ 'ઘોડો દઉં, ચોકડું ન દઉં.'

બાજે તો સોનારૂપાનું ચોકડું કાઢ્યું. અંદર હીરામોતી જડેલાં 'એલા બ્રાહ્મણ! ચામડાના ચોકડાની તે શી અચરજ છે? એને સાટે આ સવા લાખનું ચોકડું આપું.'

કહ્યું છે ને કે બ્રાહ્મણિયા મત થોડી. એ તો લોભમાં લપટાણો. એણે તો ઘોડો ને ચોકડું બેય સોદાગરને આપી દીધાં. ને બાજબહાદુર માટી થઈ ગયોઃ 'હવે ખેટમજી ક્યાં જવાનો છે?'

એ તો રોજના સો સો કોરડા ઘોડાને ઠબકારે. ખડ નીરે નહિ, પાણી પાય નહિ. ભૂખ્યો ને તરસ્યો બાંધી રાખે ને ચોકડું તો ઘડી યે ન ઉતારે.

પણ એકવાર નોકરે ભૂલ કરી ને ઘોડાને

પાણી પાવા નદીએ લઈ ગયો. ઘોડું ઉતારીને પાણી પાવા જાય, ત્યાં નોકર પાણીમાં ને ઘોડો અલોપ.

એ તો માછલું થઈને નદીમાં તણાયો જાય છે. ત્યાં બાજ આવી પહોંચ્યો. માછલાને ભાળીને એણે પાણીમાં જાળ નાખી ને માછલું પકડ્યું. પણ રેખતો ઉંદર બની જાળ કરડી નાઠો ને વાંસે બાજ બિલાડો થઈ દોડ્યો. ત્યાં તો રેખતો હાઉ હાઉ કરતો કૂતરો બનીને બિલાડાની સામો થયો છે ને કૂતરો ચિતરો ભાળીને ભાગ્યો છે. ને પછી તો રેખતો પોરો થઈને પાણીમાં ભળી ગયો છે.

ને બાજ કહેઃ 'હમણાં મચ્છ થઈ પોરાને ગળી જાઉં.'

બાજ મચ્છ થઈ પાણીમાં ખાબક્યો છે ત્યાં તો એક પાણિયારી પાણી ભરતી'તી એની ગાગરમાં પોરો પેસી ગયો છે. પાણિયારીએ તો ગાગર એની લચકાતી કેડ ઉપર લીધી છે ને મલપતી ચાલે એ તો ઘર ભણી ચાલી નીસરી છે. પાણિયારીને પગલે પગલે હીંચ લેવાય છે ને ગાગરમાં પડ્યો પડ્યો પોરો એમાં તાલ દે છે.

ઘેર જઈને બાઈએ પાડાને પાણી પાવા માંડ્યું છે ત્યાં તો બાજ આવી ચડ્યો છેઃ 'બાઈ, બાઈ! પાણી પા ને, તરસ લાગી છે.'

બાઈએ બાજની કરબડીમાં પાણી રેડ્યું છે, પણ એટલામાં તો પોરો પાડાના પેટમાં પેસી ગયો છે.

પાણી પીને બાજ પૂછે છેઃ 'બાઈ! પાડો વેચવો છે?'

ને બાજે પાંચના મૂલના પાડાના પચાસ ચૂકવીને પાડાને મૂલવી લીધો છે ને પછી એ તો પાડાનું પેટ ચીરવા બેઠો છે.

પણ રેખતો કાંઈ અંદર આરામ કરવા તો નહોતો જ બેઠો! એ તો પોદળામાં કાંકરો થઈ નીકળી ગયો છે ને બાજ છાણનું અડાયું કરી બાળવા બેઠો છે. ત્યાં તો રેખતો કીડી થઈ ભાગ્યો છે ને બાજે ચરકલો બની કીડીને પકડવા ચાંચ પહોળી કરી છે. પણ રેખતો તો પોપટ બની આકાશે ઊડ્યો છે ને બાજ વાંસે ચકરો બની દોડ્યો છે. રેખતો મોતીડાંના હારમાં મોતી થઈ રાણીની ડોકે બેઠો છે ને બાજે વીંછીને રૂપે રાણીને ચટકાવી છે. રાણીએ હાર તોડીફોડી નાખ્યો છે ને મોતીડાં વેરાઈ ગયાં છે. કૂકડો બનીને બાજ મોતીડાં ચરવા લાગ્યો છે. ને રેખતો પાછો વટોળિયો થઈ આકાશે ઊડ્યો છે ને ઊડતો ઊડતો ગુલાબનું ફૂલ બની ને ઈંદ્રરાજાના ખોળામાં પડ્યો છે.

ઈંદ્રરાજાની સભામાં નાટારંભ થાય ને સભામાં ગંધર્વ-રૂપે બાજે ગાયન કરીને ઈંદ્રને પ્રસન્ન કર્યો છે.

ઈંદ્ર કહેઃ 'માગ! માગ!'

તો કેઃ 'માગું આટલું ગુલાબનું ફૂલ.'

ઈંદ્રે બાજના હાથમાં ગુલાબનું ફૂલ મૂક્યું ને ફૂલની પાંખડીઓ ધરતીએ વેરાણી છે. ભમરો બનીને બાજ પાંખડીએ પાંખડીએ ડંખ મારવા રહ્યો છે.

ને એમ બાજબહાદુર અને રેખતા રાક્ષસ વચ્ચે જેવી જામી'તી એવી આણીકોર પચ્છમની પદમણી સગઈ ને બાદિયા બેલીના ભાઈ ભુંજંગિયા વચ્ચે જામી પડી છે.

ભુજંગિયો લખ ગુરુનો ચેલો. લખ ગુરુની દીધેલી બધીય વિદ્યા જાણે ને પદમણી એનાથી દોરાવા યે ઊતરતી નહિ. એ તો ભુજંગિયો જાણે એનાથી સવાઈ વિદ્યા જાણે ને વળી એની પાસે એક વિદ્યા વધારેની. એ તો પચ્છમની પદમણી. એના અસ્ત્રી-ચરિતર એ એકલી જ જાણે. ને સ્ત્રીચરિત્રની વાત તો દુનિયામાં નોખી જ છે ને બા! ભલભલાએ એની પાસે માથાં નમાવ્યાં છે. સ્ત્રીએ જોગી-જતીનાં માન મુકાવ્યાં છે. દેવોનું દેવત્વ ખોવરાવ્યું છે. સ્ત્રી હતી તો ઈંદ્ર અહલ્યામાં લોભાણો ને સહસ્રભગ થયો. સ્ત્રી હતી તો ચંદ્ર ગુરુપત્ની તારા તરફ આકર્ષાયો. સ્ત્રી હતી તો બ્રહ્મા પુત્રી પાછળ દોડ્યા. સ્ત્રીએ

ડાહ્યાનું ડહાપણ રહેવા દીધું નથી. એના ચરિત્ર એ એકલી જ જાણે.

સ્ત્રીચરિત્રની વાત છે ને એક દિવસ ઉજ્જેણીના રાજા વિક્રમને મનમાં અહંકાર થયો કે બધાં ય ચરિત્ર ભલે હોય પણ વિક્રમચરિત્ર જેવું એકે ય નહિ. એણે તો ગામેગામ ને દેશેદેશ ઢુંઢીઢાર ફેરવ્યો કે 'છે ક્યાં ય વિક્રમચરિત્ર કરતાં ચડે એવું ચરિત્ર!'

ઉજ્જેણી નગરીમાં નગારે દાંડી પડી ને શેરીએ શેરીએ સાદ પડ્યો. સાદ સાંભળીને નગરશેઠની દીકરી ભાનુમતી કહે: 'હવે જોયું વિક્રમચરિત્ર! પારકાને આશરે જીવે છે ને પારકાને જોરે જીતે છે એમાં શી બહાદુરી છે! ખરું ચરિત્ર તો સ્ત્રીચરિત્ર છે.'

ને રાજા કહે: 'જો મોઢેથી બોલી હો તો કરી બતાવજે. નહિતર મોંમાં તરણું લઈ સાત ખાસડાં ખાવાં પડશે.'

તો કે: 'ખાસડાં ખાવાની તો પુરુષને ટેવ. સ્ત્રી તો ખાસડાં મારે. ખાતરી ન થતી હોય તો જોઈ લેજો પુરુષોનાં ટાલિયાં માથાં.'

'ને રાજાએ હુકમ કર્યો કે: 'હાં લ્યો ત્યારે સ્ત્રીચરિત્રનાં પારખાં. જોઈએ તો ખરાં કેવાંક સ્ત્રીચરિત્ર કરી જાણે છે!'

રાજાએ તો તાબડતોબ રાજકુમાર સાથે ભાનુમતીનાં લગ્ન કર્યાં. બંને હથેવાળે પરણી ઊતર્યાં કે રાજાએ નગરશેઠની દીકરીને મોટા મંદિર માળિયામાં ઉતારો આપ્યો. બારણે બારણે ઉઘાડી તલવારે પહેરા મૂકયા ને આજની દાસી કાલ ન હોય એવી ગોઠવણ કરી.

દીકરાને કીધું: 'કુંવર! પરણ્યો છો જાણીને એ દશે ડગલું ન ભરતો. એ તો જાણે પરણ્યો જ નથી એમ માનજે. જો દી એ દશે પડછાયો યે દેખીશ તે દી માનીશ કે તારી જણનારીએ કાંઈક ભૂલ કરી છે.'

દીકરો કહેઃ 'બાપુ! મારે રાણીયુંનો ક્યાં તોટો છે તે ત્યાં જાઉં!'

ને વળતાં રાજાએ નગરશેઠની દીકરીને કહ્યું છે: 'લ્યો હવે અહીં રહેજો, ખાજો, પીજો ને મોજ કરજો. સ્ત્રીચરિત્ર કરવાં હોય તેટલાં સુખેથી કરજો. ને દીકરી! હવે તો રાજકુમાર સાથે ચાર ફેરા ફર્યાં છો, તે જે દી તમારો ખોળો ભરાય ને પારણે બાળકને રમાડતાં હશો તે દી આ મંદિરના દરવાજા ઊઘડશે.'

તો કે: 'ભલે સસરાજી! પણ પહેરો બરાબરનો મૂકજો ને દીકરાને દરાવી દરાવીને કહી રાખજો. નકર વળી પાછું કહેશો કે એ તો આમ હતું ને તેમ હતું.'

તો કે: 'એમાં ભૂલ નહિ પડે દીકરી.'

એકાંત અવાસ છે ને એકાંતે નગરશેઠની દીકરી બેઠી બેઠી સોનાની હિંડોળાખાટે હીંચકે છે, ખાય છે, પીએ છે ને મોજ કરે છે.

પણ એક દિવસ એ સ્ત્રીચરિત્ર કરનારીના ચરિતરની કાળા ચોરને ય ખબર પડી નથી ને મંદિરને માળિયેથી એ તો બહાર નીસરી ગઈ છે. પોતાને ઠેકાણે રૂપેરંગે પોતાના જેવી બહેનપણીને બેસાડી દીધી છે. રંગમહેલમાં કિચૂડ ભટાક કિચૂડ ભટાક હિંડોળાખાટ ઝૂલી રહી છે, કંકણ ખખડે છે ને ઝાંઝર રણકે છે, દીવડા ઝગમગે છે ને ધોળમંગળ ગવાય છે. પહેરેગીરને મનમાં નિરાંત છે કે પંખી પાંજરામાં પડ્યું પડ્યું રામનામ જપી રહ્યું છે. ને પંખી તો ઊડીને ક્યારનું ય પંથે પળી ગયું છે એની કોઈને ખબર રહી નથી.

પહેલી ખેપે સુંદરીએ ગોવાલણી બની ને કુંવરને મીઠડાં દૂધ પાયાં છે. કુંવરનાં વાઘાવસ્તર ને આભૂષણ ઉતારી લીધાં છે, ને ઉપરિયામણ બેટડો લઈ કરીને ભાનુમતી એકદંડિયા મહેલે પાછી આવી છે.

બેટડો પારણામાં ઝૂલે છે ને બે વરસનો થયો છે ને વળી ભાનુમતીએ બીજી ખેપ આદરી છે. એ તો જોગણી બનીને ઉજ્જેણીના ચોકમાં ઊતરી છે. એણે તો નવ કરોડનાં હીરામોતી ને ઝવેર કુંવર પાસેથી મૂકાવ્યાં છે ને જોગણી બનીને પાછી અલોપ થઈ ગઈ છે.

ને પછી પૂરા દીએ દીકરો જણીને ભાનુમતીએ રાજા વિક્રમને મહેલે તેડ્યો છે ધણીના દીધેલા બન્ને બેટડા રાજા સામે ધર્યા છે ને વળતી વાતની બધી યે એંધાણીઓ આપી છે

ને એમ અસ્રીચરિતરે એક દિવસ વર ક્યા વિક્રમ વીરનાંય ચરિત ને ઝાંખાં પાડયાં તાં તો બચાડો ભુજંગિયો તે કઈ ગણતરીમાં ?

અસતરીને કારણે તો દુનિયામાં ઊથલપાથલ થઈ ગઈ છે એક સ્રીને કારણે તો વાલ્મિકિને રામાયણ રચવું પડ્યું ને વ્યાસને મહાભારત લખવું પડ્યું

ને એવી એક અસ્તરી લખ ગુરુના ચેલા ભુજંગિયાને ભારે પડી ગઈ ને એ તો પક દઈને ભાગ્યો ને ભાગીને મારવાડી ડુંગરમાં ભરાણો આ ભરાણો તે દીનો પદમણીની બીકે બારો નીકળ્યો નથી

ને પદમણી કહે છે 'એમ ભુજંગિયો હાથતાળી દઈને ભાગી ગયો છે ને ભાગીને મારવાડી ડુંગરમાં ભરાણો છે નવસેનવાણુંને નાથીને પીસે બાંધ્યા છે ને એક ભુજંગિયો બાકી રહી ગયો છે એને નાથું પછી પુરુષ ધારું, એવું મારે નીમ છે બેરિયા !'

તો કે 'ને પદમણી ! તેં નો નાથી જાણ્યો એને કદીકને કોઈ બીજો નાથશે તો તને ગાળ નહિ બેસે !'

તો કે 'ગાળ તો કઈ વારની બેઠી છે બેરિયા ! કોઈ એકલી પદમણી માથે જ થોડી ગાળ બેઠી છે ? ત્રણ ત્રણ સાહેલીઓ હતી. સરખી ને સમોવડ ત્રણ તો ત્રણે લોકને પોગીને પાછી વળે એવી પણ એમાં એક દી એને ય એક માધવો નળ મળી ગયો ને એણે તો ગોકળિયું ગાંડું કર્યું જ્યાં જ્યાં પગલાં કર્યાં ત્યાં ત્યાં એની મોરલીએ ને એની મોહિનીએ માનનીનાં માન મુકાવ્યાં, ઘરનાં કામ મુકાવ્યાં ને ગાવણીના ગરભ મુકાવ્યા '

તો કે માધવ તો બચાડો એની વીણા વગાડતો એની વીણામાંથી નાદબ્રહ્મ ઊઠે ને એમાં સુંદરીઓ ભાન ભૂલી જાય એમાં એ બચારાનો વાંક શો ? ઘડનારે એને કામદેવ જેવો ઘડ્યો ને પછી એનાં દર્શને ઓ હૈયું હાથ ન રાખી શકે એમાં માધવ શું કરે ?'

તો કે 'એનો તો કાંઈ જ વાંક કે કાંઈ ગુનો એણે તો સુંદરીનાં માન મોડ્યાં ને મન મચકોડ્યાં એણે તો ધણીની સેજ સૂની રાખી ને પોતાની વાંસે ઘીંદર ભેળા કીધી. એ તો સુંદરીના વદને ચંદ્ર બની બેસે, સ્તન મંડળ ઉપર ભમરો થઈ ડંખ મારે ને પ્રીતમ વિદેશ ગયો હોય તો ય સુંદરીની સેજ રજે ભરાય એવા માધવના કામા ને એવાં અમને ય ઘેલાં કર્યાં અમને તો ઘેલામાં ગુણ લાધ્યો છે, ગારુડી !'

બેરિયો કહે છે 'અરેરે અસતરી ! તું તારી વાત મૂકતી નથી ને બચારા પુરુષને કાંસો વગોવે છે તારાં ઉડાડ્યાં કેટલાં પંખીડાં રાન રાન ને પાન પાન રખડે છે ! ને એક દી ઓલી સ્વરગની અપસરાએ પહાણ-પૂતળી થઈને માધવને કહ્યું કે મને પરણ તે દી એને ય નહિ થયું હોય કે અરેરે આ ભાર છાતી ઉપર તે શે ઝિલાશે ?

તો કે 'એને તો ખબર હતી કે શલ્યા દીએ એકોર ગોખલામાં બેઠી રહેશે રાતની રાતનું એને તો કામ ને રાતે તો શલ્યા મટી પૂતળી અહલ્યા થાય ને એની કાયા તો સહેની નખમાં સમાય પાંચ ફૂલે તોળાય એવી પચફૂલી રાણી જેવી હળવી ફૂલ એની દેહ.'

ગારુડી કહે છે 'ધન્ય પદમણી ! ફનુસઘેર જેવી દેહ ને એને ઘડીકમાં શલ્યા હારે તો ઘડીકમાં અહલ્યા હારે એમ નહિ ત્રણમાં નહિ તેરમાં એવાં હારે રહેવાનું ને વળી રહેવું ય કેવી રીતે ! મોજમાં આવે ત્યારે પુરુષ સરજે ને બાકી તો ભમરો બનાવીને કચૂડીમાં પૂરી રાખે.'

પદમણી કહે 'ને આ એવો એવો ભમરલો કમળફૂલની રજે રજોટાય ને મીઠી સુવાસ માણ્યા કરે '

તો કે: 'ને ઓલ્યાં પંખીડાં બનાવીને પાંજર પૂર્યાં છે ને પાંજર ઉઘાડીને જંગલે ઉડાડ્યાં છે, એ બધાં ય ત્યાં રહ્યાં રહ્યાં પદ્મણીની મોજ માણતાં હશે કાં?'

તો કે: 'એવા તો કંઈક આવ્યા ને કંઈકને પંખી બનાવી ઉડાડી મેલ્યા. બધાને પદ્મણી ક્યાંથી મળે?'

તો કે: 'ઓલ્યો ભુજંગિયો ત્યારે કેમ કરતાં છટકી ગયો?'

તો કે: 'ભુજંગ ને ભોરીંગ, એના પંડ જ લપસણા. એ તો માખણના પિંડાની જેમ હાથમાંથી સરી જાય ને પાણીના રેલાની જેમ ધરતીમાં સમાઈ જાય. ઝાલું ઝાલું ત્યાં તો ધરતીમાં સમાઈ ગયો ને પૃથ્વીના પેટાળ વીંધી મારવાડી ડુંગરમાં ભરાણો છે. એની તો ગતિનો જ પાર નહિ. નારીના નેણથી યે એ તો મોર મોર હાલે. આંખ્યો અંબાણો નહિ ને ડુંગરના અંધારામાં અટવાઈ ગયો.'

તો કે: 'ને હવે હું નાથીને લાવીશ તે તને મોકપ નહિ લાગે સુંદરી?'

તો કે: 'તું નાથ્યે યે મેં નાથ્યો છે એમ માનીશ. એક રૂપને હવે ઝૂઝવા મારગ કેવા? હતી ત્યારે ત્રણ હતી. નથી ત્યારે હવે એકે ય રહી નથી. તેં તો અમને પાણીથી પાતળા કરી દીધી જોગંદર.'

ને ભેરિયો કહે છે: 'તો જાઉં છું સુંદરી, ભુજંગિયાને નાથવા. બંને ય લખ ગુરુના ચેલા છીએ. એકબીજાથી દોરાવા યે ઊતરતા નહિ. જોઈએ કોણ હારે છે ને કોણ જીતે છે?'

તો કે: 'પદ્મણીને પામી ન શક્યો. એટલો ભુજંગિયો નીચો ને પદ્મણીને પાણી પાણી કરી નાખી એટલો જોગંદર ઊંચો. હું વાટ જોતી બેઠી છું, ગારુડી! તું આવ્યે મારે સોનાનો સૂરજ ઊગશે. ને તું આવ્યે મારાં અંગ રળિયાત થશે.'

ને ભેરિયો ડેરે પહોંચ્યો છે. ડેરે જઈ કરીને એણે ગોઠિયાને કહી દીધું છે: 'હાં બેલી! થઈ જાઓ સાબદા.' જુદી જુદી દિશા ઢંઢોળો વળો. જુઓ કે દુનિયાને માથે કેવાં કેવાં રૂપ છે ને કેવી કેવી વિદ્યા છે!'

ભેરિયે બેલી વેંચ્યા ટોરે ટોરે પંજ,
કલગાયું જે જે કપારમે કર માણ્યા સરલ હંજ.

માથાં પર કલગીઓ લાગી રહી છે એવા માનસરોવરના હંસલા જેવા પાંચ પાંચ બેલીઓના એક ટોળાને એણે એક દિશામાં મોકલ્યા.

ભેરિયે બેલી વેંચ્યા, ટોરે ટોરે સત
દિસો ગલ ગામડા. ને મુલક મુલકજી મત.

બીજી દિશામાં એણે સાત સાત બિરાદરોના ટોળાં રવાના કર્યાં. કહ્યું કે મુલક જુઓ, મુલકની મત પારખો.

ને વળતાં કીધું કે: 'હં કે બેલીઓ! હવે તો જીવ્યા-મુવાના જુવાર છે. ભુજંગિયાને નાથવા મારવાડી ડુંગરે જાઉં છું. હીમખીમ આવ્યો તો હળશું-મળશું ને નહિતર એક વેણ યાદ રાખજો. મારું મડું હાથ પડે તો એને બાળશો મા. કળકળતા તેલમાં તળીને એને આરોગી જાજો.'

એટલી ભલામણ કરીકારવીને ભેરિયો મારવાડી ડુંગર ભણી હાલી નીકળ્યો છે. માણ્સરના હંસની જેમ માથે કલગી ધારણ કરી છે. મજીઠના રંગ જેવા રાતાચોળ જામા અંગે ધારણ કર્યા છે. પૂરો છેલછોગર બનીને એ નીકળી પડ્યો છે, કેડે મારગડે એની મહુવર સુરાવટ રેલાવતી જાય છે. ધરતી જાણે એની મહુવરને માથે ઢળી પડી છે. એ તો જાણે જગતનો જાદુગર જગતને છોડીને હાલી નીકળ્યો છે ને જગત એની વાંસે વાંસે વળૂંબ્યું છે.

મારવાડી ડુંગરને માથે એણે મોરલી માંડી છે. ઘુમ્ ઘુમ્ ઘુમ્ સુરાવલિની લય બંધાવા લાગી છે. ડુંગરા ડોલવા લાગ્યા છે. જળથળ થંભી ગયાં છે. વનનાં વનચરોએ ચરવા છોડી દીધાં છે ને પંખીડાં પોતાના

છોટાલાલ મા. કામદાર

# સાચી પણ અદ્‌ભુત વાતો

## ભેદી ઘર

'તમે પેલું ભૂરા રંગનું જુદું તરી આવતું મકાન જુઓ છો ને? તે ઘરની સાથે એક બહુ જ અદ્‌ભુત વાત સંકળાયેલી છે.' શાંતિથી છતાં કાંઇક સગર્વ અને કંઇક શેક-ભરી રીતે ઓચ્ચારેલા એ શબ્દો સાંભળી મેં જિજ્ઞાસાથી સુરેન્દ્ર તરફ જોયું.

જે લોકો ભૂતની મૂર્ખાઇ ભરેલી વાતોમાં અથવા તો દૈવીશક્તિમાં માનતા હોય તેવાઓમાં સુરેન્દ્રનો સમાવેશ થતો નહોતો... અને છતાં!

મેં મહિનાની રજા શાંતિથી ગાળવા માટે આ ગામડાની પસંદગી કરી હતી સુરેન્દ્રની અને મારી મુલાકાત તે કેવળ અકસ્માત જ હતો.

અમે એક દિવસ સવારે રખડવા નીકળ્યા હતા અને ગામના લગભગ છેડે પહોંચી ગયા હતા. ત્યાં સુરેન્દ્રે મને એક બાજુ આવેલું ભૂરા રંગનું ઘર બતાવ્યું. મને તો ઘર એવા પ્રકારનું લાગ્યું કે તેમાં ભૂતને વાસો કરવાનું મન થઇ આવે. તેથી મેં હસતાં હસતાં જવાબ આપ્યોઃ 'જરૂર ગામનું ભૂત આ વળી શાનું તૂત છે! બિનવફાદાર પતિએ પત્નીનું ખૂન કર્યું છે કે કોઇ કંજૂસે ગળાફાંસો ખાઇને આપઘાત કર્યો છે!'

પણ મારી મજાક તરફ ધ્યાન ન આપતાં સુરેન્દ્ર ખૂબ ગંભીરતાપૂર્વક બોલ્યોઃ 'એમ નથી. આ કંઇ ભૂતની વાત નથી, પણ અક્ષરશઃ સત્યઘટના છે. જો તે જીવ્યો હોત તો મનુષ્યજાતિને ખૂબ ઉપયોગી થઇ પડ્યો હોત તેવા મહાપુરુષની આ વાત છે.'

તેના અવાજમાં રહેલી સચ્ચાઇ, તેની ભૂતકાળને ખંખોળતી દૃષ્ટિ અને વદન પરની ગંભીરતાએ, તેને વાત કહેવાની વિનતિ કરવાની મને ફરજ પાડી. તેણે ધીમા અવાજથી શરૂઆત કરીઃ

આશરે પંદર વર્ષ પહેલાંની આ વાત છે. શહેરમાંથી કોઇ એજન્ટે અહીં આવીને, મને યાદ છે ત્યાં સુધી, ઉજ્જડ પડી રહેલ જમીન પર મકાન બાંધવાની આવશ્યક ગોઠવણ કરી. દરેક તૈયારી શહેરમાંથી આવેલ લોકોએ કરી હતી એટલે અમારે ગામડાના લોકોએ તો જોયા જ કરવાનું હતું. ગમે તેવા ચતુરાઇભર્યા પ્રશ્નોથી પણ, મકાનના માલિક સંબંધી અથવા તો ઘરમાં રહેવા આવનાર સંબંધી જરા જેટલી પણ માહિતી મળી શકી નહિ. સ્વાભાવિક રીતે જ જ્યારે આવું ભેદી વાતાવરણ હોય ત્યારે લોકો ગમે તેવી વાતો ચલાવે, અને તેથી અજાણ્યા માણસોએ બાંધેલ એ વિચિત્ર ઘરમાં વસવાટ કરવા આવનાર વિશે કાંઇ પણ ખુલાસો થઇ શકે તેમ નહોતું.

એક સાંજે મકાનનું બધું ય કામ સંપૂર્ણ થયું કે તરત જ તે આવી પહોંચ્યો જે ગામડિયાઓ ત્યાં હાજર હતા તેઓએ તેનું એવું વર્ણન આપ્યું કે તે ચાડિયા જેવો ઊંચો હતો. તેનું મોઢું સાધુગામ જેવું હતું અને તેનો ચહેરો ભયંકર લાગતો હતો.

એક વર્ષ વીતી ગયું. ગામના કોઇ પણ માણસ સાથે કોઇ પણ પ્રકારનો પરિચય સાધવાનો એ અજાણ્યા માણસે યત્ન કર્યો નહિ. તે ભાગ્યે જ બહાર દેખાતો હતો. કોઇ કોઇ વખત બારીમાંથી ગામડિયાઓ તેની ઝાંખી કરતા હતા. આટલા વસવાટ દરમિયાન તે એક પણ વખત ગામમાં આવ્યો નહોતો. તેની બધી જરૂરિયાતો શહેરમાંથી પૂરી પાડવામાં આવતી હતી. રહસ્યસ્ફોટ કરવાના અનેકાનેક પ્રયત્નો છતાં તે મકાન તથા તેનો માલિક અણુસમજાયો કોયડો જ રહ્યા.

દુનિયાના અણુધાર્યા ખૂણામાં અણુધાર્યે સમયે ભાગ્યવશાત્ વિચિત્ર સંજોગો ઉપસ્થિત

થાય છે. તેવા પ્રસંગે પડદો ઊપડી ગયો અને ભેદ ખુલી ગયો.

એક ગુરુવારે સાંજે આ બનાવ બન્યો. એક ગાડામાં એક મનુષ્ય એકલો જતો હતો. તે ગાડું ઊથલી પડતાં તે માણસ નીચે આવી ગયો. જોતજોતામાં તો માણસોનું ટોળું ભેગું થઈ ગયું. પરંતુ ગાડા નીચે આવી ગયેલ મનુષ્યને કાઢતાં થોડો સમય લાગ્યો. તેની સ્થિતિ ખરાબ હતી. તેના બન્ને પગ, ન દેખી શકાય તેવી રીતે ચગદાઈ ગયા હતા. અમારામાંથી ભૂત જેવો મનુષ્ય પણ જાણતો હતો કે જો સત્વર કંઈ ઇલાજ લેવામાં નહિ આવે તો માણસ જીવી શકશે નહિ. દરદીને ત્યાંથી ખસેડવાનું પણ શક્ય નહોતું. ગામડાના ડૉક્ટરને બોલાવવા માણસો ગયા હતા. દરમિયાન મનુષ્યોનું ટોળું તો ખૂબ ઘોંઘાટ સિવાય બીજું કશું ન કરતાં ઊભું હતું.

તે જ વખતે એવો બનાવ બન્યો કે અમારામાંની દરેક વ્યક્તિ આશ્ચર્યચકિત થઈ ગઈ. બારણું ખૂલ્યું અને એક મનુષ્ય રસ્તા પર અમારા તરફ આવતો હતો. અમારા માંહેના ઘણાએ તો તેને પહેલી જ વાર નજરોનજર જોયો. જેઓએ તેની અગાઉ ઝાંખી કરી હતી તેઓએ એમ કહ્યું હતું કે 'તેનામાં કંઈક અવર્ણનીય છે.' તે વાત સાવ સાચી હતી. તે ઊંચો હતો. શરીરના દૂબળાપણાને લીધે તેની ઊંચાઈ વધારે લાગતી હતી. તેનાં કપડાં તેના શરીર પર જાણે લટકતાં હતાં. કેમ જાણે કપડાં પણ સમજતાં હોય કે માત્ર સભ્યતાની ખાતર જ તે શરીરને ઢાંકે છે. પણ હૃદયમાં ધાક બેસાડીદે તેવો તો તેનો ચહેરો હતો. તે મૃત્યુ જેવો ફિક્કો, લગભગ શબવત્ હતો. જીવનની નિશાની ફક્ત તેની આંખમાં હતી. તેમાં એવું તેજ હતું કે તમે મોહિત થઈ જાવ. તેના આગમનથી જ ટોળાનો અવાજ બંધ પડ્યો અને તેના દેખાવથી ટોળું જડવત્ બની ગયું. તે ઘાયલ મનુષ્યની નજીક આવ્યો, થોડો સમય તેની તરફ જોયું અને પછી ટોળા તરફ ફરીને માત્ર ત્રણ જ શબ્દો બોલ્યો: 'તેને અંદર લાવો.' દરમિયાન સ્થાનિક ડૉક્ટર ધમાલ કરતા ત્યાં આવી પહોંચ્યા અને ત્યાં રહેલ દરેક જણ સાથે સંમત થયા કે, ખાસ જરૂર હોય તેથી જરા પણ વધારે દૂર લઈ જવા જેવી દરદીની સ્થિતિ નથી. તેથી બીજી કોઈ આમત કરતાં જરૂરિયાતને અંગે અમને દરદીને તે ઘરમાં લઈ જવાની ફરજ પડી. ઉંબરા પાસે આવીને તેણે ફરીથી હાથ ઊંચો કરીને, શબવત્ અવાજે કહ્યું: 'ફક્ત બે જ જણ અંદર આવો. બાકીના બહાર રહો.' ટોળું નિરાશ થઈને ઊભું થઈ રહ્યું. હું તથા એક બીજો જણ ડૉક્ટર સાથે દરદીને લઈ અંદર ગયા.

મને અવલોકન કરવાનો ભાગ્યે જ અવકાશ હતો. પણ મને એટલું તો જણાયું કે ઘરની અંદરનું વાતાવરણ માલિકના દેખાવથી જરાય જુદું નહોતું. સર્વત્ર સંપૂર્ણ સાદગીનાં ચિન્હો તથા અસ્તવ્યસ્તતા બતાવી આપતાં હતાં કે તે મનુષ્ય દરેક જીવંત તથા ચેતનમય વસ્તુથી દૂર રહેવા માગતો હતો. ડૉક્ટરે દરદીને બાંકડા પર સુવરાવ્યો અને તેને તપાસવા મંડ્યા. થોડી મિનિટો પછી તે ઊઠ્યા અને બહુ જ ગંભીરતા સહિત અમને કહ્યું: 'માત્ર ગંભીર પ્રકારની શસ્ત્રક્રિયા જ છોકરાને બચાવી શકે તેમ છે. આવું જોખમ લેવાની મારી હિંમત નથી તેમજ મારી પાસે સાધનો પણ નથી.'

કેસ બચે તેમ નહોતો. અમે મૂંગા રહ્યા. ત્યાં આગળની માફક એકદી માણસનો અવાજ ફરીથી સંભળાયો. અમે તેને દરદી પર વાંકો વળતાં જોયો હતો. તેણે કહ્યું: 'તેના પર શસ્ત્રક્રિયા કરવાની જરૂર છે.' મને એમ લાગ્યું કે તેની આંખનું તેજ વધ્યું હતું. સ્થાનિક ડૉક્ટરે વિરોધ ઉઠાવતાં કહ્યું: 'પણ શી રીતે શસ્ત્રક્રિયા કરવી?' પેલા માણસે તે સાંભળ્યું હોય તેમ લાગ્યું નહિ. તે ફરીથી દરદી પર વાંકો વળીને મનમાં કંઈક ગણગણતો હતો. અચાનક તે સીધો થઈ ગયો. તેણે હુકમ કર્યો: 'મને મદદ કરો.' અને

અમે બન્ને, છોકરાને દૂરના ઓરડામાં લઈ ગયા. અંદર અંધારું હતું પણ જ્યારે બત્તીની ચાંપ દબાવવામાં આવી ત્યારે સ્થાનિક ડોકટર દિગ્મૂઢ થઈ ગયો. મને આ વસ્તુઓ સંબંધી બહુ સમજ પડતી નહોતી પરંતુ એક જ નજર નાખવાથી મને જણાયું કે હું શસ્ત્રક્રિયાના સુસજ્જ ઓરડામાં છું. તે ભેદી વ્યક્તિએ તોછડાઈથી અમને બેને હાંકી કાઢ્યા અને બારણું બંધ કર્યું.

તેઓ લગભગ ત્રણ કલાક સુધી અંદર રહ્યા. જ્યારે ફરીથી બારણું ઊઘડ્યું ત્યારે અમારો શ્વાસ ફરીથી થંભી ગયો. બરફ જેવી સફેદ ચાદરથી ઢંકાયેલ સ્ટ્રેચર પર દરદીને લાવવામાં આવતો હતો અને સ્થાનિક ડોકટરે સર્જનનાં બધાં સાધનો પહેર્યાં હતાં. ભેદી મનુષ્ય બારણા વચ્ચે ઊભો રહ્યો. તે સર્જનના પોશાકમાં બહુ સરસ લાગતો હતો. તેના ચહેરાને લગભગ ઢાંકી દેતા બુરખાની ઉપર તેની આંખો તગતગતી હતી.

જાણે પોતાનાથી ઊતરતા દરજ્જાના મનુષ્યને સંબોધન કરતો હોય તેમ તેણે સ્થાનિક ડોકટરને કહ્યું: 'ડોકટર, આનું ધ્યાન રાખજો. તેને હમણાં જ સારું થઈ જશે. મને આવતી કાલ ખબર આપજો. હવે હું થાકી ગયો છું.' તે પાસેના લાંબા આસન પર ઢળી પડ્યો.

×

એક માણસનો જાન બચાવનાર એ ભેદી માણસનો આભાર માનવા અમે બે કલાક પછી પાછા આવ્યા. આ બનાવની ખબર ગામમાં પ્રસરી ગઈ હતી અને તેથી અમારી સાથે માણસોનું ટોળું થઈ ગયું હતું. અમારા આશ્ચર્ય વચ્ચે બારણું ઊઘડ્યું અને અમે અંદર ગયા. અમે તેને તે જ લાંબા આસન પર જોયો. હજી તે લાંબો થઈને પડ્યો હતો. અમે ગયા એટલે તેણે અમારી સામું જોયું. તે ખૂબ મંદિ હતો—એટલો મંદિ કે આંખ પણ માંડ માંડ ઉઘાડી શકતો હતો.

બનતું કરવામાં આવ્યું. પરંતુ તે દિવસે બપોરે જ તે મૃત્યુ પામ્યો. તે લાંબા વખતથી બિમાર હતો અને આગલી રાતના શસ્ત્રક્રિયાના પરિશ્રમે તેની અંત ઘડી વહેલી લાવી મૂકી હતી.

અમને સીરનામું મળ્યું. તે સીરનામું એજન્ટનું હતું. તેને ખબર આપવામાં આવી અને તેના પાસેથી મને તે માણસના ભૂતકાળનો ઇતિહાસ મળ્યો. ભૂરા રંગના ઘરમાં રહેતો તે માણસ એક મહાન સર્જન હતો. તમે ડોકટરનું ત–નું નામ સાભળ્યું છે ને!'

'થોડાં વર્ષો પૂર્વે ગુમ થયેલ તે પ્રસિદ્ધ સર્જન ને!' મેં કહ્યું.

'હા, તેણે ...ગામની એક ઇસ્પિતાલમાં નાના સર્જન તરીકે ધંધાની શરૂઆત કરી હતી. સ્ટાફના નાના સર્જન તરીકે પણ તેની ધંધાદારી હુશિયારી અદ્‌ભુત હતી. તેની ચડતી પણ તેવી જ હતી. તેની મૌલિક પ્રથા તથા હુશિયારી તથા સફળ પરિણામોને અંગે ધંધાદારી જગતે તેને અદ્‌ભુત તરીકે જાહેર કર્યો. આ પ્રમાણે તે કીર્તિની ટોચે પૂરાં પાંચ વર્ષો સુધી રહ્યો. તે જ વખતે તે અદૃશ્ય થઈ ગયો.

મેં કહ્યું: 'હા, તમારા કહેવા પ્રમાણે તે અદૃશ્ય થઈ ગયો પરંતુ તેના કરતાં તેની પાછળ ઘણું બાકી છે. બાહ્ય જગતના મનથી ત–એક ધંધાદારી અદ્‌ભુત મનુષ્ય છ ઇંચની શસ્ત્રક્રિયાની છરીથી ગમે તે કરી શકે તેવો સ્વયંચાલિત યંત્ર હતો. પરંતુ આ તો તેના જીવનની એક જ બાજુ હતી. બીજી બાજુની તો મને પાછળથી ખબર પડી કે ત–તો બહુ થોડાને ખબર હતી તેમ–ખરો મનુષ્ય, માયાળુ તથા સહૃદય મિત્ર અને પ્રેમાળ પતિ હતો. જ્યારે ફટકો પડ્યો ત્યારે તેના જીવનના આ ભાગને હદ ઉપરાંત અસર થઈ હતી. તેની પત્નીનું અચાનક મૃત્યુ થયું. તે આઘાતમાંથી તે કદી બેઠો થયો નહિ. તે વધારેપડતા ઉત્સાહ તથા શક્તિથી પોતાના કામમાં પડ્યો પરંતુ તે આઘાતમાંથી મુક્ત થયો નહિ. કાયા ઘામાં હજુ ચીરા પડતા હતા. અને નિરાશામાં અંત-

ની જે શરૂઆત હતી તેમાં તેને આખરે આરામ મળ્યો, આ વસ્તુ 'મોર્ફિયા' હતા. જ્યારે કોઈ પણ મનુષ્ય અધઃપતનને પંથે વળે છે ત્યારે તમે તેના નાશના પ્રમાણની કલ્પના કરી શકો છો, તેની ધંધાદારી હુશિયારી ઓછી થવા લાગી; તેની પ્રતિભા ઘટવા લાગી. તેના સાથીઓને જેનો ભય હતો તે આખરે બન્યું. તેણે શસ્ત્રક્રિયામાં ભૂલ કરી તેને અંગે એક કીમતી જીવનનો નાશ થયો. પરંતુ બનવાનું બની ગયું હતું. તેને સ્વપ્નજગતમાંથી હડસેલો મારીને વાસ્તવિક જગતમાં આવવું પડ્યું. તેણે હોસ્પિટલ છોડી દીધી. ત્યાર પછી તેનું શું થયું તેની લોકોને ખબર પડી નહિ. પોતાની વહાલી પત્નીના સ્મરણ સાથે તે સુખશાંતિમાં રહેવા અદૃશ્ય થઈ ગયો. તેથી જ તેણે આવા અજાણ્યા સ્થળને પસંદ કર્યું હતું. તેને બીજો રસ ફક્ત તેના ધંધામાં જ પડતો હતો અને તેથી જ તેણે ઘરમાં શસ્ત્રક્રિયાનાં સાધનોથી સુસજ્જ ઓરડો રાખ્યો હતો. આટલી હકીકત છે. હા તે અમારા માટે બહુ કરી શક્યો નહિ.' સુરેન્દ્ર ઊંડા વિચારમાં ઊતરી ગયો.

હું મૂંગો રહ્યો. છેક તેના ઘર સુધી અમે ચુપચુપ ચાલ્યા આવ્યા દરવાજા પાસે તેણે ફરીથી અટકીને હસતાં હસતાં કહ્યું: 'આ બનાવમાં મને આટલો રસ કેમ પડ્યો તેની તમને નવાઈ લાગતી હશે જુઓ, જે છોકરાનું જીવન પંદર વર્ષ પહેલાં તે મહાપુરુષે બચાવ્યું હતું તે મારો ભાઈ હતો. તેણે ધીમેથી આગળિયો ઊંચો કર્યો અને ઘરમાં ચાલ્યો ગયો.

## આપો તો પ્રેમથી આપજો

અમે કુર્નૂલમાં કેટલાક મિત્રોને મળવા જતા હતા. અમે ચાર જણ હતા. મારા કાકા, હું તથા બીજા બે મિત્રો મોટરમાં મુસાફરી કરતા હતા. મારા કાકા કેવી મહાવ્યક્તિ છે જાણવા માટે તમારે તેની સાથે મુસાફરી જોઈએ. તેનું વર્ણન કરવાનું અશક્ય છે. તે એટલા પ્રેમાળ તથા ચપળ છે. તેના હોદ્દાને અંગે તેને વારંવાર લાંબી મુસાફરીએ જવું પડતું હતું. મને તો હમેશાં આશ્ચર્ય થયું કે, બસ, ટ્રેન તથા મોટરના હંમેશના કંટાળાને અંગે તેના રમૂજી સ્વભાવમાં કેમ ફેર પડ્યો નથી. તે હંમેશાં આનંદી તથા રમૂજી હોય છે. અને તેની સામું જોનાર પણ આનંદી થયા સિવાય રહી શકતો નથી

કુર્નૂલ જતાં રસ્તામાં નંદયાલ આવતું હતું ભૂમિના કલ્યાણ અર્થે યજ્ઞ કરવા આવનાર સાધુ સંબંધી વાતો પાડોશમાં કહેવાતી હતી. તેના વિષે અદ્ભુત બનાવોની વાતો થતી હતી. વાત એટલી હદ સુધી કહેવાતી કે તેના શિષ્યો તેમાંના કેટલાક શિક્ષિત મનુષ્યો હતા. સ્વામીના કપડાં નિચોવી કાઢેલ પાણીને 'તીર્થમ' તરીકે લેતા હતા!

અમે તે સ્થાન પાસે આવ્યા ત્યારે અમારામાંના એકે કહ્યું: 'કાકા, આપણે આ સંન્યાસીને જોવા જઈશું?'

બીજાએ કહ્યું: 'આ સ્વામીને જોવા જવામાં માલ નથી. માણસો તો ગાડરિયા પ્રવાહ જેવા છે. તેના વર્ગના ઘણા સંન્યાસીની માફક તે ધર્મને નામે ધૂતી ખાતા હશે.'

કાકાએ ગુસ્સે થઈને જવાબ આપ્યો: 'સંન્યાસીની મશ્કરી ન કરો. તેઓ તો મૂળથી શાંત સ્વભાવના તથા સહિષ્ણુ હોય છે. આપણા દેશમાં તેમાં હજુ કેટલાંક રત્નો પડ્યાં છે. અને આપણે તેમના માટે મગરૂબ થવું જોઈએ. તેમાં કેટલાક ધુતારા હોય છે તેની હું ના પાડતો નથી. પણ તેમાં સાચા કોણ છે તેની તમને ખબર ન પડે. એટલે તમારે બધાને ચલાવી લેવા. મેં મારી સગી આંખે જોયેલ એક સાધુની હું તમને વાત કરીશ. તેનું કાર્ય જોયા પછી આ સંન્યાસીઓ માટે મારા હૃદયમાં ખરેખરું માન ઉત્પન્ન થયું છે.

'તમે જાણો છો કે મારે ઘણી મુસાફરી

કરવી પડે છે. અહીં આવતાં પહેલાં હું દક્ષિણમાં હતો. એક વખત પ્રવાસમાં હું તાંજોર ગયો હતો. ત્યાં મારા એક મિત્રને ત્યાં ઊતર્યો હતો. હું જેને ત્યાં ઊતર્યો હતો તે મારા મિત્ર બહુ આગતાસ્વાગતા કરવામાં માને છે. તેનો સિદ્ધાંત છે કે 'જે કોઇ ઘેર આવે તેને જમાડવો.'

'તે દિવસે એક સંન્યાસી આવ્યા હતા. આપણે સામાન્ય સંન્યાસીઓને જોઇએ છીએ તે કરતાં તે જુદા દેખાતા નહોતા. તેણે ભગવાં કપડાં પહેર્યાં હતાં અને હરણના ચામડાની બનાવેલ નાની કોથળીમાં પોતાની વસ્તુઓ રાખી હતી. તેણે જણાવ્યું કે 'હું કાશી ખાતે વેદ પાઠશાળા માટે ફંડ એકઠું કરું છું.' તેણે યજ્ઞોપવીત પહેર્યું નહોતું. અને મારા મિત્રનાં પત્ની બહુ જૂના વિચારનાં હોઇ, કોઇ પણ રીતે તેને અમારી સાથે ભોજનગૃહમાં જમવા બેસવા દે તેમ ન હોતું. તેથી સંન્યાસીને કેળના પાંદડામાં ભોજન આપી બહાર ઓટા પર બેસાડવામાં આવ્યા. હું તથા મારા મિત્ર અંદર બેઠા. મારા મિત્રનાં પત્ની, તેની ટેવ મુજબ, ભોજન પીરસતી વખતે સઘળો સમય બડબડાટ કર્યા કરતાં હતાં. તેને ઘેર સંન્યાસી અણધાર્યા આવવાથી તે ઉશ્કેરાઇ ગયાં હતાં તે કાંઇ છાનું રહે તેમ નહોતું. સંન્યાસી તથા મારા મિત્રના ધ્યાનમાં પણ આ વસ્તુ આવી ગઇ હતી. ગમે તેમ પણ આ સંબંધી ઉલ્લેખ થયા વિના ભોજનવિધિ તો ચાલ્યો. અમે ભોજન કરીને આરામ માટે દીવાનખંડમાં ગયા.

'થોડા સમય પછી હું તથા મારો મિત્ર યુદ્ધની પરિસ્થિતિની ચર્ચામાં ઊતરી પડ્યા અને તેમાં એવા મશગૂલ થઇ ગયા હતા કે સંન્યાસી ઓટેથી ક્યારે ચાલ્યા ગયા તેનું અમને ધ્યાન રહ્યું નહિ. પાછળથી જ્યારે મને આ ખબર પડી ત્યારે હું તેની શોધમાં ગયો. તે શું કરતા હશે તેનું મને આશ્ચર્ય થતું હતું. તે વાડીમાંથી નળિયાં ભેગાં કરતા હતા. મેં તેને નળિયાંનું બહુ જ ઝીણું ચૂર્ણ બનાવતા જોયા. તેણે કેળનાં બે પાન મંગાવ્યાં. પછી બન્ને પાનને ઓટા પર પાથર્યાં અને નળિયાનો ભુક્કો લાવી એક પાન પર તેનો ઢગલો કર્યો અને અમે તેને અટકાવી શકીએ તે પહેલાં તો તે આખો ઢગલો ગળી ગયા અને પાન ખાલી થઇ ગયું! આ ભુક્કાનું ભોજન લીધા પછી તેણે પાણીનો પ્યાલો મંગાવ્યો. એક જ ઘૂંટડે તે આખો પ્યાલો પી ગયા. અમે તો આશ્ચર્યમુગ્ધ થઇને તેને નિહાળી રહ્યા હતા. પા કલાક વીતી ગઇ. પછી સંન્યાસીએ પાન પર ઊલટી કરી નળિયાનો બધો ભુક્કો, જેવો હતો તેવો સુક્કો કાઢ્યો. તેમ કરવામાં જાણે તેને કંઇ શ્રમ પડ્યો નહોતો. ખોરાકની સાથે અગર તો તે ભુક્કો લીધા પહેલાં તથા પછી પીધેલ પાણી સાથે તે ભળ્યાની કંઇ પણ નિશાની તેમાં નહોતી.

'પછી તે આવીને બીજા પાન પાસે બેઠા. પછી તો સૌથી વિચિત્ર વસ્તુ બની. જે ક્રમ ને સ્વરૂપે ખાધો હતો તે જ ક્રમ ને સ્વરૂપે ખાધેલ ખોરાકની ઊલટી કરી નાખી એટલે કે કઢી, ચોખા, ઘી, રસ વગેરે દરેક વસ્તુ તાજી, ગરમ જાણે કે રસોડામાંથી આવી હોય તેવી જ લાગતી હતી! ચોખા પણ એવા શુદ્ધ તથા સફેદ હતા કે કેમ જાણે હમણાં જ રાંધ્યા હોય. થોડા સમય સુધી તો હું નજરે જોયેલ આ વાત માની શક્યો નહિ. હું વિસ્ફારિત નેત્રો વડે આ જોયા કરતો હતો.

'પછી સંન્યાસી જવા માટે ઊઠ્યા. તેણે મારા મિત્રની પત્નીને બોલાવીને કહ્યું: 'તમે મને આપેલ ખોરાક પાછો લ્યો. અણગમાથી તથા ભાવ વિના આપેલ ખોરાકને હું પચાવી શકતો નથી. જો હું તેવો ખોરાક પેટમાં રાખું તો મારી રગેરગમાં ઝેર પ્રસરી જાય છે. આપવું હોય તો પ્રેમ અને ભાવથી આપજો. નહિતર બિલકુલ આપશો નહિ.'

'મારા મિત્રની અમે તેટલે વિનવણી છતાં તે રીઝ્યા નહિ અથવા તો તેના ઘરમાં ક્ષણભર રહેવા માટે કબૂલ થયા નહિ. જતાં પહેલાં

[ અનુસંધાન પાન ૩૬ મે

# અભરખો

'સૌજન્ય'

કમનસીબ !

કમનસીબ નહિ તો બીજું શું !

જયંતીને લગ્ન કર્યા પછી એમ લાગ્યું કે પરણવામાં તેણે ઉતાવળ કરી છે. અરે, ૭ મહિના થોભ્યો હતો તેવો છ મહિના જ થોભી ગયો હોત તોયે રંગ રહી જાત. આ તો થોડા માટે જ બગડ્યું. બીજું કંઈ નહિ તો ચિમનભાઈને લગ્ન પહેલાં પત્ર ય લખ્યો હોત તો યે વાંધો ન હતો. કમનસીબ...કમનસીબ નહિ તો બીજું શું !

લગ્ન કર્યાં ને ૭ મહિનામાં તો જયંતી અફસોસ કરવા લાગ્યો. પેલા કહેનારે ખરું કહ્યું છે કે ન માગે દોડતું આવે ! એમ તો જયંતીએ પરણવા માટે ઓછાં વલખાં માર્યાં હતાં ! થાય તેટલા પ્રયત્નો કરી છૂટ્યો હતો. જીભનો કૂચો વળી જાય તેટલી વાર સંબંધીઓને, મિત્રોને અને પ્રિય જનોને કહ્યું હતું : 'મારા લાયક કોઈ કન્યા હોય તો જોજો હો !' પણ એ વખતે કોઈ કન્યા આપતું ન હતું. એણે પોતે પણ 'લાયક' છોકરી પાછળ ફરવામાં ક્યાં બાકી રાખ્યું હતું ! કોલેજમાં હતો ત્યારથી જ છોકરીઓની મૈત્રી કરવા તેમની પાછળ ફરતો હતો. મૈત્રી તો એના ઘેર ગઈ, કોઈ છોકરી તેની સાથે બોલે તો યે તે ધન્ય બની જતો. એવી વાતચીતમાં જ તે મૈત્રીનાં, પ્રણયનાં અને પરિણયનાં બીજ જોતો. આવી બાબતમાં તે કદી નિરાશ થતો નહિ આજે નહિ તો કાલે, એ નહિ તો બીજી, કોઈ ને કોઈ જોડે મૈત્રી તો બંધાશે જ. પણ જયંતીની એ આશા તે બી. એ. થયો ત્યાં સુધી તો ન જ ફળી. એણે ઘણાં યે વલખાં માર્યાં પણ તેનું કંઈ ન વળ્યું. કોઈ છોકરીએ તેને દાદ ન આપી. ત્યારથી મનમાં ઓળા તો પડી ગયા હતા કે 'લાયક' છોકરી સાથે લગ્ન કરવું મુશ્કેલ છે જ. મુશ્કેલીમાંથી રસ્તો કાઢવો એનું જ નામ મરદાઈ. જયંતીએ મન સાથે નક્કી કર્યું હતું કે ગમે તેમ થાય, પરણવું તો 'લાયક' છોકરી સાથે જ પરણવું અને તેના આ નિર્ણયને લીધે તેણે તેનાં માબાપે નક્કી કરેલ વાત તોડી પણ નાખી હતી. શા માટે જીવન ખરાબ કરવું ! લગ્ન એ કંઈ મશ્કરી છે ! એ તે કંઈ રમત છે ! ગમે તેમ તે કેમ પરણાય '... અને નહિ પરણાય તો યે શું બગડી જવાનું છે !

શું બગડી જવાનું છે...એ સત્ય તો જયંતીને નોકરી વળગ્યા પછી જ સમજાયું. લગ્ન વગર તો આખી જિંદગી બગડી જતી દેખાતી. લૉજમાં જમવાનું, ઓરડામાં આવી જેલમાં પુરાયા હોઈએ તેમ પુરાઈ જવાનું. ન બોલવાનું કે ચાલવાનું. કોઈને ત્યાં યે વારંવાર શું જાય ! હરવાફરવાની યે મજા મારી ગઈ ! જમવામાં પણ એનું એ ! એક જ જાતનું જમવાનું મન પર ને શરીર પર પણ અસર કરવા લાગ્યું. જયંતીએ એક બે લૉજો બદલી પણ બધે યે કાગડા કાળા. શરીર નરમ-ગરમ હોય, અને માથું ચઢ્યું હોય તો યે ઉકાળો કોણ કરી આપે ! માંદેસાજે તો પૂછવું જ શું ! જેમ દિવસો જતા ગયા તેમ જયંતીને સમજાતું ગયું કે સ્ત્રી તો જિંદગીનું નમક છે. નમક વગરની જિંદગાની મોળી ખીચડી જેવી લાગે છે. અને ક્યારેક તો અકળાઈ ઊઠતો. પોતે કલ્પેલી 'લાયક' છોકરીની વ્યાખ્યામાં યે સમયસંજોગો જોઈ ફેરફાર કર્યા કરતો. પહેલાં તે મનમાં કોઈ કૉલેજ—કન્યાને પરણવાના કોડ રાખતો હતો. પછી તેણે નક્કી કર્યું કે મેટ્રિક સુધી હોય તોયે ચાલે. હવે તો તે જેતેને કહેતો કે આપણને સમજી શકે, શહેરી વાતાવરણમાં ભળી શકે એવી ગુજરાતી ભણેલી હોય તો યે ચાલે ! આવી 'લાયક' છોકરી પણ ક્યાં હતી ! તે તેની લાયકની વ્યાખ્યામાં નીચે ઊતરતો ગયો છતાં તેને કોઈ 'લાયક' છોકરી ન ભેટી.

નાતવાળા તો કોઈ પૂછતા જ નહિ. બધાને એમ થઈ ગયું હતું કે તેને તો નાતની કોઈ છોકરી પસંદ નથી. એને તો મોટી ભણેલી જોવે છે. એણે એક સંબંધ તોડી નાખ્યો એ પછી નાતવાળાઓએ તો તેના નામનો એકડો જ કાઢી નાખ્યો હતો. તેનું મિત્રમંડળ મોટું હતું. એકએકે તો તેમની પસંદગીનાં લગ્ન કર્યાં હતાં. કેટલાક તો લાગવગવાળા હતા. ધારે તો કાલે ઊભું કરી શકે! જયંતીએ તેમને કહ્યું પણ ખરું. તે તો જવાબ આપતાઃ 'એવું કોઈક હશે તો જરૂર જણાવીશું.' પણ જયંતીને કોઈ 'એવું' જણાવતા નથી. બે વર્ષ તો આમ નીકળી ગયાં!...ના, એ બે વર્ષ જયંતીએ ખેંચી નાખ્યાં. એ દિવસો કેમ કાઢ્યા હતા તે એક તેનું મન જાણતું હતું. તેણે પરણવાનો સો ટકા નિર્ણય કર્યો હતો પણ માણસના નિર્ણય પ્રમાણે બધું ઓછું જ ચાલે છે! કોઈ સ્નેહીજન સહેજ કહેતુંઃ 'હવે તો જયંતીભાઈ, પરણી જાઓ. ક્યાં સુધી ખેંચે રાખશો?'

'કોઈ પરણનાર તો જોઈએ ને?' તે હસીને જવાબ આપતો. સામેવાળો કદાચ એને ઉડાવ જવાબ માનતો હશે. પણ જયંતી માટે એમ ન હતું. તેને પરણવું હતું પણ કોઈ પરણનાર ન હતું. આ બાબતમાં તે કરે યે શું? નસીબની જ બલિહારી; નહિ તો આવું થાય? કોનો મેળ ખાઈ જાય છે ને એક તેનો જ મેળ કેમ ન ખાય? શરૂઆતમાં તો લગ્નની વાત કરતાં જયંતી જરા સંકોચાતો હતો, હવે તો ઓળખીતામાં પણ કહેતો કે કોઈ હોય તો જણાવજો. તેણે મન સાથે નક્કી કર્યું હતું કે પરણી તો જવું જ. ખેંચવાનો કોઈ અર્થ નથી. જોકે જયંતીની આંખ તો તેના ગામના કાન્તિએ જ ઉઘાડી. કાન્તિ ગામનો હોવા ઉપરાંત તેનો મિત્ર પણ હતો. તે કૉલેજ સુધી પહોંચ્યો ન હતો પણ વેપારમાં જયંતી કરતાંયે સારું કમાતો હતો. તેણે એકવાર જયંતીને કહેલુંઃ

'જયંતી! મારું માનતો હોય તો નાની-મોટી કે સારીનરસી કર્યા વગર પરણી જા. નહિ તો પછી સાવ રખડી પડીશ. પેલા ભાઈ કરી દેશે અને એ વાત નક્કી થઈ જશે એવી ગણતરીમાં રહીશ તો આટલાં બીજાં વર્ષ જશે તોયે તારું ઠેકાણું નહિ પડે.'

જયંતીને પણ મનમાં તો થયું કે કાન્તિ ખરું કહે છે.

'પછી તો પેલી વાત જેવું થાય.' હસીને કાન્તિએ કહ્યું. 'આપણા ગામડામાં એક વાત છે. એક જુવાન હતો. તેને ત્યાં એક કન્યાનું માગું આવ્યું. તે કહેઃ ના...ના...આ કન્યા તો નાની છે. બીજીનું માગું આવ્યું. કહેઃ આ તો કાળી છે. ત્રીજીનું માગું આવ્યું તે કહેઃ આ તો એકવડિયા બાંધાની છે...ખેતીનું કામે ન કરી શકે. આમ તેણે ત્રણ-ચાર વાત નકારી. પછી તો કોઈ પૂછવા યે ન આવે. પાંચેક વર્ષ તો એમ નીકળી ગયાં. એકવાર બે-ત્રણ જણા ક્યાંક ગામ જતા હતા. રસ્તામાં તરસ્યા થયા. વચ્ચે માર્ગમાં એક કૂવો આવતો હતો. બે-ચાર પનિહારીઓ પાણી ભરતી હતી. ત્યાં આ જઈને ખોબો ધરી ઊભો રહ્યો.

પાણી ભરનાર એક બાઈએ ટકોર કરીઃ 'લ્યો જુવાન, પાણી પીવું હોય તો પી લ્યો ...તમારે તો નાનીમોટી કરવામાં ભવ ગયો. ઘેર મારે છોકરા રોવે છે.'

'પેલાની આંખ ઊઘડી ગઈ. જેને તે નાની...નાની કરતો હતો તેને ઘેર તો છોકરાં!'

જયંતી નીચું મોં રાખી વાત સાંભળી રહ્યો હતો. કાન્તિએ તેની સામે જોઈ કહ્યુંઃ

'ચેતજે, તારી દશા ક્યાંક એ જવાન જેવી ન થાય. કાણીકૂબડી કર્યા વગર. જે આવે તેને પરણી જા.'

એ વાત પર જયંતીએ ખૂબ વિચાર કર્યો. તેને એમ દેખાયું કે તેની દશા પેલા જુવાન જેવી થઈ ગઈ જ છે. હવે મોડું કરે તે બધું નકામું છે. મિત્રોની આશા રાખવી નકામી છે. નહિ તો અત્યાર સુધીમાં કોઈક તો જણાવત ને કે આવી વાત છે. હવે ભ્રમમાં રહેવું નકામું છે.

પરણવું હોય તો વિના વિઘ્ને પરણી જવું જોઈએ. તેણે કાન્તિ મારફત ઘેર જણાવી પણ દીધું કે નાતમાંથી જેવી મળે તેવી છોકરી પરણવા તે તૈયાર છે.

–અને મહિના માસમાં તો તે પરણી યે ગયો. ગામડાની સાધારણ દેખાવડી અને ભાગ્યુંતૂટ્યું વાંચી શકે તેવી ગભરુ વહુ તેના ઘરમાં આવી. શરૂઆતમાં તો તેને મનમાં લાગી આવ્યું કે હું ક્યાં, મારી વહુ કાશી ક્યાં? એને તો પૂરી વાત કરતાં યે આવડતું નથી. પણ ધીમે ધીમે તેનો આ અસંતોષ ઓગળી ગયો. તેણે વહુને ગમાડી. તેનામાં રસ લેતી કરી. વખત મળ્યો તેમાં વાંચતી કરી. ઘરકામ માં તો કંઈ કહેવું પડે તેમ ન હતું. જયંતીની સેવા–ચાકરીમાં પણ તે પાછી પડે તેમ ન હતી. જયંતીનું ઘર બરાબર ચાલવા માંડ્યું. તેને એમ પણ થઈ ગયું કે પહેલેથી જ તે આવી કોઈકને પરણી ગયો હોત તો આજે વધુ સુખી હોત. જવાનીનાં વર્ષો નકામાં વેડફી માર્યાં.

પણ એક–બે વાતો એવી બની કે જયંતીનો અસંતોષ વધી ગયો. તેને જલદી જલદી પરણવા માટે પરતાવો થવા લાગ્યો. પરણવાને ચારેક મહિના થયા હશે ત્યાં તેનો એક મિત્ર વાત લાવ્યો. મેટ્રિક પાસ થયેલી એક શિક્ષિકા છે. મહિને પચાસ કમાય છે. દેખાવમાં તો તું જોઈને ગાંડો થઈ જાય તેવી છે. જોવો હોય તો જો આ તેનો ફોટો. જયંતી એક રૂપસુંદરીને જોઈ રહ્યો. ક્યાંય ખામી નહિ. સુરેખ મુખડું એવું તો મલકી રહ્યું હતું કે સીધું અંતરમાં ઊતરી ગયું. આવી...આ જ મળી હોત તો તેની જિંદગી બદલાઈ ગઈ હોત. પણ હવે તો નાઈલાજ હતો. પેલા મિત્રે ઠપકો પણ આપ્યો:

'ભલા માણસ! પરણતાં પહેલાં કાગળ તો લખવો હતો, મારા મનને એમ કે નક્કી થાય તો જણાવું. મારી મહેનત નકામી કાઢી.'

એની તો મહેનત નકામી ગઈ, જયંતીની તો જિંદગી જ નકામી જતી દેખાઈ. હવે તેને તેની વહુ કદરૂપી દેખાવા લાગી. વાતવાતમાં ગામડી માલૂમ પડવા માંડી. વારંવાર પેલી ફોટાવાળી મુખમુદ્રા યાદ આવવા લાગી. આટલેથી અટક્યું હોત તો તો ઠીક. આ વાતને પંદર દિવસ થયા ત્યાં ચિમનભાઈનો મુંબઈથી પત્ર આવ્યો. જયંતીને અને ચિમનભાઈને સારો સંબંધ હતો. તે ભણતો હતો ત્યારથી તેમની ઓળખાણ હતી. જયંતી તેમને મુરબ્બી જ ગણતો. તેઓ મુંબઈમાં એક કારખાનામાં નોકરી કરતા હતા. પગાર પણ ઘણો સારો મળતો હતો. તેમણે તેને મુંબઈ તેડાવ્યો હતો. તે જ કારખાનાના મેનેજરની એક બી. એ. થયેલી છોકરીની વાત હતી. ચિમનભાઈએ બધું નક્કી કર્યું હતું. માત્ર જોવા-મળવા પર બાકી રાખ્યું હતું. એ થાય તો તેને સારી નોકરી પણ મળી જાય તેમ હતું. ચિમનભાઈએ છોકરી બાબતમાં લખ્યું હતું:

'તું કહેતો હતો તેવી લાયક છોકરી આખરે મળી ખરી. બરાબર તારા લાયક. દેખાવડી તો છે જ છતાં ઘણી સાદી છે. તેના વિચારો પણ તારી પેઠે સેવાભાવી અને રાષ્ટ્રીય છે. એ લોકો નાતજાતમાં માનતા નથી. તેમને તો લાયક છોકરો હોય તો ચાલે. તારી બધી વાત કરી. એ લોકોને મારી વાત ખૂબ જ પસંદ પડી. એ છોકરી, એનું નામ કિશોરી. કિશોરીએ પણ મને ત્રણ–ચાર વાર તારા વિશે વિગતથી પૂછી જોયું. એણે પણ કહેવું: 'તમે કહો છો એવું હોય તો એ માણસ મારા વિચારનો જ

---

પાન ૩૩નું સાંધણ ]

તેણે કહ્યું: 'તમારા માયાળુપણાને અંગે જ હું તમારા કુટુંબને શાપ આપતાં રહી ગયો છું. હું જોઈ શકું છું તમારું હૃદય મૃદુ તથા માયાળુ છે. તમારે ગૃહિણીને માયાળુપણું તથા ઉદારતા શીખવવાનો સમય આવી ગયો છે.'

મારા કાકાએ પૂરું કરતાં કહ્યું: 'કઈ ધૂળમાં રત્ન સંતાયેલ પડ્યું છે તે તમે કદી ? કહી શકશો નહિ.'

છે.' આ દૃષ્ટિએ જોતાં મને લાગ્યું કે આખરે તારી તપસ્યા ફળી ખરી. ભલે વાર થઈ પણ તું માગતો હતો તેવું જ પાત્ર મળી ગયું.'

જયંતી કાગળ સામે જ જોઈ રહ્યો. બીજી વાર, ત્રીજી વાર એ વાંચી ગયો. કિશોરી... કિશોરીને નહોતી જોઈ છતાં તેની મૂર્તિ નજર સમક્ષ ખડી થવા લાગી. ચિમનભાઈએ કિશોરીને જોવા માટે તેડાવ્યોછે...પણ હવે શું થાય!

જયંતીએ નિઃશ્વાસ મૂકયો. એણે આટલાં વર્ષ ખેંચ્યાં તો પછી છ મહિનામાં શું ખાટું-મોળું થઈ જવાતું હતું? આ મળી છે તેવી વહુ તો જ્યારે ઇચ્છા કરી હોત ત્યારે મળી શકત. એ એના નિર્ણયમાંથી ચલિત થયો તેનું જ આ પરિણામ. તેણે મક્કમ મનથી પકડી રાખ્યું હોત કે ગમે તેમ થાય પણ 'લાયક' છોકરી સિવાય લગ્ન નથી કરવું તો જરૂર મળી રહેત. મળી રહેત શું, મળી જ છે ને? મુંબઇ જાઉં તેટલી વાર! ગ્રેજ્યુએટ, સંસ્કારી પાછી સેવાભાવી. બધી જ રીતે મને અનુકૂળ. અરે ચિમનભાઈની પસંદગીમાં ખામી હોય? એમણે બરાબર મારા મનની છોકરી શોધી કાઢી. પણ કયાં એ કિશોરી અને કયાં આ કાશી!

બે દિવસ સુધી તો જયંતીએ આ જ ગડમથલ કરી. ચિમનભાઈને જવાબ પણ ન આપી શકયો. તેની વહુ કાશી સામે નજર કરે અને હૈયામાં કકડતું તેલ રેડાય. આ મારી વહુ! નથી આવડતું પૂરું બોલતાંયે; નથી કપડાં પહેરવાની ગતાગમ! મિત્રો યે જોઈને હાંસી કરે છે. કયાંય સાથે તો લઇ જવાય નહિ. અરેરે...મેં કયાં ભૂલ કરી અને આવી ઢૈરીને પરણી બેઠો! ઉતાવળ કરી તેનું જ આ પરિણામ. જિંદગીમાં ભણેલી છોકરીને પરણવાનો અભરખો રહી ગયો.

આ કાશીની જગ્યાએ કિશોરી હોત તો! તો...તો ઘરની અને મારી બંનેની રોનક જ બદલાઈ ગઇ હોત! કિશોરી નામ કેવું પ્યારું લાગતું હતું? કિશોરી અને તે સાથે ફરવા નીકળત! મિત્રોને મળવા જાત. ટીકા કરનારાં બધાં મોંમાં આંગળાં નાખી રહેત. અરે મશ્કરી કરનારને કહેવું પડત કે ના જયંતી કહેતો હતો તેવી 'લાયક' છોકરી લાવ્યો તો ખરો. પણ હવે શું થાય? ફરી ફરીને આ ખડક આગળ તેનું વિચાર-નાવ આવીને અથડાવા લાગ્યુ. આ કિશોરીએ તો તેના જીવનની મજા હરી લીધી; તેની ઊંઘ પણ હરી લીધી. તેના જીવતરમાં જબરદસ્ત વસવસો રહી ગયો કે તેણે પરણવામાં ઉતાવળ કરી અને કિશોરી જેવી સ્વરૂપવાન, સંસ્કારી અને શિક્ષિત છોકરી ગુમાવી.

જયંતીએ કચવાતા મને ચિમનભાઇને પત્ર લખ્યો. એ વખતે પણ તેના દિલમાં કેવા દુષ્ટ વિચારો આવી ગયા! પોતે કુવારો જ છે એમ જણાવી કિશોરીને પરણી જાય તો? કાશીને તો ગામડે ધકેલી દેશે. શીદને જિંદગી ખરાબ કરવી? પણ એ કેટલા દિવસ ચાલે? કિશોરી આ ભેદ જાણી જાય ત્યારે? જયંતીએ કાશી સામે નજર કરી. આ ઢીમચું જ મારી આડે આવે છે. મરી યે જતી નથી. તો યે કંઈ રસ્તો નીકળે. આ ડોસું જ કયાંથી માથે પડયું? રડતી સૂરતે તેણે ચિમનભાઈને લખી તો નાખ્યું કે તે તેની ભૂલની સજા ભોગવી રહ્યો છે.

વળતી ટપાલે ચિમનભાઈનો ઠપકારો પત્ર આવ્યો. તેમણે લખ્યું હતુંઃ 'આવું જ કરવું હતું તો ભલા માણસ એક પત્ર તો લખવો હતો. કે તને જે તે સાચી સલાહ આપત. અત્યારે તો હું એટલું જ કહું છું કે તેં જીવનનો એક સારામાં સારો ચાન્સ ગુમાવ્યો છે. મેં એ પત્ર કિશોરીને બતાવ્યો. તેણે યે નિરાશ થઈ કહ્યું: 'એવી અભણ પત્ની સાથે તો એ બિચારા કેવી રીતે જીવી શકે?' ખેર! બનવાનું હતું તે બની ગયું. હવેથી કોઇ બાબતમાં ઉતાવળ નહિ કરતો નહિ તો મનમાં 'અભરખો રહી જશે.'

અભરખો! જયંતીના જીવતરમાં 'લાયક' છોકરી પરણવાનો અભરખો રહી ગયો. તેને

કાશી અળખે પડવા લાગી. હીડી યે ન ગમે. બોલાવે યે ન ગમે તે ઘરમાં યે નાછૂટકે જ આવતો. બધી મજા જ ઊડી ગઇ. આ બધાનું કારણ કાશી છે એમ માની કાશી સામે ઘુઘવાટિયાં કરતો. જયંતીનું જીવન ખારું થઈ ગયું.

એકવાર રસ્તામાં કાન્તિ ભેટી ગયો. તેઓ એક જ શહેરમાં હતા છતાં મળતા તો ભાગ્યે જ. કાન્તિ તેના વેપારની ધમાલમાંથી પરવારે નહિ અને મળે ય નહિ. જયંતી તો કદી તેને ત્યાં જતો નહિ. ઘણા દિવસે મળ્યા એટલે કાન્તિ નિરાંતે વાતો કરાશે એ બહાને હોટલમાં લઇ ગયો. ધંધાપાણીની અને એવી વાતો થઇ. કાન્તિએ સહજ રીતે પૂછ્યું:

'હમણાંથી દેખાયો જ નથી? તારું મોં યે ઊતરી ગયું છે. તબિયત ઠીક નથી કે શું!'

'તબિયત અને વગર તબિયત...મોટી તબિયત બગડી ગઈ પછી શું?'

'કેમ આમ બોલે છે? નોકરી તૂટી ગઈ?'

'નોકરીની તો કોણ પરવા કરે છે? થઇ ગયું થવાનું હતું તે...'

જયંતીએ નિરાશાનો શ્વાસ મૂકયો.

'ખબર પડે તેવી વાત તો કર.'

'શું વાત કરું કાન્તિ! તારા મારા જેવાના કહેવાથી લગ્ન તો કરી લીધું પણ હવે થાય છે મેં ઉતાવળ કરી નાખી. મારા જીવનમાં એક વાતનો અભરખો રહી ગયો કે 'લાયક' છોકરીને ન પરણી શકયો.'

'હવે મૂક ને એ વાત! લાયક અને બિનલાયક છોકરી જ કયાં હતી! કહે ને કે આ યે વળી મજા ગઇ તે વૈરા બેગો થયો.'

'એ તો તું માને છે. એ પછી તો ત્રણ-ચાર વાતો આવી: ભણેલી સારા ઘરની છોકરીઓ.'

'એ તો બધા વાતો...પહેલાં એ બધી ગઈ હતી?'

'તને વિશ્વાસ ન પડતો હોય તો વાંચ આ ચિમનભાઈનો પત્ર. ચિમનભાઈમાં તો તને વિશ્વાસ છે ને?' જયંતીએ હડફ લઇ ને ગજવામાંથી પત્ર કાઢયો. કિંમતી ધન હોય તેમ જયંતી એ પત્રને પાકીટમાં જ રાખતો હતો.

કાન્તિ પત્ર વાંચી ગયો.

'કેમ, છે ને હું કહેતો હતો તેવી છોકરી?' જયંતી જ બોલી ઊઠયો. 'થોડીક જ રાહ જોઇ હોત તો આ થઇ જાત ને?'

'આ રીતે વિચાર કરવો એ જ ખોટું છે. તેં લગ્ન કર્યાં એ વખતે આવી કોઇ છોકરી મળતી હતી? એ વખતના સંજોગોનો વિચાર કર. તું આ રીતે વિચાર કરીશ તો જિંદગીમાં ડગલે ને પગલે તને પસ્તાવો થયા કરશે. આજે બૈરીની બાબતમાં થાય છે, કાલે નોકરીની બાબતમાં થશે...અરે .કાલ ઊઠીને ખુદ તારી બાબતમાં થશે કે તું ગામડાગામમાં શાને જન્મ્યો. આના તે કંઇ અભરખા હોતા હશે?'

'મારી જગ્યાએ તું હોત તો તને યે આમ થાત.'

'ના. કદી મને ન થાય. હું તો વેપારી માણસ છું. આજે માલ વેચું ને કાલ ઊઠીને તેનો બમણો ભાવ બોલાય તો યે મને મનમાં દુઃખ ન થાય. એનું નામ જ વેપાર! જિંદગી પણ એવી જ છે. જે સંજોગમાં હોઈએ તેનો વિવેક કરી પગલું ભરવું તે આપણું કામ છે. પછી તેનો પસ્તાવો ન હોય. તું વિચારે છે એમ આ સટોડિયા વિચારતા હોત...તો તે બધા યે ટૂંપો ખાઈ મરી ગયા હોત! જીવનમાં આ પ્રમાણે ભરતી-ઓટ તો આવ્યા જ કરે.'

જયંતી વિચારમાં પડી ગયો હોય તેમ ચૂપ રહ્યો.

'તારા ઊતરી ગયેલા મોં પરથી જ કળી ગયો હતો કે તારી અંદર અસંતોષનો કીડો હાલ્યો છે. આપણા ગામડાનો જ સાદો દાખલો

[અનુસંધાન પાન ૪૦મે

ચંદુલાલ વ. ભટ્ટ

# સાગરની ગોદમાં

મધદરિયે તોફાનમાં એક વહાણ ભાગે છે. પિતા, માતા અને ચાર પુત્રોના એક કુટુંબને વહાણમાં જ રાખી સમસ્ત મુસાફરો હોડીઓમાં નાસી છૂટે છે. નીચે જળ અને ઉપર આભ એવી નિરાધારતામાં જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતા કુટુંબમાં, તોફાન શમતાં જીવનની આશા જાગે છે. હાથ લાગ્યાં તેવાં સાધનોથી તરાપો તૈયાર કરી ભાંગેલા વહાણમાંથી લઈ શકાય તેટલી ઉપયોગી સામગ્રી અને કૂતરા, મરઘાં જેવા જીવો સાથે એ કુટુંબ એક નિર્જન બેટમાં આવી પહોંચે છે. વસવાટ માટે તંબૂ ઊભો કરી થોડોક નિરાંતનો શ્વાસ લે છે. વળતે દિવસે બાપ અને મોટો દીકરો ફિલીપ બેટના પ્રવાસે ઊપડે છે. પ્રદેશની કુદરતી રચના અને વનસ્પતિ જોતાં જોતાં અને અવનવા અનુભવો કરતાં કરતાં બંને સાંજે નિવાસસ્થાને પાછા ફરે છે.

બીજે દિવસે ફિલીપ અને તેનો બાપ સામે ખડકમાં ભરાયેલા વહાણમાંથી જરૂરી વસ્તુઓ લઈ આવવા હોડી લઈ ઊપડે છે. દારૂગોળો, બીજી ઉપયોગી વસ્તુઓ તથા ગાય, બકરી, ગધેડું, ઘેટાં વગેરેના કાફલા સાથે બાપ-દીકરો પાછા ફરે છે. દરમિયાન મોટા વડલા જેવું એક ઊંચું ઘટાટોપ ઝાડ મળી જતાં તેના પર માળ બાંધી વસવાનું નક્કી થાય છે. સ્થળાંતરની પૂર્વતૈયારી રૂપે રસ્તામાં આવતી નદી પર પાટિયાંનો પુલ જહેમતપૂર્વક તૈયાર કરી, નવા સ્થાનકે જવાનું બીજા દિવસ પર મુલતવી રાખી સૌ હાર્યાથાક્યાં તંબૂમાં ઊંઘી જાય છે.

### [ ૮ ] સ્થળાંતર

આજે અમારો કાફલો અમારો આ મુકામ છોડી પેલા ઘટાદાર ઝાડ તરફ ઊપડવાનો હતો. આટલા દિવસમાં અમે સારો એવો સરસામાન એકઠો કરી લીધો હતો. તેમાંથી ઉપયોગી એવો બધો જ સામાન સાથે લઈ લેવાનો હતો. અહીં કોઈ કોઈ વાહન કે મજૂરો મળે તેવું ન હતું. પેલી ગાય અને ગધેડું એ અમારાં મોટાં મદદનીશ હતાં. બન્ને મોટાં ખાલી પીપો એ બંને જનાવરોની પીઠ ઉપર, છાલકાંની જેમ ગોઠવી દીધાં અને અમારો ખાવાપીવાનો લગભગ બધો જ સામાન, ઠામવાસણ, હથિયારો, દારૂની બાટલીઓ તથા બીજી પણ જરૂરિયાતની ચીજો એમાં ભરી લીધી.

આટલું કર્યું ત્યાં છોકરાઓની માએ કહ્યું કે કૂકડાનાં બચ્ચાંને અને કબૂતરોને અહીં છોડી જવામાં એમની સલામતી નથી.

પોતાની માની આટલી વાત સાંભળતાંવેંત છોકરાઓ તો દોડ્યા. એમને દોડતા આવતા જોઈ બધાં પંખીઓએ તો ઉડાઉડ કરવા માંડ્યું. કેમે કર્યાં એ બધાં પકડાય નહિ.

'તમે બધા આઘા ખસો. જુઓ, હું ઘડીક વારમાં પકડી દઉં.' છોકરાઓની મા છોકરાઓ તરફ જતાં બોલી. પોતાના ખોળામાં એણે થોડી ચણ આણી હતી. મીઠે અવાજે એ બધાં પંખીઓને બોલાવવા લાગી ને દાણા વેરવા લાગી. થોડી વારમાં એ બધાં જ એને ઘેરી વળ્યાં. હળુ હળુ એ જ રીતે તે એમને ચણ નાખતી નાખતી તંબૂમાં દોરી ગઈ. પછી એણે ઈશારત કરી એટલે જૅક આવીને તંબૂને અંદરથી બંધ કરી દીધો. થયું. એક પછી એક એમ બધાંને પકડી પકડીને એમના પગ દોરીથી બાંધી દીધા. પછી બધાંને મોટા ટોપલામાં એમને હવા મળે એ રીતે પૂરી દીધાં.

આટલું થયા પછી ગધેડા ઉપર થોડા કામળા ને ગોદડાં નાખી એના ઉપર ફ્રૅંકને બેસાડી દીધો. કેમકે એના સિવાયના દરેકને હાથમાં એક એક બંદૂક લઈને ચાલવાનું હતું.

બધી જ તૈયારીઓ થઈ ગઈ એટલે બાકી રહેલી ચીજોને તંબૂમાં ગોઠવી બહારથી તંબૂ કરી દીધો બંધ, અમે ભલે બીજે સ્થળે જઈ રહીએ પણ અમારો આ જૂનો મુકામ તો અમારે કાયમ રાખવાનો હતો.

· અમારી ટુકડીને મોખરે હતાં ફિલીપ અને એની મા. એમની પાછળ ચાલ્યા આવતાં હતાં ગાય ને ગધેડું (એના સવાર ફ્રૅંકની સાથે). ત્રીજે નંબર હતો બકરી ને જૅકનો. એ જ હરોળમાં પેલું વાંદરું પણ એની બકરી–માની પીઠ ઉપર સવાર થઈ ને આસપાસ નજર કરતું સફર કરી રહ્યું હતું. અર્નેસ્ટ ઘેટાંઓની સાથે હતો. અને છેવાડે હું બધાંની રખેવાળી કરતો ચાલતો હતો. અમારા બન્ને કૂતરાઓ ઘડી આગળ તો ઘડી પાછળ એમ દોડાદોડી કરી અમારું રક્ષણ કરી રહ્યા હતા.

વાતોના તડાકા મારતાં અમે નવો બાંધેલો અમારો પુલ ઓળંગીને આગળ વધ્યાં. પુલથી માંડ થોડાં આગે ગયાં હશું ત્યાં તો અમારી સાથેની પેલી કુકડી અમારી પાછળ દોડતી આવી. ત્યાંથી નીકળતી વખતે એને સાથે લેવાને માટે અમે ઘણા ય પ્રયત્નો કરેલા પણ એણે ભારે અકોણાઈ કરેલી. એટલે આખરે થાકીને અમે એને છોડી દીધેલી. હવે એને એમ લાગ્યું હશે કે પોતે સાવ એકલી પડી ગઈ છે ત્યારે અમને આંબી જવાની સાન એની મેળે આવી ગઈ હશે.

આ કાંઠે ઘાસ પુષ્કળ હતું એટલે જનાવરોને ચલાવવાં ભારે મુશ્કેલ હતાં. ઘડીએ ઘડીએ તેઓ ચરવાના લોભમાં આગળપાછળ થઈ જતાં. અમારા સૌના ડચકારવા ઉપરાંત અમારા કૂતરાઓ પણ ભસી ભસીને એમને આગળ ધપાવતા હતા.

ચારે તરફ ઘાસ જ ઘાસ દેખાતું હતું. એ ઘાસમાં ક્યારે અમારા કૂતરા ગુમ થઈ ગયા તેની ખબરે ય ન પડી. તેમ જ એમના એકાએક ગુમ થવાનું કારણ પણ ન સમજાયું. થોડી વાર પછી જ્યારે એમનો મોટે મોટેથી ભસવાનો, ને તેઓ ઘવાયા હોય એવી જાતનો અવાજ અમે સાંભળ્યો ત્યારે બધાંને ઊભાં રાખી ફિલીપ અને જૅક એ અવાજ તરફ દોડ્યા. અર્નેસ્ટ જરા ભડકીને એની મા પાસે પહોંચ્યો, પરંતુ હાથમાં પિસ્તોલ તો તૈયાર રાખી જ હતી. હું પણ સંભાળપૂર્વક જૅક અને ફિલીપની પાછળ પાછળ બંદૂક તૈયાર રાખી ઊપડ્યો. હજુ હું પહોંચું પહોંચું ત્યાં તો જૅકે બૂમ પાડી: 'બાપુ દોડો, દોડો એક મોટી જબરી શાહુડી છે.'

મેં ત્યાં પહોંચીને જોયું તો કૂતરાઓ વળી વળીને એક શાહુડી ઉપર હલ્લા કરતા હતા. દરેક હલ્લે એનાં અણીદાર પીંછાં એમના શરીરમાં ભોંકાઈ જતાં હતાં. એમના એ ઘામાંથી લોહી નીકળતું હતું અને વેદનાને કારણે એમના ભસવામાં વધુ ભયંકરતા આવતી હતી.

જૅકે જતાંવેંત જ પોતાના પટ્ટામાંથી નાની પિસ્તોલ કાઢી અને હિંમતપૂર્વક જેટલા નજીક

---

**અભરખો** પાન ૩૮નું સાંધણ ]

લે ને! કોઈની હવેલી જોઇ આપણે આપણી ઝૂંપડી બાળી નાખવી! હું તો આવી બાબતમાં નસીબ પર આધાર રાખું છું. તેં શોધખોળ કરવામાં કંઈ બાકી રાખી હતી? જે મળવાની હતી તે મળી. એનામાં રસ લઈ જીવતર રળિયામણું બનાવવું એનું નામ જ માણસાઈ છે. અભરખો કર્યા કરીશ તો તને હવેલી તો નહિ મળે પણ આશરો આપતી ઝૂંપડી યે નહિ રહે. આ કાગળનો ને એવા વિચાર મનમાંથી કાઢી નાખી જીવન જીવતાં શીખ.'

કાન્તિને લાગ્યું કે હવે વાત ચૂંથવી ઠીક નથી. એટલે વાતનો પ્રવાહ બદલાવી જયંતીને પણ બોલતો કરી દીધો અને થોડી વાર બેસી છૂટા પડ્યા.

જતાં જતાં કાન્તિએ જરા ટકોર કરી:

'અભરખો તો એનો રાખજે કે વિનાવાંકે તેં તારી પરણેતરને દુઃખી કરી.' અને હસતો હસતો તેની દુકાન તરફ વળી ગયો.

જયંતી આ વાક્યનો મર્મ સમજવા પ્રયત્ન કરતો હોય તેમ ત્યાં ને ત્યાં, ફૂટપાથ પર રહ્યો.

જઈ શકાય તેટલા નજીક જઈને એના માથા ઉપર નિશાન લઈને ભડાકો બોલાવ્યો. શાહુડી એક જ ભડાકે ઢળી પડી. જેકે ફૂદકો મારી આનંદની બૂમ પાડી.

ફિલીપના મનમાં જરા નાનમ આવી ગઈ. પોતાના કરતાં પોતાનો નાનોભાઈ પોતાની હાજરીમાં આવું પરાક્રમ કરી જાય એ જોઈને ફિલીપ બોલી ઊઠ્યો: 'અરે પણ આટલો બધો ઉતાવળો.શા માટે થયો ?'

એ સવાલ તરફ ધ્યાન આપ્યા વગર જેક ઉતાવળે ઉતાવળે પોતાનો પ્પીસારૂમાલ કાઢી, પેલી શાહુડીને ગળે બાંધી દઈ, એને ઢસડી સીધો પોતાની માને દેખાડવા પહોંચી ગયો. એની પાછળ અમે ય ઊપડ્યા.

ત્યાં પહોંચીને બધાં જ એ શાહુડીની આસપાસ વીંટળાઈ વળ્યાં. અર્નેસ્ટ એને જરા બારીકાઈથી જોઈને બોલી ઊઠ્યો: 'આ જનાવરને તો માણસની જેવા કાપવાના દાંત છે. તથા કંઈક માણસને મળતા પગ અને કાન પણ છે.'

સૌએ પોતપોતાની રીતે એનું અવલોકન કર્યું. છોકરાઓની મા તથા હું બંને જણાં અમારા બહાદુર કૂતરાઓના શરીરમાં ખૂંતી ગયેલ પીંછાં ખેંચી કાઢવા લાગ્યાં હતાં.

'વારુ, ત્યારે આને આપણી સાથે જ લઈ લેવું ને ?' મેં છોકરાઓને પૂછ્યું. તેમણે હા પાડી. એટલે પછી એક જાડું કપડું લઈ એને ત્રેવડું કર્યું. એમાં એના આખા શરીરને વીંટી, એનું બંડલ તૈયાર કરીને ગધેડાની પીઠ ઉપર, ફ્રેંકની પાછળ એને ગોઠવી દીધું.

વળી પાછી સવારી ઊપડી. હજી સોએક ડગલાં નહિ ગયાં હોઈએ ત્યાં અમારું ગધેડું હોંચી હોંચી કરતું પાછલે પગે કૂદવા માંડ્યું. અમે સૌ માંડ્યાં હસવા. પણ એની કૂદાકૂદ તો વધી પડી. ફ્રેંકની માના હાથમાંથી એની લગામ છૂટી ગઈ. ફ્રેંક ઉપર હતો. અમે ગભરાયાં. મેં દોડીને એને પકડ્યું ને તેને શું થાય છે તેની તપાસ કરી. જોયું તો શાહુડીનું એક પીંછું કપડામાંથી નીકળીને એની પીઠમાં ખૂંપ્યું હતું ! તરત એને સમું કરી લીધું. સારું થયું કે નાનો ફ્રેંક એમ ને એમ સલામત બેસી રહી શક્યો; નહિતર અમારી મુસાફરીમાં પહેલું વિઘ્ન એ જ થઈ પડત !

ફિલીપ આગળ ને આગળ રહેતો હતો. એમ કરવામાં કંઈક પરાક્રમ કરવાનું મળે તો એ પોતાને ફાળે જ નોંધાવવાનો એનો હેતુ હતો. પરંતુ એનો એ હેતુ બર આવે તે પહેલાં તો અમારા એ આશ્વાસન સમા ઝાડ પાસે અમે સૌ આવી પહોંચ્યાં.

કેવું જબરજસ્ત અને ઊંચું એ ઝાડ હતું ! કેવો જબરો એનો ઘેરાવો હતો ! કેવી વિશાળ એની ડાળીઓ હતી ! કેવો અફાટ એનો વિસ્તાર હતો ! જાણે કબીરવડનો ય કબીરવડ હતો ! આ ઝાડની ડાળીઓ ઉપર વસવાટને માટેનું ઘર બાંધી શકીએ તો જરૂર ઋતુઓની ઘણી તકલીફોમાંથી અને જંગલનાં જનાવરોના ત્રાસમાંથી સહેજે બચી જવાય તેમ હતું. ઉપરાંત ઝાડના થડની છાલ તદ્દન લીસી હતી અને ઊંચાઈ પણ ઘણી જ હતી એટલે ઝાડ ઉપર ચડી જનારાં રીંછની પણ દેન નહોતી, કે આ ઝાડ ઉપર આવીને અમને સતાવી શકે.

બસ, પછી તો અમે અમારાં બિસ્તરાપોટલાં માંડ્યાં ખોલવા. જનાવરોની પીઠ હળવી ફૂલ થઇ એટલે એ માંડ્યાં મોજથી ચરવા. પંખીઓને છૂટાં કર્યાં એટલે એ બધાં પણ ચણની શોધમાં નીકળી પડ્યાં. ઘેટાંબકરાં ય તે લીલું મજાનું ઘાસ ભાળી ઊંધું ઘાલી ચરવા માંડ્યાં. મોટાં જનાવરો બહુ દૂર ચાલ્યાં ન જાય એટલા માટે એમના પગે પછાડી નાખી દીધી.

રાતવાસા દરમિયાન સુરક્ષિત રહેવાય તેવી જાતનું કામચલાઉ રહેઠાણ ઊભું કરવા વિશે અમે પતિપત્ની ચર્ચા કરતાં હતાં ત્યારે ફિલીપ અમારી નજર બહાર નીકળી ગયેલો. અમે એકાએક બંદૂકનો અવાજ સાંભળ્યો. હજુ કંઈ વધુ વિચાર કરીએ ત્યાં બીજો અવાજ આવ્યો.

'બરાબર વીંધાઈ ગયો!' એવી ફિલીપની બૂમ પણ સાથોસાથ સંભળાઈ.

અમે ઊઠીને આસપાસ નજર ફેરવી ત્યાં અમારો એ શિકારી એક જંગલી બિલાડાને મારી એને ઢસડીને લઈ આવતો દેખાયો.

'શાબાશ, બેટા, શાબાશ! બહુ સારું કર્યું. તેં આપણાં પંખીઓને બચાવી લીધાં. જો તેં આમ ન કર્યું હોત તો આજે રાત્રે આપણાં કૂકડાં તથા કબૂતરોનો ઘાણ નીકળી જાત. હજુ ય તમારે આવાં પ્રાણીઓથી સાવચેત જ રહેવાનું છે.' મેં શાબાશી આપતાં જણાવ્યું.

'કુદરતમાં આવાં ક્રૂર પ્રાણીઓ થતાં જ શા માટે હશે?' અર્નેસ્ટે પૂછ્યું.

'એ તો બેટા, આપણી અક્કલની બહારનો વિષય છે. હકીકત તરીકે જેવાં આપણે માનવીઓ તેવાં જ એ પ્રાણીઓ. આપણે માનવીઓ એ પ્રાણીઓને મારીને એમની ચામડીનો જાત જાતનો ઉપયોગ કરીએ છીએ. શિયાળામાં જુદી જુદી જાતનાં રુવાંટીવાળાં જનાવરોનાં ચામડાં આપણે વાપરીએ છીએ. રીંછ, જંગલી બિલાડાઓ, સાઇબીરીઆની ખિસકોલીઓ વગેરે ઠંડા મુલકના પ્રદેશોનાં જનાવરોની ચામડી એવા ઉપયોગ માટે ખૂબ જ વપરાય છે.' મેં જણાવ્યું.

'અને પેલી સીલ માછલી આવે છે તેની ચામડી ઉપયોગમાં નથી આવતી?' અર્નેસ્ટે પૂછ્યું.

'તે ય ઉપયોગમાં આવે છે.' મેં જવાબ વાળ્યો. 'સ્વભાવે તો એ ભયાનક પ્રાણી છે. છતાં જે રીતે જંગલી કૂતરાઓને આપણે પાળેલા બનાવી શકીએ છીએ તે રીતે એ સીલ માછલીનું પણ બને છે.'

આટલી વાત થઈ એટલે પછી અમે એ જંગલી બિલાડા પાસે બેઠા. એની ચામડી ઊતરડીને રાખવી એમ નિર્ણય થયો એટલે મેં છરીથી એની ચામડી ઊતરડી લીધી ને એને સૂકવવા મૂકી દીધી. એના પગની ચામડીમાંથી છરી, ચમચા વગેરે માટેનાં ઘરાં થઈ શકે, તેવું હતું એટલે એ જુદી ઉતારી. બીજી બાજુ પેલી શાહુડી પણ હતી: એનો ય કંઈક ઉપયોગ તો કરવો જ જોઈએ ને! એનાં પીંછાં ધીરે ધીરે ખેંચી કાઢીને તેમાંથી અમે સીવવાના સૂયાઓ તથા આણુના છેડા બનાવ્યા. વધ્યાં તેમાંથી કૂતરાઓના નવા પટ્ટા બનાવ્યા. ચામડાના એ પટ્ટાઓમાં અણીદાર ખીલીઓની જેવા ધરચા ખોસી દીધા. અમે એ પટ્ટાઓ કૂતરાઓને શિકારે જતી વખતે ગળે બાંધતા. કોઈ પણ જંગલી જનાવરની સામે થવામાં આટલું રક્ષણ તેમને ખૂબ જ મદદગાર નીવડે તેમ હતું.

આ દરમિયાન નાનો અર્નેસ્ટ ને ફ્રેંક પણ નવરા બેઠા ન હતા. આસપાસથી પથરા ગોતી લાવી તેઓ એમની માને ચૂલા તૈયાર કરવામાં મદદ કરતા હતા. ઝાડની નાનીમોટી ઊપડે તેવી સૂકી ડાળીઓ ને ઝાંખરાં ઢસડી ઢસડીને બળતણ માટે લાવી તેઓએ ઢગલો બનાવ્યો હતો. એમની મા રસોઈની તૈયારી કરતી હતી.

અમે સૌ એની આસપાસ ગોઠવાયા.

'વારુ બાપુ, આ પણે દૂર દેખાય છે તે ઝાડ શાનાં હશે?' અર્નેસ્ટે સવાલ કર્યો.

'આ બધાં ઝાડ આપણી તરફનાં ઝાડ કરતાં જુદાં પડે છે. એનાં પાંદડાં એક બાજુ પોપટિયા રંગનાં છે અને બીજી બાજુએ લગભગ સફેદ દેખાય છે. મને લાગે છે કે એ જંગલી અંજીરનાં છે. એના મૂળમાં અમુક જાતનો વળાંક છે, અને એનાં થડ ખૂબ જ ઊંચાં છે.' મેં જવાબ વાળ્યો.

'પણ એ તો નદીઓને કાંઠે અથવા તો ખૂબ ભેજવાળી જગ્યામાં ઊગે ને!' અર્નેસ્ટ બોલ્યો.

'વાત તારી સાચી છે.' મેં જણાવ્યું. 'પરંતુ એ તો એક ઘેરા રંગનાં અંજીર જ એવી જગ્યામાં ઊગે છે. આવાં લાલ અંજીર નહિ.'

અમારી આટલી ચર્ચા ચાલી ત્યાં નાનો ફ્રેંક અંજીર ખાતો ખાતો આવી યે પહોંચ્યો. એણે

મા તો એને અંજીર ખાતો જોઈ ગભરાઈ ગઈ. ગુસ્સામાં એ એને વઢવા લાગી: 'ગાંડિયા, જોયા–કારવ્યા સિવાય તું તે ગમે તે ચીજ મોંમાં કાં મૂકવા લાગે છે?'

'ના, મા! પેલી બાજુ આવાં ઢગલાબંધ પડ્યાં છે. આપણાં કબૂતરો ને બીજાં પંખીઓ પણ એ હોંશે હોંશે ખાય છે. મેં ય જરા ચાખ્યું તો લાગ્યું ગળું એટલે હું ય ખાઉં છું.' ફ્રેંક બોલ્યો.

મેં વચ્ચે પડીને એનું ધ્યાન ખેંચતાં જણાવ્યું: 'એમાં ગભરાવા જેવું કશું નથી. એ ખાઈ શકાય તેવાં અંજીર જ છે. નિયમ તરીકે જે ફળ કે શાકભાજીને પક્ષીઓ કે વાંદરાંઓ ખાય તે માણસને માટે ખોરાકની વસ્તુ ગણાય છતાં મને પૂછ્યા વગર એક પણ અજાણી વસ્તુ મોંમાં ન જ નાખવી.'

અર્નેસ્ટે પોતાની ભૂલ કબૂલ કરી ને પછી વળતાં જણાવ્યું: 'પરંતુ બાપુ! નાળિયેર તો સારાં હોય છે છતાં પંખીઓ ખાતાં નથી.'

'એ તો એની કાચલી બહુ કઠણ અને જાડી હોય છે, એટલે. ઉપરાંત દરેક નિયમને અપવાદ પણ હોય છે એ પણ એટલું જ સાચું છે.'

અમારી વાતચીત પૂરી થઈ કે તરત જ ફ્રેંક પોતાની પાસે થોડાં અંજીર વધ્યાં હતાં તે લઈને પેલા વાંદરાના બચ્ચા પાસે દોડી ગયો. જઈને એની આગળ એણે ધરી દીધાં. જાત જાતના મોંના ચાળા કરતું એ બધાં અંજીર સફાચટ કરી ગયું.

અમારું ખાણું તૈયાર થઈ ગયું હતું. સૌ વ્યવસ્થિત રીતે બેસી ગયાં. શાહુડીનું માંસ અમારે ખપ લાગ્યું. રોટીને બદલે બિસ્કીટ હતાં. બિલાડાનું માંસ કૂતરાને નાખવામાં આવ્યું.

અમીને માટે શાહુડીના બનાવેલા સૂપાને કાણાં પાડવાનાં હતાં એટલે ખીલીને ગરમ કરી કરીને પીંછાંની જાડી બાજુના છેડામાં ગરમાગરમ ખીલી ઘોંચી દઈને કાણાં પાડ્યાં. એવા સૂપાનું એક બંડલ બનાવ્યું.

આટલું કામ પૂરું થઈ ગયા પછી રાતવાસાની વ્યવસ્થાનો અમે વિચાર કરવા લાગ્યા. તત્કાળ ઉપર ચડીને વ્યવસ્થા કરવાનું કામ ધાર્યા કરતાં મુશ્કેલ જણાયું. [ચાલુ

## સાચું અધિકારી!

ઘરને આંગણે કકળી કકળીને થાકેલ ભિખારીને જ્યારે, નવી વહુએ સાસુની ધાકે આગળ જવા કહ્યું અને એ સાંભળતાં જ કંકાસણી સાસુનો મિજાજ ગયો; અને અંદરના ઓરડામાંથી ધૂંવાંપૂંવાં થતી બહાર આવી આપે ચાલી જયેલ પેલા ભિખારીને પાછો બોલાવ્યો.

જ્યાંથી નકારો મળ્યો ત્યાં જ ફરી જવાનું થયું પણ ભિખારીને આશા બંધાણી.

'તને આ આજની આવેલી છોકરીએ આગળ જા એમ કહ્યું'તું ને? હં, મારા આંગણે આવેલને આગળ જવાનું કહેનારી ઈ કોણ?'

ભિખારી તો આ સાંભળતાં અંદરથી હરખાયો. એણે તો જાણે સાસુવહુની રૂંસારૂંસીમાં ઝોળી ભરાઈ જશે એવી આશા સાથે કહ્યું: 'હા માડી.'

'ઈ તો આજની આવેલ વહુ. બા કાંઈ એના બાપનું ઘર નથી. ઘર મારું છે. જે કાંઈ કહેવું-કારવવું ઇ મારા હાથની વાત છે.' સાસુએ વહુ સામે આંખો ઝીણીપહોળી કરતાં કહ્યું. પછી ભિખારી સામે જોઈ ઉમેર્યું: 'હે, જા અહીંથી કાંઈ નહિ મળે. આગળ જઈ માગી ખા.'

# ઊર્મિલા

લેખક : પારાશર્ય
સંક્ષેપક : મગનલાલ પઢિયા

[ 'સમકાલીન સાહિત્યમાં ખરે અભિવૃદ્ધિરૂપ ગણાય ને તેથી ફરી ફરી રસાસ્વાદને પાત્ર હોય તેવાં ૧૯૪૩ નાં ગણતર પુસ્તકોમાં 'ઊર્મિલા'ને સ્થાન છે.' ( વિજયરાય ક. વૈદ્ય )

'સરોવરજળમાં સરતા હંસ પેઠે પ્રશાંત રીતે પ્રસરતું તેનું સુરેખ પાતળું વસ્તુ; પ્રકૃતિનાં મનોહર પલટાતાં સજીવ દશ્યોની અનેરી મોહિની પાથરતું વાતાવરણ; લેખકની ઊંડી સૌંદર્યભાવનાની સાક્ષી પૂરતા રૂપ, રંગ અને સંગીતનાં વચ્ચે વચ્ચે કલામયતાથી વેરાયલાં દશ્યો; વાર્તાલાપની શિષ્ટતા, મધુરતા અને ધ્વનિગર્ભતા; હૃદયની લાગણીઓ કે ભાવમંથનોનું સૂક્ષ્મ પૃથક્કરણ કરવાની વિરલ પ્રતિભા; કાવ્યત્વની મધુર ફોરમ પાથરતી હારશૃંગારના પુષ્પ જેવી સુકુમાર મૃદુલ ભાષા...આ બધાં તત્ત્વો આ નવલને ઉચ્ચ સર્જનની કક્ષામાં મૂકી શકે એમાં પ્રશ્ન નથી.' ( રવિશંકર મ. જોષી )

આજે તો હવે સિદ્ધહસ્ત કવિ અને વાર્તાકાર તરીકે ખ્યાતિ પામેલા શ્રી પારાશર્યની, વિવેચકો અને સામયિકો તરફથી એક સરખો આદર પામેલી નવલકથા 'ઊર્મિલા'નું અત્રે રજૂ થતું સંક્ષેપીકરણ હજી સુધી જેમણે એના વાચનનો રસાસ્વાદ નથી લીધો તેમને અવશ્ય તે વાચવા પ્રેરશે.

—સંપાદક ]

ઊર્મિલા અને હું સાથે ભણેલાં અને ઘણો સમય સાથે રહેલાં. એકબીજાનાં કુટુંબો પ્રત્યે સંબંધ સારો હતો અને અમે બંને લગ્નથી જોડાઈ જાત. પણ લગ્નમંડપ નીચે દામ્પત્યનાં આસન-બાજોઠ જ નંખાયાં નહિ. દ્વારમાં બંધાયા વિના જ તૈયાર થયેલા આસોપાલવનાં તોરણ સુકાઈને વેડફાઈ ગયાં. જે પલ્લવમાં સહજીવનનો માળો બાંધવાની ઇચ્છા હતી એ પલ્લવ જ સુકાઈને ઝાંખરા જેવો થઈ નિઃશેષ થઈ ગયો. માળામાં ગૂંથવા માટે કમળતંતુ લઈ આવેલી પેલી હંસલી જ ક્યાંક ઊડી ગઈ હતી. આમાં નિમિત્તરૂપ ઊર્મિલા હતી એમ જ્યારે વિચાર આવે છે ત્યારે મન વધારે ઉદાસીન જ થઈ જાય છે. ઊર્મિલાના અને મારા પિતા અમારા બંનેનું વેવિશાળ નક્કી કરતા હતા ત્યારે જ 'મારે જ ઊર્મિલા સાથે લગ્ન કરવાની ઇચ્છા નથી' એમ ઊર્મિલાના પિતાને મારે જાતે કહેવું એમ ઊર્મિલા તરફથી સૂચન થયું. આમ કરવામાં મશ્કરી કરી પ્રેમાભને કોક વખત વીંધી નાખવાની ઊર્મિલાની જૂની ટેવ પણ કદાચ હોય. પણ, જીવનનાં મુદ્દત્તનાં કાર્યોમાં મેં મશ્કરીનું સ્થાન માન્યું નથી. મેં તો ઊર્મિલાના સૂચનનો તરત જ અમલ કર્યો.

ત્યાર પછી મારી એમ. એ.ની પરીક્ષા હતી તે આપી દીધી ને પછી હું દેશમાં ગયો. દેશમાં જતાં જ પ્રભુ સાથે મારું વેવિશાળ થયું. તુરત લગ્ન લેવાયાં. કંકોત્રી, આમંત્રણ-પત્રો લખાયાં. ઊર્મિલાને મેં આગ્રહ કંઈ ઓછો લખ્યો ન હતો પણ તે ન આવી. શીપ્રાસેન્ટની એક શીશી મોકલી ને સાથે એક કાગળ; જેમાં લખ્યું હતું: 'મારી માફક માત્ર સુગંધ વેરી દૃષ્ટિ સામે જ ચીમળાઈ જનાર ફૂલ મોકલવા વૃત્તિ હતી, જેથી સુગંધ યાદ રહે પણ સુકાતા ફૂલની પાંદડીની શી જરૂર? પણ ત્યાં પહોંચે ત્યાં સુધી ફૂલ તાજાં અને સુવાસિત ન રહે તેથી સેન્ટ જ મોકલું છું. સ્વીકારશો.'

સાંજે પાણી છાંટેલું વિશાળ ફળિયું, ઉપર ફોર વરસાવતા લીમડાના વીંજણા અને ઉનાળાની પુષ્પસજિત રાતનું વાતાવરણ લઈને લગ્ન પછી હું પાછો મુંબઈ ઊતર્યો કે તરત જ સોદલો અને ટ્રામ-બસના અવાજ વચ્ચે અકર્તવ્ય, આળસુ, નિરુત્સાહ, બેકાર હોવાનું કોઈ અકારણ આત્મભાન મને અકળાવવા

લાગ્યું. ઊર્મિલાને સાથે રાખીને સાહિત્ય-પ્રકાશનનું કાર્ય કરવાની યોજના પડી ભાંગ્યા જેવી હતી. એટલે એક ઠેકાણે વાઇસ પ્રિન્સિ-પાલ–શિપ માટેનો જોગ (નોકરી) હતો તે વિશે વાતચીત માટે હું ઊર્મિલાના મોટાભાઈ વ્યોમેશને મળવા તેના રૂમે ગયો. વ્યોમેશ નહોતો પણ ઊર્મિલા ઉપર છે એમ જાણવા મળ્યું. ઊર્મિલાના રૂમનું દ્વાર બંધ હતું. અંદરથી દિલરુબા સાથે ગાવાનો અવાજ આવ્યો. ગાનમાં એક એવો તો તલસ્પર્શી વિષાદ હતો કે મનમાં વિક્ષોભ થતો હતો. દ્વાર ઉઘાડવાનો અવાજ થતાં જ તેણે તે તરફ જોયું ને બોલી ઊઠી: 'ઓહ તમે!'

એક જ ઘુમ્મટ તળેની સરસ્વતીની સહોપાસના અર્થે સાહિત્યસર્જનના કરવા ધારેલ કામને અંગે વાત નીકળતાં મેં કહ્યું: 'મેં એ માટે ત્રણ કાગળો લખ્યા હતા. તમે કશું જ જણાવ્યું નથી. ધારું છું કે મારો દોષ નથી.'

'નથી, તમારો દોષ જરા પણ નથી. સમજું છું કે સહુનું હું જ કારણ છું. હું જ દોષિત છું પણ મને ખબર ન હતી કે નહીં જેવા સાદા દોષ માટે આટલી બધી આકરી સજાઓ ભોગવવી પડતી હશે.'

'મન કેમ આવેગમાં આવી જાય છે, ઊર્મિલા? હું તો કારણ નથી આપતો ને!'

'નહિ નહિ, જરા યે નહિ. મૂંગું રહેવું એ જ વધારે યોગ્ય છે.'

'આવી બાબતમાં કોક વખત સ્પષ્ટીકરણ જરૂરી છે.' મેં કહ્યું.

'હજી સ્પષ્ટીકરણથી મારા પર શું કરવા ધાર્યું છે!' કહી ઊર્મિલા ખુરશી પરથી બેઠી થઈ. 'તમારે વાંધો ન હોય તો મને અત્યારે એકલી રહેવા દો.'

હું ઊભો થયો એટલે બોલી: 'કૃપા કરી હવે મને પત્ર ન લખશો...ને કહો કે મને ફરી મળવા નહીં આવો.' ને પછી બેસી પડી બોલી: 'હું દિલગીર છું...પણ ખરું કહું છું, તમારી આ અવજ્ઞા નથી. મારામાં જ તમને મળી શકવાની હિંમત નથી તેથી જ આમ કહું છું.'

ને આખરે હું જવા માંડ્યો ત્યારે પૂછી બેઠી: 'કોક દિવસ તમારે બારણે આવીને ઊભી રહું તો ધક્કો નહીં મારો ને?'

[ ૨ ]

ઉપરના પ્રસંગને ત્રણ વર્ષ વીતી ગયાં. તેમાં આજે એકાએક ઊર્મિલાનો પત્ર આવી ચડ્યો. તે મુંબઈ આવી હતી. બીજે દિવસે પોતાને ત્યાં મળવા લખ્યું હતું. આ ત્રણ વર્ષમાં પ્રભુએ ઊર્મિલા વિશે જાણવા ઘણી વાર જિજ્ઞાસા વ્યક્ત કરેલી પણ હું એની અવધિ લંબાવ્યે જ ગયો હતો. ઘણાખરું કરીને જાણવાની પ્રભુએ જરૂર પણ નહોતી જોઈ.

પ્રભુ સાથે મારી જિંદગી અવિધિતગતવાળા ચાલી જાય છે એ વાત મેં ઊર્મિલાને એક પત્રથી જણાવેલ પણ ખરી એટલે હું મોડો પહોંચવાથી પોતાને ઘેરથી નીકળી મારે ઘેર જઈ, ઘર ન મળવાથી પાછી ફરતી ઊર્મિલાને રસ્તામાં હું ભેટી ગયો ને પાછો મારે ઘેર લઈ ગયો. ત્યારે પ્રભુને જોઈ ને એણે જે પ્રશ્ન કર્યો–'આ...એ જ તમારી પ્રભુ?'–એ પ્રશ્નમાં એ પત્રના મારા વાક્ય 'મારી પ્રભુનું' સ્પષ્ટ સૂચન હતું એ હું જોઈ શક્યો.

અમે ઘેર પહોંચ્યાં ત્યારે પ્રભુ સરસ્વતીચન્દ્ર વાંચતી હતી. 'સરસ્વતીચન્દ્ર' વિશે તે ઉત્સાહભેર ઊર્મિલા સાથે વાતો કરવા લાગી પણ પછી સત્કારભાવ જાગૃત થતાં બોલી ઊઠી: 'મને વાતોમાં રસ પડે છે તેથી જ બેસી રહી ને! પણ હું હમણાં આવું. ચા મૂકી દઉં પછી જ વાતો કરીએ.' કહી પ્રભુ ઝપાટાભેર રસોડા તરફ ચાલી ગઈ.

પ્રભુના આવા સૌમ્ય નિઃસંકોચ આનંદથી ઊર્મિલા તાજુબ થઈ. પ્રભુના જવા સાથે એકદમ મૂંગી અને ઢીલી થઈ પોતાના બંને હાથ ભેગા કરીને તે આંગળામાં આંગળા

પરેશની ધીમે ધીમે મરકવા લાગી. પ્રાઇમસ પેટાવી 'ચા કે કોફી?'નું પૂછવા આવેલ પ્રમુને ઊર્મિલાએ નિરાશ કરી. તે જવા ઊઠી. પ્રમુએ આગ્રહ કર્યો. પણ તેણે તે માન્ય ન રાખ્યો. છતાં પ્રમુએ ઊર્મિલા પાસેથી 'ફરી આવીશ' એવું વચન તો લીધું જ.

[૩]

એ ગયા પછી મારું મન વિચારે ચડ્યું.

આજે ત્રણ વર્ષે ઊર્મિલાએ મને એકાએક મળવા બોલાવ્યો હતો. કોઈ એક ઉતાવળ હતી તેથી જાતે અહીં મળવા આવી અને છતાં મળવાનું પ્રયોજન તો જણાવ્યું નહિ. કદાચ ત્રણ વર્ષ સુધી જે પડેલો એકાએક અપરિચિતતાનો પડદો નાખ્યો હતો તે પાડો ખસેડી લેવા આવી હતી. વિચિત્ર વાત તો એ હતી કે આજ ત્રણ વર્ષે મળ્યાં તોપણ કોઈથી ઉચ્ચાર સરખો યે થઇ શક્યો નહિ. પ્રમુને જોઈને કદાચ ઊર્મિલા મૂગી થઇ ગઇ પણ હું યે ન બોલી શક્યો. આગમન પણ યથોચિત વધાવ્યું નહિ ને જવા દીધી. પ્રમુને ભૂલી ઊર્મિલાની પાછળ જતું મન કહેવા લાગ્યુ: 'અચ્છોદનું સૌંદર્ય, ઔદાર્ય–ઉપકાર હંસ અવગણતો નથી પણ માનસની યાદ એને સતાવે છે. એ કંઈ હંસનો દોષ નથી.'

પણ પાછી પ્રમુએ મારા જીવનમાં કોઈ અજાણ રીતે વહાવી દીધેલ માધુર્યની ગંગાની યાદ આવતાં થતું, 'એ ઉપમા જ ઊંધી છે. અચ્છોદ તું કોને ગણે છે!'

[૪]

એ વાતની મને પાછળથી ખબર પડી કે ને રાત્રે મને સખત તાવ ચડેલો ને તાવના ઘેનમાં મેં ભાન ગુમાવ્યું હતું. સવારે જ્યારે હું જાગ્યો ત્યારે મારા ઓશીકા પર બેસીને ઊર્મિલા મારા કપાળ પર પોતાં મૂકતી હતી. હું અચંબો પામી ગયો.

'ઊર્મિલા! અહીં ક્યાંથી?'

'હા. તમને બહુ ટેમ્પરેચર છે એમ પ્રમુબહેનનો ફોન હતો. મને તુરત બોલાવી તેથી કારમાં આવી. અટકતાં અટકતાં તે બોલી: 'નર્સ થઇને આવી છું...'

તેણે વાક્ય અધૂરું મૂક્યું જોઇ મેં પૂછ્યું: 'નર્સ એટલે?'

'નર્સ એટલે...બીજાની જ વેદના ઓછી કરવા સારવાર કરે તે. પોતાનો વિચાર...' તેણે ફરી વાક્ય અધૂરું મૂક્યું.

બારણામાં અવાજ થયો ને અમને બંનેને જોતી, આવતાં જરા અચકાતી પ્રમુ ઉંબરામાં ઊભી રહી

'જાગ્યા?' તેણે પૂછ્યું, 'તાવ હવે કેટલોક છે?' પછી આવીને મારા ઓશીકા પર ઊભી રહી. મારો હાથ હાથમાં લીધો ને બોલી: 'તાવ ઘણો ઓછો લાગે છે. કેમ લાગે છે તમને? રાતે તો ભારે જલસો જમાવેલો હો! યાદ આવે છે કાંઇ?'

મેં માત્ર નકારમાં માથું હલાવ્યું.

'ચા લાવું કે?' પ્રમુએ પૂછ્યું.

મેં માથું નમાવી હા કહી.

પ્રમુ ચાનું પૂછીને ગયા પછી ઊર્મિલા મારી નાડીનો વેગ માપતી હતી. પલ્સ મપાઇ રહી હશે એમ માનીને મેં આંખો ઉઘાડી ત્યાં ઊર્મિલા મારી સામે તાકી રહી હતી. એ આંખોમાં કંઇક થાક, કંઇક વિષાદ, કંઇક શંકા, અને સહેજે તૃપ્ત ન થાય એવી સ્પષ્ટ તીવ્ર અપેક્ષા હતાં.

'યાદ આવે છે એ દિવસ...' તે બોલી: 'જે દિવસે તમે જ આજના આ પ્રસંગની આશા વ્યક્ત કરેલી! તમે કોઈ એક દિવસ માંદગીના બિછાને મારી સારવાર માગીને કોઇ મીઠાશ અનુભવતા હો.'

'જે જીવન ભવિષ્યમાં કંઇ જ-ઐયપ્રેમ કરનાર નથી એ જીવનના સ્મરણની સાંકળે નાવને લંગારી રાખવાથી હવે શો ફાયદો છે!' મેં કહ્યું.

ત્યાં પ્રમુ ટ્રે લઇને અંદર દાખલ થઈ.

જરા સંકોચાઇને ઊર્મિલા ખસી ને થર્મોમિટરને ઉતાવળે એક બાજુ પલંગ પર મૂકી ટીપોઇને નજીક લઈ આવી.

મેં ચા પી લીધા પછી પ્રભુ બોલી: 'તમારે તો આજે કશું લેવાનું નથી. આજ તો અમારે વાસ્તે રસોઇ બનાવવાની છે. કહો તમને શું ફાવશે, ઊર્મિલાબેન !'

'મને ? મારે તો અત્યારે જ જવું છે. બેચાર સંબંધીને ઘેર જમવા નોતર્યા છે.' ઊર્મિલાએ આ બાબતમાં પ્રભુને આજ પણ ફાવવા દીધી નહિ.

'તમે એવું કારણ બતાવો છો કે મારો આગ્રહ તૂટી પડે છે; પણ તમારે શું એમ ને એમ નહાયાધોયા વગર જવું છે !'

'બહુ મોડું થશે. વળી હું આ જ કપડાં ભર...'

'એની ચિન્તા ન કરો. મોડું નહિ થાય. કપડાં નવાં આપીશ. ચાલશે ને ?'

'ચાલશે.' ઊર્મિલાએ સહેજ ક્ષોભથી કહ્યું.

[ ૫ ]

ઊર્મિલાને કપડાં કાઢી આપી પ્રભુ મારી ઑફિસે ફોન કરવા પડોશમાં ગઇ.

રૂમનું દ્વાર ખખડ્યું. નજર ફેરવી જોઉં છું તો ઊર્મિલા એકદમ વિચિત્ર વેશે ઉમરમાં ઊભી હતી. અસ્તવ્યસ્ત વાળમાંથી ઝૂકીને એકાદ લટ કપાળના ખૂણામાં ભમર પર વીખરાયેલી પડી હતી ને લાંબો ચોટલો ખભા ઉપરથી છાતી ઉપર પડ્યો હતો, જેના છેડામાંથી તાજો જ દોરો નીકળી ગયો હતો. આંખો વધારે મર્મવેધક અને સાશંક હતી.

'મને માફ કરશો ?' તેણે પૂછ્યું.

'દોષ જાણ્યા વગર માફ શેનું કરવાનું છે, ઊર્મિલા ?'

'હું મારું કેશ પોકેટ લેવા આવી છું.'

ઊર્મિલા આગળ આવી. તેણે ટેબલનું ખાનું ખેંચ્યું. સહેજ નમીને તેણે ખાનામાંથી કેશ પોકેટ લીધું. ઉઘાડ્યું ને અંદરથી દાંતિયો હાથમાં લીધો. મારા સામે જોતાં જોતાં સીધી થતાં તે થંભી ગઇ. એનું શિર મારી બહુ જ નજીક હતું.

'આજે હું કોઇ અયોગ્ય સાહસે ચડી હોઉં એમ લાગે છે.' તે બોલી, 'મનને થાય છે કે રોઈ લઉં, પણ ગળું બહુ સાંકડું છે ને રૂંધાય છે ત્યારે ઉપાય નથી સૂઝતો.' પછી થોડી વાર રહીને બોલી: 'એક ગીત ગાવું છે, ગાઉં !'

મેં હા પાડી એટલે તેણે ગીત ગાયું, જેનો ભાવ આ હતો: 'રાધા કહે છે: 'હે કાન ! સન્મુખ ઊભો રહે. તારાં સ્થિર નયનોમાં મને મારું મુખ જોઇને સેંથી પાડવા દે. હે મોહન, વર્ષોનાં ડોળાં નીર જોઇજોઇને હું ક્યારની યે સેંથી પાડ્યા વગર દાંતિયો લઇને ફરું છું.'

ગીત પૂરું થયું. બારીમાંથી પ્રભુને પાછી ફરતી જોઇ ઊર્મિલા નાહવા ચાલી ગઇ.

[ ૬ ]

નાહીને ઊર્મિલા ગઇ. ને મારું મન ફરી તરંગે ચડ્યું. વાંચનમાં મન પરોવવાના વ્યર્થ પ્રયત્ન સામે જાણે કોઇક ભીતરથી કહેતું હતું: 'તારા મનને સહેજે પાંખો આવી છે તો તેને એના મનગમતા પ્રદેશમાં ઊડવા દે. શા માટે એ પાંખો તોડી તારા મનને શુષ્ક જમીન પર ઢેઇ લઇને બુદ્ધિને હિંડોળે ચડાવે છે ! તારી આંખ તો વાંચતી નથી. ઊઘડું પાનાના અક્ષરો તો ભૂંસાઈ જાય છે ને તેના ઉપર એ જ ઊર્મિલાનું વદન, વીખરાયેલા વાળ, ખભા પરથી આગળ પડેલો ચોટલો ને ભીની મૂંગી આંખો ને ડૂસકામાં નિશ્વાસ મૂકવાની તૈયારીમાં થંભી રહેલો અધરોષ્ઠ, જાણે કહે છે: 'ગાઇ લેવા દે.' એને જે ગાવું છે તેને કાન દઇને સાંભળતો ખરો. કાંઇ નહીં, તારાથી એ લલાટ પર કે શિર પર હાથ ન ફેરવી શકાય તો, પણ ભલા આદમી, એકાદ સાંત્વનનો શબ્દ પણ તારા મોઢામાંથી નહીં નીકળે !'

અને આંખો બંધ કરતાં જ લગ્ન પહેલાંના ઊર્મિલા સાથે ગાળેલ કાળનાં સ્મરણો ધસી આવ્યાં. એકાદ બંધ બાંધવાથી વિશાળ તીરની વેળુમાં ધસ્યે આવતી રમ-ઝૂનીઝ ઝરતીનાં જળ થંભી જાય ખરાં? તાદૃશ પ્રસંગો નજર સામે તરવરવા લાગ્યા

હું જોઈ રહ્યો: પીંખરાયલા વાળ, ખભા પરથી આગળ અસ્તવ્યસ્ત ઢળેલો કેશવિસ્તાર, મ્લાન વદનચન્દ્રને ખંડિત અપેક્ષાર્ત નયનો...

[ ૭ ]

સાંજે ઊર્મિલા પાછી આવી ત્યારે પ્રમુ બજારે ખરીદી માટે ગઈ હતી. હું બારી પાસે ઊભો હતો ને મારી નજર રસ્તા પર ઉતાવળે ચાલી આવતી ઊર્મિલા પર પડી. વરસાદ પછીનો તડકો અત્યારે સાંજના નીકળ્યો હતો, ને રસ્તા પર તથા મેંદી પર પડી રમણીયતાનો લહાવ આપી રહ્યો હતો. અહીં સબર્બમાં વસ્તી કરતાં વનસ્પતિનું પ્રમાણ વધારે છે. ઘેનભર્યાં વૃક્ષો-માંથી તૃપ્તિ નીતરી રહી હતી. ઉન્માદ પછીનું ઘેન જાણે વનસ્પતિને ઘેને,-ભય લઈને-શાંત પડ્યું હતું.

ઊર્મિલા આવી ત્યારે મારો જૂનો કૉલેજ-મિત્ર બલવન્ત મારી ખબર કાઢવા આવેલ તે જવાની તૈયારીમાં હતો. ઊર્મિલાને પણ તેનો પરિચય હતો. ઘણે વખતે અમે ત્રણે જૂનાં મિત્રો મળતાં બલવન્તે રાત્રે પોતાને ત્યાં સંગીતનો જલસો રાખવાનું નક્કી કર્યું. બલવન્ત સારો સંગીતજ્ઞ હતો. અમે પણ રાત્રે આવવાનું કબૂલ કર્યું ને બલવન્તે રજા લીધી.

ઊર્મિલા પ્રમુના આમંત્રણને માન આપી ત્રણ-ચાર દિવસ રહેવાના નિર્ણય સાથે બૅગ વગેરે લઈને આવી હતી. તે બધું મૂકીને સ્વસ્થ થયા પછી મારી પાસે આવી બોલી: 'હું સાહિત્ય-પ્રકાશનની પહેલી સંસ્થા શરૂ કરવા માગું છું. તમે કહેતા હતા તેમ જ કામ ઉપાડવાનો મારો વિચાર છે. હવે હું એમ ઇચ્છું છું તમે મને આમાં મદદ કરો.'

'ઘણી ખુશીથી.' મેં કહ્યું. 'ઊંક આવી નોકરીમાં જીવન પૂરું કરવાની કલ્પનાથી જ મારું તો માથું દુખવા આવે છે'

'સ્લેવરી (ગુલામી) લાગે છે, નહિ?'

'ના ના, ઠીક એવું તો નહીં, પણ જિંદગીનો ઉત્સાહ તો ઓછો થાય છે ખરો.'

'તમને એમ લાગતું હશે એમ મને શંકા તો હતી જ.'

હું ચમકી ગયો. શાની શંકા? અત્યારે ઊર્મિલા મારી આ વાતમાંથી શું તારવતી હતી? તે કંઈક બોલી પણ મારું ધ્યાન ન હતું.

'મારો બધો જ બોજો તમે ઉપાડી લઈ શકો તેમ છો એમ તમને નથી લાગતું?' ઊર્મિલાએ કંઈક કુતૂહલથી મારી સામે જોતાં કહ્યું.

'ના, ના.' મેં કહ્યું, 'કર્તવ્યપરાયણતા કદાચ હશે. પણ એ કામ માટે શક્તિ કે હિંમત એમાંથી કશું મારામાં નથી. હું એકલે શિર બોજો સહન ન કરી શકું.'

'એકલે શિરની વાત જ ક્યાં છે? હું સાથે જ છું. જીવનભરનું કામ છે. મારે કાંઈ એકા બાંધવો નથી. એક બળદે ઓગો ચાલે, ગાડું નહિ. મારે તો પાલાવાળું ગાડું બાંધવું છે ને સીમની મોજ લેવી છે.'

હું ફરી વિચારમાં પડ્યો.

બહારથી થેલી સાથે ઓસરીમાં પ્રમુ દાખલ થઈ. ઊર્મિલા અતિ ઝડપથી દૂર ખસી ગઈ. મને ભય પેઠો કે કોઈ અયોગ્ય મિનાની શરૂઆત થઈ ચૂકી છે, નહિ તો પ્રમુને આવતી જોઈને આમ ગુનેગારની પેઠે ભડકીને દૂર ખસવાની ઊર્મિલાને શી જરૂર હતી?

વાતોમાં ને વાતોમાં બલવન્તને ત્યાંના રાતના પ્રોગ્રામની વાત પ્રમુને કરવી જ હું ભૂલી ગયો. એટલે બલવન્તનો પુત્ર વામન જ્યારે તેડવા આવ્યો ત્યારે પ્રમુએ મને પૂછ્યું: 'મને પૂછ્યા વગર તમે હા કેમ કહી દીધી? ને મને

પહેલાં કેમ ન કહ્યું ! હું ના કહી આવત. તબિયત કેવી છે એ જાણો છો ?'

'તબિયત અત્યારે સારી છે.' મેં કહ્યું.

'અત્યારે સારી છે ! ધારો ત્યારે તમે તબિયત સુધારી શકો છો. પણ આ વરસાદ અંધાર્યો છે ને બહુ જ વરસવાનો છે.'

હું ઘણો જ ઉતાવળો થઈ ગયો હતો. મેં કહ્યું: 'પણ ઘર એટલું જ નજીક છે ને ! ચાલો.'

'તમારી ઇચ્છા.' પ્રભુએ કહ્યું ને મૂંગી ઊભી રહી.

બૂટ પહેરતાં મેં ફરી પ્રભુને કહ્યું: 'ચાલ.'

'હું ! હું નથી આવતી.'

પ્રભુ ન જ આવી. હું અને ઊર્મિલા ગયાં.

## [ ૮ ]

જલસો કાંઈ જામ્યો નહિ. હજુ શરૂઆત જ થઈ હતી ત્યાં બલવન્તને સિનેમા કંપની-નું તેડું આવ્યું. અમારી ગાડી માગતો તે ગયો ને અમે વરસતા વરસાદમાં પાછાં ફર્યાં.

ફરી મારું મન વ્યગ્ર થયું. એક વાત ન કહેવાની ભૂલ થઈ હતી. પ્રભુને શંકા થાય એવો દોષ થતો હતો. પણ વાત કહેવી ભૂલી ગયો એ દોષ એટલો ભારે નહોતો. ખરો દોષ તો ત્યાં જ હતો કે પ્રભુને કદી નહીં–કદી નહીં ને આજ હું આમ વિચિત્ર રીતે આઘાત થાય તેમ જવાબ આપી રહ્યો હતો.

સાંકડા રસ્તાની બંને બાજુ મેંદી અત્યારે વરસાદની ઝડીમાં સામસામી ભારથી ઢળી ગઈ હતી. વરસાદ જોરથી પડતો હતો. ઊર્મિલા અને હું ધીમે ધીમે નજીક નજીક મૂંગાં મૂંગાં ચાલ્યાં જતાં હતાં. હું વિચારતો હતો: 'હું ખરેખર દોષિત છું. અત્યારે જ જઈને પ્રભુને કહું: 'માફ કર પ્રભુ, ભૂલ મેં જ કરી છે. કબૂલ કરું છું કે મારાં છલનજળ ડોળાયાં છે. પણ એ ઉગ્ન બહારનો છે. હું એને અંદર આછરવા નહીં દઉં. મારા પ્રવાહને વેગે બહાર ફેંકી દઈશ.' ને પ્રભુ એ માનશે ? માનશે જ.'

સાથે સાથે એમ પણ થયું કે ઊર્મિલાને પણ અહીં જ ઊભી રાખીને કહી દઉં: 'તું પણ માફ કર. જે ફૂલ જે માળામાં ગૂંથાયેલું છે તે ત્યાં જ હવે ભલે રહ્યું. શા માટે એ ફૂલની સુગંધ માટે એ ફૂલને એની માળામાંથી ખેંચી તોડીને તારી બીજી માળામાં પરોવવાના યત્ન કરે છે !'

પણ કંઈ જ બોલાયું નહિ ને ઘર આવી ગયું. રડીને સૂજી ગયેલી ટગ ટગ જોતી માન-ભંગ આંખો જોવા છતાં પ્રભુ સાથે પણ વાત ન થઈ. પણ મોડેથી બંને સૂઈ ગયાં હશે માની મેં કાન માંડ્યા તો પ્રભુ ને ઊર્મિલા વાતો કરતાં હતાં, ને ક્યારેક હસતાં પણ હતાં. એ સાંભળી મને એક જાતની રાહત મળી.

પછી તો ઊંઘ આવી ગઈ; ક્યારે, એ કાંઈ યાદ નથી.

## [ ૯ ]

સવારે જ્યારે હું જાગી ગયો ત્યારે હજી બહુ જ વહેલું હતું. આંખ ઉઘાડી તો પરસાળી બારી સોંસરવી કૃષ્ણદ્વાદશીના ચંદ્ર પર પડી. ચંદ્રની પડખે જ રોહિણી ચમકી રહી હતી. ચંદ્ર જરાય ઝાંખો લાગતો ન હતો પણ પરો-ઢની ઝાલર બજી ગઈ હતી. ઓશીકાની બારી પરથી પ્રભાતનો ધીમો ધીમો પવન મારી છાતી પરની ચાદરમાં ચાંદનીની સાથે નાનાં ધીમાં આન્દોલન જગાવતો હતો. હું એને શ્વાસમાં ખેંચી રહ્યો, પડ્યો પડ્યો અર્ધતંદ્રા-માં આ મીઠાશ અનુભવતો હતો. ત્યાં બારણું હલવાનો અવાજ થયો. મેં એમ ને એમ પડ્યાં પડ્યાં અધઉઘાડી આંખે જોયું તો પ્રભુ હતી. મેં આંખો બંધ કરી દીધી.

પ્રભુનો આ નિત્યનો ક્રમ છે. સવારે મારા ઓશીકા પર ગૂંથ્યા વગર, એ કહે છે કે એને દિવસની તાજગી નથી મળતી. ક્યારેક પગનાં તળિયાંમાં મદમદિયાં કરી તે મને જાગ્રત કરે

છે. ક્યારેક કાનમાં ફૂલની દાંડલી ખોસી જગાડે છે કયારેક કપાળ પરથી માથાના વાળ માં આંગળીઓ ફેરવતાં ફેરવતાં ગાઈને ઉઠાડે છે અત્યારે પણ તેને જોઈ મન કોઈ સ્વપ્નમાં મધુર આશા સેવતુ રાહ જોતું રહ્યુ

તેના શ્વાસનો અવાજ મે અનુભવ્યો એ સુખના અધિક સાંનિધ્યની હું રાહ જોઈ રહ્યો પણ કશુ જ બન્યુ નહિ નિત્ય સ્પર્શની પેલી આશા નિષ્ફળ ગઈ પ્રભુ એમ ને એમ ચડી ગઈ

મને ખાતરી થઈ કે પ્રભુનો શાંત સરલ સ્વભાવ હોવા છતાં તેના મનમાં પણ વિક્ષોભ આવી ગયો છે મારુ મન મને કહી રહ્યું 'શુ ઉકેલ જ ભૂલી ગયો એ અપમાન કર્યું હતું તે ? એ પ્રેમ-વર્ષાને તો તારી જીવનવન રાજી પર વરસી તને જળદ્રુપ કરી લેવાની આકાંક્ષા હતી પણ એ ન થયુ દૂર દૂર વરસી ને નેવામાં ને ભૂમિના વળમા જેટલુ બને તેટલુ જળ પૂરી પૂરીને તારાં મૂળિયાં સુધી અજાણ રીતે જીવનરસ પહોંચાડવાનો યત્ન કરી કરીને એ તો સંતોષ લેવા માગે છે'

મને થયુ રસોડામાં જઉં ને કહું 'મને ક્ષમા કર રાત્રે જે જોયુ એ જો સત્ય હતુ તો આ પણ સત્ય છે એનો સ્વીકાર કર.'

રસોડામાં ગયો પણ ખરો પણ પ્રભુએ મને પથારીમાંથી ઊઠવા માટે જ ઠપકો આપ્યો મે કહ્યુ 'પ્રભુ! મારે એક ખાસ વાત કરવી છે'

'અત્યારે ? ના વાતનો સમય નથી અત્યારે તમારી કોઇ વાત સાંભળી શકું તેમ નથી' પ્રભુએ કહ્યુ 'હવે જાઓ, સૂઇ જાવ'

'જઉં છુ, પ્રભુ' મે કહ્યું, 'પણ આમ ખફા થવાની કશી જ જરૂર નથી આમ મોઢુ ચઢાવવાનુ કશુ જ કારણ નથી' પણ પ્રભુએ મને વધુ ન બોલવા દીધો હું પાછો રૂમમાં ગયો

પ્રભુ સાથે સ્પષ્ટીકરણ ન કરી શક્યો તે ? મનને મનાવ્યુ કેવળ વાકચોપડા થી ? કબૂલાત કરીને આત્મગુણ ગાવા કરતાં પ્રભુ અનુભવી શકે એવી સત્ય વર્તનની સુવાસ ફેલાવવી એ જ ઇષ્ટ છે'

[૧૦]

ઊર્મિલા આજે સવારે મારા રૂમમાં આવી ત્યારનુ એનુ આગમન, એવુ તો નિસંકોચ હતુ કે મને આશ્ચર્ય થયુ અને ચા લઈને પ્રભુ આવી ત્યારે એના વદન પર પણ પરિવર્તન થઇ ગયુ હતુ ઊર્મિલા આવી તે પહેલાંનુ સ્વાસ્થ્ય અને ગૌરવ પ્રભુએ ધારણ કરી લીધાં હતાં ચા પીવા બેસતાં પ્રભુએ ઊર્મિલાને કહ્યું 'આજ તો તમે પ્યાલા ભરો હું જોઉં કે એમના ટેસ્ટને માફક ચા તમે હજી કરી શકો છો કે ભુલાઇ ગયું છે ?'

અમે ચા પીતા હતા ત્યાં ડૉક્ટર મોહન ભાઇ આવ્યા તેમણે મને તપાસી કહ્યુ 'તમે આજ તદ્દન નોરમલ છો'

ઊર્મિલાની સાહિત્ય-પ્રકાશન શ્રેણીમાં મોહનભાઇએ 'આરોગ્ય અને અન્ન' વિશે પુસ્તક લખી આપવુ એમ ઊર્મિલાએ તેમની સાથે ઠરાવ્યુ, એમાં રકઝક બહુ થઈ પણ આખરે મોહનભાઇએ કબૂલ કર્યું.

'વાતને પકડી રાખવાની તમારી શક્તિ મને ખરેખર બહુ ગમે છે કામ તો જ પાર ઊતરે છે' મે કહ્યુ પ્રભુ ડોક્ટરને વળાવવા ગઈ હતી

'એ તમારો સાથ છે એટલે જ મને બહુ હિંમત રહે છે' ઊર્મિલાએ કહ્યુ

'મારો સાથે કેટલોક ?'

'એ હવે ન બોલશો' કહેતી ઊર્મિલા અંદરના રૂમમાં ચાલી ગઈ

ઊર્મિલાને મારે કહેવુ હતુ 'મારા સાથ થી જો જીવનસાથ જેવુ તું કશુ કલ્પતી હો તો એવી કોઇ ઊંડી આશા રાખવાની હવે તું ભૂલ ન કરીશ'

પણ એ કહેવાયું નહિ એકદમ આઘાત કરવાનુ મને રૂચ્યું નહિ

[ ૧૧ ]

વાદળ ઘેરાયાં હતાં. પણ એ આજ ને આજ વરસશે એવી તો કલ્પના પણ નહોતી. સાંજે પાંચેક વાગે હું પડોશના પુરુષોત્તમભાઈ સાથે વાતો કરતો હતો. ત્યાં અંદર ઊર્મિલા અને પ્રમુ વચ્ચે આવેશભરી વાતચીત થતી સાંભળી.

'તમે આ શું કરી રહ્યાં છો?' ઊર્મિલાનો સ્વર સંભળાયો.

'બરાબર સમજું છું. જિંદગી પલટો માગે છે.' પ્રમુનો ઉત્તર હતો.

ઝમ્છ્‌મ દઈને ચાવીના ઝૂમાનો બેગના પતરા પર પડવાનો અવાજ થયો ને સાથે જ ઊર્મિલા બોલીઃ 'રાખો, એ કશું મારે નથી જોતું.'

પુરુષોત્તમભાઈ ગયા.

ઉતાવળે બારણું ઊઘડયું ને અંદરથી વેગથી ઊર્મિલા બહાર આવી. તેના મુખ પર લોહી ધસી આવ્યું હતું. આંખો સજલ ખિન્ન સમી તાકી રહી હતી. પણ નિશ્ચયાત્મક કોઈ વલણની છાપ ભમરના મધ્ય ભાગમાં અંકાઈ ગઈ હતી. મારો હાથ હાથમાં લઈ રૂંધાયેલા અવાજે તે શ્વાસભેર બોલીઃ 'તમે...તમે...આમ ન હોય. તમે જાઓ...પ્રમુ બહેનને સમજાવો. એમને કહો કે મારે ખાતર છેક આમ ન કરે.'

ઊર્મિલાને એ જ રૂમમાં છોડી હું અંદર પ્રમુ પાસે ગયો. જોયું તો પ્રમુ શિક્ષિકા તરીકે અમદાવાદ જવાની તૈયારી કરીને બેઠી હતી. નિમણૂકનો તાર મારે માટે રાખી જતી હતી.

'આ વિચિત્રતા શી, પ્રમુ?' મેં પૂછ્યું.

'જો વાત સ્પષ્ટ રીતે સમજાવી દીધી છે એ બાબતમાં અજ્ઞાન બનાવો છો?' તેણે સામું પૂછ્યું ને બોલીઃ 'આ ઘરમાં હવે મારું સ્થાન નથી.'

'જૂઠી વાત પ્રમુ, એ દોષ તારી દૃષ્ટિનો હશે, મારો નહિ.' મેં કહ્યું.

'જૂઠી વાત? પૂછો ઊર્મિલાબહેનને. આમ તમારી સંમતિ છે એમ કહીને જ મને ચોખ્ખું કહી દીધું છે.'

'શું કહ્યું છે?'

'એ જ કે આ ઘરની અધિકારી હવે ઊર્મિલાબહેન છે. હું નહીં.' પ્રમુનો સ્વર શબ્દે શબ્દે ગળતો જતો હતો.

'જૂઠી વાત.' મેં કહ્યું.

'જૂઠી વાત છે? બોલાવો ઊર્મિલાબહેનને. મારે વાત સ્પષ્ટ કરવી છે. ઊર્મિલાબેન!' પ્રમુએ સાદ કર્યો.

પણ જવાબ ન આવતાં અમે જઈને જોયું તો ઊર્મિલા ત્યાં નહોતી.

[ ૧૨ ]

એને શોધતાં અમે ઊર્મિલાને ઘેર પહોંચ્યાં ત્યારે જાણવા મળ્યું કે એ અમદાવાદ જવા, જ્યાં પ્રમુ જવા માગતી હતી ત્યાં જ જવા નીકળી ગઈ હતી. મારે માટે એક પત્ર મૂકતી ગઈ હતીઃ—

'તમારાં બંનેના જીવનમાં હું હમણાં જે રીતે આવી ગઈ તે રીતે ફરી કદી પણ નહીં આવું. મને લાગી પણ ગયું છે કે હવે હું નહીં જ આવું. આમ આવવા બદલ તમારાં બંનેની અંતઃકરણથી ક્ષમા માગું છું.

મારા પરત્વે બહુ વિચાર ન કરશો.

બેશક હું આનંદમાં છું.

ઊર્મિલા'

●

[ લેખક : પારાશર્ય. પ્રાપ્તિસ્થાન : સરસ્વતી પ્રકાશન મંદિર : ભાવનગર - કિંમત રૂા. ૩ા ]

# સમાજ અને સાહિત્યની નવાજૂની

રાજામહેતાની પોળમાં રહેતા શ્રી. રમણલાલ માણેકલાલ શાહ નામના કાપડના વેપારી એક કહેવાતી બ્રાહ્મણ યુવતી પરણવા જતાં આબાદ રીતે છેતરાયાના સમાચાર મળે છે.

આ ચોંકાવનારી છેતરપીંડી સંબંધમાં તપાસ કરતાં એમ જાણવા મળે છે કે અગાઉ કપડવંજમાં રહેતો એક રવાભાઈ ચુનીલાલ નામનો મોટર ક્લીનર, તેજ ગામમાં રહેતી એક કાશી નામની બારૈયા કોમના પ્રેમમાં પડ્યો હતો: આ પછી બંનેએ લગ્ન કર્યું હતું અને ત્યાર પછી તેઓ અત્રે સરસપુરમાં રહેવા આવ્યાં હતાં

બાઈ કાશી જ્યારે રવાભાઈ સાથે પરણી ત્યારે તેની સાથે શાન્તા ઉર્ફે ભુરી અને ચંપા ઉર્ફે કુસુમ નામની બે છોકરીઓ આંગળીએ લેતી આવી હતી.

આ બે છોકરીઓમાંથી શાન્તા ઉર્ફે ભુરીને વડોદરામાં રહેતા એક ચીમનલાલ લલ્લુભાઈ સાથે રૂ. ૭૦૧ માં પરણાવી હતી.

જ્યારે ચંપા ઉર્ફે કુસુમને અમદાવાદમાં રાજામહેતાની પોળમાં રહેતા અને પાંચકુવાના કાપડના વેપારી શ્રી. રમણલાલ માણેકલાલ સાથે બ્રાહ્મણ જ્ઞાતિની કહી રૂા. ૧૨૦૧માં પરણાવી હતી. આ પછી આ ચંપા ઉર્ફે કુસુમ રૂા. ૬૦૦થી ૭૦૦ની મતાના દાગીના અને રૂપીઆ ૧૦૦ રોકડા લઈ પલાયન થઈ ગયાના સમાચાર મળે છે.

•

૧૯૪૬ના ગ્રંથસ્થ વાઙ્મયનું સમીક્ષાકાર્ય નીચેના બે વિવેચકોને સોંપવામાં આવ્યું છે

વિભાગ પહેલો.–કવિતા, નાટક, નવલિકા, નવલકથા, નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મ તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, પુરાતન, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળસાહિત્ય, પ્રવાસ વગેરે પ્રો. અનંતરાય મ. રાવળ નં. ૧૦, હીરાબાગ એલીસબ્રીજ, અમદાવાદ.

વિભાગ બીજો:–વિજ્ઞાન–ભૌતિક વિજ્ઞાન જંતુ–વિજ્ઞાન, પ્રાણી–વિજ્ઞાન, શરીર–વિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, શાસ્ત્રીય–સાહિત્ય વગેરે પ્રો. ધનજીભાઈ ફકીરભાઈ, કલ્યાણ સોસાયટી, મહા સુખલાલનો બંગલો, એલીસબ્રીજ, અમદાવાદ.

લેખકો અને પ્રકાશકોને પોતાનાં '૪૬નાં પ્રકાશનો ઉપરને સરનામે વિભાગવાર મોકલી આપવા વિનતિ કરવામાં આવી છે.

'છીપલાં' નામક બાળકાવ્ય–સંગ્રહના કર્તા,–ગુજરાતના એક ખૂબ આશાસ્પદ કવિ અને નવલિકાકાર શ્રી. મોહન ઠક્કર (નૌતમ)નું સત્તાવીશ વર્ષની વયે ભરયુવાનીમાં જ દુઃખદ અવસાન થયું છે. પ્રભુ સદ્ગતના કવિઆત્માને શાંતિ અર્પો.

સ્વ. મહાકવિશ્રી ન્હાનાલાલની પ્રથમ સંવત્સરી તા. ૯–૧–૪૭ને દિને અમદાવાદમાં ઊજવાઈ.

ગુજરાતના વિશિષ્ટ સાહિત્યકાર શ્રી. કનૈયાલાલ મુનશીએ જીવનનાં ૬૦ વર્ષ પૂરાં કરતાં તેમનો હીરકમહોત્સવ તા. ૭–૧–૪૭ના દિને મુંબઈમાં ઊજવાયો.

૧૯૪૬ના સર્વશ્રેષ્ઠ પુસ્તક 'માણસાઈના દીવા' માટે તેના કર્તા શ્રી ઝવેરચંદ મેઘાણીને 'મહીડા પારિતોષિક' વડોદરામાં જાહેર સમારંભમાં અર્પણ કરવામાં આવ્યું છે.

'કુમારચંદ્રક' યોજનાનો ૧૯૪૬ નો ચંદ્રક, '૪૬ના વર્ષમાં 'કુમાર'માં પ્રગટેલી મૌલિક કૃતિઓમાં સર્વશ્રેષ્ઠ ઠરેલી નાટિકા 'રણછોડલાલ'ના કર્તા શ્રી યશોધર ન. મહેતાને અર્પણ થયો છે.

---

આપનો ગ્રાહક નંબર

કોઈ પણ પ્રકારના ટપાલ–વ્યવહાર વખતે અવશ્ય લખશો.

## છૂટક 'કહાની' મળવાનાં સ્થળો

મેસર્સ એ. એચ. વ્હીલર રેલ્વે બુકસ્ટોલ

—આફ્રિકામાં—

જાફેર ન્યુસ સર્વિસ
પો. બો. ૧૨૦, મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો. ૩૯૭, મોમ્બાસા



### —: લવાજમ ભરવાનાં સ્થળો :—

ભારતી સાહિત્ય સંઘ લિ.

ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઇ-૨

ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ

કોઠી પોળ સામે, રાવપુરા : : વડોદરા

ગુજરાત સાહિત્ય ભંડાર
પ્રિન્સેસ સ્ટ્રીટ, નાનકવાડા : કરાચી

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

## 'કહાની'માં વાર્તા મોકલનારને



☆ 'કહાની'માં વાર્તા સિવાય બીજું કંઈ છપાતું નથી.

☆ 'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને અંધસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે.

☆ વાર્તાનો સ્વીકાર-અસ્વીકાર જાણવા અર્ધા આનાની ટપાલ-ટિકિટ બીડવી.

☆ વાર્તા પરત જોઈતી હોય તો તે માટે પણ આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી.

☆ કાર્યાલય પત્રવ્યવહાર કરવા બંધાયેલ નથી.



વર્ષ ૩ જું : અંક ૨ જો
વાર્ષિક [illegible]-૧૨-૦ : છૂટક ૦-૧૦-૦





૨૬



ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

## કુટુંબના દરેક સભ્યને રુચે તેવાં પાંચ નવાંજ

શ્રી મયૂર કૃત નવા પુસ્તકો

# સર્પયજ્ઞ

[ રસપ્રદ પુરાણકથા ]

પૌરાણિક કથાને બાળકો સમક્ષ રસપૂર્વક કહેવાના પ્રયોગમાંથી આ નાના પુસ્તકનું સર્જન થવા પામ્યુ છે. એ લખાઈ છે પણ બાળ-શ્રોતાવર્ગને ધ્યાનમાં રાખીને જ, એટલે રજૂઆત, ભાષા, વાર્તારસ એ સૌ બાળમાનસને ગ્રહણ કરવામાં સુલભ થઈ પડે તેવાં સાદા, સીધાં, ને નિર્દોષ છે બાળકો માટે આવું સ દુ, પૌરાણિક કથાવસ્તુવાળું, બોધાત્મક અને પ્રેરક સાહિત્ય સાદી શૈલીમાં રચવું તે નાનાં છોકરાના ખેલ નથી

સંદેશ ૧૫-૩-'૪૫

કિંમત ૧ રૂપિયો

# દેવ અને દાનવ

પરની જ શૈલીમાં લખાયેલી દેવો અને દાનવોના દની સૌને ગમી જાય તેવી અત્યંત રસભરી પુરાણકથા.

કિંમત ૧ાા રૂપિયો
[ પાકું બાઈન્ડીંગ ]

# ભૂતાવળ

શાખી પૂનમ'નો અનુગામી ભૂતકથા-સંગ્રહ ભૂતોના લેખકના નિરાળા ક્ષેત્રનો નવો પરિપાક આમાં નિરસાયો છે.

કિંમત ૧ રૂપિયો

# દેવકુસુમ

[ મનોરમ દેવકથાઓ ]

લેખક
પારાશર્ય

•

પુરાણમાંથી નાનો એવો કથાપ્રસંગ ચૂંટી, આધુનિક જમાનાને અનુકૂળ થાય તેમ કલ્પનાના રંગે રંગી, તેમાંના દૈવી પાત્રોમાં ક્યાંક આપણા માનવભાવોનું આરોપણ કરી, તેમ જ લોકસમાજ સમક્ષ રજૂ કરવાના ફલરૂપે 'દેવકુસુમ'ની ચારે, નાનીમોટી રંગ. તેમ જ ખાટીમીઠી પાંદડીઓનું અવતરણ થયું છે

આ વાર્તાઓ શાળાઓમાં કિશોરોને રસપ્રદ સાહિત્ય પૂરું પાડશે. કેળવણી-પત્રિકા:૧

કિંમત ૧ રૂપિયો

•

# નવું જીવતર

લેખક
નાથાલાલ દવે

રસઝરતી બાનીમાં મનોરમ-પ્રસંગો અને માનવી પાત્રસૃષ્ટિ ગૂંથતી અભિનવ નવલિકાનો નવો જ સંગ્રહ

કિંમત ૨ રૂપિયો

# સરસ્વતી સાહિત્યશ્રેણી

પ્રકાશક
સરસ્વતી પ્રકાશન મંદિર
...ક-પ્રકાશક અને વિક્રેતા
...: ભાવનગર

મુખ્ય વિક્રેતા
ભારતી સાહિત્ય સંઘ લિ.
પો. બો. નં. ૬૭૮, મુંબઈ-૧
પો. બો. નં. ૭૩. અમદાવાદ



# સ્ટો

પેટનો વાયુ
(ગેસીઝ)
માટે

અરુચિ, મંદાગ્નિ, ચૂંક, ગોળા, કબજિયાત, લીવરદોષ, વિગેરે; માણસને ગભરાવી મુકતા વિકારો ઉપર ચોક્કસ ઉપાય છે.

લખો :—

# ગુજરાત
# આયુર્વેદિક
# ફાર્મસી

૪૪૯ કાલબાદેવી રોડ, મુંબઇ ૨,

ગાંધી રોડ, અમદાવાદ

લાખાજીરાજ રોડ, રાજકોટ

હાઈ રોડ, સુરત

કરાંચી, મોમ્બાસા, વડોદરા વગેરે

# હિન્દની પોતાની



હિન્દની મોટામાં મોટી સાઇકલ ફેક્ટરીમાં બનાવવામાં આવે છે. રસ્તાઓના પ્રકારો, વરસાદનાં ભારે ઝાપટાં અને હિન્દને માટે આદર્શ સાઇકલ બનાવવાને ધ્યાનમાં લેવા લાયક બીજી બધી બાબતો અંગે—દેશની જુદી જુદી વર્તમાન પરિસ્થિતિનો વર્ષો સુધી સંભાળપૂર્વક અભ્યાસ કર્યા પછી હિન્દ સાઇકલો તૈયાર કરવામાં આવી છે.

બનાવનારાઓ

હિન્દ સાઇકલ્સ લીમીટેડ.



**Own a HIND-**
**it's India's Own**

મુંબઈ ઈલાકાના સોલ એજન્ટ્સ

## નેશનલ ટ્રેડર્સ

૩૪૫, કાલબાદેવી રોડ, મુંબઇ

દરેક ઠેકાણે મળે છે.

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

ફેબ્રુઆરી '૪૭

વર્ષ ૩ : અંક ૨



काव्येषु रम्या कथा

# ચાર પહોરની વાર્તા

મયૂર

ઉજેણી નગરી ને વિક્રમ રાજા. રાજાના રાજમાં માણેકમોતીએ દીવા બળે ને ઘેર ઘેર અષ્ટમાસિદ્ધિ ને નવેનિધિનો વાસો. વિક્રમના રાજમાં કોઈ ભૂખ્યું નહિ, કોઈ દુઃખ્યું નહિ. સહુને નવ નિરાંત ને બાર બાદશાહી.

એક વખતને સમે રાજા વિક્રમ દેશપરદેશ જોવા નીકળ્યો છે. ઘોડા ઉપર નવકરો સાજ નાખ્યો છે. ખડિયે ખરચી ભરી લીધી છે ને હથિયાર પડિયાર સજી એ તો ચાલી નીકળ્યો છે.

મુલક પર મુલક જોતો જોતો રાજા આગળ ચાલ્યો જાય છે. વનજંગલ વટાવ્યાં છે. પહાડ-પર્વત ચડ્યો છે ને ઊતર્યો છે. મોટી મોટી નદીઓ પાર કરી ગયો છે. ભૂખ્યો થાય ત્યાં ટીમણ કરે, તરસ્યો થાય ત્યાં પાણી પીએ, મોજ પડે ત્યાં બે ઘડી વિસામો કરે ને રાત પડે ત્યાં વાસો કરી જાય. એમ રાજા આગળ ને આગળ ચાલ્યો જાય છે.

એમ કરતાં કરતાં એક દિવસ સાંજ પડવા આવી છે. સૂરજ મા'રાજ મેર બેસવાની તૈયારીમાં છે. વનજંગલનાં પંખીડાં ચીંચી ચીંચી કરી રહ્યાં છે. ને એવે ટાણે વિક્રમ રાજા એક નગરને પાદર આવી ચડ્યો છે. નગરને ફરતો કોટ છે. કોટ ફરતી ઊંડી ખાઈ છે. ખાઈમાં વાસંજાણ પાણી ભર્યાં છે. ફરતી મજાની આંબા—આંબલીની વનરાઈ ઢળી પડી છે. રૂડું નગર જેવું નગર છે.

. રાજા દરવાજે આવીને ઊભો છે ને જુએ તો દરવાજા બંધ છે. રાજા વિચારે છે કે હજી તો શાસવા દિવસ બાકી છે ને અટાણમાં જ દરવાજે ભોગળો શીદને બીડી હશે!

એણે તો દરવાણીને સાદ દીધો છે: 'ભાઈ દરવાણી! દરવાજા ઉઘાડ.'

અંદર ઊભો ઊભો દરવાણી જવાબ દે છે: 'દરવાજા તો હવે સવારે પહોર દી ચડ્યે ઊઘડશે, પરદેશી!'

ને રાજા કહે છે: 'આ તે તમારા દેશનો કેવો રિવાજ છે! સમી સાંજથી જ દરવાજા બંધ કરી બેઠા છો તે તમારી નગરી પર ચોર-ડાકુનાં ધાડાં પડે છે! કે પછી કાંઈ વાઘ-વરુની રંજાડ છે! કોઈ રાક્ષસપિશાચ એધે પડ્યો છે! કે પછી કાંઈ પરચક્રની બીક છે!'

દરવાણી જવાબ પાછો વાળે છે: 'ભાઈ પરદેશી! અમારે નથી કાંઈ દુશ્મન, અમારા રાજમાં ચોર નહિ, તસ્કર નહિ. અમારાં તો વનજંગલમાં વસનારાં યે પાળેલાં.'

તો કે: 'એવી તે કોની બીક છે તે દર-વાજા બંધ કરીને બેઠા છો!'

તો કે: 'શી જાણે દૈવની ગત્ય તે અમારે માથે કુદરતનો કોપ ઊતર્યો છે.'

તો કે: 'એવો તે કોપ કેવો છે!'

તો કે: 'કોપ તે કોપની જેવો કોપ છે. અમારો પ્રધાન મરી ગયો છે થોડા ને ઘણા આઠ દિવસ થઈ ગયા, પણ એનું મડું બાળ્યું બળતું નથી ને ભુકાર્યું ખૂટતું નથી. સવારે પડે ને મડું મસાણે મૂકી આવીએ. અગર-ચંદણનો આરોવારો નથી, ઘીના ભર્યા ભર્યા હેગ ઠાલવીએ છીએ. વનમાં દવ લાગ્યો હોય એવો અગ્નિ બળે છે. તોય રાત પડે છે ને મડું મસાણેથી પાછું મહેલમાં આવે છે.'

રાજા કહે: 'આ તો ભારે હૌનકની વાત.'

દરવાણી કહે: 'આખી નગરીમાં કે ફાટી ગઈ છે. આવું રૂડું અભરે ભર્યું શહેર છે. અઢારે વરણ વાસો વસે છે. વણજ-વેપારનો પાર નથી. પણ આઠ દિવસમાં તો નગરી મસાણ જેવી બની ગઈ છે. બોંતેર બજાર ને ચોરાશી ચૌટાં ફરી વળો, પણ કોઈ માનો જણ્યો સામો નહિ મળે. સહુ બારણાં બંધ કરી ઘરમાં પેસી ગયાં છે.'

'ને તું યે ગઢનાં બારણાં ભીડીને અંદર બેઠો છે?' રાજાએ ટૌકો કર્યો છે.

દરવાણી કહે: 'શું કરું ભાઈ! મારે તો પારકા ધણીની ચાકરી કરવી. રાજાનો હુકમ છે તે પહેર દી ચડ્યે દરવાજા ખોલું છું ને પહોર દી રહ્યે પાછાં ભીડું છું.'

વિક્રમ કહે: 'આઠ આઠ દિવસથી ઉલ્કા-પાત થાય છે ને આઠ આઠ દિવસ થયાં એનો ઉપાય ન જડ્યો?'

તો કે: 'રાજાએ તો પડો વગડાવ્યો છે કે જે કોઈ પ્રધાનની દેહને દેન દઈ દે એને પ્રધાનની કુંવરી પરણાવું ને એક લાખ સોના-મ્હોર ઇનામમાં આપું.'

વિક્રમ કહે: 'તે કોઈ કરતાં કોઈ ન મળ્યું?'

તો કે: 'મળ્યા તો એક કરતાં એકવીશ-મંત્રતંત્રના જાણનારા, દી ને રાત મસાણમાં પડ્યા રહેનારા મોટા મોટા અકભૂત કંઈ કેટલાય આવ્યા'તા. પણ આવ્યા એટલા બધાય મસાણમાં રહ્યા. મૂઠી હાડકાંય હાથ ન આવ્યાં ને પ્રધાનના મડાની તો જેવી ને તેવી ગત રહી.'

રાજા કહે: 'આ તો ભારી કૌતક ભાઈ. મસાણમાંથી મડાં પાછાં આવ્યાં તો કદી યે સાંભળ્યાં નથી.'

રાજાને તો અચરજ થયું. ને એ તો વિક્રમ રાજા. બત્રીસ પૂતળીના સિંહાસનનો બેસનારે ને બાણુંલાખ માળવાનો ધણી. એના ઉપર હરસિદ્ધ માતાના ચારે હાથ ને આગિયો વેતાળ એના કબજામાં. અચરજ થઈ એટલે તો એનો તાગ લીધે જ છૂટકો. એણે તો પ્રોળિયાને હાક દીધી: 'એલા પ્રોળિયા! દરવાજા ઉઘાડી નાખ. મડું ન બળે એ તે કઈ વાત છે! સવાર પડે ને બીડું હું ઉપાડું.'

તો કે: 'એલા ભાઈ! તને ય વળી કુંવરીનો ગળો લાગ્યો! આકુડો બાકુડો શીદને કાયા હોડમાં મૂક છ!'

રાજા કહે: 'કુંવરીનો તો જરાય મોહ નથી, દરવાણી! અમારા મુલકમાં કુંવરીઓનો તોટો નથી. આ ને મળાની ટાચકા જેવી મળે. પણ આ તો અચરજ થઈ છે તે લહ્યા જેવું છે કે શી વાત છે ને શી વગત છે.'

તો કે: 'ભલે તો ભાઈ, તું યે કોડ પૂરા કરી લે. પણ એટલી વાત યાદ રાખજે, આ કાંઈ છોકરાની રમત નથી. આ તો મસાણ માનવીને ગળી જાય છે ને મડાં જ સંઘરતું નથી ઈ વાળી વાત છે.'

દરવાણીએ દરવાજો ઉઘાડી દીધો છે ને રાતની રાત રાજા દરવાજે પડ્યો રહ્યો છે.

સવાર પડ્યું ને રાજા ચૌરે જઈને બેઠો છે. રાજાનો ઢંઢેરો નગરમાં ફરી વળ્યો છે. ફરતો ફરતો પ્રીડાદાર જ્યાં વિક્રમ રાજા બેઠો

છે ત્યાં આવ્યો છે. રાજા તો કોઇને પૂછવા રહ્યો નથી ને ઝબ કરતું બીડું ઉપાડી મોંમાં મૂકી દીધું છે. બીડું ચાવતાં તો લાલઘૂમ મોઢું બની ગયું છે.

નગરનો રાજા કચેરી ભરી બેઠો છે ત્યાં વિક્રમ પાન ચાવતો ચાવતો હાલ્યો આવે છે. એને મોઢેથી તો જાણે તેજના અંબાર વછૂટી રહ્યા છે. ને એની નાડીઓમાં ઠીર તો ક્યાંય માતું નથી. વિક્રમને જોઈ રાજા કહેઃ ' જુવાન, હોંશે હોંશે આવ્યો તો છે ને બીડું ચાવી લાલ મોઢું કર્યું છે. પણ વિચાર કરી જોજે તું જેવા તો કેટલા યે મસાણમાં સમાઈ ગયા છે. જો જીત્યો તો પ્રધાનની કુંવરી પરણાવીશ ને મોં-માગ્યાં મૂલ ચુકાવીશ, પણ જો હાર્યો તો પછી તારી ખેર નથી.'

તો કેઃ ' હાર્યો તો પછી મૂઠી હાડકાં યે હાથ નહિ આવે. પછીની વાતનું મારે શું કામ છે!'

તો કેઃ ' હજુ ય કહું છું કે વિચાર કરી જો, જુવાન. થાતાં શું થઈ ગયું હોય તો તારી એક ભૂલ માફ છે.'

વિક્રમ કહેઃ ' વિચાર તો બીડું ઉપાડ્યું ત્યારનો કરી મૂક્યો છે. પણ હું તને પૂછું, રાજા! તું તો વચને પળશે ને?'

તો કેઃ ' ઈ વાતમાં કાંઈ ફેર પડે! બાપના બોલથી ને સૂરજચંદ્રની સાખે.'

તો કેઃ ' હાંઉ તો કરો તૈયારી.'

પ્રધાનનું મડું મસાણે પહોંચ્યું. અગર-ચંદનની ચિતા ખડકી. ઉપર મડાને સુવરાવ્યું. એટલું કરી કરાવીને વિક્રમ તો આઘે આઘે એક ઝાડની નીચે જઈને બેઠો. એ તો બેઠો બેઠો શું થાય છે ને શું થશે એ જોઈ રહ્યો છે.

જેમતેમ કરતાં રાત પડી છે. ત્યાં સુધીમાં તો કાંઈ જોવા સાંભળવા જેવું બન્યું નથી. રાત પડી ને વિક્રમરાજા ખબરદાર બન્યો. વાણીને ગાતડી બીડી. ઉપાડી તરવારે રાજા મડાની ચોકી કરવા લાગ્યો.

રાતનો પહેલો પહોર શરૂ થયો છે. સમ સમ સમ કરતી રાત ચાલી જાય છે. આભામંડળમાંથી કાળાં ડિબાણ જેવાં અંધારાં અવનિને માથે વરસી રહ્યાં છે. મસાણને ધીરે ધીરે વાચા પ્રગટી રહી છે. કોક ક્યાંક હસે છે ને કોક રડે છે. ઠેકાણે ઠેકાણેથી અડકચાળાં વાંદરાંની જેવા ભડકા ઊઠી ઊઠીને આઘે ઊડે છે. દીવાના ઝબુકિયા થઈ થઈને ઓલવાઈ જાય છે. કંઈ કેટલાયે ચિત્રવિચિત્ર આકાર દેખાય છે. દેખાય છે ને અલોપ થાય છે. છાતી તોડી નાખે એવું બિહામણું નાટક સરજાઈ રહ્યું છે. પણ વિક્રમનું તો રૂંવાડું યે ફરકતું નથી. એ તો નિરાંતવો થઈને બેઠો છે.

થોડીક વાર થઈ છે ને મસાણને ઉગમણે કાંઠેથી કોક સ્ત્રીના રુદનનો અવાજ સંભળાણો છે. આવી કાળી ઘોર રાત છે ને મસાણનો કાંઠો છે. આ ટાણે મસાણમાં બેઠું બેઠું કોણ રડી રહ્યું હશે? ડેર હશે, ડાકણ હશે! દેવી હશે, દાનવી હશે! કે પછી કોઈ કાળા માથાનું માનવી દુઃખમાં આવી પડ્યું હશે? રાજા તો પરદુઃખભંજણો છે. દુઃખી-દુઃખિયારાનો અવાજ સાંભળીને એનાથી કેમ બેઠું રહેવાય! જે હો તે, હાલ જીતવા! ગયા વિના છૂટકો નથી.

આઘેરાક જઈને રાજા જુએ છે તો ઝાડ નીચે શૂળી ઊભી કરી છે ને શૂળીમાં એક આદમીને પરોવ્યો છે. નીચે બેઠી બેઠી એક સ્ત્રી લાંબા રાગે રુદન કરી રહી છે.

વિક્રમ તો પૂછે છેઃ ' બાઈ! તું કોણ છે! આવી અંધારી રાતે અહીં બેઠી બેઠી શું કામ રુએ છે!'

બાઈ કહેઃ ' હું કોણ છું ને કોણ નહિ એની ઓળખાણ કેમ કરીને આપું? ઓળખાણ આપું તો આબરૂ જાય. ને સાગ ઘરની છાની વાતો છની થાય ને પછી કોણ સારું ને કોણ નરસું એની ઓળખ નહિ રહે. પણ આ શૂળીએ ચડ્યો મારો પ્રીતમ છે ને હું એની પ્રેયસી એક વાર એનું મોઢું જોવા આવી છું.'

તો કેઃ ‘ તે દિવસે આવતાં મા વાગતા’તા તે આવી કાળી રાતે આવી છે! ને આવીને પાછી રોવા બેઠી છો! તારો કયો સગલો અહીં તારો સાદ સાંભળવાનો હતો ? ’

તો કેઃ ‘ દિવસે નો આવી એટલે તો રાતે આવી છું. પારકાની નાર ને પારકા સાથે વળુભી, તે દિવસે તો કેમ આવી શકું ? ’

વિક્રમ કહેઃ ‘ઠીક બાઈ! તું તો ભારે ભોળકી છો. પણ હવે તો મોઢું જોઈ લીધું ને ? મોઢુ જોયું ને મોઢું વાળ્યું મ. હવે હીમ-ખીમ ઘરભેળી થઈ જા. આ તો કહેવાય મસાણનો કાંઠો. હમણાં ભૂતપ્રેતનો મેળો ભરાશે ભાળ્યા ભેળા ભરખી જશે. ’

તો કેઃ ‘ ઊંચી શૂળી ને ઊંચાં પ્રીતમનાં બેસણાં. હું નાનેરું બાળ. એના મોઢાને ક્યાંથી આંબી શકું ! એકવાર પ્રીતમનું મોઢું જોઈ લઉં. છેલ્લુંવેલ્લું ચુંબન લઉં, પછી ઘેર જાઉં.’

તો કેઃ ‘ તો બાઈ મારે ખંધોલે ચડી જા. મોઢું જોઈ લેજે ને મીઠું મોઢું કરવું હોય તો એય કરી લેજે. ને પછી ઝટ હેઠી ઊતરી જજે.’

તો કેઃ ‘ પરપુરુષની દેખતાં મને તો ભોંઠપ લાગે. ’

વિક્રમ કહેઃ ‘હવે સતી શિરોમણીની દીકરી થા મા. ને ઠાલી વગડ્યાં કર મા. મારે મહું રેઢું છે ને તું આંહી બેઠી બેઠી એકને મૂકીને બીજાની હારે રિસામણાં મનામણાં કરવા બેસી ગઈ. લે બાઈ, તારે એમ હશે તો હું હેઠું જોઈ રાખીશ. ’

ને બાઈ તો વિક્રમને ખંધોલે ચડી બેઠી છે. એ તો ખંધોલે બેઠી બેઠી મડાને જીભના લબરકા લેવા માંડી છે. એને તો પ્રીતમનું મડુંયે એવું મીઠું લાગતું હશે ને !

વાર થઈ છે ને વિક્રમ કહેઃ ‘ લે હવે હેઠી ઊતર્ય બાઈ. બહુ હેત કર્યું.’

પણ બાઈ શેની હેઠી ઊતરે ! એને તો મડું એવું મીઠું લાગે છે ! એવું મીઠું લાગે છે !

પછી તો વિક્રમે થાક્યો. સતધર્મ તો ભલે જાય, પણ આ વગાડ ક્યાં સુ વેંઢારવો ? એણે તો ઊંચું જોયું ને જોતાં એની આંખો ફાટી રહી. સોળ વરસની સુંદરી ઠેકાણે ઘરડીખખ ડોશી ખંધોલે બેઠી કંકુવરણી કાયાને ઠેકાણે બેંકાર રાક્ષસી બ ગઈ છે ! આ તે પ્રીતમની પ્રિયા છે કે કો ડેરકાફ્ણી છે ? આ તે બાઈ ચુંબન લ્યે છે મડાનું માંસ તોડી તોડીને ખાય છે ? ખંધો બેઠી બેઠી વંતરી મડાને પીંખી રહી છે. વાળ વડછ વડચકાં લઈ રહી છે.

‘હત તારી જાતની વંતરી !’ એણે તો ઝપ કરતીને બાઈને હેઠી નાખી. ચતીપાટ પાડીને છાતી ઉપર ચડી બેઠો. ‘રાંડ ડાકણ ! મને છેતરવા આવી છે, મને વિક્રમને ?’ ચોટલો ઝાલીને એણે વંતરીનાં ત્રણે વસ્તર-ચોળી, ચરણિયો ને ચીર, ને ત્રણે આભૂષણ-કંકણ, હાર ને નૂપુર-ઉતારી લીધાં. એ કતીકા મારીને રાંડને કાઢી મેલી.

ને એટલી વાત થાતામાં તો પહેલો પહોર પૂરો થયો. વિક્રમરાજા પાછો પ્રધાનની દેહ પાસે આવી પહોંચ્યો. મડું ચિતા ઉપર ચત્તું-પાટ પડ્યું છે. એમાં રજ કે તજ ફેરફાર થયો નથી.

વિક્રમ રાજા ચોકી કરતો બેઠો છે ને રાતનો બીજો પહોર શરૂ થયો છે. મસાણની માયા વધુ તોફાને ચડી. ચારેકોરથી શિયાળ બોલી રહ્યા છે.

ને થોડી વારે તો મસાણને આથમણે આરેથી એક બિહામણી આકૃતિ ઊભી થઈ છે. શું એનું બેંકાર રૂપ છે ! પાવડા પાવડા જેવડા નખ, સુપડા જેવડા કાન, ડુંગરાની ગુફાઓ જેવી ઊંડી ઊંડી આંખો ને માંહી અંગારા જળે, મોટા ચામુંડ જેવડું માથું, ધરતીના ગોળા જેવડું પેટ, તાડ જેવા લાંબા લાંબા પગ ને હાથીની સૂંઢો બેય કોર ન લબડતી હોય એવા હાથઃ એવો તાડકાસુરનો ગોરો બાઈ મોઢું પહોળું

કરી લાંબા લાંબા ખીલાસરી જેવડા દાંત બહાર દેખાડતો ને આગના ભડકા કાઢતો રાજા વિક્રમની સામો દોડોવાટ હાલ્યો આવે છે. 'ખાઉં ખાઉં' ખાઉં' કરતો જાય છે ને ચરણ ત્રહોકે ધરણીને ધ્રુજાવતો જાય છે।

રાજા વિક્રમ આ ભીમકાય પિશાચને જોઈ ઘડીભર તો થરેરી ગયો. મોટા અગ્નિવેતાળને સાધ્યો છે, ભૂતપિશાચોના અડ્ડામાં રખડ્યો છે, પણ આવું દરહણ કોઈ દી દીઠું નથી. ઓહોહોહો! ઘડનારે કાંઈ કાયા ઘડી છે! વિક્રમને થથરાટી વછૂટી, પણ એ તો ઘડીક જ હો! એ તો કહેઃ 'એને ય આવવા દે. મસાણમાં આવીને બેઠો છું ત્યાં વળી હવે ભૂતનો બે શો? એ તો ભરાશે એવા દેવાશે.'

વ્યંતર તો રાજાની સામોસામ આવી ઊભો. રાજાને થયું કે જો બી ગયા તો પછી મોતના દી છે. એણે તો બળ કરીને પૂછયું છેઃ 'કોણ છે?'

'કોણ છું?' વ્યંતર ખડખડાટ હસી પડયો. હસતાં તો હસ્યો, પણ ગસાણનાં મડાં યે હલબલી ઊઠયાં. આસપાસનાં ઝાડવાં કડડભૂસ થઈને ધરણીએ ઢળવા માંડયાં. 'કોણ છું? હું સોળસેં ભૂતડાંનો સરદાર.'

તો કેઃ 'બસ સોળસેં જ ભૂતડાંનો સરદાર?'

તો કેઃ 'સોળસેં તારે મન થોડાં હશે?'

તો કેઃ 'અમારા મસાણમાં તો ગણ્યાં ગણાય નહિ ને વીણ્યાં વિણાય નહિ એટલાં ભૂતડાં ને એ બધાંની વચ્ચે હું રમું.'

તો કેઃ 'એમાં જ બહુ ડોળ ખરો થતો લાગે છે! પણ એ તો ખરે ખબર્યું પડશે. ચાલ ઊભો થા. વાંસે વાંસે ચાલ્યો આવ.'

વિક્રમ કહેઃ 'ને કદીક ન આવું તો?'

તો કેઃ 'હું હુકમ કરું ને ન આવે! કેન છે તારા! ઝટઝટ ચાલવા માંડ.'

વિક્રમ કહે જોઈએ તો ખરા કયાં લઈ જાય છે ને શું કરે છે! ને ભલા જેવા આવ્યો છું તે હવે અધૂરે નાટકે કાંઈ ઊઠી થોડું જ જવાશે!

તો ય એણે કહ્યુંઃ 'લઈ તો જા છ, પણ પછી પસ્તાવાનો પાર નહિ રહે.'

તો કેઃ 'પસ્તાવો તો થાશે જ તે. થોકાં ને ઘણાં સોળસેં ભૂખ્યાં બેઠાં છે. આટલી બરખ તે કોને ખપ લાગશે. તોય મંડ્યું એ તો ઘર ભેળું કરું.'

તો કેઃ 'ભલેયે તારાં સોળસેં સંતોષાય.'

ને પ્રધાનના શબને આગિયા વેતાળની આણ દઈ કરીને રાજા વિક્રમ ભૂતના સરદારની વાંસે હાલી નીકળ્યો છે. હાલતાં હાલતાં બેય ભૂતને અનાસે પહોંચ્યા છે.

થોકાં ને ઘણાં સોળસેં ભૂતડાં કિકિયારી પાડી રહ્યાં છે. કાળાં ને પીળાં, ધોળાં ને લીલાં સોળસેં ભૂતડાં ખડખડી રહ્યાં છે ને આરડબેરડ મચાવી રહ્યાં છે. રાજા તો આ ભૂતડાંની જમાતને જોઈ જ રહ્યો.

ભૂતડાંએ રાજાને જોયો ને બધાં એકી સાથે ખિલખિલાટ કરતાં હસી પડયાં ને બધાને હસતાં ભાળીને વિક્રમ રાજા પણ સામો હસવા લાગ્યો. એને થયું કે હવે આમાં ઢીલપ મેલ્યે કામ નહિ આવે.

ભૂતડાં વિક્રમને કહેઃ 'એલા તું શું દેખીને હસ્યો?'

તો કેઃ 'એલાં તમે શું કામે હસ્યાં?'

તો કેઃ 'અમે તો હસ્યાં અમારા સરદારની અક્કલને. આટલાં બધાં સોળસેં ભૂખ્યાં ડાંસ બનીને બેઠાં છીએ ને આણી આણીને આ મડી હાડકાંવાળો આણ્યો. આમાં અમારો શો દી વળશે! એક એક કોળિયો યે ભાગમાં નહિ આવે. અમે હસ્યાં અમારા સરદારની મૂર્ખામી પર. પણ તું શું કામે હસ્યો? મોતના મોઢામાં આવી પડયો છે ને તોય હસ છ તે એનું શું કારણ છે?'

તો કેઃ 'એ તો એમ છે કે આ નગરનો

પ્રધાન મરી ગયો છે. આઠ આઠ દિવસ થઈ ગયા તોય એનું મડું બાળ્યું બળતું નથી ને સુકાડ્યું સુકાતું નથી. તે રાજવૈદે કીધું કે બત્રીસેં ભૂતડાં ભેળાં કરો. ભેળાં કરીને ઘાણી-એ ઘાલી તેલ કાઢો. તેલ પ્રધાનની દેહ ઉપર છાંટો તો પ્રધાનનું મડું બળશે. વૈદે ઓસડ બતાવ્યું ને બત્રીસેં ભૂતડાં ભેળાં કરવા મસાણમાં બેઠો'તો એમાં તમે સોળસેં તો મળી ગયાં. હાશ, અરધી મહેનત ઓછી થઈ. એ કારણે મને હસવું આવ્યું.'

ભૂતડાં કહેઃ 'ઓહો તું તો બહુ બળુકો. બત્રીસેં ભૂતડાં પકડવા આવ્યો છે. પણ એકા-દાને તો પકડી જો. ભૂતડાં તો ભારે પડી જશે.'

ને રાજા કહેઃ 'આવી જાઓ તમારામાં-થી જેણે સવાશેર સૂંઠ ખાધી હોય તે.'

રાજાએ તો તલવાર ખેંચી છે. અંધારી રાતે કાળા કાળા વાદળમાં જાણે વીજળી ઝબૂકે છે. રાજા તો તલવાર આમ ફેરવે ને તેમ ફેરવે પણ એ તો ભૂતનાં શરીર. આરપાર નીકળી જાય ને અંગે ય નો અડે. રાજાની તલવાર હવામાં ચકરાવા લ્યે છે ને ભૂતડાં સામાં ઊભાં ઊભાં હસે છે. ને કહે છેઃ 'બહુ બળ પછાડયું. ભારી લોંઠો!'

ને રાજાએ તો વેતાળને યાદ કર્યો છે. વીર વેતાળ હવા સોંસરવો આવી ચડ્યો છે એણે તો વાયુના વંટોળ ચડાવ્યા છે. આભે કડાકા ઊડ્યા છે. વનનાં ઝાડ કંપી ઊઠ્યાં છે ને મસાણના દેવો કાળી રાડ સાંધતા ચારે કોર ભાગવા માંડ્યા છે. બાવન વીર ને ચોસઠ જોગણી એની સહાયમાં છે ને વીર વેતાળ સોળસેં ભૂતડાં ને એનો સરદાર બધાયને બાંધી કરીને રાજા વિક્રમ પાસે લઈ આવ્યો છે. હાથે બાંધ્યાં છે ને શેણે નાંખ્યાં છે એની

ને ખબર નથી ને એ તો ઊભાં થર થર ધ્રૂજે છે. હાથ જોડીને સરદાર કરગરે છેઃ માફ કરો! અમને છોડી મેલો.'

તો કેઃ 'હવે છોડું! મેં તો બીડું ઝડપ્યું છે.'

તો કેઃ 'તમે કહો તેમ કરીએ. તમે શેઠ ને અમે ચાકર. એક અમને જીવતા મેલો. તમારા વેચ્યા વેચાશું, ને તમારા તેડ્યા આવશું.'

તો કેઃ 'હવે તો ઘાણીએ ઘાલીને તેલ કાઢું, ત્યારે જ હું વિક્રમ સાચો.'

વિક્રમનું નામ સાંભળ્યું છે ને ભૂતડાં લેવાણાં છે. આ તો ઉજેણીનો ધણી વડહથ્થો વિક્રમ. એને તો વેતાળનો સહારો. એ હવે જીવતાં કેમ છોડશે! સરદાર પગમાં પડ્યો છેઃ 'તારો દાસ થઈને રહું.'

તો કેઃ 'હું યાદ કરું ને હાજર થઈશ!'

તો કેઃ 'સોળસેને સાથે લઈને.'

રાજા કહેઃ 'તો જાઓ આ અભેવચન છે.'

ભૂતડાંને અભેવચન દઈને રાજા પાછો વળી ગયો છે. મસાણમાં આવીને જુએ તો પ્રધાનનું મડું જેમનું તેમ પડ્યું છે. એ તો ફરતી ચોકી કરવા લાગ્યો છે.

ને એમ કરતાં બીજો પહોર પૂરો થયો છે.

બીજો પહોર પૂરો થઈને ત્રીજો પહોર શરૂ થયો છે. આકાશે વદ આઠમનો ચંદ્રમા પ્રકાશે છે, એનાં આછાં અજવાળાં ધરતી ઉપર પથરાણાં છે ફરતાં ભૂત-પ્રેતનાં કાળાં થાણાં છે ને વચમાં ઉઘાડી તલવારે રાજા મડાની રક્ષા કરતો બેઠો છે.

એવે ટાણે ધરતી ઉપર કોકનાં પગલાં સંભળાણાં છે. પગલાં તો પડખોપડખ પડે છે ને તોય પગલાંનો પાડનાર દેખાતો નથી. આછાં અજવાળાંમાં ધરતીને માથે પડછાયો ચાલ્યો જાય છે ને પડછાયાનો પંડ કળાતો નથી. રાજા પગલાં સાંભળે છે ને પડછાયો જુએ છે. એને તો કૌતક થયું છે કે ચરણ વિના પગલાં પડે છે ને પંડ વિના પડછાયા પડે છે તે આ તે શી વાત ને શી વગત છે!'

પણ વાત ને વગત તો પૂછી જાય તેમ નથી ને પડછાયો તો આગળ ચાલ્યો જાય છે. પડછાયાને પકડવા રાજાએ અદૃષ્ટ વિદ્યાનું આરાધન કર્યું છે ને એ પણ પડછાયાની પાછળ ચાલી નીસર્યો છે. આગળ પડછાયો ને પાછળ રાજા વિક્રમ. કોઈ કોઈને દેખતા નથી ને બન્નેએ નગરની વાટ લીધી છે.

નગરનો કોટ આવ્યો છે. કોટને કાંગરે કોકની ઉડાડી ચંદન-ઘો ચડી બેઠી છે ને પડછાયો કાંગરે ચડ્યો છે. રાજાએ ખેચર વિદ્યાનું આરાધન કર્યું છે ને એ ઊડીને અંદર ગયો છે. ચાલતો ચાલતો પડછાયો રાજ-મહેલમાં ગયો છે ને રાજકુંવરીને મંદિરે જઈને પડછાયાએ દેહ ધારણ કર્યો છે.

અદૃષ્ટ ઊભો ઊભો રાજા વિચારે છે કે અરે આ તો ખાપરો ચોર. રાજકુંવરીને મહેલ ચોરી કરવા આવ્યો છે. ચોરી કરવા આવ્યો છે, પણ રાજભંડારો મૂકીને રાજ-કુંવરીને મહેલ શેની ચોરી કરવા આવ્યો હશે! અહીં તો હાથીદાંતનો પલંગ છે ને પલંગ પર કુંવરી પોઢી છે. એકલાં રૂપે જ એની કાયા મઢી છે. એ તો કાંઈ ચોર્યાં જાય તેમ નથી ને અંગ પર ટાંચાં વસ્ત્ર ને ટાંચાં આભૂષણ છે, એનો લોભ તે ખાપરા ચોરને હોય જ શું કામ! એ તો રત્નખૂર એકલાં રત્નોની જ ચોરી કરે. તો પછી ભર્યા ભર્યા ભંડારો મૂકીને એ અહીં શીદને આવ્યો હશે!

રાજા તો વિચાર કરતો ઊભો છે ને ખાપરે મંત્ર ભણીને અડદના દાણા રાજકુમારી ઉપર છાંટ્યા છે. એ તો મીઠી નીંદમાં ઊંઘે છે. ને ઊંઘમાં મંત્રનાં ધારણ ભળ્યાં છે. ખાપરે તો તરત જ કુંવરીને ખંધોલે લઈ લીધી છે. ફૂલની માળા જાણે ઊંચકી છે. કુંવરીને લઈ કરીને એ તો પાછો વળી ગયો છે.

ત્યારે તો રત્નની નહિ, પણ રત્નખાણ જેવી કુંવરીની ચોરી કરવા જ ખાપરો આવ્યો— તો પણ કુંવરીને લઈ જઈને એ શું કરશે! એને તો ગામ નથી ગરાસ નથી, ઘર નથી બાર નથી. એના આવાસ તો કોઈએ જાણ્યા નથી. ને એવો દુનિયાને માથે રહે છે એની ધનદોલતની લોકો વાતો કરે છે, એનાં પરા-ક્રમ વર્ણવતાં માણસો ધરાતાં નથી ને તો યે જેને કોઈએ જોયો નથી એવો ખાપરો ચોર કુંવરીને લઈ જઈને ક્યાં રાખશે ને શું કરશે?"

રાજા ખાપરાની પાછળ પાછળ ચાલી નીકળ્યો છે. આગળ આગળ કુંવરીની લોથ અદ્ધર અદ્ધર ચાલી જાય છે, એને ઉપાડનારો તો કેવળ પડછાયામાં જ દેખાય છે ને પાછળ પાછળ રાજા ચાલ્યો જાય છે.

ચાલતાં ચાલતાં જંગલ આવ્યું છે. જંગલ વચાળે મોટો વડલો છે. વડલા નીચે આવીને ખાપરાએ કુંવરીને નીચે સુવાડી છે. એક ઠેકાણેથી આળાંઝાળાં ને સૂકાં પાંદડાં આઘાં કર્યાં છે ને પગનો હડસેલો મારી જમીન જેવી જમીનમાં મોટું બાકું કર્યું છે. એ જ ખાપરાની ગુફા છે. આટલી નજીક છતાં કોઈએ દીઠી નથી ને દીઠી હશે તો કોઈએ ઓળખી નથી. ખાપરો કુંવરીને ઉપાડીને સડસડાટ ગુફામાં ઊતરી ગયો છે. વાંસે વિક્રમ વીર.

આગળ ચાલતાં ગુફામાં તો ઝાકઝમાળ અજવાળાં આવ્યાં છે. હીરામાણેકના કોડિયાં છે ને કોડિયામાં કાંઈ લાખો ને કરોડ જ્યોત જલી રહી છે એટલા દીવડા તે કોણ રોજ રોજ પ્રગટાવતું હશે ને એમાં પૂરવાનાં તેલ ક્યાં થકી આવતાં હશે. રાજા ઝીણી નજરે જુએ છે તો કોડિયામાં તેલે નથી, રૂની વાટ પણ નથી. વાટે દીવાની શગ પણ નથી. કોડિયામાં તો મોંઘા મૂલનાં રતન મૂકી રાખ્યા છે. રતન અંધારે જગારા મારે છે ને એની જ્યોત સો સો ચાંદા-સૂરજના તેજ જેવી ચારે કોર ઝગમગે છે. ગુફામાં ધનદોલતનો કાંઈ આરોવારો નથી. ગણી ગણાય નહિ એટલી સમૃદ્ધિના ઢગલા ખડકી રાખ્યા છે. વચ્ચોવચ્ચ એક ચોગાન છે. ચોગાનની

તો કે: 'તું કોણ છે! શું કામ પ્રધાનની દેહને દમ્યા કરતો'તો?'

તો કે: 'હું રત્નાકર યક્ષ નવ કોટી રત્નોની રક્ષા કરું ને રોજ નવકોટી રત્ન ઘડીને દુનિયામાં ઉછાળું. પ્રધાનને ઉનવા થયો ને બળતો બળતો મારે દેરે આવ્યો. એણે મારી સાધના કરી ને મે એને બે રત્ન આપ્યાં કહ્યું કે રોગ મટી જાય ત્યારે પાછાં મૂકી જજે. પ્રધાનનો રોગ તો ગયો, પણ એનો લોભ ન ગયો. મારાં બે ય રત્ન રાખીને રહ્યો. તે એની દેહને દમી રહ્યો છું.'

તો કે: 'તું રતનનો ઘડનારો. બે રતને તને ખોટ આવી ગઈ તે સૂરજના મઠ સુધી તો વાંસે પડ્યો, પણ મુવા કેડે યે કેડો છોડતો નથી!'

તો કે: 'આ તો મારાં અણમોલ રતન. કંઈ કેટલા યે યુગ પારખેલાં ત્યારે આ રતન હાથ લાગેલાં. શીતળ ચંદ્રમા જેવાં. અંગે અડતાં ટાઢક થાય ને રોગ સમૂળા નાશ પામે. એ રતન જેની પાસે હોય એને અગ્નિ બાળે નહિ. એ નર પાણીમાં બૂડે નહિ.'

રાજા કહે: 'તે રતન તારાં તને પાછાં આપશું. એમાં એનું મડું શું કામ સધરી બેઠો છો!'

તો કે: 'મડું તો સંઘર્યું છે રતને. બે ય રતન એના મોઢામાં છે. એ રતન કોઈ કાઢે નહિ ને પ્રધાનનું મડું બળે કે બૂડે નહિ.'

તો કે: 'આટલા દીથી બેઘે પડ્યો છો, એના કરતાં તારાં રતન જ લઈ લેવાં'તાં ને! તને તારાં રતન મળત ને પ્રધાનની દેહનો છૂટકો થાત.'

તો કે 'એથી રતન લીધાં લેવાય નહિ મને કોક આપે ને હું લઉં.'

રાજાએ તો મડાનું મોઢું ફાડ્યું છે. બે ગલોફે બે રતન ભરાવેલાં છે. બે ય કાઢી લીધાં છે. 'આ લે તારાં રતન. તું હવે ધરમેળો થઈ જા.'

તો કે: 'પહોંચી ગયાં. મોટા રાજા! એ તો હવે તને મારું સંભારણું.'

પ્રધાનની કાયા ટાઢી બોળ થઈ ગઈ છે ને યક્ષ અદરથી અલોપ થયો છે. ભૂતાવળ આઘીપાછી થઈ છે ને ઉગમણે આરે ઉષાએ રઘોળી પૂરી છે.

ને એમ ચાર પહોર પૂરા થયા છે. રાજાએ ચંદણ કાષ્ટની ચિતા રચાવી છે પ્રધાનની દેહને પધરાવી છે. ઘીની ધારવડી દીધી છે ને મહા આગ મૂકી છે. સોનલ વરણી ચેહ બળી રહી છે ને રૂપલા વરણો ધુંવાડો ઊંચે ચડી રહ્યો છે.

સવાર પડ્યું ને નગરના રાજાએ કચેરી ભરી છે. 'એલા કોઈ ખબર કાઢો, પ્રધાનના મડાની શી ગત છે?'

મહેલેથી ચોકીદારે આવીને ખબર દીધા છે કે મડું પાછું આવ્યું નથી ને મસાણે રહ્યું છે. મસાણેથી આવીને ચોકીદારે ખબર દીધા છે કે ચિતા ભડભડ બળે છે ને પરદેશી વડલા નીચે સોડ તાણી સૂતો છે.

નાહીધોઈને વિક્રમ કચેરીમાં આવ્યો છે: 'લાવો મારું ઇનામ.'

રાજાએ કારભારીને હુકમ કર્યો છે: 'પરદેશીને એક લાખ સોનામહોર મૂલવો.'

તો કે: 'રાજા! ભેળી પ્રધાનની પુત્રી યે પરણાવો.'

તો કે: 'જાત નથી જોઈ, ભાત નથી જોઈ ને પ્રધાનની પુત્રી કેમ કરી પરણાવાય!'

તો કે: 'જાત ને ભાત, રાજા, પહેલેથી જોવાં'તાં પાણી પીને ઘર પૂછવાનો અરથ શો! મોઢેથી બોલ્યા હો તો પ્રધાનની પુત્રી પરણાવો નહિતર તારું મહાતમ ગયું. અમારે શું! પરહિતર કરવા કાંઈ થોડો જ આવ્યો'તો!'

રાજા તો વિમાસણમાં પડ્યો છે. એને મારગે બીડું ફેરવ્યું છે મોઢેથી બોલી નાખ્યું છે. હવે થૂંક્યું ગળાય એમ નથી. ને તેમ અજાણ્યાને પુત્રી કેમ પરણાવવી એની રાજાને વિમાસણ થઈ પડી છે.

ત્યાં તો રાણીવાસમાંથી રાણી દોડતી આવી છે. 'મારી કુંવરીને કોઈએ ભાળી?'

રાજા કહેઃ 'કુંવરી તો રંગમોલમાં હશે, રાણી. એની ભાળ કચેરીમાં કેવી?'

તો કેઃ 'રંગમોલમાં નથી ને રાજદરબારે યે નથી. ફૂલવાડીએ ફૂલ વીણતી દીઠી નથી ને સરોવરમાં નાવણ કરતી યે ભાળી નથી. મારી કુંવરી ખોવાણી છે, એને ગોતી નહિ લાવો, ત્યાં સુધી મારે અન્નજળ અગરાજ છે.' રાણી તો રસ રસ રુવે છે.

રાજાએ તો નગર જોવડાવ્યું છે, પાદર જોવડાવ્યું છે. વન જંગલ બધે ય ફરીફરીને બારીગર પાછા આવ્યા છે. કુંવરી તો ક્યાં યે નથી.

ને રાજા કારભારીને કહે છેઃ 'નગરમાં પડો વગડાવો, કારભારી! જે કોઈ મારી કુંવરીને શોધી લાવે એને અડધું રાજપાટ આપું ને કુંવરી પરણાવું.'

ત્યાં તો વિક્રમ બોલી ઊઠ્યો છેઃ 'એક વાતે રાજા ખોટા પડ્યા હવે બીજી વાતનો વિશ્વાસ કોણ કરશે?'

તો કેઃ 'આ વખતે થૂંક્યું નહિ ગળી જાઉં પરદેશી.'

તો કેઃ 'તો કુંવરી એક પલમાં હાજર કરું.'

ખાપરાની ગુફામાંથી વિક્રમે કુંવરી આણી આપી છે ને કચેરી વચ્ચે બેસીને એણે રાતની વાત કહી છે વાત સાંભળીને કચેરી વિસ્મે થઈ છે.

ત્યાં તો વેતાળ ભાટ ફરતો ફરતો કચેરીમાં આવી ચડ્યો છે ને ભાટે વિક્રમને ભાળા છતો કર્યો છે.

'ધનઘડી ધનભાગ્ય! ઉજેણીપત અમારે આંગણે ક્યાંથી!'

નગરમાં ઉત્સવ થયો છે. વાજતેગાજતે વિક્રમ રાજા બન્ને કુંવરીને વર્યો છે.

ને દેશદેશાવર જોઈ કરીને રાજા ઉજેણીમાં પાછો આવ્યો છે. ગયો'તો ત્યારે એકલો હતો. આવ્યો છે ત્યારે ત્રણ જણાં છેઃ એક રાજા વિક્રમ ને બીજી બે પદમણીઓ.

સન ૧૮૩૦ની ફ્રેન્ચ રાજક્રાંતિના દિવસો હતા. વિક્ટર હ્યુગોના પોતાના મકાનની આસપાસના કમ્પાઉન્ડમાં પણ છનન છનન કરતી ગોળીઓ આવતી હતી. કોઈપણ મરદ માણસને એ રંગ ઉત્સવ માણવાનું મન થાય એવી આઝાદીની હવા હતી. જ્યારે હ્યુગો તો એ ક્રાંતિના કરવૈયામાંનો એક હતો પણ એને એક ગ્રંથ લખવા માંડેલો પૂરો કરવાનો હતો. બહાર કૂદી પડવાની લાલચમાંથી મનને કેમ રોકવું? એને એક વિચાર આવ્યો. આવ્યો ને અમલમાં પણ મુકાયોઃ જેમાં કોઈ રીતે ય ઘર બહાર પગ ન મૂકી શકાય તેવી એક જ અવસ્થાઃ દિગંબર થવું અને લખવા બેસવું. અને પોતાનાં બધાં ય કપડાંલત્તાં એક મોટી ટ્રંકમાં મૂકી તાળું વાસી છેક ઉપરના મજલે ટ્રંકને મૂકી તેની ચાવીનો આખો વીંટો ને ઘર બહાર ઘા કરી દીધો. અને પછી ઓરડાનાં બારણાં બંધ કરી દિવસોના દિવસો સુધી એ જ સ્થિતિમાં ગ્રંથ પૂરો કર્યો. એ ગ્રંથ તે 'નોટ્રડામ.'

# પિયુ કહાં ?

અસગારી

નાદુરસ્ત તબિયત અને ગત જીવનનાં દુઃખદ સંસ્મરણોને લીધે મારા દૂર પ્રવાસના દિવસો ભારેખમ થઈ ગયા હતા. અસ્તમુખ સૂર્યનાં છેલ્લાં કિરણો જ્યારે નિલગિરિનાં શિખરો પરથી સરી જતાં ને તરંગાયિત શૈલમાળા દિગંતે ધુમ્રાભ થઈ જતી ત્યારે હું બહાર ફરવા નીકળતો નહીં. કોણ જાણે પણ નિસંગતા મને બહુ સાલતી. ગોધુલિની મ્લાન છાયામાં ચારેકોર જે ઉદાસીનતા ફેલાતી તે મારા અંતરને પણ સ્પર્શ કરતી. બળતણ વીણનારી પહાડી છોકરીઓને બળતણના ભારા લઈ એક પછી એક પહાડની અડોઅડ ચાલ્યા જતા વાંકાચૂકા ને ઊંચાનીચા રસ્તે થઈને ઘરે પાછી ફરતી જોઈને મને યાદ આવતો કોઈ સ્વપ્નમય સંધ્યા વેળાનો ઘરનો એકાદ ઘરખૂણો ...ને ઘરને માટે મારું મન આકુળવ્યાકુળ થઈ જતું.

ક્યારેક ક્યારેક મારા પ્રવાસીમિત્રો મળવા આવતા. તેઓ મારા કરતાં મોટી ઉંમરના છે. મારી તબિયતના સમાચાર પૂછી તેઓ જતા રહેતા. કોની તબિયત કેટલી સુધરી એ જ તેમની વાતચીતની મુખ્ય વસ્તુ રહેતી. રામબાબુનો અત્રીએ પીકાપથ્ય ને લોઢી તો નામે ન મળે. રામબાબુ આખા દિવસમાં લગભગ પચાસ વાર પેટે ટકોરા મારીને આંખો પહોળી કરી તપાસ કરતા કે તેની તબિયતમાં કંઈ સુધારો થયો છે કે નહીં. એમ કરવાથી તબિયતમાં સુધારો થવાને બદલે છોકરો રામબાબુને જોતાં જ થથરી ઊઠતો. ચંદ્રબાબુને પણ ક્રોનિક શરદી થઈ છે. કાન્તબાબુ ડીસ્પેપ્સીઆના રોગી છે ને કારણ–અકારણ પાણીના ગ્લાસ ઉપરાઉપર ઢીચ્યે જાય છે–પાચનશક્તિ વધારવા. પેલા મહાશય...પણ જવા દો એ બધા એક નાતના જ છે, મને એવી ધમાલ બિલકુલ ગમતી નથી.

તે દિવસે કોણ જાણે શા કારણે પણ ફરવા નીકળી પડ્યો. થોડુંક ફર્યો પણ ઠીક ન પડ્યું. પાછો ચાલ્યો આવ્યો. બંગલામાં આવી બારી ખોલી પલંગ ઉપર જ્યાં આડો થયો કે અચાનક મારી નજર ટેબલ ઉપર પડી. ને હર્ષાવેશમાં કૂદીને ઊભો થઈ ગયો. ભીના મેજ પર એક કવર પડ્યું હતું. લૂગડેથી કવર લૂછીને ગોધૂલિના ઝાંખા પ્રકાશમાં શીરનામું વાંચવા પ્રયાસ કર્યો પરંતુ અક્ષર રેળાઈ જવાથી શીરનામું ઊકલ્યું નહીં. કવર ઉપર ઘણી પોસ્ટઑફિસોની છાપો હતી. ધાર્યું કે માલિકની શોધમાં કાગળ ઘણે ઠેકાણે ફર્યો હોવો જોઈએ. મને શંકા થઈ કે 'કાગળ મારો નહીં હોય પણ જો મારો કાગળ ન હોય તો મારે શીરનામે અહીં આવે પણ કેમ! ને સાથે સાથે વિપુલ આનંદથી મારું મન ભરાઈ ગયું. મને થયું કે મારા આ સુદૂર પ્રવાસમાં હું રાતદિવસ એની જ પ્રતીક્ષા કરું છું. કોઈ મમતાળુ મિત્રે કદાચ પોતાની ભાવભીની વાણી, થોડો સ્નેહ કે થોડી માયા આ પત્રની લીટીએ લીટીએ વ્યક્ત કરી મોકલ્યાં હશે. કવર ફોડી પત્રપ્રેરકનું નામ જોયું તો નવાઈ પામ્યો. નામ જરા પણ પરિચિત હોય તેમ ન લાગ્યું. તોપણ ઘરે પાછા ફરવા માટે આ પત્રમાં કેટલો પ્રબળ આગ્રહ! આનંદને બદલે મારા મનપ્રાણમાં દુઃસહ વેદના થવા લાગી. જાણે કે હું બહુ દૂર આવી પડ્યો છું એવું લાગ્યું ને સાથે એવી ઇચ્છા થઈ કે મારી ચોમેરનું પ્લાન ને વિશાળ મેદાન વટાવી, સંધ્યાછન્ન પશ્ચિમ દિગન્તની પેલી સ્વપ્નછાયા જેવી ગિરિમાળા ઓળંગીને શાળવનમાં થઈ જે પેલી વાંકીચૂકી કેડી જાય છે તે ઉપર થઈ મારા દૂર પ્રવાસનો આ નિસંગ ઘરખૂણો છોડી આમ્રતરુવરોના ઝુંડમાં લપાયેલા કોઈ ગામડાના ઘરના શાંત આંગણા તરફ અત્યારે જ ચાલી નીકળું.

ને સાથે સાથે સ્વપ્ન જેવી જન્માંતરની રોમાંચક સ્મૃતિની માફક ધીરે ધીરે બહુ દૂરના ગામડામાંની એક કુટિરનું માયામય જીવન મારી નજર સમક્ષ સ્પષ્ટ અને ઊજળે રંગે ખડું થવા લાગ્યું.

...સિન્ધુએ પૂછ્યું: 'હેં મા, હમણાં તું જેની સાથે વાત કરતી'તી એણે કાલે રામલીલામાં શેનો પાઠ લીધો'તો !'

ધરડાં માએ કહ્યું: 'તું એની કેમ બહુ ખબર રાખે છે ! પસંદ પડી ગયો છે કે શું ! કોણે શો પાઠ લીધો હતો એ તને જ ખબર પડતી હશે કેમ ! મનેય તે...'

સિન્ધુ શરમાઈ ને કહેતી: 'કહે ને તારે એણે શેનો પાઠ લીધો હતો ! ખબર તો છે નહીંને...'

માએ કહ્યું: 'એનો બાપ મારા ગામનો છે. હું એને કેમ ન ઓળખું ! પણ હેં સિન્ધુ ! તને ગમતો હોય તો તેની સાથે તારો સંબંધ કરીએ.'

સિન્ધુ શરમાઇને દૂર જતી રહેલી.

ફરી એકવાર માને એકલાં ભાળીને સિન્ધુએ પૂછ્યું: 'હેં મા, એનું નામ શું ! આ...એ... પૂછતા હતા.'

કોઈ નહોતું પૂછતું એ મા સમજી ગયાં. માએ કહ્યું: 'એનું નામ મદન. જા જઇને એના નામનો જપ કર. કાલે સવારે હું મથુરને...'

મથુર–સિન્ધુના બાપા. ભારે કડક મિજાજના માણસ હતા.

દાદીમા બાપાને શું કહેશે એ કોને ખબર ! ભયથી સિન્ધુ રડું રડું થઇ ગઇ. તેણે કહ્યું: 'મા, તમારે પગે પડું. બાપાને કંઇ કહેશો નહીં.'

ત્યાર પછી......

કેટલેક દિવસે દાદીમાના પ્રયત્નથી એ મદન સાથે જ સિન્ધુનાં લગ્ન થયાં. મદન રામલીલા મંડળીનો સભ્ય છે.- જ્યાં જાણો જામે ત્યાં તેની આવ-જા અચૂક. સાંભળ્યું છે કે એ નિશો પણ કરે છે ને સ્વભાવે પણ બદમિજાજી છે. વળી એને કોઈ સગુંવહાલું નથી. મા નથી, બાપ નથી, ભાઈ કે બહેન પણ નથી. તેથી સિન્ધુની બાએ સખત વાંધો લીધો હતો કે સિન્ધુનો વિવાહ ત્યાં નથી કરવો, પણ જવાબમાં ઘરડાં સાસુએ હસીને કહ્યું: 'વહુ, તો તારી છોકરી સુખી નહીં થાય.' પછી હસતાં હસતાં મદન પ્રત્યેના સિન્ધુના પ્રેમાળ ને કૌતૂહળમય વલણની વાતો એક પછી એક વિસ્તારથી કહી સંભળાવીને કહ્યું: 'વહુ, ત્યાં જો તેને નહીં પરણાવ તો છોકરીના શ્રાપ લાગશે. એક દી તારી છોકરી શું બોલતી હતી, ખબર છે ! મને કહે, 'મા જેને તેં આવવા કહ્યું હતું તે પેલો મદન તો આવ્યો નહીં. ગાયન કેવું સરસ ગાય છે !'...એટલે જ તો મદનને ક્યારેક ક્યારેક કારણ–અકારણ બોલાવતી હતી. બીજા કોઈ મૂરતિયાની વાત નીકળતી કે સિન્ધુ રડું રડું થઇ જતી.'

સાવિત્રી આ સાંભળી રાજી રાજી થતાં બોલી: 'ઓય મા...હું તો જાણુતીય નથી...' પછી સિંધુની બાને જરા ય વાંધો ન રહ્યો.

જેઓ રામલીલાની મંડળીમાં હોય છે તેઓના પરાક્રમો પણ ભારે અવનવાં હોય છે. વળી મદનની વ્યક્તિગત વિશિષ્ટતા, તેના ઘરનું અતડાપણું, વગેરે વિષે જ્યાં ત્યાં ઘરમાં ને બહાર બધે વાતો થઇ રહી હતી. એટલે વિવાહ પછી એકદમ સિન્ધુની આસપાસ ભયનું વાતાવરણ ફેલાઈ ગયું. લગ્ન પછીના કેટલાક દા'ડા બીતા બીતા માંડ માંડ ગાળ્યા પછી જ્યારે સાગરગામથી પોતાને પિયર કમળપુર પાછી આવી ત્યારે તેણે છુટકારાનો દમ ખેંચ્યો. મદન પ્રતિનો તેનો બધો મોહ પણ ઊતરી ગયો.

ત્યાર પછી......

એક દિવસ મદન સિન્ધુને તેડવા આવ્યો. સિન્ધુને જવાનો દિવસ નક્કી થયો પણ સિન્ધુ રડવા માંડી. બધાં આશ્ચર્ય પામી ગયાં. માએ પૂછ્યું: 'બેટા, કેમ રડે છે !'

'મારે નથી જવું, મા.'

'એવું બોલાય બેટા! દીકરીથી કંઈ કાયમ પિયરમાં રહેવાય ?'

'તો ફરી મારું મોઢું નહીં ભાળો.'

સાંભળીને બધાં ચોંકી ગયાં. એવી વાત સિન્ધુને મોંએથી નીકળશે એવી કોઈને આશા નહોતી. મદન પણ વિસ્મત થઇ ઘરે આવતો રહ્યો. સિન્ધુનો બાપ ખિજાયો ને એને ધમકાવી. અને સાવિત્રીએ પણ દીકરીને ખૂબ સમજાવી–મનાવી પણ સિન્ધુ રડતી બંધ ન થઇ. જે થોડા દિવસો તે સાસરે રહી હતી એ તેણે માંડ માંડ વિતાવ્યા છે. પણ ત્યારે તો નાનાં ભાઇબેનને સાથે લઇ ગઇ હતી. તો ય કમળપુરનો પરિચિત સંસાર એને સાંભર્યા કરતો અને તેથી કેમે ય મન ત્યાં સ્થિર થતું નહીં. સાગરગામના અપરિચિત ભયભર્યા વાતાવરણમાં પિયરના રસ્તા ને ઘાટ, બાલ્યવયની અનેક સ્મૃતિઓથી ભર્યું ઘર, કેટલાય દિવસની કેટલીય વાતો એ બધાં એક સાથે મળીને જાણે તેને બોલાવતાં હતાં: 'સિન્ધુ!'

ત્યાર પછી.........

ફરી એક દિવસ મદન આવ્યો. દરમિયાન ઘણીવાર હતાશ થઈને મદન પાછો ગયો હતો. સિન્ધુની એની એ જ હઠ–નથી જવું. તો ય આશાભર્યો મદન આવ્યો છે. એણે જમણો હાથ ઝોળામાં ટેકવ્યો છે ને ડાબે હાથે પાટો છે. જોતાં જ સિન્ધુ ભયભીત થઇ ગઇ. મદન ઝુડુકટ બોલ્યો: 'લેને મારા બંને હાથ નકામા થઇ ગયા છે; રાંધવું પણ મુશ્કેલ થઈ પડ્યું છે. હવે તો તને લીધા વિના જાઉં જ નહીં ને!'

આ પહેલાં આટલી વાત કરવાની તક પણ મદનને મળી નહોતી. તે આવે ત્યારે સિન્ધુ મોં જ દેખાડતી નહીં. આજે પણ વાત સાંભળી ન સાંભળી ને ભાગી.

સિન્ધુ ભાગી આવી એટલે દાદીમા બહાર આવ્યાં તો સામે મદન બાધાની જેમ ઊભો છે. આદરપૂર્વક એને અંદર લઈ ગયાં ને પૂછ્યું: 'તારા હાથે શું થયું છે મદન!'

મદને લાંબો નિસાસો નાખી કહ્યું: 'ડાબે હાથે દાઝી ગયો છું અને પાણી ભરવા જતાં પડી ગયો એટલે જમણો હાથ મચકોડાઈ ગયો છે હમણે તો મા, ખાવાપીવામાં ઉપવાસ જેવું જ.' એમ કહી ફિક્કું હસ્યો.

પછી તો સિન્ધુને બધાં વઢવા માંડ્યાં. મથુરબાપુ તો તાડૂકીને બોલ્યા: 'આ વખતે જો નથી જવું કહે તો ચામડી ઊતરડી નાખું; એ લાડકીની.'

બીજાં બધાંએ પણ સાસરે ન જવા માટે જ્યારે સિન્ધુની ઝાટકણી કાઢી ત્યારે સિન્ધુએ રડતાં રડતાં કહ્યું: 'ભલે, હું જઈશ પણ હવે મને જીવતી નહીં ભાળો.'

સિન્ધુ રડે છે એવા ખબર પડ્યા એટલે મદને ધીરે મોંએ કહ્યું: 'ત્યારે હવે હું જાઉં. એને ન આવવું હોય તો ભલે ન આવે.' આમ મદનને ઘણી વાર પાછા જવું પડ્યું છે પણ સિન્ધુએ એક વાર મોઢેથી એટલું પણ કહ્યું નથી કે આજે રહી જાઓ.

પણ દાદીમાએ કહ્યું: 'મદન! તું તો સાસરે એક રાત પણ રહેતો નથી. સિન્ધુ નથી આવતી એટલે રીસ તો નથી ચડી ને? મોડું પણ ખૂબ થયું છે. વળી તારે હાથે પીડા પણ થતી હશે. હમણે પીડા મટે ત્યાં સુધી અહીં જ રહે ને.'

બીજા કોઈ વખતે આમ આગ્રહ થયો હોત તો મદને ના જ પાડી હોત પણ આજે એનાથી બોલી જવાયું: 'ઠીક મા, આજ રોકાઈશ પણ આજની રાત જ રહીશ કાલે તો ગયા વિના મારે છૂટકો નથી.'

પરંતુ મદન એક દિવસને બદલે બે નહીં પણ ત્રણ દિવસ રહ્યો. જવાને દિવસે સવારે

સિન્ધુએ શરમાતાં શરમાતાં કહ્યું: 'આપાને કે'જો કે હોડી ભાડે બાંધે.'

માએ કહ્યું: 'કેમ ?'

'હું જઈશ.'

'ક્યાં જઈશ ?'

સિન્ધુએ કહ્યું. 'ક્યાં ય નહીં, જાઓ.'

મા હસીને બોલ્યાં: 'સાચું કે'છ સિન્ધુ ! એ વહુ...અરે મથુર...આ સિન્ધુ ડાહીડમરી થઈ ગઈ. હવે એ સાસરે જશે.'

કેવળ એક રાતમાં જ સિન્ધુ સમજી ગઈ કે મદનનો ડર રાખવા જેવુ કશું નથી. એના જેવા-લહેરી અને હળવા સ્વભાવનો જુવાન જીવનમાં એણે કદી જોયો નથી.

માએ પૂછ્યું: 'મદનને હવે કેમ છે ?'

સિન્ધુએ હસતાં હસતાં કહ્યું: 'એ તો સાવ ખોટું છે. હાથે તો કંઈ થયુ નથી. વેશ કાઢતાં આવડે ખરું ને ! મને તેડી જવા માટે એમણે એ બનાવટ કરી છે. પણ મા, કોઈને કહેતા નહીં–કહેવાની ના પાડી છે.'

મા બોલ્યાં: 'એટલે જ હાથ ધોવાનું કહેતી ત્યારે કહેતો'તો કે ડૉક્ટરે મને પાટો છોડવાની ના પાડી છે ને મારે ખવરાવવું પડતું. પણ હેં સિન્ધુ ! તમારા વચ્ચે શી સતલસ થઈ! એકદમ જવા કેમ તૈયાર થઈ ગઈ !'

સિન્ધુએ એનો કંઈ જવાબ ન આપ્યો. હસતી શરમાતી તે એકદમ બહાર ચાલી ગઈ.

એટલામાં મથુરે આવીને પૂછ્યું: 'કે' મા, મને બોલાવતાં'તાં !'

'હા. કાલ સિન્ધુ ને મદન જવાનાં છે માટે હોડી બાંધી રાખજે.'

ત્યાર પછી......

જેમ જેમ દિવસો વીતવા લાગ્યા તેમ તેમ કમળપુરની બધી સ્મૃતિઓ સિન્ધુના વિસ્મૃતિ-સાગરમાં તળિયે જઈને બેઠી. તો પણ ક્યારેક ક્યારેક નિર્જન ઘરને ખૂણેથી મન કમળપુરને રસ્તે દોડ્યું જતું. ઘન વર્ષાના મેઘલા દિવસે બાળકો સાથે જ્યાં રમેલી તે અતિ પરિચિત આંગણામાં મન ફર્યા કરતું અને ક્યારેક દૂર દૂર ભૂતકાળના બાલજીવનની કેટલી ય નાની નાની સ્મૃતિઓ સ્વપ્નની માફક નજર સામે ખડી થતી પરંતુ એવે વખતે મદન ભર્યા શ્રાવણનું ખેતીનું કામકાજ છોડી, ઘરે આવી પોતાના મોહકને મસ્તીખોર સ્વભાવથી સિન્ધુને તેની સ્વપ્નસૃષ્ટિમાંથી કોઈ નૂતન આયાલોકમાં લઈ જતો.

એ વર્ષાના દિવસો ! શેરીનાં નાનાં નાનાં બાળકો વર્ષાના પાણીમાં દોડાદોડી કરતાં ને વહેતા પાણીમાં કાગળની હોડીઓ તરતી મૂકી આનંદથી હસી પડતા. એ બધું યાદ આવતાં સિન્ધુ સ્વપ્નાવિષ્ટ થઈ જતી !

'સિન્ધુબહેન ! મને એક હોડી બનાવી દો ને '

'બહેન, મને ય એક.'

'એક એક હોડી બદલ પાંચ પાંચ જામફળ લાવી દેશું !'

'હોવે ! જમરૂખ તો લચી પડ્યાં છે.'

ત્યાં તો બાનો સાદ આવતો: 'એ...... સિન્ધુ, કપડાં પલાળતી નહિ.'

પરંતુ કમળપુરના એ બધા મુગ્ધ દિવસોનાં સ્વપ્ન મદનના વિશાળ વક્ષસ્થળના શરણથી ભુલાઈ ગયાં છે. મદનના હૃદયધબકારાએ બહુ દૂરના એ આંગણાનાં ચંચળ બાળકોના કલરવને સ્તબ્ધ કરી દીધો છે. સાગરગ્રામથી કમળપુરની એ છાયામય કુટિર બહુ...બહુ દૂર છે.

ક્યારેક ક્યારેક સિન્ધુનો ભાઈ તેને તેડવા આવતો પણ હવે એ પિયર જતી નથી. ભાઈ કહેતો: 'બેન ! કહે તો નૌકા ભાડે બાંધી લઉં. દાદીમા તને મળવા માટે ખૂબ આતુર છે. આવ્યો ત્યારે રડી પડ્યાં'તાં ને કહે: 'ફક્ત એક દિવસ માટે જરૂર તેડી લાવજે.'

પણ ભાઈ હતાશ થઈ ઘણી વાર પાછો

ગયો છે. પણ આ વખતે ભાઈ મક્કમ છે. તેણે કહ્યું: 'હવે તારે આવવું છે કે નહિ?'

સિન્ધુ કહે: 'તારા બનેવી શું કહે છે?'

એમણે તો કહ્યું કે આવે તો તેડી જાઓ.

સિન્ધુને ભારે દુઃખ થયું. સિન્ધુએ પૂછ્યું: 'શું એમ બોલ્યા? એ સાથે નહીં આવે?'

ભાઈએ કહ્યું: 'એ તો ના પાડે છે. કહે છે કે બધાય જઈએ તો ઘર રેઢું રહે ને મેં તો ઘણું કહ્યું પણ માનતા નથી.'

પછી સિન્ધુએ ભાઈને ચોકખી ના પાડી દીધી. સિન્ધુને સ્વામી ઉપર ખૂબ રીસ ચડી. જેના વિના તે જવા માગતી નથી, જેના અભાવની કલ્પનાથી આ ભોળી ગ્રામવાસિની-નું અંતર સુનકાર અનુભવે છે તેની આટલી બધી અવગણના!

એવામાં મદન આવ્યો ને પૂછ્યું: 'જવાનું ક્યારે નક્કી કર્યું?'

સિન્ધુ નિરુત્તર રહી.

ફરી મદને કહ્યું: 'ઘણા દિવસથી પિયર નથી ગઈ તો એકવાર જઈ આવ.'

તોય સિન્ધુ નિરુત્તર! ઓશીકા ઉપર મોઢું રાખી રડવા લાગી. સ્વામી સાથે જરા પણ વાત ન કરી. વિસ્મિત થઈ મદને પૂછ્યું: 'પણ તને થયું શું?' પરાણે સિન્ધુનું મોઢું પોતા તરફ ફેરવી કહ્યું: 'સાંભળ તો. મેં કંઈ તારા ભાઈને ના પાડી નથી. ઊલટું મેં તો એમ કહ્યું હતું કે એની ઇચ્છા હોય તો તેડી જાઓ.'

સિન્ધુ ગુસ્સામાં ને રીસમાં રડતાં રડતાં બોલી: 'હું બધુંય જાણું છું. તમને એકલા એકલા જ ગમે છે, હું ન હોઉં તો જ તમને નિરાંત વળે.'

કેવી અદ્ભુત વાત! આ જ સિન્ધુ એક દિવસ સાસરે જવાનું નામ પડતાં રોકકળ કરી મૂકતી એને મદન વિના હવે એક ઘડી પણ ચેન પડતું નથી. પિયર પણ પતિ સાથે આવે એમ ઇચ્છે છે. કેવું પરિવર્તન! મદનને પણ ખબર નથી કે પોતે સિન્ધુને ભૂતકાળનું સ્વપ્નમય જીવન ભુલાવી એક નવું માયામય જગત પ્રતિક્ષણે સરજી રહ્યો છે.

મદન સિન્ધુના મોઢા ઉપર ઝૂકી પડ્યો ને બોલ્યો: 'તને ક્યાંય નથી જવા દેવી. મેં પણ મંડળીમાં જવાનું ને ખેતીનું કામ છોડ્યું છે. હવે તારો ભાઈ આવે તો ખરો, ટાંગો જ ભાંગી નાખું.'

તોય સિન્ધુએ મન દઈ મદન સાથે વાત-ચીત ન કરી એટલે મદને ગુસ્સામાં કહ્યું: 'ક્યારનો બોલાવું છું તોય બોલતી નથી! અત્યારે જ કમળપુર જાઉં છું ને તારા ભાઈને તેડી લાવું છું. મૂંગલી વહુની મારે જરૂર નથી.'

એમ કહેતાંક છત્રી ને લાકડી લઈ મદન ચાલી નીકળ્યો.

રાતવેળા બહાર પડસાળમાંથી કોઈએ સાદ કર્યો: 'બહેન...'

સિન્ધુ સાંભળતાં ચમકી ગઈ. પતિ શું સાચે જ કમળપુર જઈ ભાઈને તેડી લાવ્યા!

ફરી અવાજ આવ્યો: 'સિન્ધુ...'

'કોણ છે એ...' કહી બારણું ઉઘાડી જોયું તો ખડખડાટ હસવા મંડી. મદને જ બનાવટી કંઠે સાદ પાડ્યો હતો.

'કેમ કેવી હસાવી! હું તો રામલીલા મંડળીનો સભ્ય. ન બોલ તોય બોલાવું. બોલ હવે બોલીશ કે નહીં?'

સિન્ધુ હારી ગઈ.

×

મદનનો સ્વભાવ આળસુ છે. કામકાજમાં એનું મન કેમેય ખૂંચતું નથી; કામની વાત નીકળે કે એ ખિજાઈ જ જાય. સિન્ધુ એ વાત જાણતી. પણ તે દિવસે તેનાથી કામની વાત નીકળી ગઈ. મદન તરત જ ઘર બહાર નીકળી પડ્યો. સિન્ધુથી કહેતાં કહેવાઈ ગયું પણ પછી પશ્ચાતાપથી એના અંતરમન નીરસ થઈ ગયાં.

મદન જેમ ફાવે તેમ વર્તતા તેને માટે સિન્ધુ કદી કંઈ બોલી નહોતી.

આખો દિવસ વીતી ગયો પણ મદન ઘરે ન આવ્યો. જાત જાતની ચિંતાઓ સિન્ધુના મનને ઘેરી વળી. રાત પડી ગઈ તો ય મદન ન દેખાયો. સિન્ધુએ અયોગ્ય ભીરુ અપરાધીની માફક આખો દિવસ આશામાં ને આશામાં વિતાવ્યો ને પોતાના અસંયમી સ્વભાવને મનોમન સેંકડો વાર ઠપકો આપ્યો પણ તેના અંતરને કેમે ય શાંતિ ન મળી. એટલે આંખમાંથી આંસુ વહેવા માંડયાં. ત્યાં તો મદન આંગણામાં આવી ઊભો રહ્યો. આંખો લૂછી સિન્ધુ ઊભી થઈ ગઈ. સ્વામીનું થાકેલું મોઢું જોઈ સિન્ધુ હસી પણ મદને તેના તરફ જોયું સુદ્ધાં નહીં. એક શબ્દ પણ બોલ્યો નહીં. પરંતુ તે દિવસની કમાણી સિન્ધુના પગમાં ફેંકી હાથ–મોં ધોવા જતો રહ્યો. આખો દિવસ ચિંતામાં વિતાવ્યા પછી સિન્ધુના દેહ-મનમાં જ આનંદની જે ભરતી આવી હતી તે જોત જોતામાં ઓસરી ગઈ. ભીરુ સિન્ધુની આંખો ભયથી નિસ્તેજ થઈ ગઈ.

પણ મદને તેના તરફ નજર સરખી પણ ન કરી. મૂંગો મૂંગો પીરસેલું ખાઈ ઊભો થઈ ગયો. એને એ પણ ખબર ન પડી કે ભાતની થાળી આપતી વખતે સિન્ધુની આંખમાં ઝળઝળિયાં આવ્યાં હતાં. ભીરુ યુવતીનું અંતર રૂંધે રૂંધે થઈ રહ્યું હતું. પણ જતાં જતાં પડશાળ નીચે જ થંભી જવું પડ્યું–જાણે તે આટલા વખતથી તેની જ રાહ જોતો હતો. સિન્ધુ રડવા મંડી હતી. મદને પૂછ્યું: 'શું થયું? કેમ રડે છે?'

સિન્ધુ મોટેથી ધ્રુસકે ધ્રુસકે રડી પડી. રૂંધકંઠે બોલી: 'મને દૂર કરો મા. હવે હું એવું કોઈ દિવસ નહીં કહું.'

'તું તો એવું કંઈ બોલી નથી. તારી વાત તો સાવ સાચી છે, મહેનત–મજૂરી ન કરીએ તો શું હવા ખાઈએ!'

'હા હવા ખાશું. હવે તમે કોઈ દિવસ ક્યાં ય ન જશો મને એકલા...'

'ઠીક લે નહિ જાઉં પણ ચાલ તેં ક્યારનું ય ખાધું નથી તે ખાઈ લે.'

નાના બાળકની રીસથી સિન્ધુએ કહ્યું: 'ના.'

કેટલીક વારે સિન્ધુ શાંત થઈ.

સિન્ધુ જમીને જ્યારે બહાર આવી ત્યારે મદન કોદાળીથી જમીન ખોદતો હતો.

સિન્ધુ હસીને બોલી: 'ખિજાયા તો નથી ને?' વળી ધમકીને સૂરે કહ્યું: 'ખોદવું નથી, ઘરમાં ચાલો. આવો છો કે નહીં? પણ મદને કોદાળી છોડી નહીં એટલે સિન્ધુએ પરાણે મદનના હાથમાંથી કોદાળી ખેંચી લીધી ને કહ્યું: 'આઘા ખસો, હું ખોદું છું.' એમ કહી કમરે સાડી વીંટાળી ખોદવા મંડી. થોડુંક ખોદ્યું ત્યાં કોદાળી ફગાવી દીધી. 'રહેવા દો. રાત પડી. ચાલો હવે.'

મદન ગમે તેમ કરીને હાસ્ય દબાવી કોદાળી લઈ પાછો ખોદવા લાગ્યો; પણ સિન્ધુ એને હસતો ભાળી ગઈ. જતાં જતાં એણે કહ્યું: 'હું સાંકળ મારી સૂઈ જાઉં છું.'

સિન્ધુ ઘરમાં ગઈ પણ સાંકળનો અવાજ થયો નહીં. મદન ખડખડાટ હસી પડ્યો.

ચાંદની હતી. મદન એક મને કામ કર્યે જતો હતો એવામાં અચાનક અવાજ સાંભળી ચમકી ગયો. પાછા ફરીને જોયું તો ભયથી જડસડ થઈ ગયો. દૂર ઝાડ નીચે એક માણસ ઊભો છે. શરીર પર લાંબો ઝભ્ભો ધારણ કર્યો છે. એક હાથમાં કમંડળ ને એક હાથમાં ચીપિયો. અત્યારે સંન્યાસી ક્યાંથી!

બધે ય શાંતિ છે. સંન્યાસી પણ મૂંગો ઊભો છે, મદન પણ સ્તબ્ધ થઈને ઊભો છે.

અચાનક સંન્યાસી હસી પડ્યો ને ભાગ્યો. મદન પણ હસી પડ્યો ને પાછળ દોડ્યો. બંનેના હસવાથી ચાંદની પણ જાણે ખડખડાટ હસી

પડી. મદનનો રામલીલાનો વેશ પહેરીને સિન્ધુ સંન્યાસી બનીને આવી હતી. એનો મદનને ખ્યાલ પણ ન આવ્યો.

દોડતાં દોડતાં બંને થંભી ગયાં. આનંદપ્રમત્ત હાસ્ય પણ થંભી ગયું. હાથમાં લાઠી લઈને સામેથી કોઈ આવતું હતું. સિન્ધુ શરમની મારી દોડીને ઘરમાં ભરાઈ ગઈ.

એ સિન્ધુના બાપા હતા એમણે આશ્ચર્યથી પૂછ્યું: 'કોણ મદન કે? બાવા જેવું કોણ આવ્યું હમણે? ચોરબોર તો…'

'ના, ના. એ તો…કંઈ નહીં.' મદન સ્વભાવ પ્રમાણે માથું ખંજવાળવા લાગ્યો. પછી જાતને સંભાળી લઈને એણે પૂછ્યું: 'આમ એકાએક આટલી મોડી રાતે ક્યાંથી!'

'શું કરું સિન્ધુની માની તબિયત બહુ નરમ છે. એટલે સિન્ધુને તેડવા આવ્યો છું. તમારે પણ આવવાનું છે. મા ખૂબ યાદ કરે છે.'

સાસરાને યથા સ્થાને બેસાડી મદન ઘરમાં ગયો.

સિન્ધુએ મૃદુ કંઠે પૂછ્યું: 'ઓળખી તો નથી ગયા ને?'

'બનતાં સુધી ઓળખી કાઢી છે પણ કાંઈ પૂછપરછ નથી કરી.'

'હાય હાય તમે તો…'

'કેમ વળી સેવકનો શો ગુનો થયો?'

'ઠીક પણ બાપા આટલી મોડી રાતે કેમ આવ્યા છે?'

'તારી મોટી માની તબિયત બહુ ખરાબ છે.-જા બહાર જા.'

મથુરે તે જ રાતે વિદાય લીધી. માની તબિયત બહુ ખરાબ હોઈ તે રોકાઈ શકે તેમ ન હતું. પાછું સવારે દાક્તરને તેડવા આવવાનું હતું. એટલે એ કહેતા ગયા: 'તમે તૈયાર થઈ રહેજો, હું જ કદાચ તેડવા આવીશ.' એટલું કહીને દાક્તરને મળવા ઊપડ્યા.

બીજે દિવસે મથુરબાબુ પાછા આવ્યા.

સિન્ધુના ગંભીર મોં તરફ જોઈ મદન હસી પડ્યો. સિન્ધુએ કહ્યું: 'કેમ હસો છો!'

'જોઉં છું હવે તું જાય છે કે નહીં! હું તો નથી આવવાનો.'

'તમે તો શેના આવો! જેણે તમને પરણાવ્યા એના અંત વખતે……'

મદને હસીને કહ્યું: 'ભલે હું તો નહીં આવું ને તું ગયા પછી લહેરથી રહીશ. રામલીલા કરશું ને ભજનો ગાયા કરશું. તને રળી ખવરાવવું આપણને ન પાલવે. મારા વિના તું કેવી નથી રહી શકતી એ ય જોઉં તો ખરો.'

અનેક કારણોને લીધે સિન્ધુનું મન ગમગીન હતું. મદનની વાતચીતથી એની આંખમાં પાણી આવ્યાં. હોઠે હોઠ દબાવી એણે ફક્ત એટલું જ કહ્યું: 'સારું.'

પછી મદન જમીને બહાર જતો રહ્યો. મથુરબાબુને જવાનો સમય થયો તો ય ન આવ્યો. અંતે મથુરબાબુ સિન્ધુને લઈ ઘાટે ગયા. ત્યાં તો મદનને એક શ્વાસે દોડતો આવતો જોયો. મોટેથી એણે કહ્યું: 'ઘરની ચાવી!'

નૌકાની ઓરડીમાંથી સિન્ધુ બોલી: 'અહીં આવીને લઈ જાય એમ કહો, બાપા.'

નછૂટકે મદનને ઉપર ચડવું પડ્યું. ઓરડીમાં ડોકિયું કરી કહ્યું: 'ઘરની ચાવી તો દેતી જા.'

'બેસો, દઉં છું.'

'વખત ક્યાં છે? બહુ મોડું થયું છે, ઘરે જતાં મોડું થઈ જશે.' કહેતાં કહેતાં મદન અંદર જઈને બેઠો.

સાર પછી…

'બહુ માથું દુઃખે છે.' કહી મદનના ખોળામાં સિન્ધુએ માથું ઢાળી દીધું.

મદને કંટાળાભેર કહ્યું: 'વાર ન લગાડ, ઊઠ જોઈએ. ચાવી આપ. નૌકા હંકારવાનો

સમય થઈ ગયો. હવે હું જાઉં.' પણ સિન્ધુ ન બોલી કે ન ઊઠી, ઊલટાનો મદનનો કમર પર રાખેલો હાથ વધારે સખત થયો ને રડવા લાગી. મદન બોલ્યોઃ 'ગાંડી થઈ કે શું! એમ કંઈ તારી સાથે અવાય! કપડાં પણ નથી લાવ્યો. કપડાં લાવી હોય તો વળી...'

સિન્ધુએ ઊંચે જોયું ને હસી પડીઃ 'કપડાં હું લાવી છું. હવે એમ ને એમ બેસી રહો. હવે નથી ઊતરવાનું. મારું માથું આજ બહુ દુઃખે છે.'

એવામાં મધુરે બૂમ મારીઃ 'મદન...ભરતી આવી છે. હોડી હંકારાવું ને!'

સિન્ધુ—મદન સામસામું જોઈ રહ્યાં. સિન્ધુએ મદનની છાતી ઉપર મસ્તક ઢાળી દીધું. મદને થોથવાતાં થોથવાતાં કહ્યુંઃ 'આ...આવું છું ...ઊભા...' મદન માથું ખંજવાળવા લાગ્યો.

રડતી સિન્ધુના વાળમાં આંગળાં રમાડતાં મદને કહ્યુંઃ 'મન્મથ મને કહેતો હતો કે શહેરમાં નાટક કંપનીમાં નોકરી મળી જાય તો કીર્તિ પણ મળે ને પૈસા પણ સારા મળે. શહેરમાં જવાનું મને બહુ મન છે. હું સાચે જ ચાલ્યો જાઉં તો તું શું કરે?'

'પણ હું જવા જ ન દઉં ને!'

ત્યાર પછી......

પરંતુ હતભાગી સિન્ધુ અભિનયપ્રિય પતિને કોઈ ઉપાયે રોકી શકી નહીં. ઘણા દિવસો પહેલાં મારી એક ઉંટેની સગી ગ્રામવાસિની પાસેથી મેં આવી વાત સાંભળી હતી. મને પાકી ખાતરી થઈ કે આ કાગળ સાથે આ વાર્તાને બહુ મેળ છે. પત્ર મોકલનારનું નામ પણ વાતની 'સિન્ધુ' સાથે મળતું આવે છે. કાગળ વાંચતાં પણ એમ લાગ્યું કે કાગળનો નાયક મહાન અભિનેતા થવાની અભિલાષાએ ઘર તેમ જ ગૃહિણીને છોડી ક્યાંક ચાલ્યો ગયો છે ને કુટિરવાસિનીએ કોઈ છોકરા પાસે કાગળ લખાવી સ્વામીના નામે રવાના કરાવ્યો છે.

ગાંડા પવનથી જેમ શાલવન કંપી ઊઠે તેમ આ અજ્ઞાન ગ્રામવાસિનીની વેદનાથી મારું અંતર હાહાકાર કરવા લાગ્યું. કઈ હતભાગિનીના પત્રદૂતે મારી વિસ્મૃતિના સાગરને પાર કરી મારી નજર સમક્ષ સ્વપ્નશેષાંચિત દિવસો ખડા કરી દીધા! કેટલાય દિવસના દેશદેશાન્તર કરી એક દૂર પ્રવાસી પાસે આ પત્રે પોતાનો પ્રવાસ પૂરો કર્યો. હવે એ કાગળ હું કોને દઉં! ક્યાં મોકલું! કેટલી લાંબી રાત્રીઓ અને કેટલાય દિવસોથી પોતાની સમગ્ર જાગ્રત ચેતનાથી કોણ ક્યાં પ્રતીક્ષા કરી રહ્યું હશે? મારા મનમાં એની ઉદાસીન પાંડુર મૂર્તિ ધીરે ધીરે ખડી થઈ. એકાએક મને એમ લાગ્યું કે આ ધનાયમાન, નિસંગ ને નિર્જન સંધ્યા, સામેની પેલી છાયા સમ દિગંતલીન ગિરિશ્રેણી, આ ખાવા ધાતું વિશાળ મેદાન, ઉપરનું નીલ નભતલ અને ચોમેરની સંધ્યારતબ્ધ આખી ધરિત્રી કોઈની પ્રતીક્ષાથી આકુળવ્યાકુળ છે—જાણે હમણાં કોઈ આવશે!

આંખો ઝીણી કરી સાંજના ઝાંખા પ્રકાશમાં કાગળનો અંતભાગ ફરી એકવાર વાંચવા કોશિશ કરી. 'હે સ્વામી! આ હતભાગિનીને ભૂલશો નહીં. તમે હવે ક્યારે આવશો? આ કાગળ મળે કે તરત ચાલ્યા આવજો. હવે મારાથી વિયોગ નથી સહેવાતો.'

આંખે ઝળઝળિયાં આવી ગયાં. બીજું શું લખ્યું'તું તે વાંચી ન શકાયું.

[શ્રી. સુશીલજનાની બંગાળી વાર્તાનો અનુવાદ

---

# પાપનિવારણ-ખત

કપિલ ઠક્કર

બિશપ સાહેબે મને બીજી કથા કહી એ એથી જુદા પ્રકારની હતી, અને પ્રથમ વાર્તામાં કહેલી હકીકત બની ત્યાર પછી ત્રણ વરસે એ બનેલી. એ વખતે તેઓ એક ગામના ધર્માચાર્ય તરીકે કામ કરતા હતા. જે દિવસે આ બનાવ બન્યો એ દિવસે મધ્ય પ્રગણામાં આવેલા એક ગ્રામનિવાસમાંથી એમને ભોજનનું આમંત્રણ મળ્યું હતું અને એમણે એ સ્વીકાર્યું હતું તેઓ નિયત સમય કરતાં થોડાક વહેલા મિજબાનને ઘેર જઈ પહોંચ્યા. મિજબાન બાનુ હજી મહેમાનોના સ્વાગત માટે નીચે આવ્યાં નહોતાં. બિશપને પહેલે માળ દીવાનખાનામાં બેસવાની વિનંતી કરવામાં આવી. એ સમયે રોમન કેથોલિક સંપ્રદાયનો એક પાદરી એ દીવાનખાનામાં એક કોચ પર બેઠો બેઠો એક મોટું પુસ્તક એકાગ્રતાથી વાંચી રહ્યો હતો. આ પાદરીનો બિશપ સાહેબને કશો પરિચય નહોતો. બિશપ સાહેબ દાખલ થતાં એ પાદરીએ માથું ઊંચું કરી વિવેકપૂર્વક નમન કરી તુરત જ પૂર્વવત્ વાંચવામાં મન પરોવી દીધું. આ માનવી પડછંદ કાયાવાળો, જીવનના તરવરાટવાળો અને પહેલી નજરે જ એક શ્રદ્ધાવાન આચાર્ય લાગતો હતો. પણ એના ચહેરા પર પથરાયેલી થાક અને વિષાદની ઘેરી છાયા બિશપ સાહેબે પ્રથમ દૃષ્ટિએ જોઈ લીધી. આ પાદરી કોણ હશે અને આજના જમણમાં એને કેમ નોતર્યો હશે એવા સવાલો બિશપના અંતરમાં ઊભા થયા.

નિયત સમયે બીજા મહેમાનો આવી પહોંચ્યા. એમના સ્વાગત માટે મિજબાન બાનુ નીચે ઊતર્યાં. મુખ્ય મહેમાનને આવકારવા માટે સમયસર તૈયાર ન થઈ શકવા બદલ એમણે માફી માગી. પરસ્પરની ઓળખાણના શિષ્ટાચાર વખતે પેલા અજાણ્યા પાદરી વિશે પૂછવાની અનુકૂળ તક બિશપ સાહેબને મળી નહિ.

ખાણાં વખતે બિશપની ખુરશી મિજબાનની બાજુમાં જ હતી. ખાણાની અધવચ મનમાં ઘોળાતા પેલા પાદરીના વિચારોનો ખુલાસો મેળવવા તેમણે મિજબાનને ધીરેથી પૂછ્યું: 'પણ આપે મને પેલા પાદરી સાથે તો ઓળખાણ કરાવી નહિ! હું એની ઓળખાણ કરવા બહુ આતુર હતો. એ કોણ છે!' એ પછી મેજની આસપાસ બેઠેલા મહેમાનો પર નજર ફેરવી એ કંઈક નવાઈ પામી ફરી બોલ્યા: 'અને એ અહીં ખાણા પર આવ્યા હોય એમ લાગતું નથી.'

આટલા શબ્દો બોલાયા એ દરમિયાન તો મિજબાન બાનુના ચહેરા પર અનેક પ્રકારની લાગણી ફરકી ગઈ અને પછી બહુ જ ધીમે અવાજે એમણે ઉતાવળે પૂછ્યું: 'ત્યારે તમે ય એને ખરેખર દીઠો!'

બિશપે જવાબ વાળ્યો: 'મેં જોયો તો ખરો જ. પણ માફ કરશો, આ વાત આપને આટલી અણગમતી હશે એવો મને ખ્યાલ ન હોતો. કદાચ કુટુંબના કોઈ રહસ્ય સાથે એનો સંબંધ હશે. મને તો એમ જ હતું કે મારી માફક એ પાદરી પણ અહીં મહેમાન હશે. અને એના દેખાવથી હું એવો આકર્ષાયો કે મને તેનો પરિચય સાધવાનું અને એની સાથે વાતચીત કરવાનું મન થયું. પણ એ અહીં આવેલ છે એ વાત છૂપી રાખવાની હોય તો હું એ વિષે એક શબ્દ પણ હવે ઉચ્ચારીશ નહિ. એ માટે તમે નિરાત રાખશો.'

'નામવર! કંઈક ગેરસમજ થાય છે. મારે કશું છુપાવવાનું છે જ નહિ. જોકે મારા પતિ આ વિષયની ચર્ચા પસંદ કરતા નથી. મને નવાઈ તો એ થાય છે કે આપે

પણ એ પાદરીને નજરે દીઠો. અત્યાર સુધી અમારા કુટુંબનાં અમુક માણસો સિવાય કોઇના જોવામાં આવેલ નથી. આપે જેને જોયો એ કોઈ પરોણો નહોતો.' થોડી વાર અટકી શ્વાસ છોડતાં ખૂબ જ ધીરેથી બોલ્યાં: 'પણ એક પ્રેતાત્મા છે.'

'ખરેખર? પ્રેતાત્મા?' બિશપ ચમકી ઊઠયા.

'હા પ્રેતાત્મા. અમે આ મકાનમાં બે વરસથી વસીએ છીએ. એ દરમિયાન બારેક વાર એ અમારી (દંપતીની) નજરે ચડેલ છે. અમારી એ ભ્રમણા છે અથવા અમને ઉતરવા માટેની એ કોઇ ચાલાકી છે એમ માનવાને અમને કશું કારણ મળ્યું નથી. છતાં ય હકીકતનો અમારાથી ખુલાસો પણ થઇ શકતો નથી. અને આ કંઇ સ્વાભાવિક બનાવ નથી, એટલે અમે એ માટે કોઇ સાથે વાત અથવા ચર્ચા કરવા નાખુશ હોઇએ છીએ. પણ મહાશય, આપે એને જોયેલ છે એટલે આપની પાસે એક નમ્ર વિનંતી મૂકું?'

'બેશક, અને મારા હાથની વાત હશે ત્યાં સુધી આપને ખાતર હું બધું ય કરી છૂટીશ.'

મિજબાન બાનુએ આમળ કહ્યું: 'મને વારંવાર એમ લાગ્યું છે કે એની સાથે વાત કરી શકે એવું કોઇ મળી આવે તો એને આ ઘરમાંથી દૂર કરવાનો કંઇક રસ્તો સૂઝે. અમને મોટામાં મોટી બીક તો એ છે કે જો બાળકો તેને દેખી જશે તો એમના હોશ જ ઊડી જશે અને નોકરોને ખબર પડશે તો તેઓ આ ઘરમાં ટકશે જ નહિ. આપ અહીંયાંથી ઊઠવાનું કંઇક બહાનું બતાવી નીચે દીવાનખાનામાં જઇ એ હજુ ત્યાં જ હોય તો એની સાથે વાત કરી એને આ ઘર છોડી જવા ન સમજાવો!'

બિશપ ઘડીભર તો વિચારમાં પડી ગયા, પણ આખરે એમણે એ અખતરો કરવાનું સ્વીકાર્યું. અત્યાર સુધીની વાતો એ બે વ્યક્તિઓ વચ્ચે જ ખૂબ જ ધીમે થઇ હતી અને ત્રીજા કોઇએ સાંભળી નહોતી. બિશપ ખુરશી પરથી ઊભા થયા અને ઘડીભર બહાર જવા માટે મિજલસની રજા માગી.

બિશપ ઓરડાના દ્વાર તરફ ચાલ્યા એટલે એમની પાછળ જવા માટે એક નોકર ઊંચોનીચો થયો પણ ઇશારાથી એમણે એને રોક્યો.

બિશપે દીવાનખાનામાં દાખલ થતાં જોયું તો એ પાદરી ત્યાં જ બેઠો બેઠો પુસ્તક વાંચી રહ્યો હતો. બિશપના અંગમાંથી ધ્રુજારીનું એક મોજું પસાર થઇ ગયું. બરાબર સ્વસ્થ થઈ તેઓ નિશ્ચયપૂર્વક મક્કમ પગલે એના તરફ આગળ વધ્યા અને એની સન્મુખ આવી ઊભા રહ્યા. પ્રથમની માફક એ પાદરીએ આંખો ઊંચી કરી એમને વંદન કર્યું પણ આ વખતે ફરી વાંચન શરૂ ન કરતાં જાણે હૈયામાં કાળજૂનો થાક અને કંટાળો એકઠા થઇ આંખ મારફત બહાર માર્ગ કરતા હોય એવી કરુણ નજર બિશપની સામે માંડી.

ઘડી ભર થંભીને બિશપે ગંભીર અવાજે પૂછ્યું: 'ખુદા ખાતર મને કહો, આપ કોણ છો અને અહીં આમ આવવામાં આપનું પ્રયોજન શું છે?'

એ પ્રેતાત્માએ પુસ્તક બંધ કર્યું અને બેઠક છોડી બિશપની બરાબર સન્મુખ અદબ વાળી ઊભો રહ્યો અને સહજ ગમ ખાઇને, ધીમા પણ સ્પષ્ટ અને મક્કમ અવાજે કહ્યું: 'મારી સાથે આજ પહેલાં કોઈએ આ મુજબ વાત કરી નથી. હું કોણ છું અને અહીં શું કામ આવું છું એ હું તમને કહીશ. તમે જોઈ શકો છો કે હું કેથોલિક સંપ્રદાયનો એક આચાર્ય છું. જે મકાનમાં આપણે અત્યારે ઊભા છીએ એ એંસી વરસ પહેલાં મારું હતું. હું એક કાબેલ ઘોડેસ્વાર હતો. અને જ્યારે જ્યારે પ્રસંગ સાંપડે ત્યારે શિકારે જવાનો બહુ શોખીન હતો. એક દિવસ નજદીકના જંગલમાં અમારી શિકાર-મંડળી એકઠી થવાની હતી. ત્યાં જવા માટે હું ઘોડો પલાણવાની તૈયારી કરતો હતો

એજ ક્ષણે એક ઉચ્ચ કુટુંબની યુવાન બાનુ રોમન સંપ્રદાયના રિવાજ મુજબ પોતાના પાપ-ની કબૂલાત કરી માફી મેળવવા આવી ચડી એણે શું કહ્યું એ તો અક્ષમ્ય માગથી તમને કહે-વાય નહિ, કેમકે એમાં ઇંગ્લાંડના એક અતિ પુરાણા ખાનદાન ઉમરાવ કુટુંબનું નામ સંડો-વાયેલું હતું. મને એ બાનુની વાત એટલી મહત્ત્વની લાગી કે, અમારા સંપ્રદાયના ફર-માન વિરુદ્ધ મેં એ બાનુના એકરારની વિગતો એક કાગળ પર ટાંચી લઈ એક ગંભીર ભૂલ કરી, કહોને પાપ કર્યું.

'એ પછી એ યુવાન બાનુને મેં પાપમુક્તિ આપીને વિદાય કરી, ત્યારે મારા શિકારી સાથીઓને મળવાનો સમય લગભગ વીતી જવા આવ્યો હતો, અને હું મિલન-સ્થળે પહોંચવાની ઉતાવળમાં હતો. છતાં હું એક ભયંકર ભેદ ખોલી નાખનારા એ ટાંચણ પાનાંઓનું સંભાળપૂર્વક જતન કરવાનું ભૂલ્યો નહિ. આ મકાનના ભંડારિયામાં આવેલ દીવાલના એક ભાગમાંથી થોડીએક ઇંટો ખસેડીને ત્યાં મેં એક ગુપ્ત સ્થાન તૈયાર કરાવેલું. એ શા માટે, એની વિગતમાં હું નહિ ઊતરું. મને એમ લાગ્યું કે શિકારેથી પાછો ફરું ત્યાં સુધી આ કાગળો ત્યાં સલા-મત રહી શકશે. પાછા આવીને હું એ વિગ-તોનો અભ્યાસ કરવા માગતો હતો. અને પછી એ કાગળોનો હું નાશ કરવાનો હતો. એ વખતે મારા હાથમાં એક ચોપડી હતી. એનાં પાનાંઓની વચ્ચે આ કાગળો મેં મૂક્યા, અને હું નીચે દોડ્યો. એ ગુપ્ત સ્થાનમાં એ પુસ્તક ગોઠવી દીધું, ઇંટો પાછી ગોઠવી, અને ઘોડો તબડાવતો હું ચાલી નીકળ્યો.

'એ દિવસે શિકારમાં મને જીવલેણ અક-સ્માત નડ્યો. હું ઘોડા ઉપરથી નીચે ફેંકાયો અને ત્યાં ને ત્યાં મૃત્યુ પામ્યો. એ દિવસથી આજ સુધી, ભૂત બનીને આ મકાનમાં ભમ-વાનું, અને જે નોંધ કરી લેવાઈ તી ન હતી એ કરવાનું મેં પાપ કર્યું હતું, એને રક્ષ-વાનું અને કોઈ પણ માનવીની નજર એના પર ન પડી જાય એની તપાસ રાખવાનું મારું કર્તવ્ય બન્યું. એ ગુપ્ત નોંધ કોઈના હાથમાં પડી જાય તો એનાં પરિણામો ખૂબ ભયંકર આવે એ હું બરાબર સમજું છું. આજ સુધી આ ઘરના કોઈ માણસે મારી સાથે એક સખુન પણ બોલવાની હિંમત કરી નથી. આ વરસો સુધી લંબાયેલી ચોકીની કામગીરી-માંથી મને કોણ મુક્ત કરશે એની મને હજી ખબર પડતી નથી. આજે તમે મારી સાથે વાત કરવાની હિંમત કરી છે તો તમારી પાસે હું એક માગણી કરું છું. તમે મને આ જવાબદારીમાંથી મુક્ત કરશો ? હું તમને એ પુસ્તક જે સ્થળે છુપાવેલું છે એ જગ્યા દેખાડું. પણ તમે જેને સૌથી પવિત્ર ગણતા હો એના નામથી મને સોગન્દપૂર્વક કહો કે એ પુસ્તક તમારા હાથમાં આવે ત્યારે એની અંદર મૂકેલા કાગળોનો, એમાંનો એક અક્ષર પણ વાંચ્યા વગર તમે નાશ કરશો. કોઈ પણ માનવીની આંખ એમાંના એક હરફ પર પણ ન પડવી જોઈએ. કહો, પ્રતિજ્ઞા પર કહો, તમે આટલું કરવા તૈયાર છો !'

બિશપે ગંભીર અવાજે જવાબ આપ્યો: 'તમારા સૂચનનું અક્ષરશઃ પાલન કરવાનું હું પ્રતિજ્ઞા પર કબૂલું છું.'

બિશપના અંતરની આરપાર નીકળી જાય એવી એક વેધક નજર એ પાદરીએ એમના પર ફેંકી અને સંતોષ થયો હોય એમ લાગ્યું, કારણ કે એ પ્રેતાત્માએ છુટકારાનો શ્વાસ લીધો અને ચહેરો ફેરવીને તેણે કહ્યું: 'તો મારી પાછળ ચાલો.'

એ સ્વપ્ન હતું કે સત્ય, એવા વિચારો-ના વમળમાં ખેંચાતા બિશપ એ પાદરીની પાછળ ચાલ્યા. એક પહોળી સીડી ઊતરી એ નીચેને માળે આવ્યા, અને ત્યાંથી ફરીથી પથ્થરનો એક સાંકડો દાદરો ઊતરીને એ

મકાનના ભોંયરા જેવા જણાતા કોઈ સ્થળમાં તેઓ પહોંચ્યા. પાદરી ચોક્કસ જગ્યાએ એકાએક અટક્યો અને દીવાલ પર હાથ લગાડી બિશપને કહ્યું: 'એ સ્થળ અહીંયાં છે. ચૂનાનું પ્લાસ્ટર અહીંથી ઉખેડી નાખો, ઈંટો ઢીલી કરો, અને મેં કહ્યું છે તે ગુપ્ત સ્થાન તમને દેખાશે. આ જગ્યા પર બરાબર નિશાન કરો, અને તમારું વચન પાળવાનું ન ભૂલશો.'

એ ભૂતાત્માના હાથે બતાવાયેલી જગ્યા બિશપે બરાબર ધ્યાનમાં રાખી. દીવાલ અને ચૂના ઉપર હાથ ફેરવ્યો, અને ફરી એક પ્રશ્ન પૂછવા માટે એમણે એ પાદરી તરફ મોઢું ફેરવ્યું. પણ ત્યાં કોઈ હતું નહિ! એ અર્ધ-અંધારા ભોંયરામાં પોતે એકલા જ ઊભા હતા. આમ બનશે એવું એમણે કદાચ મનમાં સમજી પણ લીધું હોય છતાં પોતે આટલા પ્રસંગથી બેહદ ચમકી ગયા હતા એ તો શંકા વગરની વાત હતી. ધ્રૂજતે હાથે ગજવામાંથી એક ચાકુ કાઢીને એ જગ્યા પર એમણે નિશાન કર્યું, અને પછી એ જગ્યા એકદમ મળી આવે એટલા માટે એ ચાકુ પણ એ ભેદી જગ્યાની બરાબર નીચે ભોંતળિયા પર મૂક્યું. પછી ઝડપથી તેઓ ફરી દાદરો ચડી ગયા, અને આશ્ચર્યો—ઊભરાવતી આંખે ફરી મજલિસમાં સામેલ થયા.

આમે ય એમની લાંબી ગેરહાજરી ચર્ચાનો વિષય તો બની હતી, એમાં એમના આ ઉશ્કેરાટે આખી મંડળીનું વધારે ધ્યાન ખેંચ્યું. ઘડીભર તો એમનું બોલવું ય ઢંગધડા વગરનું જ લાગ્યું. એમના મિજબાને ચિન્તાતુર બનીને એમને સવાલો પૂછવા માંડ્યા ત્યારે, મિજબાન બાનુ સઘળો ખુલાસો કરશે એવું સૂચવતો એક ઈશારો એમણે કર્યો. થોડીક આનાકાની પછી બાઈસાહેબે આખી હકીકત કહી બતાવી, અને બિશપ સાહેબને પોતે કયા કામ માટે મોકલ્યા હતા એનો બધો ખુલાસો કર્યો. આ સાંભળતાં આખી મહેફિલમાં ઉશ્કેરાટ જાગ્યો.

બિશપમાં બોલી શકવા જેટલી સ્વસ્થતા આવી કે તુરત જ આખી મંડળી પાસે એમણે બધી વિગત કહી સંભળાવી. કંઈ છૂપું રાખવાનો તો હવે અવકાશ જ નહોતો.

બિશપ પોતે એક કાબેલ નામાંકિત વક્તા હતા અને એ વખતે એમણે જે છટાદાર વર્ણન કર્યું એ ત્યાં બેઠેલાઓએ ગંભીર શાંતિપૂર્વક સાંભળ્યું, અને આખરે સમગ્ર મહેમાનોએ સર્વાનુમતે નક્કી કર્યું કે તુરત જ એક કડિયાને બોલાવી આ ભેદ અને ભયથી રંગાયેલી વાતનો તાગ લેવો.

થોડી વારે કડિયો આવી પહોંચ્યો, અને આખી મંડળી બિશપની પાછળ દાદરાઓ ઊતરતી ભોંયરામાં આવી અને કડિયાની મહેનતનું પરિણામ નિહાળવા માટે તલપાપડ બની. ફરીથી એ જગ્યાએ આવતાં બિશપના અંગમાંથી એક ધ્રુજારી પસાર થઈ ગઈ અને કડિયાને એમણે નિશાન કરેલું સ્થળ બતાવ્યું. એણે એનું કામ શરૂ કર્યું.

પ્રેક્ષકોમાંના એકે કહ્યું: 'પ્લાસ્ટર સખત ને મજબૂત લાગે છે.'

મિજબાને સૂર પુરાવ્યો: 'હા. પ્લાસ્ટર છે તો ઊંચી જાતનું પણ એને વધારે વર્ષો નથી થયાં. ઘણાં વરસો સુધી તો આ ભોંયરાઓનો કશો વપરાશ જ નહોતો. થોડાં વરસ પહેલાં જ મારા પુરોગામીએ અહીં મરામત કરાવી પ્લાસ્ટર લગાડાવેલું.'

દરમિયાન કડિયાએ પ્લાસ્ટર ઉખેડી નીચેની બે-ત્રણ ઈંટો ઢીલી કરીને ખસેડી નાખી હતી. એ પછી અંદર નજર કરીને એણે જાહેર કર્યું કે ઈંટોની પાછળ એક ફૂટ ચોરસ અને નવ ઈંચ ઊંડો એક નાનકડો કબાટ આવેલો છે. ત્યારે જોકે કોઈને એ વાત નવી તો ન લાગી પણ એ કબાટ જોવાની જિજ્ઞાસા તો સૌને થઈ મિજબાન એમાં નજર કરવા આગળ આવ્યા, પણ કંઈક યાદ આવતાં જ બિશપને માર્ગ આપવા પાછા હઠી ગયા અને

બોલ્યા: 'આપે કરેલો કરાર હું ભૂલી ગયો. પ્રથમ નિરીક્ષણ અને તપાસ કરવાનો અધિકાર આપનો જ છે.'

કંઈક ફિક્કા ચહેરે પણ સંપૂર્ણ સ્વાસ્થ્ય ધરીને બિશપ એ પોલાણ પાસે આવ્યા અને એક દષ્ટિ અંદર ફેંકી હાથ લંબાવ્યો. અંદરથી એમણે ધૂળ અને માટીથી ઢંકાયેલું એક જૂની ઢબનું મોટું દળદાર પુસ્તક બહાર કાઢ્યું. એ જોતાં પ્રેક્ષકોમાં સનસનાટી ફેલાઈ પણ હવે શું બને છે એ જોવાને સૌ એટલા આતુર હતા કે સૌએ ગંભીર મૌન અખત્યાર કર્યું. બિશપે પૂજ્ય ભાવે એ પુસ્તકનાં પાનાં ઉથલાવ્યાં અને થોડાં પાનાંઓ ઉથલાવ્યા પછી બે પાનાંઓ વચ્ચે મૂકેલો એક પીળો પડી ગયેલો લખેલો કાગળ ખેંચી કાઢ્યો. એના પર ઉતાવળથી લખેલી કેટલીક આડીઅવળી લીટીઓ હતી જે વસ્તુ માટે એમને ભલામણ કરવામાં આવી હતી એ જ એ હતી એવી ખાતરી કરી લીધા પછી એમણે પોતાની આંખો એના પરથી ફેરવી લીધી, અને એ ઉપાડીને તેઓ દાદર તરફ ચાલ્યા. સૌ એમની પાછળ પાછળ ઊપડ્યા. દાદર પર ચડી, નજદીકના ઓરડામાં બળતી સગડી પાસે જઈને, કોઈ બ્રાહ્મણ યજ્ઞવેદી પાસે ઊભો રહીને આહુતિ આપતો હોય એવી ભાવનાથી એમણે એ પત્ર અગ્નિને હવાલે કર્યો.

એ ભેદી પત્રનો છેલ્લો અંશ બળી રહ્યો ત્યાં સુધી કોઈના મોમાંથી એક હરફ નીકળી શક્યો નહિ અને એ પછી પણ 'કેવું ચમત્કારી!' 'ઘણું અજબ જેવું.' 'આવી કલ્પના પણ કોને આવે!' એવા છૂટાછવાયા આશ્ચર્યોદ્‌ગારો જ સંભળાયા. બધાં એટલાં હેરત પામી ગયાં હતાં કે કોઈને આ વિશે કશી વાતો કરવાની વૃત્તિ જ ન થઈ. બિશપને ખાતરી થઈ કે હાજર રહેલાઓમાંથી કોઈ આ બનાવમાંથી મળતો બોધ ભૂલી શકશે નહિ, અને એમને પોતાને માટે તો એ એક મહાન પાઠ હતો. વરસો પછી પણ આ વાત જ્યારે તેઓ કહી બતાવતા ત્યારે પોતે લાગણીવશ થયા વગર રહી શકતા નહિ.

ભેદી કાગળના નાશ પછી એ પાદરી પ્રેતાત્માની હાજરી એ ઘરમાં કદી જોવામાં આવી નહોતી, કારણકે એને હવે એ ભેદી કારણની ચોકી કરવાની કંઈ જરૂર રહી નહોતી.

અણુકલ્પ્યા અકસ્માતને પરિણામે જ્યારે એ પાદરીને પોતાનો સ્થૂળ દેહ ક્ષણમાત્રમાં તજી દેવો પડ્યો ત્યારે, પોતે જે અણઘટતું સાહસ કરેલું એ માટે એને કેટલો બધો પસ્તાવો થયો હશે એની કલ્પના સહેજે કરી શકાય છે. એને માટે વધારે દુસ્તર તો એ હતું કે આ ભેદ કોઈ પણ સંજોગોમાં ખુલ્લો કરવાનો ન હોઈ એનાથી એ કોઈને સોંપી શકાય નહિ અને ભવિષ્યમાં રખે ને એ કોઈ અયોગ્ય માણસના હાથમાં પડે એ એની સતત ચિન્તાનો વિષય હતો. યોગ્ય આદમીની રાહ જોવામાં એણે આટલાં વરસો વિતાવ્યાં હતાં.

[બિશપ લેડ બીકરની અંગ્રેજી વાર્તાનો અનુવાદ]

## કૃપાલાનીજી

પંડિત માલવિયાજીને એક ખાનગી મંત્રી જોઈતો હતો. ગાંધીજીએ કૃપાલાનીજીને તેમની પાસે મોકલ્યા. તેઓ માલવિયાજી પાસે અસલ હકિંશ ફેઝ ટોપી પહેરીને ગયા! માલવિયાજીએ આ ગાંધીજીને લખ્યું. ગાંધીજીએ જવાબ વાળ્યો: 'કૃપાલાની કરતાં વધારે સારો હિંદુ તમને ભાગ્યે મળે.' (અને પછી તો તેઓ માલવિયાજીના

# કવિતા

વીણા મારી દૂરની સગી થતી હતી. પરંતુ તેનો અમારા ઘર સાથે વિશેષ પરિચય હતો. તેને અમારા ગામમાં જ પરણા-વેલી અને અવારનવાર અમારા ઘરે તે આવતી-જતી એટલે તે પરિચય વધારે ગાઢ થયો હતો. તેની દોઢેક વર્ષની દીકરી ગુજરી ગયાના ખબર મને પડ્યા હતા. હું તેને ત્યાં ખરખરો કરવા જવાનો વિચાર કરતો હતો પરંતુ વ્યવસાયને અંગે અને ખાસ તો તેને દિલાસો આપવા માટે શું કહેવું તેના સંકોચથી જઇ શકતો નહોતો. વીણા પચીશેક વર્ષની હતી એટલે તેને બીજાં સંતાનો થવાનો અવકાશ હતો તેથી આ છોકરી ગુજરી ગઈ તે સામાન્ય પરિસ્થિતિમાં કાંઇ બહુ દિલગીરીનો પ્રસંગ નહોતો એ પણ મારી બેદરકારીનું કારણ હતું. અને હવે તો એ જ્યારે મળે ત્યારે જ ખરખરો કરી લેવો એમ મેં ધાર્યું હતું. એક દિવસ હું મારા ઓરડામાં એક વાર્તા લખવાના પ્રયાસમાં અને વાર્તાની વસ્તુસંકલના ગોઠવતો બેઠો હતો ત્યાં વીણાનો અવાજ આવ્યો. તે બાજુના ઓરડામાં મારી પત્ની સાથે વાતો કરતી હતી. વીણાના બોલવા-ચાલવામાં હજી શોકની છાયા છે કે કેમ તે જાણવા માટે હું ઊંચે કાને વાતો સાંભળી રહ્યો. વીણા વાત વાતમાં હસતી હતી અને સ્વાભાવિક રીતે જ વાતો કરતી હતી એમ જાણીને મને નિરાંત થઇ.

થોડી વારે વીણા મારી પાસે આવી. તે સુંદર યુવતી હતી. તેના મુખ ઉપર સદાય હાસ્ય રમ્યા જ કરતું હતું. બોલવા-ચાલવાની ઢબ પણ સરળ અને આનંદ ઉપજાવે તેવી હતી.

'કાં, કવિરાજ! શું કરો છો?' કહેતી તે મારી પાસે આવી ટેબલ ઉપર જ ચડી બેઠી. અને ટેબલ ઉપર પડેલા કાગળો જોવા લાગી.

હું તેના સામે જ જોઈ રહ્યો હતો.

તેણે ફરી કહ્યું: 'નવી કહાની લખવાની શરૂઆત થતી હોય તેમ લાગે છે.'

મેં કહ્યું: 'હા, શરૂઆત કરી છે. પૂરી થાય ત્યારે સાચી. પણ વીણા, તારી તબિયત હમણાં કેમ રહે છે?'

તેણે હસતાં કહ્યું: 'હું તો પાણીમાં ચણો સુકાય તેમ સુકાતી જાઉં છું. તમે જુઓ છો ને! ખબર કાઢવા કેમ આવતા નથી?'

તેની દીકરીની વાત કેવી રીતે કરવી તેની મૂંઝવણમાં હું મૌન રહ્યો.

'હમણાં કાંઈ કવિતા લખી છે કે નહીં?' વીણાએ પૂછ્યું.

'છેલ્લા ત્રણચાર મહિનાથી તો કાંઈ લખી નથી.'

'હમણાં વાર્તાઓ ઉપર ઊતર્યા લાગો છો. તમારી એક-બે વાર્તાઓ મેં વાંચી હતી. મને તમારી વાર્તા કરતાં કવિતા વધારે ગમે છે.'

'તમારી કાવ્યની અભિરુચિ સારી કહેવાય. જોજો કવિતા લખતાં થઇ જતાં નહિ.'

મને આ વાક્ય બોલ્યાનો પાછળથી ઘણો પસ્તાવો થયો. તેણે પોલકાની ઓટમાંથી એક મોટું કાગળનું ભૂંગળું કાઢી મારા હાથમાં મૂક્યું અને શરમાતાં શરમાતાં કહ્યું: 'મેં એક કવિતા લખી છે. તમે જરા જોઈ જશો?'

'ઘણું સારું. જોઈ જઇશ.' મેં કાગળો ફેરવતાં ફેરવતાં કહ્યું.

'માત્ર 'જોઈ જઈશ' એમ નહીં. જરૂર લાગે ત્યાં સુધારી પણ આપજો. તમે સિદ્ધ-હસ્ત કવિ છો. તમને એમાં વધારે મહેનત નહિ પડે.'

'જોઇશ.'

'ક્યારે જોઇ લેશો?'

'વખત મળશે કે તરત જ વાંચી જઇશ.'

'એમાં તમને વધારે વાર નહિ લાગે. હું પરમદિવસે આવીશ. એ વખતમાં તમે જોઈ લેજો.' કહી તે ચાલી ગઈ.

તેના ગયા પછી મેં તેની કવિતા વાંચવા માંડી. નહોતો કોઈ છંદ, નહીં કોઈ પૂર્વાપરનો કે પ્રાસાનુપ્રાસનો મેળ, ઢંગધડા વગરનું તે લખી ગઈ હતી. તેની સ્વર્ગસ્થ છોકરીને અનુલક્ષીને એક મહાકાવ્ય લખવા તેણે પ્રયાસ કર્યો હતો. તેમાં છોકરીની આંખ, કાન, નાક, વગેરે પ્રત્યેક અવયવોનું, તેના રંગરૂપનું વર્ણન હતું. તેનાં પોતે પાડેલાં નામો, સંબંધીઓ તેને કેવાં લાડકાં નામોથી બોલાવતાં હતાં તેનું, છોકરી કેવી ચેષ્ટાઓ કરતી તેનું, તે કેવી રીતે ખાતી, પાણી અને દૂધ કેવી રીતે પીતી, કેવું હસતી, તેની કાલી બોલીમાં તે બીજાને કેવી રીતે બોલાવતી તેનું સવિસ્તર વર્ણન હતું.

ત્રીજે દિવસે સવારમાં તે મારે ત્યાં આવી અને મને પહેલો પ્રશ્ન જ એ કર્યો: 'તમે પેલી કવિતા વાંચી? કેવી લાગી?'

'વાંચી ગયો. ઠીક છે.' મેં ઉત્તર આપ્યો.

'કાંઈ સુધારોવધારો કર્યો?'

'એમાં સુધારો શો થઈ શકે એમ છે?'

વીણાએ ધાર્યું જ હતું કે તેની કવિતા .સ લખાઈ છે. તેની આ ધારણાને ઉત્તેજન મળતાં તેણે કહ્યું: 'આ કવિતા કોઈ માસિકમાં છપાવવાની ગોઠવણ કરી આપશો?'

હવે ખરી મુશ્કેલી મારી સામે આવી ઊભી રહી. તેના ભીંગતા માનસને આઘાત ન પહોંચે તેટલા ખાતર કવિતા ઠીક છે એમ કહ્યું ત્યારે હવે તે છપાવવાની વાત આવી. મેં કહ્યું: 'છપાવવાની શી ઉતાવળ છે? તમે થોડો વખત જવા દો અને પછી તમે વાંચી જશો તો તમને એમાં કાંઈક સુધારા કરવા સુઝશે. છપાવવામાં ઉતાવળ કરવી એ ઠીક નહીં.'

તેણે કરુણ સ્વરે કહ્યું: 'મને આ કવિતા છપાવવાની ખૂબ ઇચ્છા છે. તમારે ઘણા તંત્રીઓ સાથે ઓળખાણ છે. કોઈને કહેશો તો કવિતા સારી છે એટલે જરૂર છાપશે. આ મારી કીકી ઉપર લખેલી કવિતા છે.'

'કોઈ તંત્રીને આ કવિતા છાપવા મારાથી કહેવાય નહીં અને કોઈ છાપે પણ નહીં. કીકી આપણી હતી એટલે આપણને તેમાં રસ પડે આવે. સહુ વાંચનારને ન આવે. વળી કવિતા છાપવા જેવી સારી નથી. તારી જો ઇચ્છા હોય તો હું એક નાની એવી કવિતા લખી આપું.'

'પણ તેમાં આ બધું યે ન આવે ને?'

'કેવી રીતે આવે?'

'કંઈ નહિ.' કહી તે નિરાશ થઈ, તેની કવિતા લઈ ચાલી ગઈ.

ત્યાર પછી થોડા દિવસે હું તેને ત્યાં જઈ ચડ્યો. દાદરો ઉઘાડો હતો. ઉપર જઈ જોઉં છું તો વીણા ઊંધી પડી એકાગ્રતાપૂર્વક કાંઈક કરતી હતી. તેનું ધ્યાન ખેંચવા મેં સાદ કર્યો: 'કેમ વીણા! શું કરે છે?'

વીણાએ પાછું વાળી મારા સામે જોયું. મને જોઈ તે ઊભી થઈ અને કહ્યું: 'આવો હું તમને સંભારતી હતી.'

હું ઓરડામાં ગયો અને ચારે તરફ જોયું તો પેલી કવિતા મઢાવીને દીવાલ ઉપર લટકાવી હતી. તે સાથે હારબંધ કેટલાંય જુદી જુદી જાતનાં અને ન સમજાય એવાં ચિત્રો પણ ચોડ્યાં હતાં.

મેં પૂછ્યું: 'વીણા, આ શું કરવા માંડ્યું છે?'

'કેમ, તમે જોતા નથી? કીકીનાં ચિત્રો કરું છું. તેનો એકે ફોટોગ્રાફ નથી એટલે શું કરું? જુઓ બરોબરી કીકી જેવાં જ આબેહૂબ ચિતર્યાં છે ને?'

હું હસી પડ્યો. 'આ તે કાંઈ ચિત્રો છે? આમાં એકે કીકી જેવું નથી લાગતું.'

આમ બોલતી વખતે મેં વીણાના મુખ તરફ જોયું હોત તો કદાચ હું હસત નહીં. તે વિષાદભરી આંખે મારા તરફ જોઈ રહી. અને કહ્યું: 'મને તો દરેક ચિત્રમાં સાક્ષાત્ કીકી જ જણાય છે અને ઘણી વખત આગે

છે કે હમણાં જ એ મારી સાથે વાત કરશે અને 'બા' કહી સાદ કરશે.'

મારે વીણાને ઠપકો દેવો કે શું કહેવું એ સૂઝ્યું નહીં. હું થોડી વાતચીત કરી ચાલ્યો ગયો.

વળી બેએક મહિને વીણાનો વર મને રસ્તામાં મળ્યો. તેની સાથે વાતચીત કરતાં તેણે કહ્યું: 'વીણાના મગજની સ્થિતિ ભ્રમિત થઈ ગઈ હોય તેમ લાગે છે. હમણાં તે એક પૂતળી ખરીદી લાવી છે. તેને તે ચૂંદડી ઓઢાડે છે. દિવસમાં અનેક વખત તે કહે છે: 'કીકી રૂવે છે તમે સાંભળતા નથી?' વળી તે પૂતળીને રમાડી આવે છે. કેટલીક વાર પાડોશીના ઘરમાં તે પૂતળીને મૂકી આવે છે અને પછી તેને શોધવા નીકળે છે. જેને-તેને પૂછે છે: 'મારી કીકીને જોઈ?' અને પાછી પૂતળીને લઈ આવે છે અને કહે છે: 'જો કીકી, તું હવે ભાગી જઈશ તો તને મારીને કાઢી મૂકીશ. સમજી?' આમ અનેક ચાળા કરે છે. મારી ચિંતા અને મુશ્કેલીનો તો પાર નથી.'

મેં તેને દિલાસો આપ્યો અને સમજાવટથી કામ લેવાની સૂચના આપી. અમે છૂટા પડ્યા.

આ પછી થોડા દિવસે વીણાને ત્યાંથી એક માણસ મને તેડવા આવ્યો. વીણાની તબિયત સારી નહોતી એટલે મને બોલાવ્યો હતો.

હું એકદમ વીણાને ત્યાં ગયો. ઘરમાં જતાં મેં જોયું, વીણાનો વર વીણાના હાથ બાંધતો હતો. વીણાનાં કપડાં ફાટેલાં હતાં. ચારે તરફ અસ્તવ્યસ્ત હતું. મને જોઈ વીણાએ ચીસ પાડી અને કહ્યું: 'પોલીસને બોલાવો, કીકીએ મારાં લૂગડાં ફાડ્યાં તેથી આ લોકોએ તેને કાપી નાખી. જુઓ આ તેના કટકા પડ્યા.' આજુબાજુ વીણાએ ચિતરેલાં ચિત્રોના કટકા પડ્યા હતા.

વીણાના હાથમાં તેણે લખેલી કીકી ઉપરની કવિતાનો એક ફાટેલો કાગળ હતો. તેણે તે મજબૂત રીતે પકડી રાખ્યો હતો.

મારી આંખમાંથી અવરોધ છતાંય આંસુનાં બે ટીપાં સરી પડ્યાં. [સચિત

# અનિશ્ચિત ભાવિ

રવિશંકર મ. મહેતા

☆

નિર્મળ ચાંદનીમાં ગાડાં ધીમે ધીમે પંથ કાપ્યે જતાં હતાં. ઘડીભર શાંતિ પછી વિષ્ણુરામ બોલ્યો: 'તમે સૌએ વિક્રમ-વૈતાળની વાતો સાંભળી છે ને? ત્યારે તમને એવી જ એક કથા કહું; એની સમસ્યાનો ઉત્તર તમારે સૌએ પોતપોતાની મતિ પ્રમાણે શોધી લેવો. સાંભળો:

ઘણા પ્રાચીન સમયમાં કિષ્કીન્ધાના વન્ય પ્રદેશમાં એક અર્ધસંસ્કારી રાજા રાજ્ય કરતો હતો; તેના રાજ્યની પડખેનાં મહાસમૃદ્ધ, સુશાસિત રાજ્યોના સંપર્કથી એના વિચારો અમુક અંશે સુશિક્ષિત બન્યા હતા; છતાં બર્બર પ્રજાઓના કલ્પનાપ્રચુર અર્ધદગ્ધ આવેશોથી, એ ભરેલો હતો; વળી એનો સત્તાશોખ એવો અદમ્ય હતો કે નિત્ય એના વિચિત્ર તરંગોને અમલમાં મૂકી પ્રજાને તે આશ્ચર્યમાં ગરકાવ રાખતો: જ્યારે જ્યારે એ નૃપ શાંત નિદિધ્યાસનમાં બેઠો હોય ત્યારે મંત્રીઓ સમજી જતા કે કંઈક નવો ધડાકો થશે; અને બનતું પણ એમ જ: આમ રાજ્યવ્યવસ્થા તેની ઇચ્છા મુજબ સરળતાપૂર્વક ચાલ્યે જતી ત્યાં સુધી નૃપતિ ઘણા સૌમ્ય તથા ખુશમિજાજી જણાતા; પણ તેમાં નાનું સરખું વિઘ્ન કે ખામી દેખાતી, રાજ્યનાં નિયમિત ચક્રોની ગતિમાં લેશમાત્ર ફેર પડતો ત્યારે નૃપતિ અધિક સૌમ્ય ખુશમિજાજી બની જતા. કારણકે પોતાની પ્રજાને આડે માર્ગેથી સન્માર્ગે દોરવાનો વ્યવસાય તેને અતિપ્રિય હતો, તથા ન્યાયનું વિતરણ કરવાનો કે દુષ્ટોનું દમન કરવાનો કોઈ પણ અવસર એ જવા દેતા નહિ.

એ રાજ્યના અનેક કાયદાઓ તથા વ્યવસ્થાઓમાં રાજાની આ અર્ધદગ્ધ, અર્ધસંસ્કૃત

વૃત્તિ આવિષ્કાર પામતી; સંસ્કૃત પ્રજાઓના ખ્યાલોમાંથી ગ્રહણ કરી સ્વરુચિ પ્રમાણે પોતાની રાજ્યપ્રવૃત્તિમાં ગોઠવેલ અનેક પ્રણાલિકાઓમાંની એક નીચે પ્રમાણે હતી. તેણે એક વિશાળ ચક્રાકાર રંગભૂમિ રચાવી હતી અને ત્યાં જ ગલી પશુઓની સાઠમારી, મલ્લોનાં દ્વંદ્વયુદ્ધો તથા શરીર-સૌષ્ઠવનાં પ્રદર્શનો થતાં પણ આ રંગભૂમિમાં એક નવીન જ વિનિયોગ કરવામાં તેની ફાંટાબાજ કલ્પના તથા મૌલિકતા વ્યક્ત થતાં. આ રંગભૂમિનો ઉપયોગ માત્ર પંડિતોનાં વાક્યુદ્ધ કે કુશલ નટોના નાટયસમારંભો કે મલ્લોનાં દ્વંદ્વયુદ્ધો માટે જ નહોતો થતો; અનેક સ્તરો તથા ઓયરાંઓવાળી આ વિશાળ રંગભૂમિનો ઉપયોગ ન્યાયમંદિર તરીકે થતો; ત્યાં અચલ વિધિ તથા પક્ષપાતરહિત અકસ્માત દ્વારા પ્રજાને ન્યાય તથા દુષ્ટોને યોગ્ય દંડ મળતો.

જ્યારે જ્યારે કોઈપણ પ્રજાજનનો અપરાધ નૃપતિને જાહેર થતો ત્યારે રાજધાનીમાં ઢંઢેરો પીટી લોકોને જાણ કરવામાં આવતી કે ઠરાવેલે દિવસે નૃપતિની રંગભૂમિમાં તેનો ન્યાય થશે.

આમ આ રંગભૂમિનો આકાર તથા રચના પરદેશી હતાં પણ તેનો ઉપયોગ તથા હેતુ આ પ્રચંડ રાજાના ફળદ્રુપ ભેજાનું જ પરિણામ હતાં; ન્યાયને ખાતર એમ કહેવું જોઈએ કે આ નૃપતિ જરા ય રૂઢિચુસ્ત ન હતા. પોતાના વિદુચ્ચપક્ષ તરંગો સિવાય કશાને તે વળગી રહેતા નહિ તથા આવા અવનવીન વિચારોના અદ્દભુત વિનિયોગ કરતાં કદી અચકાતા નહિ.

ન્યાયને દિવસે પ્રેક્ષકગણના ધીમા શાંત અવાજથી રંગભૂમિ ભરાઈ જતી. નિશ્ચિત સમયે રાજા તથા રાજકુટુંબ એક ઉચ્ચાસને આવી બિરાજે કે તુરત જ સામેના ઓયરામાં બંદી રાખેલ અપરાધીને રંગભૂમિમાં રાજા સન્મુખ હાજર કરવામાં આવતો. રાજાની બેઠકની બરાબર નીચે જ બે ભેદી દ્વાર હતાં અપરાધીને એ બે દ્વારમાંથી ગમે તે એક ઉઘાડીને ન્યાય મેળવી લેવાની છૂટ હતી; દ્વારની પસંદગી અપરાધીની સ્વેચ્છા પર જ અવલંબતી અને સર્વવ્યાપી અપરિહાર્ય અપક્ષપાતી વિધિ દૈવ કે યદૃચ્છા સિવાય એમાં બીજું કોઈ તત્ત્વ એને માર્ગદર્શક થતું નહિ.

હવે ન્યાયની કટોકટી ભરી પળ આવી પહોંચતી. રાજાને દૂરથી પ્રણિપાત કરીને અપરાધી બેમાંથી એક દ્વાર ઉઘાડતો. એક દ્વાર ઉઘડ્યે તેમાંથી એક ભયંકર ભૂખ્યો વાઘ ત્રાડો પાડતો ધસી આવતો અને પેલા અપરાધી પર ધસી જઈ, સઘળા પ્રેક્ષકો સમક્ષ એને ફાડી નાખી તેના તરફડતા દેહનું ભક્ષણ કરતો; એ જ ક્ષણે નોકરિયાત કારુઓ વિલાપની આકાશભેદી ચીસો પાડતા તથા કરુણ ઘંટારવના સ્વરથી વાતાવરણ શોકમય બની જતું; પછી ધીમે ધીમે કોઈ માનનીય વૃદ્ધ કે કોઈ સુંદર યુવાન અથવા કોઈ લોકપ્રિય યુવતીના આવા કારમા અંતથી વિષાદ પામેલાં પ્રજાજનો વિખેરાતાં.

વિધિએ આથી જુદું જ ધાર્યું હોય અને તહોમતદાર બીજું દ્વાર ખોલે તો તેમાંથી વયરૂપમાં તેની સમાન એવી એક યુવતી નીકળતી. તે જ સ્થળે તુરત મંગળ ચોઘડિયાં વાગી ઊઠતાં અને તૂરી, શરણાઈ તથા ઢોલના અવાજમાં પ્રેક્ષકોના હર્ષનિનાદ ભળી જતા. તુરત જ સામેનું એક ગુપ્તદ્વાર ઊઘડી તેમાંથી શુક્લ તથા ધર્માચાર્યો વરમાળ, કુંકુમ, પુષ્પાદિ સામગ્રી સાથે નીકળી પડતા; ત્યાં જ તે યુવતી સાથે પેલા અપરાધીનો લગ્ન સમારંભ શરૂ થતો રાજા સ્વયં એનું કન્યાદાન આપતા. તહોમતદાર પરિણીત હોય કે અપરિણીત એ વાતની અત્રે ગણના થતી નહિ; ન્યાયના વિતરણમાં નૃપતિ આવા ક્ષુદ્ર સંજોગોને આડે આવવા દેતા નહિ. લગ્નસમારંભને અંતે પ્રેક્ષકજનો વરઘોડિયાંની જાનમાં જોડાઈ, ભારે ધામધૂમપૂર્વક વધૂવરને ઘેર પહોંચાડી આવતા.

આ ન્યાયતંત્રમાં કોઈને અન્યાય થવાનો

સંભવ હતો એમ કોણ કહી શકશે! જ્યાં ન્યાય સમસ્ત દૈવના જ હાથમાં મૂકી દેવાયો હોય ત્યાં ફરિયાદનું કારણ જ ક્યાં રહે છે! આખરે તો, આ વિશ્વના અણુએ અણુનું સંચાલન દૈવી શક્તિ કરી રહી છે. મનુષ્ય માત્રના મન, વચન, કર્મ પર જેનું પ્રતિપળ પ્રભુત્વ છે એ શક્તિ જ, એનાં કર્મોનો દેવતા કે અદષ્ટ બની એને એણે કરેલાં કર્મોનું ફળ આપે છે. અપરાધી પેલાં બે ભેદી દ્વાર પાછળની કશી જ માહિતી મેળવી શકતો નહિ. પોતાને હાથે જ એ પોતાનું ભાવી ઘડી લેતો; તથા ફેસલામાં જરા યે વિલંબ થતો નહિ. આજના આપણા સુધરેલા ન્યાયતંત્રમાં, વકીલોની કંટાળાજનક દલીલો, થકવી નાખતી મુદતો તથા પરિણામની એવી એ જ અનિશ્ચિતતાથી હેરાન થયેલા અનેક અસીલો આવી સરળ, ઝડપી ન્યાયના પ્રથાને જરૂર સ્વીકારી લે. વળી આ પ્રથા અત્યંત લોકપ્રિય થઈ પડી હતી. પ્રેક્ષકોને અગાઉથી કશી જ ખબર નહતી કે આજે લોહીલુહાણ શબ જોવા મળશે કે મંગળલગ્નોનો ઓચ્છવ. એટલે પ્રજાજનોનાં ટોળેટોળાં ભારે ઉત્સુકતાથી તથા ઉશ્કેરાટથી રંગભૂમિ તરફ વળતાં; અપરાધીના અનિશ્ચિત ભાવિથી તેમનો રસ અનેકધા વધી જતો; અને એકાદ નાટક કે સાહસકથાનું દશ્ય આવો રસ ઉપજાવી શકતું નહિ. આમ પ્રજાને એક નિર્દોષ આનંદનું સાધન મળી રહેતું; તહોમતદારના પોતાના જ હાથમાં ન્યાયનું સૂત્ર રહેતું એટલે ડાહ્યામાં ડાહ્યો માણસ પણ આ યોજનામાં કશી જ ખામી દર્શાવી શકતો નહિ. આ તો ન્યાયનો ન્યાય અને નાટકનું નાટક—એક કાંકરે બે પક્ષી મરાતાં.

*

આવા તરંગી રાજાની એક તેવી જ તરંગી પુત્રી હતી; સ્વભાવે આ નૃપતિ જેવી જ ધૂની, ઉગ્ર, આવેશપૂર્ણ ગર્વિષ્ઠ, તથા ઊર્મિશીલ. આ એકની એક દીકરી રાજાની અત્યંત લાડકી હતી. આવે અનેક સ્થળે બને છે તેમ નૃપતિનો એક માનીતો સેનાનાયક રાજમહેલમાં નિત્ય આવતોજતો; તે સુંદર રણશૂરા યુવાનની કુશળતાથી આકર્ષાઈ, તેનો નીચ કુલમાં જન્મ છતાં, નૃપે તેને સેનાનાયક નીમ્યો હતો. સરહદ પરનાં અનેક યુદ્ધોમાં અપૂર્વ શૌર્ય દર્શાવી તેણે શત્રુઓને સખત શિકસ્ત આપી હતી. નૃપ એના પર સદા પ્રસન્ન હતા; પ્રજા તેના સુદૃઢ બાહુબલ પર મુગ્ધ હતી; રાજાએ સ્વહસ્તે તેને અનેક આભૂષણો તથા રત્નજડિત તરવાર કમરે બંધાવી તેનું બહુમાન કર્યું હતું.

આવા ફૂટડા યુવાન પર આ રાજકુમારીની સ્નિગ્ધ નજર ઠરીઃ ઊછળતું યૌવન, અમર્યાદ સત્તા તથા સ્વરૂપાતિશયથી ઊપજતા અનર્થો કોણ નિવારી શક્યું છે! ઉન્મત્ત પ્રેમના પ્રવાહમાં તેઓ ધસડાયે જ ગયાં: રાજકુંવરીએ ન જોયું કુલ, ન જોયું વૃત્ત, ન જોયો પોતાનો ધર્મ કે ન જોયું શીલ; ઉપવનના એકાન્તમાં, નૃપતિથી ગુપ્ત એમનો સ્નેહસ્રોત વહેવા લાગ્યો.

પણ આવા ગુપ્ત પ્રેમનો માર્ગ સદા કંટકિત હોય છે; આ રાજકુમારીને પણ એક વાત અંતરમાં સદા શલ્યની માફક ખટકતી; અનેકવાર તેણે પોતાના આ પ્રેમપાત્ર યુવાનને પોતાની જ એક નમણી ચતુર દાસીની સાથે હસીને વાર્તાલાપ કરતો જોયો હતો; આવે સમયે, તેના પટુ અંતઃકરણે તેમનાં નયનોમાં લસતું અનેરું તેજ નિહાળ્યું હતું. તેમના ગુપ્ત પ્રણય વિષે હવે તેને કશી જ શંકા રહી ન હતી; પણ એ સેનાનાયકનો પોતાના પ્રત્યેનો પ્રેમ પણ એટલો જ ગાઢ, અને નિર્વ્યાજ હતો એ રાજકુમારી સમજતીઃ બાહ્ય સ્વસ્થતા જાળવવા છતાં, અનેક રાત્રિઓ તેણે તીવ્ર વેદનામાં ગાળી હતી, આવી રાત્રીએ તેનું હૃદય ઈર્ષાથી ખીખતું, અને અનેક શંકાઓ વચ્ચે ઝોલાં ખાતું; છતાં સખીના નમતા તેજમાં તેના પ્રિય સેનાનાયકનાં સ્મિત દર્શને, તેનાં સર્વ શંકાઓ ક્યાંય ઊડી જતી અને તેના સુદૃઢ બાહુપાશમાં તે જકડાઈ જતી.

આમ આ સંવનન અનેક મહિનાઓ સુધી

આવ્યું. પરંતુ એક કમનસીબ ક્ષણે નૃપતિને તેની જાણ થઇ. બસ; થઇ ચૂક્યું! નૃપતિએ પોતાનો ધર્મ નક્કી કરતાં એક ક્ષણનો પણ વિલંબ કર્યો નહિ; તુરત જ તે સેનાનીને કારાગારમાં ધકેલવામાં આવ્યો; તથા નગરમાં ઢંઢેરો પિટાવી પ્રજા સમક્ષ તેનો ન્યાય કરવાનો દિવસ નક્કી કરવામાં આવ્યો. ભૂતકાળમાં આવા કોઇ ઉચ્ચ દરજ્જાના અધિકારીને ન્યાયાસન સમક્ષ ખડા થવાનો પ્રસંગ બન્યો ન હતો; ન તો કોઇ યુવાને રાજકુંવરીને ચાહવાની હિમ્મત કરી હતી એટલે આ પ્રસંગ જ અપૂર્વ હતો; નૃપતિ, રાજકુટુંબ તથા સમસ્ત પ્રજા આ ન્યાયકર્મની આરે ઉત્સુકતાપૂર્વક રાહ જોઇ રહ્યાં. લોકોમાં ચિત્રવિચિત્ર અફવાઓ ફેલાઇ રહી; તથા ચૌટે ચૌટે અનેકરૂપે એક જ વાત ચર્ચાઇ રહી.

આ રોમાંચક પ્રસંગને માટે રાજ્યનાં પશુ આગારોમાંથી ભયંકરમાં ભયંકર નરભક્ષી વ્યાઘ્ર લાવવામાં આવ્યો; તથા વિધિનું નિર્માણ એવું આહ્લાદજનક જ હોય તે માટે નૃપતિએ પોતે આખા રાજ્યમાંથી અતિગુપ્તપણે એક અભિજાતકુલની મનોહર કન્યાને પસંદ કરી.

એ નક્કી કરેલ દિવસ આવી પહોંચ્યો. દૂર દૂરનાં ગામોમાંથી લોકોનાં ટોળેટોળાં ઊભરાયાં અને રંગભૂમિના મંચો પર તસુ પણ જગ્યા ખાલી ન રહી. રાજા, રાજપુત્રી તથા અમાત્યવર્ગ પેલાં બે ગૂઢ બારણાંની ઉપરને માળે બિરાજ્યા. બરાબર નિશ્ચિત પળે સામેના ગર્ભાગારમાંથી અપરાધી નૃપ સમક્ષ હાજર થયો. જે પ્રેક્ષકો આવી કાંતિ, આવું રૂપ તથા આ દ્રઢતા પ્રથમ વાર જ નિહાળતાં હતાં તેઓ તો ઘડીભર મુગ્ધ, સ્તબ્ધ બની ગયાં; રાજકુમારી આવા સ્વરૂપ પર વારી જાય એમાં કશું અજુગતું ન હતું, એમનાં મુગ્ધ હૃદયોએ તેના પર અનેક શુભાશિષો વરસાવી, સાથોસાથ તેઓને અતિ ખેદ થયો કે આવા શક્તિમાન, સ્વરૂપવાન યુવાનને નસીબે આવી દશામાં ખડા થવાનું લખાયું છે.

હવે દઢ પગલે પેલો યુવાન જરા આગળ વધ્યો અને વિધિ મુજબ નૃપતિને તેણે દૂરથી નમન કર્યું. બીજી ક્ષણે તેની સસ્મિત નજર, રાજાની જમણી બાજુએ બેઠેલ રાજકુમારી પર ઠરી.

પોતાના જીવનના આવા એક અતિમહત્ત્વપૂર્ણ પ્રસંગે કોઇ સામાન્ય સંસ્કારી નારી લોક સમક્ષ ન આવે; પણ આ આવેગવશ, સ્વચ્છંદી, ચંડ રાજકુમારીને એવો કોઇ વિચાર બંધન રૂપ ન હતો. જ્યારથી રાજાજ્ઞા જાહેર થઇ ત્યારથી રાતદિવસ આ પ્રસંગ સિવાય તેણે બીજા કશાનો વિચાર કર્યો ન હતો; પોતાની અમાપ સત્તા તથા અદમ્ય કુતૂહલના બળે પેલાં ભેદી દ્વારો પાછળનું રહસ્ય પણ એણે જાણી લીધું હતું. કયા દ્વાર પાછળ કઇ લલિત રમણી પ્રતીક્ષા કરતી છુપાઇ છે એ તે જાણતી હતી. જેના તરફ તીવ્ર ધિક્કારથી તે સળગી રહી હતી તે જ દાસીને, સેનાપતિની નિર્દોષતા પુરવાર થયે, લગ્નસમારંભ માટે રાજાએ તૈયાર રાખી હતી એ વાત રાજકુમારીથી અજ્ઞાત ન હતી.

સેનાપતિ એક પળભર સસ્મિત રાજકુમારી તરફ જોઇ રહ્યો; સંગેમરમરની પૂતળી સમાન શ્વેત સ્થિર રાજકુમારીની નજરે નજર મળી. પ્રેમનું આત્મૈક્ય અનુભવતાં સ્નેહીઓના અબોલ ઇંગિતથી એ સમજી ગયો કે દ્વાર પાછળનું રહસ્ય તેની પ્રિયતમાએ જાણી લીધું છેઃ રાજકુમારીની પ્રકૃતિથી એ પૂરો વાકેફ હતો; વળી એ યુવાન સેનાનીના ભાવિની સમગ્ર આશા, રાજકુમારી એ રહસ્ય જાણી લે એ પર અવલંબેલી હતી; એટલે આંખના ઝાંપી ઇશારે તેણે પૂછ્યુંઃ 'કઇ બાજુ!' હજારો શબ્દોનો અર્થ પાંપણના એ એક પલકારામાં સમાયો હતો અને બીજે જ પલકારે એને એના ઉત્તરની અપેક્ષા હતી.

રાજકુમારી સુવર્ણની જાળી પર હાથ ટેકવીને બેઠી હતી; તેણે ત્વરાથી તર્જનીના

સંકેતથી જમણી બાજુનું દ્વાર દર્શાવ્યું. આ બધું એક જ પળમાં બની ગયું: કોઈનું એ તરફ લક્ષ ન ગયું કારણ કે સઘળાની નજર પેલાં બે રહસ્યમય દ્વારો તથા આ સુંદર યુવાન પર મંડાયેલી હતી.

પછી તે સેનાપતિ દૃઢ સ્થિર પગલે તે બંને ભેદી દ્વારો તરફ ચાલ્યો; નિસ્તબ્ધ શાંતિ પ્રવર્તી રહી; જાણે કે સૌનાં હૃદય થંભી ગયાં ને જીવ આંખમાં આવીને બેઠા. પછી જરા પણ સંકોચ વિના નિશ્ચિંત શ્રદ્ધાપૂર્ણ મને, તે યુવાન સેનાનીએ જમણી તરફનું દ્વાર ખોલ્યું.

હવે સ્પષ્ટ કરવાનું એટલું જ બાકી રહે છે કે એ દ્વારમાંથી શું બહાર આવ્યું! ભયંકર નરભક્ષી વાઘ કે કોઈ લજ્જાવતી નમણી કુમારિકા?

સુજ્ઞ વાચક! જેમ જેમ હું આ પ્રશ્નનો ઊંડો વિચાર કરતો જાઉં છું તેમ તેમ એ મને વધુ વધુ ગૂંચવનારો તથા મુશ્કેલ લાગતો જાય છે. અને માનવહૃદયનાં અતલ ઊંડાણોમાં જેણે અવગાહન કર્યું હોય, માનવસહજ આવેશોની ભુલભુલામણીમાં જેઓ ગૂંચવાયા હોય વા વૃત્તિઓની ઇન્દ્રજાળ જેણે નજરે નિહાળી હોય એવો કોઈ વાચક પણ આ પ્રશ્નનો એક નિશ્ચિત ઉત્તર બેધડક નહિ આપી શકે; કારણકે વાચક! એ ઉત્તરનો, તારી બુદ્ધિ, ચતુરાઈ કે માનસવિશ્લેષણશક્તિ પર આધાર નથી; પણ ઇર્ષાથી બળતી છતાં નિર્વ્યાજ સ્નેહથી આકર્ષાતી, આશાનિરાશા વચ્ચે ઝોલાં ખાતી તે સ્વચ્છંદી આવેગપૂર્ણ, પ્રેમાળ રાજકુમારીના દ્વિધા સ્વભાવ પર એ ઉત્તર અવલંબે છે.

એ રાજપુત્રીનો પોતાનો જ પ્રણયપાત્ર એની દાસીનો પ્રણય સ્વીકારે એ બિના તેને અત્યંત મર્મઘાતક હતી; અને એક ઘવાયેલા વિકરાળ પ્રાણીની માફક તે એકાંતમાં અનેક વાર ગર્જી ઊઠતી: પણ ન્યાયનો દિન નક્કી થયા પછી; અનેક રાત્રિએ આંસુની શય્યામાં આળોટતાં, તે એકાએક જાણે કોઈ ભયંકર દૃશ્ય જોતી હોય તેમ ચીસ પાડી ઊઠતી; જાણે કે અંગારા સમ ધગધગતી આંખોવાળો લોહી-લાલસુ વિકરાળ વાઘ જેની પાછળ છુપાયો છે તે દ્વાર પાસે તેનો પ્રિયતમ ઊભો છે; પોતાને હાથે તે દ્વાર ઉઘાડે છે ને પેલો નરભક્ષી વાઘ બીજી જ પળે તેના પર ધસી જઈ તેની ગરદન પોતાના ભયંકર જડબાની પકડમાં પીસે છે; લોહીની ધારાઓ છૂટે છે; તથા તેનો પ્રિયતમ એક લથડિયું ખાઈ...તે આર્તચીસ પાડી ઊભી થઈ જતી ને ત્રાસથી ફાટેલી આંખે ચોતરફ એ ભયંકર દૃશ્યમાંથી છુટકારો શોધતી; વળી એનાં અનેક જાગ્રત સ્વપ્નોમાં એ આશાભર્યા યુવાનને તે અન્ય દ્વાર ઉઘાડતો કલ્પતી; એવી ક્ષણે તે ધિક્કારપાત્ર સ્વરૂપવતી દાસીનું નમ્ર સ્મિત; અસ્પષ્ટ ઉચ્ચારાયેલ પ્રણયવચનો; તેઓનું દૃઢ આલિંગન તથા સોત્સુક ચુંબનો, તેના હૃદયમાં કટારની માફક ચીરા પાડતાં; એકલી એકલી તે દાંત પીસતી, પગ પછાડતી તથા માથું કૂટતી: એક પક્ષે, જે લલિત ઓષ્ઠોનાં ચુંબન પામી તે રાચી હતી, જે દૃઢ બાહુપાશમાં જકડાઈ હતી, જે વિશાલ ધડકતા વક્ષઃસ્થલ પર વિશ્રબ્ધ લપાઈ હતી એ જ દેહ ક્રૂર પશુથી ચૂંથાય, ચવાય, લોહીબોળી ધૂળમાં રગદોળાય એ અસહ્ય કલ્પનાએ રડી રડી એની આંખો સૂજી ગઈ હતી; તો બીજે પક્ષે લોકોના હર્ષનાદ તથા મંગળવાદ્ય સમેત લગ્નવેદી તરફ ધસતાં એ નવીન વરવધૂની કલ્પનાથી તેનો વૈરાગ્નિ પ્રજ્વળી ઊઠતો. આ કરતાં તો તેને સ્વયં મૃત્યુમુખમાં ધકેલવો એ શું બહેતર ન હતું!...પણ, પણ, ઓ પ્રભુ! તે કેવું ભયંકર! ના, ના. એ સુભગ પ્રાણપ્રિય દેહને એવી દશામાં...

આમ અનેક દિવાસ્વપ્નો જોતી, અનેક વિચારપ્રવાહોમાં તણાતી, અનેક વિરુદ્ધ લાગણીઓનાં તોફાન અનુભવતી એ રાજકુમારીએ અઠવાડિયાના મનોમંથનને અંતે એક મહા-

[ અનુસંધાન પાન ૩૬ મે

# સાગરનાં ગોદમાં

ચંદુલાલ વ. ભટ્ટ

*મધદરિયે તોફાનમાં એક વહાણ ભાંગે છે. પિતા, માતા અને ચાર પુત્રોના એક કુટુંબને વહાણમાં જ રાખી સમસ્ત મુસાફરો હોડીઓમાં નાસી છૂટે છે. નીચે જળ અને ઉપર આભ એવી નિરાધારતામાં જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતા કુટુંબમાં, તોફાન શમતાં જીવનની આશા જાગે છે. હાથ લાગ્યાં તેવાં સાધનોથી તરાપો તૈયાર કરી બગિયા વહાણમાંથી લઈ શકાય તેટલી ઉપયોગી સામગ્રી અને કૂતરાં, મરઘાં, ગાય, ગધેડો, પેટાં, બકરાં જેવા જીવો સાથે એ કુટુંબ એક નિર્જન બેટમાં આવી પહોંચે છે. પોતે ઊભા કરેલા એક તંબૂમાં થોડાક દિવસ વસવાટ કર્યા પછી મોટા વડલા જેવું એક ઊંચું ઘટાટોપ ઝાડ મળી જવાં તેના પર માળ બાંધી વસવાનું નક્કી થાય છે રસ્તામા આવતી નદી પર પાટિયાંનો એક પુલ જહેમતપૂર્વક તૈયાર કરી, જરૂરી સામગ્રી ને પ્રાણીઓ સાથે આખું કુટુંબ પેલા ઝાડ પાસે આવી પહોંચે છે. તત્કાળ ઝાડ પર વસવાટની વ્યવસ્થા કરવાનું મુશ્કેલ જણાતાં સૌ રાતવાસાની વેતરણમાં પડે છે.*

## [ ૯ ] રાતવાસો

ડગલે ને પગલે મુશ્કેલીઓનો સામનો કરવો એ તો હવે અમારે માટે રોજનો ક્રમ થઈ પડયો હતો. ઝાડ હતું તો ઘનઘોર અને એની છાયા પણ હતી વિશાળ પરંતુ એની ઊંચાઈ અતિશય હતી. એની નીચેની ડાળીઓ ઉપર પણ સરળતાથી ચડી જઈ, સહુ ઉપર રાતવાસો ગાળી શકીએ એ તદ્દન અશક્ય જણાયું. એટલે વળી અમારી નજર દરિયાકાંઠા તરફ વળી. હું, ફિલીપ અને જેક ઊપડયા. તૂટેલા વહાણનાં નાનામોટાં કેટલાં ય પાટિયાં દરિયાકાંઠે આવી પડયાં હતાં. અત્યારે તો અમારે પાટિયાંની જરૂર ન હતી તત્કાળ તો અમે એકાદ સીડી બનાવી શકાય એવી વસ્તુઓની શોધમાં હતા.

સમુદ્રના કાંઠાની પાસે જ અમે રેતી અને કાદવવાળી થોડી જગ્યા જોઈ. ત્યાં આગળ વાંસના નાનામોટા કેટલા ય કટકા પડેલા હતા. જેવા જોઈતા હતા તેવા જ એ ટુકડાઓ હતા. અમે એની ત્રણ ભારી બાંધી. એમાંની એક એક દરેકે ઉપાડી અને પાછા ઊપડયા. પાછાં વળતાં જમણી બાજુએ નજર નાખી તો એક મોટા એવા ધરા જેવું જણાયું. આસપાસ બરુની ઝાડી હતી.

અમે ત્યાં પહોંચ્યા. ધરાના કાંઠાની આસપાસ લાંબી લાંબી ચાંચવાળાં, લાંબા લાંબા પગવાળાં અને પગના પંજામાં ચામડીવાળાં એવાં નવી જાતનાં બગલાં (flamingos) જોયાં. અમારી સાથેની કૂતરી એમને જોઈને જોરશોરથી ભસવા લાગી. આવી અણધારી રીતે કૂતરાનું ભસવું સાંભળી એ બધાં પાંખો ફફડાવતાં ઊડ્યાં. ફિલીપ પોતાની બંદૂક સાથે તૈયાર જ હતો. એણે એ ઊડતાં બગલાં પર ગોળીઓ છોડી. એમાંથી એક ખલાસ થઈ નીચે પડ્યું અને બીજું એક ઘાયલ થયું. ફિલીપ તો પોતાના પગરખાંમાંથી પગ કાઢીને ઝપાટાભેર પેલા મરેલા બગલાને લેવા દોડ્યો. ભાઈને ખ્યાલ નહિ કે આ જમીન કાંપવાળી ને પોચી છે. જેવો તે આગળ દોડ્યો કે ગોઠણ ગોઠણ સુધી અંદર ખૂંચી ગયો! મહામહેનતે પેલા મરેલા બગલાને લઈ એ પાછો ફર્યો. હું એ જોતો જ હતો એના હાલહવાલ જોઈને હું જરા ફેરમાં ગયો, અને પેલા ઘાયલ થયેલા બગલાને પકડી લાવ્યો બગલાને હું પકડવા જાઉં તે પહેલાં એણે નાસી છૂટવા પોતાનું બધું જોર વાપર્યું, પરંતુ તેને તેમ કરતાં અમારી કૂલોસે રોક્યું. એણે દોડીને, હું પહોંચું ત્યાં સુધી એની પાંખ મોઢામાં લઈને પકડી રાખ્યું.

હું એને લઈને પાછો ફર્યો.

'હેં બાપુ, તમે આને જીવતું લાવ્યા છો?' અર્નેસ્ટે પૂછ્યું. 'આપણે એને પાળીશું!'

દરમિયાનમાં ફિલીપ પેલા મરેલા બગલાને તપાસતો હતો. એ બોલી ઊઠયોઃ ' પણ બાપુ, આના પગના પંજા તો બતકની જેમ ચામડીથી ચોંટેલા છે, છતાં એના પગ લાંબા છે અને stag ની જેમ એ દોડી શકે છે. આ વિચિત્ર ન ગણાય ? '

' ના બેટા, કેટલાંક પક્ષીઓને તરાય એવા પગ હોય છે, અને સાથે સાથે એમને લાંબા પગ પણ હોય છે. ' મેં એની શંકાનું નિવારણ કર્યું.

' વારુ પણ એ બધાં જ આના જેવા સુંદર મજાનાં રંગીન પીંછાંવાળાં હોય છે ! હમણાં થોડાં ઊડ્યાં તેમાંનાં થોડાં તો એવાં ન જણાયાં. ' ફિલીપે બીજો સવાલ કર્યો.

'કદાચને એ નાનાં હોય ત્યાં સુધી એમનો રંગ નહિ દેખાતો હોય. મોટા થયે તેમનો રંગ પૂરબહારમાં ખીલતો હશે. અમારે બરુની લાકડીઓની પણ જરૂર હતી એટલે થોડી લાંબી લાંબી સોટીઓ મેં કાપી લીધી. મારી ગણતરી આ સોટીઓની મદદથી ઝાડની ઊંચાઈનું માપ કાઢવાની હતી.

આટલો સામાન લઈને અમારી આરામ કરવાની જગ્યાએ અમે આવી પહોંચ્યા. જેક અને ફ્રેંક અમારું સ્વાગત કરવા તૈયાર જ હતા. એમને આવી સ્થિતિમાં અમારી ચિંતા થાય એ સહજ હતું. હાથમાં પેલું બગલું જોતાં એ ચિંતાને સ્થાને આતુરતા આવી ગઈ. દોડીને તેઓ એને જોવા લાગ્યા. મેં ધીરે રહીને એને નીચે મૂકી, થોડું માખણ લઈ એના ગળીના જખમ ઉપર લગાડ્યું ને ફ્લોસે કરેલા પાંખના જખમ ઉપર પણ એનો લેપ કર્યો. એને જૂના કપડાના ટુકડાથી પાટા પણ બાંધી દીધા. નદીકાંઠા તરફની એક જગ્યાએ એક લાકડી ખોડી એક લાંબી દોરી તેના પગે બાંધી અને એનો બીજો છેડો પેલી લાકડી સાથે બાંધી દીધો— એ આસપાસ અને નદી તરફ પણ હરીફરી શકે એટલા માટે. આટલું થયા પછી તો એને એના તકદીર ઉપર જ અમે છોડી દીધું.

મેં ઝાડની ડાળીઓની ઊંચાઈ માપવાનો પ્રયત્ન શરૂ કર્યો. છોકરાઓની કલ્પનામાં જ એ આવતું ન હતું કે એ કઈ રીતે શક્ય બનશે. ફિલીપ એની હાઈસ્કૂલમાં યુક્લીડના સિદ્ધાંતો શીખ્યો હતો. ખૂણાઓ અને ત્રિકોણો વડે માપવાની વાત એનાથી સમજી શકાય તેવું હતું. મેં એ સિદ્ધાંતને આધારે બરુ અને દોરીની મદદથી કાટખૂણ ત્રિકોણો બનાવ્યા અને ઝાડની જે ડાળીએ પહોંચવું હતું તેની ઊંચાઈનો અંદાજ કાઢી લીધો.

' વારુ પણ હવે એની ઊંચાઈ જાણી લીધી એટલે કંઈ ઉપર નહિ પહોંચી જવાય.' અર્નેસ્ટે ટકોર કરી.

' એ તો વાત ખરી જ છે. ' મેં કહ્યું. ' પરંતુ આપણે ઉપર ચડવા માટે કેટલા ફૂટ દોરડું જોઈશે તેનું તો માપ આપણને તેનાથી મળ્યું જ ને ? આપણી સીડીની બે બાજુઓ તૈયાર કરવામાં લગભગ ૧૨૦ ફૂટ દોરડું જોશે. તમે મળીને એટલું લાંબું દોરડું તૈયાર કરો. દરમિયાનમાં હું એક બીજું કામ કરું છું. '

પેલા છોકરાઓ સોંપેલું કામ કરવા દોડ્યા. હું પેલાં બરુ લાવ્યો હતો તેમાંથી તીરકામઠાં બનાવવા બેઠો. વાંસમાંથી એક મજબૂત ફાડ કાપી એને વાળીને એક મજબૂત દોરી વડે બાંધી દીધી. એ રીતે કામઠું તૈયાર થઈ ગયું. અણીદાર બરુમાંથી અધિક વજન તીર તૈયાર કર્યાં. વજનમાં એ હળવાં લાગ્યાં એટલે એના પોલાણમાં ભરી ભીની રેતી. બગલાનાં પીંછાં એના નીચેના છેડે બાંધ્યાં. તીર હવામાં સીધાં જઈ શકે એટલા ખાતર એ પીંછાં બાંધ્યાં હતાં.

છોકરાઓ આ તીર–કામઠું જોઈ ને તાજુબ થઈ ગયા. પણ આ તીર–કામઠું રમત કરવા બનાવ્યું ન હતું. મારી ગણતરી જુદી જ હતી. મેં તેમને તેમની મા પાસે જો મજબૂત જાડી દોરી હોય તો તે લઈ આવવા મોકલ્યા. એણે અગમચેતીથી આવી કેટલીય વસ્તુઓ પોતાની એક પેટીમાં ભરી રાખેલી. ક્યારે કઈ વસ્તુ

ઉપયોગી નીવડશે તેનું ભાન એને અમારા સૌ કરતાં ઘણું જ હતું. આવી દોરીનો એક દડો અમને મળી ગયો.

એને સારા પ્રમાણમાં ઉખેળી નાખ્યો એનો એક છેડો મેં તીરની સાથે બાંધ્યો. ઝાડની જે ડાળી સાથે અમારે સીડી બાંધવી હતી તેની તરફ પેલું દોરી બાંધેલું તીર ફેંક્યું બે વખત હું ન ફાવ્યો. ત્રીજી વખતે એ તીર દોરી સાથે ડાળ ઓળંગી નીચે આવ્યું. બસ, મારુ કામ સફળ થયું. તીર સાથે બાંધેલા દોરીના બીજા છેડા સાથે એક બીજા દોરડાનો ટુકડો બાંધ્યો. ધીરે ધીરે પેલી દોરી હું તીર તરફથી ખેંચતો ગયો. દોરી ખેંચાઈને નીચે આવી ગઇ, અને પેલું દોરડું ડાળી ઉપર થઈને નીચે આવ્યું. દોરડાના બે છેડા ડાળી ઉપર લટકતા રહ્યા. એ છેડાને હાથથી અડી શકીએ એટલા એ નીચા લટકતા હતા. એ આઘાપાછા થઈ ન જાય માટે એ બન્ને છેડાને થડ સાથે બાંધી દીધા.

નીચે પછી સીડી બનાવવાનો કાર્યક્રમ ચાલ્યો. બીજા એક જાડા દોરડાના ૪૦, ૪૦ વારના બે કટકા એક ફૂટને અંતરે બાજુ બાજુમાં જમીન ઉપર લાંબા ગોઠવી દીધા. પેલા વાંસના કટકામાંથી લગભગ બબ્બે ફૂટના માપના કટકા તૈયાર કર્યા. એક એક કટકાને બે દોરડા વચ્ચે ગાંઠ મારીને બાંધવાની શરૂઆત કરી. દરેક ગાંઠ ઉપર એક એક ખીલો લગાવ્યો. એ રીતે એક એક પગથિયું બનતું ગયું. ઘણી જહેમતને અંતે સાઠ પગથિયાં-વાળી એક સીડી તૈયાર થઈ. તૈયાર થઇ એટલે એનો એક છેડો પણ લટકતા દોરડાના એક છેડા સાથે ખૂબ મજબૂત બાંધ્યો. બીજા લટકતા છેડાથી એને ખેંચવા લાગ્યા. થોડી વારમાં સીડીનું પહેલું પગથિયું ડાળીને જઇ અડ્યું. દોરડાનો બીજો છેડો એક ઝાડના થડ સાથે બાંધી દીધો.

છોકરાઓ તો ઉપર ચડવા ઘણાય ઊંચા-નીચા થવા લાગ્યા, પણ હજુ એને ઉપર મજબૂત બાંધવાની હતી. સૌથી પહેલાં ઓછા વજન-વાળા તથા હિંમતવાળા જૅકને જ આને માટે પસંદ કરવામાં આવ્યો એ ઝપાટાબંધ ઉપર ચડી ગયો. ઉપર જઇને વાંદરાની જેમ કૂદાકૂદ કરવા લાગ્યો!

મારી સૂચના મુજબ જે દોરડાની મદદથી એ સીડી ઉપર લઈ જવામાં આવી હતી તે દોરડાને એ સીડીના પહેલા પગથિયા અને ડાળી સાથે મજબૂત બાંધવાનું કામ એણે પતાવ્યું. ને એ નીચે ઊતરી ગયો. અને પછી તો સૌ વારાફરતી ઝાડ ઉપર જઈ આવ્યા. વચ્ચે વચ્ચે જૅક અને ફ્રિટ્ઝે તો ડાળીઓમાં પણ કૂદાકૂદ કરી લીધી.

સાંજ તો પડવા જ આવી હતી. રાત પડે એ પહેલાં બીજું ય ઘણું કરવાનું હતું એટલે સૌને ઝપાટાભેર નીચે બોલાવી લીધા. સીડીનો નીચલો છેડો ઝાડના એક વળાંકવાળા મૂળ સાથે સજ્જડ બાંધી લીધો એટલે સીડી હલતી બંધ થઈ ગઈ.

આજની રાત તો નીચે જ ગાળ્યા સિવાય છૂટકો ન હતો નીચે ઝાડનાં મૂળ પણ કોઈ કોઇ જગ્યાએ જમીનની બહાર નીકળીને વળાંક લઇ ઊંચાં થઇ ગયાં હતાં. એ વળાંકની નીચે ક્યાંક ક્યાંક પોલાણ હતું. અમે એમાં અમારું શયનાગૃહ બનાવ્યું. જનાવરોને ચારોપાણી આપ્યાં. કેટલાંક પંખીઓ સીડીને પગથિયે બેસી ગયાં. પેલા બંગલાની પણ સંભાળ લઇ લીધી. એને દૂધની કાંજી જેવું બનાવીને પાયું. ઝાડના થડ પાસે જ એક જગ્યાએ એને બાંધી દીધું.

જમવાનું તો એ પહેલાં જ પતાવ્યું હતું. સાથેસાથ આજની મહેનતે સૌની ભૂખ પણ ઉઘાડી હતી. જે કંઈ મળે તેમાંથી નવું નવું ખાવાનું ઉપજાવી અમને સંતોષવાની છોકરા-ઓની માની આવડત વિષે અમારા કોઈના બે મત હતા જ નહિ. ખાઇપીને ઉપરથી પેલાં જંગલી અંજીરો ય ચખાવ્યાં. [બાજુ ૩૭ મે

# વળામણાં

લેખક : પન્નાલાલ પટેલ
સંક્ષેપક : મગનલાલ પઢિયાર

[ ગ્રામજીવન અને ગ્રામપાત્રોને પોતાની નવલિકાઓ અને નવલોમાં પોતાની વિશિષ્ટ શૈલીએ ગજાવી મૂકનાર શ્રી પન્નાલાલ પટેલની આ નવલને શ્રી ઝવેરચંદ મેઘાણીએ '૧૯૩૯ની શ્રેષ્ઠ વાર્તા' તરીકે મૂલવી છે. હમણાં જ ત્રીજી આવૃત્તિ પામેલ આ સફળ કૃતિનું આ સંક્ષેપીકરણ જેમણે હજી તે વાંચી ન હોય તેમને તેના વાચન પ્રતિ અવશ્ય અભિમુખ કરશે.

—સંપાદક

ઝમકુનો ધણી એને મારતો એટલે ઝમકુ પિયરમાં નાસી આવતી. આવી રીતે બે-ત્રણ વાર બન્યું એટલે લોકોમાં વાતો થવા લાગી કે ઝમકુડી ઘર નહિ માંડે.

પોતાના બાળ-વિધુર દીકરા મોતી માટે આવું જ કંઈક ખોળતી અંબાએ એ વાત જાણી ને ઝમકુના ભાઈ બહેચરને એ માટે ખાનગીમાં પૂછી જોયું ત્યારે બહેચરે તો ન સંભળાવવાનું સંભળાવ્યું.

ત્યાર પછી 'સાસરે સંપ નહિ અને પિયરમાં જંપ નહિ' એવી ઝમકુનું એક જુવાન બ્રાહ્મણ તળાટી સાથે મન મળી ગયું. અને એક દિવસ ગામ સાથે અંબાએ પણ જાણ્યું કે ઝમકુડી ગઈ. પહેલાં તો જુદી જુદી વાતો આવી. કોઈ કે'તું કે માતાવાળી ફૂમરીએ; તો કોક તો વળી બાપડા મગના સુથારને ઘેર રોટલા કરતી ય ભાળી આવ્યું'તું પણ નીકળી ત્યારે ઠેઠ પંદર ગાઉ જતી બ્રાહ્મણ તળાટીના ઘરમાં.

આ સમાચારે બહેચરનું નાક વઢાઈ ચૂક્યું છે એટલો સંતોષ તો અંબાને વળ્યો. પણ પંચ આગળ બહેચર છૂટી પડ્યો, 'મારે ઘેરથી ઓછી કાંઈ જતી રહી છે! એના સાસરિયાં જાણે' એવું કહીને. એનો ઓરતો અંબાને રહી ગયો.

આવી અંબાને એક સાંજે કોઈએ ખબર આપ્યા કે કોક બૈરીને બેચરના વાડામાં લપાતી છુપાતી જોઈ ને એ ઝમકુડી વગર બીજું કોઈ હોય નહિ. એ ખબર મળતાં જ બહેચર નાતની ચૂગાલમાં બરોબર આવી જાય અને એની ફજેતી લૂંટાતી જોવાની મજા પોતે બરોબર માણી શકે એ આશયથી અંબાએ કાચાપોચાં હૈયાં હારી દે એવી પોષની ઠંડીમાં પણ મોતીને મનોર મુખીને ત્યાં મોકલ્યો ને કેવડાવ્યું કે હાલ ઘડી આવી જાય.

અંબાને મુખી સારી પેઠે ઓળખતા હતા, એટલે અંબાના તેડા પાછળના કારણનો વે'મ તો એમને સહેજે આવી ગયો. વે'મ આવતાં જ મુખી અંબાના ઘરનો રસ્તો મૂકીને ઝમકુના ભાઈ બહેચરના ઘર તરફ વળ્યા. જઈને જોયું તો સાચેસાચ ત્યાં ઝમકુ પાછી આવ્યાની મોંકાણ મંડાણી હતી. 'પેટજણીને પાછી તો ન કઢાય' એમ ઝમકુની મા જમના કહેતી હતી. પણ બહેચર અને એની વહુ એ પાપને ઘરમાં છબવા દેવા નહોતાં માગતાં.

'અરે છોરાં, કોઈ છે કે ઘેર!' કહેતાં મુખી દાખલ થયા. પણ પછી તો મુખીએ એ બધાને એવાં તો લીધાં. 'તમે બધાંએ ધારી છે શું એ મને જરા કે'શો! તમારા મનથી તો એમ કે કોઈ જાણતું નથી પણ એ પેલો તમારો વેરવાઈ તો ઘર ઘેરી લેવાની વેતરણમાં છે, સમજ્યાં ને!'

ગભરાઈ ગયેલો બહેચર અને એની મા ઉપાય માટે મુખીને જ શરણે ગયાં એટલે મુખીએ રસ્તો દેખાડ્યો: 'જુઓ એમ કરો. એને વાડામાંથી પરબારી પેલી પા ખેતરમાં કાઢી મેલો' ને પછી જરા ધીરજ આપતાં કહ્યું: 'એ તો મોડેથી હું એને આજની રાત તો અમે ત્યાં સુવડાવી દઈશ.'

## અનિશ્ચિત ભાવિ [પાન ૩૧નું સાંધણ

નિશ્ચય કર્યો; અને તે નિશ્ચયને અનુરૂપ દ્દઢતાથી, કરોકટીની ક્ષણે પોતાના પ્રિયતમને ઝાંપી નિશાની કરી જમણી બાજુનું દ્વાર ખોલવા પ્રેર્યો. પણ એ ઉગ્ર પ્રેમાળ રાજકુમારીએ પોતાના પ્રિય નાયકને માટે કેવું ભાવિ નિયત કરી રાખ્યું હશે તે નિશ્ચયપૂર્વક કોણ જાણી શકે !

એ પ્રશ્નનો નિઃશંક ઉત્તર આપવાની ધૃષ્ટતા હું કરતો નથી. સુજ્ઞ વાચક હું એ પ્રશ્ન તમારી જ ચતુર મતિ પર છોડી દઉં છું કે પેલા ભેદી દ્વાર પાછળથી શું બહાર આવ્યું ! વિકરાળ નરભક્ષી વાઘ કે નમણી સન્નારી કુમારી ! *

---

* 'કહાની 'ના દરેકેદરેક સુજ્ઞ વાચકને આ પ્રશ્નનો જવાબ દલીલપૂર્વક છતાં અત્યંત ટૂંકાણમાં લખી મોકલવાનું નિમંત્રણ આપવામાં આવે છે. —સંપાદક

●

## સાગરની ગોદમાં [પાન ૪૪નું સાંધણ

સુતાં પહેલાં સલામતી ખાતર આસપાસ અગ્નિ સળગતો રાખવો જરૂરી હતો. જંગલી જનાવરોનો ભય પૂરેપૂરો હતો. ચારે તરફ જાણે કે થોડે થોડે દૂર ઝગતા અગ્નિનું કુંડાળું અમે બનાવી દીધું. જાગવાનું કામ માત્ર મે જ મારે માથે રાખ્યું. સૌ સૂઈ ગયાં. હું જાગતો હતો. મારા વફાદાર કુતરાઓ મારી પાસે હતા. વહેલી સવાર સુધી તો મે એકધારી ચોકી કરી, પણ છેવટે એક જગ્યાએ બેઠાં બેઠાં મારીય આંખ મીંચાઈ ગઈ. ક્યારે સૂર્ય ઊગ્યો તેની ય ખબર ન પડી. ઊઠ્યો ત્યારે છોકરાઓ તથા તેની મા નાસ્તાની તૈયાર પણ કરી ચૂક્યાં હતાં. [ચાલુ



આમ વેતરણ કરીને પછી મુખી અંબાના તેડાને માન આપીને અંબાને ત્યાં ગયા. મોડા આવવાનો જવાબ 'એમ કો'ને કે' આવ્યો. નકર બીજાનું કામ ભલેને ગમે તેવું હોય તો ય આવી ટાકમાં...' કહીને આપી દીધો. ને પછી વાત સાંભળી બોલ્યાઃ 'જો તમને ભરૂસો હોય તો લઈએ બેચરિયાના ઘરની ઝડતી ને તાણી બાંધીએ રાંકને ચોરામાં.'

પછી તો બેચરિયાને ઘેર જઈ ગાળોનો વરસાદ ચાલુ રાખી તપાસ આદરી દીધી. ધણી ય ઝીણવટ રાખી પાટ ઉપર અને ખાટલા નીચે, ઢોરની કોઢ અને રસોડામાં અને એમ ખૂણે ખૂણે તથા કોઠી અને ઘાસ ભરેલો માળો પણ મોતી પાસે તપાસાવ્યો. પાછલે બારણે પણ એક જણને બેસાડેલ પણ હોય તો મળે ને !

જિંદગીમાં આમ પોતે પહેલી જ વાર પાછા પડે છે અને એનો દોષ મોતી અને તેની મા અંબા ઉપર છે એવું જાહેર કરી મોતીને હવે ક્યાંય લવરી ન કરવાની સૂચના આપી મુખી પાછા ફર્યા.

અડધાક કલાક પછી હુકાને એક બાજુ મૂકી, બહેક કુંભીની આડમાં સંતાડી ગોદડીને ખાટલાની વચ્ચે, સુતા માણસના આકારે ગોઠવી, વેશમાં સેજસાજ પલટો કરી મનોરદા બહાર નીકળ્યા

મહુડા નીચે આવ્યા ત્યારે થડિયાં સાથે લપાઈને બેઠેલો એક ઓળા જોયો. પૂછ્યુંઃ 'કુણ, ઝમકુડી ને !'

'હોવે કાકા.' એવો રુદનભર્યો ને નિરાશાની છોટવાળો ઝમકુનો જવાબ આવ્યો.

ચૂપકીથી ચાલતાં ચાલતાં ખેતરો વટાવી નદી ઓળંગી અને સામે કાંઠે આવેલ માંદિના મંદિર પાસે આવી પહોંચ્યાં. મંદિરના બાવાજીને વાત વાતમાં જરા નાણી જોવા મનોરદા પહેલા ગયા એક બાજુ ઝમકુના ભાઈએ અને માએ ઝમકુને પોતાને વળાવી છે-ઠેકાણે પાડવા વીનવી છે-એમ કહી, બીજી-બાજુ

રાજ્યની, ગામલોકની જાતની અને સુથારોની ધાસ્તી કહી સંભળાવી અને એમ ધર્મસંકટનો ચિતાર ખડો કરી કહ્યુંઃ 'હવે તમે જ કો' મા'રાજ, મારે શું કરવું ?'

'મુજે ક્યા પૂછતે હો મુખી ?' મા'રાજે કહ્યું, 'ઈસ્કુ બિચારીકુ કહીં અચ્છા ઠીકાના દેખકે કાલ દો.'

'ઠેકાણું તો હું પાડી દઉં મા'રાજ,' મનોરદા બોલ્યા, 'પણ અત્યારે મારાથી ગામ બા'ર નીકળાય શી રીતે ? લોક ન વે'માતું હોય તો ય વે'માય. એ ય બે–ચાર દન પછી જરા ટાઢું પડે ત્યારે થાય ને ?'

અને આખરે મહારાજ પાસે એ ચાર-પાંચ દિવસની ઝમકુની જવાબદારી લેવડાવી મનોરદા ઊઠ્યા. ને ઘેર આવ્યા ત્યારે મોંસૂઝણું થઈ જવા આવ્યું હતું.

[૨]

મનોરદાની સલાહ પ્રમાણે રાતોરાત ઝમકુને મહુડે વળાવી દેતાં તેની માને એકવાર તો મનમાં થયું હતું કે 'મારો પીટયો છોડીને ક્યાંઈ ઉડાવી ન દે.' પછી બે–ચાર એવા દાખલા પણ યાદ આવ્યા કે જેમને આગલો ધણી પડતો રાખી બીજે જવામાં મનોરદાએ પૂરતી મદદ કરી હતી. એ સંભારી જમનાએ મન મનાવ્યું હતું કે 'ના ના, એણે તો ઊલટી બાપડીઓને દુખમાંથી ઉગારીને રૂડાં ભલાં કર્યાં છે ! મરશે થોડાઘણા રૂપિયા ખાય તો. પણ છોડીને ક્યાંક ઠેકાણે પાડે તો બહુ છે.'

ઝમકુ પાછી આવ્યાની વાત ગામમાં સેજ-સાજ ચર્ચાઈ પણ ચોથે દિવસે તો એ એવી ભુલાઈ જવા આવી કે કોઈ ન જાણે કે ગામમાં ઝમકુ આવ્યાની વાત ઊડી હતી. પણ જમનાનું માનું હૃદય એ વાત ભૂલી શક્યું નહિ. એનું જો ચાલતું હોત તો એ ઝમકુને ફરી પોતાના ઉદરમાં સંતાડી દેત. દીકરાની ને દીકરાની વહુની ધાકે બે દિવસ તો જેમતેમ કાઢ્યા પણ ત્રીજે દિવસે છાશ લેવાને બાને ઢળતી બપોરે એ મનોરદા પાસે ગઈ.

મનોરદાએ કાંઈ સમાચાર આપવા તો દૂર રહ્યા, સામી જમનાને સારી પેઠે સંભળાવીઃ 'માથે જાત હોય તો ભાત પડે ને ? લોક કે'છે કે બાપ એવો બેટો ને મા એવી બેટી એ કાંઈ ખોટું નથી લાગતું;' એવાં વેણ પણ કહેવાનું ન ચૂક્યા. પણ જમનાની દશા 'ચોરની માનું મોં કોઠીમાં' એવી હતી. મનમાં સમસમી બેસી રહી. રાતે પોતાને જવાબ ન આપ્યો પણ બહેચરને આપશે ધારી તેને તપાસ કરવા કહ્યું તો એ ય આડો ઊતર્યો. એણે ય સંભળાવ્યુંઃ 'એવું તો ઝેર ચઢે છે કે માને ને દીકરીને બેયને બેગાં ઝટકાવું. એ વેરવણની હું ભાળ કાઢવા જાઉં તાણે તો ધોક પડીને મારા અવતારમાં ય.'

જમના બિચારી રોઈને બેસી રહી. વળી અધીર હૈયું ન રહ્યું તે બીજે દિવસે પાછી મનોરદાને ત્યાં ગઈ, પણ મુખી નહોતા. ઘેર થાણે ગયાનું કહેતા ગયા હતા ને 'કદાચ ત્યાંથી દીવાન સા'બ પાંહે ય જવું પડે' એમ પણ પટલાણીએ કહ્યું.

ઘેર આવતા આવતામાં તો જમનાથી ડૂસકે ડૂસકે રડી જવાયું. દીકરીના સુખદુખ અને જીવનમરણના સમાચાર વિશેના અનેક પ્રશ્નોથી ગૂંગળાતું માતાનું હૈયું ચળી તો ન ગયું પણ હરેક ધબકારે જાણે બોલતું હતુંઃ 'ગઈ… નક્કી કોઈ અજાણ્યા મલકમાં ઉતારી પાડી !'

સાફ સાફ નકારતા દિલને જાણે છેતરતી હોય તેમ થાણા તરફની વાટે તેની આંખો મંડાયલી રહેવા લાગી. કોઈને વહોરાચાર કરવા ગયેલો જાણતી તો પૂછતી પણ ખરીઃ 'મનોરભાઈને ભાળ્યા'તા, ભાઈ ?'

[૩]

આ બાજુ મનોરદા તો ઝમકુને ઠેકાણે પાડવા અમદાવાદ તરફ ઊપડી ચૂક્યા હતા.

શાણાનું નામ લઈને ઘેરથી નીકળ્યા પછી જરા ફેરમાં ચાલીને રાતના નવેકને સુમારે તો મનોરદા મહારાજની ધૂણી આગળ આવી ઊભા હતા.

'લે આ તારી માએ એક લૂગડાં મોક લ્યાં છે.' એમ કહીને પોતે જ પટલાણી પાસેથી માગી આણેલ લૂગડાં ઝમકુને આપ્યાં. મહારાજે કૂકડો બોલતાં જ જગાડી દેવાનું માથે લીધું અને ત્રણે જણાં સૂતાં.

ઝમકુ કામળો વીંટીને મહાદેવના પડખામાં પડી હતી. પોતે જાગે છે એની તો એને પોતાને પણ ખબર નહિ હોય કદાચ ઝંખના તો જીવતી-જાગતી હતીઃ હમણાં કૂકડો બોલશે, હમણાં ઊઠવું પડશે-નીકળવું પડશે! ભાંગતી રાતે જ્યારે એણે કૂકડાના એક, બે ને ત્રણ એમ અવાજ ગણ્યા ત્યારે એનાથી એક નિસાસો નખાઇ ગયો; જાણે કહેતી હોય ને કે 'ફટ ભૂંડા! બોલ્યો તો ભલે બોલ્યો, પણ જરા રહીને બોલતો તો!'

મનોરદા જાગી ગયા. જાગતી ઝમકુને ઉઠાડી. મહારાજ પણ ઊઠ્યા હતા. મહારાજની સૂચનાથી ઝમકુએ મનોરદાએ રાતે આપેલ કપડાં પહેરી લીધાં મનોરદાએ મહારાજની વિદાય માગી કહ્યુંઃ 'મા'ગાજ! હવે આશીર્વાદ આપો. અમે નીકળીએ.'

'મૈં ક્યા આશીર્વાદ દૂ સુખ્ખી!' કહી ઝમકુનાં આંસુ ચીંધતા બોલ્યા, 'વહ ખુદ હી આશીર્વાદ હૈ-યહ આસુ' ને પછી ઝમકુ તરફ ફરી બોલ્યા, 'દેખ બેટી, પરદેશ મેં જાકે કુછ રોના દુઃખાન મત કરતા હોં-તેરેકુ ક્યા ફિકર! તેરે બાપ જૈસે મનોરકાકા સાથ મેં હૈ; ખુદ હી તેરા અચ્છી જગહ ઠીકાના કર દેગા. જા, ભગવાન તેરા ભલા કરે.'

જગલ વટાવતી, વતનનું ઘર-આંગણું છોડી રહેલી ઝમકુના નિશ્વાસોનો તો પાર જ નહોતો. આંખમાંથી વહી જતી આંસુની ધારનું એને ભાન ન હતું. ભાન હતું ફક્ત એક જ બાબતનુંઃ કદમે ને પગલે તે વતનથી દૂર દૂર જતી હતી-અળગી થતી હતી. વૃક્ષોને આંખ-મોં પરના ભાવોથી જ જાણે કહેતી હતી-વીનવતી હતી. 'કોઈ દન મારી મા અંઈ આવે તો કે'જોઃ કહીએ ઝમકુડીને અમે ભાળ્યાં'તી-એ અંઈ થઈને જ ગઈ છે...'

છએક ગાઉ પગે ચાલી બેઉ જણ નદીકાંઠે આવી થોડી વાર પગ વાળી બેઠાં. પછી મોટર આવતાં તેમાં બેઠાં. નમતી બપોરે મોટરે એક સ્ટેશન પર લાવી મૂક્યાં. મનોરદાની સૂચનાથી બેઉએ ત્યાં ટીમણ કર્યું. મનોરદાના આગ્રહથી ઝમકુએ મન નહોતું તોય થોડું ખાધું.

પોતે જે મોટરમાં આવેલ એ મોટરને બીજા ઉતારુઓને લઈને પાછી ફરતી જોઈ ઝમકુથી બોલી જવાયુંઃ 'એ' કાકા! હેંડોને આપણેય પાછાં જઈએ' ને મોટરને ઊપડતી જોઈ, વજુદ વગરની આશાનો દોરો પણ જાણે તૂટી ગયો.

ગાડીમાં બેઠાં બેઠાં પણ ઝમકુને તો એમ જ લાગતું હતું જાણે આ પવનપાવડી જેવી ગાડી ધરતીના કોઈ ખૂણામાં પોતાને ઉપાડી જઈ રહી છે.

અમદાવાદમાં આવી, ધર્મશાળામાં નામ-નોત વગેરે લખાવી એક ઉપરને માળે મળેલી ઓરડીમાં મુકામ કર્યો. અત્યારે પણ ઝમકુને ખાવામાં આનાકાની કરતી જોઈ મનોરદા બોલ્યાઃ 'હેંડ ખાવા માંડ, નકર જાણતી નંઈ હોય હા...'

ઝમકુએ રુદનને છાતીમાં જ સમાવી દીધું.

સવારે એ ઊઠી ત્યારે તો સૂરજ ખાસ્સો ઊંચો ચઢી ગયો હતો.

[૪]

જમીને મનોરદા પોતે જેની મદદથી માથે લીધેલું આ કામ પાર પાડવાની ધારણા રાખતા હતા તે અમરસંગની શોધમાં નીકળ્યા. ફૂટબૉલ જેમ અથડાતો-કુટાતો ઘડીકમાં પાછો તો વળી

મઢીકમાં આગળ જતો ઉંવરે ગોસે જઈ પહોંચે તેમ પૂછતાં પૂછતાં ઢળતી બપોરે એક મિલને ઝાંપે આવીને મનોરદા ઊભા રહ્યા. ને ત્યાંથી અમરસંગની સાથે તેની ઓરડીએ ગયા.

ચા–નાસ્તો લઈ, પાન ખાઈ, સિગારેટ ચગાવી મનોરદાએ વાત ઉપાડીઃ 'પોર ગામ તમે વાત કરી'તી એ યાદ છે કે ? નંઈ પેલા લખમા પટેલની છોડી કુવામાં પડીને મરી ગઈ'તી ને એ દન તમેય...'

'અરે હા હા બરાબર છે. યાદ આવ્યું.' અમરસંગે કહ્યું.

'ખબર છે એ દન તમે તમારા અમદાવાદી નાગરોની ને એ બધી વાતો કરી'તી એ !'

'એ તો હું સમજી ગયો કાકા, પણ એ છે ક્યાંતી ?'

મનોરદાએ ઝમકુની અથથી ઇતિ વાત કરી કહ્યુંઃ 'જેમ બને એમ મને જરા વે'લો છૂટો કરી દો તો ઠીક, અમરાભાઈ.'

'અરે ભગવાન કરે તો કાલ આ વેળાએ તો તમે છૂટા, કાકા!' અમરસંગની આંખો એકલી નહિ પણ જાણે અંગપ્રત્યંગ ચમકી રહ્યું હતું. 'પણ, એક ફેરા મારે એને જોવી પડશે.' કહેતાં અમરસંગ ઊઠ્યો, તખતામાં જોઈને ખાખી સાફો ઝુકાવી લીધો. ધોતિયાને ખેંચીને જરા નીચે ઉતાર્યું. કોટ પહેર્યો અને હાથમાં સીસાના કડાવાળી ચામડે મઢેલ સોટી લેતાં બોલ્યોઃ 'લો, હેંડો કાકા.'

ધરમશાળાએ આવી અંદર પેસતાં મનોરદાએ કહ્યુંઃ 'જરા પાણી ભરી લાવ છોડી.'

સોટી લઈને બહાર નીકળતી ઝમકુની નજર અમરસંગની નજરથી મળી. અમરસંગના એક હાથની આંગળીઓ મૂઠો સાથે જાણે રમી રહી હતી. હીરાની ફાડ જેવી તેની આંખોમાં એક જાતનું તેજ જાણે ઝળકી રહ્યું હતું: નજર પડતાં જ ઝમકુના અંતરમાં એક ધ્રૂજાવતી કંપારી પસાર થઈ ગઈ.

ઝમકુ પાણી પાઈને ફરીથી ભરવા ગઈ. અમરસંગે કહ્યુંઃ 'છે તો ઘુલઘુલ, હોં કાકા!'

થોડી વાર રોકાઇ કાલ સુધીમાં તો છૂટા કરી દેવાની લગભગ ખાતરી આપી અમરસંગ ગયો.

તે જતાં જ ઝમકુ દયામણા મોઢે તાકતી બોલીઃ 'એં કાકા, આપણે ઘેર ક્યારે જઈશું ?'

'ત્યારે અહીં આવી શું કામ, ઝખ મારવા ?' મનોરદાએ પહેલાં ધમકાવતાં કહ્યું ને પછી ફોસલાવી, 'મારે શું, તારે જો ઘેર આવવું હશે તો હું તો પાછી લઈ જઈશ. પણ આમેય આવ્યાં છીએ ત્યારે પૂરું શે'ર તો જોવું કે બસ હેંડો જ હેંડો !'

ને જમીને પાછા આવતાં મનોરદાએ, ઝમકુની માએ અડધી રાતે પોતાને ત્યાં આવીને કેટકેટલા ખોળા પાથર્યા, કેવું કેવું કલ્પાંત કર્યું, ને છેવટ પોતા પાસે છોડીને ઠેકાણે પાડવાનું વચન લીધું ત્યારે ઊઠી વગેરે નરમ અવાજે કહી પણ સંભળાવ્યું પણ સરવાળામાં મીંડું જ આવીને ઊભું રહ્યું.

'બળ્યું કોઈ નંઈ સંઘરે તો કૂવો તો સંઘરશે ને ? પણ મને પાછી લેઈ જાઓ, કાકા ! હું તમારે પગે પડું છું.' ઝમકુએ કહ્યું.

[ ૫ ]

સવારના પો'રમાં જ અમરસંગ આવ્યો. મનોરદાએ કમાડ ઉઘાડ્યું. બેસતાં બેસતાં અમરસંગ બોલ્યોઃ 'કાકા, નીકળ્યા છો તો શકન જોઈને હોં.'

'એમ કે ?' કહી મનોરદાએ ઇશારાથી તેને બોલતો બંધ કર્યો. ઝમકુને ધીમેથી બેએક અવાજ દઈ બોલાવી પણ જવાબ ન મળ્યો. અમરસંગને ધીમેથી બોલવા સૂચવ્યું. અમરસંગ બોલ્યોઃ 'એક ફેરા પેલા ધણીને બતાવવી પડશે. પણ એ અહીં શી રીતે બનશે ?'

'કેમ ?'

'એને અહીં લાવવો શી રીતે! અહીં કોઈ...'

મનોરદા વચ્ચે બોલ્યા: 'આટલું બધું મનેખ આવ–જા કરે છે ને, એમાં શું થઈ ગયું!'

અમરસંગ સે'જ હસ્યો. બોલ્યો: 'તમે મારું કે'વું સાંભળો તો ખરા. હિંદુની ધરમશાળામાં મુસલમાન આવે એનો કાંઈ બાધ તો નથી. પણ ક્યાંક કોકને જરા વે'મ પડી જાય તો ભોગ મળે ને!' મનોરદાના મોં પર વિચિત્ર ભાવોને જોયા હોય તેથી કે ગમે તેમ તેણે આગળ ચલાવ્યું. 'રૂપિયા છસો મળે એમ છે.'

'એમ કે!' મનોરદા બોલ્યા. પણ મનોરદાના મોં પરના ભાવ જાત જાતના બદલાતા હતા. ત્યાર પછી અમરસંગ, કેટલા પૈસાનું પાણી અને કેટલી રખડપટ્ટી તથા ચાલાકીના અંતે આ કામ કર્યું છે વગેરે વિગતવાર કહેવા લાગ્યો. પણ મનોરદાનું ધ્યાન એમાં ક્યાંયે નહોતું, તે જોઈ અમરસંગ બોલ્યો: 'લો બોલાવો ત્યારે, ક્યાં ગઈ એ!'

'હા બોલાવું' કહી મનોરદા ઊઠ્યા પણ બારણામાંથી જ પાછા ફર્યા. મનોરદાના આ વર્તન કરતાં તેમના ચહેરાએ અમરસંગને તાજુબીમાં નાંખી દીધો હશે. તે કાંઈક પૂછવા જાય તે પહેલાં તેની પાસે બેસતાં મનોરદાએ કહ્યું: 'એ' અમરાભાઈ! મસલમાન વગર કોઈ બીજી–આપણા હિંદુની જાત નહિ મળે!'

'અરે પણ એમાં થઈ શું ગયું! અલ્લા કો' કે રામ કો' પણ ભગવાન તો એક જ છે ને કાકા!'

'એ તો ઠીક મારા ભાઈ! પણ હિંદુનું છોરું હિંદુના ઘરમાં જ જવું તો મનને જરા ઠીક લાગતું.'

'તો પછી એક પટેલ છે પણ એમાંથી મળવાનું નંઈ જેવું'

'તો ય!'

'આનાથી અડધા રતો.'

મનોરદા સે'જ વાર થંભી જોરથી શ્વાસ લેતાં બોલ્યા: 'ભૂલા અડધા તો અડધા. અમરાભાઈ! પણ ધરમ તો સચવાશે.'

'જેવી તમારી મરજી,' કહી અમરસંગે વાત વાળી લીધી ને બપોરે આવવાનું કહી ઊઠ્યો. તેના ગયા પછી થોડી વાર તો મનોરદા કાંઈક ગંભીર વિચારમાં ડૂબી ગયા હોય તેમ બેસી રહ્યા. ઓચિંતા એમાંથી જાગીને બોલ્યા: 'લે હેંડ, છોડી, ખાવું છે ને!'

ઝમકુ ચૂપ જ રહી. મનોરદા વિચારતા: 'આમ લાંઘણ કરીને મરી જાય વગર આ ઝરૂખામાંથી પડતું મેલીને જ મરી જાને એટલે પાર આવે.' થોડી વાર રહીને, 'મારા હાળા ક્યાં ભોગ લાગ્યા તે આ મત સૂઝી!' ને વળી થોડી વાર રહી હુકમ કર્યો: 'લે ઊઠ, મૂઠું-ભૂઠું પેટ ઘાલ, હેંડ.'

ફિક્કી પડી ગયેલી, જાણે હમણાં જ મહિનાનો ખાટલો ભોગવી ના ઊઠી હોય એવી ઝમકુની પીઠ ઉપર નજર જતાં વળી મનોરદા સ્વગત બબડ્યા: 'હાળી આમ ને આમ કરતો મરી જ જવાની છે.'

બપોરે અમરસંગ પાછો આવ્યો ત્યારે 'ઘરાક'ને ય સાથે લેતો આવેલો. ઘરાક જોઈને ગયો એટલે મનોરદાને થયું કે હવે તો છોકો આવશે. પણ હજુ યે ઘરાકને જ ત્રણસે રૂપિયા ભેગા કરવા માટે થોડો વખત જોઈશે એ વાત જ્યારે અમરસંગે મનોરદાને કહી ત્યારે મનોરદા પાછા ઢીલા થઈ ગયા.

અમરસંગ પાસેથી હોટલમાંથી પાછા ફરી ધરમશાળામાં આવી, એકાદ બીડી ખાધા પછી તેમણે ઝમકુને કહ્યું: 'લે હેંડ ઝમકુ, બજારમાં જરા ફરી આવીએ.'

'હું તો કાંઈ નથી આવતી કાકા. તમે ફરી આવો.' કહી તે નીચું જોઈ ગઈ. તેણે કદાચ મનોરદાના હૃદયની આશા રાખી હશે પણ તેને બદલે ઊલટું જ થયું. મનોરદાએ

સ્નેહભર્યા અવાજે કહ્યું: 'અરે તને મેલીને જવાય? લે ઊઠ હેંડ પાછું ઘેર નથી જવું! ને હેંડ આમેય આવ્યાં છીએ ત્યારે કશુંક લેતાં તો જઈએ.'

ઝમકુની જીભ નહિ પણ આંખો જાણે પૂછવા લાગી: 'ખરું, કાકા?' ઝમકુની આંખોમાં પેલી જૂની ચપળતા ને મોં રળિયામણું કરી દેતો આનંદ જોઈ મનોરદાથી દબાવવા છતાંય નિશ્વાસ સરી પડ્યો. 'એના તકદીરના લેખ જ એવા હશે,' બબડી તે માથાનું ફાળિયું ઉતારી ફરીથી બાંધવા લાગ્યા.

ફરીને પાછા આવ્યા પછી ઝમકુએ પાછા ફરવાની બધી તૈયારી ઝટપટ કરી લીધી. બધુંય બાંધી કારવીને ડરતાં ડરતાં મનોરદાને કહ્યું: 'ટેશણ પર બેસીશું હેંડોને કાકા.'

પણ મનોરદાની નજર વળી પાછી અમરજંગના રાહ તરફ મંડાઈ હતી. બનશે તો દોઢસો જેટલા રૂપિયા લઈને એ રાતે આવશે એમ એણે છૂટા પડતાં કહેલું.

'પાછી ગાડી જતી રહેશે તો...' ઝમકુ બોલી ને પછી રડતાં રડતાં બોલી: 'હું જાણી ગઈ...એમ કરીને તમે મને...ઉતરશો હો...!' ને પછી તો એ ડૂસકે ચડી.

'છાની રે નંઈ તો ધોમળો જ દાબી દઈશ હા....' મનોરદાએ ક્રોધમાં કહ્યું: 'અહીં બાટી ખાતાં સુજ આવે છે તે ત્યાં કૂવો પૂરવા હેંડવાં પાછાં!'

ઝમકુએ રુદનને દબાવ્યું તો ખરું પણ જાણે એ દાબેલા રુદને બંડના ઉપાડ્યું હોય તેમ તેનું આખુંય અંગ ધ્રૂજતું હતું. થોડી થોડી વારે ડૂસકાં પણ સરી આવતાં હતાં, ને આમ જ આ ભયંકર શાંતિમાં એકાદ કલાક પસાર થઈ ગયો. સામે બેઠેલા મનોરદાના મોં પરની રેખાઓ સંધ્યાના રંગ પેઠે ઘડી ઘડીમાં પલટાતી હતી. થોડી વાર પછી તેમણે ઝમકુને કહ્યું: 'લે હેંડ હવે છાની રે'. મને જરા પાણી પા.' અવાજમાં ગુસ્સાને બદલે નરમાશ હતી.

સ્નેહ પણ ભર્યો હતો.

ઝમકુ પાણી ભરીને આવી એટલે મનોરદાએ એને સમજાવવાનો ફરી એક પ્રયત્ન કરી જોયો. પણ ઝમકુની નાની હા ન થઈ. એ તો ફરીથી રડી પડી. ઝમકુનો હાથ ઝાલી ખેંચી, પોટલી તરફ હડસેલતાં ઘૂરક્યા: 'લે હેંડ, હેંડ લઈ લે પોટલી, ઊઠ!' અને ડરતી ડરતી પોટલી લેતી ઝમકુને કહ્યું: 'પણ યાદ રાખજે! જો ગાડીની બારીમાંથી ધકેલી ન દઉં તો મારું નામ મનોરિયો ન'તું હા...' થોડું અટકી 'ગાડીય ઠીક રાતની હાથમાં આવી છે.' પણ ઝમકુ તો પાછા જવાની વાત સાંભળતાં જ દાદરે જઈ ઊભી હતી. વાસે મનોરદા ડીપોઝીટનો રૂપિયો પાછો લેવા રોકાયા એટલી વારમાં તો ઝમકુને શુંનું શું થઈ ગયું. હૃદયમાં મશાલ જેવી ફડક હતી: 'વળી પાછું આ ડોહલાનું મગજ ફરી ન જાય.'

એને નિરાંત તો જ્યારે એ ગાડીમાં બેઠી ત્યારે જ વળી. ગાડી ઊપડી ત્યારે એના મોં અને આંખોમાં દેખાતી દીપ્તિ જોઈને મનોરદાથી પણ પૂછ્યા વગર ન રહેવાયું: 'હવે તો ધરાઈ ને!' ઝમકુની મટમટ કરતી આંખમાંથી ડબડબ કરતાં આનંદનાં આંસુ સરી પડ્યાં.

[ ૬ ]

*પાછા આવતાં ગામ પાસે આવતું ગયું તેમ* ઝમકુનો ભય વધુ ને વધુ જાગ્રત થતો ગયો ને મોં પરનો આનંદ ઊડી જઈ ત્યાં શોક છવાવા લાગ્યો. મનોરદાએ ઝમકુને કેટલાંક સૂચન આપ્યાં. કોઈ પૂછે કે ક્યાં ગઈ'તી! મનોરદાકા તને ક્યાંથી મળ્યા વગેરેના જવાબો પણ શીખવી દીધા, ને ઝમકુને હિંમત આપતાં કહ્યું: 'અરે ગાંડી, આવા આવા તો આ મનોરકાકાએ કંઈક કોયડા ઉકેલી નાખ્યા. એ બચારા મારી આગળ શું પંચાત કરતા'તા! એટલામાં પહેલી રાતવાળો મહુડો આવી પહોંચ્યો. 'અહીં બેસીશ ને ઝમકુ? થોડી વારમાં હુ તારી માને મોકલું છું. કોઈ નંઈ આવે તો છેવટે હું જ

આવીશ, હોં!' કહી મનોરદા ગામમાં આવવા નીકળ્યા.

સીધુ જઈને બહેચરનું ઘર ખખડાવ્યું. જઈને પહેલાં તો બહેચરને સારી પેઠે ખખડાવ્યો. સુથારની નાતમાં તો આવું ઘેર ઘેર દેખાડી શકાય એમ કહી નાતથી ન દબાવા પણ કહ્યું ને પછી ઝમકુના સમાચાર જાણવાને અધીરી થયેલી જમનાને બનાવેલીકને વાત કહીઃ 'એ તો દીવાન સાંબ પાહેથી વળતાં વળી વાટે હું અથડાઈ ગયો નકર અતારે તારી શુન બેઠી હોત, મિંયાના ઘરની બીબી થઈને. તે દન મહુડે ન દીઠી ત્યારથી જ મને તો ફાળ પડી'તી. આ તો આટલેથી ભગવાને લાજ રાખી એ જો'ને નકર તારું તો ઠીક પણ આખા ગામનું ને તારી આખી નાતનું નાક વઢાઈ જાત, હા! ને પછી જમનાને કહ્યુંઃ 'લો, જાઓ તેડી લઈ આવો.' ને જતાં જતાં બહેચરને કહેતા ગયા, 'બને ત્યાં લગી વાત હમણાં ઢાંકેલી રે' તો સારું; કાલ સુધીમાં તો ગમે ત્યાં તારી નાતમાં જ ઠેકાણું પાડી દઈશ.'

આમ બહેચરને તો હિંમત આપી, પણ ઘેર આવીને વિચાર કરતાં કોયડો ધાર્યો'તો એટલો સીધો લાગ્યો નહિ ને મનોરદા પણ અકળામણ અનુભવવા લાગ્યા. સૂતા ખરા પણ બળતી સગડી જેવો માથે ઝમકુનો પ્રશ્ન હતો એનો તોડ કાઢ્યા વગર ઊંઘ પણ શી રીતે આવે? આખરે મથામણને અંતે મનોરદાને ઉકેલ સૂઝ્યો ત્યારે એ એટલો બધો સીધો લાગ્યો કે મનોરદાથી બોલી જવાયુંઃ 'આ હો હો હો હો...હુંય આંગણું મેલીને સેંથાડા ખોળવા વળ્યો'તો.' ને પછી નિરાંતે સૂતા.

બીજે દિવસે દી ચડતાં ચડતાંમાં તો મનોરદા પોતાને કામે ચડી ગયા. હુક્કો ગગડાવતા અંબાને ત્યાં આવી પહોંચ્યા, ને પાણી જતી અંબાને રોકી, મોતિયાને બે બેડાં ભરી આવવાનું કહી અંબા સાથે વાત કરવા બેઠા. આમ ને આમ અંબા કેટલાં વરસ બેસી રહેશે ને પાછળ મોતીનું શું એવો સવાલ કરી, હળવેક રહીને વાત મૂકીઃ 'જો કે'તાં હો તો આજની જ રાતમાં મોત્યાને ઘેરું કરાવું, છે કબૂલ?' ને પછી રહેને રહેતે ઝમકુનું નામ પાડ્યું. હા-" કરતી અંબાને એટલુંય સંભળાવતું ન ચૂક્યા પોતે ધારે તો ઝમકુનું બીજે પણ ઠેકાણું પા શકે એમ છે, આ તો એને અંબાનું દાઝ્યું છે એટલે જ ને છ મહિના પર અંબા જ ઝમકુ ઊભી ઉકાની ઘરમાં ઘાલવા તૈયાર હતી ઃ વાતની પોતાની જાણ પણ પ્રકટ કરી.

આટલું સમજાવ્યા છતાંય નાતની બી ના પાડવા જતી અંબાને એ પાંતીનો પણ ભ ન રાખવા કહ્યું ને કહ્યુંઃ 'નાતના રિવાજ ઉપર જો આલવાના આવે તો જાઓ હું મારા ઘરના ઉમેરીશ.' આખરે અંબાએ કબૂલ્યું ને બોલીઃ 'મારે શી ફિકર છે! આટલે વરસે મોતિયાના બાપ થઈને આવ્યા છો તો ભોગવો બધું.'

ત્યાંથી ઊઠીને બહેચરને ત્યાં ગયા ને વાત વાતમાં ઝમકુને પણ પૂછી જોયુંઃ 'એ ઝમકુ, તારાં લૂગડાં ગામમાં જ પેરાવીએ તો ગમે ને!' ઝમકુની આંખનાં એક જ પલકારામાં એના હૃદયના પડઘા પાડતો આનંદ, એમાંથી ઊપજતી લજ્જા ને એ લજ્જાને દબાવતાં ઉપજાવેલો રોષ. એ બધુંય મનોરદાએ પારખી લીધું. પછી બહેચર અને જમના સાથે જરૂર જોગી વાતચીત કરી મનોરદા ઊપડ્યા.

અને ગામલોકોની તાજુબી વચ્ચે એ રાતે મોતીના વેર ઝમકુનાં લૂગડાં પહેરાવી દીધાં.

[૭]

ચકરાવો તો બેઠો પણ હજુ સુથારોની પંચનો સાતમો કોઠો બાકી હતો.

બીજે દિવસે તો ચઢે ઘોડે આવી હોય તેમ ઢોરોના હકતામાં જ સુથારોની પંચ મોતિયાને આંગણે આવતીકને ખડી થઈ ગઈ. 'ક્યાં ગયો મોત્યો! ઘેરું ફૂંપી દે નકર તારી ખેર નથી.'

પણ મનોરદાની અમાઉથી કરાવી રાખેલ ચેતરણ મુજબ કોઈ હોય તો જવાબ આપે ને? મહેચર માટે તપાસ કરાવી તો એય ઘરાકનું ઘડવા બહારગામ ગયેલો માલમ પડ્યો.

બે કલાકની સુથારોની પંચની આળામણ પછી ત્રીજે તેડે મનોરદા રૂપેરી હુકાને ગડગડાવતા આસ્તે કદમે આવી લાગ્યા. ઝમકુની આગલી સાસરીવાળા તો, નામ લેવું એકલું બાકી રાખી, બાકીની બધી ય રીતે, મનોરદાને મહેણાં અને ગાળો સંભળાવવા લાગ્યા પણ મનોરદાનું તો પેપચું સુદ્ધાં ઊંચું નહોતું થતું.

છેવટે પંચના બેચાર આગેવાનોએ પેલાઓને ટાઢા પાડ્યા. મનોરદા પાસે કેસ રજૂ કરતાં કહ્યું: 'અમારે બીજું કશું ન જોઈએ. અમારું માણસ હુંપી દો એટલે હેંડ્યા જઈએ.' આ એક જ સવાલ ચારપાંચ મોઢેથી લગભગ ચારપાંચ વાર બોલાયો. ધાંધલ જેવું પણ થઈ ઊઠ્યું હતું.

મનોરદાથી હવે ન રહેવાયું. સેંજ ઊંચા થતાં બોલ્યાઃ 'તમારું માણસ હતું ત્યારે ત્યારના ક્યાં ઊંઘી ગયા'તા? અઈં શું લેવા આવ્યા છો? જાઓ પેલા બામણ પાસે. જેમ ન બોલ્યા એમ વળી વધારે ને વધારે ચઢો છો તે.' ને પછી ટાઢા પડતા બોલ્યાઃ 'જરા રીતથી વાત કરો—જરા. પૂછો કે ભાઈ શી હકીકત છે—આમ ભાગ્યે ધાડ પાડવા આવ્યા હો એમ કરો એ તે કંઈ હાળી રીત છે?' ને પછી સેંજ થોભીને 'બોલો જો તમે કે'તા હો તો, તમારું મનેખ પાછું સોંપું ને કે'તા હો તો એક ખર્ચનો દાવો ચૂકવી દઉં.'

'ના અમારે તો અમારું મનેખ જ જોઈએ.' ઝમકુનો કાકો—સસરો ને બીજા એક-બે જણ બોલી ઊઠ્યા.

'પાછી લઈ જઈને શું કરશો, માધા સુથાર?' મનોરદાએ પૂછ્યું.

'એ અમારે ગમે તે કરશું. તારે શી પંચાત?' માધા સુથારને બાલે તેનો ભત્રીજો બોલ્યો. 'ફાવે તો રાંડનું નાક વાઢી નાખું. કિયો આડો આવે એવો છે; જોઉં છું હું ય...'

પેલો એટલું બોલ્યો ન બોલ્યો એટલામાં તો મનોરદા બાજી મારી ગયા. બોલ્યાઃ 'કાં, લઈ જવી છે વહુને? માધા સુથાર, આ તો તમે બધા ડાહ્યા ડાહ્યા છો એટલે શું કરું? નકર આવો આ બોલ્યો એટલા ઉપરથી જ જેલ ભેગો કરાવી દઉં—રાજના કાયદા તમે નંઈ જાણતા હો!' ને પછી બીજા પંચાતિયાઓ સામે જોઈ બોલ્યાઃ 'તમને જ પૂછું, તમારા ગામમાં કોઈનું બૈરું આમ આવ્યું હોય તો પાછું હુંપી દેશો?'

પેલા ત્રણ પંચાતિયામાંથી બે બોલ્યાઃ 'આવેલું મનેખ તો પાછું કોઈ ન હુંપે—જાડું શી રીતે કે'વાય?'

આ સાંભળતાં જ માધો સુથાર તપી ઊઠ્યા. 'ત્યારે તમે અહીં પંચાત શું કરવા આવ્યા છો? જુઓ પંચાત કરવી હોય તો સીધી કરજો નકર મારા જેવો કોઈ ભૂંડો નથી હા.'

આમ આ અંદરોઅંદરના સળગતા મનોરદાનું કામ સરલ થયું. પાછી પોતે જ એને ટાઢી પાડી ને પછી રહેતે રહેતે પહેલાં તો સુથારોના પંચને મોત્યાનું નોતરું કાપવા દીધું. ને પછી ધીરે રહીને 'ધનાભાઈ, નાત એ તો ગંગા છે ગંગા. જો એવું ન હોત તો કોઈ મોટી નાત જમવા બેસે છે ત્યારે ગામનાં બૈરાં હાથમાં ચોખા લઈને પરદખણા કરે છે એ શું કામ કરત,' એમ ફુલાવી—ફુલાવીને આખરે આગલી સજા અળસાવીને મોતીએ પંચના રિવાજ પ્રમાણે દાવો ચૂકવવો ને દંડ તરીકે નાતને બે ખર્ચ આપવા એટલું ઠરાવરાવ્યું. ને ઝમકુને માટે પણ એની સાસરીપક્ષ તરફથી મૂકવામાં આવેલી શરત—ઝમકુએ દાંતમાં તરણું લઈ નાત આગળ ઊભા રહેવું—એ પણ અળસાવી ને 'છોડી—એટલે કે એનાં પિયરિયાં વીસ બ્રાહ્મણ જમાડે' એ શરત 'બચારીએ થોડા દી એક જ બ્રાહ્મણને જમાડ્યો એગા તો

કોડી માથે કટક ચેટી વાગ્યું છે ને પાછા વીસ જમાડવાનું કે' છે,' એવું સ્વગત બબડીને કબૂલ રાખી.

બાજના અમલ કસુંબા કર્યા પછી મનોરદાએ એક ખૂણામાં પેલા પાંચ જણને લઈ જઈ નાતના રિવાજ પ્રમાણે બસો રૂપિયા ગણી આપ્યા. પાંચે જણને પાંચ પાંચ પાઘડીના આપવાનું પણ ન ચૂક્યા ને ફારગતીનો કાગળ લખાવી ખિસ્સામાં ઘાલ્યો.

[ ૮ ]

મોડેથી બધું પતાવીને બહેચરને ત્યાંથી પાછા ફરતાં મનોરદાને ફિકર હતી એક પત્નીની. પણ એ માટે તો હવે રાત હતી, પત્ની હતી અને એ હતા. એમના કામનો હિસાબ માગતી પત્નીને એમણે થોડાક વધુ આગ્રહ સાથે બોલાવીને પછી પૂછ્યું: 'એમાં લાજવા જેવું શું છે કે' જોઉં!'

'તે એમાં મને શું પૂછો છો! પૂછો ને તમનાંને!'

'તો ય!'

'લોક તો કેવી કેવી વાતો કરે છે! છે ફલાણા કાકાએ તો બીજો દીકરો રાંડેલો તો તે એને ય આજે ઠેકાણે પાડ્યો'

મનોરદા સે'જ ગંભીર થયા 'જો ત્યારે તને પાપછૂટી વાત કહું!' કહી ટટાર થયા, 'દીકરો ઠેકાણે પાડવા આ બધું નથી કર્યું પણ દીકરી ઠેકાણે પાડવા કર્યું છે એ વાત તો સાચી.' ને પછી ધીમેથી વાત ઉખેળતાં કહ્યું: 'હું તને શું કહું! આ છોડીનામાં કુણ જાણે એવું તે શું ભાળી ગયો કે એને જોઉં ને આપણી નાથુડી યાદ આવે. પેલા મા'રાજે આ છોડીને 'મનોરદા તો તેરા બાપ હે' એવું કીધેલું એટલે હોય કે અમે એમ. પણ મીં ઘણું ય મન મનાવ્યું કે નાથુડી તો સ્વરગમાં છે ને આ તો પર નાતની, સુથારની છોડી છે પણ તો ય મારું અંતઃકરણ ન માન્યું તે ન જ માન્યું.

પત્નીને પણ કદાચ અત્યારે જ યાદ આવ્યું હશે, કહ્યું: 'રાંકનું મોળખાનું ય નાથુડીને મળતું આવે છે તો!'

મનોરદા આગળ બોલ્યા: 'તો ય હું ન ગણકારત.—ને મીં તો બધું ય નક્કી ય કરી દીધું'તું. પણ છેલ્લી ઘડીએ બધું ભાંગી પડ્યું. એક આ છોડી રૂવે! એક રૂવે! એ વખત મને પેલે આણે સાસરે જતી નાથુડીનાં વગામણાં યાદ આવ્યાં. બરાબર એના જેવું જ એ રોતી'તી. તે મને કે' છે 'કાકા, એક તમે છો તે તમે ય જશો પછી મારું અહીં કુણ રણીધણી!' કહી મનોરદાએ આંખના ખૂણા સાફ કર્યા. ખૂંખારો ખાઈ ગળું સાફ કરતાં બોલ્યાઃ 'મારાથી ન રે'વાયું તે એને લઈને ગાડીમાં પાછો ચઢી બેઠો.' પત્નીને આંખો સાફ કરતી જોઈ મનોરદાએ કહ્યું: 'ન માને તો તું ધ્યાનથી સાંભળજે—મને તો એ મૂઈનો સાદે ય નાથુડી જેવો લાગે છે!'

પત્નીએ આંખો સાફ કરી. એક ભારે શ્વાસ લેતાં બોલી: 'હું ક્યાં નથી જાણતી!' સે'જ થંભી કહ્યું: 'નાથુડી ને એ બે ગાણું ગવડાવતી ત્યારે કોઈ તો કે' કે બે જણ ગવડાવે છે!' અને નાક નસીકમાં વળી.

'બાકી હું તને પાપછૂટી વાત કરું!' મનોરદા આગળ બોલ્યા, 'પૈસા ય મહત ને બધું ય થાત; પણ મને થયું કે ભલા ભગવાન! પૈસાદાર લોકો એમના વાલાંવાલેશ્રી પાછળ કોઈ સદાવ્રત બાંધે છે—આ આપણા શેઠે એમના છોકરા પાછળ એમના ગામમાં ધરમશાળા નથી બંધાવી!—આવું આવું કરે છે ત્યારે મારે તો ફકત જીભને જોરે કરવાનું છે. અને એમ જાણ્યું કે જાણે દીકરીની યાદમાં એક તરકારાવવી કુંવારીને ઠેકાણે પાડી'તી.'

પત્નીને પણ મનમાં થયું: 'બળ્યું ત્યારે! નાથુડી જીવતી હોત તો એનાં લૂગડાંનો ય ખર્ચો તો થાત ને! ત્યારે એમ સમજીશું કે જીવે છે.'

'ઘણા ય લોકો ધરમની દીકરી...'

મનોરદાને અધવચથી બોલતાં અટકાવીને

તે બોલીઃ 'રાખો છોરતો વળી. આ તમે વાત કરી ત્યારે કહું છું. તે દન તમે એક જોડ લૂગડાં માગ્યાં ને! મને થયું કે મારાં લૂગડાં આલવા કરતાં લાવને 'મરનારી'નાં જ આલું–હવે કુણ પે'રવાનું ય છે' ને થોડી વાર રહીને બોલીઃ 'આવું બધું જાણતી હોત તો ઝમકુડીનાં લૂગડાં મૂળાને ત્યાં લઈ જઈને પે'રાવ્યાં એના કરતાં આપણે ત્યાં જ ન પે'રાવત! તમને ય આટલું ન સૂઝ્યું!'

'પણ તે હજુ ય ક્યાં વહી ગયું છે,' બધું આમ સમુંસામ ઊતરી જતું જોઈ નિરાંતનો શ્વાસ લેતા મનોરદા બોલ્યો, 'સારો વાર જોઈને ઝમકુડીના રોટલા કહી આવ. ને વળામણાં કરવાના ઓરતા હોય તો ય એમાં શું થઈ ગયું! એવું (બરું) કામ બે ફેરા ન થાય પણ સારું કામ તો એક છોડી ને એકવીસ ફેરા કરોને!' કહી ખુશમિજાજથી હુક્કો ગગડાવી રહ્યા.

અને પછી તો ખરેખર ત્રીજે દિવસે ઝમકુને જમાડી, નવાં કપડાં પહેરાવી મનોરદાના ત્યાંથી ઝમકુનાં તેની સાસરીએ વળામણાં કરવામાં આવ્યાં.

[વળામણાંઃ પ્રકાશક 'ગતિ ગ્રંથમાળા': કારંજ, અમદાવાદ

●

## કેરકસરમાંથી ઉદારતા

એક પારમાર્થિક કાર્ય માટે ફાળો કરવા નીકળેલી બે યુવાન બાનુઓ જોન મૂરેની પાસે આવી. જોન મૂરે ટેબલ પર રાખેલી બે બત્તીઓના પ્રકાશમાં લખતા હતા. પેલી બાનુઓએ તેમની પાસે આવી વાતચીત શરૂ કરી કે તુરત જ મૂરેએ એક બત્તી ઓલવી નાખી. બાનુઓની વાત પૂરેપૂરી સાંભળી લીધા પછી મૂરે ફાળામાં આપવાની રકમ લેવા બાજુના ખંડમાં ગયા. પાછા ફરતી વેળા તેમના કાને પેલી બાનુઓ વચ્ચે થતી વાતચીત અથડાઈઃ

'આ કંજૂસ કાકો આ ફાળામાં મોટી રકમ આપી દે એ વાતમાં કોઈ માલ નથી.' પણ...

મૂરેની રજા લઈ ઊઠતી વખતે જ્યારે બાનુઓના હાથમાં વીસ પૌંડ જેવી રકમ પડી ત્યારે બંને આશ્ચર્ય પામી.

'અમે તો આપની પાસેથી એક શિલિંગની પણ આશા રાખી નહોતી.' એક બાનુએ મનની વાત કહી નાખી.

વૃદ્ધ મુરેએ હસતા ચહેરે કહ્યુંઃ 'આવો અભિપ્રાય બાંધવાનું આપની પાસે જે કારણ છે એવાં જ કારણોને લીધે હું આજે આપને વીસ પૌંડ આપવા શક્તિમાન થયો છું. વાત કરતી વખતે એક જ બત્તી પૂરતી હતી એટલે જ મેં બીજી ઓલવી નાખી.'

બન્ને બાનુઓ, ફાળામાં મળેલી રકમ અને કરકસરમાંથી ઊપજેલી વૃદ્ધની ઉદારતાના આશ્ચર્યકારી કુતૂહલ લઈ ચાલી ગઈ.

## કેરકસરમાંથી કંજૂસાઈ

ગાઈ હતો લંડનનો એક પુસ્તક વેચનારો પણ એણે એના ધંધા કરતાં એની કંજૂસાઈમાં બહુ જ બહોળી પ્રસિદ્ધિ મેળવી હતી, જોકે પાછળથી તો તેણે એક મોટી હોસ્પિટલ બંધાવી હતી.

તે પોતાની દુકાનના પાછલા ભાગમાં જ પડ્યો રહેતો. એક જૂની પાટલી ઉપર બેસીને ભોજન કરતો, એ જ પાટલીને દુકાનમાં હિસાબકિતાબ કરવાના મેજ તરીકે વાપરતો અને પાથરણા તરીકે વાપરતો વર્તમાનપત્રને.

ત્યારે પ્રશ્ન એ થાય છે કે એને પનારે પડેલાં બાયડી-છોકરાંનું શું? પણ ગાઈ જેવો કંજૂસ સંસારનું લફરું વહોરે જ શાનો?

હોપકિન્સ પણ હતો તો કંજૂસ પણ એને થયું કે ગાઈને ગુરુ બનાવ્યા વગર બધું નકામું છે. એક રાતે એ પહોંચ્યો ગાઈ પાસે દીક્ષા લેવા.

'શું કામ છે ભાઈ?' અંધારામાં જ બેઠેલા ગાઈએ, આદત અનુસાર જાણે ભીખ માગતા સ્વરે પૂછ્યું. જવાબમાં હોપકિન્સે ગુરુવિદ્યા પામવાનો પોતાનો હેતુ વિનયપૂર્વક જણાવ્યો.

હોપકિન્સની વાત સાંભળી ન સાંભળી ને ગાઈએ મીણબત્તીને ફૂંક મારી કહ્યુંઃ 'આપણે એ વાત તો અંધારે બેઠાં પણ કરી શકીશું.'

તુરત જ હોપકિન્સ ઊઠ્યો: 'બસ, પૈસા મેળવવાની ચાવી જડી ગઈ. આજથી આપ મારા ગુરુપદે છો. મારે હવે વધારે કંઈ જ પૂછવું નથી. રજા આપો. ગુડ નાઈટ સાહેબજી!'

# કુંવર રસાળુ

મયૂર

આતરાખંડમાં યિયાળકોટ શહેર ને તિંયા રાજા સલભાણનું રાજ. રાજા સલભાણને બબ્બે રાણીઓ. એકનું નામ લુણા ને બીજીનું નામ અચળા.

રાણી અચળાએ તો બેટડો જાયો છે. રાજાના રાજમાં ઉત્સવ થઈ રહ્યો છે. બાળા રાજાના દર્શને પ્રજા ગાંડીતૂર બનીને રાજમહેલ તરફ ઊમટી છે. રાજમહેલમાં મનખ્ખો કર્યો ય માતો નથી. રાજા બબ્બે હાથે સોનૈયા રૂપૈયા વેરે છે ને પ્રજા કુંવર ઉપરથી વારી વારી જાય છે.

રાણી અચળાએ બેટડો જાયો છે ને રાણી લુણાની કૂખ તો વાંઝણી રહી છે. રાજમાં બધે રંગ-ઉછરંગ છે ને રાણી લુણાને મહેલ તો ઘોર અંધારાં છે. એ તો ઈર્ષાની આગમાં કાંઇ બળે છે, કાંઈ બળે છે!

કુંવરનું નામ તો પુરણકુમાર રાખ્યું છે.

કુંવર અહાડે વધ્યો જાય છે ને એમ કરતાં મોટો બધો થયો છે. ભણીગણીને બાજંદો થયો છે. કુંવર ઘોડે ચડી નગરની બજારે ફરવા નીસરે. પ્રજા એના ઉપરથી ઓળઘોળ થઈ જાય. સુંદરીઓ સોનારૂપાનાં ફૂલડે કુંવરને વધાવે. દેવ બ્રાહ્મણો કુંવરને લાંબી આવરદાના આશી-વાંદ આપે. બધાં ય કહે: 'કાંઈ કુંવર છે! કાંઈ કુંવરનાં રૂપ છે!' સહુને કુંવર પેટના જણ્યા જેવો વહાલો લાગે.

સહુને મન આનંદ-ઉમંગ ને એક રાણી લુણા આ બધું દેખી-સાંભળી બળ્યા કરે, કાંઈ બળ્યા કરે! એની કૂ[ખ] તો વાંઝણી રહી છે. રાજાના રાજમાં રાણ[ી] લુણાનાં માનપાન રહ્યાં નથી. સવાર પહોર લોકો એનું મોઢું ન જુએ. [એ] તો અપશુકનિયાળ મનાય છે.

રાણી લુણાનાં રૂપ તો જાણે સો[ળ] કળાએ ખીલેલા ચંદ્રમા જેવાં. જે [કો] જુએ તે દી સોળ વરસની સુંદરી લાગે પણ એક દિવસ તો રીસે બળી રાણીએ રૂપને રોળી નાંખ્યાં છે શણગાર અળગ[ા] કર્યાં છે ને અંધારે ઓરડે ફૂટસુટ ખાટ[લ]ીમાં રાણી લુણા રાજાનાં રૂસણાં લઈ પડી છે. એના મનમાં કોણ જાણે કેવા [કેવા] ઉધામા ઊપડ્યા હશે!

રાજા સલભાણને જાણ થઈ છે [કે] રાણી લુણા રિસાણી છે. રાજાને તો બ[ેઉ] ય રાણી સરખી એકે ય વહાલી-દવલ[ી] નહિ. રાજા તો દોડ્યો દોડ્યો રાણ[ી] લુણાને મહેલ આવ્યો છે.

'શા સે કારણે રાણી રૂસણાં લીધ[ાં] છે?'

રાણી લુણાની આંખેથી આંસુડાં[ની] ધાર ચાલી છે. હીબકાં ભરતી રાણીએ દુખેથી કહ્યું: 'અરેરે રાજા! બળ્યું મા[રું] રૂપ ને બળી મારી જુવાની. આ રૂ[પ] જોઈને તો મને લાજમણ પેદા કરી અરેરે બળ્યું મારું જીવતર. રાજા, તાર[ા] કુંવરે તો આબરૂ-બેઆબરૂ કરી. [હ]વે જીવ્યામાં સાર નથી.'

ને એણે તો બાલાભોળા પુરણકુમાર ઉપર આળ ચડાવ્યું છે. અરેરે નારી! તેં આઘું ન જોયું, પાછું ન જોયું. ને એક અદેખાઈની બળીજળી તું વેણ-કવેણ બોલી શકી? તારી જીભડી કેમ ન કપાઇ ગઈ?

પુરણકુમાર તો પુરણકુમાર. કોઈ દિવસ ઊંચી આંખે સ્ત્રી સામું ન જુએ તો એનામાં કુડકપટ તો કયાંથી હોય. રાણી લુણા તો એની મા જનેતા જેવી. મા! મા! કરતાં કુંવરનું મોઢું સુકાય ને માએ ઊઠીને આજે દીકરાનું જીવતર ધૂળ મેળવ્યું છે.

રાજાએ તો પૂછ્યું નથી, ગાછયું નથી. સાચખોટનાં પારખાં લીધાં નથી ને એક રાણી લુણાનું વેણ સાચું માની લીધું છે. એણે તો કુંવરને હાથપગ કપાવી જંગલ વચાળે અંધારા કૂવામાં નખાવી દીધો છે.

આખા નગરમાં કાળો કકળાટ ઊઠયો છે. સૌ રાણી લુણાને બબ્બે મોઢે શાપ દયે છે. નગરીનાં નૂરતેજ ઊડી ગયાં છે. લોકોનો આનંદ–ઉછરંગ શમી ગયો છે. સહુએ જાણે કે પેટનો દીકરો ગુમાવ્યો છે ને મૂંગી મૂંગી એની વેદના રાજાના રાજમાં ફરી વળી છે.

પુરણકુમાર અંધારા કૂવામાં પડ્યો પડ્યો કહાંસે છે ને માડી અચળા એની મેડીએ બેઠી બેઠી રસરસ રૂએ છે.

એક રાણી લુણાને હૈયે ઉછરંગ છે. એની મેડીએ આણેક મોતીએ દીવા બળે છે. ગાયન–વાદન થાય છે. એ તો રંગેચંગે રમેજમે છે ને નત નવા શણગાર સજી ફરેફરે છે.

ગુરુ ગોરખનાથની જમાત જંગલને મારગેથી નીસરી છે. ગુરુને પાણી પીવું છે ને ચેલો પાણી લેવા અંધારા કૂવા પાસ ગયો છે. અંધારા કૂવામાં કુંવર કહાંસે છે ને ભૂતપલીતથી બીને ચેલો ગુરુજી પાસે પાછો વળ્યો છે.

'ગુરુજી! કૂવામાં તો ભૂતપ્રેતનો વાસો છે.'

ગુરુ કહે: 'ભૂત કેવાં ને વળી પ્રેત કેવાં? આપણે બધાં જ ભૂત છીએ ને, બચ્ચાં! ચલો કૂવામાંથી પાણી ભરી લઈ એ.'

ગોરખનાથ કૂવા પાસે આવી ઊભા છે: 'અંદર જે હો તે બચ્ચા બહાર આવ.'

ને ગુરુની કિરપાએ કુંવરને પાંખો ફૂટી છે. હસતોરમતો પુરણ કૂવામાંથી બહાર નીસર્યો છે ને ગુરુને પાય પડ્યો છે.

ગોરખનાથે આદેશ દીધો છે: 'ઘેર જા, બચ્ચા! ઘેર તારી જનેતા માથાં કૂટી રહી છે.'

પુરણ કહે: 'હવે ઘર કેવું ને બાર કેવું? કોણ મા ને કોણ બાપ? ગુરુદેવ! હું તમારો ચેલો ને તમે મારા ગુરુ.'

ગોરખનાથે ચેલાને તાવ્યો છે. તાવી કરીને પુરણને દીક્ષા દીધી છે.

અહાલેક પુકારી પુરણ ગુરુ ગોરખ-નાથ પાછળ ચાલી નીસર્યો છે.

ને તે દિવસથી કુંવર દુનિયામાં પુરણ ભગતને નામે પ્રસિદ્ધ થયો છે.

સોળે વરસે ઝેલંદરને શિયાળકોટ નગર સાંભર્યું છે. એને જાણે કોઈ સાદ કરી કરીને બોલાવી રહ્યું છે. એનું નામ લઈ લઈને જાણે કોઈ ઝૂરી રહ્યું છે. ગુરુની આગ્ન

લઈ કરીને સોળે વરસે પુરણ ભગત રાજા સલભાણુના રાજમાં આવ્યો છે. નગરની બહાર રાજાની વાડીએ જોગીએ ધૂણી ધખાવી છે ને અલખના નામની અહાલેક પુકારી છે

રાજાની વાડી તો એક દિવસ લીલી કુંજાર હતી. મજાનાં ઝાડપાન ને ફળફૂલ હતાં. નિર્મળા પાણીની નીકો વહેતી ને પંખીઓ કિલોળ કરતાં રાજાની વાડીએ સવાર–સાંજ માનવીનો મેળો ભરાતો ને લોકો લીલાંપીળાં થઈને ફરતાં.

એ વાડી તો પુરણકુમારની. એને ઝાડેઝાડે ને પાને પાને કુંવરના લેખ લખ્યા હતા. કુંવર જાતાં વાડી સૂકી ભટ બની ગઈ છે. પંખીડાં રિસાઈને ચાલ્યા ગયાં છે. એણે તો જાણે વિજોગના વાઘા સજ્યા છે.

પણ આજે તો ભગતે વાડીએ ઉતારા કર્યા છે. ને એને પનોતે પગલે વાડી હતી તેવી લેલુંબ ને ઘેઘૂર બની ગઈ છે. મજાની સરવાણી ચાલી જાય છે ને પંખીડાં મીઠા ટહુકાર કરી રહ્યાં છે.

આખા ય નગરમાં વાત ફરી વળી છે કે વાડીએ જોગંદર ઊતર્યા છે ને જોગંદરને પગલે વાડી સજીવન થઈ ગઈ છે. લોકોનાં ટોળેટોળાં જોગંદરના દર્શને ઊમટ્યાં છે. વાડીએ માનખ્યો કર્યાં ય માતો નથી.

રાજા સલભાણુને જાણ થઈ છે કે વાડીએ જોગંદર ઊતર્યો છે. રાજા જોગંદરના દર્શને ચાલ્યો છે. સાથે બન્ને રાણીઓને લીધી છે.

રાણી અચળા તો રોઈ રોઈને આંખે આંધળી થઈ છે. એના દુઃખનો કોઈ આરોવારો નથી. પણ આજે કોણ જાણે આ કારણે એના હૈયામાં હરખ માતો નથી. કોક જાણે એને મા! મા! કહીને પોકારી રહ્યું છે ને એનો પંડ ઉઝાળી રહ્યું છે.

ને રાણી લુણાને અંતરે ય ઊંડી ઊંડી આશા પ્રગટી છે. જોગી–જતિની કિરપા થાય ને એનો ખોળો ભરાય.' એ તો જોગંદરનાં વરદાન પામવા ઉતાવળી ઉતાવળી ચાલી નીસરી છે.

'મારગ દ્યો! મારગ દ્યો! રાજાજી પધારે છે.' લોકોમાં ખળભળાટ મચી રહ્યો છે.

'રાજાજી પધારે છે.' જોગંદરે અવાજ સાંભળ્યો છે. એણે સમાધ છોડી છે ને એ બેઠો થયો છે.

જોગંદર રાજાની સામો ત્રણ ડગલાં ચાલ્યો છે.

પહેલે પગથિયે પુરણ રાજા સલભાણુને પાય પડ્યો છે: 'રાજા! તું તો મારો જન્મદાતા પિતા! તારા બોલે તો મારા તોલ બંધાણા. પ્રથમ પ્રણામ મારા પિતાજીને હજો.'

બીજે પગથિયે પુરણ માતા અચળાને પાય નમ્યો છે: 'મા, મારી મા!'

બેટાની આંખેથી ગંગાજમના વહી રહી છે. ગંગા–જમનાએ માના પગ પખાળ્યા છે ને વળતાં માડીને આંખનાં તેજ દીધાં છે.

'બેટા! મારા બેટા!' અચળાને થાનોલેથી ધાવણ વછૂટચાં છે. અમીની સેડચે પુતરને પનોતો કર્યો છે.

ત્રીજે પગથિયે જોગંદરે રાણી લુણાને ભાળી છે. ભાળી છે ને ભગતની આંખે અગ્નિનો વાસો વરતાણો છે.

'મને ઓળખ્યો, રાણી લુણા ?' જોગંદરનો અવાજ વાતાવરણને કંપાવી રહ્યો છે એ અવાજમાં દીનતા હતી.

'મને માફ કર, મારા દીકરા.' રાણી લુણાએ બે હાથે મોઢું ઢાંકી દીધું છે.

ભગત કહે છેઃ 'તારા હજાર ગુના માફ છે, રાણી લુણા. પણ તારાં કરતુક ભૂલ્યાં તો નહિ ભુલાય.'

રાણી લુણાને નેણેથી આંસુડાની ધાર ચાલી છેઃ 'જનમના જોગી! મારા પર મહેર કરો, મહેર કરો.'

રાજા સલવાણ પુત્રને વિનંતિ કરે છેઃ 'એ ય તારી મા છે, બેટા! એના પર રોષ ન હોય.'

રાણી અચળા પુત્રને શિખામણ દે છેઃ 'બેટા! એ તો મારી માડીજાઈ બહેન છે. એના ઉપર વેરઝેર કેવાં ?'

ને દૂર બેઠા બેઠા ગુરુ ગોરખનાથ જાણે કે શિષ્યને આદેશ દઈ રહ્યા છેઃ 'ક્ષમા! ક્ષમા! ક્ષમા!'

ભગતનો અંતરાત્મા પુકારી રહ્યો છેઃ 'ક્ષમા! ક્ષમા! ક્ષમા!'

ને થોડી વારે જોગંદરની શાંત નિર્મળ વાણી પ્રગટી છેઃ 'માતા લુણા! તારી કૂખે કુળ ઉજાળણ પુત્ર અવતરશે. પણ જેવા મારી માએ દીકરાના વિજોગ વેઠ્યા છે, એવા તને ય પુત્રના વિજોગ થશે.'

જોગંદરે રાણી લુણાને પુત્રનાં વરદાન દીધાં છે. પણ એ માતાની વેદના ભૂલી શક્યો નથી. વરદાન ભેળા વિજોગના શ્રાપ પણ દીધા છે.

દીકરાના વરદાને રાણી લુણાને જોગંદરતા આપ તો ફૂલડાંના વરસાદ જેવા લાગ્યા છે. એ તો દોડી દોડી જોગંદરના પગમાં પડી છે.

લોકો વિનવણી કરતાં રહ્યાં છે ને બાળુડો જોગી માતાપિતાને પાય પડીને દુનિયાની વાટે જોગ સાધવા ચાલી નીસર્યો છે.

જોગીને વરદાને રાણી લુણાને ઓધાન રહ્યાં છે

એક દિવસ રાણી લુણાને મહેલ ત્રણ જોશીડા આવ્યા છે. જોશીડા પાસે રાણી લુણા જોશ જોવડાવવા બેઠી છે! 'જોશીડા! જોશીડા! મારા ઓધાનના જોશ જુઓ ને.'

બાળા જોશીએ જોશ જોયા છેઃ 'રાણી! તારી કૂખે પરાક્રમી પુત્ર અવતરશે. દુનિયામાં એની નામના થશે. પણ જોગી-જતિના માથે શ્રાપ છે. બાર વરસ સુધી રાજા ને રાણી પુત્રનું મોઢું જોશો મા. મોઢું જોશો તો માથે કાળનો ભય છે. બાર વરસ સુધી માથે કાળ ફરે છે.'

જોશીડાના જોશ સાંભળી રાજારાણી-ઓ કપાળ કૂટ્યું છેઃ 'અરેરે! બાર વરસના આકરા વિજોગ ઊભા કર્યા. આ તો દીકરો દીધો દીધો ને જાણે આંચકી લીધો.'

પણ કાળનો ભય તો જુદો જ છે! શું રાય કે રંક, બધા કાળની આગળ રાંક છે. કાળ સામે તો સગાનું સગપણ જાય, વહાલાનું વહાલ જાય. રાજારાણી કહેઃ 'જીવતે ભદ્રા પામશું. દેખીપેખીને કાંઈ કાળને નોતરાં થોડાં જ દેવાય છે?'

રાજાએ તો વનજંગલનાં અંધારાં ફંફોળ્યાં છે. વનજંગલમાં કુંવર માટે

ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

માર્ચ ૧૯૪૭ ★ વર્ષ ૩ : અંક ૩



काव्येषु रम्या कथा

# ગુજરાતનો અજોડ વાર્તાકાર

સૌરાષ્ટ્રનાં ખંડેરોમાંથી એણે એની રસધારા વહાવી. એની લહેકાભરી મોહક બાનીથી, વાર્તાના પ્રબળ પ્રવાહથી અને એની ભાષાસમૃદ્ધિથી એણે ગૂજરાતને અને ગુજરાતીઓને અવાક્ કરી દીધા, આશ્ચર્યમુગ્ધ કરી નાખ્યા. ગૂજરાતી ભાષામાં પણ આટલું જોમ હોય છે, વાર્તામાં પણ આવો વેગ આવી શકે છે એ એણે ગૂજરાતને જણાવ્યું અને સાબિત કરી બતાવ્યું. અને પછી કાઠિયાવાડનો આ યુગનો એ ચારણ ઠેરઠેર ફર્યો એણે ડાયરા ભર્યા, એણે વાર્તાઓ માંડી, એણે વાણીની સમૃદ્ધિ અને 'સંસ્કૃતિને વહેતી મૂકી' અને લોકો એના નામ પાછળ ઘેલા બન્યાં. ચારણી શૈલી કે બારોટની બાની જે કોઈ અમુક કોમની જ માલિકીની વસ્તુ છે એવું મનાતું એ એણે ખોટું ઠરાવ્યું. થોડાં ગામડાંને અણુજાણ ખૂણે પડી પડી વિસરાઈ જતી એ સમૃદ્ધિને એણે જગતના આંગણામાં ખડી કરી અને ગૂજરાતી વાર્તાસાહિત્યને નવજીવનના તરવરાટે રંગી દીધું, રંગમાં તરબોળ કરી દીધું એનો રંગારો ભાઈ ઝવેરચંદ મેઘાણી. આજે ગૂજરાતના વાર્તાસાહિત્યમાં જે ઓજસ છે, જે ચમક છે, જે નવું ઘડતર છે, એનો આધસ્રષ્ટા ભાઈ મેઘાણી ! ગૂજરાત અને ગૂજરાતીનું વાર્તાસાહિત્ય એનું જન્મોજન્મનું ઋણી રહેશે. એ કોઈનો લાડકવાયો ન હતો, સહુનો લાડકવાયો હતો. એને કાજે આંસુ ન હોય. એણે જે સંદેશો ગૂજરાતને આપ્યો છે તે ઝીલી લઈ એની વેગભરી બાનીને વધુ વેગ આપી એનું આદરેલું વિકસાવવું અને વધુ પ્રાણવાન બનાવવું એ જ એનું ખરું તર્પણ છે. ગૂજરાતના અજોડ વાર્તાકારને ત્યારે જ ગૂજરાતીએ અંજલિ આપી કહી શકાય.

મયૂર

# સગાઈ સંગાર

પણ રહી રહીને એ ક્યાં સુધી દરમાં ગડી રહેવાનો હતો! મધુરી મદુવર બજી રહી હતી ભુજંગિયાનો આતમરામ ડોલી રહ્યો હતો ને એ તો નાગ. નાદને વશ એની જાતિ. નાદ ઉપર ઝૂમે નહિ તો એ નવકુળ માયલો નહિ.

ધીમે ધીમે ભુજંગિયે અડધું અંગ બહાર કાઢ્યું. બહાર ઊભો ઊભો ભેરિયો મોરલી બજાવી રહ્યો હતો અને થેઈ થેઈ નાચી રહ્યો હતો. જગત એની મોરલી સાથે ડોલી રહ્યું હતું ને વનવનની વનરાઈ એના નૃત્ય પાછળ ઘુમણે ચડી હતી. નાગ મોરલીના વગાડનાર ઉપર ડુલી ડુલી થઈ રહ્યો. કહેઃ 'માગ! માગ!'

ને ભેરિયે મોરલીની માયા સંકેલી. 'માગુ' તારી જાત.'

તો કેઃ 'મારી જાતને તું શું કરીશ ગારુડી! ધરતીને માથે નાગનો કોઈ આરોવારો નથી. મન ચાય તેટલા કરંડિયે ભરી લે'

તો કેઃ 'મારે તો જોઈએ એક મારવાડી નાગ. મારે તો તને નાથવો છે. નાથીને પદમણીને ચરણે ધરવો છે.'

તો કેઃ 'પરજમતી પદમણીને!'

તો કેઃ 'રૂપની શગ જેવી સગાઈ સંગારને.'

પદમણીનું નામ સાંભળતાં તો ભુજંગિયે અડધું અંગ દરમાં ઘાલી દીધું છે. 'ગારુડી! તું તો નાગનો ઉપાસક. નાગને આશરે જીવે ને નાગને દેવતા કરી પૂજે. એક નણ બદામની પદમણી સારુ તું નાગને નાથવા આવ્યો!'

તો કેઃ 'હું તો મારી વિદ્યાનો ઉપાસક. વિદ્યાના જોરે જીવું. દિલ ચહાય તો નાગને રીજવું ને મરજીમાં આવે તો નાગને નાથું.'

ભુજંગિયો કહેઃ 'મલકનો ઉતાર ને વળી—હાથને પકડીને બેઠો છે, ઘડી યે રેઘ-ન-મેલે

કામણની કરનારી એવી પદમણીને ખાતર તારો ધરમ હારી જાવા બેઠો છે, ગારુડી!'

તો કેઃ 'મારા ધરમની વાત મારી પાસે રહી. પણ હું તને પૂછું ભુજંગિયા! કે એવી મલકની ઉતાર વાંસે તું શીદને હાલી મળ્યો'તો!'

તો કેઃ 'ઘડીક રંગની રંગત લાગી ગઈ તે એઘડી મનની મોજ માણવા ગયો'તો.'

ભેરિયો કહેઃ 'ને બારે મોજ માણી, નાગરાજ!' આ દરકામાં બેઠા બેઠા એનાં સમણાં સેવતો હશે કાં?'

તો કેઃ 'ગયો'તો ત્યારે તો એમ હતું કે માણાસરની હંસલીને નીરખીશ. પણ જઈને જોયું તો કાદવમાં કીડા ખદબદે છે. ને જેટલા શરીર ઉપર વાળ એટલા પદમણીના પ્રીતમ સાંભળ્યા. ચાર તો નજરોનજર દીઠા. એના પ્રીતમ ભાળી પાછો વળ્યો.'

તો કેઃ 'એવા પદમણીના પ્રીતમને તું ક્યારે ભાળી ગયો નાગરાજ!'

ભુજંગિયો કહેઃ 'આખી દુનિયા નજરોનજર ભાળે છે ને તેં નથી દીઠા!'

તો કેઃ 'દીઠા નથી ને કાને સાંભળ્યા યે નથી. પદમણી તો બાળ કુંવારી જાણી છું.'

ભુજંગિયો કહેઃ 'આંખ ઉઘાડી રાખીને ફર ગારુડી ચાર ચાર ભરથારને અંગ ઉપર વેંઢારીને હરેફરે છે ને તું કહીશ કે પદમણી બાળકુંવારી. ગારુડી! તેં ન દીઠા હોય તો હું દાખવું. એક તો જોણે કાનનો અકોટો. કોઈ લાખી ને કરોડી માલે ચુમીઓ ભરે ને તો ય જાણે ભૂખ્યો ને ભૂખ્યો. બીજો હૈડા કેરો હાર. આઠે પહોર ને બત્રીસે ઘડી છાતી ઉપર બેસે, હૈયાને ધબકારે ધબકારે હીંચે તો ય જાણે હૈયે હીંચ્યો જ નથી. ત્રીજો હાથનો ચૂડો. એ તો

ને તો ય જાણે કોક હરણ કરી જશે એની બીકે રણક્યા કરે. ચોથાં પગનાં ઝાંઝર. એ તો નારીનાં નિત દર્શન કરે, રુમ્માઝુમ્મા નાચે ને તો ય જાણે ધરાતાં જ નથી. એની જાતાં ને આવતાં રાવ કર્યાં કરે.'

ગારુડી કહેઃ 'એ તો સુંદરીના શણગાર ભુજંગિયા! બધાં ય બાળા બ્રહ્મચારી. સુંદરીનાં અંગ શોભાવે ને થાનક બેઠાં બેઠાં સુંદરીનું રક્ષણ કરે. ચારેને પહેરીને સુંદરી હરેફરે ને સુહાગણ કહેવાય. મનની મનમાં રહી ગઈ તે હવે ઠીક બાળાં ગોતવા માંડ્યાં છે.'

ભુજંગિયો કહેઃ 'ને વળી તને મળી જશે કાં? ઠાલાં વગદ્યાં કર મા. પદમણી કોઈની થઈ નથી ને કોઈની થવાની નથી. એવી નુગરીની વાંસે શીદને તારી વિદ્યા વેડફી નાખ છ?'

તો કેઃ 'એ તો ભાઈ અસ્ત્રી મીલી તો ઠીક છે, નહિતર સહેજે બાવા બ્રહ્મચારી, ઈ વાળી શું વાત કર છ.'

તો કેઃ 'તારે ને પદમણીને કયા જનમની પ્રીત કે આડી વઢવાડ લઈને આવ્યો છે!'

તો કેઃ 'મારે ને પદમણીને જન્મોજન્મની પ્રીત. પદમણી વેચે ત્યાં વેચાઉં ને પદમણીને બોલે મારા તોલ બંધાય.'

તો કેઃ 'આપણે એક ગુરુના વિદ્યારથી. એટલી આંખની શરમ તો રાખ.'

તો કેઃ 'એક વખત પદમણીને પાયે પડી જા, પછી છોડી મેલું'

તો કેઃ 'એ તો લાખે ય નહિ બને.'

તો કેઃ 'હું લાખે ય છોડવાનો નથી.'

ને ભેરિયે મૂઠ સાધી. પણ ભુજંગિયો દરમાં પેસી ગયો હતો. ગારુડીની મૂઠ ખાલી ગઈ ને ભુજંગિયો પાતાળ મારગે ત્યાંથી મંડ્યો નાસવા.

બન્ને લખ ગુરુના ચેલા છે. બન્ને વડોવડ છે. ભુજંગિયો ભૂચર—વિદ્યાનું આરાધન કરી પાતાળ મારગે ભાગ્યો છે, તો ભેરિયો ખેચર-વિદ્યાનું આરાધન કરી વાંસે ઊડ્યો છે. એ તો પવનની પાંખે ઊડ્યો જાય છે ને મુખેથી મોરલી વાજન્તો જાય છે.

મોરલીની સુરાવલિ ભુજંગિયાની વાંસે વાંસે દોડી રહી છે, એના રોમ રોમ પીંખી રહી છે તો ય એ દોડ્યો જાય છે. એક દી કનૈયાએ જમનાજીના જળમાં કાલિનાગને નાથ્યો'તો, તે દીના નાગ સહુ જાણે છે કે નાથ્યે કેટલી આપદા થાય! એક તો આપદાની બીક છે ને બીજું કોઈના નહિ ને પદમણીના પગમાં પડવું એ વાતની એને રંજ છે! ને મેનો માર્યો ભુજંગિયો ભાગી રહ્યો છે. એને ખાતરી છે કે ગારુડી કોઈ વાતે મેલવાનો નથી તો ય મરતાં સુધી માણસ મમત ન મૂકે એમ ભુજંગિયો ક્યાંક આજોઝાળે લારાવા લાગ્યો જાય છે.

ભાગતો ભાગતો નવકુળ નાગની કચેરીમાં આવી ભરાણો છે. કચેરીમાં વાસુકિ નાગ સિંહાસન ચડી બેઠા છે. નાગણીઓ વાય ઢોળે છે ને ફરતા નવકુળ નાગ બિરાજ્યા છે. એની વચમાં આવીને ભુજંગિયે ધા નાખી છેઃ 'મને બચાવો! નાગબાપા! મને બચાવો.'

ને વાસુકિ નાગે એની સામું જોયું છેઃ 'એવો તે કોણે હડકાર્યો બાપ! તે પૃથ્વીની રાજરમત મેલી કરીને અહીં પાતાળમાં આશરો શોધવા આવ્યો છે?'

તો કેઃ 'એક ગારુડી વાંસે પડ્યો છે. એની મોરલી મને મૂંઝવી રહી છે. જરી યે જંપ વાળીને બેસવા દેતી નથી.'

તો કેઃ 'એવા ગારુડીથી ભાગીને અહીં ભરાણો! તારી નાગની જાત ને ગારુડીનો નાગમગાનો અવતાર. એ પડી રિઝાવશે. 'એને મનની મોજ આપી દેતાં તને શી ખોટ આવી જવાની હતી?'

તો કેઃ 'બાપા! આ કાંઈ નાગમગો નથી. આ તો નાગનથો થઈને મને નાથવા આવ્યો

'છે. નાથીને પદ્મણીને હવાલે કરશે ને પદમણી મને ખોલે બાંધશે.'

વાસુકિ કહેઃ 'એવી પદમણી તે વળી દુનિયાને માથે કોણ સરજી છે તે નાગ નાથીને ખોલે બાંધે છે!'

તો કેઃ 'પદમણીને ઘડનારે ઘડી ને ઘડીને હાથ ધોઈ નાખ્યા છે. એને માથે ઈંદ્ર એનું ઈંદ્રાસન ડૂલ કરે ને ચિત્રજી કૈલાસ છોડી એની વાંસે ફર્યા કરે. એવી મોહભરી મદની મચ્છરા છે.'

તો કેઃ 'એને વળી નાગ નાથવાનો નાદ ક્યાંથી લાગ્યો?'

તો કેઃ 'એક દી નાગ સહુ ટોળે વળીને પદમણીના પદમ-જળમાં મહાલવા ગયા'તા. છાનામાના પદમણીની રજ લઈ કરીને પાછા વળી ગયા હોત તો તો કાંઈ નહોતું; પણ એ તો વળી ડાંખરા થાવા લાગ્યા ને એમને ફરડકારે પદમણી ખિજાણી. કમળ ફૂલ તો નો મળ્યાં ને નવસે ને નવ્વાણું નાથીને એણે ખોલે બાંધ્યા.'

ભુજંગિયાની વાત સાંભળીને વાસુકિ નાગને પગથી માથા લગી લાગી ગઈ છે. અંગ ઉપર અવળી રોમરાઈ ખડી થઈ ગઈ છે. ફૂંફાડો મારીને એણે કહ્યું છે: 'તમે શંકરનાં ઘરેણાં, કામજિત મહાદેવના તમે ગણ. તમે માનવીની માયામાં લપટાણા! કોઈને નહિ ને સુંદરીને માથે તમે ઝઝૂંમ્યા! ફટ ભૂંડા! તું નવકુળ માયલો નાગ નહિ. અખાજ ખાવા જાય એને નાગના કુળમાં આશરો ન મળે.'

તો કેઃ 'મારી ભૂલ થઈ મોટા દેવતા! મારો એક ગુનો માફ કરો.'

તો કેઃ 'જા રે હરામી! હરામનું ખાવાની લત પડી ગઈ છે. મલકમાં ઓઓની પાછળ હરાયા થઈને ફરવા માંડયા છો. તારી જેવાને અહીં સ્થાન નથી. આવ્યો એવો પાછો વળી જા, નહિતર એક ફૂંકે ભસમ કરી દઈશ.'

૬. બાપને ઘેરથી દીકરાને જાકારો મળ્યો.

ભુજંગિયાને ધરતી માથે પગ મૂકવાની જગ્યા રહી નથી. તો ય ક્યાંક આશરો મળે, ક્યાંક સંતાવાની જગ્યા મળે એની ગોતમાં ભુજંગિયો ત્યાંથી ચાલી નીકળ્યો છે.

બેરિયો અંતરિક્ષમાં ઊભો ઊભો આ નાટક જોઈ રહ્યો છે. ગમે તેવી વિદ્યાનો જાણનારો છે, પણ એના દેન નથી કે નાગલોકમાં પગ મૂકી શકે. ભુજંગિયો નાગલોકમાં ભરાણો ને બેરિયાને થયું કે આ તો હાથતાળી દઈને ગયો. મનની મનમાં રહી જશે ને ત્યાં પચ્છમ બેટને માથે પદમણી વાટ જોતી બેઠી રહેશે. પણ ત્યાં તો ભગવાનને કરવું છે તે ભુજંગિયો નાગલોકમાંથી ભૂંડે મોઢે બહાર નીકળ્યો છે. મોઢે મશ ઢળી ગઈ છે. પંડમાં કોટો નથી. બેરિયો સમજી ગયો છે કે બાપને ઘેરથી દીકરાને જાકારો મળ્યો છે. હવે દીકરો જાશે ક્યાં!

તો ય જીવતો જીવ છે. મૂવાના મડ સુધી માનવી મગત ન મૂકે. એક નહિ તો બીજે, ભુજંગિયો ત્યાંથી ભાગવા મંડ્યો છે ને બેરિયો એની વાંસે થયો છે.

મારગ જાતાં કનોજકોટ શહેર આવ્યું છે. કનોજકોટમાં ચંચ રાઠોડ રાજ કરે, તે ચંચ રાઠોડના દરબારમાં ભુજંગિયે આવીને ધા નાખીઃ 'મને બચાવો, રાજા.'

ચંચ રાઠોડ તો રજપૂત બચ્ચો છે. એનો તો આશરાધર્મ છે. આંગણે આવેલાને એ જાકારો દે તો એની રજપૂતી લાજે. રાઠોડે કહ્યુંઃ 'મારા રાજમાં કોઈને દુઃખ નહિ, કોઈને ખટકો નહિ, ખાતો ખાય ને ભરતો ભરે. સુખેથી મારા રાજમાં રહે; હરફર ને મોજ કર. કોઈ તારો વાળ પણ વાંકો ન કરે.'

તો કેઃ 'હરેંફરેં ને મોજ કરેં મારો દી વળે તેમ નથી, રાજા. વાંસે દુશ્મન મંડાણો છે. પૃથ્વીના પડમાં સંતાણો ત્યાં ય રહેવાણું નથી. આકાશે ઊડીને જાઉં છું તો ત્યાંથી યે ધરતીએ પછાડે છે. એ મને સખ્યે નહિ રહેવા

છે. ને પછી મને કાંઈ થયું તો તને આળ બેસશે ને તારો આચારધરમ જાશે.'

તો કે: 'એવો તે કોણ દુશ્મન ઊભો કર્યો છે તે જળથળમાં ક્યાંયે જંપવા દેતો નથી!'

તો કે: 'એવો તો પદમણીનો ભેરિયો છે. વંશે જેસલમીરનો ભટ્ટી છે, વાને કામદેવ સમાણો છે ને કરમે ગારુડી થઈને ફરે છે. પચ્છમ બેટને માથે સગઈ સંગારનાં રાજ છે ને પદમણીએ ગારુડીને ભૂરકી નાંખી છે તે બરાબરનો મારે કેડે પડ્યો છે. એની મહુવર વાગે છે ને લોકનાં હૈયાં વલોવાઈ જાય છે. એનું રૂપ ખીલે છે ને પતિવ્રતા સતધરમ ચૂકી જાય છે.'

તો કે: 'હું કાંઈ ભુજંગે નહિ ને ભોરિંગે નહિ. મદારીની મોરલી તો શું પણ દેવર્ષિની વીણા યે મને મારા ધરમમાંથી નો ચુકાવે. ને મારી રાણીને ઊંચું જોવાની પણ આખડી. એ તો અવનિમાં એક મને જ ભાળે. તું તારે અહીં સુખેથી રહે.'

તો કે: 'રાજા! એમ ચાહન રહી શકું એટલી મારી તેવડ નથી. તો તો મને એ બાંધીને ઉપાડી જ જાય. જે દી ગારુડીની મોરલી વાગશે તે દી તારી આણે આડ્ય નહિ કરી શકે ને તું ના કહેતો રહીશ ને મારે ચાલી નીકળવું જોશે. મને તો તું તારા પેટમાં સંતાડી રાખે તો જ હીમખીમ રહી શકું. ત્યાં એની મોરલી મારે કાન નહિ પડે.'

તો કે: 'પેટમાં પેસાડું, પછી તો તું પરોણિયું જ ઊભી કરે ને!'

તો કે: 'જરા ય આપદા નહિ કરું રાઠોડ. ગૂંચળું વળીને એક કોર પડ્યો રહીશ. પાતળો દોરી જેવો થઈ જઈશ. ને તને ખબરે ય નહિ પડે કે પેટમાં નાગ પેઠો છે. ઝાઝા દિવસ નહિ, ફક્ત ત્રણ દિવસ તારા પેટમાં આશરો દે. ત્રીજા દિવસની મધરાતે બહાર નીકળીને મારગે પડી જઈશ.'

તો કે: 'તારા વચન પર વિશ્વાસ કેમ રહે!'

તો કે: 'વચને ન પળું તો હું નવકુળ માયલો નાગ નહિ.'

ને ચંચ રાઠોડે મોઢું પહોળું કર્યું છે. સડસડાટ કરતો ભુજંગિયો રાજાના પેટમાં ઊતરી ગયો છે. રાજાનો અમૃત કોઠો ને નાગને તો બોંતેર કોઠે નિરાંત વળી ગઈ છે.'

નાગરાજ ચંચ રાઠોડના પેટમાં ઊતરી ગયો ને તેવે ટાણે ભેરિયો ગારુડી કચેરીમાં આવી ચડ્યો. પગમાં સોનાની ચાખડીઓ ચટાક ચટાક બોલી રહી છે. કસુંબલ વાઘા અંગ ઉપર શોભી રહ્યા છે. માથે ભગવો ફેંટો છે ને મોરપીંછની કલગી છે. મુખમાં મધુરી મહુવર છે. એની મોરલી માથે દશ દિક્પાળ ડોલી રહ્યા છે. આખી કચેરીમાં એની લય રમણે ચડી છે તે કચેરીના કરમધર્માધિકારીઓ 'વાહ મોરલી! વાહ તારું વાદન!' કરતાં માથાં ડોલાવી રહ્યા છે.

ચંચ રાઠોડ સિંહાસને બિરાજ્યો છે ને અડધું આસન રોકીને કલી રાણી બેઠી છે. કલી રાણીનાં રૂપ ગારુડીએ નજરે ભાળ્યાં છે. ઇંદ્રલોકથી જાણે ઇંદ્રાણી મનખાદેહ ધારણ કરીને અવનિએ ઊતરી આવી છે. રૂપ જેવાં રૂપ છે ને રૂપને શણગારે એવાં રાણીનાં સોહાગ છે. એનાં રૂપ તો જાણે અમીની છાંટ જેવાં જગતને માથે વરસી રહ્યાં છે. ને માનવી એને છાંટણે માડીનાં હેવાની ભીક્ષ માગી રહ્યો છે.

એક દિવસ ચંચ રાઠોડે એનાં રૂપ સાંભળ્યાં'તાં ને એ રૂપને મૂલવવા એ સોનારો બનીને ભરી બજારે હાટડી માંડી બેઠો'તો. એનો કાંટો તો તે દિવસથી લોકોમાં કહેવત રૂપ થઈ પડ્યો કે ભાઈ એ તો મધકા સોનીનો કાંટો. એણે તો કલી રાણીને પોતાની કારીગરીથી પ્રસન્ન કરી. પ્રસન્ન કરી પનોતો થયો ને તે દિવસથી કલી રાણીનાં રૂપ ચંચ રાઠોડમાં સમાઈ ગયાં છે. બીજાને માટે તો હવે છાંટો ય બાકી રહ્યો નથી.

એવી મા જનેતા જેવી કલી રાણીને ગારુડીએ દીઠી છે ને એની આંખો ધરતી ઢાળી ઢળી છે મુખેથી મહુવર અળગી થઈ છે ને ગારુડીનું માથું નીચું નમ્યું છે એ જાણે કે રૂપની વંદના કરી રહ્યો છે

તોય એ કાંઈ રૂપની પૂજા કરવા થોડો જ આવ્યો'તો ! એ તો એના ચોરને શોધી રહ્યો છે કચેરીમાં પેસતો આવ્યો તો ને માનવી માનવીના મોં સામું જોઈ જોઈને ગારુડી ભુજંગિયાને પારખી રહ્યો છે પરંતુ ભુજંગિયો કોઈના રૂપમાં કે કોઈના વાનમાં સમાયો નથી એ તો સંતાયો છે ચંચ ગઢોડની ઉરગુફામાં ને અંદર પડ્યો પડ્યો કે શું જાણે શું યે કરતો હશે ?

એ તો ભલે ને ગમે તે કરતો હોય ! પણ બેરિયાએ અગોચર વિદ્યાએ કરીને એને ઓળખી કાઢ્યો છે ને ચંચ રાઠોડને કહ્યું છે 'રાજા ! મારા ચોરને સોંપી દે '

રાઠોડ કહે અહીં મારી કચેરીમાં ચોર કેવો, ગારુડી ?

તો કે 'રાજા ! ભરી કચેરીમાં બધાય દાનસ્તા જણા બેઠા છે ને તોય એક મારા ચોરને સંતાડી રાખ્યો છે એ તારી વાત કેવી ? સિંહાસને તો દેખીતાં બે જ જણાં બેઠાં છો એક રાજા ને બીજી રાણી ! ત્રીજાનો ત્યાં મગન નથી તોય તમે ત્રીજાને સિંહાસને ચડાવ્યો છે રાજા ! આવડી સોડ તે શીદને ભોગવી રહ્યા છો ?'

તો કે 'ગારુડી ! તારી જોવામાં કંઈક ભૂલ થાય છે '

તો કે 'મારી જોવામાં ભૂલ થાય તે દી મારી જાણકારીમાં ભૂલ પડે. કચેરીમાં બધાય બેઠાં છો તો જાણે ડાચકાં થઈ ને પણ એ તો મોઢાં જ કહી દે છે કે મારો ચોર આ કચેરીમાં જ સંતાણો છે ને રાજા તેં જ એને સંતાડ્યો છે પણ હું તને પૂછું છું રાજા આ ... પરખે એ ઢગામીને ચડાવ્યો છે તે એના અંગને આભડછેટ નહિ લાગે ? રાજા ! એ તો ગોઝારો છે એને નારીનો હરામ ચસકો લાગ્યો છે ને નો'તી તે નવી ગાળ માથે ઊભી કરી છે નવકુળ નાગે એને સંઘર્યો નહિ ધરતીએ એને આશરો આપ્યો નહિ ને હવે પોતું ભાળીને મહીં પેસી ગયો છે રાજા ! એ મારો ચોર છે એને રાખીને તું ચોરીનો માલ સંઘરે છે ને વળી તારા અંગને ઝેર પાય છે નાગનો કોઈ દી વિશ્વાસ નો રખાય રાજા ! ઝેરનાં તે વળી પારખાં લેવાતાં હશે ? એને ડંખે પરીક્ષિત જેવો સતધરમી રાજા મર્યો. નળરાજાએ નાગને બળતો બચાવ્યો ને નાગે તો વળતાં ડંખ મારીને રાજાને વિરૂપ કર્યો ને એક દિવસ રાજા વિક્રમનેય એની પળોજણ ભારે થઈ પડી હતી '

તો કે 'વિક્રમની વળી શી વાત છે ?'

તો કે 'એક નાગને એક દી ઉનવા થયેલો ને આખે અંગે કાળી બળતરા થાય એ તો ચંદનને ઝાડે લપટાય, ટાઢા પાણીના ધરામાં ડૂબકીઓ મારે ફૂલડાંની પથારીએ આળોટે તોય એની આપદા ઓછી ન થાય. નાગ તો બોકાસે બોકાસા નાખે ને વેદના ખાઉં રહ્યું ન જાય. કોકે એને કીધું કે ભાઈ ! વિક્રમ રાજાનો અમૃત કોઠો સાંભળ્યો છે એના પેટમાં તને રાજા સમાવે તો તારો રોગ જાય. નાગ તો વિક્રમ પાસે પહોંચ્યો વિક્રમ તો પરદુઃખભંજણો ના તો એની જન્મોત્રીમાં નહિ એણે તો નાગને પેટમાં સમાવ્યો નાગનો રોગ તો ગયો પણ રાજાને તો એવી ભારે પડી ગઈ કે ન પૂછો વાત. રાજા હાડોહાડ ગળતો ગયો ને પછી તો મરે તો રાજા જ મરે એવી દશા થઈ ને નાગને તો એનું કાંઈ જ નહિ એ તો અંદર બેઠો બેઠો રાજાના અંગનું અમૃત આરોગે ને બહાર નીકળવાનું નામ ન લે. એમ રાજા ! આને તેં પેટમાં ઘાલ્યો છે પણ પછી એને બહાર કાઢવો ભારે પડશે '

[ અનુસંધાન પાન ૮મે

# દેહાંતર

મગનલાલ પડિયા

પથારીવશ ન હોવા છતાં અને પોતાના નિત્યના કાર્યમાં બીજા બધા માફક જ કાર્યરત રહેવા છતાં, નિખિલને જોતાં જ એમ લાગતું જાણે કોઈ મહાવ્યાધિએ એને ઘેરી લીધો હોય એ વ્યાધિ કયો, તે કોઈ કહી શકતું નહોતું. શરીર દૂબળું થઈ ગયું હોય, આંખો ઊંડી ઊતરી ગઈ હોય કે રંગ પીળો પડી ગયો હોય એવાં, રોગનાં કોઈ લક્ષણો દેખાતાં નહોતાં. કેવળ આંખ નીચે પડેલી કરચલીઓ ને આંખોની જ્યોતિએ પકડેલી પીળાશ એ બે જોતાં જ કંઈક અસ્વાભાવિકતાનો ભાસ થતો. એવું લાગતું કે જાણે નિખિલે પોતાના જીવનનું રાજીનામું ઈશ્વરને મોકલી આપ્યું હોય અને એ મંજૂર થવાની રાહ જ તે જાણે જોઈ રહ્યો હોય. આંખમાંથી સ્વાભાવિક તેજ જ નહિ, ઈચ્છા, આશા, વાસના સર્વ જાણે કે લુપ્ત થઈ ગઈ હોય તેવુ લાગતુ.

ઘરનો તો તે સુખી હતો. વારસાદત્ત સંપત્તિ અને ઐશ્વર્ય આરામપ્રિય જીવન માટે તો પણ હરકત ન આવે એવાં હતા. પણ કેવળ આરામપ્રિયતા અને મોજીલા જીવનના થાકની નિરાશાએ જ નિખિલને આ દશાએ પહોંચાડ્યો હતો એવું નહોતું—કારણકે પોતાના આનંદ—પ્રમોદમાં પણ તે પ્રમાણ સાચવી જાણનારો ભદ્ર જન હતો.

સગાંવહાલાંના આગ્રહથી નિખિલે ડૉક્ટરોને તેના શરીરની તપાસ કરવા દીધી. પરંતુ કયા સૂક્ષ્મછિદ્ર દ્વારા એની ચેતના અને જીવનશક્તિ ગળાઈને ઘટતી જતી હતી તે કોઈ કહી શક્યું નહિ. ડૉક્ટરોએ નિખિલની છાતી અને પડખામાં સો ઉપર ટકોરા મારી જોયા, સ્ટેથોસ્કોપની મદદથી એના હૃદયના ધબકારા પણ ગણી જોયા, ઉધરસ ખવરાવી, જીભ કઢાવી, પેટ જોયું, પણ કોઈ કહેતાં કોઈ નિખિલના રોગનું નામ પાડી શક્યું નહિ.

આખરે એક વધારે વાર પ્રયત્ન કરી જોવાના માતાના આગ્રહને માન આપી, નિખિલે સ્વામી શ્રી નિજાનંદને બોલાવવાની હા પાડી. સ્વામીશ્રીનો ગામને છેવાડે એક આશ્રમ હતો. ત્યાં જ તેઓ રહેતા. કોઈ માંદુંસાજું હોય ને ત્યાં જતું તો કાંઈક દવા આપતા. પરંતુ દવા કરતાં લોકોને સ્વામીજીમાં વધારે શ્રદ્ધા હતી. સ્વામીજીની ભભૂતને પણ મહાન ઔષધિ ગણનારા પણ ઘણા હતા. બનતાં સુધી સ્વામીજી આશ્રમ છોડીને બહાર કોઈને ત્યાં જતા નહિ. પરંતુ નિખિલની માતાના આગ્રહને માન આપી અને નિખિલના વિચિત્ર રોગની વાત સાંભળી એમણે ત્યાં આવવાનું સ્વીકાર્યું.

સ્વામીજીએ આવીને એક આસન ઉપર સ્થાન લીધું ને પછી નિખિલની ચિકિત્સા શરૂ કરી નિખિલનો હાથ સ્વામીજીએ હાથમાં લીધો ત્યારે નિખિલે ધાર્યું હતું કે સ્વામીજી પોતાની નાડ જોશે. પરંતુ સ્વામીજીએ તો એ હાથને પોતાના બેઉ હાથ વચ્ચે લઈ દબાવવા માંડ્યો એ જોઈ નિખિલને આશ્ચર્ય થયું. નિખિલને એવું લાગ્યું જાણે કે એની હથેલીમાં વીજળિક પ્રવાહ વહેવા લાગ્યો. તેણે સ્વામીજી તરફ ધ્યાનથી જોયું. તેમનું કેશવિહીન મસ્તક ચકચકી રહ્યું હતું. એ ચળકાટ જ જાણે કે મસ્તકના બીજા બધા ભાગોને ઢાંકી દેતો હતો. અવસ્થાને કારણે મોઢા પર થોડી કરચલીઓ પણ હતી છતાં આંખો જોતાં એવું લાગતું જાણે કોઈ વશીકરણપ્રયોગથી પ્રફુલ્લવદન બાળકની આંખો એમના વૃદ્ધ ચહેરામાં બેસાડી દીધી હોય.

સ્વામીજીએ ચિકિત્સા કરી કહ્યું: 'વૈદકશાસ્ત્રમાં વર્ણવેલ રોગો પૈકી કોઈ રોગ તમને નથી—કારણકે તમારો રોગ શારીરિક નથી—તેમ તે કેવળ માનસિક, મનની અસ્વસ્થતા પણ નથી. અત્યારની પરિસ્થિતિએ તમારો

આત્મા જાણે કે કેવળ એક સૂત્રના આધારે ટકી રહ્યો છે. અને એ એમ ને એમ રહે તો સરી જવા સંભવ છે. એ સરી ન જાય તે માટે તેને કોઈક ગાંઠ બાંધવાની જરૂર છે.'

વિચિત્ર લાગવા છતાં સ્વામીજીનું આ નિદાન નિખિલને સાચું લાગ્યું. લોકોના મન પારખવાની સ્વામીજીની અદ્‌ભુત શક્તિની જાણે કે તેને ખાતરી થઈ ગઈ તેણે કહ્યું: 'આપની

---

## સગાઈ સંગાર

[ અનુસંધાન પાન ૬ નું

તો કે: 'હવે થયું ન થાવાનું નથી. મારે આશરે આવ્યો છે એને હવે નહિ તરછોડું. એનાં ઝેર ને એના તાપ બધું જ હું જીરવીશ. મારો આશરાધરમ હું નહિ છોડું.'

બેરિયો કહે: 'રાજા! આશરાનો ધરમ તો પાત્રે હોય.'

તો કે: 'લાંબીટૂંકી કાંઈ નહિ મારુડી! ત્રણ દીનો મેં એને આશરો આપ્યો છે. ત્રીજા દીની રાતે હું એને રજા દઈશ. તે પછી તું જાણે ને તારો ચોર જાણે.'

તો કે: 'તો મારી વાત નહિ જ માને, રાજા!'

તો કે: 'મને મારીને તારો ચોર લઈ જા. બીજી તો એકેય વાત નથી.'

તો કે: 'તને મારતાં યે મને વાર લાગે એમ નથી. પણ તને મારીને મારી મા લખમી ને રંડાપો આપું! હજુ તો જાણે ગઈકાલે જ પરણ્યાં છે. પંડિત વાહોકા આડી લ્હેર. ના! ના! રાજા! એ તો મારાથી નહિ થઈ શકે. ઠીક તો રાજા! ત્રણ દી ભલે તું એને વેંઢાર પણ મારું આટલું વેણુ યાદ રાખજે કે ઝેરના પારખાં લઈ રહ્યો છે ને એનાં પારખાં લેવાં સારાં નથી.'

ને મારુડી ત્યાંથી પાછો વળી ગયો છે ને ચોથા દિવસની વાટ જોતો કનોજ કે ટમાં આંટા ફેરા દઈ રહ્યો છે.

[ચાલુ

વાત તો સાચી છે. ચાળણીના કાણાંઓમાંથી જેમ પાણી ટપકી જાય તેમ જ મારા શરીરની ચેતના ક્ષણે ક્ષણે ક્ષીણ થતી જતી મને લાગે છે. પણ એ છિદ્ર હું આપને બતાવું તો પણ શું! અને આપની પૂરેપૂરી સમજાવટના છતાં આપ એનું નિવારણ કરી શકો તેમ નથી.'

'દરેક માણસ પોતે પોતાની શક્તિ અનુસાર સંભવ અને અસંભવની મર્યાદા બાંધતો હોય છે. નાના બાળકને એમ લાગે છે જાણે એકી સાથે બે પગથિયાં ચડવાં એ અસંભવ જ છે. મોટાને એમ નથી લાગતું. મનુષ્યના જ્ઞાન અને અનુભવનું પણ એવું જ છે. મનુષ્યના જ્ઞાનની મર્યાદામાં હોય તે એને સંભવિત લાગે છે તે સિવાયનું અસંભવિત. પરંતુ પોતાનું જ્ઞાન એ જ જ્ઞાનનો છેડો છે એમ માની લેવું એના જેવી ભૂલ બીજી એકે નથી.'

### [ ૨ ]

સ્વામીજીની પ્રતિભાની નિખિલ ઉપર અસર થઈ. નિખિલ પોતાને પોતાની જાતથી હારી ગયેલો શી રીતે અને કયા કારણે ગણતો થયો તેનો વૃત્તાંત સ્વામીજી પાસે રજૂ કર્યો:—

બેએક વરસ પહેલાં મારે કાશ્મીર જવાનું થયું હતું. કાશ્મીરના અદ્‌ભુત સૌંદર્યનો જાત-અનુભવ કરવાની તીવ્ર ઇચ્છા હતી. નિસર્ગનું સૌંદર્ય જે મેં ત્યાં જોયું તેનું વર્ણન તો હું કરી શકું તેમ જ નથી. વસંતઋતુનું એ મોહક, આહ્લાદક અને ઉત્તેજક વાતાવરણ જાણે કે મહત્તા ત્યાં જ નિવાસ કરતી હોય એમ માનવા પ્રેરે તેવું હતું. હું પણ એ ઉત્તેજના અનુભવતો અને ધનિક વર્ગ માટે ખાસ ઉત્તેજનાઓને વધારવાનાં સામાન્ય સ્થાનોથી હું પણ પરિચિત હતો. પરંતુ એનો લાભ હું કોઈ કોઈ વાર જ લેતો. મોટે ભાગે તો હું પ્રકૃતિ સૌંદર્યવાળાં સ્થળો જોવામાં જ વખત ગાળતો.

આસ્વાદ લેવાની વૃત્તિ કરતાં જિજ્ઞાસુની કુતૂહલતાથી હું કોઈ કોઈ વાર ત્યાંના એક

પ્રખ્યાત બાગમાં જતો. રોજ સાંજે આ બાગમાં જાતજાતના લોકો આવતા. તેમાં રંગીન સ્વભાવની કામિનિઓ પણ આવતી, મતવાલા આશકો પણ આવતા, પ્રણયમસ્ત યુગલો પણ આવતાં, તેમજ ઉચ્ચ કુટુંબની મહિલાઓ પણ આવતી. દરરોજ સાંજે આ બાગમાં જાણે કે માનવમેળામણુ છલકાતો.

ફુવારામાં ઊડતા પાણી ઉપર સૂર્યનો પ્રકાશ પડે ને રંગબેરંગી દૃશ્ય નજરે ચડે, એમ ટાપટીપ અને કપડાંના અવનવા રંગો ધારણ કરતી માનિનીઓથી ભરચક આ બાગમાં એક દિવસ મેં એક તેજદાર ઘોડા જોડેલી ગાડી આવતી જોઈ. ઘોડા એવા તો વંકા હતા કે દરેકની નજર ગાડી તરફ સહેજે જતી. હું પણ તે દિવસે ઘોડા ઉપર હતો. ગાડી ઊભી રહી અને તેમાંથી એક મહિલા ઊતરી.

એને જોતાં જ મારા શરીરમાંથી જાણે કે વીજળી પસાર થઈ ગઈ. કેવળ એક પળમાં જ, એના સૌંદર્યનીતર્યા માધુર્યે, ઊગતા રવિ-બિંબ જેવી કોમળ આશા ભરિત આંખોએ મારા ઉપર કોણ જાણે શું યે કામણ કર્યું. જન્મ-જન્માંતરની કોઈ પ્યાસ જાણે કે જાગી ઊઠી.

તે દિવસ તો મેં એ મારી સામાન્ય ઉત્સુકતા હશે એમ ગણી ચલાવી લીધું—પણ એટલાથી મારું મન શાંત ન થયું. મેં તેના વિશે વિશેષ તપાસ કરી તો જાણવા મળ્યું કે એ તો કર્નલ બ્રિજમોહનની જીવનસખી હતી. કર્નલ બ્રિજ-મોહન લડાઈમાં ગયા હતા અને શ્રીમતી રોહિણી હાલ શહેરથી દૂર આવેલ એક વિશાળ વાડીમાં આવેલ બંગલામાં નિવાસ કરતી હતી.

મેં મહેનત કરીને શ્રીમતીનો પરિચય સાધ્યો. શ્રીમતી બહુ જ સરળ સ્વભાવની હતી. સંપૂર્ણ નિખાલસતાથી તે મને મળતી. જેટલો વખત મને તેની સાથે ગાળવા મળતો એટલા વખતમાં હું જાણે કે મારી જાતને ભૂલી જતો. પરિચય વધતો ગયો છતાં હું મારો પ્રેમ પ્રગટ કરી શક્યો નહિ. તેની પાસે જતાં પહેલાં ઘણા મનોરથો બાંધી જતો—શી રીતે પ્રસ્તાવ મૂકવો તે પણ વિચારી જતો, પણ તેની સમીપ જતાં જ એ બધું હું ભૂલી જતો. કોઈ અવર્ણનીય ભય, તેની નિર્વ્યાજ મૈત્રી ખોઈ નાંખવાની અરુચિકર કલ્પના મને કંઈ જ બોલવા દેતી નહિ. હું જતો એવો જ પ્રાસંગિક વાતો કરી પાછો આવતો.

પરંતુ એકવાર પ્રસંગ આવી ગયો. અગા-ઉથી સમય માગ્યા વગર જ હું જઈ ચડ્યો. શ્રીમતી ઝરૂખામાં બેસીને પુસ્તક વાંચતી હતી. આસપાસમાં બીજું કોઈ જ નહોતું. મારા મને કહ્યું: 'આવો સરસ સુયોગ ફરી નહિ આવે.'

પણ હું કાંઈ કહું એ પહેલાં જ શ્રીમતીએ એની ચમકતી આંખો મારા તરફ ફેરવી કહ્યું: 'જુઓ નિખિલબાબુ, તમારે કાંઈ જ કહેવાની જરૂર નથી. તમારો મનોભાવ હું જાણી ગઈ છું. તમારી આંખોમાં જણાતો આત્મસમર્પ-ણનો ભાવ જોઈને મને બહુ જ દુઃખ થાય છે. થાય છે કે તમે મને ન જ મળ્યા હોત તો વધુ ઠીક થાત. મને તમારા પ્રત્યે કરુણા ઊપજે છે પણ એથી તમારા પ્રેમને હું કોઈ પણ સંજો-ગોમાં સ્વીકારીશ એવી ભ્રમણામાં ન રહેતા. મારું ચિત્ત તો હરહંમેશ મેં જેને જીવનસર્વસ્વ ગણ્યા છે એવા મારા પતિમાં જ પરોવાયેલું રહે છે. એ કેવળ મારા પતિ નથી, હૃદય-મંદિરના દેવતા છે.

તમારો પ્રેમ સાચો છે પણ એને માટે તમે પસંદ કરેલું પાત્ર તો પરાયું છે. તમારું થઈ શકે એમ જ નથી. હું તમને વીનવું છું કે આપણી મુલાકાતો હવે બંધ થાય અને તમે મને ભૂલી જાવ એ જ વધુ ઇષ્ટ છે અને છતાં મને મળવાથી તમને કોઈ જાતની સાંત્વના રહેતી હોય તો તમને અહીં આવતા હું રોકવા માગતી નથી.

આ બોલતી વખતે તેની આંખોમાં ચમકતી જ્યોતિ જોઈને મને ખાતરી થઈ ગઈ કે હું લાખ વાતે ય મારા હૃદયની આ આરાધ્ય

દેવીને આ જન્મારામાં તો પામી શકું તેમ નથી. સતીત્વનું કોઇ અદ્‌ભુત આવરણ મને તેનાથી હંમેશા દૂર રાખશે.

એમ સમજીને મેં એની સલાહ માની વિદાય લીધી. તેને ભૂલી હું ક્યાં ક્યાં ભટક્યો છું તે હું જ જાણું છું. આખા ભારતવર્ષમાં જે કાંઇ જોવા લાયક છે તે બધે સ્થળે હું ભટકી આવ્યો છુ. પરંતુ કોઇ સ્થળે મને આરામ મળ્યો નથી.

અદ્‌ભુત કારીગરી ભરેલી પાષાણ-પ્રતિમા જોઉં અને શ્રીમતી સાંભરી આવે. પ્રકૃતિ-સૌંદર્યથી તરબોળ સ્થળે જાઉં અને શ્રીમતી સાથે કાશ્મીરની કુંજોમાં કરેલ વિહારની યાદ આવી દિલને અકળાવી જાય. શ્રીમતીને ભૂલવાનો પ્રયત્ન જ એની સતત યાદ રૂપ બની રહ્યો છે.

શ્રીમતી મને મળે એમ નથી. અને શ્રીમતી વિનાનું જીવન મારે માટે મૃત્યુ સમાન છે.

[ ૩ ]

નિખિલના રોગનો આ અહેવાલ સ્વામીજીએ સંપૂર્ણ શાંતિ અને ધીરજથી સાંભળ્યો. વિશેષમાં નિખિલ પાસેથી એમ પણ જાણવા મળ્યું કે શ્રીમતી રોહિણી અને કર્નલ બ્રિજમોહન બંને અત્યારે આ જ શહેરમાં વિરાજમાન હતાં ને કર્નલને ત્યાંના એક સમારંભમાં આવવાનું આમંત્રણ પણ નિખિલને મળી ચૂક્યું હતું. એક બાજુથી એ આમંત્રણે નિખિલને ખાતરી કરાવી આપી કે શ્રીમતી તેને ભૂલી નથી. પરંતુ બીજી બાજુથી એ યાદ સ્નેહની છે કે કેવળ દયાની એ તે નક્કી કરી શકતો નહોતો. રુઝાયેલો નહિ છતાં પીડા હળવી પડેલ એવો પોતાના હૃદયનો ઘા એ સમારંભમાં જવાથી પાછો ફરીને દૂઝતો થઇ જાય એ ભય પણ હતો. આમ બધી વાત નિખિલે સ્વામીજીને રજેરજ ઉઘાડી કરીને, કાંઇ પણ છુપાવ્યા વગર કહી સંભળાવી. સ્વસ્થચિત્તે બધું સાંભળી સ્વામીજી બોલ્યાઃ 'સાધારણ ઉપાયોથી પ્રાણ બચે એવો સંભવ જણાતો નથી. પરંતુ આપણા આ ભારતવર્ષમાં જેમને પ્રાકૃતિક શક્તિઓ સાથે નિકટનો સંબંધ થઇ ચૂક્યો છે તેઓ શું નથી કરી શકતા! અધ્યાત્મવિદ્યામાંથી લોકોનો વિશ્વાસ ઊઠી ગયો છે પરંતુ કેવળ પદાર્થવિજ્ઞાન આપણને શું આપી શકે છે? એમાં તો જીવન શોધવા જતાં તમને મૃત્યુની જ મુલાકાત થાય છે. ચેતનાથી શરૂ કરીને એ કેવળ યાંત્રિક અણુ-પરમાણુઓ પાસે આવી અટકે છે.'

પોતાના પ્રણય-વૃત્તાંત અને એમાંથી ઉત્પન્ન રોગને આ આધ્યાત્મિક પ્રસ્તાવના સાથે શું સંબંધ એમ પ્રશ્ન પૂછવાનું ઘડીભર તો નિખિલને મન થયું. પણ સ્વામીજીના ચહેરા પરનો ગંભીરભાવ તથા તેમની વાણીના પ્રવાહની સચોટતાને લઇને તે તેમ કરી શક્યો નહિ.

'*વિજ્ઞાન પોતે આજ દિવસ સુધી આત્મા વિશે કાંઇ જ કહી શક્યું નથી. જૂનાં થયેલાં શરીરોને છોડી આત્મા નવા દેહો ધારણ કરે છે એવું ગીતાવચન છે. પરંતુ આત્માનું એ દેહાંતર હજુ વૈજ્ઞાનિકોની પ્રયોગશાળામાં થઇ શક્યું નથી પણ......*'

આટલું બોલતાં સ્વામીજીની આંખો ચમકી ઊઠી. કાંઇ અદ્‌ભુત દશ્ય જોઇ રહ્યા હોય એમ ઘડીભર બારીમાંથી દૂર આકાશમાં તાકી રહ્યા. પછી બોલ્યાઃ 'તમારા મનનો ભાવ હું સમજું છું. તમે વિચારો છો કે મારો પ્રણયરોગ અને અધ્યાત્મવિદ્યાને શો સંબંધ હોઇ શકે! કાંઇ જ ઇલાજ નહિ સૂઝતાં સ્વામીજી આત્માને ઉન્નત કરવાનો, વાસના દૂર કરવાનો કે એવો જ કાંઇક ઉપદેશ દેશે, પરંતુ તેમ નથી. વાસનાના પણ પ્રકાર હોય છે. કેટલીક એવી હોય છે જે ભોગવવાથી જ મરે છે એ સિવાય દૂર થઇ શકતી નથી. તમારો શ્રીમતી માટેનો પ્રેમ પણ એવો જ છે. એ અતૃપ્ત રહેશે ત્યાં સુધી તમારા ચિત્તને શાંતિ થવાની નથી એ નક્કી છે. પરંતુ એનો ઇલાજ મેં શોધી કઢ્યો છે. અને તે છે આત્માનું દેહાંતર-એક દેહમાં પરાત્મ-પ્રવેશ.'

નિખિલના મોં પર સ્વામીજી શું કહેવા માગે છે તે સ્પષ્ટ ન થવાથી અકળામણની રેખાઓ ઊઠી. તે જોઈ સ્વામીજી બોલ્યાઃ 'નિખિલબાબુ, આ મારી ગુપ્તમાં ગુપ્ત વિદ્યા છે. પરંતુ તમારા વિફલ પ્રેમના કષ્ટને જોતાં એ કળા ન અજમાવવાના મારા નિશ્ચયને હું તોડીશ. તમે જણાવો છો કે કર્નલ બ્રિજમોહન હાલમાં અહીં આ જ શહેરમાં છે. એથી મારું કાર્ય અતિ સરળ બને છે. કર્નલ એકવાર મારા આશ્રમે આવી ચડે એટલે એમના આત્માને હું એમના દેહમાંથી બહાર ખેંચી કાઢીશ અને પછી એ અનાત્મ દેહમાં નિખિલ બાબુના આત્માનો પ્રવેશ કરાવી દઈશ. કર્નલ દેહધારી એ નિખિલ–આત્માને પછી શ્રીમતી શું જાણી શકવાની હતી! આપની બધી કામનાઓને પછી તો આપે કર્નલ તરીકે તેટલા જ અધિકારથી પૂરી કરવાની રહી.'

સ્વામીજીના આ પ્રસ્તાવે નિખિલને ઘડીભર તો સ્તબ્ધ કરી દીધો. એનો પૂર્ણ ભાવાર્થ તો થોડી વાર રહીને એના મગજમાં ઊતર્યો. પોતાની કામનાની સિદ્ધિ સ્વામીજીની કૃપાથી આટલી સહેલી થઈ જશે એ જાણી, એ ઊઠીને સ્વામીજીના ચરણોમાં પડ્યો.

જરૂર પડ્યે પોતે નિખિલને બોલાવી લેશે ને પોતાના તરફથી ખબર મળ્યે નિખિલે તત્કાળ આશ્રમમાં આવી પહોંચવું એમ નક્કી કરીને સ્વામીજી વિદાય થયા.

## [૪]

રોહિણી અને બ્રિજમોહનનો સ્નેહ સામાન્ય સ્નેહ નહોતો. બાળપણનો સ્નેહ લગ્નથી પરિપુષ્ટ થઈને સફળતા પામે એવું બહુ ઓછું બને છે–પરંતુ આ બંનેના પ્રેમનું તેમ બન્યું હતું. બંને વચ્ચે એવો તો અદ્વૈતભાવ હતો જાણે કે એક જ આત્મા બે દેહમાં વહેંચાઈ ગયો હોય.

રોહિણી જો અનુપ સૌંદર્યવતી હતી તો કર્નલ પણ એટલો જ દેખાવડો હતો. લશ્કરી કવાયતથી ઘડિત તેનું ભરાવદાર અંગ મરદાનગીની છાપ ઉપજાવતું હતું. એમાં પૌરુષ હતું પણ પૌરુષની કઠોરતા જરી યે અખરતી નહોતી. યુદ્ધમાંથી નિવૃત્ત થઈને તે હમણાં જ પાછો આવ્યો છે. ચિરંવિરહીણી રોહિણીને એનો ચંદ્ર પાછો મળી ગયો છે. અન્યોન્ય પરમસ્નેહથી જોડાયેલ આ યુગલ, ભવિષ્યની કોઈપણ જાતની ચિંતા વગર સુખના સરોવરમાં સેલારા માર્યા કરે છે.

આવા બ્રિજમોહનને માટે સ્વામીજીએ જે સંકલ્પ કર્યો હતો તે શી રીતે પાર પાડવો, તેને કયા બહાના હેઠળ પોતા પાસે બોલાવવો એ વિશે સ્વામીજી હજુ વિચાર કરી રહ્યા હતા. પરંતુ સ્વામીજીના અદ્ભુત પ્રયોગને કુદરત સાનુકૂળ હોય એમ, એ પ્રશ્નનો નિવેડો એની મેળે આવી ગયો. સ્વામીજીની અદ્ભુત શક્તિઓ વિશે કર્નલના સાંભળવામાં આવ્યું હશે એટલે સ્વામીજીને મળવા એ પોતે આવી પહોંચ્યો.

સ્વામીજીનો આશ્રમ ગામને છેવાડે હતો. તેમાં એક ભાગ સામાન્ય બેઠક–ઉતારા વગેરેનો હતો, જ્યાં સામાન્ય લોકો આવીને બેસતા. અને બાજુમાં જ એક બીજું મકાન હતું જેમાં સ્વામીજીની રજા સિવાય કોઈ પ્રવેશી શકતું નહિ. એ જ સ્વામીજીની સાધનાનું સ્થળ હતું. બહારથી સામાન્ય દેખાતા એ મકાનમાં અંદર જતાં કંઈ કંઈ કરામતો જોવા મળતી. તેમાં પ્રાચીન ગુફાઓમાં જોવા મળે છે તેવાં દીવાલનાં જાળિયાંઓમાંથી પ્રકાશ અને પવન આપતા ઓરડાઓ હતા. મૂર્તિઓ અખંડ અને ખંડિત બંને પ્રકારની ઢેર ઢેર જોવા મળતી. બધા ઓરડાઓ વટાવ્યા પછી એક ગુપ્ત ઓરડો આવતો–જેમાં ભાગ્યે જ કોઈને પ્રવેશ મળતો.

કર્નલને માન સાથે સ્વામીજી, એ ગુપ્ત ઓરડામાં લઈ ગયા.

'આપની ખ્યાતિ ખૂબ સાંભળી છે,

સાંભળ્યું છે કે આપ યમરાજા સાથે લડીને પણ માનવીના જાન પાછા અપાવી શકો છો. આપના જેવા આર્ય વિજ્ઞાનસમ્રાટને મારા નમસ્કાર.'

'વૈજ્ઞાનિક શબ્દથી જે અર્થનો બોધ થાય છે તેવો હું નથી. મારું કાર્ય તો વિજ્ઞાન જ્યાંથી અટકે છે ત્યાંથી શરૂ થાય છે. જે વસ્તુની વિજ્ઞાન અવજ્ઞા કરે છે તે આત્મા સાથે મારો સંબંધ છે. દેહ એ તો જડ છે. માંસ અને હાડકાંની ગ્રંથિઓના આ યંત્રનું સંચાલન આત્મા વિના નથી થઈ શકતું. પરંતુ આત્માને દેહનું બંધન છે—એ બંધનથી એને જો મુક્ત કરી શકાય તો ઘણું ઘણું સાધી શકાય. કારણ આત્માની ગતિ ધારીએ તેટલી વધારી શકાય એમ છે.' આટલું કહી સ્વામીજીએ કર્નલને બેસવા માટે ખુરશી આપી કહ્યું: 'આપ બેસો. હું કહું છું તે હું આપને પ્રત્યક્ષ કરી બતાવું.'

પછી એક પડદો દૂર કરતાં તેની પાછળ મેડેલ એક બાલિકાને બતાવી કહ્યું: 'આ બાલિકાનો આત્મા એના દેહના બંધનમાંથી મુક્ત કરવામાં આવ્યો છે. આપ એને આપની ગુહ્યમાં ગુહ્ય વસ્તુનો પત્તો મેળવી આપવાનું કહેશો તો એ મેળવી આપશે. કહેવાની પણ જરૂર નથી. આપ મનથી વિચારો એટલું જ પૂરતું છે.'

બ્રિજમોહને મનમાં કાંઇક વિચાર્યું. બાળાની આંખો ઘડીભર કાંઇક ખોળતી હોય તેમ આકળવિકળ થઈ. પણ થોડી વારમાં જ એણે સ્વામીજીને કાંઇક જવાબ આપ્યો; જે જવાબ સ્વામીજીએ કર્નલને સંભળાવ્યો: 'અહીંથી દરેક માઇલ દૂર આવેલ આપની જાગીરના મકાનમાં સીસમની એક પેટીમાં એકદમ બારીક પાઉડર જેવી દરિયાની રેતી ઉપર એક પદચિહ્ન સાચવીને રાખી મૂકેલ છે.'

રોહિણીનું પદચિહ્ન પોતે સાચવી રાખેલ અને કેવળ પોતાને જ જ્ઞાત એવી આ વાત સાંભળીને કર્નલનું આશ્ચર્ય અને સ્વામીજી પ્રત્યેનો અહોભાવ એકદમ વધી ગયો.

'હજુ એક વિશેષ અનુભવ લેશો એવી મારી વિનંતી છે.' સ્વામીજીએ સ્વસ્થતાથી કહ્યું. બિલોરી કાચના એક ગોળા પાસે કર્નલને લઈ ગયા. થોડુંએક મંત્રેલું પાણી લઈ તે પર છાંટયું ને પછી કહ્યું: 'આપ દક્ષ ચિત્તે આ કાચ સામે એક મિનિટ જોઈ રાખો, પછી આપની ઇચ્છામાં આવે તે રમણીને બોલાવી શકો છો—ચાહે જીવતી હો યા મૃત, દૂર હો કે નજીક, ધરતીના કોઇ પણ દેશમાં હો કે ઇતિહાસના ઊંડા કૂવામાં હો; આપનું આમંત્રણ એણે સ્વીકારવું જ પડશે.'

કર્નલે સ્વામીજીના કહેવા મુજબ એક મિનિટ કાચ સામે તાકીને જોયું અને પછી એની પ્રાણપ્રિય રોહિણીને જ જોવા મનમાં ઇચ્છા કરી. પહેલાં તો બધું ધૂંધળું દેખાયું પણ ડહોળાયેલું પાણી જેમ નીતરીને સ્વચ્છ થતું જાય ને તળિયાની વસ્તુ સ્પષ્ટ દેખાય તેમ થોડી વારમાં જ એ અનુપમ સૌંદર્યવતી રમણીની છબી કાચમાં આવી જાણે કે મઢાઈ ગઈ. એને જોતાં જ પ્રણયાન્વિત કર્નલ ઘડીભર પોતાને ભૂલી ગયો.

એ જ વખતે સ્વામીજીએ કર્નલનો હાથ પકડીને એક જળ-પાત્ર જે બાજુમાં જ પડયું હતું તેના ઉપર મૂકયો ને જાણે કે વીજળીનો ઝટકો લાગ્યો હોય તેમ કર્નલ બેભાન થઈ જમીન પર પડી ગયો.

પડતાં જ સ્વામીજીએ એને બાર વરસના બાળકને ઉપાડે એ રીતે ઉપાડી લીધો ને પાસે જ એક શય્યા પર સુવરાવ્યો ને પછી બહાર આવી એક સેવકને હુકમ કર્યો: 'જા, સોમા મહોલ્લામાં જઈ નિખિલ બાબુને હાથ ને હાથ તેડી લાવ.'

## [ ૫ ]

સ્વામીજીના સંદેશાને માન આપી નિખિલ તત્કાળ ત્યાં આવી પહોંચ્યો. સ્વામીજીએ તેને નિશ્ચેષ્ટ પડેલા બ્રિજમોહનનો દેહ બતાવી કહ્યું: 'તારે માટેનો વેશ જો આ તૈયાર થયો છે,

એ તૈયાર કરવું એ કાંઇ સાધારણ કામ નથી. અને છતાં તારા પ્રેમના આવેગોને જોતાં આ વેશ ધારણ કરવા સિવાય એનો બીજો કોઇ ઇલાજ નથી એટલે જ મેં આ દુષ્કર કાર્ય હાથમાં લીધું છે.'

બ્રિજમોહનની વીરોચિત પ્રતિમા જોઈ નિખિલ ક્ષણભર તો મૂઢ થઇ ગયો. આ ભવ્ય દેહમાં પોતાનો આત્મા પ્રવેશ કરે એ વિચારની નવીનતાએ જ એ કાંઈ બોલી શક્યો નહિ.

'કેમ, દેહ-પરિવર્તન માટે તૈયાર છો કે કેમ ?' સ્વામીજીએ પૂછ્યું. સંપૂર્ણ વિચાર કરીને જવાબ આપજો. આ તો જીવનભરનો સોદો છે. પણ પ્રેમને માટે માણસો શું શું નથી કરતા !'

'હું સંપૂર્ણતઃ તૈયાર છું, સ્વામીજી.'

'વારુ, તો આ ખુરશી પર બેસ. મારી શક્તિમાં તારા વિશ્વાસની સ્થાપના કર. મારી આંખો સાથે આંખ મિલાવ. હાં, જો હવે કાર્ય શરૂ થયું. ચિન્તા તન્દ્રા વડે આવરિત થઇ ગઇ. જે સૂક્ષ્મ બંધનો વડે આત્મા શરીર સાથે ગૂંથાયેલો છે તે બધી ગાંઠો છૂટી ગઇ સૃષ્ટિના આદિમાં સુવર્ણ અંડમાંથી સર્જન સ્વપ્નદ્રષ્ટા બ્રહ્મા અહીં હાજર છે. એમને વરાળથી બીજવો. કિરણોથી સ્નાન કરાવો.'

આમ ઉચ્ચારતાં ઉચ્ચારતાં સ્વામીજીએ હાથ વડે ઝાપટવાનું કાર્ય શરૂ કર્યું. તેના હાથમાંથી જાણે કે વિદ્યુત-કિરણો નીકળવા લાગ્યાં. ધીરે ધીરે એ કિરણમંડળ જાણે કે તેની ચારે તરફ ફેલાઇ ગયું. અને એટલી વારમાં નિખિલ પણ બ્રિજમોહનની જેમ જ નિશ્ચેષ્ટ થઇ ગયો.

પછી સ્વામીજીએ પોતે થોડું વેશપરિવર્તન કર્યું. પોતાનો નિત્યનો પોશાક ઉતારી એક પેટીમાંથી કાઢીને વલ્કલ પહેર્યું. કોઇએક ખાસ કુંજમાંથી જલ લઇ હાથ ધોયા. ભભૂત ચોળી અને પછી મંત્રોનું ઉચ્ચારણ કરવા લાગ્યા. સ્વામીજીના મંત્રોના ઉચ્ચારણની સાથે સાથે ઓરડાનું હવામાન ગરમ થતું ચાલ્યું. સામાન્ય માણસને અસહ્ય ગરમી લાગે એવું હવામાન થતાં સ્વામીજી બોલ્યાઃ 'અગ્નિની બે જ્વાળા જે હમણાં દેહપિંજરમાંથી બહાર આવશે, તે પાર્થિવ પદાર્થોથી ન બુઝાય એ જરૂરી છે.

તત્પશ્ચાત સ્વામીજીએ બધી ક્રિયાઓ બંધ કરી દીધી અને ગંભીરભાવે નિઃશબ્દ કાંઇક ઉચ્ચારણ કરવા લાગ્યા. એમના એક મંત્રના ઉચ્ચારણથી જ વીજળિક ઝટકાથી નિખિલ અને બ્રિજમોહન બંનેના દેહ ક્ષણભરને માટે ચલાયમાન થઇ ગયા. બીજી જ ક્ષણે એમના મસ્તિષ્કમાંથી બહાર આવતી હોય તેમ બે નીલ રંગી વિદ્યુત જ્વાળાઓ ચમકવા લાગી. એ દૃષ્ટિગોચર થતાં જ સ્વામીજીએ વિદ્યુતનું વહન કરતા હોય એવા પોતાના હાથ વડે એની પ્રવાસરેખા આંકી. નિખિલના દેહમાંથી બહાર આવેલી નીલરંગી જ્વાળા બ્રિજમોહનના દેહમાં આવી સમાઇ ગઇ. બ્રિજમોહનના દેહમાંથી ઉદ્ભવેલી જ્વાળાએ નિખિલના દેહમાં સ્થાન લીધું.

દેહપરિવર્તનનું કાર્ય સંપૂર્ણ થયું. આત્મિક સંતોષથી સ્વામીજીની આંખો ચમકી ઊઠી.

પછી સ્વામીજીએ દેહપરિવર્તનવિધિ અર્થે ધારણ કરેલો વલ્કલનો પોશાક ઉતારી નાખ્યો. ભભૂત કાઢી નાખી અને નિત્યનો સાધારણ પોશાક પહેરી લીધો.

નિખિલ-આત્માધારી બ્રિજમોહન તિવારીના દેહને સ્વામીજીએ પ્રથમ જાગ્રત કર્યો. (કથનની સ્પષ્ટતા ખાતર હવેથી આપણે નિખિલ આત્માધારી બ્રિજમોહનના દેહને નિખિલ 'તિવારીના નામે ઓળખશું' અને બ્રિજમોહન આત્માધારી' નિખિલ મુકરજીના દેહને બ્રિજમોહન મુકરજીના નામે ઉચ્ચારશું.)

સ્વામીજીની કૃપાથી નિખિલ તિવારી જાગ્રત થયો. એનું આત્મ-વિહંગ પોતાનો નિત્યનો માળો છોડી કોઈ અપરિચિત દેહવૃક્ષની ડાળીમાં પાંખો ફફડાવતું હજુ પોતાનો માર્ગ

શોધતું હોય એમ લાગ્યું. કારણકે એક વખતના પોતાના નિવાસસ્થાન જેવા દેહને પોતાની સામે જ નિશ્ચેષ્ટ પડેલું જોઈ નિખિલ તિવારીથી ચીસ નંખાઈ ગઈ.

પરંતુ સ્વામીજીની સૂચનાથી નિખિલ તિવારીએ પોતાના નવા દેહ–આવાસ પર આધિપત્ય જમાવવા તરફ લક્ષ આપ્યું. નવો અધિકારી છતાં દેહે તો પોતાની જૂની રૂઢિ પ્રમાણે પ્રથમના જેવા જ હાવભાવથી, પ્રથમના જેવા દેહ–મરોડથી નવા સરમુખત્યારને સ્વીકાર્યો, અને દેહના એ જૂના દેહ–મરોડ રહે એ જ જરૂરી હતું કારણકે નિખિલ તિવારીને હવે બ્રિજમોહનના રૂપે શ્રીમતી રોહિણી પાસે જવાનું હતું.

સ્વામીજીનો ઉપકાર માની નિખિલ તિવારી રોહિણી પાસે જવા નીકળ્યો. બહાર નીકળતાં જ ઘણા વખતથી રાહ જોતી તિવારીની ગાડી પોતાના માલિકને જોઈ આગળ આવી. નિખિલ તિવારી તેમાં સવાર થયો અને પોતાને આવાસે પહોંચ્યો.

પરંતુ આવાસે પહોંચતાં જ નવાં લફરાંનો ઊભાં થયાં. આ આવાસથી એનો આત્મા તો તદ્દન અપરિચિત જ હતો. અનેક ખંડોમાંનો કયો ખંડ રોહિણીપતિનો એ નક્કી કરી શકાયું નહિ. ઘડીભર તો એ મૂંઝાયો. પરંતુ પછી એણે આગળ ચાલતા નોકરોનું અનુસરણ કરવું એ જ વધુ ઉચિત હતું. તિવારીના નિત્ય નિયમના તે લોકો અભ્યાસી હતા એટલે આવે સમયે તિવારી જ્યાં આવીને અટકતો ત્યાં જ તેઓ આવી અટક્યા.

ગૃહિણીને પોતાના આવવાના ખબર આપવાનું કહી, નોકરોને વિદાય આપી નિખિલ તિવારી એના આત્માની દેવી રોહિણીની વાટ જોતો બેઠો.

[ ૬ ]

નિખિલ તિવારી ઉર્ફે બ્રિજમોહન દેહધારી નિખિલે વિદાય લીધા પછી એકાદ કલાક બાદ સ્વામીજીએ નિખિલ દેહધારી બ્રિજમોહનને જાગ્રત કર્યો. દુઃસ્વપ્નમાંથી જાગૃત થતો હોય તેમ કર્નલ ઊઠ્યો. જાણે તેની સામે ઘડી પહેલાં જ અધૂરી મૂકેલી વાત કરતા હોય તે રીતે સ્વામીજીએ કહ્યું: 'આપે મને આજે જે રીતે દર્શનનો લાભ આપ્યો છે તે રીતે અવારનવાર આપતા રહેશો એવી આશા છે.'

કર્નલને વચગાળાના વ્યાપારનો કાંઈ અર્થ જ નહોતો. ઘણો સમય થઈ ગયાની પોતાની ભ્રમણા ભારે મગજને લઈને હશે એવું અનુમાન કરી તેણે સ્વામીજીની વિદાય લીધી. બહાર નીકળતાં જ નિખિલની રાહ જોતી ગાડી તેને લેવા હાજર થઈ.

હતપ્રજ્ઞ જેવો કર્નલ એને પોતાની જ ગાડી માની તેમાં બેઠો. કોચવાને 'ક્યાં લઉં?' એમ પૂછ્યું ત્યારે અવાજ અપરિચિત લાગ્યો પણ એના ઉપર ધ્યાન ન આપતાં તેણે કહ્યું: 'ઘેર, બીજે ક્યાં?'

ગાડી ચાલવા લાગી. ગાડી જ્યારે ઊભી રહી ત્યારે એણે જોયું કે કોઈ અપરિચિત બંગલા પાસે આવીને ઊભી રહી છે. તેણે અંદર બેઠા બેઠા જ બૂમ મારી: 'અરે, અહીં ક્યાં લાવ્યો! આ શું કર્નલ બ્રિજમોહનનું નિવાસસ્થાન છે!' ગાડીમાં બેસનારને નિખિલ જ સમજતા કોચવાનને લાગ્યું કે પહેલી વાર સાંભળવામાં કંઈ ભૂલ થઈ છે એટલે એણે ગાડી ફરીથી ચાલુ કરી અને કર્નલ બ્રિજમોહનના મકાન પાસે ઊભી રોખી.

અહીં જ્યારે ફાટક ઉઘાડવાનું કહેવામાં આવ્યું ત્યારે કર્નલના પહાડી દરવાને જવાબ આપ્યો કે 'રાત્રે કર્નલ સાહેબ કોઈને મળતા નથી, માટે સવારે આવવું.'

પોતાના જ દરવાનના મુખેથી પોતાની આ અવદશા જોઈ કર્નલ ખૂબ ગુસ્સે થયો. તે જાતે ગાડીમાંથી ઊતરી દરવાનને મારવા દોડ્યો. એમની બૂમબરાડાના ખબર પડતાં બીજા નોકરો પણ ત્યાં દોડી આવ્યા. તેમને સંબોધી કર્નલ બોલ્યો: 'તમે બધા શું અક્કલની જેમ

જોઇ રહ્યા છો ! આ પાજી કાં તો દારૂના નશામાં જ મારી, તમારા સ્વામી કર્નલની અવજ્ઞા કરી રહ્યો છે અને તમે બધા મોં વકાસી જોઇ રહ્યા છો.'

આટલું બોલવું પૂરું થાય એ પહેલાં તો નોકર ને દરવાન બધા ખડખડાટ હસી પડયા. દરવાન બોલ્યો : ' ભાઇસાહેબે જ બે બાટલી વધારે ચડાવી લાગે છે. અને સુરાદેવીની પ્રેરણાથી જ પોતાને કર્નલ માની બેઠા લાગે છે.'

આ સાંભળતાં જ કર્નલ વિચારમાં પડી ગયો. શું આ બધા પોતાનું અપમાન કરવા જ એકઠા થયા છે કે એ બધાને એકી સાથે કોઇ દૃષ્ટિભ્રમ થયો છે !

એટલામાં દરવાને એક ભાગના ઝરૂખા તરફ આંગળી ચીંધતાં કહ્યું : ' અરે ઓ પાગલ ! કર્નલ સાહેબ તો જો પણે પેલા ઊભા. હવે ભલો થઇને તારે ઠેકાણે જા, ને મજાની ઊંઘ લઇ લે એટલે મગજ સાફ થઇ જાય.'

હતપ્રજ્ઞ કર્નલ દરવાને દેખાડેલ વ્યક્તિને જોતાં તો કેવળ મૂઢ થઇ ગયો. આ શું ? એ તો પોતે જ હતો ! ખરેખર કંઇક અજનવી ઘટના ઘટી હતી. ઝરૂખામાં ઊભેલ પોતાનું જ એ રૂપ ખરેખર કોઇ જીવંત માનવી હતું, જેનો ચહેરો–મહોરો બધી રીતે પોતાને મળતો હતો અને જેથી આ બધા નોકર–ચાકરો ભ્રમણામાં પડયા હતા કે એ કોઇ પ્રેતછાયા હતી !

પ્રેતછાયાનો વિચાર આવતાં કર્નલના સદાનિર્ભય હૃદયમાં ભયની એક કંપારી આવી ગઇ. પ્રેતના ભયની નહિ, પણ તેના કુટુંબમાં બનતી આવતી એક વિચિત્ર ઘટનાવલીની યાદથી. જ્યારે જ્યારે તિવારી કુટુંબના કોઇ માણસનું મૃત્યુ નજીક આવતું ત્યારે મૃત્યુ પહેલાં થોડા જ દિવસે તેની નજરે પોતાની જ પ્રતિકૃતિ ચડતી ! આ અમંગળ સૂચનની કલ્પનાએ જ તેના શરીરમાં ભયની એક ધ્રુજારી આવી અને વહી ગઇ.

ચેતનહીન જેવો તે ત્યાં ને ત્યાં મૂર્છિત થઇને પડયો.

જ્યારે તે જાગ્યો ત્યારે જોયું તો પોતે કોઇ અપરિચિત સ્થળે અપરિચિત માણસોથી ઘેરાયેલો પડયો છે. તેને જાગ્રત થયેલ જોઇ, બાજુમાં ઊભેલા નોકરે પૂછ્યું: ' હવે આપને કેમ લાગે છે ?'

' સારું છે, તું જા.' કહી તેણે નોકરને વિદાય કર્યો.

પોતે આ કેવા વિચિત્ર જાગ્રત સ્વપ્નમાંથી પસાર થઇ રહ્યો છે તેનો વિચાર કરતા કર્નલે એ ઓરડામાં દીવાલ સાથે જડેલ કબાટના દર્પણમાં પોતાનું પ્રતિબિમ્બ જોયું.

જોતાં જ તે આશ્ચર્યચકિત થઇ ગયો.

પોતાની વિશાળ ઉત્તુંગ કાયા, પાણીદાર આંખો અને ગૌર કાંતિ નજરે પડવાને બદલે દર્પણમાં એક ફીકા, ઉદાસ આંખવાળો સામાન્ય કદનો યુવક નજરે પડયો.

પોતાના જ નિત્યના નોકર–ચાકરોને હાથે પોતાનું અપમાન શી રીતે થવા પામ્યું એનો ભેદ દર્પણમાંનું પ્રતિબિમ્બ જોતાં જ કર્નલને જણાઇ ગયો. પોતાની સાથે કોઇ ભયંકર છળકપટ કરવામાં આવેલું છે એનું એને તત્કાળ ભાન થયું. કોઇ અકળ રીતે તેનું વ્યક્તિત્વ તેની પાસેથી હરી લેવામાં આવેલું. એ હરી લેનાર પોતે પોતાના મકાનના ઝરૂખામાં જેને જોયો તે જ હોવો જોઇએ. કોઇ દાનવી શક્તિની જાળમાં એ ફસાયો હતો કે પેલી પ્રતિકૃતિ કોઇ પ્રવંચક માનવીની હતી એ તે નક્કી કરી શક્યો નહિ.

અત્યાર સુધીમાં જે વસ્તુએ તેનું ધ્યાન ખેંચવું જોઇએ તે પોતે પહેરેલાં કપડાં ઉપર પણ તેનું અત્યારે જ લક્ષ દોરાયું. એ કપડાં પોતે જે પહેરીને પેલા સ્વામીજીને ત્યાં ગયેલો તે તો નહોતાં જ. તેણે કપડાંનાં ગજવાં તપાસ્યાં તો તેમાંથી બીજા કાગળો સાથે મુલાકાત

માટેનું કાર્ડ પણ મળી આવ્યું. એના ઉપર છાપેલું હતુંઃ નિખિલ મુકરજી.

એ નિખિલ મુકરજી શું અત્યારે પોતે જ છે? આ નિવાસસ્થાન તેનું છે કે શું? એ પ્રશ્નોનો ઉકેલ તે લાવી શક્યો નહિ. પણ સ્વામીજીની યાદ આવતાં આ કોઈ વિચિત્ર કાવતરું હોવાની તેની શંકા દૃઢ થઈ. એ ઐન્દ્રજાલિક સ્વામીજીનું જ આ કારસ્તાન હોવું જોઈએ એમ પણ તેને લાગ્યું.

સાથે સાથે જ પોતાની નિસહાયતાનું એને ભાન થયું. દર્પણના પ્રતિબિંબે એને ખાતરી આપી કે તેના હાલના રૂપમાં પોતે જ કર્નલ બ્રિજમોહન છે એમ એ ગમે તેટલી ખાતરી આપીને કહે તોપણ કોઈ એનું માને એ સંભવિત જ નહોતું.

બીજાં તો શું, ખુદ રોહિણી પણ આ રૂપમાં આ દેહે એની અંદર રહેલ બ્રિજમોહનના આત્માને ઓળખી શકે કે કેમ એ પ્રશ્ન હતો. હા! દામ્પત્યજીવનની કેટલીક અંતર્ગત ગુહ્ય વાતો જે રોહિણીને અને તેને જ જ્ઞાત હોય એવી જો રોહિણી પાસે રજૂ કરવાનો મોકો તેને મળે તો કદાચ એ રોહિણીને પોતાના આત્માની અભિન્નતાનો ખ્યાલ કરાવી શકે ખરો પરંતુ લોકાપવાદના પ્રચંડ પૂર સામે એ ખ્યાલ ટકી રહે ખરો? અને રોહિણી એને પોતાનો પ્રિયતમ 'મોહન' ગણી સ્વીકારે ખરી?

પરંતુ એ અંતર્ગત ગુહ્ય વાતો કરવાનો પ્રસંગ જ હવે તો ક્યાંથી પ્રાપ્ત થાય? પોતે જ બ્રિજમોહન છે એમ કહ્યું ત્યાં જ નોકર-ચાકરોએ પોતાને દારૂડિયો સમજી કાઢી મૂક્યો એમ રોહિણી પણ પોતાને કોઈ ભ્રમિતચિત્ત પુરુષ ગણી ચાલ્યા જવા કહે તો એ અપમાન શી રીતે સહન થઈ શકે?

કોઈ મહાભુલભુલામણીમાં પડેલો કર્નલનો આત્મા એમાંથી માર્ગ શોધવાની વિકટ સમસ્યા વિચારતો રહ્યો અને એના નવા નિવાસસ્થાન જેવા દેહે માનસિક શ્રમથી થાકીને આખરે નિદ્રાધીન થઈ ગયો.

નિખિલની પથારીમાં કર્નલ ઊંઘી ગયો.

[૭]

આ તરફ રોહિણીની રાહ જોતાં નિખિલની માનસિક અવસ્થા કર્નલ કરતાં જુદા જ પ્રકારની હતી. પોતાના આત્માએ કરેલ દેહાંતરનો તેને ખ્યાલ હતો પરંતુ પોતે જે વેશ હવે ભજવવાનો હતો તેના પૂર્વભાગથી તે તદ્દન અપરિચિત હતો. કર્નલના વિશાળ મહેલ જેવા નિવાસસ્થાનમાં નોકર-ચાકરોનું અનુસરણ કરીને જ તેને ભ્રમણ કરવું પડતું હતું.

આજ સુધી જેને પોતે દિવસ અને રાત ઝંખી હતી, જેના સ્મરણમાં એના બધા દિવસો બેચેની અને ગમગીનીમાં પસાર થતા હતા, જેની પ્રાપ્તિને પોતે આકાશકુસુમવત ગણીને નિરાશાથી હીજરાયેલો જ રહેતો એ દુષ્પ્રાપ્ય રોહિણીની આજે એ કેટલો નિકટ છે એ વિચારે તેનું રોમ રોમ પ્લાવિત થઈ ઊઠયું.

થોડી વારમાં જ રોહિણીના શૃંગારખંડની દાસીએ આવીને ખબર આપ્યા કે રોહિણી કર્નલ સાહેબની પ્રતીક્ષા કરી રહી છે. પોતે શૃંગારખંડ કઈ તરફ આવ્યો તેના ખ્યાલ વગર દાસીની પાછળ પાછળ શૃંગારખંડમાં પહોંચ્યો.

રોહિણી એ વખતે કેશ-ગુફન કરી રહી હતી. તેના કાળા સુંવાળા વાળ પીઠ પર ઝૂલી રહ્યા છે. વદન ઉપર જ્યોતિભર્યું હાસ્ય છે. આરપાર જોઈ શકાય એવો એક કબજો તેના વક્ષસ્થળને ભીંસીને પડ્યો છે. ઉત્તરીય ઉતારી નાંખ્યું છે. અને સૌંદર્યમૂર્તિ વીનસની પ્રતિમા જાણે જીવંત થઈ હોય એવી રોહિણી શોભી રહી છે.

ઓરડામાં પ્રવેશ કરતા નિખિલ તિવારીનું પ્રતિબિમ્બ દર્પણમાં જોતાં રોહિણીએ દર્પણમાં જોતાં જોતાં જ કહ્યુંઃ 'ઓહ! આજ તમે કેટલું મોડું કર્યું, કંઈ ખબર છે?'

વાસ્તવિક કર્નલને માટે રોહિણીનું આ રોમાંચકારી રૂપ બહુ જ સ્વાભાવિક લાગત. એ એને નિત્યપરિચિત એવા સુગંધી સ્નેહજળથી ભીંજાત પરંતુ આશ્ચર્ય ન પામત. નિખિલને માટે આ સૌન્દર્યમૂર્તિનું દર્શન એણે સૌ પ્રથમ રોહિણીને કાશ્મીરની કુંજોમાં જોઇ ત્યારે પ્રથમ દર્શનનો જે અહોભાવ ઊભો થયો એનું સ્મરણ કરાવનારું થઈ પડયું.

પોતાની જ વસ્તુને માણસ જે સ્વાભાવિકતાથી સ્વીકારે એજ સ્વાભાવિકતાથી જેણે પારકી વસ્તુ ચોરી લીધી હોય તે તેને સ્વીકારી શકતો નથી. કંઈક એવી જ લાગણી નિખિલને થઈ આવી.

પેલી પ્રથમ દર્શનની વિહ્વળતા, જે હજુ પ્રાપ્ત થયું તેને માટેની લાલસા, પ્રથમ મિલનની ઉત્સુકતા ભરી, લજ્જા એ લીધી. કંઈ જ બોલ્યા વગર ધીરેથી આવીને તે રોહિણી પાસે બેસી ગયો.

કેશગુંફન–કાર્ય પૂરું કરતાં રોહિણી બોલીઃ કલકત્તા આવીને તમે બદલાતા ચાલ્યા કે શું! પહેલાં તો ક્યારેય આટલી મોડી રાત સુધી મને છોડીને તમે કશે જતા નહિ. સાચું કહોઃ તમે જ્યાં હો ત્યાં પણ મારો જ વિચાર કરો છો ખરા!'

'તારો જ, રોહિણી, હું કેવળ તારો જ વિચાર કરું છું'

'એ હું માની લઉં છું. કારણ તમે જ્યારે મને યાદ કરતા હો છો ત્યારે હું તમારાથી જુદી હોઉં-છું. છતાં મને જાણે કે તમારું જ દર્શન થયાં કરે છે. પણ આજ એક વિચિત્ર ઘટના બની.'

'શું!' નિખિલે પૂછ્યું.

'આજે તમે બહાર ગયા પછી બીન લઇને બેઠી હતી. રાગ સરસ જામ્યો હતો. ત્યારે જાણે કે સંગીતથી આકર્ષાઇને તમારો આત્મા મારી આસપાસ ભમવા લાગ્યો. પરંતુ હું ગીત પૂરું કરું ત્યાં સુધી એ ભ્રમણ ચાલુ રહ્યું નહિ. અચાનક જાણે કે કોઇ જોર કરીને એને ખેંચી ગયું ને એનું ભ્રમણ અટકી ગયું. ભ્રમણ અટકી જતાં જ હું ખૂબ ઉદાસ થઇ ગઇ. તમને પાછા ફરેલા સાંભળી હવે જ મનને કંઇ સ્વસ્થતા થઇ.'

કયા અકળ આકર્ષણ–અપાકર્ષણના નિયમોથી રોહિણીને આ ભાવ ઉત્પન્ન થયો હતો એ તો એ જાણે. પણ સ્વામીજી પાસે કર્નલે રોહિણીને યાદ કરી હતી એ યાદ કરતાં રોહિણીની આ વાતને અને એ ઘટનાને કાંઇક સંબંધ હોવાનું ચોક્કસ અનુમાન દોરી શકાય છે.

પરંતુ રોહિણી પાસે બેઠેલ કર્નલ આ વાતનો કશો જવાબ આપી શકે તેમ ન હતું.

વાતો કરતાં કરતાં જ રોહિણીનું કેશગુંફનનું કાર્ય પૂરું થયું. સ્વામીની મિતભાષિતા એક ઘડીમાં દૂર કરી દઉં એ ધારણાથી એ નિખિલ તિવારી તરફ ફરી. પોતાની સ્નેહભરી દૃષ્ટિ એણે તેની દૃષ્ટિ સાથે મિલાવી.

પરંતુ એ દૃષ્ટિ મળતાં જ તે ચિત્કાર કરી ત્યાંથી ભાગી. પાગલની જેમ જઇને તેણે પોતાના ઓરડાનાં દ્વાર બંધ કરી દીધાં. પથારીમાં પડીને પોતે શું કરી બેઠી તે વિચારવા લાગી.

સ્વામીની નજરમાં નિત્યનો એ પરિતૃપ્ત સ્નેહનો સ્વામીભાવ એ કેમ ન જોઈ શકી. કોઈ વિલાસીનો વેશ્યા પ્રતિનો ભાવ એ દૃષ્ટિમાં તેને કેમ દેખાયો!

પણ એ કામાતુર, વિહ્વલ, ઉદ્વિગ્ન, ઉત્સુક, સમર્પણ ભાવભરી દૃષ્ટિ બીજી રીતે એને પરિચિત પણ કેમ લાગી! એ દૃષ્ટિની સાથે કંઇ સ્મૃતિ આવીને એના સ્મરણ–સંદૂકને ઉઘાડી રહી હતી.

અચાનક તેને યાદ આવ્યુંઃ

કાશ્મીરનો એ પ્રવાસ. સ્નિગ્ધ, સુકોમળ, પારિજાતના પુષ્પ જેવો એ યુવાન નિખિલ મુકરજી. એ પાગલ છોકરાનો હંમેશા વિફલ રહેવા સર્જાયેલો સ્નેહ જોઇ પોતે કેવી દયાર્દ્ર થઈ ગઈ હતી. પોતાના એ પ્રણયનું ઉચ્ચારણ

કરતા પોતે તેને રોકયો હતો. પણ આ એ જ દૃષ્ટિ હતી, જેનાથી વગર કહ્યે પોતા માટેનો તેનો પ્રણય એ પારખી શકી હતી.

નિખિલની એ વિનતિ, યાચક દૃષ્ટિ આજે એને એના સ્વામીમાં શી રીતે દેખાઇ?

શું નિરાશ થયેલો નિખિલ ધસાઇ ધસાઈને આજે મૃત્યુ પામતો હશે? બુઝાતો દીપક એક વખતને માટે સતેજ થઈ ઊડે એ રીતે મૃત્યુ–આસન્ન નિખિલનો આત્મા શું એક ક્ષણને માટે પોતાની યાદ આપવા અહીં ધસી આવ્યો હતો અને તે પણ પોતાના સ્વામીની જ દૃષ્ટિમાં?

રોહિણી કશો જ નિર્ણય કરી શકી નહિ.

પરતુ એ રાતે તેણે પોતાનાં દ્વાર પોતાના આ નવા પ્રણયી માટે, એ નવો પ્રણયી છે એ જાણ્યા વગર પણ બંધ જ રાખ્યાં.

[૮]

જાગીને ઊઠયો ત્યારે કર્નલ પોતાની નવી પરિસ્થિતિનો વિચાર કરવા જેટલો સ્વસ્થ થઈ શકયો હતો. તેણે જોયું કે પોતે અત્યારે જે સ્થળે હતો તે સ્થળના બધા લોકો તેની સાથે નિત્ય–પરિચિતની માફક જ વર્તતા હતા પોતાના નોકર–ચાકરો કોઇ બીજાને કર્નલ માનીને તેની સેવા કરતા હતા, જ્યારે અહીં કોઈ બીજાના નોકરો પોતાને તેમનો શેઠ માની પોતાની સેવા કરવા તૈયાર હતા. તો પછી આ બધા નોકરો અને ઘરનાં બીજા પોતાની જે માની રહ્યા હતા તે કોઇક કાલ્પનિક નહિ પણ જીવંત વ્યક્તિ હતી એટલું તો નક્કી એના વિશે વધુ જાણવા કર્નલે એ ઓરડાને તપાસવા માંડયો.

એક ટેબલના ખાનામાંથી તેને નિખિલની ડાયરી મળી આવી. એ ડાયરી ઉઘાડતાં જ તેમાંથી રોહિણીનો એક ફોટો નીકળીને નીચે પડયો. એ ફોટો જોઇને કર્નલ આશ્ચર્યમાં પડી ગયો.

રોહિણીનો ફોટો પોતાને આ તદ્દન અપરિચિત વ્યક્તિ પાસે કયાંથી? એ ફોટામાં રોહિણીએ પોતાના હસ્તાક્ષર પણ કરી આપેલા. એક ભયંકર શંકાથી એનું મન ભરાઇ ગયું. પોતે જેને સદા નિષ્કલંક માની છે એ પોતાની રોહિણીનો આ શું કોઇ પ્રણયી હતો! એમ બની શકે ખરું? વિશ્વાસની ઇમારત તૂટી પડતાં પોતે જેને જીવ જેટલી પ્રિય ગણતો એ રોહિણી એમાં દટાઇ ગઇ. શંકાએ સ્નેહને ધિક્કારમાં ફેરવી નાંખ્યો.

પછી એણે નિખિલની ડાયરી વાંચવા માંડી.

'શું હું એને મેળવી શકીશ? જીવનમાં જો કંઇ પણ પ્રાપ્ય હોય, કર્તવ્ય હોય, લક્ષ્ય હોય તો એ રોહિણી જ છે. મારા આત્માની એ હવે નિર્મિત અધિકારિણી છે.

'હવે શુ નિર્મ્યું' છે કોણ જાણે. પરતુ મારો પ્રણય હું કોણ જાણે કેમ તેની પાસે પ્રકટ કરી શકતો નથી. કોઇક મને રોકી રાખે છે.

'સ્વર્ગમાં સ્થાન મળ્યા છતાં પણ જો માણસ એને માણી ન શકે તો એ સ્વર્ગમાં રહેલું શું કામનું? રોહિણી પાસે હું જાઉં છું ત્યારે મારી દશા એ વિફલ સ્વર્ગવાસી જેવી થઇ રહે છે. એ થોડી ક્ષણો મારા જીવનની ધન્ય ક્ષણો બની રહે છે. પણ જીવન આખું એ ક્ષણોથી હું ક્યારે ભરી દઇ શકીશ?

'હાય રે દૈવ! આજે મને એણે સ્પષ્ટ શબ્દોમાં કહી દીધુ કે તેના ઉદાર હૃદયમાં મારા પ્રત્યે કોમળ લાગણી છે અને હંમેશા રહેશે. પરંતુ તેનો સ્નેહ તો તેના સ્વામીમાં જ સ્થાપિત થયેલો છે. તેમાંથી તે કોઇ કાળે ચ્યુત થાય તેમ નથી. અસીમ કરુણાથી એને નવરાવતી છતાં મારી ખાતરી છે કે મારા જીવનની પ્રણયાજલિ હું તેને અર્પી શકું તેમ નથી જ.'

નિખિલની ડાયરીનો આ આખરી ભાગ વાંચતા કર્નલના હૃદયની બધી શંકાઓ દૂર થઈ ગઇ. એટલું જ નહિ; દેવી–તુલ્ય રોહિણી વિશે પોતે શંકા કરી એનો જ એને પસ્તાવો લાગ્યો.

હવે લગભગ આખી વાત તેના સમજવામાં આવી ગઈ. આ નિષ્ફળ પ્રેમીએ જ પેલા શયતાન સ્વામીની મદદથી પોતાનું વ્યક્તિત્વ,

પોતાનો દેહ પોતા પાસેથી ચોરી લઈ અન્યથા કેવળ દુષ્પ્રાપ્ય રોહિણીને ભરમાવવાનું અને ભરમાવીને મેળવવાનું કાવતરું રચ્યું લાગે છે.

આ વિચાર આવતાં જ રોહિણી કેવા મહા ભયમાં છે એનો એને ખ્યાલ આવ્યો. તે તત્કાલ સ્વામી પાસે દોડી ગયો.

સ્વામીજીએ એની સાથે નિખિલ હોય એ રીતે જ વાત કરી, ગુસ્સે થઈને એ સ્વામીજી સાથે ઝઘડવા ગયો. તો કોઈક યૌગિક શક્તિથી સ્વામીએ તેનું બધું બળ હરી લીધું.

નિરાશ થઈને તે પાછો ઘેર આવ્યો.

ઘેર આવતાં તેની નજરે રોહિણીના હસ્તાક્ષર વાળું આજે જ આવેલું એક આમંત્રણ-પત્ર નજરે ચઢ્યું. આવતી કાલે પોતાને ત્યાં-કર્નલને ત્યાં એક મિજલસ રાખવામાં આવી હતી. નિખિલના ખબર જાણવાની સાહજિક ઉત્સુકતાથી રોહિણીએ એને પણ એ મિજલસમાં હાજર રહેવા આમંત્રણ-પત્ર મોકલ્યું હતું.

પોતે જ્યારે નિખિલ ઠર્યો છે તો નિખિલ તરીકે આમંત્રણ-પત્રનો સ્વીકાર કરી રોહિણીને એક વાર તો મળવું જ એવો કર્નલે નિશ્ચય કર્યો.

## [ ૯ ]

સવારના નાસ્તા વખતે નિખિલને રોહિણીની ફરીથી મુલાકાત થઈ. પોતાની આંખોના કામાતુર ભાવે પોતાને રાત્રે દગો દીધો હતો એનું નિખિલને ભાન હોવાથી અત્યારે રોહિણી સાથે આંખો ન મેળવી. રોહિણીના સ્નેહભર્યા અભિવાદનનો એણે હસીને આંખે જ જવાબ આપ્યો.

પરંતુ એકાએક પાછી એક વિકટ પરિસ્થિતિ ઊભી થઈ. રાત્રિની પોતાની વર્તણૂકની ક્ષમા માગતા રોહિણીએ વહાલથી નિખિલને પંજાબી ભાષામાં સંબોધન કર્યું. નિખિલની માતૃભાષા બંગાળી હતી અને હિન્દીનો અભ્યાસ તેણે કરવો હતો. કાશ્મિરની કુંજોની મુલાકાતમાં તેણે રોહિણી સાથે હિંદીમાં જ વાતો કરી હતી. કાલે રાત્રે પણ વાર્તાલાપ હિંદીમાં જ થયેલો. રોહિણીએ પણ હિંદીને જ સ્થાયી ભાષા તરીકે અપનાવેલી. પરંતુ પ્રણયના આવેશમાં આવતી ત્યારે તે ઘણી વાર કર્નલની સાથે એમની માતૃભાષા પંજાબીમાં વાતો કરતી.

આ પરભાષાના શબ્દ-સમૂહે એના મગજમાં અંધાધુંધી મચાવી દીધી. એ કંઈ જ જવાબ આપી શક્યો નહિ એને નિરુત્તર જોઈ રોહિણીએ પ્રશ્ન કર્યો: 'આ શું !: તમે મારું કહેવું તો સાંભળતા જ નથી, કે પછી સમજતા જ નથી !' રોહિણી આ હિંદીમાં બોલી એટલે નિખિલ સમજ્યો.

તેણે કહ્યું: "આ પંજાબી-ભાષા કેવી જડબાતોડ છે. હિંદીનું માધુર્ય કે બંગાળીની સુકુમરતા એમાંથી એકે એમાં નથી."

'એ જે હો તે. પણ જન્મ ધરીને સર્વ પ્રથમ જે ભાષામાં ભાવ દર્શાવવાનું શરૂ કર્યું એ ભાષા પ્રત્યેની તમારી આ વિચિત્ર લાગણી જોઈ, અને તે પણ આજે પહેલી જ વાર, મને આશ્ચર્ય થાય છે.'

નિખિલ ચૂપ થઈ ગયો. પરંતુ તેના સતત વિચારશીલ મગજે આખરે એમાંથી રસ્તો કાઢ્યો. તે બોલ્યો: ગઈ કાલે હું પેલા શહેરથી દૂર આવેલા સ્વામીજીના આશ્રમમાં ગયો હતો. સાંભળ્યું હતું કે સ્વામીજી કોઈ ચમત્કારી વ્યક્તિ છે, એટલે પરિચય કરવાની ઇચ્છા થઈ. પણ કોણ જાણે કેમ, ત્યાંથી પાછા ફરતાં મને આ વિચિત્ર અનુભવ થવા લાગ્યો છે. તું કહે છે તેમ માતૃભાષા પંજાબી તરફ અરુચિ થઈ છે એટલું જ નહિ તે લગભગ સમજાતી જ નથી. વળી ભૂતકાળની વાતો પણ જાણે કે યાદ નથી આવતી.'

આ ઉપજાવી કાઢેલી વાતે એનું ધાર્યું નિશાન પાડ્યું. રોહિણી બોલી ઊઠી: 'એવા અવધૂત લોકો પાસે ન જવું એ જ વધુ ઉચિત હતું. કોણ જાણે એ ધુતારાએ શું કર્યું હશે અને એનું આથી વિશેષ શું એ ફળ આવશે!'

પરંતુ પછી વાર્તાલાપ આગળ ચાલ્યો નહિ. કોઈક અકથનીય આવરણ જાણે કે એ બંનેને જુદા રાખતું હતું.

આજે સાંજે જ એ મિજલસ હતી જેનું આમંત્રણ રોહિણીએ નિખિલને મોકલાવ્યું હતું. સાંજ પડતાં મિજલસના સમય કરતાં સહેજ વહેલા નોકરે 'નિખિલ મુખરજી' આવી પહોંચ્યાનું જાહેર કર્યું. રોહિણીએ તેનું નિખિલ દેહધારી બ્રિજમોહનનું સ્વાગત કરતાં કહ્યું: 'આ શું નિખિલબાબુ. તમે તો તમારો દેહ સાવ સુકવી નાખ્યો છે. લાગે છે કે તમે મને હજુ ભૂલી શકયા નથી. તમે જોશો કે હું પણ તમને ભૂલી નથી. પરંતુ મને હજુ આશા છે કે તમારા અસીમ સ્નેહને આમ મારી યાદમાં વેડફી નાખવાનું હવે તમે બંધ કરશો ને કોઈ સારું પ્રિય પાત્ર શોધી એને એની ભેટ કરશો તો મને ખૂબ જ આનંદ થશે.'

આ શબ્દ રોહિણીએ નિખિલ અને બ્રિજમોહન બંનેની હાજરીમાં કહ્યા. બંને એના ઉપરથી પોતાને જે સમજવાનું હતું તે સમજ્યા. રોહિણીની પવિત્રતાની બ્રિજમોહનને પુનઃ પ્રતીતિ થઈ. પોતાનું કાર્ય હજુ પણું દુષ્કર છે એમ નિખિલને લાગ્યું.

પરંતુ રોહિણી પ્રત્યે સ્વામીભાવથી વર્તતા નિખિલ આત્મધારી પોતાની પ્રતિકૃતિ જોઈ કર્નલ ઉત્તેજીત થઈ ગયો.

'નીચ, પાખંડી, ધુતારા, મારા દેહના ધરનારા.' બોલી તે નિખિલને મારવા ધસ્યો.

નોકરોએ તેને પકડીને બહાર કાઢયો.

'બિચારો નિખિલ! પાગલ થઈ ગયો.' રોહિણી અનુકમ્પાથી બોલી.

'તારા મધુર લાવણ્યમાં...' નિખિલે કહ્યું.

નિખિલને માટે હવે બધા માર્ગ ખુલ્લા હતા. રોહિણી તે ચાહે ત્યારે તેની સમીપ હાજર જ હતી. અને છતાં, તેણે જોયું કે પોતાનું પેલું કાશ્મીરની કુંજોમાં સંવનન કરતા પ્રેમિનું અપભીતપણું છે તે દૂર થતું નથી. રોહિણીને જોતાં જ તેની વાચા બંધ થઇ જાય છે. યુરોપીય દંતકથાઓમાંની ટેન્ટેલસની દંતકથા તેને યાદ આવી. તરસથી મરી જતાં છતાં અને પાણી પાસે જ છતાં, પાણી હોઠે અડાડી શકાતું નથી. એવી જ અત્યારે નિખિલની અવસ્થા હતી. રોહિણી તરફ એ સ્વામીભાવે ડગલાં માંડી જ શકતો નથી. તે ઘણો પ્રયત્ન કરે છે પરંતુ રોહિણીની આંખની જ્યોતિ તેને પાછો પાડે છે.

કોઈ અભેદ્ય સતીત્વનું આવરણ એને વિવશ કરી મૂકે છે. અને વારે વારે તેની પેલી કામોત્સુક વિકાર વિહ્વળ આંખો રોહિણીને ભડકાવી મૂકે છે.

રોહિણી પણ ગભરાય છે. તે નિખિલને નજીક આવતો જોઈ ઘણી વાર બોલી ઊઠે છે: 'એહ! મને માફ કરો. મને ન અડશો કોણ જાણે, શું એ થાય છે, પણ હું તમને જોવાને બદલે તમારામાં કોઈક બીજાને જોઉં છું' ને પેલી રાતની માફક તેના શયનગૃહનાં બારણાં નિખિલને માટે બંધ જ રહે છે.

[૧૦]

પાગલ ગણીને કર્નલને રોહિણી આગળથી કાઢી મૂકવામાં આવ્યો તેને બીજે જ દિવસે નિખિલે આત્મધારી બ્રિજમોહનને કર્નલ તરફથી એક પત્ર મળ્યો. પત્રમાં નિખિલને દ્વંદ્વ યુદ્ધનું આવાહન હતું. સમય તે જ દિવસે રાત્રિનો જ હતો.

રોહિણીના દુર્જય અભેદ્ય સતીત્વની એક અજબ અસર નિખિલ ઉપર પડી હતી. રોહિણીને પોતે આ છદ્મવેશમાં ભોગવે તોપણ પોતાનો આત્મા એને દોષ તરીકે જ જોશે એમ તેને હવે લાગવા માંડ્યું હતું અને સાથે સાથે એ પણ ખાતરી જ હતી કે જો સત્ય હકીકત પ્રગટ કરી દેવામાં આવે તો તો રોહિણીની પોતા માટેની દયાની લાગણી પણ

સતીના પુણ્યપ્રકોપમાં બળીને ઘડીમાં ભસ્મ થઈ જાય. એટલે એણે પોતાના મન સાથે એક નવો જ નિશ્ચય કર્યો.

દ્વંદ્વયુદ્ધ માટે જતાં પહેલાં તે સ્વામીજીને પોતાની સાથે લઈ ગયો. કર્નલ ત્યાં હાજર જ હતો. એને મહામહેનતે સમજાવી ત્રણે જણાં આશ્રમમાં આવ્યાં:

આશ્રમમાં આવ્યા બાદ નિખિલે કહ્યું: 'સ્વામીજી આપે મારે માટે જે તકલીફ લીધી છે એ માટે હું આપનો ઉપકૃત છું. પરંતુ આપની ક્રિયાનું ફળ આપણા ધારવા મુજબનું નથી આવ્યું. અત્યાર સુધી કેવળ હું જ દુઃખી થતો હતો. હવે હું જોઉં છું કે એકને બદલે ત્રણ આત્માઓ દુઃખી થાય છે અસત્ય વધારે લઈને કર્નલે તો મને દ્વંદ્વયુદ્ધ માટે બોલાવ્યો એટલે એનું દુઃખ તો સ્પષ્ટ છે જ. આ બાજુ રોહિણી જોકે એ કશું ચોક્કસ કહી શકતી નથી, પરંતુ મારો દેહ કર્નલનો હોવા છતાં મારો આત્મા એનો નથી એમ એને લાગ્યા જ કરે છે—એટલે એ પણ દુઃખી છે. અને રોહિણીના દુઃખે હું પણ દુઃખી છું.

'હવે મારી આપને એક જ અરજ છે કે આપે જ કર્યું છે તેને હવે ન-કર્યું આપ જ કરી શકો તેમ છો. અમારા બંનેના આત્માઓને એમના મૂળ સ્થાને જૂના દેહોમાં જ પ્રતિષ્ઠિત કરો.'

નિખિલનું આ વક્તવ્ય સાંભળી સ્વામીજી પ્રથમ તો વિચારમાં પડી ગયા. પરંતુ તેના કથનની વાસ્તવિકતા તરત તેમના ખ્યાલમાં આવી, એટલે તેમણે તેના કહેવા પ્રમાણે કરવા કબૂલ્યું.

પહેલાં માફક જ યૌગિક ક્રિયાઓ—પ્રક્રિયાઓ થઈ. બંને દેહ ફરીથી અચેતન થઈ ઢળી પડ્યા. મંત્રોચ્ચારણ કરતાં સ્વામીજીના અવાજથી આજ્ઞા મળતાં બંને દેહમાંથી વીજળીક રેખા જેવા આત્માઓ બહાર આવ્યા અને સ્વામીજીના હાથથી દોરાયેલ રેખાના માર્ગને અનુસરી કર્નલનો આત્મા પોતાના મૂળ દેહમાં આવી પ્રવેશ્યો.

પરંતુ કર્નલના આત્માની દોરવણીમાં પડી ગયેલા સ્વામીજીએ જોયું કે અસાવધ સિપાહી બે ચોરમાંથી એક ચોર તરફ લક્ષ આપતાં બીજો ચોર નાસવાનું કરે તેમ નિખિલનો બ્રિજમોહનના દેહમાંથી બહાર નીકળેલો આત્મા નાસવાનું કરતો, અદ્ધર ચડવે જતો હતો.

કેમ જાણે અરુચિકર એવા પીંજરાના બંધનમાંથી મુક્ત કરાયેલું પંખી પાછું પીંજરામાં જવા ના પાડતું હોય ને ખુલ્લા આકાશમાં ઊડવા પાંખો ફફડાવતું હોય.

સ્વામીજીએ પોતાની યૌગિક વીજળીના આકર્ષણથી તે ઉર્ધ્વગતિ આત્માને રોકવા પકડવા પાછો લાવવા પ્રયત્ન કર્યો. પરંતુ સ્વામીજીનો એ પ્રયત્ન સહેજ મોડો થયો. પૃથ્વીના અથવા કહો કે સ્વામીજીના યૌગિક શક્તિ આકર્ષણ નિયમોની પેલે પાર પેલો સ્વતંત્ર થયેલો આત્મા જઈ ચૂક્યો હતો. સ્વામીજી નિસ્સહાય બની તેને અનંતમાં ભળતો જોઈ રહ્યા.

'અહો, મેં કેવું દુસ્સાહસ કર્યું. યોગવિદ્યાની પરીક્ષા કરવાનું એટલા માટે જ શાસ્ત્રમાં અઘટિત—અનુચિત ગણવામાં આવ્યું છે. આત્મા દેહના આવરણ ત્યજી નવા આવરણ ધારણ કરી શકે છે. પરંતુ કુદરતના ક્રમમાં મૃત્યુ દ્વારા મળતી સ્મૃતિભ્રંશની ભેટ હું ન આપી શક્યો અને એટલે દેહાન્તર થયેલા એ બંને આત્માઓએ પોતાનું જૂનું ગૃહ જ ઇષ્ટ ગણ્યું. એ પહેલી ભૂલ અને મારાથી થયેલી આ બીજી ભૂલ...હવે મૃતઃપ્રાય બનેલા આ આત્માહીન નિખિલના દેહનું મારે શું કરવું. આ તો કોઈનું એક પ્રકારે ખૂન જ કર્યું કહેવાયને!'

સ્વામીજી ઘડીભર તો એમ જ સ્થિર થઈ બેસી રહ્યા. પરંતુ થોડી વારમાં એમના મુખ

[અનુસંધાન પાન ૨૩ મે

# બંગાળનો નવાબ

અલગારી

આમારી પડોસનું મકાન ચારેક માસથી ખાલી હતું. એક દિવસ સમારકામ શરૂ થયું. કોઈ ભાડૂત આવવાનાર લાગ્યું. ચારેક દિવસ પછી એક ટેક્ષી આવીને ઊભી રહી. હું અગાસીમા ઊભો હતો. અંદરથી પહેલા એ સજ્જન ઊતર્યા. એમ આધેડ ઉમરના હતા. તેમના મોઢા ઉપરથી બેય ભાઈઓ હોય એમ લાગ્યું પછી લાજ કાઢેલી એક સ્ત્રી પણ પાછળથી ઉતરી. બેમાંથી એકની પત્ની હશે સાથે એક જુવાન ઉમરની છોકરી પણ હતી. થોડીવારે એક બસ આવી. જેમાં ટ્રંક, પેટી, વાસણકુસણ ને ઘરનું રાચરચીલું હતું

થોડા દિવસો વહી ગયા. મકાન અડોઅડ હોવા છતાં હજી પરિચય થયો ન હોતો. ઓળખાણ કરવાની મારી ઈચ્છા છતાં પણ ઑફિસના કામકાજ આડે અવકાશ નહોતો મળ્યો. રવિવારે સવારે બગીચામાં બેઠા બેઠા છાપુ વાંચતો હતો. ઘરમાંથી પ્રાયમસનો અવાજ સભળાય રહ્યો હતો. મિનતિએ ચાનું પાણી મૂક્યું હતું. છાપાનાં પાનાં ઉથલાવતો હતો ત્યાં ફાટક ખૂલવાનો અવાજ થયો. એ તરફ નજર કરી તો નવા ભાડૂત મારે ત્યાં આવતા લાગ્યા. તેમનો પહેરવેશ સાવ સામૂલી હતો ને માથે અધપાકયા વીખરાયેલા વાળ અને પગે જોડા પણ નહોતા.

'છાપું એક બાજુ મૂકી આદરપૂર્વક મેં મેં કહ્યું: 'આવો આવો ઘણા દિવસથી તમને મળવાનો, વિચાર કરતો હતો પણ કામકાજને અંગે આવી નથી શકાયું.

'એટલે જ 'ઇનેસ્પેટીવ' લઈ આપને મળવા આવ્યો છું'' એટલું બોલી બાજુની ખુરશી ઉપર બેસી ગયા. .

'બગીચામાં ચારેકોર નજર ફેરવી તેઓ બોલ્યા: આમ દરરોજ સવારે શું બગીચાની હવા ખાઓ છો!'

મેં કહ્યું: 'હા.'

'ગુડ હેબીટ. પણ તેના કરતાં સરસ તો મોર્નિંગવૉક 'અને તેના કરતાંય સરસ એક માઇલ દોડવું.'

હસતાં હસતાં મેં કહ્યું: 'કૉલેજમાં હતો ત્યારે એ બધું કરતો હતો હવે આ ઉંમરે એ નથી પોષાતું.' .

તેઓ ગુસ્સે થઈ મારા સામે જોઈ રહ્યા. આમ એકાએક ગુસ્સાનું કારણ હું કંઈ સમજી ન શક્યો એમને ખોટું લાગે એવું તો હું કંઈ બોલ્યો નહોતો.

તેમણે પૂછ્યું: 'તમારી ઉમર શું!'

અઠ્ઠાવીસ.' મેં જણાવ્યું.

'વારુ. ઊંચાઈ!'

'પાંચ ફૂટ સાત કે આઠ ઇંચ હશે.'

તેમણે માથું હલાવ્યુ : 'હં...હરી બરી નહિ. વારુ વેઇટ!'

'બે મહિના પહેલાં એક સો દશ પાઉંડ હતું.'

'હતું બતું નહીં, અત્યારે કેટલું!'

મેં કહ્યું: 'તેથી કંઈ ઓછું વધુ હશે.'

'વેરી બેડ! પ્રત્યેક માસે એક વાર માપવંજન કરી લેવા જોઇએ. ચાલો મારે ઘરે બધુંય જોઇ લઈએ. ચાલો જોઇએ.'

મેં આનાકાની ભાવે કહ્યું: 'અત્યારે નહીં.'

વળી ગુસ્સાથી મારી સામે જોઇ રહ્યા :-

'કેમ?'

'મારે થોડું કામ છે.' મેં કહ્યું.

'કામ! આના કરતાં કયું મોટું કામ છે?'

બીતાં બીતાં મેં કહ્યું: 'વાત સાચી છે પણ...'

'નો આર્ગ્યુમેન્ટ...ઠીક ત્યારે રહેવા દો.'

મને થયું કે 'હાશ, મથી ગયા'

પણ ત્યાં તો પાછા એઓ બોલી ઊઠયા : 'રહેવા દીધે નહીં ચાલે. તમારી હેલ્થ જરા પ સાઉન્ડ નથી. અઠ્ઠાવીસ વરસની ઉમર, પાંચ ફૂટ આઠ ઈંચ હાઈટ ને એક સો દસ પાઉંડ વેઈટ! વેરી બેડ! તમે અંડર વેઈટ છો.'

મેં પૂછયુંઃ 'તમે કેમ કરી જાણ્યું?'

'કેમ જાણ્યું? ચાલો તમને એક ચાર્ટ દેખાડું.' ખુરશીમાંથી ઊઠી ઊભા થતાં તેઓ બોલ્યાઃ 'ચાલો. કમ ઓન.'

---

## દેહાંતર

[સાંધણુ પાન ૨૧ નું

ઉપર કોઈ નિશ્ચયની છાપ ઊઠી આવી. કર્નલને સચેત કરી તેમણે તેને રોહિણીને મળવા મોકલી આપ્યો.

'અને પછી સ્વામીજીએ એક વિચિત્ર ખતપત્ર તૈયાર કર્યું: હું સ્વામી નિજાનંદ આથી શ્રી. નિખિલ મુકરજીને મારા વારસ તરીકે નીમતો જાઉં છું. મારું નિવાસસ્થાન મારો આશ્રમ એ બધાનો ઉત્તરાધિકાર હું તેને સોંપું છું."

આ પ્રમાણે ખતપત્ર તૈયાર કરી તેના પર સહી કરી, સ્વામીજીએ ફરીથી યૌગિક ક્રિયાઓ શરૂ કરી. દઢ આત્મિક સંકલ્પ કરી તેમણે મંત્રનું ઉચ્ચારણ કર્યું. મંત્ર પૂરો થતાં જ સ્વામીજીનો દેહ ત્યાં ઢળી પડયો ને નિખિલનો જડ દેહ સચેત બની ઊઠયો.

સ્વામીજીના આત્માએ નિખિલના દેહમાં પ્રવેશ કર્યો હતો. પોતાના જૂના દેહને અંજલિ આપતાં નિખિલ-દેહધારી સ્વામીજી બોલ્યાઃ

'ઓ મારા જીર્ણ દેહ પોણોસો વર્ષ સુધી તેં આ સ્વામીના આત્માને વસવા દીધો એ માટે આભાર. ચિરયૌવન આત્માને આજે ફરી એક યુવાન દેહ સાંપડયો છે. એ દેહ એને શી શી સિદ્ધિઓ અપાવશે તે ભાવિ જ કહી શકે.'

●

મેં અટકાવ્યાઃ 'ના, ના અત્યારે નહીં મારે...'

'ઓલ રાઈટ.' કહીને વળી બેસી ગયા.

મેં કહ્યુંઃ 'મારી હેલ્થ કંઈ ખરાબ નથી.'

એઓ મારી સામે તીક્ષ્ણ દૃષ્ટિથી જોતા બોલ્યા : 'નથી? કેમ કરી જાણ્યું!'

'ઘણા વખતથી માંદો નથી પડયો તેથી.'

'નથી માંદા પડયા એટલે જ હેલ્થ ખરાબ ગણાય.' એમ કહી તેઓ હસવા લાગ્યા. 'ગમે ત્યારે માંદા પડવાનો સંભવ છે. શરીરમાં ટી. બી., ટાઈફોઈડ, ન્યુમોનિયા, ઇન્ફ્લુએન્ઝા એ બધા રોગોના જર્મ્સ તો ખદબદી રહ્યા જ છે. રોગ થતા કેટલી વાર? હેલ્થ સંબંધી નિગ્લેક્ટ મારાથી તો સહન નહીં થાય.'

'હું શું નિગ્લેક્ટ કરું છું?' મેં મૂંઝાતા પૂછયું.

'ઓફ કોર્સ. અને તમને નિગ્લેક્ટ કરવા ન દેવું તે મારી ફરજ છે, એઝ એ ડુ સીટીઝન-એઝ એ ડુ નેઈબર. ઊભા થાઓ.'

ક્ષોભ અને શંકાભર્યો હું ઊભો થઈ ગયો.

'ધેટ્સ રાઈટ.' તેઓ ખુશી થતા બોલ્યા.

'હવે દસ દંડ ને દસ બેઠક કરો.'

આમ હુકમ સાંભળી મારા તો હાંજા ગગડી ગયા. આ સજ્જન શું બોલી રહ્યા છે! માંડ માંડ મેં કહ્યુંઃ 'હું દંડ બેઠક......'

'વધુ નહીં, ફક્ત દશ દંડ ને દશ બેઠક. પછી દર અઠવાડિયે પાંચ પાંચ વધારજો.'

માથી હવે દંડબેઠકના પંજામાંથી કેમ કરી છુટાય?

પણ ત્યાં તો ચાકર ચાનો પ્યાલો લઈને આવ્યો, હું ખુરશી ખેંચી બેસી ગયો ને કહ્યુંઃ 'લો, ચા લો. હરિ! બીજો એક કપ મહેમાન માટે લઈ આવ તો.'

તેઓ ભવાં ભેગાં કરી બોલ્યાઃ 'ચા!'

'હા.' મેં દબાતા કહ્યું.

'ના, ચા નહીં પિવાય. સવારે ચણા પલાળી ખાવા પડશે અને એની ઉપર અધોશેર દૂધ, પીવાનું. બસ.'

'પણ ચાની તો મારી આદત છે.', મેં મૂંઝાતા કહ્યું.

'નો આરગ્યુમેન્ટ. એ હેબીટ છોડવી પડશે. ચાલો ડાયેટનું તમને એક લીસ્ટ આપું.'

મેં સંકોચપૂર્વક કહ્યું: 'આજ નહીં.'

'અચ્છા, આજ નહીં વળી ક્યારેક આવીશ.' તેઓ બોલતાં બોલતાં એકાએક ખુરશીમાંથી ઊભા થઈ ગયા.

આશ્ચર્યથી મેં પૂછ્યું: 'કેમ શું થયું?'

'સાંભળતા નથી?' તેમણે સામી દિશા તરફ આંગળી ચિંધતા કહ્યું.

'શું?' મેં આંખો તાકતા સામે પૂછ્યું.

'બ્યુગલ વાગી રહ્યું છે.' એમણે કહ્યું.

'બ્યુગલ વાગે છે. ક્યાં?' મેં ફરી પૂછ્યું.

'હલ્દીઘાટે. આજ ત્યાં રજપૂત સોલ્જરોની માસ પેરેડ છે. રાણા પ્રતાપ પણ આવવાના... વાગ્યા કેટલા?' તેમણે ઉતાવળમાં કહ્યું.

'સાડાસાત થયા.' મેં છૂટવાના ભાવે જણાવ્યું.

'દશ મિનિટમાં નહીં પહોંચી જવાય? કેમ શું કહો છો?' બહાવરા થતાં તેમણે પૂછ્યું.

હસવું દબાવી મેં કહ્યું: 'જરૂર પહોંચી જવાશે.'

'તો તો સારું. કેપ્ટન મસ્ટ બી પંક્ચ્યુલ.' અને પછી એ ઉતાવળે ચાલ્યા ગયા.

મેં ય છૂટકારાનો દમ લીધો. આ બધી ધડમાં ટેબલ ઉપર પડેલો ચાનો કપ ચડાવી હું સ્ફૂર્તિમાં આવી ગયો. સદ્‌ભાગ્યે એ સજ્જનને હલ્દીઘાટની પેરેડની યાદ આવી ગઈ, નહીં તો દંડબેઠક કરાવ્યા વિના છોડેત નહીં અને સવારની ચાની મજા પણ મારી જાત.

સાંજે ઓફિસેથી ઘરે આવતો હતો. પાસેના મકાનના દરવાજા તરફ નજર નાખી તો એ સજ્જન ઊભા હતા. જોતાં જ અકળામણ થઈ. જરા ઉતાવળો ચાલવા માંડ્યો. પણ નિરર્થક. મને ભાળ્યો કે એમણે બૂમ મારી: 'સાંભળ્યું!'

મારે એમની પાસે જવું પડ્યું. 'કેમ શું કહ્યું?' મેં પૂછ્યું.

અવાજ ધીમો પાડી એમણે કહ્યું: 'એક સો રૂપિયા હશે?'

કુતૂહળથી મેં પૂછ્યું: 'કેમ શું જરૂર પડી?'

'તેને દેવા પડશે. થોડીકવારમાં તે આવશે. રોજ આ વખતે જ તે આવે છે ને સો રૂપિયાં ઉધાર લઈ જાય છે. આમ દરરોજ સો રૂપિયા દેતાં દેતાં હું તો સાવ ખાલી થઈ ગયો છું. પૈસા શું મારી પાસે ઓછા હતા! પણ આજે એક પાઈ પણ નથી. કપડાં ય ફાટલા ને જુઓ, જોડા પણ નથી.'

મેં જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું: 'તે કોણ?'

તેમણે મને ધમકાવ્યો: 'સીસ ધીમે ધીમે.'

મેં ધીમે અવાજે ફરી પૂછ્યું: 'પણ તે કોણ?'

તેઓએ ચારેકોર ઝીણી નજરે જોયું. પછી મારા કાન પાસે મોઢું લાવી ખૂબ ધીમેથી કહ્યું: 'રાણા પ્રતાપસિંહ.'

એટલા જ ધીરા અવાજે મેં કહ્યું: 'હં, તે તો મરી ગયો છે.'

'મરી ગયા? કેવી રીતે જાણ્યું?'

'હું જોઈને જ ચાલ્યો આવું છું.' મેં ચલાવ્યું.

સજ્જન તાડૂકી ઊઠ્યા: 'કોણે કોણે એને માર્યો? તેં શાથી માર્યો? ઝેરથી? તલવારથી? તને હું એરેસ્ટ કરું છું. હવે કોર્ટ માર્શલ થશે. કમ ઓન.' અને તેમણે મારો હાથ પકડ્યો.

'તમે ઉશ્કેરાઓ નહીં. મેં નથી માર્યો.' મેં ખાતરી આપતાં કહ્યું.

'ત્યારે?' એમણે ખૂબ આતુરતા સહ પૂછ્યું.

'એનું નેચરલ કેમ થયું. હલદીઘાટના યુદ્ધમાં હારીને ભાગી જતા હતા એમાં એનું મૃત્યુ થયું.' આસ્તે આસ્તે તેમણે મને સાવધાન કર્યો:

'ચારે કોર સ્પાઈ ફરે છે. બહુ સાવધાન રહેજો...પ્રતાપ ત્યારે શું મરી ગયો?'

'હા.' મેં ખૂબ નિશ્ચયપૂર્વક જણાવ્યું.

'ત્યારે તો હું જ હવે રાજપૂત આર્મીનો જનરલ. કેમ ખરું ને?' તેમણે સીનો કાઢતાં કહ્યું.

'અલબત્ત.' મેં સન્માનપૂર્વક કહ્યું.

'હવે મારી રીસ્પોન્સીબીલીટી વારટ ગણાય.' એટલું બોલી તેઓ મુંગા થઈ કંઈ વિચારવા લાગ્યા. હું છટકવાનો વિચાર કરું છું ત્યાં વળી એ બોલી ઊઠ્યા: 'સવારની વાત યાદ છે ને?'

મેં બીતાં બીતાં પૂછ્યું: 'શું?'

'મેવાડને માથે આજ ઘોર આફત આવી છે. યંગમેન, આજ તારી હેલ્પ જોઈએ છે. મદદ કરીશ ને?' તેમણે વિનમ્રભાવે મને પૂછ્યું.

'જરૂર.' મેં ભારે ઉત્સાહભરી હા પાડી.

'થેંક યૂ! પ્રતાપ મર્યો પણ ચિતોડ મર્યું નથી. રાજપૂત પણ મર્યા નથી. હું અકબર સાથે વોર ડીક્લેર કરું છું. લે આ પત્ર. મેવાડનો દૂત થઈ અકબરની પાસે જા. ક્વીક ક્વીક.'

અને મને થયું કે ચાલો હવે ઘરે જવાની છૂટી મળી.

×

રાતે જમતી વખતે મિનતિએ કહ્યું: 'આજ તો પાસેના નવા પાડોશીને ત્યાં બેસવા ગઈ હતી.'

'એ લોકો કેવાં લાગ્યાં?' મેં પૂછ્યું.

'કુટુંબના મુખ્ય માણસનું નામ ભૂતનાથ બાબુ. પણ એમનું મગજ ખસી ગયું છે. મને જોઈને કહે: 'સલામ ઝાંસીની રાણી.' મને તો જમીન માગ દે તો સારું એવું થઈ ગયું.'

હસતાં હસતાં મેં કહ્યું: 'પણ સારું કહ્યું.'

મિનતિએ કહ્યું: 'હાય રે મારે નથી એવું સારું કહેવરાવવું.'

'એનું મગજ કેમ કરતાં ખસી ગયું છે એ જાણ્યું?' મેં પૂછ્યું.

'ભૂતનાથબાબુના નાના ભાઈ શિવનાથબાબુની વહુ કહેતાં હતાં: 'એક મહિનામાં એમની વહુ અને બે મોટા દીકરા ગુજરી ગયા ત્યારથી ગાંડા થઈ ગયા છે.'

'શું માંદા હતાં?' મેં જાણવા પૂછ્યું.

'એ નથી ખબર પણ વહુ ટી બી. થી મરી ગઈ.'

'હવે કંઈ બાળબચ્ચું નથી?'

'એક દીકરો છે પણ તે યુદ્ધમાં ગયો છે. અને એક દીકરી છે, જે સાથે આવી છે. સરસ છોકરી છે. નામે કૃષ્ણા. કૃષ્ણાને બાપ તરફ બહુ જ મમતા છે એથી કરીને ભૂતનાથબાબુને મેન્ટલ હોસ્પીટલમાં મોકલવાનું મુશ્કેલ થઈ પડ્યું છે. એનું કહેવું છે કે ત્યાં જાય તો મારા બાપા મરી જ જાયને. તેઓ મોટા દાક્તર હતા. લાસ્ટ વૉરમાં મેદાન ઉપર પણ ગયેલા.' મિનતિ બધી હકીકત ખૂબ જ સહાનુભૂતિપૂર્વક કહી ગઈ.

મેં કહ્યું: 'મારે પણ ભૂતનાથબાબુ સાથે ઓળખાણ થઈ ગઈ છે, આજ સવારે જ આવ્યા હતા.'

'તમને જોઈને શું કહ્યું?' મિનતિએ આતુરતાથી પૂછ્યું.

'મને કંઈ રાજા-બાજા તો ન કહ્યો.' મેં મજાક ઉડાવી.

'ત્યારે?' મિનતિએ પૂછ્યું.

'એકસરસાઈઝ કરવાનું કહ્યું. માંડ માંડ એમના હાથમાંથી છૂટ્યો. અત્યારે હું મેવાડનો દૂત છું.' મેં હસતાં હસતાં જણાવ્યું.

'એમ?' મિનતિને પણ હવે મજા પડવા લાગી.

'હા, પણ એ માણસનું મગજ ખસી ગયું હોવા છતાં ડેન્જરસ જેવું કંઇ નથી. ઊલટાની એની તરફ મમતા જાગે છે.' મેં કહ્યું.

'મને તો કૃષ્ણાને જોઉં છું ને હૃદયમાં અરેરાટી થાય છે. અહા કેવી સરસ છોકરી છે!' મિનતિએ સભાવે કહ્યું.

તે દિવસે ઓફિસમાં રજા હતી. આરામ ખુરશી પર શરીર લંબાવી છ પેનીની ડીટેકટીવ નવલકથા વાંચતો હતો. ઓચિંતા રસ્તા પર નજર પડી તો ભૂતનાથબાબુ જ મારા તરફ આવી રહ્યા હતા. રૂમાલ વડે નાક દબાવેલું ને બહુ સાવચેતીથી ચાલતા હતા.

પાસે આવ્યા એટલે ચોપડી બંધ કરી મેં પૂછ્યું: 'કેમ શું છે? નાકે શું થયું?'

દબાયેલે અવાજે જવાબ મળ્યો: 'હવામાં જર્મ્સ ઘૂમી રહ્યા છે. પોલ ભાળે તો ઘૂસી જાય.'

'શાના જર્મ્સ?'

'નથી ખબર? ટી. બી. ના જર્મ્સ.'

મેં હસતાં હસતાં કહ્યું: 'આમ નાક દબાવી રાખશો તો શ્વાસ નહીં લેવાય ને શ્વાસ બંધ થવાથી મરી જવાય!'

'હં ઊભા રહો, વિચારી લઉં.' એમ બોલી જાણે ગંભીર એકાગ્રતાથી કંઇક વિચારવા લાગ્યા. પછી બોલ્યા: 'સાચે જ એ તો મને યાદ જ ન આવ્યું. મેની થેંક્સ!' નાક ઉપરથી રૂમાલ લઈ લીધો ને પાસેની ખુરશીમાં બેસી ગયા.

થોડીક વારે વળી બોલ્યા: 'તમે બહુ અચ્છા માણસ છો. તમારી સાથે મને બહુ સારું લાગે છે.'

'તો તો ઘણું સારું.' મેં જણાવ્યું.

'તમે બધુંય સમજો છો એમ લાગે છે.'

'હા, હું બધું સમજું છું.' મેં ટાપસી પૂરી.

'શું ભણ્યા છો?' ભૂતનાથબાબુએ ભાવપૂર્વક મને પૂછ્યું.

'બી. એસસી.' મેં જવાબ આપ્યો.

'સારું, સારું.' ભૂતનાથબાબુએ ખુશ થતાં માથું ડોલાવ્યું અને પૂછ્યું: 'પરણ્યા છો?'

'હં, પરણ્યો છું.' મેં કહ્યું.

કંઈ કામે મિનતિ મારી પાસે આવતી હતી પણ ભૂતનાથબાબુને દેખતાં જ પાછી વળીને એકદમ ચાલી ગઈ એટલે ભૂતનાથબાબુએ પૂછ્યું: 'ઝાંસીની રાણી હતી ને?'

'હા.' મેં હસવું દબાવતાં કહ્યું.

'આ શું ત્યારે ઝાંસીની રાણીનો પેલેસ છે?' ભૂતનાથબાબુએ અમારા મકાન સામે જોતાં પૂછ્યું.

'હા એનો જ છે.'

થોડી વાર ભૂતનાથબાબુ ચૂપ બેસી રહ્યા. વળી પૂછ્યું: 'અહીં ટી. બી.ના જર્મ્સ-બર્મ્સ તો નથી ને?'

'ના, બિલકુલ નથી.' મેં ભારપૂર્વક જણાવ્યું.

'ધેટસ રાઈટ. હું જ્યાં રહું છું ત્યાં ટી. બી. ના જર્મ્સ ખદબદે છે.' ત્યાર પછી ચારેબાર તીક્ષ્ણ દૃષ્ટિ નાખી દબાયેલે અવાજે પૂછ્યું: 'ઝાંસીની રાણી શું ફરી લડાઈમાં ઊતરશે? એ સંબંધમાં તમે કંઈ જાણો છો?'

'ના.' મેં માથું ધુણાવી કહ્યું.

'જાણી લેજો ને મારા હેડ ક્વોર્ટરે આજે જ ખબર આપજો. ભૂલતા ના. અચ્છા હવે રજા લઈશ. ખાસ જરૂરી કામ છે.' એમ કહી ભૂતનાથબાબુએ ઊઠતાં ખુરશી હડસેલી દીધી.

'એવું શું ખાસ કામ છે?' મેં પૂછ્યું.

'એની મુલાકાત લેવી પડશે.' ભૂતનાથબાબુએ કહ્યું.

'કોની? રાણા પ્રતાપની?' મેં પૂછ્યું.

'ના, ના.' તેમણે માથું હલાવ્યું ને કહ્યું: 'નેલસનની!'

'નેલસન ! એ તો મરી ગયો છે.'

'એવી વાતનો વિશ્વાસ ન કરતા. એ બધો એનીમી પ્રોપેગેન્ડા છે. નેલસન રોજ મને મળવા આવે છે. એની સાથે મારે 'સીક્રેટ ટ્રીટી' પણ થઇ ગઇ છે. મારા છોકરાંને લડાઇમાં મોકલ્યો એ નેલસનના કહેવાથી જ ને.' એમ કહી ભૂતનાથબાબુ ચાલ્યા ગયા.

ફાટક સુધી જઇને વળી પાછા આવ્યા ને બોલ્યાઃ 'એક વાત રહી ગઇ. ઝાંસીની રાણીને મારા સલામ કહેજે.'

સાંજે ક્બાટની ચાવી માટે મિનતિને શોધતો પાસેના મકાનમાં હું ગયો. દરવાજાની અંદર દાખલ થતાં જ ભૂતનાથબાબુ સાથે મેળાપ થઇ ગયો. ઓસરીમાં ખુરસી પર ચૂપચાપ બેઠા હતા. મને જોઇને પૂછ્યું: 'કોણ છો તું?'

'હું! કેમ મને ન ઓળખ્યો!' મેં પૂછ્યું.

ઘડીક વિચાર કરી, 'હા તને ક્યાંક જોયો લાગે છે!' ભૂતનાથબાબુએ જાણે ઊંઘમાંથી કહ્યું.

મેં કહ્યું: 'ઘણી વાર જોયો છે. પાસેના મકાનમાં જ રહું છું.'

'ના, ના તને મેં પ્લાસીમાં જોયો છે.'

પ્લાસીની વાત નીકળશે એમ સ્વપ્નેય મેં નહોતું ધાર્યું. મેં સામે પૂછ્યું: 'પ્લાસી?'

'હા, હવે તને ઓળખ્યો. તું મીરજાફર છે.' ભૂતનાથબાબુ જરા કડક થતા બોલ્યા.

'ના, ના. હું મીરજાફર નથી.'

'નથી એમ? ત્યારે કોણ છો?'

'હું હું...મોહનલાલ.'

'મોહનલાલ!' ભૂતનાથબાબુની આંખો ખુશીથી ઝળહળી ઊઠી.

મેં ફરી કહ્યું. 'હા, મોહનલાલ.'

'અહીં આવ, મોહનબાબુ, જરી પાસે આવ. યુદ્ધના શું ખબર છે?

મેં તરત જ જવાબ વાળ્યોઃ 'અંગ્રેજો યુદ્ધમાં હારી ગયા.'

હું એટલું બોલ્યો ન બોલ્યો ત્યાં તો તેઓ મને ભેટી પડ્યા ને બોલ્યાઃ 'શાબાશ છે મોહનબાબુ, ખરેખર તું વીર છે.'

મને ભેટેલા ભૂતનાથબાબુના હાથ માંડ માંડ છોડાવી જરા ખસીને ઊભો રહ્યો. તેઓ કંઇક બોલવા જતા હતા ત્યાં બાદલબાબુ આવ્યા. અમારા બંને મકાનના તેઓ ધરધણી હતા. હવે ભૂતનાથબાબુની દૃષ્ટિ બાદલબાબુ પર પડી. હું છૂટ્યો.

અને એમણે બાદલબાબુને પૂછ્યું: 'કોણ છો તમે? અંગ્રેજના દૂત?' સંધિની કંઇ શરતો લાવ્યા લાગો છો! પણ સંધિ નહીં થાય.'

આમ અચાનક સાંભળીને બાદલબાબુ ગભરાઇ ગયા. તોય સંભાળી લઈને બોલ્યાઃ 'હું અંગ્રેજનો માણસ નથી. સંધિની શરતો પણ નથી લાવ્યો.'

'ત્યારે?'

'શિવનાથબાબુનું કામ છે. તેઓ ક્યાં છે?'

'એનું શું કામ છે?' ભૂતનાથબાબુએ ઊંચે સ્વરે પૂછ્યું.

'ભાડા માટે આવ્યો છું.' બાદલબાબુએ કહ્યું.

'ભાડું!' ભૂતનાથબાબુ કોણ જાણે શા વિચારમાં પડ્યા. પછી કહ્યું: 'શેનું ભાડું?'

'આ મકાનનું.'

'કેમ?'

બાદલબાબુએ કહ્યું: 'મકાન મારું છે.'

'તેથી શું થઇ ગયું?' ભૂતનાથબાબુએ પૂછ્યું.

'શું થઇ ગયું શું; મેં તમને રહેવા આપ્યું છે.' બાદલબાબુ રોષે ભરાતાં બોલ્યા.

'સારું.' સમાધાનભાવે ભૂતનાથબાબુએ કહ્યું.

'એટલે ભાડું લેવા આવ્યો છું.'

'હં', એમ કહોને ત્યારે.' ભૂતનાથબાબુએ માથું ડોલાવ્યું. 'તમે જે મકાનનું અમને દાન કર્યું છે તે દાન નિસ્વાર્થ નથી. દાનનો બદલો જોઇએ છે એમ જ ને?'

'હાજી...' બાદલબાબુએ ઊંધું વાંકું કર્યું.

'પણ ભાઇ તું તો જાણે છે કે મારી પાસે કંઇ નથી. ફાટેલા કપડે રખડતો ફરું છું. રાણાને ઉધાર આપીને હું સાવ ખાલી થઇ ગયો છું.'

બાદલબાબુ બહુ ગભરાઇ ગયા, 'રાણો? રાણો કોણ?'

'રાણા પ્રતાપસિંહ!' ભૂતનાથબાબુએ ગુસ્સાપૂર્વક કહ્યું.

બાદલબાબુ હસી પડ્યા. પહેલાં તમે મશ્કરી કરો છો એમ લાગ્યું હતું, પણ હવે લાગે છે કે તમારું મગજ ખસી ગયું છે.'

'શું કહ્યું? મગજ ખસી ગયું છે? ભૂતનાથબાબુ કૂદ્યા. ગજવામાંથી છરી કાઢી બાદલ બાબુ તરફ આગળ વધ્યા, બોલ્યા: 'ખચ કરતી-ને ખોસી દઇશ હમણે; સમજ્યા મહેરબાન!'

છરી જોતાં જ બાદલબાબુ હેબતાઇ ગયા, બેબાકળા બૂમ પાડી. મે દોડીને ભૂતનાથબાબુનો હાથ પકડી રાખ્યો. એટલે મારી સામું જોઇને તેઓ બોલ્યા:

'તું કોણ છો?'

'આ શું કરો છો? દૂતને મરાય!' મેં સમજાવતાં કહ્યું.

'કેમ એમાં શું થઇ ગયું?'

'દૂત અવધ્ય છે.'

'અચ્છા, હા. તે તો ભૂલી જ ગયો. તેં ઠીક સંભારી આપ્યું નહીં તો હમણે જ ગોઝારું કામ કરી બેસત. થેંક્સ.' પછી બાદલબાબુ સામે જોઇને કહે, 'જાઓ. તમે મુક્ત છો.'

મેં બાદલબાબુના કાનમાં કહ્યું: 'ભાગો, મહાશય. શો વકાસી શું જોઇ રહ્યા છો? બીજા કોઇ વખતે આવજો.'

બાદલબાબુ નાહક એમ જ કહેવું જોઇએ,

×

કેટલાક દિવસ પછી રાતે અગિયાર વાગે પથારીમાં સૂતો ને આંખ મળી ત્યાં કોઇએ બારણું ખખડાવ્યું. હું ચોંકી ગયો. પૂછ્યું: 'કોણ?'

દબાયેલે અવાજે જવાબ મળ્યો. 'એ તો હું નવાબ. બારણું ખોલો.'

ઊઠીને બારણું ઉઘાડ્યું. ભૂતનાથબાબુ અંદર આવ્યા ને તરત જ બારણું બંધ કરી દીધું. અને કહે: 'તું તો ભારે નિરાંતે ઊંઘે છે, મોહનલાલ. મારું તો બધું સત્યાનાશ વળી ગયું.'

'કેમ શું થયું?'

'પ્લાસીની લડાઇમાં મારી હાર થઇ.'

'કેમ કરી જાણ્યું?'

'પ્લાસીથી તો ભાગી આવું છું. જોતો નથી કેટલો હાંફું છું? મીરજાફરે વિશ્વાસઘાત કર્યો.'

એવામાં બંધ બારણા પર વળી કોઇએ જોરથી ધા કર્યો. એના અવાજથી ભડકીને ભૂતનાથબાબુ દીવાલ ભણી પાછા હઠી ગયા.

મેં પૂછ્યું: 'કોણ છે એ?'

'હું શિવનાથ. મોટાભાઇ અહીં આવ્યા છે?'

ભૂતનાથબાબુ ક્યારના ય ઘરમાંથી ગેબ થઇ ગયા હતા એટલે શિવનાથબાબુ શોધતા હતા.

મેં કહ્યું: 'હા અહીં છે.'

'તો બારણું ખોલો.'

જ્યાં બારણું ખોલવા જાઉં છું ત્યાં ભૂતનાથબાબુ બૂમ પાડી ઊઠ્યા: 'ખબરદાર!'

'કેમ?'

'અવાજ ઉપરથી એને ન ઓળખ્યો? એ કોણ છે?'

'ના, કોણ છે ?'

'મીરજાફર. પત્તો મળવાથી અહીં આવ્યો છું. એ શું એકલો આવ્યો છે ? સાથે અમીચંદ ને ક્લાઇવ પણ છે. અંદર આવશે તો મને કેદ કરશે'

'તમને શું ભય લાગે છે ?'

ભૂતનાથબાબુ મોટેથી હસ્યા, 'ભય ! બંગાળના નવાબ સિરાજને ભય ! ઊભો રહે હું જ બારણું ખોલું છું. તું બંદૂક પકડી રેડી રહેજે. તેઓ અંદર ગરે કે બસ...'

મેં કહ્યું : 'હા આવે કે બસ...'

ભૂતનાથબાબુએ દરવાજો ખોલ્યો. શિવનાથબાબુ બોલ્યા: 'મોટાભાઇ !'

'હં...તારા કપટથી હું છેતરાવાનો નથી, મીરજાફર !'

'મોહનબાબુ, એને કેદ કરો. એકલો જ છે ! આટલી બધી હિંમત એમ !'

શિવનાથે કહ્યું: 'હું મીરજાફર નથી.'

'નથી ! એનો શો ભરોસો !'

'મોટાભાઇ, ઘરે ચાલો.'

'મારી આવી દુર્દશા જોઇ તું મારી મશ્કરી કરે છે ! મારે ઘર નથી, સામ્રાજ્ય નથી. બધું ય હારીને પ્લાસીના મેદાનમાંથી ભાગી આવ્યો છું.'

'તો મારે ઘરે ચાલો.'

'તારે ઘરે ? ચતુર્ભિત્તિરમાં ? કેદ થઇને ?'

'તમે કેદી નથી, નવાબ છો.'

'કેદી નથી ? શો ભરોસો ?'

ભાઇ તરફ આગળ વધી શિવનાથ બોલ્યા: 'ભરોસો રાખો. અલ્લાહના સોગંદ ખાઇને કહું છું.'

શિવનાથને આગળ વધતો જોઈ ભૂતનાથ થોડાંક પગલાં પાછા હઠી ગયા ને હંમેશની સાથી ફરી એકદમ ગજવામાંથી બહાર કાઢી બોલ્યા: 'આગળ ન વધીશ. હું તને ઓળખું છું. હવે એક કદમ પણ ભર્યું છે તો જોઈ છે આ...'

મોટાભાઈના હાવભાવ જોઈ ને શિવનાથબાબુએ વધુ કંઇ બોલવાની હિંમત ન કરી. મારી સામે જોતા ચૂપચાપ ઊભા રહ્યા.

મેં આગળ આવીને કહ્યું: 'નવાબ !'

'કોણ ?' એમ કહી મારી તરફ જોયું.

'મોહનલાલ.'

'અરે મોહનબાબુ ! આને કેદ કરો.'

આવી અવસ્થામાં ભૂતનાથબાબુને ઠેકાણે પાડવા એ બહુ કઠણ હતું. શું કરવું એનો વિચાર કરું છું ત્યાં કૃષ્ણા દોડતી આવી:

'પિતાજી !'

'કોણ નવાબની પુત્રી ? આવ બેટા, આમ આવ.'

દીકરીને ભૂતનાથબાબુ ભેટી પડ્યા.

કૃષ્ણાએ કહ્યું: 'પિતાજી, ઘરે ચાલો.'

'ઘર ક્યાં છે બેટા ! બંગાળનો નવાબ આજ ભિખારી છે.'

'ભલે તો આપણે ભિખારી જેમ ઝૂંપડીમાં રહેશું.'

'એમ ! ચાલો ત્યારે.'

કૃષ્ણા બાપને લઇને ગઇ. એની પાછળ જતાં શિવનાથબાબુ બોલતા ગયા: 'હવે ઘરે રખાય તેમ નથી. ડેન્જરસ થઇ ગયા છે. પરમ દિવસે રવિવાર છે. જઇને હોસ્પિટલમાં મૂકી આવશું. કેમ તમારો શો મત છે ?'

મેં કહ્યું: 'હા એ જ સારું. પણ કૃષ્ણા...'

'એને સીધે જ તો એમને મૂકી આવતા નથી ને.'

'સમજાવો તો શું સંમત ન થાય ? એના પિતા સાજા થઇને પાછા આવે તો સૌ કરતાં વિશેષ આનંદ તો કૃષ્ણાને થાય. એના પિતા સારા થાય એમ શું તે નથી ઇચ્છતી ?'

'મેં એને ઘણું સમજાવી છે પણ...'

'વારુ, કાલે હું એને ફરી સમજાવી જોઈશ.'

×

સાંજે ઑફિસેથી આવી નાસ્તો કરતો હતો. મિનતિએ કહ્યુંઃ 'સાંભળ્યું !'

'શું !'

બપોરે ખબર આવ્યા છે કે ભૂતનાથબાબુનો જે દીકરો યુદ્ધમાં ગયો છે તે વિમાની અકસ્માતમાં માર્યો ગયો.'

'અરર ! ભૂતનાથબાબુને એની ખબર પડી ગઈ ?'

'ખબર નથી. પણ કદાચ પડી હોય.' મિનતિ પોતાના કામે ચાલી ગઈ. મને ખાવું ભાવ્યું નહીં. ભૂખ સાવ મરી ગઈ. મધુરી ચા ઘડીકમાં કડવી થઇ ગઈ. બહાર બગીચામાં જઈ ભૂતનાથબાબુના જ વિચારમાં હતો ત્યાં થોડી વારમાં તેઓ જ આવી પહોંચ્યા.

'સાંભળ્યું, મહાશય !'

'હા.'

'કોણે કહ્યું ?'

'બધાં ય કહે છે. વાતો કહેનારાનો ક્યાં તોટો છે !'

'ધેટ્સ રાઈટ !' ભૂતનાથબાબુએ ટાપસી પૂરી કહ્યુંઃ 'આ લે, વાંચ જોઈએ. નેલસને શું લખ્યું છે !'

તેમણે મને એક કાગળ આપ્યો. એમાં કંઇ લખ્યું નહોતું. માત્ર આડાઊભા શાહીના લીટા હતા.

'નથી વાંચી શકતો ! એણે લખ્યું છે કે 'હી વોઝ એ બ્રેવ સોલજર'–એટલું કહેતામાં તો રડવા લાગ્યા.

તેમને રડતા જોઇ મને ભારે આશ્ચર્ય થયું. મેં પૂછ્યુંઃ 'કેમ શું થયું ! રડો છો કેમ !'

'ન રડું ! મારા દીકરા જેવો દીકરો મરી ગયો. હવે હું કોને માટે જીવું !'

'કેમ આપની દીકરી છે ને !'

'કોણ નવાબનંદિની !'

'હા.'

'તું નથી જાણતો પણ મારી દીકરી હવે ભિખારણ છે' એટલું બોલતાં બોલતાં ઊભા થઈ ગયા.

મેં કહ્યુંઃ 'કેમ ક્યાં ચાલ્યા !'

'બહુ દૂર. નેલસન મારે માટે એરોપ્લેન લઈને હાજર થશે ને પછી હું મારા દીકરાને જોવા જઈશ'

થોડેક જઈ પાછા આવ્યા. બોલ્યાઃ 'કોઈ નવાબને શોધે તો કહેજો કે બંગાળનો નવાબ ગુજરી ગયો.'

ભૂતનાથબાબુ ચાલ્યા ગયા.

પહેલાંની માફક હું એકલો જ બગીચામાં બેઠો છું. હૃદય વિષાદથી ભરપૂર છે. સમયનો કંઈ ખ્યાલ નથી અંધારું થઈ ગયું છે ને રાત્રિ-આકાશ તારાઓથી ઊભરાઈ ગયું છે

એકાએક શિવનાથબાબુ રઘવાયાની જેમ શ્વાસભર્યા આવ્યા. 'મોટાભાઈને જોયા !'

'ના.'

'અહીં નથી આવ્યા !'

'આવ્યા'તા પણ એને બે કલાક થઈ હશે.'

'ત્યારે ગયા ક્યાં !'

શિવનાથબાબુ ઘાંઘાની જેમ ભૂતનાથની શોધમાં ઊપડ્યા હું એમની સાથે થયો. આખી રાત શોધાશોધ ચાલી પણ ક્યાંય પત્તો ન લાગ્યો. છેવટે સ્ટેશનેથી ખબર મળ્યા કે કોઈ એક બંગાળી સજ્જન ટ્રેન નીચે કપાઈ મૂઆ છે.

અમે ત્યાં દોડ્યા. જઈને જોયું. તો એ ભૂતનાથબાબુ જ. પણ ઓળખાય તેવા નહોતા રહ્યા. માથા ને સાથળ ઉપર પૈડાં ફરી વળેલાં.

આ બધું સાંભળ્યું ત્યારે મિનતિ બોલી ઊઠીઃ 'અરરર...'

[ અનુસંધાન પાન ૬૨મે

# હિંદી ઇતિહાસના પ્રસંગો

ચંદ્રભાઈ ભટ્ટ

## અંતિમ ઇદમુબારક

૧૮૫૭નો દાવાનળ ૧૮૫૮ના જુલાઈના આખરી દિવસોમાં દિલ્હી પર લોહીની છોળો ચૂસતો હોલવાતો જતો હતો. દિલ્હીનો લાલ કિલ્લો આજે ભયાનક ગમગીન બન્યો હતો. એ કિલ્લાની અંદર એક વૃદ્ધ તસ્બીહ ફેરવતો બેઠો હતો. એની સામે એક ખૂબસૂરત હિન્દી નારી સુકાઈ ગયેલા ચહેરા પર કરમાઈ ગયેલી નજરનાં નિસ્તેજ કિરણો રેલાવતી કિલ્લાની કાંગરી પરથી અમાનુષી નજર દોડાવતી દૂર દૂર દેખતી ભાવિની આરપાર જોવા-મથતી હોય તેવી અવાક બનીને ઊભી હતી.

'ઝીનત...' વૃદ્ધે આંખો મીંચકી.
પેલી સ્ત્રીએ સાંભળ્યા વિના જોયા કર્યું.

'સમાચાર પર ટાંપી રહી છે, ઝીનતમહલ!' પાછો પેલો વૃદ્ધ તસ્બીહ અટકાવી બોલ્યો, અને ફાડી નાખતી હોય તેવી વિલક્ષણ વિહ્વળ નજર વૃદ્ધ પર ગોઠવતી ઝીનત બોલીઃ

'હા, આખરી સમાચાર......'

'હું પણ આ તસ્બીહના દરેક મણકાની પળ પર એ આખરી પળનું આવાહન કરતો...'

'એ આખરી પળનું આવાહન!' ઝીનત વિકરાળ હસી.

'હા, એ પણ આખરી પળ...દરેકના જીવનમાં...આપણા અંગ્રેજ જલ્લાદો અને તેમના સામ્રાજ્યના જીવનને પણ એ આખરી પળ છોડવાની નથી...'

'પણ એ પળ...એ પળ આપણે લાવવાના હતા...ને...અને' ઝીનત જોઈ રહી.

'આપણા હિસાબમાં ભૂલ... આપણો હિસાબ જ્યારથી આપણે...થી ખબર ક્યારથી...' બોલતો વૃદ્ધ આંખો કંપી ઊઠયો અને આયમતી પળ પર ટિંગાઈ રહેલો હોય તેવો બબડયોઃ 'ઝીનત તું ગભરાય છે! એ આખરી પળના બાર ટકોરા હમણાં વાગી જશે...આંખ મીંચાય ને ઊઘડે એટલી જ મોટી અને લાંબી એ પળ પર ટોકાતાં આપણી કબર ખોદનારાં તીકમોના–કોદાળીઓના હાથા મારી આંખ સામે તરવરી ઊઠના...જ્યારથી કાશ્મીરી દરવાજે પડયો ત્યારથી પાછા હટતા જ નથી... બધા કાળ ભૂતકાળ બનીને જાણે મારા–...તારા જીવનને...' બોલતા વૃદ્ધને યાદ આવી જતી એક વિષાદ જેવી છબી મૂંઝી રહી, એણે ચિંતાથી સળગતી નજરે જોયુંઃ 'મીરજા, ખિજર...અબુબકર બસ...'

'બસ...!' ચહેરા પર ભયાનક રંગ રેલાવતી ઝીનત જોઈ રહી. 'તમારી તસ્બીહના મણકા પર આપણા એ ત્રણે ફરજંદ પણ ગોઠવાઈ ગયા હશે તો!'

'પણ એમની સલામતી!'

'કોની સલામતી...આખરી પળ પર ચઢયા પછી કોઈની સલામતી...'. ઝીનત વિકરાળ હસી.

'ઝીનત!' વૃદ્ધ જોઈ રહ્યો.

'સલામતી...એક સમશેર...તમે મના ન કરી હોત તો...એ આખરી પળ પર ચઢતી હું...'

'પણ આપણા બેટા...'

'મેં...એમને મારા ઉદરમાં જાળવ્યા'તા; મારા રોમે રોમ પર આગ લગાડીને મેં આજે એમને પણ...'

'અલ્લા બેલી!' વૃદ્ધે અમી–નીતરતો ચહેરો ઊંચકયો. 'હુમાયૂંના મકબરાની અંદર તો પહોંચી ગયા છે ને?'

'હા.' ઝીનત પાછી સળગતા દિલ્હી પર

આંખ ઠારતી ધડાકા સાંભળી રહી, 'એ આખરી પળ કેવી ધસતી આવે છે ?'

'મને હતું કે આ ઈદે મુબારક તો આપણે આપસ આપસમાં...'

'ખુદા ખેરિયત કરે... બાદશાહ! આપણા પર વહેતી જતી ખતરનાક ઘડીઓ...ઊતરે તો...ઉતરે તો ઈદ મુબારકને જ ધકા જાય છે...હિન્દલોક પર સાચી સાજ મુબારક... ...ઈદ મુબારક આલેખાશે ત્યારે અંગ્રેજી ડાકુઓ દફનાઈ ગયા હશે.'

પણ એકાએક દિલ્હીના લાલ કિલ્લાને હચમચાવી નાખતા સમાચાર આવ્યા. દિલ્હીનો સેનાપતિ બખ્તખાન દિલ્હીના છેલ્લા હિંદી શહેનશાહની સામે ઊભો.

એક ભયાનક વિકરાળ કાળ મહારથી બખ્તખાનના પગથી માથા સુધીની છબીમાં જાણે જડાઈ ગયો હતો. લોહીની છોળો ઉછાળીને આવેલી બખ્તખાનની સમશેર જાણે યુદ્ધની કિકિયારી કરતી. હતી. યુદ્ધના ફરમાન જેવો એ ઉતાવળો બોલ્યો; 'બાદશાહ, દિલ્હી પડ્યું છે. હું આપણા ચુનંદાઓને લઈને અંગ્રેજી હરોળો વીંધીને જાઉં છું. તમે ય ઘોડે ચઢો. દિલ્હી પડ્યું તેથી શું! હિંદ આખો અફાટ પડ્યો છે અને તે પડશે નહિ જ્યાં સુધી મારી નસમાં હિન્દી ખુન્દનું છેલ્લુ ટીપું...'

'પણ બખ્ત-હું આ ઉંમરે!' તૈમૂરના વંશવેલાનું છેલ્લું પાંદડું જાણે ઝંઝાવાતમાં કંપી ઊઠ્યું. વૃદ્ધ બાદશાહ ઊભો થઈ ગયો.

'શો નિર્ણય!' બખ્ત બોલ્યો.

'તારો!'

'મારો નિર્ણય ઉગટનો છે.'

'મને તો મારી ઉગટની ઘડી દેખાય છે... હું ત્યાં જાઉં જ્યાં આપણા શાહજાદા મકબરે હુમાયૂંમાં...'

અને કબરમાં હડસેલાઈ જતી હિન્દ પરની શહેનશાહતની છેલ્લી છબી પર કરપીણ નજર નાખતા બખ્તખાને બહારના ચોકમાં ઊભેલા ઘોડા પર છલંગ દીધી અને પોતાના ચુનંદાઓને ઈશારો કરી લગામ ખેંચી.

અને દિલ્હી પડ્યું. હિંદના એ પાટનગરે અનેક શહેનશાહતોને પડતી દેખી હતી. આજે એ પાટનગર પર છેલ્લી શહેનશાહત રગદોળાઈ જતી હતી, અને પરદેશી જલ્લાદો આ પુરાણા હિંદી-નગર પર બેફામ દોડતા મકબરે 'હુમાયૂં'ના કમાડ ઠોકતા હતા.

જાણે તૈમૂરી શહેનશાહતનું કબરસ્તાન ખૂલી જતું હતું. ઇતિહાસની બારીમાંથી બાદશાહ અને બેગમ ઝીનતમહલ સાથે તેમના ચાર શાહજાદાને ગિરફતાર કરીને એક ગાડામાં બેસાડવામાં આવતા હતા. અંગ્રેજી અફસર હડસને સેનાપતિ વિલસનના ફરમાન પ્રમાણે એ ગાડું કારાગાર તરફ હંકાર્યું.

શહેનશાહતની છેલ્લી વેલ પાટનગરના રસ્તા પર ખખડતી ચાલી ત્યારે દિલ્હીનું રાન લોહીમાં તરબોળ હતું. દિલ્હીની માનવતા ચૂંથાતી હતી. દિલ્હીની ઇમારતો સળગતી હતી. એ બધાં કાળનાં એંધાણમાં શહેનશાહતને લઈને કેદખાને જતું આ ગાડું પોતાના અવાજ પૂરતું હતું. પછી કારાગારનાં કમાડથી દૂર ગાડું અટક્યું.

મુગલ, ખિજર, અબુબકર અને અબ્દુલ્લાહ નામના ચાર દીકરાઓને ઝીનતની ગોદમાંથી આંચકી લેવામાં આવ્યા. અંગ્રેજી જલ્લાદે પછી

## બંગાળનો નવાબ [અંધણ પાન ૩૦ નું

પાસેના મકાનમાંથી હૈયું ચીરી નાખે તેવું કૃષ્ણાનું રુદન સંભળાઈ રહ્યું છે પણ એના રુદન કરતાંય ભૂતનાથબાબુનો અંતિમ સંદેશ મર્મવિદારક છે. એમણે કહ્યું હતું: 'કોઈ નવાબને શોધે તો કહેજો કે બંગાળનો નવાબ મરી ગયો છે.'

[શ્રી અનુપમ બંદોપાધ્યાયની બંગાળી વાર્તાનો અનુવાદ

બાદશાહ અને ઝીનતને કારાગારમાં હડસેલ્યાં અને કમાડ દેવાઈ ગયાં.

પછી ચાર શાહજાદાઓને હારબંધ જકડી વીંધી નાખવામાં આવ્યા. હિન્દ પરની જળવાની હકૂમતના એ ફરજંદ હતા. પછી એમનાં માથાં ઉતારી લઈ ચારે માથાંઓની ભેટ લઈને અંગ્રેજી જલ્લાદે બહાદુરશાહ અને ઝીનતમહલને ધરી. એ ભયાનક દેખાવ દેખની ઝીનતમહલ ઢળી પડી પણ તરબીહનો મણકો ઝટકાવતો ખખડી પડેલી શહેનશાહતનો વૃદ્ધ આકાર અમાનુષ બનીને એક ઘડીભર અનિમીષ નજર થંભાવતો બોલ્યોઃ 'અલહમ્દુ લિલ્લાહ!'

## જ્યોતિર્ધર

એને ઓળંગવાની મના છે.

'કોને!'

અને એની સામે પવિત્ર મનાઈનાં ફરમાનો ઊભરાતાં. એની ચારે કોર અવાજો ઊઠ્યા કરતા, 'મનાઈ છે.' અને એ પાછો ચિડાતો પૂછતોઃ 'શાની!'

'શૂદ્રનો સાથ કરવાની. અંત્યજને અડવાની, બ્રાહ્મણ વિના કોઈએ શાસ્ત્ર ભણવાની, સંધ્યાકાળે ઉંબરો ઓળંગવાની, સ્ત્રીએ ભણવાની, વિધવાએ જીવતાં રહેવાની અને......'

'અને બસ......' એનો પીડાતો પ્રાણ પુકારી ઊઠતો, હિંદુ ઘટનાએ જીવન પર ગોઠવેલો ઓથાર એના અણુ અણુને કચડતો. એ દુઃખી અવાજે પૂછતોઃ 'અને આ સમુદ્ર ઓળંગવાની પણ મનાઈ છે ને!'

અને જીવન પરની રુકાવટ એને રૂંધતી.

એની આંખ સામે બંગાળનો ઉપસાગર ઊછળતો દેખાતો. એ ઉપસાગરને પેલે પાર જ્યાંથી એના દેશને ગુલામ બનાવનારા ગોરાઓ આવતા તેમનો દેશ અને રહેણીકરણી જોવાનું અને પોતાને ત્યાંનું સુધારવાનું એને મન થતું.

અને 'ઓળંગવાની મનાઈ છે' એવાં અનેક પાટિયાં એની આંખ સામે તરવરી ઊઠતાં. એ બધાંને કચડી નાખવાનું અને ઓળંગી જવાનું એને મન થતું. જાણે હાથમાં સળગતી મશાલ લઈને અનેક દીવાલો પરથી એ ઊડતો હોય એવાં એને સ્વપ્ન આવતાં.

ઇ. સ. ૧૭૬૫માં હિંદના બાદશાહે જ્યાં કંપનીનો મુકામ હતો તે પ્રદેશોમાં કંપનીને સરકારી સત્તા સુપરત કરી અને કંપનીનું રૂપ વેપારી કંપની મટીને સરકાર કંપનીનું બન્યું. અને ૧૮૩૩ માં અંગ્રેજી પાર્લામેન્ટે કંપનીના નવા ચાર્ટરમાં તેને વેપારી મંડળી મિટાવીને સરકાર બનાવી.

એ બે બનાવ વચ્ચેના ૧૮૧૮ ના વરસમાં બંગાળ ઇલાકામાં ૮૩૯ વિધવાઓને સતી બનાવીને હિંદુ સમાજે સળગાવી મૂકી હતી. એમ સળગી જનારમાં એક રામમોહન રોય નામના બંગાળી સુધારકની સાળી પણ હતી. રામમોહન રોયનું સુધારક દિલ આવી હેવાનિયત સામે કંપી ઊઠ્યું. ધણીના મરણ પાછળ સ્ત્રીઓને સળગાવી મૂકવાની હેવાન પ્રથા સામે એણે સળગતો પ્રચાર શરૂ કર્યો.

આ ઘાતકી પ્રજાના અંધારા ધુવડો જેવી જૂના જમાનાની પંડિત ઘટનાએ રામમોહન રોય સામે કકળાટ કરી મૂક્યો. રામમોહનની જિંદગી જોખમમાં આવી પડી.

પણ રામમોહન રોયનો સુધારક અવાજ સારા બંગાળને ખળભળાવી રહ્યો અને ૧૮૨૯-માં હિંદની સરકાર બનતા પરદેશી કંપનીના અંગ્રેજી હાકેમને હિંદી પ્રજાના વાલી તરીકે સતી થવાની ઘાતકી પ્રથા બંધ કરવાનો કાયદો કરવાની ફરજ પડી. એ ધારાને હિંદુ સમાજના અંતરના અવાજને અવરોધનારો કહીને હિંદુ સમાજનાં આઠ સો જેટલા સડેલા પંડિતોએ સતી થવાના રિવાજને કાયમ રાખવાની કંપની સરકારને અરજ ગુજારી અને સતી બંધ કરવાના ધારાને રદ કરવા પ્રીવી [illegible] અરજી કરી.

સિતારા ચમકતા હતા. માલવીયજીને એમની વચમાં સ્થાન લેવાનું હતું. ને માલવીયજીની પ્રતિભાએ વિશિષ્ટ સ્થાન જડપ્યું જ વકીલાતમાં એ ખૂબ કાંચન ને કીર્તિ કમાયા. શેરકોટની રાણીના મુકદ્દમામાં એમની જીતથી નામાંકિત વકીલોમાં એમનું નામ ગણાવા માંડ્યું. ધીકતી કમાણી આપતી વકીલાતને ત્યાગીને એમણે એક દેશદાઝવાળા દેશભક્તની અડાયી દેશસેવામાં ઝંપલાવ્યું. એમનો એ ત્યાગ કેવા ઊંચા પ્રકારનો હતો, એ વિરોત્ત ભારતસેવક ગોખલેજીના જ ઉદ્ગારો ટાંકવા ઉચિત છે. ગોખલેજીએ લખ્યું છે માલવીયજીએ ત્યાગ કર્યો છે. ગરીબ ઘરમાં જન્મીને વકીલ થયા, ધન કમાયા, અમીરીની મઝા ચાખી, ને ચાખીને દેશના સારુ અમીરીને લાત મારી ત્યાગ તે આનું નામ કહેવાય ' પ્રાચીન આર્યાવર્તના કોઈ આદર્શ મહર્ષિને છાજે એવી ત્યાગવૃત્તિની સૌરભ તો એમની આખી કારકિર્દીમાં મહેકે છે અસહકારના દિવસોમાં સરકાર વિરુદ્ધ આંદોલન ચલાવવા નાણાંભીડ કોંગ્રેસ કાર્યકરોને ખૂબ રહેતી મોટા મોટા આગેવાનો જેલના સળિયા પાછળ પુરાયા હતા. હવે શું થાય ? સરકારી હેરાનગતીને લઈને કોઈ નાણાંની છાની છપની મદદ કરતાં પણ ડરતું બહાર રહેલા કાર્યકરો માલવીયજી કને મહોંચ્યા, ને વસ્તુસ્થિતિનું તાદૃશ વર્ણન કર્યું. માલવીયજી ગદ્ગદ્ થઈ ગયા એમણે કહ્યું 'તો મારું અલ્લાહાબાદવાળું ઘર ગિરો મૂકીને પૈસા લાવો, કામ ચલાવો આગળ ને જોયું જશે '

વકીલાતની કારકિર્દીના બીજા જ વર્ષમાં હ્યુમ સાહેબે કોંગ્રેસ સારુ એમની સેવા માગી, ને એમણે ત્યારથી માંડીને જિંદગાનીના છેક છેડા સુધી એ રાષ્ટ્રીય સંસ્થાને પોતાની સેવા આપી. ઇ સ ૧૮૮૮ની અલ્લાહાબાદની કોંગ્રેસ વખતે એ કોંગ્રેસના મંત્રીપદે ચૂંટાયા હતા એ વખતે એમણે પોતાની ઉચ્ચ પ્રકારની વ્યવસ્થાશક્તિનો પરચો આપ્યો. ઇ. સ ૧૯૦૯માં રાષ્ટ્રે એમની સેવાની કદર બૂઝી ને કલકત્તાની કોંગ્રેસના પ્રમુખપદે એમની વરણી થઈ પ્રમુખપદના પોતાના પ્રવચનમાં એમણે મિન્ટો મોર્લીના સુધારાની સુસ્પષ્ટ સમીક્ષા કરી હતી ધર્મે એ સનાતન હિંદુ હતા ખરા, પણ એમનો હિંદુ ધર્મ, હિંદુ ગાંધીજીની પેઠે ઉદાર હતો કોંગ્રેસની સઘળી રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં સ્નેહમયી ને સક્રિય ફાળો પોતાની ઢબે એ આપતા રહેલા

સનાતન હિંદુઓને ન રુચતી કોંગ્રેસની અસ્પૃશ્યોદ્ધારની પ્રવૃત્તિમાં પણ એમણે મહત્ત્વનો ને આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો. ઇ સં ૧૯૩૩ની ૧લી ઑગસ્ટને દિને ગાંધીજીએ જબરું હરિજન આંદોલન શરૂ કરેલું. આ પ્રશ્ન હાથમાં લઈ માલવીયજીએ સારા ય ભારતવર્ષનો પ્રવાસ ખેડેલો. ગાંધીજીએ આ આંદોલનની પૂર્ણાહુતિ પણ ઇ સ. ૧૯૩૪ની ૧લી ઑગસ્ટે—લોકમાન્ય તિલકની પુણ્યતિથિએ જ—માલવીયજીના બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયમાં કરેલી એ ટાણે અસ્પૃશ્યોદ્ધારના સંબંધમાં માલવીયજીએ જે ઉદ્ગારો કાઢેલા તે સઘળું હિંદુઓ સારુ સદાય પ્રેરણાત્મક છે તેમણે પ્રવચન દરમિયાન કહેલું 'અસ્પૃશ્ય લોકોને હિંદુ જાતિથી બહાર કાઢવાને ખ્રિસ્તીઓએ પ્રયત્ન કર્યો, મુસલમાનોએ પ્રયત્ન કર્યો કેટલાય અસ્પૃશ્યભાઈઓને એમણે મુસલમાન અથવા ખ્રિસ્તી બનાવ્યા અસ્પૃશ્યભાઈઓને ધર્મનું રક્ષણ નથી, એ વાત પર મહાત્મા ગાંધીજીએ અવાજ ઉઠાવ્યો છે. જેના માથે ચોટલી છે, જેના મુખમાં રામનામ છે, જેના ઘરમાં સત્યનારાયણની કથા થાય છે એવા સનાતન ધર્મમાં માનનારા ચમાર લગીને ખ્રિસ્તીઓએ પોતાના ધર્મમાં ભેળવ્યા, અને ગંગા અને ગાયને, રામ અને કૃષ્ણને ન છોડ્યા, મારું મસ્તક એમના આગળ નમી પડે છે.

'હું હિંદુધર્મગ્રંથોના અધ્યયન અનુસાર કહું છું કે, એમને પણ દેવદર્શનનો લાભ મળવો જોઈએ એ અભિલાષા ગાંધીજીની પણ છે.

'સદાચાર એવી વસ્તુ છે, જેનાથી નીચ કુળમાં જન્મીને પણ માનવી ઊંચું સન્માન મેળવી શકે છે

'ચંડાળ પણ સમાજનું જ અંગ છે આપણામાંથી કોઈ શું એમ ઇચ્છે છે ખરું કે, એમને પીવાનું પાણી ન મળે ? ( શ્રોતા ના ના )

'આપણે ઇચ્છીએ છીએ કે, જે સડક પર બધા લોક ચાલે ને સડક પર એમને ચાલવા દેવામાં ન આવે ? ( શ્રોતા ના, ના )

'આપણે એમ ઇચ્છીએ કે જે સ્કૂલોમાં ખ્રિસ્તી અને મુસલમાનોનાં છોકરાઓ ભણે છે, તેમાં એમને ન ભણવા દેવામાં આવે ? ( શ્રોતા જરૂર નહિ )

'મારી એવી ઇચ્છા છે કે, એવી જગ્યાઓમાં જ્યાં એમને પ્રતિબંધ છે તે દૂર થઈ જાય.

'આપણે એ અસ્પૃશ્યોને પાણી આપવું છે, રહેવાને સ્થાન આપવું છે ને એમને શિક્ષણ આપવું છે.'

હરિજનોદ્ધાર સંબંધમાં પોતાની પ્રિય સંસ્થાના મંચ ઉપરથી સવર્ણોને એ માનનીય નેતાએ ઉદ્બોધેલા એ ઉદ્ગારોને સક્રિય સ્વરૂપ આપવું એ જ શું સવર્ણ હિંદુઓ સારુ આ પુણ્યશ્લોક મહાપુરુષનું સાચું સ્મારક નથી ?

સર્વધર્મસમભાવમાં પણ, એક આદર્શ હિંદુ સદ્ગૃહસ્થને છાજે એવી સાચી પ્રીતિ એમના સ્વભાવમાં વણાઈ ચૂકી હતી. ઈ. સ. ૧૯૩૨-૩૩ ના કાશીના હુલ્લડમાં એમણે હિંદુ અને મુસલમાન બંને કોમના પીડિત માનવીઓને સમભાવે ને સહર્ષ સનાતની હિંદુઓનો વિરોધ હોવા છતા સહાય કરી હતી. કલકત્તાના એક કોમી હુલ્લડમા એ ગયેલા. સંજોગવશાત લોગે જોગે એમની મોટર તળે, મુસલમાન મહોલ્લામા જ, એક મુસલમાન છોકરો આવી ગયો. મુસલમાન લોકોનુ મોટુ ટોળું જામી ગયુ. વાતાવરણ તંગ હતુ જ. પણ સર્વનું ભલું ઈચ્છનાર પંડિતજીને કોઈ વાતનો ડર લાગતો નહિ. એમનો ડ્રાઈવર મોટર ‘ મારી મૂકવાના ’ મતનો હતો ડૉ. મંગળસિંહ કરીને એક સાથી એમની સાથે હતા. મોટર રોકાવી, સાથીને લઈને માલવીયજી નીચે ઊતર્યા. ઘાયલ થયેલો મુસલમાન છોકરો એક ફર્લાંગ દૂર પડ્યો હતો. મુસલમાનોના ટોળાને વીંધીને માલવીયજી પેલા ઘાયલ છોકરા પાસે પહોંચ્યા, ને એને બીજી મોટરમા બેસાડી હોસ્પિટલ ભેગો કર્યો. એ છોકરો સાજો થયો ત્યાં સુધી માલવીયજી ચિંતવ અને એ છોકરાની તદુરસ્તીના સમાચાર મેળવતા. એકવાર કોઈ આર્ય સમાજી ઉપદેશકનું વ્યાખ્યાન બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયમાં યોજાયેલ. એમાં ઉપદેશકે ઉપદેશકને ન છાજે એવી રીતે ખ્રિસ્તી ને મુસલમાન ધર્મ પર ટીકા પાડેલી. પોતાના જ વિશ્વવિદ્યાલયના મચ પર પરધર્મનિંદા માલવીયજી સહન કરી શક્યા નહિ. એમને એ વાતનું અપાર દુઃખ થયુ. એ વ્યાખ્યાનના પ્રબંધકોને એમણે તાકીદ આપી : ‘ એમની વાણી સંયમભરી ન હોય, એવી વ્યક્તિઓનાં વ્યાખ્યાનો હવેથી વિશ્વવિદ્યાલયમાં ન યોજવાં જોઈએ. વિધવા વિવાહ વિષે પણ એમનો મત જાણવા જેવો છે. એમણે જણાવેલું : ‘ મારો પોતાનો મત એવો છે કે, જો વિધવા પોતે ઇચ્છે તો એને પરણાવવી જોઈએ.’ માલવીયજીનુ આ કથન આપણા કવિસમ્રાટ સ્વ. નાનાલાલના પેલા અમર વાક્યકથન સાથે કેટલું સામ્ય ધરાવે છે ?

‘ સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી.
દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પુણ્ય નથી.’

હિંદુ લોકોનો બાળલગ્નનો રિવાજ, લગ્નના ધૂમ ખર્ચ વગેરેના માલવીયજી સખ્ત વિરોધક હતા. લગ્નમાં પાઠણ ને જાનના ધૂમ ખર્ચ બાબત તો એમણે જબરુ આંદોલન પણ ચલાવેલું.

એક સફળ રાજનીતિજ્ઞ તરીકે પણ એમની ખ્યાતિ હતી જ. ગોળમેજી પરિષદમાં એ ઇંગ્લેન્ડ ગયેલા ત્યારે એમણે અંગ્રેજ રાજ્યનીતિજ્ઞો ઉપર ન ભૂંસાય એવી છાપ પાડેલી. બ્રિટનના એક વખતના વડા પ્રધાન મહૂંમ રામસે મેકડોનલ્ડે, એમના તર્કશુદ્ધ વક્તૃત્વથી પ્રભાવિત થઈ, રૂબરૂમાં કહ્યું હતુ : ‘ અમે મિસ્ટર ગાંધીને એટલા ભયકર નથી સમજતા, જેટલા આપને.’

સર્વધર્મસમભાવ જેમ એમના સ્વભાવમાં વણાઇ ચૂક્યો હતો તેટલી જ ઉત્કટ રીતે સમાધાનવૃત્તિ પણ એમના સ્વભાવમાં વણાઈ ચૂકી હતી. ખોટી હઠાગ્રહવૃત્તિને એમના હૈયામાં સ્થાન ન હતું. કોંગ્રેસના નરમ ને ગરમ દળ-ભારતરોનક ગોખલે ને લોકમાન્ય તિલક-વચ્ચે એ સાંકળ સમા હતા. ઉત્કટ સ્વતંત્રવાદી વિચારો ધરાવતા હોવા છતાં ચોટીધણી પણ રૈયતદ્રોહી સરકારી અમલદારો સાથે એ સુમેળ સાધી શકતા એમની સાથે સુખેથી કામ કરવા એમને ફાવતુ. આવા ચોક્કસ દાખલા એમના જીવનમા બનેલા છે, કોઈની તરફ એ અંગતદ્વેષ રાખતા નહિ. વિચારોમાં ભલે તેટલો મતભેદ હોય તોપણ જલિયાંવાલાના હત્યાકાંડમાં એમણે તત્કાલીન વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડની બહુ કડક શબ્દોમા ટીકા કરેલી. પણ, જ્યારે લોર્ડ ચેમ્સફર્ડ બનારસ આવેલા, ત્યારે માલવીયજીએ એમને પોતાના બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયનું નિરીક્ષણ કરવા ખાસ નિમંત્રણ આપેલું. વાઇસરોયે એ સ્નેહભર્યું નિમંત્રણ સ્વીકાર્યું, ને બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયની પ્રશંસા કરી હતી આમ ‘ મારુ એ સાચું ’ નહિ, પણ સાચું એ મારું ’ એવી સારગ્રાહી એમની વૃત્તિ હતી. ધારાસભાના એમનાં વિદ્વત્તાપૂર્ણ પ્રવચનોમા પણ એમનો આ મધુર સ્વભાવ વારે વારે વર્તાઇ આવતો. ધારાસભામા સર મૂડી મેને એમના સારુ Sweet reasonable-( મધુર અને તર્કશુદ્ધ ) એવું

વિશેષણ યોજેલું. ને ખરેખર, એમની સમગ્ર વિચારસરણી મધુર અને તર્કશુદ્ધ હતી ' સત્યં વદ, પ્રિયં વદ ' એ વાક્યના એ સાધક હતા.

એમની સમગ્ર કારકિર્દીની કલગીરૂપ કાર્ય તો બનારસનું હિંદુ વિશ્વવિદ્યાલય છે, ને રહેશે. ઇ. સ. ૧૮૯૭ માં સનાતન હિંદુ ધર્મીઓની એક સભા હરદ્વારમાં ભરવામાં આવી હતી. આ સભામાં માલવીયજી ને સુપ્રસિદ્ધ થિયોસોફિસ્ટ કર્નલ આલ્કોટ જેવાએ પણ હાજરી આપી હતી. એકઠા થયેલા હિંદુ ધર્મપ્રેમીઓએ એ સભામાં ' ભારત ધર્મ મહામંડળ ' નામના મંડળની સ્થાપના કરી હતી. ઇ. સ. ૧૯૦૬માં આ ' ભારત ધર્મ મહામંડળ ' ની પ્રયાગના કુંભ મેળાના ટાણે ભરાયેલી બેઠકના માલવીયજી પ્રાણ હતા. આ બેઠકમાં જ એક હિંદુ રાજા ને પ્રજા બંને પર ગાઢ અસરને લીધે તેઓ વિશ્વવિદ્યાલય સારુ રૂપિયા એક કરોડ ને એકાવન લાખ જેટલું મોટું ફંડ એકત્રિત કરી શક્યા હતા. સરકારે આ ફંડમાં રૂપિયા સાડા એકવીસ લાખનો ઉમેરો કરી આપ્યો હતો; ઉપરાંત, દર વર્ષે રૂપિયા ત્રણ લાખની ગ્રાંટ ( પ્રશસ્તિ રૂપે, ભેટ ) બાંધી આપી. માલવીયજીની પોતાની ઉત્કટ જ્ઞાનપિપાસાના પ્રતીક સમું બનારસ હિંદુ વિશ્વવિદ્યાલય, કશાય ભેદભાવ વગર હિંદના દરેક જ્ઞાનપિપાસુ વિદ્યાર્થીની તૃષા છિપાવતું ઊભું છે. કદાચ, એ જ પંડિતજીનું સાચું સ્મારક છે.

ગાંધીજીની પણ પહેલાંથી માલવીયજી સ્વદેશીના હિમાયતી હતા. કોંગ્રેસની યે સ્થાપના પહેલાં માદરે વતન પ્રયાગમાં દેશી વસ્તુઓની એક કંપની એમના પ્રયત્નથી ઉઘડવી હતી. વિદેશી વસ્તુઓ વિરુદ્ધ કોંગ્રેસમાં સૌ પહેલો પોકાર એમણે જ પાડેલો.

માતૃભાષા હિંદીની પણ એમણે સારી સેવા બજાવી હતી. કોર્ટ કચેરીઓમાં જ્યાં જ્યાં ઉર્દૂ લિપિ ચાલતી ત્યાં ત્યાં દેવનાગરી લિપિનું ચલણ એમણે પ્રયત્નપૂર્વક કરાવરાવ્યું હતું. દેવનાગરી લિપિ કેટલી સંપૂર્ણ લિપિ છે, એ જોવા માલવીયજીએ ટાંકેલા કેટલાય અભિપ્રાયોમાં, લઘુ લિપિનો ખ્યાતનામા લેખક સર આઇઝેક પિટમેનનો અભિપ્રાય જાણવો બસ થશે. સર આઇઝેક પિટમેન દેવનાગરી લિપિ સારુ લખે છે: ' સંસારમાં જો કોઈ સર્વાંગ સંપૂર્ણ અક્ષર હોય તો તે દેવનાગરી લિપિના છે. ' સને ૧૯૧૦ ને ૧૯૧૯માં માલવીયજી હિંદી સાહિત્ય સંમેલનના પ્રમુખ તરીકે ચૂંટાયેલા. પ્રયાગમાં એમણે ' ભારતી ભવન ' નામનું હિંદીનું મહાકાય પુસ્તકાલય સ્થાપ્યું હતું. અત્યારે, ' ભારતી ભવન ' પુસ્તકાલય ફાલી ફૂલીને હિંદનું એક પહેલા દરજ્જાનું પુસ્તકાલય બન્યું છે. માલવીયજીની વિદ્વત્તા માત્ર સંસ્કૃત ધર્મગ્રંથો કે ઉચ્ચ કોટિના હિંદી ગ્રંથો પરત્વે જ ન હતી; પરંતુ, લોકભાષાના પણ અચ્છા ગ્રાહક હતા લોકભાષાનું મહત્ત્વ એ સમજતા, લોકભાષા દ્વારા લોકોનો સંપર્ક સાધવો એમને બહુ ગમતો, એમણે લોકભાષાને-ગ્રામ્ય ગીતોને, લોકકથાઓને-લોક ગંગાની ઉપમા આપેલી.

ગાંધીજીની પારદર્શક સત્યનિષ્ઠાનો પાર પામ્યા વિના માલવીયજી જેવા મહાન આત્મા કેમ જ રહે ? માલવીયજી ગાંધીજી પ્રત્યે ખૂબ પૂજ્ય ભાવ ધરાવતા. ઇ. સ. ૧૯૩૨ માં માલવીયજીએ વાઇસરોયને એક લાંબો પત્ર લખેલો. એમાં એમણે વાઇસરોયને લખ્યું હતું: ' શ્રીમાન ! આપ જાણતા હશો કે, ગાંધીજી એ વર્તમાન સમયના ભારતવર્ષના સૌથી મહાન પુરુષ છે. પોતાના જીવનની પવિત્રતા ને નિઃસ્વાર્થતા તથા દેશ અને માનવતાના હિતોની અલૌકિક ભક્તિને માટે એ ભારતવર્ષનાં અસંખ્ય નરનારીઓ દ્વારા પૂજાય છે; અને સંસારના સર્વ ભાગોમાં એમનો આદર થાય છે. ' હમણાં લીગ અને કોંગ્રેસ વચ્ચે સમાધાન કરાવવા દોડાદોડી કરી હિંદના રાજકીય ક્ષેત્રમાં ફરી એકવાર ચમકનાર ભોપાળના નવાબ સાહેબ ગોળમેજી પરિષદમાં એક પ્રતિનિધિ હતા. માલવીયજીને ગાંધીજીથી અલગ પાડવા ભોપાળના નવાબે બહુ પ્રયત્ન કર્યા હતા. માલવીયજીને ભોપાળના નવાબ વચ્ચે જે સંવાદ ચાલ્યો હતો તેમાં માલવીયજીની ગાંધીભક્તિની સ્પષ્ટ પ્રતીતિ થયા વગર રહેતી નથી.

પ્રખર ગાંધીભક્ત ઉદ્યોગપતિ શ્રી. ઘનશ્યામદાસ બિરલા પણ ગોળમેજી પરિષદમાં ગયા હતા. એ પરિષદનાં સંસ્મરણો બિરલાજીએ પોતાના પુસ્તક ' डायरी के कुछ पन्ने 'માં નોંધ્યાં છે. માલવીયજી બિરલાજીને કહે: ' ગાંધીજીના શરીરની મને બહુ ફિકર રહે છે, એ કપડાં નથી પહેરતા

એમને કશો કશું થઇ ન જાય. હું પ્રભુને પ્રાર્થના કરું છું કે, રોગ થવાનો હોય તો મને થજો, મોત આવવાનું હોય તો મને આવજો, ગાંધીજીને નહિ.' સને ૧૯૪૨ના ૮મી ઓગસ્ટના ઐતિહાસિક દિને જર્જરિત દેહે માલવીયજીએ ગાંધીજીને સંદેશો પાઠવેલો: 'મારી તબિયતની નાદુરસ્તીને કારણે, હું આજની સભામાં હાજરી નહિ આપી શકવા બદલ અત્યંત દિલગીર છું. આપની મંત્રણાઓ પર પ્રભુના આશીર્વાદ ઊતરો! હું નિર્બળ છું. પણ મારું દિલ આપની સાથે જ છે.' ભક્તવર નરસિંહ મહેતાનું સુપ્રસિદ્ધ ભજન 'વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે-' ગાંધીજીને અતિ પ્રિય છે. એ જાણીતી વાત છે. માલવીયજીને પણ સાધુપુરુષના ઉચ્ચ કોટિના સદ્‌ગુણો બતાવતું એ ગુજરાતી ભજન અતિ પ્રિય હતું, ને નિજ આત્માની શાંતિ સારુ એ ભજન એ કોઇ ને કોઇની પાસે ગવડાવતા પણ.

માલવીયજી ગરીબોના હતા. બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના સંચાલકોને એ ભારપૂર્વક ને વારંવાર કહેતા: 'હુ ગરીબ માબાપનો દીકરો છું. એટલે ગરીબ વિદ્યાર્થીઓનાં શાં કષ્ટો હોઇ શકે એ હું સમજું છું.' એ હંમેશા ગરીબ વિદ્યાર્થીઓનો જ પક્ષ લેતા. પોતાની પ્રિય શિક્ષણ સંસ્થા બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયમાં જ્યારે, નાછૂટકે, વિદ્યાર્થીઓની ભારી ૧૫%થી ૧૦% ઘટાડવાનો ઠરાવ થયો ત્યારે એમના આત્માએ અપાર દુઃખ અનુભવેલું. વિશ્વવિદ્યાલયના પ્રિન્સિપાલ સાહેબને એ ગરીબ વિદ્યાર્થીઓની ભારીની બાબતમાં એમના દિલની એક જ વાત વારે વારે કહેતા: 'આપ એટલે બધે ઊંચે બેઠા છો, કે આપને નીચે શું ચાલી રહ્યું છે તેનો ખ્યાલ પણ નથી. આ ગરીબ વિદ્યાર્થીઓમાં કેટલા ધ્રુવ, કેટલા શિવાજી ને કેટલા રાણા પ્રતાપ છુપાયેલા છે એ કોણ કહી શકે?' અત્યારે પણ એમના જ પ્રયત્નથી બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયમાં હિંદમાં સૌથી વધુ વિદ્યાર્થીઓની ફી-માફીનું પ્રમાણ છે.

•

માલવીયજીનું અંતઃકરણ અતિ કૂમળું હતું. કોઇને પણ મુલાકાતની ના પાડતાં એમનો જીવ જાણે કળી કપાતો. એમના ખરાબ સ્વાસ્થ્યને લીધે સ્નેહીઓ એમના મુલાકાતીઓને રોકતા, એમની આડે આવતા. માલવીયજી આ વાત જાણી કહેતા: 'ભાઇ, તમે નથી જાણતા કે, કોણ કેટલે દૂરથી શું દુઃખ લઇને આવ્યા છે, એમને સાંભળ્યા સિવાય શી રીતે પાછા જવા દેવાય!' ગાંધીજી જેવાએ પણ આ મહાપુરુષની આવી મનની અપાર ઉદારતા જોઇને કહેલું: 'ખરેખર, પંડિતજી (માલવીયજી)ની દયા જ એમની દુશ્મન બની બેઠી છે.' ઘરના નોકરચાકર પ્રત્યે પણ કુટુંબીજન જેટલો જ સ્નેહ રાખતા. કોઇ વૈદરાજે એમના સારુ પ્રભાતના ચાર વાગ્યે કાઢો બનાવી પીવાનું કહેલું. ઘરના માણસોએ આ કામ નોકરોને સોંપ્યું. પણ, રાતના અગિયાર વાગે થાક્યાપાક્યા સૂતેલા નોકરને પરોઢિયે ચાર વાગે ઉઠાડવાની માલવીયજીએ સ્પષ્ટ ના ભણી. અઢાર દિવસ પછી એ કાઢો કાઢવાની બીજી વ્યવસ્થા થઈ શકી ત્યાં લગી એમની દવા એમણે મોકૂફ રાખેલી. રસ્તામાં દરદથી પીડાતી કોઇ ભિખારણને એકામાં ઘાલી, ને હરિપલાલમાં દાખલ કરાવી એની દવા સારુ એમણે પ્રબંધ કરેલો, ત્યારે જ એમના દિલને શાતા વળેલી. મારગમાં એક કૂતરાના કાનમાં મોટો ઘા પડ્યો હતો. ઘા પાક્યો હતો. અસંખ્ય માખો બણબણતી હતી ને કૂતરો બિચારો બહુ પીડાતો હતો. માલવીયજીથી જોયું ન ગયું. એ દાક્તર પાસે દોડ્યા, જોઇતાં દવા ને પાટાપિંડી લઈ આવ્યા, ને કૂતરું સતત ભસતું ને ધૂરકતું રહ્યું. છતાં પોતાને હાથે પ્રેમથી એનો ઘા ધોયો ને દવા લગાવી પાટો બાંધી, કૂતરાને આરામ કર્યો. સને ૧૯૦૦માં પ્રયાગમાં ચાલેલા પ્લેગમાં એમણે ખૂબ રાહતકાર્ય કર્યું હતું. પ્લેગવાળા મહોલ્લાઓમાં એ નિર્ભયપણે ઘૂમતા. એ પ્લેગમાં એ માંદા પડ્યા હતા. છતાં સાજા થયા ન થયા ને તરત પાછા રાહતકાર્યમાં લાગી ગયા હતા...માંદા સાથીઓનાં વિષ્ટામૂત્ર ઉપાડવામાં એ નાનમ નહિ પણ ગૌરવ અનુભવતા ને એમણે એવી સેવા કર્યાના દાખલા એમના જીવનમાં જડે છે. એક વાર રસ્તામાં બળદગાડી સામી મળવાથી એમની મોટરને અકસ્માત થયેલો. એમને પોતાને પણ સહેજ ચોટ વાગેલી. છતાં, મોટરમાંથી ઊતરીને એમણે મુખમાંથી પહેલો સવાલ એ કર્યો કે, બળદને કંઈ વાગ્યુંબાગ્યું તો નથી!

એમનું સૌંદર્ય નાનપણથી જ અતિ મોહક હતું. નાનપણમાં એમણે આંગ્લ સાહિત્યના કવિશિરોમણિ શેક્સપિયર કૃત 'મર્ચન્ટ ઓફ વેનિસ'માં પોર્શિયાનો અને કવિકુલગુરુ કાલિદાસ કૃત 'શાકુંતલ'નો સરસ અભિનય કર્યો હતો.

કોઈની પણ ખુશામત કરવાનું એમના સ્વભાવમાં મુદ્દલ ન હતું. કાલા કાંકરના મહારાજા એમના ઉપર ખૂબ પ્રેમ રાખતા ને એમને માસિક અમુક રૂપિયા પણ મોકલાવતા. પણ એ મદિરા પીતા એટલા સારુ માલવીયજીએ એમની દોસ્તી છોડેલી એક જમીનદારે પચાસ હજારનો ચેક એમને આપ્યો તે એટલા માટે કે, એમના (માલવીયજી)ના પરિચિત એક મોટા સરકારી અમલદાર પાસેથી એ જમીનદારનું સ્વાર્થનું કામ માલવીયજી કઢાવી આપે માલવીયજીએ ચેક વરત પાછો મોકલ્યો, ને વધારામાં લખ્યું: 'જે ઉચિત હશે તે હું કરીશ જ.'

હિંદના કેટલાક નેતાઓએ માલવીયજી વિષે નોખા નોખા પ્રસંગે કાઢેલા ઉદ્ગારોમા એમની મહત્તા સરલ રીતે વ્યક્ત થાય છે.

બાબુ પુરુષોત્તમદાસ ટંડન એમના વિષે લખે છે...'પરંતુ, કેટલાય વિષયોમાં મતભેદ હોવા છતાં પણ એમના વ્યક્તિત્વની મારા હૃદય ઉપર ઊંડી છાપ છે; અને મારા જીવન ઉપર એમનો આઢ પ્રભાવ છે. એમની ઉચ્ચ ભાવનાઓની સ્મૃતિ આજ પણ મારી અમૂલ્ય સંપત્તિ છે.'

આપણા પ્રખર દેશહિતેચ્છુ ઈજનેર અને અર્થશાસ્ત્રી શ્રી મોક્ષ ગુંડમ વિશ્વેશ્વરૈયાએ એમના વિષે કહ્યું હતુ: 'જનતાના હિતને માટે પંડિતજીએ કોંગ્રેસના મંચ ઉપરથી ઇ. સ. ૧૮૮૬થી અને મધ્યસ્થ ધારા સભામાં ઇ. સ ૧૯૧૦થી લડાઈઓ લડી છે.'

પ્રખર વૈજ્ઞાનિક મહર્ષિ ડૉ. પ્રફુલ્લચંદ્ર રે એ એમના વિષે કહેલુ: 'માલવીયજીએ દેશહિતના અનેક પ્રશ્નોમાં સઘળુ ધ્યાન આપવા સારુ પોતાની ધીકતી વકીલાત છોડી દીધી અને ગરીબીને વર્યા' એમનું જીવન દેશસેવાને માટે સમર્પણ કરેલુ પરમ ત્યાગનું જીવન છે. કાશી વિશ્વવિદ્યાલય એમની અસીમ અને અતૂટ શક્તિનુ જીવનસ્મારક છે.

રત્નપારખુ ગાંધીજીએ આ દેશરત્નની વધી અગાઉ કિંમત આંકી હતી. ગાંધીજીએ લખ્યુ છે: 'એને ૧૯૧૫માં ભારતમાં પાછા ફર્યા પછીથી જ મને માલવીયજીને ઓળખવાનો સુઅવસર મળ્યો. છે. હિંદુઓની સર્વશ્રેષ્ઠ વ્યક્તિઓમાંના તેઓ એક છે. તે કોઈનો દ્વેષ કરી શકતા નથી. એમના વિશાળ હૃદયમાં શત્રુઓને પણ સ્થાન છે. એમનો અધિકાર એક જ છે એને તે જન્મભૂમિની લાગલાગટ સેવા કરવાનો.'

કોંગ્રેસના ઇતિહાસના પ્રખર લેખક ડૉ. પટ્ટાભિ સીતારામૈયાએ એમના જીવનકાર્યની સરસ સમિક્ષા કરી છે. એ સારુ વાંચકે 'કોંગ્રેસનો ઈતિહાસ' જોવો જરૂરી છે.

પ્રખર હિન્દુ ફિલસૂફ ને હાલ માલવીયજીના કાશી વિશ્વવિદ્યાલયના વારસદાર સર સર્વપલ્લિ રાધાકૃષ્ણન ગાંધીજી જોડે એમને સરખાવતાં લખે છે: 'આ બન્ને નેતા ઈશ્વરનો કૃપાપ્રસાદ પામેલા ને આત્મતેજથી પુનિત થયેલા છે.'

માલવીયજીના પ્રાણ ભારતમની સ્વતંત્રતા સારુ કેવા પછાડા નાખતા હતા એ બતાવવા સારુ તેમના થોડાક પ્રેરણાત્મક ઉદ્ગારો નોંધી એમનું આ ટૂંક જીવનચરિત્ર પૂરું કરીશું.

ઇ. સ ૧૯૩૬ની ફૈજપુરમાં ભરાયેલી કોંગ્રેસની બેઠકમાં એમણે ઘોષણા કરી હતી:

'અમે અંગ્રેજી રાજ્ય સહન કરી શકતા નથી. અમે અમારુ રાજ્ય ચલાવી શકીએ એમ છીએ, રાજ્ય કરવાની શક્તિ જે અમારા પૂર્વજોમાં હતી તે હજુ અમારામાં ક્ષીણ નથી થઈ ગઈ. સંસારના સર્વ દેશોએ એટલે સુધી કે મિસરે પણ સ્વતંત્રતા પ્રાપ્ત કરી લીધી છે. પરંતુ શું એવો કોઈ ભારતીય હશે, જેનુ હૃદય ભારતવર્ષની દુર્દશા જોઈને વારંવાર રડતું નહિ હોય? બળવાન અને બુદ્ધિમાન હોવા છતાં પણ આપણે અંગ્રેજોના ગુલામ છીએ. શું આપણને શરમ નથી આવતી? પચાસ વર્ષથી હું કોંગ્રેસની સાથે છું. સંભવ છે કે હું વધારે ન જીવું, અને ભારત હજી પણ પરાધીન છે એથી કચવાતે જીવે મરી પણ જઈ છતાં પણ, એ આશા રાખું છું કે હું આ ભારતને સ્વતંત્ર જોઈ શકીશ. આપ ધ્યાનમાં રાખો કે અંગ્રેજ જ્યાં સુધી આપણાથી ડરશે નહિ ત્યાં સુધી એ ભાગવાનો નથી. માટે આપણી કાયરતાને દૂર કરો, બહાદુર બનો અને પ્રતિજ્ઞા કરો કે સ્વતંત્ર બનીને જ અમે આરામ લઈશુ.'

અને છેવટના મંત્રી મંડળના સમાધાનને અને જ્યારે રાષ્ટ્રીય કોંગ્રેસે લોકપ્રતિનિધિ સભામાં જવાનું અને બાદમાં વચગાળાની સરકારની સત્તા સ્વીકારી તે વેળાના તેમના અંતિમ બોલ પણ આ હતાઃ 'અપના દેશમેં અપના રાજ્ય.'

# કુંવર રસાળુ

મયૂર

કુંવર રસાળુ સડાક થઇ ઊભો રહી ગયો છે. અરેરે રાજા !

છેટાની વાટેથી રાજા ! પરદેશી આવ્યા જો,
આવીને ઊભા છે તારે દ્વારે રે રાજેસરી !

હે રાજા ! આઘા આઘા મુલકમાંથી લાંબો લાંબો પંથ કાપીને પરદેશી પંથી તારે બારણે આવીને ઊભો છે.

મોટાં તારાં રાજ, રાજા ! મોટાં માતપત્યા જો,
અમે તો આવ્યા'તા કરવા ચાકરી, રાજેસરી !

હે રાજા ! તું તો મોટા રાજનો ધણી છો ને અમે તો તારી ચાકરી કરવા જ આવ્યા'તા.

નથી લૂંટયાં ગામ ને નથી લૂંટી વાડી જો,
શાયે રે વાંકે તે અમને તજ્યો રે રાજેસરી !

હે રાજા ! અમે તારાં ગામ લૂંટયાં નથી, તારો ગરાસ લૂંટયો નથી ને અમારો એવો તે કીયો વાંક તારે હૈયે વસ્યો કે અમને આવડો બધો જાકારો દીધો ?

મોટાં તારાં રાજ, રાજા ! ભર્યાં તારા મધ જો,
અમારે જરી યે ન એની આશ રે રાજેસરી !

રાજા ! તારું મોટું રાજ્ય હોય તો તારી પાસે રહ્યું. તારી પાસે ભર્યા ભર્યા ભંડાર હોય તો એ ય તારી પાસે રહ્યા. અમારે એની જરી યે ખેવના નથી. અમે તો કેવળ તને વંદના કરવા આવ્યા છીએ !

કુંવર રસાળુ તો ઊભો ઊભો કરગરે છે. વળી વળી રાજાને વીનવે છે. પણ રાજા તો વાંસો ફેરીને બેઠા છે. હોંકારો સરખો યે દીધો નથી. એને તો બીક છે કે હોંકારો દીધે ય હાણ થાય તો !

પછી તો કુંવર રસાળુ યે વીનવી વીનવીને થાક્યો છે એણે તો કહી દીધું છે:

ઉગમણે જાશું, રાજા ! આથમણે જાશું જો,
જાશું રે, પ્રભુજીના મોટા રાજમાં રાજેસરી !

ને રીસે બળ્યોજળ્યો કુંવર રસાળુ ઘોડે ચડીને રાજાને દરબારથી પાછો ચાલી નીકળ્યો છે.

રસ્તે ચાલતાં મારગમાં માતા લુણાંનો મહેલ આવ્યો છે. મહેલ નીચેથી કુંવર નીકળ્યો છે. મહેલને ઝરૂખે ઊભી ઊભી રાણી લુણા રસ રસ રૂએ છે. એણે આંખે પાટા બાંધ્યા છે. એનો બેટડો એને આંગણેથી રિસાઈને ચાલ્યો જાય છે. એને મનાવવાની મા જનેતામાં તેવડ નથી. જન્મ્યો ત્યારથી નેણાં ભરી કુંવરને નીરખવાની માતાને હૈયે ઝંખના છે ને આંગણે આવીને ઊભો છે, ત્યારે તો માડીએ આંખે પાટા બાંધ્યા છે. બાર બાર વરસની જોગીડાની આણ છે. ને બાર વરસ હજુ પૂરાં થયાં નથી. એ તો ઝરૂખે ઊભી ઊભી રસ રસ રૂએ છે ને નીચે ઊભો ઊભો કુંવર માડીને વીનવે છે:

માડી, તારો જાયો આજે આશાભર્યો આવ્યો જો,
આવીને ઊભો છે તારે બારણે, માતુશરી !

મીઠા માના વેણ, માની શાળી શાળી છાંય જો,
અમને માડીની હૈયે ભૂખ રે, માતુશરી !

બોલાવી ન બોલે માડી, ઊભી ઊભી રૂવે જો,
આંસુડે રચી શું તારી દેહ રે માતુશરી !

અરેરે માડી ! લાંબા લાંબા વિજોગના દિન પછી આજે તારો બાળુડો રાજા તારે

આંગણે આવીને ઊભો છે. એને આવ નહિ, આદર નહિ, ને એને માટે તારાં નેણાંમાં નેહ પણ નથી? એને માટે શું એકલાં આંસુડાં જ તારે હૈયે ભર્યાં છે?

માડી એનું હૈયું કેવી રીતે દીકરાને ખોલી બતાવે? કેવી રીતે કહી શકે કે એના બાળા કુંવરને માટે માડીના હૈયામાં સમૃદ્ધિ ભરી છે! ને તોય માડીને આજે કેવી વસમી વેળા આવી પડી છે?

વસમી વેળા ને વસમી ઘડી,
 વસમા જોગીડાના જોમજી!
દેવનો દીધેલો મારો બાળુડો,
 તોય મારા અણપૂર્યા કોડજી!
છતે રે બાળુડે માતા વાંઝણી!
સૂરજ તપે ને તપે શીમડી,
 જગમગ ધરતીની કાય જી!
મારે તો અંધારાં ચારેપાસનાં,
 સૂઝે નહિ દશ ને મોવાળજી!
છતે રે બાળુડે માતા વાંઝણી!

અરેરે દીકરા મારા! તું તો મારો ઘણોય દેવનો દીધેલ છો. પણ કોણ જાણે શીયાય કરમના વાંકે આડી જોગીડાની આણો ફરી વળી છે. અરેરે બેટા! હું તો છતે દીકરે વાંઝણી જ રહી. ધરતીનાં હૈયાં સૂરજના તેજમાં અંઘોળ કરી રહ્યાં છે. પણ મારે હૈયે તો ઘોર અંધારાં ફરી વળ્યાં છે.

કુંવર તો કહે છે:

નથી જોયા દેશ, બાળે નથી જોયાં માનવી,
 પહેલોવેલો આવ્યો માડી પાસ રે, માવુશરી!
પહેલો ને જાકારો એના બાપુજીએ દીધો જે,
 બીજલે માડીએ બીડ્યાં દ્વાર, માવુશરી!

અરેરે હું તો હજી ઊગીને ઊભો જ થયો છું. નથી દુનિયા જોઈ, નથી દુનિયાનાં માનવી જોયાં. જનમ ધરીને પહેલોવેલો માડીને બારણે જ આવીને ઊભો છું. ત્યાં તો માતપિતા બંનેએ દીકરાને જાકારો દીધો.

માડી કહે છે: 'અરે દીકરા! તું તે આવું અજુગતું કયે મોઢે બોલે છે?

જા કેતાં વૂઠે મારી જીભડી,
 મર કેતાં પડે મને ગાળજી;
ગુરુને પ્રતાપે જાયો બેટડો,
 તું તો મારી આંખ્યુનો આધારજી!
આંસુડે ઉજાળું તારા પંથને.

દીકરા! જા કહું તો મારી જ જીભડી કપાય ને મર કહું તો મને જ ગાળ બેસે. જોગંદરને વરદાને મને તું મળ્યો છે. તું તો મારી આંખનો આધાર છે.

દીકરો કહે છે: 'તો મા! તારી બાર વરસની અવધ ભલે પૂરી થાય. ધરતીને માથે માલેકનું મોટું રાજ છે. માલેકના રાજમાં હરીફરીને પાછો આવીશ. એટલી આશિષ દે મા! કે જ્યાં જાઉં ત્યાં મારું કામ ફતેહ થાય.'

ને માને હૈયે દીકરા માટે આશીર્વાદની કાંઈ ખોટ હોય? એ તો કહે છે:

ઘણું ઘણું જીવો મારા બેટડા,
 જીવો મારા હૈયા કેરા હારજી!
જાઓ ને બાળુડા મોટા દેશમાં,
 જીતો બેટા! દુનિયાનું રાજજી!
આંસુડે ઉજાળું તારા પંથને!

માડીએ આશિષ દીધી છે. માડીની આશિષ માથે ચડાવી કરીને કુંવર રસાળુ ભંવર ઈરાકી ઉપર ચડીને ત્યાંથી ચાલી નીકળ્યો છે. સાથે સુતાર ને સોનારો લીધા છે. ઢાલ તલવાર ને ભાલો લીધાં છે.

ચાલતાં ચાલતાં અઘોર જંગલ આવ્યું છે ને જંગલમાં તો રાત પડી

છે. જંગલમાં કુંવર રાતવાસો રહ્યો છે.

કુંવર કહેઃ 'આ તો અંધાર જંગલ ભાઈ. જંગલમાં તો જાગે એ જીવે. આપણે વારાફરતી જાગીએ ને વારાફરતી સૂઈએ.'

ને પહેલે પહોર સુતારની ચોકી બેઠી છે. કૂણા કૂણા પાંદડાની પથારી કરી કુંવર રસાળુ પોઢી ગયો છે ને સુતાર ઉઘાડી તલવારે પહેરો ભરતો બેઠો છે.

સમ સમ કરતી રાત ચાલી જાય છે. ત્રમ ત્રમ ત્રમ તમરાં કાન ફાડી નાખે એવું આરડી રહ્યાં છે. વનનાં વનચરો ધમમ ધમમ કરી રહ્યાં છે ને ફરતા લીલુડા ડુંગરા ધણુણુણુ ધણુણુણુ ડોલી રહ્યા છે.

ને એવે ટાણે સુસવાટા દેતો એક સાપ હાથ હાથની ફેણ ઊંચી કરતો પૂંછડાની પ્રાછટે ધરતીને ઢબેડતો, ગલોલીમાંથી છૂટતા ન હોય એમ કાંકરાની ચારેકોર તડી બોલાવતો સુતારની સામો દોડ્યો આવે છે. એની આંખમાંથી અગનના તણખા ઝરે છે ને મોઢામાંથી ઝેરના ફીણ ઊડે છે ને એ તો જેની ઉપર પડ્યા એ પડતાં ભેળાં જ ભસમ થઈ ગયાં સમજી લ્યો.

સાપ તો સાસભર્યો સુતારની સામો આવી ઊભો છે ને પૂંછડીભર બેઠો થઈને સુતારને ડારી રહ્યો છે ને છીંકોટા નાખી રહ્યો છેઃ 'અરે હે માનવી! મારા વનમાં આવનારો તું કોણ? ફરતી બાર ગાઉમાં મારી આણ ફરે. એક ફૂંક મારું ત્યાં બાર ગાઉમાં વનજંગલ બાળીને ખાખ કરું. તેં મારી આણમાં પગ કેમ દીધો?'

સાપ તો ઉલાળે ઉલાળા મારે છે ને સુતારને હૈયે તો ઉફડકો યે નથી. એ તો કહે છેઃ 'આણ્યું તો રાજા રામની યે નથી રહી, તો તું સાપોલિયું તે શા હિસાબમાં? ને ભા! વનજંગલ તો એમાં જે વસે એનાં. એના ઉપર કોઈનું ધણીપણું નહિ'

સાંભળીને સાપને તો રોમરોમ અગન લાગી ગઈ છે. એણે ધરતી ઉપર ફેણ પછાડી ને ફૂંફાડો કર્યો છે. એની ફૂંકે આજુબાજુનાં ઝાડપાન કાળાં ભઠ પડી ગયાં છે. 'હું કાળોતરો નાગ. મારે પડછાયે ય માનવીને ઝેર ચડે ને ઘડીકમાં લીલો કાચ થઈ જાય.'

તો કે: 'આવડો એંકાર કાં કર ભા? એંકાર તો રા ત રાવણનો ય રહ્યો નથી. ને આઝા ઝેર રાખીને ફરો છો, તે ધરતીને માથે એનો ઉતારનારો જાણે કોઈ જ નહિ હોય કાં? આવડી રાઈ માથામાં નો રાખીએ, ભા. આ તો અસુર થયું ને રાત રહ્યા વાળી વાત છે.'

ને પછી સાપ પૂછવા ઊભો રહે? એણે તો સુતારને ડંશ દેવા દોટ કાઢી. હમણાં જાણે ડંશ દેશે. પણ સુતારને ય એની માએ સુતાર જણ્યો'તો ને વળી જણતી વખતે સવાશેર સૂંઠ ખાધી'તી. સુતારે તો તલવાર ફેરવી. અડચા ભેળી તો માખણનો પિંડો હોય એમ માથુસતું માથું ઉતારી લ્યે તો આ તો બિચારો સાપોલિયો હતો. કૂણો કૂણો ઘેવર જેવો ને અંદર એક યે હાડકું નહિ. તલવાર પડી એવા તો સાપના બે કટકા થઈ ગયા. એક પડ્યું ઊગમણું ને એક પડ્યું આથમણું. દાઝે ભર્યા સુતારે પછી તો એના રાઈ રાઈ જેવડા કકડા કર્યા. કકડા કરીને બધા ય એક ઠેકાણે ભેગા કર્યા ને

ઉપર ઢાલ ઊંધી વાળી દીધી. એના મનમાં એમ કે સવારે ભાઇબંધને દેખાડશું. એ ય જાણે તો ખરા કે આપણામાં પણ કંઇક છે !

સુતારની ચોકી પૂરી થઈ ને પછી સોનીની ચોકી બેઠી. સોનીની ચોકી પૂરી થઇ ને પછી કુંવર રસાળુનો વારો આવ્યો.

સુતાર ને સોનારો નિરાંતે ઊંઘે છે ને કુંવર પેશ ભરતો બેઠો છે. થોડી વાર થઈ છે ને વનવગડામાં ઝંઝાવાત ઊપડ્યા છે. વનનાં ઝાડવાં જાણે વંટોળે ચડ્યાં છે ધરતીને માથે કુડ્ડુડુ કુડ્ડુડુ કરતાં પ્રલેકાળનાં ઘોડાં જાણે દોડ્યાં આવે છે. બાર બાર ગાઉને માથે જાણે પવનદેવની ફૂંક મંડાણી છે ને ઝાડપાન પશુપંખેરુ જે હડફેટે ચડ્યું તે ગડથોલાં લેતાં માંડ્યાં છે ચારેકોર ઊડવા. ફ્રરડકું, ફ્રરડકું, લગીધોમ ધમાધમ, લગીધોમ ધમાધમ, ધરતીને માથે જાણે સો સો ધમણો મંડાણી છે ને ફ્રરડકારા બોલાવતો ને ધબધબાટી કરતો એક અજબનો જીવ કુંવર રસાળુ સામો હાલ્યો આવે છે. ઓહોહોહો! કાંઇ એનું બેંકાર રૂપ છે! ને કાંઈ બિહામણી એની કાયા છે? સામે આંખ તો શેની મંડાય! પણ સાંભળતાં યે છાતી ધડકતી બંધ થઇ જાય એવો ભેંસાસુરનો મોટોભાઈ ફ્રરડકારા બોલાવતો ને ઝંઝાવાત જગાવતો હાલ્યો આવે છે.

‘ખાઉં ખાઉં ફ્રરડકું, ખાઉં ખાઉં ધમાધમ.’ ભેંસાસુર બરાડા પાડી રહ્યો છે.

કુંવર રસાળુએ એને આવતો દીઠો છે ને ઘડીક તો એનો જીવ પણ કાચબી મારી ગયો છે. ‘ઓહોહોહો! ઘડ્યું છે ને કાંઈ રૂપ! ભમવાને સાવ નવરો જ લાગે છે. ધરતીને માથે આવાં ય રોનક માશ વાલાએ ખડાં કર્યાં છે ને!’

ભેંસાસુર કહેઃ ‘ત્રીશ ત્રીશ ગાઉમાં મારી ફૂંક ચાલે. ફૂંક મારું ત્યાં જે આડું આવ્યું તે આકાશે ઊડે ને પાછું હેઠે પડતાં એને જુગના જુગ વીતી જાય.’

કુંવર રસાળુ તો હલતો નથી, ચાલતો નથી. બેઠો છે તેમ બેસી રહ્યો છે ને મરક મરક હસે છેઃ ‘બહુ બણેઠો તું તો ભાઇ.’

‘ખાઉં ખાઉં ફ્રરડકું, ખાઉં ખાઉં ધમાધમ!’ ભેંસાસુર બરાડા પાડે છે.

‘હવે ખાતો હો તો ઝટઝટ ખાઇ જા ને, તે છૂટકો થાય. નાહકનો લવારા શું કામ કરે છે?’ કુંવર કહે છે.

‘ફ્રરડકું ફ્રરડકું.’ ભેંસાસુર કુદકી કરે છે. ચારેકોરથી ઝાડપાનનો ભુક્કો બોલાવે છે ને હાકલા–પડકારા કરે છે.

‘આ તો બહુ બોલકો ભાઈ. ક્યારનો ગોકીરો કરે છ તે માથું પકવી નાખ્યું.’ એણે તો તીર–કામઠું લીધું છે. લઈને એક તીર ભેંસાસુરને ઠકાડ્યું છે.

તીર વાગ્યું એવો તો દીપડો ઠેકે એમ ભેંસાસુર ઠેક્યો છે. ને કુંવર રસાળુ ઉપર ખાબક્યો છે. કુંવર એક તરફ સરી ગયો છે ને ઉપાડીને બીજું તીર ઠોક્યું છે. બીજાની ઉપર ત્રીજું વળગાડ્યું ને ત્યાં તો કાળી રાડ સાંધતો ભેંસાસુર જાય ભાગ્યો, જાય ભાગ્યો.

કુંવર ભેંસાસુરની વાંસે દોડ્યો. ઊભો રહે, એલા ઊભો રહે. આવ્યો ત્યારે તો

ભૂખ્યો ડાંસ થઈને આવ્યો'તો. ખાઉં ખાઉં, બીજી વાત જ નહોતી ને હવે એમ ને એમ કાં ભાગ્યો ?'

પણ ભેંસાસુરનો હી ફર્યો'તો તે વાંસે જુએ? એ તો જાય ભાગ્યો, જાય ભાગ્યો. મોઢાગળ ભેંસાસુર ને એની પાછળ કુંવર રસાળુ. કુંવર તો પાછળથી તીર ઠઠાડ્યે રાખે. ભેંસાસુર ઠેકડે ઠેકડા નાંખે ને જાય ઘોડ્યો. લોહી હાલ્યું જાય, ડાળા ફાટ્યા રહેલા ને શ્વાસ ક્યાંય માય નહિ.

માંડ માંડ ગુફાએ પહોંચ્યો પણ એટલી વારમાં તો સાવ આવી રહ્યો. લાંબો લસ થઈને ગુફામાં પડ્યો. ફરકડું ફરકડું બધું સુકાઈ ગયેલું, ને હવે તો જીવશું કે કેમ એની જ ચિંતા.

ને હવે એ કાંઈ થોડો જીવવાનો હતો? કુંવરે એને પગે પગે ગૂંદીને ફુણો ઘેવર જેવો કરી નાખ્યો. ને પછી નિરાંતે એનું માથું વાઢ્યું.

ભેંસાસુરને ઠેકાણે કરી કારવીને જાણે કે કાંઈ બન્યું જ નથી એમ કુંવર તો પાછો થાનકે આવી પહોંચ્યો ને પહેરો ભરવા બેસી ગયો.

સવારે સુતાર કહેઃ 'કાં ભાઈઓ! રાતમાં કાંઈ નવાજૂની?' એને તો બોલ્યા સાપની વાત કરવાની ચટપટી થઈ રહી હતી.

સોનીને તો બચાડાને કાંઈ નવી યે નહોવી. ને જૂની યે નહોતી. એના પહેરામાં તો ખડનું તણખલું યે આડું અવળું થયું ન હતું. એ તો કહેઃ 'આપણે તો ભાઈ એક ઊંઘે સવાર.'

'ને તમે કુંવર?' સુતારે કુંવરને પૂછ્યું.

કુંવર કહેઃ 'એ ય ને નિરાંતે ઊંઘ્યા.'

સુતાર કહેઃ 'એમ છે ત્યારે. હવે જોઈ લ્યો ભાયડાના ઝપાટા.'

ને એણે તો ઢાલ ઊંચી કરીને પેલા સાપના કટકા બતાવ્યા.

રસાળુ કહેઃ 'એલા તું તો ભારે બહાદુર. સવા હાથનો સાપ માર્યો.'

સુતાર કહેઃ 'સવા હાથનો જ હશે ને? જરા સમી રીતે માપી તો જુઓ. પૂરો નવ હાથ છે.'

રસાળુ કહેઃ 'પણ છે તો બોકીડું ને? હવે જરા મારી સાથે ચાલ. હું યે કાંઈક બતાવું.'

કુંવર બાવડું ઝાલીને બંને મિત્રોને ભેંસાસુરની ગુફા પાસે લઈ ગયો. સાત ગાઉ લાંબી ગુફા ને ગુફામાં રાક્ષસ થત્તોપાટ પડેલો. રાક્ષસ આડે ગુફામાં હાલ્યાનો મારગ રહ્યો નથી.

'ઓય મારા બાપ!' ભેંસાસુરને જોઈને સુતારે કાળી રાડ સાંધી.

કુંવર કહેઃ 'બી મા; એ હવે ઊભો થવાનો નથી. હવે કહે, આની પાસે તો તારો સાપ સવા હાથનો ય નહિ ને?'

પણ સુતારને જવાબ દેવાની સોં હોય તો બોલે ને! એને તો થથરાટી વછૂટેલી ને બોલ્યો સોનારો તો બચાડો સાવ ભોળિયો બાદશાહ. એણે તો સાપે ય નહિ મારેલો ને સસલો ય નહિ મારેલો. એ તો કરીને ચીંગડું વળી ગયેલો.

ને પછી તો બંને જણા કુંવરની સામા હાથ જોડી ઊભા છેઃ 'કુંવર, તમારી હેડીના અમથી નહિ થવાય. રજા આપો તો હીમખીમ ઘરભેગા થઈએ.'

કુંવર કહેઃ 'સુખેથી. ઘેર જવું હોય તો મારી ના નથી.'

સુતાર ને સોનારો ત્યાંથી પાછા વળી ગયા છે ને કુંવર રસાળુ આગળ ચાલતાં નીલાનગરીમાં જઈ ચડ્યો છે.

નીલાનગરીને માથે રાક્ષસનો લાગો. રોજ એક જુવાનડો, એક પાડો ને સાત સૂંડલા ભરીને રોટલાનું નિવેદ રાક્ષસને ધરવું જોવે. એટલું કરે તો રાક્ષસ નગરીના લોકને ન વેઠે. એમાં ચૂક પડી તો નીલાનગરી ઘડી બે ઘડીમાં હતી ન હતી થઈ જાય.

કુંવર આવ્યો છે ને તે દિવસે એક ડોશીના દીકરાનો વારો છે. છ છ દીકરાને તો રાક્ષસ ભરખી ગયો છે ને આજે સાતમાને ય વળાવવાનો છે. સાત સાત દીકરે આજે ડોશી વાંઝણી થવા બેઠી છે. એ તો બેઠી બેઠી બોર બોર આંસુડે રૂવે છે.

કુંવર કહે છેઃ 'માડી શું કામ રોવો છો? આજે તો આવ્યો છું, ત્યારે હું જ રાક્ષસને ભાત પહોંચાડવા જઈશ.'

લોકોએ કુંવરને વાર્યો છે, પણ કુંવર કોઈ દી કોઈનો વાર્યો રહ્યો છે તે આજે રહે? એ તો રાક્ષસનાં ભક્ષ્ય ભોજન લઈ કરીને ભંવર ઈરાકી ઉપર ચડી રાક્ષસના નગર તરફ ચાલી નીકળ્યો છે.

રાક્ષસ–નગરીને પાદર મોટું બધું તળાવ ને મશકમાં પાણી ભરીને એક રાક્ષસ ચાલ્યો જાય છે. એણે કુંવર રસાળુને જોયો છે ને એ તો થેઈ થેઈ નાચવા લાગી ગયો છેઃ 'આજે તો એક ઘોડો ઉપરિયામણ મળશે આજે તો ભારે બખાં પડશે.'

ને એને થયું છે કે કોઈએ આવ્યો દેખ્યો નથી, ત્યાં લાવને હું જ ઘોડો હજમ કરી જાઉં. બીજા ભાળશે તો ભાગ પડાવશે ને પછી તો એક કરચ ભાગમાં આવશે. એ તો ઘોડાની વાઘ ઝાલવા ગયો છે. ત્યાં તો સબાક કરતી કુંવરની તલવાર રાક્ષસના હાથ ઉપર પડી છે. હાથ કપાઈને આઘે જઈ પડ્યો છે. લોહી હાલ્યું જાય છે ને રાક્ષસ તો ભાગ્યો છે.

એ તો ભાગતો જાય છે ને રાડો નાખતો જાય છેઃ 'ભાગો રે નગરીનાં લોક, ઉગમણે આથમણે, જેને જ્યાં મારગ સૂઝે ત્યાં નાસી જજો. કુંવર રસાળુ આવી પહોંચ્યો છે.'

રીડ સાંભળી રાક્ષસનગરમાં તો ચારે કોર દોડાદોડ અને નાસભાગ શરૂ થઈ છે.

રાક્ષસનો રાજા એના જોશી પાસે પહોંચ્યો છેઃ 'જોશી! ટીપણાં ઉખેળો ને મહીંથી લખ્યાં વાચો. કુંવર રસાળુનો જનમ થયો છે કે નહિ?'

જોશીએ બાર હાથ લાંબાં ટીપણાં ઉખેળ્યાં છે. ને અંદર લખેલાં વાંચ્યાં છેઃ 'કુંવર રસાળુ તો કે' દહાડાનો જન્મ્યો છે. જન્મ્યો છે ને નગરને પાદર આવી ઊભો છે.

સાંભળ્યું છે ને રાક્ષસ રાજાનાં આંત્ર ગળી ગયાં છે. એને માથે તો શ્રાપ છે કે જે દિવસ કુંવર રસાળુ જનમશે, તે દિવસ એનાં રાજપાટ ઊજડ થશે. ને કુંવર રસાળુ દુનિયાને માથે જન્મ્યો છે ને એના પાદરમાં આવી ઊભો છે.

રાજાએ નગરમાં પડો વગડાવ્યો છે;

'ભાગજો રે નગરીનાં લોક, ઉગમણે આથમણે, જેને જ્યાં મારગ સૂઝે ત્યાં ભાગવા માંડજો. કુંવર રસાળુ આવી પહોંચ્યો છે.'

ત્યાં એક રાક્ષસ કચેરીમાં આવ્યો છે. ભારે બળુકો ને વળી ડાહ્યો ગણાવે. એ તો કહેઃ 'એવા તો કંઈક રસાળુ આવ્યા ને કંઈક ભરખાઈ ગયા. નામ સાંભળીને ભાગવા માંડયાં છો, પણ જરા મેળ તો મેળવો કે આવ્યો છે તે કુંવર રસાળુ જ છે કે પછી કોઈ લેભાગુ છે?'

રાજા કહેઃ 'જોશી! ટીપણાં ઉખેળો ને રસાળુ કુંવરના મેળ મેળવો.'

જોશી કહેઃ 'કુંવર રસાળુ તો રાક્ષસોને ઘોડાના ડામણે બાંધે. એની તલવાર તો છૂટી ચાલે.'

ને ખબર પડતાં તો કુંવર રસાળુએ ઘોડાનાં ડામણુ છોડયાં છે ને રાક્ષસોને પગે ડામણુ દેવાણાં છે. કુંવરે તલવાર ધરતીને માથે મેલી છે ને જોગમાયા વીજળીના સબાકા કરતી ઊછળી છે. ઊછળી ઊછળીને રાક્ષસોને ગળે વળગી છે. ચારેકોર રાક્ષસોનો સોથ વળવા લાગ્યો છે.

પણ ત્યાં તો વળી પાછા સાત રાક્ષસ કુંવર રસાળુની સામા આવી ઊભા છે. 'એવા તો કંઈક રસાળુ આવ્યા ને કંઈક ભરખાઈ ગયા. સાચો રસાળુ તો એક બાણે લોઢાની સાત તાવડી વીંધે.'

કુંવર કહેઃ 'લાવોને તાવડીઓ; સાચખોટનાં પારખાં લઈએ.'

રાક્ષસોએ તો મોટી મોટી ને ગાડાના પૈડા જેવી જાડી જાડી લોઢાની સાત તાવડી આણી છે. એક પાછળ બીજી એમ સાતેયને એક સાથે ગોઠવી ને સાતે ય રાક્ષસ એની વાંસે સંતાણા છે. કુંવરે તાણીને તીર માર્યું છે. સાતે ય તાવડી વીંધી છે. ને વળતા સાતે ય રાક્ષસોને વીંધ્યા છે.

પછી રાક્ષસો ઊભા રહે ખરા? એ તો માંડયાં છે ચારે તરફ નાસવા. પણ કુંવર રસાળુ કાંઈ એમને હીમખીમ જવા દે તેમ હતો? એણે તો એકયેને જીવતો રહેવા ન દીધો. બધા ય રાક્ષસોનો સોથ વળી ગયો. એક રાક્ષસી ભાગી છૂટી. ભાગીને ગુફામાં ભરાણી. ગુફાના મોઢા આગળ કુંવરે પોતાનું પૂતળું બેસાડયું. રાક્ષસી બહાર નજર કરે ત્યાં જાણે કુંવર રસાળુ ઊભો છે. પૂતળાની બીકે રાક્ષસી બહાર નીકળી નથી. ભૂખી ને તરસી અંદર મરી ગઈ છે.

ને કુંવર તો આગળની વાટે ચાલી નીકળ્યો છે.

આગળ ચાલતાં હોડીનગરી આવી છે. હોડીનગરીનો હરિચંદ રાજા ને એની રાણી સુંદરાના રૂપનો જગતમાં જોટો ન મળે. થોડા ને ઘણા એકસો ને આઠ કલૈયા કુંવર જેવા રાણા રાજિયાએ રાણી સુંદરાના રૂપ પાછળ ઘેલા બની ભગવાં ધારણ કર્યાં છે. સવારસાંજ રાણી સુંદરાને દરબાર રૂપના નામ પર અહાલેક પુકારે, પણ એકસો ને આઠમાંથી એકેયને રાણીના રૂપનાં દર્શન થયાં નથી.

કુંવર રસાળુ હોડીનગરીમાં આવ્યો છે ને આંબાવાડિયામાં ઉતારા કર્યા છે.

આંબાવાડિયામાં એક તપસી તપ તપે ને એની ધૂણી ધખે.

કુંવરે પૂછ્યું છે: 'શીયે કારણે જોગંદર જોગીના જોગ ધર્યાં છે ?'

તપસી કહે: 'રાણી સુંદરાને કારણે એકવીશ ને બે વરસથી બેઠો બેઠો ધૂણી તાપું છું. ને તો ય રાણી નજરે દીઠી નથી.'

તો કે: 'બાવીસ વરસથી તપ માંડી બેઠા છો, જોગંદર, ને તો ય રાણી સુંદરા પ્રસન્ન ન થઈ ?'

તો કે: 'ઘોડા ને આગા એકસો ને આઠ કહેવા કુંવર રાજપાટ મેલી કરો જોગી બનીને હોડીનગરીમાં અહાલેક પુકારી રહ્યા છે હોડીનગરીમાં તો સંસારી કરતાં સંન્યાસી વધી પડયા છે ને ભગવાનનું નામ વીસરીને બધા રાણી સુંદરાના જાપ જપે છે.'

તો કે: 'ને તો ય રાણી સુંદરાના રૂપની ઝાંખી ન થઈ ?'

'ને તો ય એના નામ પાછળ દુનિયા ફકીરી લઈ રહી છે'

કુંવર પૂછે છે: 'જોગંદર! રાણી સુંદરાનાં રૂપ કેવાં ?'

તો કે: 'નજરે દીઠાં નથી ને એનાં શું વર્ણન કરું ? પણ જેણે દુનિયા હાલક ડોલક કરી મૂકી છે એ કાંઈ જેવી તેવી તો નહિ જ હોય.'

કુંવર કહે: 'જોગંદર! અને ય ત્યારે તો દીક્ષા દયો. હું ય રાણી સુંદરાના નામની અહાલેક પુકારું.'

ને કુંવર રસાળુએ સોનારૂપાના શણગાર ઉતારી નાખી રાણી સુંદરાના નામ પર ભગવી કંથા ધારણ કરી છે

કાને કાચનાં કુંડળ પહેર્યાં છે ને શરીરે રાખોડી ચોળી છે. અહાલેક પુકારતો ને ચીપિયો ખખડાવતો બાળો જોગી રાણી સુંદરાને દરબાર આવી ઊભો છે ને રૂપના નામ ઉપર અહાલેક પુકારી છે:

> અલખ જગાવી તારા નામની,
> જે દીનાં જાણ્યાં તારાં રૂપજી!
> બારણે આવ્યો બાળો જોગીડો,
> નેણુ ભરી નીરખ્યાની ભૂખજી!
> ભિક્ષા દયો ને રાણી સુંદરા!

આજ સુધી કંઈ કેટલા યે જોગંદર રાણી સુંદરાને દરબાર આવ્યા છે ને સવારથી સાંજ સુધી અહાલેક પુકારતા ઊભા છે સુંદરાને દરબાર અલખના નામ આડે કાન પડયું સંભળાતું નથી. પણ એમાંથી કોઈનો અવાજ રાણી સુંદરાના હૈયા સુધી પહોંચ્યો નથી. આજે આ બાળા જોગીએ અહાલેક પુકારી છે ને રાણી સુંદરાના હૈયાનાં દ્વાર સળક્યાં છે. એ 'અહાલેક'માં મધુરતા હતી, આરજૂ હતી. અવાજે હૈયું ડોલી ઊઠયું છે, તો ય એ તો રાણી સુંદરા હતી ઘોડા ને ઘણા એકસો ને આઠ તો રાણા રાજિયા એની વાંસે ફકીરી લઈને ફરતા હતા. ને તે વિનાના કંઇ કેટલા યે રૂપના આશકો હોડીનગરીમાં ચોકે ચોકે ને ચૌટે ચૌટે 'રાણી સુંદરા! રાણી સુંદરા!' કહેતા રખડતા હતા ને કોઈને એણે દાદ દીધી નથી ને આટલો અમથો અવાજ સાંભળીને રાણી પતાસાની જેમ પાણીમાં ગળી જશે! એ તો કહે છે: 'ભીખ માગવા આવ્યો છે, ભિખારો. તે ભીખ લેતો પરવારે.'

રાણી સુંદરાએ હુકમ કર્યો છે ને દાસી હાથમાં રાગમોતીનો થાળ લઈને જોગંદરને ભિક્ષા આપવા બારણે આવી ઊભી છે: 'લ્યો જોગંદર, ભીખ.'

દાસીની નજરે જોગંદરનાં રૂપ પડ્યાં છે. શરીરે રાખ ચોળી છે, ભગવી કંથા ધારણ કરી છે, તો ય એનો રૂપનો અણસારો ઢાંકયો રહ્યો નથી. મુખ રે શામળિયો ને કડ રે પાતળિયો કુંવર જોઇને રાણીની દાસીને મૂર્છા આવી ગઈ છે. મોતીડાની થાળી જોગંદરના પાહોલિયામાં વેરાઈ ગઇ છે.' એ તો જાણે કે જોગંદરને મોતીડે વધાવી દાસી એના પાય ચૂમી રહી છે.

જોગીને ભીખ મળી નથી ને એણે ફરીથી અહાલેક પુકારી છે:

અલખ જગાવી તારા નામની,
જે દીનાં સુણ્યાં તારાં રૂપ જી!

બારણે ઊભો બાળો જોગીડો,
નયણે દરશનની ભૂખ જી!

ભિક્ષા દ્યો ને રાણી સુંદરા!

'અરેરે સોનારૂપાના થાળ ભરી મોંઘા મૂલનાં મોતીડાં વેરાવ્યાં, તો ય જોગીડાને ભીખ મળી નથી!' રાણીએ તો બીજી સાહેલી સાબદી કરી છે. મેવા–મીઠાઇ ને પાંચ પકવાનના થાળ લીધા છે. સાહેલી જોગંદરની સામી આવી ઊભી છે. પણ જોગંદરની આંખમાં તો કાળાં કામખડાં રમે છે. એને લલાટે તો સૂરજ–ચંદ્ર તપી રહ્યા છે. સાહેલી જોગંદરના ચરણમાં ઢળી પડી છે ને જોગંદર ઊભો ઊભો અહાલેક જગાવી રહ્યો છે:

અલખ જગાવી તારા નામની,
જે દીનાં જાણ્યાં તારાં રૂપ જી!

બારણે આવ્યો બાળો જોગીડો,
નીરખવા આવ્યો તારાં રૂપ જી!

ભિક્ષા દ્યો ને રાણી સુંદરા!

'અરેરે બબ્બે વાર ભિક્ષાના થાળ ભરી ભરીને જોગીડાને મોકલ્યા, તો ય જોગીડો ફરી ફરીને અહાલેક પુકારી રહ્યો છે! તે હજુ ય શું એની ઝોળી ભરાણી નથી? એવો તે કોણ જોગીડો છે તે ભીખ મળી છે ને તો ય ભીખ માગી રહ્યો છે? કંઇ કેટલા ય કાળનો ભૂખ્યો છે કે પછી અકરાંતિયો છે?'

સુંદરા મહેલમાં ઊભી ઊભી જોગીડાને પૂછે છે:

કે' દીના જોગીડાએ જોગ ધર્યા!
કે' દીના વીંધાવેલા કાન જી?

કિયા રે મનોજે બાણે વીંધિયો!
કોણ છું ને શું છે તારે કામ જી!

શું કામે જાચે રે રાણી સુંદરા?

બાળો જોગી બહાર ઊભો ઊભો જવાબ વાળે છે:

એક દી થ્યો ને રાણી જોગ ધર્યા,
આજ હું બન્યો અવધૂત જી;

નયી રે મનોજે બાણે વીંધિયો,
નીરખવા આવ્યો તારાં રૂપ જી!

એટલું જાચું રે રાણી સુંદરા!

જોગીડાની વાણી રાણીએ સાંભળી છે. ને એ તો કહે છે કે આ કાંઇ જોગીડો નથી. આ તો કોઈ રૂપનો પૂજારી છે. એ તો પૂછે છે:

નહિ રે જોગીડા તને જાણિયો,
નહિ તારી માગણ જાત જી;

રાખોડીએ રોળ્યાં તારાં રૂપ ને,
તો ય એનાં છાનાં ના એંધાણ જી!

શું કામે જાચે રે રાણી સુંદરા?

જોગંદર કહે છે કે કાંઈ મેં એકલાએ જ તારા રૂપને કારણે જોગ ધર્યો છે? અરે એવા તો—

જાચંતાં જાચંતાં રાણી, જુગ વહ્યા,
જોગી બન્યા એકસો ને આઠ જી;

રાજ ને રમત એ તો વીસર્યા,
એઠાં એઠાં જપે તારા જાપ જી !
રૂપમાં રંગાણા રાણી સુંદરા !

થોડા ને ઘણા કાંઈ એકસો ને આઠ ટહેલિયા કુંવર તરા રૂપની પાછળ ફકીરી લઈ 'રાણી સુંદરા ! રાણી સુંદરા !' કહેતા ધૂણી ધખી રહ્યા છે

ને એકસો ને આઠને તો રાણીએ સધ્યારો દીધો નથી. ને વળી આ એકસો ને નવમો કોણ આંગણે આવીને ઊભો છે ? આંગણે આવીને ઊભો છે ને આંગણામાં સમાતો નથી. એ તો ઠેઠ રાણી સુંદરાના હૈયાનાં કમાડ ખખડાવી રહ્યો છે ભિક્ષાના થાળ ભરી ભરીને સાહેલીઓ જોગંદરને ભિક્ષા પીરસવા ગઈ છે તે એકેય પાછી વળી નથી. બધી યે જોગંદરના રૂપમાં સમાઈ ગઈ છે. ને હવે રાણી સુંદરાને મહેલેથી જોગીડો ભિક્ષા લીધા વિના પાછો જશે ?

સોળસેં સાહેલીઓનો રૂડો સાથ છે. સોળસેં સાહેલીને રાણીએ સાબદી કરી છે. હાથમાં મોતીડાનો થાળ લીધો છે. સોળ શણગાર ને બાર આભૂષણ પહેરી કરી કંકુનાં પગલાં પાડતી રાણી સુંદરા બારણે આવી ઊભી છે.

*થાળ ભરીને રાણ મોતીડાં લીધાં જો,*
લ્યો લ્યો તમારડી ભીખ રે ભરથરી !

સવાલાખના મૂલનાં મોતીડાં દીઠાં છે ભરથરી કાંઈ થોડાં જ મોતીડાં મૂલવવા આવ્યો'તો ! એ તો કહે છે:

નથી રે સોનારો ને નથી રે ઝવેરી
નથી અમે ખેડતા વેપાર રે અસતરી !

સુંદરા કહે છે: 'તું વેપારી નથી ને ભિખારી ય નથી; શું કામે આ બાળા વેશમાં જોગીની કંથા ધારણ કરી છે ?

નહિ રે ભિખારો ને નહિ રે ભગતડો,
આવડી હૈયામાં શેની ભૂખ રે ભરથરી !

કુંવર જવાબ વાળે છે:

દેવનાં દીધેલાં તારાં અજિત રૂપ,
અમારા નેણામાં એની ભૂખ રે અસતરી !

સુંદરા પૂછે છે: 'અરે હે ભરથરી ! હૈયામાં આવડી રૂપની ભૂખ ભરીને આવ્યો છે તે તું કાંઈ જનમનો જોગીડો તો નથી જ. ત્યારે તું કોણ ? કોણ રાનો બેટો છો ને કઈ માતાને ઓદર વસ્યો ? તારું નામ શું ને કઈ નગરીનો ગરાસિયો છો !'

કુંવર કહે છે: 'સલભાણ રાજાનો બેટડો ને પનોતી રાણી લુણાનો પુતર હું રસાળુ કુમાર છું. શિયાળકોટ નગરીનો રાયો આજે તારે આંગણે તારા રૂપના દર્શને આવ્યો છે.'

સુંદરા કહે છે:–

રહો તો જોગીડા રૂડી રસોઈ બનાવું,
હોંશે હોંશે કોળિયા ભરાવું રે ભરથરી !
આજુની રાતના મારે મંદિરે પધારો,
રંગ ભર્યાં રમીએ ચોપાટ રે ભરથરી !

પણ એ કાંઈ જમવારમવા આવ્યો'તો ? એ તો રૂપને મંદિરે રૂપનાં દર્શન કરવા આવ્યો'તો. કુંવર તો કહે છે:

અમે રે આવ્યા'તા તારા રૂપના દરશને,
નજરે ભાળીને ઝંખ્યું હારી રે અસતરી !
આઘે આઘે જાવાં, ઉંટાનાં આમતરાં,
આંખડી હારીને અમે જાઈએ રે અસતરી !

રાણી સુંદરા આરજૂ કરતી ઊભી રહી છે ને જોગીડો તો રૂપનાં દર્શન કરી રાણી સુંદરાને વંદના વંદી ત્યાંથી ચાલી નીસર્યો છે.

'ઊભા રહો, જોગંદર, ઊભા રહો.' રાણી સુંદરા જોગંદરની વાટે વળી છે. સાથે સોળસેં સાહેલીઓનો સાથ છે. ઊભે મારગડે માનવી રાણીનાં રૂપ જોવા ટોળે મળ્યાં છે. યુગ યુગની સાધનાને અંતે પણ જે સિદ્ધિ સાંપડી નથી તે આજે તો જાણે મારગડામાં રેળાતી જાય છે. ઊભે મારગડે રાણી સુંદરાના નામની જપમાળા જપતા કંઈ લાખો ને કરોડો જોગંદરોની જમાત જામી છે ને એમાં એના બાળુડા જોગીને શોધતી રાણી સુંદરા ચાલી જાય છે.

આંબાવાડિયે બાવો ધૂણી ધખે છે. થોડાં ને ઝાઝાં બાવીસ વરસથી એની ધૂણી ધખ્યા કરે છે. રાણી સુંદરાના રૂપ પાછળ એણે ભેખ લીધો છે. એ તો રાત ને દી રાણી સુંદરાના જાપ જપે છે ને આજે રાણી સુંદરા એની સામે આવીને ઊભી છે. ત્યારે જોગંદર એને ઓળખી પણ શકયો નથી.

રાણી સુંદરા જોગંદરને પૂછવા બેઠી છે: 'જોગંદર! જોગંદર! તમે બાળુડા જોગીને કયાં ય દીઠો?'

તો કે: 'દીઠો'તો ને ચેલો ય મૂંડયો'તો.'

તો કે: 'તમારા ચેલાનાં કાંઈ ઠામ-ઠેકાણાં?'

તો કે: 'ચેલાને ભિક્ષા માગવા મોકલ્યો ને માગીને લાવ્યો ત્યારે મોતીડાં. મોતીડેથી પેટ કંઇ ભરાતાં હશે? પેટમાં તો ભૂખ લાગી'તી ને ભૂખે બળ્યા મેં તો ચેલાને ધૂણીમાં શેકીને આરોગ્યો!'

સાંભળીને તો રાણી સુંદરાને કંપારી વછૂટી છે: 'અરેરે જોગંદર! તને મેવા-મીઠાઈની કયાં તાણ હતી તે એવા રૂપાળા રઢિયાળા જોગંદરને ભરખી ગયો?'

'મને તો એ મીઠો મીઠો લાગ્યો. બાવીસ વરસથી બેઠો બેઠો ધૂણી તાપું છું ને એમાં એકે ય દિવસ એવું મીઠું મોઢું નો'તું થયું.'

'ત્યારે તો મને ય આરોગી જા, રાક્ષસ!' ને રાણી સુંદરા જોગંદરની ધખતી ધૂણીમાં જઈ પડી છે ને એના બાળુડા જોગીની વાંસે બળીને ઢગલો થઈ છે.

કુંવર રસાળુને તો આની કાંઈ ખબર નથી. એ તો આગળની વાટે ચાલ્યો જાય છે આગળની વાટે સત્રપ રાજાનાં રાજ છે રાજા સત્રપ ચોપાટ ખેલે. એવી તો ચોપાટ દુનિયામાં કોઈ ન રમી જાણે. એની ચોપાટે તો હાર-જીતની હોડ. જે હારે એનું માથું ડૂલ થઈ જાય. કંઈ કેટલા ય રાણા ને રાજિયા રાજા સત્રપને આંગણે માથું ડૂલ કરી બેઠા છે. રાજા સત્રપને તો જાણે નીમ થઈ પડયું છે. રોજ બે-ત્રણ માનવીનાં માથાં વાઢે ત્યારે જ એના જીવને ધરપત થાય. ચોપાટનો હારનારો મળ્યો તો ઠીક છે, નહિતર જે મળ્યો એનું માથું ડૂલ થઈ જ ગયું છે.

કુંવર રસાળુએ રાજા સત્રપની વાત સાંભળી છે ને એ તો વિચાર કરે છે કે 'ઓહોહો! આ યે એક અજબની વાત છે ને! આવો માથાનો વાઢનારો તો કોઇ સાંભળ્યો નથી. એના તો હાથ જ ચળવળતા હશે ને! ને એના મનમાં એમ જ હશે ને કે દુનિયામાં એક એનું જ માથું સલામત છે. શું માણસનો એંકાર છે! ઠીક જીતવા, એનો ય એંકાર એક દી ઉતારવો જોશે.'

ને કુંવર રાજા સત્રપ શું સંગાથે ચોપાટે રમવા ચાલી નીકળ્યો છે. [ચાલુ

# સમાજ અને સાહિત્યની નવાજૂની

મારવાડ સ્ટેશને રેલ્વે પોલીસને એક રબારણ યુવતીનું શબ મળી આવ્યું છે. મૃત્યુ પામેલી આ રબારણના હાથ પર 'રૂખી' અને 'રામ' શબ્દોનું છૂંદણું છે અને હાથે ચાર અંગુઠીઓ પહેરેલી છે. રેલ્વે પોલીસ આ અંગે તપાસ કરી રહી છે.

સંભવિત છે કે મહિના પહેલાં ચાણસ્મા તાલુકામાં અપહરણ કરી ગુમ કરાયેલી આ રબારણ રૂખી હોય.

મહેસાણા પ્રાંતમાં સનસનાટી ફેલાયેલા આ રૂખી રબારણ-અપહરણ કિસ્સાની વિગત એવી છે કે અજીમાણા ગામનો ૫૫ વરસનો એક રબારી હથિયારબંધ તેર માણસોની ટુકડી સાથે સરદારપુર ગામથી વહુને તેડી લાવતી રબારી મંડળી પર હુમલો કરી રૂખી નામની રબારણને ઉઠાવી ગયો હતો આ બનાવથી આજ દિન સુધી રૂખી રબારણનો પત્તો લાગ્યો નથી. રૂખી રબારણનાં સગાંવહાલાંઓએ પોલીસ અંગે ચોંકાવનારી અરજીઓ ઉપરી અધિકારીઓને કરી છે. નવાઇની વાત તો એ છે કે રૂખી રબારણને હરણ કરી લઇ ગયેલા રબારીને સાં ત્રણ તો બૈરીઓ હયાત છે. ત્રણ બૈરીને પણ આવી જ રીતે ઉઠાવી હતી.

*

લોકસાહિત્યના શાહ સોદાગર શ્રી ઝવેરચંદ મેઘાણીનો તા. ૯-૩-૪૭ના દિને બોટાદ મુકામે તેમના નિવાસસ્થાને દેહવિલય થયો છે. પ્રભુ એમના આત્માને ચિરશાંતિ અર્પો.

બ્રોડ કાસ્ટિંગ ખાતાના પ્રધાન સરદાર શ્રી વલ્લભભાઇ પટેલે એક અખબારી પરિષદમાં અખિલ હિંદ રેડીઓની આઠ વર્ષની એક યોજના સમજાવી હતી, જેમાં અમદાવાદ ખાતે પણ ટ્રાન્સમીટર ઊભું કરવાનો ઉલ્લેખ હતો. આથી ગુજરાતના પાટનગર અમદાવાદનું પોતાનું એક રેડીઓ-સ્ટેશન થશે.

ભાવનગર થીઓસોફિકલ લૉજ તરફથી તા. ૨૨-૩-૪૭ની સાંજે એક મુશાયરો યોજાયો હતો, જેમાં જ. 'બેફામ,' જ. 'ચમકાર,' જ. 'એનસ,' જ. 'સાલિક,' જ. 'વલી,' શ્રી કમળાબેન ઠક્કર અને શ્રી નરહરદાન વગેરેએ ભાગ લઇ મુશાયરાને સફળતા અર્પી હતી.

મહાગુજરાત ગઝલ મંડળનો વર્ષાંત મુશાયરો સુરત મુકામે તા. ૧૬-૩-૪૭ની સાંજે જનાબ 'અસર' સાલેરીના પ્રમુખપદે સફળતાપૂર્વક યોજાઇ ગયો. સુરતના અને બહારગામના અનેક નામાંકિત કવિઓએ એમાં પોતાની કૃતિઓ રજૂ કરી હતી.

પ્રજાબંધુ અર્ધશતાબ્દિ અંક: અમદાવાદના વિખ્યાત સાપ્તાહિક 'પ્રજાબંધુ'ના આ અંકને 'પ્રજાબંધુ' અને 'ગુજરાત સમાચાર'ના આરંભ તથા વિકાસના પ્રેરક બયાન ઉપરાંત અભ્યાસમંડિત નિબંધો અને વાર્તાઓથી સમૃદ્ધ કરવામાં આવ્યો છે.

ચિત્રમય જગત: સ્વાતંત્ર્યઅંક: [પૂના: કિંમત રૂ. ૧॥] ભારતની મુક્ત્મીલ આઝાદી પ્રાપ્ત કરવાનાં અહિંસતો અને મંથનો કરનાર વિભૂતિઓ વિશેના લેખો તથા બીજા એવા જ ઉપયોગી વાંચન અને પ્રેરક મનોહર ચિત્રોથી અંક સંઘરવા લાયક બન્યો છે.

શિશુવિહાર, પગલું છઠ્ઠું: ભાવનગરની આ 'કલ્લોલતી બાલકુંજ'નો આ અહેવાલ વાંચતાં ઉદ્ગારો સરી પડે છે કે, ભાવનગરનાં બાળોના જીવનઘડતરમાં વિશિષ્ટ ફાળો આપવા સર્જાયેલી આ કલ્લોલતી બાલકુંજ સદૈવ ફાલો ફૂલો.

---

પત્રવ્યવહાર કરતી વખતે તમારો ગ્રાહક નંબર અવશ્ય લખશો

## છૂટક 'કહાની' મળવાનાં સ્થળો

મેસર્સ એ. એચ. વ્હીલર રેલ્વે બુકસ્ટોલ

—આફ્રિકામાં—

જાફેર ન્યુસ સર્વિસ
પો. બો. ૬૨૦, મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો. ૩૯૩, મોમ્બાસા



—: લવાજમ ભરવાનાં સ્થળો :—

ભારતી સાહિત્ય સંઘ લિ.

ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ–૨

ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ

કોઠી પોળ સામે, રાવપુરા : : વડોદરા

ગુજરાત સાહિત્ય ભંડાર
પ્રિન્સેસ સ્ટ્રીટ, નાનકવાડા : કરાચી

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

## 'કહાની'માં વાર્તા મોકલનારને



☆ 'કહાની'માં વાર્તા સિવાય બીજું કંઈ છપાતું નથી.

☆ 'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે.

☆ વાર્તાનો સ્વીકાર–અસ્વીકાર જાણવા અર્ધા આનાની ટપાલ–ટિકિટ બીડવી.

☆ વાર્તા પરત જોઈતી હોય તો તે માટે પણ આવશ્યક ટપાલ–ટિકિટો બીડવી.

☆ કાર્યાલય પત્રવ્યવહાર કરવા બંધાયેલ નથી.



સાલ આવી. જગજીવન માસ્તરને ગામમાં ટ્યૂશનો મળતાં, ગામમાંથી દાણા, વાડીમાંથી શાક અને સપરમા દિવસે સપ્તાહ કે કથાવાર્તા કરે ત્યારે ધોતિયું–પાઘડી, ઠામવાસણ વગેરે મળતાં, પણ આપણા દેવો ઓકદેવોની માફક યુદ્ધમાં ભાગ લેવા ગયા હોય તેથી કે ગમે તે કારણથી પણ ક્રમે ક્રમે કથાવાર્તા, સપ્તાહ, પારાયણ બંધ થયાં, ટેન્ક, એરોપ્લેન, સબમરીન, એટમબૉમ્બ, પેરેશૂટ વગેરે વાચનના રસિયાને સમકાલીન અને મૃગલીની વાતોનો ઇતિહાસ ફિક્કો લાગ્યો. લાખો માણસો અને કરોડો પૌંડો–ડૉલરોના હિસાબ આગળ સાત રૂપિયે મણ તો સાત આનાનું કેટલું એ હિસાબ નાના લાગ્યા અને પરિણામે જગજીવનનાં ટ્યૂશનો બંધ પડ્યાં. સેવી યોજના રેશનીંગ અને કંટ્રોલ દાખલ થતાં શાક અને દાણા બંધ થયાં, અને જે માસ્તરનું થયું તે જ તેના નોકર કુકા રૂકાનું થયું.

માસ્તરને તેનો પગાર ઓછો પડવા માંડ્યો અને કુકા રૂકાને આપવી પડતી રકમ ભારે લાગવા માંડી. બીજી તરફ કુકા રૂકાને પણ તેના બાર રૂપિયાના પગારમાં માસ્તર તરફથી કાંઈક વધારે મળે તો પોતાનું ગુજરાન થાય એવી લાલસા જાગી. પરિણામે જ્યારે માસ્તર અને નોકર મળ્યા ત્યારે ઠીક ટપાટપી બોલી ગઈ, માસ્તરે એક પાઈ પણ કુકાને આપવાની સાફ ના સુણાવી અને કુકો નોકરી છોડી ઘેર આવ્યો.

પણ નસીબની બલિહારી અજબ છે. ઘેર કુકાના એક સગાનો કાગળ હતો કે જો કુકો અમદાવાદ આવે તો તેને માટે નોકરી છે. કુકો તેની સ્ત્રી અને બાળકો અમદાવાદ ગયાં. થોડા વખત પછી કુકાનો ભાઈ પણ પોતાની સ્ત્રીને લઈને તેની પાસે ગયો. આમ અમદાવાદમાં કુકાના ઘરનાં ત્રણ માણસો અને તેના ભાઈના ઘરનાં બે માણસો બધાં મળી મહિને પાંચસો એક રૂપિયા કમાવા માંડ્યાં.

આ તરફ જગજીવન માસ્તરને કુકો જતાં એક રૂપિયે કે બે રૂપિયે તો શું પણ પાંચ રૂપિયે કામ કરનારો કોઈ મળ્યું નહીં. તેમ જ નિશાળના બાર રૂપિયાના પગારમાં, આવવા પણ કોઈ તૈયાર ન થયું. છેવટે હારીને જો કુકો પાછો આવે તો બે તો શું પણ ત્રણ રૂપિયા આપવા સુધી જગજીવન માસ્તર ઉદાર થઈ ગયા અને કુકાના આવવાની રાહ જોઈ રહ્યા.

કુકો–હવે કુકો નહીં પણ કુકાભાઈ આવ્યા ત્યારે માસ્તરે પોતાની વિટંબણાઓ વર્ણવી પોતાનો પ્રસ્તાવ કહ્યો. કુકો સ્તબ્ધ થઈ ગયો, વિચારમાં પડ્યો પછી કહ્યું: 'માસ્તર સાહેબ! તમને અહીં વીસ કે બહુ તો ત્રીસ રૂપિયા પગાર મળતો હશે અને આટલાં બધાં છોકરાં ભણાવવા તેને બદલે હું જ તમને પચાસ કે સાઠ રૂપિયાનો પગાર આપીશ. અને તમે મારાં છોકરાં ભણાવો.'

અને જગજીવન માસ્તર કુકાભાઈના નોકર બની અમદાવાદ ગયા.

હવે જ્યારે ૧૯૪૭ની સાલ આવી છે, ત્યારે કુકા અને માસ્તરની શી સ્થિતિ છે તે જાણવા માટે ઘણા વખતથી પત્ર લખ્યો છે.

પણ હજી તેનો ઉત્તર નથી.

## ૫ : સચ્ચાઈભરી વાત

નૌરોઝનો બખ્તાવર દિવસ હતો. શહેનશાહ જલાલુદ્દીન અકબર દર વરસે આ દિવસે એક મેળો ભરતો અને તેમાં ઉમરાવ કુટુંબની બાનુઓ, નકાબપોશ નાઝનીનો ત્યાં સોદાગર બનીને બેસતી.

તે જ દિવસે અત્યારે જ્યાં તાજ મહાલ ઊભો છે ત્યાં જમુનાના તટ પર ઊભો રહી એક ઘોડેસ્વાર આગ્રાના કિલ્લા ઉપર નજર નાખી રહ્યો હતો. એતેફાક એવો બન્યો કે હું પણ તે જગ્યાએ ફરતો હતો ત્યાં મારી નજર એ ઘોડેસ્વાર ઉપર પડી અને ઘોડાનો સાજ અને ઉમદા પહેરવેશ ઉપરથી મને એમ

લાગ્યું કે તે કોઈ મોટો માણસ હશે એટલે હું પાસે ગયો અને જોયું તો એ ઘોડેસ્વાર બીજો કોઈ જ નહીં પણ દિલ્હીનો શહેનશાહ જલાલુદ્દીન મહમદશાહ અકબર પોતે જ હતો. અને તેની નજર મારી ઉપર પડતાં તરત મને પાસે બોલાવી પૂછ્યું: 'કવિ ! તમે અહીં ક્યાંથી ?'

ખૂબ કુર્નિસ કરીને મેં જવાબ આપ્યો કે જહાંપનાહ ! અમો કવિઓ તો એકાન્ત પસંદ કરીએ અને ખુશનુમા જગ્યાઓની ખૂબસૂરતીનો નશો કરીએ; મગર બન્દેનવાઝ ! આપ અહીં એકલા કેમ ? અબુલ ફઝલ કે ફૈઝી કેમ દેખાતા નથી ?

'ખામોશ !' અકબરશાહે કહ્યું: 'અબુલ ફઝલનું નામ લેવું નહીં બધા જ લોકો ફઝલ, ફૈઝી, ટોડર મલ્લ, બિરબલ તેઓનાં જ વખાણ કર્યા કરે છે અને મને તો કોઈ ગુણકારતું યે નથી. નાનો હતો ત્યારે બેહરામખાનખાનાને મને આગળ આવવા દીધો નહીં. પછી અમ્મા હમીદાબાનુએ મને આગળ આવવા ન દીધો અને હવે ખુદ અકબરનાં જ નવ રત્નો પોતાના પ્રકાશમાં અકબરને ઢાંકી દે છે તે હવે હું બિલકુલ તામોશ કરવાનો નથી.'

મે કહ્યું: 'નામવર, મિજાઝને બરખેલાફ કરવા જરૂરત નથી. બેશક નવ રત્નો બેનમૂન છે પણ ખરું પૂછો તો તે બધા તો ચાંદ જેવા છે અને અકબરશાહ જેવા આફતાબના તેજથી જ તેજસ્વી છે.'

'નહીં, મને લાગે છે કે જ્યાં સુધી અબુલ ફઝલ છે ત્યાં લગી અકબરશાહને કોઈ ગણવાનું નથી. મગર અય શાયર ! તમે લોકો કલ્પનાના ઘોડા કુદાવી ફાવે તેવી દુનિયા બનાવો છો તો કાં અબુલફઝલને બદલે અકબરશાહનું નામ ગવાતું થાય તેવી તદબીર ન બતાવો ?'

મેં કહ્યું: 'જહાંપનાહ ! રસ્તો સહેલો છે. આપ અબુલફઝલને શાહઝાદા સલીમનું બંડ શમાવા મોકલો અને ત્યાંથી તે પાછો ફરશે જ નહીં.'

બાદશાહ ખુશ થયા અને ચાલ્યા ગયા. ત્યાર પછી જે બનાવો બન્યા તે ઇતિહાસે નોંધેલા છે માત્ર એક બનાવ નોંધેલો નથી કેમકે 'આઇને અકબરી'નો કર્તા અમારી વાતચીત વખતે હાજર નહોતો અને એ હકીકત જ ઉપરની વાતની સચ્ચાઇનો મોટો પુરાવો છે.

હ્યુઈ ફીશરે, ગાંધીજીની અહિંસા, પ્રભુમાં શ્રદ્ધા, હરિજનસેવા વગેરે કામોનાં ખૂબ વખાણ કર્યાં ત્યારે એક ઉદ્યોગપતિએ ટીકા કરી કે 'ત્યારે તો મી. ગાંધી માટે દેવોએ સ્વર્ગનાં બારણાં ખુલ્લાં મૂકી દીધાં હશે !'

'અલબત્ત,' ફીશરે કહ્યું, 'એમ જ છે. પણ ગાંધીજીએ તેમને થોડા વખત રાહ જોવા વિનતી કરી છે અને કહ્યું છે કે પૃથ્વીને સ્વર્ગ જેવી કરીને હું ત્યાં આવીશ.' –બા. બ્યા.

# પ્રણયભીરુ

અલગારી

બહેનના લગ્નપ્રસંગે સુરપતિ પોતાની પત્નીને મિત્રોનો પરિચય કરાવતો હતો. હાથ લંબાવી નાટકીય ઢબે કહ્યું, 'આ રંજન બસુ—તેઓ બેરિસ્ટર છે.'

રંજન બસુએ ને મિનતિએ સામસામે નમસ્કાર કર્યા.

આમ પરિચયની શરૂઆત થઈ, યોગિન ઘોષ, ઇન્શ્યોરન્સ મેનેજર હિમાંશુ બંદોપાધ્યાય, ડૉક્ટર રતન મુખોપાધ્યાય, લેખક; અને પછી છેલ્લો પરિચય આપતાં સુરપતિએ કહ્યું, 'આ અવનીશ સરકાર, એકવાર મશહૂર ખેલાડી હતા. આજે નામાંકિત વેપારી છે.'

મિનતિએ ઊંચું જોયા સિવાય નમસ્કાર કર્યા અને સામે જોયું ત્યારે સ્તબ્ધ થઈ ઊભી રહી.

અવનીશને જોતાં એમ ન લાગે કે તેની ઉમર ત્રીશથી વધારે હશે પણ વરસ તો ઓગણચાળીશમું પૂરું થવા આવ્યું હતું. પણ આધેડ વયનું એકે ચિહ્ન તેના મોં ઉપર કે દેહ ઉપર દેખાતું નહોતું. ફક્ત કપાળના બંને ખૂણામાંથી કોઈ કોઈ વાળ ખરવા શરૂ થયા હતા.

તોપણ જ્યારે તેના દેહ અને મન બંને યૌવનથી ભરપૂર હતાં અને જ્યારે તેના મનઃચક્ષુ આગળ અણદીઠ, ભવિષ્યની અપાર મહત્ત્વાકાંક્ષા ખડી હતી તે વખતનું એનું એ ખરેખરું યૌવન જેણે જોયું છે તે સમજી શકે કે તારુણ્યનું આવરણ હટેલી ઘડપણ ડોકિયું કરી રહ્યું છે. પણ બહારથી તો તે ત્રીશ વરસનો યુવાન જ દેખાય છે.

મિત્રો કહેતા કે અવનીશે વહેલાં લગ્ન કરવાં જોઈતાં હતાં. તેમ છતાં સંજોગવશાત્ ન થઈ શક્યાં તો તે ભૂલ હજી પણ ન સુધારી લેવાનું કોઈ કારણ લાગતું નથી, કારણ કે વિવાહની ઉમર અવનીશ હજી કંઈ વટાવી ગયો નથી અને કદાચ એકદમ વીતી પણ નહીં જાય. અને અવનીશ હસતો. પણ વિવાહ તે કદી કરવાનો નહીં—કદાપિ નહીં. પંદર વરસ પહેલાં એક નજીવી ઘટના ન બની હોત તો અત્યાર સુધીમાં અવનીશ જરૂર ગમે તે કન્યા સાથે પરણી ગયો હોત. પણ લગ્ન કરવામાં નારીજાતિ ઉપર થોડી શ્રદ્ધાની અત્યંત જરૂર છે તેમાંથી જરાક જેટલી પણ તેના હૃદયમાં બાકી રહી નહોતી.

મિનતિને તરુણી ન કહી શકાય. બંગાળી છોકરીને માટે ચોત્રીસ વરસની ઉમર ઓછી ન ગણાય અને ત્રણ સંતાનની જનનીને હિસાબે તો નહિ જ.

તોય મિનતિ રૂપાળી રહી છે. પંદર વરસ પહેલાં એ સૌંદર્યમાં પ્રકાશ ને દાહ બંને હતા આજ તેમાં ફક્ત પ્રકાશ રહ્યો છે પણ હજુય લોકો તેને જોઈને મુગ્ધ થાય છે. સુરપતિને પણ ગર્વિત થવાનું કારણ છે.

સુરપતિની ઉમર હાલ બેતાળીશ છે. ચાળીશમાં પગ મૂકતાં સુરપતિનું શરીર થોડું સ્થૂળ થઈ ગયું છે. અને માથાના વાળ ખરીને ટાલ પડી છે. પરંતુ સુરપતિને એનું દુઃખ નથી. તે સમજે છે કે યૌવન ચિરકાળ રહે નહિ અને જે જવાનું જ છે તેને પરાણે પકડી રાખવાના પ્રયત્ન કરવા એ નરી મૂર્ખતા છે. અને બધા શું અવનીશ છે!

મિનતિના મોટા છોકરાની ઉમર તેર વરસની છે. ત્યાર પછીની છોકરી નવ વરસની છે ને સૌથી નાના છોકરાની ઉમર તો ત્રણ વરસની જ છે પણ ઘરનો રણીધણી તે જ છે કારણકે માબાપ અને ઘરનાં બધાં માણસો તેના આજ્ઞાધીન ચાકરો થઈ ગયાં છે. આમ મિનતિનો સંસાર બહુ સુખનો સંસાર છે. કારણ કે પૈસાદાર ને ચારિત્ર્યશાળી સ્વામી છે અને નિરોગી બાળબચ્ચાંથી ઘર ભર્યું ભાદર્યું છે.

કલકત્તાની દક્ષિણે સુરપતિનું મકાન છે. નાનકડો બગીચો લઇ તેમાં એક નાનકડો બંગલો બનાવ્યો છે તે કેવળ વૈભવ નહીં પણ શોભા ને સૌંદર્યદૃષ્ટિનો પણ પરિચય આપે છે. કેટકેટલાં ફૂલઝાડ, કેવાં હવાપ્રકાશ ને કેવી મધુર શાંતિ ! કલકત્તામાં કેટલાં:ઘરોમાં તે મળે છે ! પતિ ને બાળબચ્ચાં પછી મિનતિને બીજું કંઇ જો વહાલું હોય તો તે આ મકાન જ હતું.

દશ વાગે ગાડીમાં બેસી પતિ ઓફિસે જતા. મોટા દીકરો ને દીકરી એ જ ગાડીમાં સાથે શાળાએ જતાં. સાડા ચાર વાગે નોકર સાથે ભાઇબહેન ઘરે પાછાં આવતાં. વચ્ચેના સમયમાં મિનતિને સતત ફુરસદ રહેતી. એ આખો સમય સૌથી નાના છોકરા મિન્ટુની દેખભાળમાં જતો. મિન્ટુને એની બા જ્યારે ઉંઘાડી દેવાના પ્રયત્નો કરતી ત્યારે તેને જાગતા રહેવામાં જ મજા પડતી. અને હવે જ્યારે એ ત્રણ વરસનો થયો છે ત્યારે આખો દિવસ માના સાડલાની ઓથે સંતાઇ રહે એટલો તે નાનો નથી. પણ મા આ સાદી વાત સમજતી નથી એનું મિન્ટુને દુઃખ થાય છે.

ભાઇબહેન અને સુરપતિ પાછા આવતા કે મિનતિનું કામ શરૂ થતું. છોકરા જે કંઇ માગતા તે હાજી ઘડીમાં હાજર થતું. મિનતિને કશાની કદી તાણ પડી નથી.

માત્ર મોડી રાતે જ્યારે ઘરનાં બધાં ઊંઘી જતાં, જનવિરલ શહેરનું પડું જ્યારે ધીરે ધીરે સ્તબ્ધ થઇ જતું ત્યારે દૂરથી ટ્રેનનો અવાજ સાંભળી હોય ત્યારે મિનતિને શું યાદ આવતું કે પછી આંખમાંથી નીંદર ઊડી જતી.

પંદર વરસ પહેલાંની વાત છે. ત્યારે મિનતિ ઓગણીશ વરસની હતી. મિનતિના બાપ થોડા તરંગી સ્વભાવના હતા. પત્ની ગુજરી ગયા પછી કલકત્તાના વસવાટ પરથી મન ઊઠી ગયું. જ્યાં એવો જનકોલાહલ હોય ત્યાં રહેવામાં તેમને રસ નહોતો. અને દીકરીને લઇને શાંતાલ પરગણાના એક મામૂલી ગામડામાં કાયમનું ઘર કરીને રહ્યા.

એમને મનમાં ખ્યાલ સરખો પણ ન આવ્યો કે પોતાને તો કલકત્તાનો જનકોલાહલ અસહ્ય છે પણ મિનતિનું શું ! એને તો જનશૂન્યતા અસહ્ય થઇ પડવાની. કૉલેજની સમોવડી બહેનપણીઓનો અભાવ ઘાંત ગામડામાં ઊલટો તેને વધુ સાલશે.

પણ વજબાબુ કંઇ સ્વાર્થી માણસ નથી. પુત્રીને તેઓ બહુ ચાહતા છતાં જે તેમને સગવડ રૂપ છે તે જ બીજાને સગવડ રૂપ ન હોઇ શકે એ વાતનો એમને ખ્યાલ ન રહ્યો.

મિનતિને તેઓ વહાલ કરતા પણ લાડ લડાવવાનું તેમને પસંદ નહોતું. મિનતિ તેમની ભક્તિ કરતી, તેમને ચાહતી પણ સાથે સાથે કડક સ્વભાવના પિતાથી ડરતી. એ ડર એવો હતો કે પચાસ વરસના પિતા ને ૧૯ વરસની પુત્રી વચ્ચે જે જરા ય રુચિકર ન ગણાય.

માના મૃત્યુથી વજરંજન કરતા મિનતિ કંઇ ઓછી દુઃખી થઇ નહોતી પરંતુ એ દુઃખની શાંતિ માટે અનિશ્ચિત કાળ સુધી આમ અજ્ઞાતવાસ સ્વીકારવાની જરૂર તે સમજી શકી નહીં. પણ પિતાની ઇચ્છાની સાથે વાંધો લેવાનું મિનતિ માટે સંભવિત નહોતું કારણ કે તે વજરંજનબાબુને ચાહતી તેના કરતાં તેમનાથી બીતી વધારે.

પરંતુ નિર્જન વાસનો એને જે ભય લાગ્યો હતો તે કિષ્ણપુર આવતાં દૂર થઇ ગયો. અહીંના રહેવાસી સાંતાલ સ્ત્રીપુરુષો જાણે કાળા પત્થરમાંથી કોતરી કાઢેલી પ્રતિમાઓ હોય તેવાં સુંદર લાગતાં. સ્ત્રીઓ વાત વાતમાં હસીને ઊંધી વળી જતી, એવો એમનો હળવો સ્વભાવ હતો. કઠોર પરિશ્રમ કરવા છતાં કલહાસ્ય સાથે તેઓ જીવન ગુજારે છે. સાંજે ખેતરોમાંથી પાછી ફરતી સ્ત્રીઓને અંબોડામાં ફૂલના શણગાર સજી તેમના વાંસળી વગાડતા સાથીઓ સાથે ગાતાં ગાતાં ઘરે પાછી ફરતાં જોતી ત્યારે મિનતિ મુગ્ધ થઇને એ મનોરમ દૃશ્ય જોઈ જ રહેતી.

એક વૈભવશાળી વિલાસી સાહેબનો બંગલો નજીવી કિંમતે વ્રજરંજનબાબુએ ખરીદી લીધો હતો. તેમાં મિનતિનો કેટલોક સમય વીતી ગયો.

એક દિવસ વ્રજરંજનબાબુ કાગળ લઈને આવ્યા ને કહ્યું: 'સાંભળ મિનુ! મારા મિત્રના દીકરા અવનીશની તબિયત બરોબર રહેતી નથી તે મેં એને હવાફેર માટે અહીં આવવા લખ્યું'તું. આજકાલ એ આવે છે.' એટલું કહી ઉત્તરની અપેક્ષા રાખ્યા વિના ચાલ્યા ગયા.

મિનતિને નવાઈ લાગી. વ્રજરંજનબાબુના કોઈ મિત્રને તેણે કદી જોયા હોય એવું યાદ ન આવ્યું. એમને કોઈ ખાસ મિત્ર હતા પણ નહીં. તો ય એટલું તે હવે સમજી શકી છે કે પિતાને નિર્જનવાસ હવે ગમતો નથી પણ શહેરમાં પાછા ફરી પરાજય કબૂલ કરવા એ રાજી નથી.

અવનીશ કોણ? એની ઉંમર શી? તબિયત ખરાબ હોય તો બીજી બધી જગ્યા છોડીને અહીં આ નિર્જન સ્થળે આવવાની શી જરૂર? એના કરતાં પિતાએ સરખી ઉંમરની કોઈ સાહેલીનો ભાર માથે લીધો હોત તો મિનતિ તેની સાથે બે વાતો કરીને દિલ તો હળવું કરત. સાંતાલ બાઓ તો તેની ભાષા સમજતી નથી. તેમ તે પણ તેમની ભાષા સમજતી નથી. તેમાં તેમની સાથે માત્ર હાસ્યકલ્લોલ વડે ભાવોની આપલે થાય છે આમ એમના પરિચયમાં ભાષાની અગવડે સમજાતું તો કંઈ નથી પણ સારું તો લાગે છે!

મિનતિના ઘરથી રેલના પાટા લગભગ એક માઈલ દૂર હશે અને સ્ટેશન ત્રણેક માઈલ. રાતે ટ્રેનનો અવાજ સ્પષ્ટ કાને પડે છે. દિવસે કામમાં એ અવાજ સંભળાતો નથી એટલે અવનીશ જ્યારે આવી પહોંચ્યો ત્યારે તેના આવવાના ખબર કોઈએ આપ્યા નહિ. તે પોતે જ આવીને મિનતિ સમક્ષ ખડો થયો.

આવો રૂપાળો જુવાન તેણે કદી જોયો નથી. ચોવીસ કે પચીસ વરસની ઉંમર! વાન ઊજળો નથી પણ શરીર ને મુખ ગ્રીસની શિલ્પમૂર્તિ જેવાં સુંદર ઘાટદાર! સાંતાલ યુવાનો આ નવાંગતુકની આગળ ઝાંખા પડી ગયા.

કોઈ સાથે બે વાતો કરાય તેવું નહોતું એટલે મિનતિ બહુ અકળાતી હતી. એકાએક અવનીશના આવવાથી તેને આનંદ થયો અને થોડા દિવસમાં જ તેને માલૂમ પડ્યું કે અવનીશની જ તબિયત સુધારવાનું વ્રજરંજન બાબુને કેમ યાદ આવ્યું અને હવાફેર કરવાનાં ઘણાં સ્થળો હોવા છતાં અવનીશબાબુ પણ આ સાંતાલ પરગણાના નિર્જન નાનકડા ગામડામાં કેમ આવ્યા.

શરીરે કાંઈ થયું નહોતું એ સમજતાં મિનતિને વાર ન લાગી તેમજ આ અપરિચિત પુરુષના એકાએક આગમનથી એને જરા પણ અણગમો ન થયો.

એકનું વય ચોવીશ ને બીજાનું ઓગણીશ. અને જે કંઈ અભાવ હતો તે વિરાટ શાલવન, રેતીવાળા રૂમણી નદીનાં આછાં નીર ઉપર ચમકતો શુક્લપક્ષનો ચાંદો અને સાંતાલ પરગણાનાં મનોહર મેદાનો વડે પુરાઈ ગયો.

વ્રજરંજનબાબુ પોતાના અતિથિ તરફ વ્યક્તિગત ધ્યાન આપતા નહીં. અને તેથી અતિથિ કે મિનતિ બેમાંથી કોઈને ય વાંધો લેવાનું કશું કારણ નહોતું.

અજવાળિયાનો ચાંદો નિર્મળ આકાશમાં ઊગ્યો છે. અવનીશ દક્ષિણની પડશાળમાંથી ચોમેરની નૈશ પ્રકૃતિની શોભા નિહાળી રહ્યો છે, થોડી વારે મૃદુ હસીને એણે ગીત લલકાર્યું, ગીત હતું પ્રેમકથાનું. એ મિનતિના હૃદયને સ્પર્શી ગયું.

વાતચીત કરતાં રાત્રિનું મૌન વધારે વાચાળ હોય છે. અવનીશ કે મિનતિ કોઈ કાંઈ બોલ્યુંચાલ્યું નહીં પણ એમની આંખો વાતો કરવા લાગી.

રાત્રિ વધતી ચાલી. દૂર સાંતાલ ગામડામાં વાંસળીનો અવાજ થંભી ગયો. સામેના રસ્તે જે એકાદ-બે રાહદારી આવ-જા કરતા તે પણ બંધ થઈ ગયા હતા.

વ્રજરંજનબાબુ જ્યારે પાકશાળામાં આવી પહોંચ્યા ત્યારે મિનતિનું મસ્તક અવનીશના ખભા ઉપર ઢળેલું હતું ને અવનીશનો હાથ એના કેશમાં રમતો'તો.

વ્રજરંજનબાબુને ગુસ્સે થવાનું કંઈ કારણ નહોતું પણ તેમને જોતાં જ મિનતિ ગભરાઈ ગઈ ને અવનીશનું આલિંગન છોડાવી ઢંગધડા વિનાનાં બે-ચાર વાક્યો તેણે બોલી નાખ્યાં. વ્રજરંજનબાબુએ એનો જે અર્થ કર્યો તે જાણ્યા પછી અવનીશથી એક ઘડી પણ ત્યાં રહી શકાય તેમ નહોતું.

વ્રજરંજનબાબુએ અત્યંત શાંતિથી કહ્યું: 'તું જગદીશનો દીકરો છે. તું આવો હઈશ એવું મેં નહોતું ધાર્યું. પણ મારી જ ભૂલ થઈ છે. સાડાદસ વાગે કલકત્તાની ગાડી જાય છે. તું તારો બિસ્તરો બાંધી લે.' આટલું કહી તેઓ ચાલ્યા ગયા.

અવનીશ એક શબ્દ પણ બોલ્યો નહીં. ધીરે ધીરે પોતાના ઓરડામાં જઈ કપડાંલત્તાં ગોઠવવા મંડ્યો.

માત્ર મિનતિ પૂતળીની જેમ જડ થઈ ત્યાં જ બેસી રહી. થોડી વાર એમ ને એમ ગયા પછી તે આખી ઘટના સ્પષ્ટ સમજી શકી. ત્યારે તેનાં દેહમન શક્તિહીન થઈ ગયાં હતાં.

ક્ષણમાં શું બની ગયું! વ્રજરંજનબાબુથી તે ડરે છે પણ તેથી એક ક્ષણની નિર્બળતામાં તે શું કરી બેઠી! આમ થઈ બેસશે એમ કોણે ધાર્યું હતું?

રાતે દસ વાગે હાથમાં સુટકેસ લઈ ફાટક ખોલી અવનીશ ધીરે ધીરે સ્ટેશન તરફ ચાલ્યો ગયો. એક વાર પાછું વાળીને પણ ન જોયું. જુએ પણ શું કામ!

સાડા દસ વાગ્યાની ટ્રેન પોતાના ધધડાટથી રાત્રિની સ્તબ્ધતા ભાંગતી કલકત્તા ભણી ચાલી ગઈ ત્યારે મિનતિ ઢીંચણ ઉપર માથું રાખી બેસી રહી.

બરાબર એક વરસ પછી યથોચિત ધામધુમથી સુરપતિ સાથે મિનતિનું લગ્ન થઈ ગયું. શુભદૃષ્ટિ વખતે મિનતિનું રૂપ જોઈ સુરપતિ મુગ્ધ થઈ ગયો પણ મિનતિએ આંખો ઊંચી કરી સામું યે જોયું નહોતું.

ત્યાર પછી ઘણાં વરસો વીતી ગયાં છે. મિનતિ હવે ઓગણીસ વરસની શરમાળ તરુણી નથી, અત્યારે તે ત્રણ સંતાનની માતા ને ઘરની ગૃહિણી છે. અલબત્ત આ ઉંમરે ય છે તો રૂપસી ને પતિપ્રેમે સૌભાગ્યવંતી.

માત્ર ગાઢી રાતે જ્યારે ઊંઘ નથી આવતી ત્યારે ઘણા દિવસો પહેલાં ક્ષણમાં બની ગયેલી એક ઘટના યાદ આવતી ને મર્મવિદારક વેદના હૃદયમાં ડંખ્યા કરતી. બિછાનું છોડી તે રાત્રિના અંધકારમાં બહાર આવીને ઊભી રહેતી.

જો એકવાર પણ અવનીશનો મેળાપ થાય તો તેને કહેવું છે, 'તમે મને જેવી હલકી માની છે, તેવી હું નથી. મારી એક ક્ષણની દુર્બળતાના વાંકે તમે મારો આમ બહિષ્કાર ન કરો.

'જે વ્યથા મેં તમને દીધી છે એના કરતાં સો ગણી આજ સુધી હું ભોગવું છું. કદાચ મૃત્યુ પહેલાં એ નહીં શમે. મારી ભીરુતાનો આ ગુનો મને માફ કરો.' વળી મિનતિને એમ પણ લાગતું કે—માફી માગવાનો પણ અધિકાર રહ્યો છે! તેની ક્ષમાની જરૂર પણ શી છે! ક્ષમા તે માગે પણ શું કામ! તેને માત્ર એટલું જ કહેશે, 'મને તિરસ્કારો, એમાં મને લેશ પણ નુકસાન નથી. ઉદારતા દેખાડી મને ક્ષમા ન કરશો. મારા હૃદયનો અનિર્વાણ અગ્નિ તેથી કાંઈ ઓલવાશે નહીં.'

પણ આજ સુધી અવનીશનો મેળાપ થયો

નથી. કદાચ આ જીવનમાં હવે ન પણ થાય. મિનતિનો ગુનાનો સ્વીકાર, માફ કરવાની વિનતિ અને માફ ન કરવાની વિનંતિ એ બધું કદાચ અવાસ્તવિક કલ્પના જ રહી જાય.

અવનીશ તેને કદાચ હજી ચાહતો હોય. પ્રેમાળ તરુણીના એક દિવસના વ્યવહારથી કદાચ તેનું જીવન પલ્લવિત થયું હોય. એમ પણ બને કે મિનતિ માટે એના મનમાં અપાર ઘૃણા સિવાય બીજું કંઇ ન પણ હોય.

તે પણ શું અવનીશને ચાહતી ન હતી ! કદાચ તેનો આ પતિપ્રેમ, છોકરાંછૈયાં ઉપર અપાર મમતા, તેનું આ મકાન, બગીચો બધું મિથ્યા ને કપટી અભિનય જ હોય. કદાચ તેના અંતરના ઊંડે ખૂણે હજી પણ અવનીશ અધિકાર જમાવી બેઠો હોય. એ અવનીશને તેની જ ખાતર અપમાનિત દશામાં અવનત મસ્તકે તેના ઘરથી બહુ દૂર ચાલ્યા જવું પડ્યું હતું–જ્યાં મિનતિ નથી, પ્રેમ નથી, માનઅપમાન નથી એવી કોઇ લક્ષ્યહીન સફરે. મિનતિનું મન પણ તે દિવસથી જાણે લક્ષ્યહીન સફરે ભટક્યા કરે છે–જ્યાં સુરપતિ, બાળબચ્ચાં, પોતાનો ઘરસંસાર બધું ય ભ્રમ અને નિરર્થક છે, ફક્ત એમાં એક માત્ર અવનીશ પોતાનો પ્રથમતમ અને પ્રિયતમ અવનીશ જ છે.

મિનતિ કંપી ઊઠી. આ બધું તે શું વિચારી રહી છે ? કોણે કહ્યું કે અવનીશને કદી તેણે ચાહ્યો હતો; ના, ના એના જીવનમાં સુરપતિ, તેનાં બાળબચ્ચાં, ઘરસંસાર એ બધુંજ વાસ્તવિક છે. મિથ્યા વિચારો કરી નાહકની શા માટે તે પોતાના મનને ઉદાસીન કરી રહી છે ?

અને મિનતિ પથારીમાં પડી સહુ જતી. મોડે મોડે પડખાં ફેરવતાં ફેરવતાં માંડ માંડ આંખ મળતી.

બીજે દિવસે પત્નીની આંખમાં ઉજાગરો જોઈ સુરપતિ શંકા કરતો પણ મિનતિ વાત ઉડાવી દેતી, એટલું જ નહીં પણ તબિયત ખરાબ હોય એ પણ કબૂલ કરતી નહીં.

આજ આટલા દિવસે અવનીશનો મેળાપ થયો–કલ્પનામાં નહીં, પ્રત્યક્ષ વાસ્તવિક રીતે.

માનસિક અકળામણને કાબૂમાં લેતાં મિનતિને વાર ન લાગી. જરા પરાણે હસી બોલીઃ 'તેમણે તો કદી તમારા સંબંધી કંઇ કહ્યું હોય એવું યાદ નથી આવતું.'

અવનીશ હસીને બોલ્યાઃ 'મિ. ચૌધરી સાથે મારી ઓળખાણ થોડા વખતની જ છે પણ તેઓ મારા મિત્રોમાંના એક થઈ ગયા છે.'

મિનતિ પણ હસીને બોલીઃ 'તેઓ જેટલો વખત જાગે છે તેટલો વખત ઘર બહાર રહે છે ને જેટલો વખત ઊંઘે છે તેટલો વખત ઘરે રહે છે. એટલે તમારા સંબંધી વાત કરવાની એમને ફુરસદ ન મળે એમાં નવાઈ નથી.'

સુરપતિ ખોટા ગુસ્સાથી બોલ્યોઃ 'તું એમ માને છે કે તારા કરતાં ઓફિસના ટેબલ-ખુરશી ને ફાઈલોનું મહત્ત્વ મારે મન વધારે છે ! વારુ કાલથી ઊંઘીશ પણ ઓફિસે ને ખાવા પૂરતો જ ઘરે આવીશ.'

હાસ્યવિનોદમાં અડધી રાત વહી ગઈ. બાર વાગે સુરપતિ ને મિનતિ સૂવાના ઓરડામાં આવ્યાં. પત્નીને પથારીમાં પડતાં સુરપતિએ કહ્યુંઃ "મોડું થયું છે સહજ. ઉજાગરો કર્યે શો લાભ ?'

'લાભ તો કંઈ નથી પણ ઊંઘ આવતી નથી. ઘડીક બહાર બેસું છું.'

બહાર આવી અંધારી રાતની ઠંડીમાં અગાશીમાં ચાલીને અઢેલીને મિનતિ ઊભી રહી.

અવનીશ શું તેને ભૂલી ગયો છે ! પરિચયની ઝાંખી રેખા પણ હવે ભૂંસાઇ ગઈ છે !

મિનતિએ પોતાની જાતને સમજાવવા માંડ્યુંઃ 'એ તો સારું જ થયું છે. દૂર ભૂતકાળમાં કોઇ પ્રણયભીરુ તરુણીએ તેના જીવનમાં વા–વંટોળ પેદા કર્યા હતા તે જો તે ભૂલી ગયો હોય તો તે સારું જ છે. મિનતિના

શાંતિમય જીવનથી તે એ બહુ દૂર ચાલ્યો જઈ આત્મનિમગ્ન થઈ રહે તો તેથી મિનતિએ નિશ્ચિંત થવું જ ઉચિત છે.

અશાંત મનમાં જાણે કોઈ બોલ્યુંઃ 'પોતાને તું આટલું બધું મહત્ત્વ શા માટે આપે છે? અવનીશની જીવનકિતાબમાં તું તો એક ક્ષુદ્ર પાનું જ છે. એ ફાડી નાખ્યે એના જીવનમાં કોઈ ઊણપ આવવાની નથી. અને આવે તો ય કોઈની નજરે એનું એટલું બધું મહત્ત્વ લાગવાનું નથી. તું અવનીશને ચાહતી હતી તેથી જ આજે પણ સંસારમાં મગ્ન રહેવા છતાં તેના વિચારો તું કરી રહી છે, ને તે એકવાર દર્શન આપીને તારી નિદ્રાનું હરણ કરી ગયો છે. તેં તારા દોષે તેને ગુમાવ્યો છે. સાચેસાચો પ્રેમ તો જે મનુષ્યના જીવનમાં ભાગ્યે જ મળે છે તેની તેં અવગણના કરી છે, અપમાન કર્યું છે પણ અવનીશ તને ભૂલી ગયો છે અને શા માટે ન ભૂલે!'

સાચી વાત છેઃ અવનીશ એને શું કામ યાદ કરે!

પણ જેનાથી પરમ સાંત્વના થવી જોઈએ તેનાથી ઊલટાની મિનતિને વેદના થઈ. અવનીશના જીવનમાં સાચે જ શું તે આટલું નાનકડું ને મામૂલી પાનું જ બની રહી હતી!

રેલ્વેના પુલ ઉપરથી એક ટ્રેન ખડખડાટ ચાલી ગઈ. મિનતિની વિચારમાળા તૂટી ગઈ. ઘડિયાળમાં બે વાગ્યા હતા.

મિનતિ ઓરડામાં ગઈ. સુરપતિ ભરઊંઘમાં પડ્યો છે. લાંબો નિસાસો નાખી મિનતિ સૂઈ ગઈ પણ ઊંઘ આવતી નથી.

*

અવનીશ રાતે લગભગ એક વાગે ઘેર આવ્યો. કપડાં કાઢી સિગારેટ સળગાવી અને ઓરડામાં આંટા મારતો મારતો પીવા લાગ્યો. તે જરા હસ્યો. 'વાહ! મિનતિ તે દિવસની ઘટના તદ્દન વીસરી ગઈ છે! અવનીશને તેણે ઓળખ્યો પણ નહીં!'

પણ અવનીશે મિનતિને બરાબર ઓળખી લીધી છે. પંદર વરસના ગાળા પછી પણ મિનતિમાં એવું પરિવર્તન નથી થયું કે તેને ઓળખી પણ ન શકાય.

મિનતિને સુખમાં જોઈને અવનીશ રાજી થયો. સુરપતિ પણ બહુ મજાનો છે. એવા પુરુષની ગૃહિણી થવું એ ખરેખર સૌભાગ્યની વાત છે.

મિનતિની ઉપર જો એને થોડો ગુસ્સો આવ્યો હોત તો તેમાં કંઈ અસ્વાભાવિક નહોતું પણ તેણે પોતાના મનની ઉદારતાથી યથેષ્ટ આત્મપ્રસાદ અનુભવ્યો.

તોપણ એક દૃષ્ટિથી મિનતિનો તે ઋણી છે. સ્ત્રીઓ પ્રત્યેની દૃષ્ટિ તો મિનતિએ જ ઉઘાડી દીધી હતી. એ જ્ઞાનાંજન માટે મિનતિને ઘણી વાર તેણે મનોમન ધન્યવાદ આપ્યા છે.

સાચે જ મિનતિ ઉપર તેને જરા ય રોષ નથી. તે દિવસની વાત મિનતિ ભૂલી ગઈ છે એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે તે ઘટના કેવી સામાન્ય હતી. એટલે તેને પોતાને પણ કોઈ જાતની અશાંતિ અનુભવવાનું કાંઈ કારણ નથી.

મિનતિ પોતાના અખંડ યૌવન, આધેડ પતિ, પોતાનાં બાળબચ્ચાં સાથે ભલે સુખે રહે ને બાકીનું જીવન પણ સુખમાં વિતાવે. તેને તો અવિવાહિત, એકાકી જીવન જ બહુ સારું છે. સુરપતિની એને લેશ પણ ઈર્ષા નથી.

બત્તી ઓલવી અવનીશ પથારીમાં પડ્યો ને પડ્યા ભેગાં જ બાળકની જેમ એને ગાઢ નિદ્રા આવી ગઈ.

[ અષાઢ ૧૩૪૫ના 'પ્રવાસી'માંની શ્રી આશંકુમારસેનની બંગાળી વાર્તા પરથી

# બે રેખાચિત્રો

હવામાન-આગાહીના જનક
લેપ્હામ

લ. ઈ. યા.

૧

શહેરનું નામ
મેક્સીમમ ટેમ્પરેચર (વધારેમાં વધારે ઉષ્ણતામાન)
મીનીમમ ટેમ્પરેચર (ઓછામાં ઓછું ઉષ્ણતામાન)

છેલ્લા ચોવીસ કલાકમાં વરસાદ
તા. ૧ લી નવેમ્બરથી આજ સુધીનો વરસાદ
નોર્મલ (સામાન્ય) સાથેનો તફાવત

'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'નું રોજ ચોથું કૉલમ. રોકતા આ આંકડાઓ તમે વાંચ્યા છે? દેશનાં મોટાં મોટાં શહેરો માટેની ઉપર મુજબની માહિતી તેમાં હોય છે. તમારે મન એ માહિતી નજીવી, બિન અગત્યની હશે. પરંતુ એ જ વસ્તુનો અભ્યાસ તેના જાણકારને શરદી કે ન્યુમોનીઆથી બચાવી શકે છે કે દરિયાનો મુસાફર તેમાંથી આગામી તોફાનના ભણકારા પારખી શકે છે ને ખેડૂત તેના પાક પર આવનારી આફત નિવારવા પગલાં લઈ શકે છે, એ જાણો છો?

તમે જે સ્થળે રહો છો તે સ્થળે કોઈ વાર અચાનક વરસાદનું ઝાપટું થઈ જાય છે તો કોઈ વાર ભરઉનાળે તમને શરદી-સળેખમ થઈ આવે છે. એ બધું એ સ્થળના હવામાન ઉપર આધાર રાખે છે.

હવામાન અસ્થિર વસ્તુ છે. આજે એક તો કાલે બીજી. કોઈક કોઈક સ્થળોએ તો હવામાન એટલું ફરતું રહે છે કે ક્યારે કેવું હવામાન રહેશે તે કહી શકાતું નથી.

પણ એ સ્થળના ઉષ્ણતામાનનો, વરસાદનો, પવનની દિશાનો અભ્યાસ ઘણી વસ્તુ કહી શકે છે. આજે ઠેર ઠેર તેની નોંધ રાખતી 'હવામાન શાળાઓ' છે. તેની મદદથી દરિયામાં આવતા તોફાનની આગાહી કરી લાખોનું-જાનમાલનું-નુકસાન થતું અટકાવી શકાય છે.

પણ જે માણસે એ રીતે એ નુકસાન અટકાવી શકાય, એમ સૌ પહેલાં જાહેર કર્યું તેને તો કોઈએ સાંભળ્યો પણ નહોતો. અને લાખોનું નુકસાન થતું બચાવનાર એ કર્મવીરને તો એની વર્ષોની જહેમતના બદલામાં ૧૬૭ ડૉલર જ (૬૦૦ રૂપિયા-આશરે) મળ્યા હતા.

એનું નામ લેપ્હામ. અમેરિકાના વિસ્કોન્સીન પ્રદેશનો એ રહેવાસી હતો. એનો વિજ્ઞાન અને કુદરત શોખ જબરો હતો. સોળ વર્ષની ઉમરે તો એણે ભૂસ્તરશાસ્ત્રમાં એક મૌલિક નિબંધ લખ્યો હતો. બાવીશ વર્ષની ઉંમરે ઓહિયો કેનાલના આસિસ્ટંટ એન્જીનિયર તરીકે તે કામ કરતો હતો.

ઇજનેર તરીકે જ રહ્યો હોત તો એ પુષ્કળ કમાયો હોત. પણ એનું મન તો હવામાનના અખતરાઓમાં હતું એણે ઇજનેરની નોકરી છોડી દીધી અને મીચીગન પ્રદેશના મીલવાઉકી નામના બારસો માણસની વસતીવાળા ગામડામાં આવી રહ્યો.

પાસે જ મીચીગનનું જબરું તળાવ હતું. જેમાં મોટાં મોટાં વહાણો અને સ્ટીમ બોટો તરતી. કંઈક મુસાફરો આવ-જા કરતા અને લાખોનો વેપાર ચાલતો. આ ભાઈ તો એ સરોવરને કાંઠે રોજ આંટા મારે. એનું પાણી વધે કે ઘટે તેની નોંધ લે. પવનની દિશા બદલાય એની પણ નોંધ લે. અને આખા દિવસ દરમિયાન વધારેમાં વધારે ગરમી કેટલી પડી તથા ઓછામાં ઓછું ઉષ્ણતામાન કેટલું રહ્યું તેની નોંધ તો ખરી જ.

નોંધ લઈ લઈને એણે તો ગણતરી કરવા માંડી, ને એ ગણતરી ઉપરથી બીજે દિવસે કે ત્રીજે દિવસે આમ થવું જોઈએ એમ તારવવા માંડયું ને એનું તારવેલું સાચું ય પડવા માંડયું.

૧૮૫૯ ની સાલમાં મીચીગનના એ સરોવરમાં મોટું તોફાન થયેલું. લેપ્હામની ગણતરી મુજબ એ તોફાન ત્યાંથી આગળ વધીને છેક આટલાંટિક મહાસાગર સુધી જવાનું હતું અને થયું પણ તેમ જ.

એને થયું: ડેટ્રાઇટ અને મીલ્વાઉકીની રેલ્વે કંપની આ મીચીગન સરોવરમાં સ્ટીમરો ચલાવે છે. જઈને એને કહું કે મારા અખતરા માટે પૂરતી સગવડ કરી આપો તો એવા કેટલા યે અકસ્માત બચાવી શકાય.

લેપ્હામે કંપનીને કાગળ લખ્યો. જવાબ આવ્યો: 'અમારી આગબોટો ગમે તેવા તોફાનનો સામનો કરી શકે એવી મજબૂત જ બનાવવામાં આવે છે. એક કાગળના કટકાની મદદથી તોફાનમાંથી બચવાની અમારે જરૂર નથી.'

લેપ્હામ નિરાશ ન થયો. તેણે પ્રયત્ન ચાલુ રાખ્યા. મોટા મોટા વેપારીઓને, જેમનો દરિયારસ્તે લાખોનો વેપાર હતો, તેમને મળ્યો. મોટી મોટી વહાણ કંપનીઓને મળ્યો. પણ કોઈએ એના કાગળ પરના આંકડાઓ ઉપર વિશ્વાસ ન કર્યો. એક વહાણવટીએ તો રોકડું પરખાવ્યું: 'ભાઈ, છે તો દરિયાના મામલા છે. ક્યારે તોફાન ચડી આવે એ તે કોઈ દિવસ કહી શકાય ખરું! અને તેમાં યે આપણી આ આબોહવા! કઈ ઘડીએ શું થાય એ ખબર જ પડે તો ને! અમે આટલાં વરસથી વહાણ હાંકીએ છીએ તો ય ખબર નથી પડતી ને આ તારાં કાગળિયાંથી ખબર પડશે!!'

લેપ્હામ થાકી ગયો. કોઈએ એને સાથ ન આપ્યો.

*

એક વેપારી સાથે સમજૂતીક કરીને, રોજની માફક સાફ 'ના' સાંભળીને લેપ્હામ પાછો ઘેર જાય છે ત્યાં એનો એક દોસ્ત હોલ્ટન મળે છે. હોલ્ટન રાજદ્વારી પુરુષ છે. એ પ્રદેશના વેપારી મંડળે હમણાં જ તેને પોતાના પ્રતિનિધિ તરીકે ચૂંટી કાઢેલ છે.

લેપ્હામ વિચારે છે: 'હોલ્ટન કાંઈ મદદ કરી શકે ખરો? ધારાસભામાં 'હવામાન' માટે કાંઈ થઈ શકે?'

તે હોલ્ટનને પકડે છે. શેરીને નાકે ઊભો રાખે છે અને એને સમજાવે છે. પોતે ખાતરી કર્યા પછી જ આ માગણી કરી છે એની ખાતરી આપે છે.

'આ એક માણસનો કે એક વ્યક્તિનો પ્રશ્ન નથી.' લેપ્હામ કહે છે, 'આજે કોઈ પણ ઘડીએ સરોવરમાં તોફાન ઊઠે છે અને કેટલું યે નુકસાન થાય છે. હું કહું છું કે એ અટકાવવું એ આપણા હાથની વાત છે. અને પોતાની શક્તિ હોવા છતાં જે સરકાર લોકોના જાનમાલ બચાવવાનો યત્ન ન કરે, તેને માટે ભવિષ્યમાં લોકો શું કહેશે!'

કલાકોની મથામણ પછી લેપ્હામ હોલ્ટનને ગળે તે વાત ઉતારી શક્યો. હોલ્ટને પોતાના પક્ષ–પોતાની પાર્ટી પાસે વાત મૂકી. ફરીને લેપ્હામે એ બધાને પોતાની વાત કહી સમજાવી ને કાંઈક કરવા ઉપર ભાર મૂક્યો.

લેપ્હામે ઇજનેરની નોકરી છોડયા પછી ૩૪ વર્ષે ૧૮૭૦માં પહેલવહેલો 'હવામાન'ની નોંધ લેવા માટેનો ખરડો અમેરિકાની ધારાસભા સમક્ષ રજૂ થયો. આંકડા અને દલીલ સાથે લેપ્હામે સાબિત કરી બતાવ્યું કે એવા ૧૯૧૪ અકસ્માતો બન્યા હતા જે નિવારી શકાયા હોત અને જેનું એકંદર નુકસાન ૪૦ લાખ ડોલર (આશરે ૧,૧૪,૦૦૦૦૦ રૂપિયા) જેટલું થયું હતું.

ખરડો પસાર થયો.

૧૮૭૦ની પહેલી નવેમ્બરે આખા દેશના હવામાનના આંકડા મેળવીને તૈયાર થયેલો રીપોર્ટ પહેલવહેલો, વાયરલેસની મદદથી,

ઉત્તરનાં સરોવરો ઉપર અને આટલાંટિક મહાસાગરના કિનારે મોકલવામાં આવ્યો. એ અહેવાલોની સફળતા અને ઉપયોગિતાને પરિણામે 'અમેરિકન હવામાન માહિતી કાર્યાલય'ની સ્થાપના થઈ, જેની અત્યારે ઠેર ઠેર શાખાઓ છે.

લેપ્હામ ન તો આ નવી કામગરીમાં નોકરી-એ રહ્યો કે ન 'માહિતી કાર્યાલય'નો કોઈ અમલદાર થયો. એ તો પાછો પોતાના બીજા વૈજ્ઞાનિક અખતરાઓના કામે લાગી ગયો.

ખૂબ જ વિનંતી કરવામાં આવી ત્યારે થોડો વખત એણે શિકાગોની વેધશાળામાં નોકરી કરી.

પછી તો સમાચારપત્રોએ પણ હવામાન માહિતી કાર્યાલયના આ આંકડાઓ છાપવા માંડ્યા અને ૧૮૭૫માં લેપ્હામ ગુજરી ગયા છતાં અને ત્યાર પછી બે મહાન લડાઈઓ વીત્યા છતાં લેપ્હામના હવામાનના આંકડા હજુ પણ છપાતા જ રહ્યા છે.* [અંગ્રેજી ઉપરથી

## 'તમારો વંઠેલ'

૨

અમેરિકાના નેબ્રાસ્કા નામના પ્રદેશમાં છોકરાઓનું એક નગર જ વસાવવામાં આવ્યું છે. એડવર્ડ જોસફ ફ્લેનેગન નામનો એક પાદરી આ નગરનો અધિષ્ઠાતા છે. પરંતુ નગરની બીજી બધી વ્યવસ્થા તો એ નગરના રહેવાસીઓ એટલે કે છોકરાઓ જ ચલાવે છે. છોકરાઓની મ્યુનિસિપાલિટીની કમિટી છોકરાઓમાંથી જ પ્રમુખ અને મંત્રી ચૂંટી કાઢે છે. એમ આ નગરની બધી જવાબદારી છોકરાઓ હસ્તક છે.

પણ ફ્લેનેગનને આ બધા છોકરાઓ મળે છે ક્યાંથી? જેમને કોઈ જ સંઘરતું નથી, જેલમાં પણ જેમનાથી અમલદારો થાકી જાય છે એવા 'ગામનો ઉતાર' કહેવાય તેવા છોકરાઓ જ ફ્લેનેગનને ફાળે આવે છે. અમેરિકાના દૂર દૂરના પ્રદેશમાંથી 'વંઠેલ' કહેવાતા છોકરાઓથી ફ્લેનેગનનું આ નગર ઊભરાઈ જાય છે.

*સમાજ જેનાથી દૂર ભાગવા ચાહે છે,* સત્તા જેને સંભાળાવી શકતી નથી, એવા લુચ્ચા, લફંગા, અવળે રસ્તે ચડી ગયેલા છોકરાઓ માટે ફ્લેનેગનના આ નગરમાં હંમેશા જગ્યા મળી રહે છે. ફ્લેનેગને 'ખરાબ છોકરા જેવી કોઈ ચીજ જ નથી' એ સિદ્ધાંતને પોતાનું જીવનધ્યેય બનાવ્યું હતું. તોફાનીમાં તોફાની છોકરાઓ પણ ફ્લેનેગનના આ નગરમાં આવતાં બદલાઈ જતા. આવતા ત્યારે સમાજ અને સત્તાના દુશ્મનો રૂપે અને બહાર જતા ત્યારે સભ્ય અને સેવાભાવી બનીને.

એકવાર એક શિયાળાની રાતે ફ્લેનેગન પર ટેલિફોન આવ્યો. ટેલિફોન ઘણે દૂરથી હતો. વર્જીનિયાની જેલનો વડો બોલતો હતો: 'એક છોકરો છે. તમે એને માટે જગા કરી આપશો? અમારે માટે એને ઠેકાણે લાવવો અશક્ય છે. તેણે એક બેન્ક લૂંટી છે અને ત્રણ દુકાને જઈને પિસ્તોલની મદદથી નાણાં કઢાવ્યાં છે.'

'હં, કેવડોક છે?' ફ્લેનેગને પૂછ્યું.

'આઠ, સાડા આઠ વર્ષનો.'

'શું!!' ફ્લેનેગને સાશ્ચર્ય પૂછ્યું.

'તેની ઉંમરથી ભરમાતા નહિ. બહાર છે એટલો ભોંમાં છે. તમે તેને રાખશો?'

*આપણાં ગુજરાતી વર્તમાનપત્રો કે દેશી રાજ્યો હવામાન–આગાહીની અગત્ય હજુ યે સમજ્યાં જણાતાં નથી. આ માસની તારીખ ૧૯મી પછીના બે–ચાર દિવસોમાં થયેલ વરસાદ તથા પવનનું તોફાન આગાહીમાં તો હતું જ પરંતુ આપણાં ગુજરાતી વર્તમાનપત્રોએ એની સમય સર પ્રસિદ્ધિની પરવા કરી નથી. બીજી બાજુ રાજ્યો કે જેમના ઉપર પ્રજાની સલામતીની મોટી જવાબદારી છે, એ પણ આ ખબરો મેળવવા માટે અને વખતસર જાહેર કરવા માટે ઉદાસીન રહે છે. આ બંને પરિસ્થિતિ ખેદજનક છે. વર્તમાનપત્રો અને રાજ્યો આ બાબતમાં વિશેષ જાગ્રત થાય તો ઘણી ખુવારી અટકાવી શકાય. –અનુવાદક

'જરૂર. આઠ વરસના એક છોકરાને હું ન રાખી શકું એ કેમ બને? લાવો. ખુશીથી લાવો.'

ત્રણ દિવસ બાદ ફોન કરનાર શરીફ અને તેની પત્ની એક છોકરા સાથે ફલેનેગનના 'કિશોરનગર'માં આવી પહોંચ્યા. છોકરાની બધી હકીકત જણાવતો ટાઇપ કરેલો રીપોર્ટ આપી ફલેનેગનને તેના યત્નમાં સફળતા ઇચ્છી શરીફ અને તેની પત્ની ગયાં.

ફલેનેગને આવેલ છોકરા તરફ જોયું. એનું મોઢું પીળું પચ હતું. એના હાથમાં એક બંડલ હતું. ઊંચાઇ માંડ મેજ જેટલી હતી. તેના ભૂખરા વાળ અસ્તવ્યસ્ત ને કપાળ ઢાંકી દેતા પડ્યા હતા. આંખો ભૂખરી અને અર્ધ-મીચેલી હતી. ભમર અને પાંપણો કાળી હતી. એના મોઢામાં બે હોઠ વચ્ચે એક ખૂણામાં એક સિગારેટ હતી. શરીફે જણાવ્યું હતું કે અહીં આવવાનું તેણે આ સિગારો મળી ત્યારે જ કબૂલ્યું હતું.

એને બેસવા માટે ખુરશી આપીને ફલેનેગને શરીફે આપેલો રીપોર્ટ વાંચવા માંડ્યો.

એનું આખું નામ ભુલાઈ ગયું હતું. લોકો તેને 'એડી'ને નામે જ ઓળખતા. કોઇએક બંદરના એક ગલીચ લત્તામાં તેનો જન્મ થયો હતો. ચાર વરસનો થયો ત્યાં એનાં માબાપ ઇન્ફ્લુએન્ઝાના રોગમાં મરી ગયાં. એ મેલા-ઘેલા ઝૂંપડામાં એક બારણેથી બીજે બારણે આથડતાં આથડતાં લોકોની દયા ઉપર કૂતરું કે બિલાડું ઊછરે એમ ઊછર્યો હતો.

પણ લોઢું ઘસાય અને ધાર નીકળે એમ મુશ્કેલીઓએ એડીની બુદ્ધિને તીક્ષ્ણ બનાવી હતી. આઠ વર્ષની ઉંમરે તો એડી એના જેવડા અને કેટલાક તો એનાથી મોટી ઉમરના છોકરા-ઓનો સરદાર બન્યો હતો. નાની નાની ચોરી-ઓ કે ઉચાપતી કરવામાં તે તેના ગુરુ જેવા મોટેરાઓને પણ ટપી જવા લાગ્યો. યોજનાબદ્ધ ચોરીઓમાં પણ તે આગળ વધવા લાગ્યો હતો.

પણ એક વાર એડીના અભિમાન ઉપર ઘા થયો, 'તું સરદાર શેનો? બીજા મોટેરા કહે ને તું એમ કરે. તારી મેળે તું શું કરી શકે?' એના જ એક જોડીદારે એડીને કહ્યું.

'એમ છે? તો જોજે. તેં ધાર્યું ય ન હોય એવું કરી બતાવું, તું જો બેટા. હું હવે બેન્ક લૂંટવાનો છું.'

બીજે જ દિવસે બપોરના વખતે એડી બેન્કમાં પહોંચ્યો. ઘણાખરા કારકુનો બપોરનું ખાણું લેવા ગયા હતા. છાનોમાનો એડી દાખલ થયો, ને કેશિયરના ખાના તરફ આગળ વધ્યો. ખાના સુધી પહોંચવા માટે પગના આંગળા ઉપર ઊભો થયો અને મૂઠો ભરીને જે હાથમાં આવ્યું તે લઇને ભાગ્યો.

બહાર આવીને હાથમાં આવેલા એ બસો ડોલર તેણે પોતાને મેણું મારનાર સાથીદારોમાં વહેંચી દીધા. પણ બેન્ક લૂંટાયાના સમાચાર છાપામાં આવ્યા નહિ. પેલાએ પાછું મેણું માર્યું: 'ગપ્પીદાસ લાગે છે. ક્યાંકથી પૈસા મળી ગયા, કોઇકના પડેલા; ને ભાઇ કહે છે કે બેન્ક લૂંટી...છટ!'

એડીને હાડોહાડ લાગી ગઇ. પણ આ વખતે તેણે જવાબ ન આપ્યો. એક અઠવાડિયા સુધી એડીનો પત્તો ન લાગ્યો. તેણે ક્યાંકથી એક પિસ્તોલ મેળવી અને નિશાન તાકતાં પણ શીખી લીધું. ને પછી જે પરાક્રમો કર્યાં તેણે એડીને છાપાંની જોઇતી પ્રસિદ્ધિ આપી.

બપોરના વખતે આવીને એણે એક રેસ્ટોરાં (હોટલ)ના કેશિયર (ખજાનચી) સામે રીવોલ્વર તાકી અને બધાં નાણાં પડાવ્યાં. ત્યાંથી નીકળીને એક દરજીની દુકાને પહોંચ્યો અને તેની પાસેથી પણ નાણાં પડાવ્યાં. દરજી પછી એણે એક પીપરમીન્ટ-ટીકડીની દુકાન ચલાવતી બાઇની મુલાકાત લીધી.

આ બાઇએ તેની બંદૂક આંચકી લેવા પ્રયત્ન કર્યો. એડીએ તેના હાથમાંથી છૂટવા

ધમાલ મચાવી મૂકી. પણ ધમાલને લીધે પોલીસ આવી ચડી ને એડી જેલમાં ગયો.

જેલમાંથી એ ફ્લેનેગન પાસે આવ્યો.

ફ્લેનેગને રીપોર્ટ પૂરો કર્યો અને એડી તરફ જોયું. એડી આંખો નીચી ઢાળીને બેઠો હતો. થોડી વારે એડીએ પોતે સાથે લાવેલ બંડલમાંથી કાગળ અને તમાકુ કાઢીને સિગારેટ વાળી મોઢામાં મૂકીને સળગાવી. ધુમાડાના ગોટા વચ્ચેથી તેની આંખોની પાંપણો એક ક્ષણભર ઊંચકાઇ—જોવા કે પોતાના આ કૃત્યને એનો આ નવો રખેવાળ શી રીતે ઘટાવે છે.

પણ ફ્લેનેગને એને કાંઇ કહ્યું નહિ. તેણે કહ્યું: 'જો એડી, તું જાણે છે કે આ છોકરાઓનું જ નગર છે. એમાં છોકરાઓનું જ ધાર્યું થાય છે–બધા ભેગા મળીને જે નક્કી કરે તે. મને ખાતરી છે કે તું સારો છોકરો છે. તને ખ્પણ નગર ગમશે.'

એડીએ નાની એવી ગાળથી જ જવાબ વાળ્યો.

એડીના વાળ કાતરવામાં આવ્યા. એને નવાં કપડાં આપવામાં આવ્યાં. પણ બીજે દિવસે દસ વાગતાં જ એડીની વિરુદ્ધ ફરિયાદ આવીને ઊભી રહી. વર્ગમાંથી શિક્ષકે તેને કાઢી મૂક્યો હતો. વર્ગમાં એડી એકાદ કલાક તો શાંત બેસી રહ્યો હતો પણ પછી એકદમ તે વર્ગમાં કૂચ કરવા લાગ્યો, ઘાંટા પાડવા લાગ્યો ને પછી બાંકડા ઉપરના ખડિયા લઈ જેમ તેમ ફેંકવા લાગ્યો.

પણ ફ્લેનેગને શાંતિથી જ કામ લીધું. 'મારી જ ભૂલ હતી.' તેણે શિક્ષકને કહ્યું, 'આપણા નગરના નિયમો મેં એડીને જણાવ્યા નહોતા. નિયમો જાણશે એટલે એડી પણ એ પ્રમાણે વર્તશે.'

પણ એડીનો વર્તાવ એનો એ હતો. એ વર્ગમાં બેસતો નહિ. રમતમાં ભળતો નહિ. સભાઓમાં હાજરી આપતો નહિ. કસરત કે આમકામ, સંગીત કે ચિત્રવર્ગ કાંઈ જ તેને સ્થિર કરી શક્યું નહિ. કેટલીક વસ્તુઓ તેને બહુ જ સામાન્ય લાગતી તો બીજી વ્યર્થ માથાકૂટ લાગતી.

ફ્લેનેગને તેને માટે નિયમોમાં ઘણી છૂટછાટ મૂકી. હલકી અને સામાન્ય કોટિની ફિલ્મો તેના માટે લાવવામાં આવી. ખાસ રમતો તેના માટે યોજવામાં આવી અને એ બધામાં એડી ભાગ લેતો. પણ એમાંની કોઇ પણ વસ્તુ સાથે એ તન્મય થઈ શક્યો નહિ. એનું અતડાપણું, એકલાપણું એણે જાળવી રાખ્યું.

કેવળ એક જ વાર ફ્લેનેગન અને એડીની વચ્ચે કાંઇક લાગણી સંબંધ બંધાયો લાગ્યો. એક વાર એક શેરી વળોટતાં એડી મોટરમાં આવી જાય તેમ હતો. ફ્લેનેગને તેને બચાવી લીધો. એડીની ઢળેલી પાંપણો એ દિવસે સહેજ અમસ્તી ઊંચકાઇ, કદીકર આભારની લાગણી એ નીચે દેખાઇ પણ એ ત્યાં સ્થિર થઇ શકી નહિ. એનો જૂનો અતડો વ્યવહાર પાછો શરૂ થઇ ગયો.

ફ્લેનેગનની શ્રદ્ધા પણ ખૂટવા આવી હતી. આ વખતે પોતાનું જીવનધ્યેય 'ખરાબ છોકરા જેવી કોઈ ચીજ જ નથી' ખોટું પડશે કે કેમ એવી શંકા તેને થવા લાગી.

નિરાશાના તળિયે બેસવાની ફ્લેનેગને તૈયારી કરી હતી ત્યાં એક દિવસ એડી એની પાસે આવ્યો. તેના ચહેરા પર ગુસ્સો હતો. જાણે કે તે પણ આખરી વાર લડી લેવા આવ્યો હતો.

'તમે ઢોંગી છો, ધતિંગિયા છો, પોકળ છો.' તેણે કહ્યું.

'તું શા ઉપરથી એમ કહે છે? પુરવાર કરી આપ'

'મેં હમણાં જ એક શિક્ષિકાને લાત મારી. બોલો હવે તમારે શું કહેવું છે!'

'હું હજુ યે કહું છું કે તું સારો છોકરો છે.'

'હું શું કહેતો હતો? તમે આવું ને આવું જુઠાણું હાંક્યા કરો છો. તમે જાણો છો કે હું સારો નથી તોપણ તમે જૂઠું બોલો છો. બોલો, એ ખરાબ નથી?'

'ઓ ઇશ્વર!' ફ્લેનેગને મનમાં કહ્યું, 'આ એનો પ્રમાણિક તર્ક છે. હું એને શો જવાબ આપું? મને એના ઉપર વિશ્વાસ છે એ એને શી રીતે સમજાવું? આ પળે જો હું જવાબ નહિ આપી શકું તો એડીનો વિશ્વાસ કદી નહિ મેળવી શકું. ઇશ્વર, મને મદદ કર.'

પછી એણે એડીને કહ્યું: 'એડી! કઈ વસ્તુ કેવી છે એ તો તું સમજી શકે છે એમ લાગે છે. ત્યારે તું જ કહે, સારો છોકરો કોણ? જે આજ્ઞાંકિત હોય, તે ખરું ને?'

'હા.' એડીએ કહ્યું.

'જે પોતાના શિક્ષકોએ કહ્યું હોય તેમ કરે ખરું ને?'

'હા.'

'તો પછી તું સારો જ છે ભાઈ. તું યે આજ્ઞાંકિત જ છે. તું પણ તારા શિક્ષકોના કહેવા પ્રમાણે જ વર્તે છે. ફક્ત એટલું કે તારા શિક્ષકો જ ખરાબ છે. એમણે તને બીજાની સામે થવાનું, બીજાનું અપમાન કરવાનું અને એવું બધું બની શકે તેટલા ખરાબ થવાનું શીખવ્યું છે અને તું એ પ્રમાણે વર્તીને એવો થાય છે. ફક્ત એ શિક્ષકોને બદલે તું અહીંના નવા શિક્ષકોનો શિષ્ય થા અને એમનું કહેવું માન એટલે તું સારો જ છે.'

ઇશ્વરે ફ્લેનેગનની પ્રાર્થના સાંભળીને જ જાણે કે આ શબ્દો તેના મોઢામાં મૂક્યા. ફુલાવે-ફોસલાવે, સમજાવ્યે જે ન થયું તે આ શબ્દોથી થયું. પહેલી વાર ફ્લેનેગને એડીની આંખ ભીની થતી જોઇ. જે ઘડીની પોતે રાહ જોઇ રહ્યો હતો તે ઘડી આવી પહોંચી છે એમ ફ્લેનેગનને લાગ્યું. તેણે એડીને ભેટવા હાથ લંબાવ્યા. એડી તેને ભેટી પડ્યો. પોતાનું આંસુ-ભીનું મોં એડીએ ફ્લેનેગનના ખભા ઉપર ઢાળી દીધું.

ત્યાર બાદ તો એડી દસ વરસ સુધી 'કિશોરનગર'માં રહ્યો. પછી એ નૌકાદળમાં જોડાયો અને લડાઈ દરમિયાન ખૂનખાર જંગ ખેડતાં ખેડતાં તેનો દરજ્જો વધતો ગયો. એની હાથ નીચેના માણસોને એ સારી રીતે રાખે છે. પણ એના માયાળુ દાદા ફ્લેનેગનને તો એ પત્ર લખે છે ત્યારે 'તમારો વડીલ' એમ જ લખે છે. [અંગ્રેજી ઉપરથી

મોટું જબરું પ્રદર્શન ભરાયું હતું. ઘણી ઘણી જાતનાં માણસો તે જોવાને આવ્યાં હતાં. દેશના સારામાં સારા કારીગરોની કલા હતી...હું ચિત્રો જોતો ઊભો હતો...મારી બાજુમાં એક જોડું ચિત્રો જોતું હતું...બન્નેની ઉંમર પચ્ચાસ ઉપરની લાગતી હતી...બન્નેએ ચશ્માં ચડાવ્યાં હતાં...સજ્જનના હાથમાં લાકડી હતી, સન્નારીના હાથમાં છત્રી હતી...બંને મિજાજનાં બહુ આનંદી લાગતાં હતાં...અમારી સામેનું ચિત્ર હતું 'વસંત'નું...તેમાં એક સુંદર મોઢાવાળી યુવતીને ચીતરવામાં આવી હતી અને તેના આખા શરીરને લીલાં પાંદડાંથી ઢાંકવામાં આવ્યું હતું.

પેલા સજ્જન એ ચિત્રને ખૂબ ઝીણવટથી ધારી ધારીને જોતા હતા તે જોઈને સન્નારીએ કહ્યું: 'હવે ચાલોને એમાં શું જોવા જેવું છે?'

'પાનખરમાં આ છોકરીનું શું થશે એનો હું વિચાર કરતો હતો.' પેલા સજ્જને ચશ્માં સાફ કરતાં જવાબ આપ્યો. અને બન્ને જણ એક બીજા તરફ હસીને ચાલવા લાગ્યાં.

—આ. બ્યા.

# દીક્ષા

રસનિધિ

કવિતા લખતાં આવડે તેથી કોઈ કોઈ વાર કેટલો ત્રાસ પડે છે તે કવિ જ જાણે. સંબંધી કે મિત્રના પુત્ર–પુત્રીના લગ્ન પ્રસંગે મંગલાષ્ટક રચવાં કે કોઈ સદ્‌ગત શોકસભામાં વિરહકાવ્ય બોલવું એ કવિની નૈતિક ફરજ ગણાય છે.

મારી સાથે ઑફિસમાં કામ કરતા એક મિત્રના પુત્રનાં લગ્ન હતાં. બપોરે હું જમવા બેઠો હતો. એક–બે કોળિયા લીધા ન લીધા ત્યાં તેઓ આવ્યા અને મને જમવા બેઠેલો જોઇ નિરાશાજનક સ્વરે બોલ્યા; 'કાં...ભાઈ, જમવા બેસી ગયા?'

મને લાગ્યું કે તે ભાઇ મને જમવાનું આમંત્રણ આપવા આવ્યા હશે અને મોડા પહોંચવાથી દિલગીર થયા હોય. હું તેમને નારાજ કરવા માગતો નહોતો એટલે હાથ ધોઇ નાખવા કે શું કરવું તેની વિમાસણમાં હતો ત્યાં એમણે આગળ કહ્યુંઃ 'ઠીક ત્યારે ઝટ જમી લ્યો. મારે તમારું એક જરૂરી કામ છે.'

મેં બનતી તાકીદે જમવાનું પતાવ્યું. આવીને પૂછ્યુંઃ 'કહો, શું કામ છે?'

'અરે ભાઈ, કેટલો ખોટી કર્યો! આજે કચરાની જાન જવાની છે. ઘડ ઉપર માથું નથી. તમે જલદી એક મંગલાષ્ટક સરસ લખી આપો. વરનું નામ તો તમે જાણો છો–કચરાલાલ–અને તેની વહુનું નામ શકરીબેન છે.'

મેં કહ્યુંઃ 'કચરાલાલ અને શકરીબેન ઉભયનું હું મંગલ ઇચ્છું છું પણ કવિતા એમ ઉતાવળે પ્રેરણા વિના કેમ થાય!'

'તમારે ન લખી આપવી હોય તો ના પાડો. ચારણો, બારોટો અને દલપતરામ કવિ તરત જ કવિતા નહોતા કરતા? સભામાં વાત નીકળે અને ઊભા થઇને મોઢેથી કવિતા બોલે.'

'એ શીઘ્રકવિ. તેઓ તેવી રીતે કવિતા બોલી શકે. મને તેવી રીતે કવિતા લખવું નથી ફાવતું.'

તેમણે મેજ ઉપરથી કાગળ અને પેન્સિલ મારા હાથમાં મૂકી હુકમ કર્યોઃ 'ભલા માણસ, વખતની કિંમત છે કે નહીં? મારે કેટલું કામ છે. ઝટ લખી આપો ને.'

કોઈને નારાજ કરતાં મારું મન દુભાય છે. તેમાં આ તો મારી સાથે ઘણાં વર્ષોથી એક જ ઑફિસમાં કામ કરતા હતા એટલે નિરુપાયે કચરાલાલ અને શકરીબેનના લગ્ન મંગળની બેત્રણ કડીઓ લખી આપી.

એક વેળા મારા એક સગાની જાનમાં ગયો હતો ત્યાં પણ આવો જ વિષમ પ્રસંગ મારે માથે આવી પડ્યો હતો.

બીજી એક વેળા ધનાઢ્ય શેઠની સાથે મારે કેટલીક આર્થિક વ્યવસ્થા કરવાની હતી. હું તેમને ઘરે જતો હતો ત્યાં તેઓ રસ્તામાં જ મળ્યા. તેમના કાકાના શોક નિમિત્તે વેપારી મંડળની સભા મળવાની હતી તેમાં તે જતા હતા. મારે પણ તેમની સાથે જવું પડ્યું. મારી ઓળખાણ તેમણે બીજા વેપારીઓને કરાવી અને વિશેષમાં કહ્યું કે 'એમનું નામ......છે–ઑફિસમાં નોકરી કરે છે. સારા કવિ છે.'

સભાના પ્રમુખ સમજ્યા કે હું કાંઇક કવિતા બોલવા આવ્યો હોઇશ એટલે સભામાં તેમણે જાહેર કર્યું કે 'સ્વર્ગસ્થના શોક નિમિત્તે ભાઇ કવિતા બોલશે.'

હું તો દિગ્મૂઢ થઇ ગયો. કવિતા શું, શોકસભા શું, મને તો કાંઇ ખ્યાલ જ નહોતો. હું જેમની સાથે સભાગૃહમાં આવ્યો હતો તેમને આ વાત કરી. તેમણે કહ્યુંઃ 'ભાઇ, મોટા માણસને ખોટું ન લગાડાય. જલદી લખી કાઢો.'

મેં કહ્યુંઃ 'કાગળ નથી.'

તેમણે બગલમાં મારેલ ચોપડા વચ્ચેના

રંગિત કાગળનું અર્ધું પાનું ફાડી આપ્યું. તેમના મરહૂમ કાકા છેલ્લાં થોડાં વર્ષોમાં માણસોનાં લોહી ચૂસી, કાળાં બજારો કરી શ્રીમંત થયા હતા. તેમના સ્વર્ગવાસથી મને થયેલ શોક (!)ની કવિતા આઠેક લીટીમાં મેં લખી નાખી. જેમની સાથે આવ્યો હતો તેમને આપી મેં કહ્યું: 'હું બોલી નહીં શકું. બીજા કોઈને વાંચવાનું કહેશો.'

સભાપતિએ જાહેર કર્યું કે 'કવિ સભાક્ષોભ અને અતિશોકથી આ તેમની રચેલ કવિતા બોલી શકતા નથી, તે હું આપ સૌની સમક્ષ વાંચી સંભળાવું છું.' એમ કહી ચોપડાનું ખાતું વાંચતા હોય તેમ તેમણે મારી કવિતા વાંચી સંભળાવી. સૌએ તાળી પાડી શોકસભામાં હર્ષના પોકારો કર્યા!

આવા કેટલાય વિકટ પ્રસંગો મારી ઉપર વીત્યા છે તેનું બ્યાન કરવું નિરર્થક છે. પણ આદિકવિ વાલ્મિકીને ક્રૌંચવધથી કાવ્ય સ્ફુર્યું તેમ" મારી કવિતાના તેજોવધથી મને વાર્તા લખવાની સ્ફુરણા થઈ—પ્રેરણા મળી.

તે પ્રસંગ આ પ્રમાણે છે:

મારા મિત્રો અને દોસ્તો મને વારંવાર મારી કવિતાઓનો સંગ્રહ પ્રગટ કરવા માટે આગ્રહ કરતા. અને સારું એવું પુસ્તક થાય એટલી સંખ્યામાં કવિતાઓ થઈ પણ હતી. એટલે મને પણ પ્રસંગ મળે તો સંગ્રહ પ્રકટ કરવાની ઉત્કંઠા તો હતી; પરંતુ મારી આર્થિક સ્થિતિ પુસ્તક છપામણીના ખર્ચને પહોંચી વળે તેમ નહોતી. મારા એક મિત્ર, જે મારા જ્ઞાતિભાઈ હતા, ને મારી સાથે ઑફિસમાં કામ કરતા હતા તેમને એક અગ્રગણ્ય પ્રકાશક સાથે અંગત સંબંધ અને ઘનિષ્ટ મિત્રતા હતી. તેમની પાસેથી ભલામણપત્ર લઈ, મારી કવિતાઓની હાથપ્રત થેલીમાં નાખી હું તે પ્રકાશકને મળવા ગયો. તેમની દુકાને જઈ મેં ભલામણપત્ર તેમને આપ્યું. તે વાંચી તેમણે મારો સત્કાર કર્યો. અને કહ્યું: 'આપણે કેટલીક વાતો કરવી પડશે. અહીં સમય નહીં મળે. આપ મારી સાથે જમવા પધારશો? જમ્યા પછી આપણે વાતો કરીશું.'

મારી ઇચ્છા પણ એ રીતે તેમની સાથે સંબંધ કેળવવાની હતી એટલે મેં કબૂલ કર્યું અને જેમ રંક તેનું રત્ન સાચવે તેમ થેલી ખોળામાં રાખી હું બાજુમાં બેઠો અને પાસેની ચોપડીઓના ઢગમાંથી એક ચોપડી લઈ વખત ગુજારવા વાંચવા લાગ્યો.

સમયસર તેમણે કામ સંકેલ્યું અને અમે તેમને ઘેર જઈ જમ્યા. દરમિયાનમાં પ્રાસ્તાવિક બીજી સાહિત્યચર્ચાની ઘણી ઘણી વાતો કરી. જમીને મને સોપારી આપી, તેમણે સિગાર સળગાવી આરામથી આરામખુરશીમાં લંબાવતાં પૂછ્યું: 'બોલો, ભાઈ, હવે આપણે મુદ્દાની વાત કરીએ. તમે શું લાવ્યા છો?'

મેં થેલીમાંથી કવિતાની હાથપ્રત કાઢી તેમને આપતાં કહ્યું: 'મારી કવિતાઓનો સંગ્રહ પ્રકટ કરવાની ઇચ્છા છે જો આપ કરી આપો તો.'

તેમણે પાનાં ફેરવીને બધાં ઉપર એક નજર ફેરવી લીધી અને કહ્યું: 'કવિતાઓ તો સરસ છે. ઊર્મિ, કૌમુદી, કુમાર અને સાહિત્યમાં છપાએલી કવિતાઓ તો સારી જ હોય, અને ખરે, સારી છે. પણ કવિતાનું પુસ્તક છપાવવામાં મુશ્કેલી છે. કવિતાનું પુસ્તક કોઈ ખરીદતું નથી. સિવાય કે તે પાઠ્યપુસ્તક હોય અને કવિતાની કદર થોડા જ કરી શકે છે. તે થોડા વિદ્વાનો પુસ્તક ખરીદતા નથી. મેં એક કવિની કવિતાઓ છાપી છે તે બધી એમ ને એમ પડી છે અને મારી મૂડી રોકાય છે. અમને વેપારીને એ ન પોસાય.' કવિતાની હાથપ્રત મને પાછી આપતાં તેમણે ઉમેર્યું: 'તમે વાર્તા લખો. ગમે તેવી લખશો તો ચાલશે. સામાન્ય લોકો પણ સારું ગેટઅપ અને સુંદર છપાઈ દેખશે એટલે તે ખરીદી લેશે. અને એ રીતે નહીં ચાલે તેવી હોય તો અમારી માળામાં ઘુસાડી દેશું એટલે રોકાણ માથે

નહીં પડે. વાર્તાઓનો સંગ્રહ બસોએક પાનાંનો થાય ત્યારે મારી પાસે લાવજો. હું જરૂર તે છપાવી આપીશ.'

હું ભગ્ન હૃદયે ઘરે આવ્યો. મને તે કવિતાઓ ફાડીને ફેંકી દેવાનું ઘડીભર મન થયું પણ બીજી ક્ષણે જ તેને મેં માથે ચડાવી વિનમ્રભાવે વંદન કર્યું અને કબાટમાં મૂકી દીધી. પણ તે ક્ષણથી કવિતા ન લખવાનો મેં નિશ્ચય કર્યો અને વાર્તા લખવાનો પ્રયત્ન શરૂ કર્યો.

થોડી અંગ્રેજી, થોડી ગુજરાતી સારી વાર્તાઓ મેં વાંચી કાઢી એક વાર્તાનું ચોકઠું ગોઠવ્યું અને વાર્તા લખવા બેઠો. થોડી લીટીઓ લખાઈ અને આગળ કલમ ચાલી જ નહીં. ફરી ફરી પ્રયત્નો કરી જોયા પણ વાર્તા જેવું કાંઈ બન્યું નહીં.

મારા એક મુરબ્બી સિદ્ધહસ્ત વાર્તાલેખક છે. તેમની પાસે વાર્તાલેખનની દીક્ષા લેવા માટે ગયો. મારી હકીકત તેમને કહી.

તેમણે હસીને કહ્યું: 'અરે ભાઈ, એમાં મુશ્કેલ શું છે! વાર્તામાં એક નવયુવક હોય, એક સુંદર યુવતી હોય. *પ્રથમ દર્શને પ્રેમ* થાય, પ્રેમપત્રો લખાય, પ્રેમમાં વિઘ્ન આવે અને આખરે 'All's well that ends well' આમ વાર્તા પૂરી થાય.'

આ દીક્ષા લઈ હું ઘરે આવ્યો. તાલીમ પાકી કરવા માટે આશક તેની માશુકાને પ્રેમપત્ર લખે છે તેની કલ્પના નજર આગળ રાખી પત્ર લખવો શરૂ કર્યો. મેં તેમાં અનન્ય પ્રેમ, વિયોગનો તલસાટ, મિલનની ઉત્કંઠા ઠાંસી ઠાંસીને ભર્યાં. કવિ તો હું હતો. એટલે પ્રાસાનુપ્રાસ, શબ્દોની પસંદગી અને વચ્ચે વચ્ચે 'મેઘદૂત' અને બીજાં સંસ્કૃત કાવ્યો અને ઉર્દૂ શાયરોની પ્રસાદીને છૂટે હાથે વેરી. મને આત્મસંતોષ થયો કે પત્ર તો ઠીક લખાયો છે.

એક દિવસ સાંજે તે પત્ર લઈ મારા વાર્તા-ગુરુ-ચેલા. મુરબ્બીને બતાવવા તેમને ત્યાં ગયો. તેઓ ઘરે નહોતા, પણ તેમનાં ત્રીજી વારનાં યુવાન પત્ની હતાં. મુરબ્બી આવે ત્યારે આપવાનું કહી પત્ર તેમને આપી હું ચાલ્યો આવ્યો. પત્ર આપતા આવવામાં મારી ધારણા એ હતી કે અમે ફરી મળીએ એ દરમિયાન તેઓ મારું લખાણ વાંચી લે તો પછી એ બાબતની ચર્ચા કરવામાં સરળતા થાય. પણ પાછળથી મારા જાણવામાં આવ્યું તેમ વિપરીત બન્યું.

મારો પત્ર મુરબ્બીનાં શ્રીમતીને ખૂબ પસંદ આવી ગયેલો અને તે સાચવીને, એક ચોપડીની બેવડમાં રાખી પોતાના ટેબલના ખાનામાં મૂકેલો. બીજે-ત્રીજે દિવસે, શ્રીમતી હાજર નહોતાં ત્યારે કંઈ કામ પ્રસંગે શ્રીમતીના ટેબલનું ખાનું તપાસતાં તે પત્ર તે મુરબ્બીને મળી આવ્યો. તે વાંચીને તેમના ક્રોધને સીમા ન રહી. તેમણે જાણ્યું કે હું શ્રીમતીને છૂપા પ્રેમપત્રો લખું છું. તેમણે પત્રના સહસ્રાવધિ કટકા કરી નાખ્યા અને શ્રીમતી આવતાં જ સારી પ્રસાદી આપી. આવી બાબતમાં ખુલાસાને અવકાશ નહોતો. ખુલાસાથી વધારે ગૂંચ ઊભી થાય એ હું સમજતો હતો. આ કારણથી મારો એ મુરબ્બીઓ સાથે તો સંબંધ તૂટી ગયો અને મારું બેસવાનું અને સલાહ પૂછવાનું ઠેકાણું ગયું.

મારે વાર્તાલેખક તો થવું જ હતું એટલે પ્રેમી તરીકે કલ્પનાસુંદરીને લખેલા પત્રનો આ અંજામ આવ્યા પછી કલ્પનામાં માશુક બની આશકને ઉદ્દેશી પ્રેમપત્ર લખવો શરૂ કર્યો. માન્યું કે આ કોઈ વાંચશે તો પણ મારે કાંઈ મુશ્કેલીમાં મુકાવું પડશે નહીં. આ પ્રકારનો પત્ર પણ મેં એક-બે દિવસમાં તૈયાર કર્યો. જોકે આ પત્ર પેલા પત્ર જેટલો અદ્દભુત નહોતો બન્યો પણ તેમ છતાં મેં ઠીક લખ્યો છે એવો આત્મસંતોષ થાય એવો તો હતો જ.

એ પત્ર લઈ મારા અન્ય લેખક મિત્રને બતાવવા માટે બહાર જવાની હું તૈયારી કરતો

હતો ત્યાં મારી સાળી ત્યાં આવી. મારી સાળી મારી પત્ની કરતાં ઉંમરમાં ઘણી નાની હતી. ઇન્ટર આર્ટસમાં ભણતી હતી. અત્યારના જમાનાની forward છોકરી હતી. પત્ર જોઈ તે કાંઈ ટીખળ કરશે એવી બીતિથી ટેબલ ઉપરથી પત્ર લઇ મેં ઉતાવળે તે મારા ખિસ્સામાં મૂક્યો. મેં કાંઈક છુપાવ્યું તે જોતાં જ તેને તે જાણવાની ઉત્કંઠા થઈ અને મારા ખિસ્સા ઉપર તરાપ મારી.

હું તે કાગળ બચાવવા અને તે તે કાગળ લેવા પ્રયાસ કરવા લાગી. આમ અમારી આ તાણખેંચમાં થતો હાસ્યનો અવાજ સાંભળી આવી ચડેલી મારી પત્ની તરફ જોવા રહું ત્યાં મારી સાળી પત્ર ઝૂંટવી ભાગી.

મારી પત્નીએ તેને હાક મારી: 'મનુ, અહીં આવ. શું હતું?'

મનોરમા મારી સાળીનું નામ હતું. તેને લાગ્યું કે મોટીબેન વઢશે એટલે તે ગભરાતી પાસે આવી. પેલો કાગળ પોલકાના ખિસ્સામાં તેણે મૂકયો હતો. તે સાડીના પાલવથી છુપાવાનો પ્રયત્ન કરતાં મારી પત્ની જોઇ ગઇ એટલે શંકા પડતાં તેણે તે પત્ર ખેંચી લીધો અને વાંચ્યો. ગુસ્સામાં, તે પત્રના અક્ષર મારા છે તે હકીકત તે ભૂલી ગઇ. તેણે માન્યું કે મનોરમાએ એ પત્ર મને લખ્યો હતો! મારી પત્નીનો પિત્તો ગયો. તેણે મારી નજર સામે તે પત્રના સહસ્ર કટકા કરી મનુની સામે ફેંક્યા. હરનયનથી ભસ્મસાત્ થયેલ કામદેવની રાખ સમા પવનમાં તે કટકા ઊડવા લાગ્યા. મારી પત્ની કાંઇ પણ બોલ્યા સિવાય ત્યાંથી ચાલી ગઈ.

આ વખતે મારી મૂર્ખાઈથી મેં માન્યું કે મનુને તેના તોફાનનો સારો બદલો મળે છે. હવે કોઈ દિવસ મારું નામ નહીં લે. એટલે કાંઈ પણ ખુલાસો કર્યા સિવાય હું બહાર ચાલ્યો ગયો.

સાંજે ઘરે પાછો આવ્યો ત્યારે ઘરમાં શોકનું વાતાવરણ જોયું. બંને બહેનોની આંખો રોઈને સૂઝી ગયેલી. મારી સાન ઠેકાણે આવી. આ તો વાતનું વતેસર થયું જણાય છે. મેં મારી પત્ની પાસે ખુલાસો કર્યો પણ તે સાંભળે જ કોણ? પત્ર મારા હાથનો લખેલો હતો એમ સાબિત કરવા માટે કાગળની કટકી પણ રહી નહોતી. તે કટકા બહાર કચરા સાથે ક્યારના ય બળીને ઊડી ગયા હતા.

મનોરમા બીજે દિવસે તેને ઘરે ચાલી ગઇ. મેં પણ થોડા દિવસ માટે બહાર જઈ આવવાનું યોગ્ય ધાર્યું.

મારા એક રાજકીય કાર્યકર મિત્ર છે. તે મને વારંવાર તેડાવતા હતા. આ તકનો લાભ લઈ હું તેમને ત્યાં ગયો.

અહીં વાતાવરણ દેશભક્તિનું હતું. સારા ય દેશમાં આજે 'હિંદ છોડો'નો એક જ નાદ ગાજી રહ્યો હતો. દેશભરમાં પ્રચંડ લડત ચાલી રહી હતી. મારો મિત્ર અનેક ભૂગર્ભપ્રવૃત્તિઓની વાત કરતો, એના સાથીઓ સાથે તે બાબતમાં ચર્ચા કરતો ત્યારે હું દંગ થઇ જતો. અહીંનો નિવૃત્તિનો લાભ લઈ ફરી વાર્તા લખવાનો પ્રયત્ન કરવા મન થયું. પ્રેમની વાતો લખવામાં હું નિષ્ફળ નીવડ્યો હતો. પ્રેમની વાતો કરતાં દેશસેવકના જીવનમાં ક્યાં ઓછા રોમાંચક પ્રસંગો હતા! અને અત્યારે લોકો માગે છે પણ તેવી જ વાતો એટલે એક ભૂગર્ભ-પ્રવૃત્તિની વાર્તા લખવાનો મેં નિશ્ચય કર્યો.

આથી ભૂગર્ભપ્રવૃત્તિની આખી યોજના મેં લખી કાઢી અને તેને વાર્તાના ચોકઠામાં કેવી રીતે ગોઠવવી તે વિચારમાં હું હતો ત્યાં મારા મિત્રને ત્યાં પોલીસની ધાડ આવી. મારા મિત્રના કાગળો તપાસતાં તેમાંથી વાંધાવાળું કાંઇ મળી આવ્યું નહીં. મારા કાગળો તપાસતાં તેમાંથી મેં તૈયાર કરેલી ભૂગર્ભયોજના તેમના હાથમાં આવી. અને સાથે જ ભૂગર્ભપ્રવૃત્તિનો

સંચાલક માની મારા લખાણુને અને મને મોટરમાં નાખી ઉપાડ્યાં.

હાચી જેલના ઓરડાની એક રાતની મહેમાની માણી. બીજે દિવસે સવારે મને જેલરની ઑફિસમાં વોર્ડર લઈ ગયો. ઑફિસમાં પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ અને જેલર સામે મને ખડો કર્યો. મને જોતાં જ જેલર બોલી ઊઠયો: 'અરે તું અહીં ક્યાંથી !'

મને તુરત ખ્યાલ આવ્યો. ભણતો હતો ત્યારે કેવો સાક-લકડી હતો અને અત્યારે કેવી કાઠી જામી ગઈ છે ! આ તો નટવર જાની—મારો મિત્ર. મને તેણે બોલાવી પાસેની ખુરશી પર બેસાડ્યો અને સુપ્રીન્ટેન્ડેન્ટને કહ્યું: 'આપ આ ભાઈને ઓળખો છો ? એમનું નામ...'

'કવિ છે ?' સુપ્રીન્ટેન્ડેન્ટે મારા તરફ જોઈ કહ્યું: 'આવી પ્રવૃત્તિમાં ક્યારથી પડ્યા ?'

મેં તેમને હકીકત સમજાવી. પોલીસે કબજે લીધેલું મારું લખાણ મંગાવ્યું. નટવરે તેને ફાડીને કચરાની ટોપલીમાં નાખ્યું અને કહ્યું: 'કવિ, અર્ધદગ્ધનું આ કામ નથી. પક તો પાકો થઈને પડજે.'

પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબે મારી બાબતમાં કરેલ પંચનામામાંથી મારું નામ ચેકી નાખી ફરી નવેસરથી લખી લાવવા જમાદારને હુકમ કર્યો.

તે દિવસે હું નટવરલાલનો મહેમાન થયો. વાર્તાલેખનની મારી પ્રવૃત્તિ આમ નિષ્ફળ થતી જોઈ મને ઘણું લાગી આવ્યું. હું હતાશ થયો. અને એ જ ક્ષણે મને આ અનુભવો લખવાની પ્રેરણા થઈ અને વાર્તાલેખનમાં દીક્ષા મળી એમ કહું તો તે ખોટું ગણાય ખરું ! [ સુચિત

૧૮૮૦માં અમેરિકાનો દક્ષિણ પ્રદેશ તદ્દન આળસુ દશામાં હતો. બધા ઉદ્યોગોની ચાકપતા હોવા છતાં ત્યાંનાં માણસો કશું કરતાં નહીં. ત્યાર બાદ હેનરી ગ્રેડી નામના ત્યાં રહેતા એક માણસે, તેના મિત્રની દફનક્રિયાનો અહેવાલ નીચે પ્રમાણે આપ્યો:

'આપણા પ્રદેશના, એક સપુતના મરણ પ્રસંગે, હું તેમની દફનક્રિયામાં ગયો હતો... મેં જોયું તો કબ્રસ્તાન દેવદારનાં વૃક્ષોથી ખીચોખીચ ભરેલું હતું છતાં કફનનું લાકડું કેલી-ફોર્નિયાથી મગાવવું પડેલું.

કબ્રસ્તાનની પાછળ આવેલા પહાડોમાં લોઢાનું તત્ત્વ છે એમ પરદેશના વિજ્ઞાનિકોએ સાબિત કર્યું છે છતાં કફનમાં વાપરવામાં આવેલા સ્ક્રૂ અને ખીલીઓ પીટસબર્ગથી મગાવવાં પડેલાં.

કબર ખોદવા માટે પાવડા અને તીકમ હતાં. જે, ઉત્તર અમેરિકાના કોઈ ભાગમાંથી આવ્યા હતાં.

જે ગાડીમાં નાખીને કફનને લાવવામાં આવ્યું હતું તે ગાડી 'ઇન્ડીયાના'માંથી આવી હતી.

કફનની અંદરના મૃત દેહ પર જે સુતરાઉ ખમીસ હતું તે ન્યુયોર્કથી આવ્યું હતું—ચીંચીત્ર અને કોટ શીકાગોની બનાવટનાં હતાં—તેણે પહેરેલ જોડા બોસ્ટનથી આવ્યા હતા—હાથમાં પહેરાવેલાં ગ્લવ્ઝ ન્યુયોર્કનાં હતાં—ગળામાનો મફલર વોશીંગ્ટનથી આવ્યો હતો—કબર પર મૂકવામાં આવેલી આરસની ખાંભીનો પથ્થર 'ઇન્ડીયાના'માંથી લાવવામાં આવ્યો હતો.

આપણા ગામે આ ગુજરી ગયેલા સજ્જનને કશું જ આપ્યું હોય તો તે કબ્રસ્તાનનો ખાડો અને તેના પર વાળેલી ધૂળ '

અત્યારે દક્ષિણ પ્રદેશ અમેરિકાનું મોટામાં મોટું ઉદ્યોગનું કેન્દ્ર છે. —બા. વ્યાસ.

# હિંદી ઈતિહાસના પ્રસંગો

ચંદ્રભાઈ ભટ્ટ

## પ૭ના દાવાનળનો આથમતો પડછાયો

એની એ યાદ હજુ તાજી જ હતી. બ્રહ્માવર્તની ભૂમિ અને એની આસપાસથી ઊગી નીકળેલી હર હર અને દીન દીનની રણહાકો...એની આંખ સામે ઘડીકમાં અઝીમુલ્લાખાનની છબી દેખાતી અને વિલીન થતી હતી...એની યાદમાં બળવાની હજારો મસાલો લઈને દોડતો તાત્યા દેખાઈ પડતો હતો. પેશ્વા બાવાની મઢી પાસે સળગતી લક્ષ્મીની ચિતા હજુ એના માથામાં ચિત્કાર કરતી હતી.

ત્યારે એ ગંગાના કિનારે ઊભો હતો જ્યારે એની ડાબે-જમણે તાત્યા ને કુમારસિંગ જેવા, અહમદશાહ મૌલવી અને અઝીમુલ્લા જેવા મરજીવા હતા. આજે ય એ ગંગાકિનારો જ હતો પણ બ્રહ્માવર્તનો નહિ, આજે ય એના અંતરમાં હુતાશન સળગતા હતા પણ ત્યારના નહિ, આજે ય એની આખી હસ્તીને ઉભરાવી નાખતા હર હર અને દીન દીનના રણનાદો ઊછળતા હતા પણ...

એ મહાન નરની પડછંદ કાયા આખી કંપી ઊઠી, બાજીરાવની તરવાર પસાઈ ગઈ હાથથી...! રણજિતના કોહીનૂરનાં તેજ ઝંખવાયાં શાથી ! એ આખો હચમચી ઊઠ્યો અને એક શિલા પર બેસી ગયો. એને કંઈ સૂઝતું નહોતું. એની આખી દુનિયા અંધકારમાં ગરકાવ થઈ ગઈ હતી. એ બબડ્યો, ' તાત્યો એકલો, હોલવાતી અગ્નિ ઝાળની આભા જેવો ...શી ખબર જીવતો હશે...' આગળ વિચાર કરી શક્યો નહિ. એના વિશાળ નેત્રો પર ક્લાંત છાયા ભીષણ બની.

એને અશ્વત્થામા યાદ આવ્યો. એની આંખ સામે એનો બધો આવેગ, બધી આશાઓ આખા દેશનો દેહ ધરીને ઊભી ઊઠી. એ દેશ પર પથરાયેલો ફિરંગી ડાકુનો લોહીઆળ પંજો એના દિલમાં ધિક્કારની અગ્નિમાળ સળગાવી રહ્યો એ...પંજો...એ પંજો એના પર ઓથાર બનીને એને દબાવતો હતો. એ ઓથારને મારી હટાવવા, ઉથલાવી પાડવાનો ઉછાળો મારીને કચડાઈ જતો એનો પ્રાણ-એનું ચાલે તો હિંદભરના વિગટમાં ચિત્કાર કરી મૂકવા માગતો હતો...

એ ચિત્કાર...એ એનો છેલ્લો વારસો હતો. હિમાલયના બસો માઈલ પહોળા અને પંદરસો માઈલ લાંબા હિંદ-દુર્ગની ચાર માઈલની ઊંચાઈ પર ચઢીને એની એ અંતરની આહ ઉભરાવવાની એની એકની એક છેલ્લી ઇચ્છા એના અણુ અણુને સળગાવતી હતી પણ આજે એ આગના ધુમાડામાં ગૂંગળાતો જાણે બધી આશાઓની ખાખમાં ખોવાઈ જતો લાગતો હતો.

'એ કરતા તો હું કોઈ તોપમાં ભરાઈ ફૂટયો હોત, કોઈ ધડાકાની રજકણો બની ઊડી ગયો હોત તો મારી ધરતીની ધૂળમાં અહોનિશ ધા નાખતો...'અને અકળાઈ જતો ચારે બાજુ જોઈ રહ્યો, ' તાત્યાએ મને જીવી જવા અને...તાત્યાએ દીધેલું ફરમાન...એ મહાસેનાનીએ સોંપેલી ફરજ વેડફાઈ જવાની છે, ને તાત્યો પણ...' પછી એની વિચારમાળા વિહ્વળ બની, ગ્વાલિયર, ઝાંસી, સિપ્રિ, ગુણા અને નસિરાબાદનાં પાંચ પાંચ અંગ્રેજી લશ્કરોથી ઘેરાયેલો, ઘેરાતો જતો એ મહારથી-મહાન નર એની આસપાસ વીંટળાતાં મારણ વર્તુળો સંકોચાતાં જરી ને ઉપરે...નાનાં, વધારે ને વધારે નાનાં થતાં જતાં એ કુંડાળામાં એક દિવસ...એ દિવસ... એ દિવસમાં તાત્યા ભેગો હું ય હોઉ તો... તો હિંદી દાવાનળના એ રણમેરુનો ભેળો હું

પણ...' એ બેઠો હતો ત્યાં એકાએક ટટાર થઈને કોઈનો પગરવ સાંભળી રહ્યો. થોડી વારે એક આકાર એની ડાબી બાજુથી પાસે આવતો દેખાયો. એ આકારને ઓળખતો હોય તેવો ઉતાવળો ઊઠયો અને સામો ચાલ્યો. આવનારે નમસ્કાર કરીને કહ્યું:

'હું જઈ આવ્યો.'

'ખબર...?'

'ખબર!' આવનાર આખો ધ્રૂજી ઊઠયો. એના હોઠ પરથી અવાજ ફફડતો ઊડી ગયો ...એ વીખરાઈ જતી વાણીને પકડી રાખતો બોલ્યો: 'તાત્યો ગયો...ટોપે પકડાઈ ગયો...'

'તો બધું ગયું.' પેલો પડછંદ માનવી ચૂરા થઈ જતો હોય તેવો પલકારો માર્યા વિના જોઈ રહ્યો,

'ઠીક તું જા...હું આવી પહોંચ્યું છું.' બોલતો એ જોતો પણ દેખતો ન હોય તેમ જોઈ રહ્યો.

'નાના સાહેબ...આપ!' પેલો થોડી વારે બોલ્યો.

'તું હજુ ગયો નથી?...હું નાના સાહેબ થી...હું નાનો...હું નાતો નાકામિયાબ નેવડયો તે...અને' એ વિકરાળ દેખતો બોલ્યો, આપણા હત્યારાઓના વિજય-સમારંભ ચાલતા હશે ...આપણાં નગરોનાં ઉજાડના-ઓ... આપણાં ગામ ધટકોના સંસારોને સળગાવનારાઓ...આપણાં ઝાડની ડાળીએ ડાળીએ ફાંસા લટકાવનારાઓ, આપણા દેશ પર દુકાળ વરસાવનારાઓ... આપણા બહાદુર-શાહના બેટાઓને વીંધનારાઓ, આપણી લક્ષ્મી...અને મારી મેનાની વિદ્યુલતા જેવી દેહવેલીઓને જીવતી સળગાવી મારનારાઓ... આપણાં હાડપિંજરોની ગાદી પર વિજય-સમારંભ ઊજવશે પછી એ સમારંભમાં હત્યારા ખૂની અંગ્રેજ જલ્લાદોને ઇલકાબો ચાંદો એનાયત થશે...'

'નાના સાહેબ!' પેલો, અવાજ નાનાને ઢંઢોળી રહ્યો પણ એની વિચારમાળા ફેરવતો એ બબડયો: 'સળગતા વૈશાખના તાપતડકા, શરદની ભયાનક રાતો અને શિયાળાની ઠંડના સુસવાટા ભેગી કેટલીયે યાદો કેવી આજેય જેવી ને તેવી જાગી ઊઠે છે! એ નાસતા હતા ...એમનાં શબ અગ્નિઝાળમાં કેવાં તામ્ર-વરણાં દેખાતાં હતાં! અમારા એ વિજયો હતા. એ વિજયોનાં નામ દિલ્હી, લખનૌ, કાન-પુર, ઝાંસી પર દોડતા. કેવાં નગરો જાગીને બેઠાં થતાં હતાં! કેવાં ગામો અને જંગલો જોડાતાં હતાં! કેવી કુમારસિંગની દોટ દારુણ બની હતી! વિજય વેગમાં હોય ત્યારે પાંખાળો બને છે તે સાચું છે. એક કુમારસિંગ અને અઝીમ...બીજી પાંખ તાત્યો અને મૌલવી... બન્ને...પાંખો ટૂંપાઈ ગઈ ને તાત્યો એકલો...

'હજુ એની યાદ ભુલાતી જ નથી. જ્યારે અંગ્રેજ ડાકુઓની હરોળો વીંધતો ત્યારે આરપાર ઊતરી જતા એના લડવૈયા...અને જ્યારે અંગ્રેજી ધસારાને એ થંભી રાખતો ત્યારે નહિ ખસનારા એના મરજીવા...એ બધાનો એ બહાદર ...પણ એની કસોટીનો આખરી દિવસ તો આવી જ ગયો ને!

'પણ એ કસોટી...રોજરોજની પળપળની કસોટી પર ઠેકીને અંગ્રેજી જાલિમોની કેડના અંધારા વચ્ચેથી કંપની મુજારી સેરવી દેનાર, અંગ્રેજી ડાકુઓની લૂંટના પાયા હલાવી નાખનાર, અંગ્રેજી મધુરજનીઓમાં આગ ઉલેચી નાખ-નાર...અંગ્રેજી તાજનાં સ્વપ્નોને વેરવિખેર કરનાર...એ નર સહેલાઈથી નથી મરવાનો એવો મારો વિશ્વાસ છે.

'મારો એ વિશ્વાસ પણ મને મૂરખને હસે છે...તાત્યો તો ટિંગાઈ ગયો હશે ને!' એ વિક-રાળ દેખી રહ્યો, અને બબડયો, 'અને આપણે ઊપડીએ છીએ એમ ને! હિમાચળને ટપીને! એનાં પૂર્વ મેદાનોની નીચે ઊતરતાં જન્મોત્રીનાં બરફથી સળગતાં અને વાદળોના ગાલલામાં

ઢંકાયલાં પડેલાં બે શિખરો દેખાય છે. અને ત્યાંથી ટીબેટની દીવાલને અડીને પડેલો નેપાલનો પ્રદેશ પાંચસો માઈલ સુધી મેદાનમાં પથરાયલો પડ્યો છે. નેપાલના રજવાડાંને પણ નેપાલી જનતાને કચડવાના બધા આશરા આપીને અંગ્રેજી હકૂમતે પોતાના પ્યાદા તરીકે સાચવી રાખી છે. નેપાલની જનતાના લોક બેટાઓને ખાસ-ગુરખાઓની પોતાની લશ્કરી ટોળકીઓમાં ભરી ભરીને એ હકૂમતે સીમલાની ગોરી ટેકરી સુધી પોતાની શબોતરી ચોકીઓ ઊભી કરી છે.' નાનો પોતાને જવાનો નક્કી થએલો રસ્તો દેખાતો હતો.

'હું ત્યાં જાઉં છું જ્યાં......જ્યાં શું?' એ વિચારમાં પડી ગયો. એ જંગ બહાદુરને આશરે નેપાલની હદ ઓળંગીને પછી!'

અને એક મોટો અંધારપટ એની સામે આડો થયેલો દેખાયો. 'હું નેપાળની હદની પેલી સીમામાં ઊતરી પડું પછી...પછી મારી પાછળ રોપાયેલાં ફાંસીનાં દોરડાં, સળગતી ચિતાઓ, જીવતાં સળગી જતા ગામો...તોપને મોઢે બંધાઇને ઊડતી લોહીમાંસની કણિકાઓ, તંતુઓ...શિરાઓના સમૂહો...... એ બધાં મારી માભોમની ધૂળને વધારે ઉજ્જવળ કરશે અને ત્યારે હું...નેપાળની સીમા પાછળ ઊતરી જઈને...આપણે જવાની તૈયારીઓ અટકાવી દો...' એણે એક બૂમ પાડી એ બેસી પડ્યો.

પછી એક સ્ત્રી-શરીર પડછાયા જેવું એની પાસે આવી પહોંચ્યું અને આસ્તેથી બેઠું. એના ધીખી ઊઠેલા કપાળ પર એ નારીનો હાથ ફર્યો, 'તમને તમારી...અને મારી મેના...'

'મેના શું?' એણે વિકરાળ આંખો ફાડી.

'એવી તો હજારો મેનાઓ આ ત્રણે ઉઘાડેલી સમશેરની સીમાઓના ઉંબરે ઉંબરે અંગ્રેજી પિશાચોએ સળગાવી મૂકી છે...હજુ તો એ તાપણીઓની અગ્નિઝાળ શમી નથી.'

'પણ કાશીબાઈ...' એ જોઈ રહ્યો...'તું જ એની જનેતા...!'

'મારું પણ દિલ ફાટી જાય છે...'

'કહે છે કે એ દુષ્ટોએ એના હાથ બાંધી ને એના પગ બાંધીને...એને ચિતામાં ચોડેલા થાંભલા સાથે જકડીને...'

'સળગાવી દીધી...મારી છાતી પર એની ચિતા હજુય ભડકે બળે છે પણ...'

'શું?'

'એવી અનેક મેનાઓ...દરેક મેનાને કોઈ જનેતા હશે કોઈ પિતા હશે...અને એવી અનેક જનેતાઓ અને પિતાઓની એવી અનેક દીકરીઓ દીકરાઓ...આજે તો આખા દેશ પર સ્મશાન સૂસવે છે ત્યારે એ બધાને માથા પર લઇને તમારે ઉંબરના રણજોધાએ... અને તમારી છાયા જેવી મારે...'

'શું?'

'મોટી જવાબદારી છે...આપણે નેપાળ તરફ જઈએ અને ત્યાં જંગ બહાદુર...'

'મને વિશ્વાસ નથી'

'પણ એ આપણી છેલ્લી ફરજ.' કાશીબાઇ જોઇ રહી.

'બજાવી લઇએ એમ ને?' નાનો નિરાશાની રાખ ઉશકતી નિસ્તેજ આંખોથી જોઇ રહ્યો

'જાણે મારે નજર ઠેરવવાનું એકે ઠામ રહ્યું નથી. જ્યાં જોઉં છું ત્યાંથી અંગ્રેજી પિશાચોએ જલાવેલા દેશ પર ચિતાઓ ઊડે છે છતાં તું કહે છે...આપણા સાથીઓનો સૌનો એવો મત છે તો આપણે...પણ'

'પણ જે થાય તે...તાત્યો ગયો... મૌલવી ગયો...બહાદુર શાહ અને ઝીનત હણાઈ ગયાં...જે ગયાં તે જવાબદારીઓ અદા કરતાં ખપી ગયાં પણ...કાળજગવાને આપણને હજુ એના ખપ્પરમાંથી બહાર હડસેલ્યાં છે તો આપણી જવાબદારી...'

'અદા કરીએ.' નાનાએ નિઃસાસો નાખ્યો.

'આપણા પડેલા પાટનગરનો ચિત્કાર,... આપણાં ઝાંસી, લખનૌ, કાનપુરથી ઊઠતી હાય-વરાળ...આપણાં ગામેગામનાં સળગી ગએલાં કલેવરોના કકળાટ...આપણાં લાખો બાળક બાળકીઓનાં લોહીની ઊભો...આપણી વનરાજીઓની ડાળીઓ પરથી લટકતાં એક લાખ શબો...એ બધાં...એ બધાં એ ફિરંગી-દાનવોના દેશ પર ઊડી શકતાં હોય...એ દૈત્યોની બરત્તાળીઓનાં સુખા કમાડોના ચૂરા કરી શકાતાં હોય...એ પિશાચોના દરિયા પારના દેશ પર ચઢી શકાતું હોય તો હું...આજે નિરાશાના શબ જેવો એક લાખ શબોની કૌવત ભરીને...એક હજાર વાર હિંદભોમ પર જનમ ધરીને ઝૂઝયા કરું...પણ...' નાનો પાછો ભયાનક છાયા ધરતો ધીખી ઊઠ્યો.

'પણ જેમને તોપને મોઢે બાંધ્યા તે મહાવીરો...જેમને ઝાડની ડાળીએ લટકાવ્યા તે શહીદો—જેમને ઘરમાં ગોંધીને સળગાવી નાખ્યા તે સંસારો...જે જીવતી ચૂંથાઈ જઈને કૂવાઓમાં હડસેલી દેવાઈ તે નારીઓ...એ બધાં મારા દિલ પર ઘા નાખે છે અને હું... અને તું કહે છે કે આપણે જીવતાં છીએ તો આપણો છેલ્લો ઉપાય અજમાવી જોઈએ... તો ભલે...'

અને ગંગાના હિમાલય પાસેના એક કિનારા પરના જંગલમાં ૧૮૫૭ ના છેલ્લા પડછાયા સ્મશાન બનેલા દેશ પર શમતા હતા.

એક દિવસ સ્ટેલીન અને મોલોટોવ ચા પીતા બેઠા હતા. તેવામાં ટેલિફોનની ઘંટડી વાગી. મોલોટોવના સેક્રેટરીનો ફોન હતો. મોલોટોવે રીસીવર હાથમાં લીધું.

'હલ્લો મિ. બાયર્ન ! ' મોલોટોવે કહ્યું, ' ના...ના...બિલકુલ નહીં...નહીં જ...હીં... ના ! ના ના'...અને તેણે રીસીવર પાછું મૂકી દીધું.

'ક્યા સવાલના જવાબમાં તેં તેને ' હા ' પાડી ? ' સ્ટેલીને પૂછ્યું.

'એ તો તેણે મને પૂછ્યું કે તમે બરાબર ટેલિફોનમાં સાંભળી શકો છો કે નહિ ?— તેના જવાબમાં.' મોલોટોવે ઉત્તર આપ્યો.

—બા. વ્યા.

# સગાઇ સંગાર

ત્રીજા દિવસની રાતે ચંચ રાઠોડ ને કલીરાણી રંગમોલમાં પોઢયાં છે રાઠોડ બે જીવ સોતો છે એની રાણીને આભડછેટ ન લાગે એટલા વાસ્તે એણે આડી ઉઘાડી તલવાર મૂકી છે. બન્ને ભર નીંદરમાં પડયાં છે ને રાત સડસડાટ કરતી ચાલી જાય છે.

બરાબર મધરાતના ગજર ભાંગ્યા. ચંચ રાઠોડની આંખો ઊઘડી ગઈ. ત્રીજા દિવસની મધરાતે બહાર નીકળી જવાનો ભુજંગિયાએ વદાડ કરેલો ને રાઠોડે નાગને કહ્યું: 'લે હવે નીકળ બારો. આપણો વદાડ પૂરો થયો.'

ભુજંગિયો તો એ ય ને રાઠોડના અમૃત કોઠામાં લહેરે લેવાણો છે. એ શેનો સાંભળે ને શું કામે બહાર નીકળે! બહાર તો એનો દુશ્મન વાટ જોતો ઊભો છે. બહાર તો ગારુડીની મોરલી એની વેરણ બની વાંસે વાંસે ફરે છે. બહાર એને જરી યે જંપ નથી. ચંચ રાઠોડને કોઠે એને તો એવી ટાઢક વળી ગઇ છે કે ન પૂછો વાત. મૂરખ હોય તે સખનો જીવ દખમાં નાખે. એ તો લહેરથી પેટમાં આળોટે છે. ઉં કે ચું કરતો નથી.

રાઠોડે ફરી વાર કહ્યું છે: 'એલા ઊંઘી ગયો કે શું?'

ને ઊંઘી ગયો હોય એ તો સાદ સાંભળતાં વેંત જાગી ઊઠે. આ તો ઊંઘતો યે નહોતો ને સાંભળતો યે નહોતો. શું કામ કાંઈ બોલે! એ તો ચુપ ને ચાપ.

પછી તો રાઠોડ રીસે બળ્યો છે. 'એલા બહાર નીકળ છ કે પછી મરવું છે! હું કાંઇ વિક્રમ જેવો સતધરમી નથી કે તારી પળોજણું વેંઢાર્યા કરીશ. વાયદો કર્યો તો એટલા દી વેંઢાર્યો. હવે ઝટ બારો નીકળી જા. નહિતર પછી ઝેર-કોચલું પાઈ દઈશ તો કટકેકટકા થઈને નીકળીશ.'

ને હવે તો બોલ્યા વિના છૂટકો નથી. મોતની બે ઘૂંટી છે તોય એ તો કહે છે: 'રાઠોડ! થોડાક દિવસ પડયો રહેવા દે.'

તો કે: 'ને પછી હું યે સધામ પહોંચી જાઉં કાં? આ ત્રણ દિવસમાં તો વાનપાટલો થઇ ગયો છે. એક–બે દી આમ ને આમ ગયા તો મારી રાણી યે મારી કાયાને નહિ ઓળખી શકે. ભૂખ ને તરસ બધું યે ભૂલી બેઠો છું. શરીરનું લીર સાબદું નિચોવાઇ ગયું છે. ને એ ય ઠીક. મારો આશરાનો ધરમ હતો એ'થી હા કહેવાઈ ગઈ ને મેં તને વેંઢાર્યો તારી સાટુ થઈને ત્રણ દિવસનો મારી રાણીનો વિજોગ પણ મેં વેઠયો. આ ત્રણ દિવસમાં તો ત્રણ જુગ વીતી ગયા પણ હવે મારો કાંઈ વાંક!'

તો કે: 'ઠીક તો રાઠોડ મોઢું ઉઘાડું રાખો. જોજો, હલશો–ચલશો મા.'

ને રાઠોડે મોઢું ફાડયું તો દરમાંથી બહાર ન નીકળતો હોય એમ ભુજંગિયો રાઠોડના પેટમાંથી અડધો બહાર નીકળ્યો. ત્રણ દિવસથી ઉરના અંધારામાં અટવાઈ રહ્યો હતો ને આજે પૃથ્વીના રૂપરંગની ને રાજમહેલની રોનકની ગત એની નજરે ચડી. એક કોરે કલીરાણી કમળ પાંખડીઓના ઢગલા સમી પોઢે છે. એને અંગેઅંગેથી ભભક વછૂટી રહી છે. બીજી તરફ હીરા–માણેકના ઝમરખ દીવડા ઝગમગી રહ્યા છે. ભુજંગિયો એ રંગતમાં રંગાઈ ગયો. ફેણ માંડી ડોલવા લાગ્યો. અડધો અંદર ને અડધો બહાર. ડોલી રહ્યો, બસ કયાંય સુધી ડોલી રહ્યો. રાઠોડને તો સાપે છછૂંદર ગળ્યા જેવી સ્થિતિ થઇ. બોલ્યું બોલાય નહિ. મોઢું ભીંસવા જાય તો સાપ કચડાઈ જાય. રાજાને મૂંઝારો થવા માંડયો. ભુજંગિયો રાજાનું ગળું રૂંધીને પડયો'તો. મૂંઝારે રાજાનો જીવ જાતો'તો ને ભુજંગિયો તો મસ્તીમાં આવી ડોલી રહ્યો હતો.

રાજાની અકળામણ વધી. એના ડોળા ઊંચા ચડી ગયા. મોઢા ઉપર લોહી ચડી આવ્યું. એ તો જાણે મરે તો ચંચ રાઠોડ જ મરે. એનો માયલો બોલી રહ્યો હતોઃ 'નીકળ નીકળ. કાં બહાર નીકળી જા ને કાં તો અંદર પાછો ઊતરી જા. આ મોત કમોત કરાવી.'

ને ભુજંગિયાને રાજાની વાણી સાંભળવા કાન ન હતા. એની વેદના પારખવાની સાન ન હતી. એ તો રૂપ અને રોશની પર જોઇ જોઈ નૃત્ય કરી રહ્યો હતો.

કલીરાણીને આ સર્પ-નૃત્યની કાંઈ જ ખબર નથી. એ તો ગુલાબી ઊંઘમાં પડી પડી ગુલાબી શમણાં માણી રહી છે. હાંડી ઝુમ્મરના દીવડા ઝગમગે છે. દીવડાની જ્યોત રાણીને વદને થેઈથેઈકાર લઇ રહી છે. ફૂલડાં પથારીમાં પડ્યા પડ્યાં ફોરી રહ્યાં છે ને એની મહેક રાણીને અંગેઅંગેથી વછૂટે છે. રૂપની મશાલમાં જાણે કે અત્તરના દીવેલ સીંચ્યા છે ને એની જ્યોતે સુગંધ ઝગમગે છે.

ભગવાને કેવું જુગતું જોડું મેળવ્યું છે! સોનારો બનીને જેણે બજારે હાટડી માંડી હશે, ઘાટ ઘડી ઘડીને જેણે બાવડાં દુઃખવ્યાં હશે, સોનું ધમી ધમીને જેણે આંખો રાતી કરી હશે, એ કાંઈ જેવીતેવી નારે તો નહિ જ હોય ને! ને કલી રાણીએ પૂરવ ભવે પૂરણ તપ કર્યાં હશે, ધરમ ધ્યાન કર્યાં હશે, જોગીજતિ સંતોષ્યા હશે, ત્યારે જ આવો રૂડો ભરથાર પામી હશે ને! એ તો કલીરાણી છે, એવો ચંચ રાઠોડ છે. જેવા રૂડા ઘાટ ઘડીને સોનારે રાણીને રીઝવી હતી, એવા રૂડા ઘાટ ઘડીને વાલાજીએ રાઠોડને રીઝવ્યો છે. એને તો જાણે હથેળીમાં ચાંદો આવી મળ્યો છે. ને એવી ચાંદાની ચાંદની જેવી કલી રાણી પથારીમાં પડી પડી મીઠાં સપનાં માણી રહી છે.

ને આ રૂપની કલા ભાળી ભુજંગિયાની દાઢ ગળી છે. એને થયું છે કે રૂપમાં રૂપ એક પૂનમની પદમણીનું જાણ્યું'તું. જાણ્યું'તું ને માણવા ગયો'તો. પણ એમાં તો કાંઈ સાપકારો ભાળ્યો નહિ ને આજે બીજું રૂપ આ કલીરાણીનું નજરે ભાળ્યું છે. પદમણી કરતાં તો કાંઈ લાખો ને કરડો ભમરા ગુંજારવ કરે. મંતર-જંતરના ઈંગળા-પિંગળા ઊડે ને વાદીની વેરણ મોરલી વાગે. આંહી તો રૂપ રેઢે રોળ પડ્યું છે ને પડ્યું પડ્યું ઢોળાઈ જાય છે. એનો માણીગર તો આડી તલવાર મૂકી સૂતો છે ને સાનસાન વિસારી બેઠો છે. આવું રૂપ છે ને આવી રોનક છે. લાવ ને એકાદો લબરકો લઇ લઉં. કોણ જાણે કેટલાય યુગના રખડપાટ છે. પછી રૂપની રંગત પામશું કે નહિ. એની કોને ખબર છે?

ને એણે કલીરાણીના ગોરા ગાલ તરફ મોઢું લંબાવ્યું છે. જીભનો લબરકો લેવા જાય છે, ત્યાં તો રાણીનો હાથ ઊંચો થયો છે ને નાગને એની થપાટ વાગી છે. સપનામાંય એનો ભગવાન એના રૂપની રક્ષા કરતો હશે ને એને હાથ ચડી બેઠો હશે ને!

થપાટ વાગી એવો તો ભુજંગિયો રીસે બળ્યો છે. સાનસાર ભૂલી ગયો છે ને ઝડપ મારીને રાણીને અંગૂઠે ડંશ દીધો છે.

ડંશ દેતાં તો દઈ દીધો, પણ પછી તો એને વિચાર થઈ પડ્યો છે. પૃથ્વી ઉપર ઊભા રહેવાનો આશરો નહોતો ને એવી વસમી વેળાએ ત્રણ ત્રણ દિવસ સુધી જેણે પેટમાં આશરો દીધો એની જ પરણેતર ઉપર એણે નિમત બગાડી ને એને જ એણે ડંશ દીધો! આશરો દીધો એનો બદલો તો ભારી રૂડો દીધો! એ હોહોહો! કાંઈ કાળો કામો કર્યો! કાંઈ કાળો કામો કર્યો! ભુજંગિયાને પછી તો પસ્તાવાનો પાર રહ્યો નથી પણ રાંડયા પછીનું ડહાપણ શા કામનું! એ તો કાળો ધબ બની ગયો છે ને હવે તો એ રાઠોડના મહેલમાં વધુ રહી શકે તેમ નથી. શ્વાસભર્યો ભાગી નીકળ્યો છે. પાછું વાળી જુએ એ બીજા.

ચંચ રાઠોડનું ગળું સોસાણું થયું. થોડી

વારે એની મૂર્છા વળી. જુએ તો પેટનો ભાર હળવો થઈ ગયો છે. એનો શ્વાસ હેઠો બેઠો. રંગમહેલમાં ચારેકોર રોશની જળી રહી છે ને રોશનીમાં કલીરાણીનું વદન ઝમારા મારી રહ્યું છે. ત્રણ ત્રણ દિવસથી એણે રાણીને રંગમાં રમાડી નથી. ઓલ્યા ભવનો વેરી પેટમાં પેઠો'તો તે આજે મોઢે ટળ્યો છે. ત્રણ દિવસનો લાંઘણ્યો રાજા રાણીને હૈયે સેવા જળૂંબ્યો છે, ત્યાં તો રાણીને ટાઢી બોળ ભાળી છે. ધણી ય હલાવે પણ માયલો હોય તો હોંકારો દે ને!

ને રાજાના ધરણ મરી ગયા છે. તો શું વાદીનાં વેણ સાચાં પડ્યાં? વખના ભરેલાએ ઉંવટે વખડાં જ પાયાં? એ કલીરાણીની કાયા ઉપર ઢળી પડ્યો છે ને કાળો કકળાટ આદર્યો છે. 'અરેરે ભાઈ! મેં તારું એવું તે શું બગાડ્યું 'તું કે મારું જીવતર સાબદું ધૂળ મેળવતો ગયો!' રાજા તો રૂવે છે! એના રુદનનો સ્વર રાજમહેલમાં ફરી વળ્યો છે. કનોજકોટમાં ઘરે ઘરે ને વાટેઘાટે એ રુદનના પડઘા ઊઠ્યા છે. આખા નગરમાં ખબર ફરી વળ્યા છે કે રાજાએ આશરા ધરમ જાણીને નાગને પેટમાં આશરો દીધો ને એ ગોઝારાએ ગણ ઉપર અવગણ કરીને રાણીનો પ્રાણ લીધો. ચારેકોરથી ભુજંગિયા ઉપર ફિટકાર વરસે છે ને લોકોના હૈયાનાં બંધ તૂટી પડ્યા છે. સાયડો સાયર ફાટી પડ્યો છે ને મોકળાયું મેલીને લોકો ચોધાર આંસુડે રડી રહ્યા છે. હાટે હાટ વાણિયા રૂવે છે. ચોરે ચારણભાટ રૂવે છે. નગરની નારીઓ મેડીને ગોખ બેઠી બેઠી રૂવે છે, દરવાણી દરવાજે રૂવે છે ને દાસી રાજમહેલમાં રૂવે છે. રુદનનો જાણે મહાસાગર ઊમટ્યો છે.

ને એ રુદનનો સ્વર જાતો જાતો બેરિયા ગારુડીને કાને પડ્યો છે. સાંભળીને ગારુડી એટલું જ બોલ્યો છે; 'હત! ગોઝારા! તારી કુળની યે લાજશરમ તને ન આવી!'

એણે મહુવર લીધી છે ને શ્વાસભર્યો રાજમહેલમાં આવ્યો છે. એને આવતો કોઈએ રોક્યો નથી. ને એ કોઈનો રોક્યો રોકાય એમ નથી. જ્યાં કોઈ દિવસ પરપુરુષનો પડછાયો પડ્યો નથી એવા રાણીના રાણીવાસમાં મલકનો રખડુ ગારુડી આવી પહોંચ્યો.

આવનવિંત એણે કહ્યું છે: 'રાજા! મેં તે દી કીધું'તું, પણ તેં માન્યું નહિ. તે દી વાર્યો રહ્યો નહિ, તે હવે હાર્યો રહ્યો; મેં નો'તું કીધું કે ઝેરનાં પારખાં લેવાં સારાં નથી?'

પણ રાજાને જવાબ દેવાની ક્યાં સો છે? એના હૈડા આડેથી પાળ તૂટી ગઈ છે. આંસુનો મેરામણ છલી વળ્યો છે. એ તો કાંઈ રૂવે છે, કાંઈ રૂવે છે!

ગારુડી કહે છે: 'વિખનો ભરેલો વિખ વિના બીજું શું દઈ શકે? દેવ ત્રૂઠ્યો હોય તો દોલત દે ને દીકરા દે; દાતા ત્રૂઠ્યો હોય તો ધરતીના ધનના ભંડાર લૂંટાવી દે પણ આ તો નો'તો દેવ કે નો'તો દાતા. પણ હવે ગઈ વાતનો શોક શું કરવો! તું હવે આઘો ખસી જા રાજા. હું યે નથી દેવ કે દાતા. હું તો મારી મોરલી વગાડું ને મોજ કરું. મારી મોરલીએ નાદબ્રહ્મ ડોલે ને વખનાં અમૃત થાય. એ મોરલીમાં સતમાતમ હશે તો તારી રાણી બડાક કરતી બેઠી થઈ જશે.'

ને ગારુડીએ મહુવર વગાડવી શરૂ કરી છે. એણે તો સૂતા નાદને જગાડ્યા છે. નાદે નાદે બ્રહ્મમંત્રો ડોલી ઊઠ્યા છે. ને એના મંત્રબળે કરીને કલીરાણી આળસ મરડીને ઊભી થઈ છે.

આંખ ઉઘાડીને રાણી ચારે કોર જુએ છે. જુએ છે તો ઝગમગ દીવડી બળે છે. ચંચ રાઠોડ આંખેથી આંસુડાં વરસતો બેઠો છે ને સામે મોરલીની સુરાવલિ રેલાવતો મેલોઘેલો ગારુડી થેઈ થેઈ નાચી રહ્યો છે.

હસતી-રમતી રાણી દીઠી એટલે રાજા તો ઘેલો ઘેલો થઈ ગયો. સામે પારકો પુરુષ ઊભો છે ને ત્રીજાની દેખતાં બે વચ્ચેની વાત

કે વખત ન થાય એ બધું યે ભૂલી ગયો છે. એણે તો કલીરાણીને હૈયા સરસી ચાંપી છે.

કલીરાણીને ગાલે શરમના શેરડા પડયા છે. 'હવે કાંઈક શરમ રાખો. આ સામે ગારુડી ઊભો છે ને એટલું યે ભૂલી ગયા? ને એને અહીં મહેલમાં કોણે બોલાવ્યો છે!'

ગારુડી કહે છેઃ 'મા! હું તો આગળને પંથે જતો'તો ને જાતાં જાતાં તારાં દર્શન કરવા આવ્યો. દર્શન કરી લીધાં ને હવે હું આ ચાલ્યો.'

પણ ચંચ રાઠોડે એને રોકયો છે. એણે રાણીને સમજ પાડી છે. 'રાણી! એ ગારુડી તો તારો વ્હાલો છે. આશરો દીધો'તો, એણે તો આભડછેટ લગાડી ને મારાં રાખ્યાં રુઝાવ્યાં. આના પ્રતાપ આ ગારુડીના કે આપણે રંગ-રળિયાત રહ્યા.'

પણ ગારુડીને ધણી-ધણિયાણીની વાતો સાંભળવાની આદત નથી. ને બીજું તો એનો ચોર ભાગ્યો જાય છે. રાજારાણીને કિલોળ કરતાં મૂકીને ગારુડી ખેચર વિદ્યાએ કરીને ત્યાંથી ઊડયો છે.

જાતાં જાતાં ચંચ રાઠોડને એટલી ભલા-મણ કરતો ગયો છે કે 'રાઠોડ! ન કરે નારા-યણ ને કોક દિવસ મારા માઠા સમાચાર સાંભળે તો તારા વેર ભેળું મારું ય વેર ઉમેરજે.'

ને રાઠોડે એના હાથમાં પાણી મૂકયું છે કે 'એમાં નહિ કહેવું પડે ગારુડી!'

ને ભેરિયો એકને ઠેકાણે બેને થાપીને ત્યાંથી ચાલી નીસર્યો છે.

પણ જેટલી વાર ભેરિયો રાજમહેલમાં કલી રાણીની સારવાર સારુ રોકાયો એટલી વારમાં તો ભુજંગિયો કયાંનો કયાં નીકળી ગયો છે. પણ ઊભે મારગડે આઠ આઠ આંબળ વામાં પારો પડી ગયો છે ને દુશ્મન કયે મારગે ભાગ્યો ને કઇ દશ લીધી છે એ કાંઇ ભેરિયાથી છાનું રહ્યું નથી. પવનની પાંખે ચડી ઊડનારને વળી ભુજંગિયાને આંબી વળતાં શી વાર લાગે! ભુજંગિયાનો વેગ પણ કાંઈ ઓછો ન હતો. એ તો જાણે ગોફણમાંથી ગોળો છૂટી એમ ભાગ્યો જાતો'તો ને એમ ભાગતો ભાગતો કયાંય કરતાં કયાંય આશરો ન ભાળ્યો એટલે આવી ભરાણો લખ ગુરુની ગુફામાં.

લખ ગુરુને તો બેય ચેલા સરખા. એક કાબેરી તો એક જમણેરી. કોઈ વહાલો દવલો નહિ. ગુરુએ ભુજંગિયાની વાત સાંભળી ને કહેઃ 'આવવા દે ભેરિયાને! અંદર અંદર આવા વાદવિવાદ શા! સાનમાં સમજાવી દઉં.'

તો કેઃ 'ગુરુદેવ! એમ એ નહિ સમજે ને નાહકનો વચમાં તમારો ભોરફૂટો થઈ જશે. એને તો પશ્ચિમની પદમણીએ મંતરીને દાણા છાંટયા છે, તે એક પદમણીનેજ જુએ ને એનું કહ્યું કરે છે.'

તો કેઃ 'હું લખ ગુરુ! મારી ભણાવેલી વિદ્યા એ ભણ્યો. મારાથી ઉપરવટ થઈને પછી એ કયાં જાશે?'

તો કેઃ 'ગુરુથી ચેલો સવાયો ને એમ એક ગુરુ ને એના બે ચેલા છીએ. બેય સરખા ને સમોવડિયા તો ય પોતાનો વડિયો જાણે કોઈ નથી. એમ સવાયો થઈને ફરે છે ને કયાં યે જંપ વળવા દેતો નથી. મારી વિદ્યા કાંઈ કામ આવી નહિ ને એના મોઢા આગળ ભાગ્યો ભાગ્યો ફરું છું, એટલો એ વડિયો ને એટલી એ વધારે વિદ્યા પામ્યો. ગુરુના ભણાવ્યા બેય ભણ્યા, તો ય બેય ઓછા અદકા.'

તો કેઃ 'એમાં તો ભણનારાનો વાંક. ભણાવનારો એમાં શું કરે! ને તમે વડોવડ નો ઊતર્યા એમાં ગુરુ હલકો ભારે થોડા જ થઇ ગયો?'

ને એટલી વાત કરે છે ત્યાં તો ભેરિયો ગુરુની ગુફામાં આવી ચડ્યો છે. ગુરુને પાય પડ્યો છે ને ગુરુ સામે ભીખ માગવા ઊભો છે. 'ગુરુદેવ! મારો ચોર મને સોંપી દ્યો.'

તો કેઃ 'જોગી જતિની પાસે વળી ચોર

કોણ ને શાહુકાર કોણ ? અહીં તો બધાય ભભૂત ચોળે ને માગીને ખાય.'

તો કે: ' ભુજંગિયે તમને ગાળ બેસાડી છે ગુરુદેવ ! નાગ થઈ નારી ઉપર વળૂંચ્યો ને આશરો દીધો એનું જ ઘર અભડાવ્યું.'

તો કે: ' ઈ તો મને ખબર છે, ગારુડી ! એણે ભૂંડા કામો કર્યાં છે ને નાગની જાત ઉપર ગાળ બેસાડી છે. આજથી નાગની જાત ઉપર કોઈ વિશ્વાસ નહિ કરે. પણ એનાં કર્યાં એ ભોગવશે, એમાં તું એને દંડ દેવા શીદને નીસર્યો છો ?'

તો કે: ' દંડ દેવો એ તો ભગવાનના હાથની વાત છે. દંડ દેવાવાળો હું વળી કોણ ! હું તો તમારા ચરણોની રજ. પણ પદમણીને વેણ દઈ દીધું છે. કાં તો વેણ રહે છે ને કાં તો પંડ પડે છે. આટલી જ બાબત છે.'

તો કે: ' ભેરિયા ! જે દી ઘેરથી ભાગ્યો'તો તે દી તો કોઈનું સગપણ સાથે બાંધ્યું નો'તું ને હવે આ પદમણીનો પનોતો ક્યાંથી થઈ પડયો ?'

તો કે: ' એ ય ભગવાનના હાથની વાત છે ને ! પદમણીને તો પડછાયે ય પ્રીછો નો'તો. પણ પૂરવ જનમના કોઈ સંબંધ જાગ્યા ને હવે તો એ મારા હાથની વાત રહી નથી.'

તો કે: 'કોઈ રીતે ભુજંગિયાનો કેડો છોડે ?'

તો કે: ' મેં જીભ કચરી છે, ગુરુદેવ !'

તો કે: ' તારા ગુરુ કરતાં તારી પદમણી વધારે ?'

તો કે: ' કહો તો માથું વાઢી આપું. આ પંડ તમારો જ છે. તમે હુકમ કરો તે દી એને જરા ય વદાલો નહિ કરું. પણ આ એક વાત મારા હાથમાં નથી.'

તો કે: ' પણ ભુજંગિયો મારે આશરે આવ્યો છે. એને હું નહિ તરછોડું.'

ભેરિયો કહેઃ ' સોંપી દેતા હો તો સારી વાત છે પણ તમે નનૈયો જ ભણતા હો તો હું મારે એને બીજે શોધી વળીશ. ગુરુનું થાનક નહિ અભડાવું.'

ગુરુ કહે : ' તો હવે તું યે થાય એ કરી લેજે. પણ એ પહેલાં એક વાતે ચેતાવી દઉં. હવે પંડ લઈને ભગાય એટલું ભાગવા મંડજે. જેટલા વામાં મારી આંખ પહોંચે એટલા વામાંથી આઘોપાછો થઈ જજે નહિતર બળીને ભસમ થઈ ગયો ભાળું છું.'

તો કે: 'ગુરુદેવ ! તમારો હુકમ માથે ચડાવું છું. આકુડા આકુડા બળી મરવાની જરાયે તેવડ નથી. અટાણે તો જાઉં છું, પણ ભેળા ભેળા એટલું કહેતો જાઉં છું કે જેને સગાબાપે સંઘર્યો નથી, એને તમે ય નહિ સાચવી શકો. ને કદાચને જો જોર કરીને સાચવવા જશો તો એનાં વિષ તમારે અંગ અંગે યે પરવરી જશે. પછી તો અમૃતના કુંપામાં ડુબકીયું દીધે ય સુવાણ નહિ થાય.'

ને ગુરુ રાતી આંખ કરે એ પહેલાં તો ભેરિયો ગુફામાંથી બહાર નીકળી ગયો છે.

[ચાલુ

# સત્યની શોધમાં

લેખક : સ્વ. ઝવેરચંદ મેઘાણી
સંક્ષેપક : મગનલાલ પઢિયા

[ જેમનો ક્ષરદેહ ચિતાશાયી થયો પણ અક્ષરદેહે જેઓ અમર છે એવા મેઘાણીભાઈની આ જૂની કૃતિનો પરિચય આપવાનું કારણ એમના જ શબ્દોમાં આ છે: 'લાંબી વાર્તાનો કસબ શીખવાની સૌ પહેલી તાલીમ આ કથાલેખન થકી મળી છે. એ એક ગણતરીએ આનું સ્થાન મારી સર્જકતાના વિકાસમાં મને પક્ષપાત પ્રેરે એવા પ્રકારનું રહ્યું છે.'

ખુદ કૃતિ વિશે પણ મેઘાણીભાઈના શબ્દો મૂકીએ: 'અપ્ટન સીંકલેરે આ પુસ્તકને આપણી પાસે સમાજવાદની એક બાળપોથી રૂપે મૂકેલ છે. છતાં પ્રચારકે કલાકારને છેક ભક્ષી નથી લીધો.'

જેની ત્રીજી આવૃત્તિ ગુજરાતને હાથમાં જ મળી છે તે 'સત્યની શોધમાં'નું અત્રે રજૂ થતું સંક્ષેપીકરણ હજી સુધી જેમણે આ પુસ્તકના વાચનનો રસાસ્વાદ નથી લીધો, તેમને અવશ્ય વાંચવા પ્રેરશે.

—સંપાદક ]

એકલો!

શામળ એકલો થઈ ગયો હતો.

એમ તો એ એકલો જ હતો. શામળથી મોટા બે ભાઈના આગ્રહને વશ થઈ તેના પિતાએ લક્ષ્મીનંદન ગ્લાસ ફેક્ટરીના શેર લીધા અને પછી લક્ષ્મીનંદન શેઠ ગુજરી જતાં કારખાનું બંધ થયું અને શેર નાદારીમાં ગયા, ત્યારે શામળના પિતા એ આઘાતમાં જ ગુજરી ગયા. એ વખતે ગામના ખેતરવાડી અને હાટડી ત્રણે ભાઈઓનો ભાર નહિ ઉપાડી શકે એમ સમજીને અઢાર ઓગણીશ વર્ષની ફૂટતી ઉમરમાં શામળ ગામ છોડી શહેરમાં રળવા નીકળ્યો ત્યારેય એ તો એકલો જ હતો. મોટા ભાઈઓએ વાટખરચીના ૯૨ રૂપિયા આપેલા પણ એ તો શામળે પોતાના ભાગની ફારગતી લખી દીધા પછી.

ને એથી આગળ ચાલતાં રસ્તામાં ભેટી ગયેલ 'ખુદાબક્ષ' મુસાફરી કરનાર એક ભાઈબંધની હોડ કરવા જતાં પોતે માલગાડીના ડબામાં ચડી બેઠો, એટલું જ નહિ પણ તેમાં કલાકોના કલાકો પુરાઈ રહેવું પડ્યું. બહાર નીકળવા માટે એણે અંદર રહ્યે રહ્યે જ પૈસા આપવાનો કોલ આપ્યો ત્યારે જ દરવાજો ઉઘડ્યો ને ઉઘાડનાર વાટખરચીના એના ઍંસીયે ઍંસી રૂપિયા લઈને હાલતો જ થઈ ગયો ને શામળ કોઈ અજાણ્યા શહેરમાં ખીસામાં એક પણ પૈસા વગર આવી ચડ્યો ત્યારેય એ એકલો જ હતો.

આખો દિવસ રખડીને, ભૂખથી આકળો થયેલો ને દારૂના પીઠામાં બેસીને હલકા ફરસાણનો ગંધાતો ઢગલો ભૂખ્યા વરુની જેમ આરોગી ગયો ને 'સવારે આવી બેય સાફ કરી જઈશ' એવી કબૂલત આપતો ગયો. પણ રાત્રે ઉઘાડા કોઈ દરવાજાની આડસમાં પેઠેલો પોલીસની ઝપટે ચડી ગયો ને શહેરની પહેલી જ રાત જેલમાં કાઢવી પડી ત્યારેય એ એકલો જ હતો.

શામળના સદ્ભાગ્યે મેજીસ્ટ્રેટે તેને એક વખત માટે જતો કરવાની ઉદારતા બતાવી એટલું જ નહિ એક રૂપિયો પણ આપ્યો. એસેસર તરીકે આવેલા કોઈ એક પ્રોફેસર ચંદ્રશેખરે એને પોતાનું કાર્ડ આપ્યું અને કહ્યું કે હું તને કામ શોધી આપીશ.

બીજે દિવસે રાતે પાછા પોલીસના હાથમાં ન આવવા તેણે પૈસા વડિયે આશ્રય મેળવવા પ્રયત્ન કર્યો ને એ એકલા જીવને આશ્રય આપનાર એક ડોસી મળી ગઈ. ડોસીને ત્રણ દીકરી હતી તેમાંથી સૌથી મોટી તેર વર્ષની તેજુ આખા ઘરનો 'આધાર' હતી.

પણ શામળનો ' આધાર ' તો પ્રોફેસર ચંદ્રશેખર હતા. શામળ બીજે દિવસે કાર્ડના સરનામા પ્રમાણે મકાન શોધી પ્રોફેસરને ત્યાં ગયો. જાણવા મળ્યું કે પ્રોફેસર નવીનાબાદ ગયા હતા. ત્રણ દિવસ બાદ આવવાના હતા. ને પાછો શામળ એકલો થઈ ગયો.

વળી ' તેજુની બા ' કામ લાગી. એણે શામળને ઘર પછવાડેના વાડામાં ખોદકામ કરી શાકભાજી વાવવાનું કામ સોંપ્યું.

ત્રણ દિવસ બાદ શામળ પાછો પ્રોફેસર પાસે ગયો. પ્રોફેસરે કહ્યું: ' વાત એમ હતી કે મારા સાળાની ભત્રીજીને ત્યાં એક નોકરની જરૂર હતી, પણ એ જગ્યા તો પુરાઈ ગઈ છે.'

શામળને પ્રોફેસર પાસેથી નોકરી તો ન મળી. પણ તેમની પાસેથી શામળ નવું જ્ઞાન મેળવી આવ્યો: ' અનાજની નીપજ કરતાં લોકસંખ્યાનું પ્રમાણ વધતું જાય છે. એટલે વધારાના લોકોને ખેસવવાં જ રહ્યાં. કમજોરોને જીવવાનો હક્ક પણ શો ! જે લાયક હોય તે જ જીવે.'

એ તત્ત્વજ્ઞાને શામળને પોતાની જીવવાની નાલાયકી સ્પષ્ટ બતાવી દીધી અને એ મરવા તૈયાર થઈ ગયો.

નસીબ જોગે મરવાનો મોકો પણ સરસ હાથ આવી ગયો. લક્ષ્મીનગરની લક્ષ્મીનંદન ગ્લાસ ફેક્ટરીવાળા લક્ષ્મીનંદન શેઠનો દીકરો આદિત્યકુમાર ઉર્ફે દિત્તુભાઈ ગાડીમાં ફરવા નીકળ્યો હતો પણ ઘોડો તોફાને ચડ્યો ને લગામ તોડી નાખી. ગાંડોતૂર થઈને ઘોડો દોડતો હતો. ને ગાડી તો હમણાં ઊથલી કે ઊથલશે એમ હતું. શામળ ઓકની જેમ ઘોડાને વળગી પડ્યો. ઘોડાના નસકોરા દાબી દીધાં. ઘોડો થંભ્યો. દિત્તુભાઈ કૂદીને ગાડીમાંથી નીચે આવ્યા ને શામળની પીઠ થાબડી.

શામળ મૃત્યુને ભેટવા ગયો હતો ને ભેટી ગયો દિત્તુભાઈનો ઘોડો. પછી તો દિત્તુભાઈ શામળને શેના મરવા દે! એમણે તો શામળને નાલાયકોની દુનિયામાંથી લાયકોની દુનિયામાં ખેંચી લીધો ને શામળને પોતાની ફૂલવાડીનો માળી બનાવી રાખ્યો.

ને દિત્તુભાઈ શામળના દેવ થઈ પડ્યા. પણ એક દિવસ શામળ ત્યાંય એકલો થઈ ગયો. સર પિનાકીપ્રસાદ નામના બેરોનેટની વિધવાની એકની એક પુત્રી મૃણાલિની સાથે દિત્તુભાઈને પહેલાં હેત થયાં પણ પછી દિત્તુભાઈ તેનાથી કંટાળી ગયા. એક રાતે એ દિત્તુભાઈ પાસે આવી. દિત્તુભાઈએ એને જાકારો દીધો. બારણાં ઉપર માથાં પટકતી શામળે એને જોઈ ને શામળને એની દયા આવી. એ એને બાજુની હોટલમાં લઈ ગયો. દેવ જેવા દિત્તુભાઈ પોતાની પ્રિયતમાને આમ તરછોડે એ શામળ ન માની શક્યો. એ દિત્તુભાઈને મળ્યો. એ મેળાપે શામળને ખાતરી કરી આપી કે દિત્તુભાઈને મન મૃણાલિની ચુસાયેલા કેરીના ગોટલા જેવી હતી. રસ ચુસાઈ ગયા પછી એની કાંઈ જ કિંમત નહોતી. શામળના દેવ દિત્તુભાઈ ગારાના નીકળ્યા.

શામળ મૃણાલિનીની ખબર કાઢવા પાછો હોટલમાં આવ્યો તો એણે મૃણાલિની મરેલી જોઈ. ખબર આપવા જતાં પોલીસે એને જ અટકમાં લીધો. શામળ પાછો જેલમાં આવી ચડ્યો. પણ કેસ ચલાવવા કરતાં શામળ મૂંગો રહે તો દિત્તુભાઈ પાસેથી ધાર્યાં નાણાં પડાવી શકાય એ ગણતરીએ પોલીસે શામળને મૂંગા મરવા દમ ભિડાવી છોડી મૂક્યો.

જેલમાંથી એને એક તીજોરી ફાડનાર ઉઠાવગીર ભાઈબંધ ભેટ્યો. પોલીસે એને લક્ષ્મીનગર છોડી જવા ફરમાવ્યું હતું. પણ બબલો એને પોતાને ત્યાં લઈ ગયો. બે દિવસની માનસિક મથામણ પછી શામળ બબલા સાથે ચોરી કરવા જવા તૈયાર થયો. બબલાએ એને ફક્ત ચોકી કરવાનું કામ સોંપ્યું. બબલો કામ પતાવવા ઉપર ગયો ને શામળ એક બારણા પાસે ચોકી કરતો ઊભો રહ્યો. અહીં જ

શામળને એના નવા દેવનો ભેટો કરાવનાર એક છોકરી મળી ગઈ. શામળ અંધારે ઊભો હતો ત્યાં એકાએક દીવો ઝળહળ્યો, પહેલી હેબતમાંથી જાગતાં શામળે જોયું તો તેની સામે એક નાની છોકરી ઊભી હતી. છોકરીને એની માએ એક વાર્તા કહેલી. એમાં એક નાની છોકરીએ એક ચોરને સારો કરેલો. ત્યારથી આ છોકરી પણ કોઈક ચોરભાઈની વાટ જોતી'તી જેને એ સારો કરી શકે. એને શામળ જેવો 'ચોરભાઈ' મળી ગયો. નિખાલસ શામળ છોકરીનો 'ચોરભાઈ' થઈ ગયો.

છોકરીના પિતાનું નામ હતું પંડિત ધર્મપાલજી, 'દરિદ્ર-ઉદ્ધાર સંઘ' અને 'વિશ્વબંધુત્વ સમાજ' જેવી વિશ્વવ્યાપી સંસ્થાના સેક્રેટરી. શામળે બીજે દિવસે સવારે આવીને પોતાના ગુનાનો એ ધર્મોપદેશક પાસે એકરાર કર્યો. એમણે એને સમાજનો સભ્ય બનાવ્યો ને સમાજમાં જ નોકરી આપી. શામળને પંડિત ધર્મપાલજી પ્રભુના દૂત લાગ્યા. લક્ષ્મીનગરના ઘણાખરા શેઠિયા સમાજના સભ્યો હતા. શામળને સમાજમાં ગોઠી ગયું.

ધર્મપાલજી જેવા ધર્મપુરુષ સાંપડી ગયા અને શામળનો ઉદ્ધાર થઈ ગયો. પણ કેવળ પોતાના ઉદ્ધારથી સંતોષાય એવો શામળ ન હતો. એને તો આખી દુનિયાના ઉદ્ધારની પડી હતી. કેવળ પોતાનું સાંભળીને એ બેસી રહ્યો હોત તો તો દિનુભાઈને ત્યાંથી એને ન નીકળવું પડત પણ એને તો આખી દુનિયાનું ભલું કરવું'તું.

એને ચોરી કરવા લઈ આવનાર પેલો બબલો ભાઈબંધ એકવાર પાછો ભેટી ગયો ને શામળની ધર્મવૃત્તિ ઊછળી આવી. એણે બબલા પાસે 'સુધરવાની' સમાજના સભ્ય થઈ સારે રસ્તે ચડવાની દરખાસ્ત મૂકી. પણ એના જવાબમાં બબલાએ જે વાત કરી એ સાંભળતાં શામળનો રેતીનો મહેલ એક ઘડીમાં જમીનદોસ્ત થઈ ગયો.

બબલાએ કહ્યું: 'પેલા એક લીલુભાઈ શેઠ ત્યાં આવે છે ને? ભારી ધર્મિષ્ઠ આદમી! એને ઘરે પાંચ મિલ છે. ગઈ ચૂંટણીને વખતે એણે લોકોના હસ્તકના રાજવહીવટની, પ્રતિનિધિ સભાની વગેરે ભારી ભારી હિમાયતનાં ભાષણો કીધેલાં, પછી? પછી મોટી ધારાસભામાં પ્રતિનિધિ મોકલવાની ચૂંટણીનો વખત આવ્યો, ત્યારે એણે તમામ સભાસદોને નાણાં આપી દઈ પોતાના વળનો એક જાણીતો હરામી પ્રતિનિધિ ચૂંટાવ્યો. એટલા માટે કે વડી ધારાસભામાં ચૌદ વરસની અંદરનાં છોકરાંને મિલોમાં ન રાખવાનો ખરડો આવવાનો હતો, એ ખરડાને તોડાવી પાડવો હતો. એ ખરડો પાસ થાય તો એની મિલમાં ચૌદ વરસિયાં ને દસથી બાર વરસિયાં છોકરાં ક્યાંથી મળે! ને પગાર થોડો આપવાનો ને કામ વધુ ઊતરે એ લાભ ક્યાંથી મળે?

'ને જો સાંભળ, તારો પેલો પીઠાવાળો ભીખો છે ને એના પારસી શેઠ પેસ્તનજીને પૂછજે કે શે'રને પાણી પૂરું પાડવાનો કંટ્રાક્ટ હરિવલ્લભની કંપનીને કેવી રીતે મળ્યો છે? બીજી એક કંપની ઊભી થઈ'તી —અરધે દરે પાણી આપવા એટલે હરિવલ્લભે સુધરાઈના આઠ જણને બબ્બે હજાર ચાંપીને ઝાઝે મતે દરખાસ્ત ઉડાવી દેવરાવી. હવે બસ લહેરથી બેઠો બેઠો લોકોનાં બમણાં નાણાં પડાવી મહિને મહિને દસ હજાર રળે છે. એ તારો પરમજી ને ધરમી પેટ્રન.'

શામળ ચમકી ઊઠ્યો: લીલુભાઈ શેઠ! હરિવલ્લભ દેસાઈ—એ તો 'સમાજ'ના સ્થંભ હતા. જરૂર પંડિત ધર્મપાલજી આ હકીકતથી અજ્ઞાત હોવા જોઈએ—નહિ તો તેમના જેવા ધર્મિષ્ઠ પુરુષ એ વસ્તુ કદી ન ચલાવી લે.

શામળે આવીને ધર્મપાલજીને વાત કરી. તીર્થધામ રૂપ સમાજમાં જ પાપીઓ છુપાયા હતા એ જાહેર કર્યું. લોકોની આ લૂંટણગીરીનો પૈસો એમની પાસેથી લોકોને પાછો

અપાવવાના કામમાં મદદ માગી. 'સમાજે' એમને ઉઘાડા પાડવા જોઈએ એવી વિનંતી કરી.

શામળને બિચારાને ક્યાં ખબર હતી કે જે હરિવલ્લભ દેસાઈ વિરુદ્ધ તે ફરિયાદ કરી રહ્યો હતો તે પંડિત ધર્મપાલજીના સગા સાળા થતા હતા! પંડિતજીએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું: 'શામળ, એ મારો કાર્યપ્રદેશ નથી' ને સાથે સાથે એ ય કહી દીધું કે 'લીલુભાઈ કે હરિવલ્લભ બેમાંથી કોઈને મળવાનું એવડુંક પગલું ભરે તો સાફ કહી દેજે એ ભાઈઓને, કે તું મારો મોકલ્યો નથી આવેલો, તેમ તને મારી અનુમતિ પણ નથી.'

'ના જી, આપ હૈયે ધરપત રાખજો. આ આખી વાતની જવાબદારી હું મારા માથા પર જ રાખવાનો છું' શામળે કહ્યું ને પછી ઊઠીને ચાલ્યો ગયો.

બંડનો ભડકો શામળના હૈયામાં સળગી ઊઠ્યો હતો. પણ સામા માણસને બચાવની તક આપ્યા વગર હુમલો કરે તેવો એ ન હતો. પોતે લીલુભાઈ શેઠને એમની ભૂલ સમજાવી શકશે એમ માની એ લીલુભાઈ શેઠને બંગલે તેમને મળ્યો. પણ તેમણે તો કહ્યું: 'છોકરા, તું બાળક છે, દુનિયાદારીનું તને ભાન નથી, તારી વય કાચી છે. તું નકામો ઉફાંદે ચઢ્યો છે. તને દુનિયાદારીના ધપ્પા લાગવાની જરૂર છે.' ને તો ય શામળે ચર્ચા ચાલુ રાખી એટલે પછી લીલુભાઈ શેઠને નછૂટકે કહેવું પડ્યું: 'હવે હદ થઈ. નીકળ બહાર અહીંથી.'

બીજે દિવસે સમાજમાં જતાં જ એને ખબર આપવામાં આવી કે એને 'સમાજ'માંથી રૂખસદ આપવામાં આવી છે. તેણે કમિટિ પાસે દાદ માગી; પણ કમિટિમાં એ જ બધા હતા. લીલુભાઈ, હરિવલ્લભ, ધર્મપાલ, એક પછી એક સહુએ એને અપમાનથી પોંખ્યો. છેલ્લા બોલ એ હતા કે 'બદમાશ! નીકળ બહાર, નીકળ અહીંથી.' એ બોલીને શામળને ધક્કો મારનાર હતા ખુદ હરિવલ્લભ દેસાઈ પોતે જ.

ને શામળ પાછો એકલો થઈ પડ્યો. સાવ એકલો! હૈયામાં બંડના હુતાશન સાથે અને આધાર વગરનો!

પણ હૈયાનો એક આખો ખૂણો હજુ સલામત હતો. એ ખૂણામાં શામળના હૃદયની દેવી પ્રતિષ્ઠિત થઈને બેઠી હતી. આ બધાથી જુદી—બધાથી અલિપ્ત; વિનોદિની—લીલુભાઈ શેઠની દીકરી!

લીલુભાઈ શેઠની દીકરી? હા, પણ એથી શું? એનો પિતા ગમે તેવો હોય! એ તો ખરેખર દેવી હતી. શામળે એને પહેલવહેલી જોઈ હતી. દિનુભાઈને એણે બચાવ્યો તે જ દિવસે. એ દિનુભાઈના મામાની દીકરી થતી હતી. ઘોડેસ્વાર થઈને એ ત્યાં આવી હતી. એનાં અંગોની પ્રત્યેક ક્રિયામાંથી જાણે આગિયાની પાંખના તેજ—ઝબકાર ઊઘાડબીડ ઊઘાડબીડ થતા હતા. એવું જોબન શામળે જિંદગીમાં તે દિવસે પહેલી જ વાર જોયું.

ને દિનુભાઈ તો એને ઘોડાનો ઢાળિયો બનાવતા હતા એ ફેરવનાર પણ વિનોદિની જ હતી, એણે જ કહેલું: 'એનામાં તો અનેક શક્તિઓ ભરી છે. પ્રથમ તો એ કેટલો દેખાવડો છે. એને આખી વાડીનો વહીવટ સોંપો.'

એક વાર એ ગુલાબનાં ફૂલ લઈને દિનુભાઈને આપવા જતો હતો, ત્યાં વિનોદિની મળી ગઈ.

'એક મને આપીશ?' કહીને પોતાને હાથે વિનોદિનીએ એક ગુલાબ ઉપાડી લઈ ને હોઠે, ગાલે, અને આંખે અડકાડી અંબોડામાં ભર્યું. 'કોઈ કોઈ વાર, મારે સારુ ગુલાબ લાવતો રહેજે હો, ભૂલી ના જતો.' આટલું કહી સ્મિત વેરતી એ ચાલી ગઈ. જતાં જતાં તેણે શામળના હાથને સ્પર્શ કર્યો. એ આંગળાંઓના સ્પર્શમાંથી સળગી ઊઠેલી વીજળીએ શામળને રોમાંચિત કર્યો હતો.

સમાજમાં દાખલ થયા પછી એ પરિચય

વધ્યો હતો. વિનોદિની પણ સમાજમાં આવતી શામળના કહેવાથી તેણે તેજુને પોતાને બંગલે રાખી લીધી હતી. તેજુને પહેલવહેલો એને બંગલે મૂકવા ગયો એ પ્રસંગ પણ શામળના જીવનનું ધન્ય સંભારણું હતું.

શામળની ખીસા-ઘડિયાળનો દોરો 'નથી સારો લાગતો' કહીને વિનોદિનીએ પોતાને હાથે એના ગળામાંથી કાઢયો. ને પછી ગુલાબની કળીઓ જેવી આંગળીઓ વડે પોતાનું ઘડિયાળ શામળના કાંડા ઉપર બાંધી આપ્યું.

'તમને તમારા મૂલ્યનું અરધું યે ભાન નથી, શામળજી!' તેણે વિદાય આપતાં કહ્યું. 'કોઈ કોઈ વાર તેજુને મળવા આવતા રહેજો. ને હું હાજર હોઉં ત્યારે આવજો હાં કે!'

અને એ આમંત્રણને માન આપી એ બીજી વાર આવ્યો ત્યારે જે બન્યું તેઃ

'જુઓ શામળજી! તમારા કાંડા પર ઘડિયાળ સરખું ક્યાં બંધાયું છે!' કહેતાં વિનોદિનીએ શામળનું કાંડું પોતાના હાથમાં લીધું. એના શ્વાસની સુગંધી વરાળ શામળના મોં પર છંટાઈ–શામળ આ વેગના વાવાઝોડામાં ન ટકી શકયો. એને આગ લાગી ગઈ. હૈયું દબાતું હતું. માથું ભમવા લાગ્યું આંખે અંધારાં આવ્યાં. કેફમાં ચકચૂર કોઈ માતેલાની માફક, પોતે શું કરી રહેલ છે તેના ભાન વગર એણે પોતાના હાથ પસારીને વિનોદિનીને સ્પર્શ કર્યો અને એના મુખમાંથી આછો ધીરો ધ્રૂજતો ઉદ્‌ગાર સંભળાયોઃ 'ઓ શામળ! હું તમને ચાહું છું.'

અરર! આ હું શું કરી બેઠો! મને ધકેલી, તિરસ્કાર દઈ આ હમણાં મારું મોં કાળું કરશે. મારું સત્યાનાશ વાળ્યું મેં!

એક જ પળનું આ આત્મભાન ને આ ભયાનક ખ્યાલ બીજી ક્ષણે વિરમી ગયાં. વિનોદિની એ મીઠો સ્પર્શ માણતી શાંત ઊભી હતી.

બસ! તે દિવસનું શામળને મનમાં બંધાઈ ગયું કે 'એ મને પરણશે.'

એટલે તો લીલુભાઈ શેઠને મળવા જતાં પહેલાં એ એને મળવા ગયો હતો અને એ દેવીએ એને ત્યારે પણ કેવો પાનો ચડાવ્યો હતો. 'બરાબર ફટકા મારજો હો શામળજી! કેમ કે એ તો તમે કહ્યું તે કરતાં અનેક ગણાં ભયંકર કૃત્યો કરનારા છે. ને પછી શું થયું તે મને કહેવા આવજો હો! કદાચ હું તમને આગળ શાં પગલાં લેવાં તેની સલાહ આપી શકું.'

એવી હતી વિનોદિની. શામળના હૈયાની દેવી.

શામળનાં સાહસોની આ તમામ ધૂમાધૂમ વચ્ચે, એના અંતઃકરણનાં બીજાં તમામ તોફાનો વચ્ચે પણ પ્રીતિનું પારેવું ઘૂઘવતું ઘૂઘવતું માળો નાખી રહ્યું હતું.

સહુના ધુત્કાર સાંભળ્યા પછી એના વિચારો વિનોદિની તરફ વળ્યા.

એ એને મળવા ગયો. મરક મરક થાતે મુખડે વિનોદિની એને મળી; પૂછ્યુંઃ 'કાં! આવી પહોંચ્યા, શામળજી! શું થું બન્યું!'

આશ્ચર્યમુગ્ધ બનીને એ આખો પ્રસંગ સાંભળી રહી. 'ખરેખર, શું તમે મારા બાપાને ઝાડ્યા! ખરેખર! અને હરિવલ્લભ દેસાઈને સુદ્ધાં! ગજબ, ગજબ હિંમત, વાહ, શામળજી!'

ને પછી શામળે અંતરની વાત કરીઃ 'મારા અંતરાત્મા ઉપર આ વાતનો એક અસહ્ય બોજો લદાયો છે. હું ચંપાઈ રહેલ છું. મારે આ કર્તવ્ય તો અદા કરવું જ જોઈએ. આ મામલાનો મારે છેવટ સુધી પીછો લેવો રહેશે. મને બીક છે કે તમને કદાચ એ અસંત દુઃખદાયક થઈ પડશે. તમને કદાચ એમ પણ થઈ આવે કે આપણાં લગ્ન...'

'આપણાં લગ્ન!' વિનોદિની જાણે કે ઓચિંતી દાઝી હોય તેમ ચમકી ઊઠી. 'આ તમે શું બોલો છો શામળજી!'

'વિનોદિની,' શામળે શાંતિથી કહ્યું. 'તમે જ કહેતાં હતાં કે તમે મને ચાહો છો.'

'એ સાચું,' એણે કહ્યું, 'પણ એ પરથી–' વાક્ય પૂરું કર્યા પહેલાં જ ઓચિંતી

એણે હોઠ દબાવ્યા, ને ઉદ્‌ગાર કાઢ્યા: 'આ તો હદ ઓળંગી...'

'વિનોદિની !' શામળ નીરખી રહ્યો.

'શામળજી ! આપણે તો નાનકડાં બે નાદાન બાળકોની રમત માંડી હતી તમે મારા આચરણનો આવો ગંભીર અર્થ લીધો હશે એ તો મને સ્વપ્નેય ખ્યાલ નહિ. હું તો સમજતી હતી કે આપણે પરસ્પર આનંદ કરીએ છીએ. હવે તો અતિ મોડું થતાં પહેલાં આ વાતની સમાપ્તિ જ થવી જોઈએ.'

શામળ અવાચક થઈ ગયો. આ એની દેવી ! એણે હૃદયમંદિરમાં પધરાવેલી પ્રતિમા ! આખર એ પણ દિનુભાઈની બેન જ નીકળી. પેલો ગરીબ છોકરીઓને ભોળવીને ભોગવતો હતો. આ મને એવી જ રીતે ભોગવવા માગતી હતી.

'હવે હું સમજ્યો,' શામળનો રોષ ભભૂક્યો, 'તમે પણ બાકીના તમામથી—તમારા વર્ગના બાકીના કોઈથી—જુદાં નથી. તમે તમામ પરભક્ષી છો, અન્યના શોણિતને છૂપાં છૂપાં શોષી જનાર વૈતાલો છો ને એ સહુમાં તમે અધમ છો, કારણ તમે સ્ત્રી છો.'

'ચૂપ કર શામળ.' વિનોદિનીએ હુંકારો કર્યો.

પોતે આ બધો હુતાશન જેની સમક્ષ ઠાલવી રહ્યો છે તે તો વિનોદિની છે, પોતાની દેવપ્રતિમાના જ એ ટુકડા છે ! એટલી સાન આવતાં જ શામળની છાતીમાં ડૂસકાંનાં તોફાન જાગ્યાં. એ રડી પડ્યો ને પછી ચોધાર આંસુ વહાવતો ત્યાંથી નાસી છૂટ્યો.

[૨]

આમ અત્યાર સુધીમાં શામળના જીવનમાં એકલા પડવાનું ઘણી યે વાર બની ચૂક્યું હતું, પણ આ વખતની એકલતા બીજા બધા વખત કરતાં જુદી જાતની હતી.

આજ એના માનેલા તમામ દેવો ગારાના થઈ પડ્યા હતા—એને ત્યજી ગયા હતા !

થાકીને એ એના જૂના વિસામે આવ્યો. લક્ષ્મીનગરનું એનું એ ઘર ! તેજુની બાની એ ઓરડી. આ બધા તાલેવંતોમાં કોઈએ શામળ સાથે સાચા સમભાવથી વર્તાવ નહોતો કર્યો. તે સમભાવ શામળને તેજુની બા પાસેથી મળ્યો હતો, તેર વર્ષની પણ લીલુભાઈના મિલમાં દળાતી તેથી દસ વર્ષની જેવી લાગતી તેજુમાં મળ્યો હતો. શામળે 'સમાજ'માં દાખલ થયા પછી તેજુને પણ મિલમાંથી છૂટી કરાવી, વિનોદિનીને ત્યાં નોકરી અપાવી હતી. વિનોદિની તેજુની પણ દેવી થઈ પડેલી. શામળની વાત સાંભળી એનાથી બોલી જવાયું: 'હાય રે, કારણું રૂપાળી બનીને ભરખી જવા જ આવી'તી ને !'

તેજુના સમભાવે શામળનો જુસ્સો પુનઃ પ્રજ્વલિત થયો તેણે ભાવિ કાર્યક્રમ નક્કી કર્યો. એક પત્રિકા તૈયાર કરી પોતે સભા ભરી લોકોને સત્ય હકીકતથી માહિતગાર કરશે એવી ખબર પહોંચાડવા નક્કી કર્યું. પત્રિકાનો મુસદ્દો પણ શામળે ઘડી કાઢ્યો.

શામળ એ લઈને છાપખાને પહોંચ્યો. પણ કોઈ કરતાં કોઈ છાપખાનાએ એ પત્રિકા છાપી આપવાની હા ન પાડી. આખરે શામળે અને તેજુએ હાથે લખીને કારબન કાગળની મદદથી નકલો તૈયાર કરી

સવાર પડતાં જ શામળ 'સમાજ'ના દરવાજે પહોંચ્યો પ્રાર્થનામાંથી પાછા ફરતા 'સમાજ'ના સભ્યોના દરેકના હાથમાં પત્રિકા પકડાવી દીધી.

[૩]

પત્રિકા વહેંચીને પાછા ફરતાં શામળ—તેજુને એક લંગડો ઘોડીવાળો આદમી મળ્યો. એણે શામળને એના કલ્પના-જગતમાંથી વાસ્તવની દુનિયામાં લાવી મૂક્યો; સભા ભરતા

પહેલાં રાજની મંજૂરી મેળવવી જોઇએ. નહિ તો પોલીસ સભા વીખેરી નાખે, ભાષણ કરનારને પકડી જાય.

શામળની સામે નવો જ કોયડો આવી ઊભો. એ મંજૂરી માગવા ગયો. શામળ તો પોલીસ ખાતાનો જૂનો 'ડામીજ' એને મંજૂરી ક્યાંથી મળે?

શામળ વિચારમાં પડી ગયો. તેનું મગજ ગરમ થઈ ગઈ. હવે શું કરવું? ત્યાં પેલો લંગડો પાછો આવી પહોંચ્યો. એ શામળને પોતાની સાથે લઇ ગયો.

ભૂખપરામાં લુહાર ગલીને નાકે, એક કાતરિયામાં એ લંગડો આદમી જેને પોતાનો 'સમદક્ક સમાજ' કહેતો હતો એવા સમાજના મંત્રીની એક ઓફિસ હતી.

એ 'સમદક્ક સમાજ'ના મંત્રી વકીલ હજારીલાલ ચંદાએ શામળની હકીકત સાંભળી. હકીકત કહીને શામળે પૂછ્યું: 'શું તમે મારી પડખે ઊભા રહેશો?'

'ઊભો રહીશ, અરે રૌરવ નરકમાં સુદ્ધાં સાથે જ રહીશ.'

આવો જવાબ શામળ આ પહેલી જ વાર સાંભળતો હતો.

વકીલ હજારીલાલે શામળની યોજના અધૂરી હતી ત્યાંથી ઉપાડી લીધી. તેમણે બીજી પત્રિકા છપાવીને સભાની જાહેરાત કરી:

'લક્ષ્મીનગરનાં પ્રજાજનો!

વિશ્વબંધુ સમાજની કમિટિ શહેર શાસનમાં રૂશવતો ખવરાવે છે એ વાતનો મને પત્તો મળતાં મેં એની તપાસ માટે કમિટિ પાસે માગણી કરી. પરિણામે મને સંપ્રદાયમાંથી કાઢી મૂકવામાં આવ્યો.

મેં એ બધું જાહેર કરવા સારુ સંઘ સમસ્તની સભા બોલાવી પણ પોલીસે મને શહેરમાં કોઇ પણ ઠેકાણે ભાષણ કરવાની મનાઇ ફરમાવી છે.

તમે મારે પડખે ઊભા રહેશો? હું બુધવારની રાત્રે ૮ વાગે અમારા મંદિરની સામેના ઉઘાડા ચોકમાં બોલવાનો છું.

વાણીસ્વાતંત્ર્ય અને નગરશુદ્ધિને નામે વીનવનાર

શામળજી રૂપજી

સમદક્ક સમાજમાં શામળને એના સાચા બેરુબંધો મળ્યા. જાફરભાઈ લોટિયા વોરા, લોટની ધંડી ઢાંકનાર કાળો ગણેશભાઇ, દુદાભાઇ ધોબી, અંત્યજ ડૉક્ટર દામજીભાઇ, ભજિયાવાળા ધનાભાઈ એ બધા ભાત ભાતના અને જાત જાતના લોકોમાં જ શામળે પોતાનો જ ઇતિહાસ પુનરાવૃત્તિ પામતો જોયો. એ બધા શામળને મદદ કરવા જરીકે ડંફાસ કે લાંબી વાતો વગર તૈયાર થઈ ગયા. થોડાક કલાક પહેલાં એકાકી અને અસહાય થઇ પડેલ શામળને માટે જાણે કે ધરતીમાંથી કોઈ ગેબી મદદગાર નીકળી પડ્યા.

[૪]

'છાપાં આપણને મદદ નહિ આપે છતાં લોકોને આ વાત સંભળાવવી જ જોઇએ. સંભળાવવાનો આ અવસર મળ્યો છે.'

એ અવાજ સમદક્ક સમાજને પ્રમુખસ્થાનેથી જુવાન વકીલ હજારીલાલના ખાકાવાળા મોંમાંથી નીકળી રહ્યો હતો.

'તમે કહો તો હું આપણામાંથી સપડાનાર ભાઇબહેનનો બચાવ લડવા રોકાઉં નહિ તો હું પહેલો ચડી જાઉં. જેમ તમે ઠરાવો તેમ.'

'હું પકડાવા તૈયાર છું.' ડૉક્ટર દામજીભાઇએ કહ્યું.

'હું પણ.' પેલો લંગડો ઘોડીવાળો બોલ્યો.

'હું પણ' એક દમલેલ મિલમજૂર બોલ્યો ને પછી તો લૂલા, લંગડા, કાણિયા, દમલેલા ક્ષયગ્રસ્ત, ભૂખમરાથી હાડપિંજર બની ગયેલા

એ ૧૫૦–૨૦૦ જણાની એ સભાએ બલિદાનની તૈયારી નોંધાવી. શામળ નિહાળી રહ્યો: આ ભાવના! આ મરણિયાપણું! અને તે પણ આવા સમાજને ઉકરડે દટાયેલ સ્ત્રીપુરુષોનું!

તે ગદ્‌ગદિત થઇ ગયો.

[ ૫ ]

ચોકમાં મેદની માતી નથી. ચારે રસ્તા ઠાસોઠાસ ભર્યા છે. બાજુની વંડીઓ ઝાડની ડાળીઓ, મેડીની અગાસીઓ, ક્યાંયે જગા નથી.

ડૉક્ટર દામજીભાઇ દેવદારનાં ખોખાંની વ્યાસપીઠ પર ઊભા થયા. એમણે પોલીસની ના છતાં ભાષણું શરૂ કર્યું. થોડુંક બોલ્યા ત્યાં પોલીસે એમને પકડીને નીચે ઉતાર્યા ને લઇ ગયા.

ત્યાં બાજુના એક ઝાડના થડના ઠૂંઠા પર ઘોડીવાળો લંગડો ઊભો થયો. તેણે ડાક્ટરે અધૂરું મૂક્યું હતું ત્યાંથી વાત આગળ ચલાવી.

થોડી વારે પોલીસનું ધ્યાન જતાં એને પણ નીચે પાડવામાં આવ્યો. ત્યાં ત્રીજે સ્થળેથી એક બાઇએ બોલવું શરૂ કર્યું.

પણ એટલામાં તાલેવંતોએ જ મોકલેલ એક ગુંડાએ 'મારો, મારી નાખો પોલીસને' કહીને પથરો ફેંક્યો ને રમખાણ શરૂ થયું.

ખોખા પાછળ લપાયેલ શામળે એકાએક પોતાની પછવાડે કંઇક રમખાણ સાંભળ્યું. બરાબર અણીને વખતે એણે મોં ફેરવ્યું. એક મવાલી તેના માથા ઉપર લાકડી તોળી રહ્યો હતો. શામળે હાથ આડો દીધો. હાથ પર ફટકો પડ્યો. દારુણ વેદના સાથે હાથ ઢળી પડ્યો. પછી એના કપાળ પર કંઇક ઝિંકાયું, ચીરો પડ્યો–ધગધગતો રક્તપ્રવાહ છૂટ્યો, આંખો લોહીમાં ઢંકાઇ ગઇ.

'ભાઇ, તું નીચો નમી જા.' જાફરભાઇની બૂમ સંભળાઇ. શામળ નીચો નમી ગયો. એના દેહ ઉપર કશીક ઝપાઝપી થતી એણે સાંભળી. એના મિત્રો એના દેહ આડો પોતાનો દેહ ધરી રહ્યા હતા. લાકડીઓની ફટાફટી સંભળાય છે. ખોપરીઓ ફૂટતી જણાય છે. શામળ બેશુદ્ધિમાં પડ્યો.

એકાએક કોઇએ 'પીડિતોનું' ગીત ઉપાડ્યું. લોકો સૂરમાં સૂર પૂરવા લાગ્યા. પોલીસ કેદીઓને ઉઠાવી જતી હતી તેની પાછળ લોકવૃંદ ગાતું ગાતું ચાલ્યું, છેક ચાવડી સુધી ચાલ્યું ગયું.

મેદની ધીરે ધીરે ઓગળી ગઇ. શોર શમી ગયા, ચોગાનમાં કેવળ બે માનવી પડ્યાં છે. એક છે શામળ–બેશુદ્ધ અને લોહી તરબોળ. બીજી છે તેજુ–શોકમાં ઉન્માદિની, શામળના હૈયા પર માથું ઢાળી એના કલેવરને બાઝી પડેલી મજૂર બાળિકા તેજુ.

દૂર દૂરથી ચોખ્ખા ગીતસ્વરો સંભળાતા હતા:

માનવઆત્માની મોંઘી, જુગ જુગથી જે છુપાઇ
  ભાઇ ભાઇની સગાઇ, મુક્તિની પિપાસા,
એ છે અમ અસ્ત્રશસ્ત્ર, કોટિ કોટિ સહસ્ર
  અકલંકિત ને અહિંસ, એ અમારી આશા.

[ પ્રકાશક: ગુર્જર ગ્રંથ રત્ન
કાર્યાલય: અમદાવાદ: કિં. રૂ. ૩

એક ખેડૂતનો બળદ ખોવાઇ ગયો. ઘણો ગોત્યો ઘણો ગોત્યો પણ બળદ તો ન જડ્યો તે ન જ જડ્યો. આખરે ખેડૂતે બાધા કરી કે 'હે ઈશ્વર! જો મારો બળદ મળશે તો એને એક રૂપિયામાં વેચી નાખીશ. પણ ભલો થઇને મને એનાં એકવાર દર્શન કરી લેવા દે.'

બીજે દિવસ થયો ને બળદ તો મળ્યો. હવે શું થાય? બળદ જેવો બળદ કંઇ એક રૂપિયામાં તે વેચાય? ખૂબ વિચારને અંતે ખેડૂતે એક યુક્તિ શોધી કાઢી. એણે બળદને ગળે એક બિલાડી બાંધી ને સાદ પાડ્યો: 'આ બળદ ને બિલાડી વેચવાનાં છે. બળદની કિંમત એક રૂપિયો અને બિલાડીની કિંમત પાંત્રીસો રૂપિયા; પણ ખરીદનારે બેય એકી સાથે જ ખરીદવાં પડશે.'

# સાગરની ગોદમાં

ચંદુલાલ વ. ભટ્ટ

મધદરિયે તોફાનમાં એક વહાણ ભાંગે છે. પિતા, માતા અને ચાર પુત્રોના એક કુટુંબને વહાણમાં જ રાખી સમસ્ત મુસાફરો હોડીઓમાં નાસી છૂટે છે. નીચે જળ અને ઉપર આભ એવી નિરાધારતામાં જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતા કુટુંબમાં, તોફાન શમતા જીવનની આશા જાગે છે. હાથ લાગ્યાં તેવાં સાધનોથી તરાપો તૈયાર કરી ભાંગેલા વહાણમાંથી લઇ શકાય તેટલી ઉપયોગી સામગ્રી અને કૂતરાં, મરઘાં, ગાય, ગધેડો, ઘેટાં, બકરાં જેવાં જીવો સાથે એ કુટુંબ એક નિર્જન બેટમાં આવી પહોંચે છે. પોતે ઊભા કરેલા એક તંબૂમાં થોડાક દિવસ વસવાટ કર્યા પછી મોટા વડલા જેવું એક ઊંચું ઘટાટોપ ઝાડ મળી જતાં તેના પર માળ બાંધી વસવાનું નક્કી થાય છે. રસ્તામાં આવતી નદી પર પાટિયાંનો એક પુલ જહેમતપૂર્વક તૈયાર કરી, જરૂરી સામગ્રી ને પ્રાણીઓ સાથે આખું કુટુંબ પેલા ઝાડ પાસે આવી પહોંચે છે. ઝાડ પર ચડવા-ઉતરવા માટે દોરડાની એક લાંબી નીસરણી ઝાડની ઊંચી ઊંચી ડાળીઓ સાથે બાંધી બીજને દિવસે માળ નાખવાનું નક્કી કરી તે રાત તો બધાં ઝાડ નીચે જ ગાળે છે.

## [ ૧૦ ] હવાઈ મહેલ

જેકની માએ ગાય તથા બકરીને દોહી લીધાં એટલે પછી અમે સૌ નાસ્તો કરવા બેઠાં. નાસ્તાને ઇન્સાફ આપી તાજાં-માજાં બન્યાં એટલે અમે ફરી પાછાં અમારો હવાઇ મહેલ તૈયાર કરવાની યોજનાઓ ઘડવા માંડ્યા.

હું તથા ફ્રિલીપ ઝાડ નીચે જ રહ્યા. ઝાડ ઉપર ચોક્કસ કઇ જગ્યાએ માળ ઊભો કરવો તે અમારે નક્કી કરવાનું હતું. અર્નેસ્ટ, જેક તથા ફ્રેંક એમની મા સાથે દરિયાકાંઠે ઊપડ્યા. ત્યાંથી લાકડાનાં મોટાં પાટિયાં ને બીમ લાવવાનું એમણે માથે લીધું. મારી નજરે એ ઘણું અઘરું કામ હતું પણ મારી પત્નીની હિંમત પણ અજબ હતી. દરેક દરેક જણ કંઇ ને કંઇ કામ ઉપાડી લે તો જ અમારા કામમાં ઝડપ આવે તેમ હતું. એટલે આ જાતની કામની વહેંચણી કર્યા સિવાય છૂટકો નહોતો.

મોટાં મોટાં બીમ ને પાટિયાં ખેંચી લાવવામાં ગધેડો ભારે ઉપયોગી થઈ પડે તેમ હતો. બધું વજન એની પીઠ ઉપર તો ખડકી શકાય નહિ એટલે એ વજનને ઘસડી લાવવાની તરકીબ ખોળી કાઢવાની હતી. મારી પત્નીએ અગમચેતી વાપરી પેલા મરી ગયેલા બિલાડાના ચામડામાંથી લાંબા લાંબા પટ્ટા તૈયાર કર્યા હતા. ગધેડાની કમરે ને પેટે એ પટ્ટા વીંટાળ્યા એની સાથે બીજા લાંબા લાંબા પટ્ટાઓ વળગાડ્યા. બસ હવે પેલાં પાટિયાં ઘસડી લાવવાં એ રમતવાત હતી.

એ લોકોની સવારી પાટિયાં લઈ આવવા ઊપડી એટલે હું અને ફ્રિલીપ ઝાડ ઉપર ચડી ગયા. અમે જોયું તો ઝાડના થડમાંથી જ્યાંથી ડાળીઓ ફૂટી ફૂટીને આસપાસ પથરાઇ હતી તે જગ્યા માળ બાંધવા માટે તદ્દન અનુકૂળ જણાઇ. બધી ડાળીઓ થોડે થોડે અંતરે બાજુ બાજુમાં ફેલાઇને પછી આડાઅવળી ઊંચીનીચી લંબાઇ હતી અમે અમારા આવાસ માટે આ વચલી જગ્યા પર પસંદગી ઉતારી કર્યાં કેમ પાટિયાં જડવાં ને કયા આકારે ઓરડો ઉતારવો એ બધું નક્કી કરી લીધું.

અમે આટલી યોજના વિચારી ત્યાં તો લાકડાની પહેલી ખેપ આવી પહોંચી: એમાંથી ઉપયોગી પાટિયાં જુદાં તારવ્યાં અને પેલી ડાળી ઉપર ચડાવવા માંડ્યાં. એટલાં પાટિયાં ઉપર ચડી રહ્યાં ત્યાં પેલાં લોકો બીજી ખેપ લઈ આવ્યાં, બીજી ખેપ ચડી રહી ત્યાં ત્રીજી ખેપ પણ આવી પહોંચી. પાટિયાં ઉપર આવતાં ગયાં

તેમ અમે એમને બબ્બે ડાળીઓ વચ્ચે આડાં પાથરતા ગયા. આખરે એ બધાં પાટિયાં ડાળીઓ ઉપર પથરાઇ રહેતાં ઓરડાનું ભોંતળિયું તૈયાર થઇ ગયું. એટલું થયા પછી આડાં લાકડાં જડી જડીને એ ભોંતળિયા ફરતો એક કઠોડો ઊભો કરવાનું કામ અમે આદરી દીધું. ખીલા અને હથોડીઓ તો અમારી પાસે હતાં જ. એ લઇને મંડી પડ્યા–કઠોડાવાળો ઓરડો થઈ ગયો તૈયાર. હવે ઉપર એક છત્તર કરવાનું બાકી રહ્યું. ઊંચે ઊંચે પાંદડાં ને ડાળીઓની ઘટા તો હતી જ છતાં ઉપર તંબૂ તાણ્યા વગર ટાઢ, તડકા તથા વરસાદમાં અમારું રક્ષણ થાય તેમ નહોતું. પહેલાં ઉપરના ભાગમાંથી આડી અવળી નાનીમોટી ડાળીઓને અમે કાપી નાખી. પછી વહાણમાંથી આણેલ ચંદરવા જેવું એક મજબૂત કંતાન હતું તે મજબૂત દોરડાંઓથી જરા દૂર દૂરની ડાળીઓ સાથે કસકસાવીને બાંધી દીધું. અને એની જ ઉપરથી લઇને પેલા સઢના કાપડથી આખાય ઓરડાને આવરી લીધો ને એના ત્રણ ઉંડા પેલા કઠોડા સાથે બાંધી દીધા. ચોથો છેડો ખુલ્લો જ રાખ્યો કેમકે અમારા હવાઇ મહેલમાં આવ–જા કરવા માટે દરવાજો તો જોઇએ જ ને ?

આટલું કામ પત્યું ત્યારે બપોર થઈ ગયા હતા. અમારા આ નવા સાહસમાં સૌ એટલાં ગરકાવ થઇ ગયાં હતાં કે કોઇ ખાવાનું ય નામ લેતું ન હતું. અને એટલે જ બપોરે થોડા સમય આરામ કરતી વખતે ટાઢુંવાસી જે કાંઇ પડ્યું હતું તેનાથી સૌએ પેટ ભરી લીધું

વળી પાછાં અમે કામે લાગી ગયાં અને જે કાંઇ અધૂરું હતું તે લગભગ પૂરું કરી નાખ્યું. ઉપરનું કામ પૂરું થતાં હું અને ફિલીપ નીચે ઊતર્યા. નીચે આવીને જોયું તો હજી ચારેક પાટિયાં વધ્યાં હતાં. એમાંથી એક ટેબલ અને એક બાંકડો બનાવી નાખવાનો વિચાર આવ્યો. વાંકિયા જેવાં, ઝાડનાં બે ઊંચાં મૂળિયાં શોધી કાઢ્યાં. ટેબલના પાયા તો આમ જ બની ગયા. તેની ઉપર પડખે પડખે બે પાટિયાં જડી દીધાં એટલે ટેબલ થઇ ગયું તૈયાર. એની સામે જ થોડા નીચાણમાં જે બે મૂળિયાં હતાં તેની ઉપર બાજુ બાજુમાં એક એક લાકડું જડી દીધું. આમ બાંકડાની અને ટેબલની એક મહત્ત્વની ઊણપ પુરાઈ ગઇ.

હાશ કરી બધા નિરાંતનો શ્વાસ લેવા બેઠા એટલે કામ દરમિયાન જે થાક જણાતો નહોતો તે હવે કામ પૂરું થયે બરાબર વરતાવા લાગ્યો. થાકીને હું લોથ થઇ ગયો હતો. છોકરાઓ અને એમની માની પણ એ જ દશા હતી. આમ છતાં અમારા આજના આ કુદરત પરના વિજયને લીધે સૌના ચહેરા પર આનંદ જ ફરકતો હતો.

રાત પડી. હું બોલ્યો: ' આજ તો આપણો દમ નીકળી ગયો. હવે કાલનો દિવસ તો આપણે બિલકુલ આરામ જ લેવો જોઇએ.'

' જરૂર, જરૂર. ઉપરાંત મેં હિસાબ કરીને ગણી જોયું તો આવતી કાલે રવિવાર આવે છે.' મારી પત્નીએ જવાબ આપ્યો.

' એમ ! ત્યારે તો ખૂબ લહેર પડશે. પણ અહીં તો આઠેય વાર અલ્લાહના જ ને !' જેકે ટકોર કરી.

' અહીંયાં કાંઈ નથી મોટું શહેર કે હરવા ફરવા જઇએ કે નથી નિશાળ કે રવિવારની છુટ્ટીની મજા માણીએ !' અર્નેસ્ટે જણાવ્યું.

' વારુ, પણ કાલને માટે આપણે કાંઇક કાર્યક્રમ તો ઘડવો જ જોઇએ.' ફિલીપે પોતાનો વિચાર દર્શાવ્યો.

' સૌથી મોટો કાર્યક્રમ તો આપણા હવાઇ મહેલમાં નિરાંતે ઊંઘવું બપોરે બધાએ બેગા મળીને નિરાંતે જમવું ને પછી સાંજે પાછું ખાણું લઇને ગારી એક સરસ વાતો સાંભળવી. વચ્ચે જે વખત રહે તેમાં આપણા સરસામાનની બરાબર સંભાળ લેવી, તથા

ાપણાં બધાં જ જનાવરોની બારીકાઈથી પાસ કરી લેવી. '

મે મારો અભિપ્રાય જણાવ્યો.

સૌએ એને વધાવી લીધો મારી પત્નીએ આપણે આપણા ઈશ્વરને ય તે દિવસે યાદ રવાનું ન ભૂલીએ ' એમ કહીને વાતનો અંત ાણ્યો.

સાંજના ભોજનમાં પેના મરેલા બગલાને ામે ન્યાય આપ્યો આ નિર્જન ટાપુમાં આવી કારની ચીજો એ જ અમારો જીવવાનો ાધાર હતો.

અમારા ભોજન વખતે અમારાં પાળેલાં પ્રાણીઓ ખાવામાંથી જે કંઈ ટુકડા મળી ાવે તે મેળવવા એકઠાં મળ્યાં હતાં નાનકડા ઉરાંઉ પણ અમારા સૌના ભાગમાંથી કંઈક ઈક મેળવી ખુશાલી દર્શાવતા હતા.

પેલી ભૂંડડીને અમારી સાથે ફાવતું ન હતું, તાં રખડી રખડીને તો એ અમારે આશરે જ ાવતી હતી અમારી સાથે એને પરાણે હેળ ાના પ્રયાસમાં અમે ફાવતા ન હતા અત્યારે ા આવી ચડી એટલે સાંજે દોયેલી ગાયનું ાતા વધેલું દૂધ તેને આપ્યું કેમે ય કરી તે મારી સાથે હળે તો! અલબત્ત મારી ત્નીની દયાળુતાનો જ એને લાભ મળ્યો હતો.

જમી ઊઠ્યા ત્યારે અંધારું થવા લાગ્યું હતું. મારા દીકરાઓએ અમારા મુકામ ફરતી થોડી તાપણીઓ કરી લીધી અમારા રક્ષણની સાથે સાથે હવે તો અમારાં જનાવરોના રક્ષણનો યે સવાલ હતો નીચેની એટલી વ્યવસ્થા કરીને પહેલા મારા મોટા ત્રણ દીકરાઓ, નીસરણી ઉપર સડસડાટ ચડી ગયા એમની મા ધીરે ધીરે અને બીતાં બીતાં એમની પાછળ ચડી નાનો ફ્રેંક હજુ બાકી હતો નીસરણીનો નીચલો છેડો મેં નીચેના એક મૂળ સાથે બાંધ્યો હતો તેને ય પાછળથી છોડી નાખ્યો નીસરણી લટકતી થઈ ગઈ એવી લટકતી સીડી ઉપર હું ફ્રેંકને ખભે લઈને ચડવા માંડ્યો. ફ્રેંક મને ચોંટી ગયો હતો નીસરણી હીંચકા ખાતી હતી એટલે મારી ય જરા પરીક્ષા થતી હતી એમ છતાં હીંમખામે અમે બને ઉપર પહોંચી ગયા ઉપર જઈને મેં નીસરણી પણ ઉપર ખેંચી લીધી સૌએ છુટકારાનો દમ ખેંચ્યો જાણે કે સૌ હવે ખરેખર હવાઈ કિલ્લામાં રહેવા આવી પહોંચ્યાં હતાં!

અમારા સંરક્ષણ માટે બંદૂકો પિસ્તોલો તથા વધારામાં ધનુષ્ય-બાણો ય હવે અમારી પાસે હતાં જ નીચે બે વફાદાર કૂતરાંઓની કડક ચોકી હતી. સૌ નવા રહેઠાણમાં, પોત પોતાની સાથે જે કંઈ થોડુંઘણું પાથરણું ચડાવી લાવેલા તે પાથરીને સૂઈ ગયાં, તે વહેલી પડે સવારે

[ચાલુ

એક ગામથી બીજે ગામ જતા રસ્તામાં બે ફકીરોને ભાઈબંધી થઈ ગઈ જેમાં એક અલમસ્ત જુવાન હતો અને બીજો હાડકાના માળખા જેવો ડોસો હતો પેલો અલમસ્ત જુવાન દિવસમાં નહિ નહિ તો ય ત્રણ વાર તો ખાતો હતો જ્યારે પેલો દૂબળો ડોસો બેત્રણ દિવસે માંડ એક વાર જમતો.

રસ્તામાં એક નગરની પોલીસને તેઓ બંને જાસૂસ હોવાનો શક પડતાં તેમને એક અંધારી કોટડીમાં કેદ કરવામાં આવ્યા.

આઠેક દિવસ પછી જ્યારે પોલીસનો એ ફકીરો પરનો શક દૂર થયો ત્યારે તેમને મુક્ત કરવા માટે કોટડી ઉઘાડવામાં આવી ત્યારે સૌના આશ્ચર્ય વચ્ચે અલમસ્ત જુવાન મરણ પામેલો અને દુર્બળ ડોસો જીવતો મળી આવ્યો.

દિવસમાં ત્રણ ટંક ખાનાર આઠ દિવસની લાંઘણ ન ખેંચી શક્યો ત્યારે બેત્રણ દિવસે માંડ એકાદ વાર જમનાર ડોસાને માટે એ ભૂખ અસહ્ય ન નીવડી

# કુંવર રસાળુ

મયૂર

ચાલતાં ચાલતાં એક મસાણુ આવ્યું છે. મસાણુમાં રાત પડી છે ને કુંવર રાતવાસો રહ્યો છે. ભૂતના ભડકા ઊઠે છે ને ઠાકણો રાસડા દયે છે. શિયાળવાં કિચિયારી કરે છે ને સામો પવન એનાં ચાંદુડિયાં પાડે છે. આવી ભેંકાર ભૂમિમાં કુંવર રાત રહ્યો છે ને સાથીસોબતી ગોધી રહ્યો છે.

કુંવરને થયું: 'આવી ભેંકાર રાત છે ને ભેંકાર લોમકાના વસવાટ છે. કોઇ સાથી–સોબતી મળે, તો વાતે વળગીએ.'

આઘે આઘે એક માથા વગરનું મડું પડ્યું છે. કુંવરનો સાદ સાંભળી મડુ બડાક કરતું બેઠું થયું છે. મડું તો કુંવરની પાસે જઈને બેઠું છે. 'કુંવર રસાળુ, બીતો ન હોય તો આપણે વાતે વળગીએ.'

કુંવર કહેઃ 'મને વળી બીક કેવી? મસાણુમાં સાથી–સોબતી ગોતું છું તે અહીં કોઇ રાણીરાજા થોડાં જ મળવાનાં છે?'

મડું કહેઃ 'હું યે કુંવર, એક દી રાણીજાયો હતો. રૂડાં રાજપાટ હતાં. છત્રીપલંગે પોઢતો ને સોનાને હિંડોળે હીંચકતો. દાસદાસીઓનો પાર ન હતો.'

'ને શીયા પાપે, ભાઈ! મૂવા પછી યે શાંતિ મળતી નથી?'

મડું કહે: 'કર્યાં જ હશે ને કાંઇક પાપ. એ વિના તો આ અજંપો કયાંથી આવે? ને માનવીનાં કર્યાં માનવી થોડાં જ યાદ રાખે છે! એવાં યાદ રહેતાં હોય તો માનવી કોક દિવસ તો પાછું વાળી જુએ ને.'

કુંવર કહે: 'હશે ભાઈ! એ વાત મૂકી દ્યો પાપ પુણ્યનાં લેખાં તો એનો લેનારો લેશે ને એનો કરનારો ભોગવશે. આપણે બીજી વાતે વળગીએ.'

બીજી વાતે બન્ને વળગ્યાં છે ને વાતમાંથી વાત નીકળતાં મડાએ કુંવરને પૂછયું છે: 'હું તને પૂછું છું કુંવર, કે આ મારગે કયાંથી ભૂલો પડયો? આગળ તો રાજા સત્રપનાં રાજ છે. આ મારગે ગયેલો કોઈ હજુ સુધી તો પાછો વળ્યો નથી.'

કુંવર કહે: 'રાજા સત્રપના રાજ્યમાં ત્યારે તો સમૃદ્ધિનો આરોવારો નહિ હોય. એટલાં બધાં મહેમાનોને સાચવનારો કાંઇ જેવોતેવો હશે?'

મડું કહેઃ 'જરા ય જેવોતેવો નથી. માથું વાઢીને એનાં તોરણ ટિંગાડે છે ને ધડને મસાણુમાં નાખી જાય છે. હું યે એની મહેમાનગતી ચાખી આવ્યો છું.'

તો કે: 'એવો બધો માથાનો વાઢનારો રાજા સત્રપ છે!'

તો કે: 'એવી બધી એની તલવારે ધાર છે.'

કુંવર કહેઃ 'હું યે રાજા સત્રપ સાથે ચોપાટે રમવા જાઉં છું. જોઈએ તો ખરાં કે એ કેવીક ચોપાટ રમે છે ને એની તલવારે કેવીક ધાર છે!'

મડું કહે: 'કુંવર! એ વાતનાં પારખાં લેવાં જેવા નથી.'

કુંવર કહે: 'પારખાં તો શું લેવાં 'તાં? આ તો મનમાં ઉધામો ચડયો છે તે નીકળ્યો છું.'

ને કુંવર કોઇ રીતે વાર્યો રહેવાનો નથી. ને પછી તો મડાએ કીધું છે: 'ભલે તો કોડ પુરા કરો કુંવર. પણ એક વાતની ચડ રાખજે. ભૂલ્યે ચૂકયે એને પાસે રમતો નહિ. ગસાણમાંથી હાડકાં વીણી લેજે. હાડકાના પાસા કરજે ને એ પાસે તું રાજા સત્રપને જીતીશ.'

કુંવર કહે: 'એટલું તારું કહ્યું કરીશ.'

મડું કહે: 'ને બીજી વાત ધ્યાન રાખજે. રાજા સત્રપને ત્રણસેં ને સાઠ રાણીઓ છે. એનાં રૂપ દુનિયાને માથે અલૌકિક છે. એના રૂપે રંગાતો નહિ. જો રૂપમાં રગદોળાણો તો જયવારો-નથી.'

કુંવર કહે: 'ધરતીને માથે ક્રોડ પચાસ નારીઓ. એમાં કંઇ કેટલી યે રૂપના શણગાર જેવી ને એ બધીને માથે હોડીનગરીની રાણી સુંદરા તો જાણે માળાનો મેર. કંઇ કેટલા યે રાણા ને રાજિયા રાણી સુંદરા પાછળ ફકીર બન્યા. એવી સુંદરાનાં રૂપે મને ન રોકી શકયાં તો સત્રપની રાણીઓની શી અણુતરી? જોગંદરે મારી માને વરદાન દીધાં. ગુરુની કિરપાએ રાણી લુણાએ દીકરો જાયો. હું તો જોગંદરનો જોગંદર.'

મડું કહે: 'બસ મારી એટલી વાત યાદ રાખજે. ને એટલી વાત યાદ રાખ્યે તારો વિજય છે.'

મડું તો પાછું હતું ત્યાં ધરતીને માથે જઇ પડયું છે ને કુંવર રસાળુએ હાડકાના પાસા બનાવી બટવામાં મૂકયા છે. સવાર પડયું છે ને એ તો ભંવર ઇરાકી ઉપર અસવાર થઇ આગળની વાટે ચાલી નીકળ્યો છે.

આગળ ચાલતાં એક જંગલ આવ્યું છે ને જંગલમાં દવ બળે છે. દવમાં વનની ચરકલી બળે છે ને 'બળું છું રે બળું છું.' એવી ચીસો પાડે છે.

કુંવરને તો ચરકલીની દયા આવી છે. એણે તો ચરકલીને બળતી બચાવી છે. ચરકલી કુંવરને પાય પડી છે ને કુંવરને પીછું આપ્યું છે: 'જ્યારે મારો ખપ પડે ત્યારે આ પીછું સળગાવજે. જ્યાં હઇશ ત્યાંથી હાજર થઇ જઇશ.'

કુંવર તો હસી પડયો છે: 'તું વનની ચરકલી. તારી બે આંગળની કાયા. દવમાં બળતી'તી, ત્યારે પંડ બચાવવાની તેવડ નહોતી ને હવે તું મને શું મદદ કરવાની હતી?'

ચરકલી કહે: 'મારું એટલું વેણ રાખ કુમાર. પીછું વેંઢાર્યે કયાં ભાર લાગવાનો હતો?'

કુંવરે તો પીછું બટવામાં મૂકયું છે ને એ તો ત્યાંથી ચાલી નીકળ્યો છે.

રાજા સત્રપનું રૂડું શહેર આવ્યું છે. શહેરને પાદર રૂડો બાગ છે. બગીચે રાજા સત્રપની કુંવરીઓ રમે છે. રાજા સત્રપની સિત્તેર કુંવરીઓ, ગુલાબના ગોટા જેવી ગોરી ગોરી. વાની સાથે વાતો કરે, હરે ફરે ને રમે જમે. એને કોઈને આવતી કાલની ચિંતા નહિ એ તો આજના આનંદમાં જ માને.

સિત્તેર કુંવરીમાં સહુથી નાની તો વળી અજબ રૂપાળી. સિત્તેરનાં રૂપ એના એકમાં સમાઈ જાય એવું ઘોડે ચડીને આવતો કુંવરને ભાળ્યો. હાથમાં પીળો ચાબખો છે ને કુંવર પાતળિયો અસવાર છે. અસવારને ભાળીને કુંવરીનું મન મોહ્યું છે. ને એને કુંવરની દયા આવી છે.

'અરેરે કુંવર! તું તો મારગ ભૂલ્યો કે પછી તારા વેરીએ વળાવ્યો છે? નક્કી તારો કાળ ખૂટયો છે. અહીં તે ક્યાંથી આવી ચડયો? અહીં તો દિવસ ઊગે ને માણસનાં માથાં ધડથી નોખાં થાય. આવ્યો એવો પાછો વળી જા કુંવર. પાછો વળી જા.'

કુંવર કહે: 'બાળા! હું મારગે ભૂલ્યો નથી ને મારા વેરીએ ય મને અહીં વળાવ્યો નથી. મારગ આવતાં ભૂતડાં સામાં મળ્યાં. ભૂતડાંએ રાજા સત્રપનું માથું માગ્યું. સત્રપનું માથું લેવા અહીં આવ્યો છું'

રૂડો ને રૂપાળો કુંવર છે. નાડીનો બળિયો છે ને વળી કોઈથી ગાંજ્યો જાય તેમ નથી. ભાળીને તો કુંવરી મોહી પડી છે. એ તો કહે છે: 'કુંવર, હું તને પરણું.'

રસાળુ કહે: 'રાજા સત્રપનું માથું વાઢું, ભૂતડાંને તૃપ્ત કરું. પછી તને પરણીશ.'

ત્યાં તો બીજી કુંવરીઓ બોલી ઊઠી છે: 'હંઅ, પરણીશ જ ને! એમ રાજા સત્રપની કુંવરી રસ્તામાં રેઢી પડી હશે?'

કુંવર કહે: 'રાજા સત્રપની કુંવરીનાં વળી કાંઈ મૂલ મૂલવવાં પડશે?'

'અમે કહીએ તેમ કરી બતાવવું જોશે.'

કુંવર કહે: 'કહો ને ત્યારે.'

કુંવરીઓએ તો સો કળશી બાજરો લીધો છે ને ભેળી સો કળશી રેતી નાખી છે. પાછો કરી કારવીને કુંવરને કહ્યું છે: 'હવે કુંવર, બાજરો બાજરો નોખો કરો ને રેતીનો જુદો ઢગલો કરો.'

હવે જોઈ હવે! આખરે તો અસતરીની જાત ને? એની બુદ્ધિ તે કેટલીક ચાલે? કાં રાંધણું ને કાં દળણું. કહી કહીને કહ્યું ત્યારે કે દળણું કરો. કુંવર મનમાં કહે છે કે કહ્યું હોત તો તીરભાલાનો તાસીરો કરી બતાવત, ઘોડાં ખેલવત, રાક્ષસ સાથે બાથ ભીડત, પણ આ દળણું કેવી રીતે થાશે? આ તો ભારે કરી.

એ તો વિચાર કરે છે ને વિચાર કરતાં એને ચરકલી સાંભરી છે. ચરકલીએ તે દી કીધું'તું કે જરૂર પડે ત્યારે યાદ કરજે તે દી તો એની મશ્કરી કરી'તી. પણ ભગવાને ખરો છે ને! આમ જ માણસનાં અભિમાન ઉતારે છે.

એણે તો પીછું સળગાવ્યું છે ને ત્યાં તો ચકચક કરતી ચકીરાણી ઊડતી ઊડતી આવી પહોંચી છે. વાંસે ચરકલાનાં દળકટક ઊમટયાં છે.

'કેમ કાંઈ ભીડ પડી કુમાર?'

કુમાર કહે: 'ભીડ તે કાંઈ જેવીતેવી ભીડ છે? રેતીમાંથી બાજરો વીણી કાઢવો છે.'

ચરકલી કહે: 'ઓહો એટલી જ વાત છે ને! મને થયું કે કોણ જાણે કેવું યે કામ હશે! હું તો મોટું દળકટક લઈને આવી છું.'

ચરકલાં ચોંટી પડ્યાં ને સવાર પડયું ત્યાં તો રેતીમાંથી બાજરાની કણેકણ ગોતી લીધી.

રાજાની કુંવરીઓ કહેઃ 'એક વાત પૂરી થઈ. હવે બીજી વાત.'

કુંવર કહેઃ 'તમારી વાતો તો કોણ જાણે ક્યારે ખૂટશે?'

કુંવરી કહેઃ 'અમે હીંચકે બેસીએ ને તું હિંચોળ થાકીએ નહિ ત્યાં સુધી હીંચકા નાખવા. એટલું પૂરું કરે, પછી એકે વાત અધૂરી ન રહે.'

કુંવર કહેઃ 'એકે એકે તો કોણ જાણે ક્યારે આરો આવશે? બધી ચડી બેસો હીંચકા માથે.'

કુંવરીઓ કહેઃ 'હીંચકો નહિ ચગે કે?'

કુંવર કહેઃ 'એનું તમારે કામ છે? તમ તમારે કહું તેમ કરો ને.'

કુંવરીઓ હીંચકે ચડી બેઠી છે. કુંવરે હીંચકાની હીરની દોરી લીધી છે. બાણની સાથે સંધાન કર્યું છે. કાન સુધી ધનુષ્ય ખેંચી કરીને દોરી જાવા દીધી છે. હીંચકો ચડ્યો છે, અદ્ધર અદ્ધરઃ હમણાં જાણે આકાશે અથડાશે.

અદ્ધર ચડીને હીંચકો પાછો વળે છે ત્યાં તો કુંવરે તલવાર લીધી છે. હીંચકાનાં દોરડાં કાપી નાખ્યાં છે. એકે એકે કરી સિત્તેરે કુંવારકા ધબોધબ ધરતીએ ઝીંકલાણી છે. કોકના હાથ ભાંગ્યા છે, કોકના પગ ભાંગ્યા છે, કોકનો વાંસો ભાંગ્યો છે ને કોકનું માથું ભાંગ્યું છે. પડતી આખડતી કુંવરીઓ સત્રપ રાજા પાસે શાવે ગઈ છે.

ને કુંવર નગરીને દરવાજે આવ્યો છે.

દરવાજે દરવાણીએ કુંવરને રોક્યો છે. 'એલા ભાઈ! ક્યાં હાલ્યો?'

કુંવર કહેઃ 'જાઉં છું સત્રપ રાજા સાથે ચોપાટ રમવા.'

દરવાણી કહેઃ 'ચોપાટ એમ ન રમાય. રમનારે એની પહેલાં જાણ કરવી જોઈએ આ સાઠ નગારાં મૂકી રાખ્યાં છે સાઠે ઉપર દાંડી દેતો જા ને પછી આગળ જા. એકે બરાબરની દાંડી દેજે. જરાકે બોદું બોલશે તો કેદખાને પડીશ.'

કુંવર કહેઃ 'તપાવી રાખ્યું હશે તો ટંકારાબંધ વાગશે ને તમારું બોદું હશે તો બોદું બોલશે એમાં હું શું કરીશ?'

એણે તો દાંડી હાથમાં લીધી છે. સાઠે નગારે છાબ દીધી છે. સાઠે એક સામટાં ધણેણી ઊઠ્યાં છે. જાણે આકાશે મેઘ ધડૂક્યા છે. ને વળતાં સાઠેનાં કાચલાં થયાં છે.

કુંવર તો આગળ ચાલ્યો છે ને દરવાણી રાજા પાસે શાવે ગયો છે.

આગળ ચાલતાં બીજે દરવાજે આવ્યો છે ને દરવાજે દરવાણીએ કુંવરને રોક્યો છેઃ 'આ સાઠ ઘંટ બાંધી રાખ્યા છે. સાઠે ઉપર ટકોરા મારતો જા બોદું બોલશે તો કેદખાને પૂરીશ.'

કુંવરે તો ઘણુંઘણુ ઘંટ વગાડ્યા છે એ તો જાણે સત્રપ રાજાનાં મોતનાં ઘડિયાળાં જેમ વાગી રહ્યા છે ને વાગ્યા ભેળા તો સાઠે ઘંટના ભાંગીને ભુક્કો થયા છે.

કુંવર તો ત્યાંથી આગળ ચાલ્યો છે ને દરવાણી રાજા પાસે શાવે ગયો છે.

કુંવર એક કુંભારની ડોશીને ઘેર પહોંચ્યો છે ને ત્યાં ઉતારો કર્યો છે.

સત્રપ રાજા કચેરી ભરીને બેઠા છે ને તીંયા ત્રણ ત્રણ ઠેકાણેથી રાવ આવી છે. પહેલી રાવ એની દીકરીઓએ કરી છે: 'રાજા ! રાજા ! ઘોડે ચઢીને એક પરદેશી આવ્યો છે. પરદેશીએ અમારા હાલહવાલ કર્યા. એની સામે હોડ ન બાંધતા. એ તો તમારું માથું કાપી લેશે ને વળતી અમને ય ઉપાડી જશે.'

સત્રપ કહે છે : 'છોકરીઓ ! નાને મોઢે બહુ મોટી વાત કરવા માંડી તમે તો ? કંઈ કેટલા યે જોધારમલ મારા રાજ્યમાં આવી ગયા ને માથા વિનાના ખવીસ થઈ મસાણમાં આથડતા હશે ને આ બચાડો તો હજી ઊગીને ઊભો થાય છે. એના દેન છે તે સત્રપ હારે, બાથ ભીડે ? તમ તમારે ખાઓ પીઓ ને લહેર કરો.'

પહેલા દરવાણીએ રાવ ખાધી છે: 'રાજન ! પરદેશીએ સાઠે નગારાં ફોડી નાખ્યાં.'

રાજા કહે: 'કંઈ કાળનાં જૂનાં નગારાં નગારે કંઇ હાથો ને કરેડાની દાંડી પડેલી ને હવે ચિચાડાં ફૂટી ગયાં એમાં પરદેશીને જશ શીદને દ્યો છો ? જાઓ બીજાં નગારાં મઢાવીને મૂકી દ્યો.'

બીજા દરવાણીએ કહ્યું છે: 'રાજન ! પરદેશીએ સાઠે ઘંટ ભાંગી નાખ્યા.'

રાજા કહે: 'બહીમાં ગાળીને રસ કર્યો ને રસના ઢાળા ઢાળ્યા. એને હૈયે મીઠા રણકાર મૂકયા ને એ ઘંટ દરવાજે બાંધ્યા. રણકારે રણકારે એની આવરદા ઓછી થઈ ને હવે રણકારા ખૂટતાં ઢાળાનાં ઠામ નંદવાણું, એનો આટલો બધો ભંજવાડ શો ? જાઓ બીજા મૂલવીને બાંધી દ્યો.'

રાજાએ કહ્યું તો છે, પણ એની છાતીએ થડકારો વધી રહ્યો છે. કંઇ કેટલા યે પરદેશી આવ્યા છે ને આવીને નગરીમાં સમાઈ ગયા છે. નગારે કોઈની દાંડી સંભળાણી નથી ને કોઈએ ઘંટનો ટંકારવ કર્યો નથી. ને આજે એક બાળુડો કુંવર આવીને નગારાં ય ફોડે છે ને ઘંટને નંદવે છે. એના કાંડામાં તે કેટલુંક જોર હશે ? રાજા વિમાસણમાં પડયો છે ને તો ય એ તો થપાટ મારીને ગાલ લાલ રાખી રહ્યો છે.

કુંવરે કુંભારની ડોશીને ઘેર ઉતારા કર્યા છે ને એને વાસ્તે રાજમહેલમાંથી બત્રીશ શાક ને તેત્રીશ ભોજનના થાળ આવ્યા છે. એના કણ કણમાં કાતિલ ઝેર ભર્યાં છે ને કુંવરને એની કાંઇ ખબર નથી. તો ય એ તો કહે છે: 'તમારાં પકવાન પાછાં લઈ જાઓ. હું તો દુશ્મન દાવે આવ્યો છું. કાંઈ સત્રપની મહેમાની માણવા નથી આવ્યો. એનું લૂણ મારાથી ન ચખાય.'

ને એણે તો બટકું રાજાના કૂતરાને નાખ્યું છે. કૂતરો ઝેર ચડતાં તરફડી તરફડીને મર્યો છે. એ જોઈને તો કુંવર કહે છે. 'ઓહોહો ! કાંઇ તમારા રાજાની હેતપ્રીત ! રૂડાં પકવાન મોકલ્યાં છે ને અંદર વિષ પણ મેળવ્યાં છે. તમારા રાજાને કહેજો કે બળિયા સાથે બાથ ભીડવાની વાતો કર છ, દરવાજે મોટાં નગારાં રાખ્યાં છે ને તોતિંગ ઘંટ બાંધ્યા છે, ને છાનાં ઝેર દેવાની મેલી

રમત કર છ ? ફટ છે તારી જાતને ને ફટ છે તારી જણનારીને.'

રાજાના નોકરો તો ભોંઠા પડીને પાછા વળ્યા છે. ને કુંવર રસાળુએ રાજા સાથે ચોપાટે રમવા જવાની તૈયારી કરવા માંડી છે.

સાંજ પડી છે ને કુમાર સાબદો થયો છે. ભંવર ઈરાકી ઉપર ચડી રાજમહેલે જાવા નીસર્યો છે. મારગમાં કુંભારનો નીંભાડો સળગે છે ને નીંભાડા ફરતી એક બિલાડી રઘવાટમાં દોડાદોડી કરે છે.

એણે તો કુંવરને કહ્યું છેઃ 'કુંવર ! નીંભાડામાં મારા બચ્ચાં છે બચ્ચાં બળીને ભઠથાં થઈ જશે એને બચાવો કુંવર. જીવતો જીવ બચાવ્યાનું પુણ્ય થશે.'

કુંવરે કુંભારને બોલાવ્યો છે; 'ભાઈ કુંભાર ! તારા નીંભાડાનું મૂલ કેટલું ?'

કુંભાર કહેઃ 'પાકા ઘડા મૂલવાય, કાંઈ કાચાનું ધન થોડું જ આવે છે ?'

કુંવર કહેઃ 'તું તારે પાકા ગણીને મૂલવ ને. મારે આખો નીંભાડો વેચાતો લેવો છે.'

કુંભાર કહેઃ 'કાચાને પાકા ગણી મૂલવું, તો પાપ લાગે એવું અણહકનું નાણું ઝરે નહિ'

કુંવર કહેઃ 'ભાઈ ! હું આપવા આવ્યો છું ત્યારે હકનું જ ગણી લે ને. કાચાને પાકા ઠરાવી કોકને છેતરે તો એ અણહકનું કહેવાય. હું તો કાચા છે ને પાકાનું મૂલ આપવા આવ્યો છું.'

કુવરે તો નીંભાડો મૂલવ્યો છે. મૂલવીને નીંભાડો વરખોળ્યો છે. બિલાડીનાં બચ્ચાંને ઉગાર્યાં છે.

બિલાડી કહેઃ 'કુંવર ! એક બચોળિયું સાથે લેતો જા. તને એ કામ આવશે !'

કામ આવે કે ન આવે, કુંવરે તો મીંદડીનું બચોળિયું લીધું છે ને કુંવર ત્યાંથી ચાલી નીકળ્યો છે.

રાજા સત્રપની કચેરીએ પહોંચતાં તો કુંવરને રાત પડી ગઈ છે.

કચેરીએ શોભાનો કાંઈ પાર નથી. હીરામાણેકની વેલો કરી છે. વેલે વેલે ફૂલડાંની ભાત પાડી છે. ભાતે ભાતે દીવડા ઝગમગે છે આભામંડળમાં જાણે સો સો ચાંદા ઝળહળી રહ્યા છે. મખમલના ગાલીચા બિછાવ્યા છે. વચ્ચે કિનખાબની ચોપાટ ઢાળી છે. સોનારૂપાનાં સોળ સોગઠાં છે ને પરવાળાના પાસા છે. સત્રપ રાજા કુંવર રસાળુની વાટ જોતો બેઠો છે.

ભંવર ઈરાકીએ ચડીને કુંવર કચેરીમાં આવ્યો છે. એક કોર એનો ભંવર ઈરાકી ઊભો છે. પાસે એનાં હથિયાર પડિયાર અને બખ્તર પડ્યાં છે ને પાસે કુંવર ઊંધાં ગોઠણિયાં વાળી બેઠો છે.

સામે રાજા સત્રપ મૂછે વળ ચડાવતો બેઠો છે. પાસે એની તલવાર પડી છે. કંઈ કેટલા યે રાણા ને રાજિયાનાં લોહી પી પીને એ તો રાતીચોળ બની ગઈ છે. ફરતી એની ત્રણસેં ને સાઠ રાણીઓ ઊભી છે. એના રૂપને રંગત ચડાવી છે ને રૂપ રોશનીમાં જાણે તેલ પૂરી રહ્યાં છે.

રાજા અને કુંવરે સામસામી હોડ બકી છે. પહેલે દાવે રાજાએ પોતાનું રાજ મૂક્યું છે, બીજે દુનિયાની દોલત મૂકી છે ને ત્રીજે દાવે રાજાએ પોતાનું

માથું મૂક્યું છે. કુંવર રસાળુએ પહેલે દાવે ભંવર ઇરાકીને હોડમાં મૂક્યો છે. બીજલે હથિયાર પડિયાર ને બખ્તર મૂક્યાં છે ને ત્રીજલે કુંવરે માથાની હોડ બાંધી છે.

કુંવરને તો કાંઇ કરતાં કાંઈ સાથી-સોબતી નથી ને રાજા સત્રપને તો ફરતી ત્રણસેં ને સાઠ રાણીઓ છે. ઊભી ઊભી કુંવરને રૂપની રંગત લગાડી રહી છે. ફરતા ઝગમગ દીવડિયા છે. રોશનીથી કુંવરને આંજી રહ્યા છે. રાજાનો ઉંદરડો 'ઢોલ રાજા' છે. એ તો વારે વારે દોડે છે. ચોપાટનાં સોગઠાં આડાંઅવળાં કરે છે ને પાસા ઊધાચત્તા કરી નાખે છે.

ને એમ રાજા સત્રપ પહેલી બાજી જીત્યો છે ને કુંવર ભંવર ઈરાકીને હારી બેઠો છે. બીજી બાજીએ કુંવર હથિયાર પડિયાર ને બખ્તર હારી ગયો છે.

ને ત્રીજી બાજીએ તો માથાની હોડ છે. કુંવરે પાસા હાથમાં લીધા છે ને ભંવર ઈરાકીને વાચા પ્રગટી છે:

'અરેરે કુંવર! તારી મત ક્યાં ખોવાણી છે? બબ્બે બાજી તો હારી બેઠો ને હવે ત્રીજીને રવાડે ક્યાં ચડયો? ત્રીજીએ તો માથાની હાર–જીત છે. ને માથા વગરના માનવીનાં મૂલ શાં? નાસી જા, કુંવર નાસી જા. જીવતો નર ભદ્રા પામશે. તું કહીશ તો તને એક રાતમાં મુલકને સામે પાર ઉતારી મૂકીશ.'

કુંવર કહે છે; 'કુંવર રસાળુના ઘોડા! તને ય આવે ટાણે આ શીખમત ક્યાંથી સૂઝી! હોડ બાંધી છે ને હવે પાછાં પગલાં ભરું તો મારી મા જનેતા લાજે ને બીજી મારી ચોમકા લાજી મરે.'

ભંવર ઇરાકી કહે: 'તો તું તારો બટવો તો સંભાળ.'

રાજા સત્રપ કહે: 'આ ઘોડાને અહીંથી લઈ જાઓ. એની વાતમાં વળી એ ત્રીજો ડાહ્યો થાય છે.'

રાજાના નોકરોએ ભંવર ઇરાકીની વાઘ પકડી છે ને કુંવરની આંખે આંસુ-ડાની ધાર ચાલી છે: 'અરેરે ઇરાકી! કંઇ કેટલાં યે વરસો સુધી વનજંગલમાં, પહાડ પર્વતમાં સાથે હર્યાફર્યા છીએ! ને આજે તારી સાથે ય વિજોગ માંડયો હશે ને!'

ઘોડો કહે: 'કુંવર! અફસોસ કર મા. જે પીઠ ઉપર કુંવર રસાળુનાં બેસણાં છે એની ઉપર હવે બીજો નહિ બેસી શકે. પણ મારા બાળા રાજા! એક વાર તારો બટવો તો સંભાળ.'

'એક વખત બટવો તો સંભાળ!' ઘોડાનાં વેણ સાંભળીને કુંવરને વીસરી વાતો હૈયે ચડી છે. એણે તો બટવો લીધો છે ને અંદરથી પાસા બહાર કાઢયા છે. ત્યાં તો એનું મીંદડીનું બચોળિયું મ્યાંઉ કરતું ઠેક્યું છે. દોડીને આઘેરે બારણે જઈ બેઠું છે.

કુંવર કહે: 'કોઇ મારા ઘોડાને અડશો મા. કોઈ મારાં હથિયાર પડિયાર સાસું લેશો મા. મારું માથું સલામત છે ત્યાં સુધી તો મારાં સાથી મારી સામે જ રહેશે.'

ને પછી કુંવરે ત્રીજી બાજી માંડી છે: 'રાજા સત્રપ! બે બાજી તો તારા પાસાથી રમ્યા. હવેની બાજી મારા પાસાથી રમીએ.'

ને મસાણનાં હાડકાંના ઘસેલા પાસા છે. એ પાસાથી કુંવરે ત્રીજી બાજી માંડી

છે. એ પાસામાં તો કંઈ લાખો ને કરોડો અવગતિયાની અંતરબળ ભરી છે. એ સહુને રાજા સત્રપ ઉપર રીસ છે. એ તો બધા ય જાણે સત્રપની સામે હોડ બાંધી રમવા બેઠા છે.

કુંવર રસાળુની બાજી જીતમાં છે ને રાજા સત્રપ 'ઢાલ રાજા! ઢાલ રાજા!' કહે છે. પણ આડું મીંદડીનું બચોળિયું બેઠું છે ને ઢાલ રાજા દરમાં સંતાઈ ગયો છે. રાજા સત્રપ બાજી હારી બેઠો છે.

રાજા એની રાણીઓને વીનવે છે: 'રંભા ને મેનકાએ મોટા જોગીનાં માન મુકાવ્યાં ને તમે આટલા અમથા બાળુડાને ય મનાવી શકતી નથી?'

રાણીઓએ નવનવા શણગાર સજ્યા છે ને શણગાર ઉતાર્યા છે. જગમગ દીવડિયાની જ્યોતે એમની જોબનભરી કાયા રંગનાં કુંડાળાં પાડે છે. ચારે કોરથી રૂપની દીવડીઓ કુંવરને વીંટી વળી છે. અંગનાં આલિંગનથી, મુખના અમૃતથી, વેણુની માદકતાથી કુંવરને રિઝાવવા મથે છે, પણ કુંવર તો બાળુડો જોગી છે. જગતની એક માત્ર સુંદરતા સમી રાણી સુંદરાથી યે મનાણો નથી, તો આ બચાડીયું તો સુંદરાના પગની મોજડીયું ઉપાડવાના બરની છે. એવી તો કુંવરના લેખામાં ક્યાંથી જ હોય?

ને કુંવર રૂપે રંગાણો નથી, અને જિતાણો નથી ને રાજા સત્રપ બીજી બાજી હારી બેઠો છે.

ને એમ કરતાં કરતાં કુંવરે હથિયાર પડિયાર ને બખ્તર પાછાં લીધાં છે, ભંવર ઇરાકીને જીત્યો છે ને વળતાં રાજાનું રાજ ને દુનિયાની દોલત પણ જીતી લીધાં છે.

ને છેલ્લી બાજીએ રાજા સત્રપ એનું માથું હારી બેઠો છે. એવે સમે રંગમહેલમાંથી નોકર વધામણી લાવ્યો છે: 'રાજા! તારી રાણીએ કુંવરીને જનમ દીધો.'

ને રીસે બળ્યો રાજા કહે છે: 'એ કાળમુખીને જીવતી દટાવી દ્યો. એના જન્મે તો મને મોત દીધું.'

કુંવર કહે: 'રાજા! તને મોતનાં એંધાણ મળ્યાં પણ મને તો એણે શુકન કરાવ્યાં. એ કુંવરીને તો હું લઈ જઈશ. મોટી થશે એટલે એની સાથે પરણીશ. એ મારી રાણી ને હું એનો રાજા.'

ને પછી તો કુંવરે તલવાર હાથમાં લીધી છે: 'કહે રાજા! આજ સુધીમાં કેટલાં માથાં વાઢ્યાં? આજ સુધી હિસાબનો માગનારો કોઈ મળ્યો ન હતો. આજે એનો રજેરજ હિસાબ માગીશ.'

ત્રણસેં ને સાઠ રાણીઓ આડી ફરી છે. એ તો કુંવરને પાય પડી વીનવે છે: 'અમારું આટલું એવાતન રહેવા દે બાળા રાજા!'

કુંવર કહે: 'રાજા! પ્રતિજ્ઞા કર કે આજ પછી કોઈ સાથે માથાની હોડ નહિ બાંધું.'

રાજા સત્રપે દાંતે તરણું લીધું છે. કુંવરને પાય શિર નમાવ્યું છે તે કુંવરે દીધી તેવી પ્રતિજ્ઞા લીધી છે ને કુંવરે એને જીવતદાન દીધું છે.

બંદીખાનેથી બંદીજન છોડાવ્યા છે. દરવાજેથી માથાનાં તોરણ ઉતરાવ્યાં છે. કુંવરી કોકિલાને સાથે લીધી છે. આંબાની તીરખી લીધી છે ને કુંવર ઇરાકીએ ચડીને સત્રપના રાજમાંથી ચાલી નીસર્યો છે.

કુંવર રસાળુએ ધરતીના પેટાળમાં

મોટા મહેલ રચાવ્યા છે. કુંવરીને ત્યાં મોટી થવા મૂકી છે. આંબાની તીરખીની એંધાણી મૂકી છે ને એ તો પાછો આગળની વાટે ચાલી નીસર્યો છે.

બારે વરસે આંબો ફળ્યો છે. બારે વરસે બાળાકુંવરી અંગે અંગે મહોરી ઊઠી છે બારે વરસે કુંવર રસાળુ પાછો આવ્યો છે. ને કોકિલા રાણીને પરણ્યો છે.

ધરતીને માથે એણે રાજ માંડ્યું છે. ને ખાધું પીધું ને રાજ કર્યું છે.

એક વખત કેટલાક નાવિકો, હવાઈ-જહાજમાં નોકરી કરતા તેમના મિત્રોને મળવા ગયા. હવામાં ઊડનારા આ મિત્રોએ તેમનું સ્વાગત બહુ વિચિત્ર રીતે કર્યું. તેમને એરોપ્લેનમાં પાંચેક હજાર ફુટ એટલે ઊંચે લઈ જઇને પછી પ્લેનને ડાઇવ લેવરાવી, લુપ્સ (ચક્કર) લેવરાવ્યાં, સ્ક્રુપીંગ કર્યું અને બીજા અનેક સ્ટંટ કર્યાં. જ્યારે જમીન પર પાછા ફર્યા ત્યારે પેલા નાવિકો તો વહેન સફેદ પૂણી જેવા થઇ ગયા હતા તો પણ જુદા પડતી વખતે તેઓએ 'પાયલટ્સ'ને પોતાને ત્યાં આવવાનું આમંત્રણ આપ્યું.

થોડા દિવસ પછી બધા 'એર-પાયલટ્સ' આમંત્રણ મુજબ પેલા નાવિકોના મહેમાન થયા. નાવિકો તે બધાને તેમની સબમરીનમાં લઇ ગયા. કેબીનમાં બેઠાં બેઠાં મહેમાનોએ વહાણ ઊપડવાનો ઘંટ સાંભળ્યો, તરત જ સબમરીનનું ઉપરનું ઢાંકણું બંધ થયું—પાણીના પંપો કામ કરવા લાગ્યા. કેપ્ટને કહ્યું કે સબમરીન હુમલો કેવી રીતે કરે છે તેની આ પ્રેકટીસ છે.

થોડી વારે મહેમાનોએ 'ડેપ્થ ગેઇજ' (પાણીની ઊંડાઈ માપવાનું યંત્ર) તરફ નજર કરી તો કાંટો ૪૦ ફુટ દેખાડતો હતો...પણ પછી તો કાંટો આગળ વધવા માંડ્યો—(ઘણે ભાગે ૪૦ ફુટથી વધારે ઊંડે, બહુજ અસામાન્ય ભય જેવુ હોય ત્યારે જ જહાજને લઈ જવામાં આવે છે.) ધીમે ધીમે ૬૦ ફુટ અને ૮૦ ફુટ અને ત્યાંથી ૧૧૦ સુધી કાંટો પહોંચ્યો.

મહેમાનોના મોં પર ગભરાટનાં ચિન્હો જોઈને કેપ્ટને કહ્યું. 'આ જાતના વહાણને ૨૦૦ ફુટ સુધી અંદર લઇ જઈ શકાય પણ હું તો તેને ૩૦૦ ફુટ સુધી લઈ જાઉં છું' અને તેણે ટેલિફોનમાં કેટલાક હુકમો છોડ્યા—પરિણામે કાંટો ૨૬૦ ફુટની ઊંડાઈ દેખાડવા લાગ્યો...વહાણના કોઇક ભાગમાંથી મોટા મોટા અવાજો સંભળાવા લાગ્યા...કેપ્ટન પર ઉપરાઉપરી ટેલિફોન આવવા લાગ્યા...તેનું મો ગંભીર થવા લાગ્યું...મહેમાનો બીચારા સફેદ પૂણી જેવા થઈ ગયા...કોઈ અંદર અંદર બોલી પણ શકતું નહોતું...ત્યાં તો 'એલાર્મ' (ભયનો ઘંટ) સંભળાયો...કાંટો લાલ લીટી વટાવી ગયો હતો...એકદમ બધી બત્તીઓ બુઝાઇ ગઈ...ચારે તરફ કયાંક ઊઘડવાના અને બંધ થવાના.એવા ચિત્રવિચિત્ર અવાજો આવવા લાગ્યા...મહેમાનોના ચહેરા જોઇને કેપ્ટને કહ્યું કે પાણીનું દબાણ વધી જાય ત્યારે આવું જ થાય અને ઘણી વાર તો આવા અકસ્માતને લઈને વહાણ ઉપર આવી શકતું જ નથી...એટલામાં એક જણે આવીને કેપ્ટનના કાનમાં કશીક વાત કરી એટલે તે દોડતો દોડતો તેની સાથે કેબીનની બહાર ગયો. મહેમાનો બાપાની જેમ બેસી રહ્યા પણ ત્યાં તો કાંટો ધીમે ધીમે નીચે ઊતરતો તેમણે જોયો...૨૪૦...૨૦૦...૧૫૦...અને થોડી વારે કેપ્ટન પણ પાછો આવ્યો. અત્યારે તેનો ચહેરો પ્રફુલ્લિત લાગતો હતો. મહેમાનોના ચહેરા પર પણ નૂર આવવા લાગ્યું; છેવટે કાંટાએ પાણીની સપાટી પર આવ્યા છીએ એમ દેખાડ્યું; ત્યારે તેઓએ નિરાંતનો શ્વાસ લીધો.

સબમરીનની બહાર આવ્યા ત્યારે 'એર-પાયલટ્સ' મહેમાનોને ખબર પડી કે વહાણને તો ડૉક સાથે જ બાંધી રાખવામાં આવેલું ને ત્યાંથી એક તસુ પણ ચાલ્યું નથી! —બા. વ્યા.

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક



મે ૧૯૪૭

વર્ષ ૩ : અંક ૫

काव्येषु रम्या कथा



# ત્રીજી ઇચ્છા

મુનિકુમાર મ. ભટ્ટ

રજા હતી. ભોજન પણ સારું અને સ્વસ્થતાથી કર્યું હતું. પછી ઊંઘી જવું કે બજારમાં ખરીદી માટે જવું તેની મારા મનમાં ધમાલ થતી હતી.

બજારમાં પરચૂરણ માલ વેચનાર વ્હોરાની દુકાન હતી. તે ઘણી વાર તરેહવાર ચીજો લઇ આવતો અને ઘણી વાર જુદી જુદી વસ્તુઓનાં લીલામ પણ કરતો ત્યાં લીલામ ચાલતું હતું તેવામાં જ હું નીકળ્યો અને કુતૂહલથી અંદર ગયો.

વ્હોરાજીનો અવાજ આવતો હતો: 'હવે સટ નંબર એકત્રીસ; સાત ચીજો: એક જર્મનનો છરીકાંટો, એક ભાંગેલું દૂરબીન, એક વીંટી, એક બાબાગાડીનું પૈડું, એક પકડ, એક બેટરીની સેલ અને એક સ્વઇ.'

મેં કહ્યું: 'સાત આના.' વસ્તુઓ સાત હતી.

વ્હોરાજીએ કહ્યું: 'જુવો સેથિયા! લીલામના કાનૂન ટાં બારનાં પર છાપ્યા છે. કાનૂન ચારમામેં લીખ્યું છે કે એક રૂપ્યાથી ઓછી બિદ કરવાની નથી.'

મેં કહ્યું: 'એક રૂપિયો પાંચ આના.' અને હજી તો તે બરાબર છે કે નહીં તેનો હું વિચાર કરી રહ્યો હતો તેવામાં 'એક વાર, બે વાર, ત્રણ વાર' થઇને માલ મારા હાથમાં આવી પડ્યો. અને પૈસા ચૂકવી માલ લઇ હું બહાર પડ્યો.

હજી પગથિયાં ઊતરું ત્યાં એક ગૃહસ્થ હાંફતા આવી ચડ્યા અને મને પૂછ્યું કે સટ નં. ૩૧મો ગયો કે?

મેં કહ્યું: 'ગયો.' ક્રિયાપદ બરાબર નથી. એક અર્થમાં તે 'આવ્યો' એમ કહી શકાય.

ગૃહસ્થ મારી સામે ટીકી રહ્યા. પછી સમજ્યા. મને કહે: 'પણ મારા મહેરબાન! આ સાત કિસમ કિસમની ચીજોમાં આપને જરૂરની ચીજ કઇ લાગી તે એકવીસ આના ફકવા કર્યા!'

હું જરા તપી ગયો. 'તમારે તેનું શું કામ છે? મારા પૈસા હું ફાવે ત્યાં ખર્ચું.'

'માફ કરજો મહેરબાન' તેણે કહ્યું, 'પણ હું કાંઇ બેવકૂફ નથી. જો આપને કાંટો જોઇતો હોય તો સાઇકલનું પૈડું નકામું છે, ભાંગેલું દૂરબીન જોઇતું હોય તો પકડ નકામી છે અને જો સ્વઇ જોઇતી હોય તો બેટરીની સેલ નકામી છે. પણ હું મુદ્દા ઉપર આવું. મારી ઇચ્છા પેલી વીંટી ખરીદ કરવાની છે અને તેના બદલામાં...'

'ઊભા રહો, તમે કાંઇ રકમ બોલો તે પહેલાં આ બારણા ઉપરના કાનૂન ચાર ઉપર

ધ્યાન આપજો. કોઈ પણ માગણી એક રૂપિયા-
થી ઓછી કિંમતે નહીં થઈ શકે.'

'તેમ તો તેમ. તમે ખુશી થાઓ. આપ
મને આ વીંટી આપો અને આપની ત્રણ
ઇચ્છાઓ હું પૂરી પાડીશ.'

આ જમાનામાં અલ્લાદીનના જાદુઈ ફાનસ
જેવી વાત સાંભળી મને નવાઈ લાગી. છતાં
ખાતરી કરવા માટે હું કબૂલ થયો. અને વીંટી
આપી કહ્યું, 'મારી પહેલી ઇચ્છા એ છે કે
હું જ્યારે પણ જે કાંઈ ચીજ ખાવા કે પીવાની
ઇચ્છા કરું તે મારી પાસે હાજર થાય.'

ગૃહસ્થ બોલ્યાઃ 'તથાસ્તુ.'

મેં કહ્યુંઃ 'મારી ખાતરી થવી જોઈએ માટે
મારે વાસ્તે વીમટોનો એક ગ્લાસ હાજર થાઓ.'
અને જ્યાં વાક્ય પૂરું થયું ત્યાં જ, મારી
આગળ એ પીણાનો ગ્લાસ રજૂ થયો.

ગૃહસ્થે પૂછ્યુંઃ 'કેમ સંતોષ થયો? હવે
છેલ્લી ઇચ્છા શી છે?'

હું તાજુબ થયો. હજી તો પહેલી ઇચ્છાની
પરીક્ષા થઈ રહી હતી ત્યાં બે ઇચ્છાઓ ક્યાંથી
પૂરી થઈ ગઈ અને બદલામાં માત્ર એક બે
આનાનો ગ્લાસ જ! મેં કહ્યુંઃ 'જુઓ મિસ્તર!
તમો ધારાસભામાં ગયા લાગતા નથી. ત્યાં
આગળ પ્રશ્નોની સંખ્યા મર્યાદિત હોય તો અ,
બ, ક એમ કરીને પેટા-પ્રશ્નો પૂછવામાં આવે
છે. તે મુજબ જેને તમે મારી બીજી ઇચ્છા
ગણો છો તે વસ્તુતઃ તો ઇચ્છા નંબર એકની
પેટા ઇચ્છા જ છે અને બીજી તથા ત્રીજી
ઇચ્છા હજી બાકી છે.'

પણ પેલા ગૃહસ્થ કાંઈ પીગળ્યા નહીં. તે
કહેઃ 'એ તો જે થયું તે થયું.'

મેં ત્રીજી ઇચ્છા રજૂ કરી કે મને મારી
વીંટી જેમ હતી તેમ પાછી મળે.

● પેલા ગૃહસ્થ આથી ચમક્યા. અને ખિન્ન
બની ગયા. 'પણ ભાઈ સાહેબ! આ વહેવાર-
ની રીત નથી.'

'કેમ નહીં? હજી પણ મારી ત્રણ ઇચ્છા
પૂરી પાડવાની શરતે તમે વીંટી પાછી મેળવી
શકો છો.'

'પણ તે તો મારા મહેરબાન, મેં કબૂલ
કરેલું છે જ ને. અને ખુશીથી આપ ત્રણ
ઇચ્છા કરો અને તે પૂરી થશે.'

'હા તો આ તમારી વીંટી અને મારી
ત્રણ ઇચ્છા હું કહું અને ઇચ્છું છું કે આ વખતે
તેમાં કાંઈ છેતરપિંડી નહીં હોય.'

પેલા ગૃહસ્થના મોં ઉપર ખંધાઈભર્યું
સ્મિત ચમક્યું અને બોલ્યાઃ 'તથાસ્તુ.' પણ
એ સ્મિતનું કારણ સમજાયું નહીં.

પેલા ગૃહસ્થે કહ્યુંઃ 'હવે આપની બીજી
ઇચ્છા શી છે?'

હું ચમક્યો. મને ધીરે ધીરે ખ્યાલ આવ્યો
કે અંગ્રેજી વાક્યનો તરજુમો હોય તેવી ઢબથી
હું જે બોલ્યો હતો તે પણ એક ઇચ્છા ગણાઈ
ગઈ હતી. મેં વાંધો લીધો અને કહ્યું કે તમારું
આવું વર્તન તદ્દન ગેરવાજબી છે. પછી ધીરે
રહીને સમજાવ્યું કે જ્યાં સુધી ત્રીજી ઇચ્છા
બાકી હશે ત્યાં સુધી મારો વીંટી પાછી માગ-
વાનો હક્ક અનામત રહેશે. અને ઉમેર્યુંઃ 'મારે
તેમાં કંઈ વાંધો પણ નથી. હજી તો આખો
દિવસ બાકી છે અને સદ્‌ભાગ્યે મારે કાંઈ
કામ પણ નથી. એટલે દરેક ત્રીજી ઇચ્છાએ
હું વીંટી પાછી માગ્યા કરીશ.'

પેલા ગૃહસ્થને કબૂલ કર્યા વિના છૂટકો
નહોતો તેમ તે સમજી ગયા. અને કહેઃ 'તો
મારા મહેરબાન, બોલો જે ફરમાશ હોય તે
હું વચનથી બંધાયો છું અને આપ કહો તે
કબૂલ. પછી કાંઈ!'

'ઠીક ત્યારે,' હું બોલ્યો, 'આપણે ત્યારે
કામ હવે જ શરૂ કરીએ છીએ.' મને લાગ્યું
કે જેમ વામને ત્રણ ડગલામાં બ્રહ્માંડને આવરી
લીધું હતું તેમ ત્રણ ઇચ્છામાં હું પણ માનવ-
જીવનની સમસ્ત સુખદાયી વસ્તુઓને આવરી

બાઇસ. એ વિચાર કરી હું બોલ્યોઃ 'જુઓ ઈશ્વર મારી પહેલી ઇચ્છા એવી છે કે મારી પાસે એક એવી થેલી હો કે જેમાં, સોના-રૂપાના સિક્કા ભરેલા જ રહે, વળી જેને હું ગમે તેટલી વાર ખાલી કરું છતાં ભરેલી અને ભરેલી જ રહે'—અહીં પેલા ભાઈ 'તથાસ્તુ' બોલવા જતા હતા ત્યાં જ મેં તેમને રોક્યા—'ખમો ખમો, હજી પહેલી ઇચ્છા પૂરી બોલાઇ રહી નથી. આ બધું પહેલી મુખ્ય ઇચ્છાની પેટા–ઇચ્છાઓ છે કે–એ થેલીમાં સિક્કાઓ ભરવાને કારણે બીજો કોઈ ગરીબ થઈ જાય નહીં તેમ જ એ થેલી મારી પાસેથી (૧) ખોવાય (૨) ચોરાય (૩) લૂંટાય કે (૪) બીજી રીતે લેવાય નહીં.'

પેલા ગૃહસ્થ બોલ્યાઃ 'તથાસ્તુ.' અને મારા ખીસા તરફ જોતાં કાંઈક ભારે ચીજથી તે ઊપસી આવેલું જણાયું જે ઉપરથી મને લાગ્યું કે શરૂઆત શુભ થઈ છે.

'મારી બીજી ઇચ્છા,' મેં આગળ ચલાવ્યું, 'છે કે હું મિલનસાર, વિદ્વાન, બલવાન, કાન્તિમાન, ખૂબસૂરત, લોકપ્રિય, પ્રતિષ્ઠિત, કવિ, ચિત્રકાર, વાર્તાકાર, નવલકાર, હાસ્યકાર, વિવેચક, સાક્ષર, પંડિત બનું તેમ છતાં તે કરેક પછવાડે રહેલી વિટંબણામાંથી હું ઊગરી જાઉં.'

હું મનમાં ખુશી થતો હતો કેમકે મારા નમ્ર મત મુજબ આ બીજી ઇચ્છા પણ મેં ખૂબ યુક્તિપૂર્વક યોજી હતી અને તેમાં મેં ઘણું સમાવી દીધું હતું. પેલા ગૃહસ્થને તેની પોતાની ભાષામાં ઘણું કહેવાનું હોય એમ લાગ્યું. એક સામૂલી વીંટીના બદલામાં આટલું બધું આપવું પણ તેના ઉકળાટની ગાળો હોય કે પછી સમાજ–વ્યવહારના આટલા ભિન્ન પ્રકારોના દેવતાઓને રીઝવવાના મંત્રો હોય કે મને સમજાયું નહીં પણ જરા લાંબો વખત તેમના હોઠ ફફડતા રહ્યા પણ છેવટ તેનો પણ અંત આવ્યો. તેમણે માથું નમાવ્યું અને કહ્યુંઃ 'તથાસ્તુ. આપની એ ઇચ્છા પણ પરિપૂર્ણ થાઓ.'

પણ જેમ અગાઉની ઇચ્છા પાર પડી હતી તેની જે રીતે મને પ્રતીતિ થઈ હતી તેવી આ વખતે ન થઈ, તેની મને નવાઇ લાગી અને દુઃખ પણ થયું. પછી સમાધાન પણ કર્યું કે માર્કસ હેગલ, હક્સલી અને એવા અંગ્રેજી પુસ્તકોના કીડાને પ્રાચીન આર્યધર્મના ચમત્કારની ખાતરી ન યે થાય. પણ સાથેસાથ મને છેતરાઈ જવાનો પણ પૂરેપૂરો ભય હતો. એટલે જરા વધારે વિચાર કરી ત્રીજી ઇચ્છા રજૂ કરી.

અને હવે ત્રીજી, છેલ્લી પણ સૌથી મહત્ત્વની મારી ઇચ્છા એ છે કે, અને ઇચ્છા નહીં પણ મારો આગ્રહ પણ છે અને જે ઇચ્છા અને આગ્રહ મને ન્યાય આપવા ખાતર સકારણ લેખાવાં જોઈએ તે આગ્રહ અને ઇચ્છા એ છે કે આ નવાં પ્રાપ્ત કરેલાં વરદાનોનો યોગ્ય સમય સુધી ઉપયોગ કરી હું સંતોષ પામું એટલા વખત સુધી તે ચાલુ રહે અને પછી જ હું જાગું.'

પણ મારી તકરાર જ ત્યાં છે–આ વાક્ય હું પૂરું કરી રહ્યો ત્યાર પહેલાં જ મારી આંખ ઊઘડી ગઈ.

•

ઈમામ ગઝાલી નામના એક મુસલમાન સંત વિષે એમ કહેવાય છે કે, તે વાંચતા હતા, ત્યારે એક વખત મોડી રાત સુધી વાંચીને તે પોતાની અભ્યાસની ઓરડીમાં ઊંઘી ગયા. સ્વપ્નમાં તેને ખ્વાજા ખિઝર (જ્ઞાનદેવતા)નાં દર્શન થયાં. તેમણે તેના કાનમાં ફૂંક મારીને જગતનું સર્વ જ્ઞાન આપવાનું કહ્યું. પરંતુ આત્મજ્ઞાન ધરાવનાર ઇમામ ગઝાલીએ તેનો અસ્વીકાર કરીને ફક્ત પોતાને મોડી રાત સુધી વાંચવાને ચાલે તેટલું તેલ જ માંગ્યું.

# મહાસેનાની ટીટો

ચંદ્રભાઈ કા. ભટ્ટ

[ જીવનઝરમર ]

યુગોસ્લાવના ક્રોએશિયા પ્રાંતના ઝાગોરી જિલ્લાના ક્રેગરેબ નગરની નજદીકમાં જ ક્લેમીટ નામનું ગામ હતું. એ ગામના એક લુહારને ઘણાં બધાં બાળકો હતાં. બને ધરડાં સવાર પડે ને કોઢના વાડામાં બેસતાં અને એકબીજાની હૂંફમાં જીવતાં બધાં બાળકોને દેખતાં ખુશ થતાં હતાં. છેવટે કંઈ નહીં તો એમણે મરતાં પહેલાં પોતાનો વિશાળ વંશવેલો તો દેખ્યો હતો ને!

અને એ સંસારને રોટલા ભેગો રાખવા એકલો બ્રોઝ એની કોઢમાં સવારથી સાંજ સુધી લોઢાં ટીપ્યા કરતો. એની સ્ત્રી બધાં બાળકોની માવજત કરતી અને બ્રોઝને પણ કામમાં મદદ કરતી. પેલાં બને ધરડાં તો મમતાભર્યાં સૌને સરખી આશિષ આપતાં બાળબચ્ચાં દેખતાં ને ખુશ થતાં હતાં.

મધ્ય યુરોપમાં ઊતરી પડવાના ઉંબરમાં પશ્ચિમ ક્રોએશિયાનો આ પ્રદેશ બાલ્કન ભૂખમરા માટે જાણીતો હતો અને તેમાં ય જાણે એ ભૂખમરાના ભરડા જેવું આ લુહારનું ઘર રોટલો મેળવવાના જીવનકલહની આબેહૂબ છબી જેવું દેખાતું હતું.

ત્યારે યુરોપના વિદ્વાનો બાલ્કનના ભૂખમરાના આંકડા કાઢતા હતા અને યુરોપના એ પછાત પ્રદેશ પર સંસ્કૃતિ નહીં આવવાના કારણમાં બાલ્કનના પ્રદેશો પર વસ્તી વધતી જ જતી હતી તે પુરવાર કરતા કહેતા હતા: 'બાલ્કન પછાત છે તેનું મુખ્ય કારણ ત્યાં જન્મપ્રમાણ ઘણું વધારે છે.'

અને તો ય પેલાં બને ધરડાં પોતાના દીકરાનાં ઘણાં બાળકોને જોઈને આનંદતાં

'આપણે મધ્ય યુરોપની નજદીક છીએ, એટલે સંસ્કારી છીએ હો. બીજાઓથી વધારે...બીજાં બધાંથી વધારે' બોલતો એક બાર વરસનો તોફાની બગલમાં દફતર ભરવીને આ લુહારના ઘર તરફ દોડતો આવતો હતો. અને આવીને ધમણ ધમતી એની મા અને લોઢું ટીપતા એના બાપને મોટેથી સમાચાર આપતો હતો: 'અમારા મોટા માસ્તરે ભાષણ કર્યું' અને કહ્યું: 'આપણે મધ્ય યુરોપની સરહદ પર છીએ એટલે વધારે સંસ્કારી છીએ.''

'પણ તું...!' ધમણ ધમતી મા અને ઘણ ઉગામેલો બાપ એક સાથે બબડી ઊઠ્યાં.

'હું પણ...આપણે બધાંરવો.' બોલતાં બાળકે દફતર કોઢના ખૂણામાં નાખ્યું અને ઉમેર્યું: 'સંસ્કારી.' અને લાલચોળ લોઢા પર ઘણ ટેકવતા બ્રોઝે આ તોફાનીનો કાન આમળતાં બૂમ પાડી: 'પાછો ભાગી આવ્યો!'

અને ગુસ્સામાં ચીસ પાડીને ફરિયાદ કરતો હોય તેવો છોકરો ગાજી ઊઠ્યો: 'બધા ભાગી આવ્યા છે, રજા પડી છે.'

'જવા દો ને એને.' વચમાં મા બોલી ઊઠી અને બ્રોઝની પકડમાંથી છૂટીને એ બહાર નાઠો, અને ઓટલા પરથી આવતો પેલાં વૃદ્ધોનો અવાજ સાંભળતો અટક્યો.

'પાછું શું થયું ટીટો!'

'મારો કાન આમળ્યો...રજા પડે ને ઘેર આવું તે ભાગીને આવ્યો કહેવાય!'

'કોણ કહે છે!'

'બાપા!'

'પણ રજા શાની પડી!'

'રાજા બહાદુરની રાણીને દીકરો સાંપડ્યો, રાજકુમાર.' એ ઉતાવળો થયો.

'પાછો ક્યાં ભાગે છે! ધમણ ધમ.' પાછો બાપાનો અવાજ પાછળ દોડ્યો. 'તમે જ બંને જણ એને બગાડવા બેઠાં છો.' બ્રોઝ બબડ્યો.

'પણ એ તો હું ય બેઠો બેઠો કહાવું.' બોલતો વૃદ્ધ ઊભો થયો અને વચગાળાનો લાભ લેતો છોકરો ભાગી ગયો હતો.

'જોયો એ ગયો' ઓઝ પાછો બબડ્યો, અને બહાર આવેલી પોતાની સ્ત્રી તરફ ફર્યો, 'અને આવશે ત્યારે કંઈ નવાજૂની કરીને જ ભૂખ્યો ડાંસ જેવો.'

'માસ્તર પણ એનાથી કંટાળી ગયા છે.' આખી નિશાળમાં એ જ તોફાની છે. કહે છે કે એને ઉઠાડી લો.' સ્ત્રીએ ફરિયાદ કરી.

'તો ઉઠાડી લઈએ, એટલે કામ તો લાગે અને બે પૈસા જે કમાતો થાય તે.'

'ઉઠાડી લો...પણ કેટલુંક ભણ્યો...ચાર ચોપડી ને...ઓછું નો કહેવાય હો.' વૃદ્ધે પણ સંમતિ આપી.

પછી એમ થોડા દિવસ વહી ગયા. ટીટો એકવાર નિશાળના એક અલાયદા ખૂણામાં અપરાધીની જેમ ઊભો હતો. એની આંખો રાતી થઈ ગઈ હતી. ગાલ સૂજી ગયા હતા. એના માથા પર થોડુંક લોહી બાઝી ગયું હતું. એ ચૂપચાપ ઊભો હતો.

થોડી વારે શિક્ષક એક મહેમાનને લઈને અંદર આવ્યો અને આ છોકરા તરફ આંગળી ચીંધતો બોલ્યો, 'આ અમારો મહારથી છે. એનું એક જ કામ તોફાન છે.' અને પછી એણે એ તોફાની તરફ ફરીને પૂછ્યું, 'કેમ રે... આજે શું નવું કર્યું છે?'

'મારું નામ 'કેમ રે' નથી. મારું નામ તો...' એણે ખૂણામાંથી બૂમ પાડી, 'મારું નામ ટીટો છે.' અને એ ઉતાવળો ડગ ભરતો પાટલી પરની એક ચોપડી બગલમાં મારતો નિશાળમાંથી ચાલી નીકળ્યો અને દાદા-દાદી પાસે ચૂપચાપ લપાઈ જતાં બોલ્યોઃ 'હું આવ્યો છું...માસ્તરે મને ભણાવવાની ના પાડી છે.'

'કેમ!'

'એને ભણાવતાં જ ક્યાં આવડે છે!' બોલતો ટીટો જોઈ રહ્યો. બંને ઘરડાં એના ઉઝરડાયેલા ગાલ પર હાથ ફેરવતાં પૂછી રહ્યાંઃ 'પણ આ બધું ક્યાં વગાડી લાવ્યો?'

'લડાઈ થઈ હતી...' એ આસ્તેથી બોલ્યો અને ઉમેર્યુંઃ 'માથામાં જરાક લોહી નીકળ્યું છે.'

અને બૂમ પાડી ઊઠતી દાદીના હોઠ પર હાથ મૂકતો એ ધીમેથી બોલ્યોઃ 'બાપા સાંભળશે તો અમસ્તા...'

'પણ દીકરા, તું તે કેવોક...' દાદી એને ધમકાવતી ધ્રુજી ઊઠી અને એ આસ્તેથી બોલ્યોઃ 'એ તો જરાક લડાઈ થઈ ગઈ'તી.'

પછી એનાં મા-બાપે એ લડાયકને બાર વરસની ઉમરે ઉઠાડી લીધો અને પોતાની કોઢમાં કામે લગાડ્યો.

અને એક જ વરસમાં એણે નિશ્ચય કરી નાખ્યો. એક મધરાતે ઊઠીને એ લડાયક દીકરો ચૂપચાપ ઘરની બહાર નીકળ્યો. એણે વાડાની અંદરના એક ઝાડ નીચે દાટેલા પૈસા કાઢ્યા અને પછી એ ચાલી નીકળ્યો.

એ ચાલતો ચાલતો ઝેગરેબ નગર પહોંચ્યો અને એક હોટલમાં ઊતરીને પોતાનું નામ નોંધાવતો હતો.

અને બીજે દિવસે ઝેગરેબમાં એક મકાન બાંધવાનો મજૂર બનતો અડવાડિયાનો પગાર લેતો એ કહેતો હતોઃ 'મને સહી કરતાં આવડે છે.'

'તો માર મતું.'

અને એ લખતો હતોઃ 'યોસીપ-બ્રોઝ.'

પછી થોડા દિવસે એ રેલ્વેના ધાતુના કારખાને આવી ઊભો અને બોલ્યોઃ 'હું કામ માગવા આવ્યો છું.'

અને એ કામદાર થયો. હવે એણે એક કોટડી લીધી અને બીજા કામદારોની જેમ રહેવા માંડ્યું. એણે કામદારોના મંડળમાં નામ નોંધાવ્યું. એ ત્રણ વરસમાં ત્રણ વાર ચળવળમાં ભાગ લેવાના ગુના બદલ બરતરફ થયો.

એમ વરસો વહેતાં ગયાં અને એ જુવાન કામદાર અઢાર વરસનો ઉંમર લાયક બની ચૂક્યો.

ત્યારે જર્મનદેશનો શાહીવાદી સરમુખત્યાર કૈસર જગત જીતવા નીકળવાનાં ડંકાનિશાન ગગડાવતો લશ્કરોની ભરતી કરતો હતો. જર્મન હકૂમત નીચેનો યુગોસ્લાવ પણ ભરતીના ભરડામાં ભરાઇ ચૂક્યો હતો. એના કારખાનાના કામદારોને પણ સીધા ઉઠાવીને કવાયત કરવાની છાવણી પર લઈ જવામાં આવ્યા અને એ પણ કવાયત કરતો થઇ ગયો.

પછી એની ટુકડીમાં એ પણ પહેલા નંબરના વિશ્વયુદ્ધમાં રશિયા સામેના મોરચા પર મોકલાયો.

પણ ત્યારે રશિયાના લડાયક કામદારોએ પોતાના દેશમાં ક્રાન્તિ શરૂ કરી હતી. શ્રમ માનવોની એ ક્રાન્તિના નાદ મોરચા પર પણ પહોંચતા હતા.

એ નાદ મોરચા પર બંને બાજુના સૈનિકોના કાનમાં ઘૂમતો કહેતો હતો: 'સૈનિક સૈનિક ભાઇ ભાઈ.'

સંહારની ભૂમિ પર કેવો અદ્ભુત એ અવાજ હતો! એ અવાજે બાપવતાના પડઘા પાડ્યા. એ અવાજ એની ટુકડીમાં પણ નવ-પ્રાણ-સંચાર કરી રહ્યો. ખાઇમાં ગોઠવાયલો એ બીજા બેરુબંધો સાથે બહાર કૂદીને બોલ્યો: 'સ્લાવ રશિયન ભાઇ ભાઇ.'

અને રુસી કામદારોએ એની ટુકડીઓને આનંદના પુકાર કરીને વધાવી.

શાહીવાદી કાકુ સરકારોએ યોજેલા જગત-સંહારના પહેલા સંગ્રામમાંથી દેશ દેશના ગરીબ સૈનિકોનો બાંધવનાદ ગાજી ઊઠ્યો. મોરચા પરથી રુસી સૈનિકો સ્લાવ સૈનિકોની સામસામે સહોદર બનીને ભેટ્યા. મહાસંહારના મુકામમાંથી બેરુબંધો બાની પહેલીવાર બિરદાઇ ઊઠી, એકબીજાના બાથમાં દુશ્મનોને બદલે બાંધવતા બાથ લઇ રહી.

મહાસંહારની ખાઈઓ કૂદીને, કાંટાની વાડો ટપીને, જીવનનો જયકાર ગજાવતી મોરચા પરની બિરાદરીમાં એક ટુકડીમાં એ પ હતો.

પણ ઝારના અમલદારોએ એવા બગાવ-ખોર સૈનિકોને પકડી પકડીને કારાગારમાં પૂરવા માંડ્યા. રશિયાના એક કારાગારમાં બીજા સૈનિકો સાથે એ પણ પુરાઇ ગયો.

એવાં બે વરસો વહી ગયાં ત્યારે ૧૯૧૭ની સાલ પસાર થઈ હતી. રુસી દેશ પર ક્રાન્તિના ઝંઝાવાત દોડતા હતા. દેશ દેશ પર કામદારો લાલ લશ્કર બનતા ઝારશાહીને પાયામાંથી ઉખેડીને ફેંકી દેવા કૂચ કરતા હતા. અને એક દિવસ જે કારાગારમાં એને જકડવામાં આવ્યો હતો તેનાં કમાડ ખોલી નાખતી રુસી કામદારોની લાલ ટુકડીઓ એને કારાગારમાંથી બહાર કાઢતી હતી.

અને તે જ પળથી એ લાલ લશ્કરના અનેક સૈનિકોમાંનો એક બન્યો. એ સમયથી એણે રુસી કામદારોની લાલ ટુકડીઓમાં પોતાનું નામ નોંધાવી દીધું અને આનંદના અતિરેકમાં પ્રફુલ્લ બનીને એ બોલી ઊઠ્યો: 'મારા જીવનનો આજનો દિવસ કેવો અદ્ભુત છે!'

અને લાલ લશ્કરની હરોળ દીપાવીને એ પાછો આવ્યો ત્યારે આખા યુગોસ્લાવ પર રજવાડી સરમુખત્યારીનાં જાલિમ રાજ મંડાઇ ચૂક્યાં હતાં. ત્યારે એ જાલિમિયત સામે યુગોસ્લાવનો નવો પ્રાણ ઘૂમતો હતો. એ પ્રાણ-નાદ ભેગો એનો અવાજ પણ સંભળાતો હતો કે, યુગોસ્લાવની તમામ પ્રજાઓના સમાન આઝાદ ઘટકોનું સમવાયતંત્ર આપણે રચવું જોઈએ.'

૧૯૨૩ની સાલ શરૂ થઈ ચૂકી હતી. ૧૯૨૦ થી એ અવાજને કચડી નાખવા રજવાડાશાહીએ દમન શરૂ કરી દીધાં હતાં. ચૂંટણીમાં ચૂંટાઇને રાજસભામાં આવેલા ૫૯ કોમ્યુનિસ્ટ પ્રતિનિધિઓને એણે બરતરફ કર્યા હતા અને કિસાનપક્ષના તમામ પ્રતિનિધિઓને ગેરકાયદેસર જાહેર કર્યા હતા.

પછી તો અંધ બનેલી રજવાડાશાહી દમનનાં પૂર ઉમટાવતી દોડી. ભરી રાજસભામાં જ રજવાડી પક્ષના એક વડાએ લોકપક્ષના આગેવાન રેડીચને રાજસભામાં જ વીંધી નાખ્યો. રાજા એલેક્ઝાંડરે આખી રાજસભાને બરખાસ્ત કરી દીધી. અને ૧૯૨૮ના જાન્યુઆરીની છઠ્ઠી તારીખે એણે પોતાની એકહથ્થુ સત્તા જાહેર કરી.

ત્યારે એ સાલના એક દિવસે યુગોસ્લાવના પાટનગર બેલગ્રેડની એક હોટલને પોલીસે ઓચિંતો ઘેરો ઘાલ્યો અને ચારે બાજુથી હોટેલ પર ગોળીઓ વરસી ઊઠી.

અને એ હોટેલમાં ચાલતી એક કમિટીની સભા વીખરાઈ ગઈ. બારીથી બહાર કૂદીને નાસવા જતાં ત્રણ જણ ઘવાઈને પડ્યા.

એમાંનો એક એ હતો.

અને એને પાંચ વરસની સખત જેલ મળી. એને પોતાની અંદર લેવા બેલગ્રેડના કારાગારનાં કમાડ ઊઘડ્યાં.

એને કારાગારનો વડો પૂછતો હતો:

'યોસીપ-બ્રોઝ તારું નામ!'

'મારું નામ તો ટીટો.' એ બોલ્યો.

'તારે બીજા છેંતાળીસ સાથે લીપોગ્લાવાના કારાગારમાં જવાનું છે.' એને હુકમ મળ્યો.

અને એ લીપોગ્લાવા પહોંચ્યો ત્યારે તે કેદખાનાનો વડો અનેક યાતનાઓને ઉશ્કેરતા અવાજે બોલ્યો: 'અહીંથી કોઈ કેદી ભાગી જઈ શક્યો નથી...અહીં જ ભલભલા આપઘાત કરે છે...તમે અહીં આવ્યા છો તો સરખા થઈને રહેજો નહિ તો...'

એક વિકરાળ અટ્ટહાસ્ય યાતના અવાજને અટકાવી રહ્યું. અને પેલાએ પૂછ્યું: 'અહીં યોસીપ-બ્રોઝ નામનો કયો ઇસમ છે?'

'મારું નામ તો ટીટો.'

'તું આગેવાન છે?'

ટીટો જોઈ રહ્યો.

અને યાતનાઓના ત્રણ મહિના વહી ગયા. પછી કેદીઓએ ભૂખ-હડતાલ શરૂ કરી.

ભૂખ-હડતાલના દશ આગેવાનોને પહેલા દિવસે જામીન તરીકે ઉપાડી જવામાં આવ્યા. એમની આંગળીઓનાં ટેરવાંમાં લોઢાની બારીક ખીલીઓ ઠોકવામાં આવી. બે જણે બપોર થતાં જ આપઘાત કર્યો. બાકીનાં આઠ ચૂંથાયલાં શરીરોને બેભાન દશામાં ભૂખ-હડતાલી કેદીઓની વચ્ચે નાખવામાં આવ્યાં.

તોય હડતાલ અટકી નહિ. એટલે બીજા દશને ઉપાડવામાં આવ્યા, અને થોડાક કલાક પછી મૂછમાંથી ચૂંટી નાખેલા અને લોહીથી ઝરતા માથાંવાળાં દશ શરીરો બેભાન દશામાં કેદીઓની વચ્ચે નાખવામાં આવ્યાં. એ દશેનાં આંતરડાંમાં એનિમા વડે મીઠાનું પાણી ભરી દેવામાં આવ્યું હતું. એ દશેની બેભાન છતાં કાચની બનેલી હોય તેવી અનિમીશ આંખો ભયાનક કોલાહલ કરતી હતી. એ દશમાંથી પાંચ મરણ પામ્યા હતા. ભાનમાં આવતા બીજા પાંચમાં એ પણ હતો.

એ પહેલા ભાનની નજર નાખતો બોલ્યો: 'આપણે હડતાલ ચાલુ રાખીએ છીએ.' અને પાછો એ બેભાન થઈ ગયો.

પછી ૧૧મે દિવસે હડતાલનો વિજય થયો.

ત્યારે યાતનાઓમાં તવાઈને મરણને મહાલીને પાછો આવ્યો હોય તેવો એ એક વિકરાળ ભાવિની આરપાર દેખી રહેતો કહેતો હતો: 'આપણા દેશ પર જેવી રુસમાં છે તેવી તેવી લોકઆઝાદીની છબી ન કોતરાય ત્યાં સુધી આપણે આપણાં હથિયાર હેઠાં મૂકવાનાં નથી જ.'

# તાનસેન

લ. ઈ. થા.

લીલોછમ વગડો છે, પીપળાની કૂંળી કૂંળી ડાળી તોડીને તાની પોતાનાં બકરાંને નીરતી જાય છે. એની ગાયો અને ભેંસો તો ચારો શોધતી શોધતી દૂર દૂર જઈ પહોંચી છે, પણ તાનીને એની પરવા નથી, એ તો પીપળો પાડતી જાય છે, બકરાંને નીરતી જાય છે, ને ગાતી જાય છે.

તાનીના કંઠમાં કુદરતે ગજબ મીઠાશ ભરી છે. ગળું છૂટું મૂકીને તાની ગાતી હતી. એના અવાજના પડઘા, એના સ્વરની મીઠાશ, વનરાઈમાં ગુંજતાં હતાં. તાજા દૂધ જેવો અવાજ તો તાનીનો હતો જ પણ હવે તો એમાં એના જોબનની સાકર ભળવા લાગી હતી. એના ગીતમાં પણ જુવાનીનો પડઘો હતો—જોબનનું આમંત્રણ હતું:

ચોમાસું આવ્યું છે, વનરાઈમાં મોરલા ટહુકવા લાગ્યા છે, 'હે મારા સાજન! હું અને મારું આ જોબન તારી વાટ જોતાં બેઠાં છીએ, હવે તો તું આવ.'

જંગલનાં ઝાડપાન તાનીના આમંત્રણને પોતાના પડઘાથી અનેક ગણું કરી દિશાઓમાં રમતું મૂકે છે.

એવે વખતે એક બાંકો જુવાન ઘોડા ઉપર ચડીને ત્યાંથી પસાર થાય છે. મીઠા મધ જેવો તાનીનો સૂર એને કાને પહોંચે છે, ને એ થંભે છે. સૂરનો રેલો તો ચાલુ જ છે. જુવાન ઘોડેથી ઊતરે છે, ને તાનીની દિશામાં પગલાં માંડે છે.

તાનીના જોબનના આમંત્રણે એને સાદ કર્યો કે શું? કે એના મીઠા સંગીતે? પણ એણે ન તો તાનીના ગીતની પ્રશંસા કરી કે ન તો એના ઊભરાતા જોબન તરફ અણસારો કર્યો. એણે તો તાનીને કહ્યું: 'છી, છી! આમ તે ગવાતું હશે! સૂરને બરાબર બાંધીને રાગ ગા, અને રાગ ગાતાં ન આવડે તો ન ગા. પણ આમ આડે ધડ ચીંકે રાખ મા.'

એ હતો તાનસેન. ગુરુ રામદાસનો ચેલો. વીસ વીસ વર્ષ રાગવિદ્યા શીખવામાં ગાળીને એ પોતાને ગામ પાછો ફરતો હતો. રાગવિદ્યા શીખવામાં વીસ વરસ ગાળનાર રાગની મર્યાદા ચૂકે એવું ગીત એ શી રીતે સાંભળી શકે!

પણ મુક્ત સ્વચ્છંદે વહેતા ઝરણાને કોઈ કહે કે બેઉ કાંઠા સમતલ રાખીને જ વહેજે તો ઝરણું માને ખરું!

તાની ગાતી તે મસ્તીમાં, મનની મોજ માટે, આત્માના આનંદ માટે, ચિત્તની પ્રસન્નતા માટે. એને રાગવિદ્યા આવડતી નહોતી, રાગવિદ્યાની એને પડી પણ નહોતી. જે દિલને ખુશ કરે એ તે ગાતી. એણે તો તાનસેનને ચોકખું અને ચટ સંભળાવી દીધું: 'જા જા હવે આવ્યો મોટો રાગવિદ્યા જાણવાવાળો!'

પણ તાનસેન જાય શાનો! એને થયું, 'અહાહા! કુદરતે કેવું મીઠું ગળું આપ્યું છે! આ જ ગળામાંથી ઘૂંટાયેલા રાગના સૂરો નીકળે તો કેવા મીઠા લાગે!' એણે તાનીને કહ્યું: 'હું તને રાગ શીખવીશ.'

તાની પણ એના માથાની હતી. એણે કીધું: 'રાગ-બાગ શીખશું પછી. સાંજ પડવા આવી છે, પહેલાં મારાં ઢોરને ભેગાં કરી દે.'

તાનીનાં ઢોર તો આઘે આઘે નીકળી ગયાં છે. તાનસેન મૂંઝાયો કે એ બધાંને પાછાં તગડવા પોતે ક્યાં સુધી દોડે! એણે કહ્યું: 'ઢોર તો આઘાં નીકળી ગયાં છે, શી રીતે લાવવાં!'

'એ તે કંઈ મોટી વાત છે! સાદ પાડીશ એટલે આવતાં રહેશે.' તાની બોલી.

'સાદ પાડે કાંઈ ઢોર તે આવે!' તાનસેન બોલ્યો. 'તો તો પછી એ ઢોર શાનાં!'

'ગળાના અવાજમાં જો એટલી યે શક્તિ ન હોય તો એ ગળું શું કામનું!' તાનીએ કહ્યું, ને પછી તો એણે સૂર વહેતા મૂક્યા ને મોટેથી ગાયું: 'આ......વો......આવો...'

ને પછી તો આખું ગીત:

'હે મારી શ્યામા, હે મારી ગોરી! સાંજ પડી છે, હવે તમે ઘરે આવો.

'તમારી રૂમઝૂમ ચાલે ચાલતી તમે દોડી આવો.'

તાનીના સૂર દૂર દૂર ચરતી ગાયો ને ભેંસો સુધી પહોંચ્યા ને એના સાદને સમજતી હોય તેમ ઠેકડા મારતી, ગાયો ને ભેંસો ઘડીમાં તો ત્યાં આવી પહોંચી.

તાનસેન તો જોઈ જ રહ્યો.

'વારુ ત્યારે રામ રામ તાનસેનજી!' કહેતી પોતાના વિજયથી હસતી, ટહુકાર કરતી તાની ઘર તરફ ચાલી નીકળી. તાનસેન વિમાસતો જ રહ્યો.

તાનસેનનું ઘર પણ એ જ ગામમાં છે. એ પણ ઘેર આવ્યો. બાપા તો ઘણા વખતથી ગુજરી ગયા હતા. એક કાકા હતા. કાકા ભત્રીજાને આવેલો જોઈ ખુશ થયા. સંગીત શીખીને એ આવ્યો હતો, એ જાણી કાકાએ સલાહ આપી: 'બસ હવે એક વાર આગ્રા જઈ આવે તો બેડો પાર. ત્યાં અકબર શાહના દરબારમાં જરૂર સ્થાન મળી જશે.'

પણ તાનસેન તો પોતાના વિચારમાં જ છે. વીસ વરસની મારી સંગીતની ઉપાસના આજ આ એક છોકરીએ ઘડીના છઠ્ઠા ભાગમાં ધૂળ મેળવી દીધી. મારા રાગ કરતાં એનું ગળું ચઢ્યું. પણ હવે તો મારી અસર ઉપજાવે એવું ગાઈ બતાવું તો જ હું તાનસેન.'

એનો તંબૂર લઈને બેસી ગયો છે. ખાવા-પીવાનું ય ભાન નથી રહ્યું. એને તો પોતાના રાગમાં તાનીના ગળાની અસર ઉમેરવી છે, એ માટે એણે સાધના શરૂ કરી દીધી છે.

તાનીનો રોજનો વ્યવહાર તો એમ ને એમ ચાલ્યા જ કરે છે. બકરાં ને ઢોર લઈને જંગલ-માં જવું, ત્યાં ઢોરને ચરતાં મૂકવાં ને પછી પોતાના ગળાને વહેતું મૂકવું.

એક દિવસ તાની રોજની માફક બકરાં માટે પીપળો પાડતી ફરે છે, ત્યાં એણે જબરો કોલાહલ સાંભળ્યો. પાછળ ફરીને જુએ છે તો એક ગાંડો હાથી માર માર કરતો એના તરફ જ દોડતો આવે છે. સૂંઢ ઉલાળતો છીંકોટા નાખતો પૂરપાટ ધસી આવે છે. તાની તો ઊભી વાટે ભાગી. મદઘેલો માતંગ પણ તાનીની પાછળ જ પડ્યો. તાની શ્વાસ લેવાય ઊભી નથી રહી. એની ઓઢણીનું ઠેકાણું નથી રહ્યું. ઓચિંતાનો તાનીનો પગ એક વેલામાં ભરાઈ ગયો. તાની ઘણું જોર કરે છે, પણ પગ નીકળતો નથી અને ગાંડો હાથી તો એને ભરખવા જ હાલ્યો આવતો હોય તેમ દોડ્યો આવે છે. હમણાં જાણે કે તાનીને છૂંદી નાખશે.

સંગીતની ધૂનમાં મસ્ત તાનસેન પણ જંગલમાં ફરતો હતો ત્યાં એણે હાથીના છીંકોટા ને લોકોના દેકારા–પડકારા સાંભળ્યા. એણે જોયું તો હાથી પૂરપાટ દોડ્યો જતો હતો. વેલામાંથી પગ કાઢવા તાની મથામણ કરતી હતી પણ એની ભયભીત આંખો તો હાથી સામે જ ચોંટેલી હતી.

તાનસેનને થયું લાવ ને રાગ ગાઈ જોઉં; હાથી ઉપર તેની અસર થાય છે કે નહિ? એણે ગળામાંથી સૂર વહેતા મૂક્યા. હાથીને કહ્યું:

'હે માતંગ! તારી મદમસ્ત ચાલ આજે મતવાળી કેમ થઈ છે! તારી મદભરી ચાલ-વાળી ભામિનીને તો અમે ગજગામિની કહીએ છીએ. એ અમને પ્રિય પણ હોય છે, તારું બિરુદ લજવે એવું તું આ શું કરે છે!'

અને હાથીને જાણે કે બોધ થયો. સૂર વહેતા થયા ને સૂરની અસરમાં હાથીએ ચાલ બદલી. માતંગ મદભર પણ ધીરી ચાલ ગ્રહણ કરીને ગીત પૂરું થતાં તો શાંત થઈ બેસી ગયો.

તાની પણ જોઈ રહી. બીક દૂર થઈ ને તેણે વેલામાંથી પગ બહાર કાઢ્યો. આભારવશ બનીને તાનસેન પાસે આવી ઊભી રહી. પણ ભય જતાં ઘડીમાં મજાક અને ટીખળી સ્વભાવ જાગ્રત થતાં બોલી: 'તમારું સંગીત જાડી બુદ્ધિવાળાં પ્રાણીઓને જરૂર અસર કરી શકે છે.'

[ ૨ ]

શહેનશાહ અકબર શાહનો દરબાર ભરાયો છે. કોઈક રણમોરચા જીતના તો કોઈક રણમોરચા સંધિના ખુશાલીભર્યા સમાચારો જાહેર થઈ રહ્યા છે, પણ અકબર શાહનું મોઢું હસતું નથી. ચહેરા ઉપર ગાઢ વિચારની છાયા પડી છે, પણ શાહને પૂછવાની હિંમત બીજા કોઈની તો ક્યાંથી ચાલે! બીરબલ એક જ એવો છે જે હિંમત કરીને શાહની ગંભીરતાનું કારણ પૂછે છે.

ઉત્તર મળે છે: 'સૂર્યના નવ ગ્રહોની જેમ અકબર શાહને પણ પોતાના દરબારમાં નવ રત્નો સંઘરવાની હોંશ છે, પણ હજુ તો કેવલ આઠ જ રત્નો સાંપડ્યા છે. નવ રત્નોની નવ ખુરશી આ દરબારમાં હંમેશાં નાખવામાં આવે છે, પણ એમાંની એક હંમેશાં ખાલી રહે છે. એ ખુરશીને શોભાવે એવો સંગીતરત્ન હજુ મળ્યો નથી એનો મને અફસોસ થાય છે.'

'ગુસ્તાખી માફ,' શાહી ગવૈયો બોલ્યો: 'પણ નિગાહે મહેરબાનીની જ જરૂર છે, એવો સંગીતકાર આ દરબારમાં જ મળી આવશે.'

'શાહી મકસદને સમજ્યા વગર બકો નહિ.' શાહે આંખ લાલ કરીને કહ્યું. 'અકબર શાહના નવ રત્નમાં એક પણ મોળું રત્ન ન જ ચાલે. મારા આ રત્નો આમલોકોમાંથી જ મળ્યા છે. આજે એ ભલે મને કુરનીસ બજાવે પણ એ દરેક શાહોના શાહ થવાને લાયક છે. એમની જોડમાં બેસે એવો સંગીતરત્ન શાહી દરબારમાંથી કદી ન મળે, એ તો હશે કોઈ મસ્ત સંગીતનો દીવાનો. એ મળે જંગલોમાં, સરાઈઓમાં ગરીબો વચ્ચે.'

'આપ નામદારની વાત વાજબી છે.' બીરબલે કહ્યું. 'આપણા સરહદી સૂબાઓને એ માટે નજર રાખવા અને એવો કોઈ મળી આવે તો આપને જાહેર કરવા સૂચન આપશું.'

અને એ મુજબ શાહની ફરમાન છૂટ્યાં. બધાને જાણ કરવામાં આવી કે શાહ એક સંગીતરત્ન શોધે છે, પણ એ હોવો જોઈએ ખરેખરો સંગીતકાર—સૂકા વેરાનને પણ પોતાના સંગીતથી લીલુંછમ કરી નાખે એવો.

બુંદીખંડના સૂબા સુધી પણ અકબર શાહનું ફરમાન પહોંચી ગયું છે, ને કુદરતે એને જશ આપવો હશે, તે એને એવો ઇલમી મળી ગયો.

સૂબો એકવાર મુલક ફરવા નીકળ્યો છે. રસ્તામાં બપોર થયા છે, માથે તડકો તપે છે. રસ્તો પણ વેરાન છે. ને જંગલ પણ તડકાથી તપીને સુકાઈ ગએલું. એકેય ઝાડ પર લીલું પાંદડું નથી જેને તળે જરીક છાંયડો મળે. તાપથી ત્રાહી ત્રાહી પોકારતો સૂબો અને એના માણસો ચાલ્યા જાય છે.

ત્યાં તો કોણ જાણે શાયે ચમત્કાર બન્યો કે સૂકાં થડિયાંને પલ્લવ ફૂટ્યાં ને લીલાં પાંદડાંથી ઝાડ છવાઈ રહ્યાં, પાંદડાં વચ્ચે ફૂલ પણ ઊપસ્યાં ને ભર ઉનાળે વસંત બેઠી. સૂબો ને એના માણસો તો આ કૌતક જોઈ રહ્યા.

જંગલની ઘટામાંથી કાંઈક સૂર સંભળાયા. કોઈક ગાતું લાગતું હતું. સૂબાને શાહનું ફરમાન યાદ આવ્યું: 'સૂકા વેરાનને પણ સંગીતથી લીલુંછમ કરી મૂકે એવો.'

એણે સૂરની દિશામાં ઘોડો હાંક્યો. જઈને જુએ છે તો એક જુવાન ગાઈ રહ્યો છે, અને એક યુવતી મસ્ત બનીને એ ગાન સાંભળી રહી છે.

સૂબાએ નજીક જઈને પૂછ્યું: 'ભાઈ, તારું નામ શું છે?'

'તારે નામનું શું કામ છે?' યુવતીએ વચ્ચે પૂછ્યું.

'એને આગ્રા લઈ જવો છે—અકબર શાહની પાસે.' સૂબાએ કહ્યું.

'ચાલ ચાલ આગ્રાવાળા! એને નથી આવવું.' યુવતીએ જ જવાબ આપ્યો.

'અરે ભાઈ, સાં અકબર શાહ તને રાજગવૈયો કરી સ્થાપશે. તને એના નવરત્નમાં સ્થાન મળશે.'

'તાનસેનનું સંગીત સાંભળવું હોય,' યુવતીએ કહ્યું, 'તો અકબર શાહને કહો કે તાની થઈને આવે.'

'તાની થઈને!' સૂબાએ પૂછ્યું.

'હા, હા. તાની થઈને.' યુવતીએ અકડાઈથી કહ્યું. 'મારું નામ તાની છે, સમજ્યો! જા તારું કામ કર.'

એ હતાં તાનસેન અને તાની.

તાની અને તાનસેનને ભારે બનતી થઈ ગઈ હતી. બન્ને સંગીતનાં દીવાનાં હતાં—ને પોતાની ધૂનમાં મસ્ત બની ફરતાં.

બુંદી ખંડના રાજા રામચંદરે તાનસેનની હાથીવાળી વાત સાંભળીને એને રાજગવૈયો બનવા કહ્યું, પણ નોકરી કરી સંગીત વેચવા તાનસેન નાખુશ થયો એટલે રામચંદરે દોસ્તી દાવે કોઈ કોઈ વાર ગીતો પાસે આવતા રહેવા કહ્યું.

એ રીતે તાનસેન કોઈ કોઈ વાર રામચંદર પાસે જતો. મનમાં આવે તો તેને ગીતો સંભળાવતો. રાજા ખુશી થઈને જે આપે તે સ્વીકારી લેતો ને બાકીનો વખત, તાની સાથે રખડવામાં—મસ્ત બનીને ફરવામાં ગાળતો.

અકબર શાહના સૂબાએ તે વખતે તો સાંભળી લીધું પણ એ હતો પાકો મુત્સદી. રાજા રામચંદરનો દીકરો આગ્રામાં શાહનો કેદી હતો, એ તે જાણતો હતો. એ રાજા પાસે આવ્યો ને કહ્યું: 'હીરો આપીને પથરો લેવા આવ્યો, છું રાજા સાહેબ! આપના દીકરાના બદલામાં આપનો એક માણસ માગું છું.'

'મોટી કૃપા થઈ. પણ મારી રૈયતમાં તમને એવો કોણ મળ્યો જેને લઈને તમે રાજકુમારને શાહના ખોફમાંથી છૂટો કરી શકો તેમ છો?'

'ફક્ત એક ગવૈયો છે, તાનસેન.'

'એ આવવા ખુશી છે?' રાજાએ પૂછ્યું.

'આપ હુકમ કરો પછી એની ખુશી-નાખુશીની વાત જ ક્યાં આવે છે!'

'નાં એમ નહિ બને. રજપૂતબચ્ચો એવી રીતે સ્વાર્થને ખાતર કોઈને અન્યાય ન કરે.'

'પણ હું જવા ખુશી છું.' એક ત્રીજો અવાજ આવ્યો. રાજા અને સૂબાએ પાછળ ફરી જોયું તો તાનસેન આવ્યો હતો. એણે રાજા અને સૂબાની વાત સાંભળી હતી.

'પણ તાનસેન...' રાજા બોલવા ગયો.

'હું' તાનસેન વચ્ચે બોલ્યો, 'અકબરશાહની મહેરબાનીના મોહમાં નથી જતો, રાજા સાહેબ, પણ આપે મારા તરફ દોસ્તીનો હાથ લંબાવ્યો છે. એ દોસ્તનું હૃદય એના દીકરાને મળવાને તલસી રહ્યું છે. દોસ્ત તરીકે મારી પણ ફરજ છે કે એ બન્નેનો મિલાપ કરાવી આપવો. એટલા ખાતર હું જાઉં છું.' અને પછી સૂબા તરફ ફરી બોલ્યો: 'કહો ક્યારે ઊપડશું?'

*

જંગલમાં એક પથ્થર ઉપર બેસી તાની તાનસેનની વાટ જોઈ રહી છે. તાનસેન રાજા રામચંદરને મળવા ગયો છે. ક્યારે પાછો આવશે એની તાની અટકળો કરે છે—એની ગામઠી રીતે. પથરા ઉપર એ મન ફાવે તેટલા લીટા કરે છે, ને પછી એકી લીટા થયા કે બેકી એ ઉપરથી તાનસેન આવશે કે નહિ એનો ભાગ્યનો જવાબ વાંચે છે. લીટા ગણવામાં મશગૂલ તાનીની કોઈએ પાછળથી

આંખો ઢાળી અને પછી પરિચિત મધુર સૂર આવ્યોઃ 'લીટા શું કહે છે !'

'કહે છે ઊલટું પણ થયું છે સુલટું.' તાની આંખેથી હાથ હટાવતાં બોલી.

'ના ના. એ બરોબર કહે છે,' તાનસેને કહ્યું. 'હું આવ્યો છું પણ જવા માટે. રાજા રામચંદરનો પુત્ર અકબર શાહનો કેદી છે ને હું જઈશ તો અકબર શાહ તેને છોડી મૂકશે.'

'એકને ઝખમી કરવું ને બીજાને પાટો બાંધવો એનો કાંઈ અર્થ ખરો ?' તાની પોતાનો વિરોધ નોંધાવે છે. એનો આનંદ મરી જાય છે. મોઢું ફિક્કુ પડી જાય છે.

'તાની, હું થોડા વખતમાં જ પાછો આવીશ.'

એકબીજાને ન ભૂલવાના કોલ આપી પ્રેમીઓ દુખી થતાં છૂટાં પડે છે.

તાનસેન ઘોડો દોડાવી મૂકે છે. તાની ક્યાંય સુધી ભીની આંખે ધૂળના ગોટામાં અદશ્ય થતા ઘોડા તરફ તાકી રહે છે

[૩]

દડમજલ કરતાં સુબો અને તાનસેન અકબર શાહના જન્મદિવસની ખુશાલીના દરબાર વખતે જ પહોંચ્યા જેટલા ભાગ્યશાળી થયા.

દરબાર પુરદમામથી ભરવામાં આવ્યો છે.

શહેનશાહ અકબર શાહ સિંહાસન પર ઉપસ્થિત થઇ ગયા છે, જન્મદિવસની ખુશાલીનો દરબાર સંગીતથી શરૂ કરવાનો શિરસ્તો છે, તે મુજબ રાજગવૈયો હુકમ મળતાં જ પોતાનું કામ શરૂ કરે છે.

ગીતની અધવચમાં કોઈક શાહી ગવૈયાને રોકે છે. રોકનાર ટકોર કરે છેઃ 'આપે શુદ્ધ બિલાવલ ખોટો ગાયો.'

અકબર શાહના દરબારમાં તેના શાહી ગવૈયાને ગીતની વચમાં રોકવાની અને ટકોર કરવાની ધૃષ્ટતા ! રાજગવૈયો ચિડાય એ સ્વાભાવિક છે, પણ પેલા રોકનારને એની પરવા નથી. એ બીજો આરોપ પણ જાહેર કરે છેઃ 'તમારા તબલચીના ડાબા હાથનો અંગૂઠો નકલી છે.'

રાજગવૈયો ધૂંવાંપૂંવાં થાય છે, પણ શાહનું રૂંવાડું યે ફરકતું નથી. એ પૂછે છેઃ 'અરે અજાણ્યા શખ્સ ! તને શી રીતે ખબર પડી !'

'જહાંપનાહ,' પેલો શખ્સ કુરનીસ બજાવી કહે છે, 'જે રીતે આપ નામદાર હરકોઇ વ્યક્તિને જોતાં જ એ કેવી છે એ કહી શકો છો, એવી જ રીતે આ ગુલામ હરકોઇ સૂરની સચ્ચાઇ અને શુદ્ધતાને પારખી શકે છે. તબલચીનો અંગૂઠો નકલી હોવાથી તેની થાપીમાંથી સાચો સૂર નથી ઊઠતો.'

'તબલચી !' શાહનો અવાજ ગાજી ઊઠ્યો.

'જહાંપનાહ, હું આપની માફી ચાહું છું. આ અજાણ્યા શખ્સની વાત ખરી છે. મારો ડાબો અંગૂઠો ભાંગેલો છે, પણ બચરવાળ માણસ છું અને ખબર પડે તો મારો રોટલો જતો રહે એ માટે એના ઉપર નકલી ખોળું ચડાવીને આજ સુધી ચલાવ્યું છે.'

સભા તો સાંભળીને દંગ થઈ ગઈ. રાજગવૈયાને તબલચી પર એવી ચાટી ગઈ કે તેનું ચાલે તો ત્યાં જ એનું ખૂન કરે.

'એક આરોપ જ્યારે સાચો નીકળ્યો તો બીજો સાચો હશે જ.' શાહે કહ્યું. 'વાહ ઇલમી, વાહ ! તું કોણ છે !'

તાનસેનને અહીં લાવનાર સુબો અત્યાર સુધી તાનસેનની આ ધૃષ્ટતા માટે તેને મનમાં ને મનમાં ભાંડી રહ્યો હતો, તેણે જ્યારે હવે જોયું કે શાહ એના ઉપર ખુશ થયા છે ત્યારે તે આગળ આવ્યો, અને કુરનીસ બજાવી બોલ્યોઃ 'જહાંપનાહ ! આ સેવક એને લઈ આવ્યો છે. એના અવાજના પ્રતાપથી સૂકા વેરાનમાંથી આલીશાન બાગ બનતો મેં મારી જાતે નિહાળ્યો છે, અને એટલા માટે આપ

હજૂરની ખિદમતમાં પેશ કરવા હું તેને લઈ આવ્યો છું.'

'વાહ વાહ ! શું નામ છે ?' શાહે પૂછ્યું.

'તાનસેન.' તાનસેને કહ્યું.

'ખૂબ ! જે સ્વરનો આટલો જાણકાર છે તે ખુદ કેવો ગાવાવાળો હશે ? અમને તારા સંગીતનો લાભ આપીશ કે !'

'ઘણી જ ખુશીથી જહાંપનાહ.' તાનસેને કહ્યું. 'પરંતુ મારી એક શરત છે. બુંદીખંડના રાજા રામચંદ્રના પુત્રને છોડી મૂકવાની આજ્ઞા ફરમાવવામાં આવે.'

'મંજૂર છે.' શાહે કહ્યું.

તાનસેન ગાવા તૈયાર થયો.

'આપ કયા સાજ ઉપર ગાશો ?' શાહી ગવૈયાએ વિવેક કર્યો, 'આ સિતાર છે, આ બીન છે, આ વીણા છે, આ દિલરુબા.' એમ એણે સાજનું પ્રદર્શન કર્યું.

'સાચા ગવૈયાને સાજની કશી જરૂર નથી પડતી.' તાનસેને કહ્યું. 'ગળાના સૂર જો સાચા હશે તો સાજ આપ મેળે વાગતાં થશે.'

અને પછી એણે ખુલ્લે ગળે, સાતે શુદ્ધ સ્વરવાળો ઓડવ તરીકે ઓળખાતો સંપૂર્ણ રાગ શંકરાભરણ આરંભ્યો. આરોહી ને અવરોહીનો સમાસ કરતું પહેલું પદ ગાયું ને તાનસેન જરી થંભ્યો.

સભા આખી શાંત હતી. દરબારની વચમાં તાનસેન એકલો બેઠો હતો, કોઈ પણ જાતના સાજ વગર. શાહી ગવૈયાના સાથીદારો પણ સાજને છોડી દઈને બેઠા હતા. કોઈ એક સાજ વગાડતું ન હતું દરબારમાં કેવળ તાનસેનના સૂરો ગુંજતા હતા.

પણ તાનસેન થંભ્યો કે તરત જ એકેએક સાજમાંથી પણ સૂર ઊઠ્યા. સાજ વગાડનાર બધા જોઈ રહ્યા. સાજ એની મેળે વાગી રહ્યા હતાં. તાનસેને ગાયેલા પદના સૂરો સાજમાં ધ્વનિત થઈ દરબારમાં પ્રસરી રહ્યા. દરબારીઓ ઊંચા થઈને કોઈનાય સ્પર્શ વગર વાગતાં સાજોને સાશ્ચર્ય જોવા લાગ્યા.

ગીત પૂરું થયું ને તાનસેનને બધાએ તાળીઓથી–અભિનંદનના અવાજોથી વધાવી લીધો. તાળીઓ શાંત થતાં શાહનો અવાજ ઊઠ્યો: 'આજે પહેલો જ એવો મોકો છે જ્યારે અકબર શાહના દરબારમાં શાહની પહેલાં તેના દરબારીઓએ પોતાનો અભિપ્રાય જણાવવાની ધૃષ્ટતા કરી હોય. પણ આજ હું એટલો ખુશ છું કે બધાની આ ધૃષ્ટતા માફ કરવામાં આવે છે,' અને પછી કહ્યું, 'બીરબલ ! આજ મારી ખાલી ખુરશીનો સાચો હકદાર સાંપડી ગયો છે. એને એના આસને બેસાડ.'

[૪]

અહીં એકલાં તાનીના દિવસો જતા નથી. તેની જગતની મોજ હવે ખારી થઈ ગઈ છે. તાનસેનની યાદ એને સતાવ્યા કરે છે. એ ગાય છે, તોપણ દુઃખમાં–દર્દમાં, હૈયું બે ઘડી હળવું કરવા.

એવામાં એક દિવસ એની સખીઓએ આવીને ખબર આપ્યા કે આગ્રાથી માણસો આવ્યા છે, તાનસેને મોકલ્યા છે. એના કાકાને ત્યાં બધા છે. ખબર સાંભળતાં જ બાળકની જેમ તાનીએ દોડી જઈને જોયું તો સાચે જ તાનસેનના મોકલેલા માણસો આગ્રાથી આવ્યા છે. તાનસેનના કાકા માટે એ સરસ મજાનો જરિયાની પોશાક લાવ્યા છે.

તાની બોલીઃ 'હું હમણાં તૈયાર થઈ આવું છું હો ! આપણે ક્યારે ઊપડવાનું છે ?'

'તૈયાર !' એક માણસે પૂછ્યું.

'કેમ ! તાનસેને તમને મને તેડવા જ મોકલ્યા છે ને ! મારું નામ તાની.'

'કોઈને તેડી લાવવાનું અમને કહ્યું નથી.' માણસે કહ્યું. સાંભળતાંજ તાનીની આશા ભાંગીને ભુક્કો થઈ ગઈ.

તાનસેને તેડાવી નહોતી તોય તાની તો આમ આવી છે. તાનસેને આગ્રામાં પગ મૂકયો તે પછી બરાબર એક વરસે આજે પણ અકબર શાહની જન્મગાંઠ છે, તેના માનમાં તોપો પડે છે. ચારે તરફ આનંદ આનંદ છે.

પૂછતી પૂછતી તાની તાનસેન રહેતો હતો ત્યાં આવી પહોંચી છે, પણ એ તો મહેલ જેવું મકાન છે. ચારે બાજુ ઊંચી રાંગ છે. અને દરવાજે ચોકીપહેરા છે. પહેરેગીરે તાનીને અંદર નથી પેસવા દીધી.

એ તો બહાર ઊભી ઊભી આંટા મારે છે, અને દુઃખની મારી દર્દભર્યું ગીત ગાય છે, કદાચ તાનસેન એ સાંભળીને બહાર આવે

દરબાર ભરાવાનો વખત થઈ ગયો છે. જન્મગાંઠનો દરબાર છે, એટલે શરૂઆત સંગીતથી જ થવાની અને તાનસેન હોય પછી બીજા કોના સંગીતથી. શરૂઆત થાય ?

પણ એ સ્વરસમ્રાટ તો હજુ ઘોરે છે. નોકર આવીને ઢંઢોળે છે. બારીઓ ઉઘાડી સૂરજના તડકાને અંદર આવવા દે છે અને પછી જાહેર કરે છેઃ 'હજૂર, સવાર થઈ ગયું છે.'

'બહુ જલદી સવાર થઈ જાય છે.' આળસ મરડતો ઊઠતો રાગોનો રાજા કહે છે.

દરબારમાં જવા માટે ઉતાવળે ઉતાવળે એ તૈયાર થાય છે. તૈયાર થઈને એ મહેલની બહાર નીકળે છે ત્યાં એને મળે છે તાની.

મસ્ત ગવૈયો તાની સાથે મહેલમાં પાછો ફરે છે. બે ઘડીમાં તો બંને પાછાં જૂના દોસ્ત બની રહે છે. કોઈ એકબીજાની સામે રાવ–ફરિયાદ કરતું નથી. બે પારેવાં ઘૂઘવે એમ ઘૂઘવતાં બંને રમણે ચઢે છે—શાહનો દરબાર ભૂલી જવાય છે.

આ બાજુ દરબારમાં આવીને શાહ જુએ છે તો તાનસેન હાજર નથી પણ એની સંગીતપરસ્તી તે જાણે છે એટલે એ મસ્તાનાને તેડી લાવવા શાહ માણસ મોકલે છે. થોડી વારમાં માણસ પાછો ફરે છે, પણ સાથે તાનસેન નથી. માણસ બોલતાં પણ ગભરાય છે કે તાનસેને શહેનશાહના હુકમની અવગણના કરી આવવા ના પાડી છે.

'કારણ!' શાહે પૂછ્યું.

'કારણ છે એક મામૂલી છોકરી. તાનસેન કહે છે કે એને છોડીને હું નહિ આવું.'

બધા છક થઈ જાય છે. હમણાં શાહ કોણ જાણે શું યે ફરમાન કાઢી બેસશે એની બધાને ફફડ છે પણ શાહ જુદું જ કહે છેઃ 'અમારા હૃદય ઉપર રાજ કરનાર તાનસેનના હૃદય ઉપર રાજ કરનાર છોકરી મામૂલી હોઈ શકે જ નહિ. દરબાર બરખાસ્ત કરવામાં આવે છે. અમે પોતે ત્યાં જઈશું.'

આ બાજુ શાહનો માણસ ગયા પછી તાનીને થયું કે આ ઠીક નથી થયું. એટલે એ સમજાવીને તાનસેનને દરબારમાં મોકલે છે. એને દરબારમાં મોકલી એ દીવાનખાનામાં આંટા મારે છે. ફરતી ફરતી એ અકબર શાહની છબી પાસે આવી પહોંચે છે. એનો ટીખળી સ્વભાવ જાગ્રત થાય છે અને એ છબીને પૂછે છેઃ 'કહો અકબર શાહ, તાનસેન ઉપર કોની સત્તા ચાલે છે તમારી કે મારી!'

'તમારી.' જવાબ આવે છે. તાની ચકિત થાય છે. શું છબીએ જવાબ આપ્યો ? ના, પણ અવાજ તો પાછળથી આવ્યો. પાછળ ફરીને જુએ છે તો છબીને બદલે જીવંત અકબરશાહને જ પોતાના સવાલનો જવાબ આપતા જોયા.

શાહને હાજરાહજૂર જોતાં તાની શિયાવિયા થઈ ગઈ. શાહે એને સ્વસ્થ થવા દીધા પછી શરૂઆત કરીઃ 'તાની! ખરું છે, તાનસેન પર તારી સત્તા ચાલે છે અને એટલે જ આજે હિંદુસ્તાનનો બાદશાહ છતાં હું તારી પાસે એક ભીખ માગવા આવ્યો છું. તું મને આપીશ ને!'

અને પછી થોડી વારે અટકી મહેલમાં

જડેલા એક ચિત્ર તરફ આંગળી ચીંધી શાહે કહ્યું: 'જો આ ચિત્ર જો. આ એક નાનકડી વાદળી, આ પૂર્ણિમાના ચંદ્રને પોતાના પાલવમાં છુપાવી દેવા માગે છે. તને ખબર છે કે જો એ સફળ થાય તો શું થાય? મોર, બપૈયા, કવિઓ વગેરે ચંદ્રના દર્શનથી ખુશ થતા પ્રાણીઓની ખુશી મારી જાય–ચાંદનીની ગઝલ મારી જાય.

'તાની તને! ખબર છે!–તું પણ આ નાનકડી વાદળી જેવી જ છો. તાનસેન એ સંગીતની દુનિયાનો પૂનમનો ચાંદ છે. તારી મહોબ્બતના પાલવમાં એને ઢાંકી દઈ તું સંગીતની દુનિયા બરબાદ કરી રહી છો. એટલે જ હિંદુસ્તાનનો શાહ, મારે ખાતર નહીં હિન્દુસ્તાની સંગીતને ખાતર તારી પાસે ભીખ માગે છે કે તાનસેનને તારી મહોબ્બતના સોનેરી પિંજર માંથી છૂટો કર.'

શાહ બોલતો રહ્યો ને તાની સાંભળતી ગઈ. શાહના શબ્દે શબ્દે તાનીનું હૃદય વીંધાતું ચાલ્યું.

શાહે બોલવું પૂરું કર્યું ત્યાં તો તાની ઢગલો થઈ ગઈ. એની આંખમાં આંસુ તો માતાં નથી. ડૂસકાં ભરતાં ભરતાં એ કહે છે: 'જહાંપનાહ, મારું તો જે થશે તે પણ એનું હૃદય ભાંગી જશે.'

'એ જ તો હું ઇચ્છું છું, તાની.' વિધિની અટલતાથી શાહ કહે છે. 'દુનિયામાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કલા ભાંગેલા હૃદયના પડઘા અને નિસાસામાંથી જ ઉત્પન્ન થાય છે. તારા વિરહમાં વ્યાકુળ બની તાનસેન જે સૂરો છેડશે, એ કોઈ અજબ હશે. એ સંગીત તાનસેનને અમર કરી મૂકશે. અકબર શાહની રાજ્યસમૃદ્ધિ લુપ્ત થઈ ગઈ હશે, અકબર શાહ પણ ભુલાઈ જવા આવ્યો હશે ત્યારે પણ તાનસેનનું સંગીત અમર રહેશે.'

*

તાનસેન ખાલી દરબારમાં બારી ગાળીને પાછો આવ્યો. આવતાંવેંત એણે બૂમ મારી: 'તાની!' કશો જવાબ ન મળ્યો. બીજી બૂમ મારી: 'તાની!' તો પણ જવાબ આવ્યો નહિ. ખુશામત કરતી ત્રીજી બૂમ મારી: 'મલિકાએ મુઆઝમ!'

છતાં જવાબ ન મળ્યો એટલે એણે નોકરને બોલાવી પૂછ્યું: 'તાની ક્યાં ગઈ?'

'એ તો ચાલી ગઈ હજૂર આપના ગયા પછી ખુદાવંદ અકબર શાહ પોતે પધાર્યા હતા. તેમણે એની સાથે કાંઈક વાતો કરી પછી તાની ચાલી ગઈ. બહાર નીકળી ત્યારે આંખોમાં આંસુ હતાં હજૂર. અને જતાં જતાં કહેતી ગઈ કે આપ હજૂરને જાહેર કરવું જે કુદરતને આપ બનેનો મિલાપ પસંદ નથી એટલે એ ચાલી જાય છે.'

હજુ તો વાત ચાલે છે ત્યાં શાહી દૂતે આવી જાહેર કર્યું કે બાદશાહ સલામત તાનસેનને બોલાવે છે. તાનસેન ગયો. દિલમાં ગુસ્સા સાથે જઈ સ્પષ્ટ સંભળાવી દીધું કે પોતે ગાશે નહિ. તાનસેન કાંઈ તંબૂરો નથી કે ધારે ત્યારે સૂર છેડે અને એ વાગવા માંડે.

પણ શાહે તો આ ખુલ્લું અપમાન પણ સહી લીધું. વ્યાકુળ બનેલ તાનસેનને એણે વિરોધ ન કરી વધુ વ્યાકુળ બનાવ્યો.

હતાશ–ભાંગેલા હૃદયે તાનસેન શાહની ખિદમતમાંથી પાછો ફર્યો. શાહની સમક્ષ તેણે ગાવાની ના પાડી પણ તેનું દુઃખ, તેના દિલની આહ–કરુણ ગીત રૂપે માર્ગ માગી રહ્યાં. હૃદયની પુકાર ઠાલવતું વેદનાભર્યું ગીત ગાઈને તેણે દિલ હળવું કર્યું.

પછી તો પોતાના ભાંગેલા હૃદયની ફરિયાદ રૂપે દર્દભર્યું સંગીત તાનસેન કોઈ વાર ગાઈ બેસે છે તે શાહ ચોરીછૂપીથી સાંભળી લે છે પણ પહેલાંની માફક શાહને હવે નિયમિત રીતે તાનસેનનું સંગીત સાંભળવા મળતું નથી.

દુઃખનું ઓસડ દહાડા બનશે એ આશાએ શાહ ધીરજ ગળી રહ્યો છે. અને તાનસેન પોતાના અશ્રુમાં દુનિયાનો વ્યવહાર ભૂલીને દિવસો ગાળી રહ્યો છે.

એવામાં અકબર શાહની એકની એક પુત્રી માંદી પડી. હકીમોએ તાવની દવા તો કરી પણ કોઈ અકળ અજંપો એને મૂંઝવી રહ્યો હતો. એ ઘડી દિલ ખુશ થાય એ ઈરાદાથી હકીમે સંગીત સંભળાવવાનું મુનાસબ ધાર્યું. તાનસેન આવે એમ નહોતો, એટલે જૂના શાહી ગવૈયાને જ આમંત્રણ અપાયું, પણ તેના કર્કશ ગાનથી રાજકુમારીનું મન રીઝ્યું નહિ. કોઇ અજબ ગાઇ બતાવવા એણે કહ્યું. જવાબમાં શાહી ગવૈયાએ દાવ જોઈને સોગઠી મારીઃ

'અજબ રાગ તો, શાહજાદી સાહેબા, દુનિયામાં એક જ છે અને તે દીપક—જે ગવાતાં બુઝી ગયેલા દીવા આપ મેળે પ્રગટી ઊઠે છે.'

બૂઝેલા દીપક સ્વયં પ્રગટે એ કલ્પનાએ શાહજાદીને ઘેરી લીધી. એણે કહ્યું: 'બસ તો દીપક ગાઓ.'

'દીપક તો, શાહજાદી સાહેબા, એક તાનસેનજી જ ગાઈ શકે.'

એટલું કહીને શાહી ગવૈયો છટકી ગયો. એણે આબાદ ગણતરી ગણી હતી. પ્રથમ તો તાનસેન ના પાડશે, શાહજાદી હઠ મૂકશે નહિ અને એમાંથી એવી ચકમક ઝરશે કે ન પૂછો વાત અને કદાચ તાનસેન ગાશે અને દીવા નહિ થાય તો તેની આબરૂ જશે અને જો દીવા થશે તો રાગની અસરથી તાનસેનનું અંગ 'અગન! અગન!' થઈ ઊઠશે.

બધી રીતે ગણતાં તાનસેનનું કાસળ બરાબર નીકળી જશે એ નક્કી હતું.

થયું પણ તેમ જ. શાહજાદીએ હઠ લીધી કે તાનસેન દીપક ગાય તો હા નકર ના.

અકબર શાહે વિનંતી કરી—આજીજી કરીઃ 'હિન્દુસ્તાનના પાદશાહ તરીકે નહિ પણ એક પિતા તરીકે હું વીનવું છું કે મારી માંદી પુત્રીની ઇચ્છા પૂરી કરો. તાનસેન! ઘડીભર વિચાર કર કે આજ તારી જ પુત્રી હોય અને દીપક ગાવા કહે...'

શાહ પૂરું બોલે એ પહેલાં તાનસેને કબૂલ કર્યું: 'હું દીપક ગાઇશ...'

માંદી શાહજાદીની પથારી સામે તાનસેને આસન જમાવ્યું. મહેલના બધા દીવા બુઝાવી નાખવામાં આવ્યા. તાનસેને દીપકના સૂર વહેતા મૂક્યા. ગીત આગળ વધતું ગયું તેમ તેમ સૂર ઊંચે ચઢતો ગયો. વાતાવરણ ઉષ્ણ બનતું ગયું; તાનસેનના ગળામાંથી સૂર જાણે સસવતા તીર જેવો, અગ્નિની જ્વાલા જેવો નીકળવા માંડ્યો. તીવ્રતમ સ્વરે અવાજ પહોંચ્યો અને વીજળીનો ઝબકારો થાય તેમ એક ઝબકારો થયો. ખંડની વચ્ચેના ઝુમ્મરના વચલા દીવામાં જ્યોત પ્રકટી. ગાન ચાલુ જ રહ્યું. ને પછી તો એક પછી એક દીવા આપમેળે પેટવા લાગ્યા. શાહજાદીની આળહઠ પૂરી થઈ તે આનંદથી ડોલી ઊઠી.

ગીત પૂરું થયું અને તાનસેન પોતાનું આસન છોડી ગયો. પોતાને નિવાસસ્થાને તો માંડ માંડ પહોંચ્યો. તેના શરીરમાં લાય ઊઠી હતી. દીપકની અગન જાણે કે તેને ભરખી જતી હતી. તે પોકારી ઊઠ્યો: 'પાણી, પાણી.' પણ પાણીના તો પ્યાલા ઉપર પ્યાલા ગટગટાવ્યા તો ય અગન ઓછી થઈ નહિ. બળું બળું કરતો તાનસેન ખાટલે પડ્યો.

અકબર શાહને ખબર કરવામાં આવી. શાહે વૈદો અને હકીમો પાસે જાત જાતના ઇલાજ કરાવ્યા. દિવસો ગયા પણ કોઈ કારી ફાવી નહીં.

શાહના પસ્તાવાનો પાર નથી. પોતાની ભૂલ કબૂલતાં એ ખુદાને બંદગી કરે છેઃ 'પરવરદિગાર! અમારી બેટીનો જાન લઈને પણ જો તાનસેન બચી શકતો હોય તો બચાવ. બચ્યો તો તારી દુઆથી મળી રહેશે, પણ તાનસેન બીજો નહિ મળે'

કોઈએ શાહને ખબર આપ્યા કે દીપકનો ઉતાર 'મેઘમલાર' છે. દીપક ગાવાથી દીવા સળગે એમ મેઘમલાર ગાયે વરસાદ આવે. એ વરસાદ જ આ દીપકની આગ બુઝાવી શકે.

અકબર શાહે તો ઠેર ઠેર દાંડી પિટાવી દીધી કે જે કોઈ મેઘમલ્હાર ગાશે, અને તાનસેનને આરામ કરી આપશે, તેને તાનસેનના ભારોભાર ઝવેરાત મળશે. શાહના સ્વારો ઠેર ઠેર આ જાહેરાત પ્રસરાવતા ફરી વળ્યા છે.

પણ સમય તો ચાલ્યો જાય છે. કોઈ કરતાં કોઈ મેઘમલ્હાર ગાવાવાળું મળતું નથી.

રિબાતો તાનસેન એકવાર શાહને બોલાવે છે અને કહે છેઃ 'મારી એક છેલ્લી વિનંતિ છે, મને બુંદીખંડ મોકલી આપો. મારે રાજા રામચંદરને મળવું છે.'

'એને અહીં બોલાવી આપું?' શાહ કહે છે.

'ના ના. હું જ જઈશ. મેં કહ્યું હતું કે મરતાં પહેલાં એકવાર જરૂર મળીશ.'

શાહ ઘણું મનાવે છે, પણ તાનસેન માનતો નથી. આખરે શાહ કબૂલ થાય છે. પાલખી તૈયાર કરાવી આપે છે. સાથે માણસોનો કાફલો પણ મોકલે છે. કૂચ કરતો કરતો કાફલો બુંદી ખંડના એક ગામને ઝાંપે આવી પહોંચે છે.

આ એ જ ગામ છે જ્યાં એક દિવસ વીસ વરસની સંગીત–ઉપાસના પછી તાનસેન પાછો ફર્યો હતો અને એક ગામડિયણ છોકરીને રાગ ગાવાનો ઉપદેશ દેવા જતાં પોતે ભોંઠો પડ્યો હતો.

પણ આજ તાનસેનને એ કાંઈ ભાન નથી. એ તો ગામને ઝાંપે કૂવો જોઈ, પોતાની હંમેશા અતૃપ્ત રહેતી તરસ છિપાવવાના વ્યર્થ પ્રયત્ન માટે પાલખી રોકવા કહે છે. પાલખીમાંથી ઊતરીને એ કૂવાને થાળે આવીને બેસે છે. કૂવાને કાંઠે ઊભેલી પનિહારીઓને એ પોતાને માથે પાણીના ઘડા ઢાળવી નાંખવા કહે છે. પનિહારીઓ આ વિચિત્ર માગણી સાંભળી થંભી જાય છે. તાનસેન ધા નાખે છેઃ 'તમારા ઘડા ઠલવી દો, મારા માથે ઠલવી દો. હું બળું છું.'

તાનસેન માથું નીચું ઢાળીને બેઠો છે, પનિહારીઓ વિસ્મિત થઈને ઊભી છે, ત્યાં એક નવી પનિહારી ઘડો લઈને ચાલી આવે છે. નવી આવનારી આ મુસાફરને જુએ છે ને બૂમ પાડી ઊઠે છેઃ 'તાનસેન!'

એ હતી તાની. તાનસેનની દશા જોઈ એનું હૃદય ચિત્કાર કરી ઊઠે છે. આંધીની માફક ધસીને એ શાહના માણસોને ફિટકારે છેઃ 'કરી લીધી તમારા શાહે સંગીતની મોજ! કોઈ વેદ પણ ન મળ્યો તમારા શાહને?'

'ઘણી ય દવાઓ કરી બાઈ!' શાહનો માણસ જવાબ આપે છે, 'પણ કોઈ દવા કાર કરતી નથી. એની એક જ દવા છેઃ મેઘમલ્હાર કોઈ ગાન ને વરસાદ વરસે એમાં એ ભીંજાય તો એની આગ શમે.'

સાંભળીને તાની વિમાસણમાં પડી જાય છે. તાનસેન–એનો પ્રીતમ બળી રહ્યો હતો. ભગવાન એની પ્રાર્થના સાંભળશે? ધોમ ધખ્યે જતા આકાશમાં વાદળીને ખેંચી લાવવાની શક્તિ એના ગળામાં પૂરશે?

એ ધીરેથી મીઠી હલકથી પણ કરુણા ભરી પુકાર સાથે ગીત ઉપાડે છે. ક્ષિતિજને પેલે પારથી એ કાળાં કાળાં વાદળાંને બોલાવે છે, કહે છેઃ

'તમે આવો. મારો પ્રીતમ દીપકની આગમાં સળગી રહ્યો છે, હે કાળાં વાદળાંઓ! તમે આવો અને વરસો, મારી આ આંખો જેવા વહાલથી તમે પણ વરસો.

'ઊમટી આવો હે વાદળો, તમારી ઘનઘોર ઘટાથી આકાશ છાઈ દો. તમારા ગડગડાટથી વાતાવરણ ભરી દો. હે વાદળ! તમે આવો.'

આજીજીભર્યા સૂરે તાની ગાઈ રહી છે. એણે પહેલું પદ પૂરું કર્યું ત્યાં તો પવનના સુસવાટા શરૂ થયા છે. દૂર ક્ષિતિજમાં સૂરના જાદુથી જાણે કે ખેંચાઈ આવી હોય એમ એક કાળી વાદળી ડોકાય છે, પછી તો ઘડીકમાં

વગડામાં તાનીનો સાદ સાંભળીને એની ભેંસુ દોડી આવે એમ એક પછી એક કાળાં વાદળાં આકાશમાં ધસી આવ્યાં પવનનું તોફાન વધ્યું ગાજવીજ શરૂ થઈ અને ભીંજવી દેતી વૃષ્ટિ પણ થઈ

વરસાદનાં પાણી તાનસેનને શરીરે અડ્યાં અને એને શાતા વળવા માંડી થોડી વારમાં તો એની અગન શાંત થઈ ગઈ છે

લાંબા વિયોગ પછી પ્રીતમ ને પ્રિયા મળ્યાં છે ' લતા વૃક્ષને લપેટાય એમ તાની તાનસેનને વળગી પડી છે

[ 'તાનસેન' ફિલ્મ પરથી

પક્ષીઓ તેમાં રહેતા રસ્તાને કાંઠે આવેલો એટલે ત્યાં પરબ પણ હતું અમે ત્યારે નીકળો પણ પરબની ઝૂંપડીએ પાણી પીધા વગર જવાનું મન જ ન થાય એ વડલા જેટલો જ ગભીર એક વૃદ્ધ ત્યાં પાણી પાવા બેસતો. વટેમાર્ગુઓ તેને દાદા કહેતા દાદા તેમને ઠંડુ પાણી પાતા.

એવામાં એક વખત મોટું જબ્બર કુદરતનું તોફાન આવ્યું અકાળે આવેલા મૃત્યુ અને અકાળે આવેલા તોફાન ઘણા જ ભયંકર હોય છે મુશળધાર વરસાદ અને સખત પવને વડલાનો અંત આણી દીધો મોટા કડાકા સાથે વડલો તૂટી પડ્યો

પછી તો વડલાનો કોન્ટ્રાક્ટ દેવાયો કારણકે તેમાંથી હજારો મણ લાકડું મળે એમ હતું. વટેમાર્ગુઓ પેલા વૃદ્ધને પૂછતા 'તે દાદા, તમે ઠીક મોકળા ઉંસા'તા તે બચ્યા નીકર કાંક આવી ગયા હોત ' વળી બીજો બોલતો 'પણ દાદા હવે બેસશો ક્યાં ? ઇ વડલા જેવી તે કાંઇ મજા આવે ?' ત્યાં તો ત્રીજો કહેતો 'દાદાને જતે જન્મારે આવું સારૂં ઠેકાણું ગયું દાદા નિરાધાર થઈ ગયા ' આ બધો વખત દાદા તો વહેરાતા વડલા તરફ જોઇ રહ્યા હતા કોઇકે પૂછ્યું 'દાદા ! શું વિચાર કરો છો ?'

'આ બચારા પક્ષીઓના માળાનું શું થશે હશે !' દાદા જવાબ આપતા ને પાછા વહેરાતા વડલા તરફ સૂનમૂન જોઈ રહેતા.

... ણું તે પહેલા તો રેડીઓએ ખબર આપી દીધા હતા અમે બધા એ જ વાત કરતા હતા એક ભાઇ બોલતા હતા 'મહાદેવભાઈ જેવા માણસ. ખરેખર હિન્દને બહુ મોટી ખોટ પડી.'

'અરે માત્ર દેશસેવક જ નહીં' એક કવિનો અવાજ સંભળાયો 'એમણે ગુજરાતને કેવા ખાસ ભાષાન્તરો આપ્યા છે.'

'ગાંધીજીનો તો જમણો હાથ ગયો ' ત્રીજાએ પોતાનો મત જાહેર કર્યો.

'હવે ગાંધીજીને એવો મંત્રી મળવો મુશ્કેલ છે.' કોઈ બોલતુ.

'મહાત્માજીનો તો સાથ ગયો હવે એમનાં રહસ્યો કોઇ નહીં સાચવી શકે. ખરે વખતે ગાંધીજી તેમની સલાહ પૂછતા.' એક ઊભરતા સેવકે જાહેર કર્યું.

'જોજો ને હવે ગાંધીજી સરકારને કાગળ લખે તે ' પોલીટીક્સનો અભ્યાસ કરતા એક વિદ્યાર્થીએ કહ્યું 'એવું લખાણ લખશે કે વાઇસરોય પણ..'

આ બધી વાતો દરમિયાન મેં છાપું ઉપાડ્યું હતું. પહેલે જ પાને મોટા અક્ષરે લખ્યું હતું 'મહાત્માજીનો વાર '—મહાદેવના પુત્ર અને પત્નીને હિંમત આપજો—બાપુજી

'શું વાંચો છો ?' પેલા કવિએ મને પૂછ્યું... છાપું તેમના હાથમાં દઈ સૂનમૂન બેસી રહ્યો

—ખ્યા, ભ્યા.

# હરેન્દ્રની કથા

મણિલાલ અલગારી

આજકાલ તો બધાય કન્યા જોવા જાય છે હું કેમ ન જાઉં? બીજા જાય છે એટલે હું યે જઈશ.' અને તરત જ હું કન્યા જોવા નીકળી પડ્યો. જો કે મને કાકાએ ખાળ્યો, મામાએ વાર્યો, બાની નારાજી વહોરી લીધી અને બાપાને મન તો હું વંઠી ગયો લાગ્યો. પણ મેં મારી હઠ ન છોડી. મેં તો બધાને ચોક્ખું સુણાવી દીધું કે જેની સાથે મારે ભવ ભોગવવાનો છે તેને હું જોઉં પણ નહીં એમ! હઠી જાવ મારા મારગમાંથી, નહીં તો મૂઆ પડ્યા જાણજો. હું સ્વતંત્ર છું. ને અણનમ યોદ્ધાની માફક છાતી કાઢી ઊભો રહ્યો. સૌ આઘા ખસી ગયા.

મારા મિત્રે મને જે પહેલી કન્યા દેખાડી એને જોઈને હું આશ્ચર્ય પામી ગયો તેણે નવી લીલા રંગની સાડી પહેરી હતી, કાળા ચળકતા વાળ સુંદર રીતે ઓળ્યા હતા, મોઢું ભાર્યું ભર્યું હતું. હું મુગ્ધ થઈ ગયો અને મને એમ લાગ્યું કે કામરૂદેશની કન્યાઓની વાત બહુ સાંભળી છે પણ એ ય આનાથી તો જરૂર ઊતરતી હશે. મેં નક્કી કર્યું કે હવે બીજી નથી જોવી. આ જ ઉત્તમ છે. ચાનો કપ જ્યારે મૂકવા આવી ત્યારે તો એનું રૂપ પ્રાતઃકાળના સૂર્યની માફક ઊપસવા લાગ્યું. મને થયું કે જાન કાઢવી, ગીતો ગાવાં, બૅન્ડ વગડાવવાં એ બધા શા ભવાડા! અત્યારે જ હાથ મહીને ચાલી નીકળું પણ એ વખતે જ મારા મિત્રે કન્યાના બાપાને કહ્યુંઃ 'હવે અમે રજા લેશું.'

અમે ઊઠ્યા. એ રાતે મને સ્વપ્ન આવ્યું કે શરણાઈ વાગી રહી છે ને ચોરીમાં એક ઓ સાથે હું મંગળફેરા ફરી રહ્યો છું.

બીજે દિવસે વળી એક બીજે ઠેકાણે જોવા જવાનું થયું. પહેલી કન્યા મને પૂરેપૂરી પસંદ હતી. પણ મારા મિત્રે કહ્યુંઃ 'આ તો એનેય આટે તેવી છે. જોવામાં તારું જાય છે શું! પાંચ-દશ કન્યા જો તો ખરો.'

મને થયું કે મારા મિત્રની વાત કંઈ ખોટી નથી. એક સામાન્ય વસ્તુ લેવી હોય છે તોય માણસો ચાર દુકાને ફરે છે. જાપાની છે કે જર્મની છે એમ પૂછે છે અને પૂરેપૂરી રીતે સારા-નરસાની ખાતરી કરી ખરીદે છે તો. મારે શા માટે પાકી ખાતરી ન કરવી! વળી મારે બે-પાંચ વરસ ટકે તેવી વસ્તુ લેવાની નહોતી પણ જીવનનું રાસ લેવાનું છે તો પછી પાંચ-દસ ઘર નહીં પણ પચીશ ઘર ફરું તોય શું ખોટું છે? સાથે સાથે હું નવા જમાનાનો છું એવો પણ ખ્યાલ આવ્યો ને મારા મનમાં ગર્વનું મોજું ફરી વળ્યું.

મારા મિત્ર પાસે મેં કન્યાઓનું સૂચિપત્ર માગ્યું. તે અનેક ગૃહસ્થોનાં નામ ગણાવી ગયો. કેટલીક કન્યાનાં નામ પણ આપ્યાં. વિમળકાંતની રજનીને તેણે મારે માટે પસંદ કરી હતી અને આજે સાંજે તે મને વિમળકાંતને ત્યાં લઈ જવાનો હતો.

મેં પૂછ્યુંઃ 'તેં જોઈ છે?'

તેણે કહ્યુંઃ 'એકવાર નહીં પણ અનેકવાર. ઑફિસે જાઉં છું ત્યારે એનું ઘર વચમાં આવે છે. જાણે વીજળી જોઈ લો! શું એની તેજદાર આંખો છે! એનું ગોળમટોળ મોઢું તો કોઈ નટીને પણ ટપે. એની ચાલની છટા પણ ઓર જ છે! વળી એનો બાપ પૈસાદાર છે એટલે......'

તે વખતે જે પહેલી કન્યા મેં જોઈ હતી અને જે ક્યારનીય મારા હૃદયમાં સ્થાન જમાવી બેઠી હતી તેને મેં કહી દીધું કે ખસી જા. તું ત્યાં નથી શોભતી. એ સિંહાસન રજનીનું છે. બીચારી ભોળી કન્યા! મરતીઃય થાય ને ઘરોનું નામ-નિશાન ન રહે તેમ ભાંગીને

ભૂલો થઇ ગઇ. સિંહાસન ખાલી થયું. નવી પ્રતિજ્ઞા કરવા હું તત્પર થઇ રહ્યો. તે દિવસે સાંજ ખૂબ મોડી પડી. સાંજે મોટર ભાડે કરી હું ને મારો મિત્ર બંને જોવા ગયા. જોતાં જ લાગ્યું કે મિત્રે કહ્યું હતું તે કંઈ ખોટું નથી. લાલચોળ રંગની ચળકતા લેસવાળી સાડી પહેરી હતી અને આંખોમાં ખૂબ તેજ હતું—વીજળી ખરી ને ! એટલું જ હું જોઇ શક્યો.

એ રાતે મને બહુ ભૂરું સ્વપ્ન આવ્યું. જાણે કે હું કામધંધે ગયો હું—શો ધંધો એ કંઇ યાદ નથી પણ જ્યારે થાક્યોપાક્યો સાંજે ઘરે પાછો આવ્યો ત્યારે વીજળી પોતાના સ્વભાવાનુસાર પાસેના બંગલામાં સરી ગઈ હતી. એમાં મૂછોના આંકડા ચડાવેલો ફાંકડો વેપારી રહે છે એની આંખોમાં અગ્નિજ્વાળા જેવું તેજ છે—કહો ને કે સાક્ષાત્ વીજળી જ છે. ત્યાર પછીનું કંઇ યાદ નથી આવતું.

સવારે મારા એક મિત્ર—જેઓ ઊગતા કવિ છે તેઓ મળવા આવ્યા હતા. તેઓ રજનીની શેરીમાં જ રહેતા. રજની વિષે તેમનો અભિપ્રાય માગ્યો. તેમણે કહ્યું: 'એનો મને ખાસ પરિચય નથી પણ એને જોતાં જ એમ લાગે છે કે ઊંચે ઉછાળી પછાડશે કે શું !'

હું એક સ્ત્રી વિષે અભિપ્રાય પૂછતો હતો એમાં સ્ત્રી વિષે ઉછાળવા-પછાડવા જેવી બેહૂદી વાત સાંભળી મને હસવું આવ્યું. હું તો રજની રૂપાળી છે કે નહીં ? તેનામાં કંઇ 'ચાર્મ' લાગે છે કે નહીં એ જાણવા માગતો હતો. ખેર, કવિઓ કાવ્યો રચી જાણે; તેમને સૌંદર્ય શી ચીજ છે તેની ખબર નથી હોતી.

બે દિવસથી દરરોજ એક જ કન્યા જોવાતી અને કન્યાઓ તો હજી ઘણી જોવાની બાકી હતી અને હજી ઘણાને ત્યાંથી કહેણ આવ્યે જતાં હતાં. દરરોજ એક લેખે જોઉં તો કેટલા દિવસ વીતી જાય ! લગ્નને પણ કેટલી વાર લાગે ! એટલે એક દિવસે પાંચ-સાત કન્યા જોવાઈ જાય તેવો બંદોબસ્ત કરવાની મને જરૂર લાગી. જો કન્યાઓ જલદી જોવાઇ જાય તો આ મહા મહિનામાં મારાં લગ્ન કરી નાખવાની બાપાની ઇચ્છા પૂરી પડે.

હું કંઇક ઉપાય વિચારતો હતો ત્યાં મારા મિત્રે ઉતાવળો ઉતાવળો આવીને કહ્યું: 'ચાલ દોસ્ત, જલદી કર.'

મેં કહ્યું: 'ક્યાં !'

'તું તારે મારી સાથે ચાલ ને' એમ કહેતાંક એણે જમણી આંખ દબાવી અને આંખ દબાવવાની સાથે જ એની અડધીપડધી યોજના હું સમજી ગયો. લગભગ દોઢ વાગ્યો હશે. પાએક કલાકમાં અમારે કન્યા વિદ્યાલય પાસે જે શેરી પડે છે તેને નાકે કેશા પાનવાળાની દુકાન છે ત્યાં આગળ પહોંચી જવાનું હતું કેશાની દુકાને જઇ પાન ખાધું; ગોલ્ડ ફ્લેક બીડી સળગાવી ત્યાં ચાર વાગ્યા. વિદ્યાલયમાંથી એક પછી એક છોકરીઓ નીકળવા લાગી અમારી નાતની જે છોકરીઓ ખાસ ખાસ અમારે જોવાની હતી તે બધી છોકરીઓ તેણે મને હાથ દબાવી આંગળીકારથી બીજી કે ગોલીકારથી પેલી બતાવી દીધી. પરનાતની કન્યાઓ પણ જોઇ. એ સિવાય રૂપની સરખામણી કેમ થઇ શકે ? નાની કન્યાઓ પણ જોઇ. કદાચ બે વર્ષ માગાં લગ્ન મોડાં થાય તો ! જેનાં કહેણ નહોતાં તે કન્યાઓ પણ જોઇ લીધી. કદાચ તેમના પિતાઓ કહેણ મોકલે તો પછી જોવાપણું ન રહે અમે આમ કન્યા જોતા હતા ત્યાં તે દિવસે કોઈ પર્વ હોઇને વિધવાનું ટોળું ગાતું ગાતું સાગરસ્નાન માટે જતું હતું. તેમાંની કેટલીક વિધવાઓ પણ જોઇ નાખી. કદાચ મારું મન નાતજાતની વાડ તોડી, કૂદીને સુધારાના પથે દોડે તો પુનર્લગ્ન પણ કરે એ હેતુથી

અમારે જે પાંચસાત કન્યાનાં કહેણ હતાં તેમને જોઇ તો તેઓ સ્વર્ગની અપ્સરા કરતાં પણ ચડે તેવી હતી. બધાંએ બધો રૂપના ઢગલા જ કરી નાખ્યા હતા. મારું ચાલતા જાઉં તો

બધીને સરખા આપવા પડે. મને વિમાસણ થવા લાગી. પણ ત્યાં આપણી સંસ્કૃતિ જ્યારે શિખર પર હતી તે મહાભારતનો કાળ યાદ આવ્યો. યુધિષ્ઠિર, ભીમ, અર્જુન વગેરે યાદ આવ્યા. અર્જુનને કેટલી પત્નીઓ હતી! તે વખતના રાજાઓને પણ એક એક નહીં પણ અનેક પત્નીઓ હતી. બહુપત્નીવ્રત એ કાંઇ પાપ નથી. માત્ર આર્થિક મુશ્કેલી ન હોવી જોઇએ. હું તો મારા પિતાશ્રીની અઢળક મિલકતનો સ્વામી થવાનો છું પછી મારે વાંધો શું છે? મારો રસ્તો સરળ થઇ ગયો અને સાથે સાથે જ મેં એવુ દશ્ય જોયું કે અંતઃપુરમાં હીંચકા ઉપર હું બેઠો છું. એક પત્ની મને પંખો નાખે છે, એક શરબત પાય છે. એકને મારી પડખે બેસારી ગળામાં મેં હાથ નાખ્યો છે અને બે જણી હીંચકા નાખવા તૈયાર થઇ રહી છે. સ્વામીનાથની આજ્ઞાની જ જાણે વાટ જુએ છે. ભમર ઉઠાવું કે હીંચકો ઝોલે ચડશે.

પાંચ–સાત કન્યાઓ જોવાઇ ગઇ પણ હજી બીજી કન્યાઓ આજે જ જોવાઇ જાય તો સારું એમ મનમાં થવા લાગ્યું. કારણ કે જો કંઇ કામ ઊકલવાનું હોય તે આજ ઊકલી જાય તો શું ખોટું? એટલે હજી પણ મારો મિત્ર બીજે ઠેકાણે મને લઇ જાય એવી મારી ઇચ્છા હતી પણ એને દુકાને કામ હતું એટલે તે દિવસે અમે છૂટા પડ્યા.

ઘરે આવ્યો ત્યારે એક ઉંમર લાયક છોકરી મારી બેન સાથે વાતો કરતી હતી. મને ભાળી એણે કપડાં સંકોર્યાં. હું સમજી ગયો. એને મેં ઘણી વાર જોઇ છે. એનામાં ફેશન તો નામે ન મળે. વાળ ઓળે છે તે ય સાવ સાદા, સાડલો પણ આછા કેસરી રંગનો સાવ સાદો અને શરમ તો સમાતી નથી. એને આધુનિક કેમ કહેવાય? મને તો તે તદ્દન ગામડિયણ લાગે છે. બા કહે છે કે રૂપાળી નથી પણ નમણી છે. પણ નમણીને શું પોઇને પૂજવી છે? એને મે ચાર–જણ સાથે હળવાભળતાં ન આવડે તે શું કામનું? સામું જોઉં છું તો મોં નીચું ઘાલી મોં ખોતરવા મંડે છે. મારે એ ન ચાલે–મારે સમાજમાં રહેવું છે. બહેન કહે છેઃ ખૂબ માયાળુ છે સ્વભાવે ઉદાર છે. રસોઇમાં કુશળ છે. તેને સીવણકામ ને ભરતકામ આવડે છે અને કહે છે કે એને હું બહુ સારી રીતે ઓળખું છું. આપણા ઘર માટે આવી કન્યા નહીં મળે બાપા પણ એને ખાનદાન કુટુંબની સમજી બેઠા છે. પણ એ બધા ભલે ગમે તેમ કહે, હું તેમનું માનવાનો નથી. તેમની ઇચ્છા મારી પર લાદવાનો તેઓ શા માટે પ્રયત્ન કરે છે? મારે શું ઇચ્છા નથી? હું શું સ્વતંત્ર નથી! હું કંઇ નાનો નથી તે મારી સ્વતંત્રતામાં તેઓ આડે આવે! એને હું હરગિજ પસંદ નહીં કરું. એને મારા ઘરમાં આવવું હોય તો મારી પત્નીની દાસી તરીકે આવે.

આ હતી મારી તે વખતની મનોવૃત્તિ. પણ તે એક ગૃહસ્થ થનારને છાજે તેવી તો નહોતી જ. હું ગૃહિણીની શોધમાં નહીં પણ પ્રેમિકાની શોધમાં હતો. એમાં નારીનું તો ઘોર અપમાન હતું. પણ મેં જ મારી જાતને હલકી પાડી છે.

વળી શાણો'તો તો ચાર અંગ્રેજી પણ મુરતિયા તરીકે ગર્વ કેટલો રાખતો! પૈસાના મદની પણ મારી સોનાની કાંડા–ઘડિયાળ અને બટન ઘોષણા કરતાં હતાં. કુળની ખાનદાનીનું અભિમાન પણ કંઇ ઓછું નહોતું. પણ ત્યારે હું એટલું પણ નહોતો સમજતો કે મારા અસંયમી મનની ભૂખાળવી મનોવૃત્તિમાં ખાનદાનીનું નામ–નિશાને ય નહોતું પણ ગલીચ નાદાની જ હતી. પણ હું કન્યા જોવા ગયો ત્યારે જેવો હું હતો તે વાત તે દી કેમ નહીં સમજાઇ હોય કે પછી જે વાત જે કાળે સમજવાની હોય ત્યારે જ તે સમજાતી હશે! કન્યાના વાલીઓ પણ આ કેમ ન સમજી શક્યા? કે ગરજવાનને અક્કલ ન હોય એ ન્યાયે હશે! એ લોકો કદાચ ગરજના માર્યા

કન્યાનું હિત નહોતા જોઈ શકતા તો હું યૌવનના અનેકવિધ મદોથી મારું હિત સમજી નહોતો શક્યો. આજે એ વાત યાદ આવતાં શરમથી માથું નીચું થઈ જાય છે. પોતાના દેશની એનરીકરીઓને જોતા ફરવું અને આ નથી સારી, આ નથી સારી અથવા આ ય સારી ને આ ય સારી એ મનોવૃત્તિ જ કેવી ભૂખાળવી છે!

હું તમને પૂછું છું કે આજ પણ શું આવી જ રીતે કન્યા નથી જોવાતી? જો એમ જ જોવાતી હોય તો એનો કંઈ ઉપાય આપને સૂઝ્યો છે? હોય તો બતાવશો. કારણ આજે મારા ૧૮ વર્ષની ઉમરના નરેન્દ્રના વેવિશાળની વાત નીકળતાં તે કહે છે કે કન્યા દેખાડ્યા વિના જો મારું વેવિશાળ કર્યું છે તો હું પરણીશ નહીં

હરેન્દ્રનાથ

× × ×

વાંચક કહેશે 'તમને' એટલે કોને? એનો ખુલાસો કરવો જરૂરી છે તમને એટલે મને.

હું છું ધંધાદારી Sexologist ને તેથી જાતીય પ્રશ્નો પૂછતાં યુવાનોના ઘણા પત્રો મારી ઉપર આવે છે તેમાંથી આ એક પત્ર હું રજૂ કરું છું. તે પત્ર આત્મકથાના એક પ્રકરણ જેવો છે અને તમારી આગળ તે રજૂ કરવાનું ખાસ કારણ તો એ છે કે એ કથા હરેન્દ્રની જ નથી પણ નરેન્દ્રની ય છે અને નરેન્દ્ર કંઈ એક છે? અને હરેન્દ્રના નરેન્દ્ર સુધી જે વાત ન સુધરી તે કદાચ આ પત્રે તમારી આગળ મૂકવાથી નરેન્દ્રના સુરેન્દ્ર સુધી ન પહોંચે એમ બને.

[અમદાવાદ ૧૩૪કના 'ઉદય' માંની રાજમણિ રાય M. A. ની વાર્તા પરથી]

દરેક માણસને પ્રખ્યાત થવું બહુ ગમે છે. તેમાં ય સીને-સિતારાઓને તો ખાસ

એકવાર એક નટી મોર-હોસ્પિટલ જોવા ગઈ. ઘણા જખમ ખવાયેલા સૈનિકો ત્યાં હતા. પ્રખ્યાતિ મેળવવાનો આ સારો મોકો છે એમ માનીને તેણે એક માંદા બંગાળી સૈનિકને પૂછ્યું: 'તમે કેટલા દુશ્મનો માર્યા?'

'એક.' સૈનિકે જવાબ આપ્યો.

'કયે હાથે માર્યો?' નટીએ પૂછ્યું.

પેલાએ જમણો હાથ બતાવ્યો. નટીએ ખૂબ હેતથી સૈનિકનો જમણો હાથ પોતાના હાથમાં લઈને ચૂમ્યો.

પછી એક મરાઠા સૈનિકને પૂછતાં તેણે બે દુશ્મનોને માર્યા હોવાનું જણાવ્યું. એટલે નટીએ તેને બે વાર હાથ પર ચુંબન કર્યું. પછી એક પંજાબી સૈનિકનો વારો આવ્યો.

'કેટલા દુશ્મનો માર્યા?' નટીએ પૂછ્યું.

'એકસો ને એક.' સૈનિકે જવાબ આપ્યો.

'કયે હાથે?' નટીએ પૂછ્યું.

'મેં તો તેમને બટકાં ભરી ભરીને જ મારી નાખ્યા હતા.' પેલાએ જવાબ આપ્યો.

—બા. જોશ.

# સાચી પણ અદ્‌ભુત વાતો

છોટાલાલ મા. કામદાર

## ભૂતિયો રસ્તો

પચાસ વર્ષથી વધારે સમય પહેલાં બનેલો અને મને મારાં દાદીમાએ કહેલો આ બનાવ છેઃ

બનાવના સમયે મારાં દાદીમા ત્રાવણકોરના કાંઠા પર આવેલા નાના શહેર ક્વિલોનમાં રહેતાં હતાં. એક દિવસ—શુક્રવાર—સવારે, પાસેના ગામમાં રહેતી તેની બેનપણીને મળવા માટે તે ઘરેથી નીકળ્યાં. તે સમયમાં ખાસ વાહનો નહોતાં અને મારાં દાદીમા છ માઈલનો રસ્તો પગે ચાલીને કાપતાં હતાં. બે કલાક અથવા તેથી થોડા વધારે સમયમાં ચાલીને તે તેની બેનપણીને ઘેર પહોંચી ગયાં.

નાસ્તો કર્યા પછી બન્ને બેનપણીઓ જૂનાં સ્મરણો યાદ કરવા લાગી. તેઓ જે વિષયની વાત કરતાં હતાં તેને પાછળથી જે બન્યું તેની સાથે જરા જેટલો પણ સંબંધ નહોતો. આ રીતે પણ જે બનાવો પાછળથી બન્યા તેનો માનસશાસ્ત્રની દૃષ્ટિથી પણ પૂરતો ખુલાસો આપવાનું કાર્ય કઠણ છે.

મારાં દાદીમા તેની બેનપણીની રજા લઈને ગામમાંથી નીકળ્યાં ત્યારે મોડું થઈ ગયું હતું. ક્વિલોનનો રસ્તો લાંબો અને ઉજ્જડ લાગતો હતો અને આસપાસનું દૃશ્ય પણ રમણીય નહોતું. ઠેઠ ક્વિલોન સુધી રસ્તાની બંને બાજુએ સૂકી, ઘેરાવા વિનાની જમીન પડી હતી. કોઈ કોઈ સ્થળે છૂટી છવાઈ ઝાડી હતી. ટૂંકમાં આખું દૃશ્ય જરા પણ ઉત્સાહ પ્રેરક નહોતું. રસ્તો ઉજ્જડ હતો. આ જરા ઠીક નહોતું કેમકે દાદીમા હમેશાં સંગાથના શોખીન હતાં. તે અર્ધે રસ્તે માંડ પહોંચ્યાં ત્યાં તો સૂર્યાસ્ત થઈ ગયો એટલે તેની અકળામણમાં વધારો થયો.

પરંતુ તેના વિચારો તો બીજી બાબતના હતા. તે મનમાં બીજા દિવસનો કાર્યક્રમ ગોઠવી રહ્યાં હતાં. તેટલામાં તેણે અચાનક નગારા સહિત સુંદર સંગીત સાંભળ્યું. આથી તે ખૂબ રાજી થયાં કેમકે તેનો અર્થ એવો થયો કે તેને કોઈ વાતચીત કરનાર મળશે. કદાચ છેક ઘર સુધીનો સથવારો પણ મળી જાય. તેથી તેણે પોતાની ચાલવાની ઝડપ વધારી. જેમ જેમ તે આગળ વધતાં ગયાં તેમ તેમ સંગીતનો અવાજ વધારે ને વધારે સ્પષ્ટતાથી સંભળાવા લાગ્યો.

તેણે ધાર્યું કે તે બાજુનાં લોકો કોઈ લગ્ન અથવા મહોત્સવની ઉજવણી કરતાં હશે. તે તમાશો જોવાની તેની ઇચ્છા હોવાથી તે ઝડપથી ચાલવા લાગ્યાં. તેણે શું જોયું ? તેણે પોતાનાથી બસો વાર આગળ લોકોનું એક મોટું ટોળું જતું જોયું. જે દિશામાં તે પોતે જતાં હતાં તે જ દિશામાં તે ટોળું જતું હતું. સંખ્યાબંધ માણસોના હાથમાં મોટી સળગાવેલ મશાલો હતી અને તે મશાલોનો મોટો પ્રકાશ પડતો હતો. થોડા થોડા સમયને અંતરે તેઓ મશાલોને બધી દિશાઓમાં ફેરવતા હતા. ટોળામાં સ્ત્રીઓ, પુરુષો તથા બાળકો હતાં.

તેઓ સાદાસીધા ગામડિયાઓ જ હતા. તેમાંના કેટલાક નગારાં વગાડતા હતા. કેટલાક સંગીતનાં વાદ્યો વગાડતા હતા. કેટલાક નાચતા તથા ગાતા હતા અને કેટલાક બની શકે તેટલા મોટા અવાજથી બૂમો પાડતા હતા. સ્ત્રીઓ અને બાળકો તાળીઓ પાડીને તેમની બૂમો તથા શોરોને ઘોંઘાટમાં મિશ્ર કરી દેતાં હતાં. દૃશ્ય ખૂબ જ આનંદદાયક હતું અને અવાજ કાનને બહેરા બનાવી દે તેવો હતો.

હજી તો મારાં દાદીમા સામર્થ્ય આ બધા આનંદનું કારણ શોધી કાઢવાનો યત્ન કરી રહ્યાં

હતાં ત્યાં તેણે પોતાનાથી થોડે દૂર નાના બાળકોના ટોળાને અચાનક ઊભેલું જોયું. તેઓ ખૂબ ઉશ્કેરાયેલા લાગતા હતા અને અંદરો-અંદર મોટેથી વાતો કરતા હતા. તેમાંના કેટલાક અવારનવાર ટોળાની દિશામાં આંગળી ચીંધતા હતા તેઓ ક્યાંથી આવ્યા અને કેવી રીતે આવ્યા તેની મારાં દાદીમાને કશી કલ્પના નહોતી મારાં દાદીમાએ તેમની પાસે જઈને પૂછ્યું કે 'ત્યાં આટલા બધા લોકો શા માટે ભેગા થયા છે?' છોકરાઓએ બૂમ પાડીને કહ્યું કે એક સ્થાનિક ઉત્સવની ઉજવણી થઈ રહી છે. એટલું કહીને તેઓ મારાં દાદીમા પાસેથી ટોળા તરફ દોડી ગયા

ટોળું બહુ જ ધીમી ગતિએ ચાલતું હતું એટલે મારાં દાદીમાએ તેને પકડી પાડવાનો યત્ન કર્યો. પણ તેના ઘણા યત્નો છતાં તે ત્યાં પહોંચી શક્યાં નહિ ગમે તેટલી ઝડપે ચાલવા છતાં તે ટોળાની સાથે થઈ શક્યાં નહિ. તેમની અને ટોળાની વચ્ચેનું અંતર ઘટાડવા તેણે ફરી ફરીને પ્રયત્ન કર્યો પણ તેનું કંઈ પરિણામ આવ્યું નહિ.

મારાં દાદીમાએ સત્વર ફેરફાર થતો જોયો. સળગતી મશાલો ઝાંખી થતી જતી હતી અને ટોળું ધીમે ધીમે હવામાં અદૃશ્ય થતું જતું હતું. પુરુષો, સ્ત્રીઓ અને બાળકોની આકૃતિઓ ધીમે ધીમે અસ્પષ્ટ થતી જતી હતી. આનો શો અર્થ હશે તેનું આશ્ચર્ય થતાં તેણે પાછું વાળીને જોયું. તેના આશ્ચર્ય વચ્ચે લગભગ બસો વાર દૂર તેણે તેવું જ ટોળું જોયું. પહેલા ટોળામાં જે થતું હતું તે જ બીજા ટોળામાં થતું હતું. ત્યાં પણ સળગાવેલ મશાલો ઝાંખી થતી જતી હતી અને લોકો અદૃશ્ય થતા જતા હતા.

આશ્ચર્યચકિત થઈને તેણે ફરીથી આગળ જોયું તો તેણે પહેલાં જોયું હતું તેવું જ પહેલું ટોળું દેખાયું. તેણે ચાલવાનું જારી રાખતાં તે દૃશ્યમાં ભયંકર ફેરફાર થતો જણાયો. પુરુષો, સ્ત્રીઓ અને બાળકોની સંખ્યા ખૂબ વધવા લાગી હતી: છેવટે તેઓ રાક્ષસ જેવાં દેખાવા મંડ્યાં. જાણે કે આ પૂરતું ન હોય તેમ તેઓ તેથી પણ વધારે વધવા લાગ્યાં અને સરખસનો જાણે અંત જ ન હોય તેમ દેખાયું. ઓછામાં પૂરું તેમની મુખમુદ્રા પણ ભયંકર તથા બિહામણી થવા લાગી. બીજી વાર પાછળ જોતાં તેને જણાયું કે પાછળના બીજા ટોળાના લોકો પણ રાક્ષસી ઊંચાઈના થઈ ગયા હતા અને હજી વધતા જતા હતા. તેમની મુખમુદ્રા પણ ભયંકર થઈ ગઈ હતી.

ત્યારે જ મારાં દાદીમાને સમજાયું કે અપાર્થિવ તત્ત્વો કામ કરી રહ્યાં હતાં. હવે તેને ભય લાગવા મંડ્યો. તરત જ તેણે આંખો બંધ કરીને દેવોને પોતાના રક્ષણ માટે પ્રાર્થના કરી. થોડી ક્ષણ પછી જ્યારે તેણે આંખો ઉઘાડી ત્યારે કંઈ સંભળાતું કે દેખાતું નહોતું જાદુની માફક ભયંકર દૃશ્ય નષ્ટ થયું હતું.

પોતે જે જોયું હતું તેથી ભય પામીને મારાં દાદીમાએ ગમે તેમ કરીને પોતાનો પ્રવાસ જારી રાખ્યો, અને તે ઘેર પહોંચી ગયાં. બીજે દિવસે જ્યારે તેણે પોતાની વીતક-કથા કહી ત્યારે મિત્રો તથા પાડોશીઓએ તેના અદ્‌ભુત બચાવ માટે તેને મુબારકબાદી આપી. કેમકે તેમને ખાતરી થઈ ગઈ હતી કે મારાં દાદીમાએ જે જોયું હતું તેનું પરિણામ અનિષ્ટમાં આવ્યા વિના રહેત નહિ.

તેઓએ જણાવ્યું કે કિવલોન અને તે ગામડાની વચ્ચે અર્ધે રસ્તે એક મોટું પીપળાનું ઝાડ હતું. તે ઝાડના મૂળ પાસે પથ્થરમાંથી કોતરેલ કેટલીક મૂર્તિઓ હતી, જે જમીનમાં દાટી દેવામાં આવી હતી. આ મૂર્તિઓ તે ઝાડ પરના તથા આસપાસનાં સ્થાનોમાં પ્રેતાત્મા હતી. આ પ્રેતાત્માઓ આવાં દૃશ્યો કરતા હતા. વધારે જાણવા જેવું તો એ હતું કે આ બધા મેલા પ્રેતાત્મા હતા. બીજા લોકોએ પણ આવું દૃશ્ય જોયાની વાતો થાય છે.

ત્યારથી મારાં દાદીમા ભૂતપ્રેત તથા બીજા મેલા દેવોમાં ચુસ્તપણે માને છે.

## ભૂતે આપેલું જમણ

કાંસાનું વાસણ હજુ પણ સદીઓથી કુટુંબમાં આવેલી મિલ્કત તરીકે સાચવી રાખવામાં આવ્યું છે. કાંસાના બીજા વાસણથી તે કોઈ પણ રીતે જુદું તરી આવતું નથી. પુરાતત્ત્વ ખાતાએ શોધી કાઢેલ તે કંઈ પ્રાગૈતિહાસિક અવશેષ નથી. તેમ તે કંઈ કળાનો વિરલ નમૂનો પણ નથી. પણ કાંસાના વાસણ પાછળ એક વાત છે—તે જેટલી રોમાંચક છે તેટલી જ ભયંકર છે. આ સત્યકથાએ બીજું તો કંઈ નહિ પરંતુ મારામાં ઇશ્વર અને ભૂતનો ભય ઉત્પન્ન કર્યો છે.

જો જિજ્ઞાસા બિલાડીને પ્રાણઘાતક નીવડી છે તો જિજ્ઞાસાએ મારામાંથી અદૃશ્ય સત્તાની અશ્રદ્ધા દૂર કરી છે. પેનુકોંડામાં મારા મિત્રને ત્યાં થોડો સમય રહેતાં મેં પહેલી વખત કાંસાનું વાસણ જોયું. મને વિચિત્ર તો એ લાગ્યું કે જ્યાં મારો મિત્ર સામાન્યતઃ કપડાં, બચતના પૈસા, દસ્તાવેજો વગેરે રાખતો હવો ત્યાં આ વાસણ પણ રાખતો હતો. મારી જિજ્ઞાસા અસહ્ય થતાં મેં મારા મિત્રને પૂછ્યું કે, આ વાસણમાં એવું તે શું છે કે તું તેને આ બધી કીમતી વસ્તુઓ સાથે રાખે છે? હસતાં હસતાં તેણે મને નીચેની વાત કરી. મેં જોયું કે વાત કરતાં કરતાં તે ગંભીર થતો જતો હતો.

પેનુકોંડા, અનંતપુર પરગણામાં હવા ખાવાનું સ્થળ અગાઉ હતું અને હજુ પણ છે. પાસે રહેતા અધિકારીઓ ત્યાં આવીને મુસાફરી બંગલામાં રહેતા હતા. તે મુજબ વીજળીખાતાના એક એન્જિનિયર ત્યાં આવીને રહ્યા. તેની પત્ની આધેડ વયની હતી અને તેને સુવાવડ આવવાનો સમય ભરાઈ ગયો હતો. નોકરની મદદ વિના તે ઘરકામનો હસરડો કરતી હતી. તેનું નામ કમલંબા હતું. તેના શરીરનો બાંધો નાજુક હતો. વખત જતાં તેને સુવાવડની પીડા અસહ્ય થઈ પડી. સ્થાનિક સુયાણીની મદદ તથા આશ્વાસનભર્યાં શબ્દોથી આખરે તેણે એક પુત્રને જન્મ આપ્યો. પણ પરિસ્થિતિએ પલટો લીધો. દેખીતી તંદુરસ્ત માતાની તબિયત બગડી અને નવમે દિવસે તે બિચારી મૃત્યુ પામી. નાના બાળકે પણ તે જ સાંજે માતાને રસ્તે પ્રયાણ કર્યું.

આ કમનસીબ બનાવ પછી કેટલાક દિવસે મારાં દાદીમા સ્થાનિક સુયાણીને રસદાયક બનાવો તથા સ્મરણો કહેતાં હતાં તે હું સાંભળતો હતો. અમે વાતમાં એવાં મશગૂલ થઈ ગયાં હતાં કે અમારા ઘરમાં બાર સ્ત્રીઓએ પ્રવેશ કર્યો તેનો ય અમને ખ્યાલ રહ્યો નહિ. સ્ત્રીઓના શ્વાસોચ્છ્વાસ જોરથી ચાલતા હતા અને તેમાંની દરેક ભયભીત થયેલ જણાતી હતી. તેમની આ સ્થિતિ જોઈને મારાં દાદીમાને સ્વાભાવિક રીતે ચિંતા થતાં તેણે આનું કારણ પૂછ્યું. મારાં દાદીમા તેમને વર્ષોથી ઓળખતાં હતાં. અલબત્ત, સરખી રીતે વાત કરતાં તેમને થોડો સમય લાગ્યો.

આગલા દિવસે, એ બારે સ્ત્રીઓને એક પ્રખ્યાત દેખાતી સ્ત્રીએ ભોજનનું આમંત્રણ આપ્યું હતું. સારામાં સારાં કપડાં પહેરીને, વેણી ગૂંથીને તથા હાથમાં ચાંદીની નાની કંકાવટી લઈને યજમાન સ્ત્રી તેમને ઘેર ગઈ હતી અને દરેકને આમંત્રણ આપી આવી હતી. બારે સ્ત્રીઓ સુવાસણ હતી અને પુરોહિતોની પત્નીઓ હતી. તેઓએ કંઈ પણ આનાકાની વિના આમંત્રણનો સ્વીકાર કર્યો અને બીજે દિવસે નિયમિત વખતે તેને ઘેર ખુશીથી આવશે તેમ કહ્યું. બીજે દિવસે બારે સ્ત્રીઓ ટોળું વળીને વખતસર યજમાન સ્ત્રીને ઘેર ગઈ. સ્ત્રીઓ હાથપગ ધોઈને કેળના રાક્ષસી પાંદડા પર પીરસાયેલ ભોજન લેવા બેઠી. યજમાનનું

સ્ત્રી નોકરો દ્વારા કામ લેવાને બદલે પોતે જ પીરસતી હતી. બિચારી બારે સ્ત્રીઓએ તેમની જિંદગીમાં આવું સ્વાદિષ્ટ ભોજન કદી ખાધું નહોતું. ભોજન પૂરું થતાં યજમાન સ્ત્રીએ દરેકને પાનસોપારી આપ્યાં. સ્ત્રીઓની રીત મુજબ, બારે સ્ત્રીઓ પેટપુર ભોજન લીધા પછી વાતો કરવા મંડી. તેમની રસમય વાતચીતમાં ખલેલ પાડવા માટે ક્ષમા માગતાં યજમાન સ્ત્રીએ તેમને દરેકને દૂધથી ભરેલુ એક કાંસાનુ વાસણુ આપ્યું. યજમાન સ્ત્રીની ભેટ તથા આશીર્વાદનો સ્વીકાર કરીને સ્ત્રીઓ ફરીથી વાતચીતમા મશગૂલ થઈ ગઇ.

થોડા વખત પછી જવાનો નિર્ણય કરીને સ્ત્રીઓ યજમાન સ્ત્રીની રજા લેવા માટે રસોડામા ગઈ. પણુ ત્યાં તેનુ નામ–નિશાન નહોતુ. ત્યાં કોઇ મનુષ્ય રહેતુ હોય તેમ લાગતુ જ નહોતુ. રસોડામાં તો જાળાં લટકતા હતાં, મને ધૂળના થર બાઝી ગયા હતા. મહેમાન સ્ત્રીઓ પોતાની યજમાનની શોધમાં ઓરડે ઓરડે ફરી વળી. સ્ત્રીઓ અંદરોઅંદર પૂછવા લાગીઃ 'તે ગઈ ક્યાં!' ઘરમાં કોઇ પણુ સ્થળે યજમાન સ્ત્રીનુ નામ–નિશાન દેખાતુ નહોતુ. બારે સ્ત્રીઓએ થોડી જ મિનિટો પહેલા તેમની સગી આંખો વડે યજમાન સ્ત્રીને જોઇ હતી. રસોડુ ક્યી ગયુ? રસોઈ કોણે કરી' એક સ્ત્રીના મનમાં અચાનક વહેમ આવ્યો. તેણે ધીમેથી કહ્યુંઃ 'કદાચ ભૂત હોય.' હવે ભયભીત થયેલી સ્ત્રીઓ ભયમાં, દૂધવાળા કાંસાનાં વાસણો ત્યાં ફેંકીને દોડાદોડ ભાગવા માંડી. એક સ્ત્રી તો એવી ભયભીત થઇ ગઈ હતી કે તે કાંસાનુ વાસણુ પણુ ફેંકી દઇ શકી નહિ. તેણે મારાં દાદીને પોતે લાવેલ વાસણુ બતાવ્યું હતું.

બારે સ્ત્રીઓએ મારાં દાદીને કહ્યુંઃ 'માજી, મુસાફરી બંગલેથી આવતી વખતે અમે રસ્તામાં ક્યાં યે અટકી નહોતી.'

સુથાણી આ ભયંકર વાત ચુપચુપ સાંભળતી હતી. તે બોલી ઊઠીઃ 'મુસાફરી બંગલો! આ ભોજનનો પ્રસંગ શો હતો!'

'તેણે અમને કહ્યુ કે જ્યારે મને સુવાવડની પીડા થતી હતી ત્યારે મેં દેવની બાધા રાખી હતી કે જો હું આમાંથી સુખે નાહીધોઇ ઊઠું તો હું બાર સુવાસણુને જમાડીશ. તેણે તો અમને આમ કહ્યુ હતુ.'

સુથાણીની આંખો આશ્ચર્યથી ચમકી રહી.

તેણે કહ્યુઃ 'તો પછી તે વીજળીખાતાના એન્જિનિયરની પત્ની હોવી જોઇએ. મે તે બાઇને બાધા લેતી સાંભળી હતી. હું તે સુવાવડ સમયે હાજર હતી. જોકે તેની સુવાવડ સુખરૂપ થઇ ગઈ હતી પણુ તે બિચારી દશ દિવસમાં તો મૃત્યુ પામી.

સ્ત્રીઓએ એકી અવાજે કહ્યુઃ 'મરી ગઇ!'

સુથાણીએ ડોકું હલાવતાં કહ્યું: 'હા. તમને આજે જમાડનાર તથા પોતાની બાધા પૂરી કરનાર ભૂત ચોક્કસ તે સ્ત્રીનું હોવુ જોઈએ'

જે સ્ત્રી ભયને અંગે કાંસાનું વાસણુ ફેંકી દઇ શકી નહોતી તેણે માત્ર કહેવાથી જ ખુશીથી મને તે વાસણુ આપી દીધુ. તેને ભૂતે આપેલા વાસણુથી મુક્ત થવા તે ખરેખર ખુશી હોય તેમ લાગ્યું.

યુવક પરણ્યા પછી ભવિષ્યનો વિચાર કરવો શરૂ કરે છે.
યુવતી પરણ્યા પછી ભવિષ્યનો વિચાર કરવો બંધ કરે છે.



યુવક—તમે આટલે બધે દૂરથી અહીં હવા ખાવા આવ્યા છો!
યુવતી—ના ના, મારી મા માટે જમાઈ ગોતવા આવી છું.

# સુશી

ડુંગરશી ધરમશી સંપટ

'કેવું ગાતું હતું બાલુ !' ખુરશી ઉપર લાંબા પગ કરી, આંખો બંધ કરી જાણે મહાન સ્વપ્ન-દાનમાં ડૂબી ગયા હોય તેમ બાલુના કાકા પડ્યા હતા. એમના ધારવા પ્રમાણે આટલામાં જ ક્યાંક, કોઈક ગાતું હતું. કૂવાની ગરેડીના અવાજ સાથે તાલ પુરાવતો કોકનો સૂરીલો નિર્દોષ કંઠ ગુંજતો હતો.

'સરસ, ખૂબ સરસ. સરસ્વતી ને વિનોદિની પણ...' અને એમણે ઊઠીને ફરી બહાર ડોકિયું કર્યું. નાનકડો બાલુ દાતણ આમતેમ ફેરવતો કોઈ મહાન વિચારમાં ગરકાવ હતો છતાં પણ વગર ધ્યાને કાકાએ ફરી બૂમ પાડી: 'બાલુ ! ઓ બાલુ !'

આમ તો બાલુ એવો મૂરખ નો'તો કે એકાદ-બે બૂમે દોડી જાય. બાકી હા, કાકાની વાત જ ન્યારી હતી. કાકાની વાત કંઈ થાય ! હજી દશ દિવસ થયા કાકા મુંબઈથી આવ્યા હતા ને ! ને સાથે કેવી મઝાની ચીજો લાવ્યા હતા ! કીકીને માળા ને ફરાક ને સુંવાળા સુંવાળા રૂમાલ ને ઘણું બધું આપ્યું હતું ને પોતાને તો ? બાલુને આ બધુ એક પળમાં યાદ આવી ગયું. અને એ પટ દઈને ઠેક ઉપર, સાહેબ કાકાના શયનગૃહમાં પહોંચી ગયો.

'આ થઈ ગઈ ? હેં આપણી પડખે કોઈ કૂવો છે ?' કેમ પૂછ્યું, ને તે પણ આ દશ વરસના મિજાજી બંદરને કેમ પટાવવો એ ડાયરેક્ટર સાહેબને સંપૂર્ણ રીતે સમજાયું નહોતું.

'હે ! સુશીમાસી રે'' છે લા. હેં કાકા, એવા તો'મઝાનાં છે ને, કાકા, તમને ખબર છે હમણાં ભાઈકાકા મરી ગિયા ને ત્યારે સુશીમાસી એટલું રોયાં'તાં ને, તે દી મારા કને વાતો યે નો'તી કરી. હેં કાકા, તમે સુશીમાસીને ઓળખો છો, આ આપણા...'

'હં હં,' ડાયરેક્ટર સાહેબના મગજમાં બધું ગોઠવાઈ ગયું. એમના ચિત્રપટનાં દૃશ્યોની જેમ જ. 'ઠીક તો આ ઉપર મોકલજે.

અને બાલુ સુશીમાસી પાસે નવીન ખબર આપવા આમ તો જવાનો હતો તે વળી વહેલો રવાનો થઈ ગયો.

ને બપોરે જમવા બેઠા કે ડાયરેક્ટર સાહેબ વાતોનાં ગૂંચળાં આરનેથી ઉકેલતા ઉકેલતા મૂળ વાતે આવી પહોંચ્યા.

'તે બા, શું સુંદરજીકાકા ગુજરી ગયા ? મને તો ખબર નહિ, હું ધારું છું કે એની એક જ દીકરી હતી નહિ ! બિચારા બહુ ભલા માણસ.'

હેતાળ વૃદ્ધ મા લાગણીભર્યા સ્વરે દીકરાને પીરસતાં બોલ્યાં: 'હા, આ ત્રણ વરહ થિયાં. બસ, દીકરી ગણો રાંકના રતન જેવી છે. બઈ, પણ સુખ હોત તો ને ! આ ઈ દશની પરણાવી ગણો પણ રંડાપો લખેલ કે આણું પહેલાં હાલી નીકળ્યો. મા વગરની છોડીને બાપે ઢાંકી રાખી. માની જરા ય ઓછપ નો આવવા દીધી. ભણવી ગણવી. પણ દીકરીજાત ! મરતાં મને કે: મા ! સુશીને સંભાળજો. હવે તો માંડ પેટ પૂરતું નીસરે છે. જમા છે પણ એવાં ભંડાર ખૂટે. પણ છોડી ભારે ડાહી. રૂપ તો હેલે ચડ્યું છે ને પટ ગાય તે જાણે સાંભળ્યા જ કરીએ. પણ બઈના નસીબમાં સુખ જ નહિ, બીજું શું કરે !' માએ સાડલો આંખ આડો દાબ્યો.

ડાયરેક્ટર સાહેબ સાંભળી રહ્યા. જોકે તે કરતાં પણ વધુ માહિતી મેળવી લીધી હતી, કહો ને કે મળી ગઈ હતી.

'તે મા ! આપણે ત્યાં આવતી-જતી નથી ? બે ઘડી દિલ હળવું થાય.' ખૂબ લાગણી બતાવતાં એમણે ભાતમાં દાળ મિલાવી.

'હા, આવે કેમ નહિ ! રોજ આવે, ઠાકરસેવા માટે તો રોજ આવે. પારણાં ને હિંડોળા હોય તો ઇના વના સજાવટ કોણ કરે ! એને હાથ તો હીરા જડ્યા છે.' ડોશીમાનું વિશાળ સાગર જેવું હૈયું છલકી પડ્યું.

'હં.' હાથ ધોઇ ટુવાલથી લૂછતાં ડાયરેક્ટર સાહેબ ઉપર સૂવા ન જતાં ઠાકરઘરની ઓસરીના હીંચકા ઉપર જ જામી પડ્યા દસેક મિનિટ થઇ હશે ત્યાં તો—

'મા !'

'સુશી, આવ દીકરી.' ઠાકરઘરમાંથી જ 'મા'એ જવાબ વાળ્યો અને અઢાર વર્ષની બાળકની જેમ નાચતી એક તરુણી ઠાકરઘરના દરવાજે ઊભી. એનાં સફેદ વસ્ત્રો, કાળા છૂટા સુંવાળા લાંબા વાળ, એ સફેદ સાડી ઉપર નાચતા હતા. કંકણ વિહોણા હાથમાં ફૂલોની ટોપલી. 'ઓહ !' ડાયરેક્ટર સાહેબ હમેશની ટેવ મુજબ 'ઓહ' કરી નીરખી રહ્યા.

એમના નવા ઓસપટમાં આ વીજળી ચમકતો ! એમના મગજમાં એક નવો જ તુક્કો ઊઠ્યો.

'લે તું ભૂલી કે ?' સુશીનો હાથ પકડી 'મા' સુશીને બહાર લાવ્યાં. 'ઇ તારો મોટો ભાઇ થાય. તુંને ક્યાંથી સાંભરે ? આવડીક' હાથનો અભિનય કરતાં વૃદ્ધા બોલ્યાં, 'હતી ને ત્યારે મુંબી ગયેલો તે તુંને નો સાંભરે. આજે જ તારી વાત પૂછતો હતો હો. એ મુંબી ગયો પણ એવો ને એવો. જરા ય વટલ્યો નહિ.' માની નિખાલસ વિશ્વાસુ વાણી ડાયરેક્ટરના હૃદયને સ્પર્શી ગઇ.

'ને સુશી, તારે વાંચવું કરવું કાંઇ હોય તો ભાઇ કનેથી લેજે ને. ચોપડીના ઢગલા લાવ્યો છે.' માએ વધુ વધામણી આપી.

અને આ બધી બોલચાલમાં ફક્ત સુશીને પુસ્તકોની જ વાત કંઇક-નહિ, વધુપડતી સારી લાગી. એની એકલીના જીવનસંગાથી જેવા પુસ્તકો એનો આશરો હતાં.

સુશી વગર બોલ્યે માની પાછળ અદૃશ્ય થઇ ગઇ. ડાયરેક્ટર સાહેબની આંખો કોઇક મીઠા સ્વપ્નના સુખમાં ઢળી પડી.

'કાકા, એ કાકા !' બાલુએ કાકાની બેગ આખી ફેંદી નાખી છતાં એને સમજ ન પડી હોય આ પુસ્તકોના ઢગલાની કે ગમે તેમ એણે કાકાની મીઠી ઊંઘ બગાડી.

'શું છે ?' આંખો ચોળતાં ડાયરેક્ટર ઊઠ્યા.

'સુશીમાસીને ચોપડી જોઇએ છે.' હુકમ ફરમાવતાં બાલુએ વાત કરી.

'હો, હો. તે લઇ જા ને ત્યાં પડી છે.' કાકાને ન સમજાયું કે એમાં કઇ મોટી વાત હતી. ભલે ને બાલુને મન મોટી હોય.

'મને શી ખબર કઇ લઇ જવી.' બાલુએ પોતાની વાતનું નાકું પકડી રાખ્યું. ડાયરેક્ટરે ચોપડીઓ ફેંદી રમણલાલની 'પૂર્ણિમા' કાઢી.

'લઇ જા.'

બાલુ પટોપટ દોડી ગયો.

અને ધીરે ધીરે ચોપડીઓની આપલેમાંથી એઓ સગાં ભાઇબહેનથી પણ વધુ નજદીક આવી ગયાં. સુશી રોજ સાંજના આવતી—ડાયરેક્ટર રોજ સાંજના જ્યારે ભાણે બેસે ત્યારે જ. અને પછી કલાક દોઢ કલાક સુધી ચોપડીઓ, સમાજ અને આદીઅવળી વાતો મા સમજી ન શકે છતાં ય થયા કરતી.

આમ સુશી સ્કૂલમાં નોતી ભણી કંઇ, પણ ગ્રેજ્યુએટ શ્રદ્ધાળુ પિતાએ પુત્રીને ઘેર ભણાવેલી. જૂનાનવા સંસ્કારનું સખ્ય સુશીમાં હતું. સુશી ચર્ચામાં મચક ન આપતી પણ વડીલભાઇનું અપમાન ન થાય એની તકેદારી રાખતી ગાની વચ્ચે મર્યાદિત રીતે ચર્ચા—નાવ ચાલતી. સુશી શરમાળ નો'તી પણ એની આંખોમાં એક એવી ચમક હતી કે પુરુષોથી એની સામે ધૃષ્ટતા બતાવી શકાતી નો'તી. સુશી અંધશ્રદ્ધાળુ નો'તી છતાં 'મા'ના ઠાકરની ફૂલમંડળીઓમાં એને ખૂબ રસ આવતો.

સુશી, સુશી જેવી બીજી વિધવા, સધવા કરતાં કંઈક સમાજ વિષે વધુ જાણતી હતી, ગાઈ શકતી હતી એટલે ગામડાની સરખી સાહેલીઓમાં સૌ એના પ્રત્યે પ્રેમ રાખતી. સુશી ગામડાની કન્યાઓની મોટી બહેન હતી તેમજ નાની પણ.

'તો સુશી, મુંબઈ ચાલે તો શું ખોટું? તને મારામાં વિશ્વાસ નથી? હું જાણું છું આપણા સમાજના રિવાજ. એક બાજા વિધવા, વિધુર કુટુંબી ભાઈ સાથે એકલી જાય એ ગામને, તે કરતાં યે વધુ આપણા કુટુંબને અનિચ્છની ય લાગશે. છતાં સુશી, તું મને ઓળખીશ. કોણ જાણે આગલા ભવમાં તું મારી પુત્રી ન હો.' ડાયરેકટરનું નિઃસંતાન હૃદય ભાવનાના પૂરમાં તણાતું જતું હતું.

'ને સુશી, આમે ય ક્યાં તું અહીં માનથી રહી શકશ? ને તારી આ નાનકડી મૂડી ક્યાં સુધી ચાલવાની? કાલની કોને ખબર છે? તારું પાવિત્ર્ય આ વરુઓ વચ્ચે ક્યાં સુધી...' અને ડાયરેકટર ચૂપ રહ્યા.

'ભાઈ!' સુશી તીવ્રું જોઈ સાંભળતી હતી. આજ દશ બાર દિવસ થયા ડાયરેકટર એને એકની એક વાત સમજાવી રહ્યા હતા. એણે મુંબઈ આવવું અને ચિત્રપટોમાં કામ કરવું. ને એમાં ખોટું શું હતું? અહીં આ ગામડામાં જિંદગીભર દટાઈ રહેવું તે કરતાં કંઈક પ્રવૃત્તિ શું ખોટી!

'તું વિચાર કરજે. ને દીકરી, બાપને જીવ કરતાં પણ દીકરીની ઈજ્જત વહાલી હશે હો! તને ક્યાંય આંચ નહિ આવે.' એ ચાલ્યા ગયા.

ફૂલોની ખાલી છાબડી હાથમાં ફેરવતી સુશી ઘેર આવી. ચૂલો સળગાવ્યા વગર જ એ શેતરંજી ઉપર પડી રહી. 'ભાઈ ખોટા નથી જ. પણ ત્યાં...' કોક અનેરી બીકે એનું બાળક જેવું હૃદય ધ્રુજી ઊઠ્યું. એ જ રૂપની એને બીક હતી. એને બીક હતી એ મદત્તર રૂપની, પુરુષોથી, પુરુષોની વાસનાભરી નજરથી બચવાની. છતાં ખૂબ વિચાર પછી ઊંડે ઊંડે એને લાગ્યું પણ ખરું કે આ ગામડા ગામમાં આમ ને આમ સોરવાઈ સોરવાઈને એ જિંદગી નહિ કાઢી શકે.

કંઈક ઉદ્યોગ, કંઈક પ્રવૃત્તિ ને કંઈક સારા માણસની સોબતની જરૂર હતી જ. ને એવું થોડું જ હોય છે કે દુનિયામાંથી માણસાઈ મરી ખૂટી છે! પોતે મક્કમ હશે તો કોઈની એવ નથી કે એને ઊંચી આંગળીએ બોલાવે પણ.

ને આખરે તે ડાયરેકટર કાકા સાથે ચાલી નીકળી. સખીઓ અને સગાંની હજારો વાતોને અભેરાઈએ મૂકી એણે સામાન બાંધ્યો—નાનકડું કપડાનું પોટકું. ઘરની ચાવી 'મા'ના હાથમાં સોંપી, અને દૂર, મુંબઈમાં નવા જ જીવનમાં પડવા એ ચાલી નીકળી.

અને ડાયરેકટર કાકાનું અવ્યવસ્થિત જીવન ધીરે ધીરે વ્યવસ્થિત બનતું ગયું. ગમે ત્યાં ગમે ત્યારે ખાઈ લેતા કાકાને હવે વખતસર 'સુશી'ની બનાવેલી મીઠી મધ જેવી રસોઈ માટે હાજર થવું પડતું. સુશી કહે એટલું ખાવું, સુશી કહે તે પહેરવું. બધું જ સુશી કહે તેમ.

એટલે જ તો ઘણી વખત સોપારીના ટુકડા હાથમાં ફેરવતા ફેરવતાં ટાલિયા માથાને પંપાળતાં એમને થઈ જતું કે ભલા સુશી મારી દીકરી છે કે મા!

સુશી પણ અહીંની ધમાલમાં જરા યે નવરી ન પડતી. સવારમાં ડાયરેકટર કાકાની ચા, નાસ્તો અને રસોઈની તૈયારી કરે. વચ્ચેના વખતમાં કપડાંનો ગરબડાટ ચાલે. બપોરના સંગીત માટે ઉસ્તાદ અને સાંજના નૃત્ય માટે વિનોદિનીને ત્યાં જાય. રાતના ઘેર આવી સાદી રસોઈ બંને સાથે બેસી ખાય; આડીઅવળી વાતો ચાલે ને આખરે ચોપડી વાંચતાં ઊંઘી જાય.

દિવસ તો સરરાટ દોડતી મોટરની જેમ ચાલ્યા જતા હતા. સુશી પણ સંગીત–નૃત્યમાં એટલી તો પાવરધી બની હતી કે ડાયરેકટર

ધણી ધણી સ્વપ્ન–મહેલાનો રચી નાખતા હતા.

અને પછીથી એ ધીરે ધીરે સ્ટુડીઓમાં જવા લાગી. એકંદરે સૌને ખબર હતી કે એ ડાયરેક્ટરની પુત્રી છે એટલે કોઈ એને આમ તો રીતસર છેડે તેમ નો'તું છતાં આંખ મીચામણાં ને અશિષ્ટ ચાળા થવાની વાતોથી એ હવે ટેવાઈ જતી હતી.

ગરમી વછૂટતી હોય એવી લાઈટોના અજવાળા આગળ જ્યારે એણે પહેલું નૃત્ય આપ્યું ત્યારે તો એ ખરેખર કંટાળી ગઈ. કપડાં બદલ્યા વગર જ એ ડાયરેક્ટરની ઑફિસમાં નાના બાળકની જેમ દોડી ગઇ.

'કાકા !' શ્વાસ ભરેલા હૈયે એણે કાકાને ચમકાવ્યા.

'હાં ! પતી ગયું !' એને પગથી માથા સુધી નીરખતાં કાકાએ પૂછ્યું

'નહિ બને !' આંગળીના ટચાકા ફોડતાં સુશીએ માથું ધુણાવ્યું

'શું પણ ?' ન સમજવાથી એમણે ફરી પૂછ્યું.

'આ જુઓને,' રિસાળ અવાજથી એ બોલી, 'આ બાપ રે એની ગરમી, ને આ' ભારે વસ્ત્રો, ઘેરદાર ઘાઘરાના ઘેર અને બખુવટી'ળિયા, ઝાંઝર, ઘડી ઘડી ગાલે હિલોળા લેતાં કર્ણફૂલ, બધાં તરફ આંગળી ચીંધતાં સુશીએ ચલાવ્યું, 'કાંઇ ભાર છે, ના રે, મારાથી નહિ થાય.' પણ ખરી રીતે સુશીનું દિલ જાણતું હતું કે અડવા હાથ, અડવી અડવી સફેદ સાડીની અંદર રહેતી કાયા, ને મનને આ નવી રોનકે ચમકાવી મૂક્યું હતું.

'અરે ગાંડી...' કાકા ખિલખિલાટ હસી પડ્યા. ચપટી વગાડવાનો અભિનય કરતાં બોલ્યા: 'લે, આમમાં તો બે હેલ લઈ આમ ...ડી આવતી ને આ ભારે પડે છે ! દીકરી હાની છે હેં ! એ તો ટેવાઈજવાય.'

અને સુશી લાલ રંગેલા હોઠો ઉપર આંગળી ફેરવતી કપડાં બદલવા દોડી ગઇ. અને ગામડાની, અપશુકનિયાળ, અભાગણી સુશી, મુંબઈના યુવાનોની સુશીલારાણી બની.

એના પગના ઝંકારે પૈસાદારોની કોથળીઓ છૂટી જતી, એનાં કારુણ્યભર્યાં ગીત એમને રોવડાવતાં, ડોલાવતાં, એનો અભિનય, એનું રૂપ આ બધાં એને કીર્તિને શિખરે ચઢાવી દેવા મદદગાર બન્યાં. અને જેને કોઇ નો'તું ઓળખતું તે સૌના હૃદયમાં ઘર કરી ગઈ.

સુશીની કાયા, સુશીની દુનિયા બદલાઇ હતી. મધમધતાં અત્તરો વચ્ચે ફૂલની જેમ સજેલી સુશીનું દિલ તો ગામડાની સુશીનું જ હતું–હા, કંઇક વધુ જ્ઞાનથી એ પુલકિત હતું. કંઇક નવી જ ખુમારીથી એની આંખો હસ્યા કરતી. એ ખુશ હતી. એના કાકાની છાયા નીચે બીજી બધી ઉપાધિઓથી દૂર હતી.

અને કાકા ! હવે એમની એક જ આશા હતીઃ કોઇ સુશિક્ષિત નિખાલસ યુવાન સુશીનો હાથ પકડે. મુંબઇની રાણી કરતાં એ કોઇના ગૃહની રાણી બને એ એમને વધુ ગમતું હતું.

બે ફિલ્મોના કામ પછી એ હમણાં નવરી હતી.

સવારનો વખત હતો. ચાના ટેબલ ઉપર બાપ–દીકરી બેઠાં હતાં.

'તો કાકા, હું કાશ્મીર જાઉં ને ?' આંખો નાનકડા બાળક જેમ હસતી હતી.

'હું ના નથી પાડતો. વિનોદિની છે એટલે વાંધો નથી ને મને હવે...' બાકીના શબ્દો ચાના ઘૂંટડા ભેગા ઊતરી ગયા.

સુશી સમજી ગઈ. 'કાકા !' એની આંખો ઢળી પડી. 'તમારી સુશીમાં હજુ વિશ્વાસ નથી !'

'ના...ના, સુશી. પણ સંભાળજે. મને અહીં એકલાં નહિ ગમે.'

'દીકરી, સ્ટુડીઓને મૂકીને હમણાં ક્યાંય જવાય તેમ નથી.'

પણ સુશીને એમણે તૈયાર કરી. છતાં કાશ્મીરનાં હવાપાણી એના નસીબમાં કંઇક મોડાં હશે; નહિતર કાકા માંદા પડે કેમ?

અને ખરેખર સુશીને ખાતરી થઇ ગઇ કે કાકા બહુ જ માંદા પડ્યા છે. કારણકે ડૉકટરે એની એક આંગળી કપાળ ઉપર મૂકી મહાન ગંભીરતાથી કહી દીધું કે 'કદાચ ન બચે.' અને સુશી રોકાઈ ગઈ.

પૂરો મહિનો, રાત–દિવસ જોયા વગર સુશીએ કાકાની ચાકરી કરી. નર્સનું કામ નો'તી શીખી છતાં કાકાની માંદગી પાછળ એ નર્સ બની ગઈ. ગીત, નૃત્ય, અને યુવાન શ્રીમંત મિત્રોને મૂકી એણે કાકા પાછળ તપ આદર્યું. અને સુશીનું તપ ફળ્યું. બીજા મહિનાની આખરમાં કાકા હરતાફરતા થયા. પણ કાકા જેવા હરતાફરતા થયા કે તરત જ સુશીને કાશ્મીર મોકલવાની ધૂન પણ એમના મગજમાં હરતીફરતી થઇ ગઈ. અને આખરે એમણે સુશીને કાશ્મીર મોકલી દીધી.

સુશીલારાણી કાશ્મીર ગઇ. સાથે ઘણા ય શોખીન મિત્રો અને સખીઓ હતી. કાશ્મીરના બાગમાં નવાં ફૂલો આ ટોળીમાં ભળ્યાં.

સૌંદર્ય, રંગ, આનંદમાં નાનકડું મંડળ ખૂબ મસ્ત હતું. આજે એક ટેકરી, કાલે બીજી બાણુ. દિવસે ઘોડા ખેલાવતાં નીકળે, સંધ્યા ટાણે રૂમઝૂમ વરસતા વરસાદમાં દોડાદોડી ચાલે. સુશી પતંગિયાની જેમ આનંદથી ડોલ્યા કરતી. એની પૂરબહાર જવાની કાશ્મીરની હવામાં મસ્ત બની બેઠી હતી. છતાં સુશી સચેત હતી. રૂપની આસપાસ ભમતા મધુકરથી એને બચતાં આવડતું હતું.

'રાણી, આજે ચંદનવાડી નીકળીએ' મૃણાલિનીએ 'ઑફર' કરી.

'હા, હું યે કહેવાની હતી.' રાણીએ–સુશીલાએ કબૂલ કરી દીધું.

અને બીજે દિવસે પાંચ–સાત જણની ટુકડી ઘોડા ખેલાવતી નીકળી પડી.

'શરત મારશું રાણી?' સુધાકરે કહ્યું.

'કેમ નહિ, ચલાવ બચ્ચા.' હેમંત પણ કૂદી પડ્યો.

'હવે રહેવા દો ને, ક્યાંક ખીણમાં ગબડી પડશો ને તો ભારે થશે.' રાણી હસી પડી. ઊડતી નેકટાઈને સરખી કરી, પાટલુનના એક ખીસામાં હાથ નાખી એણે ઘોડો આગળ કર્યો.

અને રૂમાલ ફરકાવતાં કંઇક અજબ તાનથી જ એણે ઘોડો દોડાવ્યો.

'ચલાવ, લગાવો શરત.'

અને ઘડીમાં ઘોડાવાળાઓને પાછળ મૂકી દેતાં પાંચે ઘોડાઓએ દોટ મૂકી. અદ્દર શ્વાસે ખીણોના સાંકડા ચીલા વટાવતા ઘોડેસ્વારો આંખો બંધ કરી હસનાં ઝૂમો પાડતાં દોડતા હતા. નીચે વહેતી જેલમનાં નીરના ખડખડાટ સાથે એમનો હાસ્યધ્વનિ મળી જતો હતો. પવનમાં ઝૂલતાં વૃક્ષોની માફક કાયા ડોલતી હતી. પંખીઓ સાથે વસ્ત્રો ઊડતાં હતાં.

એમને હાંફ ચડતી હતી. બીક લાગતી હતી કે રખે ને પડી જઈશું. તો પણ એમની દીવાની જવાની હાર કબૂલ કરવા તૈયાર નો'તી.

રાણી પહેલી નીકળી ગઈ. ચંદનવાડીના પુલ ઉપરથી એ પસાર થતાં કોણ જાણે કેમ, પછી સુશીલાનો હાથ છૂટ્યો કે ઘોડો થાક્યો તે તો ભગવાનને ખબર, પણ ઘોડો લપસ્યો. અને ફૂલની જેમ ટોળીની ફાટેલી આંખો વચ્ચે રાણી નીચે ઊછળી પડી.

ને બીજે દિવસે ચંદનવાડીમાં જ તૂટેલા ઘરમાં રાણી પડી હતી. એક પહાણી કાયાનો યુવાન એના હાથ ઉપર પાટો બાંધતો હતો.

'હેમંત!' રાણીએ ધીરેથી એને હેમંત સમજીને બોલાવ્યો.

'જી, તમારા સાથીદાર સુધાકર સિવાય બધાંને પહેલગામ મોકલી આપ્યાં છે. સુધાકર હમણાં આવશે.'

અને સુશીલાએ એની મોટી આંખો વધુ મોટી કરીને જોયું. અજાણ્યા યુવાનને જોતાં એના શરીરમાં ઝીણી ઝણઝણાટી પસાર થઈ ગઈ. યુવાને દવાવાળા હાથ ધોતાં ઓળખાણ આપીઃ 'હું ડૉક્ટર છું. કાલે ચંદનવાડી આવેલ—આઠેક દિવસ રહેવા માટે ત્યાં આપના મિત્રોએ પકડી પાડ્યો આપના માટે. અહીંની ઠંડી કંઈ બધાંથી સહન થાય એમ નો'તું જ. એટલે સુધાકર સિવાય બધાને મેં જવાની સલાહ આપી. હું ધારું છું તમે પણ કાલે જઈ શકશો. મારું નામ સુરેન્દ્ર.' અને એ ખાટલાની એક કોરે વગર સંકોચે બેસી ગયો.

સુશીલા જોઈ રહી. કંઈક સંકોચથી સાંભળી રહી. ત્યાં સુધાકર આવ્યો.

અને પછી તો સુરેન્દ્ર પણ એમની ટોળી સાથે રખડવા તૈયાર થયો. સુશી ને એની વાતો અટકતી જ નહિ. સુરેન્દ્રનાં યુરોપનાં સ્મરણો, સુશીનો ભૂતકાળ, કાશ્મીરની શેરીએ શેરીએ રખડતાં તેઓ એકબીજાને સંભળાવતાં.

અને આખી યે મંડળીની અજાયબી વચ્ચે, કંઈક અદેખાઈ વચ્ચે એમની રાણી કંઈક જુદા જ પથે જઈ રહી હતી. કોઈક અજાણ્યા-ની ઓથે એ સ્વપ્નામાં મહાલતી હતી.

અને સખીઓની મસ્તી, ચિડામણી છતાં સુશી મીઠું મરકતી પણ વાતનો તાગ આવવા ન દેતી. એના પહેરવેશમાં, ગાવામાં, બોલવામાં કંઈક સુરમ્ય સંગીત લહેરાતું સુરેન્દ્રની સાથે રેશમ. ત્યારે જાણે, ન. પૂરો. વાત.. પેહ મસ્ત. કળીની જેમ એ ડોલ્યા કરતી; ને સુરેન્દ્ર—એકલો અટૂલો સુરેન્દ્ર વગર વિચારે સુશીની મસ્તીમાં ખોવાતો જતો હતો.

પાછા ફર્યા ત્યારે સુરેન્દ્ર દેશમાં ન જતાં સુશીનો મહેમાન બનવા તૈયાર થયો ત્યારે તો સાથે એને લાગ્યું કે જરૂર સુશી એમને ખીણની તે જ પંથે દોડી રહી છે.

ટ્રેનમાંથી ઉતરી ઘેર પહોંચતાં કાકાને હંમેશની જેમ દોડીને ગળે ન બાઝતાં મૂંગાં મૂંગાં સુશીએ આંખોથી જ જવાબ વાળ્યો. સુરેન્દ્રની ઓળખાણ કરાવી. કાકાની નજરમાં સુરેન્દ્ર પ્રથમ નજરે જ વસી ગયો. અઠવાડિયું સાથે રહ્યા ને સુરેન્દ્રની વર્તણૂકે કાકાનું હૃદય જીતી લીધું.

એક સોનેરી સંધ્યાએ સુશી બહાર જવાની તૈયારી કરતી હતી ત્યાં જ કાકાનો મેઘગંભીર અવાજ ગાજી ઊઠ્યોઃ 'સુશી!' નવી જ જાતના અવાજ—રણકારે સુશી કાકા પાસે દોડી ગઈ. સુરેન્દ્ર ખુરસી ઉપર ટકોરા પાડતો ત્રાંસી આંખે એના તરફ મરકી ઊઠ્યો.

'સુશી, સુરેન્દ્રે કહ્યું તે સાચું છે.' કાકાના અવાજમાં સહાનુભૂતિ અને હર્ષ હતાં. સુશી સમજી ગઈ.

'કાકા!' એની આંખો હસી ઊઠી. પ્રૌઢ કાકા સમજ્યા. 'સુરેન્દ્ર!' સુરેન્દ્ર નજદીક આવ્યો. ઘડીભર બન્નેને એમણે નીરખ્યાં. 'દીકરા, તું બધું જાણે છે. મારા રત્નને સાચવજે.' અને સુશી સાથે સુરેન્દ્ર પણ પાશ્ચાત્ય ફિલસૂફ બની, એમના પગ પાસે બેસી ગયો.

એક—રમાકાન્તને ગાંઠ કેમ વાળી છે?
બીજો—ઘરેથી બંધાવી છે.
એક—કેમ?
બીજો—કાગળ ટપાલમાં નાખવો છે એ ન ભૂલી જાઉં એટલે
એક—કાગળ નાખ્યો?
બીજો—ના ના. ઘરેથી આપવો જ ભૂલી ગયાં છે.

નવલકથાપરિચય-વિભાગ

# વ્યાજનો વારસ

લેખક : ચૂનીલાલ મડિયા
સંક્ષેપક : મગનલાલ પડિયા

[ ગુજરાતી સાહિત્યના નવલિકાક્ષેત્રે 'ઘૂઘવતાં પૂર' રેલાવનાર શ્રી. ચૂનીલાલ મડિયાની આ નવલકથામાં ઘુઘવાટ ઓછો છે પણ ઊંડાણ વિશેષ છે. એ ઊંડાણમાં ડૂબકી મારનારને મોંઘામૂલાં અત્તરનાં અંઘોળ કરનાર 'અર્વાચીન ચારુદત્ત,' 'સકલંક મયંક'માં રસયોગીની સૌંદર્યદૃષ્ટિ, અમરતના કાવા-દાવાની જુગુપ્સા પ્રેરક છતાં મનોગમ ગૂંથણી, અમરત અને ચતરભજનો દુનિયાની દૃષ્ટિ બહારનો પ્રણય અને એનાં અવનવાં પરિણામ, લાખિયાર જેવા નાના પાત્રનું પણ સમભાવ ભર્યું આલેખન, આવાં આવાં તો કૈંક મૌક્તિકો લાધે એમ છે. એ સૌમાં સુલેખા અને બાળનાથના તથા સ્ત્રી અને બાળનાથ બની બેઠેલા ગુલુના મેળાપવાળું પ્રકરણ, એમાં ભજનની રમઝટ વચ્ચે બે માતાઓના હૃદયનો વહેતો લાગણીપ્રવાહ-એ તો ખરેખર અદ્ભુત જ છે.

નીચેના સંક્ષેપમાં તો એ અવનવાં મોતી સુધી પહોંચવાને બદલે કાંઠે બેસીને સ્નાન કરવા જેટલો જ પ્રયત્ન માત્ર છે એટલે વાર્તારસના ખરા રસિયા તો અહીં રસ્યું થાય છે તેથી વિશેષ મેળવવા મૂળ નવલકથા તરફ જ નજર કરશે એવી આશા છે. — લેખક ]

ભાઈ, તમારી પંચ-પરમેષ્ટીની આસ્થા ફળી. પાકી અવસ્થાએ તમારે ઘેર પહેલી વાર ઘોડિયું બંધાણું...તમારું ને આપણી સાત પેઢીનું નામલેણું રિયું...' પુત્રજન્મની ખુશાલીના ખબર સાંભળી, બાળકને જમણા હાથને કાંડે એક મંતરેલ દોરો બાધવા અંગે ખાસ સૂચના અને સમજુતી આપવા ઉઘાડે પગે અને અદ્ધર શ્વાસે આવેલ આભાશાને અમરત કહેતી હતી. અમરત આભાશાની મોટી બેન હતી. વિધવા થયા પછી એ પોતાના એકના એક પુત્ર દલુને લઈને અહીં પિયરમાં જ પડી રહેતી. આભાશાના ઘર-વહીવટમાં અમરતનું ચલણ વિશેષ હતું:

'તમારા ધરમને પરતાપે આટલી દોમ દોમ સાયબીનો ભોગવનાર આવ્યો,' અમરતે કહ્યું અને પછી ઉમેર્યું, 'તો હવે દીકરો આવવાની ખુશાલીનો ય ધરમ કરજો.' ને પછી પોતે ને પોતે સૂચન કર્યું, 'ગોંદરે ગાયુને ખડ નીરો, પાંજરાપોળમાં કપાસિયા આપો, કબૂતરને ચણ નાખો, કૂતરાંના રોટલા સારુ બે મણ દાણો મોકલો.'

આભાશાને બહેનનાં સૂચનો ગમ્યાં. એ નિમિત્તે ગામમાં પુત્રજન્મની થોડી જાહેરાત આપોઆપ થઈ શકતી હતી.

ગોંદરે ઓણુસાલ આખો ઉનાળો ઘાસ વિનાનો ગયો હતો. આજે લીલાછમ ઘાસના પૂળાના ઢગલા જોઈ સૌને કુતૂહલ થયું. મારકણાં ઢોરને આઘાં હાંકી કાઢવા માટે હાથમાં લાકડી લઈને ઊભેલો ઘમલો સૌનું કુતૂહલ ટાળવા માટે આભાશાને ઘેર ઘોડિયું બંધાયું એવા શુભ સમાચાર કહેતો જતો હતો. કૂતરાઓને ખૂમો પાડી પાડીને નખાતા રોટલાઓએ વળી વધારે જાહેરાત કરી. સાંજ સુધીમાં તો ગામના ચારેય ઝાંપાઓ સુધી વાત પહોંચી ગઈ કે આભાશાના અઢળક વ્યાજનો વારસ જનમ્યો છે.

છઠ્ઠે દિવસે ઘરમાં છઠ્ઠી બેસાડી. બાજઠ ઉપર નવા બરૂમાંથી ઘડેલી કલમો અને ધોળાં ફૂલ, કોરા કાગળના તો મૂક્યા. ચાંદીના એક ખૂમચામાં દૂધ ઠારવા મૂક્યું હોય એમ રૂપિયાના ધોળા ફૂલ સિક્કાઓ ભરીને એમાં કેસર-છાંટણાની જેમ લાલ હીંગળોક ગીનીઓ વેરવામાં આવી. આ રિદ્ધિ-સિદ્ધિના બાળ વારસના ટીનકુડાક હાથની કૂણી કૂણી આંગળીઓ વડે તે સિક્કાઓની મૂઠી વળાવવામાં આવી. પાણીદાર

મોતી જેવી એની ઝીણી લંબગોળ આંખોમાં આંજણ આંજવામાં આવ્યું. અને માનવતીએ એને પહેલી જ વાર પોતાને થાનેલે લગાડ્યો. વિધાતા આવીને છઠ્ઠીના લેખ લખી ગયાં.

બારમે દિવસે ઓળી ઝોળી પીપળપાન કરીને અમરત ફૈઈએ બાળકનું નામ રિખવ પાડ્યું.

રિખવના જન્માક્ષર અને જન્મોત્રી તૈયાર થયે આભાશા એ લઈને વિમલસૂરિ પાસે ગયા વિમલસૂરિજી સાધુ હોવા છતાં તેમને આભાશા પ્રત્યે ભારે રાગ હતો. તેમને મન આભાશા એક આદર્શ શ્રાવક હતા આભાશા પણ સૂરિજીના એક શબ્દ ઉપર પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થઈ જતા. સૂરિજીએ આઠ દિવસ સુધી સર્વે સ્વામિ–બંધુઓથી છૂપી રીતે એ જન્માક્ષરનું અધ્યયન કર્યું—ફરી ફરીને અધ્યયન કર્યું અને છેવટે ખિન્ન બનીને એ ભૂગળું પાછું વાળ્યું જન્માક્ષર વાંચીને સૂરિજીનાં શાંત માનસજળ ડહોળાઈ ગયાં.

એક વર્ષે વિમલસૂરિ જસપરમાં ચોમાસું કરવા આવ્યા ત્યારે બાળકની હસ્તરેખા જોવાનું કુતૂહલ વધી ગયું. આભાશાને ત્યાં ગોચરી વહોરવા નિમિત્તે તેઓ ગયા. સૂરિજી પહોંચ્યા ત્યારે રિખવ, આભાશા શેઠના મુનીમ ચતરભજનો છોકરો ઓધિયો, અમરતનો દલુ વગેરે રમતા હતા. શેરીમાંથી પણ બે–ચાર છોકરા-છોકરીઓ આવ્યાં હતાં. પછવાડે વસતા સંધીના કુટુંબમાંથી હમણાં હમણાં લાખિયારની ઘરવાળી, બાજરાના હકતાના બદલા પેટે આભાશાનું ઘરકામ કરવા આવતી. તેની સાથે તેના છોકરાં જુસુ અને એમી પણ આવતાં. તેમાં જુસુની નાની બહેન એમી સાથે રિખવને ખૂબ જ બનતું

આજે ઓધિયો એક નવી રમત લાવ્યો હતો. એનું નામ 'વહુ–વહુની રમત.' ઓધિયાએ રિખવને કહ્યું: 'લે તું ઝટ લઈને વહુ કરી લે.'

'ના, હું તો એમીને વહુ કરીશ.' રિખવે હઠાગ્રહથી કહ્યું. અને સહેજ રોવા જેવો હુંકારો પણ કર્યો.

'શા માટે રડે છે, શ્રાવક!' વિમલસૂરિએ રિખવનું મોં પોતાની પહોળી હથેળીમાં લઈને લાડપૂર્વક દબાવતાં પૂછ્યું. અને પછી પરસાળની પાટ ઉપર બેસીને રિખવ, એમી, દલુ અને ઓધિયા સાથે ગેલ કરતા કરતા, કોઈનું ધ્યાન ન ખેંચાય એ રીતે એમણે રિખવની જમણી હથેળીની રેખાઓ જોઈ લીધી. તુરત એમના મોં ઉપર ઝાંખપ આવી ગઈ. રમત રમતમાં એમીનો હાથ પણ જોઈ લીધો. ક્યાંક ભારે અટપટા કોયડાનો ઉકેલ મળી ગયો હોય એમ એમના મોંની તંગ બનેલી રેખાઓ ઢીલી પડી

એટલામાં વેળા તૈયાર થઈ ગઈ. પાતરાંને ઝોળીમાં સિફતથી મૂકેલી, રજોહરણને આદરપૂર્વક બગલમાં મારીને વિમલસૂરિ વિદાય થયા ત્યારે જતાં જતાં ફરી એક વખત રિખવ અને એમી તરફ નજર ફેંકતા ગયા.

રિખવ હજી તો રીખતાં ય નહોતો શીખ્યો ત્યારે જ એના વેવિશાળ માટે આભાશાને ત્યાં નાળિયેર ઉપર નાળિયેર પછડાતાં હતાં. પણ આભાશા પોતાના ઘરને છાજે એટલી નમ્રતા, આદર અને આભાર સાથે એ સૌ નાળિયેરોને પાછાં ઠેલતા હતા.

'શા–પેઢીના ઓરડાની વચ્ચે વગ જગ્યા વિના રિખવ જેવું મોતી વીંધી નાખું એવો હું મૂરખ નથી.' આભાશા મનમાં ને મનમાં બોલતા. વળી વિમલસૂરિએ પણ આભાશાને કહી રાખ્યું હતું કે તમારું મોતી વીંધવાં પહેલાં મને પૂછજો.

પણ એક પ્રસંગ એવો આવ્યો કે આભાશાને નિશ્ચયાત્મક પગલું લેવા ફરજ પડી.

આભાશાની તીજોરી મેડી પર રિખવના ઓરડાની બાજુના ઓરડામાં રહેતી. ઉજળિયાત કોળની આબરૂ સાચવવા જેવી વસ્તુઓ એમાં જ રહેતી. એક દિવસ ખરે બપોરે એવા

એક ઉજળિયાત કળની આબરૂ સાચવવા માટે આભાશાને ઓચિંતું આ શંકિયું ઉઘાડવા માટે ઘરે આવવું પડ્યું. તે દિવસે ઘરનાં બધાં એક ખેડૂત કળની વાડીએ પોંક ખાવા ગયાં હતાં. પણ ઘમલો, દલુ, ઓધિયો, રિખવ વગેરે ઘેર જ હતા. ઉતાવળે કામ પતાવી આભાશા જતા હતા એટલામાં ઉપરની પરસાળના ઓરડાની સાંકળ ખખડાવાનો અવાજ આવ્યો. અનાયાસે જ અવાજની દિશા તરફ એમની આંખ વળી ગઈ અને એ આંખે જે દશ્ય જોયું એથી તો આભાશાને થયું કે એ સાંકળ ખખડવાનો અવાજ કાને ન પડ્યો હોત તો સારું હતું. ઓરડામાંથી એમી-હવે જુવાન થઈ ગયેલી, પરણીને સાસરે ગયેલી ને હમણાં જ પાછી માવતર આવેલી એમી–કપડાં સંકોરતી બહાર આવતી હતી અને એમની પાછળ રિખવ આવતો હતો. બેમાંથી એકેયને ડેલીને ઉંબરે ખમચાઈને ઊભા રહી ગયેલા આભાશાની હાજરીની જાણ ન થઈ શકી. પહેલાં તો આભાશાની આંખ આ દશ્ય સાચું માનવા તૈયાર જ ન લાગી. તેમને પોતાની જ દર્શનશક્તિ ઉપર અવિશ્વાસ આવ્યો. પણ પછી તુરત તેમની દક્ષ વણિકબુદ્ધિએ વાતને ગળી જવાનું સૂચવ્યું, અને આ દશ્ય જાણે જોયું જ નથી એમ કરી, કોઈને પણ વહેમ સરખો આવે એ પહેલાં તેમણે ડેલીના ઉંબરામાંથી બીજો પગ બહાર કાઢી લઈને પેઢી તરફ ચાલવા માંડ્યું.

આખરે રિખવને વીસનહોરી વગાડી દેવાનું આભાશાએ નક્કી કર્યું. વીસપુરના નગરશેઠ નિહાલચંદ લશ્કરી આભાશાના સમોવડિયા હતા. લશ્કરી શેઠની સુલેખા રંગરૂપે કંકુની પૂતળી જેવી હતી. રિખવને પણ એનો પરિચય હતો. ને લશ્કરી શેઠની આ એકની એક લાડકવાયી કોડીલી કન્યાએ તો રિખવને પહેલવહેલો સમતશિખરની યાત્રામાં જોયો ત્યારથી જ મનમાં ને મનમાં પૂજ્યો હતો.

વિમલસૂરિજીને પૂછતાં તેમણે કહ્યું: 'સુલેખાના ગ્રહો તો ભારે તેજસ્વી ને બળવાન છે. કાં તો એ કોઈ પ્રતિભાશાળી વિદુષી બને, કાં તો મહાન તપસ્વિની, અથવા તો બંનેનો દૂધ–સાકર જેવો સુભગ સંયોગ થાય.

આમ છતાં લગ્ન ઉકેલવાની સ્પષ્ટ અનુમતિ માગી ત્યારે સૂરિજીએ હા ન પાડી. આભાશાએ 'પેટનું પાપ' છતું કરીને પૂછ્યું ત્યારે પણ માત્ર એટલું જ કહ્યું: 'યથામતિ અમે સાધુઓ આવી બાબતમાં સક્રિય રીતે ભાગ ન લઈ શકીએ. સંસારી કાર્યોમાં મનુષ્યે ધર્મબુદ્ધિ રાખીને યથામતિ આચરણ કરવું.'

આખરે લગ્ન લેવાયાં અને બંને પક્ષોને શોભતી રીતે પૂરતી ધામધૂમથી ગોકરણાં પણ ખરાં. વસિષ્ઠ અને અરુંધતિના સૌભાગ્ય આશીર્વાદ પામીને રિખવ અને સુલેખા જસપર પાછાં વાળ્યાં.

પરણ્યાની પહેલી રાતે રિખવની રસિકતા હિલોળે ચડી હતી. પણ રસિકતા અને વિલાસિતા વચ્ચે રિખવને કાંઈ જ ભેદ ન હતો.

રિખવ સુંદર હતો. પણ એની આસપાસના વાતાવરણે એને પોતાની દેદીપ્યમાન મુખકાંતિ તથા દેહવૈભવથી ગજબનો સભાન બનાવી મૂક્યો હતો. મોંઘામૂલાં અત્તરનાં અંઘોળ કરવાનું પણ એ ચૂક્યો નહોતો. સંગીતની સાથે સાથે મદિરાનો શોખ પણ એણે કેળવ્યો હતો.

પહેલી રાતે જ એણે સુલેખા પાસે પ્યાલી ધરી અને કહ્યું: 'પેલા સંસ્કૃત કવિએ વર્ણન કરેલું 'પ્રિયા મુખોચ્છ્વાસ વિકમ્પિતં મધુ' પીવા માગું છું. લે આ જામ. તારા ઓઠનો મધુ એમાં ઓગળીને મને આપ.'

સાત્ત્વિક વાતાવરણમાં જ ઊછરેલી સુલેખા ભાકી ગઈ. સુલેખા પણ રસિક હતી. સંસ્કૃતનો અભ્યાસ તેણે પણ કરેલો, પણ એમાંથી એણે ફક્ત ક્ષીર જ ગ્રહણ કરેલું. તેણે રિખવને કહ્યું: 'રિખવ, આ તારી રસિકતા નથી પણ કોઈ

વિકૃતિ છે.' ને પછી આગળ બોલીઃ 'મેં કલ્પેલી રસમૂર્તિ આવું નર્યો વિલાસનું પૂતળું હશે એવી મને ખબર નહોતી.'

સાંભળીને રિખવનાં રૂંવેરૂંવાં ઊભાં થઈ ગયાં.

સુલેખાએ પ્યાલી લઈને સામી ભીંતે ફેંકી.

આંખમાંથી અંગારા વેરતી મુખમુદ્રાએ રિખવ આગળ વધ્યો. સુલેખા પાછળ હઠી અને અનાયાસે જ ઉંબરો ઓળંગાઈ જતાં બારણાંની બહાર નીકળી ગઈ.

રિખવે રોષમાં ને રોષમાં બને બારણાં વાસીને અંદરથી ભોગળ ભીડી દીધી. હાથમાંનો શીશો ગટગટાવી જઈ, બત્તી બુઝાવી ભફ કરતોક ને પલંગમાં પડી ગયો.

બહાર છજામાં આખી રાત સુલેખા જાગતી ઊભી રહી.

×

મીંગોળા ગામમાં એમીનું સાસરું હતું.

રમઝાન ઈદનો ત્હેવાર આવી રહ્યો છે. એમી અને એની બે નણંદો લૂગડાંનો ગાંસડો વાળીને એક ઊંડી પાટને છીપરે ધોવા આવી છે. સાથે નાનકડો દીકરો ગુલુ પણ છે.

ગુલુના ડિલ ઉપરથી પહેરણ ઉતારતાં એના વાંસા પર લીલું લાખું દેખાઈ આવ્યું. એમીને ભૂતકાળના સ્મરણો જાગી ઊઠ્યાં. આંખો કોઈ અનેરી ચમકથી ચમકી ઊઠી. ગુલુને એણે બે બાહુ વચ્ચે બથ ભરીને દાબી દીધો. નણંદોની હાજરી પણ એ વીસરી ગઈ. આવેશમાં ને આવેશમાં એમ બોલી ગઈઃ 'એના ય ડિલ ઉપર લાખું છે.'

નણંદના પેટમાં શેરડો પડ્યો. ચોંકી ઊઠતાં પૂછ્યું. 'કોના ડિલ ઉપર? કોની વાત કરે છે ભાભી!'

એમી ડઘાઈ ગઈ. વિચક્ષણ નણંદો આટલી વાતમાંથી તો ઘણું ઘણું સમજી ગઈ.

પછી એ તો સંધી કુટુંબ.

એનું પગેરું શોધાય છે. પગેરું આવીને રિખવ શેઠ આગળ અટકે છે.

એમીને મરણતોલ માર પડ્યો છે. ગુલુ ગુમ થઈ ગયો છે. એનો કાંઈ પત્તો નથી.

સુલેખા ત્યક્તા બની છે. પણ એ હકીકતનો સુલેખાએ કોઈને અણસારો કર્યો નથી. સુલેખાની જાજરમાન પ્રતિભા સામે ઘર તેમજ પેઢીના સહુ માણસો અંજાઈ જાય છે. સહુ એની તાબેદારી ઉપાડવામાં ગર્વ સમજે છે.

સુલેખાનો બધાની સાથેનો સુમેળ એ અમરતને ફાવતી વાત ન થઈ. એટલે એણે બને તેટલો રિખવને સાચવવા માંડ્યો. દિવસો જતા ગયા એમ રિખવનું મદ્યપાન પણ વધતું ચાલ્યું. દલુ અને ઓધિયાની કામગીરી રિખવ શેઠ માટે જૂનામાં જૂનો શરાબ અને નવામાં નવી સુંદરીઓ શોધવાની થઈ પડી. ઉત્તરાવસ્થાને કારણે આશાશાએ પેઢીની કામગીરીમાંથી ધીમે ધીમે નિવૃત્તિ લેવા માંડી છે. ચતરભજે અમરસર ચેતી જઈને નાણાંની કોથળીઓનાં મોં મોકળાં મૂકી દીધાં છે. રિખવ શેઠ અને એના જોડીદારો દલુ અને ઓધિયો છૂટે હાથે એ નાણાં ગાયિકાઓ અને નાયિકાઓમાં વાપરે છે.

મીંગોળામાં દરગાહના પીરના ઉરસનો એક મેળો ભરાય છે. મેળામાં દિલ્હી જેટલે દૂર દૂરને સ્થળેથી નામખ્યાત ગાયિકાઓ અહીં આવી છે. ગાણું સાંભળવા રિખવ શેઠ પણ આવ્યા છે. એકેકી શેર પર રિખવ શેઠ આફરીન થાય છે અને રૂપિયાની મૂઠી ભરી ભરીને ગાયિકાના હાથમાં ઠલવે છે. શૃંગારરસથી છલોછલ તરજો સાંભળતાં સાંભળતાં રાત સારી પેઠે ભાંગી ગઈ. પણ રિખવ શેઠને એનું જરા ય ભાન નથી. હસીન નાજનીના સૌન્દર્યના તેમજ મદ્યપાનના બેવડા નશામાં એ ચકચૂર છે.

બાજુના એક નાનકડા તંબૂમાં ગઝલો અને કવ્વાલીઓની રમઝટ જામી હતી. ત્યાંથી આવતી એક શેર રિખવ શેઠના કાન સોંસરવી ઊતરી ગઈ.

બાગ કયા ! અબ બહાર કયા ! અબ બાગમાં !
યાદ કયું કરતે હો બુલબુલ કી ઝબાં !
સાજ દેખો હૈ ખીલંક ભજ રહા
કલ ન હોગા, કલકા થા જો દબદબા.

'કલ ન હોગા, કલકા થા જો દબદબા. સાચી વાત !' રિખવ શેઠ બોલેની અનુભવી રહ્યા. અકળામણ અનુભવતાં રિખવ શેઠ ઊભા થઈ ગયા. ક્યાંય નહોતી ત્યાંથી સુલેખાની મુખાકૃતિ તેમના માનસમાં સણકો બોલાવી ગઈ: એના પુનર્મિલનની અદમ્ય ઝંખનાએ એમના અણુયે અણુને ઉશ્કેરી મૂક્યું. એમણે જસપર પહોંચવાની ઉતાવળ કરવા માંડી. પહેરેગીરોએ રાતવેળામાં રસ્તાના ભયની વાત કરી પણ રિખવશેઠ એકના બે ન થયા.

રિખવ શેઠ રસયોગી હતા પણ તપોભ્રષ્ટ થયેલા-ઊર્ધ્વગમનની ક્ષણે અવનતિની ગર્તામાં ગબડી પડેલ એ પતન અને અધોગતિની પણ એક અવધ આવી રહી અને અત્યારે ફરી એનું ઊર્ધ્વગમન થવાનું હોય એમ લાગતું હતું. સુલેખા પ્રત્યે પાષાણ-સમ બની ગયેલું રિખવ શેઠનું દિલ પશ્ચાતાપમાં પીગળી રહ્યું હતું.

રિખવ શેઠ જસપરને મારગે આગળ વધી રહ્યા છે. મેઘલી રાત જામી છે. વાતાવરણ ભય પમાડે એવું છે. ઘોર અંધારામાં રિખવ શેઠે કાળી ચીસ પાડી. રક્ષકો સાબદા થાય એ પહેલાં તો બીજી ચીસ પાડી.

પહેલી ચીસ, એમના કાળજામાં ભાલા જેવી અણિયાળી છરી ભોંકાની વેળાની હતી; અને બીજી ચીસ ફેફસાં વીંધીને છરી બહાર ખેંચાઈ આવી એ વખતની હતી. કોઈને કાંઈ સમજણ પડે એ પહેલાં તો છરી ભોંકનારો જણ ઘોડા ઉપર તબડાક તબડાક દૂર નીકળી ગયો હતો.

થોડી વારમાં જ રિખવ શેઠે ડોકું છાતી ઉપર ઢાળી દીધું.

*

રિખવ જતાં આભાશાના ઘરનો જાણે કે મોભ તૂટી પડ્યો. સુલેખા તો સક્તા બની ત્યારથી જ એનું જીવનબીન બસૂરું બની ગયું હતું-પણ રિખવ જતાં તો એ બીનનો તાર તૂટી ગયો, જે ફરી સાંધી શકાય તેમ નહોતો.

પણ આભાશાના વંશના વારસ માટે હવે વિચિત્ર પરિસ્થિતિ ઊભી થઈ હતી. સુલેખાનું અને સુલેખાના માવતર-પક્ષનું ગજાણ વધે એ અમરતને કોઈ રીતે પરવડે એમ નહોતું સુલેખાને પોતાને કોઈ જાતની સ્પૃહા નહોતી. તેને આ કુટુમ્બની લખલૂટ મિલકતમાં એક દોકડોય હાથ કરવાની દાનત નહોતી.

અમરત બધી બાજી પોતાને કબજે રાખવા માગતી હતી; એટલે એણે માનવંતીને પોતાના દીકરા હલુને ખોળે લેવા માટે સૂચન કર્યું. માનવંતી નણંદથી દબાતી છતાં સાવ ભોળી તો નહોતી જ. એણે વળી ત્રીજો જ તોડ કાઢયો-પોતાની નાની બેન નંદનને આભાશા વેરે ગોઠવી દેવાનો. સગી બહેનને પેટે જે જણ્યાં અવતરશે એ તો પોતાનાં જ ગણાય ને ! એણે આભાશા પાસે વાત મૂકી.

આભાશા બધી બાબતની માફક આ બાબતમાં પણ વિમલસૂરિજીને પૂછવા ગયા. સૂરજીએ કહ્યું. 'યથામતિ કરવું. એ ન ભૂલશો કે ધનદોલત અને રિદ્ધિસિદ્ધિ ઉપરનો સાચો અધિકાર જનપદનો છે. દ્રવ્યોપાર્જનમાં ગાંડા બનીને લોકોમાં વસી રહેલા સનાતન બ્રહ્મને ઉવેખવાની ભૂલ કરી બેસશો મા. અઢળક ઈશ્કયામત ઉપરનો સાચો વારસાહક લોક-બ્રહ્મનો છે-સામાન્ય જનતાનો છે. સંપત્તિની સોંપણી માટે એ રીત જ ઔચિત્ય ભરી છે. યથામતિ જે કાંઈ ગમે તે જનકલ્યાણની ભાવનાથી કરવામાં કોઈ બાધ નથી; પછી તો જેવાં નસીબ.'

આને જ અનુમતિ સમજી લઈને આભાશાએ પ્રથમ પત્ની માનવંતીની નાની બહેન નંદન સાથે ચોરીમાં ચાર ફેરા ફરી લીધા.

પણ દળી દળીને ઉંદરે ઢાંકણીમાં ઉધરાવ્યા જેવું જ થયું. માનવંતીની માફક નંદન પણ

માતૃત્વપદ પામી નહિ શકે એમ લાગ્યું. અને પછી તો શોક બનેલી આ બે સગી બહેનોના કંકાસી ઘરની સૂરત જ બદલી નાખી. સુલેખા કંટાળીને બાજુના લાખિયારવાળા મકાનમાં રહેવા લાગી. આભાશાને બુઢાપો એકદમ વરતાવા લાગ્યો.

હવે, આભાશાને હૃદયમાં ઊંડે ઊંડે એવી ઇચ્છા હતી કે માલ-મિલકતનો સઘળો વારસો સુલેખાને જ સોંપવો. આ માટે એમણે વીસપુર કાગળ લખી સુલેખાના પિતા લશ્કરી શેઠને બોલાવ્યા. સુલેખા ના પાડતી હતી તેને સમજાવવાનું તેમને કહ્યું.

અમરતને આ વાતની ગંધ આવી ગઈ. અને એણે આભાશાના નટખટ મુનીમ ચતરભજને બોલાવ્યો. ચતરભજ અમરતના જુવાનીના વખતનો એનો સાથીદાર હતો. અમરતે ચતરભજને કાંઈક રસ્તો બતાવવા અને દલિચાનું કાંઈક કરવા કહ્યું. ચતરભજે જે રસ્તો બતાવ્યો તેથી અમરત પહેલાં તો અચરજ જ પામી ગઈ. આભાશાને અફીણ પાઈ દેવું અને તેમ જેમ બને તેમ જલદી પછી બાકીનું બધું ચતરભજ સંભાળી લેશે. પોતાના દલાને દલ્લો મળે એ લોભે અમરતે એ કબૂલ કર્યું.

પણ કોણ જાણે ક્યાંથી ય નંદનને અને લશ્કરી શેઠને આ કાવતરાની ગંધ આવી ગઈ. સુલેખા જો વધુ વાર હા-ના કરશે તો વરુની જેમ ટાંપી રહેલાં આ સ્વાર્થી સગાંએ આભાશાની મિલકત માટે આભાશાને પણ પીંખી નાંખશે–એ વાત ઉપર ભાર મૂકીને લશ્કરી શેઠે સુલેખાને વારસો કબૂલ કરવા સમજાવી. આખરે સુલેખાએ કહ્યું: 'ભલે સસરાજી બધી મિલકત મારા નામ પર ચડાવી દિયે. પણ એક શરત મૂકું છું. હું તો એ મિલકતની એક પાઈ પણ મારી અંગત જરૂરિયાત માટે ન વાપરી શકું, તેથી બધી મિલકત ભવિષ્યમાં રિખવના એક ભવ્ય સ્મારકમાં હું વાપરીશ.'

આભાશાએ લશ્કરી શેઠને 'વીલ' સોંપ્યું અને નિરાંત અનુભવી.

નંદનની લાખ કાળજી છતાં અમરત આભાશાને અફીણ પાઈ દેવામાં સફળ નીવડી. પણ જે હેતુસર એણે સગાભાઈને ઝેર આપ્યું એ હેતુ બર આવ્યો નહિ. સુલેખાના નામનું વીલ ભાઈએ લશ્કરી શેઠને આપી દીધેલું એ અમરતને ખબર નહિ. વળી લશ્કરી શેઠ હજુ જસપરમાં હતા ત્યાં જ આભાશા મૃત્યુ પામ્યા એટલે બધી વ્યવસ્થા પણ એમણે સંભાળી લીધી. વીસપુરથી બે હોશિયાર અને વિશ્વાસુ વાણોતરોને બોલાવીને પેઢીના મુનીમ તરીકે બેસાડી દીધા. ચતરભજના હાથ પણ હેઠા પડ્યા.

પણ અમરતનું સત્તાલોભી મન એમ શાંત પડે તેમ નહોતું. સાવ હારી જવા આવેલી બાજીને જીતમાં ફેરવી નાખે એવું તેણે કર્યું. એણે નંદનને સમજાવી નંદનને દહાડા ચડ્યા હતા એવી વાત વહેતી મૂકી. સુવાવડ માટે નંદનને એને પિયર મોકલી દીધી અને એન ટાણે પોતે સુવાવડ કરવા જઈ પહોંચી. અમરતની મહેનતને પરિણામે નંદન નાહીને ઊઠી અને દીકરો ધવરાવવા લાગી.

લશ્કરી શેઠ જેવા મુત્સદ્દી માણસ પણ અમરતના આ પગલા સામે આંગળાં કરડતા બેસી રહ્યા. નંદનના દીકરાનો વારસાહક સહુને કબૂલ કરવો પડ્યો.

પણ અમરતનો આ પથરો તર્યો હોય તો એ ચતરભજે મૂંગા રહેવા કબૂલ્યું એમાં. નંદનના આ નવા બાળા પદમશેઠને અમરતે એક ટીંબાની વસાહતમાંથી કેવી રીતે મેળવ્યો એ ચતરભજ બરોબર જાણતો હતો. પહેલાં તો એણે એ ભંડો ફોડી દેવાની અમરતને ધમકી પણ આપી. પણ પછી, અમરને પોતાનું એટલે કે ચતરભજનું જૂનું મુનીમનું સ્થાન તેના દીકરા ઓધિયાને આપવું એ શરતે સુલેહ થઈ ગઈ અને પદમશેઠ આભાશાના વારસદાર તરીકે મોટા થવા લાગ્યા.

પણ એકવાર પેઢીમાં ઓધિયા અને હંસા વચ્ચે બોલાચાલી થઇ ગઇ અને એમાં ઓધિયાએ અમરત વિશે ન બોલવાનું બોલી દીધું. હંસાએ આવીને અમરતને કીધું અને તે જ ઘડીએ અમરતે જાતે પેઢી ઉપર આવીને ઓધિવાને હેઠો ઉતારી મૂક્યો.

ચતરભજને ખબર પડી ત્યારે એ પણ સમસમીને બેસી ગયો. આટલે વર્ષે હવે એ ય શું કરે ?

પણ, ચતરભજે ય કિન્નાખોર હતો. સોગઠી મારવા માટે અનુકૂળ દાવની રાહ તો એ જોતો જ હતો અને એવો દાવ એક દી આવી ગયો.

જસપરને પાદર ભવાયા આવ્યા હતા. પદ્મકાન્તે પાદર ભવાઇ જોવા જવાની ખૂબ જ હઠ લીધી. દીકરાનું વેન ભાંગવા માટે એકાદો વેશ દેખાડીને તુરત પાછો તેડી લાવવાની હરાવી હરાવીને સૂચના આપીને નંદને, નોકરડી સાથે એને મોકલ્યો.

રધી વેશ જોવામાં પદ્મકાન્તનું ધ્યાન રાખવું જ ભૂલી ગઈ એક પછી એક વેશ જોતી બેસી રહી. અહીં પદ્મકાન્ત રધીથી સરતો સરતો દૂર ચાલ્યો ગયો. થોડી વારે કોઈક લાલચ આપીને એક વ્યક્તિ એને દૂર લઈ ગઈ. થોડે દૂર અંધારામાં જઈને પદ્મકાન્તે કાળી ચીસ પાડી. પણ તુરત એને મોઢે કસકસાવીને ફાળિયાનો ડૂચો દેવાઈ ગયો. ડૂચો દેનાર માણસે બાળકનો ટોટો પીસીને પ્રાણ લીધા.

રાત ભાંગતી ગઇ તો પણ પદમને લઇને રધી પાછી ન આવી એટલે નંદન એને શોધતી ત્યાં આવી. ત્યારે જ રધીને ભાન આવી કે પદ્મકાન્ત એની પાસેથી સરકી ગયો છે. અમરતે આવીને રધીને ચાર ચાર ચોડી કાઢ્યા.

બધાં પદમકડની શોધ કરવા મંડી પડ્યાં. ઉજાસ મોં-સૂઝણું થતાં, પરેવાડીથી પાછા વળતા એક ભરવાડે સમાચાર આપ્યા કે શ્રીમળી સીમના આકા સમક ઉપર મોઢે ફાળિયાનો ડૂચો દાબેલ એક છોકરો સૂતો છે.

મરેલ દીકરાને મોંએ દાબેલો ડૂચો જોઇને નંદને ધક, ધક, ધક, ત્રણ વાર ભીંત સાથે માથું પછાડી પ્રાણઘાત કર્યો.

પદ્મકાન્ત જતાં કુટુમ્બનો બાંધ્યો માળો પીંખાઈ ગયો. ચતરભજે ફૂંક મારીને પત્તાનો બનાવેલ આ એકદંડિયો મહેલ જમીનદોસ્ત કરી નાખ્યો. ઉછરતા હોર બચવામાં પણ અમરત હારી ગઇ હતી.

ઓધિયાએ રિખવ શેઠના ખૂનમાં પણ અમરતનો હાથ હતો એવો આક્ષેપ હંસુને મોઢે કર્યો પછી, હંસુ પણ અમરતથી ફરી બેઠો હતો. એવું કહી દીધું હતું કે ' મા, તને મારા ઉપર જરા ય દયા હોય તો તારું કાળું મોઢું મને કોઇ દી બતાવીશ મા. '

અમરતનાં અમાનુષી કૃત્યોએ હંસુમાં બારોબાર માનવતા પ્રેરી. જ્યારે એને જાણવા મળ્યું કે કુટુમ્બના આ સર્વનાશ માટે પોતાની મા જવાબદાર છે ત્યારે એના પ્રત્યાઘાત રૂપે મહાન પ્રાયશ્ચિત કરવાની ભાવના એના દિલમાં પ્રગટી. એને પણ રિખવના આત્માનું તર્પણ કરવાની ભાવના જાગી સુલેખા પાસેથી આભાશાએ કરેલ જૂના વીલની નકલ મેળવી પેઢી તેમ જ ઘરનો કુલ કબજો કાગળે સુલેખાને સોંપી દીધો.

હંસુને સુલેખાના પક્ષમાં જતો જોઈ અમરત ગાંડી થઇ ગઈ.

*

રિખવનું ભવ્ય સ્મારક સુલેખાએ જસપરમાં અનન્ય સ્થાપીને કર્યું. ચારેક પડી જતા આવેલા ઓરડા પાડીને એની જગ્યાએ એક વિશાળ બંડ બાંધ્યો. ફરતું મોટું ફળિયું ખુલ્લું રખાવ્યું. ફળિયાની વચ્ચે એક કૂવો ખોદાવ્યો અને આજુબાજુ બગીચા જેવું બનાવ્યું.

થોડા સમયમાં રિખવ શેઠના સ્મારકની

ગામોગામ જાણ થઈ ગઈ. અભ્યાગતો એ અન્ન-ક્ષેત્રનો લાભ લેવા લાગ્યા. પદ્મકાંતના મૃત્યુના કારણે હલકી પડેલી રથી, અન્નક્ષેત્રના આ કામમાં ઠીક ઠીક મદદ રૂપ થઈ પડી.

એક જ મુશ્કેલી હતી. અન્નક્ષેત્રની રોજિંદી વ્યવસ્થા ઉપાડી લે એવી કોઈ સેવાભાવી વ્યક્તિ–પરગજુ પરિવ્રાજક મળતો નહોતો.

પ્રાંતભરમાં ખ્યાતિ પામેલ મહંત બાળ-નાથની નાની સરખી મંડળીએ એક દિવસ જસપર મુકામ કર્યો. મહંત બાળનાથ મહંત ભૈરવનાથના ઉત્તરાધિકારી હતા, કહેવાનું કે મહંત ભૈરવનાથ એકવાર ફરતા ફરતા જતા હતા ત્યાં એમને ખીચડીના દેગમાંથી એક બાળક મળી આવ્યું. એ બાળકને જોઈ મહંત ભૈરવનાથે કહ્યું: 'આપણું મહદ્‌ભાગ્ય છે કે આવો ભવ્ય આત્મા આપણી જમાતમાં ભળ્યો છે. ગુરુ દત્તાત્રેયે જ એને મોકલ્યો છે એમ સમજો.' ત્યારથી બધા એને 'છોટે મહંત' કહેવા લાગ્યા. મહંત ભૈરવનાથ સમાધિસ્થ થતાં તેમનું સ્થાન બાળનાથે લીધું.

બાળનાથ અને એની મંડળીએ અન્નક્ષેત્રમાં વાસો કર્યો છે. રાતે ફળિયાના ચોકમાં નીતરતી ચાંદની તળે ભજન બેઠાં. યુવાન બાળનાથે હાથમાં રામસાગર લીધો.

સુલેખા અને રથી બંને આ સુડોળ દેહ-લતાવાળા ફૂલગુલાબી ગૌર વર્ણવાળા બાળ મહંતને જોઈ રહી છે. એ મસ્ત બનીને ગાઈ રહ્યો છે. પણ એને સાંભળનારમાંથી બે જણ–સુલેખા અને રથીના માનસપટ પર એના સૂરે-સૂરની સાથે કંઈ કંઈ દશ્યો અંકિત થાય છે.

સુલેખાને યાદ આવે છે–પરણ્યાની પહેલી રાત. 'પ્રિયા મુખોચ્છ્‌વાસ વિકમ્પિત' મધુ'ની હા લીધાં પહેલાં રિખવે બજાવેલી સિતાર.

રથીને સાંભરે છે–મીંગાળાનો નદીકાંઠો.

ભજન બરાબર જામ્યાં હતાં ત્યાં બારી-માંથી શાકુંડો સંભળાયો. ઝાડના પડછાયા તળે કોઈકે કૂદકો માર્યો. ગાયક ચમકી ઊઠ્યો. શું બન્યું છે એ જાણવાનો પ્રયત્ન કરે એ પહેલાં તો એક સ્ત્રી ઝપટભેર આવતીકને પોતાને વળગી પડી. ઉષ્માભર્યાં આલિંગન સાથે ચૂમીઓનો જાણે કે વરસાદ વરસાવીને ગાયકને ગૂંગ-ળાવી દીધો.

બાજુના ખંડની બારીમાં ઊભાં ઊભાં સુ-લેખાએ આ સઘળું જોયું.

બીજે દિવસ સવારમાં બાળનાથ કૌપીનભર આવીને કૂવે નાહવા બેઠા ત્યારે એના વાંસામાંનું નીલવર્ણું લાખું સુલેખાએ ધ્યાનપૂર્વક જોયું.

બધા સંબંધોની સાંકળ સાંપડી ગઈ.

રથી એ એમી જ હતી. બાળનાથ એનો વર્ષો પહેલાં ગુમ કરાયેલો દીકરો ગુલ્લુ–એમીનો અને અને રિખવનો પણ.

સુલેખા પામી ગઈ. શું? બે વસ્તુઓ: રિખવનો પ્રાણપ્રવાહ. અને અન્નક્ષેત્રનો સઘળો સંચાલન–ભાર વહોરી શકે એવો એક ઉપરી, એક અધિષ્ઠાતા.

ઘણું ઘણું દિવસની વિનવણીઓ, આગ્રહ-ભરી આજીજીઓ અને છેવટે કાલુદીઓને અંતે બાળનાથે અન્નક્ષેત્રના અધિષ્ઠાતા તરીકે રહેવાનું સ્વીકાર્યું:

બાળનાથના આગમનથી અન્નક્ષેત્ર પણ નવપલ્લવિત બની રહ્યું. અભ્યાગતોની સંખ્યા વધતી ચાલી.

વાર્ધક્યને આરે પહોંચેલા વિમલસૂરિ એક દિવસ ઓચિંતા ગોચરી વહોરવા આવી ચઢ્યા. સૂરિજી સીધા અન્નક્ષેત્રના ડેલામાં દાખલ થયા અને બાળનાથ સમક્ષ ઊભા રહ્યા. સુલેખા આવીને એમને પગે પડી. તેને ખભો ઝાલીને ઊભી કરતાં સૂરિજી બોલ્યા: 'ઊભી થા, સુલેખા! હવે તારી વંદના પામવાનો અમને અધિકાર નથી: તેં આ સંસારમાં રહ્યા છતાં સાધુત્વ સિદ્ધ કરી બતાવ્યું. મેં વર્ષો પહેલાં તારા સસરાજીને કહેલું: 'અદગાક મિલકત ઉપર'સાચી

માલિકી જનપદની છે. લોક-પ્રજાની છે. તે એ સિદ્ધ કરી બતાવ્યું.'

સૂરિજીએ એમીને પણ ઓળખી કાઢી. પછી થોડી વારે બોલ્યાઃ 'હવે મને ગોચરી વહોરાવવી છે કે વાતોના વડાં જ પીરસશો!'

સુલેખા તપોવન તરફ જવા લાગી તેને રોકી કહ્યુંઃ

'ના ના. એ તમારા રસોડાની ગોચરી હવે મને ન ખપે; મારે તો આ રસોડાનું, અહીંનું 'જમાતું' જમણ જ વહોરવું છે.'

સુલેખા રાજી થઇ. સૂરિજી અન્નક્ષેત્રના રસોડાને પાવન કરે એથી વધારે શું જોઇએ!

હરખભરી સુલેખા અન્નક્ષેત્રના ઓરડા તરફ જવા લાગી. ફરી સૂરિજીએ તેને રોકી, 'નહિ, તમારે હાથે પણ ગોચરી ન ખપે.'

'હું નહિ તો કોણ આ એમી વહોરાવે!' સુલેખાએ પૂછ્યું.

'હા. સાચો અધિકાર તો એનો જ છે,' સૂરિજી બોલ્યા, 'પણ એમી કરતાંય વધારે યોગ્ય અને સાચો અધિકારી તો બાળનાથ જ છે. બાળનાથ વહોરાવે.'

સુલેખાના મનમાં સૂરિજીના શબ્દો ઘોળાયાઃ 'યોગ્ય અને સાચો અધિકારી.'

તેણે મનમાં જ બાળનાથને એક વધારે પદવી આપીઃ 'સાચો વારસ પણ.'

[ બાજનો વારસ : પ્રાપ્તિસ્થાન જીવન સાહિત્યમંદિર, મુંબઈ-૨ : કિં. રૂ. ૪ ]

જ્યારે તે રેસ્ટોરાંમાં દાખલ થયો ત્યારે સાંજ પડી ગઇ હતી...ગરમી હતી તેથી કે ગમે તે કારણે, પણ અંદર એક વૃદ્ધ સિવાય કોઇ નહોતું. તેની ઇચ્છા શરબત પીવાની હતી. એકલાં પીવું તેના કરતાં કોઈ સાથીદાર હોય તો મજા આવે એમ માનીને તેણે પેલા વૃદ્ધને પૂછ્યુંઃ 'આપ મારી સાથે શરબત લેશો?'

'ના ના.' પેલા વૃદ્ધે જવાબ આપ્યો. 'એક વખત પીધેલું, પણ ફાવેલું નહીં.'

'તો પછી જીંજર કે સોડા લ્યો.' જુવાને કહ્યું.

'ના ના, એ પણ એક વખત પીધેલાં પણ ફાવેલાં નહીં.' વૃદ્ધે જવાબ આપ્યો.

આ પછી જુવાને પોતાનો શરબતનો ગ્લાસ ખાલી કર્યો અને ખીસામાંથી સીગારેટ કાઢી પેલા વૃદ્ધને કહ્યુંઃ 'લેશો?'

'ના ના, એક વખત પીધેલી પણ મને ફાવેલી નહીં.' વૃદ્ધે જવાબ આપ્યો.

બધી બાબતમાં 'ના ના' અને 'ફાવેલું નહીં' એમ કહેતા વૃદ્ધને કદાચ પાનાની રમતમાં રસ હશે એમ ધારી તેણે પૂછ્યુંઃ 'મારી સાથે પાનાં ખેલશો?'

'ના ના, એક વખત રમ્યો'તો પણ મને એ ફાવતું નથી.' પેલા વૃદ્ધે જવાબ આપ્યો અને થોડી વારે ઉમેર્યુંઃ 'પણ જો તારે રમવું જ હોય તો હમણાં મારો છોકરો આવશે તેની સાથે રમજે.'

અને પેલા જુવાનથી એકદમ બોલી જવાયુંઃ 'મહાશય, એ આપનો એકનો એક જ પુત્ર હશે!'

—ધા. બ્યા.

# સગાઇ સંગાર

*મયૂર

ભેરિયો ભાગ્યો છે. ગુરુની નજર ટૂંકી પડી છે ને એના ચેલાને આંખી વળી નથી. જેટલા–વામાં ગુરુની દૃષ્ટિ પડી એટલા-વામાં ડુંગરે દવ લાગ્યો છે. અંધારી ગુફામાં જોહાર અજવાળાં થયાં છે. આગના ઉબાડિયાં–ડુબાડિયાં ઊડી ઊડીને ચારે કોર ભડકે બળવા લાગ્યાં છે કોરેમોરે દવ સળગી ઊઠયો છે ને વચમાં લખ ગુરુ આંખેથી અગનના તિખારા વરસતો બેઠો છે. એની છાયાનું ફરતું કૂંડાળું છે ને એની છાયામાં એનો ચેલો ભુજંગિયો સમાયો છે.

ગુરુની નજર ન પડે એવે ઠેકાણે ઓથારો લઇને ઊભો ઊભો ભેરિયો આ અગ્નિનું તાંડવ નીરખી રહ્યો છે આગ. ઝપટ લખ ગુરુની નજરના તારે ચડીને સીધી સીધી દોડી જાય છે. જે કાંઇ હડફેટે ચડયું તે બળીને ઢગલો થયું સમજી લ્યો. ભેરિયો મનમાં મનમાં વિચાર કરે છે કે ગુરુએ તે કંઇ કેટલા કાળનો અગ્નિ આંખમાં ભરી રાખ્યો હશે તે અત્યારે ઠાલવવા બેઠા છે. ઠાલવવા બેઠા છે ને ઠાલવ્યો ઠલવાતો નથી. એ તો વધ્યે જ જાય છે, વધ્યે જ જાય છે.

પણ ગુરુને દવ લગાડતાં આવડે છે તો પોતે મેઘમલિયો બની એને ઓલવી શકે છે. પણ ના, ગુરુને કીધું છે કે તમારું થાનક નહિ અભડાવું ને વળી ગુરુ જેવા ગુરુ છે. રસ્તાનો રખડુ હતો એને પાસે બેસાડીને ગુરુએ હોંશે હોંશે વિદ્યા ભણાવી છે. ગુરુના પ્રતાપે કરીને પોતે પદમણીનો પનોતો થયો છે. એવા ગુરુની રક્ષા થવા બેસે તો પછી એના ભણ્યાગણ્યા ઉપર ધૂળ જ પડી ને. એને ગુરુનો સમોવડિયો થાવું નથી ને ગુરુને નાનપ લગાડવી નથી. ગુરુની આંખે જેટલા તિખારા હોય એટલા ભલે એ વરસ્યા કરે. આંખનો અગ્નિ ઓલવાઇ જતાં આખરે તો અધાપો જ રહે ને!

પણ ભેરિયાને ગુરુની વડ થાવું નથી ને ઓલ્યો ભુજંગિયો ગુરુની છાયામાં, સમાઇને બેસી ગયો છે એ ય એને પોસાય તેમ નથી. ગુરુની છાયા કાંઇ આઘીપાછી થાય નહિ ને ભુજંગિયો ભેરિયાના લાગમાં આવે નહિ. ને એમ ને એમ તો જુગના જુગ સુધી વાટ જોઇને બેસી રહેવું પડે ને ઓલીકોર એની પદમણીનું કોણ જાણે શું યે થાય! ગુરુને ભલે કાંઇ નો કરાય પણ ઓલ્યા ભુજંગિયાને તો ત્યાંથી બહાર કાઢવો જ જોઇએ.

ને ભુજંગિયાને બહાર કાઢવો એમાં શી મોટી વાત હતી! એનામાં હવે પોતાની તો તેવડ રહી ન હતી. હતું એટલું બધું ય હારી બેઠો'તો. એ તો પદમણીના કમળફૂલની પથારીએ આળોટવા ગયો ને ડેલે હાથ દઇને પાછો આવ્યો તે દીથી એની વિદ્યા વાંસે ભૂલી આવ્યો'તો ને હવે તો પારકા આશરા ગોતવાની પળોજણમાં પડ્યો'તો ને એવો આશરો દીધો'તો એક ચગ રાઠોડે પણ ત્યાં યે સખણો ન રહી શક્યો. રૂપાળી કલીરાણીને ભાળીને એની કાયામાં કામ જાગ્યો ને માથે દોય'ચડાવીને ત્યાંથી ભાગ્યો ને હવે ભાગીને ગુરુના પડખામાં આવીને ભરાણો છે. પણ એને 'હરામ-ચરકો લાગ્યો છે ને, એવા હરાયા ઢોરને વાળતાં વળી, વાર કેટલી! એની આંખે લીલાપીળા દેખાય ને ગુરુની, છાયા મેલી કરીને બહાર નીસરી જાય એટલું જ કરવાની જરૂર હતી ને એટલો વિચાર થાતામાં તો ભેરિયે એની માયા રચવા માંડી.

લાંબી એવી ગુફાની નાળ ને નાળ નાળે ગુરુની કિરપાએ કરીને અગ્નિનો આગર રેલે. ગુફામાં ગુરુજીનો ખાખ ચોક. લખ ગુરુના લાખ લાખ ચેલા અંદર સમાય ને તોય પગથાળુ રહે. ચોકમાં ગુરુની ફરતું ચાંદરણું.

ચાંદરણા–રામાં ચાંદાની ચાંદની શીતળતા રેલે ને ફરતો અગ્નિ હડ હડ બળે. એ તો ગુરુના ચોકમાં યે ધીમે ધીમે ગુફાની નાળે નાળે પરવરે ને નાળની ફૂંક જ્યાં સુધી હાલે ત્યાં સુધી ગુરુની આંખનો અગ્નિ રેલાય.

એ આગને ભડકે ભડકે ભેરિયે કેસર કંકુનાં છાંટણાં છાંટયાં. અગ્નિના મેરામણમાં ગારુડીએ વસંતની ફૂલવાડી રચી. એની ફૂલવાડીએ ભોગી ભ્રમર ગુંજારવ કરે, મોરલા થનગન થનગન નાચે ને કોયલ મીઠા ટહુકાર રેલાવે. એની ફૂલવાડીએ રંગ ઊડે ને રંગના ફાગ ઊડે. ફૂલરાણી ફૂલડાંના શણગાર સજી નાચે–કૂદે ને કિલોળ કરે.

ગુરુની આંખેથી અગન વરસે ને એ તો બેઠો બેઠો આગનાં કુંભારિયાં જ ભાળે. પણ પડખામાં બેઠો બેઠો ભુજંગિયો તો ભેરિયાની રચેલી માયા જુએ છે ને એના રંગે રંગાઈ રહ્યો છે. એ તો રૂડી વસંત જુએ છે ને વસંતના ફાગ સાંભળે છે. રૂપકુમારીઓનાં ગોરાં ગોરાં અંગ નીરખે છે ને એના અંગની કળાઓ નીરખી નીરખીને એ ભાન ભૂલી રહ્યો છે.

મૂરખ એટલું યે સમજતો નથી કે આ તો ફક્કડની ગુફા છે. ત્યાં તો એક ગાંજાની ચલમ હોય ને એક ચીપિયો હોય. ધૂણી ધખતી હોય ને બહુ બહુ તો એકાદ લંગોટી હોય. ત્યાં આ નંદનવનની સમૃદ્ધિ હોય નહિ. તો ય એ તો સપનાની વાત સાચી માની બેઠો છે ને એ સમૃદ્ધિ મેળવવા અધીરો થઈ રહ્યો છે.

કાળની ગત એવી છે. એને નહિ જાતકજાતનું ભાન, નહિ રાતદિવસનું ભાન, નહિ સારાસારનું ભાન. પોળે દિવસે કંઇ કેટલી યે વાર ગુરુની ગુફા જોઈ છે. કોઇ દિવસ રાતા સાડલાનો પડછાયો યે ભાળ્યો નથી ને તો ય આજ આ દુનિયા ખડી થઇ છે. એ તે ઝાંઝરાનાં જળ છે કે જંતર–મંતર છે કે શું છે! એની જરા ય ખાતરી કર્યા વગર એ દીવાનો બન્યો છે.

ને પછી તો એણે દોટ કાઢી છે.

ભુજંગિયે દોટ કાઢી ને એનો પડછાયો અગ્નિના મેરામણમાં પડ્યો. પડછાયો ભાળ્યો ને બધ ગુરુએ રાડ સાંધીઃ ' એ ય મૂરખ! ત્યાં બળી મરવા કયાં ધોડયો!'

શી વાત કરે છે! વસંતની ફૂલવાડી ફાલીફૂલી છે. અહીં મદભરી રંભા ને મેનકા રૂપ છૂટાં મૂકીને સેલારા મારી રહી છે ને આ ગુરુ ય ઠીક છે! અક્કલનો બારદાન જ છે ને! એની આંખે આગનાં કુંભારિયાં સળગતાં હશે તે એને આવી રૂડી વસંતમાં યે હોળી જ નજરે પડે છે. પણ એ તો કહ્યું જ છે ને કે જેવું આંખમાં હોય એવું માણસને દેખાય. એમાં ગુરુ બચાડો શું કરે! જન્મ્યો છે ત્યારથી લંગોટ લગાવીને બેઠો છે. રાત ને દિવસ ભલી એની ધૂણી ને ભલી એની ગાંજાની ચલમ. એમાંથી તો અગનના ભડકા જ ઊઠે ને! કોઇ દિવસ સુંદરી ભાળી હોય, સુંદરીના સોહાગ નીરખ્યા હોય, તો એના રૂપની અને રંગની એને ગતાગમ પડે ને.

ગુરુનું કહેવું એણે ગણકાર્યું નહિ ને ગુરુના પડછાયામાંથી એ બહાર નીકળવા ગયો." ગુરુને થયું કે ભૂંડી થઈ. આ મૂરખ વાર્યો રહેવાનો નથી ને હમણાં ગળીને ભડથું થઇ જશે. મારે તો એક ટળીને બીજું થશે. માથે હત્યા બેસશે ને ભેરિયો બહાર ઊભો ઊભો ઠેકડી કરશે. એણે તરત જ આંખના અંગારા સંકોરી લીધા–અગ્નિનો સમદર નનાપ થઇ ગયો ને ભુજંગિયાની નજરે બેરતી-વસંત જ થનગની રહી.

ગુરુ કહેઃ ' હવે જ્યાં ધોડવું હોય ત્યાં ધોડજો જા. તારા મદ જ એવા છે કે આશરો દેનારને કાં તો કંચ દઈશ ને કાં તો દોષ દઈશ. વસંત દેખે તરવરતી હોય તો ભલે વસંતને માણી લે. સુંદરી આંખમાં નાચતી હોય તો એની ય ચલમ પી લે. પણ એટલું ધ્યાનમાં રાખજે કે તારું ભણતર તું ભૂલી ગયો છે ને

હવે એ ભણતરને ભરોસે ભેરિયાને ભરમાવવા મહેનત કરતો હોય તો એ વાતમાં કાંઈ માલ નથી.'

પણ વાતની વાતમાં ભુજંગિયાની આંખનો નશો ઊતરી ગયો છે. નથી વસંત કે નથી વાસંતી. લાંબી લાંબી ગુફાની નાળ છે ને એનાં ઘોર અંધારામાં અટવાઈ અટવાઈને દૃષ્ટિ પાછી પડે છે.

ભુજંગિયો ગુરુના પગમાં પડ્યો : 'ગુરુદેવ ! મારી ભૂલ થઈ. મને માફ કરો'

તો કે: 'હવે આ ગુફામાં તને આશરો નથી. અહીં તો ફક્કડની દુનિયા. અહીં તો સુંદરી યે ચલમના ભડકા જેવી લાગે ને માયામૂડીમાં ધૂણી માયલી રાખ. એવી આંખ કેળવાય એ જ અહીં રહી શકે. તું અહીં રહીશ તો મારા ભેખને લજવીશ ને ઉપર જતાં ગુરુનું નામ બદનામ કરીશ.'

તો કે: 'ગુરુદેવ ! મને નોધારો શીદને છોડી મૂકો છો ? ઓલ્યો ભેરિયો મને નહિ રહેવા દે: મારે ક્યાં નથી ઓથ, નથી આધાર નથી.'

તે કે: 'તારે કરમે ને તારે લખણે તેં બધા ગુમાવ્યા એમાં હું શું કરું ! એક વાત કહી રાખું. ભેરિયાને એની વિદ્યાનો અંકાર આવ્યો છે ને ગુરુની ઉપરવટ ગયો છે, તે મારો એને શ્રાપ છે કે જે દિવસે દરિયો પાર કરશે તે દિવસથી એનું ભણતર એ ભૂલવા માંડશે.'

તો કે: 'ગુરુદેવ ! ભેરિયો એનું ભણતર ભૂલશે એમાં મારો શો દી વળ્યો ?'

તો કે:' મૂરખ ! મેં તો તને મારગ બતાવ્યો. હવે દીઠો મારગ ન ઓળખી શકે તો તારાં નસીબ. ગોર તો પરણાવી દે. એ કાંઈ ગૃહસ્થાશ્રમ થોડો જ હલાવી દેવાનો હતો !'

તો કે: 'એક એવી વિદ્યા આપો ગુરુદેવ ! કે એક વાર, ફક્ત એક જ વાર ભેરિયાને મીણ કે'વાનું પછી ભલે નાથીને પદમણી પાસે લૈ જાય.

તો કે:'ભાવ્યો'તો એટલું ભૂલી ગયો. હવે પાછે ઘડે કાંઠા ચડવાના નથી. તો ય યાદ રહે તો આટલું કરજે. લાગ પડ્યે એવે ઠેકાણે કંઠ-દેજે કે જ્યાં ભેરિયાની નજર ન પડે. એટલું કરીશ તો તારું માતમ રહી જશે.'

તો કે: 'એવી તેવડ ક્યાંથી આવે કે હું ભેરિયાને કંઠ દઉં ને ભેરિયો એ નો જાણે.'

તો કે: 'આટલી તારી વિદ્યા યાદ કરી લેજે ને નો હૈયે ચડે તો પછી તારાં કરમ. હવે મંડ ભાગવા. હું તો વળી ક્યાં આ દુનિયાની માયામાં લપટાણો !'

ને ગુરુએ આંખો બંધ કરી દીધી. ભુજંગિયો ત્યાંથી ભાગ્યો. ભેરિયો આંખો દે-ઉઘાડ કરે છે એટલી વારમાં તો ક્યાંનો ક્યાં નીકળી ગયો.

એમ ભુજંગિયો તે ભેરિયો વાંસા-મોર ભાગ્યા જાય છે. ને એ વાત એટલેથી રહી ને આણીકોર પદમણીની શી ગત થઈ!

એનો જેગંદર એના હાથમાં હાથ મૂકીને હાલી નીકળ્યો છે. કહેતો ગયો છે કે જે દી ભુજંગિયાને પકડીને તારી સામો ખડો કરીશ તે દી મોઢું દેખાડીશ, નહિતર તો પછી જીવ્યામુવાના જુવાર છે. ને ઈ ગયો છે ત્યારથી આજની ઘડી સુધીમાં એના કાંઈ કરતા કાંઈ વાવડ નથી. પદમણી બેઠી બેઠી એના પ્રીતમની વાટ નીરખી રહી છે. ચારે દિશાના વાયરા વાય છે, પણ એની એકેય લહેરમાં એના ભેરિયાના સંદેશા નથી. દેશ-પરદેશના પંખીપંખેરુ પચ્છમ બેટને માથે આવી આવીને વિસામો લ્યે છે. બધાંને પૂછી પૂછીને પદમણી થાકી છે ને કોઈના પાસે એના પ્રીતમનો સંદેશો નથી.

જેગંદરની જાડી જમાત ચેલાપાટણને પાદર પડી પડી ખાય છે, પીએ છે ને ધરતીને ભારે મારે છે ને એમાંથી એકયેને, એના ગુરુની પડી નથી. તગડી તગડીને ચારે દિશાએ ભેરિયે એના ચેલાને હાંક્યા'તા. કોઈ'નું કે

જાઓ બેસી દુનિયા જુઓ, દુનિયાનાં માનવી જુઓ. પણ જેવો જોગંદરે વાંસો વાળ્યો કે એ બધા ય એકેએક કરીને પદમણીને દેશ પાછા વળ્યા છે.

પદમણીએ મોગમ લીધો કે 'કાં બેલી! દેશ જોયા! મુલક મુલકની મત પારખી?'

તો કેઃ 'દેશ જોયા, પરદેશ જોયા. મુલકનાં માનવી જોયાં ને માનવીની મત પારખી. પણ ક્યાં ય પગેઆમેટ નો ભાળ્યો ને એની પદમણીનો જોટો ક્યાં ય નો જડે.'

ને ક્યાંથી જડે! મફતનું ખાવાનું મળે છે ને જોગંદરની જમાત જાણ્યું પદમણી ખડે પગે સરભરા કરે છે, બીજે કયો કાકો આવી તરતેવડ કરવાનો હતો? એ તો ગુરુ હારે હોય તો ચેલા સોળ કળાના. ને ગુરુ વિનાના તો નધણિયાતાં ઢોર જેવા.

ને પૂછવા બેઠી છે ત્યારે ચેલાએ એટલો ઉત્તર વાળ્યો છેઃ 'ગયો છે તે દિવસે જ જીવ્યા-મૂવાના જુવાર કરી ગયો છે. ને એટલું કહેતો ગયો છે.કે બીજા તો સમાચાર હું આવ્યે સાંભળશો, પણ મારું મોત થાશે-તો એની વાતો હવાને ગૂંછળે વહેતી આવશે. ને એવા માઠાં ઓસાણ આવ્યાં નથી ત્યાં સુધી શું કામે સુખનો જીવ દુઃખમાં નાખવો, પદમણી!'

તો કેઃ 'તમારો ગુરુ કિયે મુલક અંતરિયાળ રહ્યો છે એના તમને ક્યાંથી ખબર પડશે!'

તો કેઃ 'વનના વાયરા વાત કહી જશે ને વળી મારગ સુઝાડશે તે દી ગુરુનું શબ હાથ કરવા ધોડ્યા જશું.'

તો કેઃ 'શબ હાથ કર્યે શું દી વળશે, બાવલિયા! જીવતો નર ભદ્રા પામે. ને તમારા ગુરુને જીવતે જીવ શોધી લાવો ને હીમખીમ પરસેવો કરો, ત્યારે તમે એના ચેલા ને એ તમારો ગુરુ.'

તો કેઃ 'અમારા ગુરુની ના છે ને એનાથી ઉપરવટ અમારાથી ન જવાય. અમે ગુરુના ચેલા. ગુરુ કહે એટલું અમે કરીએ. ગુરુએ કહેલું છે કે મરું તો મડું હાથ કરજો ને એને દેન દેશો મા. કળકળતા તેલમાં તળીને એને આરોગી જજો. ને અમે તો એ દિવસની વાટ જોતા બેઠા છીએ. વનના વાયરા હજુ વાત કરી ગયા નથી ને ત્યાં સુધી અમારે ઉકળો નામે નથી. તું દનારી છે ને અમ જેવા જોગી છીએ. અમારે શી ફિકર?'

ને ચેલાને જરા ય ફિકર નથી; પણ પદમણીનો તો ફફડે શ્વાસ જાય છે. માઠાં ઓસાણ આવ્યાં નથી ને એનો જોગંદર સાજોનરવો છે એટલી વાતે કાંઇ પદમણીને હૈડે ધરપત થાય તેમ નથી. નજરે દીઠો નથી ત્યાં સુધી એના જીવને જંપ નથી. એ તો વલખાં મારે છે, કાંઈ વલખાં મારે છે! એને ક્યાં યે પૂછવાનું ઠામઠેકાણું નથી. કોઇની પાસે બેસીને બે ઘડી હૈયું ઠાલવે એવું ય કોઈ નથી. સરખી ને સમોવડી બે બહેનપણી હતી. એક મા–જણી બહેન તગઇ સંગાર ને બીજી કમલી કલાલણ. પણ જે દીનો બંનેનો એંકાર ભેરિયાએ ઉતાર્યો છે તે દિવસનાં બંનેએ સગઈ સંગાર સાથે રુસણાં લીધાં છે ને પદમણીએ પણ મનમાં ગાંઠ વાળી છે કે આપણે કાંઇ વેરઝેર નથી ને છતાં ય અબોલા લઈને બેઠી છે તો બે ય એને ઘેર બેસી રહે. આપણે કાંઇ મનાવવા જાવું નથી. અને એમ બહેનો બહેનોમાં અબોલા થાતાં સગઇને બે ઘડી વાત કરવાનું યે ઠેકાણું રહ્યું નથી. ફરી ફરીને જોગીડાની જમાતમાં જાય છે. જોગીડા તો ખાઇપીને પેટે હાથ ફેરવતા રહતા હોય ને એવા આળસુના પીર કે એવા આળસુ સાથે કાંઈ વાતે વળગાય નહિ. પદમણીના હૈયાનો ભાર વધી રહ્યો છે ને એ તો એવી મૂંઝાય છે. રાત અને દિવસ જોગંદરના જાપ જપે છે. ક્યારે આવે, મારો જોગંદર ક્યારે આવે!

પણ જોગંદર તો આવ્યો આવતો નથી ને બોલાવ્યો હોંકારો દેતો નથી ને પછી તો એ થાકી છે. પણી ય મનમાં ગાંઠ વાળી છે કે

નથી જવું તે નથી જ જવું. પણ મૂંગુંમૂંગું તે માણસ ક્યાં સુધી રહી શકે ! કાંક મોલાસ હોય, કાંક હૈયાઉકલત હોય તો બે ઘડી હૈયાનો ભાર હળવો થાય ને આડી વાતે વળગતાં મૂળ વાતની વેદના વિસારે પડે. એટલે નહોય-સોય પદમણી એની બહેનપણીને ઘેર ગઇ. ઘેર તો ગઇ પણ આડી વાતે વળગાણું નથી ને મૂળ વાત પૂછવા બેઠી છેઃ 'મારા જોગંદરના ક્યાંય વાવડ ! મારા પ્રીતમને ક્યાંય દીઠો !'

તગઇ સંમારને અને કબલી કલાલણને વીતી વાતની કળ વળી ગઇ છે. ભેરિયો આઘો-પાછો થઇ જતાં નકટીને લાજશરમ ન હોય એમ બજે હતી તેવી બેશરમ બની ગઇ છે. પદમણીની વાત સાંભળી તગઇએ મોં મચકોડ્યું છે ને કલાલણને તો સામું જોવાની યે દરકાર નથી. એ તો જાણે આંગણે કોઇ ભિખારણ આવી હોય ને ભીખ માટે રગી રહી હોય એવા હાલ પદમણીના થયા છે.

તો ય પદમણીએ ખમી ખાધું છે ને વળી વળી બહેનપણીને પૂછવા બેઠી છે : 'મારા ભેરિયાના કાંઇ ખબર !'

ને કલાલણ મુખ મરડીને બોલી છે : 'એવા વેરાગીરામ તો દુનિયાને માથે કંઇક રખડતા હશે અમારી તો જાણે બલા.'

તો કે: 'બહેન ! તું તો મંત્રતંત્ર જાણે. અલકમલકના વાયરા તારે ઘેર વાય. તારાથી કાંઇ અજાણ્યું નહિ. ક્યાંયથી મારા જોગંદરના ખબર મેળવી આપે ? તારે પાયે પડું. તારે તો ભેરિયા સાથે અદાવત, હું તો મા-જણી બહેન જેવી છું ને ! મારું એટલું કામ નહિ કરે ?'

તો કે: 'તે દિવસ એ વેરાગીએ અમને તણખલાને તોલ કરીને મડ્યા માણસમાં અમારી ફેકડી કરી. તે તેં ઊભાં ઊભાં જોયા કર્યું ને ઉપર જાતાં અબોલા લીધા ને હવે આવી છે લટુકાપટુકા કરતી ! અમને તો ઘડીની યે ફુરસદ નથી. મારે પીઠે ઘરાક ખોટી થાય છે.'

તગઇ કહેઃ 'મારે ખાંડણિયે ધાનના ઢગલા પડ્યા છે,' ને બેમાંથી એકયે બાઇની વાત સાંભળવા નવરી નથી. પણ પદમણીને આજે પૂરી ગરજ છે ને ગરજવાનને અક્કલ નહિ. એ તો કહે છેઃ 'તમારે બોલે વેચાઉં ને તમે ચીંધો તે કામ કરું. કહો તો તગઇને ખાંડણિયે ધાન ખાંડું ને કહો તો કલાલણને પીઠે બેસી દારૂ વેચું. મારું આટલું કામ કરી દો. તમારી અદાયની ઓશીંગણ રહીશ. મારા જોગંદરના ખબર લાવી દો.'

તગઇ કહેઃ 'તુંથી સાંબેલા ઊપડે નહિ.' ને કલાલણ કહેઃ 'તારી રંગતમાં મારા ઘરાક રંગાય નહિ ને મારો કસબ ઉઘાડો પડી જાય.' ને બેમાંથી એકેય પદમણીને સમો ઉત્તર આપતી નથી. એ તો મેણાંટોણાં મારે છેઃ 'તું તો પચ્છમની પદમણી. તારા જાદુએ માનવી પોપટ સરજે ને તારા ઊકાઆં એકયે થીર નો થાય. ને વળી તારે તો ભેરિયા જેવો પ્રીતમ. અમે તે શિયા લેખામાં તે અમને પૂછવા આવી છે ?'

સગઇ કહે છેઃ 'હું હતી ત્યારે તો ગયું'ય હતી ને હવે નથી ત્યારે રજભારે રહી નથી. બહેન જાણીને પૂછવા આવી છું. મારાં આંસુડાં તમે નહિ લૂઓ તો કોણ લોઇ !'

સગઇની આંખે આંસુડાની ધાર ચાલી છે. એનો જીવડો હાલકલોલક થઇ રહ્યો છે. પંડ ઉપરથી નૂર ઊડી ગયું છે ને જીવ કાચળી મારી ગયો છે. એ તો કાંઇ રગે છે ! કાંઇ રગે છે !

મોઢેથી મેણાંટોણાં બોલે છે, તો ય ત્રણે બહેનપણીઓ છે. જન્મી ત્યારથી ભેળી રમી-જમી છે. પોતાનામાં તો કાંઇ યે દૈવત નહોતું પણ પદમણી જેવી પદમણી મળી, ત્યારથી બન્ને પંચમાં પુછાતી થઇ. તે પદમણી પાસેથી બધી વિદ્યા પામી છે તે પદમણી થકી પનોતી થઇ છે. તે આજે પદમણી ગતમત ભૂલીને પોતાને આંગણે આવી છે, આંગણે ઊભી ઊભી રગે છે, ત્યારે એને થોડી જ તરછોડાશે !

તો ય ભેરિયો નજર સામેથી દૂર થતો

નથી. એણે માથે કાંઈ કરી છે ? ને દાઝે બળી તગઈ બોલી છેઃ 'તું મારી મા-જણી બહેન ! તારી આડો મારો પાલવ પાથરું ને પંડ સાટે પંડ દઉં. પણ એક શરત. એ ગારુડીની વાત મેલી દે. તને આવડો તે ગારુડીનો શો મોહ લાગ્યો છે તે રાત ને દિવસ બસ એના જ ઉચાટ કર્યા કરે છે ? આપણે મુલક તો કંઈ કેટલા યે ગાણા ને રાજિયા આવી ગયા. કલૈયાકુંવરનો કાંઈ આરોવારો નથી. તે એમાંથી કોઈ નો ગમ્યો ને આ ગારુડીને રવાડે ચડી ?'

તો કે: 'એ વાત હવે નકામી છે, બેન તગઈ. કરમમાં જે લખ્યો'તો એ મળી ગયો છે. હવે એ વિધાતાના લેખ ભૂંસ્યા જાય તેમ નથી.'

ને કલાલણે ય ભેળી ટાપશી પૂરી છેઃ 'હવે એ વાત જાવા દે, બહેન તગઈ, આપણાથી થાય તેટલું આપણે કરી જોયું ને આપણી કારી ફાવી નહિ એમાં બચાડી સગઈને શું દોષ દેવો ? એ તો સહુને ગમતી વાત સહુ કરે.'

ને તગઈ કહેઃ 'તારે તો કલાલણ ! પીઠે બેસી દારૂ વેચવો ને રાતે મેડી શણગારવી. તારે તો મૂલ પરખે એ માણીગર. પણ અમારી તો રાજવંશીની રીત. અમારી રાજવટની તને શી ખબર પડે ?'

તો કે: 'શી રાજવટ શોભી રહી છે ! ઘાઘરાનો કછોટો વાળ્યો છે ને અડધી નરઓ જેવી હલકા વરણમાં હરેફરે છે. હું પીઠે બેસું છું ને મેડી-મેલાતો શણગારું છું. પણ મારાં અંગ તો મેં ઉઘાડાં નથી મેલ્યાં ને !'

આ તો ત્રીજી મદદ માગવા આવી ત્યાં પેલી બંને જ વઢી પડી ને સગઈને વચ્ચે પડવું પડ્યું: 'તમે તો આડી વઢવાડ લીધી બહેનો ! આપણા ત્રણમાં કોણ હળવું ને કોણ ભારે ! કોણ ઊંચું ને કોણ નીચું ! એના તોલ કદી થયા છે તે આજે હવે એ વાત કરશો ! આપણે તો ત્રણે ય સરખી ને સમોવડી. એકને ભીડ પડે તો બીજી પડખે ઊભી જ છે. મારે તો મારો બેરિયો જોઈએ છે. રૂડો ને રાજવંશી, મારો એ જગતનો ચક્રવર્તી છે. મારા શાહના શાહને કોઈ શોધી કાઢો તો તમારા પગ તળાંસું.'

કલાલણ કહેઃ 'હું એ જ કહું છું. માણસને ગમે એ માણસ કહે. એમાં સારું-નરસું કહેનારાં-આપણે કોણ ?'

તગઈ કહેઃ 'આપણી એમાં હા યે નહિ ને ના યે નહિ. તમને ગોઠે ઈ તમે કરો. મારે તો ભલો મારો ખાંડણિયો ને ભલું મારું ધાન.'

ને એ તો ત્યાંથી ચાલી ગઈ છે.

કલાલણ કહેઃ 'સિદ્ધવડ હેઠે બેઠા બેઠા સિદ્ધ ગુરુ સાધના કરે ને હું એમની પાસેથી વિદ્યા ભણી. પણ તે દિવસ મારી વિદ્યા અધૂરી સાબિત થઈ ને તારો જોગંદર મને અધવામની કરી ગયો. એ જોગીડાના જોગ જોવાનું મારું ગજું નથી. હું તો મારે પીઠે આવે એને પાણી પાઉં ને રંગત લગાડું. પણ તું કહેતી હો તો સિદ્ધ-ગુરુને પૂછી જોઈએ. એ તો અગમનિગમનું જાણે.'

તો કે: 'તારા સિદ્ધગુરુ વળી કોણ છે ને ક્યાં વસે છે ?'

તો કે: 'શિપ્રાને કાંઠે ગાંધરવું મસાણ ને મસાણમાં એક સિદ્ધવડ. સિદ્ધવડ હેઠે બેઠા બેઠા સિદ્ધગુરુ તપ તપે. એને તપ તપતાં કંઈ કેટલાં યે વરસ વીત્યાં તો ય બાવાની સાધના પૂરી થઈ નથી. ચૌદશે ચૌદશે વંદના કરવા જાઉં છું. અક્ષતકુંકુમે પૂજા કરું ને બત્રીસ જાતનાં ભોજન પીરસું. સારમાં હોય તો ગુરુ મંત્ર દે ને નહિતર વાંસામાં કોરડા સબોડે. કહેતી હો તો એને પૂછી જોઈએ.

તો કે: 'હાલ્ય ને બહેન ! તારા ગુરુને પૂછીએ. મારે તો મારા જોગંદરના ખબર જોઈએ. વનનાં પંખેરુ દેતાં હોય તો એને પૂછું, મસાણના દેવો દેતા હોય તો એને સાધું, મારે તો મારા જોગીના ખબર લાવી દે એ મારો દેવ.'

વદ ચૌદશની રાતે બંને બહેનપણી નાહી-ધોઈ, પૂજનની સામગ્રી લઈ પીપળપંખીએ ચડી કરી સિદ્ધગુરુ પાસે જાવા નીસરી છે. [ ચાલુ

# મારું નામ ટીમુર

મોંઘીબેન

એનું નામ? એના નામનું તમારે શું કામ છે? એની મા કયું નામ લઈને એને બોલાવતી હશે તે તમે ના જાણો તોય શું?

એવાં તો અનેક પડ્યાં છે, બાર બાર વરસનાં બાળકો. આજનો સમય એવો છે કે એમને બાળક થવામાં શરમ લાગે છે. કોઈ એવી તરકીબ મળી જાય ને મોટા મૂછાળા બની જવાય એવી એમને હોંશ છે. જો મોટાં હોત તો જર્મન જલ્લાદોને હાથ બતાવવા તે કેવાં જઈ શક્યાં હોત! આજે તો બધાં એમને બાળક બાળક કહીને રોકી રાખે છે. મોટેરાંનું એમને એટલું દુઃખ છે, એમને લાગે છે કે બાળકોનું લશ્કર ન થવા દેવામાં મોટેરાં સુધર્યાં નથી જ.

અને લેનિનગ્રાડ, મોસ્કો ને સ્ટાલિનગ્રાડમાં એમણે અવાજ ઉઠાવ્યો: 'અમારું લશ્કર બનાવો.'

'ઠીક તમારું ય લશ્કર—તમે ય આજથી લડવૈયા.' અને છેવટે સોવિયેટ નગરોમાં એ લડવૈયાની ટુકડીઓ ઊગવા માંડી.

એક દિવસે એમાંનું એક લડવૈયું એક બાઈને બારણે આવીને બોલ્યું:

'તમારી બચીની સંભાળ રાખવા હું આવી પહોંચી છું.'

'મારી બચીની?' બાઈ જોઈ રહી. આવનારે ભારેખમ ડોક હલાવી.

'તો તું કોણ છે?' બાઈ હસી પડી. 'તું ય બચી છે મારી દીકરી.'

'હું બચી નથી....હું....હું, મારી ટુકડીમાં મારો નંબર બારમો છે.'

'તારી ટુકડી?'

'એટલી ય ખબર નથી? અમારી ટુકડીઓ, ટીમુર ટુકડીઓ.'

'ટીમુર શું? તારું નામ શું?'

'મારું નામ લીડા-ટોમીલીના. બુખારાથી લાડીવોસ્ટોક સુધી અમારી ટુકડીઓ પથરાતી જાય છે. અમે બધાં ટીમુરાઈટ.'

બાઈ જોઈ રહી. લીડાએ આગળ ચલાવ્યું: 'મોસ્કો પાસેના એક ગામમાં ટીમુર નામના એક છોકરાએ આસપાસનાં બાર વરસનાંને ભેગાં કરીને લશ્કર બનાવ્યું. અમે એની ટુકડીનાં. અમારે ઘરના બગીચાઓ પર દેખરેખ રાખવાની, ગામની માહિતીઓ યાદ રાખવાની, મોટાં લડવા જાય તેમનાં બધાં ઘર સંભાળવાનાં, ગેરીલાઓના હુકમ સાંભળવાના. હું તમારી બચીને સંભાળવા આવી છું.'

*

લેનિનગ્રાડની પાસેના લાડોગા સરોવર પરથી જવાનું છે.'

'મેં લાડોગું જોયું છે....મને બેસાડો ....હું આવીશ આવીશ જ.' એક લાલ લડવૈયાનો લાડકો બાળક એના પાવડે બાઝ્યો હતો.

'તારી ટીમુર ટુકડીની તને રજા છે?'

'છે છે, હજાર વાર છે—અમારો નાયક તમારા જેવો મોટેરો નથી. કહ્યું છે કે જા, જા જંજે.'

'ક્યાં ?'

'ત્યાં, તમે જાવ છો ત્યાં.'

'હું જાઉં છું ત્યાં ડગલે ડગલે મરણ છે, અને તું સાવ બાળક છે.'

'હું બાળક નથી, હું ટીસુર છું.' બાળકે ચીસ પાડીને રોવા માંડ્યું.

પણ બાપાએ લગામ ખેંચી અને નાનકડો ટીસુર, છૂટી ગયો અને રડતો દોડ્યો.

'પણ તારી મા એકલી....'

'એની ટુકડીમાં ઘણાં બધાં છે.' બાળકે રાડ નાખી.

'પણ હું....'

'હું મોટો છું.' બાળકે બીજી બૂમ પાડી.

ગેરીલો બાપ નીચો નમ્યો, ટીસુરને ચૂમી લીધો ને કાનમાં કહ્યું: 'તું તો મોટો જ છે....લે, આ.' બાપાએ એક મજાની હેન્ડ ગ્રીનેડ ટીસુરના હાથમાં સેરવી દીધી. 'અહીં જરમનો આવશે ત્યારે તારે એમની સામે મારે બદલે ફોડવાની.'

છોકરો ગંભીર બન્યો. એને ટીસુરને પોતાની જાત એના ટીસુર બાપા જેવડી મોટી લાગી.

અને બાપાના દોડી જતા ઘોડાને એ દૂર દૂર જોઈ રહ્યો, અને પછી બાપાએ આપેલી ભેટ ચકલી બનીને રખે ઊડી જાય એવી બીકથી પહેરણ નીચે બગલમાં દબાવી ટીસુર યોદ્ધો ચૂપચાપ ચાલ્યો ગયો.

અને એક દિવસે જેમની રાહ જોતો હતો તે જર્મનો એના ગામમાં આવી પહોંચવાની વાત સાંભળી. એની મા સાથે ગામ છોડતાં પહેલાં એ ખોવાઈ ગયો.

અને જર્મનો આવ્યા ત્યારે ભૂલો પડ્યો હોય તેવો એ ગામમાં ફરવા લાગ્યો. એના પહેરણ નીચે ઠંડી લાગતી ગ્રીનેડને એ થોડી થોડી વારે દબાવી જોતો હતો.

એને એક નાઝીએ પાસે બોલાવ્યો ને કાન ઝાલી પૂછ્યું: 'કેમ 'લા કેમ રે ?'

'મારા બાપા તો એમ ગયા' એણે બીજો હાથ લંબાવ્યો, 'હું ઘણી વાતો જાણું છું-મારા બાપા સાથે ગયા છે તેમની ગેરીલાઓની.' અને જર્મન નાઝી એને પોતાના અમલદારોના તંબૂ પાસે લઈ ગયો.

'હું બધું કહીશ.' છોકરો બોલ્યો.

પછી છોકરાને અમલદારોના તંબૂમાં લઈ જવાયો. ચાંદ પહેરેલા સાત અમલદારોને જોઈને ટીસુરની આંખો ગંભીર થઈ ગઈ. એણે મનમાં ને મનમાં સાત ગણ્યા અને પછી સવાલોના જવાબ આપ્યા.

'તું એમનું ઠેકાણું જાણે છે ?'

'કોનું ?'

'ગેરીલાઓનું.'

છોકરો જવાબ આપવાને બદલે સીધો ટેબલ તરફ આગળ વધ્યો અને બોલ્યો: 'ગેરીલા સર્વ ઠેકાણે હોય છે.'

અને એક ઝપાટે એણે છુપાવેલી ગ્રીનેડ કાઢીને સાતે પર વીંધી. સાતે જણ સાથે ટીસુર ગેરીલો મરણ પામેલા મોઢા પર એના બાપ જેવી કઠોર ગંભીરતા ધારણ કરીને પડ્યો હતો.

*

'નામ, નામ, નામ! એ તે શું?'

કોઈને ન પૂછો ને અમારા નામનું તમારે શું કામ? અમારેય મોટાં મોટેરાંની જેમ ટુકડીઓ છે અમારું એક નામ લીજીઅન અને અમે બધાં ટીમુર.'

'હાં, એટલે જ તો, તું સાવ બાળક છે...તારા નામ ને નંબર વિના...'

'મારું નામ બળુસ્કા...મારો નંબર ....' પણ ટેલિફોનનું સંધાણ બંધ થઈ ગયું.

પાછી એણે બૂમ પાડી: 'મને કોઈ જોડો....કોઈ જોડી દો....કોમરેડ, સરદાર ....મારે મોસ્કો સાથે વાત કરવી છે. ભલો થઈને અને વહાલો થા, વહાલો તુવારીશ '

'તું બળુસ્કા?'

'હાં, હાં, હું જ હું....'

પણ પાછો અવાજ તૂટ્યો, એના હાથ પડ્યા.

પાછો અવાજ આવ્યો: 'સંગ્રામ જીવલેણ બન્યો છે...મોસ્કો સાથેનું સંધાણ તૂટી ગયું છે. તું રાતોરાત....અહીંથી, ત્યાંથી પેલા પુલ પાછળથી, આગ, આગ...'

અને એના કાનમાં એક અવાજ અથડાયેલ વાતચીત તૂટી ગઈ.

અને તો યે એણે તૂટેલા ટેલિફોનમાં ચીસ પાડી: 'હવે અમે નવ નથી–ફક્ત સાત જ.'

*

'ઓરલોવકા, ઓરલોવકા.'

'મને તો ના પાડી.' ઓરલોવકા એના ભાઈ સાથે ચિડાઈ હતી. 'કહે કે હજુ તારે વાર છે, કહે છે તે બોંબમારાની લોંખડની લેગી કરીને કરચો હજુ ઓછી છે, કહે છે કે....'

'પણ કોણ કહે છે! કહે છે કોણ?'

'આ,' ઓરલોવકાએ એના મોટા ભાઈ તરફ હાથ વીંઝયો, 'મોટો ન જોયો હોય તો. અમારો નાયક તુવારીશ નાયક.'

'નાયકને આમ બોલાય?' બા હસી.

'અમારાથી મોટો એટલે જ નાયક ને? તું જ એવી છે.' ઓરલોવકા એની મા પર ચિડાઈ ગઈ.

'કેમ?'

'તેં જ એને વહેલો જનમાવ્યો તે, નહીં તો આજે હું એનાથી મોટી ન હોત કે?'

'પણ તકરાર?' બાએ હોઠ કરડાવી પૂછ્યું.

'ગેરીલાઓ સાથેની અવરજવર માટે મારું નામ એણે જ કાઢી નાખ્યું. હજુ હું મોટી નથી? હજુ હું ટોપલી લઈને શેરીએ શેરીએ રખડીને લોઢાના ભંગાર જ ભેગા કરવા. જેટલી બચુકડી છું? હું બીજી વખત ભાગી જવાની બસ.'

'ક્યાં?' બા બોલી.

'જ્યાં ગેરીલાઓ હોય છે ત્યાં.'

'તો તને બીજી વખત પકડી લાવવી પડશે.'

ઓરલોવકા કંઈ બોલી નહિ. એણે રીસ અને ગુસ્સાથી જોયા કર્યું.

પછી બીજે દિવસે ઓરલોવકા જડતી નહોતી. ઓરલોવકા તો લેનિનગ્રાડ મોરચા પરની એક ઝાડીમાં આરામ લેતી ટુકડીના અમલદારને કહેતી હતી:

'હું ભાગી આવું છું.'

'ક્યાં?'

'ગેરીલાને ઘેર.'

ઓરલીવકા પર મુગ્ધ થએલી લાલ ટુકડી એને ખભે બેસાડીને નાચી. પછી પાછો અમલદાર ઓરલોવકાને માનભેર પૂછી રહ્યોઃ 'તું ગેરીલા સાથે રહીને શું કરીશ?'

'લડીશ જર્મનો સાથે, મારા બાપાને એ લોક ચોરી ગયા છે.'

'તારું ઘર ક્યાં?'

'લેનિનગ્રાડમાં.'

પછી ઓરલોવકાને લાલ અમલદારે પોતાની પોલાદી ટોપી પહેરાવી અને એનું નામ પાડ્યું: 'કર્નલ ઓરલોવકા.'

થોડા દિવસે લેનિનગ્રાડના ટીમુરોની ટુકડીમાં ભાગી ગયેલો કોમરેડ કર્નલનો નવો નંબર અપાતો હતો.

પછી થોડા દિવસે ઓરલોવકા એના ભાઈની જગાએ નાયક થઈ હતી અને એક બાલસંઘની સભામાં બોલતી હતી:

'આપણે આપણાં લાલ લડવૈયાંની પીઠ ચણીએ છીએ.'



એશીઆટીક પરિષદમાં ખૂબ જ રસ લેતા અને બીજા દેશના પ્રતિનિધિઓને સમજાવતા પંડિત નહેરૂને એક પરદેશી છાપાના ખબરપત્રીએ સવાલ કર્યોઃ 'આપ આટલાં બધાં કામોમાં મશગૂલ રહો છો પણ કોઈ વખત મુશ્કેલી આવતાં મૂંઝાઓ ત્યારે શું કરો છો?'

'મોંએથી બ્હીસલ વગાડું છું.' નહેરૂએ જવાબ આપ્યો.

'પણ મેં તો આપને આ પરિષદ દરમિયાન ક્યારે ય તેમ કરતા જોયા નથી' ખબરપત્રીએ કહ્યું

'બરોબર છે. કારણકે પરિષદ દરમિયાન હું એકે વાર મૂંઝાયો નહોતો.' નહેરૂએ જવાબ આપ્યો.

 

નવા શિક્ષક બધા વિદ્યાર્થીઓને તેમનાં નામ પૂછતા હતા. એક છોકરાને પૂછતાં તેણે જણાવ્યું કે 'મારૂ નામ એડોલ્ફ હીટલર છે.'—માસ્તરને બહુ નવાઈ લાગી. બીજે દિવસે છોકરાના બાપાને બોલાવી તેણે પૂછ્યુ: 'શ્રીમાન સત્યનાથમ્! આપે આપના પુત્રનુ નામ 'એડોલ્ફ હીટલર' શા માટે પાડયું છે તે મને કહેશો?'

'જરૂર...' પેલી વ્યક્તિએ કહ્યું ..'એક તો એ કે હું શ્રીમતી સત્યનાથમ્ છું અને બીજુ એ મારી પુત્રી છે.'

—આ કથા.

# કહાની




વર્ષ ૩ : અંક ૬

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

જૂન ૧૯૪૭



વર્ષ ૩ : અંક ૬

काव्येषु रम्या कथा

# મોસેસ

ચંદ્રભાઈ કા. ભટ્ટ

ઘણા જૂના ઇતિહાસની આ એક વાત છે. ઇજિપ્તનો રાજા ફારોહા ઇજિપ્ત ઉપર આણ વર્તાવતો. ફારોહાના રાજવહીવટમાં દીવાનો હતા, સરદારો હતા, સામંતો હતા અને શૂરવીરો હતા. મોટા મોટા માંધાતા જેવા અમીર-ઉમરાવો ઊભરાતા હતા, ન્યાયાધીશો ખાનગી મિલકતને સાચવી રાખવાના પવિત્ર ન્યાયને તોળતા હતા, અનેક જાતના ગુનાઓ અને અનેક જાતની યાતનાઓ સંભાળતાં કારાગાર કપરાં હતાં.

પીરો નામના મોટા રંગમંડપમાં રાજા પોતે ન્યાય કરતો. રોજ રોજ ગુનેગારો આવતા ને રોજ રોજ ન્યાય તોળાતા.

પણ એ તો ન્યાય જ હતો ને? એ ખેડૂતો હતા. કોઈ ઘેટાંબકરાં ચારતા, કોઈ ખાણો ખોદતા, કોઈ ચણતર ચણતા. દી ઊગે ને દી આથમે ત્યાં એક ભયંકર મજૂરી એમનું જીવન હતું. એમાં ઘણાખરા યહુદીઓ હતા. યહુદીઓ માબાપો હતાં દીકરા-દીકરીઓ હતાં. એમને માટે કોઈ અદાલત નહોતી. એમને માટે જ ન્યાય નહોતો, કારણ એ ગુલામો હતાં.

એમનાં માબાપ ગુલામ હતાં, એમના કાકા-મામા ગુલામ હતા, એમનાં બેટા-બેટી ગુલામ હતાં ગુલામો મરતા, ત્યારે ગુલામો હતાં અને ગુલામોને સાંપડતાં તે ગુલામો, હતા.

એ ફિક્કા ચહેરાવાળા, કાળા વાળવાળા, ઘેરા રંગવાળા, તીણી આંખોવાળા અને તીણા હાસ્યવાળા માનવીઓ હતા. એમના ચહેરા ઉપર ચાઠાં હતાં, એમની પીઠ ઉપર સોળ હતા. એમની આંખોમાં કોઈ વાર ધિક્કાર તો કોઈ વાર ભયંકર બીક ચમકતાં.

ઊંઘમાં ય એમને ભયંકર જીવનની યાતનાઓ યાદ બનીને ઝબકાવતી. એમને ભર બજારમાં નગ્ન ઊભા રાખી વેચાયેલાં શરીરોની યાદ હતી. માલિક ને માલિકણોની ઘાતકતાની યાદ હતી. બાળકોના વેચાણની યાદ હતી ...... એવી એવી તો અનેક યાદો હતી, અને એ યાદો ઊંઘમાં એમને રોવરાવતી, ચીસ પડાવતી, દાંત કકડાવતી ધિક્કારથી ધ્રુરધ્રુરાવતી.

'પણ એ તે શું મન!' ઇજિપ્તનો રાજા એની રાજકુમારીના મનને અજબ બની પૂછતો.

'એ મને ગમે છે.' રાજકુમારી હઠ કરતી હતી.

'ગુલામ!' રાજાને આશ્ચર્ય થતું હતું.

'અનેક ઉમરાવજાદીઓને...નહિ, મને એની સેવા...'

'ભલે......' રાજા કબૂલ થયો; કારણ કે એને એ સોળ વરસની પોતાની રાજકુમારી

ઘણી પસંદ હતી ને તેથી તેનો બોજ ઉપાડવો તેને પસંદ નહોતો. રાજાને પોતાની એ દીકરી સાથે પરણવાના કોડ હતા. તે વખતે એવો ચાલ હતો, એવો રિવાજ હતો. ભાઈ બહેનને અને બાપ દીકરીને પરણી શકતો અને સ્ત્રી કે ઈને પણ પરણી શકતી.

પણ પછી ગુલામની—યહુદીની સેવા લેતી રાજકુમારીને ગર્ભ રહ્યો, ને દીકરો સાંપડે, તે પહેલાં ગુસ્સે થયેલા રાજાએ રાજકુમારીના ગુલામ સેવકનો—યહુદીનો ઘાત કરાવ્યો ને એક તરકટ રચ્યું.

એક દિવસ નાઇલ નદીને કિનારે પથરાયેલા રાજકુમારીના રંગમહાલ પાસે નદીનાં પાણી ઉપર તરતી એક લાકડાની સુંદર પેટી આવી. રાજકુમારી પાસે તે પેટી આણવામાં આવી ને તેમાંથી તરતનું જન્મેલું એક બાળક કાઢવામાં આવ્યું એ કેમ થયું, તેની રાજકુમારીને ખબર હતી. રાજા પણ જાણતો હતો. રાજકુમારીને રાજકુમાર સાંપડ્યો હતો

પણ ગુલામ–યહુદીથી સાંપડેલો; એટલે વાત બનાવીને લોકોમાં ફેલાવાઈ કે, રાજકુમારીને ઇજિપ્તના ભગવાને દીકરો મોકલ્યો છે. પછી રાજકુમારી એ દૈવી બાળકને ઉછેરવા લાગી. લોકો એકબીજાના કાનમાં ગુસપુસ વાતો કરતા તેની કોઈને પડી નહોતી. કુંતીના કર્ણ જેવો રાજકુમાર રાજમહાલયમાં રમતો, ત્યારે સૌને ગમતો હતો. એવા ઇજિપ્તના રાજકુમારને સૌ મોસેસ કહીને બોલાવતાં.

મોસેસ ઇજિપ્તની નિશાળમાં ભણ્યોગણ્યો અને કિશોર મટીને જુવાન થયો.

એક વખત મોસેસ મધરાતે ઊંઘતો હતો, ત્યારે એકાએક ઊંઘમાંથી જાગેલી એની માતાને જુવાન દીકરાને દેખવાનું મન થયું કારણ કે, એને પોતાની જુવાનીનો મિત્ર ને મોસેસનો યહુદી ગુલામ યાદ આવ્યો હતો. એ ઊંઘતા પડેલા મોસેસને દેખી રહી. એ ઊભી ઊભી ભૂતકાળનાં કેટલાં યે અંધારાં ઉકેલતી હતી.

એને પસાર થયેલાં–ખોવાઈ ગયેલાં વરસો સાંભરતાં હતાં. 'બરોબર એના જેવું જ માથું! જે વાળનાં જુલ્ફાંમાં હું મારી આંગળીઓ રમાડતી, તે જ જુલ્ફાં ને પારદર્શક આંખો...!' માતા જુવાન દીકરાના માથા પર નીચી વળી. જુવાનની પારદર્શક આંખો મીંચાયેલી હતી.

જુવાનને કપાળ પર ગરમ શ્વાસ અડકયો અને એ ઝબકીને બેઠો થઈ ગયો. 'બરાબર આ જ આંખો......' માતા દીકરાને બેઠી પડી ને હસી ઊઠી.

'મને કેમ ઉઠાડ્યો?' મોસેસ અજાયબીમાં મધરાતે આવેલી માતાને પૂછી રહ્યો ને ઉતાવળો બોલ્યો: 'મને સ્વપ્ન આવ્યું હતું, કેવું મઝાનું! જાણે આખા ઇજિપ્તના બધા યહુદીઓની ગુલામીની બેડીઓ હું તોડતો હતો અને બધાને લઈને દૂર દૂર...... ઘણે દૂર નીકળી ગયો હતો. પછી અમે બધાં...... ત્યાં કોઈ માલિક નહોતા, કોઈ ગુલામ નહોતો ......અમે બધાં નવાં નગર વસાવતાં'તાં ......નવી સરકાર ને નવા રાજ......'

'કેવું સરસ સ્વપ્ન!' માતાને ગમી ગયું પણ એને ઉતાવળી કોઈ દુઃખી યાદ આવી ગઈ ને એની આંખમાંથી આંસુ ટપક્યું.

જુવાન હજુ સ્વપ્નામાં હોય, તેમ સમજ્યા વિના જોઈ રહ્યો.

'મને ય યહુદીઓ ખૂબ ગમે છે.' બોલતી માતા ઊભી થઈ અને ઉતાવળી ચાલી ગઈ અને સ્વપ્નના જ વિચારમાં ગરકાવ થયેલા મોસેસની આંખો પાછી મીંચાઈ ગઈ.

અને જુવાન મોસેસનું એ વર્તન ધર્મગુરુને પસંદ પડ્યું નહિ. દરબારીઓને પસંદ પડ્યું નહિ, ઉમરાવો અને માલિકોને પસંદ પડ્યું નહિ. મોસેસનું એ વર્તન કોઈને પસંદ પડ્યું નહિ. ખુદ રાજાને કાને વાત આવી.

સૌ કોઈ કહેતાં હતાં કે, એ શું ! રાજકુમાર થઈને ગુલામોમાં ફરે ! ગુલામોની ચાલીઓમાં ભટકે, ગુલામો સાથે એક આસન પર બેસે, ને વાતો કરે ! ગુલામોનાં બાળકોને બાથમાં લઈને બચીઓ ભરે ! કાલે સવારે રાજા થાશે તો રાજ કેમ ચલાવશે ! રાજાને ચિંતા પેઠી. રાજકુમાર રખડુ બન્યો હતો.

એક દિવસ ગુલામ સ્ત્રીપુરુષોને એક મહાલયના ચણતરમાં મજૂરી કરતાં દેખતો એ રખડુ રાજકુમાર બેઠો હતો ને એના હુકમથી એક ધરડો યહુદી કામનો ટોપલો હેઠો મૂકી એની પાસે બેસીને વાતો કરતો હતો.

'તમારા ઇજિપ્ત્યનોની જેમ અમારો પણ ઇતિહાસ છે. અમે ય જાહોજલાલી જોઈ છે. અમારામાં પણ મહાન સ્ત્રીપુરુષો થઈ ગયેલાં છે.'

'એમ કે !' રખડુ રાજકુમાર રસથી સાંભળતો હતો.

'બાપુ, અબ્રાહમ અમારા તારણહાર. ઉર નામનાં ચોલડિયન નગરને એમના સાથમાં સ્વતંત્રતાની શોધમાં અમારાં વડવાએ છોડેલું ને હિજરત કરેલી...એ તો આજે અમે ફારોહાના દેશમાં ગુલામ છીએ બેટા, અને...' ડોસાએ જોરથી શ્વાસ ખેંચ્યો અને...!' રાજકુમાર વૃદ્ધ શરીરની ધબકતી પાંસળીઓ તરફ જોઈ રહ્યો.

'અને...' વૃદ્ધની વાતને તોડી નાખતી એક ચીસ બંનેને ચમકાવી રહી. રાજકુમાર ઊભો થઈ ગયો. એની સામે જ એક યહુદી જુવાનને થાંભલા સાથે બાંધી ચોકીદાર ફટકાવતો હતો. જુવાન ગુલામની ચામડી ફાટી જતાં તેનાથી ચીસ પાડી દેવાઈ હતી. અને રાજકુમારનો રોષ ઊછળ્યો. એની ચળકતી આંખોમાં ક્રોધ ભભૂકી ઊઠ્યો. એ મૂઠી વાળી કૂદ્યો. એણે આવેશમાં ઇજિપ્ત્યન ચોકીદારના પેટમાં ખંજર ભોંકી દીધું.

રાજકુમારનો રોષ દેખી ગુલામો આનંદથી ધ્રૂજી ઊઠ્યાં, કોઇ બીકથી લપાઈ રહ્યાં. લોહિયાળ માંસનો લોચો બનેલો બંધાયેલો જુવાન દેહ રાજકુમારને હાથે છૂટવાની લાગણીમાં મરણની કિનારી પરથી છેલ્લો આનંદ અનુભવી રહ્યો.

ઇજિપ્તના પાટનગરમાં, નાઈલના કિનારા ઉપર ખાણે અને ખેતરોમાં સમાચાર પથરાઈ ગયા. 'રાજકુમારે ગજબ કર્યો !'

બીજું ગમે તે કર્યું હોત તો ઠીક હતું. રાજકુમારને માટે કોઈ ગુનો મોટો નહોતો; કોઇ અપરાધ નહોતો; પણ ગુલામનો પક્ષ કરી ઇજિપ્ત્યનનું ખૂન ! ધર્મસંસ્થા માફ કરે તેમ હતું નહિ, રાજસભા માફ કરે તેમ હતું નહિ, રાજાના રોષની હદ હતી નહિ, માલિકોના ફિટકારની હદ હતી નહિ; દેહાંત દંડ પણ એ અપરાધ માટે તો ઓછો હતો.

મોસેસની માતા પણ તેને બચાવી શકે તેમ હતું નહિ. 'ભાગી જા.' માતા મોસેસને સમજાવતી હતી. 'એ વિના બીજો માર્ગ નથી.' અને મોસેસ નીકળી નાઠો.

ઇજિપ્તની સરહદ પર રણ હતું. રણ પાસે ઉજ્જડ જેવાં મેદાનો હતાં. મેદાનો ઉપર ભરવાડો ને ભરવાડણો વસતાં હતા.

ત્યાં એક જુવાન ભરવાડ નવો આવીને વસ્યો હતો. એક ઓરડું બાંધીને રહ્યો હતો. દિવસે મહેનત-મજૂરી કરતો હતો અને રાતના એકલો બેસીને કોઇ પથ્થર પર શરીર ટેકવીને આકાશ સામે જોયા કરતો હતો. બેઠો બેઠો તારાઓ જોતો હતો અને અનેક વિચારો કરતો હતો અને ઘણી વાર તો વિચિત્ર રીતે હસી પડતો હતો.

'ઇજિપ્તના ભગવાનો !' એક મધરાતે એ એકલો બબડતો હતો. 'હીપોપોટેમસ ભગવાન, ગેંડો ભગવાન અને કૂતરો પણ ભગવાન ! ભયંકર ભગવાન ને ઘાતકી ભગવાન !'

એમ એક પછી બીજું વર્ષ વીતતું હતું અને વેરાનમાં ઊઠતા ઝંઝાવાતમાં, ઝબૂકતી વીજળીમાં, સળગતા રણમાં, દાવાનળની ઝાળમાં એ ભગવાન શોધતો હતો. જાણે પર્વતોના શિખર પર ઠેકતો હતો, રણને ફાળ ભરીને ઓળંગતો હતો અને આકાશી તંબૂઓ તાણીને આળોટતો હતો, કેવો એ ભગવાન હતો!

જ્યારે ખાણુનાં ખોદનારાં, જમીનનાં ખેડનારાં, રણવગડામાં રખડનારાં સ્ત્રીઓ, પુરુષો, બાળકો થાક્યાંપાક્યાં સૂએ, ત્યારે તેમને સંભાળનારો, તેમના દુશ્મનોને ડારનારો, પોતાને ગમે તેવો... પોતાના જેવો કોઈ ભગવાન હોય તો! મોસેસને ભગવાન સાંપડતો હતો.

અને એને સમજાતા ભગવાનને ઓળખવા આરબલોક એકઠા થતા હતા. તેમને એ ઘણી વાર ગદગદ થઈને કહેતો હતો: 'મને ઇજિપ્તનાં યહૂદીઓ–ઇજિપ્તનાં ખાણિયાં, ઇજિપ્તના ખેડૂતો, ઇજિપ્તના મજૂરો–ગુલામો સાંભરે છે.' એનાં નવાં મિત્રો એની વાતો સાંભળી રહેતાં. 'એમનેય ઇતિહાસ...' એ આગળ ચલાવતો. 'એમનું મૂળ વતન કેનાન, ને એમનો તારણહાર અબ્રાહમ.'

પછી મોસેસ એક આરબ છોકરીને પરણ્યો. અને ઇજિપ્તમાંથી યહૂદીઓને છોડાવી આ રણવગડાના પ્રદેશમાં તેમને ભમાડી લાવવાના વિચારો કરતા: 'કદાચ એમ પણ બને કે, યહૂદીઓને માલિકોની યાતનામાંથી છોડાવી આપણે તેમને તેમના મૂળ વતન કેનાનમાં પહોંચાડી શકીએ ને તેમને નવો ભગવાન, આપણો છે તેવો, તેમની સંભાળ રાખનારો નવો ભગવાન...'

'કેવું સ્વપ્ન!' મોસેસના વાળ પંપાળતી તેની આરબ સ્ત્રી સીનાઈની ટેકરીઓ પર ચરતાં પોતાનાં ઘેટાંબકરાં જોતી બોલી ઊઠતી.

એક દિવસ એ બંનેને બેઠાં જોતો એક વેપારીઓનો કાફલો ઇજિપ્તથી નીકળેલો જતો હતો.

'ઇજિપ્તથી આવો છો?' મોસેસ પૂછતો હતો. 'છેલ્લા સમાચાર?'

'જૂનો રાજા મરણ પામ્યો ને નવો ગાદીએ બેઠો છે. પિરામિડમાં જૂના રાજાના મમી સાથે ખૂબસૂરત સેંકડો ગુલામ સ્ત્રીઓ અને ગુલામોને જીવતા ચણી લીધા છે...... ભાગ્યશાળી થઈ ગયા.'

'કોણ?' આરબ ભરવાડની આંખો કતરાતી જોઈ રહી

'મહારાજારતો; અને ગુલામો પણ.'

'અને રાણી?'

'મોસેસની મા.. ...............દેવતાઈ દીકરાવાળી!' વેપારી હસ્યો.

'તે જ.' મોસેસે દાંત કકડાવ્યા.

'તે તો મહારાજા પાછળ નથી ગઈ... નાઠેલા દીકરાના દહાડા ગણતી જીવે છે.'

મોસેસની અંદર જૂની યાદ સળગી ઊઠી. એને યહૂદીઓ–ગુલામો યાદ આવ્યા. એણે માથા ઉપર અરબી સાફો જોરથી તાણી બાંધ્યો, ખભા ઉપર અરબી ઓઢણું નાખ્યું અને હાથમાં હથિયાર ધરીને એક વહેલી સવારે તૈયાર થઈ ગયો. એને રંજન સાંભરતાં હતાં.

આરબ ભરવાડ ઉતાવળો થયો. એની સાથે એની ભરવાડણ નીકળી. ઇજિપ્તનો રાજકુમાર મોસેસ–અરબસ્તાનનો ભરવાડ મોસેસ—એની સાથે ખેતરો ને ખાણુનાં કામદારોનું, ઇજિપ્તને બાંધનારાનું, ઇજિપ્તની મજૂરી કરનારાં શ્રમજીવીઓનું મંડળ બાંધવા ચાલી નીકળ્યો. માનવતાના ઇતિહાસમાં એ પહેલા કામદારનેતાએ 'જીવો અને જીવવા દો'નો અવાજ ઉઠાવ્યો.

મણિલાલ અલગારી

# ઊંટ-રોગ

લગભગ એક હજાર વરસ પહેલાંની વાત છે. ત્યારે પ્રતિહારવંશની પડતીને લીધે એમનું મોટું સામ્રાજ્ય નાનાં ખંડરાજ્યોમાં વહેંચાઈ ગયું. એમાંના એક નાના રાજ્યના રાજા સૂર્યપાળ શૌર્યબળથી સામ્રાજ્ય સ્થાપવા અને પ્રતિહારવંશનું પૂર્વગૌરવ પાછું આણવા પ્રયત્ન કરી રહ્યા હતા, એવામાં એમના શરીરમાં કોઈ ભારે વ્યાધિએ દેખા દીધો.

એ કયો રોગ છે એ કેમેય નક્કી થઈ ન શક્યું. જમણા પગની નસોમાં લબક લબક થાય છે, હૃદયમાં ધબક ધબક થાય છે અને ડાબી આંખ વારે વારે લાલઘૂમ થઈ જાય છે. રાજવૈદ્યોમાંથી કોઈએ કહ્યું, વાત વ્યાધિ છે, કોઈએ કહ્યું હૃદયનું શૂળ છે, કોઈએ વળી શિરોવેદના કહી. "રોગ પરખાયો નહિ પણ મહારાજા દિન પ્રતિ દિન નબળા ને કૃશ થતા ગયા. ખાવુંપીવું કંઈ ભાવતું નથી. મિજાજ ચીડિયો થઈ ગયો છે. રાજકાજમાં જરા ય ઉત્સાહ નથી. આમોદ-પ્રમોદથી પણ રાજાનું મન બહેલતું નથી.

રાજવૈદ્યોએ એ રોગ નક્કી કરવા સભા ભરી ને એકમતે નક્કી કર્યું કે આ કોઈ ગુપ્ત રોગ છે અને એનું ઉત્પત્તિસ્થાન શરીરના કોઈ ઊંડામાં ઊંડા ને ગુપ્ત ભાગમાં આવેલું છે. રોગનું નિદાન ન થયું એટલે રોગની પીડા ઉપરથી દવા કરવા લાગ્યા પણ તેથી કાંઈ વળ્યું નહિ. મૂળ ન કાપે ને ડાળીઓ કાપે તો તેથી કાંઈ આડ પડે નહીં. રોગ તો વધતો ચાલ્યો. મહારાજા પથારીવશ થયા.

મહારાણી ચંદ્રશીલાએ ચિંતામાં ને ચિંતામાં આહાર-નિદ્રા છોડયાં. મહારાજાના આરોગ્ય માટે 'ગ્રહશાંતિ કરાવી, યજ્ઞયાગ કરાવ્યા, માદળિયાં ને કવચ બંધાવ્યાં, નીલ ને લાલરંગના હીરાની વીંટીઓ પહેરાવી અને જંતરમંતરની પણ મણા ન રહી પણ રોગ જરાકે ય પાછો હઠવાને બદલે વધતો જ ગયો. મહારાણીને એમ લાગ્યું કે દેવો પણ રૂઠયા છે.

રાજવૈદ્યોના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા ત્યારે રાજ્યના બીજા નામાંકિત વૈદ્યોને બોલાવ્યા પણ કોઈ રાજાની માંદગીમાં જરા પણ સુધારો કરી ન શક્યું. માત્ર વખત અને ધનનો જ વ્યય થયો. બધાએ રાજાના જીવવાની આશા છોડી દીધી. રાજાને પણ લાગ્યું કે હવે તે આ પૃથ્વીના થોડા દિવસના જ મહેમાન છે.

શરીરની નબળાઈ અને જાતજાતની દવાઓ પી પીને સૂર્યપાળ હેરાન-પરેશાન થઈ ગયો હતો. અરિષ્ટ, પાચન, તૈલ, રસાયન, ભસ્મ ચૂર્ણ, વટિકા વગેરે ખાવાં એ મરણના દુઃખ કરતાં ય વધારે દુઃખકર થઈ પડ્યું હતું. રાજાએ એક દિવસ પોતાના પ્રધાન મંત્રી વલ્લભાચાર્યને બોલાવ્યા.

મંત્રી આવ્યા. રાજાએ કહ્યું: 'મંત્રીજી, આજથી હવે બધી દવા બંધ કરી દઉં છું. વૈદ્યો તદ્દન નકામા માણસો છે. કોઈ કંઈ જાણતું નથી. સામાન્ય રોગ કદાચ તેઓ મટાડી શકતા હશે પણ ભારે રોગોમાં તદ્દન નકામા છે. તમે મારા રાજ્યમાં ને બીજા રાજ્યોમાં જાહેર કરો કે જે વૈદ મારો રોગ મટાડી દેશે તેને એક લાખ સોનામહોર ઇનામ આપીશ. પણ ત્રણ માસમાં જો રોગ ન મટાડે તો તેને મૃત્યુદંડ મળશે. આવી શરતે જો કોઈ આવવા કબૂલ થાય તો તે ખરેખરો સાચો વૈદ જ હશે.' અને એ જાહેરનામામાં મારા રોગનાં લક્ષણોનું વર્ણન પણ આપજો જેથી જે આવે તે પૂરી તૈયારી સાથે આવી શકે

રાજાની વાત સાંભળી વલ્લભાચાર્યે ચિંતા-પૂર્વક કહ્યું: 'મહારાજ, આ તો તમે ચિકિત્સા જ બંધ કરી દીધી. કારણ કે મહાન શક્તિશાળી ચિકિત્સક પણ મૃત્યુદંડની બીકે આપની ચિકિત્સા કરવાની હિંમત નહીં કરે.'

રાજાએ ત્યારે કંટાળાથી કહ્યું: 'ભલે ન આવે. આ રોગમાં મારું મૃત્યુ તો અનિવાર્ય છે જ' પણ તૈલમર્દન અને અરિષ્ટ રસાયનથી તો બચીશ. જે થોડા દિવસો છે તે મારે શાંતિથી ગાળવા છે.'

રાજાનો આવો સંકલ્પ છોડાવવા વલ્લભાચાર્યે, મહારાણી ચન્દ્રશીલાએ, અમાત્યવર્ગે અને રાજગુરુએ પણ વિનંતિ કરીને ખૂબ સમજાવ્યા પણ રાજા એકના બે ન થયા. નછૂટકે વલ્લભાચાર્યે ચારે દિશામાં જાહેરનામું વહેતું કર્યું. ઉત્તરમાં ગાંધાર ને કાશ્મીર સુધી, પશ્ચિમમાં સિંધુદેશ સુધી, દક્ષિણમાં મહારાષ્ટ્ર, મહાકોશલના ચાલુક્ય રાજા સુધી, પૂર્વે અંગ, બંગ અને ચંપારાજ્ય સુધી આમ દેશ દેશ જાહેરનામું મોકલવા છતાં પણ કંઇ પરિણામ ન આવ્યું. એક લાખ સોનામહોરના ઇનામની લાલચ જેવીતેવી ન હતી પરંતુ જીવનની લાલચ પણ કંઈ ઓછી નથી. મોટા મોટા વૈદોના હાથ હેઠા પડ્યા છે એમ સાંભળી કોઇ વૈદ સૂર્યપાળની ચિકિત્સા કરવા બહાર પડતું નહિ. આમ ચિકિત્સા વિના છ મહિના વીતી ગયા. રાજા તો મરણને આરે આવી ઊભા રહ્યા.

એ વખતે મહારાજા સૂર્યપાળની રાજધાની સિંહગઢથી પચીસ કોશ દૂર ચૈતસા નામે એક નાના ગામડામાં એક અતિ ગરીબ બ્રાહ્મણ દંપતી રહેતાં હતાં. એમનો ગુજારો માંડ માંડ થતો. બ્રાહ્મણ બહુ વિદ્વાન તો નહોતો પણ કૂટબુદ્ધિમાં એનો બરોબરિયો મળવો મુશ્કેલ હતો. સૂર્યપાળની માંદગીના સમાચાર આ બ્રાહ્મણ દંપતીએ પણ સાંભળ્યા.

બ્રાહ્મણનું નામ દેવરાજ ઉપાધ્યાય. કેટલાક દિવસ વિચાર કર્યા પછી એક દિવસ એકાએક તેણે તેની સ્ત્રીને કહ્યું:

'બ્રાહ્મણી! તું થોડા દિવસ ભીખ માગી ગુજરાન ચલાવજે. હું મહારાજા સૂર્યપાળે જાહેર કરેલી લાખ સોનામહોર લેવા જાઉં છું.'

દેવરાજની વાત સાંભળી એની વહુને ત્યારે નવાઇ લાગી. તેણે વિસ્મયથી પૂછ્યું: 'મહારાજાનો રોગ મટાડવા કેટકેટલા નામાંકિત વૈદોના હાથ હેઠા પડ્યા છે ને તમે તો વૈદનો એક આંકડો ય જાણતા નથી ને મહારાજાને સારા કરી એક લાખ સોનામહોર લેવા ચાલ્યા-ક્યો સાંભળો.'

દેવરાજે કહ્યું: 'મોટા મોટા વૈદોના હાથ હેઠા પડ્યા છે એટલે જ કહું છું કે આ રોગ શાસ્ત્રીય ચિકિત્સાથી મટે એવો નથી. બ્રાહ્મણી! હવે નાણાભીડ મારાથી સહન નથી થતી. મને ભાગ્ય અજમાવી જોવા દે. જો સોનામહોરો મળશે તો હસતો હસતો ઘરે આવીશ નહીં તો આ દુઃખી જીવનનો અંત આવે એ જ સારું છે.'

બ્રાહ્મણીએ બહુ બહુ સમજાવ્યો, કરગરીને રડતાં રડતાં કહ્યું: 'આ તો તમે આત્મહત્યા કરવા જ જાઓ છો.'

પણ દેવરાજે એની વાત કાને ન ધરી. એક માંદલું કેડભાંગલું ઘોડું લઈ એના ઉપર સ્વારી કરી સિંહગઢ તરફ પ્રયાણ કર્યું.

રસ્તે જાત જાતનાં દુઃખ વેઠતો, વાવંટોળ સહતો, ભીખ માગીને ગુજારો કરતો દેવરાજ ચોથે દિવસે મહારાજાની રાજધાની સિંહગઢમાં દાખલ થયો. એ માંદલો ઘોડો અને ત્રણ દીની દાઢી ચડી ગયેલા એ મેલાઘેલા અસવારને જોઇને નગર જનોના કૌતુક અને કુતૂહલનો પાર ન રહ્યો. જોત જોતામાં દેવરાજ પાછળ માણસોનું ટોળું એકઠું થઈ ગયું. બધા પૂછે છે: 'ક્યાંથી આવ્યો છે? ક્યાં જવું છે? કોને ત્યાં આવ્યા છો?' પણ વિસ્મિત ટોળાને કંઇ પણ જવાબ આપ્યા વિના ગંભીર વદને દેવરાજે સીધો રાજમહેલની તરફ-ઘોડો હાંક્યો. આ પહેલાં તે સિંહગઢ એક-બે વાર આવી ગયો છે એટલે તે રાજમહેલનો રસ્તો જાણે છે

રાજમહેલને દરવાજે ઉઘાડી તલવારે

પ્રતિહાર પહેરો ભરે છે. જેવો દેવરાજ દરવાજામાં દાખલ થવા જાય છે કે પહેરગવાળાએ રોક્યો. ડોળા કાઢી કઠોર કંઠે પૂછ્યું: 'ક્યાં જાય છે?'

નિર્ભયતાથી દેવરાજે કહ્યું: 'બીજે ક્યાં? રાજમહેલમાં.'

'કોની પાસે?'

'મહારાજા પાસે.'

પ્રતિહાર તાડૂક્યો: 'તું છે કોણ, ભિખારી રામ! તારે મહારાજ પાસે જવું છે એમ! જતો રહે અહીંથી, નહીં તો જેલના સળિયા બતાવવા પડશે.'

ઘોડા ઉપર બેઠેલા દેવરાજની ઊંડી ઊતરી ગયેલી આંખો સળગી ઊઠી. તીક્ષ્ણ અવાજે કહ્યું: 'જેલના સળિયા દેખાડીશ એમ? ક્યાંક મારા પગમાં તારે આળોટવું ન પડે સમજ્યો? હું કોણ છું તે જાણે છે? હું મહાચંડ સ્મશાનવાસી ટ્રી-કેટ તંત્રશાસ્ત્રમાં સર્વથા પારંગત મહાતાંત્રિક દેવરાજ ઉપાધ્યાય છું. ભૈરવી ચક્રમાંથી ઊઠી સીધો મહારાજાને રોગમુક્ત કરવા આવ્યો છું. ઔષધની શરૂઆત કરવાનો આજ શુભ દિન હતો પણ તેં આજનો દી બગાડ્યો છે. તું રાજદ્રોહી છે. રાજદરબારમાં તારી વિરુદ્ધ ફરિયાદ કરી તને કઢાવી મૂકું ત્યારે જ રહું. પછી તારે બદલે ઉત્તમસિંહને દાખલ કરાવી દઈશ. અત્યારે તો હું જાઉં છું.' એટલું બોલી દેવરાજે લગામ ખેંચી ઘોડો વાળ્યો ને ધીરે ધીરે હાંકવા મંડ્યો.

પણ 'ભિખારીરામ'ની આ સામાન્ય વાતથી પ્રતિહાર ભારે ગભરાઈ ગયો. મહારાજાની ચિકિત્સા કરવા આવનારને તેણે રોક્યો હતો એ વાત રાજદરબારમાં જવાની હતી. એ અપરાધ કેવો ઘોર હતો! એનું પરિણામ કેવું આવે? નોકરી તૂટે અને એને બદલે ઉત્તમસિંહ આવી જાય. પ્રતિહાર નરમ ઘેંસ થઈ ગયો. દેવરાજની વાતમાં શંકા કરવા જેટલું બળ પણ ન રહ્યું. આણીકોર દેવરાજ તો ચાલી નીકળ્યો છે. જો એ નજર બહાર જતો રહે તો પછી શોધવો મુશ્કેલ થઈ પડે તેમ હતું. એટલે પ્રતિહાર એકદમ દોડ્યો અને ઘોડાની લગામ પકડી વાળી લાગ્યો. તેણે દેવરાજને પૂછ્યું: 'ઉત્તમસિંહ કોણ છે?'

દેવરાજે શંકથી કહ્યું: 'મધ્યમસિંહનો ભાઈ.'

પ્રતિહારે ફરીથી જિજ્ઞાસાથી પૂછ્યું: 'મધ્યમસિંહ વળી કોણ છે?'

દેવરાજ કહે: 'ઉત્તમસિંહનો નાનો ભાઈ.'

પ્રતિહારને નોકરી જવાનો પાકો ડર લાગી ગયો પણ તે પોતાનો રોટલો તૂટી જાય તેવી મૂર્ખાઈ કરે તેવો નહોતો. વળી તાંત્રિકોથી હંમેશા તે ડરતો. રાજા પણ દેવરાજનો ગુનો બદલ કંઈ ભારે સજા કરે તો! એટલે એ શિરત્રાણ ઉતારી, દેવરાજ સામે ઝૂકી, હાથ જોડી બોલ્યો: 'હું ઉત્તમસિંહ કે મધ્યમસિંહને જાણતો નથી પણ મને અધમસિંહ જાણજો. મેં આપને નહોતા ઓળખ્યા. મારો ગુનો માફ કરો.'

પણ દેવરાજ ભારે ખેપાની. કઈ વસ્તુની ક્યાં શરૂઆત કરવી ને ક્યાં એનો અંત આણવો તે એ બહુ સારી રીતે સમજતો. તેણે કહ્યું: 'તો મને મહારાજા પાસે પહોંચાડી આપ.'

પ્રતિહારે કહ્યું: 'મહારાજા પાસે તમને મોકલવાનો મને અધિકાર નથી પણ મુખ્ય મંત્રી હજી રાજપ્રાસાદના મંત્રણાલયમાં છે. હું તમને તેમની પાસે પહોંચાડી દેવાની વ્યવસ્થા કરી આપું છું.'

પાસે જ એક સિપાઈ પહેરો ભરતો હતો તેને બોલાવી, બધું સમજાવી કારવી તેની સાથે દેવરાજને મુખ્ય મંત્રી વલ્લભાચાર્ય પાસે મોકલાવ્યો.

એક તાંત્રિક ચિકિત્સક મહારાજાની ચિકિત્સા કરવા આવ્યો છે એવું સાંભળી વલ્લભાચાર્ય તરત જ ઊઠીને બહાર આવ્યા પણ

આવીને આ મૂર્તિને જોઈ એટલે તેમનો ઉત્સાહ ઓસરી ગયો. એ કંઈ ઉકાળે એમ ન લાગ્યું.

દેવરાજને પોતાના ઓરડામાં લઈ જઈ વલ્લભાચાર્યે પૂછ્યું: 'તમે મહારાજનો રોગ મટાડશો!'

દેવરાજે લેશ પણ સંકોચ વિના કહ્યું: 'અલબત્ત મટાડીશ.'

વલ્લભાચાર્યે કહ્યું: 'પણ ન મટાડી શકો તો તેનું પરિણામ શું છે એ તો ખબર છે ને!'

દેવરાજે કહ્યું: 'મંત્રીમહાશય, મને બધી ખબર છે પણ મહારાજે આટલો લાંબો પંથ કાપી હું મારું જીવન હોમી દેવા નથી આવ્યો પણ બીજાને જીવતદાન આપવા આવ્યો છું. આપ લેશ પણ ચિંતા ન કરશો. અહીંથી હું ઈનામ લઈને જ જઈશ, જીવ આપીને નહીં.'

વલ્લભાચાર્યે કહ્યું: 'ભગવાન તમારી ઉપર મહેર કરે ને તમે ઈનામ લઈને જાઓ એમ હું ઇચ્છું છું.'

દેવરાજે કહ્યું: 'આમાં કોઈની મહેરની જરૂર નથી, મંત્રી મહાશય. એ રોગ તો મારી વિદ્યા ને બુદ્ધિબળથી જ મટાડી દેવાનો.'

થોડી વાર દેવરાજ સાથે વાતચીતો કર્યા પછી વલ્લભાચાર્ય રાજા પાસે હાજર થયા.

આટલે વખતે કોઈ ચિકિત્સક આવ્યો છે એ સાંભળી રાજા તો રાજી થઈ ગયા. તેમણે પૂછ્યું: 'શરતની તો એને ખબર છે ને!'

વલ્લભાચાર્યે કહ્યું: 'પૂરેપૂરી ખબર છે પણ મહારાજનો રોગ મટાડી દેશે એ વાતની એને સો ટકા ખાતરી છે.'

રાજાએ પૂછ્યું: 'જાતે કોણ છે?'

વલ્લભાચાર્યે કહ્યું: 'બ્રાહ્મણ—તાંત્રિક.'

વલ્લભાચાર્યની વાતથી રાજા આનંદિત થઈ ગયો ને પૂછ્યું: 'તાંત્રિક! તે શું તાંત્રિક રીતે દવા કરશે!'

વલ્લભાચાર્યે કહ્યું: 'હા એ એમ કહે છે.'

રાજાએ કહ્યું: 'તો તો બહુ સારું. ઔષધશક્તિની સાથે મંત્રશક્તિનો યોગ થાય તો લાભ થવાની સંભાવના ગણાય.'

વલ્લભાચાર્યે કહ્યું: 'લાભ થાય તો તો અમારી સૌની ચિંતા ટળે પણ એનું મોઢું જોતાં જરા ય શ્રદ્ધા નથી ઊપજતી.'

રાજાએ કહ્યું: 'મોઢું ભલે ગમે તેવું હોય, તાંત્રિકના મોઢા જોવામાં સારા નથી હોતા. અત્યારે જ તેને મારી પાસે બોલાવો.'

દેવરાજ આવ્યો પણ એનું મોઢું જોતાં રાજાનો ઉત્સાહ થયો ઓસરી ગયો. તેમણે પૂછ્યું: 'મને તું સાજો કરી શકીશ?'

દેવરાજે કહ્યું: 'બેશક.'

રાજાએ કહ્યું: 'ત્રણ માસમાં?'

દેવરાજે કહ્યું: 'ત્રણ માસમાં નહીં પણ ત્રણ દિવસમાં જ હું આપને સાજા કરી દઈશ.'

રાજાએ કહ્યું: 'ગાંડો તો નથી ને!'

દેવરાજે કહ્યું: 'અત્યાર સુધી જેઓ તમારી ચિકિત્સા કરી ગયા તેમાંથી કોઈ ગાંડું હતું?'

રાજાએ કહ્યું: 'ના એમાં તો કોઇ ગાંડું નહોતું.'

હાથ જોડી દેવરાજે કહ્યું: 'જ્યારે ડાહ્યા વૈદોમાંથી કોઇ નથી મટાડી શક્યા ત્યારે હવે આ ગાંડાની જ વિદ્યા અજમાવી જુઓ. અને મહિનામાં પચીશ દિવસ જે વ્યક્તિ મહાચંડ સ્મશાનમાં કુંભકયોગથી શિવબિંદુની ચારેકોર કુલકુંડલીની શક્તિને જાગ્રત કરીને વિતાવે તે માણસ ગાંડો નહીં તો બીજું શું! હું તમને મારો જાન આપવા નથી આવ્યો, મહારાજ મારે મહાચંડ સ્મશાનમાં ઉત્કટ ભૈરવની મંદિરગુહા નિર્માણ કરવી છે તે માટે તમારી પાસે આર્થિક મદદ માટે આવ્યો છું. હું આપને છાતી ઠોકીને કહું છું કે આજથી ચોથે દિવસે આપને આ ગાંડાને આપના હાથે જ એક લાખ મુદ્રા ગણી આપવી પ

રાજા આ સાંભળી એકદમ ઉત્સાહમાં આવી ગયા ને કહ્યું: 'તો તને એક નહીં પણ બે લાખ સોના મહોર આપીશ. પણ જો રોગ સારો નહીં થાય તો...'

સૂર્યપાળ વાત પૂરી કરે તે પહેલાં જ દેવરાજ બોલી ઊઠયો: 'સારો ન થવાની વાત જ નથી. સારા થવાના જ એ ચોક્કસ. હું આજ સાંજે જ દવા લેતો આવીશ અને ઔષધસેવનનો નિયમ આપને બતાવી દઈશ. વારુ આપની રાશી કઈ ?'

સૂર્યપાળે કહ્યું: 'સિંહરાશી.'

'અને મહારાણીની ?'

'વૃષરાશી.'

પછી પોતાની ડાબી આંખ બંધ કરી જમણી આંખે રાજા તરફ નજર કરી દેવરાજ બોલ્યો: 'મહારાજા! તમે જમણું નેત્ર બંધ કરી ડાબે નેત્રે ઘડીક મારી સામે તાકી રહો.'

સૂર્યપાળે દેવરાજના કીધા પ્રમાણે કર્યું–કદાચ તાન્ત્રિક ચિકિત્સાની એ કોઈ મંત્રપ્રક્રિયા હશે એમ ધારી.

ઘડીક વાર પછી દેવરાજે કહ્યું: 'હવે તેથી ઊલટું. તમે જમણી આંખેથી અને હું ડાબી આંખે.' સૂર્યપાળે ડાબી આંખ બંધ કરી જમણી આંખે નજર કરી.

દેવરાજે કહ્યું: 'બસ, હવે બે ય આંખો ખોલો. કંઈ ચિંતા કરવા જેવું નથી મહારાજા. ત્રણ દિવસમાં જ તમને સાજા કરી દઈશ. પણ રોગ–શાંતિ થયા પછી द्रुष्टस्य दानं रविनं दस्य કરવું પડશે.'

કુતૂહલથી રાજાએ પૂછ્યું: 'એ શું ?'

દેવરાજે કહ્યું: 'એ બહુ સામાન્ય વાત છે. યથા કાળે આપ જાણશો. અત્યારે તો જાઉં છું. સાંજે આવીશ.'

રાજાએ કહ્યું: 'ઔષધપાલનનો નિયમ પાળવાનું આપ કહેતા હતા તે બહુ અઘરો તો નથી ને ?'

દેવરાજે કહ્યું: 'ના, મહારાજા, એ તો બહુ સહેલો નિયમ છે. દરેક જણ સમજી શકે તેવો છે પણ એ નિયમ પાળ્યા વિના દવાનો જરા ય ગુણ ન થાય.'

રાજાએ કહ્યું: 'સાચું છે, નિયમ પાળ્યા વિના દવાનો ગુણ ન જ થાય. પણ એની ચિંતા ન કરશો. નિયમ પાળવામાં જરા પણ ક્ષતિ નહીં આવવા દઉં.'

પ્રસન્નતાપૂર્વક દેવરાજે કહ્યું: 'તો તો બહુ સારું કારણકે આ ચિકિત્સામાં મારા જીવનમરણનો પ્રશ્ન છે.'

રાજાએ કહ્યું: 'હા જ તો.' પછી વલ્લભાચાર્ય તરફ નજર કરી બોલ્યા: 'એમને માટે રહેવા કરવાનો અને ખાવાપીવાનો બંદોબસ્ત કરો.'

હુકમ માથે ચઢાવી મંત્રી ચાલ્યા ગયા. સાંજવેળા રાજઅંતઃપુરમાં રાજારાણી દેવરાજની રાહ જોતાં હતાં. એવામાં એક દાસીએ આવી ખબર આપ્યા: 'દેવરાજ ઉપાધ્યાય પધાર્યા છે.'

રાજાએ કહ્યું: 'અંદર લઈ આવ.' થોડી વારે દાસી સાથે દેવરાજે પ્રવેશ કર્યો. એના હાથમાં એક સુવર્ણપાત્ર ને તેમાં જરા લાલ રંગની પ્રવાહી દવા હતી. દેવરાજે તે સુવર્ણપાત્ર રાજભંડારમાંથી મંગાવ્યું હતું અને સુવર્ણપાત્રમાં જે ઔષધ હતું તે લાલ રંગ નાખેલું ચોખ્ખું પાણી જ હતું.

દેવરાજ આવ્યો એટલે રાજારાણી બંને એને આવકારવા ઊભાં થઈ ગયાં. મહારાણીએ ભક્તિભેર દેવરાજને પ્રણામ કર્યા.

જમણો હાથ ઊંચો કરી દેવરાજ મોટેથી બોલી ઊઠયો: 'જય હો મહારાજા અને મહારાણીનો!' પછી સુવર્ણપાત્ર રાણીના હાથમાં આપી કહ્યું: 'મહારાજ, આપને માટે દવા લાવ્યો છું.'

રાજાએ કહ્યું: 'ઔષધસેવનનો નિયમ શું છે ?'

દેવરાજે કહ્યું: 'આજથી ઔષધસેવનની ત્રણ રાત સુધી રાણીને તમારે જમણે પડખે

રાખી પૂર્વ બાજુને ઓશીકે માથું રાખી તમે એક પલંગે સૂજો. આ પાત્ર આખી રાત પલંગના ઈશાન ખૂણામાં રાખી મૂકજો. વહેલી સવારે મહારાણી વાસી કપડે તે દવા આપને આપશે. આપ પણ વાસી કપડે પૂર્વમુખે બેસી બધી દવા એક ઘૂંટડે પી જજો. દરરોજ એક જ વખત દવા પીવાની છે. કાલ સાંજે જે દવા આપી જઈશ તે પરમ દિવસે સવારે એમ જ લેવાની છે.'

રાજાએ કહ્યું: 'બસ એટલું જ? બીજો કંઈ નિયમ નથી?'

દેવરાજે કહ્યું: 'ફક્ત એક નિયમ છે. નિદિધ્યાસન કરી મેં જોયું છે કે આપનો આ રોગ તે બીજું કંઈ નહીં પણ ઉષ્ટ્રિકા રોગ છે માટે તે ઔષધ પીતી વખતે તમારે કદાપી પણ ઊંટ ન સંભારવો. ઊંટ યાદ આવશે તો લાભ તો નહીં થાય પણ ઊલટાનું નુકસાન થશે. એટલે જે દી ઊંટ યાદ આવી જાય તે દિવસે ઔષધ ન પીશો.'

રાજાએ જિજ્ઞાસાથી પૂછ્યું: 'ઊંટ એટલે?'

દેવરાજે કહ્યું: 'ઊંટ એટલે ઊંટ નામનું પ્રાણી. હાથી,ઘોડા, વગેરેમાંનો ઊંટ-લાંબી ડોક ને ખૂંધવાળું પ્રાણી શું તમે નથી જોયું?'

રાજાએ કહ્યું: 'એટલી બધી સ્પષ્ટતાની કંઈ જરૂર નથી. ઊંટને હું સારી પેઠે જાણું છું. મારી ઊંટશાળામાં જ એક હજાર ઊંટ છે.' પછી થોડી વાર મનમાં મનમાં કંઈ વિચારીને બોલ્યા: 'વારુ ઊંટ નહીં સંભારું. ઊંટને સંભારવાની જરૂર પણ શી છે? ઊંટને સંભારે પણ કોણ?'

દેવરાજે કહ્યું: 'તો તો સાજા થયા જ માનજો. ત્રણ દિવસ ઉપર એક દીએ નહીં થાય અને જો સાજા ન થાઓ તો મારે હાથે મારું માથું ઉતારી આપુ.'

દેવરાજની વાત સાંભળી રાજારાણી બંને ખુશી થયાં. રોગ ચાલ્યા જવાની બંનેને ખૂબ આશા બંધાઈ.

બીજે દિવસે વહેલી સવારે ઈશાન ખૂણામાંથી ઔષધનું પાત્ર મહારાણી ચંદ્રશીલાએ કાળજીથી રાજાના હાથમાં આપ્યું. પૂર્વ દિશામાં મોઢું કરી રાજા તૈયાર થઈને બેઠા છે. ઇષ્ટ દેવતાનું સ્મરણ કરી જેવા રાજા દવા પીવા ગયા કે પાત્ર મોઢે જ અટકી ગયું ને ધીમે ધીમે જમીન ઉપર પાત્ર મૂકી દીધું.

આતુરતાથી ચંદ્રશીલાએ પૂછ્યું: 'કેમ શું થયું? દવા કેમ ન પીધી?'

રાજા શરમિંદા થઈ ગયા. તેમણે કહ્યું: 'ઊંટ યાદ આવી ગયો.'

રાણી ચમકી ગઈ. તેણે કહ્યું: 'પહેલાં યાદ આવી ગયો કે પીતી વખતે?'

રાજાએ કહ્યું: પીવા જતાં યાદ આવી ગયો.

થડીક મૂંઝા મૂંઝા વિચારી રાણી બોલી: 'હવે શું થાય? ખેર એક દી મોડી શરૂઆત કરશું. કાલ ઊંટ ન સંભારતા.'

રાજા મનમાં મનમાં કંઈ વિચારતા વિચારતા બોલ્યા: 'હવે ફરી તે યાદ કરતો હઈશ?'

સાંજે દવા દેવા દેવરાજ આવ્યો. એણે આ વાત સાંભળી મુખ ગંભીર કરી નાખ્યું. એણે કહ્યું: 'મહારાજ! જેની મેં ના પાડી એ જ આપ કરી બેઠા ને?'

સર્વપાળ ભોંઠા પડ્યો. એણે કહ્યું: 'શું કરું? ઇચ્છાપૂર્વક થોડો જ સંભાર્યો'તો? એકાએક મનમાં ઊગી નીકળ્યો.'

દેવરાજે કહ્યું: 'યાદ આવે તે પહેલાં જ દવા ગટગટાવી જઈએ ને!'

રાજાએ બેદિલીથી કહ્યું: કાલે એમ કરીશ.' પછી થોડી વારે તેમણે કહ્યું: 'દેવરાજ! જો તેં આ નિયમ ન કહ્યો હોત તો એની મેળે જ પળાત. પણ મને જણાવીને જ તેં મુશ્કેલી ઊભી કરી છે.'

આંખો પહોળી કરી દેવરાજ બોલ્યો: 'શું બોલો છો, મહારાજ! એ ઉપર તો મારા જીવનનો આધાર છે. હું એ નિયમ ન જણાવું

ને તમને ઓચિંતા ઊંટ યાદ આવી જાય તો મારી શી દશા થાય?'

રાજાએ નરમાશથી વાંધો લેતાં કહ્યું: 'ના, ના. ઓચિંતાનો ઊંટ શું કામ યાદ આવે!'

દેવરાજે કહ્યું: 'આપે તો કહ્યું હતું ને કે ઊંટશાળામાં તમારે હજાર ઊંટ છે.'

રાજાએ કહ્યું: 'મારે શું ફક્ત ઊંટશાળા જ છે! ઘોડાહાર ને હાથીશાળા પણ છે.'

દેવરાજે કહ્યું: 'પણ મહારાજા, ઊંટશાળા ય છે તો ખરી ને!'

રાજાએ પછી દલીલ ન કરી. બીજે દિવસે આ નિયમનું પાલન કરવાનું વચન દઇ દેવરાજને વિદાય કર્યો.

પણ બીજે દિવસે ય રાજા જેવું મોઢે પાત્ર માંડવા ગયા કે ઊંટ યાદ આવ્યો ને પાત્ર હેઠું મૂકી દેવું પડ્યું. ત્યાર પછી તો દરરોજ પાત્ર હાથમાં લેતા પહેલાં જ રાજાને ઊંટ યાદ આવવા મંડ્યો.

મહારાણી ચિંતાતુર થઇ ગયાં. ઔષધ પીતા વખતે રાજાને ઊંટની વાત યાદ ન આવે એટલા માટે રાજાનું મન બીજે રોકાઇ રહે તેવા પ્રયત્નો તે કરવા લાગી. ખોટું ખોટું એ કહેતી: 'મહારાજા, આજે તમારી હાથીશાળામાં લછમનદાસ બહુ માંદો પડ્યો છે. ખડનું તરણું ય નથી ખાતો. અને મૂઢની જેમ ઊભો ઊભો સૂંઢ ઉલાળ્યા કરે છે.'

લછમન રાજાનો સૌથી પ્રિય હાથી હતો પણ એ ઉપાય પણ નિષ્ફળ ગયો. લછમન સૂંઢ ઉલાળે છે એમ સાંભળતાંની સાથે સાથે તુર્કિનાથની લાંબી ડોક દેખાતી ને રાજા ધીરે ધીરે દવાનું પાત્ર નીચે મૂકી દેતા. તુર્કિનાથ રાજાનો સૌથી લાડકો ઊંટ હતો. ખાસ અરબસ્તાનમાંથી ભારે કિંમતે ને ઘણા ખરચે તેમણે મંગાવ્યો હતો.

મહારાણીની આંખો રડું રડું થઇ જતી. તેણે કહ્યું: 'મહારાજા! તમારો એમાં શું વાંક? મન પણ ધીરે ધીરે એક ઊંટશાળા બની ગયું છે.'

એમ એક મહિનો વીતી ગયો. સર્પપાળના પેટમાં એક ટીપું ય ઔષધ ગયું નથી. આણીકોર દેવરાજ તો માલમલીદા ઉડાવે છે ને શરીરે અલમસ્ત થતો જાય છે. ઔષધ દેવા આવે ત્યારે બળાપો કાઢે છે: 'મહારાજ! મેં ધાર્યું હતું કે ત્રણ દિવસમાં મારું કાર્ય પૂરું કરી દેશમાં ચાલ્યો જઇશ. પણ આપે એવી છોકરમત શરૂ કરી છે કે જોતજોતામાં એક મહિનો ચાલ્યો ગયો. ઘરે મારે સો કામ બગડે છે.'

રાજા કંઇ બોલ્યા નહીં. પરેજી પાળી શકતા નહોતા એટલે મનનો ગુસ્સો ને દુઃખ મનમાં જ દબાવી ચૂપ રહ્યા.

પણ પંદર દિવસ પછી અસહ્ય થઇ પડ્યું. રાજાએ મંત્રીને અને દેવરાજને બોલાવ્યા.

બંને આવ્યા એટલે દેવરાજ ભણી ક્રોધ ભરી દૃષ્ટિ કરી રાજા બોલ્યા: 'દેવરાજ! તું બડો ધુતારો ને ઢોંગી છો!'

ગરીબડું મોઢું કરી, હાથ જોડી દેવરાજે કહ્યું: 'કેમ મહારાજ?'

સખત અવાજે રાજાએ કહ્યું: 'હજી ચાલાકી કરે છે? કેમ એ તું નથી જાણતો?'

દેવરાજ બોલ્યાચાલ્યા વિના હાથ જોડી ઊભો રહ્યો. રજાએ કહ્યું: 'મારો પહેલાંનો રોગ મટી ગયો છે. એનું એક પણ ચિહ્ન નથી રહ્યું. પણ એને બદલે જે નવો રોગ થયો છે તેને લીધે ગાંડો થવા બેઠો છું. આ કરતાં તો પહેલાંનો રોગ સારો હતો. મરણની સાથે એનો અંત તો આવી જાત. પણ આ રોગમાં તો જીવતા જીવત રાતદિવસ મૃત્યુની યંત્રણા ભોગવું છું.'

રાજાનું બોલવું સાંભળી દેવરાજને હસવું આવતું હતું. પણ મહામહેનતે હસવું દબાવી ગંભીરતાથી પૂછ્યું: 'કયો રોગ મહારાજા?'

રાજા હાથ પછાડી તાડૂક્યા: 'હરામજાદા, પાછો વળી મને પૂછે છે? ઊંટરોગ તું નથી જાણતો?'

સાંભળીને મંત્રી ચમક્યા. તેણે કહ્યું: 'શું કહ્યું મહારાજા? ઊંટરોગ?'

રાજાએ કહ્યું: 'હા ઊંટરોગ. આ હરામ-

ખોરે મારા મગજમાં એક મોટો ઊંટ ઘાલી દીધો છે. એ મને રાતે ઊંઘવા દેતો નથી. સ્વપ્નામાં પણ એને દેખું છું. ઊઠું એટલે પહેલવહેલો ઊંટ યાદ આવે છે અને આખો દી જાગું ત્યાં સુધી મનમાં ઊંટ મોટાં પગલાં પાડતો દોડયા કરે છે.' પછી દેવરાજ ભણી જોઈ લાલ આંખે બોલ્યા: 'મારા મનમાંથી આ ઊંટને કાઢી નાખ નહીં તો તને શૂળીએ વીંધીશ.'

દેવરાજના મનમાં આનંદ સમાતો નહોતો. તે પરાણે દમન કરી બોલ્યો: 'મહારાજા, પ્રથમ દિવસે જ મેં કહ્યું હતું કે નિદિધ્યાસને જાણવા મળ્યું, છે કે આપનો રોગ ઉષ્ટ્રિકા...'

વચ્ચે જ મહારાજા બોલી ઊઠયા: 'ચૂપ રહે, પાખંડી. ફરી જો ઉષ્ટ્રિકા રોગનું નામ લીધું છે તો ઝાટકે દઈશ.' અને તરત જ મ્યાનમાંથી તલવાર કાઢી.

દેવરાજે જોયું કે વધુમાં હવે કાંઈ માલ નથી. હાથ જોડી બોલ્યો: 'મહારાજા! દયા કરી મને મારશો નહીં. કારણ જીવતો હઈશ તો એ રોગનો ઉપાય કરી શકીશ પણ મરી ગયા પછી કેમે ય તમારા મનમાંથી ઊંટને બહાર નહીં કાઢી શકું. એનો સાવ સહેલો ઉપાય છે. અભય આપો તો નિવેદન કરું.'

રાજાએ કહ્યું: 'શું?'

દેવરાજે કહ્યું: 'હવે આપની નસોમાં લબક લબક તો નથી થતું ને?'

'ના.'

'હૃદયમાં ધબક ધબક નથી થતું ને?'

'ના.'

'આંખ લાલઘૂમ જેવી થાય છે?'

'ના.'

દેવરાજે કહ્યું: 'ત્યારે આપનો મૂળ રોગ તો તદ્દન જતો રહ્યો છે. આપે વચન આપ્યું હતું તે મુજબ મને બે લાખ સોનામહોરો આપી મને વિદાય આપો. એટલે આપના મનમાંથી ઊંટ પણ બહાર નીકળી મારી પાછળ પાછળ ગૂંગરતો ગાંગરતો ચાલ્યો આવશે.'

રાજાએ ઘડીક વિચારી કહ્યું: 'મને ય એમ લાગે છે. મંત્રીજી, આ સેતાનને બે લાખ સોનામહોર આપી ડંડા મારીને વિદાય કરો.'

મંત્રીએ કહ્યું: 'મહારાજા, એનું ટીપું ય ઔષધ તો આપે પીધું નથી અને એને બે લાખ સોનામહોર દેવાનું કહો છો!'

રાજાએ કહ્યું: 'આ સેતાનને હવે એક દિવસે ય મારા રાજ્યમાં રાખશો નહીં. નહી તો એ સત્યાનાશ વાળી દેશે. એના સકંજામાંથી હું નહીં છૂટું. વળી પાછો મગજમાં હાથી ઘાલી દેશે તો પાછી ચાર લાખ સોનામહોર દેવી પડશે.'

રાજાની આવી શંકા સાંભળી મંત્રીએ કંઈ હા-ના ન કરી. બે લાખ સોનામહોર આપીને દેવરાજને વિદાય આપી.

દેવરાજે સોનામહોરના કોથળા ભરી મજબૂત આઠ ઘોડા ઉપર લાદયા ને સાથે સરસ રક્ષકો લીધા ને પોતે પેલા ઘોડા ઉપર બેસી ચૈતસા તરફ પ્રફુલ્લ મને પ્રયાણ કર્યું.

દેવરાજનો એ કેડભાંગલો માંદલો ઘોડો રાજાના જોગાણચંદી ખાઈ હૃષ્ટપુષ્ટ થઈ ગયો હતો.

રાતે રાણી રાજાને કાજે પડખે સૂતી. વહેલી સવારે ઊઠીને રાજાને તેણે પૂછ્યું: 'આજ તો ઊંઘ સારી આવી'તી ને?'

રાજાએ કહ્યું: 'હા. આખી રાત મજાની ઊંઘ આવી હતી.'

'સ્વપ્નું આવ્યું'તું?'

'હા આવ્યું'તું.'

સાશંક થઈ રાણીએ પૂછ્યું: 'સ્વપ્નું શાનું આવ્યું હતું?'

મહારાજાએ કહ્યું: 'સ્વપ્નામાં ઊંટ તો નહોતો જ પણ તું આવી હતી.'

સૂર્યપાળની વાત સાંભળી લજ્જા ને આનંદથી રાણીનું મોઢું લાલ થઈ ગયું. એણે હસતાં રાજા સામે જોઈ કહ્યું: 'ત્યારે તો સાચે જ ઊંટ દેવરાજની પાછળ પાછળ ચાલ્યો ગયો.' અને એણે રાજાના વાળમાં આંગળાં પરોવ્યાં.

[શ્રી ઉપેન્દ્રનાથ ગંગોપાધ્યાયની
'પ્રવાસી'માંની વાર્તા ઉપરથી

# મોંઘો ન્યાય

રવિશંકર મ. મહેતા

બિકાનેર – જોધપુર – જયપુરની હદને ત્રિભેટે કાળના સર્વભક્ષી ઝપાટામાંથી બચી ગયેલ એક નાનકડી ઠકરાત અસલી જમાનાની પ્રથાઓ સુરક્ષિત સાચવી રહેલી લપાઇ બેઠી છે. તેનું નામ સાવનગઢ. એ રાજ્ય આમ તો છે ખોબા જેવડું; વસ્તી આશરે ચારેક હજારની; પણ હિંદના નાનામાં નાના પણ સાર્વભૌમ ધણીને ત્યાં હૈદ્રાબાદ-મ્હૈસૂરના જેવો રજવાડી સરંજામ હોય છે એટલે આ રાજ્યમાં પણ રાજમહેલ, રણવાસ, ન્યાયમંદિર, મંત્રીમંડળ, લશ્કર, પાઠશાળા, કરજકાત, કાયદા, સજા-શક્ય એટલું બધું જ હતું એ જણાવવાની જરૂર નથી.

લશ્કરમાં પચાસેક સૈનિકો હતા; શાળામાં પચીસેક વિદ્યાર્થીઓ ઈનામના મેળાવડા પ્રસંગે હાજર રહેતા; તબેલાના કામમાંથી નવરાશ મળે ત્યારે ન્યાયાધીશ કચેરીમાં ન્યાય ચૂકવવા જતા; વસ્તી પર કરવેરા અલબત્ત લેવાતા અને પૂંછવેરાથી માંડી તંબાકુ, બીડી પીણાં,...અને છેવટે મૂછવેરા સુધીના જેમને જે પોસાતા તે કરો પ્રજાજનો ખુશીથી ભરતા. છતાં આ રાજવીનો હાથ નિત્ય જરા સંકોચમાં રહેતો. મંત્રીઓ, સેનાપતિ, વિદ્યાધિકારી વગેરેના મોભાદાર પગારો, રણવાસનો ખર્ચ તથા રાજમહેલનો ખર્ચ કાઢવાની તેમને નિત્ય આપદા રહેતી.

રાજ્યના આવા ગંજાવર ખર્ચને પહોંચી વળવા તેમના ચકોર બુદ્ધિપ્રભાવે એક નુસખો શોધી કાઢયો. તેમણે રાજ્યાશ્રયથી ચાલતું એક જુગારખાનું ખોલ્યું. રમનારા જુગારીઓમાંથી હારનાર કે જીતનાર દરેકને પ્રત્યેક દાવ દીઠ ઠરાવેલ ફી ભરવી પડતી; અને આવી આવક લગભગ પચીસ હજાર કોરી જેટલી થતી કારણકે આસપાસનાં મોટાં રાજ્યોમાં એ સમયે સદ્‌ભાગ્યે જુગાર જેવા નિર્દોષ વ્યવહારની સખ્ત બંધી હતી; એટલે ધૂર્તશ્રેષ્ઠ, કપટકુશળ જુગારીઓનો સુંદર અખાડો અહીં જામી રહેતો અને રાજવી એમના મિલાપથી બેવડા પ્રસન્ન રહેતા.

આમ સંપૂર્ણ સરળતાપૂર્વક ચાલ્યે જતા આ નાનકડા રાજ્યમાં એક અભૂતપૂર્વ ગમખ્વાર બનાવ બની ગયો. એક જુગારીએ બીજાનું ખૂન કર્યું. એને ન્યાયાસન સમક્ષ ખડો કરી કાયદેસર કામ ચલાવવામાં આવ્યું. આ અપૂર્વ તક ઝડપીને વકીલોએ વાક્‌કૌશલનું પ્રદર્શન કરવામાં સત્ય તથા શ્રમને નેવે મૂકયાં; પરિણામે ચુકાદો તો જે આવવાનો હતો તે જ આવ્યો. તહોમતદારને દેહાંતદંડની સજા ફરમાવવામાં આવી તથા ચુકાદો હજૂરશ્રીની નેક નિગાહ ફરમાન તથા સહી માટે રજૂ થયો; સંમત થતા રાજવી ઉચ્ચર્યાઃ 'જરૂર, જો ખૂનીનો શિરચ્છેદ કરવો જ પડે તો કરવો.'

પણ કાયદા મુજબ આ સજાના અમલમાં એક જ વિઘ્ન હતું. રાજ્યમાં દેહાંતદંડ માટે શૂળી, ફાંસીમાંચડા જેવાં ચાલુ સાધનની કશી જ વ્યવસ્થા ન હતી. તેની ઉપયુક્તતા કદી ય જણાઈ ન હોવાથી રાજ્યનિયુક્ત કોઇ ફાંસીગર પણ હતો નહીં.

મંત્રીમંડળે આ વ્યાવહારિક મુશ્કેલી વિચારી રાજવીની નેક સલાહથી જયપુર રાજ્યને તુમાર કરી પુછાવ્યું કે 'આ પ્રસંગને માટે જયપુર રાજ્ય સાવનગઢ રાજ્યને ખર્ચે ને જોખમે એક અણીદાર શૂળી તથા કુશળ શૂળીગર મોકલશે? અત્રે શૂળી પહોંચતી કરી પરત કરવાનો અંદાજ અગાઉથી મોકલવાનું લક્ષમાં લેશો.' પંદર દિવસમાં જયપુરથી શૂળીનું અંદાજ આવ્યું; તેમાં શૂળીસજામણી શૂળીઉખાડામણ વિ. થી માંડી પાંચ રક્ષકો સાથે શૂળી તથા શૂળીગર

મોકલવાનો વાહન, વાટખર્ચી તથા ભાડાભથ્થા ભાતવળનો ૧૫૦૦) કોરી ખર્ચ અંદાજવામાં આવ્યો હતો.

હજૂરથી એ અંદાજ જોઇને ચોંક્યા. '૧૫૦૦ કોરી ! એ કમબખ્ત કેદીની એટલી દમડીય કિંમત નથી ! ના એ ખર્ચ કદી ન થઈ શકે. પ્રત્યેક પ્રજાજન પર અડધી કોરીનો શરણી-વેરો નાખી આ ખર્ચ કાઢવો પરવડે તેમ નથી. કારણ-કે નવા કરથી પ્રજા ત્રાસી જશે. પ્રધાનજી ! કોઈ મારગ કાઢો '

ફરી મંત્રીમંડળ મળ્યું તથા ઓછા ખર્ચે આ પ્રસંગ ઉકેલવાનો પ્રશ્ન હાથ ધર્યો. ન્યાય-મત્રીએ સૂચવ્યુઃ 'આપણા લશ્કરમાંથી કોઇ હિંમતવાન સૈનિક આનો શિરચ્છેદ ન કરી શકે !'

પ્રધાનજી સસ્મિત બોલ્યાઃ 'ધન્યવાદ ! સરસેનાપતિને હાજર કરો.'

સેનાપતિ હાજર થયે મંત્રીજીએ તેમને સીધો જ પ્રશ્ન કર્યોઃ 'આ ખૂનીને દેહાંતદંડ કરવા શક્તિમાન એવો કોઈ સશસ્ત્ર સિપાઈ તમારા લશ્કરમાં નથી શું ! યુદ્ધમાં તો તમે સૈનિકો એકબીજાનાં ગળાં કાપતાં અચકાતા નથી ! એ જ તમારો ધર્મ છે, અલબત્ત. તો આ કાર્ય તો પ્રમાણમાં તદ્દન સહેલું છે.'

સેનાપતિએ લશ્કરમાં આ વાત કરી, મંત્રીજીને જાહેર કર્યુંઃ 'કોઇ સૈનિક આ કામ કરવાને ખુશી નથી કારણકે ઠંડે કલેજે ગળું કાપવાનો એમને મહાવરો છે નહિ. વળી મારી યાદદાસ્ત મુજબ તાજેતરમાં કોઇ યુદ્ધ થયું નહિ હોવાને કારણે એમની આ દિશામાં તાલીમ પણ નહિવત્ ગણાય, સાહેબ !'

હવે કરવું શું ! આ જટિલ પ્રશ્નનો ઉકેલ આણવા મંત્રીમંડળે બે ટંટાખોર સભ્યોની એક પેટાસમિતિ નીમી. પખવાડિયા પછી સમિતિ-માંથી બહુમતીની એવી ભલામણ થઈ આવી કે તંહોમતદારની દેહાંતદંડની સજા ઘટાડી .જીવન સખ્ત કેદની સજા મંજૂર કરાવવી. આથી એક કાંકરે બે પંખી મરશે; નૃપતિની રહેમદિલીનો એક વધુ પુરાવો પ્રજા સમક્ષ પ્રદર્શિત થશે તથા શૂળીનો ખરચાળ બોજો પણ ઘટી જશે. રાજા સાહેબે ખુશી થઈ આ સલાહ માન્ય રાખી.

હવે એક નાનકડો વાંધો જ બાકી રહ્યો. રાજ્યમાં આવા ભયંકર કેદીને પૂરી રાખવા માટે એકેય મજબૂત કેદખાનું ન હતું. અલબત્ત, રખડતાં ઢોરોને પૂરી રાખવાનો એક નાનો વાડો* હતો, જે ગાળાગાળી કે ધોલ-ધપાટના ગુનેગારો માટે કાચી કેદ તરીકે કદી કદી ઉપયોગમાં લેવાતો. પણ આ ત્રાસદાયક ગુના માટે એ યોગ્ય શિક્ષાસ્થાન ન ગણાય. ઘણી તપાસને અંતે એક વૃદ્ધ વિધવાના મકાનનો અર્ધભાગ ભાડે રાખી ત્યાં કેદી રાખવો એમ ઠર્યું. ત્યાં એક ચોકીદાર રખાયો; ચોકીદાર રાજરસોડેથી પોતાનું તથા કેદીનું ભાણું લઈ આવતો અને ફાજલ સમયમાં બંને સોગઠા-બાજી રમતા. આમ એક વર્ષ ચાલ્યું.

વર્ષ પૂરું થયે રાજ્યના નીપજ-ખર્ચનો હિસાબ તપાસતાં એ ચતુર રાજવીએ ખર્ચ-પાસામાં એક નવીન રકમ ઉમેરાયેલી જોઈ. એ કંઈ નાનીસૂની રકમ ન હતી. કેદીની ઓરડીનું ભાડું, ચોકીદારનો પગાર, તે બંનેની ખાધા-ખોરાકી વિ. થઈ ૮૦૦) કોરી ખર્ચ થતો હતો.

નૃપતિ ખૂબ ચિડાયાં. 'આમ તો આનો ક્યારેય અંત આવશે ! અત્યારે આ દુષ્ટ છે માંડ પચીસ વર્ષનો ને છે રાતો રાણ જેવો. એ બીજાં પચાસ વર્ષ તો સહેજે કાઢી નાખે; એવી રીતે ચાળીસ હજાર કોરી ખર્ચ આપણે માથે પડે એ કેમ પોસાય ! પ્રધાનજીને બોલાવો.'

પ્રધાનજીને હજૂરે સ્પષ્ટ ફરમાવી દીધુંઃ 'આ કેદીના કોયડાનો કોઈ સસ્તો ઉપાય શોધી કાઢો, પ્રધાનજી ! અત્યારે આમ તો ગજબ ખર્ચ આવે છે.'

---

* જેને ભાવનગરીઓ ઢોરનો ડબ્બો કહે છે. એ શબ્દ ડબ્બા-ઢોર, પરથી આવ્યો છે !

ફરી મંત્રીમંડળ મળ્યું અને આ ગૂંચવતો પ્રશ્ન હાથ ધર્યો. વિદ્યામંત્રી બોલ્યાઃ 'સદ્‌ગૃહસ્થો! મારા મતે આ ચોકીદારને રુખસદ આપી, એ ખર્ચ કમી કરો.'

ન્યાયમંત્રીઃ 'તો ગુનેગાર કેદમાંથી નાસી જશે.'

મુખ્યમંત્રીઃ 'નાસી જાય તો ધોળ્યો જાય! એક બલા ટળી! ખર્ચ તો બચશે!'

આ સીધોસાદો ઉકેલ રાજવી સમક્ષ પેશ કરવામાં આવ્યો અને રાજાસાહેબ એમાં સંમત થયા. પછી થોડા સમય સુધી આ બાબતનો કશો ઉપદ્રવ સંભળાયો નહિ. બરતરફ થયેલ ચોકીદારે કેદીને જેલની કૂંચી સોંપી ચાલતી પકડી. સાંજે ભોજન સમયે કેદી પોતે તાળું ખોલી ઓરડી બહાર આવ્યો; ત્યાંથી સીધો રાજરસોડે ગયો; ત્યાંથી ખાણું લઈ પાછો આવી પોતાની કેદમાં પુરાઈ નિરાંતે જમ્યો. ત્યાર પછીના દિવસો દરમિયાન તેણે આ જ શાંત વર્તન ચાલુ રાખ્યું. પણ તેની નાસી જવાની ઇચ્છા સરખી દેખાઈ નહિ.

હિસાબી વર્ષ આખરે ૪૦૦) કોરી કેદી ખાતે ખર્ચાતી જોઈ ફરી નૃપતિ ધૂંધવાયાઃ 'એ કમબખ્ત નાસી કેમ જતો નથી? હવે તો તેને બોચીએ ઝાલીને કાઢવો પડશે! બોલાવો પ્રધાનજીને.'

નરપતિએ પ્રધાનજીને સ્પષ્ટ સૂચના આપી દીધી. મંત્રીમંડળ સમક્ષ કેદીને હાજર કરવામાં આવ્યો. મહામંત્રીજીએ કેદીને રોષપૂર્વક કહ્યુંઃ 'અમારે તે તારી કેટલીક માથાકૂટ કરવી! તું કેમ નાસી જતો નથી? હવે તો તને કોઈ રોકનારે ય નથી. અને તું નાસી જા એમાં અમારે કાંઈ વાંધો યે નથી.'

કેદીએ મક્કમતાપૂર્વક કહ્યુંઃ 'તમારે તો ન હોય પણ મારે છે ને. મારે જવાનું ઠેકાણું યે ક્યાં રહેવા દીધું છે? દેહાંતદંડની સજા ફરમાવીને તમે સૌએ મારું જીવતર ધૂળ કરી નાખ્યું—મારું ચારિત્ર્ય સદાને માટે કલંકિત કરી મૂક્યું. હવે મને કોણ સંઘરે? વળી આ કેદખાનાના આળસુ જીવને મને કામધંધો ભૂલવાડી દીધો દીવાનસાહેબ! તમને સાફ કહી દઉં તો માફ કરજો પણ રાજ્યે મારી તરફ ખરાબ વર્તાવ રાખ્યો છે. રાજ્યે મને દેહાંતદંડની સજા ભલે ફરમાવી—કબૂલ—પણ પછી રાજ્યનો ચોખ્ખો ધર્મ હતો કે મને દેહાંતદંડ કરવો. પણ એ ધર્મ રાજ્યે ન બજાવ્યો; મેં એ વેઠી લીધું ને કશી ફરિયાદ ન કરી. પછી રાજ્યે પ્રપંચ કરી મને કેદખાનામાં પૂર્યો, મારે માથે ચોકીદાર બેસાડ્યો. મેં કહ્યુંઃ 'ચાલ જીવ! આ ય સહન કરી લે!' વળી એક વધારે અન્યાય કરી એ ચોકીદારને ય તમે બરતરફ કર્યો. હવે મારે પોતાને મારું ખાણું લઈ આવવું પડે છે. એ ય હું મૂંગે મોઢે સહન કરી રહું છું; પણ રાજ્યની ધૃષ્ટતાને હદ નથી. હવે તમે મને નાસી જવાનો હુકમ ફરમાવો છો? સાંભળો, ચોખ્ખું કહી દઉં છું કે બધું બન્યું પણ આ નહિ બને. તમારાથી થાય એ કરી લ્યો પણ હું નાસી નહિ જાઉં.'

મંત્રીમંડળ ઊંડા વિચારમાં ગરકાવ થઈ ગયું. કોઈ ભયંકર અપરાધમાંથી મુક્તિ શોધતા હોય એવી ગંભીરતાપૂર્વક, ધીમા સ્વરે તેઓ મંત્રણા કરવા લાગ્યા. બહુ વિચારને અંતે મહામંત્રીનો વિચાર સૌને સંમત થયો અને કેદીને ૮૦) કોરીનું વર્ષાસન આપી છૂટો કરવાનું ઠર્યું. જ્યારે કેદીને આ પ્રસ્તાવ જણાવવામાં આવ્યો ત્યારે તે બોલ્યોઃ 'ઠીક છે. જો નિયમિત રીતે પગાર મળે તો હું મારા વાંધા જતા કરું છું પણ અર્ધી રકમ વર્ષની શરૂઆતમાં જ અગાઉથી મને મળી જાય એગોઠવણ થવી જોઈશે.'

મંત્રીજીએ સંતોષપૂર્વક કહ્યુંઃ 'એમ તો એમ. પત્યું ને!'

આમ આ કૂટ પ્રશ્નનો નિકાલ થયો. પેલા ખૂનકારે રાજ્યની હદથી સહેજ જ દૂર એક નાનકડી વાડી ખરીદી અને શાકભાજી વેચી ગુજરાન ચલાવવું શરૂ કર્યું. મહિનાની પહેલી તારીખે નિયમિત તે પગાર લેવા કચેરીમાં હાજર થતો; અને આમ તેણે તેનું શેષ આયુષ્ય સંપૂર્ણ શાંતિમાં વ્યતીત કર્યું.

[ટોલ્સ્ટોયની એક વાર્તાનો ભાવાનુવાદ

ઘણાં વર્ષો પહેલાંની વાત છે. એ વખતે ગાંધીજી 'મહાત્મા ગાંધી' જેટલા પ્રખ્યાત નહોતા થયા. એક વખત તેઓ વાઈસરોયને મળવા ગયા. એકાદ કલાક બાદ વાઈસરોય તો નહીં પણ તેનો સેક્રેટરી ગાંધીજીને મળ્યો. તેણે પૂછ્યું: 'મિસ્ટર ગાંધી તમે?'

'હા.' ગાંધીજીએ જવાબ આપ્યો.

'તમારે નામદાર વાઈસરોય સાહેબ સાથે શી બાબતની વાતચીત કરવી છે?' પેલાએ પૂછ્યું.

'અમારા દેશને સ્વતંત્રતા આપવા બાબતની,' ગાંધીજીએ કહ્યું.

'તમારો દેશ? અને વળી સ્વતંત્રતા!' પેલાએ વ્યંગમાં કહ્યું, 'મને લાગે છે કે એ બાબત માટે તો તમે પંદરેક વર્ષ પછી આવો તો કદાચ નામદાર સાહેબ તમને મળશે!'

ગાંધીજી ઊભા થયા અને પછી બહુ જ આસ્તેથી પૂછ્યું: 'સવારે આવું કે સાંજે?'



એક સાંજે બેન અને હું અમારા મિત્રોના પત્રોનો સમૂહ વાંચતાં હતાં. મા બેઠી બેઠી સીવવાનું કામ કરતી હતી અને અમારા પત્રો સાંભળતી હતી, અને પિતાજી છાપું વાંચતા હતા. અમને ત્યારે જ ખબર પડી કે તેઓ છાપું વાંચવાનો ઢોંગ જ કરે છે–કારણ કે તેમણે કહ્યું: 'આવા તે કાગળો હોતા હશે! આવા માયકાંગલા પત્રોમાં તે શું વાંચવા જેવું છે? નોન્સેન્સ; લાગણીવેડા!...ભગવાન બચાવે આવા કાગળો લખનારાઓથી.'

મેં અને બહેને એકબીજા સામે જોયું. અમે જરા છોભીલાં પડી ગયાં, પણ ત્યાં તો માએ સીવવાનું મૂકીને અમને પારોના ઓરડામાં બોલાવ્યાં.

થોડી વારે અમે ત્રણે પાછાં આવ્યાં અને ત્યારે પણ પિતાજીનો 'આજકાલનાં પત્ર લખનારાઓ' પરનો રોષ શબ્દો દ્વારા ચાલુ જ હતો. બહેને તે કશું નહીં ગણકારતાં એક પત્ર વાંચવો શરૂ કર્યો. પત્ર ખરેખર લાગણીઓથી ભરેલો હતો–કોઈ તાજાં પરણેલાંનો હોય એવો હતો. પત્ર થોડોક વંચાયો ત્યાં તો પિતાજી ઊકળ્યા: 'મારી આટલી જિન્દગીમાં મેં આવો નાલાયક પત્ર કદી જોયો નથી–રાંપલા સિવાય બીજું શું છે તેમાં! નરી મૂર્ખતા– આજકાલના છોકરા–છોકરીઓ તે કેવી ય જાતના કાગળો લખતાં શીખ્યાં છે! હું તને આ પત્રનો જવાબ લખવાની મનાઈ કરું છું. સમજી ને?'

'હા જી.' બહેન બોલી અને તેણે ઊઠીને પત્ર પિતાજીને બતાવ્યો. તેમાં તારીખ હતી ૧ જૂન, ૧૯૧૫, પત્ર મા ઉપર લખાયેલો હતો અને નીચે પિતાજીની સહી હતી.

—અ. ક્ષ.

લ. ઈ. થા.

# બે રેખાચિત્રો

## ૧ : જનરલ ગોરિંગને છેતરનાર

હોલેન્ડના પાટનગર એમસ્ટરડામના એક ચિત્રકારની આ વાત છે. એનું નામ હાન્સ વાન મિગેરેન.

મિગેરેનને ચિત્રકામનો શોખ તો એ ભણતો ત્યારનો હતો પણ એના ધંધામાં નામના તો તેણે સાડત્રીસ વર્ષનો થયો ત્યારે જ મેળવી. ત્યાં સુધી તે નાનુંસનું ચિત્રકામ કરી કામ રોડવતો–પણ ત્યાર પછી એનો ચડતો દિવસ થયો. એનું કામ વખણાવા લાગ્યું. ધનિક કુટુંબના અને ઉમરાવોનાં ચિત્રો દોરવા માટે તેને ઠેઠ લંડનથી આમંત્રણો આવવા લાગ્યાં.

મિગેરેનની કીર્તિ ધીમે ધીમે આટલાંટિક સમુદ્ર પાર કરીને ઠેઠ અમેરિકા સુધી પહોંચી અને મિગેરેન ત્યાંના ધનિક કુટુંબોનાં ચિત્રો પણ દોરી આવ્યો.

પણ મિગેરેનની વધતી જતી કીર્તિ; દિન પ્રતિદિન વધતી જતી ધનિકતા હોલેન્ડના કલા-વિવેચકોને ખૂંચી. મિગેરેન સ્વતંત્ર મિજાજનો હતો, એટલે કલા–વિવેચકોની ખુશામત કરવા તે તૈયાર નહોતો. તેથી કલા–વિવેચકોએ તેને એક સામાન્ય 'પોટ્રે' લેનાર તરીકે જ ઓળખાવવાનું શરૂ કર્યું. કેટલાક તો કીર્તિ મેળવવી હોય તો થોડાં નાણાં પોતાને આપીને ખરીદી શકાશે એવી ખુલ્લી માગણી પણ કરી. પણ મિગેરેને કોઈને કાંઈ કોડું આપ્યું નહિ. પણ વિવેચકોનાં ખોટા પ્રચારને લીધે મિગેરેનની કલાને હોલેન્ડમાં બધા હલકી નજરે જોવા લાગ્યા. •

મિગેરેને પણ આ ધૂર્ત અને લોભી વિવેચકોને પદાર્થપાઠ આપવાનું નક્કી કર્યું.

હોલેન્ડમાં સત્તરમી સદીમાં વર્મિયર નામનો પ્રખ્યાત ચિતારો થઈ ગયો. તેનાં ચિત્ર અદ્ભુત હતાં, એટલું જ નહિ પરંતુ ઉપલબ્ધ પણ નહોતાં. છતાં એ ચિત્રો માટે હોલેન્ડમાં અને યુરોપના બીજા દેશોમાં પણ એટલું બધું માન હતું કે ચિત્રશોખીનો 'વર્મિયર'ના ચિત્રનાં મોં માગ્યાં દામ આપવા તૈયાર હતા.

મિગેરેને વર્મિયરનાં ચિત્રોનો, તેના જીવનનો વગેરેનો અભ્યાસ કર્યો અને પછી એણે એક ચિત્ર દોરવું શરૂ કર્યું. ક્રાઇસ્ટનું એના શિષ્યો સાથેના ભોજનનું એ ચિત્ર હતું. એ ચિત્ર માટે એણે સત્તરમી સદીના વખતનું જૂનું લીનન ( કાપડ ) કેન્વાસ તરીકે વાપર્યું. ગૂંદરિયા રંગો તૈયાર કર્યા, ખાંડીને રંગો તૈયાર કર્યા–ધાતુઓના રંગો તૈયાર કર્યા, અત્યારના સમયમાં વપરાતું અળસીનું તેલ વાપરવાને બદલે જૂના વખતમાં વપરાતું તેલ ભારે કિંમત આપી મેળવીને વાપર્યું.

એ ચિત્ર તૈયાર કરતાં તેને સાત મહિના લાગ્યા. સાત મહિને એ તૈયાર થઈ ગયું ત્યારે જૂના 'વર્મિયર'ના ચિત્રનો જ જાણે હૂબહૂ નમૂનો તૈયાર થઇ ગયો. જૂના વખતનાં ચિત્રોમાં રંગ તરડાઈ જતો, સુકાઈ જતો અને મોટી મોટી તરાડો પડતી પણ વર્મિયરના ચિત્રોમાં એ તરાડો બહુ મોટી નહિ, નાની પડતી. મિગેરેને એ તરાડો પણ પોતાનાં ચિત્રમાં મૂકી.

અને પછી આ 'અવશેષ' પ્રાચીન ચિત્ર પોતાને શી રીતે હાથ લાગી ગયું એ પણ એણે ઉપજાવી કાઢ્યું. વર્મિયરે થોડાં વર્ષ કેટલાક ઇટાલિયન ચિત્રકારો સાથે કામ કરેલું. ઇટાલીમાંથી મિગેરેનના એક મિત્રે એને આ પ્રાચીન અવશેષના ખબર આપ્યા અને પોતે ભારે કિંમત આપી મહામહેનતે તે મેળવ્યું.

ચિત્ર તૈયાર થઇ ગયા પછી મિગેરેને એક

ઘરડા ચિત્ર–વિવેચક પાસે ગયો. એ વિવેચકનું નામ હતું ડોક્ટર અબ્રાહમ બ્રેડિયસ. તે ઘરડો થયો હતો એટલે હવે તેને ખાસ કોઇ ગણતું નહિ, એટલે મિગેરેન એનો અભિપ્રાય લેવા ગયો તેથી તે બહુ ખુશ થયો. તેણે નબળી પડેલી આંખોએ પણ બારીકાઇથી ચિત્રને જોયું અને એ પ્રાચીન વર્મિયરનું જ ચિત્ર હોવાની પોતાને થયેલ ખાતરી લખી આપી.

મિગેરેને એ ચિત્ર રોટરડેમના ચિત્રપ્રદર્શનમાં મૂક્યુ. એ પ્રદર્શનમાં હોલેન્ડના અને યુરોપના દેશોના મહાન ચિત્રકારો અને ચિત્રકલાવિવેચકો આવેલા એ બધાએ ચિત્રને પ્રાચીન અને વર્મિયરની અદ્ભુત કલાકૃતિ તરીકે ખૂબ જ વખાણ્યું.

પ્રાચીન ચિત્ર તરીકે એની પ્રશસ્તિ કાંઇ સરલતાથી નહોતી થઇ. એ પ્રશસ્તિ પામતા પહેલા તો એ ચિત્ર ઉપર કંઇ કંઇ જાતની તપાસણી થઇ. રંગ ઉપર સ્પીરીટ નાખીને અર્વાચીન રંગ નથી તેની ખાતરી કરાઇ. રંગના મિશ્રણની તપાસણી માટે (Hypodermic) સોયો ભરાવવામાં આવી. 'કેનવાસ'ની ખાતરી કરવા માટે 'ક્ષ' કિરણોથી ફોટાઓ લેવામાં આવ્યા. આવા તો કઇક સરકાર તેના પર થયા અને પછી જ એને પ્રાચીન તરીકે જાહેર કરવામાં આવ્યું. અને એ ચિત્ર ઉપર પ્રશંસાના અગણિત પુષ્પો વેરાયાં.

મિગેરેને એ 'પ્રાચીન' (!) ચિત્રના પાંચ લાખ ગુલ્ડેન (લગભગ ૭ લાખ રૂ ) ઉપજાવ્યા.

પણ પૈસા મળ્યા તેના કરતાં ઘુંટમિજાજી વિવેચકોને એ ઉતારી શક્યો એનો આનંદ એને વિશેષ હતો.

અને પછી તો એનું કામ એ રીતેજ આગળ ચાલ્યું. છેલ્લાં દસ વરસમાં એણે 'વર્મિયર'નાં એવાં ૭ પ્રાચીન ચિત્રો ક્યાંકથી મેળવ્યાં અને કલ્પનાતીત મૂલે વેચ્યાં. ૭એ ચિત્રોના મળીને એણે આશરે ૭૦થી૮૦ લાખ રૂપિયા ઉપજાવ્યા.

પણ છઠ્ઠા ચિત્રમાં મિગેરેન ફસાઈ ગયો.

એ છઠ્ઠું 'ક્રાઇસ્ટ અને પરકીયા'નું ચિત્ર મિગેરને રેઇન્સ્ટ્રા નામના એક માણસને વેચ્યું. રેઇન્સ્ટ્રાએ એ ચિત્ર એક વેપારીને વેચ્યું. એ વેપારી પાસેથી એ ચિત્ર ગોરિંગના એજન્ટ વોલ્ટર હોફર પાસે આવ્યું. વોલ્ટર હોફરે એ ચિત્રના લગભગ ૨૦ લાખ રૂપિયા આપ્યા.

મે ૧૯૪૫ માં જર્મનીના ભૂગર્ભમાં રાખેલ ખજાનામાંથી ગોરિંગનો આ અને બીજાં ચિત્રોનો ખજાનો મળી આવ્યો. સાથે એ પણ જાણવા મળ્યુ કે ગોરીંગના એજન્ટે એ હોલેન્ડમાંથી ખરીદેલું હતું.

જેમને આ ચિત્ર મળી આવ્યા પછી એની પ્રાચીનતાની ખાતરી કરવા બોલાવેલ એમાં એક ડચ (હોલેન્ડનો વતની) કલાકાર અને વિવેચક પણ હતો. એના સ્વદેશાભિમાની હૃદયને પૈસા ખાતર નાઝીઓના આ સેનાપતિ સાથે કામ પાડનાર અને એને ચિત્ર વેચનાર પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો. એની નજરે એ માણસ દેશદ્રોહી જ લાગ્યો. એણે એ દેશદ્રોહીનો પત્તો મેળવવાનો નિશ્ચય કર્યો.

અંકોડા મેળવતાં મેળવતાં એ મેગેરેન સુધી આવી પહોંચ્યો. ઇટલિમાંથી પોતે આ ચિત્ર મેળવ્યાનું મિગેરેને કબૂલ કર્યું. ડચ સરકારની નજરે મિગેરેન બેવડો ગુનેહગાર ઠર્યો કેરિકેટ લોકો પાસેથી ખરીદ્યું અને નાઝીને વેચ્યું. મિગેરેનને ગિરફતાર કરવામાં આવ્યો.

ડચ સરકારે જ્યારે તેને ખૂબ જ હેરાન કરવા માંડયો ત્યારે મિગેરેને આખરે સત્ય જાહેર કર્યું: 'મેં નાઝીને વેચ્યુ ગણો તો ય, મે તો ઊલટો તેને છેતર્યો છે અને તેના પૈસા આપણા દેશમાં આણ્યા છે. એ ચિત્ર કંઇ વર્મિયરની 'દુષ્પ્રાપ્ય કલાકૃતિ નથી. એ તો મે મારે હાથે કરેલ ચિત્ર છે, જે વર્મિયરના ચિત્ર તરીકે મેં ખપાવ્યું છે. એવુ એક નહિ ૭ ૭ ચિત્રો મે આ હાથે જ દોર્યાં છે.'

ડચ સરકાર તો સ્તબ્ધ જ થઈ ગઈ. પણ સૌથી વધુ અજાયબી પામ્યા પેલા કલાવિવેચકો. પોતે આજ સુધી જેને 'વર્મિયર'નાં 'પ્રાચીન' ચિત્રો તરીકે વખાણ્યાં એને શું હવે અર્વાચીન જાહેર કરવાં? પોતે છેતરાયા હતા એ કબૂલ કરવું!

ના, ના. એ બધાં પ્રાચીન ચિત્રો જ છે. પોતાના બચાવ માટે મિગેરેન એ પોતે તૈયાર કર્યાનું ગપ્પું હાંકે છે—એવો એમણે અભિપ્રાય આપ્યો.

આખરે કસોટી તરીકે મિગેરેને એવું જ પ્રાચીન ચિત્ર, ડચ સરકારની દેખરેખ હેઠળ તૈયાર કરી આપવું એમ ઠર્યું.

મિગેરેને પોતાને જોઈતી વસ્તુઓ મંગાવી અને એ હાજર કરવામાં આવી. ધૂનમાં આવે એ રીતે છ—સાત મહિને ચિત્ર કરનાર કલાકારને સરકારી માણસોની આંખ નીચે કામ કરવું શી રીતે ફાવે? પણ એના ઉપર તો પોતાના કસબનો બધો આધાર હતો. સ્થિર ચિત્ત રાખીને મિગેરેને કામ કરવા માંડ્યું અને 'પ્રાચીન' (!) ચિત્ર તૈયાર થવા માંડ્યું. એ તૈયાર થઈ રહ્યું અને વિવેચકોને ફરીથી બોલાવવામાં આવ્યા. 'વર્મિયર'નાં ચિત્રોની એકેએક ખાસિયત એ ચિત્રમાં રજૂ થઈ હતી. પણ આ વખતે તો ચિત્ર મિગેરેનનું જ છે એવી ખબર હતી ને એટલે વિવેચકો 'નરો વા કુંજરો વા' જેવું કરી ઊભા રહ્યા: 'વર્મિયર'ના ચિત્ર જેવું લાગે છે ખરું.'

આજે મિગેરેન હજુ ડચ સરકારની ચકાસણી નીચે છે. તેના કેસનો શો નિવેડો લાવવો એ હજુ તે નક્કી કરી શકી નથી! 'વર્મિયર'-નાં તરીકે ઓળખાયેલ એ બધાં ચિત્રો એનાં જ છે એવું ઠરે તો એનો છેતરપિંડી કર્યા બદલ દંડ કરવો કે નહિ?

મિગેરેન ઇચ્છે છે કે ભલે ડચ સરકાર તેનો ચાહે તે દંડ કરે—તુંડમિજાજી વિવેચકોને પોતે છક્કડ ખવડાવી દીધી, એટલું દુનિયા સ્વીકારે તો બસ છે.

[અમેજી પરથી

## ૨ : ભૂખભંજક

અમેરિકાના પશ્ચિમ પ્રદેશમાં જાનેસ્પોર્ટ નામનું પાંચ હજારની જ વસ્તીવાળું ગામ છે. તેમાં ઓટો–ડ–મિટ્રિક નામનો એક શખ્સ એક ઉપાહારગૃહ ચલાવે છે.

ઓટોએ ઉપાહારગૃહની શરૂઆત કરવા માંડી ત્યારે જાનેસ્પોર્ટના લોક પહેલાં તો તેનો બહિષ્કાર કરવાનો જ નિર્ણય કર્યો હતો—પણ એક પ્રસંગ એવો બની ગયો જેથી ઓટોનું ઉપાહારગૃહ આજે સારામાં સારું ચાલે છે.

પણ પહેલાં આપણે ઓટો વિશે થોડુંક જાણીએ.

ઓટો ગ્રીસના એક નાના એવા ગામડામાં જન્મેલો. એના બાળપણનાં સ્મરણોમાં પોતાને ભૂખ ખૂબ જ લાગતી પણ પૂરતું ખાવા મળતું નહિ એ જ મુખ્ય હતું. ગામના એક ધનિકનાં ઢોર લઈને એ ચારવા જતો પણ ઘણી વાર સવારે શિરામણ વગરનો જ રહી જતો. રાત્રે કોઈ કોઈવાર તો બહુ ઠંડી હોય ત્યારે કાંઈક હૂંફ રહે એ માટે એ ગમાણમાં પણ પડી રહેતો.

ઓટોનો એક કાકો અમેરિકામાં રહેતો. એના કોઈ કોઈ વાર કાગળ આવતા. એમાં તે લખતો: 'અહીં, અમેરિકામાં સૌને પેટ–પૂરતું મળી રહે છે'—ત્યારથી ઓટોને અમેરિકાની રઢ તો લાગી જ હતી.

૧૯૧૫ની સાલમાં ઓટોની મા ગુજરી ગઈ. ઓટોના નાના ભાઈઓને જુદા જુદા ખેડુતોને ત્યાં કામે વળગાડી દીધા હતા. ઓટોના

સારા નસીબે એના કાકાએ એને અમેરિકા આવવાનો સ્ટીમરનો પાસ મોકલ્યો હતો—અને એ રીતે ઓટો અમેરિકામાં આવ્યો.

અમેરિકા આવીને તે કાકાને ત્યાં રહ્યો. ઓટોને ખાવા-પીવાની મુશ્કેલી તો ખરે જ ન નડી, પણ અંગ્રેજી ભાષા શીખવી અઘરી થઈ પડી. એના કાકાના ઘરમાં હજુ એક ભાષા જ બોલાતી. ઓટોએ કાકા સામે ટીકા કરી: ' આટલાં વરસ અમેરિકામાં રહ્યા તો પણ તમે આ દેશની ભાષા ન શીખ્યા ! '

કાકાને આ આખાબોલો છોકરો ન ગમ્યો. થોડા વખતમાં ઓટો કાકાથી જુદો થયો.

ભાષાની મુશ્કેલીને લીધે ઓટોને જવાબદારીવાળાં સારાં કામ મળવાં મુશ્કેલ હતાં—તોપણ એણે જે કામ મળે તે કરીને, રેસ્ટોરાંની રકાબીઓ સાફ કરીને પણ પોતાનું ગાડું ગબડાવ્યે રાખ્યું. કોલેરાડોમાં રેલ્વે-મજૂરોની ટોળીમાં પાંચેક વરસ રહ્યો. પછી એમાંના કેટલાક મજૂરો લેડવીલમાં ચાંદીની ખાણમાં કામે જતા હતા તેની સાથે લેડવીલમાં ગયો. ત્યાં એ મજૂરોના મુકાદમની છોકરી સાથે ઓટોને સ્નેહ થયો અને તે પરણ્યો. થોડા વખત બાદ તેનો સસરો ગુજરી ગયો.

આમ ઓટોને કામ તો મળતું રહ્યું પણ તે ક્યાંય સ્થાયી થઈ શક્યો નહિ.

પછી આવી ૧૯૨૯ની સાલ. એ હતાં મંદીનાં વરસો. બેકારો વધી ગયા હતા અને હરીફાઈમાં ટકી રહેવું ઓટોને માટે મુશ્કેલ બની ગયું તે જ્યાં જતો ત્યાં એની ભાષા-બોલી આડી આવતી. તે એક હતો એ જાહેર થતું અને જવાબ મળતો: ' અમે અમેરિકનને જ રાખવા માગીએ છીએ.' વસવાટના અધિકારે તે અમેરિકન હતો. પણ તે સામે કોઈ જોતું નહિ.

આમ ને આમ જેમતેમ કરી જીવન-ગાડું નભાવતા ઓટોનાં વર્ષો પસાર થવા

પછી યુરોપની લડાઈના ખબર આવ્યા. ઓટોએ એસના પોતાના સંબંધીઓના ખબર મેળવવા કાગળ લખ્યા. એની દાદીમા ભૂખે મરતી હતી, એવા ખબર આવ્યા. ઓટોએ ખોરાક, કાપડ, પૈસા વગેરે દાદીમાને મોકલ્યાં—જોકે દાદીમાને એ પહોંચ્યા કે નહિ તેના ખબર તેને મળ્યા નહિ.

પછી તો ' પર્લ હારબર'નો બોમ્બમારો થયો અને અમેરિકા પણ લડાઈમાં જોડાયું. ઓટોએ લડાઈમાં જોડાવા તૈયારી બતાવી, પણ તેને ઉમરનો બાધ નડ્યો.

એક દિવસ એસથી એક કાગળ આવ્યો. ઓટોએ એ કાગળ વાંચ્યો અને ખૂબ જ ગંભીર થઈ બેસી રહ્યો. એની પત્નીએ પૂછ્યું તો કહ્યું: ' હું તને ન કહું એ જ સારું છે—તું પણ જાણીને દુઃખી જ થઈશ.' અને પછી ઓટોએ કાગળ બાળી નાખ્યો.

ત્યાર પછી થોડા સમયે ઓટોએ જાનેસ્પોર્ટમાં ઉપાહારગૃહ ખોલવાનું નક્કી કર્યું.

જાનેસ્પોર્ટના લોકોએ આ અજાણ્યા નવા માણસને ન આવકારવો એવું જ લગભગ ઠરાવ્યું. ઓટોએ ગામના સુથારો પાસે ફર્નિચર તાત્કાલિક મળે તે રીતે બનાવવા ઓર્ડર મૂક્યો તો તેમણે ખૂબ વાર લગાડી. મોટા દુકાનદારો પાસે ઉપાહારગૃહમાં જોઈતી વસ્તુ લેવા ગયો તો તે પણ ન મળી. છતાં ઓટો તો પોતાના નિશ્ચયમાં મક્કમ જ રહ્યો. એને તો અહીં જ અડિંગા જમાવવા હતા.

ઉપાહારગૃહ શરૂ થવાના થોડા દિવસ અગાઉ ઓટોએ ત્યાંના મહાજન પાસે જઈ વિનંતી કરી: ' અઠવાડિયા પછી હું અહીં ઉપાહારગૃહ શરૂ કરું છું. આપ પ્રથમ દિવસે હાજરી આપશો એવી આશા છે. પ્રથમ દિવસે કોઈ પણ જાતનો ચાર્જ લેવામાં આવશે નહિ. ' મહાજને ડોકું ધુણાવ્યું, પણ મનમાં નક્કી કર્યું કે કોઈએ ન જ જવું.

પણ મહાજન ઓરોને આશ્ચર્યમાં નાખે એ, પહેલાં તો ઓરોએ મહાજનને આશ્ચર્યમાં નાંખી દીધું. આમંત્રણ આપ્યા પછી ઓરો ત્રીજે જ દિવસે મહાજન પાસે આવ્યો અને બોલ્યો: ' મને માફ કરજો, હું મારું આમંત્રણ પાછું ખેંચી લઉં છું. ઉપાહારગૃહ શરૂ કરવાનું થોડા દિવસ મુલતવી રાખવું પડશે. કેટલાક ભૂખ્યાઓના ભોજન માટે આપણા ગામ તરફથી રોટલા ઉઘરાવાય છે. મેં મારો બધો ખાદ્ય-ખોરાક એમાં લખાવી દીધો છે તો આપ સહુ મને માફ કરશો. '

મહાજન તો સાંભળી જ રહ્યું. બે-ત્રણ મિનિટની ચૂપકિદી પછી એક જણાએ પૂછ્યું: ' પણ બધું આપી દીધું ? એમ કરવાનું કારણ ? '

' કારણ ! ' ઓરોએ કહ્યું, ' મારાં મૃત દાદીમાની યાદમાં મેં બધું આપ્યું છે. તેમના મૃત્યુ પછી જે કાગળ આવ્યો તેમાં લખ્યું હતું કે મરણ-બાદ તેમના શરીરનું ' પોસ્ટ મૉર્ટમ ' કરવામાં આવ્યું તો તેમની હોજરીમાંથી ઘાસ અને ઝાડની છાલ નીકળ્યાં હતાં.

' હું દાદીમાને કહેતો: અમેરિકામાં ભૂખે મરવાનું નથી હોતું-એટલે ભૂખ્યાઓ માટે મેં તે આપી દીધું ' આટલું કહી ઓરો ત્યાંથી ચાલ્યો ગયો.

ઓરોની અમેરિકા પ્રત્યેની અને ભૂખ્યા પ્રત્યેની ભાવના જોઈ મહાજન અજાયબ થયું. કેવળ ભાષા બરાબર નથી જાણતો એટલા ખાતર તેઓ એક સાચા અમેરિકા-પ્રેમીને અન્યાય કરી રહ્યા હતા એ એમના ખ્યાલમાં આવ્યું.

મહાજને પોતાનો નિર્ણય ફેરવ્યો. ઓરોના અમેરિકા-પ્રેમે તેમને જીતી લીધાં. તેમણે નક્કી કર્યું કે ઓરોનું ઉપાહારગૃહ શરૂ થવું જ જોઈએ. નવી ખાદ્ય ખોરાકી લાવવા માટે ઉઘરાણું કરીને ઓરોને પૈસા મેળવી આપવામાં આવ્યા. નવી ખાદ્ય ખોરાકી મંગાવવામાં આવી અને નક્કી થયેલ દિવસે ઓરોનું ઉપાહારગૃહ શરૂ થયું-જે આજ દિવસ સુધી હજુ ચાલે છે. જાનેસ્પોર્ટના મોટા ભાગના લોકો ઉપાહાર માટે ત્યાં જ જાય છે.

ઓરોના વિશાળ હૃદયની ખાતરી કરાવતો વળી બીજો એક પ્રસંગ પણ બની ગયો.

થોડા વખત પહેલાં લડાઈમાંથી પાછા ફરેલા એક શખ્સે ઓરોની સામે જ બીજું ઉપાહારગૃહ ખોલ્યું. તે ઉપાહારગૃહના ઉદ્ઘાટન-દિને ઓરોનું ઉપાહારગૃહ આખો દિવસ બંધ રહ્યું. ઓરોએ બારણા ઉપર જાહેરાત મૂકી હતી: ' રીપેર કામ ચાલતું હોવાથી બંધ. '

કેટલાક ઓરો-પ્રેમીઓને શંકા આવી અને એમણે અંદર આવી જોયું તો કાંઈ પણ જાતનું રીપેર કામ ચાલતું નહોતું. તેમણે ઓરોને આમ કરવાનું કારણ પૂછ્યું ને ઓરોએ કહ્યું: ' ગામની મમતા જેવી મને મળી છે એવી બીજાને પણ મળે એમ ઇચ્છું છું. '

' પણ તમારા કેટલાક સારામાં સારા ગ્રાહકો ત્યાં તણાઈ જશે તો...'

' સૌનો સમાસ છે, ભાઈ, આ દેશમાં કોઈ કોઈનું કાંઈ લઈ જતું નથી. ' ઓરોએ હસીને કહ્યું. [ અમેઠ પરથી

પતિ : તે ધાર કે વીનલૂંક, એકસો એક નવચંદરી ભેંસો લઈને નિયત સમયે આવી પહોંચ્યો હોત તો ?

પત્ની : તોય બાપડી રોહિણીને તો દુઃખના જ દહાડા હતા.

પતિ : કેમ વારુ ?

પત્ની : એ બીચારીને આખો જન્મારો એ એકસો એક ભેંસોનાં છાણવાસીદા કરવામાં જ જાત !

— ર. રવી.

# સાચી પણ અદ્‌ભુત વાતો

છોટાલાલ મા. કામદાર

## ભૂતનો પ્રભાવ

હું જ્યારે મ—ગામમાં ફર્સ્ટ ગ્રેડ કોલેજના સ્ટાફમાં લેક્ચરર હતો ત્યારે, લગભગ પચીસ વર્ષ પૂર્વેનો આ બનાવ છે. હું ત્યારે એમ. એ.ની પરીક્ષા માટે ઘરે અભ્યાસ કરતો હતો. જે ઘરમાં હું રહેતો હતો તે નાનું અને અગવડ-ભર્યું હતું, તેથી હું યોગ્ય અભ્યાસગૃહવાળા વિશાળ મકાનની શોધખોળમાં હતો. ત્યાં એક દિવસ મેં એક મોટું મકાન જોયું. તે બંધ હતું અને લાંબા વખતથી તેમાં કોઈ રહ્યું ન હોય તેમ દેખાતું હતું. થોડાક સીધા પ્રશ્નો પૂછવાથી તેના માલિક સંબંધી મને આવશ્યક માહિતી મળી ગઈ. કૂંચીઓ લાવીને ઘર ઉઘાડવામાં આવ્યું અને મેં તે ઉપર ટપક જોઈ લીધું. ઘરમાં રહેલ સગવડથી મને સંપૂર્ણ સંતોષ થયો હતો અને તેથી મારા કાયમી નિવાસસ્થાન તરીકે તે મકાન રાખવા હું આતુર હતો. જ્યારે મેં ભાડા વિષે તપાસ કરી ત્યારે મને કહેવામાં આવ્યું કે મહિને પાંચ રૂપિયા ભાડું પડશે. મકાનની સામે આ રકમ અત્યંત ઓછી હતી. હું તો ડઘાઈ જ ગયો કારણ કે તે સામાન્ય ગામમાં પણ તે મકાનના ભાડાના પંદર રૂપિયા સહેલાઈથી ઊપજે તેમ હતું. તો ય મેં તો એક મહિનાનું ભાડું આગ-ળથી આપી દીધું અને થોડા જ દિવસોમાં સામાન લઈ આવવાની ગોઠવણ કરી.

ઘરનો માલિક કૂંચીઓ સોંપીને ચાલ્યો ગયો. પરંતુ, હું ખૂબ સંતોષપૂર્વક આગલા બારણાને તાળું વાસતો હતો ત્યાં ઘરના પગ-થિયા પર બેસીને ગુલાબચકરી વેચતી બાઈએ મારી પાસે આવી આર્જવભરી દૃષ્ટિએ મને તે ઘરમાં ન રહેવાની વિનતિ કરી. હું તો આશ્ચર્ય-ચકિત થઈ ગયો. આ તો શરૂઆતમાં જ અપ-શુકન થયાં. હું તો તેની વિનતિનો તિરસ્કાર કરીને ચાલતો થયો. ઘેર જતાં, રસ્તામાં મેં ભાડે રાખેલ ઘરથી બહુ જ થોડે દૂર આવેલ ઘરના એક વૃદ્ધ માલિકે મને અટકાવ્યો. તેણે મને લાગલો જ પ્રશ્ન પૂછયોઃ 'તમે પેલું શાપિત પોસ્ટઑફિસવાળું ઘર ભાડે રાખવા ધારો છો!' એમ જણાય છે કે તે ઘરમાં એક વખત સ્થાનિક પોસ્ટ ઑફિસ હતી તથા પોસ્ટમાસ્તર તેમાં રહેતા હતા. હું જવાબ આપું તે પહેલાં તેણે મોટેથી બૂમ પાડી કહ્યુંઃ 'ઈશ્વરની ખાતર, તે ઘર ભાડે રાખશો નહિ. હજુ તમે યુવાન છો અને તમારી સમક્ષ આખો ભવિષ્ય-કાળ પડેલો છે.' આ બીજું અપશુકન થયું. પરંતુ હું વહેમી લોકોનું કહેવું ગણકારતો જ નહોતો. તેથી હું ઉતાવળે ચાલતો થયો અને અને તે જ રાત્રે નવા ઘરમાં જવાનો મેં નિર્ણય પણ કર્યો.

ભૂતિયા પોસ્ટઑફિસમાં હું રહેવા જવાનો હતો તે ખબર આખા મ ગામમાં પ્રસરી ગયા અને સાંજે મારા ઘર પર, વિદ્યાર્થીઓ, મિત્રો, શુભેચ્છકો તથા ગપ્પીદાસોએ દરોડો પાડ્યો. ગુલાબચકરી વેચનાર બાઈએ મારા ઘરની સ્ત્રીઓ સાથે સંપર્ક સાધ્યો. તેણે તે ભૂતિયા ઘરમાં શું બન્યું હતું તથા હજુ શું બને છે તેનું એવું તાદૃશ તથા ભયજનક વર્ણન આપ્યું કે તેઓએ તે ઘરમાં પગ મૂકવાની ના પાડી. ઘરભાડું ઓછું હોવાની તથા જગ્યા વિશાળ હોવાની મારી દલીલો તેઓએ ધ્યાનમાં લીધી નહિ. જો હું મારા નિશ્ચયમાં મક્કમ રહું તો તેઓએ ઘેર—મદ્રાસ પાછા ચાલ્યા જવાની ધમકી આપી. ઘરમાં જે ભયંકર બનાવો બનતા તેનું મારા વિદ્યાર્થીઓએ પણ ઝાંખું-પાંખું વર્ણન આપ્યું અને મને સમજાવ્યું કે તે જ કારણથી લાંબા વખતથી તે ખાલી પડ્યું હતું.

હું જરા અસ્વસ્થ તો થઈ ગયો છતાં મારી નજરે એ બધું જોવાનો મેં નિશ્ચય કર્યો.

બીજે દિવસે સવારે એક વૃદ્ધ અને માનનીય મુરબ્બી અમને મળવા આવ્યા અને આખા ઘરને અસ્તવ્યસ્ત જોઈ, તેનું કારણ મને પૂછ્યું. મે તેમને કહ્યું કે હું પોસ્ટ ઑફિસવાળા મકાનમાં રહેવા જાઉં છું. તે તો ડઘાઈ જ ગયા–તેની આંખો તથા હોઠ દુઃખ અને નિરાશા વ્યક્ત કરતાં દેખાયાં. તે બૂમ પાડી ઊઠ્યાઃ 'પોસ્ટ ઑફિસ! ભૂતિયું ઘર! હવે ત્યાં શું બન્યું અને જે મેં નજરે જોયું તેની ખરી વાત સાંભળો. ત્યાર પછી તમારે શું કરવું તે તમે નક્કી કરજો.' મારા આ વૃદ્ધ મુરબ્બીના અવાજમાં એટલી ચોક્કસતા તથા આજીજી હતી કે તેમની લાગણી દુભવવાની મારી હિંમત ચાલી નહિ.

'જે ઘરમાં તમે રહેવા જવાનો વિચાર કરો છો તે કોઈ કાળચોઘડિયે બંધાયું હતું. શરૂઆતથી જ તેમાં કોઈ અતિ પ્રબળ–જડ મુનિનો વાસ હોવાની માન્યતા બંધાઈ ગઈ. હું બરાબર તેની સામે રહું છું અને તે ઘરમાં કોઈ ત્રણ દિવસથી વધારે રહ્યું નથી તેની હું તમને ખાતરી આપું છું. ચોથે દિવસે ઘર ખાલી પડ્યું જ સમજો. થોડાં વર્ષો સુધી ઘર ખાલી પડી રહ્યું. ૧૯૨૫માં ટપાલખાતાએ અહીં બ્રાન્ચ પોસ્ટ ઑફિસ ખોલવાનું નક્કી કર્યું. ઘરમાલિકે ટપાલખાતાને ગળામાં આ ઘર પહેરાવી દેવાની ગોઠવણ કરી. પહેલા પોસ્ટ માસ્તર મારા જ મિત્ર મલબારના મિ. આયર હતા. મેં તેને તે ઘરમાં રહેવા બાબત ચેતવણી આપી હતી. દિવસે ત્યાં પોસ્ટ ઑફિસનું કામકાજ બરાબર ચાલતું પણ રાત્રે ત્યાં રહેવું તે એક જુદી જ વાત હતી. મેં તેને બીજે રહેવાને તથા ત્યાં માત્ર ઑફિસનું કામકાજ ચલાવવાને વિનંતિ કરી. પણ તે કુંવારા હતા, વૈજ્ઞાનિક હતા અને નાસ્તિક પણ હતા. ઉપરાંત તે મલબારમાં હતા ત્યારે મેલી વિદ્યા પણ શીખ્યા હતા. તેથી તેણે મારા ભયને હસી કાઢ્યો અને કહ્યુંઃ 'ભૂતને પહોંચી વળવાની મારામાં પૂરેપૂરી શક્તિ છે!' તેના કહેવા પ્રમાણે તેણે ભૂતિયા ઘરમાં રહેવાનો તથા બધું જોઈ લેવાનો નિર્ણય કર્યો હતો.

'તે પોતાનો થોડો સરસામાન લઈને ત્યાં ગયા અને તેણે બ્રાન્ચ પોસ્ટ ઑફિસના પહેલા પોસ્ટ માસ્તર તરીકે કામ શરૂ કર્યું. મિ. આયર મારી સાથે નિખાલસતાથી વાત કરતા અને મારી સાથે તેનું મન ખૂબ મળી ગયું હતું. ઘરમાં રહ્યા બાદ થોડા જ દિવસોમાં તેને વિચિત્ર સ્વપ્ન આવવા લાગ્યાં અને ધીમે ધીમે તે સ્વપ્ન ભયંકર તથા ધમકીવાળાં થવા લાગ્યાં. પહેલાં તો તેને સ્વપ્નમાં એક સુંદર બાળા આવતી. તે તેને ઘર ખાલી કરવાની વિનંતિ કરતી. પછી એક કાળી ભયંકર આકૃતિ દેખાઈ અને ત્રીજી રાત્રે તો તેણે કોઈ મનુષ્ય–આકૃતિ ન જોઈ, પરંતુ કાન ફાડી નાખે તેવા અવાજો તથા લોહીને થિજાવી દે તેવી ચીસો સાંભળી. આ બધાંની વચ્ચે તે એક વસ્તુ જોઈ શકતા હતા. એક લાંબા વાળવાળી બાળાનો સુંદર ચોટલો દેખાતો હતો પણ બાળાનો દેહ તો અદશ્ય જ રહેતો.

'મારા મિત્ર દરરોજ સવારે મારી પાસે પોતાના રાત્રિના અનુભવનું વર્ણન કરતા પણ તેમાં ભય કે ચિંતાની નિશાની ન હોતી. તે એટલા બધા આનંદી તથા બેફિકર દેખાતા કે મને પણ મારા મનમાંથી ખરાબ લાગણીઓને એક બાજુ રાખવાનું પ્રલોભન થઈ આવતું હતું. પણ મારા મિત્રે એક ગંભીર વસ્તુ ખાનગી રાખી. આજે પણ એ જ કારણે નિઃસહાયતાની મને દિલગીરી થાય છે. તે મેલી વિદ્યામાં પ્રવીણ હતા અને ઘરમાંથી જડ મુનિને હાંકી કાઢવા મોટા પાયા પર તૈયારી કરતા હતા. અને છેલ્લા થોડા સપ્તાહથી પરિસ્થિતિ શાંત બનેલી તેથી અમે બધાં સહીસલામતીની ખોટી ભ્રમણામાં પડી ગયાં.

'અમાવાસ્યાની ભયંકર તથા શાંત કાળી

રાત્રિ હતી. આકાશમાં ઘટાટોપ વાદળાં હતાં. દૂર દૂર મેઘગર્જનાના અવાજથી ભય ઉપજાવે તેવું દૃશ્ય હતું. અચાનક આકાશમાં વીજળી ચમકવા લાગી. અંધારાને અંગે સ્પષ્ટ દેખાતું નહોતું. તરત જ મૂસળધાર વરસાદ પડવો શરૂ થયો. હું સાંજે જ પથારીમાં પડયો હોઈશ ત્યાં બારણું જોરથી ખખડવા લાગ્યું. ટપાલ ઑફિસમાં કામ કરતો એકનો એક ટપાલી અમારા દરવાજે આવી અમારી ઓસરીમાં સૂઈ રહેવા દેવા કરગરતો હતો. હકીકત એમ હતી કે પોસ્ટ માસ્તરને કંઈ જરૂરી કામ હોવાથી તેણે ટપાલીને પોસ્ટ ઑફિસે આવવાનું તથા ત્યાં રાત રહેવાનું કહ્યું હતું. સખત વરસાદ છતાં વૃદ્ધ પટાવાળાએ ઉપરીના હુકમનો અમલ કર્યો હતો પરંતુ પોસ્ટ ઑફિસે પહોંચતાં તેણે ત્યાં તાળું લાગેલું જોયું. કદાચ પોસ્ટ માસ્તર બહાર ગયા હશે અને તેને આવતાં મોડું થઈ જાય. પટાવાળાને ભૂતિયા ઘરની બીક લાગતી હોય તેણે અમારી ઓસરીમાં રાત રહેવાની પરવાનગી માગી હતી. મેં તુરત તેને માટે સગવડ કરી આપી અને હું અંદર સૂવા ગયો. અચાનક વહેલી સવારે મારું બારણું કોઈ જોરથી ખખડાવતું લાગ્યું. હું ચમકીને બેઠો થયો. બારણું ઉઘાડતાં જ મેં વૃદ્ધ ટપાલીને ધ્રૂજતો જોયો. તે બોલી શકતો ન હતો. ધ્રૂજતી આંગળી વડે તેણે સામેની પોસ્ટ ઑફિસ બતાવી. ધુમાડાના ગોટેગોટા આકાશમાં ઊંચે ચડતા હતા અને અગ્નિદેવની જ્વાળા લબકારા મારતી હતી. મેં પાડોશીઓને જગાડયા. તેઓએ શોરબકોર કરી મૂકયો, અને થોડા જ સમયમાં પોસ્ટ ઑફિસ પાસે આખી શેરીના માણસો ભેગા થઈ ગયા. સદ્‌ભાગ્યે સખત વરસાદ પડયો હતો અને પાસેના નાળામાં બે કેડ પાણી વહેતું હતું. નીસરણી તથા ડોલો લાવીને આગ તરત બુઝાવવામાં આવી. આગલા બારણાને તાળું વાસેલ જોઈ અમને આશ્ચર્ય થયું. અમે છાપરા પર ચડીને અંદર ગયા. અંદર મારા મિત્ર, પોસ્ટમાસ્તર મિ. આયર લોહીના ખાબોચિયામાં મૃત્યુ પામેલ પડયા હતા. તેની આસપાસ તમારી કલ્પનામાં પણ ન આવે તેવી વિચિત્ર વસ્તુઓ—નાળિયેર, લીંબુ, અગરબત્તી, ભૂતની એક પ્રતિકૃતિ, ચોખાના રંગીન પડિકા, અંદર અક્ષરોવાળી તાંબાની મોટી રકાબી, એક મોટું તાલપત્ર તથા મેલી વિદ્યાનાં બીજાં સાધનો અસ્તવ્યસ્ત સ્થિતિમાં અમે અંદર નાખેલ પાણીથી તરબોળ થઈને પડયાં હતાં.

'પોલીસે આવીને કબજો લીધો. જ્યુરીની તપાસમાં આપઘાતનો ચુકાદો જાહેર કરવામાં આવ્યો તેના શરીર પર બળાત્કારનાં કોઈ ચિહ્નો નહોતાં, પરંતુ તેના છાતી પર એક મોટી ભરોળ હતી. તેના મોઢા, નાક તથા કાનમાંથી લોહી નીકળતું હતું. મૂર્ખાએ અમારી સલાહની ઉપરવટ થઈને જડ મુનિ સામે મેલી વિદ્યાનો ઉપયોગ કર્યો હતો અને ક્રિયાના છેલ્લા દિવસે શક્તિશાળી દેવે તેને મારી નાખ્યો. આમ હકીકત બની હતી અને આ હકીકત અક્ષરશઃ સત્ય છે. જો તારી મરજી તે ઘરમાં જઈ જાન ખોવાની હોય તો મારે કશું કહેવાપણું નથી. હવે તને ઠીક પડે તેમ કરજે.'

આ શબ્દો બોલીને વૃદ્ધ ગૃહસ્થ ચાલ્યા ગયા. આ હકીકત રજૂ થતી વખતે ઘરનો ઓવર્સ હાજર હતો—અને મારે પરાણે ભૂતિયા પોસ્ટ ઑફિસમાં રહેવાનો વિચાર છોડી દેવો પડયો.

## વિચિત્ર વાવણુ

સર્પ આપઘાત કરે છે અને કાળો નાગ પોતાનું વચન પાળે છે તે તો જાણીતું છે. આ વાતો એમ સાબિત કરે છે કે આપણે સ્વપ્નમાં પણ ધારીએ છીએ તે કરતાં કુદરતમાં ઘણું વધારે છે. નીચેની વાત જેટલી સુંદર તેટલી જ અદ્‌ભુત છે. એ મારો અંગત અનુભવ નથી, પણ હું આ વાતને સાચી માની શકું છું.

રામચંદ્ર શાસ્ત્રી જન્મે બ્રાહ્મણ, ધંધાએ પુરોહિત તથા સ્વભાવે ભલા હતા. ભોલે-

આનાની દક્ષિણા મળવાનો સંભવ હોય તો સંખ્યાબંધ ગામડામાં 'ફરી વળવું' તેને માટે રમતવાત હતી. આ રીતે તેના પાસે બે હજાર રૂપિયાથી પણ વધારે મૂડી ભેગી થઈ હતી. એક લગ્નપ્રસંગે ગોરનું કામ કરતાં તેણે એક ઉચ્ચ અધિકારી તથા પ્રજાપ્રિય કોન્ટ્રાકટર વચ્ચેની વાતચીત ગુપચુપ સાંભળી લીધી. શાસ્ત્રીએ જે વાત સાંભળી તેથી તેનામાં ઉશ્કેરાટનો પાર રહ્યો નહિ. જો સરકારને વાંસ પૂરા પાડવાથી તેને માત્ર એકવારના જ સોદામાં ત્રણ હજાર રૂપિયાનો નફો મળતો હોય તો તે પોતે જ વાંસ પૂરા પાડે. શાસ્ત્રી જેમ લોભ માટે જાણીતા હતા તેવા જ તેના વિશાળ ઊંડા જ્ઞાન માટે પણ જાણીતા હતા. તેના બધા યજમાનો તેને માનની દૃષ્ટિથી જોતા હતા.

શાસ્ત્રી પોતાના એક લાતીવાળા વેપારી યજમાન પાસે પહોંચ્યા અને વાંસના સોદાનો ઈરાદો દાખવ્યો. વેપારીની સલાહ મુજબ બધી પ્રાથમિક વિધિ પૂરી કરવામાં આવી, બધા ફોર્મ ભરીને તેના પર સહી કરવામાં આવી અને અનામત પૈસા ભરી દેવામાં આવ્યા. અને શાસ્ત્રીને કોન્ટ્રાક્ટ મળી ગયો. પણ મુશ્કેલી તો હવે જ શરૂ થતી હતી. સરકારને જોઈએ તેવા વાંસ પૂરા પાડવાનું અસંભવિત બન્યું. સરકારને જરૂર હતી તેવા જાડા વાંસ ક્યાંયથી શોધ્યા જડયા નહિ. અને કદાચ મળે તો પણ જોઈએ તેટલા જથ્થામાં તો મળે તેમ હતું જ નહિ.

પણ શાસ્ત્રી હિંમત હારે તેમ નહોતા. જો આવા વાંસ કોઈ પણ દુર્ગમ જંગલમાં પણ મળતા હોય તો તે મેળવવાને તે કટિબદ્ધ થયા. ઘરના માણસો ને અંગત મિત્રોની નાની ટુકડી તથા રાક્ષસી છરીઓથી સજ્જ થયેલ આશાંકિત મજૂરોની ટોળી લઈ શાસ્ત્રી કોઈએ ચીંધેલા મહિસુરના અંદરના ભાગના દુર્ગમ જંગલમાં બધા સાથે નીકળી પડયા. દિવસો સુધી વિવિધ પ્રકારનાં વૃક્ષો તથા છોડ જોઈને તેમની આંખો ઠરતી હતી પણ વાંસના જંગલનું નામનિશાન હજુ મળ્યું ન હતું! ચોથે દિવસે શાસ્ત્રી અને તેમની ટોળી, શાંતિભોજનનો લ્હાવો લૂંટતા રહેવાસીઓના સંસ્થાનમાં આવી ચડી.

પહેલાં તો આ લોકો ખુલ્લી દુશ્મનાવટ દાખવતા હતા. પાછળથી તેમને થોડોઘણો વહેમ રહ્યો હતો. શાસ્ત્રી અને તેના કાર્યને સમજતા આ લોકોને થોડો સમય લાગ્યો. એક વખત તેમનો વહેમ દૂર થતાં, આખી ટોળીએ શાસ્ત્રીને મદદ કરવાનું વચન આપ્યું. શાસ્ત્રીને જોઈતા ગમે તે કદના બધા વાંસ આપવાનું તેઓએ કબૂલ કર્યું! પણ આ વચન શરતી હતું! શાસ્ત્રી અને તેના માણસોએ તેમના આતિથ્યનો સ્વીકાર કરવો જ પડશે. એક મણ ચોખા, શાક-ભાજીનો ગંજ, કેળનાં રાક્ષસી પાન, મધના ઘડા તથા ગેલનના ગેલન દૂધ. શાસ્ત્રી જ્યારે જમતા હતા ત્યારે મુખીએ તેને આ અદ્ભુત વાત કરી.

મુખીએ શરૂઆત કરીઃ 'સ્વામી, આ અભેદ્ય જંગલમાં આવી અમારા સ્થાનને પુનિત કરનાર તમે પહેલા બ્રાહ્મણ નથી. વર્ષો પહેલાં એક બ્રાહ્મણકુટુંબ અહીં રહેતું હતું. અને જો શહેરી જીવનવાળા યુવાન બ્રાહ્મણની કુતૂહલવૃત્તિ જાગ્રત ન થઈ હોત તો તેના વંશજો પણ અત્રે રહેતા હોત. બ્રાહ્મણ યુગલ-સુબમ્મા તથા રત્નમ્મા-તેમની પુત્રી નંજુ સાથે અમારી સાથે રહેતું હતું. આનાથી વધારે ખાનદાન યુગલ અમે જોયું નથી. તેમનો શબ્દ અમારા મનથી કાયદો હતો. નંજુ આખા સંસ્થાનમાં વહાલી થઈ પડી હતી. અમે તેને સારી રીતે ચાહતા હતા. તેઓ જુદું રાંધી ખાતા અને દારૂને સ્પર્શ ન કરતા. તે સિવાય બ્રાહ્મણ યુગલ હમેશાં અમારી સાથે જ રહેતું અને તે કુટુંબ માટે અમે કંઈ ન કરીએ તેવું કશું નહોતું. અમે તેમની પાસે માગીએ અને અમને ન મળે તેવું પણ કાંઈ નહોતું.

આને અંગે અમે બ્રાહ્મણ કુટુંબને—અમારી ટોળી સિવાયના કોઇને, પૈસા અગર પ્રેમ ખાતર ન શીખવીએ તેવી—ગુપ્ત કળાઓ શીખવી.

નંજુ દિવસે દિવસે મોટી થતી જતી હતી અને શાસ્ત્રીને તેના લગ્નની ચિંતા થવા લાગી. અમારી જાણ પ્રમાણે તો સુબ્બા પહેલી જ વાર જંગલની બહાર, પોતાની પુત્રી માટે પતિની શોધમાં ગયો. લગ્ન મહિસુરમાં થયાં અને એક પખવાડિયા પછી જમાઇ સાથે તે કુટુંબ પાછું આવ્યું. અલબત્ત નંજુના લગ્નના માનમાં અમે એક જયાફત આપી. અમે—પુરુષો, સ્ત્રીઓ અને બાળકોએ—ગાણાં ગાયાં અને છેક મોડી રાત સુધી અમે નૃત્ય કર્યું. પણ અમને લાગ્યું કે જમાઇને તે કંઇ ગમ્યું નહિ. તે અમારા પ્રત્યે હસતો ત્યારે તેના હોઠનાં તિરસ્કાર જણાતો હતો. તે અમને કદી જય જય કરતો નહિ, એટલું જ નહિ પણ અમે નમસ્કાર કરતા તેનો પ્રત્યુત્તર પણ વાળતો નહિ. સુબ્બા પ્રત્યેના અમારા માન ખાતર અમે આ વિચિત્ર રીતભાત ચલાવી લીધી—આખરે તો તે અમારી નંજુનો પતિ અને પ્રભુ હતો. એક અઠવાડિયું રહીને જમાઈ વેંકડુ, નજુને અમારી પાસે રાખીને ચાલ્યો ગયો. વેંકડુ નજુને ત્યાં આવે તે કરતાં નંજુ તેના પતિને ઘેર વધારે વખત જતી હતી. એક વર્ષ પછી નંજુ બાળક પુત્રને લઇ આવી. તે પુત્ર સૂર્ય જેવો તેજસ્વી તથા વાંદરા જેવો ચપળ અને તોફાની હતો. અમારામાં એક પણ પુરુષ કે સ્ત્રી એવાં નહિ હોય કે જેણે બાળકને પોતાના હાથમાં લીધો નહિ હોય. થોડો વખત રહેવા દીધા પછી જમાઇએ નંજુને સાથે તેડી જવાનો આગ્રહ કર્યો. પૂર્ણિમાની રાત હતી અને જંગલ ભરમાં કૌમુદી પ્રસરી હતી. સુબ્બાએ સંમતિમાં માથું હલાવ્યું. નંજુ હાથમાં બાળકને તેડીને પતિની પાછળ ચાલી નીકળી.

કર્ષોથી વધારે અંતર કાપ્યા પછી અને હજુ જંગલમાં જ હતાં ત્યાં તો યુવાન પતિ પત્ની તરફ ફર્યો. વેંકડુના મનમાં અત્યાર સુધી ગુપ્ત ઇચ્છા હતી તે તેની પત્નીને કહેવાનો તેણે નિર્ણય કર્યો. તે જિજ્ઞાસા તથા ઉશ્કેરાટથી ધ્રૂજી રહ્યો હતો.

તેણે પૂછ્યું: ‘વહાલી, આ વાત સાચી છે કે આ એરુ-કુલ લોકો પૂર્ણિમાની રાત્રિએ, મરજી પડે તો વાઘનું સ્વરૂપ લે છે? તું પણ આ ગુપ્ત રીત જાણે છે?’

નંજુ એક સેકંડ થંભી ગઇ. પછી પરાણે હાસ્ય લાવીને તેણે સંમતિદર્શક માથું હલાવ્યું.

‘હું તે રહસ્ય જાણું છું, પણ—’ શ્વાસ લેવા થોભી, ‘અત્યારે તે વાત ન કરીએ તો ઠીક.’

પતિએ પત્નીની કમર આસપાસ પ્રેમથી હાથ વીંટાળ્યો.

તેણે તેની મધુર વહાલસોઇ રીતે કહ્યું: ‘પણ, વહાલી, હું તે જોવાને ખૂબ આતુર છું. આ માટે હું કેટલા લાંબા સમયથી રાહ જોઇ રહ્યો છું, તે તું જાણતી નથી. આજ એક જ વાર મારા પર મહેરબાની કર અને હું ફરીથી તેનું નામ નહિ લઉં. આપણે ઘેર તો તે માટે સમય તથા જગ્યા નથી. તું થોડી સેકંડ માટે વાઘણ બની જા અને મને સંતોષ થશે.’

એકબીજા પ્રત્યે ખૂબ પ્રેમ રાખતું આ યુવાન યુગલ હતું. તેમનો પહેલા ખોળાનો પુત્ર પત્નીના હાથમાં સુખેથી સૂતો હતો. પતિનો ખૂબ આગ્રહ હતો. તે લગભગ યાચના કરતો હતો. પત્નીને લાગ્યું કે મારે ના પાડવી ન જોઇએ. અને નંજુ જાણતી હતી કે ગમે તે એરુ કુલ જેટલી જ તે રહસ્યવિદ્યા જાણતી હતી. પતિને સંતોષ આપવા તે એક વખત તેને વિદ્યાનો પરચો બતાવશે.

તેણે બાળકને પતિને સોંપ્યું. પછી તેણે ચળકતી ધૂળની મૂઠી ભરી અને કંઇક ન સમજાય તેવું વિચિત્ર બબડી અને ધૂળ પોતાના પતિને આપી કહ્યું:

'તમે પેલા ઝાડ પર ચઢી જાવ. થોડી વારમાં તમે મને વિકરાળ વાઘણના સ્વરૂપમાં જોશો અને હું કોઈ પણ વાઘની માફક જ વર્તીશ તમારે જરા પણ ભય રાખવાની જરૂર નથી. જ્યારે તમને સંતોષ થાય ત્યારે તમે મંત્રેલી ધૂળ વાઘણ પર નાખજો. વાઘણ ફરીથી પરિવર્તન પામશે. બાળકને છોડી દેતા નહિ અને ધૂળ વિષેની સૂચના ભૂલતા નહિ.'

થોડી મિનિટોમાં પતિ ઊંચા ઝાડની ટોચે જઈ બેઠો. ધૂળ તેની મજબૂત પકડમાં ગરમ થઈ રહી હતી. બાળક એક સેકંડ ઉંવા ઉંવા કરી ફરીથી સૂઈ ગયું. બે મિનિટ પૂરી નહિ થઈ હોય એટલામાં તો પૂછડી પછાડતી તથા આંખોમાં મૃત્યુની આગાહી કરાવતી વાઘણ આવી. જે ઝાડની ટોચે પોતે બેઠો હતો તેના થડ સાથે ઘસાઈને વાઘણે નસકોરાં બોલાવ્યાં. ઉપર બેઠેલ મનુષ્ય તરફ પોતાનું મોં ઊંચું કર્યું અને ઘુરકાટ કર્યો. વાઘણ ઝાડની આસપાસ ફરતી ગઈ તેમ ઘુરકાટ વધવા લાગ્યો. ભયથી ધ્રૂજતાં, અસાવધપણામાં પતિએ બાળ પુત્ર પરનો કાબૂ ગુમાવી દીધો.

નીચે જમીન પર પડવાથી બાળ પુત્રની ખોપરી તૂટી ગઈ ને વાઘણના પંજાએ તેના ચીરેચીરા કરી નાખ્યા. બાળકનું ગરમ લોહી પીવાનું તથા બાળકને ચૂંથી નાખવાનું ભયંકર દૃશ્ય ગભરાયેલ પતિથી જોવાય તેમ નહોતું. તેના હાથમાંથી ગરમ ધૂળ પણ જમીન પર પડી ગઈ અને વાઘણ શબને દૂર ઝાડીની ઘટામાં લઈ ગઈ.

વાઘણ તો થોડી વારમાં પાછી ફરી. આ વખતે તે વધારે ક્રૂર થઈ હતી અને ગર્જના કરતી હતી. જ્યાં હતો ત્યાં સ્થિર થઈ ગયેલ પતિ વધારે સમય વાઘણને જોતાં ડરતો હોવાથી તેણે આંખો સખત રીતે મીચી દીધી. કલાકો પછી તેણે આંખો ઉઘાડી ત્યારે ત્યાં વાઘણનું નામનિશાન નહોતું. ઝાડ પરથી નીચે ઊતરીને તે બનતી ઝડપે શહેરમાં ચાલ્યો ગયો.

આ દુઃસાહસ સંબંધી કશી પણ ખબર પડત નહિ પણ સુખનાની નજર શકરા જેવી હતી! રાત્રિઓ સુધી એક વિચિત્ર વાઘણને પોતાના ઘર પાસે ભટકતી જોઈને તેણે વાઘણ પર મંત્રેલ ધૂળની મૂઠી નાખી. તેના ગભરાટ અને આશ્ચર્ય વચ્ચે વાઘણનું નંજુમાં પરિવર્તન થઈ ગયું!

હજુ ભય પામી રહેલા જમાઈ વેંકટુને અમારે ત્યાં લાવતા થોડો સમય વીતી ગયો. તેણે અમને બધી વાત કહી. અલબત્ત અમને બધાને નાના પુત્ર માટે દિલગીરી થઈ પરંતુ અમે તે માટે નંજુને દોષિત ગણતા નથી. કોઈ પણ સ્વમાની વાઘ મનુષ્યના બાળકને ખાઈ જવામાં આનાકાની કરે નહિ! અને પરિવર્તન પામેલા વાઘ કોઈ પણ સાચા વાઘ જેટલા જ ખરાબ હોય છે.'

કૉન્ટ્રેક્ટર રામચંદ્ર શાસ્ત્રીના મન પર આની ભયંકર અસર થઈ અને તેણે ધીમેથી આગેવાનને સૂચન કર્યું: 'વાઘમાં પરિવર્તન પામવાનું રહસ્ય શીખવાને હું નારાજ નથી.' પરંતુ એરુકુલાને તો દૂધનો દાઝ્યો છાશ ફૂંકીને પીવા જેવું હતું. પોતાની ટોળી બહારની એક જ વ્યક્તિને તે રહસ્ય જણાવતાં એક બાળકની કિંમતી જિંદગી ગુમાવવી પડી હતી અને તે પ્રમાણે તેણે શાસ્ત્રીને કહી દીધું.

અને જોકે શાસ્ત્રીને એરુકુલાની રહસ્યવિદ્યા પ્રાપ્ત ન થઈ પરંતુ તેમની મદદથી તેને જોઈતા વાંસ મળી આવ્યા અને જ્યારે તે પોતાને સ્થાને પાછો ફર્યો ત્યારે તે સુખી હતો.

# મુછાળાનું મૃત્યુ

ચુનીલાલ મડિયા

પરોઢ થવા ટાણે શેરીમાંથી કોઈએ સાદ પાડ્યો: 'હીરજી!......એ હીરજી!...'

માઢના છજામાં આવીને મેં રસ્તા પર નજર કરી. એક હાથમાં કાળામેશ મોટાવાળું હરીકેન ને બીજા હાથમાં કડિયાળી ડાંગ લઈને કોક ડેલીની સાંકળ ખખડાવતું હતું. ડેલીની ઓટે જાગતાં સૂતેલાં સાતઆઠ કૂતરાં સામટાં ભસી ઊઠ્યાં. અમને શાંત કરવા માટે આવનાર વ્યક્તિએ જે સાંકેતિક ઉચ્ચારો બોલાવ્યા એ ઉપરથી હું પારખી શક્યો કે એ શંભુગીરી બાવો હતો.

'કાં, બાપુ! અટાણમાં!......' મેં છજામાંથી જ પૂછ્યું. શંભુગીરીને ગામલોકો માનાર્થે 'બાપુ' કહીને બોલાવતા.

'હેઠો ઊતર્ય. મારી ભેરૂં હાલવું પડશે.' એમણે કહ્યું.

હું માત્ર પંચિયાભેર ઉઘાડે ડિલે હેઠો ઊતર્યો અને ડેલીનું બારણું ઉઘાડ્યું.

પોહ ફાટવાનું ટાણું થઈ ગયું હોવા છતાં પાછલી રાતનાં અંધારાં હજી જરાય ઓસર્યાં નહોતાં. આકાશમાં ઠાંસોઠાંસ ખડકાયેલાં તારોડિયાંમાંથી પણ વિલય પામવા માટે કોઈ તૈયાર લાગતું નહોતું. શેરીમાં હજી હાથેહાથ સૂઝતો નહોતો. શંભુગીરીએ ઊંચે ધરેલ ફાનસના કાબરચીતરા કાચમાં બળતો ઝડસ દીવો એમના મોં ઉપર બિહામણાં અંધારાં-અજવાળાં રમાડી રહ્યો હતો.

હું કાંઈ પણ પૂછુંગાછું એ પહેલાં તો એમણે જ ફરમાવ્યું: 'બીજું એક પંચિયું ખભે નાખી લે. નદીમાં બોળવું પડશે.'

મારા પેટમાં ફાળ પડી. પુછાઈ ગયું: 'કોણ? કોનું...?...અટાણના પોરમાં...?'

'મુછાળો; બીજું કોણ હોય મારે ઘેર!'

'ઠીક, છૂટ્યો બચારો.' મેં કહ્યું: 'આજ તો સીમમાંથી ગામ હાલો વાવરો છે તી આખી રાત શેરી ગધાઈ ઊઠી'તી......'

'એટલે તો ગામ આખામાંથી મારો સાદ પરતીને કોઈ હોંકારો નથી દેતું. હરણું આથમ્યું તંયુનો લાકડી લઈને ભાટકું છું, પણ મુછાળા સારુ એકેય ખાંધિયો જડ્યો નંઈ. સૌને મુછાળાના લોહ-પરુની સૂગ આવે છે. પછી મેં મનમાં કીધું કે ચાર જણું ન જડે તો નિસરણીમાં સુવરાવવાને બદલે એક વળી હારે વીંટીને બે જણા ઉપાડી જાઈશું. માણસના મડદાને ઠેકાણે પાડ્યા વિના છૂટકો છે! એટલે પછી તને જ સાદ કર્યો......'

'ઠીક કર્યું, બાપુ!'

'ઠીક ગણ્ય કે અઠીક ગણ્ય ...તું ખાંધ નંઈ દે ત્યાં લગણ મડદું ઊપડશે નંઈ. મારા એકલાનું તો ગજું નથી, નીકર હું તો ખંપોલે ઉપાડીને મસાણખડીએ ગોંચાડી દેત; ગામ ભર નાક આડા ડૂચા દઈને સવામણની તળાઈમાં સૂતું રિયે...પણ આ કોઈ સાંઠીકડાં જેવાને થોડો ઉપાડવાનો હતો! મુછાળાની રાવણ જેવી કાયા. ખાંધ ન બદલીએ તો તો ખંભે ખાલી ચડી જાય. બે જણ વિના તો હાલે જ નંઈ......હાલ્ય ઝટ, ખભે ફાળિયું નાખીને મારી મોર્ય થા!'

આખે રસ્તે મૃત્યુ જેવી જ મીંઢી શાંતિ હતી. શંભુગીરીનાં ચપચપ ઊપડતાં પગલાંમાં મૃત્યુ પામેલ નધણિયાતા માણસ પ્રત્યેની માનવફરજનું ભાન વરતાતું હતું. એમનું મૌન ભયપ્રેરક હતું. મેં થોડો બોલાશ ઉત્પન્ન કરવા માટે જ બોલી નાખ્યું: 'મુછાળો છૂટ્યો, હો! બચારો બવ પિલાતો'તો.'

મને આશા હતી કે શંભુગીરી આ વાતમાં સાથ પુરાવશે અને એ રીતે મારી બીક ઓછી કરશે; પણ એમણે તો સામેથી ફરમાવ્યું: 'દામલાનું હાટ ઉઘડાવીને નાળિયેર ને સીંદરી લેતો આવ.'

મેં સામેથી પૂછ્યું: '...ને ખાપણનું ને સુખડીનું શું?'

શંભુગીરીએ કહ્યું: 'ખાપણ લેવાનાં કાર-ણિયાં મારા ગુંજામાં નથી. ને રાયચંદ વાણિયો કટકો ખાપણેય મફત આપે એવો નથી. મારી એક જૂની શાલ પડી છે એનાથી હલવશું. ને સુખડીમાં તો ભગત મને પારણું કરાવવા પેંડા આપી ગયો એનેથી કાગડા સારીપટ ઊડશે. તું તારે નાળિયેર ને સીંદરી લઈને ઝટ આવી પૂગ.'

સહેજ અંધારું થવા ટાણે હું ધારનાથની જગ્યામાં જઈ પહોંચ્યો. મંદિરની બહારના એક-ઢાળિયાની ઓસરીમાં મુછાળાનો મૃતદેહ પડ્યો હતો. એના માથા નજીક ઘીનો દીવો કરૂપો પ્રકાશ પાથરી રહ્યો હતો. બાજુમાં બાવાજી શંભુગીરી એક ચિત્તે બેઠા હતા.

'બાપુ, બહારથી પગથિયાં ચડતાં જ માથું ફાટી જાય એવી ગંધ આવે છે હો!'

'ગંધ તો આવે જ ને ભાઈ! કીડાં ખદખદી હાલ્યાં'તાં. આખો સાથળ સડીને પોલો ભમ્મ થઈ ગયો'તો. મારા જમવાના ફૂચા એની માલીપા ખોસવા ટાણે મારો આ ચીપિયો ય ટૂંકો પડે એટલું ઊંડું ભગદળ પડી ગયું'તું. તોતિંગ આકસરને ઘણ કોરી નાખે એમ કીડાંએ ભેગા થઈને આ સાથળ સોંસરવો કરકોલી ખાધો'તો. ભાઈ, માણસની માટી સડે તયેં તો ગંધ્ય વછૂટે જ ને!'

બાવાજી ઊભા થઈને સામે ખૂણે સુવડાવી મૂકેલી વળીઓમાંથી મજબૂત જોઈને એક લઈ આવ્યા. પછી, પ્રસંગને અણુછાજતું હાસ્ય વેરતાં બોલ્યા: 'મુછાળો જેમ ગામનું એક કૌતક હતો, એમ એની નનામીય ગામનું એક કૌતક ગણાશે. નિસરણીમાં સુવડાવવાને બદલે એ વળીમાં વીંટાશે; ને ચારને સાટે બે જ ખાંધિયા એને ઉપાડશે.'

'બાપુ,' મેં કહ્યું: 'આ ગામનાં માણસ પણ નઘરોળ છે હો!'

'અરે મુછાળાનો મંદવાડ વધ્યો તે દીથી ધારનાથનાં દર્શન કરવાય કોઈ નથી આવતું! સૌના પેટમાં બીક છે કે મુછાળાનું દરદ અમને વળગી જાશે...'

શબને વળી સાથે ચસચસાવીને બાંધતાં પણ બાપુની ઉપદેશવાણી તો અસ્ખલિત જ રહી હતી: 'ભાઈ, આપણે સાજાંનરવાં માણસેય કાયાનો એંકાર કરવો સારો નથી. સંતમાતમાએ તો કાયાને કાચી માટીનો ઘડો કીધો છે. આ માટીનો ઘડો ઉપરથી તો મજાનો ચામડે મઢ્યો છે, પણ માલીપા નરકની ખાણ છે. એના રૂપરંગનાં અરમાન–અભિમાન ન હોય. આ મુછાળો પણ એકવાર ક્યાં ઓછો રૂપાળો હતો? એનો ચહેરો–મહોરો ને નમણાશ જોઈને ઓલ્યા નાટક કંપનીવાળા મોહી પડ્યા'તા. કહે કે સતી દ્રુપતિ (દ્રૌપદી)નો પાઠ ભજવે તો મોં–માગ્યો પગાર આપીએ. પણ મુછાળો કહે કે મરી જાઉં તોય ઘાઘરી ન પેરું...'

'માળો ભૂખે મરતો તોય વટ ભારે રાખતો હો!' મેં કહ્યું.

'હા. વટીલો તો હતો જ. એમાં જ એણે નાટક મંડળીમાં દ્રુપતિ થવાની ના પાડી......
...પણ બચાડાના નસીબમાં દ્રુપતિજી જેવાં જ વીતક માંડ્યાં'તાં...' શંભુગીરીએ મર્મ-વાક્ય ઉચ્ચાર્યું.

'એમ કેમ!' મેં પૂછ્યું.

'ભાઈ, દ્રુપતિજી પાંચ પતિની સેવા કરતાં. આ મુછાળાને પાંચ પાંચ ધણિયાણીની સેવા કરવી પડતી–પેટ ભરવા સારુ.'

પ્રસંગ મૃત્યુનો હતો છતાં શંભુગીરી સહેજ

હસ્યા. પણ એ હાસ્યમાં ભારોભાર વ્યથા ભરી હતી. જરા વાર રહીને બોલ્યાઃ 'પણ અટાણે એકેય ધણિયાણી ચાકરી કરવા ન આવી.'

હું ચોંક્યો. શંભુગીરી બબ્બે વાર 'ધણિયાણી' શબ્દ કાં વાપરે? મુછાળો તો જીવનભર અવિવાહિત હતો. 'મુછાળા' ઉપનામ ઉપરાંત, એની બીજી ખીજવણી 'વાંઢો મા'રાજ' પણ હતી. અગાઉ જ્યારે એક ભાંગીતૂટી ઓરડીમાં મહિને બાર આના ભાડું આપીને મુછાળો દિવસો ગુજારતો ત્યારે અમે એ ઓરડીનું નામ 'વાંઢા-વિલાસ' પાડેલું એ મને હજી સુધી યાદ હતું. છતાં શંભુગીરી 'એની ધણિયાણી ચાકરી કરવા ન આવી' એવો ધોખો કાં કરે? મેં તો પૂછ્યું જ: 'બાપુ, મુછાળાને તો વાંઢો ગણીને કટકી છાણાંનો દેતવા લેવા મસેય કોઈ ઘરમાં ધરવા દેતું નંઈ. ને તોય તમે એની ધણિયાણીની વાત કાં......?'

'ભાઈ, એની ધણિયાણીયું તો સંધીય મુંબીમાં બેઠી છે. પણ સંકાએ સોનું શા કામનું!'

શંભુગીરીએ આજે મર્મવાક્યોમાં જ વાતો કરવા માંડી હતી.

નનામી બંધાઈ રહી એટલે મને હુકમ કર્યો: 'મારી ઓરડીમાં પેંડાનું પડીકું પડ્યું છે, ઈ તારા ધોતિયાની ફાંટમાં નાખી દે. ને હાલો ઝટ મહાલખડી ભેગા થઈ જાઈએ એટલે ગામ ગંધાતું મટે. પેંડા છે થોડા એટલે બટકું બટકું ભાંગીને ઉડાડજે તો ઠેઠ લગણ કાગડા ઊડે, સમજ્યો?'

'હો.' મેં કહ્યું.

સ્મશાનમાં પહોંચતાં જ શંભુગીરી ચેહ ગોઠવવામાં લાગી પડ્યા.

સ્મશાનની પડખે કોઈ દાનેશ્વરીએ સાધુઓને બેસવા માટે નાનકડું છાપરું ઊભું કરાવ્યું હતું . તરફ હું ટહેલવા ગયો. નવરા સાધુઓએ અહીં મબલખ મળતા કોલસાની મદદથી આ છાપરાની ચારેય દીવાલો ચીતરી મારી હતી. ફલાણાભાઈ આ તિથિએ દેવગત થયા ને ઢીંકણાભાઈ આ દિવસે શ્રીજી-ચરણ પામ્યા-એવી એવી ઢગલાબંધ મૃત્યુનોંધો અહીં લખાઈ ચૂકી હતી. ક્યાંક ક્યાંક તો વળી સ્મશાન-વૈરાગીઓએ 'કાય કાચો કુંભ છે,' 'ધરમ કરશે તે જ સુખી થશે' વગેરે વગેરે સૂત્રો દ્વારા સંસારની અસારતા સમજાવી હતી.

'હીરજી! હાલ્ય ઝટ!' શંભુગીરીએ હાકલ મારી.

એમના હાથમાં ખડનો પૂળો હતો. મને કહેઃ 'દાબલી કાઢ્ય, ને મેલ આમાં કાંડી.'

થોડી જ વારમાં આખી ચેહ ભડભડ બળવા લાગી.

'અબઘડી ઝપાટો થાહે.' શંભુગીરી બોલ્યાઃ 'બચાડાના દિલમાં બળતરાપણું રિયું છે જ કયાં! પંડય આખું પોલું-બમ્બ થઈ ગયું'છ. જે બાળવાનું હતું ઈ તો સંધુંય જીવતાં જ ખાખ થઈ ગયું'તું.'

'મુછાળાની શાખ નાનપણથી જ ગામમાં સારી ન ગણાતી.' મેં કહ્યું.

'મુછાળાની શાખ તો મજાની હતી.' શંભુગીરીએ મુછાળાનો પક્ષ લેતાં કહ્યું: 'શાખ તો આ ગામની જ સારી નથી. હમણાં પરમ દી ઓલ્યા છાપામાંથી તેં શેના સમાચાર વાંચ્યા'તા?'

'બળાત્કારના-એક ડોસાએ સાત વર્ષની ભિખારણ બાળકી ઉપર બળાત્કાર કર્યો હતો, અને......'

'હા, બસ. આ મુછાળો ને ઓલી ભિખારણ બેય સરખાં. ભિખારણ ઉપર ભાયડાએ બળાત્કાર કર્યો, મુછાળા ઉપર બાયડીઓ બળાત્કાર કરતી......'

'શી વાત કરો છો?'

'હા. સાચી વાત કહું છું. મુછાળાને નાનપણથી જ બાયડીને મરદની સીનો દીધો'તો

કૂવે પાણીનું માટલું ભરવા ગ્યો હોય, પાટમાં નાહવા પડ્યો હોય કે સીમમાં શાકપાંદડું લેવા ગ્યો હોય ને કોઈ બાયડીની નજર પડી જાય તો મુછાળાની છેડતી થ્યા વિના રિયે જ નહિ. નાનો હતો તંયે તો મુછાળો ખમે ખડિયો ને હાથમાં છાલિયું લઈને જજમાનને ઘેરે લોટે જાતો. પણ જેમ જેમ મોટો થાતો ગ્યો ને મોઢા ઉપર રૂપ કાઢતો ગ્યો એમ એમ એની છેડતી થાવા મંડી એટલે એણે લોટે જવાનું ય છોડી દીધું.'

'એ તો બહુ કહેવાય...'

'ખવ કે' કે થોડું કે'; મુછાળાનો દેખાવ જ એનો દશ્મન થઈ પડ્યો. મૂછોના કાકડા ચડાવીને ને છાતી કાઢીને બજારમાં નીકળે ત્યારે બાયડીઓ તો ઠીક પણ ભાઈબંધ બાવડા ય બે ઘડી એના સામે જોઈ રિયે. લોટ માંગવાનું છોડવું પડ્યું પછી તો મુછાળો તોબા પોકારી ગ્યો. ગામની બાયડીઓ એને દીઠો જ ન મેલે, એવા ગામમાં રેવાય કેમ કરીને ! એક દી મારી પાસે આવીને બોખે પાણીડે રોયો. મેં એને કીધું કે ગામના બાપનું ક્યાં દેવું કર્યું છે ! આ ગામ છાંડીને બીજે ગામ વયો જા...'

'કરમ કોઈએ થોડાં વેચી ખાધાં છે ! મુછાળાના નસીબે પાદરમાં નિશાળ ચણાવા માંડી. એના કન્ટ્રાક્ટી તરીકે એક કચ્છી શેઠિયા આવ્યા'તા, ઈ તને સાંભરે કે નંઈ !' શંભુગીરીએ વચ્ચે પૂછ્યું.

'હા, ઈ મારી સાંભરણમાં છે ખરું.' મેં કહ્યું: 'એની શેઠાણીએ માથા ઉપર સાડલો ઓઢવાના સમ ખાધા'તા—ઉઘાડમથ્થી કે'વાતી એ જ ને !'

'હા, ઈ ઉઘાડમથ્થી જ. ગામે તો એનું નામ જોગમાયા પાડ્યું'તું. પગભરણું ન હોય ને સાવ ટાઢો છાંયો હોય તોય જોગમાયા પગમાં ચંપલ ચડાવીને નીકળતી. કન્ટ્રાટ પૂરો થ્યો ને જોગમાયા આંયાથી ગુમી ગ્યાં તંયે મુછાળાને ભેગો લઈ ગ્યાં. ઈ જોગમાયાએ જ આનો જીવ લીધો.'

આટલું કહીને શંભુગીરી ચેહમાં લાકડાં ઠીકઠાક કરવા ગોઠવ્યાં. શબના સળગી પડેલા પગ તળે બીજાં લાકડાંની ટેકણ મૂકયાં. ઉપર સુગ જોઈને વધારે લાકડાં ગોઠવ્યાં.

ત્યાર પછીનું શંભુગીરીનું મૌન ભય પ્રેરે તેવું હતું. મેં ઓછાશ આણી ગમવા ખાતર પૂછ્યું: 'મુંબી ગયા પછી મુછાળાનું શું થયું !'

'શું થાય બીજું ! શરૂઆતમાં તો જુવાનીનાં વરસમાં બહુ જણાયું નંઈ. પણ દસેક વરસ થયા પછી મારા ઉપર મુછાળાનું કહેણ આવ્યું કે બાપુ, હવે આ નર્કાગારમાંથી છોડાવો. બવ પિલાઈ છું. બચારાને સૂડી વચ્ચે સોપારી જેવું હતું. નોકરી છોડી દિયે તો જોગમાયાના ત્રાસમાંથી છૂટે; પણ તો પછી નવરો બેઠો ખાય કયાંથી ! હવે તો મુછાળાને ય અવસ્થા જણાવા મંડી'તી. રસોઈ–પાણીમાં ય મોર્યના જેવી એની જાત હાલતી નો'તી. તો ય ઓલી જોગમાયા એને જવા દિયે એમ નો'તી. બચારાની સાચે જ ઓલ્યા નાટકમાં ભૂપતિજી જેવી દશા થઈ. ભરજુવાનીમાં જ મુછાળો ભાંગી ગયો. એને રૂંવાડે રૂંવાડે રોગ ફૂટી નીકળ્યા એટલે ઓલ્યા નર્કાગારમાંથી એની મેળે એનો છુટકારો થઈ ગયો. જોગમાયાએ મુછાળાને દેશમાં આવવાની ટિકિટ કઢાવી દીધી. દેશમાં આવીને એણે ખાટલો ઢાળ્યો ઈ ઢાળ્યો. એનાં લોઈ–પીનારામાં બાકી રઈ ગ્યા'તા ઈ કીડા પણ ડિલમાં પડી'ગ્યા, ને એમણે ય ધરાઈ ધરાઈને ઘૂંટડા મોઢે રગત પીધાં.'

અહીં શંભુગીરીએ અવાજ ધીમો કરી નાખ્યો. અને સ્મશાનની નિર્જનતામાં પણ કોઈક સાંભળી જશે એવી દહેશતથી, મારા કાનમાં જ કહ્યું: 'હીરજી, મારાથી એક ન કરવાનો કામો થઈ ગયો છે.'

'શું વળી !' મેં પૂછ્યું.

'એ કર્યા વિના છૂટકો જ નો'તો. અને મુછાળાની કાયાને કીડા કરકોલી ખાતા'તા એ વેદના મારાથી જીરવાણી નંઇ, એટલે હું ઓસ્માણ કસાઇ પાસેથી રોજ થોડું થોડું અ–ખાજ લઇ આવીને એની કણી કણી, ખદબદતા કીડા ઉપર વેરતો. એટલું મુછાળાનું માંસ ઓછું કરોલાતું. પણ ભાઇ, આ તો સંધાં ય થીગડાં હતાં થીગડાં મૂળ રોગ જ રજવાડી એમાં આપણું શું ગજું! મારી પાસે એની લેણાદેવી બાકી હતી એટલી પૂરી કરી.' કહીને શંભુગીરીએ બંને હાથ ખંખેરતા હોય એમ ચાપટ વગાડી.

હવે ચેહ બળી રહી હતી ખંખોળિયું ખાવા માટે ઊભા થતાં થતાં મેં ભારે અવાજે કહ્યું:

'બાપુ, તમે હમણાં બોલ્યા ઇ સાચું જ બોલ્યા_છો, કે આ તો રજવાડી રોગ હતો. મોટા રાજામહારાજાને થાય. નંદનગઢના બાપુનો સાથળ સડ્યો તયે એની ગંધ ઢાંકવા સારુ રોજ પાનસેં રૂપિયાનું અત્તર વાપરવું પડતું. આવો રોગ મુછાળા જેવા માણસને...'

'ભાઈ, આ પણ રજવાડી જ હતો.' શંભુગીરીએ ફરી મારા કાનમાં ગણગણાટ કર્યો: 'આ મરી ગયા વહિ બોલવું ન જોઇએ, પણ તારા એકલાની મોઢે મારું પેટ ખોલું છું... મુછાળો બાંભણ તો કેવાય એટલું જ; ઇ ફરજંદ તો મૂળ માનસંગ ઠાકોરનું, સમજ્યો ને!'

નાહવા જતાં જતાં મને પણ એક તુક્કો સૂઝ્યો ચેહમાંથી એક કોલસો ઉપાડી પેલી ભીંતો પરની નામાવલીમાં મોટે અક્ષરે મુછાળાનું નામ લખ્યું અને બાજુમાં, કૌંસમાં માનસંગ બાપુનું નામ પણ અમર કર્યું.

એ નામધારીની આવરદા જેટલી પણ આ કોલસાના અક્ષરોની આવરદા રહેશે ખરી!

[ લેખકના તુરતમાં પ્રગટનાર વાર્તા-સંગ્રહ 'પગલાં'માંની એક વાર્તા

શેઠ તાજા જ પરણેલા હતા, પોતાના ગણાતા ઓરડામાં બેસીને નિરાંતે જરા ગપ્પાં બહેલાવી રહ્યા હતા. ઉનાળો હતો છતાં ય પંખાને લીધે રૂમમાં ઠંડક હતી. શેઠ સોના-રૂપાની રસિક વાતચીત કરી રહ્યા હતા, જેના જવાબમાં શેઠાણીની બંગડીઓનો રણકાર જ માત્ર સંભળાતો હતો. એવામાં બારણું ઊઘડ્યું—અને કામ કરવાવાળી છોકરીને અંદર આવતી જોઇ, શેઠાણી ચિડાઇને બોલી ઊઠ્યાં: 'અમે બેઠાં હોઇએ ત્યારે આ ઓરડામાં આવવાની મેં તને ના નથી કહી?'

'જી બાઇ સાહેબ,' છોકરી સહેજ અચકાઇને બોલી: 'મેં બારણાના કાણા [ Key-Hole ]માંથી છ સાત વાર જોયું ત્યાર પછી જ અંદર આવી છું.'

× × ×

દુનિયામાંના સઘળા ગુંડા લોકોને ફાંસી દેવામાં આવે તો મનુષ્યજાતની પા સંખ્યા દોરડાં બનાવનારાઓની જોઈએ અને બાકીની પા સંખ્યાને ફાંસીગરાનો ધંધો કરવો પડે.

નવલકથા-પરિચય
વિભાગ

# અદ્ભુત જળપ્રવાસ

લેખકો : વોલ્ડમોર વીડામ અને કાર્લ બી. વોલ

સંક્ષેપાનુવાદક : મગનલાલ પઢિયા

[ સામ્રાજ્યવાદની ચૂસણનીતિને વખોડી કાઢતું રશિયા, યુદ્ધને અંતે તેની હકૂમત નીચે આવેલ દેશોના લોકોને 'ફરજીઆત' કામગીરી ઉપર ગમે ત્યાં મોકલી આપી શકે છે. એ ફરજીઆત કામગીરી કેટલીક વાર જિંદગીભરની ગુલામી પણ નીવડે છે. અને એ સબબે એવા દેશોના વતનીઓ રશિયન હકૂમત નીચે પાછા ફરવામાં ભય સેવી રહ્યા હોય છે.

એ જ ભયને કારણે, વતનમાં પાછા ફરવાની નોટિસથી થથરીને સ્વીડનથી અમેરિકા સુધીની લાંબી અને જોખમી, સેંકડો માઈલની મુસાફરી એક નાનકડી હોડીમાં કરવા પ્રેરાયેલા ઇસ્ટોનિયાના સોળ માણસોની આ રોમાંચક અને સત્ય ઘટના છે.

એ અદ્ભુત સાગરપ્રવાસમાં સામેલ વોલ્ડેમોર વીડામે રાખેલ ડાયરી ઉપરથી આ રોચક કથા રજૂ કરવામાં આવી છે.

અહીં તો સંક્ષેપ જ રજૂ થયો છે. આખી કથા અમેરિકામાં Cruise of Erma નામે પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયેલ છે.

—સંક્ષેપક ]

ઇસ્ટોનિયા. જર્મની અને રશિયાનાં બે મહારાષ્ટ્રોની વચ્ચે આવેલું એક નાનકડું સંસ્થાન. ૧૯૧૯ની લડાઈ પછી એને સ્વાયત્તતંત્ર મળ્યું. પણ એ મહારાષ્ટ્રોની ભાઈબંધી એ આંતરરાષ્ટ્રીય શતરંજમાં કમનસીબ પરિસ્થિતિ ઊભી કરનારી થાય છે.

૧૯૪૦માં રશિયાએ ઇસ્ટોનિયા લઈ લીધું અને કેટલાયે ઇસ્ટોનિયન લોકો ફિનલેન્ડ અને સ્વીડનમાં નાસી ભરાયા.

૧૯૪૧માં જર્મનોએ રશિયનોને હાંકી કાઢ્યા, ત્યારે પણ ઘણા ઇસ્ટોનિયનો દેશ છોડી ગયા.

૧૯૪૪માં રશિયનો પાછા આવ્યા અને વળી હજારો લોકોએ નાસભાગ કરી.

ઇસ્ટોનિયાની દસ લાખ વસ્તીમાંથી ૯૦ હજાર યુરોપનાં જુદાં જુદાં રાષ્ટ્રોમાં જઈ વસી છે. ૬૦,૦૦૦ લોકો રશિયામાં 'ક્રાઈક' સ્થળે છે. ક્યાં ? તે સરકાર જણાવતી નથી. જીવતા કે મૂએલા, એ પણ ખબર નથી.

યુરોપમાં ભટકતાં ૯૦૦૦૦ માંથી ૩૦૦૦૦ તો સ્વીડનમાં આવી રહ્યા છે. એ ૩૦૦૦૦ પૈકી ૧૫–૨૦ જણાના એક મંડળનો આપણે પરિચય સાધીએ. આ ૧૫–૨૦ જણાનાં ચાર-પાંચ કુટુંબો સ્વીડનમાં રહે છે. ઇસ્ટોનિયાની જૂની દોસ્તી એ કુટુંબોએ આ પરદેશમાં પણ જાળવી રાખી છે અને તેઓ અવારનવાર એકબીજાને મળ્યા કરે છે અને સુખદુઃખની વાતો કરે છે.

એક રાત્રે એ રીતે જ મંડળ ભેગું થયું છે. તેમાં માયા આન્દે પોતાના ખીસામાંથી એક પરબીડિયું કાઢ્યું. તેમાંનો કાગળ તેણે મંડળ સમક્ષ રજૂ કર્યો–પોતે જ વાંચી સંભળાવ્યો, પણ વાંચતાં વાંચતાં તેના હાથ ધ્રૂજતા હતા.

' સરકાર ઇચ્છે છે કે તમારે તમારા વતન ઇસ્ટોનિયામાં વહેલી તકે પાછા ફરવું. '

સ્વીડનની સરકાર તરફથી આવેલ એ નોટિસ હતી. ભાષા ઘણી જ નમ્ર હતી પણ અંદરનું ગર્ભિત સૂચન ભય ઉપજાવે તેવું હતું.

'સરકાર ઇચ્છે છે' પણ કઈ સરકાર ? સ્વીડનની ? પત્ર સ્વીડનની સરકાર તરફથી જ હતો. પણ એ 'ઇચ્છતી' સરકાર તો બીજી જ હતી અને તે રશિયાની.

રશિયન સરકારની માગણીથી જ સ્વીડનની સરકારે સ્વીડનમાં રહેતા ઇસ્ટોનિયનોની વસ્તી-ગણતરી પણ કરી લીધી હતી. અને ધીમે ધીમે એ લોકોને 'વતનનો આ સાદ' સંભળાવવામાં આવતો હતો. માયાને મળેલ નોટિસ એ અનેકોમાંની એક જ હતી.

થોડા મહિનાઓ પહેલાં જ રશિયન રેડીઓ ઇસ્ટોનિયનોને 'ફાસિસ્ટો' 'યુદ્ધ–ગુનેગારો' કહીને સંબોધતો હતો. પણ હવે નીતિ બદલાઈ હતી. એ જ ફાસિસ્ટો હવે 'બિચારા, જર્મનોના દુઃખે દેશ છોડી ગયેલા, દેશાભિમાની લોકો' થઈ ગયા હતા. મુક્કીથી ન માને તો રામરામ કરવા હાથ લંબાવવો એ જ ન્યાય થયો ને !

કેવળ સરકારી નોટિસથી આ લોકોને વતન પાછા બોલાવવામાં આવે છે એવું નથી. એ માટે જાહેરખબરો પણ આપવામાં આવે છે. જેવી કે: 'વતન જવાની સગવડતા માટે તમારાં નામો રશિયન પ્રતિનિધિની ઓફિસે વેળાસર નોંધાવી દો.'

માયાએ પોતાને મળેલી નોટિસ મંડળ સમક્ષ મુકી. પણ આમ કેમ ! વતન પહોંચવાનો ઉત્સાહ માયાના મોઢા ઉપર કેમ દેખાતો નથી ! આ બીજા લોકો પણ માયાને આ વાત પર અભિનંદન કેમ નથી આપતા !

ઊલટું આ લોકો તો વિચાર કરવા માંડયા, માયાને કે મંડળમાંથી કોઇને પણ 'વતન' પાછા ન ફરવું પડે તે માટે શું કરવું તેનો.

એનું કારણ જાણવું છે ! તો ચાલો આપણે આ મંડળના એક જુવાનના મનના વિચારો જાણીએ. એનું નામ છે વેલ્ડેમેર વીડામ. એ શું વિચારે છે !

૧૯૪૦માં રશિયનો ઇસ્ટોનિયામાં આવ્યા ત્યારે એ એમ. એ.નો અભ્યાસ કરતો હતો. રશિયન અમલમાં એ એક કહેવાતા 'લોક-મંડળ'માં સેક્રેટરી ઓફિસમાં કામ કરતો. પણ એનામાં 'જોઇએ તેટલા ઉત્સાહનો અભાવ' જણાયો અને એને એક ગેરેજનો કારકુન બનાવી દેવામાં આવ્યો. પછી જર્મનોનો હુમલો થતાં એને માટે રશિયન સેનાપતિ તરફથી 'ફરજીઆત લશ્કરી તાલીમ' આવીને ઊભી રહી. એ ફરજીઆત લશ્કરી તાલીમ એટલે શું એ એ જાણતો હતો–રશિયાના કોઇક અંધારા ખૂણામાં ફેંકાઇ જવાનું; કાળી મજૂરી કરીને બાકીનું જીવન પૂરું થવા દેવાનું. એ ભાગ્યો ને સ્વીડનમાં આવી રહ્યો.

ઇસ્ટોનિયાના એવા ૬૦૦૦૦ લોકો રશિયામાં ક્યાં પડયા હતા તેની કોઇને ખબર નહોતી. પણ આ મંડળને એટલો તો ખ્યાલ હતો જ કે વતન પાછા ફરવું એટલે એ ફરજીઆત લશ્કરી તાલીમમાં ભરતી થવા જવું–એમ જ હતું.

અને એટલે જ 'વતનનો આ સાદ' કોઈને ગમતો નહોતો.

'આપણે કાંઈક કરવું જોઇએ.' એ કહ્યું. 'વહેલામોડા આપણને બધાંને અહીંથી ધકેલી દેશે એ નક્કી.'

એ કલ્પનાએ બધાંને મૂંગા બનાવી દીધા પછી એ બોલનાર જ મૌનનો ભંગ કરતો બોલ્યો: 'આપણે એક બોટ લઇને અમેરિકા જ ભાગી છૂટીએ.'

:૨:

સ્વીડનથી અમેરિકા, અને તે પણ નાની જેવા બોટમાં. કોઇ પણ જાતની રીતસરની પરવાનગી વગર. કેવળ કલ્પના–તરંગ જેવી લાગતી આ દરખાસ્ત મંડળે પસાર કરી અને બોટ મેળવવાનું કામ દરખાસ્ત મુકનાર હેરી પાલ્મર્ગને સોંપાયું. ૭મી જુલાઈ ૧૯૪૫ની

રાત્રે દરખાસ્ત પસાર થઈ અને બીજે જ દિવસે હેરીએ બોટ શોધી કાઢી.

હોડીનું નામ 'એર્મા' છે. વેચનાર કહે છે કે તેની ઉંમર ૫૫ વર્ષની છે. હોડી અને પત્ની બંનેની બાબતમાં અમુક ઉમ્મર વટાવ્યા પછી દેખાવ તરફ નહિ જોતાં તે કેટલી ભરોસાપાત્ર છે તે તરફ જ જોવાનું રહે છે; એમ કહી હેરી હોડીના દીદાર તરફ સૂગ ન કરવાનું સૂચવે છે.

જોકે સહેલગાહ માટેની હોડી હોઈ, લંબાઈ ફક્ત ૩૭ ફૂટ છે પણ કૂવાનો થાંભલો મજબૂત છે. સઢ જોકે સાંધેલા આપેલ છે પણ એનું કેન્વાસ (કાપડ) સારું છે એમ 'એર્મા'નો માલિક કહે છે. એર્માના પાટિયામાં પાણીની અંદર પહોંચી શકાય તેટલે ઊંડે સુધી ચપ્પુ ખુતાડીને હેરીએ ખાતરી કરી તો એક પણ પાટિયું નબળું જણાયું નહિ. જોકે બહાર કાઢીને તળિયું બતાવવાની દરખાસ્ત મૂકતાં એનો માલિક ગુસ્સે થઈ ગયો.

આખરે હતી તેવી સ્થિતિમાં પણ એર્માનો સોદો થઈ ગયો.

બે-ત્રણ અઠવાડિયામાં એર્માને દરિયાઈ મુસાફરીને લાયક બનાવવામાં નીકળી ગયા. એમાં એક એન્જિન પણ જડાવી લીધુ—જેથી પવન ન હોય ત્યારે તેનો ઉપયોગ લોન્ચ તરીકે થઈ શકે.

બધી તૈયારી થઈ ગઈ અને આ 'ભાગેડુ' સાહસિકોએ પોતાની મુસાફરી શરૂ કરી દીધી.

એનો બાકીનો અહેવાલ હવે આપણે વોલ્ડેમાર વીડમનના જ શબ્દોમાં સાંભળીએ—કારણ કે એણે જ આ અદ્‌ભુત પ્રવાસની ડાયરી રાખી છે, જેને લીધે આ સાગરમાંના અદ્‌ભુત સાહસની કથા આજે આપણે વાંચી શકીએ છીએ.

: ૩ :

ગુલ્ફ ફેનાલ, સ્વીડન
ઓગસ્ટ ૧૮, ૧૯૪૫

સ્ટોકહોમથી નીકળ્યે અમને નવ દિવસ થયા. હવે અમે સાત ગાંઠની ગતિએ ખુલ્લા દરિયા તરફ જઈ રહ્યા છીએ.

અમારી આ નાનકડી હોડીમાં અમે બધા મળીને સોળ જણ છીએ.

મુખ્ય કેબીન, જે મૂળ તો બે જ જણનો સમાસ કરવા બંધાયેલ તેમાં પાલ્મર્ગ કુટુંબનાં ૭ જણાં રહે છે. એક હેરી પોતે. બીજી તેની પત્ની એલન, ત્રીજી તેમની સોનેરી વાળવાળી બેબી જ્યુટા, ચોથા હેરીની મા, પાંચમી હેરીની માની પિત્રાઈ બહેન અસ્ટેન સ્લુન અને છઠ્ઠી અસ્ટેન સ્લુનની દીકરી માયા આન્દ્ર.

બીજી એક નાની કેબીનમાં કુન કુટુંબ રહે છે. તેમાં (૧) અરવિદ લડાઈ પહેલાં વિમાનના પાઈલટ તરીકે કામ કરતો. તેની પત્ની એલેનોર દેખાવડી છે. ને તેમને ત્રણ બાળકો છેઃ એધમી (૧૦) ઈન્ગ્રા (૭) અને ઊલા (૩).

એ ઉપરાંત અમે પાંચ વાંઢાઓ છીએ. હીનો લુટ્સ તે લડાઈ પહેલાં વૈદકનો અભ્યાસ કરતો. પોલ રીન્હોમ, તે નોર્વેના હવાઈ દળમાં પાઈલોટ હતો ને જર્મનો સાથે યુદ્ધમાં પણ ઊતરેલો. તેનો એક ભાઈ લેસ્મિટ પણ સાથે હતો. લડાઈને લીધે જેનું શિક્ષણ ખોરવાયેલું એવો એક વિદ્યાર્થી પણ હતો—એણે પોતાનું નામ પ્રસિદ્ધ કરવાની ના પાડી છે.

અમે પાંચે જણા પાછળ જ્યાં એન્જિન જડ્યું છે તેની બંને બાજુ એકેક પાટિયું નાખી સૂઈ રહીએ છીએ. એક પાટિયાને ભાગે બે માણસ આવે છે. ને એમ ભાગ પાડતાં પણ એક વધે તેણે ચોકી ઉપર રહેવું એમ નક્કી કરેલું છે.

કુનની કેબીનમાં પાણીનું ટાંકુ છે.

અમારામાંથી હેરી અને અરવિદ બે જણા જ એવા છે જેમણે કોઈ વાર દરિયાની મુસાફરી કરી હોય કે વહાણ હંકાર્યું હોય. એ બંને

જણુ પોતાને હોશિયાર ખલાસીઓ તરીકે ઓળખાવે છે. બડાઈ ન મારતા હોય તો સારું નહિ તો આ હજારેક માઈલની લાંબી મુસાફરી બધાને ભારે પડી જશે.

ખાદ્ય ખોરાકીમાં અમે દૂધના પાવડરના નવ મોટા ડબા, બટાટાના ૭ કોથળા, ચોખાની ત્રણ ગુણો, થોડીક રોટી, થોડાક જવ, થોડુંક માંસ ને થોડીક માછલીઓ વગેરે ભરી લીધું છે.

હેરીના અભિપ્રાય મુજબ, રેશનીંગના ધોરણનું કડકપણે પાલન કરવામાં આવે તો આ ખોરાક ૬૦ દિવસ સુધી ચાલે તેટલો છે. હેરી તો પોતાનો અભિપ્રાય આપીને એ વાત વીસરી પણ જાય છે–પરંતુ એનો એ અભિપ્રાય અમને ચિંતા કરાવી જાય છે–કારણ આ લાંબી મુસાફરી ૬૦ દિવસમાં જ પૂરી થશે એનો શો ભરોસો!

કાગેરો, નોર્વે
ઓગસ્ટ ૨૬

અમારી મુસાફરી શરૂ થયાને હજુ તો પખવાડિયું જ થયું છે ત્યાં અમારે અહીં આવીને અટકવું પડ્યું છે.

રશિયનો સ્વીડન અને ડેન્માર્ક વચ્ચેના બાલ્ટિક સમુદ્રના બોર્નહોમના ટાપુ ઉપર છે એવું સાંભળેલું એટલે અમે ગુટા કેનાલમાં થઈને આવ્યા. બાલ્ટિકના દરિયામાં કેટલાંક વહાણો ગુમ થયાની અફવાઓ પણ હતી–એનું કારણ આગોહવા હતી કે રશિયન રક્ષકદળ એ કહેવું મુશ્કેલ છે.

ચાર દિવસ પહેલાં જ એમાં સડસડાટ સરતી સ્કાગેરાકના ખિલારી પાણીમાં દાખલ થઈ પણ કમનસીબે તળિયે ક્યાંકથી કાણું પડ્યું ને પાણી ભરાવા લાગ્યું. અમે બધા વારા ફરતી પંપ ઉપર રહેવા લાગ્યા તોપણ બધું પાણી ઉલેચાયું નહિ અને આખરે તળિયું તપાસવા અમે અહીં એમાંને લંગારવાનું નક્કી કર્યું.

કાંઠે લઈ જઈને તળિયું તપાસ્યું તો દરિયાઈ ઉધઈએ એ કોરી ખાધું હતું. અમે થોડાંક તાંબાનાં પતરાં ખરીદી એમાંને તળિયે થીગડાં માર્યાં અને પછી એને રંગી લીધા. એમાંના આ 'દવાદારૂ' માં, અમે ખાસ સંજોગો માટે રાખેલા પૈસા લગભગ બધા વપરાઈ ગયા. સ્વીડીશ નાણાં સિવાય બીજું નાણું સ્વીકારાયું નહિ એટલે સ્વીડીશ નાણું લગભગ બધું વપરાઈ ગયું

અમે પુરુષો સમારકામમાં હતા, એ દરમિયાનમાં બૈરાંઓ દૂધના ડબા માટે ભમ્યાં. ત્રણ દિવસની મહેનતે તેમને બે ડબા દૂધના મળ્યા.

અમે સ્વીડનથી નીકળ્યાં ત્યારે 'કિનારાની સહેલગાહે' એ જાતની પરવાનગી લઈને નીકળેલાં. પણ હવે અમે કિનારો છોડીએ છીએ, એટલે સત્તાધીશોને અમારી હવેની સહેલગાહ હદ વટાવી જતી લાગે તો નવાઈ નહિ. પણ અમારે ક્યાં હદમાં રહેવું જ હતું!

ફિન્સટાઉન બે, આયર્લેન્ડ
સપ્ટેમ્બર ૨૪

અમારી મુસાફરી શરૂ કર્યાને બે મહિના તો થઈ ગયા ત્યારે હજુ અમે અહીં આયર્લેન્ડ સુધી જ પહોંચ્યાં છીએ.

કાગેરોથી નીકળ્યા પછી વળી અમે નોર્થ-સીના તોફાનમાં સપડાઈ ગયાં. એવાં મોટાં મોજાં આવતાં હતાં કે અમારે બધાંને કેબીનોમાં ભરાઈ જવાની ફરજ પડી હતી. કેબીનોના છાપરાનાં પાટિયામાંથી પણ પાણી ચૂવા લાગ્યાં હતાં.

સૌથી મોટું દુઃખ એ હતું કે વહાણના એટલા બધા ડોલન છતાં અમને કોઈને દરિયો લાગતો નહોતો. તમે કહેશો કે દરિયો નહોતો લાગ્યો એ તે વળી દુઃખ શાનું! પણ એ ખરેખર જ દુઃખ હતું. દરિયો નહોતો લાગતો એટલે ભૂખ ખૂબ જ લાગતી. અને રાંધીને કાંઈ પકાવી શકાય એ અશક્ય હતું. અમે સ્પીરીટથી ચાલતા પ્રાઈમસ સાથે લીધેલા, તેના ઉપર રાંધ કરવાનો પ્રયત્ન કરી જોયો,

પણ કડાઈ મૂકી કે તરત જ પ્રાયમસ ઊથલી ગયો. બીજી વાર બે માણસો સ્ટવને અને એક કડાઈને પકડે એ રીતે પ્રયત્ન કર્યો, પણ વહાણના ડોલનમાં કડાઈ પકડનારે સમતોલપણું ગુમાવ્યું અને ફરીથી બધું ઢોળાઈ ગયું.

સાંજ પડવા આવી અને પવન સહેજ પડ્યો, ત્યારે વળી એક બીજી આફતમાંથી પણ અકસ્માત જ બચી ગયાં. અમે બેઠાં હતાં અને અરવિંદ અચાનક સુકાન ઉપર કૂદ્યો ને ઝડપથી તેને ફેરવવા લાગ્યો. તે ફેરવતો જ રહ્યો અને એક તરતી ' માઈન* 'ની એકદમ પાસે થઈને અમે નીકળી ગયાં. જરાક મોડું ધ્યાન ગયું હોત તો ' ઍર્મા ' માઈનને અથડાઈ જાત અને અમારું શું થાત એ તો શી રીતે કહી શકાય !

ત્યાંથી આગળ ચાલતાં ફ્રાસ્ટર્ બર્ગ (સ્કોટલૅન્ડ)માં અમારે પાસપોર્ટ બતાવવા પડેલા. ઑફિસર તો એ જોઈને વિચારમાં પડી ગયો. પણ કાંઈ બોલ્યો નહિ અને અમને જવા દીધાં.

પણ કૅલેડોનિયન કૅનલમાંથી પસાર થતાં પવન સાવ પડી ગયો અને અમારે ઍન્જિન ચાલુ કરવું પડ્યું. ઍન્જિન પણ એવું હતું કે રોજ અર્ધા કલાકની મહેનત પછી જ ચાલુ થતું હતું.

સ્કોટલૅન્ડમાં ' લોકનેસ ' પાસે અમે થોડુંક રોકાયાં હતાં. ત્યાંનાં સેઈન્ટ બેનેડિક્ટસના દેવળના સાધુઓએ અમને શાકભાજી, તાજું દૂધ, સાકર, સિગારેટ વગેરે આપ્યાં. બીજી સામગ્રી અમે ખરીદી શકીએ તેમ નહોતું કારણ કે વધેલા બધા પૈસાનું અમે ' ડીઝલ ઑઈલ ' ખરીદી લીધું હતું. અમારા કૅપ્ટન હેરીનું કહેવું હતું કે ખોરાક કરતાં પણ વધુ જરૂરત હવે ' ડીઝલ ઑઈલ 'ની રહેશે.

ગઈકાલે રાત્રે અમને પાછું પવનનું તોફાન નડ્યું, ને ઍર્મા નષ્ટ થતાં થતાં રહી ગઈ. અણધાર્યો પવન ફૂંકાવા લાગ્યો અને હોડીને સામા કાંઠાના ખડકાળ ભાગ તરફ ખેંચી જવા લાગ્યો. પાણી પણ ભરાવા લાગ્યું અને બે જણા તો પંપ ચલાવવામાં જ લાગી ગયા. દૂર, અંધારામાં પણ, ખડક સાથે અથડાતાં મોજાંનાં સફેદ ફીણનું તોફાની તાંડવ જોઈ શકાતું હતું. અમે લગભગ ખડકાળ ભાગ તરફ ધસડાઈ ચૂક્યા હતા, ત્યાં હેરીની મહેનત બર લાગી અને ઍન્જિન ચાલુ થયું. અને ધીમે ધીમે અમે ખડકાળ ભાગથી દૂર થતાં ચાલ્યાં. જોકે આખી રાત ડંકી ઉપર તો એક માણસને રાખવો જ પડ્યો.

સવાર થતામાં તો પવન જેવો અણધાર્યો ઊપડ્યો હતો તેવો જ અણધાર્યો પડી ગયો અને અમે પાછાં અખાતમાં આવ્યાં. અરવિંદ અને પોલ તરતા ટ્રકની મદદથી ઍર્માને તળિયે જઈને તપાસ કરી આવ્યા કે તાંબાનાં થીગડાં તો હજુ જેમનાં તેમ સાબૂત હતાં.

ફુન્કાલ મદીરા
ઑક્ટોબર ૧૦

સત્તર દિવસ સુધી સતત દરિયો અને આકાશ જોયા પછી આજે સવારે અમે જમીન જોઈ. ઘડીક પહેલાં કાંઈક જ ન હતું અને બીજી જ ક્ષણે ક્ષિતિજમાં મદીરાની હરિયાળી ટેકરીઓ દેખાઈ. ધરતીના આ દર્શને, માથી વિખૂટા પડેલા બાળકને માને જોતાં થાય તેવો આનંદ અમને થયો.

ઑક્ટોબર ૨૦

દસ દિવસથી અમે અહીં રોકાઈ ગયાં છીએ. એનું મુખ્ય કારણ તો એ છે કે હેરીએ અમેરિકામાં તેના પિતાને પૈસા માટે તાર કર્યો છે. બળતણ અને ખાદ્ય ખોરાકીની ખાસ જરૂરત છે અને અમારી પાસે પૈસા નથી. દસ દિવસ વાટ જોવરાવ્યા પછી આજે પૈસા આવ્યા. ઍન્જિન માટે ડીઝલ ઑઇલ જોઈતું હતું પણ આખા ફુન્કાલમાંથી એક કૅન પણ

* ધારેલા વખતે આપોઆપ ફાટી ઊડનારા સાંજનથી ભરેલો તરાપો.

મળ્યું નહિ. અમે ખોરાક બટાટા, ચોખા, રોટી, સૂકવેલી માછલી અને દૂધના ડબ્બા વગેરે ખરીદ્યું.

કુનાલમાં અમારામાંથી હેરી અને અરવિંદ બે જ જણને કેપ્ટનના અધિકારની રૂએ કિનારે ઊતરવાની મંજૂરી મળી હતી—બાકીના બીજાને નહિ. અને મજા તો એ હતી કે કુનહાલની પોર્ટુગીઝ સરકાર અમને કાંઈ નહિ ને કોમ્યુનિસ્ટો ધારે છે. પણ એ તો એમ જ ધારે ને! અમે ઈસ્ટોનિયન-ઈસ્ટોનિયા રશિયન કબજામાં છે અને રશિયામાં કોમ્યુનિસ્ટ સરકાર છે!

આખરે અમે ઊપડ્યા તો ખરા. પણ મદીરાનો કાંઠો છોડતાં જ પવન પડી ગયો અને દસ ગેલન જેટલું કિંમતી ડીઝલ ઓઈલ વપરાઈ ગયું. હવે બાકી પાંચ ગેલન જ રહ્યું છે, એટલે પવન ચાલુ નથી થયો છતાં અમે એન્જિન બંધ કરીને પવનની રાહ જોઈએ છીએ.

અહીંથી અમે 'ટ્રેડ વીન્ડ'માં દાખલ થવાના અને એમાં દાખલ થઈ જઈએ પછી વાંધો નહિ એમ હેરીનું કહેવું છે.

એક વાત કહેવી રહી ગઈ.

મદીરામાં રોકાણથી થાકી ગયા ત્યારે હેરીએ એકવાર અમને આ મુસાફરી પડતી મૂકવા કહી જોયું પણ અમારામાંથી કોઈએ હા પાડી નહિ અને જે આવે તે મુસીબતો સહન કરીને પણ આગળ વધવાનો જ અમે નિર્ણય જાહેર કર્યો.

દરિયો
નવેમ્બર ૨૦

બારપમારની રજા અને તે પણ વળી સ્વર્ગમાં ગાળી હોય એવી લહેરમાં અમારો આ એક માસ ચાલ્યો ગયો છે. એમાં જાણે સાગરપરી હોય એવી સડસડાટ ચાલ્યા કરી છે. પવન અને દરિયો બંને અનુકૂળ થઈ ગયા છે. માબાપ પોતાના વહાલા બાળકને વારાફરતી રમાડ્યા કરે તેમ વાયુ અને વારિ એમને રમાડ્યા કરે છે. કોઈ કોઈ વાર તો બંનેનાં 'સાગમટાં' હેત એમને મૂંઝવી પણ નાખે છે. પણ એ મૂંઝારો આખરે સુખદ જ હોય છે.

અને અમે બધાં પણ 'એમાં'ને ઝંપવા દઈએ એવાં ક્યાં હતાં! એના પાછલા ભાગ પર કપડાં સૂકવી સૂકવીને અમે ધોબીઘાટ ઊભો કરી દઈએ છીએ. છોકરાંઓ પોતાની ઢીંગલીઓનાં કપડાં સૂકવવાનું પણ નથી ચૂકતાં. નવરા હોઈએ છીએ ત્યારે કેબીનના છાપરા પર લાંબા થઈને સૂતાં સૂતાં અમે એના ડોલતા થાંભલાને જોયા કરીએ છીએ. એ થાંભલા સાથે કોઈ અદૃશ્ય દોરી બાંધીને કુદરત જાણે અમને ઝુલાવી રહી હોય એમ લાગે છે. ઉપર નિરભ્ર આકાશમાં સૂર્ય તપ્યા કરે છે. એનો તાપ અમારા શરીર સોંસરવો થઈ, શરીરનાં હાડકાંની બાગશ પણ જાણે કે સૂકવી નાખવા માગે છે.

ભવિષ્યમાં શું કરશું એની પણ અમે ખૂબ ખૂબ વાતો કરીએ છીએ. અરવિંદ એકવાર ખલાસી તરીકે અમેરિકા જઈ આવ્યો છે. હેરીના પિતા અમેરિકામાં છે એટલે એ બંને અમેરિકાના સુખદ જીવનની કંઈ કંઈ કલ્પનાઓ ઊભી કરે છે. પાસપોર્ટ વગર અમેરિકામાં દાખલ થવા નહિ દે તો શું થશે એનો હેરીનો જવાબ એના ઉત્સાહનો સૂચક છે:—

'તો આગે. દક્ષિણ અમેરિકા. અરે ત્યાંય નહિ ઊભવા દે તો ઓસ્ટ્રેલીઆ પહોંચશું.'

દરરોજ સવારમાં માયા છોકરાંઓને અંગ્રેજી શીખવે છે. સ્કોટલેન્ડમાં એણે 'સફેદપરી અને સાત વહેંતિયા'ની એક સચિત્ર નકલ ક્યાંકથી ખરીદી લીધેલી. એ છે એમનું પાઠ્યપુસ્તક. છોકરાંઓ સ્વીડીશ ભાષામાં વાર્તાથી પરિચિત તો છે જ એટલે અભ્યાસનું કામ બહુ જ સરળ થઈ પડ્યું છે. છોકરાંઓની ગ્રહણશક્તિ પણ સારી છે. જ્યુટા અને ક્રીલા ત્રણ વર્ષનાં છતાં

'હું ઇસ્ટોનિયન છું' અને 'હું સ્નાનાગારમાં જાઉં છું' જેવાં વાક્યો ગોઠવી શકે છે.

ચારે બાળકો શરીરે કાળાં થયાં છે પણ વજનમાં વધ્યાં છે. વધે જ ને—તેમને ત્રણ ટાણાં ખોરાક મળે છે. સવારમાં જવ, બપોરે ચોખા અથવા બટેટા ને સૂકી માછલી અથવા કબા-બાંનું માંસ અને સાંજે છ ચમચી પાવડરનું દૂધ—પાણી સાથે, જવ અને અર્ધી રોટી.

પાણી થોડુંઘણું ભરાય છે તે ઉલેચવા હજુ અમારે પંપ તો ચલાવો જ પડે છે. પણ, હવે તે કસરતની ગરજ સારે છે. ચોખા અને બટેટાનો જ અમારો ખોરાક હોઇ, શરીર હળવું રાખવા માટે આ કસરત જરૂરી છે એમ અમારા કેપ્ટન હેરીનું માનવું છે.

અમારી પાસે એક છપ્પૂણિયું સૂર્યયંત્ર છે. એમાં વચમાં કાચ જડેલ છે, તેમાં સૂર્યનું પ્રતિબિંબ લઇને, અમારી મુસાફરીના સ્થળ-ના અંશ મેળવી શકાય છે, જોકે સૂર્ય ઢંકા-યેલો હોય ત્યારે એ યંત્ર ઉપયોગમાં આવી શકતું નથી.

'એમાં'ની ઝડપ વધેલી હોય છે ત્યારે હેરી રંગમાં આવી જાય છે અને 'બાપો, બાપો' કહી એમીનાં વખાણ કરે છે. પણ *એનો એ સ્નેહ, એમીની ગતિના પ્રમાણમાં* વધઘટ થયા કરે છે.

*દરિયો, નવેમ્બર ૩૦*

હજુ બે દિવસ પહેલાં જ અમે 'ટ્રેડ વિન્ડ' (વ્યાપારી પવનો) માંથી બહાર નીકળી ગયાં ને હમણાં ગલ્ફ સ્ટ્રીમમાં પહોંચી જશું એવી ધારણા હતી,. ત્યાં તો તોફાનનાં એંધાણ દેખાણાં. મોટાં મોજાંઓ ઊછળવા લાગ્યાં ને પવન સઢમાં ભરાઇને હોડીને અવળી દિશામાં ખેંચવા લાગ્યો. શું કરવું એનો વિચાર કરીએ છીએ એટલામાં તો તોફાનના પૂરા સપાટામાં અમે આવી ગયાં.

મોજાં વધી વધીને ૧૫ ૧૫ ફૂટ ઊંચાં ઊછળવા લાગ્યાં ને પવન તો જાણે અમને પાછાં ઇંગ્લાંડ લઇ જવા જ માગતો હોય એમ ખેંચવા લાગ્યો.

સઢ ઉતારી લીધો, લંગર દરિયામાં નાંખી જોયું. પણ કંઇ ફેર પડ્યો નહિ. હેરી અને અરવિંદ વારાફરતી સુકાન ઝાલીને બેસવા લાગ્યા—કારણ સુકાન કાબૂમાં ન રાખે તો વહાણને ઘડીકમાં ઘૂમરી ખવરાવી ઉથલાવી નાખે એવો પવન પણ વાતો હતો.

ઘડીભર તો અમારી બધી હિંમત ઓસરી ગઇ. કુદરતને અમારી આ મુસાફરીનો સફળ અંત નહિ જ પસંદ હોય કે શું એવી શંકા પણ પેઠી. અમારું તો જે થાય તે, પણ બાળકોનું શું ?

*દરિયો, ડિસેમ્બર ૮*

પેલા ઇંગ્લેંડ તરફ ઘસડી જતા તોફાન-માંથી તો આખરે સલામત પાર ઊતર્યાં. કેટલાક માઇલોની અમારે પીછેહઠ કરવી પડી એ ખરું પણ એથી વિશેષ કંઇ ગેરલાભ ન થયો.

પણ ગેરલાભ ન થયો, એમ કેમ કહેવાય ? ચાર ચાર મહિના થયા છતાં અમારી આ મુસાફરીનો અંત નથી આવ્યો એમાં પાછી પીછેહઠ, એ ગેરલાભ તો ખરોજ ને ? અને તે યે અમારી પાસે સાધન—સામગ્રી હોત તો હરકત નહોતી. પણ અમારી પાસે પહેરવાનાં પૂરાં કપડાં યે નથી. ઉનાળામાં નીકળેલાં એટલે કપડાંનો વિચાર જ કોણે કર્યો હોય ! પણ હવે તો શિયાળો બેસી ગયો અને તે પણ આટલાં-ટિક મહાસાગરનો.

. મારો જ દાખલો લ્યોઃ મારી પાસે ઉનાળામાં પહેરાય તેવું એક મંજીફરાક, એક ખમીસ ને એક જૂનો સૂટ છે. છાતી ઉપર મેં કામળો વીંટયો છે ને પગે—તમે કદાચ સાંભળીને હસશો—જૂનાં માસિકોની પસ્તી બાંધી છે. અને એ બધાંની ઉપર મોટો ઓવર-કોટ ચડાવી દીધો છે. આ ઓવરકોટ મને

ખૂબ જ પ્રિય છે અને છતાં એને મારે રગ-દોળવો પડે છે–દરિયાના પાણીથી ભીંજાવા પણ દેવો પડે છે.

અમે બધાં આ રીતે ઓછા કપડાંવાળાં છીએ. અને ક્ષણે ક્ષણે આવતાં પાણીના છાંટણાંથી તો વાદળી (sponge) જેવા બની રહ્યા છીએ.

અને છતાં, ધીમે ધીમે, પણ અમે પાછા અમેરિકાને કંઠે લગભગ આવી ગયાં છીએ એમ કહીએ તો ચાલે.

ખાવાનું દુઃખ પણ એવું જ છે. આજે લેમ્બિટની જન્મગાંઠ હતી. અમે તેને માછલી-ઓનો ડબ્બો ભેટ તો આપ્યો–ઔપચારિક રીતે, પણ એ એમાંથી એક પછી એક આરોગવા લાગ્યો ત્યારે અમારાં હૈયાં બેસી ગયાં. સદ્‌ભાગ્યે, એણે અમારી આંખોનો ભાવ વાંચ્યો હોય કે ગમે તેમ, બે-ત્રણ ખાઇને જ, એણે ડબ્બો પાછો આપ્યો. અને અમારો શ્વાસ કાંઈક હેઠો બેઠો.

હરિયો

ડિસેમ્બર ૧૨, મધરાત.

હજુ બે દિવસ પહેલાં જ હેરીએ કહ્યું હતું અનુકૂળ પવન મળે તો ત્રણેક દિવસમાં જ આપણે ન્યુયોર્કના બારામાં પેસી જઈશું. એ દિવસથી અમે એ અનુકૂળ પવનની રાહ જોતાં જ બેઠાં છીએ.

પણ, કુદરત અમારી મશ્કરી કરવા માગે છે કે કસોટી એ જ કાંઈ સમજાતું નથી. જ્યારે ને ત્યારે કંઠે અડવા આવ્યા હોઈએ છીએ ત્યાં જ મધદરિયે ધકેલાવા જેવું થાય છે. આજે પણ એમ જ થયું છે. પવનની રાહ જોતા હતા ને પવન તો આવ્યો પણ અનુકૂળ નહિ, પ્રતિકૂળ. સાથે તોફાનને પણ લઈને આવ્યો. આજનું તોફાન ઉત્તરમાંથી વંટોળિયા રૂપે આવી ચડયું.

અને ફરી આખી રાત નિરાધાર સ્થિતિમાં અમે દક્ષિણ તરફ ઘસડાયે ગયાં. વારંવાર આવતાં મોટાં મોટાં મોજાંઓ તેનાં પાણીમાં તરતી હોડીમાં બધું તરતું કરી જાય છે, બાળકો પણ ભય પામીને રડવા લાગ્યાં છે કારણકે કેબીનમાં કપડાંની બેગો, જોડા, પથારીઓ સુદ્ધાં તરવા લાગી છે.

આખી રાત અમે વારાં ફરતી પંપ ચલાવ્યા જ કર્યો. પણ અંદર આવતા પાણીના પ્રમાણ-માં બહાર ફેંકાતું પાણી બહુ ઓછું હતું.

મોજાંની દરેક થપાટે 'ઓર્મા' ઉંહકારો કરી ઊઠે છે. ઠેઠ સવાર પડવા આવ્યું ત્યારે એ ઉંહકારને બદલે તોફાનની ચૂડમાંથી છૂટતી હોય એવો તીણો અવાજ આવ્યો અને અમે પાછાં કાંઈક સ્વસ્થ થયાં.

ડિસેમ્બર ૧૪

તોફાન તો ગયું અને અમે પાછા પશ્ચિમ તરફ જવાનું શરૂ કરી દીધું. પણ અમારો બધો ઉત્સાહ ઓસરી ગયો છે. ઠંડીનું દુઃખ વધ્યું છે. તોફાનને લીધે ' રીગીંગ ' ઉપર બરફ જામી ગયો છે. ઠંડીમાં અમારા હાથપગ અકડાઈ જવા લાગ્યા છે. પંપની કસરત પણ અમને ગરમી આપી શકતી નથી.

હોડીનાં પાટિયાં એટલાં બધાં ભીંજાઈ ગયાં છે કે ગરમી મેળવવા માટે અમે એના ઉપર સ્પીરીટ છાંટી તે સળગાવીએ છીએ. પાટિયું સળગી ઊઠવાનો ભય પણ અમને તેમ કરતાં રોકતો નથી. ભીંજેલાં પાટિયાં બિચારાં શું સળગી ઊઠવાનાં હતાં !

પવન પણ પડી ગયો છે, એટલે ઝડપ થઈ શકતી નથી. ખોરાકની ખેંચ પૂરેપૂરી વરતાવા માંડી છે. મુઠ્ઠીભર ભાત ઉપર હમણાં અમારે ચલાવવું પડે છે. મીઠું પાણી પણ ત્રણ ગેલન જેટલું રહ્યું છે–તેય ઘૂંટડે ઘૂંટડે પીવા જેટલું તો નહિ જ–રૂમાલ ભીંજાવી, સુકાતા ગળાને સહેજ ભીનું કરવા જેટલું જ. આજ સુધી તોફાનથી પણ અમે ડર્યાં નહોતાં પણ હવે આ વિલંબ કરતી નિષ્ક્રિયતા અમને ભયકારક બનવા લાગી છે.

પણ સદ્‌ભાગ્યે આજે સાંજે અમારો

છુટકારો થયો. એલન ડેક ઉપર ફરતી હતી ત્યાં તેણે આંગળી ચીંધીને બૂમ મારી. બરફની વૃષ્ટિ વચ્ચેથી આંખો તાણીને જોયું તો એક આગબોટ જતી હતી—ના જતી ન હતી, અમારા તરફ આવતી હતી.

અમે બધાં આ શુભઘટનાનો વિચાર કરતાં હતાં ત્યાં હેરી ઝપાટાબંધ ઊઠયો ને નીચે દોડયો. તેણે એમ શું કામ કર્યું તે, પહેલાં અમને સમજાયું નહિ; પણ તે ઉપર આવ્યો ત્યારે અમને એનો ભેદ જણાયો.

પોતાનો સારામાં સારો સૂટ પહેરીને, વાળ ઓળીને, હાથમાં પાસપોર્ટ વગેરે કાગળો લઇને તે આવ્યો. અમે સમજી ગયાં. હેરી અમારા કૅપ્ટન તરીકે પેલી સ્ટીમરના કેપ્ટનને મળવા જવા માગતો હતો. અને તે ગયો પણ.

તેણે ત્યાં શી વાતો કરી તે એ જ જાણે; પણ થોડી જ વારમાં એ સ્ટીમરમાંથી પાણી, રોટી, હેમ, બટેટા, કેરીના ડબા, દૂધ, કાપડ, ધાબળા, સિગારેટ, એન્જિન માટે ડીઝેલ ઓઇલ સુદ્ધાં અમારી હોડીમાં આવી પહોંચ્યું. એ બધો સામાન અમને આપી એ સ્ટીમર પોતાને રસ્તે પડી. એ સ્ટીમરનું નામ હતું 'જોન પી મે.' તે લશ્કરને સાધન-સામગ્રી પૂરી પાડનારી સ્ટીમર હતી.

ડિસેમ્બર ૧૫

પેલી સ્ટીમરે અમને બધાંને પોતા સાથે લેવાને બદલે સાધન-સામગ્રી જ આપી અને 'એર્મા'ની મદદથી જ અમને અમારી મુસાફરીનો અંત લાવવા ઉપર રાખ્યાં એ માટે પહેલાં તો અમને આશ્ચર્ય થયું—પણ પછી અમે અનુમાન કર્યું કે એને માટે હેરીનો એર્મા ઉપરનો પ્રેમ પણ કદાચ જવાબદાર હોય.

પણ, રાત્રે ચાંદનીમાં અમેરિકાની દિશામાં સડસડાટ જતી એર્મા ઉપર લહેરથી લાંબા થઇને સૂતાં સૂતાં મને પણ થયું કે હું પણ એર્માને ચાહું છું.

૧૨૮ દિવસ સુધી એર્માએ અમને પોતાની છાતી ઉપર રાખ્યાં હતાં ને મોટા મોટા તોફાનમાં પણ અમને વિખૂટાં કર્યાં નહોતાં. ઘરડી-જૂની, ને ખરબચડી-બિગી છતાં એર્માને હું ચાહવા લાગ્યો હતો એમ મને લાગ્યું.

પણ મારા સ્નેહમાં એક શરત હતી. તેને પાણી ઉલેચવા માટે એક ઓટોમેટિક (એની મેળે ચાલે તેવો) પંપ જોઇએ.

લૉન્ગ આયલૅન્ડ સીટી, ન્યૂયૉર્ક
નવેમ્બર ૧૯, ૧૯૪૬

ગયા વર્ષની ડિસેમ્બરની ૧૬મીએ અમે અમેરિકા સુખરૂપ પહોંચી ગયાં. સવારના પહોરમાં પશ્ચિમ તરફથી આવતા પ્રકાશના શેરડામાં અમે અમેરિકાનું પ્રથમ દર્શન કર્યું ત્યારે હૃદયમાં કંઇ કંઇ ભાવો જાગ્યા હતા.

તોફાન, ભૂખમરો, દરિયાનો ભય, અમારા એક વખતના વતન તરફનો, ત્યાંની હાલની સરકાર તરફનો ભય એ બધું આ દેશમાં જઇ ભૂલી જશું કે કેમ? કે પછી ત્યાંથી પણ જાકારો સાંભળીને ફરીથી રખડપટ્ટી નસીબે ચોંટશે કે શું? એવી કંઇ શંકા-આશંકાઓ ઊભી થઇ હતી.

પરંતુ સદ્‌ભાગ્યે જાકારો ન મળ્યો—એટલું જ નહિ પરંતુ આદર મળ્યો. થોડાં અઠવાડિયાં પહેલાં જ પ્રેસિડેન્ટ ટ્રુમેને યુરોપનિવાસથી આવતા લોકો માટે સગવડો આપવા કહ્યું. થોડા વખતમાં નાગરિક અધિકાર પણ અમને મળશે. અમને બધાંને કામકાજ મળી ગયું છે. જોકે કોઇનું કામ હલકું પણ છે. પણ હીનોએ મશ્કરીમાં સાચે કહ્યું તેમ:—

'રશિયન જાસૂસખાતાના સતત ભયમાં લાખો રૂપિયા કમાવા કરતાં બ્રુકલીનની રેસ્ટોરાંની ફરસ સાફ કરીને નિર્ભય રહીને જીવવું વધુ ઉત્તમ છે.' [અંગ્રેજી પરથી]

# સાગરની ગોદમાં

ચંદુલાલ વ. ભટ્ટ

મધદરિયે તોફાનમાં એક વહાણ ભાંગે છે. પિતા, માતા અને ચાર પુત્રોના એક કુટુંબને વહાણમાં જ રાખી સમસ્ત મુસાફરો હોડીઓમાં નાસી છૂટે છે. નીચે જળ અને ઉપર આભ એવી નિરાધારતામાં જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતા કુટુંબમાં, તોફાન શમતા જીવનની આશા જાગે છે. હાથ લાગ્યા તેવાં સાધનોથી તરાપો તૈયાર કરી ભાંગેલા વહાણમાંથી લઈ શકાય તેટલી ઉપયોગી સામગ્રી અને કૂતરાં, મરઘાં, ગાય, ગધેડો, ઘેટાં, બકરાં જેવાં જીવો સાથે એ કુટુંબ એક નિર્જન બેટમાં આવી પહોંચે છે પોતે ઊભા કરેલા એક તંબૂમાં થોડાક દિવસ વસવાટ કર્યા પછી મોટા વડલા જેવું એક ઊંચું ઘટાટોપ ઝાડ મળી જતાં તેના પર માળ બાંધી વસવાનું નક્કી થાય છે રસ્તામાં આવતી નદી પર પાટિયાંનો એક પુલ જહેમતપૂર્વક તૈયાર કરી, જરૂરી સામગ્રી ને પ્રાણીઓ સાથે આખું કુટુંબ પેલા ઝાડ પાસે આવી પહોંચે છે ઝાડની ઊંચી ઊંચી ડાળીઓ સાથે દોરડાની એક લાંબી નીસરણી બાંધી મોટા મોટા બીમ અને પાટિયાં વડે ઝાડ પર બાંધેલા 'હવાઈ મહેલ'માં સૌ નિરાંતે ઊંઘી જાય છે

## [ ૧૧ ] જૂના નિવાસસ્થાને

સવાર થઈ. ખ્રિસ્તી ધર્મની આજ્ઞા મુજબ નો આજનો કાયદેસરનો રજાનો દિવસ રવિવાર હતો નક્કી કર્યા મુજબ આરામ, સુવ્યવસ્થા, સુંદર ભોજન, વાર્તા અને ભગવાનનું નામ લેવાનો આજનો કાર્યક્રમ હતો

ગઈકાલે બીજાં ઘણાંય કામની સાથે, સૌને ભાગે એક એક આવે એટલાં તીરકામઠાં પણ બનાવી લીધાં હતાં એ તૈયાર કરવાની રીત પણ સૌને બતાવી દીધી હતી આજના રજાના દિવસનો થોડોક ભાગ એ તીરકામઠાં વાપરતાં શીખવા–શીખવવામાં ગાળવાનો સૌનો ઇરાદો હતો વસ્તુય નવી હતી એટલે એમાં સૌને રસ પુષ્કળ પડયો કોઈ એક ઝાડ પર તો કોઈ બીજા ઝાડ ઉપર નેમ તાકી તાકીને માંડયા તીર છોડવા ક્યારેક અર્નેસ્ટ તો ક્યારેક જૅક પોતાની આવડતથી કોઈ કોઈ પંખીઓને સુદ્ધાં પાડી દેતા હતા. નીચે પડેલાં પંખીઓને તેઓ સીડી પરથી નીચે ઊતરી ઉઠાવી લાવતા

આના શિકાર ઉપર અમારા ગુજરાનનો ઘણો આધાર હતો દારૂગોળાની મદદથી શિકારનું કાર્ય ચાલે તેમ હતું, પરંતુ અમારો તો અહીં જાણે કે કાયમી વસવાટ થયો હતો. પાછા ફરવાનું તો કોણ જાણે ક્યારેય અમારા નસીબમાં લખાયું હશે ! અને એટલે જ આ વધારાનું હથિયાર વાપરતાં શીખી લેવું એ સૌને માટે લાભકારક હતું

આમ છતાં આવા નજીવા શિકારમાં મન ઘાલી પંખીઓને બિવડાવી દઈએ એમને પાલવે એવું ન હતું આસપાસનાં અંજીરનાં ઝાડ ઉપરનાં અંજીરો પાકવાને હજી વાર હતી એ પાકે ત્યારે વધુ પંખીઓ ત્યાં ટોળે વળે તેવું હતું એ વખતે જો શિકાર કરાય તો જ અમારો ભવિષ્યનો ખોરાક એમાંથી મળી રહે તેમ હતું.

આવી લાંબી ગણતરીથી જ મેં બધાંને શરૂઆતથી જ આવા શિકાર કરવાની ના કહી ઉપરાંત નિશાન તાકતાં શીખવા માટે બીજી વસ્તુઓ ય તે ક્યાં ઓછી હતી ? સૌને મારી વાત ગળે ઊતરી અને એ બધાં જુદી જુદી રીતે નિશાનબાજી કરવા લાગ્યા

નાનકડા ફ્રેંક પાસે ય હવે તો એક નાનકડું ધનુષ્ય ને બાણ હતું. એ મહેરબાન મારી પાસે આવ્યા, 'બાપુ, ધનુષ્ય–બાણ તો મારી પાસે આવ્યાં પણ બાણ રાખવાનો એક ભાથો ય જોઈએ ને ?' એણે પૂછયું

હું હસી પડ્યો. 'હા, બાણાવળી, તમારે

એની ય જરૂર ખરી જ. લાવો, મહેરબાન, બનાવી આપું.' ઝાડની થોડી વળે તેની છાલ મેં ઉખેડી. એને વાળીને એક લાંબા ડબા જેવું બનાવ્યું. ઉપર દોરા વીંટીને એને મજબૂત બનાવી દીધું.

જેકે એને ગળામાં ભરાવ્યું. અંદર એક-બે બાજુ મૂકી એ રોફથી એની મા અને ભાઈઓ પાસે ગયો; બિચારો મારી ભોંઠો રહ્યો. સૌ હસી પડ્યાં.

'વારુ ત્યારે હવે જુઓ. આપણે આજે એક કામ કરીએ. આપણે જ્યારથી અહીં આવ્યાં, ત્યારથી જેટલી જેટલી જગ્યાઓ આપણે માટે ચોક્કસ ઉપયોગી અને જરૂરી જણાઈ છે તે બધીને આપણે નામ આપીએ, આપણને આ જગ્યાના ખરા નામની તો ખબર નથી. આપણી પહેલાં કોઈ મુસાફરે આવીને, આ જગ્યાને નામ આપ્યું હશે કે કેમ અને એને દુનિયાના દોરાયેલા નકશા પર સ્થાન મળ્યું હશે કે કેમ તેની ય આપણને ખબર નથી. આપણે તો આ વસ્તુ આપણા ઉપયોગ માટે કરવાની છે.' મારી આ સૂચના સૌને પસંદ પડી.

'સૌથી પહેલાં તો આપણે આપણી ખાડીને જ નામ આપીશું ને?' ફિલીપે પૂછ્યું.

'હા, હા. એને તો 'કરચલાની ખાડી' એવું નામ આપીએ.' જેક એના ઝપાટામાં આવ્યો હતો એટલે બોલ્યો.

'મને લાગે છે કે આપણે સલામત રીતે પાર ઊતર્યાં માટે એનું નામ 'મુક્તિની ખાડી' એવું પાડીએ.' જેનની માનું સૂચન થયું. સૌને એ ગમ્યું. સર્વાનુમતે નક્કી પણ થયું. જ્યાં અમે શરૂઆતમાં રહ્યાં તેને 'તંબૂઘર' નામ આપવું તથા જે બેટ પર ફિલીપે પેલાં બગલાં મારેલાં ને મરેલી માછલી મળી આવી હતી તેને 'ફ્લેમીંગો (બગલા) બેટ' નામ આપવું એમ જણાવ્યું. સૌને એ પણ ગમી ગયું.

'વારુ, ત્યારે અત્યારના આપણા રહેઠાણને 'હવાઈ મહેલ' કહીશું!' અર્નેસ્ટે પૂછ્યું.

'ચોક્કસ. આ તો હવાઈ મહેલ જ છે. જોકે હવાઈ મહેલ જેટલી હવા નથી છતાં અદ્ધર આકાશમાં તો છીએ જ; એટલે એ નામ ચાલશે.' મેં ટેકો આપ્યો.

મેં ને ફિલીપે જે ભૂશિર ઉપર જઈ અમારી સાથેના મુસાફરોની શોધ કરેલી તેનું નામ અમે 'નિરાશા ભૂશિર' પાડ્યું. અમારા તંબૂ પાસેની નદીને કાંઠે પેલા વરુ સાથે અમારાં બહાદુર કૂતરાંઓએ જંગ ખેલેલો તે નદીનું નામ 'ફ્લેમિંગ નદી' પાડ્યું.

અમારી આ બધી વાતચીત સવારના ઉપાહાર દરમિયાન થઈ ગઈ. અમારે આજે બપોર પછીના ભાગમાં તો 'તંબૂઘરે' એક આંટો મારવો હતો. ખલાસ થયેલું માખણ, મીઠું તથા બંદૂકનો દારૂ વગેરે ત્યાંથી લાવવાનું હતું. તંબૂઘર છોડતી વખતે અમે અમારો વધારાનો માલ એમાં જ મૂકતા આવ્યાં હતાં.

ખાણાને હજી ઘણી વાર હતી એટલે અમે સૌ જુદી જુદી પ્રવૃત્તિઓમાં મશગૂલ બની ગયા હતાં. ફિલીપ પોતાનાં છરી, ચપ્પુ ને કાંટાનાં ચામડાનાં ઘરાં બનાવવામાં લીન હતો. જેક શાહુડીના ચામડામાંથી ટર્કને માટે એક કોટ બનાવવામાં મસ્ત હતો. એ એકલો એ કામ પાર પાડી શકે તેમ ન હતું એટલે વારે ઘડીએ મારે એને મદદ આપવી પડતી હતી. ચામડાનો અંદરનો ભાગ સાફ કરીને સૂકવી નાખ્યો હતો. સાંગોપાંગ ઉતારી લીધેલા એ ચામડામાંથી, ટર્કને આખે શરીરે બંધ બેસતો થઈ જાય એવો કોટ બનાવી કાઢ્યો ને એને પહેરાવી દીધો; પછી જોઈ લ્યો મજા! જાણે કે એ કૂતરો મટીને નવું જ જનાવર બની ગયો. કોઈની મગદૂર નહિ કે એને સહેલાઈથી અડી શકે! અડનારને ખીલા જેવાં અણીદાર પીંછાં જ ઘૂસી જાય!

પેલી એની દોસ્ત ફ્લેરા પણ મૂંઝાઈ.

ટર્કની સાથેની દોસ્તીને દાવે એની સાથે એ ગેલ કરવા ગઈ ત્યાં એને પીંછાં ભોંકાયાં! અને એ વેદનાની એક ચીસ નાખતી ભાગી. લાઈલાજે એનાથી દૂર રહ્યા સિવાય એનો છૂટકો ન હતો.

હું એ જોતો હતો. મને એમની દયા આવી. એમની દોસ્તીમાં આ તો મોટું વિઘ્ન આવ્યું. મે વિચાર કર્યો કે ફ્લોસને ય આવો કોટ બનાવી દેવો. પછી કંઈ હરકત નહિ આવે. એવો બીજો કોટ તૈયાર થયો ત્યાં સુધી ટર્કનો એ કોટ પણ ઉતારી નાખ્યો હતો.

જોકે આ ઉપરાંત એ જ ચામડામાંથી એક કાંટાળો મુગટ બનાવવાનું નક્કી કર્યું. બપોર સુધીમાં તો એ કામ પતાવી નાખવાનું હતું

અર્નેસ્ટ અને ફ્રેંક પોતાનાં નવાં બનાવેલાં ધનુષ્યબાણની તાલીમમાં પાવરધા થવાની કોશિશ કરી રહ્યા હતા.

છોકરાઓની માને તો મારી, છોકરાઓની અને અમારાં નાનાંમોટાં બધાં પશુઓની કાળજી લેવામાંથી બીજી પ્રવૃત્તિમાં ભાગ લેવા જેટલી ફુરસદ ભાગ્યે જ મળતી. સવારસાંજ સૌના પેટનો ખાડો પૂરવાના જબરજસ્ત કાર્યક્રમની ચિંતા મોટે ભાગે તો એને જ માથે હતી ને!

બપોર થઈ. ભોજન પત્યું. થોડો આરામ કર્યો. આરામ કરીને જરા સૂરજ નમ્યો એટલે અમે બધાં જ 'તબૂઘર' તરફ ઊપડ્યાં.

આ વખતે અમે ત્યાં જવામાં લાંબો રસ્તો પકડ્યો. ફરતાં ફરતાં કંઈક નવી નવી શોધખોળ થાય તો તે તરફ પણ અમારી દૃષ્ટિ હતી જ. નદીને આ કાંઠેથી જ નદીના મૂળ તરફ અમે ઊપડ્યાં. સૌથી પહેલાં જે રસ્તેથી આવેલાં તેના કરતાં ય વધુ ઊંડાણમાં ખડકોની હારમાળાની પાછળ પાછળ અમે ચાલ્યાં. એમ છતાં નદીથી બહુ આઘે ન નીકળી જવાય તે વાત અમે ખાસ ધ્યાનમાં રાખી હતી.

ફ્રિલીપે જંગલી બિલાડાની પૂંછડીનો પટ્ટો બનાવીને પહેર્યો હતો. પોતાની છરીનું ઘરું સાવ તૈયાર થયું ન હતું એટલે એને એ લટકાવી ન શક્યો. જેક પોતાનો હજી અધૂરો રહેલો કાંટાળો તાજ પહેરી રોફબંધ ચાલતો હતો. નાનો ફ્રેંક પણ ખભે ધનુષ્ય, પીઠે ભાથો ને હાથમાં એક છૂટું બાણ રાખી ચાલ્યો આવતો હતો. ઉપરાંત અમારાં મૂળ હથિયારો—બંદૂકો તો તૈયાર—સલામત હતાં જ. એક મારી પત્નીના હાથમાં કશું જ હથિયાર ન હતું. એણે તો એક ખાલી કૂંજો માખણ ભરી લેવા માટે હાથમાં ઉઠાવ્યો હતો.

ટર્ક મોખરે હતો. એનો નવો કોટ એણે અત્યારે પહેર્યો હતો. વાંદરાભાઈ પણ સાથે જ હતા. હમેશની ટેવ મુજબ કૂદીને એ ટર્કની પીઠ પર બેસવા ગયા પણ જેવા એ કૂદ્યા ત્યાં પેલાં પીંછાંની અણીઓ ભોંકાઈ. ચીસાચીસ કરીને એ તો નીચે કૂદ્યા. આમ છતાં પાછળ તો એને રહેવું જ ન હતું એણે બારીકાઈથી ફ્લોસ તરફ નજર કરી. એની પીઠ જેવી ને તેવી જ જણાઈ ચાલાકીથી કૂદીને એ પીઠ ઉપર જઈ ચોંટ્યા ફ્લોસ વાંદરાને પોતાની પીઠ પર ભાગ્યે જ વેંઢારતી એટલે એણે ઘણી કૂદાકૂદ કરી, પણ પેલા ભાઈ ચોંટ્યા ત્યાંથી જીખડે એ વાતમાં માલ ન હતો. છેવટે ફ્લોસ હારી ને વાંદરાભાઈ જીત્યા. પેલા બગલાજી પણ અમારી સફરમાં આ વખતે તો સાથે થયા. જરા લંગડાતા લંગડાતા એ ચાલતા હતા. છોકરાઓ એની મશ્કરી કરતા. એમાંથી બચવા એ મારો આશરો લેતા.

ખડકોની આજુબાજુમાં ય મોટાં મોટાં ઝાડ હતાં. એની શીળી છાંયામાં અમારી સફર ખૂબ આનંદ ભરી જણાઈ નદીકાંઠાના કાંકરા ને પથરા કરતાં, કૂણા મજાના ઘાસમાંનો રસ્તો ઘણો સરળ લાગ્યો. રસ્તો કાપવાની જરા ય ઉતાવળ કરવા જેવો આ પ્રદેશ ન હતો. સૌ થોડે થોડે અંતરે ટહેલતાં ટહેલતાં

આસપાસ અને નીચે નજર કરતાં ચાલ્યા જતા હતાં. જમણી બાજુ જંગલ તો હતું જ. એ પૂરું થવા આવ્યું ને જ્યારે રસ્તો નદીના મૂળ તરફ જતો લાગ્યો ત્યારે આગળ ચાલતો અર્નેસ્ટ જંગલના છેવાડાના ભાગમાંથી એકાએક દોડતો આવ્યો. એનો શ્વાસ માતો ન હતો.

'બાપુ, બાપુ, જુઓ તો ખરા! બટેટાં! બટેટાં!'

'શું કહ્યું? બટેટાં?' મને ય આશ્ચર્ય થયું. 'સાચે જ, તો તો એ ખૂબ જ શુભ સમાચાર ગણાય. લાવ જોઉં.'

હું અર્નેસ્ટે આપેલ એ મૂળ જોવા લાગ્યો.

'ખરેખર, બાપુ, બટેટાં જ છે' ફ્રિલીપે વિશ્વાસપૂર્વક જણાવ્યું. 'અર્નેસ્ટે એ શોધી કાઢ્યાં એ બાલ આપણે એને શાબાશી આપવી જોઈએ.'

મેં એને નિરખીને જોયાં. પછી વિશેષ ખાતરી કરવા માટે અમે સૌ જ્યાંથી અર્નેસ્ટ એ લાવ્યો હતો ત્યાં ગયા. ખરેખર એ જગ્યાએ અમે સારા એવા વિસ્તારમાં બટેટાંના છોડનો પાક થયેલો જોયો. ઈરાનના બગીચાનાં તમામ ગુલાબનાં ફૂલો કરતાં ય અમારે માટે અત્યારે આની કિંમત વધારે હતી.

બટેટાના શોખીન જેકભાઈ પણ આ બટેટાં જ છે એની પૂરેપૂરી ખાતરી થતાં આનંદથી કૂદ્યા. પછી એ નીચે બેઠો ને એને મૂળમાંથી કાઢવા લાગ્યો. પેલું વાંદરું ય આ જોતું હતું. એણે ય માંડ્યો કૂદકો. જેક કરતાં વધુ ઝપટથી એ માંડ્યું ખોદવા. ખોદી ખોદી, સૂંઘી સૂંઘીને સારાં સારાં બટેટાં કાઢી કાઢી એ પણ બટેટાંનો ઢગલો કરાવવામાં મદદ કરવા લાગ્યું. થોડી વારમાં જોઈતાં બટેટાંનો નાનો એવો ઢગલો તૈયાર થઈ ગયો. જોઈતો માલ મળી ગયો એટલે ફેંકે જઈને વાંદરાને તેડી લીધું.

છોકરાઓએ એમને મૂળમાંથી તોડી તોડીને સરખાં કરી અમારી પાસેના બે થેલા ભરી લીધા. ભાર તો વધ્યો, પણ એ ઉપયોગી હતો. એ ભાર સહિત અમે સૌ જરા વધારે ઝપટથી આગળ ચાલ્યા.

થોડી જ વારમાં અમે નદીના ખડકવાળા મૂળ પાસે આવી પહોંચ્યા. મૂળની આસપાસનો પ્રદેશ પણ સાવ સૂનો તો નહોતો જ. ખડકોની અંદર પણ જાત જાતની સુંદરતા દેખાતી હતી. ખડકની ઢળતી દીવાલો અદ્ભુત રીતે ભવ્ય જણાતી હતી. ખડકોની વચ્ચે પડેલી તરાડો અને ટોચોની આસપાસની લીલોતરીની શોભા આંખોને ઠારતી હતી. આમાં ક્યાંય માણસની કારીગરીએ કામ કર્યું ન હતું. કુદરતે છૂટે હાથે પોતાની મૂલ્યવાન સમૃદ્ધિને અહીં વિસ્તારી હતી.

આસપાસ બધે ગરમ પ્રદેશોમાં ઊગતી જાત જાતની વનસ્પતિ ઊગેલી હતી. કાંટાળા છોડવાઓ ને જુદી જુદી જાતનાં ફૂલ-ઝાડો નજરે પડતાં હતાં. ઇન્ડીઅન અંજીરો કુંવારનાં લાબરાં, ઊંચા હાથિયા થોર પોતાના કાંટાળા પંજા જેવાં પાન સાથે ચારે તરફ ઊભી નીકળ્યા હતા. પથરાઈ જતી વેલો છોડવે છોડવે જાણે કે વીંટળાઈ વળી હતી. અને એ બધા જ વનસ્પતિમાંથી અમુક ચોક્કસ જાતની સુવાસ ચારે તરફ પથરાઈ જતી હતી.

આ ઉપરાંત જ્યારે અમે અનેનાસનાં ફળ જોયાં ત્યારે તો છોકરાઓ ગાંડા બની ગયા. એમણે તો ઝપાટાભેર બીજું બધું ભૂલી એને એકઠાં કરવાનું શરૂ કર્યું. વાંદરાજીને તો ઉજાણી થઈ ગઈ. અનેનાસ એકઠા કરવાનું ને સાથે સાથે ખાવાનું ચાલતું હતું. છેવટે જ્યારે આ કાર્યક્રમ વધુ ચાલ્યો ત્યારે મારે એમને અટકાવવા પડ્યાં. સૌનાં પેટ ભરાયાં એટલે મારા તરફ ફર્યા.

મેં એક વનસ્પતિ શોધી કાઢી હતી. કાંટાળા પાંદડાવાળા છોડમાં એક Karata નામનો છોડ હતો. એ થોડો ઊગેલો હતો. એને થોડાં કાંટા ફૂટ્યા હતા.

'જુઓ, મારી વાત સાંભળો. મેં જે વનસ્પતિ શોધી છે એ તમારા અનેનાસ કરતાં ય વધુ સારી ને ઉપયોગી છે. એના પાંદડાની નીચેનો ભાગ અનેનાસને મળતો છે. છતાં એની ડાંડલીઓ વધુ સુંદર છે. જુઓ કેવળ પાતળી ને સીધી એ ઊગે છે! એની ઉપર ફૂલે ય કેવાં ખીલ્યાં છે!'

'એમાં તે બાપુ શું છે! ગમે તેવું એ રૂપાળું હોય પણ જો એની ઉપર ખવાય એવાં ફળ ન હોય તો એની કિંમત કાંઈ નહિ. અમારી નજરે તો અનેનાસ આગળ એ ધૂળ છે.' અર્નેસ્ટે મને સંભળાવ્યું અને સૌના ચહેરા ઉપરથી એમ લાગ્યું ય ખરું કે એ બધા જ જાણે કે અર્નેસ્ટની વાતમાં સહમત હતા.

'ખાઉકણ છોકરાઓ, તમે ય કાંઈ ઓછા નથી. વારુ, પણ જુઓ તો ખરા. મારે અગ્નિ સળગાવવો છે. અર્નેસ્ટ, તું જરા ચકમક ને લોઢું ઘસીશ?' મેં પૂછ્યું.

'પણ બાપુ, વાટ કે દીવાસળી નથી. શાથી અગ્નિ પડે!' જેકે જણાવ્યું.

'તો પછી ધારો કે આપણી પાસે એવી વાટો ખલાસ થઈ જાય તો પછી શું કરવું?' મેં સામો સવાલ કર્યો.

'જંગલી લોકો કરે તેમ કરવું પડે. લાકડાના બે કટકા ભેગા કરીને જ્યાં સુધી અંદરથી અગ્નિ પ્રગટે ત્યાં સુધી ઘસવા.'

'એ તો જરા કપરું કામ થાય. આખો દિવસ એમ લાકડાં ઘસ્યાં કરો તો ય કદાચને આગ ન પ્રગટે.' મેં મારી શંકા રજૂ કરી.

'તો તો પછી જલદી આગ પકડે એવા લાકડાની શોધ કરવી પડે.'

'વારુ ત્યારે હવે સાંભળો.' મેં ચલાવ્યું, 'આપણે આપણી અગ્નિ પ્રગટાવવાની પેટીમાં ...રાની વાટ રાખીએ છીએ. એ વાટ તો કદાચ ખલાસ થઈ જશે. તો પછી એવા સમયને માટે ઉપયોગમાં આવે એવું, જલદી સળગી ઊઠે તેવું બીજું કાંઈક શોધી કાઢીએ તો સારું ને!'

અને આટલું બોલીને મારા પ્રશ્નના જવાબ રૂપે મેં જ Karata ઝાડની પાતળી ડાળી ભાંગી લીધી. એની ઉપરની છાલ મેં ઉખેડી નાખી. એમાંથી વચલો ભાગ કાઢ્યો. એનો એક છેડો ચકમક પર મૂક્યો. ઉપરથી ચકમક સાથે લોઢું ઘસ્યું. તણખો ઝરતાંની સાથે પેલું લાકડું સળગી ઊઠ્યું.

છોકરાઓ મોં વિકાસી જોતા હતા. એમના આનંદનો પાર ન રહ્યો.

'અરે પણ આનો તો બીજો એક વધુ પણ ઉપયોગ છે.' મેં જણાવ્યું. 'તમારી માને આપણાં કપડાં સીવવાં કે સાંધવાં હશે ત્યારે હું આમાંથી એને દોરા પણ બનાવી આપી શકીશ.'

'સાચે જ!' મારી પત્નીએ આશ્ચર્ય વ્યક્ત કર્યું. 'આ પેલા ઓછિયા દોરાથી કપડાંને ટેભા લેવા તે કેવું મુશ્કેલ કામ છે!'

'ત્યારે તારી એ તકલીફ હવે દૂર થશે. જુઓ હું આ એક પાન ચીરું છું. એમાંથી બરાબર દોરા જેવું કામ આપે તેવા રેસા નીકળશે. અલબત્ત પાન કરતાં લાંબા નહિ નીકળે. એટલે સાથે એક વખત સોય પરોવીએ એટલા લાંબા તો એ હશે જ.' આમ કહીને એ ક્રિયા મેં એમની સમક્ષ કરી બતાવી.

'ખરેખર બાપુ, કુદરતમાં જાત જાતની કેવી કેવી વનસ્પતિઓ પથરાઈને પડી છે! એ બધી જ શું ખાસ હેતુપૂર્વક ઉગાડવામાં આવી હશે!' અર્નેસ્ટે સવાલ કર્યો.

'દરેક વનસ્પતિ શા માટે ઊગી હશે તે તો ભગવાન જાણે. પરંતુ એક વાત ખરી કે માણસ જાતે પોતાની અક્કલથી એમાંથી ઘણીને પોતાના ઉપયોગમાં લીધી છે.' મેં જવાબ વાળ્યો.

દરમિયાન જેક ઉતાવળો ઉતાવળો બોલ્યો: 'અરે જુઓ, જુઓ, અહીં પણ અંજીરનાં ઝાડ છે. ચાલો તો.' એમ કરતાંક એ તો

ઝટપટ એની તરફ દોડ્યો. જેવા ભાઈ ત્યાં પહોંચ્યા ત્યાં તો એ અંજીરની આસપાસ કાંટાળાં પાન જોયાં. હાથિયા થોરની જ એ જાત હતી. થોરના પાંદડાના કાંટા ને જીંડવા-માંથી એની લાળો પણ હાથમાં ખૂંચી ગઈ એટલે એ તો રાડ પાડી ગયો. હું હસી પડ્યો. તરત જ મેં એના કાંટા કાઢી નાખ્યા ને પછી એ જીંડવાં કેમ તોડવાં તે બતાવ્યું.

થોર હલાવીને સરસ મજાનું એક પાકું જીંડવું નીચે ઘાસમાં પાડ્યું. વચ્ચેથી છરી વડે એને કાપ્યું. એના બે છેડાને અંગૂઠા અને પહેલી આંગળીની વચ્ચે પકડ્યા. ઉપરની લાળ-વાળી છાલ ચપ્પુ વડે હળવેથી ઉતારી લીધી. પછી અંદરના ટુકડા એમને ચાખવા આપ્યા. લાગ્યા તો બહુ સરસ પણ એ ખાવાનું જરા મોંઘું પડે તેવું હતું. જરાક ય ભૂલ થાય તો એની શિક્ષા સહવી પડે તેવું હતું.

ફિલીપે અણીદાર લાકડી ઘોંચીને જ એને સીધું થોર ઉપરથી તોડવાનું શોધી કાઢ્યું. બીજે હાથે એની ઉપરની છાલ એ ઉખેડી નાખતો. એક જીંડવાને ચપ્પુ ઘોંચી એ બારી-કાઈથી નિહાળતો હતો.

'બાપુ આ જીંડવા ઉપર તો ઝીણાં ઝીણાં ગોકળગાય જેવાં લાલ લાલ જીવડાં છે. લોહી જેવો જ એમનો લાલ રંગ છે.'

મેં એ જોયાં. 'લાલ લાલ જીંડવામાંથી પોષણ લઈને એમનો ય રંગ લાલ બને છે. એવી જાતનાં ફળો ખાઈને આવાં જીવડાં મોટાં થાય છે. એમને અંગ્રેજીમાં 'કોચીનીઅલ' કહે છે. ખાસ કરીને અમેરિકામાં આવાં જીવડાં એકઠાં કરવામાં આવે છે. એકાદ કપડામાં એમને ખંખેરીને એકઠાં કરી લેવાય છે. પછીથી એમને સૂકવી પેક કરી વેચવામાં આવે છે. એમાંથી સારામાં સારો તેજદાર લાલ રંગ બને છે.'

મેં મારું આટલું ભાષણ આ જીવડાં વિષે આપ્યું. વધારામાં જણાવ્યું કે આના સિવાય પણ આ વનસ્પતિને સારી મજાની વાડો કરવામાં પણ વાપરવામાં આવે છે. એ એક વાર જામી ગયા પછી એટલો વિસ્તાર પામે છે; એને વીંધીને કે કાપીને આગળ વધવું એવું મુશ્કેલ હોય છે કે વાત પૂછો મા.'

હજુ હું આટલું કહું છું ત્યાં જેક પોતાની હુંશિયારી બતાવવા એક ડાળીને કાપવા માંડ્યો. કાપતાં કાપતાં એક સુકાયેલું પાન ઊડીને એના પાયજામા પર આવીને ચોંટ્યું સીધા જ તે એના કાંટા પાયજામા સોંસરવા એના પગમાં ભોંકાયા. જેક રાડ પાડી ગયો

'ભાઈસાહેબ, જરા સંભાળીને કામ કરો. આનો ઉપયોગ કરવો એ કાંઈ રમતવાત નથી. એમાં જરા ધીરજ ને આવડત જોઈએ.' મેં શિખામણ આપી.

આ વાત આટલી થઈ ત્યાં અર્નેસ્ટ બોલ્યો: 'એ તો બધું જાણે ઠીક. પરંતુ જે છોડ કે ઝાડને ન તો ફળ આવે, ન તો એમાંથી જંતુઓનું પોષણ થાય એ બધાં શું કામ ઊગતાં હશે!'

'બધાં જ ઝાડ કે વનસ્પતિનો શો ઉપયોગ ને શું કામ ઊગે તેના જવાબો તો હું ન આપી શકું.' મેં જણાવ્યું. 'પરંતુ આ પેલાં બીજાં સામે લાંબાં થડ ને ઊંચી ડાળીઓવાળાં ઝાડ દેખાય છે તે એબીસીનીઆમાં થાય છે. ઊંચી ને જાડી ડાળીઓ પરથી હાથીઓ અને જીરાફ પોતાનો ખોરાક મેળવે છે. તેઓ ત્યાં આંબી શકે એટલાં એ ઊંચાં હોય છે. ઉપરાંત તમે એ ભૂલી ગયા કે ઊંટને ને બકરાંઓને થોર ને કાંટા ભાવે છે?'

'એ તો એમનાં ગળાં અને પેટની અંદર લોઢું જડ્યું હશે. મોઢામાં એમને ગમે તેવાં મખમલિયાં થતાં હશે ને મીઠું મીઠું લાગતું હશે.' અર્નેસ્ટે અભિપ્રાય આપ્યો ને આમ વાતો કરતા કરતાં પછી જરા ઉતાવળે નદી ઓળંગીને સીધા અમે તંબૂએ પહોંચી ગયા. જે સ્થિતિમાં તંબૂ છોડ્યો હતો, તે જ સ્થિતિમાં એ હતો.

હવે તો ઝટ ઝટ કામ પૂરું કરવાનું હતું.

જેક દોડ્યો ને જે ખડકના પોલાણમાં ફોડવાનો દારૂ ને ગોળાઓ રાખ્યાં હતાં ત્યાંથી એ લઈ આવ્યો. એની માએ પેલા સાથે આણેલ વાસણમાં માખણ ભરી લીધું. બાજુમાં નાની તળાવડી હતી ત્યાં અર્નેસ્ટ ને જેક બતકાં પકડવા પહોંચી ગયા.

અમે અહીંથી ગયા પછી આ પક્ષીઓ એકલાં પડી ગયાં હતાં. ફરી પાછાં માણસો જોઈને એ જરા ભડક્યાં. માણસથી સાવ અળગાં રહેવાથી કંઈક જંગલી રીત પણ તેઓ અખત્યાર કરવા લાગ્યાં. અને એટલે પેલા બંને ભાઈઓ ભડક્યા.

અર્નેસ્ટે એક યુક્તિ શોધી કાઢી એના ખીસામાં બિસ્કીટ હતાં. દોરા સાથે બાંધી એના ટુકડા કરી એણે પાણીમાં નાખ્યા. પેલાંઓ લાલચે લાલચે કાંઠે આવી પહોંચ્યાં. કાંઠે આવ્યાં એટલે ઝપટ મારી મારી એમને પકડી પાડ્યાં. એમની મદદમાં હું ય પહોંચી ગયો. અમારા ખીસા–રૂમાલોમાં એમનાં ડોકાં બહાર રહે એ રીતે એમને બાંધ્યાં ને અમારા સરંજામમાં એટલો વધારો થયો.

મીઠું ય ખલાસ થયું હતું. એ ભરવા અમે થેલા લાવેલા પણ રસ્તામાં થેલા તો બટેટાથી ભરાઈ ગયા હતા–છતાં મીઠા વગર ચાલે એવું ન હતું એટલે બટેટાના થેલામાં જ તે જેટલું પોલાણ હતું તેમાં ધીરે ધીરે કરીને ભરાય એટલું મીઠું ભરી લીધું. ફરી અમારો વિચાર બેએક દિવસમાં જ પાછા અહીં આવવાનો હતો

માલ તો અમારી પાસે ઘણો એકઠો થયો હતો. બધું કેમ ઉઠાવી જવું એ સવાલ હતો. ટર્કનો કંઈક ઉપયોગ થાય તો કરવો એમ ધારી એના શરીર ઉપરનો સાહૂડીનો વાઘો ઉતારી નાખ્યો. એને અહીં જ મૂકી દીધો.

[1] બટેટાના થેલા સૌની પીઠ ઉપર બાંધ્યા.

બસ, અને આટલું કરીને સૌ સૌએ પોત-પોતાને ભાગે આવતો સામાન ઉઠાવી લીધો. મેં સીટી વગાડી. સૌ તૈયાર થઈ ગયાં.

અમારો આ નાનો કાફલો આ વખતે ય જાણે કે કોઈ બેન્ડ કરનારા ચાલ્યા જતા હોય તેવો જણાતો હતો. પેલાં બતકાં, રૂમાલોમાંથી પોતાની લાંબી ડોકો બહાર લંબાવી 'કવેક, કવેક કવેક, કવેક' કર્યે જતાં હતાં એટલે સરઘસમાં સંગીતનો સૂર પુરાતો હતો.

સૌ આનંદમાં મગ્ન હતાં. રસ્તો ખૂટતાં વાર ન લાગી. સૌ હવાઈમહેલે આવી પહોંચ્યાં. ગા–બકરીને દોહી લીધાં. બટેટાનું ભોજન અત્યારે મળવાનું હતું એ આશાએ છોકરાઓ એમની માને મદદ કરવા લાગ્યા.

મેં સાથેનાં બતકાંની મોટી પાંખો, તેઓ ઊડી ન જાય એ માટે કાપી લીધી ને પછી અમારા વાતાવરણમાં ભળી જવા માટે તેમને છૂટાં કરી દીધાં.

ભોજન તૈયાર થયું. બટેટાંએ રંગ રાખ્યો. ઘણે દિવસે સૌએ એ ભાળ્યાં એટલે પેટ ભરી ભરીને ખાધાં.

## [ ૧૧ ] બાપ–દીકરો

અમારા આ નવા 'હવાઈ મહેલ'ના વસવાટ માટે જોઈતી ચીજ–વસ્તુઓ એકઠી કરી ખેંચી લાવવા માટે અમારાં જાનવરો તો હતાં છતાં ય એકાદ ગાડી મળી જાય તો વધુ સુગમ પડે તેમ હતું. પૈડાંવાળી ગાડી તૈયાર કરવી એ સહેલ વાત નહોતી. પૈડાં વગરની બરફ ઉપર લસરાય તેવી કમાનવાળી ગાડીનો મને વિચાર આવ્યો. એમાં કામ લાગે તેવાં કમાન વળેલાં લાકડાં મેં દરિયાકાંઠે જોયાં હતાં.

બીજે દિવસે વહેલી સવારે જ એ વિચારનો અમલ કરવા હું ઊપડ્યો. સાથે અર્નેસ્ટને લીધો સાધારણ રીતે ભાઈ વધુપડતા ઊંઘણશી હતા. છતાં આવી સફરમાં એને સાથ દેવા જગાડ્યો કે તરત એ ઊભો થઈ ગયો.

ગધેડાને પણ અમે સાથે લીધું. એની ઉપર સામાન લાદી પાછા પહા સાથે એક

સોર્યા વગરની મોટી ડાળી એમ ને એમ બાંધી દીધી અને અમે ઊપડયા. દરિયા ઉપરથી લઈ આવવાનાં લાકડાં મારા ધ્યાનમાં જ હતાં. જતાંવેંત તે લાકડાં ઉઠાવીને પેલી ડાળી ઉપર ગોઠવી દીધાં. ત્યાંથી અમને એક પેટી મળી આવી, એ પણ કંઈક ઉપયોગી નીવડશે એમ ધારી ઉઠાવી ને પેલી ડાળી ઉપર જ રસ્તામાં ઢળી ન પડે તેમ ગોઠવી દીધી.

અમે પાછા ઘેર આવી પહોંચ્યા. ગધેડાને વચ્ચે વચ્ચે ભાર ખેંચવામાં જોકે અમારે હાથ આપવો જ પડયો, પરંતુ આ રીત વધારે સરળ તો જરૂર નીવડી.

અમે પાછા આવતાં જ બંદૂકોના સતત અવાજો સાંભળતા હતા. મને થયું કે જરૂર છોકરાઓએ આજ બિચારાં પક્ષીઓનો ઘાણ બોલાવ્યો લાગે છે. એટલે જતાંવેંત મેં એમને ઉધડાવ્યા: 'ભલા માણસ, તમે તે શું ધારી છો! દારૂ–ગોળીઓ આમ જ ખૂટવાડી નાખશો તો આપણે ક્યારેક મુશ્કેલીમાં મુકાઈ જઈશું. આ બિચારાં મૂગાં પક્ષીઓનો વિના કારણ જીવ લેવાનો ય આપણને અધિકાર નથી. અત્યારની આપણી પરિસ્થિતિમાં ખોરાક પૂરતો શિકાર બસ છે. એથી વિશેષ જે કાંઈ કરીએ તે ક્રૂરતા જ લેખાય.'

છોકરાઓને એમની ભૂલ સમજાઈ. પોતે કંઈક અણુગતું કર્યું છે એમ એમના પડી ગયેલા મો પરથી જણાયું.

દરમિયાનમાં સવારનો નાસ્તો જ હજી તો બાકી હતો એટલે એમાંથી પરવારી અમે બેઠા.

એટલામાં અમારા પક્ષીપરિવારમાં કંઈક ફફડાટ મચતો હોય એવું અમને લાગ્યું. તુરત જ દોડીને અમે ત્યાં પહોંચ્યા. શિયાળ કે એવું કોઈ પ્રાણી ત્યાં આવી પહોંચ્યું હોય એવી શંકા મને ગઈ.

અર્નેસ્ટ સાથે જ હતો. એણે અમારા વાંદરાને કંઈક લઈને ત્યાંથી ભાગી જતાં જોયું. દોડતું દોડતું એ ઝાડના વળાંક લીધેલાં મૂળની બખોલમાં ઘૂસી ગયું. અર્નેસ્ટ એને પકડવા દોડયો એટલે તુરત એ ત્યાંથી ભાગી ઝાડ પાછળ છુપાયું. પણ અર્નેસ્ટ એને છોડે એમ ન હતો. એ ત્યાં ગયો એટલે ત્યાંથી ય એ ભાગ્યું ને ઘાસમાં સંતાયું. અર્નેસ્ટ ત્યાં પહોંચ્યો ને એને પકડી પાડયું. જોયું તો એના હાથમાં એક તાજું ઈંડું હતું. એ સિવાય પણ બીજાં ત્રણ ઈંડાં ત્યાં હતાં.

છોકરાઓની મા પણ પાછળ પાછળ આવી પહોંચી હતી. આજકાલ ઈંડાંનું એ જીવની જેમ જતન કરવા લાગી હતી. એમાંથી નવાં કૂકડા–કૂકડીઓ ઉછેરવાની એની ગણતરી હતી.

આ એક પાઠ મળ્યા પછી, ઈંડાં વાંદરાભાઈના હાથમાં ન જાય એ રીતે મરઘાંઓને અમારા બાપેલ વાડામાં એક બાંધેલ જગ્યા બનાવી તેમાં રાખ્યાં.

ઈંડા પ્રકરણ પૂરું થયું એટલે મારો વિચાર અમારી લપસણી ગાડી બનાવવા લાકડાં વેરવાનો હતો. ત્યાં જેક અમારા દોરડાની સીડી ઉપરથી નીચે ઊતર્યો. ઝાડ ઉપરથી પક્ષી પકડવા માટે જાળ કયાં ગોઠવી શકાય તેની જગ્યા શોધવા એ ચડ્યો હતો. જરૂર પડે ત્યારે બંદૂકની મદદ સિવાય પંખીઓ પકડવાની જાળ કેમ વાપરવી તે મેં એમને સમજાવ્યું હતું. નીચે આવીને તેણે ખબર આપ્યા: 'બાપુ, બાપુ! બે કબૂતરોએ તો ઝાડની ડાળી ઉપર માળો બાંધવાની શરૂઆત કરી છે.'

'ત્યારે તો બેટા, હમણાં એમને તકલીફ ન આપવી. ઉપર કોઈએ ન તો બંદૂકના બાર કરવા કે ન તો જાળનો પ્રયોગ કરવો. એ લોકો હવે પોતાના માળામાં ઈંડાં મૂકશે.'

પછી હું ગાડી બનાવવા લાગી ગયો. બે લાંબાં વાંકાંચૂકાં પાટિયાંને વચ્ચેથી કર્યાં ભેગાં. ત્રણ લોખંડની ચીપો તૈયાર કરી. એક ગાય ઉપર, એક વચ્ચે અને એક નીચે. એ જ રીતે

અંદરથી પણ ત્રણ ચીપો જડી દીધી. ગાડીને એક બાજુના ઊંચાઉના ઠોડે બે દોરડાઓ બાંધી દીધા. જ્યારે જરૂર પડે ત્યારે હવે આ ગાડી ઉપયોગમાં આવે તેમ હતું.

અમારા ઝાડથી જરા દૂર આ ગાડી બનાવવાનું કામ ચાલતું હતું. છોકરાઓ બધા એ જોતા બેઠા હતા. કામ પૂરું કરી અમે પાછા ફરતા હતા ત્યાં રસ્તામાં ફ્રેંક બોલ્યો: 'બાપુ, આપણે આપણાં જનાવરોને ખવરાવવા માટે દાણા વાવીએ છીએ, એના કરતા આ દારૂ જ વાવીએ તો એ વધુ કામમાં ન આવે?'

એના ભાઈઓ બધા આ સાંભળી હસી પડ્યા. નાનાભાઈની કલ્પના ભારે હતી

'અરે બાબુડિયા, તારી સૂચના અદ્ભુત છે. પણ ગાંડિયા, એ કાંઈ બી નથી કે વાવી શકાય. એ કાંઈ ઊગે નહિ' અર્નેસ્ટ બોલ્યો.

'વાત તો તારી સાચી, અર્નેસ્ટ પણ તો પછી તને ખબર છે કે એ કેમ બને છે?' મેં પૂછ્યું.

'હા.' એણે જવાબ આપ્યો. 'એ પોટેશ્યમનાઈટ્રેટ, ગંધક અને કોલસામાંથી બને છે.'

'પણ આ ત્રણ વસ્તુઓ ભેળવવાથી દારૂ બને તે કોણે અને ક્યારે શોધી કાઢ્યું તે ખબર છે?' મેં બીજો સવાલ કર્યો.

'એનું નામ રોજર બેકન. એ એક જતિ હતો. ઈંગ્લાંડનો એ રહેવાસી હતો. તેરમી સદીમાં એ થઈ ગયો' અર્નેસ્ટે પૂરું કર્યું.

અમારે મૂળ સ્થાનકે પહોંચ્યા ત્યાં અમારી વાત પૂરી થઈ.

યોજના અમારી એવી હતી કે ભોજન વગેરેથી પરવારી નમતા બપોરે તબૂધર તરફ ઊપડવું.

આ વખતે પણ અર્નેસ્ટને સાથે લેવાનું નક્કી કર્યું. ઘરે આ બૈરાંઓએ કપડાં-લત્તાં ધોવાનો અને સ્નાન વગેરેનો કાર્યક્રમ રાખ્યો હતો. અર્નેસ્ટ અને હું અમારું આ કામ તબૂધર ઉપર જ પતાવવા ધારતા હતા.

અમારી સાથે અમે જરૂરી હથિયારો ઉપરાંત શાર્ક માછલીના ચામડામાંથી બનાવેલ ઘરાઓની અંદર રાખેલ શિકારના છરા પણ લઈ લીધા હતા. ગાય અને ગધેડાને પેલી લપસણી ગાડી સાથે જોડ્યાં. અમારા રક્ષક તરીકે સાથે રાખ્યા ફ્લોસને. ટર્કને અહીં મુખ્ય મુકામે રાખ્યો. સાથે લપસણી ગાડી હતી એટલે પથરાળ જમીન ઉપર ચલાય એવું ન હતું. સીધા સપાટ દરિયા ઉપર જઈને લાંબે રસ્તે ફરી ફરીને અમે ઊપડ્યા.

[ચાલુ

શિક્ષક: રમુ, ૧૮૫૭ના બળવાનાં કારણ બોલ જોઈએ.

રમુ : (ઊભા થઈ અચકાતાં) બળવાનાં કારણો?

શિક્ષક: હં..., નથી વાંચી લાવ્યો ને?

રમુ : પણ સાહેબ, આપ જ ઘણી વાર કહો છો ને કે ગઈગુજરી ભૂલી જવામાં જ સાર છે!

× ×

યુવક : (યુવતીની આંગળીએ વીંટી પહેરાવતા) પ્રિયે! આ મારા જીવંત પ્રેમનું પ્રતીક છે.

યુવતી: ઇચ્છું છું કે એ તમારા ગત પ્રેમનું સ્મારક બની રહે!

# એક પાનાની વાર્તા

બાબુભાઈ વ્યાસ

'સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,' જાદુગરે કહ્યું, 'તમે જોઈ શકયો કે કેરીના ગોટલામાંથી મેં પાંચ જ મીનીટમાં આપ લોકોની હાજરીમાં આંબો ઉગાડી આપ્યો છે અને તે પણ કેરી સહિત; આલી-મસ,' અને ફૂંકા પરથું કાઢી કપડું દૂર થતાં પ્રેક્ષકોએ કેરી સહિત રોદ ફૂટનો આંબો જોયો.

બધાં અજાયબ થઈ ગયાં. પણ તેમાંથી એક ઝીણી આંખોવાળા બુદ્ધિમાને ગણગણાટ કર્યો કે, 'આવી જાતના નાના આંબા ટીબકડુમાં થાય છે અને એક તો શું પણ એક સાથે દશ દસ કેરીઓ આવે છે.'

ધીમે ધીમે આ ગણગણાટ બધા પ્રેક્ષકોના કાન સુધી પહોંચી ગયો. દરેકને જાદુગરની આ ચાલાકી વદન સામાન્ય લાગી.

'હવે મારો બીજો ખેલ શરૂ થાય છે,' જાદુગરે કહ્યું, 'કે જેમાં હું જુદી જુદી સાત વીંટીઓને એકબીજામાં પરોવી દઉંશ; આલીમસ!' અને જોનારાઓએ હવામાં સાતે વીંટીઓને એકબીજી સાથે સંકળાએલી જોઈ.

પ્રેક્ષકો મંત્રમુગ્ધ બની જોઈ રહ્યા ત્યાં તો પેલા બુદ્ધિમાન ગણગણ્યાઃ 'આ હવામાં તરે છે તે તો બીજી વીંટીઓ છે–પહેલા બતાવી'તી તે વીંટીઓ તો તેણે પોતાની બાંયમાં સેરવી લીધા છે.'–અને વળી પાછો આસપાસ બેઠેલાઓમાં ગણગણાટ શરૂ થઈ ગયો.

જાદુગરના ભવા સકોચાયા. તેને લાગ્યું કે વાણીઆના ગડગડાટ વિનાનો આ તેનો પહેલો જ તમાશો છે. છતાં ય તેણે કહ્યું: 'હવે હું તમને એક રમૂજી ખેલ બતાવું છું.' અને પ્રેક્ષકોમાંથી એકના કાન, નાક અને મોમાંથી તેણે ઓગણીસ ઇંડાં કાઢ્યાં. ઓગણચાલીસ સેકન્ડ સુધી પ્રેક્ષકોને આ તમાશો અદ્‌ભુત લાગ્યો પણ ત્યાં તો પેલા બુદ્ધિમાન ગણગણ્યાઃ 'પેલા માણસ તેનો ફોડેલો હતો–એના ખીસ્સામાં જ બધાં ઇંડાં હતાં.' પાછો પ્રેક્ષકોનો ગણગણાટ. જાદુગરનો ઇંડાનો ખેલ પણ નિષ્ફળ.

અને પછી તો, હવામાં ચાલતો માણસ–માણસની જેમ ગાયન ગાતો ગધેડો–અને મરઘામાંથી થતું બતક વગેરે બધા ખેલો પ્રેક્ષકોને ફજેતા જેવા લાગ્યા. જાદુગરને લાગ્યું કે પેલા ઝીણી આંખોવાળા બુદ્ધિમાનને લીધે તેની કીર્તિ ઝાંખી પડી છે; એટલે સહેજ વિચાર કરીને છેવટે તેણે કહ્યું: 'સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો! હવે તમારી સમક્ષ હું એક જાપાનીઝ 'ટ્રીક' પેશ કરું છું.' અને તેણે પેલા બુદ્ધિમાનનું ઘડિયાળ માગી લીધું.

'મહેરબાન,' તેણે કહ્યું, 'આપ સાહેબ રજા આપો તો આ ઘડિયાળના હું હથોડા વતી ટુકડા કરી બતાવું.' બુદ્ધિમાને જરા હસીને હા પાડી.

'આલીમસ!' જાદુગરે બૂમ પાડી અને હથોડા વતી ઘડિયાળને ભૂકો કર્યું.

બુદ્ધિમાન ગણગણ્યાઃ 'મારું ઘડિયાળ તો તેણે તેની બાંયમાં સેરવી લીધું છે–જોઈએ છીએ હવે શું કરે છે તે.'

પછી જાદુગરે તેમનું પાકીટ માગી લીધું. 'કેટલા પૈસા છે અંદર?' જાદુગરે પૂછ્યું.

'છોંતેર રૂપિયા, સાડાનવ આના.'

'જુઓ સાહેબો,' જાદુગરે શરૂ કર્યું, 'આ સાહેબ મહેરબાન રજા આપે તો હું પાકીટ સળગાવી બતાવું અને પૈસા મારા ખીસામાં મૂકું.' રજા મળતાં પેટ્રોલ છાંટીને તેણે પાકીટ સળગાવી દીધું–પૈસા સૌના દેખતાં પોતાના ખીસામાં મૂક્યા.

બુદ્ધિમાન બબડ્યાઃ 'આ વેળા કશું ન સમજાયું.'

ત્યાં તો જાદુગરનો અવાજ આવ્યોઃ 'આપની નેકટાઈ આપો તો તેના હું ટુકડા કરી બતાવું.' ટાઈ આપવામાં આવી અને જાદુગરે કાતર વતી બહુ જ સફાઈથી ટાઈના અસંખ્ય ટુકડા કર્યા. પછી તેણે કહ્યું: 'સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આ મહેરબાન સાહેબની રજાથી આપના દેખતાં મેં તેમનું ઘડિયાળ, પાકીટ અને ટાઈને નાબૂદ કરી બતાવ્યાં છે. હવે જો તે સાહેબ મહેરબાન તેમનાં કોટ-પાટલુન ઉતારી આપે તો હું બતાવું કે તે કેટલાં જલદી બળી જઈ શકે છે–અને જો તે સાહેબ તે ન આપી શકે તેમ હોય તો મારો આજનો કાર્યક્રમ હવે બંધ થાય છે.'

અને પડદો પડ્યો–પ્રેક્ષકોએ પેલા બુદ્ધિમાન પ્રાણી તરફ જોયું અને પછી જાદુગરને કોઈ દિવસ નહોતી મળી તેટલી તાળીઓ મળી.

[અંગ્રેજી પરથી સંસ્કાર

# સમાજ અને સાહિત્યની નવાજૂની

તબીબી આલમમાં આશ્ચર્ય ફેલાવનારા સમાચાર મળ્યા છે કે માતર તાલુકાના પુનાજ ગામની ગઢવી કોમની એકવીસ વર્ષની યુવતીને કાઠિયાવાડમાં ધ્રાંગધ્રા નજીકના કોઈ ગામમાં પરણાવવામાં આવી છે. બે વર્ષ પહેલાં તેનું સીમંત કરી તેને પુનાજ તેડી લાવ્યા પછીથી આજે ૨૪ માસ થયા હોવા છતાં તે યુવતીને હજી પ્રસુતિ થઇ નથી

આ સમાચારથી માતર તાલુકાની અને કાઠિયાવાડની જનતામાં પણ આશ્ચર્ય ફેલાયું છે. સ્થાનિક ડૉક્ટરો, વૈદ્યો કે દાયણો અને નર્સોની તપાસ કે સારવારની માગણીનો ઇન્કાર કરવામાં આવે છે. કોઇ પણ ડૉક્ટર, વૈદ્ય કે નર્સ અથવા ગામઠી દાયણને આ યુવતી તબીબી તપાસ માટે પણ સ્પર્શ કરવા દેતી નથી અને એક હઠ પકડી બેઠી છે કે હું સંપૂર્ણ બેભાન અવસ્થામાં ન હોઉં ત્યાં સુધી મારા શરીરને કોઇનો પણ સ્પર્શ થયો છે તેમ જાણીશ તે જ સમયે મારા જીવનનો અંત આવી ગયેલો સમજજો. તેથી તેની વિધવા માતા અને ભાઇઓ નિરુપાય અને નિષ્ક્રિય બેસી રહ્યાં છે।

તેમને કોઇ ભૂત-પ્રેતનો વહેમ નથી. બાઇનું શરીર સંપૂર્ણ તંદુરસ્ત છે અને દિન-પ્રતિદિન શરીરના અંગ-ઉપાંગો વિકસિત થતાં જાય છે. સહજભાવે તે થોડા વખતમાં બાળક-ની માતા બનશે તેવું સ્પષ્ટપણે જણાઇ આવે છે. પેટમાં બાળક ફરકતું હોવાની તેને સમજણ પડે છે પરંતુ તેને કોઇ વેદના-ટેક ફાટવી, માથું દુખવું કે તાવ જેવું કદી થયું નથી. સીમંત પછી ચાર-પાંચ માસ સુધી તેને હીસ્ટીરીઆ આવ્યું હતું. અને તે સમયે તેણે એક દાણો પણ અનાજ દોઢ માસ સુધી લીધું નહોતું. આજે તે થોડામાં થોડું અનાજ ઘી સાથે લે છે.

વધુ ફેરફાર પૂછવાથી તે જણાવે છે કે અમારી ગઢવી કોમમાં રિવાજ છે કે સીમંતના દિવસથી પ્રસુતિ થઇ ગયા પછી નાહતાં સુધીના આખાય ગાળામાં માથું ધોવામાં આવતું નથી. માથું ધોવાથી કુળદેવીનું ભૂંડું પડે છે. અને તેથી આ યુવતીનું ૨૪ માસથી માથું ધોવામાં આવ્યું નથી છતાં તેનું માથું સ્વચ્છ અને વાળ સુંવાળા છે અને તેમ હોવું તે માતા બનવાની આગાહીસૂચક છે. કોણ જાણે વિધિનાં શાં વિધાન હશે!

ઉપરની હકીકતથી સ્થળે સ્થળે વિવિધ વાતો વહેતી થઇ છે કેટલાક લોકો તો આ ઘોર કળિયુગને વિષે શુકદેવ અવતારને યાદ કરે છે. કુદરતની આ વિચિત્રતાએ ભારે આશ્ચર્ય ફેલાવ્યું છે.

*

ગુજરાતના જાણીતા સાહિત્યકાર, સંશોધક અને અઠંગ અભ્યાસી શ્રી હરિકૃષ્ણ વ્યાસનું કાશી મુકામે દુખદ અવસાન થયું છે. પ્રભુ સદ્‌ગતના આત્માને શાંતિ અર્પો

ભાવનગર સાહિત્ય સભાએ તા. ૪ જૂન, ૪૭ને એક કવિસંમેલન શ્રી. વિજયરાય ક. વૈદ્યને પ્રમુખપદે યોજ્યું હતું, જેમાં ભાવનગરના ઘણા કવિઓએ ભાગ લીધો હતો.

ઉપરોક્ત સંસ્થા તરફથી તા. ૧૬ જૂન, ૪૭ને શ્રી મનુનન ઉ. ભટ્ટના પ્રમુખપદે 'કાન્તજયંતી' નિમિત્તે એક કાર્યક્રમ યોજ્યો હતો, જેમાં જુદા જુદા વક્તાઓએ સ્વ. કાન્તના જીવનકવન વિશે પ્રવચન કર્યાં હતાં.

'મહાગુજરાત ગઝલ મંડળ,' તરફથી '૪૫ની ગઝલસમૃદ્ધિ'નું પુસ્તક પ્રગટ થયું છે, જેમાં મંડળના સભ્યોની ૧૯૪૫માં રચાયેલી ચૂંટેલી ગઝલો કવિશ્રી ઉમાશંકર જોષીની પ્રસ્તાવના સહિત આપવામાં આવી છે.

★

## છૂટક 'કહાની' મળવાનાં સ્થળો

મેસર્સ એ. એચ. [illegible] રેલ્વે બુકસ્ટોલ

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો. બો ૬૨૦, મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો બો ૩૯૩, મોમ્બાસા

—: લવાજમ ભરવાનાં સ્થળો :—

ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ–૨
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ
કાઠી પોળ સામે, ગવપુરા : વડોદરા

ગુજરાત સાહિત્ય ભંડાર
પ્રિન્સેસ સ્ટ્રીટ, નાનકવાડા : કરાચી

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

### શ્રી જૈન બાળવિદ્યાર્થીભુવન
ભાવનગર

આપને ત્યાં આવતા દરેક અવસરે સમાજોપયોગી સંસ્થા તરફ આપનો ઉદાર હાથ લંબાવશો એવી વિનંતી છે.

મદદ મોકલવાનું સ્થળ
પારેખ પ્રેમચંદ ગોવિંદજી દલાલ
દાણાપીઠ : ભાવનગર

### 'કહાની'માં વાર્તા મોકલનારને

★ 'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે

★ વાર્તા પરત જોઈતી હોય તો તે માટે પૂરા આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી.

☆ કાર્યાલય પત્રવ્યવહાર કરવા બંધાયેલ નથી.